શ્રી

# મહાભારતની કથા.

## અઢારે પર્વ સાથે.


બનાવનાર,

વ્યાસજી વલ્લભરામ સુરજરામ.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. ફકીરચંદ કીલાચંદ.

આવૃતિ ૩ જી. પ્રત ૨૦૦૦.





અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસ. ઠે. સલાપોસ દરવાજે

પરીખ. દેવીદાસ છગનલાલે છાપ્યો.

તથા પાછલો ભાગ વૈરાટ પર્વથી બુ. હરગોવનદાસ

હરજીવનદાસે પોતાના ગ્રંથોદય પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૬૦ સને ૧૯૦૪

# અનુક્રમણિકા.

आंबणीपीपणीनुं चित्र.



## મચ્છવેધનું ચિત્ર.



## हेडंब्यानावननुं चित्र.



# सुरेखाहरणनुं चित्र.












# ચક્રવ્યૂહ.



ધર્મરાજ
દ્રોણગુરૂ
૩
૨
૧
૪
૭
૬
૫
કર્ણ.
કૃપાચાર્ય.
દ્રોણાચાર્ય.
અશ્વત્થામા.
જયદ્રથ
દુર્યોધન
લક્ષ્મણો
અભિમન્યુપડ્યો
ભીમ
પાંડવોનુંસેન




કૌરવોનુંસેન

श्री

# भारतनी कथा.

## आद्य पर्व.

રાગ. સામેરી. ગણેશ ગીરજાનંદનને હું, પ્રથમ લાગું પાય; સરસ્વતી મા વસો જીભ્યાયે,પુર્ણ કરો કૃપાય.॥૧॥ભારત કથા પાંચ પ્રકારે, તે સહુનો આ સાર;ભારત ચંપુ બાળ ભારત,મહાભારત વીસ્તાર॥૨॥ ભારતસાર સાવંત્રી ભારત, તે સહુનું આ તત્વ, નીર સંશય કાવ્ય કર્યું છે, જેમ દધી ગ્રત સત્વ.॥૩॥પાન્ડવ ચરીત્ર સ્રવણ કરે,પરીક્ષત કેરો તન,જનમેજયની અરાઢ હત્યા,ગઇ થયો પાવન॥૪॥તેવો મહીમા આ કથાનો, વાંચે સાંભળે જેહ; વૈરાગ્ય ભક્તિ પુરણ પામે. જ્ઞાન ગ્રહે જન તેહ. ॥૫॥ વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણુજનમેજયરાય;વીસ્તારીતુજને સંભળાવું, આદ્યપરવ મહીમાય.॥૬॥યમુનાનીતીરે ગામ અયોધા, હસ્તસેન્ય ત્યાં રાય; તે રાજાને તેર રાણી.પેટ નહો પ્રજાય.॥૭॥રાજાની થઇ વ્રધાવસ્તા,તવ કર્યો વીચાર; મારે પેટ પ્રજાનહી તો,શું કરવોસંસાર.॥૮॥ એમ જાણીનેઉઠયો રાજા, મન ધર્યો વૈરાગ; પોપટ લીધો અસ્વે બેઠો,ઘરબાર કીધું ત્યાગ.॥૯॥પ્રભુ પુત્ર આપશે મુને,ત્યારેજ આવીશ ઘેર;એવું ધારી નીકળ્યોરાજા,અરન્ય આનંદ ભેર.॥૧૦॥સપ્ત દીવસેગયો મહાવનમાં, દીઠુ વડવ્રક્ષ એક, અશ્વ પોપટને ચરવા મુકી, તપ ધાર્યુ ધરી ટેક. ॥૧૧॥ આસનવાળી માળાઝાલી,ધરતો પ્રભુનુ ધ્યાન;વડની નીચેજાપ જપતો, રીઝવવા ભગવાન.॥૧૨॥એ વડ ઉપર ઘુઅડ પક્ષી,માળો બાંધી વસેવાસ; ઘુઅડનરફરવા ગયોછે, પક્ષણી છે ઉદાસ.॥૧૩॥એવામાં આવ્યો ઘુઅડપક્ષી, પક્ષણી પુછે પેર; આટલી વેળા કયાં ગયાતા, મુને ગમ્યું નહી ઘેર. ॥૧૪॥ એટલેપક્ષી પક્ષણીપ્રત્યે,કહેછે બધું વર્તમાન;નીચે રાજા તપ કરેછે, તે સાંભળેછે કાન.॥૧૫॥સાંભળ સુંદરી સુરસભામાં ગયો હતો હું આજ; ત્યાં દેવ સભામાં એવું બોલ્યા, વિશ્વામિત્રમહારાજ.॥૧૬॥આજનો દિવસ એવો છે કે, વંજા પામે પુત્ર; સાપી પ્રાણી પણ પ્રજા પામે, વાધે ભલું ઘર સુત્ર.॥૧૭॥ એમ કહી ક્રીડા આરંભી, પક્ષીએ તે વાર;સાંભળી રાજા રડવાલાગ્યો. હુંનીરભાગી અપાર.॥૧૮॥ આજ હોતઘેર,મા-

હરે તો, પુત્રની પ્રાપ્તી થાત; હું નીરભાગી હાંઇ આવ્યો, કરૂં માહરીદેહ-ઘાત. ॥૧૯॥એટલે આવ્યો પાળેલોપોપટ,રાય તણું રૂદન; દેખી પાંખોથી આંખો લુછી, પછી વદ્યા વચન,॥૨૦॥અરેમ્હારાજા રાજધીરાજા.વન આવ્યા ધરી પ્રેમ; જપ તપ કરતાં શું સાંભર્યુંછે, રૂદન કરોકેમ.॥ ૨૧॥ રાય કહે ઘુઅડ પક્ષીનાં, સાંભળીઆં વચન;આજ ઘેર હોત માહરે તો, નીશ્ચે પામત તંન. ॥૨૨॥તવ પોપટકહે માહારાજા,મનમાં શીદ અકળાઓ; કામજવર ઉત્પન્ન કરીને,વીર્ય મુજને આપો.॥૨૩॥તે તમ રાણીનેજઇને આપુ, આજને આજ મ્હારાજઃ તવ રાજાએ વડનું પાદડુ, લીધું ધારી શુભ કાજ. ॥૨૪॥ પડીઓ બનાવ્યો કામ ઉપજાવ્યો, વીર્ય કર્યું ખળીત; પછી દડીયો દીધો પોપટને, લીધો પક્ષીધરી પ્રીત. ॥૨૫॥ ચંચુમાં ઘાલી ઉડયો ચાલી, જળપંથ વ્હેલું જવાય; તેથી સિંધુપર ઉડતો ચાલ્યો, મારગમાં શું થાય.॥૨૬॥સુર સપાટે જોર ઝપાટે, પોપટ પંથે પળીયો; રાજાને ભવીશે જાતાં જાતાં,બાજ શકરો મળીયો.॥૨૭॥એતો અતિ જોરાંવર પક્ષી, પોપટ દીઠો ચક્ષ; જાણ્યું ચંચુમાં છે દડીયો; તેમાં હશે કાંઈ ભક્ષ.॥૨૮॥એમ સમજી પોપટ ઉપર,કરવા લાગ્યો પ્રાહાર; ચાંચ તણોને પાંખ તણો ત્યાં;પ્રૌઢ માર્યો માર.॥૨૯॥રૂધીર વરણો પોપટથયો,ભાગી મનની હામ; પ્રાણ જાશેને પડીયો જાશે,બેઉ બગડશે કામ.॥૩૦॥ તેકરતાં હું એક બચાવું, મનસુબો એમ કીધો; પોતાનો પ્રાણ ઉગારવા માટે, પડીયો ફેંકી દીધો.॥૩૧॥તે પડીયો પડયો જળ વિશે, બાજ થયો નિરાશ, સીંધુમાંથી લેઇ ન શકે, પોપટે મુકી આશ.॥૩૨॥ મનવીચાર્યું રાજા કેરૂં, હુંથી ન ભાગ્યું દુખ; હવે જાવું નગ્રમાં, શું દેખાડુ જઇને મુખ. ॥૩૩॥ કારજ કથલ્યું કેમ કરવું,રાજાથશે નિરાશ;મારે ત્યાંજાવું નવ ઘટે, જાણી પુર્યો વનવાસ. ॥૩૪॥ એવે વનમાં તપ સ્થળેથી, ઉઠયો રાજ્ય કુઆર; અસ્તસેનઅશ્વે બીરાજ્યો,હરખભેર અપાર.॥૩૫॥ સપ્ત દીવસે પૃથ્વી પંથે,આવ્યો પોતાને ઘેર; જોયું તો પોપટ કાંઇ ન દીઠો, પુછી રાણીને પેર. ॥૩૬॥ પોપટ મારો કયાં ગયો તવ, રાણી કીધો ઉચ્ચાર; આપ લઇ ગયા તે દનથી તો,દીઠો નથી કોવાર ॥૩૭॥રાજાએ લલાટ હાથ મેલ્યો,મીથ્યા મરછું મથી, ઉદવેગ આણું અવસ્થાનું, પુત્ર ભવિષમાં નથી.॥ ૩૮॥ વલણ ॥ એમમન વાળી બેઠો રાજા રહયોઆપને ઘેર; વલ્લભ કહે દડીઓ પડયો, તેના શી થઈ પેર.

## કડવું ૨ રાગ ધનાસરી.

વૈશમપાયે બોલીયા છે, સાંભળને તું રાય; દડીયો પડયો દરિયા વિશે, તેની શું ગત થાય.॥૧॥ સમુદ્ર જળમાંથી એકમચ્છા,નિકળી આવી બહાર; ભક્ષ જાણી દરીયામાંથી વીર્યના,ઘુટ ભર્યા બેવાર.॥૨॥તે દીવશના યોગે કરીને, ગર્ભ રહયો બેઉ કુખ; દીવશે દીવશે ગર્ભ વધેછે, પ્રભુ લીલા કહુ સુખ. ॥૩॥ એમ કરતા દશ માસ થયા,મચ્છથી ન ગર્ભ ખમાય; હલાય ચલાય નહી મન ધાર્યું, તણાઇ જમુનામાં જાય.॥૪॥તણાતી આવી અયોધા નગ્રે,ઢીમરે નાંખી જાળ; તેમાં તેતો ભરાઇ ગઈ, ઢીમરે કાઢી તે કાળ. ॥૫॥જાણ્યું કેઆ મચ્છછે બહુભારે, નીકળશે કાંઇ ધન; એમ જાણીને ઉચકી લાવ્યો,પોતાને ભ્રૂવન.॥૬॥ પોતાની નારીને પાસે બોલાવી, ખડગ લીધું હાથ; મછ તણા બે ભાગ કીધા, નરનારી રહી સાથ. ॥૭॥ ઉભાં ચીતાળીયાં માછલી કેરાં,કીધાં છે જેકાળ, મનુષ જાતી સુંદીરરૂપે, બે કુખમાં બે બાળ.॥૮॥જીવતાં જીવ તે રડવા લાગ્યાં, ઢીમ્મર વિસ્મય થાય; આ મચ્છને પેટ મનુષ જાતી, પ્રભુ લીલા શું કળાય.॥૯॥એટલે બોલી માંછીની નારી, લેઇલ્યો બેઉ કુઆર;આપણે પેટે પ્રજા ન્હોતી તે, કૃપા કરી કીરતાર.॥૧૦॥ઢીમરકહે આપણો રાજા તપ કરવા ગયો વન; થાકીનેછેવટ પાછો આવ્યો, પણ પામ્યો નહી તન. ॥૧૧॥ જને જોઇએ તેને ન થયાં ને, મછને મનુષ દેહ; આપણ રાખીએ બંને બાળક, આનંદઓછવ એહ.॥૧૨॥પણ આવારતા જાણશે જગત, જાણીજાશેભુપાળ;આપણને બોલાવી ડંડદેશે,કેહેશે આકોના બાળ.॥૧૩॥ માટે પ્રથમ જાહેર કરીએ, પછી નહી ચિંતાય; એમ જાણીમછનાં ચિતાળાં, લેઇ ગયો સભામાંય.॥૧૪॥હસ્તસેન્યની પ્રત્યે ઢીમર,મુખ વદ્યો વચન; માહારાજ એક કઉતક થયું છે,મછનું મુજભોવન.॥૧૫॥રાજા પ્રધાનને સકળ સભા, જોઇને વિસ્મય થાય; મછને પેટછે મનુશ જાતી, આતે શું કહેવાય.॥૧૬॥નથી બનાવટ ઇશ્વર કૃતી,તેમાં નહી સંદેહ; વિદ્વાન બ્રાહ્મણ ને બોલાવો,નીશ્ચય કરીએ એહ.॥૧૭॥રાજાએ તેડયા શાસ્ત્રી વેદાન્તી,જોશી પુરાણી પુરા;ગણીત શાસ્ત્રના કુશળ જ્ઞાની,અનુભવીન અધુરા.॥૧૮॥ સભા મહી સરવેને બેસાડયા; રાય વદયો વચન, મછને પેટ આ મનુશ જાતી કેમથયાં ઉત્પન્ન.॥૧૯॥જ્ઞાનેનિહાળો સંદેહ ટાળો,એમ કર્યો ઉચાર સકળ બ્રાહ્મણે વિદ્યાવડેત્યાં, પુરણ કર્યો વિચાર.॥૨૦॥સરવનાસમજમાંઆવ્યું, રાય તણાં ફરજન; પણ ભુપને કહી શુંતોક્રોધાતુર; થઇ કરે વિઘન.

॥૨૧॥ એમ જાણી કોઇ મોઢે ન બોલ્યા, સમજીરહ્યા સહુ સાર; મુગાથઇ બેશી રહ્યા તવ, વાર થઈ ઘડી ચાર. ॥૨૨॥ એટલે રાજાઅતિ અકળાયો, પુરણ પેઠો વેહેમ; ઉભા થઈ વિપ્રોને પુછ્યું, ઉત્તર ન દો કેમ. ॥૨૩॥ અભણ આવી શું ભેગા થયા છો, રાખ શરીરે રોળો; લંગોટીવાળી વન સધારો, પોથાં પાણીમાં બોળો. ॥૨૪॥ નીકળોમાહારા નગ્રમાંથી, એમ અતિરાય રૂઠયો; એટલામાં એક તમોગુણી, બ્રાહ્મણ બોલી ઉઠયો. ॥૨૫॥ લેરે રાજા ઉત્તર આપુ, ધરીશ નહી દલ દુખ, બંને બાળક તાહરાં છે જો, તુજ સરખાં મુખ૦ ॥૨૬.॥ એવું વચન વીપ્રનું સુણી; ભુપને વ્યાપીરીસ, મીથ્યા મુજને આળ મુકયું, છેદી નાંખું શીશ. ॥૨૭॥ વીપ્ર વિદ્યાહીનઅસત્ય બોલ્યા, કર્યો નહી વીચાર, છતી નારીએ માછલી સાથે, મેં કયાં માંડયું ઘરબાર. ॥૨૮॥ એમ કહીને ખડગલીધું, ક્રોધમાં કાંઇનસુજે: સકળ સભામાં બ્રાહ્મણ સઘળા, થરથરથરથર ધ્રુજે: ॥૨૯॥ વીનાશથાશેને જીવ જાશે, આ સ્થળ કોનું ચાલે, ક્રોધી બ્રાહ્મણ બોલ્યો તો તેને, બીજા ગોદા ઘાલે. ॥૩૦॥ બોલીને બોળ્યું માન્યજરોળ્યું, શું રેથાસે ભગવાન, જ્ઞાની બ્રાહ્મણો એ તે સમે ત્યાં, ધર્યુંનારદનું ધ્યાન. ॥૩૧॥ નારદ આવ્યા વિપ્ર બચાવા, નીહાળે સભાનો સાથ; હાંહાંકહીનેનારદ મુનીએ, ગ્રહ્યા રાજાના હાથ. ॥૩૨॥ કેમ વિપ્ર પર હાથ ઉપાડે, પાપ લેવા ભુપાળ; રાજા કહે મેં પ્રશ્ન પુછ્યું તો મુજને મુકયું આળ. ॥૩૩॥ નારદ કહે ન હોય જુઠું, વિપ્રતણુવચન; પુત્રને માટેતુંતપ કરવા, ગયો હતોમહાવન. ॥૩૪॥ ત્યાં ઘુડ પક્ષીની વાત સુણી, તેં તો કલ્પાંત કીધું; પોપટના કેહેવા થકી તેં, દડીઆમાં વિર્ય દીધું. ॥૩૫॥ તે લેઇને પોપટ જાતો તો, સીંધુનેપંથે સાર; મારગે બાજે પહીઓ પડાવ્યો સમુદ્રમાં તે વાર. ॥૩૬॥ પોપટનીરાસથઇનેગયો, વનવાસ પુર્યો નેટ; દડીઆનું વીર્ય માંછલીએ પીધું, ગર્ભ રહયોતત્ર પેટ. ॥૩૭॥ તે માંછલી હાંઇ આવી તણાતી, સાંભળરે ભુપાળ; બે ભાગમાં છે મનુષ દેહી, બોહય એ કોનાં બાળ. ॥૩૮॥ એટલેરાજા થયોજંખવાણો, ઉતરી મનની રીસ; અપરાધ મારોક્ષમા કરોસહુ, વીપ્રોને નમાવ્યું શીશ. ॥૩૯॥ આજીજી કરી દક્ષણા આપી, વીપ્ર થયા વિદાય; પછી પેલા ઢીમર પ્રત્યે, બોલ્યો હસ્તસેન રાય. ॥૪૦॥ જો ઢીમર બેઉબાળ માહરાં, તુ જા તારે ઘેર; માછી કહે વાવા માહરાજા કંગાલપર શોકેર. ॥૪૧॥ હતાં તમારાં તોજુમનામાંથી, કાઢવા ન આવ્યા કેમ; અધર્મ કરી લેવાંહોય તો, લેઇલો એમ્જને એમ. ॥૪૨॥ રાજા કહે તારૂં દીલદુભાવી, મારે નજોઇએ પુત્ર; તારે નીસાસે સુખી ન થાઉં, વાધેનહી ઘરસુત્ર ॥૪૩॥ મારેપટ અજાનથી તે, મોહ ધરૂ મન

એવો; ઢીમર કહે અરે માહારાજા,હું પણછું તમ જેવો.॥૪૪॥તમ પેઠેમારે પેટે પણ, નથી તનયા કે તન; ગરીબને છોકરાં શું કરવાં, લે તુજને દેઉ ધન.॥૪૫॥ઢીમર કહે સુણો માહારાજા, નથી અમે કાંઈ કાલાં; ગ્રસ્થહો કે ગરીબ હો પણ, છોકરાં સૌને વાહાલાં.॥૪૬॥દ્રવ્ય મારે નથી જોઇતું ને,પુત્રને કાજ અદાપું;બે બાળકમને મારાં દો,લ્યો ઝુપડી મારી આપું.॥૪૭॥ રાજા કહે ગભરાતો નહીતું, તેડયા પ્રમાણીક જન; પંચ થાપી તે પંચ પ્રત્યે, રાય વદયો વચન.॥૪૮॥ આ મછને પેટ છે,બે બાળક,માહારાવીર્યના સાર; ઢીમર હુડી લાવ્યો જળમાંથી, એ પણછે હકદાર.॥૪૯॥રૂડીરીતે પ્રભુ પ્રીતે, કષ્ઠ બેઉનાં કાપો; તમારા પંચની ધ્યાનમાં આવે, ઈનસાફ એવો આપો.॥૫૦॥ તવ પંચે મળી ન્યાય કીધો, દીધો રાજાને તંન; રાજાને કહ્યું પુત્રી ઢીમરની,ઉપર આપો ધન.॥૫૧॥તવ રાજાએ પુત્ર લીધો,પંચ તણું વેણ થાપ્યું;દીકરી આપી ઢીમરને ને,દ્રવ્યઘણેરૂં આપ્યું.॥૫૨॥ઢીમર પણ પ્રસન થયો ગયો, લેઇ પોતાને ઘેર; ઉલ્મુખ નામજ પુત્રનું પાડયું, રાજાએ રૂડી પેર.॥૫૩॥માંછીને પુત્રી મળી તે,રૂપ રૂપની ધામ; નરનારીએ વીપ્રને પુછી.મછગંધા ધર્યું નામ ॥૫૪॥દીવશે દીવશે થાયમ્હોટી,થઇ ગુણવંત અપાર;પણ પીતા પરણાવતો નથી,વર્ષથઈ ગયાં બાર.॥૫૫॥ નીચ જાતી માછી શું જાણે,કન્યાદાનની રીત; વાહાણવટીનો વ્હેપાર કરે પણ, પરણાવવા નહી પ્રીત. ॥૫૬ ॥વલણ॥ પરણાવવા પ્રીતી નહી, થઇ ગયો કન્યાકાળ; વ્યાસ વલ્લભ એમ ઓચરે, શું કતવ્ય ગોપાળ.

---

## કડવું ૭ મું રાગ સામેરીની ચાલ.

વૈશમપાયે બોલીયા તું, સુણ પરીક્ષત તન; મછગંધાને માતપીતા સૌ, સુતાં પોતાને ભોવન.॥૧॥સયનકીધું છે સુખ સારૂ,નીંદ્રા થઇ ભરપુર; તેવે સમે મધ્ય રાત્રીએ આવ્યાં ત્યાં પારાસુર.॥૨॥ઢીમરનેદ્વાર પોકાર કીધા, સાંભળી ઢીમર રૂઠયો; કોણ છે સાચો સત્રુ અત્યારે, એમ બરબડતો ઉઠયો.॥૩॥બારણે આવ્યો મ્હા ક્રોધ લાવ્યો,ત્રીછકારે જેમ તેમ;બોલ્યો બામણા બુમો પાડી,મને જગાડયો કેમ.॥૪॥તવ પારાસુરએમ બોલ્યા, સાંભળ મારા વીર;તપ કરવા જાવુંછે મ્હારે,જાુમનાની સામી તીર.॥૫॥ નાવ વીના ન જવાય માટે, વહુ આશીસ વાણુ; નાવ વડે મુકી આવે મને તો, પ્રભુ કરે કલ્યાણ.॥૬॥તવ ઢીમરકહે મધરાત્રીએ, મુકવા આવુ તને; નૌકુ છોડી જળવાટઆવું, શું આપેછે મને. ॥૭॥પારાસુર કહે ધન માલ લેવા, આશા રાખે તે ખોટી; પૈસો પુંજી પાસે નથી,તે, લે આપુ લંગોટી.

॥૮॥ ઢીમર કહેવાળીને માગી ખા,કષ્ટ તારૂ નહી કાપુ; તવ રૂષીકહે રેવા દે લંગોટી, તુમડુ મારૂ આપુ. ॥૯॥ તવ ઢીમર કહે ફોડ લેલાટ, વીમોત બુદ્ધી રૂઠી; એવા હોકારા સાંભળીને,મછગંધા ત્યાં ઉઠી.॥૧૦॥ શું છે આ તોફાન કરતી કરતી, આવી મંદીર બાહાર; રૂશીને નજરે જોયા તવ, કીધો નમસ્કાર.॥૧૧॥ પોતે પીતાને વારવા લાગી,હવે કરો ક્ષમાય; બ્રહ્મવેત્તા બ્રાહ્મણ એ છે, કટુ કાંઇ ન કહેવાય ॥૧૨॥ ઢીમર કેહેછે સામી તીરે, કયાં મુકવા હું જાઉ; મછગંધા કહે આગના દો તો, હું જઈને મુકા આવું. ॥૧૩॥ એમ કહીને આજ્ઞાલીધી,વાંસડો ઝાલ્યો હાથ; ચાલો રૂષીજી મુકવા આવું, આવો તમો મુજ સાથ.॥૧૪॥ એમકહી સંગે લેઇ ચાલી, આવ્યાં એ જમુનાતીર;નૌકા છોડીબેસાડયા રૂશીને, પોતેબેઠી ધરી ધીર.॥૧૫॥ નઉકુ હંકાર્યું જળ પંથ જાતા, શું નીપજ્યું તે ઠામ;પુર્વતણા પ્રારબ્ધ યોગે, રૂશીને પ્રગટયોકામ.॥૧૬॥ મછગંધા પર થઇ કુદ્રષ્ટી,ગ્રહયો કંન્યાનોહાથ; તવ કંન્યા કહે અરે માહારાજા,વાચારકરો દલસાથ.॥૧૭॥ રૂશી કહે ઇચ્છા કર પુરણ,પ્રગટયો તનમાં તાપ; હા ના કહીશ ને કાંઇ બોલીસ તો, દઈશ તુજને સ્રાપ,॥૧૮॥ એમ કહીને કામ આરંભ્યો,કામ નીવ્રત થયો નેટ; પ્રભુ ઇચ્છાએ મછગંધાને, ગર્ભરહયો તવ પેટ॥૧૯॥ એટલામાં સાંમી તીર પોહોચ્યાં, પસ્તાયા રૂશી મન; અરેરે મને આ કયાં સુજ્યું, વ્રત થયું છેદન. ॥૨૦॥ એમ કહી ઉતરીતે ચાલ્યા,કન્યા કહેઓ નાથ;હવે મને મુકી કયાં જાશો, કહીનેઝાલ્યો હાથ.॥૨૧॥ રૂશી કહે હું ભુલ્યોચુકયો,નથી તાહરો ખપ; અરન્યમાં મારે જાવું છે, કરવા પ્રભુનું તપ.॥૨૨॥ કન્યા કહે હું સાથે આવું, ન જાવું બાપને ઘેર; ગર્ભ રહયો તે વાત જાણે તાત, મારે મુજને ઠેર.॥૨૩॥ રૂશી કહે મારો આશીરવાદછે, નહીંમારે તને કાંય; ગર્ભ રહયો તેનો વીષ્ણુ નારાયણ.પુત્ર તારે પેટ હોય.॥૨૪॥ તે સમે તારાઅંગમાંથી ઉડશે કસ્તુરી વાસ;એમ કહીને નાઠા રૂશી,કન્યા ગઇનાવ પાસ.॥૨૫॥ નૌકામાં બેશી ઘેર આવી, ન કહી કોઇને વાત; એમકરતાં પંચ માસ થયા તવ, ગર્ભ થયોપ્રખ્યાત.॥૨૬॥ માતપીતાએ પેર પુછી કન્યા કહે ધાર્યું ધર્મ; રૂશીને ગઇ મુકવા નડયું,ધર્મ કરતાં કર્મ.॥૨૭॥ ક્રોધનકરશો તાત મારા, મુકો આવો મને વન; ભવીશમાં હશે તેમ થાશે, નથી હું તમારી તન. ॥૨૮॥ તવ ઢીમરવનમાં મુકીઆવ્યો,રહી અબળા એક ચીત;પણ કુટીકાબાંધીનેવશી,ધરીપ્રભુપરપ્રીત.॥૨૯॥ વનફળખાઇનેદીવશકાહાઢે, એવે.થયા દસ માસ; એટલે પેટ પ્રશવ થયા,વિષ્ણુ વેદમ વ્યાસ ॥૩૦॥ અવતર્યા તેવા ઓર ભરેલા, નાઠા તેણી વાર; મછગંધાએ પુત્રને જાતા.

દેખી કર્યો પોકાર. ॥૩૧॥ હે પુત્ર હે પુત્ર પાછપધારો, સાંભળોમાતાની વાણ; મળ્યા વિનાતમે ચાલ્યા જાઓતો,પારાસ્વરનીઆણ.॥૩૨॥તવ- વેદમવ્યાસ પાછા આવ્યા, માતા વદી વચન; જનેતાને જંગલ મુકી. શીદ શીધારો તન. ॥૩૩॥ વ્યાસજી વદ્યા સાંભળ માતા,હું નહીતુજ કુઆરે; જગતના જીવોના કલ્યાણ કારણ,મેં તો લીધો અવતાર.॥૩૪॥પુસ્તક રચું વિવિધના તે, વાંચે સાંભળે કોય; તો કળયુગમાં કુબુદ્ધિના, ભગવંતને વશ હોય.॥૩૫॥ માટે માતા જવાદે મુને,હવેસંગે નહી તારી; મછગંધા કહે આ શું બોલો,કોણ ગતી થશે મારી.॥૩૬॥વ્યાસજી કહેથો ડે દહાડે, દુઃખની શાન્તી થાશે; ક્ષત્રી નંદનરાજ વંશી, તમોને વરીજાશે.॥૩૭॥ત્યાં તમને દુઃખ પડે કો વેળા,તવધરજો મમ ધ્યાન; આવીને કષ્ટજૈશ ભાગી, વચન સત્યસમાન્ય.॥૩૮॥એમકહાને વ્યાસજી ચાલ્યા,ઓર ભર્યાં જે ઠામ;,એ ઓરમાંથીગંગા નીકળી,ઓરગંગાપડયું નામ.॥૩૯॥ વ્યાસજી ગયાનર્મદાજીમાં, જળવચ્ચ પુર્યો વાસ;મછગંધા રહી એકલી ઉડી, કસ્તુરી વાસ ચોપાસ. ॥૪૦॥ તેને વરી ગયો કોણ રાજા, તેની કહું કથાય; સમુદ્રનો અવતાર સંતનું, હસ્તીના પુરનોરાય.॥૪૧॥પ્રથમ ગંગાનેસંગ વાર્યોતો,ગાંન્ડેવ તેના તંન;શી રીતે ગંગાસંતનુંને વર્યો,તેનું કરૂ વિવેચન.॥૪૨॥॥વળણ॥ વીવેચન કરીકહુ કથા,સુણોસહુ શ્રોતાય વ્યાસ વલ્લભ એમ ઓચરે. ગંગા લગ્ન મહિમાય. ॥

## કડવું ૪ રાગ ચોપાઈ.

બોલ્યાવૈશમપાયે વચન, સાંભળ જનમેજય રાજંન. એકવારસ્વરગથી સુર,આવ્યોઅવનીવીશે આતુર.॥૧॥સંગ લાવ્યો પોતાનીનારી, નામ વિશ્વાવસુ સુખકારી. જઈ ઉતરયો ગોરને ગેર,ગોરાણીએ તેડયા માન્યભેર.॥૨॥કહ્યું યજમાન આજ્ઞા દીજે, તમ કારણ ભોજન કીજે. તવ વિશ્વાવસુ વદયો એમ, વિપ્રનું અન ખાઇએ કેમ. ॥૩॥ અમારી ભ્રષ્ટ કરશોમાં બુધ, ગોરાણી કહે પીઓ દુધ, એમ કહી ગાય દોહી આપ્યું, પીતાં પીતાં અતી હેતવાપ્યું.॥૪॥ત્રૈણે લોકમાં નહી દુધ એવું સુધસ્વાદમાં અમરીત જેવું. વિશ્વાવસુતણીજે નાર, લાગ્યો દુધથીગાય પર પ્યાર.॥૫॥પછી રાત્રીએ કીધું સયન,ગોરાણીસુતાંજુદેભોવન. તવ વીશ્વાવસુની નારી,કંથપ્રત્યેબોલી હઠ ધારી ॥૬॥આજ દુધવાળીજેગાય, તેવી નથી ત્રીલોકની માંય. માટે ચોરી કરી લેજેએ, ગોરનેબીજીદસ ધ-

ણી દૈએ.॥૭॥વીશ્વાવસુએમાનીતે વાત, રાત્રીએ ઉઠયાંનરનારીસાથ, બે-
ઠાં વૈમાનમાં ગાયલીધી,ગયાં સ્વર્ગ છાની ચોરીકીધી.॥૮॥એવેથયોછે પ્રાત-
સકાળ, ગોર ગયા હતા પાતાળ, તેતો આવ્યા પોતાને ભોવન.નાહી કરવા
બેઠા પુજન.॥૯॥માગ્યું ગોરાણીપાસેદુધ,શીવનેસ્નાનકરવાસુધ;ગોરાણી
દોવાનેગયાંગાય.નદીઠીનેવીસ્મયમનથાય૧૦ જાણ્યું કેયજમાનગયાછાના
ચોરી ગાય થયા મસ્તાના. જઇ કહી સ્વામીને વાત, આવ્યો તો વિશ્વાવ-
સુની પાત॥૧૧॥આપણ ઘેરરાત્રીએ રહ્યા,નરનારીતેગાયચોરી ગયા.સુણી
ઋશીનેમન થયોતાપ. ક્રોધ કરીનેદીધો ત્યાંસાપ.॥૧૨॥વસુ લોકો તમોપાપ
ભરજો,ભોમીમાંહીઆવીઅવતરજો.॥૧૩॥એવાઅષ્ટે ભાઇનેસ્રાપ્યા,જઇ
નારદે સમાચાર આપ્યા; વીશ્વાવસુ તણા બંધુ સાત, તેનેનારદે જઇકહી
વાત.॥૧૪॥તમ ભ્રાત લાવ્યેગાયચોરી, ગોરેસૌને દીધો સ્રાપઘોરી,પ્રથવી
જનમધરીનેપડશો,મુનસાદેહમાંરડવડશો.॥૧૫॥દુધનો ખાનાર દુધખાય
તેમ છતાં તમોને સ્રાપ થાય; તવ સાતે બંધુઓ ચડીયા.આવી ગોર ક-
ને રડી પડીયા.॥૧૬॥માહારાજા અમારાં શાંપાપ,વીના આપદદીધોસ્રાપ,
તવ ગોરતણો ક્રોધભાગે,પાપછાંટાપાડોશીનેલાગે.॥૧૭॥તમો વીનાઅપ-
રાધીછો જ્યારે, શ્રાપ અનુગ્રે કરૂછું ત્યારે,અવતરજો પ્રથવીમાંએકદન
તરતપામજોસ્વર્ગસુદન.॥૧૮॥તમવીર વીશ્વાવસુ જેહ, ઘણાદનરેજો પ્રથ-
વીમાંતેહએમગોરમાહારાજાઢળીયાતવસાતેબંધુપાછાવળીયા.॥૧૯॥જઈ
કહ્યા ભાઇને સમાચાર,સુણી પસ્તાયો અપરંપાર,નારીનેધીકારીઅપાર,
લીધી ગોરની ગાય તે વાર,॥૨૦॥જઈ લાગ્યોછેગોરનેચરણ;સ્વામીઆ-
વ્યોતમારેસરણુમારોઅપરાધક્ષમાકીજે,કાંકઆશીરવાદમુનેદીજે.॥૨૧॥
નારીની બુદ્ધિ માની મેં જાતે, પામ્યો શ્રાપતમારો પ્રભાતે,તવરીઝ્યાછે
ગોરમહારાજ, શ્રાપમીથ્યાનહીથાયઆજ.॥૨૨॥ જાતું ભોમીમાંહીઅવતર
જે, પણ સુક્રીત સદાકાળ કરજે,તને નહીલાગેકાંઇ દોશ, નહીરહેહરીનો
રોશ.॥૨૩॥સુણીવિશ્વાવસુખુશીથાયગાયઆપીનેસ્વરગેજાય, પછીઅ-
ષ્ટે ભાઇઓ મળીયા, કયાં અવતરશું વીચારેવળીયા.॥૨૪॥ મનુશપેટ
દેહ ન ધરાય, દેવ થઇ કેમ એમ પળાય, માટે ચાલો ગંગાનેકરગરીએ
પરણેતો પેટઅવતરીએ.॥૨૫॥ એમધારીગયા ગંગાપાસ, કહ્યુંકરગરી.
ને થઇ દાસ,તમેવરો કોઇનેનેટ,અમોઅવતરીએતમપેટ.॥૨૬॥તવગંગા
કહે તે કરીશું, થોડે દિવસે કોઇને વરીશું; સુણી વસુથયાવીદાય,ગં-
ગાએ વીચાર્યું મન માય.॥૨૭॥ મારે વરવુ કોઇનરસાથ, અહુસમુદ્રકેરો-

જ હાથ,સંતનુછે સીંધુઅવતાર,હસ્તીનાપુરરાજ્યકુંવાર.૨૮એમ જાણી-પુરણમાને દન, થયું નર વરવાનુ મન. લીધું સોળ વરસનુ સ્વરૂપ, વસ કરવાને સંતનુભુપ. ॥૨૯॥ વેણા લીધી પોતે કરમાંય,ગયાં હસ્તીના પુર છે જયાંય; બાગમાં બેઠાં આપ, કરે ગાયનના આળાપ. ૩૦ ઘેર સાંભળ્યું રાજાએ કાન, ઉઠયો ઝબકી થઇ ગુલતાન; ગયો બાગ ઉલટ મન સાથ, જઇ ગ્રહયો ગંગાજીનો હાથ ॥ ૩૧ ॥ તમો કોણછો દેહ રૂપાળી, મોહ પામ્યો હું તમને નિહાળી; ગંગા કહે મનુશની જાતી, કર મુકો સુશના સાથી॥ ૩૨ ॥ કહે સંતનું છો કોણ જાત, કોણ કંથ અને કોણ તાત; કહે ગંગાજી મુસ્તક નામી, નથી માત તાત કે સ્વામી ॥ ૩૩ ॥ એવી રાજાએ જાણી પેર, કહ્યું ચાલો અમારે ઘેર; નથી લગનની નારી મેં આણી, માટે વરી કરૂં પટરાણી ॥ ૩૪॥ કહે ગંગાજી હું કર સાહાવું, પાળો વચન તો હું આવું; કહે રાજા દયો વચન આલું, તમો કહો તે રીતીએ ચાલુ ॥૩૫॥ તવ ગંગા ગયા થઇ મગ્ન, રાયે કરયું બીજે દીન લગ્ન; માંડયો ગ્રહસ્થાશ્રમ સુખ રેટ, પેલો વસુ રહ્યો ગર્ભ પેટ ॥ ૩૬॥ ગાય ચોર્યા વિનાના જે સાત, તેમાંથી જનમ્યો એક ભ્રાત; ગંગા જાણે છે આપની પેર, બોલ્યાં દાશી પ્રત્યે સુખ ભેર ॥ ૩૭ ॥ લે આ પુત્રને વસ્ત્રમાં રાખી, આવ્ય ગંગાના જળમાં નાંખી; ચાલી પુત્ર લેઇને દાસ, ગઇ સંતનું રાજાની પાસ ॥ ૩૮ ॥ કરજોડી રાજાને કહે છે, પુત્રને રાણી નંખાવી દે છે; તવ રાય વદયો મુખ એમ, કરો રાણીજી કહે તેમ ॥ ૩૯ ॥ એવો ઉતર રાજાએ દીધો, દાસીએ જઇ ફેંકી દીધો; પછી પુત્ર બીજો થયો જ્યારે, તેને નંખાવી દીધો તે વારે ॥ ૪૦ ॥ એમ નંખાવ્યા પુત્રો સાત, ચાલયો નગ્ર અતી ઉત્પાત;ગોઝારી રાણી લાવ્યો રાય, પાપી નગ્રમાં કેમ રહેવાય ॥ ૪૧ ॥ ચાલો ઉચાળા ભરો સૌ સાથ,તવ રાજાએ જાણી એ વાત;સર્વ રૈયતને કહ્યું રાયે, રહો પ્રજા આ નગ્રની માંયે ॥ ૪૨ ॥ હવે એક સુત નારીને થાય,તવ એને કરૂં વિદાય; તવ સર્વે રાખ્યાં ઘર સુત્ર એવે ગંગાજીને થયો પુત્ર ॥ ૪૩ ॥ ગોરની ગાય ચોરનાર જેહ, વીસ્વાવસુ જનમીઓ તેહ; તેવે રાજાએ શું ખેલ કીધો, ગંગા પાસેથી પુત્રજ લીધો ॥ ૪૪ ॥ તવ ગંગાજી બોલ્યાં એમ, રાય પુત્ર લેઇ લીધો કેમ; રાજા કહે તું નારી હત્યારી, સપ્ત સુત નાંખ્યા મારા મારી ॥૪૫॥ છતે છોકરે વાંઝીઓ કીધો, માટે આ સુત મેં લેઇ લીધો; ગંગા કહે ઓ મારા પતી હવે તમ ઘેર રેહેવું નથી ॥ ૪૬ ॥ થયા વચન વીલા કંથ, રાજા કહે આ તમારો પંથ; ગંગા કહે આપો સુત અમને,પંચ વરશનો કરીદેશ તમને

॥ ૪૭ ॥ મારે સ્થાનકે હું લેઇ જાવું, મ્હોટો કરીને આપવા આવું; રાજા કહે એ મિથ્યા ફેરો, મુજ ઘેર રહીને ઉછેરો ॥ ૪૮ ॥ ગંગા કહે મીથ્યા મરો મથી, થયા વચને વીલા રહેવું નથી; માટે પુત્ર આપો ભુપાળ, માત વિના ન ઉછરે બાળ ॥ ૪૯ ॥ કરૂં કપટ કુંવરને કોવાર, તોતો મમ સીસ હત્યા ચાર; એવો પણ ગંગાજીએ કીધો, તવ પુત્ર રાજાએ દીધો ॥૫૦॥ ગંગા ચાલ્યાં લઇને તન, જળમાં વાસ કીધો તે દન; રમાડે ને જમાડે નિત્ય, રાખે પુરણ પુત્ર શું પ્રીત ॥ ૫૧ ॥ ઉછેરે રાખી પોતાને ઠામ, ધર્યું ગાંગેવ એવું નામ; વાળે લંગોટી લે હથીઆર, નીસરે રમવા જળની બહાર ॥ ૫૨ ॥ રમે જમે ધરીને હર્ષ, એમ કરતાં થયાં પંચ વર્ષ; ॥ વલણ ॥ પુત્ર થયો પંચ વર્ષનો; એવે સમે શું થાય, ગંગા ત્રટ રમવા ગયો, હસ્તીનાપુરનો રાય.

## કડવું ૫ રાગ રામગ્રી.

વૈશમપાયને એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્યપરવ માંહિમાય ॥ ૧ ॥ પાંચ વરસનો પુત્રજ થયો, ગાંગેવ ગંગા તન; તેવે સમે રમવાને આવ્યો, ગંગા ત્રટ રાજંન ॥ ૨ ॥ ચાર ક્ષોણી સૈન્ય સાથે,સાથે બે પ્રધાન; નદી કીનારે રમત રમવા, ધારણ કર્યો અભીમાન ॥ ૩ પ્રથવી વિશે મોભ દટાવ્યો, સતગજ ઉંચો સાર; તે પર નવગજ નિશાન બાંધ્યું, રાયે કર્યો ઉચ્ચાર ॥ ૪ ॥ એક બાણથી નિશાન કેરા, કટકા કરે જે તરણ;સરપાવ આપુ તેહને સારો,રીઝે અંતસકરણ ॥ ૫ ॥ એટલે ઉઠયો સૈન્યાપતિ ત્યાં, પોતે કર્યો મનસુબો; તે સમે ગાંગેવ જળમાંથી નીકળી, જોવાને અળગો ઉભો ॥ ૬ ॥ તવ સૈન્યાપતિએ બાણ ફેંક્યું, વાયુવડે ગયું આડું; એટલે ઉઠી પ્રધાન બોલ્યો, પ્રાક્રમ મારૂં દેખાડું ॥ ૭ ॥ એમ કહી એણે શર માર્યો, તે પણ આડો જાય; એટલે ઉઠયો સંતનું રાજા, ભરી સભાની માંય ॥ ૮ ॥ બોલ્યો ખુંખારી અહંકાર ધારી, બેઉ કર નાંખ્યા મુછે; તમ સરખાથી કામ થાય તો, કોણ મારો ભાવ પુછે ॥ ૯ ॥ એમ કહીને આયુધ લીધાં, પ્રાક્રમ મારૂં દેખાડું; બળ કરીને બાણ નાંખ્યું, વાયુ વેગે ગયું આડું ॥ ૧૦ ॥ અળગેથી ગાંગેવ જોઇ વિચાર્યું,ન તુટયો નીશાન દાંડો; મીથ્યા નામ ધરાવ્યું મરદનું, પણ સહુ રાંડીરાંડો ॥૧૧॥ પ્રાક્રમ બતાવું માહરૂં હું, વીચાર્યું અંતસકરણ; તાકીને બાણ મારી કીધા, કટકા નિશાનના તરણ ॥૧૨॥

તે જોઇ રાજા વીશ્મય પામ્યો, એ છે કોનું બાળ;સંચરો સેવક ઝાલી લાવો, રાખી કરૂં પ્રતીપાળ ॥૧૩॥ તે સાંભળીને શેવક ચાલ્યા, કરતા દોટા હડીઓ, ગાંગેવે જાણ્યું ઝાલશે મુને, જઇને જળમાં પડીઓ ॥૧૪॥ ગંગા કને જઈ કહ્યું ગંગાને, મેં એક તોડ્યું નિશાન;માટે મુજને ઝાલવા મોકલ્યો, સેન્ય તણો રાજાન ॥૧૫॥ ગંગા કહે કોઇ નહી હોય બીજું, આવ્યો હશે તુજ તાત; ઝાલવા ગએલા શેવકે આવી, કહી રાજાને વાત ॥૧૬॥ તરત રાજા બહુ પસ્તાયો, ગયો પોતાને ઘેર; એવે ગંગાએ ગાંગેવજીનાં, વરસ ગણ્યાં ભલી પેર ॥ ૧૭ ॥ જાણ્યું કે પુત્ર પાંચ વરસનો, થયો છે મુજ પાસ; એના પીતાને આપી આવું, નહી તો થશે વિનાશ ॥૧૮॥ એમ જાણી વસ્ત્ર પેહેર્યા, સણગાર્યાં ગાંગેવ તન, આંગળીએ વળગાડીને આવ્યાં, સંતનુને ભોવનન. ॥૧૯॥ પીતા સામો સુત ઉભો કીધો, બોલ્યા મુખ ગંગાય; લ્યો પતી પુત્ર તમ તણો, આ, થાવું છું હું વીદાય. ॥ ૨૦ ॥ સંતનું કહે સુત ઉછેરો, આવી વસો મુજ વાસ; ગંગા કહે મને રાખવી હોય તો, સુત તણો કરો નાસ. ॥ ૨૧ ॥ સંતનુ કહે સંચરો પાછાં, ગંગા થયાં વિદાય, ગાંગેવજીને ઉછંગે લીધો, વેમ પડ્યો મનમાંય ॥ ૨૨ ॥ બોલો બેટા આજ ગંગાને ત્રટે; તું હતો કે નહી વારૂ; ગાંગેવ કહે નીશાન તોડ્યું, પીતા એ પ્રાક્રમ મ્હારૂં. ॥ ૨૩ ॥ સાંભળી સંતનું પ્રસન થયો, આ સુત રાખશે નામ; એવે સમે ત્યાં આવી ઉભા, બળવંત ફરસરામ, ॥ ૨૪ ॥ રાજાએ ઉઠી આદર દીધાં, આવો અસરણા સરણ; એટલે ઉઠી ગંગાનંદન, પુર્ણ પ્રેમે પડ્યો ચરણ ॥૨૫॥ જોઇ ફરસરામ આનંદ પામ્યા, પુત્ર ઘણો હોંશીયાર; સંતનુ રાજા સોંપી દે મુને, ભણાવું વિદ્યા અપાર ॥ ૨૬ ॥ શાંતનું કહે સુત તમારો, લઇ જાઓ સુખ રૂપ; ગાંગેવજીને તેડીને ચાલ્યા, ગુરૂજી આપ અનૂપ ॥ ૨૭ ॥ પોતાના મઠમાં લાવીને રાખ્યો, ભણાવી પુર્ણ વિદ્યાય; બહુ બાણાવળી બનાવી, સોંપ્યો સંતનું રાજાને ત્યાંય ॥ ૨૮ ॥ પછી રહ્યા પુત્ર પીતા, જુજવા રહેવાના મહેલ; ખાયપીએ અતી આનંદ કરે,ભોગવેછે સુખ સહેલ ॥૨૯॥એવામાં એક દિવસ સંતનું, અશ્વ બેશી ગયો વન; જ્યાં મછગંધા વાસ વસે છે, ત્યાં આવ્યો રાજન ॥૩૦॥ એવે કસ્તુરીની વાસના આવી,કસ્તુરીઓ મ્રગ જાણ્યો; અશ્વ દોડાવ્યો ઝુપડી ઉપર, શર રાજાએ તાણ્યો ॥ ૩૧ ॥ એટલામાં મછગંધા દીઠી, અહો આ તો કોઇ નાર; રાજાએ એને પુછવા માંડ્યું તું છે કોની કુંઆર ॥ ૩૨ ॥ મછગંધા કહે મનુષ જાતી.‘ઢોમરની તની આય; અયોધ્યા નગ્રનો વહાણવટી છે,તે માહારો પીતાય ॥૩૩॥ માંહરે

માતા સાથે બન્યું નહી, કાઢી મુકી વનવાસ; સાંભળી રાજા આનંદ પામ્યો, બોલ્યો થઈ ઉલ્લાસ. ॥ ૩૪ ॥ ચાલ સુંદરી ઘેર મ્હારે, તુને કરૂં પટરાણી; એવું સાંભળી રાજાની પ્રત્યે, મછગંધા વદી વાણી. ॥ ૩૫ ॥ ભલે મને પણ છે એમ ઇચ્છા, વચન શીશ ચડાવું; મમ તાત તમ સંગ પરણાવે તો, તમ-સંગે વરી આવું ॥ ૩૬ ॥ તવ રાજા ત્યાંથી નીકળીઓ ગયો અયોધ્યા ગામ; ઢીમરનું ઘર પુછીને આવ્યો, ઢીમરે કર્યો પ્રણામ ॥ ૩૭ ॥ સંતનું કહે તાહરી તનીયા, વન વસી છે વાસ; મુજ સાથે તે પરણાવે તો, પુર્ણ કરૂં તારી આશ ॥ ૩૮ ॥ ઢીમર કહે ભલે મહારાજા, વિચાર હું વરણાવું; તમ સુત ગાંગેવ આવીને વીવા, કરે તો પરણાવું ॥ ૩૯ ॥ સાંભળી રાજા પાછો ફરીઓ; પંથે કર્યો વિચાર; એ કન્યા માહરે વરવી પણ, ધાંટી આવી અપાર ॥ ૪૦ ॥ પુત્ર પિતાને પરણાવો કહે, પીતાથી કેમ કહેવાય; કદાપી કહું કુંવરને તો, નીર નેવનાં મોભ જાય ॥ ૪૧ ॥ કહુ નહી તો કામ ન થાએ, એમ વિચારે ચડીઓ; ઘેર આવીને ઉદાશી પામી, મંચક વિશે પડીઓ, ॥ ૪૨ ॥ પ્રધાને આવીને પેર પુછી, કેમ પડયા છો નાથ; સંતનું કહે પ્રધાન મ્હારા, શું કહું દુઃખની વાત ॥ ૪૩ ॥ એક કન્યા આજ દીઠી, ઢીંમરની તનીયાય; તે વરવાની ઇચ્યા થઇ છે, તેથી જીવ ધુંચવાય ॥ ૪૪ ॥ કન્યાએ કબુલ કર્યું પણ, બતાવી તાતની આડી; તેથી તેના તાત કને જઇ, વરવાની વાત કહાડી, ॥ ૪૫ ॥ તવ તે ઢીંમર એમ બોલ્યો, ભલે આવ્યા રાજાન; પણ તમ નંદન વીવા કરી જાય, તો દઉં કન્યાદાન ॥ ૪૬ ॥ મુજથી કેમ કહેવાય કુઅરને, પુત્ર મને પરણાવો; કહું તો કેહેશે હુંજ કુંઆરો, મુજ કાજ શોધી લાવો ॥ ૪૭ ॥ પ્રધાન કહે ગભરાશો નહી, કરૂં છું પુરણ પેર; ગાંગેવજીને સમજાવીને, મોકલું છું તમ ઘેર ॥ ૪૮ ॥ એમ કહીને પ્રધાન ગયો, ગાંગેવને કહ્યું મુખ; તમારા તાતને જઇને પુછો, શું પ્રગટયું છે દુઃખ ॥ ૪૯ ॥ વળણ. સુણી ગાંગેવ સંચર્યો, પિતા કને કરજોડ; વ્યાસ વલ્લભ વદે આવીયો, પુરણ કરવા કોડ;

---

## કડવું ૬ રાગ રૂષણાવળ

વૈશમપાએ એણીપેરે બોલ્યા સુણ જનમેજે રાય, વીસ્તારી તુજને સંભળાવું, કહુ આદ્ય પરવ મહિમાય. અહોરાયજી સુણીએ ॥ ૧ ॥ ગાંગેવ આવ્યો તાતને ધામે, પાસે બેશી વદયો મુખ; કહો પિતાજી કેમ સુતા

છો, શું પ્રગટયું મનદુઃખ. અહો. ॥ ૨ ॥ સંતનું કહે સુણો સુત સાણા; શું પુછો પુરણ મથી; હું તાત તુજને કષ્ટી કહું પણ; જીભ ઉપડતી નથી. અહો. ॥ ૩ ॥ પ્રૌઢાવસ્થામાં વૃત્તી ફરી છે, જીભ્યાયે નવ કહેવાય; એક કન્યા મેં જોઇ છે વનમાં, તે વરવવા ઇછાય. અહો. ॥૪॥ અયોધ્યા નગ્રના ઢીંમર કેરી, કુંવરી છે રૂપવાન,અંગ ઉડે વાસ કસ્તુરીની, તેણે ચોર્યૂં મમ ભાન. અહો ॥ પ॥ તેના તાતને મેં જઇ પુછયું; તેણે પણ કહી હાય; પણ કહ્યું ગાંગેવ આવી, કરી જાય વીવાય અ. ॥ ૬ ॥ તવ ગાંગેવ કહે તાત મારા, પુર્ણ કરૂં ઇછાય;ઢીંમર પાસે સંચરૂં ને,કરી આવું વીવાય, આ ॥ ૭ ॥ એમ કહીને અશ્વે બેઠો, ગયો અયોધ્યા ગામ, પુછતો પુછતો ચાલ્યો આવ્યો, ઢીંમર કેરે ધામ. અ, ॥ ૮ ॥ તવ ઢીંમરે માન્યજ દીધું, પધારો ધરી પ્રેમ, ગાંગેવ કહે મારા તાતને, પાછા કાઢયા કેમ અ ॥ ૯ ॥ ઢીંમર કહે સુણો માહારાજા, મુજને તમારો વેહેમ; નીચ અમોને ઉંચ તમો, તમને પુછયા વણ દેઉં કેમ. આ ॥ ૧૦ ॥ ગાંગેવ કહે જ્ઞાતી બહાર રહીશું થનારૂં હોયતે થાય; પણ પીતા જે માહારા તેની, પુરણ કર ઇચ્છાય. આ ॥ ૧૧ ॥ ઢીંમર કહે ભલે મારાજા, ભલે ન જુઓ જાતઃ પરણાવું પણ એક આંટીની, છે પુછવાની વાત. આ ॥ ૧૨ ॥ મારી દીકરીના દીકરા થાયે, તે તમને ઉપાદી; તેને તમો બેઉ બંધુ થયા તેમાં, કોણ ભોગવે ગાદી. આ ॥૧૩॥ ગાંગેવ કહે પાકો પુરૂપ તું, જાણ્યો તારો પરીતાપ, હું રાજ ગાદી ભોગવું તો, બ્રહ્મ હત્યાનું પાપ. આ ॥ ૧૪॥ ઢીંમર કહે બીજું પુછું છું, આ વેળા મારો લાગ;તમારે પેટ પ્રજા થાય તે, પાછા માગે રાજ્યમાં ભાગ. આ ॥ ૧૫ ॥ ગાંગેવજીને ધુસો ચડીઓ, દે દેતે હોય તો કન્યાય; પરણ્યા વીના પ્રજા કથાંથી થાશે, નારી માત્ર મારી જનેતાય; આ॥ ૧૬ ॥ તવ ઢીંમર કહે જાવો મારાજા, ધન્ય સંતનું સંતાન; મોકલી દો તમ તાતને હું, દેઇશ કન્યાદાન. આ ॥ ૧૭ ॥ એવું સાંભળી ગાંગેવ ઉઠયા, ગયો પોતાને ઘેર; જાવો પિતાજી પરણી આવો, બીજી કહી નહી પેર. આ ॥૧૮॥ તવ સંતનું રાય રાજીજ થયો, લીધો પ્રધાનને સાથ; અયોધ્યા નગરમાં આવીઓ એ, હસ્તીનાપુરનો નાથ. આ ॥ ૧૯॥ તવ ઢીંમરે આવકારદીધો, આપ્યો ઉતારો ત્યાંય; વન વિશેથી તેડીને લાવ્યો, મછગંધા કન્યાય આ ॥ ૨૦॥ પુરણ પ્રેમે પરણાવી કન્યા, વળાવી રાજાની સાથ; ક્ષત્રીનંદન પરણ્યો માંછણને, ચાલી દેશે દેશ વાત. આ ॥૨૧ ॥ સૌ ક્ષત્રીએ પત્રો લખીને, અન્યો અન્ય કર્યા વિચાર; આજ થકી હસ્તીના પુરનું, કુટંબ જ્ઞાતીની બહાર. આ ॥ ૨૨ ॥ સંતનું પરણી પોતાને ઘેર આવ્યો, જાણી

જ્ઞાતીની વાત; ગાંગેવને બોલાવીને કહ્યું બેટા, હું તારો મુરખ તાત. આ ॥ ૨૩ ॥ હું લાવ્યો કન્યા તે થયો અન્યા, આપણુ રહ્યા નાત બાહાર; હવે તને કોઈ કન્યા નહી દે, એ દુઃખ અપરમપાર. આ ॥ ૨૪ ॥ ગાંગેવ કહે તાત મારા, મેં પણ કર્યું હીમર સાથ, વિશ્વવિશે જે પ્રેમદા તે, સકળ માહરી માત. આ ॥ ૨૫॥ માટે મારો ચીંતા ન કરશો, સુખે રહો મમ તાત; મછગંધાને કહ્યું તમે સુખે રહો, સતવંતી મુજ માત. આ ॥ ૨૬॥ પછી સંતનું સુખે રહયો ત્યાં, વાધ્યું ભલું ઘર સુત્ર; પ્રભુ કૃપાએ મછગંધાને, પેટ થયા બે પુત્ર. આ ॥ ૨૬ ॥ મોટો પુત્ર વિચિત્રવિર્ય, નાનો ચિત્રાગંદ નામ; તે બંને ગાંગેવના હોરમન ભાઈ, ઉછરે છે તે ઠામ, આ ॥૨૭॥ તે બેઉ થયા પાંચ વરસના, તવ આવી પડીઓ શોક; સતનું રાજાએ દેહ મુકયો, પામી ગયો દેવલોક.આ ॥૨૮॥એટલે ઉપાદી થઇ ગાંગેવને, પોતે પુરૂષ સત્યવાદી; રાજ્ય ચલાવે સભામાં બેસીને, પણ નવ ભોગવે ગાદી. આ ॥ ૨૯ ॥ બેઉ બંધુને આપ ઉછેરે, ભણાવે છે વિદ્યાય; મછગંધાની શેવા કરે નિત્ય, જાણે સગી જનેતાય. આ ॥૩૦॥ એમ કરતાંઅ; ગીયાર વરસના, થયા બંને ભ્રાત; ગાંગેવજીએ ઉપવીત દીધાં, રાજ્ય સોંપ્યું તેને હાથ આ ॥૩૧॥ પછી ગાંગેવે નીમ કીધો, થાય પ્રાતસકાળ; એકાંત ભોંયરામાં નાહી ધોઇ, બેસી જપવા શ્રીગોપાળ. આ ॥ ૩૨ ॥ સાંજ પડે તવ બહાર નીસરવું, ભોજન કરવુ તે વાર, પછી માતાના મેહેલમાં જાવું, ચરણ ચાંપવા સાર. આ ॥૩૩॥ એ રીતે વરતેછે ગાંગેવ, પણ જે થયો અન્યાય, નાત બાહાર છે તે કારણ કોઈ, દેતું નથી કન્યાય. આ ॥ ૩૪ ॥ વળણ. કન્યા કોઈ દે નહી, તેથી દગ્ધ શરીર; વલ્લભ કહે પરણ્યા વિના, ગાંગેવના બે વીર,

## કડવું ૭ રાગ દોહરા.

વઇશમપાયે એણી પેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કહુ આદ્યપરવ મહિમાય.॥૧॥ ગાંગેવના બે બંધુ કુંવારા, તેને મળીકોણ નાર; કાશી દેશમાં કાશી રાજા, કુળવંતો અપાર. ॥૨॥ તે રાજાને ત્રણ પુત્રી, અંબે અંબાળીકા નામ; અંબીકા ત્રીજી છે પુત્રી, સૌ રૂપ રૂપનિ ધામ.॥૩॥ તે ત્રણ પુત્રીને ખોળે બેસાડી, પુછી પિતાએવાંત;કહો દિકરી તમારે ત્રણને,પરણવું કોણ સાથ॥૪॥ એટલે બોલી ત્રણ કન્યા,મન ધારણા કરીશું;સૌ ક્ષત્રી તેડી કરોસ્વયંવર,ઇચ્છાવરવરી-

શું. ॥ ૫ ॥ તવ રાજાએ તેડયા વિશ્વકરમા, રચાવી સરસ સભાય; પછી પત્ર લખ્યા દેશદેશે, કુંમ કુંમ છાંટા માંય. ॥ ૬ ॥ વૈશાખ સુદી પુરણુમનું લગ્ન લખ્યું ભલી પેર; સઘળે લખ્યું પણ ન લખ્યો પત્ર, ગાંગેવજીને ઘેર. ॥ ૭ ॥ અંબાળીકાએ છાંનો પત્ર, મોકલ્યો મારવાડ માંય; એને ઈચ્છા સલને વરવાની, તેથી લખ્યું કન્યાય, ॥૮॥ એમ સકળ દેશ પત્રો પોહોચ્યા, રાજી થયા સહુ ભુપ; ભાયગ ભળશે તેને મળશે, કન્યાઓ બહુ રૂપ ॥૯॥ સરવ રાજા પાંચ દીવશ, પેહેલા થયા તૈયાર; વાજતેગાજતે કાશી દેશે, આવ્યા સૌ રાજ્ય કુંઆર ॥ ૧૦॥ રૂપાળા થૈ થૈને આવ્યા, પુરણ હરખે ભરીયા; નગ્ર બારણે મેદાનમાં સૌ, તંબુ તાંણી ઉતરીઆ ॥ ૧૧ ॥ સરવ દેશનાનરેશ આવ્યા, નહી હસ્તીપુર વાળો; એવામાંનારદે જાણ્યો સ્વયંવર, થયો લડાઇનો ચાળો ॥ ૧૨॥ જેને જનમ ટેવલડાઇ લડાવા, જોયા ત્યાંક્ષત્રીનાતન; જાણ્યું કે હામાં લડાઇ કરાવું, ત્રપ્તથાયેમુજ મન ॥ ૧૩॥ એમ જાણીને સહુને નીહાળ્યા, ન જોયા સંતનું તન; એટલે જાણ્યું લાગ લડાઇનો, જાવું એને ભોવન ॥ ૧૪ ॥ એમ જાણીને આવી આએ, હસ્તીનાપુર માંય; ભોંયરા વિશે જઇને ઉભા, ગાંગેવ બેઠો જ્યાંય ॥૧૫॥ તવ ગાંગેવે નારદ દીઠા, ઉઠી આપ્યું આસન; પધારો માહારાજા કેમ પધાર્યા, મુને કર્યો પાવન ॥૧૬॥ એટલે નારદ બેશીને બોલ્યા, કેમ નથી તને બુદ્ધી; તારા બે ભાઇ સાવકા તે, કુંઆરા રહે કયાં સુધી. ॥૧૭॥ ગાંગેવ કહે અરે માહારાજા, મુજ તાતે કીધો અન્યાય; જ્ઞાતીબારણે ઘર અમારૂં, તે કોણ દે કન્યાય ॥૧૮॥ નારદ કહે ધર્મ ક્ષત્રીનો, જાણે અષ્ટાદસ વર્ણ; કાશીરાજાને ત્રણ છે પુત્રી, તેનું કરી લાવ્ય હર્ણ ॥૧૯॥ એ રાજાને ઘેર સ્વયંવર છે, તેડયો છે ક્ષત્રીનો સાથ; લખ્યો નથી પત્ર ઘેર તારે, માટે જઇ દે બાથ ॥૨૦॥ ગાંગેવ કહે અરે માહારાજા, મીથ્યાહું ન મરૂમથી; અનેકની આશા ભંગ કરીને, કન્યાયો લાવવી નથી ॥૨૧॥ તમે લડાઇનો વાત લાવ્યા, એમ વદયોવચનઃ એટલે નારદ ઉઠીનેચાલ્યા, મછગંધાનેઃભોવન ॥ ૨૨ ॥ મછગંધાએ માન્ય દીધુ, બોલાવ્યા ધરી પ્રેમ; અહો મહારાજા કૃપા કરીને, મમ ધર આવ્યા કેમ ॥૨૩॥ એટલે નારદ ત્યાં બીરાજ્યા, દુખ ધર્યુંમન સાથ; મોઢું ઉતાર્યું આંસુડા લાવ્યા, લેલાટ દીધો હાથ ॥ ૨૪॥ એટલે અબળા લાગી કરગરવા, કેમ ઉતાર્યું મુખ; અરે મારાજા કલેશ કરોછો, શું એવું દલમાં દુઃખ ॥ ૨૫॥ તવ નારદ કહે તોરાજ ધરની, ચીતા નથી જરાતને; બે પુત્ર તાહરાછે કુંઆરા, એ દુખ છેબહુમને ॥૨૬॥ ખાવું ન ભાવે નીંદ્રાન આવે, તા-

હારા પુત્રોને માટ; મછગંધા તવ રડવા લાગી, વાંકા લેખ લેલાટ॥૧૭॥ હું નીચ આવી ઉંચને તે, થયો છે બહુ અન્યાય; ક્ષત્રીની નાત બહાર અમો તે, કોણજ દે કન્યાય ॥ ૧૮ ॥ નારદ કહે રડીશ નહી તું, થઇશ નહી તું ક્રોધી; તારે માટે ફરી ફરીને કન્યાયો લાવ્યોછુ સોધી ॥ ૧૯ ॥ મછગંધા કહે કયાંછે માહારાજા, કાંઇ કરો કૃપાય; નારદ કહે કાશી દેશમાં રૂપવંત ત્રણ કન્યાય॥૩૦॥કાશીરાજાએસકળ દેશના તેડયાછેત્યાં નરેશ; પણ કંકોતરી નથી લખી, એકલે તારે દેશ ॥ ૩૧ ॥ તેથી મુને બહુ ઝેર આવ્યું છે, કોપ્યું છે અંતસકર્ણ; મોકલ્ય તારા ગાંગેવને લાવે, કરી કન્યાનું હર્ણ. ॥૩૨॥ મછગંધા કહે પેટના પુત્રો, કરેનહીએતેમ; તોએ હોરમન દીકરો છે, તે કહ્યું માને કેમ; નારદ કહે રડીશ નહીતું, ભાગુ તારી ચીંતાય, ગાંગેવ કહ્યું કરે તાહરૂં, એવો બતાવું ઉપાય,॥૩૩॥ ઉઘાડું ખડગ હાથમાં લે, જા તું ગાંગેવ પાસ; રક્તલોચનેરડતીરડતી, બતાવજે બહુત્રાસ, ॥૩૪॥કેહેજે કાશીદેશમાંથી,ત્રણકન્યા લાવી આપ, નહીતો આ ખડગ હાથમાં લે, મુસ્તક મારૂં તું કાપ. ॥ ૩૫॥ આ બે માંથી એકકામજકરો,ટાળો બધો સંતાપ; જોએમાંથી એક કરે નહી તો, બ્રહ્મ હત્યાનું પાપ.॥૩૬॥ એટલે સોગનના ભયથકી, કરશે તારૂં કામ;જોકદીતને પુછે તો પણ, ન લૈશમારૂં નામ. ॥૩૭॥ એમ કહીને નારદ રૂશી, થયા છે અંતર ધ્યાન; મછગંધાએ ખડગ લીધું. નીકળી ધરી અભીમાન ॥ ૩૮ ॥ માહા ક્રોધ લાવી ભોંયરે આવી, ગાંગેવ દીઠી માત; હાંહાં માજી શી માંડી બાજી, એમ કહી જોડયા હાથ. ॥૩૯॥ મછગંધા કહે સગી જનેતા, તુલ્ય ગણે છે તું મને; ઘણી ગભરાઇછું માટે હું, આવીછું તુજ કને. ॥૪૦॥ કાશીની ત્રણ કન્યાઓ લી આવ્ય, નહી તો મસ્તક કાપ; બેમાંથી એક કામ કરે નહિ તો. બ્રહ્મ હત્યાનું પાપ, ॥૪૧॥ બે બંધુ છે તારા કુંઆરા, નથી રહેતું મન ઝાલ્યું; ગાંગેવ કહે સમજયો માતા, નારદીએ ઘર ઘાલ્યું. ॥૪૨॥ મછગંધા કહે ગમે તેમ ધારો, ઓરે મારા તન; ગાંગેવ કહે લાવીશ કન્યા, કાંક થશે વિઘ્ન ॥૪૩॥ સૌની આશા ભાગીને લાવવી, નીરાસે કન્યાય; આપણા ઘરમાં નુકશાન લાગશે, ઓરે મ્હારી માંય. ॥૪૩॥ મછગંધા કહે છો લાગે નુકશાન, પણ કન્યાં લઇ આવો; ગાંગેવ કહે જૈશ સવારે, સ્થળ તમારે જાવો; ॥૪૪॥ વળણ. તમ સ્થળ જાવો માવડી,. મછગંધા તવ જાય; શ્રોતાજન સૌ સાંભળો, વલ્લભ વદે કથાય

## કડવું ૮ મું રાગ સાખીનો ઢાળ.

વૈશમપાએ એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવુ, કહુ આધ પરવ મહિમાય.॥૧॥ મછગંધા ગઇ ધામમાં એવે, રજની થઇછે જ્યારે, ભોજન કરીને ગાંગેવજી ગયો, મછગંધા પાસ ત્યારે. ॥૨॥ સગી જનેતા સમાન્ય જાણે, સુદ્ધ છે અંતઃકરણ; માતાને ઢોલીએ આવીને બેઠો, ચાંપવા લાગ્યો ચરણ.॥ ૩ ॥ જોડેના મેહેલમાં હોરમન બે ભાઇ, કરે છે સયન; તેમાંથી નાહાનો મધ્ય રાત્રીએ, જાગી ઉઠયો ભોવન ॥૪॥ માત ભાતને વાત કરતાં જાણ્યા, થયો વીપ્રીત વીચાર; જાળીથી જોયું ગાંગેવને દીઠો, કોપ્યો તે અપરમપાર ॥ ૫ ॥ ગયો મોટા બંધુનીપાસે, મનમાંધરીનેરોશ; કહયુંકે આપણા માત ભ્રાતમાંછે, કુબુધનો દોશ ॥ ૬ ॥ વીચીત્રવીર્યે વિવેકી છે તે, સાંભળી કોપ્યો છેક; અરેરે મુરખ આશું બોલ્યો, માર્યો તમાચો એક ॥ ૭ ॥ એટલે ચીત્રાંગદ કંઇ બોલ્યો નહિ, ઘરની બહાર નીકળીયો; ઘોડે બેસી મરણ ધારી,અઘોરવનમાં પળીયો ॥૮॥ અઘોર વનમાં જૈ ચીતા ખડકી, બળી મુઓ આપઘાત, તેવાત કોઇએ જાણી નહી ત્યા, એવે થયો પરભાત ॥૯॥ તવ મછગંધા કહે ગાંગેવને, સીધારો મારા તન; કાશી દેશે સંચરો મારૂ, મન થાયે પરસન ॥ ૧૦ ॥ તવ ગાંગેવે આયુધ લીધાં, અશ્વ જોડાવ્યા સાર, માતાને ચરણે લાગી ચાલ્યો, ગંગા તણો કુંઆર ॥ ૧૧ ॥ રથે બેઠો સુરો પુરો; સોભિત અપરમ પાર; સારથીએ રથ ત્યાં હંકાર્યો, પુર્ણમીને દન સાર ॥૧૨॥ તે દન કાશી દેશ માંહી, ક્ષત્રી લોક થયા ત્યાર; સવારે રૂપાળા બની બનીને, સંચર્યા સભામાં સાર ॥ ૧૩ ॥ આસનો ઉપર ઓળખંધ્ર બેઠા, દેશ દેશોના ભુપ; સકળ સભા શોભવા લાગી, જળહળ જોત અનુપ ॥ ૧૪ ॥ એવે ગાંગેવ આવ્યો નગ્રની, લગભગ હરખે ભરીયો; મૈદાનમાં એણે રથ રખાવ્યો, કટી બાંધી ઉતરીઓ ॥ ૧૫ ॥ સારથીને કહ્યુ અશ્વ ન છોડીશ, કન્યા લાવું ધરી ટક, એમ કહીને ગુપ્ત ચાલ્યો, વસ્ત્ર ઓઢીલીધુંએક॥ ૧૬॥ કોઇનઓળખેએવું કીધું, પારપાડવા મનસુબો; સભામાં સૌની પાછળ આવી, લોકોના ભેગો ઉભો ॥૧૭॥ નારદજી તવ અંત્રીક્ષ ઉભા, તમાસો જોવા કાજ; કાશી રાજાએ શેવક મોકલ્યા, કન્યાયો કને મહારાજ॥૧૮॥જાવો જઇને કહોકન્યાને, બેટીઓ આવો બહાર;તેસાંભળીને સેવક સંચર્યા;જૈ કહ્યા સંમાચાર॥૧૯॥ એટલે ત્રણે કન્યાઓનીકળી, હાથ ગ્રહી મોતી હાર; હંસંચા-

લે એ આવી સભામાં, રૂપરૂપનો અંબાર ॥૨૦॥ આવીને ઉભી સૌ જુએ ખુબી, નીહાળે જુજવા રાય; અંબાળીકા સોધે સહુ રાજાને, હર્ષ રૂદે ન વ માય ॥ ૨૧ ॥ એવામાં ગાંગેવે મન વિચાર્યું, હાર આરોપે કન્યાય; તો તે વરની તે થઇ કન્યા, તો પછી કેમ લેવાય ॥ ૨૨ ॥ એવું જાણીને વસ્ત્ર હોઢેલું, કાઢી નાંખ્યું ચડી ચોટ; કમ્મર કશી દંત ડસી, મુકી સભામાં દોટ ॥ ૨૩ ॥ કન્યા કને આવ્યો ક્રોધ ભરેલો, સાસ્રથ દીધુ દાખી; બાથ ભીડાવી ત્રણ કન્યાને, ખાંધ ઉપર ત્યાં નાંખી ॥૨૪॥ હીંમતવાળો ગંગાનો બાળો, જુએ સભાનો સાથ; ગરજના કરી બોલીઓ વળી, મુછે નાંખ્યો હાથ ॥ ૨૫ ॥ ગાંગેવ કહે સાંભળો ક્ષત્રી, કર્યું હરણ મેં આ ઠામ; હું નાત બારીયાનો દીકરો છું, ગાંગેવ માહારૂં નામ ॥૨૬॥ સૌના નેત્રમાં ધુળ નાંખી, લેઈજાઉછું કન્યાય; વઢવું હોયતો આવજો સૌ, ઉભોછું મેંદાન માંય ॥ ૨૭ ॥ એક ગાઉપર મેદાનમાં છું, લાવજો સંગ સૈન્યાય; નોતરીઆ તમે જાઓ પાછા, ઘોલૈઓ જમી જાય ॥ ૨૮ ॥ એમ કહીને દોટ મુકી, ગયો એ દૈવત દાખી; જ્યાં રથ રાખ્યો મેદાનમાં ત્યાં, કન્યાઓ રથમાં નાંખી ॥૨૯॥ તવ ત્રણે કન્યા રડવા લાગી, ઠીક જામ્યો તો રંગ; આ રડયે નાતબાહારીયે આવીને, રંગમાં પાડયો ભંગ ॥૩૦॥ ગાંગેવ કહે ન બોલીએ બહુ, લૈજવાં છે ઘેર ઠેઠ; લજ્યા માહારીતાણીને બેસો, થાવું તમારો જેઠ ॥ ૩૧ ॥ એમ કહી એ રથે બેઠો, કન્યાની થઇ મતા માઠી; રથમાંથી પડતાં મુકીને, વીખરાતી ત્રૈણે નાઠી ॥ ૩૨ ॥ ગાંગેવે જોયું રળીને ખોયું, હવે ગતી શી થાય; એકનેજાવું ઝાલવા તો, બીજી બે નાશી જાય ॥ ૩૨ ॥ એમ જાણીને બાણ મારયું. નાગ પાસ મંત્રજ સાધી; તરત ત્યાં નાગ પ્રગટ થયા, ત્રણે કન્યાને બાંધી ॥ ૩૪ ॥ હાથે પગે બંધન થઇને, ગાંગેવે જઇ લેઇ લીધી; ઉચકી લાવ્યો મહા બળવંતો, રથમાં મુકી દીધી ॥૩૫॥ તવ કન્યાઓ સમજી મનમાં, હવે ન બોલો કાંઇ પેર; છે મારો પીટયો મહા બળીયો, તે મારી નાંખશે ઠેર ॥૩૬॥ એવું સમજી કન્યાયો બેઠી, રથે ઉભો ગંગા તન; પણે સભામાં સરવ રાજા, ઘેર જવા કરયું મન ॥૩૭॥ તવ નારદે મન વિચારયું, સરવ જાશે ઘેર; માહારી મેહેનત મીથ્યા થાશે, કરૂ લડાઇની પેર ॥ ૩૮ ॥ નારદ અંતરીક્ષથી ઉતરીયા, ઉભા સભા વચમાંય; સરવે બેસો કહીને નારદ, કેહેવા લાગ્યા ત્યાંય ॥ ૩૯ ॥ ॥ વલણ ॥ નારદ સભામાં બોલીયા, કટુ વચન અપાર; કહે વલ્લભ સહુ સાંભળો, નારદના ઉચ્ચાર ॥

## કડવું ૯ રાગ ઝુલણાનો ચાલ.

અરે કોઇ ઉઠો ઉઠો રાય, જઇને લાવો ત્રણ કન્યાય; જઈ લાવો ત્રણ કન્યાય, નહીતો વરો તમારી માંય, ॥ ટેક ॥ તમે દુર દેશથી સરવે આવ્યા, રૂપે બનીને રૂડા; કન્યા વીના તમે પાછા જાઓતો, હાથે પેહેરો ચુડા ॥ અરે કોઈ ॥ ૧ ॥ નાત બાહારીઓ લેઇ ગયો કન્યા, છુટી પડી તમ વેઠ; નીચુ જોઇ લેઈ જાવા દીધી, પથર પડીઆ પેટ ॥ અરે ॥ ૨ ॥ હીંમત ન્હોતી તો હાંઈ શીદ આવ્યા, ન થયું ધાર્યું કામ, ક્ષત્રી થઇને બેશી રહ્યા છો, બોળ્યાં બાપના નામ ॥ અરે ॥ ૩ ॥ આછી હેરણી હોડી ને નાચો, આંખે આંજો મેંશ; ખાઇ ખાઇ ખાલી દીલ વધાર્યા, ભાદરવાની ભેંશ ॥ અરે ॥૪॥ નાત બારીઆને નાને છોકરે, હર્ણ કરીને લજાવ્યા, ક્ષત્રાણીનુ દુધ નથી તમે, સૌ લુંડીઓને ધાવ્યા ॥ અરે ॥ ૫॥ ધીક ધીક શુરાતણ તમારૂં, શું તેજ છે રૂપાળું, કન્યા વીના જાવો પાછા, મોહું લેઇને કાળુ ॥ અરે ॥ ૬ ॥ હું જોઇને વીસ્મે પામ્યો, અતીશે મન અકળાવું; તમારે વઢવાની શકતી ન હોય તો, હું પણ સાથે આવું ॥ અરે ॥ ૭ ॥ વળણ; એવાં વચન અતીશે કહ્યાં, દાઝયું ક્ષત્રી ઉર; વલ્લભ વદે એમ સાંભળી, ચઢયું સભાને શુર.

## કડવું ૧૦ રાગ જીકરી.

વૈશમપાયન એણી પેરે બોલ્યા, સુણ જનમે જે રાયજી; વીસ્તારી તુજને સંભળાવું કહું, આદ્ય પરવ મહીમાયજી. ॥ ૧ ॥ સરવ ક્ષત્રી થયા કોપાતુર, ચાલો જઇ મારીએ ઠેરજી; આજ તો હાંઈ છે ને કાલે તો કઇ છે, તોફાન કરે ઘેરે ઘેરજી ॥ ૨ ॥ એમ કહીને સકળ ક્ષત્રી, હાથ ગ્રહ્યાં હથીઆરજી; સરવે સરવનુ સેન્ય લીધું, નીકળ્યા યુધ વીચારજી ॥ ૩ ॥ સલ્લ શીશુપાળ કંસ જરાસન, મારથી મોટા જેહજી; વાજતે ગાજતે નીકળ્યા સહુ, ગાંગેવ જાણ્યું તેહજી ॥૪॥ ત્રણ કન્યાએ મન વીચાર્યું, હવે થાશે કાળો કેહેરજી; હાંઇ આવીને નાત બારીઆને, મારી નાંખશે ઠેરજી ॥ ૫ ॥ એવામાં સરવે ક્ષત્રીઓ આવ્યા, મન ધારી મનસુબાજી; નારદ રૂશી ઘણાક ખુશી, અંત્રીક્ષ જોવા ઉભાજી ॥ ૬ ॥ એટલે સહુ રાજા સેન્ય સાથે, લગભગ થયા ચડી ચોટજી; ગાંગેવનો રથ વચમાં ઘેરી, ફરતો વળીયો કોટજી ॥ ૭ ॥ એવે શલ્ય રાય એવું બોલ્યો, લાવ્ય નાત બારીયા કન્યાયજી; ગાંગેવ કહે નહી મળે એ, જઇ વરો તમારી માયજી

॥ ૮ ॥ એટલે સઘળા ક્ષત્રીઓ કોપ્યા, આયુદ્ધ લીધાં હાથજી; એટલે ગાંગેવનો સારથી બોલ્યો, અરજ સુણો મમ નાથજી ॥ ૯ ॥ પાડા પાછા લડો કાડો ઝાડોનો ખોડો, મુને થાવા દો વીદાયજી; ગાગેવ કહે પેહેલો તુજને મારૂં, થનારૂં હોય તે થાયજી ॥ ૧૦ ॥ સુરાનો સારથી ન હોય કાયર, સારથીના ધ્રુજ્યા ચર્ણજી; હાંઇ રહીશું કે નાસી જઇશું,તોપણ થાવાનું મર્ણજી ॥ ૧૧ ॥ એમ જાણી એ બેઠો રહયો તવ, ગાંગેવે કર્યો વીચારજી; યુધમાં લડતાં રખે કન્યાઓને, વાગે કાઇનું હથીઆરજી ॥૧૨॥ એમ જાણી એક બાણજ લીધું, બ્રહ્માસ્ત્ર મંત્રનું સારજી; કન્યાનુ રક્ષણ કરવા મુકયું,કન્યાયો ઉપર ત્યારજી॥ ૧૩॥ તે આડુ અવળુ ને ઉંચુ નીચુ, ફરે કંન્યાની આગેજી;ચાહ્ય તેટલાં ત્યાં આયુધ આવે, તેને તેવું તે બાણ ભાગેજી ॥ ૧૪ ॥ પછે ગાંગેવજીએ ધનુશ લીધુ,તરત કર્યો ટંકાર જી; એટલે સઘળા ક્ષત્રી લોકોએ,દેવા માંડયો મારજી ॥ ૧૫ ॥ ગુપ્તી ગેડીને ગદાઓ ફેંકે, તરકસ તીર તરવારજી;ખેંપવા ખંજર સાંગ્યને ત્રીશુળ, જમઇઓને કટારજી ॥ ૧૬॥ ગલોલ ગોળી ગોફણ મારે,આયુધ રહયાં વરશોજી; ભેરી માળને નાંખે કાતરીયાં; ભાલા બાણને ફરશીજી ॥ ૧૭॥ દશે દીશાથી આયુધ આવે, ગાંગેવને વીંધી નાંખેજી; સામા અનેકને વચમાં એકલા,કયાં કયાં દ્રષ્ટી રાખેજી ॥ ૧૮॥ એવામાં ગાગેવે સલ્ય રાજાનો, રથ ભાગ્યો મારી બાણજી; એટલે શલે શર ફેંકીને, લીધો સારથીનો પ્રાણજી. ॥ ૧૯ ॥ તવ ગાંગેવે અછોડા ઘોડાના, પગને અંગુઠે ઝાલ્યાજી;એવામાં ગાંગેવના શરીરમાં સૌએ,બાણ ઘણેરાં ઘાલ્યા જી ॥ ૨૦ ॥ તવ ગાંગેવજી કાહયર થયો,રૂધીર ધાર અંગ છુટેજી; માહા અઘોર યુધ મચી રહ્યું જોઇ, નારદ કાખલીઓ કુટેજી ॥ ૨૧ ॥ એવામાં ગાંગેવે મરણ ધારી, અગણીતું બાણ લીધું એકજી; ઉપર મોહાસ્તર મંત્રીથ મારયું, બાણ થયાં અનેકજી ॥ ૨૨ ॥ તે બાણ વાગ્યાં સરવ જીવને,પ્રાણજ ઉંચા ચડીયાજી;હાથી ઘોડાને ઉંટ સુધાં,સકળ ક્ષત્રી પડીયા જી ॥ ૨૩ ॥તવ ગાંગેવે જાણ્યું હઇથી જઇને,જીત્યા એવું કહેશેજી;પણ આજ મુજથી લડતાં હાર્યા,નીશાની શી રહેશેજી ॥ ૨૪ ॥ એમ જાણી એક ક્ષૌરાસ્તર મેલી, સહુને નીશાની આપીજી;સરવ ક્ષત્રીની ડાભી મગની,મુછ અકકી કાપીજી ॥ ૨૫ ॥ પછે મુછે હાથ નાખીને ઉભો,રાખો રૂદેમાં હામજી;ત્રૈણે કન્યાયો સજડ થઇ ગઇ, નથી બોલ્યાનું કામજી ॥ ૨૬॥ એમ કરતાં ચાર ઘટી થઇ, વળવા માંડી મુરછાયજી;જે રાજા ઉઠે તે રાજા ત્રાશીને,જીવ લેઇ નાશી જાયજી ॥ ૨૭ ॥ એવી રીતે સહુ નાઠા

ત્યાંથી, ગણાયો ગાંગેવ બળીયોજી; પછી ગંગા સુત ત્રણે કન્યાને,લેઇને ઘર ભણી વળીયોજી ॥૨૮॥ જાતાં જાતાં મારવાડ દેશની, ભાગોળ આવી જ્યારેજી; અંબાળીકા કન્યા ગાંગેવ પ્રત્યે, બોલી ઉઠી ત્યારેજી ॥ ૨૯ ॥ ગાંગેવ શીદ મુને લઇ જાવો છો, હું સલ્લને વરી ચુકીજી; તવ ગાંગેવે પરદારા જાણી, રથથી ઉતારી મુકીજી ॥ ૩૦ ॥ જારે બાપા આ ગામ છે સલ્લનું, કહી રથ રાખ્યો ત્યાંયજી; કન્યાને ગામમાં જાવા દીધી, રહયો જોવા ચરચાયજી ॥ ૩૧ ॥ એટલે અંબાળીકા સલની સભામાં, જઈ કર્યો જુહારજી; જુઓ હું કેવી આવી ગાંગેવને મુકી, એરે મારા ભરથારજી ॥ ૩૨ ॥ સલ્લ કહે તું થઇ વશ કન્યા, ગાંગેવજીની સારજી; માટે તુજને હું નહી રાખું, જા નહી તો મારૂં મારજી ॥૩૩॥ કન્યા કહે હું તો નહી જવાની પ્રાણ, મારો તજીશજી; સલ્લ કહે છે જાય છે કે નહી, છેદું તારૂં શીશજી ॥ ૩૪ ॥ કન્યાએ જાણ્યું આ નહી રાખે, માહરી શી ગત થાશેજી, લાવ્ય દોડી પોહોચું ગાંગેવજીને, નહી તો એ પણ જાશેજી ॥ ૩૫ ॥ એમ જાણીને દોડતી આવી, દીઠી ગાંગેવે નારજી; એટલે રથ માંડયો હાંકવાતવ, કન્યા આવી બાજી સારજી ॥૩૬॥ ગાંગેવ કહે તું અળગી રહેજે, નહી તો કહાડું પ્રાણજી; એટલે અંબેને અંબીકા કન્યા, કરગરી વદી વાણજી ॥૩૭॥ એરે જેઠજી ક્ષમા કરીને, લ્યો એને આપણી સાથજી; ગાંગેવ કહે નહી કામનીએ, સલરાય એનો નાથજી ॥ ૩૮ ॥ એમ કહીને અળગી કહાડી, રથ દોડાવ્યો ભલી પેરજી; બે કન્યાને લેઇને આવ્યો, હસ્તીનાપુર આપ ઘેરજી ॥ ૩૯॥ મછગંધાને કન્યા સોંપી ગાંગેવ લાગ્યો પાયજી; મછગંધા કહે ધન છે નંદન, ભવ ભવ તુજ જય થાયજી ॥ ૪૦ ॥ એમ કહીને ત્યાંજ રહ્યાં સહુ, રણ રહી કન્યા જેહજી; આસુડાં પાડી આક્રંદ કરતી, પીયર જવા લાગી તેહજી ॥ ૪૧ ॥ એવામાં નારદે નજરે દીઠી, વીચાર કીધો મનજી; જાણ્યું કે ઠીક થયું કન્યાને મુકી, કરૂં લડાઇ ઉતપનજી ॥૪૨॥ એમ જાણીને નારદ આવ્યા, અંબાળીકાની પાસજી; અરે બાઈ તુને મુકી રઝળતી, હું જોઇ પામ્યો ત્રાસજી ॥ ૪૩॥ ફીકર નહી તને ગાંગેવને ઘેર, મોકલવાની કરૂં પેરજી; સલ્લ તણું તું નામ ન દેતી, જા રડતી તુજ ઘેરજી ॥ ૪૪ ॥ વળણ ॥ હું આવીને પુરીશ સાક્ષી, કહી થયા વીદાય; વલ્લભ મુખ એમ ઓચરે, હવે કન્યા રડતી જાય ॥ ૪૫ ॥

# કડવું ૧૧ રાગ વૈદ્રભીનો.

અંબાળીકા આંસુ ભરે, કરે વિવીધ વિલાપ; હવે વલે શી માથરી, કીયા જનમના પાપ. અંબાળીકા આંસુ ભરે; ટેકઃ અરેરે હું વશ કન્યા થઇ, મુને નહી વરે કોય; પીયર સદા નવ્ય શોભીએ, મારી શી દશા હોય. અ૦ ॥ ૧ ॥ એમ રડતી આવી કાશી દેશમાં, જયાં બેઠાં માત તાત; પીતાજી હું ઘણી પાપણી, મારી વંઠી ગઇ વાત. અં૦ ॥ ૨ ॥ વણુવાંકે નાત બહારીએ, મુને મુકી ઉતારી; મુખ થકી કાંઇ બોલી નથી, તોયે સત્રુજ ધારી. અં૦॥૩॥ તવ પીતા કહે ઓ દીકરી, તારા ભવીશની ટાંક; ગાંગેવ અધર્મી છે નહી, હશે તારો કાંઇ વાંક. અં૦ ॥ ૪ ॥ એવે નારદજી ત્યાં આવીઆ, બોલ્યા ધરી શોક ઉર; આ પુત્રીનું મોઢું નવ ગમ્યું, વાંક નથી રતી પુર. અં૦ ॥૫॥ તવ કાશી રાજા કહે નાથજી, હવે ટળ્યો મારો વેમ; કુંવારી પુત્રી નવ વેઠીએ, હવે કહો કરૂં કેમ. અં૦ ॥ ૬ ॥ નારદ કહે ચીંતા નહી, તમો તતબર થાઓ; માત તાતને એ દીકરી, ફરશુને મઠ જાવો. અં૦॥ ૭॥ ગાંગેવના ગુરૂ એહછે, તેને કહેજો અન્યાય; એટલે ગાંગેવને તેડાવીને, સોંપી દેશે કન્યાય. અં૦ ॥૮॥ તવ ત્રૈણે ત્યાંથી નીકળ્યાં, ગયાં ગુરૂને મઠ; પ્રથવી પડી રૂદન માંડીયું, આવ્યા વિદ્યાર્થી ઠઠ. અં૦ ॥ ત્રણે જણાંને ઉઠાડીયાં, લેઈ ગયા ગુરૂ પાસ; ફરશુરામે પુછી વારતા, કેમ પામ્યાછો ત્રાસ. અં૦॥૧૦॥ તારે કાશીરાજા મુખ બોલીયો, ધન તમારી વિધ્યાયઃ ગાંગેવ વીદ્યારથી તમ તણો, જસ કર્યો જગમાંય. અં૦॥ ૧૧॥ મારી ત્રણ પુત્રીઓનું હરણ કર્યું, તે તો ક્ષત્રીનો ધર્મ, પણ બે કન્યાઓ લેઇ ગયો, એક આ નીચ કર્મ. અ ॥૧૨॥ આ મારી દીકરી રાંકડી; મુકી રખડતી રાન્ય; તે તમને લાંછન અતી, કર્યું કસાઇ સમાન્ય. અં ॥ ૧૩ ॥ તવ ગરૂજી એમ બોલીયા; ચુક પડી હશે કાંક; ગાંગેવ અસત્ય ચાલે નહી, હશે કન્યાનો વાંક. અં૦॥૧૪॥ કન્યા કહે કસુર નથી, સમજો સત્ય પેર, તવ ગુરૂ કહે રડશો નહી, મોકલું એને ઘેર. અં૦ ॥૧૫॥ છાંના રહો ને ભોજન કરો, ટાળુ તમારો તાપઃ કન્યા એ ઘેર મોકલું નહી, તોતો બ્રહ્મ હત્યા પાપ અ ॥૧૬॥ વળણ, તવ ત્રૈણે છાંનાં રહ્યાં, ભોજન કર્યું ભલી પેર, વલ્લભ વદે તવ ફરશુએ, રાખ્યાં પોતાને ઘેર. ॥

# કડવું ૧૨ રાગ સામેરી.

વૈશમપાયન એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાયી; વીસ્તાર

તુજને સંભળાવું કહું, આદ્ય પરવ મહીમાયા ॥૧॥ ગુરૂએ વીક્યારથીમોકલ્યા, ગાંગેવને તેડી આવો; હજારો કામ પડતાં મુકાવી, હાલને હાલજ લાવો ॥૨॥ તવ વિક્યારથીયો ત્યાં ચાલ્યા, ઉલટ છે અતી ઉર; ગાંગેવજીને ઘેર આવ્યા, જ્યાં છે હસ્તીનાપુર ॥ ૩ ॥ ગાંગેવ કહે પધારો માહારાજા, કેમ તસ્દી લીધી આજ; વીક્યારથી કહે હાલને હાલજ, તેડે ગુરૂ મહારાજા॥૪॥ મછગંધા કહે જાવો દીકરા, ગુરૂને કામે પેહેલાં; તવ ગાંગેવે રથ જોડયો, નીસર્યા વેહેલા વેહેવા ॥ ૫ ॥ વીક્યારથીઓને સાથે લીધા, આવ્યા ગુરૂને ઠામ; ચરણમાં જઇ શીશ મુકયું, મુને તેડયો શા કામ ॥ ૬ ॥ ફરશુરામ કહે તન મારા, તું ગયો કાશી દેશ; ત્રણ કન્યાનાં હરણ કીધાં, જીતીયો સર્વ નરેશ ॥ ૭ ॥ જગતમાં મુજને શોભા આપી, લેઈ ગયો કન્યાય; પણ એક કન્યા મુકી રઝળતી, તે તેં કર્યો અન્યાય ॥ ૮ ॥ એટલું મુજને લાંછન આપ્યું, ઓરે ઓ મારા તન; ગાંગેવ કહે આવી હશે કન્યા, તમ તણે ભાવન ॥ ૯ ॥ ફરશુરામ કહે હા આવી છે, નથી મારે તારી ચોરી; આવો કાશીરાજા હાંઇઆં બેસો, બોલાવો તમારી છોરી ॥ ૧૦ ॥ તવ કાશીરાયને એની રાણી, ત્રીજી કન્યા જેહ; ત્રણે જણાં બાર આવીને બેઠાં, પણ ધ્રુજે છે દેહ ॥ ૧૧ ॥ તે પછી ગુરૂ બોલીયા તું કન્યાને લેઇ જા ઘેર, ગાંગેવ કહે કસુર કન્યાની, તે સાભળો મમ પેર; ॥ ૧૨ ॥ હું કન્યાને લેઇ જાતો તો, પંથ જાતાં વદી એમ, હું સલ્લરામને વરી ચુકી છું, લઇ જાય મુજને કેમ ॥ ૧૩ ॥ એટલે મેં પરકન્યા જાણી, ઉતારી મુકી તરત; હવે એ કન્યા નહી કામની; ભાગે ક્ષત્રાનું વરત ॥ ૧૪ ॥ ગુરૂ કહે ગમે તેમ હોય પણ, અણઘટ મેં કીધું છે, તુજ ઘેર કન્યા મોકલવા મેં, પાપ માથે લીધું છે ॥ ૧૫ ॥ ગાંગેવ કહે ભલેજ લીધું, ઓ મારા માબાપ; એ કન્યા હું લેઇ જાવું તો, બ્રહ્મહત્યાદીક પાપ ॥ ૧૬ ॥ ફરશુરામ કહે આ શું બોલ્યો, થઇ જાસે કાળો કેર; માહારૂં કહ્યું માને નહી તો, મારી નાંખુ ઠેર ॥ ૧૭ ॥ ગાંગેવ કહે લો શીશ ખોળામાં, મારતાં ન કરો વાર; ગુરૂ કહે એમને એમ મારૂં, તે મુજને ધીક્કાર ॥ ૧૮ ॥ યુધ કરી મારીશ તુને, મુસ્તક તારૂં કાપું; ગાંગેવ કહે યુધ કરો તો, વીક્યાની પરીક્ષા આપુ ॥ ૧૯ ॥ એટલે ગુરૂ અતીશે કોપ્યા, રથ કર્યો તૈયાર; રક્ત લોચને યુધે ચડીયા, હાથ લીધાં હથીઆર ॥ ૨૦ ॥ ગાંગેવજી પોતાને રથ બેઠા, નીકળીયા મઠ બહાર; સામાસામી ક્રોધમાં ઉભા, ગુરૂ બોલ્યા તેણીવાર ॥ ૨૧ ॥ સમજ દીકરા લેઈ જા કન્યા; વચન અમારૂં માનો; ગાંગેવ કહે યુધ આરંભો, વીપ્ર લાડુ ખાઇ જાણો ॥ ૨૨ ॥

એટલે ગુરૂ વીશેશ કોપ્યા, કીધો ધનુષ ટંકાર, ગાંગેવે પણ ધનુશ ચડાવ્યું, ક્ષણુ ન લાગી વાર ॥૨૩॥ વળણ. ગુરૂ ચેલા ગાજીઆ, યુધ્ધે અપરમપાર; નારદ અંતરીક્ષ આવીયા, વલ્લભ કરે વીસ્તાર.

## કડવું ૧૩ રાગ સાખીની ચાલ.

વૈશમપાયન એણીપેરે બોલ્યા, સુણ જનમેજયરાય; વીસ્તારી તુજને સંભળાવું, આધ્ય પરવ મહીમાય ॥ ૧ ॥ બંને બળીયા બહુ કળ કળીઆ, માહા વીમીત થઇ બૂધ; બાણાવળીઓએ બાણ લીધાં, આરંભકીધું યુધ ॥ ૨ ॥ ગુરૂએ નાગપાસ માર્યું બાંધવા, તવ નાગ પેદા થાય, ગાંગેવે ગરૂડાસ્તર માર્યું તે, નાગને વીણી ખાય. ॥ ૩ ॥ તવ ગુરૂએ માર્યું અગ્નાસ્તર, અગની બાળવા જાય, ગાંગેવજીએ મારૂ મેઘાસ્તર, અગની બધો હોલવાય ॥ ૪ ॥ તવ ગુરૂએ મારૂ પર્વતાસ્તર, ચાલ્યું પર્વતનું પુર, ગાંગેવે માર્યું બાણ વજરનું, પર્વત કર્યાચકચુર ॥ ૫ ॥ એવે સમે બાણ મારે અગણિ તાં, જણાવે ઝાઝુ જોર; મધમાંખ્યો પેઠે બાણ ભમે તેથી, થયું અંધારૂં ઘોર ॥૭॥ લડતા વડતા પાછા ન પડતા, કોઇ નથી થતું જેર, એમ કરતાં સાંજ પડી ને, સુરજ બેઠો મેર ॥૭॥ એટલે યુધ બંધજ રાખ્યું, ભેગા થઇને મઠ ગયા, ગુરૂચેલા ભેળું ભોજન કીધું, સયન સમે સુઇ રહ્યા ॥ ૮ ॥ એવે સમે ત્યાં પ્રભાત થયો, બે બળીયા શુભ સુબા; રથે બેસીને બહાર નીસરીયા, યુધ કરવાને ઉભા ॥ ૯ ॥ તે દન પણ અતા યુધ આરંભ્યું, દીવસ વીતી થઈ રાત; વળી પાછા યુધે બાજયા, થયો ત્રીજે પ્રભાત ॥ ૧૦ ॥ એમને એમ નવદન લગી વઢીયા, એવે દસમો દન થાય; તે દન ગુરૂએ મરવું આદરયું, યુધે બાજ્યા ત્યાંય ॥૧૧॥ ફરશુરામે મારૂ વજરાસ્તર, રથ ગાંગેવનોભંગ; પછી અતિ બાણ મારી ગાંગેવનું, વીંધી નાંખ્યું અંગ ॥ ૧૨ ॥ પછી બે બાણ બળમાં માર્યાં, દારૂણ દૈવત દાખ્યાં; ગાંગેવજીના કરનાં કાંડાં, આરપાર વીંધી નાંખ્યાં ॥ ૧૩ ॥ તવ આયુધ હાથથી પડયાં હેઠાં, ગુરૂએ મુકી દોટ; બળ કરીને ગાંગેવજીની. ઝડપ ઝાલી ઘાટ ॥ ૧૩ ॥ ઉચકી મુસ્તક ફેરવીને, તરત નાંખ્યો, ધરણ; રૂદીયા ઉપર ક્રોધથી બેઠા, આવ્યું તારૂં મરણ ॥ ૧૫ ॥ તવ નારદજી મન વિચારયું ગાંગેવ મરણ જશે; જીવતો હશે તો કોક સ્થળે પણ, લડાવવાનો થશે ॥ ૧૬ ॥ દસ દીવસ યુધ સારૂ જામ્યું, પામ્યું મન ઉલ્લાસ; હવે તો એને ઉગારવો એમ; ધારી ગયા ગંગાપાસ ॥ ૧૭ ॥ ગંગા કહેકેમ

પધાર્યા, એ બાઈ કાળો કહેર; તારા નંદન ગાંગેવજીને, ફરશુ મારે છે ઠેર ॥ ૧૮ ॥ રૂદીયા ઉપર ચઢી બેઠા છે, પુત્ર કરે આંસુપાત; કેહે છે કે આ વેળા નથીજ બેલી, માહરી ગંગા માત ॥૧૯॥ તેવું સાંભળી મને રડવું આવ્યું, કેહેવા આવ્યો તુજ પાસ; જારે જા જઇ ઉગાર પુત્રને, નહી તો થાશે નાશ ॥૨૦॥ તવ ગંગાજી સ્વરૂપ ધરીને, ગયાં ઉદાશ મન સાથ; હાંહાં કહીને ફરશુરામના, ગંગાએ ઝાલ્યા હાથ ॥ ૨૧ ॥ રખેને મારો માહરા પુત્રને, પાતાળ જઇશ આપ; પછી જગ જીવનાં પાપ ધોવાશે નહીં, તે તમ અંગે પાપ ॥ ૨૨ ॥ સુણી ગુરૂજી ઉઠીને ઉભા, બોલ્યા આપની વાણ; જા જેની જોડે દશ દીન લડતાં, જાજે તારો પ્રાણ ॥ ૨૩ ॥ ગાંગેવ કહે ભલે મહારાજા, પણ કન્યા લીધી ન આપ; ગુરૂ કહે હવે ક્ષત્રી ભણાવું તો, બ્રહ્મહત્યાનું પાપ ॥ ૨૪ ॥ એમ કહીને ગયા એ મઠમાં, ગંગા થયાં વિદાય; ગાંગેવજી પણ ઘેર ચાલ્યો, પછી શું મઠેમાં થાય ॥ ૨૫ ॥ ફરશુરામે ફરશી લીધી, પુરણ પ્રગટી છે રીસ; વ્હાલામાં વ્હેર કરાવ્યું કન્યાયે, છેદું એનું શીશ ॥ ૨૬ ॥ તવ કન્યાને કન્યાના માબાપ, નાઠાં તેણી વાર; આઘે જઇને ઉભાં રહીને, કર્યો રાજાએ ઉચ્ચાર ॥૨૭॥ જા દીકરી તું રાજ્ય ભોગવ્ય, અમે તારાં માત તાત; કુંઆરીકા મુખ કેમ જોઇએ, કરીશું પ્રાણઘાત ॥ ૨૮ ॥ તવ કન્યા કહે પીતાજી મારા, તમો એવું નવ ધારો; વનમાં જઇને ત્યાગ કરૂ છું હું પંડે દેહ મારો ॥ ૨૯ ॥ એમ કહી કન્યા વનમાં ચાલી, ઘેર ગયો કાશીરાય; અંબાળીકા કન્યા તપ લેઇ બેઠી, અઘોર વનની માંય ॥ ૩૦ ॥ શીવ તણું એણે તપ આરંભ્યું, શીવ થયા પરસન; માગ્ય માગ્ય જે માગે તે આપું, શંભુ વદ્યા વચન ॥૩૧॥ કન્યા કહે હું માગુ મહારાજા, લાગી તમારે ચરણ; ગંગા નંદન ગાંગેવજી મ્હારે, હાથે પામે મરણ ॥ ૩૨ ॥ માહાદેવ કહે આ યુગમાં તો, સ્ત્રી હાથે નવ મરે; પણ જા હવેને અવતાર તારે, હાથે તું નાશ જ કરે ॥ ૩૩ ॥ તવ કન્યાયે ચીતા ખડકી, દેહજ કીધો નાશ; પેલો ગાંગેવજી ઘેર ગયો ત્યાં, કીધો ભાઇઓનો તપાસ ॥ ૩૪ ॥ લાવો મારી મજીગંધા મા, વિવેક વાત વરણાવું; બે ભાઇને ને બે કન્યાને, આનંદથી પરણાવું ॥ ૩૫ ॥ તવ બે પુત્રની સોંપ કહાડી, આવ્યો મોટો સુત જેહ; નાનાની વાત સાંભળી કે, ત્યાગ કર્યો એણે દેહ ॥ ૩૬ ॥ વિચીત્ર વિર્યે કહે મોટા બંધુ, એને પડયો તો વ્હેમ; મા સંગ વીભળતા જાંણી માટે, એણે કીધું એમ ॥ ૩૭ ॥ ગાંગેવે જાણ્યું છું પુરૂષ મારે, એવું

આવ્યું એને મન, એમ જાણી ભીસ્મ કરમ કીધું, ઇંદ્રિ કરી છેદનાકટતા તે દનથી તો નામજ ફરીયું, કેહેવાયા ભીસ્મ પિતાય; પછી કીયા વીતાડીને આપી, એકને બે કન્યાય ॥ ૩૯ ॥ વિચીત્રવીર્ય એઉને પરણ્યો, સાંભળને તું રાય; અંબાળીકા કન્યા બળી મુઇ તે, અવતરી પંચાળ માંય ॥૪૦॥ પંચાળ દેશનો ધરૂપત રાજા, તેને દસ છે નારી; તેમાં અળખામણીને પેટે, અવતરી એ કુંઆરી ॥ ૪૧ ॥ ગર્ભ રહ્યાથી તે થઇતી વ્હાલી, પણ પુત્રી અવતરી જ્યારે; એટલે પડદામાં ગભરાઇ રાણી, પણ મન વિચાર્યું ત્યારે ॥ ૪૨ ॥ ॥ વળણ ॥ રાણી મન વિચારીયું, પુત્રી અવતરી કહીશ; તોતો મારા કંથને, હું અળખામણી થઇશ ॥

## કડવું ૧૪ રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા વૈશમ પાયે વચન, સાંભળ જનમેજય રાજન; રાણીએ કીધો એમ વિચાર, પુત્રીનો પુત્ર ઠરાવવો સાર ॥ ૧ ॥ એમ જાણી પોતાની જે દાસ, તે ચારેને બોલાવી પાસ; સુણો દાશી તમો મારી સલાય, વાત જોજો કોઇને ન જાય ॥ ૨ ॥ પુત્રીનો પુત્ર ઠરાવવો સહી, દાશી કહે છાંનુ રેહેશે નહી; રાણી કહે જાણો તમે ચાર, લ્યો આપુછું મોતીનો હાર ॥ ૩ હાર દીધા દાશી રાજી થઈ, ચાર રાણીની સલામાં રહી; રાણી કહે સભામાં જાવો, દીકરાની વધામણી ખાવો ॥ ૪ ॥ તવ દાશી ગઇ ત્યાં ચાર, જઇ રાયને કીધો જુહાર; ભાગ્યશાળી વાધ્યું ઘર સુત્ર, તમને પ્રભુએ આપ્યો પુત્ર ॥ ૫ ॥ રાયે પુન્ય કર્યું તે ઠામ, ધરયું સીખંડી એવું નામ; ત્યાંતો વરત્યો બહુ જેજેકાર, રાજા ધ્રુપત હરખ્યો અપાર ॥ ૬ ॥ જાણે ચાર દાશીને રાણી, પુત્રી છે તેવું નિશ્ચય માની; દેખાડે નહીં કોઇની આંખે, નાંનાં વસ્ત્ર પેહેરાવી રાખે ॥ ૭ ॥ એમ કરતાં થયા ખટ માસ, રાજા આવ્યો રાણીને અવાસ; રાણી ફેડો મારૂં મન દુખ, દેખડાવો કુંઅરનું મુખ ॥ ૮ ॥ રાણી કહે ન આવશો આગે, રખે દ્રષ્ટી કુંઅરને લાગે; તવ રાજા પાછો વળી જાય, ભલે હોજલમાં મ્હોટા થાય ॥ ૯ ॥ એમ કરતાં ગયું વર્ષ એક, રાયને જોવા થયો મોહ છેક; ગયાં રાણી તણે ભોવન, બાહાર રહીને વદયો વચન ॥ ૧૦ ॥ આજ પુત્રને બારણે લાવો, મને મુખ એનું દેખડાવો; રાણી કહે સભામાં આજ, જાવો મોકલી દેશ માહારાજ ॥ ૧૧ ॥ તવ રાજા સભામા જાય, કહે દાશી હવે શો ઉપાય; રાણી કહે જુઓ ચતુરાઇ, ચોરણી પેહેરાવી કન્યાને ત્યાંહી ॥ ૧૨ ॥ કબજા ટો

ખી અને રૂમાલ,વસ્ત્ર વીંટાળીને કર્યો તાલ;લ્યો દાશી દીકરી લેઇ જા-
વો, રાયને મુખ આઘેથી બતાવો ॥ ૧૩ ॥ રાજા માગે તો રાજાને દેજો,
દેતા ગુપ્ત ચુંટી એક લેજો;એટલે રડવા લાગે પામી કષ્ટી,કહીયે લાગી
કોઇકની દ્રષ્ટી ॥ ૧૪ ॥ એમ કહી છીનવી લેજો સાર,રાજા નહી કરે દે
તાં વાર;એમ કહી પુત્રી દાશીને આલી, દાશીઓ ત્યાં રમાડતી ચાલી
॥ ૧૫ ॥ આવી રાજ્ય સભાની માંય, રાજા કહે લાવો એને હાંય; તવ
દાશીએ ઉછંગમાં દીધી,દેતાં જંગામાં ચુંટી લીધી ॥ ૧૬ ॥ તવ કન્યા-
એ નાખી ચીસ,બોલી દાશીઓ કરીને રીસ;રાજા ઘેલા લીધો સુત મા
ગી,જુઓ નજર કોઇની લાગી ॥ ૧૭ ॥ રાજા કહે લેઈ જાઓ દાશી,લ
ઈ દાશીયો ગઇ ઘેર નાશી;જઇ કહ્યું રાણીને લ્યો બાઇ,ધન ધન તમા-
રી ચતુરાઈ ॥ ૧૮ ॥ ભારે હલકી નથી દીઠી રાયે,પાછી આપી દીધી કર
માંયે; એમ કરી રહ્યાં સહુ સાર, થયો પંચ વરસનો કુંઆર ॥ ૧૯ ॥ ત
વ નિશાળે ભણવા જાય, સાથે દાશી રહે છે સદાય; એવે વરસ થયાં
અગીયાર, રાયે દીધું જનોઇ ત વાર ॥ ૨૦ ॥ પાસે કમળ દેશ છે એક
રાજા કમળસેન વિવેક; તેને કમળીતા પુત્રી છે સારી, આવ્યો પંચાળ
વીવાહ ધારી ॥ ૨૧ ॥ સીખંડીનો વિવાહ કર્યો સાર,કમળીતા સંગે તે-
ણી વાર; ગયો કમળસેન આપ ઘેર,એવે થઇ લગનની પેર ॥ ૨૨ ॥ રા
જા દ્રુપતે ધાર્યું લગ્ન,કાઢયો વરઘોડો થઇ મન મગ્ન; વાજતે ગાજતે એ
નરેશ,જાન લાવ્યો છે કમળ દેશ ॥ ૨૩ ॥ દીધું કમળસેન્યે માન્ય, લગ્ન
જોઇ આપ્યું કન્યા દાન; વર કન્યા કરયાં વીદાય,આપી પેહેરામણી અ
તી ત્યાંય ॥ ૨૪ ॥ જાન આવીછે પંચાળ ગામ,કન્યા રહી ચાર દાડા તે
ઠામ; પાછી પાયેર ગઇ થઇ રાજી, સીખંડી સમજ્યો જગ બાજી ॥ ૨૫
॥ મારી માયે કીધો અન્યાય,પરણાવી કન્યા ને કન્યાય; જાણ્યું પણ ર-
હ્યો સમજીને મન,એવે વીતી ગયા બહુ દન ॥ ૨૬ તવ દ્રુપતે મોકલ્યું
આણું, આવી કમળીતા સાસરૂ શાણું; રાયે આપ્યું જુદું ભોવન, નર
નારીને કરવા સયન ॥ ૨૭ ॥ સીખંડી સમજ્યો મન સાથ,ન કરે નારી-
ની સંગ વાત;બોલાવે કમળીતા અતીશે,પણ બોલે નહીં કો દીશે ॥ ૨૮
॥ તેથી કમળીતા પસ્તાય મન,નાવે નીંદ્રા ન કરે સયન;એવે સીખંડી
નીંદ્રાયે ભરીયો,વસ્ત્ર છેડો નારે દુર કરીયો ॥ ૨૯ ॥ દીઠો નાથને નારી
સ્વરૂપ,અરેરે હવે સોધું હું કુપ;લખ્યો પત્ર છાનો બધી પેર, મોકલ્યો
પોતાના તાત ઘેર ॥ ૩૦ ॥ તાતજી જીવતી શીદ રાખી, મને જનમ કુ-
વામાં નાંખી;પરણાવી નારી સંગ નારી,તમે કાંઇ ન જોયું વિચારી ॥ ૩૧

॥ એવો પત્ર લખીને મોકલીયો, એક પોતાનો સેવક પળીયો; આપ્યો પત્ર કમળસેન્ય હાથ,વાંચી કળકળીયો મન સાથ॥ ૩૨ ॥ થયો ક્રોધાતુર અપાર, કર્યું સેન્ય પોતાનું તૈયાર; એવે પાસે આવ્યો પરધાન, કરો છો ક્યાં તૈયારી રાજાન ॥૩૨॥ બોલ્યો કમળ સેન્યશું જાચો, લ્યો આ પત્ર પુત્રી તણો વાંચો;વાંચી પ્રધાન બોલ્યો તે ઠામ,કશું સાહસા ન કરીએ કામ ॥૩૩॥ ચાલો હું ને તમે બેઉ જૈએ,સાથે સેવક સો બસે લૈએ એકાએક ન કરવી શિક્ષા,કરીએ જમાત્ર તણી પરીક્ષા ॥ ૩૪ ॥ પુત્રીનું લખેલું હોય સાચું,પછી કાંઇ ન રાખવું કાચું;એમ શાન્ત કર્યો છે રાય લીધા બસે સેવક સંગ માંય ॥ ૩૫ ॥ આવ્યા પંચાળ રાય પરધાન,તાણ્યા તંબુ મોટે મેદાન; નગ્ર બારણે એ ઉતરીઆ, રાજા પ્રધાને વિચાર કરીઆ ॥ ૩૬ ॥ ચાલો જમૈને જમવાનું કહીએ,એવે બાને હૈં બોલાવી લઇએ; કરીશું એની હાંઇ પરીક્ષા, હોય અપરાધ તો દેવી શીક્ષા ॥૩૭॥ એમ કહી બેઉ ઉભા થાય,દ્રુપતરાયની સભામાં જાય;દીઠા દ્રુપતે વેવાઇ જ્યારે, ઉઠી મળી દીધું માન્ય ત્યારે ॥ ૩૮॥ બોલ્યો દ્રુપત પધારયા ક્યાંથી, વેવાઈ કહે કે જાત્રામાંથી; બોલાવો અમ જમાત્ર હાંય, લેઇ જવા છે જમવાને ત્યાંય॥ ૩૯॥ તેડાવ્યો ત્યાં દ્રુપતે કુમાર, આવ્યો સભામાં શીખંડી સાર;દીઠો સસરોને પ્રગટયું દુખ,તવ ઉતરી ગયું એનું મુખ ॥ ૪૦ ॥ નિશ્ચે માહારી જાહેર પડી વાત, હવે થાશે અતી ઉતપાત; એવે સમજ્યો કમળસેન્ય ભુપ, બદલાયું જમાત્રનું રૂપ॥૪૧॥ બોલ્યો કમળસેન્ય વચન, આવજો તંબુએ કરવા ભોજન; નીચું જોઇ બોલ્યો કે વારૂ, મોડું આવવું થાશે ત્યાં માહારૂં ॥ ૪૨ ॥ વલણ ॥ એમ કહીને ચાલ્યો ગયો, પોતાના મેહેલ માંય; કમળસેન્ય વલ્લભ વદે, ગયો તંબુ સ્થળ ત્યાંય ॥

---

## કડવું ૧૫ રાગ રામેરીનો ચાલ.

વૈશંપાયન એણીપેરે બોલ્યા, સુણ જનમે જે રાય;વિસ્તારી તુજને સંભળાવું,આદ્ય પરવ મહીમાય ॥ ૧ ॥ સીખંડી ગયો જનેતા પાસે, સાંભળો માહરી માત;હું દીકરીને દીકરો ઠરવ્યો, શા કારણે ઉતપાત ॥ ૨ ॥ માત કહે હું હતી અણુગમતી, તુજ તાતને મુજ તન;વહાલી થવા આ બંગ ઉઠાવ્યો,એ માહારૂં સત્ય વચન ॥ ૩ ॥ સીખંડી કહે ઠીક જ તે તો, પરણાવી પર કન્યાય; મારો ને તેનો અવતાર બાળ્યો, એ કર્યો બહુ

અન્યાય ॥૩॥ તે વાત જાણી માહારો સસરો, આવ્યો પરીક્ષા લેવા; નગ્ર બારણે ઉતર્યાં છે, આવ્યો તો નોતરૂં દેવા ॥ ૫ ॥ જાઉ જમવા તો જોઇ લે મુને, પછી કરે કાળો કેહેર; મુજ તાતને ને તુજને પણ, મારી નાંખશે ઠેર ॥ ૬ ॥ વળી બધું નગ્ર લુંટી લેશે, ઉજડ કરશે દેશ; કહો હવે તેનું કેમ કરૂં મા, થવાનો મ્હોટો કલેશ ॥૭॥ કહો તો હું દેહ ત્યાગજ કરૂં, પછી શું લેશે પરીક્ષા; નિશ્ચે થયા વીણ સસરો મ્હારો, કોને નહી કરે શીક્ષા ॥ ૮ ॥ માત કહે એ વિચાર સારો, મરણ કરો કુંમાર; સીખંડીક-હે ધન્ય જનેતા, તુજ જીવવું ધિકાર ॥ ૯ ॥ અનેક જીવની ઉપાધી ટાળ-વા, હું કરવાનો એમ; એવું કહીને નિકળ્યો તે, અશ્વ બેઠો ધરી પ્રેમ ॥ ૧૦ ॥ અઘોર વનમા આપ ચાલ્યો, સપ્ત ગાઉ સંચરીયો; ત્યાંએક મોહો-ટો કુઓ દીઠો, અશ્વ થકી ઉતરીઓ ॥ ૧૧ ॥ અશ્વને બાંધ્યો વૃક્ષને ડા-ળે, મન થકી ધારયું મરણ; કુવા ઉપર આવીનેબેઠો, લબડાવી બે ચરણ ॥ ૧૨ ॥ ચોધાર આંસુ રડવા લાગ્યો, કરે કલેશી શબ્દ મીઠો, તે સામો ગફામાં જક્ષ શીવનો, તેણે કુંઅરને દીઠો ॥ ૧૩ ॥ જાણ્યું કે કોઈ પડે છે કુઆમાં, કુઓ ઘોજારો થાશે; એમ જાણીને આવીઓએ, સીખંડીનીજ પાસે ॥૧૪॥ કહે ભાઇ તું કેમ મરે છે; કુપ મ્હારો રદ થાય; સીખંડીક હે કીંમત આપું, પણ પડીશ હું માય ॥ ૧૫ ॥ જક્ષ કહે શા દુખે પડેછે, જાણવા ઉલટ જાગે; સીખંડી કહે વાત કહેવામાં, કોઇ ન કષ્ટી ભાગે ॥ ૧૬ ॥ વાત કર્યામાં થાય વગોણું, તેથી દુખ ન રડીએ; દુખરડે દુખકો-ઈન ભાગ, મીથ્યા ચાકજ ચડીએ ॥ ૧૭ ॥ અંગળ જક્ષ કહે શુણ ભા ઇ, ન કર આંસુપાત; માણુસ સપુત જોઇએ તો, સુખે ત્યાં કરવી વાત ॥ ૧૮ ॥ તેનાથી કદી દુખ ન ભાગે, તો કાંક રસ્તો બતાવે; પણ વારતા કરયા વિના તો, નિવેડો કયાંથી આવે ॥ ૧૯ ॥ માટે મુ-ને કર વારતા તું, મુજથી ભાંગશે દુખ; એવાં વચન સાંભળીને, સી-ખંડી બોલ્યો મુખ ॥ ૨૦ ॥ ઓ ભાઇ હું છું પ્રેમદા મુને, પુત્ર ઠરાવ્યો માત; તાત ન જાણે તેણેતો મુજને, પરણાવ્યો પ્રેમદા સાથ ॥ ૨૧ ॥ હ-વે તે પ્રેમદા ઘેર આવી, તેણે જાણી મમ રીત; સસરો મારો પરીક્ષા લે-વા, આવ્યો ધારી વીપરીત ॥ ૨૨ ॥ જો મુજને એ અબળા જાણે, તો તે કરે ઉતપાત; પ્રજાને મારે માતને મારે, મારી નાંખે મમ તાત ॥ ૨૩ ॥ મુજ માટે થાય નાશ ઘણાનો, તે કરતાં મરૂં એક; જક્ષે જાણ્યું કે છે આ દયાળુ, માટે ધાર્યો વીવેક ॥ ૨૪ ॥ એમ જાણી અંગળ બોલ્યો, હું કષ્ટ તારૂં કાપું; છ માસે મુજને દે જાય પાછું તો, પુરશાતણું માૂરં આપું ॥

૨૫ ॥ સીખંડી કહે દઈ જાઉં પાછું, સુર્ય દેવની સાખ; વચન ચુકું તો નર્ક ભોગવું, મુજ જનમ સત લાખ ॥ ૨૬ ॥ એવા નીરમળ વચન સુણી, ઉઠાડયો ગ્રહી હાથ; અંગળ જક્ષે સીખંડીને; ચાંપ્યો ત્યાં રૂદીઆ સાથ ॥ ૨૭ ॥ કહ્યું એ શંભુ હું શેવક તારો, મમ વેણ સફળ થાજો; સ્ત્રી પણું એનું આવજો મુને, પુરશ પણુ એને જાજો ॥ ૨૮ ॥ અંતઃકરણનો દીધો આશીરવાદ, તરત ટળીયો કલેશ; અંગળ જક્ષ તે નારી થયો, સીખંડી નર વેશ ॥ ૨૯ ॥ અંગળ જક્ષે કહ્યું જા ભાઇ, તવ બેઠો તોખાર; કમળ સેન્યના તંબુમાં રસોઇ, થયે થઈ બહુ વાર ॥ ૩૦ ॥ બે વાર શેવક તેડવા મોકલ્યા, સીખંડી નહી કો ઠામ; એટલે રાજા પંડે આવ્યો, ધ્રુપતરાજાને ધામ ॥ ૩૧ ॥ કયાં છે તમારો દીકરો, અમે કયાં લગી રહીએ બેશી; હું જાણુ છું તમે સુત સંતાડયો, શું ગયો પ્રથવીમાં પેસી ॥ ૩૨ ॥ સાંભળી ગભરાયો ધ્રુપતરાજા, કયાં ગયો હશે એ તન; એટલામાં ત્યાં આવ્યો સીખંડી, તાત તણે ભોવન ॥ ૩૩ ॥ કમળ સેન્યે કહ્યું કયાં ગયાતા, કેમ કરો બહુ વાર; સીખંડી કહે બંધન તારે, અમે નથી લગાર ॥ ૩૪ ॥ જા જમવાને નથી આવતા, એમ કર્યો બહુ સોર, સસરાએ જાણ્યું ઢીલો હતો પણ, કેમ આવ્યું આ જોર ॥ ૩૫ ॥ કહ્યું કે ક્ષમા કરીને પધારો, અમારે જાવું છે ઘેર; સખંડી તવ મીત્રોને લૈને, જમવા ચાલ્યો ભલી પેર ॥ ૩૬ ॥ રાજાને તંબુએ આવીયોએ, ધ્રુપતનો સંતાન, કમળસેન્ય કહે હવે ઉઠો, લ્યો જળને કરો સ્નાન ॥ ૩૭ ॥ પલાળવા જીણુ વસ્ત્ર દીધું, પેહેરયું સીખંડીએ સાર, રાજાને પ્રધાન ચરચા જોવા, બેઠા રહી હોશીઆર ॥ ૩૮ ॥ સીખંડીએ સ્નાન કીધું, કરી પરીક્ષા પ્રધાન; દીકરી ભુલી કાગળ લખતાં, પુરૂશ ધ્રુપત સંતાન ॥ ૩૯ ॥ ભોજન કરાવ્યાં ભાવતાંને, કર્યા જમાત્ર વીદાય; રાત્રી પડી તવ સીખંડી સુવા, ગયો પોતે મેહેલમાંય ॥ ૪૦ ॥ ત્યાં જઈ મળ્યો કમળીતાને, સુંદરીએ કરી શેવા; સત્ય કહો સ્વામી નર થયા કયાંથી, કાલ હતા મુજ જેવા ॥ ૪૧ ॥ સીખંડી કહે જારે રંડા, તું તો વીશય ભરી નારી; નર ન થયો હોત તો તાત તારો, નાંખત સરવને મારી ॥ ૪૨ ॥ અનેક જીવને થાત ઉપાદી, મરવા ગયો હું વન; છ માસ સુધી લાવ્યો પુરૂશાતણ, દેઇને સત્ય વચન ॥ ૪૩ ॥ તવ નારી કહે કંથ મારા, ન જોઇએ સુખ લ્હાવો; તમ શેવાન પ્રભુ શેવા કરૂ, પુરશાતણ આપી આવો ॥ ૪૪ ॥ સીખંડી કહે છ માસે વાયદો, પુરણ થાશે નાર; તે વારે જઇને આપી આવું, ત્યાં સુધી નર અવતાર ॥ ૪૫ ॥ એમ કહીને રહ્યા રાત્રીએ, એવે પ્રભાત થાય; કમળ

રાજાએ કુંવરી તેડાવી, ભાગોળે તંબુ માંય ॥ ૪૬ ॥ ગઇ કમળીતા તંબુ વિશે, પ્રધાને બોલાવી પાસ; કહો બેટી કેમ પત્ર લખ્યોતો, અમે થયા ઉદાસ ॥ ૪૭ ॥ કમળીતા કેહે શું પુછો કાકા,લખ્યો હશે મુખ કથી પણ તે પત્ર નહી હોય સાચો,શું લખ્યું તે શુદ્ધ નથી ॥ ૪૮ ॥ તરત પરધાન મનમાં સમજ્યો,દીકરી કાંઇ દુખે દુલી;લખતાં લખ્યો પણ નોહ્ય વાત સાચી;કાંતો જાણી જોઇ ભુલી ॥ ૪૯॥ પછી પુત્રીને વીદાય કીધી, રાજા પ્રધાન ગયા દેશ;શીવનું વચન સત્ય થવાને, કેવો ઉપજીઓ કળેશ ॥ ૫૦ ॥ વળણ ॥ શીવ વચન સત્યજ થવા, મરવા ગંગા તન;અંગળ જક્ષને શું થયું.વલ્લભ વદે વચન.

## કડવું ૧૬ રાગ દોહરાની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય,વીસ્તારી તુજને સંભળાવું કહું, આદ્ય પરવ મહીમાય ॥ ૧ ॥ વરદાન આપી રહયો અંગળ જક્ષ, પરણ કુટીકા માંય;એવામાં એક જક્ષજ આવ્યો,પરોણાગતે વસ્યો ત્યાંય ॥ ૨ ॥ એમ કરતાં એ બંને જણને,ભાગી ગયો મન ભેદ; એક એકને બહુ સ્નેહ વાધ્યો, મરીયાદા થઇ ખેદ ॥ ૩ ॥ એવે બેઉએ માંડયો ગ્રસ્થાસ્રમ,લીધું શુભ સુખ નેટ;કરમ દશાએ અંગળ જક્ષને,ગર્ભ રહયો ત્યાં પેટ ॥ ૪ ॥ એવે આવેલો જક્ષ હતો તે, થઇ ગયો વીદાય; એકલો અંગળ રહયો એના, ગર્ભને ખટ માસ થાય ॥ ૫ ॥ એટલે બીજા જક્ષોએ જાણ્યું, જઇ કહી શીવજીને વાત;ઓ માહારાજા અંગળજક્ષે, એક કર્યો ઉતપાત ॥ ૬॥ એણે કોઇને વરદાન આપી, પુરશાતણુ દેઇ દીધું; સામાનુ જે સ્ત્રીપણુ તે, પોતે માગીને લીધું ॥ ૭ ॥ તેથી તેને મળ્યો કોઇ જક્ષબીજો,લીધો લ્હાવો સુખરેટ;ગ્રહસ્થાસ્રમ બેઉ માંડવાથી, ગરભ રહયો છે પેટ ॥ ૮ ॥ હવે હેવા લોકો વરદાન દેશે, માગી લેશે સહુ સ્રષ્ટી;પછી તમારૂ તપ કરીને,શું કામ ભોગવે કષ્ટી॥૯॥ એવું સાંભળી શીવજી બોલ્યો, દશ બાર શેવક જાવો અંગળજક્ષને સ્થળે જઇને,હાલ હાંઇ તેડી લાવો ॥ ૧૦॥ એટલે દસ બાર જક્ષો આવ્યા,અંગળ સ્થળ તતક્ષેવ;પોકાર કીધા દ્વાર તું ઉઘેડ,તને તેડે માહાદેવ ॥ ૧૧ ॥ અંગળ કહે નથી ઉઠાતુ,મારા ભવિશના ભોગ;જાવો જઇને શીવને કેહજો, થયો જલંદર રોગ ॥ ૧૨ ॥ જક્ષો કહે જોવા દે અમને, ઉઘેડ તારાં દ્વાર; અંગળ કહે નહી ઉઘેડું, સુણી સૌ કાપ્યાં અ-

પાર ॥૧૩॥ ઝુપડીનાં દ્વાર ઉતારી નાંખ્યાં,ખેંચી ઉભો કર્યો મથી;અ-ગળ કહે ગમે તે કરો પણ,ત્યાં આવવાનો નથી ॥ ૧૪ ॥ એટલે જક્ષો એ ઉચકીને ત્યાં, અંગળ જક્ષને લીધો; શીવ પારવતી બેઠાં છે ત્યાં, લાવીને મુકી દીધો ॥ ૧૫ ॥ માહાદેવ જોઇને હસવા લાગ્યા,ઠીક કર્યું પુન્ય કામ; જા તને વરદાન હું દેઉછું, સદા રો આમને આમ ॥ ૧૬ ॥ તવ અંગળે કપાળ કુટયું, હું કરવા ગયો ધર્મ;ધર્મ કરતાં ધાડ આવી ધર્મમાં નડીયું કર્મ ॥૧૭॥ રડતો રડતો વીશ્રામ આવ્યો,અતી થયો ઉદાસ; એવે શીખંડીને વરદાન આપ્યે, પુર્ણ થયા ખટ માસ ॥૧૮॥ એટલે શીખંડી અસ્વે બીરાજ્યો, ગયો અંગળને ઠામ,લેરે ભાઇ પુરશાતણુ તારૂં, સાર્યું તેં મારૂં કામ ॥ ૧૯ ॥ અંગળ કહે એ તારા કરમ નું, મને થયો શીવ શ્રાપ; તેં તો પુરવે પુન્ય કરેલાં, મેં તો કરેલાં પાપ ॥ ૨૦ ॥ જારે ભાઇ તું ઘેર તારે, એટલે શીખંડી ઉઠયો; જો ભાઇ હવે હું જાઉછું ને,સમ સોગનથી છુટયો ;॥ ૨૧॥ એમ કહીને અશ્વે જ બેઠો, આવ્યો પોતાને ઘેર; સદા નર રૂપ રેહેવાનું થયું, કહી નારી ને પેર ॥ ૨૨ ॥ અતી આનંદ પામ્યા નરનારી, રીજ્યા શ્રી ભોળાનાથ; ગંગા નંદન ગાંગેવજી તે, મરશે શીખંડી હાથ ॥ ૨૩ ॥ એ કથા રહી એટલે તું,સાંભળ પરીક્ષત તન;અંબે અંબીકાનાં લગ્ન કર્યા છે,વિચીત્ર સંગ પાવન ॥૨૪॥ વિચીત્રવીર્ય પરણ્યા પછી,આવી મળ્યો પાપ યોગ; પુર્વના પાપથી ઉતપન થયો, માહા ભારે ક્ષય રોગ ॥ ૨૫॥ઉઠાય બેસાય ખવાય નહી તે,સર્વ કરે સંતાપ; મછગંધા નેગાંગેવજી તે, નિત્ય કરે અદાપ ॥ ૨૬ ॥ મછગંધા તો એમ વિચારે ક્ષય રોગે મરી જાશે; બે કન્યાયો અપાયમાં નાંખી,વંશ વૃદ્ધિ કેમ થાશે ॥ ૨૭ ॥ એવામાં વાત યાદ આવી,મુજ સુત વેદમ વ્યાસ, જનમી ગયા ત્યારે કહેતા ગયા છે, તમ દુખ કરીશ નાશ ॥૨૮॥ એમ જાણી કીધું આરાધન, વ્યાસજી આવ્યા સાર; કહો માતા મને કેમ સંભાર્યો, કહે મછગંધા નાર ॥૨૯॥ અરે દીકરા દુખ ભાગો, પાળો વદેલું વેણુ; વ્યાસજી કહે શું દુખ માતા, સત્ય કહો મને કેહેણુ ॥૩૦॥ મછગંધા કહે આ વીર તારો, એને થયો રોગ ધાડો; ક્ષય થયો છે તેથી વંશ જાશે, માટે એ દુખ મટાડો ॥૩૧॥ વ્યાસજી કહે માવડી મારી, ચાહ્ય તેટલું મરો મથી; એના પુરવના પાપનો રોગ છે, તે મટવાનો નથી ॥૩૨॥ મછગંધા કહે દુખ મટે નહીં, તો તમે શું બોલ્યું પાળ્યું; હાંઇ આવીને નહી મટે કહી, ઉલટું કાળજું બાળ્યું. ॥૩૩ ॥ વંશની વૃદ્ધિ થાય નહી ને, ભાંગી પડે ઘર સુત્ર;

વ્યાસજી કહે ઇચ્છા હોય તો, નેત્રથી આપુ પુત્ર ॥ ૩૪॥ વીચીત્ર વીર્યની જેટલી નારી, તેટલી કરે સ્નાન; એકાન્ત સ્થળ મને બેસવા આપો, ત્યાં આવે નગ્ન નીધાન ॥ ૩૫ ॥ મમ સ્થળ બેસવા ગાયને ગોબરે, લીંપીને કુંભ ત્યાં થાપો; ત્રણુસેને સાઠ ઘ્રતના દીપક, પ્રગટ કરીને આપો ॥ ૩૬ ॥ ત્યાં બેસુ આરાધન કરવા, વરદાન આપવું ફાવે; એકે એકે સ્નાન કરીને, માહરી પાસે આવે ॥૩૭॥ એટલે હું નેન ગર્ભ આપીશ, દુખના દીવસ જાશે; વરદાન પામશે પુત્ર મળશે, વંશની વ્રધી થાશે ॥૩૮॥ તવ મછગંધા થઇ ઘણી ખુશી, એકાન્ત સ્થળ લીંપી આપ્યું; ઘ્રત દીપક પુજાપો મુકયો, ત્યાં વ્યાસે આસન થાપ્યું. ॥૩૯॥ પ્રથમ અંબેયે સ્નાન કીધું, પાશે નહી શુત્રતાર; નગ્ન સ્વરૂપ વ્યાસજી પાસે, જાતાં કર્યો વિચાર ॥ ૪૦ ॥ વળણ॥ પરનર પાસે પરવરૂ, વસ્ત્ર વિના હું કેમ; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, વામાને પડયા વ્હેમ.

## કડવું ૧૦ રાગ મારૂની દેશી.

વૈશમપાય બોલીયા તું. સુણ જનમજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, અધ્યપરવ માહમાય ॥ ૧ ॥ અંબાળીકા સરમાઇ ઘણેરૂ, નગન કેમ જવાય; ગયા વીના તો કાજ ન થાએ, કાહ્યા થૈ કોશ ખવાયા॥૨॥ એમ જાણી નગન ચાલી, ડોકી રાખીને નીચી; સરમ સહુને બે ચક્ષુની, લોચન દીધાં મીચી ॥ ૩ ॥ નેત્ર મીચી વ્યાસજી પાસે, સનમુખ આવી ઉભી; વેદમ વ્યાસે નખ શીખ સુધી, નીરખી એની ખુબી ॥૪॥ નીરખીને નેન ગર્ભ આપ્યો, જા બાઇ દુખડું જાશે; પણ નેત્ર મીંચીને આવિ માટે, અંધ દીકરો થાશે ॥ ૫ ॥ અંબે કહે લ્યો નેત્ર ઉઘાડું, તવ વ્યાસજીએ કહ્યું; હવે મીથ્યા મારે ફાંફાં, થનાર હતું તે થયું ॥ ૬ ॥ તવ અંબાએ વસ્ત્રો પહેર્યાં, સાસુની પાસે આવી; ઓ સાસુજી ક્ષમા કરો હું, અંધ દીકરો લાવી ॥૭॥ સાસુએ લેલાટ હાથ મુકયો, અંબીકાને કહ્યું જાવો: આતો લાવી આંધળો પણ, તમે સારો લઇ આવો ॥ ૮ ॥ તવ અંબીકાએ સ્નાન કીધું, ડાહાપણ ડાહોળ્યું ભોળી; સુત સારો લાવવાને અંગે, ચંદન લીધું ચોળી ॥ ૯ ॥ વ્યાસ પાસે જઇને ઉભી, વ્યાસે કહ્યું દુખ જાશે; પણ ચંદન ચોળીને આવી તે, પીન્ડ રોગીયો થાશે ॥ ૧૦ ॥ અંબીકા કહે લ્યો ધોઇ નાખું, વ્યાસજીએ તવ કહ્યું; હવે મીથ્યા મારે ફાંફાં, થનાર તે થઇ ગયું ॥ ૧૧ ॥ તવ અંબીકાએ વસ્ત્ર પહેર્યાં, સાસુનિ પાંસે

આવી; ઓરે સાસુજી ઓરે સાસુજી, હું પીન્ડ રોગીઓ લાવી ॥ ૧૨ ॥
મછગંધા કહે ભવિશ મ્હારૂં, બેઉ રૂડા લાવિ તન; વીચીત્ર વીર્યનિ રા-
જ્ય દાશી, તે પ્રત્યે વદી વચન ॥ ૧૩ ॥ જારે બાઇ તું રાજ્ય દાશીછે, વી-
દુરા તારૂં નામ; લૈ આવો પુત્ર વ્યાસજી પાસે, પ્રભુ રાખે કાંઇ નામ
॥૧૪॥ તવ વીદુરા સ્નાન કરીને, કરવા લાગી ખુબી; જાણ્યું સારો સુ-
ત મળે મારે, ભજન કરતી ઉભી ॥ ૧૫ ॥ વ્યાસજીએ નખ શીખ લ-
ગી નરખી, જા બાઇ દુખ તારૂં જાશે; ભજન કરતી આવે મારે, ભક્ત દી-
કરો થાશે ॥ ૧૬ ॥ વીદુરા વસ્ત્ર પેહેરીને ચાલી, સાસુજી પાસે આવી;
સુણો સાસુજી સુણો સાસુજી, ભક્ત દીકરો લાવી ॥ ૧૭ ॥ મછગંધા કહે
શું સારો લાવી, હવે મારૂં ઘર બેઠું; જગત તણું કહેવતછે ઘર, વંઠયું
ભગતડું પેઠું ॥ ૧૮ ॥ એટલામાં વેદમ વ્યાસ આવ્યા, મછગંધાની પાસ;
કેમ માતા થઈ સુખ સાતા, તવ બોલી યે ઉદાસ ॥ ૧૯ ॥ એકને આપ્યું
આંધળું ને, બીજીને આપ્યું રોગી; ત્રીજીને આપ્યું ભગતડું મ્હારૂં, કોણ
રાજ્યનું ભોગી ॥ ૨૦ ॥ રોગીયું તે રોગમાં મરવાનું, ભગતડું ભગતાઇ ક-
રશે; ત્રીજુ પીટયું આંધળું ભીંતે, ભીંતે ભચકાઇ મરશે ॥ ૨૧ ॥ એવા
દીકરા દીધા મુને, કેમ ચાલે ઘરબાર; વ્યાસજી કહે માતા મ્હારી કલેશ
ન કરો લગાર ॥ ૨૨ ॥ મોહોટો નંદન અંધ થશે તે, ચલાવશે ઘર શુત્ર;
દત્રાષ્ટર નામ પાડજો એનું, તેને થાશે સો પુત્ર ॥૨૩॥ પીન્ડ રોગીયો પુ-
ત્ર તમારો, વશ કરશે ગામો ગામ; પાંચ પુત્રનો પીતા થાશે, પાન્ડુરાજ
એનું નામ ॥૨૪॥ ત્રીજો તમારો ભક્ત દીકરો, ઇશ્વર શેવા કરશે; એની
ભક્તીથી માતા તમારી, સાતે પેહેડી તરશે ॥૨૫॥ એને પેટે નહી થા-
ય પ્રજા, ધરજો વીદુરજી નામ; એવાં વચન સાંભળીને, પ્રસન થયા ત-
મામ ॥૨૬॥ ધન મહારાજા દુખ ફેડયુ, તવ થયા વીદાય; વ્યાસને વચ-
ને ગર્ભવંતિ, થઇ ત્રણ કન્યાય ॥ ૨૭ ॥ દસે માસે પુત્ર પ્રગટીયા,
પરભવનો સબંધ; અંબે નારીને ઉપજ્યો તે, બેઉ નેત્રથી અંધ ॥૨૮॥
દત્રાષ્ટર નામ તેનું પાડયું, અંબીકાને બીજો થાય; પીંડ રોગીયો પણ પ્રાક્ર
મી, નામ ધર્યું પાંડુ રાય ॥૨૯॥ પછી થયો વીદુરા દાશીને, વીદુરજી ધર્યું
નામ; ત્રૈણે પુત્રો પ્રગટ થયા, હરખ્યું આખું ગામ ॥૩૦॥ ભીસ્મ પી-
તા અતી આનંદ પામ્યા, ઘણાં કર્યાં પુન્ય દાન; દીવશે દીવશે થાય છે
મ્હોટા, વીચીત્રના સંતાન ॥૩૧॥ પાંચ પાંચ વરસના થયા પુત્રો, કરે
વીદ્યાભ્યાસ; તે સમે વીચીત્ર વીર્યનો, દેહ થયો ત્યાં નાસ ॥ ૩૨ ॥
પછી પાછા ભીસ્મ પીતાએ, ચલાવવા માંડયું રાજ; અંધને અભ્યાસ

મોઢે કરાવે,રાજ્યનીતીનું કાજ ॥૩૩॥ પાન્ડુ રાજાને બાણ વીદ્યા,ભણાવે ભીસ્મ પીતાય;વદુરજી વીદ્યા ભણે નહી, ગોંવીદના ગુણ ગાય ॥૩૪॥ એવે થયા અગીઆર વરસના,ઉપવીત દીધા ત્યાંય;રાજ્યાસન અંધને બેસાડયો,જેષ્ટ શોભે જ્યાંય ॥ ૩૫ ॥ પછી ચલાવે રાજ્ય રૂડી પેર,પણ કન્યા ન દેકાય; પ્રથમ મોહોટો પરણવો જોઇએ,વીવાહ તેનો કયાં હોય ॥ ૩૬ ॥ ગાંધાર દેશનો ગાન્ધાર રાજા, તેને છે ત્રણ નાર; પણ પેટ કાંઇ ફરજન નથી,તેથી ઉદાશ અપાર ॥૩૭॥વળણ॥ પેટ પ્રજા તેને નહી,તેથી ગભરાય મન;વલ્લભ કહે એ રાજીઓ,ચાલ્યો તપ કરવા વન.

## કડવું ૧૮ રાગ સોરઠની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજય રાય;વીસ્તારી તુજને સંભળાવું,આદ્યપરવ મહીમાય ॥ ૧ ॥ ગાન્ધાર રાજા તપ કરવાને,નીકળી ચાલ્યો વન;આઘે જતાં એક શીવાલય દીઠું,ત્યાં બેઠો રાજનારા જપજપતો તપતપતો,ધરતો શીવનું ધ્યાન;શ્રાવણ માસે ને સોમવારે, શીવ રીજ્યા નીધાન ॥ ૩॥ ગાન્ધારને શીર કર મુકયો આવી,કષ્ટી હું તારી કાપુ; માગ્ય માગ્યરે પ્રસન છું હું,જે માગે તે આપુ ॥૪॥ ગાન્ધાર કહે છે ઓરે મહારાજા,આપો મને એક તન;શીવ કહે જા પુત્ર થાશે, છે માહારૂં વચન ॥ ૫॥ શ્રાવણ માસે ને સોમવારે,પુર્ણ કર્યું મન કામ; માટે તારા પુત્રનું ધરજે,શ અક્ષર પર નામ ॥૬ ॥ ગાંન્ધાર કહે શકુની એવું, પાડીશ પુત્રનું નામ;એમ કહીને ઘેર ચાલ્યો, શું બન્યું તે ઠામ. ॥ ૭ ॥ મહાદેવજીનો નંદીઓ તેણે,મન કર્યો વીચાર;મુને પારવતી કુંવારો કુંવારો,કહે છે હરનીશ સાર ॥ ૮॥ તે માટે મ્મારૂં મેહેણું ટાળું,જાણી ગાંન્ધાર કને જાય; લે ગાંન્ધાર જો જોઇતી હોયતો,હું આપુ કન્યાય ॥ ૯॥ગાંન્ધાર કહે ધન્ય ભાગ્ય મારૂં,દહી ને દુધ બે મળે;નંદી કહે કહ્યુ તેમ કરે તો, ભાગ્ય તારૂં ભળે ॥ ૧૦ ॥ પાંચ વરસની થાય પુત્રી,પરણાવવી મુજ સંગ;એવું કબુલ કરે તો વરદાન, આપુ ધરી ઉમંગ ॥૧૧॥ ગાંન્ધાર રાજાએ મન વીચાર્યું, હાલ જાવું હા પાડી; નંદી પરણવા આવશે તવ,મારીને મુકીશ કહાડી ॥૧૨॥ એમ વીચારી કબુલ કીધું,નંદી કહે દુખ જાજો; શીવ સવારી કરે મુજ પર તે, પુન્યે પુત્રી તુને થાજો ॥ ૧૩ ॥ બે વરદાન લેઇ રાજા ચાલ્યો, ગયો પોતાને ઘેર;બે પ્રેમદાને ગર્ભ રહયો,પુર્ણ પ્રભુની મેહેર ॥ ૧૪ ॥ દસમાસે બે બાળક થયા,

એક તનયા એક તન; આનંદ ઓચ્છવ થયો ઘણેરો,રાયતણે ભોવન. ॥ ૧૫ ॥ બંને બાળક ઉછરે છે,દીનદીન દેહજ દાખે;વરદાન આપી નંદી ગએલો, તે દીવશ ગણી રાખે ॥ ૧૬ ॥ એવે કન્યા પાંચ્ય વરસની,થઇ બરાબર જ્યારે; પારવતીની પ્રત્યે નંદીયો, હશીને બોલ્યો ત્યારે. ॥ ૧૭ ॥ ઓરે મારી પારવતી માતા,હવે મેહેણું નવ ખાવું;આજ મુજને શણગારો તો, પરણવાને જાવું ॥ ૧૮ ॥ પારવતી કહે ભલે ભલે ભાઇ, વારણાં તારાં લેવું, પણ પરણ્યા વીના પાછો આવે તો; હૈં પેસવા નહી દેવું ॥૧૯॥ એમ કહીને શીંગ રંગ્યાં,રંગ્યું પુછ સુવર્ણ;લેલાટ કીધો ચાંદલોને,ઝાંઝર પહેરાવ્યાં ચર્ણ ॥ ૧૦ ॥ પછી નંદીયો ત્યાંથી નીકળીઓ,આવ્યો એ ગાન્ધાર દેશ;રાજ્ય સભામાં, બેઠો છે જ્યાં,ગાંન્ધાર રાય નરેશ ॥ ૨૧ ॥ ત્યાં આવીને બોલ્યો સભામાં,ગાંન્ધાર રાજા લાવો;વાયદા પ્રમાણે આવ્યોછું,હવે મુને પરણાવો ॥ ૨૧ ॥ ગાન્ધાર કહે ગાય પરણાવું,નંદી બોલ્યો ખુંખારી; વરદાન દઇ દીકરી તને આપી, પરણાવ્ય તે ગાન્ધારી ॥ ૨૩ ॥ તવ ગાન્ધાર રાય કળકળીયોને,બોલ્યો વાણો ક્રોધ ભેર; શું જુઓછો શેવક માહારા નંદીને મારો હેર ॥ ૨૪ ॥ શેવક ઉઠયા મારવા દુટયા,પ્રાહાર કર્યા માહા માઠા;ઉંચું પુંછડું લેઇને નંદી,બરાડા પાડતો નાઠો ॥ ૨૫ ॥ છાનો માનો જઇ શીવને મળીયો, માહારાજ જુઠી આ સ્રષ્ટી; ગાન્ધારને મેં દીકરી આપી, ભાંગી એની કષ્ટી ॥ ૨૬ ॥ મુજ સંગ પરણાવવાનું કહ્યું, માટે આપ્યું વરદાન;ગયો પરણવા ત્યારે મુને, મારી કર્યો હેરાન ॥ ૨૭ ॥ પરણ્યા વિના હું ઘરમાં આવું તો; પાર્વતી મા મુકે કહાડી; તમે ભોળાનું વાહન ભોળું, દુનીયાં થઇ અનાડી ॥ ૨૮ ॥ તવ માહાદેવે ભસ્મજ ચોળી, જા તુજને નહી વાગે; કદાપી કાંઇ વાગે તોપણ,જા તુજને નહી લાગે॥૨૯ ॥ સાંભળી નદીયો સુરે ભરાયો,ગયો ગાન્ધરને ઘેર;લાવ્ય લ્યા તાહારી દીકરી તું,નહી તો થાશે કેહેર ॥ ૩૦ ॥ સાંભળી ગાન્ધારકળકળ્યોને,શેવકે દીધો માર; ડાંગ લાકડીયોથી કુટયો પણ,વાગ્યું નહી લગાર ॥ ૩૧ ॥ પછી નંદીએ શીંગડાં વાલ્યાં,નયની ભોમી માય;બળ થકી પ્રથવી ઉંચી કરી, નગ્ર ધુજ્યું તવ ત્યાંય ॥ ૩૨॥ ગાન્ધારે જાણ્યું ગજબ થાશે, નગરી ઉંધી કરી દેશે; એમ જાણીને ગાન્ધાર બોલ્યો,આવીને કંગાલ વેશે ॥ ૩૩ ॥ ઓ નંદીયાજી ક્ષમા કરોને, કરશો નહી હેરાન; કોઇન જાણે આવો ઘરમાં, દેઉં હું કન્યાદાન ॥ ૩૪ ॥ નંદી કહે હું એમ ન પરણું,ચોરી બાંધો વર બહાર;બ્રાહ્મણ આવે ને પરણાવે,ગાય ગીતાં સહુ ના.

૨ ॥ ૩૫ ॥ ગાન્ધાર કહે તેમ કરૂં છું, હવે કરો ક્ષમાય; તવ નંદીયે શીંગડાં કાહાઢયાં, મંડપ રચાવ્યો રાય ॥ ૩૬ ॥ લોટા મુકીને ચોરી બાંધી, વીપ્ર બોલાવ્યો શાર; પરાણે પુત્રી પરણાવા માંડી, નંદી બોલ્યો તે વાર ॥૩૭॥ પુરણ પરણુત નથી પરણવું, નહી મારે કન્યાનું કામ; આતો કુંવારા મેહેણુ ટાળું છું, પરણ્યો એવું એક નામ ॥ ૩૮ ॥ તવ ગોરે ત્યાં મીંઢળ બાંધ્યું, નંદીને ચરણે સાર; લેલાટ કીધો કંકુનો ચાંલ્લો, કીધો લગ્ન આચાર ॥ ૩૯ ॥ નંદી કહે નથી પરણવું, એમ કહી થયો વિદાય; કહેવાયુ દુનિયામાં નંદી પરણ્યો, ગાન્ધારની તનીઆય ॥ ૪૦ ॥ગાન્ધારે પ્રધાનને કહ્યું, આ વાત જાહેર હોય; તોપછી આપણી દીકરીને, પરણસે નહી કોય ॥ ૪૧ ॥ માટે તમો સંચરો વેહેલા, ગમે તે ક્ષત્રી લાવો; વાત ઝાહેર પડતાં પેહેલાં, લાવીને પરણાવો ॥ ૪૨ ॥ એટલે પ્રધાન વર સોધવાને, નીકળ્યો તેણી વાર; જ્યાં જઇને પુછે ત્યાં સઘળે, ગયેલા સમાચાર. ॥ ૪૩ ॥ જેને તે રાજા એમ બોલે, આખલાની કન્યાય; તે વશ કન્યા અમારાથી, કદી નવ્ય વરાય ॥ ૪૪ ॥ પ્રધાન સઘળેથી વળ્યો પાછો. ગાન્ધાર પાસે જાય; સઘળે વારતા ગઇ ફેલાઈ, કો નથી કહેતું હાય ॥ ૪૫ ॥ ગાન્ધાર કહે પ્રધાન મ્હારા, વાત થઇ બન્યુ તેમ; દીકરો કુંવારો રાખીએ પણ, કન્યા રખાય કેમ ॥ ૪ ॥ પ્રધાન કહે વર બતાવું, પણ તમને લાગે દુખ; માટે મનમાં સમજી રહયો છું, કેહેવાતુ નથી મુખ ॥ ૪૭॥ રાજા કહે એમાં દુખ શાનું, નહી ધરૂં મન ક્લેશ, પ્રધાન કહે હસ્તીનાપુર, નાત બહારીયાનો દેશ ॥ ૪૮ ॥ તેનો તન અંધ ગાદી પતી છે, કન્યા નથી કો દેનાર; તેમ આપણી ગાન્ધારીને, કોઈ નથી લેનાર ॥૪૯॥ કોહાતો જુગતે જોડું મેળવીએ, તવ બોલ્યો રાજન; સુખે જઇ વીવા કરી અવો સત્ય છે તુજ વચન ॥ ૫૦ ॥ વળણ ॥ સત્ય વચન છે તુજ તણું, દૈશું કન્યાદાન; વલ્લભ કહે ત્યાં મોકલ્યો, રાજાએ પ્રધન.

## કડવું ૧૯ રાગ ચોપાઇ.

ચાલ્યો પ્રધાન હસ્તીનાપુર, વીવા કરવા ઉલટ અતી ઉર; આવ્યો નગ્રમાં પ્રેમથી પળીયો, જઇ ભીસ્મ પીતાને મળીયો ॥ ૧ ॥ ભીસ્મે પુછી ત્યાં કુશળક્ષેમ, પછી કહ્યુ પધાર્યા કેમ; કહે પ્રધાન સુણો પેર, વીવા કરવા આવ્યો તમ ઘેર ॥ ૨ ॥ રાજા ગાન્ધારની ગાન્ધારી, તેવી તે છે કન્યા કુઆરી; તમ તન અંધ છે તેની સાથે, કન્યાદાન દીજે અમ હાથે

॥ ૩ ॥ સુણી ભીસ્મ કહે સુણો વાત, એતો પરણી નંદીયા સાથ; વશ કન્યા તે કેમ લેવાય, લેતાં અતિશે અધર્મ થાય ॥ ૪॥ નાત બાહાર અમો સર્વેથી, પણ જાત બહાર ગયા નથી; કહે ગાન્ધારનો પરધાન, સુણો ગંગા તણા સંતાન ॥ ૫ ॥ કન્યાનું કુળ જોઇ થાઓ મગ્ન, નથી થએલું આખું લગ્નઃ અરધા લગ્નની કન્યા લેવાય, પુછો વિપ્રને સૌ સંદે જાય; ॥ ૬ ॥ નથી એ કન્યા કોઇ લેનાર, તેમ આ વરને કોણ દેનાર; નાત બહાર વળી આંખે અંધ, માટે સમજી કરોને સમંધ ॥ ૭॥ તવ ભીસ્મે ત્યાં વેળા વીચારી, તેડયા વીપ્રો મ્હોટા આચારી;તેમને પુછયું પડીને પાય, કહો આ કન્યા કેમ લેવાય ॥ ૮ બોલ્યા બ્રાહ્મણો બાધજ નાવે, જો એ કન્યા જાત્રા કરી આવે; સંગે જાય કન્યાદાન દેનાર, પછી બાધ રહે ન લગાર ॥ ૯ ॥ સુણી ભીસ્મ કહે એ પ્રધાન, કરાવો જાત્રા તીરથ સ્નાન; પીતા પુત્રી બંને જણ જાય, પછી અમારે લેવી કન્યાય ॥ ૧૦ ॥ તવ પ્રધાને સીફળ દીધું, ભીસ્મજીએ કબુલ કરી લીધું; ગયો પ્રધાન ગાંન્ધાર દેશ કીધો ગાંન્ધાર ગ્રહ પ્રવેશ॥ ૧૧ ॥ કહી વીવા તણી બધી પેર, કીવા નાત બારીઆને ઘેર; તે પણ પ્રથમ કહેતો તો નાય, દોશ મુકી આવો તો એની હાય ॥૧૨ ॥ માટે પીતા પુત્રી ત્યાર થાવો,અડસઠ તીરથ યાત્રાએ જાવો; તવ ગાન્ધરને ગાન્ધારી; કરી યાત્રા જવાની તૈયારી ॥ ૧૩ ॥ દ્રવ્ય લેઇને બેઉ નીકળીયાં, પીતા પુત્રી યાત્રાએ પળીયાં; જાય તીરથે તીરથ કરા સ્નાન, કરે વીધી પ્રમાણે દાન ॥ ૧૪॥ જાત્રા કરીને પાછાં ફરીયાં, રસ્તે કુંતલ પુર ઉતરીયાં; કુન્તલ પુરનો કુંતી ભોજ રાય, તેડી ગયો નગરની માંય ॥ ૧૫ ॥ રાખ્યાં લૈ જૈ પોતાને ઘેર, કીધી પરોણાગત બહુ પેર; કુન્તી ભોજને દીકરી રૂપ ધામ, જેનું કુન્તાજી એવું છે નામ ॥ ૧૬॥ તે પણ ગાંન્ધારી જેવડી કન્યાય, એ બેને થયાં બેનપણાં ત્યાય; રમી જમીને રાજી હુતાં, રાત્રીએ બેઉ ભેળાં સુતાં ॥ ૧૭॥ બોલી કુંન્તા ગાન્ધારી શું એમ, બાઇ યાત્રાએ નીકળી કેમ; નારી નાની હોય સરવથી, તેને જાત્રા જાવું કહ્યુ નથી॥ ૧૮ ॥ સુણી ગાંધરી કહે સુણ બેની, અડચણ વિના કો નીકળે શેની; તને શું કહું વારતા વરણી, મને આખલો ગયો છે પરણી ॥ ૧૯॥ મારો તાત થાકયો માહા મથી, તો મુને કો પરણતું નથી; છેવટ પરણાવવા કરી પેર, પેલા નાત બાહારીઆને ઘેર ॥ ૨૦॥ તેણે પણ કહ્યું હા નવ કહીએ, ફરી આવે યાત્રા તો લેઇએ; માટે યાત્રા નીકળીયાં બાઇ, યાત્રા કરી આવ્યાં અમે હાંઇ ॥ ૨૧ ॥ કુન્તા કહે ભવીષ્યની વાત, કરો સયન ગઈ બહુ રાત; મારે ઉડ-

વું છે બહુ વેહેલી, જાવું છે નદીએ સાહેલી ॥ ૨૨ ॥ નદી કીનારે છે એક રૂશી, મમ તાતે રાખ્યા થૈ ખુશી; મઠ બાંધી આપીને વસાવ્યા, છ મહીનાથી દુર્વાસા આવ્યા ॥ ૨૩ ॥ નથી કો રૂશી તપસ્વી એવા, હું હમેશાં કરૂં છું શેવા;આજ જવાના છે એ રૂશી,મુજ ઉપર થયાછે ખુશી ॥ ૨૪ ॥ કહ્યું છે વહેલી આવજે બાળ, જોજે ન થાય પ્રાતસકાળ; આવજે વેહેલી રાખીને નેક, કહ્યું છે દેશ મંત્રજ એક ॥ ૨૫ ॥ તે મંત્રથી દુખ તારૂં જાશે, તને એક સો દીકરા થાશે; માટે મહારે જાવું છે ત્યાંય, એમ કહી સુતાં સજ્યામાંય ॥ ૨૬ ॥ નીંદ્રા વશ થઇ કુન્તાય, જાગે ગાંન્ધારી વીચાર થાય; મારૂં ભવિશ છે બહુ વાંકુ, મળશે કંથ નેત્રે અંધ રાંકુ ॥ ૨૭ ॥ માટે પરોઢે ઉઠીને હું જાવું, રૂશીને છેતરી મંત્ર લાવું; આવા વીચારની ધારે વાત, એમ કરતાં ગૈ ત્રણ પોહોર રાત ॥ ૨૮ ॥ કુન્તા ભર નીંદ્રામાં પોઢી, ઉઠી ગાંન્ધારી વસ્ત્ર ઓઢી; છાનીમાની ચાલી નદી તીર, આવી રૂશીને મઠ ધીર ॥ ૨૯ ॥ આધું ઓઢી મઠમાં પેઠી, વસ્ત્ર વાસણ વીછળવા બેઠી; કુન્તાએ કહ્યું જેમ જેમ, કર્યું કામ બધું તેમ તેમ ॥ ૩૦ ॥ પછી ચરણ ચાંપવા લાગી, આપો મંત્ર લીધો મુખ માગી; રૂશી ભોળીયા તે પ્રેમ વાપ્યો, જાણી કુન્તાને મંત્રજ આપ્યો ॥ ૩૧ ॥ મંત્ર શીખી ઉઠી તેણી વાર,આવું છું કહી નીકળી બહાર;નાઠી ગઇ કુન્તાને ભોવન,જઇ ભેળુ કર્યું સયન ॥ ૩૨ ॥ એવે કુન્તાજી જાગીને ગઇ આવી દુરવાસાના મઠ મહી;દીઠું સઘળું કરેલું કામ,કેમ માહારાજા કીધું છે આમ ॥ ૩૩ ॥ સહુ કામ કીધું કેમ હાથે,હું આવીછું થતે પરભાતે; કહે રૂશી બેટા તેં કીધું,મારે હાથે નથી કરી લીધું ॥ ૩૪ ॥ કહે કુન્તા હું હમણાંજ આવી, પુછયું તમોને શીશ નમાવી;તેમ છતાં જુઠું બોલો અતી,એમ કરી મંત્ર આપવોનથી ॥ ૩૨ ॥ તવ રૂશીએ સમાધી કીધી, જ્ઞાનથી વાત વીચારી લીધી; ઉતારી સમાધી રૂશી રાય, કોણ, બેનપણી થઈ કુન્તાય ॥ ૩૬ ॥ કહે કુન્તાજી એક ગાંન્ધારી,આજ બેન પણી થઇ માહારી;કહે રૂશી તેને વાત કહી,તુજ બદલે તે મંત્ર લૈ ગઇ ॥ ૩૭ ॥ સુણી કુંન્તાજી બોલી વચન, એક દીન માં લીધા સો તન; મારી બહુ શેવાથી કષ્ટ કાપો,મને પાંચ સાતલાખ સુત આપો ॥ ૩૮ ॥ બાળક બુદ્ધિથી બોલી એમ, રૂશી કહે ગાંડી થઈ કેમ; હવે નથી મંત્ર મુજ પાસ,કુંન્તા કહે કરૂં દેહ નાશ ॥ ૩૯ ॥ રૂશી બોલ્યા તારૂં કષ્ટ કાપુ,પાંચ પુત્રના પાંચે મંત્ર આપુ;કહે કુન્તા મંત્રો ફેંકી દેવું,પેલીને સોહુ પાંચ ન લેવું ॥ ૪૦ ॥ કહે રૂશી તું સુણ વચન,આપું તેથી તું લે પાંચ તન;

તારા પુત્રો આક્રમ બહુ કરશે, એના સો તારા પુત્રથી મરશે ॥ ૪૧ ॥ એવું સુણી કુન્તા થઇ રાજી, પાંચ મંત્ર લીધા પગે ભ્હાજી; મંત્ર સુર્યનો પેહેલો એક, બીજો યમરાયનો વીવેક ॥ ૪૨ ॥ ત્રીજો વાયુ તણો મંત્ર લીધો, ચોથો ઇંદ્ર તણો મુખ કીધો; પાંચમો છે અશ્વની કુમાર, કીધા જીભ્યાએ ભણી તૈયાર ॥ ૪૩ ॥ પછી રૂશીજી થયા વિદાય, આવી કુન્તાજી નગ્રની માંય; દીઠી ગાંન્ધારીને રીસ લાવી, રૂશી કને મંત્ર લેઈ આવી ॥૪૪॥ તારા સો થઇને શું કરશે, મારા એકતનહાથે સો મરશે; ગાંન્ધારીએ વાળી ગાંઠ હૈયે, કહ્યું તાતજીને ચાલો જૈએ ॥૪૫॥ તવ ગાંન્ધારને ગાંન્ધારી, ત્યાં-થી નીકળ્યાં ઘેર તૈયારી; આવ્યાં આપઘેર થઇ મગ્ન, કાહાવી મોકલ્યું ભીસ્મને લગ્ન ॥૪૬॥ આવજો વરરાજાને લેઇ, થાશું ખુશી કન્યાદાન દેઇ; પોહોંચ્યા ભીસ્મને સમાચાર, કીધો વરરાજાને તૈયાર ॥ ૪૭ ॥ ગયા વાજતે ગાજતે લઇ જાન, આવ્યા ગાંન્ધાર દેશ નીધાન; આપ્યું ગાંન્ધાર રાજાએ માન, દીધું પ્રેમ થકી કન્યા દાન॥૪૮॥ વર પરણીને આવ્યો ઘેર, આવ્યા હસ્તીના પુર સુખ ભેર; રહી ગાંન્ધારિ થઇને રાણી, રાજ્ય ભોગવે બહુ સુખમાણી ॥૪૯॥ વળણ ॥ નરનારિ સુખ ભોગવે, સાંભળને તું રાય, કુન્તા કુન્તલ પુર રહી, તેની કહું કથાય.

---

## કડવું ૨૦ રાગ ભેરવનો ચાલ.

વૈશમપાયે એણી પેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, આધ્ય પરવ મહિમાય ॥ ૧ ॥ કુન્તાજી રહી છે કુંતલપુર, મંત્ર લીધાછે પાંચ; પણ છે બાળક બુદ્ધિ માટે, નથી લાગતા સાચ ॥૨॥ તેથી મંત્રની અજમાશ કરવા, એક દન ગઇ નદીતીર; સ્નાન કરીને મંત્ર રવીનો, જપી રાખી મન સ્થીર ॥૩॥ એટલે મંત્રને આધીન દેવતા, ભાણુ દેવ ન ચુકયો; અશ્વના કાનમાંથી પુત્ર કહાડી, કુન્તાને ખોળે મુકયો ॥૪॥ કુન્તાજી તવ વિસ્મય પામી, હું જાણતીતી કાચું; પણ રૂશીના મંત્ર તણું મેં, પ્રમાણ જોયું સાચું ॥ ૫ ॥ પછી વીચાર્યું હું છું કુંઆરિ, પુત્રને કેમ રખાય; પીતા જાણે તો ઠેર મારે, હવે વલે શી થાય ॥ ૭ ॥ ઓ રવીદેવતા લ્યો સુત પાછો, હાલ નજોઇએ તન; પણ રવી ક્યાં આવે લેવા, તવ ગભરાયું મન ॥૭॥ વસ્ત્રે વીંટાળયો પુત્રને ને, મુકયો જોઇ ઝાડ જાળુ; દોડતીઆવી ઘેર પોતાને, કીધું કામ રૂપાળું ॥૮॥ કંચનની એક પેટી લીધિ, જાળી વાળી રૂપાળી, જ્યાં પુત્ર મુકયો ત્યાં એ આવી, કુન્તી ભોજની બાળી.

॥૯॥ પછી પુત્ર લીધો જળામાંથી, સુઆડયો પેટીની માંય; તે પેટી બંધ કરી લેઇ ચાલી, જમનાનું જળ જ્યાંય ॥ ૧૦ ॥ તે જળ વિશે તરતી મુકી,જમુનાજીને સરણ; કહ્યું જમુનાને મુજ સુત મરે, તુજમાં ન મુકુ ચરણ ॥ ૧૧ ॥ એમ કહીને ઘેર ચાલી, બાળી ભોળી કુંતાય; જમુના જળમાં પેટી તણાતી, હસ્તીનાપુરમાં જાય ॥ ૧૨ ॥ ત્યાં જળ ભરવાને આવી છે, દત્રાષ્ટારની દાશી; રાધે એવું નામ એનું, દીઠી પેટી ખુબ ખાશી ॥૧૩ ॥ તવ કછ ભીડીને પડી જળમાં, પેટી કાહાડી લાવી બાહાર; સોડીઆમાં સંતાડીને ચાલી, કરતી મન વિચાર ॥ ૧૪ ॥ આ પેટીમાં દ્રવ્યજ હશે, દુખ દળદર મારૂં જાશે; પોતાના ઘરમાં લઇને આવી, દ્વાર દીધાં ચોપાસે ॥ ૧૫ ॥ પેટી ઉઘેડીને જોયું તો, દીઠો રૂપાળો બાળ; કાનમાં કુંડળ કુંમ કુમ તુલ્ય કર, કાંતી રૂડી રશાળ ॥ ૧૬ ॥ દાશીએ વીચાર્યું ધન નથી ને, આતો નીકળીયો તન, રાજ્ય સભામાં જાહેર કરૂં,નહીતો થશે વિઘન ॥૧૭॥એવું જાણીહતી તેમ દીધી, ચતુરાઇ નવ ચુકી;રાજસભામાં સૌ જન બેઠા, ત્યાં જઇ પેટી મુકી ॥ ૧૮ ॥ લ્યો માહારાજા જડી જળમાંથી, કનક પેટી આજ; માંહી શું હશે તે નથી જાણતી, સોંપી દીધી માહારાજ ॥ ૧૯ ॥ એટલે આવ્યા ભીસ્મ પીતા, ઉઘેડયું પેટીનું દ્વાર,જોયું તો માંહી પુત્ર દીઠો, રૂપ રૂપનો અંબાર ॥ ૨૦ ॥ ભીસ્મ પીતાએ બ્રાહ્મણ તેડયા, પુત્ર બતાવ્યો સાર; આ સુત કેવો નીકળવાનો, કૃપા કરી કીરતાર ॥૨૧॥ બ્રાહ્મણ કહે એ પુત્રના, લાભકારી છે ચરણ;રાખો તમો ઘેર બળીઓ નીકળશે, નામ ધરો રાજા કરણ ॥ ૨૨ ॥ તવ ભીસ્મે સુત લઇ લીધો, બોલીયા મુખ વચન; લે રાધે દાશી ઉછેર હાને, જાણજે તારો તન ॥ ૨૩ ॥ બેઠી ખાજે સદા સુખી થાજે,કહીને સોંપ્યો બાળ;એવે સમે દશ દિવસ વિત્યા, વીચાર્યું પાન્ડુ ભુપાળ. ॥ ૨૪ ॥ પછી પાંન્ડું રાય ભીસ્મ પ્રત્યે, દાદા હું તતબર થાવું; આપો મુજને આગના તો,દેશ જીતવા જાવું॥૨૫॥ ભીસ્મ કહે એ ધર્મ આપણો, સુખે પધારો તન; શેન્યા સાથે લેઇ જાવો, લ્યો જોઇએ તેમ ધન ॥૨૬॥ તવ પાન્ડું રાયે સેન્ય લીધું,ચાર ક્ષોણી આપ સંગ; ડંકા નીશાન આયુધ સઘળાં, રાખ્યાં ધરી ઉમંગ ॥ ૨૭ ॥ વાજતે ગાજતે છત્ર છાજતે, નીકળીઓ રાજંન; ચાલતાં સનમુખ ગાય આવી, ભલા મળ્યા સુકન ॥૨૮॥ પ્રથમ ગયો અંક દેશમાં, પડાવ કર્યો ગામ બહાર; અંક દેશના રાજાને ત્યાં, મોકલીઆ સમાચાર॥ ૨૯ ॥ ગાંગેવના ભત્રીજા આવ્યા છે, માંગે છે યુદ્ધ નરેશ; યુધ કરવાની ન હોય હીમત, તો લખી આપો દેશ ॥ ૩૦ ॥ એવો સમાચાર પોહોચ્યો રાજાને રાયે ક-

યેં વિચાર; સહુ ક્ષત્રીને જીત્યા હતા, ગંગા તણા કુંઆર ॥ ૩૧ ॥ તેનો ભત્રીજો તેવોજ હશે, એમ ભયમાં મન વાપ્યું; હાથ જોડી મળવા આવ્યો, રાજ્ય પોતે લખી આપ્યું ॥ ૩૨ ॥ એટલે પાન્ડુ રાજા ત્યાંથી, ઉપડી ગયો વંક દેશ, તેણે પણ આવી રાજય લખી આપ્યું વશ થયો એ નરેશ ॥ ૩૩ ॥ એ રીતે જ્યાંને ત્યાં થવા લાગ્યું ભાગ્ય કરે બહુ જોર; કોઈ રાજા સામો નથી થાતો, પુન્ય ઉદય અઘોર ॥૩૪॥જેહ દેશનો રાજા બળીઓ, ત્યાં પોતે નવ જાય; બીજો બધો દેશ જીતીને, ગયો કુન્તલપુર માંય ॥ ૩૫ ॥ તેને સમાચાર કાહાવી મોકલ્યા, આવ્યો કુન્તી ભોજરાય; પાન્ડુને કહ્યું ઘર ગામ તમારૂં, પરણાવું કન્યાય ॥ ૩૬ એમ કહી ગામમાં ગયો તેડી, ઘણું કર્યું સનમાન, પાળક પુત્રી કુંન્તાજીનું, દીધું ત્યાં કન્યાદાન ॥ ૩૭ પેટપુર પેહેરામણી આપી, પછી કર્યા વિદાય; કુન્તાને તેડી પાન્ડુરાય ચાલ્યો, ગયો મારવાડ માંય ॥ ૩૮ ભાગોળે આવી પડાવ નાંખ્યો, સલ્લ રાજાને કહાવ્યું; હસ્તીના પુરના પાન્ડું રાજાનું, શૈન્ય વઢવા આવ્યું ॥ ૩૯ રાજ આપો કે યુદ્ધ આપો, બેમાંથી કરો એક; તવ સક્ષ રાજા આવ્યો ભાગોળે, વાત લાવ્યો વીવેક ॥ ૪૦ ॥ કહો પાન્ડુરાય શી છે મરજી, કોહો તો કરૂં અન્યાય;નહીતો મારી બેન માદરી, તે દેઉં કન્યાય ॥ ૪૧ ॥ પાન્ડુએ તવ વેળા વીચારી, કહ્યુ કે કન્યા લાવો; જાણ્યું કે નાતમાં ભળીએ છીએ,ભલે મને પરણાવો ॥ ૪૨ ॥ તવ શક્ષ રાજા લૈ ગયો નગ્રમાં; અંતર ઉલટ લાવી; પોતાની બેન માદરી તે, પાન્ડુને પરણાવી ॥૪૩॥ કુન્તાને માદરી બે થઈ કન્યા, પરણી ચાલ્યો ઘેર; ભીસ્મ પીતાજી વીદુરજી સૌ, સામાં આવ્યાં સુખ ભેર ॥ ૪૪ નાતમાં ભળીયા રાજ્ય મળીયાં, બળીયા લાવ્યા બે રાણી; ગાન્ધારીને કુન્તાજી તે, થયાં દેરાણી જેઠાણી ॥ ૪૫॥ ગાન્ધારીએ તવ મન વિચાર્યું, આવ્યું આ ઘરમાં સાલ; પણ તે મનમાં સમજી રહેવું, બોલવું નહિ કંઇ હાલ ॥ ૪૬ ॥ કુન્તાને માદરી બે સોકયો, સંપી રહે સારી રીત; પુરણ પતીની ચાકરી કરે, વરને ચોખે ચીત ॥ ૪૭ ॥ વળલઃ ॥ એમ કરતાં બહુ દન ગયા, તવ પાંડુ રાજન; વદે વલ્લભ એ સંચર્યો, મૃગીયા રમવા વન ॥

## કડવું ૨૧ રાગ ધવળ ધનાશરી.

વૈશમપાએ એણી પેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહિમાય ॥ ૧ ॥ મ્રગયા રમવા પાંન્ડુ રા-

જા, અશ્વ બેસી ગયો વન; જાતાં જાતાં જાય છે ત્યાં, કેવું થયું વીઘન ॥ ૨ ॥ એક ગામનો વીપ્ર હતો, બાર વર્ષે પરણ્યો નારી; પછી ગયો વનમાં તપ કરવા,બાર વરસ નીમ ધારી॥૩॥તેને આઠ દસ વરસ થયાં તવ, તેની નારી જેહ;માબાપ વીનાની હતી કાકા ઘેર,સાસરે આવી તેહ ॥ ૪ ॥ પુત્ર વિના શું કરે વહુને, સાસુએ મરડયું મુખ, આવી તેથી ઘેર રાખવી પડી,પણ દેવા માંટયું દુખ॥૫॥નીત્ય મોકલે કાષ્ટ વીણવા, એ અબળા વન જાય; સ્વામી ગયો છે તપ કરવાને,તેથી દુખીં બહુ થાય ॥ ૬ ॥ એવામાં પાન્ડુરાય નીકળ્યો,તે દન વનમાં નાર;કાષ્ટ વીણે એવે તપ કરીને,ઘેર આવે ભરતાર ॥ ૭ ॥ તે નરનારી થઇ ગયાં ભેગાં, બ્રાહ્મણીએ ગ્રહયો હાથ;અરેરે તમ વિના ધણી દુખી,ભલે આવ્યા મમ નાથ ॥ ૮ ॥ બ્રાહ્મણ કહે ચાલો ઘેર જૈએ, બ્રાહ્મણી વદી વચન; રતુ આપો આ વન વિશે,પછી જાશું ભોવન॥૯॥ બ્રાહ્મણ કહે સાંભળ નારી, નહી મનુષનો ધર્મ;ધોળે દીવસે ક્રીડા કરવી, પશુ પક્ષીનું કર્મ॥૧૦॥ બ્રાહ્મણી કહે હઠ ન મુકું,અરે મારા નાથ;તવ બ્રાહ્મણે તુમડીમાંથી,જળ લીધું છે હાથ ॥ ૧૧ ॥ એક વરસનું તપ મુકી, કામ કીધું અનુપ; બ્રાહ્મણ બ્રાહ્મણી બેઉ જણે ત્યાં,ધારણ કર્યું મ્રગ રૂપ॥ ૧૨ ॥પશુ શરીરે ક્રીડા આરંભી, વાંકી છે કર્મ દશાય; મ્રગ સોધતો ત્યાં આવી પહોચ્યો,બળવંત પાન્ડુરાય॥૧૩॥પાન્ડુ રાજાએ મ્રગ મ્રગલીને, દુરથા દીઠાં જ્યારે;બાંધવાના હેતુથી એણે,બાણ ફેંકયું ત્યારે ॥ ૧૪ ॥ વાંકા ભવીશે બાણ ચાલ્યું,વાગ્યું મ્રગને અંગ;ઉછળીને હેઠો પડયો ને,દેહજ થયો ભંગ॥૧૫॥તવ મ્રગ મ્રગલી ટળી જઇને,થયા બે મનુશ દેહ;પાન્ડુ રાજાએ લગભગ જાતાં.દ્રષ્ટીએ દીઠાં તેહ ॥ ૧૬॥ પુરણ એ પસ્તાવા લાગ્યો,આશું થયું ઓ બાપ; એટલે બ્રાહ્મણીએ કંથકને,બેશી કર્યો વિલાપ ॥ ૧૭ ॥ અરેરે આશું કર્મ કઠોરૂં,કંથ પામ્યો મરણ;એટલે પાન્ડુરાય આવી,બ્રાહ્મણીને લાગ્યો ચરણ ॥ ૧૮॥ અરે ઓ બાઇ કોણ તમે છો, કરશો નહી વિલાપ; બ્રાહ્મણી કહે તુજને લાગ્યું; બ્રહ્મ હત્યાનું પાપ॥૧૯॥ પાન્ડુ કહે ફુટયું ભવીશ માહરૂં,તમો સુણો સત્ય વાત;મારે ઘેર હું પાળીશ તમને,હું સુતને તમે માત ॥૨૦॥ બ્રાહ્મણી કહે કંથ ગયોને, મારે જીવી શું કરવું;ચીતા ખડકી કંથને ઉછંગ,લેઇને બળી મરવું ॥ ૨૧ ॥ માટે રાજા ચીતા ખડકે, તેણે તારૂં ભલું થાય; તવ પાન્ડુરાય કાષ્ટ લાવ્યો,ખડકી મ્હોટી ચીતાય ॥ ૧૨ ॥ બ્રાહ્મણી બેઠી શબ લઇને,બોલીયો પાંન્ડુરાય; માતા મુજને શ્રાપ દો કે,તો પાપ ઓછું

થાય ॥ ૨૩ ॥ બ્રાહ્મણી કહે છે જારે જા ગાંડા,શીદ માગે છે સ્રાપ;પાન્ડુ કહે સ્રાપ વેઠાશે, પણ નહી વેઠાય પાપ ॥ ૨૪॥ એટલે બ્રાહ્મણી ક્રોધમાં બોલી, મ્હારા જેવું તારૂં થાશે;તુજ નારીને રતુ આપતાં,જીવ તારો જાશે ॥ ૨૫ ॥ પાન્ડુ રાજા કહે ભલે માતાજી,કહી મુકયું અગનીનું બાણ; તેમાં નરનારી બેઉ બળીયાં,નીકળી ગયા પ્રાણ ॥૨૬॥ પછી પાન્ડુરાય ઘેર આવીયો,સકળ દેશનો ભુપ;બ્રહ્મહત્યા લાગી તે કારણ,થઇ ગયું શામ રૂપ ॥ ૨૭ ॥ ભીષ્મ પીતાને અંબીકા આવી,માદરીને કુન્તાય;અરેરે કેમ રૂપ બદલાયું,પાન્ડુ કહે છે ત્યાંય ॥ ૨૮ ॥ મ્રગીયા રમવા વન ગયો તો, ભવીશ રેખા જાગી; વાંકો દીવસ આજનો મ્હારો,બ્રહ્મહત્યા ત્યાંલાગી ॥ ૨૯ ॥ તવ ત્યા ભીશ્મે વીપ્ર તેડાવ્યા, પ્રશ્ન પુછયું ધરી પ્રેમ; અચાનક હત્યા લાગી તે, થાયે નિવારણ કેમ ॥ ૩૦ ॥ બ્રાહ્મણ કહે તેર વરસ લગી,તીરથે તીરથે ફરે;વીધી પ્રમાણે દાન આપે, ત્યાં પાતક નિસ્તરે ॥ ૩૧ ॥ પાન્ડુ સાંભળી થયો ખુશી; મુકાય માહરૂં પાપ; વળી દાદા મુજને થયો,બ્રાહ્મણી કેરો શ્રાપ ॥૩૨॥ નારીને રૂતુ આપતામાં,જીવ મ્હારો જાય;સુણી ધ્રત્રાષ્ટર મનમાં હરખ્યો,હવે પ્રજા નહી થાય॥૩૩॥ પછી પાન્ડુરાયે તૈયારી કીધી,લીધુ ઘણેરૂં મન;ચાર ક્ષોણી શેન્યા લીધી, સાથે વીપ્રના તન ॥ ૩૪ ॥ તવ કુન્તાને માદરી બોલ્યાં, સાંભળો મારા નાથ;અડસટ તીરથ યાત્રા કરવા,આવશું તમારી સાથ ॥ ૩૭ ॥ પાન્ડુ કહે નહી કામ નારીનું,મુજ મન વિભળ થાય; સ્રાપ મુને છે બ્રાહ્મણીનો,જીવ મ્હારો જાય ॥ ૩૬ ॥ કુન્તા માદરી એમ બોલ્યાં,નથી અમ જીવ એવા,સંસારનું સુખ જોઇતું નથી,કરશું તમારી શેવા ॥ ૩૭॥ તવ પાન્ડુ કહે ચાલો સુખે, મ્હારી નથી કાંઇ નાય; એટલે બેઉ નારી સંગ ચાલી, બીજા વળાવવા જાય ॥ ૩૮ ॥ દરવાજેથી સહુ વળ્યાં પાછાં, જાત્રા ચાલ્યો રાજન;તીરથે તીરથે સ્નાન કરે છે,દાન દેછે પાવન॥૩૯॥ એમ કરતાં ખટ માસ વીત્યા,તેવે સમે શું થાય;ગાન્ધારીને દત્રાષ્ટર બેઉ,બેઠાં છે એકાન્તમાંય ॥ ૪૦ ॥ તેવે સમે દત્રાષ્ટર બોલ્યો,મમ ભાઇને થયો સ્રાપ; નારીને રતુ દેતાં જાએ જીવ, એ મળ્યાં એના પાપ ॥૪૧॥ હવે પ્રજા એને નહી થવાની,ચાહ્ય તેવું મરે મથી;ત્રીજો બંધુ વિદુર એના,ભવીશમા બાળક નથી ॥ ૪૨ ॥ હાવામાં થાય પુત્ર આપણે, તો સરે સહુ શુભ કાજ; આપણા દીકરા એકલા આ, ભોગવે સઘળું રાજ ॥ ૪૩ ॥ તવ ગાન્ધારી એમ બોલી,સાંભળો મારા નાથ; જોઇએ તેટલા આપું દીકરા, કહુ મુળે માંડી વાત ॥ ૪૪ ॥ તમને પરણવા કારણે,દાશ

મુકવા ગઇ જાત્રાય; સહુ તીરથ ફરીને વળ્યાં પાછાં, ગયા કુન્તલપુરમાંય ॥ ૪૫ ॥ ત્યાં મારી દેરાણી કુન્તાજીને, હું તો છેતરી આવી; એની વતી દુરવાસા કનેથી, સો સુતનો મંત્ર લાવી ॥ ૪૬ ॥ તે પછી એ ગઈ દુરવાસા પાસે, મંત્ર લૈ આવીપાંચ; તેથી એને પાંચ પુત્ર થવાના, એટલી છે એક ધાંચ॥ ૪૭॥ દત્રાષ્ટર કહે પુત્ર એને થાય, તેતો ધુમાડીના મુઠા; શ્રાપ થયો છે ને પુત્ર લાવે, તો તે ઠરાવીએ જુઠા ॥ ૪૮ ॥ જો તું સો સુત ઉત્પન્ન કરે, તોતો હું ભાગ્યશાળી; એટલે મંત્ર આરાધન માંડયું, ગાન્ધાર રાજાની બાળી॥ ૪૯ ॥ વળણ ॥ મંત્ર આરાધન આદર્યું, સુખને સારૂ નેટ; વલ્લભ વદે ગાન્ધારીને, ગર્ભ રહયો તવ પેટઃ॥

---

## કડવું ૨૨ રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ જનમેજે રાજન, રહયો ગર્ભ ગાન્ધારીને સારઃદશ માસ થયા જેણીવાર ॥ ૧ ॥ પેટ પ્રગટયું તુંમડું એક, જોઇને થઇ વીસ્મય છેક; તેડયા વીપ્રોને પુછયું એમ; કરૂં આ તુંમડાને કેમ; કહે વીપ્ર કરો કુંડ એક, તેમાં ઘ્રત ભરો છેકાછેક; તેમાં તુમડું મુકો સાર, વી પી પુત્રો નીકળશે બહાર ॥ ૩ ॥ તવ કુંડ કરી ઘ્રત ભરીયું, તેના મધ્યે તે તુમડું ધરીયું; ઘ્રત સોશી લીધું તુંમડાએ, એક વરશે ફાટયું કુંડ માંયે ॥ ૪ ॥ તેમાંથી સુત સો નીકળીયા, રમતા જમતા મહા બળીયા; બેઠી ગાન્ધારી તે ઠામ, ધરવા પુત્રો તણાં નામ॥ ૫॥ પેહેલો જે નીકળે કુંડ બાહાર, તેને ગણવો મ્હોટો નીરધાર; તેથી પાછળ નીકળે જેહ, ગણે ઉતરતો ન્હાનો તેહ॥ ૬ ॥ એવે બ્હાર નીકળ્યો એક તન, નામ ધરીયું દુર્યોધન; બીજો નીકળ્યો તે ઠામ, પાડયું દુસ્યાસન એવું નામ ॥૭॥ દુરદમન દંતું દવાલ, દાત્રુ દેવક દુર્ધ દત્રાલ; સર્યું દુરવાસા રૂશીથી કામ; માટે દદા ઉપર ધર્યાં નામ॥ ૮॥ એવા સો સુત નીકળ્યા બ્હાર, વરત્યો બહુ જય જયકાર; વાગે વાજીંત્ર નાયકા નાચે; આવી અન્યારથી અતી જાચે ॥ ૯॥ ધત્રાષ્ટર પ્રત્યે દાદાય, બોલીયા છે ભીસ્મ પીતાય, કરો આ વેળા પુન્યદાન, તારા ઉછરશે સંતાન॥૧૦॥ બોલ્યો ધત્રાષ્ટર મુખ એમ, હવે તો દ્રવ્ય વાવરૂ કેમ; મારે વાવરનારા થયા, માટે એવી ન રાખીએ દયા ॥ ૧૧ ॥ જેને ન હોય વાવરનાર, તેણે કરવું પુન્ય અપાર; એવી ટુંકી દ્રષ્ટી થઇ જ્યારે; બોલ્યા ભીસ્મ પીતા મુખ ત્યારે ॥ ૧૨ ॥અલ્યા અવળી મતી તને સૂજી, તારી વ્યર્થ જશે સહુ પુંજી; પણ ધ્યાન ન બેઠી

લગાર; દુકું થવાને દુંકા વીચાર ॥ ૧૩ ॥ નીકળ્યા સો પુત્રો જ્યારે; લખ્યો પત્ર પાંડુને ત્યારે, લખાવ્યું કે વાધ્યું ઘર સુત્ર, ભાઇ અમને થયા સો પુત્ર ॥ ૧૪ ॥ જ્યાં ઝાડખંડી વૈજનાથ, ત્યાં પત્ર પહોંચાડયો હાથ; લાગ્યા વાંચવા પાંડુરાય, કને છે માદરી કુન્તાય ॥ ૧૫ ॥ વાંચીને પાંન્ડુરાય રીજ્યા, ભલે થયા મારે ભત્રીજા, મ્હારે એ તો સો સુત તુલ્ય, હવે નહી ભવોશમાં ભુલ્ય ॥ ૧૬ ॥ એવાં મનડાં એનાં વળીઆં, તવ કુન્તાને આંસુ નીકળીયાં;ત્યારે બોલ્યા પાંડુરાય એમ, કહે પ્રેમદા તું રડે કેમ ॥ ૧૭॥ બોલી કુન્તા સુણો સ્વામી આપ,થયા સો સુત મુજ પરતાપ;કહી કંથને માંડીને પેર, માટે મુજને આવીયું ઝેર ॥ ૧૮ ॥ મને છેતરીને મંત્ર લીધો, તેનો વસ્તાર એણે કીધો,તેવા પાંચજ મંત્ર હું લાવી. તેમાં એક જોયો અજમાવી ॥ ૧૯ ॥ તેનો પુત્ર થયો શુભ વર્ણ, રાધે દાસી ઉછેરે કર્ણ; હવે ચાર મંત્ર મુજ કને, કરૂં પુત્ર દો આગના મને ॥ ૨૦ ॥ યમરાજાનો મંત્ર છે પેહેલો, અશ્વની કુમારનો છેલો. વાયુ ઈંદ્ર તણા વચમાંય, સુણી બ્રાહ્મણે બોલ્યા ત્યાંય ॥ ૨૧ ॥ જારે બાઇ તારૂં દુખ જાશે, છેલ્લા મંત્રના બે સુત થાશે; બે અશ્વની કુંવાર,માટે બે સુત થાશે સાર ॥ ૨૨ ॥ તવ પાંડુ રાજા બોલ્યો એમ,કરો પુત્ર ધરીને પ્રેમ; મુજ પાપીને કયાંથી-એ સુખ, મને દેખાડો પુત્રના મુખ ॥ ૨૩॥ તવ કુંતા કહે મમ કંથ,કોઇ આવશો નહી મુજ પંથ; એમ કહી જાવામન કીધું, બીજુંં વસ્ત્ર જુદું હાથ લીધું ॥ ૨૪ ॥ ચાલી ગઇ ગંગાને તીર,માદરીને રહી નહી ધીર, એણે જાણ્યું કે જોવાને રાચું, કરે કુન્તા તે જુઠું કે સાચું ॥ ૨૫ ॥ એમ જાણી જોવા ગઇ કેડે,જઇ વ્રક્ષે બેઠી નદી તેડે; કુંતા જાણતી નથી લગાર, કીધું સ્નાન ગંગામાં તે વાર ॥૨૬॥ભીંને વસ્ત્રે આવી ત્રટે,ધર્યું ધ્યાન નારદનું વટે, તવ નારદ રૂશી આવ્યા, કહે બાઇ તે કેમ બોલાવ્યા ॥ ૨૭ ॥ કહે કુન્તા સૂણો મહરાજ, બેસો તસ્દી લેઇ હાંઇઆંજ;હુ તો પ્રગટ કરૂં સંતાન, મને દુરવાસાનું વરદાન ॥ ૨૮ ॥ તમો સાક્ષીમાં રહો આ ઠામ, પુત્રો તણાં તમો ધરો નામ. હોય ગુણ લક્ષણ જેના જેવાં, કહી બતાવજો તેનાં તેવાં ॥ ૨૯॥ વળણ. એમ કહી નારદ બેસાડીઆ, માદરી જુએ ચરચાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, પાંડવ જન્મ મહીમાય ॥

---

## કડવું ૨૩ રાગ સાખીના ચાલ

' વૈશમ્પાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય, વીસ્તારી તુજને

સંભળાવું, આદ્ય પરવ મહીમાય ॥ ૧ ॥ કુન્તાજી પેહેલો મંત્ર જપતાં, યમરાજાનો સાર; તવ યમરાયે આવીને મુકયો, ઉછંગમાં કુઆર ॥ ૨ ॥ રૂપાળો શીળો સુતજ દીઠો, હરખી કુન્તા અપાર; નારદજી હાંનું નામ પાડો. ગુણનો કરો વીસ્તાર ॥ ૩ ॥ નારદ કહે છે સુત એ તારો, બહુ કરશે શુભ કર્મ, દયાળુ દાતા નીકળવાનો, નામ યુધીષ્ટર ધર્મ ॥ ૪ ॥ સત્રુ મીત્રને સરખા ગણશે, વરતશે પુન્ય પેર, મુઉ મડદું પડયું હશે પણ, તેને નહી કહે મેર ॥ ૫ ॥ ગૌ બ્રાહ્મણનો થાશે પ્રતીપાળ, રહેશે સાચોનોસત્યવાદી, જગતમાં એની જય વંચાશે, એતો ભોગવશે ગાદી ॥ ૬ ॥ તવ કુન્તા કહે શત્રુ મીત્રના, સરખા ગણશે પ્રેમ; ત્યારે તે મ્હારા સો શત્રુમાં, રહીજ શકશે કેમ ॥ ૭ ॥ માટે આ પુત્ર તો ઠીકજ છે, તે માટે મુકી દેવું, પેલીના સો સુતને મારે, તેવો હું માગી લેવું ॥ ૮ ॥ એમ કહીને ધરણ મુકયો, ધરમ રાય સંતાન, પછી બીજો મંત્ર જપવા લાગી, ધર્યું વાયુનું ધ્યાન ॥ ૯ ॥ મંત્રને વશ છે દેવતા તે, વાયુ દેવ ન ચુકયો, લાંબો પોહોળો ને પોચતો ત્યાં, પુત્ર ખોળામાં મુકયો. ॥ ૧૦ ॥ ભુજ છે ભારે ચરણ લાંબા, હલમસ્ત એનું કાઠું; બહુ બળીયોને બીહામણો એનું, ગાગેર જેવડું માથું ॥ ૧૧ ॥ ધોકરણા જેવી આંગળીયો છે, ઉદર દસ વીશ ગોળા, બત્રીસ દંત લૈને આવ્યો, તપેલા જેવડા ડોળા ॥ ૧૨ ॥, કુન્તાજી જોઇને ભય પામ્યાં, આ સુત કેવોક થાશે આ નારદજી મુને લાગે છે; માબાપને ખાઇ જાશે ॥ ૧૩ ॥ નારદ કહે જરા ન બીશો, એ બહુ બળીઓ થાશે; તમે કહેશો જા ઉત્તરમાં તો, એ દક્ષીણમાં જાશે ॥ ૧૪ ॥ એક ભુજે ગદા ઝાલવાનો, બીજે ઝાલશે ફરશી; વીવાહનું કામ થતું હશે ત્યાં, જૈને કરાવશે વરશી ॥ ૧૫ ॥ ગૌ બ્રાહ્મણનો પ્રતીપાળ એતો, શેવક શીવનો થાશે, વરદાન મળશે મહાદેવજીનું, દેખશે એટલું ખાશે ॥ ૧૬ ॥ મન મોજીને મુમતી થાશે, અધર્મની હાણ કરશે; તારી જેઠાણીના સો નંદન, આનેજ હાથે મરસે ॥ ૧૭ ॥ ફુલાવ્યે કામ કરશે ધાર્યું, રહેવાનો કુશળ ખેમ; જગતમાં જય વરતાવવાનો, નામ બળીયો ભેમ ॥ ૧૮ ॥ કુન્તા કહે એક એવો હોયે, ધરણ મુકી દેવું, ડાહયો દામણો બત્રીસ લક્ષણો, કુંવર માગી લેવું ॥ ૧૯ ॥ એમ ધારીને ભીમશેનને, ઉચકવાને જાય; બે ભુજ ઘાલી ઉંચો કરે તો, તલપુર ઉંચો ન થાય ॥ ૨૦ ॥ તવ કુન્તાએ ગબડાવી મુકયો, ભોમી પડયો નભ ભાળે; ખડ ખડ ખડ ખડ દંત કાહાડે, ચરણે રેણું ઉછાળે. ॥ ૨૧ ॥ પછી કુન્તાએ ધ્યાન ઇંદ્રનું, ધર્યું ધારી ઉમંગ, તવ ઇંદ્રે લાવી પુત્ર મુકયો, કુન્તાજીને

ઉછંગ ॥૨૨॥ તવ કુન્તા કહે નારદ રૂશી;ખુશી થયું મુજ મન;નામ પાડો ગુણ દેખાડો,કેવો થશે આ તન॥૨૩॥ એવાં એનાં વચન સુણી,બોલીયા નારદ મુન્ય;બત્રીસ લક્ષણો આ સુત તારો,નામ એનું અરજુન ॥૨૪॥ બહુ બળીયો બાણાવળી થાશે, સૌ શત્રુ એથી થાકે;આગળ જાતાં અંતર યામી,રથથજ એનો હાકે ॥ ૨૫ ॥ એટલે કુન્તા થઇ ઘણી રાજી,ધરણ મુકયો હેત લાવી; એટલે માદરી વ્રક્ષથી ઉતરી,કુન્તાજી પાસે આવી ॥ ૨૬ ॥ ધનધન બેહેની મુજ મન રેની,દયાથી સામુ ભાળો;એક છે મંત્ર તે મુજને આપો, વંજા મેહેણું મારૂં ટાળો ॥ ૧૭ ॥ કુન્તા કહે આ છે સુત તારા,કેમ બોલે બોલ આવો;માદરી કહે મંત્ર આપો,હું પણ લેઉં લ્હાવો ॥ ૨૮ ॥ તવ કુન્તાએ મંત્ર ભણાવ્યો, અશ્વની કુઆર કેરો; સ્નાન કરી ધ્યાન ધરવા બેઠી, નાંખી પલાંઠીનો ઘેરો ॥ ૨૯ ॥ તવ ત્યાં આવ્યા અશ્વનો કુઆર, બે સુત મુકયા ઉછંગે; તવ માદરીએ કુન્તાને આપ્યા,ઉભી થઇ ઉમંગે ॥ ૩૦ ॥ આ બાઇ જાવું છું ડેરા તંબુએ,વધામણી જઈ ખાવું; બે રથને દસવીસ સેવક,તમ કાજે મોકલાવું॥૩૧॥ એમ કહીને માદરી ચાલી, કુન્તા વદી તે ઠામ; કહો નારદ કોણ નહાનો મ્હોટો, ગુણ ગાઈ ધરો નામ ॥ ૩૨ ॥ તવ નારદ કહે જમણે ઉછંગે, સુત તમારો જેહ; આ બેમાં એને મ્હોટો ગણજો, વિદ્વાન થાશે એહ ॥ ૩૩ ॥ ત્રીકાળ જ્ઞાની એ તન થાશે,ફરશે ટીપણું ખોશી; એમાંને પ્રભુમાં અંતર નહી રે, નામજ શેદેવ જોશી ॥ ૩૪ ॥ બીજો સુત તે ડાબે ઉછંગે, રૂપરૂપનો અંબાર; નીકુળજી ધરો નામ એનું,વરણાગીયો અપાર ॥ ૩૫ ॥ એ રીતે પાંચે પુત્રોનાં, નામ નારદે ધરીયાં; પછી રૂશી કહે આજ્ઞા દે બાઇ, તવ કુન્તા ઓચરીયા ॥ ૩૬ ॥ પધારો માહારજ કરજો ક્ષમા, કહી કરયા વિદાય; તે પછી ડેરા તંબુએ જાવા, ઉભી થઈ કુન્તાય ॥ ૩૭ ॥ ધરમને ને અરજુનજીને, બેસાડયા બેઉ ખાંધે; વસ્ત્ર ફાડીને બંને સુતને, શીશ સરસા બાંધે ॥ ૩૮ ॥ પછી શેદેવજી નીકુળજી, કટીએ બેસાડી લીધા, અડધે વસ્ત્રે તે બેઉ તનને; કટીશું બાંધી દીધા ॥ ૩૯ ॥ ભીમને ઉચકવાની હીંમત, મળે નહી લગાર;જાણ્યું કે એને લઉ ઘસડતો,ઝાલ્યું પાંગોઠું સાર॥ ૪૦ ॥ ઘસડવા ગઇ કર ગ્રહીને,ભીમ હરચો ખડખડી,ભુજ ભીમે તો પાછો ખેંચ્યો; કુન્તાજી ધરણ પડી ॥ ૪૧ ॥ તવ ચારે સુત રડવા લાગ્યા,કુન્તાએ રાખ્યા છાનાં;વાટ જુવે છે રથ શેવકની, શોક તણાં આ વાંના ॥ ૪૨ ॥ હજી લગી રથ મોકલીયા નહીં, હવે હું અકળાવું;આ ચારને તો ઉચકું પણ, જાડાને

ક્યાં લેઇ જાવું ॥ ૪૩ ॥ જો જાવું એને મુકીને, તો જીવ જંતુ મારે; એવે માદરી તંબુએ આવી, કંથ કને તે વારે ॥ ૪૪ ॥ ઓરે સ્વામી ઓરે સ્વામી, વાંચ્યું ભલું ઘરસુત્ર, આપણે ભવીશે ઇશ્વર રીજ્યો, પ્રગટીયા પાંચ પુત્ર ॥ ૪૫ ॥ પાન્ડુ રાજાએ વારતા જાણી, હરખ અતીશે ચડીઓ; ગાંડા ઘેલા જેવો બનીને, મુરછાંગદ થઇ પડીઓ ॥ ૪૬ ॥ તવ માદરીએ શેવક મોકલ્યા, બે રથ મોકલ્યા સાથ; કુન્તા ચાર તન લૈ બેઠી રથમાં, હૈયું નથી રેહેતું હાથ ॥ ૪૭ ॥ સૌ શેવકે મળી ભીમને, નાંખ્યો એક રથ માંય; ડેરા તંબુએ ચાલી આવ્યાં, પાન્ડુ પડયો છે ત્યાંય ॥ ૪૮ ॥ ॥ વળણ ॥ પાન્ડુ રાજા જ્યાં પડયા, ત્યાં આવી કુન્તાય; વલ્લભ કહે શ્રોતા સુણો, પાન્ડવ ચરીત્ર કથાય ॥

## કડવું ૨૪ રાગ સામેરી.

વૈશમપાયે એણી પેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય ॥ કુન્તાએ આવી કંથ ઉઠાડયા, જુઓ પતી પાવન; એમ કહીને ઉછંગ મુકયા, નાજુગ ચારે તન ॥ ૨ ॥ ભીમને લાવી ઉછંગ આગળ, સુવાડયો છે ભોમ; એતો હાથ પગ ઉછાળે ને, જોયા કરેછે વ્યોમ ॥ ૩ ॥ પાન્ડુ રાજા ચાર પુત્રને, ચાંપે રૂદિયા સાથ; ભીમને અંગે પોહેચે નહિ તે, ફેરવે પેટે હાથ ॥ ૪ ॥ હરખના આંસુડા છુટે, પાન્ડુ રાયને ચક્ષ; ખાવું પીવું સહુ ભુલી ગયો ને, પુત્રમાં લાગ્યો લક્ષ ॥ ૫ ॥ કુન્તાને સ્થાન પય ભરાયું, ઈશ્વરની ઇચ્છાય; ધવરાવે નવરાવે કુન્તા માતા, જય જગમાં વરતાય ॥ ૬ ॥ પાન્ડુ રાજાએ બહુ પુન્ય કીધું, દીધું ઘણું ગૌદાન; કરાવ્યાં બ્રહ્મ ભોજન ભાવે, છે શુભ શ્રદ્ધાવાન ॥ ૭ ॥ પત્ર લખ્યો પછી હસ્તીનાપુર, બંધુ ધત્રાષ્ટર રાય; વીદુર વીરા ભીસ્મ પીતા, વ્રધ અંબીકા માય ॥ ૮ ॥ અમો છીએ વૈજનાથ માંહે, પ્રભુએ દુખ દન કાપ્યા; દુરવાસાના મંત્રથી અમને, દેવોએ પાંચ સુત આપ્યા ॥ ૯ ॥ જે રીતે થયા ગાન્ધારીને, દુરવાસા થકી સાર; તે રીતે થયા પ્રાપ્ત અમોને, વરત્યો જેજેકાર ॥ ૧૦ ॥ એવો પત્ર લખી મોકલીયો, શેવક કેરી સાથ; હસ્તીનાપુર જૈ પત્ર દીધો, ધત્રાષ્ટરને હાથ ॥ ૧૧ ॥ તે સમે એના શકુનીસાળો, રહ્યો છે એને ઘેર; તેને ધત્રાષ્ટરે એકાંત લાવી, વંચાવ્યો રૂડી પેર ॥ ૧૨ ॥ તે વેળા ગાન્ધારી ધત્રાષ્ટર, ઉદાશ થયાં મન; પત્ર કોઇને વંચાવ્યો નહિ, નાશ કર્યો તદન ॥ ૧૩ ॥ ત્રૈણે જણે

મળી મનમાં ધાર્યું; ગુપ્ત રાખવી વાત; આગળ થનારૂં હશે તે થાશે, કરવું નહી પ્રખ્યાત ॥૧૪॥ જુઠા ઠરાવવા નંદન એના, અંધે વિચાર્યું એમ; પ્રથમ ઝેરનું ઝાડ ઉગ્યું, પ્રભુ રાજી રહે કેમ ॥ ૧૫॥ પાન્ડવ ઉછરે છે વન વીશે, લક્ષણ છે વીચીત્ર; દીવશે દીવશે થાય મ્હોટા, કરે છે બાળ ચરીત્ર ॥ ૧૬ ॥ ચાર ભાઇ ચાલતા શીખ્યા, ધુંટણીએ સુંસોટ; ત્યારે ભીમસેન ઉભો થઇને, શીખ્યો મુકતાં દોટ ॥૧૭॥ કાલું કાલું કુંવર બોલે; તાતને લાગે સારૂં; પુત્રોની પુંઠળ પુંઠળ ભમે, આતે શું ભાયગ મ્હારૂં ॥૧૮॥ સવારે કુન્તા પુત્રોને તેડી, નવરાવે તો ન્હાય; અડધો કોરો અડધો ભીનો, ભીમ નાશી જાય ॥૧૯॥ સારૂંસારૂં ચોરી ખાય છાનું, પુછે તો ન કહે સાચું; માને રાંધતા વાર લાગે, અન ઉતરાવે કાચું ॥ ૨૦॥ પીતાના ભેળા ભોજન કરે, પાડે ઘણો એંઠવાડ; તેમ તેમ ગમે પાન્ડુ રાજાને, લડાવે બહુ લાડ ॥ ૨૧ ॥ ફોડે ઢોળે તોયે ન બોલે, અણ દીઠાનું દીઠું; છોકરાં છાશમાં ખાંડ માગે, દુધમાં માંગે મીઠું ॥ ૨૨ ॥ કુન્તાજી કદી પુત્રને વઢે, પાન્ડુને માઠું લાગે; ખબડદાર તું કાંઇ ન કહેતી, છો ફોડે ઢોળે ને ભાગે ॥૨૩॥ વસ્તુ આવે કાંઇ ખાવા સરખી, માતાને ઉલટ વ્યાપે; પાંચે પુત્રોને પાસે બેસાડી, સરખે ભાગે વ્હેંચી આપે ॥ ૨૪ ॥ ભીમ પોતાના ભાગનું તે, એકજ કોળીયે ખાય; ચારે ભાઇઓ ચચવાળતા હોય, તેનું ઝુંટાવી જાય ॥૨૫॥ તવ કુન્તાજી ઝાલવા દોડે, દોડે દાસના ટોળાં; ખાઈ જઇ ભીમ થાય સામો, દેખાડે મોટા ડોળા ॥ ૨૬॥ કોઈ વેળા પાન્ડુ બેઠા હોય, હૈયે ધરી ઉમંગ; ધરમ અરજુન આવીને બેસે, તાત તણે ઉછંગ ॥૨૭॥ શેદેવ આવી પડે વચમાં, અન્યો અન્યજ લડે; નીકુળ આવે તોફાન કરતો, તાતની ખાંધે ચડે ॥ ૨૮॥ તાત તણી તે મુછો તાણે, કાલું કાલું મુખ ભાંખે; ભીમ આઘેથી આવી તાતને, હડસેલી હેઠાં નાંખે ॥ ૨૯॥ ચારે ભાઇઓ રડવા લાગે, વઢવા ઉઠે કુંતાય; વાયુ નંદન વરકોદર ભીમ, સટુક સટકી જાય ॥ ૩૦ ॥ એમ કરતાં થયા પાંચ વ[illegible]ના, ભણાવે પાન્ડુરાય વિદ્યા ભણાવે તો ચાર ભણે છે, ભીમ ઉભો ન [illegible]રે ત્યાંય ॥૩૧॥ એમ કરતાં થયા સુત મોટા, પાન્ડુએ ઉપવીત દીધાં, એકાદશ વરશે છોકરાંને, શટ કર્મ કરતાં કીધાં ॥ ૩૨ ॥ એટલે ઉઠે પ્રાતસકાળે, કરે પીતા સંગ સ્નાન; શંધ્યા શેવા પુજા કરે છે, ધરે હરીનું ધ્યાન ॥ ૩૩ મધ્યાને ભોજન તાતની સાથે, કરી કરે સયન નીંદ્રા લેઇને જાગ્રત થાએ, ખટઘડી હોય દન ॥ ૩૪॥ તે વેળા પાંચે આયુધ લઇને રમવાને જાય વન; પોત પોતાને ગમતિં રમે, તેનું કરૂં વરણન ॥ વળ-

ણુ ॥ વરણુન કરૂં તેહનું, સુણો સહુ કર જોડ; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, બોલો જેજે શ્રી રણુછોડ ॥

## કડવું ૨૫ રાગ ધનાસરી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણુ જનમેજે રાય; વીસ્તારી તજને સંભળાવું, આધ્યપરવ મહીમાય ॥ ૧ ॥ વન વીશે જઈ રમત રમતાં, રમે ધર્મ શત્યવાદી; રેણુને ચાળી કરે રૂપાળી, બેસવાની રાજ્ય ગાદી ॥ ૨ ॥ મન થકી માને રાજ્યાસન; શેદેવ છુટા ફરે; અરજુનજીતો બાણુ ચઢાવે, પાંદડાં વીંધે શરે ॥ ૩ ॥ ઝાડ તાડ તાકીને વીંધે, શેદેવ સાબાશી ભાંખે; પુસ્પ વીણીને હાર કરીને, નીકુળ ગળામાં નાંખે ॥ ૪ ॥ જુઓ હું કેવો દેખાવું, ભાઈઓને દેખાડે; નાહાનાં વ્રક્ષોને બાથ ભીડાવી, ભીમ ખેંચી કાહાડે ॥ ૫ ॥ ઉછળે કુદે તોફાન કરે, મસ્તાનો થઇ મ્હાલે; વાઘ વરૂ જીવ જંતુને જુએ, ઝડપ જઇને ઝાલે ॥ ૬ ॥ એ રીતે નીત્ય રમત રમે, સાંભળ તું રાજન; હસ્તીનાપુરમાં ગાદીએ બેઠો, રાજા દુરીયોધન ॥૭॥ આંધળે ગાદી એને આપી, જાણી મ્હોટો સંતાન; રાધે દાસીનો કુંવર કરણ, તેને કર્યો પરધાન ॥ ૮ ॥ દુરીયોધનને બેન એક છે, તેનો સ્વામી જેહ, જેદ્રથ એવું નામ એનું, થયો કારભારી તેહ ॥૯॥ તેમાં મ્હોટો કારભારી કીધો, શકુની મામાને સાર; ભગદત ભુરી શેવા સુસરમા, તે સૌ કરે કારભાર ॥ ૧૦ ॥ એ રીતે એ રાજ્ય ચલાવે, દુરીયોધન દુરમતી; પાન્ડુ રાજાને જાત્રા વીશે, પત્ર લખાતો નથી ॥ ૧૧ ॥ પાન્ડવ વન વીશે ઉછરેછે, એવામાં શું થાય મધ્ય રાત્રે ગયો પાંડુ રાજા, કરવા લઘુ શંકાય ॥ ૧૨ ॥ જઈ બેઠો એક વૃક્ષ નીચે, પાન્ડવનો જે તાત; એ વ્રક્ષ ઉપર ઘુઅડ બોલ્યો, સાંભળ પક્ષણી વાત ॥૧૩॥ આ વ્રક્ષ નીચે જે બેઠો છે, તેનું જે કાળજુ ખાય; તે પ્રાણીને ઘેર બેઠા, ત્રીલોકનું જ્ઞાન થાય ॥ ૧૪ ॥ તે વાત સાંભળી પાન્ડુ રાજાએ, જ્યારે હું મરવા થૈશ; તે વેળા મારા પાંચે પુત્રને, આ વારતા હું કેશ ॥ ૧૫ ॥ એવું મનમાં દ્રઢ કરીને, જઇ કર્યું સયન; એવામાં એક દન પાંચ ભાઇ, રમવા ગયા છે વન ॥ ૧૬ ॥ કુન્તા ગયાં છે ગંગાયે ન્હાવા, માદરી તંબુને ઠામ; તે વેળા પાંન્ડુનો આયુશ ખુટયો, પ્રગટયો એને કામ ॥ ૧૭ ॥ તેથી કામની નો કર ઝાલ્યો, માદરીયે કર્યો સોર; તોપણ પાન્ડુરાયેન મુકી, શું અબળાનું જોર ॥ ૧૮ ॥ માદરી કહે કંથ મારા, છે બ્રાહ્મણીનો સ્રાપ; જરૂર

જાશે જીવ તમારો, સમાવો પરીતાપ ॥૧૯॥ છોકરાંને રઝળાવશો રણ માં, આવે મુને અપવાદ; તોપણ પાન્ડુએ નવ માન્યું, મરવાને ચહ્યો નાદ ॥૨૦॥ કામ વાધ્યો કામ આપ્યો, બ્રાહ્મણીનો સ્રાપ નડીયો; પાન્ડુ રાજા ઉછળીને, મરણ તુલ્ય થઇ પડીયો ॥૨૧॥ એટલે માદરી બ્હાર નીકળી, ઉપજ્યો સંતાપ શોક; આંસુડાં પાડી રડવા લાગી, કારમી મુકી પોક ॥૨૨॥ એટલે શેન્યનુ લોક ભરાયુ, રડવા લાગ્યું સહુ કોય; કુન્તા ગઇ છે ગંગાજીયે, ત્યાં એને ખબર હોય ॥૨૩॥ તેવીજ તે ત્યાં દોડતી આવી, કાળજડુ કયાં બાળ્યું; માદરી તું બેન તુલ્ય હતી પણ, શોકનું સાહ્‌ું વાળ્યું ॥૨૪॥ છોકરાં તેં રણમાં રઝળાળાવ્યાં, નથી દીઠું ઘર ગામ; અરેરે સાચી સોક તું શત્રુ, વશ રહયો નહી કામ ॥૨૫॥ માદરી કહે વાંક નથી બૈ, મીથ્યા ન ધરશો રોશ; ઘણુ કયુ પણ કંથે ન માન્યુ, આવ્યો મારે શીશ દોશ ॥૨૬॥ એમ કહી સહુ રડવા લાગ્યાં, પુત્ર ગયા છે વન; તે કોઇ કાંઇ જાણુતા નથી, ત્યાં શું થયું વીઘન ॥૨૭॥ ભીમ જરા રમવા ગયો આઘો, વાઘ ત્યાંથી એક ચાલ્યો; વરકોદરે દેખી દોટ મુકી, બગલમાં ગ્રહી વાલ્યો ॥૨૮॥ પકડી લાવ્યો ભ્રાતોની પાશે, આજ મુછો મરડાવું; ચારે આવ્યા છો લાગમાં તે, આ વાઘહું કરડાવું ॥૨૯॥ એટલે અરજુન શેદેવ નીકુળ, રડેછે ધરમ રાંક; ઓ ભીમભાઇ એમ ન કરશો, શું છે અમારો વાંક ॥૩૦॥ ભીમ કહે ખાવાનુ આપેછે, વેહેચીને કુન્તા સતી; તમારા ભાગમાંથી તમે મુને, કેમ આપતા નથી ॥ ૩૧ ॥ ચારે ભાઇ કહે સાંભળો વીરા, માતા આપે તે લૈશું; પણ અમારા ભાગનું હવે, તમોને આપી દૈશું ॥૩૨॥ ભીમ કહે ના નથી આપતા, આજ ભલો છે લાગ; હવે ન મુંકુ કોઇ કાળે, કરડાવી દૌ વાઘ ॥ ૩૩॥ સાંભળા ચારે બંધુઓ નાઠા, પુંઠે વ્રકોદર જાય; રડતા ચારે આગળ આવ્યા, તંબૂની લગભગ થાય ॥ ૩૪॥ એટલે તંબુમાં તોફાન જાણ્યું, લુછી નાંખ્યાં લોચન; તંબુમાં જઇ તાત પાસે, બેઠા ચારે તન ॥૩૫॥ એટલામાં ત્યાં ભીમ આવ્યો, રડતાં સુણ્યાં સૌ કોય, વાઘ વનમાં ફેંકી દીધો, તરત ડાહયો હોય ॥ ૩૬ ॥ છાનો માનો શાણો થઇને, ડેરા તંબુમાં પેઠો; પીતા પોતાના જ્યાં છે પડેલા, ત્યાં આવીને બેઠો ॥ ૩૭॥ ભીમ કહે મા તાત મારા; સુઇ રહ્યા શું કરવા; કુન્તા કહેકે કરમ ફુટયું, એતો પડયા છે મરવા ॥ ૩૮ ॥ ભીમ કહે ભલે મરણ પામો, ઓરે મારા તાત; એટલે પાન્ડુ રાજાયે ત્યાં, ઉંચોજ કીધો હાથ ॥ ૩૯ ॥ ભીમ કહે સરવે રહો છાનાં, મમ તાત કાંઇક કેહે છે; એટલે સરવ રહી ગયાં છાનાં, તવ ત્યાં

પાન્ડુ વદે છે ॥ ૪૦ ॥ પાંચે પુત્રો સ્રવણ કરજો, કહુ તેમાં દેજો લક્ષ; મા-શ મુઆ પછી કાળજુ મ્હારૂ, ગમે તે કરજો ભક્ષ ॥ ૪૧ ॥ તેથી ત્રીકાળ જ્ઞાન થવાનૂં, એટલી પાળજો વાણ; પુત્રોએ કહયું વારૂ પીતાજી, એટ-લે છુટયો પ્રાણ ॥ ૪૨ ॥ પછી સરવ રડવા લાગ્યાં, એટલે બોલ્યો ભેમ; કહો માતા આ મડદાને, હવે તે કરશું કેમ ॥ ૪૩ ॥ કુન્તાજી કહે એક નંદન, અગની હાથમા ઝાલો;શબ ઉચકીને ચાર ભાઇ, ગંગા ત્રટ લૈ ચા-લો ॥ ૪૪ ॥ ભીમે જાણ્યું સહુને દુખ દેવું, તેથી શું વાશેશ વાધે; એવું જાણી કટી કશીને, મડદુ લીધું ખાંધે ॥ ૪૫ ॥ દોટ મુકીને બાહાર નીક-ળીયો, પુંઠળ સરવે જાય, ગંગા ત્રટે શબ લૈ આવ્યો, સ્નાન કરાવ્યું માં ય ॥ ૪૬ ॥ પછી વક્રોદર કાષ્ઠ લાવ્યો, ચીતા ખડકી મ્હોટી; તાતને કાળ-જે કર દેઇને, કાળજુ કાહાડયુ ખસોટી ॥ ૪૬ ॥ તે એક પાત્રમાં મુકી રા-ખ્યુ; એવે વદયા કુન્તાય; કંથ ભેગી હું બળુ છું, બીરાજુ ચીતા માંય ॥ ૪૮ ॥ માદરી કહે હું બળવાની, આપણા સ્વામીની સાથ; કારણ કે પામ્યા મર્ણ મારાથી, માટે માગું જોડી હાથ ॥ ૪૯ ॥ કુન્તા કહે જોજે છો કરાંને, હું મરૂં કુળવટ; તારાથી છું મ્હોટી માટે માહરે મરવું ઘટે ॥ ૫૦ ॥ ભીમ કહે શીદ વઢી મરો છો, આ શું લેવાનો છે લ્હાવો, તે કરતા ભેઓ સંપીને રહીશું,બંને માતાજી આવો ॥ ૫૧ ॥ એટલે શેદે-વ નીકુળ ધરમ, અરજુનજી તરફડીયા; ઘણી માયા કુન્તાજીની, માટે તેને બ્હાજી પડીયા ॥ ૫૨ ॥તવ માદરી કહે મુને રજા દો, તમારી પુત્રો ન માયા; તમ વીના તો સોસાઇ જાશ, ગાળી નાખશે કાયા ॥ ૫૩ ॥ તવ કુન્તાએ આગના આપી. કાષ્ઠ ચીતામાં પેઠી; પોતાના પતિનું મુસ્તક ખોળે, લેઇને બળવા બેઠી ॥ ૫૪ ॥ એટલે ધરમે અગની મુકયો, સળ-ગી ચીતા ચોપાસ; ભીમે ડાઘલી કાળજા કેરી, ઉપર મુકી કરી કયાસ ॥ ૫૫ ॥ કાળજુ તાતનુ ભક્ષણ કરવું,અભક્ષા ભક્ષ કેહેવાય; પણ બાફી-ને વાસના લેવી, ભક્ષ કર્યા તુલ્ય થાય ॥ ૫૬ ॥ એમ જાણીને બાફવા મુ-કયું, જ્ઞાન થવા સાક્ષાત; દ્વારીકામાં શ્રી કૃષ્ણજીએ; તે સહુ જાણી વા-ત ॥ ૫૭ ॥ જાણ્યું કે કાળજાની વાસ લેશે, ત્રીકાળનું જ્ઞાન થાશે; પછી મારો ભાવ કો નહી પુછે, મમ તુલ્યા તે તો ગણાશે ॥ ૫૮ ॥ તે માટે ત્યાં સંચરૂને, ચરીત્ર મ્હારૂ લડાવું; બ્રાહ્મણ વેશે પક્ષમાં પેશી, જૈ કાળજુ પડાવું ॥ ૫૯ ॥ વળણઃ॥ કાળજુ પડાવવા ક્રષ્ણજી, આવ્યા શામ શ-રીર; વલ્લભ વદે ચીતા બળે, તેની સાંમી તીર.

## કડવું ૨૬ રાગ ઉછળતી ચોપાઇ

આવ્યા સામી તીર વીશ્વના ભુપ, ભગવાને ધર્યું બ્રાહ્મણ રૂપ; માથે બાંધી ધોળી પાવડી, એક ભુજમાં ઝાલીલાકડી ॥૧॥ ચાર છેડે પેહેરી છેરે ધોતી, બગલમાં મારી છેજ પોથી; લલાટે તો ભસ્મજ ચોળી, ડાભી ખાંધે ભરાવી છે ઝોળો ॥ ૨ ॥ એક ભુજે ગ્રહ્યું તુંબીનું પાત્ર, ગોવાંદે ધરીયું ઘરડેરૂં ગાત્ર; વ્રધ માટે નેત્રે નવ સુજે, ચામડી લટકને થરથર ધ્રુજે ॥ ૩ ॥ દાંત પડયા ને ડાચાંજ મળીયા, મ્હોડે ને માથે ઉગ્યાં છે પળીયાં;કટીમાંથી વાંકાજ વળીયા, શરીરે તો છેકજ ગળીયા ॥ ૪ ॥ નીચી ડોકીથી મારગ જુએ, નાશીકામાંથી પાણીજ ચુએ; આંસુડાં છુટે ને નેત્રજ ગળે, ઠેસ વાગે ને ધરણ ઢળે ॥ ૫ ॥ એવે રૂપે આવ્યા પુન્ય સ્લોક, પાંડુ રાજા કહી મુકીજ પોક, એ મારા પાંડુ રાય જજમાન, તે શબ્દ કુન્તાએ સાંભળ્યો કાન ॥ ૬ ॥ જુઓ બેટા કોક વીપ્ર રડે છે, વ્રદ્ધ વપુએ ઢળી પડે છે; દે છે તમારા તાતનું નામ, ચાલો જઈ લાવીએ આ ઠામ ॥ ૬ ॥ વળણ. ॥ ચાર સુતને માવડી, ચાલ્યાં સામી તીર, વદે વલ્લભ એ આવીયાં, જ્યાં છે શામ શરીર.

---

## કડવું ૨૭ રાગ સામેરી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાય, વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહિમાય ॥ ૧ ॥ ચારે પુત્રને લેઇને આવ્યાં- પ્રભુ કને કુન્તાય; એ મ્હારાજા કોને રડો છો, કહો કરીને ક્રપાય ॥ ૨ ॥ પ્રભુ કહે રડું છું કરમને, વ્રધપણમાં મરૂ મથી, મુજ મીત્ર પાન્ડુને સોધુ છું, પણ કાંઇ મળતો નથી ॥ ૩ ॥ તવ કુન્તા કહે એ માહારાજ, જેનો તમારે સ્નેહ; તે પાન્ડુ રાજાએ આજે, મુકી દીધો દેહ ॥ ૪ ॥ એ બળે ચીતા એમની હું, કુન્તા એ નરની નાર, પ્રભુ કહે એને સ્રાપ હુતો, ગયો વાંજીઓ અવતાર ॥ ૫ ॥ બીજી નારી હતી માદરી તે, પણ થઇ વીધવાય; કુન્તા કહે તે માદ્રીએ તો, કંથ ભેળી પાડી કાય ॥ ૬ ॥ સ્રાપ હુતો બ્રહ્મણી કેરો, પણ વાધ્યું વર સુત્ર; મંત્ર થકી દેવતા લોકોએ, પાંચ દીધા છે પુત્ર ॥ ૭ ॥ આ રહ્યા તમારા ચાર દીકરા, પાંચમો સામી તીર; એટલે ગદગદ આંસુ પાડી, રડયા શામ શરીર ॥ ૮ ॥ ભલે થયા એને દીકરા પણ, મીત્ર વીના હું શું કરૂં; જીવતર મ્હારૂં ધીકાર છે હું, ઘાત

કરીને મરૂં ॥ ૯॥ એમ કરીને પડતું નાંખ્યું, પોતે દીનાનાથ; તવ કુન્તાએ ને ધરમ રાયે, ઝડપ ઝાલ્યા હાથ ॥ ૧૦ ॥ તેડીને સામી તીર લાવ્યા, નેત્રોમાં આંસુ છુટે; ચરીત્ર ભરેલા ચત્રુભુજજી, છાતી ને શીશ કુટે ॥ ૧૧ ॥ કુન્તાજી તેમ તેમ કરગરતી, માહાજા ક્ષમા ધરીએ; અમારૂં બધું ધુળ મળીયું, પણ તેનું કેમ કરીએ ॥ ૧૨ ॥ એટલે રડતા રડતા બોલ્યા, પોતે પુરૂશ પુરાણ; હું જઇ પડું ચીતા વિશે, કાહાડુ મારો પ્રાણ ॥ ૧૩ ॥ એમ કહી કાળજુ પાડવા ચાલ્યા, મરૂ મરૂ મુખ ભાંખે; અરજુન શેદેવ ધરમ સુદ્ધાં, ખેંચી ખેંચીને રાખે ॥ ૧૪ ॥ એટલે ભીમસેન બોલીયો મા, શું છે આ તોફાન, કુન્તા કહે તુજ તાત તણા, આ મીત્રછે ત્રધવાન ॥ ૧૫ ॥ તે પડવા આવેછે ચીતામાં, માટે રાખીએ ખાળી; ભીમ કહે ભેળો બ્રાહ્મણ બળે, મમ તાત ભાગ્યશાળી ॥ ૧૬ ॥ આવવા દોરે આવવા દો, હું તો ન રોકી રાખુ; હોતો મારાજા હું આવીને, ઉચકીને મહી નાખુ ॥૧૭॥ પ્રભુએ જાણ્યું છે મસ્તાનો, નાંખતાં નહી કરે વાર; એવું જાણીને ખમચાયા, પોતે જુગદાધાર ॥ ૧૮ ॥ એવે ભીમશેન કાષ્ટ લેવા, અળગો ગયો લગાર; એટલે દીઠો લાગ ભલેરો, દોટ મુકી મોરાર ॥ ૧૯ ॥ જૈ ડોધલીને લાત મારી, ફોડી નાંખી તતકાળ; કાળજુ પડયું અગની વીશે, જોઈ રહ્યા ચાર બાળ ॥ ૨૯॥ શેદેવે જાણ્યું તાતજી તણું, વેણ વદેલું જાશે; લોપ્ય હું જૈને કાળજું કાહાડું, થનારૂં હશે તે થાશે ॥ ૨૧ ॥ એવું જાણી દોટ મુકી, પ્રૌઢ પ્રાક્રમ માંડયું; અગની વીશે હાથ ઘાલી, ઝડપ કાળજુ કાહાડયું ॥ ૨૧ ॥ એટલે પ્રભુ પડાવવા દોડયા, શેદેવ નાશી જાય; તેની પુંઠળ દોડવા લાગ્યા, પોતે શ્રી વૈકુંઠ રાય ॥૨૩॥ આગળ શેદેવ કેડે સામળીયો, જાય દોડયા વન વાસે; હું નુ કાળજુ ઉછાળતો ત્યાં, શેદેવ સુરો નાસે ॥ ૨૪ ॥ એવે દોડતાં શેદેવજીએ, પાળ્યો પીતા વેણ ટેક; કાળજાની વરાળ તણો ત્યાં, સ્વાસજ લીધો એક ॥ ૨૫ ॥ તેથી થયું જ્ઞાન સ્વરગ કેરૂ, શેદેવને તે વાર; બીજો સ્વાસનો ઘુંટડો ભરીયો, ઓળખ્યા દેવ મોરાર ॥ ૨૬ ॥ અવની તણુ જ્ઞાન થયુને, ત્રીજો ભર્યો જે કાળ; તેથી જ્ઞાન થયુંછે અતીશે, જાણી લીધું પાતાળ ॥ ૨૭ ॥ પછી કાળજુ નાંખી દીધુ, ઉભો જોડી બેઉ હાથ; હું શેવક પરશો છે જુગમ, ઓરે દીના નાથ ॥ ૨૮॥ આવું કરવું ન ઘટે તમને, દયાળુ વીશ્વના ભુપ, ભગવાન કહે શેદેવ આપણ, બેઉ થયા એક રૂપ ॥ ૨૯॥ અમમાં ને તમમાં ભેદ ન રહયો, માટે કલપના કાપો, બેઉ થયા એક વચન માગુ, તેટલુ મુજને આપો ॥ ૩૦ ॥ શેદેવ કહે ભલે મ્હારાજા, ઓરે જુગદાધા

ર;જેવું આપવું તેવું લેવું,જગતમાં તે વ્હેવાર ॥ ૩૧ ॥ તમે માગો તે હું આપુને,હું માગુ તે આપો;પ્રભુ કહેછે લ્યો વેણ મ્હારૂં,તમે તમારૂં થાપો ॥ ૩૨ ॥ એમ કહીને સામા સામી,વચન આપ્યાં સાર;શેદેવને કહ્યું માગી લ્યો તમે, બોલીયા જુગદાધાર ॥ ૩૩ ॥ શેદેવ કહે સાભળો સ્વામી, ચરણ તમારે લાગુ; પ્રથમ પેહેલું આપ માગો, પાછળથી હું માગુ ॥ ૩૪ ॥ પ્રભુ કહે જ્ઞાન થયું ત્રીકાળી,પણ મન સમજી રેહેવું, પુછયાવીના કોઇ પ્રાણીને,તમારે નવ કેહેવું ॥૩૫॥ પાંચ ભાઇ જાતા હો પંથે, તે પંથ તમારે ચડવું;કુઆમાં ભાઇઓ પડતા હોયતો,ભેળા તમારે પડવું ॥ ૩૬ ॥ પણ કેહેવું નહી કે કુએછે, વેણ પાળે પ્રીય લાગો;શેદેવ કહે સારૂ માહારાજા. પ્રભુ કહે તમે માગો ॥ ૩૭॥ તવ વીચારી શેદેવ બોલ્યા,'રક્ષણ અમારૂં કરવું; અમારા પાંચમાંથી એક મરીએ,'જોડે તમારે મરવું ॥ ૩૮ ॥ શામળીયો કહે સાબાશ શેદેવ,કેમ કુપેપડવા દેવાય;મારૂં માગેલું મારે ગળે આવ્યું, સદા સંભાળ લેવાય ॥ ૩૯ ॥ શેદેવ કહે પાળો પાલવતું, નહીતો રેહેવા દૈએ;ક્ષ્ણજી કહે પાળવું પુરૂ,વચન વીલા કેમ થૈએ ॥ ૪૦ ॥ એમ કહી અંતર ધ્યાન થયા,પોતે શ્રી જુગદાધાર; એવે ચીતા કને ભીમ આવ્યો, લાવ્યો કાષ્ટ અપાર ॥ ૪૧ ॥ ડોચલી ચીતામાં નવ દીઠી,કાળજા કેરી જ્યારે; લાગ્યો ભીમશેન પુછવાને,અરજુન પ્રત્યે ત્યારે ॥ ૪૨ ॥ કહે ભાઇ કયાં ગઇ ડોચલી, અરજુને વાત ભાંખી; આવેલા પેલા ઘરડા વીપ્રે, ડોચલી ફોડી નાંખી ॥ ૪૩ ॥ ભીમ કહે ગયું વચન તાતનું, આપણને ધીક્કાર;અરજુન કહે શેદેવ વીરે, કાળજું કાઢયું છે બ્હાર ॥ ૪૪ ॥હુંનુ ઉછાળતો લેઇ નાઠોછે,વીપ્ર પડયો છે પુંઠે; એવું સાંભળી કાષ્ટ બળતું, લેઇ વ્રકોદર ઉઠે ॥ ૪૫ ॥ ખોળવા ચાલ્યો વીપ્રને એ, વાયુ નંદન બળીયો; એટલામાં તો શેદેવ જોશી,ભીમને સામો મળીયો ॥ ૪૬ ॥ ભીમ કહે ભાઇ બ્રાહ્મણ કયાંછે, જોશી કહે કોણ જાણે;ગભરાશો નહી તાતજી તણું વેણ, પાળ્યું છે આ ટાણે ॥ ૪૭ ॥ એ.મ બેઉ જણ વાતો કરતાં,આવીઆ ચીતા કને;ભીમ કહે કે ત્રીકાળ કેરૂ, જ્ઞાન થયું હશે તને ॥ ૪૮ ॥ શેદેવ કહે કાંઇ ન થયું, કયાં હતી તાતને સુદ્ધી; પણ વણ વીચાર્યું બોલી ગયાએ, મરણે બગડી બુદ્ધી ॥૪૯॥ વળણ્ણા મરણ શમે બુદ્ધી ગઇ, માટે કહ્યું પીતાય, વલ્લભ કહેછે તે પછી, ભસ્મ થઇ ચીતાય ॥

# કડવું ૨૮ રાગ ચોપાઈની કાફી.

બોલ્યા વૈશમપાયે વચન,સાંભળ જનમેજે રાજન,હસ્ત ભસ્મ નાંખી જળમાંય, ચાલ્યાં સ્નાન કરી તંબુ જ્યાંય ॥ ૧ ॥ રડી કકળી કર્યું રે સયન, થયું મધ્ય રાત્રીએ વીઘન; આવ્યો અગની થયો હાહાકાર, કર્યું સહુ સૈન્ય પ્રલેકાર ॥ ૨ ॥ રહયો એક રથ ચાર તોખાર,સતી કુન્તાને પાંચ કુવાર; વીતી રૂજની થયો પરભાત, મુકયો કુન્તાએ લેલાટ હાથ ॥ ૩ ॥ પત્ર લખ્યો હસ્તીનાપુર, થઇ કરમ તણી કસુર;દેહ મુકયોછે પાન્ડુ રાય, બળી દહન થઇ સૈન્યાય ॥ ૪ ॥લખી મોકલીને એ બેઠાં, માત પુત્ર ચીંતામાં પેઠા; અરેરે ગયો ભાગ્યશાળી. પુંઠે લેઇ ગયો સર્વ વાળી ॥ ૫ ॥ તવ ભીમ વદ્યો વચન, માજી શાને કરો છો રૂદન; તમો કેહેતાં હતાં બહૂ વાર;આપણે છે ઘણું ઘરબાર ॥ ૬ ॥ કેહેતાં હતાં કે છીએ નરેશ, આપણે છે ગાદીને દેશ ॥ ૭ ॥ છે કાકા દાદા ને કાકી, રાજ્ય કાજ નથી કાંઇ બાકી;તે બધું છે કહો કીયે ઠામ,ચાલો જઇએ આપણે ગામ ॥ ૮ ॥ કહે કુન્તા છે શાહ્યમી ઘણી, થઇ બેઠો દુર્યોધન ધણી, તારા અંધ કાકાનો તન, પચાવી પડયો રાજ્યાસન ॥ ૯ ॥ જીતીને લાવેલા તુજ તાત, હવે પડયું એ દુષ્ટને હાથ; પેહેલા હતાં આપણે નાત બહાર, કર્યો તુજ તાતે જય જયકાર ॥ ૧૦ ॥ રહ્યા યાત્રાએ કરવા વન, થયા માલીક અંધના તન, જીવતા હોત જો તમ તાત, તો તો રાજ્ય આવત તમ હાથ ॥ ૧૧ ॥ તેમ છતાં જો ગામમાં જઇએ, થૈએ ગરીબ તો ત્યાં રૈએ; કહે ભીમ ચાલો મારી માત, ત્યાં ગયા પછી બીજી વાત ॥ ૧૨ ॥ કહે કુન્તા તું છે મસ્તાન, કરે ત્યાં જઇને તોફાન, તેથી ભંગાવી નાંખીએ વાંસા, પડે ગામમાં પેઠાના સાંસા ॥ ૧૩ ॥ ભીમ કહે હતો શીશ તાત, ત્યાં લગી કર્યું તોફાન માત, ફર્યો થઇને મસ્ત હરાયો, હવે આજથી જાણજો ડાહયો ॥ ૧૪ ॥ તવ કુન્તા કહે થાઓ ત્યાર, જોડો રથને ચાર તોખાર, તવ અરજુને રથ જોતરીયો, દેશ જવાનો વીચાર કરીઓ ॥ ૧૫ ॥ સમર્યો શ્રીદેવાધીદેવા, લીધી ધરમે ઠાકાર શેવા; બેઠાં રથમાં માતને ભ્રાત, ભીમ ચાલ્યો ઉભી વાટ ॥ ૧૬ કહે કુન્તા સુણો સુત ભેમ, તુજ થકી ચલાશે કેમ, ભીમ કહે ચાલીશું ચરણ, બેસું તો ઘોડા પામે મરણ ॥ ૧૭ ॥ અધવચ્ચ રસ્તામાં રહીએ, પછી ઘેરશી રીતે જઇએ, એમ કહીને ચાલ્યાં વાટ, કરે વીશ્રામ જ્યાં પડે રાત ॥ ૧૮ ॥ એમ નીત્યાન પંથ કપાય, ઘણે દીવશે લગભગ થાય, નગ્રથી

જુમના જોજન, ત્યાં તો આવ્યા પાન્ડુના તન ॥ ૧૯ ॥ ઉતર્યાં જમુનાવ-હાણું વ્હાતે, છોડયો રથ થતે પરભાતે, કહે કુન્તા સુણો સંતાન, કરો જુમનાજીમાં સ્નાન ॥ ૨૦ ॥ માળા પુંજા કરી પરવારો, પછી નગ્ર વીશેસી ધારો, કોટ કાંગરાવાળુ ગામ, હસ્તીનાપુર એનું નામ ॥ ૨૧ ॥ તવ ઘોડા છોડયા કીનારે, કીધાં સ્નાન જમુનાને આરે, ત્રણ બંધુને ચોથી માત, લેઇ માળા ગ્રહીને હાથ ॥ ૨૨ ॥ એતો સમરે દેવાધીદેવા, કરે ધરમ ઠાકોર શેવા, ભીમ પડયો ન્હાવા બહુ બળમાં, કરે તોફાન જુમુનાના જળમાં ॥ ૨૩ ॥ મારે ડુબકી ફરે ને તરે, મછ મગરથી નવ ડરે, બોલ્યા ધરમ સાંભળો માડી, આજ પુષ્પ વીના પડે વ્હાડી ॥ ૨૪ ॥ ફુલ વીના નથી થઇ શેવા, આજ થાય તે દીવસ કેવા; તવ બોલીયાં કુન્તા ડોશી, તમો ઉઠો શેહદેવ જોશી ॥ ૨૫ ॥ જુઓ બાગ પેલો દેખાય, અતી ફળફુલ છે તેની માંય; તુજ તાત તણો એ બાગ, હશે માળી પીળે પોશાગ ॥ ૨૬ ॥ તેને જઇ કેહેજો વચન, કહીએ હું પાન્ડુનો તન; આપો પુષ્પજ શેવા સારૂ, તેમાં ભલેરૂ થાશે તમારૂ ॥ ૨૭ ॥ કહે શેહદેવ ભકતી અધુરી, નથી થઈ માળા મ્હારી પુરી; કહે કુન્તા તુટે છે નીમ, બોલ્યા શેહદેવ એ રહયો ભીમ ॥ ૨૮ ॥ વળણ ॥ નવરો દીઠો માવડી, તવ કીધો પોકાર; વદે વલ્લભ સોર સાંભળી, ભીમસેન આવ્યો બ્હાર ॥ ૨૯ ॥

## કડવું ૨૯ રાગ સાખીના ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું આદ્ય પરવ મહિમાય. ॥ ૧ ॥ ભીમશેન આવ્યો માતાની પાસે, પુછયું ધરીને પ્રેમ; કહો માતા સુખની સાતા, મને બોલાવ્યો કેમ ॥ ૨ ॥ કુન્તાજી કહે તોફાન મુકી, કામમાં તતબર થાવો; પેલા બાગમાં ઠાકોર સારૂ, પુસ્પ લેવા જાવો ॥ ૩ ॥ ભીમ કહે હું નહી જાવું મા, અમો થાકયા પગપાળા; કુન્તા કહે તું છે નવરોને, બીજા જપે છે માળા ॥ ૪ ॥ ભીમ કહે મા મોકલો મુને, મેં શાં કરેલાં પાપ; નથી નવરો જમુનાજીમાં, હું પણ જપુછું જાપ ॥ ૫ ॥ કુન્તા કહે તું મેલ ચાળા, જા દીકરા મુકય દોટ; લૈ આવ્ય પુસ્પ એક ઝપાટે,઼ઓ દીસે બાગનો કોટ ॥ ત્યાં જઇને માળીને કેહેજે, પાન્ડુરાયનો તન; પુસ્પ જોઇએ શેવા સારૂ, કરવું દેવ પુજન ॥ ૬ ॥ એમ કહીને લાવજે માગી, રાખજે મન વશ્ય પોતે; અનેક તરેના મેવા હશે પણ, હાથે ન લેઇશ ફળ ॥ ૭ ॥ ભીમે જાણ્યું

ત્યાંછે ખાવાનું,તરત થયો તઇઆર;વધારે એક વસ્ત્ર લેઇને,ચાલ્યો વાયુ કુવાર ॥ ૮ ॥ ફળમાં ચીતછે પુલ્ફમાં પ્રીતછે, ચાલ્યો આવ્યો ચડીચોટ; જાણ્યું કયાં હશે દરવાજો, આતો ફરતો કોટ ॥ ૯ ॥ દરવાજો સોધવા કયાં જાવું,કીધી દોટા હડીઓ;આઘે જઇને છલંગ મારી,કોટ કુદીને પડીઓ ॥ ૧૦ ॥ બાગમાં પડયો સુત સતીનો, નીરખી દીશા ચાર; પુસ્પ તણી ઘણી પીમળ આવે, વનસ્પતી દસભાર ॥ ૧૧ ॥ કમળકેતકી કુશુમ કેવડો, જાઇ જુઇ ચંબેલી;મોઘરો મરેઠી આક અરેઠી, બોરસલી પડવેલ્લી ॥ ૧૨ ॥ સોભાગ સુદરી સુરજ વંશી, ચંપક ચાંપાને ચંપો;બટ મોચરોને વેલ મોગરો, કાંટા શાળી વિશંપો ॥ ૧૩ ॥ ગુલાબ ગુલ ચંપો ગુલ દાવડી, ગુલબાસ ગોટા હજારી;પારસ ઘોળીઓ જાસુદ શાળી, કરેણો હાતરો બ્યારી ॥ ૧૪ ॥ વીવીધ વ્રક્ષો ચોરૂ ચારોળી,ચંદન ચંપુ અંક; વેલ વાલોળને વેલશડો છે, આશાળ વાળયો વંક ॥ ૧૫ ॥ આંબા આંબળાં આંબલી અરણી, અગથાયોને અનાર;પીપળા પીંપળી પારસ જાંબુ, બોર બપૈઆની હાર ॥ ૧૬ ॥ શીમળા શેતુરી શીફળી ફોફળી, તાડ તાડીને ખજુરી;શેકટી શીમડી શેલડી લાંબી; અનુસડી પણ પુરી ॥ ૧૭ ॥ કમ્રખી પપનસ ફનસ, મીઠાં લીંબુ નારંગી; જલદારૂ આબુ અંજીર બદામ,કેરી કેળાં ઝાડ જંગી ॥ ૧૮ ॥ દ્રાક્ષની વેલી દ્રાખ લળેલી, અખોડને ગેરાણી; પાકાં ફળનો સોડમે ભરાયું, ભીમના મ્હોમાં પાણી ॥ ૧૯ ॥ મન વશ રહ્યું નહી ત્યારે, વીચાર કીધો એમ, માતાએ ફળ હાથે તોડવાનું; ના કહ્યુ કરૂ કેમ ॥ ૨૦ ॥ સાચા સોગન ખાતા છુટીએ, વીચાર્યું દલ સાથ; બે ચાર વ્રક્ષનું જુથ્થ હોયે ત્યાં, ભીમ ભીડાવે બાથ ॥ ૨૧ ॥ હચ હચાવી ખેંચી કાહાડે, પછાડે પ્રથવી માંય; પાકાં પાકાં ફળ ગરીને, ભોમીએ ઢગલો થાય ॥ ૨૨ ॥ વ્રક્ષો કાહાડે ભોમી પછાડે પડે તે ફળ લૈં ખાય; રૂમેછે ઘુમે છે બાગમાં બળીયો, ભય નહી જરાય ॥ ૨૩ ॥ તે બાગના દરવાજા ઉપર,રેહેછે માળી રખવાળ; તેણે કડાકા ઝાડના સુણ્યા, પેટમાં પડી ફાળ ॥ ૨૪ ॥ આવ્યો અગાશીમાં જોવાને સારૂ, દીઠી ભીમની પુંઠ; કોણ મુઓછે હરામ ખાનાર, અક્કલ વીનાનો ઉંટ ॥ ૨૫ ॥ આવી રહ્યું છે આયુશ તારૂં, ફળ ખાવા મન મ્હોયું; એટલે ભીમે આડી આંખ, અગાશી સામું જોયું ॥ ૨૬ ॥ માળીને દીઠો મન વીચાર્યું, શુકન માઠા થાશે; ગાળો સાંખીને ગામમાં જાશું તો જન્મ ગાળોમાં જાશે ॥ ૨૭ ॥ એવો અવળો અરથ લીધો, ક્રોધ હળાંહળ ચડી-

ઓ; છલંગ મારી ઉછળ્યો તે, જૈધાબામાં પડીયો,ધમ ધમ ધમ ધમ ધાબુ ધ્રુજ્યું, માળીશું જેરવે તાપ; થર થર ધ્રુજ્યો હાથ જોડયા, નહી બોલું મા બાપ ॥ ૨૮ ॥ ભીમ કહે ભલો ગાળો દેનારો,ઝડપ લેઇને ઝાલ્યો; મુસ્તક ઉપર ફેરવીને, તરત બગલમાં ચાલ્યો ॥ ૨૯॥ ભીમ કહે ગામનીને વનની, દેખ્યા કાહાડજે રોગ; પેહેલ વેહેલો ગામમાં જાતાં, તુજને આપું ભોગ॥ ૩૦ ॥ માની લેજે ભક્ષ માળીનું, એમ વદયો મુખ વાણ, બગલમાં બળ કરીને દાબ્યો, કાહાડી નાંખ્યો પ્રાણ ॥ ૩૧ ॥ પછી મડદુ મુકયું ધાબામાં, માળીના મોહોલમાં વાસ્યો;સોધીને લાવ્યો દોરડુ લાંબુ, માળીને ચર્ણથી બાંધ્યો ॥ ૩૨ ॥ મોહોલમાં મડદુ લેઇને ચાલ્યો, હસવાનો ખેલ કીધો;દરવાજાની કમાન વચ્ચે, ઉંધોજ ટાંગી દીધો ॥ ૩૩ ॥ પછી પાછો બાગમાં પડીઓ, કીધું સરોવર સ્નાન, ફુલ વીણેને ફળજ ખાયે, નફ્ફરો મસ્તાન ॥ ૩૪॥ એવામાં આવી માળીની પુત્રી, ખાવાનું ભાતુ લેઇ; દરવાજામાં પેસવા માંડયું, થર થર કંપી દેહી ॥ ૩૫ ॥ શબ દીઠું તવ લાગી સોસાવા, આ કૃત્ય કોણે કીધુ; એવે ભીમની પુંઠ દીઠી, ભાતુ ત્યાં ફેકી દીધું ॥ ૩૬ ॥ દડબડ નાઠી નગ્રમાં આવી, રાજ સભાની માંય; આંસુડાં છુટે શીશ કુટે, છે દુરીયોધન ત્યાંય ॥ ૩૭॥ છત્રપતી કહે કેમ છોકરી, તવ વદી પુત્રી વચન;મારા તાતને મારી નાંખ્યો છે કોઇ હલમરત જન ॥ ૩૮ ॥ બગીચો બધો ભાગી નાંખ્યો, સાંભળ્યું દુરીયોધન; એક દમે સો મલ બોલાવ્યા, ક્રોધ કરી રાજન ॥૩૯॥ એક સો મલ્લ ત્યાં આવી ઉભા, છત્રપતી કહે જાવો; બાગનો ભાગનાર માળીનો મારનાર, તેને બાંધીને લાવો ॥ ૪૦ ॥ મલ્લ કહે વારૂ માહારાજા, કહી ચાલ્યો ચડીચોટ; ગેડીઓ લીધી તૈઆરી કીધી, દડબડ મુકી દોટ ॥ ૪૧ ॥ ધમ ધમે ધરતી મલ્લોને ચરણે, જોર ઝપાટે ગયા; સાંભળ્યું ભીમે મન વીચાર્યું, ધબડકા કાંક થયા ॥ ૪૨ ॥ એવું જાણી ફળ મુકી ઉઠયો, જ્યાં વૃક્ષ ઘેરો હુતો;તે ઝાડના જાળામાં પેશી, ઉંધો થઇને સુતો ॥ ૪૩ ॥ એટલામાં મલ્લ લોકો આવ્યા, પાકા કર્યા મનસુબા;નેવું જણા મહી સોધવા પેઠા, દરવાજે દશ ઉભા ॥ ૪૪॥ બીજા સરવ સોધવા લાગ્યા, ભીમે કર્યો વિચાર;આવ્યા છે તો હોંશ એમની, પુરણ કરવી સાર ॥૪૫॥

॥ વળણ ॥ હોંશો પુરણ પાડવી, એજ કર્યો વીચાર; વ્યાસ વલ્લભ એમ ઉચરે, ભીમ સુરો સરદાર ॥

# કડવું ૨૧ રાગ રેકતા ચોપાઈ.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ જનમેજય રાજન; ભીમે કાળજાં મલનાં ખોલાવ્યાં, સુતાં સુતાં નાશકોરાં બોલાવ્યાં ॥ ૧ ॥ તત્ર મલ્લોએ દીઠો ચોર, સોએ ભેગા થઇ કર્યો સોર, ટોળે મળી ચાલ્યા સહુ સુબા, ભીમને સુતો ઘેરી સૌ ઉભા ॥ ૨ ॥ તોએ સુતો રહયો વાયુ તન, એટલે મલ લોક બોલ્યા વચન; અલ્યા કોણુ જાત કોણુ ઘર ગામ, કોણ માત તાત કોણુ તુજ નામ ॥૩॥ભીમ કહે શીદ પુછો શબ્દ ઝાઝા, અમો સરવના રાજધીરાજા; મલ્લ કહે તારો દન વાંકો જાગ્યો, છત્રપતી બળીઆનો બાગ ભાગ્યો, ॥ ૪ ॥ ભીમ કહે વાંકા દહાડા તમારા, આવી જવાબ માગો છો અમારા; તવ મલ લોક બોલ્યા વચન, ઉઠ તેડાવે છે દુરીયોધન ॥૫॥ વાયુ સુત કહે કહો સભા માંઇ, કહીએ તેડેછે ભીમશેન ભાઇ; મલ્લ કહે ભવીશ તારૂં ફુટયું, જાણજે હવે આયુશ તુટયું ॥ ૬ ॥ સુણી ભીમ કહે લાગો ચરણ, નહી તો આવ્યું તમારૂં મરણ; કહે મલ ઉભો થા મુંઢ મતી, ભીમ કહે અમે ઉઠવાના નથી ॥ ૭ ॥ તવ મલે મનસુબો કર્યો જુદો, એના ઉપર ચઢીને કુદો, ચઢયા શરીર ઉપર સોએ સુરા, નાચે કુદે પ્રબળ પ્રૌઢ પુરા ॥ ૮ ॥ ભીમ ધરતો નથી મન ધાક, જાણ્યું ઠીક ઉતરે છે થાક; ભીમ કહે શેવા થઇ પાકી, પણ બોચી ગદડવાની બાકી ॥ ૯ ॥ સુણી સહુ મલ કકળ્યા તે ઠામ, આણે સરવને ગણ્યા ગુલામ; ક્રોધે ભરાયા એવું ધારી, ભીમને શીશ મલ્લે ગેડી મારી ॥૧૦॥ તવ વ્રકોદર રોશમાં રૂઠયો, પાસુ મરડી ઝડપ લેઇ ઉઠયો ॥ ૧૧ ॥ વ્રક્ષ ગફામાંથી બહાર નીકળીયો, જઈ કુઆપર ઉભો એ બળીઓ; મલ લોક ઝાલવાને જાય, દીઠો કુપપર ખમચાયા ત્યાંય ॥ ૧૨ ॥ અળગા રહીને બોલ્યા સહુ એમ, અલ્યા બળીઆ તું કરે આમ કેમ; તને નથી રાજા દંડ દેનાર, નથી કોઇ તુને કાંઇ કહેનાર ॥ ૧૩ ॥ ચાલ અમ સંગ સભા માંય, નથી કેદ કરવો તને ત્યાંય, જો તું નહી આવે અમારે હાથ, અમ પર કોપે નગ્રનો નાથ ॥ ૧૪ ॥ તેથી અમ પેટપર પડે પાય, તેણે લાભ તને શો થાય; મીથ્યા બાંધવા દેને હાથ, તેથી પ્રસન થશે નગ્રનાથ ॥ ૧૫ ॥ કહે ભીમ ભલે લેઇ જાવો, મુને બાંધવા કુપ પર આવો; મલ્લ જાણ્યું કપટ એ કરશે, જરૂર જીવ સરવના હરશે ॥ ૧૬ ॥ નહી ઝાલીએ તો પણ ખોટું, થાશે વીશ્વમાં મેહેણું મ્હોટું; ચાલો થનાર હશે તે થાશે; કાં ઝલાશે કે કાં જીવ જાશે ॥ ૧૭ ॥ એમ જાણી ચાલ્યા સહુ સાર; ભી-

મે મુખથી કર્યો ઉચ્ચાર;આવો સનમુખ નહી પડે વાંધો,લાવો દોરડાં બે ભુજ બાંધો ॥દોહારાની ઉતાવળી ચાલ ॥ તવ ત્યાં સોએ મલ્લો ચાલ્યા મરવાના મનસુબા;પચાસ પચાસની બે ઓળ્યો થઇ,ભીમની સામા ઉભા ॥ ૧ ॥ મલ કહે કે ડરતો નહી તું,લાવ્ય તારા હાથ;તવ લાંબા ભુજ ભીમે કીધા,ભલી ભીડાવી બાથ ॥ ૨ ॥ શોએ મલ લાગ્યા તરફડવા, છે કોઇ મસ્તાન માહે; એવામાં તો એક મલ્ల ત્યાં, વચકળીને નાઠો ॥ ૩ ॥ ભીમે તેને જાતાં દીઠો, વીચાર્યું તે વાર; છોને એ જાય જીવતો જે, કેહેશે સમાચાર ॥ ૪ ॥ એવું જાણી જાવા દીધો, બીજાને ગ્રહી રાખ્યા, ઉપાડીને હીલોળીને, તરત કુવામાં નાંખ્યા ॥ ૫ ॥ તે નવાણું તરવા લાગ્યા ફરવા લાગ્યા માંય;કંઇક કુવાપર ચડવા લાગ્યા,ભીમે જોયું ત્યાંય ॥ ૬ ॥ જાણ્યું,મેહેનત છુટી પડી,એવે દૈવત દાખ્યો, ઝાડ બીટ પડેલા લાવી, કુઓ પુરી નાંખ્યો ॥ ૭॥ કૈં તરતાતા કૈં ફરતાતા, તે સહુ બેઠા હેઠ; પ્રાણ પલકમાં નીકળી ગયા, પોઢ્યાચી ચુકયા હેઠ ॥ ૮ ॥ પછી પોતે ગયો બાગમાં;પુરણ કીધો ટેક,બાંધ્યો ફળનો ગાંસડો વળી, ફુલનો બાંધ્યો એક ॥ ૯ ॥ બેઉ ગાંસડા લૈને ચાલ્યો, વાયુનો કુંઆર; દોટ મુકીને કોટ કુદીને, પડયો બાગની બહાર ॥ ૧૦ ॥ માત ભ્રાત જ્યાં છે પોતાનાં, ત્યાં આગળ એ આવ્યો;કુન્તાજીએ મન વીચાર્યું, બાગ ઉજડ કરી લાવ્યો ॥ ૧૧ ॥ એવે ભીમે મુકયાં ગાંસડા, નહી ચતુરાઇમાં ભુલ; ધરમરાયના દેવ માટે,આપ્યાં ચપટી ફુલ ॥ ૧૨ ॥ બીજા ફુલ જમના ત્રટ વેર્યાં, ભીમ કહે લ્યો લહાવો;ગામમાં પેસતાં શુકન છે ભૈ,ફુલમાં સુવા આવો ॥ ૧૩ ॥ લો ફળ ખાવો માતા મ્હારી, કુન્તા વધ્યાં વેણ; ઓરે શત્રુ દીકરા આ, કીયા ભવનું લ્હેણુ ॥ ૧૪ ॥ બાગ બગાડયો દુરજોધનનો,જીવ્યાની શી આશા; મુળમાં તો ગામમાં પેઠાના, પુરણ હતા સાંસા ॥ ૧૫ ॥ મારે પેટ તું શત્રુ સાચો, નડવાતેડી લાવ્યો, પેલા ભવના પાપ માહરાં; તું મુજ પેટે આવ્યો ॥ ૧૬ ॥ દેવને દુભી દીકરા માગ્યા, નીકળીઓ આ સાર, એમ ગાળો દેવા લાગ્યાં, માતા અપરમપાર ॥ ૧૭ ॥ સાંભળી ભીમે મન વીચાર્યું, હવે શી કરૂં પેર; ગાળો દીધી માળીએ તો મારી નાંખ્યો ઠેર ॥ ૧૮ ॥ શુકનમાં શી ગાળો ખાવી, છે મહા મનમાં વેમ;પણ આ તો જે જનેતા તે,હાને કરૂં કેમ ॥ ૧૯ ॥ ફીકર નહી દેવા દો ગાળો, બહુ દુઃખે દુલાવું; કોઇ ઝાલવા આવે તો તેને,હાથે ખો ભુલાવું ॥ ૨૦ ॥ એવું જાણી સુતો ફુલમાં, ફળ લૈ લૈને ખાતો; દોમા દેવી હોય તેમ ગાળો; એમ કહી મકલાતો ॥ ૨૧ ॥ એવા-

માં જે મલ નાઠેલો, તે ગયો ગામ માંય, દુર્યોધનની સભામાં આવી, જુહાર કીધો ત્યાંય ॥ ૨૨ ॥ દુર્યોધન કહે કેમ થયું ત્યાં, કયાં છે આપણો ચોર, મલ્લ કહે મહા મસ્તાનો છે, જબરૂં એનું જોર ॥ ૨૩ ॥ હું મુજ કરમે જીવતો આવ્યો,નહી તો પામત મરણ;મારી જોડે નવાણું તે, થયા વિષ્ણુ સરણ ॥ ૨૪ ॥ સાંભળી રાજા વીષ્મે પામ્યો, એક સહસ્ત્ર મલ જાઓ, ટંક મણ દુધ પીનારા; જૈને બાંધી લાવો ॥૨૫॥ મલ્લ કહે ઓરે માહારાજા, છે અમને બહુ હામ; બે જણા જૈ બાંધી લાવીએ,શું છે સૌનું કામ ॥ ૨૬ ॥ તવ જે મલ જીવતો આવ્યો તો, તે તો બોલ્યો આપ; હોંશ હૈએ થોડી રાખો, બળીઓ તમારો બાપ॥ ૨૭॥ દુરીયોધન કહે સરવે જાવો,થનાર હોય તે થાય;એટલે મલ હજારે ચાલ્યા,ગયા બાગની માંય ॥ ૨૮॥ એક સો મલ ઉભા દરવાજે, નવસેં કરતા સોધ, ખુણે ખોચરે ખોળ કરે, મહા જોરાવર જોધ ॥ ૨૯ કોઇ સ્થળ ભીમને ન દીઠો, ઝીણું જોવા માંડયું; જોતાં જોતાં ભીમસેનનું, પગલું સોધીક હાડયું ॥ ૩૦॥ તે પગલું ગયું કોટ પાસે, તવ જોઇ કાહાડયું બાહાર; પછી પગલે પગલે ચાલ્યા, બળીયા મલ હજાર ॥ ૩૧ ॥ દોટા દોટે પગલે મ્હોટે, જાતા બહુ બળવાન, વાગે પગની પડધીઓ તે, ભીમે સાંભળ્યું કાન ॥ ૩૨ ॥ તવ વાયુ સુતે વિચાર્યું, માયે મન કર્યું ખાટું, મલો પાસે માર મરાવી, વાળુ ગાળનું સાટું ॥ ૩૩ ॥ એવું જાણી ભીમ ઉઠયો, ઓરે મારી માત; કેવારનાં ગાળો દો છો તે, કરૂં જળ જંપાપાત ॥ ૩૪ ॥ એમ કહી જૈ જમનાજીના; જળમાં પડયો સાર; ઉંડા નીરમાં તરતો રહયો, રાખ્યું ડોકું બહાર ॥ ૩૫ ॥ એવામાં પેલા મલ આવ્યા, જુમનાની કીનાર; ફળને ફુલ પડેલાં દીઠાં, કોપ્યા અપરમપાર ॥ ૩૬ વળણ. ફળ ફુલ દેખી કોપીઆ,નેત્ર થયાં બહુ લાલ; વલ્લભ વદે મલ બોલીયા, મળ્યો મુદ્દાનો માલ.

## કડવું ૩૧ રાગ સાખીનો ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય॥ ૧ ॥ મલ્લે માલ દીઠો મુદ્દાનો, તવ પગમાં આવ્યું જોર,જાણ્યું કે આ પાંચ જણાંછે, આપણા બાગનાં ચોર ॥ ૨ ॥ એમ કહીને ઝાલ્યા ધરમને, બીજા અરજુન ભુપ; ત્રીજા શેહદેવ ચોથો નીકુળ, કુન્તાજી મધ્ય રૂપ ॥ ૩ ॥ પાંચે જણ ત્યાં લાવ્યાં .ટળ-

વળવા, વીચાર કરો દલ સાથ; એમનું બોલ્યું મલ્લ માને નહી, અવળા બાંધ્યા હાથ ॥ ૪ ॥ તવ કુન્તા કહે મુકી દો અમને, સત્ય કહું મુખ ભાંખી; કોઇક ગાંડો ફળને ફુલ લાવી, હાંઇ ગયો છે નાંખી ॥ ૫ ॥ મલ્લ કહે તમો ફુલ લાવ્યાં, દેવ શેવા કરવા પાકી; કુન્તા કહે હાથ છોડો હું, દુરીયોધનની કાકી ॥ ૬ ॥ મલ્લ કહે તારૂં મ્હો નથી કેહેતું, મુક્ય મુમતનો સોર; જો તમારે જીવવું હોય તો, બતાવો બાગનો ચોર ॥ ૭ ॥ ॥ એમ કહીને માર મારે, પાંચેન આંસુ છુટે; ભીમ જળમાંથી જોયા કરે, જોઇ કાખલીઓ કુટે ॥ ૮ ॥ મલ માર મારે દયાન ધારે, સયન કરે દુખ ખ અતી; દેખેછે દુરથી ભીમને પણ, કોઇ બતાવતાં નથી ॥ ૯ ॥ મનમાં એમ કે મારશે ભીમને, દુખ કરે છે સહૃન; ઘણી વારે દયા ઉપની ભીમને, વીચાર કીધો મન ॥ ૧૦ ॥ હવે મા ભાઇનાં મરી જવામાં, જાણીને નીકળ્યો બ્હાર; એ છે અનેકને હું એકલો વળી, હાથ નથી હથીઆર ॥ ૧૧ ॥ એવામાં એક ડુંગર દીઠો, ચાલ્યો ત્યાં સુરભર્યો સુબો; ઉપર ચઢીને કીધો હોકારો, મુછ મરડતો ઉભો ॥ ૧૨ ॥ કરી ગરજના વાયુને સુતે, સાભળો હરામખોર; ગરીબડાંને શું મારો છો, હુંછુ તમારો ચોર ॥ ૧૩ ॥ મેં બાગ ભાગ્યો મેં માળી માર્યો, મલ્લ નાંખ્યા કુપમાંય; તમારી માયે સુંઠ ખાધી હોય, તો આવો વઢવા હાંય ॥ ૧૪ ॥ એટલે મલ્લોએ જોયું ડુંગરપર, જાણ્યું કે એ ચોર સાચો; પાંચને બાંધી પાંચ ઉભા રહો, ન રાખશો ખેલ કાચો ॥ ૧૫ ॥ ચાલો નવસેને પંચાણું જઇએ, પકડીએ કરી પેર; છેવટ હાથમાં આવે નહીતો, મારી નાંખવો ઠેર ॥ ૧૬ ॥ એમ કહીને નવસે પંચાણુ, ચાલ્યા મુકીને દોટ; આખો ડુંગર વચમાં ઘેરીને, ફરતો વળીઓ કોટ ॥ ૧૭ ॥ પાંચની પાસે પાંચ રહ્યા છે, કરગરે કુન્તા તે ઠામ, હું પાન્ડુરાયની પ્રેમદા છું, કુન્તાજી મ્હારૂં નામ ॥ ૧૮ ॥ મુકો અમને ડબકો તમને, દેશે દુરીયોધન; ડુંગરપરછે તેને આ ચારે, થાય છે માહારા તન ॥ ૧૯ ॥ તોપણ મલ્લ લોકો માનતા નથી, બાંધી ઉભા છે સાર; પેલા નવસે પંચાણુ મલ્લોએ, કીધો મુખ પોકાર ॥ ૨૦ ॥ બાગના ભાગનારા ઉતર હેઠો, જરૂરજીવ તારો જાય; ભીમ કહે જો જીવવું હોયતો, પ્રથમ લાગો પાય ॥ ૨૧ ॥ મલ્લ કહે હવે છે મરવાનો, બચ્ચાજી મળીયાં પાપ, ભીમ કહે તમો સરવ બચ્ચા, હું તો તમારો બાપ ॥ ૨૨ ॥ એવું સાંભળી સહુ મલ કોપ્યા, હેઠો ઉતર મુંઢ મતી; ભીમ કહે ફાવે તેમ કરો અમે, ઉતરવાના નથી ॥ ૨૩ ॥ તવ મલ્લોએ એમ વીચાર્યું, હવે દયા નવ ધાર્યો; છુટાં આયુધે હાથ ઉપાડો, મન મુકીને મારો ॥ ૨૪ ॥

એમ કહીને આયુધ લીધાં, પ્રાક્રમી પ્રૌઢ પોકારે; ગુપતી ગેડી સાચ્ય કાતરીચાં, લેઇને છુટાં મારે ॥ ૨૫ ॥ દેછે કષ્ટી કરે છે મષ્ટી, મુમત ભીમનો મુકાવે; આડો અવળો ખશી જઇને, આયુધ ભીમ ચુકાવે ॥ ૨૬ ॥ એવે સરવ મારી મારીને થાકયા, તવ ભીમ કોપે ચઢીઓ; સો બસેના ટોળામાં બળીયો, નેત્ર મીચીને પડીઓ ॥ ૨૭ ॥ અવની ઉપર આભ પડે તેમ, પડયો બહુ બળવાન; પાંચ પચાસો તળે ઓળ્યા તેનો, વળીઓ કચ્ચર ઘાણ ॥ ૧૮ ॥ ઉભા રહેલાના ચરણ ઝાલે, ડરે ન કોઇની બીકે; ઉભો થઇને ધોબીની પેઠે, ડુંગર ઉપર ઝીકે ॥ ૨૯ ॥ એકજ ઝીકે થાય બરોબર, તેને તો ફેંકી દેછે; દસ દસ જણને એક એક ભુજે, ઝાલી ઝાલી ઝીકે છે ॥ ૩૦ ॥ એ રીતે સહુને ઠેર માર્યા, હાથ બતાવ્યા માઠા; પાંચને બાંધી પાંચ ઉભેલા તે, જીવ લઇને નાઠા ॥ ૩૧ ॥ તે પાંચને જાતા જોયા ભીમે, ધારણા ધારી સાર; છો જાય એતો જીવતા જઇ, કેહેશે સમાચાર ॥ ૩૨ ॥ એમ જાણીને જાવા દીધા, હીમત મનમાં લાવ્યો; માત ભ્રાત પાસે હસ્તો હસ્તો, મુછ મરડતો આવ્યો ॥ ૩૩ ॥ કુન્તાજી તો જોઇ રહ્યાં સામું, ગજબ એણે કીધો; બાગમાં ને મેદાનમાં થઈ, જીવ ઘણાનો લીધો ॥ ૩૪ ॥ આતે કેવો કઠીણ નીકળ્યો, બહુ વઢવાનો ચાળો; ભીમ કહે છે કેમ માતા, હવે દેવી છે ગાળો ॥ ૩૫ ॥ ગાળોએ ફળ કેવું અપાવ્યું, તવ બોલ્યા ચાર ભ્રાત; એ ભાઇ પછી બીજી વાત કરજે, છોડ અમારા હાથ ॥ ૩૬ ॥ એટલે ભીમે ભાઇઓ છોડયા, છોડી મુકયાં બંધ માય; તવ કુન્તા કહે દીકરા ગાંડા, વડા શું વેર ન થાય ॥ ૩૭ ॥ તે વેહેરતો તે પાકું બાંધ્યું, જીવ્યાની આશા ફોક; ભીમ કહે મા ભલે સૌ આવે, પોહોચાડી દઉ જમ લોક ॥ ૩૮ ॥ ઘર ગામ છે મુજ તાત તણું તે, ઓશીયાળો શીદ થાવું; વાજતે ગાજતે તેડવા આવે, તોજ નગરમાં જાવું ॥ ૩૯ ॥ હાથી ઉપર કરૂં સ્વારી, કરપ પ્રથમ પાડું; જો માત મારી ઇચ્છા હોયે તો, સોનાને રથ બેસાડું ॥ ૪૦ ॥ કુન્તા કહે મારે રથ નવ જોઇએ; જેમ તેમ જીવતાં રહીયે; માટે માનો વચન માહરૂં, વનમાં નાશી જઇએ ॥ ૪૧ ॥ તવ ધરમ કહે માતા માહરી, થનાર હોય તેમ થાય; ભીમને મુમત ભરાયો છે, શાન્તી રાખો મુજ માય ॥ ૪૨ ॥ આયુશ દોરી ખુટયા વિનાતો, નથી કોઇ મારનાર; એમ કહીને નીશ્ચય કીધો, કરતો હરતો કીરતાર ॥ ૪૩ ॥ ભીમ કહે સહુ હીમત રાખો; કરશે સામળાયો સાહાય; કરો પ્રાર્થના પરમેશ્વરનો, શત્રુ થકી શું થાય ॥ ૪૪ ॥ એમ કહીને બેઠા મેદાનમાં, પાંચ મલો જે ગયા; દુરીયોધનના સભામાં

આવી, કરજોડી ઉભા રહ્યા ॥ ૪૫ ॥ દુરીયોધન કહે કયાં છે તસ્કર, તવ મલ લાગ્યા ચરણ; માહારાજ નવસેં પંચાણું, મોકલ્યા વિષ્ણુ સરણ. ॥ ૪૬ ॥ આમ જરા એકાન્ત આવો, કેહેવાની છે વાત; એટલે દુરીયોધન ગયો અળગો, જ્યાં પોતાનો તાત ॥ ૪૭ ॥ ત્યાં મલને બોલાવી કહ્યુ, કહો શી કહોછો વાત; મલ્લ કહે પાંચ છોકરા છે ને, એક છે એમની માત ॥ ૪૭ ॥ તે પાંચમાં એક છે જોરાવર, બાહૂબળમાં નહીં બાકી; ડોશી કહેતી હતી કે હું કુન્તા, દુરીયોધનની કાકી ॥ ૪૮ ॥ આ પાંચ મા હારા દીકરા છે, એમ કહ્યું તું એણે; ધત્રાષ્ટર કહે મલ બળીયા, તે જાણ્યું હશે કેણે ॥ ૪૯ ॥ મલ કહે છે અમેજ જાણ્યું, નથી જાણતું કોય; આંધળો કહે છે એ દુરીયોધન, એ સત્ય શત્રુ હોય ॥ ૫૦ ॥ રાજ્ય તણા એ માલીક આવ્યા, ભરેલા ભંડાર હરશે; ઘર ગામ છીનવી લઇને તમને, ભીક્ષા માગતા કરશે ॥ ૫૧ ॥ પાન્ડુ રાજાને સ્રાપ હતો પણ, દેવે દીધા સરવથી; પુત્ર થયાનો પત્ર આવ્યો તો, કોઇને દેખાડયો નથી ॥ ૫૨ ॥ ભીસ્મ વિદુરના અજાણમાં છે, શૈન્ય લેઈ તમે જાવો; પાંચે પુત્રોને મારી નાંખી, એકલી કુન્તાને લાવો ॥ ૫૩ ॥ વળણ ॥ એવી કીધી આગના, ચાલ્યો દુરીયોન; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, તતબર કીધુ સન્ય ॥ ૫૪ ॥

---

## કડવું ૩૨ રાગ સોખારીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાયજી; વાસ્તારી તુજને સંભળાવું આદ્યપરવ મહીમાયજી ॥ ૧ ॥ અગીયાર ક્ષોણી સૈન્ય લીધું, વાજીંતર નવ વાગેજી; વાગે તો જાણે ભીષ્મ પીતા, જવાબ એનો માગજી ॥ ૨ ॥ તે કારણથી ગુપ્ત ચાલ્યા, સો ભાઇને રાય કરણજી; જેદ્રથ ભગદત ભુરીસ્યેવા છે, સુસરમા શામ વરણજી ॥ ૩ ॥ શકુની મામો મ્હાખટપટીયો, ચાલ્યો કરવા યુધજી; છાંના નીકળ્યા નગ્રની બારણે, વીપ્રીત થઇ છે બુધજી ॥ ૪ ॥ બાહાર જઇને ડંકા દીધા, જોર ઝપાટે જાયજી; કુન્તાએ કાને અવાજ સુણ્યો, થરથર કંપી કાયજી ॥ ૫ ॥ ભીમ કહે માતા ભય ન ધરશો, સમરો નંદ કીશોરજી; તે પુન્યે પુરો પડીશ સહુને, આવશે મુજમાં જોરજી ॥ ૭ ॥ એટલામાં સહુ સૈન્ય આવ્યું, કરતું દોટા દોટજી; છયે જણાંને વચમાં ઘેરી ફરતો, વળીયો કોટજી ॥ ૭ ॥ એટલે છયે ગયા ઉભા, કુન્તા કહે સુણો તનજી; છત્રપત્રીને સમજાવું છું, ડાહ્યા દુરીયોધનજી ॥ ૮ ॥ એટલામાં બોલ્યો દુષ્ટ દુરીયોધન, ક્રોધ ભ-

યો માહાભારીજી;કોણ તમે છો બાગ ભાગ્યો,મલ માળી નાંખ્યા મારીજી ॥૯॥ તવ કુન્તા કહે સાંભળો દીકરા,હું થાવું કાકી તારીજી;આ પાંચ માહારા દીકરા હું,પાન્ડુ રાજાની નારીજી ॥ ૧૦ ॥ દુરીયોધન કહે ખરાં છો કાકી,લ્યો ચાલો અમ ઘેરજી; પણ બનાવટના દીકરા લાવ્યાં, તેને તો મારીશું ઠેરજી ॥ ૧૧ ॥ કુન્તા કહે દીધા દીકરા દેવે,તેને મારે તો મારે મરવુંજી;સુત વીના તું તેડે છે ગામમાં,માહારે આવીશું કરવુંજી ॥ ૧૨॥ દુરીયોધન કહે ખુશી તમારી,છે રાજ્ય લેવાના ખટકાજી;તમને જીવતા રાખશું પણ, કરીશું પાંચના કટકાજી ॥ ૧૩॥ એટલે ભીમ કહે સાંભળો માતા, જીવ આપુ કે જીવ લેવુજી; તમારે સમજાવ્યે સમજયો નહી જુઓ, સપાટે સમજાવી દેવુંજી ॥ ૧૪॥ એમ કહીને આગળ થયો, અતી સુરાનો સાથીજી;મુછ મરડતો સનમુખ ઉભો,જ્યાં દુષ્ટ જનનો હાથીજી ॥ ૧૫ ॥ ભીમ કહે કે કોણ છે તું,મુજ માતને પુછનારજી; આયુશ તારૂં આવી રહ્યું છે,મુરખના સરદારજી ॥ ૧૬ ॥ તવ દુરીયોધને સાન કીધી, મામા તતબર થાવોજી; પાછળથી પેલી ડોશીને લઇને, છાના સટકી જાવોજી ॥ ૧ ॥ એટલે શકુની છાનો ચાલ્યો, ઝડપ કેવી કીધીજી;કુન્તા ડોશીને ઓચીંતી ઉચકી,પોતાના રથમાં લીધીજી॥૧૮॥ લેઇને નાઠો મતીનો માઠો, અશ્વને મુકાવ્યા દોટજી; ઘેરી રાખવા વાયુ નંદનને,સૈન્ય વળી ગયુ કોટજી ॥૧૯॥ એટલે ધરમે બુમ પાડી,જુઓ જુલમ અતી થયોજી; ભીમસેનભાઇ આપણી માને,પેલો પાપી લેઇ ગયોજી ॥ ૨૦ ॥ સાંભળી ભીમશેન મ્હા ભય પામ્યો, કાહાડુ એ દુષ્ટના પ્રાણજી;કોટ વળેલી શેન્યમાં પડીયો,વાજ્યા દશ વાસનો ઘાણજી॥૨૧॥ ક્રોધનો ભરીયો ભીમ સંચરીયો,સુરો સપાટે ચડીઓજી;શકુની કેરો રથ જોયો તવ,યુક્તીએ રથ પર પડીઓજી ॥ ૨૨ ॥ તવ રથ ભાગ્યે ને મરણ પામા, જોડેલા તોખારજી; શકુની કેરો કાન ઝાલી, ચોહોડ્યા તમાચા ચારજી ॥ ૨૩ ॥ જમણુ લમણુ સુજ્યુ શકુનીનું, કટી કશા ભીમ બાંધેજી; પોતાના માતાને ભીમે ઉપાડયાં, ઉચકી લીધાં ખાંધેજી॥૨૪॥ દડબડ દોડયો ગયો એ આડો,પુરણ પ્રાક્રમી કાહાવ્યોજી;એક વ્રક્ષ નીચે માતાને મુકી,શેન્યમાં દોડ્યો આવ્યોજી ॥ ૨૫॥ દુરીયોધન જોઇ વીસ્મય પામ્યો, ભીમ ભાઇઓ કને વાધેજી; શેદેવ નીકુળ કટીએ લીધા, બે ભાઈ લીધા ખાંધેજી ॥ ૨૬॥ ચારેને ઉચકી ત્યાંથી નાઠો, શેન્ય તણો કોટ ભાગીજી; માત કને જૈ ભ્રાત મુકયા, વઢવાની .૨૬ લાગીજી ॥ ૨૭॥ સુરોપુરો એ શેન્યમાં આવ્યો, રકત થયાં લોચનજી; એવામાં

આવ્યો શકુની મામો,બોલ્યો દુરીયોધનજી ॥ ૨૮ ॥ કેમ થયું મામા તવ મામો બોલ્યો, વૈતરૂ પડીયું બમણુજી;જાડો એની માને લઇ ગયોને,જો મ્હારૂં જમણુ લમણુજી ॥ ૨૯॥ દુરીયોધન કહે આયુધ ઝાલો,ફરી નહી મળે લાગજી; મામો કહે તમે યુધ માંડો, લીધો છે મેં મ્હારો ભાગજી ॥ ૩૦ ॥ એમ કહીને પુંઠળ ઉભો,તવ બોલ્યો નર નાથજી; શુરે જુઓ છો જોદ્ધા મારા,કહી ઉંચો કીધો હાથજી ॥ ૩૧॥ એટલે કોપ્યા શૈન્યના યોદ્ધા, દુંદભી નાદ ગડગડીઆજી;આયુધ સરવે હાથમાં લીધાં,ભીમપર તુટી પડીઆજી ॥ ૩૨ ॥ ચારે દીશાથી યુધ ચલાવ્યું, ક્રોધ રહયો છે વ રશીજી; ભીમના ઉપર ગોળા ફેંકે, ભાલા બાણને ફરશીજી ॥ ૩૩ ॥ ગુપતી ગેડીને ગદાયો નાંખે, મેઘ ધારા જેમ વેહેછેજી; આડો અવળો કુદે વ્રકોદર, આયુધ ચુકાવી દેછેજી ॥ ૩૪ ॥ બને તેટલુ બળજ કરતો,કયાં કયાં દ્રષ્ટી રાખેજી;એક તરફની ચોટ ચુકાવે;પણ બીજા વીંધી નાંખેજી ॥ ૩૫॥ આયુધ વાગે અંગ વીશે,માર પડયો માંહા માઠોજી;એટલે ત્યાંથી જીવ લેઇને, વાયુનો નંદન નાઠોજી ॥ ૩૬ ॥ દુરીયોધન કહે પુંઠળ પડો, નાશીન કયાં જાયજી; દયા ન ધારો ને ઠેર મારો, થનારૂં હોય ત થાયજી ॥ ૩૭ ॥ તવ પુંઠે પડચા સૈન્યના યોધા,દોડે દેતા મારજી;ભીમે જાણ્યું કે શું કરૂ હવે, હાથ નથી હેથીઆરજી ॥ ૩૮॥ ઓરે વીશ્વંભર આયુધ આપો તો, માનુ તમારો પાડજી; એટલામાં ભીમે દ્રષ્ટીએ દીઠાં, આંબલીનાં બે ઝાડજી ॥ ૩૯ ॥ તે બે વ્રક્ષન બાથ ભીડાવી, પુરણ પ્રાક્રમ માંડયાંજી;બળ કરીને હચહચાવી,સમુળાં ખેંચી કાહાડયાંજી॥૪૦॥ પછી બે ભુજમાં બે વ્રક્ષ ઝાલ્યાં, મેઘ નાદે ગડગડીયોજી;મરવું ધારી નેત્ર મીચીને, શૈન્યમાં સપાટે પડીયોજી ॥ ૪૧ ॥ પાછો ન પડતો યોદ્ધાને નડતો, નામ રૂડે કે ભુંડેજી; રાતો તાતો મ્હા મદમાતો,ઝાડેને ઝાડે ઝુડેજી ॥ ૪૨ ॥ કઇને ઢીંચણ કઇને કોણી, કૈંના લે પાટુથી પ્રાણજી; જ્યાં ભીમશેનનું ઝાડ પડે ત્યાં,સો બશેનો ઘાણજી ॥ ૪૩ ॥ કૈંક થાકેલાને કૈં અદકચરા;પડેલા પાડે પોકજી;માર દેખીને ત્રાસ પામી, નાઠું શૈન્યનું લોકજી ॥ ૪૪ ॥ કુટાયા કાઠા કારભારી નાઠા,નાઠો રાજા કરણજી;એકલો દુરીયોધન રહયો એના, હાથીના ઝાલ્યા ચરણજી ॥ ૪૫ ॥ વ્રકોદરે વ્રક્ષ ફેંકી દીધાં, ગજ ઉપર બળ દાખ્યોજી;બે ભુજે બે પગ પોહોળા કીધા, હાથીને ચીરી નાંખ્યોજી ॥ ૪૬ ॥ તવ દુરજોધન હાથી ઉપરથી,ઢળીને પડીયો હેઠોજી;વાયુનો નંદન દંત પીશીને,રૂદીયા ઉપર બેઠોજી ॥૪૭॥ તવ દુરજોધને હાથ જોડયા,આપોને જીવત દાનજી;ક્ષમા કરો તમે સાચા

છો બંધુ,પાન્ડુ તણા સંતાનજી ॥૪૮॥ પધારો ગામમાં ક્યાં છે કાકી, ચાલો તેડી ઘેર જૈએજી; ભીમે જાણ્યું કે મુરખ જન છે, આજતો જવા દૈએજી ॥૪૯॥ વળણઃ એમ કરી ઉભો થયો, ધરી દયા મન સાથ; વલ્લભ વદે દુર્યોધને, ઉઠી ઝાલ્યો હાથ ॥

## કડવું ૩૩ રાગ ધવળ ધનાસરી.

બોલ્યા વૈશમપાયે વચનજી, સૂણ જનમેજે રાજનજી; ઉઠી દુરીયોધને કર ઝાલ્યોજી; પછી ભીમની સાથે ચાલ્યોજી. ઢાળઃભીમની સાથે પાપી ચાલ્યો; મુકી મનનો ટેક; એવામાં સૈન્યાનો યોદ્ધો,દીઠો દ્રષ્ટીએ એક ॥૧॥ તે પ્રત્યે દુરીયોધન બોલ્યો,સહુ સૈન્યને આંહી લાવો;કહીએક કારભારી સુદ્ધાં, નગ્રમાં તેડવા આવો ॥૨॥ સાંભળી શેવક નગ્રમાં ચાલ્યો;ભીમ સાથ પાપી જાય;જ્યાં ચાર બંધુને માતા બીરાજ્યાં,ત્યાં આવી લાગ્યો પાય ॥૩॥ દુરીયોધન કુન્તાને નમીઓ, ભલે પધાર્યાં કાકી, આ પાંચે ભાઇ માહરા છે, મદદ મળી મને પાકી ॥ ૪ ॥ કુન્તા જોઇને વીસ્મય પામ્યાં, ભીમે પાંશરો કીધો; એવે ભીમ કહે કેમ માતા, કેવો સમજાવી દીધો ॥ ૫ ॥ એટલામાં તો શૈન્ય આવ્યું, વાજતે ગાજતે સર્વ; પાન્ડવને તેડુ કરવાને, મુકી દીધો ગર્વ ॥૬॥ તવ ચારે ભાઇઓને માતા,બેઠાં રથની માંય, તવ ભીમ પ્રત્યે પાપી બોલ્યો, કહો તમ ઇચ્છા ક્યાંય ॥ ૭ ॥ ભીમ કહે મંગાવો હાથી, તે પર બેશી જાશું; દુરીયોધને હાથી બોલાવ્યો, ચાલો ઘણા ખુશી થાશું ॥ ૮ ॥ માવતે હાથીને હેઠો બેસાડયો, ચઢવા નીસરણી સોડે; તવ ભીમને દુરીયોધન બંને, બેઠા હાથીપર જોડે ॥ ૯ ॥ માવતને કહ્યું ઉઠાડ હાથી,નગ્રમાં જૈએ પેશી; તેવોજ હાથીને ઉઠાડયો પણ,ઉઠીને ગયો બેશી ॥ ૧૦ ॥ ભીમતણો ભાર નવ ઉચ્ચાકાયો. પાપીને પડયો વીચાર;હાથીની વલે તે આપણી વલે, થાવાની કોઇ વાર ॥ ૧૧ ॥ પછી પાપી કહે કેમ કરીશું; ભીમ કહે ઉતરીએ, હાથી, બીચારાનું શું ગજું, ચાલો ચરણે સંચરીએ ॥ ૧૨ ॥ એમ કહીને ઉતર્યાં નીચે, એક એકના ભુજ ઝાલ્યા;આગળ છડીદાર નેકી પોકારે, છત્ર છાજતે ચાલ્યા ॥ ૧૩ ॥ એટલે ગામમાં વાત ચાલી,આવીયા પાન્ડુના તન;દગો કરીને મારી નાંખવા, ગયો તો દુરીયોધન ॥ ૧૪॥ ભીસ્મપીતાએ ને વીદુર ભકતે- જેવે જાણ્યા સમાચાર; નગ્ર તણા સદગ્રસ્થોને લેઇ,દરવાજે આવ્યા સાર ॥૧૫॥ બીછાના

ન ખાવી સભા કરીને, બીરાજ્યાં ભીસ્મ પીતાય; વીદુરજીને ધત્રાષ્ટર તે, આવીને બેઠા ત્યાંય ॥ ૧૬ ॥ એટલામાં સહૂ સૈન્ય આવ્યું, પાપી નગરમાં પેઠો; ભીસ્મને દેખી ભીમને મુકી, જઈ સભામાં બેઠો ॥ ૧૭ ॥ એટલે કુન્તાએ દાદાને દીઠા, દીઠી સભાની ખુબી ; પોતાના પુત્રોને બોલાવ્યા પાસે, અળગી જઈને ઉભી ॥ ૧૦ ॥ ભીમ કહે મા તોફાન શું છે, કહો તો ભંગાણ પાડું; આપો મુજને આગના તો, પ્રાક્રમ પ્રૌઢ દેખાડું ॥ ૧૮ ॥ કુન્તા કહે કાંઇ તોફાન નથી, બેઠા જે વ્રદ્ધ પીતાય; તીલક તાણી વીદુર બેઠા, તે સહુ આપણી સ્હાય ॥ ૧૯ ॥ એમ કહીને ઉભાં રહ્યાં એ, બેઠી છે સર્વ સભાય; ત્યાં દુરીયોધન પ્રત્યે બોલ્યા, ભકતને ભીસ્મપીતાય ॥ ૨૦ ॥ ઓ દુરીયોધન કયાં તું ગયો તો, સૈન્ય સાથે ગામ બાહાર; કરી આવ્યો યુધ કોની સાથે; ઉત્તર દે આ વાર ॥ ૨૧ ॥ દુરીયોધન કહે દાદા જુઓ, કુન્તા કાકી મ્હારી આવ્યાં, મારા કાકાને શ્રાપ હતો પણ,પુત્ર બનાવટી લાવ્યાં ॥ ૨૨ ॥ તેમાં છે એકજ બહુ બળીયો, બાગ ભાગી માળી માર્યો; તેથી મેં ઝાલવાને મોકલ્યા;તે મલ સાથ સંહાર્યો ॥ ૨૩ ॥ એ રીતે તોફાન કરતા, થૈ આવ્યા કાકાના તન; રાજ્ય મારૂ લેઇ લેવાનું, છે કુન્તાને મન ॥૨૪॥ મારા કાકાને સ્રાપજ હતો,પુત્રો ક્યાંથી હોય; પુત્ર થયા તો પત્ર ન લખ્યો, કેમ ન જાણે કોય ॥ ૨૫ ॥ મારા કાકાની કાયા પડી, પત્ર તે વાતના આવ્યા,તેમના મરણ પછી,પેલા, જંગલીયોને લાવ્યાં ॥ ૨૬ ॥ ભીસ્મપિતા કહે તપાસું છું;તે પછી છીદ્ર બતાવો; એમ કહીને પોકાર કીધો, કુન્તા વહુજી આવો ॥ ૨૭ ॥ કુન્તા કહે સુત આંહીજ રેહેજો,જોયા કરજો ખુબી;દાંતમાં છેડો ઘાલીને ચાલી,આવી સભામાં ઉભી ॥૨૮॥ ૨૮॥ બેઉ કરે નમસ્કાર કીધો,દાદાને આંસુ છુટયાં;ઓરે વહુઆરૂ વીધવા થૈ, ભવીશ અમારાં ફુટયાં ॥૨૯॥ એ દુખને તો કયાં આજ રડીએ, થયું કઠોરૂં કર્મ, તારી સાથે વાત કર્યાનો, નથી હું વ્રદ્ધનો ધર્મ ॥ ૩૦ ॥ પણ મુજને તું તાત જાણજે, ધરીશ નહી મન રીશ; કુન્તાજી કહે સુખરૂપે પુછો, કહી નમાવ્યું શીશ ॥ ૩૧ ॥ ભીસ્મ પીતા કહે ભલે તું આવી; બહુ વરશે જોઇ હોણ;તુજને અમે ઓળખી પણ, પેલા પાંચ છે કોણ ॥ ૩૨ ॥ કુન્તાજી કહે ઓરે દાદાજી, માનજો સત્ય વચન; તમારા દીકરે દેહ મુકયો,તે નરના એ તન ॥ ૩૩ ॥ ભીસ્મજી કહે ભલે વહુવારૂ, ઉત્તર દીધો તેં આપ; પણ મમ સુત પાન્ડુ રાજાને; બ્રાહ્મણીનો હતો શ્રાપ ॥ ૩૪ ॥ રતુ આપતાં જીવ

જાએ, તો કેમ થાયે પુત્ર;તારૂં કેહેવું નથી સંભવતું,કયાંથી થયું ઘરસુત્ર ॥ ૩૪ ॥ કુન્તાજી કહે સંસાર માંડો, સુત નથી મેં લીધા; તમારા દીકરા જીવતાંએ, દીકરા દેવોએ દીધા ॥ ૩૫ ॥ એટલે અંધ ધ્રત્રાષ્ટર બોલ્યો, કયાં આવ્યા દેવતા દેવા;કુન્તા કહે તમારી નારીને, મંત્રથી થયા કેવા ॥ ૩૬ ॥ તેવાજ મંત્રથી દેવોએ દીધા, વેણ ન જાણશો ચાચું; અંધ કહે દેવ સાક્ષી પુરે, ત્યારે તો માનીએ સાચું ॥ ૩૭ ॥ તવ કુન્તા કહે દેવ તેડાવું, સાક્ષી પુરાવું સાચી; એમ કહી એક ચરણે ઉભી, નહી સ્વઋાણું કાચી ॥ ૩૮ ॥ સમરણ કીધું દેવતણું તવ,દેવ થયા પરસન; અંતરીક્ષ આવી સત્યવાદીને, દેવે દીધાં દરશન ॥ ૩૯ ॥ આકાશથી એ વાણીવધા, સાંભળજો સહુજન;અમે પાન્ડુ રાય જીવતાં,આપ્યા છે પાંચ તન ॥ ૪૦ ॥ એમ કહી અંતરધ્યાન થયા,બોલ્યા ભીસ્મ પીતાય; એ ધ્રત્રાષ્ટર સાંભળ્યું તેં,હવે શી શંકાય ॥ ૪૧ ॥ અંધ કહેછે એ દુરીયોધન, વાણી સુણી સત્ય મેવ, પણ તેં તારી દ્રષ્ટીએથી, જોયા કે ન જોયા દેવ ॥ ૪૨ દુરીયોધન કહે નજરે ન જોયા, તેથી લાગેછે તુત; અંધ કહે એ ભીસ્મ દાદા, બોલ્યાં સાધેલાં ભુત ॥ ૪૩ ॥ તવ દાદા કહે અમે તો દીઠા,સાચી સતીની શેવા, દુષ્ટ જનોને દરસન ન દે, અંધ તણા અંધ જેવા ॥ ૪૪ ॥ કુન્તાજી કહે ધીરજ ધરો,કરૂં તમોને ખુશી; તે વેળા નામ પાડતા હુતા, બોલાવું નારદ રૂશી ॥ ૪૫ ॥ એમ કહીને નારદ સમર્યા,આવ્યા સભામા સાર;રકતલોચને ક્રોધ કરીને,નારદે કર્યો ઉચાર ॥ ૪૬ ॥ સાંભળજો ધ્રત્રાષ્ટર તમો, સાંભળો કૌરવ લોક; પાન્ડવને નડવાથી તમને,થાશે સંતાપ શોક ॥ ૪૭॥ પાન્ડુ રાજાના જીવતાંએ, પુત્ર દેવોએ દીધા; ત્રૈણ નંદન કુન્તાજીએ,માદરીએ બે લીધા ॥૪૮॥ પાંચેનાં મેં નામ ધર્યાં છે, સુરજ દેવતા સાખી; જો એમનાપર ઝેર કરશો, રૂઠશે દુનીઆ આખી ॥ ૪૯ ॥ એમ કહી અંતરધ્યાન થયા, પોતે નારદ રૂશી,અંધે પેટમાં પાપ રાખી,સભાને બતાવી ખુશી॥૫૦॥ પેહેલા માહારે એ પાંચ પુત્રો,તે પછી સો તન;બોલાવો કુન્તા કુંવરોને, ચાલો અમ ભોવન ॥ ૫૧ ॥ એમ કહી પાંચેને તેડાવ્યા, અંધે રૂદે શું ધાર્યા; હેત અતીશે બતાવીને, ઘેર સાથે લેઇ ચાલ્યા ॥ ૫૨ ॥ વળણ॥ લાવ્યા આપ ઘેર તેડીને, પેટમાં ઝાઝું ઝેર; ખવરાવ્યાં પીવરાવીયા, વલ્લભ વદે બહુ પેર.

---

## કડવું ૩૪ રાગ ચોપાઇની દેશી.

બોલ્યા વશમપાયે વચનરે.સુણુ જનમેજે રાજનરે;ખાઇ પીને પાન્ડવ થયા રાજીરે,ધારી દુષ્ટોએ દગલબાજીરે ॥ ૧ ॥ ધત્રાષ્ટરે તેડચો જ્યેષ્ટ તનરે, તવ આવીઓ દુરીયોધનરે; અંધ કહે સુણો સુત પેરરે,આવી દુશમન બેઠા ઘેરરે ॥ ૨ ॥ હવે બગડયું તમારૂ કાજરે,થોડે દીવશે લેશે રાજરે; તવ બોલ્યો દુરીયોધન રાયરે,કહો શો કરીએ ઉપાયરે ॥ ૩ ॥ બોલ્યો ધ્રત્રાષ્ટર તે વારરે, એક ઉપાય છે કુંવારરે; આપણી જુની હવેલી જેહરે;વેદાધીક બાલીકની તેહરે ॥ ૪ ॥ હતા તેઓને એકવી તનરે,અતી અવળ ચંદ્રા સૌ જનરે; જતા જુમના ત્રટે દીશાયરે, તપ કરતા હતા રૂશી ત્યાંયરે ॥૫॥ તે રૂશીને પાખંડી ધારેરે, નીત્ય કાંકરા લૈ લૈને મારેરે; તવ રૂશીને પ્રગટયો તાપરે, દીધો એકવીસે જણને શ્રાપરે ॥ ૬ ॥ અલ્યા રાજ્યવંશીના સુતરે, રેહેજો તમ ઘેર થઇને ભુતરે; તવ એકવીસે પુત્રો રડીયારે,જઈ રૂશીને નમી પડીઆરે ॥ ૭ ॥ ત્યારે રૂશીની થઈ શુભ મતીરે, જાવો વાયુ સુતે થાશે ગતીરે; પછી તે સહુ પ્રેતજ થયારે, આપણી જુની હવેલી રહયારે ॥ ૮ ॥ તેમાં રાખો પાન્ડવને થૈ ખુશીરે, ભુત લેશે આજને આજ ચુશીરે; બોલ્યો દુરીયોધન ધન્ય તાતરે, ભલી બતાવી ખુંચની વાતરે ॥૯॥ ઉઠયો પાપી શેવક લેઇ સંગરે, વળાવી ઝુડાવી કર્યો રંગરે; દીવાબત્તીની કરી સોધરે, જોઇને મનડું જાય મોહીરે ॥ ૧૦ ॥ મુકયાં ગોદડાં ઉશીકાં તળાઈરે,ભરાવ્યાં જળ માટલાં માંહીરે; રૂડું કરાવીને ઘેર ગયો રે, જઇ કુન્તાના ભેગો થયોરે ॥ ૧૧ ॥ માતા તમોને અતડું લાગેરે, આજને આજ શરમ ન ભાગેરે; તમારે માત પુત્રને વાતરે, કરવી હોય છાંની કે પ્રખ્યાતરે ॥ ૧૨ ॥ તેથી અકળામણ આવેરે, એકાન્ત વિના નવ ફાવેરે;માટે કષ્ટી તમારી કાપુરે, ચાલો મેહેલ ઋધેડી આપુરે ॥૧૩॥ તવ કુન્તા કહે એમ સારૂરે,ગભરાયછે મન અમારૂરે; કહે દુષ્ટ ચાલો તેડી જાવું રે,તમ લાયક ધામ બતાવું રે ॥ ૧૪॥ એમ કહી તેડી ચાલ્યો સંગરે,પાંચ ભાઇ થયો ઉમંગરે;ચાલ્યા માત ભ્રાત રૂડી પેરરે,આવ્યા ઉલટે જુને ઘેરરે॥ ૧૫ ॥ ઝાકઝમાળ દીઠું ધામરે, ગમ્યો પાંચે ભ્રાતોને મુકામરે;દુરીયોધન કહે કાકી કેમરે,કહે કુન્તા થયો બહુ પ્રેમરે ॥ ૧૬ ॥ જાવો ભાઇ અમે આંહી રહીશુરે,મળ્યું ઘર ગમતું સુખી થઇશું રે;તવ ગયોદુરીયોધન ઘેરરે,બેઠાં માત ભ્રાત આનંદ ભેરરે ॥૧૭॥ કુન્તા કહે શુણો શબ્દ મ્હારોરે,દીસે દુષ્ટ દુર્યોધન સારોરે;કેવું

ધરનું તો કષ્ટ કાપ્યું રે, ભીમ કહે મારા હાથને આપ્યું રે ॥ ૧૮ ॥ કુન્તા કહે તું તો અવ જશીયોરે, જ્યાં ત્યાં લઢયા વઢયાનો રશીયોરે; ચાલો હવે તો કરીએ સહનરે, તવ ભીમ વદયો વચનરે ॥ ૧૯॥ માતા અજાણ્યું સ્થળ હોય જ્યાંયરે, પેહેલા ચેતતા રેહેવું ત્યાંયરે; આજનો દીન ચરચા જુઓરે આપણુ સરવે છુટા છુટા સુઓરે ॥૨૦॥ માતા તમે સુઓ પરસાળરે, સુવે ધરમ બીજે માળરે; ત્રીજે અરજુન ચોથે શેદેવરે, પાંચમે સુએ નીકુળ એવરે॥૨૧॥ અમે ગમે ત્યાં સુઇ રહીશુ રે, કાલે તમારી હાએ હા કહીશું રે; બોલ્યા કુન્તા પુત્રના પ્રેમીરે, બેટા જનમ તું રહયો વેંમીરે ॥ ૨૨॥ તવ બોલ્યા ધરમ મોહારાજરે, માતા એનું કહયું કરો આજરે; કહી ધર્મ ગયા પેહેલે માળરે, તવ માતા સુતાં પરસાળરે ॥ ૨૩॥ અરજુન ત્રીજે માળ ગયોરે, શેદેવ ચોથે સુઇ રહયોરે; ગયો પાંચમે માળ નીકુળરે, ભીમ ચેતીને રહયો મુળરે ॥૨૪॥ દ્વાર દેઇ ગયો છેલ્લે માળરે, બેઠો જૈ ધાબામાં વાયુ બાળરે; ॥ વળણ ॥ વાયુ સુત બીરાજીઓ, જૈ ધાબાની માંય; વ્યાસ વલ્લભ એમ ઓચરે, ભીમ વીચારે ત્યાંય ॥

## કડવું ૩૫ રાગ રેકતાનો ઢાળ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય ॥ ૧ ॥ વરકોદર બેઠો ધાબામાં, જાણ્યું હરી ધ્યાન ધરવું; કાલે દાહાડે હું ગવું પણ, આજે તો જાગ્રણ કરવું ॥ ૨ ॥ એમ ધારીને જાગ્રત બેઠો, વાયુ તણો કુંવાર; એવે મધ્ય રાત્રી થઇકે, પ્રેત નીકળ્યાં બ્હાર ॥ ૩ ॥ પાંચમે માળે ટોળુ નીકળ્યું, શામ વરણ ગોળ ચક્ષ; કેશ પીળા ચરણ અવળા, નજરે દીઠું ભક્ષ ॥ ૪ ॥ તવ તે પ્રેતો રાજી થઇને, નીકુળ પાસે ફરતાં; નીકુળજી છે ભર નીંદ્રામાં, ખાઉં ખાઉં શબ્દજ કરતાં ॥ ૫ ॥ લક્ષજ ચોટયું ભક્ષ જોઇને, બકવા કરે મસ્તાન; અગાશીમાં ભીમ બેઠેલો, તેણે તો સાંભળ્યું કાન ॥ ૬ ॥ એટલે તો વીચારમાં પડીયો, કોણ બોલે મેહેલ માંય, સર્વને ખાવું તેવો હું બેઠોને, ખાઉં ખાઉં તે શું થાય ॥૭॥ એમ જાણી છાનો માનો, ભીમજ ઉભો થયો; પાંચમા માળની નીસરણીમાં, આવીને જોઇ રહયો ॥ ૮ ॥ ટગ ટગ દ્રષ્ટીએ જોવા લાગ્યો, કુન્તા કેરો સુત; જાણ્યું કે નીકુળને નડશે, એ પ્રેત જાતી ભુત ॥ ૯॥ એમ વીચારી ભીમ બોલ્યો, મુજ સામાં માંડો ચક્ષ; હું છું જાડો જોઇએ તેવો, આવો કરો મારૂં ભક્ષ ॥ ૧૦ ॥ એ સુક-

લામાં શું તમે ખાશો, મને મરવા ઇચ્છાય;તવ ભુત કહે આવ્ય હેઠો, ભીમ કહે ધાબા માંય ॥ ૧૧ ॥ ચાલો અગાશીમાં ઠીક ફાવશે,ન માનશો તમે તુત; ભીમને કહ્યે ભોળવાઇ ગયાં, ઉપર ચાલ્યાં ભુત ॥ ૧૨ ॥ભીમ તેડીને ગયો ધાબામાં, પછી વધો વચન; હું મારી માને ગમતો નથી માટે, મરવાનું મને મન ॥ ૧૩ ॥ પણ મારી કાયા કઠણ છે તે, સુઇ રહું હું ઉંધો; ખાતા ફાવે તેથી નરમ કરવા,મુજ પર ચઢીને કુદો ॥ ૧૪ ॥ ભુત કહે આ ભલો માણુસ છે, એવે સુતો ભીમ સાર; ઉપર ચઢી કુદવા લાગ્યાં, ભુતાવળ તે વાર ॥ ૧૫ ॥ હાથ ચરણુ અંગને ગદડે,યુકતીથી આડો આંક; ભીમે જાણ્યું યુદ્ધ કર્યું તું, તે ઉતરે છે થાક ॥ ૧૬ ॥ શરીરને સુખ સારૂ થયું તવ, ભીમ કહે નીચે આવો; હવે કાયા નરમ થૈ છે, સનમુખ બેસીને ખાવો ॥ ૧૭ ॥ ભુત ભોળીયાં ભોળવ્યાં ભીમે, તરત ઉતર્યાં હેઠાં; ઉઠીને ભીમ બેઠો થયો તેના, સનમુખ સરવે બેઠાં ॥ ૧૮ ॥ પછી ભીમ કહે ભક્ષ કરો, પ્રથમ ચુસો હાથ; ભુતાવળ ગયાં વળગવા તવ, ભીમે ભીડાવી બાથ ॥ ૧૯ ॥ વાયુના સુતથી મુકત થવાનાં, એવી છે રૂશી વાણ; વ્રકોદરે જ્યાં દબાવ્યાં કે,નીકળી ગયા પ્રાણ ॥ ૨૦ ॥ થૈ ગયા ચોખાં રહી ગયાં ખોખાં, ભીમે ટાળી બધી વ્યાધી; દોરડું લાવી ભુતાવળની,ચોટલીઓ બધી બાંધી ॥ ૨૧ ॥ ઓળ બંધ બંધન કરીને, ટીંખળ જેવું કીધું; સૌ દેખે એમ અગાશી આગળ, તોરણ ટાંગી દીધું ॥ ૨૨ ॥ પછી નીરભય ભીમી ભાશી, નીર વરતી વંત હુંતો; છેક નીચે કુન્તાજી પાસે,પરસાળમાં જઇ સુતો ॥ ૨૩ ॥ એટલે પાછલી પોહોર રાત્રીએ, ઉઠયો દુરીયોધન; ભાઇ ભોજાઇઓને ઉઠાડયાં, બોલીયો મુખ વચન ॥ ૨૪ ॥ રશોઇ કરી જમી પરવારો, હમણા દીવશ ચડશે;પાન્ડવ ભુતથી મુઆ હશે ત્યાં,રડવું કુટવું પડશે ॥ ૨૫ ॥ એટલે સર્વે કીધી સતાપી, પાપી કહે ત્યાર થૈએ; ચાલો મામા ઘોડે બેસીને, ચરચા જોવા જૈઓ ॥ ૨૬ ॥ એવે રસોઇ ત્યાર થઇ ત્યાં, ભોજન લીધાં કરી;પછી અસ્વે બેશીને ચાલ્યા, ચાલ્યા જોવા ચીત ધરી ॥ ૨૭ ॥ મોંયે મ્હો સુજે તેવી વેળા, ચાલ્યા પાન્ડવને ધામ; મેહેલ આગળ આંટા મારે, ઉંચુ જોયું તે ઠામ ॥ ૨૮ ॥ તોરણ જેવું જરા દેખાયું,તવ બોલ્યો અંધ સુત; જુઓ મામા પેલાં લટકે, મુને ભાસે છે ભુત ॥ ૨૯ ॥ નીશ્ચે પાંન્ડવે મારી નાંખ્યા, મામો કહે ભાઇ ભલે; કોઇ દહાડો ભુતાવળના, જેવીજ આપણી વહલે ॥ ૩૦ ॥ મનમાં સમજીને વળ્યા પાછા, એવામાં વ્હાણું વાય; આવતા જતાં લોકોએ દીઠું, જોવા ભરાયું ત્યાંય ॥ ૩૧ ॥ જુઓરે ભાઇ ભુતડાં મુઆં,ઠીક ઠેકાણું પાડયું-

તે આખા ગામનું પાપ હતું,કુન્તી સુતોએ કાહાડયું ॥ ૩૨ ॥ એવામાં ઉઠયા ચાર ભાઇ, ઉઠયા કુન્તા માત, લોકને દેખીને બ્હાર આવ્યાં,જોવા લાગ્યા સહુ સાથ ॥ ૩૩ ॥ દીઠાં ભુતાવળને ભય ભાસ્યો, છે ઘરમાં ભીમ સુત;કુન્તાજીએ જૈને ઉઠાડયો,હો દીકરા અંહી ભુત ॥ ૩૪॥ આંખ્યો ચોળતો ભીમ ઉઠયો,બ્હાર આવ્યો થઇ ઠીક;ઉંચુ જોઇને બોલીયો મા, મુને લાગે છે બીક ॥ ૩૫ ॥ તવ કુન્તાજી કહે કેમ કરવું, આપણને ભય વ્યાપ્યો; ભીમ કહે તમારે ભત્રીજે, મેહેલ ભલેરો આપ્યો ॥ ૩૬ ॥ દુષ્ટ જને તો દગોજ કરવા,દીધું આ ભોવન;મરણ પામત નીકુળ ભાઇ કરત ભુત વીધન ॥ ૩૭ ॥ પણ મેં તો કરી ભૈબધી ભુતની, પોહોચાડયા વીષ્ણુને સરણ; એમ કહીને તોરણ તોડી, ફેંકી દીધું ધરણ॥૩૭॥ નીરવરતીથી રહ્યા પાન્ડવ,શુકરે દુરીયોધન; લોકની લાજે પાન્ડવ કાજે, મોકલે વસ્ત્રને અન ॥ ૩૮ ॥ ખાય પીએને ફરતા ફરે, પાન્ડુરાયના તન; ભીમ ભમે નીત્ય અખાડામાં, એમ કાઢે છે દન ॥ ૩૯ ॥ એવામાં એક દીવશ આવ્યા,પાન્ડવ ઘેર વીદુર, કુન્તા કહે દીયરજી પધારો,આજે તો હરખ્યું ઉર ॥ ૪૦ ॥ એમ કહીને આસન આપી,બેસાડયા ભોવન,અરે રે દીયર દુખીયાં અમે, કહી ભર્યાં લોચન ॥ ૪૧ ॥ તમારા બંધુ મરણ પામ્યા, મુકીને નાના બાળ; એટલે અમે ઓશીઆળાં, કોણજ લે સંભાળ ॥ ૪૨ ॥ ન બાપાં છે છોકરાં તે, તમારે લેવો તપાસ; છો તમે એમના તાત ઠેકાણે,કરો દીયરજી કયાસ ॥ ૪૩ ॥ રમતાં ફરે ને ભમતાં ફરે, નહી વિધા અભ્યાસ; કોણ આપે કેળવણીને, કોણ રાખે ત્રાસ॥૪૪॥ તે વીના નવ પડે ઠેકાણુ, વીચારો દલ સાથ; તમ બંધુ રળી રાજ્ય લાવ્યા, તે પડયું દુષ્ટને હાથ ॥ ૪૫ ॥ પોતાના પીતાનું સંભાળે તેવા, સુત કરો તૈયાર;વીદુર કહે લક્ષણ જોવું,તે પછી સૌ વીચાર ॥ ૪૬ ॥વળણ ॥ જોવું પરીક્ષા સુતની, તે પછી વિચાર; વલ્લભ વદે બોલાવીઆ, કુન્તાએ કુવાર. ॥

---

## કડવું ૩૯ રાગ બીલાવરની છાયાનો

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું આદ્ય પરવ મહીમાય ॥૧॥ પાંચે પાન્ડવ આવીયાને,કાકાને પડયા પાય;વીદુર કહે કેમજ કરશો,દીકરાઘરમરાયાારા તમારે માંથેતાત નથીને, નથી પૈસો કે પુંજી;ખાઈ પીને ફરતા ફરો છો, એવી શું અક્કલ.

સુજી ॥ ૩ ॥ ધરમ કહે સાંભળો કાકા, શું કરવા ધન માલ,પેટમાંથી ક-
હાડી પુન્ય કરીશું,જેથી રીઝે નંદલાલ ॥૪॥ અન વસ્ત્ર સહુને આપેછે,
વીશ્વંભર દીનનાથ; રાજ્યપાટને પૈસો પુંજી, કોણ લેઇ ગયું સાથ ॥૫॥
માટે શું ધનને કરવું છે, ખાઇ પી બેશી રહીશું, દુરીયોધન બધું મોકલે
છે, ગોવિંદના ગુણ ગઈશું ॥ ૬ ॥ નીરવરતી વંત વીદુરે જાણ્યો, પુછ્યું
શેદેવને એમ; કહો દીકરા દાહાડા તમારા, કાહાડશો કરીને કેમ ॥ ૭ ॥
શેદેવ કહે સાંભળો કાકા, સુખમાં દીવશ જાશે; ચીતમાં જરાએ ચીંત્તા
નથી, ધણી છે આપણી પાસે ॥ ૮ ॥ વીદુરે જાણ્યું વીઠલ સાથે, સાચી
ગોઠડી એની,માટે બોલે નીરવરતીનું,સોશના એને શેની ॥ ૯ ॥ પછી
પુછ્યું નીકુળજીને,તમારી શું ગત થાશે;નીકુળ કહે અન મોકલે છે, તે
તો નીત્ય ખવાસે ॥ ૧૦ ॥ પણ વસ્ત્રો મોકલે ઉતરેલાં,દુરીયોધન દુરમતી
સારા પોશાગ પેહેરવાના, મુજને મળતા નથી ॥ ૧૧ ॥ વીદુરે જાણ્યું વ-
હોગીયો છે, પછી બોલાવ્યો ભેમ; દીકરા તમે રાજ્ય વિનાના, દિવસ
કાઢશો કેમ. ॥ ૧૨ ॥ ભીમ કહેછે કાકા મ્હારા, ખાઇ પી ફરતા ફરીએ;
બાગ બગીચાની હવા ખાઇ, અખાડે કુસ્તાઇ કરીએ ॥ ૧૩ ॥ માત ભ્રા
તને ઇછા થશે, રાજ્ય લેવાની જ્યારે; દુરીયોધનનું ડોકું ઝાલી, રાજ્ય
લેઇ લઉં ત્યારે ॥ ૧૪ ॥ વીદુરે જાણ્યું છે મસ્તાનો; રેહેછે કુશળ ખેમ;
અરજુનજીને પુછ્યું બેટા, તમે કરશો કેમ ॥ ૧૫ ॥ તવ અરજુનને આં-
સુ આવ્યાં,તમે અમારા હીત;જુઓ મારા ચારે ભાઇની, તમોએ જાણી
રીત ॥ ૧૬ ॥ એમને કોઇને ચીંતા નથી, દીવશ તે કેમ જાસે; કાકા કાં-
ઇક નાંખો ઠેકાણે, જય તમારી થાશે ॥ ૧૭ ॥ વીદુરે જાણ્યું આ છોકરૂં
તો, છે ઘણું ચીંતાતુર; એમ જાણી અરજુન પ્રત્યે, બોલ્યા ભકત વીદુર
॥૧૮॥ આજથી બેટા આવજે તું, રાજ્ય સભાની માંય; માન્ય દેઇને હું
બોલાવીશ, સોંપણ કરીશ ત્યાંય ॥ ૧૯ ॥ રાજના કાજની અક્કલ આવે,
શીખી લેજો ચતુરાઇ; અરજુન કહે વારૂ કાકા, આવીશ સભા માંહી
॥ ૨૦ ॥ પછી વીદુર ઘેર ગયા,જમી ચાલ્યા સભામાંય;જઈ બીરાજ્યા
એવામાં અરજુન,જમીને ગયો ત્યાંય ॥ ૨૧ ॥ વીદુરજીએ પોકાર કીધો,
આવો અરજુન તન;દેખીને ત્યાં દગ્ધ થયો,દુષ્ટ દુરીયોધન ॥૨૨॥ એવે વી
દુર બોલીયા તું, સુણ દુરીયોધન રાય; રાજય કાજ કાંઇ સોંપો આને,
પુરો પ્રવીણ એ થાય ॥ ૨૩ ॥ દુરીયોધન કહે કેમ મામા, શીખી જશે
રાજ રીત; મામો કહે એમ શું શીખે છે, ન રાખો; વીપરીત ॥ ૨૪ ॥ દુ
રીયોધન કહે કરણ વીરા,તમારી પાસે રાખો;રાજકાજનું હોય લખવા-

નું, તેવા કામમાં નાંખો ॥૨૫॥ તવ કરણે બોલાવ્યો પાસે,સોંપણ કીધું કામ; દુરીયોધન કહે મામા એનું,અરજુનજીછે નામ ॥૨૬॥ તેવું મ્હોટું નામ દેઈને, બોલાવતાં લાજી મરીએ; એની માયે કહ્યું મંત્રથી થયા,મંત્ર પુત્ર નામ ધરીએ ॥ ૨૭ ॥ મામો કહેકે વ્યાજબીછે, મંત્ર પુત્ર કહો નામ; સકળ સભાને નામ બતાવ્યું,કુડીલાનું કુડુ કામ ॥૨૮॥ પછી મંત્ર પુત્ર કહે સૌ,અરજુનને દલ દુખ;પણ પરાઇ વિદ્યા લેવા,રાખેછે હસ્તુમુખ ॥ ૨૯ ॥ બોલાવતામાં ઝડપ ઉઠે, ઝડપથી કરે કામ; સાંજે શીખીને ઘેર જાયે,લખી લેછે તમામ ॥ ૩૦ ॥ રાત્રીએ દીવસે અભ્યાસ કરે,ભણવાની ચીંતાય; વળી મેહેણું સાંભળે તે, મનમાં ઘણો મુઝાય. ॥ ૩૧ ॥ ઘેર કોઇને કહેતો નથી,મનમાં બળાપો થાય;દીવશે દીવશે જાય સુકાતો, બે પાસની ચીંતાય ॥ ૩૧ ॥ એમ ઘણા દન વીતી ગયા,અરજુનની ગળી જાત;એવામાં એક દીવસ જોડે,જમવા બેઠા સહુ ભ્રાત ॥ ૩૨ ॥ પીરસે માતા બંધુએ ખાતા, ભીમ તણુ મન મ્હોયું; સેજ સ્વભાવે વરકોદરે, શરીરો સામું જોયું ॥ ૩૩ ॥ ધરમ શેદેવ નીકુળજીને, દીઠા જેવા હતા તેવા;પોતાનું શરીર જોઈ વીચાર્યું, છીએ એવાને એવા ॥ ૩૪ ॥ એકલો અરજુન સુકાયો દીઠો,ભીમે કર્યો વીચાર;કોહો ના કોહો પણ અરજુનજીને, છે દલે દુખ અપાર ॥૩૫॥ મનમાં સમજયો કાંઇ ન બોલ્યો,એવે જમી રહ્યા સર્વ; ઓરડામાં માને ભીમે બોલાવ્યાં, પાય પડયો મુકી ગર્વ ॥ ૩૬ ॥ ઓ મારી માતા સુખની દાતા, સૌ અમે કુશળ ખેમ; શું અરજુન અળખામણો છે, સુકાઈ ગયો કેમ ॥ ૩૭ ॥ કુન્તાજી કહે તમે ન ફકરા, એતો ભણેછે વીદ્યાય; રાત્રીને દીવશ જંપતો નથી, તે દુખથી સુકાય ॥૩૮॥ ભીમ કહેછે આટલો બધો, તેથી સુકાય કેમ; જનેતા એને છે દુખ ઉંડુ. મને પડયો છે વ્હેમ ॥ ૩૯ ॥ કુન્તા કહે શું જાણીએ આપણ, કહ્યા વીના એનુ દુખ;ભીમ કહે અમને બ્હાર કાઢી, વાત લ્યો એને મુખ ॥ ૪૦ ॥ અમારા ચારેના દેખતાંએ, નહી કહે વાત તમને; ભીસ્મપીતા બોલાવે છે કહી,બાગમાં મોકલો અમને ॥ ૪૧ ॥ અમે જઇએ એટલે તમે, પુછી જો જો માત; પછી હું ઘેર આવું ત્યારે, મુજને કેહેજો વાત ॥ ૪૨ ॥ કુન્તાજી કહે વારૂ બેટા, સમજી નીકળ્યાં બ્હાર, પછી માતા બોલાવીયાં તમે, સાંભળો કુંવર ચાર ॥ ૪૩ ॥ અરજુન વીના ચારે નંદન, મ્હોટા બાગમાં જાવો; ભીસ્મ પીતાએ તેડાવ્યા છે,માટે જઇ મળી આવો ॥ ૪૪ ॥ એટલે ઉઠયા ચારે બંધુ,જવાને નીકળ્યા બાહાર;એવામાં અરજુન સભામાં જાવા, થઈ ગયો તૈયાર ॥ ૪૫ ॥ કુંન્તાજી કહે,અર-

જુન બેટા, છે હજુ જવાની વાર; ટાઢી મીઠી વાત કરીએ,સુખ દુખની લગાર ॥ ૪૬ ॥ વળણુ ॥ એમ કહી બેસાડીયો,દીધાં ઘરના દ્વાર; વલ્લભ વદે પંથે જતાં; ભીમે કર્યો વીચાર.

## કડવું ૩૭ રાગ અહો રાયજીનો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણુ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવુ, આદ્ય પરવ મહીમાય, અહો રાયજી સુણીએ ॥ ૧ ॥ ભીમે વીચાર્યું અરજુનજીને, પુછી લેશે મુજ માત; પણ અરજુન સોગન દેશે તો, નહી કહે મુજને વાત.આહો ॥ ૨ ॥ તો મ્હારી મેહેનત કરેલી જાશે ધાર્યું વાયુ સંતાન; તે માટે હું પાછો વળુને, સાંભળુ કાનો કાન. અહો ॥ ૩ ॥ એવું જાણી ભીમ બોલ્યો,ધરમ ભાઇ હું જાવું; તમે ચાલ્યા જાવો રૂમાલ મારો, ઘેર ભુલ્યો લઈ આવું.આ ॥ ૪ ॥ એમ કહીને પાછોજ વળીયો, બળીયો અપરમ પાર; ભોવન આવી જોવાને લાગ્યો, દીઠાં દીધેલાં દ્વાર. આ ॥ ૫ ॥ તવ ભીમ ગભરાયો કેમ કરીશું,ફેરો ફોગટનો પડીઓ; માળની બારી દીઠી ઉઘાડી, છલંગ મારીને ચડીયો. આ ॥ ૬ ॥ કોઇ ન જાણે તેવીજ રીતે, ભોવન વીશે પેઠો;ચોકના દાદરમાં કરી ડોકું, સાભળવા ભીમ બેઠો, આ ॥૭॥ તે ચોકમાં અરજુનને કુન્તા, બીરાજ્યાં સાક્ષાત;અરજુન કહે શું કોહો છો માતા,શી પુછવીછે વાત. આ ॥૮॥ તવ માતા કહે દીકરા મ્હારા, મને પડ્યો છે વ્હેમ; શરીર સામુ નથી જોવાતું, સુકાતો જાયછે કેમ.આ ॥૯॥ અરજુન કેહે માવડી મ્હારી,ભણુવાની ચીંતાય;મહેનત પડે રાતને દાહાડો, તેણે શરીર સુકાય.આ ॥૧૦॥ તવ કુન્તા કહે દીકરા મારા, આવડો નવ સુકાય; તુજ દલમાં કાંઇ દુખછે મ્હોટું, એવું મુને જણાય. આ ॥ ૧૧ ॥ અરજુન કહે નથી માતા, કુન્તા વધાં મુખ વાણ; સાચુ મુજને કહે નહી તો,પરમેશ્વરની આણ.આ ॥ ૧૨ ॥ અરજુન કહે સોગન દીધા,વણ વીચારે માત; દુખ મારૂં તમને કહું પણ તમે, કહી દો ભીમને વાત. આ ॥ ૧૩ ॥ એટલે કુન્તાજી એમ બોલ્યાં, ડાહ્યા દીકરા માહારા;એ ગાંડીઆને વાત કરૂતો, મુજને સોગન તારા,આ ॥ ૧૪ ॥ તે વાત ભીમે સાંભળી કાને, વીચાર મનમાં લાવ્યો; સોગન ખાઇને માતાજી બેઠાં, ભલુ થયું હું આવ્યો. આ ॥ ૧૫ ॥ એવે અરજુન માતાની પ્રત્યે,રડીને બોલ્યો મુખ;રાજ્ય સભામાં કદુ વચનનું,મુજને દારૂણ દુખ. આ ॥ ૧૬ ॥ જયારે સભામાં જાવું છું ત્યારે,દો-

રવો મ્હેણું દે છે; અરજુનજી કોઇ કહેતું નથીને, મંત્ર પુત્ર સહુ કહે છે. આ ॥ ૧૭ ॥ તે દુખે હું દુબળો પડયો, ઓરે મારી માત; કુન્તાજી કહે છાનો રહે તું, સાંભળ કહુ એક વાત. આ ॥૧૮॥ દુરીયોધન તને એવું કહેતો, તું પણ મેહેણું દેજે; દુર્યોધન કહી બોલાવીશ નહી, આખલાનો સુત કહે જે. આ ૧૯ ॥ એની માતા ગાન્ધારીનો, દીવસ વાંકો થયો; નાહાની હતી ત્યારે માહાદેવજીનો, નંદીયો પરણી ગયો. આ ॥ ૨૦ ॥ અરજુનજી કહે મ્હેણુ દેવામાં, ન ચાલે મ્હારી હામ; ભીમ મેડેથી બોલી ઉઠયો, એતો મ્હારૂજ કામ. આ ॥૨૧॥ એમ કહીને ચોકમાં આવ્યો, કહીશ કરમની કરણી; દુર્યોધનને કહુ કે તારી, મા આખલાને પરણી. આ ॥૨૨॥ તવ ત્યાં અરજુન લાગ્યો ધ્રુજવા, હવે ગતી શી થાશે; ભીમ જઇ મ્હેણુ દેશે કે, ભણવાનું મારૂં જાશે આ ॥૨૩॥ એટલે કુન્તાએ કલેશ માંડયો, શત્રુ આવ્યો કયાંથી, ભીમ કહે ઓ માતા મારી, આવ્યો હું બારીમાંથી. આ ॥ ૨૪ ॥ કુન્તા કહે તને જીવ આપુ, થનાર હોય તે થાય; ભીમે વીચાર્યું કંકાસ થાશે, તરત લાગ્યો પાય. આ ॥ ૨૫ ॥ ભીમ કહેછે ક્ષમા કરો મા, નહી કરૂં દુરમતી; દુષ્ટની સભામાં આગ મુકવા, મારે તો જાવું નથી. આ ॥ ૨૬ ॥ તવ કુન્તા કહે અરજુન બેટા, રોકી રાખું છુ ઘેર; સભામાં એને નહીં આવવા દેઉ, મરૂ કે મારૂ ઠેર. આ ॥ ૨૭ ॥ ઉઠો સભામાં સુખે સીધારો, અરજુન તતબર થાય; મારગ જાતા ભીમના ભયથી, પાછું જોતો જાય. આ ॥ ૨૮ ॥ એ રીતે એ ગયો સભામાં, ભીમે કર્યો વિચાર; હમણાં ટાઢું પડવા દેવું, દીવસ બે ત્રણ ચાર. આ ॥૨૯॥ એમ ધારી ચાર દીવશ કાઢયા, પછી પાંચમે દન; અરજુન સભામાં જાવા નીકળીયો, તવ ચાલ્યો વાયુ તન. આ ॥ ૩૦ ॥ વસ્ત્ર પેહેરીને છાનો ચાલ્યો, પણ અરજુનનો નીમ; પાછું વાળીને નીત્ય જોવું તે, જોતામાં દીઠો ભીમ. આ ॥ ૩૧ ॥ એટલે અરજુન ઉભો રહયો ત્યાં, મારગ વચે અડીયો; એટલે ભીમસેન જાણી જોઇને, બીજે મારગે ચડીયો. આ ॥ ૩૨ ॥ એટલે અરજુનને ભ્રાન્ત ભાગી, પોતાને પંથે પળીયો; બે રસ્તા થાય આગળ ભેગા, ત્યાં પાછો ભીમ મળીયો. આ ॥ ૩૩ ॥ અરજુનજી કહે વીરા મ્હારા, શી ધારી છે પેર; જો તમે સભામાં આવતા હો તો, હું જાવું પાછો ઘેર. આ ॥ ૩૪ ॥ ભીમ કહે કોણ આવે સભામાં, કહી બજારમાં પેઠો; એક તંબોળીની દુકાન ઉપર, મુખવાસ ખાવા બેઠો. આ ॥૩૪॥ તવ તંબોળી થર થર ધ્રુજ્યો, કેમ પધાર્યા હાંય; ભીમ કહે દે તંબોળ મુને, ડરીશ નહી મનમાંય. આ ॥ ૩૬ ॥ એમ કહીને મુખવાસ લીધો, ત-

રત ઉભો થયો; અરજુનનો પંથ રેહેવા દઇને, અવર પંથે ગયો. આ ॥ ૩૭ ॥ બીજે મારગ સભાની પુંઠે, આવ્યો વાયુનો તન; મજબુત કીલ્લો રાજ્ય સભાનો, ભીમે વીચાર્યું મન. આ ॥ ૩૮ ॥ કાને ન સાંભળું નેત્રે ન દેખું, ફેરો ફોગટ પડીયો; પછી પાછી યુકતી વીચારી, કીલ્લાને કાંગરે ચડીયો. આ ॥ ૩૯ ॥ કોટની કીનારી ઉપર બાજયો, રૂડો મચાવ્યો રંગ; કોટપર મુઠી મુઠીપર ડાચું, રાખ્યું લબડતું અંગ આ. ॥ ૪૦ ॥ એવી રીતે રહ્યો સભાની પુંઠે, દ્રષ્ટીએ સર્વ દેખાય, એવે અરજુન આવ્યો. સભામા, ભય ભર્યો મન માંય. આ ૪૧ ॥ એટલામાં દુરીયોધને દીઠો, ક્રોધ ઘણો ઉપજાવ્યો; ગર્જના કરી કહ્યું કેમ મોડો, મંત્ર પુત્ર તું આવ્યો. આ ॥ ૪૨ ॥ એ વેણ વ્રકોદરે સાંભળીયું, ઘણોક ક્રોધે ભરીયો; કોઇ ન જાણે એ રીતે પાછો. સભા પુંઠે ઉતરીયો. આ ॥ ૪૩ ॥ નીચે ઉતરી અળગો ચાલ્યો, મેઘનાદે ગડ ગડીયો; દોટ મુકીને કોટ કુદીને, રાજય સભામાં પડીયો. આ ॥ ૪૪ ॥ એવામાં લાંબો હાથ કરીને, ઝાલ્યો રાજા કરણ; શકુની ગયો નાસવા તવ, ભીમે ઝાલ્લો ચરણ. આ ॥ ૪૫ ॥ ત્રીજો ઝાલ્યો દુરયાશનને, ચોથો દુરીયોધન; ચારેને નીચે નાખીને ઉપરં, બેઠો વાયુનો તંન. આ ॥ ૪૬ ॥ બોજ બહુ બળીઆનો આવ્યો, ત્રાહ ત્રાહ પોકારે; રીસ ભરેલો દંત પીસીને, ગડદા કોહોણી મારે. આ ॥ ૪૭ ॥ બહુ માર માર્યો ચારે જણાને, નેત્રોમાં વહે નીર; પેટ પાસામાં પ્રહાર પડયા તે, નાકે વહ્યું રૂધીર. આ ॥ ૪૮ ॥ કોણ વારી શકે વરકોદરને, જુએ સભાનો સાથ; એટલે ઉઠયા વીદુર કાકા, જૈ ઝાલ્યા ભીમના હાથ. આ ॥ ૪૯ ॥ હાહાં દીકરા આ શું કરે છે, ભીમ વદ્યો વચન; જુઓ કાકા મેહેણું દીધું, કેહે છે મંત્રના તંન. આ ॥ ૫૦ ॥ ભલે અમે તો મંત્રના પુત્રો, કહું એની વાત વરણી; એની માતા ગાન્ધારી તે, આખલા સાથે પરણી. આ ॥ ૫૧ ॥ જુઓ કાકા કહીને કેહેવરાવ્યું, ભાગું એનું ડાચું; બોલ્યરે દુરીયોધન પાપી, છે જુઠું કે સાચું. આ ॥ ૫૨ ॥ દુરીયોધન કહે મેં નથી જોયું; કાંને તો સાંભળી વાત, શકુની મામા જાણતા હશે, તેને પુછો ભીમ ભ્રાતા. આ ॥ ૫૩ ॥ ભીમ કહે છે કેમ શકુની, મારી નાંખું ઠેર; નહી તો સાચે સાચું કહેજે, તો જીવતો જૈશ ઘેર. આ ॥ ૫૪ ॥ શકુની કહે શું પુછો છો, જાણે છે આખી ધરણી; ગાન્ધારી બેન માહરીને, આખલો ગયેલો પરણી. આ ॥ ૫૫ ॥ દુરીયોધન કહે સાચું છે ભાઇ, મુવી હો મા બાપ; મંત્ર પુત્ર હવે કહીયે તો, બ્રહ્મ હત્યાનું પાપ. આ ॥ ૫૬ ॥ એટલે ઉઠી ગયો ભીમ બળીયો, ગયો પોતાને ઘેર; ડાહ્યો થઇ ડોસી કને

બેઠા, કાંઇ કહી નહી પેર. આ ॥ ૫૭ ॥ ચાર જણાને માર પડેલો, તેનાથી નવ્ય ઉઠાય; ડોળી કરીને મેહેલમાં લીધા, સુવાડયા મંચક માંય. આ ॥ ૫૭ ॥ વલણ ॥ મંચકમાં ચારે પડયા, અરજુન ગયો ઘેર; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, કહી કુન્તાને પેર ॥

## કડવું ૩૮ રાગ ચોપાઇ

બોલ્યા વૈશમ પાયે વચન, સુણ પરીક્ષત રાયના તન; જાણી કુન્તાએ સભાની પેર, ભીમપર કરવા માંડયો કેહેર ॥ ૧ ॥ કેમ ગયો તું સભામાં આજ, તને કહ્યા છતાં નથી લાજ; ભીમ કહે મા જુઠી છે વાત, શીદ મીથ્યા માંડયો ઉતપાત ॥ ૨ ॥ સભાના દરવાજામાં ચરણ, મેં મુકયો હોય તો થાજો મરણ; કહે કુન્તા આ બોલેછે એમ, બેટા અરજુન આ વાત કેમ ॥ ૩ ॥ કહે અરજુન સાંભળો સતિ, દરવાજામાં પેઠો નથી; બાહારથી કોટ કુદીને પડીયો, પછી ચારે જણાને નડીયો ॥૪॥ ભીમ કહે ખરી વાત માડી, મારૂં સત્ય દેવું દેખાડી; સભાની પુઠેથી હું જતો તો, તેવે સોર બકોર થતોતો ॥ ૫ ॥ મંત્ર પુત્ર કહેતા હતા સર્વ, તેથી થયો મને ઘણો ગર્વ; મેં જાણ્યું કે મને સૌ કેહેછે, મંત્ર પુત્ર તણું મેણું દે છે. ॥ ૬ ॥ માટે પડયો સભામાં ધારી, આવ્યો ચાર જણાને મારી; તવ કુન્તાએ દીધી ગાળો, તને છે વઢવાનોજ ચાળો ॥ ૭ ॥ તું ગયો એ પાસે શું કરવા, હવે તુજ પર આદરૂ મરવા; ભીમ કહેહવે ક્ષમા કરો, કદી નહી જાવું અરો પરો ॥ ૮ ॥ એમ સમાવીઓ કંકાસ, ગયો અરજુન દુષ્ટોને વાસ; જ્યાં સુતા કાયલો થઇ ચાર, ત્યાં આવી કીધો નમસ્કાર ॥ ૯ ॥ બોલ્યો દુરીયોધન મુખ એમ, અમારે ઘેર તું આવ્યો કેમ; તારા ભાઇએ માર્યાં મુને, માટે ન પેસવા દઉ તુને ॥ ૧૦ ॥ બોલ્યો અરજુન જોડીને હાથ, તમો સાંભળો માહારી વાત; અમને સહુને મારે માર, મરેતો સુખ થાય અપાર ॥ ૧૧ ॥ હૈયામાંતો વ્હાલો છે અતી, પણ કહ્યા વણ ચાલતું નથી; લેવીછે પરની વીધ્યાય, માટે કેહેવી પડે હાયે હાય ॥ ૧૨ ॥ બોલ્યા શકુની ગરીબ આતો, હશે ભીમ તણો માર ખાતો; આવવા દેવો એને તો નિત્ય, લાગી આપણી સંગાથે પ્રીત ॥ ૧૩ ॥ દુર્યોધન કહે કરી બાધા, મંત્ર પુત્ર તણા સમ ખાધા; એને અરજુનજી કેમ કહીએ, બોલાવ્યા વીના શી રીતે રહીયે ॥ ૧૪ ॥ મામો કહે આવો કરે કામ, એનું ગરીબડો ધરો નામ; એમ કરીને આવતો કીધો, જાણે સેવક માની લીધો

॥૧૫॥ કરે ઓસડ વાસડ આવી, ચાલ્યો ચર્ણ પાણીને રીજાવી; મટયુ દુષ્ટોને દુખ એક માસે, ચાલ્યા રમવાને મન ઉલ્લાસે ॥૧૬॥ અશ્વે બેશી ગયા એ વન; થયો ત્રશાતુર રાજન, કયાં હશે જળનો ભાગ મીઠો, એવે કુપ ભલેરો દીઠો ॥ ૧૭ ॥ ઘોડેથી ઉતર્યો હેત આણી, પાત્ર વીના શાણે પીયે પાણી; બેઠો કુપમાં ઘાલીને પાય, પડી પગ મોજડી જળ માંય ॥૧૮॥ લાગ્યો રડવા મોજડી માટે; અતી દ્રવ્ય તો પણ જીવ સાટે; એવે એ પંથ દ્રોણાચાર, જાતાં જોયા ત્યાં રાજકુંવાર॥ ૧૯ ॥ આવી પુછયું રડે છે લ્યા કેમ, બોલ્યો દુર્યોધન મુખ એમ; જળ માટે નથી બેઠો રડી, મારી મોજડી કુઆમાં પડી॥ ૨૦ ॥ દ્રોણે દર્ભ શળી એક લીધી, મંત્રી કુપમાં ફેંકી દીધી;તવ જળ ઉભરાયું તે વાર, આવ્યું મોજડી સહીત બ્હાર ॥ ૨૧॥ લીધી મોજડી જળ પીધું, આ માહારાજે સારૂં કામ કીધું;બોલ્યો છત્રપતી શીશ નામી,તમોછો વિખ્યાવંત સ્વામી॥૨૨॥ માટે ચાલો તમો અમ ઘેર, શીખવો બાણ વીદ્યાની પેર; મુજ ઘેર બધી રાજધાની, તેનો ભાગ લેજો એક આનો॥ ૨૩ ॥ અમો સો ભાઇ, ઓ શીખનારા, થાશું વોહારથી સો તમારા;દ્રોણ કહે ચાલો ભલે ભાઇ, આવ્યા હસ્તીના પુર માંઇ॥ ૨૪॥ દીધો દ્રોણને એક મુકામ, ભાગ લખાવી વસ્યા તે ઠામ; ગોર કોરવના કૃપાચાર,તેની ભગની હતી એ સાર ॥૨૫॥ તેતો પરણાવી દ્રોણની સંગ, થયા ગ્રસ્થી ધરી ઉમંગ; એવે એક દિવસ શુભ જોઈ, ધાર્યું ભણવા કોરવ સહુ કોઇ ॥ ૨૬॥ સત બંધુને શાટ કારભારી, બેઠા અશ્વે કરીને ત્યારી; ઉભા રહી જુએછે શુકન, એવે આવ્યો ત્યાં ઇંદ્રનો તન ॥ ૨૭॥ બોલ્યો અરજુન શીદ સધારો, અશ્વ બેસી કયાં આપ પધારો; બોલ્યો દુરીયોધન દુરમતી, અમે જઇએ ત્યા તુજ ખપ નથી ॥ ૨૮ ॥ કેમ મામા એ સંગ લેવાય, આવી બાણ વીદ્યા શીખી જાય; મામો કહે શું શીખે લગાર, એને બેસાડશું ઘર બ્હાર ॥૨૯॥ અલ્યા ગરીબડા આવ્ય ચાલી, બેસજે ત્યાં મોજડીયો ઝાલી; અરજુને જાણ્યું ભણવાનું, કાંક ફરે કરમનું પાનું ॥ ૩૦॥ એમ જાણી કહ્યુ ભાઇ વારૂ, તમ સંગ પડ્યું પાનુ મ્હારૂં; થયો આગળ કુન્તીનો તન, એવે શુભ મળ્યા શુકન ॥ ૩૧॥ ગયા દ્રોણ ગુરૂને ધામ, કર્યો અરજુને બ્હાર મુકામ; બીજા અશ્વ થકી ઉતરીયા. ગુરૂના ઘરમાં પરવરીયા ॥ ૩૨ ॥

॥ વલણ ॥ અશ્વ ઉપરથી ઉતરી,ચાલ્યા અંધ કુવાર;વ્યાસ વલ્લભ એમ ઓચરે, કુંન્તી કુંવર બ્હાર ॥

# કડવું ૩૯ રાગ સાખાની ચાલ.

વૈશમપાયે એણી પેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય; ॥૧॥ અરજુન બેઠો ઓટલા ઉપર, પોહોળી પલાઠી રાખી; દુરીયોધને ધામમાં જાતાં, મોજડી ખોળામાં નાંખી ॥૨॥ તે મોજડી ગ્રહીને રહ્યા બેસી, કુન્તાજીનો તન; ગયા સહુ દુષ્ટો માળ ઉપર, ગુરૂ તણે ભોવન ॥૩॥ તવ ગુરૂજી આનંદ પામ્યા, બેસાડયા વીવેક; પેહેલે દાહાડે મંત્ર આપ્યો, લખીને અકેક ॥૪॥ લ્યો આ મંત્રને મુખ પાઠ કરો, તે પછી ઉભા થાવો; પાટીમાં જોયા વીના; જીભ્યાગ્રે બોલી જાવો ॥ ૫ ॥ કૌરવ કહે વારૂ મ્હારાજા, મંત્ર ગોખે ચીત ધરી; પછી સરવ બોલીયા છે, મંત્ર લીધો મુખ કરી ॥ ૬ ॥ ગુરૂ કહે મુકો પાટી હેઠી, સરવ ઉભા થાવો; લખેલો મંત્ર જોયા વીના, મોઢેથી બોલી જાવો ॥ ૭ ॥ તવ ઉભા થઇ બોલવા લાગ્યા, વીદ્યા તણા શાહુકાર; જેમાં લખેલું તેમાં મુકેલું, ન નીકળ્યો ઉચ્ચાર ॥ ૮ ॥ એટલે ગુરૂ ક્રોધે ભરાયા, સાંભળી લ્યો સંતાન; ગાજીને ગુરૂ મંત્ર બોલ્યા, અરજુને સાંભળ્યો કાન ॥ ૯ ॥ કૌરવ કહે આવડયો માહારાજ કાલે લઇશું જોર; એમ કહી શાહુકાર ઉઠયા, અરજુન એકલો ચોર ॥ ૧૦ ॥ ઉતરીયો દુરીયોધન આગળ, પુંઠે રહ્યા સૌ આવી; અરજુને ઉઠી છત્રપતીને, મોજડીઓ પેહેરાવી ॥૧૧॥ પછી અધરમી અશ્વે બીરાજ્યા, ચાલોને તતબર થૈએ; દાડ ગરીબડા આગળ તુંતો, બાગમાં રમવા જૈએ ॥ ૧૨ ॥ અરજુન આગળ ચાલ્યો દોડતો, મંત્ર ગોખતો જાય; કાકાના સુતને શેવક રીતે, દોડાવે નથી દયાય ॥ ૧૩ ॥ જેના તાતનું રાજ્ય ભોગવે તેને નહી વીચાર; એ લક્ષણ છે ભુંડુ થવાનું, રૂઠવાને કીરતાર ॥૧૪॥ ઘોડા ખેલાવતા બાગમા આવ્યા, રમતનો કર્યો ધંધ; ભીમ તણા ભય થકી કીધા, બે દરવાજા બંધ ॥૧૫॥ પછી કરણે પુશ્પ તણો ત્યાં, દડો બનાવ્યો એક; સાંભળજો સહુ રીતી રમતની, ઉછાળુ છું દડો છેક ॥ ૧૬ ॥ તે ઝીલી લેજો હાથ આવે તો, પછી ગમે તેને મારો; જેને વાગે તે થાય ઘોડી, સ્વાર બને મારનારો ॥૧૭॥ તે પછી બીજા બાકી રહ્યા તે, તમામ ટોળે થાય; ઘોડીની પીઠે થાપટો મારી બે વ્રક્ષે ચઢી જાય ॥ ૧૮ ॥ સ્વાર થયેલો હોય ત પણ, ગમે ત્યાં નાસવું ધારે; ઘોડી થયેલો દડો પડેલો, લેઇને જ્હાય ત્યાં મારે ॥ ૧૯ ॥ ન મારે બે વ્રક્ષ ઉપર, આંબલી પીંપળી જેહ; તે પર ચઢેલાને મારે, તો દાવ ન દે તેહ ॥૨૦॥ બાકીનાને દડો મારે, તોતે ઘોડી થાય; ઘોડી થએલો કરે સ-

વારી, એ રીતે રાખવો ન્યાય ॥ ૨૧ ॥ દીવસમાં ત્રણ દાવ લેવા, ચોથો પડે જેને શીશ; તેને માથે રહેવા દેવો, લેવો બીજે દીશ ॥ ૨૨ ॥ એવી રીતે ઠરાવ કીધો, સંભળાવ્યો ચીત ચોખે; અરજુનજી હાયે હા કરે, મંત્ર ગુરૂનો ગોખે ॥ ૨૩ ॥ પછી કરણે દડો ઉછાળ્યો, ઝીલ્યો દુરીયોધન; સૌ નાઠા પણ મંત્ર ગોખ્યામાં, રહી ગયો કુન્તા તન ॥ ૨૪ ॥ તેને દુષ્ટે દડો માર્યો, આવ્ય અલ્યા કરજોડી; ગરીબડા તારે દાવ આવ્યો, થાને તું મ્હારી ઘોડી ॥ ૨૫ ॥ તવ કીસાને હાથ દઇને ઘોડી થયો સતી તન; એટલે ઉપર કરી સવારી, દુષ્ટ દુરીયોધન ॥ ૨૬ ॥ એટલે બીજા બાકી રહેલા, દ્વેશ બુદ્ધિ મન ધારી; અરજુનજીની પીઠ ઉપર, જોરમાં થાપટ મારી ॥ ૨૭॥ એકસોને પાંચ થાપટો વાગી, રૂધીર તસરો છુટી; મારીને સહુ વ્રક્ષે ચઢીયા, ગયો દુરીયોધન ઉઠી ॥ ૨૮॥ ઉતરી નાઠો તવ અરજુને, પડેલો દડો લીધો; તાકીને દુરીયોધન ઉપર, દડો મારી દાધો ॥૨૯॥ એટલે સરવ વ્રક્ષથી આવ્યા, શકુની બોલ્યો એમ; છત્રપતીને દડો માર્યો, તે દાવ બકાય કેમ ॥ ૩૦ ॥ અરજુન કહે આ શું બોલો, કેવી રીતે ન્યાય માપુ; શકુની કહે થાવુ છું ઘોડી, દાવ હું એનો આપુ ॥ ૩૧ ॥ એમ કહીને એ થયો ઘોડી, અરજુને કરી સ્વારી; એટલે એકસો પાંચ નાઠા, લગાર થાપટ મારી ॥૩૨॥ પછી અરજુન ઉતરી નાઠો, દ્વેશ મામાએ ધાર્યો; કુન્તી સુતની પુંઠે પડીને, એનેજ દડો માર્યો ॥ ૩૩ ॥ આવ્ય ગરીબડા થા તું ઘોડી, તવ થયો બીજીવાર; મનમાંને મનમાં મંત્ર ગોખે થયો શકુની સ્વાર ॥૩૪॥ એટલે સરવે થાપટો મારી નહી દયા લગાર એ રીતે અરજુન પાસે, દાવ લીધો ત્રણ વાર ॥૩૫॥ ચોથી વારનો દાવ આવ્યો, અરજુનજીને માંથે; એટલે રમત બંધ કરીને, ઘેર ગયા સૌ સાથે ॥ ૩૬ ॥ બીજે દીવસે દ્રોણને ધામે, ભણવા ગયા સાર; અરજુન મોજડીયો ઉચકીને, બેઠા છે દ્વાર બહાર ॥ ૩૭ ॥ બે મંત્ર દીધા બીજે દહાડે, તે ગોખ્યા ઘણી વાર; ઉભા થઇને બોલવા ગયા, બાપ તણો બુધવાર, ॥ ૩૮ ॥ ગુરૂએ ગર્જના કીધી, અરજુન સાંભળ્યા કાન; તરત રૂદેમાં ચોટી ગયા, પ્રસન શ્રી ભગવાન ॥૩૯॥ કૌરવ કહે કાલે શીખીશું, એમ કહી ઉતરીયા; અરજુન પાસે દાવ લેવા, બાગ વીશે પરવરીયા ॥ ૪૦ ॥ અરજુનને શીશ દાવ રહેલો, લીધો બીજે દન; એ રીતે નીત્ય રમેને ભણે, કુન્તી તણો જે તન ॥ ૪૧ ॥ મંત્ર શીખે તે ઘેર આવીને, લખી લે છે નીત નીત્ય; રમતાં રોજ માર ખાતાં, રોગ થયો વીપરીત ॥ ૪૨ ॥ પીઠના ઉપર નારાં પડીયાં, રૂધીરને પરૂ જાય; બાંશ્રી પેહે-

રે અંગરખું, ન જાણે બંધુ કે માય ॥ ૪૩ ॥ એવી રીતે દુઃખ વેઠીને, વીદ્યા ભણ્યો ખટમાસ; જેવો જોઇએ તેવો એને, થઈ ગયો અભ્યાસ ॥૪૪॥ ઘેર કોઇ જાણે નહી તે, સ્નાન કરે નીત્ય છાનું; એવામાં એક દહાડો ન્હાવા, બેઠો સૌને અજાણ્યું ॥ ૪૫ ॥ એવે વ્રકોદર ઓચીંતાનો, જઇ ચઢયો ચોક માય; અરજુનજીની પીઠ ઉપર, નારાં દીઠાં ત્યાંય ॥ ૪૬ ॥ એટલે અરજુનને જણવ્યા વણ, નીકળી ગયો બ્હાર; એકાન્ત બેસી વાયુને સુતે, મન કર્યો વીચાર ॥ ૪૭ ॥ અરજુનને દુખ ઉપજ્યું છે, રૂધીર પરૂ ભરેલું; થયું હોયતો વાત કરે પણ, છે ઉતપન કરેલું ॥ ૪૮ ॥ તે માટે નથી કહેતો કોને, હું મ્હારો સંદેહ ખોવું; શું કરવાથી ઉતપન થયું, આજ ચકીક્ષા જોવું ॥ ૪૯ ॥ એવું સમજી કાંઇ ન બોલ્યો, નર ઉઠયો કરી સ્નાન વસ્ત્ર પેહેરીને વીદ્યા ભણવા, ચાલ્યો થઇ સાવધાન ॥ ૫૦ ॥ ॥ વલણ ॥ અરજુન ભણવા ચાલીયો, ભીમસેન પુંઠે જાય; વલ્લભ કહે કૌરવ તણી, કરણી કેવી થાય ॥

## કડવું ૪૦ રાગ દુહાની સાખી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય ॥૧॥ ચાલ્યો વ્રકોદર છાનોમાનો, વીચારી મન પેર; હું બીજે સ્થળ શાને ભટકું, જાવું દ્રોણને ઘેર ॥ ૨ ॥ એવું જાણી દ્રોણને ત્યાં, ગયો સતીનો સુત; સામું ઘર એક બ્રાહ્મણનું, ત્યાં, પેઠો ભમતો ભુત ॥ ૩ ॥ બ્રાહ્મણ થરથર ધ્રુજવા લાગ્યો, થઇ ગયો તદ રૂપ; ઘરમાં બેચાર છોકરાં તે, થઈ ગયાં ચુપા ચુપ ॥ ૪ ॥ ભીમ કહે કોઇ ભય ન ધરશો, ન માંડશો બાળ રોવા; અરજુન ગુરૂને ઘેર ભણેછે, આવ્યો તે ચરચા જોવા ॥ ૫ ॥ તવ બ્રાહ્મણ કહે ભલે પધાર્યા, બેસાડયા દે આસન; અરજુન કૌરવ ભેળા થૈ આવ્યા, દ્રોણ તણે ભોવન ॥ ૬ ॥ એટલે બેઠો સુત સતીનો, અશ્વથી દુષ્ટ ઉતરીયા; અરજુનને ખોળે મોજડી મુકી, ધામ વિષે સંચરીયા ॥ ૭ ॥ સામા ઘરમાંથી ભીમ જુએ, વહી આંસુની ધાર; અરેરે અરજુનનો આ દહાડો, થયો ઉદાશ અપાર ॥ ૮ ॥ એવે સરવ ભણીને ઉઠયા, ઉતર્યા માળથી હેઠા; અરજુને આપી મોજડી પછી, અશ્વ ઉપર સૌ બેઠા ॥ ૯ ॥ અરજુન એકલો ચરણ ચાલે ઘોડા ઘણા છે ઘેર; પણ પાપી એને ન બેસાડે, વણ ઝેરનું છે ઝેર ॥૧૦॥ પુંઠળ ભીમસેન જોવા ચાલ્યો, જોવું હવે કયાં જાય; રમતાં રમવા આવી-

યા સૌ, પેઠા બાગની માંય ॥ ૧૧ ॥ દરવાજા તો બંધ કીધા, ભીમ રહયો એક બ્હાર; એણે જાણ્યું અહીં શું કરે છે, તે જોઉં સારાધાર ॥ ૧૨ ॥ એમ જાણીને બાગને કીલ્લે, ફરતી દીઠી વ્રક્ષ ઘટા; તવ તે કીલ્લાપર ચડી બેઠો, સંતાયો જ્યાં લાંબી લટા ॥ ૧૩ ॥ એવામાં દુરીયોધન બોલ્યો, થા તું ગરીબડા ઘોડી, મંત્ર ગોખતો અરજુન આવ્યો ઘોડી થયો કરજોડી ॥ ૧૪ ॥ એટલે ઉપર ખાપી બેઠો, આવ્યા છે દાહાડા માઠા; બીજા ઘોડાને થાપટા મારી, વ્રક્ષ ઉપર નાઠા ॥ ૧૫ ॥ આંમલી પીંપળીએ ચઢી ગયા, તે જોયું ભીમે દ્રષ્ટી; અરેરે મારા કંગાલ ભાઇને, વ્રણીજ દે છે કષ્ટી ॥ ૧૬ ॥ વાગ્યા ઉપર વાગ્યા કરે ત, નારાં પડે શી નવાઇ: એવે ઘોડીથી ઉતરી નાઠો, દુર્યોધન બાગ માંઇ ॥ ૧૭ ॥ અરજુને તવ દડો માર્યો, વાગ્યો દુરીયોધન; એના વતીનો દાવ લીધો, દુષ્ટ દુસ્યાસન ॥ ૧૮ ॥ અરજુને તવ કીધી સ્વારી, જુએ છે સકળ સાથ, દુશ્યાશનને કોઇ ન મારે, નાઠા અરાડી હાથ ॥ ૧૯ ॥ તે પછી ઉતરી અરજુન નાઠો, દુશ્યાસને દાવ ધાર્યો; ગુંઠળદોડી કુન્તા કુંવરને દડીમ દડો માર્યો ॥ ૨૦ ॥ એટલે અરજુન રડવા લાગ્યો નથી રમ્યાનો ભાવ; દુર્યોધન કહે કેમ રડે છે, થા ગોડી લાવ્ય દાવ ॥ ૨૧ ॥ અરજુનજી કહે નથી રમવું માર મને બહુ દો છો, તમો તમારે એક એકનો, દાવજ માંથે લ્યો છો ॥ ૨૨ ॥ પોતાનાને મારતા નથી, પક્ષ કરોછો અપાર, માટે મ્હારે નથીરમવું, નથી ખમાતો માર ॥ ૨૩ ॥ દુર્યોધન કહે ભોગ તારા, દાવ દેવા હે આવ્ય તારાવતી દાવ લેનાર હોય તો, સુખ રૂપે બોલાવ્ય ॥ ૨૪ ॥ તવ ભીમે જાણ્યું ભલું થયું, ઠીક વધો વચન; કોટ ઉપરથી ઉછળી પડયો, બાગમા વાયુ તન ॥ ૨૫ ॥ દુષ્ટ જનોએ ભીમને દીઠો, દીવશ વાંકા થયા; આંબલીએને પીંપળીએ સૌ, કૌરવ ચઢી ગયા ॥ ૨૬ ॥ એટલે અરજુને એમ વીચાર્યું, ભલે આવ્યો ભીમ ભાઇ, નીત્ય આ રીતે રમતાં રમતાં મરત હું માર ખાઇ ॥ ૨૭ ॥ ભવીશમાં હતું તેટલું ભણ્યો, નીરવતીમાં પેઠો; ઓશીઆળો થઈ આઘો જઇને, એક કોરાણે બેઠો ॥ ૨૮ ॥ એટલે બોલ્યો વાયુનો નંદન, ભાઇ રમ્યાનો ભાવ; ઉતરો હેઠા કૌરવ લોકો, હું આપું છું દાવ ॥ ૨૯ ॥ દુરીયોધન કહે ભુલ્યા ચુકયા, શું કહું મુખ કથી, ક્ષમા કરીને જાવો પાછા, દાવ જોઇતો નથી ॥ ૩૦ ॥ ભીમ કહે વ્હેવારે દેવો, હું નીત્ય રમવા આવું; લ્યો દાવ અરજુનની વતીનો, ઘોડી તમારી થાવું ॥ ૩૧ ॥ કૌરવ કહે કરો કરૂણા, કરગરીએ કરજોડી; કાળજું કંપવા લાગ્યું અમારૂં, નથી જોઇતી ઘોડી ॥ ૩૨ ॥ ભીમ કહે કે બાળક કેરૂં, કેહે-

વત છે એ જુગે; અરજુનને શીશ દાવ રહે તો,ઘટી પીંપળો ઉગે ॥૩૩॥ કૌરવ કહે કેહેવત ખોટું,શીદ મરો છો મથી;તમારા ગયા વીના અમેતો; ઉતરવાના નથી ॥ ૩૪ ॥ એવું સાંભળી ભીમ કોપ્યો,કળકળીયો મન સાથ;કટી કશીને દંત ડશીને,વ્રક્ષોને દીધી બાથ ॥ ૩૫॥ જે આંબલા ને પીંપળી છે, તે પર પ્રાક્રમ માંડયાં; હચ હચાવી બળ કરીને,બે વ્રક્ષ ખેંચી કાહાડયાં ॥૩૬॥ બે ઘટીકા લગી બાગમાં નાચ્યો,પછી વધો વચ ન;હજી ઉતરો કહ્યું માનીને,ઉંધ બુદ્ધી અંધ તન ॥૩૭॥ કૌરવ કહે ઉ-તરીએ નહી, તો પણ કરશો કેર; ઉતરશું હેઠાતોએ પણ,નથી જવાના ઘેર ॥૩૮॥ માટે દયા લાવી દો મુકી,બાગમાંથી સંચરો;નહીતો અમા-રો ઉપાય નથી,કરવું હોય તે કરો ॥ ૩૯॥ ભીમે જાણ્યું કે ભરાયો મુ-મત,ઉતરશે નહી સીધા;આંબલીપીંપળી બે ભુજ વિશે,જુજવાં જુજ-વાં લીધાં ॥ ૪૦ ॥ રાતો તાતો બહુ મદ માતો,ભાઇ તણી દાઝ કાહાડે; બે ભુજના વ્રક્ષ આચાં કરીને, આંહીઓમાંહી પછાડે ॥ ૪૧ ॥ ડાળેડાળું પાંખડેપાંખડું,જૈ એક એકને અડે; થાય સપાટા,વાગે ઝપાટા અરબડી હેઠા પડે ॥ ૪૨॥ વાગે લાગેને હાડ ભાગે,ખંખેરી ખોડા કાહાડયો;ઝુડી ઝુડી નીચે નાંખે જાણે,આંબો વેડવા માંડયો॥૪૩॥ એક સોઇએ ધરણ ઢળ્યા, વ્રક્ષતણો માર દીધો; પછી પડેલાને વીણી લાવી, ઢગલો ભેળો કીધો ॥૪૪॥ પછી ગયો અરજુનની પાસે, કટી કશીને બાંધે, જૈ નરનું પાંગોઠું ઝાલી,બેસાડી લીધો ખાંધે॥૪૫॥ કોટ કુદી બાગ બ્હાર પડીઓ, બે પંથ આવ્યા છેક; અરજુનને ખાંધેથી ઉતારી, માર્યો તમાચો એક ॥૪૬॥ આ પંથે જા ઘેર આપણે, હું કાકા ઘર જાવું;દીકરા એના મરવા પડયા છે, વધામણી ખાઇ આવું ॥૪૭॥ એમ કહીને ઘેર મોકલ્યો,આપ ગયો રાજ મ્હેલ; દત્રાષ્ટરને કહ્યું જઇને;તમ સુતની જુઓ સ્હેલ ॥૪૮॥ બાગને વિશે સોએ ભાઇ,વ્રક્ષો ઊપર ચડીપા;ઊતારે ઊતર્યા નહી હેઠા, વા વાયો ને પડીઆ ॥ ૪૯ ॥ ઝડપ જાવો નહીં તો મરશે, જાશે તમારૂ નામ;અંધ કહે હૂં સમજ્યો બેટા, તારૂં કરેલું કામ ॥૫૦॥ એવું સાંભ ળી ભીમ ચાલ્યો, ગયો પોતાને ઘેર, અરજુન જૈને ઘેર બેઠા છે, કહી નહી કાંઈ પેર ॥ ૫૧॥ એટલે ભીમે કહ્યું માતાને,ક્ષમા કરો હું રાંક,ભુ-લ્યો ચુકયો માફ કરજો, આજ પડયો મમ વાંક ॥ ૫૧ ॥ કુન્તા કહે કે વાંક પડયા વણ, કેમ કહુ કુવાર; ભીમ કહે કેમ અરજુનજીએ,નથી ક હ્યા સમાચાર ॥ ૫૨ ॥ એમ કહી અરજુનને ઝાલ્યો, ધાહ્યો બગલની માંય; અંબરખો ઊંચો કરીને, પીઠ બતાવી ત્યાંય ॥૫૩॥ કુન્તા ધરમ

વીસ્મય પામ્યાં, આતે શું કેહેવાય; ભીમ કહે મા ડાહયો, દીકરો ભણી આવ્યો વિદ્યાય ॥ ૫૪ ॥ ગુરૂને ઘેર ભણીને પાછા બાગમાં ખાતાતા માર; ત્યાં જઇ મેં કૌરવોને કુટયા, ખામી ના રાખી લગાર ॥ ૫૫ ॥ કુંતાજી કહે ભલે કુટયા, ખુશી થયું મુજ મન,તુજ પ્રતાપે જીવતો રહયો, અરજુન મ્હારો તન ॥ ૫૬ ॥ ॥ વળણુ ॥ તુજવડે એ ઊગર્યો, ઓરે મ્હારા તન; વ્યાસ વલ્લભ સુખ ઓચરે, સુણો શ્રોતાજન. ॥

## કડવું ૪૧ રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન, સુણુ જનમેજે રાજંન;બોલ્યો અરજુન જોડીને હાથ, તમો સાંભળજો માત ભ્રાત ॥ ૧ ॥ વેઠયા દુખના દીવશ એવા, પર પેટની વિદ્યા લેવા; ભણ્યો ભવીશમાં હતું જેહ, હવે ન કરૂ દુષ્ટનો સ્નેહ॥ ૨ ॥ એમ કહી રહ્યાં સહુ છાનાં, પડયા બાગમાં સૂત આંધળાના, તેથી અંધે કરી આગનાય, શહસ્ત્ર શેવક મોકલ્યા ત્યાંય ॥ ૩ ॥ દીધેલા દરવાજે અડીયા, મુકી નીસરણી કોટે ચડીઆ; પછી બાગ વિશે ઉતરીયા, દરવાજા ઉઘાડા કરીયા ॥ ૪ ॥ ગયા સેવકો કૌરવ પાસ, કૈક માંદાને કૈકને શ્વાસ, હતા ભેગા તે છુટા કીધા,નાંખી ડોળીયોખાંધે લીધા ॥ ૫॥ સૌને સુવાડયા એક મુકામ; ઢાળી ખાટલા સુતા તમામ; કર્યાં ઔશદ અપરમપાર, થયો બે માસે સોને કરાર ॥ ૬ ॥ હરેફરે એવા ઠીક થયા, પાછા ભણવા ગુરૂ ઘેર ગયા; ત્યારે બોલીઆ દ્રોણાચાર. હવે નહીં ભણાવું લગાર ॥ ૭ ॥ ખટમાસ ભણાવ્યા તમને, તેની આપો પરીક્ષા અમને, બોલ્યો દુરીયોધન મુખ એવું. માગો તેવી પરીક્ષા દેવું ॥ ૮ ॥ દ્રોણુ કહે નથી લેવી હાલ, આપો પરીક્ષા આવતે કાલ; આપણા નગરથી ગાઊ બેય, ત્યાં તો જોજનીયો વડ છેય ॥ ૯ ॥ લાંબો પોહોળો છે ગાઊ ચાર; તેની નીચે જાવું નીરધાર;વડથડ સરસું સિંહાસન,મુજ માટે કરો આસન ॥ ૧૦ ॥ આશપાસ બીછાનાં નાંખો,બીજાને બેસવાનું ત્યાં રાખો; પડો વગડાવો ગામની માંય, કાલે જોવા આવે સહુ ત્યાંય ॥ ૧૧ ॥ વ્હાણુ વાતામાં તતબર થાવું,વાજતે ગાજતે ત્યાં જાવું; જેમ શોભા વધેરે તમારી તેવી ઉપમા કરજો અમારી॥૧૨॥ કહે દુરીયોધન મ્હારાજા, છીએ શીશ્ય તમારા ઝાઝા, પૈસા પુંજીથી પણ તાજા, વધારીશું તમારી માઝા ॥ ૧૩ ॥ કહી કૌરવો ચાલ્યા ઘેર, કરી પરીક્ષા દેવાની પેર; ઢંઢેરો ગામમાં વગડાવ્યો, સૌને સમાચાર કેવરાવ્યો ॥ ૧૪ ॥ દ્રોણે દીધે-

લી વૃષ્યાની દીક્ષા, તેની રાય આપે છે પરીક્ષા; જેને જોવાની હોયઇ-ચ્છાય, જાજો જોજનીયો વડ જ્યાંય ॥ ૧૫ ॥ એમ કરતાં રૂજની જાય; બીજો દીન પરીક્ષાનો થાય; કરી આજ્ઞા દુરજોધન, સોનાનું મોકલ્યું સીહાસન ॥ ૧૬ ॥ વડ થડે જઇને મેલ્યું, કર્યું સાફસુફ સૌ પાથરેલુ; પછી કૌરવ થયા તૈયાર, પેહેર્યા પોશાગ શુભ શણગાર ॥ ૧૭ ॥ લાવ્યા વાજીંત્ર અપરમ પાર, સાથે શેન્ય ક્ષોણી અગીયાર; ભીસ્થ વીદુરને કૃપાચાર, વળી ગામના શેઠ શાહુકાર ॥ ૧૮ ॥ ઉભા ગુરૂ તણે ઘેર આવિ, એક સુખપાલ ત્યાં મંગાવી; તેમાં બેસાડ્યા ગુરૂને સાર, ખાંધે લીધી તે કૌરવચાર ॥ ૧૯ ॥ તવ જોવાને શરવ ભરાય, કૈંક પેહેલેથી વડ કને જાય; જોવા માટે જગો રાખી પડીયા, કૈંક અવર વ્રક્ષોએ ચડીયા ॥ ૨૦ ॥ એવી રીતે મચ્યું ઘમશાન, વાગ્યાં ગુરૂને ઘેર નીશાન; વાગે વાજીંત્ર અપરમપાર, કાને સંભળાય નહીં લગાર ॥ ૨૧ ॥ વલણ ॥ વાગે વાજીંત્રો ઘણાં, કાને નવ સંભળાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, સાંભળજો સ્રાતાય ॥

---

## કડવું ૪૨ રાગ ધમાસની ચાલ.

દુંદભી ગડગડેરો ટેકા બોલ્યા વૈશમ પાયેવચન, સાંભળ જનમેજેરા જન; થયા ગુરૂ ઘણા પરસન, કે દુંદભી ગડગડેરે ॥ ૧ ॥ ત્રાગ ઢોલ મરદંગને તાલ, આગળ ચાલે શાણા ધીમી ચાલ; ઘણા ઉડે અબીલગુલાલ. કે દુંદભી ગડગડેરે ॥ ૨ ॥ વાગે રામઢોલ પરથમ કાંશી, સરોદા સરણાઇને ઢાંશી; જુએ નારીયો રહીને ત્રાંશી, કે દુંદભી ગડગડેરો ૩ ॥ ઘણા અનુચર ચંમર ઢાળે, આગળ છડીદાર નેકી બોલે; બની શોભા ત્યાં સુરપતી તોલે, કે દુંદભી ગડગડેરે ॥ ૪ ॥ ધીમે ધીમે ગયા નગ્ર બ્હાર, કીધી ઉતાવળ અપાર; આવ્યો જોજનીઓ વડ શાર. કે દુંદભી ગડ ગડેરે ॥ ૫ ॥ વલણ ॥ જોજનીએ વડ આવીયા, આનંદ ઉપજ્યો મન, દ્રોણાચાર વલ્લભ વદે, જૈ બેઠાં આસન ॥

---

## કડવું ૪૩ રાગ ધનાસરીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, શુણ જનમજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, આદ્યપરવ મહીમાય ॥ ૧ ॥ આસન ઉપર ગુરૂ બીરાજ્યા, વડને થડે હુલ્લાસ; એટલે સરવ નગ્રના લોકો, બેશી ગયા ચોપાસ ॥ ૨ ॥ એક જથે રાજ્યવંસીઓ બેઠા, દેખાય શોભા અપાર; એટલે કુન્તા મા-

તા પ્રત્યે, બોલ્યો ધર્મ કુંવાર ॥ ૩ ॥ સાંભળો માતા છો સુખ દાતા, ઘો આગના ત્યાર થૈએ; જોજનીએ વડ જોવાને માટે, આપ કહો તો જૈઓ ॥૪॥ કુન્તાજી કહે કુંવર મ્હારાં, સુખ રૂપે ત્યાર થાવો; એકલા ભીમને ઘેર મુકી, જોવાને સારૂ જાવો ॥ ૫ ॥ ભીમ કહે ઓ માવડી મ્હારી, દયા ધરો કાંઇ ઉર; શા સારૂ મને ના કહો છો, શી છે મ્હારી કસુર ॥ ૬ ॥ કુન્તા કહે કાંઇ કસુર નથી, પણ નહી સ્થીર ચીત; સભામાં દેખે દુરીયોધનને, થાય મતી વિપરીત ॥ ૭ ॥ ભીમ કહે કાંઇ નહી બોલું, ભ્રાત મુને લૈ ચાલો, ન હોય વિશ્વાસ માહ્યરો તો, બે ભુજ બે ભાઇ ઝાલો ॥ ૮ ॥ ધરમ કહે આવવા દો, ઓરે મ્હારી માત; કુન્તાજી કહે જાઓ બેટા, રેહેજો સરવ સાથ ॥ ૯ ॥ એવી આપી આગના કે, નિકળી સંગે ચાલ્યા ધરમેને અરજુનજીએ બે ભુજ ભીમના ઝાલ્યા ॥૧૦॥ આગળ શેદેવ પાછળની નીકુળ, ચાલ્યા શોભા કરા એવી; ભીમ કહે છે જુઓ માતા, શાયબી મ્હારી કેવી ॥ ૧૧ ॥ ચાર ચાર ચાકર જોડે ચાલે, વચમાં રાજા તુલ્ય ડોલું; એટલે ધરમે આંખ કહાડી, ભીમ કહે નહી બોલું ॥ ૧૨ ॥ એમ કરીને ગયા સભામાં, વીદુરે દીઠા તન; માન્ય દઇને બોલાવીયાને, બેસાડયા દેઇ આસન ॥ ૧૩ ॥ ભીસ્મ પીતા પણ થયા રાજી, બેઠા સભા સહુ જન; એટલે દ્રોણે તેડયો સભામાં, રાજા દુરીયોધન ॥ ૧૪ ॥ તવ સભામાં આવી ઉભો, એટલે બોલ્યા દ્રોણ; બાણ વિદ્યા મેં ભણાવી તેની, દેછે પરીક્ષા કોણ ॥ ૧૫ ॥ છત્રપતી કહે આપુ પરીક્ષા, જેવી માગશો તેવી; ગુરૂ કહે કે કરીં બતાવો, એવી પરીક્ષા લેવી ॥ ૧૬ ॥ છત્રપતી કહે ભલે મહારાજા, જે જોઇએ તે મંગાવો; ગુરૂ કહે ઘડો પ્રતીકાનો, કાચોને કાચો લાવો ॥ ૧૭ ॥ દુરીયોધને સ્વાર મોકલીયો, કુંભ કાચો જઇ લાવ્યો; હવે માહારાજા શી આગના છે, મંગાવ્યો તે આવ્યો ॥ ૧૮ ॥ ગુરૂ કહે સહુ સભા સુણો, કુંભનું રક્ષણ કરવું; ભાગે નહી તેવી યુકતી કરીને, ભુજમાં લૈ જળ ભરવું ॥ ૨૧ ॥ પછી એ ઘડાને ઉછાળી દેવો, ગગન ચાલ્યો જાય; તે પછી ખાંધેથી ધનુષ લેવું ચઢાવવું સભામાંય ॥ ૨ ॥ તેના ઉપર બાણ લેવું, મંત્ર ભણીને એક; તે બાણ ઉંચુ જતામાં તેના, બાણ બને અનેક ॥ ૨૧ ॥ વડ વિશે તેનો થાય ફેલાવો, મંત્રથી દૈવત દાખે; નાહાનું મ્હોટું કુંપળ સુધાં, પત્ર વીંધી નાંખે ॥ ૨૨ ॥ પછી જે રીતે બાણ વધેલાં, તે રીતે ઘટતાં જાય; છેવટ બાણ બને એકનું એક, આવે સભાની માંય ॥ ૨૩ ॥ સકળ સભાના દેખતાં તે, બાણ ભાથામાં

પેસે; એટલે ગગન ગયેલો ઘડો, હાથમાં આવીને બેસે ॥૨૪॥ તે ઘડો મારી આગળ મુકી,મુજને પડે પાય;તે વિદ્યારથી માહ્યરો ઠરે, આશીશ દે સભા માંય ॥ ૨૫ ॥ સાંભળી રાજા વીસ્મય પામ્યો, આ કેમ માનીયે સાચું; પાણી કેમ કરીને ભરીયે,કુંભનું ઠીકરૂં કાચું ॥ ૨૬॥ એમ જાણી મામાને બોલાવ્યો, આ વાત કેવા કીધેલી;મામો કહે એ ગુરૂનું ગપ્પું; છે કાંક ભાંગ પીધેલી ॥ ૨૭॥ કરણે કહ્યું એમજ દીસે, ગુરૂ તણું ચિત ફાલ્યું; દ્રોણે એવું સાંભળ્યું તવ, તરત નીચું ઘાલ્યું ॥ ૨૮ ॥ અરેરે આ દુષ્ટા શું બોલ્યા, સભા મેં શીદ ભરાવી; અનેકમાં મ્હારી આબરૂ લીધી, ભાંગ પીધેલી ઠરાવી ॥ ૩૯ ॥ એટલે આવ્યો દુષ્ટ દુસ્યાસન. બોલીયો મર્મ વચન; ગુરૂ મહારાજા ઘેર ચાલો, રાતા થયાં લોચન ॥ ૩૦॥ તેમ તેમ ગુરૂને મ્હા માઠું લાગ્યું, વીષ હોયે તો ખાવું; ઓ પ્રથવી મા માગ દે તો, તારામાં સમાઇ જાવું ॥ ૩૧ ॥ કજાતીને વિદ્યા ન દેવી, દેવો નહી શુભ બોધ; પ્રથમ તો શીખે કે સુણે, પુઠે કરે વીરોધ ॥ ૩૨ ॥ કુપાત્રોને વિદ્યા ભણાવી, મારે જીવી શું કરવું;મશ્કરી મ્હારી થઇ સભામાં,સાગરમાં પડી મરવું ॥૩૩॥ વલણ ॥ સાગરમાં જઇને પડું,એમ કરે રૂદન;વ્યાસ વલ્લભ મુખ ઓચરે,આંસુ વહે લોચન॥

---

## કડવું ૪૪ શીક્ષા. શાણાને. એ રાગ.

જઈ પડુ તે સાગર માંયરે, હવે હું તો શું કરૂં રે ॥ ટેક ॥ દ્રોણ ગુરૂએ કલ્પાંત માંડયું,દુષ્ટોને દીધી વીદ્યાજી;સભામાં લાવ્યો લાવી બનાવ્યો, કરાવી જગ નીંદાયરે ॥ હવે ॥ ૧ ॥ મેં જાણ્યું મારા સારા નીવડશે, વીદ્યા ભણાવેલા પ્રાણીજી; છેવટ મ્હેનત છુટી પડીને, સઘળું થયું ધુળ ધાણીરે ॥ હ. ॥ ૨ ॥ શુકતી માંતો રૂપુ ભાસે, પણ તેતો મીથ્યાયજી; તેવા મુજને કૌરવ ભાસ્યા, તેણે શું ફળ થાયરે ॥ હ. ॥૩॥ ઝાંઝવાના જળ દુરથી દેખી,ત્રશાવંત જન જાયજી;તેણે તરસ કદી ન છીપે,તેવી ગતીં મારીથાયરે॥ હ. ॥ ૪॥ ખોટું નાણું ચળકે ઝાઝુ, તેથી લાગે મોહજી; ભર્યા બજારમાં વટાવવાથી, નીપજે મ્હોટો દ્રોહરે ॥ હ. ॥ ૫ ॥ ભંગી ઠરાવ્યો ભરી સભામાં, પાડું મારી કાયજી; એવું જોઇને ઉદાશી પામ્યા, વીદુર ભીસ્મ પીતાયરે॥ હ. ॥ ૬॥ દુઃખ ગુરૂનું દેખીને અરજુન, નેત્રમાં લાવ્યો નીરજી; મ્હારા ગુરૂની લજ્યા જાય છે, સાંભળો ધરજ વીરરે ॥ હ. ॥ ૭॥ એ ગુરૂની હું ભણ્યો વીદ્યા, દુઃખવેળા મ્હારે જાવુંજી; વડ

વીંધવા મુને આજ્ઞા દોતો,સભામાં ઉભો થાવું રે ॥ હ. ॥ ૮ ॥ ભીમ કહે એ મુસ્કળ કામ છે,કોહોતો દૈવત દાખું જી;પાંદડા વિંધવાની પંચાત નહી બધો, વડ ઉપાડી નાંખું રે ॥ હ. ॥ ૯ ॥ તવ ધરમ કહે બેસોને વીરા, ગુણ ગોવીંદના ગાવોજી; અરજુન વીરા કુળના હીરા, ઉઠો તમે ઉભા થાવો રે ॥ હ. ॥ ૧૦ ॥ પાપના કામમાં પાછા પડવું,ધર્મમાં આગળ ધાવું જી;કાંઈક કરતાં બ્રાહ્મણ ઉગરે, તેથી કબુલ હુ થાવું રે ॥ હ ॥ ૧૧ ॥ વળણ ॥ કબુલ થાવું વીરલા, જોઈ બ્રાહ્મણનું દુખ, વ્યાસ વલ્લભ વાણી વદે, થઈ આગના સત્ય મુખ.

## કડવું ૪૫ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા સુણ જનમેજેરાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્યરવ મહીમાય ॥ ૧ ॥ અરજુનજીને આગના દીધી, ધરમે જેણી વાર; એટલે ઉઠ્યો સભાન વીરો, ઇન્દ્ર તણો કુંવાર ॥ ૨ ॥ ગુરૂને નમસ્કાર કીધો, આગના દ્યો માહારાજ; તમારે ઓટલે બેશી ભણ્યો છું,પ્રભુ કરાવશે કાજ ॥ ૩ ॥ એટલે જોયુ અરજુન સામું,મન કર્યો વીચાર; પાસેના નાઠા તો આ અળગાનો,શું વળે શુક્રરવાર. ॥ ૪ ॥ નજીક બેશી વીદ્યા ભણેલા, તેથી ન થયું કામ; તો આ ઓટલે બેશીને શીખ્યો, તેની શું ચાલે હામ ॥ ૫ ॥ એવું સમજી નીચું જોયું, આપી નહી આગનાય;એટલે અરજુન પ્રત્યે બોલ્યો, જે દુરીયોધન રાય ॥ ૬ ॥ કહી નહીને તે દન બોલ્યો,કેમ ઉઠ્યા અરજુન;અરજુને જાણ્યું અરજુન કહ્યો, તે ભીમભાઇનું પુન્ય. ॥ ૭ ॥ ભીમના ભયથી માન્ય દેઇને, પુછવા લાગ્યો એમ;સભામાં આવી દ્રોણ ગુરૂની, આગના માગો કેમ ॥ ૮ ॥ અરજુનજી કહે હું વડ વીંધુ,જો આપે આગનાય; ગુરૂએ નથી બતાવ્યું ખોટું, સાચી છે વીદ્યાય ॥ ૯ ॥ પાપી કહે તમે બહુ ડાહ્યા, કામ કરો તો સાચા; છેટે બેઠેલાથી કામ થવાનું, કને બેઠેલા કાચા ॥ ૧૦ ॥ તે કરતાં આગના અપાવું, તે પછી આયુદ્ધ ધરવું; તે છતાં કારજ થાય નહી તો, તમારે શું કરવું ॥ ૧૧ ॥ અરજુન કહે આગના ગુરૂની, અપાવો ધરી હુંશ; બાણ અપાવો કરણ કેરાં, તેની સંગ ધનુશ ॥ ૧૨ ॥ એટલું અપાવો મુજને તો, કારજ મ્હારે કરવું; તેમ છતાં કામ થાય નહી તો, જે કહો તે શીશ ધરવું ॥ ૧૩ ॥ દુરીયોધન કહે અપાવું આગના, આયુધ કર્ણના આપું, તેમ છતાં કામ થાય નહી તો,બે કાનને નાક કાપું ॥ ૧૪ ॥

અરજુનજી કહે કબુલ મારે,બે કાનને નાક કાપો;દુરીયોધન કહે ધર્મની પાસે,એટલું લખાવી આપો ॥ ૧૫ ॥ એટલે અરજુન ધરમ પ્રત્યે,નમાને બોલ્યો એમ;તાંબાને પત્રે લખીને આપો,છત્રપતી કહે તેમ ॥૧૬॥ ધરમ કહે વીરા મારા,કયાં કુમતે ચઢી મતી;સરત કરીને કામ ન કરવું, સરપાવ લેવો નથી ॥ ૧૭ ॥ આપણ તો બ્રાહ્મણને માટે ઉભા થયા કામ કરવા;અરજુન કે નહી લખો આપો તો,પ્રાણ મારે પરહરવા ॥૧૮॥ ભીમ કહે લખી આપો બંધુ,સૌ પ્રભુ કરશે સારૂ;નહી કામ થાય ને નાક કાપે, તો સોયેને મારૂં ॥ ૧૯ ॥ ધરમ કહે કાંઇ ન થાયે, મ્હારી વદેલી વાણ; તે લેખથી ઉલટો તું ચાલે, કાઢું મારા પ્રાણ ॥ ૨૦ ॥ અરજુન કહે મારાં કપાશે, તમારે શા સંતાપો;ઉઠેલો હવે હેઠો ન બેસુ,દસ્તાવેજ લખી આપો ॥ ૨૧ ॥ એટલે ધરમે પત્ર લીધું, લખી આપ્યું તે ઠામ; અરજુન કહે ગુરૂ પ્રતાપે, ઇશ્વર કરશે કામ ॥ ૨૨॥ એમ રાજી થૈ દીધો દસ્તાવેજ, જુવે સભાનો સાથ; સત્યવાદીએ સોંપી દાધો, દુરીયોધનને હાથ ॥ ૨૩॥ દુરીયોધન કહે મામા મ્હારા,પત્ર ઠેકાણે કરો, અરજુનના નાક કાન કાપવા,ઘશી મુકજો છરો ॥ ૨૪॥ એમ કહીને પત્ર આપ્યું, વીપ્રીત એની બુધ;કરણની કનેથી અપાવ્યાં,અરજુનને આયુધારપા એટલે અરજુન રાજી થયો,કટી કશીને બાંધે;બાણનો ભાથો ધનુષ મ્હોટું, ભેરવ્યું ડાબી ખાંધે ॥ ૨૬ ॥ કરણ કહે ઓ દુરીયોધન, બનવાના ગુરૂ દ્રોણ;ધનુશ મ્હારૂં ત્રૈણ લોકમાં,ચઢાવે એવું કોણ ॥૨૭॥ દુષ્ટ કહે મુજને પણ નીશ્ચે,મીથ્યા ચઢયો છે છાક;ભરી સભામાં બેઠો છે ખોવા, બે કાનને એક નાક ॥ ૨૮ ॥ એવી વાતા કરતા ચાલ્યા,ચાર જણા ચંન્ડાળ; આગના અપાવવાને આવ્યા, ગુરૂ કને ત્રતકાળ ॥ ૨૯॥ ઓરે મ્હારાજા આગના આપો, અરજુનજી કરે કામ; દ્રોણ ગુરૂ ઉંચુ નવ જુએ, બોલે નહી તે ઠામ ॥ ૩૦ ॥ દુર્યોધન કહે નહી બોલે,તો પગ પાછા ભરીએ; મામો કહે પરાણ બોલાવો, ગોદમગોદા કરીયે ॥ ૩૧ ॥ કરણ કહે આગના આપો, ઓરે ઓ દ્રોણાચાર;એટલે ગોદા મારીને બોલ્યો, અંધ તણો કુંવાર ॥ ૩૨ ॥ એટલે ગોદો ઘાલ્યો મામાએ, વચન રાયનું થાપો,થશે તો થશે નહી તો રેહેશે, આગના તમે આપો ॥ ૩૩॥ એટલે હલાવ્યા દુશ્યાસને, આપી દો આગનાય; તવ ગુરૂ ગભરાયા ઘણા, વીચાર્યુ મનમાંય ॥ ૩૪ ॥ અરજુનથી કદી કામ ન બને,તો વેણ મ્હારૂં જાય; એમ જાણી આગના ન આપુ તો, ઘણી ગોદાગોદ થાય ॥ ૩૫॥

એવું વીચારી દ્રોણ બોલ્યા, પુન્ય મ્હારૂં વ્હારે ધાજો;અરજુનજી આગ-
ના આપું છું,કામ તારાથી થાજો ॥ ૩૬ ॥ અરજુનજી કહે શીશ ચઢા-
વું, ફળજો વેણ તમારૂં; હાથ જોડીને ઉભો સભામાં, પ્રભુજીને પોકારૂં.
॥ ૩૭ ॥ વળણઃ ॥ પ્રભુને પોકારવા,ઉભો જોડી હાથ;વ્યાસ વલ્લભ મુ-
ખ ઓચરે, સમરે દીનાનાથ.

## કડવું ૪૬ રાગ ખમાચાથી છાયા.

ઓ સત્યના સંગાથી રે રે રે હો, ઈશ્વર લજ્યા રાખજોરે. ॥ ટેક ॥
બોલ્યા બોલ્યા વૈશમપાયે વચન,સાંભળ સાંભળ જનમેજે રાજન;અર-
જુનજી તો કરે છે પ્રભુનું સ્તવન ॥ ઓ સત્યના.॥ ૧॥ પ્રભુ લજ્યા રા-
ખવા શવરીના જમ્યા બોર,કુબજા કેરૂં ચંદન લીધું કીશોર;વડ વીંધ્યા
નું નથી મ્હારામાં જરા જોર ॥ ઓ સત્યના. ॥૨॥ શીવની લજ્યા સારૂ
મોહની રૂપ ધરીયું, દેવની લજ્યા સારૂ ઝાળંધર રૂપ કરીયું; સલ્યાની
તો અહલ્યા બનાવી મ્હેણું હરીયું ॥ ઓ સત્યના ॥ ૩ ॥ પ્રભુ એવી લ-
જ્યા સૌ શેવકોની રાખી,આ વેળાએ દેવત દો દયા રાખી; કરજો કાર-
જ શોભા તમારી છે આખી ॥ ઓ સત્યના. ॥ ૪ ॥ પ્રભુ નથી ઉઠયો હું
જસ લેવા કાજ,દેહ ત્યાગ કરતાતા ગુરૂ મ્હારાજ;માટે મારા દલડામાં ઉ
પની છે દાજ ॥ ઓ સત્યના ॥૫॥ જોવા સારૂ ભરાયાં જન સારાંસારાં,
દુષ્ટે લખી લીધાં છે નાક કાન મ્હારાં;મ્હારાં જાશે તો હું જાણીશ ગયાં
તારાં ॥ ઓ સત્યના. ॥ ૬ ॥ પ્રભુ દીન બંધુ છો દયાળુ ગોપાળ, લાગ્યો
ટેક જોઇ સંસારી ગટમાળ; નાક જશે તો હું કરીશ માહરો કાળ॥ઓ
સત્યના. ॥ ૭ ॥ ॥ વળણ ॥ એવી ત્યાં સ્તુતી કરી, ત્યાગ કર્યો અ-
ભીમાન; વ્યાસ વલ્લભ વાણી વદે, રીઝ્યા શ્રી ભગવાન.

## કડવું ૪૭ રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ જનમેજે રાજન; સ્તુતી કીધી
પ્રભુની અપાર,કર્યો ગુરૂને નમસ્કાર ॥ ૧ ॥ પછી ભીશ્મ વીદુરને નમી
યો, દેખી વીવેકી જનોને ગમીયો; કર્યો સર્વ સભાને જુહાર, દીધી આ
શીશ સહુએ અપાર ॥ ૨॥ દેખી બોલ્યો દુર્યોધન રાય, મામા કામ થશે
કે નહી થાય; સુણી મામો બોલ્યો મુખ વાણી કાચા કુંભમાં કેમ રહે
પાણી ॥ ૩ ॥ જળ રેડતામાં ભાગી જાશે,કુંભ ટળીને કાદવ થાશે;સુણી

છત્રપતી થયો ખુશી, કુંભ લીધો કુન્તી સુત હુંશી ॥ ૪॥ વજ્રમંત્ર ભણ્યો મુખ એવો, તવ કુંભ થયો વજ્ર જેવો; પછી અરજુન વદયો વચન, જળ લાવી રેડો રાજન ॥ ૫ ॥ એમ કહી ભજ્યો દીનાનાથ, ઘડો ગ્રહણ કર્યો બે હાથ ॥ ૬ ॥ બોલ્યો મામો ઉઠો રાય મ્હારા, કરો ઉંચેથી જે જળધારા; વાગે ધાર કાચો કુંભ ભાગે, જોઇ મુજને આનંદ લાગે ॥ ૭ ॥ ઉઠયો ગાગેર લૈ રાજન, કરી જળધારા દુરીયોધન; ભરાયો ઘડો નેપડયો વ્હેમ, મામા કુંભ ન ભાગ્યો કેમ ॥ ૮ ॥ મામો કહે ધીરજ ધર ભાઇ, એની ઝાલવાની ચતુરાઇ; હવેપલળીને ઓગળી જાશે, ગગનનાંખતાંકાદવ થાશે ॥ ૯॥ છત્રપતીએ માન્યું સાચું, આખુ નહી રહે પાત્ર છેકાચું; અરજુને ગરવ મન હણીયો, કુંભ કાજે વાયુમંત્ર ભણીયો ॥ ૧૦॥ મંત્રને વશ વાયુ બળીયો, આવો ઘડાને વીંટાઇવળીયો; તવ કુંભ ફેંકયો કુન્તી તન, વાયુ લેઇ ગયો ગગન ॥ ૧૧॥ બોલ્યો દુરીયોધન મુખ એમ, મામા કુંભ ન ભાગ્યો કેમ; મામો કહે કાંઇક વિધાય, પણ ધનુસ નહી ચઢાવાય ॥૧૨॥ એવે અરજુને કામ શું કીધું, પોતે ધનુશ ખાંધેથી લીધું; છેડો ભોમી મુકી દીધો ભાર, દોરી ચઢાવી કીધો ટંકાર ॥ ૧૩ ॥ દેખી બોલ્યો દુરીયોધન એમ, કહો મામા ધનુશ ચઢયું કેમ;તવબોલ્યો મામો ને કરણ, ચઢે ધનુશ મુકેલું ધરણ ॥ ૧૪॥ પણ રાખ્ય ધીરજ મનમાંય, જોવાનું છે છોડે બાણ ત્યાંય; વડ વીંધવા જેટલાં કયાંથી થાશે, શું એ બાણનાં બાણ વીયાશે ॥ ૧૫॥ બોલ્યો છત્રપતી ઠીક બાપુ, પછી નાક કાન એનાં કાપુ; એવે અરજુને શુભ કામ કીધું, એક બાણ ધનુશ પર લીધું ॥૧૬ ॥ કામ કરવા ઉભો રણે રાણીયે, બાણ પર મંત્ર અગણીતો ભણીયો; એની સ્રદ્ધામાં નહી નુન્ય, ઉપર મેલ્યું ધરમનું પુન્ય ॥ ૧૭॥ પછી રાખ્યો પ્રભુ પર ટેક, એણે બાણજ છોડયું એક; પછી પ્રભુ ભજ્યાનો મનસુબો, હાથ જોડી સભામાં ઉભો॥ ૧૮ ॥ એની ઇશ્વર કરે જેય, બાણ જાતામાં બનીયાં બેય, સામું જોઈ રહયો રાજા કરણ, એવે બાણથયાં છે તરણ ॥ ૧૯॥ જીભે જપે છે જુગદાધાર, એનાં બાણ થયાં છે ચાર; વીધાવંત ને નાવે ધાંચ, પછી બાણ થયાં છે પાંચ ॥ ૨૦॥ નથી વડ વીંધવા મન ભય, એનાં બાણ થયાં છે છય; ટગ ટગ જોઈ રહ્યા ચાર ભ્રાત, એવે બાણ થયાં છે સાત ॥ ૨૧॥ સોહ્યો સભામાં રૂડેરા ઘાટ પછી બાણ થયાં છે આઠ, દેખી દુષ્ટો મન બળ્યો દવ, એનાં બાણ થયાં છે નવ ॥ ૨૨॥ એનો વધારે જુગધિસ જસ, એવે બાણ થયાં છે દસ, બાણ ફાલવા લાગ્યાં બધે, પછી દસકે દસકે વધે ॥ ૨૩ ॥ કુન્તી સુતનો સાચો

ઈશ, એનાં બાણુ થયાં વાસ ત્રીસ; જીભે જપ્યા કરે વનમાળી, એવે બાણ
થયાં છે ચાળી ॥ ૨૪ ॥ એની વીધ્યામાં નહી કચાસ, પછી બાણ થયાં
પચાસ ॥ રાગ ઉતાવળી ચાલનો ઢાળ ॥ સાઠ સીતેરને એંશી નેવું,
સો બસે નીરધાર; ત્રણસે ચારસેં પાંચસે છસે, એમ થયાં હજાર ॥ ૧ ॥
અયુત લક્ષને કોટીક થયાં, સર્વ જુએ તે સમે, મધધુડાની મક્ષીકા પેઠે, વ-
ડ મહીં બાણ ભમે ॥ ૨ ॥ નાહાનું ને મ્હોટું પાતરૂં વીધે, કુંપળ ન રહે
બાકી; બાણ પછીથી ઘટવા લાગ્યાં, સૌ પત્ર વીંધી નાંખી ॥ ૩ ॥ જેવી
રીતે વધ્યાં તેવી, રીતે ઓછાં થાય; છેવટ એકજ બાણ બનીને, પેઠુ
ભાથા માંય ॥ ૪ ॥ એટલે અરજુને હાથ ધર્યો, કુંભ લેવા જીવ પેઠો, એ-
ટલે ગગનમાંથી ઘડો, આવીને હાથમાં બેઠો ॥ ૫ ॥ તે ઘડો ગુરૂની આગ
ળ મુકી, લાંબો થઇ પડ્યો પાય; એટલે દ્રોણે ઉંચું જોયું, જય જય શ-
બ્દ થાય ॥ ૬ ॥ ગુરૂ કહે છે અરજુન બેટા, તુજ સરીખુ કોણ; તારા
સમ્રથથી જીતાજો; મુજ સરખા સો દ્રોણ ॥ ૭ ॥ મરણ મ્હારૂં તેં ઊગાં-
ર્યું, જય જય તારી થાજો; મ્હારા કોઠાની સઘળી વીદ્યા, તારા કોઠામ-
જાજો ॥૮॥ એટલે સહુ સભા જય બોલી, ઉઠ્યો વાયુ સંતાન; ક્યાં ગયો
દુરીયોધન પાપી, કાપુ નાકને કાન ॥ ૯ ॥ એટલે ઉઠ્યો શકુની મામો,
બીજો કાજા કરણ; દુસ્યાસન કહે સહુ નાસો, નહીં તો આવ્યું મરણ
॥ ૧૦ ॥ કાળે મ્હોડે કૌરવ લોકો, તરત નાશી જાય; બીજા બધા તો બે-
શી રહ્યા, નાશી ગઇ સેન્યાય ॥ ૧૧ ॥ એવામાં ભીમનો હાથ ઝાલ્યો,
પોતે ધરમરાય; ભીમ કહે બાવરાવું છું વીરા, કરવાનો નથી કાંય
॥ ૧૨ ॥ એટલે બોલ્યા ભીસ્મ પીતા, ભીમ કરી તેં ઓભા; ગુરૂને ગેર
લેઈ જવાતે, સેન્ય વીનાશી શોભા ॥ ૧૩ ॥ એટલે વાયુ નંદન દોડ્યો
પ્રાક્રમી પુરૂષ કાહાડ્યો અગીયાર ક્ષોણીસેન્યને ઘેરી, બીક બતાવી લા-
વ્યો ॥૧૪॥ પછી પાલખીમાં પધરાવ્યા, હેત ઘણેરૂ વાધે; ધરમ અરજુ-
ન શેહેદેવ નીકુળ, તેમણે લીધી ખાંધે ॥ ૧૫ ॥ ભીમ છડી લેઇ આગળ
ચાલ્યો, શોભાતણો નહી પાર; વાજતે ગાજતે ગામમાં લાવ્યા, સરમાયા
અંધ કુવાર ॥ ૧૬ ॥ ગુરૂજીને ઘેર ઉતાર્યા, સર્વ થયા વીદાય; અરજુનજી
કુન્તા માતાને, પ્રેમથી લાગ્યો પાય ॥ ૧૭ ॥ કુન્તાએ કહ્યું કેમ બેટા,
એટલે બોલ્યા ધર્મ; દુખ વેઠેલું પ્રમાણ પડીયું, ઉઘડ્યું એનુ કર્મ ॥૧૮॥
ઓ મા તારા અરજુનજીએ, કીધું વડ વેધન; પાસે ભણેલો પાછો પડીયો,
રાજા દુરજોદન ॥ ૧૯ ॥ દ્રોણ તણો આશીરવાદ મળીયો, વળી મળી
વિદ્યાય; અરજુનને કોઇ જીતે તેવો, હવે નથી જગમાંય ॥ ૨૦ ॥ એટલે

ભીમને માઠુ લાગ્યું, માન્ય મારૂં ઉતરીયું; ઉપમા વધી અરજુન કરી, આતો ઠીક ન કરીયું ॥૨૧॥ એમ જાણીને ભીમે પુછ્યું, મ્હારાથી જબરો કેવો; ધરમ કહે તારા સરીખા, પચીસ જીતે એવો ॥૨૨॥ ભીમકહે અરજુનજી છોટો, આપણ બે યુધ કરીયે; અરજુનજીકહે તમે તોબળીયા, અમોતમોથી ડરીએ ॥૨૩॥ ભીમકહેમ્હોટાભાઇસુણો, વીચાર મનમાં ધરીએ; હું ને અરજુનસામાથઇને,યુધઆરંભકરીયે ॥૨૪॥હુંનેઅરજુન સામાંથૈયે, એ ગ્રાલે હથિઆર; ધનુશચડાવે બાણ ચઢાવે, મંત્ર ભણેથાય વાર ॥૨૫॥ એટલીવેળા વીતે એને, હું તો દૈવત દાખું;ડાટમુકીને ડોકી ગ્રહીને. ધરણ ઢાળી નાખું ॥૨૬॥ કહો વીરા કોણ જીતે ને હારે; અરજુન બોલ્યો એમ; ધરમ ભાઇગમેતેમ બોલે, તે સત્ય માનું કેમ ॥૨૭॥ એવું ભીમનું માન્ય રાખ્યું, સરવ ખુશીથયા;કૌરવ લોકો વિચાર માટે, એકાન્ત સ્થળે ગયા ॥ ૨૮ ॥ છત્રપતી કહે સાંભળો સરવે, મીથ્યા હલાવ્યા હોઠ; અરજુન વીદ્યા ભણિ ગયોને, આપણ ઠોઠના ઠોઠ ॥ ૨૯ ॥ એકલો ભીમજ હતો જોરાવર, કશી ન હારતો હોડ; એનાથી બળીયો અરજુન થયો, બે ભાઇની મળી જોડ ॥ ૩૦ ॥ એકને આપણ પોહોચતા ન્હોતા, બેને કેમે પોહોચાય; હવે સહેજ રાજ્ય લઈલેવાના, આપણી શી ગત થાય ॥૩૧॥ એકલો અરજુન જીતી શકે, દ્રોણ જેવા સો દ્રોણ; તો એક હજાર દ્રોણને જીતે, એવો હશે નર કોણ ॥ ૩૨ ॥ શકુની કહે ફરશુરામ છે, અતી જોરાવર કાહાવે; છત્રપતી કહે તેમની વીધ્યા, કોણજઇ ભણી આવે ॥ ૩૩ ॥ શકુની કહે ઘણાક ભણે, છે ઇછાતુર અતી; પણ એમને તો પ્રતીગના છે,ક્ષત્રી ભણાવતા નથી ॥ ૩૪ ॥ ભીશ્મદાદા એમની પાસે, ભણ્યા હતા વિધ્યાય; ભણીને થયા ગુરૂના સામા, તવકરી પ્રતીગનાય ॥ ૩૫ ॥ તે દનથી ક્ષત્રી લોનોને વીધ્યા નવ્ય ભણાવે;બ્રાહ્મણ કેરો વેશ ધરીને, જો જાયતો ભણી આવે ॥ ॥૩૬॥ કરણ કહે હું જાઉં ભણવા, પણ કરો એકકામ;હુંડીયો મોકલો ફરશુરામની,આશપાશ ગામોગામ ॥ ૩૭ ॥ માહારા શરીરની લખો નીશાની, ઉલટ મુજપર વાપે; હું માગવા જઇને ત્યાં માગુ, જે જોઇએ તેઆપે ॥ ૩૮ ॥ છત્રપતી કહે કબુલ વીરા, સુખેથી તતબર થાવો; જે જોઇશે તે તમોને દેશે, ભણવા માટે જાવો ॥૩૯॥ એટલે કરણ ઉલટ આણી, ઉઠયો તેણીવાર; બ્રાહ્મણ કેરો વેશ ધરીને, નીકળ્યો નગ્રની બાહાર ॥૪૦॥ છત્રપતી વળાવવાગયો, આવજો વ્હેલા કર્ણ; ભણીગણીને લાવજો તમે, અરજુનજીનું મર્ણ ॥ ૪૧ ॥ વળણ ॥ એમ કહી પાછો વળ્યો, જે દુરીયોધન રાય; વ્યાસ

વલ્લભ એમ ઓચરે, સાંભળીને શ્રોતાય.

## કડવું ૪૮ રાગ સાખીની ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ જનમેજે રાજન; રાજા કરણ મઠ કને આવ્યો, એતો આંસુડાં આંખમાં લાવ્યો ॥૨॥ ચોમાસા તુલ્યઆંસુ ભરતો, પેઠો મઠમા આક્રંદ કરતો; જઇ લાગ્યો ગુરૂને ચરણ, સ્વામી આવ્યો તમારે સરણ ॥૨॥ હવે ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ, નથીતમવીનાકોઇ દયાળ; ક્ષત્રીનંદને જુલમ કીધો, રાંધ્યું અભડાવીને માર દીધો ॥૩॥ કાશીદેશ જનમ ભોમા મ્હારી, ભણતો હસ્તીનાપુર ભારી; માગી જમતો રાંધી ભીક્ષાય, લેઇ જાતો હતો નેળમાંય ॥૪॥ સામો મળ્યોત્યાં કુન્તીનો તન, કહ્યું રહો આઘા અભડાશે અન; એવું કેહેતામાંરીસ થઇ ભારી, મુને ચાર પાંચ ચાબક મારી ॥ ૫ ॥ મેંતો નાંખી દીધી રસોઇ, પક્ષ કરનારૂ ન મળ્યું કોઈ; એતો ગરવીષ્ઠ અરજુન નામ, હુંતો આવ્યો મુખ્યો તમ ઠામ ॥૬॥ માહારી રૂદે વસ્યું છે ઝેર, એને મારૂ પછી જાઉ ઘેર ॥૭॥ મને ભણાવો વિદ્યા તો જીવું, નહીતો વીશ ઘોળીને પીવું; મુને શીખવો બાણ વીદ્યાય, ગુરૂ માહારાજ પડુ પાય ॥ ૮ ॥બોલ્યા ફરશુ રામજી એવું, એને મારે એવી વિદ્યા દેવું ॥ ૯ ॥ એમ કહી રાખ્યો આપ ઘેર, ભણાવે વીદ્યા બહુ પેર; એવે પાંચ દસ દહાડા જાય, લખી હુંડી દુરજોદન રાય ॥ ૧૦ ॥ ॥ વળણ ॥ લખી મોકલી દુરીયોધને, ગુરૂની આશપાશ ગામ; વ્યાસ વલ્લભ વાણી વદે, શું કર્યું કરણે કામ

## કડવું ૪૯ રાગ સુંઢાવળનો.

વૈશમપાયે એણી પેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારીતુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય ॥૧॥ સરવ વીદ્યારથીયો સવારે, ભીક્ષા માગવા જાય; તેની સાથે માગવા ચાલ્યો, પોતે કરણ રાય ॥ ૨ ॥ એટલે ગુરૂ એમ બોલ્યા, તારે રેવું થોડા દન; માટે માગવા ન જશોબેટા છે મઠમાં બહુ અન ॥ ૩ ॥ કરણ કહે મુજને ઇચ્છા, એમ કહીને જાય; સો બસે વીદ્યારથી સાથે, સંચરીયો ગામમાંય ॥૪॥ ગ્રહસ્થ તણું ઘર જોઇને ગયા, વીપ્ર કરણની સાથ; પત્રથી ગ્રહસ્થે કર્ણને દેખી, બોલાવ્યા જોડી હાથ ॥૫॥ કહો મહારાજા જોઇએ શું, માગી લ્યો સરવ કોઈ; કરણ કહે સર્વ જમે તેમ. મોદીકની દો રસોઇ ॥ ૬ ॥ તરત ગ્રહસ્થે સી-

ધા દીધાં,લીધાં વીપ્રજન તન;માગવું મુકી મઠમાં આવ્યા,હરખ્યું સરવનું મન ॥ ૭ ॥ સૈ બ્રાહ્મણે વીચાર કીધો,આ ભાગ્યશાળી કેવો; નીત્યાન મીષ્ટાન મળે માટે,આને માગવા લેવો ॥ ૮ ॥ કરણ કહે નારે મ્હારાજા, કાલથી માગવુ મુકુ; થોડા દાહાડામાં ભણવી વીદ્યા, તે ભણવાનું ચુકુ ॥ ૯ ॥ વીદ્યારથીએ એમ બોલ્યા, છો પડે મ્હેનત અમને; અમારૂં ભણવાનું મુકી,ભણાવીશું તમને ॥૧૦॥આવતા જાતા ખાતાં પીતાં, ભણાવશું વીદ્યાય; કરણ કહે કામ એટલું, બીજી નહી ઇછાય ॥ ૧૧ ॥ એમ કહીને માગવા માટે, કરણ કેડે જાય; બ્રાહ્મણ ભોજન ભાવતાં પાંમે, કર્ણ ભણે વિદ્યાય ॥ ૧૨ ॥ એવી રીતે રીઝવી રીઝવી, કર્યો ઘણો અભ્યાસ;બાણાવળી થયો વીધ્યા ભણીને, એવે થયા ખટ માસ ॥૧૩॥ પછી કરણે કહ્યું ગુરૂને,પ્રત્યક્ષ છે મુજ માબાપો; અરજુનને હણી ઘેર જાવું, આગના મુજને આપો ॥ ૧૪ ॥ ગુરૂ કહે અરજુનના સામો, શું યુદ્ધ કરે કુંવાર; એ ક્ષત્રીને તુતો બ્રાહ્મણ, જેરવી ન શકે માર ॥ ૧૫ ॥ માટે આજની રૂજની રહો, કાંઇ કરૂ ઉપાય; કાલે સવારે ન્હાણું ન્હાતાં, બેટા થજો વીદાય ॥ ૧૬ ॥ એમ કહી તે દીવશ રાખ્યો, થૈ રૂજની જે વારે;એકાન્ત જગે ગુરૂજીએ, કર્ણ તેડયો તે વારે ॥ ૧૭ ॥ બોલાવીને સામો બેસાડયો, જળ અંજળી ભરી હાથ; મંત્ર ભણીતે કર્ણને છાંટે, ગુરૂ પ્રસન મન સાથ ॥ ૧૮ ॥ નવાણું કવચ કર્ણને અંગે, મંત્ર વડે પેહેરાવ્યાં; તે થકી એને કાંઇ ન વાગે,ભગવંત કાજ બનાવ્યાં ॥ ૧૯ ॥ પછી ગુરૂએ બે બાણ લીધાં, જુએ છે રાજા કર્ણ; મંત્રીને એક બાણ આપ્યું, આ અરજુનનું મર્ણ ॥ ૨૦ ॥ કરણ કહે વારૂ મ્હારાજા, કૃપા કરી પ્રત્યક્ષ; પણ મુજને મારવાને આવે, કૃષ્ણ કરીને પક્ષ ॥ ૨૧ ॥ તવ બીજુ બાણ મંતરી આપ્યું, પક્ષ પ્રભુ એની કરશે; તો તું આ બાણ મારજે એને, દેવકી નંદન મરશે ॥ ૨૨ ॥ એમ કહી બે બાણ આપ્યાં, ગુરૂ નીંદ્રાતુર હુતા; કરણ રાજાના ચરણ ઊપર, મુસ્તક મુકી સુતા ॥ ૨૩ ॥ તવ રવી સુત મન વીચારે, ભાગ્ય મારૂં ભળીયું; હવે ન્હાણુ ન્હાય કેવારે, જે જોઇએ તે મળીયું ॥ ૨૩ ॥ પ્રભાત થાય તો વીદાય થાવું, મન ચોર ચીંતા ધરતો; લાંબે ભુજે ગુરૂજીની, ચરણ ચંપી કરતો ॥ ૨૪ ॥ અંતરયામી ગરૂડા ગામી, કૃષ્ણ પ્રભુ સાક્ષાત; જાણી કરણના કપટ કેરી, દ્વારીકાંધીસે વાત ॥ ૨૫ ॥ ફરશુને ફોસલાવીને ભણ્યો, બાણ તણી વીદ્યાય; મ્હારૂં ને નરના મ્રત્યુનું, બે બાણ લેઇને જાય ॥ ૨૬ ॥ એવું જાણી પ્રેરક પ્રભુએ, પુણ્ય કરી પ્રેરણાય; નારદજીને સુદ્ધી દીધી, ગયા તે સ્વરગમાય

॥૨૭॥ સુરપતી પાસે નારદ આવ્યા, ઇન્દ્ર લાગ્યો પાય, કેમ માહારાજ કવેળાએ, આપ કરી કરૂણાય॥૨૮॥ નારદજી કહે ઇન્દ્ર રાજા, અરજુન છે તુજ તન;તેને હણવા વીદ્યા ભણવા, રહ્યોછે ફર્શુ ભોવન॥૨૯॥ સુર્યનો નંદન કરણ રાજા, તુજ તનના લે પ્રાણ; ભોળપણમાં ગુરૂએ આપ્યું,તુજ સુત મરણનું બાણ ॥૩૦॥ વ્હાણું વ્હાતે એ છે જવાનો, કરણ કપટ કરી; જા જઇને ચેતાવ્ય ગુરૂને, કાંક કરો કાળીગરી॥૩૧॥ સુરપતી કહે જાવું મહારાજા, ઉઠયો ઇન્દ્ર અમ્મર;ભોમીમાં આવ્યો સ્વરૂપ લીધું, થયો કાળો ભમ્મર ॥ ૩૨ ॥ ભમરા કેરૂં રૂપ ધરીને, ગણગણતો મઠે પેઠો; કરણ રાજાની જંગા ઉપર, કરડવાને બેઠો ॥ ૩ ॥ કરણ રાજાએ મન વિચાર્યું, એનાથી નહી જાય પ્રાણ;એવાના ડંશથી ડરીશ તો પછી, કેમ ખમાશે બાણ ॥૩૪॥ માટે કરડવું હોય તેટલું, છોને કરડી જાય; એમ જાણીને ઉરાડયો નહી, થયો નકાળજો રાય ॥૩૫॥ એટલે ભમરો ન થાય ભુંડો, કોચી નાંખ્યું શરીર; ખણી ખોતરીને એણે કાહાડયું રેલે રેલા રૂધીર ॥૩૬॥ તે રેલો ગયો ગુરૂની નીચે, લાગ્યું ઉષ્ણ અપાર; ઝબકીને તવ જાગી ઉઠયા, ફર્શુરામ તે વાર ॥ ૩૭॥ ગુરૂ બોલ્યા શું તળે આવ્યું, જાણે હુંનુ નીર; કરણ કહે ભમરો કરડયો, કાહાડયું મુને રૂધીર ॥ ૩૮॥ તેતો તમારી તળે આવ્યું, ગુરૂએ કર્યો વીચાર; રૂધીર દેખી દોઢ ગાઉ નાસે, બ્રાહ્મણનો કુંવાર ॥ ૩૯॥ આ કાળજુ ન્હોય બ્રાહ્મણ કેરૂં, છે કોઇ કઠીણ જાત; ક્ષત્રી સરખું કાળજું એનું, એમ આવી મન વાત॥ ૪૦ ॥ કરણ પ્રત્યે કેહેવા લાગ્યા, સાંભળ મારી વાત; બોલજે સાચું તું નથી બ્રાહ્મણ, છે કોઇ બીજી જાત ॥ ૪૧ ॥ કરણ કહે એમ શું બોલો સંગ કર્યા બહુ દન;આપને અનુભવ છે મહારો, હું બ્રાહ્મણનો તન ॥ ૪૨ ॥ સાંભળી ગુરૂએ વાચાર કીધો, સ્હાસા ન કરવું કામ; સમાધીમાં જોઇને સત્ય સમજુ,તે પછી ચલવું હામ ॥૪૩॥ એમ જાણીને માંડી સમાધી, કરણે વીચારી પેર; હવે ગુરૂ મને ઓળખવાના, નહી જાવું જીવતો ઘેર ॥ ૪૪ ॥ એમ જાણી રથ જોડયો ગુરૂનો, ગુરૂ તણાં હથીઆર; બાણનો ભાથો ધનુશ લીધું, રથે બેસી ચાલ્યો બ્હાર ॥ ૪૫ ॥ મન મુકીને ઘોડા હકાર્યા, જોર ઝપાટે જાય; સમાધીથી ગુરૂએ જાણ્યો, કપટી કરણરાય॥ ૪૬ ॥ સુત સતીનો અરજુન કાહાવે, તેનો નથી કાંઇ દોશ; ગૌબ્રાહ્મણનો પ્રતીપાળક, તે પર દુષ્ટનો રોશ ॥ ૪૭ ॥ કપટથી મહારી વિદ્યા ભણીયો, સાચો કર્યો સંતાપ;એણે મહારે માથે લગાડયું, બ્રહ્મ હત્યાનું પાપ॥ ૪૮॥ એમ જાણીને ક્રોધમાં ઉઠયા, આણુ

એનું મરણ;વિધ્યારથીને પુછવા લાગ્યા,કયાં ગયો કપટી કરણ ॥૪૯॥ વિદ્યારથી કહે નાશી ગયો એ,વણી થઇ ગઇ વાર;ગુરૂ કહે કે ઘોડા જોડો, રથ કરો તૈયાર ॥ ૫૦ ॥ વીદ્યારથી કહે ઓરે મ્હારાજા,કરણ કપટી થયો; વિદ્યા તમારી ભણ્યો તેમાં, રથ ભેગો ભણી ગયો ॥ ૫૧ ॥ ગુરૂ કહે બીજો રથ કાહાડો,તવ ત્યાં કર્યો તૈઆર;આયુધ લાગ્યા સોધવા તો, નવ દીઠાં હથીઆર ॥ ૫૨ ॥ વીદ્યારથી કહે સોધશો માં, એ આયુધ લૈ પળીયો;ફરશુરામ કહે એ ખરો,ગુરૂનો ગુરૂ મળીયો ॥૫૩॥ એવે આયુધ બીજાં લીધાં, વિદ્વાન જન નવ ચુકયા; અશ્વ મંત્ર ભણી ગુરૂએ, કાન ઘોડાના ફુંકયા ॥ ૫૪॥ વાયુવેધી ઘોડા ઉડયા,ગુરૂ બેઠા રથમાંય;કરણ રાજાને જઇ પોહોચ્યા,રોકાણ કીધું ત્યાંય ॥ ૫૫ ॥ ફર્શુરામ કહે કયાં નાસે, પાપ લગાડયું શીશ;સત્યવાદી કુન્તા સુતને શું,તું જઇને હણીશ ॥ ૫૬ ॥ કરણ કહે થનાર વસ્તુ,હતી તે થઈ ગઇ;હવે મીથ્યા મુજને રોકો,કૈં વળવાનું નહી ॥ ૫૭॥ ફર્શુરામ કહે ન વળે શું,તુજને મારૂં ઠેર; કર્ણ કહે તમ વિદ્યા ભણ્યો છું,જાવો આબરૂભેર ॥૫૮॥ વળણ:॥ આબરૂભેર જાવો મટે, તેમાં છે શોભાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે,સુણજો સૌ શ્રોતાય.

---

## કડવું ૫૦ રાગ રાજન રાયેજી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણજનમેજે રાય;બળવંત બાજેજી વીસ્તારી તુજને સંભળાવું,યુદ્ધ તણો મહીમાય;॥બળવંત ॥૧॥ કરણનાં વચન સુણ્યાં ગુરૂએ, કોપ્યા અપરમ પાર ॥ બળવંત ॥ સામા સામી ધનુશ ચઢાવ્યાં,કારમા કીધા ટંકાર ॥ બળવંત. ॥ ૩ ॥ પછી બળવંતોએ બાણુજ લીધાં,મંત્ર ભણીને મારે ॥ બળ. ॥ અગણીત છુટે બક્તર ટુટે,મુખથી પ્રૌઢ પોકરે ॥ બળ ॥ ॥૪॥ થાય બહુ ત્રષી કાયાને કષ્ટી, પડેછે પુરણ પેર ॥ બળ. ॥ લડતા વઢતા પાછા ન પડતા,થાયછે કારમો કેહેર ॥ બળ. ॥ ૫॥ એક દીવશ તો એમજ ચાલ્યું,એવે બીજો દન થાય ॥બળ.॥ તે દન બાહજયા ઘણાક ગાજ્યા, લાજ્યા નહી મનમાંય॥બળ ॥ ૬ ॥ ફરશુંને એ ફાંફા મરાવે, આવી કવચની સર્ત ॥બળ॥ નવાણુ મંત્રથી કવચ નવાણું, બાણ મારી તોડયાં તર્ત ॥ બળ. ॥૬॥ કવચ વીનાનો કરણ બનીયો, પછી વાગવા માંડયો માર ॥બળ॥ ભોંકયાં ભાલોડાં ગાજીને ગુરૂએ,સરીરમાં અપાર ॥ બળ.॥ ૭ ॥ એટલે ક-

રણ કાહ્યર થયો, તરફડીઓ તે વાર ॥ બળ ॥ પછી ગુરૂએ રથ એનો ભાગ્યો,માર્યા ચાર તોખાર ॥ બળ.॥૮॥ તે પછી રૂંવાડે રૂંવાડે વીંધ્યો, જીણે કર્યાં છેકાછેક ॥ બળ.॥ તોપણ બળીયો બ્હાજ્યો રહયોછે,ગુરૂએ બાણ ગ્રહ્યું એક ॥ બળ. ॥ ૯ ॥ બાણ માર્યું વજૂ સરીખું, વીંધ્યો કરણનો ભુજ ॥ બળ ॥ તવ આયુધ હેઠાં પડયાં કરણનાં, થઇ શરીરે ધ્રુજ ॥ બળ. ॥ ૧૦ ॥ પછી ગુરૂએ કીધી ગરજના, પુરણ ક્રોધે ભરીયા ॥ બળ ॥ ફરશી લીધી ફરશરામે, રથેથી ઉતરીયા ॥ બળ ॥૧૧ ॥ દોટ મુકીને કોટજ ઝાલી, નાંખ્યો કરણને ધર્ણ ॥ બળ. ॥ રોશ ભરેલા રૂદીયે બેઠા, આણું ત્હારૂં મર્ણ ॥ બળ॥૧૨॥ બે દન લગી યુદ્ધ જોયું નારદે, જાણ્યું કરણ મરી જાશે ॥ બળ ॥ જીવતો હશેતો કોક જગોએ,લઢાવવાને થાશે ॥ બળ. ॥ ૧૩ ॥ એમ જાણી ગયા સુર્યની પાસે,બોલ્યા મુખ વચન ॥ બળ. ॥ જાવો મુકાવો ફરશું મારે છે,મરે કરણ તમ તન ॥ બળ. ॥ ૧૪ એટલે બીજે રૂપ રવી આવ્યા, બોલ્યા મુખથી એમ ॥ બળ. ॥ ઓરે મ્હારાજા વગર વાંકે, મુજ સુત મારો કેમ ॥ બળ. ॥ ॥ ૧૫ ॥ ફરશું કહે મુને પાપ લગાડયું, માટે કરૂં એનો કાળ ॥ બળ॥ સુર્ય કહે તમે એને મારોતો, હું પરવરૂ પાતાળ. ॥ બળ ॥ ૧૬ ॥ એટલે અવનીમાં અંધકાર રેહેશે,અટવાશે સહુ આપ ॥ બળ. ॥ અનજળની આવદાની અટકશે તે સહુ તમને પાપ ॥ બળ. ॥ ૧૭ ॥ તવ ફરશુએ એમ વીચાર્યું,કયાં લેઉ વિશ્વનું પાપ ॥ બળ.॥ રોશમાં રૂઠયા ઉપરથી ઉઠયા, દીધો કરણને સ્રાપ ॥ બળ ॥ ૧૮ ॥ જ્યાં બે દન યુધ કરે ત્યાં તારાં, રથ ચક્ર ભોમી ગળજો ॥ બળ ॥ બીજે દીવશે ત્રીજે પોહોરે,પ્રાણજ તારો ટળજો ॥ બળ ॥ ૧૯॥ એમ કહી જઇ રથે બીરાજ્યા, ભુલ્યા લેવાનાં બે બાણ ॥ બળ ॥ સુતને છોડાવીને સુર્ય નારાયણ, થયા અંતર ધ્યાન ॥બળ ॥ ૨૦ ॥ વળણ ॥ પછી કરણરાય ચાલીયો, જાય હસ્તીના પુર, જાતાં જાતાં વલ્લભ વદે, ઇચ્છા ઉપની ઉર.

---

## કડવું ૫૧ રાગ સામેરીના લટક.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણજનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું,આદ્યપરવ મહીમાય ॥ ૧ ॥ જાતાં જાતાં કરણ રાયને, ઉલટ આવી ઉર; વન વીશે તપ ઇંદ્રિનું માંડયું, આવ્યો સ્વરગનો સુર॥૨॥ કહ્યું કરણને શું માગે છે, બોલ્યો રાજા કરણ; હું માગુ છુ અરજુન કેરૂં,

મ્હારે હાથે થાય મરણ ॥૩॥ ઈંદ્ર રાજા કહે ખરો તું તપશી, વીવન એનું હરજે; વરદાન દેઉં છું કરણ રાજા, અરજુન હાથે તું મરજો ॥૪॥ કરણ કહે અવળું બોલ્યા, હું સવળું બોલાવું; માગ્યા પ્રમાણે આપો નહી તો, ઈંદ્રાસન ડોલાવું ॥ ૫ ॥ ઈંદ્ર કહે કેમ કુમત ઝાલે, થઈને કરણ કાલો, તારા બાપે તુને ઉગર્યો, તેવો મુને મ્હારો વ્હાલો ॥ ૬ ॥ વીશેશ કેડો દેવનો લેવો, તેમાં ન નીકળે સાર; તે કરતાં તને સાંગ્ય આપુ, કામ કરે એક વાર ॥૭॥ કેહેતો મેઘાડમર આપુ, છત્ર તારે શીશ; તે કરતા કલ્વીક રથ આપુ, તુ તેમાં બેશીશ ॥ ૮ ॥ હોય બેઠેલો ત્યાં લગી તારૂં; કદી ન થાયે મર્ણ; એટલે ત્રણ વસ્તુ માગી, પોતે રાજા કર્ણ ॥૯॥ ઈંદ્ર રાજાએ સાંગ્ય આપી, આ એકવાર કાજ કરશે; મેઘાડમર અપાય નહીં મારો, ગંધર્વ તુજને ધરશે ॥ ૧૦ ॥ કલ્વીક નામનો રથ આપ્યો, કરણ બેઠો માંય; હસ્તીનાપુર ભણી ચાલ્યો, જાણ્યું દુર્યોધન રાય. ॥ ૧૧ ॥ બોલાવ્યા પાંચે કારભારી; ચાલો તતબર થૈએ, અરજુનનું મોત કરણ લાવ્યો, માટે સામા જૈએ ॥૧૨॥ એમ કહીને ઉઠયા સરવે, કર્ણને લેવા જાય; મોતી પુસ્પ વધાવવાં લીધાં, દરવાજે આવ્યો રાય ॥ ૧૩ ॥ એવે કરણનો રથ આવ્યો, છત્રપતી કહે આવો; કુશળ ખેમ ખબર ન પુછી, અરજુનનું મોત લાવો ॥ ૧૪ ॥ તેથી ખોટું લાગ્યું કરણને, છે સ્વારથીયો પુરો; કરણ કહે અત્યુ તારૂં, લૈ આવ્યો હું સુરો ॥ ૧૫ ॥ દુર્યોધન કહે એમ કેમ બોલે, બગડી ગઇ તુજમતી; કરણ કહે સ્વારથ પુછયો, ખબર પુછતો નથી ॥૧૬॥ દુર્યોધન કહે હું તો રાજા, પુછુ કે ના પુછું; કેમ માહારા સામુ બોલ્યો, ગુલામ ઘરનો તુ છું ॥૧૭॥ કર્ણ કહે કેમ ગુલામ કહ્યો, અંધ તણા કુંવાર; દુર્યોધન કહે મેણું દીધુ, જા મુજ ગામની બ્હાર ॥ ૧૮ ॥ કરણ કહે જા નહી આવું, આ રહયો ગામની બ્હાર; મોકલી દે તું મારી માતા, મોકલ મારી નાર ॥૧૯॥ એમ કહીને એ પાછો વળીયો, નગ્રની બારણે રહયો; દુષ્ટ બુધ દુરજોધન એને, તરછોડીને ગયો ॥૨૦॥ જઇ કરણની નારીને મોકલી, મોકલી એની માય; બને જણી ચાલીને આવી, જ્યાં છે કરણ રાય ॥ ૨૧ ॥ કરણે બેઉને રથમાં લીધાં, વનવાસ ચાલ્યો જાય; જાતાં જાતાં તપ આરંભ્યું, સુર્યતણું વનમાંય ॥૨૨॥ એટલે આવ્યા દીનમણી ત્યાં, મુસ્તક મુકયો હાથ; કેમ બેટા મુજને તેડાવ્યો; શું દુખ છે દલસાથ ॥ ૨૩ ॥ કરણ કહે પીતા મારા, મુજને મુકયો ભોમ; કીયા તાતને ઘેર રહું, તમે તો વસ્યા વ્યોમ ॥ ૨૪ ॥ પ્રથવીમાં પીતા કોણ મહારો, કોણજ મહારી માત; આતો મહારી પાળક માતા

ઓરે મારા તાત ॥ ૨૫ ॥ રવી કહે તુજ તાત નથી,જીવતો અવની વી-
શે;જનેતા જીવે છે તારી,દેખાશે કોઇ દીશે ॥ ૨૬ ॥ લે તુજને આ ચું-
દડી આપુ,તે તું સંગરી રેહેજે;તારી જનેતા થતી કોઇ આવે,તેને હોરા
ડી દેજે. ॥ એટલે તેના સ્થાનમાંથી,નીકળશે પયધાર;તે પડશે તારા મુ-
ખ વીશે, ઓ મારા કુંવાર ॥ ૨૮ ॥ તેને તું જાણજે જનેતા, ઓરે મારા
તન;કરણ કહે ઠીક તેતો,સાંભળો એક વચન ॥૨૯॥ દુરીયોધને કાહાડી
મુકયો,વચનમાં થયું બ્હેર;તમેતો રહ્યા વ્યોમના વાશી,જાવું કીયા તાત
ઘેર ॥ ૩૦ ॥ એટલે ભાણુએ મણી ઘશીને, નગ્ર બનાવ્યું એક;ચાર બ-
જારને રાજ્ય હવેલી,શોભા ભરેલું છેક ॥ ૩૧ ॥ પછી કહ્યું આ નગ્ર ત-
મારૂં,દીન દીન વસ્તી વસાશે;લ્યો આ મણીની શેવા કરજો, સોનું સ-
વાભાર થાશે ॥ ૩૨ ॥ ત્રીસમણ સોનું નીત્ય નીકળશે,ઓ મારા સંતા
ન; કરણ ખુશી થયો ત્યારે,થયા અંતરધ્યાન ॥ ૩૩ ॥ કરણ ચાલ્યો ન-
ગ્ર વીશે,લેઇ માતાને નારી,વીશ્રામ કીધો રાજ્ય મ્હેલમાં, સભાની શો-
ભા ભારી ॥ ૩૪ ॥ પછી કરણ વસ્તી લેવા, ગામડે ગયો ચોપાસ;મફત
ઘર આપવાના કહ્યાં, લોકોએ પુર્યો વાસ ॥ ૩૫ ॥ ખચ્ચ ખચીને વસ્તી
વશી ત્યાં; શોભી રહ્યુ એ ગામ,કરણ રાજાએ નગ્રતણું ત્યાં, કર્ણપુરી ધ-
ર્યુ નામ ॥ ૩૬ ॥ રહીયત રૂડી રાજા રૂડો, નહી કો જનને દુઃખ વેઠ વેરો
નહી કોઇને માંથે, સહુ જીવને બહુ સુખ ॥ ૩૭ ॥ નિત્યાન મણીની પુ-
જા કરે, ઝરે ત્રીસમણ સોનું; કરણે જાણ્યું કરૂ ભેગું, ભાયગ ભળે કોનું
॥૩૮॥ તે કરતાં હું હાથે વાવરૂ, કરૂં કાંઈ પુન્ય દાન; ધરમ ધજા ઘેર
બાંધી,રીઝે શ્રી ભગવાન ॥૩૯॥ એ વાત ચાલી દેશ પ્રદેશે, આવે યાચક
જન, મોઢે માગ્યું દાન આપે, થતે સવા પ્હોર દન ॥ ૪૦ ॥ યાચક
લોકો આશીશ દે છે, ધન્ય કરણની કમાણી; કરણ દાતાર કેહેવા-
યો સઘળે, દુર્યોધને વાત જાણી ॥ ૪૧ ॥ મામાની પ્રત્યે પાપી બોલ્યો,
જુઓ કરણ ચડીયો; દાન દેઇને ડંકા કીધો, હુંતો જાંખો પડીયો ॥ ૪૨ ॥
મામો કહે આજ રાજ સંપાડયું, પૈસાનો પડશે વાંધો; છેવટ છુટશે ધજા
એની, આપણ ધજા બાંધો ॥ ૪૩ ॥ એના કરતાં કેહેવાશું દાતા, એને
શું યસ મળ્યો છે; આપણે ઘેર કયાં ખોટ છે ભૈ, બહુ પૈસો બળ્યો છે
॥ ૪૪ ॥ એમ વીચારી ધજા બાંધી, કરવાને દાતારી; પુન્ય સમજી બાંધી
નથી, જસ લેવાનો ધારી ॥ ૪૫ ॥ જસ લેવાનું નામ રેહેવાનું, ધારીને
કરે દાન;તેને પુન્ય કદી નવ થાયે, થાય નહી કલ્યાણ ॥ ૪૬ ॥ વાદાવાદે
ધજા બાંધી, ભીક્ષુકનું કષ્ટ કાપે; કેમ મ્હારાજા કેવા હું છું, જસ લેઇ દા-

ન આપે. ॥૪૭॥ કરણ દીનતા દેખાડે સૌને, માગે નહી જસ જરા; પરાણે વાહવા કેવરાવે, અંધ તણા દીકરા ॥૪૮॥ જસ ગાજો એમ યાચક જનને, કહે દુરીયોધનરાય; કરણના કહ્યા વીના સૌ, યાચક જન જસગાય. ॥૪૯॥ કીર્તી કરાવવા ઇચ્છા રાખે, તે પર પ્રભુને રોશ; યાચક આપે કિરતી કરે, તેનો નહી કાંઈ દોશ. ॥૫૦॥ બેઉજણાએ ધજાયોબાંધી, ધર્મ મારગ નહી કાચો; પ્રભુએ જાણ્યુ બે થયા દાતા, તેમાંથી કોણસાચો. ॥૫૧॥ સાચા જુઠાની જોઉ પરીક્ષા, વિચાર્યું વિશ્વને ભુપ; પ્રથમ હસ્તીનાપુર આવ્યા, બ્રાહ્મણનું લઇ રૂપ. ॥૫૨॥ વળણ ॥ રૂપ ધર્યું બ્રાહ્મણ તણું, આવ્યા જોવા હોડ; વ્યાસ વલ્લભ કહે બોલજો, જે જે શ્રી રણછોડ.

---

## કડવુ પર રાગ સાખી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણુજનમેજેરાય; વીસ્તારીતુજને સંભળાવું, આદ્યપરવ મહીમાય ॥ ૧ ॥ વીપ્રને વેશે આવ્યા વિશ્વંભર, ધારણ કર્યું બ્રધ ગાત્ર; ચામડી લટકે કાયાથી કંપે, કર ગ્રહ્યુ તુંબીપાત્ર. ॥૨॥ જેષ્ટીકા ઝાલી આવ્યા ચાલી, રાજસભામાં પેઠા; ડાચાંમળીયાં ઉગેલાં પળીયાં, બળાતકારે બેઠા ॥૩॥ દુર્યોધન કહે આવો મ્હારાજા, બ્રધ વાડવ છો જ્ઞાતા; સાચું કહેજો જગતમાં કોણ, છે મુજ જેવો દાતા ॥ ૪ ॥ કરણ રાયનું દાન લેઇને, યાચકતો જસ બોલે; ગમે તેટલુ વાવરે તોપણ, નાવે મ્હારી તોલે ॥ ૫ ॥ હું રાજ્યવાળો હું દ્રવ્યવાળો, હું સહુનુ કષ્ટ કાપું; હું તો દયાળુ હું તો દાતા, મુખ માગ્યા દાન આપુ ॥૬॥ કરણનુ કયાંછે નભવાનુ, રાજ વસાવ્યું હોણુ; કેમ મ્હારાજા બોલતા નથી, મુજ સરીખુ કોણ ॥ ૭ ॥ પ્રભુ કહે સાબાશ તુને, નીરમળ વચન બોલે; ઇંદ્રરાય કે ઇશ્વર સરખા, આવે નહી તુજ તોલે ॥ ૮ ॥ દુર્યોધન કહે સાંભળો મામા, પરડા જાણે ગાળા; કીમત આપણી ખરી કરી, છે વૃદ્ધ વીવેક વાળા ॥ ૯ ॥ એમ કહીને બોલીયોએ, કષ્ટ તમારૂ કાપુ; માગો મ્હારાજ બ્રધ તમે છો, જે માગો તે આપુ ॥ ૧૦ ॥ તવ બ્રધ વેશે વિઠ્ઠલ બોલ્યા, દાનદેવું છે તારે; જો ભાઈ વૃધાવસ્તામાં છે, યાત્રાની ઇચ્છા મ્હારે ॥ ૧૧ ॥ અડસટ તીરથ કરવા જાવું, એવું છે અંતસકરણ, પણ શરીરમાં શકતીનથી, ચાલતા નથી ચરણ ॥ ૧૨ ॥ દુર્યોધન કહે હાથી આપુ, આપુ મેના સુખપાલ; અશ્વ આપુ રથ આપુ, લ્યો આપુ ધનમાલ ॥ ૧૩ ॥ પ્રભુ કહે મ્હારે કાંઇ ન જોઇએ, સકળ યાત્રા ફરવી, વાહન પર નવ બેસવુંને,

ચરણે ચાલી કરવી॥૧૪॥ એવો નીમ કરીને આવ્યોછુ, ઓદુરીયોધન રાય; છત્રપતી કહે એ મારાજા, ત્યારે તો શો ઉપાય ॥ ૧૫ ॥ પ્રભુ કહે જાત્રા કરી આવું, વ્રધપણુ તુ લેને; યાત્રા કરી રહો આપીશપાછુ,યોબન તારૂ દેને ॥ ૧૬ ॥ કરીએ બદલો શરીર કેરો, ત્યારે તો યાત્રા થાય; એવું સાંભળી પડયો વીચારે, જે દુરીયોધન રાય ॥ ૧૭ ॥ ઓરે મ્હારાજા યોબન માગો, મુજ મનનો વ્હેમ ખોવું;મારી તો મરજી નથીપણ,રાણીને પુછી જોવું ॥ ૧૮ ॥ પ્રભુ કહે પુછી જો નારીને, ઉઠયો દુરીયોધન; ભાણુમતીની પાસે આવ્યો, બોલ્યો મુખ વચન ॥ ૧૯ ॥ ઓરે રાણી સાંભળો વાણી, વિપ્ર આવ્યો ઘર આગે; વ્રદ્ધપણુ એનુ આપે છે મુને, જવાની મ્હારી માગે॥૨૦॥ જાત્રા કરી આવે એટલા દહાડા,શરીર એનુ લેવું; જો આપતાં હો આગનાતો, દેહ મ્હારી દેઇ દેવુ ॥૨૧॥ ભાણુમતી કહે એવો કેવો, શરીરનો માગનાર; એમ કરીને જોવા આવી, સભામાં મેહેલ બ્હાર ॥ ૨૨ ॥ આવીને વ્રધ બ્રહ્મણ જોયા, નીતરે નાકથી પાણી; કાયા કંપે લાળ નીકળે, તે જોઇ બોલી રાણી ॥ ૨૩ ॥ ઓરે રાજા મુંઢ મતીના, આ ધંધો કેમ ફાવે; મારા રઝયા નવરા નાગા, એવાતો હજારો આવે ॥૨૪॥ાં મફતનુ માગી ખાનારા, શત્રુ થઈ નીત્ય લાગે; બુધ્ધીતમારી બળી ગઇ છે, કેવું કેવું એ માગે ॥ ૨૫॥ કાલ્ને વળી કોઇ બીજો આવે, ભંડાર માગે સમુળો; ધરમ ધજા છોડી નાંખો, પુન્યમાં મુકો પુળો ॥ ૨૬॥ તવ દુરીયોધન બોલીઓ કે, બહુ બહુ ઠપકો દે છે; સરીર નથી બદલવાનું, રાણીજી ના કેહે છે ॥૨૭॥ પ્રભુ કહે છોડ ધરમ ધજા, તવ માઓ ઓચરીયો; ભલુ થયુ ભાઇ આજથી આપણે, પૈસો બધોઉગરીયો॥૨૮॥ બંધાવ્યે સુરો છોડાવ્યે સુરો, શકુની મંદમતી; છત્રપતીએ છોડાવી ધજા, લજ્યા જરાએ નથી ॥ ૨૯ ॥ પ્રભુ બોલ્યા ધીકાર તુને, નથી ધરમનો ટેક; રાંડ ને રંડવો બેઉ છો સરખાં, ઘર બગડયું છેએક ॥ ૩૦॥ દુષ્ટ કહે વારૂ મહારાજા, તમ જેવા બહુ આવે, તમારે કહે શું છે થવાનું, ન મળ્યું તેથી ન ફાવે॥ ૩૧॥ આ સાર સાંભળીને શ્રોતા જન, કરજો મનમાં તોલ; દુર્યોધન જેવા જીવ તેના, આવા નીકળે બોલ ॥ ૩૨ ॥ પછી પ્રભુ અંતરધ્યાન થયા, ગયા કરણપુરી; સભામાં આવ્યા વ્રધ્ધ વપુએ, વદે વાણી મધુરી ॥૩૩ ॥ કરણે ઉઠી આસન આપ્યું, પધારો માહારાજ, તસ્દી લીધી દરસણ દીધાં, ઘણી કૃપા કરી આજ॥૩૪॥ પ્રભુ કહે ભાઇ શાબાશ તુને,બહુ કર્યાં પુન્યદાન;કરણ કહે એમ ન કેહેશો, હું તમ દાસ સમાન॥૩૫॥ હું કયાથી લાવીને પુન્ય કરૂં; લક્ષ્મી

નથી મ્હારી; લક્ષ્મીના માલીક પ્રભુ છે, તે કંથની એ નારી ॥ ૩૬ ॥ જેની છે તેની તેને આપુ, તેમાં મ્હોટાઇ શાની; આપણ તો ચીઠીના ચાકર, મુરખ લે મન માની ॥૩૭॥ પ્રભુએ જાણ્યું દીનતાવાળો, કરણ રાજા કાહાવ્યો; એમ જાણી બોલ્યા વિપ્રવેશે, હું યાચવાને આવ્યો ॥૩૮॥ કરણ કહે માગો માહારાજા, દેશે દીન દયાળ, હું આપવાને સમર્થ નથી, હાથ જોડયા ભુપાળ ॥ ૩૯ ॥ પ્રભુ કહે મારે યાત્રા કરવી, અડસટ તીર્થ પાવન; ચરણ ચાલીને બધે જાવું, ન જોઈએ વાહન ॥ ૪૦ ॥ કરણ કહે ઓ મહારાજા; ત્યારે શો ઉપાય; પ્રભુ કહે મ્હારૂં વૃદ્ધપણું લે, જુવાન દે તારી કાય ॥ ૪૧ ॥ કરણ કહે ભલે મ્હારાજા, એ કહ્યું તે નહી ખોટું; આ પાપના દેહ યાત્રા કરશે, ભાયગ મ્હારૂં મ્હોટું ॥૪૨॥ ઉઠો મ્હારાજા બદલો કરો; જુવાની મ્હારી દેવું; પ્રભુ કહે પુછ તારી નારીને, હા કહે તો હું લેવું ॥૪૩॥ કરણ કહે નારીને પુછું, તેથી ભલી પ્રાણઘાત; પુન્યમાં પુછવું નહી પ્રેમદાને, પુછવી વ્યવહાર વાત ॥૪૪॥ પ્રભુ કહે પ્રેમદાને ન પુછે, તો ન લેવી તુજ કાય; કરણ કહે તમારે પુછાવ્યે, પુછું હું જગરાય ॥૪૫॥ એમ કહીને મ્હેલમાં ગયો, પ્રેમદા પાયે લાગે; કર્ણ કહે એક વૃદ્ધ વાડવ, જુવાની મ્હારી લાગે ॥૪૬॥ પ્રેમદા કહે શું પુછો છો, ઓરે મ્હારા નાથ; પુન્યમાં પાછા શું પડો પીઉ, શા કામની છે જાત ॥ ૪૭ ॥ એવું સાંભળી કરણ આવ્યો, મ્હારાજા લ્યો કાય; પ્રભુ કહે તેવરાવો મોઢે, આવે સભાની માંય ॥ ૪૮ ॥ કરણે બોલાવી કામની તે, આવીને લાગી ચરણ; પ્રભુએ જાણી જોઇને કીધું, ગંદુ ગોબરૂ વરણ ॥૪૯॥ કામની બોલી દલડુ ખોલી, કલ્પના મનની કાપો; યોબન લ્યો મુજ કંથ તણું ને, વૃદ્ધપણુ તમે આપો ॥૫૦॥ તે વૃધ્ધ શરીરને હું શેવું, પાતક મ્હારાં પળાય; સ્વચ્છ શરીરની શું કરૂં શેવા, ગોબરૂ ગંદુ ધોવાય ॥ ૫૧ ॥ એવાં વચન સાંભળીને, ખુશી થયા જગ ભુપ; ઉભા થઇને દરસણ દીધાં, ધર્યું ચતુર્ભુજ રૂપ ॥ પર ॥ લીલામ્બર પીતાંબર અંગે, મુગટ શોભા સારી; કોટીક સુર્ય તણું તેજ જેમાં, હાસ્ય વદન મોરારી ॥૫૩॥ છે જળહળ જ્યોત આકૃતી ઉજ્વળ, દયા કરી દીનાનાથ; નર નારી નમ્યાં તવ પ્રભુએ, મુસ્તક મુકયા હાથ ॥ ૫૪ ॥ શાબાશ નારી કરણ તારી, મળી છે બેઉની જોડ; કરણ રાજા માગે તે આપુ, રીજ્યો હું રણછોડ ॥ ૫૫ ॥ કરણ કહે માયા ન માગુ; સદાય રૂદેમાં રેહેજો; મ્હારા મરણ સમે સ્વામી, આવીને દરસણ દેજો ॥ ૫૬ ॥ પ્રભુએ તવ કબુલ કીધું, મર્ણ સમે થશું ભેળા; વળી કેવાશે સવા પ્હોર સુધી; કરણરાયની

વેળા ॥ ૫૭ ॥ એમ કહી અંતરધ્યાન થયા; જોયો ગુપત ગાળો; રૂડીરીતી બોલ્યાની નીતી, તે પુન્યશાળીનો ચાળો ॥ ૫૮ ॥ નમ્રતાવાળો દાતાર બાળો, કટુ વચન નવ બોલે; સયન કરે વચન વિપ્રનું, તે કાંક કરણ તોલે ॥ ૫૯ ॥ ॥ વળણ, ॥ ધર્મ ધજા રહી કરણની, દુષ્ટજન હાર્યો હોડ; વ્યાસવલ્લભ વદે બોલજો, જે જે શ્રીરણછોડ.

## કડવું ૫૩ રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ જનમેજે રાજન; રહી કરણની ધજા આખી, દુષ્ટજને ઉતારો નાંખી ॥૧॥ કરે પોતપોતાનું રાજ, એવામાં શું નીપજ્યું કાજ; જેવો હોય નર તેવી નારી, ભાણુમતીએ વાત વીચારી ॥ ૨ ॥ મુજ સ્વામી જે દુરજોધન, એનું નથી રેહેતુ સ્થીર મન; દેત બ્રાહ્મણને એની કાયા, હું હતીતો એ ન છેતરાયા. ॥ ૩ ॥ વળી કોઇ દીન મન ભમી જાય, માટે વશ કરી લેઉ રાય; છે કુન્તા સુત શેદેવ જેહ, જાણે જાદુની વીદ્યા તેહ ॥ ૪ ॥ માટે એમ ી પાસે જાવું, જઇ ધુપેલ મંત્રાવી લાવું; ઘાલુ મ્હારા સ્વામીને શીશ, મુને વશ રહે હરનીશ ॥૫॥ એમ જાણી લીધું ધુપેલ, કરવા વશીકરણ ખેલ; જઈ દીધું શેદેવને હાથ, વશ કરી આપો મુજ નાથ ॥૬॥ તવ શેદેવજી માપ માપ્યું, એને ધુપેલ મંતરી આપ્યું, કહ્યું ભોજાઇ છે એક આંટો, જોજો ન પડે ભોમીમાં છાંટો ॥૭॥ ભોમી પડે ભુંડુ થઈ જાશે, વશ કરતાં કવશ થાશે; કહે રાણી નહી પાડુ ભોમ, મુને એ ચીંતા રોમરોમ ॥૮॥ એમ કહીને ચાલી ત્યાંય, ગઈ પોતાના મ્હેલમાંય; આવી મ્હેલમાં માળે ચડી, તવ આખો પ્યાલો ગયો પડી ॥૯॥ ઢળ્યું ધુપેલ ત્યાં તતકાળ, તેતો ઉતરીયું પાતાળ ॥૧૦॥ એક અત્રીક નાગ છે નામ, તેને શીશ અડયું થયો કામ; મંત્રથી કામ દેવતા જાગ્યો, ભાણુમતી ઉપર મોહ લાગ્યો ॥ ૧૦ ॥ એવે રૂજની થૈ ગયો દન, કરે દુર્યોધન જ્યાં સયન; તેની પાસે ભાણુમતી નારી, હસે રમે બેઉ સુખકારી ॥૧૧॥ એવે પાતાળનો નાગ બળીયો, દુષ્ટના મ્હેલમાં નીકળીયો; છત્રપતીને બંધન કીધો, ઉંધે શીશ ઉંચો ટાંગી દીધો ॥૧૨॥ એતો વશી કરણનો રોગ, રમ્યો રાણી સાથે રંગભોગ; વ્હાણુ વ્હાતે થયો વિદાય, તવ છોડયો રાણીએ રાય ॥૧૩॥ કહે દુરીયોધન સુણ નારી, કેમ આમ થયું દુખ ભારી; ભાણુમતી કહે હું રૂપાળી, મને મોહી જાયે વનમાળી ॥૧૪॥ દીઠી હશે મુને કો-

ઇ વાર, તેથી આવી ચઢયો ગુમાર; લીધુ દુર્યોધને વીચારી, નથી ત્રીલોક હાવી નારી ॥ ૧૫॥ એમ મુરખજન મન માંને. એશું ચરીત્ર નારીનું જાણે; બીજે દાહાડે ગયાં બીજે મ્હેલ, ત્યાં થયું તેનું તે ફેલ ॥૧૬॥ ત્રીજે દન તામ્ર ધરતી કીધી, તો હેત્યાંઆવ્યો ભોમી વીંધી; ઉંધો ટંગાઇ રહે રોજ રાત, અની ગળવા માંડી જાત ॥ ૧૭॥ કથામાત્ર જાણોદ્રષ્ટાંન્ત તેનાં સર્વ લેવાં સીધ્ધાન્ત; જેને નારી ભાણુમતી જેવી, તેની દુરદશા થાય એવી ॥ ૨૮॥ તેવી નારીને વિશ્વાશે જેહ, રહેતો દુખ પામે તેહ; દુષ્ટ દુખી થયો ખટમાસ, હરનીશ રહે ઉદાશ ॥૧૯॥ એની સોસાઈ ચાલી જાત, જાણ્યું આ કોને કરૂં વાત; દુખ હરે એવો મીત્ર કર્ણ, ટક મુકી થાવું એને સર્ણ. ॥૨૦॥ એને એકલાને કેહેવાય, બીજે કેહેવાથી ઇજ્જત જાય; એમ જાણી ચાલ્યો એકદન, ગયો કર્ણપુરી રાજન ॥ ૨૧ ॥ નગ્રમાં ભુજ જોડીને પેઠો, ગયો સભામાં કરણ બેઠો, ઉઠી કરણે છોડયા હાથ, ચાંપ્યો પોતાની રૂદીયા સાથ ॥૨૨॥ પેહેલી પુછી કુશળ ક્ષેમ, ઓરે ભાઇ સુકાયો તુ કેમ; બોલ્યો દુરીયોધન એમ મુખ, તુજ વીના મ્હારે દલ દુખ ॥ ૨૩ ॥ ટાઢી માઠી કોને કરૂ વાત, મમ ઘેર ચાલો મુજ ભ્રાત; હોય રાજતણી ઇછાય, કરજે હસ્તીનાપુરમાંય ॥૨૪॥ બોલ્યો કરણરાય વચન, થયો મ્હોટો ખાઇ તુજ અન; નથી લુણ હરામી હુતો, મ્હારૂ રાજ ભોગવજે તુતો ॥ ૨૫ ॥ કાહાડી મુકયો ત્યારે જુદો રહયો, આવ્યો તેડવા તો ત્યાર થયો; એમ કહી લખી દીધુ રાજ, ચાલ આવુંછું આજને આજ ॥ ૨૬॥ લીધી માતાને લીધી નારી, ચાલ્યો કરણ વણ વીકારી; દીનમણીને દીધો મણી, ગયો હસ્તીના પુર ભણી ॥ ૨૭ ॥ જઇ રહયો જુનુ જ્યાં ધામ, સુખમાની કર્યો વિસરામ; એવે એકાન્તમાં એકદન, છત્ર પતીએ ભર્યાં લોચન ॥૨૮॥ જોઇ પડયો કરણને વેમ, ભાઇ તુતો રડે છે કેમ; તવ બોલીયો છત્રપતી, કેહેતાં જીભ ઉપડતી નથી ॥ ૨૯॥ બોલ્યો કરણ કહે દુખ તારૂં, મુજથી બનેતો હું નીવારૂ; સાંભળી દુષ્ટ પાય પડેછે, મુને નીત્યાન નાગ નડે છે ॥ ૩૦ ॥ હુંને રાણી કરૂ આરામ, નાગ નીત્ય આવે તે ઠામ; અમારા સુખને અટકાવે, મને ઉંચે ઉંધો લટકાવે ॥ ૩૧ ॥ ખટમાસથી દે એમ દુખ, પોતે રાણી સાથે લે સુખ; એવી વાત કોને નવ થાય, કરીએતો ઇજ્જત જાય ॥ ૩૨॥ સુણી કરણે કર્યો વીચાર, કાંઇ કપટ કીધેલું નાર; તે વીના નાગને મોહ શાનો, સમજી મનને રહ્યો છાનો ॥ ૩૩ ॥ કહ્યું કરણે કરીશું પેર, આજ આવશું તારે ઘેર; રેહેવાનો છાનો હું સંતાંઇ, આવશે તવ લેઇશ સાહી ॥ ૩૪॥ એમ કહી

છાનો રાખ્યો રાય, એવે દીવસ વીતી જાય; પડી રૂજની કરણ ધાયો, દુષ્ટના મ્હેલમાં સંતાયો ॥૩૫॥ એવે પાતાળથી નાગ આવ્યો,દુષ્ટે કરણ ને બોલાવ્યો;ધાયો કરણ કરીને રીસ,લાત મારી એ નાગને શીશ ॥૩૬॥ હતું નાગને વરદાન એવું,કોઇનો માર ન વાગે તેવું;વાગેતો ન લાગે લગાર, લાગે સુર્યના સુતનો સાર ॥ ૩૭ ॥ લાત વાગી તે લાગી જ્યારે જાણ્યો સુર્યનો નંદન ત્યારે;તવ અત્રીક લાગ્યો પાય,કરો ક્ષમા ઓ કરણ રાય ॥ ૩૮ ॥ તમને ઓળખ્યા પાવન,તમો કરણ રવીના તન; બોલ્યો કર્ણ આવ્યો પરઘેર, તેથી તુજને મારૂં ઠેર ॥ ૩૯ ॥ બોલ્યો અત્રીક મુકો મા બાપ, હવે આવું તો વિશ્વનું પાપ; બોલ્યું વચન સત્યજ થાપુ, મુકો મનવેગો ઘોડો આપુ ॥ ૪૦ ॥ ઘોડે બેશો કરો ઇચ્છાય, કરો કલ્પના ત્યાંતો જવાય; તવ કરણે ઘોડો લીધો. અત્રી નાગને મુકી દીધો ॥ ૪૧ ॥ દુખ ગયું પાપીનુ જ્યારે, રહ્યાં નીરવરતીથી ત્યારે; એવે દીવસ વીત્યા ચાર, મળ્યા એકાંતમાં એક વાર ॥ ૪૨ ॥ દુરીયોધન દુશ્યાશન, શકુનીને કરણ રાજન; બોલ્યો દુરીયોધન મુખ એમ, કહો ભાઇઓ કરશું કેમ, ॥ ૪૩ ॥ રહ્યા પાન્ડવ સુખે પાંચ, એમને ન આવી કાંઇ આંચ; લેશે કોઇક દન એ રાજ, માટે શોધો કાંઇ ઇલાજ ॥ ૪૪ ॥ પાંચમાંથી જો એક બે ઘટે, થોડી થોડી ચીંતા તવ મટે; એવે બોલ્યો શકુની એમ, પેહેલો નાશ પમાડીએ ભેમ ॥ ૪૫ ॥ જુઓ આવ્યો આ જેઠ માસ,એમને એકાદશી અભ્યાસ; આવી નીરજળા એકાદશી, કરે વ્રત પાન્ડવ હશી હશી ॥ ૪૬ ॥ જમે દશમીને દન એકવાર,એકાદશીએ કરે ફળાર; તેતો ભીમશેનને નવ ગમે, દવાદશીએ એક વાર જમે ॥ ૪૭ ॥ છેક મધ્યાન કરે ભોજન, ભીમ ભુખાળવો માગે અન;નવ્ય ખવરાવે એની માય,દત્રાષ્ટરને ત્યાં જમી જાય ॥ ૪૮ ॥ બારશે ને બારશે જમે. પેધો પડયો તે નીત્ય દમે; માટે આ દ્વાદશીને દન, કરે તુજ તાત ઘેર ભોજન ॥ ૪૯ ॥ આપણે વીશના લાડુ કરીએ, દત્રાષ્ટરના ધામમાં ભરીયે; તેનું ભોજન ભીમશેન કરશે; વીખવાપશે ને એ મરશે ॥ ૫૦ ॥ બોલ્યો દુર્યોધન મુખ ખુંખારી, મામા તુજ બુદ્ધિ બલીહારી; પાંચમાંથી ઓછો એક થાશે, એમ સર્વને ઓછા કરાશે ॥ વળણ ॥ એમ કરતાં ઓછા થશે, કુન્તી કેરા તન; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, હરખ્યા દુષ્ટોજન.

## કડવું ૫૪ સાખી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને

સંભળાવું આદ્ય પરવ મહીમાય ॥ ૧ ॥ દુષ્ટજનોએ દગો ધાર્યો, થયો દશમીનો દન; ચાર ચન્ડાળો ભેળા થઇ ગયા, અંધ તણે ભોવન ॥૨॥ ધત્રાષ્ટરને બીના કહી તવ, આંધળો ખુશી થાય; પછી પચીસ મણ લોટ મંગાવ્યો, પચીસ મણ ધ્રત માંય ॥ ૩ ॥ પચીસ મણ સાકર મંગાવી, લાડુ કર્યા ભલા પર, ચુરમુ ભેળતાં ભેળું નાખ્યું, પચીસ મણ મહીઝેર ॥ ૪ ॥ પછી તેના લાડુ વાળ્યા, પાપના મારગ ધાર્યા, મ્હેલના સાતમા માળ ઉપર, પવનમાં તે ઠાર્યા ॥૫॥ પછી સમજાવ્યો ધત્રાષ્ટરને, સાચવજો બહુ પેર; દુર્યોધન કહે રાંધશો માં, જમજો મારે ઘેર ॥ ૬॥ એમ કહીને વિદાય થયા, જેષ્ટની દશમીને દન; તે દન કુન્તાએ ભેળા કીધા, પાંચ પોતાના તન. ॥૭॥ સાંભળો નંદન આવતી કાલે, નિર્જળા એકાદશી, પુન્યનો દહાડો હરીજનોને, ઉપાદી કરવી ન કશી ॥૭॥ એવું ભીમે સાંભળ્યું ને, બોલ્યો છે કલેશ લાવી; અરેરે મારે કરમે કયાં, વળી એકાદશી આવી ॥૮॥ કુન્તાજી કહે જારે ગાંડા, એક દન શું તનેનડશે; ગમે તેમ તું કકળે તો પણ, અપવાસ કરવો પડશે ॥૯॥ ભીમ કહે હું તો નહી કરૂ, ઓરે મારી માય; કુન્તાજી કહે ખાવા ન આપુ, થનારહોય તે થાય ॥૧૦॥ ભીમ કહે અપવાસ ન થાયે, અન વિના હું મરૂ; તે કરતાં આજ લાડુ જમાડો, તો એકાદશી કરૂં ॥ ૧૧ ॥ કુન્તાજી કહે ભલે બેટા, રાંધુ દાળ ભાત લાડુ; આનંદ પામે જીવ તારો, તેમ તુને જમાડુ ॥ ૧૨ ॥ જાવો જઇ બેસો સભામાં, રસોઇ રૂડી બનાવું; ત્યાર કરીને કુંવર મારા, તમને તેડવા આવું ॥ ૧૩ ॥ એવી આજ્ઞા માતાએ કીધી, ઉઠયા પાંચે ભ્રાત; પોતાના ઘરથી થોડે છેટે, સભા રચી એકાન્ત. ॥૧૪॥ રાજ્ય વિના રાજ્ય સભા ન હોયે, કરેછે બ્રહ્મ સભાય; ધર્મ સંબંધી સંવાદ ચાલે, વેદના વાખ્યાન થાય ॥ ૧૫ ॥ તે સભામાં નીત્ય પાન્ડવ બેસે, થાય અતી ઉપદેશ; ત્યાં જઇને બીરાજ્યા પાંચે, નહીઉપાદી કલેશ ॥૧૬॥ કુન્તાએ રસોઇ કરવા માડી, ભીમ તણી ઘણી બીક; રખે અપવાસ ન કરે કાલે, રાંધ્યું ઠીકા ઠીક ॥ ૧૭ ॥ ત્યાર કરીને રસોઇ ઢાંકી, ન્હાવા હુંનું જળ કીધું; પછી ચાલ્યાં તેડવાને, નામપ્રભુનું લીધું॥ ૧૮ ॥ જેષ્ટીકા ઝાલી માતા ચાલી, ધીરે ધીરે જાય; આઘેથી ભીમે આવતાં દીઠાં, પોતાનિ વ્રદ્ધ માય ॥૧૯॥ ભીમે જાણ્યું કે છ જણ જમે, તેટલું રાંધ્યું હશે; અપવાસ કાલે છે કરવાનો, મ્હારૂં પુરૂં કેમ થશે ॥ ૨૦ ॥ ધીમે ધીમે માતા આવે, તે પેહેલાં હું જાવું; છાંનો માનો જમી લઇને, માતા પેહેલો આવું ॥ ૨૧ ॥ એમ જાણીને ભીમ ઉઠ્યો, ઘેર

પોતે પરવરવા; ધરમને કહ્યું કે જાવું છું,લઘુશંકા કરવા ॥૨૨॥ એમ ક-
હીને બાહાર નીકળીયો, બીજે પંથે પળીયો; આવ્યો પોતાને મુકામે,સુ-
ત સતીનો બળીયો ॥ ૨૩॥ હવેલી ઉઘેડી ઉલટ આણી, પડયો લાડુના
ધ્યાનમાં; જાણ્યું કે ન્હાતાં વાર લાગે, ન્હાવા ધોવાનું કાનમાં; ॥ ૨૪॥
હાથ ન ધોયા પગ ન ધોયા, રસોડું ઉઘેડી પેઠો; ઢાંકેલી રસોઈ ઉઘેડીને,
ભોજન કરવા બેઠો ॥ ૨૫ ॥ દાળ ભાતને શાક ચોળી પીધાં, વાળી
નાંખ્યો છેક;આખા લાડુ લેઇ મુખમાં મુકયા,રાખ્યો ન કટકો એક.॥૨૬॥
હતુ તેવું ઢાકી દીધું,દ્વાર હતાં તેમ દીધાં; કુન્તા પહેલો આવ્યો સભા-
માં, કામજ ધાર્યો કીધાં ॥૨૭॥ એટલે આવ્યાં કુન્તા માતા, ઉઠો મહારા
તન; તેડવાને આવવું પડયું, ચાલો કરવા ભોજન ॥ ૨૮॥ રાંધેલું થઇ
જાશે તાઢુ, એમજ બોલ્યાં માડી;ભીમે વીચાર્યું મારા પેટમાં, કે વારની થ-
ઇ ટાઢી ॥ ૨૯ ॥ પણ પોતે શાહુકાર થાવા, ઉતારો નાંખ્યું મુખ; ઉઠો વી-
રા વાર ન કરો, પેટમાં લાગી ભુખ ॥ ૩૦ ॥ એટલે ઉઠયા પાંચે બંધુ,
માતાના કરઝાલ્યા; ભોજનકરવા ઉતાવળા થૈ, વાતો કરતા ચાલ્યા॥૩૧॥
ઘેર પોતાને ચાલી આવ્યા, અંતર ઉલટ આણી; કુન્તાજીએ ન્હાવાને મા-
ટે, આપ્યાં હુનાં પાણી ॥ ૩૨॥ પ્રથમ ચારે બંધુ નાહ્યા, દેવશેવામાં પે-
ઠા, પોત પોતાનું શટ કર્મ કરવા, આસનવાળી બેઠા॥ ૩૩॥ સૌથી છે-
વટ ભીમ નાહયો, દેવશેવામાં પેઠો, કદી નહીને તે દહાડેએ, માળાલ-
ઇને બેઠો ॥ ૩૪॥ કુન્તાજી જોઇ રાજી થયાં, આજ આવી શુભ સુદ્ધી;
ધન ધન મહારા દીકરા હવે, સુધરી તારી બુદ્ધિ ॥ ૩૫॥ ભીમ કહે મા
વરસ થયાં, કાંઇ કરવું શુભ કર્મ; તે સાંભળોને આનંદ પામ્યા, પોતેરા-
જા ધર્મ ॥૩૬॥ એવે ચારે ભાઇઓ ઉઠયા;ભોજનમાં ગઇ મતી; પેટભરીને
બેઠેલોછે, ભીમ ઉઠતો નથી॥૩૭॥ કુંન્તાજી કહે ઉઠ બેટા, એવી માળા
કેવી; ભીમ કહે ભાઇઓની પેઠે,ન કરૂં જેવી તેવી॥૩૮॥કુન્તાજી કહે કાલે
કરજો, તવ ઉઠયો ભીમ કોડે;બાજઠ ઢાળી પાંચે બંધુ, બેઠા જોડે જોડે ॥
૩૯॥માતાએ મુકયા વાટકાને,કનક કેરા થાળા;ભીમે જાણ્યું થાળામાં શું,
મુકશે મા ઇટાળા॥૪૦॥ માતા પેઠા રસોડામાં,પીરસવા પ્રેમ જાગે,લાડુ-
ની કથરોટ ઉઘેડી,તેમાં ઘંટા વાગે॥ ૪૧ ॥જોયું તો દાળ ભાત નહીઆ,
કોણે કીધું ભક્ષ; માયે જાણ્યું કામ ભીમનું,ડોશીએ કાઢયાં ચક્ષ ॥૪૨॥
ભીમ કહે કેશું છે માતા,કેમ થયો ક્રોધ માઠો, મોઢું ચાટતો ચાટતો આ-
તા, એક બીલાડો નાઠો ॥ ૪૨ ॥ કુન્તાજી કહે તુજ બીલાડો, નહી બીજા-
નું કામ; ભીમ કહે મોટા ભાઈ જુઓ, લેછે મારૂં નામ ॥ ૪૩ ॥ તમા-

રી પાસે હતો સભામાં, તેમ છતાં મુકે આળ; ધર્મ કહે મા બોલો વિચારી, જુઠે તો લાગે ગ્રાળ ॥૪૪॥ લઘુ શંકા કરવાને ગયો હતો, તે નતી લાગી વાર; તે વીનાનો ઉઠયો ન્હોતો, ન્હોતો નીકળ્યો બ્હાર ॥૪૫॥ કુન્તાજી કહે તું શું જાણે, એ મારા કુંમાર; એને આવતા જાતા ખાતાં, જરા ન જાણવી વાર ॥૪૬॥ એના વીના નહી ધા બીજાનો, ભીમ વધો વચન; રાંધ્યા ધાનની ચોરી ચઢાવી, મ્હારે ન લેવુ અંન ॥૪૭॥ એમ કહીને ઉભો થયો, ક્રોધાતુર બહુ હુતો; પેટની ચીંતા પા રતી નથી, એટલે જૈને સુતો ॥૪૮॥ માતા ગાળો દેવા લાગ્યાં, ઉતપાત માંડયો અતી; ભીમે જાણ્યું છોદે ગાળો, પચી જવાનું નથી ॥૪૯॥ ધર્મ કહે મા કલેશ ન કરશો, ખાધુ નથી પર કોઇ; શેદેવ નીકુળ રસોડામાં, કરવા પેઠા રસોઇ ॥૫૦॥ ફરીથી રસોઇ બનાવી, બોલ્યા મુખ વચન; ઉઠો સરવે કંકાસ મુકી, કરી લ્યો ભોજન ॥૫૧॥ એટલે ધરમ અરજુન ઉઠયા, ઉઠયાં કુન્તા સતી; ભીમને કહ્યું તવ ભીમ બોલ્યો, મ્હારે તો જમવું નથી ॥ ૫૨ ॥ કુન્તાજી કહે રહેવાદો એને, ચાલો બીજા તન; ધર્મ કહે એને મુકીને, હું ન કરૂં ભોજન ॥ ૫૩ ॥ એ છે ન્હાનો ને હું મ્હોટો, હું જમું તે ધીક્કાર; તમે તમારે ભોજન કરો, કહી બેઠા તે વાર ॥૫૪॥ તવ કુન્તાજી ભીમ પાસે, આવીને બોલ્યાં એમ; ઉઠ બેટા તારા વીના, ધર્મ જમે કેમ ॥૫૫॥ ભીમ કહે મારૂં નામ ન લેશો, મ્હારે જીવીને શું કરવું; આજથી તો અપવાસ કરીને, અન ઉદક વણ મરવું ॥૫૬॥ કુન્તાજી કહે પાયે લાગુ, ઉઠો દીકરા ધોરી; ભીમ કહે મ્હારા માંથે મુકી, રાંધ્યા ધાનની ચોરી ॥ ૫૭ ॥ તે માટે ઉઠવાનો નથી, ચાહ્યતે કરો ઉપાય; એટલે શેદેવે ધરમાં બોલાવ્યાં, પોતાની પ્રધમાંય; ॥૫૮॥ માતા મુમત ભીમ ન મુકે, હઠીલો તમ બાળ; ભીમના સાંભળતા કહાડો ધાંટો, મુજ માંથે મુકો આળ ॥૫૯॥ એટલે એનો ઉઠશે ખાવા, એ એનો ઉપાય; તવ ઘરમાંથી ધાંટો કહાડી, બોલ્યા કુન્તા માય ॥૬૦॥ અલ્યા શેદેવ પેટ તારૂં, જમેલા જેવુ લાગે; હું જાણુ છું તેંજ ખાધું, તવ જોશી માફ માગે ॥૬૧॥ માતા અપરાધ ક્ષમા કરજો, હવે નહી કરૂં એમ; એટલે ઓટલેથી ઉઠીને, ઘરમાં ગયો ભેમ; ॥ ૬૨ ॥ જોરે માતા બીજાના ઉપર; તું કરતીતી જોર; કુન્તાજી કહે ભુલ્લ મ્હારી, હવે ઝલાયો ચોર ॥ ૬૩ ॥ તવ ભીમ કહે કટેવ એતો, શું લક્ષણ એ સારૂં; ખો એની ભુલાવી નાખું, હાથ બાંધીને મારૂં ॥ ૬૪ ॥ એમ કહી ઝાલ્યુ પાંગોઠ, ઓરડામાં લેઇ ગયો; શેદેવ કહે જાણું છુ વીરા, કાનો અપરાધ થયો ॥૬૫॥ નાહ્યા વીના

કાણે ખાધું, ઓરે મ્હારા ભ્રાત; ભીમ કહે મ્હારો ભાઇ હોય તો, કાને ન કરીશ વાત ॥૬૬॥ એમ કહીને બ્હાર લાવ્યો, જાવા દેશું છું માત; પછી બેઠા ભોજન કરવા, બાજઠ પાંચે ભ્રાત ॥ ૬૭ ॥ વળણ. બેઠા પાંચે બંધવો, પીરસ્યું કુન્તા માય; વ્યાસ વલ્લભ મુખ ઓચ્ચરે, ભીમથી નવ્ય ખવાય.

## કડવું ૫૫ રાગ સાળંગની છાંયાનો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય ॥ ૧ ॥ ભીમ થકા ખવાઈ ન શકયું, કુન્તા બોલ્યા એમ; હવે સાચું બોલજે, તુજથી ન ખવાયું કેમ ॥ ૨ ॥ ભીમ કહે અપવાસ કરવા, જમ્યો છાનું માનું; પણ મેં મીથ્યા માથું કુટાવ્યું, જમેલો જમું શાનું ॥૩॥ કુન્તા કહે ભાઇ ભલે ખાધું, ખાધાનો ટેક ધરજે; આવતી કાલે એકાદશી છે, તેથી અપવાસ કરજે ॥૪॥ ભીમ કહે કે વારૂ માતા, જમી ઉઠયા સહુ જન; એવામાં રાત્રી પડી કે, સર્વે કર્યું સહ્યન ॥૫॥ એવે ત્રણ પહોર રાત ગઇને, રહીછે એક પહોર; એટલે જમુનાએ સ્નાન કરવા, જાગ્યાં સહુ તે ઠોર ॥ ૬ ॥ચાર ભ્રાતને માત જાગ્યાં, બોલ્યાં કુન્તા એમ; ન્હાવા જાવા ભીમ ઉઠાડો, સુઇ રહ્યો છે કેમ ॥ ૭ ॥ ધર્મ કહે એને ઉઠાડશો માં, આખો દહાડો બડબડશે;હુંગાળવાની હુંગ બગડે, ઘરમાં કંકાશ કરશે ॥૮॥ આપણ નાહીને આવ્યા પછી, ઉઠાડીશું એને; એમ કહીને ન્હાવા ચાલ્યાં ધ્યાન પ્રભુનું જેને ॥૯॥ આવ્યાં ઉઓરે વીપ્રને આસન, વસ્ત્ર મુકયાં સાર; જઈ જુમનામાં સ્નાન કીધું, સમર્યા દેવ મોરાર ॥૧૦॥ નમસ્કાર કર્યા ભાણુને ભાવે ભજ્યાં ભગવાન; શક્તી પ્રમાણે બ્રાહ્મણોને, દીનતાથી દીધું દાન ॥૧૧॥ પછી ગોવીંદ ગુણ ગાતાં ગાતાં, ગયાં પોતાને ઘેર; દેવનાં દરશણ શેવા પુજા, કીધી પુરણ પેર ॥૧૨॥ એમ કરતાં વ્હાણું વાહ્યું, બોલ્યાં કુન્તા માય; ઉઠાડ ભીમને નીકુળ બેટા, નદીએ ન્હાવા જાય ॥૧૩॥ મેદાનમાં ભીમ સુઇ રહેલો, જાગ્રત રહયો છે પડી, નીકુળજી ઉઠાડવાને; આવીઆ તે ઘડી ॥ ૧૪ ॥ જાગતો જોઇને નીકુળ બોલ્યા, ઉઠો મ્હોટા વીર; સ્નાન કરવા સંચરો ને, સમરો શામ શરીર ॥૧૫॥ માયે મોકલ્યો ઉઠાડવાને, ભીમ બોલ્યો તવ હશી; જા જઈ કહેજે ભીમ ભાઇએ કરી છે એકાદશી ॥૧૬॥ નીકુળે જૈ કહ્યું માને, ભીમશેન જાગ્રત રેહે,

છે; ઉઠવાનું કહ્યું ત્યારે એકાદશી, કરી એવું કેહે છે ॥ ૧૭ ॥ માતાજી ઉઠયાં રોશમાં રૂઠયાં, આવ્યાં ભીમની પાસ; ઉઠો બેટા તવ ભીમ બોલ્યો, આજ તો છે અપવાસ ॥ ૧૮ ॥ સુતેલો મને શીદ ઉઠાડો, એકાદશી કરી લેવી; કુન્તાજી કહે સુતાં સુતાં, એકાદશી તો કેવી ॥ ૧૯ ॥ ન્હાવાં ધોવા ભજન કરવાં, કરવાં દેવ દરસન; ત્યારે વળે એકાદશી, થાય પ્રભુ પરસન ॥ ૨૦ ॥ ભીમ કહે છે સાંભળો માતા, બોધજ તમને દેવું, જે દીવસે ખાવું નહી, તે દન ન્હાવું કેવું ॥ ૨૧ ॥ એટલે આવ્યા ધરમરાજા, ઉઠો ભીમસેન ભાઇ; તો પણ હઠીલો નવ ઉઠયો, માતા કોપ્યાં મન માંઇ ॥ ૨૨ ॥ ઉઠ પીટયા જા ન્હાવાને, થાય તારી શુભ મતી; ભીમ કહે મા અપવાસ છે તે, હું ઉઠવાનો નથી ॥ ૨૩ ॥ ધરમ કહે આડે દાહાડે; ન્હાવાનો રાખીએ પ્રેમ; તો આજ એકાદશીને દાહાડે, મલીઅંત રેહેવાય કેમ ॥ ૨૪ ॥ ભીમ કહે ન્હાવાને જાવું, તો અપવાસ ન થાય; જતાં આવતાં કાલના લાડુ, ખાધેલા પચી જાય ॥ ૨૫ ॥ ઉઠવુ બેસવું પચે ખાધેલું, તો પછી ભુખ્યો થાવું; તે માટે ખીચડી ઓરો તો, ન્હાવાને માટે જાવું ॥ ૨૬ ॥ કુન્તાજી કહે લાકડીએથી, મારૂં તને મુંઢ મતી; ભીમ કહે ખીચડી ઓર્યા વણ, હું ઉઠવાનો નથી ॥ ૨૭ ॥ ધર્મ કહે શું પુન્ય પુરાણે, માતા મુરખ મકલાનો, ઓરો ખીચડી ન્હાવા મોકલો, આવીને છો ખાતો ॥ ૨૮ ॥ કુન્તાજી કહે જા ભાઇ ન્હાવા, ખાવા કરૂ તુજ સારૂ; ભીમ કહે ચુલો સળગાવો, તો મન માને મ્હારૂં ॥ ૨૯ ॥ કુન્તાએ જાણ્યું ખવરાવવું નહી; કરાવવો અપવાસ; પટાવવા ચુલો સળગાવ્યો, દેખતાં ભીમની પાસ ॥ ૩૦ ॥ કુન્તાજી કહે હવે ઉઠ બેઠા, કહ્યું તે નથી કાચું; ભીમ કહે મા આધણ મુકો, ત્યારે લાગે સાચુ ॥ ૩૧ ॥ કુન્તાએ તવ પટાવવાને; આધણ મુકયું ચુલે; કુન્તાજી કહે ઉઠ બેટા, ભીમ ભલો કેમ ભુલે ॥ ૩૨ ॥ ઓરે માતા જાણીશ નહીં તું, કાચો છે તજ છોરો; ન્હાવા જાવું ને કાંઇ ન કરો, દેખતાં ખીચડી ઓરો ॥ ૩૩ ॥ કુન્તાએ જાણ્યું નથી કાચો, ખીચડી ભેળી કીધી; ભીમની નજરે દેખાડીને, આધણમાં ઓરી દીધી ॥ ૩૪ ॥ એટલે ઉઠયો વાયુનો નંદનં, ન્હાવાને માટે જઇશું; ભલી મળી એકાદશી ફળી, ઘેર આવીને ખઇશું ॥ ૩૫ ॥ સ્વચ્છ ધોયેલું વસ્ત્રજ લીધું, મનથી આનંદ કરતો; ખુશી થઇ ન્હાવાને ચાલ્યો, ખીચડીનું ધ્યાન ધરતો ॥ ૩૬ ॥ નદીએ નહીશું ખીચડી ખઇશું, ખાધાના ફંદમાં ફુલ્યો; અવળે મારગ ચઢી ગયો ને, જમુનાનો પંથ ભુલ્યો ॥ ૩૭ ॥ પુરણતાનમાં ખાધાના ધ્યાનમાં, પંથનો

ઘડો ન રહયો; વીચારમાં ને વીચારમાં એ, દ્વાદસ જોજન ગયો ॥ ૩૮ ॥ એટલે મ્હોટું મેદાન આવ્યું, રળીઆમણી ભોમી મીઠી; એવામાં જોયું શીવાળય, ન્હાની નદી ત્યાં દીઠી ॥ ૩૯ ॥ ભીમે જાણ્યું ન્હાય જુમના, ખીચડીમાં ગયો ફુલી; આવી પોહોચ્યો અધોર રણમાં, મારગ ગયો ભુલી ॥ ૪૦ ॥ હશે જ્યાં ત્યાં નાહી લેવું છે, વસ્ત્ર મુકયાં કોરાણે, પછી પેઠો ન્હાવા નદીમાં, પલળી પાની પરાણે ॥ ૪૧ ॥ ભીમે જાણ્યું નવાશે નહી, જો આ જળ રોકાય; પ્રથમ પાણી ભેળું કરીએ, ત્યારે તો નવાય ॥ ૪૨ ॥ એમ ભણી સુતો નદીમાં, આવતું પાણી રોકું; એક કીનારે ચરણ મુકયા, બીજી કીનારે ડોકું ॥ ૪૩ ॥ આગળનું જળ જાવા દીધું, પાછળ જળ રોકાય; નીરભયપણે સુઇ રહયો છે, નદીની વચમાંય ॥ ૪૪ ॥ પ્રચંડ પુંઠે પાણી ભરાયું, વધ્યું બેઠું ને બેઠું; નદી કીનારે શીવનું ડેરૂં, તેમાં પાણી પેઠું ॥ ૪૫ ॥ પારવતી જોઇને ગભરાયાં, આ જળ તે કોણ લાવ્યું; કૌતક કારમુ કાળે ઉનાળે, પાણી કયાંથી આવ્યું ॥ ૪૬ ॥ ઓરે શંભુ ઓરે શંભુ, આ જળ તે કોણ લાવ્યો; મહાદેવ કહે ભકત મ્હારો, નદીમાં ન્હાવા આવ્યો ॥ ૪૭ ॥ તેણે નીર નદીમાં રોકયું, તેમાં શી બુમ પાડો; પારવતી કહે ભય ભાસે છે, જાવો જઈ ઉઠાડો ॥ ૪૮ ॥ માહાદેવજી કહે છે એ હઠીલો, ઉઠાડે નવ ઉઠે, ઝાઝી જીકર જો કરૂં તો, જટા ઝાલીને કુટે ॥ ૪૯ ॥ પારવતી કહે ભકત ભલોએ, ભલા તમે માહાદેવ; એવા ગાંડાને ભકત કહો છો, આ શી તમારી ટેવ ॥ ૫૦ ॥ વળણ. આતે શી ટેવ તમ તણી, ઉઠાડો શીવરાય; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો સર્વ કથાય;

## કડવું ૫૬ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું આદ્યપરવ મહીમાય ॥ ૧ ॥ માહાદેવજી કહે ગભરાશો નહી, બતાવું એક ઉપાય; હું લેઉ સ્વરૂપ વાઘનુંને, તમે બનો ગાય ॥ ૨ ॥ આગળ નાસો બરાડો ત્રાસો, ભીમ કને થઇ જાવો; તે તમોને જાવા દેશે, આઘે જઇ સ્વાસ ખાવો ॥ ૩ ॥ પાછળથી હું વાઘ રૂપે, આવીશ ભીમની કને; એટલે તમારી દયા લાવી, ઝાલી લેવાનો મને ॥ ૪ ॥ એટલે હું તોફાન કરીને, ઉઠાડું બળ આણી; મને મારવા ઉભો થશે, તવ વહી જશે પાણી ॥ ૫ ॥ પારવતી કહે વારૂ મહારાજ, આવજો કૈલાશ ભુપ;

એમ કહીને ઉમીયાજીએ, લીધું ગાયનું રૂપ. ॥૬॥ નાહાની શીંગોટી પુંછડી મ્હોટી, દોટ ઘણેરી કાહાડે; ઉછળે ચાર ચરણથીને, ઉંચે પુંછ બરાડે ॥૭॥ પુરણ ત્રાસે આગળ નાસે, વહે વાયુ સુંસવાટા;માહાદેવપુંઠે ગાજીને કરે, વાઘરૂપે ઘુઘવાટા ॥૮॥ સુતાં ભીમે સાંભળ્યું કાને, ચીતમાં ચીંતા થાય; અરેરે આજ એકાદશીએ, વાઘ મારેછે ગાય ॥૯॥ પાણીમાંથી ચીત ખશ્યુને, ગાય દુખ મન પ્રોયું; સુતાં સુતા ઉંચુ ડોકું, કરીને વનમાં જોયું ॥૧૦॥ તો ગાય દીઠીને વાઘ દીઠો, વીચાર્યું મન આપ; મ્હારા દેખતાં ગાય મરેતો, મુજને લાગે પાપ ॥ ૧૧ ॥ ઉઠીને જાવું છોડાવવ તો; પાણી બધુ વહી જાય; છોડાવું નહીતો પાપ લાગે, હવે શો ઉપાય ॥૧૨॥ એ ગાય માતા આમ આવો, બચકારી બોલાવી; એટલે ઉમીયા ગાય રૂપે, ભીમની પાસે આવી ॥ ૧૩॥ ભીમે પેહેલી જાવા દીધી, તે ગઇ સામી તીર; એટલે તો વાઘ આવ્યો, તવ કોપ્યો બળ વીર ॥ ૧૪॥ ઘુઘવતો વાઘ જોર ઝપાટે, ભીમ કને થઇ ચાલ્યો; એટલે લાંબો ભુજ કરીને, પાછળનો પગ ઝાલ્યો ॥ ૧૫ ॥ એટલે તો વાઘઅવળો ફર્યો, દારૂણ દૈવત દાખ્યું, ભીમનું ડાબુ પાસુ પંજે, મારીનેચીરી નાખ્યું ॥ ૧૬ ॥ રૂધીરની તવ ધારા છુટી, દેખીને ભીમ રૂઠયો; બળીરે રમત બળીરે ગમત, બરબડતો એ ઉઠયો ॥ ૧૭ ॥ જળ ભરેલું જાવા દીધું, જબ્બર વાઘને ઝાલ્યો; માંથા ઉપર ફેરવતો એ, નદી કીનારે ચાલ્યો ॥ ૧૮ ॥ દાજે બળેલો લાવ્યો કીનારે, એક દીઠો પાશાણ જાણ્યું તે પર પછાડીને, કાહાડું વાઘનો પ્રાણ ॥૧૯॥ એવું જાણી પછાડવા આવ્યો, વાયુ તણો સંતાન; માહાદેવે જાણ્યું ભોગ ગળ્યા, થૈ ગયા અંતર ધ્યાન ॥ ૨૦ ॥ એટલે બાવરો બની ગયો, કુન્તાજીનો બાળ; શું ઉડી આકાશ ગયો શું, પેશી ગયો પાતાળ ॥ ૨૧ ॥ ઉંચુ નીચુ ભીમ જુએ છે, કૌતક આતો અનુપ; ભીમની પુંઠળ આવીને ઉભા, શીવ જોગેશ્વર રૂપ ॥ ૨૨ ॥ વાઘને ભીમ ખોળવા લાગ્યો, આડો અવળો ચાલી; એવામાં તો જોગી દીઠા, ઝડપ જટા ઝાલી ॥૨૩॥ ઓરે જોગીડા ઓરે ધુતારા, ભલો આવ્યો આજ લાગ; તુજને મારી નાખું નહી તો, બતાવ્ય મ્હારો વાઘ ॥૨૪॥ મ્હાદેવ કહે મેં નથી દીઠો, સત્ય વદુ છુ મુખ; તે કરતાં એ વાઘ થકી શું, તુજને થયું દુખ ॥ ૨૫॥ ભીમ કહે જો પાસુ ચીર્યું, રીજ્યા ભોળાનાથ; ભીમ તણુ દુખ મટાડી દીધું, શંભુ એ ફેરવ્યો હાથ ॥૨૬॥ હતું તેવું શરીર બન્યું, શીવે શબ્દજ કહ્યો; જા કુન્તીસુત ડાબે પાસે, વજ્રતણો તુ થયો ॥ ૨૭ ॥ ડાબુ પાસુ વજ્રનું બન્યું, ત્યાં તુજને નહીવા-

ગે; કદાપી વાગે તોહે પણ, તુને જરા નહી લાગે ॥ ૨૮ ॥ અડધા અંગનો રંગજ ફર્યો, ભીમે જાણ્યું નોહ્ય કાચું, ઉભા રે જોગી જોવાદો મુને, છે જુઠુ કે સાચું ॥૨૯॥ એમ કહીને પાશાણ ઉપર, પાસુ પછડાયું પોતે; જરા ન વાગ્યું અંગે ન લાગ્યું, બદલોચો ભીમ હતોતે ॥૩૦॥ દીઠો ચમતકાર જોગીનો, પ્રેમથી લાગ્યો પાય; ઓ મ્હારાજા કોણ તમો છો, જાણુવાની ઇછાય ॥૩૧॥ કહો સત્ય વાચા છો કોઇ સાચા, કરૂ તમારી શેવ; શંકર કહે હું કૈલાસપતી, ભોળો નાથ મ્હાદેવ. ॥૩૨॥ ભીમ કહે ભલે ભેગા થયા, કષ્ટી મ્હારી કાપો, સૌને વરદાન આપોછો તેવું, હું માગુ તે આપો ॥ ૩૩ ॥ મહાદેવ કહે ઓરે ગાંડા, મરવું પડેછે મથી; કષ્ટી વેઠીને તપ કર્યા વણ; વરદાન મળતું નથી ॥ ૩૪॥ ભીમ કહે તમે પન્ડે મળ્યા છો, તપ હવે શીદ ધારૂં; વરદાન આપો નહી તો તમને, જટા ઝાલીને મારૂ ॥ ૩૫ ॥ ભોળા શંભુ સાંભળી હશ્યા, કષ્ટી તારી કાપુ; માગ માગ રે પ્રસન છુ હું, જે માગે તે આપુ ॥ ૩૬ ॥ ભીમ કહે ઉભા રહોને, કરવાદો વિચાર; પછી વીચારી ભીમ બોલ્યો, સાંભળો ત્રીપુરાર ॥ ૩૭ ॥ વરદાન આપો મુજને હું, ઝાઝો જોરાવર થાવું; મ્હારી નજરે જેટલું દેખું તેટલું અન હું ખાવું ॥ ૩૮॥ મહાદેવજી કહે તથાસ્તુ છે, સુરજ દેવતા સાખી; ભીમ કહે કે ઉભા રહો, બીજું રહ્યું છે બાકી ॥૩૯॥ કાચુ ખાવું પાકુ ખાવું, રોગ જરા નવ થાય; મહારાવતીનો શકુનિ મામો, ઝાડે ફરવા જાય ॥ ૪૦ ॥ તથાસ્તુ કહયું શીવજીએ, મુજ વેણ મુસ્તક ધરજે; થાય ન થાયે તોપણ આજે, એકાદશી તું કરજે ॥ ૪૧ ॥ ભીમે જાણ્યું એકાદશીતો, ચોટી મારે કરમે; વારૂ મહારાજા અપવાસ કરશું, કાં ધરમે કા સરમ ॥ ૪૨ ॥ વરદાન આપી ભોળાશંભુ, થયા અંતર ધ્યાન; પછી ભીમે થોડા જળમાં, કરી લીધુ સ્નાન ॥૪૩॥ શીવ તણુ ત્યાં પુજન કીધું, પોતે આનંદ ભેર; વસ્ત્ર પેહેરીને શીવ સમરતો, ગયો પોતાને ઘેર ॥ ૪૪॥ કુન્તા માતા વાટ જુએ છે, આવ્યો વાયુ કુમાર; કુન્તાજી કહે આટલી બધી, કયાં થઇ તુજને વાર ॥ ૪૫ ॥ ખીચડી ટાઢી થઇ ગઇ શું, ટાઢું ખાધાની ટેવ; ભીમ કહે હું ભુલો પડયો ત્યાં, મળ્યા શ્રી મહાદેવ. ॥ ૪૬ ॥ કુન્તા કહે તને મહાદેવ મળે, તે વાત કેમ મનાય; ભીમ કહે અંગનો રંગ જુઓ, ઓરે મારી માય ॥ ૪૭ ॥ ડાબુ પાસુ વજ્રનું થયું, ત્યાં મુજને નવ વાગે, લાકડીએ મારીને તપાસો, વાગે પણ નવ લાગે ॥ ૪૮ ॥ કુન્તાજી કહે અંગતણો રંગ, જોતાં લાગે સાચું, વરદાન કાંઇ ન માગી લીધુ, કેમ મુકયું કાચુ ॥ ૪૯ ॥ ભીમ કહે કાચુ નથી મુકયું, બહુ જોરાવ-

ર થાવું; વરદાન મેં માગી લીધું છે, દેખુ તેટલું ખાવું ॥૫૦॥ કુન્તા-કહે એમાં શું માગ્યું, ભીમ કહે ઓ માય; માગ્યું છે બીજુ મ્હારાવતી-નો, શકુની દીશાએ જાય ॥૫૧॥ કુન્તાજી કહે નીરભાગીનો, ખાધા પી-ધાનો ઠાઠ; માગવાનું મ્હાદેવે કહ્યું તો, માગવું'તુ રાજ્ય પાઠ॥૫૨॥ ભી-મ કહે માતા મેં માગ્યું, તેમાંથી સહુ થાય; બહુ ખાઉં તો બહૂ બળ આ-વે, ધાર્યાં રાજ્ય લેવાય ॥૫૩॥ કુન્તાજી કહે જારે ગાંડા, ખીચડી ખાઇ-લે તુતો; ભીમે કહ્યું શીવે ના કહ્યું છે, ખાવાનો નહી હુતો ॥૫૪॥ સાં-ભળી હરખ્યાં કુન્તા સતી, એકાદશીતો કીધી; રાંધેલી જે ખીચડી તે, ગરીબને દેઇ દીધી ॥૫૫॥ એમ કરતાં સાંજ પડી, ભીમે કર્યું સહ્યન; ચાર ભ્રાતને માત પાંચમી, કરે છે ભજન ॥ ૫૬ ॥ વળણુ ॥ ભજન કર-વા લાગીયાં, લૈ કાંશી કીડતાલ; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, સમરે શ્રી નંદલાલ ॥

## કડવું ૫૭ રાગ કનડાની ત્રીજી છાંયા.

ઓ રામરે રામ રામ રામા, સોભીંત ધનશામા; અખંડ સુખ ધામા, કરો પુરણ મન કામા ॥ ઓ રામ ॥૧॥ ઓ રામરે, ગોવીંદજી ગોપાળા, છો દીન જનના દયાળા, તમે કીંકરના કૃપાળા, મોહનજી મોરલીવાળા ॥ ઓ.॥૨॥ ઓ રામરે, ગૌરક્ષક ગીરધારી, મુકુંદવર મોરારી;છો ભક્ત જનોના વ્હારી, તમે દુષ્ટ તણા સંહારી ॥ ઓ. ॥૩॥ ઓ રામરે, શીતા-જીના સ્વામી, ગોવીંદ ગરૂડા ગામી; અલક અંતર યામી, અખંડ પદ ધામી, ॥ ઓ. ॥૪॥ ઓ રામરે, અદ્વૈત પદ એકીલા, આ વિશ્વ તમારી લીલા રણછોડો છો રંગીલા, જુગ જુગના રશીલા ॥ ઓ ॥ ૫ ॥ ઓ રામરે, તાર્યા દાસોદાસી, તમે સૌ તીરથ કાશી;વીઠલવૈકુંઠવાસી,અચ-ળ અવીનાશી ॥ઓ ॥ ૬ ॥ ઓ રામરે, જુગજીવન જગરાયા, આ અ-રપણુ આતમ કાયા; બહુ લોગી તમારી માયા, છોગાળા છેડા સ્હાયા ॥ઓ ૭ ॥ વળણ ॥ એવી રીતે ભજન કરતાં, થઇ ગઇ છે મધરાત; વદે વલ્લભ ભીમ જાગીયો, ગયો જ્યાં છે માત ભ્રાત.

## કડવું ૫૮ રાગ ધવળ ધનાસરી.

બોલ્યા વૈશમપાયે વચનજી, સુણુ જનમેજે રાજનજી, ભીમ ગયો જ્યાં બેઠા માતજી, પુછ્યું કેટલી ગઈ છે રાતજી ॥ ઢાળ ॥ ભીમ કહે ઓ

માતા મ્હારી, કેટલી ગઇ છે રાત; કેમ હજી રાંધવા નથી માંડયું, ઓરે મહારી માત ॥ ૧ ॥ કુન્તાજી કહે કુંવર મહારા, પુર્ણ ગઇ મધ્યરાત; રાંધીસ રસોઇ જમવા તારે, થતે મહોટે પરભાત ॥ ૨ ॥ સુઇ રહે તું નીરવરતીથી, શીવે દીધી શુભ મતા; ભીમ કહે આ ભુખ લાગી, હવે રેહેવાતું નથી ॥ ૩ ॥ સમજાવીને સુવાડયો માએ, નીંદ્રા ન આવી લગાર; પ્હોર રાત્રી ગઇ એટલે એ, ઉઠયો બીજીવાર ॥૪॥ ઓરે માતા વાર કેટલી, ભુખે જીવડો જાય; કુન્તાજી કહે સુઇ રહે બેટા, હજી તો વ્હાણુ વ્હાય ॥૫॥ ભીમ કહે મહારો પ્રાણ જાશે, સાચી માનજો વાણી; માતા કહે સળગાવું ચુલો, કરી લે દાતણ પાણી ॥ ૬ ॥ તવ ભીમ દાતણ કરવા બેઠો, ઉતાવળથી છેક; એવામાં કાછીઆનું ત્યાંથી, શબ લેઇ જાય છે એક ॥ ૭ ॥ એટલે ભીમે પુછી જોયું, શબ કોનું કોણ વર્ણ, સ્મશાનીયા એમ બોલીયા એક, કાછીઓ પામ્યો મર્ણ ॥૮॥ એવું જાણી ભીમ ઉઠયો, કેહેવાને ધામમાં ધશીયો; ઓ મા આવીને પુછો એક, મુવો એકાદશીયો ॥૯॥ કુન્તાજી કહે જારે ગાંડા, પુછવા આવ્યાં માત; સ્મશાની એ કહ્યું સતીને, છે કાછીઆની જાત ॥ ૧૦ ॥ કુન્તાજી કહે સાંભળ ગાંડા, સમજણ ન પડી કશી; ભીમ કહે એ મરનારાએ, ફીબીતી એકાદશી ॥ ૧૧ ॥ માટે માતા કરો ઉતાવળ. ભુખે જીવડો ફરશે; જો માતા ખવરાવીશ નહીં તો, પાંચે દીકરા મરશે ॥ ૧૨॥ કુન્તાજી કહે દાતણ કરીને, કરી આવ્ય જુમના સ્નાન, મનમાં તો એવો છે નીસ્ચે, ખવરાવવું મધ્યાન ॥ ૧૩ ॥ એવે વ્રકોદર દાતણ કરી, જઇ કરી આવ્યો સ્નાન; ઘરમાં જોયું તો કાંઇ ન મળે, રસોઇ કેરે સ્થાન ॥૧૪॥ નીરાશ થઇને ઓટલે બેઠો, જીવ લાગ્યો ગભરાવા; ભીમે જાણ્યું કે કરણને ત્યાં, થએલું હશે ખાવા ॥ ૧૫ ॥ એવું જાણી ઉઠયો ત્યાંથી, કરવા પેટની પેર; શાણો થઇને આવીઓ એ, કરણ રાયને ઘેર ॥ ૧૬ ॥ કરણ કૌરવને ત્યાં ગયો છે, કરવા દુષ્ટ વીચાર; ભીમે એના દ્વાર હલાવ્યાં, બોલી કરણની નાર ॥ ૧૭ ॥ કોણ આવ્યું છે કોણ આવ્યું છે, કોણ તમારૂં નામ; ભીમ કહે ભાભી દ્વાર ઉઘેડો, સેજ પડયું છે કામ ॥ ૧૮॥ કર્ણની નારીએ દ્વાર ઉઘેડયાં, ભીમ ભોવનમાં પેઠો; નારી રસોડે કરે રસોઇ; ત્યાં સનમુખ જઇ બેઠો ॥ ૧૯॥ કર્ણની નારી કહે કેમ આવ્યા, ઓ કુન્તાના તન; ભીમ કહે મારી માતાએ, કરાવ્યું નહી ભોજન ॥ ૨૦ ॥ ગઇ કાલનો હું છું અપવાશી; ક્ષુધાએ જીવ ગભરાયો, મેં જાણ્યું ભાભાઇ સારાં છે, ખાવા

માટે આવ્યો.॥૨૧॥ કર્ણની નારીને દયા આવી, બેસો કુન્તી તન; તમારા ભાઇ આવે ત્યારે, બેઉ કરજો ભોજન ॥ ૨૨॥ ભીમ કહે તમે છો દયાળુ, ડાહ્યો થઇ રહ્યો ત્યાંય; એવે કરણુની કામની તે, ઓરડા વિશે જાય.॥૨૩॥ એટલે ઉઠયો વાયુનો નંદન,કપટનું કામ કીધું;દાળ ભાત શાક ભેગાં ચોળી, મોઢે માંડીને પીધું. ॥૨૪॥ પુરણ પોળીનું પુરણ ખાધું, ખાનારો નહી પોચો; હતો ત્યાં બેઠો મોઢામાં ઘાલી, કણેક કેરો લોચો.॥૨૫॥ એવે આવી કર્ણની નારી,રસોઈ જોવા જાય; જોયું તો અન્નનો નહી દાણો, ક્રોધ હળા હળ થાય. ॥ ૨૬॥ ધાનના ધનેરૂ કુન્તાના કુંવર, છે તુજને ધીક્કાર;ભુખ્યો ભીખારવો ભીમડા તુતો, શાને આવ્યો મુજદ્વાર.॥ ૨૭॥ ભીમ કહે બીલાડુ નાહું, કેમ મુકે મને આળ; જા તારે ઘેર નથી ખાવું,કહી ઉઠયો વાયુ બાળ.॥ ૨૮॥ ઘર બહાર જઇને ઉદર વીશે, ખોશી જોઇ આંગળીઓ; ખાધેલું કાંઈ નથી જણાતું, ત્યાંથી ચાલ્યો બળીયો. ॥૨૯॥ ગયો સો ભાઇને રસોડે, રાંધે કૌરવની નારી; દાળ ભાતસામગ્રી ત્યાર થઈછે, લાડુ વાળ્યાની તૈયારી.॥૩૦॥ તવ ભીમ આવ્યો ઉલટ લાવ્યો, જીવ આનંદમાં પેઠો; રસોડા પાસે રાણી ભાણુમતી, તે કને આવીને બેઠો. ॥૩૧॥ ભાણુ મતી કહે કેમ પધાર્યા, વીલે મોડે બની આવ્યા;ભીમ કહે કાલનો છુ ભુખ્યો, તમ ઘેર આવ્યો ખાવા ॥૩૧॥ નાદારછે મારી માતાજી, કાલે દીધો અપવાસ;આજ હજી લગી ખાવા ન દીધુ, ત્યારે આવ્યો તમ પાસ. ॥ ૩૩ ॥ ભાણુમતી કહે ભાઈ તમારા,આવે એટલી વાર; જુઓ લાડુ વાળવાનો છે, ધીરજ ખમો લગાર ॥ ૩૪॥ ભીમ કહે સૌ મેહેનત લોછો, લાવો હું શણીયું માગુ; નવરો હાઈ બેશી રહુ ત્યારે, લાડુ વાળવા લાગુ ॥ ૩૫ ॥ ભાણુમતી કહે તમે બેશીરો,શણીયું નથી જોયેલું; ભીમ કહે કાંઇ કામ નથી,છે ધોતીયું ધોએલું ॥ ૪૬॥ નારીઓ નાના કહેવા લાગી; ઉઠી રસોડામાં પેઠો; ઘી ગોળ ભેળેલા ચુરમામાં, મોઢું ઘાલીને બેઠો ॥ ૩૭॥ સરવ નારી હેકારા કરતી, મારવા માંડયો ત્યાંય; ભીમ જરાએ જુએ ન ઉંચુ, ખુશીથી ખાધે જાય ॥ ૩૮॥ચુરમુ ચડી ચોટ ઉડાવ્યું, જમી ગયો ભાત દાળ; પછી હાથને મોઢુ ધોયું,કુન્તાજીને બાળ ॥ ૩૯॥ સરવ સુંદરી ગાળો દેતી, કાપ્યો વ્રકોદર માંઠો; સર્વને બબે ટપલા મારી, વાયુનો નંદન નાઠો ॥ ૪૦ ॥ મારગ જાતા ઉદર જોયુ, કામ નથી થયું કાચુ; ખાધુ તોપણુ પેટ છે ખાલી, વચન શીવનું સાચુ ॥ ૪૧ ॥ વ્રદાન વડે જઠરા જાગ્યો,જમેલુ બળી જાય;તેથી શકુની મામાને દીશા, જાવાનું નવ થા-

ય. ॥ ૪૨ ॥ આ ઠેકાણે સંદે નીવારણ, સાંભળ તું રાજન;ભીમે જાણ્યું ભુખ ન ભાગી, જે કાકાને ભોવન. ॥ ૪૩ ॥ એમ જાણીને અંધને ઘેર આવ્યો,ખાવાને હાલી ચાલી;ત્યાં અંધ ઓટલે બેસી રહયો છે, કર જેષ્ઠીકા ઝાલી. ॥ ૪૪ ॥ ભીમે આવી કહ્યું કાકાને,કાકા પડયો મને વેંમ; દ્વાદશીએ હું ખાવા આવુ છું,બ્હાર બેઠા આજ કેમ. ॥ ૪૫ ॥ અંધ કહે આજ રંધાવ્યુ નથી,સાંભળ મ્હારી પેર;ત્રણ દહાડાથી જાવુછું ખાવા, દુરીયોધનને ઘર. ॥ ૪૬ ॥ ખોરાકીનો લાડુ કરીને, રોકયું છે ઘર મ્હારૂ; મશાલાને તેજાના નાખ્યા છે,સૌ છોકરાને સારૂ. ॥ ૪૭ ॥ તે માટે તુ જા આજ પાછો, નહી મળે ભોજન;ભીમ કહે એ સોખરાને,શું એમે નહી તન. ॥૪૮॥ ધત્રાષ્ટર કહે ખરા તમોએ, છેક નીરાશ ન કહાડુ;તમારા પાંચ ભાઇઓ માટે, મોકલશું પાંચ લાડુ ॥૪૯॥ ભીમ કહે મ્હારા ભાગનો મને, આપી દ્દો અત્યારે;અંધ કહે નહી મળે હમણાં,ભીમે જાણ્યું દેખે કયારે ॥ ૫૦ ॥ છો બ્હાર બેઠા છાનો માનો, હું મહી પેશી જાવું; ખરેખરી ખાવાની ખોરાકી, પેટ ભરીને ખાવુ. ॥ ૫૧ ॥ એમ જાણીને છાનો માનો, ધામમાં પેસવા જાય; જાણી જોઇને ધત્રાષ્ટરે, ધરી જેષ્ઠીકાય. ॥ ૫૨ ॥ એટલે ભીમને ક્રોધ વાધ્યો, કાકાને ઉચકી લીધો; જેષ્ટીકા સૈત ઉપાડીને, અળગો ફેંકી દીધો ॥ ૫૨ ॥ પછી પોતે ધામમાં પેઠો, ગયો સાતમે માળ; મોદીક જોયા ઠારેલા ત્યાં, ખુશી થયો સતીબાળ ॥ ૫૪ ॥ ઓ વિશ્વંભર વિશ્વનાપતી,વિશ્વનુ કષ્ટ કાપો છો;કીડીને કણ હાથીને મણ, જોઇએ તેમ આપોછો.॥૫૫॥ એવી સ્તુતી કરી ઉલટ ધરી, બીરાજયો તે ઠામ;ઢીલુ ધોતીયુ પેટનું કીધું,લીધું શીવનું નામ ॥ ૫૬ ॥ ॥ વલણ ॥ નામ લીધું શીવજી તણું, થઇ જમવા ઇછાય; વ્યાસ વલ્લભ વાણી વદે, સાંભળજો શ્રોતાય ॥

---

## કડવું ૫૯ રાગ ધ્રાવડી દોહરાનો ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું,આદ્ય પરવ મહીમાય.॥ ૧ ॥ ખાવા બેઠો સુત સતીનો,શીવ શીવ શબ્દ ભાંખે;એકેક ભુજમાં વીસ વીસ લાડુ, લેઇને મુખમાં નાંખે ॥ ૨ ॥ નવાણુ મણ મોદીક ખાધો,રૂંવે રૂંવે ચઢયું ઝેર; લોચન થયાં લીલાં પીળાં, આવી વીશની લ્હેર.॥ ૩ ॥ ફેણફેસોટા મોઢે આવ્યાં, પ્રાણ બ્રમાન્ડે ચઢીયો; સુદ્ધી બુદ્ધી કાંઇ રહી નહી,ઢળીને હેઠે પડીયો.॥૪॥

મુખમાં લાડુ હાથમાં લાડુ, ફાટી ગયેલી આંખ્યો; કાષ્ટ સરીખું શરીર થયું, બમણે મ્હોંપર માંખ્યો. ॥ ૫ ॥ આંધળાને નાંખી દીધેલો, બેઠો છે એટલે જઇ; ફરી રસોઈ કરવા માંડી, કૌરવોને તહી ॥ ૬ ॥ કૌરવ આવ્યા ભોજન કરવા, કોપે ચઢયા અપાર; દુરીયોદન કહે એરે નારી, કેમ લગાડો વાર ॥ ૭ ॥ ભાણુમતી કહે સાંભળો સ્વામી, રંધાઇ રહ્યુતુ બાધુ; આવ્યો ભીમસેન ગાંડીયો એણે, પડતુ નાંખીને ખાધુ ॥ ૮ ॥ આતો ફરીથી રાંધવા માંડયું, અમારો શો વાંક; ખાઇને ટપલા મારી ગયો, શું કરીએ અમે રાંક ॥ ૯ ॥ દુર્યોધન કહે કરો ઉતાવળ, નહી તો લોકાચાર નડશે; ખાઇ પીને સૌ પરવારો, રડવુ કુટવુ પડશે ॥ ૧૦ ॥ એમ કહી ઉતાવળ કીધી; ભોજન કીધું સાર; પછી ભીમની તપાસ કરવા, નીકળીયા જણ ચાર ॥ ૧૧ ॥ દુશ્યાસન શકુની કરણ, ચોથો દુરીયોધન; ચાલ્યા ચાલ્યા ચારે આવ્યા, તાત તણે ભોવન ॥ ૧૨ ॥ જેષ્ટીકા ઝાલી અંધ બેઠો. તેને પુછયું કર્ણ; ધત્રાષ્ટર કહે પેઠો છે ઘરમાં, પામ્યો હશે એ મર્ણ ॥ ૧૩ ॥ દુરીયોધન કહે જાઓ પીતાજી, તમે તો મ્હારે ઘેર; ખાઇ પીને પરવારી લેજો, કરીએ શબની પેર ॥ ૧૪ ॥ ધત્રાષ્ટર કહે શબ ભીમ કેરૂ, સંતાડજો કરી ઠીક; જો કદી જગત જાણશે તો, કેહેવાશે ધીક ધીક ॥ ૧૫ ॥ એમ કહીને એતો ચાલ્યો, રહ્યા ચાન્ડાળ ચાર; ધીરે રહીને મ્હેલ તણુ ત્યાં, હડશેલી જોયું દ્વાર ॥ ૧૬ ॥ તો મહીલી દીઠી સાંકળો, ઉતાર્યા ચણીઆરાં; નીચેનો ભાગ તપાશી જોયો, કુકતના કરનારા ॥ ૧૭ ॥ મામો કહે માળપર ચાલો, એરે દુરીયોધન; છત્રપતી કહે આગળ થા તું, દીનમણીના તન ॥ ૧૮ ॥ કરણ કહે નહી કામ મ્હારૂ, મામા મ્હોટા તે શોભે; મામો કહે કામ દુશ્યાસનનું, એમ ચારે જણ થોભે. ॥ ૧૯ ॥ પછી મામાયે મારગ કાઢયો, એક એકના કર ઝાલો; જોડે મરવુ વીવા તુલ્ય ગણવું, નીસરણી પર ચાલો ॥ ૨૦ ॥ એમ કહીને જોડે ચાલ્યા, મન તણા વેમ ખુએ; દાદરમાં ઉભા રહીને, ચારે દીશા જુએ ॥ ૨૧ ॥ તે પછી એ ઉપર ચઢે, જોતા જોતા જાય; ભીમ તણો ભય છે બહુ મનમાં, થરથર કંપે કાય ॥ ૨૨ ॥ એવા ચાલે કાંઇ ન હાલે, મનમાં કરે મનસુબા; સાતમા માળની નીસરણીમાં, છેવટ જઇને ઉભા ॥ ૨૩ ॥ ભીમ પ્રચંડ પડેલો દીઠો, રહ્યા અન્યોઅન્ય ઝાલી; એવે વાયુ બ્હારીનો આવ્યો ભીમતણી મુછ હાલી ॥ ૨૪ ॥ એટલે જાણ્યું જીવતો છે, હૈઆમાં હડબડીયા; નાસવા ગયા નીસરણીમાં, એક એક ઉપર પડીઆ ॥ ૨૫ ॥ ભાગ્યા હાડા કુટાયાં કાઠાં, બોલ્યો રાજા કરણ; મરો મુરખો મુજને પાડયો, પામ્યો છે ભીમ મરણ

॥ ૨૬ ॥ એમ કહીને આગળ થયો,સાતમા માળમાં પેઠો; વાયુનંદન વ-
રકોદરની, પાસે જઇને બેઠો ॥ ૨૭ ॥ ભીમને દેખી આંસુ આવ્યાં,આ
શું ભુંડું કીધું; દયા ઉપની ઉર વીશે, કયાં વીશ આને દીધું. ॥ ૨૮ ॥
છે દયાળુ ને સત્યવાદી, સુર્યે તણો એ બાળ; ચાન્ડાળોના સંગે કરીને,
કેહેવાયો ચાન્ડાળ॥ ૨૯ ॥ પણ પુરણ પસ્તાયો મનમાં, એવે ગયો શકુ-
ની; પછી દરજોદન દુશ્યાસન, પાસે ગયા બેઉ ખુની ॥ ૩૦ ॥ ભીમને
જોયો મર્ણ ગયેલા, દુષ્ટ ઘણી દાઝ ધારે; મુએલના રૂદીઆપર બેશી,ગા-
લમાં ઓદા મારે॥ ૧ ॥ એ ભીમડા તેં બહુ માર્યાં છે, તેનું વળ્યું હવે
બ્હેર;કર્ણ કહે મુઆને શું મારે, કરો સંતાડવા પેર. ॥ ૩૨ ॥ આ વાત જો
કોઈ જાણશે તો, વરતાશે હાહાકાર; કાળુ મોઢું થાશે સહુનું ,હવે તો ન
કરો વાર,॥ ૩૩ ॥ દુશ્યાસન કહે શબ ઉતારો, નહીતો થશે જીવ ખાટો;
છેકજ નીચે શબ લેઇને,ઓરડાની મહી દાટો. ॥ ૩૪ ॥ કરણ કહે ગુપ્ત
ગાડામાં, ઘાલી લ્યો ગામ બ્હાર; ગમે તેવો તોયે બંધુ માટે, કરો અ-
ગની સંસકાર. ॥ ૩૫ ॥ શકુની કહે સૌ મુરખા છો, કામ બતાવુ સેલ;
જુમનાજીના કીનારા ઉપર, છે આપણો આ મ્હેલ. ॥ ૩૬ ॥ જુમનાજી-
વાળો ધોરોપાડો,તે પછી મડદુ લેવુ;કોઇના જાણ્યામાં નવ આવે,પાણી-
માં ફેંકી દેવુ. ॥ ૩૭ ॥ મચ્છર માંછલાં ખાઈ જવાનાં,બતાવું તે કરી જુ-
ઓ; કદાપી મડદુ જડશે તો, કેહેશે કે ડુબી મુઓ ॥૩૮॥ નાહાવાની
બહુ ટેવ હતી તે, ડુબી મુએલો ભેમ; જો દુરજોધન, ઉપાય મ્હારા,
જે જે બતાવુ તે કેમ ॥૩૯॥ જો મ્હારે ઉપાયે મરણ પામ્યો, કેવો નાખ્યો છે
મારી; દુરીયોધન કહે મામા તારી, બુદ્ધીની બલીહારી ॥૪૦॥ જુમના-
જી ભણી ભીંતડુ પાડયું, નાંખવા થયા ત્યાર; ભીમની ભુંડી દશા બેઠી,
જાણ્યું જુગદાધાર ॥૪૧॥ કૃષ્ણ પ્રભુએ એમ વિચાર્યું, શેદેવનું વેણ ન-
ડશે; બ્રમાન્ડ જીવ છે ભીમ મરે તો, મારે મરવું પડશે ॥ ૪૨ ॥ એમ
જાણી પુરી પુરાણી, ચીંતાતુર થયા એવ; પ્રેરણા કીધી પ્રેરક પ્રભુ,બો-
લાવ્યો વાયુ દેવ ॥ ૪૩ ॥ એટલે વાયુ દેવતા આવ્યો, બોલીયા જુગજી-
વન; જા વણ મ્હોતે મરણ પામે, ભીમસેન તારો તન ॥ ૪૪ ॥ જુમના-
જીપર જૈ રહે ઉભો, હોંશીઆરી ઘણી રાખી; દુષ્ટો ફેંકે તવ હાથે પાસે,
જુમનામાં દેજે નાંખી ॥૪૫॥ તો તારો સુત ઉગરવાનો, કહી કર્યો વી-
દાય; આવી વાયુ દેવ ઉભો રહ્યો, છે અંધનો મ્હેલ ત્યાંય ॥ ૪૬ ॥ એ
વામાં તો ચાર ચંડાળે, મડદુ ગબડાવી લીધુ; કીનારે લાવી બળ કરીને,
તર્તજ ફેંકી દીધુ ॥૪૭॥ વાયુ દેવનો દીકરો તે, વાયુએ ઉચકી લીધો,

અવળ સવળ કરીને ડાભે,પાસે ફેંકી દીધો. ॥ ૪૦ ॥ વજ્ર પાસુ પ્રથવી પર પડયું, પ્રથવી ફાટી તતકાળ;પ્રથવીમાં ઉતરીયો તે,જઇ પડયો પાતાળ. ॥ ૪૯ ॥ પાતાળમાં વજ્રેશ્વર માહાદેવ,વજ્રને ડેરે અડીયો,ડેરા ઉપર અથડાઇને એ, એટલા ઉપર પડીઓ. ॥૫૦॥ જો વચમાં વજ્ર ન આવે તો,ઉતરે સાત પાતાળ;પણ વજ્ર વચમાં આવીયું તે,અચકયો સતીનો બાળ. ॥ ૫૧ ॥ વળણુઃ ॥ અચકયો બાળ સતી તણો,સાંભળને તું રાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, મ્હાદેવમાં શું થાય.

## કડવું ૬૦ રાગ ચોપાઇની છાયા.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ જનમજે રાજન; છે પાતાળમાં એક નાગ, તેને દીકરી શુભ સોહાગ. ॥ ૧ ॥ હતી પાંચ વરસનીએ તન, ત્યારથી કરે શીવ પુજન;પુંજે વજ્રેશ્વરને એવા, માગે સ્વામી કરીને શેવા. ॥ ૨॥ થઇ એકાદશ વર્ષની જ્યારે, ધારી પીતાએ પરણાવા ત્યારે;કન્યાએ કહ્યું ન મરો મથી,શીવના વર વીના વરવાની નથી.॥૩॥ દેશે મ્હાદેવજી વર જ્યારે, વરૂ તે વરને હું ત્યારે; એમ કહી નહી વરી નાથ. તેથી કળકળે માત તાત.॥૪॥ થઇ સોળ વરસની નાર,માત પીતા લડયા તે વાર,દીકરી વગોવી અમ કુખ,કુંવારીનું ન જોઇએ મુખ॥૫॥ પડયો ભીમ જે દાડે તે દાડે, થયો કલેશ ઘણો આંક આડે; કન્યા ક્રોધ ભરેલી ચાલી, શેવા સામગ્રીની છાબ ઝાલી ॥ ૬॥ વજ્રેશ્વર મ્હાદેવમાં પેઠી, પુજન કરવાને રડતી બેઠી,શેવા કરી બોલી એમ નારી,થાવો પ્રસન ત્રીપુરારી.॥ ૭ ॥ નહી તો જીભ દંતથી કાપું, હું તો સ્ત્રી હત્યા તમોને આપુ; તવ શીવજીએ કરી દયા, કલેશ જોઇને પ્રગટ થયા. ॥ ૮ ॥ શીવે કહ્યું માગી લે તું નાર, કન્યા બોલી આપો ભરથાર; તવ શંભુ મેલ્યો શીશ હાથ, દેરા પુંઠે પડયો તારો નાથ. ॥ ૯ ॥ વેણુ સાંભળતાં મન મોહ્યું, દેરા પુંઠે કન્યાએ જઇ જોયું; દીઠો મરણ પામેલો નાથ, એણે મનમાં વીચારી વાત.॥ ૧૦ ॥ આતો પ્રથ્વીનો છે નર કોય,દીસે મરણ પામેલો હોય; પ્રાણ બ્રહ્માડ હોય કદાપે, શંભુ મરણ પામેલો ન આપે. ॥ ૧૧ ॥ મારા મન તણો સંદેહ ખોવું, જીવતો કે મુએલો જોવું. લાવી ઠરેલું ઘ્રત તે દીશ, મુકી જોયું ત્યાં ભીમને શીશ. ॥ ૧૨ ॥ થયું ઉષ્ણ કન્યા વદીવાણ, એના ખોળીઆમાં હજી પ્રાણ, કોક શત્રુએ કીધો છે કેહેર; આને ખવરાવી દીધું છે ઝેર. ॥૧૩॥ ગઇ દોડતી તાતની કને

શીવે સ્વામી આપ્યો આજ મને, પડયો છે શબ તુલ્ય શીવ દેરે, નથી સુધસાન ચઢેલે ઝેરે ॥ ૧૪ ॥ તમો આવીને વીશ ઉતારો, આપ્યો શીવે તે તો સ્વામી મ્હારો, તવ વાસુકીને એનો ભાઇ, આવ્યા શીવને દેહેરે ધાઇ. ॥ ૧૫ ॥ રખાવ્યા ભીમના પગ સીધા, પછી બે અંગુઠે ડંશ દીધા; ડંશ દઈ વીશ ચુસ્યું તમામ, પછી નાગ બોલ્યા તે ઠામ. ॥ ૧૬ ॥ હાંઈ બેશી રેહેજે તું બેહેની, હવે જાગ્રતી થવાની એનો; અમો આગળ જઇએ ઘેર, કરીએ સહુ વીવાની પેર. ॥ ૧૭ ॥ બે ઘટીકાએ બેઠો એ થાશે, તેડી લાવજે આપણે અવાસે; એમ કહી થયા વીદાય, ભીમ પાસે રહી કન્યાય ॥ ૧૮ ॥ સત્યકંથ માન્યો તે દાહાડે, વસ્ત્ર વતી મક્ષીકા ઉરાડે; બે ઘટીકાએ પ્રાણ ઉતરીયો; નસો નાડી રૂવાડે પસરીયો. ॥ ૧૯ ॥ આવી સુદ્ધી ઉતર્યો જીવ હેઠો, મરડી આળસ ભીમ થયો બેઠો; જોવા લાગ્યો એ ચારે દીશાય, અરે હું હાંઈ આવ્યો છું કયાંય. ॥ ૨૦ ॥ હવે ગામની સોધ કયાં કાહાડુ, કયાં ગયું ઘર કયાં ગયા લાડુ; કયાં ગયું કાકાનુ ઘરબાર, શાનુ દેહેરૂં ને આ કોણ નાર ॥ ૨૧ ॥ તવ નારીએ જોડયા બે હાથ, તમે શું જુઓ સ્વામી નાથ; નથી પ્રથવી આ તો પાતાળ, હાંઇ નાંખ્યા કોઇ ચંડાળ ॥ ૨૨ ॥ કોઇ શત્રુએ કીધો કેહેર, દીધું હતું તમોને ઝેર; તે તો મુજ ગરજે કાજ કીધું, મારા તાતે આવી ચુશી લીધું ॥ ૨૩ ॥ હું તો શીવનું વરદાન પામી, તમોને આપ્યા મુજ સ્વામી, ભીમે કન્યા રૂપાળી ભાળી, જાણ્યું મનમાં હું ભાગ્યશાળી ॥ ૨૪ ॥ કહે કન્યા ચાલો મુજ ઘેર, કરે મુજ તાત પરણાવા પેર; એવું સુણી ઉભો ભીમ થાય, ઘેર તેડી લાવી કન્યાય ॥ ૨૫ ॥ વાસુકી નાગે આપ્યું આસન, કરો જમાત્ર વર પાવન; ભીમ કહે બોલો વીચારી, મ્હારે નથી પરણવી નારી. ॥ ૨૬ ॥ તવ નાગે નીસાસા મુકયા, તમે જમાત્ર તો થઇ ચુકયા; પુત્રી વગર વર્યે વરી ચુકી, હવે કયાં જશો એને મુકી ॥ ૨૭ ॥ ભીમ કહે દયા આવી ઘણી, પણ શું આપશો પેહેરામણી; નાગ કહે કહો તે હા કહીએ, પણ પાછા જવા નહી દેઇએ. ॥ ૨૮ ॥ ભીમ કહે લ્યો પુન્યના લ્હાવા, માગુ પેહેરામણીમાં ખાવા, એમ સુણી સહુ નાગ હશીયા, એવું કેટલું ખાવાના રશીયા. ॥ ૨૯ ॥ તમે ખાવાના શું ખઇ ખઇને, કહ્યું ત્રણસે મણ બે વાર થઇને; સુણી ભાગી વાસુકીની હામ, આ તો વેચવું પડે ઘર ગામ. ॥ ૩૦ ॥ ત્યારે બોલીયા નાગ તમામ, પુંજી પાતાળની શું કામ કરો કબુલ ખાવા દેવું, ત્યારે કબુલ કીધું એવું. ॥ ૩૧ ॥ વલણ ॥

કબુલ કીધું ભીમને, તવ સતી સુત હરખાય; વ્યાસ વલ્લભ મુખ ઓચ-

રે, પ્રથ્વીમાં શું થાય. ॥

## કડવું ૬૧ રાગ સામેરી દોહરાનો ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણુ જનમેજેરાય; વિસ્તારી તુજને સંભળાવું, આધ્ય પરવ મહીમાય.॥ ૧ ॥ હસ્તીનાપુરમાં મધ્યાન થયા, કુન્તાએ કીધી રસોઈ; ધરમને કહ્યું ચાલો બેટા, જમવાને સહુ કોઇ ॥૨॥ ધરમ કહે સવારનો મા, ભીમ નથી દેખાતો; એના વીના હું જમવા ન બેસુ, હરનીશનો નીમ આતો ॥ ૩ ॥ કુન્તાજી કહે સોધી કાહાડો, તવ ચાલ્યા ત્રણ વીર; બાગ બગોચાને અખાડા જોયા, જોયું જમુના તીર ॥ ૪ ॥ જયાં જયાં જવાના ઠેકાણુા એના, ત્યાં કીધો તપાસ; કોઈ જગે ભીમને નવ દીઠો, સર્વે થયા ઉદાસ. ॥ ૫ ॥ કુન્તાજી કહે જાવો બેટા, દુરીયોધનને અવાસ; એટલે એના સેવક મોકલી, કરાવશે તપાસ ॥ ૬ ॥ એટલે ધરમ અરજુન ચાલ્યા, ગયા સભાની માંય; દુરીયોધન કહે આવો ભાઈ, કેમ પધાર્યા હાંય. ॥ ૭ ॥ કદી નહીને તે દાડેતો, માન્યે દીધું આસન; કેમ પધાર્યો કેમ પધાર્યો, કહો મમ બંધુ જન. ॥ ૮ ॥ ધર્મ કહે કે મોહોટા બંધુ, ભીમ ગયો છે ખોવાઇ; સવારનો દેખાતો નથી. ખોળીને આવ્યા હાંઇ. ॥ ૯ ॥ ગૈકાલનો એ છે અપવાશી, સવારે ભુખ્યો થયો; માતા એ મધ્યાને ખવરાવું મા્યું, માટે એ રીસાઇ ગયો. ॥ ૧૦ ॥ દુર્યોધન કહે શા માટે એને, ખાવા ન આપ્યું તમે; શી ખોટ તમારે આવતીતી, મોકલીએ સૌ અમે. ॥ ૧૧ ॥ કુન્તા ડોશી છે બહુ ડાહ્યાં, બોલેલાં મશે મશે; રીસનો ભર્યો દેહ તજે તો, મોઢું કાળુ મેશ થશે ॥૧૨॥ એમ કહીને દોડતો આવ્યો, લાવ્યો શકુની સાથ; ધાંટા કાઢતો ને બરબડતો, ગયો જ્યાં કુન્તા માત. ॥ ૧૩ ॥ ઓરે કાકી તમે ન મુઆં, કીધો સોરબકોર; ભીમને વ્હેલું ખવરાવવામાં, શું પડયું તમને જોર. ॥૧૪॥ પરાણે એકાદશી કરાવી, નકર કષ્ટ તમેતો; આજે સવારે ખાવા ન આપ્યું, શું કરીએ અમે તો. ૧૫ ॥ ભીમ ભુખાળવો રીસનો માર્યો, રખે કરે આપઘાત; તો શું બતાવીએ મોઢું જગતમાં, વિચાર કરી લ્યો માત ॥૧૬॥ ઓથ અમારી ભાગી પડે સૌ, વધો એવાં વચન; કુન્તાજી ઠપકો સાંભળીને, કરવા માંડયું રૂદન. ॥ ૧૭ ॥ શાહુકાર થવા કુન્તાજી ઉપર, ક્રોધ કરે બહુ પાપી; ધાંટો કાઢીને શકુની બોલાવ્યો, દુષ્ટ રજા એમ આપી. ॥૧૮॥ બોલાવો સઘળા સ્વાર ઘોડાના, વન સોધે હેરોહેર; નગ્રમાં હજાર શેવક છો-

ડો, જડતી લો ઘેર. ॥ ૧૯ ॥ એકસો ઢીમ્મરલોક બોલાવો, જમુનામાં નાંખે જાળ;ન્હાવાની એને ટેવ ઘણી તે,બુડી મરે કોઇ કાળ.॥૧૦॥ એવી રીતે સોધ કરવા કાહાડયા, જ્યાંને ત્યાં ગાભરો ફરે; કુન્તાએ જાણ્યું સપુત સગા વણ,આટલુ તે કોણ કરે.॥૨૧॥ જગતમાં ભલાઇ દેખાડવાને;કરે દોડાદોડ ઝાઝી;આંસુડાં કાહાડે દુઃખ દેખાડે, છે મનમાં બહુ રાજી.॥૨૨॥એમ કરતાં તો રજની પડી,તેમ તેમ હાહાકાર;ભીશ્મજી આવ્યા વીદુર આવ્યા,આવી કૌરવની નાર.॥૨૩॥ ધત્રાષ્ટર ગાંન્ધારી આવ્યાં,સર્વ બેઠાં મળીરાળે;ગામમાં ઘેરેઘેર શેવઠા,ખુણાખોચરા ખોળો.॥૨૪॥ઢીમ્બર સોધે જમુનાજીમાં,વનમાં સોધે સ્વાર;કુન્તાજી કને સર્વ બેસીને,કઇ કઇ કરે વીચાર ॥ ૨૫॥ એવે સમે પાતાળ વીશે, મંડપ રચના કીધી; ભીમને બેસાડયો બાજઠ ઉપર, કન્યા પધરાવી દીધી. ॥ ૨૬ ॥ પાતાળના નાગ પાસે બેઠા, ગોર બીરાજ્યા માંય;નાગ કેરી નાગણીઓ તે,ગુણીઅલ ગીતાં ગાય, ॥ ૨૭ ॥ વળણ. ગુણીઅલ ગીતા ગાય છે,પરણે સતી સંતાન; વ્યાસ વલ્લભ વદે વાસુકી, દે છે કન્યાદાન.

---

## કડવું ૬૨ રાગ રેણીનો.

ત્યાં તો સમે વરતે સાવધાન,સૌભાગ્ય રેણી રે; દે છે વાસુકી કન્યદાન. ॥ સૌભાગ્ય,॥ ૧ ॥ પેહેલો હસ્ત મેળાપક થાય ॥ સૌ ॥ તેમાં વેદના મંત્ર ભણાય. ॥ સૌ ૨ ॥ ત્યાં તો પાડી પટોળે ગંઠ.॥ સૌ ॥ વરમાળા આરોપી કંઠ. ॥ સૌ ૩ ॥ પછી પેહેલું મંગળ વરતાય.॥ સૌ ॥ તેમાં ગાયોનાં દાન અપાય. ॥૪॥ ચોરી બીજું મંગળ વરતાય ॥ સૌ ॥ તેમાં હાથીઓ અરપણ થાય ॥ સૌ ૫ ॥ ત્યાંતો ત્રીજું મંગળ વરતાય॥સૌ॥ તેમાં ભોમીના દાન દેવાય ॥ સૌ ૬॥ ચોરી ચોથું મંગળ વરતાય॥સૌ॥ તેમાં ભંડાર સહીત અપાય. ॥ સૌ ૭ ॥ પછી રૂપૈઆ વીટીઓરમાય ॥ સૈ ॥ બેઉ લાગ્યાં ગોત્રજને પાય ॥ સૌ ૮ ॥ સઘળી વીધીથી વરી કન્યાય ॥ સૌ ॥ પછી નરનારી ગયાં મ્હેલમાંય. ॥ સૌ ૯॥ વળણ. નરનારી મ્હોલમાં ગયાં, બોલ્યો કુંતી તન, વ્યાસ વલ્લભ એમ ઓચરે માગ્યું ભીમ ભોજન.

---

## કડવું ૬૩ રાગ સાખાનો દોહરો.

વૈશામ પાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને

સંભળાવું, આદ્ય પરવ મહીમાય. ॥ ૧ ॥ ભીમે માગ્યું ભોજન કરવા, નારી રહી નહી જોઈ; ધણી છે ચાતુર એતો ચાતુરા, કરવા લાગી રસોઇ. ॥ ૧ ॥ શીખંડ પુરીનું જમણ કીધું, સાથે સામગ્રી ઝાઝી; મેથીની ચોળાઇની કંજરીની, તાંજરજાની ભાજી. ॥ ૩ ॥ દોડીની કુબીની પુંઆડનીને, ગળજીભીની વધારી; ચીલની ને પોઇની ભાજી, સવાની છમકારી ॥ ૪ ॥ અળુના પત્રના વાટા વળેલા, છે લાંબા અદગજીયાં; કોળાનાં કેળાનાં રાતા રતાળુના, દુધીના ભાવતાં ભજીયાં. ॥ ૫ ॥ રાણનું રાઇતું રાઈ ચઢાવી, ત્યાર કર્યું તતકાળ; બાજઠ ઘાળી વાટકા મુકયા, મુકયો કનકનો થાળ ॥ ૬ ॥ જળની ઝારી આપી નારી, પતી માન્યો ભગવાન; ઉશ્ણોદકથી વરકોદરને, પ્રેમે કરાવ્યાં સ્નાન. ॥ ૭ ॥ પછી બેઠો ભીમ બાજઠ પર, પ્રેમદા પીરશ્યો થાળ; સામગ્રી સહુ જોઇને રીઝ્યો, શુભ સતીનો બાળ ॥ ૮ ॥ ક્ષુધા લાગી છે અતી ઉદરમાં, નારીએ આગના દીધી; ભીમે જાણ્યું કયાં કોળીયા ભરૂ, સામગ્રી ભેળી કીધી ॥ ૯ ॥ થાળ મોડે માંડી પી ગયો, માગ્યું બીજીવાર; પાત્ર લાવીને ઠાલવી દીધાં, રાખ્યું નહી લગાર. ॥ ૧૦ ॥ તે પણ ચોળવા લાગ્યોને નારી, બોલી શું સ્વાદ જણાશે; ભીમ કહે મ્હારા મોઢામાં, જુદે જુદું થઇ જાશે ॥ ૧૧ ॥ એમ કહીને આરોગી ગયો, ભીમ વદ્યો વચન; અરેરે હું જમી ગયોતું, કરીશ શું ભોજન. ॥ ૧૨ ॥ નારી કહે તમે જીવ ન બાળો, રાંધીશ બીજીવાર; ભીમ કહે કરો ભેગા ભેગી, ભુખ રહી છે લગાર ॥ ૧૩ ॥ એમ કહીને ફરી રંધાવ્યું, જમ્યો બીજીવાર; ખાધુ પીધું આનંદ થયો, માંડી રહયો સંસાર ॥ ૧૩ ॥ ભામની મળી ભોજન મળ્યું, આનંદ ફંદમાં ફુલ્યો; માત ભ્રાત કુટુંબ કબીલો, ઘરગામ સઘળુ ભુલ્યો ॥ ૧૫ ॥ ઇશ્વર કૃપા એવી બની કે, નારીને ગર્ભજ રહયો; પ્રથ્વીમાં રૂજની ગઇ પણ, ભીમ ભેગો નવ થયો ॥ ૧૬ ॥ તેરશનું વહાણું વહાયું તવ, સર્વે થયા નીરાશ; વસ્તીમાં વનમાં જંગમાં જડયો નહી, સરવે મુકી આશ ॥ ૧૭ ॥ તત્ર શેદેવને પ્રશ્ન પુછયું, પોતે કુન્તા સતી; ભીમસેન પ્રથ્વીમાં છે કે નહી, શેદેવ કહ્યું મા નથી. ॥ ૧૮ ॥ જેવું પ્રશ્ન તેવો ઉતર, આપ્યો શેદેવ જોશી; વીપોત વચન સાંભળીને, રડવા લાગ્યાં ડોશી ॥ ૧૯ ॥

॥ વળણ ॥ ડોશી રડવા લાગીયાં, ધરમે નાંખી ચીસ; વ્યાસ વલ્લભ વાંણી વદે, કુટે છાતી શીશ.

## કડવં ૬૪ વૈરાગી ભીલાવરી છાયાનો રાગ.

કુન્તાજી વલવલેહો, રૂએ ભોળી ભામની; પ્રથવીમાં પડતી હો, પાન્ડુ કેરી કામના ॥ ૧ ॥ ઓ લાડકવાયા હો, દીકરા તેં દગો દીધો; ઓ જબરા જાયા હો, આજ કાળો કેહેર કીધો ॥ ૨ ॥ પીખાવ્યાં તેં પળીયાં હો, કીધાં ઘર ધુળધાણી; ચાર તારા બંધુ હો, તેની દયા નવ આણી. ॥૩॥ ભીમ ભુખાળવા હો, ભવીશ મારૂં ભુસાયું; ફાળ પાડી પેટમાંહો, રૂધીર બધુચુશાયું ॥૪॥ શીશ બહુ કુટે હો, છુટે ધાર રૂધીર તણી; હરખ હૈયાનાહો, બેટા તેં નાંખ્યો હણી॥૫॥ઓ દુશ્મન દૈવડાહો, ખરૂં રત્ન કયાં ખોયું; હું નિરભાગણીનાહો, સામું કેમ નવ જોયું. ॥૬॥ હીરો હડતાયો હો, સરવનો પાળનારો; ખરો દીવો બુજ્યો હો, સકળ કષ્ટ ટાળનારો ॥૭॥ હતું મ્હારૂં રમકડું હો, રીસાઇને કયાંરે ગયું; નડી કેઇ કરણી હો, કરમ વીજોગી થયું. ॥ ૮ ॥ કયાં કયાં તુને સોધું હો, સોધું તોહ્યે કયાં તું મળે; લઇ ગયા જમડા હો, મ્હારૂં પેટ પાસુ બળે. ॥ ૯ ॥ ત્રણી ખેપ રાખીને હો, ન્હોતી દેતી કે જાવા; નીત્યે રડી રડીને હો, ખાઉધરા તું માગતો ખાવા ॥ ૧૦ ॥ માને ગયો મુકી હો, કેમ દયા નવ આવી; રજળાવ્યું ઘડપણ હો, નાઠો તું કયાં રીસાવી ॥ ૧૧ ॥ કયાં કયાં પોકારૂં હો, જ્યા ત્યાં જર જોડાવું; બાંધ્યો હોય કોઇએ હો, તોહ્યે તને છોડાવું ॥ ૧૨ ॥ આતો કયાં છોડાવું હો, દીકરાજી દન રૂઠયો; જન્મ્યો માને બાળવા હો, સુત થઇ શત્રુ ઉઠયો. ॥ ૧૩ ॥ સદા રાખી બળતી હો, ઉઠે છે હૈએ હોળી; શું જાણું થશે આવું હો, ભટકતી થઇ ભોળી ॥ ૧૪ ॥ જો કંઇ હોસંતાએલા હો, દેખા દોતો વીજોગ ભાગે; જાણે તુ-નજર કને હો, ભોવનમાં ભણકારા વાગે ॥ ૧૫ ॥ લાંબા પોહોળા પોચતા હો, કલેવર કયાં પાડયું; મ્હોટા ધરમ રાયે હો, અતી કલ્પાંત માંડયું, કાહાડે કેશ શીશના હો, ચામડી ચુંટી નાંખે; ચક્ષ ચુવે ચોધારે હો, ભાઇ ભાઇ મુખ ભાખે ॥ ૧૮ ॥ વીરા વીપત વેળાના હો, બંધવા તું બ્હાર ગયો; ભલુ તુને ગમશે હો, કઠોર કાળજાનો થયો ॥ ૧૭ ॥ એમ બહુ રૂએ હો, શરીરને પછાડે; જીભ દંત લેછે હો, શીશ ફોડી રૂધીર કાડે ॥ ૧૯ ॥ રડે અરજુનજી હો, રડે છે શેહેદેવ જોરી, રડે ત્રણે નીકુળ હો, થઇ છે બાવરી ડોશી ॥ ૨૦ ॥ છાતી છોળયો છુટે હો, કુટે પાન્ડુની કામની; એને રડતી દેખી હો, રૂવે પ્રજા ગામની ॥ ૨૧ ॥ રૂવે વ્રધ જોબન હો, રૂવે બાળક બાળુવા; વાવલીયો ન વાયે હો, સ્થંભી ગયાં ઝાડુવા ॥ ૨૨ ॥

ઘોડા ઘાસ ખાય નહી હો, એવું રૂદન આરંભ્યું; ભયંકર કલેશથી હો, જુમનાનું જળ થંભ્યું. ॥૨૩॥ રડે સ્વાન ગામના હો,સ્મશાન સરીખુ ભાસે; વાદળાં છવાયાં હો, ગગનમાં ચોપાસે. ॥ ૨૪ ॥ વળણ. ગગન છવાયાં વાદળાં,થઇ ભોમી ભયંકાર; વ્યાસ વલ્લભ એમ ઓચરે,કલેશ થયો અપાર.

## કડવું ૬૫ રાગ સોભાગ્યનો.

વૈશમ પાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, આધ્ય પરવ મહીમાંય. ॥ ૧ ॥ હાહાકાર ઘણો વરતાયો, રડેછે ભીશ્મ વિદુર; આંધળો અતીશે આક્રંધ કરે, હર્ખ ઘણો છે ઉર ॥ ૨ ॥ ગાન્ધારી ત્રણું કુટવા લાગી, કુટે કૌરવ નાર; સારૂ દેખાડવા જગત વિશે,રડે સૌ અંધ કુંવાર. ॥ ૩ ॥ ૩ ॥ દુરીયોધને જુલમ માંડયો, કુટી ભાગેશારીર; મોઢે બરાડે શીશ પછાડે, કુટીને કાઢયું રૂધીર. ॥૪॥ સૌ કરતાં એણે જુલમ માડયો, જુએ મનુશનો સાથ; શકુનીને સુશરમાતે; ઝાલી રાખે છે હાથ ॥ ૫ ॥ તેમ તેમ પાપીને તાન આવે, દુનીયા દોરંગી જુએ; લોકો વાતો કરવા લાગ્યા, અરેરે રાય બહુ રૂએ ॥૬॥ છત્રપતીપર ભીમ કરતો તો, જ્યારે ત્યારે બહુ કેડુર;પણ તે વાતનું દુરીયોધનમાં,નથી દેખાતું ઝેર ॥૭॥ એમ ઘણાજન કેહેવા લાગ્યા, હરખે પાપી મનમાંય; દુર્યોધનકહે ગમે તેવો તોએ, બંધુ પોતાની બાંહ્ય. ॥૮॥ ત્રણું આક્રંધ તે દનચાલ્યું સાંજે કીધું સ્નાન;ત્રણ દનના અપવાસ થયા,થયાંમર્ણ સમાન. ॥ ૯ ॥ બળાત્કારે ભીસ્મ વીદુરે, સમજાવ્યા કુન્તી તન;કુન્તા સહીતને બોધકરીને, ખવરાવ્યું તવ અન. ॥ ૧૦॥ ચાદશે ચોથો દીવસ થયો, એકલાંકુન્તા જે વાર; દુરીયોધનને પેર પુછવા, બોલાવ્યો તે વાર. ॥૧૧॥ પછી પુછયું ઓરે બેટા, મરણ પામ્યો ભેમ; એનો ક્રિયા ખરચ જોઇએ, કહો કરીશું કેમ ॥ ૧૨ ॥ અમ પાસે નથી પૈસો પુંજી, તું મોકલે છે તે ખઇયે,અમેતો નીરધન પડયાં ભાઇ, તારે આશરે છૈએ. ॥ ૧૩ ॥ દુરીયોધન કહે એમ શું બોલો, કહો તેવું વાવરવું; એની પુરણ ક્રીયા કરીને, મ્હારેનોનીસ્ચે મરવું. ॥૧૪॥ કુન્તાજી કહે નારે બેટા, તુજથી ઉજળાં છૈએ,પ્રભુકોપ્યો ત્યાં ઉપાય શો છે, શાન્તી રાખી રહીયે ॥૧૫॥ છત્રપતી કહે સાંભળો માતા, પત્ર લખું દેશેદેશ, મ્હારા ભાઇને રડવા માટે, આવે સર્વ નરેશ ॥ ૧૬ ॥ વાવરૂ ખરચું ને ખવરાવું, શાન્તી વળે મને ત્યારે; ભાઇની પુઠે

વરે નહી તો, શુ કરવુ ધન મ્હારે. ॥૧૭॥ એમ કહી મામાને બોલાવ્યો, લખી તેડા સરવત્ર;કુન્તાજી કહે પ્રથમ પેહેલા, ત્રણ લખી દો પત્ર ॥૧૮॥ કુન્તલપુરમાં મ્હારા પીતાને, બીજો મારવાડ દેશ;શલરાજા મ્હારી શોકનો બંધુ, માને છે ભગની હમેશ ॥૧૯॥ ત્રીજો લખો દવારકામાં,કૃષ્ણને બળદેવ જેહ, મ્હારા ભાઇના દીકરા છે, મમભત્રીજા તેહ ॥૨૦॥ શકુનીએ તવ પત્ર લખીને, મોકલીયા તતકાળ; પછી બીજે મોકલવાને,લખ્યા વે અંધબાળ ॥૨૧॥ સર્વ ક્ષત્રીને પત્ર પોહોચેથી, આવવું અમારે દેશ; ભીમનો કુકવો કરવા માટે, નહી આવેજો નરેશ ॥ ૨૨ ॥ તેનું ઘર ગામ લુટી લેઇશું, એમ લખાવ્યું રાય; પછી શેવક લોકને આપી, કરી દીધા વીદાય ॥૨૩॥ દેશ દેશાન્તર પત્રપોચાડયા,દ્વારીકા પોચ્યો જ્યારે; બળદેવજીએ સર્વે કુટુંબને, વાંચી બતાવ્યો ત્યારે ॥ ૨૪.॥ એટલે સરવ રડવા લાગ્યાં; ત્રાહ્ય ત્રાહ્ય કરતાં મુખ; કૃષ્ણ પ્રભુ કહે કુન્તા ફોઇને,ત્રણપણમાં પડયું દુઃખ ॥ ૨૫ ॥ જગત વ્હેવારે જુગજીવને, ઘણું કર્યું કલ્પાન્ત; પછી સરવે સ્નાન કીધું, રહ્યા રડીને શાન્ત ॥ ૨૬ ॥ તે રીતે થયું કુન્તલપુરમાં, ત્રીજું મારવાડ દેશ; હસ્તીનાપુર જવા નીકળ્યો, કુન્તી ભોજ નરેશ. ॥૨૭॥ મારવાડથી શલ રાજા ચાલ્યો, દ્વારીકાંથી જદુરાય; કૃષ્ણને બળદેવ બે બંધુએ, હસ્તીનાપુર પળાય. ॥ ૨૮ ॥ ભીમના નવમાને દાહાડે આવ્યા, નગ્ર તણે દરવાજે; ત્યાં તે ચારે ભેગા થયા,રૂએ મ્હોટે અવાજે ॥ ૨૯॥ મ્હોડે માથે વસ્ત્ર ઓઢીને, દુરીયોધનને કાહાવે; શલ કુન્તીભોજ કૃષ્ણને બળદેવ, રડવા માટે આવે ॥ ૩૦ ॥ તવ પથાણા પાથરીયાને, બોલ્યો શકુની એમ; ઓ દુરીયોધન કુટજે તું, રૂધીર નીકળે તેમ ॥૩૧॥ ત્રાહ્ય ત્રાહ્ય કરજે રડજે પડજે,વાગશે તો મટાડાશે; એમ નહી કરે તો કૃષ્ણ કપટી, નિસ્ચે દગો જાણી જાશે. ॥ ૩૨ ॥ એમ કરીને એ બેઠા પથાણે, રૂએ છે હૈયા ફાટ, રડવા આવેલા તે ચારે જણા, ચાલી આવ્યા પુરપાટ. ॥ ૩૩ ॥ પથાણે પેઠા સનમુખ બેઠા, નેત્ર વહે નીરધારા; દુરીયોધને કુટવા માંડયું, મુખ કરે હોકારા.॥ ૩૪ ॥અરે રે બંધુ કયાં ગયો તું, ભીડ વેળાનો ભાઇ; થોડીવારે રડતા રહ્યા, પ્રભુ પથાણા માંઇ. ॥૩૫॥ આંસુ લુછતા ઉઠયા પ્રભુજી, પોતે દીનાનાથ;દુરીયોધન શીશ છાતી કુટે, તેના ઝાલ્યા જઇ હાથ. ॥૩૬॥ ઓ છત્રપતી આ શું કરો છો, જનમે તેટલું જાય; કોઈ ઘણું ને કોઇ થોડું, તેમાંશો ઊપાય. ॥૩૭॥ ગયેલાને નથી લવાતું, લવાય તો સહુ લાવે; મુઆની પુઠે નથી મરાતું, મરે તોહયે નવ આવે. ॥૩૮॥ માટે મીથ્યા કલ્પાંતમુ-

કો,બોલ્યા જુગજીવન;એટલે રડતો રડતો કેહેછે, રાજા દુરીયોધન.॥૩૯॥ ઓરે મ્હારાજા એ બંધુનો,વિજોગ કયારે ટળશે;ભગવાન કહે ભાવ હશે તો, ભીમ તમોને મળશે ॥ ૪૦ ॥ સાંભળી પાપી વીશ્મય પામ્યો, મામાને સાન કરે છે; મામાએ સાન કરી કુટ તું તો,મન વળાવવા કેહે છે. ॥ ૪૧ ॥ એટલે પાપી કુટવા લાગ્યો, પાખંડમાં નહી મણા;પ્રભુ કહે શીદ કુટી ભાગો છો,હજી કુટાશો ઘણા. ॥૪૨॥ એમ મરમમાં મોહન બોલ્યા; પાપી ન ચેત્યો લગાર; બળાત્કારે રોતો રહયો એ, અંધ તણો કુંવાર. ॥ ૪૩ ॥ એમ કરતાં થયો દશમો દાહાડો, બોલ્યા સુંદીર શ્યામ, પરદેશી લોક આવશે આજે,માટે સોંપી દેઉ કામ. ॥૪૪॥ધરમરાજા ભીમની ક્રીયા, કરવાની છે તમારે; અરજુન આવેલાને માન્ય દેવું, વિશ્વ તણા વેવારે. ૪૫ ॥ નીકુળજી જેહ ખરચ થાયે, તે તમારે લખી લેવું; ધર્મની પાસે શેદેવ જોશી, તમારે બેશી રેહેવું. ॥ ૪૬॥ દાનને દક્ષણા જે જે માગે, તે તે તમારે દેવું;છત્રપતી બીરાજો પથાણે, તે કામ તમારા જેવું. ॥ ૪૭ ॥ એવી રીતે સહુને કામ સોંપ્યાં,પોતે દીન દયાળ; એવે સમે આવવા લાગ્યા, પરદેશી ભુપાળ. ॥ ૪૮ ॥ નગ્રની બારણે તંબુ તાણી, ઉતર્યા ક્ષત્રી લોક;શીશ ઉપર સ્વેત મુગટ પેહેરે,શર્વ બતાવે શોક. ॥ ૪૯॥ ધરમરાયે દશા સરાવી,એકાદશા શ્રાધ કીધું; એવે થયો દન દ્વાદશાનો, ક્રીયા કારજ ત્યાં લીધું. ॥ ૫૦ ॥ બેઠો છે પાપી પથાણામાં,રોતા આવે ત્યાં રાય;કૈંક આવેલા કૈક આવે છે,બેસે પથાણા માંય. ॥ ૫૧ ॥ ધરમ રાજા ક્રીયા કરે છે,બારમાને દન પોતે; સર્વ વસ્તુ ગ્રથ લેઇ બેઠો,શેદેવ બંધુ હતો તે. ॥ ૩૨ ॥ શ્રાધ કરાવે ગોર કપાચાર, બ્રાહ્મણ થયા છે ભેળા; સોના રૂપાની શળીથી પીંડ,વેહેરવાની થઈ વેળા. ॥ ૫૩ ॥ પીંડ કરીને ગોરે કહ્યું આ,ધાતુ શળીથી કાપો;ધરમે અવળો હાથ ધરીયો, શેદેવજી શળી આપો. ॥ ૫૪॥ શેદેવજીયે મન વીચાર્યું, અણઘટતું આ થાશ;શળી લઇ પીંડ વેહેરશે તો,સગપણ ઉતરી જાશે. ॥ ૫૫ ॥ આપું ન આપું તો પણ ખોટું,વીચારમાં જીવ પેઠો ધરમે ઘાંટો કાહડીને માગી, શેદેવ અવળો બેઠો. ॥ ૫૬ ॥ ધર્મ કહે શું સાંભળે નહી, કેમ કરે છે વાર; એટલે વિશેશ આડું જોયું, કોપ્યા ધર્મ અપાર. ॥ ૫૭ ॥ કળકળી કુખમાં કોહોણી મારી, કેમ તું માથું કુટાવે; તે સમે સેજ સ્વભાવ પ્રભુજી, ધામમાંથી બ્હાર આવે. ॥ ૫૮ ॥ જોયો તમાસો જુગજીવને,ધરમ કોપે ચડીયા;શેદેવ શામની દ્રષ્ટી મળી કે,ખડખડ હશી પડીઆ. ॥ ૫૯ ॥ ધરમે બેઉનો જોયો તમાસો,પેટમાં પડયો

વ્હેમ; કહો ના કહો પણ જીવે છે, બળવંતો ભાઇ ભેમ. ॥ ૧૦ ॥
॥ વળણ ॥ બળીયો બંધુ માહરો, છે જીવતો જગમાંય;વ્યાસ વલ્લભ મુખ ઓચરે, સાંભળજો શ્રોતાય,

## કડવું ૬૬ રાગ બેહાગનો દોહરો.

વૈશમપાયે એણીપેર બોલ્યા,સુણજનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું,આદ્યપરવ મહીમાય. ॥ ૧ ॥ ધરમ રાજાને વ્હેમ પડીયો જીવે છે ભીમશેન ભ્રાત; શેદેવ મ્હારો ત્રીકાળ જ્ઞાની, કૃષ્ણ પ્રભુ સાક્ષાત. ॥૨॥ બેઉ જણા નથી જેવા તેવા, જો હોય મુએલો ભેમ;જવાન જોધનો શોક ઘણેરો, હસે ડાહ્યા જન કેમ. ॥ ૩ ॥ એમ જાણીને ગોરને કહ્યું, ઘેર પધારો આજ; આટલેથી ક્રીયા બંધ રાખો,છે મ્હારે બીજુ કાજ ॥૪॥ એટલે ક્રીયા અધુરી રાખી,ગોર થયા વીદાય;શેદેવ કહે કેમ બંધ રાખી ઓરે ધરમરાય. ॥ ૫ ॥ એટલે ધરમે હાથ ઝાલ્યો,થયું મ્હારૂં મન કાચું;ભીમસેન જીવે છે કે મુઓ છે,બોલજે સાચે સાચુ. ॥૬॥ તુને ત્રીલોક નાથ હસ્યા, માટે વેમ પડયો મુને; એમ ભાસ્યું કે ભીમ જીવે છે, નહીતો હસુ નાવે તુને. ॥૭॥ શેદેવજી કહે સેજ હસ્યો તો, તેમાં શું કીધું આમ; જીવ્યા ન જીવ્યાનું ભીમતણું તે, જાણે સુંદર શામ. ॥ ૮॥ એટલે ગયા પ્રભુની પાસે, સાચી કહો મને વાત; તમે હસ્યા તેથી વ્હેમ પડયો, જીવે મ્હારો ભીમ ભ્રાત. ॥ ૯ ॥કૃષ્ણ કહે તેતો તમે જાણો; બીજુ ન જાણે કોય;ભીમ મુઓ એમ, મુને ન લાગે,જીવતો કયાંથી હોય ॥ ૧૦ ॥ હાની હાને નાની ના એમ, વચન બોલ્યા નાથ; ધરમે જાણ્યું ગમે તેમ બોલે, પણ જીવે મુજ ભ્રાત. ॥૧૧॥ વ્હેમ પાડીને ક્રીયા મુકાવી,સાંજ લગી ધ્યાન ધરવું;જો ભીમ ભાઇને દેખુ નહીતો,વીશ ઘોળીને મરવું. ॥ ૧૨ ॥ એમ ધારીને ધરમ બેઠા, વિઠ્ઠલ ત્યાંથી વળીયા;શેદેવજીને સામળીયો બે,એકાંન્તમાં જઇ મળીયા. ॥ ૧૩ ॥ પછી બોલ્યા શેદેવ જોશી,સુણો અસરણા સરણ;સાંજે ભીમને નહી દેખેતો, ધરમ પામે મરણ. ॥૧૪॥ આપણે કામ કથાર્યું હસીને,આજની ક્રીયા ઝુલી; પાતાળમાં ભીમ જાણુતો નથી, ગયો છે ઘર ગામ ભુલી. ॥ ૧૫ ॥ વામા વરીને વશ બન્યો છે, બંધન એની બુદ્ધી; ભુલ્યો ભ્રાતને માત પોતાની, મુકો સામળીયા સુદ્ધી. ॥ ૧૬ ॥ કૃષ્ણ કહે કાંઇ ચીંતા ન રાખો આપણ પથાણે પેસો; ચાર ચંડાળોમાં બબે જણાના, વચમાં આપણ

બેસો. ॥૧૭॥ કરણુનાને શકુનીના, બેસજો ઝાલી હાથ; દુસ્યાસનને હું જઇ ઝાલું, બીજો ઝાલુ નરનાથ. ॥૧૮॥ એમ કહી બેઉ ચાલ્યા પથાણે પ્રભુજી કેમ જાય ચુકી; પવન પુત્રને પાતળ વિશે, પ્રભુએ સુદ્ધી મુકી ॥ ૧૯ ॥ એટલે ભીમને સાંભરી આવ્યાં, પોતાનાં માત ભ્રાત; અરે રે હું ઘર ગામ ભુલ્યો, થતો હશે આંસુપાત. ॥ ૨૦॥ નાગ કન્યાને કેહેવા લાગ્યો, તેં વશ કીધો નારી; મ્હારા બંધુ નહી ખાતા હોયે, રોઇ મરશે મા મ્હારી. ॥૨૧॥ હાંઇ આવે બાર દીવશ થયા, સગપણે મ્હારૂં જશે; સગું વ્હાલું રડવા આવેલું, બારમુ થતું હશે. ॥૨૨॥ માટે પ્રેમદા જાવું મ્હારે, કરી દે મુને વીદાય; બળ્યું તારૂં ઘરને બધું, મરીજશે મ્હારીમાય. ॥૨૩॥ એટલે આવ્યો નાગ વાસુકી, તેણે તો ગુટકો આલ્યો, કહ્યું આંખો મીચી ધારો ત્યાં પડશો, તવ ભીમે મુખ ઘાલ્યો. ॥ ૨૪ ॥ નેત્ર મીચીને ધારણા કીધી, વાયુને વેગે ચડીઓ; હસ્તીનાપુરથી એકજોજન, છેટે જઇને પડીયો, ॥૨૫॥ નેત્ર ઉઘાડી નગ્રના સામુ, જોયું જેણીવાર; જ્યાં ત્યાં દીઠા દેરા તંબુ, મનુશ અપરમપાર. ॥૨૬॥ ભીમે જાણ્યું મને ઓળખશે સૌ, માટે કરૂં નવો બંગ;તળાવડામાં પડી આળોટયો, કાદવ ચોપડયો અંગ. ॥૨૭॥ મોહું બીહામણું શરીર તેવું, કરીને ચાલ્યો જાય;એવામાં રાજાનો તંબુ હતો,ભીમ ગયો તેની માંય ॥૨૮॥ રાજા કહે તું કોણ છેલ્યા,કેમ આવ્યો મુકી માઝા;ભીમ કહે મને માન્ય આપો, હું સર્વ રાજાનો રાજા ॥૨૯॥ રાજાએ જાણ્યું છે કોઇ ગાંડો,જા ભાઇ દેવું છું જાવા; ભીમ કહે દુરજોધન કેરૂં,આવ્યો છું બારમું ખાવા ॥ ૩૦ ॥ માટે જોઇયે પોશાગ મ્હારે, આપો તો લેઇને જાવું; રાયે જાણ્યું દુરીયોધન જાણે તો, કેશે બોલાવ્યું હાતું ॥૩૧॥ એમ જાણીને વસ્ત્ર જરીનાં,આપ્યાં ત ભીમે લીધાં; માથાઉપર ફેરવીને,પાછાં ફેંકી દીધાં ॥૩૨॥ ભીમ કહે મ્હારેકામન આવે, માટ હું ફેંકી દેવું;આપોતમારો દેરા તંબુ,તોતે હોઢી લેવું॥૩૩॥રાજાએ જાણ્યું બકવા કરશે,ડેરા તંબુ દેઇ દીધો;ભીમે ઉપાડીને મુસ્તક પરથી,પગ લગી હોઢી લીધો. ॥૩૪॥ આંખ્યો આગળ બે બાકાં પાડયાં,સર્વની ચરચા જુએ;જેને તે રાજા ગામમાં પેસે,ભીમના નામને રૂએ;॥૩૫॥ એવે વ્રકોદર દરવાજે આવ્યો,ભીડ ભરાઇ અથાક,ભીમે જાણ્યું સહુ મને રડેછે,હું સુકુ દુષ્ટની પોક.॥૩૬॥ એમ જાણીને ભીડમાં ચાલ્યો,ટોળાં દેખી મંહી ધસે;લોકોએ જાણ્યું આ કોણ કારમુ,આઘા પાછા સૌ ખસે.॥૩૭॥ બ્હોતેર દરવાજા બાસઠ બારા, હસ્તીનાપુર ગામ; તે સઘળે સ્થળ ક્ષત્રીયો રડે, લૈ ભીમસેનનું નામ. ॥ ૩૮ ॥ એક દરવાજામાં ભીમ પેઠો,

ચાંટા કાઢ્યો સતી તન; વચમાં ઉભા રહી પોક મુકી, ઓ મ્હારા દુરીયોધન. ॥૩૯॥ સર્વના ચાંટા ઢાંકી નાખ્યા, શેવકો સાંભળી રૂઠયા; ત્રીસ દરવાન દરવાજાના, લાકડીઓ લેઇ ઉઠયા. ॥૪૦॥ તડાતડ તંબુપર દીધી, ભીમે કર્યો વિચાર; બારે દાહાડે ગામમાં જાતાં, સુકનમાં ખાઉં માર. ॥ ૪૧ ॥ જનમ જાશે માર ખાધામાં, કુદીને ઉંચો ચડીયો; તંબુ પોહાળો કરી સુત વાયુનો, ત્રીસના ટોળામાં પડીયો. ॥૪૨॥ તવ ત્રીસે તંબુમાં આવ્યા, પુરણ મળીયાં પાપ; ભયંકર ભીમને જોઇ બોલ્યા, મુકી દો માબાપ. ॥ ૪૩ ॥ ભીમ કહે ભાઇ ભલે પધાર્યા, કહી ટપોટપ ઝાલ્યા; પંદર પંદરને પકડીને, બેઉ બગલમાં ઘાલ્યા. ॥૪૪॥ભીમકહે ઓ ગામની દેવ્યા, કાઢજે મ્હારો રોગ; બારે દાહાડે ગામમાં જાતાં તુજને આપુ ભોગ. ॥૪૫॥ માનિ લેજે તું નગ્રની દેવી, એમ વદ્યો મુખ વાણ; બળ કરી બે બગલ દાબી, કાહાડી નાંખ્યા પ્રાણ. ॥૪૬ ॥ ત્રીસ મડદાં રાખ્યાં બગલમાં, ભીમે જાણ્યું જવું ઠેક;છત્રપતી દુરીયોધનપાસે, મુકવી મ્હારે એ ભેઠ. ॥૪૭॥ એમ કહીને ચાલ્યો વ્રકોદર, મડદાં સાથે લાવ્યો; ધુમતો ધુમતો રૂમતો રૂમતો, ઠેઠ પથાણે આવ્યો. ॥૪૮॥ એટલે શેદેવજીને શામળીયો. જાણી પથાણામાં પેઠા; ચાર ચંડાળોની વચમાં આવી, શીક્ષા અપાવવા બેઠા॥ ૪ ॥ કર્ણ શકુનીને શેદેવે ઝાલ્યા, પછી બે અંધના તન; તે બેઉના કર ઝાલીને બેઠા પોતે શ્રી જુગજીવન. ॥ ૫૦ ॥ શીદ કુટો છો, શીદ રડો છો, દુખવા આવે લોચન;તેમ તેમ ઝાઝાં પાખંડ કરે, દુષ્ટ દુરીયોધન ॥ ૫૧ ॥ ॥વલણ॥ દુષ્ટે પાખંડ માંડીયાં, ભીમ જુએ ચરચાય;વ્યાસ વલ્લભ મુખ ઓચરે,કેવી કરણી થાય ॥

## કડવું ૬૭ રાગ સાખી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સૂણ જનમેજે રાય;વીસતારી તુજને સંભળાવું,આદ્ય પરવ મહીમાય. ॥ ૧ ॥ પાપીએ બહુ પાખંડ માંડયાં, વારે અસરણા શરણ; એવું જોઇને વાયુનો નંદન,બેશી ગયો તવ ધરણ ॥ ૨ ॥ ડેરા તંબુ આઘો નાંખ્યો, ન રહે કોઇનો ઝાલ્યો; ત્રીસે મડદાં લબડતાં લેઇ, બેઠો બેઠો ચાલ્યો. ॥ ૩ ॥ પથાણે બેઠેલા સૌ ખસે આઘા, ન ખસે તો ભીમ બબડે;બગલમાં મડદાનાં ડોકા,પાછળ ટાંટીયા લબડ ॥ ૪ ॥ તેવું જોઇને સર્વ ખસે છે,ભીમ ભય મનમાં ન ધારે;જો કોઇ જવાનો માગ નં મુકે,તેને ઢીંચણ કોણી મારે. ॥ ૫ ॥ એમ કરી અડધે લ-

ગી ગયો, પોચવા આવ્યો ઠેઠ; ઉભો થઇને મડદાં ફેંક્યાં, લે દુરીયોધન ભેઠ. ॥ ૬ ॥ સભા સજડ થઈ જોઇને, આ કોણ પ્રાણી અટીયો; છલંગ મારી સુત સતીનો, દુષ્ટોની પાસે પડીયો. ॥ ૭ ॥ એટલે સેદેવ સામળી આએ, દુષ્ટોને ધરી દીધા; ભીમે ચારે ચંડાળોને, ટપોટપ લેઈ લીધા.॥ ૮ ॥ ધરણ ઢાળી ઉપર બેઠો, કુન્તી તણો કુંવાર; ગડદા પાટુ ઢીંચણ કોણી, દેવા માંડયો માર. ॥ ૯ ॥ ઉચકી પછાડે ચારે બરાડે, જુએ ભીસ્મ ને દ્રોણ; સકળ સભા વિચાર કરે, આતે આવ્યું કોણ. ॥ ૧૦॥ એટલામાં વ્રકોદર બોલ્યો, સાંભળી લેજો તમામ; હું કુન્તાનો દીકરોને, ભીમસેન મ્હારૂં નામ. ॥ ૧૧॥ બારશને દાહાડે ગયો ખાવા, હું અંધ કાકાને ઘેર; કપટ કરી લાડુમાં નાંખી, મુને જમાડયું ઝેર ॥ ૧૨ ॥ ઝેર જમાડી કેહેર કરીને, નાંખી દીધો ચંડાળ; પણ મુજ વ્રદ્ધોના પુન્યે કરીને, હું જઇ પડયો પાતાળ. ॥૧૩॥ ત્યાં જઇ વર્યો નાગની કન્યા, આયુશ મ્હારૂં ખરૂં; આજ પાપીને ઠેર મારૂ, બારમું એનું કરૂ. ॥૧૪॥ કેવાં પાખંડ કરતોતો એ રડતોતો મુજ માટે; ક્યાં રહ્યો દીકરો કાકા કેરો, મારી નાંખુ ઝપાટે. ॥ ૧૫ ॥ સાંભળી સરવે પોંચા કરડયા, મુઓ એ નરનાથ; એટલે વીદુર ભકતે ઉઠીને, ઝાલ્યા ભીમના હાથ. ॥ ૧૬ ॥ હાં હાં બેટા મુકી દે એને, માર્યામાં શું વળશે; કરણી તેવી પાર ઉતરણી, કર્મ તણાં ફળ મળશે. ॥૧૭॥ એના જેવા તમે ન થાશો, એની તો ભુંડી કરણી; ભીમ કહે આ દુરીયોધનની, મા આખલાને પરણી.॥૧૮॥ તેનું ફરજ ન તેના જેવું, માટે એનો જીવ લેવું, રાજય સોંપે મુને મારા તાતનું, તો જીવતો જવા દેવું. ॥૧૯॥ વીદુરજી કહે કેમ દુરીયોધન, સાંભળ ભીમની વાણ; રાજ્ય આપીશ તો રહીશ જીવતો, નહી તો લેશે પ્રાણ ॥૨૦॥ દુરીયોધન કહે વગર મ્હોતે; શીદ મારે છે બાપુ; રાજ્ય બધુ દેઇને શું ખાવું, લ્યો અડધુ રાજ્ય આપું. ॥૨૧॥ વીદુરજી કહે જવા દે બેટા; લે તું અડધનું રાજ; ભીમ કહે તાંબાને પત્રે, લખી આપે આજને આજ. ॥૨૨॥ વીદુર તાંબાનું પત્ર લાવ્યા, લ્યો દુષ્ટજન કર કાપો; બેતાળી હજાર દેશ ક્ષત્રીના, પાન્ડવને લખી આપો. ॥૨૩॥ એમના બાપનું પેદા કરેલું, ભોગવતો હતો પાપી; એમણે કાંઇ નતુ માગ્યું લીધું, તોયે આ બુદ્ધી વ્યાપી. ॥ ૨૪ ॥ દુરીયોધન કહે ભવીશ મ્હારૂ, ઉઠવા દે હવ બાપુ; બેતાળી હજાર દેશ ક્ષત્રીના, બેઠો થઇ લખો આપુ. ॥૨૫॥ ભીમ કહે ઓળખુછુ તુને, નાશી જતો રહે ઘેર; સુતાંને સુતાં લખી આપ નહીતો, મારી નાંખુ ઠેર. ॥૨૬ ॥ એમ કહીને કોહોણી મારી, દુષ્ટ થયો બહુ દુઃખી; ઉભા

રહો મને મારશો નહી, લાવો હું આપુછુ લખી ॥ ૨૭ ॥ પત્ર લઇને લખી દીધા,બેતાળી હજાર દેશ;પાન્ડવના ભાગમાં જે ગયા તે, રાજી થયા નરેશ. ॥૨૮॥ ઉભો થયો ભીમ પત્ર લેઇને, આપ્યું ધરમને હાથ; શેવકોએ ડાળી કરીને, લીધા ચારેને સાથ. ॥૨૯॥ઘેર જઇ મંચકે નાંખ્યા, ખુશી થયો ભીમ બળીયો;કુન્તા માતા રડે ને કુટે, ત્યાં જઇ માતાને મળીયો. ॥૩૦॥ તે દેખી કૌરવ કેરી નારી, નાઠી તેણી વાર; દુષ્ટને મંદીર મોહોકણુ મંડાઇ,બીજે જય જયકાર. ॥૩૧॥ બારમાની રસોઇ કરીતી વીવાની થઇ પડી;ખરી ખુશીથી સૌને જમાડયા, આવી આનંદની ઘડી ॥૩૨॥ પછી પ્રભુએ ધર્મને કહ્યું, વીચારો દલ સાથ; આવેલા સહુ રાજાને કેમ, કહાય ઠાલે હાથ. ॥ ૩૩ ॥ ધર્મ કહે અમે નીરધન છીએ,ઓરે જુગદાધાર; ભીમ કહે લાવુછું મ્હારાજા, દુષ્ટ તણો ભંડાર ॥ ૩૪ ॥ એમ કહીને ભંડાર ખાને, વાયુનો નંદન આવ્યો; તાળાં તોડી બારણાં ભાગી, દ્રવ્યજ સઘળું લાવ્યો. ॥ ૩૫ ॥ લાવીને આપ્યું કૃષ્ણ પ્રભુને, લેવાને જસ લ્હાવ;વીવેક પ્રમાણે વેહેચીને આપ્યો,સામળીયે સરપાવ. ॥૩૬॥ સકળ રાજા રાજી થયા,માગી લીધી વીદાય;સરવના વેરાયા પછી, દ્વારાકા પ્રભુ જાય. ॥ ૩૭ ॥ પાન્ડવ રહ્યા પુર વીશે, દીવશ દશ વીશ જાય; ભીમ કહેછે સાંભળો ભાઇ,સાંભળો કુન્તામાય ॥૩૮॥ પાણીનો સમાળ સગાનો દકાળ, હોય તેવે સ્થળ રહીયે; આપણુ આપણુ રાજ્ય કરીશુ, ચાલો ઇંદ્રપસ્ત જૈએ. ॥૩૯॥ તવ કુન્તાએ વીદુર ભીસ્મને,પુછી જેયું મન રાચી; વ્રધ્ધોએ કહ્યુ ભીમ કહેછે, તે વાત માનજો સાચી. ॥ ૪૦ ॥ એટલે પાન્ડવે આગના લીધી, ત્યાંથી થયા વીદાય; પાંચ ભાઇને છઠ્ઠી માતા, આવ્યાં ઇંદ્રિપસ્ત માંય ॥૪૧॥ શોભા ભરેલો મ્હેલ બનાવ્યો,રચાવી રાજ્ય ગાદી; શુભ મહુરત જેઇને ગાદી, બેઠા ધરમ સત્યવાદી. ॥ ૪૨ ॥ બેતાળી હજ્જાર દેશ વીશે, વરતાવી પોતાની આણ; જેવો રાજા તેવીજ પ્રજા, કોન બોલે જુઠ વાણ. ॥ ૪૩ ॥ ચોર લોકોએ ચોરી મુકી,ગુણકાએ ધરી સર્મ; નહી કોઇને રોગને વ્યાધી, સર્વ પાળે શુભ ધર્મ. ॥૪૪॥ નહી વેરો કે વેઠ કોઇને, અકાળ મ્રત્યુ ન થાય; એવી રીતાનું રાજ્ય ચાલે, ધર્મધારી ધર્મ રાય. ॥ ૪૫ ॥ પેલા ચંડાળ ચાર જણાને, મહીને થયો આરામ; એટલે પાન્ડવને નડવાનો, વિચાર કરે તમામઃ ॥૪૬॥દુરીયોધન કહે ખેલ કર્યો પણ, એક કામ આકુ થયુ; ભીમને જમુનાંમાં નંખાવ્યો તથી, ઝેરજ ઉતરી ગયું. ॥૪૭॥ શકુની કહે ખેપજ હાર્યા, વર્શ હાર્યા નથી રાય; એક એ ચોટ ખાલી ગઇ તો,હજી છે

લાખો ઉપાય ॥ ૪૮ ॥ એતો એકલો ભીમ ધાર્યોતો, પણ આ વેળા જો વાત; છયે જણાને શાન્તી કરવા, કુન્તાને પાંચ ભ્રાત. ॥ ૪૯ ॥ પુલોચન કરીને એક પ્રાણી, વનવગડે પડી રેહે છે; ન્હાનપણનો એ મીત્ર મ્હારો, જાદુની વીદ્યા જાણે છે. ॥ ૫૦ ॥ ખવા પીવા એને મળતું નથી, વસ્ત્ર મળે નહી અંગ; તેને તેડાવુ એટલે પછી, જો પાન્ડવનો રંગ. ॥ ૫૧ ॥ દુરીયોધન કહે તે કરો પેહેલુ, તો તો રહે કાંઈ ટેક; શકુની મામાએ વચન સુણી, ।પત્રજ લખીયો એક. ॥ ૫૨ ॥ મીત્ર પુલોચન બાળ સનેહી, આવજે હસ્તીના પુર; તમોને કષ્ટી ઘણી પડે છે જાણું છુ મુજ ઉર, ॥૫૩॥ માટે મે ઉપમા વધારી, છત્રપતીની કને, આવીને તેનુ કામ કરેતો, રાજ આની ભાગ તને. ॥૫૪॥ એક આનીનો ભાગ મળશે, ટળશે તારૂ દુખ; રાજઆની ભોગવતો થવાનો, ઘણુક પામીશ સુખ. ॥ ૫૫ ॥ એવો પત્ર લખીને પોચાડયો, વાંચી જોયો પુલોચન; નારીને કહ્યુ ભાગ્ય ઉઘડીયું, તેડે છે દુરીયોધન. ॥ ૫૬ ॥ નારી કહે તમે જાવો વેહેલા, અંતર ઉલટ આણી; રાજ્ય લેઇ આવો રાજીઆ હું, થાવું તમારી રાણી. ॥૫૭॥ તવ પુલોચન ત્યાંથી ચાલ્યો, વાળેલી છે લંગોટી; વસ્ત્ર બીજુ પાસે નવ મળે, નીચ વિદ્યા ઘણી ખોટી. ॥ ૫૮॥ ચાલીને આવ્યો હસ્તીનાપુર, એવાને કોણ બોલાવે; હવેલી પાસે ફાંફાં મારે, મામે જોયો એ આવે. ॥ ૫૯ ॥ મામાએ કહ્યુ લંગોટી વાળીને, આવ્યો તે પુલોચન; જા માન્ય દેઇને લાવ્ય બોલાવી, તવ ગયો દુરીયોધન. ॥૬૦॥ પધારો મામા પધારો મામા, કેહેતો આવ્યો નરનાથ; છત્રપતીએ પુલોચનનો, હસીને ઝાલ્યો હાથ. ॥૬૧॥ લેઇ ગયો પોતાના મ્હેલમાં, જરીના વસ્ત્ર પેહેરાવ્યાં; એકાન્ત ગાદીએ પાસે બેસાડયો, હેત ઘણાં ઉપજાવ્યાં. ॥૬૨॥ દુરીયોધન દુસ્યાશન શકુની, ચોથા રાજા કર્ણ; છત્રપતી કહે પુલોચનને, મામા તમારે સર્ણ. ॥ ૬૩ ॥ મારા મામાના મીત્ર તમે તે, મ્હારે મામા તુલ્ય; કરો એક કામ બતાવુ તે જરાન રાખવી ભુલ્ય. ॥ ૬૪ ॥ વળણ ॥ ભુલ જરા રહે નહી, એવુ કરો એક કાજ; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, દેવાનું કહ્યુ રાજ. ॥

## કડવું ૬૮ રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા વૈશમ પાયે વચન, સાંભળ જનમેજે રાજન; સુણો પુલોચન મામા વાત, મારે માથે શત્રુ પાંચ ભ્રાત. ॥૧॥ મ્હારા કાકાના સુતને કાકી, દેશમાં નથી રાખતાં બાકી; અમ ઉપર રાખે છે દાઝ, લીધું અડધ-

નું મ્હારૂં રાજ ॥૨॥ તેનો નાશ કરો વેણ થાપું,રાજ્યમાંથી આની ભાગ આપું;મળે પા આનીનો ભાગ જેને, હાથી ઘોડા ઝુલે ઘેર તેને ॥૩॥ બોલ્યો પુલોચન કરૂં કહેર, તારા શત્રુને મારૂં ઠેર;તારા મનનું ધાર્યું કામ થાય, મોકલે તું ત્યાં જાય કે ન જાય. ॥ ૪ ॥ દુરીયોધન કહે મોકલ્યું ત્યાં જાશે, ભોળીયાં છે તેથી ભોળવાશે; તવ બોલીયો પુલોચન, એક રચું હું લાખાભોવન ॥ ૫ ॥ દીસે કાષ્ટ પાશાણ પણ લાખ, તેમાં બાળી કરી દેઉં ખાખ; જાવું નગ્રથી વીસ જોજન, ત્યાં જઇ વીધાથી રચું ભોવન, ॥ ૬ ॥ સસ્ત્ર શેવક આપો મને, બતાવ્યું કામ કરવા કને;એમ વાત કરી ઉરભાવ્યા, એવે વીદુરજી ત્યાં આવ્યા. ॥૭॥ દીઠો નીચ જાતી પુલોચન, તવ વીચાર કીધો મન; જાણ્યું છોટાને આશી બડાઇ; કાંક પાન્ડવ પર છે ચડાઇ. ॥૮॥ જોવું કપટ કરે છે કેવું,પેટમાં પેશીને વાત લેવું; એમ જાણીને વધ્યા વચન, કેમ ઉંઘે છે દુરીયોધન ॥ ૯ ॥ પેલી કુન્તા કેદાડાની આવી,કયાંથી રઝળતા તન લાવી;તેની નથી કાંઈ દાઝ;પણ લૈ ગયા અર્ધું રાજ. ॥ ૧૦ ॥ દુરીયોધન કહે શું કહીએ અમો, તે દાડે રાજ અપાવ્યું તમો; કહે વીદુર ઉર વીચારી,તે દાડે ભીમ નાંખત મારી. ॥ ૧૧ ॥ માટે તે વેળા લખાવ્યું રાજ, તેની છે મુજ મનમાં દાઝ; દીધું ભીમને તમોએ ઝેર,પણ પુંઠે ન આવડી પેર.॥૧૨॥ તમો છોકરવાદી છો ચારે,અનુભવ કરેલા કયારે; ઘરડા વીના વળે નહી ગાંડું,કરો સવળું તોએ થાય આડું. ॥૧૩॥ દુષ્ટ કહે ભલું ઇછો કોનું,કાકા હૈયાનું કહો છો કે મ્હોનું; કહે વીદુર હૈયાનું બોલું, ડોલાવે દલ તો નવ ડોલું. ॥ ૧૪॥ બોલ્યો રાય કાકા હાંઈ આવો, હોય સાચુ તો શોગન ખાવો, તવવીદુરે વીચાર્યું આપ, દુષ્ટના સમ ખાધે શું પાપ; એમ જાણિ કહ્યું સુત મારા,તારી પક્ષમાં છું સમ તારા; જાય છે દાહાડા ઉપર દાહાડો, કાંઈ કપટ સોધિ કાહાડો. ॥૧૬॥ બોલ્યો હસ્તીનાપુરનો ધણિ તમને જાણતાતા પાન્ડવ ભણિ;હવે મન મ્હારૂં રાજી થાય, કરિએ છીયે એજ ઉપાય. ॥ ૧૭॥ જુઓ તેડાવ્યા છે પુલોચન, તેતો રચેછે લાખાભોવન; તેમાં શત્રુને મોકલી દેવા, બાળીને કરશે ખાખ જેવા. ॥૧૮॥ શસ્ત્ર શેવક લેઇને જાય; રચે લાખા ભોવન વનમાંય, કાકા પ્રછ્ન તમો ત્યાર થાઓ, દેખરેખ રાખવા જોડે જાઓ ॥૧૯॥ સાથે રહી લેજો શેવકથી કામ, ત્યાર કરીને આવો આ ઠામ; કહે વિદુર ઘેર જઇ આવું, હાનો કે નાનો જવાબ લાવું. ॥ ૨૦ ॥ એવું કહી ગયા એ ઘેર, પોતે પુરણ વિચારી પેર; જો આવાત પાન્ડવને કહીશું, તોહ્યે અવજશ

ઝાજો લઇશું.॥૨૧॥ ભોળા પાન્ડવ તે ભોળવાશે, દુષ્ટ દુરીયોધન તેડી જાશે;મ્હારી કહેલી કેહેશે વાત, છે ભોળાં ડોશીને ચાર ભ્રાત. ॥૨૨॥ માટે કહેવાનું નહીં કામ, જાવું બંધાવવાને મુકામ; રચાવું લાખાગ્રહ રચનાય, કરૂં ત્યાં ઉગર્યાનો ઉપાય. ॥ ૨૩ ॥ એમ જાણિ ઉભા થયા, ત્યાર થઇ દુષ્ટને ઘેર ગયા; શસ્ત્ર શેવક દીધા પાપી, પુલોચનને રજા આપી. ॥૨૪॥ ચાલ્યા વીદુરને પુલોચન, શસ્ત્ર શેવક લઇ ગયા વન; વીસ જોજન છેટે આવ્યા,પુલોચને શેવક બોલાવ્યા ॥ ૨૫॥ કરો આ સ્થળમાં મેદાન, પછી મ્રતીકામાં દો ધ્યાન; આઘે જઇને ખોદી લાવો, મોહોટો ઢગલો હાંઇ બનાવો. ॥૨૬॥ હું તો નદીના ત્રટપર જાવું સાધના સાધિ રાત્રીએ આવું;તમો સૌ રાંધી જમજો સારૂ, પેલા ત્રક્ષ નીચે ઢાંકજો મ્હારૂં. ॥૨૭॥ રાતે આવી કરીશ ભોજન, એમ કહી ગયો પુલોચન; બેઠો નદીએ સાધના લેઇ, મંત્ર સાધે છે બહુ ચીત દેઇ.॥૨૮॥ કર્યું શેવકોએ કામ કેવું, કીધું વનમાહી મેદાન જેવું; લાખાગ્રહ રચવાનો ધાર્યો, લાવી મ્રતિકાનો ઢગ માર્યો. ॥૨૯॥ સાંજ પડીને કીધું ભોજન, પછી સરવે કર્યું સહન; મધ્યરાત્રી થઇ જે વારે, આવ્યો પુલોચન પાપા તે વારે. ॥ ૩૦ ॥ ત્રક્ષ નીચે ઢાંકેલી રસોઇ, કીધું ભોજન જાણે ન કોઇ; પછી મંત્ર ભણી જળ લીધું, મ્રતીકા પર છાંટી દીધું. ॥૩૧॥ તેની લાખ બનિ તે દન, આપો આપ રચાયું ભોવન; થયો ઓરડોને પરસાળ, તેના ઉપર બન્યો માળ. ॥૩૨ ॥ ખુટી મ્રત્તીકા થયો વીદાય, પાછો નદી કીનારે જાય;વીતી રૂજનિને થયું વ્હાણું,જોઇ વીદુર ફિર પસ્તાણું.॥૩૩॥આતો કામજ ધાર્યું કરશે,મ્હારા પાન્ડવ પાંચે મરશે; એવું જાણી શેવકો પ્રત્યે,બોલ્યા વીદુરજી મુખ સત્યે ॥૩૪॥સુણો શેવક લોકો આપ,કોઇ રાખશો નહી પેટ પાપ; રચે લાખાભોવન ઘણે ઘાટે, આતો પાન્ડવ મારવા માટે.॥૩૫॥ મરે સુત સતીના તે કેવું, કેહેજો મનમાં હોય તેવું; બોલ્યા સર્વ શેવક મુખ,એમ, જીવે તેમાં તો અમોને પ્રેમ ॥ ૩૬ ॥ બોલ્યા વીદુરજી સુણો બાપુ, ઘેર જૈ સૌને સરપાવ આપુ; આવે પાન્ડવ તણી દયાય,કરીએ ઉગારવાનો ઉપાય ॥૩૭॥ કહ્યું શેવકોએ આણી ભાવ, અમે નહી લઇએ સરપાવ; એવું લીધે શું ભાવટ ટળશે,જીવે પાન્ડવ પુન્ય ભાગ મળશે. ॥૩૮॥ કહે વીદુર પુન્ય ભાગ ખરો, પરસાળમાં ખોદાણ કરો;એક આડી સળંગ મહીં પાડો, એમાંથી મ્રતીકા બ્હાર કાડો ॥૩૯॥તવ શેવકો રાજી થાય,કીધું ખોદાણ પરસાળ માંય; ઉંડુ ખોદીને ખોદયું આડું, એક ગાઉ લગી બાકું પાડયું. ॥૪૦॥ સાંજ પડી મે-

હેનત બંધ કીધી,ખાડાપર સલ્યા ઢાંકી દીધિ;રાતે રાંધિ જમી સુતાં સર્વ, આવ્યો પુલોચન મન ગર્વ. ॥૪૧॥ જમી લીધી રસોઇ રાંધેલી, ભરી જળ અંજળી મન મેલી; મંત્ર ભણી ભ્રત્તીકાને છાંટી,બની લાખ ટળી ગઇ માટી ॥૪૨॥ઉંચી ચઢી તે મંત્રને બળે,બીજો ત્રીજો થયો માળ કળે; તેના ઉપર ચોથો થાય, ખુટી માટી પુલોચન જાય. ॥૪૩॥ એવે રાત વીતી થયો દન,જોઇ વીસ્મે પામે સહુ જન; પછી વીદુરજી વધા વાણુ,ચાલોને ભાઇ કરો ખોદાણ ॥૪૪॥ તવ પરસાળમાં સજ્યાય,ઉખેડી ઉંચી સહુ માય; ખોદી ખોદા ભ્રાતકા કાઢે, લાબી સળંગ મ્હોટી પાડે.॥૪૫॥ છેડો નિકળ્યો નદી કીનારે, પુલોચનનાથી બીજે ઉઆરે;પીંપળાના વ્રક્ષની તળે, મોઢું સળંગ તણું નીકળે ॥૪૬॥ તેનાપર મ્હોટી સલ્યા મેલી, જાણે નહી તેમ ધુળ પાથરેલી;પછી પરસાળમાં મોઢું જેહ,સલ્યા મુકી ઢાંકી દીધું તેહ.॥૪૭॥ કોઇ જાણે નહી એમ કીધું,માર્યો ઢગ સહુ કામ કરી લીધું; કર્યું રાંધી જમીને સહ્યન,રાતે આવીયો પુલોચન.॥૪૮॥ ઢાંકી રસોઇ તે જમી લીધી;પછી ભ્રતિકાની લાખ કીધી;તેતો મંત્ર વડે ઉંચી ચડી,થયો પાંચમો માળ તે ઘડી.॥૪૯॥ છઠ્ઠો સાતમો થઇ અગાશી, જાણે કરી ગયા અવીનાશી; મેહેલ તૈયાર થયો જ્યારે, બીજી અંજળી છાંટી તેવારે.॥૫૦॥ તેથી રંગ બધો બદલાય, કાષ્ટ પાશાણ લોહ દેખાય; ઇટ ચુને ચણેલુ દીસે, જોઇ જોઇને મનડુ હીસે. ॥૫૧॥ લાલ લીલા પીળા રંગ ભરીયા; તેમાં ચાત્ર વીચીત્ર ચીતરિયાં;એવું બનાવીને રહયો ત્યાંય, વીતી રજનીને વ્હાણું વાય. ॥ ૫૨ ॥ જાગ્યા શેવક વીદુર સર્વ, જોઇ ઉતરિ ગયો ગર્વ;આવી રચના શું રચે શીવે, ભાગ્ય હોયતો પાન્ડવે જીવે. ॥૫૩॥ પછી પુછયું પુલોચને એમ, કહો વીદુર વીધા છે કેમ; બોલ્યા વીદુરજી નથી ખામી, હુંતો ગયોછું આશ્ચર્ય પામી. ॥ ૫૪ ॥ કહ્યુ પુલોચને સહુ જાવો,જઇ પાન્ડવને મોકલાવો;સુણી સરવ થયા વીદાય, ગયા બે ગાઉ ઉભા ત્યાંય. ॥૫૫॥ બોલ્યા વીદુર શેવક પ્રત્યે,જાવો હસ્તીનાપુર શુભ મત્યે; જઇને કાંઇ ન કહેવું, સઉ સળંગનું સમજી રેહેવું.॥૫૬॥ આવુછું આ ગામમાં જઇને,પીંપળે રેહેવાનુ કોને કહીને; એમ કહીને કર્યા વીદાય, પછી તે ગયા ગામ માંય. ॥૫૭॥ એક ભીલ ભગત શોધી કાહાડયો,તેને બોલાવી પાસે બેસાડયો;કહ્યુ પીંપળો નદી કીનારે,જઇ મુકામ કરવો ત્યાં તારે. ॥૫૮॥ સલ્યાનિચેથી કોઇ દન,નિકળે ડોશીને પાંચ તન; બળ્યાં જળ્યાં તે નિકળે બ્હાર, તેને ધિર્યતા દેજો અપાર. ॥ ૫૯ ॥ તેને દેજો આ વસ્ત્ર ખાદીના, જોઇ લેજો સૌ દુઃખનિ બી

ના; લ્યો આ વીંટી પાસે રાખી રેહેજો,હોય ડોશી તેને દેઇ દેજો.॥૬૦॥ ત્રાપામાં બેસાડી દેજો ધીર,ઉતારી મુકજો સામી તીર;પછી હસ્તીનાપુરમાં મુને,મળજે દેશ સરપાવ તુને. ॥૬૧॥ બોલ્યો ભીલ ભગત ધરી ભાવ, મ્હારે જોઇએ નહી સરપાવ;લેવું સરપાવમાં દાગીના, તેણે બને બહુ બુરી બીના.॥૬૨॥ચોર ચોરે તેનો ભય ભાસે, મારી માળાથી જમદુત નાસે; માટે માયા ન જોઇએ મ્હારે, કામ કરીશ પુન્ય આધારે ॥ ૬૩ ॥ વળણ ॥ પુન્ય તણા આધારથી, કરશું એટલું કામ; છ વસ્ત્રો લૈ ભીલ ગયો, વદે વ્યાસ વલ્લભરામ ॥

## કડવું ૬૯ રાગ કલ્યાણની છાયાનો દોહરો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આધ્ય પરવ મહીમાય.॥૧॥ખાદીનાં છ વસ્ત્ર લેઇને,નદી કીનારે ગયો; ભીલ ભગત ત્રાપો બાંધીને, પીંપળા નીચે રહ્યો ॥ ૨ ॥ હસ્તીના પુરમા વીદુર ગયા, દુરીયોધનને ઘેર; કહ્યું કે મોકલ પાન્ડવને કહી, લાખાભોવનની પેર. ॥ ૩ ॥ દુરીયોધન કહે ચાલો મામા, થોડે લગી મુજ સાથ; ઈંદ્રપસ્તને દરવાજે જઇ, બાંધી જાવો મુજ હાથ. ॥૪॥ કહ્યું તેટલું કરી પાછા વળજો, એવું કહી બેઉ જાય;દરવાજે આવ્યા ઇંદ્રિપસ્તને, કહે દુરીયોધનરાય. ॥ ૫ ॥ લ્યો મામા અવળા હાથ બાંધો,બંધાવ્યા તે વાર;મુસ્તક પર સધડી મેલાવી,અંધ તણે કુંવાર.॥૬ પછી પાપી ગામમાં ચાલ્યો, મામો ગયો તવ ઘેર;રોતો રોતો રાજા આવ્યો; ધરમે જાણી પેર. ॥૬॥ ઉઠીને ધાયા દ્વેસ ન રાખ્યો, કુન્તાજી આવ્યાં સાથ; દોટ કાહાડી સધડી પાડી, છોડી નાંખ્યા બેઉ હાથ.॥૮॥ખમા ખંમા કરતા લાવ્યાં,પાપીને પોતાને ઘેર; દુરીયોધન બહુ રડવા લાગ્યો, કુન્તાજી પુછે પેર. ॥ ૯ ॥ શું છે બેટા શાને રડે છે; કેમ ગઇ તુજ ગતી; બાગમાં ગયો છે પુત્ર વાયુનો, તે વેળા ભીમ નથી. ॥૧૦॥ પાપી તો પોકેને પોકે રડે છે, આંસુ છુટે પુરપાટ; કુન્તાજી રૂદીયા શું ચાંપે,બેટા રડે શા માટ. ॥૧૧॥દુષ્ટ કહેછે સાંભળો માતા,મેં બહુ ખોટું કીધું;કુબુદ્ધી માહારી થઈ મેં,ભીમ ભાઇને વીખ દીધું.॥૧૨॥જગતમાં શું મોઢું બતાવું, કપાળ થયું કાળું;લાવો મુજને વીખ પાવો,કલ્યનું સાટું વાળુ. ॥૧૨॥ કુન્તાજી કહે આ શું બોલે, એરે મ્હારા તન; નીત્ય તને ભીમ મારતો માટે, એવું થયું તને મન. ॥ ૧૫ ॥ કેહેનારાનું છે મુખ

કાળુ, પરને નથી દીધું ઝેર; આજ વઢીશું ને કાલ મળીશું વ્હાલામાં ન હોય વ્હેર. ॥૧૬॥ દુરીયોધન કહે મ્હારેતો મરવું, ઓરે મ્હારી માય; જો મુજને ઉગારવો હોયતો, એક કરો ઉપાય. ॥૧૭॥ શીવરાત્રીની આવી છે યાત્રા, પત્ર લખ્યા સહુ દેશ;ઇંદ્રિને માહાદેવ તેડાવ્યા છે, ક્ષત્રી સુત નરેશ. ॥૧૮॥ મારગમાં એક,મ્હેલ કર્યો છે,આપણા ઉતારા સારૂ; જાત્રામાં જઈ જોડે ફરીએ, બને ઉજ્વળ મુખ મ્હારૂ.॥૧૯॥ કુન્તાજી કહે વારૂ બેટા, જાત્રાએ જોડે જાશું; ધરમ કહે ધન્ય તુને,ઘણાક ખુશી થાશું.॥૨૦॥ દુરીયોધન કહે ધરમ વીરા, કયાં ગયો ભાઇ ભીમ; તમેતો આવો પણ ભીમ ભાઇ, આવવા દેસે કેમ.॥૨૧॥ ધરમ કહે એ શું રોકે, માતાએ હા પાડી; એને ન આવવુ હોયતો નાવે, હું તો થઇશ અગાડી. ॥૨૨॥ દુષ્ટ કહે મને આજ્ઞા આપો, ઘેર જઇ ત્યાર થાવું; તમો વ્હેલાં આવજો ત્યાં, સામાન સર્વ સજાવુ . ॥૨૩॥ કુન્તાજી કહે રસોઇ કરૂ, જાવો જમીને ઘેર;ઉઠો બેટા અરજુન તમે, કરો જવાની પેર. ॥૨૪॥ એમ કહીને રાંધવા માંડયું, આવ્યો વાયુ કુંવાર;દુરજોધનને ઘરમાં દીઠો; આંખ્યો થઈ ગઇ ચાર. ॥ ૨૫ ॥ અરેરે શત્રુને ઘરમાં ઘાલ્યો, પાપીએ જોડયા હાથ; દુષ્ટ કહે પધારો પધારો, ઓરે ભીમશેન ભ્રાત.॥૨૬॥ ભીમ કહે તારો ભ્રાત મુઓ, કેમ આવ્યો ચન્ડાળ;કુન્તા કહે તને વિખ દેઇને; પસ્તાયો ભુપાળ. ॥ ૨૭ ॥ ભીમ કહે એને બ્હાર કાઢો, વાળીશ કચ્ચરઘાણ; ધર્મ કહે તું કાંઈ કરેતો, કાઢું મ્હારો પ્રાણ.॥૨૮॥કુન્તાજી કહે જારે રડયાજી, શું મવરૂભીમાં મ્હાલે;જનમનો તું એકલસુરો,અમારે તો નહી ચાલે.॥૨૯॥ વીખ દઈને બહુ પસ્તાયો, લોક તણી લાજ લાવ્યો; શીવરાત્રીની જાત્રાએ જાવા, તેડવા માટે આવ્યો. ॥ ૩૦ ॥ ભીમ કહે મા જાત્રા ન જાણો, સાથરા તમારા કરશે; કુન્તાજી કહે જારે પીટયા,શું પાપે પેટ ભરશે.॥૩૧॥ જે કરે તે છો કરે ભાઇ, જીવ જાત્રામાં પેઠો;બે ભુજ ભીમે દીધા લેલાટે, ઓટલા ઉપર બેઠો ॥૩૨॥કુન્તાજીયે રસોઇ રાંધી, ઉઠો મ્હારા તન; એટલે ઉઠયા ચાર ભાઇને,પાંચમો દુરીયોધન.॥૩૩॥ ભીમને કહ્યું પણ નવ ઉઠયો,ધર્મ ચુકી ગયા સુદ્ધી;ભીમને મુકયો વિનાશકાળે, વીપ્રીત થઇ છે બુદ્ધી.॥ ૩૪॥ દુષ્ટની જોડે જમવા બેઠા. બેશી રહયો બ્હાર ભીમ;મુકીને ધર્મ કદી નવ જમે, તોપણ તોડયો નીમ. ॥૩૫॥ પછી ભોજન કરીને ઉઠયા, બોલ્યો દુરીયોધન;હવે માગું આગના હું, ઓરે બંધવ જન.॥૩૬॥ તમો વ્હેલા પધારજોને, લાવજો ભીમને તેડી; હાથ ઝાલી જોડે ફરીને, મેહેણું નાંખી

દો ફેડી.॥૩૭॥ કુન્તાજી કહે આવશે તો,સંગ તેડી લાવીશું;નહીતો એને ઘેર મુકીને, પાંચ અમે આવીશું ॥૩૮॥ એવું સાંભળીને ગયો પાપી, પાન્ડવ તતપર થાય; જે જોઇએ તે સાથે લીધું,બીરાજ્યા રથ માંય.॥૩૯॥ ભીમ કહે મા મુકો જવાનુ, હું તમને તેડી જાવું; પાંચને ઉચકી મ્હારે પંડે, જાત્રા તમોને કરાવું. ॥ ૪૦॥ પણ પાપીનિ સાથે ન જાશો, ઓરે મ્હારી માય, કુન્તા કહે એને માથે મ્હેણું, રાખવા તુજ ઇછાય. ॥૪૧॥ અમેતો એનિ જોડે જવાનાં, ફરવાનાં કર સ્હાઇ;ભીમ કહે અરજુન કે નીકુળ, ઘેર રહો કોઇ ભાઇ ॥૪૨॥ કોઇએ કહ્યુ માન્યું નહિને, જાવા થયા સાવધાન;ભીમ કહે જીવતા નહી આવો,કરૂ તમારૂ સ્નાન ॥૪૩ તોપણ કોઇએ ધ્યાન ન દીધું,નીકળ્યા નગ્રની બ્હાર; હૈયુ ભરાયું રડવા લાગ્યો, વાયુ તણો કુંવાર. ॥૪૪॥ અરેરે શો ઉપાય મ્હારો, ન રહ્યાં રોકી રાખ્યાં; હું આજ ગયો બાગમાં મારાં, ભોળીયાં ભોળવી નાંખ્યા ॥૪૫॥ કરમ ચંડાળ એ કયાંથી આવ્યો, સમજાવ્યાં શું મથી;જાત્રામાં માત્રા થવાની, કો જીવવાના નથી. ॥૪૬॥હુ એકલો હાંઇ રાજ્ય ભોગવું,પેટજ પાપી ભરવુ; માત ગયાને ભાત ગાયા તો, મ્હારે જીવી શું કરવું. ॥ ૪૭ ॥ હું પણ જાવું એમની જોડે, તો કોઇ રિતે ઉગરશું;આયુશ આવી રહ્યુ હશે તો, ભાઇઓ ભેળા મરશુ,॥૪૮॥એમ જાણીને એ નીકળીઓ;મળીયો માતને દોડી;હું આવુછું જાત્રા વાશે, ભીમ બોલ્યો કર જોડી.॥૪૯॥ કુન્તા કહે નથી લેઇ જાવો, મુરખ તું મસ્તાન; દુરીયોધનને દેખીને તું,ઘણું કરે તોફાન. ॥ ૫૦॥ ના કહેનોતો ને કેમ આવ્યો, તને શું યાત્રામાં હિત, ભીમ કહે મા શીરની યાત્રા, જાણીને ચોટયું ચીત્ત. ॥ ૫૧ ॥ સ્નાન કર્યાનું મેં કહ્યુતું, તમ નીકળ્યા પછી ન્હાયો; એટલે આવી સુદ્ધી બુદ્ધી, હવે થયો હું ડાહયો ॥ ૫૨ ॥ વળણ ॥ ડાહયો થયો હું માવડી, બોલ્યાની બાધાય; વ્યાસ વલ્લભ વાણી વદે, પુંઠે પડયો પકી પાય. ॥

## કડવું ૮૦ રાગ ધવળ ધન્યાસરી.

બોલ્યા વૈશંપાયન વચનજી,સુણ જનમેજે રાજનજી; પાય પડીને પુંઠે ચાલ્યોજી, હસ્તીનાપુરનો પંથ ઝાલ્યોજી. ॥ ઢાળ ॥ હસ્તીનાપુરનો પંથ ઝાલ્યો, મનમાં ઘણો મુઝવાય;એવામાં સું કપટ કીધું, જે દુરીયોધન રાય.॥૧॥ સીત્રાંના સો રથ ભરાવ્યા, મોકલ્યા નગ્રની બ્હાર;શકુ-

નીને ઘેર મુકી, દરવાજે આવ્યા ચાર, ॥૨॥ દુરીયોધન દુસ્યાસન કરણ, વળી વીદુરજી જેહ; આવીને દરવાજે ઉભા, કોને ન પડે સંદેહ. ॥૩॥ એવે આવ્યાં કુન્તાને પાન્ડવ, આઘેથી જોયો રંગ; કુન્તાજી કહે જોવર કોદર, કેવો કાઢયો છે સંગ. ॥ ૪ ॥ ભીમ મોઢેથી કાંઇ ન બોલે, રાખે હસ્તુ મુખ; એવે દીઠાં દુરીયોધને, ઉપજ્યું આનંદ સુખ. ॥ ૫ ॥ ભીમને દીઠો લાગ્યો મીઠો, ઉતરશે હવે દાઝ; એકે શત્રુ શીશ રહ્યો નહી, લઇશ પાછું રાજ. ॥૬॥ આવો આવો કહી આવકાર દીધો, લાગી તમોને વાર; માટે સરવ ત્યાર થયેલા, નીકળ્યા નગ્રની બ્હાર. ॥૭॥ ચાલો કહીને ચાલવા માંડયું, ત્રણ ગાઉ પંથ પળાય; શકુનીને શીખવી મુકેલું, દોડતો આવ્યો ત્યાંય. ॥૮॥ ઓ દુરીયોધન કયાં જાય છે તું, વીઘન થયું છે ભારી; મારા મારી વઢીને આવ્યા છે, બ્રાહ્મણનાં નરનારી. ॥૯॥ ન્યાય કરીને જા જાત્રાએ, સાથે લ્યો કરણ રાય; જાય રાઢ ચુકાવ્યા વીના તો, લાગશે બ્રહ્મહત્યાય. ॥૧૦॥ રાય કહે નહી આવું પાછો, થનારૂં હશે તે થાશે; હાવો રૂડો સંગાથ મેલુ, મનડુ પાછું નાસે. ॥ ૧૧ ॥ ધર્મ કહે ભાઇ બ્રાહ્મણ માટે, પાછા વળો રાજન; ન્યાય કરીને ટંટો ચુકાવી, આવજો એક બે દન. ॥ ૧૨ ॥ એકલા અવવું મુને ન ગમે, એમ કહ્યું નરનાથે; ધર્મ કહે સરવે વળો પાછા, આવજો સાથે સાથે. ॥૧૩॥ દુરીયોધન કહે વારૂ વીરા, આવવાનું કાલે થાશે; કાલ કદાપી રહી ગયા તો, પરમ દાહાડે અવાશે. ॥ ૧૪ ॥ મારગમાં મેહેલ છે આપણો, ત્યાં કરજો વીસરામ; શેવક આપણો છે મુકેલો, પુલોચન એનું નામ, ॥૧૫॥ એમ કહીને કરણ દુસ્યાસન, ત્રાજો દુરીયોધન; પાછા વળ્યા પણ વીદુર રહ્યા, તે વેમ આવ્યો મન. ॥૧૬॥ શકુનિને મુકયો સાથે, ત્રણ ગયા ગામ માંય; વીદુરજીએ એમ વિચાર્યું, ચેતવણી દેઉં કાંય. ॥૧૭॥ એમ જાણી ગયા ધરમ પાસે, બેઠો શકુની સોડે; તવ ઉઠી ગયા અરજુન કને, ત્યાં પણ મામો જોડે ॥૧૮॥ થાકીને છેવટ ઉતર્યા હેઠા, ભીમ ચાલ્યો જાય ચરણ; તેને વીદુરજીએ બોલાવ્યો, દાજે છે અંતસકરણ. ॥૧૯॥ ઓ બેટા દલમાં ન દુભાશો, જાવો નહી થાવો દુખી; તું છે ચેતેલો હું શું ચેતાવું, પણ ચેતતા નર સુખી. ॥ ૨૦ ॥ જાગે તે જીવે ઉંઘે તે મરે, તે માટે નીંદ્રા ખોજો; કો સ્થળ રોકાયા હોતો જોશીને, પંથજ પુછી જોજો. ॥ ૨૧ ॥ ભીમ કહે કે વારૂ કાકા, નમીને લાગ્યો પાય; વીદુરજી આશીશ દઇને, પાછા થયા વીદાય, ॥૨૨॥ ચાલ્યા જાય છે સુત સતીના, શીધાં તણા રથ સંગ; લાખાભુવન આવીયા એ, ઉર અતી ઉમંગ. ॥૨૩॥ તવ પુલોચન સા-

મો આવ્યો, નમી કર્યો જુહાર; પધારો પધારો રાજ ધીરાજા, ખમ્મા છે અનદાતાર. ॥૨૪॥ એવાં એનાં વચન સુણી, ભીમે વીચાર્યું તે ઠાર;ઘણો નમ્યો માટે ભીમે જાણ્યું, છે કોઇ દગાખોર. ॥ ૨૫ ॥ દગાખોર તે દોઢો નમે,ગાંઠ વાળી મનમાંય; પછી મ્હેલમાં તેડી લાવ્યો, કહ્યું કે ઉતરો હાંય.॥૨૬॥ શીધાંના જે રથ ભરેલા, તે ઠાલવ્યા ભોવન; બીજી વાર ભરવાને જૈએ,કહી ચાલ્યા સહુજન.॥૨૭॥ રહ્યા એકલા પાન્ડવ પોતે, સર્વ થયા વિદાય; ભીમે વીચાર્યું આખા સંગમાં,અમે ને અમારી માય. ॥ ૨૭॥ પુલોચન કહે રસોઇ કરો, રમોને જમો સુખે;કામ પડે તે કેહેજો મુને,જોઇતું માગજો મુખે. ॥૨૯॥ એવું કહીને મ્હેલની બારણે, પાટ ઉપર જઇ બેઠો;ચાર ભાઇને કુન્તામાનો જીવ જોવામાં પેઠો.॥૩૦॥ સાતે માળ ચઢીને જોયું,ઠીક રચ્યો છે મ્હેલ; જેવા જેવા જોઇએ તેવા, કેવા કર્યા છે હેલ. ॥૩૧॥ ભીમ કોરાણે બેસી રહયો છે,બોલ્યા કુન્તામાય; જો ભીમ કેવું ધામ બાંધ્યું છે, એ દુરીયોધન રાય.॥૩૨॥ભીમ કહે મા ઘણું છે સારૂં, બીજુ ન બોલ્યો વચન; પછી માતાએ રસોઇ કીધી,સર્વે કર્યું ભોજન. ॥ ૩૩ ॥ પછી સુવાને સમો થયો,દીધાં ઘરમે દ્વાર;પાપી પુલોચન પાટની ઉપર, સુઇ રહે છે બ્હાર. ॥ ૩૪॥ સુવું છે ધારી માતને ભ્રાતો, બેઠાં છે પરસાળ;એટલે હાથ જોડીને બેઠો,વાયુ કેરો બાળ, ॥ ૩૫ ॥ બોલવાની બંધી છે મ્હારે, પણ મુજ સામું જુઓ; લ્યો વીનંતી ધ્યાનમાં ને, જુજવાં જુજવાં સુઓ.॥૩૬॥ધર્મ કહે એનું વચન પાળો,ઓરે મ્હારી માય;પરસાળમાં જનેતા સુતાં,પરમ માળે જાય. ॥ ૩૭॥ અરજુન બીજે માળે સુતો, ત્રીજે શેદેવ જોશી; ચોથે માળે નીકુળ સુતો, ભીમ થયો સંતોશી. ॥૩૮॥ કુન્તાને કહ્યું મા-ા વીના, ઉઘાડશો નહી દ્વાર; એમ કહીને અગાશીમાં, ગયો વાયુ કુંવાર.॥૩૯॥ નીમજ કીધો ભીમજ બળીયે, મ્હારે હરી ધ્યાંન ધરવું;અહીં રહીને દીવશે ઉંઘુ, રાત્રીએ જાગ્રણ કરવું.॥ ૪૦॥ એવું આદરી બેઠો ધામામાં, તવ મધ્યરાત્રી જાય; તે સમે પુલોચન ઉઠયો, ભીમ જુએ ચરચાય. ॥૪૧॥ શીતળ જળનો ઘડો ભરેલો, તેણેથી સ્નાન કીધું; એક ચરણે ઉભો રહયોને,બળતું છાણું મુખ લીધું ॥૪૨॥ આકડાના મણકાની માળાથી,મંત્ર જપ્યો તતખેવ;એટલે પ્રગટ થઇને આવ્યો,ઉજવાળ અગ્ની દેવ.॥૪૩॥તર્ત પુલોચન પાયે પડીયો, મંત્રનુ મુકયું લક્ષ;અગ્ની કહે મને નોતરૂ દીધું, લાવ્ય મ્હારૂં ભક્ષ.॥૪૪॥ પુલોચન કહે ભલે મ્હારાજા, જરાક ઉભા રોહોને;ભેગાં કે જુદાં સુતાં છે,જાળીથી જોવાં દોને.॥૪૫॥

એમ કહીને જઇ જાળીયા વીશે,જોયું ડોકુ ખોશી;પાંચમાંથી એકે નવ દીઠો, એકલી દીઠી ડોશી ॥૪૬॥ પુલોચન કહે પાછા પધારો, આજ નથી કાંઇ તાલ; જુદાં જુદાં સર્વે સુતાં છે, માટે આવજો કાલ.॥૪૭॥તવ અગ્નીદેવ પાછો વળીયો,સુઈ રહયો પુલોચન;એટલે ભીમસેન નીરભય થયો, જઇ કર્યું સયન. ॥ ૪૮ ॥ એવે બીજે દીવશ થયો,ભીમ સમજી ગયો મન; અગ્નીમાં બળવાના છીએ, એજ થશ વીઘન.॥૪૯॥ારમ્યાં જમ્યાં ને સાંજ પડી પણ,નાઠ્યો દુરીયોધન;રાત્રીએ જુદાં જુદાં ત્યાં, સર્વે કર્યું સયન. ॥ ૫૦ ॥ ભીમ અગાશીમાં જઈને બેઠો, ધરે હરીનું ધ્યાન; મધ રાત્રી થઇ ઉઠયો પુલોચન, શીતળ જળ કર્યું સ્નાન.॥૫૧॥ બળતું છાણું મુખમાં લીધું, અર્ક માળા ગ્રહી એવ;એકજ ચરણે ઉભો રહ્યો,આવ્યો અગ્નીદેવ. ॥૫૬॥ હોકારો કીધો પુલોચનને, કાહાડીને મોટાં ચક્ષ; ગૈકાલે પાછો વાળ્યોતો, લાવ્ય મ્હારૂં ભક્ષ.॥૫૩॥ પુલોચન કહે જરા ઉભારો, સંદેહ મારો ખોવું;ભેગાં કે જુદાં સુતાં છે, તેતો તપાશી જોવું. ॥૫૪॥ એમ કહી જાળીયામાં જોયું, દીઠી એકલી ડોશી; પુલોચન કહે પાછા પધારો,રૂદેન રેહેશો રોશી.॥૫૫॥ અગ્ની કહે હું નહી જાવું પાછો, ભક્ષ દે હાલને હાલ; પુલોચન કહે કૃપા કરીને, આપે પધારજો કાલ. ॥૫૬॥કાલે તો જુદાં હશે પણ, આપીશ હું આગનાય; એમ કહ્યું તવ અગ્નીકાકા, તરત થયા વીદાય. ॥૫૭॥ તે જોયા પછી ભીમશેન સુતો, એવે ત્રીજો દન થાય; સર્વેના મનમાં આવી ઉદાશી, ધરતીતો ખાવાને ધાય ॥ ૫૮ ॥ રાંધ્યુ ખાધુ પણ કાંઇ ગમે નહી, મનડું તો ડગ ડગ ડોલે; ભીમ કોરાણે ને કોરાણે રહે છે, કોઇ સાથે નવ બોલે. ॥૫૯॥વાટ જુએ છે દુરીયોધનની; પણ ત્યાં તે કોણ આવે; એવે સમે તો સાંજ પડી, ખાવું પીવું નવ ભાવે. ॥૬૦॥ ભોમી ભારે લાગવા માંડી, શબ્દ કર્યા શીઆળ; સાંજની વેળા વાયસ બોલ્યા, પડી પેટમાં ફાળ. ॥ ૬૧ ॥કુન્તા ધરમે એમ જાણ્યું, સત્ય દગો દેખાય; ભીમનું કહ્યુ માન્યું નહીને, હવે વલે શી થાય. ॥૬૨॥ આડો અવળો ભીમ ફરે છે, બોલાવ્યો કુન્તા સતી; આવોને બેટા બેસો પાસે, કેમ તું બોલતો નથી. ॥૬૩॥ વલણ; કેમ બેટા બોલતો નથી, શું લાગી મન રોસ; વ્યાસ વલ્લભ વાણી વદે, ભીમ ધુણાવ્યું શીશ. ॥

# કડવું ૭૧ રાગ સાખાના ચાલ.

વૈશમપાયે એનીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય ॥૧॥ શીશ ધુણાવી ભીમ બોલ્યો સાંભળો ધરમ ભુમ; છત્રપતીનો મ્હેલ જોઇ હું, બની ગયો તદરૂપ.॥૨॥કુન્તા કહે તું મર્મમાં બોલે, હવે જાણ્યો મેં દગો;ભીમ કહે એવું નવ હોયે, દગો કરે નહી સગો.॥૩॥ વેમીલાં તમે વેમ ધરોછો, એ છે સગા સુપાત્રા;ઘણો ઘણો ખરચ કરીને,કરાવે છે જાત્રા.॥૪॥કુન્તાજી કહે ભડકો મુકયો,જાત્રામાં નીરધાર, ભીમ કહે હમણાં નહી ભડકો,મધરાત્રીની વાર.॥૫॥કુન્તાજી કહે કર્યું મશ્કરી, કેવારે વ્હાણું વ્હાય; એટલે તમને સર્વને લૈને, થઇ જાવું વીદાય, ॥૬॥ ભીમે જાણ્યું વળે શીખામણ, માટે દાજવા દેવું;થવા કાળ હશે તે થાશે, લખ્યું ભવીશમાં જેવું.॥૭॥ એવે રૂજની પડી ત્યારે, સુઇ રહયો પુલોચન;ભ્રાતેને માતે છુટાં છુટાં,મ્હેલમાં કર્યું સહ્યન, ॥ ૮ ॥ સેજ સ્વભાવે ભીમ બેઠો, ધર્મ કને પેહેલે માળ; બારોએ બેશી વાત કરે છે, મ્હા બળીયો વાયુ બાળ,॥૯॥એવામાં ભીમે પુલોચનને, કહ્યું સેવક જાણી; જારે જા લ્યા ઘડો લેઇને, ભરી આવ નદીનું પાણી, ॥૧૦॥ પુલોચને મન વિચાર્યું, કહ્યું તારે તો જાવું;આજ બીચારા છે મરવાના, મરતા ગંગાજળ પાવું.॥૧૧॥ એમ કહી જળ ભરવા ચાલ્યો,એવામાં કેવું થાય;મેહેલમાં દીવો દેખીને આવ્યાં,ભુલેલાં વનમાંય, ॥૧૨॥ પાંચ ભીલને એક ભીલડી, આવી દ્વાર ઠોકે છે;પોકાર કીધા ગરીબૈથી, આ ઘરમાં કોણ રહે છે.॥ ૧૩ ॥ શબ્દ સુણી ભીમ હેઠો આવ્યો, ઉઘેડયાં બેઉ દ્વાર; ભીમે કહ્યું કે કોણ તમેછો, ભીલે કર્યો ઉચ્ચાર, ॥ ૧૪ ॥ ભાઇ અમે છીએ ભીલ જાતી, મારગે ભુલાં પડીયાં; તમારા મ્હેલમાં દીવો દીઠો, માટે અમે આવી ચડીયાં. ॥૧૫॥ આજની રૂજની સુવા દોતો,પ્રભુ કરે કલ્યાણ;એટલે ભીમશેન માતાની પ્રત્યે,એમ વધો મુખ વાણ. ॥૧૬॥ જાવો માતા પેહેલ માળે,ધરમ બીજે માળ; એકેકો માળ બદલી સુઓ, ડોશી ઉઠયાં તતકાળ. ॥ ૧૭ ॥ પછી ભીમે ભીલને કહ્યું, પરસાળમાં તમો સુઓ; તમોને શીખામણ દેવું,હું હુઓ કે તુઓ. ॥ ૧૮ ॥ તોપણ તમારે બોલવું નહીં, બોલાવે કદી કોય; તમે જાણશો માણસ છે પણ, દેત ઘણા અહીં ોય. ॥૧૯॥ભીલ કહે મોઢેને માંથે,ઢાંઢીને સુઇ રેહેશું;ઉઘેડશું નહી બોલશું નહી,સહયનનું સુખ લેશું.॥૨૦॥એમ કહીને છએ ભીલડાં, સુઇ રહયાં પરસાળે;બારણાં સાંક

ળ દેઇનેગયો, ભીમશેન પેહેલે માળ. ॥૨૧॥ બારીએ બેહેલો ત્યાં બેઠો, એવે પુલોચ્યન આવ્યો; કયાં ગયારે ભીમશેન ભાઇ, લ્યો ગંગાજળ લાવ્યો. ॥ ૨૨ ॥ ભીમ કહે કે પાણી લાવતાં, વાર તને ઘણી લાગી;હવેતો જળ નથી પીવું, ત્રશા ગઇ છે ભાગી ॥૨૩॥ એમ કહીને બારીથી ઊઠયો, દાધા બારીના દ્વાર; તવ પુલાચન ગાગર મુકી, પાટે સુતો તે વાર ॥૨૪॥ ભીમ જઇ બેઠો ધાબામાં, મધરાત્રી ગઇ જ્યારે; પાપી પુલોચન ઊભો થયો, મંત્ર સાધવા ત્યારે.॥૨૫॥ વસ્ત્ર બદલી કુંભ લીધો,શીતળ જળ સ્નાન કીધું;અર્કની માળા હાથમાં ઝાલી,બળતું છાણુ મુખ લીધું ॥ ૨૬ ॥ એક ચરણે ઉભો રહિને,મંત્ર જપ્યો તતખેવ;પુરણ માળા થઇ રહી કે, આવ્યો અગની દેવ. ॥૨૭॥ અગાશીમાં બેઠો બેઠો, ભીમ જુએ છે ચક્ષ;અગની કહે શેવક મ્હારા, લાવ્ય મ્હારૂં ભક્ષ.॥૨૮॥ પુલોચન કહે આપુછું કાકા, જરાક ઊભા રોને; ભેગાં કે જુદાં સુતાં છે,જાળીયે જોવા દોને. ॥૨૯॥ અગની કહે શું જોવું છે, આગના દે થઇ ખુશી;ભેગાં હશે કે જુદાં હશે પણ, લૈશ સરવને ચુશી.॥૩૦॥ પુલોચન કહે જરા ઉભારો, વચન વદ્યો મીઠાં; જાળીયામાં ટોકું કરયું તો,છ ભીલડાને દીઠાં,॥૩૧॥ એણે જાણ્યું પાન્ડવ સુતા છે, રાજ્ય લેવા લાગ્યો લક્ષ;હાથ જોડી અગનીને કહ્યું, કાકા લેજો ભક્ષ. ॥ ૩૨॥ એવા આપી આગના તવ,જ્વાળા રૂપે થયો બળીયો;ભડકે ભડકા પ્રગટ થયા,મ્હેલને વિંટાઇ વળીયો. ॥ ૩૩ ॥ લાખાભોવન ભડભડ લાગ્યું, કોપ થયો મહા માઠો એક આનિ રાજ્ય લેવા પાપી, સળગાવીને નાઠો.॥ ૩૪ ॥ ભીમે જાણ્યું કે ભોગ મળાયા, પણ અણઘટતું થાય; ગુલામ જાતી પુલોચન શું,અમને બાળી જાય.॥૩૫॥ અમે મરીએને એ શું જીવે, સુમત મનમાં ચડીયો; વાયુનો નંદન ધાબામાંથી, ઉછળી બેઠો પડીયો.॥૩૬॥ કટી કશીને દંત ડશીને,દડબડ મેલી દોટ; પાપી પુલોચન જાય છે તેનિ,ઝડપ ઝાલી કોટ.॥૩૭॥ પુલોચન કહે ભુલ્યો ચુકયો, ભીમ ભાઇ લાગું પાય;ભીમ કહે અમને બાળીને,તું જીવતો કયાં જાય.॥૩૮॥ એક આનીનો ભાગ દેવા, તુજને ઝાલી લાવ્યો; એમ કહી માંથે ફેરવતો, લાખાભોવને આવ્યો.॥૩૯॥ અગની કેરી સ્તુતી કીધી, કાકા કરો અમ રક્ષ; છ ભીલડાં મહી આપ્યાં છે ને, લ્યો આ સાતમુ ભક્ષ.॥૪૦॥ એમ કહી વાયુના સુતે, અગનીમાં ફેંકી દિધો; જેવો નાંખ્યો તેવો એને, અગનીએ ચુશી લીધો, ॥ ૪૧ ॥ વલણ ॥ ચુશી લીધો નાંખતાં, થયો બળીને ખાખ; વ્યાસ વલ્લભ વાણી વદે, ભડભડ લાગી લાખ. ॥

## કડવું ૭૨ રાગ દોહરાની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું,આદ્યપરવ મહીમાય, ॥ ૧ ॥ ચારે દીશાએ અગની લાગ્યો, ભડકા ભયંકર થાય;ભીમ જુએ છે બારણેથી,ઘણું કરે ત્રાહ્ય ત્રાહ્ય.॥૨॥ જાળીમાંથી અગની પેઠો, ભીલડાં ચુશી લીધાં;બળીને બધું ભસ્મ થયું, બળી ગયાં અન સીવ્યાં.॥૩॥ મેહેલમાં સળગ્યો લાખને વળગ્યો,જ્વાળા ચઢે સુંસોટ; તનખા ઉડે વાયુ વડેને, થાય ધુમાડીના ગોટ.॥૪॥તેથી અતી અકળામણ આવી,જાગી ઉઠયાં માત ભ્રાત;અંધારે કાંઇ સુજે નહિને, કરવા લાગ્યાં કલ્પાન્ત. ॥૫॥ સ્વાસ ન લેવાય મોઢે ન બોલાય, ધુમાડી બહુ અકળાવે;આંખ્યોને ગળું જાય છે બળી, કૈં કરવું નવ ફાવે ॥૬॥ પોતપોતાની પથારીમાં, બેશી રહિને રૂવે; જીવ ગભરાય છે ઘણો ઘણોને. નાશીકા બહુ ચુવે.॥૭॥ બ્હાર રહિને ભીમ જુએ છે. મેહેલમા શું થતું હશે; મ્હારી માત ને ભ્રાત મારા; શેકાઇને બળી જશે.॥૮॥અરેરે હું શીદ બ્હાર આવ્યો, એમની જોડે મરવું;મરણ પામે માતને ભ્રાતતો, મ્હારે જીવી શું કરવું. ॥૯॥ એમ જાણીને આઘો ગયો એ, મેઘ નાદે ગડગડીઓ;છલંગ મારી કુદીયો તે, જૈ ધાબામાં પડીયો.॥૧૦॥સાચવીને ઉતર્યો માળ વીશે, ગભરાટ ઝાઝો થયો; તોપણ હીંમત રાખીને એ,પાંચમે માળે ગયો.॥૧૧॥ દશે દીશાથી તાપ લાગે,કાયા થરથર ધ્રૂજે;ધુમાડો ધુંધવાઇ રહયો છે,નેત્ર થકી નવ સુજે. ॥૧૨॥ નીકુળજીને ખોળવા લાગ્યો,હાથજ ફેરવી જુએ;તો માદરીનો નંદન પોતે,પથારીમાં રહયો રૂવે.॥૧૩॥તે ભીમશેનને હાથ આવ્યો, તવ ઇશ્વર આરાધે;પાંગોઠું ઝાલી ભીમે લીધો,બેસાડી દીધો ખાંધે.॥૧૪॥પછી ફાંફાં મારવા લાગ્યો,સાચવીને સંચરીયો;હાથ ફેરવતાં દાદર જડયો,ચોથે માળે ઉતરીયો.॥૧૫॥કયાંછે તું શેહેવ કયાંછે તું શેહેવ, શેદેવે હુંકારો દીધો; એટલે અટકળે જૈને ઝાલ્યો, બાજી ખાંધે લેઇ લીધો. ॥ ૧૬ ॥ ત્યાંથી નિચે ઉતર્યોને, અરજુન શોધી કહાડયો; ભીમે એને ઉચકીને, કેહેડ ઉપર બેસાડયો. ॥ ૧૭ ॥ ત્યાંથી બીજે માળે ગયોને, દુખ પડે છે પર્મ; સોધ્યો બીજી કેહેડે બેસાડયા,યુધીષ્ટર જે ધર્મ. ॥૧૮॥ ત્યાંથી ગયો પેહેલે માળે, માંડયા ભીમે ચાળા; આ જાત્રાવાશી મુજ માડી, ફેરવી લેજો માળા, ॥ ૧૯ ॥ તવ કુન્તાજી બ્હાજી પડોયાં,ભીમને આવી દયાય;પાંગોઠુ ઝાલી મુસ્તક ઉપર,બેસાડયા કુન્તા માય. ॥૨૦ ॥ પછી પંથ સોધે નાસવાનો,આંડોને અવળો

થાય; જ્યાં જુવે ત્યાં અગ્ના સળગે; નાશીને કયાં જાય.॥૨૨॥ માળ ઉ-પર અથડાયા કરેછે, અગની ઉંચો ચડીયો;લાખનાં પીઢયોને પાટીયાં સળગ્યાં, તવ માળ તુટી પડીયો.॥૨૨॥ તેની સાથે પડયો વ્રકોદર,જયાં-ને ત્યા અગની ભાસે; નાસરો જવાનું મન કરીને, વાયુનો નંદન નાસે ॥૨૩॥મેહોડાની લાખ નીચે પડેલી, તેના તો ભડકા થાય;કેઇ ભોમીપર ચરણુ મુકે, જયાંને ત્યાં બળી જાય,॥૨૪॥ આશપાસ ઉંચેને નીચે અગ-ની, ભડકાની શેડયો છુટે; ચરચ્ચર ચરચ્ચર ચાંમડી બળેને, શરીરે ફોલ્લા ઉઠે. ॥૨૫॥ ફોલ્લા ઉઠે ઉઠીને ફુટે, છુટે બહુ જળધાર; તેની વેદના થાય અતીશે,પાંચે કરે પોકાર.॥૨૬॥ ઉંચો નીચો વ્રકોદર કુદે.કાળજડાં કળકળીયાં;જવાળાઓ લાગી શેડયો વાગી; વસ્ત્ર વપુનાં બળીયાં.॥૨૭॥ તેથી શરીર પણ લાગ્યા સળગવા, ત્રાહ્ય ત્રાહ્ય મુખથી ભાંખે; અંગે આભુશણ ઉંનાં થયાં તે, તોડીને કાહાડી નાંખે॥ ૨૮॥ ચાંમડી દાજી વસ્ત્રો બળીયાં, બળ્યા રૂંવાડાં કેશ; મરજાદા કશી રહી નહી સહુ, થયાં નગન વેશ ॥ ૨૯. ॥ માંઊંશ શરીરનું લાગ્યું સળગવા, રડે છે પાન્ડવ પોચા; ઉંચેથી ઉંના ઉંના ઊકળીને, પડે છે લાખના લોચા ॥૩૦ ॥ તે ચોટ અંગે રડે સૌ સંગે, ભીમશેન નાસવા જાય; ઊજેશ દેખી પડતું મુકે, જે ભીંતમાં ભચકાય ॥ ૩૧. ॥ ભચકાય ભાથી બળે છે છાતી, તરત પાછો નાસે; જવાનો મારગ મળતો નથી તે, અથડાય છે ચોપાસે ॥ ૩૨ ॥ છે જોર જેટલું કાઢે છે તેટલુ, કરે છે દોટા દોટ; બોલાય નહીને સ્વાસ લેવાય નહી, ધુમ્રના ગોટ ગોટ ॥ ૩૩.॥ શેદેવજીને પુછી જોવાનું,પણુ ભીમ દુખમાં ફૂલ્યો; વીદૂરજીના કહયા છતાં, પંથજ પુછવો ભુલ્યો॥૩૪॥ શેદેવજી પણ સાચો વચનનો, વેડયા કરે દુખ અતિ; પણ પોતે પુછયાવીનાતો, ભીમને કહેતો નથી ॥૩૫॥ છેવટ ભીમસેન થાકયોને પાકયો, પ્રાણજ ઊંચો ચડીયો;નસો નાડી ખેંચાવા લાગી,ઢળીને અગનામાં પડીયો ॥૩૬॥ તેની સાથે પડયા છે પાંચે, ધ્રુશકા મેલી રડે; દીપકમાં જેમ ફુંદા પડે છે, તેમ પડી તરફડે.॥૩૭॥ સરવનિ ગઇ સુદ્ધીને શકતી,પાપજ પુરણ મળીયાં;ચાર ભાઇને પાંચમી ડોશી, પાંચે ભીમપર ઢળીયાં,॥,૩૮॥ અગનીમાં જેવાં કાષ્ટજ સળગે,તેવાં સળગે શરીર;વ્રદ્ધ માતાયે પ્રભુ સંભાર્યા, ધરી મનમાં ધીર, ॥ ૩૯ ॥ શબ સરીખા પડયા છે પાંચે, કોણુ ચડે તેની વ્હારે; ડોશીને જરા છે સુદ્ધિ તે, ઇશ્વરને પોકારે. ॥ ૪૦ ॥

॥ વળણ॥ ઇશ્વરને પોકારતી, ભક્ત ભોળી કુન્તાય; વ્યાસ વલ્લભ વાણી વદે, કૃષ્ણ કરે કરૂણાય,

## કડવું ૭૩ બાવલીયાને દખારે એ રાગ.

ઓ સામળા સનેહિરે રેરે હો, મ્હારે ચઢજો વિઠલારે ॥ ટેક ॥ બો-
લ્યા બોલ્યા વૈશમપાયે વચન,સાંભળ સાંભળ જનમેજે રાજન;કુન્તા-
જીએ કરવા માંડયુ છે રૂદન. ॥ ઓ સામળા ॥ ૧ ॥ પ્રભુ મેં શું ગંગામાં
ધોયા મળ તુત્ર, પ્રભુ તેવે પાપે શું ભાગે ઘર સુત્ર; સુદ્ધી વીના થૈને
પોઢયા છે પાંચે પુત્ર.॥ ઓ ॥ ૨ ॥ પ્રભુ મેં શું તોડી સરોવરની પાળ,પ્ર-
ભુ મેં શું ભાગી ફળતી વૃક્ષ ડાળ; પ્રભુ મેં શું અભડાવીબ્રાહ્મણની
થાળ.॥ ઓ ॥ ૩ ॥ પ્રભુ બ્રાહ્મણ મુકીશું શેવ્યા વેસધારી, ઓખરી ગા
ચોને શું મેં શેવતાં તીછકારી; શુ વીપ્રનાં છીદ્ર જોઈ મેં મુકયા મારી
॥ ઓ ॥ ૪॥ પ્રભુ મેં શું રંક જાણી પુંજ્યા ચંડાળ, પ્રભુ મેં શું ધાવ
તાં વછોડેલાં બાળ;પ્રભુ મેં શું મળતાં ભાગ્યાં વેવીશાળ. ॥ ઓ॥ ૫॥
પ્રભુ મેં શું પરને દુખ દેઇ ધર્યો ગર્વ, પ્રભુ મેં શું હુનાળે ઉઠાડી પર્વ;
તેવે પાપે મ્હારૂં જવા બેઠું સર્વ.॥ ઓ ॥ ૬॥ પ્રભુ મેં શું વીશ્વાસે કોઇ
ને દગો દીધો, પ્રભુ મેં શું મારે સ્વારથે અધ્રમ કીધો;પ્રભુ પરનો પૈશો
શું લલચાવી લીધો. ॥ ઓ ॥ ૭ ॥ પ્રભુ મેં શું નીચ જાતિની કીધિ
શેવા, પ્રભુ મેં શું ગુરૂ કર્યા પ્રસાદી લેવા, કુધ્રષ્ટી શું કીધી દેવાધી દેવા
॥ ઓ॥ ૮॥ પ્રભુ કહ્યા તેવા અપરાધ હોય મ્હારા, પ્રભુ તોહે તમે છો
ક્ષમા કરનારા; હું હો પાપી તેમાં શું કરે સુત બીચારા. ॥ ઓ ॥ ૯ ॥
પ્રભુ તમે જગત ભક્તના રંગ રશીયા, મહ્હર મુખથી હાથી મુકાવવાને ધ
શીયા; પ્રભુ તમે પ્રલાદજીને સ્થંભે વશીયા. ॥ ઓ ॥ ૧૦ ॥ પ્રભુ તમે
ઉગાર્યા નીભામાં મંઝાર, આખો નીભો રાખ્યોને આંચ નહી લગાર;તે-
વી રીતે અમને ઉગારો જુગદાધાર. ॥ ઓ ॥ ૧૧ ॥ પ્રભુ પુતના મારી
બચાવ્યાં બધાં બાળ, અજગર નાથી ગાયો ઉગારી ગોપાળ;તેવી રીતે
ઉગારો દીનના દયાળ. ॥ ઓ ॥ ૧૨ ॥ વળણ ॥ દીન દયાળ ઉગારીયે,
તમ વણ કોની વ્હાર; વ્યાસ વલ્લભ વાણી વદે, જાણ્યું જુગદાધાર.

## કડવું ૭૪ રાગ ભેરવની છાંયાનો દોહરો

વૈશમપાયે એણિપેરે બોલ્યા,સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને
સંભળાવું, આદ્યપરવ મહીમાય. ॥ ૧॥ અંતરયામી ગરૂડા ગામી, ગો-
વીંદ જાણિ વાત; ભક્તને દુખે ભુદરાને; અતી થયો ઉતપાત. ॥૨॥૨॥

બાશ શેદેવ સુત સતીનો,સઉનો જવા થયો અંત;પણ પુછયાવણ કેહે તો નથી, બતાવતો નથી પંથ.॥૩॥એણે એનુ બોલ્યુ પાળ્યું, મને મ્હારૂં વેણ નડશે; રખેને પાચમાંથી મરશેતો,મ્હારે મરવું પડશે.॥૪॥ દવના દુખમાં મને સંભાર્યો, એમ અતિ હેત વાપ્યું;એક કળાનુ સામર્થ પોતાનું, ભીમને અંગ આપ્યું. ॥ ૫ ॥ એટલે ઉઠયો સુત વાયુનો, સમરતો જુગદીશ; બે ભાઇ ખાંધે બે ભાઇ કેહેડે, કુન્તાને લીધાં શીશ ॥ ૬ ॥ પાછો ભટકવા લાગ્યો ભોવનમા, ભીંતે ભીંતે ભચકાય; સુદ્ધી ભુલ્યો છે પુછવા કેરી, તે જાણ્યું જાદવરાય ॥૭॥ ભકત આધિન ભુદરોછે,તે કેમ જાયે ચુકી; વાયુ સુતના શરીર વીશે, સામળે સુદ્ધી મુકી. ॥ ૮ ॥ એટલે ભીમને યાદ આવ્યુ ,વીદુરજીનુ વચન;શેદેવજીને પુછવા લાગ્યો, વાયુ કેરો તન,॥૯॥શેદેવ જોશી શેદેવ જોશી, શીદને દુખીયા થાવો;બીજાને દુખીયાં કરોછો, જવાનો પંથ બતાવો ॥ ૧૦ ॥ એટલે બોલ્યા શેદેવ જોશી,શું જુઓ ભીમ ભ્રાત;તમે તમારા ચરણ નિચે; જોરમાં મારો લાત ॥૧૧॥એટલે ભીમે લાત મારીને, સલ્યાનો ચુરો કરીયો; તેમા મ્હોટી સળંગ દીઠી; વાયુસુત ઉતરીયો. ॥૧૨॥ એટલે વેદના વહનીની મટી,દાજ તણો દાવ કહાડયો;ઝાલ્યોશેદેવનો ટાંટીયો ને, પ્રથવીમાં પછાડયો. ॥ ૧૩॥ શેદેવજી કહે શો વાંક મ્હરો,પછાડયો એમને એમ, ભીમ કહે બહુ દુખી થયાં પણ, પંથ ન બતાવ્યો કેમ. ॥૧૪॥શેદેવજી કહે પુછવાનું, ભુલી ગયા તમે જેમ, તમોને મારગ બતાવવાનો, હુ પણ ભુલ્યો તેમ ॥ ૧૫ ॥ પાછો પોતાનિ ખાંધે લીધો, સળંગ પંથે પળીયો, એટલે હાથ ઘસ્યા અગનીએ;સર્વને લૈ ગયો બળીયો. ॥ ૧૬ ॥ એવું જાણી રિસ આણી, સળંગમાં ઉતરીયો;પાન્ડવને જૈ જવાળા દીધિ, તવ ત્યાં ભીમ થરથરીયો. ॥ ૧૭ ॥ અવળો ફરી ફુંક મારિ, વહનિ થયો વીદાય; દસ ડગલાં ભીમે ભર્યાંકે,પાછો આવ્યો ત્યાય,॥૧૮॥ ભીમ કહે ઓ અગની કાકા, વેણ વદેલુ થાપુ;એક માના પાંચને મુકોતો, એક માના સો આપુ. ॥ ૧૯ ॥ એમ કહીને ફુંક મારિ, અગની પાછો જાય;પાછાં દસ ડગલાં ભરયાંકે, ઓવા પોહેચ્યો ત્યાય. ભીમ કહે કાકા વળો પાછા, પાંચને જવા દાન;પાંચ જણાને મુકી દેઇ, એક માના સો લ્યોને. ॥ ૨૧ ॥ એટલે અગની દેવતા બોલ્યો, જા તને જવા દેવું; પણ ત્રણ વેળા બોલ્યો માટે, ત્રણે માના ત્રણસે લેવું.॥૨૧॥ એવું સાંભળી વાયુ સુતે,વીચાર કીધો મન;હું તો જગતમાં જાણુછુ,કાકીના સો તન. ॥૨૩॥ એક માના સો બીજા કોઇ, જાણેલા નથી મેં તો;

અત્યારે તો હાથે હા કહેવી,મરશે લે તો કે દેતો.॥૨૩॥ ગર્હતક બ્રાહ્મણ વાંચતો નથી,લ્યો કાકા વેણ થાપુ;બોલ્યું વચન પાળવાનો,ત્રૈણનાત્રૈણસે આપુ.॥૨૪॥ એમ કહીને વચન આપ્યું,અગની પાછો વળીયો;એટલે દાટ મુકીને ચાલ્યો, વૃકોદર માહા બળીયો. ॥ ૨૫ ॥ કુન્તાજી કહે દીકરા મ્હારા, ત્રૈણશે આપશો કયાથી; ભીમ કહે કે આપીશું મા, લાવીશું જત્રામાંથી ॥૨૬॥ પીંપળાને થડ નદી કીનારે, જ્યાં ઢાંકી સલ્યા સાર; તે આડી પાડીને બ્હાર આવ્યો, ક્ષણ ન લાગી વાર ॥ ૨૭॥ ભીલ ભગત ત્યાં બેશી રહેલો, તેને લાગ્યો ભય ઉર; જાણ્યું કે ગભરાએલો મને મારે, કહ્યું વિદુર વિદુર.॥ ૨૮॥ અટલે ભીમ કહે કોણ છે તું,કોણે મુકયો હાંઇ તુને;ભીલ કહે વીદુરજીએ, તમ કાજ મુકયો મુને. ॥ ૨૯ ॥ લ્યો છ જણ વસ્ત્ર ખાદીનાં, એમ કહીને દીધાં;એબ ઢાંકવા અતી હર્ષે,વસ્ત્ર વિંટાળી લીધાં. ॥૩૦॥ પછી કનક વીંટી આપી, વિદુરજીનિ જેહ; કુન્તાજીએ હાથમાં ઝાલી,ઓળખી લીધા તેહ.॥ ૩૧ ॥ પછી ભીલ કહ્યું કે બેસો,ત્રાપામાં પાંચે વીર;છઠ્ઠાં બેસો કુન્તા ડોશી, ઉતારૂ સામા તીર ॥૩૨॥ તવ તે બેઠાં ત્રાપા વિશે, નદીમાં બહુ નિર;તેમાં ભીલ ત્રાપો હંકાર્યો, લેઇ ગયો સામી તીર. ॥ ૩૩ ॥ ત્યાં જઇને છયેને ઉતાર્યાં, ભીલ પાછો વળીઓ; તે વાતનો વિચાર કરે, દ્વારીકાં ધીસ શામળીઓ. ૩૪ જાણ્યું કે ભીલ જઇને કહેશે,વીદુરજીને વાત; પણ મ્હારે કેવરાવું વિશ્વમાં, પાન્ડવનિ થઇ ઘાત. ॥૩૫॥ કોઇ ન જાણે એવું કરવું,તે ચટકી મન લાગી; અધી નદીએ ભીલ આવ્યો; ત્રાપો નાંખ્યો ભાગી ॥૩૬॥ ભીલ ભગત પાણીમાં તણાયો, લાગ્યાં મા ત્રાહ્ય ઓચરવા, ભીમ કહે શીદ ત્રાહય કહોછો, જાય છે જાત્રા કરવા, ॥ ૩૭ ॥ કુન્તાજી તવ રડવા લાગ્યાં, નથી બોલ્યાનો આરો; જાત્રાનું મ્હેણું દે દૈને,ભીમ લેશે જીવ મ્હારો. ॥૩૮॥ પછી ધરમે પુછ્યું જોશીને, કહો કરીશું કેમ;શેહદેવ કહે પુર્વ દીશાએ, ચાલો એમને એમ. ॥૩૯॥ વનમાં જઇશું રાજી રહીશું, થૈ શું નગ્રમાં દુખી; હાલ છે આપણી દશા નઠારી;તેથી નહી થાવો સુખી॥૪૦॥ ધર્મ કહે વેણ શીશ ચઢાવ્યું, વસ્તી વીના વન રહીએ;પણ ભોમી ચરણ મુકાતો નથી, કેમ કરીને જઇએ. ॥ ૪૧ ॥ તે કરતાં ભીમ લેઇ જાયે તો, ધારીએ તેમ જવાય; ભીમ કહે વારો થૈ રહ્યા મ્હારો, ઉ ંચે કો ધરમરાય. ॥૪૨॥ સળંગમાં ઉચકીન લાવ્યો, કયાં લગી કીધાં પાપ; ધર્મ કહે તું વીના કોણ તેડે, ઉજર્યો તુજ પ્રતાપ. ॥ ૪૩ ॥ એટલે ભીમને હોંશ આવી, ઉચકીયા માત ભ્રાત; પ્રભુના બળથી પુર્વમાં

ચાલ્યો, પ્હોર રહી છે રાત. ॥ ૪૪ ॥ જાય વ્રકોદર વાયુને વેગે,જોરમાં ન રહે ઝાલ્યો;કૃષ્ણપ્રભુના સાન્નથથી એ,સવાસો ગાઉ ચાલ્યો ॥૪૫॥ એવે આવ્યું એક સરોવર, ત્યાંતો ન્હાણું ન્હાય; શેદેવજી કહે ઉતારો વિરા, વીશ્રામ કરવો હાંય. ॥ ૪૬ ॥ એટલે ભીમે હેઠાં ઉતાર્યાં, સ્વાસ ઘણેરા ચડીયો,પ્રભુએ પોતાનું બળ લેઇ લીધું,તેથી ચટાપાટ પડીઓ. ॥ ૪૭ ॥ ચાર ભૈને મા પાસે બીરાજ્યા, દીવસ દેખી થયાં રાજી; રાતાં રતાળુ જેવાં શરીર છે, આવીને માંખ્યો બાજી. ॥ ૪૮ ॥ તે વેદનાથી બહુ અકળાયાં, કેમ કરી ઓધી કાહાડે, લીંમડાનાં ડાળાં ભાગી લાવી,એક એકને ઉરાડે. ॥ ૪૯ ॥ ભીમને અંગ ઉરાડે માતા, સાતા ભીમને થાય, એટલે ઉઠયો સુત પવનનો, એક કર્યો ઉપાય ॥ ૫૦ ॥ વ્રક્ષનાં લાંબાં કાષ્ટ લાવ્યો,ભોમીમાં દીધાં ઘાલી;આડાં અવળાં બીજાં બાંધિને પર્ણકુટી કરી આલી. ॥૫૧॥ સાગનાં પત્રનિ ભીત્યો બનાવી, મક્ષીકા પેસી ન જાય; તે મધે સહુ જઇને બેઠાં, મટી માંખ્યોની પીડાય.॥૫૨ પછી ધરમ કહે ભીમશેન વીરા,પેટ પાપી ખાવા માગે; તવ ભીમ ઝુંપડી બહાર ચાલ્યો, જઇ ઉભો જરા આઘે. ॥ ૫૩ ॥ પોતાનુ પેહેરેલું વસ્ત્ર કાહાડયું,વડો કર્યો વીવેક; અડધું ફાડીને કરી લંગોટીઓ, અડધાની ઝોળી એક. ॥ ૫૪ ॥ પ્રથમ પોતે વાળી લંગોટી; આવ્યો સતીનો બાળો; ભીમ કહે નમે વસ્ત્ર કાઢીને, ચારે લંગોટીયો વાળો. ॥૫૫॥ માતા પેહેરે વસ્ત્રજ આખું, તમારાં મુકી છાંડો; આગળ લેવા એપર દાહાડા, કહો હું ડાહયો કે ગાંડો. ॥૫૬॥ ધર્મ કહે ધન્ય ત્રેવડ તારી,કહી વસ્ત્ર નાંખ્યા ટાળી;ભીમના કહયા પ્રમાણે ચારે;લીધિ લંગોટીઓ વાળી ॥ ૫૭ ॥ ભીમે ઝોળી ખાધે ભરાવી, બેસો વીરા વન જાવું,સર્વને ખાવા માટે વનના, વનફળ હું લઈ આવું. ॥૫૮॥ કહીને ચાલ્યો ઉત્તર દીશા, ફળ તણો કહી પાર; લેઇ લેઇને ઝોળી ભરે ને, પોતે કરે છે આર ॥ ૫૯ ॥ વળણ ॥ આર કરે ઝોળી ભરે, કુન્તાનો કુંવાર; વ્યાસ વલ્લભ કહે કથા, સુણો સૌ સંસાર.

## કડવું ૭૫ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણિપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આધપરવ મહામાય ॥૧॥ બે ચાર લીધાં તુમડાંને, ફળ ઝોળી ભરી લાવ્યો; માત ભ્રાત ભુખ્યા બેસી રહયાં છે, માટે ઉતાવળો

આવ્યો. ॥ ૨ ॥ તુમડા કીધાં જળ પીવાનાં, ભરી આવ્યા શેદેવ જોશી; ઝોળીના ફળનો ઢગલો કીધો, ફળ વેંહેચી આપ્યાં ડોશી ॥૩॥સરવે ખાધુંને જળ પાધું, પછી કાઢયું એક કામ;દર્ભની ગુંથે સાદડીયોને,સમરે સુંદીર શામ. ॥ ૪॥ માંખ્યોને દુખે ઝુપડી વીસે, બેશી રહે બધો દન; રાત્રીએ સરોવર પર બેસે, બે ઘડી ખાય પવન. ॥૫॥ પછી જઇને સહયન કરે, એમજ કાઢે દન;વનફળ લાવીને ખવરાવે, નીત્ય વાયુનો તન ॥ ૬ ॥ ખાય પીયેને ભગવત ભજે, જંજાળમાંથી છુટયાં;ફળ લાવે ભીમ ઉત્તરમાંથી, ત દીશા ફળ ખુટયાં. ॥૭॥ છ માસ સુધી ત્યાં ફળ ચાલ્યાં,હવે તે કયાંથી લાવું;ભીમે મનમાં એમ વીચાર્યું,પુર્વ દીશાએ જાવું. ॥૮॥ એવું જાણી ઝોળી લેઇને,નીકળ્યો કુન્તા તન; ચાર ગાઉ આઘો ગયો ત્યાં, આવ્યું હેડંબા વન. ॥ ૯ ॥ થોર તણી ઘણી વાડ દીઠી, કૌતક જોયું મેં હોણ; અઘોર વનમાં આવે ઠેકાણે,રેહેતું હશે કોણ. ૧૦ તે ચરચા મ્હારે નજરે જોવી, જોવું જો બાગમાં શુ છે, ફળ લેતાંને ખાતા મુજને,પુછે તેને પ્રભુ પુછે ॥૧૧॥ એવું જાણી હીંમત આણી,આઘેથી દોટ ચડીયો; છલંગ મારીને બાગ ભણીએ, વાડ કુદી મહી પડીયો. ॥૧૨॥ બાગમાં જોયુ મનડુ મોહ્યું, હરખ્યો અપરમપાર; જેવી જોઇએ તેવી વનસ્પતી,ઉગી છે અરાડ ભાર. ॥૧૩॥ દશ વરસ લગી ખાતાં ન ખુટે,મળ્યું ઠેકાણુ ઠીક; પછી લાગ્યો ફળ તોડવા એને,નથી જરાયે બીક ॥૧૪॥અનક જાતીના ફળ ન ફુલ છે, વર્ણવી શુ શકે શેશ; રમણી રંભા જાડા સ્થંભા, અતિ ઉંચી છે ટેશ ॥૧૫॥વ્રક્ષ ઘણાં છે ચોરૂ ચારોળીનાં,ચંદન ચંપો અંક;વેલ વાલોળને વૈલશડા છે,આશાળનો વળ્યો વંક ॥ ૧૬ ॥ મોઘરો મરડાઇ રહ્યો છે, હેરામણીને મરેઠી;આંબા આંબલીને આવળ છે,એખરોને અરેઠી.॥૧૭॥ કોઠી કેવડી કાચકી છે,કદળીના કોમળ સ્થંભ; સાગ શીશવને સર્ગવો સાદડ, આશાળ કેરા ખંભ.॥૧૮॥ જાઇ જુઈને કમળ કેતકી, કુશુમ વનમાં ભોથાં; ફોફળ રામફળ જામફળ જાયફળ,ભમરા મારે ગોથાં. ॥૧૯॥ લીંબુ કરમદા કરણિ કંથેરી,કમરખ જાંબુ બોર; તાલ તમાલને રશાળ સમડી,રાએણ રાતાકોર. ॥ ૨૦॥ ખડોકળીની વેલવળી છે, પીળી આંબા સાખ; બાવચી બીજોરાં ચીનીકબાલા, ઝાડે ઝુલે છે દ્રાખ. ॥૨૧॥ પપનસ ફનસ અને નારંગી,શીફળ નીંચા નેત્ર; તાડ તાડી બદામ બપૈયા, ખજુર ખારેકનાં ક્ષત્ર.॥૨૨॥ પીંપળા પીંપળીને વડગુંદા, ધમીણને પલાસ; ફાલશી શેલડીને શેતુરી, વરખડીને વાંસ.॥૨૩॥ તજ જાવંત્રી લવીંગ એલચી,સીકોતરાં જલદારૂ;

ગલબાસ ગુલસબો ગુલચંપો, બોરસલ્લી સગધારૂ. ॥૨૪॥ ગટાયો ઝાડની લટાયો લાંબી, શીતળતા છે અતોલે; કાબર કોયલને ટાંઉકા, બપઈઆ બહુ બોલે. ॥ ૨૫ ॥ તેતર ટઉકે વઇયો બબડે, ચાત્રકને ચકોર; હીરામણ મેંના કાકા કઉઆ, મોર કરે બહુ સોર. ॥૨૬॥ અનેક જાતીનાં પક્ષી ઉડે, બોલે મધુરી વાણી; પાકાં ફળની પીમળે ભીમનાં, મ્હોમા ભરાયું પાણી.॥૨૭॥ ફળ તોડી તોડી ખાવા લાગ્યો, જરા ન દીલમાં ડરતો; ભાવે તે ખાતો બહુ મલકાતો, વળી ઝોળીમાં ભરતો.॥૨૮॥ હાલતો ચાલતો મ્હાલતો મનથી, શુભ સતીનો સુત; માલીક વનની હેડંબા રાક્ષણી, શસ્ત્ર માયાવી દુત.॥ ૨૯ ॥ કૈં કીર મુખા કૈં સ્વાન મુખા, ભુંડ મુખા મહી ભારે; અશ્વ મુખાને ગર્ધવ મુખા, કૈંનાં છે મુખ મંજારે.॥૩૦॥વ્રશભ મુખા મહિશી મુખા, ધુઅડ મુખા ઘણા; અન ઉદક જરા ન જોઇએ, ચાવે લોઢાના ચણા. ॥ ૩૧ ॥ જુદા જુદા રંગ છે અંગના, લીલા પીળા રાતા ચોળ; કાળા ભુરાને કૈં પચરંગી, નેત્ર સરવના ગોળ. ॥૩૨॥ નાકેથી બુચ્યા તાડપુર ઉંચા, બાગમાં પેરા ભરે; પશુ પક્ષી મહી પેશી શકે નહી, હરનીશ ચોકી કરે. ॥ ૩૩ ॥ તેના બાગમાં ભીમસેન ખાય છે, લાગે છે મેવા મીઠા; એવામાં એક ભુડ મુખાએ. ભીમને ભમતો દીઠો. ૩૪ તવ તેણે કારમી ચીસ નાંખી, ઉઠયાં અસુરો બળીયા; આસપાસથી સહુ દોડી આવ્યા, તરત ટોળે મળીયા. ॥ ૩૫॥ ભીમને જોયોને જોર આવ્યું, ચોરજ આપણો એછે; ભીમે જાણ્યું કે ભલે આવ્યા, આપણું એ શું લે છે. ॥ ૩૬॥ નથી ડરતો ફળ આર કરતો, દહિતોએ મુકી દોટ; વ્રકોદર ને વચમાં ઘેરી, ફરતો વળીયો કોટ.॥૩૭॥ હોકારા કરતા માઠુ આદરતા, ભીમ નથી ગભરાતો; સારાં સારાં ફળ દેખે તે, તોડી તોડીને ખાતો. ॥૩૮॥ દૈત કહે અલ્યા કોણ છે તું, હવે તે ક્યાં જાયેશ; બળવંતના બાગમાં પડયો છે, માર ઘણો ખાયેશ.॥૩૯॥ મરણ તારૂં આવી પોહોચ્યું, શું સમજી ફળ ખાય; ભીમ કહે જો જીવવું હોયતો, લાગો મુજને પાય. ॥૪૦॥ દૈત કહે તું કોણ છે લ્યા, ઝાલવા આવ્યા ઝાઝા; ભીમ કહે મને કેમ પુછોછો, અમે પ્રથ્વીના રાજા. ॥ ૪૧ ॥ ભોમી અમારી ક્યાં છે તમારી, સર્વને મારી કાહાડું; રજા લીધા વીના આંહા વસ્યા છો, લાવો ભોમીનું ભાડું. ॥ ૪૨ ॥ સાંભળીને સહુ હસવા લાગ્યા, બચ્ચા મળ્યાં તારાં પાપ; ભીમ કહે તમો સરવ બચ્ચા, હું તો તમારો બાપ.॥૪૩॥ દહીતોએ કહ્યુ આ છે રમકડુ, રાણીને જૈ કહીએ; બીજા કહે એમાં શું કહેવું તું, રાણી કને લૈ જઇએ. ॥૪૪॥ એવું વીચારી અસુર બોલ્યા રે-

હેવાદે ફળ ખવાશે, આ બાગની માલીક છે રાણી, ચાલ તું તેની પાસે ॥૪૫॥ભીમ કહે મ્હારે શું કામ એનું, નજરે કદી નથી ન્યાળી; તે કરતાં કદી આવું જોવાને, રૂપાળી છે કે કાળી. ॥ ૪૬ ॥ એટલે અસુરો હસીને બોલ્યા,ચાલે તુ ત્યાંતો બતાવું ;ઘણી રૂપાળી રાણી અમારી,ભીમે કહ્યુ ચાલો આવું. ॥૪૭॥ એમ કહીને ચાલવા લાગ્યો; મસ્તાનો મન મ્હાલે, અસુર લોકો આગળ પાછળ, ઘેરો કરીને ચાલે. ॥ ૪૮॥ વચમાં ચાલે વાયુનો નંદન, ધીરે ધીરે જાય; મારગમાં મીઠું ફળ દેખે,તોડીને તે ખાય ॥૪૯॥ દહીત કહે લ્યા ચાલ સીધો,કેમ તોડે ફળ અતિ;ભીમ કહે મુમત કરોતો, જાવો આવતા નથી. ॥૫૦॥ દહીતોએ જાણ્યું લ્યો સમજાવી, ગાંડીયુ નાશી જાશે; આજ્ઞા આપી ખાતો જજે તું,ચાલ રાણીની પાસે ॥૫૧॥એવે દસ જણ આગળ દોડયા,જે કહી રાણીને વાત;હેડંબા કહે આવવા દો,કોણ એવો કજાત. ॥૫૨॥વડના ડાળે હીંદોળો છે,પાશાણ કેરો ભારી;દાશી ખીંચે રાણી હીંચે,ઘણી જોરાવર નારી. ॥૫૩॥ ત્યાં ભીમને લેઇને આવ્યા,સૌના જુદા મનસુબા; હીંચકા સામો ભીમને રાખી. આસવે પાસવે ઉભા. ॥ ૫૪ ॥ જોઇ લીધો રાણીને ભીમે, ભય ભણકારો ભાગ્યો; નીચુ ઘાલી ઝોળીમાંથી, ફળ લે ખાવા લાગ્યો. ॥ ૫૫॥ હેડંબા કહે ફળ ખાનારા, છે તુ મુરખ જેવો;ઉભો રહે સામુ જોઇને,પુછું તે જવાબ દેવો. ॥૫૬॥ભીમ કહે હું મુરખ જેવો, તું મ્હારી સરદાર; પુછે તેનો જવાબ આપુ, ઓ વનની રેહેનાર. ॥૫૭॥ વલણ ॥ વનવગડે રેહેનાર તું, પુછવું હોય તે પુછ; વ્યાસ વલ્લભ એમ ઓચરે, ભીમે મરડી મુછ. ॥

---

## કડવું ૭૬ રાગ ઢળકતી ચોપાઇનો ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન,સાંભળ જનમેજે રાજન; હેડંબા કહે તુ આવ્યો કયાંથી, ભીમ કહે આવ્યો વાદળમાંથી. ॥૧॥ હેડંબા કહે કેમ ચઢયું બોલ, ભીમ કહે મારે સહુ તરણા તોલે; હેડંબા કહે કોણુ તારૂં ગામ, કોણુ માત તાત કોણુ નામ. ॥ ૨॥ ભીમ કહે તું કોણ નાત જાત, પેહેલી કર,મુને તારી વાત;હેડંબા કે શી વાત પુછે મ્હારી, ભીમ કે પરણેલી છે કે કુંવારી. ॥૩॥ હેડંબા કહે કહુ વાત વરણી,હું છું કુંવારી હજી નથી પરણી;ભીમ કહે મળ્યો ઘાટ કેવો,અલી હું પણ તારા જેવો. ॥ ૪ ॥ હેડંબા કહે જીભડી કર થોડી, ભીમ કહે મળી આપણી જોડી,

હેડંબા કહે હેર મારી નાંખુ, વાશીહુ વાળવા નવ રાખુ ॥ ૫ ॥ ભીમ કહે મુજથી દેવ કાંપે, તારા જેવી હજારો પગ ચાંપે; હેડંબા કહે સુણુ વચન, નાંખ હીંચોળો માને મુજ મન ॥ ૬ ॥ તો તો ભલી તુજ ભવીશની પેર, રાખુ ખવરાવી ગુલામ ઘેર; ભીમ કહે ભુડી જોડ હાથ, કેહે કે આવો બેસો સ્વામીનાથ ॥ ૭ ॥ હેડંબા કહે જંગલી જન, તને હીંચકે બેઠાનું મન; બેસ બેસાડુ ને દોર ઝાલું, ખો ભુલે તેવો હીંચકો ઘાલું ॥૮॥ કહી હેઠી ઉતરી નારી, ભીમ ત્યાર થયો ખુંખારી; ઝોળી લેઇ હીંદોળે ગયો, ઉપર બેસવાને ત્યાર થયો ॥ ૯ ॥ હેડંબા કહે નહી જાય ચુકી, તારી ઝોળી નીચે દે મુકી; ભીમ કહે મુકુ નહી સરવથી, મને ગુરૂએ ભણાવ્યો નથી. ॥ ૧૦ ॥ ગથે ગાંઠેને વીદ્યા પાઠે, અમે રેહેવાના અમારે ઘાટે;હેડંબા કહે બેશ બકવા મુકી, જોજે ઝાલવામાં જાતો ચુકી ॥૧૧॥ એમ કરવા લાગીએ સોર, તવ ભીમે ગ્રહયા બે દોર; દેઇ ચરણ ને ઉપર ચડીઓ,તેવો હીંચકો તુટી પડીઓ. ॥ ૧ ॥ તેની સાથે વડ ડાળ ભાગ્યું, હેડંબાને તો આશ્ચર્ય લાગ્યું; ભીમ ઉઠી આઘો જઇ ઉભો, મુછ મરડે સતી સુત સુબો. ॥૧૩॥ બોલી હેડંબા દહીત શું ભાળે, બાંધો હીંચકો બીજી ડાળે; તવ બાંધી દીધો બીજી ડાળ, હેડંબા બોલી મુખ તતકાળ. ॥ ૧૪ ॥ અલ્યા બેશ જંગલી બીજી વાર, ભીમ કહે તુ સાંભળ નાર; અલી મેં જોયું તારૂં પાણી, નહી બેસુ બધુ ધુળધાણી. ॥ ૧૫॥ તવ હેડંબા બોલી એમ, ત્યારે હું બેસું ધરી પ્રેમ; જોવું ઝુલાવે છે તું કેમ; નાંખ હું પ્રસન થાઉ તેમ. ॥ ૧૬ ॥ એવું કહી બેઠી એ નારી, ભીમે ગ્રહયો દોર ખુંખારી; મનમાં રામનું નામ ભાખે, ધીરે ધીરે હીંદોળો નાંખે ॥૧૭॥ તવ હેડંબાએ કર્યો સોર, રડયા કયાં ગયું તારૂં જોર; ભીમ કહે શું બકે છે ડાલી, હવે બેસજે બે દોર ઝાલી. ॥ ૧૮ ॥ તું તો જોઇ લેજે હાથ મ્હારા, તુને દેખાડુ ગગન તારા; કહી કોપે ચઢયો સતિ સુત, ઘણો થયો છે આકળો ભુત. ॥ ૧૯ ॥ વલણ ॥ ભીમ થયો અતી આકળો, જબર ઝાલ્યો દોર; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, કહ્યું જણવે જોર.

## કડવું ૭૭ રાગ કટાવની ચાલ.

વાયુ નંદન, કરે પ્રભુ વંદન, સીવ સમરતો, ધ્યાનજ ધરતો, બહુ બળ કરતો; હરતો ફરતો; જરા ન ડરતો, વાયુ દેવનું મરણ કરીશું, બળ આદરીશું; મનકુ ઠરીયું, ડગલું ભરીશું; હીંદોળાને આક ચડાવ્યો,

ખેલ લડાવ્યો, મુઝ્રત અડાવ્યો; ધીરે ચલાવી, ઘણો હલવી; દોર ઝલાવી, ફેંકયો બળમાં; કેવળ કળમાં, એકજ પળમાં, જેમ વાદળમાં વીજળી નાસે, તેવું ભાસે; ગયો આકાશે, ભય ચોપાસે; ત્રીયા ત્રાસે, ગગન જઇને પાછો વળીઓ; અવળો પળીયો, અહળક હળીઓ, ટગટગ જુવે ભીમસેન બળીયો; ભય ભરી નારી, દુખમાં ભારી, મન વિચારી;મુખ પોકારી, કહ્યું ખુંખારી; નારી તમારી લ્યો ઉગારી, દયાજ ધારી, ઓ બળવંતા મ્હારા સ્વામી, કહુ શીશ નામી; બહુ દુઃખ પામી, ન રહી ખામી; હુંતો હરામી, ચાહ્ય તેમ બોલી, મન નવ્ય લાવો, મુને બચાવો; વ્હારે ધાવો, વેહલા આવો,હીંચકો સ્હાવો; એવું ભીમે સાંભળ્યું કાને, સતી સંતાને;મનડુ માને, દુઃખ દો શાને, બહુ તોફાને, પડશે નારી, જાશે મ્હારી, છે બહુ સારી;પ્રાણની પ્યારી, અતિ સુખકારી; એવું ધારી; છલંગ મારી, બળીયો બોહેળો; થઇને પેહેળો,ઝાલ્યો હીંદોળો, દૈવત દાખી;હિંયો રાખી,સહુ જન સાખી, ખમ્મા ભાંખી;નારી ઉતારી,જે ધુતારી; તે થઇ સારી, વશ બની ભારી; બળવંત ધારી,નમી બીચારી; ફરી પરદક્ષણા; છો સુલક્ષણા,બે કરજોડી; કટી મરોડી; શીશ નમાવ્યું, ભીમને ભાવ્યું,રમકડું આવ્યું, ઠીકજ ફાવ્યું, કોમળ રદે છે, ગણી ગદે છે, બેશ બદે છે, વલ્લભ દેછે; પરણવાની કીધી ત્યારી,માંડી મંડપ રચના સારી. ॥ વળણ ॥ મંડપની રચના રચી, શોભાનો નહી પાર; નારદરૂશી આવિયા, પરણાવ્યા તે ઠાર;

## કડવું ૭૮ રાગ ધન્યાસરી

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું,આદ્યપરવ મહીમાય. ॥ ૧ ॥ નારદ આવ્યા ભીમે બોલાવ્યા, કહો પધાર્યા કેમ; નારદજી કહે પરણાવવાને, આવ્યો ધરીને પ્રેમ. ॥૨॥ ભીમે કહ્યું ભલે મ્હારાજા, એતો મુને ગમી વાત;પણ તમો કોઇને નવ કેહેશો,ન જાણે મુજ માત.॥૩॥નારદજી કહે હું શાને જણવું,હેડંબીએ જોડયા હાથ;મંડપમાં પધારો પરણવા,ઓરે મારા નાથ.॥૪॥તવ ભીમ કહે શાંભળ નારી,હું વાત મ્હારી વરણું;મ્હારૂ ખાધાનું પુરૂ કર્યાની,શકતી હોયતો પરણું. ॥૫॥ હેડંબી કહે તન મન ને ધન,સરવે છે તમારૂં; આજથી અરપણ આપને કીધું, કાંઇ નથી અમારૂં. ॥૬॥ એટલે ઉઠી બેઠો મંડપમાં, હેડંબી સનમુખ આવે; સામા સામી નરનારી બેઠાં,

નારદજી પરણાવે. ॥ ૭॥ વળણ ॥ પરણાવે નારદઋશી, રાક્ષણીયો ગીત ગાય; રાક્ષસ સહુ બીરાજીયા, વલ્લ કહે કથાય.

## કડવું ૭૯ રાગ ધોળ.

બોલ્યા બોલ્યા વૈશમપાયે વચનરે,સાંભળ સાંભળ પરીક્ષત રાયના તન ॥ ૧ ॥ મંડપમાં તો હસ્ત મેળાપક થાયરે;માનુનીયો મળી મળી ગીતાં ગાયરે. ॥ ૨ ॥ નારજીએ પાડી પટોળે ગંઠરે;મંત્ર ભણી વરમાળા આરોપી કંઠરે. ॥ ૩ ॥ મંડપ મધ્યે પેહેલું મંગળ વરતાયરે, પેહેલે મંગળ ગાયોના દાન અપાયરે ॥૪॥ એવે બીજું મંગળ ફર્યાં નરનારીરે, બીજે મંગળ આપી ભોમી ઘણી સારીરે.॥૫॥મંડપ વીશે ત્રીજું મંગળ વરતાયરે, ત્રીજે મંગળ શેવક દાન અપાયરે.॥૬॥ચોરીમાં તો ચોથું મંગળ વરતાયરે;ચોથે મંગળ ભર્યા ભંડાર અપાયરે.॥૭॥ પછી જમ્યાં વરકંન્યા કંસ રરે, હેડંબાએ પેહેરાવ્યો મોતીનો હારરે. ॥૮॥ પરણી ઉઠી રૂપૈયા વીંટીઓ રમાયરે,પછી બંને લાગ્યાં ગોત્રજને પાયરે. ॥ ૯ ॥ દીધિ દક્ષણા નારદ થયા વીદાયરે,પછી એઉ ગયાં કનક મ્હેલ માંયરે.॥૧॥ ॥ વળણ. ॥ વરકન્યા ગયાં મ્હેલમાં,રસોઇ કરી તત્ર દાસ; વલ્લભ વદે સુત વાયુનો, અતી થયો ઉલ્લાસ.

## કડવું ૮૦ રાગ સાખી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું. આદ્યપરવ મહીમાય ॥૧॥શેવક શેવકીયે રશોઇ કીધિ, ભીમને ફળ્યા ભગવાન,હેડંબા કહે ઉઠો સ્વામીજી,જમવા સારૂ કરો સ્નાન ॥૨॥ તવ ભીમ ઉઠી ન્હાવાને બેઠો, હેડંબી આવી સંગ; તેલ ફુલેલ લાવી શેવક પાસે,ચોળાવ્યું ભીમને અંગ.॥૩॥ ઉષ્ણોદકથી સ્નાન કરાવ્યું, દહીત લોકે અંગ ચોળી; વસ્ત્ર વતી તે સાચવી લુછયું,ઉતરી દાજેલી ખોળી.॥૪॥ પછી ભીમે કહ્યું દહિતોને,દેતાતા ફળના ટોટા; બાગ વીશે જુઓ કહ્યુંતું અમે, રાજા ખરા કે ખોટા. ॥ ૫ ॥ દહીત કહે કે ખરા મહારાજા; બેસોને કરવા ભોજન;હેડંબીએ પીરસ્યું પીરસણું,તે દન પામ્યો અન.॥ ૬ ॥ વીવીધનું એણે જએણુ જમાડયું,પછી આપ્યો મુખવાસ; તે લેઇ જઇને ઢાલીયે બેઠો, હેડંબી બેઠી પાસ.॥૭॥સુણો સ્વા

બીજી પાણી પીને, ઘર પુછવું એ નહિ રીત;હું તો પુછ્યા વણ પેહેલી પ રણી,લાગી તમારી પ્રીત.॥૮॥ અપરાધ મારો સૌ ક્ષમા કરજો, કોણ ત- મારૂં ઘર ગામ;કોણ માબાપના દીકરાને,કોણ તમારૂ નામ.॥૯॥કોણ નાત જાતને ભાત કોણ છે;વાત પુછ્યાનો થયો પ્રેમ, આવા જંગલમાં કોઇ ન આવે ને, તમે પધાયા કેમ.॥૧૦॥ભીમ કહે તું સાંભળ સુંદરી,હસ્તીના પુર મહારો દેશ;ક્ષત્રાણિનો દીકરો છું,સર્વ રાજાનો નરેશ.॥૧૧॥ચાર ભા- ઇને પાંચમી મા છે, સુખ રૂપ કરતા તા રાજ;અમારા કાકાના સો દિકરા છે,તેમને અમપર દાઝ.॥૧૨॥દગો કરીને કાઢ્યાં જાત્રાએ,ઘરબારમાંથી ટાળ્યા; વનમાં ભોવન કરેલુ લાખનું,તેમાં અમાને બાળ્યાં. ॥૧૩॥ તે બળતામાંથી ઉગાર્યા હરીયે,આવ્યા છીએ આ વન; છમાસથી અમે રહિ એ છીએ, અહીંથી એક જોજન. ॥ ૧૪॥ પશ્ચીમ દીશાએ સરોવર છે, ત્યા કર્યો છે વિસરામ;ઉત્તરમાંથી ફળ લાવતો તો, ખાતાંતાં મા ભૈ તમામ ॥૧૫॥એ દીશામાં ફળ ખુટયાં ત્યારે,આવ્યો હું તારાભણી.પુર્વના લેખ થી લગનજ થયું.તું ધણીઆણી હું ધણી.॥૧૬॥હેડંબા કહે પધારો પીઉજી, હવે થઇ સુખ લ્હેર;તમારાં માત ભ્રાત વશ્યાં છે વનમાં;તેડી લેઇ આવી એ ઘેર.॥૧૭॥એટલે ભીમે મન વીચાર્યું,મા ભાઇનુ સાલ નડશે; હશાશે બોલાશે નહી મારાથી,ખરા રંગમાં ભંગ પડશે.॥૧૮॥એવું જાણી ભીમસે ન બોલ્યો, હું તો નહી તેડી લાવું;તું તેડી આવે તે મને ન ફાવે, હું વ- ન નાશી જાવું. ॥ ૧૯ ॥ એ તો ભગત છે અહી નહી આવે,જો લગન થાય પ્રખ્યાત; તો તુજ કને આવવા નવ દે, મ્હારાં માતને ભ્રાત. ॥૨૦॥ તવ હેડંબા એવું બોલી, રેહેવા દો એમને ઠામ;તમો જાવો ત્યારે તમારાં મા ભાઇ,મ્હારે જોઇએ શું કામ. ॥ ૨૧ ॥ આપણા બાગમાં ફળ ઘણાં છે,જ ઇને ત્યાં દેઇ આવે;તમે તમારે ખાઇ પીને, સંસારનો લ્યો લ્હાવો.॥૨૨॥ એવામાં તો સાંજ પડી કે, ભીમસેને ફળ મંગાવ્યાં;ઝોળી ભરીને ગાસ- ડી કીધિ,દહીતન શીશ ચઢાવ્યાં.॥૨૩॥ માત ભ્રાતને આપવાને ચાલ્યો, હીનમણી હસ્ત થાતે;હેડંબાએ પુછયું કેવારે આવશો,ભીમે કહ્યું પોહો ર રાતે.॥૨૪॥ભીમ કે આગળ દહીત છે પાછળ, ત્રણ ગાઉ મજલ કીધિ; ભીમે દહિતને પાછો વાળ્યો, ફળની ઝોળી લેઇ લીધી. ॥ ૨૫ ॥ ઝોળી લેઇને ચાલ્યો ભીમસેન,માતા જુવે છે વાટ; ભીમને આજ કેમ વાર લા- ગી, સર્વ કરે ઉચાટ.॥૨૬॥ એવામાં આવ્યો બહુ ફળ લાવ્યો, મેલ્યાં ઝુ- પડીમાં સાર;કુન્તાજી કહે કુંવર મ્હારા,કેમ લાગી બહુ વાર.॥૨૭॥ભીમ કહે કાંઇ ફળ નથી મળતાં,આઘો ગયો હું વન;આખા દાહાડામાં આટલાં

વીણ્યાં,કુન્તા કહે ધન્ય તન. ॥૨૮॥ અમારે માટે કષ્ટ તું વેઠે, તવ બોલ્યા શેદેવ શાણા; ઓરે મારી કુન્તા માતા, આજ વેહેચો ગોળ ધાણા ॥૨૯॥ભીમે વીચાર્યું જોશીડો જાણે ,કહી દેશે મુખ લાવી; કોઇ ન ચેતે એ રીતે ભીમે,જોશીને આંખ્ય બતાવી.॥૩૦॥એટલે શેદેવ રહ્યાં છાનાં, કુન્તાને પડયો વેમ;શાના ગોળને ધાણા કહ્યા,કહી છાનો રહ્યો કેમ. ॥૩૧॥ શેદેવજી કહે સળંગ વીશ,મુને પછાડયો અણે;તે દુખ જેવું એને દુખ પડીયું, ખુશી થયો હું તેણે ॥ ૩૨॥કુન્તાજી કહે મારા પીટયા, એમાં શું ખુશી થાય;આપણે માટે આથડવાને,એજ બિચારો જાય. ॥ ૩૩ ॥એમ કહીને ગાંસડી છોડી, ફળ ખાવા સૌ આવો;ભીમ બેટા કેમ બેશી રહ્યા છો,તમે પણ ફળ ખાવો.॥૩૪॥ભીમ કહે રણમાં રઝળ્યો ત્યાં,ફળનું ભોજ ન કીધું;અથડામણમાં વારેવારે, ઘણુંક પાણી પીધું. ॥ ૩૫ ॥ તેથી પેટ ભરાઇ ગયું છે, ખાવું નથી લગાર;શેદેવે શાન કરી એક કોળીયો,લાવવો તો કંસાર.॥૩૬॥ પછી સરવે ફળજ ખાધાં,કુન્તાજી બોલ્યાં કોડે; ભીમ બેટા કાલ અરજુનજીને, લેઇ જજે તું જોડે.॥૩૭॥ ભીમ કહે ઓ માતા મ્હારી, શું ચાલે બીજાની હામ;એ વનમાં એક વાઘેણ મોટી,નહી અરજુનનું કામ.॥૩૮॥શેદેવજી કહે વાતજ સાચી,ભીમભાઇએ વશ કીધી; તવ કુન્તા કહે ભીમસેન બેટા,તુજ વિના નહી સીદ્ધી ॥૩૯॥ ભીમ કહે ઘણો ગભરાટ થાય છે;માટે વ્હેલો ઉઠી જઇશ;મારી ફીકર ચીંતા ન વ કરશો, હું બારણે સુઈ રહીશ.॥૪૦॥એવું કહીને બારણે સુતો, ઝુંપડીમાં માત ભ્રાત;સયન કીધું ને નીંદ્રા આવી,એવે ગઇ પોહોર રાત.॥૪૧॥ એટલે ઉઠયો વાયુનો નંદન,છાંનોમાનો સમશેર;ઝોળી લાવ્યો ચાલીને આવ્યો,હેડંબાને ઘેર. ॥૪૨॥તવ હેડંબા આનંદ પામી, કરાવ્યાં ખાન પાન,ખુશીમાં રહેતાં સૌ સુખ લેતો,બંને થયાં ગુલતાન.॥૪૩॥ એ રીતે રાત્રીએ ત્યાં રહે છે,એક એકને મન ભાવે; અહમેશ સાંજે ઝુંપડીએ જઈ,ફળનિ ઝોળી આપી આવે. ॥૪૪॥ થોડે દહાડે ભીમનું વાન વળીયું,સુખની વ્રતી નેટ;ઇશ્વર ઇચ્છાએ હેડંબાને,ગર્ભ રહ્યો છે પેટ.॥૪૫॥ મનુષ જાતીને દસે માસે,પુત્રનો પ્રસવ થાય;માયાવીને દશે દીવસે,પ્રસવે પેટ પ્રજાય.॥૪૫॥તેથી હેડંબાને દશે દીવસે,પુત્ર પ્રગટીયો સાર;ગરજના કરી ઉછળ્યો ઉંચો;દાશીએ ઝીલ્યો કુંવાર.॥૪૭॥ બહુજ બળીયો જ નમ્યો માયાવી,છે રૂપરૂપનો ધામ;હર્ખ થયો ભીમસેનને ભારે, પાડયું ગટોડગચ્છ નામ.॥૪૮॥રમાડે જમાડે દીવશ કાહાડે,પુત્રને જોઇ હરખાય;ગટોડગચ્છ ઘડીમાં ન્હાનોને, ઘડીમાં મ્હોટો થાય. ॥૪૯॥ બોલે કાલુ

લાગે વ્હાલું,સુનોનમુકેલગાર;ફળઆપવા ભીમને જવું પડે,કંટાળોઆવે અપાર ॥૫૦॥એવી રીતે દીવશ કહાડે,એવામાંશું થાય;હેડંબાને એકછે ભાઇ,હેડંબાસુર રાય.॥૫૧॥હેડંબા વનથી દશ ગાઉ આઘે,ઊતર દીશા માંય; માંખણીયો પરવત સુંવાળો, મક્ષીકા લપશી જાય. ॥૫૨॥ બાર ગાઉનો એછે ઉંચો, તેના ઉપર રેહે છે; અયુતધરની તે પર વસ્તી,તેનું રાજ્ય કરે છે.॥૫૩॥ તે પરવતપર દેવીનું ડેરૂ, છત્રેશ્વરી મંમાય;તેનું પુજન નીત્ય કરે છે,હેડંબાસુરરાય. ॥૫૪॥ ત્રણ પેહેડીથી પાપી લોકો, દેવની પુઠે લાગે,શીવ વિષ્ણુનેજીતવા માટે,અમર થવાનું માગે.॥૫૫॥ તેનું વ્રદાન આપે ન દેવી,પાપી ન મુકે કેડો;દેવીએ જાણ્યું પાન્ડવ હેંછે, માટે લાવુ નવેડો. ॥૫૬॥ એવે હેડંબાસુર આવ્યો, પ્રેમે કરયું પુજન; એટલે દેવી પ્રગટ થયાં, દેઇ દીધાં દરસન. ॥ ૫૭॥ કહ્યું કે માગ્ય માગે તે આપું,શેવક છે તુ ખરો,હેડંબાસુર બોલીયો મા,અમર મુજને કરો. ॥૫૮॥ એટલે હુંતો જીતિ લાવું પાતાળ સ્વર્ગને ભોમ; દેવી કહે પાંચ બત્રીશ લક્ષણા, પુરૂશનો કર હોમ. ॥૫૯॥ દૈત કહે તે કયાં હશે મા,બોલી દેવી તેણી વાર; હેડંબા વનથી પશ્ચીમ દીશાયે, છે છેટે ગાઉ ચાર. ॥ ૬૦॥ ત્યાં સરોવરના કીનારા ઉપર, ઝુંપડામાં પાંચ ભાત, એક છે તેમાં છત્રીસ લક્ષણો,છઠ્ઠી એની માત. ॥૬૧॥ તે ઝુંપડી તું લાવેતો આવે, કામજ તારૂં થાય;પાપી કહે આજ રાતે લાવું, ઓરે મારી માય. ॥ ૬૨ ॥ વળણ. ॥ એમ કહીને એ રહ્યો, એવે થઇ મધરાત; વ્યાસ વલ્લભ વાણી વદે, અસુર માંડે ઉતપાત;

—o—

# કડવું ૮૧ રાગ રમણ રેકતાની ચોપાઇ.

બોલ્યા બોલ્યા, વૈશમપાયે વચનરે;સાંભળ સાંભળ,જનમેજે રાજનરે. ॥૧॥ હેડંબાસુર, ચોરી કરવાને ચડીયોરે;કટી કશી, પરવત પરથી પડીયોરે. ॥૨॥ ચાલ્યો ચાલ્યો, ગયો હેડંબા વનરે;ત્યાથી ગયો,પશ્ચીમ એક જોજનરે. ॥ ૩ ॥ આવ્યું સરોવર, ઝુંપડી દીઠી ત્યાંયરે; સત્ય લાગ્યું, દેવીનું કહેવું મનમાંયરે. ॥૪॥ પછી કીધી, ચોરી કરવાનિ પેરરે; તે વેળાયે,ભીમ હેડંબાને ઘેરરે.॥૫॥ પાપી બેઠો, ઝુંપડીએ કરવા તપાસરે; કાન માંડીને,ઉંઘતાનો ઓળખ્યો સ્વાસરે. ॥ ૬ ॥ પછી રાખી, ઝુંપડી છાતી સાથરે;આશપાશ ચાલ્યા, એવની વીશે બે હાથરે. ॥૭॥ બળવંતાયે,બહુજ પરાક્રમ માંડ્યું રે; ઝુંપડી સુદ્ધાં,પ્રથ્વીનું ડગ

ળુ કાહાડયુરે. ॥ ૮॥ ઉચકી લીધું, પોતાના એક કર માંય; ચોરી કરી ચાલ્યો તે તસ્કર ત્યાંય રે. ॥૯॥ આવ્યો પરવત.છલંગથી ઉંચો ચડી-યોરે;બાર ગૌ ઉંચો, કુદી પરવત પર પડીયો રે. ॥૧૦॥ જૈને ઝુંપડી, મુકી વજ્રકોટ માંયરે;પછી ગયો, દેવીની પાસે ત્યાંયરે.॥૧૧॥ માજી લાવ્યો, ઝુંપડી પૃથ્વી કર ખોશી રે; દેવી કહે, છે ચાર નર એક ડોશીરે ॥ ૧૨ ॥ પાપી કહે, લાવ્યોછુ આખીન આખીરે; દેવિ કહે, છત્રી લક્ષણો રહ્યા બાકીરે. ॥ ૧૩ ॥ જા જૈને જો, તવ ચાલ્યો અસુર રે; બળતી મશાલે, જોવા ગયો થૈ આતુરરે.॥ ૧૪ ॥કોટ ઉઘેડી,ઝુંપડી ઉઘેડી જ્યારેરે; પ્રકાશ દીઠો,ચાર ભાઇ જાગ્યા ત્યારેરે.॥૧૫॥ પાંચમા કુંન્તા,જાગ્યા તેતો દૈત જુએરે;બહુ ભય પામ્યાં,ચોધાર આસુથી રૂવેરે. ॥ ૧૬ ॥ દહીતે દીઠાં,ચાર પુરૂશ એક ડોશીરે;પાછો કોટ, અડકાવી નીકળ્યો રોશીરે. ॥ ૧૭॥ આવ્યો છત્રે, શ્વરી દેવીનિ પાસરે; સાચુ છે મા,કેમ કરૂં હવે કયાસરે. ॥ ૧૮॥ દેવી કહે, જા તુ ઉત્તર દીશાયરે; વ્હાણું વ્હાતાં સુધીમાં જો ભેગો થાયરે. ॥૧૯॥ તો તો લાવજે, નહીતો આવજે પાછો રે; કરશું બીજી, પેરવી નહી રાખુ કાચોરે. ॥ ૨૦ ॥ એમ કહીને, કાઢયો અવળે પંથરે;દેવીને છે, દૈત મરાવવાનો તંતરે. ॥ ૨૧ ॥ રડે કોટ, વીશે માતને ભ્રાતરે;અસુરોનો,ભયપામી કરે કલ્પાંતરે.॥૨૨॥પછી ભીમ ને, સપનુ મુકયુ મંમાયરે;જાણે મ્હારાં,મા ભૈના ચોરી થાયરે.॥૨૩॥હેડંબાને, સ્વપ્ન થયું વણ ધાર્યુંરે; મારા ભાઇનું, દુખ દેવીએ નીવાર્યુ રે. ॥ ૨૪॥ અમ્મર કરશ, જીતશે સઘળી ભોમરે;મારા દીયર,જેઠોનો કરવો છે હોમરે. ॥ ૨૫॥ માટે ચોરી, કરીને લેઇ ગયો ઘેરરે; એવું સપનું, આવ્યું, ને જાણી પેરરે. ॥ ૨૬ ॥ એવે પ્રભાત, થતામાં જાગ્યો ભીમ રે; સપનું આવ્યું,તેથી પડયો છે વેમ રે.॥૨૭॥ માંડી કહિ, હેડંબા રાણીને વાતરે; જાણે હાંઇ, ચોરાયા મારા મા ભ્રાતરે. ॥ ૨૮ ॥ હેડંબાને, ડાખલો મળ્યો તતકાળ રે; મનમાં સમજી,બોલી નહિ દૈત બાળરે.॥૨૯॥ અંધારામાં,ફળ મંગાવા ભીમ જાયરે;ખબર કાઢું, અમ લાગ્યું મનમાં યરે. ॥ ૩૦ ॥ ગયો ઝોળી,લેઇને સરોવર તીરરે; ઝુંપડી નવ્ય, દીઠીને કંપ્યુ શરીરરે. ॥ ૩૧ ॥ બે ગૌ ફરતો, સોધીને આવ્યો ઘેરરે; રડવા લાગ્યો, કયાં કરૂ સોધ્યાની પેરરે,॥૩૨॥ઓ હેડંબા,ઘેલો કર્યો મને ગોરી રે; થઇછે મ્હારાં માતને ભ્રાતની ચોરીરે. ॥ ૩૩ ॥ તવ હેડંબા, આવી મ્હેલની બાહારરે; મેં કહ્યુ હતું, હઈ લાવો ભરથારરે. ॥ ૩૪॥ તોએ નવ્ય,લાવ્યાંતે ભવીશ તમારૂ રે;થઇ ગઇ ચોરી,તેમાં શું જોર અમારૂરે

॥૩૫॥ લેઇ ગયેલો,અસુર કોઇ ભક્ષ સારૂં રે,હવેતો મન, વાળી બેસો હું વારૂંરે. ॥૩૬॥ભીમસેન બોલ્યો; મ્હારે જીવાને શું કરવું રે; બતાવ મા ભઇ,નહી તો બળી મરવું રે.॥૩૭॥બોલી હેડંબા,એવું કર્યામાં શો સારરે;મ્હોતાં મા ભાઈ,મનવાળો ભરથ:રરે.॥૩૮॥ચાલો જઇએ, હસ્તીનાપુરતમ ઘેરરે; ત્યાં હું આવી, કઉરવોને મારૂ હેરરે. ॥૩૯॥ ભીમ કહે તુજ,કરતાં મુજમાં બળ જાજું રે; મા ભાઈ વાના,રાજ્ય લેતાં હું લાજુંરે ॥૪૦॥ માટે મારા, માને ભાઇ સોધા આવ રે;તારે હઈયી,ગયાં માટે તુલાવરે. ॥ ૪૧ ॥ બોલીનારી, મ્હારી ન કરશો વાતરે; હું શું જાણું, જાવો શોધી આવો ભ્રાતરે. ॥ ૪૨ ॥ ભીમસેન બોલ્યો, જો તું આનું ઓચરીશરે; તારે બારણે, ચાતા ખડકીને મરીસરે.॥૪૩॥ કહે નારી, તમારી ખુશી રજા આલી રે; ગટોરગછને, તેડીને ઘરમાં ચાલીરે; ॥ ૪૪॥ બેઠી જઇને, જરૂખે પુત્રજ લેઇરે; ભીમે જાણ્યું, કામ્યની સગી કેઇરે. ॥ ૪૫ ॥ લાવ્યો કાષ્ટ, ચાતા ખડકા તે વાર રે; પછી ધુંસ્કા, મુકીને રડ્યો અપારરે; ॥ ૪૬ ॥માત બંધુ, સમાન્ય સગુ નહી કોય રે; કદી કાળે, નારો સગી નચ હોય રે. ॥ ૪૭॥ દેખે સુખડું,ત્યાં સુધી તે સગી થાયરે; માંને સગી, તે મુજ પેરે કુટાયરે. ॥ ૪૮॥ બને ગોરી,દેખીને મુજ તુલ્ય ઘેલોરે, તેવા જનને, મુરખ માનવો પેહેલોરે. ॥૪૯॥ નારી કોનિ. થઇ નથી ને ન થાયરે,દુખનાં બેલી, જાણવાં ભ્રાત તાત માય રે. ॥ ૫૦ ॥ વનમાં મુકી, સુખી થવાને હું આવ્યોરે;તેથી મુને,દારાએ દુખમાં દુલાવ્યોરે.॥ ૫૧ ॥ એવું ઘણું, રડીને બોલ્યો વચનરે; અગના મુને, મુકી જા ગટોગછ તન રે.॥૫૨॥ વલણ. ॥ અગનિ મુજને મુકતું, ઓરે મ્હારા તન; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, સુણજો સ્રોતાજન.

---

## કડવું ૮૨ રાગ સાખીના ચાલ

વઇશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય;વીસ્તારીતુજનેસંભળાવું, આદપરવ મહીમાય.॥૧॥ ગટોડગછને દયા આવી, મુખથી બોલ્યો એમ; મારા પીતા અગની મુકાવે,કરૂં જનેતા કેમ. ॥ ૨ ॥ હેડંબા કહે મુકીઆવ જઈને, બોલ્યો ગટોડગછ વાત;કોણ લેઇ ગયું હશે મ્હારા;તાત તણાં માત ભાત ॥૩.॥ હેડંબા કહે કહીશ તુને, અગની જઇ મુકી આવ્ય;ગટોડગછ કહે પછી મુકુ,માતા તુ મને બતાવ્ય. ॥૪ ॥ હેડંબા કહે બાળક તું છેં, ન ટકે પેટમાં વાત;ગટોડગછ કહે સમ તારા

કોઇને નહી કહ્યુ માત ॥૫.॥ હોમ કરીને અમર લેવા, લેઇ ગયો તુજ મામો; ત્રીલોકનું એને રાજ્ય મળશે; તેમાંથી તમે પામો ॥૬.॥ તે માટે હું નથી કેહેતી. તારા લાભને સારૂ; તુજ તાત કદી મરી જશે તો,શું વળશે અધારૂ ॥૭॥ ગટોડગછ કહે વારૂ માતા, કહી માળથી ઉતરીયો;ઉઘાડી તરવાર લઇને આવ્યો, તાત કને ક્રોધ ભરીયો॥૮.॥ ઓરે પીતાજી ઓરે પીતાજી,તમે નથી જરા પાકા;આવો માહારી માને મારો,બતાવુ દાદીને કાકા ॥૯.॥ એમ કહીને ખડગ આપ્યું, હેડંબા સાંભળી ત્રાસે;હાથ ઝાલી ભીમને ખેંચી લાવ્યો, હેડંબાની પાસે॥૧૦.॥ મુસ્તક છેદો મ્હારી માતાનું, શા સારૂ ભય પામો, તમારા ભ્રાતને તમારી માતને,લેઈ ગયો મુજ મામો ॥૧૧.॥ એમ કહયું પણ ભીમ ન મારે, ગટોડગછ બાજ્યો ધાઇ; હેડંબા તવ રડવા લાગી, પેટ ઉકયું પીતરાઈ॥૧૨.॥ છાની વાત તો ફાટી ગઇ, હવે શી રીતે સાંધુ; અરેરે મ્હારૂં પેટજ ઠાહોયું, ત્યાં કયાં પાટો બાંધુ ॥૧૩.॥ પેટ ફુટયું તેનું કરમ ફુટયું,ગટોડગછ રીસધારે, ઝાલ્યો માનો ચોટલો ને, ગડદા પાટુ મારે ॥૧૪.॥ શંખણી માતા દુઃખની દાતા, છેક છકી ગઇ છાકે;સાસરીયાનું ભુંડુ કરીને,પીએરીઆનું તાકે ॥૧૫.॥ તેથી બીજી શંખણી, કઇ જે નાર પીઅરવાશીઃ તે તો નર્કની ભોગવનારી, સાતે જનમ નીરાશી॥૧૬.॥ જે પ્રેમદાને પીઅર વ્હાલું, તે તો ઘર નવ માંડે; કાંતો તે રહે વાંજણી કે,કાંતો તે રાંડ રાંડે॥૧૭.॥ પોતાના પતીને મરતાં લગી,તું તો હા કેહેનારી; માટે ન મુકું જીવતી હું, તુજને નાંખુ મારી ॥૧૮.॥એમ કહીને મારજ મારે, અતીશે આકળો થયો;એટલે ભીમે વછોડી નાંખી, એને આઘો લઇ ગયો ॥૧૯॥ ખુણે જઈ સમજાવ્યો એને, ઓરે મારા સુત,તારા મામાનું ઘર જાણ્યા વણ, શું થયો આકળો ભુત ॥૨૦.॥ કયાં ઘર એનું કયાં ગામ એનું,જયાણા વીના શું વળે; કયા જઇએ ને કયાંથી લાવીએ,માતને ભ્રાત કયાં મળે ॥૨૧.॥ ગટોડગછ કહે વાત સાચી, ભુલ થઇ બહુ મ્હારી;એના પેટમાં પેશીને પાછો, વાત લેવું છું વીચારી ॥૨૨॥ એમ કહીને આવ્યો જરૂખે, માને રોતી જોઇ રડીઓ;અરેરે મેં તુજને મારી, ખોળામાં આળોટી પડીઓ ॥૨૩.॥ હેડંબા કહે તું નહી દીકરો, હું નહી તારી માય; ઉઠી જા મોરા ખોળામાંથી, હડશેલો મુકયો ત્યાય ॥૨૪.॥તો પણ પાછો પડયો ખોળામાં, રોયો હૈયા ફાટ; ઓ માતા હું ભુલ્યો ચુકયો, દારૂણ બાળયો દાટ ॥૨૫॥ એમ કહીને ધ્રુંશકા મુકે, હઈયું રહે નહી હાથ; એટલે માતાને દયા આવી,હાલ્યો રૂદયા સાથ ॥૨૬.॥જે બેટા તેં મુજને મા-

રી, રાખવા તાતનો ટેક;મેં તને કહ્યું તે કહી દીધું, બાપ બેટા થયા એક. ॥ ૨૭ ॥ એક થઇને જાવો લઇ આવો, ત્યારે તો જુક્તીના સાચા; જો જઇને લઇ આવો નહીતો, બાપ બેટા બે કાચા. ॥૨૮॥ ભીમ કહે ભુંડી એમ શું બોલે,હું ને તું તઇઆર થઈએ;માસરૂ મને જોવાનિ ઇછા, છોકરા સુદ્ધાં જઇએ.॥૨૯॥ગટોડગછ કહે ચાલો માતા,મારે જાવું છે મોસાળ;હેડંબા કહે તાત તારો,કરે મુજ ભ્રાતનો કાળ ॥૩૦॥ ભીમ કહે મને સાળો વ્હાલો, તેનાથી કેમ વઢાય;ગટાડગછ કહે તોફાન કરેતો,મારે જોયા જેવું થાય.॥૩૧॥ મ્હારા બાપની સાથે બાઝ્યુ,કલેશ બને જોયા જેવો;વળી મ્હારો મામો એમના કરતાં, નહી હોય હારે તેવો. ॥ ૩૨॥ હેડંબા કહે તારા પિતાને, કોઇ નથી જીતનારા; હીંચકા નાંખી મુને દેખાડયા, દાહાડે ગગનના તારા.॥ ૩૩ ॥ ગટોડગછ કહે મામાને ભાણેજ, મળીને ચાહ્ય તે કરિએ; ભીમ કહે કહોતો સમ ખાવું,ઉઠો આપણે પરવરીએ.॥૩૪॥ગટોડગછ કહે ઉભી થા માતા,કહીને કરી તઇઆર;ત્રઇણે હળીમળી નિકળ્યાં તે,માંખણીએ ગયાં સાર. ॥૩૫॥ બાર ગાઉનો પરવત ઉંચો; સુંવાળો માખણ જેવો; હેડંબા કહે આ પરવત પર, મા ભાઇનો સોધ લેવો.॥૩૬॥ ભીમ કહે કયાં થઇને ચડવું, હેડંબા બોલી વાત;છલંગ મારીને ઉતરે ચઢે, બળવંત મારો ભ્રાત.॥૩૭॥ ચડવા ઉતરવાનો મારગ નથી, ઓરે મ્હારા નાથ; ભીમ કહે કે ઉપર ચડવું,તે તો તારે હાથ. ॥ ૩૮ ॥ તવ હેડંબાએ ચઢાવવાને,કરી માયા કળ કુંચી શીશ ધુણાવી પાશાણ પછાડયુ, થઇ દ્વાદશ ગાઊ ઉંચી. ॥ ૩૯ ॥પગ પાની લગી કેશ લાંબા, જાડા વાંસડા જેવા;દસ ગજ લાંબા દંત એના, પોહોળા પાવડા તેવા. ॥ ૪૦ ॥ દરવાજા જેવડું મુખ જેનું, નાસ્કોરાં ધંડાળાં, શરીરનાં જે રૂવાડાં તે, જાણે જંગલનાં જાળાં. ॥ ૪૧॥ વ્રક્ષના થડ સરખી આંગળીઓ, દસ થડ જેવા ખંભો; ભીમે જાણ્યું નોહ્ય હેડંબા, આતો મ્હોટો હેડંબો. ॥ ૪૨ ॥ એવે ગટોડગછ કેશને વળગ્યો, ચઢી ગયો સુંસોટ; પરવત પર જઇને એ બેઠો, મ્હા બળીયો ચડી ચાટ.॥૪૩॥પછી ભીમ પણ ચોટલે બાઝ્યો, પરવત ઉપર ગયો;ગટોડગછ હેડંબાનો, ચોટલો બેકર સહ્યો. ॥ ૪૪ ॥ બેચાર આંમટા હાથે નાંખ્યા; પછી વધ્યો પેર; જાવો પીતાજી મ્હારા મામાને, મારી નાંખજો ઠેર.॥૪૫॥ હેડંબા સાંભળીને અકળાઇ,ઉંચી ને નીચી થાય; ગટોડગછે દબાવી દીધી, ઉભીરે શંખણી માય.॥૪૬॥ ભીમ કહે બોલશો નહી બેટા,પાછળ પસ્તાઇ મરશું; રખે ન્હાની થઇ જશેતો, કેમ કરી ઉતરશું.॥ ૪૭ ॥ગટોડગછ કહે સુણો પીતાજી, ઉંચી નીચી છો થાય; એનાથી ચોટલો ઞ

હો ત્યાં લગી, ન્હાનિ નહિ થવાય. ॥૪૮॥ તે વાતની ચીંતા નવ કરશો, અસુરના પ્રાણ હરજો; મારા મામાને મારીને મ્હારૂં, મોસાળ ઉજડ કરજો. ॥ ૪૯ ॥ તમે ન જાઓ તો ચોટલો ઝાલો; હું જઈ મામાને મારૂં;ભીમ કહે હું જાવું છું બેટા, એતો નહી કામ તારૂં. ॥૫૦॥ એમ કહી ચાલ્યો વ્રકોદર, વીચાર કરતો મન; એવે દેવીનું ડેરૂં દીઠું, જઇ કર્યાં દરશન. ॥૫૧॥ ખડખડ દેવી હસી પડીયાં,બોલ્યાં મુખ વચન;મેં તારા ભાઇની ચોરી કરાવી, તને તેડાવ્યો તન. ॥૫૨॥ તારો સાળો મને દુખ દેઇ,અમ્મર માગે આજ;અમ્મર આપું તો અધ્રમ કરે, ત્રીલોકનું લે રાજ. ॥ ૫૩ ॥ એવા અસુર જાતિને તો, અમ્મર કેમ અપાય; ભીમ કહે આપવું નવ જોઈએ, ઓરે મારી માય. ॥૫૪॥ દેવી કહે આપું નહીતો, કેડો લેઇ કરે કેહેર;માટે તુજને તેડાવ્યો છે,પાપીને મારવા ઠેર. ॥ ૫૫॥ લાંબી વાતો પછી તું કરજે,પેલા કોટમાં જાને;જઇને વ્હેલો આવજે તું, મળી આવ તારી માને. ॥૫૬॥ એવું સાંભળી ભીમ ચાલ્યો,કરતો દોટા હડીઓ;વજ્રકોટ દેખીને કુદ્યો, ઉછળીને મહી પડીયો. ॥૫૭॥ ચાર ભાઇ બાજી પડયાને, કુન્તા કહેતું કયાંથી;ભીમ કહે ઓ માતા મારી,આવ્યો જાત્રામાંથી.॥૫૮॥કુન્તાજી કહે બળી જાત્રા,નાશી જાતું તંન;રાક્ષસ હમારૂં ભક્ષજ કરે,તને થશે વિઘન.॥૫૯॥બેટા તું હઇશ જીવતોતો,કરોશ ક્રીયા હમારી;માટે હઇથી તુ ઝટ જા નાશી, કરે પ્રભુ સાચ્ચ તારી.॥૬૦॥ભીમ કહે મા ધીરજ રાખો, કરૂં જીવાડવા પેર;ભક્તી કરી મને શક્તા અપાવો,દુષ્ટને મારૂં ઠેર. ॥ વળણ ॥ એમ કહીને ચાલીયો દેવીને દરબાર; વલ્લભ કહે મહી પેશીને, બંધ કર્યાં બે દ્વાર.

---

## કડવુ ૮૩ રાગ રામગરીની છાયા

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું,આદ્યપરવ મહીમાય. ॥ ૧ ॥દેવીના દેરાનાં દ્વારજ દીધાં, સાંકળ ભોંગળ દેઇ;પછી પુછવા લાગ્યો શક્તિને, કહો તે કરૂં ખુસી લેઇ ॥૨॥ દેવી કહે બેટાં દઇત્યને મારો,એનાં કુકર્મ અઘોર; ભીમ કહે ખાવ મળતું નથી મા,નથી શરીરમાં જોર.॥૩॥સવારનો મને ભુખ લાગી છે, શક્તી કહે સ્થીર રહેજો;તને સોધી પાપી આવનો હશે, નઇવેદ માગી લેજો. ॥૪॥ ભીમ કહે હવે ચુકતી કરીશ મા, નીરવરતી વંત થયો;આનંદ પામીને દેવીના ડેરામાં, લાંબો થઇ સુઈ રહ્યો.॥૫॥એવે હેડંબાસુર આ

જો, ઠેલ્યાં દેવીનાં દ્વાર;ઉઘેડો માજી હું આવ્યોછું, કહું બધા સમાચા ર.॥૬॥ જીણે શબ્દે ભીમશેન બોલ્યો, ઉઘડશે નહી દ્વાર;તુજ કાજ અ મ્મર ભેગું કરૂંછું, એ મોરા કુંવાર. ॥૭॥ હેડંબાસુર થયો રાજી, મા- જી પાછો વળીઓ; છત્રીસ લક્ષણાને બહુ સોધ્યો, કો સ્થળે નવ મળીયો. ॥૮॥ જીણે શબ્દે વૃકોદર બોલ્યો, એતો પડયો બહુ ભેદ; એના વતી નું માગું તેટલું,દે મુજને નૈવેદ. ॥૯॥ અસુર કહે માગી લ્યો માજી,કા- ળજડું થાય ટાહાડું; ભીમ કહે બરોબર ઘીનો, સોમણનો લાવ્ય લાડું ॥૧૦॥ મીઠા મશાલા નાંખજે માંહી, સો બેડાં જળ તણાં;બાકળામા તો લાવજે તું,પચીસ મણજ ચણા.॥૧૧॥અસુર કહે વારૂમાજી,રાજી થઇ ગ- યો ઘેર; પચીસ મણ ચણાને લાડુ, કરાવ્યો ભલી પેર.॥૧૨॥ વાજતે ગાજતે નૈવેદ લઇને, આવ્યા દેવીને ડેરે;ઓ માતાજી લાવ્યા સામગ્રી, દ્વા ર ઉઘેડો આ ફેરે.॥૧૩॥જીણે શબ્દે ભીમશેન બોલ્યો,નથી ઉઘેડયાનું કામ;બારથી આરતી પુજા કરીને,ધાબામાં જાઓ તમામ.॥૧૪॥એ ધા બાપર ચઢીને સરેવે,અંબે અંબે ભાખો;ધાબામાં છે ગોખલો તે, નૈવેદ એમાં નાંખો.॥૧૫॥પેહેલો લાડુ પછી ચણા,તે પછી રેડો પાણી;મણ ચ ણા તમે રહેવા દેજો,અંબેના બાકળા જાણી ॥૧૬॥તે મુઠીઓ ભરીને ઉ- છાળા, કેહેજો કોણ બળવીર;એટલે અમર લેઇને આવું,રાખજો રૂદે ધી- ર.॥૧૭॥ એવી આપી આગના તવ, દ્વારે કર્યું પુજન;આરતી ઉતારીને ચાલ્યા,ધાબા ઉપર સહુજન.॥૧૮॥ઘંટ વગાડે ચીચીયા પાડે, માતાજી અમર દેજો;નૈવેદ ગોખમાં નાંખીએ તે,છત્રેશ્વરી મા લેજો.॥ ૧૯॥ભીમે જાણ્યું ભોમી પડશે,તો કચરાળા થાશે;હાથે લેઇ ખાતાં વાર લાગે,બ હુ વેળા વહી જાશે॥૨૦॥ એવું જાણી ઉભો થયો, પ્રાક્રમ સોવી કહા ડયું;લંગોટું ઢીલું મોઢું ભ્હોલું, કરીને ગોખલે માંડયું. ॥૨૧॥તવ અસુ રે ટોપલા લીધા, અંબે અંબે ભાંખે;ભોગ લેજો મા ભોગ લેજો મા, કહી કહી લાડુ નાંખે.॥૨૨॥ તેવાજ એના મુખમાં પડે, ભીમને ભલા ભાવે; ગળામાં પડે તેવા ગળે, દંત દેઇ નવ ચાવે. ॥૨૩॥એમ જમ્યો સોમણ નો લાડુ, કાંઈ રહી નહી મણા;પછી ટોપલે ટોપલા લેઇ,ગોખમાં નાંખ્યા ચણા,॥૨૪॥તે ચોવીસ મણ ખાઇ ગયો,નૈવેદ ભલેરૂ જાણી;પછી અસુર લોકે રેડયું,પીધું સો બેડાં પાણી॥૨૫॥પછી જે મણ ચણા રહેલા, તે- ની મુઠીયો વાળે;કોણ બળવીર કોણ બળવીર,કહી કહીને ઉછાળે,॥૨૬॥ સુત સતીનો ખાઈ પી રહયો,દેવીને પડયો પાય;કહો હવે આજ્ઞા શી છે, એરે મહારી માય.॥૨૭॥દેવી કહે દીકરા યુત્ર કરી, મારો દુષ્ટને ડેર;ભીમ

કહે યુધ કરતાં હારૂં,ત્યારે શી કરવી પેર.॥૨૮॥ દેવી કહે વઢતાં હારેતો, આવજે લૈ અનુકુળ;આવીને પાછો જૈ થજે શામો;આપીશ હું તરસુળ ॥૨૯॥ભીમ કહે વારૂ મંમાયા, જૈ ઉઘેડયાં દ્વાર; હું છું બળવીર હું છું બળવીર,કહીને નીકળ્યો બ્હાર,॥૩૦॥ આવો ધાબામાંથી ઉતરો હેઠા, લેવરાવું અમર બાધા;હું છત્રી લક્ષણો નર આવ્યો;લાડુ ને ચણા ખાધા ॥૩૧॥ જોઇને અસુર વીશ્મય પામ્યા, આતે ખાનારો કેવો; અમરવાળી ક્યાં ગઇ દેવિ,આતો નીકળ્યો દેવો, ॥૩૨॥ રાક્ષસ રાક્ષસણીયો સહુ બીધાં,કાળજાં નથી કાઢાં;ધાબામાંથા પડતાં મુકી,જીવ લૈ લૈને નાઠાં.॥૩૩॥ એકલો હેડંબાસુર રહ્યો,એતો અતી ક્રોધે ચડીયો; કમ્મર કશીને દંત દશીને; ધાબા ઉપરથી પડીયો. ॥૩૪॥ ભીમના સનમુખ એતો ઉભો, કીધી કરાડી કેવી; કોણ છે તું કોણ છે તું.ભીમ કહે હું બનેવી.॥૩૫॥ અસુર કહે બોલ વીચારી, ખાધા તેં મ્હારા લાડુ,નથી માલ હરામનોતે, જોને સુંસરા કહાડુ. ॥ ૩૬ ॥ વળણ ॥ લાડુ કહાડુ સુંસરા,જોતું મ્હાહરા હાથ;વ્યાસ વલ્લભ વાણી વદે, ભીમ ભજ્યો ભીમનાથ. ॥

## કડવું ૮૪ રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ જનમેજે રાજન;બંને યુધના કર્યા મનસુબા,દંત પીશી સામા સામી ઉભા. ॥૧॥ શોભે બે જણ જુગલ જોડા,જાણે ગડ લંકાના ટોડા;બેઉ બળીયા સુરાના સાથી. જેવા ઇંદ્રના ઘરના હાથી. ॥૨॥ જાણે પાતાળના કાળા નાગ, જેવા વગડાના કેશરી વાઘ; રાતા તાતા બે મદના ભરેલા,જાણે હાંડ ચોમાસુ ચરેલા,॥૩॥ ધાર્યું યુદ્ધ કરવું આરંભ,સામાસામી ઠોકે બેઉ ખંભ;એક એકપર ખુંનસ કરતા,દાવ જોઈ જોઇ ડગલાં ભરતા.॥૪॥ પછી મેઘની પેરે ગાજ્યા, દોટ મુકી લથ્થાબથ્થી બાજ્યા;એક એકને મારે ધીક, કરકડે પાંસળાં આવે હીક. ॥૫॥ નાંખે મોઢાની કારમી ચીસ, લડાડે ખભા શીશોશીશ; દયા દલમાં ન રાખે લેશ, એક એકના ઝાલે કેશ. ॥૬॥ કરે ગડદ્દા પાટુના ભડાકા,ભાંગે હાડ તે થાય કડાકા;હેડંબાસુરની જે નારી,જુએ મેહેલમાંથી બેઠી બારી. ॥૭॥ બેઉને પરશેવા ઉતરે દીલે,ભીમ ગડદ્દા વજ્જર પાસે ઝીલે; ભીમ મારે તેમાં નહી ભુલ, પણ અસુરને મન અડયું ફુલ. ॥૮ ॥ બાજ્યા બરાબર જેવા પાડા, પગે પડયા પરવતમાં ખાડા;લડતા વડતા ને પડતા ધરણ,આંટીઘુટીથી ફેરવે ચરણ. ॥ ૯ ॥

એવે પાપીનું પ્રાક્રમ ચાલ્યું, ભીમના પગ વચ્ચે મુસ્તક ઘાલ્યુ; ઉપાડી ફેંકી દેવા ખેલ કીધો, ભીમે કટી ગ્રહી ઉચકી લીધો ા૧૦.ા ઉંધો ઉચકયો આણી મ્હોટી ઘાંટી, પાપીયે ગળે નાંખી પગ આંટી, એટલે બેઉ જણા અડબડીયા, ગભરાયાને ધરણ પડીયા ા૧૧.ા પડી ગડબડીને ઊભા થયા, કોઇ પાછા પડી નવ જાય; એવે વઢતાં બેઠો દુષ્ટ ધરણ, દાવ જોઇ ઝાલ્યો ભીમનો ચરણ ા૧૨.ા ઉચકી માંથે ફેરવી નાંખ્યો હેઠો, હેડંબાસુર રૂદીયા પર બેઠો; દુષ્ટ દયા દલમાં નવ ધારે, મ્હોમાં ધુળ ભરી ગડદા મારે ા૧૩.ા અલ્યા આ મોઢે ખાધા લાડુ, ચણા સહીત સુંસરા કાહાડુ; એમ કહી ગળે દીધો નક્ષ, ભીમનાં ઉંચાં ચડીયાં ચક્ષ ા૧૪.ા નસો તણાઈ દબાયા ટોટા, મ્હોડે આવીયા ફેંણ ફીસોટા; એનો જીવ રહયો નહી હાથ, તે તો જાણીયું દ્વારીકાં નાથ ા૧૫.ા રાગ દોહરાની ચાલનો ઢાળ* ા દીનાનાથે વાત જાણી, વેણુ શેદેવનું નડશે; રખેને એ ભીમ મરે તો, મ્હારે મરવું પડશે ા૧૬.ા એવું જાણી દયા આણી, પ્રભુ ન જાય ચુકી; પોતાના સામ્રથ તણી એક, કળા ભીમામાં મુકી ા૧૭.ા તવ ભીમશેનને જોર આવ્યું, મારો મારો ભાખ્યો, પગની આંટી દુષ્ટને દીધી, ગગન ઉછાળી નાંખ્યો ા૧૮.ા પાપી ઉંચો ઊછળ્યો કે, ઉઠી નાઠો ભેમ; છત્રેશ્વરીને જૈને નમ્યો, માતાજી કરૂ કેમ ા૧૯.ા દેવી કહે ડરતો નહી બેટા, લે મ્હારૂં ત્રીસુળ; જા જૈને માર્ય પાપીની રદે, જાશે સમુળુ મુળ ા૨૦ા એવામાં ઉંચેથી હેઠો, હેડંબાસુર પડીયો; ત્રીસુળ લૈ ભીમ નીકળ્યોએ, મેઘ નાદે ગડગડીયો ા૨૧ા પાપીયે દીઠો ત્રીસુળ સાથ, અતા થયો ઉચાટ; જાણ્યું કે આ છત્રેશ્વરી દેવી, ઘડાવે મ્હારો ઘાટ ા ા ૨૨.ા એમ જાણીને નાશી જવાનું, મન પાપીએ કીધું; એટલામાં ભીમે દોટ મુકી, છાતીમાં ભોંકી દીધું ા૨૩.ા ત્રીસુળ તરેહવાર ભોંકાયું, પ્રાણજ ઉંચો ચડીયો, સુદ્ધીને શક્તી ગઇ શરીરની, ઢળીને હેઠો પડીયો ા૨૪.ા તેવો ભીમે પગ પાપીનો, પગ તળે દાબી રાખ્યો; બીજો ઝાલ્યો હાથમાં ને, ઉભો ચીરી નાંખ્યો ા૨૫.ા પછી પોતાની મટી ઊદાશી, જીવ નીરવરતીમાં પેઠો; હાથ હાથ જીભ્યા બ્હાર નીકળે, સ્વાસ ખાવાને બેઠો ા૨૬.ા એટલે હેડંબાસુરની નારી, બારીથી ઉતરી ધરણ; જોજે જાણ મ્હારા સ્વામીનું, તેં તો કર્યું છે મરણ ા૨૭.ા પણ સો બંધવની બેન હું છુ. તારી ગતી કરૂ માઠી; બ્હેરે બ્હેર લેઉ તો ખરી, એમ કહીને નાઠી ા૨૮.ા ભીમને તો સ્વાસ માતો નથી, છોને બોલી ગઇ નાર; એવે પરવત પરથી પડીને, નાઠો અસુર પરીવાર ા૨૯.ા પછી ભીમનો સ્વા-

સ વળીયો, ગયો દેવીની પાસ; જ્યારે માતાજી ત્રીસુળ તમો, દુષ્ટાનો
કીધો નાશ ॥૩.॥ વળણ ॥ નાશ કર્યો મા દુષ્ટનો, લે આવું માત ભાત;
વ્યાસ વલ્લભ વાણી વદે, પ્રસન થઇ જગ માત.

## કડવું ૮૫ રાગ સાખાનો ચાર.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને
સંભળાવું, આદ્ય પરવ મહીમાય ॥૧॥ માતને ભ્રાત લેવાને ચાલ્યો,
મ્હા બળીયો ચડીચોટ;બળ કરીને ખંભ પછાડી,ચકચુર કીધો કોટ ॥૨.॥
ચાર ભાઇને કુન્તા માતા, પાંચને કાહાડયા બ્હાર;છયે ગયાં દેવીના ડે-
રામાં, જૈ કર્યો નમસ્કાર ॥૩.॥ એટલે બોલ્યાં છત્રેશ્વરી,પોતે હસ્તે મુ-
ખ; ધન્ય છે તારા દીકરાને, ધન કુન્તા તુજ કુખ ॥૪.॥ જણવો તો હ-
રીજન જણવો, કાં દાતા કાંસુર; ત્રણે લક્ષણ ના સુત તારા,આશીશ દે
મુજ ઉર ॥૫॥ તવ છયે જણ ચરણ લાગી, ત્યાંથી થયાં વીદાય; પરવત
પરથી ઉતરવું છે, હેડંબા ભણી જાય ॥૬.॥ જાતાં ભીમે મન વીચાર્યું,
સાથે છે માત ભ્રાત;આટલા દહાડા છાંની રાખી તે, ઉઘાડી પડશે વાત
॥૭.॥ એમ ઘણો મનમાં સરમાયો, થોડો આગળ ચાલ્યો;ગટોડગછને
ઉઠાડીને, ચોટલો ભીમે ઝાલ્યો ॥૮.॥ જા બેટા તારા કાકાને તારી, દા-
દીને લાવ્ય તેડી;હેડંબા ઉભી ઉભી રડે મ્હારૂં,પીયર નાંખ્યું ફેડી ॥૯.॥
એવે ગટોડગછ તેડવા ચાલ્યો,હર્ખ ઘણેરા ચડીયા;કાકા કાકા એ વ્રધ
માતા, કહી જૈ બ્હાજી પડીયા ॥૧૦.॥ કુન્તાજી કહે કોણ છે આ,શેદેવ
બોલ્યા વચન; શેદેવ કહે માતા તમારા,ભીમસેન તનનો તન॥૧૧॥ કુ-
ન્તાજી કહે ક્વારે પરણ્યો, કેમ જુઠું વેણ કાહાડે, એ મા ગોળ ધાણા
વેંચવાનું, કહ્યું હતું તે દાડે ॥૧૨.॥ કુન્તાજી કહે બાર માસ થયા,કેમ
વધે ધર શુત્ર; દ્વાદસ માસમાં આવડો મ્હોટો,કયાંથી હોયે પુત્ર ॥૧૩.॥
શેદેવજી કહે સુત માયાવી, નાહાનો ને મ્હોટો થાય;ગટોડગછ કહે સાચી
છે વારતા, એ મ્હારિ વ્રધ માય ॥૧૪.॥ એવી રીતે વાતો કરતાં, સ-
રવે આવ્યાં ચાલી; બે ભુજે ભીમે કેશ ગ્રહેલા, બેઠો છે નીચું ઘાલી
॥૧૫.॥ ચાર ભાઇને પાંચમી માનું, વહુ જોવા મન મોહ્યું;હેડંબા ઊ-
ભી શરીર તેનું, વાંકાં વળીને જોયું ॥૧૬.॥ અરજુન કહે ભીમ વીરા,
કોણ ઊભી આ નારી; ભીમ કહે શું જાણીને પુછે, લે એતો વહુ મ્હા-
રી ॥૧૬.॥ સેદેવ કહે વાઘેણ કહીતી, તે આ વાઘેણ વનત્રશી; કુન્તા

કહે આ વહુકે વહુડો;કહી પડયાં સૌ હશી.॥૧૭॥ કુન્તાજી કહે સાબશ બેટા, તુજ લાયક છે નારી; ભીમ કહે હવે ઉતરો હેઠાં, મુકો મશ્કરી મ્હારી.॥૧૮॥ ડોશી કહે શી રીતે ઉતરવું, ગટાડગચ્છ કેહેડંબાંધે; આ વો માતા હું ઉતારૂં, કહીને લીધાં ખાંધે.॥૧૯॥ વાળને વળગી ઉતર્યો હેઠો, હેડંબાનો તન;નીચે મુકી પાછો ચઢીયો, ઉંચો ત્રણ જોજન.॥૨૦॥ પછી ખાંધે લીધા ધરમને, બહુ જોરાવર કાહાવ્યો;નીચે ઊતરી કુન્તા પાસે, મુકીને ઉપર આવ્યો.॥૨૧॥ શેદેવ નિકુળ અરજુનજી તે, ઉતર્યા પોતાને આપ; ભોમી ઉભા હેડંબાને જુએ, ભય ભાસે એ બાપ. ॥૨૨॥ ગટાડગછે ચોટલો ઝાલ્યો, ઉતરી પડો તાત; તવ ભીમ બળીયો તર્ત ઉતર્યા, વરને જુએ માત ભ્રાત. ॥ ૨૩ ॥ નિચું ઘાલી ભીમ ભોમી ખણે, કુન્તાતો વીશ્મય હોતી; હેડંબાસામુ ને ભીમના સામું, વારમ-વાર એ જોતી. ॥ ૨૪॥ એવે ગટોડગછ હેડંબાને, ગળે બાજી વધાવા ણી;એ માતા કામ પુરણ થયું,હવે થઇ જા ન્હાની.॥૨૫॥ તવ હેડંબા સુક્ષમ બની, મહા રૂપવંતી રાણિ; રડતી કુન્તાને ચરણે લાગી,લજ્યા જેઠાને તાણી. ॥૨૬॥ કુન્તાજી કહે કેમ રડે છે, નેત્ર ભરેછે નીર; હેડંબા કહે ઉજડ થયું, પીહર મુઓ વીર. ॥૨૭॥ તમારા પુત્રને પેહેલું કહ્યું તું,લાવો મા ભાઇ ઘેર; તો કહ્યું માન્યું નહીને મ્હારૂં,ઊજડ કર્યું પીહેર ॥૨૮॥કુન્તાજી કહે થવા કાળે, થઇ ગયું વહુવારૂ;હવે માથ્યા સોરા ક રીને,કાળજું બાળે ત્હારૂં.॥૨૯॥ હેડંબા કહે કોણ કુજાતી,પીહરનું ભું ડુ ધારે;સભામાં રહીને ભાઇ મરાવ્યો, લાન્છન આવ્યું મ્હારે. ॥ ૩૦॥ જગતમાં શું મોઢું બતાવું,ભીમ કહે સુણ ગોરી;તારો ભાઇ મુઓ તો ભલે, કેમ કરી પર ચોરી.॥૩૧॥ ગટોડગચ્છ કહે ઠીક થયું, હવેતો ચાલો ઘેર;હેડંબા કહે એને માર્યામાં,થયું વધારે ઝેર.॥૩૨॥ માટે દીયર જેઠને સાસુ,ચાલો મ્હારે મુકામ;મન ભમ્યુને ભીમ બોલ્યો,નહી આવે તુજ ઠામ ॥૩૩॥એ છે હરીજન રેહેશે વનમાં, ફળ ફળાદીક ખાશે;સંસાર સુખમાં એ નવ આવે,ગોવીંદના ગુણ ગાશે.॥૩૪॥હેડંબા કહે ઝેર વધ્યું છે,ફ-રીથી ચોરી થાશે;ભીમ કહે કોણ ચોરી જનારૂં,ચોરાશે તો સોશાશે ॥૩૫॥ એવા આંકા ભીમે વાળ્યા, બોલ્યા કુન્તા સતી;એ વહુ સાચા વારતા છે, અમે તો આવતાં નથી ॥૩૬॥ મનમાં તો મહા માઠું લાગ્યું,જવા રહ્યાંતાં ટાંપી;ભીમ સરોવરપર તેડી ગયો, ઝુંપડી ત્યાં બાંધી આપી ॥૩૭॥જાવું છું માતા ફળ મોકલું છું, ઊદર ક્ષુધા તમારી;હું કદી નાવું ને દહીત આ-વે,ચીંતા ન કરશો મ્હારી ॥૩૮॥ કુન્તાજી કહે જાવો બેટા,આવજો પાલવે

ત્યારે;દયા કરી ફળ મોકલી દેજે,પેટ છે પાપી અમારે ॥૩૯॥વારૂ વારૂ કહીને ભીમ ચાલ્યો, ભય કુવામાં નાંખ્યો;હેડંબા વનમાં જઇ બેઠો,એક અસુરને ભાંખ્યો ॥ ૪૦॥ બોલ્યા મ્હારાં માભાઇને ત્યાં, જાવું પડતું મ્હારે;અહમેશ ફળની ઝોળી ભરીને,ત્યાં આપી આવવાં તારે. ॥૪૧॥ એવી આગના કરીને રહ્યો,વાયુ તણો સંતાન;પ્રથમ પસ્તાયો હતો પણ ભુલી ગયો બધું ભાન. ॥૪૨॥ખાય છે પીયે છે ખુશી રહે છે,ચીંતા ધરે નહી રતી;દહીત સંગે ફળ મોકલે છે, પોતે તો જાતો નથી.॥૪૩॥એ વામાં જે નાઠેલી હતી,હેડંબાસુરની નારી;કબીરાપુર વિશે પરવરી,રૂદન કરતી ભારી.॥૪૪॥દરવાજે ચુડી કરમ કીધું,રડતી ચાલી ગામ માંય;શેવક લોકોએ બેહેન જાણિ, હાથ ગ્રહી લઇ જાય. ॥૪૫॥ તેડી લાવ્યા રાજ મ્હેલે,નેત્રે વહે છે નીર;વીખવા દીઠી બેનને તવ,આવ્યા સોયે વીર ॥૪૬॥ એ મારી ભગની શે લાગ્યો અગ્ની, રંડાપો લઇ આવી; હેડંબાસુરની નારી કપીલા, બોલી અતી ક્રોધ લાવી. ॥ ૪૭॥ છત્રેશ્વરીએ અમ્મર દેવા,પાચ પુરૂષ મંગાવ્યા; તારા બનેવી હેડંબા વન જઇ, ચાર જણાને લાવ્યા ॥૪૮॥તેનો પાંચમો ભાઇ હતો તે, છાનો આવી નગ્ર પેઠો; કોન જાણે એમ દેવાના ડેરામાં,દેવી થઇને બેઠો ॥૪૯॥ સોમણ લાડુ ચણા ચોવીમણ, ખાઇને પીધું પાણી;નૈવેદ માગ્યું તેવું દીધું, એમે તો દેવી જાણી. ॥૫૦॥એટલું ભક્ષ કરી જઇને,દારૂણ દૈવત દાખ્યો;તમારા બનેવીના પગ ઝાલી,ઉભો ચીરી નાંખ્યો॥૫૧॥તે જોઇને હું નાશી આવીછું,સમ સોગન મેં ખાધા; વેહેરજ લ્યો તો વીરલા મ્હારા, નહી તો મારે અન બાધા. ॥૫૨॥ સોયે કબીરા સાંભળી કોપ્યા,ક્રોધ થયો ભરપુર;મોહોટો બંધવ બોલી ઉઠયો,નામ કદંબાસુર. ॥ ૫૩॥ એ મ્હારી બેની અનજળ લેની,આજ રાત્રીએ જાવું;બતાવો તેનું ઠેકાણું હું,ચોરી કરી હાંઇ લાવું.॥૫૪॥ કપીલા કહે નણંદ મ્હારી, એનું હેડંબા વન;તેનાથી પશ્ચીમ દીશામાં,છેટે એક જોજન.॥૫૫॥ સરોવર પર ઝુંપડી વીશે,હશે એનાં માતને ભ્રાત;તેને લાવશો એટલે આવશે, સોધતો એ પરભાત.॥૫૬॥કદંબાસુર કહે ઓરે બેની, આજ રાત્રીએ જાવું; કપીલા કહે ઝુંપડી લાવો, ત્યાર પછી અન ખાવું. ॥ ૫૭ ॥ એમ કરતાં રૂજની પડી, એવે ગઇ મધરાત;કદંબાસુર તૈયાર થયો,ભાલો લીધો હાથ. ॥૫૮॥ વળણ ॥ ભુજ વીશે ભાલો ગ્રહ્યો, ચોરી કરવા જાય; વ્યાસ વલ્લભ કહે કથા, સાભળજો શ્રોતાય. ॥

# કડવું ૮૬ રાગ રમણ રેકતાની ચોપાઈ.

બોલ્યા બોલ્યા, વૈશમપાયે વચનરે;સાંભળ સાંભળ, જનમેજે રાજનરે. ॥૧॥ ભાલો ઝાલ્યો, ચાલ્યો કદંબાસુરરે; વાયુ વેગે, વહે છે વન ભરપુરરે. ॥૨॥કપીલાયે,જેવી નીશાનિ દીધીરે;તેવી રીતે,ઝુંપડી સોધી લીધિરે.॥૩॥ ઝુંપડી પાસે, બેઠો એ કરવા તપાસરે;કાન માંડીને, ઓળખ્યો ઉંઘતાંનો સ્વાસરે. ॥૪॥ ઝુંપડી છાતિ, સરશી રાખી જોર માંડયું રે; પર્ણકુટીકા, સહીત ભોમી ડગલુ કાહાડયુંરે. ॥૫॥ હાલે નહી કે ચાલે નહી એમ લીધીરે,ડાભી મુછને, વાળે તે ટાંગી દીધિરે. ॥ ૬ ॥ પછી ગયો, વાયુને વેગે ઘેરરે; કબજે કીધી, કોટ વીશે ભલી પેર રે. ॥ ૭ ॥ જૈને કહ્યું,કપીલા પ્રત્યે વચનરે; લાવ્યો જુંપડી,તવ ખાધું એણે અનરે. ॥ ૮ ॥ એવે રાત્રી, વીતીને વ્હાણું વ્હાયરે;ફળ આપવાને, ઝોળી લેઈ દહીત જાયરે. ॥૯॥ સરોવર આવ્યો, જુંપડીને સ્થળ દીઠો ખાડરે; જૈને ભીમને, કહ્યું પાછી પડી ધાડરે. ॥૧૦॥ ભીમશેન બોલ્યો, સાંભળ હેડંબા ગોરીરે;પાછી થઈ, મ્હારાં મા ભાઈની ચોરીરે. ॥૧૧॥નારી બોલી,હવેતો ફરો અરાપરારે;આ વેળા જઈ, લૈ આવો ત્યારેતો ખરારે.॥૧૨॥ ભીમ કહે તું, બતાવ્ય કોણ લેવા વાળારે;નારિ કહે, તમારા સાળાના સાળારે. ૧૩ ॥ ઉત્તર દીશા, માંખણીયા પરવત પારરે; દસ ગૌ છેટે,સો ભાઈ સુરા સરદારરે. ॥૧૪॥ મ્હારા રંક, બંધુને માર્યો ઠેરરે; મા ભૈ લાવો, જઈને એવાને ઘેરરે. ॥૧૫॥ એ સો ભાઇને, શીવ તણુ વરદાનરે; અમ્મર કીધા, તેથી ઘણા બળવાનરે.॥ ૧૬ ॥ વલણ॥ વરદાન એમને શીવનું,તેથી છે બળવાન; વ્યાસ વલ્લભ એમ ઓચરે,પુછે સતિ સંતાન.

---

# કડવું ૮૭ રાગ ધવળ ધન્યાસરી.

બોલ્યા વૈશમપાયે વચનજી,સાંભળ જનમેજે રાજનજી;ભીમ પુછવા લાગ્યો એમજી, શીવે અમ્મર કીધા કેમજી. ॥ઢાળ॥ શીવજીએ કેમ અમ્મર કીધા, ન જોઇ અસુર જાત; હેડંબા કહે સુણો સ્વામી, કહુ માંડીને વાત. ॥ ૧ ॥ એક જનેતાના સો પુત્રો, ન્હાના હતા જ્યારે; ગામ ભાગોળે શીવનું ડેરૂ, નીત્ય જતા ત્યાં ત્યારે. ॥ ૧ ॥ નંદીપર જઈને બેસતાતા, નડારૂ નડારૂ ભાંખે; પાર્વતી ઉ ૪ર ને શાર ઉ ૪ર, નિચી વસ્તુઓ નાંખે. ॥૩॥ ઘણે દાહાડે માહાદેવ બોલ્યા, કેમ નડો છો તમો; કેવીરા

કહે અમ્મર થાવા, આ કૃત્ય કરિયે અમો. ॥૪॥ માહાદેવ કહે અસુર તમે, માટે અમ્મર નવ થાય; અમ્મર જેવું વરદાન આપુ, જો હોય તમ ઇચ્છાય. ॥૫॥ કબીરા કહે વરદાન આપો, શંભુ કહે ચીત ધરો; ગામની દસ ગાઉ ફરતા તમો, કોના માર્યા નહી મરો. ॥૬॥ બ્રહ્મા વીષ્ણુ કે હું મારૂં, પણ મરો નહી કોય; ભાગોળમાં આ વાવ્ય તમારિ, તેમાંજ મ્રત્યુ હોય. ॥૭॥ તે વાવ્યમાં કોઇ નાંખી દેતો, જાય તમારા પ્રાણ; તે વીના તમે અમ્મર જેવા, એમ વધા શીવ વાણ. ॥૮॥ ભીમ કહે ભલો ભેદ જાણ્યો, શીવે રાખી મ્હોટ જગો; એ વાવ્યમાં સોએને નાંખુ, દાવ જોઇ દેઉ દગો ॥૯॥ હેડંબા કહે પાય પડુછુ, મુકી દ્યો મુમત વાત; આ ફેરા જાશો તો વીઘન થાશે, નહી મળે માત ભ્રાત. ॥૧૦॥ ભીમ કહે નહી મળેતો મરશું, મ્હારે જીવી શું કરવું; પણે રહુ નહી મા ભાઇ વીના, નિશ્ચે કામ આદરવુ. ॥ ૧૧ ॥ પછી ભીમે મન વાચાર્યું, શીવ જોગેશ્વર ભુપ; તેથી કબીરા જોગીને માને, ધરૂં જોગીનું રૂપ. ॥૧૨॥ એમ વીચારી ઉભો થયો, હેડંબાનો નાથ; ગટોડગછ કહે પીતાજી, આવું તમારી સાથ. ॥૧૩॥ હેડંબા કહે નારે બેટા, ન રહે મુજને સાતા; ગટોડગછ કહે રહે છાની; ઓરે શંખણી માતા. ॥૧૪॥ એમ કહીને એ ત્યાર થયો, બાપ બેટે ખેલ કીધા; જોગીનો વેશ ધારણ કરવા, અડબંગ બાંધી દીધા. ॥૧૫॥ લંગોટ વાળ્યા કસકશાને; ભસ્મ શરીરે રોળી; ચંદન ચોપડયું મોઢેને માથે. ખાંધે ભરાવી ઝોળી. ॥ ૧૬ ॥ ઝાલ્યા સોટા તુંમડાં મ્હોટાં, બાપ બેટા બેઉ જાય; નીશાની બતાવી તે પરમાણે, ગયા ગામની માંય. ॥૧૭॥ ઢોંગ લગાવે અલક જગાવે, ભાવની ભીક્ષા માગે; આપવા આવેતો નથી લેતા, સહુ લોક ચરણે લાગે ॥૧૮॥ ભીમને કામનુ નથી માટે, લેવાનો પ્રેમ ન વ્યાપે; અનાડી જગત ન લે તેને દે, લે તેને નવ આપે. ॥૧૯॥ લે નહી તેમ વધારે માને, પરાણે જૈ જૈ આલે; પાકા પાખંડી થોકું ગ્રહે નહી, તે સામટુ ઘર ઘાલે. ॥૨૦॥ ઘર ઘાલવા ભીમસેન આવ્યો છે, દરસણને લોક જાય; ચાલ્યા ચાલ્યા કબીરા કેરી, ગયા સભાની માંય. ॥૨૧॥ સોચે ભાઇ ઉદાશ બેઠા છે, આવ્યા જોગી પાવન; ઉતરેલે મોઢે માન્ય દીધું, ઉઠી આપ્યું આસન. ॥૨૨॥ પદમાસન વાળ્યું જોગીયે, નાશીકા ગ્રહી હાથ; જાણ્યું કે જોગા શું કરે છે, જોઇ રહ્યા સહુ સાથ. ॥ ૨૩ ॥ થોડી વારે નાશીકા મુકી, બોલ્યો વ્રકોદર મુખ; સુનો બચ્ચા સો બંધુકુ, હુઆ અંતર દુખ. ॥૨૪॥ સાંભળીને એક કબીરો બોલ્યો, શું દુખ હશે મહારાજ; ભીમ કહે સબ સુનો બચ્ચા, સબ કેહે દોઆ આજ. ॥૨૫॥ એમ

કહીને નાક ઝાલ્યું, મુકયું બીજીવાર; ભેણ તુમારી વીધવો હુઇ, કષ્ટી એજ અપાર.॥૨૬॥તુમારા બનેવી ચોરી કરકે,પાંચ જીવોકું લાયા;છઠ્ઠા જીવે છેતરપંડીસે,લડુ ચના ખુબ ખાયા.॥૨૭॥ ખાયા પીયા ઓર યુદ્ધ મચાયા,તુમારા બનેવિ મારા;કબીરા ઉઠી પગે લાગ્યા,આ કોઇ જોગીસારા. ॥૨૮॥ ભીમ કહે સબ બેઠો બચ્ચા, સુનો દુસરી બાત; હરામખોર જો માર ગયા હે, ઉન્કે લાયે તુમ ભ્રાત.॥૨૯॥ કબીરા કહે વાતજ સાચી,આતો કૈલાશ ભુપ;ભીડ વેળા ભોળો નાથ આવ્યા, ધરી જોગીનું રૂપ. ॥૩૦॥ કબીરા કહે શંભુ ભાસોછો, સાચો જવાબ દીજે, ભીમ કહે મુખસેં નાહ કહેગા, આપસેં ઓલખ લાજે, ॥૩૧॥ કબીરા કહે કૈલાશ પતી,એજ સ્વયંભુ નાથ; પછી સૌ કહે કષ્ટી કાપો,શ ુ આવે અમ હાથ. ॥૩૨॥ ભીમ કહે ફીકર મત રખો,કહાં તુમ કુલ દેવ્યાય;કબીરા કહે ગામ ભાગોળે,કુળ દેવી વાવ્ય માંય. ॥૩૩॥ જોગી કહે બાવડા પર ચલો,દેખો દેખાવે રંગ;બાજતે ગાજતે છત્ર છાજતે,હમકું લે ચલો સંગ, ॥૩૪॥ વાં જાકે એક મંત્ર દેવે,ઉસકા કરો અભ્યાસ;સવાસો મંત્રકા જાપ જપો જબ, શત્રુ આવેગા પાસ. ॥ ૩૫ ॥ કબીરા કહે ખોળવો મટયો, થૈ જૈએ તૈઆર;હરખ ભરાયો અતિ ઘણો તે,વાજીંત્ર લાવ્યા અપાર. ॥૩૬॥ જે જેને જેવી ઉલટ આવિ,તેવું તેવુ તે લાવ્યા; વાવ્ય થકી તે સભા સુધિ, મારગ સાફ કરાવ્યો.॥૩૭॥ અત્તરના છંટકાવ કીધા,ઉઠો હવે મહારાજ; બાપ બેટા બે ઉભા થયા, કરવા ધાર્યું કાજ. ॥ ૩૮॥એડધી આંખ્યો મીચેલી રાખે,ગુરૂ ચેલા બે બંકા;છત્રીસ વાજાં વાગીયાં ને, દેવાયા ડુંડભી ડંકા.॥૩૯॥ વલણ॥વાગ્યા ડંકા ડુંડભી,ગરગડીયાં નીશાન;વ્યાસ વલ્લભ મુખ ઓચરે, ઘો શ્રોતાજન ધ્યાન.

## કડવું ૮૮ રાગ ધુમાસની ચાલ.

ડુંડભી ગરગડેરે; ટેક. બોલ્યા વૈશમપાયે વચન,સાંભળ જનમેજે રાજન;ત્યાંથી ચાલ્યો કુંતીનો તનકે. ડુંડભી૦ ॥૧॥ ગુરૂ ચેલા જોડ જોડે ચાલે,લોક આડુને અવળું ફાલે,જોગી મસ્તાનો મહીં મ્હાલે કે. ડુંડભી ॥૨॥ ધિરી ધિરી ચાલે સહુ ચાલ, ઉરાડે છે અબીલ ગુલાલ, વાગે ઢોલ પીપુડીને તાલ, કે. ડુંડભી.॥ ૩ ॥ કોઇ ન કરે તોફાન ટંટા, રસ્તે થાય અત્તરના છંટા, વાગે પખાજ કાંશીને ઘંટા,કે ડુંડભી. ॥૪॥ વાગે સુમ વાજુ જળતરંગ,સરોદા સરયૈં મોર ચંગ,ડફ નગારાં નરવાં મૃદંગ,કે.ડું-

ડભી.॥૫॥કરી જોગીયે વશ દુષ્ટ સ્રષ્ટી,જેની દશે દીશા ફરે દ્રષ્ટી, કરે ક-બીરા પુશ્પનિ વ્રષ્ટી, કે. દુંડભી.॥૬॥સરવે જાણ્યું કો નહી જોગી તોલે, પંથ જાતાં જાતાં જસ બોલે;જોગી જોડા ચાલતાં ડોલે,કે. દુંડભી.॥૭॥ જોણે મોઢે ચંદન લીધું ચોળી,આખે અંગે ભભુત રગદોળી; ડાબી ખાંધે લળી રહી ઝોળી, કે. દુંડભી. ॥૮॥શોભે સુંદર શરીરની છટા, જોગીના પીતવરણી છે જટા,ઉડી ભસ્મ ગુલાલની ગટા; કે. દુંડભી.॥૯॥ કબીરાયે જાણ્યા જોગી મોટા, શોભે સુંદીર ભુજમાં સોટા; બાપ બે-ટાના વ લંગોટા, કે. દુંડભી. ॥૧૦॥ જોગીનું ગોરૂ ગોરૂ છે ગાત્ર,હા-ભા ભુજમાં તુંબ્બી પાત્ર,નીરખે છબ્બી કબીરા માત્ર, કે. દુંડભી.॥૧૧॥ જોગીની જય બોલતા ચાલે, કઇક ચરણની રજ ઝાલે; લેઇ લેઇ માથે ધુળ ઘાલે, કે. દુંડભી. ॥ ૧૨॥ કઇક આળોટે ચરણ હેઠા, નીર્ખે નિર-બળ જન રહી છેટા; ભીમ કહે કયું ગટોડગછ બેટા, કે. દુંડભી. ॥૧૩॥ બેનાં ઉઘાડાં અંગને થાપા,કેહેડે પડ્યા કંદોરાના કાપા;ગટોડગછ કહે શા બાશ મારા બાપા, કે. દુંડભી ॥૧૪॥ આવ્યા નગ્રની બારણે જ્યારે, જેજેકાર ઘણો પોકારે,આવ્યા કુળ દેવ્યા વાવ્ય કીનારે, કે.દુંડભી.॥૧૫॥ ॥વળણ॥વાવ્ય કીનારે આવીયા, આનંદ ઓછવ હોય; વ્યાસ વલ્લભ વાણી વદે, ત્યાં ઉભા સઊ કોય.

---

## કડવું ૮૯ રાગ સાખીનો ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું, આધપરવ મહીમાય. ॥૧॥ પછી બોલ્યા સર્વ કબીરા,હવે શી આગનાય; ભીમ કહે સો ભાઇવીના,સૌને કરો વીદાય. ॥૨॥તવ ક બીરાયે હુકમ કીધો,સર્વ જાવો ગામમાંય,નથી રજા માહાનંતકેરી,કોઇ ન રેહેશો હાય.॥૩॥એટલે સૌજન ગામમાં ગયા, જોગી બોલ્યા તે વાર; સોયે બંધુ સાવધ રેહેજો,આઘાં મુકો હથીઆર.॥૪॥ એટલે આયુધ આઘાં મુકયાં,ભીમ કહે ત્યાર થાવો; આ વાવડીના થાળા વીશે,કીનારા ઉ-પર જાવો. ॥૫॥ આયુશ એમનો આવી રહયો; સુજ્યા નહી મનસુબા; જોગીયે કહ્યું તે ઇશ્વરે કહ્યું,જઇ કીનારે ઊભા.॥૬॥ભીમે કહે પચાસ પ-ચાસની,બે ઓળ્યો તમે થાવો;ઉભા રહો હાથ પગ જોડીને,છેક કીનારે જાવો.॥૭॥ એટલે ગયા છેક કીનારે,જોડ્યા હાથને ચરણ; બે ઓળે સહુ ઊભા રહ્યા, આવી પોહોચ્યું મરણ. ॥૮॥ભીમ કહે જુઓ જળના સા

સું,ડોકી રાખો નીચી;ભીમનાથ ભીમનાથ જપો જીભે,નેત્રજ દેજો મી ચી.॥૯॥ કરાવે તે રીતે કરે સરવે,જેમ જોગી કહે તેમ; જેમત નામનો એક કબીરો, તેને પડચો પેટ વ્હેમ.॥૧૦॥ જેમત કહે આંખો મીચીને, શું પડવું છે માંઇ;એમ કહીને પાછો ખસ્યો,ઉભા રહીશું હાંઇ.॥૧૧॥ તવ જેમતને ડબકા દેવા,લાગ્યા સરવ કોય; જેમત કહે જોગી જાણોછો, કદાપી કપટી હોય. ॥૧૨॥ વાટેલુ ઓશડ મુડેલો જતી,તેની કોને પરી-ક્ષા,સાચો જુઠો કેમ જાણિયે,માગી ખાનારો ભીક્ષા. ॥૧૩॥ કબીરા કહે આબરૂથી એ,બીહે સંત મ્હારાજ;જેમત કહે લંગોટી વાળી,તેને તે શી લાજ. ॥૧૪॥ લાજ હોયે તો કેમ મુકે,સગાં સહોદર ન્યાત લાજ વાળો કેમ વ્હેહાર મુકે, કેમ મુકે માત તાત. ॥૧૫॥લાજવાળોને ભગવાં ન શો ભે, ન નાંખે નાર છોડી;લાજવાળો કેમ વેશજ બદલે,લાજમાં એને રા ખોડી.॥૧૬॥એની કયાં ન્યાતછે એની કયાં જાત છે,કયાંછે એનો વ્હે-વાર;કોનાથી છે સમરવાનું એને,કયાં એનું ઘરબાર.॥૧૭॥ નીચ હશે કે ઉચ્ચ હશે એ, અજાણ્યે માનીયે મ્હોટો; તેવાની શેવાથી પાપજ લાગે, નીકળે નફો ખોટો.॥૧૮॥સંસારી હોય ગમે તેવો,તેથી પાડીયે કામ; દગો દેઇને નાસે તોપણ, કયાં લે જાય ઘર ગામ. ॥૧૯॥ થોડે દહાડે પણ હા-થ આવે, મુડયાને કયાં જઇ ઝાલો;તમેતો ગરદન ઘલાવછો પણ, મને કયાં ગરદન ઘાલો.॥૨૦॥સર્વના મનને સાચુ લાગ્યું, મ્હારાજ હાં ઉભા રહીશું;ભીમ કહે શું પાખંડી જાણ્યો,ચાલો ચેલાજી જઇશું. ॥૨૧॥એમ કહિને બેઉ ચાલ્યા,ચીંતા કબીરાને થાય;હિરો હાથ આવેલો જશે,વળી જઇ પડયા પાય. ॥૨૨॥ઓરે મ્હારાજ પાછા વળો,કરો ગરીબોનું કામ; અમારા મનમા અવળું આવ્યું,માફ કરો તમામ.॥૨૩॥ ભીમ કહે હમ નહિ આવેગા, નહી કરેગા કાજ; ગટોડછ કહે કરના ચૈયે, ચલો ગુરૂ મ્હારાજ.॥૨૪॥ પાછો ભીમશેન વાળ્યે આવ્યો, ઉભા કર્યા હતા તેમ; આંખો મીચી ભીમનાથ ભજે,પુંઠળ ઉભો ભેમ.॥૨૫॥ સતી સુતે અ ગની આરાધ્યો,કાકા આશીશ દેજે; આ એકમાના સો આપછું, તે તું માની લેજે.॥૨૬॥ જળમાં તુ અગની થળમાં તુ અગની, સઘળે ચૈતન તારૂં; એકમાના અણધાર્યા મળીયા; વચન પળાયું મ્હારૂં.॥૨૭॥ એમ કહીને વ્રકોદરે; લાબા કર્યા બે હાથ;વાયુ સુતે બળ કરીને; ભલી ભી-ડાવી બાથ. ॥૨૮॥ જેમત ચબીરો ચેતી રહેલો, જાણ્યો જોગીને માઠો; બગલમાંથી વચકળીને; જીવ લેઇને નાઠો.॥૨૯॥ એટલે ભીમશેન ભ-ડકયો ઝાઝો; બાજાને ઝાલી રાખ્યા; ઉંચા કરીને હીલોળીને, તરત વા-

વ્યમા નાખ્યા ॥૩૦॥પડયા જળમાં એકજ પળમાં,કંઇ પછી લાગ્યા તરવા;કૈં જણા ઉપર ચડવા લાગ્યા, કૈં લાગ્યા મહિ ફરવા.॥ ૩૧॥ ભીમે જોયું કે છે જીવતા સૌ,પછી કેવી બુદ્ધ કીધિ;કોટ કીનારાં વાવ્યના પાડી વાવ્યજ પુરી દીધિ.॥૩૨॥કૈં તરતાતા કૈં ફરતાતા,તે સહુ બેઠા હેઠ;અઇ કચરાને ઓખા રહેલા,તે સહુ પોહચ્યા હેઠ. ॥૩૩॥ એક કબીરો જીવતો નાઠો,હસ્તીનાપુર ગયો;દુરીયોધનને ત્યાં જઇને, મલ્લ થઇને રહ્યો॥૩૪॥ જો એ પોતાને નગ્ર રહીને, કાઢે પોતાનું રૂધિર;તો પાછા થાય જીવતા-યે, મુએલા નવાણુ વીર. ॥ ૩૫ ॥ પણ ભયનો માર્યો ગયો નાશી, ભીમે કર્યો વીચાર;અગનીનો એક બાકી રહયો તે,મળી જશે કોઇવાર,॥૩૬॥ એમ ધારીને બાપને બેટા,ગયા ગામની માંય;રાજ મ્હેલ પાસે આવીયા છે, કપીલા બેઠી ત્યાંય.॥૩૭॥કલેવરથી ભીમને વરત્યો,કારમી નાંખી ચીસ;કયાં ગયા ભાઇઓ શત્રુ આવ્યો છે,છેદો એનું શીશ, ॥૩૮॥ ગટોડગછે દોટ મુકી,આવો મ્હારી મામી; કેશે ઝાલીને ભામી પછાડી, તેતો જમલોકે પામી,॥૩૯॥બે બાપ બેટા નગ્રમાં ફર્યો,ઉજડ કીધું ગામ; કૈંકને માર્યા કૈંક રહ્યા તે, નાશી ગયા તમામ. ॥૪૦॥ પછી જઇ વજ્રકોટ પાડયો, કાઢયાં માતને ભ્રાત; તે દાડે ઘેર તેડીને ગયો, ભાશી ભયાનક વાત. ॥૪૧॥ વળણ॥ ભય ભાસ્યો બહુ ભીમને; આવ્યો હેડંબા ઘેર; ભીમ કહે જો કામની, લાવ્યોછું ભલી પેર.

---

## કડવું ૯૦ રાગ સામેરીની છાયા.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય;વીસ્તારિ તુજને સંભળાવું,આધ્યપરવ મહીમાય.॥૧॥હેડંબા આખ્યાનની કહી કથા, સાંભળો સ્રોતા જન; કૈંક કહે ભારતમાં નથી, હેડંબાનું વન. ॥૨॥ કૈંક કહે છે ભારતમાં, એમ વદે અજ્ઞાની; પાંચ પ્રકારનિ ભારત કથા,તેમાંથી કેઇ લેવી માની.॥૩॥જુજવા જુજવા મત રૂશીના,તેનો ન આવે પાર; તે બધુ જોવાનું મુરખ જનને,હરીજનને શુભ સાર. ॥૪॥આ આખ્યાનનો સાર એ છે,શું બહુ ભીમની શકતી:જયાંને ત્યાં જય પામીયો તે, સફળ પાન્ડવ ભક્તી.॥૫॥ભક્તીથી શક્તી બહુ પામ્યો, નહી સુરાતણમાં નુન્ય;દેવોને દુખ દેનારાને માર્યા, તે એક મ્હોટું પુન્ય.॥૬॥ અધરમીનો નાશ કરીને,ધર્મ કરે સ્થાપન;તેને અતી ફળ પ્રાપ્ત થાયે સુણજો સ્રોતાજન.॥૬॥સરવે વારતા જાણવી સાચી, ન જાણે તે કહે ખોટી;

ભાસ્મ પરવમાં કહ્યું છે કે,શંકા ધર્યે પાપ મ્હોટું.ા૭ાભર્યો ઘડો છલ્લકાય નહિને,અધુરો છલકાય;ગુરૂથી શીખેલો ગુરૂનું કહેલું,મ્હોટો થાવા કહે નાય. ા૮ ા તેવાની વાણી પાપની જાણી. જાણવો ગુરૂ દ્રેહી; ગુરૂ દ્રોહીનું અસત્ય હોયે, સત્ય ન માનવું કોઇ. ા ૯ ા ગુરૂ દ્રોહી કહે ગુરૂ તણી હું, નથી ભણ્યો વીદ્યાય; તો તો ગુરૂના જેવી વાણી, શું કરવા મુંઢ ગાય. ા ૧૦ ા માટે શ્રોતાજન સંદે ન ધરવો, સાંભળો ભક્ત ચરીત્ર; હેડંબાને ઘેર આવ્યાં, કુન્તા પર્મ પવીત્ર. ા ૧૧ ા હેડંબાએ રસોઇ કીધિ, કરાવ્યું ભોજન; ચાર ભાઇને પાંચમી માયે, તે દનદાહુ અન. ા ૧૨ ા પછી ભીમે એમ વીચાર્યું, મ્હારે માથે મ્હોટા ધર્મ; વળી છે વ્રધ કુન્તા માતા, સહુનિ રાખવી સર્મ.ા૧૩ા હાંઇ રહ્યાથી સર્મ નહીરે, રાખવી જોઇએ બીક;તે કરતાં વીદાય થાવું, તે લાગેછે ઠીક ા૧૪ાએવુ જાણી ભીમ બોલ્યો,સુણો જોશી વચન;આપણે હાંઇ પડયા રેહેવું, હજી કેટલા દન. ા૧૫ા શેહેદેવજી કહે પુછોછો તો સંદેહ સઘળા ખોઇએ;હવે હાંઈ રહેવું નથી,સાંજે ઉપડવું જોઇએ. ા૧૬ા ભીમ કહે છે સાંભળો માતા,કુન્તાજી કહે જાવું; હેડંબા કહે મુને ન ગમે, હું સંગાથે આવુ. ા૧૭ા ભીમ કહે સાથે નવ લેવું. તારાથી શો દન વળે;જ્યાં જાવું ત્યાં તારા જેવી, હજારો દાશી મળે.ા૧૮ા ગટોડગછ કહે હું આવું પીતા, ભીમ વદ્યો વચન; ઘેર જઈ રાજ લેઇશું ત્યારે,તુને તેડાવીશ તન. ા૧૯ા ગટોડગછ કહે વારૂ પીતાજી, હેડંબા બોલી એમ; સાસુજી કોઇ હોય સુખી દુખી, તે હું જાણુ કેમ. ા૨૦ા કુન્તાજી કહે ગભરાતી નહી, પુરણ પ્રેમજ વાપ્યા; પાંચજ છોડવા ડાડમડીના, કુન્તા એશપી આપ્યા ા૨૧.ા ધરમ ભીમને અરજુન શેહેવ, પાંચમો નીકુળ નામ;કહ્યું કે આ પાંચ પાન્ડવ જાણજે,જો રહે આમને આમ, ા૨૨ાતો જાણજે છે આવી સ્થીતીમાં, ખીલે છોડવો જેહ;તો જાણજે આજ ઘણો ખુશીમાં,ખીલેલા નામનો તેહ ા૨૩ા જે છોડવો કરમાય તેને, તુતો જાણજે દુખી; આવી સ્થીતીમાં આવા જાણજે, ખીલે તો જાણજે સુખી, ા ૨૪. ાએટલે હેડંબા આનંદ પામી, સાસુનું પુજન કીધું; ચરણ ધોઇને ચરણા મ્રત એક; કુપ્પામાં ભરી લીધું ા ૨૫. ા એવામાં તો સાંજ પડી; સર્વ થયાં તૈયાર; ભીમે માને માથે બેસાડયાં,તેડી લીધા ભઇ ચાર ા ૨૬ ા બે જણ કેહેડે બે જણ ખાંધે, તેડી લીધા ચાર ભ્રાત;હેડંબા ગટોડગછ પાયે લાગ્યાં,એવામાં પડી રાત ા૨૭ા પછી મંદર ત્યાંથી ચાલ્યો, આડે વગડે જાય;કૃષ્ણ પક્ષની રાત અંધારી,રજની

હમ હમ થાય.॥૨૮॥ ન મળે મારગ ઝાડને ઝરડાં,ઘણી ઉગેલી ઘાસ; ખાડા ટેકરા પાહાડને પરવત,ભયંકર ચોપાસ.॥૨૯॥ બાવળીયા બી હામણા,બોરડીના બહુ ઝાડ; એખરા ખાખરા સમડા પીલુડા,કાળીયા સરસને તાડ.॥૩૦॥સાદડ સાગ શીશવ સરગવા,સમડા હીંગોરી કાંટા ળા; અઇડુસાને પીતપાપડા, જંગલી ઝાડનાં જાળાં.॥૩૧॥ ઉંડાં કોતર ધરતીની ઘોઘો,તળાવ નદીના નાળાં;વેહેળા ખોચો ભુઆ ભોમીમાં,તે માં પડયાં વ્રક્ષ ડાળાં.॥૩૨॥ રાફડા વીશે સાપ ફુફાટે, અજગરને નાગ કાળા;ચાતળા તનછ આંધળી ચાકરણ, ભોરંગ કોડીયો વાળા, ॥૩૩॥ શસલાં શીઆળ સુવર સાબર,શીકારાં શાવડી;ચંદનઘોચો પાટલાઘોચો ધુંકાળવાં ફાવડા.॥૩૪॥ વગડાઉ વણીયર વાઘને ચીત્તા. દીપડા રોજને હરણાં;નાર જરખ ભુંડ રીંછને ગેંડી,સોધે ભોમાપર તરણાં.॥૩૫॥ઘુઅડ વાગોલ આકાશ પક્ષી, આગીયા તારા તોલે,ચાંમાંચીડીયાં ચીચી ભાંખે,ચાબડી ચરરાટ બોલે.॥૩૬॥ નેત્રે ન સુઝે રાત અંધારી; ભીમશ ન પંથે ચડે; અડફેટમાં ઝાડ તાડ આવે, મુળથી ઉખડી પડે.॥૩૭॥કોતર ઉતરે ગીરી ચઢેછે, બળવંત વાયુ તન;હેડંબા વનથી ઉતર દીશા, ગયો સાઠ જોજન.॥૩૮॥ એવામાં પ્રાતસ્કાળ થયો, બોલતાં સાંભળ્યાં સ્વાન;સેદેવજી કહે હાંઈ ઊભારો, એ ભીમ ભૈ બળવાન ॥૩૯.॥ સ્વાન ભસે ત નચ આવ્યું,તેમાં પુરવો વાસ; આ ઠેકાણે સુખ પામીશું.સમર શું અવિનાશ ॥૪૦.॥ એટલે ભીમે સહુને ઊતાર્યાં;કર્યું સરોવર સ્નાન;ઊત્રડતે દરવાજે ચાલ્યાં, સતીને પાંચ સંતાન ॥૪૧.॥ એકચકરા નગરીમાં ગયાં,અંતર ઊલટ આણી; એક બ્રાહ્મણી ઓટલે બેસી, કરે છે દાતણ પાણી ॥૪૨.॥ તેને જઇને કહ્યું કુન્તાએ,બાઈ અમ કષ્ઠ કાપો;જે લેશો તે ભાડું આપાશું, રેહેવાનું સ્થળ આપો. ॥ ૪૩॥ આ પાંચ મહારા દીકરા છે, ઊદયોગ માટે આવ્યા;દયાળુ તે બ્રાહ્મણી છે, માન્ય દઇ બોલાવ્યાં ॥૪૪.॥ આવોરે બાઈ હું તમ પેડે, હતી પાંચની માડી; હાલ મારે એક દીકરો છે, ચાર મુઆ દુખ પાડી ॥૪૫.॥ પાંચ માટે પાંચધામ બાંધ્યાતાં, તેમા ખાલી પડીયા ચાર; વસો આ એક ધામ વીશે, ભાડુ ન લેવું લગાર ॥૪૬.॥ એમ કહીને ઊઘેડી આપ્યું, જૈ બેઠાં માત ભ્રાત; પછી કુન્તાએ પુત્રોની પ્રત્યે,કરી ઉદયોગ વાત ॥૪૭.॥ કહો બેટા શો ઉદયમ કરશો, બોલ્યા ધરમ રાય;વીદૂર કાકાની તમ કને વીંટી,તે લાવો મુજ માય ॥ ૪૮.॥ કો ગ્રહસ્થને ઘેર મુકી આવોને, નાણાં વ્યાજે લેએ;તેનું કાપડ લાવશું ને,વેચીને નફો ખૈએ ॥૪૯॥ તવ

કુન્તાએ વિંટી આપી,લૈ ચાલ્યા પાંચ વીર;ગ્રહસ્થને ઘેર જઇને આપી, બોલ્યા ધરીને શિરે.॥૪૯॥સો રૂપઇઆ એ પર આપો,તે દૈશું વ્યાજ સાથે; ગ્રહસ્થ કહે આ અમુલ્ય વીંટી,કયાંથી આવી તમ હાથે. ॥ ૫૦ ॥ ભીમ કહે નથી દગા ચોરીની,આપીએ ઇશ્વર સાખે;એવાં નીરમળ વચન સુણિ, ગ્રહસ્થ વીંટી તવ રાખે. ॥૫૧॥ સો રૂપૈઆ ધાર્યા ગ્રહસ્થે, પાન્ડવે શું કીધું; એંશી રૂપૈયાનું રેશમી કાપડ, વેચવા માટ લીધું. ॥૫૨॥પંદર રૂપીઆનું અન લીધુ,તેની ગાંસડીયો બાંધી; પાંચે જણાને પેહેરવાને,પાંચનિ લીધી ખાધી. ॥૫૩॥ તેના તંગીયા કુરતાં કરાવ્યાં, શીશનાં ફળીયાં લીધાં;પછી પોતાને મુકામ ગયા, કાપડાના વેસ કીધા ॥૫૪॥ કુન્તાજીએ રસોઇ કીધી,જમાડ્યા પાંચ તન;પછી ધરમે કાપડ છોડ્યું, વ્હેપારનું થયું મન.॥૫૫॥ અડધો અડધ કાપડ કરી, બે ગાંસડીયો બાંધી, કાષ્ટ તણા ત્યાં ગજ બનાવ્યા,તવ બોલ્યો ભીમ આંધી ॥૫૬॥ એ મમ વીરા એ મમ વીરા, મને પડ્યો છે વ્હેમ; કાપડના બે ભાગ પાડી,બાંધી બે ગાંસડી કેમ. ॥ ૫૭॥ ધર્મ કહે એક ગાંસડી લેઇ,હુંને અરજુન જાશું;શેદવ નીકુળજી એક લેશે,નીતીનો નફો ખાશું.॥૫૮॥ભીમે કહ્યું અમે શું કરશું, હું શું બેઠા ખાનારો; લાવો અમે પણ વ્હેપાર કરશું, મુકો ભાગ અમારો. ॥૫૯॥ધર્મ કહે અનિતી ન કરશો, કહિ કાઢી આપ્યો ભાગ; પોત પોતાની બાંધી ગાંસડીયો,પેહેરી લીધો પોશાગ. ॥ ૬૦ ॥ વળણ ॥ પાંચે પોશાગ પેહેરીયા, લીધો કાપડી વેશ; વ્યાસ વલ્લભ વાણી વદે, ઉઠ્યાં સુત નરેશ.

---

## કડવું ૯૧ રાગ સામેરી દોહરો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું,આદ્યપરવ મહીમાય. ॥ ૧ ॥ અર્જુ ધર્મ ગાંસડી લીધી, ચાલ્યા વેચવા કાજ;શેદવ નીકુળ તે બે ચાલ્યા, મુખ કરે અવાજ.॥૨॥ લ્યો કોઇ રેજા લ્યો કોઇ કાપડ,મુખ થકી પોકારે;ઉત્તર દક્ષણ ગયા એતો, વ્રકોદર વીચારે.॥૩॥ ભીક્ષુત પેઠે પોકાર કરવા,ફરવું ઘેરે ઘેર; આપણે તો એવું નવ કરવું, કરવી જુદી પેર. ॥૪॥ એમ જાણી ગયો પુર્વ દીશામાં, એક ચક્ર નગરિ માંય; એવામાં એક મ્હોલ્લો દિઠો, ભીમસેન ગયો ત્યાંય. ॥ ૫॥ સાંથાનું ફાળીયું પાથરયું ભોમી, ઉપર રેજા ઢાળ્યા; પછી ભીમે પોકાર કીધો, લોકોએ નજરે ભાળ્યા. ॥૬॥ આવો રે

ભાઈ રેજા આપુ,સોંઘાને સસ્તા કીધા;ભુલે તેના ભોગ જાણે.મફત લુ- ટાવી દિધા. ॥૭॥લોક લાલચુ લેઇ લેઇને,વ્રકોદરને પુછે;બોલ જે કાપ ડી સાચે સાચુ, કીમત આના શું છે. ॥૮॥ ભીમ વીચારે ધરમરાયે, પાંચનો કહ્યો છે છેક; તે રેજાનો ભીમ બતાવે,કીમત રૂપીયો એક.॥૯॥ લોકોએ જાણ્યું લાભ ઘણો છે,સર્વે રેજા લેઇ લીધા; પોતપોતાને હીસાબે આવ્યા,તે રૂપાયા દેઇ દિધા. ॥૧૦॥ભીમે ગણીને ગાંઠે બાંધ્યા, કહ્યું કે સંદેહ ખુઓ; ચોખુ આપવુ ચોખુ લેવું, રેજા તપાશી જુઓ. ॥ ૧૧॥ દુર દેશથી કાપડ લાવ્યોછું, નથી મ્હારૂં જોયેલુ;ઉકેલીને તપાસો સરવે, કાણુ કંઇયું કોહેલું. ॥૧૨॥ તવ સરવે લોક જોવા લાગ્યા,ઉકેલી પોળાં કી ધા;એટલે ભીમે ઝડપ મારી,રેજા ઝુંટાવી લીધા. ॥૧૩॥ બગલમાં મારી ને ચાલ્યો,પુઠે પડયા સૌ લોક; મારો મારો છે ધુતારો, પડી પોકાપોક ॥૧૪॥ જેષ્ટીકાયો ઝાલી દોડયા,મારવા લોકનાં ટોળા; ભીમે પાછળ પુંઠ ફેરવી, દેખાડયા મ્હોટા ડોળા. ॥ ૧૫॥ હડુડુ લેઇને લોકો નાઠા, ભીમ ગયો દરવાજે; એકાંન્ત છે ત્યાં ઓટલો તે, ઉપર જૈ બીરાજે. ॥૧૬॥ રેજાના નંગે નંગ મેળવ્યાં,પછીથી વીચાર કીધો; એક રૂપીયોને એક ગજ રેજો,વિપ્રને આપી દીધો ॥૧૭॥ ગડીયો ગોઠવી ગાંસડી બાંધી,મ નમાં આનંદ થયો;ઉશીકે મુકી સુત વાયુનો,નીરાતે સુઇ રહયો.॥૧૮॥ એવે ચાર ઘટી દન રહયો, ઘેર ગયા ચાર વીર; તે સમે વ્રકોદર ગયો, મ્હા બળીયો રણધીર. ॥૧૯॥ ગાંસડીયો જઇ ખીંટીયે મુકી, બેઠા પાંચે ભ્રાત;એટલે હીસાબ કરવા માંડયો, પાસે છે કુન્તામાત. ॥૨૦॥તે વ્રધ બોલ્યાં ગાંસડી દેખી,સુણો ધર્મ સુજાણ; એવીને એવી ગાંસડી ભીમની નથી થયું વેચાણ.॥૨૧॥ એવામાં ધર્મે હીસાબ કીધો,પોતાનો તે વાર; મુડીએ મુડી બંધ બેસાડી,નફાના આના બાર॥ ૨૨ ॥ સેદેવ નીકુ- ળના નવ આના, પછી ભીમને પુછે; બોલો વીરા કેટલું વેચ્યું, નફો તમાર શું છે. ॥ ૨૩ ॥ ભીમ કહે કે રાતો રેજો, એક ગજનું શું થાય, ધર્મ કહે કે સવા રૂપૈયો, ભીમે મુકયો ત્યાંય. ॥ ૨૪॥ કુન્તાજી કહે ઓછું વેચાયું, શું નફો લાવ્યા સાર. ભીમ કહે લ્યો આ નફો લાવ્યો,મુકયા રૂપઇઆ ચાર.॥૨૫॥ધરમ રાજા વિસ્મય પામ્યા, શી રિતે ચાર લાવ્યો;કહો ના કહો પણ દગો કરિને.કોકને ધુતિ આવ્યો.॥૨૬॥ એમ જાણિને પુછવા લાગ્યા, તેંતો નફો ઠીક કીધો;પણ સાચું કહેજે કે ટલા જણ,એક ગજ રેજો લીધો.॥૨૭॥ભીમ કહે કે દસવીસ જણાએ,જેમ કહ્યો,તેમ કાપ્યો;મુગજી મુકવાને લેઇ ગયા,તસુ તસુ ફાડી આપ્યો.॥૨૮॥

ધર્મ કહે તારા નફા પ્રમાણે,નાણુ ન આપે કોય;શું માલ મળતો નથી જગતમાં,શું સર્વે આંધળા હોય.॥૨૯॥ ભીમ કહે છે મ્હોટા બંધુ,મીઠી બોલીયે વાણ,ગ્રાહક રીજવવાને કરીયે, માલ તણા વીખાણ.॥૩૦॥ધર્મ કહે એ નથી સંભવતું, વીખાણે ભોળવાય કોક;ભીમ કહે હું ગયો જે સ્થળે, ત્યાંના ભોળીયાં લોક. ॥ ૩૧॥ ધર્મ કહે કીયે સ્થળ ગયો,બતાવ કાલે જાશું; કેવા છે ભોળીયા લોક ત્યાંના, તે જઇને તપાસુ.॥૩૨॥ ભીમ કહે કે પુર્વ દીશાયે,ફળીયું જમણે હાથ;ત્યાં જઈ કેહેજો કાલે આવ્યો તો. તેના અમો ભ્રાત. ॥૩૩॥એટલે તમને આવકાર દેશે, સાચું માનજો ત્યારે; ધરમ કહે જરૂર જાશું,હવે વાત સવારે.॥૩૪॥ એમ કહી રાત્રીએ સુતા, એવે વ્હાણું વાય; જમી પરવારી લીધિ ગાંસડીયો, વ્હેપાર અરથે જાય.॥૩૫॥શેદેવ નીકુળ ઉતર દીશા,દક્ષીણ દિશા ભેમ;ધર્મને અર્જુન પુરવમાં ગયા, ભીમે બતાવ્યું તેમ. ॥૩૬॥ જમણે હાથે મ્હેલો દીઠો, તેમાં પેસવા જાય;અરજુન કહે ધર્મ વીરા, એકદમ પેશો ન માંય. ॥૩૭॥ એટલે ઉભા રહીને પોકાર્યા, લ્યો ભાઇ રેજા લાવ્યા; લોક કહે કાલે ધુતી ગયો તેના, જેવા તેના ભાઇ આવ્યા. ॥૩૮॥ લાંડીયા લોકોયે લીધી લાકડીયો,ક્રોધ બતાવ્યા માઠા;તેવું તોફાન જોઇને ધરમ,અરજુન બંને નાઠા. ॥૩૯॥ બીજે સ્થળ જઇને વેચ્યો,નીતી પુર્વક જેમ; દક્ષીણ દિશાએ ભીમ ગયો, કીધું એમને એમ. ॥૪૦॥ લોકને લુટી ગયો દરવાજે, ગજ રેજો વીપ્રને દીધો;આગલે દીવસે કર્યું તું તેવું,કરીને આરામ કીધો. ॥૪૧॥ ચાર ઘટીકા દીવશ રહ્યા,ચાર ભાઇ ગયા ઘેર; ધરમ રાયે કુન્તામાને,કહિ બધી ભીમની પેર.॥૪૨॥કુન્તાજી કહે કો બોલશો નહી,આવવાદો એને હાંય; એટલામાંતો ગાંસડી લેને, ભીમસેન આવ્યો ત્યાંય.॥૪૩॥ કુન્તાજી કહે શું નફો લાવ્યો;ઓરે મારા તન; ભીમે પુછયું અરજુનજીને,કેમ છે બંધવ જન.॥૪૪॥મે કહ્યું ત્યાં ગયા હતા કે, ગયા હતા સ્થળ બીજે;અરજુન કહે કે ન્હોતા ગયા,ગયાતા સ્થળ ત્રીજે.॥૪૫॥ ભીમ કહે કે ભવીશ તમારૂં,એમ કર્યો ઉચ્ચાર;કાલના જેટલો નફો લાવ્યો,ભુલ નથી લગાર.॥૪૬॥એટલે ધરમ ઉકળી બોલ્યા; તુજને છે ધિક્કાર, ગરીબોને ગરદન મારવા, માંડયો તેં વ્હેપાર,॥૪૭॥ તેં કહ્યું તે સ્થળે અમે ગયાતા,મ્હોત લેવાનું હતું માગી;અનેક લોકે લીધિ લાકડીયો,હાડકાં નાંખત ભાગી.॥૪૮॥ અધર્મનો તું પૈસો લાવ્યો,તે નફો નવ્ય ખપાય;અસત્યનું અન જો ખાઇએતો અસત્ય બુધ્ધી થાય. ॥૪૯॥ એમ કહીને એના નફાનાં; આઠ રૂપીયા લેઇ લીધા; બ્રાહ્મણોને બોલાવિને,

દક્ષણામાં દેઈ દીધાં.॥૫૦॥પછી ભીમની ગાંસડી ફેંદી,વસ્ત્રો વેંચી લીધાં,કહ્યું કે માતાના કામમાં રહેજે,ધર્મે એવાં વેણ કીધાં.॥૫૧॥ તે પછી નીત્યે ચારે બંધુ;વ્હેપાર માટે જાય;કુન્તાજીનું કામ કાજ કરે, થોડે દને શું થાય. ॥૫૨॥ એ ગામ બારણે રાક્ષસ રેહે છે, રાજાએ આપેલો ઠામ; આવેલો ત્યારે તોફાન કરેલું,બક રાક્ષસ છે નામ. ॥૫૩॥પેહેલ્લે વ્હેલો જે વો ગામમા આવ્યો,તેત્રો કર્યો કાળો કેર;મનુશનું ભક્ષ કરવા લાગ્યો,સો બસે માર્યા ઠેર.॥૫૪॥સંતાયો રાજા ભોંયરાવિશે,અજ જાળીમાંથી કીધી; કેમ મ્હારી પ્રજાને હણે।છો,કોણે આ બુધ દીધી.॥૫૫॥બક રાક્ષસ કહે સર્વેને ખાવું;નહી રેહેવા દેઉં ઠામ;ખોરાક મ્હારી નીત્ય કર પુરી,તો રાખુ તારૂ ગામ.॥૫૬॥રાજા કહે શું ખોરાક જોઇએ,બીજુ ન બોલશો આડું;રાક્ષસ કહે નોત્યાન જમુ,સોમણ લોટનો લાડું.॥૫૭॥પાંચ મણનો ખીચડો ખાવાનો,પીવા પચીસ મણ દુધ;મદ્યપાનનાં પાચ માટલાં પીવા, તેણે રહે ઠ્હેર શુધ.॥૫૮॥પાંચ અજા નીત્ય શાકભાજીમાં,એટલો કર વિવેક;જમ્યા પછી સોપારીન બદલે,મનુશ જોઇએ એક.॥૫૯॥એટલું નીત્યાન ભક્ષ આપે, તો વસ્તી વસવા દેવું; રાજાએ કહ્યું કબુલ મ્હારે, જેવું તમે કહ્યું તેવું. ॥૬૦॥એમ કહીને બ્હાર આવ્યો,પાપીનો બાંધ્યો નેક;નગ્રની બારણે રેહેવા માટે,બંગલો આપ્યો એક.॥૬૧॥કહ્યા પ્રમાણે ખોરાક આપે,નીત્યનો જે જે ધારો; માણુસ મરવા મોકલવાનો, ધરો ધર બાંધ્યો વારો. ॥૬૨॥ પાન્ડવ વિપ્રને ઘેર રહ્યા છે,તે વીપ્રને પાંચ તન;તેમાંથી ચારનું ભક્ષ કરેલું,બકરાક્ષસ મુઢ જન.॥૬૩॥ એકજ દીકરો રહ્યોતો એને, આવ્યો તેને ત્યાં વારો, તે વેળા ઘરનાં રડવા લાગ્યાં,થઇ રહ્યો હોકારો ॥૬૪॥તે વેળા જળ ભરવા ગયો છે, વાયુ તણો સંતાન;કુન્તાજી ઘરમાં ફેરવે માળા,તેમણે સાંભળ્યું કાન. ॥૬૫॥ માળા લેઇને માતાજી ગયાં, બ્રાહ્મણના ઘરમાંય;કેમ રડોછો સકળ ઘરનાં, બ્રાહ્મણી બોલી ત્યાંય. ॥ ૬૬ ॥ ઓ બાઇ હું હતિ તારા જેવી,પાંચજ પુત્રની માય;ચાર સુત મહારા દહીતે ખાધા, એક રહ્યા છે આંહ્ય ॥૬૭॥ આજ તેનો પણ આવ્યો છે વારો, મરવા જવાનો સાર;વાંઝણી થઊછું છતે દીકરે,તેનોછે આહાકાર.॥૬૮॥ તવ કુન્તાજીને દયા ઉપનિ, વીચાર્યો નહી વિવેક;કહ્યું તારો તન નવ્ય મોકલતી,મોકલીશ મારો એક.॥૬૯॥બ્રાહ્મણી કહે કોઇ ન મોકલે,કરવા માંડયો વિલાપ,કુન્તા કહે નવ મોકલુ તો,બ્રહ્મહત્યાનું પાપ.॥૭૦॥એટલે સરવે રહી ગગાં છાનાં, કુન્તા બોલી ગયાં ઘેર;પછી આવ્યો વિચાર ઉરમાં;રડવા લાગ્યાં બહુ પેર. ॥૭૧॥ વળણ ॥ બહુ તરે રડવા લાગી-

યાં,શું બોલી હું બોલ;વ્યાસ વલ્લભ એમ ઓચરે,કુન્તા રડે અતોલ.॥

## કડવુ ૯૨ રાગ સાળંગની છાયાનો

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણુ જનમેજે રાય;વીસ્તારિ તુજને સંભળાવું, આદ્ય પર્વ મહીમાય. ॥૧॥ કુન્તાજી બહુ રડવા લાગ્યાં, શું બોલીઆવી વચન;વધારાના શું વાડમાં નાંખીયે,મોકલું કીયો તન.॥૨॥ એવામાં આવ્યા વસ્ત્ર વેચીને,ધરમ અરજુન સાર;શેદેવ નીકુળ તે પણ આવ્યા,કલશ જોયો અપાર ॥૩॥એવામાં વ્રકોદર આવ્યો, રડતાં દીઠાં માત; પાસે બેશીને પુછવા લાગ્યો, કુન્તાના દુખની વાત. ॥૪॥ ઓરે માતાજી કેમ રડોછો,કેમ ભર્યાં લોચન;કોણે તમને દુભ્યાં જનેતા; સત્ય વદો વચન.॥૫॥ જો કોઇએ ગાળ દીધી હોયતો, જીભ્યા તેની તાણી કાહાડું;જો કોઇએ હાથ ઉપાડયો હોયતો,કાંડાં તેનાં વાહાડું.॥૬॥કુન્તાજી કહે કોઇ નથી દુભ્યું,વાંકી કરણિ કાહાવી;બ્રાહ્મણ વતીનો એક દીકરો,મરવાનો કહી આવી.॥૭॥બકરાક્ષસનો વારો આવ્યો છે, વીપ્ર મરશે આપ;મેં કહ્યું મુજ સુત ના મોકલું તો, બ્રહ્મહત્યાનું પાપ. ॥૮॥ ભીમ કહે ધન દયાળુ માતા, બોલી આવ્યાં મુખવતી; ગમે તેને મોકલજો મા, મ્હારેતો જાવું નથી.॥૯॥એમ કહી જઇ ઓટલે સુતો,બોલ્યા ધરમરાય;તમારૂં વચન હું પાળવાનો,દો મુજને આગનાય.॥૧૦॥કુન્તા કહે કેમ મોકલું તુને,ઓ દીકરા સત્યવાદી;રાજપાટ મ્હારૂં પડે સુનુ,કોણ ભોગવે રાજગાદી.॥૧૧॥ અરજુન કહે હું જાવું મરવા,ઓરે મ્હારી માત;કુન્તાજી કહે તારા વીના, કોને પુછુ ડાહી વાત.॥૧૨॥ શેદેવ કહે હું જાવું મરવા,નથી જીવ્યાનિ ત્રસ્ન;ડોશી કહે જોશી તુજ વીના,કોને પુછીએ પ્રશન.॥૧૩॥નીકુળજી કહે હું જાવું મરવા, મન મ્હારૂં નવ ડરે કુન્તાજી કહે તારા વીના, વરણાગી કોણ કરે. ॥૧૪॥ એટલે ભીમે બારથી સુણી,જાણ્યું કે સ દે ખોઇએ;વ્હાલોછું હે અળખામણો છું,મ્હારે પુછવુ જોઇએ.॥૧૫॥ સહુ ભાઇઓની રીત પ્રમાણે, પુછી જોવું સરવથી;ના કેહેશેતો ઠીકજ છે હા, કેહેશેતો મરવું નથી. ॥૧૬॥ એમ ધારીપુછવા આવ્યો, માતા હું તતપર થાવું;આપો મુજને અગનાતા, મરવાને માટે જાવું.॥૧૭॥કુન્તાજી કહે કુંવર મ્હારા, બહુ દુખ વેઠયું હોણ;અગનિથી ને ચોરીયોથી,તું વણ ઉગારે કોણ. ॥૧૮॥ભીમે વીચાર્યુ વ્હાલો હું છું, કહ્યું માતા ત્યાર થાવો; પાંચે બાંધવ(સૂંપીને રહી

શું, પન્ડે મરવા જાવો. ॥૧૯॥ ધરમ કહે એ શું બોલ્યો, અમે તતબર થાશું;સુઇ રહે જઇ ઓટલે તું,ચારમાંથી કોઇ જાશું, ॥૨૦॥ભીમ કહે ફાવે તે જજો;મરવાનું મન ધારી;એવું કહીને ઓટલે ગયો, જઇ કરી પથારી. ॥૨૧॥એવે શેદેવ છાનો બોલ્યો,માતા મન કહો જાજે; ખીચડાને ઘી દુધ કઢેલું,સોમણ લાડુ ખાજે. ॥૨૨॥ ખાધાનું નામ સાંભળીને,જાશે વાયુનો બાળ;એની ચીત્તાં કાંઇ ન કરશો. નહી થાય વાંકો વાળ ॥૨૩॥તવ કુન્તાએ ધાંટો કાહાડયો,ઓરે શેદેવ તન;તુજને આપુ આગના તે,જા રાક્ષસ ભોવન.॥૨૪॥ ખાજે ખીચડો સો મણ લાડુ, પીજે પચીસ મણ દુધ;પછી બકરાક્ષસની સાથે,કરજે જબરૂ જુધ.॥૨૫॥સેદેવજી કહે વારૂ માતા, તે ભીમને કાન જાય;ભીમે જાણ્યું ધરને વીશે,લાડુ લાડુ શું થાય. ॥૨૬॥ કયાંછે દુધને કયાં છે લાડુ, તે વારતા લેઉં જાણી; ખાવાનું નામ સાંભળ્યું એને,મોહોમાં ભરાયું પાણી.॥૨૭॥ ઉઠીને આવ્યો ઉલટ લાવ્યો, પુછવા માંડી વાત; કોને મરવા મોકલો છો, ઓરે મ્હારી માત ॥૨૮॥ કુન્તાજી કહે શેદેવ જાશે, ખાશે લાડુને દુધ; પાચ મણનો ખીચડો ખાઇને, કરશે પાપી સંગ યુધ. ॥ ૨૯॥ ભીમ કહે ઓ માતા મ્હારી, ન ચાલે એની હામ; દીકરો જોશી ખોરો ડોશી, એતો મ્હારૂં કામ. ॥૩૦॥ કુન્તાજી કહે શેદેવ જાશે, પેહેલું એને કહ્યું હાય; ભીમ કહે છે પક્ષ કરે તું,ઓરે મહારી માય. ॥૩૧॥વ્હાલા અળખામણી તું ધારે,બળી એ તારી ટેવ;ઉગારતી વેળા ભીમ બેટો, ખાતી વેળા શેદેવ. ॥૩૨॥ ધરમ કહે વાતજ સાચી, મોકલો ભીમને માય; કુન્તાજી કહે તુજજે બેટા,શેદેવજી કહે નાય.॥૩૩॥ ભીમ કહે ઓરે જોશીડા,મુમત મેલ અપાર;મારા સામો પડવામાં તું, નહી કાઢે કાંઇ સાર. ॥૩૪॥ તવ શેદેવ કહે તું જાજે; આ પાડ તુજને ચડશે; તવ ભીમ કહે દિવશ મોટો,રાત્રી કેવારે પડશે.॥૩૫॥કુન્તાજી કહે ધીરજ ધરો,ઓરે મારા તન; આડો અવળો ભીમ ફરે છે,જોયા કરે છે દન.॥૩૬॥એવે સુરજ મેર બેઠો ભીમ વદ્યો વચન; ઓરે માતા બોલાવી લાવો, મરનાર વિપ્રનો તન. ॥૩૭॥ કુન્તાજીએ વિપ્ર બોલાવ્યો,ભીમ વદ્યો વચન; ચાલો માહારાજા મુને બતાવો, રાક્ષસનું ભોવન. ॥૩૮॥ બ્રાહ્મણ કહે તમ તો ગાંડા, નાશીને પાછા આવો; ભીમ કહે નહી નાશી આવું,ચાલો મુને બતાવો. ॥૩૯॥ એમ કહીને બેઉ જણ ચાલ્યા, ભીમે પુછયો ધારો;મરવાનું લખાવવું કે નહી, આજ તમારો વારો ॥ ૪૦ ॥ વીપ્ર કહે પેલે દરવાજે, લખાવવું પડે નામ; ભીમ કહે તમે લખાવીને, આવજો વડ વીસરામ.

॥૪૧॥ આ દરવાજેથી હું જાવું, વડને થડે બેશીશ;દગો દલમાં જાણુ-શો નહિ, સાક્ષી શ્રી જુગદીશ.॥૪૨॥ એમ કહી મોકલ્યો બ્રાહ્મણને,લખાય છે જ્યાં નામ;ભીમ બીજે દરવાજેથી ગયો,જૈ બેઠો વડ ઠામ.॥૪૩॥ વીપ્રે જઇને નામ લખાવ્યું,લખાતું હતું જ્યાંય;પછી ગયો વડનિ પાસે; ભીમને દીઠો ત્યાંય.॥૪૪॥ આંધળાને જેમ આંખજ આવે, તેવું લાગ્યું સારૂ;જાણ્યું કે જાડો નથી જુઠો, મર્ણ ઊગાર્યું મારૂં. ॥૪૫॥ પછી હળી મળી બે ચાલ્યા, રાક્ષસને ભોવન; થોડે છેટેથી ભીમને બતાવ્યું, જાવો સતીના તન. ॥૪૬॥ રાક્ષસ ગયો હશે વન વીશે, દ્વાર ઉઘેડી જાજો; મહી બારણાં પુઠે બેશી રેહેજો, મન સંતોસી થાજો.॥૪૭॥ પોહોર રાત્રીએ આવશે પાપી,તે લેજો તમે જાણી;એટલે બેશી માગશે તે, આપજો દાતણ પાણી. ॥ ૪૮ ॥ દાતણ કરી ધામમાં આવે, પછી ખોરાકો ખાશે; તે પછી સહુથી છલ્લો એ, આવશે તમારી પાસે. ॥૪૯॥ પછી તમારૂં ભક્ષ કરશે, કરવા દેજો વારૂ; ભીમ કહે હું કરીશ એનું, કાંતો એ કરશે મ્હારૂ.॥૫૦॥ બ્રાહ્મણ કહે રાઢ ન કરશો,એને સરવને બીક; ભીમ કહે પધારો પાછા,તમે કહ્યું તે ઠીક. ॥૫૧॥ એટલે બ્રાહ્મણ પાછો વળીયો, બળીયો ગયો મેહેલ માંય; દ્વાર ઉઘેડી ધામમાં પેઠો, વૈભોગ જોયો ત્યાંય.॥૫૨॥ જમણે હાથે છે પાણીયારૂં,ડાબે હાથ રસોડું; સનમુખ સ્થળ સુવાનું પાપીનું,ચીનૈખાનું નહી થોડું.॥૫૩॥ હાંડી તકતા ગ્લાસ ઘડીઆળ, ઝુમ્મરનો નહી પાર; તળાઇ ગાદડાં અને ઉસીકાં ઢોલીયો શોભાનો સાર. ॥૫૪॥ ભીમ જઇ તેની મહી સુતો;વીચારતો બહુ પેર;ધરમીને ઘેર ધાડ ઘણેરી, કુશળ કસાઇ ઘેર. ॥૫૫॥ અરે પ્રભુ અમે તુજને ભજીયે, તેમ છતાં અતી દુખ; આ અધમી રાક્ષસ ને શું, આપ્યું છે આવડું સુખ. ॥૫૬॥ એમ કરતાં એવો વીચાર આવ્યો,અંતે ધરમો જય; ચાર ઘડી સુખ પાપી જનને, છેવટ પાછો ક્ષય.॥૫૭॥ આટલા દીવસ હત્યાઓ કીધી,પાપનો કુંભ ભરાવ્યો; એવાં પાપે પ્રભુ ઇછાએ,હું આજ હાંઈ આવ્યો. ॥૫૮॥ વળણ ॥ એમ કહી આળોટતો, કુન્તીનો કુંવાર; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, ભીમે કર્યો વિચાર.

---

## કડવું ૯૩ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું, આદ પર્વ મહીમાય. ॥૧॥ ભીમે મનમાં એમ વીચાર્યું, હ-

વેતો આવશે પાપી;તે માટ પરવારીને બેસુ,ખાવાને ક્ષુધા વ્યાપી.॥૨॥ એમ જાણિ સુતેલો ઉઠયો,રસોડામાં પેઠો;સો મણુનો લાડુ ઠરેલો,ત્યાં જઈ જમવા બેઠો. ॥૩॥ તેજાના સોડે લાડુ વિશે, ભીમશેન શીવ શીવ ભાંખે; એક એક ભુજમાં વીસ વીસ લઈને, ડબોડબ મુખમાં નાંખે. ॥૪॥ સો મણુનો લાડુ ખાઈ ગયો, ખીચડુ ખાલી કીધું;છે પચીસ મણ દુધ કઢેલું,ઉભા ઉભાં તે પીધુ.॥૫॥ દારૂ પાનનાં પાંચ માટલાં તે,લાતે થી નાખ્યાં ફોડી;બાંધેલા પાંચ બોકડા ને, ભામે મુકયા છોડી. ॥૬॥તે પછી વ્રકોદરે વીચાર્યું,અસુર બહુ અકળાશે, ભુખ્યોને ભુખ્યો આવશે તે, આવીને શું ખાશે. ॥૭॥ એવું જાણી કોટડું કુદી, ગયો મોહોલની બ્હાર;તળાવડાનો કાદવ કચેરો, લાવ્યો અપરંમપાર.॥૮॥ તેના લાડુ વાળીને ઠાર્યા,ધુળનું ખીચડુ કરીયું;દુધનું કાઢયું ખાલી હતું તે,લઘુ-શંકા કરી ભરીયું.॥૯॥પછી પલંગમાં જઈ સુતા,આળોટયો ઘડીવાર; પછી જાણ્યું આવશે પાપી,ઉઠયો સતી કુંવાર.॥૧૦॥ ઢોલીયાનિ એણે ઇસ કાઢી,રીસ કરી ફર્યો દોડી; હાંડી તક્તા ગલ્લાસ ઘડીઆળ, તમામ નાંખ્યાં ફોડી. ॥૧૧॥ ચીનાઈબાનું ચકચુર કીધું, ચાતુર નર નવ ચુકયો;તળાઇ ગોદડાં ભેગાં કરીને,તેમાં અગ્ની મુકયો ॥૧૨॥ પાપીના સુખમાં હોળી ઉડાડી,રાખોડી કીધો સાર;પછી ડાલ્લાં દ્વાર દેઇને, સુતો તેણીવાર. ॥૧૩॥ બારણાને એક પગ દઈ રાખ્યો,જુક્તી ભલેરી લાવ્યો; એવામાં બકરાક્ષસ મળાઓ, વન વીશેથી આવ્યો. ॥ ૧૪ ॥ દ્વાર તણી સાંકળ ખખડાવી,પછી કર્યો પોકાર;ઓરે સોપારીના કટકા, ઉઘેડ હવે દ્વાર.॥૧૫॥ ઝીણે શબ્દે ભીમશેન બોલ્યો,ઊઘડાવવા મત મેલો; ઠાલી દ્વાર સપટાઇ ગયાં છે,જોર કરિને ઠેલો. ॥૧૬॥ એટલે ઠેલ્યાં બકરાક્ષસે, ભીમનું નહી કામ કાચું; પગ લીધો દ્વાર ઉઘાડયા પાપી, પડયો ને કુટાયું ડાચું.॥૧૭॥ ભીમ જઇને આગો બેઠો; દુષ્ટે કહ્યું મને વાગ્યું;ભીમે કહ્યું જરા જાળવતા નથી, મુજને માઠુ લાગ્યું. ॥૧૮॥ એવે અસુર ઓટલે બેઠો,બોલ્યો મુખથી વાણી; ઓરે સોપારીના કટકા, લાવ્ય દાતણ પાણી.॥૧૯॥ કોટડુ કુદી ભીમ ગયો, મોહોલની બારણે આવ્યો; કાંટા ભરેલું બાવળીઆનું, વ્રક્ષ ખેંચી લાવ્યો.॥૨૦॥ જળનો લોટાને બાવળીઓ,મુકી દીધાં દૈત પાસ; પાછો પેશી ગયો મ્હોલ વીશે, મનમાં અતિ ઉલ્લાસ. ॥૨૧॥ અસુરે પાછળ હાથ નાંખ્યો, કાંટા વાગ્યા અપાર;બકરાક્ષસ કહે કેવું દાતણ, લાવ્યો વણ વીચાર. ॥ ૨૨ ॥ ભીમ કહે મોહોડા માટે, તમારા લાયક લાવ્યો;રાક્ષસે જાણ્યું આજે કટકે,

ગાંડા જેવો કોઇ આવ્યો,॥૨૩॥ ઠાળુ ભાગી ધ્રાતણ કીધું,ભુખે લાગ્યો જીવ ભમવા;એકાએક ઉઠીને ચાલ્યો, દુધને લાડુ જમવા. ॥૨૪॥ મોહોલમાં બધે છે અંધારૂ, તે દુખે દારૂણ દુઃખ્યો;કાલે કરૂ રાજાની વલે, દીવા બત્તી કેમ ભુલ્યો.॥૨૫॥ આવ્ય અલ્યા ખાવું હોયતો કડકા, મરતી વેળા લે લ્હાવો; ભીમ કહે મુને ભુખ નથી; તમે તમારે ખાવો. ॥ ૨૬ ॥ વળણ ॥ ખાવો તમે ખાવું નથી, મ્હારે તો લગાર; વ્યાસ વલ્લભ મુખ ઓચરે,સુણો સ્રોતા સાર. ॥

# કડવું ૯૪ રાગ અહો રાયજીનો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાંય;વીસ્તારી તુજને સંભળાવુ,આદ્ય પરવ મહીમાય. આહો રાયજી સુણિયે. ॥૧॥ ચાલ્યો રાક્ષસ રસોડામાં, ખાવું ખાવું મુખ ભાંખે;લાડુ લઇ મુખમાં મુકયા તવ, થુથુ કરી કાઢી નાંખે. ॥ આહો ॥૨॥ બીજો લાડુ લેઇ ચાવવા લાગ્યો, મુખમાં કાંકર ભાગે;પાપીએ કહ્યુ ઓરે કડકા, કાદવ કચરો લાગ.॥આહો ॥૩॥ ન્હોય આ લાડુ કેમ થયેલુ,ભીમ કહે વેમ ખુઓ; મોઢું તમારૂં હશે એવું, પાણી લેઇને ધુઓ ॥આહો॥૪॥ તવ પાપીએ મોઢું ધોયું, પાછો ખાવા જાય; કાદવનો તે કાદવ લાગે, આતે શું કહેવાય. ॥ આહો॥૫॥ ભીમ કહે રેહેવાદો લાડુ,સંદેહ મનના ખુઓ; મોઢુ તમારૂં ચોખ્ખું થાશે. દુધ ઉંનુ પી જુઓ. ॥આહો ॥૬॥તવ પાપી ગયો કઢાયા પાસે, છે જરા ઉનું સારૂં;મોઢે માંડી પીવા વળગ્યો,લાગ્યું ખારૂ ખારૂ ॥આહો ॥૭॥ પાપીએ કહ્યું પેશાબ આતો,લાગ્યું ખારૂ ખારૂં; ભીમે કહ્યુ કે ઓરે અધર્મી, તેં પીધુ મુતર મ્હારૂં.॥આહો॥૮॥ પાપીએ જાણ્યું ગાંડીયો છે તે, બોલે ગમે તેમ;માટલાં બોકડા કાંઇ ન દીઠુ, ત્યારે પડયો ખરો વેમ. ॥આહો ॥૯॥ આવ્ય અલ્યા સોપારીના કડકા,તુને ખાઇ લેઊ લ્હાવો; ભીમ કહે મને ભય લાગે છે, તમે આ ખુણે આવો ॥ આહો ॥૧૦॥એટલે પાપી તરતજ ચાલ્યો,ખોળવા ખુણે પેઠો;ભીમસેન ત્યાંથી ઉઠીને ગયો,બીજે ખુણે જઈ બેઠો.॥આહો ॥૧૧॥રાક્ષસે જઇને ફાંફાં માર્યા, કયાં છે કટકા તુતો; ભીમે કહ્યુ શું આંધળા છો; હાંઈ બેશી રહ્યો હુતો.॥આહો ॥૧૨॥ તવ દૈત દોડયો બીજે ખુણે,ભીમ ત્રીજે જાય; ત્રીજે ખુણે દુષ્ટ ગયો કે,ભીમ ગયો ચોથા માંય.॥ આહો ॥૧૩॥ ... ઘડી સુધિ અથડાવ્યો,ભીમે કર્યો વીચાર; કયાં લગીખ્દમત કર્યા ક

રીશુ,ઉઠી થયો તૈયાર. ાાઆહો ાા૧૪ાા ભીમશેન ઉઠયો રેશમાં રૂઠયો, આપ સુરાનો સાથી;સામો ગયો તવ બેઉ જણાનિ, ભચકાઇ છાતીએ છાતિ.ાાઆહો ાા૧૫ાા એવામાં એક એકના કર ઝાલ્યા, દુષ્ટનો વીચાર કેવો; ભીમના ભુજના પંજેથી જાણ્યું, છે કોઇ મ્હારા જેવો.ાાઆહો ાા ાા૧૬ાા એવામાં વ્રકોદર બોલ્યો;અરે હરામખોર;હરામનું ખાઇ હત્યા યો કરવી, ઇશ્વરનો તું ચોર.આહો ાા૧૭ાાનીત્યની પાંચ અજાયો મારે, મારે મનુશ એક; અરર તુજને નહી દયા દલમાં, છુટી નાંખું છેક. ાા આહો ાા૧૮ાા લાડુ દુધને ખીચડો ખાતો, તોહે ન રહ્યા નેક; આ મો-ઢાને સ્વાદ ચાખો કહી, માર્યા તમાચો એક. ાા આહો ાા ૧૯ાા જે મોઢે સારૂં તે મોઢે માઠું, ખાવાનું મળીયું આજ;એમ કહેતામાં બેઉ જણ કો પ્યા, થઇ ગઇ બાઝા બાઝ.ાાઆહેાાા૨૦ાાબેઉ જણ બાઝયા મેઘ તુલ્ય ગાજ્યા,પાડે મુખ પોકાર;કોપે ચઢીયા કેવા વઢીયા, તેનો કરૂં વીસ્તાર ાાઆહો ાા ૨૧ ાા વળણ ાા વીસ્તાર સાથે વર્ણવું, અધ્રમથી લે સ્વાદ; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, તેનો ઉતરે નાદ. ાા

---

## કડવું ૯૫ રાગ ચોપાઈની છાંચા.

બોલ્યા વૈશમપાયે વચન,સાંભળ જનમેજે રાજન; બેઉ બળીયા તે બળથી બાઝયા,વનના સીંહ પેરે ગાજ્યા. ાા૧ાા કરે મુખથી પ્રૌઢ પોકાર, ગડદા પાટુનો મારે માર; એક એકને મારે ધિક.કરકડે પાંસળા આવે હીક.ાા૨ાાકેશ ઝાલી ઝાલીને તાણે,એક એકને દાવમાં આણે; કરે મ્હેલમાં દોટા હડીયો, ધક્કાથી મ્હોલ્ર તુટી પડીયો.ાા૩ાા બેઉ જણ કરે પોકા પોક, જાગી ઉઠયું ત્યાં નગ્રનું લોક; સહુ દુનીયા દુખે દુલી, રાજા કાંક ગયેલો ભુલી. ાા૪ાા તેથી અસુર કોપ્યો અપાર, સૌને મારશે થતે સવાર;તેથી કૈં ભોયરામાં પેઠા, કૈંક ટાંકામાં ઉતરી બેઠા. ાા૫ાા કૈંક માળ ઉપર સંચરીઆ, કૈક કોઠીઓમાં ઉતરીઆ;એમ સર્વને પડીયો ત્રાસ, પેલો વીપ્ર થયો ઉદાસ. ાા૬ાા જાણ્યું ગાંડોયો નાઠો હશે, માટે મુ-જને વીઘન થશે;એવા વીચાર વીપ્રને થાય, માળા લઇ બેઠા કુન્તામાય. ાા૭ાા ચાર ભાઇઓ કરતા ભકતી, મારા ભીમમાં આવજો શંકતી; એવી રીતે ગામમાં થાય, પેલા બેઉ વઢે મ્હેલ માંય.ાા૮ાા લડતાં વઢતાં બેઠો ભીમ ધર્ણું, દાવ જોઇ ઝાલ્યો દૈતનો ચર્ણુ; ખેંચી ભોમી પર આડો કીધો, એક પગ પર પગ ભીમે દીધો.ાા૯ાા બીજો હાથમાં ઝાલી

રાખ્યો, પછી પોહોળો કરી ચીરી નાંખ્યો;થયાં ચીતાળીયાં બે સાર,બે ઠો સ્વાસ ખાવાને લગાર. ॥૧૦॥ સ્વાસ ખાઇને શો ખેલ કીધો,લાવી દોરડાંને બાંધી લીધો;હતો તેવોજ એને બનાવ્યો, પછી વળીયો મ્હોટી લાવ્યો.॥૧૧॥તેતો વળીયો રાખી બેઉ સાથ, પછી મડદાનો ગ્રહ્યો એક હાથ;ચાલ્યો ગસડતો સતી તન,આવ્યો દરવાજે એ રાજન. ॥ ૧૨ ॥ ॥ વળણ ॥ દરવાજે એ આવીયો, લાવ્યો મડદુ સંગ; વ્યાસ વલ્લભ મુખ ઓચરે; કીધો હવો રંગ. ॥

## કડવું ૯૬ રાગ સાખીના ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણજન મજેરાય;વીસ્તારી તુજને સંભળાવું આદ્યપરવ મહીમાય.॥૧॥ ભીમસેન મડદુ લાવ્યો દરવાજે, કેવો કીધો મનસુબો; દરવાજાના કમાડસરસો,કર્યો પાપીને ઉભો ॥૨॥ બગલમાં બે વળીયો ઘાલી, તેને ટેકે રાખી દીધો;પછી પાપીનાં નાશીકાને, કાન ચીમોળી લીધો. ॥૩॥ તેની વસ્ત્રમાં પોટલી બાંધી,કરયું સરોવરે સ્નાન; નાક કાન લેઇ કોટ કુદીને, ગયો વાયુ સંતાન. ॥ ૪ ॥ પોતાને વીસામ આવ્યો, માને કર્યો પોકાર; તવ કુન્તાયે દોટ મુકીને,તરત ઉઘેડયાં દ્વાર.॥૫॥ ભીમસેન જઇને ઘરમાં બેઠો,કહ્યું કે માતાજી જાવો; પાડોશમાંથી બ્રાહ્મણ કેરા, બાળકને બોલાવો. ॥૬॥ તવ કુન્તાએ જૈને બોલાવ્યો, આવો જરા મુજ ઘેર;એમ કહીને બોલાવી આણ્યો,તે આવ્યો ભયભેર.॥૭॥ તેવોજ દીઠો વરકોદરને, વીપ્રને પડી ફાળ; અરેરે તું નાશી આવ્યો,થાશે સરવનો કાળ. ॥૮॥ભીમ કહે શું કાળ કરશે, મેં મારી નાંખ્યો ઠેર;દરવાજે મડદુ ગોઠવાને,જીવતો આવ્યો ઘેર ॥૯॥ બ્રાહ્મણ કહે કપાળ મ્હારૂ,દુષ્ટ ઘણો મસ્તાન; ભીમ કહે સત્ય માનો નહીતો,જુઓ નાકને કાન. ॥૧૦॥ તવ બ્રાહ્મણને સાચુ લાગ્યું, દુષ્ટને હણીયો હોણ; સાચુ કહો સોગન મ્હારા,કયાંના રેહેવાશીને કોણ ॥૧૧॥ ભીમ કહે કોઇને કહેતો, તમને સૌ સોગન; હસ્તીના પુરના ક્ષત્રી જાતી, પાન્ડવ કુન્તી તન.॥૧૨॥ બ્રાહ્મણ કહે તે વોનાતો,બીજાની નહી હામ; તેમાં તમે મુને ભાસોછો, ભીમ તમારૂ નામ. ॥૧૩॥ભીમ કહે ખરૂ મ્હારાજા,લ્યો દુષ્ઠનાં નાક કાન;દરવાજામાં મડદુ પડશે,ઉઘડતાં નીધાન.॥૧૪॥ એટલે ગામમાં ત્રાસ પડશે, જાણશે મડદુ જયારે;રાજા તપાસ કરશે તેનો,સોધશે તમને ત્યારે. ॥૧૫॥ બોલાવા મોકલે એટલે

જાજો,આ નાકને કાન લેઇ, કેહેજો કે મેં માર્યો એને,નાક કાન દેજો દેઇ ॥૧૬॥ કદી તમારૂં પારખુ જોવા, રાજા કેહેશે આવો;તમે માર્યો તો એ રાક્ષસને, આગળ ખેંચી લાવો. ॥૧૭॥તવ તમે કેહેજો ઓરે રાજા, સાંભળો મ્હારી વાત;આ રાક્ષસે મારી નાંખ્યા, મ્હારા સગા ચાર ભ્રાત ॥૧૮॥ માટે મેં કરી રૂશીના શેવા,માગી લીધું વરદાન;તે રૂશીયે કેવું વરદાન આપ્યું.સાંભળી હ્યો રાજાન.॥૧૯॥ હોય મ્હારો વારો જેવારે, ત વારે મરવા જાવું,પાપીને દેખી પાપી કરતાં,દસ ઘણો બળાયો થાવું ॥૨૦॥ તે બળ રહે સવા પ્હોર સુધી, એવું વરદાન દીધુ,તે સવા પ્હોરમાં પાપીને માર્યો, દરવાજે આ કામ કીધું. ॥૨૧॥ હવે મારામાં કાંઈ બળ નથી,ઓરે નગરના રાય;સાચુ માનોતો સરપાવ આપો,નહીતો તમ ઇછાય.॥૨૨॥ એવું કેહેશો એટલે તો, તમપર થાશે ભાવ;સપુત હશે તો મન મુકી,તમને દેશે સરપાવ ॥૨૩॥ એવું બ્રાહ્મણને કહીને, માતાને કહી વાત;આપણે હઇથા ચાલ્યા જાવું,રેહેવું નહી પરભાત ॥૨૪॥ રહીશું તો તો જાહેર થેશું,સત્યછે મ્હારૂં કેહેવું:બ્રહ્મણ કહે ચાહ્યને ફરો, હું તો જવા નહી દેવું.॥૨૫॥ ગો બ્રાહ્મણ પ્રતીપાળ આવ્યા,છો દેવાધી દેવા;સ ભાગ્ય નથી લાત્રી તમારી,નથી કરી કાંઈ શેવા.॥૨૬॥ ભીમ કહે કે ઓરે મ્હારાજા,એ શું બોલ્યા વચન;બ્રાહમણ પાસે શેવા કરાવે,તેથી કીયો દુષ્ટ જન.॥૨૭॥ ગમે તેટલું દાન આપે,પણ કરાવે શેવાય; તે પ્રાણીનું ધ્યાનને દાનતે, સઘળું ધોવાઇ જાય.॥૨૮॥ ધર્મ ધોવાયે પુન્ય ખોવાએ, પાતક ચઢે શીશ;સફળ સુક્રીત અફળ થાયે.કોપે શ્રી જગધીશ.॥૨૯॥ અન્ય સ્થળે પણ બ્રાહમણને તો,જરા ન દેવું કામ;તીરથ જાત્રાયે કામજ દેતો,બાંધે પાપ તમામ.॥૩૦॥ તે પાપ કદી કાળે ન છુટે; સાંભળજો મહારાજ; અમારા ઉપર કૃપા રાખો, અમે તો જાશું આજ. ॥૩૧॥ એમ કહીને કીધી ત્યારી, કટી કશીન બાંધે;ગાંસડીયોબાંધી કાપડની.બે ભાઇ બેસાડયા ખાંધે. ॥૩૨॥ બે ભાઇને કેહેડે બેસાડયા, કુન્તા માને માંથે;પ્રતીકાનો કુંભ લીધો, વીપ્રને નમ્યો બે હાથે. ॥૩૩॥ પછી પોતે ત્યાંથી ચાલ્યો,કરતો દોટા હડીયો;પાંચેને ઉચકી કોટ કુદી, નગ્રની બારણે પડીયો ॥૩૪॥ ચાલ્યો રાત્રીએ રાન્ય વીશે, સુત સતીનો સભાગી; એવે સમે કુન્તાજીને, ઘણીક તરશા લાગી.॥૩૫॥કુન્તાજી કહે ભીમશેન બેટા,બેશી ગયા મુજ ઘાંટા;જળવીના મારો જીવ જાશે, કંઠ પડયા છે કાંટા.॥૩૬॥ ભીમ કહે ચાલવું નથી પડતુ, તોહે તરશ ભલી લાગી; એમ કહીને નીચે ઉતાર્યો,બોલ્યા ધર્મ સોહાગી.॥૩૭॥એો-

ભીમ વીરા જાવો જઇને, જળ લાવો ગમે ત્યાંથી ભીમ કહે આ અજા-ણ્યુ વગડો,જળ લૈ આવુ ક્યાંથી.॥૩૮॥ એવે કુન્તા ધરણી ઢળ્યાં, તવ ભીમે કુંભ ઝાલ્યો;માતાને માટે જળ લેવા,વાયુનો નંદન ચાલ્યો॥૩૯॥ ઉંચે ટેકરે ચઢીને ઉભો,પસુ પક્ષી બોલે કોય; કાન માંડીને સાંભળે છે, તેવે સ્થળે જળ હોય. ॥૪૦॥ એવે પક્ષીના શબ્દ સુણ્યા, ચાલ્યો તે દીશાય; જાતાં જાતાં આઘો ગયો, દીઠુ સરોવર ત્યાંય. ॥ ૪૧ ॥ પંચક સરોવર નામ એનું, તેમાં છે ગાંધર્વ સાર; સંગ્ર અવછરા લૈને રમે છે જળક્રીડા ગુમાર ॥ ૪૨ ॥ તે સરોવરમાં ભીમે જઇને, કુંભ બોળ્યો જળમાંય; એટલે ઘડાના સ્વભાવે કરિ, ભગ ભગ શબ્દજ થાય.॥૪૩॥ તે ગાંધ્રવે કાને સુણ્યો, વીચાર્યું મનમાંય; કોઇક સ્વર્ગનો દેવ માહારિ, જુવે છે ચરચાય. ॥૪૪॥ એમ જાણી એ બ્હાર નીકળ્યો, કીધો ધનુશ ટંકાર, ત્રીલોકમાં તેનો શબ્દ ગયો, ધ્રુજી ધરણ અપાર. ॥ ૪૫॥ ભીમે જાણ્યું રખવાળ કોઈ, ભય ભાસ્યો મન માંહો; ભરેલો ઘડો કીનારે મુકી,જીવ લેઇને નાઠો.॥૪૬॥માતને ભ્રાતની પાસે આવ્યો, બોલ્યા ધર મરાય;કેમ તું આવ્યો નાહો નાઠો,કુંભજ મુકયો કયાંય.॥૪૭॥ભીમ કહે ટંકાર થયો તે,સાંભળ્યો હશે કાન;સરોવરનો રખવાળ હતો,કાઢત મારો પ્રાણ. ॥૪૮॥ માટે ઘડો મુકીને આવ્યો, સરોવરને કીનાર; ભરેલો ઘડો ઉચકી નાસું,દોડતાં લાગે વાર. ॥ ૪૯॥માટે ત્યાં મુકીને આવ્યોછું, તે તો હું નહિ લાવું;અર્જુન કહે દેખાડ મુને, હું તુજ સાથે આવું.॥૫૦॥ ભીમ કહે શું મુજથી બળીયો, તે તું ધરે છે હામ; તેકરતાં જા ઉત્તર દીશા; શું છે મ્હારૂં કામ.॥૫૧॥ અરજુન કહે દેખાડવાને, ચાલ મારી પુંઠે; ભીમસેન કહે આગળ થાવો;એમ કહી બેઊ ઉઠે.॥૫૨॥ ચાલીને સરોવરે ગયા, ભીમ વદ્યો વચન; જા કુંભ રહ્યા કીનારા વીશે,બતાવ્યો વાયુને તન. ॥૫૩॥ બતાવીને વ્રક્ષની પુંઠે,સંતાઇ ઉભો સાર; અરજુને જઈ ઘડો લીધો; કીધો મન વીચાર. ॥૫૪॥કોણ છે રખવાળ સરોવર-નો, કોને ન પીવા દે પાણી; જોવું એની ચરચા હું તો, એવી ઉલટ આણી.॥૫૫॥ભરેલો ઘડો જળમાં ઢોળ્યો,ઢોળીને પાછો ભરીયો; બે ચાર કીધા ખુંખારાને,કોગળો જળનો કરીયો.॥૫૬॥એટલે ગાંધર્વે સાંભ-ળ્યું કાને, નીકળ્યા જળની બ્હાર; બાણુજ લીધું ભાથામાંથી, ધનુશ છે તૈયાર.॥૫૭॥જળ હાલવાથી અરજુને જાણ્યું, નીકળીયું કોઇ બ્હાર; રખેને બાણ મારશેતો, વાગતાં નહી થાય વાર. ॥ ૫૮ ॥ અંધારે કાંઇ દેખાય નહી, વાગી બેસે બાણ; હવે હું શી રીતે કરૂં, જાશે મ્હારો

પ્રાણ. ાા૫૯ાા એવું જાણી મંત્ર વાયુનો, ભણીયો ચડી ચોટ, શરીરના રક્ષણને સારૂ;કીધો પવનનો કોટ.ાા૬૦ાા એવામાં અંગારક ગાંધ્રવે,બાણ ફેંકયું ત્યાંય; અરજુનનિ પાસે બાણ આવ્યું,ઝાલી લીધું કર માંય. ાા૬૧ાા પછી અરજુને વીચાર કીધો,છે કોઈ અધમ જાત; આ પરમાણે મારી નાંખે,કરે જીવનિ ઘાત. ાા૬૨ાા માટે એને શીક્ષા દેવા, એવી ધરી મન હુંશ; હું બાણ શી રિતે મારૂ એને,પાસે નથી ધનુશ. ાા૬૩ાા પણ વીદ્યાવંતને વાર શાનિ, રણ લડનારો રણીઓ, એ બાણ ઉપર મંત્ર વાયુનો,બીજો નાગ પાસ ભણીયો. ાા ૬૪ાા પછી બળમાં બાણ ફેંકયું, તવ વાયુ લેઇ જાય,અંગારક પાસે બાણ પડયું;નાગજ પેંદા થાય.ાા૬૫ાા તેવાજ ભુજ બાંધ્યા ગાંધર્વના,ગાંધર્વે જબરો કળીયો,કહ્યું પ્રેમદા બાહાર આવો,કોઇ મુજ માંથાનો મળીયો. ાા ૬૬ાા બળીયા સાથે બાથ ન દેવી, નમવા માટે જાવું;તમે વૈમાન બેશી જાવો, કરગરી કર છોડાવું. ાા૬૭ાા વીઘ્ન કરે તે નીરવાણ કરે, એમ કર્યો ઉચ્ચાર;એટલે એ ની અ પછરાયો,તરત નિકળી બાહાર.ાા૬૮ાા વસ્ત્ર પેહેરી વૈમાને બેઠી,અંત્રીક્ષ ઉભી જોવા; અંગારક કરગરતો ચાલ્યો, ધ્રુંશકે માંડયું રોવા. ાા૬૯ાા વળણ. ાા ધ્રુંશકે રડવા લાગીયો,સાંભળને તું રાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, સુણજો સહુ સ્રોતાય.

---

## કડવું ૯૭ રાગ સોહાગની છાયાની ચોપાઇ.

બોલ્યા વૈશમપાયે વચનરે, સાંભળ જનમેજે રાજનરે.ાા૧ાા રડતો રડતો ગાંધર્વ જાયરે,એના અવળા હાથ ચુસાયરે. ાા૨ાા બુમ પાડે બાંધ્યો કોણે મનેરે, કયાં છો આવું તમારી કનેરે. ાા ૩ાા હાથ છોડો થાવું છું હેરાનરે, તેનો સાંભળ્યું ભીમે કાનરે. ાા ૪ાા દોહરાની ઝડપનો રાગ ાા ભીમે કાન સાંભળ્યું કે, અરજુનજીએ બાંધ્યો;વ્રક્ષની ઓઠેથી નીકળીને, ગાંધર્વ સામો વાધ્યો.ાા૧ાા મ્હા બળીઓ એતો કળ કળીયો, દડબડ મુકી દોટ;ગાંધર્વ સામો આવે તેની, જઇને ઝાલ્રી કોટ. ાા૨ાા ગડદા પાટુ ઢીંચણ કોંણી,દેવા માંડયો માર;ઉંચો ઉછાળીને પછાડે,પ્રૌઢ કરે પોકાર.ાા૩ાા અરે રે મને શીદ મારોછો, ઘુનો કરો મુજ માફ;ભુલ્યો ચુકયો નેજખ મારી, ઓ માહારા માબાપ. ાા૪ાા કરગરે તોંએ ભીમ મારે, કરે છે ત્રાહ્ય ત્રાહ્ય; તેવું જોઇને અરજુનજીને, આવી ઊર દયાય. ાા ૫ ાા. અરજુન કહે મ્હોટા બંધુ, મુકો ધમા ધમ; જો તમે એને હાથ

અરાડો,તો તો મ્હારા સમ.॥૬॥ તવ હાથ ભીમે બંધ કીધા, રાતો તા તો થાતો;સોગન સારૂ હાથ બંધ રાખી, મારે પગનિ લાતો. ॥૭॥ એવું દેખીને અરજુનજી, વદ્યા મુખે વાણ;મુદલે એને અડો તો, ધરમરાય ની આણ.॥૮॥એટલે ભીમશેન આઘો ખસ્યો,ખેલજ ખોળી કહાડયો;નાહાનાં નાહાનાં ઝાડ ઉપાડી,ઝાડે ઝુડવા માંડયો.॥૯॥તવ અરજુને વ્રકોદરને, વ્રક્ષના સોગન દીધા; એટલે ભીમે વ્રક્ષ મુકી. ઢેપાં પથરા લીધા. ॥ ૧૦ ॥ તવ અરજુને એમ વીચાર્યું, મનમાં ધરિ શોક;એ ભાઇ ઘટે તેમ કરો,સોગન તમને ફોક.॥૧૧॥ભીમ કહે હવે નહી મારૂં, ચાલો તતબર થઇએ;અરજુન કહે મોહોટા ભાઇ,મ્હોટા કને લઇ જઇએ.॥૧૨॥ ગાંધર્વે મનમાં વીચાર્યું,હવે તો જીવ જશે; આ મ્હોટા આવો નીરદય તો, તે તો કેવો હશે. ॥૧૩॥ એવું જાણીને એ બોલ્યો,મુજને મુકો બાપુ;મ્હોટા પાસે લઇ ન જશો,અભંગ રથ હું આપું. ॥૧૪॥તમે ન્હાના છો દયાળુ, નિરદય છે આ મ્હોટા; તો તેમનાથી જે મ્હોટા તે, હશે ઘણા ખોટા. ॥ ૧૫॥ ભીમ કહે હું તો સારોછું,રાખુછું કૈં મેહેર; એતો મહોટા મહા ક્રોધિ છે,મારી નાંખશે ઠેર. ॥ ૧૬ ॥ ગાંધર્વ કહે મુકો મુજને,આપુ અક્ષય ભાથો;ગાંજેવ નામા ધનુય આપુ, સુણી ભીમ મકલાતો. ॥ ૧૭॥ એવે અરજુન કુંભ લીધો,ચાલ્યા સરવે સાથ; આવતા જોઇ ધરમ ઉઠયા, છોડયા ગાંધર્વના હાથ.॥૧૮॥ અરેરે આને શીદ માર્યો, કાંઇ દયા નવ આણી; એવે શેદેવે ઘડો લીધો,માતાને પાયું પાણી ॥૧૯॥ તવ કુન્તાને સુદ્ધી આવી, બોલ્યા ધરમરાય; ઓરે ગાંધર્વ જાતું તારે, અપરાધ કરજે ક્ષમાય, ॥૨૦॥ એ સરોવરે આવીશ નહીં તું, જો હોએ સજાત;અનેક જીવને પીવાનું પાણી,તેમાં તું કરે ઘાત. ॥૨૧॥એ રિતી નહી સપુત જનની,કહી મુકયો તવ ચાલ્યો; એટલે ભીમે છલંગ મારી,ઝડપ બોચીથી ઝાલ્યો.॥૨૨॥ ભીમ કહે કયાં જાય નાશી,જીવજ તારો લેવું;પેલી ત્રણ વસ્તુ કહિ તે,આપે તો જાવા દેવું. ॥ ૨૩॥ એટલે ગાંધર્વ એમ બોલ્યો,કહો જોઇએ કયારે;ભીમ કહે વેણ દે અરજુનને, આપજે માગે ત્યારે.॥૨૪॥ તવ અરજુનને વચન દીધું, અંગારક મુજ નામ; જોઇએ ત્યારે સમરણ કરજો,આપી દઇશ તે ઠામ.॥૨૫॥ અરજુનજી કહે વારૂ વીરા,મુકી દો ભીમ ભ્રાત;એટલે ભીમે મુકી દઇને, માંથે લીધાં માત. ॥૨૬॥બે ભાઇ ખાંધે બે ભાઈ કેહેડે, ઉચકી ચાલ્યો જાય; એવે વ્હાણું વાવા આવ્યું, રૂશીનો મઠ ત્યાંય. ॥૨૭॥ બ્રાહ્મણોને ભણતા સુણ્યા,બોલ્યા શેદેવ સાર; ભીમશેન ભાઇ સહુને ઉતારો,હૈં રે

હેવા વીચાર. ॥ ૨૮ ॥ વળણુ ॥ હૈયા રેહેવું આપણે, ઓરે મારા વીર; તવ ભીમે ઉતારીયા; બોલ્યાં મા ગંભીર.

## કડવું ૯૮ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું,આધપરવ મહિમાય.॥૧॥કુન્તાજી કહે કુંવર મ્હારા, આસ્થળ રૂડુ કેવું;બ્રાહ્મણની નિત્ય શેવા થાશે;મુકામ બાંધિને રેહેવું. ॥૨॥ પણ પરોઢમાં મહે ન જાવું;જાશું દનચઢે સાર;એવું ધારી બેઠાં અળગાં, જપતાં જુગદાધાર.॥૩॥ એવામાં તે વ્હાણું વાહ્યું, એક ચક્રામાં શું થાય; રાક્ષસ વાળો દરવાજો ઉઘડયો, મડદુ પડયું વચમાંય. ॥ ૪ ॥ તેવિજ ગામમાં નાસાનાસ થૈ,સંતાયા સરવે લોક;રાય સંતાયો ભોંયરા વીશે, સર્વેને પ્રગટયો શોક. ॥૫॥ દરવાન સંતાયો ઓરડી વીશે, ત્રાસ સરવને હોય;આખુ ગામ જાણે ઉજડ પડયું, દીશે ન મનુશ્ય કોય. ॥૬॥ એવામાં દરવાને જાળીથી જોયું, મુએલો દીઠો પાપી; જાણ્યું કે મેં માર્યો કરશું,રાજા દે સરપાવ આપી.॥૭॥ તરત્તારે પોથીનો રંગ ચઢાવ્યો,નીકળ્યો ઓરડી બ્હાર;ગયો રાજાના ભોંયરા પાસે, મુખ કર્યો ઉચ્ચાર.॥૮॥ કેમ રાજાજી છુપા રહે હો,મેને કીયા ખુબ કેહેર; બકરાક્ષસ જેસા આયા એસા,મેને મારા ઠેર.॥૯॥જાળીથી રાજાએ કહ્યું શેવકને, કયાં આવી બન્યું છે તારૂં; જમાદાર કહે સચા માનો, એસાતો સો દોસો મારૂં. ॥૧૦॥તવ રાજાએ સાચુ માન્યું,નીકળ્યો ભોંયરા બ્હાર;ઊઘાડે આયુધે સાથે લીધા,શેવક એક હજાર. ॥ ૧૧॥ દરવાજે આવ્યો બીજાના નાંખ્યાં,બેસીને બોલ્યો એમ;બોલો જમાદાર બકરાક્ષસને,તમે માર્યો કેમ. ॥૧૨ ॥ જમાદાર કહે દરવાજે ખોલતાં, આયા દુષ્ટએ ધાઇ;તબ હમને તલવાર નોકાલકે,ઉનકે સીરમે લગાઈ. ॥૧૩॥ સીરમે લગાઇ પાઉં બીચ નીકાલી,ફીરમે આયા તુમ પાસ;એવું સાંભળી રાજા રીઝ્યો. તમને છે સાબાસ.॥૧૪॥ સોનાના સાંકળાં સરપાવ આપ્યો; બાંધી આપ્યો દરમાયો; તમારે બેઠા બેઠા ખાવું,તવ જમાદાર હરખાયો. ॥૧૫॥ એવામાં આવ્યો પ્રધાન રાયનો,બેઠો રાજાની સંગ, પછી પુછયું કે કોણે માર્યો,બોલ્યો રાય ઉમંગ ॥૧૬॥આ દરવાજાના જમાદારે, આહજ પ્રાક્રમ માંડયું;પાપીને પળ વારમાં માર્યો,દળદર ગામનું કાહાડયું. ॥૧૭॥ પ્રધાને જોયું જમાદાર સામું,વીચાર કીધો તે ઠામ;બકરાક્ષસને મારીયોતે, ન હો-

ય આનુ કામ. ॥૧૮॥ એમ જાણીને પ્રધાન બોલ્યો,આ દુષ્ટ ઠીક સંહા ર્યો;જમાદાર સાચે સાચુ કેહેજો,રાક્ષસ કોણે માર્યો.॥૧૯॥ જમાદાર કહે મેને મારા,કેસા જુલમ કીયા;પ્રધાન કહે સાબાશ તમને, જવાબ અછા દીયા. ॥૨૦॥ પણ પુછુછુ સવાલ તમને,તરવારે ફાચરા કીધા; પણ તેના બે ફાચરાને, કોણે બાંધી લીધા. ॥૨૧॥જમાદાર કહે મેને બાંધા,પ્રધાન કહે આવો; સરપાવ જાદે અપાવુ તમને,મડદું હૈ ખેંચી લાવો. ॥૨૨॥ જમાદાર કહે અબી લા દો,એમ કહી લાગ્યો જાવા;પાપીનું મોહુ પોહોળું દીઠું, ઓરે મેરા બાવા. ॥૨૩॥ બુમ પાડીને પાછો પડીયો, ત્રાસ ઘણો મન કીધો; તમાચો મારી પ્રધાને એનો, સરપાવ પાછો લીધો ॥૨૪॥ બોલજે સાચુ કોણે માર્યો, જેથી મ્હારૂ મન માને; એટલે હાથ જોડીને બોલ્યો, સાહેબ ખોદા જાને. ॥૨૫॥ પ્રધાન પુરૂશ હોય ડાહયો, એણ કર્યું એક કામ; કાલે કોણ ગયુતું મરવા, દરવાજે જુઓ નામ. ॥૨૬॥ દરવાજાનું દફતર જોયું, નીકળ્યું વીપ્રનું નામ; શેવક મોકલ્યા સુખપાલ આપી,તેડી લાવો આ ઠામ.॥૨૭॥ તવ અનુચર તેડવા ગયા, વીપ્ર તણે ભોવન; કહ્યું મ્હારાજ ચાલો તમોને, તેડે છે રાજન. ॥૨૮॥ બ્રાહ્મણ પરવારી ત્યાર થયોતો,અતી હરખમાં પેંઠો; નાક કાનની પોટલી લૈને,સુખપાલે વીશે બેઠો. ॥૨૯॥ દરવાજે આવ્યો પોટલી લાવ્યો, પ્રધાને આપ્યું આસન; ત્યાં બ્રાહ્મણનો પુત્ર બીરાજ્યો,પ્રધાન વધો વચન. ॥૩૦॥ કહો મ્હારાજ વારો તમારો, કાલે હતો મરવાનો;ત્યાં તમે ગયા હતા કે નહી, વીચાર છે કરવાનો. ॥૩૧॥ બ્રાહ્મણ કહે ગયો હતો હું,દુષ્ટ તણો દાવ ધાર્યો;એક રૂશીના વરદાન વડે,બકરાક્ષસ મેં માર્યો.॥૩૧॥ પ્રધાન કહે વરદાન શાનું, વીપ્ર વધો વચન;મારા ચાર ભાઇનું એતો, કરી ગયો ભોજન.॥૩૨॥ માટે મેં એક રૂશી શેવ્યા; તેણે આપ્યું વરદાન; કહ્યું કે તારો વારો આવે, ત્યારે જજે સંતાન. ॥૩૩॥ રાક્ષસને તું ભેગા થતાં,તુજમાં આવશે જોર;રાક્ષસ કરતાં બળ દસ ઘણુ,રેહેશે સવા પોહોર.॥૩૪॥ એટલામાં તુજ હાથે મરશે,એમ દીધું વરદાન; તે વરદાને કાલ મેં માર્યો, સાંભળો રાય પ્રધાન.॥૩૫॥મારીને લાવ્યો દરવાજે, ભયંકર અઘોર;કોટ કુદી હું ઘેર આવ્યો, પછી જતુ રહ્યું જોર. ॥૩૬॥ આ વાત સાચી માનો નહીતો, લ્યો આપુ નીશાન; જુઓ એનાં તોડી લીધેલાં;એક નાકને બે કાન.॥૩૭॥એમ કહીને પોટલી છોડી; સત્ય સરવને લાગ્યું;પ્રધાન કહે સાબાશ તમને, નગ્ર તણું દુખ ભાગ્યું.॥ ૩૮॥ પ્રધાને કહ્યું રાજા પ્રત્યે, નહી મળે આવો જોગ; એને આપતાં પાછો પ-

ડે,તોતો ભવીશના ભોગ.॥૩૯॥ દક્ષણાવંતિ શંખ છેને, દુધે ભરેલો જો હોય;જાતે બ્રાહ્મણ દુખ નીવાર્યો, તે ગુણ અંતર આણો. ॥૪૦॥રાજા કહે તમો કહો તે આપું, તવ બોલ્યો પરધાન; આપણી કુંવરી કુંવારી છે, દ્યો તેનું કન્યાદાન. ॥૪૧॥તવ રાયે પુત્રી પરણાવી, હેત અતી ઉર વાપ્યું; અડધો અડધ રાજય પોતાનું, બ્રાહ્મણને લખી આપ્યું. ॥૪૨॥તવ બ્રાહ્મણે નીમ કીધો,જે આવે રાજ્યનું ધન; એક વરસ લગી તે નવ લેવું, કરવું બ્રહ્મ ભોજન. ॥૪૩॥ એ પુન્ય અરપણ છે પાન્ડવને,સંકલ્પ કીધો એમ;એવાં સુક્રીત પાન્ડવ લેછે, પ્રભુ રીઝે નહી કેમ. ॥૪૪॥ આશીશ વીપ્રની બ્રાહ્મણ ભોજન,તે શું બહુ પુન્ય કીધું;પણ નીત્યનો છ જીવ ઉગાર્યો,તે મ્હોટું પુન્ય લીધું. ॥૪૫॥એનું નામ તે સુરો જણ્યો, ધન્ય સતિ સંતાન;પછી પાન્ડવ બેઠેલા ત્યાંથી, મઠમાં થયા સાવધાન. ॥૪૬॥ વળણ ॥ ત્યાર થયા મઠમાં જવા. જપતા હરીનું નામ; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, આવ્યાં શુભ વિસ્રામ.

---

## કડવું ૯૯ રાગ આશાવરીની છાંયા.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પર્વ મહીમાય. ॥૧॥ પાન્ડવ કુન્તા મઠમાં ચાલ્યા, વીપ્રો તણે મુકામ; એક હજાર વીદ્યારથી ભણે, ધુમ રૂશીનો ઠામ. ॥૨॥ ત્યાં જઈ પાન્ડવ ચરણે લાગ્યા, તવ બોલ્યા રૂશી રાય; કોણ છો તમે કયાંના રેહેનારા,કયાંથી આવ્યા હાંય ॥૩॥ ભીમ કહે કડવા કાપડીની, હાલ અમારી જાત;નથી ઘર ગામ વીશ્રામ કાંઈ,ફરતા દીવશ રાત.॥૪॥ ધુમ કહે તમે નીચ જાતી, પુછ્યા વીના કેમ પેઠા; મઠ બધો અભડાવી માર્યો, આવીને હાંઈ બેઠા. ॥૫॥ બારણે જાવો બારણે જાવો, ક્રોધે ભર્યો અપાર; પાન્ડવે જાણ્યું સ્રાપ દેશે, તરત નીકલ્યા બાહાર.॥૬॥ થોડે છેટે જઈ ઝુંપડી બાંધી, ધરશું હરીનું ધ્યાન; અળગેથી વાણી વીપ્રની સુણશું, પવીત્ર થાશે કાન.॥૭॥આઘેથી દરસણ કરીશું, તોહયે થશું પાવન; એમ જાણીને વીશ્રામ કીધો, કરે ફળ ભોજન. ॥૮॥ એવે દસ વીસ દીવશ થયા, બોલ્યા ધરમ રાય; બ્રાહ્મણ આપણી શેવા ઇછે,એવો શો ઉપાય.॥૯॥ ભીમ કહે રૂશીને મારૂં, હા કેવરાવું મુખ; ધરમ કહે બ્રાહ્મણને તો, કદી ન દેવાય દુખ. ॥૧૦॥ બોલીને તું પાપમાં પડ્યો, વીચારી લે આપ; ભીમ કહે અવગુણી સાથે,એમ કરતાં શું પાપ. ॥૧૧॥ ધરમ ક

હે સાંભળ વીરા,ઓખર કરે ગાય;લાત મારે કે શીંગડુ મારે,પણ પુજન એનું થાય.॥૧૨॥ગધેડી ઓખર નવ કરે,વળી ગંગાજળ ન્હાય;લાત ન મારે બચકુ ન ભરે,પણ તે નવ્ય પુંજાય.॥૧૩॥ઘડો ભરી તે દુધ દે પણ. ગધેડી નવ્ય શેવાય;જરાયે દુધ દે નહી પણ,પુંજવા જોગ છે ગાય ॥૧૪॥કોટીક અવગુણ બ્રાહ્મણ હોયે,તોપણ બ્રાહ્મણ તેહ; અવર જાતી શુભ ગુણી પણ, તે નહિ બ્રાહ્મણ દેહ. ॥૧૫॥ જાર કરમી હોય જનતા, પણ તેને કેહેવાય માય;સતી સાધ્વી હોય નારી પણ, માતા નવ્ય કેહેવાય.॥૧૬॥ ભીમ કહે એક પ્રશ્ન પુછું,તેથી ન કરશો ક્રોધ; ઉપદેશ તમારો સારો લાગે, સાંભળવો છે બોધ ॥ ૧૭॥ ધરમ કહે પુછો વીરા, એમાં નહિ રીસ આણુ;ભીમ કહે કોહો છો બ્રાહ્મણ મ્હોટા,તે હું શાથી જાણું.॥૧૮॥ બ્રાહ્મણની ને આપણી કાયા,છે પંચભુતનિ ભાઇ;એમને આપણે અવ્યવ સરખા, શી છે બીજી નવાઇ. ॥ ૧૯ ॥ એમને કરણ ચરણ ચક્ષુ,મુખ નાશીકા હસ્ત;ક્ષુધા પીપાશાઆળસ નીંદ્રા, લઘુ શંકાને દસ્ત.॥૨૦॥ એમને ઉપવાત આપણ ઉપવીત;સર્વ તણો એક ધર્મ;ઇશ્વર પદ મળવા સહુ ઇછે,સર્વ કરે નીત્ય કર્મ. ॥૨૧॥ માટે બ્રાહ્મણમાં ને આપણમાં, શો ફેર મ્હારા વિર; ધર્મ કહે તું સાંભળ બંધુ,ચીત્ત દેઇ રણ ધિર.॥૨૨॥ જનેતામાં ને નારીમાં, ફેર જરા નવ દીસે; સ્ત્રી જાતિના એકજ અવ્યવ, આખા વીશ્વને વીશે ॥૨૩॥ ચણીયો ચોળી પેહેરે માતા,તેવાંજ પેહરે નારી;મા માંને નારિમાં ફેર શોછે,વીરલા લ્યો વીચારી. ॥૨૪॥ભીમે કહ્યું માતા તે માતા, માની લેવો ફેર એવ; ધર્મ કહે તેમ કેમ ન માને,ભુદેવ તે ભુદેવ. ॥૨૫॥ ભીમ કહે ભાઇ વાતજ સાચી,ન્યાય નીતીની એતો.બ્રાહ્મણ મુગટ મુસ્તકના, આજથી માન્યા મ્હેતો.॥૨૬॥ આજથી બ્રાહ્મણને નહી ખીજવું,રીજવું મ્હારા વીર;શેવા લેવાની આગ્ના કરાવું,જાવું જમુના તીર ॥૨૭॥ એમ કહી વ્રકોદર ચાલ્યો, જ્યાં નીત્ય બ્રાહ્મણ ન્હાય; ત્યાં જઈ કસરત કરવા લાગ્યો, વીપ્ર જોઇ રાજી થાય. ॥ ૨૮ ॥ ચોરાશી જાતીનાં આસન વાળે, ડંડ પીલે છે ત્યાંય;વીધારથી કહે સાબાશ તુને,ઠીક વળે તુજ કાય. ॥૨૯॥ અમે દેખીને ખુશી થયા,ભીમ વદ્યો વચન; મ્હારાજા તમે ખુશી થયા પણ, મ્હારૂ ન માન્યુ મન. ॥૩૦॥ માહરી ઇચ્છા મ્હારા મનમાં, રહી જાય છે મ્હારાજ;મઠ કને બેસવા આગ્ના અમને,રૂશીની કરાવો આજ ॥૩૧॥ વીધારથી કહે આવજો તમો,અમો રૂશીને કેહેશું; ધીરે ધિરે સૌ થૈ રેહેશે, પેસવા બેસવા દેશું. ॥ ૩૨ ॥ એમ કહીને બ્રાહ્મણ ગયા,

રૂશીના મઠ માંય; રાજી કરીને ભીમ આવ્યો, પોતાની ઝુંપડી જ્યાંય ॥ ૩૩॥ માતને ભ્રાતને ભીમે કહ્યું,ચાલો રૂશીને મઠ; આપણને આજ પેસવા દેશે,વીદ્યારથી લેઇ હઠ; ॥૩૪॥ ત્યાંથી તે છયે જણ ચાલ્યાં,ગ-યાં દ્રૂમને દ્વાર; બ્હાર ઉભા રહી નીચા પડીને,કીધો નમસ્કાર.॥૩૫॥ દ્રૂમ કહે કેમ આવ્યાં તમો, વીદ્યારથી સહુ બોલે;મ્હારાજાએ નીચ ન-થી,ઉત્તમ વરણ તોલે.॥૩૬॥રીતીને નીતી છે બહુ સારિ,વીકારી નથી લગાર; એક કોરાણે બસવા દો,અમ કર્યા ઉચ્ચાર.॥૩૭॥ દ્રૂમ કહે હાં ઇ બેસો કોરાણે, તવ તે મઠમાં પેઠાં; સહુ વીપ્રોનાં દરસન કરી. એક કોરાણે બેઠાં.॥૩૮॥ એમ કરતાં થોડા દન વીત્યા,ધર્મ વદ્યા વચન;ઓ ભીમ ભાઇ ઠરાવી આપો, કરવા બ્રમ પુજન. ॥૩૯॥ એવે સમે ભીમ બળીયે,કસરત કીધી અપાર;વીદ્યારથીયો રાજી થયા,ધન્ય સુરા સરદા ર. ॥૪૦॥ ભીમ કહે આથી કરૂ જાદે, માને તમારૂં મન; પણ કીપા ક-રીને અમારા,હાથનું લ્યો પુજન. ॥૪૧॥ વીદ્યારથી કહે ધીરે ધીરે, મ-ન ઇચ્છા પુરી થાશે;પછી તે દન મઠમાં ગયા,બેઠા જરા રૂશી પાસે.॥૪૨॥ પછી ધરમે પ્રશ્ન પુછયાં,સીધાંન્તનાં સીધાન્ત;ઉત્તમ પ્રષ્ણો સાંભળીને, રૂશીજી થયા શાન્ત ॥૪૩॥ દ્રૂમ કહે કોઇ જ્ઞાની દિસોછો,ઉંચ વરણના જેવા;હવે તમોને આગ્ના છે, કરજો સર્વની શેવા.॥૪૪॥ એટલે પાન્ડવ આનંદ પામ્યા,ઝુંપડીમાં ગયા સાર;નીત્યાન પુજન કરવાનો ત્યાં, સર્વે કર્યો વીચાર. ॥૪૫॥ અરજુન શેદેવ નીકુળ તે તો, નીત્યાન લાવે ફુલ; ભીમને માંથે કામ સોંપ્યું,ચંદન ઘસે અમુલ્ય. ॥૪૬॥ પછી નીત્યે ચંદ ન પુશ્પ, લઇને મઠમાં જાય; ધ્રૂમ રૂશીનું પુજન કરે,કુન્તાને ધરમરાય ॥૪૭॥ પછી ચારે ભાઈ ફરી વળે,સહુનું કરે પુજન; બ્રાહ્મણોના ચરણ ચાંપે, ભાયગ એમનું ધન્ય. ॥૪૮॥ એ રીતે આનંદ કરે છે, સાંભળને તું રાય; એ કથા રહી એટલે કહું, મચ્છા વેધ કથાય. ॥૪૯॥ વળણ ॥ મચ્છા વેધની કહુ કથા, સાંભળજો કરજોડ; વલ્લભ વદે સહુ બોલજો, જે જે શ્રી રણછોડ.

## કડવું ૧૦૦ રાગ સાખીની છાંયા

વૈશમ પાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું, મછ વેધનો મહીમાય.॥૧॥ પંચાળ દેશ સોહામણો છે,ત્યાં નો દ્રૂપતરાય; તેને પેટ છે દીકરો પણ, પુત્રીની થઇ ઇચ્છાય. ॥ ૨ ॥

માટે પોતે યજ્ઞ આરંભ્યો,વરૂણ વીમનાં કરીયાં;તે રાયને ઘેર દીકરો દી-
કરિ,કોણ ક્યાંથી અવતરીયાં.॥૩॥ એક દાહાડો બ્રહ્મ પુરીમાં,વેદ ભણે
બ્રહ્માય;ત્યાં અચાનક મહાદેવ આવ્યા,સાંભળવા મન થાય.॥૪॥ આ-
સનવાળી બેઠા સાંભળવા,અતી આનંદ સુખ;ચાર મુખે વેદ બ્રહ્મા ભ
ણે, ભુંકે પાંચમુ મુખ.॥૫॥તથી ખરા રંગમાં ભંગ પડે,માહાદેવને ચ-
ઢી રીસ; ત્રીસુળ મારી બ્રહ્માજીનું, છેદયું પાંચમુ શીશ. ॥ ૬॥ એટલે
લાગી બ્રહ્મહત્યા,શીવ સ્વરૂપ થયું શામ;તવ મહાદેવ પસ્તાવા લાગ્યા,
આ શું કર્યું મેં કામ.॥૭॥ એમ જાણિને બ્રહ્માને નમ્યા,તામસ ગુણી હૂં
આપ;તમારૂં મેં મુસ્તક છેદયું, મુજને લાગ્યું પાપ. ॥૮॥ તે પાપ મ્હા
રૂં કરો નીવારણ, ઓરે વીરંચી દેવ; બ્રહ્મા કહે ચાલો વીષ્ણુ પાસે,
એમની કરીએ શેવ. ॥૯॥ એમ કહીને બંને ચાલ્યા, વૈકુંઠ વીશે જાય;
વીષ્ણુ નારાયણ બીરાજેલા,આવ્યા શીવ બ્રહ્માય. ॥૧૦॥ વીષ્ણુએ ક-
હ્યું કૈલાશ પતી, કેમ થયાછો શામ; શીવ કહે શીશ છેદયું બ્રહ્માનું,
કીધું અઘટતું કામ.॥૧૧॥તેથી મને બ્રહ્મહત્યા લાગી, તે નીવારો નાથ;
વીષ્ણુએ હત્યાને કહ્યું, જોડીને બેઉ હાથ.॥૧૨॥ ઓરે હત્યા મુકય મ-
હાદેવને, હું કષ્ટ તારૂં કાપુ;મહાદેવજીએ પાપ કર્યું તો,માગે તે ડંડ આ
પુ. ॥૧૩॥ હત્યા બોલી ઓ મહારાજા, ડંડ લેવા મુજ લક્ષ; હરાડ ક્ષો-
ણી શેન્યા કેરૂં,આપો મુજને ભક્ષ.॥૧૪॥ વીષ્ણુએ કહ્યું કબુલ્ય મ્હારે,
વચન માની લેવું;કૃષ્ણઅવતારે હરાડ ક્ષોણી,ભક્ષ તમોને દેવું.॥૧૫॥
એવું વિષ્ણુએ વચન આપ્યું,ત્યારે હત્યા છુટી; તે પછી બ્રહ્માને શીવ-
જી, આશ્રમા લૈ ગયા ઉડી. ॥૧૬॥ તે પછી કૃષ્ણ અવતાર થયો, હત્યા-
ની શી થઈ પેર;દીકરી થઇને અવતરી,મેધાવીરૂશીને ઘેર.॥૧૭॥મેધાવી
નામના એક રૂશી,રેહેતા હતા અરન્ય;શાન્તા નામની નારી એમની,પ
તીવ્રતા પાવન.॥૧૮॥ તેને પેટે પુત્રી આવી,ગુણ સુંદરી ધર્યું નામ; ન્હા
ની ઉમરમાં વિદ્યા ભણી ઘણી,છે રૂપ રૂપની ધામ. ॥૧૯॥ તે કન્યા થ
ઈ નવ વરસની, જનેતા પામી મર્ણ;પોતે પીતાની ચાકરી કરે,નીત્યાન
ચાંપે ચર્ણ. ॥૨૦॥ એવામાં રૂશીએ એમ વીચાર્યું,મ્હારી થઈ વ્રધ કા-
ય; માટે પરણાવું દીકરીને, સાસરે કરૂં વીદાય. ॥૨૧॥ એમ જાણીને જ
માત્ર સોધવા,ચાલ્યા રૂશીવર ચરણ; દૈવ ઇચ્છાયે જાતા જાતાં, મારગે
પામ્યા મરણ. ॥૨૨॥ તે વારતા ગઈ ગુણ સુંદરીને, ઘણુ કરયું કલ્પા
ન્ત;દુરવાસા મુનીયે ત્યાં આવીને,પમાડી પુત્રીને શાન્ત.॥૨૩ ॥ગુણસું
દરી તવ શાન્ત પામી, વૈરાગનાં મન કીધાં; પીતાના પાનાને, પુસ્તક,

વિપ્રોને આપી દીધાં. ॥૨૪॥વાસણુ વસ્ત્રો સરવ આપ્યાં,હવે નથી મ્હા રે ખપ; વન વીશે શીવાલય દીઠું,ત્યાં જઇ માંડયું તપ. ॥૨૫॥ ડાબા ભુજના અંગુઠાપર,કાયા તોળી તપ કીધું;ખરા મનથી જાપ જપી,બહુ કષ્ટ વેઠી લીધું.॥૨૬॥ ઘણે દીવશે મ્હાદેવ રીજ્યા,તપથી થયા પરસન ત્રીપુરારી જટા ધારિ, આવી દીધાં દરસન. ॥૨૭॥ તપ કરતા કુંવરી- ને ઉઠાડી, બાઇ તારૂં કષ્ટ કાપુ;તારા તપથી પ્રસન થયો, જે માગે તે આપુ.॥૨૮॥ ક્રોધ ભરેલી કુંવરી બોલી,મ્હારાજા કષ્ટી કાપોઃ ભરતાર આપો ભરતાર આપો,સ્વામી મુજને આપો.॥૨૯॥ સ્વામી આપો સ્વા મી આપો,એમ બોલી પાંચ વાર;મ્હાદેવજી કહે પાંચવાર બોલ્યા પાંચ હજો ભરતાર. ॥૩૦॥ ગુણસુંદરી કહે ઓરે મ્હારાજા, કાને ન સાંભ- ળ્યું કોય;એક નરને હોય નારી ઝાઝી,નારીને બે નવ્ય હોય.॥૩૧॥તેને બદલે પાંચ આપ્યા, આતે શો અધર્મ;એમ કહિને શાશ પછાડયું, ફુ- ટયું મ્હારૂં કર્મ. ॥૩૨॥ મ્હાદેવજી કહે રાખ્ય શાન્તી,દેહ તજી દે નાર; પાંચ પતી તુંતો ભોગવજે, હવે ને અવતાર. ॥૩૩॥તવ ગુણસુંદરી કા ષ્ટ લાવિ,ચીતા ખડકી તેહ; અગ્ની મુકીને મહી પડી, પ્રજાળી નાંખ્યો દેહ.॥૩૪॥બીજે અવતાર અવતરી એ,ગાય તણો અવતાર;મારગે જા તાં પાંચ નંદી, પુઠે પડયા એકવાર.॥૩૫॥ એવામાં આવ્યું શીવાળય, ત્યાં આવી ગઇ ગાય;પાંચ નંદી પુઠે જોઇને,હસી પડયા ઉમીઆય.॥૩૬॥ ઓ ગાય એવા શા ગુણ તુજમાં,પુંઠળ નંદી પાંચ;એટલે ગાયને વાચા આવી,બોલી ખરે ખરી ખાંચ.॥૩૭॥ઓ ઉમીયા તું જનેતા જેવી, હશી કાઢયાં અમને;તે માટે હું શ્રાપ દેવું છું, પાંચ પતિ હજો તમને. ॥૩૮॥ એવો ગાયે શ્રાપ દીધો,તેવોજ પ્રાણ નીકળીયો;પારવતી ચેતી ગયાં તે, અંશજ એનો ગળીયો.॥૩૯॥અંશ ગળી ગયાં શીવજી પાસે,આજે હુંતો સાપ પામી; શ્રાપ પ્રમાણે વર્તવું જોઇએ, કરવા મ્હારે પાંચ સ્વામી ॥૪૦॥ શંભુ કહે પાંચ રૂપ મ્હારાં, તે પાંચ સ્વામી જાણો; પાર્વતી ક- હે એમ ન ચાલે,વીવેક વીચાર આણો. ॥૪૧॥ શીવજી કહે ગાય તણો જે, અંશ તમોએ ગળીયો; તેની તમે કન્યા બનાવો, હું વીર બનાવું બળીયો. ॥૪૨॥ ભાઇને બેનનું જોડું બનશે, તે રથ વીસે ધરો; દ્રુપત- ને ઘેર થાય છે યજ્ઞ,તેમાંથી પ્રગટ કરો. ॥૪૩॥ તવ ઉમીઆયે અંશ કાહાડયો, પુતળુ બનાવ્યું સાર; થોડો અંશ પોતાનો મુકયો, તેજસ્વી થયું અપાર. ॥૪૪॥ બહુ રૂપવંતી કન્યા બનાવી,પાંચ વરસની શોભે; વર્ણન કરતાં શેશ થાકે, વીશ્વ તણુ મન લોભે. ॥ ૪૫॥ સહુ દેવે અ-

વતાર ધર્યો તો, ઉતારવા ભુભાર; પણ અગની ન્હોતો અવતરીયો,તેડા-ડ્યો ત્રીપુરાર. ॥૪૬॥ માહાદેવજી કહે ઓરે અગની, લે તું હવે અવતાર; આ કન્યાની સાથે જા તું, થા ધૃપત કુંવાર.॥૪૭॥ તવ અગનીએ પાંચ વરસનું, સ્વરૂપ લીધું ત્યાંય; મ્હાદેવજીએ રથ આપ્યો, કન્યાને બેસાડી માંય.॥૪૮॥ હાંકવા માટે કુંવર બેઠો, અદર્શ રૂપે જાય;એવે બ્રાહ્મણોએ હોમ કીધો,છેલ્લું શીફળ હોમાય. ॥ ૪૯ ॥ તે વેળા રથ મહીથી નીકળીયો, વરત્યો જે જે કાર; તેજેશ્વી કન્યાને જોઇને, કીધો નમસ્કાર ॥૫૦॥ બ્રામણોએ દ્રષ્ટ પ્રદુમાન, ઠરાવ્યો તે ઠામ; મ્હા રૂપવંતી કન્યા કેરૂ, ધર્યું ધૃપતી નામ.॥૫૧॥ પછી અવર સહુ વીદાય થયા, રાય થયો પરસન; ખોળામાં બેસાડયા બેઉને, એક તનીયા એક તન. ॥ ૫૨ ॥ રાજાયે પુછયું તમારે બેઉને,રેહેવાની કયા ઈચ્છાય; દ્રષ્ટ પ્રદુમાન એમ બોલ્યો, હું રહું તમ ઘર માંય.॥૫૩॥ ધૃપતી કહે બાગ વીશે, દો મુજને મુકામ; રાજા બાગમાં તેડી ગયો, રેહેવાનું દીધુ ધામ. ॥ ૫૪ ॥ એક શહસ્ર દાશી આપી, ધૃપતીની કરે શેવા; પીતાને બહુ લાડકવાઈ,મોકલે મીઠા મેવા.॥ ૫૫ ॥ એવામાં નારદજી આવ્યા, રાયને કહ્યું વચન; તારી દીકરી જુગત અંબા, કરવાં છે દરસન.॥ ૫૬ ॥ વળણ ॥ દરસન કરવા મુજને, થઈ છે બહુ ઇચ્છાય; વ્યાસ વલ્લભ વાણી વદે, સાંભળજો શ્રોતાય. ॥

---

## કડવું ૧૦૧ રાગ સોહાગી દોહરો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા;સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, મછ વેધનો મહીમાય. ॥૧ ॥ સાંભળી દ્રુપતરાજા બોલ્યો, આશું વધા વચન; તમો સાક્ષાત ઇશ્વર છો ને, તમારે શાં દરશન.॥૨॥ પામ્મર પ્રાણી પુત્રી મ્હારી,તમથી તે મ્હોટી કેવી;નારદ કહે જુગતઅંબા, ખપ્પર જોગણિ દેવી.॥૩॥ તવ રાજાએ કન્યા તેડાવી,નારદ લાગ્યા પાય;પછી અંતરધ્યાનજ થયા, કંન્યા થઇ વીદાય.॥૪॥ બીજે દીવશે વેદમ વ્યાસજી, આવ્યા દ્રુપત ઘેર;દ્રુપતરાજા ચરણે લાગ્યો,મુજપર કીધી મ્હેર.॥૫ ॥ વ્યસજી કહે નીમીત માત્ર, દ્રુપતિ પુત્રી તારી;તેનાં દરસન કરવા માટે, આવ્યો છું પ્રેમ ધારી.॥૬॥ દ્રુપત કહે પામ્મર પુત્રી, તેનાં શાં દરશન;વ્યાસજી કહે રખ તું બોલે,હવેથી એવું વચન. ॥૭॥ જો પુત્રી ભાવ ગણીશ એને, તો ખપ્પરમાં ભરાયો, જુગત અંબા જા-

ણુજે એને; આજથી થાજે હાથો.॥૯॥ પછી ધૃપતે ધૃપતીને, તેડાવી પોતાને ઘેર; વ્યાસજીએ નમસ્કાર કીધો, સ્તુતી કરી બહુ પેર. ॥૯॥ ધૃપતી વ્યાસજીને નમી, પછી થઈ વીદાય; વ્યાસજીએ પેર પુછવા માંડી, સાંભળ ધૃપતરાય.॥૧૦॥ આ કન્યાને પરણાવવાનો, ક્યાં તેં કર્યો વીચાર; ધૃપત કહે મેં નથી કાયો, વીચારમાં છું સાર. ॥૧૧॥ કોઈ કુળવંતો ને રૂપવંતો, ધનવંતો મળી આવે; તેવાની સાથે પરણાવું, કોહો તમને કેમ ફાવે. ॥૧૨॥ વ્યાસજી કહે કોણ કુળવંતો, કુળવંતની શી રીત; દ્રુપત કહે તે નવ જાણું, હું છું આંધળો ભીંત. ॥૧૩॥ વ્યાસજી કહે વીદ્યા હોએ, હોય વીવેક વિચાર; દીનતા હોએ દયા હોએ, ઊત્તમ મુખ ઉચ્ચાર. ॥ ૧૪ ॥ સીળતા સંતોશ સહન શક્તી, દ્વેશ બુદ્ધી નહીં જેને; સરવે સદગુણ સારા જેમાં, કુળવંત કેહેવો તેને ॥૧૫॥ એવો પુરૂશ જેયા વિના, દેશો કન્યાદાન; તો તો એના ખપ્પર વીશે, ભરાશો રાજાન. ॥ ૧૬ ॥ એવાં વચન સાંભળીને, રાજાને પડયો વેમ; મ્હારાજા ઊપાય બતાવો, કરૂ તમો કહો તેમ.॥૧૭॥ વ્યાસજી કહે મચ્છાવેધન, કરે પુરૂસ જેહ; તેને કુળવાન જાણજે તું કન્યાને લાયક તેહ. ॥૧૮॥ દ્રુપત કહે મચ્છાવેધન, તે કેમ કરવું કામ; વ્યાસજી કહે વિશ્વકરમા, તેડાવ્ય તારે ઠામ. ॥૧૯॥ તેમને કેહેજે મછવેધ રચના, રચી આપો માહારાજ; એટલે એ રચી આપશે તુને, કરજે પછી એક કાજ ॥૨૦॥ દેશ દેશાન્તર પત્ર લખીને, તેડાવજે સહુ રાય; રૂશી લોકોને જાદવ લોકો, તેડવવા સભામાંય.॥૨૧॥ ઉત્તર પુરવ દક્ષીણ દીશા, બીરાજે સહુ રાય; પશ્ચીમ દીશામાં મ્હેલ હશે, ત્યાં બેસશે કન્યાય.॥૨૨॥ સભાની વચમાં જળકુન્ડ હશે, તેમાં કાષ્ટનો સ્થંભ; દ્વાદશ ગાઉનો ઉંચો તે, ચઢી શકે નહીં દંભ. ॥૨૩॥ છેકજ છેડે સોય સરીખો, અગ્ર હશે એક સ્વચ્છ; તેના ઉપર સુવર્ણ કેરૂં, સવા મણનું મછ. ॥ ૨૪॥ તે થાંભલાને અડધે ભાગે, આડા ખીલાને ત્રાંસ; સોનાની સાંકળે ત્રાજવાં બે, દ્રષ્ટી પડે ચોપાસ.॥ ૨૫॥ જળકુંડાળે સ્થંભે જાવા, પાટીયાં મુકી દેવાં, ચઢનારે બાથ થંભને દે, તવ તે તાણા લેવાં. ॥૨૬॥ એ રીતની રચના હશે ત્યાં ભરાય સર્વ સભાય; તે વેળા તારે ઉભા થઇને, બોલવું સભા માંય"॥૨૭॥ કહીએ કે મ્હારી વાત સુણી, પછી ઉઠજે કોય; તે વીના જે ઉઠશો તો, નિશ્ફળ ફેરો હોય. ॥૨૮॥ એમ કહીને એવું કેહેવું, ઉભા થશે જે રાય; સભામાં વસ્ત્રાભુશણ કાહાડી, કરવી ઉઘાડી કાય: ॥૨૯॥ જંગા કટીનો કચ્છ રાખવો, હૈએ ધરવી હુંશ; બાણનો ભાથો ને વણ ચઢાવ્યું, ખાંધે

લેવું ધનુશ. ॥૩૦॥ તે પછી કુન્ડને પાટીએ જાવું, સ્થંભને દેવી બાથ; શેવકે પાટીયાં તાણી લેશે, ચેતી રેહેજો નરનાથ.॥ ૩૧॥ પછી સ્થંભે શટ ગાઉ જાવું, ત્રેણુ ઘટીકામાં ચડવું; આડા ખીલા ને ત્રાંસ છે તેનાં ત્રાજવાં વીશે પડવું.॥૩૨॥બે ચરણ બે ત્રાજવામાં,મુકી થવું તૈયાર;ખાંધેથી ધનુશ લેઇને,ત્યાં કરવો ટંકાર,॥૩૩॥ તે પછી એક બાણ લેવું ઘણાક સાવધ હોવું; મચ્છનો પરછાયો જળમાં પડે,માટે જળમાં જોવું. ॥૩૪॥ તે જળમાંથી મછા તાકી, મારવું બાણ ગજન; તે બાણ જઇને મછા કેરૂં, વીંધે એક લોચન.॥૩૫॥ તેનું તે બાણ પુંછ વીંધે, પ્રાક્રમ કરે પળમાં; તેનું તે બાણ મચ્છ ઉપાડી, નાંખે કુન્ડના જળમાં.॥૩૬॥ એવી રીતે ત્રાજવામાંથી, કહેલું પ્રાક્રમ કરે;તે પુરૂશ કન્યાને લાયક,દ્રૂપતીને વરે. ॥૩૭॥ તેમાં જે કોઈ ચડતા પડે, પડે અધુરે કામ; તે જળ કુંડાળા ઉપર બેસે, જુએ શોભા તમામ.॥૩૭॥ કાષ્ટનું આસન આપવું એને,બેસે ઉંધાડે શીશ; તે પણ પેહેલેથી કહી દેવું,પાછળથી નહી રીસ.॥૩૮॥ એ રીતે મછવેદ કરાવી, દેજે કન્યાદાન; એવું કહીને વ્યાસજી તો, થયા અંતરધ્યાન.॥ ૩૯ ॥ એટલે રાજાને ચટપટી પેઠી, કરવા લાગ્યો વીચાર; પોતાના બે પુત્ર બોલાવી, કહ્યો સૌ સમાચાર ॥૪૦॥ કહો બેટા કેમ કરીશું, વ્યાસે કહ્યો ખેલ હાવો;પુત્રો કહે કરો પિતાજી,લેવરાવે પ્રભુ લ્હાવો.॥૪૧॥ તવ દ્રૂપતે ધ્યાન ધરીને; તેડયા વીશ્વકર્માય; કહ્યું કે મછવેધની સભા રચો, પુર્ણ કરો ઇછાય. ॥૪૨॥ વીશ્વકર્મા કહે નગ્ર બારણ,કરી આપો મેદાન;તવ રાજાએ આગના કીધી,શેવક થયા સાવધાન.॥૪૩॥ નગ્ર બારણે વ્રક્ષો પાડયાં, કર્યું મેદાન તે દન;પ્રથવી સાફ લાંબી ને પોહોળી, કીધી સોળ જોજન. ॥ ૪૪ ॥ ॥ વળણ ॥ સોળ જોજન પ્રથવી કરી, સરખી શોભા માન; વ્યાસ વલ્લભ એમ ઓચરે, શ્રોતા દેજો ધ્યાન.॥

---

## કડવું ૧૦૨ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, શુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવુ, આદપરવ મહીમાય,॥૧॥ સોળ જોજન પ્રથવી વીશે,વીશ્વકરમા ઉભા; મંત્ર ભણીને જળની અંજળી, છાંટે છે તે સુભા.॥ ૨ ॥ તેથી ભોમી પવીત્ર બના; બીજી અંજળી લીધી;ચોસઠ ગાઉની પવીત્ર ભોમી,આરશપાણની કીધી.॥ ૩ ॥ લીલા પીળાને રંગ રાતા, ચળકતા

ચડી ચોટ; વળી જળ છાંટીને બનાવ્યો, ફરતો કનકનો કોટ. ॥૪॥ તેમાં રૂપેરી કીનારી નાંખી,કાંગરા વાળા પડીયાં;જ્યાંજ્યાં જુએ ત્યાં ત્યાં શોભા, હીરા માણેક જડીયા.॥૫॥ વાવ્ય નૈરૂત્ય અગની ખુણે,બારીઓ ત્રૈણ વિવેક; ઇશાન કુંખે શોભાવંતો,દરવાજો કર્યો એક.॥૬॥ તેમાં અમુલ્ય શોભા બનાવી, મીનાકારા રઢીઆળ;હાંડી તક્તા ઝુંમ્મર ટાંગ્યા, ગલ્લાસને ધડાઆળ.॥૭॥ પછી સભામાં પશ્ચીમ દીશા,મ્હેલ કર્યો વિવેક; ગોખ ચોકને નોક ભલેરો, આગળ જરૂખો એક.॥૮॥ જાળી બારી અને અટારી,જોતાં લોભાય મન;જરૂખામાં દ્રૂપતી માટે,માંડયું સીંહાસન.॥૯॥ મુસ્તક ઉપર છત્ર સોનાનું, આસને ચીત્ર ચીતરીયાં;અનેક જાતીના રંગ ભર્યા, જરીનાં વસ્ત્ર પાથરીયાં.॥૧૦॥ જડાવ જડેલાં ઝવેર મઢેલાં, સ્ફટીક મણી અમુલ્ય;હીરા ચળકે લીલમ ઝળકે,ફરતી મોતીની ઝુલ્ય.॥૧૧॥ એવી શોભા ત્યાં કરીને, દક્ષીણ દીશા જાય;જળની અંજળી મંત્ર ભણીને, છાંટી ભોમી માંય.॥૧૨॥ ચાર ચાર પગથીઆના આસન, કીધાં છપન ક્રોડ;નવ પગથીઆનું એક કીધું,બેસવા શ્રી રણછોડ.॥૧૩॥ પ્રભુની સાથે બળદેવ બેસે, જાદવ સૌ આશપાશ; પછી પુર્વે દીશામાં ગયા, મનમાં અતી ઉલ્લાસ. ॥ ૧૪ ॥ મંત્ર ભણીને ચોરાશી શહસ્ત્ર,ઢાળ્યાં સીંહાસન;અમુલ્ય શોભા એની બનાવી,બીરાજે ક્ષત્રી તન. ॥૧૫॥ જેવો રાજા તેવું ઉંચું, માંડયું છે આસન;એક એકાદસ પગથીઆનું, બેસે દુરીયોધન.॥૧૬॥ સર્વને આસન છત્ર સોનાનાં, કીધું કારીગરી કામ; ટંટો તકરાર થાય નહી તે, જુજવાં લખ્યાં નામ ॥૧૭॥ પછી ઉત્તર દીશાએ ગયા, વિદ્યાનો નહી પાર;મંત્ર ભણીને આસન કીધાં, અડયાશી હજાર.॥૧૮॥ બબે પગથીઆનાં આસન,બ્રાહ્મણ માટે કરીયાં;મુસ્તકે છત્ર તામ્ર ધાતુના, મ્રગ ચમ્મર પાથરીયા. ॥૧૯॥ આચમની પંચ પાત્રો મુકયાં, ગૌમુખી માળા રૂંઢ; જે જે જોઇએ તે તે સામગ્રી, આગળ આગનીના કુન્ડ.॥૨૦॥ એવી શોભા ત્યાં કરીને, સભાની વચમાં જાય;જળ છાંટીને કુન્ડ બનાવ્યો,સજીવન જળ કર્યું માંય ॥૨૧॥ લાંબા પોહોળો અને ઉંડો, નીરમળ જળનો કીધો; મંત્ર વડે માંહી દ્વાદશ ગાઉનો, સ્થંભજ રોપી દીધો.॥૨૨॥ તેને મધ્ય ભાગે એક ખીલો, તેણે બાંધ્યો ત્રાંસ; ત્રાજવાં બે નાચ્યાં ઝુલે,ખીલાથી એક વાંસ. ॥ ૨૩ ॥ પછી સ્થંભને છેલે ભાગ, મંત્રથી મચ્છી મુકી; આવે વાયુ આકાશનો તે, ચાક ચઢે ફરૂકી ॥ ૨૪ ॥ એવી અમુલ્ય શોભા બનાવી, બોલાવ્યો દ્રૂપતરાય; ખામી હોય તો બોલજે તું, જોઇ રાજી રાય થાય

૫૨૫॥આપની ક્રીયામાં ન હોય ખામી,કહિને લાગ્યો પાય; આગ્ના માગી વિશ્વકર્મા, ત્યાંથી થયા વિદાય.॥૨૬॥પછી દ્રુપતે પુત્રો તેડાવ્યા,કારભારીને પ્રધાનઃકહ્યું દેશોદેશ પત્ર લખો,તેડાવો રાજન. ॥૨૭॥ પ્રથમ લખો છત્રપતિને,સહુના શીરોમણી રાય;શીખંડી સુત દ્રુપત કેરો,લખવા લાગ્યો ત્યાંય. ॥૨૮॥ દ્રુપતરાજા લખાવે છે, શ્રી હસ્તીનાપુર;સીર છત્ર શીરોમણિ સહુના,યસ તણા આતુર.॥૨૯॥ અતિ ઉત્તમ નામ દુર્યોધન,ધત્રાષ્ટરના તન;લખીતંગ પંચાળદેશનો, ધ્રુપત શેવકજન.॥૩૦ નમ્રતાપુર્વક વીનંતિ માહારી,ધ્યાનમાં લેજો રાય;મુજ ઘેર યજ્ઞમાંથી થઈ છે, પ્રગટ એક કન્યાય.॥૩૧॥ છે રૂપવંતી નામ ધ્રુપતી, તેના લગ્નને સારૂ; મચ્છવેધ સ્વયંવર રચ્યો,થાય પાવન ઘર માહારૂં.॥૩૨॥ આપને આવે ઉત્તમ દીસે, જો હોય પાધરા પાશા; આ કન્યા તમ કુળમાં શોભે,મુને છે એવી આશા.॥૩૩॥ વૈશાખ સુદી પંચમીએ, લગ્નનુ મહુરત સાર;માટે આવજો કુટુંબ લેઇ, વેહેલા દિવશ ચાર. ॥૩૪॥ એવો પત્ર લખીને આપ્યો,પોતાના શેવક હાથ; જા જઇ દેજે હસ્તીનાપુરમાં. છત્રપતી નરનાથ.॥૩૫॥ પછી બીજા દેશોમા લખ્યા,જેનું ભાયગ ભળશે, જે ધણી મચ્છવેધ કરશે,તેને કન્યા મળશે.॥૩૬॥ વૈશાખ સુદિ પંચમીનું, મહુરત છે નીરધાર; બે ચાર દિવશ વેહેલા આવો, સૌ ક્ષત્રી કુંવાર.॥૩૭॥ એટલી બીના બીજાને લખી,પછી કર્યો વીવેક; દ્વારીકાં વીશે કૃષ્ણ પ્રભુને,પત્રજ લખ્યો એક. ॥૩૮॥ હું ગરીબને ઘેર કન્યા, યજ્ઞમાથીછે થએલી;તેને પરણાવવાને માટે,મછવેધ સભા રચેલી.॥૩૯॥ તે ટાણે તમે વહેલા પધારો,મુને કરો પાવન;જાદવકુળ કુટુંબ લાવજો, ઓરે જુગજીવન. ॥૪૦॥એટલી બીના એમાં લખી, પછી અઠયાશી હજાર; સર્વ રૂશીને વીનંતી પુર્વક,લખ્યો નમસ્કાર. ॥ ૪૧ ॥ માહારાજો મુજ ઘેર પધારવા; સરવે કરૂણા કરજો; ઘર ગામ મ્હારૂં પાવન થશે, દાસની દયા ધરજો. ॥ ૪૨ ॥ એ બીનાના રૂશીને લખ્યા, મોકલી દીધા તત્ર; રાજાના શેવક સંચર્યા તે, સહુને પોહોચાડયા પત્ર. ॥ ૪૩ ॥ દેશ દેશાન્તર વારતા ચાલી, શોભા થવાની સારી, ઉદ્યોગ અરથે ગરીબ ગરબાં, વળી ગયા વ્હેપારી. ॥ ૪૪ ॥ દસ દસ દિવશ પેહેલા ગયા, લોકો અપરંમપાર; નગ્રની બ્હાર બજાર નીકળીયાં,વ્હેપારી કરે વ્હેપાર.॥૪૫॥ ગામમાં ન મળે જરાએ જગો,ભીડ ભરાણી ભારે; ધ્રુપતરાયે બ્રાહ્મણ સારૂ, મુકામ બાંધ્યો તે વાર.॥૪૬॥વૈશાખ સુદી પડવાને દાહાડે, ક્ષત્રી થયા તૈયાર;પોત પોતાનું શૈન્ય લઇ, નીકળીઆ ગામ બા-

હાર.॥૪૭॥વાજતે ગાજતે ક્ષત્રીઓ ચાલ્યા, મારગે માગણુ જાચે; ભાટ ચારણુ બહુ જસ બોલે,રસ્તે અપછરા નાચે. ॥૪૮॥ એ રીતે સૌ ક્ષત્રી ચાલ્યા,પંચાળમાં પરવરીયા,નગ્રની બારણે દેરા તંબુ, તાણી તાણી ઉતરીયા. ॥૪૯॥ દ્વારીકામાંથી જાદવ ચાલ્યા,બળવંત છપન ક્રોડ;હળધારી હળ લેઈને ચાલ્યા, ચક્રધારી રણછોડ. ॥ ૫૦॥ તે પણ આવ્યા પંચાળ દેશે, દ્રુપતે આદર કરીયા;રાજા લોકના તંબુઓથી,જુદી જગે ઉતરીયા.॥૫૧॥ એટલે રૂશીઓ આવવા માંડયા, દ્રુપત ઉલટ ધારે;બ્રાહ્મણુ માટે મઠ બાંધેલો, ત્યાં તેમને ઉતારે. ॥ ૫૨॥ એકેક બ્રાહ્મણની શેવામાં,એકેક શેવક મુકયો;જે જોઇએ તે હાજર કરે,ચાતુર કાંઇ ન ચુકયો. ॥૫૩॥કે આવ્યાને કૈં આવે છે, કૈંક કરે છે ત્યારી; ધ્રૂમ રૂશીને પત્ર પોહોચ્યો, તે વાંચ્યો ખુંખારી. ॥૫૪॥ સાંભળ્યો સરવે વાધારથીયે, સાંભળ્યો કુન્તા તન;એક એકને સાન કરીને,ઉઠયા ધર્મ રાજન.॥૫૫॥

વળણ. ધરમ પેહેલા ઉઠીયા, પછી ઉઠયાં માત; વ્યાસ વલ્લભ વાણી વદે, ઉઠયા ચારે ભ્રાત.

---

## કડવું ૧૦૩ રાગ આશાવરીની છાયાં.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવુ. આદ્ય પર્વ મહીમાય.॥૧॥ પાંચ ભાઇને છઠ્ઠી માતા. ઝુંપડીમાં સંચરીઆં,પછી પાંચે પુત્રોની પ્રત્યે, કુન્તાજી ઓચ્ચરીયાં. ॥૨॥ પંચાળ દેશમાં સ્વયંવરે છે,ત્યાં આવશે બહુ પ્રાણી; રાજા રૂશી જાદવ કેરી;હશે ભીડ ભરાણી,મનુશ મેદનીનો છે મેળો,બેટા કરીશું કેમ;એટલે માતાની પ્રત્યે બોલ્યો, વાયુ નંદન ભેમ. ॥૪॥ ચાલો માતા જોવા જૈયે, ધ્રૂમ રૂશી પણ જાય;જો હોય ભવીશ પાધરૂ તો;વરીએ એ કન્યાય.॥૫॥ કુન્તાજી કહે ઓરે રડયા,કેવું તું બોલ્યો હાલ; માટે જવાનું મન પડે પાછુ,છે તારૂ બહુ સાલ. ॥૬॥માટે જાવું નથી ગમતું,તોફાન કરે તુ કાંક; ભીમ કહે હમણાંનો માતા,બતાવો મ્હારો વાંક. ॥૭॥ કુન્તા કહે હમણાં વાંક નથી, ઓરે મ્હારા તન;ત્યાં આંખ્યો તારી ફાટી જવાની, દેખીને દુરીયોધન. ॥૮॥ ભીમ કહે મેં મન વાળ્યું છે, થયો કજીઆથી કાલો; અરીસ્યાપણું મુકી દીધું,આજથી જાણજો ડાહ્યો. ॥૯॥તવ કુન્તા કહે કરો તૈયારી, આગળ ઉભાં રહીએ; ધ્રૂમ રૂશીવર નીકળે કે, પુંઠળ પુંઠળ જઇએ. ॥૧૦॥ એમ કહ્યું તવ કાપડ ફેરી,ગાંસડીઓ સ-

ધળી લીધિ;સાદડીઓને તુમડાં લાધાં,તૈઆરી ત્યાં કીધી.॥૧૧॥ એવે રૂશીજી તૈઆર થયા,સુખપાલમાં બીરાજયા;તે ઉચકી ચાર વીદ્યારથીયે, જય જય શબ્દે ગાજ્યા.॥૧૨॥અડધા આગળ અડધા પાછળ, વીદ્યારથીયો ચાલે;પ્રષ્ણોત્તર એક એકને કરે,મારગ વીદ્વાન માહાલે ॥૧૩॥ ઝુંપડીએથી પાન્ડવ આવ્યા,રૂશીને પડયા પાય;ધૃમે કહ્યુ કેડવા કાપડી, તમે આવોછો કયાંય ॥૧૪॥ કુન્તાજી કહે તમારિ કેડે, આવીએ પંચાળ દેશ;ત્યાં સહુના દરશન પામીશું,જાદવ રૂશી નરેશ.॥૧૫॥ કોને આશરે હાંઇ રેહેવું,એ રૂશી મ્હારાજ;ધૃમ કહે તમો કાપડી જાતી, મુજને ને આવે લાજ.॥૧૬॥ધર્મ કહે ઓરે મ્હારાજા, મારગમાં સંગ રહીશું; ચાર ગાઉ ગામ છેટે રેહેશે, ત્યાંથી બીજે પંથ જઇશું.॥૧૭॥મારગ નથી દીઠો માટે. આવવા દો તમ સાથ; ધૃમ કહે પછી છુટા પડજો, ધર્મે જોડયા તવ હાથ.॥૧૮॥ આનંદ કરતાં સરવે ચાલ્યા, પંચાળ લગભગ થાય;ચાર ગાઉ ગામ બાકી રહ્યું,પાન્ડવ લાગ્યા પાય. ॥૧૯॥ પાય પડાને છુટા પડીયા,અવર પંથ પળાય;નગ્ર તણા દરવાજે આવ્યા, ભીડ ઘણેરી ભરાય.॥૨૦॥ કુન્તાજી કહે કેમ કરીશું;નથી જવાનો લાગ; હું તો કચરાઇને મરી જાવું,કયાં પગ મુકયાનો માગ.॥૨૧॥ ભીમ કહે હું આગળ થાવું, માહરી પુંઠે આવો, ધર્મ કહે કોને દુખ ન દેતો, ચાલો આગળ થાવો. ॥૨૨॥ તવ વ્રકોદર આગળ થયો,પુંઠળ માતને ભ્રાત; જરાએ જગો જાવાની નથી,તેથી ગભરાય માત.॥૨૩॥ એવામાં ભીમ વચ્ચે પડીયો,દેખીને!લોક ત્રાસે;ભીમ ડોળા કાઢી દંત પીશે, ગભરાતું સહુ નાસે.॥૨૪॥ એક એકના ઉપર પડે, કંઇ લોક કચરાઇ જાય;દરવાજામાં માગ થયો,ગયા ગામનિ માય.॥૨૫॥ ગામ વીશે પણ છે ભીડ ભારે,કુન્તા કહે કેમ કરશું;ઉભા રેહેવાનિ જગો નથી, કયાં જઇ ને ઉતરશું. ॥૨૬॥ શેદેવ કહે ચાલો માતા, કાઇ કરીશું પેર; બ્હોળી જગા જાણીને ગયા; પરજાપતને ઘેર. ॥૨૭॥ ઓટલે એક કુંભાર બેઠો તો, તેને કહ્યું કષ્ટ કાપો;મુખ મેળો કરવા અમે આવ્યા,ઉતારો અમને આપો.॥૨૮॥પ્રજાપતને દયા આવી,હરિજન લીધાં માપી;ન્હાની સરખી ઓરડી તે,રેહેવાને માટે આપી.॥૨૯॥તેમાં જઇ માત ભ્રાત બેઠાં, ભીમે કર્યાં પરીતો;જાણ્યું કે આ કુંભાર કાકો,છે ઠીક ખાછો પીતો.॥૩૦॥ એમ જાણીને વ્રકોદરે, ઉતારી નાંખ્યું મુખ; ધાંટો કાહાડી કહ્યું ખાવા આપો,માતાજી લાગી ભુખ.॥૩૧॥કુન્તાજી કહે પેલા ભવનો,સાચો શત્રુ તું આવ્યો; અમોને વીતાડવું હતુ તો,હાંઇ શીદ તેડી લાવ્યો.॥૩૨॥

તે વાંટા સાંભળ્યા કુંભારે, ઉઠીને ગયો એમ; ઓરે ગાંડા ગરીબમાને, વીતાડે છે કેમ. ॥૩૩॥ ભીમ કહે કે ભુખજ લાગી, જીવડો મારો જાય; પેટમાં બીલાડાં બોલે, ખાવાનું મન થાય. ॥૩૪॥ કુંભારને તવ દયા આવી, કહ્યું તું ડાહ્યો થાને; પેલી ખડકીમાં ખાણુ ચણાની. એક મુઠી લેઇ ખાને. ॥૩૫॥ ગર્ધવ માટે ચણા ભર્યા છે, એક હજાર મણ પુરા; એકજ મુઠી લેઇને ખા તું, તેમાં શું થાય અધુરા. ॥૩૬॥ ભીમે જાણ્યું કે ભાયગ ભળીયું, હમણાં લેવા નહિ જાવું; કાકો ખસે આઘો પાછો, તો તો ચણા હું ખાવું. ॥ ૩૭॥ એમ જાણીને વ્રકોદર બોલ્યો, કાકા હું ડાહ્યો થૈશ; હવે જીવને સબુરી વળી, મોડેથી લૈને ખૈશ. ॥૩૮॥ કુંભાર કહે દુખ ન દેતો, ગાંડીયા ડાહ્યો થાજે; ખાણ ઉઘેડી ચણાં લેઇને, મને દેખાડી ખાજે. ॥૩૯॥ ભીમશેન કહે વારૂ કાકા, પછી પ્રજાપત ગયો; એટલે ભીમને લાગ ફાવ્યો, ઝડપ ઉભો થયો. ॥૪૦॥ ખડકીમાં જઇ ખાણ ઉઘેડી, દિઠા ચણા અપાર; એક મુઠી ભરી ભુજ બાર રાખ્યો, મહી મ્હો ઘાલ્યું તે વારે. ॥૪૧॥ દંતથી ચાવે ચણા ભાવે, ગરીબનું ધન ટાળ્યું; એકે દાણો રેહેવા ન દીધો, સાફ વાશીદુ વાળ્યું. ॥૪૨॥ હતી તેવી ખાણ ઢાંકી, ત્યાંથી ગયો ભીમ ઉઠી; પ્રજાપતને જઇ બતાવિ, જુઓ કાકા લીધા મુઠી. ॥૪૩॥ પ્રજાપત કહે ફાકા ખાજે, થાજે ડાહ્યો લગાર; વારૂ કહીને ભીમ ચાલ્યો, ઓરડીમાં આવ્યો સાર. ॥૪૪॥ શેદેવ નિકુળને જઇ કહ્યું, લ્યો ચણા ઉલટ આણી; ચપટી ચપટી ફાકશો તો, પીવા ચાલશે પાણી. ॥૪૫॥ કુન્તાજી કહે ફાકી ખા, દીકરા દૈવની વેઠ; ભીમ કહે હવે ભુખ નથી, ભરાયુ મ્હારૂં પેટ. ॥૪૬॥ તવ કુન્તાને વેમ પડીયો, નહી રહ્યું હોય મન ઝાલ્યું; ખાણ બધિ કરિ હશે ખાલી, નક્કી તેં ઘર ઘાલ્યું. ॥૪૭॥ ભીમ કહે આ શું બોલો છો, સંદેહ મનનો ખુઓ; કાકાને દેખાડી મુઠી લીધા છે, જઇને પુછી જુઓ. ॥૪૮॥ તવ કુન્તાને વીશ્વાસ પડીયો, પછી બોલ્યાં માય; ઓરે ધરમ અરજુન બેટા, પેટનો કરો ઉપાયે. ॥૪૯॥ વળણ. ॥ પેટ પોશણનું કૈં કરો, ઓરે મ્હારા તન; કાપડ વેચી નાંખીને, ખાવા લાવો અંન.

## કડવું ૧૦૪ રાગ સોહાગનો દોહરો.

વૈશમપાયે એણિપેરે બોલ્યા, સુણે જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહિમાય. ॥૧॥ ધરમ અરજુને કાપડ લીધું, વેચવા માટે જાય; કાપડનો કોઇ ભાવ ન પુછે, ફરે છે બજારમાંય. ॥૨॥

હરી ફરિને ખાવાનું ખપે,અન મોધું વેચાય;શાક ભાજીતો શાંના મળે, ઘાસ પાણી તોળાય.॥૩॥ એવી હળાહળ છે મોઘવારિ,પરમે વીચાર કીધા,નાંખી દેવાને ભાવ સઘળા,મલાજ આપી દીધો.॥૪॥ તે નાણાના દાણા લીધા,ઓરડીએ ગયા એહ; કુન્તાજીએ રસોઇ કીધિ, ભોજન કીધુ તેહ. ॥૫॥ એક દીવસનું પોશણ થયું, રાત્રી પડી તે વાર; કુન્તાજી કહે કેમ કરીશું, કાલે અન ઉધાર. ॥૬॥ શેદેવ કહે આજ પરોઢે, અમને ઉઠાડજો માત; નદી ઉપર ન્હાવા જાવું, આપણ પાંચે ભ્રાત.॥૭॥ નાહી ધોઇ નિત્ય કર્મ કરિને, જાવું સામી તીર; હાથ જોડી ત્યાં ઉભા રેહેવું, ઓરે મ્હારા વીર. ॥૮॥ રાજા રૂશી રઇયત જાદવ, ન્હાવા આવશે ત્યાંય;આપણે સહુનાં દરસન કરવાં, બીજો નહિ ઉપાય. ॥૯॥ ઇશ્વર વણ માગે અન દેશે, વગર બોલે નેટ; ભીમ કહે હાથ જોડજો તમે, હુ તો કુટીશ પેટ. ॥૧૦॥ બોલ્યા વીના કોઇ શું સમજે, માટે પેટ પછાડુ;શેદેવ કહે એમ કરજો, બીજુ ન બોલવું આડુ. ॥૧૧॥ એમ કરીને સહુન કીધું, થયો પ્રાતસકાળ; તત્ર કુન્તાજીએ જગાડયા,પોતાના પાંચ બાળ. ॥૧૨॥તવ પાંચે ભાઇઓ ઉઠીને, ગયા ગંગા સ્નાન;નાહી ધોઈનીત્ય કર્મ કીધું, ધર્યું હરીનું ધ્યાન. ॥૧૩॥ પછી સામી તીરે ગયા, પેટ તણા મનસુબા;સુર્યના સામુ મુખ કરીને,હાથ જોડીને ઉભા ॥૧૪॥ એવામાં તો વ્હાણુ વાહ્યું, ન્હાવા આવ્યું લોક; રહીયત રાજા રૂશી જાદવ, ભીડ ભરાઇ અથોક. ॥૧૫॥ ચારે વર્ગના ચાર જથે, કરે ગંગા સ્નાન; જાદવ જોદ્ધા જળમાં ઝીલે,મદે ભર્યા મસ્તાન.॥૧૬॥ બ્રાહ્મણો નાહીને સંધ્યા કરે છે, રવીને અર્ગજ આપે; રાજા લોકો શરીર ચોળાવે,રૂપ વીશય પ્રેમ વ્યાપે.॥૧૭॥ જે જેને જેવું ફાવે તેવું, કરે છે જળમાં સ્નાન;જાદવમાં બળદેવ નાહ્યા,નાહ્યાશ્રી ભગવાન.॥૧૮॥તે સમે સામી તિરે ઉભા છે,જોઇ દયા મન ઊઠે;ચાર ભાઇએ હાથ જોડેલા.વ્રકોદર પેટ કુટે. ॥૧૯॥ તે સમે નાહિને બ્હાર નીકળીયા, પોતે જુગજીવન; પીતાબર પેહેરતાં ભક્ત દીઠા, આવ્યાં આંસુ લોચન. ॥૨૦॥ અરે રે મારા દાસ છે દુખી, અન જળના ઉધારા; એક કણુકો ખાવા નથી, પેટ કુટે બીચારા.॥૨૧॥ તાપ ટાઢને વરસાદ વેઠી,વનમાં ધર્યું મુજ ધ્યાન;તોપણ સંભાળ હું નથી લેતો,છો નુધરો ભગવાન.॥૨૨॥ એમ ધારીને સંકલ્પ કીધો,હવે કરૂ ઘણી સ્હાય;મછવેધ એમનિ પાસે કરાવું, વરાવું આ કંન્યાય.॥૨૩॥સૌ આવેલાને પાછા કાઢું,નીશ્ચે કર્યું દીનાનાથ;એ કલ્લા શેદેવને ચેતવવા, ઊંચો કીધો હાથ.॥૨૪॥એટલે શેદેવે ભીમને ક

હ્યું,હવે ન કરો ક્હેર;પેટ ન કુટો મુકામે ચાલો,આવશે શીધાં ઘેર.॥૨૫॥ ભીમ કહે કોઇએ નથી કહ્યું,સાચુ લાગે કેમ;શેદેવ કહે મ્હારે માંથે, ચાલો એમને એમ.॥૨૬॥તવ પાંચે ભાઇ ત્યાંથી ચાલ્યા, ઓરડીએ ગયા ભ્રાત,કોહો કેમ થયું કુંવર મ્હારા,પુછવા લાગ્યાં માત.॥૨૭॥શેદેવ કહે આવશે શીધાં,ભીમ વધે વચન;ઓ મા કોઇએ કહ્યું નથી,કે મોકલાવીશુ અન.॥૨૮॥કુંન્તાજી કહે ધીરજ રાખો, શેદેવનું વેણ સાચું; ભીમ કહે જુઠું પડશે તો,ભાગીશ એનું ડાચું.॥૨૯॥ એમ કહીને સરવે બેઠા,સાભળને તું રાય; રાજા રૂશી જાદવ સરવે,સ્નાન કરી સ્થળ જાય.॥૩૦॥પછી પ્રભુ તંબુથી ચાલ્યા, ગયા દ્રુપતને ઘેર;પંચાળ રાજા પાયે પડીયો, મુજપર કીધિ મ્હેર.॥૩૧॥કેમ પધાર્યો કેમ પધાર્યો, વણ તેડયા શ્રી કૃષ્ણ; પ્રભુ કહે આજ ઉલટ આવી,તુને પુછુછુ પ્રષ્ણ.॥૩૨॥કોઇ તારા ગામમાં આવ્યું હોય,જોવા સ્વયંવર કામ;ઉત્તમ જાતી દુર દશાના,ન હોય પાસે દામ.॥૩૩॥ભીક્ષા માગવા નહિ અધિકારી,મજુરી નવ કરે; તેવા પ્રાણિ આવ્યા હોયે,તે શું ભુખે મરે.॥૩૪॥ધ્રુપત કહે નારે મ્હારાજા; તેવાનું કષ્ટ કપાવું;બતાવો તેને નીત્યાન શીધાં, જોઇએ તેમ અપાવું.॥૩૫॥ સામળીયો કહે કહો શેવકને, મોકલો મારી સાથ; દ્રુપતે છડીદારને કહ્યું, જ્યાં તેડે દીનાથ.॥ ૩૬ ॥ જેને બતાવે તેને લેઇને, મોદીખાને તેડી જાજે; મોદીને જઈ કહ્યુ તે કેહેજે, રીતીમાં પ્રવીણ થાજે.॥૩૭॥ જેટલું જોઇએ તેટલું ને,જેવું જોઇએ તેવું; જેટલા દન રહે તેટલા દન, મોદીને કહિએ દેવું.॥ ૩૮ ॥ એમ કહીને વીદાય કીધા, પ્રભુ તેડીને ગયા;કુંભારના ઘર પાસે આવી,થોડે છેટે રહ્યા.॥ ૩૯॥ કૃષ્ણે કહ્યું ઓરડી પેલી;ત્યાંથી બોલાવી લેજે,જેવી રીતે રાજાએ કહ્યું, તેમ અપાવી દેજે.॥ ૪૦ ॥ એમ કહી પ્રભુ પાછા વળીયા, તવ ગયો છડીદાર; એટલે આવતો ભીમે દીઠો,દીધો અતિ આઉકાર.॥૪૧॥છડીદાર કહે તમે ચાલો,મોદીખાને લેઈ જાવું;જેટલું જોઇએ તેટલું શીધું,તમોને કેવરાવું॥૪૨॥ એટલ ઉઠયા ધરમરાજા, જોડે અરજુન જાય; તેમની સાથે સુત વાયુનો,તરત ઉભો થાય.॥૪૩॥ ધરમ કહે નહી કામ ત્હારૂં,વાંધા ઘણેરા પાડે;વીવેક વીના મીઠા ઝાડનું, મુળ તુતો કહાડે.॥૪૪॥ ભીમ કહે તમે તમારે ચાલો,કહી ગયા સૌ સંગ; મોદીખાને આવી ઉભા, ભોજનનો ઉમંગ.॥૪૫॥ છડીદારે કહ્યું મોદીને,વચન રાયનું થાપો; આ લોક જ્યાં લગી રહે ત્યાં લગી, શીધાં એમને આપો.॥ ૪૬ ॥ જેટલાં જોઇએ તેટલાંને, જેવાં જોઇએ તેવાં; હવેથી કેહેવા નહી આવું,

નીત્ય,તમારે દેવાં.॥૪૭॥મોદીએ પુછ્યું કેટલુ જોઇએ,જમનારાં કેટલા જણ; ભીમે કહ્યું સાંભળો મોદી,લાવો લોટ સો મણ.॥૪૮॥ સો મણ ઘીને સો મણ સાકર,પચીશ મણ મસાલો; પચાસ મણ દો દાળને ચોખા, પચીશ મણ શાક આલો. ॥૪૯॥ સાંભળીને છડીદાર બોલ્યો, છો કોઇ કપટીને પેચી; એટલું શીધું લેઇને શું, તમારે ખાવું છે વેચી. ॥૫૦॥ ભીમ કહે ચાલો જોવાને, જમીએ ત્યાં પેટ ભરજો; વધે તો ફરી નવ દેશો, ઘટે તો પુરૂ કરજો. ॥૫૧॥ શેવક કહે ઉપર બેશી, કરાવું રસોઇ; તવ મોદીએ શીધાં દીધાં,સાચુ ન માને કોઇ. ॥ ૫૨ ॥ વળણ. સાચું કોઇ નથી માનતું, પણ આપ્યો સામાન; વ્યાસ વલ્લભ એમ ઓચરે, લીધુ સતી સંતાન.

---

## કડવું ૧૦૫ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય,વીસ્તારી તુજને સંભળાવું,આદ્ય પર્વ મહીમાય. ॥૧॥ સરવ સામાન લીધો ભીમે, ગયો કુંભારને ઘેર;સાથે છડીદાર આવીઓ એ, જોવાને બધી પેર. ॥૨॥ પ્રજાપતનિ ખડકી વીશે, ચુલા ચારી કરાવ્યાં; જે જે વાસણ જોઇએ તે, ભંડારમાંથી અપાવ્યા.॥૩॥ પછી ભીમે સ્નાન કીધું,કરવા માડી રસોઇ; દ્રૂપતનો છડીદાર બેઠો, તે રહ્યો છે જોઇ. ॥ ૪॥ વ્રકોદરે દાળ ભાત કીધાં, લાડુ કર્યા તૈયાર; શાક વધારીને કાઢી નાંખ્યું,ક્ષણુ ન લાગી વાર ॥૫॥ પછી પોતાના ચાર ભાઇને, પાંચમી પોતાની માત;તે પાંચેને જમવા બેસાડયાં,પછી પેટનિ વાત. ॥ ૬॥ તે પાંચે જણ જમી ઉઠયાં,ચારશેરનો મોદીક;છડીદાર કહે આ કોણ ખાશે,હવે તો છે ઠીક. ॥૭॥ ઠંઆરાને ઠેઠ પોહોચાડો, એવો વીચાર પેઠો; ભીમે કહ્યું રાયના દુત જોજો, કહિને જમવા બેઠો. ॥૮॥ ઢીલો કીધો તંગીયોને, શીવ શીવ મુખે ભાંખે;એક એક ભુજમાં વીસ વીસ લાડુ, લેઇને મુખમાં નાંખે.॥૯॥એમ સો મણનો લાડુ ખાધો,જમી ગનો દાળભાત;શાક સામગ્રી સઘળું જમ્યો,તે પછી ધોયા હાથ.॥૧૦॥ છડીદાર જોઇને વીસ્મે પામ્યો,ભીમે કહ્યું જોવા આવો; વધ્યું હોયતો શીક્ષા કરશો, નહીતો પચીસ મણ લાવો ॥૧૧॥ છડીદારે નમસ્કાર કીધો,આ કોનિ ચાલે હામ; નિત્ય રાજા આમ ખવરાવે તો, વેચે ઘરને ગામ. ॥૧૨॥ ઓ બળવંતા તમે તમારે, મોદીખાને નીત્ય જાજો; આજ લીધું તે પ્રમાણે લૈને, રહો ત્યાં સુધી ખા-

જો.॥૧૩॥એવું કહી છડીદાર ગયો, સાંભળ તું રાજન;ચતુર્થી થઈ પણ નથી આવ્યો,રાજા દુરીયોધન.॥૧૪॥સર્વે આવ્યા છે પણ એ પાપી, ઘેરથી નવ નીસરે; દ્રૂપતીને વરવા માટે,વીવા સામગ્રી કરે. ॥૧૫॥ ભાણુમતીને કહ્યું જઈને,જો હું પરણવા જાવું;તું તો છે છેક ભુતડી જેવી,વીજળી જેવી લાવું. ॥૧૬॥ સોક તણુ તને સાલ કરૂં;જોજે અભીમાન ટાળ્યો; રાણીએ એવું સાંભળીને,શુકનનો છેડો વાળ્યો. ॥૧૭॥ અછકલે ઘેર વીવા માંડયો,વાજીંત્રો વગડાવે;વડીઓ પાપડ કરાવેને, ઘેર ગીતાં ગવરાવે. ॥૧૮॥ એમ એતો વીવાની ત્યારીમાં, થઈ ચતુરથીની સાંજ; પંચાળ રાજા વાટ જુએ,આવ્યા ન મ્હોટા રાજ. ॥૧૯॥ આવતી કાલનું મહુરત માહારે, કોને પુછું સલાય;મહુરત કાલનું બંધ રાખું, તો સહુ ધુસ્સે થાય.॥૨૦॥ જો કાલે મહુરત સાચવું ને,આવે દુરીયોધન;રાજપાટ માહારૂં છીનવી લે, છીનવી લે ભોવન॥૨૧॥ એમ વીચારિ એણે તેડાવ્યા; બળવંત રાજા ચાર; જરાસંધને શલ્ય શીશુપાલ, ચોથા દેવ મોરાર. ॥૨૨॥ શેવક સાથે તેડાવીને,આપ્યાં છે આસન;તે ચારેની પ્રત્યે બોલ્યો, દ્રૂપતરાય વચન. ॥૨૩॥ સુણો મ્હારાજા સુણો મ્હારાજા,મ્હારે આવી એક આંટી;છત્રપતી હજી સુધી ન આવ્યા; એજ ઘણેરી ઘાંટી. ॥૨૪॥કાલનુ મહુરત નીશ્ચે કરીને, પત્ર લખેલા તમને; એ મહુરત હું ફેરવું તો, ફાવતું આવે અમને ॥૨૫॥માટે ફેરવવાની રજા, આપો તો ઠીક થાય; એટલે તરત બોલી ઉઠયા. પોતે જાદવરાય. ॥૨૬॥ શું તારો દુરીયોધન ખરો, બીજા બધા શું ખોટા;અમારે મન તરણા તોલે, તારે મન એ મોહોટા. ॥૨૭॥ કન્યા તારે પરણાવવી કોને,તે તારો કહે વીચાર;દ્રૂપત કહે મછવેધ કરે,તેતો વરે નીરધાર.॥૨૮॥ પ્રભુ કહેશું વાટ જુએ છે,જે જન મછવેદ કરશે;નથી કન્યા દુર્યોધનની, જે કરશે તે વરશે.॥૨૯॥ માટે કાલની આગ્ના આપો,નહિ તો રીસાઇ જશે; દુરીયોધન આવ્યો નહી એને,ઘેર મુઊ કોઈ હશે.॥૩૦॥ દ્રૂપત કહે આમ શું બોલો, ઓરે દીન દયાળ;સલ્ય કહે આગ્ના નહિ દેતો, જશું સૌ ભુપાળ ॥૩૧॥દ્રૂપત કહે આગ્ના આપુ,પણ નથી રેહેતી હામ;માહારા પર દુરીયોધન કોપે; લુંટી લે ધર ગામ.॥૩૨॥પ્રભુ કહે એ તો સાચુ, તેનો મોહોટો વીચાર; કહો શલ્ય શો જવાબ દેવો, જાય એનું ઘરબાર. ॥૩૩॥ એટલે શીશુપાળ જરાસંધ,બોલ્યા મુખે એમ; આનો બચાવ કરવા કબુલ,કૃષ્ણ કહે જેમ તેમ.॥૩૪॥કૃષ્ણકહે તમો વચન આપો,ત્રેણે વચન દીધાં; એટલે અંતરયામીએ ત્યાં, દ્રૂપતને કેહેણુ કીધાં. ॥ ૩૫॥

કરૂપતરાજા આજ્ઞા આપો, ડરસો નહી લગાર; અમે સરવે સામા થાશું, શું કરે અંધકુંવાર.॥૩૬॥ તારી પક્ષમાં સરવ રેહેશે, ક્ષત્રી કેરા બાળ; રંગમાં ભંગ નથી પડવાનો,નહી થાય વાંકો વાળ.॥૩૭॥એટલે કરૂપત રાજા બોલ્યો, વ્હેલા પધારજો કાલ. ॥૩૮॥ ચારે જણાને વીદાય કીધા, બોલાવ્યા શેવક ચાર;જાવો જઇને ડુંડી વગાડી, કરજો મુખ પોકાર. ॥૩૯॥ એક જણો જાઓ રાજ્ય જથામાં,કેહેજો કે કાલે પધારો; આસન બેસજો નામ વાંચી, રાજાનું કાજ સધારો. ॥ ૪૦ ॥ એક જણો જાવો જાદવમાં, કેહેજો કે કાલે આવો; દક્ષીણ દીશાએ જગો તમારી,બેશીને સભા શોભાવો. ॥ ૪૧ ॥ એક જણો જાવો બ્રાહ્મણમાં, કેહેજો એમ વચન; આસન ઉત્તર દીશા તમારાં, કરજો કાલ પાવન. ॥ ૪૨ ॥ એક જણ કહો રહીયતને જઇ, જોવા આવજો સર્વ; બેસવું સીંહાસનોની પુંઠે, કોઇ ન કરવો ગર્વ. ॥૪૩॥ ટટો તોફાન કોઇ ન કરવું, કોઈ ન કરવું બંડ; જે જન ફીતુર કરશે તેને, કરૂપત દેશે દંડ.॥૪૪॥ એ રીતે ચાર જણ કેહેજો, કહી કર્યા વીદાય; એટલે ડુંડી વગાડતા ચાલ્યા, ચારે સ્થળે ચાર જાય.॥૪૫॥ કરૂપતના કેહેવા પરમાણે, કહ્યા સમાચાર; સત્રળે જાહેર કરીને ગયા,હરખ્યા સર્વ અપાર. ॥૪૬॥ ક્ષત્રી લોકને ઉમંગ અતી; ચાલો ભાયગ ભળશે; વેહેલા જઇએ સભામાં તો,આસન સારૂ મળશે ॥૪૭॥ ડુંડી સાંભળી ન્હાતા ધોતા, કૈં સજતા સણગાર; કઇ રાજા જોશીને તેડે,પ્રશ્ન પુછે વારોવાર.॥૪૮॥ કૈં જન જનમોતરી દેખાડે,કન્યા મળે કે ન મળે; કૈં દેખડાવે હસ્તરેખા, કહો કયારે ભાગ્ય ભળે. ॥૪૯॥ કૈં રાજાતો સ્નાન કરે છે,સાબુ લેઇને ન્હાતા;અતર ફુલેલ અંગે ચોળે,શરીરે ઉજવળ થાતા. ॥ ૫૦ ॥ દરપણ મોઢા આગળ રાખે, સજે રૂડા સણગાર;દીપે નહીં તે ઉતારી નાંખે,બીજા પેહેરે બીજી વાર. ॥૫૧॥ વારે વારે વસ્ત્રો બદલે,મુગટ બદલી જુએ; નથી શોભતા કે શોભે છે, તકતે જોઈ વેમ ખુએ.॥૫૨॥વૃદ્ધ રાજાને વરવાની વ્રત્તી, ડાચાં જેનાં મળીયાં; છોલાવી છોલાવી ક્ષૌર કરાવે, ઢુંપાવે ધોળાં પળીયાં. ॥૫૩॥ કુલપ ચઢાવી કરે કેશ કાળા, હોઠ લુછી કરે લાલ;પાન સોપારીના ડુચા મારી, રાખે છે ઉંચા ગાલ. ॥૫૪॥ દંત પડેલા તે દંત બંધાવે, એમ ઉજાગરા કરીયાં; સમરણ સૌને કરૂપતીનું, પડયા નીંદ્રાએ ભરીઆ. ॥ ૫૫ ॥ વળણ. નીંદ્રામાં સરવે પડયા, થતે મોહોટે પ્રભાત; વ્યાસ વલ્લભ મુખે ઓચરે, જાગ્યા આખી રાત.

---

## કડવું ૧૦૬ રાગ બેહાગની ચોપાઇ.

બોલ્યારે વૈશમપાયે વચન,સાંભળ જનમેજે રાજન; રૂજની વીતીને વ્હાણુરે વ્હાય, નીંદ્રાથી આંખ ઊંચી નવ થાય.૧ ઊઠાડવાને જાયછે ડીદાર,મ્હારાજા કહીને કરે પોકાર;ઊઠો કન્યા લેઈ જાશેરે કોય, કન્યાને નામે જાગ્રત હોય. ૨ રાતાં નેત્રે તતબર થાય, વખત થઈ ગઇ કરતા જાય.૩ કૈં બેઠા રથને કૈં સુખપાલ,કૈંક ચાલે ચરણે ગજ ચાલ;કૈં ગજ ઘોડે કૈં ચાલે ચર્ણ,કન્યામાં સહુનું અંતસકર્ણ.૪ મારગ ભીડ ભરાઇ અપાર,ઉડે છે રેણું થાય અંધકાર;કરાવે છંટકાવ અત્તર તણા,રંક રાજા તે ગભરાય ઘણા.૫ સાચવી સાચવી મારગે પળે, ધક્કાધક્કીમાં મુગટ ઢળે;ખંખેરી લેઇનેમુકે શીશ,શેવકોઉપરજણવેછે રીસ.૬ દોડતા રથ માંહો માંહી ભરાય,તવ અશ્વ ભડકેને તમાસો થાય;હાથી કુદે તે વળી જાય ઘાણ,થાય મારગમાં બહુ બુંબાણ.૭ જેમ તેમ કરી જાયછે સર્વ, કૈં કુળવંતાને કુળનો ગર્વ;કૈંને ધનનો ને કૈંને રૂપ તણો, કૈંને બળનો ગર્વ છે ઘણો. ૮ ફાલ્યા ફુલ્યા ચાલ્યા રાજાન, સહુ સહુના મનમાં મસ્તાન; દરવાજે ઊભા બે છડીદાર,તેતો સરવને કરે જુહાર. ૯ ઠાઉકા થૈ જાય સભામાં રાજન,નામ વાંચીને બેસે આસન; ટંટા તોફાન કોઇ નવ કરે,પોતપોતાની મચરૂબીમાં ફરે. ૧૦ આવી રહ્યા સહુ ક્ષત્રીના તન, નથી આવ્યો એક દુરીયોધન; ખાલી પડ્યું છે એનું આસન, બાકી રહ્યા નહી કો રાજન. ૧૧ એક એકને પુછે છેરે ભુપ,કેવું ઇશ્વરે મને આપ્યું છે રૂપ;તે રૂપ જોઈ વરશે કન્યાય,કૈંક કહે એ વાત મીથ્યાય. ૧૨ કૈંક કહે હું કુળવંત રાય, તેથી મુજને વરે કન્યાય; કૈંક કહે હું ધનવાન ઘણો,દ્રુપતીને મોહ લાગે ધન તણો.૧૩ જેમ ફાવે તેમ ગર્વ મન ધરે, દરપણ લેઈ મુખ જોયા કરે; સરવે ધરે દ્રૂપતીનું ધ્યાન,વરડા તો જાણે બેઠા જવાન. ૧૪ એવે આવ્યા છપન ક્રોડ, આગળ બળદેવને રણછોડ; શ્રદ્ધાળુ પ્રાણી દરસણ કરે, નાસ્તીક જન નીંદા ઓચરે. ૧૫ પ્રભુ દક્ષીણ દીશામાં ગયા,ઉંચા આસને વીરાજમાન થયા; બળદેવજી બીરાજ્યા જોડ, આશપાશ જાદવ છપનક્રોડ. ૧૬ પછી પધાર્યા સહુ રૂશીરાય,બ્રહ્મવેત્તા તેજેશ્વી દેખાય;ઊભા થયા સભા સહુજન,પુરણ પ્રેમે કરે દરસન. ૧૭ બેઠા ઊત્તરમાં થઇને ઓળ, દીસે છે તેજ ઝાકમઝોળ; સુકીતનો શરીરે ચળકાટ,ચંદ્ર સરીખાં ચળકે લેલાટ.૧૮ આવી રહ્યા સહુ રૂશીને રાય, જાદવ જુગદીસ સૌ સભા માંય; પછી આવીયું

રહિયત લોક,ભરાઈ મેદની સભામાં અથોક.॥૧૯॥એવામાં પાન્ડવો થ યા તઈઆર, માતાજી આજ્ઞા આપો આ વાર;જૈએ સભામાં જોવાને મા ટ. કહે કુન્તા તમે જાવો ચાર ભ્રાત. ॥૨૦॥ રેહવાદો ભીમને લેઇ નવ જશો,ભીમ કહે મ્હારો વાંક તે કહો;કુન્તા કહે તું સભામાં જાય,કૌર- વને દેખી કોપે ભરાય.॥૨૧॥ભીમે કહ્યું રેહેશે સર્વ ભાઇ સાથ, તે કરતાં ધર્મ ઝાલશે હાથ;બોલ્યા ધરમ આવવા દો માત; સાચવી લેઈશું ચારે ભ્રાત. ॥૨૨॥ તવ કુન્તાએ કરી આગ્નાય, બેસજો વીપ્ર પુઠે સભા માંય; વારૂ કહીને ઉઠયા પાંચ ભ્રાત, વ્રકોદરના ઝાલ્યા બે હાથ. ॥૨૩॥ ભીમ કહે શાહ્યબીનો નહી પાર, બબે શેવક ભુજ ઉચકનાર;સાંભળી કુન્તા બોલ્યાં વચન, નહીં જંપે એ મુરખ જન.॥૨૪॥ મુકો ઘેર ને જાવો ત- મો, ભીમે કહ્યું હવે નહી બોલુ અમો; પછી શુકન લેઈ થયા વીદાય, ગયા બ્રહ્મ સભાની માંય.॥ ૨૫॥ ધ્રુમ રૂશી બેઠાતા તહી, જૈ પુંઠે બેઠા લોકાનિ મહી;દીઠા કાપડી ધ્રુમે તે વાર, જુઓ વિધારથી નીકળ્યો આ સાર.॥૨૬॥ અરેરે નીચ જાતને શું કરૂં, ભરી સભામાં હું લાજી મરૂ; પુંઠે આવી બેઠા કીધાં ચરીત્ર, સૌ લોક જાણશે માહ્યરા મીત્ર.॥૨૭॥એ ટલે મારી આબરૂ જશે.આખા જગતમાં ફજેતી થશે,બોલ્યા વીધારથી બોલો શું કામ,ઉઘાડુ હાથેથી પાડોછો તમામ.॥૨૮॥ જેવા સૌ બેઠા તે- તેવા તે હોય, બુમો પાડેથી જાણે સૌ કોય;એવું સગજાણ્યું રૂશીને સહિ, પાન્ડવ બેશી રહ્યા તવ તહી. ॥૨૯॥ સહુને બેસવા સુગમ પડે, જગા ને સારૂ કોઇ નવ વઢે;સરવેથી સરખું દ્રષ્ટે દેખાય, આઠ્યા વીનો ફુરીયો ધન શાય.॥૩૦॥જળ કુંડાળે શેવક વીસ, કાષ્ટના આસન ઢાળ્યાં છે ત્રી સ; ચઢતાંજ પડે તેમને કાજ, સકળ સોઇ કરી મહારાજ. ॥૩૧॥ કુન્ડે આવી ઊભો પંચાળ ભુપ,જોડે દ્રૌણીક ગોર અનુપ;તે ગોરે કરી છે આ ગ્નાય, તેડાવો કન્યાને સભાની માંય. ॥૩૨॥ એટલે શેવક સંચર્યા સાર, દાસી સાથે કહ્યા સમાચાર;એટલે ધ્રૃપતિ થઇ તઈઆર,સાથે દાશી એક હજાર. ॥૩૩॥ ઢોળે ચંમર વાગે વાજીંત્ર, સજડ બે જણી પોતાની મીં- ત્ર;આવી સભમાં હોકારો હોય,ક્ષત્રીયો ઉંચા થઇને જોય. ॥૩૪॥વળણ ઉંચા થઇ થઇ નીરખે, પોતાને આસન; વલ્લભ વદે કન્યા તણું, શું કરીયે વરણુન.

---

## કડવું ૧૦૭ રાગ ધુમાસની ચાલ.

ધ્રૃપતી આવીયાંરે; ॥ટેક.॥ બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ જ-

નમેજે રાજન,કરીયેકન્યાનું શું વરણન.કે.॥ધ્રૃપતી॥૧॥એને જોતામાં ઉપજે વ્હાલ,એની પગ પાની લાલ ગુલાલ,ચાલે ધીમી ધિમી હંસ ચાલ,કે ॥ધ્રૃપતી॥૨॥માને અવર પ્રાણી જગદંબા,જેના રૂપથી હારે રંભા, એના ચરણ કદળી સ્થંભા. કે ॥ધ્રૃપતી ॥૩॥ એથી ચંદ્ર કળા જાય ઘટી,થાય યોગીને મન ચટપટી,એની સીંહ સરખી કટી,કે.॥ધ્રૃપતી॥૪॥ જેનું પેટ પલ્લાસનું પાન,એનિ ચામડી કાચ સમાન, દેખી દુનીયાં બને ગુલતાન,કે;॥ધ્રૃપતી॥પ॥એની કમળ સરીખી આથળીયો, શોભે ચંપા જેવી આંગળીયો,એના દંત દાઢમની કળીયો,કે;દ્રૃપતી॥૬.॥અંગ રંગ ગુલાબી બાગ, કીરચંચુ નાશીકા સોહાગ, શીશ કેશ કાળુડો નાગ. કે; ॥દ્રૃપતી॥૭॥વાળ્યો અંબોડો છુટી બે વેણી, કાયા કોમળમાં નહી કેહેણી,એતો માનુની મરગાનેણી.કે;દ્રૃપતી॥૮.॥દીસે લીલી નસો ઝીણી ખાલ.એના હોઠ બે લાલમ લાલ,છુંદયું છુંદણુ ગોરે ગાલ કે;દ્રૃપતી.॥૯॥ હબચી પર હીરો ચળકે,બેઊ કાનમાં લીલમ લળકે, રૂપ આણંદી મોઢું મળકે,કે;દ્રૃપતી॥૧૦॥ ઘણા જોવાને આગળ અડીયા, દેખી સ્વરૂપને મોહ ચડીયા, લટ્ટુ થૈ થૈ સીંહાસન પડીયા, કે; દ્રૃપતી.॥૧૧॥ ગઈ સભામાંથી પંચાળી,ચઢી પશ્ચીમ મ્હેલ અટાળી,બેઠી જરૂખે દ્રૃપત બાળી કે;દ્પરૃતી॥૧૨॥વળણ ॥ ઝરૂખે બેઠી બાળકી, મ્હા તેજસ્વી રૂપ; કહે વલ્લભ એ રૂપથી, ઝાંખા પડીયા ભુપ.

---

## કડવું ૧૦૮ રાગ સાખીનો ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું,આદ્યપરવ મહીમાય.॥૧॥સભા સરવે પડી છે જાંખી,વીચારે ક્ષત્રી લોક;આ કંન્યા આપણે હાથ આવે,તેતો આશા ફોક.॥૨॥ જે જેને મન અહંકાર હતા,તે સહુના ઉતરીયા, પછી સહુને સમજાુત દેવા,દ્રૃપતરાય ઓચરીયા.॥૩॥સુણો સહુ સભા સમજાુતિ,હકીકત્ત કહી રહુ જયારે;તે પછી આગના હું આપુ, તો ઊઠજો તે વારે. ॥ ૪ ॥ એમ કહીને એવું બોલ્યો, વરવાની જેને ઈચ્છાય; તેણે પેહેલા ઊભા થઇને, આવવું કુંડાળે હાંય.॥૫॥ વસ્ત્ર આભુશણ ઊતારી દેવાં,થાવું સભામાં સ્વચ્છ; જંગાથીકે કટી સુધી, ભીડાવી લેવો કચ્છ. ॥૬॥ વળ ચઢાવ્યું ધનુશલેવું, ભાથામાં એક બાણ; તેથી વીશેશ આયુધ રાખે,તેને પ્રભુની આણ. ॥ ૭ ॥ તે પણ ખાંધે ભેરવી લેવાં, તે પછી તતબર થાવું;

સ્થંભ જવા પાટીયું મુકયુ છે,તે પાટીયાપર જાવું.ાા૮ાા જનારને સમ-
જુત આપું છું, જે સ્થંભે કર દેશે; એટલે મ્હારા શેવક લોકો, પાટીયું
તાણિ લેશે.ાા૯ાામાટે ચાતુર ચેતતા રેહેજો, સ્થંભે ચઢવું સપાટે; વચ-
માં કાંઈ સ્વાસ ન લેવો, જાવું જોર ઝપાટે. ાા૧૦ાા છ ગાઉએ છે આડો
ખીલો,ત્યાં જરા વીશ્રામ કરવું;પછી કનકના ત્રાજવાં છે, તે ત્રાજવે ઉ
તરવું.ાા૧૧ાા બે ત્રાજવે બે ચરણ દેઇ,ધનુશ લેવું સાર; ત્યાં પડપંચા
ચડાવીને, કરવો ધનુશ ટંકાર.ાા૧૨ાા તે પછી બાણ ભાથામાંથી, લવું
ધરિને ટેક;જળમાં જોઈ તાકવિ મચ્છા,બાણજ ફેંકવું એક. ાા૧૩ાાજો-
વું નીચું મારવું ઊંચુ,સાંભળજો રાજન; છ ગાઉ છેટે માંછલીનું, જે
વીંધે લોચન.ાા૧૪ાા તેનું તે બાણ પુંછ વિંધે, એવું દૈવત દાખે; પછી
મછને ઉપાડીને,એ બાણ જળમાં નાંખે.ાા૧૫ ાા એકજ બાણે ત્રણ કામ
કરવાં,એટલું પ્રાક્રમ કરે;તે પુરૂશ પુજય મારોને,મ્હારી પુત્રીને વરે.
ાા૧૬ાાતેમાંથી કોઇ ચઢતાં પડે,કો પડે અધુરે કામે;તે ધણી ઉઘાડે માં
થે બેસે,સભામાં આ ઠામે.ાા૧૭ાાતે વાતમાં જે મુમત ઝાલે,તેને બ્રહ્મહ
ત્યાય;આ કામમાંછે આંટીયો તે,સમજજો સહુ રાય. ાા૧૮ાાસ્થંભે ચઢવું
છાતિ વરાણે,એ પણ મ્હોટી ઘાંટી;ખીલેથી ત્રાજવે ઉતરવું,તેછે અવળી
આંટી.ાા૧૯ાાબે માંથોડાં ત્રાજવાં નીચાં,શી રીતે ઉતરાય;ઉતરે એક હાથે
ડાંડીઝાલી,તો ત્રાજવાં ભમી જાય.ાા૨૦ાાએક તરફને ત્રાજવે કરે,ઉતરવા
ઇચ્છાય;તો એક તરફ તોલ આવેથી,બીજું ઉંચું જાય. ાા૨૧ાા તો તેમાં
ચરણ નવ પોહોચે,થંભે થોડા ઉતરે;બે હાથે બાહાજી રહીને,ત્રાજવે ચ
રણ ધરે. ાા૨૨ાા તેથી ત્રાજવાં જાય આઘાં,ચરણ મહી લડથડે;લાગે ઝો
લ્લો ત્રાજવાને,ચઢનારો નર પડે.ાા૩ાાએ રીતે ત્રાજવે ઉતરતાં,આવવા
નિ બહુ આંટી;ત્રાજવામા ઉભા રહ્યા પછી,ધનુશ ચઢાવતાં ઘાંટી.ાા૨૪ાા
ધનુશને વાંકુ વાળીને, ચઢાવવાનો દોર;એક છેડો નીચે મુકીને, કરવું
પડે ઘણું જોર.ાા૨૫ાા એકજ ત્રાજવે મુકે છેડો,બળ કર્યે વાંકુ થાય; તો
એક તરફ તોલ આવે ને, બીજુ ઉંચું જાય. ાા૨૬ાા તેથી ચરણ થાય
પોહોળા, એટલ હળે ધર્ણ; સ્થંભને ટેકો દેઇ ચઢાવે, તો પણ પામે
મર્ણ. ાા૨૭ાા ધક્કાથી ત્રાજવાં જાય આઘાં, ઊંધે મુસ્તક પડે; એ રીતે
એ મોહોટી ઘાટી, ચાતુર હોય તે ચડે. ાા ૨૮ ાા ત્રીજી ઘાંટી નીચું જો
ઇને, ઊંચુ મારવું બાણ; તે બાણે ત્રણ કામ કરવાં, સમજજો સુજાણ.
ાા ૨૯ ાા આગ્રહ કરી કેહેતો નથી; સ્થંભે ચઢો નર કોય; સાત વેળા
પાલવે તે ચડજો, હીંમત જેને હોય. ાા ૩૦ ાા પાછળ મુને દોશ ન દે-

શો,વત્તી ન કરશો વ્યાકુળી; એમ ન કેહેશો રૂપાળી સારૂ. સૌને ચઢાવ્યા સુધી,॥૩૧॥એવી સભામાં સુચના આપી, છેવટ વધો વચન;હવે ઉઠવું હોય તે ઉઠો, ક્ષત્રીનો કોઇ તન. ॥ ૩૨॥ વળણ ॥ ઉઠવું હોય તે ઉઠજો,ક્ષત્રીના કોઇ તન, વ્યાસ વલ્લભ વાણી વદે, ઉઠયો જરાસન.

---

## કડવું ૧૦૯ રાગ દુભાસી દોહરાની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું,મચ્છવેધન મહિમાય.॥૧॥મગજ દેશનો માલીક ઉઠયો,જબરો જરાસન;એટલે બીજા બેશી રહ્યા,જેને ઉઠયાનું મન.॥૨॥ તેમનિ હોંશો રહી હઇયામાં,આપણો નીસાસો નડજો;આપડો ઉઠવાનો વારો આવે,ચઢતા જરાસન પડજો,॥૩॥સરવે એવો આશીશ દીધી,ધારીને મન મનસુબો;બે માતાનો જાયો જરાસન, જઈ જળ કુંડાળે ઉભો ॥૪॥હોઠ કરડતો મુછ મરડતો, થયો સભામાં સ્વચ્છ; વસ્ત્ર આભુશણ ઉતારીને,ભીડાવી દીધો કચ્છ॥પ॥ રાખ્યો તોડો વાળ્યો અંબોડો,કટી કશીને બાંધે;બાણનો ભાથો ને ધનુશ તે,ભેરવ્યાં ડાબી ખાંધે.॥૬॥ કન્યાના રૂપમાં અંજાયો,ઘેલી થઇ છે ગતી;અતી અહંકારનો ભરેલો,કોઇને નમતો નથી.॥૭॥ભીમ કહે ઓ ધરમ વીરા, જુઓ જરાસન ચડે;જો એ ચઢતામાં પડે તો,જોવાની ગમત પડે.॥૮॥ધરમ કહે મુંઢમતિના,કોઇનું તાકીયે ભુંડું;તો તેનું તાકનાર પ્રાણીનું, કદી ન થાયે રૂડું.॥૯॥એવે જરાસન સુર ભરેલો,ઝડપ તૈઆર થયો,લોચન રાતાં બીહાંમણાં છે, પાટીયા ઉપર ગયો. ॥૧૦॥ દ્રુપતી જરાયે સામુ ન જુએ, જોયા કરે સહુ સાથ;સ્થંભે જઈ જુહાર કરીને, દીધી બળમાં બાથ. ॥૧૧॥એક પગ મુકયો થંભ ઉપર, ચઢવાનું મન કીધું;તવ દ્રૂપતના સેવકોએ,પાટીયું તાણી લીધું.॥૧૨॥ તેવોજ બીજો ચર્ણ ઉપાડયો, સુર ભર્યો સુંસોટ;છાતી વરાણે સ્થંભના ઉપર,દડબડ મુકી દોટ.॥૧૩॥ જોર ઝપાટે સુર સપાટે, સુંસરો ચાલ્યો જાય; ચઢવાના એની ઝડપ જોઈ, સૌ સભા વીસ્મે થાય.॥૧૪॥ઓ ગયો રે ઓ ગયો એ, મચ્છાવેધન કરશે;બીજા સરવનો ફોગટ ફેરો,રૂપાળી કન્યાને વરશે.॥૧૫॥એમજ સરવે આશા મુકી;બેઠા ક્ષત્રી કુંવાર;જબરો જોધ જરાસન ચઢયો,ઉંચો ગયો ગાઉ ચાર. ॥૧૬॥ એટલે પ્રભુએ સામું જોયું, જાણ્યું કે મચ્છવેધ થાશે, દાસ દુખીયા પાન્ડવ માહારા, આવેલા પાછા જાશે. ॥ ૧૭ ॥ કયાં

લગી વનમાં વેઠશે કષ્ટી,એમ જાણી કામ કીધું:જરાસનનું કૃષ્ણ પ્રભુએ બળ બધુ હરી લીધું. ૧૮ શરિરમાંથી શકતી નાઠી, શ્વાસ ઘણેરો ચડીઓ; એકાએક એનો જીવ ગભરાયો,સ્થંભને બ્હાજી પડીયો.૧૯ પરશેવાના જેભેજેભ છુટયા, કાયા થરથર ધ્રૂજે; ઊંચુને નીચુ જુએ તો, આભ અવનિ નવ સુજે. ૨૦ લીલાં પીળાં દેખાય આંખે, વાયો વાયું સમશેર;મોળ વછુટીને ઊલટી થૈ ગૈ,ચઢી ગયા બહુ ફેર. ૨૧ જરાસન મન એમ વીચાર્યું, દીવશ વાંકો મ્હારો; રૂપાળીના રૂપે રોળા યો,હવે થયો મરનારો.૨૨ એવે સુધબુધ રહી નહીને, પ્રાણજ ઉંચો ચઢીયો;હાથ પગ સ્થંભથી છુટી ગયા,આવીને જળમાં પડીયો. ૨૩ સરવે સભા ખડખડ હશી,દીવશ એનો રૂઠયો; એટલે દીકરો દમઘોસ કેરો;સુરો શીશુપાળ ઉઠયો. ૨૪ જેવો જરાસન જળમાં પડયો,તેવો જળે તારી દિધો; જળને સ્વભાવે ઊપર આવ્યો, શેવકે ખેંચી લીધો. ૨૫ ઊંઘો કરી ઝોલા ખવરાવ્યા, ઓકાવ્યું પીધેલું પાણી;એટલે દ્રૌણીક ગોર આવ્યા. ક્રોધે વદ્યા મુખ વાણી. ૨૬ આવો જરાસન કાષ્ટને આસન,વ્હેવારમાં શી રીસ;એમ કહીને મુગટ લીધો,બેસો ઉઘાડે શીશ. ૨૭ જરાસને જોયુ નીચું, બહુ ચીંતામાં પેઠો; જળ કુંડાળે કાષ્ટને આસન, ઉઘાડે માંથે બેઠો. ૨૮ નીચું ઘાલાને રડવા લાગ્યો, ભીખ મળે તો ખાવું;ઓ પ્રથવી મા માગ દે તો, તુજમાં સમાઈ જાવું. ૨૯ એવે શીશુપાળ એમ બોલ્યો, સાંભળો જરાશન; તમે તો તાતનું નામ બોળ્યું, હું કરૂ મછવેધન ૩૦ જરાશન કહે બળતાને બાળે, અહંકાર એને નડજો; આડે આવજો પુન્ય મ્હારૂં, એ શીશુપાળ પડજો. ૩૧ વળણ પડજો શીશુપાળ એ, ધરીયો છે અહંકાર;વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો શ્રોતા સાર.

---

## કડવું ૧૧૦ રાગ ચોપાઇનીચાલ.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ જનમેજે રાજન; શીશુપાળ છે બહુ હંકારી,એણે વસ્ત્ર દીધાં ઉતારી. ૧ એણે કચ્છ ભીડાવી દિધો, ખાંધે ધનુશ બાથો લીધો; ગણે સર્વ સભાને તુચ્છ,અભીમાનથી મરડે મુચ્છ. ૨ ગયો પાટીયે ધરીને હામ, જઇ સ્થંભે કીધી સલામ; બાથ ભીડવા ને મન કીધું, તવ શેવકે પાટીયું લીધું. ૩ તેવો ચેતી ચાલ્યો ચડી ચોટ,દાખી દૈવત મુકી દોટ;વાયુ વેગે ચાતુર નર ચડતો,જાય

જોરમાં પાછો ન પડતો. ॥૪॥ એતો નેત્રની ચોટ ન ચુકે,જોઇ જોઇને પગલુ મુકે;સહુ સભા કરે વીચાર,એને નહી આવે ભુલ લગાર. ॥૫॥કામ કરશેને કન્યા વરશે,બીજા આવેલા પાછા ફરશે;એની ચઢવામાં છે ચતુરાઈ,જરાસનથી ચઢે છે સવાઈ. ॥૬॥ એતો પંચાણુ ક્ષોણીનો ધણી, તેમાં હીમ્મત હોયે ઘણી;એમ બોલે સકળ સભાય, એવે ગાઉ સાઢાચાર જાય. ॥૭॥ એનું મછ વીંધવા મન મ્હોયું, તવ જગદીસે સામુ જોયું;ભકતને કાજ કપટ કીધું,એનું બળ પળમાં હરી લીધું. ॥૮॥રહ્યો દોઢ ગાઉ ઉંચો ત્રાંસ, ગઈ શક્તીને ચઢીયો સ્વાસ; આવ્યા મોઢે ફેંણ ફીસોટા,અધવચ્ચ વળ્યા ગરબડ ગોટા.॥૯॥ ગભરાયોને વીચાર લાગ્યો, વાંકુ કર્મ તે હું હાંઇ આવ્યો;અરે એ રૂપાળી ધ્રૂપતી,મ્હારે તુજને વરવું નથી. ॥૧૦॥ વરવા માટે ચઢયો હું ધાઇ,હવે જીવતો જવા દે બાઇ;એવા સંકલ્પ મનમાં કરતો;સ્થંભે રહ્યો રહ્યો થરથરતો. ॥૧૧॥વાયુ વ્હાયો મેરસમેર,શીશુપાળને ચઢીયા ફેર;સુધ્યસાન ગઈ લડથડીયો,હાથ પગ છુટયાને પડીયો. ॥૧૨॥જળમાં ડુંબી ઉપર આવ્યો,તેવો રાયે ખેંચી લેવરાવ્યો; ઝોલા ખવરાવી એકાવ્યું પાણી, થઈ ગઈ આબરૂ ધુળધાણી,॥૧૩॥ આવી ગોરે મુગટ લીધો લેઇ,સોપ્યું કાષ્ટાસન ગાળ દેઈ; પડયો તેથી સૌનું મન મ્હોયું,પછી જરાસને ઉંચુ જોયું. ॥૧૪॥બોલ્યો જરાસન તે વારે,કહો લગ્ન તમારૂં કે વારે;મ્હોટી પડતીતી મુજમાં ખોડ, ભાઈ આવો બેસો મ્હારી જોડ. ॥ ૧૫ ॥ એકલો ન્હોતો શોભતો હું તો, ભલે થયો મારા જેવો તુતો; શીશુપાળનું કાંઈ ન ચાલ્યું, જોડે બેઠો ને નિચું ધાલ્યું. ॥ ૨૬ ॥ અરેરે આ મેં શું કર્યું કામ, મારા બાપનું મેં બોળ્યું નામ; હાતું જીવ્યાથી ભલુ મરવું, જરાસન કહે મરી શું કરવું. ॥ ૧૭ ॥ એમ બેઠા વાળીને મન, બેશી રહ્યા સભા સહુ જન; હતી ઉઠવા સહુને ઇચ્છાય, તેણે સમાવી, મનમાંય. ॥ ૧૮ ॥ આવા આવા ચઢી પડયા રાય, ત્યારે બીજાની શી ગતી થાય; એમ ભાગો સરવની હામ, રઝળ્યું મછવેધન કામ. ॥ ૧૯ ॥ વળણ. ॥ કામ રઝળ્યું ધ્રૂપત તણુ, મીથ્યા કરે સહુ સોર; કૈં કહે દુરીઓધન તણુ, કરમ કરે છે જોર. ॥

## કડવું ૧૧૧ રાગ સાખીની ચાલ.

વૈશંપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને

સંભળાવું, આદ્યપરવ મહીમાય.॥૧॥એવે સમે શલ્લરાજા ઉઠયો, પુષ્ટ શરીરનો ભારે;સકળ સભા શલ્લને જોઈ,હસવા લાગી ત્યારે.॥૨॥એવે શલ જઈ જળ કુન્ડ ઉભો,લોકો કહે કેમ ચડશે; થાંભલો એના અંગુઠા જેવો,ચઢતામાં ભાગી પડશે. ॥૩॥લાબો પોહોળોને પોચતા છે,પાંચ પાન્ડવનો મામો, ત્રણ મણનો સુરવાળ પ્હેરેછે, પાંચ મણનો પ્હેરે જામો ॥૪॥મુછોના થોભા તણી બહુ શોભા,દેખીતો કેશરીવાઘ;મુસ્તક ઉપર સદાય બાંધે,બાર મણ બોજનો પાઘ.॥૫॥મલ્લકુસ્તાઈ ગદા જુધ જાણે, બાણ યુધ ન જાય કળીયું;જમણે બાહુએ બાંધેલું રેહે છે,બ્હોતેર મણ માદળીયું.॥૬॥વસ્ત્રાભુશણ એણે ઉતાર્યા,થયો સભામાં સ્વચ્છ;જંગાથી કે કટી સુધી,ભલ્લો ભીડાવ્યો કચ્છ. ॥૭॥ ચઢવાનો ચટકો લીધો પટકો, કમ્મર કશીને બાંધે;બાણનો ભાથોને ધનુશ તે, ભેરવ્યાં ડાભી ખાંધે॥૮॥નૃપત રાજાના શેવકોએ કામજ કેવાં કીધાં;એ : પાટીયું બોજ ઝીલે નહી તે, દસ વીસ મુકી દીધાં ॥૯॥ તવ શલ્લ પાટીયાં ઉપર ગયો, ચઢવા વ્રતી કીધી; સરવ સભા ટગ ટગ જુએ, બળ કરી બાથ દીધી. ॥૧૦॥ ભીમ કહે ભાઈ મામા ઊઠયા, કામ થયે ખુશી થૈશું,કોઈક દાહાડો એ કન્યાના, હાથનો કંસાર ખૈશું. ॥ ૧૧ ॥ ધર્મ કહે કાંઈ બોલીયે નહી, ઈશ્વરની ઇચ્છાય; બેઠા બેઠા ચરચા જુઓ, જુએ છે જેમ સભાય.॥૧૨॥ એવે સમે સલ્લ રાજાએ, સ્થંભ ઉપર ડગ દીધાં;એટલે આડાં પાટીયાં તે, દાસોએ તાણી લીધાં. ॥૧૩॥ સલ્લ સપાટે ચઢવા લાગ્યો,છલંગ મ્હોટી મારે; તલપ દે દસ દસ ડગલાંની, ભય જરા નવ ધારે. ॥૧૪॥ સલ્લ રાજાના ચણને ધકકે,સ્થંભ ચઢીયો ઝોલે;થૈ જાય વાંકો ભોમી સરસો, કચડ કચડ બોલે. ॥ ૧૫॥ સકળ સભા ખડ ખડ હસે, ઘણા વદે એમ વાણ; જો કદી સ્થંભ ભાગી જશે તો, વાળશે કચ્ચર ઘાણ.॥૧૬॥એમ કરે સરવે ચેષ્ટાળી, પણ મુખ એવું બોલે; બેજણે ચઢીને પડયા પણ,કો નહી હાંની તોલે. ॥૧૭॥ એવે શલ્લ ગયો પાંચ ગાઉ,જોયા કરે સહુ સ્રષ્ટી;ભકતને માટે ભુધરાયે,ઉંચી કીધી દ્રષ્ટી.॥૧૮॥ આકરરાણ બળ શલ્લનું કીધું,એટલે એ તરફડીયો;સ્વાસ મોઢે માતો નથી,સ્થંભને બ્હાજી પડીયો. ॥૧૯॥ હથળ વથળ જીવજ થયો,ઉકાળો અતી આવ્યો;અરેરે હું કયાં ચઢયો થંભે,વાંકો દીવશ મને લાગ્યો. ॥૨૦॥આંખે અતી અંધારાં આવ્યાં, ગભરાયું અંતઃકર્ણ;શરીરે પરશેવા વળીઓ,છુટી ગયા ભુજ ચર્ણ. ॥૨૧॥ ઓ પડયો ઓ પડયો સૌ કેહેવા લાગ્યા,ધરણ આવ્યો પળમાં;આવીને કુન્ડમાં પડયો જેમ;મધ્વર

પડે જળમાં.॥૨૨॥સર્વ કહે બે પડયાતા તોયે,શું દેખી મન મોહ્યું; શલ્ય રાજા તો પડયો એટલે, ઉંચુ શીશુપાળે જોયું. ॥૨૩॥ સો બસે સેવક ભેગા થઇને,શલ્યને કાહાઢયો બ્હાર;પીધેલુ પાણિ ઓકાવી નાખ્યું,ક્ષણુ ન લાગી વાર. ॥૨૪॥ દ્રુપતના દ્રોણીક ગોર આવ્યા, કહ્યું કટુ વચન;મારવાડ દેશના માલીક બેસો, કાષ્ટ તણે આસન.॥૨૫॥ પાથ રેહેવા દેઇને બીરાજો, તવ દીલગીરીમાં પેઠો; અરેરે મને આ શું સુજ્યું, નીચું જોઇ જઇ બેઠો. ॥ ૨૬॥ શીશુપાળે કહ્યું કે પધારો, ઠીક થયો છે ધારો; નીચુ જોઈ બોચી દુખતીતી, હવે તમારો વારો. ॥૨૭॥ શલ્ય કહે જંપવા દે મુને, તુને લાગુ પાય;તે પછી દંતવકત ઉઠયો, જુએ છે સૌ સભાય. ॥૨૮॥દમઘોસનો એ દીકરો છે,શીશુપાળનો ભ્રાત;તેને દેખીને શીશુપાળે,બોલાવી પુછી વાત. ॥૨૯॥ કહો બંધુ તમે કેમ ઉઠયા, કીધો શું વીચાર;દંતવક્ત કહે મછ વીંધીને,હું વરવાનો નાર. ॥૩૦॥ તમો પડયા તેથી તાત તણુ, બોળાઇ ગયુ નામ; માટે પાછો જસજ લેવા,મચ્છ વીંધુ આ ઠામ. ॥૩૧॥ શીશુપાળ કહે વીર મ્હારા,મીથ્યા ન મરશો મથી;આપણા બાપના બાપ પાસે,ત્યાં મચ્છ દીસતું નથી.॥૩૨॥ માટે આબરૂભેર બેસો,શીદને આવ્યા ઉઠી; તમે નથી પડયા ત્યાં સુધી, છે કાંઇ બાંધી મુઠી.॥૩૩॥એક હાથતો ઉઘડી ગયો પણ, બીજો છે બાંધ્યો હાથ; ત્યાં સુધી કોઈ કરી ન શકે; આપણા ઘરની વાત.॥૩૪॥ માટે જઇ સીંહાસન બેસો,ઓરે તાતના તન; એવું સાંભળી નીચુ જોઇને, શલ્લ વધો વચન. ॥૩૫॥ ચઢીને પડે તો ફીકર નહી, ઊઠીને બેસે જેહ; શું કાળુ મુખ લેને ઉઠયો, જીવતો મુઓ તેહ. ॥૩૬॥ ચઢયો ને પડયો તો ઇશ્વર ઇચ્છા, પણ ઉઠીને બેસે; શું જોઇને જકતમાં ફરે, કાં પ્રથ્વીમાં ન પેસે. ॥૩૭॥ ક્ષત્રીનો સુત પાછો પડે, તો તેની બગડી બુધ; ક્ષત્રાણીનો નહી જાયેલો,ધાવેલો દાશીનું દુધ. ॥૩૮॥ એવાં વચન શલ્લના સુણી,લાગ્યો તનમાં તાપ; સ્થંભ ચઢયા વણ હું બેસુ તો, બ્રહ્મહત્યાનું પાપ. ॥૩૯॥ શીશુપાળે કપાળ કુટયું,શલ્લે ખેલ લડાવ્યો; પોતાને ઉંચુ જોવાને સારૂ, બંધવ મ્હારો ચડાવ્યો. ॥૪૦॥ ચઢયો ચઢાવે પડયો પડાવે, વટલેલો વટલાવે;નાક કટરો નાક કટ્ટા કરે, આભડેલો અભડાવે.॥૪૧॥ એવામાં દંતવકતે સભામાં, ઉતાર્યા મણુગાર; વસ્ત્ર ઊતારી કચ્છ ભીડાવ્યો,ખાંધે લીધાં હથીઆર. ॥૪૨॥પાટીએ જૈને થંભે બ્હાજયો. ચઢવાનું કામ કીધું; દ્રુપત રાજના શેવકોયે, પાટીયું તાણી લીધું. ॥ ૪૩॥ દોઢ ગાઊ તે ઊંચો ગયો, પ્રભુયે વીચાર્યું એમ; આ દ

તવકત ભકત છે મ્હારો, ઊંચેથી પાડુ કેમ.॥૪૪॥ એમ જાણી એનું બળ લીધું, એટલે એ ગભરાય; મચ્છના સાંમી દ્રષ્ટી કરે તો,માછલી નવ દેખાય.॥૪૫॥ અરેરે હું શીદને ચઢયો, મુજ બુદ્ધી થઈ કાચી; ભાઇનું કહ્યું મેં નવ માન્યું, વારતા એની સાચી.॥૪૬॥ હવે શો ઊપાય ઊતરવાનો; એવે સમે અડબડીયો; હાથ પગ એના છુટી ગયાને, આવીને જળમાં પડીયા. ॥૪૭॥ શીશુપાળે હાથ ગસ્યા, મ્હારૂં કાંઈ ન ચાલ્યું; બન્ને બંધુ બન્યા સરખા, એમ કહી નીચું ઘાલ્યું ॥૪૮॥શેવકોએ દંતવકતને, જળથી કાહાડયો બ્હાર; ઝોલ્લો દેહને પાણી ઓકાવ્યું,ગોર આવ્યા તે વાર. ॥૪૯॥ ગોર કહ્યું ધન્ય દમઘોસ નંદન, ધાર્યું કર્યું તમે કામ; એક બાપના બે દીકરા તે, બેઊએ બોળ્યું નામ.॥૫૦॥ એમ કહીને મુગટ લીધો,કરે કોનાપર રીશ; શીશુપાળની જોડે જઇને,બેઠો ઉઘાડે શીશ. ॥૫૧॥ શીશુપાળે તવ ઠબકો દીધો, મુમતમાં બોજ ખોયું; શલ્લે કહે ભાઈ ભલે પડીયો, પોતે ત્યાં ઊંચુ જોયું. ॥૫૨॥ ચારે નામીચા ચઢીને પડયા, અતી આહાકાર હોય; પછી સહુની હીમ્મત ભાગી, ઊભો ન થયો કોય.॥૫૩॥દ્રુપત રાજાએ આશા મુકી,નહી ચાલે કોની હામ; છત્રપતી જો આવ્યા હોત તો, થાત મ્હારૂં કામ.॥૫૪॥ પવનગમની સાંઢ આપી, મોકલીયો છડીદાર; દુરીયોધનને જૈ તેડી આવો,કહીએ ન કરશો વાર.॥૫૫॥ સાંઢણી લેઈ છડીદાર પોહોચ્યો, જૈને કહ્યા સમાચાર; દુરીયોધન કહે પીઠી ચોળાવો, મામા ન કરશો વાર ॥૫૬॥ મામાએ બોલાવી માનુનીયોને, ગીતાં મંગળ ગાય; દુરીયોધન બાજઠે બેઠો, પીઠી સારૂ વર રાય. ॥ ૫૭ ॥ વળણ ॥ બેઠો પીઠી ચોળાવવા, જે દુરીયોધન રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, અછકલો એ રાય. ॥

## કડવું ૧૧૨ રાગ ધોળનો.

પીઠી ચોળે, પીઠી ચોળે પ્રીત આણીરે; વરરાજાને, ચઢાવે ગંગોદક પાણીરે.॥ ૧ ॥ અત્તર ફુલેલ, તેલ શરીરે લોચેરે; ગીતાં ગાતી, સુંદરી શરીયા ધોયેરે. ॥૨॥ વરરાજાથી,હોઠમાં હશી દેવાયરે; કરે અતી,ઊતાવળ મામાયરે. ॥૩॥ કાઢે ઘાંટા ચીકણાશ મુકી દોનેરે;ઘણું થયું વરને નવરાવવા હ્યોનેરે ॥૪॥ એટલે બીજે, બાજઠે કરાવ્યું સ્નાનરે;શરીર લુછી, વરને કર્યા સાવધાનરે. ॥૫॥ વરરાય બોલ્યા, મામા મને દીપાવોરે; સહુથી શોભુ,તેવા સણગાર પેહેરાવોરે. ॥૬॥ મુજને દેખી,કન્યાને

મન થાય ચટકોરે, જામો પેરાવો,મને ચીરોને પટકોરે.॥૭॥દ્રષ્ટી ન લાગે, હૂં ન બીહાનું કે ન ઝબકુંરે;મામા માહારે, ગાલે કરો કાળુ ટબકુંરે.॥૮॥ તવ મામાયે, પેહેરાવ્યાં વસ્ત્ર સણગારરે; આગળ અછોબા,બાંધીને કર્યો તૈઆરરે.॥૯॥ મામાયે તો મોઢે જરા ગશી મેંશરે; કહ્યું હવે, જા ભાઈ ઘોડે બેશરે ॥૧૦॥ વર રાય બોલ્યા, મામા લ્હાવો વીતાડોરે; તમે મુને તેડીને ઘોડે બેસાડોરે.॥૧૧॥ એટલે મામે, વરને તેડયો તે વારરે; કરણ બોલ્યો કાહાડો વરરાજાને બ્હારરે.॥૧૨॥ તવ મામાયે,વરરાયને બ્હાર લીધોરે;સણુગારેલે, ઘોડે બેસાડી દીધોરે. ॥ ૧૩ ॥ વરરાય બેઠો, થઇને ડીકા ડીકરે, બેસતામાં, દસવીસ થઈ છે છીંકરે. ॥૧૪॥ વર રાય બોલ્યો મામા આ શુકન કેવારે; મામે કહ્યું, દસવીસ કન્યા મળે એવારે.॥૧૫॥ મામે લાવી વરને શીફળ આલ્યુરે; દુરીયોધને,હશીને ભુજમાં ઝાલ્યુ રે ॥૧૬॥ વરરાય બોલ્યો, શેવકથી મુને ન લજાવોરે; એકેક લક્ષના, દાગીના સહુને પેહેરાવોરે.॥૧૭॥ અગીઆર ક્ષોણી, શેન્યાના જોદ્ધા જેહરે; દીધા દાગીના, પેહેરીને ત્યાર થયા તેહરે. ॥૧૮॥ આગળ ચાલે, શેન્ય ક્ષોણી અગીઆરરે; પુંડળ ગાતી, નવાણું ભાઇની નારરે.॥૧૯॥વાજતે ગાજતે, વરઘોડો લેઈ નીકળીયારે; ગયા દરવાજે, તેવા ત્યાં કાગ કળકળીયારે.॥૨૦॥ ભીશ્મ વીદુર, દ્રોણને ક્રીરપાચારરે; સરવે આવ્યા, નગ્રના દરવાજા બ્હારરે.॥૨૧॥ પછી સરવે, સુંદરીને ત્યાંથી ખાળીરે; વરની રાણી, ઘેર બેઠી છેડો વાળીરે. ॥૨૨॥ પછી બેઠો, હાથી ઉપર વર રાયરે; પુંઠે બેઠા, ચમ્મર ઢાળે મામાયરે.॥૨૩॥ કરણ કહે ઉતાવળો પંથ ઝાલોરે; વારંન કરશો, વર રાયને લેઈ ચાલોરે.॥૨૪॥ વાગતે ડંકે,સરવ ચાલ્યા જાયરે; મારગમાંતો, અત્તરના છંટકાવ થાયરે.॥૨૫॥ ભાટ ચારણુ, આવીને યાચક યાધેરે; ચાલતે રથ્થે, થૈ થૈ અપછરા નાચેરે. ॥૨૬॥ સાંઢણી વાળો, આગળ ગયો છડીદારરે; જૈને કહ્યા, સભામાં સમાચારરે ॥૨૭॥ સરવે જાણ્યું, આવીયો દુરીયોધનરે; ક્રૂપત રાજા,ઘણો થયો પરસનરે. ॥ ૨૮ ॥ એવે આવ્યો, છત્રપતી સભા પાસરે; એટલે ઊઠયો, ક્રૂપત ધરી હુલ્લાસરે. ॥૨૯॥ સામો ચાલ્યો,લેઈ સાકરનાં પાણીરે;એટલે સરવે,ક્ષત્રીની સભા વીખરાણીરે. ॥૩૦॥ સૌ ક્ષત્રીએ, મનમાં કર્યો વીચારરે; જૈએ સાંમાં, આવ્યો સૌનો સરદારરે.॥૩૧॥એવી રીતે સભામાં હાકારો હોયરે; ભુજ જોડીને, સામા આવ્યા સહુ કોયરે.॥૩૨॥ બેશી રહ્યા, પડેલા પુરૂશ ચારરે; બેશી રહ્યા, જાદવ બ્રહ્મ કુંવારરે. ॥ ૩૩ ॥

॥ વળણ ॥ વિપ્ર જાદવ બેશી રહ્યા,બેશી રહી પ્રજાય; વ્યાસ વલ્લભ કહે

કથા, સાંભળજો શ્રોતાય.

—o—

## કડવું ૧૧૩ મું

॥ હંશે માંડયો વીલ્લાપ, પાપી માણુસરે. એ રાગ. ॥

થયો સ્વયંરમાં પોકાર,દુરીયોધન આવીયોરે;સાંમા ગયા સૌ ક્ષત્રી કુંવાર, દુરીયાધન આવાયોરે. ॥૧॥ રાજા નૃપતે ઉલટ આણિ, દુરીયોધન આવીયોરે;પાવા લાગ્યો સાકરનાં પાણી,દુરીયોધન આવીયોરે.॥૨॥ ભલે પધાર્યો સર્વના સુબા, દુ० સાંમા આવી સૌ કરજોડી ઉભા. દુ० ॥ ૩ ॥ પાયાં પાયાં સાકરના પાણી; દુ० સરવેની ગતી ગભરાણી. દુ० ॥૪ ॥ કોઇથી ધાંટો કાઢી ન બોલાય; દુ० કોઇથી છાની વાત ન થાય. દુ० ॥ ૫ ॥ એવી છત્રપતીની બીક, દુ० નવ્ય ખવાય ઉદ્રસ છીંક દુ० ॥ ૬ ॥ પાપીની દ્રષ્ટી જે પર જાય, દુ० તે ક્ષત્રીની કંપે કાય. દુ॥૭॥ અંધ સુત છે ગર્વનો ભરીયો, દુ० પછી હાથીથી ઉતરીયો. દુ० ॥ ૮ ॥ ચાલ્યો હાથમાં શીફળ ઝાલી, દુ० તેની પુંઠળ સઉ જાય ચાલી. ॥ ૯ ॥ પેઠો સભામાં અંધ તન, દુ० જઈ બેઠો ઉંચે આસન. દુ० ॥ ૧૦ ॥ એના પેઠા પછી સહુ પેઠા. દુ० એના બેઠા પછી સહુ બેઠા. દુ० ॥૧૧॥ આવ્યો આવ્યો સરવનો ભુપ. દુ० સહુ સભા થઇ ચુપા ચુપ. ॥ દુ० ॥ ॥ ૧૨ ॥ વળણ ॥ સભા સહુ સજડ થઇ, કોથી નવ્ય બોલાય; વ્યાસ વલ્લભ વાણી વદે, અછકલો દેખાય.

—(═══)—

## કડવું ૧૧૪ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું,મછાવેધનો મહીમાય.॥૧॥ સકળ સભા સજડ થૈને, બેઠી છે ચુપાચુપ; સરવ સામી દ્રષ્ટી કીધિ,હસ્તીનાપુરને ભુપ. ॥ ૨ ॥ એવામાં ધીરે રહી બોલ્યો, વ્રકોદર મુખ વાત; જુઓ ધરમ ભાઇ આવ્યો અછકલો, દુષ્ટ તમારો ભ્રાત. ॥૩॥ ધર્મ કહે તું બેશ છાનો, કેવો શોભે રણધીર; ગમે તો ગમે તેવો છે, તો પણ આપણો વીર. ॥૪॥ એ આવ્યો ત્યારે સભા સોહી,નહીતો પડયુતુ જાંખુ;એના આવ્યાથી કેવું શોભ્યું, સભાનું મંડળ આખુ. ॥૫॥ એમ એને સમજાવી રાખ્યો, એવે ભીશ્મ પીતાય; વીદુર પ્રત્યે કેહેવા લાગ્યા, અછકલું દેખાય.॥૬॥ શીફળ ઝાલી

મુંઢ બેઠા છે, સર્વ કરે ચેષ્ટાળી; જાવો જઈ મુકાવો હેઠું, લોક રહ્યું છે ભાળી. ॥૭॥ એટલે ઉઠયા વીદુર કાકા, જૈ કાનમાં કહિ વાત;શીફળ તારૂં મેલ હેઠું,દીસે અછકલી જાત.॥૮॥ ભીશમપીતા બહુ કળકળે છે, દેશે સભામાં ગાળ;તે વેળા નિચું જોવું પડશે,હસશે સહુ ભુપાળ ॥૯॥ દુરીયોધન કહે કેમ મામા,શું શીફળમાં પેઠું;કન્યા છે તારી તે નહી કાની, નારીયળને બાળ હેઠું. ॥૧૦॥ તવ પાપીએ નીચુ મુકયું,કરી ગરજના ત્યાય;કયાં ગયોરે આન્ધ હાંઇ,ઓરે ઓ ધૃપતરાય ॥૧૧॥ તવ ધૃપતરાય થરથર ધ્રૂજ્યો, ગોરને જોડયા હાથ; છત્રપતી મને બોલાવે છે, ચાલો તમે મુજ સાથ. ॥૧૨॥ મુજને શું પુછશે શું કહેશે,માંડશે ઉધડો લેવા; માટે મારી સાથે પધારો,એમને ઉત્તર દેવા. ॥૧૩ ॥ મારાથી કાંઇ કેહેવાશે નહી.કાળજું ફફડે મ્હારૂં,ગોર કહે ચાલ હું આવુ છું, શું કેહે છે જોઉ વારૂ. ॥૧૪॥ એમ કહિ દ્રૂપત નીચું ઘાલી, હાથ જોડી ને ઉભો; કાળજુ કંપે કાયા દ્રૂજે,છત્રપતિ છે સુબો. ॥૧૬ ॥ દુરીયોધન ધાંટો કાઢી બોલ્યો, મનમાં ધરી હંકાર; કન્યા લાવી પરણાવી દે મુને, કેમ કરે છે વાર.॥૧૭॥દ્રૂપત શું તેનો ઉત્તર આપે, બોલ્યા ગોર વચન; દ્રૂપતને પુછશો નહી કાંઇ, મને કહો રાજન. ॥૧૮ ॥ દુરીયોધન કહે શું કેહેવું તું,કન્યાને ઝટપટ લાવો; વાર કર્યાનુ કારણ શુ છે, લાવી મને પરણાવો. ॥૧૯॥ ગોર કહે તમે સાંભળો જરા,છો કુળવંતા દીવા; એકાએક કન્યા માગો છો, નથી કર્યાં કાંઇ બ્હીવા. ॥ ૨૦॥ આતો સ્વયંવર સભા છે, મચ્છાવેધન કરો;એટલે એ કન્યા તમારી, સુખરૂપે તમે વરો ॥૨૧॥ છત્રપતી કહે મછવેધ કેવો, શું કામ કીધું આરંભ; દ્રૌણીક કહે જુઓ જળ કુન્ડમાં,દ્વાદશ ગાઉનો સ્થંભ. ॥૨૨॥ તે સ્થંભે ચઢવા આપ ઉઠો, છ ગાઉ ત્રાજવે જાવો;બે ત્રાજવે બે ચરણ મુકી, ધનુશ પછી સ્હાવો. ॥૨૩ ॥ તેને ચઢાવી બાણ ચઢાવો, ઓ બળીયા રાજન, નીચું જોઇને ઉંચુ મારી, વીંધો મચ્છ લોચન. ॥૪॥ તેને તે બાણે પુંછ વીંધો, એટલું દૈવત દાખો; તેને તે બાણે મછ ઉપાડી, આ જળ કુન્ડમાં નાંખો. ॥૨૫॥ સુરાપુરા છો પ્રાક્રમ એટલું, રાજ્ય સભામાં કરો; એટલે તમે પુજ્ય અમારા, રૂપાળી કન્યા વરો. ॥૨૬ ॥ તેમાંથી જો ચઢતાં પડ્યા, કાં પડો અધુરે કામે; તો તો બેસવું ઉઘાડે માંથે, પેલા બેઠા તે ઠામે.॥૨૭॥તવ પાપીએ તે પાસ જોયું, પડેલાનુ મન હાલ્યું; છત્રપતીશી સરમાયા તે, ચાર જણે નીચું ઘાલ્યું. ॥૨૮॥ તે જોઇને અતી ઓકળો થયો; બોલીયો છત્રપતી; શું કાંઈ અમે જેવા તેવા,સ્થંભે ચઢનાર નથી

॥૨૯॥ તાઈ પીંજારા ઘણાક ચઢે, કોણ અમારી તોલે;માટે અમેતો નહી ચઢવાના,ગર્વનાં વચન બોલે. ॥૩૦॥ બેઝ્યો મછવેદ બળી સભા, પરણાવી દ્યો કન્યા;અમે નહી બેશી રેહેવાના,થાશે મ્હોટો અન્યા.॥૩૧॥ ગરજના કરી જોરે કહ્યુ,બોલ ન બોલીશ ખોટા,મ્હોટાઇ મુકીદે મ્હારી પાસે,તું તારા ઘરનો મ્હોટો.॥૩૨॥ મછવેદને ને સભાને બાળે, બાળને મ્હોઢું તારૂં;જેમ ફાવે તેમ કેમ બોલે છે, કેવું દીસે મુખ સારૂં. ॥૩૨॥ વર બનીને વરવા આવ્યો,છેકજ ચઢયે ઘોડે;કામ કર્યા વણ જજે પાછો, ઘેરજ કાળે મોઢે ॥૩૩॥મછવેધ કર્યા વીના તુને,નહિ મળે કન્યાય;એમને એમજ વરવી હોયતો,વરશે તારી માય ॥૩૪॥ એ કન્યા નહી ધ્રુપત કેરી,છે એ દીકરિ મ્હારી;હીંમત ન હોય કામ કર્યાની,તો મુક લવારી તારિ.॥૨૫॥ધ્રુપત રાય તાબેદાર તારો,અમે તાબેદાર નથી; બ્રાહ્મણ કેરો કોણ મુરબ્બી,સમજ છત્રપતી.॥૩૬॥ ઉંચ દીસે પણ નિચ જાતી છે,મેં તને લીધો જાણી; નીચા વીના મ્હોઢામાંથીતો, ન નીકળે નીચ વાંણી.॥૩૭॥જનમે ઉત્તમ જનેતાને,પેટ કદી નીચ કોય;ઉત્તમ વર્ગમાં ગણાય તોપણ. તાત બીજો કોક હોય.॥૩૮॥તે વણ વેણ ન નીકળે નિચાં,નીચાં કૃત્ય ન ધારે;હવે લાંબી વાત ન કરતો, બેશી રહે તારે ભારે ॥૩૯॥એમ કહી ધ્રુપતને લીધો,સકળ સભા ભાળે;ખેંચોટી તેડી લાવીને, ઉભા જળ કુંડાળે. ॥૪૦॥ દુરીયોધન કહે કેમ મામા, ગોરેતો વર ઘાલ્યું;રોફ બધો બેસાડી દીધો,આપણું કાંઇ ન ચાલ્યું.॥૪૧॥ ઉલટી બે ચાર ગાળો ખાધિ, કહો મામા કેમ કરવું;મામો કહે મછાવેધ કરિ, એ કન્યાને વરવું.॥૪૨॥ છત્રપતિ કહે થંભે ચઢશું, થનારૂં હોય તે થાય; પણ મુજ પેહેલા કેમ આવ્યા,સભામાં સહુ રાય.॥૪૩॥ રાખી નહી મ્હારી મરજાદા,નીત્યાન આવું ફાવે;ચઢયા પડયા માટે સપડાવું, ફરી પેહેલા નવ આવે, ॥૪૪॥મામો કહે એતો વાત સાચી, કેમ ન રાખે માપ; તારૂં કહ્યું સાંભળવું પડશે,તું સહુનો મા બાપ.॥૪૫॥ વળણ ॥ સહુનો તું મા બાપ છે, સહુ તુજ તાબેદાર; સરવે રેહેશે સાંભળી, કોણ સામો બોલનાર.

——(૦)——

## કડવું ૧૧૫ રાગ થેકાવળી

દુષ્ટ ઉઠયો સભાની માંય, હવે પ્રાક્ર ઉઠીયેર;એમ કહે દુરીયોધનરા

ચ, હવે કોઇ ઉઠીયેરે. ાાટેક ાા હું આવ્યો હવે કેમ ન ઉઠો,શું બેઠા થઈ ચુપરે;જોવું જો કેવા ચઢ્યાછો થંભે, કેવા છો જબરા ભુપ. હવે. ાા૧ાાઆવ્યાછો સહુ આશા ભરેલા,રૂપે બનિને રૂડારે;મારા આવ્યા વીના કામ ન થયુ ,હાથે પેહેરો તમે ચુડા. હવે. ાા૨ાા આછી હોરણી ઓઢીને નાચો, આંખમાં આંજો મેશરે;ખાઇ ખાઇ ખાલી કાયા વધારી, થયા ભાધરવાની ભેંશ.હવે.ાા૩ાામાહારા આવ્યા વણ આવ્યા સભામાં,ન થયું કોઇથી કામરે;ત્યારે શું સમજીને આવ્યા, બોળ્યાં બાપના નામ. હવે. ાા૪ાા મ્હોટાની મરીયાદા ન રાખી,કન્યા વરવા આવ્યારે,ક્ષત્રાણીનું દુધ લજાવ્યું, સૌ લુંડીયોને ધાવ્યા. હવે. ાા૫ાા ક્ષત્રાણીને ઉદર જનમ્યા, માથ્યા કરાવી વેઠરે; મનુશ થૈ શીદને અવતરીયા, પથ્થર પડીયા પેટ. હવે. ાા ૬ ાા છેવટ પડી જરૂર મ્હારી, તે પ્રગટે છે તાપરે, શું પેહેલા તમે જાણતા ન્હોતા, નથી આવ્યો હજી બાપ. હવે. ાા૭ાા વળણ. ાા બાપ હજી આવ્યો નથી, જાણ્યા વણ ધરિ હામ; ઓછું પાત્ર છલકાઇ ગયો, કેહે છે વલ્લભરામ. ાા

---

## કડવું ૧૧૬ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા,સુણ જનમેજેરાય;વીસ્તારી તુજને સંભળાવું,મછાવેધ મહીમાય. ાા૧ાાઓછું પાત્ર છલકાઇ ગયો, બોલ્યો ફાવે તેમ;કોણ બોલી શખે એના સામુ,કોણ કહે કહ્યું કેમ. ાા૨ાા કૃષ્ણ પ્રભુથી નવ્ય ખમાયુ, ઉઠીને વચમાં આવ્યા; હાંહાં છત્રપતી આ શું બોલો,સહુ ક્ષત્રીને લજાવ્યા.ાા૩ાામ્હોટાનું મ્હોટુ મન જોઇએ,ગંભીરતા તે મ્હોટાઈ; છોટાં વચન બોલવાથી,દેખાય છે છોટાઇ. ાા૪ાા આવું બોલવું તમને ન ઘટે,નીચ નીચું વેણ બોલે;તાબાના ક્ષત્રીના માત પીતાછો,એ તમ પ્રજા તોલે. ાા૫ાા હવે ક્ષમા કરી આસન બેસો, ઠબકો દેશે ગુરૂ દ્રોણ;દુરીયોધન કહે ઓ ભરવાડા,તુ મને કેહનાર કોણ. ાા ૬ ાા તું ભરવાડો તુ પીંડારો, ગાયો તણો ચારનારો, છાશ પીને મ્હોટો થયેલો, મામા માશી મારનારો. ાા ૭ ાા બ્રાહ્મણનું અન માગી ખાનારો, કેમ મ્હારા સામુ બોલે;કોણ મુને તુ સીખ દેનારો,શું તુંછે મુજ તોલે. ાા૮ાા કૃષ્ણ કહે હું નથી તમ તોલે, ઠીક મ્હારી વાતો વરણી,તુજ તોલે કયાંથી આવું તારી, મા આખલાને પરણી.ાા૯ાા ક્ષત્રીને ત્યાં અવતર્યો છે, તેમાં શું મ્હોટાઇ લાવે,પણ પેહેલો પીતા આખલો તે,તેનો અસર આ-

વે. ॥૧૦॥ ભેગ વના ઉંચ કુળનાની,બુદ્ધી આવી નવ ચાલે; આખલાની જાત અવળી હોયે,જ્યાંને ત્યાં શીંગડાં ઘાલે. ॥૧૧॥પ્રભુ કહે સમજો સહુ શભા, નંદીનો થયેલો ભેગ;તેથી એની બુદ્ધી જુદી છે, હાંડીયા જેવો વેગ. ॥૧૨॥ આ દ્રષ્ટાંતથી સીધ્ધાન્ત લવું, શ્રોતાયે રાખવી સુદ્ધી;ઉંચ હોયે પણ ભેગ થયા વણ, નવ્ય બને નીચ બુદ્ધી. ॥૧૩॥નીચ બુદ્ધી વણ નીચું ન બોલે, નીચાં કૃત્ય ન કરે; આખલે હસ્ત મેળાપક કીધો, એટલામાં ગુણ ફરે. ॥૧૪॥ ઉંચ હોયે પણ નીચી વાણી, તેથી જાણવો નીચ;નીચાને ન હોય શીંગડાં પણ,બુદ્ધીનો કાદવ કીચ.॥૧૫॥ જે જન હોયે ખોટો તેને,ખરૂં કહ્યે ખાર લાગે;ખરા જનને ખોટું કહ્યે,કાળજડામાં વાગે.॥૧૬॥એ છે રીતી અનાદીની,મ્હોટા જને કેહેણ કીધું; પ્રભુએ સેજ કહ્યું તેમાં,દુષ્ટે ઘણું ખેંચી લીધું.॥૧૭॥ સેજ શીખામણે નાચ જાતી,ખોટું ખેંચી લે શીશ;બોધમાં કટુ વચન સુણતાં,નીચાને પ્રગટે રીસ.॥૧૮॥નીચ ઉંચ જાણવો તે ઉપરથી,પ્રભુએ કહ્યું એમ;દુરીયોદન કહે જુઓ મામા,આતો બોલે જેમ તેમ॥૧૯॥કર્ણ કહે બોલીનેબોલાવ્યા, તેં બહુ માંડયા છે ચેન;મામો કહે તારી મા ખતરાઇ,ખતરાઈ મ્હારી બેન ॥૨૦॥એટલે દુરીયોધને એમ બોલ્યો,શામ સમાવો તાપ;મેં કાંઇ તમોને નથી કહ્યું, આસન બેસો આપ. ॥૨૧॥ પ્રભુ કહે તુજ તાબાના તે, સાંભળી રહ્યા કાન;પણ પારકે ઘેર નહી કે'વાયે, શું કરવું છે તોફાન. ॥૨૨॥દુષ્ટ કહે માહારે કૈં નથી કરવું,જાવો જુગ જીવન; એમ કહી આસન પર ગયો,તવ ગયા દેવકી તન.॥૨૩॥ સકળ સભા થઈ બહુ રાજી, પ્રભુએ કહ્યુ ઠીક;અન્યા ભરેલુ જેમ તેમ બોલે,ન ધરે કોના બીક.॥૨૪॥ કાળું મોઢું લેઇ આસન બેઠો,દુષ્ટ દુરીયોધન; પછી મામાની ને કર્ણની પ્રત્યે,બોલ્યો દુષ્ટ વચન ॥૨૫॥ કહો આપણે કેમ કરવું,બહુ બોલેલું નડશે;મામો કહે બોલ્યા પરમાણે, સ્થંભેનો ચઢવું પડશે.॥૨૬॥ દુરીયોધન કહે માંછલુ ઊંચું, ત્રાજવામાં ઊપાદી;ચડતાં પડુ પડુને મરૂ,તો કોણ ભેગવે ગાદી ॥૨૭॥ મામો કહે શું માંછલુ જુએ, ત્રાજવાં થું જુએ સાર;જો જરૂખામાં કન્યા બેઠી, વીજળીનો ચમકાર. ॥૨૮॥તવ પાપીએ કન્યા નીરખી, હરખ ચમક થાય; ઓરે મામા હાચી કન્યા,નથી ત્રીલોક માંય. ॥૨૯॥ સ્થંભે ચઢું મછવેદ કરૂં, ભાયગ મ્હારૂં ભળીયું; સફળ જનમ થાશે માહારો, રત્ન હું રંકને મળીયું.॥૩૦॥ એના હાથનો મારા હાથની, સાથે મેળાપક થાશે;પરણતાં એના હાથ કેરો,કંસાર આ મ્હો ખાશે. ॥૩૧॥ બહુ પલકાયો મન મલકાયો, ગાજીને વધો વચન;

આવ્ય માહારી કને જવાબ દેવા, પંચાળના રાજન.॥૩૨॥દ્રૂપત કહે ગોર મ્હારાજા, બોલાવે મ્હોટા રાય; દ્રૌણીક કહે આવુ છુ જોડે, જવાબ દેવા ત્યાંય.॥૩૩॥ એમ કહીને બેઉ જણ ચાલ્યા, આવીને ઉભા સાથ; દ્રૂપત દ્રૂજતો નીચું ઘાલી, જોડી રહ્યો છે હાથ ॥૩૪॥ છત્રપતી કહે ગોર મ્હારાજા, ઉઠુ હું સર્વનો ધણી.મછવેધ કરીએ કન્યા વરીએ, પરઠો પેહેરામણી.॥૩૫॥ ગોરે કહ્યું પાણી પેહેલાં,મોજડાં શીદ ઉતારે;કામ કરીને ઘર ગામ સૌ લે, કાંઈ ન ખપે અમારે.॥૩૬॥ દુરીયોધન કહે જાવો ઠેકાણે, હવે નથી કાંઈ વાર;એટલે દ્રૂપતને ગોર ગયા,બોલ્યો અંધ કુમાર ॥૩૭॥ એ મામા કદી ચઢતાં પડુ, તે થાય છે મનસુબા; તમેને કરણ ઝીલી લેવા,જળ કુન્ડ રેહેજો ઉભા ॥૩૮॥ કરણ કહે શુકનમાં તો, શબ્દ છે આગળ તારા;આવાં આવા વચન બોલી,કરે ફજેતા અમારા.॥૩૯॥ લ્યો ત્યારે ઉઠુ છુ સભામાં, બોલીયો છત્રપતી;પણ મામા રૂપાળી કન્યા, સામુ જોતી નથી ॥૪૦॥ મ્હારા સામુ કેમ ન જુએ, કોઈ સાથે કવરાવો; છેવટ છુટકો મુજ વણ નથી, મારે સામુ જોવરાવો.॥૪૧॥ મામો કહે એવું કેવરાવ્યે, ગણાઇએ ગુમાર;દુર્યોધન કહે પરણ્યા પછી,ખાવાની મ્હારી માર.॥૪૨॥ મામો કહે પછી ચાહ્ય તે કરજો, તવ ઉઠયો અભીમાની;કન્યાના સામું જોયા કરે પણ,કન્યા તો જુએ શાની.॥૪૩॥ એટલે દ્રૂપતીની દાશીઓએ, દ્રૂપતીને કહ્યું એમ; અરે બાઈ છત્રપતી ઊઠયા,સામુ ન જુઓ કેમ.॥૪૪॥ એટલે ક્રોધ કરીને બોલી, દાસી પ્રત્યે દ્રૂપતી;એ અભીમાની એ અહંકારી, મારા લાયક નથી ॥૪૫॥ દાશી કહે ગમે તેવો પણ,એને ઘેર જવાનું;દ્રૂપતી કહે એ પીટયાથી,કામ નથી થવાનું.॥૪૬॥ દાશી કહે કે જોઇએ છીયે, કોનું સાચુ વચન;એવે આવ્યા જળ કુંડાળે, દુષ્ટ દુરીયોધન.॥ ૪૭ ॥ વળણ ॥ જળ કુડાળે આવીયો, દુષ્ટજ દુરીયોધન; ચાળા ચટકા બહુ કરે, વલ્લભ વદે વચન. ॥

## કડવું ૧૧૭ રાગ ધન્યાસરીની ચાલ

વૈશમ પાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવુ આદ્ય પરવ મહીમાય.॥૧॥ ભરી સભામાં જળ કુંડાળે, ઊભો દુરીઓધન;કન્યાના સામું જોઈ રહ્યો છે, લબ્ધ થયું છે મન.॥૨॥ એવે સર્વ સભા કકળેલી, દુષ્ટને પાતક નડજો;પુન્ય સરવનું આડે આવી,ચઢતાં પાપી પડજો.॥૩॥ પડેલા ત્યારે નીચું ઘાલ્યું છે, તે મનમાં એમ ધા-

રે;સ્થંભે ચઢતાં પાપી પડીને, હાથમાં આવે ક્યારે. ॥૪॥ એવે પ્રકારે દર ધરમ પ્રત્યે, બોલ્યો કે અહંકાર નડએ; તમારો દુરીયોધન ભાઈ,ચઢતાં હેઠો પડશે.॥૫॥ ધર્મ કહે એ મુંઢ મતીના, એ શું બોલ્યો વચન;એ પડે તેમાં આબરૂ ઘટે,આપણને લાન્છન.॥૬॥ એમ કહીને છાનો રાખ્યો, દુષ્ટ થયો તવ સ્વચ્છ;ભરી સભાંમાં વસ્ત્ર ઉતાર્યાં,ભીડાવી લીધો કચ્છ ॥૭॥ પગમા તોડા માંથે અંબોડા, જુએ સકળ સભાય; જોઇ જોઇ સહુ મશ્કરીઓ કરે, મોઢે નવ કહેવાય.॥૮॥ રહ્યો છે અકડ દીસે છે ફકડ,દંત વતી હોઠ કરડે; મનડું હીસે દાઢયો પીસે, મુછોના થોભા મરડે.॥૯॥ ચાળો ચટકો જરીનો પટકો, લેઇને કમ્મર બાંધે; બાણનો ભાથો અને ધનુશ તે, ભેરવ્યાં ડાબી ખાંધે.॥૧૦॥ મુખવાસ ચાવે સહુને બતાવે,થુંકે છે પચકારે;વારેવારે જુએ કન્યાના સામું,આંખો ઘણી મચકારે.॥૧૧॥ એમ કુલક્ષણી કરતો ચાળા, અભીમાની સરવથી;સભાને નમવાનુ ઘેર ગયું પણ, સામુએ જોતો નથી. ॥ ૧૨॥ કોને ન નમતો કોને ન ગમતો, ભમતો કન્યામાં લક્ષ; પછી પાટીયા ઉપર ચાલ્યો, ચતુરા સાંમાં ચક્ષ ॥૧૩॥ ચાલે લટકમા વરવા ફટકમાં, કરવું ધાર્યું કામ;પાટીયે ચૈને થંભે આવ્યો,થંભને કરી સલામ ॥૧૪॥ ચઢુ કે ન ચઢુ ભય ભાસે છે, જુએ છે સઘળો સાથ; જેહ થનાર હશે તે થાશે,થંભે ભીડાવી બાથ.॥૧૫॥ પછી પગ દિધો થંભને કે, શેવકોએ શું કીધું;આડુ પાટીયું મુકયું હતું તે, ખર ખર ખેંચી લીધું.॥૧૬॥પાટીયું લેતામાં પુરણ પાપી,ચેતિ ગયો ચઢી ચોટ;મછવેધ કરૂં રૂપાળી વરૂ,કહિને મેલી દોટ.॥૧૭॥દડબડ દોડયો વાયુને વેગે,જાય છે જોર ઝપાટ;જરા ન ડરતો છલંગ ભરતો,ચઢે છે સુરસપાટ. ॥૧૮॥બહુજ બળથી ચાલે છે કળથી,કાયા થકી નવ કાંપે;થેકડા મારે કુદે વધારે,વાંદર પેટે ટાંપે.॥૧૯॥નેત્ર ન ચુકે ચરણ મુકે, જાણે ન આવે જોર; કેવિ રીતે ચાલ્યો જેવી, પતંગ માગે દોર. ॥ ૨૦ ॥ વાયુને વેગે સુસરો ચાલ્યો, સઉ સભા વીસ્મે થાય; આવી રીતે કોઇ ન્હોતુ ચડીયું, સર્વેથી સવાયો જાય. ॥ ૨૧ ॥ ગમે એટલું આપણ બધા, બોલીયે એનું ખોટું; તે બોલેલું મોઢામાં પેસે, મ્હોટાનું ભાયગ મ્હોટું. ॥૨૨॥ એના ભવીશની એ કન્યા છે, તે ટકી આટલી વાર;ભાગ્ય વીના ભામની લેવા ગયા, ચઢીને પડીયા ચાર. ॥૨૩ ॥ મછવેધ કરશે, કન્યા વરશે, એમ હોકારો થયો; જાતા જોતામાં અભીમાની, પોણા છ ગાઊ ગયો, ॥ ૪૨ ॥ એ ગયો એ ગયો સૌ કેવા લાગ્યું, બોલવું સહુનુ નકામું;એટલામાં અંતરજામીયે, જોયું કૃષ્ણના સામું. ॥ ૨૫ ॥

જાણ્યું કે આ તો જઇ પોહોચ્યો,નિશ્ચે મછવેધ કરશે; મ્હારૂં ધાર્યું મા-
હારા મનમાં રેહેશે,પાન્ડવ પાછા ફરસે.॥૨૬॥ એવું જાણી પુરૂશ પુરા
ણી,કપટ કૃષ્ણે કીધું;ઊંચાને ઊંચો જવા દેઇ, બળ હરીનેલીધું॥૨૭॥
શરીરમાંથી શક્તી ગઇ કે,સ્વાસ ઘણેરો ચડીઓ; આકુળ વ્યાકુળ જીવ-
જ થયો, થંભને બ્હાજી પડીઓ ॥૨૮॥ જીલજો મામા જીલજો મામા,
પુર્ણ મળ્યાં છે પાપ; ઉંચેથી પોકાર કરે કોણ, સાંભળે એનો બાપ.
॥ ૨૯ ॥ પોણા છ ગાઉ ઊંચો વાયુ, વ્હાયો મેરસ મેર, તેમ લાગ્યો
ઘણો ગભરાવા. ચઢી ગયા બહુ ફેર. ॥૩૦॥ અરેરે હું તો પડવાનો, મ
રવાનો આજ હોણ; મ્હારો પૈસો પુંજી મારી; ગાદી ભોગવશે કોણ.
॥૩૧॥ રૂપાળી કન્યા દેખીને,લોભાઇ બુદ્ધિ મારી; ઓ કન્યા તેં ગજબ
કીધો, સોના જીવ લનારી.॥૩૨॥ જીવતો મુને ઉતરવા દે, લાગુ તુજને
પાય;મારે તુને નથી પરણવું, તું તો મારી માય. ॥૩૩॥ એ રીતે ટળવ-
ળવા લાગ્યો,કાયા થર થર ધ્રૂજે;ઊંચુ ન નીચુ જુએ તો, આભ અવ-
ની નવ સુજે. ॥ ૩૪॥ પરશેવાના જેભ વછુટયા, શરીર શીતળ થાય;
રૂંવાડે રૂંવાડાં થઇ ગયાં ઉભાં, લીલુ પીળુ દેખાય. ॥૩૫ ॥ આંખે અં-
ધારાં આવવા લાગ્યાં, ઊલટી થઇ અપાર;નસો નરમ થઇ ગઇ કે,ભુજ
છુટયા તે વાર.॥૩૬॥ થંભેથી વછુટયો પાપી,જેવાં વચન એ ભાંખ્યો;
તેવા ફળ દેવા પ્રભુએ,ઊંધો કરીને નાંખ્યો. ॥૩૭॥ ઊંધો પડીયો થાં-
ભલો નડીયો, વાગ્યો ને લેલાટ ફુટયુ;તેવાજ તમ્મર ચઢી ગયા,રૂધીર
ઝાઝુ છુટયું. ॥૩૮॥ જળ હેલકારે ઉપર આવ્યો, શેવકે કાઢયો બ્હાર;
ઝોક્ષા દેઇને પાણી પીધેલુ, ઓકાવ્યુ તેણી વાર. ॥ ૩૯ ॥ સકળ શભા
ખડખડ હશી,કોપ પ્રભુએ કીધો;એટલે દ્રૌણીક ગોર આવ્યા,મુગટ ત્યાં
લેઇ લીધો. ॥ ૩૯॥ શકુની મામો આવ્યો સભામાં, કરે અતી ઉચ્ચાટ;
અગ્નીલાવી શેક કરીને, પાટો બાંધ્યો લેલાટ. ॥૪૦॥ દ્રૌણીક કહે ઊઘા-
ડે માંથે, બેસો કાષ્ટ આસન;એટલે દ્રૌણીક પ્રત્યે બોલ્યો, ધૃત્રાષ્ટરનો ત
ન. ॥૧॥ મ્હારાજા અમે નહિ જેવા તેવા, સર્વ તણા સરદાર; ચાર બેઠા
પણ હું કેમ બેસુ, બોલતાં કરો વિચાર. ॥ ૪૨ ॥ દ્રૌણીક કહે ધીકાર
તુને, થયું નહી આ કાજ; ઊંચુ જોઇને શું બોલે છે, નથી આવતી લા
જ. ॥૪૩॥ પેહેલી બહુ ફુલાશો મારી, શઊને કર્યો તીછકાર;તાત તણું
તેં નામ બોળ્યું, ઓ અંધના કુવાર. ॥૪૪॥ મામો કહે શીદ તકરાર ક-
રે,વીચાર કરી લે હૈએ;એવું જાણજે ઉઘાડે માંથે;ઘરમાંજ બેઠા છૈએ.
॥૪૫॥ દુષ્ટે કહ્યું બરોબર મામા, શાનું પ્રયોજન ખોયું;ચાર ચઢીને પ-

ડેલા હતા, તેમણે ઊંચુ જોયું.॥૪૯॥ અંધ તણો સુત બેસવા ગયો,કાષ્ટ તણે આસન; ચાર જણાએ વચમાં બેસાડયો, પધારો દુરીઓધન ॥૪૭॥ તવ ચારેનિ વચમાં બેઠો,બોલીઓ જરાસન; કેમ પેહેલી દીધિ સર્વને ગાળો, એ આખલાના તન. ॥૪૮॥ શલ્ય કહે કે ઓ દરજોધન, ઘરમાં મછવેદ કરજે; તારી માને બે તેવો ત્રીજો, જઇ ગાંન્ધારીને વરજે. ॥૪૯॥ દુરીઓધન કહે ચાહ્ય તેમ બોલો,ધારેલું કામ કરશું;રૂપાળી કન્યા કયાં છે જવાની,અમેજ એને વરશું. ॥૫૦॥ એમ માંહ્યો માંહી ટંટો ચાલ્યો, જુએ ક્ષત્રી સંતાન;શકુનીન દ્રોણિક આવ્યા, કરી ગયા સમાધાન ॥૫૧॥ સકળ સભા બેશી રહી છે,ઊભુ થતુ નથી કોય; દુષ્ટનો મધાન કરણ રાજા,છેવટ ઊભો હોય.॥૫૨॥એટલામાં વ્રકોદર બોલ્યો, સાંભળો ધરમરાય; તમારા ભાઇએ અજવાળ્યું, ભરિ સભાની માંય. ॥ ૫૩ ॥ વળણ ॥ અજવાળ્યું સભાં મહી, એવે ઉઠયો કર્ણ; કામ તેથી થાશે નહીં, એ પણ ઢળશે ધર્ણ.

---

## કડવું ૧૧૮ રાગ મારૂની ચોપાઇ.

બોલ્યા વૈશંમપાયે વચન, સાંભળ જનમેજે રાજન; બોલ્યા ધરમ સાંભળ વીર, બેશી રહે થઇને સ્થીર. ॥૧॥ એવે કરણ સભાંમાં ઉઠયો, એનો વાંકો દીવશ રૂઠયો;એને સકળ સભા ભાળ,જઇ ઊભો એ જળ કુંડાળે. ॥૨॥ દીઠો દુરીયોધન ભુપાળ, એને પડી પેટમાં ફાળ; આતો કરણ મછવેદ કરશે,એ તો રૂપાળી કન્યા વરશે. ॥૩॥ હું તો વર રાય પાછો જાવું, વરે જાનૈયો ખોટો દેખાવું;એવું સમજીને બોલ્યો એમ,કહો કરણ ઉઠયા કેમ. ॥૪॥ બોલ્યો કરણ ખોવાઇ લાજ,કરૂ મછાવેધન આજ. ॥૫॥જાન લાવ્યાને પાછા ફરીયે,તેથી વિશ્વમાં લાજી મરીયે;સુણી છત્રપતી બોલ્યો વાત,તમે બેશી રહો મુજ ભ્રાત.॥૬॥ જાવાદો લાજ છો જાય મ્હારી,જોવું કોણ વરેછે નારી;કહી મામાને બોલાવ્યો.તવ શકુની ઉડીને આવ્યો. ॥૭॥ બોલ્યો દુરીયોધન મુખ એવું,ઉઠયો કરણ તે દીસે કેવું;વરે જાનૈયોને વર રહે,તેથી જગત કેવું કહે. ॥૮॥ માટે સાંભળો કરણ વીર,તમે બેશી રહો રણ ધીર; કદી કામ કરવા હોય મન, તો તો પાળો મ્હારૂં વચેન. ॥૯॥ થંભે ચઢી કરો કામ તમો, પણ પરણીયે કન્યા અમો;બોલ્યો કરણ સાભળો રાય,નથી વરવાની મુજ ઇછાય. ॥૧૦॥ કામ કરી ઉતરશું અમો, પછી પ્રેમદા પરણો તમો; એમ ક-

હીને દીધું વચન,દીધી આગના દુરીયોધન.॥૧૧॥મામા કામ એનાથી થાશે,હવે એ કન્યા કયાં જાશે; લોકે મશ્કરી કીધિ ભારી, પણ કન્યા યે મ્હારીને મ્હારી. ॥૧૨॥ બોલ્યો મામો વાત મરમની,મે તો જાણી છે તારા કરમની;બોલ્યો રાય મામા ચીત્ત ધરો,વીવા સામગ્રી ત્યાર કરો.॥૧૩॥ મામો જઇ બેઠો ઠેકાણે,વસ્ત્ર ઉતાર્યો કર્ણ તે ટાણે; થયો ભરી સભામાં સ્વચ્છ,એણે ભીડાવિ લીધો કચ્છ. ॥૧૪॥ લીધો બાણનો ભાથો ધનુ-શ,ગયો પાટીયે ધરીને હુંશ; જોડયા સર્વ સભાને હાથ,પછી થંભે ભીડાવી બાથ. ॥૧૫॥એણે ચડવાનું મન કીધું,તવ દાસોએ પાટીયું,લીધું; રાજા કરણ બહુ બળવાન, દોટ મુકી રવી સંતાન. ॥૧૬॥ એતો વાયુ-ને વેધે ચડીયો,જઇ ખીલાને ભ્હાજી પડીયો; છે છ ગાઉ ખીલોને ત્રાં-સ, તેણે લટકી ખાવા લાગ્યો સ્વાસ. ॥૧૭॥ તવ હરખાયો દુરીયોધન. મામા ચઢયો કરણ રાજન; હવે કન્યામાં ત્રતિ પેઠી, મામા નાશ્રે મ્હારે ઘેર બેઠી. ॥૧૮॥ મામો કહે ન બોલીયે કશું,કામ થયા પછી શેર થશું; એવે કરણ રાયને જોઈ, આશા મુકી બેઠા સહુ કોઇ. ॥ ૧૯॥ એવે કૃષ્ણે વીચાર્યું એમ, હવે કરણનું કરૂ કેમ; એ છે ભક્ત અને દાતાર,એને પીડાય નહી લગાર. ॥૨૦॥ નહી પાડુ તો કામ કરશે,દુષ્ટ દુરીયોધન કન્યા વરશે;મ્હારા પાન્ડવ પાછા જાશે,માહારી ધારણા મીથ્યા થાશે. ॥૨૧॥એમ જાણી નારદ સંભાર્યા, તેવા આવીને ઉભા ધાર્યા;પુછયું કૃષ્ણને નારદ રૂશી,કહો તમારી કેવી ખુશી. ॥૨૨ ॥ કહ્યુ કૃષ્ણે કરણને ઉતારો; ધાર્યો થાય મનસુબો મ્હારો; તવ નારદજી કહે વારૂ, જુઓ જુક્તી કરી ઉતારૂ ॥ ૨૩ ॥ વળણ ॥ ઉતારૂ હું કર્ણને, જોજો જુકતી આજ; વલ્લભ વદે એમ બોલીને; ગયા નારદ મ્હારાજ. ॥

---

## કડવું ૧૧૯ રાગ સોભાગયનીદેશી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું,મછવેધનો મહીમાય. ॥૧॥ નારદ રૂશી થાતા ખુશી, દ્રૂપતિને ધામ ગયા; તવ સતીયે બે ભુજ જોડયા,કીંકર પર કરી દયા. ॥૨॥ પધારો મ્હારાજા પધારો મ્હારાજા,મુને કરી પાવન; એમ કહીને બેસવા માટે કન્યાયે આપ્યું આસન. ॥ ૩ ॥ તવ નારદજી આસન બેઠા, જાણે અતી ઉચ્યાટ; શીશ ધુણાવે હોઠ ફફડાવે, બે ભુજ દીધા લેલાટ. ॥૪॥ આંખ્યોમાં ઝર ઝરીઆં લાવ્યા, ઉતારી નાંખ્યુ મુખ; દ્રૂપતી તવ પુછવા લાગી.

મ્હારાજ શું દલ દુખ,॥૫॥ આ વેળા તો હરખવું જોઇએ,તેમ છતાં શી ઉદાશી:સાચુ કેહેજો સોગન મ્હારા,કેમ થયા છો નીરાશી. ॥૬॥ નારદ કહે શું પુછે છે,તારી ચીંતા નથી તને; તારે માટે પેઠી ઉદાશી.ગભરાટ થયો મને.॥૭॥ દ્રુપતી કહે ઓરે મ્હારાજા, દલમાં ન ધરશો દુખ; શા સારૂ મનમાં મુજવાવો, કહી દો મ્હારે મુખ.॥૮॥ નારદ કહે સ્થંભે ચઢયો છે,તેનિ તું ન જાણે વાત;પુછી જો તારી દાશીયોને, કોણ કરણ ની માત. ॥૯॥ નથી એનાં મા બાપ જગમાં, કુળહીન જાતીમાં રાશી; વળી જગતમાં લાન્છન મ્હોટું,એનિ જનેતા દાશી. ॥૧૦॥ ક્ષત્રીની પુત્રી દાશીના પુત્રને,પરણે તો આહાકાર;વળી નથી એ રાજયવંશી, કરી લે કાંઇ વીચાર. ॥૧૧॥ સહુ લોક વાતો કરવા લાગ્યું, અવળી ગંગા વેહેશે; નેવ તણાં નિર મોભ ચઢવાનાં, રાજયની કન્યા લેશે. ॥ ૧૨ ॥ એવી વાતો ચાલી છે તારી,સાંભળી કાળજુ બળીયું;તેથી તુજને કેહેવા આવ્યો,ભવીશ વાંકુ વળીયું.॥૧૩॥ એ બાઇ વર કાંઇ મળે નહી તો, વીશ ઘોળીને મરજે; પણ આવાને કાઢજે પાછો,બીજો મળે તો વરજે. ॥૧૫॥એવાં વચન સાંભળી બોલી, દ્રુપતિ મુખ વચન;એ મ્હારાજા હેઠો ઉતારૂં,નહી વરૂ દાશી તન. ॥૧૬॥ એમ કહીને આગના કીધી, જાવો દાશી તમે ચાર;જળકુન્ઢ જઇને શંખ વગાડી,ઝાહેર કરો વીચાર. ॥૧૭॥ તવ ચાર દાશી શંખ લેઈ ચાલી, ઊતારવા તે ઠામ; નારદ કહે જાવુંછું હું તો,ન લેશ મ્હારૂં નામ. ॥૧૭॥ એમ કહિ અંતરધ્યાન થયા, સૈ સભા જુએછે ખુબી; ચાર દાશી સભામાં આવી,જળ કુંડાળે ઉભી ॥૧૮॥ શંખ વગાડી નાદજ કીધો, સાંભળ રાજા કરણ; જોજે તું મછવેદન કરતો,ઉતર પાછો ધરણ.॥૧૯॥ રાજનિ કન્યા નહી વરે તુને,તારીતો જાત છે રાશી,એકતો પ્રધાન બીજુ છે લાન્છન,તારી જનેતા દાશી. ॥૨૦॥ તે માટે તને નહી વરે કન્યા, માટે કરીશ નહી કામ; કામ કરીશ તોહ્યે પાછો જવાનો,સાંભળે છે તમામ. ॥૨૧॥એવું કહ્યું શંખ ને શબ્દે.સાંભળ્યું કરણે કાન;અરરર મુજને મેહેણું દીધું,કીધું મ્હારૂં અપમાન॥૨૨॥એમજ જાણી થંભને વળગ્યો,ઘણોક ક્રોધે ભરિયો;ભરી સભામાં લાજ લીધી, ખર ખર નીચે ઉતરીયો, ॥ ૨૩॥ દાશી શંખ વગાડીને નાઠી,જતી રહી મહેલમાંય;કરણ ઉતરી ધરણ આવ્યો,મોઢુ ઉતરીયું ત્યાંય. ॥૨૪॥ દુરીયોધન કહે કરણ વીરા, કન્યાયે લીધી લાજ; વરવાની મેં આશા રાખીતી,પણ જૈશ પાછો આજ. ॥૨૫॥ કરણ કહે હવે જો ચરચા, જોઉ જો કોણ કામ કરે,કેની માયે સુંઠ ખાધીછે, મ્હેણુ

દેનારીને વરે.॥૨૬॥ હવે કરૂ અન્યા લેઊ એ કન્યા,રીસ ઘણી છે મને; આભને અવની એક થશે પણ. પરણાવી લૈ જાઉ તને. ॥૨૭॥ ધીરજ ધરજે નીશ્ચય કરજે, જાણજે કન્યા તારી; દુરીયોધન કહે સાંભળો મામા, યૈ હવે મ્હારીને મારી. ॥૨૮॥મામે કહ્યું કે કરણ બોલ્યો,તેમાં ન રાખીશ વેમ;દુરીયોધન કહે કોક કામ કરશે,ત્યારે કરીશું કેમ. ॥૨૯॥ કરણ કહે કોક ચઢીને,કામ કરે ભલી પેર;એટલે તેને ઉતરતામાં,એક બાણે મારૂ ઠેર ॥૩૦॥કન્યા કોઇને વરવા ન દેવું, તુજને શી ચીંતા પેઠી; છત્રપતી કહે સ દેહ ટળીયો,હવે મારે ઘેર બેઠી. ॥૩૧॥ પછી સૌ સભા બેશી રહિને,ઉભુ થતુ નથી કોય; ધૃપત રાજા ઘણો ગભરાયો,હવે વલે શી હોય. ॥૩૨॥કામ થતાં કન્યાયે કેહેર કીધો,ક્રોધે ભરાયો કરણ;વીવેક વીવા નથી થવાનો,થાશે કન્યાનું હરણ.॥૩૩॥ તે જોવું પડશે માહ્રરી આંખે,તેથી ભલુ મ્હારે મરવુ;ઘેર જઇને વીખડાં પીવું,માહારે જીવીશું કરવું. ॥૩૪॥ વળી જાણ્યું કે કોઇ ઉઠે છે, જોવા લાગ્યો ચોપાસ; પણ સભામાંથી કોઇ ન ઉઠયું, પુરણ પડીયો ત્રાસ. ॥૩૫॥ ધૃપતે કહ્યું દ્રૌણીકજીને, જઈ આવું જરા ઘેર; એમ કહીને ત્યાંથી નીકળીયો, ધારી મરણનિ પેર. ॥ ૩૬ ॥ વળણ ॥ મરવુ ધારયું મન થકી, સાંભળજે તું રાય; વ્યાસ વલ્લભ કથા કહે, સભામાં શું થાય.

---

## કડવું ૧૨૦ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા,સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, મછાવેધન મહિમાય ॥૧॥ સ્વયંવરમાં વાતો ચાલી, કોન ઉઠયું કામ કરવા;તેથી ધૃપત ઘણો ગભરાયો,ઘેર ગયો એ મરવા.॥૨॥ અરેરે આપઘાત એ કરશે,રહિ રૂપાળી ક્ષત્રાણી; બીચારાયે ખરચ કર્યાંત,સર્વ થયો ધુળધાણી. ॥૩॥ એવામા બળભદ્રજી બોલ્યા,સાંભળો શામ શરિર;ધૃપ નું ધારયું ધુળ મળીયું,ઓરે માહારા વીર.॥૪॥માટે મુજને દયા આવે છે,કહોતો ઊભો થાવું;મછવેધન કરવાને માટે, સભામાં પાટીયે જાવું. ॥૫॥ તવ પ્રભુએ એમ વીચાર્યું, તરછટ કથલે ઘાટ; જેટલા ચડયા તેટલા પાડયા,પાંચ પાન્ડવને માટ ॥૬॥ વળી પાછા મોહોટા ભાઇ ઊઠે,એમ જાણી બોલ્યા મર્મ;હું ન્હાનોને તમે મોહોટા,કેમ ન રાખો સર્મ.॥૭॥ધડપણમાં શું ગતી ગઇ તે.થઇ વરવા ઇચ્છાય;એવાં પ્રભુનાં વચન સુણી, બળદેવજી સરમાય.॥૮॥ હળધારી કહે ઓરે

વીરા, નથી કન્યાપર પ્રેમ;દ્રુપતનું થાય છે ધુળધાણી,દયા આવે છે એ-
મ.વાહલા આ વેળા કુન્તા ફોઈનો,હોય કોઈ કુંઆર;તો તો સવામણ સોના
ની મચ્છા, ટકે ન આટલી વાર. ॥૧૦॥ કૃષ્ણ કહે કુન્તા કુંવરનું, કષ્ટ
તમે શુ કાપો;પાંચમાનો એક દેખાડુ તો,તેને તમે શું આપો. ॥૧૧॥બ-
ળદેવ કહે બતાવો બધુ,બરોબર ઓળખી લેવુ;તો તો આજ લગીનું
સુકૃીત,તેને અરપી દેવું. ॥૧૨॥ વીઠ્ઠલ કહે વચન આપો, બળદેવ વચ
ને ચડીયા;અંતરયામી વચન લૈને,ખડખડ હશી પડીયા. ॥૧૩॥ પાન્ડ
વ શાના વચન શાનું,મશ્કરી કરશે કોય; ત્રણ ત્રણ વરસ એમને થયાં.
પાન્ડવ તે કયાં હોય; ॥૧૪॥તવ બળદેવને ક્રોધ વાપ્યો, કેમ હશી કાઢે
તું તો;મારી મશ્કરી તેં કરિ શું,તારા જેવડો હું તો.॥૧૫॥તવ પ્રભુ કાંઈ
બોલ્યા નહીને,ઊઠી ગયા તે વાર;રાજ્ય સભામાં સંચરિયાચે, પોતે જુ-
ગદાધાર. ॥ ૧૬ ॥ ભીશ્મ વીદુરને દ્રોણ બેઠા, ચોથા કારપાચાર; હસ્તે
મોઢે આવીયા ત્યાં, પોતે દેવ મોરાર. ॥૧૭॥ તવ બોલાવ્યા ભીશ્મ પી-
તાયે, પધારો પુર્શ પુરાણી;જુઓ બીચારા દ્રુપતે કેરૂં, ખરચ્યું થયું ધુ-
ળધાણી. ॥૧૮॥ દુરાયોધન પડયો ચઢીને, બોલ્યુ અમારૂં નામ, અત્યા
રે આમારા પાન્ડવ હોયતો,તરત કર્યું હોય કામ. ॥૧૯॥ અંગારો રહ્યો
હીરા હડતોયા, ત્યાં શો અમારો ઊપાય; એટલે સત્ય પુરૂશાના પ્રત્યે,
બોલીયા યાદવ રાય. ॥ ૨૦ ॥ પાન્ડવના તમે વીખાણ કીધા, શું તેમનું
કષ્ટ કાપો; પાંચમાનો કહી એક બતાવું, તેને તમે શું આપો. ॥ ૨૧ ॥
તવ ચારે સતીયા એમ બોલ્યા, બતાવો ઓળખી લૈયે; અમારાં સુકૃીત
આજ સુધીનાં,તેને અરપી દૈયે. ॥૨૨॥ વનમાળી કહે વચન આપો,તવ
દીધાં વચન; એટલે ખડખડ હશી પડીયા. પોતે જુગજીવન. ॥ ૨૩ ॥
ભીશ્મપીતા કહે કેમ હસોછો, હસવું આવ્યું શેમાંથી;પ્રભુ કહે તમે વ-
ચન દીધાં, પાંન્ડવ તે હોય કયાંથી. ॥૨૪॥ ભીશ્મ પીતા કહે સાબાશ
તમને,ઓરે દેવાધી દેવ; વૃદ્ધ થયા પણ મશ્કરીની, ન ગઇ તમારી ટેવ.
॥૨૫॥ ગોવીંદ કહે ગમ્મત ઘડી,કહી પ્રભુ સંચરીયા; જઈ પોતાને આ-
સન બેઠા,વચન પોતે વરિયા. ॥૨૬॥ ભકતને માટે ભુધરજીને,ઘણીક છે
ચીંતાય;આગળથી પેરવી કરી મુકી,ભકતીને વશ જગરાય. ॥૨૭॥ એ-
વે દ્રુપત ઘેર ગયોને,સંચર્યો સાતમે માળ; વીશનો પ્યાલો ઘોળીને ભ
રીયો,વ્યાસજી ઊપર કાળ. ॥૨૮॥ ચોધારે આંસુ ચક્ષુમાં ચાલે, કરે એ
તી પરીતાપ; વેદમ વ્યાસજી હું તો મરૂં તે, તમારે માંથે માપ. ॥ ૨૯॥
એમ કહીને પ્યાલો પોતે,મોઢે માંડયો જે વારે; વેદમ વ્યાસજી આવીને

ઊભા, પાડયો પ્યાલોતે વારે ॥૩૦॥તમાચો મારી ઢોળી નાંખી,મુખ વદ્યા વચન;શા સારૂ આપઘાત કરે છે,ઓરે મુરખ જન.॥૩૧॥દ્રૂપત કહે ઓરે મ્હારાજા, તમે તો શત્રુ માહારા; જગતમાં વગોણુ કરાવ્યું, બતાવ્યા ઊપાય સારા. ॥૩૨॥ કેહેણિ કરાવી વીશ્વમાં માંથે,પઈસામાં મુકી પુળી; એક રૂપાળી દિકરી સારૂ,સૌને ચઢાવ્યા સુળી.॥૩૩॥ એવું લાન્છન માંથે આવ્યું, હવે જીવી શું કરૂ; તમારા કેહેવા પ્રમાણે કર્યું તે, વીશ ઘોળીને મરૂ. ॥૩૪॥ તમોએ માઠી મતી મને દીધિ, કામ કોથી નવ થયું, પાંચ પડયાને છઠો ઉતરીયો, માંછલું અદ્ધર રહ્યું. ॥૩૫॥ વળતું વેદમ વ્યાસજી બોલ્યા, શું ગભરાયો છેક; તારી પુત્રીના લાયક ન્હોતો, એમાંનો વર એક. ॥૩૬॥ દ્રૂપત કહે પુત્રીના લાયક, કેમ જણાતો નથી; વ્યાસ કહે આવ્યો છે સભામાં,કામ ઊપર નહિ મતિ. ॥૩૭॥ કન્યાનિ એને નથી ઇચ્છા, નહી જસ લેવાનો પ્રેમ;ધ્રૂપત કહે પ્રેમ વીનાને,ઉઠાડૃ કરી કેમ. ॥૩૮॥ વ્યાસજી કહે જા તું સભામાં,ગોરને લૈ પરવરજે; રાજા રૂશી જાદવ લોકો, ત્રૈણે સભામાં ફરજે. ॥૩૯॥ હાથ જોડીને સ્તુતી કરજે,ધરજે પુરણ પ્રેમ;ઉઘાડે છોગે કેહેજે સભામાં,જેમ તને કહુ તેમ. ॥૪૦॥કહીએ રૂપ રંગનું કામ નથી. ક્ષત્રી જોઇએ આપ; જાત છુપાવી બેશી રહેતો, બ્રહ્મહત્યાનું પાપ ॥ ૪૧ ॥ એટલે ઉઠશે પાપના ભયથી, ચાલશે એની હામ; તેનામાં રૂપ રંગ નહી હોયે, પણ તે કરશે કામ. ॥૪૨॥ ધ્રૂપત કહે વારૂ માહારાજા,પાળુછુ તમારી વાણ; તેમ છતાં કામ નહિ બનેતો.કાઢીશ માહારો પ્રાણ.॥૪૩॥એમ કહીને રાજા ઉઠયો,વ્યાસજી થયા વીદાય;ધ્રૂપત રાજા આંસુ લુછીને, ચાલી આવ્યો સભામાય. ॥૪૪॥દ્રૌણીકને કહ્યું ઓરેમાહારાજા, ચાલો તમે મુજ સાથ;એમ કહી સાથે લૈઇ ગયો, જાદવમાં જોડયા હાથ. ॥૪૫॥ વળણ ॥ પ્રથમ ગયો જાદવ મહી,છે દ્રૌણીક ગોર સાથ;વ્યાસ વલ્લભ કહે કરગરે,સહુને જોડી હાથ.

---

## કડવું ૧૨૧ રાગ ઝુલણાની ચાલ.

અરે કોઇ ઉઠો ઉઠો રાય, મચ્છ વીંધી વરો કન્યાય; અરે મચ્છ વીંધી વરો કન્યાય;હું તો કહુછું લાગી પાય. ટેક. જાદવ સભામાં દ્રૂપત કહે છે,કોઇ કરો માહારૂં કામ;નહી તો માહારી મશ્કરી થાશે,જાશે ક્ષત્રીનું નામ,અરે કોઇ ઉઠો. ॥૧॥ રૂપ રંગનું કામ નથી ને, ક્ષત્રી જોઇએ આપ;જાત છુપાવી બેશી રહે તેને, બ્રહ્મ હત્યાનું પાપ. અરે૦॥૨॥

સર્વ જાદવ તવ પડયા વીચારમાં,દ્રુપત દેછે પોહોણુ;જાત છુપાવીને બેઠેલો,છે આપણામાં કોણ. અરે૦ ાા૩ાા જદુ કુળમાંથી કોઈ ન ઉઠયું,રાજા ઘણો જુભરાય,આક્રંધ કરતો આંસુ ભરતો,રાજય સભામાં જાય. અરે૦ ાા૪ાાતવ દુરિયોધને મામાને તેડયો,જુઓ ગોરને લાવ્યો; ઘેર જઇ વીચારીને માહારો,વીવા કરવા આવ્યો. અરે૦ ાા ૫ ાા તવ દ્રુપત કહે રૂપ નવ જોઇએ,ક્ષત્રી જોઇએ આપ,જાણી જોઇને બેશી રેહે તેને, બ્રહ્મ હત્યાનું પાપ. અરે૦ ાા૬ાા દુરીયોધન કહે જુઓ મામા, મુરખો દે છે પાપ; જાત છુપાવીને બેઠેલો, કીયો છે એનો બાપ. અરે૦ ાા૭ાા મામો કહે છો ફાંફાં મારે, મનમાં નીશ્ચે મને; છેવટ એને આવવું પડશે, કન્યા લેઈ તુજ કને. અરે૦ ાા ૮ ાા રાજ્ય સભામાંથી કોઈ ન ઉઠયું, દ્રુપત અતી અકળાય;આક્રંધ કરતો ને કરગરતો, બ્રહ્મ સભામાં જાય. અરે૦ ાા૯ાા ત્યાં લાગ્યો ફરવાને કરગરવા,સહુ સભા જોઇ રેહે છ; હાથ જોડીને નમ્રતા પુર્વક, કેવું સભાને કેહે છે. અરે૦ ાા ૧૦ ાા રૂપ રંગનું કામ નથી મ્હારે, ક્ષત્રી જોઈએ આપ; જાણી જોઈ જાત છુપાવી ન ઉઠે,તેને બ્રહ્મ હત્યા પાપ. અરે૦ ાા ૧૧ ાા તવ ધરમ કહે અરજુન વીરા, વીચાર કરો દલ સાથે;જાત છુપાવી આપણ બેઠા,પાપ આપણે માંથે અરે૦ાા૧૨ાા ભીમ કહે સાચુ છે વીરા,કોહોતો દૈવત દાખું;નહી ચડવું પડવું કૈં કરવું, થંભ ઉપાડી નાંખુ. અરે૦ ાા૧૩ાા ધર્મ કહે તમે બેઠા બેઠા, ગુણ ગોવીંદના ગાવો; અરજુન વીરા કુળના હીરા, ઉઠો ઉભા થાવો. અરે૦ ાા૧૪ાા ભીમ કહે ભલે અરજુન ઉઠો, હું બહુ રાજી થાવું; કામ કરીને નાંખજો પડતુ, તમને ઝીલવા આવું. અરે૦ ાા૧૫ાા અરજુન કહે તમે બેશી રહોતો, ઉઠુ મ્હારા વીર; ભીમશેન ભાઇ ચીંતા તમારી, રેહેશે મ્હારે શરીર. અરે૦ ાા૧૬ાા વળણ ાા તવ ભીમ કહે ચીંતા તજો, ઓરે મ્હારા વીર; વલ્લભ વદે વાયુ તને, દીધિ ધારણ ધીર.

## કડવું ૧૨૨ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું,મછવેધન મહીમાય. ાા૧ાા ધરમરાયની આગના લીધી,ઉઠયો ઇંદ્રનો તન; મોઢે ને માથે કેશ ઉગેલા, જોઈ રહ્યા સહુ જન. ાા ૨ ાા તંગીઓ ફુરતુ અંગ પેહેરેલું,ફાળીયું બાંધેલું શીશ;મારગ જોઈને સભામાં પેઠો, જપતો શ્રી જુગદિશ. ાા૩ાા દ્રૂપતરાજા લાગ્યો નીરખવા,આ

કોણ ઉભુ થાય; બ્રહ્મ સભામાં આગળ આવી,દ્રૂમને લાગ્યો પાય. ॥૪॥ એ માહારાજા આગ્ના આપો,સ્થંભે ચઢુ હું આપ;મછાવેધનનું કામ કરૂં, તમારે પુન્ય પરતાપ.॥૫॥ તવ દ્રૂમરૂશી ગાભરા બન્યા, આણે તો આ બરૂ લીધી; જુઓ વીચારથી આગ્ના માગે,કેવી ફજેતી કીધિ. ॥૬॥ વિ-ધારથી સહુ વીસ્મય પામ્યા, આ તે શું કેહેવાય;મછવેધ કરવાની આ ગ્ના માગે, સાચુ કે જુઠુ કળાય. ॥૭॥ એવે અંતરયામી ઉઠીને, આવ્યા બ્રહ્મ સભાય;એટલે એમને પુછવા ચાલ્યો,સામો દ્રૂપતરાય.॥૮॥ એ મા હારાજા આ કોણ ઉઠયું છે, દીસેછે કુપાત્ર; પ્રભુ કહે કુપાત્ર એ ન્હોએ, જાણજે તારો જમાત્ર. ॥૯॥ દ્રૂપતને તવ માઠુ લાગ્યું,માહારાજ બોલો વીચારી;ન કેહેવાનું વચન કોહોછો, ઘેહેલા થયા ગીરધારી. ॥૧૦॥ ડા-હાપણ તમારૂં હવે મેં જાણ્યું, કટુ વાણિ થઈ કેવી; પ્રભુ કહે તે ખોટુ પડે તો, કરીશ માહારો બનેવી. ॥૧૧॥ તવ દ્રૂપત વીચારમાં પડીયો, આ શું બોલે અવીનાશ; પછી બેઉ આંગળીએ વળગી, ગયા ધ્રૂમની પાસ. ॥ ૧૨ ॥ આવી દ્રૂમને કેહેવા લાગ્યા, કૃષ્ણે કર્યું ચરીત્ર; એ માહારાજા આગના માગે, શું એ તમારો મીત્ર. ॥ ૧૩ ॥ એટલે દ્રૂમને જવાળા ઉઠી, વીકટ વીચાર ધાર્યો; મોહન સરીખા મશ્કરી કરે, મુને લજવી માર્યો. ॥ ૧૪ ॥ દ્રૂમરૂશી કહે કૃષ્ણ પ્રભુજી,હું ઓળખું નહી એને;પ્રભુ કહે ઓળખો નહીતો, આવી નમ્યો છે શેને. ॥ ૧૫ ॥ એવું સાભળી અતી અકળાયા, રીસ હળાહળ લાગે;ગોવીંદ કહે ન ગભરાશો, શું તમ પાસે માગે. ॥૧૬॥ દ્રૂમરૂશી કહે કેડવો કાપડી, દીવશ એનો રૂ ઠયો;આગના માગે છે માહારી પાસે, મછવેધ કરવા ઉઠયો. ॥૧૭॥પ્રભુ કહે ત્યારે આગના આપો,થવાનું હશે તે થાશે;થંભે ચડશે મેહેનત પ-ડશે, તેમાં તમારૂં શું જાશે. ॥૧૮॥ ધ્રૂમ કહે કેમ એવું બોલો, આગના કેમ અપાય; એનાથી કામ બને નહી તો, વચન મીથ્યા જાય. ॥ ૧૯॥ પ્રભુ કહે કાંઇ નહી જાય મીથ્યા,શું કરવા મત તાણો;ધ્રૂમરૂશી કહે હું ઓળખું છું,તમે તે વાત ન જાણો.॥૨૦॥માહારા મઠ પાસે રેહેનારૂં, ગો વીંદ ગુણ ગાતુ તું;અન તણા ઉધારા નીત્યે,કોઠાં બીલાં ખાતુતું.॥૨૧॥ તેને રૂપાળી કન્યા દેખી,ચડવાનું થયું મન;એવાને આગના શુ અપા વો, ઓરે જુગજીવન. ॥૨૨॥ પ્રભુ કહે ગમે તેમ હશે, તે ન કરો વીચા-ર; તમે તમારે આગના આપો, શીદ કરો છો વાર. ॥૨૩॥ એટલે રીસ ભર્યા બોલ્યા રૂશી,સ કટ તારૂં જાજો; પ્રભુને વચને ને માહારે વચને,આ કામ તુજથી થાજો.॥૨૪॥ પ્રભુએ આગના અપાવી માટે, તેફળ તુને

મળજો; શીશ નમાવી અરજુન બોલ્યો, વચન તમારૂ ફળજો ॥૨૫॥ એમ કહી નીચી દ્રષ્ટીએ,ચાલ્યો સતી સુત સુબો; સકળ સભા જોઇ રહી છે, જૈ જળકુન્ડે ઉભો.॥૨૬॥ પછી પ્રભુએ કહ્યું દ્રુપતને, એની કનેતું રેહેજે; હું મ્હારા આસન પર જાવું, જે જોઇએ તે દેજે. ॥૨૭॥ એમ કહી આસન જઈ બેઠા, છત્રપતી ઓચરે; જુઓ મામા દ્વારીકાંવાળો, કાળો દોડાદોડ કરે.॥૨૮॥ મામો કહે છે ફાંફાં મારે, છોને મરે સહુ મથી; રૂપાળી તુને પરણ્યા વીના, છુટકો થવાનો નથી.॥૨૯॥ એવે અરજુન ઊભો રહયો છે, દલમાં નથી કાંઈ દુખ; દુર્યોધન વાંકો વળી વળી,જુએ એનું મુખ॥૩૦॥ નેત્ર નાશીકા ચેહેરો જોઇને, મામાને કહ્યું આ કેવો; મુજને તો આભાશ પડે છે, જાણે અરજુન જેવો.॥૩૧॥ મામો કહે અરજુન હશે તો, થાશે કાળા કેહેર; ભીમ ગમે ત્યાં સંતાયો હશે,જવા નપામીયે ઘેર.॥૩૨॥ દુર્યોધન કહે તમે તપાસો, આતે અરજુન હોય;મામે જોઈ વીચારીને કહ્યું, આતો અરજુન ન્હોય. ॥૩૩॥ ત્રણ ત્રણ વર્ષનાં વ્હાણાં વ્હાયાં, નથી થઈ વાર થોડી; હોય તો જરાયે ન રહે છોના થઈ ગયા રાખોડી.॥૩૪॥ દુરીયોધન કહે સાચુ મામા, હવે ટળ્યો મ્હારો વ્હેમ; મુએલા કયાંથી હાંઈ આવે, કાં અરજુન કાં ભેમ ॥૩૫॥ મનથી પરણે મનથી રાંડે,મુરખ કરે મનસુબા;એવે અરજુનની સામા,દ્રુપત દ્રોણીક ઊભા.॥૩૬॥ દ્રુપત કહે ઊભા થનારા, સ્વારથ આજ અમારે; જે જોઇએ તે સામગ્રી માગો, શું જોઇએ તમારે. ॥ ૩૭ ॥ અરજુન કહે દ્રુપત રાજા, કષ્ટ અમારૂ કાપો; બાણે ધનુશાન બાણનો ભાથો, એટલું અમને આપો.॥૩૮॥ તવ દ્રુપતે આગના કીધી, શેવકને તે વાર; દાસોએ લાવીને આગળ મુકયાં, દસ વીસ ત્રીસ હથીઆર. ॥ ૩૯ ॥ અરજુન આયુધ જોઇને બોલ્યો માપ મ્હારૂં તમે માપો, આ હથીઆર કામનાં નહીં એકે, કર્ણના આયુધ આપો.॥ ૪૦ ॥ તવ દ્રુપત ગયો કરણ કને, ઊઠયો આ કામ કરનાર; તેતો મહારી કને માગે,તમારાં હથીઆર ॥૪૧॥ માટે કીપા કરીને આપો, કામ હું રંકનું થાય; કર્ણ બોલ્યો દુરીયોધન કહે તો, આયુધ એ અપાય.॥૪૨॥ દ્રુપત દુરીયોધન કને આવ્યો, માહારૂં કષ્ટ કપાવો,તમારા કરણરાય કનેથી,ધનુષ બાણ અપાવો ॥૪૩॥ તવ દુરીયોધન ગાજીને બોલ્યો, આઘો જા દુરમતી; કોણ કુજાતી ઊભો કર્યો છે, આયુધ મળવાનાં નથી. ॥૪૪॥ તવ દ્રુપતરાય અળગો ઊભો, ગભરાયુ ઘણું મન; એટલે આસનથી ઊઠી આવ્યા,પાતે જુગજીવન. ॥ ૪૫ ॥ દ્રુપતને કહ્યું કેમ ગભરાયો, કેમ વીમીત થઈ બુધ;

દ્રુપત કહે ઊભા થનારે, કર્ણનાં માગ્યાં આયુધ.॥૪૬॥તે દુરીયોધને ના-
પાડી, હવે શો ઊપાય; પ્રભુ કહે હથીઆર અપાવું, કેહેજે હાયે હાય.
॥૪૭॥ એમ કહી ગયા પાપીની પાસે, ઓચર્યા હરજી એમ;છત્રપતીએ
આયુધ માગે, આપતા નથી કેમ. ॥ ૪૮ ॥ આયુધ આપવા કબુલ
કરો, રાયને પેચમાં લાવી;કામ ન થાય તો કન્યા દે તમને, એવું લ્યોને
લખાવી.॥૪૯॥ પછી દો આયુધ ઊઠનારાને, શું જંગલી થંભ ચડશે;
ટાંટીયા એના અમળાઈ જાય છે, થરથરી હેઠો પડશે.॥૫૦॥ એટલે ક-
ન્યા તમોને દેશે, પેહેરામણી પુરપાટ; કેહેતા હો તો ઊપર રહીને, ઘડા-
વું તમારો ઘાટ.॥૫૧॥ દુરીયોધન કહે વાવા મહારાજા,દ્રુપતને ચડાવો,
લખાવરાવી કબજે નાંખો,મહારો ઘાટ ઘડાવો.॥૫૨॥ તવ પ્રભુએ રાયને
તડચો, બોલ્યા મુખ વચન;જો દસ્તાવેજ કરી આપે તો,આયુધ દે રાજન
॥૫૩॥ ઊભો થનારો થંભે ચઢીને,કરે મછવેધ કામ;તો તો તે કન્યાને વરે,
ખુશી છે તમામ. ॥૫૪॥ પણ એનાથી થાય નહી તો, કન્યા તુ રાયને
આપે; ઊભા થનારાનાં નાકને કાન તે, છત્રપતી હાંઈ કાપે.॥૫૫॥ એ-
વું લખો તાંબાને પત્રે, તો આપે હથીઆર; એમ કહીને સાન કીધી,
લખવા જુગદાધાર.॥૫૬॥ તવ દ્રુપતે લેખ લખીઓ, તાંબાને પત્રે સાર;
મામાએ કહ્યું દુરીઓધનને, નથી કામ થનાર.॥૫૭॥ ઊભા થનારાના
ચરણુ બેઉ, જાય છે ફરી ફરી, કન્યા તારા કરમની છે, ઠીક લીધો લેખ
કરી.॥૫૮॥ દુરીધન કહે પત્ર લ્યો આ, વીવા સામગ્રી કરો; ઊઠનારાનું
નાક કાપવા, ધરી મુકજો છરો.॥૫૯॥ મામા હું એવું જાણતો તો,કૃષ્ણ
છે આપણા દ્રોહી;પણ એમણે આપણુ ભલું કીધું, ગુણ ન ભુલવો કોઈ
॥૬૦॥ સાબાશ પ્રભુ શાબાશ પ્રભુ, તસ્દી લીધી મુજ માટ; પ્રભુ કહે
હજી ઊપર રહીને, કરીશ તમારો ઘાટ.॥૬૧॥ તવ દુરીઓધન રાજી થ-
યો, સમજ્યો ન અવળી વાણ; કરણ કને માગીને આપ્યાં, ધનુશ ભાથો
બાણ.॥૬૧॥ જઈ ધ્રુપતે અરજુનજીને, આપ્યાં ઊલટ વાધે, કુન્તી સુતે
આયુધ લઇને, ભેરવ્યાં ડાભી ખાંધે. ॥૬૩॥ પ્રભુ જઈ સીંહાસન બેઠા,
કામ કર્યું ધરી પ્રેમ; એટલામાં દુરીઓધનને તો, પડયો પેટમાં વ્હેમ
॥૬૪॥ અરજુને જ્યારે વડ વીંધ્યો તો, તે વારે થયું'તું આમ; કરણનાં
હથીઆર લઇને, અરજુને કર્યું તું કામ.॥૬૫॥ માટે મામા અરજુન હો-
એ, મુનેપડે છે વ્હેમ; મામો કહે અરજુન હોય તો,ભીમ ઢાંકયો રહે
કેમ. ॥૬૬॥ એવી રીતે મન વાળીને બેઠા, સાંભળને રાજન; પછી અ-
રજુન જળ કુંડાળે, કરે પ્રભુનું સ્તવન. ॥ ૬૭ ॥ વળણુ. સ્તવન કરે

પ્રભુ તણું,જોડીને બે હાથ;વ્યાસ વલ્લભ એમ ઓચરે,જપતો દીનાનાથ.

## કડવું ૧૨૩ બાવલીયાને દેખીરે એ રાગ.

રણછોડા રણછોડારે રે રે હો,તેમાં શોભા તમ તણીરે;ાટેકાા બોલ્યા બોલ્યા વૈશમપાયે વચન,સાંભળ સાંભળ જનમેજે રાજન,અરજુનજીએ કરવા માંડ્યું છે સ્તવન. રણ.ા૧ાપ્રભુ મારે માંથે પાપનું રણ ચડીયું, બ્રહ્મહત્યાના ભયથી અત્યારે ઉઠવું પડીયું,કોને કાજે કરેલું કામ રખડીઉ ારણ.ા૨ાપ્રભુ નથી ઉઠયો કન્યાનું રૂપ જોઇ,નથી ઉઠયો વીશય જાળમાં મોહી, પ્રણુ નહી રાખેલજ્યા તુ વણ કોઇ. રણ. ા૩ા કુબુધીના કૈરવે કપટ કીધાં, નાક કાન કાપવા માહારા લખી લીધાં, ધૃપતરાયે લખીને પત્ર સોંપી દીધાં. રણ. ા૪ા નાક કાન જાળવી લેજો ગીરધારી, નહી તો થાશે વિશ્વમાં ફજેતી અમારી, તે ફજેતી જાણિશ પ્રભુ હું તમારી. રણ. ા ૫ ા મળે જસ તેના ભોકતા તમે મોરારી, ઉભો થયો પાપનો વીવેક વીચારી,સઘળે શોભા રાખીને લીધા છે ઉગારી. રણ. ા૬ાવડવેધનમાં ગુરૂની લજ્યા રખાવી,વીશ મોદીકથી વ્રકોદર લીધો બચાવી,લાખાગ્રેના અગ્નીથી દિધા છોડાવી. રણ. ા૭ા હેડંબાસુર ચોરી કરી ગયો જે વારે,ભીમને સામ્રથ આપ્યું સામળીઆ તે વારે, ધાતા ધાયા નથી તમે તો કેવારે.રણ. ા૮ા કબીરાને ત્યાંથી છોડાવ્યા શ્રી શામ, રાખી લજ્યા ઉગાર્યા સકળ મુકામ,તેવી માહારી લજ્યા રાખવાની આ ઠામ. રણ. ા૯ાનથી થંભે ચઢવાનું સામ્રથ માહારૂં,માહારે માથે સાચો ધણી હું તને ધારૂ, માટે મુને દેજે સામળીયા સામ્રથ તારૂં. રણ. ા૧૦ા વળણ. સામ્રથ દેજો તમ તણું, યસ લેવો તમ હાથ; વ્યાસ વલ્લભ કહે કથા,રીજ્યા દીનાનાથ.

## કડવું ૧૨૩ રાગ આશાવરીની છાંયા.

વૈશમપાયે એણીપેર બોલ્યા,સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવુ,મછાવેધન મહીમાય.ા૧ા અરજુને એમ સ્તુતિ કીધી,સમર્યો અસરણા સરણ; પછી સકળ સભા બેઠેલી, તેમને લાગ્યો ચરણ; ા૨ા વીપ્રોને નમીએ ગુરૂને નમીએ, કોઇ ન ચેતે એમ; પછી નમ્યો નારાયણને, પુર્ણ ધરીને પ્રેમ. ા૩ા કન્યાના સામી દ્રષ્ટી ન કીધિ, મન

થી પ્રાર્થના કરતો,સર્વનિ પ્રાર્થના કરીને, જળ કુન્ડે પરવરતો.॥૪॥સભામાં ડાહ્યા ડાહ્યા હતા તે;કરવા લાગ્યા વીચાર; નોહ્યે નોહ્યે કોઇ નીચ જાતિ,છે ઉંચનો કુંવાર.॥૫॥ઉંચ્ચ વીના બીજો નવ નમે,ગમે તેવો હોય;નીશ્ચે કામ એનાથી થવાનું,એમ વદે સહુ કોય. ॥ ૬ ॥ ઉંટ ઉંચુ તાડ ઊંચો, પણ નીચ તેથી ના નમે; સાલાનું વ્રક્ષ નમે નીચું, તે સરવેને ગમે. ॥૭॥ એવી સભામાં ચરચા ચાલી, બોલે ફાવે તેમ શ્રષ્ટી; અરજુન સામી માંડી રહી છે,સતી ધ્રૂપતી દ્રષ્ટી. ॥૮॥ એટલે એની દાશી બોલી, અમોને પડીયો વેમ;ગાભા ચુંથા પેહેરેલો પ્રાણી, તે સામુ જુઓ કેમ. ॥૯॥ ક્ષત્રીના સુત રૂપને રંગે,તેના સામુ નવ જોયું;જંગલનોએ જંગલી ઉઠયો,તે પર શું મન મોહ્યુ. ॥૧૦॥ કેવારનાં તેને જોયા કરોછો, પુછવા કીધું યત્ન; ધ્રૂપતી કહે મુરખ દાશી, એ છે ઢાંકેલું રત્ન. ॥૧૧॥ નહી અહંકારી નહી અભીમાનિ, નમ્રતા એની જણાતી; નીચનું ફરજન જાણશો નહિ,છે કોઇ ઉત્તમ જાતી.॥૧૨॥ એટલે એની દાશીયો તે, વીચારમાં પડી સાર; જોઇએ જો હવે શું બને છે, વીશેશ નથી વાર. ॥ ૧૩ ॥ એવે સમે દુષ્ટ બુદ્ધી, બોલ્યો દુરીયોધન; મામા ઉઠનારો કોણ હશે, વીચાર કરો મન. ॥ ૧૪ ॥ મામો કહે કોઇ જંગલી છે,રેહેનારો અઘોર વન; રૂપાળી કન્યા દેખીને, ચઢવાનું થયું મન. ॥ ૧૫ ॥ ચરણ અમળાઇ જાય છે એના, એતે શું સ્થંભે ચડશે; પાંચ પચા ડગલાં ચઢતામાં, પાણીમાં આવી પડશે. ॥ ૧૬ ॥ કરણ કેરા આયુધ માગ્યાં, જાણીને મોહોટાનું નામ; માટે જરાએ ગભરા તો નહી,થવાનું તારૂં કામ.॥૧૭॥ દુરીયોધન કહે ધીરજ વળી, ચીંત્તા હતિ બહુ પેર:પણ હવે એ રૂપાળી કન્યા,આવી ચુકી મુજ ઘેર.॥૧૮॥ મામો કહે એક વીચાર લેતું,બતાવું તુજને આંટી;થંભે ચઢીને કામ કરવું,બહુ સ્થળ મ્હોતની ઘાટી. ॥૧૯॥ કદી કોઇ હોયે બળવંતો, થંભે ચઢતાં શું ચડે;પણ ત્રાજવાં નીચાં ને આવાં,તેમાં ઉતરતાં પડે. ॥૨૦॥ ખીલેથી ત્રાજવાંની ડાંડીએ, પોચી શકે નહી હાથ; પડતુ મુકીને ડાંડી ગ્રહે તો,થાય અતી ઉતપાત. ॥૨૧॥ ઝોલ્લો લાગે તેથી વાગે, ત્રાજવાં ભમી જાય;એક તરફની સાંકળ ઝાલ,તો બીજું ઊંચુ થાય. ॥૨૨॥ચરણ મુકવો તેથી ન ફાવે;આવે લથડી ધરણ;થાંભલે થોડો પાછો આવી, જો મુકવા જાય ચરણ. ॥૨૩॥ પ્રથમ એક પગ મુકવો પડે, એકજ ત્રાજવા માંય;એટલે પગના હેલકારાથી,ત્રાજવાં ખસી જાય. ॥૨૪॥ કોઇ રીતે નથી ત્રાજવામાં,ઊતરવા ઊપાય;કદાપી ત્રાજવામાં પડે, તો પણ

કામ ન થાય.॥૨૫॥ શી રીતે ધનુશ ચઢાવે,કેમ આવે નવેડો, વાંકુ વાળવા ધનુશ કેશ,કૈ જગે મુકે છેડો. ॥૨૬॥ એક તરફ મુકી બળ કરે,તો તે નીચું જાય; બીજું ત્રાજવું ઉંચુ ચડે, ચરણ પોહોળા થાય. ॥૨૭॥ લડથડીને પડે પાણિમાં, પુરણ થૈ રહે હુંશ;તે કરતાં કદી એમ માનો, ચઢાવી શકે ધનુશ. ॥૨૮॥ પણ ત્યાંથી મછ છ ગાઉ ઉંચુ,તાકવું જળની માંય;લોચનને પુંછ વીંધવું તે, જળમાં કેમ દેખાય.॥૨૯॥ એક બાણે ત્રણ કામ કરવાં,તે કદી કાળ ન થાય; એવી આંટી ઘાંટી ઘણી છે, ચાલે નહી ઊપાય. ॥૩૦॥ દુરીયોધનનું મન વળાવી, જૈ બેઠો આસન; એવે અરજુન પ્રત્યે બોલ્યો, ધૃપતરાય વચન. ॥૩૧॥ ઉભા થનારા થંભે જનારા,ચઢવાને થાઓ સ્વચ્છ;વસ્ત્ર તમારાં નીચે ઉતારો,લ્યો ભીડવી દો કચ્છ. ॥૩૨॥ એવું સાંભળી અરજુન બોલ્યો, ઉતરાવા વસ્ત્ર આ ઠામ; તેવી તમારે જરૂર શી છે,કામ કર્યાથી કામ. ॥ ૩૩॥ એમ કહિને પાટીયે ગયો, સમરે સુંદિર શામ;સકળ સભા જોઇ રહી છે,થંભને કીધો પ્રણામ.॥૩૪॥ તંબીયો મ્હોટો કુરતુ મોહોટું,માંથે ફાળીયું એક; તે ભેર ચાલ્યો પ્રભુ સમરતો,ઈશ્વર સાથે નેક.॥૩૫॥પછી સ્થંભને બાથ ભીડાવી, ચઢવાનું મન કીધું; એટલે ધૃપતના દાસોયે, પાટીયું તાણી લીધું. ॥૩૬॥ વળણ ॥ પાટીયું તાણ્યું એટલે ધરીયો મન શું ટેક; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, એણે પગલું ભરીયું એક.

## કડવું ૧૨૪ રાગ ચોપાઇ.

બોલ્યા વૈશમપાયે વચન, માંભળ જનમેજે રાજન;ધર્યો અરજુને મન ટેક, એણે પગલું ભર્યું છે એક. ॥૧॥ એની ઇશ્વર કરશે જેય, પછી પગલાં ભર્યા છે બેય; પોતે સમરે અસરણા સરણ,એણે પગલાં ભર્યા છે તરણ. ॥૨॥ એને પ્રસન દેવ મોરાર,પછી પગલા ભર્યા છ ચાર; ચઢતાં ન આવે ઉની આંચ,એણે પગલાં ભર્યા છે પાંચ.॥૩॥ નથી ચઢવામાં પડવાનો ભય,એણે પગલાં ભર્યા છે છય; એને જોઇ રહ્યા ચાર ભ્રાત,પછી પગલાં ભર્યાં છે સાત. ॥૪॥ એનો નથી ક્ષત્રી જેવો ઠાઠ, પછી પગલાં ભર્યા છે આઠ; દેખી દુષ્ટોને મન બળે દવ; એણે પગલાં ભર્યાં છે નવ. ॥૫॥ એને ઇશ્વર અપાવે જસ, એણે પગલાં ભર્યાં છે દસ, નથી પેહેર્યા શરીરે શણગાર,એણે પગલાં ભર્યા અગીઆર. ॥૬॥ જીભે જપે છે જુગદાધાર.પછી પગલાં ભર્યા છે બાર; એને ચઢતાં ન આવે ફેર,

એણે પગલાં ભર્યાં છે તેર.॥૭॥ ધણી છે વીદ્યાવંતમાં બોધ, પછી પગલાં ભર્યાં છે ચૌદ;એનો ચઢવાનો સાચો હુંનર,એણે પગલાં ભર્યાં પન્નર ॥૮॥ નથી ચાવીયાં મુખ તંબોળ, એણે પગલાં ભર્યાં છે સોળ; નથી ચોળ્યાં શરીરે અત્તર;એણે પગલાં ભર્યાં સત્તર. ॥૯॥ થંભ થાય છે કડ કડાડ, એણે પગલાં ભર્યાં અરાડ;જોઈ રહિ ભૂપતિ જોગણી,એણે પગલાં ભર્યાં ઓગણી ॥૧૦॥એતો ચઢતાં જપે જુગધીસ,એણે પગલાં ભર્યાં છે વીસ; એતો ઇશ્વરને આરાધે, પછી દસ્કેને દસ્કે વાધે. ॥૧૧॥ એને માંથે છે સાચો ઇસ, એણે પગલાં ભર્યાં છે ત્રીસ; એને માંથે સાચો વનમાળી, પછી પગલાં ભર્યાં છે ચાળી. ॥૧૨॥ એની ચઢવામાં નહી કચાસ, એણે પગલાં ભર્યાં પચાસ;પછી જણવ્યું સુરાતન સાર,હવે તેનો કરૂં વીસ્તાર. ॥૧૩॥ ઝડપના દોહરાનો રાગ. ॥ શાઠ શીતેરને એંશી નેવુ, સો બસે નીરધાર;પાંચસેને સાતસે પગ ભરીયા, ભરીયા છે હજાર ॥૧૪॥જાય ઝપાટે સુર સપાટે,કાયાથી નવ કાંપે; મોહોટી મોહોટી છલંગ મારે,વાંદરપેરે ટાંપે. ॥૧૫॥ વાયુ વેગે પરવરે છે,ચઢતાં નાવે જોર; કેવી રીતે ચાલીયો જેમ, પતંગ માગે દોર. ॥૧૬॥ ચોટ ન ચુકે પગલાં મુકે, સભા વીસ્મે થાય;આવી રીતે કો નતો ચઢીયો,એમ કહે સૌ રાય.॥૧૭॥ ધસતો ધાયો ચઢયો સવાયો,જયાં છે આડો ત્રાંસ;દડબડ દોડીને એ આવ્યો, આડા ખીલા પાસ. ॥ ૧૮ ॥ વળણ. ॥ ખીંલે જૈ વ્હાજી પડયો, જુએ શ્રી અવીનાશ; શરીર લટકતું નાંખીને, ખાવા લાગ્યો શ્વાસ. ॥

—(▬▬)—

## કડવું ૧૨૫ રાગ ધન્યાસરી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવુ, મછાવેધન મહિમાય. ॥૧॥ એક ઘડીવાર સ્વાસ લીધો,પછી વીચાર્યું એમ;બે ત્રાજવે બે ચરણ દેવા,ઉતરવા કરૂં કેમ.॥૨॥ એવામાં દુરીયોધન બોલ્યો, મામા આતો ન પડીયો;તમો કહેતા હતા કે એ પડશે, પણ પુરપાટ ચડીયો.॥ ૩ ॥ મામો કહે એ જંગલવાશી, ચઢવા હીમ્મત આણે; તાડે ને ઝાડે ચડેલો માટે, ચઢવાની રીત જાણે. ॥ ૪ ॥ તે કારણથી ચઢી ગયો પણ, ઉતરવાની આંટી; ત્રાજવામાં આવવું તે, છે મરવાની ઘાંટી. ॥ ૫ ॥ માટે મનમાં રાખજે નીશ્ચે, છે એ કન્યા તારી; દુષ્ટ કહે હવે એમ લાગ્યું,રૂપાળી નારી મ્હારી. ॥૬॥ અરજુને ત્રાજવા ભણી જોયું, બરોબર નજર માંડી; ઘણો લાંબો હાથ કરૂં પણ,હા

થ ન આવે દાંડી. ॥૭॥ થાંભલે થોડા ઉતરૂ પાછો,ત્રાજવે મુકુ પાય; તે મુકતામાં હેલકારાથી,ત્રાજવું આઘે જાય.॥૮॥હું વચમાં ટટળી પડુ હે ઠો, શું થાશે શામ સરીર; પડતુ નાંખી પડુ ત્રાજવામાં,ત્રાજવા કેમ રે સ્થીર. ॥૯॥ પડતાં શરીર ધારણ રાખુ,તો મટે શોર બકોર;પણ તે ધારણ રાખવાનું,નથી મ્હારામાં જોર.॥૧૦॥ અરેરે હવે કેમ થવાનું, વીશ્વ તણા મ્હારાજ; તમે ઉઠાડી થંભે ચઢાવ્યો, હવે લેવા માંડી લાજ. ॥ ૧૧ ॥ ચઢાવી બનાવો તે નવ શોભે,ઓરે વિશ્વંભર નાથ;એવુ આરાધન એણે કીધું,પ્રભુએ જાણી વાત. ॥ ૧૨ ॥ ભક્તને આધિન ભુધરો છે,પોતે નંદકીશોર;અરજુનજીને અરપણ કીધું.એક કળાનું જોર. ॥૧૩॥ શરીરમાં તવ શકતી આવિ,વીચાર સુજ્યો મન;કો ના કહો પણ કામ કરાવે,પોતે જુગજીવન.॥૧૪॥ ધણી છે સાચો નથી કાચો, જે કરે છે તે ઠીક; મીથ્યા મનમાં ભય રાખુ છું,હવે ન ધરવી બીક. ॥૧૫॥ ધણીનું ધ્યાન ધરી નાખ્યુ પડતું,પોતે ગુણ ગંભીર;બે ત્રાજવે બે ચરણ પડયા,સરખે બોજે રહ્યાં સ્થીર.॥૧૬॥સકળ સભા ખડખડ હશી,ચઢનારને શાબાશ;તેવું પ્રાક્રમ જોઇને પાપી,થઇ ગયો ઉદાસ.॥૧૭॥ જુઓ મામા જુઓ મામા,જંગલા ઝપાટે ચડીયો;ત્રાજવે પડવાની ધાંટી કહેતા હતા,પણ તે ત્રાજવે પડીયો. ॥૧૮॥ મામો કહે ભાઇ ભવીશ તારૂં,નિકળી ગૈ એનિ ધાંટી;પણ ધનુશ ચઢવાનું નથી,એ છે મ્હોટી આંટી. ॥૧૯॥તે આંટીથી ધરણ ઢળશે,ભળશે ભાયગ તારૂં;દુષ્ટ કહે રૂપાળી કન્યા, થાશે રમકડુ મ્હારૂં. ॥૨૦॥એવે અરજુન ત્રાજવા માંહી,ઉભો રહ્યો છે સાર; તે સમે એના સામુ જોઇને,વીચાર્યું જુગદાધાર. ॥૨૧॥ સરવ સભા સુંદીર શોભે,બહુ શોભે ધૃપતી;ત્રાજવાં વિશે ભકત મારો,જરાએ શોભતો નથી.॥૨૨॥ નહી વસ્ત્ર વાઘા પ્હેર્યા છે ધાગા, નથી કાંઇ સણગાર; એમાં ઇજ્જત માહરી ઘટે,કેહેશે શું ખુટયો ભંડાર.॥૨૩॥ એમ જાણીને ભકતનિ ભીડે ભુધરે પ્રેરણા કીધી;નારદજીને બોલાવીને,શીખ સામળીયે દીધી., ॥૨૪॥ તવ નારદજી સ્વર્ગે સંચરીયા, ઇંદ્ર રાજાની પાસ; ઇંદ્ર કહે પધારો મ્હારાજા,આવો મુજ એવાસ. ॥૨૫॥ નારદ કહે નંદન તારો,કુન્તાને આપ્યો જેહ;અરજુનજી છે નામ એનું,મછવેદ કરે તેહ.॥૨૬॥ પંચાળ દેશમાં દ્રુપતને ત્યાં,કીધુ છે કામ આરંભ; વસ્ત્ર વાઘા નથી ધાગા છે અંગે.એવો ચઢયોછે થંભ. ॥૨૭॥ જાદવ રહીયત રાજા રૂશી; શોભાવંત સભાય;તેમાં મેલો ઘેલો સુત તારો,થઈ તારી નીંદાય.॥૨૮॥ફાગટી ચાયે પ્હેર્યું ઓઢયું છે, તુંજ તન ગરીબ ઉડયું; લોક કહે છે એના બાપ

ના,ઘરમાં ખાવા ખુટયું. ॥૨૯॥ તે મુજથી સાંભળી ન શકાયું,માટે હું આવ્યો કહેવા;જાવો જઇને વસ્ત્ર પેહેરાવો,સભામાં શોભા લેવા. ॥૩૦॥ એમ કહીને નારદ ફરી,ત્યાંથી થયા વીદાય;એટલે ઇંદ્રે સર્વ દેવોને, એવી કરી આગ્નાય.॥૩૧॥ તેત્રીસ કોટી વેમાન બેસો;ચંદન પુષ્પ ભરીને;દુંદભી ડંકા સાથે રાખો,અતી ઉલટ ધરિને. ॥૩૨॥ એમ કહ્યુ તવ સ્વર્ગના સુરા,તરત થયા તૈયાર;ઇંદ્રની સાથે અંત્રીક્ષ આવ્યા,કરવા જેજે કાર. ॥૩૩॥ સત્યવાદિ સભામાં બેઠેલા,તેને થયાં દરશન; તેત્રીસ કોટી દેવને દેખી. વીચાર કરતા મન. ॥૩૪॥કેમ આવ્યા આ સુર સ્વર્ગના, હર્ષ ભરેલા એવ;આ દેખી એમ વેમ પડે છે,સ્થંભે ચઢયો કોઇ દેવ. ।૩૫॥કોઇ કહેછે વેશ બદલી,ચઢયા છે વૈકુંઠ રાય;કોઇ કહે કે બ્રહ્મા ચેઢેલા,કો કહે શીવ દેખાય.॥૩૬॥જે જેને ફાવે તે બોલે,દુષ્ટોને નહિ દરસન;તેતો જાણે જંગલવાશી,એમ કરે સભા જન. ॥૩૭॥એવામાં ઇંદ્રે અરજુન દીઠા,સ્થંભે ત્રાજવા માંય;પુત્રને દેખી લજ્યા આવી, આયુધ લીધાં ત્યાંય. ॥૩૮॥ ॥ વળણ ॥ આયુધ ઇંદ્રે કર ગ્રહ્યાં, પ્હેરાવવા સણગાર; વ્યાસ વલ્લભ વાણી વદે, કરતા દેવ મોરાર. ॥

---

## કડવું ૧૨૬ રાગ ભેરવના દોહરાની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજ રાય; વિસ્તારી તુજને સંભળાવું, મછાવેધન મહીમાય. ॥૧॥ ઇંદ્ર રાજાએ ધનુષ લીધું,ઉપર લીધું બાણ;વસ્ત્રાભુષણ પેહેરાવા ધાર્યા, જુએ પુરૂશ પુરાણ. ॥૨॥ પ્રથમ પેહેલું બાણ મારી,દૈવત દારૂણ દાખ્યું;અરજુનજીનું પાઘડું તે, સભામાં પાડી નાંખ્યું.॥૩॥ સકળ સભા ખડખડ હશી,ઇંદ્રને અંગ ઉલટ;બીજે બાણે ક્ષૌર કરાવી,પેહેરાવ્યો મુગટ. ॥ ૪॥ ત્રીજે બાણે મુખવાસ આપી; મોઢું કરાવ્યું લાલ;ચોથે બાણે તંગીયા ઉપર, પેહેરાવ્યો સુરવાલ. ॥૫॥ પાંચમે બાણે કવચ બકતર,પેહેરાવ્યાં રહી સામો; છઠે બાણે કમ્મર પટા, સાથે જરીનો જામો.॥૬॥ પછી ગૌરાસ્તર બાણ માર્યું, ગૌરવરણ થયો સાર; તે પછી ઇંદ્રે બાણ મુકીને, પેહેરાવ્યા સણગાર ॥૭॥ રૂપે ગોરો કેહેડે કંદોરો, તોરો મોતીનો માથે;કડાં સાંકળાં વેઢ વીંટી,બાંધ્યા બાજુબંધ હાથે. ॥૮॥ કાનમાં કુંડળ હાર હીરાના, પેહેરાવી મોતિની માળા;અરજુનજી તવ વિસ્મય પામ્યો,આ શું શ્યામ છોગાળા ॥ ૯ ॥ સર્વ સભા પણ વિસ્મય પામી, ખુશી થયા જગપતી; પ્ર-

જુએ જાણ્યું ગોરો થયો પણ,તેજ જરાએ નથી.॥૧૦॥ સુકીત વિના તેજ ન હોયે,માટે કષ્ટ કપાણું; પાંચ જણાને વચને બાંધ્યા છે, સુકીત તેનાં અપાણું. ॥૧૧॥ એમ જાણીને પ્રેરણા કીધી,બળદેવને તે વાર;હળધારી તવ પુછવા લાગ્યા, ઓરે જુગદાધાર. ॥૧૨॥ આજનું કૌતક કદી ન જોયું,આશ્ચર્ય દીઠું ઓણ;સ્થંભે જઇને સ્વરૂપ બદલ્યું,એ પ્રાણી છે કોણ. ॥૧૩॥ વીઠલ વલા વડા વીરા, વેણ વદેલું થાપો; કુન્તા કુંવર એ અરજુનજી,સુકીત તમારૂં આપો. ॥૧૪॥ બળદેવજી કહે મરકરીમુકે, અરજુન માનુ કેમ; ભગવાન કહે બ્રહ્મ સભાની, પુઠળ જુઓ ભેમ ॥૧૫॥ તવ બળદેવે જોઇને માન્યું,કહ્યું કે જયજય થાજો, મારૂં સુકીત આજ સુધીનું,અરજુન અંગે જાજો. ॥૧૬॥એમ કહીને સુકીત આપ્યું તેજ વધ્યું તતકાળ,સહુ રાજાના સરખો શોભ્યો, રીઝ્યા નહી ગોપાળ. ॥૧૭॥ ઉઠીને ગયા રાજ સભામાં, સત્યવાદિ કને આવ્યા; એટલે ભીષ્મને વીદુરજીએ,માન્ય દઇ બોલાવ્યા.॥૧૮॥પાસે બેસાડી પુછવા લાગ્યા, ભીષ્મ વીદુર ને દ્રોણ; એ માહારાજા સ્થંભે ચડીયો, એતે પુરૂષ કોણ ॥૧૯॥ પ્રભુ કહે તમે બોલ્યાતા, બોલ્યાનું માપ માપો;કુન્તાકુંવર અરજુનજી છે,તમારાં સુકીત આપો. ॥૨૦॥ સત્યવાદી કહે સાચુ ન ભાસે, અરજુન કહીએ કેમ; પ્રભુ કહે જુઓ બ્રહ્મ સભાની, પુંઠળ બેઠો ભેમ. ॥૨૧॥કોઇ ન ચેતે તેમ જોજો,તવ જોવા મન મ્હોયું;એકે એકે ઉંચા થઇને, બ્રહ્મ સભામાં જોયું.॥૨૨॥લાંબો પેહોળો પોચતો દિઠો, બળવંત વાયુ તન;પાન્ડવન જીવતા જાણ્યા કે, ઘણા થયા પરસન. ॥૨૩॥ સત્ય પુરૂષોએ સંકલ્પ કીધો,અરજુનની જય થાજો;અમારાં સુકીત આજ સુધીનાં અરજુનજીને જાજો.॥૨૪॥તે ચાર સુકીત આવીયાં કે,તેજ વધ્યું અપાર; સરવે સભા ઝાંખી પડી,સોભ્યો સતી કુંવાર.॥૨૫॥ જેવી કન્યા તેવોજ બનીયો,ભુલ નહી લગાર;વરકન્યાનું જોડુ મળીયું,રહ્યો નહી ફેરફાર.॥૨૬॥ પ્રભુ જોઇને આનંદ પામ્યા, વર શોભ્યો સરવથી, પણ કન્યાના સરખો થયો તે, મુજ મન માનતું નથી.॥૨૭॥નૃપતિને અભીમાન રહેશે, કેહેશે થયો મુજ જોડ;એનાથી વિશેષ શોભાવું ત્યારે;નામ મ્હારૂં રણછોડ ॥૨૮॥એમ ધારી જઈ આસન બેઠા,વાત વીચારી લીધી; ભકતને માટે પ્રેરક પ્રભુ,પ્રેરણા દ્રુમને કીધી.॥૨૯॥ તવ દ્રુમ રૂશીને વીચાર આવ્યો,હું તો વિસ્મય પામું;અરજુનજીને જોઇને જુએ,ચારે ભાઇના સામું.॥૩૦॥ એ હતા જેવા તેવાને તેવા,ઉપર ગયો જેહ;વસ્ત્ર આભુષણથી અંગ શોભ્યું,કોણ હશે નર તેહ.॥૩૧॥ છતી વિદ્યાએ રહ્યુ અજાણ્યો, એતો મ્હો-

ટી ઉપાધી;નિશ્ચય કરવા આસનવાળી,રૂશીએ માંડી સમાધી. ॥ ૩૨ ॥ જ્ઞાનદ્રષ્ટીએ જોવાથી જાણ્યું,છે કુન્તાના તન,સ્થંભ ઉપર અરજુન ચઢયો છે,પ્રસન્ન જુગજીવન.॥૩૩॥ એવું જાણી સમાધી ઉતારી, દલમાં લાગ્યું દુઃખ; અરેરે પાન્ડવને તીછકાર્યા, શું દેખાડું મુખ. ॥૩૪॥ એમ કરીને રડવા લાગ્યા,ચોધારે આંસુ જાય;સમુદ્રમાં જંપાપાત કરૂં,કલ્પાન્ત માંડ્યું ત્યાંય. ॥૩૫॥ વળણ ॥ રૂશ્મે કલ્પાન્ત માંડીયું, નેત્રે ભરતા નીર; વ્યાસ વલ્લભ વાણી વદે,છાંડવું ધાર્યું શરીર,

—o—

## કડવું ૧૨૭ શીક્ષાશાણાને એ રાગ.

જઈ પડુ ત સાગરમાંયરે,હવે હુંતો શું કરૂંરે;॥ટેક.॥ ધુમ રૂશીએ આક્રંધ માંડ્યું,કરે વીવીધ વિલાપજી;છતી વિદ્યાએ હું છેતરાયો, કીયા જનમનાં પાપરે.હવે હુંતો શું કરૂંરે.॥૧॥આળસુને ઘેર ગંગા પધારે પણ, આળસુ ઊઠી નવ ન્હાયજી;જ્યારે ગંગાજી જતાં રહે તેની, પુઠે પાપી પસ્તાયરે. હવે.॥૨॥કાગની ચંચુમાં રત્નજ આવે ને,મરકટને મોતીનો હારજી; તેવા પાન્ડવ મારે હાથ આવ્યાતા જેવી, કાહ્યર હાથ તલવારરે. હવે. ॥૩॥ અંધની નારી આભુષણ પ્હેરે પણ, અવરથા અવતાર જાયજી; બેહેરાની આગળ શંખ ફુકે તોહે, હાડકાં કરડયાં કહેવાયરે. હવે૦ ॥૪॥ ચકલીને માળે મોટા પધારે, ગરૂડ ગુણ ભંડારજી;તેવા મારે ત્યાં સેજ પધાર્યા,કુન્તા સતીના કુંવારરે.હવે. ॥૫॥ કાપડી જાણી ટકવા ન દીધા, મેં મારા મઠ માંયજી;હરીજન દાતા દીનતા વાળા,ફરીથી મુજ ઘેર કયાંયરે. હવે.॥૬॥એમ અતીશે આક્રંધ માંડ્યું, જોયું ધરમરાયજી; ભીમ વીરા હું જૈ સમજાવું, આ વેળા કલેશ ન થાયરે. હવે૦ ॥ ૭ ॥ એ બ્રાહ્મણ રડવા માંડ્યું છે,અરજુન થંભે જતાનોજી;ભીમ કહે એને રડવા દો વીરા, બ્રાહ્મણ છે એ મતાનોરે. હવે. ॥ ૮ ॥ વળણ ॥ એજ મતાનો વિપ્ર છે, કર્યા હતા તિછકાર; વદે વલ્લભ ધરમે કહ્યું, ભીમ તુજને ધિક્કાર.

—(o)—

## કડવુ ૧૨૮ રાગ આશાવરીનો દોહરો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું, મચ્છીવેધન મહીમાય. ॥૧॥ ધર્મ કહે ધીક્કાર તુને, હજી ન આવ્યું જ્ઞાને; બ્રાહ્મણની ને માતાની કરણી,જોવી બેઉ સમાન્ય.॥૨॥ એ

મ કહીને ધરમ રાજા, છાના રાખવા ઉઠે; કોઈન ચેતે એમ આવી, ઉભા ધ્રુમના પુંઠે.॥૩॥ એ માહારાજા આશુ કરોછો, ખોટા ચઢયો કેમ નાદ; દેવો જોઈએ અરજુનજીને,આ વેળા આશીરવાદ.॥૪॥અમારૂ ભલુ ઇછતા હોતો,આંસુ ન ઢાળો લોચન;એવું સાંભળી ધ્રુમરૂશી;મુખ વધા વચન. ॥૫॥ ઓરે ધરમ મ્હારી આગળ,છુપાવિ રાખી જાત; શું હું શત્રુ હતો તમારો, કરત કોઈને વાત. ॥૬॥ ધરમ કહે ભુલ અમારી; હવે ન દેવો દોશ;બનનાર વસ્તુ બનિ ગઈ, જળ વહી ગયે શો સોશ. ॥૭॥ તવ ધ્રુમ રૂશી રહી ગયા છના, કહ્યું પાન્ડવ જય થાજો; આજ દીન સુધિનુ સુકીત મ્હારૂં, અરજુન અંગે જાજો. ॥૮॥ અરજુનજીને સુકીત સોંપ્યું,વધ્યું તેજ અપાર;ધરમરાય ઠેકાણે બેઠા,જોયું જુગદાધાર. ॥૯॥ દ્રૂપતી કરતાં અરજુન સોભ્યો, મહતા ઉતારિ નાંખી, તેજ તણો ભીંબકાર છુટયો,કન્યા પડી ગઇ ઝાંખી.॥૧૦॥પ્રભુ જોઈને આનંદ પામ્યા, વર સોભ્યો સર્વથી;રવીથી જાંખો દીસે છે માટે,મુજ મન માનતુ નથી ॥૧૧॥ અઢળક ઢળીયો પોતે સામળીયો, કાંઈ ન રાખી નુન્ય; ભક્તને હરજીએ અરપણ કીધું, એક વરસનું પુન્ય. ॥૧૨॥ એટલે અંગમાંથી તેજ છુટયું, શોભા વધી ગઇ ઘણી;સુર્યનો તાપને એની શીતળતા,જાણે બીજો દિનમણી.॥૧૩॥ ઉપર સુર્ય અરજુન વચમાં, બેઉતો તેજ પ્રકાસ;તે તેજ પડયુ કુન્ડના જળમાં, જળથી થયો ચીદાભાશ. ॥૧૪॥ તે આભાશે સભા શોભી, તેજ તણો બીંબકાર; ઝબુક ઝબુક ઝબકારા મારે, જુએ દ્રૂપતી નાર.॥૧૫॥ મોહ્ડું ઉતારી બોલી એ નારિ, સાંભળો સૈયર સહિ;આ વરસ્થંભે ચઢયો તે મુને, પરણશે કે નહી. ॥૧૬॥ દાશીયો જોઇને વિસ્મય પામી, થૈ ગયું કાળજું કાચું;ઢાંકયું રત્ન તમે કે હેતાંતાં,બૈ તમ બોલ્યું સાચું.॥૧૭॥ગભરાશો નહી એ વર વરશે,તવ મન ધીરજ આવી; દ્રૂપતી સામુને સામુ જુવે છે, પ્રેમ પતિ ભાવ લાવી. ॥૧૮॥ એવે અરજુને ધનુસ લીધું, ચઢાવવા વીચાર; જાણ્યું કે એક છેડો કયાં મુકુ,શા પર દેવું ભાર. ॥૧૯॥એકજ ત્રાજવે ટેકો મુકીને,જો કદી ભાર દેવાય; તો બીજુ ત્રાજવું ઉંચુ ચઢે, ચર્ણ પોહોળા થઇ જાય ॥૨૦॥એટલે ટટળી પડુ પાણીમાં,થાય સભામાં હાંશી;થંભને ટેકો દૈ ભાર દેવું,તો વણ ફાંશીએ ફાંશી. ॥૨૧॥ ધકાથી ત્રાજવાં જાય આઘાં, ઝોલા ખાઈને પડું; કેમ કરી ધનુશ ચઢાવું, કયાં લગી હું રડવડુ. ॥૨૨॥ શરીરનો મધ્ય ભાગ નાભી,તે પર દૌ અણીઆરૂ; સામ્રથ કરતાં સુંસર પેસે, તો થાય મંરણ મ્હારૂ. ॥ ૨૩ ॥ અણી મુકી જોવું સદે ખો-

લું,જાણી મુકયો એક છેડો;જરા દબાવતાં પેસવા માંડયુ, જાણ્યું કે આવ્યો નવેડોા॥૨૪॥તરત પાછું ઉપાડી લીધુ,ગભરાયો અપરમપાર;અરે રે ચઢાવી બનાવ્યો,ઓરે જુગદાર ॥૨૫॥ પાકી મશ્કરી મ્હારિ કરાવી, શું કરવાને ચડાવ્યો;વસ્ત્ર આભુશણ તેજ વધાર્યું,શું મરવા દીપાવ્યો. ॥ ૨૬ ॥ આટલી આંટી મ્હોતની ઘાંટી, તેમાંથી તમે ઉગારો; પ્રથમ જેવી બાંહ્ય ઝાલી તેવી, ઝાલીને પાર ઉતારો. ॥ ૨૭॥ એવી સ્તુતી કરી પ્રભુની, પુરણ ધરીને પ્રેમ; તવ પ્રભુએ સામુ જોયું. શું ચવાય છે હજી કેમ. ॥૨૮॥ ભક્ત તણી ભીડ ભુધરે જાણી, આપ ચીંતામાં પેઠા, ગોવીંદ વાયુનો ગોળો થઇને, નાભી ઊપર જઈ બેઠા. ॥૨૯॥ હુંટી ઉપર દડો વાગે,એમ લાગ્યું જે વાર; અરજુનજીને આસ્તા બેઠી. અણી મુકી તે વાર. ॥૩૦॥જોર કરિને જોયું દબાવી, પેઠુ નહી અણીઆરૂં; અરજુને જાણ્યું ધણિ છે સાચો, શા સારૂ ભય ધારૂં. ॥૩૧॥ એવું જાણી બીજો છેડો,ધનુશ કેરો જેહ;એકજ હાથે જોર કરિને, વાંકું વાળ્યું તેહ. ॥૩૨॥ બીજે હાથે દોર ચઢાવી, તેવો થયો ટંકાર; ધનુશ ચઢયું એટલે તો, બોલ્યો અંધ કુવાર.॥૩૩॥ ઓ મામા તમો કેહેતાતા, ચાહ્ય તેમ મરશે મથી,પણ ધનુશ કરણ રાજાનું,એનાથી ચઢવાનું નથી. ॥ ૩૪ ॥ મામો કહે ભાઈ ભાગ મ્હેરા,મેં તુને કહ્યું એવું; પણ નીચુ જોઈ બાણ ઉંચુ,મારી કરે કામ કેવું.॥૩૫॥ એક બાણ શું ત્રણ કામ કરશે,જો મન માં વિચારી; દુરીયોધન કહે એ છે આંટી, કન્યા થવાનિ મ્હારી. ॥૩૬॥ એમ પાછો મન વાળીને બેઠો,સાંભળને તુ રાય;આ ઠેકાણે સીધાન્ત લેવું, કેવું ગાંડુ દેખાય. ॥ ૩૭॥ દુરીયોધનની બોલી ચાલી, રીતી નીતિ જેહ; તે પ્રમાણે જે જન રાખે, દુરીયોધન તુલ્ય તેહ. ॥૩૮॥ પાન્ડવનો સંતોશ શીળતા, રીતી નીતિ સુદ્ધ વાણી; દીનતા દયા એવી રાખે, તે પાન્ડવ તુલ્ય પ્રાણી. ॥૩૯॥ કથાતો દ્રષ્ટાન્ત રૂપી,સીધાન્ત એનું કેવું; જેવી જેની રીતી તેવું, તેને જાણી લેવું.॥૪૦॥ ઇતીહાસ કૈરવ પાન્ડવ કેરો, તે જાણવે નહી મુક્તી;મુકતીને માટે જાણી લેવી;નીતી અનિતીની યુકતી. ॥ ૪૧ ॥ વળણ. ॥ યુકતી મુકતી કારણે, જાણવી શ્રોતા જન; વ્યાસ વલ્લભ એમ ઓચરે, શું કર્યું ઇદ્રને તન.

---

## કડવું ૧૨૯ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યાં, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને

સંભળાવુ,મછવેધન મહીમાય. ॥૨॥ અરજુનજીએ ટંકાર કીધો, ચઢાવીયું ધનુશ;વીચાર કીધો મછ વિંધવાનો,હૈયામાં ધરી હુંશ. ॥૨॥ એવામાં દુરીયોધન રાજાએ,બોલાવ્યો રાજા કરણ;કહ્યું કે આ મછવધ કરશે, વરશે ઉતરી ધરણ. ॥૩॥ કાળે મોઢે જાવું પડશે,આપણને ધિક્કાર; કરણ કહે જો દુરીયોધન,મુજ મનનો વીચાર.॥૪॥ચઢનારો મછવેધ કરશે,તેવુજ મારીશ બાણ;ત્રાજવામાંથી નીચે નાખી, કાઢુ એના પ્રાણ. ॥૫॥ નીચે પડે તવ સરવે ભાઇએ,મારી પમાડવો મરણ; તે વેળા હું ધૃપતીનું,કરી જવાનો હરણ. ॥૬॥ નીશ્ચે તુજને પરણાવવાની, ચીંતા મુજને પેઠી,દુષ્ટ કહે મુજને એમ લાગ્યું,હવે મ્હારે ઘેર બેઠી. ॥૭॥ આશા આપી કરણ ગયો, જૈ બેઠો આસન; શકુની મામાએ સમજાવ્યા, અંધ તણા સૌ તન. ॥૮॥ સાવચેતીથી સરવે બેસો,હાથ ગ્રહી હથીઆર; તવ કૌરવો આયુધ લઇને,બેઠા થૈ તૈયાર. ॥૯॥ તે સહુ સભાયે નજરે જોયું,કોપ્યા કૌરવ કરણ;કન્યા સુખે નથી વરવાની,થશે રૂપાળીનું હરણ. ॥૧૦॥ ધૃપતનું ધુળ ધાણી કરશે,અંધ તણા કુંવાર;એવી ચરચા ચાલી સભામાં,ભય ભર્યા સૌ સાર. ॥૧૧॥ ધ્રુમરૂશીએ કૌરવોને, દીઠાં ગ્રહ્યાં હથીઆર; જાણ્યું કે એ અરજુન ઉપર,છેવટ દેશે માર. ॥ ૧૨ ॥ એમ જાણીને સર્વ રૂશીને, ચેતવણી કરી એમ; આપણી સભામાંથી વર ઉઠયો, મારવા દેઇએ કેમ. ॥૧૩॥ આપણે એ વરના જાનૈયા,હાંઇથી ઉઠયો માટ;લજ્યા ન ખોવી કૌરવ કેરો,આપણે ઘડવો ઘાટ. ॥ ૧૪॥ એવું સાંભળી સર્વ રૂશીને,ઉમંગ પ્રગટયો કેવો;એ વરના આપણે જાનૈયા, માટે ન મારવા દેવો.॥૧૫॥થનાર વસ્તુ હશે તે થાશે,કરવો કાળો કેહેર; કૌરવ વરરાયને મારે તો, આપણે મારવા ઠેર. ॥૧૬॥એમ ધારી સૌ તૈયાર થયા,વઢવાને મન કીધાં;કૈક કહે હું મારીશ સરવો,કૈકે તુમડાં લીધાં. ॥૧૭॥ કૈં કહે આંખ્યો પુરવાને,મારવા ભરમના ગોળા;કૈક કહે આ છમનીયોને ગોદે, ફોડી નાખવા ડોળા. ॥૧૮॥ કૈક કહે તુમડાં ફોડીશું, કૌરવને લેલાટ; બ્રાહ્મણ કોપ્યા ભકતની ભીડે, બેઠો બરોબર ઘાટ. ॥૧૯॥એવામાં ધ્રુપત રાજાયે, ધ્રુપતીને એમ કાહાવ્યું; હાથણી બેશી આવો સભામાં ભવીશ ભલેરૂં ભાવ્યું. ॥૨૦॥ સણગારી હાથણી મંગાવી,ધ્રુપતીયે તે વાર;સુંઢમાં સોનાનો કળસ આપ્યો,શોભા તણો નહી પાર. ॥૨૧॥ ધ્રુપતી ઊઠી ઝરૂખેથી,ઊતરી મ્હેલથી હેઠી; વરમાળા બે કરમાં લેઇને, હાથણી ઊપર બેઠી. ॥૨૨॥ પુંઠળ નાશી ચીમ્મર ઢોળે, જોયા જેવી થઇ ખુબી;સભાની વચમાં જળ કુંડાળે, આવીને કન્યા ઉ

ભી.॥૨૩॥ હરખી ઉઠવા ભીમસેન બળીયો,ઉચો નીચો થાય; પણ એ નો ભુજ ઝાલી બેઠા છે,પોતે ધરમ રાય. ॥૨૪॥ અરજુનજીએ ધનુશ ચઢેલું, ધર્યું દ્વીભુજ વિશે; તે વેળાએ અરજુનજીની, કાન્તી અલોકીક દીસે.॥૨૫॥ તે દેખીને શેદેવ જોશીને, ઉપજ્યો અતી પ્રેમ;હશો હશીને ધરમ પ્રત્યે,કેહેવા લાગ્યા એમ. ॥૨૬॥વળણ ॥ શેદેવ કેહેવા લાગીયા, આતો વાત અનુપ; વદે વલ્લભ જોશી કહે, જુઓ ભુપનુ રૂપ ॥

## કડવું ૧૩૦ રાગ કનડાની સાખીયોનો.

જુઓ જુઓ ભુપનાં રૂપ,ધનુશધનંજય ધર્યુંરે;જુઓ જુઓ અરજુનજીનું રૂપ,ધનુશ ધનંજય ધર્યુંરે,॥ટેક॥શેદેવજી મુખ બોલીયા, સુણો ધર્મ સુજાણ; ત્રણ ત્રણ વરસ દુખ વેઠીયું,તેતો આજ પડ્યું પરમાણ.ધનુશે.॥૧॥લાખાગ્રહેમાં બાળીયા, દુષ્ટે કરી અન્યાય;ત્યાંથી ઊગરી વન રહ્યા,ભીમ પરણ્યો હેડંબા કન્યાય. ધ. ॥૨॥હેડંબો ચોરી ગયો, દેનાર દેવને દુખ;તેને ભીમે મારીઓ,કર્યું છત્રેશ્વરીને સુખ. ધ, ॥૩॥પછી કબીરા લઈ ગયા; પોતાને અવાસ;યોગી વેશ ભીમે ધરી, કીધો દુષ્ટજનોનો નાશ. ધ.॥૪॥તે પછી એક ચક્રા ગયા,સ્થીતી કરી બહુ દન;બકરાક્ષસને મારીયો,ભીમે ઉગાર્યો વિપ્રનો તન; ધ.॥૫॥નીત્યના પાંચ અજા હણે, મનુશ મારે એક;નીત્યના છ જીવ ઊગર્યા;કર્યો પુન્ય તણો વીવેક ધ.॥૬॥ ત્યાંથી દ્રુમને મઠ ગયા, સમર્યા અસરણા સણે, વીપ્ર તણાં પુજન કર્યાં, અને નીત્યાન ચાંપ્યાં ચર્ણ. ધ.॥૭॥ટાઢ તાપ વેઠયા વન વીશે, દુખમાં ન રહી નુન્ય,દુખ વેઠી ભગવત ભજ્યા, તેતો આજ ઉગ્યું પુન્ય.ધ.॥૮॥ વસ્ત્ર વપુપર કયાં હતાં,કયાં હતા સણગાર,તેજ મોઢા પર કયાં હતું, ઢંક્યા અઢળક જુગદાધાર. ધ. ॥૯॥ સુર્ય સમ છબી અરજુનની, જુઓ મ્હારા વીર;ધનુશ શોભે બે ભુજમાં,કેવો ઊભો છે ગુણ ગંભીર.ધ.॥૧૦॥ વળણ. ગુણ ગંભીર વીર આપણો,ધરયું ધનંજય નામ;વ્યાસ વલ્લભ કહે કથા, ભકતને રીઝે રામ.

## કડવું ૧૩૧ રાગ ધોળ.

બોલ્યા બોલ્યા વૈશમપાયે વચનરે;સાંભળ સાંભળ જનમેજે રાજન રે, ॥૧॥અરજુનજીએ,ધનુશ ધરીયું હાથરે;સ્મર્ણા રાખી,સમરે શ્રી વૈકું-

ઠ નાથરે. ॥૨॥ જોયું એણે મછના સામુ ગગનરે;દીસે નહિ મછાનું પુછ લોચનરે. ॥૩॥ આકાશ કેરા,વાયુથી મછા ચઢી ચાકરે;વાયુ વેધે ફરેછે આડો આંકરે ॥૪॥ અરજુનજીએ,વીચાર કીધો મનરે; કેમ તકાશે, મછા તણું લોચનરે. ॥૫॥જળમાં જોઇ,તાકીને મારવું બાણરે;મછને જળને, છેટું છ ગાઉ પરમાણરે.॥૬॥મછા હોએ. સ્થિર તો તાકી શકાયરે;હવે મુને, ગુચવણ પડી જગરાયરે. ॥૭॥ સ્તુતી કીધિ, તવ પ્રભુએ જાણ્યુંરે; અંતરયામી,હેત અતિ મન આણ્યુંરે.॥૮॥ પ્રેરક પ્રભુ, પ્રેરણા કીધી તે દનરે;મછ પાસેનો,બંધ કીધો પવનરે ॥૯॥ કરી કરૂણા પોતે શામ શરીરે; સોવ્રણ મછા તરત થઇ ગઇ સ્થીરરે.॥૧૦॥ તે દેખીને,અરજુનનું માન્યું મનરે; હશી હશીને, જપતો શ્રી જુગજીવનરે. ॥૧૧॥ પછી પોને જળમાં જોયું સતી તનરે;તવ દેખાયું મછા તણું લોચનરે. ॥૧૨॥ પડે મછનો, પરછાયો જળમાંયરે;સ્થીર રહ્યાથી,દર પણ તુલ્ય દેખાયરે.॥૧૩ પછી પોતે, મછ વીંધવા મન કીધુંરે; ભાથામાંથી, એક બાણ કરમાં લીધુંરે. ॥૧૪ ॥ તેના ઉપર, શકતીનો મંત્ર ભણ્યો સારરે; પછી તેના, ત્રીભાગ ગણ્યા તે વારરે. ॥૧૫॥ પેહેલે ભાગે, બ્રહ્મા મુકયા તતખેવરે; વચમાં વિષ્ણુ છેલ્લા મુકયા મહાદેવરે. ॥૧૬॥ વાયુ મંત્ર, ભણ્યો ને નવ રહી નુન્યરે;ઉપર મેલ્યું, ધરમરાયનું પુન્યરે. ॥૧૭॥ એવી રીતે, બાણ કર્યું તઇઆરરે; પછી જોયું, જળમાં સતીને કુંવારરે. ॥ ૧૮॥ કેહેડયો વાંકી, વાળી કરે મનસુબોરે; અરજુનજી તો, ત્રાંસમાં ચઢીને ઊભોરે. વળણ ॥ અરજુન ઉભો ત્રાંસમાં, સાંભળને તું રાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, મછવેધનો મહીમાય.

## કડવું ૧૩૨ ટેક વીના કટાવની છાયા.

અરજુનજી તો ત્રાંસમાં ઉભો,ત્રાંસમાં ઊભો; શોભે સુબો, મછ વીંધવા કીધો મનસુબો,આપ રૂદેમાં ઉલટ આણી, સમજણ શાણિ, મીઠી વાણી,પ્રૌઢજ પ્રાણી,કામ વિખાણી,સમર્યા પોતે પુરૂશ પુરાણી,જુગજીવનને સાચા જાણી.મન ધ્યાલીયુ,અંગ ફાલીયું,બાણ ઝાલીયું, લક્ષ્મીશ હણીયો,ગણીત ગણીયો,મંત્રજ ભણીયો,વેલ્લો વણીયો,દલડું લડાવ્યું, ધનુશ ચડાવ્યું;બાણુ અડાવ્યું, આપ પંડથી પાપજ ખોયું,મનડું મોહ્યું, જળમાં જોયું,કેહેડયોને તો વાળી વાંકી,ન જાય થાકી, બુદ્ધી પાકી, ન રહે બાકી,જળમાં ઝાંખી,મછા તાકી, રંગે રેલીયું, બાણ મેલીયું,ખુબ

ઠેલીયું, ખરર લઇને ચપળે ચાલ્યું, ન રહે ઝાલ્યું; ફંદે ફાલ્યું, માતંગ માહાલ્યું, હળહળ હાલ્યું, સણ સણ સણુ સણ,સરરરર કરતું.થંભે ફરતું ભટડગ ભરતું,પાર ઉતરતું,પાછું ન ખરતું,પવન વેગથી,જાણે મેઘથી આભ ભેગથી.વિજળી છટકી,ન રહે લટકી,ખરિજ ખટકી;ઝાડે ઝટકી પાડે પટકી.એવી કટકી,કેમ રહે અટકી,આવી પોહોચ્યું મછની પાસે, તરકટી ત્રાસે,સાચુ ભાસે,અધ્ધર વાસે;ફુરરક ફુરરક ફર ફર બોલે, પોચ્યું રામના બાણની તોલે,ચઢીથું ઝોલે;જરા ન ડોલે, બ્રહ્મા મંત્રે જબ્બર દોડયુ;ન રહે ઓડયું,જુગતે જોડયું,એવું છોડયું,ફટાક દઇને લોચન ફોડયું,પછી તે કડકો હેઠો પડીઓ,વિષ્ણુ કડકો ઉંચો ચડીઓ,નર દમ નડીઓ;જઇને અડીઓ,ઘાટજ ઘડીઓ. પુંછ ઉપર તો ઉલટ વ્યાપી;માપે માપી,નીશાની આપી;તે પ્રમાણે ખચક દઇને નાંખ્યું કાપી.તે પછી કડકો શંકર કેરો;મારે ફેરો ઘાલ્યો ઘેરો,કામજ કીધું,ચાલ્યું સીધું જરા ન બીધું;ઉઠાવી લીધું,શીવને મંત્રે; બહુજ બળમાં.કોટી કળમાં એકજ પળમાં; છરરરરરર છબાક દઇને ફેંકયું જળમાં, દેખી દેવે કરી પુલ વ્રષ્ટી,કાપી કષ્ટી;જુએ દ્રષ્ટી.સરવે શ્રષ્ટી, દુંદભી ડંકા;દેવના વાગ્યા, સારા લાગ્યા, સૌ ભય ભાગ્યા; ભાંગ્યવંત પાન્ડવો જાગ્યા, વલ્લભ વદે મછાનિ હોડ; પુરણ થઇને પોહોચ્યા કોડ; બોલો જે જે શ્રી રણછોડ, વળણ. ॥ જય જય શ્રી રણછોડજી, કર્યું ભક્તનું કામ; શ્રોતા શ્રદ્ધા રાખીને, શમરો શીતારામ.

---

## કડવું ૧૩૩ રાગ ઝડપનો દોહરો.

બાણ વડે જળમાં મછ નાંખ્યું,વરત્યો જેજેકારઃ તે સમે કરણ રાય ઊઠયો,ઉઠયા અંધકુવાર.॥૧॥આયુધ લીધાં ભુજ વીશે,જુએ સઘળો સાથ;તે સમે ભીમ ઉભો થયો, મરડી ધરમનો હાથ. ॥ ૨ ॥ છલંગ મારિ આવ્યો સભામાં, મનમાં ધરી મનસુબો;જળ કુંડાળાની કીનારે જૈને, વાયુનો નંદન ઊભો. ॥૩॥ ગરજના કરી ધાટો કહાડયો,વીર હું ધારણ દેવું;ઉતરવાનિ તસદિ ન લેશો , પડો હું ઝીલી લેવું.॥૪॥ તવ દુરીયોધને બુમ પાડી,એ મામા આ ભેમ; મામાએ કહ્યુ મારગ ઝાલો, રૈયે કુશળખેમ. ॥૫॥ ભીમને જોઇ મનમાં વીચાર્યું,પોતે રાજા કરણ; મ્હારૂં બોલેલું મીથ્યા જાશે,કરૂ કન્યાનું હરણ.॥૬॥ ભીમની દ્રષ્ટી ઊંચી દ્રિ-

ઠી, કન્યા હરવા જાય; એવે ભીમે જાતાં જોયો, ચીતમાં ચટપટી થાય. ॥૭॥ ભાઇનાં લાગ્યાં ભાઇ ભોગવશે, કન્યાનુ હરણ થાશે; મેહેનત કરેલી છુટી પડશે, ઇજજત અમારી જાશે. ॥૮॥ એમ જાણીને દોટ મુકી, વાયુને કુંવાર; કરણનો જઈ કાન ઝાલી, ચોઢયા તમાચા ચાર. ॥૯॥ કરણરાજા ત્રાસ પામ્યો, આ મુજને કયાં નડીયો; એટલામાં ભીમ છલંગ મારી, હાથણી ઉપર પડીયો. ॥૧૦॥ એટલે હાથણી થે ભોંય ભેગી, ત્રંકાદર કેહેડ બાંધે; ધ્રૂપતીનું પાંગોઠુ ઝાલી, લીધી પોતાનિ ખાંધે. ॥૧૧॥ કન્યા લઇને ત્યાંથી નાઠો. સભાનિ બારણે જાય; કુંભારના ઘર ભણી આવ્યો, જ્યાં પોતાની માય. ॥૧૨॥ બારણેથી એણે બુમ પાડી, આ ત્રધમાં હું આવ્યો; જુઓરે જુઓ જનેતા, અમુલ્ય વસ્તુ લાવ્યો ॥૧૩॥ કુન્તાએ જાણ્યું કાં ખાવાનું, કાં રમવાનું હશે; કાં મુજને મરાવવા ફાંફા, બોલતો મશે મશે. ॥૧૪॥ એવું સમજી માતા બોલ્યાં, ભૈયોનું છે ભૈઆરૂ; જે લાવ્યો હોય તેમાં બેટા, પાંચેનું સૈયારૂ. ॥૧૫॥ ભીમે જઇ તવ કન્યા મુકી, શું બોલી તું માત; આજ સભામાં મછવેધ કીધો, આપણો અરજુન ભ્રાત. ॥૧૬॥ કંન્યાનું ત્યાં હરણ થતુતુ, માટે ઉચકી લાવ્યો; ન બોલવાનું તુતો બોલી, વીચાર કાંઇ ન આવ્યો. ॥૧૭॥ માતાને એમ ઠબકો દેછે, વાયુ દેવનો તન; તવ કુન્તાજી રડવા લાગ્યાં, આંસુ ભર્યાં લોચન. ॥૧૮॥ બળ્યું આ જીવવું ઘડપણનું, ફાવે તમ બોલાય; કન્યા દેખી ભીમ લલચાયો, ઠીક બોલી ગયા માય. ॥૧૯॥ એમ જાણીને ભીમ બોલ્યો, શાને કરો વિલાપ; તમારૂં બોલ્યું પાળો નહીતો, બ્રહ્મ હત્યાનું પાપુ. ॥૨૦॥ એમ કહીને ત્યાં રહ્યા બેશી, સભા વિશે શું થાય; ભીમના તમાચા બે વળ્યો પાછો, ક્રોધમાં કરણ રાય. ॥૨૧॥ જળ કુંડાળે ચાલીને આવ્યો, બાણ ધનુશ પર લીધું; ત્રાજવામાં અરજુનજીને, બાણજ ભોંકી દિધું. ॥૨૨॥ અરજુનજીને તે બાણ વાગ્યું; પ્રાણજ ઉંચો ચડીયો; બાણને ધકકે ત્રાજવામાંથી, અરજુન હેઠો પડીયો. ॥૨૩॥ પડયો તેવો આવ્યો પાણીમાં, કૌરવે કાહાડયો બ્હાર; જળ કુંડાળાની કીનારે નાંખી, દેવા માંડયો માર. ॥૨૪॥ સો ભાઇઓને છ કારભારી, ઘણાક કોપે ચડીયા; તે દેખીને બ્રાહ્મણ ઉઠયા, મારવા તુટી પડીયા. ॥૨૫॥ કૌરવ મારે અરજુનજીને, છોડાવ્યા નવ છોડે; તુમડા લૈને બ્રાહ્મણ લોકો, દુષ્ટોના કપાળ ફોડે. ॥૨૬॥ ભભુતિના ગોળા મારી, ડોળા પુરી નાખે; સડદા ધાટુનો પ્રાહાર કરી, મારો મારો ભાંખે. ॥૨૬॥ કૌરવ ઉપર દ્વીજ લોકોએ, ઘણું તોફાન મચાવ્યું; એવામાં પ્રજાપંતને ત્યાં, ભીમને સાંભરી આવ્યું. ॥ ૨૭॥

અરેરે એકલો છે ભાઈ મ્હારો, એમ જાણીને ઉઠયો; દોડતો આવ્યો સુરો સભામાં,રોશ ભરેલો રૂઠયો. ॥૨૮॥ ભાઈ રોળાતો દીઠો સભામાં,મેઘનાદે ગડગડીયો;વાયુ નંદન કોપ કરીને,જળકુન્ડ વીશે પડીયો.॥૨૯॥ થંભને બ્હાજયો ઘણોક ગાજયો,હસ્તીનિપેરે ત્રાડયો,બાર ગાઉનો થાંભલો તે, હચ હચાવી કાહાડયો. ॥૩૦॥ તવ કૈરવ ત્રાસ પામ્યા, થાશે કાળો કેહેર;મામો કહે ભાઈ સરવે નાસો,મરિ જઈશું ઠેર. ॥૩૧॥ એમ જાણી અરજુનને મુકયો, મુંઢ મતીના માઠા; ભીમના ભયથી હરામખોરો, જીવ લેઇને નાઠા. ॥૩૨॥ એટલે આવ્યા અંતરયામી, આવ્યા ત્રૈણે ભ્રાત;ભીરમ વીદુરને દ્રોણ આવ્યા,વળી રોહાણી કુંવાર. ॥૩૩॥ ખંમ્મા ખંમ્મા કરી ઉઠાડયો, અરજુનને તે વાર; સૌ સભાયે પાન્ડવ જાણ્યા, વરત્યો જેજેકાર. ॥૩૪॥ સ્વયંવરની રીતી એવી, જેની થઈ કન્યાય; તે એકલો રહે બાકી બીજા, સૌ સૌને ઘેર જાય. ॥ ૩૫ ॥ પણ તે દાડે પાન્ડવ જાણ્યા, રેહેવા કર્યો વીચાર; પાન્ડવને પરણાવ્યા પછી, વેરાઈ જાવું સાર. ॥ ૩૬ ॥ પાન્ડવ ઉપર પ્રેમ એવો કોઈ ધર્યો નહી ગર્વ;આગળ ચાલ્યા અરજુનજીને, પુંઠળ ચાલ્યા સર્વ. ॥ ૩૭ ॥ ચાલી આવ્યા પ્રજાપતને ત્યાં, પુરણ હરખમાં પેઠા; ભોમી ઉપર આસન વીના,રાજા રૂશી સહુ બેઠા. ॥ ૩૮ ॥ જાદવ રહીયત સઘળા બેઠા, એટલે ધરમ રાય; અરજુનજી ઘરમાં જઇને, માતાને પડીયો પાય. ॥ ૩૯ ॥ આશીરવાદ મુને દો માતા, મેં કર્યું મછવેધન;શુભ વેળાએ જનુની મ્હારી,કેમ કરો રૂદન. ॥૪૦॥ કુન્તાજી કહે ભીમ ગાંડો,લે આવ્યો કન્યાય;બ્હારથી કહ્યુ કાંઈ કાંઈ લાવ્યો,ઓરે મ્હારી માય. ॥૪૧॥મેં જાણ્યું ખાવાનું કે રમવાનુ,બાલી જવાયું એમ;કહ્યું કે પાંચેનું સહિયારૂ,એટલે બોલ્યો ભેમ. ॥૪૨॥ એણે કહ્યું કે આ શું બોલ્યાં,વીચાર વીના આપ; હવે એ બોલ્યુ પાળો નહીતો, બ્રહ્મ હત્યાનુ પાપ. ॥૪૩ ॥ તે કારણથી રડયા કરૂછું,ઓરે મ્હારા તન;એવું સાંભળી અરજુન બોલ્યો,મુકી દો મા રૂદન ॥૪૪॥ તમારૂ બોલ્યું પાળવુ મ્હારે, જો હોય પાન્ડુ બાપ; ભૈઓને મુકી એકલો પરણુ, તો બ્રહ્મ હત્યા પાપ.॥૪૫॥તવ કુન્તાજી રડતાં રહ્યાં, આશીરવાદ દીધો; પછી જઇને ઓટલે બેઠો, માનો ખુલાસો કીધો. ॥૪૬॥ એવામાં પ્રજાપત આવ્યો, જોવા ઘરની બ્હાર; વ્રકોદરને બોલાવીને, પુછયો સમાચાર.॥૪૭॥કેમ આવ્યાછે રાજા રૂશી,શો આ ખેલ મચાવ્યો; ભીમ કહે તમારા રાજાની, પુત્રીને હરી લાવ્યો.॥૪૮॥તેથી સૌ લાંઘવા આવ્યા છે,કળ કળીઓ તમ રાય;તમોએ અમને રાખ્યા છે માટે,શીક્ષા

તમોને થાય.॥૪૯॥ એવું સાંભળી કુંભાર બોલ્યો, ગાંડીયા ગાંડુ કીધું; દયા જાણિને તમોને રાખ્યા,તેનું આ ફળ દીધું.॥૫૦॥ એમ કહીને રડતો રડતો,ગયો ઘરની માંય;નરને નારી રૂદન કરે,ધરમે સાંભળ્યું ત્યાંય.॥૫૧॥ ઉઠીને યુધીષ્ટર ગયા,પ્રજાપતના ઘરમાં; કહો કાકા તમે કેમ રડો-છો,શું ઓછુ આવ્યુ ઉદરમાં.॥૫૨॥ પ્રજાપત કહે મારે કરમે,કયાંથી તમે આવ્યા; ગરીબ જાણી ઘરમાં રાખ્યા, રાજાની પુત્રી લાવ્યા. ॥૫૩॥ તારા ગાંડીયે ગજબ કીધા,ઘર મ્હારૂ લુંટાશે;ધરમ કહે કોણે કહ્યું,રડશો નહિ નીશાસે.॥૫૪॥કુંભારે કહ્યું ગાંડીયો તારો, કહી ગયો મને વાત; ધરમ કહે સાંભળો કાકા,મુકો આંસુ પાત. ॥૫૫॥ અમે ક્ષત્રી નંદન છીયે,કુન્તા માતના તન;પાંચ ભાઇ પાન્ડવ અમતો,કીધો મછવેધન.॥૫૬॥ તેથી કન્યા લાવ્યા છીયે,કાકા તમારે ઘેર;હરણ કર્યું હોય તો કાકા, થયો હોયે કાળો કેહેર.॥૫૭॥પ્રજાપતને વીશ્વાસ પડીયો,જૈ બેઠા ધર્મરાય;દ્રુપતરાયે ઘેર જઇને,મંડપ રચીયો ત્યાંય. ॥૫૮॥ મોકલ્યા બે પુત્રો પોતાના,કુંભારને ઘેર જાવો; મછવેધ કરનારાને કહીને, દ્રુપતિને લૈ આવો ॥૫૯॥ વળી કેહેજો વાજીંત્ર અમે, મોકલીયે છીએ પેહેલા; એટલે તમે વરવા માટે, આવજો એમ ઘેર વેહેલા. ॥ ૬૦ ॥ વળણ. ॥ વેહેલા અમ ઘેર આવજો, એવું કેહજો તન; વલ્લભ વદે રાયે કહ્યું, લાવો ભગનિ ભોવન.

---

# કડવું ૧૩૪ રાગ ચોપાઇ.

બોલ્યા વૈશમપાયે વચન,સુણ જનમેજે રાજન;ચાલ્યા દ્રુપતના બે તન,ગયા કુંભારને ભોવન.॥૧॥ કહ્યું નરને દ્રુપતી લાવો,વાજા મોકલીયે તવ આવો; કહ્યું અરજુને તતપર થાવો,ઓરડીમાંથી તેડી જાવો.॥૨॥ કેહેજો તમ તાતને સમાચાર,કહીયે પાંચછે કુન્તી કુવાર; કહિએ મછવેધ કર્યો એક હાથે,પણ પાંચ પરણવાના સાથે. ॥૩॥ધર્મ નીકુળ શેદેવ ભીમ, ચારને લેઇ વરવાનો નીમ; હોય મરજીતો તેડુ કાહાવો, નહી તો કાહાવજો કે તમે જાવો.॥૪॥એવું સાંભળી ક્રોધે થયા,પોતાનિ બેહેનને લેઈ ગયા;જઇ તાતને કહ્યું કામ કરો,બાપ બેટી બેઉ જણ મરો.॥૫॥ કાહાવ્યું મછવેધના કરનારે,વરવાનું પાંચ અમારે;છીયે કુન્તા તણા પાંચ તન,વરશું સહુ બંધવ જન.॥૬॥એકલાને તોવરવાનું નથી. કહીને આપી દ્રુપતી; ઘણી નારી વરે નર કોય, એક નારીને બે નવ હોય.

॥૭॥અમારી બેહેનને પાંચ પતી,,તેતો અમોને ગમતું નથી;તવ ધ્રુપત- ને ખોટું લાગ્યું,પાછું આડુ ભવીશ કયાં જાગ્યું. ॥૮॥હવે માહારે જીવી ને શું કરવું,વ્યાસના પર વીશ ઘોળી મરવું;એવું ધારીને મેહેલમાં ગ યો, વીશ ઘોળી પીવા ત્યાર થયો. ॥ ૯ ॥ તવ વ્યાસજી આવ્યા દોડી, પ્યાલો તમાચે નાંખ્યો ફોડી;શાને મરેછે મુંઢમતી,એના નશીબમાં પાં ચ પતી. ॥૧૦॥ જઈ પુછી જો કન્યાને વાત,તે કહેતો મેળવજે હાથ;ત વ ધ્રુપત રાજી થયો,પુછવા પુત્રી કને ગયો. ॥૧૧॥ બેન મછવેદનો કર- નારો,કેવું કેહેછે તે વાત વીચારો;એમ કેહેછે કે પાંચભાઇ વરીયે,બોલો બેટી હવે કેમ કરીયે.॥૧૨॥બોલી પીતા પ્રત્યે ધ્રુપતિ, મ્હારા ભવીશમાં પાંચ પતી; તેમાં ડાહાંપણ તમે ન કરશો, કરશોતો પાપે પેટ ભરશો. ॥૧૩॥ તવ લાગ્યું ધ્રુપતને સાચું,નથી વ્યાસજીનું કેહેવું કાચું; એમ જા ણીને પાછુ પુછે, બેટા સતી સાધવી તુછે. ॥૧૪॥ વરે પાંચને તે શાની સતી,મને તે અકળામણ અતી; બોલી ધ્રુપતી સાંભળો તાત, તમે ધ્યા- નમાં લેજો વાત.॥૧૫॥ તમે મંડપ જ્યાં રચો પીતા, ત્યાંતો કરજો ચંદ- નની ચીતા;તેને રાખવી ત્યાં સળગાવી.પરણીશ પતી પ્રેમ લાવી. ॥૧૬ ॥ એક પરણીને સત્યે ચડીશ, સળગેલી ચીતામાં પડીશ; પાછી સજી- વન નીકળીશ બ્હાર, પછી વરૂ બીજો ભરતાર. ॥૧૭॥ એવી રીતીએ પરણીશ પતી,માટે સદા હું સતિને સતી; તવ તાતને લાગ્યું સારૂ, બે- ટી જોઇશ પારખું તારૂં. ॥૧૮ ॥ પછી વીચાર્યું ધ્રુપતરાય, એછે પા- ન્ડવ કેમ મનાય;એવો સંદેહ ટાળવા પળીયો,જઈ કૃષ્ણ પ્રભુને મળીયો ॥૧૯॥ પ્રભુ કુન્તા તણા આ તન, કેમ સાચુ લાગે મુજ મન; બોલ્યા પ્ર ભુ તું સાંભળ રાય,એતો લક્ષણથી વરતાય. ॥૨૦॥ જેના જેના હશે ગુ ણ જેવા,તેના તુને દેખાડુ તેવા;હતા ઓરડા ધ્રુપત તણા, પાંચે સોભીત સોહામણા. ॥૨૦ ॥ તેમાં શું કર્યું જુગજીવન, ભર્યા એકમાં સીંહાસન; જુદી જુદિ તરેના શોભે;રાજ્યવંશી તણુ મન લોભે. ॥ ૨૧ ॥ બીજો ઓ રડો તૈઆર કરી, તેમાં ઘણી ગદાયો ભરી;ત્રીજામાં ભર્યા ધનુશ બાણ; એવું કરાવ્યું પુરૂશ પુરાણ. ॥૨૨॥ ચોથામાં પાના પુસ્તક ધરીયાં, વેદ શાસ્ત્ર પુરાણોના ભરીયાં;પાંચમામાં વસ્ત્ર સણગાર, એવું કરાવ્યું જુ- ગદાધાર. ॥૨૩॥ પછી બોલ્યા શ્રી વનમાળી, જો આ સૌ ઓરડા જુદે જાળી;ત્યાં તું જોવા રહે સંતાઇ,હુતો મોકલુછું પાંચે ભાઈ. ॥૨૪॥ કહિ પ્રભુએ ભકત બોલાવ્યા, તવ પાન્ડવ પાંચે આવ્યા; પછી બોલ્યા પ્ર- ભુ સાક્ષાત, મ્હારે કરવી છે તમને વાત. ॥૨૫॥ એક સ્થળ જઇ આ-

તું સાર,જુએ ઓરડા એટલી વાર;એવું કહી ગયા ગોપાળ,પેઠા ઓ-રડે સતીના બાળ. ॥૨૬॥ પ્રભુ ગયા દ્રુપત પાસ.જાળીથી દેખાડે અવા-નાશ;જુએ દૃપત શામ શરીર,પેહેલે ઓરડે પાંચે વીર. ॥૨૭॥ દીઠાં સ ઘળાં સીંહાસન,માન્યું એકલા ધર્મનું મન;માટે પોતે એકલા રહ્યા,બી-જા ચાર નીકળી ગયા.॥૨૮॥બીજે ઓરડે દીઠી ગદાયો,બીજા નીકળ્યા ભીમ ભરાસા; ત્રીજે ઓરડે ધનુશ બાણ, રહ્યો એકલો ઇંદ્ર સંતાન. ॥ ૨૯॥ ચોથે ઓરડે પુસ્તક પાનુ,ત્યાંતો શેદેવનું મન માન્યું; પાંચમે આ ભુણુ પટકુળ, તે દેખીને પેઠા નીકુળ. ॥ ૩૦ ॥ પેહેલે ઓરડે ધરમરાય, તેના જુએ દ્રુપત ચરચાય; જુએ ધરમ સીંહાસન, જોઇ બરબડી વીચા રે મન. ॥૩૦॥ ઇંદ્રપ્રસ્ત જાવું જે દન,કરાવું હાવું સીંહાસન; તેતો દ્રુ-પતે સાંભળ્યું કાન, આતો ધર્મ ખરા ભગવાન. ॥૩૦॥ પછી બીજે જા-ળીયે જાય, ભીમ ઉચકી જુએ ગદાય; એતો જુએ હળવી ભારે, એક આવી ગદા તે વારે.॥૩૧॥ દસ હજાર મણ છે ભાર, ઉચકી વાયુને કું-વાર;એતો દ્રુપતના દાદા તણી,ગમી વ્રકોદરને ઘણી. ॥૩૨॥ પછી બર બડી બોલ્યો આપ, ચાહ્ય આવે દ્રુપતનો બાપ; પણ આ ગદા પાછી ન દેવું,લઢી વઢીને પણ લેવું. ॥૩૩॥પ્રભુ બોલીયા સાંભળ રાય, પછી ત્યાં થી થયા વીદાય;ત્રીજે ઓરડે અરજુન જ્યાંય,બોલ્યો દ્રુપત રાજા ત્યાંય ॥૩૪॥ એનુ પારખું થંભે જોયું,પછી ચોથે જઇ ચીત પ્રોયું;વાચ પાના પુસ્તક શેદેવ, તેથી જાણીયા જોશી એવ. ॥૩૫॥ પછી પાંચ્મે ઓરડે ગયા,જાળીયે ડોકું કરી રહ્યા; તેમાં નીકુળ છેલ તે વાર,પેહેરી જુએ ત્ર ધા સણગાર. ॥૩૬॥ મોઢા આગળ દરપણ રાખે, નવ્ય ગમે તે બદલા નાંખે;ટળ્યો દ્રુપતનો સંદેહ; ખરો નીકુળ ફાંકડો એહ. ॥૩૭॥ પ્રભુ પા-ન્ડવ પાંચે સાચા,હવે વીચાર નહી મુજ કાચા;તમે અંતરયામી જાવા, વાજાં મોકલું વાગતે આવો. ॥૩૮॥ કહી રાજા થયો વીદાય, પછી બો લીયા જાદવરાય;પાંચ પાન્ડવોને બોલાવ્યા, સહુ ઓરડામાંથી આવ્યા ॥૩૯॥ સ્થળે લેઈ ગયા જુગદીસ, ક્ષૌર કરાવ્યું પાન્ડવ શીશ; ઉતરા-વ્યા શીશના કેશ,ધરાવ્યો રાજય વંશી વેશ. ॥૪૦॥ પલા દ્રુપતે કીધી પેર, મોકલ્યું તેડું હરખભેર; વાજાં સાજ સહીત તે વાર, આવ્યા પ્ર-જાપતને દ્વાર. ॥૪૧॥ કહી પાન્ડવને શુભ પેર;ચાલો વરવા દ્રુપત ઘેર; તવ સર્વને આનંદ થાય,ગયા કુન્તા કને ધર્મરાય. ॥૪૨॥ માતા મોહોડ માંથે કોણ ઘાલે,કોણ વામને દીવો ઝાલે; બોલ્યા કુન્તાજી મુખ વચન, રહ્યાં આપણુ જેને ભોવન. ॥૪૩॥ તેને સમજવાં માત તાત,કહો જૈ પ્ર-

જાપતન વાત; માંથે મોહોડ ઘાલે એની નારી,તેડે સૌ સગાંને ન્યાત સારી.॥૪૪॥ગયા ધરમ તેણી વાર,કહ્યું કુંભારને થાવો ત્યાર; તમારી સહુ જ્ઞાતી બોલાવો,અમને પરણાવવા આવો.॥૪૫॥ મોહોડ ઘાલે અમારી કાકી, પેહેર્યા હોઢયામાંન રાખે બાકી; તવ બોલાવી કુંભારે નારી, તુ તો પેહરી હોઢીને થા સારી. ॥૪૬॥ વણ પૈસે ઉપમા લેવાઈ, થયા રાજા તણા વેહેવાઈ; તેડો સગાં વ્હાલાં ન્યાત સાથ, ઘાલો મોહોડ દીપક લ્યો હાથ.॥૪૭॥તવ પ્રજાપતની નારી,ચાલે ધરતી ધમ ધમે ભારી; સહુ સગાંને ભેગાં કીધાં, બધી ન્યાતને નોહોતરાં દીધાં. ॥૪૮॥ તવ આવ્યાં સહુ નરનારી, ગીત ગાવા લાગી શુભકારી; જાણી દ્રુપત રાજાયે પેર, રચ્યો મંન્ડપ રૂડો ઘેર. ॥૪૯॥ પાસે ખડકાવી ચંદન ચીતા,કરયું પુત્રીનું કહેલું પીતા; પ્રજાપતની નારી મોહોડ ઘાલ્યો, કર વામન દીવો ઝાલ્યો. ॥ ૫૦ ॥ ઉડયા પાન્ડવ જોડા જોડ, કરી ગોઠવણ શ્રી રણછોડ; રાખ્યા આગળ જાદવ જોધ,વચમાં રૂશી કરનાર બોધ. ॥૫૧॥ તેની પુંઠળ ક્ષત્રી લોક,શોભાવી શોભા પુન્ય સ્લોક; પછી વાજતે ગાજતે જાય, કેડે કામનીયો ગીત ગાય. ॥ ૫૨ ॥ વળણ ॥ ગીત ગાય છે ગુણનાં ભર્યા,સાંભળ તું રાજન; વ્યાસ વલ્લભ વાણો વદે, ચાલ્યા કુન્તા તન.

---

## કડવું ૬૩૫ રાગ લક્ષ્મણની ઘોડીનો.

આની આંરે પાન્ડવ પાંચે ચાલીયા. ॥ટેક.॥ પાન્ડવ પાંચે ચાલીયારે,જાય છે જોડાજોડ;વરઘોડામાં મ્હાલતારે,કરે કારભારૂ શ્રી રણછોડ. પાન્ડવ. ॥આની હાંરે ॥૧॥ રાજા રૂશીને યાદવોરે,ચાલે સહુ સાજન;પ્રજાપતની નાતનારે, ધરે હરખ અતીશે મન. ॥પાન્ડવ ॥૨॥ પ્રજાપતની પ્રેમદારે, ગુણ ભર્યા ગીત ગાય;મોહોડ કાકીએ ઘાલીઓરે,એને હૈએ હરખ નવ માય.॥પાન્ડવ ॥૩॥ વીવોધ વાજાં વાગતાંરે,દુન્દભી ડંકા થાય;પોતાના પુત્રો જાણીનેરે, ઘણા હરખે છે ભીશ્મ પીતાય. પાન્ડવ ॥૪॥ વીદુર ઉર આનંદછેરે.પ્રગટીયા પ્રભુદાસ; દ્રોણગુરૂ કૃપાચારનેરે, ઉપજેછે અતિ ઉલ્લાસ. ॥પાન્ડવ ॥૫॥ ગામના લોક જોવા મળ્યારે, જોઇને બોલે બોલ; ભાયગ ધન્ય દ્રુપતી તણુરે, સ્વામી મળીયા છે કન્યાને તોલ.॥પાન્ડવ ॥૬॥પાન્ડવ પર પ્રેમ સર્વનેરે,સાજન થઈ સહુ જાય;જસ મળ્યો શોભા તણોરે,આવી ઉભા તોરણ વરરાય.॥પાન્ડવ પાંચે આવીયા ॥ ૭ ॥ તવ દ્રુપતની તારુણીરે, વર પોંચ્યાનો કોડ, આવી સાસુ થઇ

પોંખવારે,માથે બત્રીસ ભમરિનો મોહોડ.પાન્ડવ પાંચે આવીઆ.॥૮॥ સૌ સાજન બીરાજીયુંરે,મન્ડપ કેરે ઠોર;પાસે રહી પોંખાવતારે,દ્રુપતરાયના દ્રોણીક ગોર. પાન્ડવ ॥૯॥ ધુંશળ મુશળ રવૈઓરે,શરિઓ સંપુટ ત્રાક;એંડી પેંડી ઉતારિનેરે,તીલક તાણી આમળીઆ નાક. પાન્ડવ. ॥૧૦॥પછી વર પધરાવીઆરે, મન્ડપ કેરી માંય;દ્રૌણિક કૃપાચાર્ય છેરે. બેઉના ગોર બે બેઠા ત્યાંય. પાન્ડવ. ॥૧૧॥ અંતરયામી બોલીયારે, મન્ડપ કેરી માંય;પ્રથમ પેહેલું લગ્ન કરોરે,મોહોટા માટે વરે ધર્મ રાય. પાન્ડવ. ॥૧૨॥ તવ ધરમ બીરાજીયારે,બાજઠ ઉપર ત્યાંય; સીખંડી ભાઇએ તેડીનેરે,પધરાવી દ્રૃપતી કન્યાય. પાન્ડવ.॥૧૩॥ વળણ.॥કન્યા પધરાવી તહીં,કન્યાદાન દેવાય,વ્યાસ વલ્લભ વાણી વદે,સાંભળજો શ્રોતાય.

---

## કડવું ૧૩૬ રાગ કન્યાદાનનો.

ત્યાંતો સમે વરતે સાવધાન,સોભા ઘણેરીરે;દેછે દ્રૃપત કન્યાનું દાન; સોભા ઘણેરીરે.॥૧॥ પેહેલા બીરાજયા ધરમરાય,સો. તેનો હસ્ત મેળાપક થાય. સો.॥૨॥ ત્યાંતો પાડી પટોળે ગંઠ, સો. વરમાળા આરોપી કંઠ. સો.॥૩॥ વદે વેદ વચન ત્વપ્ર તન. સો. પાસે બેઠા છે જુગજીવન. સો,॥૪॥ત્યાંતો પેહેલું મંગળ વરતાય,સો. તેમાં ગાયોનાં દાન અપાય. સો. ॥૫॥ ત્યાંતો બીજે મંગળ સાવધાન,સો.તેમાં દીધાં દાશીનાં દાન. સો. ॥૬॥ ચોરી ત્રીજુ મંગળ વરતાય; સો. તેમા ભોમીનાં દાન દેવાય. સો. ॥૭॥ ચોરી ચોથું મંગળ વરતાય, સો.તેમાં ભંડાર સહીત અપાય. સો. ॥૮॥ પછી વરકન્યા જમ્યાં કન્સાર,સો. ત્યાંતો આરોપ્યા મોતીડાના હાર. સો.॥૯॥ પછી રૂપૈયા વીંટીઓ રમાય.સો.લાગ્યાં વરકન્યા ગોત્રજને પાય. સો.॥૧૦॥પછી કન્યા ઉઠી સતિ નાર, સો. પડી ચંદન ચીતામાં સાર,સો. ॥૧૧॥ નાહિ નીકળી અગ્નીથી બ્હાર. સો. તવ વરત્યો જય જયકાર.સો. ॥૧૨॥ પછી વર્યો વાયુ સંતાન,સો. તેનાં ચારે મંગળે ચાર દાન. સો. ॥૧૩॥ પછી પરણ્યો અરજુનરાય, સો. એનાં ચારે મંગળ વરતાય સો. ॥૧૪॥ તેના પછી વર્યા શેહદેવ, સો.વરત્યાં ચારે મંગળ તતખેવ,સો. ॥૧૫॥વર્યા છેવટે નીકુળરાય. સો. ચારે મંગળે દાન અપાય. સો. ॥૧૬॥ પછી કન્યા અગ્નીમાં ન નહાય. સો. પોતે પરણેલી રાખી તે કાય. સો. ॥૧૭॥ જેઇ પોહોચ્યા સહુ જનના કોડ. સો. સરવે બોલ્યા જે જે શ્રી રણછોડ. ॥ ૧૮ ॥ વળણ.॥ વરકન્યા પરણી ર-

ત્યાં, વરત્યો જેજેકાર; દ્રુપત લાગ્યો પુછવા, ઓરે જુગદાધાર.



## કડવુ ૧૩૭ રાગ સાખી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું,આદ્ય પરવ મહીમાય. ॥૧॥ દ્રુપત કહે આગ્ના આપો, ઓરે જુગજીવન;મછવેધની સભામાં બેશી,સર્વ કરે ભોજન. ॥૨॥ પ્રભુએ તવ આગ્ના આપી, સર્વ સભામાં પેસો;પોતપોતાની રીત પ્રમાણે, પંગતે જમવા બેસો. ॥૩॥રાજા રૂશી જાદવ લોકો, વળી પ્રજાપત સર્વ; અનારથી પણ જમવા જાવો,વેહેવારનો ધરી ગર્વ. ॥૪॥ એટલે સૌ જન ગયા સભામાં,બેઠા પોતાની રીતે; દ્રુપતરાયે શેવકો પાસે, પીરસવા માંડયું પ્રીતે.॥૫॥ રાગ કટાવનિ છાંયા ॥ મીનાકારી થાળી પુરી;મીનાકારી થાળી પુરી,નહિ અધુરી,ચીજો મધુરિ, પ્યાલા રૂપાના, માંહી દુધડાં,દ્રાખ ચારોળી.સાકર ઘોળી, કેસર ચોળી;મહી રગદોળી,મલાઇ કેરી બ્હાજી પોળી,કુર કમોદનો જાયફળ વળી શેવ સરકરાં;પુરાં ઘેબર મગદળ બરફી પેંડા;કળીના લાડુ ઠોર ખાજલી,દળ લાડુલા કણુસાઇ મોતીચુર પુરીયાં,દુધપાક વંતાક શાક કૈં રૈતુ રત્યોનું,ચાણા દાળ ત્યાં માહી કાકડી કારેલા વાલોળ વાંકડી,કંકોડા કુશમાન્ડ તુરીઆ પાપડીઓ પંડોળા વડીઓ,ગલકાં ફળ ટેંબરવાં નૈયાં, ગવાર શીંગો ચોળા ફળીઓ, કંદમુળ ભીંડા;અબાવી રતાળુ ગાજર ગીલોડુ,શકરીઆં સુરણ વલીઆરી,દહિ છમકાર કઢી વધારી; ભાત્ય ભાત્યની ભાજી સમારી. તાંજરજોને મેથી સારી,કંજરી કુબી ભેગી સુધારી,ગલજીભીની પોઇનાં પાના પતરવેલીયાં; હવે વરણવું મેવા કાચા,પસ્તાને લીલી ખારેકો અખોડ અંજીર રાજેરી સુનેરી કેળાં, તડબુચાંને કુટ બીજોરાં અનુસરામ ફળ સેતુરાં, પાકાં કરમદ ફનસ ફાલસાં લીલાં શીફળ ખજુર ફેસી કમરખ જામફળ કરણ કેરી મધુર લાંમડી,રાણ શીંગોડા થોડી થોડી, પાકાં ઉમર પારસ જાંબુ પાકી ચીકણ કેળાં કુંકણ દાઢમ કીકણ. હવે વરણવું ચટણી અથાણું;થોડુ થોડુ મુખથી ગાવું,કાળાં દોડાં આબળ કાકડ જીરા કેરી મેથીઓચીરી અળદર કેળાં આમ્રચીરીયાં રાઇ સરશીઆં તેમાં ડુબીઆં ખારી બીલી, મોળી આથેલી,આદારસ ચટણી લીંબુ પટની આદામુળી અળદરસુળી મધુરી મધુરી;મીનાકારી થાળી પુરી.

રાગ સાખી ॥ વૈશમપાએ એણીપેર બોલ્યા,સુણ જનમેજે રાય,વી

સ્તારી તુજને સંભળાવું;આદ્ય પર્વ મહિમાય; ॥૧॥ સરવેને ભોજન ક રાવી,દીધાછે મુખવાસ;કૌરવ લોકો નાશી ગએલા, કન્યા થકી નીરાશ ॥૨॥ જાતાં જાતાં મારગે આવી,દ્વાદશ ગાઊની નેળ;પાપીએ સહુને ઊ ભા રાખ્યા,આવી વનીતાની વેળ. ॥૩॥દુરીયોધન મુખ એવું બોલ્યો. રહી ગયો પરણ્યાનો પ્રેમ;મનના મનસુબા રહ્યા મનમાં, મામા કરીશું કેમ.॥૪॥ બોલ્યો શકુની ખારીલો ખુની, બતાવું એક ઉપાય; પરણી હશે તો શું થઇ ગયું, પણ લેવી કન્યાય. ॥૫॥ બાર ગાઉની આ નેળ લાંબી; ઉંચી બે વાંસ પુર; આ નેળમાં પાન્ડવને ઘેરી; હાડ કરો ચ- કચુર. ॥૬॥ એક રથ હૈથી જતો હોએતો,પરાણે બીજુ જાય; એવી સાં કડી નેળ માંહી,થનારૂં હોય તે થાય.॥૭॥આગળથી ને પાછળથી હંઇ, ઘેરીને કરીએ કેહેર; કુન્તાજીને ને પાન્ડવને, મારી નાંખીએ ઠેર. ॥૮॥ તો રૂપાળી હાથમાં આવે, ભાગ્ય ભળે મળે નારી;દુરીયોધન કહે મામા તારી,બુદ્ધીની બલીહારી. ॥૯॥ એમ કહી કહ્યું દુરીયાધને, સાંભળો વી રા કરણ; છ ક્ષોણી તમ પાસે રાખો, કરવા પાંન્ડવનું મરણ. ॥ ૧૦ ॥ આ મોઢે તમે સંતાઇ રહો; નેળની ઘોઘો માંહી; પાન્ડવ નેળમાં પેઠા પછી, ઘેરો ઘાલજો હાંઇ. ॥ ૧૧ ॥ પાંચ ક્ષોણી લેઇને સો ભાઈ, સા- મે મોઢે જઇએ;જેદ્રથ ભગદત ભુરીશ્રવા,સુસરમા સૈત રહીએ.॥૧૨॥ કરણ કહે કબુલ વીરા,પડાવ સામો નાંખો; સંદેશા સારૂ નેળની ઊપર, દસવીસ શેવક રાખો. ॥ ૧૩ ॥ દુરીઓધને વીસ જોદ્ધા; નેળ પર મુકયા સાર,પાન્ડવ પેસે નેળળમાં ત્યારે, આપે સમાચાર. ॥૧૪॥ પછી પોતે પાં ચ ક્ષોણી લઇને, સુંસરા નેળમાં ગયા,સામે મોઢે જઈ કોતરોમાં, સરવે સંતાઇ રહ્યા. ॥૧૫॥ કર્ણ સંતાયો આગલે મોઢે,છ ક્ષોણી સન્યાય;આવ તું જતું કોઈ ન દેખે,કરવો છે અન્યાય. ॥૧૬॥ ચોકી કરવા રાખેલાને, સમજાવ્યા તે વાર; આપણા શત્રુઓ પેહેલા જાશે, તેનો કેહેજો સમાચાર. ॥૧૭॥ એ રીતે ગોઠવણ કરીને,સંતાયા છે પાપી;દ્રુપતરાયે જમાડયા પ છી,ભેગા થવા રજા આપી.॥૧૮॥ એટલે રાજા રૂશી જાદવો, મળી કરી સભાય; પાન્ડવો ત્યાં બીરાજીયા છે, કોરાણે કુન્તા માય. ॥૧૯॥ દ્રુપત ઓચ્યો સરપાવ લાવ્યો,વેહેચવા સારૂ સાર;પેહેરામણી પાન્ડવને દેવા, હરખ્યો અપરમપાર.॥૨૦॥ કારભારી થઈ કૃષ્ણ બીરાજ્યા, સભા શો- ભે પુરપાટ; દ્રુપતરાયે તીલક કીધાં,પાન્ડવને લેલાટ. ॥૨૧॥ બે રથ આ પ્યા મોહોરો ભરીને,વળી દીધાં દસ ગામ; શહસ્ર દાશી આપી શેવામાં, દ્રુપતીને કાજ. ॥૨૨॥ પાન્ડવને બે ક્ષોણી સેન્યા, દીધી દ્રુપતરાય; આ-

વદાની એક ગામની આપી, કુન્તાને પડયો પાય. ॥૨૩॥ તમ જોગ મુજથી નથી અપાયું, માગી લ્યો વૃધ સતી; કુન્તાજી કહે ભાત્ર જોઇએ, બીજું જોઇતું નથી.॥૨૪॥ તવ ધરમને ચરણે લાગ્યો, છો ક્ષત્રી સુપાત્ર; તમ જોગ કાંઇ નથી અપાયું, માટે માગી લો જમાત્ર. ॥ ૨૫॥ ધર્મ કહે કાંઇ ખાંમી નથી, તવ અરજુનને પુછે; કાંઇક માગી લો મુજ પાસે, તમારી મરજી શું છે. ॥૨૬॥ અરજુન કહે પ્રીતી રાખો, એટલું માગીયે અમો; તવ શેદેવને શીશ નમાવ્યું, જોશીજી માગો તમો ॥૨૭॥ શેદેવે કહ્યું સંતોષ પામ્યા. આનંદ થયા અતી; ભીમે જાણ્યું સૌને પુછે પણ. મુજને પુછતો નથી.॥૨૮॥ એટલામાં નીકુળને પુછયું, નીકુળે કહી નાય; પછી ગયો ભીમની પાસે, પ્રેમે પડીઓ પાય. ॥૨૯॥ તમ જોગ મુજથી નથી અપાયું, માગો માગ્યા જોગ સદા; ભીમ કહે એટલું માગું છું, નહી આપુ આ ગદા. ૩૦॥ દ્રુપત કહે એમાં શું માગ્યું, બળવંતા છો અતી, એને કોઇ ઊપાડી ન શકે, અમારે કામની નથી. ॥૩૧॥ પણ એ ગદા કયારે આપું, જો જોરાવર થાવો, જેમંગળ નામનો એક હાથી, બતાવું તે લઈ જાવો. ॥૩૨॥ કીલ્લો ચણીને પુરી મુકયો છે, દરવાજો ન ઉઘેડાય; કીલ્લે ચઢી ઘાસ નાંખે છે દાસો. કીલ્લે રહી જળ પાય.॥૩૩॥ એવો મદ ભર્યો મસ્તાનો, તેને વશ કરી આવો; તો તે હાથીને આ ગદા, બે વસ્તુ લેઈ જાવો. ॥૩૪॥ ભીમ કહે બતાવો મુજને, કુંચી લીધી તવ રાય; હાથીના કીલ્લાનું તાળુ ઉઘેડયું, હાથી ચેત્યો તવ ત્યાંય.॥૩૫॥ ભીમશેને દરવાજો ઊઘેડયો, તેવોજ હાથી ધશીયો; દરવાજાની બ્હાર નિકળીયો, ભીમ તેન આઘો ખશીયો ॥૩૬॥ આઘો ખશીને ધાયો ધશીને, ભયમાં જરા નવ પેઠો; ગદા સહીત છલંગ મારી, ઉપર ચઢી બેઠો. ॥૩૭॥ બોજ આવ્યો તેથી ગજ ત્રાશ્યો, ભીમ તણો ભય ધાર્યો; વ્રકોદરે દડમાં દોડાવ્યો, તવ જયમંગળ હાર્યો. ॥૩૮॥ નરમ થઇને ઊભો રહ્યો, ભીમે ફેરવ્યો હાથ; નીચે ઉતરીને બોલાવ્યો. તવ ગજ ચાલ્યો સાથ. ॥ ૩૯॥ સભામાં આવ્યો હાથીને લાવ્યો, ખુશી થયા સહુ રાય; દ્રુપત કહે અરપણ તમને, જેમંગળને ગદાય.॥૪૦॥ વીનોદમાં વ્રકોદર બોલ્યો, મેં ઠીક કીધી કમાઈ; દ્રુપત તુજને સોધ્યો ન મળે, મુજ સરખો જમાઇ.॥૪૧॥ દ્રુપત કહે ક્ષમા રાખો, બોલો નહી બીજું ત્રીજું; તમ તણાં પ્રાક્રમ જોઇને, આનંદ પામી રીઝું. ॥૪૨॥ પછી સરપાવ આપ્યો સરવેને, જેવો રાજા તેવો દીધો; એકલા પ્રભુને કાંઈ ન આપ્યો, તવ ભીમે ક્રોધ કીધો. ॥૪૩॥ દ્રુપત કહે ક્રોધ ન કરશો, ક્રષ્ણ છે લક્ષમી પતી; તે લક્ષમી

શું એમને આપું,બીજું દેવા જોગ નથી. ॥૪૪॥ એટલે હરજી આનંદ પામ્યા,પોતે દીનાનાથ;સાબાશ તારી જ્ઞાન દ્રષ્ટી,કહી શીશ મુકયો હાથ.॥૪૫॥પછી સરવે વીદાય માગી,રાય વદ્યો વચન;ચાર દહાડા લગી પાન્ડવોને,રાખશું અમ ભોવન. ॥૪૬॥ એમ કહીને વીદાય આપી,સરવેને થઇ ખુશી; તવ પોત પોતાને પંથે ચાલ્યા, રાજા રહીયત રૂશી. ॥૪૭॥ છપન કોટી જાદવ બળદેવ,સાથે શ્રી મોરારી; સત્ય પુરૂશો પણ ઘેર ચાલ્યા, પાન્ડવના હેત ધારી. ॥૪૮॥ તે સત્યવાદી નેળમાં થઇને, ગયા હસ્તીનાપુર; દુષ્ટોને જૈ કહ્યું ચોકીદારોએ, ગયા ભીષ્મ વિદુર. ॥૪૯॥એટલે દુરીયોધન થયો રાજી,હવે તો ભાયગ ભળશે;જેનો ભય હતો તે ગયા,હવે તો કન્યા મળશે. ॥૫૦॥ એમ કરીને એ રહ્યા છે,પાપીઓ આશા ભેર;પાન્ડવ કુન્તા ચાર દહાડા,રહ્યા દ્રુપતને ઘેર.॥૫૧॥ તે પછી પોતે વીદાય માગી, અમને દો આગ્નાય; ઘરગામ ઘણા દનથી સુનું,માટે કરો વીદાય.॥૫૨॥ તવ દ્રુપતે આગ્ના આપી,પધારો કુન્તીના તન,તવ પોતાનું શૈન્ય લેઇને,નીકળીયા રાજન.॥૫૩॥વળણ॥પાન્ડવ પાંચે નીકળ્યા,વાજતે ગાજતે જાય;ધનનારથને દ્રુપતી, વળી સંગ સંન્યાય.

## કડવું ૧૩૮ રાગ સવૈયા છાયાનો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજેરાય; વીસ્તારી તુજને સંભળાવું,આદ્ય પર્વ મહિમાય.॥૧॥ સહુ સાથે લેઇ નિકળ્યા બળીયા, સગુ વળાવવા જાય;ભાગોળ સુધી સરવે આવ્યા,આવ્યો દ્રુપતરાય.॥૨॥ એવામાં પેલા પ્રજાપતને, ચણાંની જરૂર પડી; ભીમની ખાધેલી ખાંણ હતી,ઉઘેડી તેજ ઘડી.॥૩॥ જોતામાં એનો જીવ ગભરાયો, હથળ થયો છેક;સાફ વાશીદુ વાળી મુકેલું,ન મળે દાણો એક.॥૪॥જાણ્યું કે આ કામ ભીમનું,ભાગોળે દોડતો આવ્યો;ઓ ભીમ ભાઇ કરી ખાણ ખાલી,વાંકો દહાડો તું લાવ્યો.॥૫॥એટલે બોલ્યા ધરમરાજા,આશું કરમ ભીમ કરીયું ગરીબને ગરદન ઘાલીને, પેટ પોતાનું ભરીયું. ॥૬॥ નાણાં આપો કષ્ટી કાપો,તવ ભીમ બોલ્યો ત્યાંય;હીસાબ પ્રમાણે ગણીને નાણાં, દેજો દ્રુપતરાય.॥૭॥ધર્મ કહે દ્રુપતને શું છે,ભુંડા માંડી ભવાઇ;ભીમ કહે જમાત્રનું દેવું,દેશે તે શી નવાઇ ॥૮॥ એમના ગામમાં રહીને ખાધુ છે, તે ખાધા ખરચ દેશે;દ્રુપતિ આપણે ઘેર ખાશે,તેનું ખરચ કોણ લેશે.॥૯॥ દ્રુપત કહે ક્ષમા રાખો,માં બોલો માઠું વચન;અમે અમારે પ્રજાપતનું, પુંહુ મનાવીશું મન. ॥ ૧૦ ॥ એમ કહીને વીદાય કીધા, તવ પંથે પળાય;એક રથમાં કુન્તા દ્રુપતિ, ત્રીજા ધરમરાય. ॥૧૧॥ આનંદ કરતા

મારગ ચાલ્યા,બેઠો હાથીપર ભેમ; દ્વાદશ ગાઉનિ નેળે આવ્યા, ભીમને આવ્યો વ્હેમ.॥૧૨॥સકળ સૈન્યને રોકી રાખી,કહ્યું આયુધ સહુ ઝાલો; જે રીત ગોઠવણ કરૂં તે,રીતે નળમાં ચાલો.॥૧૩॥ કુન્તાજી કહે મીથ્યા વેમીલો.ભય ભાળેછે અતી; ભીમ કહે મા તમારી પેઠે, જાત્રા કરાવવિ નથી. ॥૧૪॥ ધર્મે કહ્યું કરે તે કરવાદ્યો,વીચાર સારો કરે; જે જન જાગે તે જન જીવે, ઉંઘે તે જન મરે. ॥ ૧૫॥ એવે ભીમે પોતાનો હાથી, સહુથી આગળ નાંખ્યો, તે પુઠે એક ક્ષોણી સેન્યા, તે પુઠે જોશી રાખ્યો. ॥૧૬॥ તે પુઠે ધર્મ દ્રુપતી, કુન્તાનો રથ એક;તેની પુઠે રથ નિકુળનો,એમ કર્યો વીવેક ॥૧૭॥તેની પુઠે બીજી એક ક્ષોણિ, તે પુઠે અરજુન ભુપ;એવી કીધી ગોઠવણી તે;દીસે સોભા અનુપ.॥૧૮॥ પછી પોતે ગદા લેઈને,જયમંગળ પર બેઠો;કહ્યું સહુ મુજ પુઠે આવો, કહિ નેળ વીશે પેઠો. ॥૧૯॥ પુંઠળ પોતાનું શેન્ય આવ્યું, નેળમાં પેઠા સાર; અરજુન સહીત પેશી ચુકયા,તવ ગયા સમાચાર. ॥૨૦॥ દુરીયોધનના દાસ મુકેલા. તે બેઉ તરફ ગયા; કરણને ને કૌરવને જૈ, સર્વ સમાચાર કહ્યા.॥૨૧॥ તવ સહુ નીકળ્યા કોતરમાંથી,માઠા કરી મનસુબા; ઉત્તર દક્ષીણ બેઉ મોઢે, પંથ ઘેરીને ઉભા. ॥૨૨॥ ઉત્તર દીશાએ સો બંધુ, પાંચ ક્ષોણી સેન્યાય; જેદ્રથ ભગદત ભુરીશેવા. શકુની સુસુરમાય. ॥ ૨૩ ॥ દક્ષીણ દીશા સુર્યનો નંદન, છ ક્ષોણી છે સાથ; ડંકા દેતા મોઢાં ઘેર્યાં, આયુધ સહુને હાથ. ॥૨૪॥ સુરતણા વાજાં વગાડયાં, સાંભળ્યાં ભીમે કાન;એટલે પોતે બંધ કરાવ્યાં, પોતાના નીશાન.॥૨૫॥ પછી અરજુનજીને કાહાવ્યું,શેવક સાથે એમ;તમારા ભણી કોણ આવ્યુંછે,ઘેરો ઘાલ્યોછે કેમ.॥૨૬॥ તે સંદેસો મોકલો વ્હેલા,કહિ ગજથી ઉતરીયો; ગદા લેઈને આગલે મોડે, ક્રોધ ભર્યો પરવરીયો. ॥ ૨૭ ॥ જઈ જોયું તો કૌરવ દીઠા,સેન્યાને કારભારી; અરજુનજીને કાહાવી મોકલ્યો,સમાચાર વિસ્તારી.॥૨૮॥ અરજુનને સંદેશો પોહોચ્યો. અરજુને કાહાવ્યું એમ; મુજ ભણી કરણ સેન્ય સાથે, કહો કરીશું કેમ. ॥૨૯॥ વળતું કાહાવ્યું વ્રકોદરે, જો હોય મારો વિર; તોતો પાછી પાહાની ન કરતો,રોળ વાળો રણધીર. ॥૩૦॥ તવ અરજુને સામું કાહાવ્યું,હારૂંતો ઢબકો દેજો;આણી પાની ચીંતા ન કરશો,તમારૂં સાચવી લેજો. ॥૩૧॥ .ભીમે કહાવ્યું મારી ચીંતા ન કરતો,કૌરવનું મ્હોત આવ્યું; તે પછી શેદેવ નીકુળજીને, વ્રકોદરે એમ કાહાવ્યું. ॥૩૨ ॥ તમારા બેની વચમાં સોંપ્યાં છે,કુન્તા ધર્મ દ્રુપતી;તેમાંથી કોઇને હરકત થકતો, તમો જીવવાના નથી.॥૩૩॥રક્ષણ કરજો ચાહતો મરજો, પણ વાંકો ન થાય વાળ;

કન્યાનું કોઇ હર્ણ ન કરે,રાખજો બહુ સંભાળ.॥૩૪॥ શેદેવ નીકુળે એ ગું કાહાવ્યું,ચીંતા ન ધરશો કાંય;દેહમાંથી પ્રાણ ગયા પછી,થનારૂં હોય તે થાય.॥૩૫॥એવા સૈના સમાચાર સુણી,કીધો લડત મનસુબો; કમ્મર બાધી ગદા ગ્રહીને,દુષ્ટ સામો જઇ ઉભો. ॥૩૬॥ કરણ સામું મોઢું કરીને,ઉભો ઇદ્રનો તન; મરીયાદામાં બેઉ રહ્યા છે; કોઇ ન બોલે વચન. ॥૩૭॥શેદેવ નીકુળ બે બંધુને, રક્ષણના મનસુબા;ધનુશ ચઢાવી બાણ લેઇન, આગળ પાછળ ઉભા. ॥૩૮॥ રાતો તાતો થઇ ભીમ ઉભોછે,કૌરવને કહ્યું એમ; આ નીચ જાતી નીચ બુદ્ધીના, મારગ ઘેર્યો કેમ.॥૩૯॥ દુરીયોધન કહે બોલ્ય વાચારી, કહું તે સાંભળ કાન; પછી બોલજે બોલવું હોય તે, ઉતરશે અભીમાન. ॥૪૦॥ વળણ॥અભીમાન ઉતારશુ,એરે કુન્તી તન;વદે વલ્લભ શ્રોતા સુણો,કેહેછે દુરિયોધન.

## કડવું ૧૩૯ રાગ ઝુલણા સાખીયોનો.

તડોતડ બે જણારે, બરોબર બે જણારે. ॥ ટેક॥ દુરીયોધન મુખ બોલીયો, કન્યા દેઇ પડ પાય; ભીમ કહે એ દ્રુપતી, તેતો જાણજે તારી માય. ॥તડો॥૧॥ દુરીયોધન કહે ભીમડા,હાલ મળ્યા ઘર શુંત્ર; રખડતા રડવતા કુન્તા લાવી, તમે પાંચે છો મંત્રના પુત્ર. ॥ તડો ॥ ૨ ॥ ભીમ કહે અમેતો મંત્રના,દેવ નંદન શુભ કરણી;તુજ તાત જનમ આંધળો; તારી મા આખલાને પરણી. તડો.॥૩॥દુરીયોધન એમ બોલીયો, કેવું કપટ અમે કીધું;બારશને દાહાડે લાડુ ખવરાવી,કેવું ઝેરજ તુજને દિધું. તડો. ॥૪॥ ભીમ કહે ઝેર દઇને, કીધો તેં અન્યાય; પણ પ્રભુએ બચાવીયો,પરણ્યો પાતાળમાં કન્યાય. તડો. ॥૫॥ જીવતો આવ્યો ભોમીમાં,આયુશ દન નવ ખુટયા;બારમાને દાહાડે સભા વીશે,કેવા ઝાલી ઝાલીને કુટયા.તડો.॥૬॥ કચરી કચરી મારીયા,કેવું બળ મેં કીધું,આડો રાખી તુજ કને,અડધુ રાજય લખાવી લીધું. તડો. ॥૭॥ દુષ્ટ કહે રાજ્ય લેઇને,શા સુખ દાહાડા ભાળ્યા; વળી કૌતક ઉભુ કરી, કેવા લાખાભોવનમાં બાળ્યા. તડો. ॥૮॥ ભીમ કહે ત્યાંથી ઉગર્યા, લાંબી આયુશ દોરી; સુખ માણ્યું બહુ વનવીશે, હું તો પરણ્યો હેડંબા ગોરી; તડો. ॥૯॥ દુરીયોધન કહે રણ રહી, પંચાળમાં શીદ આવ્યા, ખાન પાન વણ સુકાઈ ગયા,આવી અમને સભામાં લજાવ્યા. તડો. ॥૧૦॥ ભીમ કહે દુખ દાહાડા હતો,તું આવ્યો તો ચડી ઘોડે; કન્યાતો લેવાઇ નહી,કેવો પાછો વળ્યો કાળે મોહોડે.તડો.॥૧૧॥ દુષ્ટ કહે ભીખારવા,મોહો માંથે વધ્યા કેશ;સ્વયંવરમાં આવીયા,તમે લાધો કાપડી વેશ. તડો ॥ ૧૨ ॥ ભીમ કહે થયા કાપડી, હતા દાહાડા દોહ્યલા; વીવાવણ પોઠી

કરી,તેંતો ચોળ્યા શરીરે કોહલા. તડો. ॥૧૩॥ ઝાઝું અમે જોતા નથી. કરમહીણનું એહું; શ્રીફળ મોહોર દીધાવીના,તેંતો હાથમાં ઝાલ્યુંતુ ઠાહુ. તડો. ॥૧૪॥ વળી સભામાં સહુ રાયને. બોલ કહ્યા બહુ ખાટા; પરણ્યા પેહેલી પેરામણી માગી,કેવા બાંધ્યા કપાળે પાટા. તડો. ॥૧૫॥ શકુની વાણી બોલીયો, સુણ દુરીયોધન રાય; મેહેણું દીધુ તુંજથી દે છે, મ્હારૂં પેટ પાસુ બળી જાય. તડો. ॥૧૬॥ દુરીયોધન કહે ભીમડા,સમજીને ? નારી; ભીમ કહે વરવું હોયતો, તને વરશે તારી ગાન્ધારી. તડો. ॥૧૭॥ વળણ ॥ ગાંન્ધારી વરે તુજ તણી, સાંભળ અંધના તન; વદે વલ્લભ વળી બોલીયો, રાજા દુરીયોધન.

## કડવું ૧૪૦ રાગ મનહર છંદ દુરીયોધન કેહેછે.

કહત દુરીયોધન,સુન સુને મંત્ર તન, અબ મેરો મન સબ,ક્રોધનપે આયોહે;મેરી મન ગમતીસેં, બૈઠે હો લગન કર, પન પ્યારી પીછી લેને કુંટુબ ચડાયોહે;પ્રથમસેં પાંડુંપર,ઓરતકું આગે ધર,નૈતો માર મારનાએ,બીચાર જમાયો હે;લ્હાવ લસ્કર મેરો' પ્રાન નીકારેગો તેરો,છુંદ છુંદ છોડાનેકો, હીંમત ધરાયોહે. ॥ ॥ છલંગી છંદ ભીમ કહે છે. ॥

ખેલતેમેં ધરા ધ્રુજે,દેખતેમે કૈં ન સુજે,ગુજેગો માનમેં મારમાર મારેગો;નાળ ગોળે બાણ છુટે, ગામ તેરો જાકે લુટે,રૂઠેગી રાનીયોતો,દાવો દેક છુટેગો;મેરા નીકુલજીકું હક્કારે,તું ડરજાય ઉસકે ડક્કારે, તોરે નગારે સબ ફીટફાટ ફેટ ફીટ ભીમશેન ફોરેગો;કહત હું બેરબેર,આયોહુ અજીત સેર, ઘેર લેગો કરી રીસ, સો બંધુકા સીસ મેતો, એઇ ગદાસેં તોરેગો.

રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું, અદ્યપરવ મહીમાય. ॥૧॥ દુરીયોધન કહે બોલ એના, કરેછે કાળો કેહેર; શું જુઓછો જોદ્ધા મારા,મારો ભીમને ઠેર. ॥૨॥ તવ સહુ યોદ્ધે આયુધ, લીધાં મેઘનાદે ગડગડીયા;રાતા તાતા કૌરવ થાતા,મારવા તુટી પડીયા. ॥૩॥ વ્રકોદર પર વ્રષ્ટી કીધી,મન મુકી દે માર;ગુપતિ ગડી ગદાયો મારે,તરકસતીર તરવાર. ॥૪॥ આયુધ ઉછાળે અતી ઘણાંને,જણાવે ઝાઝુ જોર; વરસાવ્યો વરસાદ બાણ તણો ત્યાં, થયું અંધારૂ ઘોર. ॥૫॥ ધશીને ધાતા બહુ મદ માતા, ભીમનો સુમત સુકાવે; આડો અવળો ભીમ ખશીને, આવતાં આયુધ ચુકાવે. ॥૬॥ એવામાંતો જોર કરીને,જેદ્રથે બાણ લીધું;ભીમનો નજર ચુકાવીને, રૂદેમાં ભોંકી દીધું. ॥ ૭ ॥ તવ ભીમનો પ્રાણ ઉંચો ચડીયો, પડીયો ઢળીને ધરણ; દુરી-

ચોધન કહે ધન્ય બનેવી,હરખ્યું અંતસકરણ.।।૮।।શું જુઓછો શકુની મામા, ખડગ લૈને જાવો; ભીમ તણો ભય નથી હવે, ભાણજ વહુ લૈ આવો.।।૯।।તવ તરવાર લૈ ચાલ્યો શકુની, નેળ વીશે પરવરીયો;હાથી મુકીને આગળ ગયો, શેન્યામા કેહેર આદરીયો.।।૧૦।। સેન્યાના ચોધ્ધે બુમો પાડી, શેદેવ આવ્યો શકુની; અમારા સહુનો ક્ષય કરેછે, માહા ખુનીનો ખુનિ. ।।૧૧।।શેદેવે જાણ્યું કન્યા હરશે,ધનુશપર બાણ લીધું; પવનાસ્તરનો મંત્ર ભણીને, મામાને ભોંકી દિધું, ।।૧૨।। છાતિ છેદાણી રૂદે ભેદાણી, પ્રાણજ ઉંચો ચડીયો;વાયુ મંત્રથી ઉછળ્યો તે,નેળની બારણે પડીયો.।।૧૩।। એક ઘડીયે ઉભો થયો, ગયો રાયનિ કને,શકુની કહે કન્યા લેતા,શેદેવે કુટયો મને.।।૧૪।।એવામાં વ્રકોદર ઉઠયો મુરછા વળી સાર;પોતાનિ શેન્યમાં ભંગરાણ દિઠું,કોપ્યો અપરમપાર. ।।૧૫।।એમ વીચાર્યું એવું ધાર્યું,મરવું છે એક વાર, કટી કશીને દંત ડશીને, થયો વ્રકોદર ત્યાર. ।।૧૬।। વળણ ।। ત્યાર થયો સુત વાયુનો, લોચન રાતાં ચોળ; વલ્લભ વદે ગદા ગ્રહી, વાળવો ધારયો રોળ.

## કડવું ૧૪૧ રાગ રાજન રાચેજીનો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય;રાજન રૂમેજી,વીસ્તારિ તુજને સંભળાવું,યુદ્ધ તણો મહીમાય. રાજ૦ ।।૧।।ભીમ કળકળીયો બીહામણો બળીયો, મેઘનાદે ગડગડીયો, રા. ગદા ગ્રહીને નેત્ર મીચીને,કૌરવ દળમાં પડીયો. રાજ૦ ।।૨।। ગદાને ઝપાટે સુર સપાટે,વાળે કુચ્ચર ઘાણ. રાજ૦ ઢીંચણ કોહોણી પ્રહાર પાટુનો,કરીને લેછે પ્રાણ. રાજ૦ ।।૩।। ઘોડા ગબડાવે ઉંટ અટવાવે,વ્રકોદર વાયુ તન; રાજ. રથ વાંકા વાળે હાથી ઉછાળે, પુંછ ગ્રહીને ગગન. રાજ૦ ।। ૪ ।। એવા ઉછાળ્યા કે ઘડું લંક પડીયા, એમજ કીધો કેહેર; રાજ૦ એક ઘડી અતી જુલમ કીધો, માર્યા છ હજાર ઠેર. રા૦ ।।૫।। તવ ત્રાસ્યા સહુ જોધ સેન્યાના,માર પડયા માહા માઠા;રા૦ લડવું ને વઢવું સરવે ભુલ્યા,જીવ લેઇ લેઇને નાઠા. રા૦ ।।૬।। રહ્યા સો ભાઇને પાંચ કારભારી, જાણ્યું કે જાશે પ્રાણ; રા૦નાસોરે મામા થાશો ન સામા.વળશે કચ્ચર ઘાણ.રા૦ ।।૭।।એવો એમનો વાંકો દાહડો, મુમત ભરેલા માઠા;રા૦ આશપાશનો કાંઇ રસ્તો ન સુજયો,સરવે નેળમાં નાઠા. રા૦।।૮।।ભીમે જાણ્યું કે ભલુ થયું, કર્યો મુખે પોકાર; રા૦ શેદેવ શત્રુ નેળમાં આવ્યા છે, આયુધ રાખજે ત્યાર. રા૦ ।।૯।। તવ શેદેવે બાણ ચઢાવ્યું, મારવા કીધી પેર; રા૦ દુરીયોધન કહે કેમ કરીશું, બે બાજુ મરવાનું ઠેર; રા૦ ।। ૧૦ ।।

એવામાં વ્રકોદર આવ્યો,નેળમાં સહુને ઝલ્યા; રા૦ એક એક પર નાંખીને કર્યો ઢગલો, બે પગ વચ્ચે ઘાલ્યા. રા. ॥૧૧॥ ધરણુ ઢાળીને દોરડાં મંગાવ્યાં,બાંધ્યા સરવના પાય;રા૦ પછી સરવનાં વસ્રો કાઢયાં,માચે જણ્યા જેવા થાય. રા૦ ॥૧૨॥ ઉંઘે મુસ્તકે ઉચકયા ભીમે, લેઇ ગયો નેંળ બ્હાર; રા૦ નેંળને મોઢે વ્રક્ષ આંમલીનું, તેણ ટાંગ્યાં તેણીવાર. રા૦ ॥ ૧૩॥ પછી પોતાનો હાથી ને સેન્યા, • કળીયા નેળ બાહાર; રા૦ એવે ધરમનો રથ બ્હાર આવ્યો, કર્યો કૌરવે પોકાર. રા૦ ॥૧૪॥ ઓરે ધરમરાય અમને છોડાવો, તે સુણ્યું ધરમે કાન; રા૦ હોજલમાંથી ડોકુ કરી જોયું, સતી તણે સંતાન. રા૦ ॥૧૫॥ નગન નીરખ્યા ને નીચું ઘાલ્યું, બોલ્યા ભીમ પ્રત્યે એમ; રા૦ ઓ કુ મતીના અવળી ગતીના, આ અનરથ કીધો કેમ. રા૦ ॥ ૧૬ ॥ મુકી ગરવને છોડ સરવને, પુરણ પ્રગટે છે શોક; રા૦ દિનમણીને એબ બતાવી, લાજે પીત્રૃ લોક રા૦ ॥ ૧૭॥ એમ બેઉ ભાઇ વાતો કરે છે, એવે પાછળ શું થાય; રા૦ અરજુને નીકળવા રથ હંકાર્યો, બોલીયો કરણ રાય. રા૦ ॥ ૧૮ ॥ ઉભો રહે સતી સુત યુધ માગુ છુ, કર્યો અરજુને ઉચ્ચાર,રા૦ વડી વારના શીદ ઉભા રહ્યાતા, ચાલો થાવો તૈયાર. ॥ ૨૦ ॥ વળણ. અરજુને રથ રાખીયો, હાથ ગ્રહ્યાં અથીઆર; વલ્લભ વદે બેઊ જણે, કીધા ધનુશ ટંકાર.

## કડવું ૧૪૨ રાગ કલ્યાણની છાયાનો દોહરો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાયરે.વિસ્તારી તુજને સંભળાવું, યુદ્ધ તણો મહીમાયરે. ॥૧॥ કરણે પેહેલો હાથ ઉપાડયો, બાણ ફેંક્યું ખરે રંગરે;તેવું અરજુને સામુ મારીને,કીધું કરણનું ભંગરે. ॥૨॥ તવ કરણે નાગપાસ મારયું, નાગ ત્યાં બાંધવા જાયરે; અરજુને ગરૂડાસ્તર માર્યું તે, નાગને વીણી ખાયરે, ॥ ૩ ॥ તવ કરણે પત્રાસ્તર માર્યું કે,ચાલ્યું પરવતનું પુરરે; અરજુનજીએ વજ્રાસ્તર મારીને, પર્વત કર્યો ચકચુરરે. ॥૪॥ તવ કરણે અગ્નાસ્તર ફેંકયું;અગ્ની બાળવા જાયરે;અરજુનજીએ મેઘાસ્તર માર્યું તેણે અગ્ની બધો હોલવાયરે. ॥૫॥ પછી કરણે બાણ એક માર્યું, છેક નીશાની આપીરે; અરજુનજીના રથ તણિ ધજા, ઝડપ નાંખી કાપીરે. ॥ ૬ ॥ તવ અરજુને કાળજવર માર્યું, પુરણ જણાવી રીસરે; કરણ રાજાના સારથી કેરૂં, છેદી નાંખ્યું શીશરે ॥ ૭॥ પછી સામા સામી બહુ ચઢયા કોપે, વરસાવે બાણ અપારરે; અગણીતાં છુટે અનંત ઉઠે, થઈ ગયો અંધકારરે. ॥ ૮ ॥ કરણ

રાજા એક બાણ મારેને,સાત સહસ્ત્ર બાણ જાયરે;અરજુનજીનું પણ એક બાણ જાતાં,કરણ જેટલાં થાયરે.॥૯॥ પણ કરણ પુંઠે છ ક્ષોણી સેન્યા, તેનાં આવે અથીઆરરે;એકલો અરજુન કેમ કરી પોહોચે, પડવા માંડયો એને મારરે. ॥૧૦॥ એવામાં નેળને સાંમે મોંઢે,ધરમ ભીમ જક કરેરે;યુધીષ્ટર કહે છોડ સરવને, મુજ કુળ લાજી મરેરે. ॥૧૧॥ ભીમ કહે લંપટ છો લટકતા,શીક્ષા લાયક પરમાણરે;ધર્મ કહે મુજ જીભ દંતમાં લેઇ,કાઢીશ માહારો પ્રાણરે. ॥૧૨॥ ભીમ કહે તમો બેઠા છોડાવવા, પણ પણે ઘેરાયો ભ્રાતરે, અરજુનની પખે જઇને આવું, તે પછી છોડવાની વાતરે. ॥૧૩॥એમ કહીને નેળપર ચડીયો,સુરોપુરો નર કાહાવ્યોરે; ગદા લેઈને અવળો ફરીને એ, કર્ણની સેન્યમાં આવ્યોરે. ॥૧૪॥ નીચું ઘાલીને ઝુડવા લાગ્યો, બાવરૂં બન્યું શેન્ય લોકરે;ઓરે કરણ રાય ઘાણવાળી નાંખ્યો, પાડી પોકાપોકરે.॥૧૫॥ તવ કરણે જાણ્યું કેહેર કીધો ભીમે,કાહાડુ એનો પ્રાણરે; એમ જાણી મારવાને પુંઠ ફેરવી,અરજુને લીધું બાણરે. ॥ ૧૬ ॥ એમ જાણ્યું કે મારા ભાઇને મારશે, તેથી નાગનો મંત્ર સાંધ્યોરે;ભીમને મારતાં પેહેલો કરણને ત્યાં, અવળે હાથે બાંધ્યોરે.॥૧૭॥કર્ણ બંધાયો કે શેન્ય ગભરાયુ તે, નાશી ગયું ચોપાસરે; ભીમે બાંધેલા કરણને ઝાલીને, કીધો માર મારી ત્રાસરે. ॥૧૮॥ અરજુનને કહ્યું નેંળ બાહાર નીકળો,તવ રથ ચાલતો કીધોરે. ॥ ૧૯॥ અડધી નેંળમાં જઇ ભીમે રાખ્યો, ઢીંચણ દૈ ઢાળ્યો ધરણરે; પછી પેહેરેલાં વસ્ત્ર કાઢી લીધાં, કર્ણ કહે ભલુ મરણરે. ॥ ૨૦ ॥ લાજ લીધા વણ મારી નાંખ મુજને,ઓરે ભીમશેન ભાઇરે; ભીમ કહે સૌને કીધા તુજ જેવા, તો તાહરે શી નવાઇરે. ॥૨૧॥એમ કહી નગ્ન લાવ્યો નેંળ બારણે,ધરમે જોયો તતકાળરે;ભીમને કહ્યું આતે શું શીખ્યો, ઓરે કરમ ચંન્ડાળરે. ॥૨૨॥ બળ્યો તારો ધારો છોડને આ ભારો, નહી તો જુલમ મેં ધાર્યોરે;એટલે ભીમે નગ્ન કૌરવનો,ભારો ભોમી ઉતાર્યોરે.॥૨૩॥ ચરણ છોડતાં કહ્યું છાનું માનું;કરીશ કાળો કેહેરરે,જો લુગડાં લેવા ઉભા રેહેશોતો, હું મારી નાંખીશ ઠેરરે. ॥૨૪॥ એમ કહી છોડયા કરણ સહીતને, ભીમના ભય માહા માઠારે;જેવા જનેતાયે જણ્યાતા તેવા,વસ્ત્ર વીના સહુ નાઠારે. ॥૨૫॥ ધર્મ કહે અલ્યા વસ્ત્ર લેઈ જાવો,પણ ભીમનો ભય હોયરે,જીવ જશે તેથી લાજ છોને જાતી, નાશી ગયા સહુ કોયરે ॥ ૨૬ ॥ વળણ. નગ્ન સ્વરૂપ નાશી ગયા, ઉમારગ એ જાય;વ્યાસ વલ્લભ વાણી વદે, ભલી થઇ શીક્ષાય.

# કડવું ૧૪૩ રાગ સવૈયાની ચાલ.

વૈશમપાયે એણીપેર; બોલ્યા, સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું, આદ્યપરવ મહીમાય. ॥૧॥ કાળે મોઢે કૈરવ નાઠા, ઉમારગે એ પળાય;વાજતે ગાજતે સુત સતીના, ધીરે ધીરે જાય. ॥૨॥ મારગ જાતા રાત્રી પડી કે,નાહાનું આવ્યું એક ગામ;તે ઠેકાણે એક રૂજની,પાન્ડવે કર્યા વીસરામ.॥૩॥ નાઠેલા જે કૈરવ લોકો. કોઇ સ્થળે નવ રહ્યા, દોઢ પોહોર રાત્રી જતામાં, હસ્તીનાપુર ગયા. ॥ ૪ ॥ દરવાજા બાહાર જઇ જઇને ઉભા,ટોળે વળીને વીચારે;નગ્ન સ્વરૂપે નગ્ર વીશે,જાવું કેવે પરકારે. ॥૫॥ દરવાન જાણે રહીયત જાણે,પાકી ફજેતી થાય; મામાયે કહ્યું એકે એકે,પેસો ગામની માંય. ॥૬॥ એટલે પેહેલો જેદ્રથ ગયો, તે પછી શુંસરમાય; તે પછી ભગદત ભુરિશ્રેવા, પછી મામા પળાય. ॥ ૭ ॥ દરવાજાના દરવાન લોકો, તેમને આવ્યો વીચાર;નાગા નાગા કોણ ગામમા પેસે,આ કૌતક અપાર. ॥૮॥ એવામાં તો શકુની મામા,ગુપ્તપણેથી ચાલ્યા;એટલે ઉઠયા દરવાન લોકો, ઝડપ જૈને ઝાલ્યો.॥૯॥ મોઢે પોકારે બહુ માર મારે,પડયું મામા પર રોળું;મામો કહે એકલાને ન મારો, આ રહ્યું બધું બ્હાર ટોળું. ॥૧૦॥ તવ દાસોએ બુમ પાડી, બોલાવ્યા જોધ અપાર; જઈને ઝાલ્યું આખુ ટોળું, દેવા માંડયો માર. ॥૧૧॥દુરીયોધન કહે શીદ મારોછો, હું તમારો છત્રપતિ; તો પણ ચોર જાણી માર મારે,બાકી મુકતા નથી.॥૧૨॥એક શેવકે મશાલ કીધિ,મોઢાં જોયાં જે વારે;શેવક લાજ્યા કૈરવ લાજ્યા,અન્યો અન્ય તે વારે.॥૧૩॥ દાસોએ પુછયું આ શું મહારાજા,દુષ્ટો કહે ભીમે લુટયા;કુટાયામાં બાકી હતા તે,તમોએ અહીયાં કુટયા.॥૧૪॥શેવકો કહે ક્ષમા કરજો, કહીને વસ્ત્રો દીધાં;અંધ તણા સરવે સુતોયે, એક એક પેહેરી લીધાં. ॥ ૧૫ ॥ પછી છાનામાના નગ્રમાં ચાલ્યા.પોત પોતાને ઘેર;ઘરની ઘરૂણીયો પુછવા લાગી.મછવેદની જે પેર.॥૧૬॥ ભાણુમતીયે છત્રપતિને, કહ્યું પીઉજી આવો;મુજને અતી આનંદ થાશે, શોકલડી બતાવો. ॥ ૧૭ ॥દુરીયોધન કહે ઓરે તારૂણી,તુજ પર લાવું કેમ;ભાણુમતી કહે લાવવી તી પણ, ભલે મળી ગયો ભેમ.॥૧૮॥એમ કહીને તે ત્યાં રહ્યા છે, એવામાં વાહાણુ વાહાય;પાન્ડવે વીસરામ કર્યો તો,ત્યાંથી ઇંદ્રપસ્ત જાય.॥૧૯॥ પોતાનું ઘર રાજ્ય સંભાળ્યું,વરતાવી ધર્મની આણ;સુખ રૂપે ખાઈ પીને રેહેછે,સતીના સુત સુજાણ. ॥૨૦॥વળણ ॥ રાજપાટ લૈ પાન્ડવ રહ્યા, સુણો સહુ કરજોડ;મછવેદ કથા પુરણ હવી, બોલો જેજે શ્રી રણછોડ. ॥

# કડવું ૧૪૪ રાગ સવૈયાની ચાલ.

વૈશંપાયે એણી પેર બોલ્યા,સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું,આદ્ય પર્વ મહિમાય. ॥૧॥ પાંચ પાંડવનિ એક પ્રેમદા,અણઘટતું ઘણું લાગે;એક કરાવે ચરણ ચંપી,તો બીજો જળમાગ.॥૨॥ નાહાના મોટાની ગઈ મરીયાદા,કુન્તાજી સોસાય;એવામાં વેદમ વ્યાસજી આવ્યા, વૃદ્ધ ડોશી પડયાં પાય. ॥૩॥ ઓ માહારાજા પાંચ પુત્રોને,પરણાવી પ્રેમદા એક;તેથી મારી માઝા ટુટી,નથી રહેતો વીવેક. ॥૪॥ તેનો કાંઈક કરો ખુલાસો, તવ પાંચેને બોલાવ્યા; કુન્તા વ્યાસજી બેઠાં છે ત્યાં, પાંચે પાંન્ડવ આવ્યા. ॥ ૫॥ વ્યાસજી કહે ઓરે પાન્ડવો, વચન મુજને આલો; એક રિતી તમને બતાવું,તે રીતે સહુ ચાલો. ॥૬॥ તવ પાંન્ડવે વચન દીધાં,વ્યાસજી વધ્યા વચન;જુઓને એક વર કેરા,ત્રણસેને સાઠ દન.॥૭॥ પાંચને ભાગે બહોતેર બોહોતર,દીવસનો થાય વારો; જેનો વારો તેની નારી,દ્રુપતીને ધારો.॥૮॥ બીજા કોઇનો હક ન ચાલે, ના કરે બીજાનું કામ;જ્યાં હોય વારો દ્રુપતીનો,ન જાય કોઇ તે ઠામ.॥૯॥ તે ઘરમાં કોઇ ભુલે ચુકે, ચર્ણ મુકે જે તન;હડી વરસ લગી જોગી વેશે,વાશો વસે જઈ વન. ॥૧૦॥ તવ પાન્ડવે કબુલ કીધુ, માહારાજ પાળવો ધારો;વ્યાસજી કહે ધરમને ત્યાં, પ્રથમ પેહેલો વારો. ॥૧૧॥ એમ કહી અંતરધ્યાન થયા, પોતે વેદમ વ્યાસ; દ્રુપતિ રાહ ધર્મને ધામે, ટળી ગયો વીનાસ. ॥ ૧૨ ॥ એવે થોડા દીવસ વીત્યા, દ્વારીકાંથી પ્રભુ આવ્યા; ગરૂડે બેસાડી પોતાની ત્યાં, સઉ પ્રેમદાને લાવ્યા. ॥ ૧૩ ॥ કુન્તા પાન્ડવ આનંદ પામ્યા, તવ બોલ્યા પ્રભુ મુખ; ઓ માતાજી ખાવા કરાવો, લાગી છે મુજને ભુખ. ॥ ૧૪ ॥ કુન્તાયે રસોઇ કરવા માંડી, પુરણ ઉલટ વ્યાપી, પ્રથમ પ્રભુને આરોગવાને, ચાકુને શેરડી આપી. ॥ ૧૫ ॥ પ્રભુ શેરડી છોલવા લાગ્યા, છોલતાં ચાકુ વાગ્યું; આંગળીમાંથી રૂધિર વહ્યું, સહુને માઠું લાગ્યું. ॥ ૧૬ ॥ અરેરે કરવા લાગી સૌ નારી, દ્રુપતીયે ભાવ કીધો; અમુલ્ય પેહેરેલું ચીર ફાડી, પાટો બાંધી દીધો. ॥ ૧૭ ॥ ભગવાન કહે ભગની મારિ, નકામુ ફાડયું ચીર; દ્રુપતિ કહે ચીર તમોથી, વધારે નથી વિર. ॥ ૧૮ ॥ પાડ પ્રભુએ મનમાં માન્યો, ત્યાર થયું ભોજન; સરવેને સાથે લેઇને જમ્યા, પોતે જુગજીવન. ॥ ૧૯ ॥ મુખવાસ ખાઈ ભીમને કહયું, ચાલો તતપર

થઇએ; હુંને તમે આપણ બેઉ, એકલા બાગમાં જઇએ. ॥ ૨૦ ॥ તવ ભીમ ઉઠયો પ્રભુને તેડી, ગયા બાગમાં બેવુ;જાતાં પ્રભુએ મન વીચાર્યું, બેહેનનું થયું દેવું. ॥૨૧॥ આંગળીએથી પાટો છોડી, ગણ્યા સુતરના તાર; નવસેને નવાણુ થયા,વીચાર્યું જુગદાધાર. ॥૨૨॥ આજથી માહારે એનું દેવું, દ્રૂપતીએ ધાર્યો વીર; એક એક તારે એક એક માહારે, આપવું બેહેનને ચીર. ॥ ૨૨ ॥ એવો મનમાં સંકલ્પ કીધો, પછી ગયા બાગ માંય; ભીમનિ જોડે એકાન્ત બેશી, વાત ઉપાડી ત્યાંય. ॥ ૨૪॥ એ વ્રકોદર વાત કહુ તે, વીચારો અંતસકરણ; થોડે દહાડે માહારૂ ત મારૂં, છયેનું આવ્યું મરણ, ॥ ૨૫ ॥ ભીમ કહે કે કોણ છે શત્રુ,બતાવો. પેહેલેથી હણીયે;ગોવીંદ કહે ઘરમાંને ઘરમાં, તેને શું શત્રુ ગણીયે. ॥ ૨૬ ॥ વાત કોઇને કદિ નવ કેહેશો, રાખી રેહેજો શુભ મતી;આપણ છને લેશે ખપ્પરમાં, તમારી જે દ્રૂપતી. ॥૨૭॥ ભીમ કહે શો ઉપાય કરવો, ઓરે સુંદીર શામ; પ્રભુ કહે તમને બતાવું,તેટલું કરજો કામ. ॥ ૨૮ ॥ વળણ ॥કામ બતાવું તેટલું,કરજો વાયુ તન; તો તો ઉગરીયે આપણે, બોલ્યા જુગજીવન.

---

## ૪૯વું ૧૪૫ રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન,સુણ પરીક્ષત કેરા તન;બોલ્યા અંતરયામી એમ, ભીમ સાંભળો રાખી પ્રેમ.॥૧॥જેહ ધર્મને ઘેર છે વારો,બદલાઈ થશે તમારો;તે રાત્રીએ કરશે કેવું, સૌને ધારણ આવે એવું. ॥૨॥ તામશી મંત્ર ભણી દ્રૂપતી, સૌને ધારણ નાંખશે અતી; તમ શીશ હાથ માહારો આવાર,નહી આવે નીદ્રા લગાર. ॥ ૩ ॥ તમે ઘરમાંથી જોઈ રહેજો,મધ્યનો સમો સાચવી લેજો;નારિ નીકળશે ઘર બાહાર, કટી કશેલી તે વાર. ॥૪॥ ચોળી ચણીયાથી બાળે વેશે, બાહાર જાશે છુટે કેશે; ઘણી હદીયા દોટ ચડશે,કોટ કુદિ નગ્ર બાહાર પડશે.॥૫॥ ગામથી એક ગાઉ દુર,સરોવર દુધક ભરપુર; તમે છાના પુંઠળ જાજો, જઈ સરોવરમાં સંતાજો.॥૬॥ તેવા તે સરોવરની કીનારે, ચીતા ખડકેલી હશે તેવારે;હશે ધૃપતીના દુત ત્યાંય, બધો પુજાપો ગ્રહી કરમાંય. ॥૭॥ તેવી તે ચીતામાં તમ નારી, બેસસે ધૃપતી સુખકારી;એના દુત ત્યાં આરતી કરશે, પછી અગ્નીમાંથી ઓચરશે. ॥ ૮ ॥ હાંરે કોઈ છે વીપ્રનો તન,

માગે તેવું આપું વચન; તે વેળા સમો સમજી લેજો, ઉંડા જળમાં તરતા રેહેજો ॥૯॥ ત્યાંથી માગી લેજો કેવું, તેની સમજુત નમને દેવું; એવું કેહેજો કુંન્તી સંતાન, કહીયે પાંન્ડવને ભગવાન. ॥ ૧૦ ॥ તારા ખપરમાં તે નહી, કહી પેશી જજો જળમહી; છેક બેશી જજો જળ તળખે, નચ્ય રેહેશો પાસવે પડખે.॥૧૧.॥વચ્ય વેગળે જો રહિ જાશો, તેનો ભશ્મ બળીને થાશો; એમ સમજાવી સહુ પેર, પછી બેઉ જણ આવ્યા ઘેર. ॥૧૨॥ પછી પ્રભુ વીદાય થયા, દારા લેઇ દ્વારીકા ગયા; ભીમને નીત્ય ચીંતા ભરાઈ, કરે વીચાર બહુ મનમાંઈ. ॥૧૩॥ એવે ધર્મનો પુરણ વારો, પડી રૂજની ભીમ ચેતનારો; બેઠો પોતાના ઘરમાં સાર, અદખોલું રાખીને દ્વાર. ॥૧૪॥ ડોટું રાખી જુએ ચરચાય; એવે સમે રાત્રી મધ્ય જાય, તવ ધ્રૃપતી મંત્ર ભણી, મુકી નગ્રમા નીંદ્રા ઘણી. ॥ ૧૫ ॥ વાપ્યું સૌને ઘેન ઘમઘોર, ઉંઘ્યાં સ્વાન ચતુળને ચોર; આખા નગ્રમાં ન જાગે કોય, એક ભીમને નીંદ્રા ન હોય. ॥૧૬॥ એવે નીકળી ધ્રૃપતી બહાર, કેહેડે ચીર બાંધ્યું તેણીવાર; ચાલી રૂમઝુમ રૂમઝુમ કરતી, મોઢે તામશી મંત્ર ઓચરતી. ॥૧૭॥ પુંટે નીકળ્યો વાયુનો તન, છાનો માનો ન જાણે કો જન; સતી કોટ કુદી પડી બાહાર. છાનો કુધા કુન્તી કુંવાર. ॥૧૮॥ ગયાં દુધક સરોવર બેઉ, ભીમે દીઠું પ્રભુ કહ્યું તેવું; ગયો ચીતાની સામી કીનાર, પેઠો જળમાં જોયો સુમાર. ॥૧૯॥ બાવી વાંસ છે પાણી ભરેલું, નીરમળ જળ થંભ્યું ઠરેલું; તેમાં તરતો રહ્યો સતી તન, જુવે ચરચા પોતાને લોચન. ॥૨૦॥ પડી ધ્રૃપતિ ચોતામાંય, કરી દુતોએ પુજા ત્યાંય; કરી આરતી પ્રેમે અનુપ; થઈ દ્રૃપતી અગ્નીરૂપ.॥૨૧ ॥ થઈ ચીતામાંથી વાણી, બોલી ખપર જોગણી રાણી; હાંરે છે કોઇ વીપ્રનો તન, માગ્ય માગ્ય આપું વચન. ॥૨૨॥ બોલ્યો વ્રકોદર જળ મહી, તારા ખપરમાં છ નહી; પાંચ પાન્ડવને ભગવાન, માગી તળખે ગયો મસ્તાન. ॥૨૩॥ થઈ વાણી ચીતામાંથી એમ, છ તથાસ્તુ કુશળ ક્ષેમ; એવું કેહેતામાં નીકળી જ્વાળ, અગની ભડકો વીકરાળ.॥૨૪॥ પડ્યો જળમાં અગ્ની ચોપાસ, જળ બળી ગયું બાર વાંસ; થોડીવારે ભીમ નીકળીયો, જળ જોઇને ભય ભર્યો બળીયો. ॥૨૪॥ હોત અધ્ર વચતો જાત પ્રાણ, આતો નારી અતિ જાદુવાન; એને માહારે કાંઇ નવ કેહેવું, એને કાંઇ કામ ન દેવું. ॥૨૬॥ એમ વિચારતો ગયો બાહાર, કોટ કુદીને નગ્રમાં સાર; જઇ સુતો પોતાને ભોવન, નથી મીચાતાં લોચન. ॥૨૭॥ એવે ચીતામાં દ્રૃપતી નાંર, રૂપ ધરીને નીકળી બાહાર; કોટ કુદીને ગા-

મમાં પેઠી,ભીમના ઘરમાં જઈ બેઠી. ॥૨૮॥ સૌનું ધારણ તાણી લીધું, ઉંઘતું લોક જાગ્રત કીધું,ગઇ ભીમ પતીને સરણ; લાગી પ્રેમે ચાંપવા ચરણ ॥૨૯॥ બોલ્યો વ્રકોદર સુણ નારી, તારે શેવા ન કરવી મ્હારી; બેશી રેહેવાનિ આગ્ના તુને, તારૂં કામ બતાવજે મુને. ॥૩૦॥ મળી નાગણી કન્યા જેવી,મળી વનમાં હેડંબા તેવી, તેનાથી તું જબરી દેવી, મ્હારે તારી શેવા નવ લેવી. ॥ ૩૧ ॥ બોલી દ્રૂપતી સતી એમ, પતી આમ બોલોછો કેમ; પછી ભીમ ન બોલ્યો કાંઇ,ધુંચવાઈ સતી મનમાંઈ. ॥૩૨॥ એવે વીતી ગયા ચાર દન,ભુલ્યો ભ્રમણા કુંન્તી તન;લાગ્યો મોહ નારીની સાથ, ખાઈ પીને કરે સુખ વાત. ॥૩૩॥રહે આનંદથી નરનાર,એવામાં શું બન્યું એકવાર;અરજ્જુનને ભીમ બે ભાઇ, ગયા રમવા વનની માંઈ. ॥૩૪॥ સાંજ પડે રમી પાછા વળીયા, વાતો કરતા ચાલ્યા બેઊ બળીયા; લાગી અરજ્જુનનેતરશાય,આપ્યાં આયુધ ભીમ કર માંય.॥૩૫॥ભીમ ભાઇ જાવો ઘેર તમો, સરોવર જળ પી આવું અમો; એમ કહી કર્યાં વીદાય,ભીમ આવ્યો નગ્રની માંય. ॥૩૬॥ અરજ્જુનનાં હથીઆર જેહ, પોતાને ઘેર મુકયાં તેહ; જળ પી આવ્યો ઇંદ્રનો તંન, ચાલ્યો ગયો પોતાને ભોવન. ॥૩૭॥ ભુલી ગયો લેવાં હથીઆર,કરયું સયન સર્વ તે વાર; એવે થવા કાળ શું થાય;ઉઠયો દુષ્ટ દુરીયોધન રાય. ॥૩૮॥ પોતાના હસ્તીના પુરમાંઈ, જાગી મામાને તેડાવ્યા ત્યાંઇ; વળી કર્ણને દુસ્યાસન, મળ્યા રાય તણ ભોવન. ॥૩૯॥ બોલ્યો દુરીયોધન ત્યાર થૈયે,આજ રાત્રીએ રમવા જઇયે;કહી ઘોડે થયા સ્વાર, લીધાં ભુજ વીશે હથીયાર.॥૪૦॥એતો નીકળ્યા નગ્રનિ બ્હાર,ચાલ્યા ઇંદ્ર પસ્તે તે વાર; બોલ્યો શકુની સુણો વાત,કરો પાન્ડવને ઉતપાત. ॥૪૧॥એના ગામુનિ ચારે દીશાય, જઇ અગ્નિ મુકીયે માંય; ચાર દિશાયે ચાર જાવો,બાણ મારી નગ્ર સળગાવો. ॥૪૨॥ તવ ચારે જણા ત્યા પળીયા, ઇંદ્રપસ્તને આંતરી વળીયા; કોટ બાહારથી ખેલ મચાવ્યો,બાણ મુકી વહની સળગાવ્યો. ॥૪૩॥ ગામ સળગી ઉઠયું પુરપાટ, થયો અગની ભડભડાટ;તવ જાગ્યું ગામનું લોક, પડી કારમી પોકાપોક. ॥૪૪॥ તવ ચારે ચોરો ગયા નાશી,જાગ્યા ધર્મ થઈ ઉદાશી;કુન્તા અરજ્જુનને શેદેવ, જાગ્યા નીકુળ સુદ્ધાં એવ. ॥૪૫॥ એક જાગ્યો નહી વાયુ તન,એવે કુન્તાજી વધ્યાં વચન; બેટા અરજ્જુન દૈવત દાખો, થયો અગ્નિ તે હોલવિ નાંખો. ॥૪૬॥ બોલ્યો અરજ્જુનજી તે વાર, ભીમના ઘરમાં હથીઆર;મારી ભુલમાં ગયાં છે રહી, માટે અગની હોલવાય નહી. ॥૪૭॥

કહે કુન્તા ભીમ ઘર જાવો, અવળે પગે જૈ લૈ આવો;તવ અરજુન વદ્યો વચન, માતા માહારે જાવું પડે વન. ॥૪૮॥ કહ્યું કુન્તાયે સાંભળ તન, કોણ મોકલનારૂં છે વન; માહારી આજ્ઞાથી જઇ લાવો, બ્હની હોલવી ગામ બચાવો. ॥૪૯॥ તવ અરજુન અવળે પાય,ગયો ભીમ તણા ઘર માય; લીધાં પોતાનાં હથીઆર, આવ્યો બાણ ચઢાવી બ્હાર. ॥૫૦॥ મેઘ મંત્રથી માર્યું બાણ,તવ અગની પડયો હોલવાણ; એવે થયો પ્રાત સકાળ, તવ જાગ્યો વાયુનો બાળ. ॥૫૧॥ બેઠો લેઇને દાતણ પાણી,તવ કુન્તાજી વદયાં વાણી;અલ્યા અઘોરી તું તો ન જાગ્યો, આજ ગામમાં અગની લાગ્યો.॥૫૨॥તવ બોલ્યો વ્રકોદર પ્રીતે,તમે હોલવીયો શી રીતે;કહે કુન્તા અરજુનજીએ, હોલવ્યો અગની ખુબીયે. ॥ ૫૩ ॥ બોલ્યો વ્રકોદર તે વાર,એના મુજ ઘરમાં હથીઆર;એ લેઇ ગયો કેમ કરિ,કહે કુન્તાજી અવળો ફરિ. ॥૫૪॥મુજ કેહેવાથી આયુધ લાવ્યો,કહે ભીમ કેમ મુજ ઘેર આવ્યો;હવે પાળે દીધેલું વચન, જાય હઢી વરસ લગી વન.॥૫૫॥વળી ધરે જોગીનો વેશ,મોઢે માંથે વધારે કેશ;ગ્રહે તુમડું વાળે લંગોટી,નહિતો વાત થાશે ખોટી. ॥૫૬॥કહે કુન્તાજી સાંભળ તન, મોકલ્યો મેં તુજ ભોવન; માટે એ વનમાં નહી જાય; બોલ્યો ભીમ તમે સુણો માય.॥૫૭॥ ભલે ન જવું હોય તો ન જાય,થયો વચન ભ્રષ્ટ એ રાય;હવે તુટયો ઘરનો ધારો,હવે હશે જેને ઘેર વારો.॥૫૮॥ તેને ઘેર અમે નીત્ય જઇશું,રાત દીવસ બેશી રહીશું;સુણી નરને માઠું લાગે,ભાઇનાં વેણ કાળજે વાગે.॥૫૯॥ બોલ્યો અરજુનજી મુખ વાણી,કેમ કરૂં વચન ધુળધાણી; સતી માતા હું તો વન જાવું, અઢી વર્ષ લગી રહિ આવું. ॥૬૦॥ વળણ ॥ અઢી વરસ વન સંચરૂં, ઓરે માહારી માય; વલ્લભ વદે અરજુનજી, માગે છે આગનાય.



## કડવું ૧૪૬ રાગ સવૈયાનો ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા,સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું,આદ્ય પરવ મહિમાય. ॥૧॥ અરજુનજી કહે આગના આપો, વન જવા છે ઇચ્છાય;મારા સોગન દેઉછું સૌને,કોઇ ન કહેશો નાય. ॥ ૨ ॥ કુન્તાજી કહે કુંવર માહારા,કેમ જાશે મુજ દન;એક ઘડી સુનો નથી મુકયો,ઓરે મહારાં તન. ॥૩॥ એમ કહીને રડવા લાગ્યાં,અરજુને

સોગન દીધા;એટલે શરવે આગના આપી,અરજુનને ત્યાર કીધા.॥૪॥ નર નીકળીયો દરવાજે પળીયો,વળાવવા ગયાં માત;ધરમરાજા તે પણ ચાલ્યા,શેદેવ નીકુળ ભ્રાત.॥૫॥ નગ્રની બારણે જઈ સહુ ઉભાં, એવે વ્રકોદર આવ્યો. બગલમા સંતાડી જોગીના, વેશના સામાન લાવ્યો. ॥૬॥ વધો વ્રકોદર અરજુન વિરા, જાતનાં જતન કરજો;રાત્રી સમે વીશ્રામ કરિને, દીવશે કૈં પરવરજો. ॥૭॥ અરજુનજી કહે વારૂ વીરા,અઢી વરસ જાવું વન; હવે ખુશી જીવ થયો તમારો, ભીમ વધો વચન. ॥૮॥હજી માહારો જીવ ખુશી નથી,વચન શું પળ્યું લેશ; વસ્ત્રને શણગાર ઉતારો હેઠાં,લ્યો ધરો યોગી વેશ.॥૯॥ એમ કહીને બગલમાંથી, પોટલી કાહાડી બ્હાર; લંગોટીવાળો ભભુતી ચોળો, લ્યો તુંમડું તૈઆર. ॥ ૧૦ ॥ લ્યો આ ઝોળી લ્યો આ સોટો, દુભાયો અરજુન ભુપ; વસ્ત્ર આભુશણ ઉતારીને,ધરયું યોગીનું રૂપ ॥ ૧૧ ॥ ભસ્મજ ચોળી લીધિ ઝોળી,હાથમાં તુમડું સોટો; વ્રક્ષ વેલાનો અડબંગ કીધો, વાળી લીધો લંગોટો. ॥૧૨॥ માત ભાઇને નમીને ચાલ્યો, તવ સહુ પાછાં વળીયાં;વન વીશે સંચરીયો પોતે,ગોવીંદમાં મન ગળીયાં.॥૧૩॥ મારગ જાતાં નીયમ કીધાં,સુર્યનો ઉદય થાય; તે પેહેલાં ખાધાનો પદારથ,મળે તો તે ખવાય. ॥ ૧૪॥ ભાણુનાં દરશણ થયાં પછી, જળવણ કાંઇ ન લેવું;સુર્યનાં દરશણ થયાં પેહેલાં,જે મળે તે ભેર રેહેવું.॥૧૫॥એવો મનમાં નીશ્ચય કીધો,ધરતા હરીનું ધ્યાન; તીરથ કરતો યાત્રાયે ફરતા, જ્ઞાનીકને લે જ્ઞાન. ॥૧૬॥ રીતિ પાળે નીતિ ચાલે,ઊતમ સ્થળે જાય; પ્રભાતમાં અન ફળ ન મળે, તો પત્ર વીણી ખાય. ॥૧૭॥ નવ્ય મળે તો આખો દાહાડો, પોતે કરે અપવાસ;એવી રીતે બહુ દાહાડા વીત્યા, બાકી રહયો એક માસ. ॥ ૧૮ ॥ એટલે ચાલ્યો દ્વારીકાં ભણી, કુન્તા સતીનો બાળ;અઘોર રણમાં જાય છે ચાલ્યો, થયો છે મધ્યાંન કાળ. ॥૧૯॥ એવે એને તરશ્યા લાગી, જળ વીના જીવ જાય;એવામાં કોઇ સંત પુરૂશો, મળીયા મારગમાંય. ॥૨૦॥ તેને પુછયું અરજુનજીયે,માહારાજ કયાં મળે પાણી;અરજુનના તવ વચન સુણી,સંત જનો વધા વાણી.॥૨૧॥ નજીકમાં એક સરોવર છે, પણ પીવું ન જોઇએ; સરપ એમાં વાસ વસેછે, જીવતું ન જાય કોઇએ. ॥૨૨॥ માટે તમે જળ નવ પીશો, કહી થયા વીદાય;અરજુનજી દોટ મુકીને ચાલ્યો; પંપાસરોવર જાય. ॥ ૨૩ ॥ જાણ્યું કે જળ વીના મરૂછું, તે કરતાં મરૂ પીને; એવું સમજી જળમાં પેઠો, મરવાનું આદરીને. ॥ ૨૪ ॥ એટલે બે સરપણો

આવી,જ્યાંછે અરજુન ભુપ;તેને ચરણે ડંશ કરતા,થઈ અપછરા રૂપ. ॥૨૫॥અરજુનને કરજોડી ઉભી,દિઠી સતી સુત નાર;જળનું તુમડું ભરીને પોતે,તરત નીકળ્યો બ્હાર. ॥ ૨૬ ॥ કીનારે જળ પીવા બેઠો, શાન્તી સ્વભાવનિ ખુબી; એઉ અપછરા સનમુખ આવી, હાથ જોડીને ઊભી. ॥ ૨૭ ॥ અરજુનજીએ પાણી પીધું, પછી નારિ પડી પાય; ઓળખ્યા અરજુન ઇંદ્રના નંદન, અમપર કીધી કૃપાય. ॥ ૨૮ ॥ અપછરા છીએ સ્વર્ગ કેરી' તે સાંભળો વીસ્તાર; દેવ સભામાં નૃત્ય કરતીતી,આનંદથી એક વાર. ॥૨૯ ॥ ઉલ્પી નામ છે માહરૂંને, ચીત્રકળા આનું નામ;અમારા નૃત્યની વેળાયે આવ્યા,દુરવાસા તે ઠામ. ॥૩૦॥ એટલે અમોને દેવોએ કહ્યું,આ આવ્યા બ્રહ્મરૂશી;ખરી હોતો નૃત્ય કરીને,કરો રૂશીને ખુશી.॥૩૧॥ત્યારે તો કીયા સાચી તમારી,એવો વળ ચડાવ્યો; એટલે અમે નાચ કરીને,બધો કીસબ લડાવ્યો. ॥૩૨॥ પણ રૂશીનું મન નવ માન્યું, તવ જીવ થયો કેવો, ક્રોધે ભરાઇ અમે કહ્યું કે,વિપ્રએ જંગલી જેવો. ॥૩૪॥ સાંભળી રૂશીને રીશ વાપી; એ શું બોલી પાપણીયો; શ્રાપ દિધો સરોવરમાં પડજો,થાજો બેઉ સાપણીયો. ॥૩૪॥ એટલે એમે થર થર ધ્રુજી,નમાવી દીધું શીશ; કાલાં વાલાં વણાક કીધાં, ત્યારે ઉતરી રીસ. ॥૩૫॥ શ્રાપ તણો અનુગ્રહ કીધો,ઇંદ્ર તણો સુત મળશે,અરજુન પગનો સ્પર્શ થતામાં સર્પ તણો દેહ ટળશે. ॥ ૩૬ ॥ તે સ્રાપથી અમે સર્પણો થઇ, પડયાં છીએ જળમાંઇ;અનેકને ડંશી જીવ લીધા, આજ આવ્યા તમે હાંઇ. ॥૩૭॥ તમારા પગને પરતાપે પામી, મનુશનો અવતાર;તમોને અમે વરા ચુકી,માટે થાવો ભરથાર. ॥૩૮॥ અરજુન કહે હુંતો યોગીછું, મ્હારે શું તમારૂ કામ; અપછરા કહે કેમ છોડીશું, ઓરે મારા શામ. ॥૩૯॥ એમ કહી શીશના કેશ વણી,ફાસા ઘાલ્યા આપ;પરણો નહિ તો આપઘાત કરીયે, તે તમ માંથે પાપ.॥૪૦ ॥ અરજુને જાણ્યું સુક્રીત કરતાં,દુક્રીત થાય છ આતો; અરજુનજી કહે હમણા ન મરશો, સાંભળી લ્યો બે વાતો. ॥ ૪૧ ॥ હમણાં માહારૂં યોગી વ્રત છે, જાવો તને મુજ દેશ;વર્ત પુરૂં થયે પરણુ આવીને,સત્ય વદુછું નરેશ. ॥૪૨॥ અપછરા કહે વરત હોય તો, હસ્ત લગ્ન કરી જાવો,અમે તમારે દેશ જઇશું,પછી ગમે ત્યારે આવો. ॥ ૪૩ ॥ અરજુન કહે એવી ઉતાવળ, શી છે આણુને આણ;હસ્ત લગન કરૂં પણ વીપ્ર વણ,કરાવનારૂં કોણ. ॥૪૪॥ એટલે આવ્યા નારદ રૂશી, હશી બોલ્યા તે ઠામ; ધન્ય યોગીજી યોગી થઇને, કરવા માંડયું ઠીક કામ. ॥ ૪૫ ॥

અરજુનજી કહે હું શું કરૂં, મારે તો નથી ખપ્પ; મીથ્યા મુને શીદ આ રોપ મુકો, વાટમાં વળગી લપ્પ. ॥ ૪૫ ॥ નારદ કહે આવો પરણાવું, બેઠા પરણવા આપ; સુર્યની સાખ્યે બ્રાહ્મણ વચને, કરાવ્યો હસ્ત મેળાપ. ॥૪૭॥ પછી રૂશી અંતરધ્યાન થયા, અરજુન કહે ઓ નારી; તમે જાજો ઘેર મ્હારે, હું જાઉં જાત્રા સારી. ॥૪૮॥ નારી કહે આજ રાત્રી રહીને, અમને દો રૂતુદાન; નહીતો તમોને આપીયે સ્ત્રી હત્યા, સાક્ષી શ્રી ભગવાન. ॥૪૯॥ નર કહે હું કયાં હાંઈ આવ્યો, કીયું કરમ નડીયું; અત્યારે વ્રત ભંગ થાશે, ઝાંખરૂ વળગી પડીયું. ॥૫૦॥ હત્યાના ભયથી રહ્યો રૂજની, દીધું રતુદાન નેટ; ઈશ્વર ઇચ્છાયે બેઉ નારીને, ગર્ભજ રહ્યો પેટ. ॥૫૧॥ એવામાં વાહાણું વાયું કે, બોલ્યો કુન્તી તન; હું મારે યાત્રાયે જાવું, તમો જજો ભોવન. ॥૫૨॥ અપછરા કહે હાથ ઝાલીને, હવે શું માંડો ભવાઇ, પરણ્યાંને પાળો જણ્યાંને જીવાડો, તેમાં શી કરો નવાઇ. ॥૫૩॥ તમારો અમોને ગર્ભ રહ્યો છે, જનમે તે કયાં જાશે; તમારે ત્યાં અમારે નથી જાવું, કયાં છોકરાં રેહેશે ને ખાશે. ॥૫૪॥ માટે ગામ વસાવી આપો, નહીતો મરીયે આપ; કુન્તીનંદન તમારે માંથે, સ્ત્રીહત્યાનું પાપ. ॥ ૫૫ ॥ તવ અરજુને તપ કીધું, સુર્ય તણું તે વાર; સુર્યે આવી મણી વશીને, નગ્ર કર્યું નીરધાર. ॥ ૫૬ ॥ નામ તેનું મણીપુર પાડયું, થયા અંતરધ્યાન; પછી અપછરાની પ્રત્યે, બોલ્યો સતી સંતાન. ॥૫૭॥ હવે હું આગ્ના માગુછું, તવ વદી બેઉ નાર; કોઇક દાહાડો કીપા કરીને, પધારજો આ ઠાર. ॥૫૮॥ અરજુનજી કહે શા ભોગ હોય તે, આવું તમારી પાસ; એમ કહી મારગે સંચરીયો, તારૂણીથી થયો ત્રાસ. ॥૫૯॥ વળણ, ત્રાસ્યો તારૂણી થકી, સાંભળને તું રાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે નર દ્વારીકાં ભણી જાય.

## કડવું ૧૪૭ રાગ અહોરાયજીનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા. સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, આદ્યપરવ મહીમાય. અહો રાયજી સુણીયે. ॥૧॥ દ્વારીકાં ચાલ્યો સુત સતીનો, પુરણ હરખે ભરીયો; ગામથી બે ગાઊ માહાદેવ આગ્રા, ત્યાં જઈ મુકામ કરીયો. અ૦ ॥ ૨ ॥ થોડે દાહાડે ત્યાં મેળો ભરાયો, આવ્યા છપન કોડ; સ્ત્રી પુત્રોને બળદેવ આવ્યા, આવ્યા શ્રી રણછોડ. અ૦ ॥ ૩ ॥ જાત્રામાં બહુ મેદની ભરાઇ, કરે શીવ શેવાય; યોગી વેશ

જોઈ સહુ પ્રાણિ, પડે અરજુનને પાય. અ૦ ॥૪॥ અરજુન બેઠા મઘરૂ-
બીમાં,આવ્યા અસરણા સરણ;જાણી જોઇને લાંબા થઇને, પ્રભુજી પડી
યા ચરણ.અ૦॥પ॥ અરજુને ઉંચો હાથ કીધો, દીધો પ્રભુને શીશ;પ-
છી મર્મની મશ્કરિ કરવા, બેઠા પોતે જુગધીસ. અ૦ ॥૬॥ કૃષ્ણ પ્રભુ
કહે ઓ માહારાજા, શું છે તમારૂ નામ;કેવારના તમે હાંઇ આવ્યાછો,
મુળ કીયું તમ ગામ. અ૦ ॥૭॥ જોગી કહે કયહુ નાહિ સમજતે,ત્યા-
ગીકું કયા ઘર ગામ; નહી નામ ઓર ઠામ હુ મારે, સદાઈ રમતે રામ.
અ૦ ॥૮॥ કૃષ્ણ પ્રભુ કહે વારૂ માહારાજા,દીસોછો નિરોગી, પણ સા-
ચે સાચુ તમે કેહેજો, છો જોગી કે ભોગી. અ૦ ॥૯॥ અરજુન કહે હમ
કેસે ભોગા,બીચારિ કરના બાત; કૃષ્ણ પ્રભુ કહે ક્ષમા કરજો, શું કરે
કુન્તા માત. અ૦ ॥૧૦॥ અરજુને જાણ્યું પ્રભુ જાણે છે,તરત નમાવ્યું
શીશ;માહારાજા મુને વગોવશો નહી, કૃપાળુ શ્રી જુગદીશ.અ૦॥૧૧॥
પ્રભુ કહે કહુ સહુ જાદવને,સર્વને લાવી દેખાડું;જોગીતણો તમે વેશ કર્યો
છે, જગતમાં કરૂં ઉઘાડુ. અ૦ ॥૧૨॥ અરજુનજી કહે અપરાધ શો છે,
ઓરે દીનાનાથ;ઈજ્જત માહારિ હલકી કર્યામાં,શું આવશે તમ હાથ.
અ૦ ॥૧૩॥ કૃષ્ણ કહે એક કામ કરોતો,વારતા ગુપત રાખું; અરજુ-
ન કહે કરૂં કહો તે,લ્યો આ વચન સત્ય ભાંખુ. અ૦ ॥૧૪॥ એમ ક-
હીને વચન આપ્યું,બોલ્યા અસરણા સરણ;દ્વારીકાં આવી મુજ ભગ-
નિનું,તમે કરી જાવો હરણ. અ૦ ॥૧૫॥ માહારા મોટા ભાઇ બળદેવ-
નો, વીચાર જુદી પેર; મારી શુભદ્રા પરણાવવી છે, દુરીયોધનને ઘે-
ર. અ૦ ॥ ૧૬ ॥ તમારા ઘર પર ચીતડુ મ્હારૂં, માટે હરણ કરી જાવો,
અમો હદથી ગયા પછી તમે,અશોક બાગમાં આવો.અ૦ ॥૧૭॥ તે બા
ગમાં વ્રક્ષ છે પીંપળાનું,ત્યાં તમારૂં આસન; અગનીનો કુન્ડ બનાવી-
ને, ભભુત ભરીશ પાવને. અ૦ ॥૧૮॥ ભભુતી તે મુકીશ મંત્રી ને, તે-
ણેથી નામના થાશે;જેને નાંખશો તેનાં મનના,ને તનનાં દુખ જાશે. અ.
॥૧૯॥ નીરધનને ધન પ્રાપ્ત થવાનું, વંજાને પુત્રની આશ, રોગીયાના
બધા રોગ મટશે, ગણાશો અવીનાશ. અ૦ ॥૨૦॥ મમ બંધુને પુત્રજ
નથી, તેથી આશાભેર; તમોન ચરણે લાગીને, તેડશે એમને ઘેર.અ૦
॥૨૧॥ તે વેળા તમે માગી લેજો,શેવામાં કુંવારકાય;એટલે સોંપશે ભ-
ગની અમારી, ભભુતીયે વશ થાય. અ૦ ॥૨૨॥ લાગ જોઇ તેનું હરણ
કરજો,સત્ય વદુ ગોપાળ;બળદેવની બીક ધરશો ન મનમાં, નહી થાય
વાંકો વાળ. અ૦ ॥૨૩॥ અરજુનજી કહે વારૂ માહારાજા, પક્ષમાં રેહે-

ને જાતે,આજે બાગમાં બેઠક કરજે,હું આવી બેસીશ રાતે.અ૦ા૨૪ા એટલે પ્રભુ વીદાય થયા,કરી લીધી બધી પેર;મેળામાં સહુ આવ્યા હતા તે,ગયા પોતાને ઘેર. અ૦ ા૨૫ા અંતરયામી બાગમાં ગયા,પીંપળા નીચે વીવેક; જોગીને બેસવા ઓટલી કીધી, કુન્ડ બનાવ્યો એક. અ૦ ા૨૬ા ભગવાને ભરી ભભુતી તેમાં,માયાને મંત્રે મોહન;પછી પોતે ઘેર જઇને સુતા,જુગદીશ જુગજીવનન.અ૦ા૨૭ાએવામાં પોહોર રાત્રી વીતિ, અરજુન આવ્યો ત્યાંય; પીંપળા નીચે જઇને બેઠો, અશોક બાગનિ માંય. અ૦ ા૨૮ા એ બાગમાં એક માળી રેહે છે, અંધ એનાં લોચન; વાણું વાહ્યું તવ બાગમાં આવ્યો, એ માળીનો તન. અ૦ ા ૨૯ ા તેણે દીઠા તપશી યોગી, જઇને પડીયો પાય; ભભુતી નાંખી અરજુનજીએ, તવ એને મોહ થાય. અ૦ ા૩૦ ા પછી પોતાના અંધ પીતાને,લાવી લગાડયો પાય; તેને જોગીએ ભભુત નાંખી,તવ નેત્રે દેખાય. અ૦ ા૩૧ાઅંધમાળી કહે ઓરે દીકરા,આંખે દેખાયુ મુને;યોગેશ્વર છે ઇશ્વર જેવા,આજ મેં દીઠો તુને.અ૦ા૩૨ા જોજે જોગીને જાવા ન દેતો, નગ્ર વીશે હું જાવું,દેખતો થયો તે તુજ માને; સમાચાર કહી આવું. અ૦ ા૩૩ા વળણ ા એમ કહી માળી ગયો,દ્વારીકાં કેરી માંય; લોકને કેહેતો ચાલીયો, સાચું ભાખ્યું ત્યાંય.

---

## કડવું ૧૪૮ રાગ સાખાની ચાલ.

વૈંશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહિમાય. ા૧ા આખા ગામમાં વારતા ચાલી. દુખીયાને ઊમંગ થયો;માળી પોતાની પ્રેમદાને,બાગમાં તેડી ગયો.ા૨ા તવ ગામમાંથી દુખીયા લોકો,ચાલ્યા અપરમપાર;આવ્યા સહુજન બાગમાં કરે,યોગીને નમસકાર.ા૩ા બેરા બોબડા રાંટા ઠુંટા,લુલા લંગડા જેહ;આંધળા ખુંધા ખોડે ભરેલા,ક્ષૈઆળા વૈયાળા તેહ.ા ૪ ા સને પાતીયા પક્ષી ઘાતીયા,મુળશી મુઝારાવાળા;કાણા કદા કુબડા પતિયા, ગાંડા કદરૂપ કાળા.ા૫ાારોગીયા દોગીયા દુખીયા પ્રાણિ,આવી આવી પડે પાય; યોગી સહુને નાંખે ભભુતિ, રોગ નિવારણ થાય. ા ૬ ા તેને તે વેળા વ્યાધી નાસે, થાય છે સુખ અનુપ; સર્વે લોકોને શ્રધા બેઠી, યોગી તો વૈકુંઠ ભુપ. ા ૭ ાા મહીમા ચાલ્યો દ્વારીકામાં, મોહ યોગી-

પર ચઢીયા;બૈરાં છોકરાં ખાવા પીવાનું,લૈ આવી બાગમાં પડીયા.ાા૮ાા ત્યાં "રેહેવું સુવું ખાવું પીવું, અનેક આવી વશીયા; નીરધન પ્રાણી ધનની આશાયે, કે જીવ પુત્રના રશીયા. ાા૯ાા આખી દ્વારીકાં થઈગઇ ખાલી,ઉજડ નગ્ર દેખાય; એવે સમે રાજ્ય સભામાં, યોગી તણી વાત થાય. ાા૧૦ાા બળદેવ કહે ઉજડ જેવું,નગ્ર દીસે છે કેમ; એવું સાંભળી એક યાદવ, બોલ્યો સભામા એમ. ાા ૧૧ ાા આવ્યા છે કોઈ અબધુત યોગી,જાણે છે સાધના યોગ;સહુ પ્રાણીને ભભુત નાંખી, ટાળ્યા સર્વના રોગ. ાા૧૨ાા નર્ધનને કરી ધનની પ્રાપ્તી, વંજાને પુત્રની આશા;મન કામના સહુની કરે પુરી, પોતે રહે છે નીરાશા. ાા૧૩ાા સહુ દુખીયાનાં દુખ નીવાર્યાં. ઉપડી ગયું બધું ગામ; બાળ બચ્યાં લેઇ સરવ લોકે,ત્યાં જઈ કર્યો વીસરામ. ાા ૧૪ ાા બળદેવજીનું મન લલચાયુ, વધે મ્હારૂં ઘરસુત્ર;એવા યોગીની શેવા કરૂતો,મુજને આપે પુત્ર.ાા૧૫ાા એવું વિચારી બળદેવ બોલ્યા, સાંભળો કૃષ્ણજી વાત; ચાલો યોગીને લાવીએ તેડી,ઓરે મ્હારા ભ્રાત. ાા૧૭ાા ટળે મારૂં વંજા મેહેણું,જો મળે ફળ શેવાનું; નગ્ર બધું પાવન થઇ જાશે,પગલુ પડે એવાનું.ાા૧૮ાા એવું સાંભળી સામળો બોલ્યાં, એ ભાઇ એ વેશ ધારી; ધુતવા માટ ઢોંગ કરેલો,પ્રપંચીને વીકારી. ાા૧૯ાા હોયે યોગો યોગાભ્યાશી; તો કરે વન વીસરામ, કરે કલ્યાણ પોતાના જીવનું. હાંઈ આવ્યાનું શું કામ. ાા૨૦ાા તવ બળદેવને માઠું લાગ્યું, દુશ્મન સરખો ભાઈ;માહારો વંશ વધે તે માટે. કૃષ્ણ કરે અદેખાઈાા૨૧ાાપ્રભુ પ્રત્યે કહ્યું બળદેવે, મનમાં પડયો મને ડાવ;તમોને એવું કે વંશ વધેતો, રાજમાં માગે ભાગ. ાા૨૨ાાકૃષ્ણ કહે ભાઇ એમ ન કહેશો,હું શાને ક્લેશ લાવું;જો તમારો વંશ રેહેતો હોયતો,ચાલો હું તેડવા આવું. ાા૨૩ાા એમ કહીને કૃષ્ણજી ઉઠયા,ઉઠયા મ્હોટા બળદેવ;પચાસ જાદવ સાથે લેઇને,બાગમાં આવ્યા એવ. ાા૨૪ાા યોગેશ્વરના દરસન કીધાં, બળદેવે કહ્યુ એમ; કૃષ્ણ વીરા તમે કહો યોગીને,મુજથી કહેવાય કેમ. ાા૨૫ાાએટલે યોગીને પાશે ગયા, જોડયા પ્રભુએ હાથ;પ્રેમ ધરીને પુછવા લાગ્યા. પોતે દીનાનાથ. ાા૨૬ાા ઓ માહારાજા રાજ ધીરાજા, છો પરમેશ્વર જેવા; અમારા મોહોટા ભાઇને, કરવી છે તમ શેવા. ાા૨૭ાા માટે જો ગામમાં પધારો, તો મોહોટી કરૂણાય; અમો ગામના રાજીઆ છીયે, શી દોછો આગ્નાય. ાા ૨૮ ાા એવી રીતે નમી નમીને, પુછયું શ્રી ઘનશામ; અરજુનજી કહે હમતો ત્યાગી, કયા કરના ઘર ગામ. ાા૨૯ાા કૃષ્ણ કહે સેવાના સા-

રૂ,તમોને તેડી જઇએ;અરજુન કહે શેવામાં વાં,એક કુંવારીકા ચૈયે.॥૩૦॥ એવું સાંભળી ક્રષ્ણજી ઉઠયા,ગયા બળદેવની પાસ;એ ભાઇ કુંવારકા માગેછે, એવું વદ્યા અવીનાશ.॥૩૧॥ બળદેવજી કહે કબુલ કરો, વાત બતાવું વગની;યોગીની શેવામાં સોંપીશું,સુભદ્રા આપણિ ભગની.॥૩૨॥ પ્રભુ કહે ભાઇ તે નહી ફાવે,કરી જુયો મનમાં કયાસ; કુળમાં લાન્છન લાગી બેસે, મુડયાનો શો વીશવાસ. ॥૩૩॥ બળદેવજી કહે બોલો વીચારી,ત્યાગીને સમજોછો કેવા; સાક્ષાત ઇશ્વર રૂપ સમજો, નહી સરવે તમ જેવા. ॥૩૪॥ પ્રભુ કહે ભાઈ ખુશી તમોરી, કહી લાગ્યા જોગીને પાય;ચાલો માહારાજા નગ્ર વિશે, અમ બેન કરશે શેવાય.॥૩૫॥ અરજુનજી તવ ઉભા થયા,ભભુતી ઝોળીમાં લાધી;બાકીની કુન્ડમાં રહી તે, વ્યર્થ પ્રભુએ કીધી. ॥૩૬॥ યોગી ઉઠયા તવ સહુ લોક ઉઠયા,બાગમાં રેહેવા વાળા;ચાલોરે ઘેર ગંગા પધારે, ઉપાડયા ઊચાળા. ॥૩૭॥ વાજતે ગાજતે લીધા યોગીને,સહુ પ્રાણીને પ્રેમ વાપ્યો.એકાન્ત મુકામ યોગીને માટે, બળદેવજીએ આપ્યો.॥ ૩૮॥ સીંહાસન પર પધરાવ્યા યોગી જય જય શબ્દો થાય;શેશે સુભદ્રાને લાવીને, પાડી યોગીને પાય.॥૩૯॥ ઝોળીમાંથી ભભુતી કાઢી,નાંખી અરજુન ભુપ;એટલે શુભદ્રા યોગીને, દેખી થઈ તદરૂપ.॥૪૦॥ બળદેવ કહે બેહેની મહારી, રેહેવું તમારે હાંઈ;એક ઘડી અળગાં નવ થાવું,સદાયે શેવા માંઇ.॥ ૪૧ ॥ સુભદ્રા કહે વારૂ વીરા, પછી કહે યોગી રાય; સવારમાં સવા પોહોર સુધી, આવે જેને ઇચ્છાય. ॥૪૨ ॥ પછી પાછલે પોહોર દાહાડે,આવવું હોય તે આવે. આખો દાહાડો અમારી પાસે, સૌ રહે તે નહી ફાવે. ॥૪૩॥સહુ પ્રાણી કહે વારૂ વીરા, કહીને થયા વીદાય; હળધારીની નારી રેવંતી,આવીને પડીયાં પાય. ॥૪૪॥ યોગીયે તેને ભસ્મ છાંટી જળ છાંટયું બોળી દર્ભ;ઇશ્વરી ચમત્કારને લીધે, રહ્યો રેવંતીને ગર્ભ. ॥ ૪૫ ॥તેથી મહીમા વીશેશ વધ્યો,બળદેવ બહુ ગયા મોહી;સ્વર્ગ મ્રત્યુને પાતાળ વીશે,આવા યોગી નહી કોઈ. ॥૪૬॥ ગામમાં કોઇ કોઈ પ્રાણીયે,નીયમ કીધા એવા;અન જળ મુખમાં મુકવું કયારે,કરીને યોગીની શેવા.॥૪૭॥ કંઇ જન જળ લે દરસણ કરી, માને મહીમા સુખ; કૈં ઉઠે પરોઢે આંખો મીચી, જુએ જોગીનું મુખ. ॥૪૮॥ તે પછી જુએ મુખ બાળનું, એવી વધી માનતાયો;સુભદ્રા હરનીશ શેવામાં, મોહ એતી ઉભરાયો. ॥૪૯॥ એવામાં એક દિન મધ્યાને, આવીયા સુંદરશામ; એકાન્ત બોલાવી સુભદ્રાને, પુછી બીના તમામ. ॥ ૫૦ ॥ ઓ બેહેની એ

યોગી કેવા,ખરૂં રદય શું તાહારૂં;સુભદ્રા કહે યોગીની સાથે,પરણવા મન મ્હારૂં.॥૫૧॥ પ્રભુ કહે બેન એવું ન બોલો,જો જાણે બળદેવ;તો તમારીને મ્હારી ભુલાવે, વાતો કર્યાનિ ટેવ. ॥૫૨॥ એમ મન જોયું સુભદ્રાનું, પછી ગયા યોગી પાસ; હવે સુભદ્રાનું હરણ કરો,એમ કહ્યું અવિનાસ. ॥૫૩॥ આવતી કાલે એકાદશી છે, ગોમતી સૌ ન્હાવા જાશે;બળદેવ બળીયા તેડવા માટે,આવશે તમારી પાસે. ॥ ૫૪ ॥ તમે ન્હાવા જવાની ના કેહેજો, કરી આવશે સહુ સ્નાન; પછી તમે કેહેજો ન્હાવા જવું છે, થતે ખરે મધ્યાન. ॥ ૫૫ ॥ તે વેળા ત્યાં નહી હોય કોઈ,હરણ કરી લેઇ જાજો; અરજુન કહે પકડાઇએતો,અમારી વાહારે ધાજો. ॥૫૬॥ પ્રભુ કહે કાંઇ ચીંત્તા ન કરશો,કહિ ઉઠયા અવિનાસ; સુભદ્રા કાંઇ કામ કરતીતી, પ્રભુ ગયા તેની પાસ. ॥૫૯॥ કૃષ્ણે કહ્યું ઓ ભગની મ્હારી,જો કાલે જાવો ન્હાવાય; તો માહારો રથ મંગાવિ જાજે, જોગીને બેસાડી માંય. ॥૬૦॥ વ॰ળણું ॥ મોહોટો રથ મંગાવજે, જાજે કરવા સ્નાન; વદે વલ્લભ એવું કહિ, ત્યાંથી ગયા ભગવાન.

## કડવું ૧૪૯ રાગ સવૈયાની ચાલ.

વૈશમપાયે એણિપેર બોલ્યા,સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય. ॥૧॥ સહુ સમજાવી સામળો ગયા, વીત્યો દશમનો દન;એકાદશીને પ્રભાતે આવ્યા,બળદેવ યોગી ભોવન. ॥૨॥ ઓ માહારાજા, રાજ ધીરાજા,વિશ્વપતી ભગવાન; આજ એકાદશીયે ગોમતીમાં,કરવા જઇએ સ્નાન.॥૩॥ નહીને આવતા રહીશું વેહેલા, શેવક સંત સમોણા;અરજુનજી કહે અમ નાહી આવે,કયા ન્હાણા કયા ધોણા. ॥૪॥ બળદેવજી કહે ઇચ્છા તમારી,કહી કરવા ગયા સ્નાન નગ્ર તણું લોક નહીને આવ્યું, કીધું અતી પુન્યદાન. ॥૫॥ યોગીનું દરસણ પુજન કરિ,ગયા સૌ સૌને ઘેર;એવે મધ્યાન થવા આવ્યો, બોલ્યા યોગી સુખ ભેર. ॥ ૬ ॥ સુભદ્રા ન્હાણેકુ જાણાહે, તવ સુભદ્રા ચાલી; ઓ ભાઈ યોગીને ન્હાવા જવું છે, બળદેવને લાવી ઝાલી.॥૭॥ બળદેવ આવ્યા યોગીની પાસે, ઉભા નમી પડી પાય;અરજુન કહે ગોમતીજીમે,ન્હાણેકી હુઈ ઇચ્છાય. ॥ ૮ ॥ બળદેવ કહે બેહેની માહારી, ઉઠો તતપર થાવો; રથ જોડી આપુ તેમાં બેસાડી, ન્હાવાને લેઇ જાવો.

॥સ્ના સુભદ્રા કહે મ્હોટા બંધુ, કહ્યુ તો તતપર થાવું;કૃષ્ણુનો મોહોટો રથ મંગાવો,તો ન્હાવા લેઇ જાવું. ॥૧૦॥ બળદેવજીએ મોકલ્યા યોદ્ધા, ગયા પ્રભુને દ્વાર, બળદેવજી રથ મંગાવે છે, ઓરે જુગદાધાર.॥૧૧॥જો ગીજીને ને સુભદ્રાને,જાવું ગામતી ઘાટ; તમ રથ સુભદ્રાયે માગ્યો,ન્હાવા જાવા માટ.॥૧૨॥ એટલે બોલ્યા અંતરયામી, બળદેવની ગઇ ગતી;મોકલો બીજો રથ આપીને,આ રથ આપવો નથી. ॥૧૩॥ સાંભળી જાદવ પાછા વળીયા,તવ શું કરયું ઘનશામ; મુકયો પોતાના હરણીયા રથમાં, લગ્ન સામાન તમામ. ॥૧૪॥ ચુડો પાનેતર કન્યા જોડી, મીંઢળ નાડાછડી; જાદવ કંચુકી કન્યા મોઢીયો, કાંકણુ કંકુ પડી. ॥૧૫॥ જે જોઇએ તે ભંડારીયામાં,ભર્યું શ્રી ગોપાળ;એ રીતે રથ ત્યાર કરીને, બેઠા દિનદયાળ.॥૧૬॥ બળદેવ પાસે પાછા ગયેલા.જાદવ જોદ્ધા જેહ;કહ્યું કે પ્રભુએ નવ આપ્યો,માગ્યો તો રથ તેહ. ॥૧૭॥ એવું સાંભળી હળધર ચાલ્યા, ક્રોધ ભરેલા એમ; જઇને કહ્યુ જુગજીવનને,રથ ન આપ્યો કેમ. ॥૧૮॥ દસ વીસ જાદવ પાસે ઉભેલા વાતની ચરચા ચાલી; પ્રભુ કહે ઓ મ્હોટા બંધુ, આ મતી કોણે આલી. ॥૧૯॥ આ રથ માહારો હરણુીયો છે, વીચારો અંતસકર્ણ; સોળ સહસ્ત્ર એકસો અષ્ટનું, હાંમાં કરેલું હરણુ. ॥૨૦॥ એવો આ રથ ઊપાદી વાળો, બેસે જોગીને બેહેન;એમની વ્રતી ફરી જઇને,થાય માયાવી ચેન. ॥૨૧॥ બળદેવજી કહે બોલ્ય વીચારી,જોગી તો દેવાધી દેવા; તારા નેત્રમાં વીકારછે તે,દેખે સૌ તાર. જેવા. ॥૨૨॥ જેવા પોતે તેવા બીજા, જાણે સરવે પ્રાણી, પોતાની ગત સહુમાં સમજે, એજ મ્હોટી એંધાણિ. ॥૨૩॥ વેહેવાર વ્રતી મનમાં હોયે તો,શીદ તજે સંસાર;વચન શીદ્ધી થાય કયાંથી, વીચારો વિશ્વાધાર. ॥૨૪॥ પોતાના આત્માનું કલ્યાણ કરવા,વ્યવહાર કીધો ત્યાગ;દશે ઇંદ્રી બંધ કરેલી,મનમાં ધરી વૈરાગ. ॥૨૫॥ એટલે બોલ્યા અંતરયામી,સાંભળો બળદેવ બોધ; ધ્યાન દેઇને ન્યાયમાં સમજો, તમે ને યાદવ યોધ. ॥ ૨૬ ॥ એ યોગી હશે શી જાતી,કાં ઉંચકે કાં નીચ; નીચ હોયે ને જો નમીયે તો, તે પણુ પાપનો કીચ. ॥૨૭॥નીચની સેવા ઉંચ કરેતો,નીચ યોની ઉંચ જાય; પાતાન્જલી રૂશીયે કહ્યું, પોતાના શાસ્ત્રની માંય.॥૨૮॥ કદી કેહેશો કે જાત ન જોતાં, યોગી વેસને નમીયે; તો ક્ષત્રી વેશ અનામીક લે,શું તેની સંગ જમીયે. ॥૨૮॥ હા કેહેશોતો બોળવા બેઠા,પોતાનો કુળધર્મ; એકારે બધુ થવા બેસે,કયાં રહ્યા વરણા સર્મ. ॥ ૨૯ ॥ વ્યવ્હાર તજે તે નહી ત્યાગી, અનીતી તજે તે ત્યાગી;

વ્યવહારમાં રહી મન વૈરાગે, રાખે તે વૈરાગી. ॥૩૦॥ અસત્યમાંથી શાંન્ત પડેલો,તે જનને સંત જાણો;યોગાભ્યાસ કરે તે યોગ,નાઠાને શીદ પરમાણો. ॥૩૧॥ યોગીમાં યોગી માહાદેવજી છે,તે પણ રાખે છે નારી; પુત્ર પરીવાર રીદ્ધી સીદ્ધી, એવા શીવ સંસારી. ॥૩૨॥ પણ યોગ સાધ નથી યોગી છે, ઘર તજવે નહી યોગ;વ્યવાહાર તાગીને નાઠેલો,કાં દુખીયો કાં રોગી. ॥૩૩॥ સંસારમા સરસો રહેને, મન રાખે મુજ પાસ; વ્યવહારને લોપે નહી ત, જાણું મ્હારો દાસ. ॥૩૪॥ આત્માનું કલ્યાણ કરવા, જો થયો હોય ત્યાગી; તો શીદ આવે વ્યવહારીમાં, નાઠેલો ઘર ગામ ભાગી. ॥૩૫॥ ઉપાધી તજીતો ઉપાધીમાં, ફરી આવે શા સારૂ; હમતો ગુરૂ આતો ચેલા,આતો મંદીર મહારૂ. ॥ ૩૬॥ વૈદક કરવાં ટાળવા રોગો, એ વૈદોનું કામ; કારણ શું તેને ત કરવાનું; વળી ગામમા વીસરામ.॥૩૭॥ કાઢવાં ભુત પ્રેતોને વળગણ,આપવા લોકોને પુત્ર;નર્ધનને દેવી ધનની આશા,કુંવારાને ઘરશુત્ર. ॥૩૮॥ એ સરવે કામ સંસારીનાં, ત્યાગી કરે શા સારૂ; તેનો વીચાર કરતા નથી,ત્યાં સુધી અંધારૂ. ॥૩૯॥ ઘર ગામ તજ્યો તાત માત તજી, તજ્યાં છોકરાં નારી, સગાં વ્હાલાં પાડોશી તજ્યો, તજ્યો જગ્ત વીકારી. ॥ ૪૦ ॥ નાત તજીને જમાત કીધી; માત તજી કરી માઇ,બાપ તજીને બાવા કીધા;બંધુ તજી ગુરૂ ભાઇ ॥૪૧॥ ઘર તજી મંદિર બનાવ્યું, શેવક રૂપ ગ્રહાકી, દીકરા તજી ચેલા કીધા, કહો શું મુકયું બાકી.॥૪૨॥કેહેશો કે દસ ઇંદ્રી તાગ્યો,તોતે બતાવું ભાંખી;કાંને શું દાટા માર્યો શું,આંખ્યો ફોડી નાંખી.॥૪૩॥ શું જીભડી એની કાપી નાંખી, શું હાથ કીધા ઠુંઠા, શું લઘુ શંકા કે દસ્ત તજ્યો, શું અવયવ કર્યા જુઠા.॥૪૪॥ત્યાગી થઇ શું ત્યાગ કીધું,વીચાર કરજો ભાઇ;તમે કેહેશો કામ જવર તાગ્યો, તે સમજો ચતુરાઇ. ॥૪૫॥ માહાદેવથી કામ નથી જીતાયો, તો કોણ જીતે કામ; માહાદેવથી શું નીકળ્યા મ્હોટા, ધરી કામ જીતવા હામ. ॥૪૬॥ સંસાર ઉપર વેરાગ ધરી, તજી દીધો સંસાર;પછી શીદ સંસારમા આવે,વસ્તીમાં કરવા વેહેવાર.॥૪૭॥ સર્વ તજીને સર્વમાં પેસે,તેતો સમજવું કેવું;પેટમાંથી ઓકી કાઢેલું,પાછું ખાધા જેવું. ॥૪૮॥ ત્યાગ કરયું તો તરછટ તજી, વાસો વસવું વન; તે બદલ આવે વસ્તીમાં, પુરણ પાખંડી જન.॥૪૯॥વ્યવહારમાં રહેલા પ્રાણી,વૌભોગી કોહોછો જેને; તે કરતાં વૈભોગ બમણો, ખશી ગયેલો તેને. ॥ ૫૦ ॥ અજ્ઞાની એને મ્હોટા સમજી. બાગ બગીચે રમાડે, ઘણાં ઘીના ને ગળપણનાં, ભોજન કરી જમાડે. ॥ ૫૧ ॥ આપે આ-

સન ગાદી તકીયા, ચર્ણ ચાંપી કરે શેવા;વાયુ ઢોળાવે પાય પડાવે,એથી તે વૈભોગ કેવા. ॥૫૨॥ રળતું ખપતું કાંઈ ન પડે,મફત મળે ખાવા; બેટા નામ કોઈએ ન ધર્યું, જેના ને તેના બાવા. ॥ ૫૩ ॥ વેહેવાર તજી વેહેવારમાં વસે, તેથી તે પાખંડ કેવું; કદી કેહેશો સઉને બોધ કરવા, તેનો ઉત્તર દેવું. ॥૫૪॥ ઉપદેશ કરવો પંથ ચલવવો, આચાર્ય જનનું કામ;બીજાનો અધીકારજ કયાં છે,કહે શ્રીમુખ ઘનશામ.॥૫૫॥ મનુએ ધર્મશાસ્ત્રમાં કહ્યું, જો ત્યાગી ગળ્યું ખાય; ઘી તેલ ચીકણો આર કરે તો,કામની વર્દ્ધી થાય. ॥૫૬॥ તવ મન વશ કોઈ કાળે ન રહે, વીર્ય ખળીત થઇ જાય; તેથી અત ગળપણ જમાડે; તેને બાળ હત્યાય. ॥૫૭॥ મોહનીની રૂપે માહાદેવ પતળ્યા, તો બીજો કોણ રેહેનારો; કેહેશે કે કામ દેવ જીત્યા છે,મુરખ એમ કેહેનારો. ॥૫૮॥ એકલા બ્રાહ્મણ છે અધીકારી, સન્યસ્ત લઈ થવું ત્યાગી;તે પણ પાંચમી દ્વાદશીમાં,કુટુંબની રજા માગી. ॥૫૯॥ તેને પણ રેહેવું નગ્રથી છેટે, અડપો આરજ કરવો; ગળ્યું ચીકણું કાંઈ ન ખાવું, એવો ધર્મ આદરવો. ॥૬૦॥ હાથ ન જોવો વૈદુ ન કરવું, સુવું નહી સેજ્યાય; પ્રેમદાનો પરછાયો ન લેવો, લખ્યું સમરતી માંય. ॥૬૧ ॥ ન જાણો ત્યાગી છે સોહાગી, વૈભોગ લેવા આવ્યા; બળદેવ વીરા તેવા પ્રાણીને, ઇશ્વર તમે ઠરાવ્યા. ॥ ૬૨ ॥ વસ્તીમાં આવી રોગ મટાડી, દેખાડે ચમત્કાર; એવી જરૂર એમને શી છે,કાંઈ કરો વીચાર. ॥૬૩॥ પોતાનું કલ્યાણ કરવું મુકી, અવરનાં દુખ ભાગે; એ પણ એકજ ધંધો કાહાડયો,શું ત્યાગી થઇ ત્યાગે. ॥૬૪॥ ॥ વળણ ॥ શું ત્યાગીયે તાગીયું, બોલ્યા શામ શરીર; વલ્લભ વદે એમ સાંભળી, કોપ્યા બળદેવ વીર.

---

## કડવું ૧૫૦ રાગ ચોપાઇ.

બોલ્યા વૈશમપાયે વચન,સુણ પરીક્ષત કેરા તન; ચઢી બળદેવને બહુ રીસ, આતે શું કહોછો જગધીસ. ॥૧॥ તમો કરતાં શીખ્યા નીંદાય, ત્યારે બોલીયા વૈકુંઠરાય; ભાઇ સત્ય કહ્યું છે અમો, તેને નીંદા સમજ્યા તમો. ॥ ૨ ॥ તમો વિચારો બળદેવ બળીયા, કોણ ત્યાગીને ઇશ્વર મળીયા; મળ્યા સંસારીને મોસરી, કહો તો તે કહું વિસ્તારી. ॥ ૩ ॥ મોહોટા જનક વીદેહી જેવા,વળી ઉદ્દાલક રૂશી કેવા; બ્રહ્મવેત્તા

પણ ઘરબારી, શીવ બ્રહ્મા સરિખાને નારી. ॥૪॥ સુર્ય ચંદ્રને વીષ્ણુ દેવ, વળી વરૂણ અગ્ની એવ; હરીશ્ચંદ્ર અને રામ રૂપ, હતા સહુ સંસારિ ભુપ. ॥૫॥ કોહોતો વીશેશ દાખલા દેવું, આથી તે સમજાવું કેવું; હાલ જે કહુ તે નહિ ગમે,શાથી કે જીવ એમાં ભમે. ॥૬॥ બોલ્યા બળદેવજી મુખ એમ, રથ આપોછો કે કેમ; તવ બોલ્યા અસરણા સરણ; આતો રથ કરાવશે હરણ. ॥૭॥ માટે બીજો રથ લેઇ જાવો, બોલ્યા બળદેવજી એજ લાવો; કહી જોડયો પોતાને હાથે, હતું નાના વૈકુંઠનાથે. ॥૮॥ જો જો ભાઈ નવા જુનિ થાશે, જીવ મારો તમારો જાશે; તોહે લેઇ ચાલ્યા હળધારી, કરી હરીએ તો શાહુકારિ. ॥૯॥ લાવ્યા રથ્થ એતી પ્રેમ વાપ્યો,પોતે સુભદ્રાને આપ્યો;પણ બહુ કહ્યું જુગદાધાર, તેથી મનમાં રહ્યો વીચાર. ॥૧૦॥ મને બહુ ટાકયો જુગધિસ, તેથી જાદવ સોંપ્યા વીસ;જોગીને ન્હાવા લેઇ જાવો, સ્નાન કરાવી વેહેલા આવો ॥ ૧૧ ॥ એવું કહિ દીધિ આગ્નાય, આવી જોગીજી બેઠા માંય; ઝોળી તુમડુ સાથે લેઇ, વાળી પલાંઠી ટેકો દેઇ. ॥૧૨॥ તવ સુભદ્રા હરખમાં પેઠી, ઘોડાના અછોડા ઝાલી બેઠી; ગ્રહી ચાબક પોતાને હાથ, ચાલી નવરાવવા જોગી સાથ. ॥ ૧૩ ॥ ચાલી નીકળ્યાં નગ્રનિ બ્હાર, થયો મધ્યાનકાળ તે વાર; દસ જાદવ આગળ થાય, દસ પુંઠળ પુંઠળ જાય. ॥ ૧૪ ॥ ચોટયું છે સુભદ્રાનું ચીત, લાગી પુરણ જોગી પર પ્રીત; નથી રથ હાંકયામાં લક્ષ,જોગી સામા ચોટાડયાં છે ચક્ષ. ॥૧૫॥એને ઉલટ એવી જાગી.બાવાના ગુણ ગાવા લાગી;નથી બાવલીયા તુલ્ય કોય, નીરખી નીરખી રૂપ જોય. ॥૧૬॥ વળણ ॥ રૂપ જુએ બાવા તણું,બહુ મારે નેન બાણ; કહે વલ્લભ કરે ઘણા, બાવાના વીખાણ.

―――o―――

## કડવું ૧૫૧ રાગ બાવલીયાનો.

એ બાવલીયાને દેખીરે રેરે હો, મોહ પામી પ્રેમદારે. ॥ ટેક ॥ બોલ્યા બોલ્યા વૈશંપાયે વચન,સાંભળ સાંભળ જનમેજે રાજન, સુભદ્રાનું લબ્ધ થયું છે રે મન. એ૦ ॥૧॥ આ બાવળીયાનુ ગોરૂ ગોરૂ છેરે ગાત્ર, બાવળીયાને ચરણે અડસટ તીરથ જાત્રા;બાવલીયાના ભુજમાં શોભે છે તુંબી પાત્ર. એ૦ ॥૨॥બાવલીઆએ મોઢે ચંદન લીધું ચોળી,

બાવલીયાને અંગે ભભુત રગદોળી,બાવલીયાનિ ડાબી ખાંધે શોભે ઝોળી. એ૦ ાા૩ ાા બાવલીઆના અંગ તણીછે સારી છટા, બાવલીયાની અંગે ભભુતીની ગટા,બાવલીયાની લાંબી લાંબી શોભે જટા.એ૦ાા૪ાા બાવલીયોતો દિસે છે પુરૂષ મોહોટા,જમણા ભુજમાં કેવો સુંદર શોભે સોટો,બાવલીયેતો વાળ્યો છે વજૂ લંગોટો. એ૦ ાા ૫ ાા વલણ ાા એમ વાંખાણ કરે અતી, વળી વળી નીરખે મુખ; વ્યાસ વલ્લભ વાણી વદે, મુખ જોયે થાય સુખ.

## કડવું ૧૫૨ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું, આદ્ય પર્વ મહીમાય. ાા૧ાા અરજુન કહે ઓરે સુભદ્રા, પડશે કોઇને વેહેમ; રથ હાંકયામાં ચીત નથી તાહારૂં, મુને જુએછે કેમ. ાા૨ાા સુભદ્રા કહે તમ ચરણની, સદા થઈ રહુ દાશી;માહારી ઇચ્છિા પુરણ કરો,આપણ જઇએ નાશી.ાા૩ાાઅરજુનજી કહે ઓરે અબળા,વાતોમાં પડશે વેમ; વીસ જાદવ આપણી જોડે; તે જાવા દે કેમ.ાા૪ાા સુભદ્રા કહે ઓરે માહારાજા,ચરીત્ર મારૂં દેખાડું;એ તે રડયા શું કરતાતા, એમને પાછા કાહાડુ ાાપાા એમ કહી ઝાંઝર પોતાનું, કાહાડીને કરમાં લીધું;જાદવના જોયામાં ન આવે,તેમ સંતાડી દીધું.ાા૬ ાાપછી પોતે કહ્યું જાદવોને, મારા રડયા કયાં આવો;પગનું ઝાંઝર પડી ગયું કૈં,શોધ કરીને લાવો. ાા૭ાા તવ દસ જાદવ સોધવા માટે,તરત પાછા વળીયા;બીજા દસજણ સાથે રહ્યા. ચોકી કરવા બળીયા. ાા૮ાા સુભદ્રા કહે વળો પાછા,સઉ સોધવાને જાવો; ઝાંઝર માહારૂ અમુલ્ય છે તે,ગમે ત્યાંથી લાવો. ાા૯ાા તવ તે પણ સોધવા વળ્યા પાછા, સુભદ્રા પડી પાય, કોહોતો હવે ઘોડા દોડાવું, દો મુજને આગ્નાય. ાા૧૦ાા અરજુનજી કહે બેશ તું રથમાં, કહી રથમાં બેસાડી;ચારે ઘોડાના અછોડા ઝાલી,અશ્વો દીધા ઉરાડી. ાા૧૧ાા વાયુ વેગે રથ દોડાવ્યો,સુભદ્રા ખુશી થાય; આ જોગી સહુ વાતે કુશળ, જાણે બધી વિદ્યાય. ાા૧૨ાા અરજુન ત્યાંથી નાઠા નાઠા, ગયા એક જોજન; મેદાનમાં એક વ્રક્ષની નીચે, રથ રાખ્યો સતી તન. ાા ૧૩ ાા સુભદ્રા કહે શીદ રથ રાખ્યો,જાણી જશે કોઇ વાત;

તો તો જાદવ લેઇને આવે, નબળા છે મુજ ભ્રાત.॥૧૪॥ એવામાં અંતરયામીયે,મોકલ્યા નારદ રૂશી,જાવો તમે ત્યાં જઈ પરણાવો,વરકન્યા થઈ ખુશી.॥૧૫॥ રથના ભંડારીયામાં ભર્યા છે,લગ્નનો સામાન સર્વ;હસ્તમેળાપક કરી આવો. ટળે બળદેવનો ગર્વ. ॥ ૧૬ ॥ એવું સાંભળી નારદ ગયા, જ્યાં વન વીશે યોગી; નારદ કહે આવો પરણાવું, ઇંદ્રનંદન વૈભોગી. ॥૧૭॥ કહી બેઉને નીચે ઉતાર્યા, ભંડારીયું ઉઘાડયું;ભરી હતી સામગ્રી લગ્નની, જે જે હતું તે કાહાડયું. ॥૧૮॥ સુર્યની સાખે વીપ્રને વચને,હસ્ત મેળાપક કીધો,જાદવ કંચુકીને પાનેતર, ચુડો પેહેરાવી દિધો. ॥ ૧૯ ॥ કહ્યું કે મંગળ નહી વરતાવું, કૃષ્ણ દેશે કન્યાદાન; એવું કહીને નારદ રૂશી, થયા અંતરધ્યાન. ॥ ૨૦ ॥ વરકન્યા બે રથમાં બેઠાં, બોલી સુભદ્રા એમ; ઓ માહારાજા અશ્વ હંકારો, ઉભા રહ્યા છો કેમ. ॥૨૧॥ અરજુન કહે સુણ સુભદ્રા, તુંને તો નાઠાનું મન; પણ કન્યા લેઇને કેમ નાસુ,છુ ક્ષત્રીનો તન. ॥૨૨॥ ઇંદ્રપસ્તનો રાજીયો હું, કરનારો સંગ્રામ; કુન્તા સતીનો દિકરો છું, અરજુન માહારૂ નામ. ॥૨૩॥ નથી હું યોગી છું વૈભોગી, સત્રુને પોચાડુ ઠેઠ; ચોરની પેઠે નાશી જાવું તો, લાજે જનુનીનું પેટ. ॥૨૪॥સુભદ્રા કહે ચીંતા નથી,એ માહારા ભરથાર; માહારા ભાઇને કેહેવાની કે. નથી ગઇ નાત બાહાર ॥૨૫॥ અરજુન કહે ચાહ્ય તેમ કેહેજે,કહી ઉભો બળવાન; પેલા જાદવે ઝાંઝર સોધ્યું,નગ્ર લગી નીધાન. ॥૨૬ ॥ તોપણ તે તો હાથ ન આવ્યું, ગયા ગોમતી તીર; બેહેન ન દિઠાં રથ ન દીઠો, નેત્રોમાં આવ્યાં નીર. ॥૨૭॥ અરેરે ભાઇઓ શું કરશુ, આવ્યુ દારૂણ દુખ; જોગી લેઇને જતો રહેલો, શું દેખાડશું મુખ. ॥ ૨૮ ॥ એમ કહીને રડતા રડતા, પાછા વળીયા વીસ; બળદેવજીને ઘેર આવી, ખોળામાં મુકયાં શીશ. ॥ ૨૯ ॥ બળદેવજી કહે કેમ રડોછો, કયાં ગયાં યોગીને ભગની; જેવું હોય તેવું કહો મુને, અંતર ઉઠયો અગની. ॥ ૩૦ ॥ જાદવ કહે ઝાંઝર પાડયું, મારગે સુભદ્રાય; તે સોધવાને મોકલ્યા અમને' જોગી થયો વીદાય. ॥૩૧॥ સોધીને અમે ગોમતી ગયા, ન દીઠાં યોગી કે બેહેની;તેથા તમને કેહેવા આવ્યા, જીવજ ઝાલ્યો રેની. ॥ ૩૨ ॥ બળદેવજી કહે ઘાંટા ન કાહાડો, જો જાણે પુરૂશ પુરાણ; ના કહ્યા ઉપર કામ કરયું તે, કાહાડે માહારો પ્રાણ. ॥ ૩૩ ॥ એમ કહીને રડવા લાગ્યા, મનમાં ને મ

નમાં મુઝાય;એવામાં શું કૌતક કીધું, પોતે વૈઇકુંઠ રાય. ॥ ૩૪ ॥ભજી ત મંત્રની માયા ખેંચી,પોતે દેવાધી દેવા;એટલે સૌ લોક દુખીયા થયા, હતા તેવાને તેવા. ॥ ૩૫ ॥ બેહેરા હતા તે બેહેરા બનીયા, આંધળા થ યા અંધ; બોબડા બોલવું શીખ્યા હતા તે, બોલવું થયું બંધ. ॥૩૬॥ રોગીયા રોગી દુખીયા દુખી, ગર્ભવંતી થઈ ખાલી;જોગી ધુતારો જોગી ધુતારો, એવીજ અફવા ચાલી. ॥૩૭॥ ચાલો જઇયે જોગીની પાસે,ઉં-ચુ નીચું લોક થાય; જોવા ગયાતો ન મળે જોગી, હાહાકાર વરતાય. ॥૩૮॥ બળદેવ ઘરમાં છાંના રડે છે, ઉઘાડું નવ્ય રડાય; કૃષ્ણ પ્રભુનો ભય છે ભારે,કોઇને વાત ન થાય.॥૩૯॥ એટલે જાણી જોઇને આવ્યા, પ્રભુ ભાઈને ઘેર; બ્હારથી બોલાવતા ગયા ઘરમાં, આપતો આનંદ ભેર. ॥ ૪૦ ॥ વળણ.॥ પ્રભુ આનંદથી આવીયા, કરતા મુખ પોકાર; કહે વલ્લભ બળદેવ રડે. નીચું જોઈ તે વાર.

---

## કડવું ૧૫૩ રાગ વૈદરભીનો.

હવે બળદેવજી નેણાં ભરે, કરે બહુ આંસુ પાત;પ્રભુ આવી લાગ્યા પુછવા, કેમ રડોછો ભ્રાત. બ૦ ॥ ૧ ॥ પુછે તોહ્યે બળદેવ બોલે નહી, રડે રૂદીયા ફાટ;અરેરે હવે શું થશે,કહી કુટે લેલાટ. બ૦ ॥૨॥ તવ કૃષ્ણ કહે કહો મુજને,કેવું થયું વાચન; શી આયફત પડી આપને. કાં શું લાગ્યું લાન્છન. બ૦ ॥૩॥ ત્યારે બળદેવ બોલ્યા એ બંધવા, વાંકુ ભવીશ કાહાવ્યું; તમોએ જે કહ્યું મુજને, તેતો આગળ આવ્યું. બ૦ ॥ ૪ ॥ જો જો ભાઇ શાન્તી રાખજો, વાત કહુ મુખ કથી; ભય તમારો ભારે મને, જીભ ઉપડતિ નથી. બ૦ ॥૫॥ તવ પ્રભુ કહે કહી દો તમે, જીવ નથી રેહેતો હાથ; મ્હોટાયે ભુજ બે ઝાલીયા,સાંભળો જદુનાથ. બ૦ ॥૬॥ મને શીખ દીધી તમોએ ઘણી.ઘણો બાંધતા બંધ; પણ સાચો સ્વારથ લાગીયો, થયો લોભમાં અંધ. બ૦ ॥ ૭ ॥ મેંતો જોગીને ઇશ્વર જાણીયો,નમતો રહ્યો ચર્ણ; એણેતો લાન્છન આપીયું, કરયું બેહેનનું હર્યું. બ૦ ॥ ૮ ॥ તવ પ્રભુએ લેલાટ કુટીયું, કરયું કર્મ આ કેવું; ચોરને ઘેર ચોર ફાવીયો, જીવ આપુ કે લેવું. બ૦ ॥ ૯ ॥ એમ કહીને પ્રભુ પ્રથવી પડયા, લાગે બળદેવ પાય; ભુલ થઈ બહુ માહારી, કરો કાંક ક્ષમાય. બ૦ ॥ ૧૦ ॥ પ્રભુ કહે હવે માંનુ નહી, એમ માંડીયાં ચેન; જો

જીવી જીવાડવો હોયતો, લાવો સુભદ્રા બેહેન. બ૦ ॥ ૧૧ ॥ ઝુલણું ॥ લાવો ભગની માહારિ,તો મટશે કલપાન્ત; નહીતો નવા જુની થશે,પા ડો ઝટપટ શાન્ત.

——(૦)——

## કડવું ૧૫૪ રાગ ઝુલણાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યો,સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું,આદ્ય પર્વ મહીમાય. ॥૧॥ કૃષ્ણ કહે મારી ભગની લાવો,ન હી તો છાંડુ દેહ;તમોને જોગીયે દિકરો આપ્યો, લાવો રમાડુ તેહ. ॥૨॥ બળદેવજી કહે દીકરો મુઓ, એવે આવ્યું ગામ લોક; રોગીયા સૌ હતા તેવા થયા,એમ પાડે છે પોક. ॥૩॥ જોગી ધુતારો જાદુવાળો, કેવો મ્હોટો સીદ્ધ થયો; જદુકુળમાં લાન્છન દીધું,ભગનિને લેઈ ગયો. ॥૪॥ બળદેવજી કહે જાદવ મ્હારા, અષ્ટ દીશાયે જાવો;એક પોહોરની રજા આપુછું,ચાહ્ય ત્યાંથી શોધ લાવો. ॥૫॥ એટલે છુટયા છપ્પન કોટી,હાથ ગ્રહી હથીઆર; કૈં ચાલ્યા ચરણ કૈં ઉંટ ઉપર,કૈં બેઠા તોખાર. ॥ ૬ ॥ બળદેવજી ઘર આગળ બેશી, ઘનશામને સમજાવે;ઓ વીરા તમે કલેશ ન કરશો, હમણાં સોધજ આવે. ॥૭॥ તમારૂં કહ્યું અમે ન માન્યું, ઘેર કર્યો ઉતારો; અમે તો ત્યાગી માન્યો તો, તમે માન્યો તો ધુતારો. ॥ ૮ ॥ પ્રભુ કહે શીખામણ દો તે,સદાયે રાખજો યાદ;ત્યાગ કરી વ્યવહારમાં વસે, તે ઢોંગી નીરવાદ. ॥ ૯ ॥ વળી જાતિ કજાતિ જોયા વણ, શેવા કરે જન જેહ;સુકૃત તેનું ધોવાઇ જઇને,નર્કવાશી થાય તેહ.॥૧૦॥ વિપ્રનો સુત સંન્યાશી હોયે,પુક્ત ઉમ્મરનો જ્યારે;શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેને, અન વસ્ત્ર દેવું ત્યારે. ॥૧૧॥ તે વણ વીશેશ શેવા ન કરવી, નારીયે ન જવું પાસ;તેથી મન તેનું વીભળ થાયે, વ્રત કર્યું તેણે નાશ. ॥૧૨ ॥ તે દોશ લાગે તારૂણીને. નગ્રમાં ન દેવો વાસ; વીપ્ર વીના અન્ય વરણથી તો, કરવો નહી અભ્યાસ. ॥ ૧૩ ॥ વ્હેવાર તજ્યો તે વ્હેવારે છુટયો,પછી તેને શી લાજ;મ્હોટાઈ દેખાડે અજ્ઞાનીયોને; મુરખ માને માહારાજ.॥૧૪॥ નાતના જાતના માતના તાતના, ખોટાં કરિ વિસરે; તેતો પ્રાણી બીજા કોઇનું, કેમ ખોટું નવ કરે. ॥ ૧૫ ॥ બ્હાલાનું ખોટું કરી વહે વાટે,તે કોનું મુકે બાકી;મોક્ષને અરથે નીકળ્યો હોયતો, વનમાં વસે સુખ તાકી. ॥૧૬॥ સંસાર તજી સંસારમાં આવે, તેને સ્વા-

રથ કોઈ રીતે;તે વણ શા સારૂ તે આવે,સમજો ન્યાયને પ્રીત. ॥ ૧૭ ॥ વેહેવારપર થઈ અરૂચી તેથી,વહેવાર દીધો ત્યાગી;તો પછી વ્હેવારમાં શીદ આવે, આવેતો મતલબ લાગી. ॥૧૮॥ મતલબ વીના કદી ન આવે, વ્હેવાર લત વેહેવારી; વનમાં વનફળ જળ ખાવા પીવા, સહુ દેછે ગીરધારી. ॥૧૯॥ વસ્તી તજી વસ્તીમાં આવે,કાં મહતાને સારૂ;મનમાં હોયે કે દેવલ બાંધિ,રાખું સદા નામ મ્હારૂં. ॥૨૦॥ કરૂ ભંડારાને બ્રહ્મ ભોજન,તેથી નામના વધે;મહાનંત થઈ ગાદીયે બીરાજુ, ગુરૂ ગણાવું બધે. ॥૨૧॥ વળી કેવરાવું ચમતકારિ,વળી પુંજાવું ચરણ; શેવા કરશે શેવક લોકો,બહુ પ્રાણી આવશે સરણ. ॥૨૨॥ વીવિધના ભોજન મળવાનાં, એવું ઢોંગીના મનમાં; એવું ન હોય તો વ્હેવાર તજી, કેમ વશ્યો નહી વનમાં. ॥૨૩॥ એ બળદેવજી માનજો સાચું,એમ કર્યો ઉપદેશ;હળધારી કહે ધન્ય છે વીરા, શંકા રહિ નહી લેશ. ॥૨૪॥ એવામાં યાદવ સોધે ગયેલા, ફરી ફરી પાછા આવે;કૃષ્ણ ન ચેતે તેવી રીતે, શેશને સાન બતાવે. ॥ ૨૫ ॥ એવામાં બે જાદવ ગયા,અરજુનનો રથ જ્યાંય, તેમણે જોયું આઘા રહીને, બઉને દીઠા ત્યાંય. ॥૨૬॥ જાણ્યું કે જો જઇને ઝાલીયે તો, જોગી છે જાદુવાળો; પશુ બનાવે કે અંધ બનાવે, જોયો છે વીદ્યાનો ટાળો. ॥૨૭॥ જોગીના જેવા જાદુવાળા, આપણા જુગજીવન;તેમને જઇને લાવીયે તેડી,એમ વીચાર્યું મન, ॥૨૮ ॥ તે બેઉ ચાલ્યા નગ્રમાં આવ્યા,લાવ્યા છૈએ સોધ;પણ ભગનીને પરણ્યો છે જોગી, બળદેવને થયો ક્રોધ. ॥૨૯॥ ઉઠો મ્હારા વીઠલ વીરા, કરીયે કાળો કેહેર; પ્રપંચ કરી પરણ્યો કન્યા, મારી નાંખીયે ઠેર. ॥૩૦॥એટલે ઉઠયા અંતરયામી, જાદવ છપ્પન ક્રોડ; એક લાખ શાઠ શહસ્ત્ર એકાશી, પ્રભુના પુત્રનિ જોડ. ॥૩૧॥ હળધારી હથીઆર લેઇને, બેઠા રથની માંય;સહુ દોટા દોટ કરતા આવ્યા, જોગી ઉભા છે ત્યાંય.॥૩૨॥ આગળ પાછળ ઘેરો ઘાલી,કોટ વળી સહુ ઉભા; સુભદ્રાને પરણેલી દેખી, ક્રોધે ભરાણા સુબા. ॥૩૩॥ કૃષ્ણ કહે મોહોટા ભાઇ સુણો,આપણ અળગા રહીયે;જાદવને પુત્રો હણે એને, નહિ તો પક્ષે થઇએ. ॥ ૩૪॥ એમ કહી બેઉ અળગા ઉભા,પ્રભુ વધા વચન,જાવો જઇ રથને કોઈ લાવો,ઓરે પ્રદુમાન તન. ॥૩૫॥ તવ પ્રદુમાને ફરશી લીધી, રથમાંથી ઉતરીયો;રક્ત લોચને સુર ભરેલો, યોગી કને પરવરીયો. ॥ ૩૬ ॥ જૈને અડીયો રથે ચડીયો, ક્રોધ છે અંતસકરણ; ઘોડાના અછોડા ઝાલી,જોગીને નાંખ્યો ધરણ. ॥ ૩૭ ॥ સુભદ્રા સહીત રથ લાવ્યો, કૃષ્ણ પ્રભુની

પાસ;એટલે બીજા રથમાંથી એમાં, બેઠા શ્રી અવિનાસ. ॥ ૩૮ ॥ જઈ પ્રદુમાન પોતાને રથે, બેઠો ગ્રહી હથીઆર; સુભદ્રાનિ પ્રત્યે બોલ્યા,હળધારી તે વાર. ॥ ૩૯ ॥ સત્ય બોલ ભગનિ ઉઠયો છે અગ્ની, જોગી ઉભો તને લાવી; કે તું તારી ખરી ખુશીથી,જોગીનિ જોડે આવી.॥૪૦॥ સુભદ્રા કહે મારશો નહી,જોગી બીચારો રાંક;એને શીખવીને હું નાઠી, નથી ત્યાગીનો વાંક. ॥૪૧॥ બળદેવજી કહે ધીક્કાર ભગની,નીચું ધલાવ્યું અપાર;સુભદ્રા કહે નથી નીચું, નથી ગઇ નાત બાહાર. ॥૪૨॥ છે જોગી સુત ક્ષત્રી કેરા, કુન્તાજીના તન; પાન્ડવ કુળમાં હું પરણીછું, અરજુન નામ પાવન. ॥ ૪૩ ॥ એટલે બોલ્યા બળભદ્રજી, કૃષ્ણ વીરા વીચારો;વ્હાલામાં વીકટ કામ કીધું,પાન્ડવને ઠેર મારો. ॥૪૪॥સગાયે દગા દિધા આપણને, લાજ જરા નવ ધરીયે; પાંચે મારી ન પાન્ડવી પ્રથવી, જગતમાથી કરીયે. ॥૪૫॥ કૃષ્ણે કહ્યું કે કોના એ સગા, કીધો કપટથી કેહેર; શું જુઓ છો જાદવ મ્હારા,મારી નાંખો ઠેર. ॥૪૬॥ તવ સુભદ્રા છાનીમાનો,કૃષ્ણજીને કરગરતી;હેવાતણ માહારૂં શીદ ખુઓ છો,દિનય વચન ઓચરતિ. ॥૪૭॥ વીરા તમે મુજને પુછયું'તું, તવ મેં કહ્યું તું એમ; જોગી પરણવાનું બોલી,માર્યાં તમાચો ન કેમ. ॥ ૪૮ ॥ ધારયું કરવા દૈ કનડો છો, ઓરે શ્રી ગોપાળ;કૃષ્ણ કહે તારા જોગીનો, નહી કરૂં વાંકો વાળ. ॥૪૯॥ સુભદ્રા કહે વારૂ વીરા, તુજ વંશ વૃદ્ધી થાજો; બળદેવ માહારૂં ઘર ભાગે છે, તેથી જડામુળ જાજો. ॥ ૫૦ ॥ એવામાં હોકારો કરીને, બોલ્યા દીનાનાથ;શું જુઓછો જોગીને મારો, ઉંચો કીધો હાથ. ॥૫૧॥ સુભદ્રા કહે આ શું બોલો છો, દાબ્યો પ્રભુએ ચરણ;બળદેવ કહે કૃષ્ણ વીરા.કરીશ બેહેનનું મરણ. ॥૫૨॥ પ્રભુ કહે બેનને નવ કેહેશો,શું ભગનીનો વાંક;બાવાને લાવી ભુરકી નખાવી, તેથી વશ થઈ રાંક. ॥ ૫૩ ॥ જોગીને લાવ્યા ભગની સોંપી, વાંક તમારો માનો;ભુરકી નાંખેથી વશ થઇએ, તેમાં એનો વાંક શાનો.॥૫૪॥ એમ કહી બળદેવને વાર્યા, ઉશ્કેર્યા જાદવ જોધ; અરજુનજીને ઓછુ આવ્યું.કોણુ લેશે મુજ સોધ. ॥ ૫૫ ॥ વળણ. ॥ એમ જાણી રડતો ઘણું, દગા ભરેલ દયાળ; વલ્લભ વદે અરજુનને, પડી પેટમાં ફાળ.

## કડવું ૧૫૫ રાગ મધુવનનો.

મારા ગદાધરણ ગુણવાનરે,ભાઇ આવો;માહારી જતી રહી છે સુધ ને સાનરે, ભાઈ આવો. ટેક. યોગી કરી તમે વન વીશે કાઢયો, તિરથ યાત્રા કરી સારીરે;પંપાસરોવરે પુર્વના લેખે,પરણ્યો અપછરા બે નારી રે. ભાઈ. ॥૧॥ત્યાંથી હું આવ્યો દ્વારીકાં નગરી, મળ્યા અસરણાસરણ રે;વચને બાંધી મને લૈ ગયા ગામમાં, કરાવ્યું ભગનીનું હરણુરે. ભા૦ ॥૨॥ હવે સાંમા સત્રુ થઇ ઉભા છે, જાદવ પાસે મરાવેરે; સૌને ઉરફરી આયુધ ઝલાવ્યાં,ક્ષય મારો કરાવેરે.ભા.॥૩॥ભીડ વેળાના ભીમસેન ભાઇ, મુજ નેત્રે આંસુની હેલીરે; અનેક વચમા એક ઘેરાયો, મ્હારૂ નથી કોઇ બેલીરે. ભા૦ ॥ ૪ ॥ આજ જમ જેવા જાદવ ભાસે છે, ભય મુજ મનમાં થાયછેરે; સમળી સીચાણા કારમા બોલે, મને ધરતી તો ખાવાને ધાય છેરે. ભા૦ ॥૫॥ બંધવ હોય તે દુખડાના બેલી, વીઘન તમે નીવાર્યાંરે; લાખાભોવનની લાહ્યમાં લાગ્યા, ત્યાંથી તમે ઉગાર્યાંરે. ભા૦ ॥૬॥ વનમાં રહ્યા ત્યાંથી દહિતોયે ચોર્યા,ત્યાંથી પણ તમે છોડાવ્યારે;એક ચક્રામા વીપ્ર ઉગાર્યો,નીત્યના છ જીવ બચાવ્યારે.ભા.॥૭॥ જુધ કરૂં પણ એકલો હુછું, નથી માહારે રથનો આધારરે; પાછો પડુ નહીં પણ મુજ પાસે,એક નથી હથીઆરરે, ભા૦ ॥૮॥ હથીઆર વણુ તમે બકરાતસને, બાહુ બળથી હણીયોરે; ત્યાંથી નીકળી આગળ જાતાં મળ્યો ગાન્ધર્વ રણીયોરે. ભા૦ ॥ ૯ ॥ એમ સંભારતાં સાંભરી આવ્યાં, અભંગ રથ હથીઆરરે; મને વચન અંગારકે આપ્યું છે, ભય નવ્ય ધરૂં લગારરે. ભા૦ ॥૧૦॥ વળણ॥ હથીઆર સાંભર્યા એટલે, ધર્યું અંગારકનું ધ્યાન;વ્યાસ વલ્લભ મુખ ઓચરે, કરતો હરતો ભગવાન,

---

## કડવું ૧૫૬ રાગ સવૈયાની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું,આદ્ય પરવ મહીમાય.॥૧॥સમરણ કીધું અંગારકનું,વચની પુરૂશ નવ ચુકયો; અક્ષે ભાથો ગાંજેવ નામાં,ધનુષ સૈત રથ મુકયો.॥૨॥ તેવાજ અરજુન રથ પર ચઢીયો. ઝોળી તુમકું ફેંકી દીધું: ઘોડાના અછોડા ઝાલ્યા,ધનુશ હાથમાં લીધુ. ॥૩॥ બાણનો ભાથો ભેરવ્યો ખાંધે, ધનંજય થયો ત્યાર; ગાંજેવ નામા ધનુશ ચઢાવી, બળમાં કર્યો ટંકાર.

॥૪॥ તેનો શબ્દ ત્રીલોકમાં પોહોચ્યો,ડોલ્યા દસે દીગપાળ;ધરણ લાગી ધ્રુજવાને, ખળભળ્યું પાતાળ. ॥૫॥ પછી મુછે હાથ નાંખ્યો, બોલ્યો મુખ વચન; હવે કરવું હોય તે કરો,ઓરે જુગજીવન. ॥૬॥એટલે કોપ્યો પુત્ર પ્રદ્યુમન,પેહેલો ઉપાડયો હાથ; એટલે આયુધ લઇને તુટયો, જાદવનો સહુ સાથ. ॥૭॥ માર માર કરતા પાછા ન ફરતા,ક્રોધાતુર થઇ દ્રષ્ટી; મેઘ જળ વરસે તેવી રીતિ, આયુધ કેરી વૃષ્ટી. ॥૮॥ અરજુનજીયે બાણ માર્યાં, અગણીતાં અપરમપાર; પણ જાદવો બહુ બળ કરતા, ફેંકે અતી હથીઆર. ॥ ૯ ॥ અરજુન પન્ડેએકલો તે, કયાં કયાં દ્રષ્ટી રાખે; એક તરફ એ યુદ્ધ કરે તો, બીજા વીંધી નાંખે. ॥ ૧૦ ॥ તેથી અરજુન કાહાર થયો, કામજ કેવું કીધું, અગણીતો મંત્ર ભણીને, બાણ મોહાસ્તર લીધું. ॥૧૧ ॥ ફેરફુંદડી ફરિને ફેંકયું, બહુ બળમાં બાણ એક;અગણીત મંત્ર વડે તે, બાણ થયાં અનેક. ॥ ૧૨ ॥ તેણે સહુનિ રૃદીયા ભેદી, પ્રાણજ ઊંચા ચડીયા; યુદ્ધમાં જેટલા ઊભા રહેલા, તેટલા સરવે પડીયા. ॥૧૩॥ મુરછાંગદ બે ભાનમાં પોહોડયા, જોયું દ્વારીકાં નાથ; બે ભાઈ સામો અરજુનજીએ, મુછે નાંખ્યો હાથ. ॥ ૧૪॥ આવો યુધ કરવું હોયે તો,થઈ જાવો તઇઆર;તે સાંભળીને બળભદ્રજી, કોપ્યા અપરંમપાર. ॥૧૬॥ હળ મુશળ લેઈને હલાવ્યું,ચક્ર લીધું જુગધીસ;હળધર કહે હળમુશળથી, જોગીનું છેદુ શીશ.॥૧૭॥ ચક્ર રેહેવાદો ચતરૃભુજજી,પ્રભુ બોલ્યા ક્રોધ ભેર; તમે મારો જોગીજીને, હું મારૃ જાદવ કેર.॥૧૮॥બળદેવ કહે આમ કેમ બોલો,વાંક વીના જદુરાંક;પ્રભુ વધા વણુ વાંકે મારોછો,જોગી તણો શો વાંક. ॥૧૯॥ બળદેવ કહે બોલો વીચારિ, ઓરે અસરણા સરણ; આપણા કુળમાં લાંન્છન આપ્યું, કીધું બેહેનનું હરણ. ॥ ૨૦॥ કૃષ્ણ કહે તમો સાંભળો વીરા, આપણી લીધી કંન્યાય, પણ પુરણ વીચાર કરીને, હું કરૃ મ્હારો ન્યાય.॥૨૧॥ ઘણીક પ્રેમદા હું લાવ્યો તે, કોણે મને પરણાવ્યો; જયાં મોહ લાગ્યોને સારી દીઠી, ત્યાંથી હરણ કરી લાવ્યો ॥ ૨૨ ॥ કોઇને ત્યાં કરીયે જેવું તેવું, આપણે ઘેર કોઈ કરે; વ્હેવાર એવો વિશ્વ તણો છે, માટે મ્હારૃં મન ડરે. ॥ ૨૩ ॥ સર્વેના ઘરમાં ચોરીયો કીધી, હું શ્રી નંદકીશોર; તો તેનું ફળ તેવું લેયે, હોય ચોરને ઘેર ચોર. ॥૨૪॥ બળદેવ કહે તું છે સલામાં, તેંજ કરાવ્યું હરણ; તવ કહ્યું જાવો મેં કરાવ્યું,બોલ્યા અસરણા સરણ. ॥૨૫॥ બળદેવજી આયુધ પછાડી, રીસાઈને ગયા

ઘેર;અરજુનને જઇ ચરણે લાગ્યા,ભુદરજી ભાવ ભેર. ॥૨૬॥ અરજુન-જી કહે જાવો માહારાજા,દગાખોર જદુરાય; ખરેખરા મારા હાથ દીઠા, ત્યારે આવી પડયા પાય. ॥૨૭॥ પ્રભુ કહે તમે એમ માનો, બોલી સુ-ભદ્રા વચન; કૃષ્ણ પેહેલેથી હતા સલામાં, એ સાસુના તન. ॥૨૮॥ અરજુન કહે બોલો પ્રભુજી, ટળે માહારો વેમ;સલામા હતા તો આટલું બધુ, યુદ્ધ કરાવ્યુ કેમ. ॥૨૯॥ કૃષ્ણ કહે હથીઆર તમારાં, હતાં ગા-ન્ધર્વની પાસ; તે મંગાવવા તમપર કીધો,આટલો બધો ત્રાસ. ॥ ૩૦ ॥ પારથ કહે વારૂ મહારાજા, એવે જાદવ ઉભા થાય; પ્રભુને પાયે પડતા જોઇ,સરવે આવી પડયા પાય. ॥૩૧॥જુગજીશે જોગી વેશ ઉતરાવ્યો, ઉતરાવી નાંખ્યા કેશ; વસ્રને આભુષણ પેહેરાવી, ધરાવ્યો ક્ષત્રી વેશ. ॥૩૨॥ વાજતે ગાજતે ગામમાં લીધાં ઊતાર્યા ઘેર હરી;અરજુનને ક-હ્યું ઇંદ્રપસ્તમાં, લખો કંકાતરી. ॥૩૩॥ અરજુને કંકોતરી લખી, મોક-લી પોતાના ઘેર;સૌ સાંભળતાં સેદેવે વાંચી,જાણી પુરણ પેર. ॥૩૪॥હ-સ્તીનાપુર કાહાવ્યો સંદેસો, ભીશ્મ વીદુરને સાર; તેથી સતીયા જાન-માં જાવા, આવ્યા તેણીવાર. ॥૩૫॥ દ્રોણ કૃપાચાર અશ્વસ્થામા, આ-વ્યા ઇંદ્રપસ્ત ગામ;કોરવોએ ખબર જાણી,દાજે બળ્યા તમામ. ॥૩૬॥ પાન્ડવ નીકળ્યા જાન લઈને,દ્વારીકામાં પરવરીયા;કૃષ્ણ પ્રભુએ આપ્યો ઉતારો, જાનૈયા ત્યાં ઉતરીયા. ॥ ૩૭ ॥ માત ભ્રાત અરજુનને મળીયાં, બોલ્યા શ્રી ભગવાન;લગ્નનો દીવસ ઉત્તમ આજે,દેઇશું કન્યાદાન.॥૩૮॥ એમ કહિ જઇ મંડપ માંડયો,વરવા આવ્યો ઇંદ્ર તન;સુભદ્રા લાવી પ ધરાવી, પરણાવે જુગજીવન. ॥૩૯॥ ગોર ગરગાચાર જાદવ કેરા,પાન્ડ વના કૃપાચાર; વીધી પ્રમાણે લગ્ન કરાવે, દે દાન જુગદાધાર. ॥ ૪૦ ॥ ॥ વલણ ॥ કન્યાદાન દે કૃષ્ણજી, સાંભળો સૌ શ્રોતાય; દાન દીધે વહાલ વદે, તેને તે ફળ થાય.

---

## કડવું ૧૫૭ રાગ રોહણીનો.

ત્યાંતો સમે વરતે સાવધાન, સોભા ઘણેરીરે; ત્યાંતો કૃષ્ણ જી દેછે કન્યાદાન. સોભા ઘણેરીરે ॥ ૧ ॥ ચોરી પેહેલું મં-ગળ વરતાય. સો. તેમાં ગાયોનાં દાન અપાય, સો. ॥ ૨ ॥ ચોરી બીજુ મંગળ વરતાય સો. તેમાં દાશીનાં દાન અપાય. સો. ॥૩॥ પછી ત્રીજુ

મંગળ વરતાય. સો. તેમાં પ્રથ્વીનાં દાન અપાય. સો. ॥ ૪ ॥ ચોરી ચો શુ મંગળ વરતાય. સો. તેમાં ભંડાર સહીત અપાય. સો. ॥ ૫ ॥ પછી વરકન્યા જમ્યાંરે કંસાર. સો. આપ્યો છેડો સહામણુ હાર. સો. ॥ ૬ ॥ પછી રૂપૈયા વીંટીચો રમાય. સો. લાગ્યાં વરકન્યા ગોત્રજને પાય. સો. ॥ ૭ ॥ વળણુ ॥ કન્યાદાન દીધુ પ્રભુ. કરાવાંયાં ભોજન; પછી વહેંચે પેહેરામણી, પોતે જુગજીવન.

# કડવું ૧૫૮ રાગ સામેરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજરાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય. ॥ ૧ ॥ બે રથ આપ્યા ધનના ભરીને, ઉપર કરચો સરપાવ; પછી કહ્યું કુન્તાજીને, માગો જે હોય ભાવ. ॥ ૨ ॥ કુન્તાજી કહે જાણજો સદા, ભક્ત ભાવે મને દાસ; એટલે ધર્મને પુછવા લાગ્યા, પોતે શ્રી અવીનાશ. ॥ ૩ ॥ તમ જોગ મુજથી નથી અપાયું, માટે માગી લો આજ; ધર્મ કહે કાંઈ માગવું નથી, મેહેર રાખો માહારાજ. ॥૪ ॥ એટલે પુછયું અરજુનજીને, માગો જે મન તમ તણું; અરજુનજી કહે મેદાન વીશે, ગને આપ્યું છે ઘણું. ॥ ૫ ॥ એટલે પુછયું શેદેવજીને, માગી લ્યો સપુત સભાગી; શેદેવ કહે કરૂણા રાખો, માગનારો લેશે માગી. ॥૬॥ એટલે પુછયુ નીકુળજીને પોતે અંતરજામી; નીકુળ કહે ઓરે માહારાજા, કાંઇ નથી રહિ ખામી. ॥૭॥ તવ ભીમસેન બડબડવા લાગ્યો, શું જસ લેશે મોરાર; નવ્ય જમે તેવા જનને, દે નહોતરૂં નવ વાર. ॥ ૮ ॥ કેમ મને કાંઇ પુછતા નથી, એવે આવ્યા જગપતી; વ્રકોદર તમે કાંઈ માગી લ્યો, તમ જોસુ અપાયું નથી. ॥૯॥ ભીમ કહે ખરૂં છે માહારાજા, હમણાં કર્યાં ઘર ત્રાપો; ગાયો ચારતાં ઘર ગામ વાસ્યું, ગરીબ તે શું આપો. ॥ ૧૦ ॥ પ્રભુ કહે તમે શું માગોછો, ઓરે વાયુ કુવાર; પવન પુત્ર કહે જરા બેસો, કરવા દો વીચાર. ॥૧૧॥ એટલે ધરમે પગ દબાવ્યો, કુન્તાએ કરી સાન; જોજે ગાંડા બોલતો કાંઇ, તોલ કરે ભગવાન. ॥ ૧૨ ॥ ભીમે કહ્યું પ્રભુ માગવું નથી, ઓરે અસરણા સરણ; માહારી માયે આંખ્યો કાહાડી; ધરમે દબાવ્યો ચરણ. ॥ ૧૩ ॥ પ્રભુએ કહ્યું કોઇ ન વારો, વારે તેને માહારી આણ; એટલે સરવે રજા આપી, તવ વધ્યો ભીમ વાણ. ॥ ૧૪ ॥ ઓ

માહારાજા હું માગુ તે, આપો જાદવરાય, આજથી મ્હારા કુળ કુટુંબમાં દીકરી કોને ન થાય. ॥૧૫॥ તથાસ્તુ કહ્યું ત્રીલોક નાથે, બોલીયા ધરમરાય; અરે મુઢ તેં આશું માગ્યું, કુળમાં નહી કન્યાય. ॥ ૧૬ ॥એક કન્યાનુ દાન દેતો, સપ્ત યગ્ન ફળ થાય; શું સમજીને એવું માગ્યું, ભીમ વદયો તવ ત્યાંય. ॥ ૧૭ ॥ આવા મ્હોટા દ્વારીકાં પતી, તે પણ પડીયા પાય; તેમ મ્હારે પાયે પડવું પડે, જો હોય પેટ કન્યાય. ॥૧૮॥ ધરમ કહે ગતિ વીનનો; હવે નહી ઉપાય, પછી માગી પ્રભુની પાસે, પાન્ડવોએ વીદાય ॥ ૧૯ ॥ તવ જુગધીસે જાન વળાવી, સુભદ્રા સહીત સાર; ચાર દહાડા સાસરે રહીને, ગઇ દ્વારીકાં નીરધાર. ॥૨૦ ॥ વરશ દીવશ એને વીત્યો, કુન્તા કહે કોઈ જાવો; સુભદ્રાને આણુ કરીને, આપણે ઘેર તેડી આવો. ॥૨૧॥ ધર્મ કહે મ્હારૂં નામ ન દેશો, તવ કુન્તા કહે એમ; જેઠ હોય તે તેડવા જાએ, કાં તું કે કાં ભેમ ॥ ૨૨ ॥ તવ ભીમ કહે લ્યો હું જાવું, અરજુનથી છું વડો, કુન્તાજી કહે ન મળે તુને, ખાધા બોલ્યાનો ધડો. ॥૨૩॥ ભીમ કહે વેવીશાળમાં તો, સહુ કરીયે વીચાર; સુભદ્રાને પુછી જોજો, ઠબકો નાવે લગાર. ॥૨૪॥ તવ કુંતા કહે જાવો બેટા, શુભ સુરાના સાથી; વસ્ત્ર પેહેરીને ગદા લીધી, બેઠો વ્રકોદર હાથી. ॥ ૨૫॥ દ્વારીકાં ગયો ગજશાળામાં, ગજ મુકયો તે વાર; પછી પ્રભુના ઘર ભણી ચાલ્યો, જાણ્યુ જુગદાધાર. ॥૨૬॥ મશ્કરી કરવા મોહનજીએ, ઉઠાડયા છડીદાર; જાણાંને બંધ કરાવ્યાં પોતે, પોતાના દરબાર. ॥૨૭॥ રૂક્ષમણીની પાસે માગ્યું, કરવાને ભોજન; માળ ઉપર થાળ લેઇને બેઠા, જમવા જુગજીવન. ॥૨૮ ॥ એવે આવ્યો પ્રભુને ત્યાં, વાયુ નંદન ભેમ; બંધ છે દરબાર માન્ય વીના તો, ઘરમાં જઇએ કેમ. ॥૨૯॥ એવું જાણી આટા મારે, પ્રભુ સબડકા બોલાવે; મશ્કરી કરવા સબડકેથી, ભીમનું મન લલચાવે. ॥૩૦॥ ભીમે જાણ્યું જમવા બેઠા છે, પોતે પુરૂશ પુરાણી; સબડકા સાંભળી ભીમસેનના, મ્હોમાં ભરાયું પાણી. ॥૩૧॥ લલચાયો તે ધીરે રહીને. ઠેલ્યું પ્રભુનું દ્વાર; એટલે કોણ છે કોણ છે કેહેવા, લાગ્યા જુગદાધાર ॥૩૨॥ અજીઠે હાથે બારીએ જોયું, ભીમને કહ્યું પધારો; એટલે માળ ઉપર ભીમ ગયો, આવકાર દીધો સારો. ॥ ૩૩ ॥ હાથ ધોઇને હરજી ઉઠયા, પ્રેમે દીધું આસન; કુશળના સરવેની પુછી, પોતે જુગજીવન. ॥ ૩૪ ॥ કીંકર પાસે કરાવી પથારી, ઉઠો કુન્તી તન; હશો થાકયા પાકયા તમે તો, સુખે કરો સહન. ॥ ૩૫ ॥ ભીમે જાણ્યું ભુખે મુઓ, ક

ળકળી બોલ્યો વચન; હરી ફરિ ગાયો ચારી જાણો,ઓરે દેવકી તન. ॥૩૬॥ મેમાનગતિ તમે શું જાણો,ગાયો તણા ગોવાળ; પ્રભુ કહે એમ કેમ બોલોછો, તવ વદ્યો સતિ બાળ. ॥૩૭॥ ખાધા પીધાનો ભાવ ન પુછો, એ નહી રૂડાની રીત;માગ્યા વિના તો માય ન પીરસે, બોલ્યા પ્રભુ પુરી પ્રીત. ॥૩૮॥ પછી ગોવીંદ ઘરમાં ગયા,બોલાવી સઘળી નારી; જાણ્યું કે લાગજ આવ્યો, વીચારયું ગીરધારી. ॥ ૩૯॥ થોડું ખાધાથી પ્રેમદાઓએ, પાડયું પાશેરીઓ નામ; ભીમ ભેગો જમીખો ભુલાવું, એમ ધારયું ઘનશામ. ॥૪૦॥ સૌ સુંદરીને આગ્ના આપી, ખાલી ન રહેશા કોઇ; જેને જેવી હોયે ઇચ્છા, તેવી કરો રસોઈ. ॥૪૧॥ રૂક્ષમણી કહે ઓરે પીઉજી, મેમાન આવ્યા છે એક; તે ખાઇ ખાઇને કેટલું ખાશે, તમે પાશેરીયા છેક. ॥૪૨॥ પ્રભુ કહે ટેવ ભુલાવુ સહુની, પાશેરીઓ નવ કહો; સૌ સુંદરી કહે વારૂ મહારાજા, તેને તે નામે ન રહો. ॥ ૪૩ ॥ રસોઇ કરશુ ને વધશે તો, બાંધશું તમારી કોટે; પ્રભુ કહે પાશેરીયો એવું, લાવવા ન દેઉ હોઠે. ॥૪૪॥ એમ કહિને આજ્ઞા આપી,રસોઇ કરતી નારી;જુદાં જુદાં જમણ કીધા, ભોજનની થૈ ત્યારી.॥૪૫॥ એટલે બોલ્યા અંતર યામી, ઉઠો સતી સંતાન;નીચે નાવણમાં જળછે તે, કરો લેઇને સ્નાન. ॥૪૬॥ ભીમે જાણ્યું કે ખવરાવવું છે, સુદ્ધબુદ્ધી ગીરધારી; પણ જાણી જોઈ કકળાવવાને, મશ્કરી કીધી મ્હારી. ॥૪૭॥ માટે એમની મશ્કરી કરૂ , ભીમ વદ્યો વચન; થાકેલો છું તે નીચે આવી, જળ દો જુગજીવન. ॥૪૮॥ શરીર ચોળીને નવરાવો, તોતો ઉતરે થાક; હશીને કૃષ્ણે કહ્યું ચાલો, એમાં નહી જાય નાક. ॥૪૯॥ વળતા તવ વ્રકોદર બોલીયો, રાખો કૃપા ભગવાન, વલ્લભ વદે નીચે જઇ,ભીમે કીધું સ્નાન. ॥ ૫૦ ॥

—०—

## કડવું ૧૫૯ રાગ ચોપાઇ.

બોલ્યા વૈશમપાયે વચન.સુણ જનમેજે રાજન;ભીમ સ્નાન કરી ગયો.માળ, બેસવા સોઈ કીધી ગોપાળ. ॥ ૧ ॥ સામા સામી બે બાજઠ ઢાળી, બેઠા એક સ્થળે વનમાળી;બેઉ બાજઠ બે જળ ઝારી,વાડકા વાટકી મીનાકારી. ॥૨॥ મુકયો બાવન ગજનો થાળ, બીજે બાજઠ કુંન્તીનો બાળ; ભીમ કહે ઓ જુગજીવન, તમે કયાં કરશો ભોજન. ॥ ૩ ॥

પ્રભુ કહે મને પ્રેમ એવો, ભેગા ભોજન કરીએ તેવો; બોલ્યો વ્રકોદર મુખ એમ, ભેગું જમવું ફાવે કેમ. ॥૪॥ કોઇ ચોખું કે કોઇ ગંદુ, માટે જુદા બેસો દીનબંધુ; પ્રભુ કહે હું હોઉ ગંદો, કરૂં જુદા બેસવા ફંદો. ॥૫॥ ભીમ કહે કહુ પાપ ખોલી,હું તો અવળી બોલ્યો બોલી; તમો સુઘડ છો ભગુ ભાવે,પણ તમને ખાવું નહી ફાવે. ॥૬॥ સત્ય વદુછું દીનાનાથ,એઠાં થશે નહી તમ હાથ;રેહેશો ભુખ્યા એમને એમ, માટે કરો ફાવે તેમ. ॥૭॥ બોલ્યા કૃષ્ણ જમ્યો પુર પાટે,હું તો બેસુછું તમ માટે; જેમ જમાય તેમ તમે જમજો, મારી સરવે દારાને દમજો. ॥૮॥ તવ વ્રકોદર કહે વારૂ, હવે ખાવાનું જોજો મારૂ;પછી પ્રભુએ કીધો પોકાર,હવે લાવો પીરસણુ નાર. ॥૯॥ તવ સકળ નારી આવી, જુદી જુદી રસોઇએ લાવી;જુદે જુદુ પીરશી ગઇ, પોત પોતાના ધામ મહિ ॥ ૧૦ ॥ કહે કૃષ્ણજી ઉલટ મરો, હવે ભીમ પ્રહ્માર્પણ કરો; કહી જળ લીધું મોરારી, તવ ભીમે લીધી ઝળ ઝારી. ॥ ૧૧ ॥ અનમાં રેડી રવડો કીધો,થાળ લેઇ મોઢે માંડી દીધો. ॥૧૨॥ બધું પી જઇ મુકયો થાળ, બુમ પાડી શ્રી ગોપાળ;લાવો પ્રેમદા કયાં છે રસોઇ, બધું લઇ આવી સહુ કોઇ. ॥૧૩॥ હતું તેટલું પીરશી દીધું, પાછું રાંધણું ચાલતુ કીધું; ચુલા સળગાવી ઓર્યું અન, ભીમ કરી ગયો ભોજન. ॥ ૧૪ ॥ પ્રભુ કહે પ્રેમદા લાવો, ઝટપટ પીરસવા આવો; લાવો લાવો પ્રભુ ભાંખે, કાચુ કાઠુ લાવી નારી નાંખે. ॥ ૧૫ ॥ જેવું હોય તેવું ભીમ જમે, તેતો ગોવીંદજીને ગમે; રાંધી રાંધીને રામા થાકી,આંખ્યો ફુલ્યામાં ન રહી બાકી ॥ ૧૬॥ ધુણી બુકતાં વ્હાણું વાહાય, છાની પડી પ્રભુને પાય; કરી છાની પ્રભુન સાન, હવે ક્ષમા કરો ભગવાન. ॥૧૭॥કદી પાશેરીઆ નહી કહીએ, વારતા સત્ય ધરજો હઇએ; ત્યારે ખુશી થયા દીનાનાથ, એક વાટકામાં ધોયા હાથ. ॥૧૮॥ ભીમ જમવું હોય તેમ જમો,હવે જમી રહ્યા છીએ અમો;ભીમ કહેજોવુંછું વાટ,બેસી રહ્યોછું તમ માટ,॥૧૯॥ હાથ ધોઇ ઉઠયો શીવદાસ,બેઉ જણ લીધા મુખવાસ; પછી પ્રભુએ ઉલટ લાવી, પોતાનિ ભગનીને વળાવી. ॥ ૨૦ ॥ ભીમ તેડી ગયો આપ ઘેર, નમી કુન્તાને બહુ બહુ પેર;દીધી આશીશ કુન્તા માત,પછી પુછી ભીમની વાત. ॥૨૧॥ ભીમ કહે પુછી જુઓ માડી, નથી આવ્યો નકું નામ કહાડી;તવ કુન્તાએ પુછીયુ એમ,કેવી રિતે ત્યાં વરત્યો ભેમ.॥૨૨॥ કહે સુભદ્રા સારી રીતે. રહ્યા હતા પ્રભુ ઘેર પ્રીતે; બેઠા જમવા

જાણી પરાણું, સંધ્યાકાળથી વહાણું વાયુ. ॥૨૩॥ સુણિ કુન્તાને ચડીયો ક્રોધ.રડયા તુને ન લાગ્યો બોધ; વધ્યો વ્રકોદર વેમ ખુઓ. કોણ ભેગા જમ્યા પુછી જુઓ. ॥૨૪॥ હું ને કૃષ્ણ જમ્યા એક થાળે, ઘણું ભોજન કીધું ગોપાળે;આવે જેટલું તેટલું ખાય, મુજથી કેમ મુકી ઉઠાય.॥૨૫ ॥ માટે બેશી રહ્યો હું જોડે, આખી રાત ખાધું રણછોડે; બોલ્યાં કુન્તા તું સાચો ને શાણો,નથી પ્રભુ મ્હારો અજાણ્યો. ॥ ૨૬ ॥ આખી રૂજની ખાધું તેંતો, તારી કીધી પરીક્ષા મેંતો; ભીમ કહે ખાધુંને ખૈએ, પેટ મુકીને શું ત્યાં રહિએ. ॥ ૨૭॥ એમ કહી રહ્યા એ ત્યાંય, એવે શું બન્યુ હરી ઇચ્છાય; રહ્યો ગર્ભે સુભદ્રા રાણિ, આવ્યા શ્રીમંતે પુરૂષ પુરાણી. ॥ ૨૮ ॥ કરી ગયા વ્હેવાર રિતિ. એવિ પાંડવ ઉપર પ્રીતી; પછી તેડાવી બેનને ઘેર; દ્વારીકામાં આનંદ ભેર. ॥ ૨૯ ॥ રહી સુભદ્રા દ્વારકાં મતી, એના ગર્ભની શું થઇ ગતી; એના ગર્ભમાં કોનો અંશ, મુળ દહિતના કુળનો અંશ. ॥૩૦॥ તેનિ કહુ તને કથાય,ચીત્ત રાખીને સાંભળ રાય; મુળ ચંદ્ર તણો અવતાર, પછી અસુરનો પરીવાર. ॥ ૩૧ ॥ વળણુ ॥ પરિવાર એ અસુરનો તેની કહુ કથાય; વ્યાસ વહાળ વાણી વદે, સાંભળજો શ્રોતાય. ॥ ૩૨ ॥

---

## કડવું ૧૬૦ રાગ ધનાસરી.

વૈશંપાયે એણી પેરે બોલ્યા, સુણુ જનમેજ રાય; વીસ્તારી તુજને સંભળાવું, આધપરવ મહીમાય. ॥૧॥ હેદાનવ મેદાનવ નામે,બળવંત બે અસુર;તેમાં હે દાનવ મહા બળીયો,દુષ્ટમતી ભરપુર.॥૨॥ તે બેઉને મારેલા પ્રભુએ, ગર્ભવંતી એની નારી;અસુરગામમાં જઇને વશેલી, પુત્ર થયો બળે ભારી. ॥૩॥ હેલોચન નામ એનું પાડયું,પંચ વરસનો થયો;એટલે વીદ્યા ભણવા ગુરૂ ઘેર,પાટી લેઇને ગયો. ॥૪॥એવે મારગમાં મળી ડોશી, ઠેશ વાગી ઢળી ઘણું; રડયો નબાપો કયાંથી આવ્યો, થાજે એનું મર્ણ. ॥ ૫ ॥ હેલોચન કહે ઓરે ડોશી,મને પુછયાનો પ્રેમ;બાળ દેવી હોયતો વળી દેજે,કહ્યો નબાપો કેમ.॥૬॥ એટલે દહીતણુ એવું બોલી,ક્યાં છે તારે બાપ;બાપના મારનારને નવ મારે,તો તું દીકરી આપ.॥૭॥ જા જઇ પુછી જો તુજ માને,તે તને કહેશે પેર;હેલોચન એવું સાંભળીને, ગયો પોતાને ઘેર. ॥ ૮ ॥ જઈ જનેતાને પુછવા

લાગ્યો;સોગન દઈને આપ;ઓરે જનેતા તુતો ખરી પણ,બતાવ્ય મ્હારો બાપ. ॥૯॥ તવ તે રાક્ષણી રડી પડી, મોઢેથી શબ્દ ઉચ્ચાર્યો, બળવતો બાપ તુજ તણો તે, દ્વારીકાંધીસે માર્યો. ॥૧૦॥ તવ હૈલોચન એવું બોલ્યો,જાવું એ કૃષ્ણને ઘેર; ગમે તેમ કરીને મારૂ, તાત તણું લેઉ બહેર. ॥૧૧॥ એવો આકળો થઇને ઉઠયો,માતાએ ઝાલ્યો હાથ; ઓ દીકરા તુ ધીરજ રાખી,સાંભળ મ્હારી વાત. ॥૧૨॥ બળીયા સાથે બાથ ન દીજે, સમજી બેસો ઘેર; આપણુ દાનવ એ છે દેવો, ચાલે અનાદી બ્હેર. ॥૧૩॥ વળણ ॥ બ્હેર અનાદી આપણે;કેટલીક બ્હેરી જાત;તે સમજાવું તુજને, એમ વદે છે માત,

---

## કડવું ૧૬૧ રાગ ઊછળતી ચોપાઇ.

વૈશમપાયે બોલ્યા વચન, સાંભળ જનમેજે રાજન. ॥૧॥ સાંભળ બેટા સાચું સમજાવું, અનાદીના બ્હેર તુને બતાવું. ॥૨॥ આદ્ય બ્હેર સલાટને સલ્યા, આદ્ય બ્હેર ઉંદરને બલ્યા. ॥ ૩ ॥ આદ્ય વેહેર દરજી કાપડુ, આદ્ય વેહેર સુથાર લાકડું. ॥ ૪ ॥ આદ્ય વેહેર જોગીને જતી, આદ્ય વેહેર શુણકાને સતી. ॥ ૫ ॥ આદ્ય વેહેર અંધારૂને તેજ, આદ્ય વેહેર મામો ભાણેજ. ॥ ૬ ॥ આદ્ય વેહેર વીંછુને વંદો, આદ્ય વેહેર રાહુને ચંદો. ॥૭॥ લોહુ લુવાર તે વેહેર બહુ, આદ્ય વેહેર સાસુને વહુ. ॥ ૮ ॥ આદ્ય વેહેર કૌરવ પાન્ડવા, આદ્ય વેહેર દેવને દાનવા. ॥ ૯ ॥ આદ્ય વેહેર તીમીરને પ્રકાશ, આદ્ય વેહેર હિનતાને ત્રાસ. ॥૧૦ ॥ એવાંતો આદ્ય વેહેર છે બહુ, ઓરે કુંવર તુજને શું કહુ. ॥ ૧૧ ॥ માટે વઢવા જાવું નથી, ગોવીંદની છે અકળ ગતી. ॥૧૨॥ અનેક"રિતે એ ધરે રૂપ, છેતરશે તને વૈકુંઠ ભુપ. ॥ ૧૩ ॥ કુંવર કહે સાંભળ માડી,નહી બેશી રહુ થઇને અનાડી. ॥ ૧૪॥ એમ કહીને એ નીકળીઓ, મહાદેવનું તપ કરવા પળીઓ. ॥૧૫॥ શીવાલય એક દીઠુ સહી, આસન વાળી બેઠો તહીં. ॥ ૧૬ ॥ થોડે દહાડે રીજ્યા ભોળાનાથ,પ્રગટ થઇ શીશ મેલીયો હાથ. ॥૧૭॥ માગ્ય માગ્ય માગે તેહ આપુ, બાળક તારે કષ્ટજ કાપુ. ॥૧૮॥ તવ હઇલોચન મુખ ઓચરે, દ્વારીકાંધીશ મ્હારાથી મરે. ॥ ૧૯ ॥ એટલે શંભુ એમ ઓચરે,કૃષ્ણને હાથે જ તું મરે ॥ ૨૦ ॥ હઇલોચન તવ બોલીઓ એમ, અવળુ વરદાન આપીયું કેમ.

॥૨૧॥ તપ કરી કઈલાશ ડોલાવું,તમારી પાસે સવળુ બોલાવું. ॥૨૨॥ શીવ કહે બતાવું વીવેક, મજબુત પેટી લઇ આવ્ય એક. ॥ ૨૩॥ તવ હઇલોચન વનમાં ગયો, કાષ્ટ શોધવા અળગો વહયો.॥૨૪॥બોરસલી એક વ્રક્ષ છે સાર, ઓત્રાનો છઠો અવતાર. ॥૨૫॥ તે બોરસળી નાંખી જ કાપી, વિશ્વકર્માને ઘડવાજ આપી. ॥૨૬ ॥ તે પેટી મજબુત ઘડી, સવાસો મણ લોઢે જડી. ॥૨૭॥ બાવન કુંચી છપ્પન ભેર, પેટી બનાવી મેર સમેર. ॥૨૮॥ તે લેઇને હઇલોચન ગયો, માહાદેવ પાસે ઉભો રહયો. ॥૨૯ ॥ તે પર શીવ સરનામુ કરે, પેહેલો પેટીમાં પેસે તે મરે. ॥૩૦॥ તવ હઇલોચન રાજી થયો,પેટી લેઇને પંથે ગયો. ॥૩૧॥ દ્વારીકાં ભણી ચાલ્યો અસુર, ક્રોધે ભરાયો છે ભરપુર. ॥૩૨॥ તવ તે જાણી પ્રભુએ વાત, સામા જવું ધાર્યું સાક્ષાત. ॥ ૩૩ ॥ વળણ॥ સામા જાવું ધારીયું,વિશ્વ તણા જે ભુપ;વહેવલ્લભ એ મારગે,આવ્યા વિપ્રને રૂપ.

---

## કડવું ૧૬૨ રાગ ઊપરનો.

મારગે આવી ઉભા જગ ભુપ, ભગવાને ધર્યું બ્રાહ્મણ રૂપ.॥૧॥ માથે બાંધી ધોળી પાઘડી, ડાભે કર ઝાલી લાકડી. ॥૨॥ ચાર છેડે પેહેરા છે ધોતી,બગલમાં મારી છે પોથી.॥૩॥પાઘડીમાં હિધુ ટીપણું ખોશી; જુગજીવન બનીયા છે જોશી. ॥ ૪ ॥ લેલાટે તો ભસ્મજ ચોળી, ડાબી ખાંધે ભરાવી છે ઝોળી. ॥૫॥ જમણા હાથમાં તુંબીનું પાત્ર, ગોવીંદે ધરીયું ઘરડું ગાત્ર. ॥૬॥ વૃદ્ધ માટે આંખે નવ સુજે,ચામડી લટકેને થરથર ધ્રુજે. ॥૭॥ દંત પડયાને ડાચાં મળીયાં, મોઢે ને માથે ઉગ્યાં છે પળીયાં. ॥૮॥ કમ્મરમાંથી બેવડ વળ્યા, મારગમાં અસુરને મળ્યા. ॥૯॥ આજી બોલ્યા પુન્ય શ્લોક, ઓ જજમાન કહી મેલા પોક. ॥૧૦॥ ઓ મારા હેદાનવ જજમાન, એ શબ્દ સાંભળ્યો કુંવરે કાન. ॥૧૧॥ પાસે જઇને પુછીયું એમ, મારાજ રડોછો કોને ને કેમ. ॥૧૨॥ એટલે બોલીયા સુંદીર શામ, જા ભાઈ તારે શું પુછવાનું કામ. ॥૧૩॥ હેદાનવ હતો મુજ જજમાન,તેને મારી ગયો છે ભગવાન. ॥ ૧૪ ॥ કષ્ણ કાળાએ મારીયો હેર, ન લેઈ શકાયું મુજથી વેર. ॥૧૫॥ હેદાનવની ભાર-

જા જેહ, ગર્ભવંતી નાશી ગઇ તેહ. ॥ ૧૬ ॥ એનું કેવું વધ્યું ઘરસુત્ર, ન જાણું આવી પુત્રી કે પુત્ર. ॥ ૧૭ ॥ હેલોચને વિચાર્યું તે ઠોર, સાચે સાચા છે મુજ ગોર. ॥૧૮॥ એવું સમજી વધ્યો વચન, હું તમારા જજમાનનો તન. ॥૧૯॥ એટલે હર્શી બોલ્યા દિનાનાથ, ચાંપ્યો કુંવરને રૂદિયા સાથ. ॥૨૦॥ બેટા તું મ્હોટો થા હવે, વેહેરે વેહેર લેવું આ ભવે. ॥ ૨૧॥ કુંવર કહે ઓ માહારાજ, વેહેર લેવાને જાવું છું આજ. ॥ ૨૨॥ જુઓ પેટી પર અક્ષર જેહ, માહાદેવજીએ લખીયા તેહ. ॥ ૨૩॥ માટે પેટી લેઇને જાવું તહીં, કાળાને ઉચકી ઘાલીશ મહી. ॥ ૨૪॥ તવ મોઢું મરડ્યું જુગધીશ, નહીં નહીં કહીને ધુણાવ્યું શીશ. ॥૨૫॥ બેટા ન જઇશ દ્વારીકાં મતી, આ પેટીમાં એ માવાનો નથી. ॥૨૬॥ કુંવર કહે એ કેવડો, પ્રભુ કહે તારા જેવડો. ॥૨૭॥ હેલોચન કહે હું માઉં એવી, ગોર તમોને લાગે છે કેવી. ॥૨૮॥ પ્રભુ કહે કામ કરીયે જેહ, પેહેલેથી ટાળીયે સંદેહ. ॥૨૯॥ પેટીમાં તું પેશી જો તન, હું અડકાવી જોવું પાવન ॥૩૦॥ પછી આપણ બે જણ જઇએ, કૃષ્ણને ઉચકી ઘાલી દઇયે. ॥૩૧॥ કુંવરનું માન્યું અંતસકરણ, પેટી મુકી માંથેથી ધરણ. ॥૩૨॥ ઉઘેડીને મહી મુકીયો ચરણ, ટગટગ જુએ અસરણા સરણ. ॥૩૩॥ એવે કુંવરને આવ્યો વિચાર, મારી માયે મુને ટોકયો અપાર. ॥૩૪॥ કહ્યું હતું કે કપટી એ ભુપ, ધરે છે જુદા જુદાંજ રૂપ. ॥૩૫॥ માટે કદી કપટીજ હોય, હાલ હેતેશ્વી ન જાણવો કોય. ॥૩૬॥ એમ જાણી પગ કાઢયો બાહાર, પેટી શીસે લીધી તે વાર. ॥ ૩૭ ॥ નહી બોલ્યોને પંથે પળ્યો, કૃષ્ણ બોલ્યા કોઇ કપટી મળ્યો. ॥ ૩૮ ॥ ઓરે હે દાનવ જજમાન, તમવીના હું થયો હેરાન. ॥૩૯॥ નાહાના છોકરાં મશ્કરી કરે, તમોને મારનારો મરે. ॥૪૦॥ એમ કહી તુમડું નાખ્યું ફોડી, પોથી પાવડી નાંખી છોડી. ॥ ૪૧ ॥ ધરણ ઢળીને ચરણ ઘસે, મોઢે રડેને મનમાં હસે, ॥૪૨॥ પોકાપોક કરીને રડે, તવ કુંવરને વિશ્વાસ પડે. ॥ ૪૩ ॥ પાછો વળીને આવ્યો તે વાર, પેટી મુકી કર્યો નમસ્કાર. ॥૪૪ ॥ મેં જાણ્યું કાળા કપટી તમો, તેથી મારગ ઝાલ્યો અમો. ॥૪૫॥ લ્યો પેટીમાં પેસું મ્હારાજ, નીશ્ચે કરીને જઇએ આજ. ॥૪૬॥ વળણ ॥ એમ કહીને પેટીમાં, પેઠો દૈતનો બાળ; વલ્લભ વદે તવ બંધ કરી, પેટી શ્રી ગોપાળ

# કડવું ૧૬૩ રાગ ઊપરનો.

બોલ્યા વૈશમપાય વચન, સાંભળ પરીક્ષત રાયના તન. ॥૧॥ પેટી અડકાવી ગોપાળ,અકળાયો અસુરનો બાળ.॥૨॥ આઘા જઇ ઉભા ઘનશામ, હૈલોચન મુખ બોલ્યો તે ઠામ. ॥૩॥ ગોર માહારાજા હસો ન તમો, પેટીમાં અકળાઇએ અમો. ॥૪॥ તવ બોલ્યા દેવકી સંતાન,સાંભળી લેજે કુંવર કાન. ॥ ૫ ॥ કોણ ગોરને કોણ જજમાન, કાળીયો કપટી હું ભગવાન. ॥૬॥ સાંભળી કુંવરને ચઢી રીસ, શાનુ નામ ધર્યું જુગધીશ. ॥ ૭ ॥ કપટ કેરૂં કર્યુ તેં કામ, મીથ્યા ધર્યું છે દયાળુ નામ. ॥ ૮ ॥ કયારે જાણું તને જુગદાધાર, એકવાર મુને કાઢી જો બાહાર. ॥૯॥ કયારે જાણું દ્વારીકાં નાથ, એકવાર વઢીયે બાથો બાથ. ॥૧૦॥ કયારે જાણું સાળગ પ્રાણ, એક વાર વઢીયે ધનુશને બાણ. ॥ ૧૧ ॥ કયારે જાણું ત્રીલોકનો ધણિ, એકવાર વઢાયે ભાલાનિ અણી ॥૧૨॥ કયારે જાણું દેવ મોરાર,એકવાર વઢીયે ઢાલ તરવાર. ॥ ૧૩ ॥ એવું સુણિ બોલ્યા જુગદિસ, મીથ્યા શીદ પાડેછે ચીસ. ॥ ૧૪॥ જીતી બાજી કેમ હારીયે,ગોળે મરે વીખે શીદ મારીયે ॥૧૫॥ માટે છાનામાના મહી મરો,હોય જોરતો પેટીમાં કરો. ॥૧૬॥ તવ હૈલોચન કોપીયો છેક,પેટીમાં મારી લાત એક. ॥૧૭॥ એટલે પેટી ગગન ચડી, આકાશ જઇને હેઠી પડી. ॥૧૮॥ ફરી લાત મારી તે તન, પાછી પેટી ચઢી ગગન. ॥ ૧૯ ॥ પાછી આવી હેઠળ પડી, ત્રીજી લાતે ત્રીજી વાર ચડી. ॥૨૦॥ તે પાછી આવી પડી ધરણ, ઉપર બેઠા અસરણા સરણ. ॥૨૧॥ તોહે પેટી ઉછળી ગજ ચાર,તવ મુકયો ચૌદ બ્રહ્માંડ ભાર.॥૨૨॥ એટલે થઇ અસુરની હાણ,હૈલોચનનો નીકળ્યો પ્રાણ. ॥૨૩॥ ખોળીયેથી જીવ જુદો થાયો, પણ પેટીમાં ભમતો રહ્યો. ॥ ૨૪ ॥ સપટાઇ ગઇ છે પેટી અતી, તેથી જીવ બ્હાર જાતો નથી. ॥૨૫॥ પછી ઉભા થયા દ્વારીકાં ભુપ,હતુ તેવુ ધર્યું કૃષ્ણનું રૂપ. ॥૨૬॥ ઉપરણાનું ઉઢાણું કરી, પોતે પેટી લેઇ મુસ્તક ધરી. ॥૨૭॥ ઉચકીને ગયા દ્વારીકાં માંય, ગયા પોતાના મ્હેલ છે ત્યાંય. ॥૨૮॥નારીઓયે દીઠા જગદીસ, કાંક ઉપાડી

લાવ્યા છે શીશ. ॥૨૯॥ અમુલ્ય વસ્તુ લાવેલા આજ,માટે ઉચકી પોતે માહારાજ. ॥૩૦॥ એમ જાણી દેતી આઉકાર, આવો આવો કહેછે સઉ નાર. ॥૩૧॥ પણ કોઇને ત્યાં ઉભા ન રહ્યા, ચાલી સુભદ્રાને ઘેર ગયા. ॥ ૩૨ ॥ વળણ ॥ ગયા ભોવન ભગની તણે, પોતે શ્રી ગોપાળ; કૃષ્ણ કહે એ બેનડી, આ મુકુ તુજ માળ.

—૦—

## કડવું ૧૬૪ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું, આદ્યપરવ મહીમાય. ॥૧॥ સુભદ્રાને સાતમે માળે, મુકી જુગદાધાર; કુંચીયો તેનિ બેહેનને સોંપી,દીધી શીખ અપાર. ॥૨॥ સાંભળ ભગની વારતા વગની, ખપ પડયે આવશું અમો;પેટી મુકી છે તેદાઈ કાળે,ઉઘેડશો નહી તમો. ॥૩॥ ઉઘેડશોતો ઉતપાત થાશે, જાતે પામશો દુખ;સુભદ્રા કહે નહી ઉઘેડું, એમ કહ્યું શ્રી મુખ. ॥ ૪ ॥ પ્રભુ પોતાને ઘેર પધાર્યા,વિત્યા દન દસ બાર;અષ્ટ પટરાણી પ્રભુ કેરી,મળી કર્યો વીચાર. ॥૫॥ તે દાડે પ્રભુ શું લાવ્યા છે, પેટીમાં સંતાડી; ચાલો બેહેનને ઘેર જઇને, આવીયે ખબર કાહાડી. ॥૬॥ એમ વીચારી ઉઠી આઠે,ગઇ નણંદને ઘેર; સુભદ્રા કહે આવો ભાભી, કીધી અમપર મેહેર. ॥૭॥ રૂક્ષમણી કહે મેહેર તમારી, અમપર જોઇએ બેહેન; એમ કહીને પાસે બેઠાં, તે પછી માંડયાં ચેન. ॥૮॥ રૂક્ષમણીયે દિધી કંચુકી, જાબુંવંતિએ વાળી, સતભામાએ સાળુ આપ્યો, દીધી જણશો રૂપાળી. ॥૧૦॥ પોત પોતાને ફાવે તેવું, આપ્યું આઠે નારી; સુભદ્રા કહે શું છે આજે, કહો મને વાત વીસ્તારી. ॥૧૧॥ રૂક્ષમણી કહે સેજ સ્વભાવે, આપ્યું છે શું ઘણું; તમથી અમારે કોણ છે બીજુ,તમે માનો જુદા પણું. ॥૧૨॥ બેહેન કહે જુદાપણું હું, રાખતિ નથી લગાર;રૂક્ષમણી કહે ખરૂ હોયેતો, સાંભળો એક વિચાર. ॥૧૩॥ તમારા ભાઇ પેટી લાવ્યા છે, તે દેખાડો અમને; સુભદ્રા કહે કહી ન દેસો, ચાલો દેખાડુ તમને. ॥૧૪॥ એમ કહી કુંચીઓ લેઇ ચાલી, સહુ સંગ સાતમે માળ; બાવ-

ન કુચી છપ્પન ભેરે, ફેરવી છે ત્રન્ન કાળ. ॥૧૫॥ એવે બગાસુ બેહેન
ને આવ્યું, પેટી ઉઘેડી જે વાર;પ્રાણ પેટીમા ભમતો હતો તે,મોઢામાં
પેઠા નીરધાર. ॥૧૬॥ સુભદ્રાના પેટમાં પેશી, ગર્ભમાં કીધો વાસ; પ-
છી બરોબર પેટી ઉઘેડી, તેમાં કીધો તપાસ. ॥૧૭॥ જોયું તો મહી મ-
ડદુ દીઠું,સકળ અબળા ધ્રૃજી;રૂક્ષમણી કહે ઢાંકી રાખો, તમારા ભાઇ-
ની પુંજી. ॥૧૮॥ સુભદ્રાએ અઠકાવી દીધી, નારીઓ ગઇ નીજ ધામ;
માંહોમાંહી કહે મડદુ નઠારૂં, લાવ્યા હશે શું કામ.॥૧૯॥ જનમાચના
છે ખટપટીયા,આપણા પ્રાણ જીવન; અરેરે નકામી ખોઈ જણશો, જેમ
તેમ વાળ્યું મેન. ॥ ૨૦ ॥ સુભદ્રાના ગર્ભ વીશે. અસુરનો થયો વાસ;
તેથી ગર્ભ તે તોફાન કરે,એવે થયાં દસમાસ. ॥૨૧॥ પણ પુત્ર પ્રશવ-
તો નથી,દેછે દુખ અપાર;આડો ફરકે અવળો ફરકે, કરે પાટુ પ્રાહાર.
॥૨૨॥ એમ કરતાં અગીઆર થયા,થયા છે માસ બાર;તેર થયાને ચૌદ
થયા પણ, જનમે નહી કુંવાર. ॥૨૩॥ પંદર સોળને સત્તર થયા, બેઠો
અરાઢમો માસ;સુભદ્રાતો ગર્ભને દુખે,ઘણો પામી ત્રાસ, ॥ ૨૪ ॥ હરાય
નહી ફરાય નહી, બેઠાં નવ રેહેવાય; હાથ પગ દોરડી પેટ ગાગરડી,રા-
ત્રીયે નીંદ્રા ન થાય. ॥ ૨૫ ॥ ખાવુ ન ભાવે ઉંઘ ન આવે,થઇ ગઇ બે
હાલ; જીવ્યાની કોઇને નથી આશા, મરે આજ કે કાલ. ॥૨૬ ॥ સગાં
વાહાલાં સહુ જોવા આવે,દુખદાયક છે અતી; જાણી જોઇને કૃષ્ણ પ્રભુ
જોવા આવતા નથી ॥ ૨૭ ॥ અષ્ટાદસ માસ થવા પુરણ આવ્યા, જે-
ણીવાર, ત્યારે ખબર જોવા આવ્યા, પોતે જુગદાધાર. ॥૨૮॥ સુભદ્રા
કહે સાબાસ વીરા, જોવા ન આવ્યા ધરમે;કૃષ્ણ કહે કે દુખ આમો જો,
તમે તમારે કરમે. ॥૨૯॥ શા સારૂ પેલી પેટી ઉઘેડી, ના કહ્યા છતાં ત-
મો, તે ઉઘેડયાનું ફળ મળ્યું છે, તેમાં શું કરીયે અમો. ॥ ૩૦॥ દુખ
નીવારણ કરૂ તમારૂં,કહુ તે સાંભળી લેજો, સાત કોઠાની વીદ્યા ભણુ-
છું, તેમાં હુંકારો દેજો. ॥૩૧॥ તે સાંભળીને ગરભે જાણ્યું, ભણવા જે-
વી વીદ્યાય; તોફાન મુકી શીખી લેવું, એમ ધારી સ્થીર થાય. ॥ ૩૨॥
કૃષ્ણ પ્રભુએ પોથી છોડી,સાંભળે સુભદ્રાય; ગરભ પેટમાં સ્થીર રહ્યો,
તેથી અતિ સુખ થાય. ॥૩૩॥ કોઠા વીદ્યા વાંચવા લાગ્યા, ગરભ શી-
ખી લે છે;દુખ નીવારણં સમજી સુભદ્રા, સુખે હુંકારો દેછે,॥૩૪॥ ઘણા

દાહાડાના ઉજાગરા છે, મીચાયાં લોચન; છ કોઠા લગી વીદ્યા વાંચી,પો તે જુગજીવન. ॥૩૫॥ ભગનીને તો ઉંઘતાં દેખી, બોલ્યા કરીને ધંધ; એ ભગની તમે ઉંઘવા માંડયું, પોથી કરૂછુ બંધ. ॥ ૩૬ ॥ ઉદરમાંથી ગરભ બોલ્યો,પુરૂ કરો હીત તાકી, છ કોઠાની વીદ્યા ભણ્યો પણ,એ કજ રેહેછે બાકી. ॥ ૩૭ ॥ મોહન કહે મળ મુત્રમાં, રહી શું ભણે વીદ્યાય; આવ્ય બારણે ભણાવુ તને, તે બહુ સફળ થાય. ॥૩૮॥ ગર્ભ કહે એક વરદાન આપો,તો તો બારણે આવું;ગર્ભમાં વીદ્યાનું જ્ઞાન થયું તે, આવીને ભુલી ન જાવું. ॥૩૯॥ જીવને ગર્ભમાં જ્ઞાન રહેછે, બારણે ભુલી જાય; માટે ભુલુ નહી તેવું વરદાન, આપો જાદવ રાય.॥૪૦॥ પ્રભુ કહે જા છ કોઠાની, નહી ભુલે વીદ્યાય;ગર્ભે કહ્યું મોકલો દાશીને, પ્રશવ મ્હારો થાય. ॥૪૧॥ એટલે ઉઠીને ગયા પ્રભુ, મોકલી દાશી ચાર; નક્ષત્ર અભીજીત વેળા, અવતરીયો કુંવાર. ॥૪૨॥ તવ થઈ જાગ્રત સુભદ્રા, વરત્યો જેજેકાર; ઇંદ્રપસ્તમાં પત્ર લખીયો,માહાશુભ સમાચાર. ॥૪૩॥ પુન્ય દાન પાન્ડવે કીધાં, આનંદ ઓચ્છવ થાય; બંધી જનોની બંધી છોડી, હરખ્યા ધર્મ કુંતાય.॥૪૪॥ વૈશમપાયે બોલીયા તુ, સુણુ પરીક્ષત તન, આદ્યપરવ સંભળાવ્યું તુને, મન્ડાણ પર્મ પાવન. ॥ ૪૫॥ વીધી પ્રમાણે દાન દેતું,તે પછી બીજુ પર્વ; કરો પ્રમારથ પર્મ અરથે, તજીને મનનો ગર્વ. ॥૪૬॥ બ્રહ્મ ભોજન સવા લક્ષ કરાવ્યું,જનમેજે રાજન;સવાસો વીપ્રને ઉપવીત દીધાં,સવાસો કન્યા દાન. ॥૪૭॥ સવાસો બ્રહ્મપુરીયો આપી, અન ધન પુર્ણ ભરીને;સવાસો ગઉદાન દીધાં, કૃષ્ણારપણ કરીને. ॥૪૮॥ જનમેજેને લાગી હતા, હરાઢ બ્રહ્મ હત્યાય; તવ એક પરવે એક ઊતરી,તેનુ પ્રમાણ દેખાય. ॥ ૪૯ ॥ હરાડ કાળા પડદા બાંધ્યાતા, હરાડ કાળી ગાય;હરાડ ઢગલા કાળા તલના, તેમાં એક સ્વેત થાય. ॥૫૦॥ કાળા તલના ધોળા થયાને, કાળી ધોળી થઇ ગાય; કાળો પડદો ધોળો થયો, પ્રત્યક્ષ તે દેખાય. ॥૫૧॥ એવો મહીમા એ કથાનો, સાંભળો સ્રોતા જન; જાણ્યે અજાણ્યે પાપ થયું હોય, તે ટળી થાય પાવન. ॥૫૨ ॥ કથા સાંભળી પરવે પરવે, કરવું જોઇએ પુન્ય;ગ્રહસ્થ હોયે તો તે પરમાણે, ગરીબને કાંઈ પુન્ય.॥૫૩॥ વીશેશ નહીતો એક પરવે, એકજ બ્રહ્મ ભોજન; તેમ ન ફાવેતો પોશણ જેટ

લું, આપી દેવું એન.॥૫૪॥ ઉપવીત જોટા, એક સોપારી, વીપ્રને અ-રપણ કરવી; જનોઇને કન્યાદાન દીધાની, ઊરમી ઊર આદરવી.॥૫૫॥ આજ્ઞા વડે સ્રવણ કરી,ધરવું હરીનું ધ્યાન; આસ્તીક જનને તે ફળ મ-ળે, રીઝે શ્રી ભગવાન. ॥૫૬॥ શ્રોતા વકતા સહુ થાય સુખી, આવે ની-તિને જ્ઞાન; બીજુ ત્રીજુ કાંઈ ન ખોળે, તે ભકત વીદુર સમાન. ॥ ૫૭॥ ॥ વળણ ॥ આધ પરવ પુરણ હવું પોહોચ્યા મનના કોડ; વલ્લભ વદે શ્રોતા સહુ, બોલો જે જે શ્રી રણછોડ. ॥ રણછોડ રાયકી જે.

આદ્ય પર્વ સમાપ્ત.



# શભા પર્વ.

## કડવું ૧ રાગ સામેરી.

॥ રાગ સામેરી ॥ વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજન સંભળાવું, શભા પરવ મહીમાય. ॥ ૧ ॥ યજ્ઞ કથા છે આ પરવમાં, સાંભળશે જન જેહ; સ્રદ્ધા પ્રમાણે દાન કરેતો, યજ્ઞનું લે ફળ તેહ. ॥ ૨ ॥ નાસ્તીકને આસ્તા નવ બેસે, સુણી સોધે સંદેહ; દધિ તક્રનું તત્વ કીયું છે, ખરૂ ન ખોળે એહ. ॥૩ ॥ તક્રના કુચા તળે પડેને,ઉપર માખણ હોય; ઉંડો હાથ ઘાલી લે કુચા, માખણ લે જન કોય. ॥ ૪ ॥ કથા રૂપીતો કુચા જાણો, માખણ મોહન લીલા; તે નહિ લેતા કુચા કાઢે, દુષ્ટ અજ્ઞાની વ્હીલા. ॥ ૫ ॥ વીદ્વાન પણ દેખાડવાને, નિરાર્થી પ્રષ્ણ પુછે; ફલાણા રાજાના તાતનુંને, સસરાનું નામ શું છે. ॥ ૬ ॥ પોતે ન જાણે પોતાની દસમી, પ્હેડીના તાતનું નામ; તો વક્તાપરનું ક્યાં જાણે, દો પુછનારને ડામ. ॥ ૭ ॥ નામ પરાયાના જાણવાથી, શું એનું કલ્યાણ; જય કારક જગધીશ સોધવા, વક્તા વદે સત્ય વાણ. ॥ ૮ ॥ હાશ્યવીનોદી વચન નાંખ્યાં, સાકર ગ્રતનો લાડુ; કળયુગે કૃષ્ણનું નામ કડવું,લાડુમાં ઘાલી ખવાડુ. ॥ ૯ ॥ માટે સંદેહ ધર્યા વિના, સાભળવી કથાય; કૌરવ કેરો પાન્ડવ કેરો, જોવો ન્યાય અન્યાય. ॥ ૧૦ ॥ કોની છે નીતિ કોની અનીતિ, કેને કેવા ફળ મળીયાં; તે સાંભળી શુભ મારગ સ્હાશે, તે જનનાં ભાગ્ય ભળીયાં. ॥ ૧૧ ॥ વૈશમ પાયે બોલીયા તું, સાંભળ કૃષ્ણ ચરીત્ર; ભક્ત તણી ઘણી ભીડ ભાગી, પાન્ડવ પર્મ પવીત્ર. ॥૧૨॥ સુભદ્રાને સુત આવ્યો, રૂપ રૂપનો ધામ; અભી જીતમાં અવતર્યો તે, અભેમાન પાડ્યુ નામ. ॥૧૩॥ નવરાવે ધવરાવેને ઉછેરે, ત્રણ માસનો એ થાય,એક દન પ્રભુનિ પાસે સુવાડી, સુભદ્રા બીજે જાય. ॥૧૪॥ પ્રભુએ લેલાટ ભાણેજનું જોઇ, જ્ઞાન ગ્રહ્યું મન સાથ; અરાઢ વરસનો થાયતો મ્હારૂં, મ્રત્યું આને હાથ. ॥ ૧૫ ॥ દ્વારીકાં મ્હારિ ઉજડ કરે, લેશ ધરે નહિ લાજ, સ્વર્ગ મ્રત્યુ પાતાળનું કરે, સત વરસ લગી રાજ. ॥૧૬॥ એવું જાણીને સામળીઆએ, સર્પ મુકયો સોડમાંય; અભીમન્યુએ હાથમા ઝાલી, કટકા કીધા ત્યાંય. ॥ ૧૭ ॥ સાપની વલે તે આપની વલે, નીચ્ચે કર્યું ભગવાન; ઠીક છે. આગળ જોઇ લેઇશું, વારતા રાખી ધ્યાન ॥ ૧૮ ॥ પછી ઘણા દન વહી ગયા છે, એવે લખ્યો એક પત્ર; ઇંદ્ર

પસ્તમાં મોકલ્યો તમે, તેડવા આવજો અત્ર. ॥ ૧૯ ॥ પ્રભુ પ્રતાપે પુત્ર થયો છે, મોકલીયા સમાચાર; પાન્ડવોને પત્ર પ્હોંચ્યો, વરત્યો જય જય કાર. ॥ ૨૨ ॥ કુન્તાજી કહે ભીમ બેટા, દ્વારીકાં નગ્ર જાવો; ભોજાઇ ને ને ભત્રીજાને, તમે જઇ તેડી આવો. ॥૨૧॥ એટલે ઉઠયો વાયુનો નંદન, શુભ સુરાનો સાથી, તૈયારી કીધી ગદા લીધી, બેઠો જે મંગળ હાથી. ॥૨૨॥ દ્વારીકાં આવ્યો ધામ પ્રભુને દીધો પ્રભુ આઉકાર; સુત સુભદ્રાએ ઉછંગ મુકયો, હરખ્યો ભીમ અપાર ॥૨૩॥ છબી જોઇને આનંદ પામ્યો, દીધો આશીર્વાદ કેવો; મુસ્તકે હાથ ફેરવી કહ્યું, થાજે તું મ્હારા જેવો. ॥ ૨૪ ॥ શુભદ્રા કહે એમ ન કેહેશો, જો તમ જેવો થાય; તો તો મ્હારા ભોગ મળ્યા, તોફાન કેમ વેઠાય. ॥ ૨૫ ॥ પછી પ્રભુએ કર્યું જીઆણુ, બેનને કીધાં વીદાય; તેડીને ભીમ ઘેર આવ્યો, ખુશી થયાં કુન્તાય. ॥ ૨૬ ॥ આનંદ ખુશીથી સહુ રહ્યાં, વાધ્યું ભલુ ઘર શુત્ર; એમ કરતાં થયો પંચ વરસનો, અભેમન્યુ જે પુત્ર. ॥ ૨૭ ॥ એવામાં એક દિવશ આવ્યા, વેદમ વ્યાસજી જેહ; કુન્તાજીએ માન્ય દીધું, આનંદ પામ્યા એહ. ॥૨૮॥ વ્યાસજી બોલ્યા કુન્તા પ્રતે, તુને પ્રસન વનમાળી, છત ને છોકરાં સઘળું ત્હારે, તું બહુ ભાયગ શાળી. ॥ ૨૯ ॥ ધરમ ધ્યાન છે પુન્ય ને દાન છે, નથી નિતિમાં ખામી; પણ પામ્યો છે અવગતીને, પાન્ડુ રાજા તુજ સ્વામી. ॥ ૩૦ ॥ પ્રેત રૂપે ફરે પ્રથ્વી વીશે, તે તુજને ધીક્કાર; સપુત તાતની સુત હોયેતો, કર કંથનો ઓદ્ધાર. ॥ ૩૧ ॥ એટલે કુન્તાને આંસુ આવ્યાં, એ દુખ શી રીત વામે; આપ બતાવો તે કારજ કરૂં, સ્વામી સગતીને પામે. ॥૩૨॥ વ્યાસજી કહે સાંભળ બાઈ, થાય તારૂં મન મગ્ન; સ્વામીને સ્વર્ગની પ્રાપ્તી થાવા, કર રાજ સોઇ યજ્ઞ. ॥ ૩૩ ॥ કુન્તાજી કહે શું શું કરવું, એ યજ્ઞમાં કામ; શી શી વિધી શી શી રિતી, બતાવો તે તમામ. ॥ ૩૪ ॥ વ્યાસ કહે છે કામ મ્હોટાં, તે કરવાને ધારો; પછી પ્રભુ બતાવશે બધું, પાન્ડુનું પાપ નીવારો. ॥ ૩૫ ॥ પ્રથમ પહેલું કામ બતાવું, કૃષ્ણને લાવવા તેડી; તે સઘળુ કાજ કરવા લાગે, દુખડાં દેશે ફેડી. ॥ ૩૬ ॥ વડ લંકાથી લાવવું સોનું. બીજુ કામ એ સાર; ત્રીજુ કામ છે કઠીણ ઘણું, પણ કરશે મોરાર. ॥ ૩૭॥ પાતાળ જૈ કાળી નાગ કનેથી, સવરાટ મંડપ લાવો, ચોથુ કામ છે સ્વર્ગ વીશેથી, કામધેનું મંગાવો. ॥ ૩૮ ॥ પાંચમા કામમાં બ્રાહ્મણ લાવો, વિદ્વાન વીસ હજાર; છઠ્ઠું કામ છે સર્વેથી ભારે, વિઘન વંત

અપાર. ॥ ૩૯ ॥ સરવ જીવોના બંધ છોડાવો, જ્યાં જ્યાં ક્ષત્રીનો દેશ; મનુશ કે પશુ પક્ષીને, બંધન ન રહે લેશ. ॥૪૦॥ પોપટ ન રહે પાંજરા વીશે, ગાય ગળે નહી ગાળો; જે જે પ્રાણીને બંધન હોયે, તે તે બંધન ટાળો. ॥ ૪૧ ॥ કહ્યા છતાં કોઈ છોડે નહી તો, યુદ્ધ કરવું તે સાથ; કાં મરવું કે કાં મારવો પણ, ધારેલી કરવી વાત ॥ ૪૨ ॥ એટલા કામો કરવામાં કાંઈ, પુછવું પડે પ્રષ્ણ; તો તો તે પુછજો પ્રભુને, બતાવશે શ્રી કૃષ્ણ. ॥ ૪૩ ॥ એમ કહી અંતર ધ્યાન થયા, પોતે વેદમ વ્યાસ; કુન્તાજીએ રડવા માંડયું, મન અતી ઉદાસ ॥ ૪૪ ॥ તે વાત જાણી પાંચે પુત્રે, આવીને પુછયું એમ; ઓરે જનેતા વિઘન વિના, કલ્પાન્ત કરો કેમ. ॥૪૫॥ કુન્તાજી કહે શુ પુછોછો, ઓ મ્હારા કુવાર; તમ તાત સ ગતી પામ્યા નથી, મમ જીવતર ધીક્કાર. ॥ ૪૬ ॥ તેવો ધીક્કાર તમોને સઉને, ઓરે મ્હારા તન; સ ગતિ પમાડવા કરો યત્ન, તો મ્હારે લેવું અન. ॥ ૪૭ ॥ રાજ સોઇ યજ્ઞ કરીએ તો, મોક્ષ ગતીને પામે; પ્રેત થઈ પ્રથવીમાં ફરે છે, તે પ્રેત યોની વામે ॥ ૪૮ ॥ યજ્ઞના છ કામ વ્યાસજીએ જે, કહ્યાં તે કહી બતાવ્યાં; તે કામ કરવા ધારો તમે, કહી આંસુડા લાવ્યાં. ॥ ૪૯ ॥ ॥ વળણ ॥ કુન્તા આંસુ લાવીયાં, માઠું લાગ્યું મન; વ્યાસ વલ્લભ એમ ઓચરે, સુણજો શ્રોતા જન.

---

## કડવું ૨ રાગ ધવળ ધનાશરી.

બોલ્યા વૈશંપાયે વચનજી, સાંભળ જનમેજે રાજનજી; જોયાં કુન્તાને રડતાં જ્યારેજી, ધર્મે વિચાર કીધો ત્યારેજી. ॥ ટેક ॥ ધરમરાયે વીચાર કીધો, યજ્ઞ કરવો ઘેર; પ્રથમ હું કામ માથે લેઉતો બીજું લેશે ભલી પેર. ॥ ૧ ॥ એવુ જાણીને ધરમ બોલ્યા, માતા રાખો મન ધીર; સાંભળજો સહુ વારતા મ્હારી, ઓરે મ્હારા વીર. ॥ ૨ ॥ અવગતીમાં તાતજી રહે, એ તો લાન્છન મ્હોટું; સ ગતીને પમાડે નહીં, તેતો ફરજન ખોટું. ॥ ૩ ॥ ધીક્કાર આપણું જીવવું ને, ધિક્કાર આપણુ પુત્ર; કુળ કદી સુખી નવ થાયે, ન થાયે ઘર સુત્ર. ॥ ૪ ॥ માટે આપણે યજ્ઞ કરવો, છાનાં રહો મુજ માય; એક કારજ મ્હારે માથે, લાવું કામદુરધાય. ॥ ૫ ॥ પ્રથમ મ્હારે લેવું તે લીધું, મ્હોટ પણાને વટે;ભીમે જાણ્યું ધરમ પછી મ્હારે લેવું ઘટે. ॥૬॥ એમ જાણી

વ્રકોદર બોલ્યો, માતાજી તતબર થાવું; વિસ શહસ્ત્ર બ્રાહ્મણોને, હું જઇ તે લાવું. ॥ ૭ ॥ અરજુન કહે કનક લેવા, ઘડ લંકાં હું જાવું, શેદેવ કહે દ્વારકામાંથી, કૃષ્ણને તેડી આવું ॥ ૮ ॥ ભીમ કહે એ કામે માં નહી, આવશ દ્વારીકાંવાળા, પત્ર લખેથી કેમ ન આવે, છે અરજુનના શાળા. ॥ ૯ ॥ શેદેવ કહે વ્યાસજીએ, ગણાવેલું કામ; માટે તે કામ હું કરવાનો, નહી બીજી મુજ હામ. ॥ ૧૦ ॥ ધરમ કહે તેમ રાખો, નીકુળજી કહે જાવું; સવરાટ મંડપ પાતાળમાં જે, કાળી કનેથી લાવું. ॥ ૧૧ ॥ ધર્મ કહે છઠું કામ મ્હોટું, કેદી છોડાવવા સર્વ; પણ છોડાવે છોડશે નહી, છે જરાસનને ગર્વ ॥ ૧૨ ॥ મધજ દેશનો માલીક એતો, બે જનેતાનો કુંવાર; એણે ભોંયરામાં કેદ કર્યા છે, ક્ષત્રી વીસ હજાર. ॥ ૧૩ ॥ તેતો છોડાવ્યે છોડશે નહી, વિપ્રીત એની બુધ; તે સારૂ જરાસન સાથે, કરવું પંડ યુધ. ॥ ૧૪ ॥ તે કામ કપરૂ કોણ લે છે, વીચાર કરો વીર; એટલે તો એક એકના સામુ, જુએ ગુણ ગંભીર. ॥ ૧૫ ॥ કોઈને કાંઇ હાંમ ન ચાલી, કોણ કરે કામ એવું; ભીમે જાણ્યું થાશે તો કરશું, લાવ્ય પહેલો જશ લેવું. ॥ ૧૬ ॥ એવું સમજી બોલ્યો વ્રકોદર, માતા નમું બેઉ હાથે, તમારા ચારે નીચું ઘાલ્યું, એ કામ મ્હારે માંથે. ॥ ૧૭ ॥ કુન્તાજી કહે સાબાશ બેટા, તુજ વડે થાય યજ્ઞ; માતાએ બહુ દિધિ સાબાશી, ભીમ થયો મન મગ્ન. ॥ ૧૮ ॥ પછી વ્રકોદર બોલીયો કે, પેહેલું કીયું કામ; ધરમ કહે દ્વારીકાંથી, લાવવા સુંદીરશામ. ॥૧૯॥ ભીમ કહે તમે ઉઠો જોશી, ધરમમાં શી ઢીલ; ટીપણુ કાહાડી શેદેવે જોયું, હાંમલીયો અશીલ. ॥ ૨૦ ॥ શેદેવ કહે વીરા મારા, જોગણીનું ઘર સામું; એ દીશાએ ખપ્પર ભરશે, હું જાણતો દુખ પામું. ॥ ૨૧ ॥ ભીમ કહે ભવીશ પોતાનું, હલકું તે ભારે થાય; શેદેવ કહે જૈશ સવારે, આરે કુન્તામાંય. ॥ ૨૨ ॥ કુન્તાજી કહે કાલ જાશો, આજ ગયે પસ્તાશું; ભીમ કહે અમે બ્રાહ્મણ લેવા બે ત્રણ વરશે જાશું. ॥૨૩॥ પાંચે વરશે જરાસનને, મારવા લેશું માગી; કુન્તાએ જાણ્યું આડો ફાટયો, યજ્ઞ પડશે ભાગી. ॥ ૨૪॥ એમ કહિને મોઢું ઉતાર્યું, ઉદાશ થયાં ડોશી; એટલે આકળો થઇને ઉઠયો, પોતે શેદેવ જોશી. ॥ ૨૫ ॥ ભાગી ન પાડશો હાલ જાવું છું, થનારૂ હશે તે થાશે; એમ કહીને રથ જોડાવ્યો, પોતાના સારથી પાસે. ॥૨૬॥ આયુધ લીધાં રથે બીરાજ્યો, સુરજ બેઠો મેર; સારથીએ તવ રથ હંકારયો, ચાલ્યા બેઉ સમશેર. ॥૨૭॥ નયનિ બારણે નિકળીયાં ને, થયું

અંધારૂ ઘોર; મારગે થાયછે પશુ પક્ષીના,બીહામણા બહુ શોર. ॥૨૮॥ એવામાં એક મેદાન આવ્યું, ત્યાં થઈ લીલા કેવી; બાળે વેશે છુટે કેશે, રમે છે ચોસઠ દેવી. ॥ ૨૯ ॥ ચીર કશી કેહેડે બાંધેલાં, પેહેરેલાં ચણીઆ ચોળી; ખપવા ખંજર સાંગ્યો ગ્રહેલી, શીશ તેલે રગદોળી. ॥ ૩૦ ॥ ચોસઠ જોગણિ ભક્ષનિ ભોગણી, રથ જોઈ થઈ પરસન; ભક્ષ ભલેરૂ મળ્યું આપણુને, સારા થયા શુકન. ॥ ૩૧ ॥ શેદેવજી ખમચાયો નહીને, સુંસવાટાભેર ચાલ્યો; એટલે ચોસટે ભેગી થઇને, સનમુખ ઘેરો ઘાલ્યો. ॥ ૩૨ ॥ શેદેવનો રથ રોકી રાખ્યો, બોલ્યો સતિ સુત એમ; ઓ મુજ માતા વિશ્વનિ દાતા, રસ્તો રોકો છો કેમ. ॥ ૩૩ ॥ જોગણી કહે આજે આ દીશા, ખપ્પરનો છે વારો; તેમ છતાં તું આ દેશ આવ્યો, ભોગ લેઇશું તારો. ॥ ૩૪ ॥ શેદેવ કહે ધન ભાગ્ય મ્હારૂં, પણ બગડે એક કામ; દ્વારીકાંથી લાવવા છે તેડી, કૃષ્ણજી સુંદીરશામ. ॥ ૩૪ ॥ તે વીના મુજ ઘેર યજ્ઞ અટકે, માટે ત્યાં લાગ્યું લક્ષ; તેડીને પાછો કાલે આવું; કરજો મારૂં ભક્ષ. ॥ ૩૫ ॥ દેવી કહે કાલે આ દીશાએ હક નથી અમારો; તે માટે આજ જાવા ન દૈએ, લૈએ ભાગ તમારા. ॥ ૩૬ ॥ શદેવ કહે સાંભળો માતા, આજે તો નહિ લેવાશે; તેમ છતાં રોકી રાખશો તો, જોયા જેવું થાસે ॥ ૩૭ ॥ દેવી કહે કરો જોયા જેવું, ઉંચા કર્યા હથીયાર; ટોળે મળીને શેદેવ ઉપર, દેવા માંડયો માર. ॥ ૩૮ ॥ વળણ. ॥ માર દેવા માંડીયો, વીપીત થઈ છે બુધ; વ્યાસ વલ્લભ મુખ ઓચરે,આરંભ કીધુ યુધ. ॥

---

## કડવું ૩ રાગ કલ્યાણની છાંયાનો દોહરો.

વૈશમ પાયેને એણીપેરે બોલ્યા, સુણુ જનમેજે રાયરે; વિસ્તારિ તુજને સંભળાવું, સભા પરવ મહીમાયરે. ॥ ૧ ॥ દેવીયો કોપા મરજાદા લોપી, દેવા માંડયો બહુ મારરે; ખપવા ખંજર ને ત્રીશુળ ફેંકે, સાંગ્ય ભાલાને તરવારરે. ॥ ૨ ॥ તવ શેદેવે ધનુશ લીધું ને તરત કર્યાં ટંકારરે; બાણુ લેઇ ને બળ આદરિયું. કુન્તાજીનો કુંવારરે. ॥ ૩ ॥ અગણીતા મંત્ર ભણીને ફેંકે, દેવીનો મત મુકાવેરે; ચોસઠ જોગણી થાય આડી અવળી, આવતાં બાણુ ચુકાવેરે. ॥ ૪ ॥ એવામાં શેદેવે બાણુજ માર્યું, વાગ્યું દેવીને શરીરરે: ભાલોડુ ભોંકાયુ લોહ વજ્જરનું, તેથી નિકળીયું રૂધિરરે. ॥ ૫ ॥ તેજ રૂધીરનાં છાંટા

છંટાયા પ્રથત્રો પડયા જોડા જોડરે; એટલે ચોસટ દેવી હતી તેનિ, થૈ ગઇ ચોસટ ક્રોડરે. ॥ ૬ ॥ જ્યાં જુએ ત્યાં જોગણીયો છે, રૂપાળી છુટે કેશેરે; પ્રગયાનેણુી નહીં કાંઇ કેહેણી, સરવ બાળે વેશરે. ॥ ૭ ॥ સકળ બાહાજીને ગાજી ઝાજી, થઈ બહુ કોપ દ્રષ્ટીરે; આડી અવળી ને ઉંચી કુદે, કરે આયુધની વૃષ્ટીરે. ॥ ૮ ॥ પછી શેદેવ બહુ ગભરાયો, નીશ્ચે આવ્યું મર્ણરે; હવે જીવ્યાની આશા શી રાખવી; થર થર ધ્રુજ્યા ચરણરે. ॥ ૯ ॥ એવામાં દેવીયે જુલમ કીધો ને, સારથી માર્યો ઠેરરે; તે પછી ભાગ્યો રથ શેદેવનો, અશ્વ હણ્યા બળભેરરે. ॥ ૧૦ ॥ એકલો શેદેવ પગપાળ થયો, સવળે કયાં દ્રષ્ટી રાખેરે, એક તરફ એ યુદ્ધ કરે તો, આશપાશની વીંધિ નાખેરે. ॥ ૧૧ ॥ શેદેવજી ઘણો કાહ્યર થયો તે, કામજ કેવું કીધુ રે; દેત્રીયોને બાળી ભસ્મજ કરવા, અગ્નીનું બાણ લીધુંરે. ॥ ૧૨ ॥ મંત્ર ભણીને તે બાણ મુકયું અગની પેંદા થાયરે, જ્વાળા રૂપે જોગણીયોમાં, બાળવા માટે જાયરે. ॥ ૧૩ ॥ જઇને બાળ્યાં આભુશણ અંગનાં, બાળ્યાં વસ્ત્ર ને કેશરે; સુતરનો તાર ન રહયો પાસે, સૌ થઇ નગ્ન વેશરે. ॥ ૧૪ ॥ તેવું જોઇ શેદેવે વાચાર્યું, નગ્ન સ્વરૂપ થઇ દેવીરે; એની એબ કેમ નજરે નીરખું, માહારી જનેતા જેવીરે. ॥ ૧૫ ॥ કુન્તાની જેવીને જોગણીની જેવી, બેઉ બરોબર થાયરે; એમ જાણીને નીચું ઘાલ્યું, ઉભા એ શેદેવરાયરે. ॥ ૧૬ ॥ તવ જોગણીયોએ એમ વીચાર્યું, છે કોઇ સતી કુંવારરે; છીયે જોબનવંતીને રૂપવંતી, કને નથી શુત્ર તારરે, ॥૧૭॥ તોપણ સ્થીર મન કેવું છે એનું, ચાલ્યો એ સત્યને વાટેરે; જનેતા જેવી જાણી સરવને, હવે ન મારવો ઘટેરે. ॥ ૧૮ ॥ એમ નીશ્ચે કરી આવી સૌ દેવી, ટોળે મળી બોલી એમરે; ઉંચુ જો સુરા બળવંત પુરા, શેદેવ કહે જોવું કેમરે ॥ ૧૯ ॥ જોગણી કહે મારીશું ન દીકરા, તુજ તણા ગુણ લૈએરે; તુજ પર રીજી હવે નથી ખીજી; માગો તે વરદાન દૈએરે. ॥ ૨૦ ॥ સતીનો સુત નીચું ઘાલીને બોલ્યો, માતાજી ચરણે લાગુરે; તમો સરવ એકવાર વસ્ત્ર પહેરો, તે પછી વરદાન માગુરે. ॥ ૨૧ ॥ તવ મંમાયાયે માયા કરીને, હતા તવા કર્યા કેશરે; હતાં તેવાં વસ્ત્રાભુષણ પેહેર્યાં; હતો તેવો પેહેરવેશરે. ॥૨૨॥ એટલે શેદેવે સામુજ જોયુ, લાગ્યો સૌ દેવીને પાયરે; પછી દેવીયો કહે વરદાન માગો, તેં ન નીરખી અમ કાયરે. ॥ ૨૩ ॥ શેદેવજી કહે શું માગુ માતા, તમો તમારે માપ માપોરે; બીજુ તો આપવાનું તમારી ખુ-

શીનું; પણ રથ અશ્વ મારા આપોરે. ॥ ૨૪ ॥ તત્ર દેવીયોયે અશ્વને સારથીં, સજીવન કરિ દીધારે; રથ હતો તેવો સાજો કરી આપ્યોને, શેદેવ મન ખુશી કીધારે. ॥ ૨૫ ॥ પછી કહ્યું કે બેટા બીજુ માગો, જોશી કહે જ્યાં ઇછા લાગુરે; તમે અનેક જેમ થયા તેમ હું, એકનો અનેક થાઉંરે. ॥ ૨૬ ॥ તવ તથાસ્તુ કહ્યું દેવીયોયે, જાવો બેટા ભાગી ભ્રાન્તરે; આટલી કથાનું દ્રષ્ટાન્ત સુણીને. કેટલું લેવું સીધાન્તરે. ॥ ૨૭ ॥ જોગણીયો હતી જોબનવંતિને, રૂપવંતી અપારરે; નગ્ન થઇતી પણ શેદેવજીનું, મન ન પામ્યું વિકારરે. ॥ ૨૮ ॥ સત્યથી વરત્યે સત્ય રહ્યું ને વળી, પામ્યો શુભ વરદાનરે; તેવું વરતવાથી ફળ મળે તેવું, દેવું શ્રોતાજન ધ્યાનરે. ॥ ૨૯ ॥ વળણ ॥ દેવું ધ્યાન શ્રોતાજને, સત્ય વરતવો સાર; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, જે જે જુગદાધાર. ॥

---

# કડવું ૪ રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા વૈશમ પાયે વચન, સાંભળ જનમેજે રાજન; ચાલ્યો શેદેવ લઇ વરદાન, ગયો દ્વારીકાં સતી સંતાન. ॥ ૧ ॥ વાહાણું વ્હાતે ભાગોળે આવ્યો, ત્યાં ઉભા રહી સંદેસો કાહાવ્યો; એક જાદવને સંગ કાહાવે, "કેહેજો પ્રભુને દરવાજે આવે. ॥ ૨ ॥ ગયો જાદવ કેહેવાને વાત; બેઠા કરન બળદેવ બે ભ્રાત; કહ્યું જાદવે જુગજીવન, તેડે ગામ બ્હાર કુન્તાના તંન. ॥ ૩ ॥ ઉભા છે રથ રાખીને એવ, પન્ડે આવ્યા છે જોશી શેદેવ; સુણી બળદેવ બોલ્યા એમ, ત્યાં ઉભા હાંઇ આવ્યા ન કેમ. ॥ ૪ ॥ કૃષ્ણ વીરા શી છે છાની વાતો, તારો કાંઈ ભેદ નથી જણાતો; જાણી જોઈ કૃષ્ણ કહે ન ફાવે, એ છે નવરાતે નાઠા આવે. ॥ ૫ ॥ જા લ્યા જાદવ કહીયે કહ્યું શામ, નથી આવતા તમારે શુ કામ; જઈ જાદવે કહ્યો સમાચાર, સુણી શેદેવ કોપ્યા અપાર. ॥ ૬ ॥ આતે શું બોલ્યા સુંદિર શામ; એમને કરાવવું છે યજ્ઞ કામ; હણવો છે જરાસંધ ભીમ હાથે, તોયે પોતે નથી રાખતા માથે. ॥ ૭ ॥ એમ ક્રોધે ભરાઇને કહે છે, કહીયે શેદેવ યુધ માગે છે; કહીયે યુધ કરવું ન હોય શામ, તો તો લખી આપો ઘરને ગામ. ॥ ૮ ॥ સુણી જાદવ થયો વીદાય, આવી પ્રભુને પડીયો પાય; સુણો શેદેવે માગ્યો સંગ્રામ; નહી તો લખી આપો ઘર ગામ ઠા-

મ. ॥ ૯ ॥ એવું વચન સુણી બળદેવ, થયા ક્રોધાતુર તતખેવ; જોતું કૃષ્ણવીરા સગા એતો, દીન દીન મદે ભરાયા તેતો ॥ ૧૦ ॥ પેધા પાડયા તેં કુન્તાના તન, ત્યારે આવ્યા લેવા રાજ્યાસન; પેલો અરજુન આવ્યો થૈ જોગી, હરી ભગની થયો ભારે ભોગી. ॥ ૧૧ ॥ તેને લેઈ જવા દીધી બેન, ત્યારે દીન દીન માંડયાં ચેન; કૃષ્ણ કહે સાચી વાત વિરા, રેહેવું પાન્ડવનાથી અધીરા. ॥ ૧૨ ॥ રાજય લેવા આવ્યો આ ઠામ, એની સાથે કરવો સંગ્રામ; એમ ક્રોધે બોલ્યા રણછોડ, થાવો તઇયાર છપન ક્રોડ. ॥ ૧૩ ॥ તવ જાદવે કીધી ત્યારી, થયા ત્યાર મ્હોટા હળ ધારિ; એક લક્ષ સાઠ શહસ્ત્ર એકાશી, પુત્ર પ્રભુના ઉઠયા સુખ વાસી ॥ ૧૪ ॥ લીધાં હથીઆર સરવ કો ગાજ્યા, ચક્ર લૈ પ્રભુ રથે બીરાજયાં; વાજતે ગાજતે નીકળીયા, ડંકા દેતા આવ્યા બહુ બળીયા. ॥ ૧૫ ॥ જાણ્યું શેદેવે ન રહયું કાચું, હાંશી કરતામાં થૈ પડયું સાચું. હોય થાવાકાળ તે થાશે, છે વ્રદાન દેવીનું મુજ પાસે ॥ ૧૬ ॥ એવા કરી લીધા મન સુબા, આવી યાદવ સનમુખ ઉભા; બોલ્યા બળદેવજી મુખ એમ, પુછો કૃષ્ણજી આવ્યા એ કેમ. ॥ ૧૭ ॥ તવ પ્રભુજી વધા વચન, કેમ આવ્યા છો કુન્તીના તન; બોલ્યા શેદેવ લેવાને રાજય, અમો આવ્યા છીએ માહારાજ. ॥ ૧૮ ॥ સુણી કૃષ્ણજીને થયો ક્રોધ, ઘણો વધ્યો વાહાલામાં વીરોધ; ચઢયો હમતાને મમતાનો નાદ, કરવા લાગ્યા એ મુખ વીવાદ. ॥ ૧૯ ॥ વળણ ॥ વીવાદ માંડયો મુખથી, બોલે ફાવે એમ; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણો રાખી પ્રેમ. ॥



# કડવું ૫ મનહર છંદો.

શેદેવ કે' સુણો શામ, સેજમાં બોળાશે નામ, છોડશો દ્વારીકાં ગામ, દલ માંહિ દાજીને; રણ ચઢયા રણછોડ, જાદવ છપનક્રોડ, અતિ દીકરાની જોડ, લાવ્યા ઘણા ગાજીને; ભાગશે ભલોજ ભાર, સરમ ન રે લગાર, કાઢશું લાન્છન બ્હાર; ત્યારે જશો લાજીને; માટે પ્હેલા પડો પાય, સમજો જાદવ રાય, વ્હાલામાં તો વ્હેર થાય, હારી જશે બ્હાજીને ॥ ૧ ॥ કૃષ્ણ કહે કુન્તી સુત, મદ ભર્યા થયા ભુત, આ વેલા અમારા દુત, જાય જીવ લેઈને; સુભદ્રા ભગની જેહ, પારથને દીધી તેહ, ત્યારે થયા ક્ષત્રી દેહ, નહીતો વરે કેઇને; બેશી જેરે

આવ્યો એક, તોડયો બોલવાનો નેક, હવેતો ટળશે ટેક. ન જીતો આ તેઇને; રણમાં છોડી શું બાણ, આબરૂની થશે હાણ; પલકમાં લેઇ પ્રાણ, જાશું ડંકા દેઇને. ॥ ૨ ॥ શેદેવ કે' કુળ તારૂં. નથી અજાણ્યુંજ મ્હારૂં, બારૂ તારે બોલવાનું, ન મળે લ્યા કાળીયા; ગોકુળમાં મ્હોટા થયો, તે દાડા શું ભુલી ગયો, કેડ કાંબળી ને માંથે, બાંધતો તો ફાળીયાં; નામ ધરાવ્યું કીશોર, કેવાયો માખણ ચોર, ઢોર ઝાલી ઝાલીને તું, ઘાલતો તો ગાળીયાં; ગોપીકાથી રંગ રમ્યો, મરકટ સંગ ભમ્યો; દમ્યો તું આહીરને ઓ, ગાયના ગોવાળીયા. ॥ ૩ ॥ કહે શામ શુણો વેણ, કહુ કહ્યા કેડે કેણ; નેણના ગરભ થકી, પાન્ડુરાય આવીયા, તેના વ્રધ માંછીનાર; વરી રહ્યા નાત બ્હાર, બીજુ અંધ કાકા કંન્યા. આખલાનિ લાવીયા, કૈરવોનો કાળો કેર; તમ પર ઝાઝુ ઝેર, મ્હેર અમો રાખી બહુ. તમોને બચાવીયા, તેમ છાક છેક ચડયો; અમ શીંગ સામો અડયો, ધડયો હવે ઘાટ, જોજો પલમાં ઉડાવીયા. ॥ ૪ ॥ શેદેવ કે ગીરધારિ, બોલજે જરા વાચારી; મારિ માશી ઉછર્યો તું, આહીરની જાતમાં; ક્ષત્રીપણું જોયું બાઙું, બ્રાહ્મણોનું અન ખાધું. છેક છેલ ભ્રષ્ટ થયો, ભરવાડી ભાતમાં; પરાઇ તું લાવ્યો નારી, કો પરણી કો કુંવારિ; નથી હાથ ઝાલ્યો બધું, જાણું તારી વાતમાં; ઘેર ઘેર જાચનાર, ન્હોતો વર્ણમાં લગાર; તારિ બેન અમે લીધી, ત્યારે આવ્યો નાતમાં. ॥ ૫ ॥ બોલ્યા કૃષ્ણ કરિ ક્રોધ, જુઓરે જાદવ જોધ, બકે વણ વિચાર્યું તે, માટે મારો ઠેરથી; ટકાવ્યો આટલી વાર, દયા ધરીને અપાર, ઉભો રેવા દીધો તમે, અમારીજ મ્હેરથી; સરવ સરમ તોડો, મન મુકી બાણ છોડો, કરો નામ નાશ એનું, મારો બહુ પેરથી; કહે વલ્લભનો નાથ, આપે ઉંચો કરી હાથ. આવ્યો એ શેદેવ જોશી, મ્હોત લેઇ ઘેરથા. ॥ ૬ ॥

---

## કડવું ૬ રાગ રાજન રાયેજી.

વૈશમ પાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; બળવંત બાજેજી; વીસ્તારી તુજને સંભળાવું, સભા પરવ મહિમાય, બળવંત બાજેજી. ॥ ૧ ॥ કૃષ્ણ પ્રભુએ કોપ કરીને, કીધો ઉંચો હાથ; બળ૦ શુંરે જુઓછો જાદવ જોધા, તુટી પડો સઉ સાથ, બળ૦ ॥ ૨ ॥ એટલે ઉપડયા આયુધ લેઇને, જાદવ છપન ક્રોડ; બળ૦ એક લક્ષ સાઠ શસ્ત્ર

એકાશી, બળદેવને રણછોડ. બળ૦ ॥ ૩ ॥ અથીઆર લેતા બહુ માર દેતા, છુટે અતી હથીઆર; બળ૦ જળનાં ફોરાં પડે તેમ પડતાં, જાણે વરસે મેઘ બાર. બળ૦ ॥ ૪ ॥ દેવાને દ્રષ્ટી એવી કરી વ્રષ્ટી, દ્રષ્ટીયે નવ જોવાય; બળ૦ શેદેવજીએ બાણજ લીધાં, થનાર હોય તે થાય. બળ૦ ॥ ૫ ॥ જાદવ સામો એકલો બ્હાજ્યો, પણ શું ચાલે જોર; બળ૦ મધમાખ્યો પેઠે બાણુ ભમે છે, થયું અંધારૂ ઘોર. બળ૦ ॥ ૬ ॥ અનેકનિ સાથે એકલો ક્યાં પોહોચે, કાયર થયો અપાર; બળ૦ ઘણો ગભરાયો અતી અકળાયો; કુન્તા સતીનો કુંવાર. બળ૦ ॥ ૭ ॥ રક્ત લોચન કરી શેદેવજીયે, શક્તી સમરી કરજોડ; બળ૦ ઈચ્છા કરી તવ શેદેવો બનીયા, બીજા સતાવન ક્રોડ. બ૦॥૮॥ એકેક શેદેવ એકેક જાદવ, બ્હાજી પડયાં તે વાર; બળ૦ બહુ બળીયાને બબે બાજયા, કોઇને બાજયા ચાર. બળ૦ ॥ ૯ ॥ લડતા વઢતા પાછા ન પડતા, નાંખે કારમી ચીસ; બળ૦ બળદેવજીને બાર જણ બાજયા, વળગ્યા વીઠ્ઠલને વીસ. બળ૦ ॥ ૧૦ ॥ કોઇ કેશ ઝાલે કોઇ કાન ઝાલે, કોઈ કોઇ ઝાલે ચર્ણ; બળ૦ એવામાં હળધારીને અકળાવ્યા; ખેંચોટી નાંખ્યા ધર્ણ. બળ૦ ॥ ૧૧ ॥ મુગટ કુન્ડળ નીકળી પડીયાં, વસ્ત્ર વપુથી વીખરાય, બળ૦ શેદેવ શેદેવ જયાં જયાં જુએ ત્યાં, જાદવ જોધ ગભરાય. બળ૦ ॥ ૧૨ ॥ બળદેવજી બહુ પડયા વીચારમાં,આ કેવી વિદ્યા ભણીયા; બળ૦ એકજ શેદેવ કુન્તાજીનો, આ બધા કોણે જણીયા. બળ૦ ॥ ૧૩ ॥ એવામાં બળદેવે બુમ પાડી, વ્હારે ચઢો જુગદીશ; બળ૦ પ્રભુ કહે બાર બાહાજયા છે તમને, અમને વળગ્યા છે વીસ. બળ૦ ॥ ૧૪ ॥ સહુનાં લાગ્યાં સહુ ભોગવિ લો, નથી મ્હારો ઉપાય, બળ૦ એવે શેદેવજી બળ કરી વળગ્યા, બોલ્યા શ્રી જાદવરાય. બળ. ॥ ૧૫ ॥ વ્હાલામાં શો વીરોધ માંડયો છે, રાખો કાંક વિવેક; બળ૦ વઢનારા વડશે ચડશે તે પડશે, આપણતો એકના એક. બળ૦ ॥૧૬॥ બેસો બેસો બાજવાનું મુકી, કરીએ દુખ સુખ વાત; બળ૦ તવ એક શેદેવ વાતોમાં વળગ્યાં, પ્રભુ સાથે સાક્ષાત. બળ૦ ॥ ૧૭ ॥ કૃષ્ણ કહે સુણો શેદેવ જોશી, માગું તે આપો વચન; બળ શેદેવજી કહે આપવું ને લેવું, વ્હેવારે જુગજીવન. બળ૦ ॥ ૧૮ ॥ ભગવાન કહે ભલે તમે માગો, પ્રથમ હું માગું એક; બળ૦ આજ પછી કોઇ દાહાડો તમારે, થાવું નહી અનેક. બળ૦ ॥ ૧૯ ॥ શેદેવજી કહે કબુલ મ્હારે, ઓરે શ્રી ભગવાન; બળ૦ પછી પ્રભુ બોલ્યા હવે તમે માગો, કુન્તા

સતીના સંતાન. બળ૦ ॥ ૨૦ ॥ શેદેવ બોલ્યા સુણો સામળીયાં, હું તમ પ્રતાપ પાકો; બળ૦ તમ પાસે હું માગુછું એટલું, અરજુનનો રથ હાંકો. બળ૦ ॥ ૨૧ ॥ પ્રભુ કહે તમે આશું માગ્યું, મુને બનાવ્યો દાસ; બળ૦ શેદેવ કહે અમે દાસ તમારા, પણ એક આંટી અવીનાશ. બળ૦ ॥ ૨૨ ॥ અમારે તમારે કોઇક દાહાડો, થઇ પડે વિરોધ;બ. તે દન તમે રથ હાંકોકે, સામા થઇ કરો ક્રોધ. બળ૦ ॥ ૨૩ ॥ સામા થાવો તો રથ કોણ હાંકે, તે વેળા જાય વચન; બળ૦ એટલે હું થાવું અનેક એકનો, બોલ્યા જુગજીવન, બળ૦ ॥ ૨૪ ॥ એવા પેચથી એમ માગ્યું છે, હું કેમ ખાવું ભુલ્ય; બળ૦ કૃષ્ણ કહે કદી નહી થાયે ટંટો, મારે તમારે કબુલ. બળ૦ ॥ ૨૫ ॥ એમ એક એકને વચન દીધાં, પછી ધાર્યો વિવેક; બળ૦ શકતીનું સમરણ શેદેવે કીધું, થયા સ્વરૂપે એક. બળ૦ ॥ ૨૬ ॥ એટલે જાદવ બળદેવ સરવે, વિસમે થયા અપાર; બળ૦ ॥ ૨૭ ॥ સેદેવ સામળીયો વાતો કરે છે, હળધરને પડયો વ્હેમ; બળ૦ મને નીચે નાંખી રોળ્યો શત્રુએ; કૃષ્ણે બેસાડયો કને કેમ. બળ૦ ॥ ૨૮ ॥ બોલ્યા બળદેવ પ્રભુની પ્રત્યે, શત્રુ સાથે શો સ્નેહ; બળ૦ મને નીચે નાંખીને રોળ્યો, વિઓળ્યો મ્હારો દેહ. બળ૦ ॥ ૨૯ ॥ બાર શેદેવે બાજી મને માર્યો, બોલ્યા જુગજીવન. બળ૦ જુઠું શું બોલો એક શેદેવજી, થયું તમાને સ્વપન. બળ૦ ॥ ૩૦ ॥ બળદેવ કહે બનાવ્યો મુજને, રીસાઇને ગયા ઘેર; બળ૦ પછી પ્રભુએ કહ્યું જાવો જાદવો, પુછી શેદેવને પેર. બ૦ ॥ ૩૧ ॥ કહો કેમ આવ્યા, શું કામ લાવ્યા, સાંભળી હું થાવું મગ્ન; બ૦ શેદેવ કહે શું છે અજાણ્યું, આપણે ઘેર છે યજ્ઞ. બ૦ ॥ ૩૨ ॥ એટલે પ્રભુજી જોડે ચાલ્યા, આવ્યા ઇંદ્રપ્રસ્તમાંય; બ૦ ધરમ અરજુન આનંદ પામ્યા, કુન્તાએ તેડયા ત્યાંય. બ. ॥ ૩૩ ॥ વળણ ॥ કુન્તાજીએ તેડીયા, પોતાને ભોવન, વ્યાસ વલ્લભ મુખ ઓચરે, રીજ્યા જુગજીવન.

---

## કડવું ૭ રાગ સાખી

વૈશમપાયે એણિપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, સભા પરવ મહીમાય. ॥ ૧ ॥ કુન્તાજી કહે રાજસોઇનો, યજ્ઞજ કરવો ઘેર; વ્યાસજીએ શાટ કામ બતાવ્યા, કહિ માંડીને પેર. ॥ ૨ ॥ તમોને શેદેવ તેડી લાવ્યો, તે થયું એક કામ; હવે

કીધું કારજ કરવું,બતાવો સુંદિરશામ. ॥ ૩ ॥ પ્રભુ કહે કે ગડ લંકા
થી, કનક લાવવું સાર; અરજુન કહે એ કામ મ્હારૂં, થઇ જાવું તૈઆ
ર. ॥ ૪ ॥ એમ કહીને અરજુન ઉઠયો, અંગ ધર્યા શણગાર; વસ્ત્રો
પ્હેર્યા પ્રેમથી ને, હાથ લીધાં અથીઆર. ॥ ૫ ॥ તવ એનો રથ ત્યાર
કરવા, ચાલ્યા સુંદીરશામ; અભંગ રથે અશ્વ જોડયા, કીધું કીંકર કા
મ. ॥ ૬ ॥ તે જોઈ કુન્તા ધરમ બોલ્યા, આમ કરો પ્રભુ કેમ;કૃષ્ણ કહે
મને કોઇ ન કેહેશો, સારથી થવાનો પ્રેમ. ॥ ૭ ॥ ધર્મ કહે અણઘટતું
એતો, કહી છોડાવવા ધસે; મુકો અછોડા કહીને બાજ્યા, શેહેદેવ મન-
માં હસે. ॥ ૮ ॥ એટલે બોલ્યો સુત વાયુનો ધર્મ કરો આમ કેમ; બ-
નેવિનો રથ સાળક હાંકે, છો કરે ગમે તેમ ॥ ૯ ॥ એટલામાં ત્યાં અ-
ર્જુન આવ્યો, આ શું કરોછો નાથ; સારથી છે રથનો હાંકનારો,આપ
ણ બેશીએ સાથ. ॥૧૦॥ પ્રભુ કહે કે ઇચ્છા થઈ છે, કોઈ મુને નવ બા
જો; એ વાતની શી પરડ તમારે, રથમાં આપ બીરાજો. ॥ ૧૧॥ એટલે
અરજુન રથે બીરાજ્યો, પ્રભુએ ગ્રહ્યા અછોડા; ચાબક લીધી હાથમાં
ને, બેશી હકાર્યા ઘોડા. ॥ ૧૨ ॥ એટલે ભીમે મન વિચાર્યું, મ્હારે માંથે
બે કામ; તેમાં વીકટ જરાસનની, સાથે ઘણો સંગ્રામ. ॥ ૧૩ ॥ આપણે
કોઇનું કર્યું હશે તો, કોઈ આપણું કરે; માટે જાવું અરજુન સાથે, પાડ
એને મન ધરે. ॥ ૧૪ ॥ એમ જાણી વસ્ત્રજ પેહેર્યા, કટી કશીને બાંધે;
દશ સહસ્ત્ર મણની ગદા, પોતેજ લીધી ખાંધે. ॥ ૧૫ ॥ રથની આગળ
આવી ઉભો, અરજુન બોલ્યા એમ; ઓ મ્હોટા ભાઇ કયાં પધારો,
આગળ ઉભા કેમ. ॥ ૧૬ ॥ ભીમ કહે તમારી જોડે, આવું રક્ષણ ક-
રવા; અર્જુન કહે કાંઇ કામ નથી, શાને આવો પાડ ધરવા. ॥ ૧૭ ॥
સમજ્યો હું મનસુબો તમારો, તે વાત મુને ન ફાવે; તમે જાણો જોડે
જાવું તો, એ મ્હારી જોડે આવે. ॥ ૧૮ ॥ પણ હું નહીં આવું તમ જો-
ડે, માની લેજો સત્ય સાર; ભીમ કહે કરવું ને કરાવવું, વિશ્વ તણો વ્હે
વાર. ॥૧૯॥ અરજુન કહે હું નથી કેહેતો, માટે નહી પાડ વાળું;ભીમ
કહે વ્હેવાર પોતાનો, કાહાડે ઘણા દેવાળું. ॥ ૨૦ ॥ તવ પ્રભુ કહે
મ [illegible] દો, ચાલશે એમને ચરણ; એમ કહીને ભીમની પ્રત્યે,બોલ્યા
નરશેનું સરણુ. ॥ ૨૧ ॥ અશ્વ મ્હારા ઉતાવળા ચાલે, ભીમશેન ક-
રશો કેમ; ભીમ કહે અમે આગળ રેહેશું, હાંકજો ફાવે તેમ. ॥ ૨૨ ॥
એમ કહીને ચાલ્યો વ્રકોદર, પુંઠળ રથ હંકાર્યો; અર્જુન નર ને

કૃષ્ણ નારાયણ; લંકાનો પંથ ધાર્યો. ॥ ૨૩ ॥ નર નારાયણની મળી જોડી, દરસણે દેવ ઉતરીયા, અંત્રીક્ષથી નમસ્કાર કરિ, દેવો પાછા પરવરીયા. ॥ ૨૪ ॥ એવામાં દીઠા નારદે, હવે કરૂં ચડાઇ; જોવાની મજે મારે પડશે, કરાવું કાંક લડાઈ. ॥ ૨૫ ॥ એમ જાણીને નારદ ગયા, અગ્નીદેવની પાસ, થયું છે અજીરણ અગ્નીને, ઉપાદીનો બહુ ત્રાસ. ॥ ૨૬ ॥ નારદજી કહે ઓરે અગ્ની, દુખી દીસે છે કેમ; ન હોય અજીરણ અગ્નીને, મુને પડયો બહુ વેમ. ॥ ૨૭ ॥ અગ્ની કહે કે મરયુતરાયે, યજ્ઞ કરી ઘી હોમાવ્યું; પંનાળે ને પંનાળે રેડયું, તે ચરવામાં આવ્યું.॥૨૮ ॥ તે દનનું અજીરણ થયું છે, ઓરે રૂશી રાય; અતિ ઘણિ પીડા પામુછું, બતાવો કાંઇ ઉપાય. ॥ ૨૯ ॥ એવાં વચન સાંભળીને, નારદ બોલ્યા મુખ; નર નારાયણ જાય છે લંકા તે તારૂં ભાગે દુખ. ॥ ૩૦ ॥ જા જઇને પડ મારગ વીશે, કહી ગયા તે દીશ; એટલે અગ્ની ઉડીને ચાલ્યો, છે જેને ત્રણ શીશ. ॥ ૩૧ ॥ જઇને મારગમાં પડયો આડો, એવે આવ્યો વાયુ તન; મારગમાં સુતો દેખીને, ભીમ વદ્યો વચન. ॥ ૩૨ ॥ કેમ સુતો ત્રણ મુસ્તકવાળા, પંથ રોકીને અમારો; અગ્ની કહે યાચવા આવ્યોછું, અજીરણ દુખ નીવારો. ॥ ૩૩ ॥ ભીમે જાણ્યું છે કોઈ દુખી, એમ દયા મંન લાવે; સુઈ રહે લ્યા મારી પુઠે, નરનારાયણ આવે. ॥ ૩૪ ॥ એમ કહીને આઘો ઉભો, એવે આવ્યો રથ; ઉભો થઇને હાથ જોડયા, અગ્ની દેવે ત્રત. ॥ ૩૫ ॥ નર નારાયણ દુખ નીવારણ, કારણ રૂપ અવીનાશી; પતીત પાવનછો જુગજીવન; અખંડ અચળ વાશી. ॥ ૩૬ ॥ ત્રીગુણાતીત છો તુરીયાતીત, માયાતીત મ્હારાજ; અચળધામી ગરૂડા ગામી, સગુણ ભક્તને કાજ. ॥ ૩૭ ॥ હું દુખીયાનું દુખ નીવારો આવ્યો આપને જાણી;મરીયુતનાયજ્ઞમાં ઘ્રત ચર્યો, ઓરે પુરૂષ પુરાણી. ॥૩૮॥ તે દનથી અજીર્ણ થયું છે, વીકટ વળગ્યો વ્યાધી; ત્રીલોક વીશે આપ વીના એ, કોણ મટાડે ઉપાધી.॥૩૯॥ એવાં અગ્નીનાં વચન સુણી, નરને થયો અહંકાર; દેવ સરીખા મ્હારી આગળ, કરગરે અપાર. ॥ ૪૪ ॥ એ વાત જાણી જુગજીવને, બોલ્યા મુખ મોરારી; આ બેઠા મુરબ્બી મ્હારા, એ કાપે કષ્ટી તારિ. ॥ ૪૨ ॥ એટલે અગની નરને નમ્યો, કષ્ટ મ્હારૂં નીવારો; અરજુન કહે ઓરે મોરારિ, આની વાતં વીચારો. ॥ ૪૩॥ કૃષ્ણ કહે તમે છો મ્હોટા, દેવ સરખા નમે તમને; એવો અહંકાર મનમાં ધર્યો તો, શીદ પુછોછો

અમને. ॥ ૪૪ ॥ અરજુન કહે અંતરજામી, જાણિ અંતરનિ વાત; મ્હારો અહંકાર મુરખતાનો, ક્ષમા કરો દીન નાથ. ॥ ૪૫ ॥ તમે બતાવો તે કારજ કરૂં, પ્રભુ કહે કેમ ચુકો; આ ખાન્ડેવ વન વીશે અગની. મંત્ર ભણિને મુકો. ॥ ૪૬ ॥ અષ્ટાદસ ભાર વનસ્પતી છે. અગની તે ચરશે ચારો; એટલે મટશે અજીરણ એનું, એ રીતે કષ્ટ નીવારો. ॥ ૪૭ ॥ સાંભળી અરજુનનું મન ફરીયું, આમાં શું બતાવ્યું ભારે; એમ કહી અગનાસ્તર માર્યું, ખાન્ડેવ વનમાં ત્યાંરે, ॥ ૪૮ ॥ તવ ચારે દિશા અગની લાગ્યો, નારદે જોયું ત્યાંય; જાણ્યું હવે કરૂં લડાઇ ઉભી, ગયા ઇંદ્રપુરી માંય. ॥ ૪૯ ॥ સુરપતી કહે કેમ પધાર્યો, નારદ વદયા વચન; તમારૂ ઇંદ્રાસન લેવાને, કોપ્યો તમારો તન. ॥ ૫૦ ॥ તેણે તમારા ખાન્ડેવ વનમાં, અગની અતી સળગાવ્યો; તમે ત્યાં જાવો તો જુધ કરવાના; વિચારથી એ આવ્યો. ॥ ૫૧ ॥ તમને મારીને લેવું ઇંદ્રાસન, એવો એનો વીચાર;દીકરો છે તો ભલે છે પણ, યુધે થાવો તૈઆર. ॥ ૫૨ ॥ વળણ ॥ યુધ્ધે ચઢો લઇ દેવને, એમ વદયા વચન; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, સુણો સ્રોતા જન. ॥

———(૦)———

## કડવું ૮ રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ જનમેજે રાજન; સુણી નારદજીનો બોલ, કર્યો ઇંદ્રરાયે મન તોલ. ॥ ૧ ॥ આતો નારદ રૂષી ચડાવે, બેઉ બાપ બેટાને લડાવે; એમ સમજી બોલ્યો સુર રાય, માહારાજા થાવો વીદાય. ॥ ૧ ॥ મુકયો અગની એણે આજ દંન, એના બાપનું બાળ્યું વન; તેમાં શાના કરો છો ચડાવા; તમોએ તો ધાર્યા છે લડાવા. ॥ ૩ ॥ કોઈ બાપનું ધન સંભાળે, કોઇ તાત તણું ધન ટાળે; તમાં બીજાને શા બળાપા, તમો કાંઇ ન કરશો કડાપા. ॥ ૪ ॥ સુણી નારદ થયા વીદાય, આજ કાંઇ ન ચાલ્યો ઉપાય; એવે ઇંદ્રે કર્યો વિચાર, પોતે બોલાવ્યા મેઘ બાર. ॥ ૫ ॥ તમો ખાન્ડેવ વનમાં જાવો, જળ મુશળધાર વરસાવો; તવ બારે મેઘ ગરગડીયા જઇ ખાન્ડેવ વનમાં પડીયા. ॥ ૬ ॥ જળ વરસાવ્યું મુશળધાર, કર્યો અગનીએ તવ પોકાર; નર નારાયણ પડું પાય, મને મેઘ તણું દુઃખ થાય. ॥ ૭ ॥ જળધારાનું દુખ નીવારો, પ્રભુ બોલ્યા નર ઉગારો;

તવ અરજુન બોલ્યો એમ, કહો પ્રભુ હવે કરૂ કેમ. ॥ ૮ ॥ બોલ્યા અં
તરયામી તેવારે, મેં શું બતાવ્યું હતું ભારે; તમે ઉપાય ભારે કરો,
વાગ્યો અરજુનને બોલ ખરો. ॥ ૯ ॥ બોલ્યો અરજુન ઓ મહારાજ,
મ્હારૂં મન ભમી રહ્યું આજ; પ્રભુ કહે તેમાં શો વાંધો, તમો બાણનું
છાપરૂ બાંધો. ॥ ૧૦ ॥ વાયુ મંત્રે વાયુના થંભ, ચાર મુકીને કરો આ
રંભ; તવ અરજુનજી કેમ ચુકે, મંત્રથી વાયુના થંભ મુકે. ॥ ૧૧ ॥ પ
છી પ્રાક્રમ કેવું કીધું, એક બાણ અગણીતુ લીંધું; માર્યું મંત્ર ભણીને
જ્યારે. થયું બાણનું છાપરૂં ત્યારે. ॥ ૧૨ ॥ વરસે જળ તે ઢળી જાય,
નીચે અગનીને કાંઇ નવ થાય; તવ થાકીને મેઘ ગયો, અગની દેવ ચ
રતો રહ્યો. ॥ ૧૩ ॥ બોલ્યા કૃષ્ણ સુણો સતી તન, આપણે બે જઇએ
વન; હું તો દક્ષીણ દીશાયે જાવું, જે મળે તેને ઝાલી લાવું. ॥ ૧૪ ॥
તમો ઉત્તર દીશા જાવો, જે મળે તેને ઝાલી લાવો; ભીમ પાસે લાવી
એ આપ, મુકે મળેલો તેને બે બાપ. ॥ ૧૫ ॥ ચરે અગની એટલી વા
ર; લ્હેર કરી આવીએ લગાર; ભીમ સાચવરો રથ હાંઇ, જૈએ આપણ
વનની માંઇ. ॥ ૧૬ ॥ ભીમે કહયું કે આવજો વ્હેલા, જો જો અરજુન
જી થતા ઘેલા; મળેલો મુકવે મ્હેણુ દેશે, નીત્ય બે બાપનો આ કેહેશે.
॥ ૧૭ ॥ એમ કહીને રજા આપી ચાલ્યા બેઉ નીશ્ચે મન થાપી; ગયા
પ્રભુ દક્ષીણ દીશાય, સપ્ત ફણાનો નાગ ત્યાં જાય. ॥ ૧૮ ॥ દેખી લા-
ત મારી વિશ્વ ભુપ, તવ નાગ થયો વિપ્ર રૂપ; તેવો પ્રભુએ ઝાલ્યો હા
થ, ભીમ કને ચાલો બોલ્યા નાથ. ॥ ૧૯ ॥ કહ્યું બ્રાહ્મણે છો પ્રભુ આ-
પ, તમે નીવાર્યો મહારો સ્રાપ; મુળ હતો હું વીપ્રનો તન; થયો સ્રાપ-
થી સર્પ આ વન. ॥ ૨૦ ॥ તમ ચર્ણનો પ્રતાપ એહ, પાછો પામ્યો
બ્રાહ્મણ દેહ; લાગ્યા પુછવા કૃષ્ણજી આપ, તને શાથી મળ્યો
આ સ્રાપ. ॥ ૨૧ ॥ કહે બ્રાહ્મણ હું વ્હેરીલો, હતો જનમનનો ઝે-
રીલો; કરતો શેઠાઇ વીપ્રમાં આપ, પામ્યો તેવાં પાપથી સ્રાપ. ॥ ૨૨
॥ પ્રભુ કહે અમારો છે નીમ, તને તેડી જવો જ્યાં ભીમ; કર્યો છે ભી
મે નીમ એવો, જેને લાવો તેને મારી દેવો. ॥ ૨૩ ॥ બોલ્યો વીપ્ર પડી
ને પાય, મને મુકીદો જગરાય; કાંઇ સકીત કરી લેવું. મને મુકોતો મુગ
ટ દેવું, ॥ ૨૪ ॥ બત્રી દેરડીનો સોભે ધામ, એનું કીરટ મુગટ નામ;
તવ પ્રભુએ મુગટ લીધો, તન બ્રાહ્મણનો મુકી દિધો. ॥ ૨૫ ॥ ઘા-
લ્યો મુગટ બગલ માંય, હોડયો ઉપરણો ઉપર ત્યાંય; અરજુન ઉત્ત-

રમાં પળીયો, એને મેનામાં દહીત મળીયો, ॥ ૨૬ ॥ તેના જઇને આ-
લ્યા કેશ, બોલ્યો અરજુનજી ધરી દવેશ; ચાલ ભીમકને લેઇ જાવું.
તને જીવતો ઠેર મરાવું, ॥ ૨૭ ॥ બોલ્યો મેનામાં મુખ એમ, કાને સાં
ભળ્યો છે મેં ભેમ; એણે મ્હારો વિદ્યારથી માર્યો, પુલોચન નામનો
સંહાર્યો; ॥ ૨૮ ॥ લાખાભોવનમાં બાળી દીધો; એની કને કયાં મુજને
લીધો, મુકો મુને તો ગુણ સ્હાવું, એક અવળ મંત્ર ભણાવું. ॥ ૨૯ ॥
મંત્ર ભણી છાંટો જળ જરા, બને સોભીત સભા તે ધરા; હોય ભીંત
ત્યાં દ્વાર દેખાય, હોય દ્વાર ત્યાં ભીંત જણાય, ॥ ૩૦ ॥ બને દશ ગજ
લાંબી સભાય. પેસે માણસ મ્હોટી થાય; તેમાં ગજ ગજનું હોય સ્થળ,
સ્થળને સ્થળ દેખાય જળ. ॥ ૩૧ ॥ હોય જળ ત્યાં સ્થળ દેખાય, એ
વી અવળ સભા રચાય; તવ અરજુને જાણ્યું મન, શું જાણસે જુગજી
વન. ॥ ૩૨ ॥ પેટમાં પેઠેલા વિશ્વાય, કોઇના જાણવામાં ન જાય, એવું
સમજીને મંત્રજ લીધો, એણે મેનામાને મુકી દિધો. ॥ ૩૩ ॥ પછી પોતા
ના રથ ભણી જાય, એવે પ્રભુજી ભેગા થાય; આવ્યા રથની લગભગ
જયારે. બોલ્યા શ્રી કૃષ્ણજી મુખ ત્યારે. ॥ ૩૪॥ સુણો વ્રકોદર તમો આપ,
તમારા ભાઇને બે બાપ; એમણે એક મંત્રજ લીધો. મેનામાં દૈતને મુકી
દિધો. ॥ ૩૧ ॥ તવ અરજુન બોલ્યો વાણી. પ્રભુ તમે લીધી વાત જાણી;
ભીમે જાણ્યું મ્હેણાં દેસે મીઠો, એવે બગલમાં ચળકાટ દીઠો. ॥ ૩૬ ॥
ઝાલ્યું ભીમે પાંગોઠું, કહાડયું ઉપરણાનું ઓઠું; દીઠો મુગટ બોલ્યો
વચન, કયાંથી લાવ્યાં દેવકી તન. ॥ ૩૭ ॥ બોલ્યા કૃષ્ણ પ્રભુ મુખ
આપ, ભીમ મ્હારે પણ બે બાપ; જેવા બબે બાપ અમારે, તેવા બે
બાપ ભીમ તમારે. ॥ ૩૮ ॥ ભીમે કહ્યું મને કહો કેમ, નથી કર્યું તમે ક
ર્યું તેમ; બોલ્યા કૃષ્ણ સમાવું તાપ, આપણે છે બબે બાપ. ॥ ૩૯ ॥ તમા
રે વાયુ ને પાન્ડુરાય, અરજુનને ઇંદ્ર પીતાપ; બીજુ પાન્ડુ રાજા તાત,
હવે કહું તમને મ્હારી વાત. ॥ ૪૦ ॥ મ્હારે વસુદેવ ને નંદરાય, જુઓ
એ બેઉ પીતા ગણાય; ભીમ કહે સાબાશ છોગાળા, આપણે ત્રૈણે બે
બાપ વાળા. ॥ ૪૧ ॥ એવે અગ્ની ચરી રહ્યો સાર, આવી કીધો નમસ્કા
ર; મને અજીર્ણ દુર થયું, તમ પ્રતાપે એ કષ્ટ ગયું. ॥ ૪૨ ॥ તેથી અ-
તિસે આનંદ વાપ્યો, એમ કહીને જામો આપ્યો; સોહ્યો અરજુન અં
ગ અપાર, તવ રીજયા શ્રી જુગદાધાર. ॥ ૪૩ ॥ લાવ્યા હત

જે મુગટ જગદીશ, પેહેરાવ્યો અરજુનને શીશ; શોભી કાન્તી બોલ્યા તવ શામ, હવે કીરટધર તમ નામ. ॥ ૪૪ ॥ પછી ત્યાંથી થયા વીદાય, અગની આપને સ્થળ જાય; ગડ લંકાને પંથ પળીયા, પોતે પ્રભુને બે ભાઇ બળીયા. ॥ ૪૫ ॥ ભીમ બે ગાઉ આગળ જાય, એવે સમુદ્ર લગભગ થાય, ત્યાંતો સમુદ્ર કેરે કીનારે, સુતા અંજનિ સુત તે વારે. ॥ ૪૬ ॥ આવ્યો વ્રકોદર વાયુ તન, દેખી વાંન્નર વદયો વચન; અલ્યા મુક મારગ વાંદરા, જાવું ગડ લંકા સુંસરા. ॥ ૪૭ ॥ લાગ્યુ હનુમાનને દલ દુખ, ઉંચી ડોકી કરી જોયું મુખ; બોલ્યા રકતલોચન કપીરાય, અમે પડી રેહેવાના હાંય. ॥ ૪૮ ॥ ભીમ કહે હું દૈવત દાખી, પુંછ ઝાલીને દૈશ નાંખી; કપી કહે ન બોલીશ જુઠ્ઠ, મને ફેંકી દે ત્યારેજ ઊઠુ. ॥ ૪૯ ॥ ભીમ કહે તુ બોલે છે બળમાં, પણ નાંખી દેવાનો જળમાં; એમ કહિને મરડી મુછ, ભીમે ગ્રહ્યું કપીનું પુંછ. ॥ ૫૦ ॥ પછી ઉંચુ કરવા જાય. તલ પુર ઊંચુ નવ થાય; પડી ભીમના પેટમાં ફાળ; આતો વાંદરો છે વીકરાળ. ॥ ૫૧ ॥ એણે જાણ્યો મરકટ માઠો, પુંછ મુકી ગદા લેઇ નાઠો; ગયો રથ સામો સતી તન, વળો પાછા જુગજીવન. ;। ૫૨ ॥ એક વાંદરો છે બળવાન, પ્રભુ કહે એતો હનુમાન; જોજો વાન્નર કેહેતા એને, કેહેવો રામજીનો ભકત તેને. ॥૫૩॥ ભીમ કહે ઉઠાડયો ન ઉઠે, થાવો આગળ હું રહુ પુંઠે; એમ કહિ રથ પુંઠે જાય, આવ્યા કપી સુતા છે ત્યાંય. ॥ ૫૪ ॥ બોલ્યા કૃષ્ણ ઉઠો હનુંમાન, પંથ દો અંજની સંતાન; બોલ્યા કપી સુણો બોલ મ્હારો, કયાં ગયો મને ફેંકી દેનારો. ॥ ૫૫ ॥ તવ બોલ્યા શામ સરીર, એતો થાય તમારો વીર; એતો છે વાયુ દેવનો તન, તેવા તમારા તાત પવન. ॥ ૫૬ ॥ બેઉ બંધવ થૈ શું બોલો, એક એકની આંટ્રીયો ખોલો; તવ હનુમાન રાજી થયા, ભલે ન્હાંના ભાઈ બોલી ગયા. ॥ ૫૭ ॥ તવ ભીમ રથ પુંઠેથી આવ્યો, હનુમાને એને બોલાવ્યો; પછી કૃષ્ણે પુછી વાત, તમારે કયાં જવુ સાક્ષાત. ॥ ૫૮ ॥ કહે કૃષ્ણ સુણો કપી બંકા, અમારે તો જાવું ધડ લંકા; તવ કપીયે કીધો વીચાર કેવી રીતે એ ઉતરે પાર. ॥ ૫૯ ॥ તાર્યો પાશાણ મ્હારા રામે, ત્યારે જવાયું લંકા મુકામે; જોવું જે આ શી રીતે જાય, એમ ધારી કુદ્યા કપીરાય. ॥ ૬૦ ॥

વળણ. રામ તણુ નામ લેઇને, કુદ્યા હનુમંત વીર; વ્યાસ વલ્લભ કહે જે પડયા, પોતે સામી તિર.

# કડવું ૯ રાગ સાખીની ચાલ.

વૈશંમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવુ, સભા પરવ મહીમાય. ॥ ૧ ॥ સામી તીરે કુદી ગયા કપી, વીચાર્યું મન એમ; જોવું જો એ દાસ કૃષ્ણનો, આવે કરીને કેમ. ॥ ૨ ॥ એવામાં અરજુનજી બોલ્યા, કેમ કરૂં મ્હારાજ, કૃષ્ણ કહે અગણીતા બાણે, બાંધો બાણની પાજ. ॥ ૩ ॥ તવ અરજુને બાણજ લીધું, છે વીત્રાવંત આંધી; સો જોજનની અગણીત મંત્રે, બાણ તણી પાજ બાંધી. ॥ ૪ ॥ તવ અરજુનને હંકાર આવ્યો, નથી કોઇ મુજ જેવો; ભકત હું કૃષ્ણનો રામથી જબરો, પંથ બાંધી જાઉ કેવો. ॥ ૫ ॥ એટલે કપીને આવી ઇરીશ્યા, આ એમને ઠીક ફાવે; મારા રામજી કરતાં શું જબરા, રસ્તે હસ્તે આવે. ॥ ૬ ॥ મ્હારા રામની ઘટે પ્રતિષ્ટા, અરજુનનું નામ વધે; કેહેશે કે રામે પથ્થર તાર્યા, નર પાજ બાંધી બધે. ॥ ૭ ॥ એમ જાણી રામ નામ દઇને, હનુમાન ઉંચા ચઢીયા, અરજુનના બાણની પાજ પેર એ, ક્રોધ કરી કપી પડીયા. ॥ ૮ ॥ તે પડવાથી પાજ ભાગી, પડ્યા લંકા તિર; ભીમ કહે એ વાંદરો ભુંડો, મેહેનત મુકો વિર. ॥ ૯ ॥ પ્રભુ કહે બીજી વાર બાંધો, થનારૂં હશે તે થાશે; તવ નરે બીજી વાર બાંધી, ભાગી કપી ચોપાસે. ॥ ૧૦ ॥ અરજુનનો અભીમાન ઉતરીયો, હું થઈ ગયો અશકત; હું કૃષ્ણનો ભકત પાછો પડીયો, જીત્યો રામનો ભક્ત. ॥ ૧૧ ॥ પછી અરજુનજી એમ બોલ્યા, ફોગટ મરીયે મથી; મુમતમાં કપીરાજ ચઢયાછે, રેહેવા દેવાના નથી. ॥ ૧૨ ॥ પ્રભુ કહે તેમે ધીરજ રાખો, ગભરાશો નહી બાપુ; હું કહુ તે હાયે હા કેહેજો, તો કપી વશ કરી આપુ ॥ ૧૩ ॥ પ્રભુએ જાણ્યું કૃષ્ણ ભકતનો, ઉતરીયો અહંકાર;હવે ઉતારૂ રામ ભકતનો, વીચાર્યું જુગદાધાર. ॥ ૧૪ ॥ એમ જાણીને અંતરયામી, કૃષ્ણે શું ખેલ કીધો; પંચ જંન શંખ પોતા તણો તે, વગાડવા હાથ લીધો. ॥ ૧૫ ॥ તે શંખમાં એમ શબ્દ કીધો, બોલ્યા વિઠ્ઠલ વર વાણ; હનુમાન આ તીર આવો નહી તો, છે રામચંદ્રની આણ. ॥ ૧૬ ॥ તે શંખ શબ્દ સુણ્યો કપીયે, કુદીને ગગન ચડીયા; ચારસેં ગાઉનો સીંધુ ઓળંગી, કૃષ્ણ હતા ત્યાં પડીયા. ॥૧૭॥ કપી કહે કહો કેમ બોલાવ્યો વીઠ્ઠલ વધા વચન; શા સારૂ તમે પાજ ભાગોછો, ઓરે અંજની તન. ॥ ૧૭ ॥ કપી કહે એ કીંકર કરણનો, શું પાજ બાંધી આવે;રામને પા

શાણુ તારવા પડયા, તેમને શું એ લજાવે. ॥ ૧૯ ॥ હું રામનો કીંકર દેખતાંએ, કૃષ્ણુ કીંકર જીતી જાય; તો તો મુજને લજયા મ્હોટી, કેમ એ પાજ રખાય. ॥ ૨૦ ॥ પ્રભુ કહે તમે ભકત રામના, કૃષ્ણ ભક્ત અરજુન; બે જણુને ઠીક મુમત પડયો, અમે જોશું રહી મુન્ય. ॥ ૨૧ ॥ પણુ તમે કાંઇ સરત કરો, તો મુજને ઠીક લાગો; અરજુન ત્રીજી પાજ બાંધે, તમે ત્રીજીવાર ભાગો. ॥ ૨૨ ॥ જો તમે પાજ ભાંગો નહીં તો, તમારે શું કરવું; ઓ અરજુન કપી પાજ ભાગેતો, તમારે શું આદરવું, ॥ ૨૩ ॥ તવ કપી કીરટધર બોલ્યા, તમે કહો તે કરીયે; લ્યો બાપ દાદાના વેણુ અમારાં, બોલેલું નહીં ફરીયે. ॥ ૨૪ ॥ પ્રભુ કહે હું ત્રાહીત પ્રાણી, મ્હારે નહીં લેવા દેવા; જે હારે તે ગુલામ થૈને. કરે જીતેલાની શેવા. ॥ ૨૫ ॥ આ વેળા એ અરજુન પાજ બાંધે, તે તમે ભાગી નાંખો; તો તો અરજુન દાસ તમારો, તમારી શેવામાં રાખો. ॥ ૨૬ ॥ તમ થકી પાજ ભાગે નહીંતો, તમારે થાવું દાસ; અરજુનજીની શેવામાં રેહેવુ, એમ વદ્યા અવીનાશ. ॥ ૨૭ ॥ કપીને કીરટધર બોલ્યા, કબુલ છે મ્હારાજ; પ્રભુ કહે કપી તમે પધારો, અરજુન બાંધો પાજ. ॥ ૨૮ ॥ તવ કપી કુદીને ગયા, ઘડ લંકાની તીર; એટલે ભીમ કહે બંધ રાખો, ઓરે અરજુન વીર. ॥ ૨૯ ॥ સરત કરી સામળીઆયે, બનાવવા ગુલામ; જરૂર વાંદરો નાંખશે ભાગી, રેહેવા દો એ કામ. ॥ ૩૦ ॥ કૃષ્ણ કહે નહીં ભાગી શકે, કામ કરીશું તેવું; તમે તમારે ધીરજ રાખો, દાસપણુ નહિ દેવું. ॥ ૩૧ ॥ ભીમ કહે મુજ ભ્રાત હારે તો, તમારો શત્રુ થાવું, સોગન તમારા દરિયામાં તમને, ડુબાવી દેઇને જાવું. ॥ ૩૨ ॥ ભગવત કહે ભલે એમ કરો, વ્હેવારમાં શો વાંધો, શું જુઓ છો ઇંદ્રના નંદન, પાજ ફરીથી બાંધો. ॥ ૩૩ ॥ તવ અરજુને બાણુ ચડાવ્યું, અગણીત મંત્ર આરાધ્યો; ચારસેં ગાઉના સમુદ્ર ઉપર, બાણુ તણો પંથ બાંધ્યો. ॥ ૩૪ ॥ પાજ બરોબર બંધાણીકે, કપટ કૃષ્ણે કીધું; સુદરશણુ ચક્ર પોતાનું, જળમાં મુકી દીધું. ॥ ૩૫ ॥ ને જઇ પેઠું પાજની નીચે, પંથ દીઠો હનુમાન; રામ તણુ નામ દેઇને કુદયા, અંજનીના સંતાન. ॥ ૩૬ ॥ ગગન ચઢી ઉપર પડયા, રાખવા પોતાનો ટેક; નીચેથી ચક્રે ભાર ઝીલ્યો, બાણુ ખશ્યું નહિ એક. ॥ ૩૭ ॥ એટલે મનમાં માઠું લાગ્યું, બળ કર્યું અપાર; કુદયા ઉપર ને ઉપરઅ, પોતે અગીઆર વાર. ॥ ૩૮ ॥ તો પણુ એક શળી નવ ખશી, જોઇ

રહ્યા જગધીશ; ઉતર્યો અહંકાર રામ ભકતનો, આવી નમાવ્યું શીશ. ॥ ૩૯ ॥ મ્હારાજા રામચંદ્રે મુકયો તો, કરવા રાવણુની ચોકી, છ માસે ચીતામાંથી ઉઠે છે, દાણુછુ મારી ઠોકી. ॥ ૪૦ ॥ રાવણુને રોકી રાખુછું, નીકળી ન શકે બ્હાર; તે કામ હવે મુકી દેઇને, તમ સેવા કરૂ સાર. ॥ ૪૧ ॥ મને હતો અહંકાર એવો, હું રામ ભકત સવાયો કૃષ્ણુનો ભકત કોણુ લેખામાં તે ધારતો તે ધરાયો. ॥ ૪૨ ॥ એટલે બોલ્યા અંતરયામી, તમે પામ્યા મન ખેદ; તેનું કારણુ રામ કૃષ્ણુમાં; બેઉએ જાણ્યો ભેદ. ॥ ૪૩ ॥ જે રામજી તે હુંજ કૃષ્ણુજી, કારણુ રૂપે એક; તે તમથી સમજાયું નથી, ત્યાં લગી વણુ વીવેક. ॥ ૪૪ ॥ એટલે બોલ્યા કપી કીરટધર, ટાળો મ્હારાજા વેમ; એ દેહ જુદા આ દેહ જુદા, એકજ માનીયે કેમ. ॥ ૪૫ ॥ કૃષ્ણુ કહે તમને સમજાવું, જ્ઞાન થવાને માટ; કારણુમાં તો સુવર્ણ સાચુ, કાર્યમાં જુજવા ઘાટ. ॥૪૬ ॥ ભવાઇમાં એક નરવેશ ધરે, થાય મીયા કે હરાયો; જુજવાં નામ પડે પણુ, મુળ તેનો તે ભવાયો. ॥ ૪૭ ॥ એ રીતે દેહ અનંત ધરૂં, પણુ હું તેનો તેજ; જુદા દેહથી જુદા માને, અજ્ઞાની જન એજ. ॥ ૪૮ ॥ કો કહે શ્રી કૃષ્ણુ મ્હારા, કો કહે મ્હારા રામ; શીવ શકતી પણુ જુદાં માને, તે મુંઢ પ્રાણી તમામ. ॥ ૪૯ ॥ આંધળે હાથીના અવયવ જુદા, ઝાલીને જુજવો જાણ્યો; દેખતા પ્રાણી એ સૌ અવયવો, મળીને હાથી માન્યો. ॥ ૫૦ ॥ પગવાળે થંભ જેવો જાણ્યો, દંત વાળે પાયા જેવો, સુંઢવાળે મુશળ સરખો. કાન વાળે શુપ તેવો. ॥ ૫૧ ॥ જુદા જુદા ઘાટ જોઇને, આંધળે કરી લડાઇ; દેખતાએ સૌ મળી એક જાણ્યો, તેને શાની બડાઇ. ॥ ૫૨ ॥ અંધ જેવા અજ્ઞાની પ્રાણી, જુજવું જુજવું જાણે; જ્ઞાનીના જ્ઞાનમાં ગમ પડે નહીં, મુમત મીથ્યા તાણે. ॥ ૫૩ ॥ કૈં કહેશે ટેકની ભકતી, ટકથી માનીએ એક; પણુ અનેકનો એક જાણી, ભકતીનો ધરવો ટેક. ॥ ૫૪ ॥ કૈંક કહે બાજીયે બધાને, તેમાં કીયો કરે કામ; જો એકને વળગ્યા હોઇએ તો, તે કરે કાર્ય તમામ. ॥ ૫૫ ॥ એ બોલવું અજ્ઞાની જનનું, સર્વે મળી છે એક; તેમાંથી એકને માન્યોને, એકને છાંડયો છેક. ॥ ૫૬ ॥ તેને કેવા ફળ મળે છે, સાંભળજો દ્રષ્ટાન્ત; ચિત્ત દેજો શ્રોતાજન સરવે, સાંભળી વળશે શાન્ત. ॥ ૫૭ ॥ હતિ એક નરને બે નારી, વીવેકી ભરતાર; બેઉને બેઉ ચરણુ ચાંપવા, દીધો અધીકાર. ॥ ૫૮ ॥ જુનીને જમણુો નવીને ડાબો, ચ-

રણુ સોંપ્યા સાર; પોતાને સોંપેલા ચરણુ ચાંપે, ત્યાં શું બન્યું એક વાર. ॥ ૫૯ ॥ નવી નારી ગઈ પીહ્યર પોતે, છે ઘેર જુની નાર; પોતાના ભાગનો ચરણુ ચાંપતાં, આવ્યો એક વીચાર. ॥ ૬૦ ॥ આ વેળા મ્હારી શોકય નથી, લાગ ભલો બળ દાખું, એના ભાગના ચરણુ એનો, તરવારે કાપી નાંખુ. ॥ ૬૧ ॥ એમ જાણીને ખડગ લીધું, બોલ્યો પતિ તવ એમ; ઓ અબળા તું શું કરે છે, તરવાર લીધી કેમ. ॥ ૬૨ ॥ નારી કહે નાથ બોલશોમાં, દગ્ધ છે અંતસકર્ણ; શોક સાંમી નીત્ય બેસે છે એનો, ચાંપવાનો છેહ્રુ ચર્ણ. ॥ ૬૩ ॥ કંથે કહયું એ તો ચરણ મ્હારો, સ્ત્રી કહે તમારો શેનો; તમે તો તેને સોંપી દીધો છે, માટે તે ચરણુ તેનો. ॥ ૬૪ ॥ પતીએ જાણ્યું નવી નારીને ચાંપવા સોંપીયે શીશ; નારી તેનું શીશ સમજી, છેદી દે કો દીશ ॥ ૬૫ ॥ સરવ અંગ મ્હારૂં નવ જાણ્યું, આ છે અતી અજ્ઞાની; શીક્ષા કરીને કાઢી મુકી, ઉંધિ મતી એની જાણી. ॥ ૬૬ ॥ આ દ્રષ્ટાંન્તનું શીધાન્ત એ છે, એક સ્વરૂપ અંગ ઘણાં, એ અંગોમાં ભેદ ગણે તે, લક્ષણુ અજ્ઞાની તણાં. ॥ ૬૭ ॥ માટે એકજ માની લેજો, રામ કૃષ્ણ શીવ શકિત; જો જુજવા ભેદ જાણશો તો, નિષ્ફળ થાશે, ભકતી. ॥ ૬૮ ॥ ॥ વળણ. ॥ નિશ્ફળ સૌ ભકિત થશે, ધરવો નહીં ભેદ ટેક; વલ્લભ વદે શ્રોતા સહુ, જાણજો ઈશ્વર એક.

---

## કડવું ૧૦ રાગ ધન્યાશારીની ચાલ.

વૈશમ પાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, સભા પરવ મહિ માય. ॥ ૧ ॥ જુઓ અરજુન તમો એ પેહેલો, મનમાં ધર્યો અહંકાર; કૃશ્ણે ભકત હું રામથી જબરો, પંથ બાંધી જાવું સાર. ॥ ૨ ॥ તેથી કપીયે બે પાજ ભાગી, ગર્વ તમારો ઉતરીયો; અંજની સુતે રામ ભકતનો; અહંકાર મનમાં ધરીયો. ॥ ૩ ॥ તો ત્રીજી વાર પાજ ન ભાગી, થયા દાસનો દાસ; જુદા જાણી અહંકાર ધરે, તેને થશે વિનાશ. ॥ ૪ ॥ જેમ નરે નારી તરછોડી, જમણા ચરણ વાળી; તેરી તે ભેદી ભકતોને, તરછોડું વનમાળી. ॥ ૫ ॥ જુઓ જુદા જાણતા હોતો, શું કર્યું વૈકુંઠ ભુપ; કૃશ્ણ સ્વરૂપની કાયા બદલી, આપે ધર્યું રામરૂપ. ॥ ૬ ॥ તવ કપીવર પાયે પડીયા, મુકયો નરે પણ ટેક; બેઉ જણાંયે સ્તુતી કીધી, કૃશ્ણને રામછો એક. ॥ ૭ ॥ પ-

છી કપી કહે કયાં જાવું છે, કહો મુને વારતાય; કરણ કહે કે કનક લેવા જાવું છે લંકા માંય. ॥ ૮ ॥ કપી કહે સીદ તસ્દી લ્યોછો; આ-જ ઇંદ્રપસ્ત આવું; જોઇએ કનક કેટલું ત્યાંતો. કહો તેટલું લાવું.॥૯॥ પ્રભુએ કહ્યું સો મણ સોનું; લૈ આવજો કપી રાજ; કપી કહે તમો વળો પાછા, લાવિશ કનક આજ. ॥ ૧૦ ॥ કરણ કહે લંકા જોવી છે, તવ બોલ્યા હનુમાન; મનોવરીની આજ્ઞા નથી, ઓરે શ્રી ભગવાન. ॥ ૧૧ ॥ રામને લક્ષમણ એ બેઉ વિના, નહી અન્યને આવાય; રામ રૂપે તમો સુખે પધારો, આ બેઉથી ન અવાય. ॥ ૧૨ ॥ એટલે બેઉને તેડી જવાને, શું કરયું વઇકુંઠ ભુપ; કુંન્તી કુંવર અરજુનજીને, આ-પ્યું લક્ષમણ રૂપ. ॥ ૧૩ ॥ કપી કહે હવે પ્રેમે પધારો, પણ રહિ જાશે ભેમ; પ્રભુ કહે મનોવરીને, જાવો જઈ કહો એમ. ॥ ૧૪ ॥ કહીએ લંકામાં હાથી પડયાતા, આવ્યો છે તે નાંખનારો; તવ કપીયે કહયું જઈને, શુણુ સમાચાર સારો. ॥ ૧૫ ॥ મનાવરાએ કહયું આવવાદો, તવ કપી રાજ ગયા; મનોવરીએ હા કહયું છે; સર્વે સમાચાર કહ્યાં. ॥ ૧૬ ॥ ભીમને જોવાની ઇચ્છા રાણીની, તેથી કરી આગનાય; એવું સાંભળી વ્રકોદરને, અતી અહંકાર થાય. ॥ ૧૭ ॥ હું બળીયો બધે કીરતી મ્હારી, મને જોવા સો ઇચ્છે; જેવા તેવા જનમે પ્રાણી, તેને કોઈ નવ પીછે. ॥ ૧૮ ॥ એવા વિચારે વ્રકોદર ચાલ્યે, પાજ ઊપર પરવરીયા;; રામ લક્ષમણે રથ દોડાવ્યો. આગળ એ સંચરીયા. ॥૧૯॥ રામરૂપ દેખી મન્નોવરીએ, તેડી આપ્યું આસન; પુછયું કે હાથીનો ઉછાળનારો, કયાં ગયો જુગજીવંન. ॥ ૨૦ ॥ પ્રભુ કહે એ આવે પું-ઠે, તવ જોવા ગઇ આઘી; એવામાં ભીમશેન આવે છે, તેને તો તર-શા લાગી. ॥ ૨૧ ॥ સમુદ્રનું જળ ઘણુજ ખારૂં, તેતો કેમ પીવાય; મીઠું જળ એ સોધવા લાગ્યો, તળાવ દીઠું ત્યાંય. ॥ ૨૨ ॥ કુંભકરણ ના માંથાની ખોપરી, પડી રહિ છે સાર;વરસાદનું તેમાં જળ ભરેલું,ત ળાવ તુલ્ય અપાર ॥ ૨૩ ॥ તેતો ભીમે તળાવ જાણ્યું, પીવા કીનારે ચડીઓ; કીનારા ઉપર લીલ વળેલી, ત્યાં ભીમ લપશી પડીયો.॥૨૪॥ જેવો પડયો તેવો ગયો જળમાં, માંથે પાણી ફરી વળીયું; મનોવરી તવ હસવા લાગી, સામ્રથ એનું કળીયું. ॥ ૨૫ ॥ એવામાં ભીમ જ-ળમાં તરીને, તરત નીકળ્યો બ્હાર; મનોવરી કહે જાવો કપીવર, અંજનીના કુંવાર. ॥ ૨૬ ॥ જાઇને પેલાને પાછો વાળો, જોર જોઇ લી-ધુ એનું; મારા દીયરના માંથામાં બુડયો, સામ્રથ એમા શેનું. ॥ ૨૭ ॥

તવ રામ લક્ષમણ એમ બોલ્યા,હવે અમે પણ જાશું;મનોવરી કહે ભલે પધારો,સદાય કીંકર થાશું. ॥૨૮॥એટલે ચાલ્યા રામને લક્ષમણ, રથે બેશીને પળીયા; કપી સહીત ત્રણે આવ્યા, વ્રકોદરને મળીયા. ॥૨૯॥ કપી કહે ભીમ પાછા વળો, ના કહ્યું સતી નોર; પ્રભુએ કહ્યું તમોનેનડયો, તમારો અહંકાર. ॥ ૩૦ ॥ તમોએ જાણ્યું મુજને જોવા,ઇચ્છેછે સહુ સ્ત્રી; કુંભકરણની ખોપરીમાં તમે. બુડીને પામ્યા કષ્ટી. ॥ ૩૧ ॥ ભીમ કહે હોય ઇશ્વર ઇચ્છા, કહીને પાછા વળીયા; પાજ પર ગયા રથ ચલાવી, સીંધુની બ્હાર નિકળીયા. ॥ ૩૨ ॥ તવ કપી કહે કહો કેમ કરૂં, છું અરજુનનો દાસ; હતાં તેવાં તવ રૂપ ધરીને, બોલ્યા શ્રી અવિનાશ. ॥ ૩૩ ॥ તમે તમારે સાચવો ચીતો, ચાકરી દેવું બતાવી; ઢંકાર સાંભળો અરજુન કેરો, ધજાયે બેસવું આવી. ॥૩૪॥ એટલી તમારે ચાકરી કરવી, બીજુ ત્રીજુ નહી કામ; એટલે હનુમાન પાછા વળીયા, સહુને કર્યો પરણામ. ॥ ૩૫ ॥ તવ ત્રણ જણ ત્યાંથી ચાલ્યા, ગયા ઇંદ્રિપસ્ત માંય; કુન્તાને જઇ ચરણે લાગ્યો, આવશે સોગ્રણ હાંય. ॥ ૩૬ ॥ એટલે સરવ આનંદ પામ્યાં, રાત્રીયે સુઈ રહયા; તે સમે કપી સોમણ સોનું, આવીને મુકી ગયા. ॥ ૩૭ ॥ સવારે તેના કટકા કરાવી, ભરાવી પરસાળ; તાળું દેઇ કુંચી કરી કબજે, પોતે શ્રી ગોપાળ. ॥ ૩૮ ॥ તે પછી પુછયું કુન્તાજીએ, ઓરે સુંદીર શામ; કારજ આ બે સીદ્ધજ થયા, હવે શું કરવું કામ. ॥ ૩૯ ॥ પ્રભુ કહે કે કામદુરઘા, લાવવી જોઇએ ગાય; તવ ઇંદ્રિનું આરારાધન માંડયું,પોતે ધરમ રાય. ॥ ૪૦ ॥ મંત્રને આધિન દેવતા તે, દેવ ન જાયે ચુકી;ધર્મના સત્યથી સરવ બીહે, અંત્રીક્ષથી ગાય મુકી. ॥ ૪૧ ॥ તે ગાય આવી પાન્ડવ ધામે, ટાળ્યો સંતાપ શોક; રાજાના જેવી રહીયત સરવે, દરશણે આવ્યું લોક. ॥ ૪૨ ॥ આણંદ ઓચ્છવ નગ્રમાં થયો, વરત્યો જય જયકાર; કામધેનુંની આગળ બાળે, ઘ્રતના દીપક ચાર. ॥ ૪૩ ॥ પછી પુછયું કુન્તાજીએ, ત્રીજુ થયું આ કામ; હવે કીયું કામ જ કરવું, ઓરે સુંદીર શામ. ॥ ૪૪ ॥ વળણ. ॥ શામ કામ કરવું કયું, બતાવો મોરાર; વ્યાસ વલ્લભ કહે બોલીયા. પોતે જુગદાધાર.

# કડવું ૧૧ રાગ સોહાગની ચોપાઇ.

બોલ્યા વૈશંમપાયે વચનરે, સુણ જનમેજે રાજનરે; બોલ્યા અંતરયામી એમરે, લાવો વીપ્રને બળીયા ભેમરે. ॥ ૧ ॥ તવ થયો વ્રકોદર ત્યારરે, ગદા લૈ ચાલ્યો વાયુ કુંવારરે; ગયો પ્રથમ ધ્રુમને મઠરે; ભણે અચુત વીપ્રોની ઠઠરે. ॥ ૨ ॥ ત્યાં જઈ પડયો રૂશીને પાયરે, મુજ ઘેર યજ્ઞ રાજ સોઈ થાયરે; વિપ્ર જોઇએ વીશ હજારરે, તમારે હાંઇ કેટલા ત્યારરે. ॥ ૩ ॥ ધ્રુમ બોલ્યા કે દશ હજારરે, જાતુ ગૌતમને મઠ સારરે, તવ ચાલ્યો વાયુનો તનરે, ગયો ગૌતમ મઠ રાજનરે. ॥૪ ॥ પુછયું વીપ્ર છે કેટલા હાંઇરે, જોઇએ છીએ યજ્ઞની માંઇરે; બોલ્યા ગૌતમ તેણી વારરે, હાંઇ વીપ્ર છે ત્રણ હજારરે. ॥ ૫ ॥ જાતુ અગસ્ત રૂશીને મઠરે; ત્યાં છે વિધારથીની ઠઠરે; સર્વ યજ્ઞ કરાવે એવારે, માટે ત્યાં તું જાને લેવારે. ॥ ૬ ॥ ગયો અગસ્તને મઠ આપરે, લાગ્યો ચરણ ઓ મા બાપરે; મુજ ઘેર પધારો આજરે, કરવો રાજ સોઇ મહારાજરે. ॥ ૭ ॥ બોલ્યા અગસ્ત સાંભળ વાતરે; હાંઇ વીપ્ર છે હજાર સાતરે; ભીમ કહે તે લેઇને જૈયેરે, બીજા ગૌતમને ત્યાંથી લૈયેરે. ॥ ૮ ॥ તવ અગસ્ત ઉઠયા સારરે, લીધા વિપ્રે સપ્ત હજારરે; ગયા ગઉતમને મઠ જ્યારેરે, થયા ગઉતમ તૈઆર ત્યારેરે. ॥ ૯॥ લીધા વીપ્રો ત્રણ હજારરે. આવ્યા ધ્રુમ રૂશીને ત્યાં સારરે; ભીમે કહયું મહારાજા આવ્યોરે, દસ હજાર બ્રાહ્મણ લાવ્યોરે. ॥ ૧૦ ॥ આવ્યા ગઉતમ અગસ્ત રૂશીરે, તવ ધ્રુમ થયા બહુ ખુશીરે; તેડયા આદરથી મઠ માંયરે, બેઠા રૂશીયે રૂશીયો ત્યાંયરે. ॥ ૧૧ ॥ બોલ્યા ધ્રુમ સુણો ભુદેવરે, ભીમને હસવાની ટેવરે; રખે મશ્કરી કરે એતોરે, બોલ્યા અગસ્ત સત્ય કરો તેતોરે. ॥ ૧૨ ॥ તવ ધ્રુમ કહે વાયુ તનરે, તારૂં સાચુ નથી વચનરે; નહી આવીયે તારે તેડેરે, આવશું કોઇ બીજા કેડેરે. ॥ ૧૩ ॥ જાતું મોકલ કોઇ તારો વીરરે, તવ આવીશું પાધરા તીરરે; તવ ભીમે કર્યાં પરણામરે, આતો મારે માંથે છે કામરે. ॥ ૧૪ ॥ માટે ચાલો હું આગળ થાઉંરે, નહીં આવો તો ઉંચકી જાઉંરે; કરૂં વીપ્ર તણી મશ્કરીરે, મુજ જેવો પછી કોણ અરીરે, ॥ ૧૫ ॥ થાઉં નર્ક તણો અધીકારીરે, માટે સત્ય માનો વાત મ્હારીરે; તવ બ્રાહ્મણને સત્ય ભાસ્યુંરે, ચાલો ભીમની સાથે જાશુંરે. ॥ ૧૬ ॥ પછી ઉઠયા સરવ ભુદેવોરે, મળ્યો મેળો એ જોવા જે-

વેરે; સહુ નગ્રની લગભગ થાયરે, તેતો ખબર ગામમાં જાયરે. ॥૧૭॥ લાગ્યા પાન્ડવ સામા જાવારે, સાથે લીધાં પુસ્પ વધાવારે; ચાલ્યું નગ્ર તણું સહુ લોકરે, ભીડ ભરાઈ છે અથોકરે. ॥ ૧૮ ॥ બ્રહ્મરૂપના દરશન કરવારે, ઉભા પાતક સહુ નીસ્તરવારે; એવે વીપ્ર તણુ વ્રંદ આવેરે, લોક મોતિ ને પુષ્પે વધાવેરે. ॥ ૧૯ ॥ પેઠા નગ્રમાં બ્રાહ્મણ લોકરે, સહુનો ટળ્યો સંતાપ શોકરે, એક બાંધ્યો હતો મુકામરે, ત્યાંતો આપ્યો વીપ્રોને ઠામરે. ॥ ૨૦ ॥ મુકયા બબે સેવક પાસરે, કરે પુરણ શેવા દાસરે; આવે પ્રજા દરશણ કરવારે, પુછે પ્રષ્ણો સંસાર તરવારે. ॥ ૨૧ ॥ તેના ઉતરથી જ્ઞાન થાયરે, ઘણો જેજેકાર વરતાયરે; પછી કુન્તાજી વધ્યાં વચનરે, હવે શું કામ જુગજીવનરે. ॥ ૨૨ ॥ બોલ્યા પ્રભુ નીકુળ ત્યાર થાવોરે, તમો મંન્ડપ જઇ લઇ આવોરે; તવ કુન્તાજી કહે તનરે, ઉઠો કરી લ્યો બેટા ભોજનરે. ॥ ૨૩ ॥ તવ ચાલ્યો માદરિ તનરે, કરવા બેઠો ભોજનરે; તવ શેદેવજીને શામરે, મળીયા એકાન્ત મુકામરે. ॥ ૨૪ ॥ બોલ્યા શેદેવ સુણો ગોપાળરે, જાય છે ન્હાના ભાઈ પાતાળરે; કાળી નાગ છે કાળનો કાળરે, તેની કોણ લેશે સંભાળરે. ॥ ૨૫ ॥ કહ્યું કૃષ્ણે કરો વિવેકરે, લખો પાતાળ પત્ર એકરે, ત્યાં છે ભીમ તણો સંતાનરે, નાગ કન્યા સુત બળવાનરે. ॥૨૬॥ લેશે નિકુળની સંભાળરે, અપાવે મંન્ડપ એ બાળરે.

ઝડપના દોહરાનો રાગ.

તવ શેદેવ પત્ર લખીયો, સાંભળને તું રાય; નીકુળજીના જામા કેરી, કસે બાંધ્યો માંય. ॥ ૨૭ ॥ તે કોની નજરે નવ પડે, તેવો બાંધ્યો સાર; એવે નીકુળ જમી ઉઠયા, પેહેર્યારે શણગાર, ॥ ૨૮ ॥ શુરવાળ કવચ બક્તર જામો, પેહેરી લીધો ઝટ; કટીયે સૌ આયુધ બાંધ્યાં માથાપર મુગટ. ॥ ૨૯ ॥ ત્યાર થઇ પોતે નીકળીયો, આબુ ઉપર જાય, પાતાળ જવા દ્વાર ત્યાં છે, ઉતરિયો તે માંય. ॥ ૩૦ ॥ પરવરીયો પાતાળ વીશે, કાળી નાગને ધામ; બારણે જઇને ઉભો રહયો, લીધું કાળીનું નામ. ॥ ૩૧ ॥ તે વેળા કાળી નાગસુતો, જેનાથી સહુ કાંપે; એ કાળી નાગની નાગણીયો, તે બેઠી અંગ ચાંપે. ॥ ૩૨ ॥ તેમણે ઘાંટો સાંભળ્યો કે, તરત આવી બ્હાર; મહા રૂપવંતો પુરૂષ દેખી, કીધો નમસ્કાર. ॥ ૩૩ ॥ એ રૂપવંતા કેમ પધાર્યા, કાળી છે કાળનો કાળ; ઘાંટા ન કાઢશો જાઓ પાછા, અમને તમારી ફાળ. ॥ ૩૪ ॥ ધન્ય તમારિ જનેતાને, કેવું કઠીણ હૈયું, આવું રૂપાળુ મરવા

માટે, બારણે કાઢયું છેયું. ॥ ૩૫ ॥ તમારી કામનીનું કાળજું, કઠોરૂ અપરંમપાર; આવો રૂપાળો ઘર બ્હાર કાહાડયો, અલબેલો ભરતાર. ॥ ૩૬ ॥ સુંદીર કાન્તી મનહર છબી, નંદ કુંવર જેમ કાળા, તેવી સુંદીર છબીના તમે, ગૌર વરણ રૂપાળા, ॥ ૩૭ ॥ કૃષ્ણે કાળી નાગ નાથ્યો, બહુ પરશેવો વળીયો; તો તમારૂ કેટલું ગજુ, છે કાળી નાગ બળીયો. ॥ ૩૮ ॥ નિકુળ બોલ્યો એ શું કરશે, ધાંટા કાઢીને રૂઠયો; એના હોકારા સાંભળીને, કાળી જાગી ઉઠયો. ॥ ૩૯ ॥ રક્ત લોચને રાતો તાતો, થયો કાળનો કાળ; ક્રોધ ધરીને નિકુળ ઉપર, નાંખી વીશની જવાળ. ॥ ૪૦ ॥ તવ નીકુળને લ્હેર ચઢી, પ્રાણજ ઉંચો ચઢીયો; સુદ્ધી બુદ્ધી વિનાનો થૈને, મારગમાં જઈ પડીયો. ॥ ૪૧ ॥ નાગણીયો તવ ઘરમાં નાઠી, બહુ ચીંતામાં પેઠી; કાળી નાગનો ક્રોધ દેખી, શરિર ચાંપવા બેઠી, ॥ ૪૨ ॥ બેભાન થઇને નીકુળ પડીયો, એવામાં શું થાય; ત્રીસ કે ચાળીસ બાળક કેરૂં, ટોળું આવ્યું ત્યાંય. ॥ ૪૩ ॥ તેમાં સરદાર બબરીક સૌનો, વ્રકોદરનો તન; તેણે નિકુળ પડયો દેખીને, વીચાર કીધો મન. ॥ ૪૪ ॥ છે કોઇ પ્રાણી પૃથવી કેરો. લેહેરમાં પડયો છે સાર; કાહાડી લેવા લાયક એને, અંગે છે સણુગાર. ॥ ૪૫ ॥ એમ જાણી સહુ છોકરાંને, કાઢી મુકયાં મારી; પછી નીકુળ અંગેથી લીધાં, આભુશણ ઉતારી. ॥ ૪૬ ॥ કવચ બક્તર મુગટ જામો, તે પણ કાઢી લીધો; શુદ્ધી વીનાનો નિકુળજી છે, સુરવાળ રહેવા દીધો. ॥ ૪૭ ॥ પછી પોતાને ઘેર ગયોને, માતાને કહયું આવ્યો; પૃથ્વીનો પ્રાણી પડયો છે તેનાં, વસ્ત્ર આભુષણ લાવ્યો. ॥ ૪૮ ॥ એમ કહી મુકયાં માત પાસે, નાગ કંન્યા તે જેય; આવા રૂપાળા દાગીના પેહેરે; તે કેવો રૂપાળો હોય. ॥ ૪૯ ॥ દાગીના જોઇને મુગટ જેયો, તેનિ શોભા બહુ દીઠી; એવામાં જામો જેતામા કસે, જેવામાં આવી ચીઠી. ॥ ૫૦ ॥ તે છોડીને વાંચી જોઇ, જાણ્યો સમાચાર સારો; એ દિકરા એતો તુજ કાકા, નિકુળ દીયર મ્હારો, ॥ ૫૧ ॥ જા દોડતો તું એમનિ પાસે, ઉતરી હશે લ્હેર; મંન્ડપ લેવા આવ્યા છે એતો, તેડી લીઆવો ઘેર. ॥ ૫૨ ॥ એટલે બબરીક કાકાની પાસે, આવીયો તેણી વાર; તવ નીકુળને સુદ્ધી આવી. ઉઠયો કુન્તી કુંવાર. ॥ ૫૩ ॥ અરેરે લુગડાં થયાં મોઘા, પડીયુ દારૂણ દુખ; કામ કર્યા વણ ઘેર જઇને, શું દેખડાવું મુખ. ॥ ૫૪ ॥ એવામાં બબરીક બોલ્યો, કાકા સુણો વચન; વસ્ત્ર ને સણુગાર લે-

ઈ ગયો છું, હું ભીમશેનનો તન. ॥ ૫૫ ॥ વીશ ખાઇ પાતાળ પડયા તા, વર્યા હતા મુજ માત; તે નાગ કન્યા નો દીકરો હું, જાણતા હશો વાત. ॥ ૫૬ ॥ નીકુળને તવ હીંમ્મત આવી, જાણી સાચી પેર; બબરીક કાકાનો હાથ ઝાલી, તેડી લાવ્યો ઘેર. ॥ ૫૭ ॥ નાગ કન્યાએ આવકાર દીધો, દિધાં વસ્ત્ર શણગાર; રસોઈ કરીને જમાડયાં, દાળ ભાતને કનસાર. ॥ ૫૮ ॥ પછી ખાધાં પાન સોપારી, બબરીક બોલ્યો એમ; સર્વની ખબર પુછીને કહયું; તમે પધાર્યા કેમ. ॥ ૫૯ ॥ વળણ. ॥ કાકા કેમ પધારીયા, તે સઘળી કહો પેર; તવ ત્યાં નીકુળ બોલીયા, યજ્ઞ આપણે ઘેર.

---

## કડવું ૧૨ રાગ કલ્યાણની છાયાની ચોપાઇ.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ જનમેજે રાજન: બોલ્યો નીકુળ થઇને મગ્ન, આપણે ઘેર રાજસોઇ યજ્ઞ. ॥ ૧ ॥ તે યજ્ઞમાં પડયો છે ખપ્પ, જોઇએ સવરાટ મંડપ્પ; માટે કાળી કને લેવા આવ્યો, મને ફુંક મારીને ઉડાવ્યો. ॥ ૨ ॥ તેથી પડયો થઈ બે ભાન, મને તેં લુટયો સંતાન; બોલ્યો બબરીક લાગા પાય, કાળી નાગ મ્હારો મામો થાય. ॥ ૩ ॥ પછી કહયું તું સાંભળ માત, કેવો ફાટયો છે તારો ભ્રાત; મુજ કાકાની લજ્યા લીધી, મ્હારી ઇજ્જત હલકી કીધી. ॥ ૪ ॥ માટે કરી નાંખુ કાળો કેહેર, તારા ભાઇને મારૂં ઠેર; કરૂં ઉજડ બધું મોસાળ, આણું કાળી નાગનો કાળ. ॥ ૫ ॥ કેમ નાંખી વીશની જ્વાળ, શું એ બહુ જબરો પાતાળ. કીધો ક્રોધ અતિ મન સાથ, નાગ કન્યાયે ઝાલ્યો હાથ; ॥ ૬ ॥ બેટા ચાલો વ્હેવાર વટે, મામાને મારવો નવ ઘટે; એણે ઓળખ્યો નહી તુજ કાકો, તેથી ક્રોધ કરેલો પાકો. ॥ ૭ ॥ કરે મોસાળ ઉજડ જેહ, ખરો નીરદય ભાણેજ તેહ; ટાળે માત તણો વીસરામ, ઠરે જનેતા કીયે ઠામ. ॥ ૮ ॥ બોલ્યો બબરીક સમજ્યો આજ, કેમ ખોવું કુટુંબની લાજ; ખુએ તાત તણિ શોભાય, તેતો કપુત સુત કેહેવાય. ॥ ૮ ॥ પેહેલુ કુટુંબ પછી મોસાળ, એવું સમજે સપુત બાળ; નાગ કન્યા કહે સુણ તન, જાતું મામાને ભોવન. ॥૯॥ જઇ માગી લે મંન્ડપ; આપે તો ટંટાનો શો ખપ; નવ્ય આપે તો લડાઇ થાય, પછી મ્હારો નહિ ઉપાય. ॥ ૧૦ ॥ બોલ્યો બબરીક વારૂ માત, કહિ કાકાનો ઝાલ્યો હાથ, ચાલો મા-

આની મજા બતાવું, નહી આપે તો મારીને લાવું. ॥૧૧॥ એમ કહીને તતપર થયો, કાળીનાગ તણે ઘેર ગયો; પેઠો ધાંટા કાઢતો ઘરમાં, કેમ મામા ભરયો છે છરમાં. ॥ ૧૨ ॥ મારા કાકા ઉપર ધર્યો કાળ, કેમ નાંખી તેં વીશની જ્વાળ; હુંગમાંથી કાળીનાગ જાગ્યો, બબરીકને કેહેવા લાગ્યો. ॥ ૧૩॥ હું શું જાણું તારો કાકો થાય, અજાણ્યાનો ન દોશ ગણાય. બોલ્યો બબરીક સંદેહ ખોઈએ, લાવો સવરાટ મંડપ જોઇએ. ॥ ૧૪ ॥ કહ્યું કાળીનાગે મ્હારો નથી, એના માલીક છે સુર પતી; દેવલોકનો મન્ડપ એહ, સોંપ્યો ઇંદ્રરાજાએ તેહ. ॥ ૧૫ ॥ માટે મુજથી કેમ દેવાય, સુણે બ્હારથી નીકુળ રાય; બોલ્યો બબરીક લૈ જવો મ્હારે, કહે શું કરવું છે તારે. ॥ ૧૬ ॥ કહ્યું કાળીયે મરશોમાં મથી, એતો મન્ડપ મળવાનો નથી; સુણી બબરીકને ચઢી રીસ, ગેડી મારી મામાને શીશ. ॥ ૧૭ ॥ કહ્યું કાળીનાગે માર્યો મુને, હવે ન ગણું ભાણેજ તુને; કહી સામો થયો તે વાર, ચાલી બેઉને મારા માર. ॥૧૮॥ મારે પુંછ ફણાનો માર; કોપ્યો બબરીક અપરમપાર; એતો દારૂણ દૈવત દાખે, કાળીનું અંગ કચરી નાંખે. ॥ ૧૯ ॥ કરે ગેડી તણો બહુ પ્રહાર, ખેંચી લાવ્યો ભોવન બ્હાર; કાળીને અંગ રૂધિર છુટે, જોઈ નીકુળ કાખલી કુટે. ॥ ૨૦ ॥ ઠીક વળે છે મ્હારૂં વ્હેર, મુને નાંખાતિ વિશની લ્હેર; મારે બબરીક ગેડીનો માર, તેથી વહે રૂધીરની ધાર. ॥ ૨૧ ॥ આવી કાળીનાગની નારી, તમે શાને નાખો છો મારી, અહો ભાણેજજી કષ્ટ કાપો, અમને હેવાતણ આપો. ॥૨૨॥ તવ બબરીકને દયા આવી, દીધો નાગણીઓએ છોડાવી, તેથી મામાને મુકી દીધો, ઘરમાં જઈ મન્ડપ લીધો. ॥ ૨૩ ॥ કાળીનાગ રહયો નવ જોઈ, એને રોકી શકયું નહી કોઇ; તેડી ગયો કાકાને ઘેર, કહિ જનેતાને બવિ પેર. ॥ ૨૪ ॥ માતા આગના આપો મને, મારે જાવું છે તાતજી કને, બોલી નાગ કન્યા મુખ એમ, તુજ વિના મુને ગમે કેમ. ॥ ૨૫ ॥ રાત્રીએ નીંદ્રા નવ આવે, દીવશે રાંધી ખાવું ન ભાવે; બોલ્યો નીકુળ કયાંથી હું આવું, આવ્યોછું ત્યારે તેડી જાવું. ॥ ૨૬ ॥ એમ મ્હોઢા ઉપરનું કહયું, પણ મનમાં તો કેવું થયું, જો એ છોકરો સાથે આવે, તોતો જસ લેવાનો ન ફાવે. ॥ ૨૭ ॥ મેં તો ઇજ્જત ખોઇ પાતાળ, તે બધી વાત કહી દે બાળ; દીધો મંન્ડપ આ છોકરે, કામ કરેલું એનું ઠરે. ॥ ૨૮ ॥ માટે આવે નહીતો સારૂ, જોઇએ શું થાય છે વારૂ; નાગ કન્યાયે કર્યું રૂદન, તવ બોલ્યો બબરીક તન. ॥૨૯॥

કાકા લ્યો મન્ડપ તમે જાવો, મ્હારે કલેશ થાયછે હાવો; કહયુ નિકુળે રહો તન; ભાભી કરશો નહી રૂદન. ॥ ૩૦ ॥ નથી આવતો બબરીક બાળ, કન્યા છાની રહી ત્રતકાળ; દિધી દીયરજીને વીદાય, લેઇ મન્ડપ નીકુળ જાય. ॥ ૩૧ ॥ નીકળ્યો આબુગડને દ્વાર, ત્યાંથી નગ્રમા ગયો તેવાર; જઇ કુન્તાને પડીયો પાય, લ્યો હું મન્ડપ લાવ્યો માય. ॥ ૩૨ ॥ ત્યાંતો બેઠા છે ચારે ભ્રાત, વળી કૃષ્ણ પ્રભુ સાક્ષાત; બોલ્યાં કુન્તાજી મુખ વચન, કેમ કરિને લાવ્યો તુ તન. ॥ ૩૩ ॥ કાળીનાગ છે કાળનો કાળ, ભલી ન નાંખી વિખ જવાળ; એને કૃષ્ણજીએ વશ કરીયો, ત્યારે પરશેવો ઉતરિયો. ॥ ૩૪ ॥ એવો બહુ બળીયો પ્રખ્યાત, કેમ જીત્યો ત કહે વાત; બોલ્યો નીકુળજી તતાકળ, માતા હું તો ગયો પાતાળ. ॥ ૩૫ ॥ કાળી નાગનું પુછયું ધામ; જઇ ઉભો એને મુકામ;મેં તો ચાંદા કાઢયા બે ચાર,તેથી આવી બધી એની નાર. ॥ ૩૬ ॥ મને લાગી તે સરવે કેહેવા, તમો રૂપાળા કૃષ્ણજી જેવા; એવામાં કાળી જાગી ઉઠયો, મુને દેખીને રોશમાં રૂઠયો. ॥ ૩૭ ॥ એણે નાખી વીશની જ્વાળ, મને રીસ ચઢી તતકાળ; માર મારીને બેભાન કીધો, એને મારગમાં ફેંકી દીધો. ॥ ૩૮ ॥ જઇ ઘરમાંને મન્ડપ લાવ્યો, એવિ રીતે જીતીને આવ્યો; જાણ્યું શેદેવે થયો અહંકાર, કહયું કેટલો જમ્યા કંસાર. ॥ ૩૯ ॥ ભીમ ચેતી ગયો બધી પેર, કહ્યું ગયો હશે મુજ ઘેર; તવ નિકુળે એમ જાણ્યું, કદી કપટ ન રહે છાનું ॥ ૪૦ ॥ એમ સમજીને બોલ્યો વાણી, હવે સાંભળો સાચુ જાણી; ભીમભાઇની જય જય થાજો, એનાં દુખને દળદર જાશે. ॥ ૪૧ ॥ હું તો ગયો હતો પાતાળે, મુને કાળીયે નાંખી જ્વાળ. પડયો પંથમાં થઇ બેભાન; આવ્યો ભીમ તણો સંતાન. ॥ ૪૨ ॥ મારાં હર્યાં વસ્ત્ર સણગાર, તેમાંથી જાણ્યા સમાચાર; પછી કળવળી મને જ્યારે, એને ઘેર તેડી ગયો ત્યારે. ॥ ૪૩ ॥ દીધો ભોજાઇએ આઉકાર, મને જમાડયો કંસાર; ભીમનો સુત બબરીક નામ. બહુ પ્રાક્રમી રૂપનો ધામ. ॥ ૪૪ ॥ કાળીનાગ એનો થાય મામો, પણ તે થયો તેના સામો, કીધો કુંવરે કાળો કેહેર, માર મારી લીધું મુજ બ્હેર. ॥ ૪૫ ॥ ઘણી કરગરી કાળીની નારી, નહિતો ઠેર નાખત મારી; સરજોરીથી મંડપ લીધો, મુને આપીને વીદાય કીધો. ॥ ૪૬ ॥ શીવ બ્રહમા એનાથી હારે, ભાઇ ભીમ એવો સુત તારે; ભીમ કહે સુણો દીનાનાથ, કહિ મુછે નાંખ્યો હાથ. ॥ ૪૭ ॥ પ્રભુ સુત તમારે અ-

નેક, પણ પ્રાક્રમી ન મળે એક; મારે બબરીક દિકરો કેવો, જુવો પ્રાક્રમી પુરૂશ એવો. ॥ ૪૮ ॥ એનાથી શીવ સરખા રે છેટા, જેવા બાપજ તેવા બેટા, મુજ પુત્રે મન્ડપ કાજ સરીયું; તેથી એ કામ મેં કર્યું ઠરીયું. ॥ ૪૯ ॥ વળણ. ॥ સુણી સામળીયો, બોલીયા, સત્ય વદો છો આપ; વલ્લભ વદે કૃષ્ણે કહ્યું, યજ્ઞ તમો પરતાપ. ॥

## કડવું ૧૩ રાગ સાખીની ચાલ.

વૈશમ પાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સભા પરવ મહીમાય. ॥ ૧ ॥ ભીમને ભગવાને બુલાવ્યો, પછી બોલ્યાં કુન્તાય; હવે કીયું કામ કરવું; ઓરે જાદવ રાય. ॥ ૨ ॥ પ્રભુએ કહ્યું દેશ દેશાન્તર, પત્રની જુક્તી જોડાવો; મનુશ પશુ પક્ષી કેરાં, સહુ બંધન છોડાવો. ॥ ૩ ॥ તવ દેશે દેશ પત્રો લખીયા, સહિ કરી ધર્મ ભુપાળ; તે પત્રો રાજાઓએ વાંચ્યા, બંધ છોડયા તતકાળ. ॥ ૪ ॥ પશુ પક્ષી મનુશ માત્રો, છોડી મુકયા તે વાર; જરાસને એક ન છોડયો, કેદી વીસ હજાર. ॥ ૫ ॥ પાન્ડવને પત્ર લખી જણાવ્યો, આપણે નથી નેક; રાજા લોક મ્હારે ઘેર કેદી, નહી છોડું કોઇ એક. ॥ ૬ ॥ પાન્ડવને તે પત્ર પોહોચ્યો, વાંચી કર્યો વિચાર; પ્રભુએ કહ્યું વ્રકોદર બળીયા, થાવો યુધે તઇઆર. ॥ ૭ ॥ એતો છે કામ તમારે માંથે, માટે ઉઠો રણધીર; તવ ભીમ કહે વસ્ત્ર પ્હેરો, ઓરે અરજુન વીર. ॥ ૮ ॥ તમારે કામે હું આવ્યોતો, તમે ચાલો મુજ કામ; અરજુન કહે સારૂ ન્હોતું, સાંભળો સુંદીર શામ. ॥ ૯ ॥ પ્રભુ કહે કે જોડે જાવું, તેમાં શું આવે જોર; અરજુનજી કહે ખુશી તમારી, રથ જોડો કીશોર. ॥ ૧૧ ॥ એમ કહી જઇ વસ્ત્રો પેહેર્યાં, હાથ લીધાં હથીઆર; રથ જોડીને આગળ ઉભા, પોતે જુગદાધાર. ॥ ૧૧ ॥ વ્રકોદરે વસ્ત્રો પેહેર્યાં; કટી કશીને બાંધે; દ્રુપતનાં ઘરની ગદા તે, તરત લીધી ખાંધે. ॥ ૧૨ ॥ પારથ આવી રથ બીરાજ્યો, હાંકયો શ્રી રણછોડ; વાયુનંદન આગળ ચાલ્યો, જાય છે જોડા જોડ. ॥ ૧૩ ॥ મગજ દેસે આવી પોહોચ્યા, નગ્ર રહ્યું ગાઉ ચાર; એટલે ભીમની પ્રત્યે બોલ્યા, પોતે વિશ્વાધાર. ॥ ૧૪ ॥ આપણ ચાલ્યા જૈયે છૈયે, સુર ભર્યો સરવથી; નગ્રમાં રાયના હુકમ વીના, પેસવા દેનાર નથી. ॥ ૧૫ ॥ દરવાજે રોકીને લખે છે, કોણ ગાંમને કોણ નામ, તે ચીઠી દરવાન લેઇને, બતાવે

રાયને ઠામ. ॥ ૧૬ ॥ જરાસન તે વાંચી જોઇને, હુકમ કરે જેવો; તેનો જવાબ દરવાજે આવે, ત્યારે બને ખેલ તેવો. ॥ ૧૭ ॥ એવિ ઘણી પરડ થાયે, એમાંથી વધશે દ્વેશ; બ્રાહ્મણને જવાની રજા છે, લ્યો વિપ્રનો વેશ. ॥ ૧૮ ॥ આયુધને રથ આ જંગલમાં, મુકીને આપણ જૈયે; બ્રાહ્મણ વેશે જરાસનના, ઘરમાં ભેગા થૈયે ॥ ૧૯ ॥ ભીમ કહે ખરી વાત માહારાજા,કહી જંગલમાં ગયા; રથ ઘોડા ગફામાં મુકયા,વિપ્રને વેશે થયા. ॥ ૨૦ ॥ આયુધ સૌનાં રથમાં મુકયાં, અરજુને શું કીધું; તીછક નાગનો મંત્ર ભણીને, એક બાણ કરમાં લીધું. ॥ ૨૧ ॥ તે બાણ માર્યું કે નાગ પ્રગટયો, રથને વીંટાઇ વળીયો, ફણા માંડીને ચોકી કરવા, બેઠો તે નાગ બળીયો. ॥ ૨૨ ॥ અરજુને કહ્યું સાચવજે સૌ, નહી તો કાઢીશ મુળ; જો કાંઇ મ્હારી વસ્તુ જશેતો, ભસ્મ કરૂ તુજ કુળ. ॥ ૨૩ ॥ એમ કહીને વિપ્રને વેશે, ચાલ્યા તેણીવાર; તે સમે શીવ શેવા કરવા ગયો, બે માતાનો કુંવાર. ॥ ૨૪ ॥ બે માતનો સુત જરાસન છે, સંદે ધરે શ્રોતાજન; તે સંદે સહુ સાંભળી લેજો, બે માતનો કેમ તન ॥ ૨૫ ॥ જરા રાણીને જરા રાક્ષણી, તે બેઉ એની માય; પેટે ફરજન ન્હોતું માટે, કરતી શીવ શેવાય. ॥ ૨૬ ॥ એવામાં શીવ પ્રસન થયા, રાણીને એકવાર; પ્રગટ થઇ કહયું માગ્ય નારી, તવ માગ્યો કુંવાર. ॥ ૨૭ ॥ એટલે માહાદેવે કેરી આપી, જા વધશે ઘર સુત્ર; આ ફળ આખું ખાઈ જજેકે, તુજને થાશે પુત્ર. ॥ ૨૮ ॥ તે ફળ લૈ જરા રાણી ચાવી, મનમાં આનંદ પામી; તેવે સમે જરા રાક્ષણી, શોકને મળી સામી. ॥ ૨૯ ॥ તેણે હાથમાં કેરી દિઠી, રાણીને રોકી રાખી; પુછયું કે કયાંથી કેરી લાવી, એટલે રાણી ભાંખી. ॥ ૩૦ ॥ એ બાઇ માહાદેવ પ્રસન થયા, મુજ પર ઉલટ વ્યાપી; ભક્ષ કરેથી પુત્ર થવાનો, આ કેરી મુજને આપી. ॥ ૩૧ ॥ રાક્ષણી કહે આપ અડધી, આપણ બેઉ ખૈયે; બે જણને બે દિકરા થાશે, કોઇ વંજા ન કેહેવૈયે ॥ ૩૨ ॥ રાણી કહે હું તો નહી આપુ, રાક્ષણી બોલી એમ; ઝુંટાવીને બધી જૈશ ખાઇ, ત્યારે તું કરીશ કેમ. ॥ ૩૩ ॥ એટલે રાણી થર થર ધ્રુજી; કેરીની ચીરાડી કીધી; ઉભી ચીરી એક એને આપી, બીજીતો પોતે લીધી. ॥ ૩૪ ॥ બઉ જણીયે ભક્ષ કીધું, સુખની વ્રતી નેટ; અડધો અડધો ધર્ભજ રહયો, બે પ્રેમદાને પેટ. ॥ ૩૫ ॥ રાણી કરતાં રાક્ષણીયે તો, ફળ ભક્ષ પેહેલું કરીયું; તેથી પેહેલું રાક્ષણીને, અડધું અંગ અવતરીયું,

॥ ૩૬ ॥ માંથુ અડધું નાક અડધું, એક ચક્ષુ એક કર્ણ; એક પાસુ ને ભુજ એક છે, એક જંગા એક ચર્ણ. ॥ ૩૭ ॥ તે જોઇ રાક્ષણી કળ કળી ઉઠી, અડધો કુંવર લીધો; ડેરામાં જઈ શીવના ઉપર, પુત્રને મુકી દીધો. ॥ ૩૮ ॥ લેરે રડયા મ્હાદેવડા તું, અડધો તારો તન; નીચ જાતિ તે નીચું બોલી; ગૈ આપને ભોવન ॥ ૩૯ ॥ એવામાં અવતર્યું રાણીને, પુત્રનું અડધું અંગ; તે જોઇને એ રડવા લાગી, ભાગી ગયો ઉમંગ. ॥ ૪૦ ॥ આ મ્હારે શા કામનું છે, જૈ પાછું આપી આવું; જો મ્હાદેવજી આખો પુત્ર; આપેતો પાછો લાવું. ॥ ૪૧ ॥ એમ કહીને ગઈ ડેરામાં, શીવ તણું ધ્યાન ધરતી; ઉત્તમ જાતીની દીકરી છે, બીજું નથી ઓચરતી. ॥ ૪૧ ॥ ડેરામાં આવી દીકરો લાવી, ઊમંગ થયો છે ભંગ; એવે જળાધારી ઉપર દીઠું, પુત્રનું અડધું અંગ ॥ ૪૨ ॥ તે બેઉ ચીતાળીયાં લીધાં ખોળે, રડવા લાગી થઇ રાંક;ઓરે શંભુ ભવીશ મ્હારૂં, નથી તમારો વાંક. ॥ ૪૩ ॥ શોકે કેરી ચીરાવી ખાધી, ચીરી ચીરી થયું અંગ; પણ કૃપા કરીને કરો આખો. પુત્ર મ્હારે ઉછંગ. ॥ ૪૪ ॥ પ્રગટ થૈ એટલું કરી આપો, તો શેવ્યા પરમાણ; કામ નહી કરોતો છેવટ, કાહાડીશ મ્હારો પ્રાણ. ॥ ૪૫ ॥ એવાં દીનતાના વચન બોલી, પ્રગટીયા માહાદેવ; રાણીના ઉછંગમાંથી લીધાં, ચીતાળીયાં તતખેવ. ॥ ૪૬ ॥ ભેગાં કરીને ભોળા શંભુએ, ફરતો ફેરવ્યો હાથ; એટલે પુત્ર સજીવન થયો, બોલ્યા ઉમીયા નાથ. ॥ ૪૭ ॥ લે બાઇ તારો દીકરો તું, એ બહુ પ્રાક્રમ કરે, નહીં લોઢેથી નહીં લાકડેથી નહી પાશાણથી મરે. ॥ ૪૮ ॥ નહીં હાડકેથી નહીં ચાંમડેથી, કોઇ રીતે નહીં મરણ; એટલે રાણી પુછવા લાગી, માહાદેવને નમી ચરણ. ॥ ૪૯ ॥ આ દીકરો શું અમ્મર આપ્યો, ઓરે ત્રીપુરારી, શીવજી કહે સાંભળ નારી, ધ્યાંનમાં લે વાત મ્હારી, ॥ ૫૦ ॥ કોઇ એને ઉભો ચીરો, ચીતાળીયાં કરી નાંખો; તોપણ ગબડીને મળે ભેગાં, પાછો થઇ જાય આખો. ॥ ૫૧ ॥ પણ કોઇ ચીરીને ચીતાળાં કરી, વચમાં કરે શીવ બાણ; તવ ચીતાળીયાં ભેળાં ન થાયે, નીકળી જાશે પ્રાણ. ॥ ૫૨ ॥ એમ કહીને પુત્ર આપ્યો, નારી ગઇ નીજ ધામ. આનંદથી ઉછેરે એને, ધર્યું જરાસન નામ. ॥ ૫૩ ॥ તે જરાસન મ્હોટો થયો, કરતો રાજયાસન, ગઉ બ્રાહ્મણ પર પ્રીતી સારી; કરે સીવ પુજન. ॥ ૫૩ ॥ એ રીતે બે માનો જણેલો શીવ શેવા કેવી કરે; વાહાણામાં

ઉઠી નાહી ધોઇને, માહાદેવમાં સંચરે. ॥ ૫૫ ॥ ચંદન પુરપથી પુજન કરે, ધરે સુત્રણનું છત્ર; ધુપ દિપ નૈવેદ ધરાવે, ચઢાવે બીલી પત્ર. ॥ ૫૬ ॥ સવાસોમણની આરતી લે, શીવને સારૂ લગાડે; સોમણનો ઘંટ કાંને બાંધિ, શીશ ધુણાવી વગાડે. ॥ ૫૭ ॥ એ રીતે શીવ શેવા કરીને, ઘેર પોતાને જાય; દરવાજે દરવાજે સોધાવી, વીપ્ર મંગાવે ત્યાંય. ॥ ૫૮ ॥ તેમને આસન આપી બેસાડે, કરાવે ભોજન; પછી મુખવાસ દક્ષણા આપે, લે સ્વસ્તી વચન. ॥ ૫૯ ॥ તે પછી વિપ્રને વિદાય કરે. જમવા ધરે હુલ્લાસ; વિપ્રના આસનમાંથી અનના, પ્રથમ ભરે પાંચ ગ્રાસ. ॥ ૬૦ ॥ તે પછી અન બીજુ જમે, એવો છે ધર્મનો ધામી; પણ શીવ સાચાને વિષ્ણુ જુઠા, એ ભેદની છે ખામી. ॥ ૬૧ ॥ ॥ વળણ ॥ ખામી એમાં એટલી' વળી બળ તણો એહંકાર; વદે વલ્લભ બેઉ ગુણથી, અધ્રમનો સરદાર. ॥ ૬૨ ॥

---

## કડવું ૧૪ રાગ આશાવરીની ચાલ.

વૈશમ પાયે એણિપેરે બોલ્યા, સુણ જનમેરાય; વિસ્તારી તુજને સંભળાવું, સભા પરવ મહિ માય. ॥ ૧ ॥ જરાસનમાં એટલી ખામી, બીજી નહી લગાર; ક્ષત્રી નંદન કેદ કર્યાં છે, પોતે વીસ હજાર. ॥ ૨ ॥ ભોંયરામાં ગોંધી મુકેલા, બેડી જડીને રળાવે; કદી કરેલું નહી તેવાની, પાસે દૈણુ દળાવે. ॥૩॥ એવો જરાસન જોરાવર છે, જાણે છે જુગદાધાર; કૃષ્ણ પ્રભુને નસાડેલા, યુધથી સત્તર વાર. ॥ ૪ ॥ તેને ત્યાં તે ત્રૈણે આવ્યા, દરવાજા લગ ભગ થાય; એવે જરાસન શીવ શેવા કરી, આવ્યો છે મ્હેલની માંય. ॥ ૫ ॥ પોતે મોકલ્યા છડીદારોને, નગ્રને દરવાજે જાવો; જેટલા બ્રાહ્મણ મળે તેને, જમવા તેડી લાવો. ॥ ૬ ॥ એટલે એના શેવક ચાલ્યા, દરવાજે દરવાજે જાય; ભીમ ભગવાનને અરજુન જયાં છે, ત્યાં આવી પડયા પાય. ॥ ૭ ॥ ચાલો મ્હારાજા ભોજન સારૂ, તેડે છે રાજન; એટલે તેની પુઠે ચાલ્યા, બે ભ્રાત જુગજીવન. ॥ ૮ ॥ વિપ્રને વેશે મોહોલમાં ગયા, પાય પડયો જરાસન; પધારો કહી માન્ય દીધું, બેસવા દીધાં આસન. ॥ ૯ ॥ સ્વચ્છ પણે થાળ ભરીને લાવ્યો, સાંમગ્રી માંહી અનુપ; આગળ ઘ્રતના દીપક મુકયાં, અગરબત્તીના ધુપ, ॥ ૧૦ ॥ પછી જમવા આગ્ના દીધી, પોતે જરાસન; નિચું ઘાલીને ત્રૈણે જણાયે, કરી લીધું ભોજન.

॥ ૧૧ ॥ હાથ ધોઇને મુખ પખાળ્યાં, એટલે મુખવાસ દીધા, બ્રાહ્મણની રીતી પરમાણે, અળગે હાથે લીધાં. ॥ ૧૨ ॥ પછી જરાસન દક્ષણા લાવ્યો, માહારાજા દાન લ્યોને; તમારા અધીકાર પ્રમાણે, સ્વસ્તી વચન કોહોને. ॥ ૧૩ ॥ ત્રણે જણાયે વિચાર કીધો, આપે તેતો કદી લેઇયે; પણ ક્ષત્રીની જાતી થઇને, સ્વસ્તિ વચન કેમ કહીયે. ॥ ૧૪ ॥ વિપ્ર વીના સ્વસ્તી વેણ બોલે, તે નર્કનો અધીકારી; સફળ સુક્રીત નીરફળ થાયે; વિવેક વાત વિચારિ. ॥ ૧૫ ॥ એમ જાણી કાંઇ શબ્દ ન બોલ્યા, બે ભાઇને દિનાનાથ; નીચું જોઇને બેશી રહ્યા છે, ઉંચા કરી રહ્યા હાથ. ॥ ૧૬ ॥ બીજી વેળા જરાસન બોલ્યો; કે વારનો મરૂ મેથી; હાથ ધર્યા પણ સ્વસ્તી વચન, કોહો કેમ કેહેતા નથી.॥૧૭॥ તોપણ કોઈ કાંઇ ન બોલ્યા, સ્વસ્તી કેહેવાય કેમ; એટલે માલીક મગજ દેશનો, તેને પડ્યો બહુ વેમ. ॥૧૮॥ કે વારના સ્વસ્તી નથી કેહેતા, છે કપટી જન કોય; વિપ્રને કેહેતાં વાર ન લાગે, માટે આ બ્રાહ્મણ ન્હોય. ॥૧૯॥ એમ જાણીને ખડગ લીધું,માહારાજ દક્ષણા લ્યોને; શા સારૂ તમે બોલતા નથી, સ્વસ્તી વચન કોહોને. ॥ ૨૦॥ તોયે પણ કોઇ નવ બોલ્યા, તમે છો કોણ જાત, એમ જરાસન પુછવા લાગ્યો, સાચી કહી દો વાત. ॥ ૨૧ ॥ તોપણ ઉત્તર જરા ન દીધો, પ્રગટી રાયને રીસ, બોલો નહીતો ખડગ વતી, છેદુ તમારા શીશ. ॥ ૨૨ ॥ એટલે આકુળ વ્યાકુળ થૈને, બોલી ઉઠયો ભેમ; ઓરે જરાસન આવડા બધા, સપડાવે છે કેમ. ॥ ૨૩ ॥ ક્ષત્રી કેરા નંદન અમે, ઇંદ્રપસ્ત છે ગામ; કુન્તાજીનો દીકરો હું, ભીમશેન મ્હારૂં નામ. ॥ ૨૪ ॥ તવ જરાસન હશીને બોલ્યો, ધન્ય સતિના તન, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ તમે છો, મુને કર્યો પાવન. ॥ ૨૫ ॥ વણ તેડયા મુજ ઘેર પધાર્યા, ઉગ્ર દીવસ મ્હારો હોણ; તમારી જોડે જમણે હાથે, બેઠુ છે તે કોણ. ॥ ૨૬ ॥ ભીમશેન બોલ્યો સાંભળ રાજા, સત્ય વદુછું વાત; મછાવેધન કરનારો એ, અરજુન મારો ભ્રાત. ॥ ૨૭ ॥ જરાસન કહે ભલે પધાર્યા, જેના ગુરૂ દ્રોણ; તમારી જોડે ડાબે હાથે, બેઠુ છે તે કોણ. ॥ ૨૮ ॥ એટલે પ્રભુએ પગ દાબ્યો, સાન કરી શ્રી શામ; જરાસન પુછે પણ તમે, ન દેશો મ્હારૂં નામ. ॥ ૨૯ ॥ તોપણ ભીમશેન બોલી ઉઠયો, અરજુનના એ સાળા; દેવકીજીની દિકરાએ, કૃષ્ણજી દ્વારીકાં વાળા. ॥ ૩૦ ॥ એવુ વચન સાંભળીને, ક્રોધમાં બોલ્યો એમ; એ ભરવાડો એ પેંડારો, મુજ ઘેર આવ્યો કેમ. ॥ ૩૧ ॥ ઘર બધું

અભડાવિ માર્યું, ગાય તણે ગોવાળે; ભીમ કહે જરા બોલ વીચારિ રહે કાંઇ ઢંગ ઢાળે. ॥ ૩૨ ॥ અમારિ સાથે આવ્યા છે માટે.તુજથી નવ બોલાય;જરાસન કહે ઠીક ત્યારેતો, હવે કેમ કેહેવાય. ॥ ૩૩॥ વારૂ ભીમ શેન ભલે પધાર્યા, કેમ આવ્યા મુજ ઘેર; ભીમ કહે ભાઈ તુજનેતો,મારવા આવ્યા ઠેર.॥૩૪॥કેદી લોકોને તે નવ છોડયા, તેથી તુજને હણવો બોલ્યો જરાસન બહુજ સારૂ, મને હઠીલો ગણવો. ॥ ૩૫ ॥ કહો કેવી રીતે મારવો છે, વારતા કરજો સુદ્ધ; ભીમ કહે ક્ષત્રીની રીતે, હણવો કરીને યુદ્ધ. ॥ ૩૬ ॥ જરાસન કહે બહુ સારૂ, ક્ષત્રી તણો એજ ધારો; તમારા ત્રણમાં મારી સાથે, છે કોણ યુધ કરનારો. ॥ ૩૭ ॥ ભીમ કહે તારી નજરમાં, આવે તેને લે માગી; બોલ્યો જરાસન અરજુનજી તો, સુંવાળા શુભ સભાગી. ॥ ૩૮ ॥ હરી ફરી બાણ વીધા જાણે, બીજુ તીજુ નહીં જોર; ભીમ કહે એ ગમે નહી તો, આ રહ્યા નંદ કીશોર, ॥ ૩૯ ॥ કહે જરાસન અભડાઉ હુંતો, લાન્છન વાળો નઠારો; તે કરતા કદી યુદ્ધ કરૂ પણ, મારી મુકેલો છે મ્હારો. ॥ ૪૦ ॥ ભીમ કહે ત્યારે મ્હારી જોડે, જો રેહેતું હોય મન માની; રાય કહે આવો છો નજરમાં, ભીમ તમે બે આની. ॥ ૪૧ ॥ ભીમ કહે તુ અડધી આની, મ્હારી નજરમાં આવે; જરાસન કહે મશ્કરી નથી, બોલો તમે જેમ ફાવે. ॥ ૪૨ ॥ પણ એક વચન મ્હારૂં માનો, મુજ ઘેર ખોરાક ખાવો; બરોબર એક માસ રહીને, ઘણા જોરાવર થાવો. ॥ ૪૩ ॥ ભીમે જાણ્યું કે ભાગ્ય ભળીયું, ખાધાની થઇ પેર; જરાસન કહે એકલા તમે, મહીનો રહો મુજ ઘેર. ॥ ૪૪ ॥ તમારા ભાઇને ઘેર રાખુ પણ, સાથે દેવકી તન; માટે બાગમાં મુકામ આપુ, નહી મારે ભોવન. ॥ ૪૫ ॥ ભીમે કહયું કબુલ મ્હારે, બોલ્યો જરાસન સાર; સાચુ કેહેજો સરમાશો નહીં, કેટલો તમારે આર. ॥ ૪૬ ॥ ભીમ કહે હું નહીં સરમાવું, મશ્કરી કરશો માં કોઇએ, ખોરાકીનો લાડુ એક વેળા, ટંકે સોમણ જોઇએ. ॥ ૪૭ ॥ બે વેળાએ બસે મણ ખાવું, પીવું પચીસ મણ દુધ્ધ; પછી જરાસન જોજે ઝપાટો, કરૂ તું સાથે યુધ્ધ. ॥ ૪૮ ॥ જરાસન કહે ખાવો ખોરાકી, હીમ્મત મનમાં ધરો; સો મલ તમને સોંપી મુકુ, તેનાથી કસરત કરો. ॥ ૪૯ ॥ એકજ માસ માં ત્યાર થાશો, તે પછી યુધ કરીયે; કોણ જીતે છે કોણ હારે છે, કાં મારીયે કાં મરીયે. ॥ ૫૦ ॥ એમ કહીને ભીમને રાખ્યો, નરને કહયું ઉભા થાવો; અરે છડીદાર આપણા બાગમાં, આમને તેડી જાવો. ॥

૫૧ ॥ સો શેવક શેવામાં રેહેજો, શેવા કરજો શુદ્ધ; જે જોઇએ તે લાવી દેજો, જળ માગતામાં દુધ. ॥ ૫૨ ॥ એ રીતે વીવેક બતાવિ, બેઉને કીધા વીદાય; મેહેલમાંથી નીકળી નર બોલ્યો, ઓરે જાદવરાય. ॥ ૫૩ ॥ ભીમશેન તો ભોળવાઇને બેઠો, થાશે કાળો કેહેર; જરાસન કાંઇ કપટ કરિ, ખોરાકમાં દે ઝેર. ॥ ૫૪ ॥ કૃષ્ણ કહે અરજુનજી સુણો, રવી પશ્ચીમમાં ફરે; પણ જરાસન કોઇ કાળે, કપટ એવું ન કરે. ॥ ૫૫ ॥ એતો મ્હારો શત્રુ છે પણ, હું એની સાખ ઘાલું; તવ અરજુનને વિશ્વાસ આવ્યો, હવે બોલું તે ઠાલું. ॥ ૫૬ ॥ એમ ધારિને બેઉ જણ ચાલ્યા, જૈ બાગમાં ઉતરિયા; સો શેવક સેવામાં રહ્યા, શીધાં સામાન ભરીયા. ॥ ૫૭ ॥ અરજુન જૈને રથ લૈ આવ્યા, લાવ્યા ચાર તોખાર, બાગમાં રહ્યા છે સુખ રૂપે, અરજુનને મોરાર. ॥ ૫૮ ॥ ભીમને માટે જરાસને, સોઈ કરાવી સાર; ચાર ચાર દનની કરાવી મુકે, ખોરાકી તઇઆર. ॥ ૫૯ ॥ અખાડો એક એને સોંપ્યો, સો મલ્લ કસરત કરવા; કસરત કરિને દુધ પીયે; શરિરે શક્તી ભરવા. ॥ ૬૦ ॥ ખાય ખોરાકી ન રહે બાકી, કૌવત કાયામાં આવે; પંદર દિવશ ભોજન કીધું, યુદ્ધની ઉલટ લાવે. ॥ ૬૧ ॥ વળણ. ॥ યુદ્ધનિ ઉલટ ઉરમાં થઇ, ગયો જરાસન પાસ; મોઢા મોઢ યુધ માગીયું, કહે છે વલ્લભ વ્યાસ. ॥



## કડવું ૧૫ રાગ ભેરવીની છાયાનો દોહરો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સભા પરવ મહિમાય. ॥ ૧ ॥ ભીમ કહે કે યુધ આપો, ઓરે જરાસન; હવે બહુ બળ મુજમાં આવ્યું, લડવાનું છે મન. ॥ ૨ ॥ બોલ્યો જરાસન શાન્તી રાખો, પંદર દીવસ ખાવો; હજી આઠ આની છો નજરમાં, સોળ આની તમે થાવો. ॥ ૩ ॥ એમ કહી સમજાવીને રાખ્યો, બીજા થયા દશ દન; ભીમે જઇને યુધ માગ્યું, હા કહયું જરાસને. ॥ ૪ ॥ કાલે આપણ યુધ કરીશું, ભીમને ભરોસો આવ્યો; નગ્રની બારણે જરાસને, અખાડો એક કરાવ્યો. ॥૫॥ ચાળીને ઝીણી રેત નંખાવી, રખે મેમાનને વાગે; ડંડેરો પીટાવ્યો ગામ માંહી, સહુનો સંદેહ ભાગે. ॥ ૬ ॥ ફેવરાવ્યું કાલે આવજો જોવા, દરવાજાની બ્હાર, ભીમને જરાસંધ લડે છે, સુરાના સરદાર.

॥ ૭ ॥ ભોંયરા વીશે કેદિ લોકે, જાણ્યા સમાચાર; અમારે પુન્યે જરાસન મરજો, એરે જુગદાધાર. ॥ ૮ ॥ સહીદેવ સુત છે જરાસનનો, ભકત પ્રભુનો આપ; તેણે કહ્યું પુન્ય મારૂં આવજો, મરજો મારો બાપ. ॥ ૯ ॥ વીશ શહસ્ત્ર ને કેદ કર્યા છે, તે દુખે એમ ધારે; સરવ લોકે વીચાર કીધો, જોવા જાવું સવારે. ॥ ૧૦ ॥ એમ કરતાં રાત્રી વીતિ, એવે વ્હાણું વ્હાય; ભીમ ભાઇને મળવા ગયો, પોતે બાગનિ માંય. ॥ ૧૧ ॥ અરજુનને ને હરજીને મળીયો, કહ્યું સુણો મહારાજ; યુધ્ધ અમે કરવાના છૈયે, જોવા આવજો આજ. ॥ ૧૨ ॥ ગામની બારણે છે અખાડો, એમ કહિ સ્થળ ગયો; જરાસન એની વાટ જુએ છે, તેને ભેગો થયો. ॥ ૧૩ ॥ એવામાં લોક નગ્ર કેરૂં, જોવા ગયું અપાર; કોઇ ટેકરે ને કોઇ ઝાડે, જોવા ચઢયું તે વાર. ॥ ૧૪ ॥ કૈં જન બેઠા કૈં જન ઉભા, સહીદેવ કુંવર જેહ; અશ્વે બેશી આવીને ઉભો, યુધ્ધજ જોવા તેહ. ॥ ૧૫ ॥ રથ જોડીને નર નારાયણ, જાવા કર્યા મનસુબા; અખાડા પાસે પીપળા નીચે, રથ સહિત એ ઉભા. ॥ ૧૬ ॥ એવામાં તો નગ્ર મધ્યે, થયો જરાસન સ્વચ્છ; જંગાથી તે કટી સુધી. ભીડાવી લીધો કચ્છ. ॥ ૧૭ ॥ એટલે ભીમે પણ કછ ભીડયો, કટી કશીને બાંધે; ગદા દસ હજાર મણની, લીધી વ્રકોદર ખાંધે. ॥ ૧૮ ॥ જરાસને સવા સો મણની, લીધી ગદા તે વાર; બેઉ જણા આંગળીયે વળગી, તરત નીકળ્યા બ્હાર. ॥ ૧૯ ॥ રાતા તાતા છે મદ માતા, દેખાતા પેહેલવાન; ડોલતા ડોબતા જાય જોડે, દીસે હસ્તી સમાન. ॥ ૨૦ ॥ અખાડે આવ્યા ઉલટ લાવ્યા, અતિ ઉમંગે ભરીયા; ગદાઓ કીનારે મુકી, બેઉ મહી ઉતરીયા. ॥ ૨૧ ॥ છાના માના લોક વાતો કરતા, બે બળીયા યુધ કરશે; તેમાંથી કીયો જીવશે ને, કીયો યોધ્યો મરશે. ॥ ૨૨ ॥ કૈંક કહે જરાસન જબરો, કૈંક કહે કે ભીમ; કૈંક કહે કે ધારણા મીથ્યા, ઇશ્વરનો સત્ય નીમ. ॥ ૨૩ ॥ કૈંક કહે જરાસન મધ્વર, ભીમશેન જાણે મચ્છ; કૈંક કહે જરાસન પાડો, ભીમશેન જાણે વચ્છ. ॥ ૨૪ ॥ કૈંક કહે ભીમશીંગ સરીખો, જરાસન શીઆળ; સીંધુ સરીખો ભીમ દિસે છે, તળાવ બેનો બાળ. ॥ ૨૫ ॥ જે જેને જેવી ફાવે તેવી, વાત કરે છે લોક; અરજુન ટગટગ જોઇ રહયો છે, જુએ પુણ્ય શ્લોક. ॥ ૨૬ ॥ એવામાં જરાસન બોલ્યો, સાંભળો કુન્તી તન; કેવી રીતનું યુધ કરવું, કેવું તમારૂ મન. ॥ ૨૭ ॥ ફાહો તો ધનુશ બાણ લૈયે, કરીયે તે સંગ્રામ; ભીમ કહે યુધ બાણ

તણું તે, બૈરીયોનું કામ. ॥ ૨૮ ॥ પોતાને એ યુધ આવડે નહી, તેથી બોલ્યો એમ; જરાસન કહે ગદા લૈયે, કહોતો કુસ્તાઇનો પ્રેમ. ॥ ૨૯ ॥ ભીમ કહે બધુએ જવાદો, ઉઠો ઉલટ ધરીયે; સામા થઇને પેહેલ વેહેલી, આવો કુસ્તાઇ કરીયે. ॥ ૩૦ ॥ એમ કહીને બે જણ ઉઠયા, શોભીતા નર સુબા, ઉત્તર દક્ષીણ સામા સામી, ખંભ ઠોકીને ઉભા. ॥ ૩૧ ॥ વળણ. ॥ ઉભા બેઉ ખંભ ઠોકીને, સાંભળને તું રાય; વ્યાસ વલ્લભ મુખ ઓચ્ચરે, યુદ્ધ તણો મહીમાય. ॥

---

## કડવું ૧૬ રાગ ચોપાઇનો.

બોલ્યા વૈશમપાયે વચન, સુણુ પરીક્ષત કેરા તન; બેઉ બળીયા અખાડામાં ઉભા, કર્યા મલ કુસ્તિ મન સુબા. ॥ ૧ ॥ બેઉને યુધ કરવું આરંભ, સામા સામી ઠોકે છે ખંભ; કેવા શોભે બે જણના જોડા, જાણે ગડ લંકાના તોડા. ॥ ૨ ॥ બેઉ બળીયા સુરાના સાથી, જાણે ઇંદ્રના ઘરના હાથી; જેવા વગડાના કેશરી વાઘ, જાણે પાતાળના કાળા નાગ. ॥ ૩ ॥ રાતા તાતા છે મદના ભરેલા, જાણે આખલા ચોમાસું ચરેલા; થઈ ગયાં છે રાતાં લોચન, ક્રોધી છે ભીમને જરાસંન. ॥ ૪ ॥ એક એક પર ખુન્નસ કરતા, દાવ જોઇ જોઇ ડગલાં ભરતા; પછી મેઘ ગરજનાએ ગાજ્યા, દોટ મુકી લથા બથ બ્હાજ્યા. ॥ ૫ ॥ આંટી ઘુંટીથી ખેલતા દાવ. બેઉને જીતવા પર ભાવ; નાંખે કારમી ચીસે ચીસ, લડાવે ખભા શીશે શીશ. ॥ ૬ ॥ મારે ગડદાને હાડકાં ભાગે, બરોબર શત્રુ થઈ લાગે; બેઉને પરશેવા ઉતરે દીલે, ભીમ ગડદા વજ્જર પાસે ઝીલે. ॥ ૭ ॥ ભીમ મારે તેમાં નહી ભુલ, જરાસનને મન અડયું પુલ; લડતાં ચેતિ ગયો જરાસન, અડધો વ  છે કુન્તીનો તન. ॥ ૮ ॥ તેથી દગલ બાજી દાવ ધારે, ભીમને જમણે અંગ મારે; લડતાં ભીમે ઝાલ્યો ચર્ણ, તેવો જરાસને ઢાળ્યો ધર્ણ. ॥ ૯ ॥ ભીમ પડયો ચતાપાટ હેઠો; તેની રૂદિયે જરાસન બેઠો; ઉપર બેશી અતી ક્રોધ ધારે, મ્હોમાં રેણુ ભરીને મારે. ॥ ૧૦ ॥ જોરે ભીમશેન ખવરાવ્યા લાડુ, તારી ખાધેલી ખોરાક કાઢુ; એમ કહી ગળે દીધો નક્ષ, ભીમનાં ઉંચાં ચઢીયાં ચક્ષ. ॥ ૧૧ ॥ એની ખેંચાઈ નસોને નાડી, સુતો ચતાપાટ મોઢું ફાડી; તવ પ્રભુએ જાણ્યુ-શું કરવું, ભીમ મરેતો પડશે મરવું. ॥ ૧૨ ॥

રાગ ઝડપનો દોહરો.

પ્રભુએ મનમાં વિચચાર્યું, વેણ શેદેવનું નડશે; રખે ને જો ભીમ મરેતો, મ્હારે મરવું પડશે. ॥ ૧ ॥ એવું જાણી પુરૂશ પુરાણી, પ્રભુ કેમ જાય ચુકી; ભગવાને ભીમશેનને અંગે, બળનિ કળા મુકી.॥૧૪॥ તવ ભીમશેનને સામ્રથ આવ્યું, મારો મારો મુખ ભાંખ્યો; પગની આંટી દેઇ જરાસનને, ગગને ઊછાળી નાંખ્યો. ॥ ૧૫॥ ઉછાળીને ભીમ ઉઠયો, જાણ્યો જરાસન માઠો; ગદા ત્યાંની ત્યાં રેવા દેઇને, જીવ લેઇને નાઠો. ॥ ૧૬ ॥ તવ પ્રભુએ એમ વિચાર્યું, ભીમની ભાગી હામ; સમજાવીને પાછો લાવું, રથથી ઉતર્યા શામ. ॥ ૧૭ ॥ ભીમની પુઠે ભગવાન નાઠા, દોડતા વધા વાણ; ઓ ભીમ ઉભા રહો નહીતો, ધરમરાયનિ આણ. ॥ ૧૮ ॥ સ્વાશ ભર્યો ભીમ ઉભો રહ્યો, શું કોહોછો મ્હારાજ; પ્રભુ કહે બધુ કામ કરેલું, વ્યર્થ કરોછો આજ. ॥૧૯॥ જગતમાં હાર્યો કેહેવાશો, થાશે જરાસન મજ્ઞ. ॥ ૨૦ ॥ તમ વડે તાત સ્વર્ગ પામે, તમો વડે છે યજ્ઞ. ॥ ૨૦ ॥ ભીમ કહે યજ્ઞ નથી કરવો, જુઓ જરા મુજ સામુ; પીતાજીને સ્વર્ગ મોકલતા, પેહેલો હું સ્વર્ગ જ પામું. ॥ ૨૧ ॥ શરીરનાં હાડે હાડ મ્હારાં, થઇ ગયાં ચકચુર; માટે માહારે વઢવું નથી, હાર્યો હું ભરપુર. ॥ ૨૨ ॥ પ્રભુ કહે આમ શું બોલોછો, નામને લાન્છન હોય; તમ વીના જરાસનને તો, જીતનારૂં નથી કોય. ॥ ૨૩ ॥ એમ કહીને હાથ ફેરવિયો, અંગ ઉપર તે વાર; એ દુખાવો નીવારણ થયો, પીડા રહી ને લગાર. ॥ ૨૪ ॥ તવ ભીમે કહયું ઓ માહારાજા; દુખ મટી ગયું કેમ; પ્રભુ કહે દુખ તમને ન દાખે, મીથ્યા ધરોછો વ્હેમ. ॥ ૨૫ ॥ ભીમ કહે કોહોતો જાવું વઢવા, બોલ્યા સુંદીર શામ; ઓરે વ્રકોદર ગયા વીના, કેમ થશે બધુ કામ. ॥ ૨૬ ॥ એમ કહિને એને ચડાવ્યો, તેડી લાવ્યા ઘનશામ; ઉછળેલો અખાડામાં પડયો છે, જરાસન તે ઠામ. ॥ ૨૭ ॥ ત્યાં બન્ને જણ ચાલી આવ્યા, રથ બેઠા મોરારી; અખાડામાં ભીમશેન આવ્યો, બળવંતો ખુંખારી. ॥ ૨૮ ॥ જરાસન તવ એવું બોલ્યો, નાશી ગયો શું કામ; ક્ષત્રાણીનું દુધ લજાવ્યું, લજવ્યું બાપનું નામ. ॥ ૨૯ ॥ ભીમ કહે કે વણ વીચાર્યું, શું લાગ્યો ઓચરવા; ન્હોતા નાઠાને ગયાતા, લેઘુ શંકા કરવા. ॥ ૩૦ ॥ તવ જરાસન એમ બોલ્યો, થઈ જાતું તૈઆર; ભીમ કહે મલકુસ્તાઇ તુને, આવડે નહી લગાર. ॥ ૩૧ ॥ માટે કુસ્તાંઈ નથી કરવી, પુરણ દાખીયે અદા; તું

લે તારી હું લઉં મ્હારી, લડાવીયે બેઉ ગદા. ॥ ૩૨ ॥ વળણ ॥ ગદા યુધ્ધ આરંભીયે, જુએ સઘળો સાથ; વલ્લભ વદે જરાસને, ગદા લીધિ તવ હાથ. ॥ ૩૩ ॥

## કડવું ૧૭ રાગ બીલાવરી દોહરો.

વૈશંપાયન એણી પેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સભા પરવ મહિમાય. ॥ ૧ ॥ જરાસને ગદા લીધી, સવા સો મણ ભાર; વ્રકોદરે લીધી પોતાની, બોજ મણ દસ હજાર. ॥ ૨ ॥ પણ ભીમ પાસે મંત્ર નથી, એટલી ભુલ છે સાર; જો મંત્ર હોય તો સ્વર્ગ મ્રત્યુ, સો કરે એકાકાર. ॥ ૩ ॥ પણ પ્રભુએ રાખી છે ખાંમી, જાણિ જોઇને તેહ; જરાસન કને મંત્ર ગદાનો, તેથી બળવંત એહ. ॥ ૪ ॥ મંત્ર ભણી મણુની મારે તો, સો મણનો બોજ વાગે; તેણે લીધી સવાસો મણની, વજ્ર વસ્તુ પણ ભાગે. ॥ ૫ ॥ એ રીતે બેઉજાણ બળીયા, કોપ્યા અપરમપાર; દોટ મુકીને ચોટ કરીને, દેવા માંડયો માર. ॥ ૬ ॥ મંત્ર ભણિને મારે જરાસન, વરકોદર બહુ ત્રાસે; શરીર બચાવવાને ગદા, ઝીલે વજ્જર પાસે. ॥ ૭ ॥ ભીમ ઉપાડીને ગદા મારે; જરાસનને દીલે; પણ કળ વાળો ગદા ઉપર, આવતિ ગદા ઝીલે. ॥ ૮ ॥ ડાબુ પાસુ વજ્જરનું છે, વરકોદરનું જેહ; જરાસન સમજી ગયો છે, માટે મુકીદે તેહ. ॥ ૯ ॥ ભીમને જમણે લમણે મારે, દારૂણ દેવત દાખે; ડાબુ પાસુ ને પગનો નળો, ગદાથી ભાગી નાંખે. ॥ ૧૦ ॥ ત્રાહ્ય ત્રાહ્ય ત્યાં ભીમ કરે છે, ભાગી ગયું શરીર; જમણુ લમણુ ફુટી ગયું, ઘણું વહ્યું રૂધીર. ॥ ૧૧ ॥ વસ્ત્ર ને વાઘા રૂધીર વરણા, થયા છે રાતા ચોળ; ભીમે જાણ્યું મરણ આવ્યું, વળી જવાનો રોળ. ॥ ૧૨ ॥ એવામાં તો જરાસને, રીસ ઘણેરી ધારી; ભીમના જમણા પોંચા ઉપર, ગદા બળમાં મારી. ॥ ૧૩ ॥ એટલે આંગળાં થૈ ગયાં પોહોળાં, માર પડયો મ્હા માઠો; કર તરછોડતો સુત સતીનો, જીવ લેઇને નાઠો. ॥ ૧૪ ॥ તવ પ્રભુ રથથી ઉતરીયા, કરતા દોડા દોડ; ભીમની પુંઠે પોકાર કરતા, દોડયા શ્રી રણછોડ. ॥ ૧૫ ॥ ભીમ ઉભારો ભીમ ઉભારો, સાંભળો મ્હારી વાણ;સાંભળ્યા વીના જો જાવોતો; કુન્તા માની આણ. ॥ ૧૬ ॥ ભીમ કહે હું નહી રહુ ઉભો, સોગનની દાજ ધારૂં, શું મને મરાવી નાંખવો છે, આવો

તમનેજ મારૂ. ॥ ૧૭ ॥ એમ કહી વ્રકોદર ઊભો, આઘા આવો આપ; કૃષ્ણ કહે મને કાંઇ કરો તો, બ્રહ્મ હત્યાનું પાપ. ॥ ૧૮ ॥ એમ કહીને પાસે આવ્યા, પોતે શામ શરીર; ભીમને અંગે ભુજ ફેરવીયો, ઉડી ગયું રૂધિર. ॥ ૧૯ ॥ હાડ ન દુખે ઘાવ ન દીસે, મટી ગયું સહુ દુખ; હતું તેવું શરીર થયું, હશે બોલ્યો ભીમ મુખ. ॥ ૨૦ ॥ ઓ માહારાજા બહુ વાગ્યુતું, નાંખ્યોતો મને કુટી, તમારો હાથ ફર્યે દુખ ગયું, છે કાંક જડી બુટ્ટી. ॥ ૨૧ ॥ કૃષ્ણ કહે કયાં છે જડી બુટ્ટી, તમોને કાંઇ ન વાગે; શરીર તમારૂ એવું છે કે, વાગે પણ નવ લાગે ॥ ૨૨ ॥ ભીમ કહે એવું પણ ખરૂ, ઓરે સુંદીર શામ; પ્રભુ કહે તમે ચાલો પાછા, અધુરૂ રહે છે કામ. ॥ ૨૩ ॥ ભીમે કહયું કે ક્ષમા રાખો, હવે ન હાડ ભગાવું; ઉપર રહીને મરાવી નાંખો, પણ ફરી કેમ આવું. ॥ ૨૪ ॥ કૃષ્ણ કહે આ શું બોલોછો, શું મ્હારે તમ સંગ વ્હેર; આરંભેલો યજ્ઞ અધુરો, રેહેશે આપણે ઘેર ॥ ૨૫ ॥ આટલીઆ ફેરો લડવા ચાલો, કુસ્તાઇમાં જીવ પ્રોજો; તે કરતાં લડતાં હારોતો, મ્હારા સામું જોજો. ॥ ૨૬ ॥ એટલે સાન બતાવીશ તમને, ઓ વાયુના તન; ભીમે કહે ત્યારે હૈથીજ કહી દો, ઓરે જુગજીવન. ॥ ૨૭ ॥ પ્રભુ કહે શી રીતે કહીદો, જે વેળા જે દાવ આવે; તેવો તમને દૈશ બતાવિ, ઇશ્વર છેવટ લાવે. ॥ ૨૮ ॥ ભીમ કહે વારૂ મ્હારાજા, લડાવવે લડીશ; સામુ જોયે સાન નહિ કરોતો, તમને વ્હાંજી પડીશ. ॥ ૨૯ ॥ કૃષ્ણ પ્રભુ કહે કબુલ મ્હારે, ચાલો કુન્તી તન; એમ કહીને તેડી લાવ્યા, પોતે જુગજીવન. ॥ ૩૦ ॥ આપે જઇને રથમાં બેઠા, જરાસન ક્રોધ ભરીયો, એવામાં વાયુ સુત આવ્યો, અખાડે ઊતરીયો. ॥ ૩૧ ॥ જાણ્યું જરાસને મન વીશે, કાળીયો લાવ્યો તેડી; એક વાર વ્રકોદરને મારી, કૃષ્ણને નાખુ ફેડી. ॥ ૩૩ ॥ પછી ગરજના કરીને બોલ્યો, ધિક્કાર કુન્તિ તન; બીજી વારનો નાશી ગયો, એ મ્હોટું લાન્છન. ॥ ૩૩ ॥ ભીમ કહે હું ન્હોતો નાઠો, જૈ આવ્યો દોટ કાહાડી; વનમાં જડી બુટ્ટી સુંગી આવ્યો, જો દુઃખ નાંખ્યું મટાડી. ॥ ૩૪॥ તવ જરાસનને સત્ય ભાસ્યું, આ વેળા જાવા ન દેવું; જાવા દેવું તો જડી સુંગી આવે, માટે હાંઇ જીવ લેવું. ॥ ૩૫ ॥ ભીમ કહે જીવ જવાનો તારો, નીશ્ચે જાણજે મનને; જે કેહેવું હોય તે તું કહિ લે, ઓ ઊભો તુજ તનને. ॥ ૩૬ ॥ આવ્યો તારો છેવટ છેડો, મરવાનો એક પળમાં; ગદા આપણિ આધી મુકી, કુસ્તાઈ કરીયે બળમાં. ॥ ૩૭ ॥ એટલે મુકી દીધી

ગદાયો, સાંભળને તું રાય; કુસ્તાઇ કરવા તતપર થયા, તેનો કહુ મ-
હી માય. ॥ ૩૮ ॥ વળણ. ॥ મહીમા કહુ એ યુદ્ધનો, સુણજો શ્રોતા
જન; વ્યાસ વલ્લભ વાણી વદે, કોપ્યા જુગજીવન. ॥ ૩૯ ॥

## કડવું ૧૮ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણી પેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુ-
જને સંભળાવું, સભા પરવ મહીમાય. ॥ ૧ ॥ બેઉ જણાએ ગદાયો
મુકી, ઉભા કુસ્તાઇ કરવા; ભોંયરા વીશે બંધીજનો, લાગ્યા હરી ધ્યા-
ન ધરવા. ॥ ૨ ॥ ઓરે પ્રભુ ભીમને બળ દેજો, દયા અમારી ધરજો;
સર્વ તણુ પુન્ય આવજો આડે, દુષ્ટ જરાસન મરજો. ॥ ૩ ॥ સહીદેવ
મનમાં સમરણ કરતો, મરજો મારો તાત; બીચારા બંધનથી છુટે,
ક્ષત્રી અમારી જાત. ॥ ૪ ॥ એવામાં ભીમને જરાસન, મેઘનાદે ગડગ-
ડીયા; સામા સામી દોટ મુકી, લથબથ બ્હાજી પડીયા. ॥ ૫ ॥ ખંભે
ખંભ લડાવે ચડાવે, એક એકને શીશ; ઢીચણ મારે દયા ન ધારે, નાં
ખે કારમી ચીસ. ॥ ૬ ॥ મ્હોતની ઘાંટી ભીડાવે આંટી, ઊંચા ને ની-
ચા થાય; પગ પાહાંનીથી પૃથવી વીશે, ખાડા પડી જાય. ॥ ૭ ॥
નીચે પડે ઉપર ચડે, ગડબડતા બેઉ જાય; બ્હાજે ગાજે જરા ન
લાજે, વછુટી ઉભા થાય. ॥ ૮ ॥ એક એકના કાન ઝાલે,
આંટી દેઇ ગ્રહે કેશ; હાથ હાથ જીભ્યા બ્હાર નીકળે, દાખવે ઘણો
દવેશ. ॥ ૯ ॥ જરાસને વ્રકોદરને, ઘણોક દીધો માર; થયું તેટલું
જોરજ કીધું, પછી કર્યો વિચાર. ॥ ૧૦ ॥ પ્રભુએ મુને કહયું છે છતાં,
શા સારૂ દુખ પામુ; એવું જાણી ભીમે જોયું, સામળીયાના સામુ. ॥
૧૧ ॥ તવ પ્રભુએ એમ વિચાર્યું, ગાંડીયો મુને નડશે, જો એને સાન
નહી કરૂં તો, મુજને વળગી પડશે. ॥ ૧૨ ॥ એવું જાણી પુર્ણપુરાણી,
કારજ કેવું કીધું; ઊંચે હાથે પીંપળાનું, એકજ પાંતરૂ લીધું. ॥ ૧૩ ॥
ભીમશેનને તો સાન કરીને, બે ભુજમાં ગ્રહી રાખ્યું, પીંપળા કેરૂ
પાંતરૂ તે, ઉભુ ચીરી નાંખ્યું. ॥ ૧૪ ॥ એટલે ભીમશેન ચેતી ગયો,
તરત બેઠો ધરણ; બળ કરીને જરાસનના; એણે ઝાલ્યા ચરણ. ॥ ૧૫ ॥
ઊભો થઇને ધરણ ઢાળ્યો. દારૂણ દૈવત દાખ્યો, જેવી રીતે વાંસડો
ચીરે, તેવો ચીરી નાંખ્યો. ॥ ૧૬ ॥ પુર્વ પશ્ચીમ ચીતાળાં ફેંક્યાં,
હરખાયો છે મન સાથ; અતિ અહંકાર મનમાં આવ્યો, મુછે નાંખ્યો

હાથ. ॥ ૧૭ ॥ કૃષ્ણ સરીખા એનાથી નાઠા, આ કોઇથી નવ હારે; આવા બળવંતા જોદ્ધાને, મુજ વીના કોણ મારે. ॥ ૧૮ ॥ એવું બોલે નહી મુજ તોલે. એમ કરે મનસુબો; ચીતાળીયાં ગડબડતાં આવી, ભેગાં થઇ થયો ઊભો. ॥ ૧૯ ॥ જેવો હતો તેવો થયો આખો, શીવ વરદાને સાર; રાતો તાતો થઇ વ્રકોદરને, દેવા માંડયો માર. ॥ ૨૦ ॥ જોઇને ભીમશેન વીશ્મય પામ્યો, આ ક્વી વીદ્યા ભણીયો, અરેરે મી થ્યા ફુલી થયો હું, ગર્વજ મારો હણીયો. ॥ ૨૧ ॥ બહુ માર પડીયો જરાસન નડીયો, શરીર ધ્રુજ્યું માર મોયું; દીનતા દેખાડી અહંકાર મુકી, પ્રભુના સામુ જોયું. ॥ ૨૨ ॥ ગોવીંદે જાણ્યું ગર્વ ઉતરીયો, તે પછી શું કામ કીધું; બીજી વેળા પીંપળા કેરૂ, પત્ર પ્રભુએ લીધું. ॥ ॥ ૨૩ ॥ હાથમાં રાખ્યું ચીરી નાંખ્યું; પોતે ॥ ભગવાન; આશપાસ ચીતાળાયાં મુકાને, બીજી બતાવી સાન. ॥ ૨૪ ॥ ચીતાળીયા વચ મુ ડી મુકી, સાન કરી નંદલાલ-સમજાવ્યો કે શીવલીંગ જોઇએ, વગાડયા ગોપાળે ગાલ. ॥ ૨૫ ॥ તે દેખીને ભીમશેન સમજયો, ધારણ પકડી ધીરી; ધરણ બેશી ચરણ ઝાલી, ફરીથી નાખ્યો ચીરી. ॥ ૨૬ ॥ ઉત્તર દક્ષીણ નાંખ્યાં ચીતાળાં, બળવંતે તતખેવ; વચમાં ધુળની ઢગલી કીધી, બનાવ્યા મ્હાદેવ. ॥ ૨૭ ॥ જળા ધારીનો આકાર કીધો, મેળવીયો ઠીક તાલે; હર હર શંભુ જે જે ભોળા, કહિને વગાડે ગાલ. ॥ ૨૮ ॥ એવે ચીતાળાં આવ્યાં ગડબડતાં, જ્યાં વચમાં શીવ બાણ; ત્યાંથી રોકાઇ થઇ પડયાં પોહોળા, નીકળી ગયો પ્રાણ. ॥ ૨૯ ॥ એટલે જય જય કાર વરત્યો, ખુશી થયા જગધિશ; સહીદેવે આવી ત્રૈણે જણાને, તરત નમાવ્યું શીશ ॥ ૩૦ ॥ ભલુ કર્યું મમ પીતા માર્યો; દુષ્ટ હતો દુરમતી; આ ધર ગામને દામ તમારા; મ્હારે જોઇતું નથી, ॥ ૩૧ ॥ ભીમ કહે સઘળુ પછી કેહેજો, કાહાડો કેદી લોક બ્હાર; એટલે ભોંયરામાંથી કાહાડયા, તોડી બેડી તે વાર. ॥ ૩૨ ॥ વીસ શહસ્ત્ર ક્ષત્રી નંદન, પ્રભુને પડીયા પાય; ભીમે જાણ્યું મેહેનત મેં કીધી, જસ કૃષ્ણ લેઇ જાય ॥ ૩૩ ॥ એમ જાણી કોપ કરીને બોલ્યો, પાછા પુરો માંય; મુને કોઇ કેમ ન નમ્યા, તવ બોલ્યા જદુરાય. ॥ ૩૪ ॥ જાવો જઇ સહુ ભીમને નમો, તવ સહુ લાગ્યા પાય; ભીમ કહે પુંઠળથી નમ્યા, અણ ઘટતું એ થાય. ॥ ૩૫ ॥ પ્રભુ કહે તમે અવળુ બોલ્યા, તે મુજને નવ ગમે; પ્રથમ છડીદારને નમી, પછી રાયને નમે. ॥ ૩૬ ॥ તે રીતિ પરમાણે નમીયા; તેમાં શું ગયા લાજી; એવું વચ-

ન સાંભળીને, થયો વ્રકોદર રાજી. ॥ ૩૭ ॥ છુટેલા સહુ રાજા બોલ્યા, અમ પર કીધી મેહેર; યજ્ઞમાં મેહેનત કરવા હાંથી, આવીશે તમારે ઘેર. ॥૩૮॥ ભીમ કહે કે નારે બાપુ, ઘેર તમારે પળો; પોતાના કુટુંબ પરીવાર, બાળ બચ્ચાંને મળો. ॥ ૩૯ ॥ અમારા પત્રો આવે ત્યારે, આવજો અમારે ઘેર; એમ કહીને વીદાય કીધા, સૌ ગયા આનંદ ભેર. ॥ ૪૦ ॥ સહીદેવે કહયું વ્રકોદરને, મીલકત સરવ તમારી; ભીમે સામો દસ્તાવેજ લખીયો, નહી ખંડણી અમારી ॥ ૪૧ ॥ સ્વતંત્ર પણે રાજ્ય તારૂં, કરજે સહીદેવ તન; પત્ર અમારો આવે ત્યારે, આવજો અમ ભોવન. ॥ ૪૨ ॥ એમ કહીને અરજુન પ્રભુ, ભીમ થયા વિદાય; આવ્યા ઇંદ્રપસ્ત વીશે, માને પડયો ભીમ પાય. ॥ ૪૩ ॥ કૃન્તાજી કહે સાબાશ બેટા, તુને જોઇ થઇ મગ્ન; પ્રૌઢ પ્રાક્રમ તેતો કીધું, હવે થવાનો યજ્ઞ. ॥ ૪૩ ॥ ધર્મને કહયું જાવો બેટા, તમે હસ્તીનાપુર; તેડી લાવો ભીશ્મ પીતાને, બીજા ભકત વીદુર. ॥ ૪૪ ॥ દ્રોણે કૃપાચારને તેડી આવો, ઓરે માહારા તન; ગમે તેમ કરી તેડી લાવો, રાજા દુરીયોધન. ॥ ૪૫ ॥ ધર્મને અરજુન બેઉ જણ ચાલ્યા, ગયા હસ્તાનાપુર; રાજ્ય સભામાં આવીયા ત્યાં, બેઠા ભીસ્મ વીદુર. ॥ ૪૬ ॥ ત્યાં આવી કહયું સત્ય પુરૂસોને, યજ્ઞની કરી છે પેર; સર્વે પ્રાણીને તેડાવ્યા છે, પધારો આપણે ઘેર. ॥ ૪૭ ॥ એમ કહી કહયું દુરીયોધનને, પધારી દ્યો જસ અમને; આપણે ત્યાં આવી યજ્ઞ કરાવો, તે સહુ શોભા તમને. ॥ ૪૮ ॥ આપણ કોઇ નથી છુટવાના, ઓ દુરીયોધનરાય; કદી કાળે ડાંગે માર્યું, જળ જુદુ નહી થાય. ॥ ૪૯॥ દુરીયોધને છાનું માનું, મામાને કહયું એમ; ઓ મામા આ તેડવા આવ્યા, કહો કરીશું કેમ. ॥ ૫૦ ॥ પાન્ડવોએ યજ્ઞ માંડયો, તે હું સમજયો ઘાટ; પોતે જસ લેઇને આપણને, ઝાંખા પાડવા માટે. ॥ ૫૧ ॥ મામો કહે એક ખેલ બતાવું, તે યુકતી ઉઠાવો; ત્યાં જઇને કારભારી થઇને, પૈશા પુંજી લુટાવો. ॥ ૫૨ ॥ લુટાડો ખુટાડો ખેલ કરીને, પાકી ફજેતિ થાય; ફરીથી આવા યસ લેવાના, ખેલજ ભુલી જાય. ॥ ૫૩ ॥ છત્રપતી કહે સાબાશ મામા, બુદ્ધીની બલીહારી; નીશ્ચે કરીને ધર્મની પ્રત્યે, બોલીયો દુરાચારી ॥ ૫૪ ॥ આવશું અમે પધારો તમે, ન્હોતરૂં ચઢાવ્યું માથે; ધર્મરાજા કહે આવજો સરવે, પુત્ર પરીવાર સાથે. ॥ ૫૫ ॥ દુરીયોધન કહે વારૂ વીરા, કહી કર્યો વિદાય; એટલે સાન કરી કહયું જાવો, પોતે ભીસ્મ પાતાય. ॥ ૫૬ ॥ એટલે ધરમ અરજુન બેઉ, ગયા

પોતાને ઘેર; પછી દેશે દેશ પત્રો લખવા, કીધી પુરણ પેર. ॥ ૫૭ ॥ સકળ દેશમાં પત્રો લખીયા, લખ્યો દ્વારીકા માંય; બળદેવને લખ્યું કુટુંબ લેઈ, વ્હેલા આવજો હાંય. ॥ ૫૮ ॥ સર્વે રૂશીના મહોયે લખીયા, પધારી કરો પાવન; પછી યજ્ઞનો આરંભ કીધો, પાન્ડવને ભોવન ॥ ૫૯ ॥ ગણીત પ્રમાણે કુંડ બનાવ્યો, ભોમી કરીને પવિત્ર; બ્રાહ્મણોના વરૂણ કીધા, આવીયા વિશ્વામીત્ર. ॥ ૬૦ ॥ વશીષ્ટ ભારદ્વાજ આવ્યા, ગાંદ્ધીને ઐત્રી રૂશી; જે બાલીને સાન્ડીલ આવ્યા, સરવ થયા ખુશી. ॥ ૬૧ ॥ મારકંડને મેધાવી આવ્યા, વચ્છસ રૂશી સંગ; નાશીકેતને એકલશ્રીંગી, મુદ્દીગને માતંગ. ॥ ૬૨ ॥ કપીલ કેદાર મરીચચ આવ્યા, બાપી રૂશી બળ ધાતા; બકદાલ્ભવને માધ્યવી આવ્યા, શટ મૈત્રી વીરભાતા. ॥ ૬૩ ॥ ભ્રગુરૂશીને ભાર્ગવ આવ્યા, માન્ધાતા પણ જોડે; ઇંદ્રિપસ્તને બહુ શોભાવ્યું, પધારયા લાડે કોડે. ॥ ૬૪ ॥ વળણ. લાડે કોડે પધારીયા, રૂશી બ્રહ્મ કુંવાર; વલ્લભ વદે વરણવ કર્યે, કેમે ન આવે પાર. ॥

——(૦)——

## કડવું ૧૯ રાગ ચોપાઇનો.

બોલ્યા વૈશમ પાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; આવ્યા રૂશી સહુ બ્રહ્મ વેતા, બધી પ્રજા દર્શણ લ્હાવ લેતા. ॥ ૧ ॥ વરતી રહ્યો જય જયકાર, પછી આવ્યા ક્ષત્રી કુંવાર; આવ્યા યાદવ છપન્ન ક્રોડ, પ્રભુની કામની સઉ જોડ. ॥ ૨ ॥ વળી પુત્ર પ્રભુના આવ્યા, માન્ય દેઈ સરવને બોલાવ્યા; આપ્યા પાન્ડવે રેહેવા મુકામ, રાજા રૂશી જાદવના ઠામ. ॥ ૩ ॥ પછી આવ્યા કૈરવ લોક, તેને બોલાવ્યા પુન્ય શ્લોક; ચાલ્યું યજ્ઞ તણું ત્યાં કામ, વાગે વાજીંત્ર ઠામો ઠામ. ॥ ૪ ॥ કરે કારભાર શુંદીર શામ, વેંચી આપવા માંડયાં કામ; બેસો પાંચ ભાઇને દ્રુપતી, આવો બીરાજો છત્ર પતિ. ॥ ૫ ॥ તવ બેઠા સહુ જન પાસ, એટલે બોલ્યા અવીનાશ; રાખી દુષ્ટની પદવી ઊંચી, સોંપી દુરીયોધનને કુંચી. ॥ ૬ ॥ યજ્ઞ પુરણ થઈ રહે જ્યારે, તમે ઓરડો ઉઘેડજો ત્યારે; અમે સોવ્રણ કટકા કરીયા, એક સો મણના મહી ભરીયા. ॥ ૭ ॥ આવે વીપ્ર લેવાને દાન, તેને આપજો રાખી સમાન; હોય લોભીયા તેતો લુંટે, હાથ રાખી દેજો નવ ખુટે. ॥ ૮ ॥ એવું કહીને કુંચી આપી, તવ હરખાને ગયો પાપી; મામા કુંચી કનકની

લાગ્યો, હવે જોજો ફજેતો લુટાવ્યો. ॥ ૯ ॥ એવે ઘરમાં બોલ્યો ભેમ, પ્રભુ આમ કર્યું તમે કેમ; તમે શત્રુને કુંચી આપી, બધું લુટાવી દેશે પાપી. ॥ ૧૦ ॥ પ્રભુ કહે તમારે શી બીક, મેં તો જે કર્યું છે તે ઠીક; પછી ધર્મથી લાગ્યા ઓચરવા, તમે બેસજો યજ્ઞ કરવા. ॥ ૧૧ ॥ તમે દ્રુપતી બેસજો સંગ, મનમાંહી ધરીને ઉમંગ; એવી આગના દીધી શામ, બેસો જોશી બતાવું કામ. ॥ ૧૨ ॥ રાખવી દાન દક્ષણા હાથ, રેહેવું ધર્મરાજાની સાથ, એ જે માગે તે તમારે દેવું, તેનો હીસાબ છેવટ લેવું. ॥ ૧૩ ॥ પછી નિકુળને કહ્યું શામ, તમારે કરવું એ કામ; શીધાં સામાન શેવક આપે, દેવરાવવું ગણીત માપે. ॥ ૧૪ ॥ તેનો હિસાબ રાખજો તમો, પછી પુછી લેઇશું અમો; પછી અરજુનને કહયું કામ, તમે રચો સભા એક ઠામ. ॥ ૧૫ ॥ શીખ્યા મેનામાં પાસે જેહ, અજમાશ કરી લ્યો તેહ; વળી સહુને દેવો આઉકાર, નવ્ય આવે કેહેણી લગાર. ॥ ૧૬ ॥ યજ્ઞ પુરણ થૈ રહે જ્યારે, કામ કરવું શેદેવ તમારે; રચે અરજુનજી સભાય, તેમાં જળ થળના ખંડ થાય. ॥ ૧૭ ॥ હોય જળ ત્યાં સ્થળ દેખાય, તેથી વસ્ત્ર કોઇનાં ભીજાય; માટે બેસવું સભાને દ્વારે, સભા ભરાવા માંડે ત્યારે. ॥ ૧૮ ॥ પેસે સભામાં જેજે રાય, તેને અંગુઠી દોકર માંય; તેતો બાંધેલી સોવ્રણ તારે, સહુ પછાડતા મહિ પધારે. ॥ ૧૯ ॥ એવું સોંપીને બોલ્યા શામ, ભીમ બેસો બતાવું કામ; બોલ્યો ભીમ શું કહો ગીરધારી, તમો અમ ઘરના કારભારિ. ॥ ૨૦ ॥ ત્યારે બોલ્યા શ્રી જુગધિસ, રેહેવાદો ચઢતી હોય રીસ; ભીમ કહે બતાવો શામ, કહયું કૃષ્ણે તમોને બે કામ. ॥ ૨૧ ॥ આખા નગ્ર તણી બીક હરવી, રાતે તમારે ચોકી કરવિ; બીજું કરી શકે નહી કોઇ, દાહાડે કરવી તમારે રસોઇ. ॥ ૨૨ ॥ ભીમ બોલીયો તેણીવાર, ઠીક કાંમ દિધાં મોરાર; કર્યો રાતે પેરા ભરનારો, બનાવ્યો દીવશે ભઠીઆરો. ॥ ૨૩ ॥ સારિ ઉપમાનું કામ દીધું, વારૂ તમો એ શું કામ લીધું; બોલ્યાં કુન્તાજી મુખ એમ, રહયા એમને કેહેવાય કેમ. ॥ ૨૪ ॥ ભીમ કહે શું નવરા ફરશે, કરે કામ કોને પાડ કરશે; ગમે તેટલા એ છોગાળા, પણ આપણા નરના સાળા. ॥ ૨૫ ॥ બોલ્યા પ્રભુ વધારે શું કોહોછો, બતાવો કામ મુને શું દોછો; ભીમ કહે માનીશું પાડ, તમે ઉપાડજો એંઠવાડ. ॥ ૨૬ ॥ જઇ ઉકરડે નાંખી આવો, એટલે મુજ સરખ. થાવો; પ્રભુ કહે કબુલ છે મ્હારે, એક માફી માગું અત્યારે. ॥ ૨૭ ॥ બીજી વરણ

નો નહી કાહાડું, એકલા વીપ્રોનો ઉપાડું; ભીમે કહ્યું ભલે માહારા જ, કરજો વીપ્રનું પણ કાજ. ॥ તવ કૃષ્ણે કર્યું કબુલ, મ્હારે આવ્યું કામ અમુલ્ય; પછી યજ્ઞ ચાલ્યો રૂડી રીતે, કરે કામ સોંપેલાં પ્રીતે. ॥ ૨૯ ॥ વળણ. ॥ પ્રીતે કામ કરે સહુ, સાંભળજો શ્રોતાય; વલ્લભ વદે સહ્ધા થકી, યજ્ઞ તણુ ફળ થાય. ॥

---

## કડવું ૨૦ રાગ ધોળનો.

બોલ્યા બોલ્યા, વૈશમ પાયે વચનરે; સાંભળજે તું, પરીક્ષત રાયનાં તનરે. ॥ ૧ ॥ બ્રાહ્મણોયે, યજ્ઞ કર્યો છે આરંભરે; ચારે પાસે, રોપ્યા છે કદળી સ્થંભરે. ॥ ૨ ॥ આસો પાલવ, તોરણીયાં ઘેર ઘેરરે; આનંદ ઓછવ, થયા કરે ઠેર ઠેરરે. ॥ ૩ ॥ વાગે વજાં, વાજીંત્રો અપરંમપારરે; ગુણીયલ ગીતાં, ગાય છે સકળ નારરે. ॥ ૪ ॥ યજ્ઞ કરવા, બેઠા ધરમને ધ્રુપતીરે; જોઇ જોઇ હરખે છે કુન્તા સતીરે. ॥ ૫ ॥ કામધેનુનું, થાય છે શુભ પુજનરે; સૌ કાર્યમાં, અધીષ્ટાતા જુગજીવનરે. ॥ ૬ ॥ બ્રાહ્મણો તો, વદે છે વેદ ઉચ્ચારરે; તે વાણીનો પામર ન પામે પારરે. ॥ ૭ ॥ જ્યાં જ્યાં ઘટે, ત્યાં વેદ મંત્ર ભણાયરે; જવ તલને ઘી, અગ્ની વીશે હોમાયરે. ॥ ૮ ॥ શરવા ભરી, ભરીને કરતા હોમરે, તે યજ્ઞની, ધુમ્ર ચઢે છે વ્યોમરે. ॥ ૯ ॥ તેને વડે, શહુ દેવ ત્રપ્તી થાયરે; છેલ્લો હોમ તે, સૌ વીપ્ર મંત્રે હોમાયરે. ॥૧૦॥ હોમ કર્યો ને, વરત્યો જય જયકારરે; જે જે રણછોડ, બોલે શહુ નર નારરે. ॥ ૧૧॥ યજ્ઞ કરી, ઉઠયાં ધરમને ધ્રુપતિરે; જૈને નમ્યા જ્યાં ત્રધ કુન્તા શતીરે. ॥૧૨॥ પુર્ણ શભામાં, બેઠા છે ભીસ્મ પીતાયરે; તેને જૈને, ધરમ પડીયા પાયરે. ॥ ૧૩ ॥ બીજા બેઠા, વીદુરને દ્રોણાચારરે; તે શરવેને, કીધો છે નમસ્કારરે. ॥ ૧૪ ॥ શરવે જને, દીધો છે આશીરવાદરે; જય જય કેરા, થૈ રહ્યા વાજીંત્ર નાદરે. ॥ ૧૫ ॥ પછી પોતે, બોલાયાં કુન્તા માયરે; પતી ગતી, પામ્યા તે શાથી જણાયરે. ॥ ૧૬ ॥ એવું સુણી, બોલ્યા જુગજીવનરે; હજીતો સૌ, પ્રાણી કરે ભોજનરે. ॥ ૧૭ ॥ પસુ પક્ષી, મનુશ વીગેરે પ્રાણીરે; ભુખ્યું રેહેવું, જોઇએ નહિ કોઇ જાણીરે. ॥ ૧૮ ॥ નગ્ર ફરતું, પા ભોજન લગી કોયરે; સૌ થાય ત્રપ્તી, તો યજ્ઞ પુરણ હોયરે. ॥ ૧૯॥ તવ વ્રકોદર, નગ્ર વિશે કહિ વળીયોરે; પછી ગામની, બારણે કેહેવા પળીયોરે. ॥ ૨૦ ॥ ધાંટો કાહાડી, બધે વધો ભીમ વાણરે; જમવા

નાવે. તેને ધરમની આણરે. ॥ ૨૧ ॥ રસોઇ કરીને, ઢાંકી મુકી છે ભેમરે; તે જમવાને, થયો સૌ પ્રાણીને પ્રેમરે. ॥ ૨૧ ॥ નાહિ ધોઇને, સ્વછ થઇ ભીમ ફરતોરે; શરવે જનને, જમાડવા પેર કરેતો. ॥ ૨૨ ॥ એક લક્ષ યોદ્ધા, રાખ્યા પીરશવા માટરે; જાતીયે જાતી, બેઠા જુજવે ઘાટરે. ॥ ૨૩ ॥ રાજા રૂશી, રહીયત વરણ પ્રમાણેરે; મુળ કુળ ધર્મ, શાચવી બેઠા તે ટાણેરે. ॥ ૨૪ ॥ પીરશણીયાને,પાન્ડવ વળી રણછોડરે; તે વીના સૌ, બેઠા ધરી મન કોડરે. ॥ ૨૫ ॥ આપી આગના, પીરશવાની તે વારરે. જળ ભરાવ્યાં, કૃષ્ણની કોરવોનિ નારરે. ॥ ૨૬ ॥ વળણ ॥ જળ ભરાવ્યા નારીએ, પીરશણ ત્યારી થાય. વ્યાશ વલ્લભ વાણી વદે, ભોજન તણી ઉપમાય.

## કડવું ૨૧ રાગ સાખીની ચાલ.

વૈશમ પાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને શંભળાવું, શભા પરવ મહીમાય. ॥ ૧ ॥ પુરણ પ્રેમે કાઢયાં પીરશણાં શાક ભાજીને અથાણું; અનેક પ્રકારે પકવાન કીધાં, થોડુ થોડુ વખાણું. ॥ ૨ ॥ બરફી પેડાને જલેબી, ધારી ઘેબર તાજાં; શાકરીયા ચણા સુતરફેણી, લાકડશીને ખાજાં. ॥ ૩ ॥ મોતીચુરને મગજ મગદળ, મરકી આડા આંક; નુકતીને વલીયારી દાણા, હલવો કોપરા પાક. ॥ ૪ ॥ કણસી શાલમ ગુદરપાક છે, બદામપાક પશાર; મસુરપાક માવો મુરબ્બો, પરસુરી કંશાર. ॥ ૫ ॥ માલપુડા શીરોને શેવો, દહથરાંથી વળે ડંડ; ચુરમુ ખારી પુરી દુધપાક, બાસુદી શીખંડ. ॥ ૬ ॥ વેડમી મલાઇ શેવ ગાંઠીયા, સંજોરી દાઢમ પાક; કોળુ રવૈયાં મુળા મોઘરી, વાલોળ ને વંતાક. ॥ ૭ ॥ તાંજરજો મેથીનિ ભાજી, પુંવાડ ને પુરણ; લુણી કોથમી ફુદનો વરીડાં, શવાને સુરણ. ॥ ૮ ॥ પંચામ્રત પપનશ ચીલ ચણીયાં, જળધારૂ દુધેલી; ખાંડણી ગળજીભી પનુ ફટાળાં, વરશા દોડી મેહેલી. ॥ ૯ ॥ કંજરી કુબી રતાળુ અળવી, કાકડીને કંકોડાં; કારેલાં બટાટા તુરીયાં, ગવારફળી ગીલોડાં. ॥ ૧૦ ॥ તડબુચાંને ટેટી પાપડી. પરવરને પંડોળુ; વાડ કારેલાં ગવાર વાંકડીયો, ભીંડા ભુરૂ કોળુ. ॥ ૧૧ ॥ દુધિ મગફળી કોઠમડાં, સાંગરી શારી શીંગ; ચોળા ફળીને ચીભડાં તે, વધાર મધ્યે હીંગ. ॥ ૧૨ ॥ મીઠાં લીંબુ ખાટાં લીંબુ, વાલ વટાણા ચણા, ગલકાં કુશમાન્ડ લીલવા મહી,

મરી મશાલા ઘણા. ॥ ૧૩ ॥ ખીરાં વડીયોને કાળંગડા, ટીમરૂ ગાજર ગળીયા; શકરીયાં સુનેરી કેળાં, કાંચા તેલમાં તળીયાં. ॥ ૧૪ ॥લીલી ખારેકને ચારોળી, કરમદાં કનસ; અંજીર અનુસ રામફળ છે, ઓર ફાલસાં ફનસ. ॥ ૧૫ ॥ પાપડને પરદેશી શીંગો, અખોડને અનાર; ગોળ ગલેફાં ગુદાં રેવડી, સાત જાત વઘાર. ॥૧૬ ॥ જમરૂખ જામફળ પારસ જાંબુ, મઠીયાં માખણ બીલી; આરિયા આમલી અળદર આદુ, કદળી કેરી ઢીલી. ॥ ૧૭ ॥ રાજેરિ કેળાં ફુટ બીજોરા, ફાફડા વડાં કચોળી; લેંચી લાવશી બદામ બપાયા, પસ્તાં પુરણપોળી. ॥૧૮॥ લીલાં શીફળ લવીંગ લીમચાં, ખીર ખાંડ ફુલવડી; ખજુર ખરસવાં ખુમચાં આળુ, છુટી દાળને કઢી. ॥ ૧૯ ॥ પોઇનાં પાનાંને પતાસાં, ગળ ફરી ગળમાણું; રાઇતી કેરીને રાજગરી, હોડવાનું અથાણું. ॥ ૨૦ ॥ સકરપારા શેતુર રિમૈડાં, નારંગી રાણ સીંગોડાં; કુંકણી કેળાં કાજુકળીયા, કમરખ થોડાં થોડાં. ॥ ૨૧ ॥ ચોટીયા લાડુ ચીકણુ મીઠાં, દ્રાખ ચણીબોર મીરી;સફરજન દાઢમ દહિ વડાં,ભજીયાં મરચાં ચીરી. ॥ ૨૨ ॥ નિકલાં જાયફળ કાયફળ કોપરાં,સરપાં સેરડી સારી;ફી લાવર કોબીસ આબુવા, ખશ ખશ ઘીની ધારી. ॥ ૨૩ ॥ દુધ કઢેલું ગુંદવડાં આળુ, સુખડી ગલપાપડી, ખારી ભાજી ખમણ ઢોકળાં, ચુમાનિ થાપડી. ॥ ૨૪ ॥ રોટલી રાઇતા રાઇતી કેરી, પીપર કેળા કાતરી; જીરા કેરી ગોળચી મોળી, આંબળાં ચીર પાતળી. ॥ ૨૫ ॥ કૈડાનાં ફુલ કેરાં કાચલી, કણુસાઇ કેરી કળી; ખારીયાં મરીયાં બીરંજ તેમાં, તજ જાવંત્રી ભળી. ॥ ૨૬ ॥ દોડકાં ટીંડોળા કીલ કટોળાં, મોઘરા મોરસ ભાજી; આદામુળી અળદર મુળી, વાંસની ગાંઠયો તાજી. ॥ ૨૭ ॥ પત્તરવેલીયાં મીઠા ધુવરા, ઢોકળાં ઘોળી જાત; સેકટા શીંગો ઓરમુઇદડાં ઘેંશ કમોદનો ભાત. ॥ ૨૮ ॥ મોઠો મઠો મીઠો લીમડો, ડોડી ડોડાં ઓર; મેથીયા કેરી કોરી કસ્તુરી, કોહિ રોટલી ઠોર. ॥ ૨૯ ॥ રોટલા ઢેબરાં ભાત કેસરી, એવું રહયું બહુ બાકી;ઝાઝો વીસ્તાર જો કહીયેતો, વખત વીતે આખી. ॥ ૩૦ ॥ વળણ. ॥ વેળા વહિ જાયે ઘણી, માટે જુજ વીસ્તાર; વ્યાસ વલ્લભ વાણી વદે; થોડા થોડા સાર. ॥ ૩૧ ॥

---

## કડવું ૨૨ રાગ ધનાસરી.

વૈશમ પાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુ-

જને સંભળાવું, સભા પરવ મહીમાય. ॥ ૧ ॥ સુંદિર સામગ્રી પીરસાણી, જમવા આગના દીધી; જેમ જેમ માગ્યું તેમ તેમ પીરસ્યું, સૌની ત્રપ્તી કીધી. ॥૨॥ જય જયકાર કરી સહુ ઉઠયા' તવ દીધા મુખવાસ; પછી ઘરનાંયે ભોજન કીધું, પીરસણિયા જમ્યાં દાસ. ॥ ૩ ॥ કોઇ પ્રાણી ભુખ્યુ નવ રહયું, કૃષ્ણ પ્રભુ કામ કાહાડયું; બ્રાહ્મણનું જે એઠું પડેલું, તે પ્રભુએ ઉપાડયુ. ॥ ૪ ॥ ઉપરણામાં ગાંસડી બાંધી, ઉકરડે નાંખી આવે; ભીમસેન જોઇ મુછયો મરડે, હશીને ડોકુ ધુણાવે. ॥ ૫ ॥ પ્રભુ કહે શું હાંશી કરોછો, કામ ભલુ તમે કહયું; એઠવાડના રેલા ઉતરીયા, પાતક ઉતરી ગયું. ॥ ૬ ॥ લક્ષ ચોરાશી જાય છે નાશી, કારજ આ અમુલ્ય; વ્રકોદર તમે રૂદે લખજો, કો નહી બ્રાહ્મણ તુલ્ય. ॥ ૭ ॥ એમ અતી ઉપદેશ કરીને, સ્નાન કર્યું ભગવાન; વસ્ત્ર પેહેરીને સહુને કહ્યું, થાવો સહુ સાવધાન. ॥ ૮ ॥ કુન્તાજી કહે કેમ મ્હારાજા, સંશય મ્હારો સમાવો; મુજ પતિ શુભ ગતી પામ્યા, તે સીદ્ધતા બતાવો. ॥ ૯ ॥ તવ પ્રભુ કહે નરનારી સૌ, ઘરનાં તતપર થૈયે; વાજતે ગાજતે પારખુ જોવા, ચાલો ઉકરડે જૈયે. ॥ ૧૦ ॥ ત્યાં જઇને એક બાજઠ ઢાળો, ગ્રત દિપક ત્યાં કરવો, વિષ્ણુ દેવને મુકવાને, પંચ જન શંખજ ધરવો. ॥ ૧૧ ॥ ઉભાં ઉભાં હરી ભજન કરવું, પાન્ડુનુ પાપ નીસ્તરશે; નજરે જોઇશું ને આકાશમાંથી, નોળીયો એક ઉતરશે. ॥ ૧૨ ॥ તે આવી એંઠામાં આળોટે, તે નજરે દેખાશે, અડધી કાયા કનકનિને, અડધી રૂપાની થાશે. ॥૧૩॥ એટલે પંચજન શંખ એને, આપે શબ્દજ કરશે; જય જય જય જય ઉચ્ચાર થાશે, તવ પાન્ડુરાય તરશે. ॥ ૧૪ ॥ એ સીદ્ધતા જોવાનિ તમારે, એવું કહયું ઘનશામ; સૌ સામગ્રી લૈને ચાલ્યા, ઉકરડે તમામ. ॥ ૧૫ ॥ આવિ ઉભાં બાજઠ મુકયો, દીપક કીધો એવ; પ્રભુએ પંચજન શંખ મુકયો, પધરાવ્યા વિષ્ણુ દેવ. ॥ ૧૬ ॥ સર્વ ઉભાં રહી ભજન કરતાં, ધરતાં હરીનું ધ્યાન; એકાગ્રહ ચીત્ત ઈશ્વર જપે, સમીપ શ્રી ભગવાન. ॥ ૧૭ ॥ એવે આકાશ મારગે આવ્યો, નોળીયો એંઠા માંય; આળોટયો પણ સોના રૂપાની, કાયા એનિ નવ થાય. ॥ ૧૮ ॥ કુન્તાયે કહયું કેમ પ્રભુજી, કનક કાયા નવ હોય; કૃષ્ણે કહયું કાહોના કાહો પણ, ભુખ્યું રહયું છે કોય. ॥ ૧૯ ॥ તવ કુન્તાયે કહયું શેવકને, સૌ સ્થળ વહો વાણ; ભુખ્યું હોયે ને જમવા ન

આવે, તેને પ્રભુનિ આણ. ॥ ૨૦ ॥ એટલે શેવક દો દશ છુટયા, ગાંમમાં ને ગામ બ્હાર; સોગન દેછે ફરી ફરીને, મુખ કરે પોકાર. ॥૨૧॥ તે સમે નગ્રનિ બ્હાર બેઠો છે. નિચ્ર જાતી અનામીક; આંખે આંધળો તેથી એને, અડી પડયાની બીક. ॥ ૨૨ ॥ વળી ચોકી વૃકોદરનિ, તે ગઈ છે બીક પેશી: તે માટે એકાન્ત ખેતરમાં, ભુખ્યો રહયો છે બેશી ॥ ૨૩ ॥ એકતારો તંબુરો લેઇને, કર્યા કરે ભજન, તે જોઇને શેવકો આવ્યા, મુખ વદ્યા વચન. ॥ ૨૪ ॥ ભુખ્યો કે જમીને બેઠો, સાચુ કહે સુરદાસ; ભક્ત અનામીક એવું બોલ્યો, ત્રણ દનનો અપવાસ. ॥ ૨૫ ॥ ભીમના ભયથી બેશી રહયોછું, હુતો છું નિચ જાત; એટલે અભડાઇને એક દાસે, ઝાલ્યો એનો હાથ. ॥ ૨૬ ॥ દોરીને ઊકરડે લાવ્યા, બોલ્યા શ્રી ભગવાન; દ્રુપતી રાતી અભડાઇ પીરસો, પછી કરજો સ્નાન. ॥ ૨૭ ॥ સીપચને તવ દ્રુપતીયે, બાજઠ પર બેસાડયો; થાળ લાવી મોહો આગળ મુકી, ત્રપ્ત કરી જમાડયો. ॥ ૨૮॥ ત્રણ દીવશનો ભુખ્યો માટે, પી ગયો ભેગુ ચોળી; જુદા જુદા સ્વાદ ન જોયા, વીચાર્યું દ્રુપતી ભોળી. ॥ ૨૯ ॥ આ નિચ જાતી શું જમી જાણે, સંખ્યા મનમા લાવી; પછી સ્નાન કરીને પોતે, જોવાને સારૂ આવી. ॥ ૩૦ ॥ એવે કાયા થૈ સોના રૂપાની, નોળીઆની તે વાર; પણ શંખે શબ્દ નવ કીધો, બોલ્યા જુગદાધાર ॥ ૩૧ ॥ હવે સૌ જીવ ત્રપ્તી થયા, ભુખ્યું નથી જન કોય; તેને લીધે નોળીઆની, કાયા બેરંગી હોય. ॥ ૩૨ ॥ કોઇ ભુખ્યું રહેવું નવ જોઇએ, આ યજ્ઞની એ રીત; પણ શંખ શબ્દ થયો નહી તે, કોઇનું મન ઊચોત્ત ॥ ૩૩ ॥ જેવું હોય તેવું સૌ કહેજો, ભગવતનો ભય લાવી, દ્રુપતિ કહે માહારા મનમાં, એટલી સંખ્યા આવી. ॥ ૩૪ ॥ આ અનામીકે ભેગું ચોળ્યું, જમ્યો મુંઢ પ્રમાણે; તેથી મુજ મનમાં એમ આવ્યું, નીચ જમી શું જાણે. ॥ ૩૫ ॥ પ્રભુએ કહયું એ પાપ મ્હોટું, જમ્યાથી જાણ્યો નીચ; પણ મુજ ભક્તી કરે તે ઉંચો, બાકી નીચનો કીચ. ॥ ૩૬ ॥ બાજઠ ઊપર વિષ્ણુજીને, નમી કરો પરીતાપ; ભુલી ચુકી તે સંખ્યા આણી, કાન ગ્રહી માગો માફ. ॥ ૩૭॥ ઉંચ થઇ મુજને નવ ભજે; ચાન્ડાળ સરખો તેહ; નીચ થઈ મુજને ભજે તે; જાણું મ્હારી દેહ. ॥ ૩૮ ॥ એવાં પ્રભુનાં વચન સુણી, બોલીયા ધરમ રાય; એ માહારાજા સંદે પડીયો, પ્રશ્ણ પુછુ પડી પાય. ॥ ૩૯ ॥ તમે કહયું નીચ મુજને ભજે, તે તો મ્હારી દેહી, તો એને અડતાં બાધ શાનો,

જમીયે જોડે લેઇ. ॥ ૪૦ ॥ કૃષ્ણે કહયું સમજયા વીના, સંદેહ ધરીયો છેક; અડયે જમ્યે વરણાસ્રમ ટુટે, એતો અવીવેક. ॥ ૪૧ ॥ વીવેક વડો વિશ્વ વિશે, વીવેકથી વેહેવાર, વિવેકને કોઇ માને નહી તો, સો થાય એકાકાર. ॥ ૪૨ ॥ એક થયુ તો કાંઇ ન રહયું, પ્રેમદા ને મા સરખી; સરખા માને તો ત પ્રાણી, પશુ લેવો પરખી. ॥ ૪૩ ॥ કુતરાં બીલાડાંને ગધેડાં, માથી માડે સંસાર; વીવેક કયાં છે એ જાતીમાં, તેવા મનુશ અવતાર. ॥ ૪૪ ॥ અવીવેકી એકજ માન, ત જીવ પશુ તુલ્ય, હરામખોરો જાણી જોઇને, વીવેકમાં ધરે ભુલ. ॥ ૪૫ ॥ ઓરે યુધીસ્ટર માહારા કેહેવાનો, સમજી લ્યો ભાવાર્થ; તે સમજયા વણ શબ્દ ઝાલ્યો, તો બધું ડાહાપણ વ્યર્થ. ॥ ૪૬ ॥ મેં કહયું મુજને જે ભજે તે, જાણું મારો દેહ; તો મુજને ભજનારો કીયો, પ્રથમ સમજો તેહ. ॥ ૪૭ ॥ માયાના પંચ ભુત છે ને, તે પંચભુતનિ કાય; માયા તેતો ચૈતન્ય નથી; જડવસ્તુ કેહેવાય. ॥ ૪૮ ॥ તે જડ કેમ કરીને ભજે; તેનો કરો વિચાર; ચૈતન્ય આત્તા મુને ભજે છે, ઓ કુન્તી કુંવાર. ॥ ૪૯ ॥ ભજે તે આત્મા દેહ મ્હારો, તેને અડો સુખ રૂપે; તે નથી અડવા જેવી સસ્તુ, કહ્યું વઇકુંઠ ભુપે. ॥ ૫૦ ॥ કાયા તો માયાની બનેલી, તે જડ મુને ન ભજે, ડાહયો જન આત્માને માને, માયાની કાયા તજે. ॥ ૫૧ ॥ માટે એ અનામીકની કાયા, તેને અડે અતિ દોશ; ગમે તેવો ભક્ત હોયે પણ, પાળવો એટલો છોશ. ॥ ૫૨ ॥ અનામીકના ચુલાનો અગની, લેઇને રસોઇ થાય; ચુલો ધોયો ધાયો હોયે પણ, તે પર નવ રંધાય. ॥ ૫૩ ॥ અગની રૂપી આત્મા જાણો, ચુલા રૂપી દેહ; નીચ યોનીથી પ્રગટ થયેલી, અસુધ માનવી એહ. ॥ ૫૪ ॥ કહિ કહેશો કે આત્માને સમજી, કારયે તેનો સંગ, તેવી તમારી શંકા હોયે તો, તે પણ કરૂ ભંગ. ॥ ૫૫ ॥ ચુલામાં અગની દેખાને રાંધવા કરો ઇચ્છાય; પણ તે ચુલો નીચનો માટે, તે પર નવ રંધાય. ॥ ૫૬ ॥ ચુલાથી અગની જુદો પડે, તે અગ્ની આવે કામ; ચુલા સહીત અગ્ની નહી પાવન, બોલીયા સુંદીર શામ ॥ ૫૭ ॥ ભજે તે દેહ મ્હારો કહયો, પણ તે મુજ દેહ કયારે; કાયા રૂપી ચુલો તજે, અગ્ની આવે ખપ ત્યારે. ॥ ૫૮ ॥ એ રિતે કાયા તજયા પછી, આત્મા મારો દેહ, ખોળીયું બદલાયા વણ માને, પાપી પ્રાણી તેહ. ॥ ૫૯ ॥ ઉંચ જને નીચને નવ નમવું, નમે નીચો દેહ થાય, નીચ યોનીનો નીચને નમાવે, સત વર્શ નર્કમાં જાય. ॥ ૬૦ ॥ નીચ ગધેડી નાહ

ગંગામાં ભરસમાં બોળે કાય, ઓખર ન કરે રહે ચોખ્ખી, પણ તે નવ પુંજાય, ॥ ૬૧ ॥ ગંદી રહે ને ચાટચો ચાટે, ઓખર કરે ગાય; પણ તે યોની ઉત્તમ માટે, તેનું પુજન થાય. ॥ ૬૨ ॥ આ દ્રષ્ટાન્તનું સીધ્ધાન્ત એ છે, સાંભળો ધરમ રાય; નીચ દેહીની ઉંચ કતીથી, કદી ન પડવું પાય. ॥ ૬૩ ॥ ઉંચ દેહીનાં કરમ નીચાં, ગુપ્ત પણે કદી હોય; ત્યાં લગી તેને નમવું ઘરે, સત્ય ગણો સહુ કોય. ॥ ૬૪ ॥ આકડાનું દુધ ઉજ્વળ દિસે, પણ પીધે પ્રાણ જાય, ધેનુનુ દુધ સામળુ હોયે, પણ પીધે સુખ થાય. ॥ ૬૫ ॥ આ દ્રષ્ટાન્ટનું સીધ્ધાન્ત સુણો, વીપ્ર વીના અન્ય કોય; આચાર પાળે ઉંચ તણો પણ, તે દેહ ઉંચો ન હોય. ॥ ૬૬ ॥ વળી આગળ ઉપદેશ કરશું, ઓરે ધરમ રાય; દ્રુપતી વીશ્ણુને નમી, માગી બહુ ક્ષમાય ॥ ૬૭ ॥ વળણ. ॥ ક્ષમા માગી દ્રુપતી, તવ થયો શંખ નાદ; પાન્ડુરાય વલ્લભ વદે, સ્વર્ગ ગયો નીરવાદ. ॥

## કડવું ૨૩ રાગ સામેરીનો દોહરો.

વૈશમ પાયે એણી પેરે બોલ્યા સુણ જનમેજે રાય, વીસ્તારી તુજને સંભળાવું, સભા પરવ મહીમાય. ॥ ૧ ॥ જય જય શબ્દ શંખનો થયો, પાન્ડુ થયા સુરવાસી; વાજતે ગાજતે ઘેર આવી, બોલ્યા શ્રી અવીનાશી. ॥ ૨ ॥ ઓ દુરીયોધન ઓરડે જાવો, આવે વિપ્ર સંતાન; તેઓને વીવેક પ્રમાણે, કરો કનકનું દાન. ॥ ૩ ॥ તવ દુરિયોધન ઓરડે ગયો, મામાને રાખ્યા સાથ; ચાલો મામા લુંટાવી દેયે, કુંચી આવી છે હાથ. ॥ ૪ ॥ એમ કહી બેઉ ઓરડે ગયા, વીપ્ર સ્થળે ભીમ બળીયો, માહારાજે દાન લેવા જાવો, સરવેને કહીને વળીયો. ॥ ૫ ॥ એટલે ગયા દાન લેવા, સઘળા બ્રાહ્મણ લોક; દુરીયોધને ઓરડો ઉઘેડયો, ત્યાં થઇ ભીડ અથોક. ॥ ૬ ॥ લુટાડવાને ખુટાડવા ત્યાં, પ્રેમ પાપીને વ્યાપે; શેર સોનું જે બ્રાહ્મણ માગે, તેને બે મણ આપે. ॥ ૭ ॥ તાંબાની કુંડીયો ભરીને નાંખે, વિપ્રથી ન ઊંચકાય; એ રીતે આપે છે પાપી, ખુટાડવા ઇચ્છાય. ॥ ૭ ॥ પણ એને હાથે પદમ છે તે, આપ્યેથી બમણું વધે, ઓરડામાં એક ખુણે હતું, તે વધી ફેલાયું બધે. ॥ ૮ ॥ જેમ જેમ આપે તેમ તેમ વધે, જુએ અંધ કુંવાર; ઓરડા માંહીથી ઉભરાઇને, સુવર્ણ આવ્યું

ભ્હાર. ॥ ૯ ॥ દુરીયોધન કહે આશું મામા, વિસ્મય થયો પાપી, મામો અપાવે ચોગણું ચોગણું, દે વિપ્રોને આપી ॥ ૧૦ ॥ તેમ તેમ પાપીને તાન ભરાયું, લ્યો રે લ્યો એમ ભાંખે, બ્રાહમણુથી લેઈ શકાય નહી, કુંડીયો ભરીને નાંખે. ॥ ૧૧ ॥ જેમજ આપે તેમજ વધે, પદમ તણો પર તાપ; છેવટ બ્રાહમણ લેઇને થાકયા, આપીને થાકયો આપ. ॥ ૧૨ ॥ દુરીયોધન કહે મામા હવે, કોઈ નથી લેનાર; ઘટયું નહીને વધ્યું તેનો, શો કરીએ વીચાર. ॥ ૧૩ ॥ મામો કહે હું તો સમજયો, મેહેનત પડી છુટી, કહો ના કહો પણ કૃષ્ણ કાળીયે, ઘાલેલી જડી બુટ્ટી. ॥ ૧૪ ॥ એવામાં ત્યાં ભીમ આવ્યો, બોલ્યો અંધ કુંવાર; તમે તમારૂ સંભાળો હવે, વીપ્ર નથી લેનાર. ॥ ૧૫ ॥ એમ કહીને ઓરડો સોંપ્યો, ભીમશેન વીસ્મે થાય; આટલું બધું સોવ્રણ વધ્યું, આ તે શું કેહેવાય. ॥ ૧૬ ॥ એવામાં શ્રી કૃષ્ણ આવ્યા, ભીમ વદયો વચન; થોડું આપતાં ઘણું વધ્યું, ઓરે જુગજીવન. ॥ ૧૭ ॥ સમજીને તમે પાપીને સોંપ્યું, ઓરે દીનાનાથ; પ્રભુ કહે દુરીયોધનને પદમજ જમણે હાથ. ॥ ૧૮ ॥ હાથેળીમાં પદમ છે ને, ઉપર જમનો વાસ; પદમની વાત તે જાણતો નથી, બોલ્યા શ્રી અવિનાશ. ॥ ૧૯ ॥ જો વારતા એ જાણતો હોયતો; દે ઘરમાંથી દાન; આપે તેથી બમણું વધે, વળી રીઝે ભગવાન. ॥ ૨૦ ॥ પણ ભુજ ઉપર જમ બેઠા છે, તેથી ન શકે આપી; પર ઘેર ખુટાડવાને આપ્યું, પોતે તો પાપીનો પાપી. ॥ ૨૧ ॥ ભીમ કહે શાબાશ પ્રભુજી, સહુ ભેદ જાણો તમો, કુંચી સોંપી તમે તે વેળા, હતા અધીરા એમો. ॥ ૨૨ ॥ એમ કહી ઓરડો અડકાવ્યો, વરત્યો જય જયકાર; અતી આશીરવાદ વિપ્રનો મળીયો, કુન્તીસુતને સાર. ॥ ૨૩ ॥ પછી પ્રભુએ આગ્ના કીધિ, ઓરે અરજુન ભુપ, જાવો જઇને સભા રચો, થાય સહુ તદરૂપ. ॥ ૨૪ ॥ તવ અરજુને બોહોળી જગોમાં, બનાવિ મંત્રજ ભણી, જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જળ છે, કીધિ કારીગરી ઘણી. ॥ ૨૫ ॥ બારણું ત્યાં સ્થળ ત ભીંત ત્યાં બારણું, અવળુ અતિ દેખાય; સભા કને એક મ્હેલ છે લાંબો, નારીયો બેસે ત્યાંય. ॥ ૨૬ ॥ શુભ શોભાની સભા બનાવી, ગયો પ્રભુની પાસ; એટલે પ્રભુએ ખબર દેવા, મોકલાયા ચાર દાસ. ॥ ૨૭ ॥ સૌ ક્ષત્રીને ખબર આપી, પધારો સભા માંય; એટલ સરવે ક્ષત્રી લોકો, સભામાં ચાલ્યા ત્યાંય. ॥ ૨૮ ॥ શેદેવ બેઠા સભાને દ્વારે, અંગુઠી સહુને દેછે; જાય પછાડતાં જ્યાં જળ આવે, વસ્ત્ર ત્યાં ઉંચાં લેછે. ॥ ૨૯ ॥

જૈ જૈને આસન પર બેસે, જેમ જેમ આવે રાય; તેમ સભા મ્હોટી બને છે, સહુ જોઇ ખુશી થાય. ॥ ૩૦ ॥ સરવે રાજા આવીને બેઠા મ્હેલ ઝરૂખે જ્યાંય; પ્રભુ કેરી કઉરવ કેરી, નારીયો બેઠી ત્યાંય. ॥૩૧॥ વચમાં બેઠી દ્રૂપતી સતી, ભાણુમતી ડાબે હાથ; જમણે પાસે રૂક્ષમણીજી, વળી બીજી સહુ સાથ. ॥ ૩૨ ॥ બેઠી જુએ સભાનિ શોભા, સાંભળને રાજંન. સર્વેના પછી આવવા લાગ્યા, કઉરવ દુરયોધન. ॥ ૩૩ ॥ મારગ આવતાં ઉંચી કીધી, દ્રષ્ટી દુરીયોધન; બેઠેલી દ્રૂપતી ને જોઇ, બોલ્યો મુખ વચન. ॥ ૩૪ ॥ જુઓ મામા દ્રૂપતી સોભે, વિજળી ચમકે તેવી; એનિ જોડે મ્હારી રાણી, દિશે ભુતડી જેવી. ॥૩૫॥ એવી વાતો કરતા ચાલ્યા, નજરે જોતા જાય; જોશીયે જાણ્યું કામી આવ્યો, ઉઠી ગયા તવ ત્યાંય. ॥ ૩૬ ॥ અંગુઠીયો લેઇ ચાલ્યા ગયા, આવ્યો દુરીયોધન; સભાના દરવાજામાં પેઠો, ઝરૂખામાં લોચન. ॥ ૩૭॥ સભામ. પહેલો ખંડ આવ્યો, સ્થળનો જળ દેખાય; દુષ્ટે લુગડાં ઉચાં લીધાં, મનમાં હસ્યા સૌ રાય. ॥ ૩૮ ॥ એવે સ્થળ જળ કેરૂ આવ્યું, તેમાં પોતે વળીયા; સ્થળ જાણીને વસ્ત્રો મુકયાં, પાણીમાં પલળીયાં. ॥ ૩૯ ॥ એટલે હશી શકળ સભા, નજરે જોયું ભાળી; દ્રૂપતિ કહે રૂક્ષમણીજી, લ્યો તમે મારી તાળી. ॥ ૪૦ ॥ છત્રપતીની શી હોંશીઆરી, ચાતુર નર છે કેવા; હું જાણતીતી ચકોર છે પણ, અંધ તણા અંધ જેવા. ॥ ૪૧ ॥ દુષ્ટે કાને સાંભળ્યું ને, પાછો નિકળ્યો બ્હાર; રૂપાળી છાકમાં છકી છ, ચોઢું તમાચા ચાર. ॥ ૪૨ ॥ મામો કહે મુકીશ નહી બાકી, થનારૂં હોય તે થાય, એટલે બમણું તાન ભરાયું મેહેલમાં પેસવા જાય. ॥ ૪૩ ॥ એવામાં ફરતો ફરતો ત્યાં, આવી ચડીયો ભેમ; મામે કહ્યું વ્રકોદર આવ્યો, ચાલો આવ્યાતા એમ. ॥ ૪૪ ॥ તવ દુરીયોધન પાછો વળીયો, સમજી સભામાં પેઠો; ક્રોધમાં રાતો તાતો થયેલો, જૈ આસન પર બેઠો. ॥ ૪૫ ॥ સકળ સભા ભરાઈ ચુકી, આવીયા ધરમરાય; પુજાપાની થાળ છે કરમાં, જુએ સર્વ સભાય. ॥ ૪૬ ॥ યુધીષ્ટર કહે સરવે રાજા બોલજો સત્ય વચન; આપણી સભામાં પ્રથમ પેહેલું, કોનું કરૂ પુજન. ॥ ૪૭ ॥ સૌ સભા કહે ક્રષ્ણજી કેરૂં, તવ બોલ્યો શીશુપાળ; એનું પુજન નહી થાય પેહેલું, આહીરનો એ બાળ. ॥ ૪૮ ॥ એ ભરવાડો એ પેંડારો, ગાયો તણો ચારનારો મામા માશીને મારનારો, પરનારી હરનારો, ॥ ૪૯ ॥ પ્રભુએ ગાળોના લીટા તાણ્યા, સો ગાળો થઇ સાર; એટલે પડેલુ સંપુટ લીધુ પોતે જુગેદાધાર ॥ ૫૦ ॥ સો આ-

બોનો ગુનો કીધો, ત્યારે જણાવી રીસ, સંપુટ મારી છેદી નાખ્યું, શીશુપાળનું શીશ. ॥ ૫૧ ॥ સકળ સભા રાજી થઇને; હરખ્યા સહુ રાજન એટલે કીધું ધરમરાયે, પ્રભુ તણુ પુજન ॥ ૫૨ ॥ પછી પુજન સર્વેનું કીધું, અંતરમાં અતી ભાવ; જેવા રાજા તેવા તેવા, વેહેચ્યા તથા સરપાવ.॥ ૫૨ ॥ તવ બળદેવે કંકુ કેરો, કંકાવટો કર લીધો; ઉભા થઇને અભીમન્યુને, લેલાટ ચાંલ્લો કીધો. ॥ ૫૪ ॥ કહ્યું કે મારે પાળક પુત્રી, સુખેનની સુરેખા; તેનિ સાથે વિવા કીધો; અકભાયા અદેખા. ॥ ૫૫ ॥ બીજા સહુ જન રાજી થયા, બળદેવે કર્યું બેશ; પાન્ડવને પણ શોભા મળી, હરખ્યા સઉ નરેશ.॥ ૫૫ ॥ પછી સરવે વીદાય માગી, ક્ષત્રી થયા વીદાય; કૌરવ વીના સરવે ગયા, તવ બોલ્યા કુન્તાય. ॥ ૫૬ ॥ ચાલો કઉરવ પાન્ડવ બેટા, નીરવરતીથી જમો; મેહેનત મજુરિમાં પડેલા, ખાધુ પીધુ નથી તમો. ॥ ૫૭ ॥ વળણ ॥ ખાધુ પીધુ છે નહી, ઓરે મ્હારા તન; સહુ ભાઇઓ ભેગા થઇ, કરિ લોને ભોજન.

---

## કડવું ૨૪ રાગ ચોપાઇનો.

બોલ્યો વૈશમપાયે વચન. સુણ પરિક્ષત કેરા તન; કહ્યું કુન્તાય જે વાર; બોલ્યા અંધ તણો કુંવાર; સુણો કુન્તા કાકી સતી, અમારે કાંઇ જમવું નથી, ॥ ૧ ॥ અમે જસના ભુખ્યા હતા માત, તેથી જસ લીધો ભાગી જાત, અમે આવ્યાતા આવીને જવા, બીજું નહીં પણ મ્હેણાં ખાવા. ॥ ૨ ॥ કહે કુન્તા શું મેહેણું દીધું, કોણે કટુ વચન તને કીધું; તવ બોલીયો દુરિયોધન, ઘણાં રકત થયાં લોચન. ॥ ૩ ॥ આજ કાલની છે આવેલી, બહુ છરવાળી ને છકેલી. ॥ ૪ ॥ ભાગી પડે છે રૂપે રૂપાળી, બોલતાં ન જુએ પાછું વાળી; એનું રૂપ એને ગંધાય મારે મેહેણું બીજો કોણ ખાય. ॥ ૫ ॥ બેહેકી ગઇ પંચાળની બેટી, હવે શું કાંઇ છે એ હલેતિ, સુણી કુન્તાને ક્રોધ ચડીયો, ખરા રંગમાં ભંગ પડીયો, ॥ ૬ ॥ એતો કયાં ગઇ મ્હોટા કુળવાળી, નહી હોય કોઇ એવી રૂપાળી; તવ દ્રૂપતી રડતી આવિ, એતો આંખોમાં આસુ લાવી.॥ ૭ ॥ તવ કુન્તાજી વદીયાં વાણી, તારી જીભડી નાખીસ તાણી; શીખી બોલતા કેવું કેવું. મારા ઘરમાં નહી ફાવે એવું ॥ ૮ ॥ સારી રીતે

રેહેવાય તો રેહેજો. નહી તો પીયરનો પંથ લેજો; તવ દ્રૂપતી આસું ભરતી. ભુલી ચુકી કહી કરગરતી. ॥ ૯ ॥ છત્રપતી પીતા તુલ્ય મ્હારે, બોલી પોતાના જાણ્યા ત્યારે; હું તો છોકરૂ તમે તો બાપ. કરો અપરાધ મ્હારો માફ. ॥ ૧૦ ॥ કહી દુષ્ટને ખોળા પાથરતિ, તાત તાત મોઢે ઉચ્ચરતી ચઢે રાયને રીસ અતોલે, બાપ બાપ કહી કેમ બોલે. ॥ ૧૧ ॥ એવો બળાપો પેટમાં થાય, તવ ભીમસેન બોલ્યો ત્યાંય; શીદ આંધળે બેહેરૂ કુટાવો, જાણ્યા વીનાની રાઢ ઉઠાવો. ॥ ૧૨ ॥ કોણ જાણે કેવું કટુ કીધું, બોલ ભાઈ શું મેહેણું દિધું; તવ બોલીયો દુરીયોધન, મુને કહયો અંધનો તને. ॥ ૧૩ ॥ ભીમે કહયું સુણો મુજ માત, એમાં શી ખોટી કહી વાત, એમાં શું લાગ્યું દુખ મ્હોટું. કહયું દ્રુપતીયે શું ખોટું. ॥ ૧૪ ॥ અંધ સુત કહયો તે સ્હેવાય, દેખતાનો કેમ કેહેવાય; ખોટુ કહયું નથી તેં નાર, હવે રડીશ નહીં લગાર. ॥ ૧૫ ॥ અંધનો સુત સત્તરવાર, ખોટું કહયું નથી તલભાર; એવા ભીમ તણાં વચન, સુણી ઉઠયો દુરીયોધન. ॥ ૧૬ ॥ જોઇ ભીમ તણી મેંઠઆઇ. હવે રાખવી નથી સગાઇ; એમ કહીને રીસાઇ ગયો. પાછો સંપમાં કુસંપ થયો. ॥ ૧૭ ॥ રહ્યા પોત પોતાને સ્થળે, દુષ્ટથી હેત ભાવ ન મળે; એટલેથી રહી એ કથાય, તું તો સુણ જનમેજે રાય. ॥ ૧૭ ॥ વળણુ. જનમેજય સાંભળ કથા, દાન્ગવનું આખ્યાન; વ્યાસ વલ્લભ વાણુી વદે, દો શ્રોતાજન ધ્યાન.

—(▦▦▦)—

# દાન્ગવાખ્યાન.

## કડવું ૨૫ રાગ ધસરી.

જનમેજેને વઇશમ પાયે, શ્રવણે કરાવિ કથાય, તે કથા કહુ શ્રોતા જનને, પશુ જનમ વહિ જાય. ॥ ૧ ॥ સાંભળે શીખેને સંભળાવે,, ટળે ત્રિવિધ તાપ; દેહ પશુનો પ્રાપ્ત ન થાયે, છુટે મોટાનો શ્રાપ ॥૨॥ એક વેળા ઈંદ્રપુરિમાં, બીરાજ્યા દેવ લોક; વાદ વિવાદ વિનોદ ન ચાલ્યો, વડી વારે થયો શોક. ॥ ૩ ॥ એટલામાં આવી એક અપછરા ઉરવંશી જેનું નામ; કોમળ કાયા કનક સરખી, રૂપ રૂપની ધામ. ॥ ૪ ॥ કાંઈ ન કેણી છે મ્રગા નેણી, વેણી કેસની વાળી; વરણુન કરતાં ફણીધર થાકે, એવી અતીસે રૂપાળી. ॥ ૫ ॥ તે તારૂણી જોઈ દેવ

બોલ્યા આનંદ ઉપજે સત્ય; મનહર ચીત ચોર ચાતુરા તું, માંડય સભામાં ત્રત્ય. ॥ ૬ ॥ એવિ આપી આગના તવ, નૃત્ય કર્યો આરંભ; પામ્મર પ્રાણીની નજરે પડે, તો થાય સ્થંભીત સ્થંભ. ॥ ૭ ॥ વાજીંત્ર વાગે મીઠાશ લાગે, સરોદાને સરણાઇ; જળત્રંગ મોરચંગ મર્દંગ નસ્રંગ, પખવાજને અવાઈ. ॥ ૮ ॥ ઘમ ઘમ ઘમ ઘમ ઘુઘરૂ બોલે, દેખી થયા દેવ ખુશી; તેવે સમે ત્યાં આવી પહોંચ્યા, જે દુરવાસા રૂશી. ॥ ૯ ॥ એટલે સભાના સૌ સુર ઉઠયા, ભલે દિધાં દરસન; પધારો પધારો કહિ પધરાવ્યાં, આપીને આસન. ॥ ૧૦ ॥ વળતુ વાણી વધા સુરપતિ, અપછરાને એમ; નૃત્ય કરી તુ રૂશીવરને, ઉપજાવ્ય પુરણ પ્રેમ. ॥ ૧૧ ॥ મોહિત મન થાય માહા મુનીનું, ત્યારે ક્રીયા તુજ સાચી; માન્યની માન્ય મળે સહુ સુરનું, રીઝવ રૂશીને નાચી. ॥ ૧૨ ॥ અપછરા કહે મોહિત કીધા, શાણાને સુપાત્ર; તેત્રીસ કોટીને લબ્ધ કર્યા તો, બ્રાહ્મણ તે કોણ માત્ર. ॥ ૧૩ ॥ એમ કહિને ત્રત્ય આરંભ્યો, મન ધરી અભીમાન; હતી જેટલી ક્રીયા તેટલી, કરિ વળી દઈ ધ્યાન. ॥ ૧૪ ॥ તોપણ રૂશી રીઝ્યા નહીને, જરા ન લાગી લત્ય; મન કેમ માને મ્હાદેવજીનો, જેણે જોયેલો નૃત્ય. ॥ ૧૫ ॥ માટે રૂશીવર ખુશિ ન થયા, ક્રોધ કર્યો ઉરવંશી; કોપ કરીને એમ બોલી, વિપ્ર ઝેરીલો ધ્વંશી. ॥ ૧૬ ॥ મન માન્યુ પણ મોઢેના બોલે, અંતર ઉલટ આણે; નવ્ય આણે તો જંગલી સરખો, શું નૃત્યનિ વાત જાણે. ॥ ૧૭ ॥ એવાં એવાં જ્યાં વેણ કહ્યાં ત્યાં, લાગ્યો રૂશિ તન તાપ; શું કહ્યું રંડા પાપણી તેં, દુરવાસે દીધો શ્રાપ. ॥ ૧૮ ॥ નીશાયે નારી દીવશે ઘોડી, થઇ તુ પૃથવિ પડજે; તર્ણને જળથી ઉદર ભરી, રણ વિશે રખડજે. ॥ ૧૯ ॥ એમ શ્રાપ દીધો રૂશીએ, અપછરા અકળાય; ત્રાસજ પામી રડવા લાગી, થર થર કંપિ કાય. ॥ ૨૦ ॥ દેવતા સહુ કરગરવા લાગ્યા, વરત્યો આહાકાર, આ નારિ વણ સ્વર્ગે વીષે, રેહેવાય નહી લગાર. ॥ ૨૧ ॥ એમ કહિ દેવતા કરગરીયા, કરગરી છે નારિ; દયા ઉપનિ દુરવાસાને, શ્રાપ હું નાંખુ નિવારી. ॥ ૨૨ ॥ કરૂણા કરિ કહે રૂશિજી, સુંદરિ સુણ્ય વચન; મળે સાડાત્રણ વજજર ત્યારે, આવજે સ્વર્ગ સુદન. ॥ ૨૩ ॥ વળણ ॥ શ્રાપ એમ નિવારીને, રૂશિ થયા વિદાય; આજ્ઞા માગે દેવનિ, પડી અપછરા પાય.

## કડવું ૨૬ નાટકની સ્તુતિનો રાગ.

આગના દો માહારાજ, સભા સહુ આગના દો માહરાજ, ટેક પુર્વના પાપથી. શ્રાપજ પામીરે, રૂશીને દલ થઈ દાજ ॥ સભા. ૧ ॥ દોશ કોને દઉં વાંક ભવીશનોરે; કાંઇ રહયો ન ઈલાજ ॥ સભા. ૨ ॥ વેઠીશું વનમાં વપુ પશુનુરે; છોડાવા કરજો કાજ ॥ સભા. ૩ ॥ આપનું હેત અતી સાંભરી આવશેરે રડીને દઈશું અવાજ ॥ સભા. ૪॥ પશુના વર્ગમાં પડી રહિશુરે, તે બધી તમને છે લાજ ॥ સભા ૫ ॥ વળણ. એમ કહી લીધી આગના, જુએ સ્વર્ગના ભુપ; અવની આવિ અપછરા, ધરીયુ ઘોડી રૂપ. ॥

---

## કડવું ૨૭ વૈદુભા વનમા વલવલે એ રાગ.

અંત્રીક્ષથી ઘોડિ ઉતરી, પચરંગી સ્વરૂપ; શામ ચરણુ સોહામણા, કેશ વાળી અનુપ. ॥ અ. ૧ ॥ સ્વેત શરિર સાફ શોભતું રક્ત રંગના કરણ; સુંદીર સોત્રણ મુખની, પુંછ છે પીત વરણ, ॥ અં. ૨ ॥ એતો ટુંકી ચાલે ઘણું ચાલતી, આવી યુમનાને તીર; ચારો ચરે છે એ ઘાસનો, પીયે નીરમળ નીર ॥ અં. ૩ ॥ એમ આખો દીવસ ફરે રાન્યમાં, પડે નીશા જે વાર; અસ્ત રવી થાય એટલે, બને સુંદીર નાર ॥ અં. ૪ ॥ એતો નારી વેશે વ્રક્ષે ચઢી; રૂજની રહે બેઠી; સુર્ય ઉદયના યોગમાં, ઉતરે આપ હેઠી. ॥ અ. ૫ ॥ પછી દરસન દે સુર્ય દેવતા, તવ સ્વરૂપે ફરતી; અસ્વણી અંગ ધારણ કરી, જળ ત્રડ ચારો ચરતિ. ॥ અં. ૬ ॥ હવે તે ત્રડની સામી તીર છે, એક સુંદાર દેશ; વસે છે ત્યાં રૂડો રાજીયો, દાંગવ નામ નરેશ. ॥ અં. ૭ ॥ તેવા તે રાજાને સપ્ત ઘોડલા, પુષ્ટીવાન છે કાય; મધ્યાને અનુચર લેઇને,જળ પાવાને જાય. ॥ અં. ૮ ॥ તેવા તે ઘોડાએ દીઠી ઘોડલી, રહ્યા નહિ દાસ પાસ; છટકી સામી તીર સંચર્યા, તજી ગયા જળ ઘાસ. ॥ અં. ॥ ॥ ૯ ॥ એતો આખો દાહાડો ભુખ્યા ભમ્યા, સાંજે થઈ ઘોડી નાર; મનુષ રૂપે વ્રક્ષે ચડી, પાછા વળીયા તોખાર. ॥ અં. ૧૦ ॥ એમ ઘોડાને લેહ લાગી નીત્યની, તેથી શરીરે સોસાય;રાજાએ પુછીયુ દાસને, કેમ અશ્વ સુકાય. ॥ અં. ૧૧ ॥ ત્યારે દાસ કહે સુણો રાયજી, જળ પાવાને લેતા; સામી. તીરે ઘોડી કોકનિ, દેખી હાથ ન રહેતા. ॥ અં. ૧૨ ॥ તવ રાજા કહે કોની ઘોડલી, બાંધિને ઘેર લાવુ; આજ

અશ્વ પર બેશીને, જળ પાવા હું જાવું. ॥ અં. ૧૩ ॥ એવું કહિ રાજા અશ્વ બીરાજીયો, ગયો યુમનાંને ઘાટે; ઘોડાએ ઘોડી નીરખી, દોડયા સુર સપાટે. ॥ અં. ૧૪ ॥ રાય જોવાને ઘોડે બેઠો રહયો, આખો દીવસ ભમીયો; એવે સમે થઇ રૂજની; દીન મણિ આથમીયો. ॥ અં. ૧૫ ॥ ત્યારે ઘોડી ટળીને નારી થઈ, વ્રક્ષે ચડવાને ચાલી; ઘોડેથી દાંગવ ઉતર્યો, ઉભો જઈ કર ઝાલી. ॥ અં. ૧૬ ॥ કહે રાજા તુ કોણ છે સુંદરી, ભુત પ્રેત કે દેવી; કોણ નાત જાત ઘર ગામ છે, નામે નારી તું કેવી. ॥ અં. ૧૭ ॥ તવ ઉરવંશી કહે સુણો રાયજી, તમારે શો સંતાપ; અપછરા છું હું સ્વર્ગની, પામી રૂશીનો શ્રાપ.॥ અં.॥ ॥ ૧૮ ॥ તેવા શ્રાપથી દીન દેહ બે ધરૂ, વસુછુ વાસો વનમાં; મધુરી વાણી સુણિ રાયને, લાગી ચટકી ત્યાં તનમાં. ॥ અં. ॥ ૨૦ ॥ તદરૂપ સ્વરૂપ દેખીને થયો, નમીને વદયો વાણિ; ઘેર પધારો માહરે, થાપશું પટરાણી. ॥ અં. ૨૧ ॥ સહુ ખાન પાનનું સુખ આપશું, મુને પ્રગટયો પ્રેમ; ઉરવંશી કહે આવીયે, જો ચાલો કહું તેમ. ॥ અં. ૨૨ ॥ તવ રાજા કહે કોહો તે કરૂ, બોલી નારી વીવેક; શીવ વિષ્નું માગે મુજને, દેવી નહી ઘડી એક. ॥ અં. ૨૩ ॥ ત્યારે રાજા કહે એ પ્રમાણ છે, પણ પુછુછુ પેર; બળીયો હોયે કોઇ મુજથી, તે ઘણી માગે ઘેર. ॥ અં. ૨૪ ॥ તેહેવાને માગે હું ન દેઊં તો, માગે રણ સંગ્રામ; તે વારે શું કરૂ સુંદરી, મ્હારી ચાલે ન હામ. ॥ અં. ૨૫ ॥ ત્યારે નારી કહે સુણો ભુપતી, રહેવું અન્ય શરણ; સરણ ન રાખે તો મુજને, લઇ પામવું મરણ. ॥ અં. ૨૬ ॥ ત્યારે રાજા કહે તે કબુલ છે, દિધુ વચન હાથ; ઘોડે બેસાડીને સુંદરી, લાવ્યો પોતાની સાથ. ॥ અં. ૨૭ ॥ રામારૂપ રહી રૂજની વીષે, દીવસે ઘોડી થાય; ઘાસ ચારો નાંખી ચાકરી, કર્યા કરે છે રાય. ॥ અં. ૨૮ ॥ વળણ. ॥ એમ કેટલા દન વીતીયા, એવે સ્વરગ સુર લોક; નારદને બોલાવિયા, દેખાડયો બહુ શોક.

## કડવું ૨૮ રાગ આશાવરી.

શોક દેખી સુર લોકનો ને નારદજી એમ પુછે; સ્વર્ગ સુખમાં ઊદાશી આવી, તેનું તે કારણ શું છે. ॥ ૧ ॥ શે દુખે દુલ્યા આનંદ ભુલ્યા, તે વાત જાણવા માગુ, જે હોય તે કહો મુજને હું, ભીડ તમારી ભાગુ. ॥ ૨ ॥ તે સાંભળી સહુ સુર બોલ્યા, આનંદ નાઠો સ્વા-

મી; ઊરવંશી હતિ અપછરા તે, શ્રાપ રૂષીનો પામી. ॥૩॥ દીવશે ઘોડી રાત્રીએ રામા, થઇ ભોમીમાં પડી, એના વીના છે સ્વરગ સુનું, ગમતું નથી ઘડી. ॥ ૪ ॥ વજૂ સાઢા ત્રણ ભેગા કરાવો, શ્રાપ નીવારણ થાય; આવે અપછરા સ્વરગ વિષે, એમ કરો ઊપાય. ॥ ૫ ॥ નારદજી તવ બોલીયા છે, પૃથવિમાં પરવરૂ; વજૂ સાડા ત્રણ ભેગા કરાવિ, સ્રાપ નિવારણ કરૂ. ॥ ૬ ॥ યુદ્ધ થયા વણ વજૂ સાડા ત્રણ, કોકાળ ભેગાં ન થાય; ટંટાની ત્રષ્ણા છે મુજ મનમાં, જોવાનિ આતુરતાય. ॥ ૭ ॥ એમ કહીને સંચરીયા છે, ભોમી દ્વારીકા ગામ; શોભે શોયામણું નગ્ર રશીલુ, વાસો વસે ધનશામ. ॥ ૮ ॥ શોળ સહસ્ત્ર સત અષ્ટ ધામ છે, પ્રભુનાં શોભાયમાન; એક લક્ષ સાઠ સહસ્ત્ર એકાશી, હરી તણા સંતાન. ॥ ૯ ॥ તે સહુના મેહેલ જુજવા છે, પુત્ર પ્રદ્યુમાન જેષ્ટ; બળવાન રૂપવાન ગુણવાન ઘણો, સુરો પુરો નર શ્રેષ્ટ. ॥ ૧૦ ॥ નારદજી તેને ધામ પધાર્યા, માન્ય દિધુ પ્રદ્યુમાન; આસન આપીને બેસાડયા, નારદે કર્યાં વિખાણ. ॥ ૧૧ ॥ ભાઈ તુ ભાગ્યશાળી ભારે, વૈભોગ શા કહુ મુખ; ત્રૈણ લોકમાં તારા સરિખું, કો જનને નથી સુખ. ॥ ૧૨ ॥ માત ભ્રાત વળી પુત્ર ને પીતા, રૂડી છે રિદ્ધી ને સીદ્ધી; નવે ગ્રહ તુજ મંચક પાયે, ઘેર વસે નવ નિદ્ધી. ॥ ॥ ૧૩ ॥ સંસારનો સહુ લ્હાવો છે તારે, હું રહયો આનંદ પામી; સઘળી વાતનું સુખ લીધું પણ, છે એક વાતમા ખામી. ॥ ૧૪ ॥ કહે પ્રદ્યુમાન ખામી હોયે તો, બતાવિ દો માહારાજ; વિલમ નથી તે સુખ લેતાં, સીધ કરૂ કાજ આજ. ॥ ૧૫ ॥ નારદ વદે બોલેલું પાળજે, તું તાહારૂ તન તોડી; મંગાવ્યા દાન્ગવને ઘેરથી તું, અમુલ્ય એક છે ઘોડી. ॥ ૧૬ ॥ ત્રૈણે લોકમાં એહ ઘોડીનિ, જોડી નથી કોઇ ઠામ; ઘણું નહીતો ચાર ઘટીકા, લાવિ રાખ્ય તુજ ધામ. ॥ ૧૭ ॥ ત્યારે હું જાણું પુત્ર પ્રભુનો, ધન્ય તારિ માનું પેટ; મંગાવે નહીં તો છોકરિ સરખો, ઉઠયો તું દૈવનિ વેઠ. ॥ ૧૮ ॥ વલણ. એમ ઉશ્કેર્યો નારદે, કરજે ધાર્યું કામ; કલાવિ પુછે કોઈ તો, ન લૈશ મારૂ નામ.

---

## કડવું ૨૯ રાગ મારૂ.

એવું કહી થયા નારદ વિદાય, લાગી ચટકી કુંવર મનમાંય; તેણે દીન બળદેવજીને ઘેર, સાથ ભોજન છે ભલી પેર. ॥ ૧॥ સગાંસ

હોદર પુત્ર પરીવાર, આવ્યાં જમવા હળદરને દ્વાર; આવ્યો નથી પ્રદ્યુમાન, બાકી આવ્યા છે સહુ સંતાન. ॥ ૨ ॥ ત્યારે બળદેવ પુછે એમ; હજી ન આવ્યો પ્રદ્યુમાન કેમ; તવ રૂક્ષમણી કહે જાવો, શાથી ન આવ્યો તમે બોલાવો. ॥ ૩ ॥ એવું સુણીને બળદેવ જાય, આવ્યા પ્રદ્યુમાનના ધામ માંય; ઉઠો બેટા કરાવ્યો ઉચાટ, સહુ જમનારા જુવે છે વાટ. ॥ ૪ ॥ એવું સુણી કહે પ્રદ્યુમાન, મારે કરવું નથી અવદાન; ત્યારે બળદેવજી એમ પુછે, નથી જમવું તે કારણ શું છે. ॥ ૫ ॥ શુ-ણિ વદે પ્રદ્યુમાન વાણિ, મારૂ જીવતર છે ધુળધાણિ; એક ઘોડી દાન્ગવ ઘરમાંય, તેને જોવાની મુજ ઇચ્છાય. ॥ ૬ ॥ સુણિ બળીભદ્ર વદ્યા મુખ, બેટા એમાં શું ધર્યું દલ દુખ; એતો ઘોડી મંગાવું આજ, ઉઠો ભોજન કરવા કાજ. ॥ ૭ ॥ સુણિ કહે કુંવર એ તો કાચુ, માગા જવાબ તો લાગે સાચુ; સુણિ પત્ર લખ્યો હળધારી, દેજે દાન્ગવ ઘોડી તારી. ॥ ૮ ॥ આવે પત્ર લઇને જોધ જેહ, તેને દેજે તું ઘોડલી તેહ; રાખી બે દિન પાછી દઇશું, નહીં તો પરાણે પણ લઇશું. ॥ ૯ ॥ આપી પત્ર જાદવ મોકલીયા, તેતો દાન્ગવપુરીમાં પળીયા; આપ્યો પત્ર દાન્ગવ સેન હાથ, વાંચી દલગીર થયો દલ સાથ. ॥ ૧૦ ॥ લખ્યો જવાબ એ જદુપતિ, ઘોડી પા પળ મળવાની નથી; લાવ્યા જવાબ જાદવ જોધ, સુણિ હળધારીને ચડયો ક્રોધ. ॥ ૧૧ ॥ એવે વાર થઇ ગટી ચાર, આવ્યા તેડવા દેવ મોરાર; કહયું બેઉ જણા રહયા બેશી વાતો શી કરો ખુણે પેશી. ॥ ૧૨ ॥ ત્યારે બોલ્યા બળીભદ્ર એમ, એક પ્રદ્યુમાનને થયો પ્રેમ; છે દાંગવ ઘેર ઘોડી રૂપાળી, તમ સુતને જોવી છે ન્યાળી. ॥ ૧૩ ॥ તે મગાવવા મેં લખ્યો પત્ર, તેણે જવાબ મોકલ્યો અત્ર; નથી દેવાનિ ઘોડી ઘડી એક, તેવું સુણિ લાગ્યો મને ટેક. ॥ ૧૪ ॥ ત્યારે વદ્યા વીઠલ વર વાણિ, આ શો લઈ બેઠા મત તાણિ; તમો મ્હોટા તે છોટા થયા, ખોટી હઠ ઝાલીને બેશી રહયા. ॥૧૫॥ કહ્યું કરો બાળક તણુ જેમ, થાયે હઠીલું છોકરૂં તેમ;ઇછા પુરી કર્યેથી લેહે લાગે, કાલે ચંદ્ર ચાંદરણિ માગે. ॥ ૧૬ ॥ તેવું પુરૂં ન પડે સદાય, ઉઠો જમવા સમય થઇ જાય; તેવું સુણિ વદયા હળપતિ, તમ સુત ઉઠવાનો નથી. ॥ ૧૭ ॥ તારે બોલ્યા હરીવર હુંશી, ભલે નવ્ય ઉઠે એની ખુશી; નહીં ઉઠે શું આપણું જાશે, થાશે ક્ષુધા ત્યારે મોઢે માગી ખાશે. ॥ ૧૮ ॥ એવાં વચન તાતના જાણી, લાવ્યાં નેત્રમાં પ્રદ્યુમન પાણી, એમ વેળા વીતી ઘડી ચાર, આવ્યાં રૂક્ષમણી-

જી તે વાર. ॥ ૧૯ ॥ દિઠો રડતો કુંવર કાયા કાંપે, શું છે બેટડા કહી રૂદે ચાંપે; શાને સારૂ આંસુ ભરે તન, એવું કહી લુછે મા લોચન. ॥ ૨૦ ॥ બેટા કોણે વાળ્યો દુખ ડાટ, રડે તેમ તેમ સુત હૈયા ફાટ; કોણે દુભ્યો દીકરા તને ફાંસુ, આવ્યાં રૂક્ષમણિને આંસુ. ॥ ૨૧ ॥ તેવું જોઇ વધ્યા હળધારી, વઢયા કુંવરને શ્રી મોરારિ; એક ઘોડી દાંગવને ઘેર આવી, તારા પુત્રને લેવી મંગાવી. ॥ ૨૨ ॥ હઠ લેઇ બેઠો તનતારો, તેથી પત્ર મોકલીયો મે મારો; પણ માન્યુ નહિ દાંગવરાય, વાગે માથામાં તેવી કહિ નાય. ॥ ૨૩ ॥ માટે રીસ રૂદે મને લાગી, જાણે એ કને લેઉ યુદ્ધ માગી; પણ પીઉજી તારો વઢે છે, મને ધ્રીકારી ઠપકો દે છે. ॥ ૨૪ ॥ વળણ. ॥ એવાં વચન સાંભળી, રાણી વદિયાં વાણ; શીદ સંતાપો સુતને, ઓરે પુરૂષ પુરાણ.

## કડવું ૩૦ રાગ સિંધુ.

સામળીયા સ્વામી સુત સપડાવો છો શાને; ધ્યાન તમારી બેસે નહીતો, જરા ન ધરશો કાનેરે. ॥ શામ. ટેક. ॥ કદી નહિ ને આજ કુંવરને, ઉલટ આવી એવી; કાંક કહયું છે કાકા પ્રત્યે, તો તમને રીસ કેવીરે. ॥ શામ. ૧ ॥ ઇછા ઉપની આપના ઉરમાં. તો કુંતલપુર આવ્યા; મમ વીર સાથે વૈર કરીને, કેમ મને હરી લાવ્યારે. ॥ સા૦ ૨ ॥ કેહેર કરીને વેર વધાર્યા, ઘેર ઘેર ગીરધારી; સોળ શહસ્ત્ર કામનિ લાવ્યા, નરકાસુરને મારીરે. ॥ સા૦ ૩ ॥ પુત્રની ઇચ્છા પુરણ કરશું; આપ ખુણામાં પેશો; લ્યો આપુ કંચુકી મારી; પ્હેરી પાતળીયા બેસોરે. ॥ સામ૦ ૪ ॥ યુધે ચડશુ લડશુ વઢશું, તોડીશુ તન તાપો; મમ ચીર ચણીયા ધારણ કરી, આયુધ અમને આપોરે. ॥ સાંમ. ૫ ॥ જગત જાણે ગુણ વીખાણે, થાય ભલે ભવાઇ; ન્હાનપણમાં પ્હેરિ નાચ્યાતા, તો શી આજ નવાઇરે. ॥ સામ૦ ૬ ॥ બળદેવનું બોલ્યું પડયું પાછું, તે પણ મનમાં નાવ્યું; ટેક ન લાગ્યો ક્ષત્રી ધરમનો, શીદ નર નામ ધરાવ્યુંરે. ॥ સામ૦ ૭ ॥ ઘોડી લેશુ છો જગ કેહેતું, ભામનીયો છે ભુંડી; ચક્ર ઘો અમને ચત્રુભુજજી, લ્યો કર પ્હેરો ચુડીરે. ॥ સામ. ૮ ॥ આગળ પ્રાક્રમ બહુ કરેલાં, તે પ્રાક્રમ ડબોવ્યું; શીતળ થઇ શું સુણો સ્વામી; જાદવ કુળ વગોવ્યુંરે. સામ૦ ૪ ॥ હીમત તો કયાંથી આપો પણ, ઠપકો દેવા આવ્યા; કાયરપણું કરી મોહોટા. હળધારી લજાવ્યારે. ॥ સા૦ ૧૦ ॥ વળણ. એવાં વાયક સાંભળી બો-

લ્યા સ્રી જદુનાથ; કાહાવો દાંગવરાયને, યુદ્ધ કરજે અમ સાથ.

---

## કડવું ૩૧ રાગ ધન્યાશરી.

સુર ભરાયું શામળીયાને, પત્ર આપ્યો હળધારી; દાંન્ગવ રાજા ઘોડી ન આપી, વિપ્રીત છે ગત તારી. ॥ ૧ ॥ ભલે ન આપી તો રીસ વ્યાપી, હું પદ શું મન આણે; યુદ્ધ માગીએ તારી પાસે, ક્ષત્રી ધર્મ પ્રમાણે. ॥ ૨ ॥ એમ લખીને જાદવ સાથે, પત્ર પોચાડી દીધો; ઉઠયો પ્રદ્યુમાન ભોજન કરવા, લ્હાવ કુટંબી લીધો. ॥ ૩ ॥ દાંન્ગવ રાજાને પત્રજ પ્હોચ્યો, વાંચી પડી પેટ ફાળ; જાદવ જોદ્ધને હું કયાં પ્હોચું, વિઘ્ન પડયુ વીકરાળ. ॥ ૪ ॥ કયાં સીંહના સામુ સસલુ કયાં, મછ્ચર ને કયાં મછ; કયાં નદી કયાં ખાબડું કયાં, પાડો ને ન્હાનું વછ. ॥ ૫ ॥ કયાં શેશને કયાં અળશીયું, કયાં કનકને કથીર; કયાં કેળને કયાં કાચકી કયાં, કાહારને કયાં ધીર. ॥ ૬ ॥ એમ વિચારી થર થર ધ્રુજ્યો, દાઝ્યું અતઃકર્ણ; અપછરાયે કહ્યું છે મુને, રહુ કોઇ મોટાને સર્ણ. ॥૭॥ એવું ધારીને કરી ત્યારી, નીકળીયો ઘર બાહાર; મન ગમતી ઘોડીને છોડી, આપ થયો છે સ્વાર. ॥ ૮ ॥ જાણ્યું કે જાદવ સામા બાહાજે એવો છે કૈરવ સાથ; બીજા બાહાજે સુત સતીના, પ્રાંન્ડવ પંચાળી નાથ. ॥ ૯ ॥ એમ વીચારી નીકળ્યો તે, પળીયો હસ્તીનાપુર; દુરિયોધનનિ સભામાં આવ્યો, બેઠા ભીષ્મ વિદુર. ॥ ૧૦ ॥ દ્રોણ કૃપાચાર્ય અશ્વસ્થામા, જેદ્રથ ભગ્દત કરણ; શકુની દમનીક દુશ્યાશન, ત્યાં, આવી લાગ્યો ચરણ. ॥ ૧૧ ॥ આદ્ય ગાદિ સત્યવાદિ સુરાની, અરજ કરૂ કરજોડી; જદુપતી અતિ મતી માઠી કરી, માગે છે મારી ઘોડી. ॥ ૧૨ ॥ સીર સાટે મારે ઘોડી ન દેવિ, તેથી કરે છે ચડાઈ; હું નીરબળમાં બળ નહીં મ્હારી, પાસે માગી લડાઇ. ॥ ૧૩ ॥ એટલે ઈલાજ ન રહયો મ્હારો, ભાગી ગયા છે ચરણ; મ્હોટા જાણીને અલ્પ પ્રાણી હું, આવ્યો તમારે શરણ. ॥ ૧૩ ॥ સરણ રાખી ઘોડી બચાવો, થાવો જદુ કુળ સામા; તે સાંભળી દુરીયોધન સામું, શીશ ધુણાવ્યુ મામા. ॥ ૧૫ ॥ એટલે ઉત્તર દે દુરીયોધન, એ કામ નહીં અમારૂં; ઘોડલી બે દીન માગી દેતાં, શું ઘટી જાય છે તારૂં. ॥ ૧૬ ॥ પરાઇ લડાઇ લીજીએ શાને, વ્હેર વધારવા શીશ; જબરા જોદ્ધા છે જશાવાળા, જાદવને જગદીશ. ॥ ૧૭ ॥ આપજે ઘોડલી તું મત મુકી, નહીંતો

પામીશ દુઃખ; એમ કહીને કાઢી મુકયો, ઊતરી ગયું મુખ. ॥ ૧૮ ॥ આંસુડાં ભરતો આક્રંદ કરતો, ગોડલીને લઇ જાય; સોસાઇ સભામાં પોંચ્યા કરડયા, વીદુર ભીષ્મપીતાય. ॥ ૧૯ ॥ સરણ આવ્યાને પાછો કાઢવો; ક્ષત્રીનું તે નહીં કામ; કાહ્યર કુંવર દુષ્ટ દુરીયોધન, બોળ્યુ ગાદીનું નામ. ॥ ૨૦ ॥ સંતાપ કરતા રહ્યા સભામાં, દાંગવે વિચાર્યું મન; પાંડવને સરણે જઇને રહુ. એ શુભ સતિના તન. ॥ ૨૧ ॥ એવું ધારિને પરવરીયો, ગયો ઇંદ્રપ્રસ્ત માંય; અભીમન્યુને સુભદ્રાજી, ગયાં નહિ નાહાવાય. ॥ ૨૨ ॥ મ્હેલમાં બેઠા સુત સતીના, હળી મળી પાંચ વિર; કુન્તાજી બેઠાં પુત્રની પાસે, જ્ઞાન ગુણે ગંભીર. ॥ ૨૩ ॥ વળણ ॥ તે સમે દાંગવ રાજીયો, આવ્યો છે શુભ ધામ; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, ત્યાં શું કીધું કામ.

## કડવું ૩૨ રાગ કાફી હોળીની ચાલ.

આવ્યો દાંગવરાય આંસુ ભરતો, પેઠો મેહેલ માંહી કરગરતો;લ-ટી પડીયો ધરમને ચરણ, સ્વામી આવ્યો તમારે શરણ. ॥ ૧ ॥ બાંધિ કેહેડ મેં બળીયાના સામી, મુજ પર રૂઠયો અંતરયામી; બોહ્યે બંધા યો માટે ન ચાલ્યું, મેંતો આભ ઊંડળમાં ઘાલ્યું. ॥ ૨ ॥ વણ વેહેરે લડાઈ લાગી, જદુપતિએ આ ગોડી માગી; માહારે દેવી નહીં ઘડી એક, રાખી ત્યારથી તે મારો ટક. ॥ ૩ ॥ માગી ન દીધી માટે કળક-ળીયા, જુધ માગે છે જાદવ બળીયા, કોપ્યા બળીભદ્રને કીશોર, સામા થયાનું શું મ્હારૂં જોર. ॥ ૪ ॥ નથી ઉભા રહ્યાનિ ધરણ, ત્યારે આ-વ્યો તમારે શરણ; સુણી ધરમે કર્યો વિચાર, અરજુનના સાળક છે મોરાર. ॥ ૫ ॥ સરણે આવ્યાને કાહાડુ તો દોશ; રાખુ તો આવે ન-રને રોશ; માટે મારે ન બોલવું ઘટે, આપો ઉત્તર નંર રાજ વટે. ॥ ૬ ॥ સુણી અરજુનજી એમ કહે છે, સગાને શત્રુ કયાં કરાવે છે, અમ સ-ર્ણે ન રાખવો જોઇએ, અન્ય સ્થળે જા રાખશે કોઇયે. ॥ ૭ ॥ દીધી દાંગવને આગનાય, તવ દાંગવ થયો વીદાય; જાણ્યું નથી ઠર્યાનો ઠા-મ, સુરાતણ વણ છે ક્ષત્રી નામ. ॥ ૮ ॥ નથી કો બેલી તે શું કરવું, કાષ્ટ ચીતા કરી બળી મરવું; ધારી ગયો તે નગ્રનિ બાહાર, આવ્યો નદી ત્રટે તેજ વાર. ॥ ૯ ॥ ઘોડીથી ઊતરિ કાષ્ટ લાવ્યો, ચીતા ખ-ડકીને વૈરાગ્ય આવ્યો; ઘોડી લઇને મરવું આદરીયું, મુકયો અગની

હરી ધ્યાન ધરીયું. ॥ ૧૦ ॥ તેહ નદી ત્રટે અભેમાન, કરે છે અરજુન સુત સ્નાન; તેણે નાહાતાં જોયું જાણી વાત, કોઇ પ્રાણી કરે આપઘાત. ॥ ૧૧ ॥ એવું સમજી દયા મન લાવ્યો, રાજા દાંગવની કને આવ્યો; વદ્યો નર સુત મુખથી વાણી, શાંને બળી મરે રાજ પ્રાણી. ॥ ૧૨ ॥ કોણ નાત જાતને કોણ દેશ; કોણ નામ ગામ કયાંનો નરેશ, એવા શા કામમાં ફુલી પડીયો, આપઘાત કરવા ને ચડીયો. ॥ ૧૩ ॥ સુણિ દાંગવ વદ્યો વચન, સુણો અરજુનજીના તન; તમ મામાએ આ ઘોડી માગી, મે ન દીધી તે લટત ભાગી. ॥ ૧૪ ॥ મારે વચન ઘોડીનિ સાથ, સોંપવી ન ઘટી કોઇ હાથ; માટે ન દીધિ તે ખોટુ લાગ્યુ, પત્ર દ્વારાએ યુદ્ધજ માગ્યુ. ॥ ૧૫ ॥ મુજ બળ વણ ધ્રુજ્યા ચરણ, ગયો તમારી ગાદીને શરણ; જાણિ સગા જદુકુળ વાડી, તમ તાતજીએ મુકયો કાહાડી. ॥ ૧૬ ॥ નવ્ય રાખ્યો શરણ તે શું કરવું, આવ્યો જળ ત્રટ ધારીને મરવું; સુણી સુતને મન વ્યાપી રીશ, છેક છકી ગયા જગદીશ. ॥ ૧૭ ॥ રાજા હવે ન પામીશ મરણ, તુને રાખ્યો મેં મારે શરણ; સુણી વેંણ વદે છે રાય, તમ બાળકથી શું રખાય. ॥૧૮॥ રાખ્યો શરણે જાણે એમ વાત, અતી ડપકો દે તમોને તાત; તવ તમારૂં બોલેલું જાયે, જગમાં મુજ હાંશી થાયે. ॥ ૧૯ ॥ સુણી અભેમાન વદ્યો વાણિ, નવ્ય ડરીશ બાળક જાણી; ચાલ્ય શરણે જોજે મુજ માપ, સરમાયો શાળકથી બાપ. ॥ ૨૦ ॥ તેણે ક્ષત્રીની રીત ન બજાવી, વ્રધ્ધ પીતાની ગાદી લજાવી; ગોડી આપવા ન દેઉ આપ; મુને બ્રહ્મહત્યાદીક પાપ. ॥ ૨૧ ॥ વલણ. ॥ એમ કહી શરણે રાખીયો, આવ્યો પોતાને ગેર; બાંધિ ગોડી ધામમાં, બેઉ બેઠા સુખ ભેર.

———(૦)———

## કડવું ૩૩ રાગ આશાવરી.

બે જણ બેઠા ધામ વીષે, સાંભળો સ્રોતાજન, રસોડે રસોઇ ત્યાર થઈ છે, જમ્યા સમે પાવન. ॥ ૧ ॥ કુંત્તા સુભદ્રા દ્રુપતિ ધર્મ, ભીમ અને અરજુન; શેદેવ નિકુળ સરવ આવ્યા, નથી આવ્યો અભેમુન. ॥ ૨ ॥ તે જોઇને વ્રધ માતા બોલ્યાં, કુંવરને ધામ જાવો; વાટે સંચરો સુત વ્રકોદર, અભીમન્યુને લાવો. ॥ ૩ ॥ કેમ ન આવ્યો શું રીસાયો કયાં લગી ખોટી થઇએ; ક્ષુધા લાગી સમય થયો, હવે ન બેશી રહીયે. ॥ ૪ ॥ એવાં વચન વ્રધનાં સુણી, વહયો વાયુ સુત ભેમ; કું-

વરને ધામ આવી બોલ્યો, બેટા બેશી રહ્યા કેમ. ॥ ૫ ॥ અભીમન્યુ કહે પાછા પધારો, શું છે કુંવરનું કામ; દાંગવસેનને પાછો કાહાડયો ગાદીનું બોળ્યું નામ. ॥ ૬ ॥ ક્ષત્રીના ધર્મનો ધારો તોડયો, સત્ય નાખ્યું સહુ ફેડી, સરણ આવ્યાને શાંન્ત ન પાડયો, લજાની શાતે વ્હેડી. ॥ ૭ ॥ આછી હોરણી હોડીને નાચો, આંખમાં આંજો મેશ; ખાઇ ખાઇ દિલ વધારી થયા, ભાદરવાનિ ભેંશ. ॥ ૮ ॥ દાંગવને હું શરણ લાવ્યો, યુધે જશું ચઢયે ઘોડે; ભીમ કહે ભાઇ ભલું કર્યું લે, હું પણ તારી જોડે. ॥ ૯ ॥ ઉલટ હતી ઉરમાં મુને, પાળવા ક્ષત્રી ધર્મ; તુજ તાતે તરછોડયો અને, ગ્રહિ શાળકની શર્મ. ॥ ૧૦ ॥ એમ કહી ભીમ મ્હેલમાં પેઠો, બેઠો કુંવર કને; એવે ઘટી ચાર વાર થઇ છે, કુન્તા ક્રોધાતુર બને. ॥ ૧૧ ॥ જા જઇને જો સુત સેદેવજી, કયાં લગી થાશું ખોટી; ભીમ રડયાને તેડવા મોકલ્યો, તે પણ ત્યાં રહ્યો ચોટી. ॥ ૧૨ ॥ એવું સાંભળી સેદેવ ચાલ્યા, અભીમન્યુને ધામ; કળકળતા કહ્યું કાકા ભત્રીજા, બેશી રહ્યા શા કામ. ॥ ૧૩ ॥ અભીમન્યુ કહે ધિક્કાર કાકા. ભસ્મ શરીરે ચોળો; વીદ્યા તમારિ નાશજ પામી, પોથાં પાણીમાં બોળો. ॥ ૧૪ ॥ દાંગવને સરણે નવ રાખ્યો, હું લાવ્યો તોડે મંકોડે; તે સાંભળીને શેદેવ બોલ્યા, હું પણ તમારી જોડે. ॥ ૧૫ ॥ એમ કહિને ધામમાં બીરાજ્યા, બે ઘટીકા થઇ વાર; એટલે કુન્તાએ ક્રોધ કરિ કર્યા; નાકુળને તઇયાર. ॥ ૧૬ ॥ જાતુ તેડવા બેટડા મ્હારા, ગયા શેદેવ ને ભેમ; કુંવર સહીત તેડીને લાવજે, બેશી રહ્યા સૌ કેમ. ॥ ૧૭ ॥ તે કરતાં કાંઇ કારણ હોયતો; આવ્ય તું ખબર લેઇ; તું ત્યાં રહેવું યોગ્ય ધારેતો, જાજે ઉત્તર દેઇ. ॥ ૧૮ ॥ એમ કહિને મોકલીયા તે, આવ્યા કુંવરને ઘેર; ક્રોધ કરી કહ્યું બેશી રહ્યા છો, શી છે તમારી પેર.॥૧૯॥ સુણી અભેમાન એવું બોલ્યો, પેર અમારી મોટી, ટંટાનું ઘર લેઇને બેઠા, મતિ ખરી કે ખોટી, ॥ ૨૦ ॥ દાંગવને મેં શરણ રાખ્યો, જાદવે જે ઘોડી માગી; તે રાયને તમે કાહાડી મુકયો, છુટી પડી વરણાગી. ॥ ૨૧ ॥ વાટજ ઉડી વરણાગીમાં, મેં રાખ્યો ખરી હોડે; નીકુળ કહે રાખ્યો ભાઇ ભલે; હું એ તમારી જોડે.॥૨૨॥ એમ કહી નીકુળ બિરાજ્યા; કુંતા કહે આ કેવું, જે જે ગયા તે ત્યાં ને ત્યાં ચોંટયા, છે કાંઇ આશ્ચર્ય જેવું. ॥ ૨૩ ॥ ઉઠો અરજુનજી જઇ જુઓ, કાંક થયું વિઘન; ચિન્તાતુર થઇ ચાલ્યા પારથ, જ્યાં પોતાનો તંન, ॥ ૨૪ ॥ તાતને દેખીને

તન બોલ્યો, કાકા તમારો વારો; માહયરે બોલવું ઘટે નહિ તમે, પારથને ધીકકારો. ॥ ૨૫ ॥ એટલે વેણ વદે વ્રકોદર; શું કરવા તું આવ્યો; દાંગવને તેં તગેડી મેલ્યો, આ સુત સરણ લાવ્યો. ॥ ૨૬ ॥ ગાદીનું નામ રાખ્યું માટે, હું એને પંથ પેઠો; સાળાની સરમ રાખીને તું, ધરમ બોળી બેઠો. ॥ ૨૭ ॥ ત્રઇણે ભ્રાતને ચોથા ભત્રીજો, કરીશું રાયની રક્ષ; સાસરીનું સારૂં તાકવું હોય તો; તાણજે તું તેની પક્ષ. ॥ ૨૮ ॥ ચડીને આવજે અમારા સામો, દાખવજે તારૂં જોર; સત્ય સારૂં નહીં પડીએ પાછા, શું કરશે કીશોર. ॥ ૨૯ ॥ જા જઇને માતને વાત કહે, કરવું ન ા ભોજન; નહીં આવીએ ધામ તમારે, બેસશું એ ભોવન. ॥ ૩૦ ॥ વચન વિરનાં સાંભળી વળીયા, અરજુનજી રણધિર; આતો વાહાલામાં વિરોધ પેઠો, સોસાયું શરીર. ॥૩૧॥ સંતાપ કરતો આવિયો જ્યાં, કુન્તા ધરમ ભ્રાત; ત્યાં ટંટાની મુળથી માંડી, કહી બતાવી વાત. ॥ ૩૨ ॥ આપણો સુતને સુભદ્રાજી, નાહાવા ગયાં તાં સરીત, ચીતા ત્યાં ખડકી દાંગવે, આદરીયું વીપ્રીત. ॥ ૩૩ ॥ ઘોડી સહીત વહનીમાં પડી, આણવું ધાર્યું મર્ણ; દેખીને દયા આવી કુંવરને, લાવ્યો પોતાને સર્ણ. ॥ ૩૪ ॥ સુતને તેડવા ત્રૈણ ગયા તે, તેની પક્ષમાં પેઠા; સ્નેહ સગાનો તોડવા માટે, કલેશ લેઇ સહુ બેઠા. ॥ ૩૫ ॥ વળણ. ॥ સુણી ધરમરાય બોલીયા, સાંભળ અરજુન વીર; સીદ નર નામ ધરાવિયું, કાહ્યર થયો રણ ધીર.

---

## કડવું ૩૩ ઓખાહરણમાં જ્યારે જાદવરાય એ રા.

કુંતાજી તવ બોલે, તું થયો નર નારિ તોલેરે; સાસરીયાની સરમમાં, લેવાઇ ગયોરે. ॥ ૧ ॥ ક્ષત્રીપણું તેં ખોયુ, મુળ કુળ સામુ નવ જોયુરે; સરણે આવેલાને પાછો કાહાડીયોરે. ॥ ૨ ॥ કુખ વગોવી મ્હારિ. કાહ્યર કુંવર દેહ ધારીરે; અનાદીની ગાદીને લાંન્છન આપીયુંરે. ॥ ૩ ॥ લજાવ્યો પાંડુ રાજા, જેનિ સકળ દેશમાં માઝારે; તેવા તાતને માંથે પાણી ફેરવ્યુંરે. ॥ ૪ ॥ તું અજ્ઞાની જેવો, ક્ષત્રી ધરમ છે કેવોરે; તે નથી સમજ્યો ત્યાં સુધિ ભ્રષ્ટ છેરે. ॥ ૫ ॥ જે જન સરણે આવે, તેને માન્ય દઈ બેલાવેરે; ભીડ ભંજન થાવું એ રીતિ રાયનિરે. ॥ ૬ ॥ તે રીતી તેં છોડી, દાંગવ ગયો કર જોડીરે; ઘોડી લેઇ મરવું એણે ધારીયુંરે. ॥ ૭ ॥ ધન્ય કુંવરની નિતી. લાવ્યો સરણે એ

રીતીરે; ભલે પક્ષે પેઠા મારા દિકરારે. ॥ ૮ ॥ યુધ કરવાને જાશે, ક્ષત્રી નો ધરમ સચવાશેરે; તારે હોય સરમ તો ઘરમાં બેસજેરે. ॥ ૯ ॥ ભીમ નિકુળને જોશી, હું ચોથી ચઢું ડોશીરે; ટેક કુંવરનો ત્યાં જઈને રાખશું રે. ॥ ૧૦ ॥ ધરમ રાજા કહે છે, અરજુનજીને શીખ દેછેરે; ઠપકો નથી તુજને; સાસરીયા તણોરે. ॥ ૧૧ ॥ કરજો સાચી વાત, યુધમાં સામળીયા સાથરે; કહિયે દાંગવરાજા સરણે આવિયોરે. ॥ ૧૨ ॥ જાણ્યું તમ સંગ વ્હેર, ત્યારે રાખ્યો નહીં અમ ઘેરરે; કાહાડી મુકેલો અભિમાન લાવીયોરે. ॥ ૧૩ ॥ તે ભાણેજ તમારો, નથી કાંઇ વાંક હમારોરે; છોરાં પુંઠે રણમાં આવવું પડેરે. ॥ ૧૪ ॥ અમને ન ઘો દોશ, રાખો ભાણેજ પર રોશરે; પણ કુંવરને કનડયે કનડશું આપનેરે. ॥ ૧૫ ॥ એવું કેહેજો ભાઇ, કસુર ન નીકળે કાંઇરે; જાવો જઈને લાવો સહુ સાથનેરે. ॥ ૧૬ ॥ ધર્મે આજ્ઞા કીધી, અરજુને શીખ ગ્રહી લીધિરે; ચાલ્યો ચાલ્યો આવ્યો સુતના ધામમાંરે. ॥ ૧૭ ॥ જઇ કુંવરશુ ભાંખ્યો, દાંગવ મેં સરણે રાખ્યોરે; પીન્ડમાં પ્રાણ લગી ઘોડી દેવિ નહીંરે. ॥ ૧૮ ॥ ઉઠો રણધીર વીર, શું કરશે શામ શરીરરે; ઉઠ જમવા દાંગવરાય તું છે માહ્યરોરે. ॥ ૧૯ ॥ વળણ. ॥ એમ કહી ઉઠાડીયા, તેડી લાવ્યો ઘેર; ધર્મ કહે એ રાજીયા, રેહેજો આનંદ ભેર.

---

## કડવું ૩૪ ઓખા કહેછે તુ સુણરે સાહેલી. એ રાગ

એમ કહી ગ્રહયો છે હાથ, બેઠા જમવા લેઇ સહુ સાથ; કરી ભોજન મુખવાસ લીધા, પછી સંગ્રામ વીચાર કીધા. ॥ ૧ ॥ બોલ્યા અરજુન પ્રત્યે ધર્મ, લખો પ્રભુને જાણે મર્મ; બેઠો લખવાને અરજુન ભુપ, જાણજો તમે શામ સ્વરૂપ. ॥ ૨ ॥ માગી દાંગવની તમે ગોડી, એવી અનીતિ કયારથી જોડી; પામતો હતો તે રાય મરણ, રાખ્યો તમારા ભાણેજે સરણ; ॥ ૩ ॥ તેની પક્ષે આવિશું અમો, કરજો યુધની ત્યારી તમો; એમ પત્ર લખીને પ્હોચાડયો, બળીભદ્રે તે વાંચવા માંડયો. ॥ ૪ ॥ કહી હરીને યથાસ્થીતિ, જુઓ પાંન્ડવ સગાંનિ પ્રીતી; જ્યારે ત્યારે એ ચઢીને આવે, સુણી સામળીયો રીસ લાવે. ॥ ૫ ॥ કાના સગાને કોના એ વ્હાલા, ભલા વાગ્યા ભલાઇના ભાલા; હવે સગાઇ આઘી મેલી, કરવું યુંદ્ધ ન થાવું બેલી. ॥ ૫ ॥ સામો પત્ર લખ્યો શ્રી મોરાર, સુખે આવજો કુંન્તી કુંવાર; લખી મોકલી બોલ્યા

એમ; જેષ્ટ બંધુ કરીશુ કેમ. ॥ ૬ ॥ સુણી હળધર વધા વાણી, લખો સહુ દેશ સારંગ પ્રાણી; ક્ષત્રી માત્ર સગા સ્નેહી 'કાહાવે, આપણા આપણી પખે આવે. ॥ ૭ ॥ સુણી સામળીયોજી લખે, આવજો આ વેળા સહુ પખે; એમ પત્ર દીધા સહુ દેશ, જાણ્યું ધરમરાય નરેશ. ॥૮॥ કહિ ભ્રાતને વાત જે જાણી, માગી પક્ષ શ્રી કૃશણે કલ્યાણિ; સહુ ભુપતિ પક્ષમાં જાય, તવ આપણી શી ગત થાય. ॥ ૯ ॥ કહે સાંભળીને ચારે વીર, લખો આપણુ પણ રણ ધીર; પછી જેની જ્યાં નસ તણાશે, હેત જેનું જેશુ તે ત્યાં જાશે. ॥ ૧૦ ॥ એવું ધારીને લખ્યા કાગળીયા, દેવાને સહુ શેવક પળીયા; પછી પુત્ર પ્રત્યે વધાં માય, બેટા બીજો બતાવું ઊપાય. ॥ ૧૧ ॥ જાવો હસ્તીનાપુર પુત્ર, છે ત્યાં સગુ વાહાલુ ધરસુત્ર; કુળ વૃદ્ધને દુરીયોધન, તેને દો યુદ્ધ નોહોતરૂ તન. ॥ ૧૨ ॥ એવિ માત તણિ વાત જાણિ, ઊઠયા ધરમને નર પ્રાણી; આવ્યા સભામાં હસ્તીનાપુર, બેઠા ભીસ્મજી દ્રાણુ વીદુર. ॥ ૧૩ ॥ કૃપાચાર્યને અસ્વસ્થામા, કારભારી છે શકુની મામા; ભુરીષ્યેવાને ભગદત જેહ, બેઠા સુસરમા સૈત તેહ. ॥ ૧૪ ॥ બીજા ઘણા યોદ્ધા રણધીર, અંધ સુત બેઠા સત વીર; ગાદી પતી છે દુરીયોધન, દંતુ દમની ક દુશ્યાસન. ॥ ૧૫ ॥ દુરદમન દેવક ભ્રાત, દ્રાક્ષા દુમપતી દ્રગ નાથ; દેહેણું સેન્યને દુરધા સુર; દંભુ દુશણ દગ્ધાતુર. ॥ ૧૬ ॥ એવા એવા બેઠા સહુ ભાઈ, આવ્યા ધર્મ સભાની મ્હાંઇ; કહયું સહુ વૃદ્ધને નમી ચરણ; અમે દાંગવ રાખ્યો છે સરણ. ॥ ૧૭ ॥ પક્ષે આવનું મ્હોટા ભ્રાત, યુદ્ધ ધાર્યું યદુકુળ સાથ; એવું સુણીને ભીશમજી બોલે, નહી નહી સુત કો તમ તોલે. ॥ ૧૮ ॥ નામ દુરીયોધને બોળી નાંખ્યું, તમે બરદ ગાદીનુ રાખ્યું; અમો આવશું પક્ષમાં બાળ, કરી નાખશે શું ગોપાળ. ॥ ૧૯ ॥ રાખવી નહી સગાંની સર્મ, દેવુ યુધ એ ક્ષત્રીનો ધરમ, એવુ વદી વધા વૃધ એમ. કરશો દુરીયોધન કેમ. ॥૨૦॥ તવ બોલ્યો છે અંધ કુમાર, કહીએ છીએ કરી વીચાર; એમ કહી ગયો મ્હેલ માંય, તેડયા શકુની મામાને ત્યાંય. ॥ ૨૧ ॥ કહો મામા જાવું કે ન જાવું, બોલ્યો મામો ઊપાય બતાવું; જાવું પક્ષમાં પુરણ પેર, ભલુ લેવાશે વેહેરે વ્હેર. ॥ ૨૨ ॥ યુદ્ધ આરંભ થાય જે વારે, આપણે પાછા પડવું તે વારે; મારે આગળથી જદુરાય, કરશું પુઠેથી આપણ ઘાય. ॥ ૨૩ ॥ બેઉ બાજુથી મારવો માર, પામે મરણ કુંન્તી કુવાર; સાંભળીને વધ્યો વીભીચારી, મામા છે બુધ્ધીની બલહારી. ॥૨૪॥

બેઉ દુષ્ટે સલા એવિ કીધી, હશી હશીને તાળીઓ લીધી; પછી આવ્યા સભાની માંય, બોલ્યો ધરમ પ્રત્યે એ ત્યાંય. ॥ ૨૫ ॥ ભાઇ ભલું કર્યું તમે કામ, આવશું કરવા સંગરામ; એવું સુણી યુધીષ્ટર રાય, વ્હેલા પધારજો કહી જાય. ॥ ૨૬ ॥ બીજે દીવસ લૈ સન્યાય, ચાલ્યો પાંન્ડવ પક્ષમાં રાય; લીધિ અગીઆર ક્ષોણિ સૌ સાથ, બેઠો હસ્તી આયુદ્ધ ગ્રહી હાથ; ભીષ્મ વીદુરને કૃપાચાર, દ્રોણ ગુરૂને અમર કુંવાર; કારભારી સહીત સહુ પ્રાણી, ઇંદ્રિ પસ્ત આવ્યા હેત આણી. ॥ ૨૮ ॥ વળણ. ॥ માન્ય શતિ સુત દેઇને, ઉતાર્યા નિજ ઘેર; વ્યાસ વાણી મુખ ઓચરે, પછી શું થઈ પેર.

---

## કડવું ૨૨ રાગ ઢાળ ધનાસરી.

પત્ર બેઉના પ્હોચ્યા સહુ દેશજી, કરે વીચાર સર્વે નરેશજી: લાગી સગાં સગામાં લડાઇજી, કરીએ કોની પક્ષ ચડાઇજી. ॥ ઢાળ. ॥ સકળ દેશના ક્ષત્રી લોકે, કરી લીધો વીચાર; કોઇનિ પક્ષે જાવું ઘટે નહીં, ગયામાં દુખ અપાર. ॥ ૧ ॥ વ્હાલે વ્હાલાના વીરોધમાં જૈ, કોની કરીએ પક્ષ; આજ લડેને આવતી કાલે, ભેગા થઇ કરે ભક્ષ. ॥૨॥ સાળ દાળ થાય એકઠાંને, તરીયો તેડે રહી જાય; ઉષ્ણ જળે કદિ ઘર ન સળગે, એમ ધારયું સહુ રાય. ॥ ૩ ॥ પક્ષ ન કરવિ સરમ ન હરવી, જોવો ન ન્યાય અન્યાય; જે જેને શરમ જેટલી તેટલી, મોકલી છે સન્યાય. ॥ ૪ ॥ જાદવ પક્ષમાં ચાળીસ ક્ષોણી, સર્વે મળીને આવી; બેતાળી ક્ષોણી, પાંન્ડવ પક્ષે, સર્વ રાયે મોકલાવી. ॥ ૫ ॥ સાત ક્ષોણી હતું સતીના સુતનું, કૈરવનું અગીઆર; તે સહુ મળીને સાઠજ ક્ષોણી, આવિ થયું તૈયાર. ॥ ૬ ॥ એટલે બોલ્યા ભીષ્મપીતાજી, સાંભળો કુંતી કુમાર; જદુપતિ જોરાવર પાસે, સાચાં છે એથીઆર. ॥ ૭ ॥ હળ મુશળને ચક્ર સુદરસન, જ્યાં મોકલે ત્યાં જાય; પ્રાણ લીધા વણ પાછાં ન પડે, તે મુજને ચીંતાય.॥૮॥તેના આયુદ્ધને બાજે તેવું,જોઇએ આપણી પાસ; ત્રીશુળ લાવો ત્રીપુરારીનું, તો ભય પામે નાશ.॥૯॥શેવક હોયે શંભુ તણો તે, લાવવાની ધરે હામ;વાત સુણી વ્રકોદર વદયો, દાદાએ મ્હારૂ કામ.॥૧૦॥હું સંચરૂ શીવજીની પાસે,સમજાવીનેલાવું,તેમ ન આપેતો જોર કરીને,જટા ઝાલી ધુણાવું.॥૧૧॥એમ કહી વ્રકોદર વાટે, સંચરીયો સુભ મન,શીવાલયમાં આવી ઉભો,પ્રેમે કર્યું પુજન.॥૧૨॥જળ

ચડાવી ચંદન ચરચ્યું,પહેરાવ્યા પુષ્પના હાર;આક ધંતુરો વીજીયા વાટી, પ્રેમે કરી પય ધાર. ॥૧૩॥ ધુપ દીપને નૈવેદ મુકી,ઉર આવ્યું અતી વ્હાલ; નૃત્ય કરીને હરહર શંભુ, કહી વગાડયા ગાલ. ॥૧૪॥ તોપણ દરશન દીધાં ન ત્યારે, રીસ વ્યાપી ગઈ હાડ; બાહાર નિકળી ઉપાડી લાવ્યો, બીલી પત્રનું ઝાડ. ॥ ૧૫ ॥ તે લેઇને પોરવ્યું ડેરામાં, ધ્રુજી ગયાં ઉમીઆય; જુઓ ભોળો ભક્ત તમારો, વીઘ્ર કરે ધામમાંય. ॥૧૬॥ તે જોઇ પ્રગટીઆ જટા ધારી, દરશન દીધાં નાથ; હાંહાંગાંડીયા આશું કરે કહી, મુસ્તક મુકયો હાથ. ॥ ૧૭ ॥ માગ્ય માગ્ય કહે શું માગે બેટા, ભીમ કહે કષ્ટ કાપો; સામળીયા શું સંગ્રામ કરાવો, ત્રીશુળ તમારૂ આપો. ॥ ૧૮ ॥ ત્રીપુરારી કહે ત્રીશુળ ન મળે, બીજુ દુખ છોડાવું; ભીમ કહે ત્રીશુળ ન દયોતો, દાઢી ગ્રહી દોડાવું. ॥ ૧૯ ॥ ભોળો ભીમના ભાશણે હસ્યા, લ્યો બેટા લેઇ જાવો; સંગ્રામ શામળીયા સંગ જીતી, પાછુ દેવાને આવો. ॥ ૨૦ ॥ સતીના સુતે શીશ નમાવ્યું, ત્રીશુળ લઈ ગેર આવ્યો; સભામાં આવી લીધી શાબાશી, લ્યો દાદા હું લાવ્યો. ॥ ૨૧ ॥ ભીશ્મ કહે રાજ્ય તાહ્યરી પાસે, તું તજજે સંગ્રામ; ચક્ર કે હળ છુટે ત્યારે છોડવું, એટલું તાહ્યરે કામ. એમ સહુ સંતલસ વીચારી, થઇ ગયા સાવધાન; લડાઇની ચડાઇ કરીને, ફરકાવ્યાં નિશાન. ॥ ૨૩ ॥ વાજતે ગોજતે છત્ર છાજતે, રથે બીરાજ્યા રાય; ડંકા દેતા બંકા ચાલ્યા, મેંદાન ભોમી માંય. ॥ ૨૪ ॥ ગોડલા જોડલા ઓળ ઉટોનિ, ચર્ણે ચાલે સુભ સાથી; વ્રકોદર નંદન વાયુનો, બેઠો જે મંગળ હાથી. ॥ ૨૫ ॥ સકળ સન્યા આગળ ચાલે, પુંઠળ પન્ડે વાધે; મુષ્ટી વાળીને ત્રીસુળ ઝાલ્યુ, ગદા ધરી છે ખાંધે. ॥ ૨૬ ॥ ઘોડીએ બેશી દાંગવરાજા, જુદ્ધ જોવાને જાય; આવી ઊભા સહુ મીર બાંધી,જાણ્યું શ્રી જાદવરાય. ॥ ૨૭ ॥ યાદવના યોદ્ધ યુદ્ધે ચડીયા, દેવકીનું ઘર સુત્ર.એક લાખને સાઠ સહસ્ત્ર, એકાશી પ્રભુના પુત્ર. ॥૨૮॥ છપન કોટીને ચાળીસ ક્ષોણી, બળદેવજી બળવાન. આયુધ ગ્રહ્યા હાથમાંને, સુધે થયા સાવધાન. ॥ ૨૯ ॥ રાતા તાતા મદના માતા, થાતા જાતા મેદાન; આવી ઉભા સહોદર સાથે, ચક્રધારી ભગવાન. ॥ ૩૦ ॥ સામા પડીયા મુમતે ચડીયા, સામળને સતી સુત; પાંન્ડવ પ્રત્યે પ્રભુજી બોલ્યા, બની આકળા ભુત. ॥ ૩૧ ॥ વલણ. ॥ બળદેવને કહે બોલીયા, રીસમાં રણુ છોડરાય; મીતી કુટી પાન્ડવો, લાગી સગાઇમાં લ્હાય.

# કડવું ૩૬ રાગ આશાવરીનો છાયો.

અંતરયામી ઉકળી બોલ્યા, સાંભળો સતીના તનજી; સગા જાણી સદા સ્યાય કરી ત્યારે, આવ્યો અમારે આદંનજી. ॥ ૧ ॥ વચન સાંભળ્યાં વીઠલ વરનાં, બોલી ઉઠયો અરજુનજી; સગા જાણી શરણે ન રાખ્યો, રાખી લાવ્યો અભેમુનજી. ॥ ૨ ॥ તેરે કુંવરનું રક્ષણ કરવા, પક્ષમાં આવ્યા નાથજી; માટે અમોને કાંઈ ન કેહેશો, કરો ભાણેજ સંગ વાતજી. ॥ ૩ ॥ એવા પાંન્ડવો છુટી પડયા ત્યારે, બોલ્યા શ્રી ભગવાનજી; ધન્ય ભાણેજા ધન્ય ભાણેજા, ધન્ય તુને અભેમાનજી. ॥૪॥ ઘેર રાખીને ઉછેર્યો તુને, તેનું મળ્યું આ લ્હાણુજી; શત્રુનો અરથ સગો સારે, ત્યારે સગો પરમાણુજી; ॥ ૫ ॥ જગતની રીતી છે વ્હાલું તે વ્હેરી, તમાં શો ધરીએ રોશજી; કયાં કસુર કાહાડુ તાહારી હું, છે ગુણનો ભાઈ દોશજી; ॥ ૬ ॥ નહી તમારા અમે નહિ અમારા તમે, આજથી સગપણ છુટયુંજી; વ્હેર વધાર્યું જાદવ સાથે, ભવીશ તમારૂ ફુટયુંજી; ॥ ૭ ॥ એવું સાંભળી અભીમન્યુને, હળહળ રીસજી; જોઇ વીચારી બોલજો મામા, શું ધરાવોછો બે શીશજી. ॥ ૮ ॥ તમારા છોકરા છાંકે છકેલા, પરાઈ માગે ઘોડીજી; આજતો એ છેને આવતી કાલે, માગશે કોકનિ છોડીજી. ॥ ૯ ॥ સત્યને સારૂ સગાંના સામા, થાવું તેમાં નહી વ્હેરજી; તમે તમારો મામો માર્યો, તેવિ કરૂ હું પેરજી. ૧૦ મામાનું દેખી ભાણેજ શીખ્યો, તેમાં શું ઠપકો દેતાજી; મુળ ક્ષત્રીના ધર્મ પ્રમાણ, યુદ્ધ અમે માગી લેતાજી ॥ ૧૧ ॥ બળદેવ કેહેછે વીરલો મ્હારા, શું બોલો બાળેક સાથજી; ત્રીકાળ જ્ઞાનિ શેદેવ જોશી, ઉભા આયુધ ગ્રહી હાથજી. ॥ ૧૨ ॥ તેના સામુ જોઇ શીશ ધુણાવ્યું, પછી બોલ્યા ભગવાનજી; શું રે જુઓછો જાદવ મારા, સર્વ રહો સાવધાનજી. ॥ ૧૩ ॥ પછી પાંન્ડવમાં ભીષ્મપીતાએ, કેવો કર્યો વીચારજી; શેળ ભેળ રાખી યુદ્ધ કરિશું તો, ખામી પામીશું અપારજી. ॥ ૧૪ ॥ કૌરવ કપટી છે કુકરમી, વખત પર દે દગોજી; મળતો રહીને મારી નાંખે, નથી સુજાતિ સગોજી. ॥ ૧૫ ॥ એમ જાણીને ભીશ્મ પીતાએ; પેરવિ કીધા પાકીજી; ઓળ કરીને એક એક સામી, શેન્ય પોતાની રાખીજી; ૧૬ બળદેવ સામા આપ થયાને, અરજુનને જગદીશજી; પ્રદુમાનને દ્રોણગુરૂ બે, સામા થયા ધરી રીસજી. ॥ ૧૭ ॥ કમળ લોચન સામો કરણને, રાખ્યો ભીશ્મ પીતાયજી; શાંભના સામો રાખ્યો શકુનિ

ભાણુને ભુરિ શેવાયજી; ॥૧૮॥ સુંદત સામો સુસુરમાને, રાખ્યો કરવા યુદ્ધજી; ભાણુવંત સામો ભગદત રાખ્યો, અભેમાનને અણીરૂધજી. ॥ ૧૯ ॥ એવા અંન્યો અન્ય ગોઠવીયા, પછી વધા વૃદ્ધ એમજી; પવન પુત્ર તુ સહુ પુઠે રેહેજે, ગદા ત્રીશુળ લેઇ ભેમજી; ॥ ૨૦ ॥ હાથી ઉપર રહિ ચરચા તું જોજે, શેન્યની ચતુરસુજાણજી; આ ઓળમાંથી જે પડે પાછો, તેના લેજે પ્રાણજી. ॥ ૨૧ ॥ કહ્યું ગરજના કરી દાદાએ, ભાગી પડયો ધાર્યો ઘાટજી; દુરીયોધન કહે જુઓ મામા, ડોસાયે વાળ્યો દાટજી; ॥૨૨॥ હોંશ હૈયાની હૈયામાં પેઠી, ધાર્યો વીચાર છુટી પડીયોજી; ઘાટ ઘડત આ કુંન્તા નંદનનો, નઠારો ડોસો નડીયોજી; ॥૨૩ ॥ મામો કહે હવે મનસુબા મેલો, કાંઇ ન વદશો વાણજી; પાછા પડશોતો પુત્ર પવનનો, ગદાથી લેશે પ્રાણજી. ॥ ૨૪ ॥ કબછ પડીયા ઓળમા અડીઆં, હવે નથી ઉપાયજી, સામાના સામો સંગ્રામ કરવો, થનારૂ હોય તે થાયજી. ॥ ૨૫ ॥ વળણ. એતો હોંશ રહી ઉરમાં, ફરી ગયો વીચાર; પાન્ડુ તનને જાદવે, હાથ ગ્રહ્યાં હથીઆર.

———(o)———

## કડવું ૩૭ રાગ સામેરી.

સામાસામી સરવ જોધ્ધે, હાથ ગ્રહ્યાં હથીઆર; બાણા વળીયે બાણ લીધાં, કીધા ધનુશ ટંકાર, ॥ ૧ ॥ અરજુનજીયે ગાંન્ડેવનામા, ધનુશ ધારણ કીધું; વાકુ વાળ્યુ ટંકાર થયો ત્યાં, ચાંપે ચડાવી દિધુ. ॥ ૨ ॥ તેનો શબ્દ ત્રીલોકમાં પ્હોંચ્યો, ડોલ્યા દસે દીઘપાળ; ધરણ લાગી ધ્રુજવાને, ખળભળ્યું પાતાળ. ॥ ૩ ॥ શબ્દ સુણીને પુત્ર પવનનો, કપીવર જેનુ નામ; ઉછળીને આકાશ ચડયો. આવ્યો રણ ભોમી ઠામ. ॥ ૪ ॥ સ્વરૂપ કારમુ અનુપ સોભા, પાંન્ડવ દળમાં પેઠા; પારથના રથની ધજાયે, પુંછ વિટાળી બેઠા. ॥ ૫ ॥ તવ સોભા થઇ સોહામણીને, ગરગડીયાં નીશાન; રણ વીશે રણશીંગાં વાગ્યાં, સુરાયે સાંભળ્યાં કાન. ॥ ૬ ॥ શબ્દ સુણી સુણી સુર ભરાયાં, ગાજ્યા ગાજે જેમ મેઘ; સામ સામી દળમાં દોટ મુકી, કીધો ભારે વેઘ. ॥ ૭ ॥ જરા ન લાજ્યા ગાજ્યા બાજ્યા, ઉછળીયાં આયુદ્ધ; દે માર દે માર મારજ દેતા, ન રહે સાનકે સુદ્ધ. ॥ ૮ ॥ સત્રુ તુલ્ય સુરા સહુ બાજે, ક્રોધ રહ્યા છે વરશી; ભેરી માળને ગોળા છુટે, ભાલા બાણુન ફરશી. ॥ ૯ ॥ ગુપ્તી ગેદીન ગદાયો ઉછળે; તર્કસ તિર પુરવાર; ખપવા ખંજર સાં-

ગ્યને ત્રીસુળ, જમઈઆને કટાર. ॥ ૧૦ ॥ કર્વત કોવાડા ડાંગને આ-
ડાં, બંધુકને પીસ્તોલ; આડીયાં કાતરિયાંને ઢાળીયાં, ગોફણની ગલો-
લ. ॥ ૧૧ ॥ બાણ વછુટે ઉતપાત ઉડે, પડે કાયાને કષ્ટો; માહા માર
મારે યોદ્ધ પોકારે, કરે આહાકાર શ્રષ્ટી. ॥ ૧૨ ॥ અગણીતા મંત્ર ભ-
ણી ભણીને, નાંખે બાણાવળી બાણ; કાયરની કાયાને અડેતો પલક-
માં જાય પ્રાણ. ॥ ૧૩ ॥ બળીભદ્ર અગણીતુ નાંખે, સાઠ શસ્ત્ર બાણ
જાય; ભીશમપીતા પણ તેવું મારે છે, જાતા લક્ષ એક થાય; ॥ ૧૪ ॥
સાઠ શહસ્ત્ર ચાલે અરજુનનાં, પ્રભુજીનાં પણ તેવાં; બાણ તણી ઘણી
ઝડી પડે છે, અનંત છુટે એવાં. ॥ ૧૫ ॥ સુરા પુરાના સુર ભરાયાં,જ
ણાવે ઝાઝુ જોર; મદ મક્ષીકાશમ શર છુટે, થાય ઘણુ ઘમઘોર. ॥૧૬॥
ગાજતા બાજતા ન લાજતા કો, થાય છે સોર બકોર, મરણ આદરિ
જાદવ રૂઠયા, ક્રોધે થયા કીશોર. ॥ ૧૭ ॥ રીશે ચડીયા શત્રુમાં પડી-
યા, વાળવા માંડયો ઘાણ; ખડગે ખોડા કાઢવા માંડયો, વાળી નાંખે
હથરાણ. ॥ ૧૮ ॥ ત્રાહ્ય ત્રાહ્ય પોકાર પાડે છે, પાંન્ડવ કેરા જોધ; તે
દેખી શેદેવ જોશીને, પ્રગટયો પુરણ ક્રોધ; ॥ ૧૯ ॥ વળણ. પ્રગ-
ટયો ક્રોધ શેદેવને, સુણ જનમેજે રાય; વ્યાસ વલ્લભ વાણી વદે,
વકતા વૈશમ પાય.

—∘—

## કડવું ૩૮ રાગ ધામર્સીગ.

બોલ્યા વૈશમ પાયે વચન; સુણ પરિક્ષત કેરા તન; હતું શેદેવ-
ન પ્રદાન, ધર્યું તે જોગણી તણુ ધ્યાંન; કીધું સમરણ શેદેવ ભુપ, ધર્યો
પંચાણુ કોટી સ્વરૂપ; ॥ ૧ ॥ જ્યાં જુએ ત્યાં સેદેવ જોશી, રણમાં રૂપ
પ્રકાશ્યું રોશી; કરી ગરજના તતખેવ, એક જોધને એક શેદેવ ॥ ૨॥
યુધ કરવાને આપ અડીયા, જદુ જુથને બાજી પડીયા; જાણે બળવા-
ન જોધો જેને, બાહાજે બબે ચચાર તેને. ॥ ૩ ॥ બળ બતાવ્યું અપ-
રમ પાર, બ્હાજ્યા બળદેવજીને બાર; પડી સેન્યમાં ચીસા ચીસ, વ-
ળગ્યા વિઠ્ઠલ વરને વીસ. ॥ ૪ ॥ ત્રાહ્ય ત્રાહ્ય કરે જદુ કુળ, પેટ ચો-
ળી કયાં કીધુ સુળ; બળીભદ્રજી બાવરા બનિયા, કેઈ કુંન્તાયે આવ-
ડા જણીયા. ॥ ૫ ॥ સુણી સેદેવે ઝાલ્યા ચરણ, હળધારીને ઢાળ્યા ધ
રણ; તવ બળદેવ મુખ પોકારે, ચડો વનમાળી વીર મમ વારે. ॥ ૬ ॥
સુણી શબ્દ વળ્યા જગદિસ, જુઓ મુજને વળગ્યા વીસ; સૌનાં લા-

ગ્યા સૌ ભોગવો ભાઈ, આમ લેવાય ઘોડી પરાઇ, ॥૭॥ એમ કહિન શેદેવ સાથે, કરી વારતા વૈકુંઠ નાથે; મેં તો વચન લીધુતું જેહ; ચુકયા શેદેવજી વેણુ તેહ; ॥ ૮ ॥ કદી એકના અનેક ન થાવું, દેઇ વચન શું કર્યું હાલું; સુણિ સતી સુતે કહ્યુ એમ, તમો તમારૂ ચુકયાછો કેમ. ॥ ૯ ॥ મને વેણુ દીધુતુ પાકુ, સદા રથ અરજુનનો હાંકુ, નથી હાંકતા તે ચુકયા ટેક, માટે એકનો થયો અનેક. ॥ ૧૦॥ સુણી શામળીયો ચાલ્યા છટકી, લાગી વચનની ચીત ચટકી;દોટ મુકી અસરણાસરણ,નરનો સારથી ઢાળ્યો ધરણ. ॥૧૧॥ રથે ચડી બેઠા વનમાળી, કરમાં રાશ પરોણો ઝાલી; એવું શેદેવજીયે ત્યાં ભાળ્યું, જાણ્યું વેણ વદેલું પાળ્યું. ॥૧૨॥ માહારૂં વચન જાશે વ્યર્થ, થયા અનેકના એક તરત; જોઇ પ્રભુજી હરખ ભરીયા, નરને રથથી ઉતરીયા. ॥ ૧૩ ॥ જઇ પોતાના જુથમાં પેઠા, ગ્રહી આયુધ રથ પર બેઠા; રીશે ભરેલા આડો આંક, લેઇ ચક્ર ચડાવ્યું ચાક. ॥ ૧૪ ॥ માહા રકત કીધાં લોચન, ઘણું કોપ્યા જુગજીવન; જોઈ ભીસ્મ પીતા વધ્યા એમ, જોજે ચોટતુ ચુકતો ભેમ. ॥ ૧૫ ॥ ચુકવે ચુકવાના ન સ્વામા, શૈન્ય સહીત જાશું મ્રત પામી; સુણી પવન પુત્રે એમ વાણિ, લીધું ત્રીશુળ મહા ક્રોધ આણિ. ॥૧૬ ॥ ॥ વળણુ. ॥ ત્રીશુળ લીધું હાથમાં. લોચન કીધાં રકત; હરહરીનાં અથીઆરથી, બ્હાજ્યા ભુધરને ભકત.

---

## કડવું ૩૯ રાગ ધવળ ધન્યાસરી.

સામા સામી લીધાં હથીઆરજી, થયાં ક્રોધ કરી તઇઆરજી; ધાર્યું વિપ્રીત અપરમપારજી, કરૂં તે યુધનો વિસ્તારજી. ઢાળ. વિસ્તાર કરૂ યુદ્ધજ તણો, સુણો શ્રાતાજન સર્વ; ખરાં ખડગ સામા સામી, લીધાં ધરી મન ગર્વ. ॥૧॥ પ્રથમ ચક્ર પ્રભુએ મુકયું,કાહાડવા પાંન્ડવ કુળ; તે દેખીને પવન પુત્રે, તર્ત મેલ્યું ત્રીશુળ ॥ ૨ ॥ હર હરીનાં આયુધ છુટયાં, વાયુને વેગે જાય; ધુવવાટે સુસવાટે જાતાં, સનમુખ ભેગાં થાય ॥ ૩ ॥ ગર્જના કરતાં પાછાં ન ફરતાં, બેઉ મુમતે ચડીયાં; એક એકને ટક્કર મારે, બહુ બળે બાઝી પડીયાં. ॥ ૪ ॥ થાય કડાકા ભારે ભડાકા, ટીચાય ધારે ધાર; ઘાવ વાગે તેથી ઝરે છે, ધિખ ધિખતા અંગાર. ॥ ૫ ॥ દ્વાદશ વ્રૃષ્ટી વહંનિ કેરા, અગ્ની ઉઠયો અપાર; વહ્નું મેલ્યું વેગળું ને, સૌ શૈન્ય કરે પોકાર. ॥ ૬ ॥ સુર સુરા જનના

ઉતરીયાં, ત્રાહ્ય ત્રાહ્ય મુખથી ભાંખે; અંગારા અંગ ઉપર, તે સહુ ખંખેરી નાંખે. ॥ ૭ ॥ કૈંકની દગ્ધ થઇ આંમડીને, કૈંકના સળગ્યા કેશ; કૈંકના વસ્ત્ર આભુષણ સળગ્યાં, કૈં થયા નગન વેશ. ॥૮॥ ઘણાક પ્રાણી પ્રલેય થયા. ત્રાસ પામી સહુ શ્રષ્ટી; ભોમી લાગી કંપવા એવી, થૈ અગ્નીની વ્રષ્ટી. ॥ ૯ ॥ કષ્ટી પડે દ્રષ્ટી ન જોવાયે, શૈન્યમાં સહુને શોક; આયુધ લડતાં આકાશ ચાલ્યાં, ત્રાશી ગયા સુર લોક. ॥ ૧૦ ॥ તાપ ન ખમાયો અગનિ કેરો, વરસે મ્હોટા લાળા; સ્વર્ગમાંથી દેવ લોકે, દેખી ભર્યા ઉચાળા. ॥ ૧૧ ॥ આહાકાર થયો અવનીમાં જાણ્યું જુગદા ધાર; નીશ્ચય થાશે આ અગ્નીથી, પ્રથવી પ્રલ્લેકાર. ॥ ૧૨ ॥ મ્હોટાને મ્હોટમ હોય નહિને, વડાને શી વડાઈ; નીચા નમ્યાથી ઉંચ જણાશું, હોલવિ નાંખુ લડાઇ. ॥ ૧૩ ॥ દુનીયાને દુખે નવ દાઝુ, તો કોણ કેહેશે દયાળુ; એમ જાણી રથેથી ઉતરીયા, પોતે ક્રષ્ણ ક્રપાળુ. ॥ ૧૪ ॥ ચાલીને આવ્યા પાંન્ડવ દળમાં, જીવ જીવાડવા ધાર્યા, ભાણેજને આવિ શીશ નમાવ્યું, તમે જીત્યા અમે હાર્યા. ॥ ૧૫ ॥ અગ્નીની કષ્ટી કરો નિરવાણ, હું કહુંછું કરજોડી; ટેક તોરો તમ આગળ મેલ્યો, નથી જો ઇતી ઘોડી. ॥ ૧૬ ॥ અગ્નીથી અવનિ બળી જાશે, થાશે પાતક પુર; તે સાંભળી નમસ્કાર કીધો, ભીશ્મજીને વિદુર. ॥ ૧૭ ॥ સાબાશ છે મ્હોટા, ખોટા નહી કોકાળ; જ્યાં ત્યાં કરિને જગત જીવાડો, વિશ્વ તણા પ્રતિપાળ. ॥ ૧૮ ॥ એવું સુણિ શ્રી ક્રશ્ન ચંદ્ર ત્યાં, વાણી વદેછે એમ; ત્રીશુળ તમે તમારૂ બોલાવો, એ બળવંતા ભેમ. ॥ ૧૯ ॥ સુણીને ભીમે પોકાર કીધો, ત્રીશુળને બોલાવે;પ્રભુએ કહ્યું હઠ ભરેલાં,આયુધ એમ ન આવે. ॥ ૨૦ ॥ કૃપા કરો કપીવર તમે, ઉછળી આકાશ જાવો; એ બે વજ્જર તેવા તમેછો, બે ભુજ બે ગ્રહી લાવો.॥૨૧॥ અંજનીનંદન એવું બોલ્યા, હું જાવું આકાશ; બે વજ્જરને ત્રીજા હું તેવો,કયાં પડીએ અવીનાશ. ॥ ૨૨ ॥ પ્રથવીમાં પડું પ્રથવી ફાટે, ઉતરિ જાવું પાતાળ; પડવા વસ્તુ વજ્રનિ હોયે, તો તેમ કરૂ કૃપાળ. ॥૨૩॥ આખુ વજ્ર ચક્ર તમારૂ આખુ વજ્ર ત્રીશુળ; ત્રીજો વજ્ર હું છું આખો, કેમ આવે અનુકુળ. ॥ ૨૪ ॥ ત્રૈણે વજ્રનો બોજ પડે તે, પૃથ્વી ઝીલે કેમ;પ્રભુ કહે અધા છો વજ્ર. એ વાયુ સુત ભેમ. ॥ ૨૫ ॥ અવની ઉપર ઉંધા સુઓ, વજ્જર ડાભુ અંગ; તે પર પડે ભકત રામનો, ન થાય ભોમી ભંગ. ॥ ૨૬ ॥ તે સાંભળી વ્રકોદર બોલ્યો, સું થાઓ છો અજાણ;

મુજથી પુંછ ઊંચુ નતું થયું, તે પડે તો જાય પ્રાણ. ॥ ૨૭ ॥ કપી કહે પડશું જાળવીને, જીવ જીવાડવા ધારો; ભગવાન ભીસ્મને વીદુર બોલ્યા, શ્રષ્ટીને ઉગારો. ॥ ૨૮ ॥ એવાં વીવેકનાં વચન સુણિ, કપોળ મેલ્યો હાથ; અનેક માટે ભલે એક મરૂ, ઊગારે દીનો નાથ. ॥૨૯॥ એમ કહિ અવનિપર સુતો, કુન્તા સતીનો તન; અરજુના રથપરથી ગાજ્યા, કપી ગયા ગગન. ॥ ૩૦ ॥ ઝડપ જઇ ઝાલ્યાં અથીઆરો, બળથી બે ભુજમાંય; તો પણ આયુધ બાઝવા દોડે, કર કપીના તણાય. ॥ ૩૧ ॥ બળ થકી કપી ગ્રહી રહયાછે, જરા નહી લડથડીઆ; પાંન્ડુપુત્રના ડાબા પાસા પર, આવી કપીવર પડીઆ. ॥ ૩૨ ॥ તવ સાડા ત્રણ વજ્જર મળ્યાં, દાંગવે જે ગ્રહી ઘોડીઃ તે ઘોડી થઇ અવછરા ગૈ, દાંગવને તરછોડ. ॥ ૩૩ ॥ સ્વરગે ચાલી ન રહી ઝાલી, જાયું સેન્યને લોક; દાંગવનું મુખ ઉતરી ગયું. થયો અતિ મન શોક. ॥ ૩૩ ॥ પાપણી માટે વીરોધ વ્હાલામાં, કરાવ્યો મેં અજાણ; મુખડુ મ્હારૂ શું દેખાડુ, કાહાડુ પાપી પ્રાણ. ॥ ૩૫ ॥ એમ કહી દેહ પાડવા બેઠો, ગ્રહિ કટારી ઘણી; પાંન્ડવ જાદવ હળીયા મળીયા, પળીયા દાંગવભણી ॥ ૩૫ હાંહાં કરીને હાથ મેલ્યા, દાંગવ કેરે શીશી; જાદવ પાંડવ સરવ બોલ્યા, આ વાતમાં નથી રીસ ॥ ૩૬ ॥ થવા કાળ થયે જાય તેમાં. શો છે તમાંરો વાંક; એમ કહિ એને ઉગર્યો, નમી પડયો તવ રાંક. ॥ ૩૭ ॥ અમી દ્રષ્ટી અલબેલાયે કીધી, શેન્યા મહિ અક્રોધ; મરણ પામેલા સહુ ઉઠયા, જીવતા થયા જોદ્ધ. ॥ ૩૮ ॥ સહુ સહુનું શેન્ય વિદાય કીધું, દાંગવ દૈ સરપાવ; લડત વડત વ્હેર ન મળે, હતા તેવા થયા ભાવ. ૩૯ ॥ પાંન્ડવ પળ્યા ઇંદ્રિપ્રસ્તમાં, જાદવ દ્વારીકાં માંય કૌરવ વિદુર ભિષ્મ આદે, હસ્તીનાપુર જાય. ॥ ૪૦ ॥ અપછરા અશ્વણી મટીને, રહિ સ્વર્ગસુદન; ત્રિશુળ ભીમ જઇ આપી આવ્યો, જ્યાં કઇલાશ ભોવન. ॥ ૪૧ ॥ પશુ તણો દેહ નાશ પામ્યો, અપછરાનો જેમ; એક ચીતે સાંભળે કથા તેનો, ટળે પશુ દેહ તેમ. ॥ ૪૨ ॥ સાંબળે શીખે ને સંભળાવે, પ્હોચે મનના કોડ, વ્યાસ વલ્લભ વદે સહુ બોલો. જય જય શ્રી રણછોડ. ॥ ૪૩ ॥

## કડવું ૪૦ રાગ ચોપાઈ.

બોલ્યા વૈશમપાયે વચન, શુણ જનમેજે રાજન; સહુ સહુને સ્થ-

ળે સહુ રહયા, એવે દિવશ બહુ વિતી ગયા. ॥ ૧ ॥ એવે દુરીયોધન એક વાર; બેઠો એકાન્ત અંધ કુંવાર; એવે સાંભળીછે દ્રુપતિ, થયો આકુળ વ્યાકુળ અતી. ॥ ૩ ॥ એણે મામાને બોલાવ્યો પાસ, થઇ બેઠો અતિ ઊદાશ; મામે પુછયું ભાઇ આમ કેમ, થયો બાવરો કુશળખેમ. ॥ ૨ ॥ નથી તન દુખ તુને કાંઇ, પણ છે મન દુખ મન માંઇ; બોલ્યો દુરીયોધન દુર મતિ, મને ખટકે છે દ્રુપતી. ॥ ૩ ॥ એનું સ્વરૂપ સાંભળે જ્યારે; હૈયે હોળી ઉઠેછે ત્યારે; માટે એ લાવી આપો તો જીવું; નહીં તો વાશ ઘોળીને પીવું. ॥ ૪ ॥ બોલ્યો શકુની મામો એમ, મને કેહેતો નથી તું કેમ; જોજે કષ્ટ હું તારૂ કપાવું, રાજ્ય પાઠ રૂપાળી અપાવું ॥ ૫ ॥ કર્યો પાંન્ડવે યજ્ઞ જે વારે, એક થકા છીયે તેવારે; ગયા દ્વારીકાં એમની પખે, ઘણો થયો વ્હેવાર તે તકે. ॥ ૬ ॥ માટે કરો કહું તે પેર, ગોત્ર યાગ માંડો આપ ઘેર; તેડો પાંન્ડવ કુટુંબ સાથ, આવે વહુવો પુત્રોને માંત. ॥ ૭ ॥ અતિ હેત દેખાડજે ભાઇ, જમીને જાજો સભા માંઇ; સાથે ધર્મને લેઇ રાજન, બેસજે તું સિંહાસન. ॥ ૮ ॥ એટલે હું ત્યાં આવીશ, બાજી બગલમાં લાવાશ; તેમાં સોગટાં છે સોળ, કાળાં પીળાં લીલાં રાતાં ચોળ. ॥૯॥ તેમાં પાસા ત્રૈણ રૂપાળા, મ્હારી મરજી સાચવવા વાળા; મારા કાકાના હાડના એતો, પાસા કરાવી રાખ્યા છે મેં તો. ॥ ૧૦ માહારૂં ધારેલું કામ તે કરે, ફેરવું ડોળો તમ ફરે; ધારૂ તેટલા દાણા પડે, સામો રમનારો હોય તે રડે, ॥ ૧૧ ॥ તેતો બાજી રમવા કાહાડું; પછી તમોને બેને રમાડું; તારૂં ધસાતુ બોલીશ આડું, કરી સરત તુને ઝીતાડું. ॥ ૧૨ ॥ અપાવું રાજ રૂપાળા રાણી, સાચો મામો લેજે જાણી; થયો ખુશી દુરીયોધન, ગોત્રયાગ આરંભ્યો ભોવન. ॥ ૧૩ ॥ ઇંદ્રપસ્ત મોકલીયો દાસ, પાંચ પાંન્ડવોનિ પાસ; તેણે કહી કુન્તાને પેર, ગોત્રયાગ છે આપણે ઘેર. ॥ ૧૪ દુરીયોધને કહયું છે અતિ, આવે પાંન્ડવ કુન્તા દ્રુપતિ; વળી શુભદ્રા અભેમાન, તેડયા છે સહુને રાજાન. ॥ ૧૫ ॥ માટે ચાલો હસ્તીનાપુર, નહી આવ્યે આંટી પડે ઉર; સુણી કુન્તાજી બોલ્યા એમ, તેડયાં છતાં ના આવીયે કેમ. ॥ ૧૬ ॥ ભાઈ સર્વ આવીશું અમો. જઈ કહો સમાચાર તમો; કહિ દાસ કર્યો વિદાય, પછી પુત્રોને પુછયું માય. ॥ ૧૭ ॥ કહો જાવુ કે નવ જાવું. બોલ્યા ધર્મ હું સત્ય બતાવું; થયા છીયે એકાકાર, નવ જૈયે તૂટે વેહેવાર. ॥ ૧૮ ॥ ભીમ કહે જાવું ભલીપેર, કરવો ઉતારો વિદુર ઘેર;

થયો સર્વનો સત્ય વિચાર, પેહેરી હોડી ચાલ્યાં તે વાર. ॥ ૧૯ ॥ રથ બેશીને નિકળીયાં, એતોહસ્તીનાપુરપળીયાં; આવ્યાંમ્હાલવાઆનંદ ભેર, રાખ્યો ઉતારો વિદુર ઘેર ॥ ૨૦ ॥ પછી દુરોયોધન ઘેર ગયાં, સગાં વ્હાલાં સૈ ભેગા થયાં; કરિ દુખ સુખ કેરી વાત; મળ્યા એકસોને પાંચ ભ્રાત. ॥ ૨૧ ॥ હળી મળીને હરે ફરે, હેત ઉપજે એવું કરે; તેતો વૃદ્ધ જનોને ગમીયા, ગોત્ર યાગ કરી સહુ જમીયાં. ॥ ૨૨ ॥ લીધાં મુખવાસ પાન સોપારી, હળી મળી જમ્યાં નર નારી; જમ્યા જન્મમાં તે તે દન સંગ, વસ્ત્ર પેહેરી લીધા સહુ અંગ. ॥ ૨૩ પછી હસ્તીનાપુરને નાથ; ઝાલ્યો ધરમરાયનો હાથ, ચાલો જઇએ સભામાં સાથ, આપણે એકસો પાચ ભ્રાત. ॥ ૨૪ ॥ તવ ખુશી થઇ સહુ ચાલ્યા, એક એક તણા હાથ ઝાલ્યા; ગયા રાજ્યસભા રાજન, દુષ્ટ બેઠો સીંહાસન. ॥ ૨૫ ॥ રાજા ધર્મને સાથે લેઈ, જાણે બેઠો સાચો સનેહી; બીજા સર્વ સભાનિ માંય, ઓળ બંધ બેઠા છે ત્યાંય. ॥ ૨૬ ॥ એવે આવ્યો શકુની મામો, ઉભો રાજ ગાદીના સામો; બોલ્યો મુખથી વચન એવું, દીસે રૂડું આ વેળાકેવું. ॥ ૨૭ ॥ શોભી બે ભાઈની જોડ કેવી, જાણે રામને લક્ષ્મણ જેવિ; હાવો સંપ સદા કાળ હોય, તોતો તમથી નહિ ડાહયું કોય. ॥ ૨૮ ॥ બોલ્યો દુરીયોધન મુખ એમ, મામા સંપ ન રાખીયે કેમ; બીજાનિ હોય સહસ્ત્ર સગાઇ, પણ કયાંથી કુટુંબી ભાઈ. ॥ ૨૯ ॥ સરવેનિ છોકર વાદી, કરી તે વારે અતી ઉપાધી; હવે શમજ્યા ત્યારે શીદ લડીયે, શું છે વેહેચવાનું તે નડીયે. ॥ ૩૦ ॥ બોલ્યો શકુની બહુ સારૂ, જોઉં પારખું બેનું હું વારૂ; કોણ મુઢને કોણ ચાતુર. મને જોવાનિ ઇચ્છા ઉર. ॥૩૧॥ આવો નીચે બેસો બે ભાઈ, રમો બાજી જોવું ચતુરાઇ; બાજી રમવી તે બહુ હોશીઆરી, પલમાં પરખાય નર નારી. ॥ ૩૨ ॥ કહી બાજી બગલમાંથી કાહાડી. નીચે ઢાળી સોગટડાં માંડી; નથી અવર કોઇ તે વેળા, બધા કૈરવ પાન્ડવ ભેળા. ॥ ૩૩ ॥ વળી જેદ્રથ ભગદત ત્યાંય ભુરી શેવાને સુસરમાય; વળી શકુનિ કરણ રાય. એટલાજ સભાની માય. ॥ ૩૪ ॥ નથી ભીરમ વીદુરકે દ્રોણ, તેથી કપટ જાણે કોણ; મામે બાજી માંડી જે વારે, બોલ્યો દુરીયોધન તે વારે. ॥ ૩૫ ॥ ઉઠો રમીયે ધરમ ભાઇ, બેઉની જણાશે ચતુરાઈ; તવ બોલીયા ધરમ રાય, નથી રમવા મુને ઇચ્છાય. ॥ ૩૬ ॥ ભાઇ બાજીતો વીશનું મુળ, હેત તુટેને ઉડે ધુળ; બોલ્યો છત્ર પતી મુખ એમ, હોય સરત તો

થાય તેમ. ॥ ૩૭ ॥ હોડ કરિને રમતા નથી, તેમાં શીદ ખેચો મત અતિ; તવ ધરમ ઉતર્યા હેઠા, સામા સામી બે રમવા બેઠા. ॥ ૩૮ ॥ જોવા લાગ્યો કૌરવનો સાથ, વળી જુવે ધરમનો ભ્રાત; લીધા પાસા પાપીએ હાથ, લાગ્યો નાંખવા એ નર નાથ. ॥ ૩૯ ॥ એના ઓછા પડીયા દાણા, પછી નાંખ સતી સુત શાણા; પડે ધર્મ તણા પોબાર, વળી હરાડને અગીઆર. ॥ ૪૦ ॥ મામો ફેરવે ચક્ષુ જેમ, ત્રણ પાસા ફરે છે તેમ; એણે યુકતીનો ખેલ લડાવ્યો, રાજા ધર્મનો પાસો ચડાવ્યો. ॥ ૪૧ ॥ પેહેલો દુરીયોધનને હરાવ્યો, રાજા ધર્મને મોહ કરાવ્યો; પછી શકુનિ બોલ્યો વાણી, છત્રપતિ બુદ્ધી તારી જાણી. ॥ ૪૨ ॥ બોલ્યો દુરિયોધન સભા માંઇ, ઠાલી રમવામાં શી ચતુરાઈ; કરી હોય સરત જે વારે, ચતુરાઇ જોવાનિ તે વારે. ॥ ૪૩ ॥ બોલ્યો શકુની વળતું એમ, કહો ધરમ રાજા કેમ; તવ ધરમનું મન મોહ્યું, પોતે ભીમશેન સામું જોયું. ॥ ૪૪ ॥ ત્યારે ભીમે કરી એમ સાન, કરો સરત સતી સંતાન; પછી ધરમ બોલ્યા વચન, કરવી શું સરત રાજન. ॥ ૪૫ ॥ શકુનિ કહે હું કહુ તેમ, બેઉ બોલ્યા કબુલ છે એમઃ કહે શકુની સાંભળો સાર, રમવી બાજી ત્રણ વાર. ॥ ૪૬ ॥ પેહેલી બાજીમાં સરત એવી, કરો કબુલ હું કહુ તેવી; તવ કબુલ કર્યુ બેઉ જન, મામો કહે ઓ દુરીયોધન. ॥ ૪૭ ॥ પેહેલી બાજી તુ હારે નરેશ, આપે બેતાળી હજાર દેશ; હારે ધર્મ તો બોલેલું થાપે, એમના દેશ તુને આપે. ॥૪૮॥ બીજી બાજી જો તું હારે, દેવું સસરાનું રાજ્ય તાહારે; મળ્યું સસરાનું રાજ જેહ, આપી દેવું પાન્ડવને તેહ. ॥ ૪૯ ॥ હારે પાન્ડવ બીજી વાર, તને આપે દ્રુપતી નાર; ત્રીજી બાજી તું હારે રાજન, વસે દ્વાદશ વરસ વન. ॥ ૫૦ ॥ ત્રીજી હારે જો ધરમરાય, તો તે બાર વરસ વન જાય; હારીને વનમાં જાય જેહ, રહે તેરમું વરસ છાના તેહ. ॥ ૫૧ ॥ છાના રેહેને જો તે ઝલાય, ફરી બાર વરસ તે જાય; એવી સરત કરિ રમો બાજી, કરો દસ્તાવેજ થઇ રાજી. ॥૫૨॥ પુછી ધરમે ભાઇઓને વાત, કેમ કરિશું કહો ભ્રાત; બોલ્યા નીકુળ શેદેવ વાણી, રમો વિરા ઉલટ આણી. ॥ ૫૩ ॥ બોલ્યો અરજુન કહું મત મ્હારો, સારો પાસો પડે છે તમારો; પછી ભીમ વદયો વચન, સુખે રમો ધરમ રાજન. ॥ ૫૪ ॥

॥ વળણ. ॥ ભીમ કહે સુખ્ખે રમો, સરસ પડે છે દાવ; વ્યાસ વલ્લભ વાણી વદે, થયો રમવાનો ભાવ.

―――

# કડવું ૪૧ રાગ સાખી.

વૈશમ પાયે એણિપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુ-જને સંભળાવું, સભા પરવ મહીમાય. ॥ ૧ ॥ ભીમ કહે ભાઇ રમવા બેસો, થનાર વસ્તુ થાશે; પાસો તમારો સારો પડે છે, છત્રપતીને જી-તાશે. ॥ ૨ ॥ તે કરતાં હારી બેઠાતો, ન કરવો ઉચ્ચાટ; ધોલ મારીને લેઇશ પાછું, વઢીશ દુષ્ટનો ઘાટ. ॥ ૩ ॥ ધરમ કહે એ શું બોલ્યો, ધારી તેં કુમતી; બોલ્યું અબોલ્યું કરવું હોયતો, માહારે રમવું નથી. ॥ ૪ ॥ ચંદ્ર ચળે રવી પશ્ચીમ પ્રગટે, પાવક શીતળ થાય; શીંધુ કદા મારયાદ લોપ પણ, ધર્મ વચન કેમ જાય. ॥ ૫ ॥ મ્હારા હાથના અક્ષર પડે, તે તું કરે ભંગાણ, તો જીભ્યા દંતુમાં લઇને, કાહાડુ મારો પ્રાણ. ॥ ૬ ॥ ભીમ કહે કાંઇ નહિ કરૂ વિરા, બાજી રમો સુખ રૂપે; થનાર વસ્તુ હશે તે થાશે, જે ધાર્યું વીશ્વને ભુપે. ॥ ૭ ॥ એમ ચ્યારે ભાઇ કબુલ થયા, ધરમે હા કહી તત્ર; કપટ ભરેલો શકુની મામો, લાવ્યો તાંબાનાં પત્ર. ॥ ૮ ॥ દુરીયોધનની પાસે લખાવ્યું, પેહેલી બાજી જો હરાય; તોતો બેતાળી હજાર દેશો, પાન્ડવને ઘેર જાય. ॥ ૯ ॥ બીજી બાજી હારેતો આપે, સસરાનું રાજ્યાસન; ત્રીજી હારેતો જાય પોતે, દ્વાદસ વરસ વને. ।; ૧૦ ॥ તેરમુ વરસ છાનો રહે, પાન્ડવ કાહાડે સોધિ; તો બાર વરસ બીજા જાવું, તેમાં ન થાવું વીરોધિ. ॥૧૧॥ એવો દસ્તાવેજ દુષ્ટે લખીયો, સાક્ષી કરિ સહુ સાથ; પછી ધરમે લીધુ લખવા, પત્ર પોતાને હાથ. ॥ ૧૨ ॥ તવ સમળી સીચાણા આવી, અંત્રીક્ષ મારે આંટા; માઠા શુકન લાગ્યા દેખાવા, થયા રૂધીરનાં છાંટા. ॥ ૧૩ ॥ પાન્ડવના સમજ્યામાં નાવ્યું, વીનાશે વિપ્રીત બુદ્ધી; શેદેવજી સમજે છે તોહે, તે કેમ આપે સુદ્ધી. ॥ ૧૪ ॥ ધરમરાયે લખવા માંડયું, પેહેલી બાજી હરાય; તોતો બેતાળી હઝાર દેશો, સઘળા અમારા જાય. ॥ ૧૫ ॥ બીજી બાજી હારીયેતો. દ્રુપતી દેઈ દઇયે; ત્રીજી બાજી હારિયેતો, બાર વરસ વન જઇએ. ॥ ૧૬ ॥ તેરમુ વરસ છાના રહીયે, સોધિ કાઢે રાજન; તો પાછા બાર વરસ સુધિ, અમો વેઠીયે વન. ॥૧૭॥ એ રીતે દસ્તાવેજ લખીયા, મામાયે લીધા કને; પછી પોતે બાજી ઢાળી આપી, તે રમતાં કેવું બને. ॥ ૧૮ ॥ દુરિયોધન પાસા નાંખેતો, પાંચ દાણા પડી જાય, શકુની મામો ફેરવે ડોળો, હરાડ દાણા થાય. ॥ ૧૯ ॥ કાચ્યા બાર પોબાર પડે છે, દુરીયોધનના દાવ; ગણુતરી ગ-

ણીને સોગટી મારે, કપટ બાજીનો ભાવ. ॥ ૨૦ ॥ ધરમ રાજા પાસા નાંખે, હરાડ કે પોબાર; મામાનો ડોળો ફેરવે ફરે, પાસા તેણીવાર. ॥ ૨૧ ॥ પાંચ પડે કે સાત પડે છે. તેથી વિશેશ ન હોય; ખેલ્યાંમાં પણ પાછા પડીયાં, વિસ્મે થયા સહુ કોય. ॥ ૨૨ ॥ પેહેલી બાજી ધરમ હાર્યા, ખોયું રાજ્યાસન; એટલે હશીને કુદવા લાગ્યો, રાજા દુરીયોધન. ॥ ૨૩ ॥ મામો કહે શું થાય છે ખુશી, હજી રમવુ બે વાર; એટલામાં એ જીતશેતો, મોહું થાશે લગાર. ॥ ૨૪ ॥ એમ કહી રમવા બેસાડયો, તવ બેઠો દુરમતી, તે બાજી પણ ધરમ હાર્યા, ખોઇ બેઠા ધ્રુપતિ. ॥ ૨૫ ॥ હાથ હાથ ઉંચો પાપી કુદયો. ભવીશ રેખા ભાવી, ઘણાક દાહાડાથી તલસતોતો, આજ રૂપાળી આવી. ॥ ૨૬ ॥ મામાયે કહયું શું ફુલે છે. ત્રીજી બાજી છે બાકી; આ વેળા પાન્ડવ જીતશેતો, મશ્કરી તાહારી પાકી. ॥ ૨૭ ॥ એમ કહિ રમવા બેસાડયો, બેઠા ત્રીજી વાર; બાવરા બનિને રમવા લાગ્યા, કુન્તી તણા કુંવાર. ॥ ૨૮ ॥ ધરમ રાજા જીતવા સાટે, યત્ન ઘણેરાં કરે; પણ મામો ડોળો ફેરવે જેવો, તેવો પાસો ફરે. ॥ ૨૯ ॥ ઢોળામાં દેવતા મેલાયો, હરાવ્યા ત્રીજીવાર; બાર વરસ વન જાવાનું ઠરિયું, વરત્યો આહાકાર. ॥ ૩૦ ॥ કુન્તી નંદન પાંચે ભાઇના, પ્રાણજ ઉંચા ચડીયા; સરીરનિ સુદ્ધી નવ રહી, મુરછામાં ઢળી પડીયા. ॥ ૩૧ ॥ તવ દુરીયોધન ઉભો થઇને, ખુશી થયો ખુંખારી; ઓ મામા તારા ચરણ ધોવું, બુદ્ધીની બલીહારિ. ॥ ૩૨ ॥ ઉઠોરે દુશ્યાસન વીરા, વીદુરને ઘેર જાવો, મેહેણું દેનારિ કામણગાળી, રૂપાળીને લાવો. ॥ ૩૩ ॥ છાકે છકેલી બહુ બકેલી દ્રુપતરાયનિ બાળી; નગ્ન કરી નચાવુ સભામાં, નાંખું બધુ ઝેહેર વાળી. ॥ ૩૪ ॥ જાતુ ઝપાટે લાવ્ય સપાટે, ગ્રહી ગોરીના કેશ; ડરીશ નહિ ડીલમાં લગારે, હક નથી કોઇનો લેશ. ॥ ૩૫ ॥ દંત પીશીને આગના દાધી, દુષ્ટ દુરીયોધન; કમ્મર કશીન ઉભો થયો, પોતે દુશ્યાસન. ॥ ૩૬ ॥ ચાલ્યો બળમાં એકજ પળમાં. બુદ્ધી થઇ છે રાખી; વીદુર ઘેર જઈ કુન્તાને પુછયું, કયાં છે દ્રુપતી ભાભી. ॥ ૩૭ ॥ કુન્તા ભોળીયે કહ્યું પુછયા વણ, છે હાઇથી તો ગયેલી; બહુ વારથી ભુતાવળ વાળી, જોવા જુની હવેલી. ॥ ૩૮ ॥ તવ ત્યાંથી દુશ્યાસન દોડયો, કુકરમી ક્રોધ લાવ્યો; એકલી દ્રુપતી જુએ હવેલી, ત્યાં દુરમતી આવ્યો. ॥ ૩૯ ॥ કયાં ગૈ રૂપાળી કામણગાળી દ્રુપતરાયની બાળી; શબ્દ સુણને આવી છજામાં, કંપી ક્રોધાતુર ભાળી. ॥ ૪૦ ॥ લજયા તાણીને દ્રુપતી

બોલી, શું કહો જેઠજી મ્હારા; દુશ્યાસન કહે ઉતર હેઠી, અમેતો દીયર તારા. ॥ ૪૧ ॥ મ્હારો મોટો ભાઇ છત્રપતી છે, તેની તું થઇ નારી; સરતથી તુજ સ્વામી રમીયા, જુગટામાં ગયા હારિ. ॥ ૪૨ ॥ દ્રુપતી કહે વીચારીને બોલો, જીભડીયે દો ડાંમ, બાપને ઠેકાણે જેઠજી શોભો, શું બકો બુદ્ધી હરામ. ॥ ૪૩ ॥ દુષ્ટ કહે હું દીયર તારો, તું છત્રપતીની નારી; સતી કહે નારી કરવી હોયતો, કરજે જનેતા તારી. ॥ ૪૪ ॥ વળણ. ॥ નારી તારી માવડી, એમ વદી વચન; વ્યાસ વલ્લભ વાણી વદે, કોપ્યો દુશ્યાસન.

## કડવું ૪૨ રાગ વૈરાગી બીલાવરી.

દુશ્યાસન ધાયો હો, કટી કશી મેહેલમાં ચાલ્યો; દ્રુપતી ધ્રુજી હો, દુષ્ટ જઇ ચોટલો ઝાલ્યો. ॥ ૧ ॥ કીધો ક્રોધ કારમો હો, અબળાને ઉચકી લીધિ; છેકા છેક છાકે છકયો હો, છજામાંથી નાંખી દિધિ. ॥ ૨ ॥ બની બાળા બાવરી હો, બે સુદ્ધી થઇને પડી; પાપી ઉતર્યો હેઠો હો, જઈને ઝાલી તેજ ઘડી. ॥ ૩ ॥ કેશ ગ્રહિ તાણી હો, દ્રુપતીને ભાન આવ્યું; લાગી કરગરવા હો, કઠોરૂ કરમ કાહાવ્યું. ॥ ૪ ॥ મુકો જેઠ બાપજી હો. કયાં ભોગવશો પાપ પોટલો; માંથુ મ્હારૂં દૂખે હો, તાણો નહી ચોટલો. ॥ ૫ ॥ કહિ ખોળા પાથરે હો, પાયે પડુ દો મેલી; આ વેળા નથી મ્હારૂં હો,સગુ વ્હાલું કોઇ બેલી. ॥૬॥ એમ વલ વલતી હો,ટીટોડી તળવળે જેવિ; દુષ્ટ કહે કેમ મુકુ હો, તનેતો સભામાં લેવિ.॥૭॥ એમ કહી મારે હો, ગડદાને પાટુ અતિ,છાતીમાં દે ઢીંચણુ હો, બેવડી વળે છે સતી. ॥ ૮ ॥ કહેર કરે કોહોણીથી હો, ક્રોધે ગજ તુલ્ય ત્રાડે, ઉંચી કરી કરીને હો, પાપી પ્રથ્વી પછાડે. ॥ ૯ ॥ કેશ ગ્રહી વીંઝોળે હો, શરીર ગયું છોલાઇ; કુંખમાં લે ચોંટીયે હો, મારે માર ધાઇ ધાઇ. ॥ ૧૦ ॥ મારે ઇંટ ઢેપા હો, પથ્થરને લાકડી; વામા વળે બેવડા હો, રૂએ બાળા બાપડી. ॥૧૧॥ શરીર છોલાણું હો, રૂધીરની ધાર ઝરે; બળ શું બાળા તણુ હો, કારમા પોકાર કરે. ॥૧૨॥ અંગે ઉઠયાં ઢીમડા હો, શીશ કેશ જાય નીસરી; વાગે પેટ પાટુ હો, સુધ બુધ વીસરિ. ॥ ૧૩ ॥ લોક ગામ કેરૂં હો, ત્રાસ જોઇ ભેળું થયું; ત્યાં તે કોનું ચાલે હો, ટોળાં વળી ઉભુ રહ્યું. ॥ ૧૪ ॥ પુરૂશોને પ્રેમદા હો, જોઈ જોઇ ટળવળે; ચાલ્યો દુષ્ટ ખેંચીને હો, સહુનો જીવ કળકળે. ॥ ૧૫ ॥ ચીર ગયું ફાટી

હો, ફાટયાં ચણીયાં ચોળી; ચુડીયો નંદાણી હો, રંક રામા નાંખી રોળી. ॥ ૧૬ ॥ એના પગનિ પાનિ હો, કોઇ જને દિઠી નતી, શરીર તેનું ઉઘડયું હો, ધસડાતિ જાય છે સતિ. ॥ ૧૭॥ ચીરના ગાભાથી હો, એ બ પોતે ઢાંકતી;કંપે કાયા કોમળ હો, ત્રાહ્યત્રાહ્ય ભાંખતી. ॥૧૮॥ ચરણ નોહોતો મુકયો હો, ભોમી પર ભામનિ કદી; તેની એવી વેળા હો, આંસુડાની વેહે છે નદી. ॥૧૯॥ હૈયા ફાટ રડતી હો, દુખે ડુબી ભામની; દ્રુપતીને રોતિ જોઇ હો, રૂએ પ્રજા ગામના. ॥૨૦॥ રડે પ્રવ જોબન હો, રૂવે બાળક બાળુવાં; રૂવે પશુ પક્ષી હો, રૂવે નગ્ર ઝાડુવાં. ॥ ૨૧॥ રૂવે સ્વાન ગામનાં હો, સ્વરગે રૂવે સ્વર્ગ પતી; પણ દુષ્ટ જનને હો, દયા જરી આવતી નથી. ॥ ૨૨ ॥ ગગને છાયાં વાદળાં હો, જુમનાજીનું જળ થંભ્યું; કોણ એનું બેલી હો, અતી આક્રંદ આરંભ્યું. ॥ ૨૩ ॥ ચાલ્યો દુષ્ટ તાણતો હો, સભા કને ઉચકી લીધી; દુશ્યાસને ઉચકી હો, સભા વીશે ફેંકી દિધી. ॥ ૨૪ ॥ વળણ. ॥ ફેંકી સભામાં સુંદરી;સહુને પ્રગટયો શોક;વલ્લભ વદે આરણે રહ્યું, રડતું રહીયત લોક.

—(૦)—

## કડવું ૪૩ રાગ સાખીની ચાલ.

વૈશમ પાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારિ તુજને સંભળાવું, સભા પરવ મહીમાય. ॥ ૧ ॥ લોચો વળીને પડી સભામાં, બોલ્યો દુરીયોધન; આ રૂપાળી નથી ગયો ભુલી, કહ્યાતા અંધના તન. ॥ ૨ ॥ ઉઠ ઉભી થા પાખંડ મુકી, પાય પડી મને જાચો, જો જીવવાનો ખપ કરોતો, નગ્ન સભામાં નાચો. ॥ ૩ ॥ તોપણ દ્રુપતી ઉઠી નહિ ને, બોલી નહી મુખ કાંઇ, દુષ્ટ કહે કે લાત મારીને, ઉભી કરો એને ભાઈ. ॥ ૪ ॥ તવ દુશ્યાસને લાત મારી, કપુત જન જુએ ખુબી, પાંગોઠું ઝાલી પ્રેમદાને, કરી સભામાં ઉભી. ॥ ૫ ॥ એટલે આંખ્યો કાઢીને બોલ્યો, સભા વીશે શકુનિ; નાર ખાઇને મરી જવાની, માન કહયું માનુની. ॥ ૬ ॥ નિચું જોઈ ઉભી છે અબળા, દુરીજન થયા મગ્ન; દુરીયોધન કહે વસ્ત્રો કાઢી, થા મુજ આગળ નગ્ન. ॥ ૭ ॥ દ્રુપતી કહે આ શું બોલો, ઇશ્વરથી નથી બીહીતા; હું તો તમારી દિકરીને, તમો મારા પીતા. ॥ ૮ ॥ જેઠ તમે તાતને ઠેકાણે, વીચારી લ્યો મ્હારાજ; તમોને જરા શોભતું નથી, બેટીની લેવી લાજ. ॥ ૯ ॥ દુ-

રીયોધન કહે સુણો મામા, મ્હાર ખાઈ પકડાઈ; તોપણ તાતજી તાતજી કહે છે, મુકે નાહ અકડાઈ. ॥ ૧૦ ॥ એમ કહી કહ્યું કુરૂપતિને સીક્ષા હજુ નથી પામી; માર ખાઇને માનશો કહ્યું, કેહેવો પડશે સ્વામી. ॥ ૧૧ ॥ ચાંમડી તારી ઉતરી જાશે, મુમત મુકી દે નારી; પાય પડી મને કહે સભામાં, "હું તો નારી તમારી. ॥ ૧૨ ॥ એવું સાંભળી અબળા બોલી, મેં માન્યા મમ ભ્રાતા; તેમ છતાં તમે એવું બોલો, નારી તમારી માતા. ॥ ૧૩ ॥ આ મુંઢ બુદ્ધા કયા ગઈ સુદ્ધી, જેમ ફાવે તેમ બોલે; કાયાના કટકા ભલે થાતો, હું તારી દીકરી તોલે. ॥ ૧૪ ॥ દુરીયોધન કહે શું જુઓ છો, એ દુસ્યાસન વીર; હાથેથી નગ્ન નથી થવાની, ખેંચી કાહાડો ચીર. ॥ ૧૫ ॥ એટલે ઉઠયો દુષ્ટ દુસ્યાસન, ઉછળી મારી લાત; છબીલીનો છેડો ઝાલ્યો, ગામમાં ફેલાઈ વાત. ॥ ૧૬ ॥ ભીશ્મ વીદુરને દ્રોણ કૃપાચાર, તેમણે જાણી પેર; ત્રાસ પામીને સતીયા દોડયા, થાય છે કાળો કેહેર. ॥ ૧૭ ॥ રાતા તાતા થાતા ધાતા, આવ્યા રાજ્ય સભાય; બે ભાન થઇ પોઢેલા દીઠા, પાંન્વોને ત્યાંય. ॥ ૧૮ ॥ સતિના શરીરે માર દિઠો, દીઠું ગ્રહેલું ચીર; રૂંવાટે રૂંવાટાં ઉભા થયાં, નેત્રોમાં આવ્યું નિર. ॥ ૧૯ ॥ મોઢામા આંગળીયો ઘાલી, ધ્રુણાવા લાગ્યા શીશ; ગંગા નંદન ભીસ્મ પીતાને, હળ હળ પ્રગટી રીસ. ॥ ૨૦ ॥ દુરીયોધનની પ્રત્યે બોલ્યા, એરે કરમ ચંડાળ; આ તેં કરમ શું કર્યુ છે, જવા બેઠું રસાતાળ, ॥ ૨૧ ॥ છોડ સતીને કુરૂપતીને, નહીતો માઠું થાશે; જરૂર માનજે જુલમી બેટા, જીવ અમારા જાશે, ॥ ૨૨ ॥ ધમરોળ થાશે મરશું મરાશ, જાશે કૈંના પ્રાણ; શું તું બે માથાં ધરાવે, એરે મુંઢ અજાણ. ॥ ૨૩ ॥ મારીયે મરીયે જુલ્મ કરીયે, ધરીયે કેહેરજ કાળો; કોણ મુઓ છે શુભ સતીનો, લજ્યા લેવા વાળો. ॥ ૨૪ ॥ દુરીયોધન કહે સાંભળો દાદા, પાન્ડવ બેઠા હારી; તે માટે કરૂં ચાહ્ય તેવું, થઇ છે નારી મ્હારી. ॥ ૨૫ ॥ નથી પરનારી નાંખીશ મારી, મુજ ઘર માંડશે એજ; બીજાનો શો હક બોલવાનો, જુઓ દસ્તાવેજ, ॥ ૨૬ ॥ એમ કહીને પત્ર બતાવ્યું, વૃદ્ધનો મુમત મરડયા; તે વાંચીને સત્યવાદિયે, તરત પોંચા કરડયા. ॥ ૨૭ ॥ નીચું ઘાલ્યું કાંઈ ન ચાલ્યું . હવે શો ઉપાય; લેખ ઉપર મેખ આપણાથી, કેમ કરી દેવાય. ॥ ૨૮ ॥ ધર્મનો અક્ષર, ઓળંગીયે તો, આપણું સહુ સત્ય જાય; સતિને છોડે તો છોડાવવાને, પાપીને પડીયે પાય. ॥ ૨૯ ॥ તે વીના નથી ઉપાય બીજો, સાહુ કેરે જુ-

ગયિશ; પછી ચારે સત પુરૂશોયે, પાપીને નમાવ્યાં શીશ. ॥ ૩૦ ॥ ઓ દિકરા દુરીયોધન સુણો, ડાહ્યા છો કુંવાર; પાન્ડવનો લ્યો પૈશો પુંજી, લ્યો સઘળું ઘર બાર. ॥ ૩૧ ॥ ફાવેતો લૈ લ્યો પ્રાણ પાન્ડવનો, કોઇ વાતે નવ ચુકો; પણ અમારી દયા લાવી, દ્રુપતિ સતિને મુકો. ॥ ૩૨ ॥ દુરીયોધન કહે મીથ્યા બોલો, ચાહ્ય તેવું મરો મથી; પ્રાણ પ્યારી મળી છે મુને, હું મુકવાનો નથી. ॥ ૩૩ ॥ એટલે બોલ્યા સૌ સત્યવાદિ, સાચી તું માનજે વાણ; ફાંસા ખાઈને દેહ તજીશું, તારે મા ટે રામબાણ. ॥ ૩૪ ॥ દુરીયોધન કહે ફાવે તે કરો, કેમ છોડુ મદ માતો; એવું સાંભળી સત્ય પુરૂશોયે, કુટી ભાગી છાતી. ॥ ૩૫ ॥ શીશ પછાડે આંસુડાં પાડે, શ્રોણિત વહયું લેલાટ; કરમ ચંડાળ કર કાળું તારૂં, રડતા હૈયા ફાટ. ॥ ૩૬ ॥ ધમરોળ કરતા પાછા વળીયા, પ્રેમદા પોકે રડી; ઓ દાદાજી મુને છોડાવો, ભીશ્મને બાહાજી પડી. ॥ ૩૭ ॥ વળણ. ॥ બાહાજી બાળા ભીસ્મને, રડતી રૂદિયા ફાટ; દાદા ને ખભે મુકીયું, પોતાનું લેલાટ.

—∘—

## કડવું ૪૪ વેદ્ર[illegible]નો રાગ નાટકની છાંયા.

દ્રુપતી દ્રુજે સભા મહિ, કરે અતીશે વીલ્લાપ; દાદા મુકીને જા શો નહિ, મને છોડવો માબાપ. દ્રુ. ॥ ટેક. રાંકડી તનયા હું તમ તણી, મારે તમારો આધાર; જુઓ શરીર તમે માહ્યરૂં, નથી જેરવાતો માર. દ્રુ. ॥ ૧ ॥ નથી બેલી બાપકે બંધવો, નથી પીયેરીયું કોય; સાસરીમાં સસરા નથી, પડયા ભરથાર ભોંય. દ્રુ. ॥ ૨ ॥ દાદા જાવો જવું હોયતો, મુને મારીને ઠેર; ગરીબ ગાવડી નવ મુકસો, કુડા કસૈ ને ઘેર. દ્રુ. ॥ ૩ ॥ અરેરે રડયા રીશે રોળશે, લેશે લંપટ લાજ; સતિનું સત્ય છોડાવશે, કરૂં તન મ્હારૂં તાજ. દ્રુ. ॥ ૪ ॥ જેણે દિઠી નતિ પાહાનિ પગ તણી, તેનો નીરખે અંગ; બળ્યું એ જીવવું માહ્યરૂં, બાહાર કાઢો તમ સંગ. દ્રુ. ॥ ૫ ॥ કંથ કપટમાં લેવૈ ગયા, મ્હારા ભવીશની ભુલ; ભાસે મોહોઢાં કૌરવ તણાં, મને જમડાનિ તુલ્ય. દ્રુ. ॥ ૬ ॥ ચોધારે આંસુ ચક્ષુ ભરે. રડે સતી હૈયા ફાટ; દાદાયે દાબી રૂદીયે, હું મરીશ તુજ માટ. દ્રુ. ॥ ૭ ॥ દીકરી ઉપાય નથી માહ્યરો, તારા ભવીશનો લેખ; તારા સ્વામીના અક્ષરો, તે પર કેમ મારૂં મેખ. દ્રુ. ॥ ૮ ॥ એમ કહીને શીશ કુટીયું, થવા લાગ્યા વીદાય; તારૂણી ત્રા

શીને નાસતી, છેડા વૃધના સ્યાય. દ્રૂ. ॥ ૯ ॥ તવ દુસ્યાસને કર ગ્રહ્યો, ખેંચોટી લીધો પાસ; ઢોળા કાઢયા દુરીયોધને, પડયો ત્રીયાને ત્રાસ. દ્રૂ. ॥ ૧૦ ॥ વળણ ॥ ત્રાસ પડયો અતી ઘણો, જમડા જુએ જેમ; વલ્લભ વદે એ ફડફડે, પાંદડું ફફડે તેમ.

## કડવું ૪૫ રાગ ધન્યાસરી.

વૈશંપાયે એણી પેરે બોલ્યા સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સભા પરવ મહિમાય. ॥ ૧ ॥ દ્રૂપતીને ખેંચોટી રાખી, વૃદ્ધ થયા વિદાય; સભાના સામું ગ્રામ હતું, દોરડાં બાંધ્યાં ત્યાંય. ॥ ૨ ॥ ગાળો કરીને ઘાલ્યા ગળામાં, ચારે જણે તે વાર; હવે એની લાજ જશે તો, મરશું જુગદાધાર. ॥ ૩ ॥ તે દોશ પ્રભુ તમારે માંથે, એમ કહિ ધાર્યું મરણ; સતિનિ લજ્યા લેવાશે તો, ઢળીને પડવું ધરણ. ॥ ૪ ॥ એ રીતે ધારીને ઉભા, રૂવે રૂદીયા ફાટ, નગ્ર તણુ ઘણુ લોક ભરાયું, સતીના દુખને માટ. ॥ ૫ ॥ પેસાય નહી સભામાં કોથી, બારણે આંસુ ભરતાં; પ્રેમદા પુરૂષ બાળક સુદ્ધાં, બારણે આક્રંધ કરતા. ॥ ૬ ॥ સપુત માતાના જણેલા, નિકળી ગયા બાહાર; કપુત માતાના જણેલા જોવા, ગયા સભામાં સાર. ॥ ૭ ॥ સપુતે જાણ્યું દ્રૂપતિ છે, ખપ્પર જોગણી દેવી; કેમ એની એબ નજરે નિરખીયે, એતો જનુની જેવી. ॥ ૮ ॥ કપુતે જાણ્યું અંગ જોઈશું, રૂપાળીનું રૂપ; એમ જાણી કપુત ભરાયા, નેત્ર મીચ્યાં કર્ણ ભુપ. ॥૯॥ એવામાં દુરીયોધન બોલ્યો, ઓ દુસ્યાસન વીર; શું જુઓછો રૂપાળીનું, ખેંચી કાહાડો ચીર. ॥ ૧૦ ॥ તવ દુસ્યાસન ઉઠીને ધાયો, સ્યાયો છેડો હાથ; દ્રૂપતી કહ ધિરજ રાખો, સાંભળો મહારિ વાત. ॥ ૧૧ ॥ હું મ્હારે હાથે આપીશ છેડો, એક ઘડી ધરો ધીર; પછી તમે તાણી લેજો, પેહેરેલું મહારૂં ચીર. ॥ ૧૨ ॥ દુરીયોન કહે ધીરજ ખમો, વારૂં એ શું કરે છે; જોવા દો મને ચરીત્ર એનું, એમ પાપી ઓચરે છે. ॥ ૧૩ ॥ તવ દુસ્યાસને મુકયો છેડો, સહુ સભા જુએ ખુબી; દ્રૂપતિ સતિ ભરિ સભામાં, એકજ ચરણે ઉભી. ॥ ૧૪ ॥ ઉંચુ જોઇને બે કર જોડયા, બોલ્યો દુરીયોધન આપ; ઓ મામા એ બોલાવે કોને, કીયો છે એનો બાપ. ॥ ૧૫ ॥ મામો કહે ભય બતાવે છે, ઈશ્વરનો અપાર; તું વીના ઈશ્વર છે બીજો કીયો, ચરીત્ર જો આવાર. ॥ ૧૬ ॥ વળણ. ॥

ચરિત્ર જુઓઆતુરાતણુ, કરે કેટલી વાર; વલ્લભ વદેછભીભજે, પંચાળી જુગદાધાર.

—॰—

## કડવું ૪૬ રાગ બાવલીયાની દેશી.

પંચાળી પોકારે રેરેરે હો, વિઠ્ઠલ વીરા આવજોરેઃ ાાટેકાા બોલ્યા બોલ્યા વૈશમ પાયે વચંન, સાંભળ સાંભળ પરીક્ષત રાયના તંન, દ્રુપતીતો કરે છે પ્રભુનું સ્તવન. પંચાળી ાા ૧ ાા પ્રભુ તમે વિપત વેળાના વિર, સાચા બેલી સત્યના શામ સરીર, સૌ ચંડાળો ખેંચી કાઢેછે મારૂં ચીર. ાા પંચા ાા ૨ ાા લંપટ લજયા લેવા રહ્યાછે ઢુંકી, પ્રભુ હું શું તમારી શેવામાં ચુકી, પાંચ પતીયે પરણીને જુગટામાં મુકી. ાા પં ાા ૩ ાા પ્રભુ નથી છકીનેશાદોશે છણાઈ. પ્રભુ હું તો અતી હરખમાં હણાઇ, પાંચ પતીને પરણીને ગુણકા ગણાઈ. ાા પ. ાા ૪ ાા પ્રભુ પામે સુખ એક નરનીજ નારી, પણ પાંચ પરણી કોઇ એ પોતાાન નવ ધારી, જુગટુ રમી મુકી જાણિને મજીઆરી. ાા પં. ાા ૫ ાા પ્રભુ મેં શુ ત્યાગીને વળગાડી જંજાળ, પ્રભુ મે શું અભડાવા બ્રાહ્મણની થાળ, પ્રભુ મેં શું ભાગી સરોવરની પાળ. ાા પં. ાા ૬ પ્રભુ મેં શું ધોયાં ગંગામા મળ મુત્ર, મેં શું કોઈનું ચાલતું ભાગ્યું ઘર સુત્ર, બે ભાન થઇને પોહોડયા સાસુડીના પુત્ર. ાા પં. ૭ ાા પ્રભુ મેં શું છેદી પીંપળા કેરિ ડાળ, પ્રભુ મેં શું ધાવતાં વછોડયાં નાહના બાળ, પ્રભુ મેં શું મળતાં ભાગ્યાં વેવિશાળ. ાા પં. ાા૮ાા પ્રભુ મે શું પરને દુખ દૈને ધર્યો ગર્વ, પ્રભુ મેં શું હુનાળે ઉડાડી પર્વ, તેવે પાપે આજે ખોવાયું સુખ સર્વ. ાા પં૰ ૯ ાા પ્રભુ મેં શું પુન્ય કરતાં કોઈનું ખળાવ્યું, ત્યાગીને શું પર્શ કરિ મન ચળાવ્યું, અવળું કહી શું નીરધનનું ધન ટળાવ્યું. ાા પં૰ ૧૦ ાા પ્રભુ મારા પીઉએ પર ઘેર મેલી, હવે નથી તમ વીના બીજુ મ્હારૂં બેલી; વેહેલા આવો નહીતો કાઢુંછું પ્રાણ ઠેલી. ાા પં૰ ાા ૧૧ ાા વળણ. એ રિતે સ્તુતી કરી, જાણ્યું જુગદાધાર; અદર્શ થઇને આવિયા, પોતે દેવ મોરાર. ાા

——

## કડવું ૪૭ રાગ સવઈયાનો.

વૈશમ પાયે આણીપેર બોલ્યા, સુણે જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સભા પરવ મહિમાય. ાા ૧ ાા સ્તુતિ કરિ તવ ઇશ્વર

આવ્યા, વીશ્વ તણા જે ભુપ; દ્રુપતીને પરછાયો બનાવિ, પોતે ધર્યું તે રૂપ. ॥ ૨ ॥ તેવુંજ ચીરને ચણીયા ચોળી, તેવો પડેલો માર; જેવી દ્રુપતિ તેવા બનીયા, પોતે જુગદાધાર. ॥ ૩ ॥ લોચન રાતાં ક્રોધે ભરેલાં, વીચાર્યું મન એવું; ભગનિનાં નવસેં નવાણું, ચીર તણું છે દેવું. ॥ ૪ ॥ તે ચીર બેહેન તણા આપવાનો, આવ્યો છે ઘાટે ઘાટ; ભકતને આધિન ભુધરો વળી, સતીના સત્યને માટ. ॥ ૫ ॥ દ્રો ચરણે ઉભા રહીને, દુષ્ટના સામુ જોયું; દુરીયોધન કહે ચરીત્ર વાળી, કોણે આવી દુ:ખ ખોયું. ॥ ૬ ॥ ઉંચુ જોઈને એક ચરણે, ઉભી રહી તું આપ; હાથ જોડીને અરજ કરી તે, કીયો આવ્યો તુજ બાપ. ॥ ૭ ॥ દ્રુપતી રૂપે ભગવાન બોલ્યા, કુબુદ્ધી મુકય કેડો; નગ્ન નચાવવા વ્રતી હોયેતો, લે આપું ચીરનો છેડો. ॥ ૮ ॥ દુરીયોધન કહે દુશ્યાસનને, ઉઠો મ્હારા વીર; બોલ છે જોર ઝપાટે માટે, કાહાડો સપાટે ચીર. ॥ ૯ ॥ તવ દુશ્યાસને છેડો સ્હાયો, ખેંચવા માંડયું ચીર; ફરવા લાગ્યા ફેર ફુંદડી, પોતે શામ સરીર. ॥ ૧૦ ॥ એવામાં એક ચીરની સાથે, સંધાઇ આવ્યું બીજું; બીજુ તાણ્યું તેનિ જોડે, સંધાઇ આવ્યું ત્રીજું. ॥ ૧૧ ॥ સકળ સભા વિશ્મય પામી, આશી કારીગરી કાહાવિ; દુરીયોધન કહે જુઓ મામા, બે ચાર પેહેરી લાવિ. ॥ ૧૨ ॥ મામો કહે કે ખેચી કાઢો, કેટલાં પેહેર્યાં હશે; નગ્ન થયા વીના નથી રેહેવાની, હાથ આવેલા કયાં જશે. ॥૧૩॥ ત્રીજા પુંઠે ચોથું આવ્યું, પછી પાંચમું ચીર; પ્રજાપતના ચાક પ્રમાણે, ફરે શામ શરીર. ॥૧૪॥ નવાં નવાઇનાં નિકળે વસ્ત્રો, જુજવી જુજવી જાત; લીલાં પીળાં લાલ ગુલાબી, કેશરી ભુરી ભાત. ॥૧૫॥ પોમચા પટોળાં ડંડીયાં છીદરી, ગાળા બંગાળાં રાતાં, અમ્બર મગીયાં મુગા સાડી, શુભ સુંદીર દેખાતાં. ॥ ૧૬ ॥ એક એકથી અદકાં નીકળે છે, નગદ જરી ભરેલાં; મુલ ન થાયે અમુલ્ય એવાં; મોતીનિ કોર્યો કરેલાં. ॥ ૧૭ ॥ ફર ફર ફર ફર ફુંદડી ફરે, પોતે નંદ કીશોર; ખર ખર ખર ખર ખેચે પાપી, જેમ પતંગની દોર. ॥૧૮॥ છુટે કેશે કારમે વેશે, ફેર ફરે વનમાળી; સ્વાસ ન ખાતા છે જગ ત્રાતા, ત્રીકમ દેતા તાળી. ॥૧૯॥ દુશ્યાસને તાંણી કાઢયાં, પુરણ પાંચસો ચીર; એટલે એના ઉપર કોપ્યા, પોતે શાંમ શરીર. ॥૨૦॥ કોપ દ્રષ્ટીયે સામું જોયું, પોતે દિનાનાથ; તતડાવીને તાવ મુકયો, રાખી દીધા હાથ. ॥૨૧॥ સણકા નાંખ્યા શરીર શીશે, પાપીયે પાડી ચીસ; અરેરે કાંઇ જાદુ કીધો, કુટવા લાગ્યો શીશ

॥ ૨૨ ॥ એટલે ઉઠયો શકુનિ મામો, ચાલી નહી તુજ હામ; બુમો પાડતો બેશ આઘો, હવે એ માહારૂં કામ. ॥ ૨૩ ॥ એમ કહિ શકનિયે સાહાયો, લાજ લેવા મન આણે; પુરણુ પાપી રીસજ વાપી, ચપ ચપ ચીરજ તાણે. ॥ ૨૪ ॥ થયો સભામાં મ્હોટા ઢગલો, એક એકથી ચડી આતાં; તે દેખીને કૌરવ કેરાં, દલડાં બહુ દુખાતાં. ॥ ૨૫ ॥ ચારશેં નવાણુ ચીર કાહાડયાં, શકુની મામાયે જયારે; અંતરયામી ગરૂડા ગામી, કૃષ્ણે કર્યો કોપ ત્યારે. ॥ ૨૬ ॥ તતડાવીને તાવ મેલ્યો, રાખી દીધા ભુજ, રૂંવાડે રૂંવાડાં ઉભાં થયા, છુટી શરીરે ધ્રુજ. ॥ ૨૭ ॥ તરકટીયોને ઢુંટીયું આવ્યું બોલ્યો શકુની એમ; હેનાં ચીર જે તાણશે તે, નહી રહે કુશળ ખેમ. ॥ ૨૮ ॥ કહો ના કહો પણ કાંઇ જાદુ, છે પંચાળી પાસ; પાપી લોકે પોંચા કરડયા, ઘણો પડયો મન ત્રાસ. ॥૨૯॥ ગરજના કરી ગોવીંદ બોલ્યા, ધ્રુપતીને રૂપ; લે તાણ તાણવા હોયતો વસ્ત્રો, હસ્તીનાપુરના ભુપ. ॥૩૦॥ તે વાત જાણી સત્યવાદીઓયે; કાઢયા ગળામાંથી ગાળા; રાતા તાતા થાતા આવ્યા, સભામાં નીતી વાળા. ॥ ૩૧ ॥ બાહાર બેઠેલા લોકો આવ્યા, ધ્રુપતીને પડયા પાય; એટલે મનથી સંકલ્પ કીધો, પોતે શ્રી જગરાય. ॥૩૨॥ માહારી બેનની કથા સુણિ, આપે વસ્ત્રનું દાન; તેના કુળની લજ્યા રાખુ, નિશ્ચે કર્યું ભગવાન. ॥૩૩॥ એમ કહી અંતર ધ્યાન થયા, એજ પ્રભુનિ ખુબી; હતી તેવા વસ્ત્રને વેશે, ધ્રુપતિને કરી ઉભી. ॥૩૪॥ સભામાં રાતી તાતી થઇને, ઉભી રહી છે સતી; ટગ ટગ શામું જોઇ રહ્યા છે, છકેલો છત્રપતી. ॥૩૫॥ ભીશ્મ કહે શું જુઓ સામું, થતા હતા મન મગ્ન; હવે તમારી માને બોલાવી, કરો સભામાં નગ્ન. ॥૩૬॥ ધીક્કાર તારા જીવતરને છે, ધીક્કાર તારી માને; ધિક્કાર તારા બંધુઓને, ભોમીમાં સમાઇ જાને. ॥૩૭॥ ધીક્કાર તારા મામાને છે, તુજને શીખ દેનારો; શુભ સતી ધ્રુપતીની લજ્યા, કોણ મુઓ છે લેનારો. ॥ ૩૮ ॥ કાળે મોઢે શું રહ્યા બેશી, ફરી તોફાન મચાવો; લાવો પાપણી ગાન્ધારીને, સભામાં નાચ નચાવો. ॥૩૯॥ દુરીયોધન કહે થોડુ બોલો, પાન્ડવ બેઠા હારી; મને મન ફાવે તેમ કરૂં, થઇ મ્હારી નારી. ॥૪૦॥ આ રૂપાળી કામણગાળી, કર અરપણ મને અંગ; લજ્યા લેવાઇ નહીતો ભલે. બેશ મ્હારે ઉછંગ. ॥ ૪૧ ॥ છેવટ સતીને ક્રોધ વાપ્યો, સાંભળ મુર્ખ અજાણ; ખોળે બેશશે ભીમનિ ગદા, જાશે તારો પ્રાણ, ॥ ૪૨ ॥ ભીશ્મ પીતા કહે ક્યો બેટાજી, લાભનિ ગાં

સડી બાંધો;દુરીયોધન કહે જા મુજ ઘરમાં,પછીનથી કાંઇ વાંધો. ॥૪૩॥ ભીસ્મે જાણ્યું નહિ મુકે નારી, પાપીને સમજાવું અવળું; તે વીના કાં-ઇ શુભ સતીનું, નથી થવાનું સવળું. ॥ ૪૪ ॥ એમ જાણીને દાદા બો-લ્યા, ઘરમાં ઘરનાં મરશે; ચીરનો ઢગલો કીધો તેવો, મડદાંનો ઢગલો કરશે. ॥ ૪૫ ॥ હું તો હેવારનો કકળું છું, તેતો તારે માટ; છે રૂપાળી જા દુ વાળી, ઘડશે સહુનો ઘાટ. ॥૪૬ ॥ તવ દુરીયોધન મન ભય પામ્યો, દાદા કહી સત્ય વાત; એકામ્યનિ કાંઇ કામની નથી,જાદુગરી કમજાત. ॥ ૪૭ ॥ ભીશમપીતા કહે રેશણ વાળે તારૂણી બહુ ટકી; એના સબં-ધિ લખેલું હોયે, તે સવળું નાંખ્ય છેકી. ॥ ૪૮ ॥ દુરીયોધને છેકી નાં-ખ્યું, હરખ્યા ભીશમપીતાય; ઠીક થયું તે સતી છુટી,કસાઇ ઘેરથી મા ય. ॥ ૪૯ ॥ દુરીયોધન કહે જુઓ દાદા, હું હાવો છત્રપતિ;એણે ચીર કાઢયાં તેવું ચીર, સમ ખાવા મુજ ઘેર નથી. ॥ ૫૦ ॥ શેવક ઉઠો ગે ડયો કરિને, ગાંસડીયો બંધાવો; ઘણાક ધનનો લાભ થયો છે,ચીર ઘર માં લેઇ જાવો. ॥ ૫૧ ॥ ભીશમે જાણ્યું લેછે મુફતનું, તે લેવા દેઉં કેમ; એવું વીચારી ભીશમપીતાયે, પાપીને ઘાલ્યો વેમ. ॥ ૫૨ ॥ જોજે જે જન વસ્ત્રને અડશે, તેનું ભાગે ઘરબાર; નારી અડે તો નર મરેને, નર અડયે મરે નાર.॥૫૩॥ નરની નારી મરે તે ભલું,પણ જો નારીને આપો; તો તે નારીનો નાથજ મરે, આવે એને રંડાપો. ॥૫૪॥ દુરીયોધન કહે કેમ કરીશું,ઓરે ભીશમપીતાય;ભીશમપીતા કહે હું અડું છું,મ્હારે કોણ મરી જાય. ॥૫૫॥ એમ કહીને કામધેનુને,ધ્યાન ધરી બોલાવી;અં-ત્રીક્ષ મારગે રાજ્યસભામાં,કામધેનુ ત્યાં આવી.॥૫૬॥ તેને દાદાયે ચીર હોરાડયાં, પછી વીદાય આલી; એટલે આવેલી કામધેનું, અંત્રીક્ષ મારગે ચાલી. ॥ ૫૭ ॥ એટલે આકાશ વાયુ વ્હાયો, તવ પવને ચીર ચડીયાં; નવસેં નવાણું નદીમાં, નવસે નવાણું પડીયાં. ॥ ૫૮ ॥ સભા માં જેજેકાર વરત્યો, પ્રભુ તણી ઘણી દયા; એવામાં મુરછા વળીને, પાંડવ બેઠા થયા. ॥ ૫૯ ॥ દિઠી ભીમે ભામનીને, દિઠો મારેલો માર; ભીમ કહે ઓ ધરમ વિરા, વરતાણું આહાકાર. ॥ ૬૦ ॥ જુઓ માર મારીને કરી છે; મરણ તુલ્યજ નારી; ધરમ કહે હારી બેઠા, નારી એ-ની કે તાહારી. ॥ ૬૧ ॥ એનો એબળાને ચાહ્ય તે કરે, કેમ થયો અજા ણ; મ્હારા લખ્યા છતાં કાંઇ કરે તો; કાઢું મ્હારો પ્રાણ. ॥ ૬૨ ॥ એમ કહીને દાબી રાખ્યો, બોલ્યો દુરીયોધન; વસ્ત્ર ઉતારી ખાદિ પહેરે, પા

ન્હવ જાઓ વન. ॥ ૧૩ ॥ એટલે ધરમે વસ્ત્રો બદલ્યાં,સત્યથી બ્હેચાર વાતે; તેમને દેખી પહર્યાં બદલવાં, બદલ્યાં ચારે ભ્રાતે. ॥ ૧૪ ॥ તવ વીદુર ઘેર વાત પહોંચી, પાંન્ડવ જાય છે વન; દુત રમીને નારી હાર્યા, હાર્યા રાજ્યાસન. ॥ ૧૫ ॥ કુન્તા સુભદ્રા અભેમાને,સુણ્યા સમાચાર માઠા, રડતાં પડતાં આંસુ ભરતાં, સભામાં ગયાં નાઠાં ॥ ૧૬ ॥ વલણ. ॥ નાઠાં સભામાં આવિયાં, રડતાં અપરમપાર; વ્યાસ વલ્લભ વાણી વદે સુણો સ્રોતા સાર.

# કડવું ૪૮ રાગ કાફી

હાંરે બોલ્યા વૈશમપાયે વચન, સાંભળ જનમેજે રાજન; હાંરે આવ્યો કુંવર સ્વાસે ચડીયો, જઈ અરજુનને વ્હાજી પડીયો ॥ ૧ ॥ હાંરે તાતજી તમે આશું કીધું, દીકરાને દારૂણ દુખ દીધું; હાંરે ખોયું રાજ પાઠને ઘર ગામ, મને ક્યાં મળશે વીસરામ. ॥ ૨ ॥ હાંરે નવ રાખ્યો ઠર્યાનો ઠામ; મ્હારી ભાગી હીમતને હામ. ॥ ૩ ॥ હાંરે તાત તમે ન જાશો વન, કોને આધાર રહુ હું તન; હાંરે મ્હારી સાચવણના કરનારા, કેમ તરછોડો પીતા પ્યારા. ॥ ૪ ॥ હાંરે મ્હારી માડી મુને દે ગાળ, તવ તમને પ્રગટતી જવાળ; કદી હોયે મ્હારી કસુર તોહયે તમે ન ધરતા ઉર, ॥ ૫ ॥ મને રડાવતી મારી માત, તમો ચાંપતાં રૂદીયા સાથ; નોહોતા દેતા કે એકલો જાવા, ખોળે બેસાડી આપતા ખાવા. ॥ ૬ ॥ મોઢે માગ્યું દેતાતા મને, હવે માગીશ કોની કને; હાંરે પડશે ખાધા પીધાના ટોટા, થઇશું ઓશીઆળા મોટા. ॥ ૭ ॥ મોઢે માગી મોજડી ક્યાં મળશે, ઉષ્ણ રૂતુએ ચરણ બળશે; વેઠીશું શીત રૂતુયે ટાઢચો, આવી ધરમીને ઘેર ધાડચો. ॥ ૮ ॥ હાંરે મ્હારૂં કરમ કઠોરૂં કેવું, તાત વનમાં જાવા નહી દેવું; મને કોણ દે મીઠાઇ મેવા; તાત ક્યાંથી હોયે તમ જેવા. ॥ ૯ ॥ હાંરે મ્હારૂં ફુટી ગયું રે લલાટ, કહી કહી રડે રૂદીયા ફાટ; પીતાની કટીયે દેઇ શીશ, મુકે પ્રશ્વાને પાડે ચીસ. ॥ ૧૦ ॥ હાંરે મને કીધો રઝળતો હો રામ, રડે અરજુન ઉભો તે ઠામ; હાંરે દીકરા દુખ તણા દન આવ્યા ભુંડા ભવીશે અમને ભુલાવ્યા. ॥ ૧૧ ॥ હાંરે બેટા નીરભાગી તાતને પેટ, આવિ સુખ ન પામ્યા નેટ; બેઠી દુરબળ દશા અમારી, તેથી તેવી ગતી થૈ તમારી ॥ ૧૨ ॥ હાંરે રેહેજો વીદુર દાદાને ઘેર, દાદા સાચવશે રૂડી

પેર; હાંરે થયા ઓશીઆળા મારા તન, એમ કહીને કરે ચુંબન. ॥ ૨૩॥ હારે તેહી તેડીને રૂદીયા શું ચાંપે, પીતા પુત્ર તણી કાયા કાંપે; સામા સામુ જોઇ રોવા ચડીયા, મડા ગાંઠ પડી ઢળી પડીયા, ॥ ૧૪ ॥ હાંરે જોઈ રૂએ હરીજન લોક, આખા નગ્રમાં પ્રગટયો શોક; બાહાજી પ-ડયાં કુન્તામા તનને, તમને કબુદ્ધી કેમ સુજી મનને. ॥ ૧૫ ॥ બેટા બાપનું ર્‍ભેળું બોહોયું, દ્યુત રમીને ઘર ગાન ખોયું; હાર્યા બેહેતા-ળી હજ્જાર દેશ, તેટલા દાબી બેઠા છે નરેશ. ॥ ૧૬ ॥ માટે વન જા-વા નહિ દેવું, દાબી પડયો છે તે રાજ લેવું; તવ બોલીયા ધરમરાય તમો સાંભળો માહારી માય. ॥ ૧૭ ॥ નથી બોલવું દોહ્યું કે આડું, પા-ડો વાંધાતો હું પ્રાણ કાહાડું; હાંરે માત એક વચનને કાજ, નળ રાજા યે મુકીયું રાજ. ॥ ૧૮ ॥ હારે માડી પાળવા પોતાનું વચન, રામચંદ્ર વરયા જઇ વન; હાંરે એક વચન પાળવા પેર, હરિશ્ચંદ્ર રહ્યો નીચ ઘેર. ॥ ૧૯ ॥ હાંરે બોલ્યું વચન પાળ્યું નહી જેણે, મનુશા દેહ ધર્યો શીદ તેણે; હાડ ચામ પશુનું કામ લાગે, કોઈ મનુશ તણુ નવ માગે. ॥૨૦॥ પક્ષીના નખ પીંછ કામ આવે, કહો મનુશનું કોણ બતાવે; માટે મા-તાજી મુમત મેલો, મ્હારે હાથેથી લેખ લખેલો. ॥ ૨૧ ॥ તેતો કરૂં ન-હી ભંગાણ, કોઇ ભાગેતો કાહાડું પ્રાણ; માતા વચન ઓળંગુ ઠેઠ; તવ વગોવાય તારૂં પેટ. ॥ ૨૨ ॥ બાર વરસ રેહેશું સુખ ભેર, કાલે પાછા આવીશું ઘેર; હાંરે માટે આગનો આપો માડી, શું કરશો આંસુ ડાં પાડી. ॥ ૨૩ ॥ વળણ. આંસુ પાડી શું કરો, ઓરે માહારી માત; કહે વલ્લભ વૈરાગથી, ચાલ્યા પાંચે ભ્રાત.

## કડવું ૪૯ રાગ સામેરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુ-જને સંભળાવું, સભા પરવ મહીમાય. ॥ ૧ ॥ ઉભા થયા પાંચે બં-ધુ, આવી દ્રુપતિ નારી; ધર્મ કહે કેમ આવે પુઠે, નથી તું નારી અ-મારી. ॥ ૨ ॥ દુરીયોધન કહે લૈ જાવો સાથે, ઘરમાં ન ઘાલુ વેહેરી; એના નિમીતનો લેખ હતો તે, મેં નાંખ્યો છે ચેહેરી. ॥ ૩ ॥ છે જાદુ વાળી એ રૂપાળી, મુજ ઘરમાં નહી કામ; ધર્મ કહે હવે દોશ નહી હ-મને, ફરીથી ન લૈશ નામ.॥૪॥ભીમે જાણ્યું ઠીક વેહેમ પડયો છે, એવું જાણી બોલ્યો એમ;ચાર દાહાડા તુજ ઘેર રાખીને, કરજે ફાવે તેમ.॥૫॥

દુરિયોધન કહે સૌ સમજુછુ, તેં રાખવાનિ ઠરાવી; ચાર દાહાડા ઘરમાં રખાવી, નાંખ્ય ઘરનાંને મરાવી. ॥ ૬ ॥ તમે તમારી લૈ જાવો નારી,બોલ્યો દુરિયોધન; એટલે બોલ્યા દ્રુપતિ પ્રત્યે, રાજા ધર્મ વચન. ॥ ૭ ॥ ઓરે નારી વીદુરને ઘેર, વાસો તમારો કરજો; પીહારથી તેડવા આવે તો, પંચાળમાં પરવરજો. ॥ ૮ ॥ વીદુરકાકા તાત ઠેકાણે, છો તમે અમારે શીશ; કુન્તા સુભદ્રા દ્રુપતીને, રાખો હરનિશ. ॥૯॥ અભીમન્યું પણ તમને સોંપ્યો, વીદુર વદ્યા વચન; બેટા એમનિ ચીંત્તા ન ધરશો, કહીને ભર્યાં લોચન. ॥ ૧૦ ॥ એટલે દ્રુપતી ધર્મને કેહે છે, ઓરે મ્હારા નાથ; પતી વિના રતિ ન રહુ અળગી, હું તો આવું તમ સાથ. ॥ ૧૧ ॥ જ્યાં તમે ત્યાં હું આવવાની, કાયાને છાયા વળગી, તે રીતે તારૂણી તમારિ, ઘડી ન થાવું અળગી. ॥ ૧૨ ॥ ધર્મ કહે તું સાંભળ નારિ, કરમાઇ જાશે મુખ; ટાઢ તડકા વરસાદ વરસે, વેઠવાનું વન દુખ. ॥ ૧૩ ॥ ભરાશે જટીયાં જાળામાં, ઉષ્ણ રૂતુ બળે ચરણ, મળે નહિ હોઢવા પેહેરવાનું, સુઈ રેહેવાનું ધરણ. ॥ ૧૪ ॥ માટે માનુની મુમત મુકી, દલ ધારી થાઓ ડાહ્યાં; વન આવિને દગ્ધ કરશો, તમારી કોમળ કાયા. ॥ ૧૫ ॥ વન વીશે ભય પશુ પક્ષીનો, વળી રાક્ષસ લોક; સપનામાં પણ સુખ ન મળે, અતી ઉપાધિયે શોક. ॥ ૧૬ ॥ દ્રુપતી કહે તમે કષ્ટ પામો, તો મારે શાનું સુખ; તમ સાથે વેઠવું છે મ્હારે, વન વગડાનું દુખ. ॥ ૧૭ ॥ ધર્મ કહે ત્યારે ખુશી ત્હારી, પેહેરિ લે વન કુળ; તવ ખાદિનાં વસ્ત્ર પેહેર્યા, ઉતારી મુકયાં મુળ. ॥ ૧૮ ॥ પાંચ પતિને છઠી સતી, નિકળ્યાં સભાનિ બ્હાર; ધર્મે મ્હોટા ભાઇ જાણી કર્યો, દુષ્ટને નમસ્કાર. ॥૧૯॥ એટલે બોલ્યો દુષ્ટ બુદ્ધી, ઓરે કુન્તી કુંમાર; રાજ્ય સભામાં મુકી જાવો, તમારાં એથીઆર. ॥૨૦॥ એટલે સભામાં સતીયા બોલ્યા, ભીસ્મ પીતાને દ્રોણ; વિપ્રનું જનોઇ ખડગ ક્ષત્રીનાં મુકાવનાર કોણ. ॥૨૧॥ તવ પાપી કહે જાવો રસ્તે, પાપીને મન નહી શોક; પાન્ડવ પુંઠે રડતું ચાલ્યું, આખા નગ્રનું લોક. ॥ ૨૨॥ સર્વ પ્રાણીને એમજ આવ્યું, જાયછે સતી તંન; તો આપણે જાવું એમનિ પુંઠે, વાસો વશીશુ વંન. ॥૨૩॥ એમ ધારી સહુ પુંઠે ચાલ્યા, કરતાં આંસુ પાત; દ્રોણ કૃપાચાર વીદુર ભીશ્મ, કુન્તાજી મધ્ર માત. ॥ ૨૪ ॥ વળી અભીમન્યુને સુભદ્રા, સરવે રડતાં જાય; દુરીયોધનને ગાળો દેછે, નગ્ર તણી પરજાય. ॥ ૨૫ ॥ અનેકની આંતરડી કકળે, નીસાસા નાંખે એ-

ખાશ; ધરમરાજા આનંદમાં છે, નહી દીલગીર લગાર, ॥ ૨૬ ॥ દરવાજે આવી ધરમ ઉભા, ભીડ થઈ છે અથોક; તેમને કહ્યું યુધીષ્ટરે, પાછા વળો સહુ લોક. ॥ ૨૭ ॥ હાથ જોડીને રહીયત સરવે, એમ બોલી વચન; બોલ્યું દુષ્ટના રાજ્યમાં રેહેવું; અમો આવીશું વન. ॥૨૮॥ ધરમે સહુ જનને સમજાવ્યા, પાછા વળો હરિજન; જેવું જેવું જે કરશે તે ભોગવશે, કરજો હરી ભજન. ॥ ૨૯ ॥ રડશો નહિને કળકળશો નહી, સપુત જન સહુ સારા; રજા આપીને વળો પાછા, સહુને સોગન મ્હારા. ॥ ૩૦ ॥ એટલે સરવે આંસુ લુછયાં, પડયા ધરમને ચરણ; દ્રુપતિ સતીને પાય લાગ્યા, રૂએ અષ્ટાદસ વરણ. ॥ ૩૧ ॥ કુન્તાજીયે પાંચે પુત્રો, ચાંપ્યા દુદીયાં સાથ; છયે જણા વ્રદ્ધ માતાને નમીયાં, માતાયે મુકયો હાથ. ॥ ૩૨ ॥ દુખીયા દીકરા સુખીયા થાજો, સ્હાય પ્રભુની લેજો; અમારી ચીંતા ધરશો ન મનમાં, ભગવતનું નામ દેજો. ॥ ૩૩ ॥ અભીમન્યુ અરજુનને વળગ્યો, વેહેલા આવજો તાત; અમ માટે ઉદાશ ન રેહેશો, જાળવજો તમ જાત. ॥ ૩૪ ॥ અરજુને ચુંબન કરીને, મુસ્ત મુકયો હાથ; બેટા દાદાની શેવા કરજો, ખુશી રેહેજો મન સાથ. ॥ ૩૫ ॥ એમ કહિ અળગો કરીને, નીકળ્યા નગ્રની બ્હાર; શભા પરવ ત્યાં પુરણ હવું, સાંભળ રાજ કુંવાર. ૩૬ ॥ જનમેજે બ્રહ્મ ભોજન કીધાં, દીધાં વિધિસર દાન; ઉપવિત વિપ્રને દાન કન્યાનાં, બ્રહ્મ પુરિયો નીધાન. ॥ ૩૭ ॥ ગૌદાન આપ્યાં પાતક કાપ્યાં, ઉપજે અતી હેત; શામ પડદા શામ ગાયો, શામ તલ થયા સ્વેત. ॥ ૩૮ ॥ પ્રત્યક્ષ પરમાણુ દિઠું રાયે, આનંદ મન ઉભરાય; પાછો આસન વાળી બેઠો, સાંભળવાને કથાય. ॥ ૩૯ ॥ વળણ. કથા સાંભળવા કારણે બેઠો ધરી મન કોડ; વલ્લભ વદે શ્રોતા સહુ, બોલો જેજે શ્રી રણછોડ. ॥

રણછોડ રાયકી જે. ॥ સભા પર્વ સમાપ્ત.



# વન પર્વ.

## કડવું ૧ રાગ ધન્યાશ્રી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય, વીસ્તારી તુજને સંભળાવું, વન પરવ મહીમાય. ॥ ૧ ॥ પાંચ ભાઇને છઠ્ઠી દ્રુપતી, નીકળ્યાં નગ્રની બ્હાર; રહીઅત સઘળી પુઠે આવી, વન જાવા તૈયાર. ॥૨॥ ધર્મ કહે સહુ કેમ આવોછો, ઓરે હેતેશ્રી જન; સર્વ પ્રાણી કહે તમારી સાથે, અમે આવીશું વન. ॥ ૩ ॥ નગ્રમાં અમારે નથી રેહેવું, એમ વદ્યા સહુ વાણ; ધર્મ કહે પાછા ન વળોતો, સર્વ ને મ્હારી આણ.॥૪॥ એટલે સહુ પ્રાણી ખમચાયા, કુન્તા ભીસ્મ વીદુર; દ્રોણ કૃપાચાર સરવે અચકયા, દગ્ધ થયેલાં ઉર. ॥૫॥ સુભદ્રા ઉભી ટળવળે, અતી કરે ઉચાટ; અભીમન્યુ બાળક ન્હાનો, રડે હૈયા ફાટ. ॥ ૬ ॥ અરેરે પાતા ક્યારે મળશો, કાયા થર થર કાંપે; અરજુનને પણ આંસુ છુટે, રૂદીયા સરસો ચાંપ. ॥ ૭ ॥ ધર્મે સૌને શીખામણ દીધી, સમજાવી પાછા વાળ્યા; પછી પંથ ઝાલ્યો વન કેરો, ધર્મે ભાન્ડુને ભાળ્યાં. ॥૮॥ ચારે ભાઈને પાંચમી નારી, કરે અતી રૂદન; ધરમ કહે તમે તમારે, જાવો ફાવેતે વન. ॥૯॥ અમે અમારે ફાવે ત્યાં જાશું, તમે નહી મુજ કને; આનંદ મ્હારે કલેશ તમારે, માટે ભેગું નહી બને. ॥૧૦॥ તવ પાંચેજણ રડતા રહ્યા, બોલ્યાં જોડીને હાથ; હવે કલેશ કરીશું નહી, આવીશું તમ સાથ. ॥૧૧॥ એમ કહીને કેડે ચાલ્યા; તપી ગયેલી ધર્ણ; અગ્ની જેવી ઉકળે રેણું; તેમાં બળે છે ચર્ણ. ॥ ૧૨ ॥ લેવાયલાછા બહુ પડે પાછા, છાંયો દેખી જાય દોડી; ચાંમડુ દાજી ફોલ્લા ઉઠે, ને મળે પગમાં જોડી. ॥ ૧૩ ॥ વૃક્ષ ગટામાં પેસવા જાયે; વસ્ત્ર કાંટામાં શરાય; કોમળ કામની દ્રુપતીનાં, જટીયાં જાળે ભરાય. ॥૧૪॥ કદી ન દીઠેલું દીઠામાં આવ્યું, રડું રડું મન થાય; પણ મનમાં મુજવાઇ રહે છે, ઉઘાડું નવ્ય રડાય. ॥૧૫॥ સુખે દુખે જેમ તેમ ચાલ્યાં, રાત્રી પડે ત્યાં રહ્યાં; જાતાં જાતાં થોડે દાહાડે, ધ્રુમ તણે મઠ ગયાં. ॥૧૬॥ જઈ રૂશીને ચરણે લાગ્યાં, સુભ સતીના તન; દેદાર દેખી ધ્રુમ રૂશીને, આંસુ વહ્યાં લોચન. ॥૧૭॥ ઓરે દીકરા દુખીયા ક્યાંથી, કચરે ભરેલા કેશ; વસ્ત્ર આભુષણ ક્યાં ઉતાર્યા, કયાં થયા દુરબળ વેશ. ॥ ૧૮ ॥ ભીમશેન કહે ઓરે માહારાજા, કૈરવે કપટ કીધું; બાજી રમાડી દુરીયોધને, ઘર ગામને રાજ્ય લીધું. ॥ ૧૯ ॥ વનકુળ પેહેરાવી

વનમાં કહાડયા, આવ્યા તમારે સરણ; ધ્રુમ કહે કૈરવ કુળ કેરૂ, થાજો થોડે દન મરણ. ॥ ૨૦ ॥ ધર્મ કહે આ શું બોલોછો, સાંભળો માહારી વાત; સબળો નબળો ગમે તેવો,તોપણ મ્હારો ભ્રાત. ॥૨૧॥ એ ભાઇએ નથી કર્યું ખોટું, હું તો થયો પરસન; વન આજ કહાડયા હોત નહીતો, કયાંથી તમ દરસન. ॥૨૨॥ ઉપાદીથી અળગા કીધા,ઠીક થયુંછે કામ; સુખમાં સાંભરે સુંદરી સોનું,દુખમાં સાંભરે રામ. ॥૨૩॥ રૂશી બોલ્યા ઠીક કહ્યું તેં, અર્થ તું સવળો લેછે; પણ પાપીના કૃત્ય જોઇ,મુજ આત્મા ગાળ દેછે. ॥૨૪॥ ગુણ કેડે અવગુણ કરેતે, સો પાપીની પ્રીત; અવગુણ કેડે ગુણ કરેતે,સો રૂડાની રીત. ॥ ૨૫ ॥ એમ કહી પાન્ડવને રાખ્યા, પોતાના મઠ માંય;વનફળ લાવી આર કરેછે,વિપ્રનું કાંઈ ન ખાય.॥૨૬॥ ખાયછે મેવા કરેછે શેવા,બ્રાહ્મણની હરનીશ;સત્ય સમાગમ ચાલે નીત્યે રીઝેછે જુગદીસ. ॥૨૭॥ એ રીતે ખટ માસ રહ્યા ત્યાં, પછી માગી વીદાય; નીરમળ મનથી ખરા તનથી, અડસટ તિરથ જાય. ॥ ૨૮ ॥ તીરથે તીરથે સ્નાન કરેછે,ધરેછે હરિ ધ્યાન;નીશકપટી પગે યાત્રા કરતા,ગ્રહણ કરે મુળ જ્ઞાન.॥૨૯॥છે વન પર્વમાં વિશેશ વાતો, બહુ લાંબો વિસ્તાર; પણ સમજવા સ્રોતાજનને, ટુંકામાં કહ્યો સાર. ॥ ૩૦ ॥સ્રોતાજને સમજવાનો, ટુંકામાં છે સાર; નીતી અનીતિ શીળતા અશીળતા,તે કરવાનો વીચાર. ॥૩૧॥ સર્વે ગયું પણ મનમાં ન આણ્યું, છે કોનું ને કયાં જાય;નથી જતું કાંઇ જગતમાંથી,આધું પાછું થાય. ॥૩૨॥ જેને મળ્યું તે જાણે આવ્યું,ખસ્યું તે જાણે ગયું;આવ્યું તેણે સાથે ન લીધું,ત્યાંનું ત્યાં પડી રહ્યું. ॥ ૩૩ ॥ ગયું તેણે ન્હોતું જોડે આણેલું, મીથ્યાછે વિશ્વ વ્હેવાર; જીવતાં સુધી મ્હારૂ તારૂં, મીથ્યા એ અહંકાર. ॥૩૪॥ એવું સમજી ધરમ રાજા, ધરતા નથી મન શોક; તે રીતે સમજવું સારૂ,સરવે સ્રોતા લોક. ॥૩૫॥ દુખ પડે દલમાં નવ દાઝે, સુખ થયે નહી રાજી; નથી આપવું નથી લેવું, ફોગટ સંસાર બાજી. ॥ ૩૬ ॥ ધર્મની રીતે જે જન સમજે, તેને નહિ કહિ દુખ; વાદીગરનો ખેલ સમજે, તે જનને સદા સુખ. ॥૩૭॥ એટલું તત્વ લેવું સ્રોતાયે, બીજો ન લેવો સાર; પાંચ પ્રકારે ભારથ કથા, તેનો કયાં આવે પાર. ॥ ૩૮ ॥ પાન્ડવે સહુ તીરથ કીધાં, ગઉતમ ને મઠ ગયા; રૂશીયે જોઈ પોંચો દરડયો, કેમ તમે આમ થયા. ॥૩૯॥ ભીમશેન બોલ્યો ઓરે માહારાજા,કૈરવ થયા રાજી; કપટ કરિ ઘર ગામ લીધું;રમાડયા દગલબાજી. ॥૪૦ ॥ ગૌતમ બોલ્યા હશે બેટા, તમારૂં સારૂં થાશે; થોડે દહાડે કૌરવ કેરૂં,સૌ સત્યાનાશ જા

શે. ॥ ૪૧ ॥ ધરમે ભીમને બહુ ધીક્કાર્યો છે તુજ પેટમાં પાપ; જ્યાં ને ત્યાં તું આગળ બોલી,દેવરાવે છે સ્રાપ. ॥ ૪૨ ॥ ગમે તેવા તોહે આપણા ભાઇ, તેની તું કરે ભવાઇ; ભીમ કહે હશે તેવા ગવાશે,તેમાં શી છે નવાઇ. ॥ ૪૪ ॥ ગૌતમને મઠ પાન્ડવ રહ્યા, શેવા કરી છ ગાસ; ત્યાંથી આગ્ના લેઇને ગયા, અગસ્તન અવાસ. ॥ ૪૪ ॥ ત્યાં પણ રૂશી એવું બોલ્યા, તમારૂં સારૂ થાજો;દુષ્ટ બુદ્ધિ દુરિયોધન કેરૂં,મુળ સમુળું જાજો. ॥ ૪૫ ॥ ધર્મરાજાએ સ્તુતી કીધી, આશું કર્યું મા બાપ; ગમે તેવો પણ બંધવ મ્હારો, તેને દિધો તમે સ્રાપ. ॥ ૪૬ ॥ અમારૂં એણે નથી કર્યું ભુંડું, જંજાળ છીનવી લીધી;વન કાહાડયા માં અડસટ તીર્થો,ફરીને યાત્રા કીધિ. ॥ ૪૭ ॥ તમ સરીખાના દર્શણ ધ્યાં, તે એનો પ્રતાપ; તેવા મ્હારા સપુત બધું,તેને ન ઘટે સ્રાપ. ॥ ૪૮ ॥ સાંભળી અગસ્ત એવું બોલ્યા, સપુત સવળું માને; પણ એ પાપીનાં પાપ ઘણાં છે, મેં બહું સાંભળ્યું કાને. ॥ ૪૯ ॥ પછી પાંન્ડવ ત્યાં રહ્યા છે, બરોબર છ માસ; તે પછી રૂશીની આગના માગી, રૂશી થયા ઉદાશ. ॥૫૦॥ તમ વીના અમને નહિ ગમે, કયાં તમે તતપર થાવો; જો તમારે જવું હોયેતો, ઈંદ્રને માહાદેવ જાવો. ॥ ૫૧ ॥ ત્યાં શીવરાત્રીનો છે મેળો, દરસને પરસન થાશો; પણ કદી કોઇ વગડે જાશો, રણભોમીમાં શું ખાશો. ॥ ૫૨ ॥ તે તમારિ પીડા કાપુ, આપુ મંત્રજ એક; સુર્યનું અક્ષેપાત્ર મળશે,નીવ્રત થાશો છેક. ॥ ૫૩ ॥ એમ કહીને દ્રુપતીને, એકાન્તમાં બોલાવી; સુર્ય તણો ત્યાં મંત્ર દિધો, રૂશીને દયા આવી ॥ ૫૪ ॥ મંત્ર જપીને માગી લેજે, દીનમણિની કને, અક્ષેપાત્ર આપશે પણ, બધો આવકાર તને. ॥ ૫૫ ॥ તારે હાથે તુંજે ધારે, તે અન પેદા થાય;તારા જમ્યા પછી કાંઈ ન નીકળે,તવ પ્રેમદા પડી પાય. ॥૫૬॥ માહારાજા કદિ ચાર દાહાડા, રજસ્વળા હોય જ્યારે; મુજ વીના અન ન નીપજે તો, શું ભુખ્યા રહેવું ત વારે.॥ ૫૭ ॥ એવું સાંભળી અગસ્ત બોલ્યા,તમ તણું દુઃખ જાશે; ચાર દાહાડા અરજુન હાથે, સાંમગ્રી ઉપન્ન થાશે. ॥ ૫૮ ॥ એવું સાંભળી આનંદ પામી, પતીની પાસે જાય; પછી રૂશીની આગ્ના લેઇ, ત્યાંથી થયાં વિદાય. ॥ ૫૯ ॥ દુરિયોધને દાસ મુકેલા, તે ફરે વિપ્રને વેશ; પાન્ડવની નિત્ય ખબર રાખે,દુષ્ટને કહે હંમેશ. ॥ ૬૦ ॥ પાન્ડવ ગયા યાત્રા વીશે, ઈંદ્ર તણે માહાદેવ; શીવાલયથી છેટ જઇન, ઝુંપડી બાંધિ એવ. ॥ ૬૧ ॥ વળણ. ॥ ઝુંપડી બાંધીને રહ્યા, યાત્રાની છે વાર; વદે વલ્લભ ત્યાં દુષ્ટને, પોહોચ્યા સમાચાર. ॥

## કડવું ૨ રાગ ચોપાઈનો.

બોલ્યા વૈશમ પાયે વચન,સુણ પરીક્ષત કેરા તન; ગયો દુષ્ટને સૌ સમાચાર, આવ્યા યાત્રામાં કુન્તી કુંવાર. ॥ ૧ ॥ સાથે આવીછે દ્રુપતી નારી, સુણી ચમકયો વડો વિભીચારી. ॥ ૨ ॥ બોલ્યો મામા પ્રત્યે દુર મતી, મામા આવી છે દ્રુપતી; માહારે કરમે ભુલવણી કીધી, હાથ આવેલી મુકી દીધી. ॥ ૩ ॥ ખોઇ નાંખ્યું રમકડું રૂપાળું; હવે સંભારીને જીવ બાળું; તમે તો મુને અપાવી હતી, પણ ફરી ગઇ મુજ મતી. ॥૪॥ હવે ફાંફાં મારૂછું મથી, ઘડીવાર વિસરતી નથી, એનું બોલવું કાલું કાલું, મને ઘણું લાગે છે વહાલું. ॥ ૫ ॥ એતો માનુની મ્રગીગા નેણી, જેના સ્વરૂપમાં નહી કેહેણી, મને રૂંવે રૂંવે તે સાલે, એના વિના મહારે નહિ ચાલે. ॥ ૬ ॥ રૂપાળી વીના કેમ રેહેવાય, મારૂં કાળજડું ખરી જાય; પેહેલો ભુલ્યો હવે કષ્ટ કાપો. મને જો રૂપાળી લાવી આપો. ॥ ૭ ॥ તવ શકુની વધો વચન, ધર ધીરજ દુરીયોધન; એતો વનવગડે કુટાઇ, હવે પુર્ણ હશે ધરાઈ. ॥ ૮ ॥ ભુખ દુઃખ વેઠયુ હશે ઘણું, ધ્યાન ધરતી હશે તુજ તણું; બહુ પસ્તાતી હશે મન, મેં કયાં મુકયો દુરીયોધન. ॥ ૯ ॥ એતો યાત્રામાં આવી છે નારી, માટે આપણ કરો ત્યારી;ચાલો ઇંદ્રિને માહાદેવ જૈયે, એનો મનસુબો બધો લૈયે. ॥૧૦॥ મુજને તો લાગે છે એમ, થયો હશે તારા પર પ્રેમ; તને દેખીને હરખાશે રાણી, જેવું તરશાને મળે પાણી. ॥ ૧૧ ॥ તને દેખીને પડશે વળગી, તરછોડે નહી થાય અળગી; બળતી હશે હૈયામાં હોળી, દેખીને ભોળવાશે ભોળી. ॥ ૧૨ ॥ સુખ મુકીને દુખ કોણ વેઠે, નહિ થાય તુજથી જરા છેટે; સુણી હરખીયો દુરીયોધન; મારૂં કરતી હશે ભજન. ॥ ૧૩ ॥ ચાલો મામા કરો તૈયારી, ટળવળતી હશે બીચારી; બધું શેન્ય ન લેશો સાર, જોધ્ધા રાખજો દશ હજાર. ॥ ૧૪ ॥ કાલે સવારે ત્યાર થાવું, જોજો રૂપાળો બનીને આવું; હોડી લેઇશ પામરી પટુ, મને દેખતામાં થાય લટુ. ॥ ૧૫ ॥ આવ્યા યાત્રાના લગભગ દન,ગયા મહાદેવ બહુ શુભજન;નીરમળ મતીના પ્રેમ ભરીયા,કૈક તંબુ તાણી ઉતરીયા. ॥ ૧૬ ॥ લોક ભરાયું જાત્રાવાશી; શીવ ઇદ્રતણા અવીનાશી; ઘણા આવ્યા છે સદ્ગુણ પ્રાણી, યાત્રા દસ દન પેહેલી ભરાણી. ॥ ૧૭ ॥ એવે દુરીયોધન જે રાય,વ્હાણું વાતામાંતતપર થાય;લીધા હાથી ઘોડા સુખપાલ, છડી ચમ્મર છતરી મશાલે. ॥ ૧૮ ॥ ત્યા સૌ ભાઈ છકા

રભારી. વાજતે ગાજતે એહંકારી;એવે સ્વર્ગ વીસેસુરપતી,રાજાઇંદ્રછે ચાતુર અતી. ॥ ૧૯ ॥ એણે વીચાર કીધો મન,મ્હારે મ્હાદેવ યાત્રાનો દન; રખે આવ્યું હશે નીચ કોય, ચોર ઠગારા દુરગુણી હોય. ॥ ૨૦ ॥ હોય હંકારી કે વીભીચારી, બધી જાત્રા વગોવે મ્હારી; એવું જાણીને કીધો વીવેક,એણે બોલાવ્યો ગાંધર્વ એક.॥ ૨૧ ॥તેને આગના જાવાને કીધી,એક સાંગ્યજ હાથમાં દીધી; કહ્યું જા જાત્રાને ઠામ, જઇ ત્યાં કરજે વિસરામ. ॥૨૨ ॥ રેહેજે ઓટલે આસન કરી, રાખજે ચોકી ત્યાં ખરિ; ચોર ધુતારો ડાંડીયો કોય, વીભીચારિ આવેલો હોય ॥ ૨૩ ॥ કરજે તેવાપર ત્રાસ, લાવજે બાંધીને મુજ પાસ; એમ કહી કર્યો વિદાય, આવ્યો ઇંદ્ર ને મહાદેવ ત્યાંય. ॥ ૨૪ ॥ નાંખ્યા દેહેરાને ઓટલે ધામા, વશ રાખવા પુરૂશ વામા, એવે આવીયો છત્રપતી, એની શોભામાં ખાંમી નથી.॥૨૫॥એતો અતી અભીમાન ભરિયો, ડેહેરા તંબુતાણી ઉતરીયો; એવે થયો પાછલો પોહોર, બોલ્યો દુરિયોધન તે ઠોર. ॥ ૨૬ ॥ મામા કયાં રેહેછે રૂપાળી, એનું સ્થળ જોઇએ નીહાળી, ચાલો હું તમેને દુસ્યાસન, ચોથો આવે કરણ રાજન. ॥ ૨૭ ॥ કહીને થયા ઘોડેસવાર, નીકળ્યા કુકતી જન ચાર; હવા ખાવાની મશે નીકળીયા, વસ્યા પાન્ડવ તેણી પા પળીયા. ॥ ૨૮ ॥ દીઠી ઝુપડી સૌ દુરમતી, બેઠી બારણામાં દ્રુપતી; કરી બેઠી છે લાંબાચરણ, ત્યાં તો આવ્યા ત્રીદુષ્ટને કરણ. ॥ ૨૯ ॥ હરખ્યો અતી અંધ કુંવાર, થઇ હરખ ચમક અપાર; દોડાવ્યો ઘોડોદુષ્ટે ઘણું, નંખાવ્યો દ્રુપતીપર ચર્ણ. ॥૩૦॥ તેવી ઉઠી મુખ મરોડી.કંથ કને ગઇ કરજોડી; પાંચ પતી બેઠાછે માંય, આવી ચરણ બતાવ્યો ત્યાંય. ॥ ૧૩ ॥ જુઓ દુષ્ટ દુર્યોધન આવ્યો, એણ અશ્વના પગ નંખાવ્યો; બોલ્યા ધરમ રાજા વાણી, કેમ ત્યાં તું બેઠીતી રાણી ॥ ૩૨ ॥ લાંબા ચરણે બેસે જે નારી, તેતો પાપ તણી અધીકારી; બેસજે નારી તુજ રીતે. તેને તારી પેઠે સદા વીતે. ॥ ૩૩ ॥ આજથી એવો માહરો સ્રાપ, કર્યો ધ્રુપતીયે વિલાપ; એતો દુષ્ટ જનો શું કરે, ઝુપડીની આગળ ફરે.॥૩૪॥ નથી મદના ભરેલા થોડા; કુદાવે ઝુંપડી પર ઘોડા; તવ બોલ્યો વાંયુનો તન તમે જુઓ ધરમ રાજન.॥૩૫॥ કરે ઝુંપડી પાડવા જેવું કોહોતો ઉઠીને માર દેવું; બોલ્યા ધરમ રાજા વાણ,કરે એવું તો કાઢું પ્રાણ. ॥૩૬॥ એનીધ્રરણધારે તે કરે, એનું મન માને ત્યાં ફરે; રેહેવાદેછે આપણનેસાર, એટલો માનવો ઉપકાર ॥ ૩૭ ॥ સરવે ભાઇ રહ્યા સુણી, કેવુ કપટ કરેહેશકુની; એતો અશ્વ ખેલાવવા ફરતો, ઝુંપડીમાં ડાકાં કરતો. ॥ ૩૮ ॥

એવે સાંજ પડી જે વાર, બોલ્યો દુરિયોધન તે વાર; ચાલો મામા મુકામે જૈયે, આતો નીસ્ફળ ફેરા ખૈયે.॥ ૩૯ ॥મામો કહે કયાં છે તને ભાન; મ્હારેને એને થૈગઇ સાન; મેં તો સાન કરી સમજાવી, તેથી એણે સાન બતાવી. ॥ ૪૦ ॥ સાનમાં મને બતાવ્યું એમ, ધણો છત્રપતી પર પ્રેમ, કહ્યું છે કે હું મ્હારી જાતે, ડેરા તંબુએ આવીશ રાતે.॥૪૧॥તેથી આવશે તારિ કને, એનો પુર્ણ ભરોંસો મને; બોલ્યો દુરીયોધન ભાગ્ય ભળશે, આજ રમકડું મને મળશે.॥ ૪૨ ॥ મામા ખાવો સોગન મ્હારા, બોલ્યો મામો લે સોગન તારા; થયો દુરિયોધન બહુ રાજી,આજ ખેલી શું રંગ બાજી. ॥ ૪૩ ॥ એમ કરતાં તંબુએ આવ્યા,દુરીયોધને દાસ બોલાવ્યા; આજ આનંદનો દન જાણો,જુદો જરીનો તંબુ તાણો. ॥ ૪૪ ॥ મ્હારા ડેરા તંબુની માંઇ,કરોંખરેખરી રોસનાઇ; હાંડી તકતાને ઝુંમ્મર બાંધો, કોઇ વાતમાં ન રહે વાંધો. ॥ ૪૫ ॥ મુકો મેવા મીઠાઇને પાણી, થાય ખુશી દ્રૂપતી રાણી;એમ કહીને તંબુ તણાવ્યો,એટલે મામાયે ભણાવ્યો. ॥ ૪૬ ॥ જો જે ઉંઘતો લગાર વાર,જશે આવેલી પાછી નાર;પછી કાઢીશ નહી મુજ વાંક, એતો બીકણ બીચારી રાંક. ॥ ૪૭ ॥ બોલ્યો હશીને દુરયોધન,મામા નહિ મીચુ લોચન;એને માટે તો આટલો મથુ, મ્હારૂ રમકડું રહે જતું. ॥૪૯॥ વળણ ॥ રમકડું જંતું રહે,નહી મીચુ લોચન; વલ્લભ વદે કામી થયો, અંધ તણો એ તંન. ॥

---

## કડવું ૩ રાગ સાખીની ચાલ.

વૈસમપાયે એણીપેર બોલ્યા,સુણુજનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું,વન પરવ મહીમાય.॥ ૧ ॥ડેહેરા તંબુ ત્યાર કરાવ્યો,હરખમાં અતી પેઠો;તંબુની બારણે ખુરશી નાંખી,આશા ભરેલો બેઠો.॥૨॥ સર્વને ત્યાંથી કાઢી મુકયા પોતે જાગ્રણ કરતો;બેઠો બેઠો દ્રૂપતીનું,ધ્યાનજ મનમાં ધરતો. ॥ ૩ ॥ પાન્ડવને ઉંઘવા દેઇને, આવશે હમણાં નારી; ભાગ્ય ભળશે વીયોગ ટળશે, મળશે પ્રાણુની પ્યારી. ॥ ૪ ॥ કોમળ કામા મુજ સુખ ધામા, વામા જોઇએ તેવી; વીચારમાં પોહોર રાત્રી વીતી, ત્રણ પોહોર રજની લેવી. ॥ ૫ ॥ હજી ન આવી હજી ન આવી, મન ગમતી એ નાર; હજી ન આવી હજી ન આવી. કોટની કાવળ હાર. ॥ ૬ ॥ કેમ ન આવી કેમ ન આવી, વચનની નથી જુઠી; આવતી હશે આવતી

હશે,જુએછે ઉઠી ઉઠી. ॥ ૭ ॥ કાંઇ ન દેખે નાંખેનીસાસો, વળી ત.બુ-માં પેસે; આવતી હશે આવતીહશે, કહી ખુરશીમાં બેસે ॥ ૮ ॥ વન વગડામાં તંબુ તાણેલો, વાના સપાટા ચાલે; તેને લીધે જરીઆન કેરો, તંબુ ફર ફર હાલે. ॥ ૯ ॥ એટલે ઉઠે છે ઝબકીને,એ આવી એ આવી; તંબુની આશ પાશ ફરીને;જુએ દ્રષ્ટી દોડાવી. ॥ ૧૦ ॥ કાંઇન દેખે નાંખે નીસાસો,વીચાર ઉંડા ચાલે; વાયુ વાવ્યાથી વ્રક્ષ કેરાં,ડાળાં ડાળી હાલે. ॥ ૧૧ ॥ તેનો દેખાય પરછાયો કે, ઉભો થઇને નાસે; મનનો ધર્મ છે જેવું મનમાં, તેવું તેને ભાસે. ॥ ૧૨ ॥ એમ ભાસે કે અબળા આવી, ઝડપ ઝાલવા જાય; જૈ જુએ તો પરછાયો દીસે, એટલે નીરાશ થાય. ॥ ૧૩ ॥ અરેરે હજી કેમ ન આવી, શું થયું હશે વિઘન; પાછો વાયુથી તંબુ ખખડે, દોડે દુરીયોધન ॥ ૧૪ ॥ આવેલાં છે આવેલાં છે. એવું મનમાં ધારે;મારી મશ્કરી કરવા માટે,સંતાઈદોડાવી મારે. ॥ ૧૫ ॥ ઓ પ્રાણ પ્યારી ઓ પ્રાણ પ્યારી,શીદ દોડાવી મારો; એમ કહીને સો-ધવા લાગે, વાગે ઘણો ભણકારો. ॥ ૧૬ ॥ છેવટ થાકીને પાછો બેસે, ચીત્ત થયું છે હરાયું; આખી રાતઉજાગરો કીધો, એવે વ્હાણું વ્હાયુ. ॥ ૨૭ ॥ વીહીલ મોંઢે ગયો મામા પાશે, માર્યો જાગ્રણ કરાવી; નેત્ર જ-રાયે મીચ્યું ન્હોતું,પણ પ્રેમદા નવ આવી. ॥ ૧૮ ॥ મામો કહે એ કે-મ થયેલું,મળવા માટે જાવું;એમ કહીને ઘોડે બેઠો,ખબર લૈને આવું, ॥ ૧૯ ॥ એમ કહી ચાલ્યો હવા ખાવા,, બહુ પડપંચી કાહાડ્યો; ચા ર ઘડી વગડામાં ફરી,ડેહેરા તંબુએ આવ્યો . ॥ ૨૦ ॥ દુરીયોધન કહે કે-મ મામા,શું લાવ્યા સમાચાર;મામો કહે દીશાયે ગઇતી,એકાન્ત મળી નાર. ॥ ૨૧ ॥ મેં એને બહુ ઠબેકો દિધો,કહ્યું તેં કેવો ધાર્યો;મ્હારો કો-મળ ભાણેજ તેને,ઉજાગરે કેમ માર્યો. ॥ ૨૨ ॥ તવ તે તારૂણી રડી પ-ડી,કેહેવા લાગી એમ; ભીમશેન જાગતો રહ્યો હતો, એટલે આવું કેમ. ॥ ૨૩ ॥ છત્રપતીને એવું કેહેજો, મુજ કાજ જાગ્યા આપ; રંકના ઉપર રીશ ન ધરશો, ઘુનો કરજો માફ. ॥ ૨૪ ॥ રીસાશો નહી રાંકડી સાથે, કહી વહી આંસુ ધારા; દુરીયોધન કહે એવુંજ કહ્યું, ખાવો સોગન મ્હારા. ॥ ૨૫ ॥ મામો કહે સોગન તારા,વળી મને વાળ્યો વાતે; કહ્યું-છે કે અવાસે તો, આવીશ હું આજ રાતે. ॥૨૬॥ રાત્રીએ અવાય નહી તો, ધીરજ ધરજો ઉર; દાવ જોઇને થોડે દાહાડે, આવીશ હસ્તીનાપુર. ॥ ૨૭ ॥ તવ દુરીયોધન રાજી થયો, ધીરજ વાળી મન; મામો જેવો ભાણેજ તેવો,કુબીકધી રાંજન. ॥ ૨૮ ॥ તે દન રાતે જાગ્રણ કીધું, પણ

નવ આવ્યું કોય; એવામાં રાત્રી વીતીને,જાત્રાનો દીવશ હોય. ॥ ૨૯॥ દુરીયોધન કહે એ રે મામા,ચાલો માહાદેવ જૈયે;વાજતે ગાજતે પેહેરી હોઢીને,હાથી પર સ્વાર થૈયે. ॥ ૩૦ ॥ પેહેરી હોઢીને બનું રૂપાળો,મોહ પામે ભુપતી; તે વીના રૂપાળા થવાનું, બીજું કારણ નથી. ॥ ૩૧ ॥ એમ કહીને સ્વારી ચડાવી,વાજતે ગાજતે ચાલ્યો; દરસન કરવા જતા કાર્માના,જીવ રહે નહી ઝાલ્યો. ॥ ૩૨ ॥ રૂપાળા બની રૂપ દરસાવે, તેથી સમજવો કામી; તીર્થે જઇકરે ચાળા ચટકા, એજ કુમતી હરામી. ॥ ૩૩ ॥ અવર ક્ષેત્રે પાપ કરેતો, તીરથ ક્ષેત્રે છુટાય; તીરથ ક્ષેત્રે પાપ કરે તે,વજ્ર સરીખું થાય. ॥ ૩૪ ॥ સામાનું મન ચળાવવાને, પેહેરે રૂડા પોશાગ, નહીતો કારણ નહી પેહેરવાનું,કયાં બોલવાનો લાગ. ॥ ૩૫ ॥ કૈક કહેશે દેવ રીઝવવા,પોશાગ સારા ધરીયે;પણ દેવને રીઝવવા હોય તો,તીલક છાપાં કરીયે. ॥ ૩૬ ॥ માળાયો ઘાલી બેરખા ઝાલી,ભજન કરતાં ફરીયે; શેમાં લખ્યું છે કે પોશાક પહેરો,કયાં કહ્યું છે શ્રી હરીયે ॥ ૩૭ ॥ માટે શ્રોતાજને શીખ લેવી, ભજન મંડળ કરવું: પણ અવર મન્ડળી નવ કરવી,ભકતનું સ્વરૂપ ધરવું. ॥ ૩૮ ॥ બીજુ સ્વરૂપ ધારણ કરે,તે નર્કના અધીકારી; મોઢે ન કહે પણ રહે મનમાં,મોહ પામે નરનારી. ॥ ૩૯ ॥ મેલો ઘેલો કેમ વેસ ન ધરે; શાને કરે ચતુરાઇ; મોઢે કહે દેવ રીઝવું છું,પણ મનમાં લુચ્ચાઈ. ॥ ૪૦ ॥ અન્ય જગેનું પાતક છુટે,પણ તીરથે પાપ થાય;કો કાળે છુટવા નવ પામે, વેદ પુરાણો ગાય. ॥ ૪૧ ॥ તીરથ યાત્રાયે જઈને, વિપ્રને દે દાસપણું; તે પ્રાણીને પાતક ચોટે, બીજાથી સતઘણું. ॥ ૪૨ ॥ સુક્રીત સઘળુ ધોવાઇ જાશે, કોપે પુન્યસ્લોક;કોટાણ કોટી દાન કરે પણ,યાત્રા બને બધી ફોક ॥૪૩॥ દુરીયોધન કુબુધ્ધ પ્રાણી,બાનું દરસણ કરવા; દેવના ઉપર શ્રદ્ધા નથી, ચાલ્યો પાપે પેટ ભરવા. ॥ ૪૪ ॥ અભિમાની હાથી પર બેશી; દાહદશ જોતો જાય; ગાન્ધર્વે જાણ્યું કુબુદ્ધિનો,આવેછે કોક રાય. ॥ ૪૫ ॥ એનો અભિમાન ઉતારી નાંખુ, એમ કર્યો મનસુબો; સાંગ્ય ગ્રહીને દુરીયોધનનો, મારગ ઘેરી ઉભો. ॥ ૪૬ ॥ પાપીનાછડીદાર બોલ્યા,કોણ ઉભો દુરમતી;મારગ મુકી અળગોજા હેં, આવેછે છત્રપતી.॥ ૪૭ ॥ તો પણ ગાન્ધર્વ અળગો ન ખસ્યો, પાછો વળ્યો છડીદાર; હાથાપર દુરીયોધન બેઠા,તેને કહ્યા સમાચાર. ॥૪૮॥ વલણ ॥ સમાચાર જૈને કહ્યો, રોકયો આપણો પંથ; વલ્લભ વદે છત્રપતી, ક્રોધે ભર્યો અત્યંત. ॥

---

# કડવું ૪ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા. સુણ જનમેજેરાય; વીસ્તારી તુજને સંભળાવું વન પરવ મહિમાય. ॥ ૧ ॥ ક્રોધ ભર્યો દુરીયોધન બોલ્યો, એ કોણ છે રોકનારો; જાવો છડીદાર એને ઝાલી, બાંધીને માર મારો. ॥ ૨ ॥ એવી આગના દુષ્ટે દીધી, ગાંન્ધર્વે સાંભળ્યું કાન; એટલે અતી ક્રોધે ભરાયો, માહા બળીયો મસ્તાન. ॥ ૩ ॥ આવ્યો એ પાપી એમ રીસ વ્યાપી, કોપ ઘણેરો ચડીયો; છલંગ મારી ઉછળીને. જૈ હાથી પર પડીયો. ॥ ૪ ॥ શકુનીને નીચે નાંખ્યો, પાપીને બંધન કીધો; લાંબે દોરડે પોતાના એક, ચરણે ટાંગી દીધો. ॥ ૫ ॥ એવું કરીને સ્વર્ગે ચાલ્યો, રાય પોકારે બાપ; નીચે લબડતા ભાઇ ચાલ્યા, જેમ સમળી તળે સાપ. ॥ ૬ ॥ એ જાય એ જાય સરવે કરતા, ત્યાં કોનો ઉપાય; એવામાં ભીમ ઝુંપડી પાસે, બ્હાર બેઠો છે ત્યાંય. ॥ ૭ ॥ એણે દુષ્ટને લૈ જતાં જોયો, હરખ્યો અપરમપાર; અરજુનજીને સાન કરીને, ભીમે બોલાવ્યો બ્હાર. ॥ ૮ ॥ અરજુન આવ્યો ભીમે બતાવ્યો, જો ભાઇ જાય છે પાપ; અરજુને જોયું ભીમને કહ્યું, બોલીશ નહી તું આપ; ॥ ૯ ॥ ધરમ રાજા ચેતી જાશે, તો તો છોડાવી દેશે; ધર્મે જોયું ઝુંપડીમાંથી, ચેત્યા વાતને વેશે. ॥ ૧૦ ॥ ઉંચું જુએછે વાતો કરેછે, હશીને અરજુનભેમ; કહો ના કહો પણ કોતક કાંઇ, પુરણ પડીયો વેમ. ॥ ૧૧ ॥ ધરમ રાજા બહાર આવ્યા, પોતે જોયું ગગન; ગાંન્ધર્વ ચરણે બાંધેલો દીઠો, પોતાનો દુરીયોધન. ॥ ૧૨ ॥ ગરજના કરી પોતે બોલ્યા, મનમાં કરી પરીતાપ; ગાંન્ધર્વ એટલેથી ઉંચો ચડેતો, બ્રહ્મહત્યાનું પાપ ॥ ૧૩ ॥ એટલે ગાંન્ધર્વ અચકી ઉભો, ભીમશેન બોલ્યો વાણ; એટલેથી નીચે આવેતો, ઇંદ્રરાજાની આણ. ॥ ૧૪ ॥ ધરમને તવ ક્રોધ ચઢીયો, અવળું બોલ્યો કેમ; ભીમ કહે સવળું કેહેતામાં, બોલાઇ ગયું એમ ॥ ૧૫ ॥ ધરમ કહે સૌ સમજું છું, તુ બોલ્યો વેર ભાવે; પણ દુરીયોધન છુટે નહીંતો, કરૂં ગમે તેમ ફાવે. ॥ ૧૬ ॥ તે માટે મુજ ભાઇને ઉતારો, અરજુનજી કરો કાજ; ભોમીથી ગાંન્ધર્વ પગ સુધી, બાંધો બાણની પાજ. ॥ ૧૭ ॥ અરજુન કહે વીરા ભ્રાત, વન દુખમાં પડયો ફુલી; બાણ વિદ્યા જાણતો હતો પણ, હાલ ગયોછું ભુલી. ॥ ૧૮ ॥ ધરમ કહે જો ભીમ વીરા, પાંખડનુ પરમાણ; છોડાવો નહીં તો દંતમાં જીહ્યા, દાબીને કાઢીશ પ્રાણ. ॥ ૧૯ ॥ નહીં તે અરજુનને સમજાવી, પાજ તમે બંધાવો, ભીમ કહે ભુલ્યા હોતો લે,

ગમે ત્યાં જૈ ભણીઆવો. ॥ ૨૦ ॥ ધરમ કહે ભણવા જાયે,તે જઇ આવે કયારે; ભીમ કહે મહીને છ મહીને, ભુલેલું આવડે ત્યારે. ॥ ૨૧ ॥ ધરમ કહે છ માસ સુધી,દુરીયોધન રહે કયાંય; ભીમ કહે તેતો શું કરીયે, રેહેશે ત્યાંનો ત્યાંય. ॥ ૨૨ ॥ ધરમકહે તું પડપંચી, સમજી ગયો સૌ તેહ; પરમેશ્વરના સોગન મુજને,તજીશ મારોદેહ . ॥ ૨૩ ॥ તવ ભીમે અરજુનને કહ્યું,પડયો પ્રતીજ્ઞાનો વાંધો; આમાંથી ઉતપાત થશે,પાજ હવે તો બાંધો. ॥ ૨૪ ॥ તવ અરજુને ધનુશ ચઢાવ્યું, મુમત મનનો હણીયો; બાણલેઇને પાજ બાંધવા,અગણીતો મંત્ર ભણીયો. ॥ ૨૫ ॥ ધરમ કહે ધારણ ખમો; બાંધવી પાજ નીરાળી; ભોમીપરથી સાફ કરીને બેઠા આસાનવાળી. ॥ ૨૬ ॥ નીકુળજીને આગના કીધિ, મુજને સારૂ લાગે,હૈ પડશે મ્હોટા ભાઇ તન,કાકરો કુકરી વાગે. ॥ ૨૭ ॥ માટે મ્હારી આશપાસ વાળો,તો સાબાશી દેવું; કોમળ ભાઇને કાંઇ ન વાગે,ઉછંગ ઝીલી લેવું ॥ ૨૮ ॥ એમ કહીને ભોમી વળાવી,કહ્યું નરને બાણ સાધો; મુજ ઉછંગમાં પડે એવી, રીતીથી પાજ બાંધો. ॥ ૨૯ ॥ અરજુને તવ બાણ મુકયું, વીધ્યાવંત છે આંધી; ભોમીથી કે ગાંધર્વ કેરા, પગલગી પાજ બાંધી. ॥ ૩૦ ॥ એ ઢાળ પડતી પાજ બંધાણી, બોલીયા ધરમરાય; મુજબંધુને મુકો ગઅડતો,વિઘન જરા નવ થાય. ॥ ૩૧ ॥ કાંઈ ન વાગે અંગે ન લાગે,મુકો એ રીતે આપ; જો ગાન્ધ્રવ નહીં માનો તો, દેઇશ તમને સ્રાપ. ॥ ૩૨ ॥ તવ ગાન્ધ્રર્વે સ્રાપના ભયથી, છોડયો તેણી વાર; કાંમી પાધરો રેહેજે કહીને, ચોઢયા તમાચા ચાર. ॥ ૩૩ ॥ પાજ ઉપર પછી આડો સુવાડયો,એટલે એ ગરબડીયો; ધરમરાયના ઉછંગ વિશે,આવી કુબુદ્ધી પડીયો. ॥ ૩૪ ॥ ધરમે ખંમ્મા ખંમ્મા કહ્યું, તવ અવગુણી રૂઠયો, મનમાં ઘણો લજવાણો એ, ઉછંગમાથી ઉઠયો. ॥ ૩૫ ॥ ઉઠીને અવગુણી બોલ્યો,તમે કર્યું આ કામ; જાણોછો કે રાજ આપે, પણ દેવાનો હામ. ॥ ૩૬ ॥ ભીમ કહે સાંભળો મોટા ભાઇ,સરપાવ આપ્યો સારો; ધરમ કહે હતો તો કહ્યું, કોણ છે બીજો કહેનારો ॥ ૩૭ ॥ એમ કહીને ત્યાંથી નાઠો, કૌરવ દળમાં ગયો; આવો આવો સહુ કરવા લાગ્યા; આતે શો ગજબ થયો ॥ ૩૮ ॥ કરણ કહે વીરામ્હારા, એક મ્હારૂં વેણ થાપો; પાન્ડવને લ્યો નગ્ર વિશે,થોડું ઘણું રાજય આપો ॥ ૩૯ ॥ આ વેળા એમણે ઉગાર્યે,જાણી પોતાનો ભ્રાત; તે ગુણનો કાંઇ બદલા વાળો; તો આપણે માંથે જાત. ॥ ૪૦ ॥ દુરીયોદન કહે સાંભળો મામા, કરણે બતાવ્યું કામ; મામો કહે બુદ્ધીહીન એછે, શું રા-

જયનો દે ડામ. ॥ ૪૧ ॥ છત્રપતી કહે સાબાશ મામા, આપણો એક વિ-ચાર; મહાદેવ ના દરશન નથી કરવાં, પાછા વળો આવાર. ॥ ૪૨ ॥ શાના એ મહાદેવ વિધન કીધું, એમ ધર્યાં મન રેશ; પોતાનો અવગુણ દુષ્ટ ન કાહાડે, દેવને મુકે દોશ. ॥ ૪૩ ॥ કાળે મોઢે કૈરવ લોકો, ગયા પોતાને ઘેર; બીજા આવેલા લોકોયે, જાત્રા કરી સુખ ભેર. ॥ ૪૪ ॥ પાંચે દાહાડે મેળો વેરાણો, રહ્યું નહીં જન કોય; કપટી કીંકર કૈરવ કેરા, આવતા જતા હોય. ॥ ૪૫ ॥ એવામાં બોલ્યા ધરમરાજા, કયાં લગી હાંઇ રહીયે; વસ્તીની ઉપાદી મુકી, ચાલો વનમાં જઇએ. ॥૪૬॥ અમ કહી ત્યાંથી નીકળ્યા, કુન્તા કેરા તન; ઉપાદીથી રહીત થાવા, ગયા કામીક વન. ॥ ૪૭ ॥ ત્યાં જઇને ઝુંપડીયો બે બાંધો, પાસે નદી કીનારે; સંસા-રના વ્યવહાર પ્રમાણે, દ્રુપતીનો કર્યો વારો. ॥ ૪૮ ॥ પ્રથમ ધર્મની શે-વામાં આવી, એક ઝુંપડીમાં રહે છે; ચાર ભાઇ બીજી ઝુંપડીમાં, એ રીત વાસ વસે છે. ॥ ૪૯ ॥ એ વનમાં છે અછત ફળની, ક્ષુધા રહે નીત્ય લાગી; દ્રુપતી સુર્યનો મંત્ર જપીને, અક્ષયપાત્ર લ્યો માગી. ॥ ૫૦ ॥ એ-વી થઇ આગના ધરમની, નારી જપી રવી જાપ; મંત્રને આધીન દેવતા તે, આવી આપી ગયા આપ. ॥ ૫૧ ॥ દ્રુપતી કહે અન ઉપજાવું, બોલી-યા ધરમ રાય; પેહેલું પ્રગટાવી વિપ્ર જમાડો, તે પછી અન્ન ખવાય. ॥ ૫૨ ॥ એવામાં ઇશ્વર ઇચ્છાયે, આવ્યા વાડવ તન; મારગે જાતાં બો-લાવી લાવી, કરાવીયું ભોજન. ॥ ૫૩ ॥ વિપ્રો જમીને વીદાય થયા; પછી બોલી શુભ સતી; કહો તે ભોજન પ્રગટ કરૂં, આગના આપો પતી ॥ ૫૪ ॥ ધરમ કહે પ્રગટ કરો, જેમ સરવે થાયે રાજી; મ્હારે માટે રોટલો ને, તાંજરજાની ભાજી. ॥ ૫૫ ॥ તવ ભાઇ ઓયે વિચાર કીધો, જે માગ્યું ધરમ રાય તે આપણે પણ ખાવું ઘટે, બીજું નવ્ય ખવાય. ॥ ૫૬ ॥ એમ ધારી સરવે એજ માગ્યું, ધરમ ખુશી થાય; ઇચ્છા કરી નારીયે કર ઢાંકયો, પ્રગટયું પાત્રની માંય. ॥ ૫૭ ॥ પ્રેમે પોતાના પતીને પોસ્યા, એમ જમે નીત્ય અન છાના શેવક ખબર કહાવે, જાણ્યું દુરીયોધન ॥ ૫૮ ॥ દુષ્ટે કહ્યું ઓ મામા મ્હારા; પ્રેમદાપર રહ્યો પ્રેમ; તમે કહેતા તે કે આ-વશે હાંઇ, હજી ન આવી કેમ. ॥ ૫૯ ॥ મામો કહે જાત્રામાં તુને; ગાંધવે ગાંડું કરીયું; તે જોઇને મન દ્રુ પતીનું, તુજપરથી ઉતરીયું. ॥ ૬૦ ॥ છ-ત્રપતી કહે વાત સાચી, પણ કાંઇ ખેલ રિઝાવો; ગમે તેમ કરીને મામા, ક-પાળી ઘેર લાવો. ॥ ૬૧ ॥ મામો કહે કે કામાક વનમાં, કામીક નામે ઋષીશ્વર તે ન્હાનપણનો મીત્ર મ્હારો, તેડાવું હસ્તીનાપુર. ॥ ૬૨ ॥ એની

પાસે હર્ણ કરાવી,મંગાવું ધ્રુપતી, માયાવી જબરો છે જોધ્ધો,તે લાવશે મુજ વતી. ॥૬૩॥ વળણું: ॥ મુજ વતી તે લાવશે, અબળા તારે ફેર; પાંચે કુન્તી સુતને, મારિ નાંખશે ઠેર. ॥ ૬૪ ॥

## કડવું ૫ રાગ ચોપાઈનો.

બોલ્યા, વૈશમપાયે વચન, સુણ પરિક્ષત કેરા તન; વાત સાંભળી હરખ્યો રાય, મામા ઝટ કરો ઉપાય. ॥ ૧ ॥ મામે પત્ર લખ્યો તે વાર, દાસ સાથે મોકલીયો સાર; થોડે દહાડે, તે વન પળીયો, એવે રખડતો કામીક મળીયો. ॥ ૨ ॥ તેને પત્ર આપ્યો જે વાર, વાંચીને નીકળ્યો તે વાર;એતો હસ્તીનાપુર આવ્યો,એને શકુનીયે બોલાવ્યો.॥૩॥ ગયો દુરીયોધન કને લેઇ, લે આ આવ્યો મ્હારો સ્નેહી; દેખી ઉઠયો દુરીયોધન,દિધું પોતાની પાસે આસન.॥૪॥ મુજ મામાના મીત્ર છો તમે માટે મામા માનિશું અમે; બોલ્યો કામીક મુખથી એજ, હું તો મામો ને તું ભાણેજ. ॥ ૫ ॥ તવ છત્રપતી બોલ્યા સામા, તમે સહુ કહેવાના મામા; મને મીથ્યા ભાણેજ ભાંખો, સાચા હોતો સત્રુ શીદ રાખો.॥૬॥ મુજ સત્રૂ વસ્યા તમ વન; મ્હારા કાકા તણા પાંચ તન; બોલ્યો દુષ્ટ સુણો છત્રપતિ,તેનિ મુજને ખબર નથી. ॥ ૭ ॥ હવે જાણ્યું તો તતપર થાવું, તારા શત્રુઓને ગળીજાવું; બોલ્યો દુરિયોધન તે વાર, પાંચ પુરૂશોને એક નાર. ॥૮॥ જઇ પાંચને ગળી જાવો, જોડે રૂપાળી છે તેને લાવો; ત્યારે જાણિશ મામા સાચા, નહીંતો ત્યાં સુધિ,કાચા. ॥ ૯॥ સુણી કામીક ઉઠયો સાર, આવ્યો પોતાના વનમાં તેવાર; લાગ્યો સોધવા તે દુષ્ટ જન, પાંન્ડવોયે કર્યું છે સહન. ॥૧૦॥ થયેલો છે મધ્યાન કાળ, આવ્યો ઝુંપડીયે વિકરાળ; બોલ્યો ગરજના કરિને પાપી;કોણ વસ્યું કોણે જગો આપી. ॥ ૧૧ ॥ સુણી જાગી ઉઠયા પાંચ વીર; આવ્યા બારણે ગુણ ગંભીર; આવી જોવાને ધ્રુપતિ નાર; દેખી ધ્રુજી અપરમપાર. ॥૧૨॥ એવે બોલીયો બળીયો ભેમ, અલ્યા કોણ તું આવ્યો કેમ;બધી ધરણીના અમે ધણી, કેમ આવ્યો તું અમારા ભણી. ॥ ૧૨ ॥ સુણિ કામીક વદ્યો વચન, તમે સાંભળો મુરખ જન; હું તો ચોકી કરૂં આ વનની,બધી ધરતિ છે દુરિયોધનની. ॥૧૩॥ એતો થાય છે ભાણેજ મ્હારો, તેનો સત્રુ તું કોણ રેહેનારો; તારિ જોડે આ નારી આવી, મ્હારા ભાણેજે તે

મંગાવી. ॥૧૪॥ ભીમ બોલ્યો સુણો ધર્મ રાય; માગી દુરીયોધને કન્યાય; તમારા ભાઇનું કષ્ટ કાપો, મંગાવી છે દ્રુપતી તે આપો.॥૧૫॥ બોલ્યા ધરમરાય મુખ એમ; સદા દુરીજન તે કરૂ કેમ; પછી બોલ્યો વ્રકોદર વાત, બોલો કેમ કરિશું ભ્રાત. ॥ ૧૬ ॥ તવ નીકુળજી એમ બોલે; મારે મન દુષ્ટ તરણા તોલે; પેહેલી કરૂ એનાથી લડાઇ, હારૂં તો તમે કરજો ચડાઈ. ॥૧૭॥ એમ કહી લીધા અથીઆર, થયો કામીક સામો તૈઆર;ઉભો સુક્ષમ રૂપે અસુર, થયા યુધ કરવાને આતુર. ॥૧૮॥ એવે નીકુળે ફેંકયાં બાણ,દહીત ગળી ગયો પરમાણ;ત્યારે મારીયાં બાણ અનેક, દહીત ગળી ગયો એકે એક. ॥૧૯॥ પછી નીકુળને ક્રોધ ચડીયો, દોટ મુકી કોટે બ્હાજી પડીયો; તવ કામીકે કેવું કરીયું, એણે માયાવી સ્વરૂપ ધરીયું. ॥૨૦॥ થયો લાંબો એ બતરીસ તાડ;ત્રણ તાડનાં પાહાળાં હાડ; એણે પોહાળુ સ્વરૂ કર્યું એવું, અનું મુખ દરવાજા જેવું ॥ ૨૧ ॥ એનાં નાક મોહોટાં ઘંટાળાં. દિસે કદરૂપ મ્હા ભયવાળાં;તેણે નીકુળજીને ઝાલ્યો, મરડી મસળી મુખમાં ઘાલ્યો. ॥૨૨॥ દાબ્યો ઘોઘળામાં તેવો પેઠો,જઇ નીકુળ પેટમાં બેઠો;એવે શેદેવ કોપે ચડીયા,જાણી જોઇને બ્હાજી પડીયા.॥૨૩॥તેવો દહિતે ગળ્યો પોહોળે મોહોડે, તેતો જૈ બેઠો નીકુળ જોડે; તવ ઉભો થયો અરજુન;એને કોપ ચઢયો ધુન ધુન. ॥ ૨૪ ॥ રાગ ઝડપનો દોહરો. ॥અગણીતા મંત્રથી બાણ મુકયાં,ઘણીક કીધી વ્રષ્ટી;જેટલાં આવ્યાં તેટલાં ગળીયાં,અસુરને નહી કષ્ટી.॥૨૫॥ પછી દહીતે દોટ મુકીને, અરજુનજીને ગળીયો; શદેવ નીકુળ બેઠા ઉદરમાં, તેને જઇને મળીયો. ॥ ૨૬ ॥ છેવટ ઉઠયો સુત વાયુનો,બાજ્યો બહુ બળ કરી;વીક્રાળ રૂપે ભીમને ઝાલ્યો,ઉતપાત કીધો અરી.॥૨૭॥ વ્રકોદરનું કાંઈ ન ચાલ્યું,ચરણમાંથી ઝાલ્યો; લાંબે હાથે મોઢું ફાડીને, અસુરે ઘોચી ઘાલ્યો. ॥ ૨૮ ॥ પોળ સરીખું ગળુ પોહળું, ભીમ ગયો ઉદરમાં; ચારે બંધુ ભેળા થયા, જાણે બીરાજ્યા ઘરમાં. ॥૨૯॥ પછી જઈ ઝાલ્યા ધરમને, ધ્રુજી ગઈ દ્રુપતી; અસુરે યુધીષ્ટર ગળીયા, આકળો થયો છે અતી. ॥ ૩૦ ॥ ભીમ કહે પધારો ભાઈ,ઘર જાણી હેં રહીશું;ધરમ કહે ત્રણ પોહોર પછી, સરવે મરી જઇશું. ॥૩૧॥ એના શરીરનું ઝેર ચઢશે, ન ચઢે તો પણ ખોટું; આ મળ મુત્રમાં પડી રેહેવું, તેથી શું દુખ મ્હોટું. ॥૩૨ ॥ સર્વ મળી પ્રભુને પોકારો,તે નાંખશે ભાડ ભાગી; તત્ર પાચ આરાધન કીધું, ખરે ખરી લેહે લાગી, બારણે દ્રુપતી ઉભાં ઉભી, ધ્યાન પ્રભુજીનું ધરતી; હૈયું ફાટે અતી ઉચ્ચાટે, એવું આક્રંદ

કરતી. ॥ ૩૪ ॥ વળણ. ॥ કરે આક્રંદ અતી ઘણું, રડતી રૂદીયા ફાટ; વલ્લભ વદે વન વીશે, ભય ભર્યો દ્રહિતનો ઘાટ.

## કડવું ૬ નાટકીનો અઘોર વનમાં હે પ્રભુ. એ રાગ.

ઉભી ઉભી અબળા રડે, મ્હારી કોણ્જ લે સંભાળ. ॥ ટેક. ॥ વનીતા વીકટ વન વીશે, ગભરેલું ગોપાળ; દુખું દારૂણ દુખમાં હું, દ્રહિત દેખી વીક્રાળ. ઉભી. ॥ ૧ ॥ પાપી પતીને ગળી ગયો, શું થયું દીન દયાળ;એકલડીની શી ગતી ખોયા,સાસુડીના બાળ. ઉભી. ॥૨॥ ચીર સભામાં પુરીયાં, ન થયો વાંકો વાળ;આ વેળા જો લજ્યા જશેતો, કરીશ મ્હારો કાળ. ઉભી. ॥ ૩ ॥ ભજન તારૂં છુટી પડયું,જ્યાંને ત્યાં જંજાળ; ઠરી કેકાણે બેઠાં નહી તે, તુજ ગાંઠે પપાળ, ઉભી. ॥ ૪ ॥ કલેવર અસુરનું કારમું, જોઇ પડી છે ફાળ; અરેરે કહી બેશી ગઈ એણે, કર મેલ્યો કપાળ. ઉભી. ॥ ૫ ॥ વળણ. ॥ કર કપોળે મુકીયો, રડતી અપરમપાર. વદે વલ્લભ તવ આવીયા, પોતે જુગદાધાર. ॥

## કડવું ૭ રાગ પંજાબી સોરઠો.

વૈશમ પાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું,વન પરવ મહિમાય ॥૧॥દ્રુપતીયે ધ્યાન ધર્યું હરીનું,આવ્યા જુગદાધાર; અસુર સામા યુદ્ધે ઉભા, શ્રી કૃષ્ણ દેવ મોરાર. ॥૨॥ તેવો અસુરે કોપ કીધો,જુગજીવનને ઝાલ્યા, હાથ પગને અંગ ભેગુ કરિને,કૃષ્ણને મુખમાં ઘાલ્યા. ॥૩॥ જાણી જોઈ પ્રભુ ઉતર્યા ઉદરમાં, દિઠા પાન્ડવ બળીયા;ધર્મ કહે તમે કયાંથી આવ્યા,એ સુંદીર સામળીયા.॥૪॥રૂધીર માંઉશને મળમુત્રથી,નીકળોને બ્હાર કાડો;આ દુખ હવે નથી વેઠાતું ની રવરતો પમાડો. ॥૫॥ પ્રભુને પાપી ગળી ગયો કે, દ્રુપતી મુરછામાં પડી; તે સરવેની પીડા જાણીને, કૃષ્ણ કોપ્યા તે ઘડી. ॥૬॥ અંતરવામી આકળા થયા, વિશ્વ તણા જે ભુપ; પાપીના પેટ વીશે પ્રભુયે,ધરીયું વૈશટ રૂપ. ॥ ૭ ॥ હાથમાં હાથને ચર્ણમાં ચર્ણ, ઘાલ્યા શ્રી જુગદીસ;પોળા ન થયા ભકત જાળવવા, ઘાલ્યું શીશમાં શીશ. ॥૮॥ એ રીતે આપ ઉંચા વધી, લાંબા થતા જાય; તવ આંખ્યો તરી કામીક કેરી, દુષ્ટ લાંબો

ખેંચાય. ॥ ૯ ॥ તાળવું ફાટયું પ્રાણ નીકળીયો, પાન્ડવ નીકળ્યા બ્હાર; ભકત ઉગારિ અન્તરધ્યાન થયા, પોતે જુગદાધાર. ॥ ૧૦ ॥ તે પછી સ્વરૂપ નાહાનું થયું, અસુર કરૂ સાર; દ્રુપતી ધરમે બેઠી કીધી, શું કર્યું વાયુ કુંવાર. ॥ ૧૧ ॥ પાપીનો પગ ગ્રહી મડદુ ઉછાળ્યું, અસુર આકાશે ચડીયો; બહુ બળમાં બળીઆયે ફેંકયો તે, હસ્તીનાપુર પડીયો. ॥ ૧૨ ॥ તે વાત જાણી દુરીયોધને, થઈ ગયો નીરાશ; રૂપાળી નથી મળવાની, છુટી પડી મુજ આશ. ॥૧૩॥ પાન્ડવ કામીક વનમાં રહ્યા, નીરભયપણે પોતે; કામીક કેરો નાશ થયો, ગયો ભય હતો તે. ॥ ૧૪ ॥ અક્ષેપાત્રથી અન ઉપજાવે, જમે રમે કાહાડે દન; દુરીયોધને તે વાત જાણિ. સુખે રહ્યા સતી તન. ॥ ૧૫ ॥ એવે હસ્તીનાપુર વીશે, દુરવાસા રૂશી આવ્યા, પોતાની સાથે પાંચ શહસ્ત્ર, વિધ્યારથીને લાવ્યા. ॥૧૬॥ દુરવાસાના મંત્રે થયેલા, પાન્ડવ કૌરવ સર્વ; તેથી દુરીયોધન સામો ગયો, તે વેળા તજી ગર્વ. ॥૧૭॥ પધારો પીતાજી પધારો પીતાજી, કહી તેડી લાવ્યો ઘેર; દુરવાસા કહે પાન્ડવ કયાં છે, તે કહે મુજને પેર. ॥ ૧૮॥ દુષ્ટ કહે કહુછુ પીતાજી, પેહેલુ કરો ભોજન; એમ કહિ વિપ્રોને જમાડયા પછી બોલ્યો વચન. ॥૧૯॥ અમે ને પાન્ડવ બાજી રમીયા, સરત કરી સેજસાજ; તેતો રમતા પાન્ડવ હાર્યા, મુકી દિધું બધું રાજ. ॥૨૦॥ મેં કહ્યું કે રાજ્ય લ્યો તમારૂં, ન માન્યુ કુન્તી તન; કહ્યું કે વચન ભ્રષ્ટ ન થૈયે, એમ કરી ગયા વન. ॥ ૨૧ ॥ પાપીયે જાણ્યું દુરવાસાને, પ્રપંચે મોકલું આપ; ત્યાં જઇ ખાવા માગે નહી તો, ભુખ્યા રહિ દે સ્રાપ. ॥૨૨॥ મધ્યાનકાળે પાન્ડવ જમે, પછી જમે દ્રુપતી; પ્રેમદાના જમી રહ્યા પછી, અન ઉપજતું નથી. ॥૨૩॥ એટલે જમાડશે કયાંથી લાવી, ભુખ્યે થશે પરીતાપ; કળકળશે વીપ્રોની આંતરડી, એટલે દેશે સ્રાપ. ॥ ૨૪ ॥ એવું વીચારી દુષ્ટ બોલ્યો, પાન્ડવ કાહાવે સંદેસા; દુરવાસા આવેતો મોકલજો, કાહાવેછે હંમેશા. ॥ ૨૫ ॥ માટે તમે જાવો કામીક વનમાં. જૈને ભેગા થાજો; પણ મધ્યાન્હ થવા દેઇને, પછી ઝુંપડીયે જાજો. ॥૨૬॥ દુરવાસા કહે વારૂ બેટા, કહિ થયા વિદાય; વીધ્યારથી લેઇને સંચરીયા, કામીક વનની માંય. ॥૨૭॥ મધ્યાનકાળ થઇ જવા દિધો, તવ ઝુંપડીયે જાય; પાન્ડવ જમીને સુઇ રહ્યા છે, દ્રુપતી ચાંપે પાય. ॥૨૮॥ ઉલટ લાવ્યા વિપ્રો આવ્યા, મળવાના મનસુબા; ઝુંપડીયે આવી ભીક્ષાન દેહી, કરીને અળગા ઉભા. ॥૨૯॥ દ્રુપતીયે શબ્દ સાંભળીયો, પડી પેટમાં ફાળ; પોતે પોતાના પતી ઉઠાડયા, આવ્યા છે વિપ્રના બાળ. ॥ ૩૦ ॥

પાંચે ભાઇઓ ધ્રુજતા ઉઠયા,કયાંથી લાવીશું અન;ભુખ્યાબ્રાહ્મણે ભીક્ષા માગી, શું દેઇશું ભોજન.॥ ૩૧ ॥ હસ્તે મોઢે આવીને નમ્યા, આપ્યાં દર્ભાસન; માંહોમાંહી કેહેવા લાગ્યા વિપ્રો,હવેતો માગો અન, ॥ ૩૨ ॥ તવ પાન્ડવો સમજી ગયા,બોલ્યો વાયુ સંતાન; માહારાજા હું રસોઇ કરૂછુ,કરી આવો તમે સ્નાન.॥ ૩૩ ॥ તવ બ્રાહ્મણો ન્હાવાને માટે,ચાલ્યા ગંગાતીર;તે વેળા વીચાર કરવા,લાગ્યા પાંચે વિર. ॥ ૩૪ ॥ ધર્મ કહે ધ્રુપતા જમી,અન ઉતપન નહી થાય; આશાબંધાબ્રાહ્મણ આવ્યા, નીરમુખ કેમ રખાય. ॥ ૩૫ ॥ સ્નાન કરીને આવશે ત્યારે,શું દેઇશું ભોજન; શું મ્હો આપણ બતાવીશું, શાના સતીતા તન. ॥ ૩૬ ॥ ભીમ કહે કે સુણો વીરા,અન માગેતો શું કહીએ; માટે ઉઠો તેડી લેઉ તમને હેથી નાશી જઇએ. ॥૩૭॥ નહી દેખે એટલે જશે પાછા, ઓશીઆળા નહી થાશો; ધર્મ કહે આશા દેઇ જઇએ, એતો પડે નીસાસો. ॥ ૩૮ ॥ નોહોતરૂં દેઇને નાશી જાવું, તે કરતાં ભલુ મરવું; કાષ્ટ લાવીને ખડકો ચીતા, મ્હારેતો એજ આદરવું. ॥ ૩૯॥ ચાર ભાઇને ધ્રુપતિ બોલ્યા, વીપ્ર રહે વીહીલે મોહોડે; માટે અમારે જીવવું નથી, મરશું તમારી જોડે. ॥ ૪૦ ॥ એવું કેહેતામાં ભીમશેન ઉઠયો, કાષ્ટ લાવી કરી ચીતા; અગ્ની મુકીને સળગાવી, ગાય પ્રભુની ગીતા. ॥ ૪૧ ॥ ચીતાની પરદક્ષણા ફરવા,લાગ્યા ધરમરાય;તેમની પુઠે ભીમશેન અરજુન,શેદેવ નીકુળ જાય. ॥ ૪૨ ॥ સર્વથી છેલ્લી ધ્રુપતિછે, સમર્યા પુરશ પુરાણી; ભકતને વશ છે ભુધરો તે, ભગવાને વાત જાણી. ॥૪૩॥ મેંને પાન્ડવોએ અવતાર ધરીયો, ભોમી તણો ભાર હરવા; તે કારજ કાંઈ કર્યું નથીને, પાન્ડવ બેઠા મરવા. ॥ ૪૪ ॥ એ મરશેકે મરવું પડશે, મ્હારે એમની સાથ; શેદેવ સાથે બંધાયોછું, વચને હાથો હાથ. ॥ ૪૫ ॥ એમ જાણું પાવડીયે ન ચઢીયાં,ન ચઢયા ગરૂડ પોતે; અંતરધ્યાંન થઇને આવ્યા, વનમાં જોતે જોતે. ॥ ૪૬ ॥ જાણે રખડતા ને રડવડતા, એથડાતા કટાતા; ઝરડાંના ઉઝરડા થયા ચરણે દેખાય, જેમ લુટાતા. ॥ ૪૭ ॥ એવે સ્વરૂપે આવે છે પ્રભુ, પાન્વે દીઠા દ્રષ્ટ; ધર્મ કહે શ્રી કૃષ્ણ આવે છે, એ મ્હોટું થયું કષ્ટ. ॥ ૪૮ ॥ ચરચા જોઇ જઇને વાત કરશે, પાન્ડવતો નાશ હુઆ; બ્રાહ્મણને ખવરાવા ન મળીયું. ચીતા કરી બળી મુઆ. ॥ ૪૯ ॥ તેથી ઘરડાની ઇજ્જત જાયે,ભીમ કહે હું નડું; તમે તમારે પડવા માંડો, હું કૃષ્ણને લેઇ પડુ. ॥ ૫૦ ॥ તે પછી કોણ વારતા કહેશે, એટલે બોલ્યા ધર્મ; અરે મુરખ આશું ધાર્યું, પુરણ પાપનું કર્મ.॥૫૧॥

આપણે માટે ભોજન નડવું, એતો અતિ અન્યાય; નીરાંતવા થઈ બેસો હેઠા, થનારૂં હોય તે થાય. ॥ ૫૨॥ વળણ.॥ એમ ધારી બેશી ગયા, સાંભળને તું રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, કૃષ્ણ કરે કરૂણાય.

—(*)—

## કડવું ૮ રાગ સોભાગ્યનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું, અરણીક પર્વ મહીમાય. ॥ ૧ ॥ અંતરયામી ગરૂડા ગામી, આવ્યા કરી ઢીલું મુખ; દ્રુપતી પ્રત્યે કેહેવા લાગ્યા, ભગની લાગી છે ભુખ. ॥ ૨ ॥ ભુલો પડયો ને ભુખ લાગી છે, કાંઇક ખાવા લાવો; તવ મુખ મરડી દ્રુપતી બોલી, ભાઇ ભગનીને ખાવો. ॥ ૩॥ પ્રભુ કહે કેમ આમ બોલોછો, ક્ષુધાની પીડા કાપો; અક્ષે પાત્રમાં ઢાંકેલું હશે, તેમાંથી ખાવા આપો. ॥ ૪ ॥ દ્રુપતી કહે જાણતા હોતો, હાથે લેઇલો ગોપાળા; ભીમે મનમાં એમ વીચાર્યું, ઢાંકી મુક્યા છે ઇટાળા. ॥૫॥ તવ ત્રીલોકનો નાથ પધાર્યા,પરણકુટીકામાં પેઠા; અક્ષેપાત્ર ધોઇને ઢાંકેલું,તે લઈ જોવા બેઠા. ॥ ૬ ॥ તેમાં દીઠો તાજરજાની, ભાજી તણો એક તાર; શાળી લેઇને ખોતરા કાહાડયો, પોતે જુગદાધાર. ॥૭॥ તે તાર મુકયો હાથેળીમા, તેના ભેગુ જળ લીધું; ભકતની લજ્યા રાખવાને, કૃષ્ણજીએ કેવું કીધું. ॥ ૯॥ જળમાં સ્થળમાં અને આકાશમાં, દેવને દાનવ જેહ; માનવ પશુપક્ષી પતંગીયા, કીટ ત્રપત થાઓ તેહ. ॥ ૧૦ ॥ જેને જેવી જમવાની ઇચ્છા,તેવી તેની પુર્ણ થાજો;કલ્પના કોઇને જરા ન રહે, ક્ષુધા સરવની જાજો. ॥ ૧૧ ॥ એમ કહિને આચ્છમન કીધું, કૃષ્ણે કરી અમી દ્રષ્ટી;વિશ્વંભરે વીશ્વનાં પેટ ભરીયાં,ત્રપ્ત થઈ સહુ સ્રષ્ટી.॥૧૨॥ બ્રાહ્મણ માટે ભકત દુભાણા, ભકત માટે ભગવાન; ભીડ ભાગીને ભુધરોજી, થઇ ગયા અંતરધ્યાન. ॥ ૧૩ ॥ એવે પાન્ડવને ઓટકાર આવ્યા, જાણે ઉદર અતી ભરીયાં;ભીમ કહે કેમ મને આમ લાગે,મોદિક ભોજન જાણે કરીયાં. ॥ ૧૪ ॥ ધર્મ કહે કરી કૃષ્ણે કરૂણા, આવી થયા અંતરધ્યાન;વિશ્વંભરે વિશ્વનું પેટ ભરીયું,ભીડ ભાગી ભગવાન. ॥૧૫॥ જાવો જઈ ઋષિને તેડી આવો, ચીંતા ન ધરશો લગાર;તવ ભીમ ગયો ગંગાની તીરે, ચાલો માહારાજ થયું ત્યાર. ॥૧૬ ॥ એટલે માંહોમાંહિ કહેવા લાગ્યા,ક્ષુધા જણાતી નથી;કે કહે જમ્યો કેળાંને પોળી,કે કહે મો

૫૫

હિક અતી. ॥૧૭॥ એમ સરવ બોલ્યા ભાવતાં ભોજન,કહ્યું દુરવાસાને મુખ; માહારાજા ભીમ તેડવા આવ્યો, પણ પેટમાં નથી ભુખ. ॥૧૮॥ તવ રૂશીયે મનમાં વીચાર્યું,સૌને ખાધાનો હતો પ્રેમ;હવે ક્ષુધા સહુની કયાં નાઠા, આમ બન્યુ આ કેમ. ॥ ૧૯ ॥ એવે સમજી માંડીસમાધી, તેમાં જાણિ લીધિ પેર; સમજી રહિ બ્રાહ્મણોને લેઈ, ગયા પાન્ડવના ઘેર. ॥ ૨૦ ॥ આવ્યા રૂશી આસન બેઠા, હશીને વદ્યા વચન; ઓ ભીમ બેટા ભુખ લાગી છે, લાવો કરાવો ભોજન. ॥૨૧ ॥ ઉતાવળ તું અતિ કરતોતો, હવે દે પીરસણું કાહાડી; તવ ભીમ કહે ઓરે પીતાજી, થૈ ગૈ કેવારની તાહાડી. ॥૨૨॥ બોલ્યા રૂશી થઇને ખુશી.અમે ગયાતા સરિતા' ત્યાં ત્યા ! લાગી તેથી થૈ ટાઢી, મરવાની સળગેલી ચીતા ॥૨૩॥ પણ પુત્ર પ્રભુ સાહાય છે તમને, તેણેથી કારજ સરિયું;શીઘ્ર ભરે આવીને વિશ્વનું, ભરણ પોશણ કરીયું. ॥ ૨૪ ॥ દુષ્ટ મતીના દુરિયોધને, પેટમાં રાખ્યું પાપ;મધ્યાન પછી મોકલ્યા અમને,તમને દેવરાવા સ્રાપ. ॥૨૫॥ તમેને કૌરવ ઉત્પન થયા, મ્હારા મંત્રો પ્રતાપ; માટે એક રીતે તમો પુત્રો, એક રીતે હું બાપ. ॥ ૨૬ ॥ ધર્મ કહે સત્ય છે મ્હારાજા,તમ વડે છૈએ અદાપી; દુરવાસા કહે મચ્યો જમ તમથા,પણ પેલા નીકળ્યા પાપી. ॥ ૨૭ ॥ પાપીયે પાપનું કર્મ કરીને, તમ સંગ કપટ કીધું; બાજી રમાડીને ઘરબાર રાજ્ય પાટ, સરવસ્ત લુટી લીધું. ॥ ૨૮ ॥ દ્રુપતી ઉપર કરિ કુદ્રષ્ટી,ત્રણ ત્રણ ચાર ચાર વાર;એટલું કર્યું તોયે સ્રાપ દેવરાવા, મોકલ્યા અંધ કુંવાર. ॥૨૯॥ તેથી આસીરવાદ તગને અમારો, તમારી બહુ જય થાજો;દુષ્ટમતિ દુરીયોધન કેરૂ, મુળ સમુળુ જાજો. ॥૩૦॥ તવ ભીમે કહ્યું તથા અસ્તુ,વચન ચઢાવ્યું માંથે; દુરવાસા કહે પ્રથમે કહ્યું છે, એ સહુ મરે તુજ હાથે.॥ ૩૧ ॥ એટલે બોલ્યા ધરમરાજા, બાપજી વરતવું વટે;છોરૂ કછોરૂ થાય કદી પણ,માબાપને આ ન ઘટે.॥ ૩૨ ॥ સ્રાપ દીધો તમે મુજ બંધુને, તે થાય છે પરીતાપ; તેનો અનુગ્રે કરો કૃપાળું, ઓરે મ્હારા મા બાપ. ॥ ૩૩ ॥ તમોને અમ પાસે મોકલીયા, તેતો કર્યો ઉપકાર; તમારાં દરશન અમે પામ્યા, તે માનીયે આભાર. ॥ ૩૪ ॥ રૂશી કહે ધન્ય ધરમ રાજા, ધન્ય ધરમ તારૂં નામ; અવગુણ બદલે ગુણ માને છે, તે તારૂ ઉત્તમ કામ.॥૩૫॥ ગુણ પછાડે અવગુણ કરેતે, સો પાપીના પ્રીત; અવગુણ પુંઠે ગુણ માને તે,સો રૂડા ની રિત. ॥ ૩૬ ॥ એમ કહી રહ્યા રૂશીજી, પાન્ડવ પર પ્રેમ વાપ્યો; વનમાંથી કાષ્ટ લાવીને ભીમે, રેહેવાને મઠ બાંધી આપ્યો. ॥ ૩૭ ॥ તે

દનથી દ્રુપતીયે ધાર્યું;વિપ્રમાટે દેહે દમવું;ઓચીતું કોઇ આવી ચડે માટે, સાંજ પડે નીત્ય જમવું. ॥ ૩૮ ॥ વિપ્ર રહ્યા ત્યાં આનંદ કરવા, પાન્ડવો સુખ પમાડે; અક્ષેપાત્રથી અન ઉપજાવી, ઇચ્છા ભોજને જમાડે. ॥ ૩૯ ॥ કરે નીત્ય શેવા સ્રદ્ધાળુ એવા, શુભ સતીના તંન; પ્રષ્ણ પુછી જ્ઞાન ગ્રહણ કરે છે, આનંદમાં કાઢે દન. ॥૪૦ ॥ એમ રૂષીનેરાખ્યા છ મહીના, પછી બોલ્યા રૂષી રાય; ઓરે દીકરા આગળ મળશું, હવેતો કરો વીદાય. ॥૪૧॥ છ મહીના તમે વિપ્રોને શેવ્યા, મનમાં થઇને મગ્ન; નિત્યાન કરાવ્યાં બ્રાહ્મણ ભોજન, તેતો થયો બ્રહ્મ યજ્ઞ. ॥ ૪૨ ॥ આશીશ અમારિ જય છે તમારી, કહીને માગી વીદાય; ઉદાસી થઇને વીદાય દીધી, રહ્યા પાંન્ડવ ત્યાંને ત્યાંય. ॥ ૪૩॥ તે વનમાં વારો ચાલે છે, દ્રુપતા કેરો સાર;ઇશ્વર ઇચ્છાયે ધર્મ તણો ત્યાં,ગર્ભ રહ્યો તે વાર.॥૪૪॥ એટલેવારા બંધ અવરના,નેક નીતી સુખ નેટ;એમ કરતાં દસ માસજ થયા, પુત્ર પ્રસવીયો પેટ. ॥ ૪૫ ॥ તે સુત સવા વરસનો થયો,તવ વારો શરૂ થાય; એવે ભીમ તણા વારાનો, પ્રગટયો પુત્ર પ્રજાય. ॥ ૪૬ ॥ એ રિતે પાંચેના વારામાં,પાંચ થયા છે તન;એવામાં એક દાહાડો બોલ્યા, પોતે ધરમ રાજન. ॥૪૭॥ હવે આ વનમાં નથી ગમતું ચાલો બીજે સ્થળ જૈયે એટલે સરવે કબુલ કીધું, દ્રોવિત વન જઇ રહીએ. ॥ ૪૮ ॥ એમ કહીને ત્યાંથી નીકળીયા, કુન્તા સતીના તન;નદી કનારે ડુંગરપર જઇ, વશાયા દ્રુવીત વન. ॥ ૪૯ ॥ ડુંગર ઉપર વ્રક્ષ પીંપળાનું,ઝુંપડી બાંધી તેની તળે;નીચે નીરમળ ગંગા વહે છે, સ્નાન કરે તેહ જળે. ॥ ૫૦ ॥ એ રીતે પાન્ડવો રહ્યા છે, સાંભળને તું રાય; દ્રુપતીને પાંચ પુત્ર થયા તે, દુષ્ટને ખબર થાય. ॥ ૫૧ ॥ વલણ. ॥ દુરીયોધને તે જાણીયું, થયો મન અતિ ઉતપાત; વ્યાસ વલ્લભ વાણી વદે, કહી મામાને વાત. ॥ ૫૨ ॥

---

## કડવું ૯ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણજન મેજે રાય;વિસ્તારિ તુજને સંભળાવું, વન પરવ મહિમાય. ॥ ૧ ॥ દુરીયોધને કહ્યું મામાને દ્રુપતિ થૈ વસ્તારી; પણ મુજ આશા પુરી ન પડી,દલ્લેડુ દુભાય ભારી. ॥૨॥ ઓરે કરણ એને માટે,થશે મુજ જીવની હાણ;કર્ણ વિચાર્યું જ્યારે ત્યારે

એને સારૂ જશે પ્રાણ. ॥૩॥ એટલે બોલ્યો મામો શકુની, જો મુજ બુદ્ધી ચલાવું; ચાલો સભામાં યુકતી કરીને, એજ રૂપાળી મગાવું. ॥૪॥ એટલે ઉઠી ગયા સભામાં. મામાયે કેવું કીધું; બાસઠ પાનનું સુરવીર બીડુ, સભામાં બનાવી દિધું. ॥૫॥ તે બીડુ ફેરવ્યું સભામાં, સુરો પુરો કોઇ થાય; દુરીયોધનનું કામ કરવા, મુખવાસ લૈને જાય. ॥૬॥ દ્રોવિત વનથી હરીને લાવે, છત્રપતીની મનમાની; તે ધણીને ભાગ અપાવું, રાજ્ય તણો બે આના. ॥ ૭ ॥ સર્વે સભાએ વિચાર કીધો, આશા કરે તે ફોક; પાન્ડવ પાસેથી હરણ કરે, તે પામે જમ લોક. ॥ ૮ ॥ એવા ભયથી કોઇ ન ઉઠયું, જેદ્રથે મન કીધું; સાળાની ચાકરી કરવી ગટશે, એમ જાણી બીડુ લીધું. ॥ ૯ ॥ જાણ્યું કે નારીને લાવીશું, તો વધશે મુજ માઝા; ટળશે તાબેદારી સાળકની, થૈશું રાજ્યમાં રાજા. ॥ ૧૦ ॥ હરણ કરતાં મરણ થાશે, તોહે જશે તાબેદારી, વ્હેલા મોડા એક વાર મરવું છે, બીડુ લીધું એમ ધારી. ॥ ૧૧ ॥ તવ દુરીયોધન એવું બોલ્યો, બનેવી સુરો સોહાગ; ધી ઢળશે તોહે છે ખીચડીમાં, ચાર આની દેશ ભાગ. ॥ ૧૨ ॥ વહેલા જાવો રૂપાળી લાવો, ભાયગ ભળે અમારૂં; તેમાંથી તમે પણ સમજો, ઉઘડયું કર્મ તમારૂ. ॥ ૧૩ ॥ સૌ હરખ્યા પછી કરણ બોલ્યો, સાંભળો છત્ર પતી; મીથ્યા મેહેનત શીદ કરોછો, સત્ય ન છોડે સતી. ॥ ૧૪ ॥ અબળાનું બળ કાંઇ ન ચાલે, પણ પ્રભુ એન શીશ; તે એની લજ્યા નાહ લેવાદે, ચીર પુર્યા જુગધિસ. ॥ ૧૫ ॥ યાત્રામાંથી બનીને આવ્યા, સતી તો સંગ ન આવી; કામીક પાપી મરણ પામ્યો, તે પણ ન શકયો લાવી. ॥ ૧૬ ॥ માટે મીથ્યા મુકો આશા, પુજનીક કેમ મોકલાય; લેવા ગયો ને નાશ થયો તો, ભગનીનું શું ગત થાય. ॥ ૧૭ ॥ દુષ્ટ કહે શું થવાની છે ગતી, જમ જેવા સૌ વીર; ખાશે પીશે મઝા કરશે, શુ દુખ એને શરીર. ॥ ૧૮ ॥ કરણે કહ્યુ મરજી તમારી, ઉઠયો જેદ્રથ બળીયો; સારથી પાસે રથ જોડાવી, બેશીને વન પળીયો ॥ ૧૯ ॥ દ્રોવીત વનમાં ચાલ્યો આવ્યો, ડુંગર રહ્યો ગઉ ચાર; ત્યાં રથ રખાવી નીચે ઉતરીયો; કહયો સારથીને સાર. ॥૨૦॥ રથના ઘોડા છોડતો નહી તું, જોડી રાખજે તોખાર; એમને એમજ પાણી પાઇને, ચરવા દેજે ચાર. ॥૨૧॥ આઠ દીવશ લગી વાટ જોજે, આવીશ કરીને હરણ; આઠે દહાડે આવું નહિતો, જાણજે પામ્યો મરણ. ॥ ૨૨ ॥ એટલે તુ તારે પાછો જાજે, કહી ચાલ્યો સતીને હરવા; પાન્ડવની રીત નીત્ય છે કેવી, જેને હરી ધ્યાન ધરવાં. ॥ ૨૩ ॥ નીત્ય

સરવે નાહી ધોઇને, ભાવે ભજે ભગવાન; તેમાંથી તાગી ભોજન કરે, થાય તેસમે મધ્યાન. ॥ ૨૪ ॥ પાંચે ભાઇને પાચે પુત્રો,સાથે કરે સહ્યન નીંદ્રા કરીને જાગ્રત થાયે,ચાર ઘડી રહે દન.॥૨૫॥ તવ ભીમ અરજુન શેદેવ નીકુળ, હાથમાં લે અથીયાર; ધર્મની આગના લૈ જાય રમવા, વિકટ વન ભાઇ ચાર.॥૨૬॥ દીપડા વાઘને સીંહ સાથે, રમતમાં અધ્ય વાળે; એ વનમાં ભયંકર પશું, તે તણો ભયટાળે.॥૨૭॥ એરીતે નીત્ય વનમાં રમે; ઝુંપડીયે શું થાય; ધર્મને છોકરાં સોંપીને સતી, તુંમડાં લૈ નદી જાય.॥૨૮॥ જળ ભરી આવી ભોજન કરિ,છેક સાંજે પરવારે;વન માંથી રમી ભાઇઓ આવ,ભજન કરી સુવે ત્યારે.॥૨૯॥ એ રીતે રેહેછે પાન્ડવો,આવ્યો જેદ્રથ જે દન; તે દનપાન્ડવે મધ્યાન કાળે,કીધુંછે સહ્યન.॥૩૦॥ દ્રુપતી ધર્મના ચરણ ચાપે,પર્ણકુતીકા માંય; તેસમે જેદ્રથ છાનો આવ્યો, ડુંગરપર ચઢયો ત્યાંય. ॥ ૩૧ ॥ ઝુંપડીની પુઠે પીંપળો છે તેને થડે ચઢી ગયો; જયા પત્રોની પુરણ ગફા, તેમાં સંતાઇ રહો.॥૩૨॥ એવે ચાર ઘડી દન રહ્યો,પાન્ડવ જાગ્રત થયા;ચાર ભાઇઓ આયુધ લૈને વનમાં રમવા ગયા. ॥ ૩૩॥ એટલે બોલ્યા ધરમ રાજા, દ્રુપતી પુત્રને લાવો; તમારે જમવાનો સમય થયો, ગંગાજળ ભરી આવો. ॥ ૩૪॥ એટલે આવ્યા પાંચે પુત્રો,રમાડે ધરમ રાય;શુભ સતીએ તુંમડાં લીધાં જળ ભરવાને જાય ॥ ૩૫ ॥ ડુંગર પરથીઉતરી નીચે, બેઠી ગંગા તાર;તુંમડામાં કાંકરા નાંખીને,ધુએ ધરીને, ધીર. ॥ ૩૬ ॥જેદ્રથે તે નજરે જોયું,મનમાં કર્યો વિચાર; ધરમના દેખતાં હરૂતો,ધરમનો શોભાર. ॥૩૭॥ ફરી ભય ચાર ભાઇનો,તેતો સંચરાયા વન; ધર્મને મોઢું બતાવવું મટયું,આગળ થૈ સ્ત્રીજન.॥૩૮॥ એમ જાણીને છાનો માનો; પીંપળેથી ઉતરીયો;તેપછી ડુંગર પરથી ઉતરી,છાનો માનો પરવરીયો ॥૩૯॥ એણીપા પુંઠછે પ્રેમદા કેરી, પાપી તો સુરમાં ચાલ્યો; દ્રુપતી નથી જાણતી એનો,ચેટલો ઝડપ ઝાલ્યો. ॥ ૪૦ ॥ તેવી દ્રુપમી બાવરી બની,દુષ્ટ કશા કેહેડબાંધે;એકહાથ અબળાને ઉપાડી,ઉચકા લીધાખાંધે. ॥ ૪૧ ॥ દોટ મુકીને દુષ્ટ ચાલ્યો,અતીશે હડીયો કાહાડે; દ્રુપતીનું અંગ ધ્રુજવા લાગ્યું,બહુ બરકા બુમ પાડે. ॥ ૪૨ ॥ જેદ્રથે જાણ્યું જાણશે કોઇ,તો રંગમાં ભંગ થાશે;ચારઆની ભાગ આવી ચુકેલો,નશીબમાંથી જાશે. ॥ ૪૩ ॥ એમ વીચારી હેઠી નાંખી, દુષ્ટ કાળો કેહેર ધાર્યો અબળાના હાથ ચરણ બાંધ્યા,મોઢામાં ડુચો માર્યો. ॥ ૪૪ ॥ પાછી ઉપાડી ખાંધે લીધી, પંથે પડયો તેવાર; દ્રુપતીથી બોલાય નહી ને,રૂદન ક-

રે અપાર. ॥ ૪૫ ॥ મનમાં સમરણ કરવા લ ગી,સાંભળને તું રાય;પોતાના પ્રભુને પોકાર,તેનો કહુ મહીમાય.॥૪૬॥ વળણ;મહીમા તે કહુ તુજને,સુણજનમેજયરાય;વ્યાસ વલ્લભ વાણી વદે,સામળીઓ કરે સહાય.

---

## કડવું ૧૦ રાગ નફ્ટ ફ્ટ ફ્ટ તનેરે.

કરે સતી અતી ઘણું કલપાન્ત,દુખીસા દુશણેરે;કોઇ દીવશે વળી નહી. શાન્ત,પ્રભુ કેમ રૂશણેરે. ॥ ૧ ॥ મેશું કીધી કોને વીસ્વાસ ઘાત,દુખી શા દુશણેરે;વગોવાઇ જયાંને ત્યાં મુજ જાત, પ્ર. ॥ ૨ ॥ કરો ક્ષમા હરી મુજ અપરાધ,દુખી; મ્હારા સત્યમાં શો આવ્યો બાધ. પ્ર. ॥ ૩ ॥ માહારાં વીપત વેળાના છોવીર;દુખી. નોહોતાં પુરવા સભામાં ચીર. પ્ર. ॥ ૪ ॥ માર્યો કામીક દહીત તમે આવી, દુખી; તમે ત્યાં પણ લીધી બચાવી. પ્રભુ. ॥ ૫ ॥ આવ્યા દુરવાસા રૂષી ખાવા માગી,દુખી; ભાજી તાર લેઇ ક્ષુધા ગયા ભાગી.પ્રભુ. ॥૬॥ લાજરાખતા આવ્યાને આજ રાખો.દુખી; નહીતો એક દમ પ્રાણ કહાડી નાંખો.પ્રભુ. ॥ ૭ ॥ મ્હારાં ટળવળી મરે પાંચ બાળ,દુખી; કાંક દલ દયા ધરોને દયાળ,પ્રભુ. ॥ ૮ ॥ મ્હારે તુજ વીના નથી કોઈ બેલી,દુખી;થઇ નુગ્રરાને દાસને શું મેહેલી પ્રભુ. ॥૯॥ આતો લેઇ જશે દુષ્ઠ વીકારી, દુખી; વગોવાશે ભોળી ભગની તમારી પ્રભુ. ॥ ૧૦ ॥ વલણ. ॥ એમ ઇશ્વર પોકારીયા; જાણી પ્રભુએ વાત; વલ્લભ વદે તરશા મુકી, ભીમન પ્રભુ સાક્ષાત.

---

## કડવું ૧૧ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણુજાનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું,વન પરવ મહીમાય. ॥ ૧ ॥ વરકોદરને ત્રશા મુકી,તવ બેશી ગયા ઘાંટા; એકાએક અતીસોસ પડીયો,કઠે પડીયા કાંટા. ॥ ૨ ॥ ભીમ કહે ભાઇ ગદા જોજો,તરશે જીવડો જાય; નદી જૈ પાણી પીઆવું, કહી ચાલ્યો વનમાંય. ॥ ૩ ॥ પુરવમાંથી પશ્ચીમ દીશા એને જવાનું થાય; જેદ્રથ ઉત્તરમાંથી ચાલી, દક્ષીણ દીશા જાય. ॥૪ ॥ નદી કીનારે એ જતોતો, પુંઠળ આવ્યો ભેમ; અબળા ઉચકી જાતાં દીઠો, પડયો પેટમાં વેમ. ॥ ૫ ॥ કોઇક પુરૂશ પ્રેમદા લેઇ, નાસે ભય હોય તેવું; એની ખાંધે અબળા છે તેનું, મોઢું દ્રુપતી જેવું. ॥ ૬ ॥ તરશ્યો ન તર-

રયો કયાં જઇ ઝાલું, હમણાંતો જાવા દેઉં; પેટ ભરી પાણી પીધા પ
છી, ખબર એનિ લેવું. ॥ ૭ ॥ એમ જાણિને નદિમા પેઠો,જળ પીવા
ને વીચાર; જાણ્યું કે ખોબે ખોબે પીતાં, લાગશે મુજને વાર. ॥ ૮ ॥
એટલામાં જાશે જેવાનું, એમ જાણી ખોળી કહાડયું; હાથે વતિ આઘુ
પાછુ કરિને, પાણીમાં મોહોડુ માંડયુ. ॥૯॥ એટલ એનિ તરસ્યા છી-
પી, મુખથી બોલ્યો હાસ; પછી નદી કીનારે બેશી,પાઘડી ખાધો સ્વા
સ. ॥ ૧૦ ॥ પછી ઉઠયો કટી કશીને, દડબડ મુકી દોટ;જેદ્રથની પુંઠે
જઇ પોહોચ્યો, કરી બોચીમાં ચોટ. ॥ ૧૧ ॥ જેદ્રથે જાણ્યું ભીમ આ
વ્યો, નાંખી દીધિ નાર; વ્રકોદરના સામો થઇને, હાથ ગ્રહ્યાં હથીઆર.
॥૧૨॥ એકલાને દેખી હામ આવી, નાગ પાસ મંત્રજ સાધ્યો;તે બાણ
મારિ વ્રકોદરને, હાથેને પગે બાંધ્યો. ॥૧૩ ॥ કબજ થઇને ભીમ ઉભો,
જેદ્રથ મળીયો માઠો;પાછી પ્રેમદા ખાંધે લીધિ,સરસપાટે નાઠો.॥૧૪॥
એટલે ભીમે કહ્યુ એને,બચ્ચાજી લેઇ જાજો;એમ કહી પછી બુમ પાડી,
ધાજોરે ભાઇ ધાજો. ॥ ૧૫ ॥ તે સબ્દ સાંભળ્યો શહદેવજીએ, બોલ્યા મુ
ખ વચન; કોહો ના કોહો પણ વ્રકોદરને, વનમાં થયુ વીઘન. ॥ ૧૬॥
તવ ત્રૈણે ભાઈ તૈયાર થયા,ફાળ ભર્યા માહા માઠા;ભીમની ગદા ઉચકે
કીયો, વનમાં મુકીને નાઠા. ॥૧૭॥ એટલે ભીમે આવતા દીઠા, કહ્યું કે
દોડોરે દોડો;દોડયાનું જોર હોય નહી તો,હાથ પગ મ્હારા છોડો.॥૧૮॥
ચાલતાં અરજુને બાણ લીધું,બળવંત દૈવત દાખ્યો;ગરૂડાસ્તરનું બા
ણ મારી, ભીમને છોડી નાંખ્યો. ॥ ૧૯ ॥ તવ ભીમ બોલ્યો આવેજો
વ્હેલા, કહીને દોડયો છેક; પાછો જૈ પોહોચ્યો જેદ્રથને,ગડદો માર્યો એ
ક. ॥૨૦॥ તવ જેદ્રથે મન વીચાર્યું, વાંકો દિવશ કહાવ્યો; ગણત નહી
વ્રકોદરને પણ, હવે અરજુન આવ્યો. ॥ ૨૧ ॥ દ્રુજી દ્રુપતિને નાંખી
દિધી, દીઠો એકલો ભેમ; એટલે બાણ ચઢાવીને માર્યું, બાંધ્યો એમનો
એમ. ॥ ૨૨ ॥ પાછો નારીને લેઇને નાઠો. દાજ્યું અંતસકરણ; ભીમે
ભાઇઓને ધાંઢા કાહાડ્યો. શું ભાગી ગયા ચરણ.॥૨૩॥ દોડો નહીતો
છોડો મુજને, વ્રકોદર એમ ભાંખ્યો. તવ અરજુને બાણ મારી, તરત
છોડી નાંખ્યો.॥૨૪॥ ભીમ કહે સહુ આવી પોહોચો, કહીને ઝપાટો
કીધો; પાછો જેદ્રથને જઇ પોહોચ્યો, બોચીમાં ગડદો દીધો. ॥ ૨૫ ॥
તવ નારીને નીચે નાંખી, બાંધવા ઉલટ લાવ્યો: એવામાં અરજુન બા
ણાવળી, સુર સપાટે આવ્યો. ॥૨૬॥ આવતાં બાણ ચઢાવ્યું પોતે,આક
ભીચે ખેલ કીધો;નાગપાસના મંત્રનું મારી,અવળો બાંધી દીધો.॥૨૭॥

એટલે ભીમે દો મુકી, કીધો અતી ઉપાડ; ગડદા પાટુનો માર મારી, ભાગ્યાં હાડે હાડ. ॥ ૨૮ ॥ શેહેદેવે આવી અબળા છોડી, કુચો મુખનો કાહાડયો; નીરદયપણે જેદ્રથને તો, ભીમે મારવા માંડયો. ॥ ૨૯ ॥ જેદ્રથ બુમો બરકા પાડે, અપરાધ કરો માફ; દ્રુપતી મુજ માતા સરીખી, મને મુકો માબાપ. ॥ ૩૦ ॥ ભીમ કહે મને બે વાર બાંધ્યો, માટે મારૂ હેર;જેદ્રથ કહે ભુલો ચુકયો,જવાદો આ ફેર. ॥ ૩૧ ॥ અરજુનજીને દયા આવી, બોલ્યા મુખે વાણ; ભીમ હવે એને હાથ અરાડો, તો તો ધરમની આણ. ॥ ૩૨ ॥ તવ ભીમે ભુજ બંધ કીધા, મારે ચરણની લાતો; જેદ્રથ કહે કોઇ મુકાવો,માર નથી ખમાતો. ॥૩૩॥ એટલે અરજુનજી એમ બોલ્યા, મુકો ધમા ધમ; ભીમભાઈ એને અડોતો, તમને મ્હારા સમ. ॥ ૩૪ ॥ તવ વરકોદર આઘો ખસ્યો, ખેલજ ખોળી કાહાડયો; વાયુ સુતે વ્રક્ષ ઉપાડી, ઝાડે ઝુડવા માંડયો. ॥ ૩૫ ॥ અરજુને જાણ્યું નહી મુકે કેડો, મીથ્યા કર્યા સોગન; તમને જેમ ઘટે તેમ કરો, એ વાયુના તન, ॥ ૩૬ ॥ તવ ભીમે જઇને ગ્રહી બોચી, બાંધેલા ભાઈને ઝાલ્યા, ધરમને દેખાડવો જોઈએ, કહી સાથે લેઈ ચાલ્યા. ॥ ૩૭ ॥ દ્રુપતીયે તુમડાં ભરી લીધાં, ડુંગર ઉપર ચડીયા; ધરમે જેદ્રથ બનેવી જોયા, તવ જઇ બાહાજી પડીયા; જેદ્રથના બે ભુજ છોડયા, બોલ્યા મુખ વચન; બનેવી પુજનીક ભલે પધાર્યા, મુને કર્યો પાવન. ॥ ૩૯ ॥ ભીમ કહે ભાઈ પાવન કરવા, એમણે કીધા ચરણ; આવી તમારી દ્રુપતીનું, કરી જતોતો હરણ. ॥૪૦॥ ધરમ કહે હોયે ભાઈ, દ્રુપતી જળ લાવો; મુજ પુજનીકને સ્નાન કરાવી,ભોજન ભાવે કરાવો. ॥ ૪૧ ॥ દ્રુપતી કહે હું ન જમાડું; ઓરે ધરમ ભુપાળ; હર્ણ કરી લેઇ ગયો હોતેતો,ટળવળી મરત બાળ. ॥૪૨॥ ધર્મ કહે તમે મુકો લવારિ, પાળો મુજ વચન; જેદ્રથ કહે જાવાદો મુજને, કરવું નથી ભોજન. ॥ ૪૩ ॥ ધરમ કહે જમ્યા વીના. ન દેવું તમને જાવા, એટલે જેદ્રથે સ્નાન કીધું, દ્રુપતિયે દીધું ખાવા; ॥ ૪૪ ॥ ખાઇ ઉઠીને આગના માગી, ધર્મ વધ્યા તે ઠામ; ઓરે બનેવી આવો પધારો, જરા કરો આરામ. ॥૪૫ ॥ એમ કહી સાદડીમાં સુવાડયો, ડુંગર ઉપર ધરણ;ધરમ રાજા પાસે બેસી, ચાંપવા લાગ્યા ચરણ. ॥૪૬॥ ચાર ભાઇને દ્રુપતીના, મનમાં એ દુઃખ સાલે; ધર્મના ઉપર રિસ ચ્રઢે છે, પણ કોઈનું નવ ચાલે. ॥૪૭॥ જેદ્રથ કહે આશું કરોછો, ઓરે ધરમ રાય; ક્ષમા કરો ચાંપવા નથી,રેહેવા દો મુજ પાય.॥૪૮॥ ધર્મ કહે તમે થાકી

ગયા છો, મેહેનત ઝાજી કીધી; અમારા ચર્ણનિ રજ દ્રુપતી, તેને ખાંધે લીધી. ॥ ૪૯ ॥ તમારા ચર્ણનિ રજ અમે, અમારા ચર્ણની એહ; તેને ઉચકી દોડવું પડયું, તસ્દી લીધી તેહ. ॥૫૦॥ પુજન કરવું ઘટે તમારૂ, બદલે તસ્દી દિધી; મુરખ બંધુ ભીમ અમારો, ગડદેથી પુજા કીધી. ॥૫૧॥ વારૂ બનેવિ બોલો સાચુ, કેમ કર્યું આ કર્મ; જેદ્રથ ઝર ઝરીયાં લાવી બોલ્યો, સાંભળો રાજા ધર્મ. ॥૫૨॥ દુરીયોધને લાલચ દીધી, ચાર આનિ રાજ ભાગ; તેથી દ્રુપતી હરવા આવ્યો, જોઇને મનથી લાગ. ॥૫૩॥ ધર્મ કહે ધાર્યું નવ બને, મનુષનું કોઇ કાળ; પરદારાને દુખજ દિધું, મરત ધાવ્યા વણ બાળ. ॥૫૪॥ તે દોશ તમને લાગત કેવો, તેનો કરો વીચાર; તેમ છતાં મન ધાર્યું ન બને, કરતા શ્રી જુગદાધાર. ॥૫૫॥ કદાપી પામત કામ કરિને, ચાર આનીનું રાજ; તેથી શું ફળ મળત તમને, વીચારી લ્યો આજ. ॥૫૬॥ રાજયથી ભોગવત વૈભોગ ઝાઝા, તેણે શું વધે આયુશ; ન ભોગ્યવેથી ઘટયો કોનો, તો મીથ્યા બધી હુંશ. ॥૫૭॥ વૈભોગથી સરીર સચવાયુ, વૈભોગવણ ગાસ્યો દેહ; પણ બેઉનો મારગ મરવાનો, સર્વને છે તેનો તેહ. ॥ ૫૮ ॥ કદી કોઇ ધનવંતો હોય, વૈભોગ લે વીશાળ; પાંચ પચા સો સુધી ભોગવે, પછી કયાં સદાકાળ. ॥૫૯॥ એક જનમ કદિ વૈભોગ લીધો, તેણેથી શું થાય; બીજે જનમ કયાંથી લાવે, કોગળે દવ ન બુજાય. ॥૬૦॥ માટે વૈભોગ રોગજ મ્હોટો, વૈભોગ કાજ રાજ કરવું; વૈભોગ ન હોય કે કદી હોયે, તોપણ પેટજ ભરવું. ॥૬૧॥ સ્વાદ વડે કે સ્વાદ વીનાનું, જ્યાં ત્યાં ભરવું પેટ; તેમ છતાં મુંઢ પ્રપંચ કરે, મનથી મીથ્યા વેઠ. ॥ વળણ. મનની મીથ્યા વેઠ છે, ન પડે પાર વીચાર; વ્યાસ વલ્લભ વાણી વદે, બોધ કર્યો અપાર.

## કડવું ૧૨ રાગ ચોપાઇ.

બોલ્યા વૈશંપાયન વચન, સુણ જનમેજે રાજન; બોલ્યો જેદ્રથ મુખથી એમ, મારી મતી ફરી ગઇ તેમ. ॥ ૧ ॥ મને ઉપદેશ કીધો કેવો, ફરી આ કૃત્ય ન કરૂ એવો; હવે આપો મુને આગનાય, થાવું જીવતો હૈંથી વીદાય. ॥૨ ॥ બોલ્યા ધર્મ પધારો સુખે, માફ કરજો કહ્યું મેં મુખે; તવ જેદ્રથ ચાલ્યો સાર, ત્યારે ભીમે કર્યો વિચાર. ॥ ૩ ॥ એની આકરી ધરમે કરિ, માટે મારી આવું હું ફરી, બેસો અરજુન ધર્મની પાસ, નાંખો વાતોમાં દે વીસ્વાસ. ॥૪॥ હું તો જેદ્રથ પુંઠ જાવું એને જૈ ખોળ

ખરો કરી આવું; એમ કહી ઉડયો વાયુ તન, દેખી જેદ્રથ વધો વચન ॥૫॥ ધાજો ધાજો ધરમ રાય ધાજો, આવે વ્રકોદર તેને સ્હાજો; ત્યારે ઉઠીયા ધરમરાય, બોલાવ્યો ભીમ ઝુંપડીમાંય. ॥૬॥ ગયો નાશીને જેદ્રથ, જઇ પાહોચ્યો જ્યા પોતાના રથ; બોલ્યો સારથી ઠાલો ભાળી, કહો ક્યાં ગઈ પેલી રૂપાળી. ॥ ૭ ॥ કહ્યું જેદ્રથે વીદાય કીધી, હસ્તીનાપુર મોકલી દીધી; કહી રથ બેઠો એ બળીયો, હસ્તીનાપુર ભણી પળીયો.॥૮॥ આવ્યો રસ્તે જતાં વીચાર, મારે હાથ આવાતી નાર; આવ્યોતો ભીમ તથા શું થાત, એને બાંધી મુકી લૈ જાત. ॥૯॥ પણ અરજુને આવી બગાડયું, એણે મળતું રાજ નસાડયું; માટે સાચોચે મ્હારો બ્હેરિ, એમ ઝેરે ભરાયો ઝેરી.॥ ૧૦ ॥ એવે દિઠું શીવાલય એક, ઉતરિ ધર્યો તપનો ટેક; બેઠો તપ કરવાને જ્યારે, શીવ થયા પ્રસન દન ચારે. ॥ ૧૧ ॥ માગ્ય માગ્ય માગે તે આપુ, શાને તપ લેઇ બેઠો બાપુ; બોલ્યો જેદ્રથ લાગીને ચરણ, પામે અરજુન મુજથી મરણ. ॥૧૨॥ ત્યારે માહાદેવજી ઓચરે, અરજુનને હાથે તું મરે; પડયો જેદ્રથને અતી વેમ, હાવું અવળું બોલ્યા કેમ. ॥ ૧૩ ॥ ત્યારે બોલીયા ત્રીપુરારી, કરી હર્ણ તેં એની નારી; એનો અવગુણ ગણી એમ માગે, તેથી મુજને માઠું લાગે. ॥૧૪॥ બોલ્યો જેદ્રથ મુકું ન તપ્પ, મ્હારે એ વરદાનનો ખપ્પ; બોલ્યા મ્હાદેવ આપુ ન એવું, હોય ખુશીતો બીજુ દેવું. ॥૧૫ ॥ બોલ્યો જેદ્રથ કષ્ટી કાપો; તમન જે ફાવતે આપો; ત્યારે માહાદેવ વધા વચન, થાશે યુદ્ધ અષ્ટાદસ દન. ॥ ૧૬ ॥ તે વારે વેણ મ્હારૂં ફળશે, તારા ખાળ્યા પાન્ડવ ખળશે; એવું વરદાન લૈને જાય, રથ બેશી થયો વીદાય. ॥ ૧૭ ॥ આવ્યો હસ્તીનાપુર સાર, પોહોચ્યા દુષ્ટને સમાચાર; તેવો ઉઠીને સામો આવ્યો, મોતી પુસ્પ વધાવવા લાવ્યો. ॥૧૮॥ સાથે શકુની દુસ્યાસન, જોડે આવ્યો કરણ રાજન; દુરીયોધન હરખે ભરીયો, સામો આવી નમસ્કાર કરીયો. ॥૧૯॥ આવો આવો બનેવી આવો, મારા મન ગમતા ગોરિ લાવો; થયો ક્રોધ જેદ્રથને અતી, મ્હારી ખબર પુછતો નથી. ॥૨૦॥ એના સ્વારથની કરે વાત, મુઓ એવો સગો પ્રખ્યાત; એમ રીસ કરી બોલ્યો વાણી, તુજ ઘેર મોકલી છે રાણી ॥૨૧॥ મુજ કને મંગાવ નારી, તને સોંપી જનેતા તાહારી; તવશું બોલે દુરીયોધન, એનું ઉતરી ગયું વદન. ॥ ૨૨ ॥ બોલ્યો છત્રપતી મુખ એમ, તમે આમ બોલોછો કેમ; કહે જેદ્રથ મોકલ્યો મરવા, શુભ સતીનું હરણ કરવા. ॥૨૩॥ એતો જગત જનુની સતી, લાજ લેવા ન દે જગપતી, સુણી કર્ણને બો-

લવું ફાવ્યું, મ્હારૂં કહ્યું જો આગળ આવ્યું. ॥ ૨૪ ॥ તવ સમજીને સહુ રહ્યા, મામા ભાણેજ નીરાશ થયા; આશા મુકીને બેઠો પાપી, મન ધાર્યું થયું ન કદાપી. ॥ ૨૫ ॥ રહ્યા પાન્ડવ દ્વીવીત વન, એવે શું થયું એક દન; બોલ્યા અરજુન પડીને પાય, તમે સાંભળો ધરમ રાય.॥૨૬॥ આપો આગના તૈયાર થાવું, વિદ્યા ભણવા હું સ્વરગે જાવું;મ્હારા ઇંદ્ર પીતાની પાસ,કરી આવું કાંઇ અભ્યાસ. ॥૨૭॥ આણ્યાં આંસુ ધરમ તે સમે, વીરા તુજ વીના કેમ ગમે; જાય સ્વર્ગે તું વીદ્યા લેવા, મારી કોઈ કરે નહિ શેવા. ॥ ૨૮ ॥ મુને વીપત સરવે પાડે, ભીમ ઉઠે સવા પોર દાહાડે; કામ બતાવું તો વળ ચડે, આખો દાહાડો મને બડબડે ॥૨૯॥ કહ્યું શેદેવ કરે કયારે, શેવાથી મધ્યાને પરવારે;પછી કામમાં જીવજ પેસે, પાછો ટીપણુ જોવા બેસે.॥ ૩૦ ॥ જોઈ વીચારીને ભરે ફાળ,જાવું દક્ષીણુ સામો કાળ;જાવું ઉત્તર તો દુખ પામું,આજ જોગણિનું ઘર સામું. ॥૩૧॥ જુએ શુભ અશુભ ચોઘડીયું, એટલે સહુ કામ રખડીયું; કામ બતાવૂં નિકુળજીને, ઉઠે વસ્ત્ર પોશાગ સજીને. ॥૩૨॥ લાગે પેહેર તાં બે પોહોર વાર,એનિ છેલાઇનો નહી પાર;કરે ધ્રુપતિ કામ અનુપ, પણ પીડા કારક એનું રૂપ. ॥ ૩૩॥ એનાથી અળગા ન જવાય,કોઈ હર્ણ કરી લેઈ જાય;તુજથી કામ જેજે બને,તેવુ કોણ કરનાર મુજ કને ॥૩૪॥ માટે નહી જવા દેઉ વીર,કહી નેત્રમાં ભરીયાં નીર; બોલ્યા અરજુનજી સુણો વાત, કરો કરૂણા ત્રેણે ભ્રાત. ॥ ૩૫ ॥ કરો ધર્મ તણી શેવાય, તોતો મુજથી ભણવા જવાય; બોલ્યો ભીમ ભણીને શું કરવું, ભણ્યા ન ભણ્યા સર્વને મરવું. ॥૩૬ ॥ ભણ્યામાં તમે કાઢયા દાહાડા, અમથી કેટલા થયા જાડા; માટે ચલાવો ભણ્યાંવણુ ભ્રાત, ત્યારે અરજુને જોડયા હાથ. ॥ ૩૭ ॥ ત્યારે કહ્યું ત્રેણે વીર, જાવો ભણુવાને રણધિર; મ્હોટા ભાઈની શેવા કરશું, તમ કરતાં સારૂં આદરસું. ॥૩૮ ॥ કહ્યું ધર્મને ચીંત્તા ન ધરશો, કરશું જે આગના કરશો; ત્યારે બોલ્યા ધરમ રાય, જાવો વીરા થાવો વીદાય. ॥ ૩૯ ॥ સહુ કરશે શેવા અમારી, જાળવજો જાત તમારિ, ભાઇ થાશો નહી મન મેલા; તમો ભણીને આવજો વેહેલા. ॥ ૪૦ ॥ વલણ. ॥ ધરમે આપી આગના,અરજુન પડીયો પાય; આયુધ લીધાં હાથમાં તરત થયો વીદાય. ॥ ૪૧ ॥

# કડવું ૧૧ રાગ સાખી.

વૈશમપાયે એણિપેર બોલ્યા સુણુ જનમેજે રાય; વિસ્તારિ તુજને સંભળાવું, વન પરવ મહીમાય. ॥૧॥ અરજુનજી આગ્ના લૈ ચાલ્યો અ ઘોર વન મોઝાર;એવામાં શીવાલેય દીઠું,તપનો કર્યો વિચાર. ॥૨॥ શીવ વીના કોણ સ્વર્ગ મોકલે, ડાહાપણુ સોધિ કાહાડયું;ઉંપે શીશે અરજુનજીએ, શંકરનું તપ માંડયું. ॥ ૩ ॥ એવામાં દીઠો નારદજીયે,જાણ્યું કે એને ચડાવું;અરજુન માહાદેવને કરૂ ભેગા, બે જણુને લેડાવું. ॥૪॥એવું વિચારિ નારદ આવ્યા,અરજુનજીની કને;સુત સતીના તપ લેઈબેઠો, કોણે બતાવ્યું તને. ॥૫॥ છ મહીના તને વિતી જાશે, તોએ પ્રસન નહી થાય; શંભુને પ્રસન કરવા હોયતો,બતાવું એક ઉપાય.॥૬॥ ઉભો થઈને આયુધ ઝાલી,લે શીવજીનું નામ;એટલે તરત પ્રસન થાશે, સરશે તારૂં કામ. ॥૭॥ અરજુનજી કહે વારૂ માહારાજા,મુનેતો આનંદ થાય; મસ્કરી કરી હશે પણ વીપ્રનું, વચન મીથ્યા ન જાય. ॥૮॥ મુજ મનનેતો પુરણ સર્દ્ધા,એમ કર્યો મનસુબો;માળા મુકી આયુદ્ધ ઝાલી, તપ કરવા ર । ઉભો. ॥ ૯ ॥ એટલે નારદજી પરવરીયા,ગયા માહાદેવ પાસ; જોજો વરદાન આપવા જતા, જાણી તમારો દાસ. ॥૧૦॥તપ કરે છે આયુધ ઝાલી, એનો છે એમ વીચાર; વરદાન આપવા આવે ત્યારે, મારવા ત્રીપુરાર.॥૧૧॥ કૈલાશ લેવું મનમાં એવું,માટે તમે નવ જાશો; અત્યારે સાચુ નહિ માનો પણ, પાછળથી પસ્તાશો. ॥ ૧૨॥ શંકર કહે કોણુ છે એવો, સૌ વેમ મનનો ખોટું; કેવી રીતે મારે છે મુને,પારખું એનું જોવું. ॥૧૩॥ ચડાવી નારદ વીદાય થયા, કોપ્યા કૈલાશ ભુપ; બે મુખનો મ્રગ બનાવિ પોતે, પારધિનું ધર્યું રૂપ. ॥૧૪॥ આગળ મ્રગને પુઠળ પોતે, લીધેલાં કર અથીયાર;અરજુનજી તપ કરે તેણી પા આવીયા ત્રીપુરાર. ॥૧૫॥ કુંન્તિ પુત્રે પારધી દીઠો, આગળ દાઠો હરણુ; જાણ્યું કે મુજ દેખતાં કરશે, પારધિ મ્રગનું મરણુ. ॥ ૧૬ ॥ એવું સમજી સુરો બોલ્યો, મ્રગ મારે તું કેવું;એમ ક્ષત્રીનું રમકડું એ,થાશે જોયા જેવું. ॥૧૭॥ પારધી રૂપે પશુ પતી બોલ્યા, જોયા ખતરાં અનેક; જોયા જેવું કરનારો મેં, નથી દીઠો કોઈ એક ॥૧૮॥ અરજુન કહે લે દેખાડું,બાણુ માર્યું મ્હા બળી;શંકર પોહોળુ મ્હોઢું કરીને,ત બાણુ ગયા ગળી.॥૧૯॥તવ અરજુને બીજુ માર્યું,ગળી ગયા વીવેક;કુન્તી સુતે અગ્ણીત મંત્રે,બાણુ માર્યાં અનેક.॥૨૦॥તે સહુ શીવજી ગળી ગયા, કેક્યું

ધનુશબળીયું;માહાદેવ મુખપોહોળું કરીને,ગાન્જેનામાં ગળીયું.॥૨૧॥ તવ ભાથો માર્યો તે પણ ગળીયો,અરજુનને ક્રોધ ચડીયો;દોટ મુકીને માહાદેવજીની,કોટે બાહાજી પડીયો ॥૨૨॥એટલે માહાદેવ ઉંચા બનીયા, અરજુન વળગેલો કંઠઃ તેથી સોભ્યો કેવો જેવો,ઉંટની કોટે ઘંટ.॥૨૩॥ અરજુનજી અતિ અકળાયો,કામજ કેવું કરીયું;છેવટ એણે માહાદેવજીને,ખભે બચકું ભરિયું.॥૨૪॥ તવ શીવજીને હસવું આવ્યું, પોતે થયા પરશન;અરજુનજીને અળગો ઉતારિ,દિધાં શીવ દરસન. ॥૨૫॥ ભોળો ભોળવાયો બચકેથી,કહ્યું કે મ્હારો થાપું; તપ કરવાનું કારણ શું છે, જે માગે તે આપું. ॥૨૬ ॥ અરજુનજી કહે ઓ મ્હારાજા, પછી બીજું કષ્ટ કાપો;હતું તેજ ગયું છે મ્હારૂં, આયુધ મ્હારાં આપો. ॥૨૭॥ તવ શીવજીએ આયુધ એનાં,આપ્યાં તેણી વાર; પછી કહ્યું તપ આમ કેમ કીધું, હાથ ગ્રહી હથીઆર, ॥૨૮॥ અરજુને કહે નારદ મુને, એવું બતાવી પળીયા; વીપ્ર વચન પર મેં રાખી સ્રદ્ધા,તો તમે તરત મળીયા. ॥૨૯॥ શીવ કહે મને મોકલ્યો એણે.કરિ ગયો ચડાવા;આયુધ તનેહાથે ઝલાવ્યાં,આપણ બેને લડાવા. ॥૩૦॥ અરજુન કહે તે તો તે જાણે, બ્રહ્મવાયક ફળીયું; આકીન છે તે સૌથી મ્હોટું, ભાયગ મ્હારૂં ભળીયું. ॥૩૧॥ વિપ્ર વચન પર સ્રદ્ધા રાખે,મુજ પેઠે જન જેહ;મન વાન્છીત ફળ તેને મળશે, સો સુખ પામે તેહ. ॥૩૨॥ એવે બોલ્યા ભોળાશંભુ, શી તારી ઇચ્છાય; અરજુન કહે મ્હારે જાવું, મોકલો સ્વર્ગની માંય.॥૩૩॥શીવ કહે જા પુર્વ દીશાયે,ઇંદ્રિ તણા સંતાન;ગાંધર્વ આવશે તેડવા તુંને,સાથે લઇ વઇમાન.॥૩૪॥એમાં તેં કાંઇ નથી માગ્યું,એમ અતી હેત વાપ્યું; પસુ પતાકા પસુ પતિયે,બાણ પારથને આપ્યું.॥૩૫॥ આ બાણ રાખજે તારી પાસે, જોતું મારે કોઇ દીશ; બ્રહ્મા વીષ્ણુ કે હું હોવું, તોપણ છેદે શીશ. ॥ ૩૬ ॥ એક વળા તારૂં કામ કરીને,આવશે મારી પાસ; માટે ખરી વેળાયે વાવરજે, કહ્યું શીવ અવીનાસ. ॥ ૩૭ ॥ બાણ આપી અંતરધ્યાન થયા, તવ અરજુનજી જાય;વૈમાનની વાટ જોતો જોતો, ચાલ્યો પુર્વ દિશાય. ॥ ૩૮ ॥ શીવે પોતાના ગણ મોકલીયા, ઇંદ્રપુરિની માંય; શીવ વદાને વૈમાન મોકલી;અરજુનને લાવો હાંય. ॥ ૩૯ ॥ ઇંદ્રે કહ્યું વારૂ માહારાજા, ગણ થયા વિદાય; એટલે ઇંદ્રે વીચાર કીધો, હવે શો કરવો ઉપાય. ॥ ૪૦ ॥ લવશ કવશ નામના દહીતો, કૈંક વેળા હાંઇ આવે; ઘણાજ નબળા ઘણાજ જબરા,

સૌ દેવતાને હરાવે. ॥ ૪૧ ॥ દેવતા અમ્મર મારે ન મરિયે, અર્જુન પ્રભુનો પ્રાણી;દેતો મારેને મરણ પામેતો,મુજ ઈજ્જત ધુળધાણી.॥૪૨॥ સ્વર્ગમાં શું જોઈ લાવું અને, મન ગભરામણ આણી; પરીક્ષા કરૂં કેવો કુંવર છે, જોવું પેહેલું એનું પાણી. ॥ ૪૩॥ એવું વીચારી ઇંદ્ર ની કળીયો, સુર સ્વર્ગનો ભુપ; અરજુનના મારગમાં આવ્યો, ધરી વાંદરનું રૂપ ॥ ૪૪ ॥ નેળ છે નીચી ધોધો બે ઉંચી, બે બાજુ બે ધર્યા ચરણ; પરિક્ષા જોવા નેળ પર રહ્યો,પારથ આવ્યો ધરણ. ॥૪૫॥ એણે ઉપર વાનર દિઠો, બોલ્યા ચપશીને દંત; ઉપરથી અળગો થા કપી, મ્હારે જવું આ પંથ. ॥ ૪૬ ॥ ઇંદ્ર કહે નીચે બહુ છે રસ્તો,હું કયાં આડે આવું; અરજુન કહે તુજ ટાંગ તળે, નીસરીને શું જાવું. ॥૪૭॥ ઇંદ્ર કહે પાલવેતો જા તું, હું નહી ખસુ લગાર; એટલે પારથે ધનુશ લેઇ, બાણ કર્યું તૈયાર. ॥૪૮॥ ઇંદ્રે જાણ્યું પાણી વાળો છે,થઇ ગયો અંતર ધ્યાન; સ્વર્ગે આગ્ના કરી ગાંન્ધ્રવને, મોકલીયું વૈમાન. ॥ ૪૯ ॥ ગાંન્ધ્રવ આવ્યો નરને બોલાવ્યો,બેસાડયો વૈમાન માંય; સ્વર્ગે ઇંદ્રપુરીમાં જઇને, પીતાને પડીયો પાય. ॥૫૦॥ તાતજી તમ કને ભણવા આવ્યો, ઇંદ્ર કહે ભલે તન; આ વસ્ત્ર ઉતારી બીજાં પેહેરો, રેહેવાને આ ભોવન. ॥૫૦॥ સ્વર્ગ તણો વૈભોગ ભોગવો, ઓરે મ્હારા બાળ; અરજુન કહે ભણવા આવ્યોછું, સુરતણા પ્રતીપાળ. ॥૫૧॥ મારા ભાઇ વનમાં દુખ વેઠે, તો સુખ શું લવું મારે; રોટલો ભાજી ખાઈ ભોંય સુવું, વરતનું ધરણ ધારે. ॥૫૨॥ ઇંદ્ર ઇંદ્રાણી કહે ઓ બેટા, મરજી તમારી જેમ;સુખ રૂપે રહિ વિદ્યા ભણો, વરતો ફાવે તેમ. ॥૫૩॥ એમ કહીને એને રાખ્યો, સ્વાદ રહીત એ ખાય; સાદડી નાંખી નીચે સુએ,નીત્ય ભણે વિદ્યાય. ॥ ૫૪ ॥ એ રહ્યો સ્વર્ગે ભાઇઓ ભોમી, જનેતા હસ્તીનાપુર; સુભદ્રા અભીમન્યુને,પાળે છે વીદુર. ॥૫૫॥ચાલી છે વારતા દેશપ્રદેશે, પાન્ડવો દુરબળ થયા; રાજપાટ ધર ગામ પૈશો પુંજી,હારીને વનમાં ગયા. ॥ ૫૬ ॥ તેથી બળદેવજી ગભરાયા,મેં કયાં કર્યો વીવાય;કન્યાને કન્યાકાળ થયો, શું કરવો ઉપાય. ॥૫૭॥ વલણ. ॥ ઉપાય હવે હું શું કરૂં, હસશે દુશમન લોક; વલ્લભ વદે મનમાં થયું એ વીવા કરૂં ફોક.॥૫૮॥

—⊱⊰+⊱⊰—

# સુરેખા હર્ણ.

## કડવું ૧ રાગ ધનાશ્રી.

પ્રથમ પેહેલો પાય પડુછું, સંકર સુત ગણેશ; સરસ્વતિ રહો રસનાયે, ખામી ન આવે લેશ. ॥ ૧ ॥ સુરેખા હર્ણનું વર્ણન કરૂં, કૃષ્ણ તણા છે ચરિત્ર; ભક્તના સુતને સાહ્યતા કીધી, કથાયે પર્મ પવિત્ર. ॥ ૨ ॥ પાન્ડવ ગયેલા છે વન વિશે, કુંવર વીદુર ઘેર; કુન્તા સુભદ્રા અભેમન્યું, રેહેછે આનંદભેર. ॥ ૩ ॥ બળદેવજીયે વીવા કરેલો, રાજસોઇ યજ્ઞમાંય; પોતાની પાળક પુત્રી દેવાનું, નિસ્ચે કરેલું ત્યાંય. ॥૪॥ પાન્ડવ વનમાં જવાથી એમનું, મન થયું ઉદાસ; પુરણ લાગ્યા પસ્તાવાને, સુજે નહી કોઇ પાસ. ॥૫॥ વીવા કર્યો મં અભીમન્યુનો, દૈવ દાહાડો થયો હાવો; નીરધનનો સુત આવે વરવા, મુને ન વિતે લ્હાવો. ॥૬॥ કન્યા કાળ થયો કુંવરિનો, તેડાવું અભેમાન; એકલો આવે નગ્રશું સોભે, નહોય જોડે જાન.॥૭॥ ભીસ્મ કપાચાર દ્રોણ જેવાને, લાવે તાણી તોશી; સુંદરીમાં સુભદ્રા આવે, બીજી કુંન્તા ડોશી. ॥૮॥ વેહેવાર કરવા વિદુર આવે, ભક્ત જનમના ભારે; ટીલું ત્રણ ગજનું તાણીને, છૈયા હસાવી મારે. ॥૯॥ તાલને કીડતાલ મ્હોટા મંજીરાં, વગાડીને કરે ચાળા; છપન છાપા છાતિયે કરે; ડોકમાં દસ વિસ માળા. ॥૧૦॥ ગાય ગીતાં ગોવીંદ વરનાં, ભગવત ભગવત ભણે; હોઠ બબડાવે જીભ ફફડાવે, ભમરા પેરે ગણગણે. ॥૧૧॥ લ્હાવો નવિતે સંસાર રીતે, હાસ્ય કરે સહુ લોક; ગરીબને ઘેર ન દેઉં કન્યા, વીવા આજથી ફોક. ॥૧૨ ॥ છત્રપતી દુરીયોધન છેતે, ગ્રસ્તધણો ભુપાળ; ભાણુમતી છે ભામનીને, લખમણ જેનો બાળ. ॥૧૩॥ તેનો વીવા કરી દેઉં કન્યા, અન્યા કહે નહી કોય; જાન જથો લેઇ ભુપત આવે, આનંદ મુજને હોય. ॥૧૪॥ એમ વિચારી વિર મોરારી, બોલાવિ પુછ્યુ પ્રશ્ન; દ્વારપાળને મોકલ્યો તે, તેડી લાવ્યો શ્રી કૃષ્ણ. ॥૧૫॥ વિઠ્ઠલ પ્રત્યે વદે વડા વિર, કલ્પના મેં એક કરી; હસ્તીનાપુરના છત્રપતીને, લખો કંકોતરી. ॥ ૧૬ ॥ પ્રભુ કહે કંકોતરી શાની, સમજાવો શુભ અર્થ; બળદેવ બોલ્યા અભેમન્યુનો, વીવા કીધો વ્યર્થ. ॥૧૭॥ નીરધન થયા સુત સતીના, વન પધાર્યા પ્રીતે; એકલા

કુંવર વરવાને આવે, મુને ન લ્હાવો વિતે. ॥૧૮॥ માટે તે વીવા ફોક ક રીને,કરૂં હું રૂડી પેર;સુત સભાગી છત્રપતીનો,દુરીયોધનને ઘેર.॥૧૯॥ કુરૂ રાજાના કુટુંબનો એ, લક્ષમણો છે નામ; જાનજ લાવે છત્રપતીતે, સોભી રહે ધર ગામ. ॥૨૦॥ માટે વીવા કરૂ લક્ષમણાનો, કંકોતરી લ ખો વિર;એવાં વાંકા વાયક સુણી,બોલ્યા શામ સરીર. ॥૨૧॥ વડીલ વીરા આ શું વિરૂધી વચન એજ; સુભદ્રા ભગની પોતીકી, અભીમન્યુ ભાણેજ. ॥૨૨॥ વ્હાલાને માથે વિપત પડી, વ્હાલાના વ્હેરી શું થૈએ; ઉંમરો મુકી ડુંગરો પુજવા, કદી કાળે નવ જૈએ. ॥૨૩॥ વિપત વેળા સગાનો સાથી, થાય સગો તે સાચો; ઘર સોભે તેવો સુત એ છે, શું લખમણ પર રાચો. ॥૨૪॥ રાજય ગયું ને દ્રવ્ય ગયું પણ, નથી ગયું એનું કર્મ; એક મુકી બીજો કરવો તે, નહીં જદુકુળ ધર્મ. ॥૨૫॥ લ-ક્ષ્મી હોયને જતી રહે છ. ન હોય ને ત્યાં થાય; વીવા ભંગથી ભાણે-જ ભગની, બેઉના દલ દુભાય. ॥૨૬॥ વળણ. ॥ દલ દુભાશે બેઉનાં, દેશે દારૂણ દોશ; વેણ વલ્લભના નાથના, સુણી વ્યાપ્યો રોશ. ॥ ૨૭ ॥

## કડવું ૨ રાગ ચોપાઇ.

બોલ્યા બળદેવજી મુખ વાણી, મેં વાત વિરા તારી જાણી; તમે કીધાં ઘણાં વેવીશાળ,એક ન મળ્યો એવો ભુપાળ.॥૧॥ તેથી દલડુ તમારૂ દુભા ય, માટ મુને કહોછો નાય;લેઉ છત્રપતિનો હું લ્હાવો,તેથી તમે ઝાંખા પ ડી જાવો.॥૨॥ કરે વિસ્વ બધુ વાત,સોક્યો બળદેવે ભુનાથ;કરી કૃષ્ણ થ-કી સરસાઇ,માટ દાઝે બળોછો ભાઇ.॥૩॥એમ સુણીને વદે શામ,વિરા સુ ખે કરો એ કામ;લાવો લખુ કંકોતરી,પત્ર લેઇ બેઠા શ્રી હરી.॥૪॥બળીભ દ્રજી તેમાં લખાવે,છત્રપતી શીરોમણી કાહાવે;સુભ સોભીતા દુરીયોધન, રૂપે ફુટડો તમારો તન.॥૫॥અમે તે વર માગી લીધો,અભીમન્યુનો ફોકજ કીધો;માસ વૈશાખની દવા દશી,પધારો નીરભયથી ધશી.॥૬॥ જાન લા વજો આવજો વેહેલા,પધારો દ્વાદશીએ પેહેલા;લગ્ન પુર્ણમીને દન,પણ પ્ર થમ આવો રાજન.॥૭॥ ચાર દન રેહેજો મુજ ધામ,જાન લાવો સોભે ધર ગામ;એમ પુરણ લખી મોરારી,વદે વિર પ્રત્યે ગીરધારી. ॥૮॥ લાવો કુ-મકુ છાટણાં કરીએ,માગી કંકાવટી શ્રી હરીએ;ગયાં બળદેવ કંકુ લેવા, છાનું લખેદેવાધી દેવા.॥૯॥જોઇ વિચારી આવજે રાય,નવ્ય જાણીશતુજ કંન્યાય;શીંહનું ભક્ષનલે શીઆળ,સામોછે અરજુનનો બાળ.॥૧૦॥હંસ

ભક્ષ શું પામે કાગ, કુવાશી ભમરાને કયાં બાગ;એમ લખ્યું છાનું છે બીલે, બળદેવ વીના એકીલે. ॥૧૧॥ આવ્યા હળધર કુમકુમ લાવ્યા, પ્રભુએ છાંટણા છંટાવ્યા; તેડયા સેવક દીનાનાથ,આપી કંકોતરી તેને હાથ. ॥ ૧૨ ॥ જાવો જાદવ હસ્તીનાપુર, દુરિયોધનને દ્યો જરૂર; લેઇ ચાલ્યા અનુચર ચાર,આવ્યા પુર સભા મોઝાર. ॥ ૧૩ ॥બેઉ ભુજથી જુહાર કરી, રાયને કર પત્રીકા ધરી;કુમકુમ જોઇ રાજન,વદે મામાની પ્રત્યે વચન. ॥ ૧૪ ॥ વાંચી જુઓ શકુનિ મામા, ઉભા જાદવના જોધ સામા; મામા વાંચ સભાની માંય, બેઠા વિદુર ભીશ્મ પીતાય. ॥૧૫॥ કહે શકુની સાંભળ રાય,થયો તુજ સુતનો વીવાય;થયા વેહેવાઇ છપન ક્રોડ, થયા બળદેવને રણછોડ. ॥ ૧૬ ॥ તારા ભાગ્યનો દાવસ જાગ્યો, અભેમાનનો વિવા ભાગ્યો; એવું સાંભળતાં રાય રિજ્યો, હવે ન મળે મુજ તુલ્ય બીજો. ॥૧૭॥ જદુનાથે કારજ સુભ કરીયું, મારા કર્મનું પાંદડું ફરિયું;પ્રભુ પાંન્ડવનું હેત તુટયું,હવે સગપણ એમનું છુટયું.॥૧૮॥ આખી અવના કરૂં જેર, થયો ઇંદ્ર થકી સમશેર; મુજ સામુ કોઇ નવ થાય, થાયતો આવે જાદવરાય. ॥૨૦॥ એમ સુણી શકુની કેહે છે, જો લ્યા પત્ર નીચે શું લખે છે; કહ્યું છે આવજે વીચારી, લખ્યું છે નથી કંન્યા ત્હારી. ॥૨૧॥ એવું સાંભળી બોલ્યો ભુપાળ, લખીતંગ છે શ્રી ગોપાળ; એમની લખી વાત લ્યો શીધિ, આતો મોહને મશકરી કીધી ॥૨૨॥ વેહેવાઇ જાણી દેવાધિ દેવ, હાંશી કર્યાની એમનીટેવ;હોય વેહેવાઇ મશ્કરી કરે, લ્હાવો વીતે મ્હારૂ મન ઠરે.॥૨૩॥એમ કહીને ઉઠ્યો રાજન; ગયો ભાણુમતીને ભોવન; રાણી પ્રત્યે કહે છે રાય,થયો પુત્ર તણો વીવાય. ॥૨૪॥ થયા વેહેવાઇ પુન્ય શ્લોક, કર્યો સતરૂનો વીવા ફોક; અભીમન્યુની કંન્યા જેહ, થઇ આપણી સુરેખા તેહ. ॥૨૫॥ આવ્યા દુત હરીના ચાર, તેડી ભાવે કરો કંસાર;તેવું સુણી રાણી હરખાણી, સજ્યા સણગાર ઉલટ આણી. ॥૨૬॥ વસ્ત્ર વીધવીધ ધારણ કીધાં છત દેખાડવા પ્હેરી લીધાં;ફુલી ફુલાશોમાં ફરતી,તેડયા લગનીયા આદરથી. ॥ ૨૭ ॥ આપી આસન ભોજન દિધાં, સુત તણા ત્યાં વિખાણ કીધાં; મારે લક્ષમણો જેહ બાળ, ભણ્યો ગણ્યોને રૂપે રસાળ. ॥ ૨૮ ॥ બળીભદ્રનું ભાગ્ય ઉઘડીયું, છત્રપતીનું છોકરૂં જડીયું; એનાં આવ્યાંતાં માગાં અનેક, પણ મેં નવ માન્યું એક. ॥૨૯॥ વીસ્વમાં સહુનાથી મ્હોટા, અમારે શા કંન્યાના ટોટા; એમ કરી બોલાવ્યો સુત,જોયો જાદવે કાળો ભુત. ॥૩૦॥ લાગ્યું શેવકને મન દુખ, વર દેખીને મ

રડયું મુખ;ક્યાં હંસ અને ક્યાં કાગ,સોભશે નહીં કંન્યા સોહાગ.॥૩૧॥ હળધરને ન ખોટું કેહેવાય, ધણીનું સુજ્યું ઢાંકણિ માંય; આતો વેવણ ગર્વજ આણે, વરને વરની મા વિખાણે.॥૩૨॥ એવું સમજીને ઉભા થાય, માગી જાદવ જોધે વીદાય; આજ્ઞા લેઇને પરવરીયા, સહુ કઉરવ હરખે ભરીયા.॥૩૩॥ સભામાં બોલ્યો દુરીયોધન,કેવો રજાડ્યો છે અભેમન; હવે ઉતર્યું પાંન્ડવ નુર, સુણિ દલ દુભાયા વીદુર.॥૩૪॥ સભા વીશે ઉભા થયા,અતી રૂદ્વેગથી ઘેર ગયા;કહી કુંન્તા સુભદ્રાને વાત, સુણી અબળા કરે આંસુપાત. ॥૩૫॥ અભીમન્યું પોતાનો બાળ, ગયો ભણવાને નીશાળ;તેના જાણવામાં નથી પેર, થયો કલેશ વીદુરને ગેર. ॥ ૩૬ ॥ બેઠા ચોક વિશે વીદુર, દુખે ઉભરાયું આપનું ઉર; રૂવે પરસાળમાં કુન્તાય, મેડે રડયા કરે સુભદ્રાય. ॥૩૭॥ દૈવ દુખના દીવશ આવ્યા,પુર્વના દોશે દલડાં દુભાવ્યાં.॥૩૮॥ વલણ.॥ દલ દુભાવ્યાં દોશથી, નેત્ર વહે જળધાર; વ્યાસ વલ્લભ એમ ઓચરે,સુણો શ્રોતા સાર.

---

## કડવું ૭ રાગ બાવળીયાનો.

કુંન્તાજી વલવલતાંરે રે રે હો,દૈવ દહાડા રૂઠીઓરે;પ્રભુ મ્હારા નવે ગ્રહો થયા વાંકા, ગ્રહસ્ત મટીને થયા રઝળતા રાંકા, ઘટી માઝા ઝાઝા જગતમાં પડ્યા જાંખા, ડુબ્યા દુનીયામાંરે રે રે હો; અન્યોદક ઉઠીયોરે. ॥૧॥ કીયાં પાપે સુખની ત્રતી ઉથાપી, ક્રીધો પાચે પુત્રોથી પડપંચ પાપી, મતી બગડી સુતે દુતમાં ગાદી આપી, કર્મ કઠોરૂં જાગ્યુંરે રે રેહો; ધર્મ ધોરંધર ભુલીયોરે. ॥૨॥ દુખીયા દીકરા ગયા છે વનકુળ વ્હેરી, ત્યારે જંપ્યો દુરીયોધન જનમનો ઝેરી, જાદવ કુળ જે વ્હાલું તે વ્હાલા થયા વ્હેરિ, વીવા સુતનો ભાગ્યોરે રે રેહો; કંન્યા વિના ઝુલીયોરે. ॥૩॥આ દીકરે ન દિઠું તાતજી તણું સુખ,જનસી સમજ્યો સુખમાં ત્યારે આવ્યું દુખ;ફરે કુંવર લેવાઇ ગયેલે મુખ, છે છૈયો ઓશીઆળોરે રે રે હો પરઘેર ભરે પેટડુરે.॥૪॥ થયું નહી સગુકો એને મોસાળ,ભાણેજ ભમતો મેલી ભાગ્યું વેવીશાળ,કેમ વિરોધી થયા હળધરને ગોપાળ, શત્રુ કર્યા રાજીરે રે રે હો;મુકયું છેરૂ છેટડુ રે ॥૫॥ વલણ ॥ કુન્તાજી એમ કળકળે, વિદુર સુભદ્રાય; નિરાળેર્યા આવીયો, અભેમાન જે રાય.

---

# કડવું ૪ રાગ સવૈયો.

અભીમન્યુ નીશાળેથી આવ્યો, અરજુનનો કુમાર; દાદા દાદા કહી બારણેથી, પાંચ કર્યા પોકાર. ॥ ૧ ॥ નિત્યાન વીદુર કુંવર માટે, મીઠાઇ મેવા મંગાવે; નીશાળેથી આવે એટલે, હેતથી ઘણી બોલાવે. ॥ ૨ ॥ આવો કહી ઉછંગ બેસાડે, રૂદયા સરસો ચાંપે; મુસ્તક ઉપર હાથ ફેરવી, મીઠાઇ મેવા આપે. ॥ ૩ ॥ રખે કુંવરને ઓછું આવે, સાંભળે કાકા કે બાપ; એવું જાણીને લાડ લડાવે, સંભાળ રાખે આપ. ॥ ૪ ॥ તે દિન કુંવરે બોલાવ્યા પણ, નવ બોલ્યા વીદુર; અભીમન્યુને ખોટું લાગ્યું, ભરાઇ આવ્યું ઉર. ॥ ૫ ॥ અરેરે દાદા કેમ ન બોલ્યા પાંચ કર્યા પોકાર; બાપ કાકા વણકોણ બોલાવે, ઓશીઆળો અવતાર. ॥ ૬ ॥ આંસુડાં આવ્યાં આંખમાં ને, ઘણી ધામમાં પેઠો; દાદાને રડતા દિઠા, તેની પાસે પુછવા બેઠો. ॥ ૭ ॥ કેમ રડોછો કેમ રડોછો, શો કલેશ મનમાં વ્યાપ્યો, કરગરી પુછયું પણ દાદે; ઉત્તર ન આપ્યો. ॥ ૮ ॥ એટલે મન ઉભરાઇ આવ્યું, કુંવરનું તે વાર; હું ન બાપો તે કોણ બોલાવે, આંસુ વહ્યાં ચોધાર. ॥ ૯ ॥ આક્રંદ કરતો આંસુ ભરતો કુંતાજી કને જાય; શી સોચનાથી રડવા બેઠા એ માહારી વૃધ માય. ॥ ૧૦ ॥ બાપ કાકા મારા વન ગયા તે, તન શું સાંભરી આવ્યા; તે તણે દુખ દિલ દુભાયું અતી આંસુડાં લાવ્યાં. ॥ ૧૧॥ એમ કહ્યું પણ વૃધ ન વદ્યાં, છોકરૂં પડયું છોછું; રૂદે ફાટે તેમ રડવા લાગ્યો, ઉરમાં આવ્યું ઓછું. ॥ ૧૨ ॥ માતા કહી માનું મોઢું હલાવે, આંસુ વારંમવાર લુછે; ઢાંકેલુ મોહોડું માનું ઉગેડે, વાંકો વળીને પુછે. ॥ ૧૩ ॥ તોપણ કુંતાએ કાંઇ ન કહ્યુ આક્રંદ કરતો જાય; માળ પર ચડનો રડતો રડતો, જ્યાં છે જનેતાય. ॥ ૧૪ ॥ સુભદ્રાને આવિને પુછયું શું છે મારી માત; શા દુઃખમાં ડુબ્યાંછો જનેતા, કરોછો આંસુપાત. ॥ ૧૫ ॥ ઓશીઆળાં થઇ આક્રંદ માંડયું, લેવાઇ ગયું છે મુખ; બાપ કાકા મારા વન ગયા છે, તે શું સાંભર્યું દુખ. ॥ ૧૬ ॥ તે દુખથી તમો રડતાં હોતો, મોહન કરશે મેહેર દ્વાદશ વરસ જતાં રેહેશે ને કાલે આવશે ઘેર. ॥ ૧૭ ॥ દ્રવ્ય ગયું મા, તેની સોચના હોય; તો જનમ્યા જે જે પ્રાણી તે, સંગ લાવ્યા કોય ॥ ૧૮ ॥ નથી લાવ્યા નથિ લેઇ જવાના, સત્ય ધારો મનમાંય; ન હોયને થાય, થયેલું જાય, વે

ળા વેળાની છાંય. ॥ ૧૯ ॥ આ સઘળું સમજોછો પોતે, કેમ રડોછો માત; કોઇએ તમોને દુભ્યા હોયતો તે કહો તુજને વાત, ગાળ દિધિ હોય કોઇ પાપીએ, તો જીભ તેની કહાડું; હાથ કોઇએ ઉપાડયો હોયતો, કાંડાં તે તણા વહાડું. ॥ ૨૦ ॥ તેમ છતાં તમે કેમ રડોછો, રડવે શું દુખ જાશે;ભાગ્યશાળીછું સુત તમારો,આગળ આનંદ થાશે. ॥૨૧॥ સુતનું સાંભળી સુભદ્રાને, ચટકી ચિતમાં લાગી; આગળ તે શું સુખ થવાનું, તું જનમ્યો નીરભાગિ. ॥૨૨॥ સભાગિ સુતને દુખ ન પડે, ઓરે મારા તન; જનમ જ્યારે થયો તારે, પાંડવ પધાર્યા વન. ॥ ૨૩ ॥ તારે પગલેથી પિડા પડી, દુખ પડયું બહુ પેર;અભીમન્યુ કહે મારે ચરણે, યજ્ઞ થયો આપ ઘેર; ॥ ૨૪ ॥ વડિલે દાદા પાન્ડુ રાજા, તે પામ્યા સુભ ગતી; પુત્રને પગલે સારૂં થયું, હું નીરભાગી નથી. ॥ ૨ ॥ શુણી સુભદ્રા સુતને કેહે છે, હરખ્યા સત્રૂ લોક; ભાગ્યશાળી હોયતો તારો, ન થાય વિવાહ ફોક. ॥ ૨૬ ॥ બળભદ્રનો જીવ ભમ્યો તે, વેવીશાળ ન રાખ્યું; સાચા સ્નેહિ સત્રૂ થયાજા, સગપણ કહાડી નાંખ્યું. ॥૨૭॥ કુંવર કહે પેર મેં જાણી, એ વાતમાં સો દ્વેશ; કાચા વિવાહની કન્યા ગઇ છે, તેમાં શો આવડો કલેશ. ॥ ૨૮ ॥ કન્યા ગઇ તો ભલે ગઇ મા, હજી હું મ્હોટો થાઉં; બાપ કાકા મારા જીવે છે તો, લક્ષ કન્યા એવિ લાવું. ॥ ૨૯ ॥ તેને સારૂ કલપાન્ત ન કરો, માની લ્યો મન સુખ; સુભદ્રા કહે કન્યા ગઇ છે, તેનું નથી મને દુઃખ. ॥ ૩૦ ॥ સાચા સત્રૂ હરખ પામ્યા, તે પ્રગટયું છે ઝેર; આ પણી કન્યાનો થયો વિવાહ; દૂરિયોધનને ઘેર. ॥ ૩૧ ॥ લ ક્ષમણાનું લગ્નજ લિધું, દગ્ધ થયું મમ ઉર; તે વેદનાથી કુંતા રડે છે, રડે છે વ્રદ્ધ વિદુર. ॥ ૩૨ ॥ કુંવર કહે મિથ્યા રડોછો, છો ગઇ સત્રૂને ઘેર; તેમાં શું ગયું આપણું મા, એ વાતનું શું ભ્હેર. ॥ ૩૩ ॥ એવાં વચન સુતનાં સુણી, ક્રોધે ભરાણાં માત; જા નંદન નિરભાગી કહીને, મારી રૂદેમાં લાત. ॥ ૩૪ ॥ લાત મારીને માત કહે છે, ઉઠયો તું દૈવની વેઠ. દીકરો આવ્યો પણ તું મારે, દિકરી પડયો પેટ. ॥ ૩૫ ॥ ક્ષત્રી કંન્યા નજવા દે પોતાનિ,કરે મોટો સંગ્રામ; પણ તેં કુખ વગોવી મ્હારી, બાપનું બોળ્યું નામ. ॥ ૩૬ ॥ કયર કુંવર ગાદી લજાવી, સાને તું જનમ્યો જોધ; એવાં વાયક માતનાં સુણી, કુંવરને થયો ક્રોધ. ॥ ૩૭ ॥ સાંભળો માતા, વાળો શાતા, નહી લજવું માબાપ; એજ સુરેખા વરૂં નહી તો, બ્રહ્મહત્યાદીક પાપ. ॥૩૮॥

એમ કહિને નીચે ચાલ્યો, ઉઘેડયો ભંડાર; પોતાની પેટી માંહીથી લીધાં, વસ્ત્ર અને શણગાર. ॥ ૩૯ ॥ શુકનમાં મુખવાસ ખાધો, મુખડું કીધું લાલ; ઉપાન ચર્ણમાં ધારણ કીધા, પ્હેરિ લીધો સુરવાળ.॥૪૦॥ કવચ બક્તર કમ્મર પટો, અંગ વણી ઉલટ; જરીનો જામો પ્રેમે પ્હેર્યો મુસ્તક પર મુગટ. ॥ ૪૧ ॥ કાનમાં કુંન્ડળ લોલક લળકે, કોટમાં એકાવળ હાર; કટી કશી પટકેથી બાંધિ, તેમાં ખોસ્યાં હથીઆર. ॥ ૪૨ ॥ ખપવા ખંજર સાંગ્યને ત્રીસુળ, જમઇયા કટાર; ગુપ્તી ગેડીને ગદા લીધી, તરકસ તીર તરવાર. ॥ ૪૩ ॥ કર્વત કુહા ભાલો ફરશી, કમ્મર સાથે બાંધે; બાણનો ભાથો બાણે ભરેલો ધનુષ્ય ભેરવ્યું ખાંધે. ॥ ૪૪ ॥ કારમી કીકીયે કુંવર ચાલ્યો, વીદુરને પડયો પાય; એરે દાદા દો આજ્ઞા હું, લાવું એ કંન્યાય. ॥ ૪૫ ॥ વીદુરજી જોઇને ગભરાયા, આ ખેલ કોણે લડાવ્યો; ચાંન્ડાળ બુધી કોણ મળ્યું તે, કુંવરને ચડાવ્યો. ॥ ૪૭ ॥ સુણી સતી કુંતાજી આવ્યાં, ત્યારે તે દિઠો તે ઠામ; કંન્યા લાવવા સુત ચડાવ્યો, સુભદ્રાનું કામ. ॥ ૪૭ ॥ બેટા તને તારિ માયે કહ્યું, શું તે કહે માટી વાત; અભેમન્યું કહે કંન્યાને માટે કરે છે આંસુ પાત. ॥ ૪૮ ॥ સુભદ્રાને દીધિ શીખામણ, રહીશમાં મુજ માત; કન્યા ગઇતો છો ગઇ કહ્યું, ત્યારે મારિ મને લાત. ॥ ૪૯ ॥ દીકરો નથી દીકરિ છે તું, લજાવ્યો અરજુન બાપ; તે સાંભળી કંન્યા વરવાને, માથે લીધું છે પાપ. ॥ ૫૦ ॥ દ્વારીકામાં પરવરૂંને કરૂં, સુરેખા કેરૂ હરણ; જીવશું તો આવશું જીતિને નહી તો પામશું મરણ. ॥ ૫૧॥ વળણ ॥ એવાં વચન સાંભળિ, કોપ્યા કુન્તા માત. ઉત્તર લેડી પાપણી, કયાં કર્યો ઉતપાત. ॥ વલણ બીજું ॥ સુણી સુભદ્રા ઉતરી, થર થર કંપી કાય; વદે વલ્લભ ભ્રાતાજનો, શું કહે છે કુંતાય.

---

## કડવું ૫ રાગ સિંધુ.

વીવેક વણ વહુજી, દિકરાને દુભાવ્યો શાથી,ઘેર ગોદા ઘાલવા ડૈડાપો શીખી લાવ્યા કયાંથીરે, વિવેક વણ વહુજી. ટેક. ॥ હરી ફરી મારે એક છોકરૂ, તેણે વેળા વળસે, ગોળિ હશે તો ગોળિ ઢાંકણાં, જોઇસે તેટલાં મળશેરે; વિવેક વણ વહુજી. ॥ ૧ ॥ હઠ ચડી અભીમન્યુને સાથ કોણ રાખવવા; વ્હેલી વહુ જોઇએ તમારે સાસુ પણું દાખવવારે;

વિવેકણુ વહુજી. ॥ ૨ ॥ સાસુનીતો બીક હોએ શાની, સ્વામી વન સંચરીયો, ધણી વીના ધણીઆપું માંડી, આશો જુલમ કરીયોરે, વી વેકણુ વહુજી.॥૩॥પુત્રને પુંઠ પક્ષ મળે નહી,નહી પીતા નહીકાકા;પીહર નાં પુરાં નહીને,માંડયા ડોળ ડમાકારે.વિવેક વણુ વહુજી.॥૪॥ છાકે છકી ગઈ છેક છાંછવી, છૈયાને છકાવ્યો, તેં જાણ્યું મને પુછનાર કોણ છે, બાળકને બકાવ્યોરે. વિવેક વહુજી. ॥ ૫ ॥ આવા ગુણથી પીહેરીઆં- યે, તુજ સંભાળ ન લીધી; વળગણી શોધતાં વસ્યાં સાસરીયે,પરણાવા નાંખી દીધીરે. વીવેક વણુ વહુજી; ॥ ૬ ॥ ભાઇતો શત્રુ થઇ પડયાને, શા પર હુંપદ આણ્યાં; કદિ નહીને આજ મે તો, આવડાં ડાહ્યાં જાણ્યાં રે. વિવેક વણુ વહુજી; ॥ ૭ ॥ ક્રોધે જનુંની પણું જણાવ્યું, લાત રૂ- દયમાં દીધી; ઠીક કેડ કસી પાઘડી બાંધો, આખી મરદાઇ કીધિરે. વિ વેકવણુ વહુજી. ॥ ૮ ॥ કૌરવ જાદવ જમડા જેવા, નંદે કુંવરને મેલી, એકલું અટવાય ઓથ વિનાનું, ત્યાં કોણ એનું બેલીરે; વિવેકવણુ વહુજી. ॥ ૯ ॥ શું કરૂ સંસારની સરમે હું, તુજ પ્રત્યે નવ ચાલ્યું; આ દિકરો દુશમનમાં ચાલ્યો,જીભડીએ ઘર ઘાલ્યુંરે; વિવેવણુ.॥૧૦॥ ચાહ્ય તેવું કરિ રાખ્ય કુંવરને વીપ્રીત વાત ફેલાણી; વલ્લભ વદે શ્રો- તાજન સુણો, રૂધીર રેલ રેલાણીરે. વિવેકવણુ વહુજી. ॥ વળણ. ॥ શ બ્દ સતીના સાંભળી, પડી પેટમાં ફાળ; કર ઝાલ્યો કુંવર તણો, નહી જાવા દેઉં બાર. ॥

---

## કડવું ૬ રાગ મારૂનો પરજ.

મારા જાયારે, નહિ જાવા દેઉં તુજને; જાવુ હોયતોરે, નાશ કરી નાંખો મુજને. ॥ ૧ ॥ પીંન્ડ પાડુરે, કાહાડું પાપી પ્રાણ માહરો, ભુલ માહારીરે, વાંક નથી તન તાહરો. ॥ ૨ ॥ તાત વનમાંરે, મનમાં આ કેવું લાવશે, રડયા કૌરવરે, કાળ રૂપ તુજપર આવશે. ॥ ૩ ॥ જમજે વારે જાદવ ઝાઝા જોરાવરો, તેના સામારે, યુદ્ધ તણી હઠ પરહરો.॥૪॥ હોય પાપીરે, તેવા શું ર.ઢ ન કીજીયે, છો બાળકરે. બળીયા શું બાથ નદીજીએ. ॥ ૫ ॥ પક્ષવીનારે, સુમત હાવો ન ઝાલવો. કાલા કુંવરરે, કથેરે કર નગ્ય ઘાલવો. ॥ ૬ ॥ નહી પોહોચોરે, પુડવીના લાંબી દોડ માં; શાને ઘાલોરે, હાથ એ વાઘની બોડમાં. ॥ ૭ ॥ નથી જોઇતીરે, કં ન્યાએ કાળા કલેશની,કેમ વરીયેરે,દાશ છે દારૂણ દ્વેશની.॥૮॥ હૈશ જી

વતોરે, લક્ષ નારી એવિ આવશે,બાપ કાકારે, સામ્રથ તે ઘણી લાવશે, ॥ ૯ ॥ સહુ ક્ષત્રીયેરે, વિવા કર્યાં જ્યાં ભાળિયા, તવ આવશેરે, મન ગમતા વેવીશાળીયા. ॥ ૧૦ ॥ ખોટ શી છેરે, કન્યાનો કાળ પડયો ન થી, મુકો મુમતરે, માતા હું તારી મરૂં મથી. ॥ ૧૧ ॥ વળણ. ॥ એ-મ શુભદ્રા વલવલી, પ્રગટયો કુંવર તન તાપ, પેહેલું ન માન્યું માવ-ડી, હવે બ્રહ્મ હત્યા પાપ.

## કડવું ૭ રાગ ચોપાઇ.

અભિમન્યું કહે માત મ્હારિ, નિશ્ચે વરવી સુરેખા નારી, લીધું છે બ્રહ્મહત્યાનું પાપ, બેશી રહુતો લાજે બાપ, ॥ ૧ ॥ લાજે જનેતા તાહ્ય રી કુખ, કેમ વ્યર્થ થાયે વદયુ સુખ; પાળે નહી તેને શું કરંવુ, ભલું તે જીવ્યા કરતાં મરવું. ॥ ૨ ॥ તવ વિદુરે કિધો વિચાર, રોકયો રોકા શે નહી કુમાર એમ જાણી વિદુરજી બોલે, ધન્ય સુત નહી કો તુ તોલે. ॥ ૩ ॥ ભલે જાવાનું આદરો તન, એક માનીલ્યો મારૂં વચન; દિશે નિસરવું નહી બાળ; સુખે સંચરો સાયંકાળ. ॥ ૪ ॥ તેનું કારણ સાં-ભળો સુત, જાતાં જાણે કૌરવો કપુત; પડે પુંઠળ પાપી પ્રાણિ, કરે વિ ઘ્ન અતી દ્વેશ આણી. ॥ ૫ ॥ માટે જાજો મોડા પડે રાત, સંગ લેજે તું તાહ્યરિ માત; તવ અભીમન્યુ કહે વારૂ, વેણ શીશ ચડાવું તમારૂં. ॥ ૬ ॥ નીશા પડે નીકળશું ગામ, પણ સુભદ્રા આવે શું કામ; ત્યારે વિદુર કહે મુજ તન, એને આવે થાશે લગન. ॥ ૭ ॥ તુજ સાથે સુભ દ્રા આવે, એના બે બંધુને સમજાવે; કલેશ કરીને કષ્ટ કપાવે, કરગરી-ને કંન્યા અપાવે. ॥ ૮ ॥ સુણી સુત વદે મુખ એમ, વ્રધ થઇ ભુલોછો કેમ; આડા સંગ કરવો પડે અંન્યા, નાવે કરગરે કરજને કન્યા. ॥૯॥ વદે વિદુરજી સુણ બાળ, થાયે ખુશીથી જો વેવિશાળ; તો તો હેત રહે હંમેશ, નવ માને તો છે પછી કલેશ. ॥ ૧૦ ॥ સુણિ સુત ટાઢો થઇ બેઠો, જાવા ચીત ચીતરવટ પેઠો; એવે દીનમણિ બેઠો મેર, પહેર્યાં વ સ્ત્ર આભુશણ ફેર. ॥ ૧૧ ॥ લીધાં આયુધ કમર કશી, તવ સુભદ્રા શં ગ ધશી; લીધિ ગાંસડી વસ્ત્રની માત, તૈયાર થયાં અભેમાન સાથ. ॥ ૧૨ ॥ રથ કહાડયો કુંવરે બાહાર, તેણે જોતર્યા ચાર તોખાર; તવ ચઢી બેઠી સુભદ્રાય, રખે મુને મુકી સુત જાય. ॥ ૧૩ ॥ ભકત વિદુરે

આજ્ઞા આપી, દેછે શીખે કુન્તા રૂદે ચાંપી; બેટા ટંટાનો તંત ધરીયે, કળે થાયતો બળ ન કરીયે. ॥ ૧૪ ॥ નથી પુઠ કે પક્ષ એ બાળ,લાંબી લાંબી ન ભરીયે ફાળ; ધાર્યું થાશે હરીનું એ તંને, પછી વિદુર વધા વચન. ॥ ૧૫ ॥ સુણો સુભદ્રા સુંદરી, કેહેજે તુજ વીરને કરગરી; સમાં સાથ સહુ ભેળાં કરજે, માને નહી તો મરવું આદરજે. ॥ ૧૬ ॥એમ કહિ દિધિ આગનાય, બેઠો કુંવર રથનિ માંય; એક ભુજે ગ્રહ્યા અછોડા, લીધી ચાબુક હાંકયા ઘોડા. ॥ ૧૭ ॥ ડગ ભરવાને વાજી જાય, તેવિ સનમુખ આવી ગાય; જોઈ માન્યું વિદુરનું મન, જાઓ ફતેહ થયો શુકન. ॥ ૧૮ ॥ હાંકી અશ્વને પંથ પળીયો, નગ્રના દ્વાર બ્હાર નીકળીયો; તવ શબ્દ શીઆળના થાય, માઠા શુકન ત્યાં દેખાય. ॥૧૯॥ પણ ગણગાર્યું નહીં કુમાર, પુરપાટ હંકાર્યા તોખાર; પગ પડઘીને રથ ધધડાટ, જાતાં જાતાં આવી બે વાટ. ॥ ૨૦ ॥ અભિમન્યુ ઉભો ખમચ્યાઇ રાખ્યા ઘોડાના અછોડા સાહી; કહો માતા કેઇ દિશે વળીયે, ડાભે કે જમણે પંથ પળીયે. ॥ ૨૧ ॥ તમો ભોમીયાં નીત્ય જનાર;કીયે રસ્તે દ્વારામતી સાર; તવ જાણ્યું અસરણા સરણ, આવે ભાણેજ કરવાને હરણ. ॥ ૨૨ ॥ પણ પંડે એકલો આવે, એનું બળ કદી નહી ફાવે; મ્હારા ભકતનો પુત્ર એ સાચો, એને પડવા ન દેવો પાછો. ॥ ૨૩ ॥ પેહેલું બળદેવને મેં કહ્યું, મ્હારૂં કહ્યું મ્હોટાએ ન લહ્યું; સમજાવ્યા હતા બહુ પેર, તોયે ગયા કૌરવને ઘેર. ॥ ૨૪ ॥ એમનું ધાર્યું થવા ન દેવું, વરે ભાણેજ હું જસ લેઉં; પણ એકલો શું ધાર્યું કરશે, નહિ મનસુબો પાર ઉતરશે. ॥ ૨૫ ॥ એમ જાણ્યું શ્રી રણછોડ, મેળવું એની જોડે જોડ; કેમ જાયે પ્રભુ વર ચુકી, ભગનીને ભુલવણિ મુકી. ॥ ૨૬ ॥ સુતે પુછ્યું સુભદ્રાને જ્યારે, કરી વીચાર બોલ્યા તે ત્યારે; બેટા મારગ ડાભે ચાલો, એહ પંથ મોસાળનો ઝાલો. ॥ ૨૭ ॥ વલણ. ॥ એવાં વાયક સાંભળ્યા માતાનાં જેવાર, કહે વલ્લભ રથ ફેરવ્યો, હાંકયા તવ તોખાર.

---*---

## કડવું ૮ રાગ સાખી.

અશ્વ હકાર્યા ડાભે પંથે, ઘણી લાંબી વહી વાટ; એટલે મારગ આવી રહ્યા, આવ્યું વન સપાટ. ॥ ૧ ॥ દિશાઃ ભુલ થયો તવ કુંવર, અરણ્ય ચાલ્યો જાય; જેમ વળે તેમ અરણ્ય આવે, શુંચાયો ગહવર માં-

ય. ॥ ૨ ॥ પાછા વળ્યાની સુજ ન પડે, રાત અંધારી ઘોર; સણુસણુ
રૂજની સુંસવે છે, તમરાં કરે બકોર. ॥ ૩ ॥ કુંવર રખડે વિકરાળ
વગડે બહુ બોવળનાં ઝાડ; ટેકરા ખાડા કોતર ડુંગર પરવત પહાડ
ને તાડ. ॥ ૪ ॥ નદિનાં નાળાં ઝાડનાં જાળાં, ઝાડી જાડી પડેલી; કાંટા
કંથેર કાચકીનાં, લાંબી વ્રક્ષનિ વેલી. ॥ ૫ ॥ ખેર ખાખરને ખાજલી
છે, ખરસાણુી ખારેકી; પત્ર પડે પવનેથી ખેખડે, ભયકાર ભાસે નળે-
શ્રી. ॥ ૬ ॥ રાફડામાં સાપ શબ્દ કરે છે, ચીતળા પડીયા આડા; નાગ
ફણા માંડીને ફરે છે, નોળીયા વણીયર વાડાં. ॥ ૭ ॥ સાહુડી શીયાળ
સુવર સસલા હરણ મ્રગને હસતી; ભુંડ રોઝાંને રિછડાં રખડે, સીંહ
ચીત્તા વાઘ વસ્તી. ॥ ૮ ॥ તનછ ચંદનઘો પાટલાઘો, કરચલાં કા-
ચંડા; ઘુવડ ચીબડી ઘોર કરે છે, ઉંટ અને ઉડગડા. ॥ ૯ ॥ એવા વ
નમાં વાટે વહે છે, ગુફામાં ગુંચવાય; ઝાડના જડીયાં ડાળાં પડીયાં, પીં
ન્ડાં તેમાં ભરાય. ॥ ૧૦ ॥ રથ ન હાલે ઘોડા ન ચાલે, ઘણાક પાદ
પછાડે; અંધારે સુત હેઠો ઉતરી, બળે કળે રથ કાહાડે, ॥ ૧૧ ॥ મુખ
પોકારે ચાબક મારે; ધરે વાજી પર રોશ, એ દુઃખ દેખી સુભદ્રાજી, થ
ઈ ગયાં અપશોશ. ॥ ૧૨ ॥ અરેરે દીકરા ભુલ્યાંને દુલ્યાં, સંતાપ આ
વ્યો આવો અભીમન્યુ કહે માતા મુને, પરણાવવા લ્યો લ્હાવો.॥૧૩॥
મોહોડ ઘાલી લ્હાવ લેવોતે, આ કર્યો વીના ન ફાવે; દુખ વેઠયા વણ
માતા મ્હારિ, કયાથી વ્હેલી વહુ આવે. ॥ ૧૪ ॥ એવાં મર્મનાં વચન
સુણી, માતાએ નીચુ ઘાલ્યું; પછી કુંવરે વીચાર કરિ, ધનુશ હાથમાં
ઝાલ્યું. ॥ ૧૫ ॥ શાને સારૂં કષ્ટી વેઠું વીદ્યા છે મુજ પાસ; અગના-
સ્ત્રથી અગ્ની મુકી, પંથ કરૂં પ્રકાશ. ॥ ૧૬ ॥ તીમ્મર નાસે મારગ ભા
સે, થાશે અસ્વને સુખ; છતી વીદ્યાયે શાને સારૂ વેઠું વેઠાવું દુઃખ.
॥ ૧૭ ॥ એવું જાણી એક બાણ લીધું, મંત્ર ભણી તે વાર; અગ્નાસ્ત્રનું
મુકીયું તે, પાવક પ્રગટયો સાર. ॥ ૧૮ ॥ બીડ સળગવા લાગ્યાં, તી
મ્મર પામ્યું નાસ; વધ્યો વ્હંની વનને વીસે; ઘણો થયો પ્રકાસ.॥૧૯॥
તે અજવાળે અશ્વો ચાલે, કુંવર મ્હાસુખ ધારે; પ્રબળ પ્રકાશ પાછ-
ળ રેહે કે, આગળ બીજું મારે. ॥ ૨૦ ॥ એવી રીતે સળગાવતો ચા-
લ્યો, સુભદ્રાનો તન; સુખ રૂપે જાતાં જાતાં ત્યાં આવ્યું હેડંબા વન.
॥ ૨૧ ॥ તે વન વીશે રાક્ષસ રેહે છે, માયાવી વીકરાળ; ત્રણ ત્રણ તા
ડના ઉંચા હેતા, બાગ તણા રખવાળ. ॥ ૨૨ ॥ તેનું રાજ્ય કરે છે શ

ક્ષણી, રાણી હેડંબા નામ; તે પ્રેમદા પરણેલી ભીમને, વસી વાસી વન ધામ. ॥ ૨૩ ॥ પુત્ર તેનો ગટારગછ નામે, માયાવી બળવાન; તે વન સળગાવ્યું સુસવાટે, અરજુનને સંતાન. ॥ ૨૪ ॥ પવન ઝપાટે સુર સપાટે, આગ અતિ ઘણી લાગી; ભબક ભબકા વ્હેંની ના જોઇ, અસુર ઉઠયા જાગી. ॥ ૨૫ ॥ અરેરે આક્રંત કોણે કીધું રોશમાં વાળી રિસ; ધાજોરે ભાઇ ધાજો કહીને, પાપીએ પાડી ચીસ. ॥ ૨૬ ॥ તે શબ્દ સુણીને સહુ જાગ્યા, તોફાની થયા ટોળે; આયુધ લીધાં હાથમાંને, ઉપયા ફાટે ડોળે. ॥ ૨૭ ॥ આપણી રાણીના ભય થકી, કો પ્રાણીથી ન વ અવાય; અંત્રીક્ષના ઉડનારાં પક્ષી, એ મારગે ન ર જાય. ॥ ૨૮ ॥ દેવ દ્રષ્ટી નવ નાંખી સકેતો, બીજાનો શો ભાર; અતળીક બળીયો ન જાય કળીયો રાણી તણો કુમાર.॥ ૨૯ ॥ તેવાના બાગમાં આગ મુકી, કોણે જણાવ્યું જોર; ચાલો ઝાલો ભલા ભુજે, પકડી લાવીએ ચોર. ॥ ૩૦ ॥ એમ કહિને સહસ્ત્ર સુરા, તૈયાર થયા ચડી ચોટે; ફલંગ ભરતા દૈહીત ન ડરતા, દોડયા દડબડ દોટે ॥ ૩૧ ॥ ત્રીતાડ ઉંચા નાકે બુચા, હાથ હાથ લાંબા દંત; કાન સહુના સુપડાં સરખા, બીહામણા બળવંત. ॥ ૩૨ ॥ ચાલ્યા ચોટ દારૂણ દોટે, ભુમી ભારે ભરપુર; રથમાં બેઠા સુભદ્રાયે, આવતા દિઠા અસુર ॥૩૩॥ અરેરે દૈત્ર દૈત આવ્યા, કાહાડસે પુત્રના પ્રાણ; હું નીરભાગણી આશું કીધું, જાન ફીટી થશે હાણ. ॥ ૩૪ ॥ ભયંકર ભય ભાસવાથી, મ્રતક મુરછા ચડી; સુભદ્રાની જતી રહી સુદ્ધી, રથમાં લથડી પડી. ॥ ૩૫ ॥ વલણ. ॥ પ્રાણ બ્રહ્માંડ ચડી ગયો, ન રહી સુધ બુધ સાન; કહે વલ્લભ તે જોઇને, મન ધાર્યું અભેમાન. ॥ ૩૬ ॥

## કડવું ૧૦ રાગ લલીતના છાંયા.

અરર શું થયું, માત માહારી; પુરણ ના પડી, હોંશ તાહારી. ॥૧॥ ધરણ તું ઢળી; રાંક માવડી; મરણ તુલ્ય શું, રથમાં પડી. ॥ ૨ ॥ લગન ધારીયું દીકરા તણું; મન ન વારીયું, વાર તેં ક્ષણું. ॥ ૩ ॥ હઠ કરી અતી નાર લાવવા; રથ ચડી ગયાં, સંગ આવવા. ॥ ૪ ॥ રતન માતરે, હાથ હું વસું; જીભલડી લઇ, દંતમાં ડસું. ॥ ૫ ॥ અરણ્યમાં વસ્યો, તાત જે હતો; રઝળતો કર્યો, માત તેં છતો. ॥ ૬ ॥ ઉછંગ લે-

ઇને, કોણ પાળશે; નજર મીષ્ઠથી, કોણ ભાળસે. ॥ ૭ ॥ અવર માત કો, માહરે નથી; -હૃદય ચાંપિને, તુ હશી જતી. ॥ ૮ ॥ રમીશ બેશીને, કેહા મા કને; અગન ઉડારે, માત મુજને. ॥ ૯ ॥ જીવત ધીક છે, મા હારૂં હવે; મળીશ માવડી તું કયે ભવે. ॥ ૧૦ ॥ નયન આંસુડાં જાય છે અતી; વલ્લભ એચરે, આવી આ ગતો. ॥ ૧૧ ॥ વલણ. ॥ રડતો રૂદે ફાટતું, આંસુ ચાલ્યાં જાય; દહીતો દેખી કુંવરે, વીચાર્યું મનમાંય.

---

## કડવું ૧૧ રાગ સવૈયા.

વૈશમ પાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારિ તુજને સંભળાવું સુરેખા હરણ મહીમાય. ॥ ૧ ॥ મન વિચાર્યું અભીમન્યુએ ધાર્યું, રડયામાં રોળાઇ જાશું; કઠણ કાળજુ રાખું મ્હારૂં, લુછી નાંખ્યાં આંસુ. ॥ ૨ ॥ જાણ્યું કે અસુર ઉત્પાત કરશે, મરશે મ્હારી માડી; પ્રાણ બ્રહ્માંડ છે જનેતાનો, એકાંન્ત દેઉં સુવાડી. ॥ ૩ ॥ બે ઘટીકાએ આવશે શુદ્ધી, રહેવા દેઉં રથ માંય; પણ પાપીનો પ્રહાર પડે તે, માતાનો પ્રાણ પળાય. ॥ ૪ ॥ એમ જાણી રથમાંથી ઉતરીયો, કટી કશીને બાંધે; જનુની પડી શુધ બુધ વીના, કુંવરે લીધિ ખાંધે. ॥ ૫ ॥ લેઇને પળીયો કુંવર બળીયો, એકાંન્ત જંગલ ઝાડી; બ્રક્ષ ગુફામાં વસ્ત્ર હેરાડી ભુમાં માડી સુવાડી. ॥ ૬ ॥ અસુર સાથે સંગ્રામ કરવો, ધારીને આવ્યો કુમાર; ઘોડાના અછોડા ગ્રહીને રથે, લઇ બેઠો હથીઆર. ॥ ૭ ॥ એવામાં અસુર આવી પ્હોચ્યા, દુષ્ટજનો દેઇ દોટ; કુંવરનો રથ ગેરી લેઇને, ઊભા વળીને કોટ. ॥ ૮ ॥ લોચન રાતાં ક્રોધે ન માતાં, વદ્યા અસુરો વાણી; કોણ તું છે ને કયાથી આવ્યો, બાળક મનુશ પ્રાણી. ॥ ૯ ॥ કેઇ નાતને જાતજ તારી, કીયું ઘરને ગામ; કોણ માબાપનું છોકરૂં છે, કોણ તારૂં નામ. ॥ ૧૦ ॥ અભીમન્યું કહે શું સહુ પુછો, નાતને જાત અનુપ; લાંબુ કહ્યા કરતાં કહું થોડું, સકળ ભુમીનો ભુપ. ॥ ૧૧ ॥ દાંનવ માનવ સર્વનો રાજા; રૈયત છો તમે મ્હારી; તે સાંભળીને ક્રોધ વ્યાપ્યો, દુષ્ટ જનોને ભારી. ॥ ૧૨ ॥ ન્હાને મ્હોડે ન બોલ મ્હોટું, ખોટું વગર વીચાર્યું; બાગમાં આગ લગાડી માટે, મરણ તારૂં ધાર્યું. ॥ ૧૩ ॥ જેમ ફાવે તેમ બકયા કરે છે, આયુશ કો કાઢાવ્યો; જો જે અલ્યા જીવતો નથી જવાનો, કાળ તારે શીર

આવ્યો. ॥ ૧૪ ॥ અભીમન્યું કહે કાળ કરો શું, કોણ હણે મમ કાય; જો તમે જીવ્યાનો ખપ કરોતો, નાશી જાઓ પડી પાય. ॥ ૧૫ ॥ તે સાંભળીને કુમતી કોપ્યા, કહાડી નાંખો પ્રાણ; ભાલા લીધા ભુજમાંને કરી રહ્યા બુમરાણ. ॥ ૧૬ ॥ ઉછળીયા બળીયા મળીયા છે, માયાવી મ્હા વીકરાળ; ધશી ધશીને ધાય કરડવા, ફટક દેતા ફાળ. ॥૧૭॥ ઉંચા નીચા અવળા આડા, ઘણી ગરજના ગાજે; લાગ આવે તેમ લાતો ફેંકે રથ તોખારને બાજે. ॥ ૧૮ ॥ લડત લડે લાંબા પંજે, મારો મારો મુખ ભાંખે; વાંસડાના ફાંસડા ઉખેડી, કુંવર ઉપર નાંખે. ॥ ૧૯ ॥ જોર જુલમ જોઇ જંગલીનો, કોપ કર્યો અભેમાન; ધનુશ ચડાવી ટં-કાર કીધો, ઉપર લીધાં બાણ. ॥ ૨૦ ॥ મ્હા દ્વેશ ધારે બાણજ મારે, મુમત દેવો મુકાવી; અસુર આડાને અવળા ખશી, આયુધ દે ચુકાવી. ॥ ૨૧ ॥ તાકી તાકી તન તોડીને મારે, પણ પાપીને ન વાગે; વાગે ક-દાચીત કોઇ કને તો, ખોડ ખાંમી નજ લાગે. ॥ ૨૨ ॥ પ્રાણ ન જાયે ઘાત ન થાયે અસુર એવાને એવા; કુંવર લાગ્યો વિમાસવાને, આ જીવ જાતી કેવા. ॥ ૨૩ ॥ માતાને ઉદઃ રહ્યો હતો હું, ગર્ભે અષ્ટાદસ માસ; તવ કોઠા વીદ્યા વાંચીતી, મમ મામા અવિનાશ. ॥ ૨૪ ॥ તેમાં એવો હેતુ આવ્યો હતો કે, માયાવી હોય જેહ; ખડગ ન વાગે વાગે ન લાગે, પતન ન થાય દેહ. ॥ ૨૫ ॥ તેમાંના અસુર ભાસે છે આ, જે મ ફાવે તેમ ફાલે; તેવી જાતીના ઉપર એકલું, શાવજીનું બાણ ચાલે. ॥ ૨૬ ॥ એવું જાણી ઉલટ આણી, કામ કુંવરે કીધું; મહાદેવજીનો મંત્ર ભણીને, એક બાણ તવ લીધું. ॥૨૭॥ ફેરની ફુંદડી ફરીને ફેંકયું, થયો કારમો કોપ; જે જે જોદ્ધાને બાણ અડયું તે, રાક્ષસ થયા લોપ. ॥ ૨૮ ॥ નવસેને નવાણું હણાયા, કુંવર મળીયો માઠો; એક બચી ગ-યો રાક્ષસ સહુમાં, તે જીવ લેઇને નાઠો. ॥ ૨૯ ॥ જાતાં જોયો અભીમ-ન્યુએ સબળો લીધો સાર છોને એ જાય જીવતો જૈ, કેહેશે સમાચાર. ॥ ૩૦ ॥ વળણ. ॥ રાક્ષસ નાશી આવીયો, હેડંબા ભોવન; જાગો જા-ગો માવડી, શુ કરો શયન.

---

## કડવું ૧૨ રાગ સોહણીની ચોપાઇ

આવી અસુરે ગરજના કીધી, સાંભળી બળવંતી બીધી; ઉઠી આ

વી વીગન મન જાણી, શું છે શું છે પુછે છે રાણી. ॥ ૧ ॥ બેયું વન સળગતું જ્યારે, બની બાવરી બાળા તે વારે, કોણે કરમ કરયું આ-જ આવું, વક્યો વન્હિ શી રીતે સમાવું. ॥ ૨ ॥ સુણી દહીત કહે ઓ માડી, બાળી નાંખી બધિ વન વાડી; જાગી ઉઠયા અમો સહુ દાસ. વીઢ કરતાનો કીધો તપાસ. ॥ ૩ ॥ કોઇ મનુશ જાતીનું છે બાળ, આવ્યું રૂજની વન વિકાળ; પંડે એકલો નથી કોઇ સંગ, બોલે નીરભય હીમત અંગ. ॥ ૪ ॥ અમે માંડી તે સાથે લડાઇ, કરી પ્રાણુ લેવાની ચડાઇ; પણ પડી નહી કુંવરને વેઠ. એક બાણે પોંહોચ્યા સહુ ઠેઠ. ॥ ૫ ॥ આવ્યો એકલો જીવતો માડી, નવ ચાલ્યું તે તુંને ઉઠાડી, સુણિ દીલમાં દુભાણિ દારા, રેહેજે ઉભો અનુચર મ્હારા. ॥ ૬ ॥ કહિ ગઇ તે સાતમે માળ, આવી સુતો જ્યાં પોતાનો બાળ; ક્રોધે ભરિ લોચન રકત માત; મારી તનની રૂદેમાં લાત. ॥ ૭ ॥ ઉઠય સુત થયો સંતાપ, આવ્યો બળીયો કોઇ તારો બાપ; જેને આગ લાગી અતી વન, તોએ દળીદ્રી તું કરે શયન. ॥ ૮ ॥ માર્યા સહસ્ત્ર શેવક એક પલમાં, ધાણ કહાડયો ધુંટયા ખરા બળમાં, હજી હામ રાખી રહ્યો ઉભો, એનો શો હશે મનસુબો. ॥ ૯ ॥ એવાં વચન માતનાં સુણી, ઉઠયો ગટોડગછ માહા ખુની; કરી ગરજના કોપે ચડીયો, સાતમે માળથી ભોંય પડીયો. ॥ ૧૦ ॥ દીઠો વિકરાળ વન્હિ વનમાં, લાગી તપત ઘણિ તેના તનમાં; ઉડે અંગની તણા અંગારા, થાય ભડકા ભારે ભભકારા. ॥ ૧૧ ॥ સળગે વનસ્પતી સુસોટ, વળે ધુમ્રના ગોટા ગોટ; દેખિ દેખીને મ્હા રિસ વ્યાપી. કોણ આવ્યો એ હરૂન્ય પાપી. ॥ ૧૨ ॥ પુછયો શેવકને સમાચાર, તેણે ક ા વાત વિસ્તાર; જાણીખબર ખુનસે ભરાયો. જુધે જાવા હેડંબાનો જાયો. ॥ ૧૩ ॥ વળણ.॥ ખુનસે ભરાયો ખારીલો, જુધે જાવા મન; વદે વલ્લભ પછી શું થયું; સુણો શ્રોતાજન.

---

## કડવું ૧૩ રાગ ધનાશ્રી.

વાયુના નંદનનો એ નંદન, નિકંદન મન ધાર્યું; વ્હેર વધ્યું વિશ તુલ્ય વપુએ, મહા વિમત વીચાર્યું. ॥ ૧ ॥ થયો ઉતાવળો અતી આકળો; દારૂણ દિલમાં દ્વેશ; માયાવીએ માયા રચવાને, મુસ્તક છોડયા કેશ. ॥ ૨ ॥ રિસ કરીને શીશ ધુણાવી, પછાડયું પાશાણ માથ,

જુજુ જેવડા શહસ્ત્ર જંતુ, ખરી પડયા તવ ત્યાંય. ॥ ૩ ॥ પવન પ્રથવી સ્પર્શ થયો કે, હરૂન્ય થયા અસુર; સરીરે પોહોળા પુષ્ટ ઘણેરા, લાંબા ચીતાડપુર. ॥ ૪ ॥ ધ્રુજાવે ધરણ મુકતા ચરણ, ચાવી કરે ચકચુર; એવા યોદ્ધા ઉત્પત કીધા, ક્રોધ ભરેલા ક્રૂર. ॥ ૫ ॥ દેખીને આનંદ પામી હેડંબા, હું પણ રૂપે થાવું; બેટા ગટોડગછ તારિ સાથે પુરણ પક્ષે આવું. ॥ ૬ ॥ છે ઘણો સુરો પ્રરાક્રમે પુરો વિઘ્નનો કરનાર; તે વણ રાત્રીયે રણ ન નીકળે, ઓ માહ્યરા કુમાર. ॥ ૭ ॥ તું બાઝજે પણ અળગી ઉભી, કરિશ તારી રક્ષ; જો તે જોરાવર ઘણો હશેતો, ગળે ઘાલી કરૂં ભક્ષ. ॥ ૮ ॥ સાંભળી સતીનો સુત બોલ્યો, જાણી જનેતાનિ વાત; પુરૂશે પુરૂષ પરાક્રમ કરીયે, કામ નહી તારૂં માત. ॥ ૯ ॥ યુધ કરતાં હાર હું પામુ, તો તું આવજ ધાઇ; એકલાને હણવો છે તેમાં, શી કરવી સરસાઇ. ॥ ૧૦ ॥ એવું કહ્યું તવ બોલી હેડંબા, પધારો મ્હારા બાળ; બે ઘડી રહિને આવીશ જોવા, છે મુને પેટમાં ફાલે. ॥ ૧૧ ॥ ॥ વળણ ॥ માયે દીધિ આજ્ઞા, ગટોડગછ બળવાન, વ્યાસ વલ્લભ મુખ ઓચરે, શૈન્ય કર્યું સાવધાન. ॥

---

## કડવું ૧૪ રાગ નાટકમાં ચાલો ભૈયો ચાલો. એ રાગ

ચાલો દૈતો ચાલો ઝાલો, હાથે હથીઆર; છાકમાં છકેલો કોઇ, બાગ બાળનાર. ॥ ૧ ॥ જોર જુલમ વાપરે, શું સર્વનો સરદાર; ફાટેલો તે કોણ છે એ દૈત્ય મારનાર. ॥ ૨ ॥ બાંધો કેહેડ કશી કશી, ધશી ધશીને, પીટંપીટા મારો રીંટા, ધરિ ધશિને. ॥ ૩ ॥ ઉઠો રૂઠો કુટો લુંટો લાજ તેતણી; શિશ બે ધરાવી આવ્યો, આપણા ભણી. ॥૪॥ એવું સુણી સર્વ ઉઠયા, હારવી ન હોડ; હાથમાં આયુધ લેઇ,જાય જોડાજોડ. ॥૫॥ ધમક ધમક ધરણ ધ્રુજે, ચમક ચમક ચાલ, પરડ પરડ પગલાં પાડે, શત્રુને છે સાલ. ॥ ૬ ॥ ધબડ ધબડ કરે ધમાકા, ફાટયાં રહ્યાં લોચન; પડઘી પગની સાંભળી કાને, કીરીટધરને તન. ॥ ૭ ॥ ચેતન બનીને ચાતુર ઉભો, આપ અતા હોંશિઆર; અસુર આવ્યા દોડતા દોડતા, સાથે છે સરદાર. ॥ ૮ ॥ રથજ દીઠો અભિમન્યુનો, પડી ગયા સુસોટ; વચમાં ઘેરીને આગળ પાછળ, ઉભા કરીને કોટ,॥૯॥ વળણ. ॥ કોટ કરી ઊભા રહ્યા, દેવા દારૂણ દુખ; કહે વલ્લભ સુત ભીમનો, રહો કુંવર સનમુખ,

# કડવું ૧૫ રાગ સાખી.

કુંવર સામો માયાવી ઉભો, ગટોરગછ બળવાન; સઘળી દીશા દ્રષ્ટી કરીને, જોઇ લીધું અભિમાન. ॥ ૧ ॥ ત્રીતાડ ઉંચા સરવ દીઠા, એક મનુશ આકાર; કુંવરે જાણ્યું સર્વ તણો છે, સનમુખ તે સરદાર. ॥ ૨ ॥ એવું જાણી અભેમાન બોલ્યો, કોણ છો શા મનસુબા; ભુપતી જાણી મુજ સામી શી, અરજ કરવા ઉભા. ॥ ૩ ॥ સાંભળી સુત હેડંબાનો બોલ્યો, બકે શું વણ વિચાર્યું; મ્હોત ભમે છે તારે માંથે; મ્રત્યુ થશે અણધારયું. ॥ ૪ ॥ કોની નાતને કોણ જાત તું, કેઇ દિશા ધર ગામ; કોના કુળનો કુંવર છે તું, તાત તણું શું નામ. ॥ ૫ ॥ અભિમન્યુ કહે શું પુછે છે, માંડીને મુજ વાત; તાહરી જ્ઞાતી ને જાતી શી છે, કોણ છે તારો તાત. ॥ ૬ ॥ મુમત લેતાં નામ ન દેતા, વિખાણે આપ વડાઇ; જો તાતજી તણાં નામ કહેતો. થાય નહી લડાઇ. ॥૭॥ પણ જુવાનિયા છે બાળ ચેષ્ટા, હુંપદ બહુ મન આણે; શીઆળ સીમમાં કુતરૂં ગામમાં, તેવી રીતે મત તાણે. ॥ ૮ ॥ ગટોરગછ કહે સુણ છોરા, વાંકા વદે છે વચન; શાથી તું આવ્યો આ ભુમીમાં, લગાડયું મ્હારૂં વન. ॥ ૯ ॥ અભિમન્યું કહે ભુપતી હું છું, સકળ છે ભુમિ મ્હારી, કેટલા વર્ષથી અહી વસ્યો તું, વાત ખરી કહે તારી. ॥ ૧૦ ॥ સાચે સાચું કહેજે નહી તો, ઉપજશે દુઃખ આડું; વણ રજાએ વસ્યો છે વનમાં, લાવ્ય ભુમીનું ભાડું. ॥ ૧૧ ॥ ભાડા વિના રેહેવા નવ દિજે; લીજે ધન માલ લુંટી; પાય ન પડે ને બાકરિ બાંધે, આયુશ દોરી ખુટી. ॥ ૧૨ ॥ વચન સુણી ખડ ખડ હશ્યો, હેડંબાનો તન; જુઓ દૈતો ભાડું આ માગે, ભાડે હું વસ્યો વન. ॥ ૧૩ ॥ શું છાકમાં છકયું છે છોકરૂં, જેમ ફાવે તેમ બોલે; દેવ ધરા ધરી ડરે મ્હારાથી, નમણું તર તોલે. ॥ ૧૪ ॥ સાંભળરે રથના બેસનારા, નથી તું મુજ સમાન; શેશનિ સામું અળશીયું જેમ, સીંગની સામુ સ્વાન. ॥ ૧૫ ॥ સાગર આગળ ખાબડું જેવું, કનક કને કથીર, તે પરમાણે તું મુંજ સામો, શું રહ્યો રાખી ધિર. ॥ ૧૬ ॥ તેવું સાંભળી કુંવર બોલ્યો, પારથનો સંતાન, કીંમત નથી તુજને મ્હારી, ન થૈશ હીંમતવાન. ॥ ૧૭ ॥ અનેક તમે એકલો હું છું, પણ જોજો હાથ મારા; માહરી આગળ કેવા તમે છો, એક ચંદ્ર બહુ તારા, ॥ ૧૮ ॥ સુર્યના સામા દિપક કોટી, ગં

મ ધારા કને છાંટા, તેવા તમે છો કેવા જેવા ભાલાની આગળ કાંટા. ॥ ૧૯ ॥ વળણ. ॥ એમ વચન અભમન્યુંનો સાંભળી કોપ્યો અપાર; કહે વલ્લભ તવ બોલીયો, ભીમ તણો કુમાર. ॥ ૨૦ ॥

## કડવું ૧૬ રાગ ચોપાઇ.

બોલ્યો ગટોરગછ મુખ એમ, સહુ જોઈ રહ્યા છો કેમ; મારો ઠેર કેર કરો ઝાઝો;બહુ બોલીને શું જાય સાજો.॥૧॥ બાગમાં આગ મુકી અપાર, મારો મહા મન મેલીને માર; ચુંથો ચામડીને હાડ ભંગ,એનું આખું રહે નહી અંગ. ॥ ૨ ॥ કોઇ બાઝે ન આપ સંગ, વાળો રોસણ રીસ ને રંગ; એવુ કહેતામાં કોપ્યા અસુર, રાતા તાતા થયા ભરપુર. ॥૩॥ ફેંકે ફાંસડા વાંસડા કહાડી, મારે પાશાણ જંગલી ઝાડી; અહ્યાં અભીમન્યુએ હથીયાર, લેઇ બાણ દેવા માંડયો માર. ॥ ૪ ॥ તવ વ્રકોદરનો તન, કરિ ગરજના ગયો ગગન;જઇ વનમાં પાછો આવે,ઝાહાડ પહાડને તાડજ લાવે. ॥૫॥ નાંખે અંત્રીક્ષથી ધરી સુર, ચેતી કુંવર કરે ચકચુર કરે કડકા આવી અંગ વાગે,પણ બાણોથી પરવત ભાગે.॥૬॥ ઝાડ તાડ કરે છે છેદન, પાછો પડતો નથી અભેમન; એમ લડતાં બે વડતા શું કિધું; મંત્ર ભણી શંભુ બાણ લીધું. ॥ ૭ ॥ ફરી ફુદડી ફેંકયું જ્યારે, સહુ હેહીત થયા લોવ ત્યારે; દેખી વનવાશી ક્રોધે ભરીયો; માયાવી નર નીચે ઉતરીયો. ॥ ૮ ॥ એણે પછાડયું શીશ વીસ વાર, કર્યા અસુર વિસ હજાર; ટોળે ટોળાં ને ફાટેલા ડોળા, ફેંકે ફરશીને ગોફણ ગોળા. ॥ ૯ ॥ ઢેપાં ઢખાળા ધારીને મારે, પાપી પ્રચંડ પોક પોકારે, દૈતને સોંપી ગયો ગગન, રહ્યો અંત્રિક્ષ હેડંબા તન. ॥ ૧૦ ॥ કરે ઉંચે રહી અતી જોર, ભલો હાથ આવ્યો છે ચોર, એમ કર્યા કરે બકોર, આગ મુકી એ હરામખોર. ॥ ૧૧ ॥ કરે કુંવરને કૂર કષ્ટી, પડે પાશાણની મ્હા વ્રષ્ટી, ખશે ખેલાડુ જાળવે અંગ, તોયે ગાત્ર ઘણું થાય ભંગ. ॥ ૧૨ ॥ ધ્રુજ્યા થર થર કુંવરના ચરણ. જાણ્યું નિસ્ચે આવ્યું આજ મરણ; નહી જીવીયે જીવડો જાશે, મ્હારૂ ચાક્ર રણમાં ચુંથાશે. ॥ ૧૩ ॥ નીસ્ચે મરવું તો રડવું શા માટે, બહુ બાણ છોડયાં સુસવાટે; એક લીધું મોહાસ્તર ભણી, નાંખ્યું ગગન જાણીને ધણી. ॥૧૪॥ ભોકાયું ભીમ સુતને જઇ, પેહું પુરણ રૂદીયા મહી; તવ પ્રાણ બ્રહ્માંડે ચડીયો; નવ જોજન જૈ દુર પડીયો.॥૧૫॥ રહી નહી એને શુદ્ધ સાન, પડયો ભુમીમાં થૈ બે

ભાન; પછી કુંવરે શું કામ કીધું, શીવ મંત્ર ભણી બાણ લીધું ॥૧૬॥ નાંખ્યું બહુ બળથી કરી કોપ, થયા અસુર સઘળા લોપ; ઉભો એવે થઇ ઘડી ચાર, વળી મુરછો ભીમ કુમાર. ॥ ૧૭॥ ઉઠયો રૂઠયો ભરાયો ટેક, કીધા અસુર હજાર એક; ચાલો શેવક સુરપણું કરિયે, પ્રાણ શત્રુ તણો પરહરીયે. ॥ ૧૮ ॥ લેઇ ટોળુને આવ્યો બળીયો, દેખી દુશમન બહુ કળકળીયો;કરો બળે હોનારૂં હોય, ઝાડ પાહાડ ન મારશો કોય ॥૧૯॥ મારો ઝપાટો જણાવો જોર, કરો ધુળે અંધારૂં ઘોર; નાંખો રેણું થશે અંધકાર. તેણે ગભરાવી દેવો કુમાર. ॥૨૦॥ વળણ ॥ ગભરાવોએ છોકરૂં, ઉછાળી ભુ ભાગ; નેત્રન સુજે એટલે,ફાવે મ્હારો લાગ

## કડવું ૧૭ મું રાગ જીકારી ધુમાસ.

આજ્ઞા આપી અસુર જીરને, ખુંખાર્યા રાક્ષસ લોકજી; ઘણાક ગાજ્યા વડવા બાજ્યા, પાડતા પોકા પોકજી. ॥૧॥ ઉકળે ઉછળે કળકળે કારમા,મારોમારો મુખ ભાખેજી;ખોળે ખોબે ધુળ લેઇને, કુંવર ઉપર નાખેજી. ॥૨॥ લોચન મીચી નજર નીચી, રાખીને રેણું ઉછાળેજી; વાંકાં વળીને દાટજ વાળે,આડું અવળું નવ ભાળેજી ॥૩॥ થેકડા ભરતા હોકારા કરતા, જબરૂં જણવે જોરજી; કાંકરા કુંકરી ઝીણી રજોટી, ઉડી થયું ધમાઘોરજી.॥૪॥ કરી ગરજના ગગન ચડીયો, હેડંબાનો બાળજી; અત્રીક્ષ રહીને ચરચા જોતો વ્યાકુળ થઇ વિકરાળજી ॥ ૫ ॥ અભીમન્યુ અકળાયો રૂંધાયો, ચરણ થરથર ધ્રુજેજી; રજોટી ભરાઇ નાશીકામાં, નેત્ર વડે નવ સુઝેજી ॥ ૬ ॥ સ્વાસ લેવાય નહીને ન મુકાય, રાક્ષસ રેણું રોળેજી; રજતજ કાંકરી ઉડતી આવે, ઉભો ઉભો ચક્ષ ચોળે. ॥૭॥ વસ્ત્ર વપુ સહુ ધુળે ભરાણું, મુખ પ્રતીકા પુરાણીજી; વઢવાનું મેલ્યું વેગળું ને, પટકુળ ઓડયું તાણીજી. ॥૮॥ તવ ખબર પડી ગટોરગછને, પુરણ ઉંચો ચડીયોજી, સમળી શમે ત્યાં ઝડપ મારી,આવીને રથમાં પડીયોજી. ॥૯॥ કુંવર ઉપર ક્રોધ કરીને,કીધો મુષ્ટી મારજી ગાભરો કીધો ગટોરગછે છીનવી લીધાં હથીઆરજી. ॥ ૧૦ ॥ અભીમન્યુને ફાળ પડીને. પટકુળ અંગથી કાહાડયુંજી; મરવું આદર્યું મન થકીને, હસ્ત થકી યુદ્ધ માંડયુંજી. ॥ ૧૧॥ બે બળિયા ત્યાં ગાજ્યા બ્હાજ્યા, બળથી બાથો બાથજી; કુસ્તાઇ લાગી સુસ્તાઇ ભાગી, જુએ અસુરનો સાથજી. ॥૧૨॥ લડતા કનડતા રથેથી પડીયા,પૃથ્વીપર પ્રચંડ

જી; માયાવી દાવ જોઇ ઘાવ કરે છે, રાક્ષસે કીધું કુભંડજી ॥૧૩॥ ગટોરગછની પક્ષ કરીને, મારે કુંવરને મારજી. બીજાએ રથ બધો ભાગી નાંખ્યો, માર્યા ઘોડા ચારજી. ॥૧૪॥ બળીએ બળિયા બાઝયા કરેછે એકએકનેદે ઢીકજી; છાતીના બંધનો સમંધ તુટે, કળચડી આવે હીક જી. ॥૧૫॥ કરણ પકડી નાશીકા ભાગે, દેછે ઢિંચણની ઠેસજી; ઘોલ થપડને ગડદા પાટુ, મારે ને ઝાલે કેસજી. ॥૧૬॥ કોણિએ કોણી દે કુખ ચોંટી, લડાવે શીશે શીશજી; પડતા હેઠા થાયછે બેઠા, નાંખે ચી શેચીસજી. ॥૧૭॥ એવામાં માયાવી દાવ જોઇને, બેસી ગયોછે ધરણુજી; મ્હા ક્રોધ ભરીયો અભિમન્યુનો ચપશી ઝાલ્યો ચરણજી. ॥૧૮॥ ઉચકી ઉભો થયોછે સુબો, હિલોળી નાંખ્યો હેઠોજી; પડયો ચતાપાટ તેની રૂદેપર, ગટોરગછ ચડી બેઠોજી. ॥૧૯॥ કુંવર નીચે તરફડે છે. દુષ્ટ માયાવી ધારેજી; અભીમન્યુના મુખમાં રેણું, ભરીને ગડદા મારે જી. ॥૨૦॥ દંત પીશીને બહુ ચપશીને, ગળામાં દીધો નખજી, નસો નાડિ ત્યાં તણાઇ સુતની, ઉંચાં ચડીયાં ચક્ષજી. ॥૨૧॥ મોડેથી નીકળ્યા ફીણ ફિસોટા, કારમું થયું કુભાન્ડજી;શુધ ગઇને સ્વાસ થયો બંધ પ્રાણ ચડયો બ્રહ્માંડજી. ॥૨૨॥ અંતરયામી વિસ્વના સ્વામી, જાણી હરિએ વાતજી; જાણ્યું ભાણેજો ભોમી પડિયો, થશે એની દેહ ઘાતજી ॥૨૩॥ જો એ મરશે તો ધાર્યું ફરશે, કરશે,હરણ નહિ કોયજી; મારૂં બોલ્યું રેહેશે મ્હારા મુખમાં, હળધારીનું કર્યું હોયજી. ॥ ૨૪ ॥ એવું જાણી પુરૂશ પુરાણી, ચાતુર કેમ જાય ચુકીજી; ગટોરગછના ઘટમાં ગોવિંદે, દયાને દીનતા મુકીજી ॥૨૫॥ તવ કોમળ રૂદે ગટોરગછનું થઇ ગયું શુભ સારૂંજી; અરેરે જીવ નીકળી ગયો, હવે એને શીદ મારૂંજી ॥૨૬॥ વળણ॥ એમ કહિ ઉભો થયો, ચાલો દેતો બાગ; વદે વક્ષભ સહુ સંચર્યાં, હોલવવાને આગ.

## કડવું ૧૮ રાગ ચોપાઇ.

આવ્યા આગ હોલવવા અસુર,દોડયા દડબડ દોટ પુર; પણ વઢવાં થઇ જે વાર, ઘેર હેડંબા કિધો વિચાર. ॥ ૧ ॥ પુત્ર પરવર્યો દુશમન પાસ. થઇ વાર પડયો મન ત્રાસ;હજી આવ્યો નહિ સુત બળિયો, સામો શત્રુ માયાનો મળીયો. ॥૨॥ રખે કુંવરને કાંઇ થાય; મ્હારૂં જીવતર છુટી જાય; માટે ચાલું લડાઇમાં લક્ષ, પરવરૂં હું પુત્રની પક્ષ. ॥૩॥

એવું ધારીને નીકળી નાર, આવી સોત્રણ ધામની બ્હાર; હતી સુક્ષ્મ શામા અનુપ, એણે ધર્યું માયાવિ રૂપ ॥૪॥ રણ વઢવા જવાની રૂચી સાત તાડવા બની ઉંચી;ત્રણ તાડ લાંબા બેઉ ચરણ,ચાર તાડ લાંબુ દેહ વરણ. ॥૫॥ શીશ ડુંગર સમ કેશ કેવા, લાંબા જાડા મ્હોટા વાંસ જેવા; નવગજ નાશીકા દ્રીગાળા, સ્વાસ શાર મ્હોટાં ધનાળા. ॥૬॥ નગદ્વાર સરીખું વદન, મ્હોટાં સરોવર સરખા લોચન;બ્હામ દંતુ વજ્ તોડે તેવા; બેઉ કરણ સાઝર નાભ જેવા. ॥૭॥ એવો કારમો વેશધરીને, ચાલી પુત્રની પક્ષકરીને; દોડી પુત્રની પક્ષે આવે, જાતાં લોહ તણા ચણા ચાવે ॥૮॥ દૈત રાળું જીતી આવ્યું જેવે, દિઠી માતા ગટોરગછે તેવે; કીધો જનુની જાણી જુહાર, શીદ સધારો માત આવાર ॥૯॥ તવ હેડંબા કહે એ બાળ,લાગીવાર મને પડી ફાળ;જાણ્યું હરીઆવું શત્રુનું ભક્ષ, આવતીતી હું તારી પક્ષ. ॥૧૦॥ ભલે સાંમો મળ્યો તું કુમાર, બેટા કહે યુધના સમાચાર; હતો શત્રુ કેવડો કેવો,સુત કહેમાતા મ્હારા જેવો. ॥૧૧॥ પણ ઘણો હતો બળવાન, કોઇ મોટા તણો સંતાન;બળવંત એ બાણાવળી, માર્યો મુઓ છેતર્યો છળી. ॥૧૨॥ કહે હેડંબા હરાવ્યો હોડે, બેટાકોણ તે કુંવરની જોડે;બોલ્યો ગટોરગછ માત મ્હારી, નથી જોડે કોઇ નરનારી. ॥૧૩॥ આવ્યો એકલો રથમાં બેસી, પડયો રૂજની રણમાં પેશી, આણ્યો કાળ મેં કારજ કીધું. એનું સબ રણમાં રેહેવા દીધું.॥૧૪॥ સુણી બોલી હેડંબાએમ,છેતેછોકરૂં જોવાનો પ્રેમ; તેતે જોવાને જાઉંછું તન, તમો હોલવો આપણું વન ॥૧૫॥ આપી આજ્ઞા સુતને જ્યારે, ચાલ્યા સરવ સુરા બાગ ત્યારે; કરે વહંની સમાવા ઉપાય,પણે એડંબા ચાલી જાય. ॥૧૬॥ પડી સુભદ્રા મુરછામાંય,થઇ બેઠી વળી મુરછાય; આવી સુદ્ધીને આવ્યું ભાન,ગયો રથ સૈત કયાં સંતાન ॥૧૭॥ વળણ॥ ॥ કયા ગયો સંતાન માહરો, એમ કરે પોકાર; વ્યાસ વલ્લભ વાણી વદે, ભાસે વન ભયંકાર.

## કડવું ૧૯ મું. રાગ કાફી.

બોલ્યા વૈશમ પાયન વચન, સુણ પરીક્ષતકરા તન; એતો પુત્રનેપોકાર કરતી, વન વીશે આંસુડાં ભરતી. ॥ ૧ ॥ પુત્ર પુત્ર કહીને પોકારે, કોઇન બોલ્યું ગભરાઇ ત્યારે; અરેરે.કેમ થયું એ બાળ,લાગી શોધવા વન વીકારાળ. ॥૨॥ મારે ફાંફાં અંધારે ફરતી, ત્રાહ ત્રાહ તે મુખ ઓ-

ચરતી; દીઠા રથરણમાં ભાગેલો, જડયો સોધતાં પુત્ર પડેલો ॥ ૩॥ જોયુ સભ સુતનું જેવારે, બેઠી ગગળી ભુમીમાં ત્યારે; હાશ કોશ ગયા એના ઉડી, દારા દુઃખ દરીયામાં બુડી. ॥૪॥ અરેરે દૈવ આ શું થયું. મારૂં નીર્ધનનું ધન ગયું; ફુટયું કરમ મ્હારૂં કઠોરૂં, ખોઇ બેઠી એકનું એક છોરૂં. ॥પ॥ દૈવ દાહાડો થયો મ્હારો વાંકો, પડયું દુઃખ રહ્યો નહી આંકો, પુત્ર પુત્ર પોકારજ કીધો; સુત સુતેલો ઉછંગ લીધો ॥૬॥ બોલો બોલો કહીને બોલાવે; મુખઝાલીને માત હલાવે, ઉચો કરી કરીને જોતી, ફાટે રૂદિયા તેવું રોતી ॥ ૭ ॥ ચાલે લોચન આંસુ ચોધાર, કુટે શીશને છાતી અપાર; નવેગ્રહો વાંકા થઇ પડીયા, કેમ કઠોરાં કર્મનિવડીયાં ॥૮॥ ગયું ઘરબાર ધનમાલે રાજ, ગયો ટક ારોને લાજ; પછી પરઘેર પેટડું ભરતાં, તોહ્યે ફળ મળ્યાં અતો નરતાં. ॥૯॥ સ્વામી મુકીને વન પડયો હુતો; લાવી રણમાં મુકી સુતસુતો; એમ વલવલે પ્રત્યું આદરે, રડે રણમાં રામા ઝીણે સ્વરે. ॥૧૦॥ આવી હેડંબા જોવા સતાન, તેણે રૂદન સાંભળ્યું કાન; અહો કોઇ કામા કરે રૂદન, મને કહ્યું તુ મ્હારે તન. ॥૧૧॥ નથી સુત સંગકો નરનાર, ત્યારે આકોણ કરે પોકાર; કોઇ છે અબળાની જાતી, રડે જેમ છળી જાય છાતી. ॥૧૨॥ સુત સાથે શી સગાઇ એની, થાય સ્ત્રી માત, કે થાય બેહેની; હાલ જોવાને જાઉં હું પાસ, નહી બોલે પછી પામે ત્રાસ ॥૧૩॥ માટેહાલ અહીં ઉભી રહેવું, એનું સગપણ સાંભળી લેવું; એવું જાણી સુક્ષમ દેહ ધરી, બેઠી વ્રક્ષ ગુફા સુંદરી. ॥૧૪॥ દીધું ધ્યાન ત્યાં કાનજ માંડયા સુણે છબીલી ઉતપાત છાંડયા; રડે સુભદ્રા શીશ કર ધરી, પાડું પીંડ મ્હારો કાંક કરી. ॥૧૫॥ ॥વલણ॥ એમ અતિ આક્રંદ કરે સુત ગ્રહિ બે હાથ; કહે વલ્લભ સંભારતો, સાસરીયાનો સાથ ॥

## કડવું ૨૦ મું. ઓખાહરણમાં. ગણપત બોલો હો બાળા. એ રાગ.

મારા લાડકવાયા તન, અભિમન બોલોનેરે. તારી માતા હું કરૂં રૂદન. અભિમન બોલોનેરે. ॥૧॥ જગ જુઓને આંખ ઉઘાડી, અભિ તેં તો રઝળાવી રણમાં માંડી. અભિ ॥૨॥ કીયા શત્રુએ કીધો આ કેર. અભિ. હોય સંગ સગુતો લે વ્હેર, અભિ. ॥૩॥ બેટા જનમનો તું રોશી.

અભિ. નથી વડીઆઈ કુન્તા ડોશી. અભિ. ॥ ૪ ॥ સુણી હેડંબાને આવ્યાં આંસુ. અભિ. કુન્તા નામે છે મ્હારા સાસુ અભે. ॥ ૫ ॥ બેટા તુજને નડયું મહારૂં કર્મ અભિ, નથી વડીલ કાકો તારો ધર્મ અભિ. ॥ ૬॥ હેડંબાને સગ પણ ભાસ્યું ઠેઠ. અભિ. રાજા ધર્મતો મ્હારો જેઠ. અભિ. ॥૭॥ બેટા ન રહયો કુશળ ખેમ. અભિ. નથી કાકો ભીડ ભંજન ભેમ. અભિ. ॥૮॥ સુણી ત્રાસ હેડંબા પામી. અભિ. કહ્યા ભીમ તેતો મ્હારા સ્વામી. અભિ. ॥૯॥ બોલો બોલો બેટા અભિમુન અભિ નથી તાત તારો અરજુન અભિ ॥૧૦॥ આવ્યો ઉમંગે આયુધ ખોશી અભિ. નથી કાકો તો શેદવ જોશી અભિ. ॥ ૧૧ ॥ હોય તો તે ફકાવું ધુળ. અભિ. નથી નાનો કાકો નીકુળ અભી ॥૧૨॥ હેડંબાએ સગાઈ સત્ય જાણી. અભી આતો દેરાણી ને હું જેઠાણી. અભી. ॥ ૧૩ ॥ વળણ એમ સગપણ સત્ય જાણીયું, તવ મન પ્રગટયો શોક; કહે વલ્લભ તે માનુની સુકી મોટી પોક. ॥

## કડવું ૨૧ મું. રાગ સાખી

પોકજ મુકી કારમીને, આવી કુંવરની પાસ, તે દેખી સુભદ્રા ધ્રુજી, પડીયો મનમાં ત્રાસ. ॥૧॥ અરેરે આ અઘોર વનમાં અબળા જાતે કેવી ભુત પોસાય કે ડાકેણ સાકેણ, વંતરી કે વનદેવી. ॥ ૨ ॥ ચુડેલ ઝાંપડી કે મેલડી છે, શીકોતરી કે પ્રાણી; એમ અતિ મન તરંગ ઉઠયા, ગોરિ ઘણી ગભરાણી ॥૧॥ એટલે આવી બોલી હેડંબા, બાઇ તમે દેરાણિ; હું ભીમશેનની ભામની છું, તમ તણી જેઠાણી ॥ ૪ ॥ જરા ન બીશો જરાન ડરશો, ધારણ રાખજો મન; આ સુત સાથે જુધ કર્યુંછે,ગટોરગછ મુજતંન ॥ ૫ ॥ ભાઇએ ભાઇલડયા અજાણે, નથા લડેયુ અન્ય કોય; એવું સાંભળી સુભદ્રાના, મનમાં ધારણ હોય. ॥૬॥પછીહેડંબાએ પુત્ર લીધો, પોતાને ઉછંગ; હવે જીવિને શું કરૂં હું, પાડું મારૂ અંગ ॥૭॥ પેહેલી ન જાણી મેંતો દેરાણી, કાણી કીધી કુખ; અરજુન દીયર ડાહ્યો મ્હારો, શું દેખાડીશ મુખ. ॥૮॥ કાળાટીલી મ્હારે કપાળ ચોટી, બેઠું લાંછન મ્હોટું; કેહેશે કે પીતરાઇપણું જણાવ્યું, ખરેખરૂ થયું ખોટું. ॥૯॥ એમ કરીને રડવા લાગી, પોક મુકે બે ભાન; ગટોરગછ બાગ હાલવે છે, તેણે સાંભળ્યું કાન. ॥૧૦॥ સાંભળો દૈતો સાંભળો દૈતો. માત મ્હારી પોકારે; સેવિશા પેલો જીવતો થયો, મ્હારી જનુ

નિને મારે. ॥ ૧૧ ॥ શું જુઓછો જૈએ ઝપાટે સપાટ, સુસોટ; એમ કહ્યું કે અસુર સરવે, દરબડ મુકી દોટ. ॥૧૨॥ લગભગ આવ્યાદોડતા છે, લડતના મનસુબા; જનેતા જ્યાં રૂદન કરે ત્યાં, ઘેરો ઘાલીને ઉભા ॥૧૩॥ શું છે શું છે પુત્રજ પુછે, કેમ આ છોકરૂં ઝાલ્યું; હેડંબા કહે અણુસમજણના, ઉધમાતમાં ઘર ઘાલ્યું. ॥ ૧૪ ॥ એકાએક શું વગર બોલે, આરંભ્યો, સંગરામ; સામાસાંમીશું પુછ્યુ નહિ હોય, ઘરગામ બાપનું નામ. ॥૧૫॥ ગટોરગછ કહે મુજ માતા, તે વાત કયાં તું પુછે હળીમળી સુત ઉછંગ લીધો, તે તણું કારણ શું છે ॥ ૧૬ ॥ સુતના વાયક સાંભળીને વદીયાં મા વચન; મરણ પામ્યો બંધવતારો, અરજુનેજીનો તન. ॥૧૭॥ એવું સાંભળી પડયો ચરાડો, અરેરે શ્રી રણછોડ; ત્રીલોકમાં આવો ભાઇ ન મળે, ભાગી ગઇ મહારી જોડ. ॥૧૮॥ અરેરે ભાઈ બેહક બેસાડયો, કહી ઢળી પડયો ઘરણ હવે જીવિને શું કરૂં હું, આણું મારૂ મરણ. ॥ ૧૯॥ વલણ. ॥ મરણ આણું માહરૂ, જીવ્યામાં શો સાર; કહે વલ્લભ રૂવે ઘણો, ભીમ તણો કુમાર.

## કડવું ૨૨ મું રાગ લલીતની છાયા.

અરર બંધવા, આમ શું કરયું ઘરણ પોડતાં, દીલ ના ડર્યું; વિર રી સાળવા, રીસ શું ચડી, પ્રથમ આવીરે, વાત ના જહી. ॥૨॥ મરણ શું પડયો, પુર્ણ પીડનો, સુરપણે ઘણો, ભાઇ ભીડનો ॥૩॥ ખબર હોતતો આમ ના બને; એકલડો કર્યો બંધવા મને. ॥૪॥ રઝળતો થયો, વિર તાહરો, અમુલ્ય ભાગિયો ભુજ માહરો ॥૫॥ નજરથી તને, જોઈ ન શકું વગર ઓથનો, કયાં જઇ ટકું ॥૬॥ હથળ થઈ ગયો, તુજ દુખડે, ફરીશ તું વિના રંક મુખડે. ॥૭॥ બળ ન દાખુંરે, સંગ કોઇને દિવસ માહરા કાઢું રોઈનો॥૮॥ મુખ દેખુંરે, કયાંથી તું તણું; જન્મમાં નતું, દુખ આ ક્ષણું ॥૯॥ વળણ.। એમ ગટારગછ વલવલે, વાગ્યો પેહેલો ઘાવ; કહે વલ્લભ દુખે દુલીયો, કીધો મરવા ભાવ.

## કડવું ૨૩ મું રાગ સવૈયા.

ગટોરગછે આદર્યું મરવું હેડંબા વદી વચંન;શો માલ છે સુત એગ કર્યામાં, ઓરે મહારા તન ॥૧ ॥ ભ્રાત તારો નથી મરણ પામ્યો, છે હજી ઘટમાંહે પ્રાણ; ત્રષીને પુન્યે જીવતો થાયે, નીશ્ચે છે નિરમાણ ॥ ૨॥ કલેશ મુકીને કુંવર મહારા, આપણા ધામમાં જાઓ;ચરણામ્રત

અમરકુંપો છે, સાતમે માળથી લાવે. ॥ ૩ ॥ સુણિ ગટોરગછ સંચર્યો તે આવ્યો પોતાને ધામ; કુપ્પો લાવ્યો વ્હેલો આવ્યો; પ્રભુ કરે વિરામ. ॥૪॥ તેમાંથી અમ્મર હાથમાં લીધું, હેડંબાહેત આણી: બીજું લીધું ગટારગછે, ત્રીજું સુભદ્રા રાણિ. ॥ ૫ ॥ સુભદ્રા કહે આવજો આડે. ધરમ જેઠનું પુન્ય; મરણ પામેલો બેઠો થાજો, કુંવર અભેમુન્ય. ॥ ૬ ॥ ગટારગછ કહે પરમેશ્વર દુખડું મ્હારૂ સમાજો; આડેઆવજો સત્ય કુન્તાનું, બંધવ બેઠો થાજો ॥૭॥ હેડંબા કહે અરણ્યમાં હું, ન્હાનેથી મોટી થઇ; ભીમ વીના અવરના સામું, જો મેં જોયું હોય નહી ॥ ૮ ॥ પતીવ્રતા વ્રત પાળ્યું હોયતો, તે પુન્ય આવજો આડે; સુત પડેલો બેઠો થાજો, કહિ મુખમાં જળ પાડે. ॥૯॥ ત્રણે મળી મુખમાં જળ મેલ્યું, પુન્ય તણું જે વાર; પ્રાણ બ્રહ્માંડે ચડિ ગયેલો, ઉતરિયો તે વાર ॥૧૦॥ નસેનસોમાં પ્રાણ પ્રસરીઓ, શુધીઆવી તવ રૂઠયો;મારમારકરતોક્રોધ ભરેલો અભિમન્યુ ત્યાં ઉઠયો ॥૧૧॥ કયાં ગયો શત્રુ કયાં ગયો શત્રુ, હળહળ વ્યાપી રીસ; ગટારગછે અભિમન્યુના, ચરણમાં ધર્યું શીશ. ॥૧૨॥ સૂભદ્રા કહે કુંવર મ્હારા, કોને શત્રુ કહે છે; શો સગો થાય તાહરો જો, ચરણ કોણ નમે છે. ॥૧૩॥ ઘરમાંને ઘરમાં વઢી મુઆ, નથી દુસમનદાઇ; ભીમ કાકાનો સૂત ગટારગછ,વડિલ તારો ભાઇ ॥૧૪॥ તે સુણતામાં અતિ હેત આવ્યું, મુમત મોઝા વળિયા; ઉઠાડયો ભાઇ ભુજ ભરી, અન્યો અન્યે મળિયા. ॥૧૫॥ આંગળી ઝાલી નિકળ્યા ચાલી, ધામ ભણી સુખ જાણિ, તે બેઉ પુઠે હાથ ગ્રહીને, જાય જેઠાણી દેરાણી ॥૧૬॥ મહેલમાં આવ્યાં સ્નાંન કરાવ્યા ભોજન ભેળાં કીધાં; દેરાણી જેઠાણીને બે બંધુ, પાન શોપારી લીધાં. ॥૧૭॥ સામાસામો બેહિંદોળા ખાટચો, તેમાં કર્યાં આસન;એક બાજુ સુભદ્રા બિરાજી; સાથે અભેમાન તન. ॥૧૮॥ એક હિંદોળે બેઠી હેડંબા, સુત પોતાનો સાથ; તે બેઉ લાગ્યાં પુછવા, સુભદ્રાને સરવ વાત. ॥૧૯॥ હેડંબા કહે ઓરે દેરાણી, શું કરેછે સહુ ઘેર;પાંડવ અંહીથી પરવર્યા તે,પછી થઇ શીપેર ॥૨૦॥ સુભદ્રા કહે સુણો જેઠાણી, કહું કહેલી વાત; તમારે ધામેથી ફરતા ફરતા, ગયા જે પાંચે ભ્રાત. ॥૨૧॥ પંચાળ દેશમાં પંચાળી નારી, પરણ્યા પાંચે વિર; ઘેર જઇને રાજ્ય કીધું, ધર્મ ધોરીધર ધીર. ॥૨૨॥ પછી નર દીયર તમારા, આવ્યા એ દ્વારામતી; હરણ કીધું મારૂંને, લગ્ન થયું ત્યાં વતી. ॥૨૩॥ જન્મ થયો અભિમન્યુનો, કેહવાઇ લીલા-

લ્હેર; પાંડુ રાજાને સગતી દેવા, યજ્ઞ કર્યો આપ ઘેર. ॥૨૪॥ એકારો કર્યો કૌરવ સાથે, કહેવાયા વિસ્વમાં દીવાં; તે યજ્ઞમાં અભિમન્યુનો, બળદેવે કીધો વિવા. ॥૨૫॥ તે પછી વાંકા દહાડા આવ્યા, કૌરવે કપટ કીધું; દુત રમાડી પાંડવ કેરૂં રાજ્યાસન લૈ લીધું. ॥ ૨૬ ॥ દ્રુપતી સતી દુતમાં હાર્યા, કૌરવ કુમતિ કાહાવ્યા;નગ્ન નચાવવા મારદેતાં,પંચાળી સભામાં લાવ્યા. ॥૨૭॥ સો વિર મળીને ચીરતાણ્યાં, સતી સાથે બળ દાખી; અનેક ચીર પ્રભુએ પુર્યાં દ્રુપદીની લાજ રાખિ. ॥ ૨૮ ॥ તે થયા પછી વ્રતી ફરી તે, પાછિ સોંપી નાર; પાંચે ભાઇને પ્રેમદા તે, વન વસ્યાં વર્ષ બાર. ॥૨૯॥ હું અભિમન્યુને કુંતાજી, રહ્યાંવિદુરને ઘેર ગરીબ અવસ્થા આપણી આવી, તે જાણી સરવે પેર. ॥ ૩૦ ॥ નીરધન થયાં ને રાજય, ગયાં તેસમજ્યા સહુ લોક; બળદેવે જાણ્યું નવીતે લ્હાવો, માટે વિવાહ કર્યો ફોક ॥ ૩૧ ॥ ફોક કર્યાની ફીકર નહોતિ નહોતુંતેવાને ઝ્હેર; પણ તેવિવાહભાગીને કર્યો, દુરયોધનને ઘેર ॥ ૩૨ ॥ તેથીમને મહા કલેશ થયો, તે કુંવરને પુછી વાત; મેં દિકરી દિકરી કહિ દુભ્યો, મારી છાતીમાં લાત ॥૩૩॥ તેથી અભિમન્યુનેરીસ આવી, કળકળી બોલ્યો આપ; એણે કહ્યું એ કંન્યા ન વરૂ તો, બ્રહ્મહત્યાનું પાપ. ॥૩૪॥એમ કહીને તૈયાર થયો એ, વાર્યું ન કિધું લગાર;કૌરવના ભયથી રાત્રિએ, નીકળ્યા ધામની બ્હાર. ॥૩૫॥ મેં જાણ્યુ જે કુંવર સાથે પીહેરીયેહુંજાઉં મહારા બે બધુને કરગરીને, એકન્યા પરણાવુ ॥૩૬॥ એમ જાણિ હું જોડે આવિ, દારૂણ દુખમા ડુલ્યા; પંથ તણિ ફોમ રહી નહીને, દ્વારિકાં મારગ ભુલ્યાં ॥૩૭॥ વનને વિશે વિપત વેઠી, આવિ પોહોચ્યાં હાંઇ; અજાણે અજાણ લઢાઇ લઢયા, નિશા સમે બે ભાઇ ॥૩૮॥ ઓરે ગટોરગછ દીકરા દાતા, ભાઇને બહુ સમજાવો હઠ મુકી દે એ કન્યાની, ઘેર પાછો મોકલાવો ॥ ૩૯॥ કલેશની કંન્યા ન જોઇએ આપણે; ધણિક મળસે તન; કાકીનાંતેવા વેણ સુણિ વદે, ગટોરગછ વચન. ॥૪૦॥ ઓ કાકી ભાઇને પાછા મોકલું, લાજે મહારા બાપ; એ કંન્યા એને ના પરણાવુ, તો બ્રહ્મહત્યા પાપ. ॥ ૪૧ ॥ સુભદ્રા કહે જુઓ હેડંબા, આશો તમારો ધારો; તમ સુત ટંટાનો તંત લે છે તમે, પાસેછો કેમ ન વારો. ॥૪૨॥ હેડંબા કહે ટેક ગ્રહે છે, તેમાં તે હું શું વારૂં. મરવું ન ડરવું પાછાં ન ફરવું, કામ એ ક્ષત્રીનું સારૂ॥૪૩॥ ધારે તે કરે કુંવર મહારો, હું પણ પક્ષે ધાવું; દ્વારકા ભિશ-

જો પુત્રને મારે. તો દ્વારિકાં ગળિ જાઉં. ॥૪૪॥ સુભદ્રા સુણિ વિસ્મય પામી, સુરતણિ છે સવાઇ;માતાનું જોર તેનો દિકરો કરે,ધાર્યું તેમાં શી નવાઇ, ॥૪૫॥ પછી હેડંબાનો પુત્ર પુછેછે, કાકી કયારે લગ્ન થાશે;જાન લેઇને કૌરવ જોધા, દ્વારીકાં કયારે જાશે.॥૪૬॥ સુભદ્રા કહેકાલે સવારે, નીકળશે એની જાન; ગટોરગછ કહેપરમ દાહાડે, હમે થશું સાવધાન. ॥ ૪૭ ॥વળણ॥ એમ કહીને એ રહ્યા, આગળ કહું મહિમાય; કહે વલ્લભ કૌરવ દ્રહે, વીવાહ સામગ્રી થાય. ॥

# કડવું૨૪ મું.

વધા વૈશમ પાયે વચંન, તુતો સાંભળજે રાજન; હવે હસ્તીનાપુર શું થાય, કરે ત્યારી દુર્યોધન રાય. ॥૧॥ લીધી સેન્યા ક્ષોણી અગીયાર, કીધા વર રાજાને ત્યાર; સાથે સર્વ કુટુંબ પરીવાર, લીધાભીશ્મ દ્રોણને કૃપાચાર. ॥ ૨ ॥ ચોથા અશ્વસ્થામાં પણ સંગ. ભલો શ્રીધો ત્યાં જાનનો રંગ; કર્યા સાબેલા સોભીતા સારા, પેહેરી પટકુળ નીકળી દારા. ॥૩॥ વાગે ડુંડુ ભીડંકા અપાર,થાય ભેર ભુંગળ ટંહકાર; વાગે મોરલી મૌવર સરણાઇ, તાંસાં ઢોલપરઘમ વાગે માંહી. ॥૪॥ વાગે છત્રીસ વાજાં તે સાથે, કાહાડયો વરઘોડો ભુનાથે; વરને સજાવીયા સણગાર, જામા પટકા ચીરા હીરા હાર.॥ ૫॥ કાને કુંડળ લીલમ લળકે, બાંધ્યા બાજુબંધ રત્ન ચળકે;કેડે કામનીયો ગાંણુગાય, ભાણુમતી દીપક કરમાંય.॥ ૬ ॥ ચાલ્યાં સુભ સોભાયે સોહાગ,થયા શુકન આડા વહ્યાનાગ; પુછે પાપી આ શુકન કેવા,કહે મામો ફતે થાય હેવા.॥ ૭ ॥ પછી ચાલ્યાસરવ સુખભેર,નરનારીબાળકભલીપેર;એણેઘણીસોભાવી છે જાન, મનમાં મ્હોટાઇ અભીમાન. ॥ ૮ ॥ થયાલગભગ દ્વારકાંમતી ત્યારે બોલ્યોછે છત્રપતી; મામા સેન્યના જોદ્ધા છે જેહ, આપોઆભુશણુ સોભે તેહ. ॥ ૯॥ જોઇ જોઈ જાદવ વિરમે થાય, જોઇ બળદેવ બહુ હરખાય; જોઇ જાણે હેતુ વિશ્વપતી, હાવો વેહેવૈ મને મળ્યો નથી. ॥ ૧૦ ॥ ગાજ્યોગોરીયો ગીતાં ભાતભાત, જૈયે તેવાથૈયેપ્રખ્યાત;હેવી આગનો દીધી ભુપાળ, કહ્યા પ્રમાણે કર્યું ત્રતકાળ. ૧૧॥ આવ્યાદ્વારીકાને ઝાંપે જ્યારે. દીધા ડુંડભી ડંકા ત્યારે; જેના ઉંટઉપર ધોંસાવાગે, રસ્તે આવી માગણ લોક માગે. ॥ ૧૨॥ ઘણા બંધીજનો આવી જાચે, ચાલતે રથ અવછરા નાચે; રસ્તે જાતાં થાયે થેઇકાર,ઝુલે ઉંટ હાથીને

તોખાર. ॥ ૧૩ ॥ ઘણા રથ સુખપાલ ને મેના, બોલે છડીદાર જસઘણા એના; લેછે પુરણ વીવાનો લ્હાવ, રસ્તે થયા અતર છંટકાવ. ॥ ૧૪॥ આવી દ્વારીકાંને ઝાંપે જાન, સામા આવ્યા બળદેવ ભગવાન; આવ્યા જાદવ છપન કોટી, અહો જાન આવી ઘણી મ્હોટી. ॥૨૫॥ એવાવીખાણ થાય અપાર, દેખી ગાય કૌરવોની નાર; ॥ વળણ. ॥ ગીતાં ગાતી કામની, નહી મનમાં કાંઇ શોક; વરરાજાને નીરખે, આવી ગામનું લોક.

## કડવું ૨૫ મું. ઝરમરીયા ઝાલા એ રાગ.

બંકા રાજાના ડંકા વાગીયા, જાદવરાય જાગો આવી કૌરવ કેરીજાનરે. જાદવરાય જાગો. છત્રપતી હૈ પધારીયા. જાદવરાયજાગો. જાગોબળદેવ ભગવાનરે. જા. ॥૧ ॥ ભવીશ ભલેરૂ તમાહારૂ. જા, કયાંથી જાનૈયા તમ ઘેરરે. જા. કૈ આવ્યાને કઇ પાછા ગયા. જા પણ તમપર થઇ મ્હેરરે. જા. ॥ ૨ ॥ ભુપતી નરપતી નામના. જા. મલપતા દુરીયોધનરે. જા. સૈન્યા સકળ સોહામણી. જા. કરશે આ નગરી પાવનરે. જા. ॥૩॥ આવ્યા હલમલતા હાથીયો. જા. રથ મેનાને સુખપાલરે. જા. આવ્યા છેઘોડલા ખુંખારતા. જા. વાગે મરદંગ ઢોલ તાલરે. જા. ॥ ૪॥ ગોકુળ ગામના રેહેવાશીયો. જા. ઘણાદાહાડા ચારી ગાયરે. જા. હમે વેવીશાળ માનીયું. જા. હવે આવ્યા ગ્નાતી માંયરે. જા. ॥૫॥ નહીં તો કો ક્ષત્રી કેહેતું નતું. જા. સહુ કહેતું હતું ભરવાડરે. જા. હમે મળ્યા તો દાહાડા વળ્યા. જા. વેવૈનો માની લેજો પાડરે. જા. ॥ ૬॥ ગાય જાદવ કેરી કામની. ફુલાશો મેલો. નથી અજાણ્યું તમ કુળરે. ફુલાશો મેલો. થોડાં ફુલીને થાવો ફાળકો. ફુ. વીચારો વેવાણો મુળરે. ફુ. ॥ ૭ ॥ બોલો વીચારી ઢીમર જાતનાં, ફુ. સંતનુની મછગંધા નારરે. ફુ. તે બાઇ ઘાંછીની દીકરી. ફુ. તેણે હતું ઘર નાતબારરે. ફુ ॥ ૮ ॥ ગાંધારી વેવણ વડીલ છે. ફુ. તેને, જે પુછી જુઓ વાતરે. ફુ. માહાદેવજીનો જે નંદીયો. ફુ. તે પરણી ગયો તેની સાથરે. ફુ. ॥ ૯॥ આજકાલે વધી પડયા વીરવમાં. ફુ. પેહેલાનો કયાં કહીએ અંન્યાયરે. ફુ; તમને લેવા ક્ષત્રીની નાતમાં. ફુ. હમે આ દીજીયે કંન્યાયરે. ફુ. ॥ ૧૦ ॥ ચંદ્ર સરીખી અમ છોકરી. ફુ, વરરાજ ભુતડાંનો ભાઇરે. ફુ. ડાહી ડમરી દીકરી દીજીયે. ફુ. બુધી નથી વરમાં કાંઇરે. ફુ. ॥ ૧૧ ॥ વાયશ સંગ હંસ બાંધીયે. ફુ, જેવો મરકટને

મોતી હારરે. ૫ુ. ભોળવાયા બળદેવ દેછે દીકરી. ૫ુ. કહેવરાવશો નહીં બહુ વારરે. ૫ુ.॥ ૧૨ ॥ વલણ, એવી રીતે વેવણો, આનંદના ગીત ગાય. કહે વલ્લભ સહુ લોક ત્યાં વરને જોવા જાય.

## કડવું ૨૬ મુ. રાગ સાખીની ચાલ.

વરરાજાને જોઇ જોઈ લોકો, મરડે પોતાનાં મુખ; બળદેવે બીહામણો વર સોધ્યો જોઇ પૈશાનું સુખ. ॥૧॥ ચંદ્ર સરીખો સુત પારથનો, અભીમન્યુ. જેનું નામ; કંન્યા લાયક એ વરહુતો,રૂપેરૂપનોધામ.॥૨॥ બળદેવજીયે આ વર લેવા, શું જોઇ કીધું પ્રયત્ન કાગડાનીકોટમાં બાંધેછે,સુરેખા સરખુ રત્ન. ॥ ૩ ॥ એમ છાના વાતો કરે છે, ટોળેરાળાં વળી ત્યાંય; બળદેવજી જાન તેડીને લાવ્યા, દ્વારીકાં કેરી માંય. ॥ ૪ ॥ સામસામી બે મુકામ આપ્યા, જુજવાં નરને નારી;આસનાવાસના ઘણી કરીને, હળધર ગયા ઉતારી. ॥૫॥ એવે આણંદે દીવશગયો, તેવે પડી છે રાત; રૂજની વીતી ગટોત્કચ જાગ્યો. થતે મ્હોટે પરભાત॥૬॥ અભિમન્યુને આપે ઉઠાડયો, વીર હું દ્વારીકાં જાવું; અરજુન સુત કહે મમ વીરા, હું પણ સાથે આવું. ॥૭॥ ગટોત્કચ્છ કહે મમ બંધું, બેઠા ભજો શીવશીવ; હું એકલો જાવું સુભદ્રા કાકીના, ઘણો અધીરોછે જીવ. ॥ ૮ ॥ સુણી સુભદ્રા એમ બોલી, બેટાએ બોલેતું ઠાલો; જેવો મ્હારો મોઘો મને તેવો, તારી માને તું વ્હાલો. ॥ ૯ ॥ ભત્રીજા તેં એકલે શાં, રણ ભાગ્યાં તે બતાવો; દીકરા હું આગનાઆપુછું,હળીમળી બેઉ જાવો. ॥૧૦॥ ગટોડગચ કહે ખુશી તમારી,ઉઠોવીરા થાવો ત્યાર; અભીમન્યુયે વસ્ત્ર પેહેર્યા, હાથ લીધા અથીયાર ॥ ૧૧ ॥ ત્યાર થઇને કુંવર બોલ્યો, ઓરે ગટોડગચ ભાઇ;તમારે ઘેરછે સાહેબી જાજી, તેવીનથીજોઇ કાઇ. ॥૧૨॥ રીદ્ધસીધાનવાનાયતમારે,અન્યેહારે સુરપતી; પણ મને એક ખામી લાગે છે, વાહન દેસ કાંઇ નથી. ॥ ૧૩ ॥ ન મળે ઉંટ કે ન મળે હાથી, ન મળે એક તોખાર; ચરણે ચાલીને દ્વારીકામાં, જાશું કેવે પ્રકાર. ॥ ૧૪ ॥ ગટોડગચ્ કહે વીરા મ્હારા, જે કહો ત છે ત્યાર; એમ કહીને દહીત માયાવી, બોલાવ્યા તેણી વાર.॥ ૧૫ ॥ ચાર દહીતનો રથ બનાવ્યો, ચારને કીધા ઘોડા; ચાર દહીતના પીંડાંબ નાગ્યાં, ચારના ચાર હછોડા. ॥ ૧૬॥ અભીમન્યુ જોઇઆણંદ પામ્યો, આ ગુણ કેમ કળાય; વીરના વખાણ કરતો આવી, બીરાજ્યો રથમાંય. ॥ ૧૭ ॥ આબુક ઝાલી હાંકવા બેઠો, ભીમ તણો કુંવાર; બંને માતાની

આગના લીધી, હકારીયા તોખાર ॥ ૧૮ ॥ રથ ચલાવ્યો પવન વેગે, દ્વારીકાં લગભગ થાય; એક જોજન ગામ આધુ રહ્યું કે, બોલ્યો અભિમાન ત્યાંય. ॥૧૯॥ ઓ ભાઇ રથ રાખો હાંઈ ઉભો, આ રહ્યો અશોક બાગ; તેમાં છે ભોંયરૂ ઉતરવાનું, જાણે નહી કોઇ કાગ. ॥ ૨૦ ॥ ગામમાં ગયાનું કામ નહી,લેવી છે પરાઇછોરી;નથી આવ્યાકરવા શાહુકારી, છે કરવાની ચોરી. ॥ ૨૧ ॥ એવું સાંભળી ને રથ રાખ્યો, ઉતરીયા બે વિર; માયાવીએ રથ લોપ કીધો, આગે ગયા રણધીર. ॥ ૨૨ ॥ સોહામણી શોભા બાગ તણી છે, લીલાશ ભરી અપાર; શીતળ વાયું વાય ઘણેરા, ત્યાં વ્રક્ષ અઢારે ભાર. ॥૨૩॥ વચમાં સરોવર સુંદીર સોભે,હંસ રહે તે કીનાર; કમળ પોયણા ખુબ ખીલેલાં, ભમર ભમેવારો વાર. ॥ ૨૪ ॥ બપૈયા બાગમાં બોલ્યા કરે છે, કોયલ કરે બકોર; પોપટ ઝીણી ડાળીયે હીંચે, ટોકા કરે છે મોર. ॥૨૫॥ શબ્દ પાડી પાડી મેંના બોલે, લોલા છે લાલ રંગ; ચકલી ચકચક ચકોર બોલે,કોઆછે શ્વેત અંગ. ॥૨૬॥ તેતરના ટૌકા થાય મીઠા, દાદુર પક્ષી અનેક; અનંત પક્ષી બાગમાં બોલે, કેહેતાં ન આવે છેક. ॥ ૨૭ ॥ લટરો લીલી તરૂવર કેરી, ઘણીક લાંબી વધેલી; ગુલબાસ ગુલછડી ગુલસબ્બો,ચંપોનેચંબેલી.॥૨૮॥ મોધરો મલીઆગરીને મરેઠી.સુર્યવંશીફુલમોહોટા;કરેણા કરેણીને ગુલબાસો, ગુલદાવડી ગલગોટા. ॥ ૨૯॥ ખડચંપો ચંપાવતી ચમરી,એમ્બર ફુલ સુવાસી; રેવતિ કેતકીને જાઇ જુઇ, બોરસલા બારમાસી. ॥ ૩૦ ॥ હારસંગોને અગથીયો છે, ફનસવંસી ફુલ; જાયફળ જાવંત્રી તમાલ પત્ર, તજ ઘણીઅમુલ. ॥૩૧॥ સફરજનને શીફળ ફોફળ, શીકોરાં શેતુર; શેકટો શીમળો સીતાફળી છે,લીલાં મરી મ્હા મધુર ॥૩૨॥ રામફળ જાંમફળ ઝાડ જાંબુનાં,બપૈયાને બદામ; કનસફનસ પપનસ લીંબુ, દાઢમડીને જામ. ॥ ૩૩ ॥ અખોડ અંજીર અનનસ કાજુ, કમરખ કેળને ડમરા; કલમી આંબા બોરડી નારંગી, તેપરભમે ભમરા,॥૩૪॥દ્રાખચોરૂચારોળીનેપસ્તાંફાલસાંખારેકમ્હોટિ;પીપરલવીંગ અકકલગરો, એળચીની લંબ સોટી. ॥૩૫॥ અગરચંદન સુખટજાસુદ, લજ્યાળુ સંકોચેલી;આશાળ વળયારી પડોપાંદડી, હેરામણી શામ વેલી. ॥ ૪૬ ॥ સમુદ્ર સોસને નાગર વેલ્યો, પંકજ ત્રરણ ઢળીયો;પોપટ વેલી ચાંદવેલી તે, વ્રક્ષમાં વાંકી વળીયો. ॥ ૩૭ ॥ વળણ઼ ॥ એવા બાગમાં આવીયા, હરખ્યા જોઇ નરેશ; પછી દીઠું ભોંયરૂં, તેમાં કર્યો પ્રવેશ.

## કડવું ૨૭ મું. ॥ રાગ સામેરી. ॥

ઉતરીયાબેભાઇ ભોંયરામાં, ભોયરૂભારેવીશાળ; ગટોરગછેતેમાંકરી માયા, દહીત કીધા તત કાળ ॥ ૧ ॥ બે દૈતની બે ખુરશી કીધી, બેઠા ભાઇ શ્વાસ વાળ્યો; હેડંબા સુતે ચાર દહીતનો, ઢોલીયો કરીને ઢાળ્યો. ॥ ૨ ॥ ચાર દહીતનાં પાત્ર બનાવ્યાં, લોટા લોટીને થાળા; ચાર દહીત મનુશ બનાવ્યા, ચાકરી કરવા વાળા. ॥૩॥ અભીમન્યું જોઈ વીષ્મય પામ્યો, ભાઇ પ્રત્યે ઓચરીયો; સામાન ઘર ખટલો જોઇએ તે, ભલો માંથામાં ભરીયો. ॥ ૪ ॥ એમ અતી મન આનંદ પામી, બેઠા છે બેઉ ભ્રાત; દ્વારિકાં દીસનું નથી અજાણ્યું. આવ્યાની જાણી વાત. ॥ ૫ ॥ અંતરધ્યાન થઇ હરી આવ્યા, ભાંણેજ શું ભાવ ભરીયા; આવ્યો છું મળવા કેહેતા કેહેતા, ભોંયરામાં ઉતરીયા. ॥૬॥ ગટોરગછ કહે કોણ છે એ, તવ બોલ્યો અભેમાને; આવવા દ્યો મારા નાહના મામા, નામ એનું ભગવાન. ॥૭॥ વીહીવા ફોકમાં એ નથી રાજી, વાત જાણુછું તમામ; કન્યા દેવી ધારી દુશમનને, મોહોટા મામાનું કામ. ॥ ૮ ॥ એમ કહીને બેશી રહ્યા બે, ભાણેજને દલ દુખ; મામા આવ્યા કે અભીમન્યું મરડી બેઠા મુખ. ॥૯॥ પ્રભુ કહે કેમ આડુ જુએ છે, શો મુજથી થયો શોક; કસુર છે બધી હળધરની, તેણે વીવા કર્યો ફોક. ॥૧૦॥ સુર્યની સાખ્યે સત્ય વદુછું, ચોખ્ખે અંતસકરણ; સુખ રૂપે બે ભાઇ મળીને, કરો કન્યાનું હરણ. ॥૧૧॥ જેવું ધુમાય તેવું ધુમો, સલામાં છું ગોપાળ; છેવટ સુધી સાહ્યતા મ્હારી, વાંકો ન થાયે વાળ. ॥ ૧૨ ॥ અભેમન્યુ કહે વારૂ મામા, તમે ધારી રૂડી પેર; દારૂણ દુખનો દહાડો આવ્યો, રહ્યાં પરાયે ઘેર. ॥૧૩॥ મુજ બાપ કાકા વન સધાર્યા, નાંખી દેઇને નેટ; વીદુરને ઘેર પુત્રને માતા, પોશીયે પાપી પેટ. ॥૧૪॥ બેહેન તમારી સુભદ્રાજી, હું તમારો ભાણેજ; પરઘેર વેઠ કરી પેટ ભરીયે, લાન્છન તમન તેજ. ॥૧૫॥ ભાંણેજ ભગની નવ્ય તેડાવ્યા, સગાઇ શું પડી છુટી; જગતની લાજ તમોને ન આવી, શું ગયું ખોવા ખુટી. ॥ ૧૬ ॥ કૃષ્ણ કહે તું સુણ ભાણેજા, કહું વિશ્વનો મહીમાય; દીવશ વાંકા આવે ત્યારે, કોઇ સગુ નવ થાય. ॥ ૧૭ ॥ ચઢતો દીવશ હોય તે વારે, રહે વશ મરદ મેહેરી; આયફત આવે એટલે ભાઇ, થાય વ્હાલું પણ વેહેરી. ॥ ૧૮ ॥ સમજીને શું મારે છે મેહેણાં, વળી આ વેળા વળશે; ધાર્યું કરો હાંઇ કામ તમારૂં, જરૂર કન્યા મળશે. ॥ ૧૯ ॥ ગટોરગછ સાંભળી થયો ખુશી,

બોલ્યા પ્રાણજીવન; એ ભીમ સુત તમારી પાસે, હું. માગુછું વચન. ॥ ૨૦ ॥ માયાવી કહે માગો માહારાજા, બોલ્યા એસરણા સરણ; સોળ સહસ્ત્ર મ્હેલ માહારામાં, તમે ન મુકો ચરણ, ॥૨૧॥ અભીમન્યુને માહા દુખ લાગ્યું. મામા એવું કહો કેમ; મ્હારા ભાઇને કેવો જાણ્યો, શું પડયો મનમાં વેમ. ॥૨૨॥ પ્રભુ કહે કાંઇ વેમ નથી લૈ,ભલે બધે સ્થળ ફરે; પણ તોરો વિર છે મસ્કરો, જ્યાં જાય ત્યાં હાંશી કરે. ॥ ૨૩ ॥ ગટોરગછી કહે વીર માહારા, હરી કરી ખરી વાત; તેમાં તું દુખલાવ્ય ન મનમાં, સમજાવ્યો એમ ભ્રાત.॥ ૨૪ ॥ ગટોરગછે ગોવીંદજીને,વેણ દીધું ત્રત કાળ; જાવો તમારે ધામ ન આવું, પછી ગયાગોપાળ.॥૨૫॥ ગટોરગચ કહે મમ વિરા, હવે હું દ્વારીકાં જાવું; કૈરવ કુળનો હું છું અજાણ્યો, ત્યાં જઇ ઓળખી આવું. ॥ ૨૬ ॥ એમ કહિને ભોયરામાંથી, નીકળી ચાલ્યો બ્હાર; નગ્રને દ્વારે આવીને ઉભો, ભીમતણો કુમાર. ॥ ૨૭ ॥ હેવે દીઠો એક જાદવ જતો, ગટાડગચે બોલાવ્યો;કહો ભાઇ કોણ લોક તમે છો, પુછવાનો પ્રેમ આવ્યો. ॥૨૮॥ જાદવ કહે જદુપતિના, હમો જાદવ જાતે; ગટોડગચ્ચ કેહે પધારો, કાંમનથીલાંબીવાતે. ॥૨૯॥ એમ કહીને વીદાય કીધો, માયાવિ જે ભુપ; આકતી જોઇ જાદવનીને, તેવું ધરીયું રૂપ. ॥ ૩૦ ॥ જાદવ જેવો જોધબનીંને,નગ્રનેવીશે પળીયો; બજારમાં બીજોજાધવ દીઠો, તેને જઇને મળીયો. ॥ ૩૧ ॥ ગટાડગચ કહે કેમ ભાઇ, વેવાઇ આવ્યા કયારે; હું નથી જાણતો વાત આવ્યાની, જાદવ, બોલ્યો ત્યારે. ॥ ૩૨ ॥ ગૈ કાલની જાનઆવેલીછે, જાની વાસે જોવા જાવો; ગટાડગચ્ચ કહે ચાલો સાથે, મને સઉઓળખાવો, ॥ ૩૩ ॥ જાદવ કહે શું નવ ઓળખે,દુરીયોધન ભુપતી; હેડંબી સુત કહે ઓળખાવો, ઓળખતો હું નથી. ॥ ૩૪ ॥ એમ કહી જોડે જાદવ લીધો, આવ્યા જાની વાસે; જદુ કહે જો ગાદીયે રાજા,શકુની મામા પાસે. ॥ ૩૫ ॥ જેદ્રથ ભગદત ભુરીશ્યેવા, કરણ સુસર માય; આ દ્રોણ આ ગોરને આ અમ્મર, આ વ્રધ ભીશ્મ પીતાય. ॥ ૩૬॥ એમ સહુ જોદ્ધા ઓળખાવ્યા, ઓળખી નીકયો બ્હાર; ભીમ સુતે જાણ્યું ઓળખી લૌ, કૌરવ કેરી નાર. ॥ ૩૭ ॥ એવામાં એક જાદવ કેરી,કામની દીઠી ભુપ; માયાવીયે માયા કરીને, તેવું લીધું સ્વરૂપ. ॥ ૩૮ ॥જાદવની બીજી જુવતીને, મળયો હેડંબા તંન; સાંભળ સુજની જાનઆવીછે, છે તે જોવાનું મન. ॥ ૩૯ ॥ ચાલ તું સાથે સૈયરમ્હારી, સમજા-

વી લેઇ જાય, નારીઓને જાનીવાસે આવ્યો, જોવા લાગ્યો શોભાય. ॥ ૪૦ ॥ જાદવની નારીએ ઓળખાવી,ભાણુમતી જ રાણી; તેની સાથે ઓળખાવી દીધી, રાણી તણી દેરાણી. ॥ ૪૧ ॥ ઓળખાવી શકુનીની નારી, ધુસ્સે ભરાયો મનમાં,વેહેરે વેહેર લેઉતોજખરો. એમજ તાકયું તનમાં.॥ ૪૨ ॥ ત્યાંથી નીકળ્યોભાણુમતીની, મુખ્ય દાસી દીઠી ભુપ; જદુની નારીથી જુદો પડીને, ધર્યું દાશીનું રૂપ. ॥ ૪૩ ॥ પછી ગયો બળદેવને ધામે, જોવાને સર્વ તપાસી; તવ રેવંતીયે એમ જાણ્યું, આવી રાણીની દાસી. ॥ ૪૪ ॥ એવું સમજી આઉકાર દીધો, આવ્યા શું સંદેહ ખોવા; ગટોરગછ કહે રાણીયે મોકલી, સુરેખા કન્યા જોવા. ॥ ૪૫ ॥ કન્યા દેખાડી રેવંતીયે, રૂપે શશી હોય તેવી ગટોરગછે મન વીચાર્યું, ભાભી તો ભાઇ જેવી. ॥ ૪૬ ॥ બીજા સહુને ઓળખી ચાલ્યો. હેડંબાનો તન; મીઠાઇ મેવા લાવ્યો ને આવ્યો, ભોંયરામાં રાજન. ॥ ૪૭ ॥ બે ભાઇએ ભેળા ભોજન કીધું,કહીસહુ માંડીને વાત; એવે સમે દીવશ વીત્યો, પછી ગઈ પોહોર રાત. ॥ ૪૮ ॥ તે સમે ભીમનો નંદન બોલ્યો, વીરા અભેમાન જાવું; કૌરવ કાકાનેખંખેરિને કાલે રાત્રીએ આવું. ॥ ૪૯ ॥ આપણું ધન એણે હર્યું તો, એનું હુંહરી લેવું; બાગની પાસે મેદાનમાંહું, સમીપ રહયા જેવું. ॥ ૫૦ ॥ એમકહીને બ્હાર નીકળીયો; બળીયો માયાવી તન; મોહોટા મેદાનમાં ઉભો રહીને, માંયા રચે રાજન. ॥ ૫૧ ॥ વલણ. મેદાનમાં ઉભો રહી, માયા રચે બળવાન; વલ્લભ વદે કામ કારમું, કરે ભીમ સંતાન.

---

## કડવું ૨૮ મું ॥ રાગ સાખી. ॥

વૈશમ પાયે એણીપેર બોલ્યા, સુણજન મેજેરાય; વિસ્તારી તુજને સંભળાવું; સુરેખા હરણ મહીમાય, ॥ ૧ ॥ કેશ છોડીને શીશપછાડયું, માયાવિયે તે વાર; જુજુ જેવડા જીવ ખરી પડી, દહીત થયા નીરધાર. ॥ ૨ ॥ તેર શહસ્ત્ર અસુર ઉપન્યા,લાંબા પોહોળા સુરા સાથી; તેમાંથી હજાર દહીતને, કીધામ્હોટા હાથી. ॥ ૩ ॥ એક હજારને ઉંટ બનાવ્યા. ન મળે જેના જોડા; એક શહસ્ત્રને અળગા રાખી, તેના બનાવ્યા ઘોડા. ॥ ૪ ॥ હાથી ઘોડાને ઉંટ સુદ્ધાં, કીધા ત્રણ હજાર; ત્રૈણશહસ્ત્રઅસુર કેરી, સાંકળો કીધી સાર, ॥ ૫ ॥ અકેકીસાંકળે અકેક પશું, બાંધી

દીધું તેવાર; જુજવી જાતની જુજવી ઓળ્યો, ઉભી રાખી નીરધાર.॥ ૬ ॥ પછી ત્રણ શહસ્રને કીધા, મનુશ જાતી દાસ; એક એક શેવક બેશી ગયા, એક એક જાનવર પાસ. ॥ ૭ ॥ જેથી જાનવર વશમાં રહે, માંને માવતનો ત્રાસ; ત્રણ શહસ્રને ખાવા કીધી, ત્રણ શહસ્રની ઘાસ. ॥ ૮ ॥ એ રીતેબાર હજાર દહીતા, વાવરીયા વીવેક; રહ્યાત્રેણ હજારમાંથી, અસુર હજારએક.॥૯॥ ત્રણસેનો તંબુ બનાવ્યો, જરીયાનનોનહી ભુલ; સોનાનું શીખ્ખર હીરા લળકે, ફરતી મોતીનીઝુલ. ॥૧૦॥ લીલમો લળકે રત્નજ ચળકે, જોતાં પાંમે મોહ મન; એકસો દહીતનું તંબુ વિશે, બનાવ્યું સીહાસન. ॥ ૧૧ ॥ સોના ચોપડા સો કર્યા મેહેતા, ખળપણ કરી ન શકે; ખડીયા કલમો લેઇ લેઇને, બેઠા બેઠા લખે. ॥૧૨॥ ત્રણસેને પેરાદાર બનાવ્યા, તે બાહાર પેરા ભરે; ઉઘાડાં આયુદ્ધકરમાંગ્રહીને, ચોકસ ચોકી કરે.॥ ૧૩ ॥ એકસોને અનુચર બનાવ્યા, ખમ્માખમ્માસુખ ભાંખે; ગેટાકગછની સેવામાં રહી, પંખાથી પવન નાંખે. ॥ ૧૪ ॥ કે પાન આપે સોપારી આપે, કે જન ચમ્મર ઢોળે; કે પગચાંપે માગે તે આપે શોભ્યો કળા જેમ સોળે. ॥ ૧૫ ॥ લીલી ટોપી લીલી કફની, લીલા સુરવાળે પેહો; આંખ કપરી આકૃતી જબરી, સોદાગર થઇને બેઠો.॥૧૬॥ સીંહાસનપર સોભે માયાવી, થઈ બેઠો વેહેપારી; રૂજની વીતા વહાંણું વાહ્યું, દેખાઇ શોભા સારી. ॥ ૧૭ ॥ ઉઘડયા દરવાજા દ્વારીકાંના, ચાલી ગામમાં વાત; વેહેપારી આવ્યો જાનવર લાવ્યો, જાણી રાય પ્રખ્યાત. ॥ ૧૮ ॥ છત્રપતી છે ગ્રહસ્થ ઘણેરા, તેથી આવ્યો વેહેપારી; એવી વારતા થઇ સભામા, બળદેવ હરખ્યા ભારી, ॥ ૧૯ ॥ કૃષ્ણની પ્રત્યેહશીને બોલ્યા, સાંભળો શ્રી ગોપાળ; તમોને મુજ સરખું નમળીયું, એકકે વેવીશાળ. ॥ ૨૦ ॥ ગ્રસ્થ વેવાઇનું નામ જાણીને, મોહોટોવેહેપારીઆવ્યો; હાથી ઘોડાને ઉંટ સારા, વેચવા માટે લાવ્યો. ॥ ૨૧ ॥ પ્રભુએજાણ્યું ખરો વેહેપારી, લાવ્ય હું ખેલ લડાવું. જાનવર લેવરાવવાને માટે, બળદેવને ચડાવું. ॥ ૨૨ ॥ એમ વીચારી કહે ગીરધારી, કરમ હિણો કોઈ આવ્યો, ફેરો એનો ફોગટ પડશે, શું વેચવાને લાવ્યો. ॥ ૨૩ ॥ જાનવર એનું નથીખપવાનું, બળભદ્ર કરોવિચાર; હું તમ વેહેવાઇને ઓળખું છું, નાદારનો નાદાર. ॥૨૪ ॥ ચમડી તાડે પણ દમડી નછોડે પુરણ મખી ચુસ; મરે દોડી ખરચે ન કોડી, જીવનો છે કંજુસ. ॥ ૨૫॥ તવ બળદેવને માઠું લાગ્યું, શું મુજ વેહેવાઇ એવો; મુમતપર જાનવર લેવરાવું. પછી તું કહીશ કેવો, ॥ ૨૬ ॥ કૃષ્ણ કહે તમે મુમત મુકો,

પન્ડે કહેવા નવ જાશો, તમારૂં બોલ્યું રહેશે તમ પાસે, પાછા વળી પસ્તાશો. ॥ ૨૭ ॥ બળદેવ કહે જારે અદેખા, લેવરાવું તારી હોડે; પ્રભુ કહે આબરૂમાં બેસો, આવસો ઢીલે મોહોડે ॥ ૨૮ ॥ એમ અતીસે વળ ચઢાવ્યો, બળદેવ ઉભા થાય; મુમતે ભરીયાને સંચરીયા જાની વાસે જાય. ॥ ૨૯ ॥ દુર્યોધને માન્ય દીધું, પુર્ણ બતાવ્યો પ્રેમ; આસન આપી બેસાડી પુછયું, કહો પધાર્યા કેમ. ॥ ૩૦ ॥ બળદેવ કહે નામ તમારૂં, સાંભળી વ્હેપારી આવ્યો; હાથી ઘોડાને ઉંટ સારાં વેચવા માટે લાવ્યો. ॥ ૩૧ ॥ તેથી વખાણ થયાં તમારાં, મારી સભાની માંય; તે સાંભળીને કૃષ્ણે માહારો, ઝાંખો પડી ગયો ત્યાંય. ॥ ૩૨ ॥ અદેખાઇથી એવું બોલ્યો, મુરખ કોઇ આવનાર; દુરીયાધન શું જાનવર લેશે, છે જીવનો નાદાર. ॥૩૩ ॥ એમ તમારી કરી ચેષ્ટાળી, માટે ઉઠો તમે જાવો; મારા તમારા ટેકને માટે, જૈ જાનવર લૈ આવો. ॥ ૩૪ ॥ રાખીને હીંમત માગે જે કીંમત, તે આપીને લાવો; દુરીયોધન કહે લાવું ઝપાટે, હવે તમો ઘર જાઓ. ॥ ૩૫ ॥ મુજ ઘેર ઘણો પૈસો બળ્યો છે, ડરસો નહી લગાર; એમ કહીને વીદાય કીધા, પોતે થયો તૈયાર. ॥ ૩૬ ॥ ઉઠો મામા પહેરો જામા, ઉઠો દુસ્યાસન; કર્ણવીરા તમે પણ ઉઠો, માને વેવાઇનું મન. ॥ ૩૭ ॥ એમ કહીને ચારે ઉઠયા, રથમાં બેસી તે વાર; છકેલા ધનને અહંકારે, નીકળ્યા નગ્રની બાહાર. ॥ ૩૮ ॥ બાગના મેદાનમાં જવા લાગ્યા, ટેક ધર્યો છે સ્પષ્ટ; હાથી ઘોડાને ઉંટ બાંધ્યા, તે તો પડીયાં દ્રષ્ટ. ॥ ૩૯ ॥ દુરીયોધન કહે જુઓ મામા, મોહન લાગે શાથી; આપણે ઘેર સોધ્યો નવ મળે, આવો ઘોડો કે હાથી. ॥ ૪૦ ॥ આપણા લાયક છે જાનવરો, મોહ ઘણેરો ચડીયો; એવે લગ ભગ જાતાં જાતાં, તંબુ નજરે પડીયો. ॥ ૪૧ ॥ દુરીયોધન કહે જુઓ મામા, હું છું છત્રપતી; પણ જરીઆનનો આવો તંબુ, આપણા ઘરમાં નથી. ॥ ૪૨ ॥ એવી એની સાહ્યબી દીઠી, તંબુ કને પરવરીયા; ચારે જણા રથ વીશેથી, મળવા માટે ઉતરીયા. ॥ ૪૩ ॥ ડેરા તંબુમાં જાવા લાગ્યા, આગળ છત્રપતી; ગટોરગછના શેવકે રોકયા, તંબુમાં જાવાનું નથી. ॥ ૪૪ ॥ શેઠની આગના મળ્યા વીના, ચાલ્યા જાવો ભર્યા છરના; મામો કહે આતો છત્રપતી છે, શેવકે કહ્યું તેના ઘરના. ॥ ૪૫ ॥ એમ કહી ત્યાં ઉભા રાખી, એક શેવક મહી જાય; શેઠને કહ્યું મળવા

આવ્યા છે, રાજ્યકુંવર દેખાય. ॥૪૬॥ ગટોરગછ કહે આવવા દો, કહી બેઠો આડું જોઇ; છડીદારે કહ્યું છત્રપતિને, હવે જાઓ સહુ કોઇ.॥૪૭॥ એટલે ચાલ્યા ચારે જણા, ડેહેરા તંબુમાં પેઠા, ભભકા જોઇને ભય ભરેલા, આવકાર વિના બેઠા. ॥૪૮॥ પછી ગટોરગછે સામું જોયું, હ-શી દીધો આવકાર; કહ્યું કે હશો પાંન્ડવમાંના, બોલ્યો અંધ કુંવર. ॥૪૯॥ ઓરે મામા આતો જુઓ, પાન્ડવ ગામો ગામ; જેને તે એમને સંભારે, મ્હારૂં ન લે કોઇ નામ. ॥૫૦॥ એટલે વેહેપારી પ્રત્યે બોલ્યો, મામો મુખ વચન;પાન્ડવ તો ભીખારી થઇને,ચાલ્યા ગયાછે વન.॥૫૧॥ અન્નવસ્ત્રના છે ઉધારા,એવી થઇ છે ગતિ;સહુના શિરોમણી છે આતો, દુર્યોધન ભુપતિ. ॥૫૨॥ વળણ ॥ નરપતિ છત્રપતિ, આ દુર્યોધનરાય; વલ્લભ વદે વખાણીયો, મામાયે મહીમાય. ॥

## કડવું ૨૯ મું રાગ. ઝડપની સામેરી.

ગટોરગછ કહે મેહેતા મ્હારા, પડે વહેપારમાં વાંધો; શુકન આપ ણને મળ્યા માઠા, ઝટપટ ચોપડા બાંધો. ॥૧॥ આપણે હોંશ ભરેલા આવ્યા, જાણી કુન્તા તન; રાંડીરાડ મળેલી સામી, નીકળ્યો દુર્યોધન ॥૨॥ ફોકટ ફેરો પડયો આપણે, ચાલો થાઓ તૈયાર; એ આપણો મા લ શું લેતો તો, નાદારનો નાદાર. ॥ ૩ ॥ ચમડી તોડે દમડી ન છોડે, જાણું એની કરણી; છે આંધળાનો છોકરો એની, મા આખલાને પર-ણી. ॥૪॥ મારા હાથીની કિંમત જાણે, વ્રકોદર વાયુ તન; અશ્વના કીમત અરજુન જાણે, વળી નિકુળ રાજન. ॥ ૫॥ ઉંટની કીંમત રાયકા જાણે, વળી જાણે સહદેવ; પરિક્ષા વિના પારખશે શું, કંજુસ જીવના એવ. ॥૬॥ વળણ ॥ માટે બાંધી ચોપડા, જઇએ આપણે ઘેર; દુર્યોધન દબાઇ ગયો, ભારે ભભકા ભેર.

## કડવું ૩૦ મું. રાગ સાખી.

વૈશમપાયન એણિપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુ જને સંભળાવું, સુરેખા હરણ મહિમાય.॥૧॥શકુની મામો એમ બોલ્યો, સાંભળો વાત વ્હેપારી, એક વેળા કામ પાડી જુઓ, ખબર પડશે અમારી. ॥ ૨ ॥ જાનવરમાં કાંઇ નથી જોવાનું, બધી પરીક્ષા અ મને; કિંમત કહો વ્યાજબી રીતે, માગ્યું દેઇશું તમને. ॥૩॥ ગટોરગ

છે કહે મારા હાથી, ગજથી ઉંચ ભરાય; તેની કિંમત એક એક ગજે, પાંચ પાંચ હજાર થાય. ॥૪॥ ઉચ્ચક કીમત અશ્વ ઉંટોની, એક એકે એક અયુત; માગણી તાગણી નહી કરવાની, સમજો ક્ષત્રી સુત. ॥૫॥ દુર્યોધન કહે કબુલ છીએ, ગજ ભરવાનો લાવો; અસત્ય ધર્મ કાંઇ ન મળે, સાથે જોવાને આવો. ॥૬॥ તવ ગટોરગચ્છે ગજ દીધો, લીધો કરણે હાથ; પાવડી ચડી ચાલ્યો માયાવી, મેહેતા મુસદી સાથ. ॥૭॥ ચાલ્યા સેવકને છડીદારો, શેઠની શેવાં માટ; દુર્યોધન કહે મારા કરતાં, રાજાના રાજાનો ઘાટ. ॥૮॥ ચોપડા લૈ લૈ ઊભા ગુમાસ્તા, કરણ હાથીને ભરે; ચોપડામાં આંકડા મુકે, ભરતર ચોકસ કરે. ॥૯॥ જાણી જોઇને કરણ રાજા, ઓછું ભરવા જાય; પણ માયાવી સોળ ગજનો, હોય તે વીસ ગજ થાય. ॥૧૦॥ એ રીતે એક હજાર હાથી, ભરી રહ્યા સિરદાર, ઉચક કીમત અશ્વ ઉંટોની, ગણતી કરી તેવાર. ॥ ૧૧ ॥ દ્વાદશ કોટી થયા, રૂપૈયા હીસાબ મેળવી દીધો; ગટોરગછ કહે લાવો નાણાં, આંકડો નિસ્ચે કીધો ॥ ૧૨ ॥ દુર્યોધન કહે ઓરે વ્હેપારી, કોણ તમારૂં ગામ; કીયો દેશને કયાંના રહેનાર. લખાવો તમારૂં નામ ॥૧૩॥ હુંડી કરીને મોકલી દેશું, અમે તમારે ઘેર; ગટોરગછ રકત લોચન કરી, બોલ્યો બહુ ક્રોધભેર. ॥૧૪॥ ઉધારાનો નથી ધંધો, હાલ નાણાં ગણી આપો, દુષ્ટ કહે પરદેશમાં છીયે, વિવેકથી માપ માપો. ॥૧૫॥ જાને આવ્યા કયાં નાણાં લાવ્યા, તે કરતાં લખી દૈયે; ગટોરગછ કહે અમે શું કરીએ, રોકડ ગણી લઇએ ॥૧૬॥ દુર્યોધન કહે રોકડાનથી રાખો ભરોંસો અમારો; આધર રહેતી હોય તો રે'વા દો, આ રહ્યો માલ તમારો ॥૧૭॥ ગટોરગછ કહે નાણાં નતાં તો શીદ કર્યો વેહેપાર; ચોપડા અમારા બગડાવ્યા, દીધી તસ્દી અપાર. ॥૧૮॥ શું જુઓ છો શેવક મ્હારા, કરો કારમો કેર; અવળા બાંધી ઉચા ટાંગી, મારી નાંખો ઠેર. ॥૧૯॥ એટલે એના સેવક કોપ્યા, અવળા બાંધી દીધા; ઉઘાડી તરવારે પેરા મુકયા; નજર કેદી કીધા. ॥૨૦॥ દુર્યોધન કહે ઓરે મામા દ્વારિકાં વિશે જાઓ; ગ્રહસ્થોને ઘેર ખત ખાતા, લખીને નાણાં લાવો ॥૨૧॥ તવ મામાએ અરજ કીધી, એકને છોડો સાર; નાણાં તમારાં લાવી દૈયે, નહિ લાગે કંઇ વાર. ॥ ૨૨ ॥ ગટોરગછ કહે એકને છોડો, તવ આવ્યો છડીદાર; ચારમાંથી છુટવું છે કોને એમ કર્યો ઉચ્ચાર. ॥૨૩॥ મામો કહે મુજને છુટવા દો, નાણાં લેઇ ઝટ આવું; ત

વ છોડાવ્યો શકુનીને, મામો કહે હું જાઉં. ॥૨૪॥ જો કોઇ નાણું ધીરે છે તો, પાછો આવું છું આ ઠામ; ધીરનારૂં કોઇ નહી મળે તો મારે તારે રામરામ ॥૨૫॥ એમ કહીને મામો નાઠો, ગયો દ્વારીકાગામ; મો માગ્યાં વ્યાજ કબુલ કરી; ખત લખી લીધા દામ. ॥૨૬॥ રથ ભરાવી લાવ્યો ને આવ્યો; કહ્યું શોદાગર લ્યોને; રાજા ધીરાજને કેદ કર્યા છે હવે તો છોડીદોને. ॥૨૭॥ ગટોરગછે ગણી લીધાં, નાણાં તેણીવાર; બાંધેલાને છોડી મુકયા, કહ્યું ખરો વેહેવાર. ॥ ૨૮ ॥ હવે ઉધારે માલ ધીરીશુ, માલ સુખે લેઇ જાઓ; ત્રણે હજાર માવત તમે, ગામમાં માલ મુકી આવો. ॥ ૨૯ ॥ દુર્યોધન દુસ્યાસન શકુની, ચોથો કરણરાય; રથમાં બેશી આગળ ચાલ્યા, પુંઠે જાનવર જાય. ॥ ૩૦ ॥ ગામમાં આવ્યા વાહન લાવ્યા, બંધાવ્યાં જાનીવાસે, માયાવી સેવકો પશુ સોંપીને ગયા ગટોરગછ પાસે. ॥૩૧॥ બળદેવજીને ખબર પોહોંચી, પાશે બેઠા દીનાનાથ; બળદેવજીયે પ્રભુના સામો, મુછે નાંખ્યો હાથ. ॥ ૩૨ ॥ જો ભાઇ વેહેવાઇ નાદાર મ્હારો. અદેખાઇથી તું બોલે; પણ જો બધા જાનવર લાવ્યા, કોણ છે એની તોલે. ॥ ૩૦ ॥ પ્રભુ કહે ભાઇ મોટા તે મોટા, વાત એની નવ થાય; દીવસ કરતાં રાતે શોભા, મર્મે વદ્યા જદુરાય. ॥૩૪॥ એવામાં તો રાત પડીને, વીતી ગઇ ઘડી ચાર; લોકોયે કરી તૈયારી સુવાની, દેવાયાં નગ્રનાં દ્વાર. ॥ ૩૫ ॥ ગટોરગછે માયા સંકેલી, પાંચસેં દૈત્ય બનાવ્યા; પાંચસેંના ટોપલા કરીને, નાણાં ભરી ઉપડાવ્યાં. ॥૩૬॥ અસુર તેડી ભોંયરે આવ્યો, ભાઇએ આવકાર દીધો; એક ખુણે ટોપલા ઠાલવીને, નાણાંનો ઢગ કીધો. ॥ ૩૭ ॥ અભિમન્યુ કહે કયાંથી આ લાવ્યા, ખુટાડે ન જાય ખુટયો, ગટારગછ કહે વીરા મ્હારા, દુષ્ટ કાકાને લુંટયો. ॥ ૩૮ ॥ એમ કહી બેઉ બંધુ બેઠા, ભેળું કર્યું ભોજનઃ એવે સમે મધ્ય રાત્રી ગઇને, બોલ્યો ભીમનો તન. ॥૩૯॥ ઓ વિર હવે જાઉં છું હું તો દુઃખ દેવા મુજ જાતે; તમે તમારે નિર્ભય રેહેજો, આવીશ હું કાલ રાતે. ॥૪૦॥ અભિમન્યુ કહે નિત્યાન જાઓ; તેતો નહી ઠીક ધારો; ગટારગછ કહે આજનો દહાડો, છે કાકીયોનો વારો. ॥૪૧॥ એમ કહીને નીકળીયો એ, ગયો બાગની બહાર; કેસ છોડીને ધુણવા બેઠો, હેડંબા કુમાર. ॥૪૨॥ એટલે એની માયા હાલી, બાહુ ચડી ચોટે; ગામમાં હાથી ઘોડા ઉંટ બાંધ્યાં, તે ભોંય પડી આળોટે. ॥ ૪૨ ॥ ઉંટ બરાડે હાથી ત્રાડે, અશ્વ પછાડે ચરણ કે-

રવ જાગ્યા જોવા લાગ્યા, જાણ્યું કે પામશે મરણ. ॥ ૪૩ ॥ અરેરે કોઇ ઉપાય કરો પાડે છે પોકેપોક; થયો ઉતપાત ને હોકારા, જાગ્યું ગામનું લોક. ॥૪૪॥ ગોવીંદજી તવ હસવા લાગ્યા, ચાલો તતપર થૈયે; શું છે બળદેવના વેહેવાઇને તમાશો જોવા જૈયે. ॥ ૪૫ ॥ એમ કહી જોવા આવ્યા, માયાવીએ ખેલ કીધા; ગટોરગછે જાનવરોના, જીવજ ખેંચી લીધા. ॥૪૬॥ શરીર શહિત માયાવીને, લોપ એણે નવ કીધા; બરોબર ચોખાં કરીને, ખોખાં રહેવા દીધાં. ॥૪૭॥ ત્રણશહસ્ર જાનવર મુઆં, પાપીને પ્રગટયો શોક; અરેરે મારૂં ઘર બેઠું, કહીને મુકી પોક. ॥ ૪૮ ॥ મામાયે તવ ગોદો માર્યો, કીમ્મત આપણી થાશે; કહેસે કે આટલા માટે રડે છે, નિર નહી હોય પાસે. ॥૪૯॥ એમ કહીને છાનો રાખ્યો બળદેવજીયે દિઠું; દુરીયોધન કહે વેહેવાઇ લાવો, પશુને દાટવા મીઠું, ॥૫૦॥પ્રભુ કહે જોઇએ તે આપો, ઓરે બળદેવ ભ્રાત; હળધારિ કહે તુ જા અહીંથી, મુકય મશ્કરીની વાત. ॥૫૧॥એમ કહીને મીઠું દીધું, ખાડા ગોડાવ્યા ઘણા; મીઠું નાંખીને નાંખવા માંડયા, ખોખાં પશુ તણાં॥૫૨॥ ખાડામાં નાંખેને લોપ થાયે, એ કામ માયાનું કહાવ્યું; હર પ્રકારે નુકશાન કીધું, મીઠું પણ બગડાવ્યું. ॥૫૩॥પછી સહુસહુને સ્થળ ગયા, કૈરવ જાનીવાસે; દુર્યોધન બહુ રડવા લાગ્યો, રાણીજી આવ્યાં પાસે. ॥૫૪॥ આવા ઉંધા વ્હેપાર કરજો, ઠપકો દીધો અપાર; પછી સૌ મનવાળી સુતાં. શું કર્યું ભીમ કુમાર. ॥૫૫॥ જાણ્યું કે લુંટાવી કાકીચોને જો એક કરૂં વ્હેપાર; તો વેમ ખાઇ કોઈ નહીં આવે, રચું જુદા પ્રકાર. ॥ ૫૬ ॥ વળણ ॥ જુદા પ્રકાર રચના કરૂં, એમ સમજ્યો બળવાન; કહે વલ્લભ એણે કરિ, ઓળબંધ બહુ દુકાન. ॥

---

## કડવું ૩૧ મું. રાગ સવૈયાનો.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણજનમેજેરાય વિસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહિમાય ॥૧॥ દરવાજાથી બેબાજુએ, લાંબી બે ઓળો કીધી; જુજવી જાતના તંબુ તાણી, દુકાનો બનાવી દીધી. ॥૨॥ જુજવી જાતના કર્યા વ્હેપારિ, જુદા જુદા વ્હેપાર; મનુશ જુદી જુદી જાતી, મેહેનતુને માગનાર. ॥ ૩ ॥ કોઈ વેહેપારી કોઈ ભીખારો, બનાવ્યા ભીમને તંન; પુરણ કહેતાં પાર ન આવે, થોડું કરૂં વરણન

॥૧૪॥ વૈદ પુરાણી બ્રાહ્મણ ભૈડા, ભાઠેલાને જોશી; વીચારથી સારથીયા મેહેતા, ફરતા લેખણુ ખોશી. ॥ ૫ ॥ કાયત મુસદ્દીને ઝવેરી, સોની ચોકશી જડીઆ; ચીતણીયાને શેઠ પટેલીયા, સલાટ સુથારને કડીઆ. ॥ ૬ ॥ ગાંધી નેસ્તીને તંબોળી, પાટીદારને વાણિયા; સરૈયાને સાળવી પટવા, ચપડીયાને તાણીયા. ॥૭॥ ખમાર ખાતરી શાવક શણવી, સુખડીયા મેવાવાળા; દક્ષણી દુબળાને મરેઠા, કાબુલી સીદ્ધી કાળા.॥૮॥ કુંભાર લુહારને કંસારા; રજપુત ગરાસીયા કોળી; ઘાંચી મોચી માળી દરજી, કંદોઇને પંચોળી.॥ ૯ ॥ કાઠી લોકને ગોલા ધોબી, છીંપાને ગળીઆરા; કણબી કાછીયાને મારવાડી, ચુડઘરને બંધારા. ॥૧૦ ॥માર મલને મશ્કરા છે, ડોશી વાણીયા ઘાટીયા; પસ્તાલીયાને દલાલઘાંચજા, વિંટનાર ને ભાટીયા. ॥૧૧॥ ખાલ પાખરવાનનેખરાદી,કાસદને વણઝારા; રાવળીયાને ભોઇ ભીલડા, બગરને હલકારા. ॥૧૨ ॥ દુધારા તલંગા વાડીયા,ગાડીવાન વેહેલવાન;દરવાન સરવાનને ભરનારા, મસ્તાનને પેહેલવાન. ॥૧૩॥ રંગારા ચીતારા વિંધારા, પખાલીતુનનારા; ચોધરીને દાતણીયા વાઘરી, સાદડીયા ચુનારા. ॥ ૧૪ ॥ આશેદાર ચરવેદાર વ્હોરા, પીડારને તારકશી; પીંજારા ઇંગ્રેજ ફીરંગી, મુગલને પારશી. ॥૧૫॥ ચોરચાડીયાને જુગારી,મુસલમાન ભઠીઆરા; આરબ હબશી બાહાર વાશીયા, ઢીંમરને ચમારા. ॥ ૧૬॥ બાજીગરને બજાણીયા છે, ભાંડ ભાટ ભવૈયા;નટવા નાચણીયાને વાદી, ગાંધર્વ ગવૈયા. ॥૧૭॥ ફાતડા હિજડા ગુણકા દૈયણ,સેવડાને ઝલાલી;ઝંડાફકીર જોગી મેવંડા,જતીને હલાલી.॥૧૮॥ભાવસાર ભરવાડને ભાડભુંજા,બુકસેલર લેખડીયા; હકીમ દાક્તર મેમણ મુમના,તાઇ ઘડવી ચોઘડીયા. ॥૧૯॥ વાંસફોડા સારસ્વત ખોજા, કાપડીને ખલાસી;ક્ષત્રી બ્રહ્મક્ષત્રીને નાગડા બહુરૂપીમઘવાશી.॥૨૦॥વકીલ કાપડીને છાપતીયા,કઠીઆરાકુંદ્ધી ગરાવળતણીયાને વેળાવીયાછે, નાણાવટી તો નરા. ॥૨૧॥ ધર્મ હંશ અને ઉદાસી, સંન્યાસીને ત્યાગી; બ્રહ્મચારી ભગતને ગોંસાંઇ, તપેસ્વરીને વૈરાગી.॥ ૨૨ ॥ મુની કાનફટાને પવાઈ, તેલીને બહુ ખાખી; વીશેષ વીસ્તાર જો કરીયે તો, વખત વિતે ઓખી. ॥ ૨૩ ॥ વળણ; ॥ બહુ કીધા વેહેપારીયો, સરવે જુજવિ જાત; વદે વલ્લભ રચના રચી, પછી થયો પરભાત.

# કડવું ૩૨ મું. રાગ ધન્યાસરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણજનમેજેરાય; વીસ્તારી તુજ ને સંભળાવું; સુરેખા હરણ મહીમાય ॥ ૧ ॥ વાહાણું વાહ્યું દરવાજા ઉઘડીયા, હોકારો ગામમાં પેઠો. ગટારગછ એક દુકાનમાંડી,સણગારવેચવા બેઠો, ॥૨॥ સોળ સોળ સણગાર ચણીયા ચોળી ચીર અતી અમુલ્ય; એક એક નારીનાં ખીંટીયે ખીંટી, ભેરવીયાં નહીં ભુલ્ય. ॥ ૩॥ મોટો વેહેપારી પોતે બનીયો;વેચે વસ્ત્ર શણગાર; દ્વારીકાં વીશેવાત ચાલી ઉપમા અપરમ પાર. ॥૪॥ છત્રપતીનું નામ સુણી, પરદેશી લોક આવ્યા, દરવાજા બહાર બજાર કીધું, માલ ઘણેરો લાવ્યા. ॥૫॥અંતરયામીનું નથી અજાણ્યું, ભ્રાણેજ પરછે દયા; કૌરવની નારીનોઘાટ ઘડવા,પોતાના મેહેલમાં ગયા. ॥૬॥ એકસોને આઠ પટરાણીને બોલાવિ પોતાની પાસે; કહયું કે તમે પેહેરી ઓઢીને જાઓ જાનીવાસે॥૭॥ કૌરવ કેરી કામનિયોને, ફોગટની ફુલાવો; બાહારનું બજાર જોવા માટે તેઓને તેડી જાઓ. ॥ ૮ ॥ હોરાવજો કાંઇ એમની પાસે તમારે કાંઇ ન લેવું; બહારની ચીજ જે લાવશે તેને, હું પેસાવા નહીં દેઉં ॥૯॥ એવિ પ્રભુએ આજ્ઞા આપી, પેહેર્યું ઓઢયું સહુ નાર; આવી સ્ત્રીઓને જાનીવાસે, સહુએ દીધો આવકાર. ॥ ૧૦ ॥ દુરયોધનની ભાનુમતીએ, બોલાવ્યાં હેત આણી;રૂક્ષમણીને જોડે બેસાડયાં, પછી વદીમુખવાણી ॥ ૧૧ ॥ કેમ આવ્યાં પ્રભુની પટરાણી, રૂક્ષમણી તવ બોલે; જગ્તમાં ભાગની ભાગ્યશાળી, નથી કોઇ તમ તોલે. ॥૧૨॥ છેધનવંતા ધણી તમતણા, નામ સુણી લોક આવ્યા; દેશ દેશાન્તરના વેહેપારી, વેચવાને માલ લાવ્યા. ॥૧૩॥ નગ્રની બારણે બજાર થયું, મંડાઇ બહુ દુકાન;તે જોવાને જવા સારૂં, આવ્યાં થઇ સાવધાન. ॥ ૧૪ ॥ સાંભળીને ભાનુમતી ફુલી, આજ તમે વાત જાણી; મારા ધણીનો નામ પ્રમાણે, નથી બરોબર મંડાણી. ॥ ૧૫ ॥ એમની પુઠે મનુશ મદની, ખરે ખેરી ખંડાય; સ્રષ્ટીમાં મ્હારા ધણીને નામે, જયાં જાય ત્યાં મંડાય. ॥ ૧૬ ॥ અમ તોલે કોણ ગહસ્થ છે જગમાં,પૈસાનો નાવે પાર; અટવાય લક્ષમા ચરણ તળે, ગણીયે નહી લેગાર. ॥ ૧૭ ॥ છત્રપતી નથી ભાગ્યશાળી, હું આવી એમને ઘેર મારે પગલે હસ્તીના પુરમાં થૈ છે લીલા લહેર.॥ ૧૮ ॥ સૌ સુદરીને સતભામાજી, સાંભળી સમજ્યાં એ-

મ; કરમજાદી કેહેવરાવવાનો, પુરણ એમનો પ્રેમ. ॥ ૧૯ ॥ પછી રૂક્ષમણી એમ બોલ્યાં, ઉઠો તતપર થઇયે; તમારા કંથની આજ્ઞા માગો, બજાર જોવા જઇયે. ॥૨૦॥ ભાનુમતી કહે ચાલો વેવાણ્યો, શું આજ્ઞા દે પતી; ધણીને પુછવાનો ધારો, અમારા ઘરમાં નથી. ॥૨૧॥ શું કાંઇ દાબેલ છીએ ધણીનાં, શું ધણી ઓશીઆળ; અમોને એ આવિને પુછે બહાર જતાં ભુપાળ. ॥ ૨૨ ॥ મને પુછયાવણ પાણીના પીયે વશમાં રહે રાત દહાડી; પુછયા વીના કાંઇ કામ કરેતો, હું નાંખુ ધુળ કાહાડી ॥ ૨૩ ॥ રૂક્ષમણી કહે વારૂ બાઇ છત્રપતી ભલા સાંખે; અમારા પ્રભુને પુછીયે નહીતો, ચામડી કહાડી નાંખે. ॥ ૨૪ ॥ ભાનુમાત કહે તમે ડરેલાં, શું કરી નાંખે ગોપાળ; મુજ પતી ટુંકારો કરેતો, દેઉં બેમ ણુનીગાળ॥૨૫॥પ્રભુનીનારીયોએગાંડવાળીશુંબોલે મ્હોટાની ગોરિ; પતીને તુછય જેવો કરી કાહાડે, એજ કપુતની છોરિ॥૨૬॥ રૂક્ષમણીકહે ભાગ્યશાળીકો ઘરમા ચલણ ચાલે; રાણી કહે પુછો મામીજીને, પતિથી પત્ર ન હાલે. ॥૨૭॥ એમ કહીને વસ્ત્ર પેહેર્યા, કૌરવની સહુ નાર;સણુગાર સજી એકસોને છ, નીકળી મુકામ બ્હાર. ॥ ૨૮ ॥ છ કારભારીની છ નારી; સોભાઈની સો સાથે; પ્રભુની પટરાણી રૂક્ષમણી બાઝયાં રાણીને હાથે. ॥ ૨૯ ॥ વાતો કરતી સરવે ચાલી, નીકળી નગ્રની બાહાર; ત્યાં તો ઝળહળ શોભી રહયું છે, નવું થએલું બજાર. ॥૩૦॥ભાનુમતિ ફુલીને બોલી, જુઓ પ્રભુની રાણી; દુકાનો મારા નાથના નામની, જુઓ કેવી મંડાણી. ॥ ૩૧ ॥ રૂક્ષમણી કહે તમારા ધણીના, નામની મંડાઇ સારિ; શંખણી રાણી સમજે ન કાંઇ, ફુલણીયણ અહંકારી. ॥૩૨॥ બજાર બંધું જોતાં ચાલ્યાં, ગયા ગટોરગછ પાસે; વસ્ત્રને સુંદીર સણગાર દીઠા, માયાવીને અવાસે. ॥૩૩॥ રૂક્ષમણી કહે ભાનુમતીજી,તમ લાયક સણગારો; તેવાંજ વસ્ત્ર લાવ્યા વેહેપારિ, મોહ્યો જીવ અમારો॥૩૪॥એટલે આગળ થૈ ભાનુમતિ, ગટારગછને પુછે; એક એકનારીનાં સણગાર વસ્ત્ર, તેના કીમ્મત શું છે. ॥૩૫॥ જુદી ભાશા ગટોરગછ બોલ્યો, દુર હમારો દેશ; ત્યાંની નારિયો બહુ ઇછછે, એક દેશનો પેહેરવેશ. ॥૩૬॥ માટે મુલ કરવાનું નથી,લેવું હોયતો આવો તમારાં ઉતારિ અહીં મુકો, અમારાં પેરિ જાઓ. ॥૩૭॥ ભાનુમતી કહે રૂક્ષમણીજી, વેહેપારિ આંધળા જેવો; આપણા કરતાં ઉંચા સોનાનો ભારે દાગીનો કેવો ॥૩૮॥ મોતી પણછે બહુ બારે, હાવો કયાંથી મળે જોગ;

સતભામા કહે ઉઘાડો નફો, ભુલે તેના ભોગ. ॥ ૩૯ ॥ ભાનુમતી કહે તમોને અમો, સરવે બદલી લૈયે; પ્રભુની પ્રેમદા એવું બોલી, બદલીને કયાં જૈયે. ॥૪૦॥ અમારા ઘરમાં ધણી છે નબળો, અણસમજુ ભગવાન; મુમત ઝાલે જરા ન સમજે, નફો કે નુકશાન, ॥૪૧॥ ભાનુમતી કહે ભોગ ભવીશના, કહી કૌરવની પેઠી; વસ્ત્રાભુશણબદલવાને, દુકાનમાં જઇ બેઠી. ॥૪૨॥ ગટોરગછ કહે બધું બદલજો, મુજ મનમાં રેછે વેમ ભાનુમતી કહે નથી ગાંડાં, અમે ભુલીશું કેમ. ॥ ૪૩ ॥ એમ કહીને બદલી લીધાં, પટકુળને સણગાર; વાલની વીંટીઘરાઘરી બદલી, નીકળી સરવે નાર. ॥ ૪૪॥ ભાનુમતી કહે જાંબુવંતીજી, હવે દેખાઉં-છું કેવી; સતભામા કહે શું પુછોછો, થૈ છળી લક્ષમી જેવી. ॥ ૪૫॥ ચાલ્યાં એવી વાતો કરતાં, ગામમાં આનંદ ભેર; કષ્ણ પ્રભુની કામની ચોતે, ગઇ પોતાને ઘેર. ॥ ૪૬ ॥ પુછયા પ્રભુએ સૌ પ્રેમદાને, બજારના સમાચાર; સતભામા કહે બદલો કીધો, વસ્ત્ર અને સણગાર. ॥૪૭॥એમ કહિને એતો રહ્યાં, પેલી સહુ જાની વાસે; સ્વામીયોને લાભ બતાવાને, આવી દુર્યોધન પાસે.॥ ૪૮ ॥ છત્રપતી કહે ભાનુમતીજી, મને પડયો એક વેમ; ઈંદ્રાણી સરખું રૂપ તમારૂં, આજ થયું છે કેમ. ॥૪૯॥ ભાનુમતિ કહે તપાશી જુઓ, અમારા શણગાર; તમારા જેવાઅમે ન કરિયે, ઉંધા ઉંધા વેહેપાર. ॥૫૦॥ હાથી ઘોડા જૈ હોરી આવ્યા, શો લાભ લીધો લાવી; જુઓ અમે એક વેહેપારીને, કેવી છેતરી આવી. ॥ ૫૧ ॥ દુર્યોધન કહે જુઓ મામા, બહુ પાકી ભાનુમતી; મામો કહે તારી મામી, તે પણ કાચી નથી. ॥૫૨॥ નારીયોનાં એમ વખાણ કીધાં, સ્થળે ગઇ સ્ત્રી જન; એવે સમે પોહોર રાત્રી વિતિ, સરવે કર્યું શયન.॥૫૩॥ નગ્રના દરવાજા બંધ થયા, માયાવીએ માયા મેલી; બજાર બધું લોપ કીધું, લીધું બધું સંકેલી ॥ ૫૪ ॥ પછી બસે દૈત્ય બનાવિ, સૌ ટોપલા કરીયા; નારીયોના ધ્રુતિ લીધેલા, દાગીના તેમાં ભરીયા. ॥૫૫॥ સૌ દૈત્યને માંથે ઉંચકાવી, ભોંયરામાં સીધારયો; નાણાંના ઢગલા સામો ખુણો, તેમાં ઢગલો માર્યો. ॥૫૬॥ અભીમન્યુ હસવા લાગ્યો આ પુંજી ન જાય ખુટી, ગટોરગછ કહે વીરા મ્હારા, સૌકાકીયોનેલુટી ॥૫૭॥ એમ કહીને ભોજન ભેળાં, કીધાં બન્ને ભ્રાત; હશીહશીનેવાતો કીધિ, એવે ગઇ મધરાત. ॥ ૫૮ ॥ ગટોરગછ કહે વિરા મ્હારા બેઠી બારણે જાઉં; આજ તો રાત્રી નથી રેહેવાનો કાકીયો કુદાવિ આ-

શું. ॥ ૫૯ ॥ એમ કહિને બ્હાર નીકળીયો, માયાવી જુલમી જાગ્યો; મુસ્તકના કેશ છુટા મુકી, પોતે ધુણવા લાગ્યો. ॥ વળણ ॥ લાગ્યો મેદાનમાં ધુણવા, કર્યો માયાવી કોપ; કહેવલ્લભ અબળા તણાં, વસ્ત્રો કીધાં લોપ.

## કડવું ૭૭ મું ॥ રાગ સાખી. ॥

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણુજન મેજેરાય; વીસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. ॥ ૧ ॥ ચીર ચણીયા ચોળી લોપ કરી, શણગાર રેહેવા દીધાં; માયાવી રચના રચીને, ભયંકરજંતુ કીધા ॥૨॥ ચીતાકોની ચાકરણો બનાવી, પુરણ મેળવ્યાં પાપ, કલ્લાંનાકાળા નાગ બનાવ્યા, સાંકળાના કર્યા સાપ ॥૩॥ દામણીના થયા કાનખજુરા શરિર ઉપર ફરતા; મોતીના મંકોડા થઇને, ચટ ચટ ચટકા ભરતા.॥ ૪ ॥ વાળીના વીંછુ પાંદડીના વંદા, ઝીણાં મોતીની કીડી, ચુડીયોની થઇ ચંદન ઘોયો, સૌ પ્રેમદાને પીડી. ॥૫॥ કાળીગાંઠીની કાળીનાગેણો તુસીની તનછો કાળી; સળવળાટ સરિરે થયો, જાન જાગી ભય ભાળી. ॥૬॥ વસ્ત્ર હપુચુએ ન મળે કોને, પુર્ણપડીયો શોક; ભયંકર જંતુ દેખી દેખીને, પાડેપોકાપોક.॥૭॥ નગ્રતણું લોકજાગી ઉઠયું, ઉઠયા શ્રી અવિનાસ; ચાલોરે લોકો જૈયે જોવા કરીયે કાંઇ તપાસ ॥૮॥ તવ સરવે લોક જોવા આવ્યું, આવ્યા અંધના સુત; શું થયું છે બાહારથી પુછે, શું મહિ ભરાયું ભુત, ॥૯॥ આંડાઅવળા વાંકાચુંકા, ચરણે વીંટાયા સાપ; ત્રાશે નાસે ખંખેરી નાંખે, મોઢે પોકારે બાપ. ॥૧૦॥ ઉચી નીચી અબળા કુદે દુઃખ દશા થઇ કેવી; સુતરનો તાર પાશે ન મળે, સૌ માચે જણિ એવી. ॥૧૧॥ બહારથી બહુ બુમો પાડે છે, છત્રપતી રાજન; દવાર ઉઘેડો દ્વાર ઉઘેડો, શું થયું છે વિઘન. ॥ ૧૨ ॥ તો પણ કોઇ ઉતર નદે પુરણ દુખમાં પડીયો; છુટે કેશે કુદે સઘળી, જવી જાણે ભુતડીયો, ॥ ૧૩ ॥ ચાર ઘડી કુદાવી મારી, એવો કારમો કોપ; ધુણતો બંધ રહી દેખીને જંતુ, સર્વ કરિ દીધા લોપ.॥૧૪॥ એટલે વળી ધિરજ મનમાં, શરમમાં સહુ પેઠી; ટોળે ટોળાં ભેગાં થઇને, ખુણે ખુણે સહુ બેઠી. ॥૧૫॥ એક નારીયે અદખોલે દ્વારે, કહ્યું કે કષ્ટી કાપો; સુત્ર તાર નથી અમ પાસે, વસ્ત્રો અમને આપો. ॥૧૬॥ પુરશોની પાસે ધોળાં વસ્ત્રો; લિધાં તેણી વાર; ધોળાં તો ધોળાં પેહેરીને, બેઠી સરવે નાર, ॥ ૧૭ ॥

પછી બારણાં ઉઘેડી નાંખ્યાં, પેઠા પુરૂશો તમામ; બળદેવ આવ્યા ક્રશ્ન આવ્યા,આવ્યું આખું ગામ ॥૧૮॥ સૌ સૌની નારીને પુછે, આ ખેલ કોણે બનાવ્યો; ચુડો ન મળે ધોળા વસ્ત્રો, જાણે રંડાપો આવ્યો ॥૧૯॥જોઇ જોઇને સર્વ હસે છે, મસ્કરી કરે ગોપાળ, રંડાપો રૂડો શોભ્યો પણ, માથા ઉપર વાળ. ॥ ૨૦ ॥ બળદેવજી કળકળવા લાગ્યા, આશુ તુજને ઝેર; કેમ કરેછે મસ્કરીયો તુ, જા ભાઇ તારે ઘેર. ॥૨૧॥ પ્રભુ કહે જોઇશું તમાસો,જગતને વેહેવારે; તમાસાનું ન હોય તેડું,રોજ જગાડી મારે. ॥૨૨॥ છેત્રપતી તો પુછવા લાગ્યો, ભાનુમતીને એમ; કયાં ગયાં આભુશણ વસ્ત્રો, કુદવાં લાગ્યાં કેમ. ॥૨૩॥ ભાનુમતી કહે ભરથાર મ્હારા, વાંકો દીવસ થયો; વસ્ત્ર આભુશણ બદલાવીને, વેહેપારી છેતરી ગયો. ॥૨૪॥ દુર્યોધન કહે બહુ ડાપણમાં, થયો નફાનો પ્રેમ; રાણી કહે કાલે જાનવર લાવી,છેતરાયા તમે કેમ. ॥૨૫॥પણ કોને છાકોટા ન કરસો,અમે તો અહાં નહી રહીયે; પરણાવો પુત્ર તમે તમારે; અમે અમારે જઇએ. ॥૨૬॥ દુર્યોધન કહે શું કહ્યું છે તે, આ વડી કરો રીસ;જવાનું તો નામ ન દેતિ,તુજ ખોળે મુજ શીશ.॥૨૭॥ એટલે પાછુ કહ્યું રાણીયે; શું કહું નફટ તમને; રાખવાં હોય તો વસ્ત્રાભુશણ, કૈથી લાવી દો અમને ॥ ૨૮ ॥ દુર્યોધને કહ્યું પ્રભુને, વેળા અમારી માપો, ઘેર જઇ પોચાડી દેઇશું, નારીના પોશાક આપો. ॥૨૯॥ બળદેવજી કહે આપો વિરા, કહ્યું માન્યુ મોરાર; આપ્યા એકસો છ નારીના વસ્ત્ર અને શણગાર. ॥ ૩૦ ॥ પછી સૌ સૌને સ્થળ ગયાં, ગયો હેડંબા તન;ભોયરા વીશે અભીમન્યુની, જોડે કર્યું સયન. ॥ ૩૧ ॥ રાત્રી વિતી વ્હાણું વાયું, ઉઠયો ભીમનો સુત; એ ભાઇ ગામમાં જૈને આવુંછું, કરી આવું કાંઇ તુત, ॥૩૨॥ એમ કહી બ્હાર નીકળીયો, દુષ્ટને દમવા રાજી; પચીસ દૈત્ય બનાવીને તેની બનાવી શાક ભાજી. ॥ ૩૩ ॥ ગાંસડો બાંધિ માંથે લીધો, પોતે કાછીયો થયો; દ્વારીકા ગામના બજાર વિશે, વેચવા માટે ગયો ॥૩૪॥ સારાં શાક જે ઇને લોકો, ભાવજ પુછવા આવે; તવ માયાવી બજાર કરતાં. બમણું મુલ્ય બતાવે. ॥૩૫॥ તેથી તેનું કોઇ ન લેતું, એવે આવ્યા ગીરધારી જાનૈયા માટે હરનીશ લાવે,શાક સામાન મોરારિ॥૩૬॥ તેમણે દીઠો ગટોરગછેને, પ્રભુ જઇ તવ પુછે; સાચા કાછીયા સાચુ કહેજે, આ શાકનો ભાવ શું છે.॥૩૭ માયાવી કહે ભાવજ શાનો,લેઇ જાઓ મહારાજ;

સત્ય વાદીને ખવરાવશોમાં,લેજો લંપટની લાજા।૩૮।। એમ કહીનેઆપી દીધું પોતે થયો વિદાય; સાથે સારાં શાક બીજા લીધાં, ઘેર ગયા જદુરાય. ।।૩૯।। કદી નહી ને તે દીન પ્રભુ,પેઠા રસોઈ કરવા;માયાવી શાક જુદાં કીધાં,પાપી તણાં પેટ ભરવા,।।૪૦।।સૃષ્ટીનો સ્વાદ ખેંચી મહીં મુકયો, જાનિયા જમવા આવ્યા; બાજઠ ઢાળી બીરાજ્યા સરવે, પ્રભુ પીરસણું લાવ્યા, ।।૪૧।। સત્યવાદીને પીરસ્યું સાચું, શોભાઇને માયાવી; છ કારભારી સહીતને એ, નવીન સામગ્રી આવી. ।। ૪૨ ।। બાકી બીજાને પીરસ્યું સાચું, જમવાની આજ્ઞા દીધી; ચાખી જોતામાં અતી સ્વાદ લાગ્યો,કૃષ્ણે કારીગરિ કીધી.।।૪૩।। કૈરવે કહયું લૈજાઓ પાછાં, પાંચવાની પકવાન; બીજું ત્રીજુ કાંઇ ખાવું નથી, શાક મુકો ભગવાન ।।૪૪।। પ્રભુ કહે જોઇએ જેટલું, તેટલું માગી લેજો; દુર્યોધન કહે શાક તમારૂં, સઘળું મુકી દેજો. ।। ૪૫ ।। સ્વાદજ લાગે તેમજ માગે મુકેછે ભગવાન; અવિવેકી શાક આરોગે, અંધ તણા સંતાન. ।।૪૬।। જમતા જમતા વીખાણ કરે, આજ સુંદીર રસોઈ; ઓ બળદેવ બલીહારી જૈયે, ચાતુર રાંધનાર કોઇ.।।૪૭।। બળદેવ કહે કૃષ્ણ અમારા, રાંધ્યું સરમે લેવાઇ; કૃષ્ણ કહે કોનું કરવુંતું, અમારા પણ વેવાઇ. ।।૪૮।। દુર્યોધન કહે ઓરે મામા, સારી રસોઈ કરે શામ;આપણા ઘરમાં રાંધવા જોઇએ, કૃષ્ણ સરીખો ગુલામ. ।।૪૯।। અજ્ઞાની જીવ દુષ્ટ મતીનો, બોલે ફાવે તેમ;માયાવી શાક ઘણું ખાધું;ગળા લગી આવ્યું એમ.।।૫૦।। પછી સરવે જમી ઉઠયા, બળદેવે મુખવાસ આલ્યા; રસોઇનાં વખાણ કરતાં, જાનિવાસે ચાલ્યા.।।૫૧।।એવામાં તો રાત્રી પડી વિતી ગયો દીન; દરવાજા નગ્રના બંધ થયા, સરવે કર્યું શયન ।।૫૨।। ।। વળણ।। એવે મધ્ય રાત્રી થઇ, ઉઠયો ભીમ કુમાર; વ્યાસ વલ્લભ એમ ઓચ્ચરે, નીકળ્યો ભોંયરા બ્હાર. ।।

## કડવું ૩૪ મું. રાગ ।। અહોરાયજીનો. ।।

વૈશમપાયે એણીપેર બોલ્યા; શુણજન મેજે રાય,વીસ્તારી તુજને સંભળાવું, સુરેખાહરણ મહિમાય. અહોરાયજી સુણીયે. ।।૧।। ગટોર છ મેદાનમાં બેઠો, છુટા મેલ્યા કેશ; એટલે એની માયા ઉપડી, પુરણ કર્યો પરવેશ. અ૦ ।।૨।। માયાવીની માયા જબરી, હલાવી હલાય; શાક જમી સુતા છે તેના,પેટમાં ધુડધુડ થાય. અ. ।।૩।। કૈના મોઢામાં

મોળ વછુટી.નીકળ તુંબહુથુંક;કે જણાને આંકડી આવી કેને ચાલી ચુક. અ. ॥ ૪ ॥ અકળાઇ અકળાઈ સરવે ઉઠયા, પુરણ દુખમાં પેઠા; આંતરડાં દોવાવા લાગ્યાં, કે જન ઓકવા બેઠા. અ. ॥૫॥ ખરળ ખરળ સૌ ઓકવા લાગ્યા,પુરાં મળીયાં પાપ;મોંમાંથી નીકળે ચકલાં ઉંદરડાં, વંદા વીંછીને સાપ. અ. ॥ ૬ ॥ ઘરોડીઓને કાન ખજુરા, ખિસકોલાં નીકળી પડતાં; ચાકરણોને ચાંમાચીડીયાં, બ્હાર પડી તરફડતાં. અ. ॥ ૭ ॥ એવું એવું જોઇ ભય પાંમે, પોકારે છે બાપ; અડધા પેટમાં અડધા બારણે લબડે મોટા સાપ. અ. ॥૮॥ એવું જોઇને ત્રાસ પામીને પાડે પોકા પોક; હોંકારા થયા તે જાગ્યુ, આખા ગામનુ લોક. અ. ॥ ૯ ॥ જુગદીસ જાગ્યા કેહેવા લાગ્યા, સરવે તતપર થઇયે; ચાલો લોકો વણ પૈસાનો તમાસો જોવા જઇયે. અ.॥ ૧૦ ॥ પ્રભુ આવ્યા લોકોને લાવ્યા દોડયા આવ્યા બળદેવ; ઓરે વેવાઇ દ્વાર ઉઘેડો તોફાનની શી ટેવ અ ॥ ૧૧ ॥ પણ બારણાં ત્યાં કોણ ઉઘેડે, ઓકા ઓકજ થાય;કેંકેં લોટા ભરીને નાસે, ત્યાંને ત્યાં બેશી જાય. આ॥૧૨॥તેથી અતીશે દુરગંધ ઉડે, ઓકી મુઆ ઘડીચાર; જીવજંતુ દેખી દેખીંને, ત્રાસ્યા અપરમપાર અ. ॥ ૧૩ ॥ આંતરડાં ઓકીને દોવાયાં, માયાવીનો એ કોપ; ખરેખરી સીક્ષા કરીને માયા કીધ લોપ. અ. ॥૧૪॥ ન મળે ઓકેલું જીવજંતુ, ધીરજ વળી લગાર; બળદેવજીની બહુ બુમો સુણી, ત્યારે ઉઘેડયાં દ્વાર અ. ॥ ૧૫ ॥ એટલે અંતરયામી બોલ્યા, લેવાનો છે લાહાવો; બારણે શા સારૂ ઉભા છો, સઉ લોકઅંદરઆવો. ॥૧૬॥ તવબળદેવજીનેબહુ રીસ વ્યાપી, બોલ્યા કૃષ્ણ શું એમ; ઉપર રહિ મસ્કરિ કરાવે, ભાઇ તું આવ્યો કેમ. એ.॥૧૭॥ તું તો ઘેરજા ભાઈ તુ તારેતવ બોલ્યા ભગવાન; શા ઉપર સપડાવોછો અમને, આશું નીત્ય તોફાન. ॥ ૧૮॥ સપુત વેવાઇ શોધી લાવ્યા છો, જયાંને ત્યાં વાત ગવાઇ; રાત પડેને હો બાળો નીત્યે, આતે શી નાગી ભવાઇ અ.॥૧૯॥ એકેદિન ઉંઘવા નવ દીધા, ફજેતી બહુ સસ્તી; આવું એહીં નીત્યે નહી ફાવે ઉજડછેકે વસ્તી અ. ॥૨૦॥ તમાશો થાશે સઉ જોવા જાશે, જગતનો છે ધારો; તેકરતાં તો ફાન ન કરે,વેવાઇઓને વારો આ॥૨૧॥બળદેવજીઝખવાણા પડીયા,ગયા વેવાઇપાસ; શું હતું તે આજ બુમો પાડી, શો પડ્યો તમને ત્રાશ અ. ॥ ૨૨ ॥ દુર્યોધન કહે ઓ વેવાઇ, પોકાર્યા અમે બાપ; અમને સહુને થઇ ગઇ ઉલટી, નીકળ્યા મોમાંથી સાપ અ. ॥ ૨૩ ॥ બળદેવજી કહે બતાવો મુને, કરોછો તમે નવાઇ; કાઇ નથા ને બુમો પાડોછો,મા

ડી મીથ્યા ભવાઇ અ. ॥૨૪॥ તમે તમારે કાલ સવારે છાબજ મોકલી દેજો; પછી વરઘોડો ચઢાવિ આવી કન્યા પરણાવી લેજો. અ ॥ ૨૫ ॥ એમ કહિને પાછા વળીયા, સઉ લોક ગયું ઘેર;છત્રપતી કહે ઓરે મા મા, ફજેતી થઇ બહુ પેર. અ. ॥ ૨૬ ॥ મામો કહે મુઇ ફજેતી, ભુખે જીવડો જાય; રાત્રીએ ખીચડી ઓરાવી,ઓકેલા સહુ ખાય આ॥ ૨૭ ॥ પછી સરવે શયન કીધું, થયો પ્રાતસકાળ;તવ અંતરધ્યાન થઇનેગયા ભોંયરે શ્રી ગોપાળ. અ ॥ ૨૮ ॥ બે ભાઇ સુતા તેને જગાડયા,બોલ્યા જુગજીવન.વીવેક હોય તો છાબ કન્યાને,આપો ભીમનાતન.અ. ॥૨૯॥ ગટોરગછ કહે રીતી બતાવો, પ્રભુ કહે તૈયાર થાઓ ભાનુમતીનું સ્વ-રૂપ ધરીને, વેવાઇને ગેર જાઓ અ. ॥૩૦ ॥ જોડે બીજી નારીયો લેવિ, ગાતાં જવું સહુ સાથ વસ્રને આભુશણ ભરેલી છાબ લેવી તમ હાથ અ. ॥ ૩૧ ॥ ગાતાં ગાતાં મંડપે જાવું વેહેવાણે વેહેવણો ગાય; તમારે તો, છાબ લેઇને, બેસવું મંડપ માંય. અ ॥ ૩૨ ॥ પછી સુરેખાકન્યા આવી, છાબ બધી લઈ જાશે; તે મુકી આવીને ખોળામાં બેસવાની તમ પાસે અ ॥૩૩॥ એ રીતી છે છાબ આપવાની, બોલ્યો ભીમનો તન; કરશું વટ વેહેવાર સઘળો, ઓરે જુગજીવન. અ. ॥ ૩૪॥ એટલે પ્રભુ વીદાય થયા, ઉઠયો માયાવિ ભુપ; છાબદેવા જવાને ધરીયું, ભાનુમતીનું રૂપ. અ. ॥ ૩૫ ॥ એકસોને છ દૈત્ય બનાવ્યા, માયાવી કુંમાર; એક દૈત્યની છાબ બનાવી, ભર્યા વસ્ત્ર સણગાર. અ. ॥ ૩૬ ॥ એકસોને પાંચ રાક્ષસ રહ્યા, તેનિ કરી ફંદ ફેરી, નવાણું ભાઇનીનારી નવાણું, છ કારભારી કેરી. અ. ॥ ૩૭ ॥ પોતે ભાનુમતી થયેલો, ખેલજ કીધો ત્યાંય, છાબ લઇને સૌ સંગ પડીયો, દ્વારીકાં નગ્રની માંય અ. ॥૩૮॥ ગાતાંગાતાં મંડપ ભણી ચાલ્યાં ઉલટ લાવી; બળદેવને ત્યાં ખબર પોહોચી, છાબ આપવા આવી. અ ॥ ૩૯ ॥ બળદેવની નારી રેવંતી તે કહે ધારો ખોટો; અત્યારમાંસો ઉભાંરો, ગાવા મોટાનો ચાલ મોહોરો. અ. ॥ ૪૦ ॥ વળણ; ॥ એમ કહી જદુકુળની, ભેગી કીધી નાર; ગીતાંગાતી આવતી, તેનો કહુ વીસ્તાર.

## કડવું ૩૨ મું. ॥ રાગ ધુમાશી ધોળનો ॥

અનીહારે રૂઠો વીવા માંડીયો ટેક: ॥ હવે વૈશમ પાયે રૂપી બોલીયા. તુતો સુણજન મેજે ભુપાળ; રૂ. છાબ લેઇ સાસુ થઇ આલીયો,

એતો માયાવી ભીમનો બાળ. રૂ. ॥ ૧ ॥ જાતાં જોવા મળ્યું લોક ગામનું, એને ભાનુમતી સહુ જાણે; રૂ રાણી ઠમકેને ઝમકે ચાલતી, છેડો ખેંચીને ઘુઘટ તાણે રૂ ॥ ૨ ॥ ગાતી ગાતી આવી સહુ સુંદરી, પુરા પ્રેમે મંડપમાં પેઠી; રૂ. છાબ ગ્રહી ભાનુમતી ભામની, ગાદી તકીયે મન્ડપમાં બેઠી. રૂ. ॥૩॥ તવ રેવંતીજી ઘરમાં ગઇ, કહ્યું દીકરી પેહેરી ઓઢી જાઓ, રૂ. તારી સાસુજી છાબ આપે તુજને, તેતો લઇને ઘરમાં આવો; રૂ. ॥૪॥ તવ સુરેખા કન્યા સંચરી, એને પુરણ ઉલટ વ્યાપી; રૂ૦ ગટોરગછે બોલાવી ભાવથી, કન્યાના કરમાં છાબ આપી રૂ૦ ॥ ૫ ॥ તે તો લઇને ઘરમાં પરવરી. માયે વધાવી ધરી ઉમંગ રૂ૦ છાબ લેઇ કહયું બેટી સંચરો, બેસો જૈ સાસુને ઉછંગ. રૂ૦ ॥૬॥ તવ સુરેખા ત્યાંથી પાછી વળી, માને કહે મન્ડપમાં પેઠી; રૂ૦ સાસુ થઇને બેઠો સુત ભીમનો, તેના ખોળામાં આવીને બેઠી. રૂ૦ ॥ ૭ ॥ સુરેખા કહે સાંસુજી માહરાં; તમ સંગ દીવસ આવ્યો રૂડો; રૂ૦ ગટોરગછે મનમાં વીચારીયું, નથી સાસુજી હુંછું સાસુડો રૂ૦ ॥ ૮ ॥ પછી ગટોરગછ કહે વહુસારૂ, ચાલો આપણે ઉભાં થૈયે; રૂ૦ કેવો મહેલ તાહરા તાતનો, મને દેખાડ જોવાને જૈયે રૂ૦ ॥ ૯ ॥ તવ સુરેખા કન્યા ઉભી થઇ, ઝાલ્યો સાસુજી કેશ હાથ; રૂ૦ વાતો કરતાં ગયાં બેઉ મેહેલમાં પેહેલો માળ જોવા ચઢયાં સાથ. રૂ૦ ॥ ૧૦ ॥ નીરખી જાળી બાહારી અટારીયો, જોતાં જોતાં બીજે માળ જાય; રૂ૦ નીચે કરેલી માયાવી કામની, તેતો જદુનારી સામી ગાય રૂ૦ ॥ ૧૧ ॥ એવે બીજે ત્રીજે માળ નીરખી, ગયાં ચોથે ને પાંચમે માળ; રૂ૦ પછી છઠાને સાતમો નીરખ્યો ગયાં ધાબામાં ધાબું વીસાળ. રૂ૦ ॥૧૨॥ એતો અગાશી ગગનમાં ગાજતી, ત્યાં તો શીતળ વાયુ વ્હાય; રૂ૦ દીસે નગ્રને વન બધું ત્યાં થકી વળી અશોક બાગ દેખાય રૂ૦ ॥ ૧૩ ॥ તવ ગટોરગછે વીચારીયું, નથી અહી કોઇ કાળો કાગ; રૂ૦ મ્હારિ સુરેખા ભાભીછે એકલી, ભલો લેઈ જવાનો છે લાગ. રૂ૦ ॥ ૧૪ ॥ વળણ ॥ છે લાગ લેઇ જાવા તણો, ભુલું તો મુજ ભોગ; વલ્લભ વદે વીચારિયું, ફરી બેસે નહી જોગ.

## કડવું ૭૯ મું. રાગ સવૈયો ઝડપનો.

એમ વિચારી ચિર કાઢયું, કટી કશીને બાંધે; આવોરે લાડકડી ભાભી, કહીને લીધી ખાંધે. ॥ ૧ ॥ વાયુને વંટોળ કીધો, વીજળીનોચ

મકાર; ગરજના કરી ગગને ચઢિયો, ભીમ તણો કુમાર. ॥૨॥ બાગમાં પડિ ભોંયરા વિશે, સુરસપાટે આવ્યો; કયાં ગયા અભીમન્યુ ભાઇ, ભાભી લાડકડી લાવ્યો. ॥૩॥ એમ કહિ જઇ પાસે બેસાડી, ગભરાઇ સુરેખાય; અભિમન્યુને ઓળખ્યોને, રડવા લાગી ત્યાંય. ॥ ૪ ॥ મારા રડયા મારા પીટયા, કરમ હિણા કાહાવ્યા; બોલાવું મ્હારા બાપને તમે, કેમ મને હરી લાવ્યા. ॥૫॥ ઓળખ્યો આ જુનો વર મ્હારો, કહીને નાંખી ચીસ; મ્હારા તાતને તેડાવીને,છેદાવું તમ શીશ॥૬॥ગટોડગછે મન વીચાર્યું, જાણી જશે કોઇ વાત; પાર નહિ પડે ખેલ ધારેલો થાશે અતી ઉતપાત. ॥૭॥ એમ જાણી સમજાવવા લાગ્યો, સુરેખાને એમ; આવો રૂપાળો વર મુકીને, પેલાંને મોહ્યાં કેમ ॥૮॥ કન્યા ગાળો દેવા લાગી, તમને પોહોચાડું ઠેક; ગટોરગછ કહે ગાળો ન દેશો, હું તો તમારો જેઠ. ॥૯॥ છાનાંમાનાં આને પરણો, સંસારનું સુખ માણો; તુંકારો મુજને નવ કરીયે, મારી લજ્યા તાણો. ॥ ૧૦ ॥ તેમ તેમ ગાળો દેવા લાગી રૂવે અપરમપાર; ઘાંટા કાહાડે બરકા પાડે, નાહાનિ વયની નાર ॥૧૧॥ ગટોરગછે શીશ પછાડી, કીધા રાક્ષસ ચાર; ગર્ધવ મુખાકારમા કાળા, દંત લાંબા ગજ ચાર. ॥ ૧૨ ॥ ગોળ ગોળ ગોળા જેવા ડોળા, પોહોળાં મોં કદરૂપ; ભારે ભયંકર દૈતો દેખી, કન્યા થઇ ગઇ ચુપ. ॥૧૩॥ રાક્ષસો કહે ખાઇ જઇશું, થનારૂં હોય તે થાય; સુરેખા કહે જેઠ મ્હારા તમને લાગુ પાય. ॥૧૪॥ આ રડયા મને ખાઇ જવાના રંક ભાભી ઉગારો; મુઓ પેલો વર લખમણો, આ વર મ્હારો સારો.॥૧૫॥ અભીમન્યું તવ હશી પડીયો, બોલ્યો ગટોરગછ એમ કબુલ કરેછે કન્યા વરને, પાપીયો ખાઓછો કેમ. ॥ ૧૬ ॥ ખબડદાર કોઈ નવ ખાશો,પાસેને પાસે ઠરજો, જો એ કન્યા બુમો પાડે, તો એક કોળીયો કરજો. ॥૧૭ પછી કહયું અભિમન્યુંને, ઓ વિરા હું જાઉ કન્યાની ત્યાં બુમો પડશે, જૈ સુરેખા થાઉ. ॥૧૮॥ આશા ભરેલો વર આવ્યો છે,કન્યા ત્રીના વળે પાછો;મ્હારિ તમે ચીતા ન કરશો કોઇ વાત નથી કાચો ॥૧૯॥ સુરેખા કહે જેઠ મ્હારા, રાક્ષસ લેતા જાઓ નહી તો મુજને ખાઇ જવાના કાંઇક દયા લાવો. ॥૨૦॥ ગટોરગછ કે નહી ખાય તમને, બોલ્યા વિના કોઈ વાર; સુરેખા કહે ડાહી થઇશ હું, બોલીશ નહિ લગાર. ॥૨૧॥ બેશીશ તમારા ભાઇકને, પછી રડયા શું ખાશે;માયાવી કહે એવાં ડાહ્યાં થઇ, બેસો ભરથાર પાસે. ॥૨૨॥ એ-

મ કહીને બ્હાર નીકળીયો, ઉડી આકાશે ચડીયો; શુદ્ધ સુરેખાનું રૂપ ધરીને જૈ ધાબામાં પડીયો. ॥૨૩॥ પછી પોતે છાબ લોપ કીધી, લોપ કરી બધી નાર;માયાવી ખેલ કરેલો તે,રાખ્યો નહિ લગાર॥૨૪॥ બાવરી બની જદુકુળનારો, વહેવણો ગઇ કયાંય; છાબ આપેલીજેવા ગઇતો, તે નમળે ઘરમાંય. ॥૨૫॥ તવ સહુ સુંદરી કહેવા લાગી આ-તો કઉતક કહાવ્યું. ગાંડાં જેવા ગાવા લાગ્યાં. નિશ્ચે સપનું આવ્યું. ॥૨૬॥ રેવંતી કહે શાનું સપનું, ગાયું છે લાડે કોડે; સુરેખા ગઇ છે મ્હેલ જોવા, એની સાસુ જોડે. ॥૨૭॥ અરેરે તેનો તપાસ કરૂં, કહી મે-હેલમાં દોડી;ઓરે સુરેખા ઓરે સુરેખા. ઓરે લાડકી છોડી. ॥ ૨૮ ॥ મેડા ઉપર ચઢવા લાગી. ઘાંટા કાઢી બોલાવી;ઓમા ઓમા કરતી ક-કરતા. સામી સુરેખા આવી ॥૨૯॥ચોથે માળે ભેગાં થયાં, મા દીકરી તે ઘડી; ઓ માતા મુને બિક લાગી. કહીને બાઝી પડી. ॥ ૩૦॥ રેવંતીયે રૂદે ચાંપી, નીચે તેડી લાવિ;પ્રભુ કેરી પ્રેમદા સૌ, ખબર પુછવા આવી. ॥૩૧॥ રેવંતી કહે દીકરી મ્હારી, તારા જીવને કેમ; ગટારગછ કહે કાળજુ મ્હારૂં, ધડકયા કરે જેમ તેમ. ॥૩૨॥ સૌ કહે તારી સાસુ કયાં ગઈ, કેવું બની ગયું કામ; ગટોરગછ કહે ઉંચી ઉડીને;ચાલી ગએ આમ. ॥૩૩॥ ઓમા મ્હારા પેટમાં તો, મરવાનો ભય લાગે; જીવ ઘણો ગભરાય છે મ્હારો, જાણે કોઇ હાડ ભાગે ॥૩૪॥ રેવંતી તવ ર-ડવા લાગી,ચોધારે આંસુ પાડી; પથારી કરી સુરેખાને, સાચવિને સુવાડી. ॥૩૫॥ અરે રે જોશીને બોલાવો, જોવરાવો કોઇ જોશ; દોરા કરાવો ચીઠી કરાવો, શો દીકરીનો દોશ. ॥૩૬॥ ભુઆ બોલાવો જતી બોલાવો કોઇને દાણા દેખાડો; દ્રષ્ટી બાંધો નજર ઉતારો, લાડકડીને ઊઠાડો ॥૩૭॥ એટલે અતી દોડા દોડ ચાલી, કન્યા મરડે મુખ; મોંવાઇ માટે ખાય ગોઠમડાં સૌ કહે દારૂણ દુખ.॥ ૩૮ ॥ બળદેવજી ત્યાં ધાઇ આવ્યા, બહુ ચીંતામા પેઠા;ઊદાશ પામી લેલાટ કર દૈ,સુરેખા પાસે બેઠા. ॥૩૯॥ ઉતાર ઊતારે નજર બાંધે કરાવે દોરા ચીઠી;લગન વેળા વીઘન આવ્યાં દીકરી દુખી દીઠી. ॥૪૦॥ એવામાં શ્રી કૃષ્ણ આવ્યા, સેજસ્વભાવે ત્યાંય; કન્યાને ઓળખી પાછા વળીયા, ઉભા ન રહેવું હાંય. ॥૪૧॥ એવામાં સુરેખા બોલી, બળદેવ પ્રત્યે વચન; કૃષ્ણ કાકાને પાછા બોલાવો, ખોળે બેઠાનું મન, ॥૪૨॥ બળદેવજીએ બુમ પાડી, પાછા વળો મમભ્રાત; તમારે ઉછંગ બેટી બેસાડો, ટાઢી મીઠી

કરે વાત, ॥૪૩॥ કૃષ્ણ પ્રભુ કહે કામછે મ્હારે,તવ બળને રીસ વ્યાપી; મારે ખોળે મોટાં કીધાં. બાળક તારાં અદાપી. ॥૪૪॥ તે બધું મ્હારૂં છુટી પડયું, દીકરિ નથી સુખી, તેથી ખોળે બેસવા માગ્યું, શું જશે ખોળો દુખી, ॥૪૫॥ એવું કહયું તવ કૃષ્ણજી આવ્યા; બોલાવી રૂડે રંગ, આવ્ય સુરેખા કહીને બેસાડી, હરજીયે ઉછંગ. ॥ ૪૬ ॥ પછી છાનુ મનુ કહયું પોતે સુંદરશામ; તું તારે કર કરતો હોય તે, ન લઇશ મારૂ નામ. ॥૪૭॥ મુજ ઉપર રાખવી મેહેરબાની, જાણીતો તુજ થી કાંપે; ગટોરગછ કહે તમારીનારીઓ,કેવા ચરણ શીશેચાપે. ॥૪૮॥ કૃષ્ણ કહે ફાવે તે કરજે, તારો દીવસછે ઘેર; ઉછંગથી ગટોરગછ ઉઠયો પછી બોલ્યો સુખ ભેર. ॥ ૪૯ ॥ પીતાજી હવે ઠીક થયું છે, જાઓ સૌને ઠામ; એમ કહી પથારીમાં સુતો, લેશો નહિ મુજ નામ. ॥ ૫૦ ॥ એટલે સરવે વેરાઇ ગયું, બોલી રેવંતી એમ; ઓ દીકરી તને ખાવા આપું શું ખાધા પર પ્રેમ. ॥ ૫૧ ॥ વળણ ॥ખાવા માગો દીકરી, તો મન ખુશી થાય; કહે વલ્લભ એમ કરગરે, સુરેખાની માય.

## કડવું ૩૭ મું. રાગ ચોપાઇ.

બોલ્યા વૈશમ પાય વચન, સુણ પરીક્ષત રાયના તન; બોલ્યો ગટોરગછહું ખાઊં. લાવો કુંચીયો ઓરડે જાઊં. ॥ ૧ ॥ ભર્યા પકવાન જાનૈયા કાજ, ગમેતો તેમાંથી ખાઊં આજ;તવ માતાને ઉલટ વ્યાપી, તે ઓરડાની કુંચીયો આપી. ॥ ૨ ॥ તવ માયાવી ઓરડે ગયો, દીઠાં-પકવાન ખુશી થયો; એણે માયા રચી તે વાર, કીધા દૈત્ય એક હજાર ॥ ૩॥ તેમાં પાંચશે ટોપલો કીધા, પકવાને ભરાવી દીધા; રહ્યા રાક્ષસ પાંચશે જેહ, ઉપડાવ્યા તેને શિર તેહ. ॥ ૪ ॥પછી ખેલ માયાવિ કિધા, કરિ અદર્શ મોકલી દીધા; તેતો પોહોચાડયા હેડંબા વન, દિધા ઓરડા ભિમને તન ॥૫॥ હતું તેટલું પકવાન ટાળ્યું, એણે સાફ વાળિદું વાળ્યુ; તાળા દેઇને કુંચિયો લીધ, જઈ રેવંતીને દિધિ. ॥ ૬ ॥ ગયા પકવાન લેઇને જેહ, આવ્યા હેડંબા વનમાં તેહ; કર્યો ઢગલો પકવાંન તણો, તેનો ગંજ વાગ્યો ઘણો. ॥ ૭ ॥ બેઠી સુભદ્રા હેડંબાય. કહયું શેવકે સઘળુ ત્યાંય; બોલી સુભદ્રાએ જેઠાણી, ક્યાંથી આણ્યા પકવાન તાણી. ॥ ૮ ॥ કહે હેડંબા સુણો દેરાણી, લાવ્યા દ્વારીકાથી દૈત્ય તાણી; એતો વેહેવાઇનું મોકલાવ્યું, તમ સારૂં ઢાંકયું આવ્યું

॥૯॥ કહી હસ્યાં દેરાણી જેઠાણી, બેઉ રહયાં છે ઉલટ આણી; રહયો માયાવી થઇ કન્યાય, બળીભદ્રના ભોવન માંય. ॥૧૦॥ તેવો થયો મધ્યાન કાળ, બોલ્યો દુર્યોધન ભુપાળ; ઉઠો નારીયો સરવે જાઓ, છાબ જૈ વહુને આપી આવો. ॥૧૧॥ તવ ઉઠી ભાનુમતિ રાણી, પેહેર્યા પોશાક ઉલેટ આણી; પછી છાબ કરી તૈયાર, તેમાં ભર્યાં વસ્ત્ર શણગાર. ॥૧૨॥ લીધી ભાનુમતીયે હાથ, બીજી પ્રેમદા ચાલી સાથ; ગીત ગાતી સહુ આવી, તવ વેહેવાણોએ બોલાવી. ॥૧૩॥ સહુ સામા સામી ગીત ગાતી, બેઠી ભાણુમતી મદ માતી; તવ રેવંતી ઘરમાં ગઇ, ત્યારે સુરેખા ઉભી થઇ. ॥ ૧૪ ॥ રેવંતાયે કહ્યું બેટી જાઓ, સાસુ આપે તે છાબ લાવો; બોલ્યો ગટારગછ મુખ એવું, નહિ જાઉ થાય થયું તું તેવું. ॥૧૫॥ માયે કહયું કાળજાની કાચી; આ તો એવી છે સાસુ સાચી; ત્યારે ચાલ્યો હેડંબા તને, ગયો મંડપ હસ્તે વદન. ॥ ૧૬ ॥ જઇ છાબ-સાસુ-કને લીધિ, પોતાની માતને સોંપી દીધી; પછી પાછો મંડપમાં પેઠો, ભાનુમતીને ખોળે બેઠો. ॥ ૧૭ ॥ તવ ભાનુમતી હરખાણી, વહુ બહુ રૂપાળી જાણી; એણે અણ દીઠાનું દીઠું, જાણે માર મહડાંને મીઠું. ॥ ૧૮॥ વહુતું નથી રૂપે નરસી, કહી ચાંપે રૂદીયા સરસી; વિચાર્યું માયાવીયે એમ, બતાવું સાસુને પ્રેમ. ॥૧૯॥ વ્હાલાં લાગો છો કહીને દાબી, બનિ ગઇ ભાણુમતા રાબી; ભાગી ગયાં એનાં બધાં હાડ, બળ્યું આ કન્યાનું લાડ. ॥૨૦॥ તપ્યાં નેત્રને તપ્યું શીશ. નાંખી રાણીયે કારમી ચીસ; તવ શકુની મામાની નારી, એણે ભાનુમતિ ને વારી. ॥૨૧॥ કર્યાં કન્યાયે તુજને લાડ, તેમાં શું તારાં ભાગ્યાં હાડ; એતો છે વહુજી હલેતી, તેમાં શી કરી તેની ફજેતી. ॥૨૨॥ કહી ગોદો મારી રીસ કીધી, પોતે વહુને ખોળે લીધી; બોલ્યાં મામીજી વહુ શાણાં, તારી સાસુમાં નથી બે દાણા ॥૨૩॥ કહિ ચાંપે રૂદીયા સાથ, ત્યારે દીધી માયાવીએ બાથ; મામીજી તમે છો બહુ સારાં, મને લાગો છો પ્રાણથી પ્યારાં. ॥૨૪॥ કહિ દબાવી દાખવી રીસ, તવ માંમીયે પાડી ચીસ; એના લોચન તરી ગયાં, બધાં હાડજ ચકચુર થયાં. ॥૨૫॥ મુકી દીધી સુરેખાએ મામી, દાબવામાં ન રાખી ખામી; પછી ભાનુમતી બોલી એમ. હવે બુમ તમે પાડી કેમ. ॥૨૬॥ બોલી મામીજી સુણ રાણી, હવે કન્યાની વાત મે જાણી; આપણો લક્ષમણો રાંક, તેનો વીઆર કરવો કાંક. ॥૨૭॥ બોલી મુખ મરડી ભાનુમતી, મને આ કન્યા

ગમતી નથી; કદી પરણાવ્યા વણુ પાછાં જૈયે, બાળીભદ્રનાં દુશમન થૈયે. ॥૨૮॥ માટે પરણાવવો રીઝી ખીજી, ઘેર જઇને લાવીશું બીજી; બળદેવ તનયા બળદાખે, મ્હારા છોકરાને મારી નાંખે ॥ ૨૯॥ એવી વાતો કરતી ચાલી; ગઇ જાનીવાસે કર ઝાલી; કહાવ્યું બળદેવજીએ આવો, વાજતે ગાજંતે વર લાવો. ॥૩૦॥ તવ બોલીયો અંધ કુમાર; મામા વરને કરો તૈયાર; એને પીઠી ચોળાવો અંગ, કહાડો વરઘોડો ખુબ રંગ. ॥૩૧॥ વળણ ॥ મામે આપી આગના આવો સરવે નાર; પીઠી ચોળો પ્રેમથી, હવે ન કરશો વાર. ॥

## કડવું ૩૮ મું. રાગ ધોળનો.

પીઠીચોળે, પીઠી ચોળે પ્રીત આણીરે; વરરાજાને ચઢાવે ગંગોદક પાણિરે. ॥૧॥ અતર ફુલેલ, તેલ શરીરે લોચેરે; ગીતાં ગાતી ગાતી તે શરીયા ધોચેરે. ॥૨॥ વરરાજાને હૈયે હરખ નવ માયરે ઝટપટ કરવા આવ્યો દુર્યોધન રાયરે ॥૩॥ ઓરે મામા ટાઢો સ્વભાવ તમારોરે; બાજ ૦પરથી, વરને ભોંય ઉતારોરે. ॥૪॥ ઉનું ટાઢું જળ મંગાવી દોનેરે, વરરાજાને, હવે નવરાવા લ્યોનેરે. ॥૫॥ તવ તે મામે ભોમી ઉતારી નવરાવ્યોરે; છત્રપતી વસ્ત્ર આભુશણ લાવ્યોરે. ॥૬॥ મામા ઝટપટ જાવાનો રાખો ખટકોરે; પેરાવો જામો, વરને ચીરોને પટકોરે. ॥૭॥ તવ તે મામે પેહેરાવ્યાં વસ્ત્ર સણગારરે; નાંખ્યા અછાબા, હીરા મોતીના હારરે. ॥૮॥ એટલે રાયના, અનુચર આંગણે આવ્યારે, વરને માટે ઘોડી શણગારીને લાવ્યારે. ॥૨૯॥ દુર્યોધને કહ્યું વરને ઉપાડોરે; વાર ના કરશો, વરરાયને બહાર કહાડોરે ॥૧૦॥ લાવી તમે ઘોડી ઉપર બેસાડોરે, પછી સરવે જાનૈયા રસ્તે પાડોરે. ॥૧૧॥ મામાયેતો, વર રાયને ઉપાડયોરે; બહાર કાહાડી ઘોડી ઉપર બેસાડયોરે. ॥૧૨॥ વર રાજાતો થૈ બેઠો ઠીકા ઠીકરે, બેસતામાં થઇ છે દસવીસ છીંકરે ॥૧૩॥ બોલ્યા રાજા, મામાઆ શુકન કેવારે; મામો કહે, જસલેઇ આવીએ એ વારે. ॥૧૪॥ છત્રપતી, કહે શી બુદ્ધી તમમાં ભાળુરે; કરો ટપકું વરરાયને મોઢે કાળુરે. ॥૧૫॥ દ્રષ્ટી ન લાગે, પરણી આવે લાડે કોડેરે; એટલે માંમે, લાવીને મેંશ ઘશી મોંઢે .રે. ॥૧૬॥ વરરાજાને શ્રીફળ આપ્યું હાથરે; મોહોડ ઘાલી, પુંઠે ઉભી એની માતરે. ॥૧૭॥ કહે ભુપતી, વરને મુખવાસ આલોરે; સૌ જાનૈયા, વરરાયને લેઇ ચાલોરે,

॥ ૧૮॥ વલણ ॥ લૈ ચાલો વરરાયને, કહે છે દુર્યોધન; વદે વલ્લભ સૌ સાંભળો. ઘોડી તણું વરણન.

## કડવું ૩૯ મું. રાગ લક્ષમણાની ઘોડીનો.

આંની હાંરે લખમણ વરની ઘોડલી. ટેક ॥ રાજાયે દીધિ આજ્ઞારે, ગરગડીયાં નીશાન; છત્રીસ વાજાં વાગીયાંરે, ચાલી કૌરવ કેરી જાન. લ૦ ॥૧॥ જાનૈયા જોડે જાયછેરે, સાબેલા રૂપવાન; સાજન સારૂ શોભતુંરે, બની શોભા સ્વર્ગ સમાન. લ૦ ॥૨॥ છત્રપતી મહિ માલતોરે, એછકલો નીચ જાત;ફુલી ફુલી થાય ફાળકોરે, ભાનુમતી વરરાજાની માત લ૦ ॥૩॥ મોહોડ મુસ્તકપર મેલીયોરે, રામનદીવો હાથ; નવાણું ભાઇની નારીયોરે, ચાલે ભાનુમતી સાથ લ૦ ॥૪॥ બાપ સરીખો બેટડોરે, લખમણ વર નાદાન, વારે વારે હસ્યા કરેરે,બન્યો બાઘો ચ ક્વો બેભાન લ૦ ॥૫॥ ડાફેરો મારે ડગેડગેરે, જુએ નગ્રનું લોક;મરડે મોઢાં વર જોઇનેરે, ભીડ ભરાઇ છે અથોક. લ૦ ॥ ૬ ॥ દેખાડે સહુને સાહ્યબીરે, રાજા દુર્યોધન, મુજ જેવો ગ્રહસ્થ કો નથીરે, એવો અભી માન વસ્યો છે મન. લ૦ ॥૭॥ શુભ શોભાથી આવીયારે, બળદેવજીને ઘેર; તોરણે વરને રાખીયોરે; પછી પોખવાની કીધી પેર લ૦ ॥ ૮ ॥ રેવંતી આવી પોંખવારે, વર પોખ્યાના કોડ, રામને દીવો હાથ મારે, માંથે બતરીશ ભમરીનો મોહોડ. લ૦ ॥૯ ॥ ગરગાચાર્ય પોખાવ તારે, લેઇ સામગ્રી સાર; વરનીંકને મામો રહયોરે, કરે બ્રાહ્મણ મંત્ર ઉ ચ્ચાર લ૦ ॥ ૧૦ ॥ ધુંસળ મુસળ રવૈયોરે, શરીયો સંપુટ ત્રાક, એંડી પેંડી ઉતારીનેરે, ટીલું તાંણી આંમળીયું નાક. લ૦ ॥૧૧॥ વળણ ॥ એ રીતે વર પોંખીયો, લીધા મંડપ માંય;બાજઠપર પધરાવીયો, બેઠા કૃપાચાર્ય ત્યાંય.

## કડવું ૪૦ મું રાગ સાખીનો.

વૈશમપાયન એણીપેર બોલ્યા સુણજનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું,સુરેખાહરણ મહીમાય,॥૧॥ મંડપ માંડયો છે મધ્ય ભાગે પુર્વ દીશાયે સભાય; જાદવ કૌરવ સૌ ત્યાં બેઠા,મંડપચરચાદેખાય ॥૨॥ પશ્ચીમ દીશા રચીછે સભા, તેમાં બેઠી સહુ નારિ; તે પણ સઘળી ચરચા દેખે, રચવાની બલહારી. ॥૩॥ ગર્ગાચાર્ય ને કૃપાચાર્ય તે

બેઠા મંડપ માંય; બાજઠ બેઠોછે વરરાજા, શકુની મામો ત્યાંય ॥ ૪ ॥ રેવંતીયે સુરેખાને, કર્યો પીઠી આચાર; કન્યા ચુડો મોજડી પાનેતર પેહેરાવ્યાં તે વાર. ॥૫॥ કન્યા મોઢીયો માંથે મુકયો, કન્યા રૂપ બનાવી; પ્રદુમને ઉંચકી લાવી, મંડપમાં પધરાવી. ॥ ૬ ॥ કન્યા પાસે પ્રદુમન બેઠો, પ્રભુ ભય મન લાવે; પુત્ર મ્હારો પાસે હશે તો, કન્યાને નહિ ફાવે ॥ ૭ ॥ એવું જાણી પુરૂશ પુરાણી, બોલ્યા મુખ વચન;સભામાંથી ધાંટો કાહાડી, તેડયો પોતાનો તંન. ॥૮॥ ક્રષ્ણ કહે તમે બેસો સભામાં કન્યા કને સોભે નારી; એક દાસીને બેસાડીને અત્રે આવો વીચારી ॥૯॥ પ્રદુમને કબુલ કીધું, સત્ય વારતા મન વ્યાપી, દાસીને જઈપાસે બેસાડી. સૌ સામગ્રી આપી. ॥૧૦॥ પોતે જઇને બેઠો સભામાં શુંભ શોભા દેખાય;વરકન્યા સામસામી મંડપમાં, પટકુળ આગળ ધરાય ॥૧૧॥ હસ્ત મેળવવાનો સમય થયો વીપ્રને વચને તદાપ; આડો પટ તે લેઇ લીધો, કીધો હસ્ત મેળાપ, ॥૧૨॥ કન્યાનો કોમળ કર દેખીને ખુશી થયો વરરાય મામાયે કહયું વરરાજાને, કેવીછે કન્યાય. ॥ ૧૩ ॥ એટલે હશીને વરરાય બોલ્યો, મુજ પીતા છત્રપતી; પણ મ્હારી નારીના સરખી એમને નારી નથી. ॥૧૪॥ એ મામા હું ભાગ્યશાળી, મામો કહે સુખ લેજે; છાનો માનો એ કન્યાના હાથ ઉપર નખ દેજે. ॥૧૫॥ વરરાજા કહે બધું જાણુંછું, શીખવ્યું છે મુજ મીત્ર; એમ કહી નખ દેવા લાગ્યો, કરે પ્રેમ ચરિત્ર ॥૧૬॥ ગટોરગછે મન વીચાર્યું. પતી ઊપર પ્રેમ ધરીયે; એ લાડ આપણને કરેછે, તો આપણ કરીયે. ॥૧૭॥ એવું જાણીને વરનો પોંચો દબાવ્યો કરી રીસ; આંગળાં હાડ નાખ્યાં ભાગી,વર ઊઠયો પાડી ચીસ.॥૧૮॥ વળણ ॥ ચીસ પાડી વર ઊઠીયો, આંસુ નિકળી જાય; વ્યાસ વલ્લભ વદે સાંભળો, શું કહેછે વરરાય.

## કડવું ૪૧ મુ. રાગ ॥ બીહારીની છાયા. ॥

એ મામા મુકાવોરે, જીવ મારો જાય છે; હું તો નહિ પરણુંરે. કન્યા મારી માય છે. ॥ ૧ ॥ મામો તવ બોલ્યોરે; એવા ગાંડા નવ થૈયે; કન્યા કોમળ અંગનીરે, તેનાથી શું ડરિ જૈયે. ॥૨॥ સમજાવી બેસાડયોરે, સભા સહુ નજરે જુએ; હોંશ ગઇ ભાગીરે. બેઠો બેઠો વર રૂએ ॥ ૩ ॥ કન્યાયે વિચાર્યુંરે હાડ ભાગ્યું ખરે ખરૂં, રડેછે કેવારનોરે માટે એને ખુશી કરૂં ॥૪॥ ઘુંઘટ ઉઘેડયોરે, દેખાડી કાંન્તી કેવી; માન્યની મૃગા નેણીરે, પુરણિમાના ચંદ્ર જેવી ॥ ૫ ॥ વર હશી પહીયોરે; મામા

વહુ બહુ સારી; હવે હુંતો પરણુરે, એતો મા નહી મ્હારી॥ ૬ ॥ એવી રીતે રાજીરે, વર રાયને કીધો;ગુધંટ ગટોરગછેરે ખુશી કરી ખેંચી લીધો. ॥૭॥ ગુંધટ ઢાંકી ધાર્યુરે,વરરાયને દેવા દુઃખ;પાછો ગુંધટ ઊઘેડયોરે, દેખાડયું મંઝાર મુખ ॥ ૮॥ વર થયો ઊભોરે. કન્યા કાળી કહલોડી;પીળા પીળા ડોળારે,આંતો રાંડ બિલાડી.॥૯॥ મામો મુખ બોલ્યોરે,વાત તું કરેછે કેવી;કન્યાતો રૂપાળીરે,તારિ મા બીલાડી જેવી. ॥૧॥ ખેંચોટી બેસાડયોરે, કન્યા ધારે દેવા દુખ,ગુધટ ઉઘેડયોરે, દેખાડયુંછે સ્વાન મુખ ॥ ૧૧ ॥ વર થયો ઉભોરે. બાજઠથી પડયો ઊતરી; મામા નહી પરણુંરે, જુઓ કન્યા કુતરી.॥૧૨॥મામે કહ્યું બેશ હેઠોરે, મોઢેથી ગાળ ભણી;તારી માછેકુતરિરે, કહી કુંખમાં ચોંટી ખણી.॥૧૩॥તવ ગુંધટ ઢાંકયોરે, વરરાયને દેવા દુઃખ, ગુંધટ ઉઘેડયોરે, દેખાડયું ગર્ધવ મુખ, ॥૧૪॥ વર થયો ઉભોરે, મામા હુંતો જૈશ મરી; મ્હારે નથી વરવુંરે, આતોછે ખરની ખરી.॥૧૫॥ મામે હાથ ખેંચ્યોરે, ખોટી વાત કરે કેવી; માર્યો એક ઠોંશોરે, તારિ મા ગર્ધવ જેવિ. ॥૧૬॥ વરને બેસાડયોરે, માયાવી તો દેછે દુઃખ; ધુંધટ ઉઘેડયોરે, દેખાડયું રાક્ષસ મુખ. ॥૧૭॥ વર થયો ઉભોરે, મામા ભારે ભુડું થશે. આતો રાંડ રાક્ષણીરે, મને તમને ખાઇ જશે. ॥૧૮॥ ભાનુમતી આવિરે, દીકરાનું દુઃખ જુએ; બેટા ઘડી કષ્ટ વેઠોરે. પાલવથી આંસુ લુએ.॥૧૯॥ મને જે વિતેલુંરે,મન મારૂં જાણેછે; મામાજીયે જોયું નથીરે, માટે પક્ષ તાણેછે. ॥૨૦॥ ત્યારે મામો બોલ્યોરે, ગોર ઉતાવળ કરો; કહોના કહો પણરે,છોકરો કે બીધો ખરો ॥૨૧॥ વળણ; ॥ ગોર બેઉ વળતું બોલીયા, કહો શી કરિયે ભુલ; તોથ ઉતાવળ હોયતો, કરીએ સરાવ્યા તુલ્ય.

---

## કડવું ૪૨ મું રાગ સવૈયોનો.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણજન મેજે રાય;વિસ્તારિ તુજને સંભળાવું, સુરેખા હરણ મહિમાય. ॥૧॥ ઓળો ગોળો ગોરે વાળ્યો, ઝટપટ પુરૂં કરવા; વર કન્યાને ઉભાં કીધા, મંગળ ફેરા ફરવા. ॥૨॥ વરરાય રડતો ઉભો રહયોને, કન્યા ઉભી આંખ મીંચી; વરની કરતા દેખાય કનયા, છે એક વેંતજ નીચી. ॥૩॥ પેહેલું મંગળ ફેરો ફેરવ્યાં; ફરિ ઉભાં નારિ નર; બાજોઠ બેઉ ઉભાં રહયાં તો, થયાં બરાબર. ॥૪॥

સકળ સભા વિસ્મય પામી, કજોડાપણું ગયું; ઉંચાનિચી જરા હતું તે, હવે બરાબર થયું ॥૫॥ હેવે બિજું મંગળ ફરતાં, કરી માયાની કુંચિ; વરરાય નિચો પડી ગયો ને,કન્યા થઇ હાથ ઉંચિ. ॥૬॥ એવે ત્રીજું મંગળ વરત્યું, ફરિ ઉભાં બેઉ સાથ; વરરાજા છેક નીચો પડીયો કન્યા વધિ બે હાથ. ॥૭॥ જોઇ સભાસદ વિસ્મય પામ્યા, કેમ પડિ ગઇ ખોડ; આ વર કન્યા શોભે કેવાં, માદિકરાની જોડ. ॥૮॥ તે જોઇને બળદેવજીનું દાઝયું અંતઃકરણ; નોહ્ય નોહ્ય મારિ દિકરિઆ, થયું કન્યાનું હરણ. ॥૯॥ આતો છે કોઇ કપટિ કન્યા, પુરણ પ્રગટી રિસ; હળમુશળ લેવા ગયા ધરમાં, છેદું એનું શીશ ॥ ૧૦ ॥ સભામાંથિ ઉઠિને નાઠા, ચેતીગયા ભગવાન; ગટોરગછને ગોવીંદજીયે, તરત બતાવી સાન ॥૧૧॥ સાન કરી સમજાવિ દિધો, પોતે જાદવ રાય; હવે વીલંબ કાંઇ ને કરતો તું થઇજા વિદાય ॥૧૨॥ તવ માયાવિ આતુર ચેત્યો, વરરાજાને ઝાલ્યો, આવોરે ધણિ લાડકવાયા, કહિને બગલમાં ઘાલ્યો. ॥૧૩॥ મંડપ ઉપાડિ માંથે લીધો; હેડંબાને તન; વા વંટોળ વિજળિ કરિને, ચઢિ ગયો ગગન. ॥૧૪॥ અંત્રીક્ષ જઇને ઉભો રહ્યો, બોલ્યો મુખ વચન; સાંભળજે સુત અંધ તણા તું, રાજા દુર્યોધન. ॥૧૫॥ રાંડિરાંડના શુકન લેઇ, દ્વારિકામાં પેઠો; અરજુન નંદન અભીમન્યુ, સુરેખા પરણી બેઠો. ॥૧૬॥ ત્રણ દીવસ તમને વિતાડયું, તે તો મ્હારૂં કામ; હું ભીમસેનનો દિકરો, ગટોરગછ મુજ નામ. ॥૧૭॥ કન્યાલૈ નાશી નથી. જાવુંછું ક્ષત્રિ સંતાન; વઢવું હોયતો આવજો સરવે, બાગતણે મેદાન. ॥૧૮॥ તવ દુર્યોધને બુમ પાડિ, શિદ ભાગે ધર સુત્ર; ઓ ભિમસેનના દિકરા તું, આપ મ્હારો પુત્ર.॥૧૯॥ એવું સાંભળિ ગટોરગછે, વરને બગલથી લીધો; પરણજે તું તારિ માને, કહીને નાંખિ દિધો. ॥૨૦॥ શેવકોએ અધ્ધર ઝીલ્યો, કુંવર થરથર કાંપ્યો; દુર્યોધને ખોળામાં લેઇ, રૂદીયા સરસો ચાંપ્યો, ॥૨૧॥ ઓ બેટા શું શું દુખ પડિયું, બોલ્યો લખમણ એમ; વારે વારે મેં કહયું મામાને, તોહયે ન આવ્યો વેમ, ॥૨૨॥ ચાર પ્રકારે રૂપ બતાવ્યાં, મામાયે જુઠું જાણ્યું; રડી રડિને ઘણું કહયું પણ મનમાં કાંઇન આણ્યું. ॥૨૩॥ દુર્યોધન કહે ધિકાર મામા, વરસ પડયાં સૌં છુટી; રડિ રડિને છોકરે કયું, તોહયે માની વાત જુઠી. ॥૨૪॥ મામો કહે શું વાંકો વળિને, જોવું કન્યાનું વાન; શા સારૂ મને ઠબકો દેછે, મુઓ વર બળિ જાન. ॥૨૫॥ એટલામાં બળદેવજી આવ્યા, હળમુશળ

લેઇ હાથ; કયાં ગઇરે કારમી કન્યા, તવ બોલ્યો ભુનાથ. ॥૨૬॥ એ હળધારી ન્હોય એ કન્યા, ભીમ તણો એ તન; સુરેખાને પરણી બેઠો નર સુત અભેમન. ॥૨૭॥ ગટોરગેછ છે નામ એનું, કન્યાનું સ્વરૂપ કીધું; હાથી ઘોડા ઘરેણું આપો, અમ ધન લુંટી લીધુ. ॥ ૨૮ ॥ એવુ સાંભળી બળદેવ બોલ્યા, સાંભળો કૃષ્ણ વિર; જ્યારે ને ત્યારે પાંન્ડવ નડે, ઓરે શામ શરી.॥૨૯॥પાન્ડવને તેં પેધા પાડયા,ભગની લેવા દૈને; ભગની તેડવા ભીમ આવ્યો, તે ગયો ખુબ ખૈને. ॥ ૩૦ ॥ વળી પાછો સહદેવ આવ્યો, બાઝી ગયો બહુ થૈને; વળી અભિમન્યું યુ- દ્ધે આવ્યો, દાંગવ શરણે લઇને.॥૩૧॥ આજતો આવ્યો પુત્ર ભીમનો. કર્યું કન્યાનું હરણ; હવે તેનું કેમ કરવું,ઓરે અસરણા સરણ. ॥૩૨॥ પ્રભુ કહે કે કેમ કરવું તું, જેવી તમારી મરજી; તવ બળદેવ કહે લુઘ ડાં પહેરો, યુદ્ધે ચડવું હરજી॥૩૩॥ કૃષ્ણ પ્રભુ કહે લ્યો પેહેરી આવું, કહીને ઘરમાં ગયા; એવામાં દુર્યોધન બોલ્યો, જાદવતો ત્યાર થયા. ॥૩૪॥ એ ભીસ્મ દાદા એ દ્રોણ ગુરૂ, જુઓ વાળયો આડો આંક; કન્યા લીધી લક્ષમણાની, આજ જુઓ કોનો :વાંક. ॥ ૩૫॥ દ્રોણ ગુરૂ કહે વાંક એમનો. કરવું હોય તે કરો; છત્રપતીયે આજ્ઞા દીધી, આયુ ધ સરવે ધરો. ॥ ૩૬ ॥ ગોર કૃપાચાર્યે અંશ્વસ્થામાં દ્રોણને ભીસ્મ પીતાય; વીચાર કરવા લાગ્યા બેશી, એકાંત સભામાંય. ॥ ૩૭॥ દ્રોણ કહે કેમ કરશું દાદા, છોકરાં આડો આંક;ભીસ્મ પિતા કહે ન્યાયકરો તો, નહી છોકરાંનો વાંક. ॥૩૮॥ પ્રથમ કન્યા એ છોકરાંની, બળદેવે ગાંડાઇ કીધી; પણ દુર્યોધને કુટુંબીનિ, કહો કેમ કન્યા લીધી. ॥૩૯॥ આરતીયો તો આંધળો હોયે,બળદેવજીતો તેવા; પણ કૌરવો એ કન્યા ન, કબુલ કરનાર કેવા. ॥૪૦॥ અભિમન્યુએ અભિમન્યુની, તારૂણી લીધી તાણી; શું તે લેવા દે બીજાને. પોતાનું ખુએ પાણિ ॥ ૪૧ ॥ બે છોકરે વ્યાજબી કર્યું છે, તવ કહયું કૃપાચાર, લોક કહેશે પરણાવ્યા વિના, રહ્યા ગંગા કુમાર. ॥ ૪૨ ॥ જગતની રિતી પ્રમાણે, જાનૈયાને લાજ; કેહેણિ થાશે આપણે માંથે, વિચારો ભીસ્મ મહારાજ. ॥ ૪૩ ॥ ભીસ્મ પિતા કહે તમે વિચારો, ઓરે ગોર ગુરૂ આજ; આપણું રહેને પરનું પરણે, તો જાય જગતમાં લાજ.॥૪૪॥ અભિમન્યું પણ આપણું છોરૂં, તેથી રાજી થૈયે; ઠાલા પાછા વળતા નથી, પરણાવીને જૈયે. ॥ ૪૫॥ આવી છે કન્યા ઘરમાંને ઘરમાં, નથી ગઇ પરઘેર; દ્રોણ કહે તે

વ્યાજબી કોહોછો, હવે શી કરવી પેર. ॥ ૪૬ ॥ કૈરવ જાદવ ભેગા થઈને; બે છોકરાને નડશે; આપણુને યુદ્ધમાં સંગ લેશે. ત્યાંતો વઢવું પડશે. ॥૪૭॥ તે માટે આપણે કેમ કરવું, ઓરે ભીસ્મપીતાય; આપણુ છતાં છોકરાંને મારે, અણુઘટતું દેખાય. ॥૪૮॥ ભિસ્મપિતા કહે આપણે સૌની, સાથે યુદ્ધમાં જાવું;સામા મોરચા બાંધ્યા પછી,આપણે અળગા થાવું ॥૪૯॥ આપણે ચારે સત્ય પુરૂશોએ, યુદ્ધથી કોરાણે રેહેવા; બળદેવ કૃષ્ણને બોલાવીને, આપણી પાસે લેવા. ॥૫૦॥ કેહેવું કે નાનાં છોકરાં સાથે, આપણું એ નહિ કામ; જાદવ કૈરવ નથી ઓછા કરવા દો સંગરામ. ॥ ૫૧ ॥ એમ સમજાવી આપણી પાસે, રાખવા કબજે કરી; છોકરાં નથી હારે એવાં; વઢવાના સુર ભરી. ॥ ૫૨ ॥ તે કરતાં બળદેવને કૃષ્ણ,ઉપડશે જે વારે;છોકરાંની પક્ષ આપણે કરવી; સામાં થવું તે વારે. ॥ ૫૩ ॥ એમ ચારે જણે સંતલસ કીધી, એવામાં દુર્યોધન; પોતાના યોદ્ધાને આજ્ઞા કીધી. તૈયાર થાઓ સહુજન. ॥૫૪॥ એમ કરવા માંડી તૈયારી, જાદવ કૈરવ લોક; ગટોરગછ મંડપ લેઇને, ગયો બાગ અશોક. ॥૫૫॥ ભોંયરાબારણે મંડપ મુકયો, પરણાવવાને સાર;ભાઇ ભોજાઇને આવકાર દેઇ,બોલાવ્યાં ભોંયરા બ્હાર ॥૫૬॥ એક સહસ્ત્ર દૈત્ય બનાવ્યા, વિવેક વાત વિચારી; તેમાંથી પાચસેં નર કીધા પાંચસે કીધી નારી.॥૫૭॥સભા કરીને પુરૂષ બેઠા,ગાય છે ગીતાં નારી;એવે નારદનેબોલાવ્યા, ઘર વિશે ગીરધારી. ॥૫૮॥ચુડો પાનેતર કંકુપડો;મીંઢળ નાડાછડી;જે જોઇએ તે સામગ્રી આપી. નારદને તે ઘડી. ॥ ૫૯ ॥ પછી પ્રભુએ આજ્ઞા આપિ, અશોક બાગમાં જાવો; મંગળે મંગળે દાન દેઉં છું, વરકન્યા પરણાવો. ॥૫૯॥ તવ નારદજી બાગમાં ગયા, કન્યાયે કિધો શોર;નારદજીને નજરે દેખી, આવ્યું પગમાં જોર. ॥૬૧॥ ઓરે મારા નારદ કાકા, જઈને કહો આ કરણી, મારા તાતને એટલું કહેજો, જાય જુનો વર પરણી. ॥ ૬૨ ॥ એટલે માયાવિ રાક્ષસ બોલ્યા, હવે કોળીયો, કરીયે; સુરેખા કહે હવે ન બોલું, આવો અભીમન્યું વરીયે. ॥ ૬૩ ॥ નારદ કહે આ વર સારો, બેશ પરણાવી દેઉં; બેઠા નારદ પરણાવવાને, કારજ કૃષ્ણનું કેવું. ॥ ૬૪ ॥ વળણ ॥ કારજ સઘળું કૃષ્ણનું, દે છે કન્યાદાન; વ્યાસ વલ્લભ વાણી વદે છે સાહાય શ્રી ભગવાન. ॥

# કડવું ૪૩ મું. રાગ રહેણીનો

ત્યાં તો સમે વરતે સાવધાન, શોભા ઘણેરીરે; ત્યાં તો દાન દે છે ભગવાન. સોભા ઘણેરી. ॥ ૧ ॥ એવે રાક્ષણીયો ગીત ગાય. શો. ત્યાં તો હસ્તમેળાપક થાય,શો. ॥૨॥ ચોરી પેહેલું મંગળ વરતાય. શો. તેમાં ગાયોના દાન અપાય. શો॥૩॥ પછી બીજુ મંગળ વરતાય. શો. તેમાં દાશીના દાન અપાય. શોભા.॥૪॥ ચોરી ત્રીજું મંગળ વરતાય.શો તેમાંભુમીનાં દાન દેવાય, શો. ॥૫॥ ચોરી ચોથું મંગળ વરતાય. શો તેમાં ભંડાર સહીત અપાય. શો.॥૬॥ પછી રૂપૈયા વિંટીયો રમાય. શો લોગ્યાં વર કન્યા ગોત્રજને પાય. શો ॥૭॥ વળણુ॥ વર કન્યા પરણી રહયાં પ્રભુએ દીધું દાન;કહે વલ્લભ પછી કૃષ્ણજી, યુદ્ધેથયા સાવધાન.

# કડવું ૪૪ રાગ શાખી.

વૈશમપાયન એણીપેર બોલ્યા,સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહિમાય ॥ ૧ ॥ કૃષ્ણ પ્રભુ તઇયાર થઇને. હાથ લીધાં હથીયાર, કરોત્ર સ્વરૂપ ધારણ કરીને, નીકળીયા ઘર બ્હાર ॥૨॥ એક લક્ષ સાઠ સહસ્ત્ર એકાશી,કુંવર કેરી જોડ; હળધારી હળ લઇને આવ્યા;જાદવ છપન કોડ.॥૩॥ દુર્યોધને અગીઆર ક્ષોણી, શેન્યા કીધી ત્યાર; છ કારભારી ને સો ભાઇ, હાથ ગ્રહયાં અથિઆર. ॥ ૪ ॥ દીધા ડંકા ઉપડયા બંકા. સતવાદી નર ચાર;તે પણ આયુધ લઇને ચાલ્યા, સૌ સાથે તે વાર.॥૫॥ વર કન્યા પણે પરણી રહય,ાં નારદ બોલ્યા વાણ, લાવો કુંવર હવે અમને, આપો દક્ષણા દાન. ॥૬ ॥ ગટોર ગછ કહે ભોંય વિશે, નગદ નાણું ભરીયું; નારીનાં વસ્ત્રને શણગાર શુદ્ધાં, તમને અરપણ કરીયું. ॥૭॥ નારદજીએ આશીશ દીધ, થયા અંતરધ્યાન. પછિ ઉતર્યો ભોંયરા વિશે, પાંડવના સંતાન. ॥૮॥ કન્યાને જઇને બેસાડી, રાક્ષસ ચોકીમાં ચાર; ગટોરગછ કહે મમ વીરા, નિકળો યુધ્ધે બ્હાર. ॥ ૯ ॥ સુરેખા કહે એકલી હું, રહું કેવે પ્રકાર; એટલે બનાવિ માયાવિયે, નાની છોકરીયો ચાર.॥૧૦॥ સુરેખાના જેવડી તેતો, જોઇ સુરેખાને ગમે; પાંચે જણીયો ભેગી થઇને; વીવિધ રમત રમે. ॥ ૧૧ ॥ પછિ બે ભાઈ બ્હાર નીકળોયા,કેવો કર્યો વિવે

ક; માયાવી સત્તર દૈત્ય તણો ત્યાં, રથ બનાવ્યો એક. ॥ ૧૨ ॥ તેમાં અભિમન્યુ બિરાજ્યો, સંગ્રામમાં જીવ પેઠો; ઘોડાના અછોડ઼ા ઝાલી, માયાવિ હાંકવા બેઠો. ॥ ૧૩ ॥ ખરખર ખરખર રથને હાંકયો, ચાલી આવ્યા મેદાન; હિમ્મત રાખી રણમાં ઉભા, યુધ્ધ કરવા બળવાન. ॥૧૪॥ એટલે જાદવ કૌરવ આવ્યા, યુદ્ધ તણા મનસુબા; મેદાન વિશે જુદે જુદે, જથે જઇને ઉભા. ॥૧૫॥ ભીસ્મ કૃપાચાર્ય અશ્વસ્થામા, દ્રોણગુરૂ બળવાન; તે ચાર જૈને અળગા ઉભા, માહા મોટું મેદાન ॥૧૬॥ એટલે બોલ્યા અંતરયામી, ભીસ્મ પીતાશું એમ; ચાર સત્ય પુરૂશો સંપ કરી, અળગા ઉભાકેમ. ॥૧૭॥ ભીસ્મપીતા કહે બાળક સાથે, આપણે વઢવું ન ઘટે; જો કદી છોકરાં જીતશે તો, તૈયાર છીએ છેવટે. ॥૧૮॥ જાદવ કૌરવ સેન્યા સાથે, શું બેને નહિ જીતે; ચરચા જોવા રહ્યા ઉભા; મોટા મોટાની રીતે. ॥૧૯॥ તમારે પણ ચરચા જોવા, અળગા રેહેવું જોઇએ; છેવટ સરવે સામા થૈશું, વાંક કાઢે નહિ કોઇએ. ॥૨૦॥ તવ કૃષ્ણે કહ્યું બળદેવ બંધુ, સમજણની એ વાત; ચાલો એમની સાથે જઇને, ઉભા રહીએ ભ્રાત. ॥૨૧॥ એમ વિચારી બન્ને બંધુ, સતીયા પાસે ગયા; ભીસ્મપિતાના રથની સાથે, રથ રાખીનેરહ્યા; ॥૨૨॥ ભીસ્મની જોડે રથ પ્રભુનો, પ્રભુ જોડે બળદેવ; ભીસ્મ પિતાયે સાનકીધી, રથ ભીડાવો એવ ॥૨૩॥ એટલે ગુરૂ રથ હંકારી, બળદેવપાસેઆવ્યા; તેમની જોડે ગોર કૃપાચાર્ય, રથ પોતાનો લાવ્યા ॥૨૪॥ ભીસ્મની જોડે અશ્વસ્થામા, રથ રાખીનેરહ્યા; ચારે જણની વચમાં બંને, બંધુ કબજે થયા, ॥૨૫॥ ભીસ્મે દ્રોણને સાન કીધિ, આપણે કોઈ ન વઢવું; છોકરાં ઉપર આ ઉપડે તો; એપર આપણે પડવું. ॥૨૬॥ વચમાં સાલા નાંખવા કચરી, શું કરે બળ ગોપાળ; આપણાં બેઉ છોકરાંનો, ન થાય વાંકો વાળ. ॥ ૨૭ ॥ એવી સંતલસ એમણે કીધિ, પ્રભુના મનમાં કાંઇ; લડવઇઆ બે તરફે ઉભા મેદાન, ભુમી માંઇ. ॥ ૨૮ ॥ અળગા ઉભાછે છોકરા બેઉ, બોલ્યો અભિમન્યુ એમ; જોભાઇજુજવા બે જથે ઉભા, કહોકરીશું કેમ. ॥૨૯॥ ગટોરગછ કહે વીરા મ્હારા, શા સારૂ ગભરાઓ, તમોને ન ફાવે તે દો મુને, ફાવે ત્યાં તમે જાઓ ॥ ૩૦ ॥ લઢી વઢીને પક્ષ તમારી; કરીશ મ્હારા વિર; જરાએ ગભરાશો નહી, રાખજો રૂદે ધીર. ॥૩૧॥ એટલે બોલ્યો અભીમન્યું. રથલઇ તતપર થાઉં; તમે જાઓજાદવ વોશે; હું કૌરવમાં જાઉં. ॥ ૩૨॥ ગટોરગછ

તવ ઉતર્યો હેઠો, રથમાંથી તેવાર;અભીમન્યુ કહે વારતા સુણો,સુરાના સરદાર. ॥૩૩॥ રથ તમારો માયાવિ છે,વાગેકોઇની ચોપ; તો નિરાધાર થઇનેહું બેસું; થઇ જવાનો લોપ. ॥૩૪॥ ગટોરગછ કેહે હું જાણુંછું, તેકેમ ભુલી જઈશ;લઢીશ વઢીશ પણ તમારી ખબર લેતો રહીશ. ॥૩૫॥ એમ કહીને પોતે ચાલ્યો,જાદવ સામો થાય;અભીમન્યુરથ હંકારી, કૌરવ દળમાં જાય. ॥૩૬॥ જૈને ઉભો દુષ્ટો સામો, અરજુન જીનો તન; માયાવી ગયો જાદવમાં, ત્યાં મોખરે પ્રદ્યુમન. ॥ ૩૬ ॥ પુત્ર પ્રભુનો સહુથી મોટો, બોલ્યો મુખ વચન;શું આવ્યો તું અમારા સામો, એ રાક્ષસીના તન. ॥૩૭॥ ક્ષત્રીનું કુળ છે કેવારે; શોધિ જો તારાં પરીયા; નાત બહાર રહ્યા સંતનું રાજા, માછીની પુત્રી વરીયા. ॥ ૩૮ ॥ તારા બાપનો કાકો લાવ્યો,વરેલી નંદીની નારી;કુન્તલપુરના રાજાયે દીધિ, ફકત ફોઇ અમારી. ॥ ૩૯ ॥ કુન્તા કુંવર પાંચે કુંવારા, સ મજી સામોથાને,તાણીતોશી તુજ તાત વર્યાં,રાક્ષસીહેડંબાનો.॥૪૦॥ મુજ સામો તું સોભતો નથી, એ રાક્ષસીના પુત્ર; પાંડવ વર્યાએક નારીને, ત્યારેથયું ઘરસુત્ર. ॥ ૪૧ ॥ અમારિ કન્યાનું હરણ કીધું, મરણું આવ્યું તારૂં; માયાવી કહે પુત્ર પ્રભુના;સાંભળ બોલવું મ્હારૂં ॥૪૨॥ તારા દાદા વાસુદેવજીને, કંસે કન્યા દીધિ; કુળવંતને કેમ છુટા ન મુકયા, કાળાગ્રહે કેદ કીધી. ॥૪૩॥ પુછી જો તુજ તાતને એ, કાળાગ્રહમાં અવતરીયા; ગાયો ચારી છાસ પીને, ગોકુળમાં ઉછેરિયા ॥ ૪૪॥ તારા બાપને કાણે દીધિ, કન્યા સન્મુખ હાથ; અંબાવના ડેહેરામાંથી લાવ્યા, રૂક્ષમણી તુજ માત. ॥ ૪૫ ॥ નરકાસુરને મારી નારી, લાવ્યા સોળ હજાર; જાંબુવંતી રીંછડી લાવ્યા,શરમ ન આવી લગાર ॥૪૬॥ કુળ તારૂ તું રાખ્ય છાનું,ખાનું બધું મુજ હાથ; હજુ બીજું સાંભળવું હોયતો, ઘણી લાંબીછે વાત, ॥ ૪૭ ॥ એવાં વચન સાંભળીને, બોલ્યો પ્રદ્યુમાન; રાતો તાતો ક્રોધે ભરાયો, શામ તણો સંતાન ॥ ૪૮ ॥ ॥ વળણું; ॥ ક્રોધે ભરાયો અતી ઘણો, કૃષ્ણ પ્રભુના તંન; કહે વલ્લભ વળી બોલીયો. વઢવાનાં વચન.

## કડવું ૪૫ મું. રાગ ॥ પ્રદ્યુમન કહે છે. મનહરછંદ.

ભીમ સુત કીયો તુત, મદમેં તું ભયો ભુત,અબ હાથ આય ગયો

ઠામ મૈ બેઠારેગો. ॥ નગ્રમે તોફાને કીયો, પ્રપંચ લગાય ગીયો;બલીયે સું બાથ દીની,અબ તું બીચારેગો. ॥ જમ જૈશે જાદવહે, કાલ જૈસે કૌરવ હે, સબ હીલ મીલ તેરા, પ્રાનકું નીકારેગો. ॥ દેખ મેરો બાન સાન; ભાન તો ભુલાય દઉં; દોનુંકું પકર કર, દરશે સંહારેગો ॥—॥ ગટારગછ કહે છે. ॥ પાઉંપર પાઉંપર પ્રભુકે નંદન તુંહી; ભગ જા નહીતો મેરા, દંત લલકારેગો. ॥ માયાવી મચેગાજબ, જાન નીકારેગા તબ; કબ નહી લરૂ એૈસો, તોબા તું પોકારેગો. ॥ આપો આપ બલી કરૂ, તબ મેં પીછો નપરૂં; પકરપકર કર બ્હોત માર મારેગો. ॥ કીસનકે સુત સબે, દાવમેં આયાહો અબ; કેસ ગ્રહિ ગ્રહિ લેકે, દરીયેમેં ડારેગો. ॥—રાગ ચોપાઇ. ॥ બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત રાયના તન;એવું બોલ્યો ગટારગછ જ્યારે; કોપે ચઢીયો પ્રદ્યુમન ત્યારે. ॥ ૧ ॥ એવે કૌરવમાં શું થાય, મુખ્ય લઢવૈયો કરણરાય;સાથે રાખેલા બે સંતાન, સામો આવ્યો ત્યાં અભેમાન. ॥ ૨ ॥ તેવો ગાજીને બોલ્યો કરણ, આવ્યું છોકરા તારૂં મરણ; તવ બોલ્યો અભીમન્યું રાય,જીવવું હોય તો પડ પાય.॥ ૩ ॥ એવે કરણ તણા બે તંન,બોલ્યા પીતા પ્રત્યે વચન; તાતજી નવ બોલશો કાંઇ, અમે લઢવાના બે ભાઇ. ॥ ૪ ॥ જાઓ જઇ બેસો કોરાણે,એને મારવાના આ ટાણે, જાણ્યું કરણે વઢવા દેવું, જોવું દીકરા કરે છે કેવું. ॥૫॥ એવું સમજીને એ ખશીયો, બેઠો અળગો જોવા યુદ્ધ રશીયો; એના વ્રશકેતુ ચંદ્રકેતુ, તેને થયો વઢવાનો હેતુ; ॥ ૬ ॥ અભીમન્યુ સામા બેઉ ઊભા, કીધા યુદ્ધ તણા મનસુબા, બોલ્યો વ્રશ કેતુ વચન, જોતું ઝપાટો નરના તંન. ॥૭॥ વળણ॥ જોજે ઝપાટો અમ તણો, કહે છે કરણ કુમાર; વદે વલ્લભ બેઉ બોલતા, મનમાં ધરી અહંકાર ॥

## કડવું ૪૬ મું. રાગ. ઝુલણા સાખી.

તડો વડ બે જણારે; બરોબર બે જણારે.॥ ટેક.॥વ્રશકેતુબોલીયો કન્યા દૈ પડ પાય; અભીમન્યું કહે વર રાયને, વરે ભાનુમતી એની માય. તડો૦ ॥૧॥ વૃશકેતુ બોલીયો, હમણાં વધ્યું ઘર શુત્ર; બોલ વીચારી બાળકા, તું તો મંત્રના પુત્રનો. પુત્ર. તડો૦ ॥૨॥ અભીમન્યું વળતું વધો, સાંભળ મુજ વચન; મુજ સામો શોભતો નથી, તું તો દાશીના તનનો તન. તડો૦ ॥ ૩ ॥ વ્રશકેતુ બોલીયો, કપટ અમે જો કી-

ધું; તારા બાપને બાજી રમાડી, કેવું રાજપાટ ધુતી લીધું. તડો૦ ॥૪॥ અભીમન્યુ કહે કપટી તણું, ખરાબ થાશે ખાણું; મારા ભાઈએ હાથી આપી, કેવું નગદ લીધું નાણું, તડો૦ ॥ ૫ ॥ વ્રશકેતુ બોલીયો, જો અમે સમશેર કાહાડ્યા, દ્રુપતી નગ્ન નચાડવા,કેવા ભરી સભામાં લાવ્યા. તડો૦ ॥૬॥ અભીમન્યુ કહે મુજ બંધુએ; સણગાર દૈ રચના રચાવી; તારિ કાકીયોને તારી માને, આખી રાતજ નગ્ન નચાવિ.તડો૦ ॥૭॥ વૃશકેતુ વળતું વધો, સુણ અરજુનના તન; દુઃખ દેવા તુજ તાતને, કેવા કાહાડયા છે અઘોર વન. તડો૦ ॥૮॥ અભીમન્યુ કહે બદલો વાળવા, ગટારગઈે દાવ ધાર્યો; શાક ભાજી ખવરાવીને, કેવા ઓકાવી અધાવી માર્યા. તડો૦ ॥૯॥ કરણ કેડેથી બોલીયો, આતો જીભ જુધ થાય; મેહેણું મારે તુજથી સવાયું, મ્હારૂં પેટ પાસુ બળી જાય. તડો૦ ॥૧૦॥ વળણઃ ॥ માટે મ્હારા દીકરા, ટુંકીકરો જીભ્યાય; કહે વલ્લભ ઉશકેરીયા, વઢવાને એ રાય. ॥

## કડવું ૪૭ મું ॥ રાગ સાખીનો. ॥

વૈશમપાયન એણી પેર બોલ્યા, સુણજનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, યુદ્ધ તણો મહિમાય. ॥૧॥ કરણરાયે કુંવરોને, ઉશ્કેર્યા તે વાર; એટલે વૃશકેતુ ચંદ્રકેતુ, બન્ને ગ્રહ્યાં હથીઆર. ॥૨॥ અભીમન્યુયે ટંકાર કીધો,હિમ્મત રાખી અપાર;એટલેસઘળા કૌરવલોકે ઉપાડયાં હથીઆર. ॥૩॥ જાદવ જુધમાં પ્રદ્યુમને, ઉંચો કીધો હાથ; એટલે આયુધ લૈને કોપ્યો, જાદવનો સહુ સાથ ॥૪॥ રોશે રૂઠયા, અગની ઉઠયા, મનમાં અપરમપાર; ગુપતી ગેડી ગદાયો લેઇ, દેવા માડયો માર ॥ ૫ ॥ માયાવી એકલો જાદવ ઝાઝા, કરતા શોર બકોર; કીડા ઉપર કટક ચઢે, તેવું કિધું જોર ॥ ૬ ॥ તોફાને દેખિ માયાવિને,પુરણ પ્રગટી રીસ; કેશ છોડીને પાશાણ વિશે, એણે પછાડયું શીશ. ॥ ૭ ॥ મુસ્તકમાંથી જુજુ જેવા,જીવ ખર્યા હજાર; પવનને પ્રથવિ અડિકે, દૈત્ય થયા તે વાર. ॥ ૮ ॥ તાડપુર ઉંચા નાકે બુચા, ગજ ગજ લાંબા દંત; જાદવ ઉપર જોર જણાવ્યું, લેવા માંડયો અંત. ॥૯॥ મારો મારો મુખે ભાંખે,નાંખે કારમી ચિસ; કૌરવમાં યુધ શરૂ થયું,સૌને વ્યાપી રીસ. ॥૧૦॥ વ્રશકેતુએ બાણ માર્યું, અભીમન્યુને અંગ; અરજુન સુતે સામું મારી, તે બાણ કિધું ભંગ. ॥ ૧૧ ॥ ચંદ્રકેતુએ મંત્ર ભણીને,

માર્યા અગણીત બાણ; અભીમન્યુએ સામાં મારી, સર્વ કર્યાં ભંગાણ. ॥ ૧૨ ॥ પછી પોતે બાણ લેઇને, નાગ પાસ મંત્રો સાધ્યા; કરણના બે દીકરાને, અવળે હાથે બાંધ્યા. ॥ ૧૩ ॥ તે દેખીને કરણ ઉઠયો, આવી ઉભો તે ઠામ; પોતાના પુત્રોને કહયું, બોલ્યું બાપનું નામ. ॥૧૪॥ એમ કહીને હાથ છોડયા, મેઘનાદે ગડગડીયો; આયુધ લીધાં હાથમાંને, યુધ્ધે તુટી પડયો. ॥૧૫॥ અગણિત મંત્રથિ બાણ છોડે, સુર્ય તણો કુમાર; બાણ એનું એક જતા જતામાં, થાય છે સાઠ હજાર. ॥૧૬॥ મારે અભિમન્યુ અગણીતું, વાયુ વેગે જાય;બાણ એનું એકજતાજતામાં ચાળિસ હજાર થાય. ॥૧૭॥ કરણ આગળ કેટલું ગજું, ઘણો પડે છે માર; વળી આસપાસના યોદ્ધાનાં, આવે ઘણાં હથિઆર. ॥ ૧૮ ॥ તો પણ યુધ્ધ ટકાવી રહયો છે, અરજુનજીનો તન; જાદવમાં બહુ જોર કરે છે, બળિયો પ્રદુમન. ॥૧૯॥ શીવ તણું એક બાણ લીધું, માર્યું કરીને કોપ; ગટોરગછના દૈત્ય માયાવી, તેને કીધો લોપ. ॥ ૨૦ ॥ તે દેખી માયાવિ કોપ્યો, જણવિ ઝાઝી રીસ; પાશાણ વીષે પોતે પછાડયું, ચાળીસ વેળા શીશ. ॥ ૨૧॥ ચાળિસ હજાર રાક્ષસ થયા,લાંબા ત્રણત્રણ તાડ; બળવંતા ને બીહામણા બહુ; લાંબા પોહોળાં હાડ. ॥૨૨ ॥ પછી પાછું શાશ પછાડયું, ફરીથિ ચાળિસવાર;સાત તાડ વા ઉંચિ બનાવી, રાક્ષણી ચાળી હજાર. ॥૨૩॥ ગર્ધવમુખિ ને ભુંડમુખિ સ્વાનમુખિકિરમુખિ;વાયસમુખિ હરણમુખિ,કોસુંવાળિ કોલુખિ ॥૨૪॥ કૈ પીતવરણિ કૈ રક્તવરણિ, કૈશામવરણીકાળિ;સાતસાત ગજના દંત લાંબા,કૈક ટુંકા કેશવાળિ.॥૨૫॥ કૈં રાક્ષણિએ ચણિયો પેહેર્યો,કૈંયે ઢાંકયા કેશ; કૈંયે કછે કૈંયે લંગોટિ, કૈં છે નગન વેશ.॥૨૬॥ અક્કેક તાડવા સ્તન લાંબા,કારમિ લડાઇ ધારે; બે ભુજમાં બે સ્થાન ગ્રહિને,જાદવ લોકને મારે ॥૨૭॥ દસ દસ જોદ્ધા દબાય તળે, પામે છે બહુ ત્રાસ; રાક્ષસીનો ભય ભારે ભાસે, કરતા નાસાનાસ. ॥ ૨૮ ॥ કૈં રાક્ષસી પડે ટોળામાં. કૈં જાદવને ઝાલે; મરડી મસળી મોંઢામાં ને, નાસ્કોરામાં ઘાલે, ॥ ૨૯ ॥ એ રીતે રાક્ષસિયો લડતી, જબરૂં દૈવત દાખે; રાક્ષસ લોકો ખોળા ને ખોબા, ભરીને રેણું નાખે. ॥૩૦॥ જાદવ ઉભા આંખો ચોળે, રોળે રાક્ષણી દોડી;ધુળ થકી અંધકાર કીધો, એવી જુક્તી જોડી.॥૩૧॥ હેડંબાનો દીકરો તે, ચડિયો છે ગગન; યુધ કરાવે ઉપર રહીને, ભીમસેન કેરો તન. ॥૩૨॥ વનમાં જઇ ઝાડ તાડ લાવે,દારૂણ દૈવતદાખે;

મ્હોટા મ્હોટા પાહાડ ને પરવત, અંત્રીક્ષ રહીને નાંખે. ॥૩૩॥એ રીતે ત્યાં યુધ ચાલે, કૌરવમાં શું થાય; અભિમન્યુ ઉપર કોપ્યો, પોતે કરણ રાય. ॥ ૩૪ ॥ લડતાં વઢતાં, કરણ રાયે, કીધો કારમો કોપ, શીવ મંત્રે બાણ મારી કીધો, કુંવરનો રથ લોપ.॥૩૫॥ પગપાળ થયો અભેમન્યુ, વાગે ઘણાં હથીઆર; શરીરને ઓથે નવ રહયો, ઘણોક પડિયો માર. ॥ ૩૬ ॥ વસ્ત્રો ફાટયાં આભુશણ તુટયાં, ભોંકાઇ ગયાં તીર; રૂંવે રૂંવે ભાલોડાં ભેદયાં વહયું ઘણું રૂધિર ॥ ૩૭ ॥ ચારણી જેવું શરીર થયું, તરી ગયાં લોચન; સંભારવા લાગ્યો ગટોત્ગછને, ક્યાં ગયા બંધવ જન. ॥૩૮॥ ભીડ વેળાના ભાઇ મ્હારા, વિશ્વાસ દેઇને વહયા, અરેરે રણમાં રઝળાવ્યો, હવાલ ભુંડા થયા. ॥૩૯॥ એ રીતે ટળવળવા લાગ્યો, ઘણિક પામ્યો કષ્ટી; એવે સમે ગટોરગછની ગગનથી ગઇ દ્રષ્ટી. ॥૪૦॥ બહુ દુઃખીયો બંધુને દિઠો, ક્રોધ હળાહળ ચડિયો, જયદ્રથ બનેવિ દુર્યોધનનો, તેના રથમાં પડિયો. ॥ ૪૧॥ જેદ્રથને હડસેલો માર્યો, માયાવી મ્હાબળ કાઢયો; ઘોડાના અછોડા ઝાલી, રથજ હાંકી લાવ્યો. ॥૪૨॥ અભિમન્યુને ઉચકીને બેસાડયો રથમાય ગટોરગછ કહે કેમ વિરા, શું તારી ઇચ્છાય. ॥૪૩ ॥ કુંવર કહે વીરા મ્હારા, હવે નહિ ચીંતાય; તમે તમારૂં પુરૂં કરીને પક્ષે આવો હાંય. ॥૪૪॥ માયાવી કહે વારૂ વિરા, કહિ આકાશે ચડિયો, પ્રદુમાનના રથની નિચે, આવી અચાનક પડિયો. ॥ ૪૫ ॥ ઉપાડી રથ માંથે લીધો, ચઢિ ગયો ગગન; અંત્રીક્ષ જૈ ગાજીને બોલ્યો, વ્રકોદરનો તન. ॥૪૬॥ જોરે પ્રભુના દીકરા હું,જીવજ તારો લઉં;રતનાગર સાગરમાં તુને, રથ સહીત નાંખી દેવું.॥૪૭॥ તવ પ્રદુમાન ચેતિ ગયો, મારવા ભાલો લીધો; રથ ઉપાડી ગટોરગછે, ગામમાં ફેંકી દિધો. ॥ ૪૮ ॥ પછી પડયો જાદવ વિશે, કરતો સોરબકોર; મોખરાનો લડવાઇઓ ગયો, ભાગ્યું સહુનું જોર. ॥૪૯॥ એટલે રાક્ષસને રાક્ષણીયો, કોપ કર્યા માઠા; જાદ વકેરા જબરા જોધા, પણ જીવ લેઇને નાઠા. ॥૫૦॥ ભંગરાણ પડિયું, માયાવિ નડિયું, નસાડયા સહુ જન; પછી રાક્ષસ રાક્ષણીયોની, પ્રત્યે વદો વચન. ॥૫૧॥ વળણા યોદ્ધા પ્રત્યે બોલીયો, રાતાં રાખો ચક્ષ; વદે વલ્લભ આજ્ઞા કરી, કરિયે ભાઇની પક્ષ. ॥

## કડવું ૪૮ રાગ સવૈયાનો.

વૈશમપાયન અણીપેર બોલ્યા. સુણજનમેજે રાય; વિસ્તારી તુ

જને સંભળાવું;યુધતણો મહિમાય. ॥૧॥ ગટોરગછે આજ્ઞા આપી,ભા ઇની વાહારે ચડો; કૌરવ કેરી સેન્યા વિશે, નેત્ર મીચીને પડો, ॥ ૨ ॥ એમ કહી દૈત્યો લલકારી, પોતે ચઢયો ગગન; રાક્ષસ રાક્ષસીયોનું ટોળું, આવ્યું હસ્તે વદન. ॥૩॥ કૌરવે જાણ્યું ફેર થવાનો,થૈ રહયો સોર બકોર; તે દેખી અભિમન્યુના. પગમાં આવ્યું જોર. ॥૪ ॥ હેડંબાનો સુત માયાવી, જોયું ગગનથી ધરણ; જાણ્યું કે બહુ જોર કરે છે, કપરો રાજા કરણ.॥૫॥ એવું ધારી ઝડપ મારી, કર્ણની નિચે પડિયો,રથ એ નો ઉપાડી લેઇ, પોતે આકાશ ચડિયો. ॥૬॥ ગગને જૈને કરી ગરજના ભુંડી વાત ભંડાવું, કરણ કાકા દરીયામાં નાંખી, કાકીને રંડાવું,॥૭॥ સાંભળિ કરણ થરથર ધરૂજયો, યુધ ભલેરૂં મચીયું; ખરા રંગમાં ભંગ પડાવ્યો, ભુંડું ગટોરગચીયું. ॥૮॥ નિચે નાંખી દેશે મુને. નીકળી જા શે પ્રાણ; એવું જાણી હાથમાંથી, મુકયાં ધનુશને બાંણ.॥૯॥વાકો વળી ને મારવા માટે,કરણે ભાલો લીધો;માયાવિએ રથ ઉપાડી વનમાં ફેંકી દિધો.॥૧૦॥ હાડ ફુટાયા કરણ કેરાં. ઘાટ ભલેરો ઘડીયો; ગગનથી ગ ટોરગછ પાછો હાથી ઉપર પડીયો. ॥૧૧॥ દુર્યોધનની અંબાડીમાં,આ વ્યો ભિમકુમાર; છત્રપતિના બે ભુજ ઝાલી, છિનવી લિધાં હથિયાર. ॥૧૨॥ ગટોરગછે ઘોઘળો ઝાલી, પાપીને નાંખ્યો હેઠો; રાતો તાતો થઇ માયાવી, રૂદિયા, ઉપર બેઠો, ॥ ૧૩ ॥ એટલે બધી રાક્ષસીઓયે, જુલમ કિધો માઠો; શકુનીસૌથી પહેલો સમજ્યો.જીવ લઇને નાઠો.॥૧૪॥ એટલે નાઠા સકળ યોધા કીધો કારમો કેર; ગટોરગછ કહે દુષ્ટ કાકા તુજને મારૂં ઠેર. ॥ ૧૫ ॥ તવ દુર્યોધને હાથ જોડયા, તુજને લાગુ પાય; લખમણને પરણવું હશે તો પરણશે એની માય. ॥૧૬॥ એ ભા ઇ જીવતદાન દે મુને; ઉગરૂં તુજ પ્રતાપ; એવો કુમતી ગરજ વેળા ગર્ધવને કહે બાપ. ॥ ૧૭ ॥ તે અનુભવ નથી માયાવિને એણે કર્યો વિચાર;કાકો થઇ આવું બોલે છે, મારૂં તે ધિક્કાર. ॥૧૮॥ એવું સમજી ઉઠી ગયો કે, નાઠો દુર્યોધન; રાક્ષસ રાક્ષસી લોપ કિધાં વ્રકાદરને તન. ॥ ૧૯ ॥ આવી બેઠો રથને વિશે. અભિમન્યુની શાથ; સારથી પદથી ગ્રહણ કીધા, ઘો_ના અછોડા હાથ ॥ ૨૦ ॥ દુરીયોધં ન બહુ ખેદ પામ્યો, બોલ્યો મામા પ્રત્યે; જુઓ મામા કન્યા લીધી, ક્ષત્રીયોનિ ગત્યે. ॥૨૧॥ એવું સાંભળી બળદેવજીએ હળમુશ ળ ધર્યું હાથ; એટલે ચક્ર ચઢાવ્યું પોતે દીનાનાથ. ॥૨૨॥ એટલે બો

લ્યા ભીસમપીતા વિચારી આયુદ્ધ ધરજો; અમારે તમારે લડાઇ થાશે, સમજીને કામ કરજો. ॥૨૩॥ બળભદ્ર કહે આશું બોલો એવળો ઉમંગ કેમ ધારો, ભીશમ કહે મારવા નવ દેયે છે છોકરો અમારો. ॥૨૪॥ એમ કહિને આયુધ લીધાં,બળદેવ બોલ્યા એમ; ક્રષ્ણ વીરા તમે આ મને જોજો કરે ફાવે જેમ તેમ. ॥૨૫॥ બે છોકરાંને હું મારૂ છું, જણવો તમે,અહિં રીસ,પ્રભુ કહે હુંતો ચક્ર મુકું છું,છેદવા જાદવ શીશ.॥૨૬॥ હળધર કહે કેમ આડુ બોલે, જાદવ આપણાં રાંક;તેમને તુ શાસારૂમારે, શો છે એમનો વાંક. ॥ ૨૭ ॥ ક્રષ્ણ પ્રભુ કહે વીરા મારા ન્યાય તણો પંથ સ્હાવો, શા સારૂ છોકરાઓને મારો એમનો વાંક બતાવો. ॥૨૮॥ બળદેવજી કહે નજરે જુએ છે, ઓરે અસરણા સરણ, આપણે. ઘેર ઉતપાત કરીને કરયું કન્યાનું હરણ, ॥ ૨૯ ॥ પ્રભુ કહે કે હરણ કીધું, તેમાં અનીતી શી કીધી,પેહેલો વીવા શીદ કર્યો તો, પોતાની કન્યા લીધી. ॥૩૦॥ એમની હતીને એમણે લીધી તેમાં શો એમનો વાંક પોતાની કન્યા કેમ જવા દે; સહુને વ્હાલુ છે નાક. ॥૩૧॥ ભીસ્મે સાન કરી ગુરૂને; હવે ન ધરશો બીક; આપણે આપણ જોયા કરો,સળગ્યું ઘરમાં ઠીક. ॥૩૨॥ ક્રષ્ણના શબ્દો બળદેવે સુણ્યા, બોલ્યા તું બંધવ મ્હારો; આ કહેવાથી થાય છે નિસ્ચે આ બધું તું કરનારો ॥ ૩૩॥ કૃષ્ણ કહે કે હું કરનારો નહી મારવા દેઉં બાળ.બળદેવ કહે કપટ તારૂ મેં ન જાણ્યું ગોપાળ ॥૩૪॥ હળમુશળ હેઠું પછાડી રથ થકી ઉતરીયા અભીમન્યુંને પુછવા લાગ્યા બળદેવજી કરોધ ભરીયા. ॥૩૫॥ બતાવ્ય છોકરા કયાં છે કન્યા મોકલું નહી તુજ ઘેર,અભીમન્યુ કહે જોઇતી નથી નીસ્ચે ધારી તે પેર ॥ ૩૬ ॥ અમારે અમારી કેવરાવવીતી, તે તો લીધો લાહાવો; અશોક બાગના ભોંયરામાંથી, સુખે પાછી લઇ જાઓ ॥ ૩૭ ॥ એટલે ત્યાંથી બળદેવ ચાલ્યા, ભોંયરામાં ભડાકે, રાક્ષસ માયાવી ગટોરગછના લોપ કર્યા લપડાકે. ॥ ૩૮ ॥ જઇ કન્યાને ખાંધે લીધિ, બળદેવજી બહુ બળીયા; બડ બડતાને કળકળતા એ પોતાને ઘેર પળીયા. ॥ ૩૯ ॥ કઉરવ હારીને નાઠેલા તે, એક જગાએ મળીયા, તેમણે જાણ્યું બળદેવજી તો કન્યા લઇ ઘેર પળીયા. ॥ ૪૦ ॥ દુર્યોધન કહે મામા તમે હું ત્રીજો દુશાશન, ચોથો કરણ આત્રણ ચારે જઇએ બળ ભોવન ॥ ૪૧ ॥ સમજાવિને કન્યા લૈયે થૈયે, પછી વિદાય; નારિયો માત્રને રજા આપો, તે

સહુ આગળ જાય. ॥ ૪૨ ॥ નારીયોને તવ વિદાય કીધી, કૌરવ ઉભા રહ્યા; કન્યા લેવા ચારે જણા, દ્વારામતીમાં ગયા, ॥ ૪૩॥ જૈ બળદેવની પાસે બેઠા, બોલ્યો દુર્યોધન; આપણા રંગમાં ભંગ કીધો, પાંડવોને તન. ॥૪૪॥ જયારે ને ત્યારે અમને નડે છે. વળી ગણાયછે રાંક; હળધારી તમે નજરે જોયું. જુઓ કોનો વાંક, ॥૪૫॥ કરમ એમનાં એ ભોગવશે.કરે જે અધર્મ અન્યાય;અમે અમારે ઘેર લૈજૈયે,લાવો સુરેખા કન્યાય. ॥૪૬॥ બળદેવને તવ ક્રોધ વ્યાપ્યો, શું તું બોલ્યો હરામી;એ કન્યા પરણી ચુકિ છે, શું કરૂં બીજો સ્વામી. ॥ ૪૭ ॥ વીચાર વીના કેમ તું બોલ્યો, હળધરને ચઢી રીસ; લાવો શેવક ખડગ મારૂં, છેદૂં આનું શીશ. ॥૪૮॥ તવ ચારે જણ મુઠીઓ વાળી, નાઠા તેણી વાર; રથમાં બેશી નીકળી ગયા, દ્વારીકા નગ્રની બહાર. ॥ ૪૯॥ મેદાનમાં પેલા સત્ય પુરૂશો છે,પાંચમા છે અવીનાશ; તે પાંચે જણે પાંન્ડવ કેરા પુત્રોને બોલાવ્યા પાસ ॥ ૫૦ ॥તવ ગટોરગછ અભિમન્યુ, આવીને પડીયાપાય; આશીશ દેઇને હાથ મુકયો, મુસ્તક ભીસ્મ પીતાય. ॥૫૧॥ મંદ હશીને ભીસ્મપીતા, બોલ્યા મુખ વચન; તારી ક્રિયા જોઇ પ્રસન થયો, ઓ ભિમસેનના તન. ॥ ૫૨ ॥ ધન તારી માની કુખને ને, ધન ભિમ તારો બાપ; ગટોરગછ કહે દાદા તે સૌ, તમારો પરતાપ. ॥૫૩॥ દાદા કહે કે વેહેવાર વટમાં, ધરવી ન કોઇની ધાક; એવી વધારવી શાબાશી, જાવા ન દેવું નાક.॥૫૪॥ પછી કહયું અભિમન્યુને, ઓરે લાડકડા તન;વનમાંથી તુજ તાત આવતા સુધી,રહેજે હેડંબાવન ॥૫૫॥ કૌરવલોકો છે બહુ કપટી, દગાથી મારે ડેર; માટે ગટોરગછ અભિમન્યુને, રાખજે તારે ઘેર. ॥૫૬॥ માયાવી કહે ઓરે દાદા, મા દિકરો બે રહેશે; રાખજો સંભાળ કુન્તાજીની, વિદુરનું ઘેર સેહેશે. ॥ ૫૭॥ ભીસ્મ પીતા કહે કુન્તાજીની, ચીંતા ન ધરશો મન; નિરભયપણે તમે રેહેજો, ઓરે મ્હારા તન. ॥૫૮॥ તવ બે પુત્રો પાયે પડિયા, રાજી થયા જુગદીશ; સત્ય પુરૂશોયેને કૃષ્ણ પ્રભુએ, હાથજ મુકયા શીશ. ॥ ૫૯ ॥ વળણઃ॥ કર શીશ મુકી બોલ્લિયા, પોતે ભિસ્મ પીતાય; જાઓ તમે બેઉ દીકરા, થૈએ અમે વિદાય.

## કડવું ૪૯ મું રાગ ચોપાઇ.

બોલ્યા વૈશમપાય વચન, સુણ પરિક્ષત કેરા તન; સત્ય પુરૂશોયે રથ હકાર્યા, કૃષ્ણ મહા દ્વારીકા પધાર્યાં. ॥ ૧ ॥ સત્યવાદી ચારેજણ પ-

ળીયા, જઇ કૌરવદળને મળીયા;એવે પાન્ડવના સુત બળીયા, હેડંબા વન જાવા વળીયા.॥ ૨॥ ગયા આઘા એક જોજન, બોલ્યો ગટોરગછ વચન;ભાઇ અહીં રહો થોડીવાર,રસ્તે કરી આવું ખેલ્ન લગાર ॥૩॥એવુ કહીને તતપર થયો,જાય કૌરવ જુવતી ત્યાંગયો;એતો બળવંત માયાવિ ભુપ; એણે લીધું દુર્યોધનરૂપ.॥૪॥ બીજા બનાવ્યા નવાણું ભાઇ; તેતો સરવે ત્યાં આવ્યા ધાઇ; સાથે કીધા છ કારભારી, આવ્યા કોરવ કેરી જયાં નારી.॥૫॥ એવે ભાનુમતી પુછે એમ, કહો કન્યાનુ કર્યું કેમ બોલ્યો દુર્યોધન મુખવાણી, તુતો નીર્ભાગણી છે રાણી. ॥ ૬ ॥ રાંડો તમારા પગને પ્રતાપ, સહુને ઉપજીયો સંતાપ; સુણી બોલી સરવે નારી તમો પન્ડે નિર્ભાગી ભારિ, ॥ ૭ ॥ સુણી પુરૂશો ક્રોધભેર ચાલ્યા, પોતાની સ્ત્રીયોના કેશ ઝાલ્યા.॥ ૮ ॥ ગાળો દેતા દેવા માંડયો માર; ગડદા પાટુ ઢીંચણનો પ્રહાર; કીધો માયાવીએ કાળો કેર;લીધું દ્રુપતીમાતાનું વેર. ॥ ૯ ॥ સહુ નારીને હાથ બેતાવ્યા, એવેકૌરવ સરવે આવ્યા; બુમો સાંભળી પ્રગટયો કોપ, તવ થયો ગટોરગછ લોપ. ॥ ૧૦ ॥ ત્યારે કૌરવો આવિને પુછે, તમો રડો તે કારણ શું છે. વળી પુછવા લાગ્યો ભુપાળ; કહે રાણી તમારૂં કપાળ. ॥૧૧॥ અમને મારીને થાઓ અજાણ્યા, તમે સપુત છો તે જાણ્યા;જેયું સત્ય પુરૂશોએ દુઃખ, લાગ્યા હસવા વસ્ત્ર દેઇ મુખ.॥ ૧૨ ॥ એવે બોલ્યો દુર્યોધન એમ; કહો મામા થયેલું આ કેમ;બોલ્યો શકુની મામો તે ઠામ,ગટોરગછીઆનું આકામ. ॥ ૧૩ ॥ જેવો ગટોરગછ લોપ થયો, તેવો હસ્તીનાપુરમાં ગયો; જયાં બેઠો ધ્રત્રાષ્ટરભુપ, ત્યાં તે આવ્યો શકુનીને રૂપ. ॥ ૧૪ ॥ બોલ્યા અંધ તણા છડીદાર, આવ્યા શકુની લેજો જુહાર; તવ બોલ્યો આંધળો એમ, આવો શકુની કોહો થયું કેમ. ॥ ૧૫ ॥ કેમ કેટલે રહિ છે જાન, કહો કયાં ગયા સૌ સંતાન; તવ બોલ્યો માયાવિ ભુપ, શુદ્ધ શકુનીને સ્વરૂપ. ॥ ૧૬ ॥ આંસુ પાડી લેલાટ કર દીધા, રડી અશુભ સમાચાર કીધા; આવ્યા દ્વારીકાં પાંડવ તન, એક ગટારગચ્છ અભેમન. ॥ ૧૭ ॥ એતો બેઉજણે વાળ્યો ઘાણ, લીધા સકળ જાતના પ્રાણ; બેઉ બાળકે વાળ્યો છેક, રાખ્યું નહી જીવતું કોઇ એક. ॥ ૧૮ ॥ બાળબચ્ચાં નર ને નારી, એકે એકને નાંખ્યા મારી; રહ્યો જીવતો હું એક આપ, તેતો તમારે પુન્ય પ્રતાપ. ॥ ૧૯ ॥ બેઉ પાન્ડવ કેરા તન, એવું બોલ્યા વચના કરશું હસ્તિનાપુર સેલ, સોયે ભાઇના ભોગવશું મેહેલ. ॥૨૦॥

એવું સાંભળી પ્રગટી રીસ,કુટયું ધ્રત્રાષ્ટરે શીશ; અરેરે કાઢયો મ્હારો વંશ, મ્હેલ ભોગવે તે મને દંશ ॥ ૨૧ ॥ આપી આંધળાએ અજ્ઞાય, લક્ષ શેવક થાઓ વિદાય; એક ઝપાટે હેત્રત દાખો, સોયે મેહલ છે તે તોડી નાંખો.॥૨૨॥ તવ કીધું શેવકોયે કેવું,એક સપાટે હાથેળી જેવું; શકુનિ આડો અવળો થયો, લોપ થૈ ભાઈ પાસે ગયો. ॥ ૨૩ ॥ જઈ અભીમન્યુને મળીયો, બેઠો રથ હાંકવાનેબળીયો; વાતો કરતા ચાલ્યા બે વિર, હસે રમે ગુણ ગંભીર. ॥ ૨૪ ॥ એવે હસ્તીનાપુર ગઇ જાન, તેણે દિઠું મ્હોટું મેદાન;જાણ્યું;મેહેલ પાડયા તે શું છે, જઇ. ધ્રત્રાષ્ટરને પુછે. ॥૨૫॥ પુછયુ ધ્રત્રાષ્ટરને એમ,તાતજી આમ કીધું કેમ, બોલ્યો ધ્રત્રાષ્ટર મુખમાંથી, તમે મુએલા આવ્યા કયાંથી. ॥ ૨૬ ॥ બોલ્યો દુર્યોધન ઓ તાત, એવી બુરી કોણે કહી વાત; બોલ્યો આંધળો તેણી વાર, કહ્યાતુજ મામે સમાચાર.॥૨૭॥ બોલ્યો શકુનીનજાણું વાત, હું તો આયો જાનૈયાનિ સાથ, મારા જેવું ધરીનેરૂપ,કહી ગયેલો માયાવી ભુપ.॥૨૮॥ ભીમના નંદનનું કામ,એનું ગટોરગછ છે નામ; બોલ્યો દુર્યોધન તે વાર, કહ્યા તાતને સૌ સમાચાર ॥ ૨૯ ॥ હજી પાંડવ તો બહુ સારા, પણ પુત્રો થયા બે નઠારા, તેમાં અભીમન્યુ તો ઠીક, ઘણી ગટોરગછની બીક, ॥૩૦॥ એમ વાતો કરીનેરહ્યા, પેલા બેઉ ભાઇ ઘેર ગયા;ચાલી આવ્યા હેડંબાવન, પેઠા સુવર્ણને ભોવન.॥૩૧॥ જ્યાંબેઠી છે હેડંબાય, અભીમન્યુ જઇ પડયો પાય;પછી સુભદ્રા માતનેનમીયો સૌના મનનો સંતાપ સમીયો. ॥૩૨॥ પુછયા સુભદ્રાએ સમાચાર, કહ્યા અરજુનને કુમાર; માતા કન્યાનો રેહેત અદાપ, પણપરણ્યોભાઇને પ્રતાપ ॥ ૩૩ ॥ બોલ્યો માયાવી પ્રભુ પ્રતાપે. ભાઈ પરણયો છે એને આપે; એક એકના કીધાં વખાણ રહ્યા હેડંબાવન બળવાન ॥ ૩૪ ॥ હસ્તીના પુર વીદુર ઘેર, કહી ભીસ્મે કુન્તાને પેર; રહ્યાં સુખ રૂપ ત્યાં કુન્તાય, પાન્ડવો છે દ્રોવીત વનમાંય ॥૩૫॥ જીત પામ્યા પાન્ડવ તન;કરી સહાયતા જુગજીવન;પોતાના ભકતના સુત કાજ,કીધી ખટપટ શ્રી મહારાજ. ॥ ૩૬ ॥ જેનાં માતપીતા સેવે હરી, તેનો પરીવાર બેસે ઠરી; કરે ભકતના પુત્રને સાહાય, એવો ભજન તણો મહિમાય.॥૩૭॥ વળણઃ॥ મહીમા મોટો ભજનનો, પુરે મનના કોડ; કહે વલ્લભ શ્રોતા સહુ, બોલો જે જે શ્રી રણછોડ. ॥

**સુરેખા હરણ સમાપ્ત.**

# કડવું ૫૦ મું. રાગ ।। ધનાશ્રી ।।

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુ જને સંભળાવું, વન પરવ મહીમાય, ।।૧ ।। ચાર ભાઇને દ્રુપતી તે, છે દ્રીવીત વનમાંય; અરજુન એકલા સ્વર્ગ વિશે, ભણે છે વિદ્યાય. ।। ઇંદ્રની સભામા બેઠો બેઠો, ભણે છે અરજુનરાય; એવામાં શત્રુસુર કે-રા, આવ્યા સ્વર્ગની માંય. ।। ૩ ।। લવશ કવસ અસુર જાતી, દૈત્યો લેઇને આવ્યા, દેવતા લોકને ભ્રષ્ટ કરવા, મળમુત્ર રૂધર લાવ્યા. ।।૪।। લીલાં હાડને માંઉસ લેઇ, આવી કર્યા હોકારા; અશુધ્ધતાથી બહુ બીહે છે, દેવતા લોક બીચારા. ।।૫।। તેમણે બુમો સાંભળી કે, ઇંદ્રને પડી ફાળ; મ્રત્યુ લોકનો પ્રાણીસભામાં અરજુન મારો બાળા।દા।અસુર અરજુનજીને મારશેતો કથલશે બધો ઘાટ. જગતમા કહેણી થઇ ચોટે સામ ટીલક લેલાટ ।।૭।। અમે તો અમર નહી મરવાના, ન થાય દેવનો ક્ષય, પણ મ્રત્યુ પ્રાણી નદન, એના મરણનો ભય. ।। ૮ ।। એવું જાણી ઉઠયો સભામાં, કટી કશીને બાંધે; એકાએક નરને ઉપાડી, ઉંચકી લીધો ખાંધે, ।।૯।। અરજુન કહે ઓરે પીતાજી, આમ કરોછો કેમ; તમારા શત્રુને હું બાઝું, જરા ન ધરશો વેમ. ।।૧૦।।તોપણ સુરપતી લેઇ ચાલ્યો,ઘેર જઇ ઘેરો કીધો;વજર તણી એક કોટડી છે, તેમાં પુરી દીધો.।।૧૧।। અરજુન મહિથી બુમો પાડે,બહાર કાઢો મને તાત; અસુર લોકને ઠેર મારૂં, જુઓ મ્હારા હાથ. ।।૧૨।। તો પણ ઇંદ્રે કહયું ન માન્યું, પોતે થયો તૈયાર; ઐરાવતને રથે બેઠો, હાથ ગ્રહી હથી યાર. ।।૧૩।। તેત્રીસ કોટી દેવતા લોકો, તે સહુ સાથે નીકળીયા; યુધ કરવાને અસુર સામ', આવ્યા દેવતા બળિયા. ।। ૧૪ ।। એટલે લવશકવશ પાપી, કોપ્યા અપરમપાર; તેમની સાથે માયાવી દૈત્યો આવ્યા છે ચઉદ હજાર. ।।૧૫।। તેમણે સરવે દેવને દીઠા, કોપ્યો દુષ્ટનો સાથ; લવશ કવશે આજ્ઞા આપી; ઉંચો કરીને હાથ. ।। ૧૬ ।। એટલે ઉપડયા અસુર લોકો, મારો મારો મુખ ભાંખે; મળ મુત્રનાં કુંડા ભરેલાં, દેવ લોકોપર નાંખે. ।।૧૭।। તેથી દેવતા ત્રાસે નાસે, થાય ઘણું બકોર ઉંચકને નિચ વસ્તુ આવે, ત્યાં ઉંચનું શું જોર. ।।૧૮।। એવામા તો કવશ દૈત્યે, નાગપાસ મંત્ર સાધ્યો; સુરપતિ જે ઇંદ્રરાજા, તેને અવ-

ળો બાંધ્યો. ॥ ૧૯ ॥ એટલે સકળ દેવ નાઠા, ધણી બંધાયો જ્યારે; લવરો ઇંદ્રને લીધો, પોતાના રથમાં ત્યારે. ॥ ૨૦ ॥ એવે સહુ દેવ ગયા નાશીને, ઇંદ્રરાજાને ઘેર; સુરપતિ બંધાયો તેની, ઇંદ્રાણીને કહી પેર. ॥૨૧॥ ઇંદ્રાણી તવ રડવા લાગી, દીવસ મ્હારો રૂઠયો; અરજુન જી વજ્ર કોટડીમાં ગાજીને બોલી ઉઠયો.॥૨૨॥ ઓ માતા મુજને બ્હાર કાહાડો, વરતાવું હાહાકાર; જરા જુઓ ઝપાટો મ્હારો, કોણ તાત બાંધનાર. ॥૨૩॥ ઇંદ્રાણી કહે બેશીરો બેટા, મુકો સોર બકોર; તારા કરતાં દેવલોકોમાં, ઘણું ભર્યું છે જોર. ॥૨૪॥ તો પણ તેમનું કાંઈ ન ચાલે, તો પછી તું કોણ માત્ર; એમ કહીને રડવા લાગી, વિચાર્યું નર સુપાત્ર. ॥૨૫॥ હું છું સ્વર્ગમાં તેમ છતાં એ, બંધાયો મ્હારો તાત; જગતમાં ઇજ્જત જાશ મ્હારી, ડબકો દેશે ભીમ ભ્રાત. ॥૨૬॥ એવું સમજી અરજુનજીને, પુરણ પ્રગટયું સુર; વજ્રની કોટડી બાણ મારીને, કરી નાંખી ચકચુર. ॥ ૨૭ ॥ એ માહા બળિયો બાહાર નીકળીયો, કોણ એને રોકી શકે; ઇંદ્રાણીને ત્રાસ પડિયો, ત્રાહ્ય ત્રાહ્ય મોઢે બકે. ॥૨૮॥ તોપણ અરજુન યુધ્ધે ચડિયો,દેવ તણો રથ લીધો;એટલે દેવતા જોડે ચાલ્યા,યુધ મનસુબો કીધો.॥૨૯॥ અરજુન બળીયો બહુ કળકળ યો, બાણાવળી નર સુબો; અસુર લોકના ટોળા સામો, આવીને યુધે ઉભો. ॥૩૦॥ ઇંદ્રરાયે તવ શીશ; ધુણાવ્યું, કયાં આવ્યો મમસુત; ગરજના કરિ કહ્યું નરને, કયાં થયો આ કાળો ભુત. ॥૩૧॥ ઓરે દીકરા વળ તું પાછો.મનસુબો નહિ જાય ઠેઠ,અરજુન કહે પાછો વળું તો લાજે જનુનીનું પેટ, ॥૩૨॥ બંધવ લાજે બાપ લાજે લાજે ગુરૂ માહારાજ; માટે પાછો નહી વળવાનો, મરવું આદર્યું આજ. ॥૩૩॥ એટલે અસુર લોકો હસ્યા, શું બોલે અત્યુંનો પ્રાણિ; શું જુઓછો દૈત્ય લોકો કરી નાંખો ધુળ ધાણી. ॥૩૪॥ મનુશજાતી મળમુત્રથી, કદી પાછો નહિ નાસેઃ માટે એને માર મારો, મરવાથી બહુ ત્રાસે, ॥૩૫॥ વળણ. એમ અસુરે ધારીયું, હાથ ગ્રહ્યાં હથીઆર; કહે વલ્લભ સુત સતી તણો, તે પણ થયો તૈયાર.

## કડવૂં ૫૧ મું ॥ રાગ રેકારી ચોપાઇનો.॥

બોલ્યા વૈશમ પાયે વચન, સુણ પરિ ક્ષિત કેરા તન; થયો અર-

જુન તૈયાર, કીધો ધનુશ તણો ટંકાર, ॥૧॥ તેનો શબ્દ ગયો ત્રીલોક,સ્વર્ગ મ્રત્યુ પાતાળ એથોક; શબ્દ સાંભળ્યો કપીયે કાન, લાગ્યું સ્વર્ગ જવામાં ધ્યાન. ॥૨॥ રામ નામ દેઇને ઉછળીયા, સ્વર્ગદ્વારે થઇ ગયા બળીયા; બેઠા અરજુનજીની ધજાય, જોઇ અસુર વિસ્મે થાય. ॥ ૩ ॥ આતો રામ તણો યોધ આવ્યો, ઇંદ્રનો સુત પરાક્રમી કહાવ્યો; જેમ થનારૂં હશે તેમ થાશે,બેમાંથી એક હારીને જાશે. ॥૪॥ કહી તુટી પડયા છે અસુર, જોર કરવા માંડયું ભરપુર; રાતા તાતા થઇને પોકારે, ઘણાં પ્રકારે આયુધ મારે. ॥૫॥ લીધાં અર્જુને કરમાં બાણ, વાળવા માંડયું છે હથરાણ;બાણ અસુર લોકને વાગે, પણ માયાવી તેથી ન લાગે. ॥ ૬ ॥ એવે એકને ભોંકયુંરે તીર, તેને નીકળ્યું જરા રૂધીર; છાંટો પ્રથવી પડયો મન મોડ, પ્રગટયા પાપી ચઉદ ક્રોડ. ॥૭॥ ચૌદ હજારના ચૌદ ક્રોડ થયા, અરજુન ઉપર ધશીને ગયા;આયુધ વ્રષ્ટી કરી અપાર, જાણે વરશી મેઘની ધાર. ॥૮॥ એવે લવશે માર્યું એક બાણ, કર્યો અરજુનનો રથ ભંગાણ;કપીને કુન્તી તન પડયા ધર્ણ,અરજુને જાણ્યું આવીયું મર્ણ. ॥ ૯ ॥ એવી રીતે મન એનું ડરે, ઇંદ્રિનો સુત પાછો પગ ધરે; જેમ જેમ પોતે પાછો ખસે, તેમ તેમ દૈત્યો ઉપર ધસે. ॥ ૧૦ ॥ અરજુનજીયે વીચાર્યું તે ઠામ,શીવનું બાણ આવશે શા કામ;આ વેળા હું બચાવું પ્રાણ,એવું સમજી કાહાડયું એ બાણ.॥૧૧॥ પસુપતાકા લીધું જોર કરિ, ધનુશ ઉપર દિધું ધરી;પછી ફેંકયું કરીને રીસ, સરવે અસુરનાં છેદયાં શિશ. ॥ ૧૨ ॥ રહ્યો નહિ કોઇ અસુર આકાર, થયો સ્વરગમાં જયજયકાર;હરખ્યો સંઘળો દેવનો સાથ,અરજુને છોડયા ઇંદ્રિના હાથ. ॥૧૩॥ ઇંદ્રરાજા તવ વધો વચન, સાબાશ તુજને છે મુજ તન;નીર્ભય કીધા સ્વર્ગના સુર,તેથી ઉલટ આવી અતી ઉર ॥ ૧૪ ॥ વાજતે ગાજતે પાછા વળ્યા, અરજુનને લેઇ ભાવન પળ્યા; અરજુન લાગ્યો ઇંદ્રાણીને પાય, તમ પ્રતાપે જીત્યો હું માય, ॥ ૧૫ ॥ ઇંદ્રાણીએ કર મુકયો શીશ, હસીને દીધિ બહુ આસીશ, બેઠો અરજુન માતાની પાસ, સર્વ દેવોની મટી ઉદાસ. ॥૧૬॥ દેવ ભેગા થઇ સભામાં ગયા,ઇંદ્ર સહીત સહુ ભેગારે થયા,હળી મળીને બેઠા સહુ દેવ, અરજુનજીને વખાણે એવ. ॥ ૧૭ ॥ વળણ. ॥ અરજુનને વીખ્યાતતા,દેવ કરે વીચાર; વ્યાસ વલ્લભ વાણી વદે,સાંભળજોસહુસાર.

# કડવું ૫૨ મું ॥ રાગ સવૈયો. ॥

વૈશમપાયન એણિપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારિ તુજને સંભળાવું, વન પરવ મહીમાય, ॥૧॥ ઇંદ્રની પ્રત્યે દેવ બોલ્યા, અરજુન રત્ન છે કેવો; એ પુરૂશ પ્રથવીમાં ન શોભે, સ્વરગમાં શોભે તેવો. ॥૨॥ માટે તમ સુતને સમજાવી, રાખો સ્વર્ગ સુદન; અમર પાઇ અમ્મર કરો, ઓરે ઇંદ્ર રાજન. ॥ ૩ ॥ તવ ઇંદ્રે અરજુન તેડાવ્યો, કહ્યું સભામાં એમ; બેટા તારે ભુમી ન જાવું, દેવો તણો એ પ્રેમ ॥૪॥ એવું સાંભળી અરજુન બોલ્યો, સાંભળો મારિ વાત; તમારા સહુની નજર બગાડિ, આજ્ઞા આપો તાત. ॥૫॥ હવે મારે આંહી રહેવું નથી, વ્હેમ પડયો મને ભારિ; દેવ થઇને પારકી પુંજી, પચાવવાની ધારી. ॥ ૬ ॥ માટે હમણાં ને હમણાં જાવું, ઓરે મારા તાત; ઇંદ્ર કહે મોકલીશ સવારે, અહી રહે આજનીરાત. ॥૭॥ અરજુન કહેવારૂ પીતાજી, કહીને ઉઠી ગયો, એકાન્ત સ્થળ પોતાતણું છે, ત્યાં જઇને સુઇ રહયો ॥૮॥ સભામાં સરવ દેવતા લોકે, એમ કર્યો વિચાર; આપણો રોકયો નથી રહેવાનો, રોકી શકે કોઇ નાર. ॥૯॥ નારિથિ મોહ સહુજનપામે, બ્રહ્મા વિષ્ણુ માહાદેવ; તો અરજુન છે મનુશજાતી, શું મોહ પામે ન એવ. ॥ ૧૦॥ માટે મોકલો અપછરાને, જે ઉપજાવે કામ; એવો એને બાંધ લેવો કે, પ્રથવીનું ન લે નામ. ॥૧૧॥ તવ ઇંદ્રેઅપછરા બોલાવી, રૂપવંત આવિ બે નાર;સભામાં ઉભી સુંદર ખુબી, ઇંદ્રને નમસ્કાર. ॥ ૧૨॥ એટલે બોલ્યા ઇંદ્ર રાજા, દેવોને રીઝવ્યા નાચી; પણ મ્હારા અરજુનને રિઝવો તો, તમારી ક્રીયા સાચી. ॥ ૧૩ ॥ ચાહ તો એનિ નારિ થાજો, લજયા મુકો તમામ; પણ અરજુનને એવો કરો કે, નાલે ભુમીનું નામ ॥૧૪॥ અપછરા કહે ઓરે મ્હારાજા, સકળ ક્રીયા કરીયે; પ્રથવિનું નામ દેયે ભુલાવી, ચાહ તો એમને વરીયે. ॥ ૧૫ ॥ તવ સહુ દેવો પ્રસન થયા, કરિ બેને આજ્ઞાય;અરજુનજી જ્યાં એકલો સુતો, ત્યાં આગળ એ જાય. ॥૧૬॥ સાદડી સુતેલો સુત સતીનો, તેણે દીઠી નારિ; જોઇએ પ્રેમદા શું કરે છે, જાગતો રહયો વિચારિ. ॥ ૧૭॥ અપછરાયે નૃત્ય આરંભ્યો, અરજુનને રૂડું લાગે;અરજુનજીનીઆગળ ફરતી, ધમધમ ઘુઘરૂ વાગે.॥૧૮॥ નારી રૂપાળિ અવાજ વાળિ, અરજુન રિઝયો અપાર;મધુરેમોઢે હશવા લાગ્યો, પણ નહી મન વિકાર ॥૧૯॥

એ૫છરાયે મન વિચાર્યું, ક્રીયા કીધી એતી;પડયો પડયોહસ્યા કરેપણ, બેઠો થાતો નથી.॥૨૦॥ ખરેખરો મોહ લાગ્યા વિના,એ બેઠો નહી થાય; વસ્ત્ર કાઢીને અળગાં મુકયાં, નગ્નસ્વરૂપ કરી કાય. ॥ ૨૧ ॥ તવ અરજુને નીચું ધાલ્યું, પડયો અપછરાને પાય;વસ્ત્રજ પેહેરો વસ્ત્રજ પેહેરો ઓરે મારી માય. ॥ ૨૨ ॥ એટલે અપછરા સરમાણી, વસ્ત્રજ તેમણે ધરીયાં;અરજુન ઉપર ક્રોધ કરીને, બન્ને જણાં ઓચરીયાં. ॥ ૨૩ ॥ ઈંદ્રના નંદન મુરખ સરીખો, નરમાં ગણાયો કેવો;આટલું થયે મોહન લાગ્યો, છે તુ વ્યંડળ જેવો ॥ ૨૪॥ તે કરતાં પુરૂશ હોય તો શ્રાપ દેઉ છું આજે; સત્ય વચન ફળજો અમારૂ, જા તું વ્યંડળ થાજે ॥ ૨૫ ॥ અરજુન કહે ભલે માતાજી, કહી કરી વિદાય;ઈંદ્ર સભામાં આવી અપછરા, દેવોને લાગી પાય. ॥ ૨૬ ॥ સાંભળી લેજો સુર સભાના, મોહ ન પામ્યો એવ; નૃત્ય જોયો વણુ વિકારે, દેવ તણો એ દેવ. ॥ ૨૭ ॥ મ્હોટા મોટા મુનીવર ચળે, પણ વશ એનું મન; વસ્ત્ર વીના થઇ તવ કહ્યું એણે, મુખથી માતા વચન. ॥ ૨૮ ॥ એટલે અમો અતી લજવાણી, મીથ્યા કરાવી ભવાઇ; મન વશવાળો દેવોને જીતે, તેમાં તે શીન વાઇ. ॥૨૯॥ એમ કહી થઇ વિદાય ત્યાંથી, રૂજનિ વિતી જાય; અરજુન વ્હાણું વાહાયું ત્યારે. ગયો સભાનિ માંય. ॥ ૩૦ ॥ ઈંદ્રને જઇને ચરણે લાગ્યો, સરપાવ દિધો આપ; અપછરા આજ મોકલીને, દેવરાવ્યો ઠીક શ્રાપ. ॥ ૩૧ ॥ એવું સાંભળી ઈંદ્રરાયે, અપછરાયો બોલાવી; એટલે શ્રાપ દેનારિ બેઉ, ઇંદ્ર સભામાં આવી ॥૩૨॥ ઈંદ્રે કહ્યું કે ઓરે પાપણીયો,કેમ દીધો તમે શ્રાપ;અપછરા કહે નગ્ન થઇને, દરસાવ્યું અમે આપ ॥ ૩૩॥ આપ દરશાવી માપ ખોયું, શ્રાપ દીધો તે સારૂ; તમોને રીસ ચઢતી હોય તો, દીધેલો શ્રાપ નીવારૂ ॥ ૩૪॥ ઇંદ્રે કહ્યું કે શ્રાપ નીવારો,નહી તો તમપર ત્રાસ,અપછરા કહે વંઢળ રેહેજ, અરજુનજી બાર માસ. ॥૩૫ ॥ અરજુન કહે ખપ છે મ્હારે, છાના રહેવું એક વર્શ; આ શ્રાપ મ્હારે મન ગમતો છે, નથી શોક કે હર્શ. ॥૩૬॥ પછી પોતે કહ્યું પીતાને, તાતજી કષ્ટી કાપો;શ્રાપવ્યંઢળનો પાળવા સારૂ, વસ્ત્ર વ્યંઢળનાં આપો. ॥૩૭॥ ઈંદ્રે આપ્યો ચુદડી ચુડો, ચણીયો બાસટ હાથ; પછી અશ્વનો મંત્ર ભણાવ્યો, નર હરખ્યો મન સાથ. ॥૩૮॥ મડદા જેવા અશ્વ હોયે પણ, પવનવેગી થાય; એવો મંત્ર ભણાવ્યો એને, પછી દિધી વીદાય. ॥ ૩૯ ॥ મોકલ્યો વૈમાનમાં બેસાડી, ધરણ દ્વૈવીત વન; પાંડવ રહે છે તે ડુંગરથી, છેટે એક જોજન

॥ ૪૦ ॥ અરજુનને ઉતારી મુકી; સ્વર્ગ ગયું વૈમાન;પારથ ગયો ડુંગર ઉપર, કુન્તી તણો સંતાન. ॥ ૪૧ ॥ ચાર ભાઇને દ્રુપતીયે, ઉઠી દીધો આવકાર, હર્ખનાં આંસુ ધર્મને છુટયાં, પુછયા સુખ સમાચાર. ॥૪૨॥ વળતું અરજુન એમ બોલ્યો, ઘણુંક વેઠયું વન;દ્વાદસ વરસ પુરાંથવા માં,બાકી કેટલાદન. ॥૪૩॥ એટલે પુછયું સહદેવજીને, પોતે ધરમ રાય; જોશી કહે મ્હારે હિસાબે,પરમ દીવસ પુરાં થાય. ॥૪૪॥ અઢી ત્રણ વરશે એક મહીનો,અધીક જુદો થાય;પણ તે દાહાડા કપાઇને નીકળે, માટે ન તે ગણાય. ॥ ૪૫ ॥ તેથી પરમ દહાડે થાશે, દ્વાદસ વરસ પુરાં; ગુપ્ત રૈહેવું હોય ત્યાં રહીં જઇએ, નથી દીવસ અધુરા. ॥ ૪૬ ॥ એટલે મુખ ઉતારી બોલ્યા, પોતે ધરમ રાય; રૂપાળી નારી વળી પાંચ પુત્રો, શીરીતે ગુપ્ત રેહેવાય.॥૪૭॥ એવી સોચના કરવા લાગ્યા, ઉદાસી મનમાં લાવ્યા; એવામાં દ્રોણિક ગોર પોતે, રથમાં બેશી આવ્યા. ॥ ૪૮ ॥ ગોર છે દ્રુપતીના તાત કેરા, ખબર લેવા આવે; તેથી તે દાડે પણ આવ્યા, ધર્મને મન વાત ભાવે.॥૪૯॥ ઉઠી યુધીષ્ટીરે આવકાર દીધો, ગોરમાહારાજાઆવો; તમારાં ભાંણેજા તમારી પુત્રી, તમારે ત્યાં લઇ જાઓ. ॥૫૦॥ દ્વાદસ માસ અમારે જાવું છે, છાના રેહેવા કાજ; સાથે શી રીતે પાલવીયે, ઓરે ગોર માહારાજ. ॥ ૫૧ ॥ દ્રોણીક કહે તેડી જાશું, તવ બોલી દ્રુપતી; ઓ કંથજી મને કયાં મોકલો છો, હુ તો જવાની નથી.॥ ૫૨ ॥ જ્યાં તમે ત્યાં હું આવવાની, ઓરે મ્હારા નાથ; ધર્મ કહે કામનીજે, બાળક કેમ રહે સાથ. ॥૫૩ ॥ તે કરતાં આવવું હોય તારે, તો ગોરને દે તંન; નાહાનાં છોકરાં સચવાશે નહી, જેયે પર ભોવન. ॥ ૫૪ ॥ દ્રુપતી કહે તેમ કરૂં છું,કહીને લીધાં પાંચ બાળ, રૂદે ચાંપી રડવા લાગી, પધારો પુત્ર મોસાળ. ॥ ૫૫ ॥ વળણ; ॥ મોસાળ પધારો બેટડા; દુઃખનો વળીયો દાટ,કહે વલ્લભ એ દ્રુપતી રડતી રૂદીયા ફાટ.

---

## કડવું ૫૩ મું રાગ બાવલીયો.

મોસાળે પધારો રેરેરે હો, બાળક મારાં બાળુંવારે.॥ ટેક॥ બોલ્યા બોલ્યા વૈશમપાય વચન, સાંભળ સાંભળ પરીક્ષત રાયના તન, દ્રુપતીને આંસુ વહે છે લોચન. મોસાળે. ॥ ૧ ॥ દીકરા દુખીયાં માબાપોને

પેટ આવ્યાં,કેવું તમે કઠોરૂં કરમ લાવ્યા,અમે તમને નથી પેહેરાવ્યાં ઓઢાવ્યાં.મોસાળે;॥૨॥ બેટા વનમાં જનમીને જોયું નથીકાંઇ, તડકા ટાઢચો વેઠી છે અરણ્યની માંઇ, શીદને જનમ્યાં દુખી માબાપોને હાંઇ. મોસાળે. ॥ ૩ ॥ દીકરા દીઠો નહી દુનીયાનો વેહેવાર, સગે વ્હાલે રમાડયા નથી લગાર,ખોઇચું પારણું પામ્યા નથી આ કુમાર,મોસાળે૰ ॥૪॥ ભુમી પડી મોટાં થયાં છો આબાળ, ગોદડી ગાભા નથી મળેલા કે કાળ, સાદડીઓમાં છોલ્યાં છે શરીર રસાળ. મોસાળે૰ ॥૫॥ નથી મળ્યાં વેળા વેળાયે સારૂં ખાવા, નથી મળ્યાં ઉષ્ણજળથી તમેન્હાવા, નથી મળી જનમતાં ગળથુતી પાવા. મોસાળે.॥૬॥ નથી દીઠું માબાપનું જરાસુખ, અવતરીને દીઠું છે દારૂણ દુખ, સારી વસ્તુલાવીને ઘાલી નથી મુખ. મોસાળે. ॥ ૭ ॥ હવે તમે જઇ ઉછરજો મોસાળ, સાચવી રેહેજો રખેને માંથે લેતા આળ, સાંખી રેહેજો મામા મામીની ગાળ. મોસાળે૰ ॥૮॥ થાજો ઠાવકા કરશોમાં ચેષ્ટાળી ચાળા, વેઠી રહેજો ક્ષુધા પીપાશા બાળા, સૌ દુખ સહન કરજોને રેહેજો ઓશીઆળા. મોસાળે૰ ॥ ૯ ॥ દુખીયા દીકરા સરવેના કીંકર રૂપ થાજો, જેવા જેવું કહે તેવા ગુણ ગાજો, ટાઢુંશીળું આપે તે ખુશી થઇ ખાજો. મોસાળે. ॥૧૦॥ સુમત કરી કાંઇ ન માગશો ખાવા, ન્ય હોયે પરઘેર લેવાના લ્હાવા, છો દુખીયા તે દૈવ ઉપર શા દાવા. મોસાળે ॥ ૧૧ ॥ જેનું તેનું કામકાજ કરજો જાત ભાગી,શીતઋતુમાં ઓઢજો ધાગા કે ધાગી, ઉષ્ણમાં લેશો માં મોજડીયો માગી. મોસાળે૰ ॥૧૨॥ દીકરા થયું ભવિષ્ય અમારૂં અનાડી,હસ્તે મોઢે મુને કેદાહાડે કેહેશો માડી, દીકરા દેવા પડે છે કાળજડું કાહાડી. મોસાળે. ॥૧૩॥ ઓરે પ્રભુ આથી તું દે મ્રત્યુ તો સાર, આપું દીકરા કઠોર કાળજું મ્હારૂં, અરે પ્રભુ છેકજ વળિયું અંધારૂં. મોસાળે ॥ ૧૪ ॥ વળણ॥ ટીટાડી જેમ ટળવળે,તેમ ટળવતી એહ; કહે વલ્લભ કંપે ઘણી,પંચાળીનીદેહ

## કડવું ૫૪ મું. રાગ સવૈયાનો

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણજનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું,વનપર્વ મહિમાય.॥૧॥ દ્રુપદીએ અતિ આક્રંદ કીધું, જાણ્યા પરમ કૃપાળ;દોડીને દ્રુપદી ક્નેથી, લેઇ લીધાં બાળ. ॥૨॥ ક-

થમાં બેશી રસ્તે ચાલ્યા,ગોર થયા બિદાય; દ્રુપદી સમજાવવા લાગ્યા, પોતે ધરમ રાય. ॥ ૩ ॥ કોનાં છોકરાં કોની માતા, કોનાં છે ઘરબાર; જ્ઞાનવંતી થઈ કેમ ભુલે છે, મીથ્યા આ સંસાર. ॥૪॥ તેને તું પોતાનુ માને, તે તારૂ અજ્ઞાન; તે કરતાં કાલે ભેગાં થાશે, છે જીવતાં સંતાન. ॥ ૫ ॥ એમ અતી ઉપદેશ કીધો, વળાવ્યું તેનું મન; એવે બે દિન વીત્યા પછી, ધર્મ વધા વચન.॥૬॥ કહો ભાઇ સહદેવ કાલ સવારે, ગુપ્ત રેહેવું ઘટે; નહિ તો છત્રપતી પકડેતો, વન જાવું જોઇએ વટે. ॥૭ ॥ માટે કયાં જાશું કયાં સુખી થાશું, જોશી જોશ બતાવો; સહદેવ કહે સાયંકાળે, અહિંથી ઊપડીજાઓ.॥૮॥ પુર્વદિશાયે પરવરવું તે, રૂજની રટણુ કરવું; જે ઠેકાણે વાહાય વાહાણું, તે ઠેકાણે ઠરવું.॥૯॥ એટલે બોલ્યા ધર્મરાજા; રટણુ રાતે નવ થાય; ભીમભાઇ ઉચકીને લેઇ ચાલે, તો મન ધાર્યું જવાય.॥૧૦॥ તવ વ્રકોદર બોલીયો છે, રાખો રૂહિયે ધીર; તૈયાર થાવો પાંચે જણા ને તેડી જવાનો વિર. ॥ ૧૧॥ તવ ધરમે આજ્ઞા દીધી, દ્રુપતી સતીને એમ;સુર્યને અક્ષેપાત્ર આપો, જેમ લીધું છે તેમ. ॥ ૧૨ ॥ કંથતણિ આજ્ઞા લઈને, રવીનું સમરણ કીધુ; એટલે આવ્યા દીનમણી, પાત્રજ આપી દીધું. ॥૧૩॥ એવે દીનમણી મેર બેઠો, વ્રકોદર કટી બાંધે; ધરમને ને અરજુનજીને, ઉંચકી લીધા ખાંધે. ॥૧૪॥ સહદેવ નિકુળ કેહેડે લીધા, બળવંતો નર આંધિ; માનુની મુસ્તક ધર નહી તે, સતીને જંગાયે બાંધિ. ॥ ૧૫ ॥ પાંચેને ઉચકી પરવતપરથી, વાયુસુત ઉતરિયો, વિષ્ણુ સ્થળને ચરણે લાગી પુર્વદીશા સંચરીયો. ॥૧૬॥ ચાલે ઉતાવળો અરણ્ય વિશે, મન ભય નહિ લગાર; વાયુ વેગે સંચરે છે, કુન્તિ તણો કુમાર. ॥૧૭॥ આખી રૂજની રટણુ કીધું, પોણુબસેં ગાઉ જાય. એવેબોલતાં શ્વાન સુણ્યાં તેવે વાહાણું વહાય.॥૧૮॥ એટલે બોલ્યા સહદેવ જોશી, ભીમભાઈ ઉતારો; વૈરાટનગર નજીક આવ્યું, એ સ્થળ રેહેવું ધારો.॥૧૯॥ તવ પાંચેને ભીમે ઉતાર્યાં, બેઠા બંધુને નાર; ધર્મ કહે સાથે ન શોભે, આપણાં આ હથીઆર. ॥ ૨૦ ॥ અરજુનજી કહે ભિમવિરા, ઉઠો ઉભા થૈયે; સૌના હથીઆર સાથે લાવો, એકાંત મુકી દૈયે. ॥ ૨૧ ॥ ભિમે પોતાની ગદા લીધી, ત્રણ ભાઇનાં હથીઆર; અરજુન પોતાના લેઇને ચાલ્યો. ગયા બે કુન્તિ કુમાર. ॥ ૨૨ ॥ મશાણમાં એક વ્રક્ષ સમડાનું તેપર મુકયાં આયુધ; અરજુને નાગ મંત્રભણીને, નાગ મગટ કર્યો

શુદ્ધ ॥૨૩॥ તિક્ષક નાગ પ્રગટ થયો તે, વિશવંતો બહુ બળીયો; ગદા ધનુશ બાણુનાભાથા, તેને વિટાઇ વળિયો. ॥૨૪॥ ફણા માંડીને નાગ બેઠો,અરજુન વદ્યો વચન;બાર મહીના આયુદ્ધ મ્હારાં, સાચવજે શુભ મન. ॥૨૫॥ જો એમાંથી આયુદ્ધ જાશે, તો બાળુ તુજ કુળ; આપવાં અમે બે આવીએ ત્યારે, ધરજે વાતનું મુળ. ॥ ૨૬ ॥ એમ એને સોંપીને ચાલ્યા. ભાઇઓ પાસેજાય; એટલે શકિતનું સમરણ કીધું, પોતે ધરમ રાય. ॥ ૨૭ ॥ તવ મહામાયા સનમુખ આવી, કહ્યું કે કષ્ટ કાપું; માગીલે માગવું હોય તે તું, જે માગે તે આપું. ॥ ૨૮॥ ધર્મ કહે જગત જનુની, જુઠું ન બોલવું મારે;સાચું કહું પણ કોઇ મુને,ધર્મરાય ન ધારે. ॥ ૨૯ ॥ દ્વાદસ માસનું વરદાન આપો,તવ સુખ વ્રતી હોય. હું કહુ કે હું ધર્મ રાજા, પણ સત્ય માને ન કોય. ॥૩૦॥ એટલું વરદાન આપો મુને, ઓરે મારી માય; જગદંબા કહે તથાસ્તુ છે, કહી થયાં વીદાય ॥ ૩૧ ॥ ધરમ રાજા બંધુની પાસે, જઇ માંડી કહી વાત; જગદંબાનું વ્રદાન મુને, મળી ગયું સાક્ષાત. ॥ ૩૨ ॥ હવે માહારે ચીંતા નથી, જયાં ફાવે ત્યાં જાવું. અસત્ય નવ બોલું તોહે પણ, ધર્મ નહી ઓળખાવું. ॥ ૩૩ ॥ વળણ. વરકોદર તવ બોલીયો, અસત્ય નહી વદો વાત; હાની હીન જુઠ બોલવે, શું પાતક ઓ ભ્રાત. ॥

## કડવું. ૫૫ રાગ ચોપાઇ.

બોલ્યા વૈશમ પાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; ભીમે ધર્મ પ્રત્યે કહી વાણી, પ્રષ્ણ રૂપ તે લીધું જાણી. ॥ ૧ ॥ તેથી બોલ્યા યુધીષ્ટર એમ, ભાઇ આમ તું બોલે કેમ; જુઠુ બોલ્યાનો છે દોશ, પુછો શેદેવ જોશીને જોગ. ॥ ૨ ॥ તવ વરકોદર કહે જોશી, પુછતામાં ન થાશો રોશી; કહે છે ધર્મ તે ભાસે કેવું, મને ભાસ્યુ ભયાનક જેવું. ॥૩॥ કોને હાની કરવા સારૂ, જુઠુ બોલે તે પાતક ધારૂ; અથવા હાની સંભવ હોય, તેવું બોલવું તે પાપ જોય. ॥ ૪ ॥ એમ બે પક્ષની સુણી વાણી, બોલ્યા શેદેવ ઉલટ આણી; હાની કરવા ને જે જુઠ બોલે, તે તો પાતક સમુદ્ર તોલે. ॥ ૫ ॥ હાની થવાનો સંભવ હોય, જાણ્યા છતાં વદે જુઠ કોય; તેને પાતક કાંઇક ઓછું, હાની કરે તે કરતાં છોછું ॥ ૬ ॥ આતો વીવેકના વીચાર, તેતો સમજવા સારો ધાર; પછી ધર્મ કહે ઓ વીર; તમો ઘણા છો જ્ઞાન ગંભીર. ॥ ૭ ॥ માટે પ્રષ્ણ પુછુ

છું તમને, તેનો ઉત્તર આપો અમને; આવી દ્રુપતી નારી સાથ, એના પાંચ બંધુ છીયેનાથ ॥ ૮ ॥ એને કહ્યું તું પીહર જાવો. તમો અમ સંગે નવ આવો; તોહે હઠ કરી પુંઠળ આવી, પતિનું વેણ મનમાં ન લાવી, ॥ ૯ ॥ એતે નારીનો કેવો ધર્મ, તેનો સમજાવો મુજને મર્મ; નાથનું વેણ નાંખે ઉથાપી, તેને જાણવી કેવી પાપી. ॥ ૧૦ ॥ એને સતી કેહેવી કેવી રીતે, તમો ઉત્તર દો પ્રભુ પ્રીતે; તવ શેદેવજી વદે વાણી, વીરા સાંભળો ઉલટ આણી. ॥ ૧૧ ॥ ભાઇ નારી જાતી નામ એક, પણ તેના કહ્યુ વીવેક; નારી જાતીમાં ત્રૈણ પ્રકાર, તેનો સમજી લેજો શુભ સાર. ॥૧૨॥ એક શંખણી બીજી શામા, ત્રીજી સતી જાણો સુખ ધામા; તવ ધર્મ કહે એ ભ્રાત, હું તો સમજ્યો નહી તે વાત. ॥ ૧૩ ॥ શંખણી શામા ને સતી, તેની કેવી કેવી હોય મતી; કેવું કાર્યને કેવી કૃતી, મારૂ સાંભળવા મન અતી. ॥ ૧૪ ॥ કેવા લક્ષણે શંખેણી નારી, તેની કથા કહો વિસ્તારી; કેવી શંખણીની હોય વાણી, તેના શરીરની શી એંધાણી. ॥ ૧૫ ॥ તમે જોશી છો ત્રીકાળ જ્ઞાની, તમારૂ કહ્યું લઉં સત્ય માની; નહી વિદ્વાન જ્ઞાનીની તોલે, મોહોટા મુનેશ્વર એમ બોલે. ॥ ૧૬ ॥ વિદ્યાવંત લખેલુ ભાખે, તેતો જોનારો ત્રણ આંખે; જ્ઞાની અનંત લોચનવાળો.ન્યાય વિવેકમાં રૂપાળો. ॥૧૭॥ ભણ્યું ભાંખે તે પોપટ જ્ઞાન, તેને ભલે કહો વિદ્વાન; પણ વિદ્વાન તે નહી જ્ઞાની, મનુ ભગવાને તે વાત માની. ॥ ૧૮ ॥ માટે જ્ઞાની સમો નહી કોય, જ્ઞાનીનું વેણ નીસ્ચે હોય; તેથી મુને કહો એ વાત, પ્રષ્ણ પ્રેમે પુછયું મુજ ભ્રાત. ॥ ૧૯ ॥ પેહેલી શંખણીની કહો રીતી, તેની કેવા સદાચે સ્થીતી; તની કેવી વાણી ગુણ ક્રીયો, મુને જ્ઞાનથી ઉત્તર દીયો. ॥ ૨૦ ॥ વળણ. ॥ ઉત્તરદોને જ્ઞાનેથી, મુજ શંકા ટળી જાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, સ્રવણ કરો સ્રોતાય.

## કડવું. ૫૬ રાગ રમણીક દોહાનો.

વૈશંમ પાયે એણી પેર બોલ્યા, સુણુજન મેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, પુરણ જ્ઞાન કથાય. ॥ ૧ ॥ ધર્મ રાજાના પુછવાથી, શેદેવ ઉતર દે છે; અર્જુને નીકુળ ભીમ પંચાળી, દ્રઢ મને સાંભળી લે છે. ॥ ૨ ॥ સેદેવજી કહે સાંભળો સરવે, જ્ઞાન જ્ઞાનીના ગટમાં;તે જ્ઞાન ન નીકળે શાબ્દોમાં, નીકળે વિવેક વટમાં. ॥ ૩ ॥ ન્યાયમાં ભાસે

લાગે ખુલાસે, મન બુદ્ધી ચીત્ત ઠરે; સાંભળતાં સાંભળનારાનો, જીવાત્મા કબુલ કરે. ॥ ૪ ॥ તેનુ નામ તે જ્ઞાનની વાણી, ઓરે મ્હારા વીર; એમ કહીને કેહેવા લાગ્યા, શેદેવ ગુણ ગંભીર. ॥ ૫ ॥ સંખણીના કહુ ગુણને લક્ષણ, વળી શંખણીની વાણી, શંખણીના સ્વભાવ કહુછું, તેથી લેશો જાણી. ॥ ૬ ॥ સંખણી નારી હઠીલી આડી, વઢવાનું બહુ જોર; આંખ કપરી જગમાં જબરી, બોલનારી કઠોર. ॥૭॥ પીયેરમાં ભોજાઇને બાજે, વાંધા સર્વના પાડે; સ્રીયોનું જ્યાં વૃંદ મળે ત્યાં, ન પંગી વાત કાહાડે ॥ ૮ ॥ સાસરીમાં સંતાપે સાસુને, સ્વામીને સપડાવે; ઘાંટા કાઢે ને છણકા કરે, ધાર્યું કરે મન ફાવે. ॥ ૯ ॥ કંથને કહે અમે અમારી, દેહનું સારતક કરશું; હાજરી અમારી તમે ન લેશો, સંત સાધુમાં ફરશું. ॥ ૧૦ ॥ એમ કહીને ભક્તાણી થાવા, કેહેડમાં કોથળી ઘાલે;ચંદનને વળી તીલક કરે,કરમાં માળા ઝાલે.॥૧૧॥ જાય સ્વામીજીની શેવામાં, બ્રહ્મચારીમાં ભટકે; હસે બોલે આનંદ કરે, પરણ્યો પતી ઘેર લટકે; ॥ ૧૨ ॥ પરણ્યો પતી જાય ઉદ્યોગે, હંમેશ ને અભ્યાસે; તવ દુધ સાકર ઉકાળી લૈ, સંચરે સાધુની પાસે. ॥ ૧૩ ॥ માલ મશાલે તેને પોસે, સહ્યન કરે બોલ ટુંકો; પરણ્યા પતીને લુખો પાખો, મુકે રોટલો સુકો. ॥ ૧૪ ॥ પરણ્યા પતીનેચરણે અડતાં, મનથી કાળજુ કાંપે; સન્યાશી બ્રહ્મચારી સંત સાધુ, તેના ચરણ ચાંપે. ॥ ૧૫ ॥ પરણ્યા પતીને બે ભુજ જોડી,નમે નહી કો દીશ; વગર સ્વામીએ સ્વામીજી કહીને, મુકે ચરણમાં શીશ. ॥ ૧૬ ॥ મ્હોકણ ત્યાં શી મંડાતી હશે, તે જાણે જુગ ધીસ; જગમાં કહે હું ભગતાણી, લ્હેર કરે હરનીશ. ॥ ૧૭ ॥ પંચી કરણનો અભ્યાસ કરે, દૃઢ કરે મન એવું, દેહનાં કરમ દેહ કરે તેમાં, આત્માને પાતક કેવું.॥૧૮॥ દેહ નહી માહારો હું તો નહી દેહ, પંચ ભુતનું આ સ્થુળ; ભુતોમાં ભુત મળે અનાદી, આત્માને અનકુળ. ॥ ૧૯ ॥ એવું સમજી કરે ફાવે તે, વળી ધારે ગ્રંથમાંથી; પરણ્યો સ્વાંમી સંસારી સગો, સ્વામીજી સ્વર્ગના સાથી. ॥૨૦ ॥ એવું કહી પર નરને શેવે, કંથને કળકળી બોલે; ઓ વીરા એવી સુંદરીને, સમજો શંખણી તોલે. ॥ ૨૧ ॥ આ લક્ષણ સહુ સંખણી કેરાં, જગત જાણે ભક્તાણી; પતી મુકી પર નરને શેવે, શેમાં એ વાત લખાણી. ॥ ૨૨॥ હવે લક્ષણ શામા કેરાં, સાંભળો શાખી ચીત, સતી નહી તેમ શંખણી નહી, મધ્યમમાં તે નીત્ય ॥૨૩॥

તેની વાણી તેનાં લક્ષણ, જ્ઞાનથી કહુ કથાય; પેપટીયા વિદ્વાન લોકો, વીદ્યાથી મુમત સાહાય. ॥૨૪॥ ગવળણ. ॥ સ્હાય મુમત વિદ્યા થકી, વાંચી બોલે બોલ; વલ્લભ વદે કોઇ વાકયનો, કરે ન મનમાં તોલ.

## કડવું ૫૭ મું. રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણી પેર બોલ્યા, સુણુ જનમેજે રાય, વિસ્તારી તુજને સંભળાવું, પ્રશ્નોત્તર કથાય, ॥ ૧ ॥ વાક્ય તણો તોલ કરે નહિને, બોલેલો પાછો ન વળે, હઠ યોગના એ જાણવા પ્રાણી, ભાવાર્થોને નવ કળે. ॥ ૨ ॥ પણ જ્ઞાન વડે ગમ પાડુ છું, શામા તણી કાડું કથા; સાંભળીને શીખામણ ના લે, તેનું સાંભળ્યું વ્યથા, ॥ ૪ ॥ શામા સ્વામીની ધાક રાખે, બોલે ન પતીના સામી; સાસુને સાધારણ બોલ આપે, પુંઠે મુકે બદલામી. ॥ ૪ ॥ સાસરીયાંથી છાના અવગુણ, બોલે ન ચઢે મુખ; શું કરીએ બાઇ ઘર માંડવું તે, જેમ તેમ વેઠવું દુખ. ॥ ૫ ॥ દુઃખ વેઠીશું તો સુખ થાશે, કાં વહેવો અવતાર; એક જનમનું સગપણ છે તે, વેઠી લેવું નીરધાર ॥ ૬ ॥ એમ બબડે પણ સામા ન બોલે મનમા બળતી રહેઃ સાસરીયાંનું કે સ્વામીનું, દુખ દીધેલું સહે. ॥૭॥ સાસરીયાં જો રાખે નહી તોપુરે પીહયેરમાં વાસ;પણ પુંઠેલુકું નવતાકે; મનમા રાખે ત્રાસ, ॥૮॥ આઘેથી જોઇને થાય રાજી. સુખી દેખી રહે સુખી; દુખમાં બેલી થવા નવ જાયે, પણ મનમાં રહે દુખી. ॥ ૯ ॥ સાસરી પીયેરની મરયાદા, તેને ન દે લાંછનઃ ભગવત સમરણ ઘરમાં કરે, રાખે મતી પાવન. ॥ ૧૦ ॥ મધ્યમ મતિ જે રાખે તે, સ્વામી કેરી શામા; સંસારમાં સરસેથી રહે તે, વીવેક વાળી વામા. ॥ ૧૧ ॥ હવે લક્ષણ કહુ સતીનાં, સાંભળો મારા વીર; પોતે પરણ્યા પતીથી, અળગી ન રહે લગીર. ॥૧૨॥ પ્રભાતે ઉઠી પાય પડેને, નીરખે નાથનું મુખ; પોતાના પતીનું દુખ દેખીને, દસ ઘણુ ધરે દુખ. ॥ ૧૩ ॥ હળી મળીને હસ્તે મોઢે, કાહાડે દીવસ રેહેણિ; નમ્ર નેત્રે નીરખે સામુ, નીરમળ નિકળે કેહેણી ॥૧૪॥ પતીનેમનહોય ઉદાસી,તો તેનેશાન્ત પમાડે સ્નાન કરાવે વસ્ત્ર ધરાવે, સમીપ રહી જમાડે. ॥ ૧૫ ॥ હરેક વાતમાં હીમ્મત દેને, સયન સમે પાય ચાંપે; કંથનાં નેત્ર ક્રોધાતુર દેખે, તવ તાબેદારીમાં ટાંપે. ॥૧૬॥ વીવેકે વહિ શાંન્ત પાડે; આનંદ મન ઉપજાવે;

પરણ્યા પતીથી દુખ વેઠે દોહ્યું, દયા અતી મન લાવે. ॥૧૭॥ નભાવે નીરધનનો ગ્રસથા શ્રમ, અવર માને ન દેવ; એજ માલીક એજ રાજા; પરમેશ્વર પણ એવ. ॥ ૧૮ ॥ અવર ઈશ્વર નહી પોતાને, નહી કોઇ ધર્માચાર્ય; પતીનાં દર્શણ તેજ પ્રભુ શામ, નહી કો અવરનું કાર્ય. ॥ ૧૯ ॥ સ્વામીની છાયામાં સદાયે, વશવું વાસો ભોવનમાં; કંથ જઇ વનમાં વસે તો, વામાએ વસવું વનમાં. ॥ ૨૦ ॥ બ્રહ્મચારી સંન્યાશી ત્યાગી તેને ન પરછાંયો દેવો; આયેથી તેની તાણુવી લજ્યા, તો પરછાયો દેવો. ॥ ૨૧ ॥ ત્યાગીને મુખ બતાવવું નહી, ત્યાગીને ન દેવી ભીક્ષા; ત્યાગીને ભીખ દેવાથી થાયે, સીતા સતી સમ સીક્ષા. ॥ ૨૨ ॥ બીજી સીક્ષા થઇ મંદાને, ત્યાગ વેશે છળી હરીએ; બોધ કરી વિસ્વાસ પાડયો, તે વાત મનમાં ધરીયે, ॥ ૨૩ ॥ ત્યાગી વેશે અરજુનજીએ, કીધુ સુભદ્રા હરણ,નારીનું મુખડું દેખીને, ચળે અંતકરણ. ॥ ૨૪ ॥ તે દોશ લાગે તારૂણીને, રોમ રોમ નરકે જાય, ત્યાગીનું મન ચળીત કરે, તેને સતી ન કેવાય. ॥ ૨૫ ॥ ત્યાગી તણુ મન ભ્રમણ કરાવે, તે રંડા મહા પાપી; સતીએ મુખ દેખાડવું નહી, ત્યાગીને તો કદાપી. ॥ ૨૬ ॥ સતીયે શેવવા નહી ત્યાગીને,પરછાંયો નવ દેવો;તેમ ત્યાગીની વાણી ન સુણવી, તો છાયો કેમ લેવો. ॥ ૨૭ ॥ સેદેવજીએ ધર્મ પ્રત્યે, સમજાવ્યો ન્યાય વિવેક; ઓરે યુધીષ્ટર યાદ રાખો, ન્યાયવાળાનો નેક. ॥૨૮॥ વળી કળયુગમાં સ્વામીને મુકી, સ્વામીજી પાસે જાશે;રોમ રોમ નરકે પડવાની નારી, સગાં મુંઠે પસ્તાશે. ॥ ૨૯ ॥ સર્વ યુગમાં સતી નારીનો, ધર્મ પતી શેવવાનો; જયાં સ્વામી ત્યાં સતી સાથે, સદા શેવા કરવાનો. ॥ ૨૦ ॥ જેમ શરીરને છાંયા સાથે, તેમ નારીએ રેહેવું; સુખ દે કે દુઃખ દે તે, સુંદરીએ સદા સ્હેવું. ॥૩૧ ॥ અરધંગના છે નામ નારીનું, પુરૂષનું અડધુ અંગ; તે માટે સતી નારીએ, તજવો ન સ્વામીનો સંગ. ॥ ૩૨ ॥ તે વણુ સતી પણું બતાવે, ભસ્મ લે લાટે ચોળી; ભગતાણી થઇ ફરે ત્યાગીમાં, તે કુળ નાંખે બોળી. ॥ ૩૩ ॥ સતિનો તો સત્ય ધરમ છે, સ્વામીની કરવી શેવા; પરણ્યો પતિ તેજ સ્વામી, અવર સ્વામીજી કેવા. ॥ ૩૪॥ સીધાન્ત સાચો સતી તણો એ, સાંભળો ધરમ વીર; ધર્મ કહે મ્હારી ધ્યાનમાં બેઠી, વારતા શુણુ ગંભીર. ॥૩૫॥ એટલે અરજુનજી એમ બોલ્યા, ઓરે શેદેવ જ્ઞાનિ; ત્રૈણ કાળનું જ્ઞાન છે તમને, સત્ય લેઉ વેણ માની. ॥ ૩૬ ॥ માટે તમને પ્રષ્ણ પુછુછું, એટ-

લો સંદેહ ટાળો; ટુંકામાં ટુંકુ બતાવો, આડો આંકજ વાળો૦ ॥ ૩૭ ॥ બીજુ ત્રીજુ પુછતા નથી, વ્યવહારનો નવેડો; ન્યાય નીતીને રીતી કેરો, કદી ન આવે છેડો. ॥ ૩૮ ॥ માટે તે તો પુછતો નથી, પુછુ છું પ્રશ્ન સમુદો; જગત નીયંતા જે પરમેશ્વર, તે ભેળો કે જુદો. ॥ ૩૯ ॥ ભેળો કે જુદો હશે તે, નીયંતા પરમેશ; એટલો ઉત્તર દો ટુંકામાં, શંકા રહે નહી લેશ. ॥ ૪૦ ॥ શેદેવ કહે સુણો વીરા, પરમેશ્વર છે જુદો, પોતાને પરમેશ્વર માને, તે નર્ક કુળ સમુદો. ॥ ૪૧ ॥ એવે સુર્યના કીર્ણ ફુટયા,સાંભળને તું રાય; વન પર્વ પુરણ થયું તારી, ઉતરી બ્રહ્મ હત્યાય. ॥ ૪૨ ॥ એવું કેહેતામાં શામ પડદા, સ્વેત સ્વરૂપે થાય; કાળા તલ ધોળા થયાને, સ્વેત થઈ શામ ગાય. ॥ ૪૩ ॥ પરીક્ષત સુતે વિધી પ્રમાણે, વિપ્રોને દીધું દાન;ગૌ દાન કન્યા દાન દીધાં, જનોઇ વિપ્ર સંતાન. ॥ ૪૪ ॥ ભરીપુરી બ્રહ્મપુરીઓ આપી, કરાવ્યાં બ્રહ્મ ભોજન; ત્રીજી હત્યા ઉતરી એની, સાંભળો સ્રોતા જન. ॥ ૪૫ ॥ વળણ. ॥ સ્રોતાજન સહુ સાંભળો, કથા કહી કર-જોડ; વલ્લભ વદે સહુ બોલજો, જે જે શ્રી રણછોડ.




બુકસેલર મોતીલાલ મગનલાલ.
બુકસેલર લલુભાઇ અમુલખદાસ.

# વૈરાટ પર્વ.

## કડવું ૧ રાગ સાખીનો.

વૈશમ પાયન બોલીયા તું, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પરવ મહીમાય ॥ ૧ ॥ વાહાણું વાયું ને કીર્ણ ફુટયાં સુર્ય તણાં જે વાર; ચાર ભાઇને દ્રુપદી પ્રત્યે, ધરમે કર્યો ઉચ્ચાર. ॥ ૨॥ રાજાને ત્યાં વાસ પુરીશું, પણ મુજને ચીંતાય; સરવેને શી રીતે સંઘરશે, ગરિબ વૈરાટ રાય. ॥ ૩ ॥ તેમ છતાં સરવે સમાશે, પણ વ્રકોદરનો વેમ; ઘણું બોલવું ને ઘણું ખાવું, પરઘેર સમાય કેમ. ॥ ૪ ॥ એવું સાંભળી ભીમ ઉઠયો, પરાક્રમી પ્રાણી કાહાડ્યો, વ્રક્ષ તણું એક થડ પાડીને, કોતરી કડછો બનાવ્યો. ॥ ૫ ॥ બોહોતેર મણનો બોજ તેમાં, લઇ આવી પડયો પાય; પછી બોલ્યો ધર્મ પ્રત્યે, સુણો યુધીષ્ટર રાય. ॥ ૬ ॥ વૈરાટ રાયને ઘેર રહીશું, કટી કશી બાંધશું; એની સકળ સેન્યા સારૂ, રાંધણું ત્યાં રાંધીશું ॥ ૭ ॥ ઘણા માણસ મળીને રાંધે, તે બહુ બીગાડ થાય; એકજ હાથે બીગાડ ઓછો, માટે રાખશે રાય ॥ ૮ ॥ માટે રહીશું ખાવા ખાઇશું, રાજાનું મન ઠરે; વળી બીચારો ભઠીઆરો તે, કદિ ભુખે નવ મરે ॥૯॥ માટે મારી ચિંત્તા ન ધરશો, કરશું રસોઇનું કામ; હવેથી ભીમસેન ન કહેશો, વિર વાલવો મુજ નામ. ॥ ૧૦ ॥ધર્મ કહે સાબાશ વિરા, ટળી ગયો મુજ વેમ; બત્રીશ લક્ષણા અરજુન વીરા, તમે કરશો કેમ ॥ ૧૧ ॥ તવ અરજુને ઉભો થઇને, ઘણિયો પેહેરિ લીધો; ઇંદ્રની આપેલી ચુદડી ઓઢી, ચુડો ધારણ કીધો ॥ ૧૨ ॥ ઉદોભવાની કહીને ઉભો, ધરી વ્યંઢળ વેશ; જુઓ બંધુ ઘાટ કેવો, કોઇન ઓળખે લેશ. ॥ ૧૩ ॥ ગામના છોકરાં ભણાવીશું, કરશું ગુરૂ પદ કામ; અરજુનજી મુજને નવ કહેશો, વ્યંઢળ મેહેતા નામ ॥ ૧૪ ॥ ધર્મ કહે મનડું માન્યું, પુરણ પ્રગટયો પ્રેમ; સહદેવ જોશી ન થાશો રોશી, તમે કરશો કેમ. ॥ ૧૫ ॥ સહદેવ કહે વીરા મ્હારા, સાંભળો વાતનો પાયો. વૈરાટરાયને ઘેર રહિશું, ચારશું એની ગાયો. ॥ ૧૬ ॥ ધરમ કહે ધ્યાન ન બેસે, ગાયો ચારે સહુ કોય; વૈરાટને ઘેર ગાયો હશે તો, ગોવાળશું નહીં હોય. ॥ ૧૭ ॥ સહદેવ કહે વિરા મા-

રી, પાશે એક વિદ્યાય, ટંકે શેર દુધ દેતી હોયે તો બશેર દેતી થાય. ॥ ૧૮ ॥ તેથી રાજા રાખશે મુને, કરશું ગૌ રક્ષા કામ; સેહદેવજી કોઇ નવ કહેશો, પંછીજી મુજ નામ. ॥ ૧૯ ॥ ધર્મ કહે વારૂ વીરા, રેહેજો ખુશાળ ખેમ; ઓ વરણાગીયા નીકુળ વીરા, તમે કરશો કેમ. ॥ ૨૦ ॥ પેહેરી ઓઢીને ફરતા ફરવું, તે ન ફાવે પરઘેર; એટલે નીકુળ વદ્યા વાણી, સાંભળો મારી પેર. ॥ ૨૧ ॥ ભણાવશુ રાજાના ઘોડા, મુજ કને વિદ્યાય; પચાસનું ટટવું ભણાવું, તે પાંચસેંનું થાય. ॥ ૨૨ ॥ માટે મુજને રાખશે રાજા, ઘોડારનું કામ કરશું, મન ગમતે અશ્વે બેસીને. બાગ બગીચા ફરશું. ॥ ૨૩ ॥ અમારે મન ગમતું થાશે, કરશું અશ્વનું કામ; નીકુળજી મને કોઇ ન કેહેશો; બાહાદુરજી મ્હારૂં નામ. ॥ ૨૪ ॥ ધર્મ કહે વારૂ વીરા, તુજપર પ્રગટાયો પ્રેમ; ઓ પંચાળી બહુ રૂપાળી, તમે કરશો કેમ. ॥ ૨૫ ॥ દ્રુપદી કહે કંથ મારા, રેહેશું નગ્રમાં વાશી, રાણીની શેવા કરીશું. થાશું એની દાસી. ॥ ૨૬ ॥ જ્ઞાન મારગ ઉપદેશ કરીશું, માટે રાખશે મને; વાળે વાળે પરોવવાં મોતી, તે વિદ્યા મુજ કને, ॥ ૨૭ ॥ મુઠી ભરી મોતી મુખમાં ભરૂં, કેશની લટ મુખ લેઉં, વગર જોયે જીભ્યા વતી, મોતી પરોવી દેઉં ॥ ૨૮ ॥ એ ક્રીયા જોઇ રાખશે મુને, નહિં રહું નીરાશી, દ્રુપદી, કોઇ કેહેશો નહીંને કેહેજો સયંદ્રી દાશી ॥ ૨૯ ॥ ધરમ કહે મુજ મન માન્યું. ઓરે દ્રુપદની તન; એટલે બોલ્યો ધર્મ પ્રત્યે, વ્રકોદર વચન ॥ ૩૦ ॥ સરવેનું તો પડયું ઠેકાણું, સમાશે જેમ તેમ; ચાર ચાર ચાકર જોઇએ તમારે; તમે સમાશો કેમ. ॥ ૩૧ ॥ ધર્મ કહે મારી ચિંત્તા ન કરશો, ખાઈ પી રહીશું ખુશી; રાજયગાદીના ગુરૂ બનીશું, નામ કેહેજો કીંક રૂષી ॥ ૩૨ ॥ રાજા અમારી ચાકરી કરશે, ચીંતા ન ધરશો મન; પછી સરવે ભાઇઓ પ્રત્યે, ભીમ બોલ્યો વચન ॥ ૩૩ ॥ આપણે સરવે એવું કહેવું, પાન્ડવ નીકળ્યા વન; અમે શેવક એમના ઘરના, રેહેતાતા કુન્તી ભોવન. ॥ ૩૪ ॥ પાંડવ સાથે નીકળ્યા અમો, દાસત્વ કરવા પુરૂં; કેહેવું કે આ કીંક રૂશી, પાંડવની ગાદીના ગુરૂ ॥ ૩૫ ॥ હું કહીશ કે ભીમનો ભીલ્લુ. ભીમ સાથે બાથ દેતા; અરજુનજી તમે એવું કેહેજો, પાંન્ડવ ઘરના મેહેતા. ॥ ૩૬ ॥ સહદેવ કહે પાંડવ ઘરનો, ગાયો તણો ગોવાળ; નીકુળ કેહેજો ઇંદ્રપ્રસ્તમાં, અશ્વ તણો રખવાળ. ॥ ૩૭ ॥ સતી તુ એમ કહેજે, હું દ્રુપતિની દાસી; પાંન્ડવ સાથે અમે સરત્રે થયાં

હતાં વન વાસી, ॥ ૩૮ ॥ પાંડવ સૌને સુતા મુકીને, ગયા છાનો વાસ કરવા, અમે સઉ તમારે ત્યાં આવ્યાં, એક વરસ પેટ ભરવા. ॥ ૪૦ ॥ સરવે રાખવિ એક બોલી, જણાવવી સુભ જાત, હવે સાંભળ દ્રુપતી સતી, તુને કહું એક વાત. ॥ ૪૧ ॥ તું જાય વૈરાટની સભામાં. બેઠો હશે ત્યાં ભુપ; તુને રાખે તવ તારે કેહેવું, જે રાય મુજમાં રૂપ. ॥ ૪૨ ॥ માટે મુજ પર કોઇ પ્રાણી, કુદ્રષ્ટી કદી કરશે; તો તે પ્રાણી નહીં જીવવાનો, વગર મ્હોતે મરશે. ॥ ૪૩ ॥ મારે માંથે પાંચ ગાંધર્વો છે, તે બહુ કરશે કેર; કુદ્રષ્ટીએ જોનારાને, મારી નાંખશે ઠેર. ॥ ૪૪ ॥ પાળ એવી બાંધજે પેહેલેથી; કોણ કુદ્રષ્ટે જોનારો; કદાપી કો કુદ્રષ્ટ કરે, તો હું ગાંન્ધર્વ તારો ॥ ૪૫ ॥ દ્રુપદી કહે વારૂ સ્વામીજી, એમ કહિ પડી પાય; ભીમ કહે કે એકે એકે, થાઓ હવે વીદાય. ॥ ૪૬ ॥ મ્હોટા ભાઇ તમે પધારો, ઓરે યુધીષ્ટીર રાજા હવે તો વાહાણું વાયું છે. ઉઘડેલા દરવાજા. ॥ ૪૭ ॥ વળણ ॥ દરવાજા ઉઘડયા હશે, માટે પધારો ભ્રાત; કહે વલ્લભ તવ ચાલીયા, સમરી દીનાનાથ ॥



## કડવું ૨ રાગ સોહયણીનો. દોહરો.

વૈશમપાયન એણીપરે બોલ્યા, સુણ જમમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, વઇરાટ પર્વ મહીમાય. ॥ ૧ ॥ સુત સતીના અતી સત્યવાળા, સમરે અસરણા સરણ; ધરમે ઉઘડતે દરવાજે, નગ્રમાં મુકયો ચરણ. ॥ ૨ ॥ તવ ગામમાંથી રોગ દોગ નાઠા, વીપ્રીત વ્યાધી જાય; અકાળ મ્રત્યુનાં મડદાં પડેલાં, લેતો બેઠાં થાય ॥ ૩ ॥ ઝડપથી જમકીંકર નાઠા, નાઠાં અધરમ પાપ; કુબૂદ્ધી બધા નગ્રની નાઠી, ધર્મ ચરણ પ્રતાપ ॥ ૪ ॥ મનૂશ માત્રનાં મનડાં ફરીયાં, ચોરે મુકયું ચોર કર્મ; ગુણકાએ ગુણકાપણું મુકયું. સૌને વહાલો શુભ ધર્મ. ॥ ૫ ॥ એ રીતે ફરી સર્વની મ્રતી, જેને તે લાગે પાય; વઇરાટ રાયને ઘેર આવ્યા, પોતે ધરમરાય ॥ ૬ ॥ વઇરાટે તેજસ્વી દીઠા, દોડતો આવ્યો બાહાર; પધારો કહીને આસન આપ્યું, કીધો નમસ્કાર ॥ ૭ ॥ કહો મહારાજા કયાંથીપધાર્યા, કોણછો તે કહો મરમ; તવ યુધીશ્ટર એમ બોલ્યા હૂંતો રાજા ધરમ ॥ ૮ ॥ પાન્ડવની ગાદીયે બેસનારો, સદા રેહેનારો ખુશી; તુજ ઘેર આવ્યોછું પેટ ભરવા, નામ હાલમાં કીંક

રૂશી ॥ ૯ ॥ દ્વાદશ માસ રેહેવું તુંજ ધામે; જો તારો પ્રેમ; તવ શકતીના વરદાન વડે, વઇરાટ સમજ્યો એમ ॥ ૧૦ ॥ ગાદીના ગુરૂ હશે પાન્ડવના, ધરમરાજા જેવા; આ પુરૂશ મારે ઘેર કયાંથી, રાખીને કરૂં સેવા ॥ ૧૧ ॥ એમ ધારીને વઇરાટ બોલ્યો; આ તમારૂં ભોવન, ઘર ગામ રાજ પાટ સઘળું તમારૂં, મુને કરો પાવન. ॥ ૧૨ ॥ વળી તમારી આજ્ઞા પાળું, ઓરે મારા નાથ; ધરમ કહે ચાલ્ય સભામાં કહીને લીધો સાથ. ॥ ૧૨ ॥ બેઉ જણા ગયા સભામાં, વઇરાટને સત્યવાદી; ધર્મને સારૂ સ્થાપન કીધી, રાજ્ય ગુરૂની ગાદી ॥ ૧૪ ॥ તે પર બેઠા ધર્મરાજા, વાર થઇ ઘડી ચાર; એટલે ભીમે કહ્યું અરજુનને મેહેતાજી થાઓ તૈયાર ॥ ૧૫ ॥ એટલે અરજુન ઉઠી ચાલ્યો; નગ્ર વિશે જ્યાં ધસે; તવ વ્યંઢળનું રૂપ દેખીને, નગ્ર તણા લોક હસે. ॥ ૧૬ ॥ ટોળે ટોળાં જોવા મળીયાં, વંઢળનું રૂપ ભાળે; છોકરાં કેડે તાળીયો પાડે, રેણું ધણી ઉછાળે ॥ ૧૭ ॥ કેડે કરે સરવે કીકીઆરી, અરજુન ચાલ્યો જાય; ઉદો ભવાની કહીને પેઠો, રાજ્ય સભાની માંય. ॥ ૧૮ ॥ ધર્મને નમસ્કાર કીધો, વૈરાટને જુહાર; એટલે વૈરાટ રાજાએ પુછયું, કોણ કયાંના રેહેનાર. ॥ ૧૯ ॥ અરજુન કહે ઇંદ્રપ્રસ્તના, પાંડવ પાસે રહેતા, અભીમન્યુને હું ભણાવનારો, નામ છે વ્યંઢળ મેહેતો. ॥ ૨૦ ॥ બાણ વિદ્યા હું જાણું છું સારી, ભણાવું તારો તન; પાંડવ સાથે અમે નિકળ્યા, દ્વાદસ વરસ વન. ॥ ૨૧ ॥ આ કીંકરૂશી જોડે હતા ત્યાં ગાદીના ગુરૂ માહારાજ; અમને સુતા મુકી ગયા પાંડવ, છાના રેહેવાને આજ. ॥ ૨૨ ॥ રૂશી માહારાજા અહીં પધાર્યા, હું પણ આવ્યો આંય; નિશાળ કરી બાળ ભણાવું, તારા નગ્રનિ માંય. ॥ ૨૩ ॥ બાર મહિના ઉદર ભરવું, ગામમાં નીશાળ થાપી, વૈરાટ કહે વિદ્યાશાળા, તમોને રેવા આપી. ॥ ૨૪ ॥ મોટાના ધરના મુજ ઘેર કયાંથી, કહિ કર્યો વીદાય, અરજુને નિશાળમાં વાસ પુર્યો, એવે બે ઘડી થાય. ॥ ૨૫ ॥ ભીમ કહે કે સહદેવ જોશી, હવે પધારો તમો; સરવેના ગયા પછી ત્યાં, છેવટે આવશું અમો. ॥ ૨૬ ॥ એટલે ઉઠયા સહદેવ જોશી; વનકુળથી કટી બાંધે; એકજ હાથમાં ટીપણું ઝાલ્યું જેષ્ટીકા લીધી ખાંધે, ॥ ૨૭ ॥ ગામ વિશે ગયા, રાજ્ય સભામાં, ધર્મને નમસ્કાર; પછી વૈરાટની સામું જોઇ, પોતે કર્યો જુહાર. ॥ ૨૮ ॥ સહદેવજીને પુછવા લાગ્યો, જે વૈરાટ ભુપાળ; તેનો ઉત્તર જોશીયે દીધો, પાંન્ડવના ગોવાળ ॥ ૨૯ ॥ હું છું સહદેવજીનો

સનેહી, ચારતો એમની ગાય; ટંકે શેર દુધ દેતી હોયતે, બે શેર દેતી થાય. ॥ ૩૦ ॥ એવી વિદ્યા છે મુજ પાસ, જોતિશનો અભ્યાસ; તમ ઘેર રહી ગાયો ચારૂં, પેટ ભરૂં બાર માસ. ॥ ૩૧ ॥ ગાયો ચાર્યા વ-ણ નહી કરૂ બીજું, પંછીજી મ્હારૂં નામ; વૈરાટે શોંપી ગૌશાળા, જાઓ કરો એજ કામ. ॥ ૩૨ ॥ શહદેવજી ગૌશાળામાં ગયા; બે ઘડી થઇ વાર; ભીમસેને મોકલ્યા નીકુળને, નગ્ર વિશે નિરધાર ॥ ૩૩ ॥ નીકુળજી જઇ ઉભા સભામાં, કહી હકીકત તે ઠામ; હુંતો ઘોડા ભ-ણાવિ જાણુંછું, બાહાદુરજી મારૂં નામ. ॥ ૩૪ ॥ તવ વૈરાટે હય શાળા સોંપી, જઈ રહ્યા નિકુળ શાર; એટલે ભીમે આજ્ઞા આપી, હવે જા દ્રુપદી નાર. ॥ ૩૫ ॥ દાંતે છેડો ઘાલીને ચાલી, ગઇ સભા-ની માંય; વૈરાટને જુહાર કીધો, ધર્મને લાગી પાય. ॥ ૩૬ ॥ વૈરાટ રાયે હાથ જોડયા, ધન ભાગ્ય મ્હારૂં હોણ; જગદંબા જોગણી જેવી, બોલ બાઈ તું કોણ. ॥ ૩૭ ॥ દ્રુપદી કહે ઓરે રાજા, હાલ હતી વન વાશી; સયંદ્રી છે નામ મ્હારૂં, દ્રુપતિ સતિનિ દાસી. ॥ ૩૮ ॥ તેતો ગયાં છાનાં રહેવાને, માટે હું અહીં આવી; વળી દીઠા કીંક રૂશીને, રેવાનિ ઊલટ લાવી. ॥ ૩૯ ॥ બાર મહીના પેટ ભરવું છે, જો હોય રાખ્યાની પ્રીતી; રાણિને ઉપદેશ કરિને, શીખવું શેવા નીતિ ॥ ૪૦ ॥ વૈરાટ રાજા એમ બોલ્યો, સોપ્યું તને ઘરબાર; દ્રુપતી કહે વારતા બીજી, સાંભળો રાજ કુમાર ॥ ૪૧ ॥ મ્હારા શરિરનું રૂપ ઘણું છે, કામીને કરે કેર; મારા સામી કુદ્રષ્ટી કરશે, તો તે મરશે ઠેર. ॥ ૪૨ ॥ મારે માથે પાંચ ગાંધર્વ છે, તેમાંનો કોઇ એક મારે; તે તમને પેહેલું કહુંછું, વૈરાટ બોલ્યો ત્યારે. ॥ ૪૩ ॥ તુંતો મારી બેહેન ધર્મની, કોણ કુદ્રષ્ટી જોશે; તે કરતાં જોશે તે મરશે, તેમાં મારે શું રોશે. ॥ ૪૪ ॥ એટલે વૈરાટ રાયનો સાળો, જેષ્ટ કૈચો પ્રધાન; સો ભાઈની છે સું-દીર જોડી, એક માના સંતાન. ॥ ૪૫ ॥ સહુથી મોટો પ્રધાન થયે-લો, કુદ્રષ્ટીનો તેહ; દ્રુપતીના સામું જોઈ રહ્યા છે, વીકારવંતો એહ ॥ ૪૬ ॥ તેણે સાંભળી સતીનિ બીના મનમાં વિચાર્યું એમ; શેના ગાંધર્વ શું મારતાતા, મીથ્યા ઘાલે છે વેમ. ॥ ૪૭ ॥ ઠીક છે કયા જાશે આવેલી, એવિ કુબુદ્ધી થઇ, વૈરાટ રાયે મોકલી તે, દ્રુપતી ઘરમાં ગઈ. ॥ ૪૮ ॥ વૈરાટ રાયની રાણી સુદરષ્ણા, દ્રુપતીને પડી પાય; પધારો બાઇ તમારે પુન્યે, શુભ મતી મુજ થાય. ॥ ૪૯ ॥ એમ કહી માન્ય દેઈ બેસાડી, આ બધું તમારૂં ધામ; હીંચોળાખાટે હીંચ્યા કરો, કરવું નહી કાંઇ કામ.

॥ ૫૦ ॥ એ રીતે શુભ સતિ સમાણી, એવે થઇ ઘડી ચાર; છેવટ ઉઠયો સુત વાયુનો, જાવા થયો તૈયાર, ॥ ૫૧ ॥ કટી બાંધે કડછો ખાંધે. લેઇને ચાલ્યો સુબો; દરવાજાની લગ ભગ આવિ, વિચાર કરવા ઉભો. ॥ ૫૨ ॥ પેહેલ વેહેલો પેસું ગામ વીશે, હું રહું કુશળ ખેમ; ખંડણિ ભરનારા રાજાનિ, કમાનમાં પેસું કેમ. ॥ ૫૩ ॥ વળણ. ॥ કેમ પેસું કમાનમાં એમ કર્યો વિચાર; કહે વલ્લભ કોટ, કુદવા થઈ ગયો તૈયાર. ॥



## કડવું ૩ રાગ સાખીની ચાલ.

વૈશમ પાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહિમાય. ॥ ૧ ॥ વાલવાજીએ અળગા રહીને, દડબડ મુકી દોટ; છલંગ મારિ ઉછળ્યો તે, કુદિ પડયો કોટ. ॥ ૨ ॥ આભ પડે એમ અવની પડાયો, ધરણ ધ્રુજી માઠી; પાણીનિ ભરનાર પાણીઆરીયો તે, બેડાં ફોડીને નાઠી. ॥ ૩ ॥ આખા ગામમાં બુમ ચાલી, સૌનો વાંકો દિન કહાવ્યો; ખાંધ ઉપર છે કડછો મોટો, કડછા દૈત્ય આવ્યો. ॥ ૪ ॥ હવે ગામનું આવી બન્યું, બહુ લોકના જીવ જાશે, સહુ પ્રાણીને ઝાલી ઝાલીને, કડછે ચઢાવિ ખાશે. ॥ ૫ ॥ એવો બહુ ચાલ્યો બોંબાટો, નાશે લોકનાં ટોળાં; વ્રકોદર ગમ્મત કરવાને, દેખાડે દાંતને ડોળા. ॥ ૬ ॥ તેમ તેમ સરવે ત્રાશેને નાસે, બોંબાટ ઠામો ઠામ; ભીમે જાણ્યું કે ગામ શું જાણે, કરવું મ્હારૂં નામ ॥ ૭ ॥ એમ જાણી બજારમાં ચાલ્યો, ધાણિ ચણા સેવો ભાળે; તેના ખોબે ખોબા ભરિને, મારગમાં ઉછાળે. ॥૮॥ કોણજ એના સામું બોલે, કોણ જઈ કર ઝાલે, મીઠાઈની દુકાન દેખે ત્યાં; મીઠાઇમાં મુખ ઘાલે. ॥ ૯॥ ભાવે તે ચાવે મઝા ઉડાવે, બહુ કીકીઆટો થયો; પછી પોતે ઘુમતો ઘુમતો, રાજ્ય સભામાં ગયો, ॥ ૧૦ ॥ ખંભ ઠોકી કે ધમ ધમી સભા, ધ્રુજ્યો વૈરાટ રાય; વાયુનંદન યુધીષ્ટરને, પ્રેમે લાગ્યો પાય. ॥ ૧૧ ॥ વૈરાટ કહે એ કીંકરૂશી, આ કોણ છે બળવાન ધર્મ કહે ભય નવ ધરતો, શુભ મતી રાજન, ॥ ૧૨ ॥ સરમાય શાને પુછ મન માને, બોલ્યો વૈરાટ રાય; કોણ તમે છો કયાંથી આવ્યા તવ ભીમ બોલ્યો ત્યાય. ॥ ૧૩ ॥ ઈંદ્રપ્રસ્તનો હું રેહેવાશી, રસોઈનો કરનારો. ભીમસેન કેરો ભીલ્લુ હું છું, શાખો ગામમાં મારો. ॥ ૧૪ ॥ દ્વાદસ મહીના તુજ ઘેર આવ્યો, ભરવા પાપી પેટ; સકળ સેન્યનુ રાંધણું રાંધું એકલો કરૂ વેઠ. ॥ ૧૫ ॥ વૈરાટ કહે ભલે પધાર્યા, કયાંથી

આવ્યા લાવા; ભીમ કહે તે તો ખરૂં પણ, કેટલું આપો ખાવા ॥ ૧૯ ॥ વૈરાટ કહે કેટલું ખાશો, મોઢે માગી લ્યોને; તમોને તો નહીં જવા દૌ; સુખરૂપે આંહી રેહોને. ॥ ૧૭ ॥ ભીમ કહે રાંધણું રાંધીશ પણ, નહીં કરૂં તારી પળશી; હંમેશાં મારે ખાવાને, અન જોઇએ સોળ કળશી. ॥ ૧૮ ॥ વૈરાટ રાજાએ પોંચો કરડયો. એ નહી મારી હામ; એ રીતે ખવરાવું તો તો, વેચું ઘરને ગામ, ॥ ૧૯ ॥ નથી મારૂં એટલું ગજું, માટે હું નહીં રાખું; ભીમ કહે રાખે નહીં તો, તુજને મારી નાંખું ॥ ૨૦ ॥ ધર્મ રાયે સાન બતાવી, શું ડોળા દેખાડી ખાય એવામાં પ્રભુજીને બોલ્યો, પોતે વૈરાટ રાય. ॥ ૨૧ ॥ ઓશીઆળ મારી તમે ન કરશો, કશી ન કરશો પળશી; હંમેશાં આપીશ ખાવાને, અન તમને બાર કળશી. ॥ ૨૨ ॥ રસોઇમાં જે કાષ્ટ બળે તે, લાવવાં તમારે શીર; વ્રકોદર કહે કબુલ મારે, શોશે નહીં જરીર. ॥ ૨૩ ॥ પણ રાજા ગભરાતો નહીં તું, ખુશીથી ખવરાવો અમને; તેનો બદલો બહુ વળવાનો, કોઈ વેળા ગુણ તમને. ॥ ૨૪ ॥ વૈરાટ કહે વારૂ વાલવાજી, કહીને રસોડું આપ્યું છયે જણા સમાણા ગામમાં, હેત અતિ મન વ્યાપ્યું, ॥ ૨૫ ॥ ધર્મ રાજા રહે રાજ સભામાં, બીજું નહીં ભોવન; એક વેળા વૈરાટને ધામે, કરી આવે ભોજન. ॥ ૨૬ ॥ રાજ્ય બધું પોતે ચલાવે શુભ કરે છે ન્યાય; નગ્ર તણા સરવે પ્રાણીને, આનંદ ઉર ન માય. ॥ ૨૭ ॥ અરજુનજી નિશાળ ભણાવે, ગામનાં છોકરાં આવે; ઓત્રા કુંવરી ઓતરા કુંવરને, વ્યંઢળ જઇ તેડી લાવે. ॥ ૨૮ ॥ વૈરાટનાં એ પુત્રને પુત્રી. તે પણ ભણે વિદ્યાય; રાત દહાડો નિશાળમાં રહે છે, ઇંદ્રનો અરજુનરાય ॥ ૨૯ ॥ સહદેવ રાજાની ગાયો લઇને, વન વગડામાં જાય; પીંપળા કેરૂં વ્રક્ષ ભલેરૂં, ગોડી ગુફા કરી ત્યાંય. ॥ ૩૦ ॥ તેની મહિ ઉતરીને બેસે, સહદેવ સતી સંતાન; આખો દીવસ બેઠા બેઠા, ધરે હરીનું ધ્યાન. ॥ ૩૧ ॥ સાંજ પડે તવ ગાયો લઈને, નગ્ર વિશે એ જાય; ગોવાળીઆ સહુ એમના વશમાં, પંછીજીના ગુણ ગાય. ॥ ૩૨ ॥ નીકુળજી વ્હાણામાં ઉઠે, લે મન ગમતો તોખાર; ઉપર બેસી બાગ બગીચે. ફરી આવે લગાર. ॥ ૩૩ ॥ એ રીતે એ સેહેલ કરે છે, પેહેર્યા ઓઢયાની મતી; સુદ્રષ્ણાની પાસે રેહે છે; સયંદ્રી દ્રુપતી. ॥ ૩૪ ॥ રાણીને રીતી શીખવાડે, કરવા સુંદીર શેવા; ઉપદેશ કરી શ્રદ્ધા બેસાડે, સમરાવે દેવાધી દેવા. ॥ ૩૫ ॥ વ્રકોદરે રસોડામાં, રાંધવાની રીત રાખી; પેહેલાંનાં હતાં ચુલા ચુલ્યો, તે સહુ પુરી નાંખી. ॥ ૩૬ ॥ મોટી મોટી બે

તમણું ખોદી, બનાવિ લાંબી ચારી; વચમાં છુટી જગો રાખી, થાય પોતાની પથારી. ॥ ૩૭ ॥ ચાર ક્ષોણી સૈન્ય વૈરાટનું છે, તેનું ખીચડું આવે; એટલે ભીમસેન લાંબી ચારીયે, સળગાવી પાત્ર ચઢાવે. ॥ ૩૮ ॥ વચમાં સોડો તાંણીને સુએ, પણ બધે સુરતા રાખે, પીમ્મળથી કાચું પાકું પરખી, પગવતે ઉતારી નાંખે. ॥ ૩૯ ॥ દસ વીસ દહાડે જાય વ ગડામાં, ઝાડ ઉપાડી લાવે; વીસ દીન રંધાય એટલા કાષ્ટો, એકજ ફેરે આવે. ॥ ૪૦ ॥ વળી રસોડામાં રાત્રિએ સુએ, નાસ્કોરાંનો વા જાય; તેથી તે છાપરાનાં નળીયાં, ઉચાં નીચાં થાય. ॥ ૪૧ ॥ જાણે ટકોરખાનું વાગ્યું, ઘણો ભયંકર ભુપ; વાલવાનું નામ સાંભળે કે, રડતા બાળક રહે ચુપ. ॥ ૪૨ ॥ એ રીતે પાંચ ભાઇને નારી, રહ્યાં છે સુખ રૂપે; ચાર મહીને હીસાબ ગણીયો, હસ્તીનાપુર ને ભુપ. ॥ ૪૩ ॥ વરસ ત્રણસેં સાઠ દીવસનું, પુરે પુરૂં ગણ્યું રાય; પુરૂશોતમ માસ જુદા ગણીયા; એમ કર્યો અન્યાય. ॥ ૪૪ ॥ શકુની મામાને વારતા કરી, આ પણ આળશે રહ્યા; કુંન્તી નંદનને વન ગયે, દ્વાદસવરસ થયાં. ॥ ૪૫ ॥ ગુપ્ત રેહેવા ગમે ત્યાં ગયા હસે, કર્યું હશે ફાવે તેમ; આપણે અતી ભુલ ખાધી, પત્તો લાગશે કેમ. ॥ ૪૬ ॥ મામો કહે ચીંતા નવ ધરતો, તું સહુનો સીર છત્ર; જ્યાં હશે પ્રથવી વિશે, લખો દેશ દેશ પત્ર. ॥ ૪૭ ॥ સૌ રાજાને એવું લખવું, જ્યાં જ્યાં પોતાની ધરતી; વસ્તી વગડો ડુંગર દરિયો. શોધ કરવિ ફરતી. ॥ ૪૮ ॥ પાન્ડવનો ખરો સોધ કરીને, અમ ને મોકલવું લખી; નહીતો દુરિયોધન થશે ક્રોધે, માટે કરજો નકી. ॥ ૪૯ ॥ તેમાં જો ફેર ફાર પડશે, તો રાજ છીંનવિ લેશું; વળી તેના કુટુંબ સાથે, ઘાણિયે ઘાલી દેશું. ॥ ૫૦ ॥ એ રીતે પત્રો લખીને મોકલો દેસો દેશ; એટલે ખરી ખબર કહાડી, લખશે સહુ નરેશ. ॥ ૫૧ ॥ દુરિયોધન કહે લખો ત્યારે, તે વણ નહી કામ થાય; ચોરાસી સહસ્ત્ર પત્ર લખાવ્યા, મામાયે સભા માંય. ॥ ૫૨ ॥ પછી દેશ દેશ પોહોચ્યા, ક્ષણુ ન લાગી વાર; સૌએ પોતપોતાની હદ સોધી, લખીયા સમાચાર. ॥ ૫૩ ॥ વૈરાટ નગર પત્ર આવ્યો, વંચાવ્યો, કીંક રૂશીને, પુછવા લાગ્યો, વૈરાટ રાજા. ગુણ ગંભીર રૂશીને. ॥ ૫૪ ॥ ઓ મહારાજા કેમ કરીશું પાન્ડવની કયાં પેર; તમે તો પાન્ડવના ઘરના, પાન્ડવ નહી મુજ ઘેર. ॥ ॥ ૫૫ ॥ તે માટે કેમ કરૂં મ્હારાજા, બોલ્યા ધર્મ રાય; તને સુજે તેવું કર તું; મુંને ન પુછીશ કાંય. ॥ ૫૬ ॥ વૈરાટ રાજાએ પત્ર લખીયો, જાણજો છત્રપતી; કુન્તી નંદન પાન્ડવો તે, અમારે ઘેર નથી ॥ ૫૭ ॥ એ રીતે

દેશ દેશાન્તરના, કાગળ પોહોચી ગયા; દુર્યોધન કહે જુઓ મામા, પાન્ડવ તે કયાં રહ્યા. ॥ ૫૭ ॥ વળણ ॥ વળતું મામા બોલીયો, ચિરંજીવ ધર તું રાય; વદે વલ્લભ મામે કહ્યું, કાહાડું એક ઉપાય.



## કડવું ૪ રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા વૈશમ પાયન વચન, સુણ જનમેજે રાજન; કહ્યું શકુની મામે એમ, જોવું પાન્ડવ ન જડે કેમ. ॥ ૧ ॥ એણે પાન મંગાવી લીધું, ભરી સભામાં બીડું કીધું; પછી તેડાવ્યા મલ લોક, આવી ભેળા થયા અથોક. ॥ ૨ ॥ કહ્યું મામાએ બીડું ખાય, સોધ પાંડવની લેવા જાય; કરે એટલું જે કોઇ કાજ તેને એક આની દેઉં રાજ, ॥ ૩ ॥ સહુ મલ્લે વિચારયું એમ, જાય તે નાવે કુશળ ખેમ; એવે જેમલ કબીરો જે હ, મલ્લ થઈ રહ્યો છે તેહ. ॥ ૪ ॥ ભીમે વાવ્યમાં નાંખ્યા જ્યારે, તેમાંથી તે ઉગરીયો ત્યારે; તે તો રહ્યો છે ત્યાં મલ્લ થઇ, એણે વિચાર્યું મન માંહી ॥ ૫ ॥ લાવ્ય સોધન મારે કરવુ, જ્યારે ત્યારે એકવાર મરવું;જો હું શોધ લઇને આવું, તો તો રાજ્યની લેહેર ઉડાવું ॥ ૬ ॥ શોધ કરતાં જો થાશે મરવું. તો તો જાશે દાસત્વ કરવું; એવું જાણીને બીડું લીધુ, એણે મુખમાં મુકી દીધું. ॥ ૭ ॥ તવ મામે સાબાશા દીધો, એને મોકલવા પેર કીધી; લીધું તાંબાનું પત્ર એક, તેમાં શકતાઇ લખી છેક. ॥ ૮ ॥ આતો છત્રપતિનો જોધ, લેવા આવ્યો પાંડવની શોધ; એને ખાવા પીવાની સાઇ. રાખજો ક્ષત્રી સહુ કોઇ. ॥ ૯ ॥ કરી દેજો પાંડવનો તપાસ, પોતાની હદમાં હોય વાસ, કદી પોતાની હદમાં ન હોય, તોતો કામ કરજો સહુ કોય ॥ ૧૦ ॥ સોનાનું એક પુતળું કરી, દેજો મલ્લને ઉલટ ધરી; સવામણ સુવર્ણનું થાય; એવું આપજો લાગીને પાય. ॥ ૧૧ ॥ એવું લખ્યું પત્રની માંય, મલ્લ તૈયાર થયો ત્યાંય, એતો બળવંતો છે આંધી, સોમણ લોહની સાંકળ બાંધી. ॥ ૧૨ ॥ કેહેડ બાંધીને ભાલો ઝાલ્યો, પત્ર કોટમાં બાંધીને ચાલ્યો, તવ રાય વદ્યો વચન, પુછ્યું મામાને દુર્યોધન. ॥ ૧૩ ॥ મામા પુતળું લેવા લખ્યું કેમ, તે તો ટાળો તમે મારો વેમ;બોલ્યો શકુની મામો વાણુ, તું તો સાંભળ ચતુર સુજાણ, ॥ ૧૪ ॥ જેને ત્યાં હશે પાંડવ પાંચ, પુતળું દેતાં ઘાલશે ધાંચ; આપવા દે પુતળું એહ, તવ ખોયું ક્ષત્રી પણું તેહ. ॥ ૧૫ ॥ માટે નહી આપવા દે કો કાળ, તેથી સમજી શું ભુપાળ; બોલ્યો દુરીયોધન ખુંખારી, મામા તુજ બુદ્ધિની

બલિહારી ॥ ૧૬ ॥ પછી મલ્લને આજ્ઞા દીધી, તવ જેમલે રટણ કીધી; મલ્લ પેહેલો ગયો અંક દેશ. બેઠો સભામાં જ્યાં નરેશ ॥ ૧૭ ॥ ડોકમાં પત્ર જેહ લખેલું, મલ્લે છાતી ઉપર રાખેલું; તેતો વાંચી જોયું અંકરાય, દીધો આવકાર સભાની માંય. ॥૧૮॥ દીધું ખાવાનું આનંદ ભેર, કીધી કનક પુતળાની પેર; સવામણનું પુતળું ઘડાવી, આપ્યું મલને ઉલટ લાવી. ॥ ૧૯ ॥ મલ્લ લેઈ ત્યાંથી સંચરીયો, વળી બીજે દેશ પરવરીયો; જેને તે રાજા વાંચે પત્ર, આપે સુવર્ણ પુતળું તત્ર. ॥ ૨૦ ॥ એમ પુતળાં લેતો જાય, એમ બોતેર ભેગાં થાય; બોહોતેર સવા નેવું મણ સોનું, લીધું બોહોતેર ક્ષત્રી લોકનું ॥ ૨૧ ॥ એવે દ્વારીકાં નગરી આવી, મલ્લ ગયો વિચાર લાવી; કૃષ્ણ બળદેવ એમના સગા, માટે કાંઈ કર્યા હોય દગા ॥ ૨૨ ॥ માટે અહીં કરૂં તપાસ, પછી જાવું બીજાની પાસ.॥ ૨૩ ॥ એવો મલ્લે કર્યો મનસુબો, જઇ જાદવ સભામાં ઉભો ॥૨૪॥ બેઠા બળદેવ જુમદાદાર,પત્ર વાંચ્યું સભામાં તે વાર; બોલ્યા બળદેવજી મુખ એમ; લખ્યો પત્ર તોયે આવ્યા કેમ ॥ ૨૫ ॥ નથી પાંડવ અમારે ઘેર, મોકલ્યો છે જુવાબ ભલી પેર, મલ્લ કહે આ લખાણ જોઇ, આપે છે પુતળું સહુ કોઈ. ॥ ૨૬ ॥ તેથી પુતળું તમે આપો, છત્રપતિનું વચન સ્થાપો; બોલ્યા બળદેવ સુણ મુંઢ મતિ. અમે ખંડણી ભરતા નથી ॥૨૭॥ એના તાબાના નહિ અમે, આપીયે નહીં કાંઇ કો સમે; માટે પુતળું મળવાનું નથી, મુંઢ મીથ્યા મરે છે મથી. ॥ ૨૮ ॥ તવ જેમલ મલ્લ બોલ્યો એમ, મુંઢ મુંઢ કહો છો કેમ; સોનું દેવાની હોય ન શુધ, તો તો મુજને આપો યુદ્ધ ॥ ૨૯ ॥ તવ બળદેવને ક્રોધ લાગે, નીચ કીંકર શું યુદ્ધ માગે; એનું છેદી નાંખુ શીશ, ત્યારે બોલ્યાં શ્રી જુગદિશ. ॥ ૩૦ ॥ ધરો શાન્તિ અંતઃકર્ણ, એનું ભીમ હાથે છે મર્ણ; માટે તમે ન મારશો દેર; કરો નાંખી દેવાની પેર. ॥ ૩૧ ॥ તવ હળધરે ખેલ લડાવ્યો, મલને હળની અણીયે ચડાવ્યો; બળ કરીને ફેંક્યો ગગન, પડયો વૈરાટ નગ્ર તે દિન ॥ ૩૨ ॥ પડયો ભાગોળે થઇ બેભાન, આવી બે ઘડીયે શુદ્ધ સાન; જાણ્યું બોલ્યો હોત વિશેશ, તો તો જીવતો ન રેહેત લેશ. ॥ ૩૩ ॥ હવે ગામમાં હું જાઉં, લેઇ સીધુ ને રાંધી ખાઉં; પછી પુતળું લઇ જાવું બીજે, એમ ઉઠયો જવા મનરીજે. ॥ ૩૪ ॥ વૈરાટ નગ્રની માંય, ગયો રાજ્ય સભાછે ત્યાય; ઉભો પત્ર ધરીને જ્યારે, વાંચ્યું વૈરાટ રાજાયે ત્યારે ॥ ૩૫ ॥ એવે સમે છજામાં દ્રુપદી, તેણે પણ વાંચ્યું શુભ મતી; જાણ્યું કે અમારી શોધ આવી, હવે તો મણ લે બચાવી.

॥ ૩૬ ॥ તેવું વાંચ્યું ધરમ રાય, તેથી ચીતમાં ચિંતા થાય; બેઠા છે કઇએ પ્રધાન, તેનું લાગ્યું દ્રુપદીમાં ધ્યાન ॥૩૭॥ એતો ખુખારી હોઠ બચકારે, સતી સામી આંખો મચકારે, એવે બોલીયો વૈરાટ રાય, કીંકરૂશીને લાગી પાય. ॥ ૩૮ ॥ આતો મલ્લને પુતળું દેવું, માટે રજા તમારી લેવું; બોલ્યા ધર્મરાય શુભ મતી, એને પુતળું દેવું નથી, ॥ ૩૯ ॥ ત્યારે વૈરાટ કહે મહારાજા, છત્રપતીની ટુટે ન માઝા; હુંતો એના તાબાનો પ્રાણી, મ્હારૂં ઘરબાર કરે ધુળ ધાણી. ॥૪૦॥ બોલ્યા ધરમ ભવીશ તારૂં, પાળવું પડશે વેણ મ્હારૂં; તવ બોલીયો વૈરાટ રાય, થાઓ જેમલ મલ્લ વીદાય ॥ ૪૧ ॥ અમે પુતળું દેવાના નથી ત્યારે મલ્લ ક્રોધે થયો અતી; બોલ્યો વિપ્રિત થઇ તુજ બુધ; કર્ય વૈરાટ મુજ સંગ યુધ. ॥ ૪૧ ॥ ત્યારે ધ્રુજ્યો વૈરાટ રાય, કહો મહારાજા કેમ હવે થાય; બોલ્યા ધર્મ તેતો તું જાણે, તવ રાજા ઉદાશી આણે. ॥ ૪૦ ॥ નથી કૈયાનું વાતમાં ધ્યાન, થયો દ્રુપદીમાં ગુલતાન; કર્યો દ્રુપદીયે વિચાર, રડયા દુષ્ટને ખવરાવું માર. ॥ ૪૩ ॥ એમ જાણી કૈયા સામું જોયું, કૈયે જાણ્યું હવે મન મ્હોયું; એતો હરખી ગયો મન સાથ, હસ્તે મોઢે મુછે ધર્યો હાથ. ॥ ૪૪ ॥ તવ કરી દ્રુપદીએ સાન, તમે મલ્લ જેવા મસ્તાન, ઊઠો મેઘની પેરે ગાજો, મન મુકીને એને બાઝો ॥ ૪૫ ॥ તવ કૈયાએ જાણ્યું એમ, થયો સયંદ્રીને પ્રેમ; મલને બાઝુતો ખુશી થાય, બરોબર મને વશ બની જાય. ॥ ૫૬ ॥

રાગ ઝડપનો દોહરો.

એવું સમજી કૈયાજીએ, વિપરીત કીધી બુધ; ગુલામ મલનું રાજા સાથે, શું માગે છે યુધ, ॥ ૧ ॥ તું તારા મનમાં શું સમજે, થાશે કાળો કેર; હમણા હું ઊભો થઇને, મારી નાંખું ઠેર. ॥ ૨ ॥ મલ્લ કહે કે તું, આવ ત્યારે, વઢીએ સભા માંય, તવ કૈયોજી ઉભો થયો, થનાર હોય તે થાય. ॥ ૩ ॥ મનમાં મલ્લનો ભય છે ભારે; હૈયું બહુ ચોળાય; ઉંચું નિચું દ્રુપદી સામું, પોતે જોતો જાય. ॥ ૪ ॥ પાછી સતીયે સાન કીધિ, છો સુરા સરદાર; મીથ્યા ચાળા કેમ માંડયા, શાને કરો છોવાર. ॥ ૫ ॥ એટલે પાછું તાન ભરાયું, ઉભો થઇને ગાજ્યો; બાંહ્યો ચઢાવી દ્રુપદી સામુ, જોઇ મલ્લને બાહાજ્યો ॥ ૬ ॥ તેવોજ મલ્લે મહા બળ કરી, બોચીમાંથી ઝાલ્યો; માંથા ઊપર ફેરવીને, તરત બગલમાં ઘાલ્યો ॥ ૭ ॥ બળ કરીને મલ્લે દબાવ્યો. ભાંગી ગયુ શરિર; ઓ બાપ કહીને ચીસ નાંખી, મોઢે વહ્યું રૂધીર ॥ ૮ ॥ એટલે વૈરાટ બુમ પાડી, વચન તમારૂં થાપું; મારા પ્રધાનને મુકી દો પુંતળું તમને આપું.

॥ ૯ ॥ એટલે મલ્લે નાંખ્યો સભામાં, પુરણ પડીયું દુઃખ દ્રુપદિએ સાન કરિને, મરડયું પોતાનું મુખ ॥ ૧૦ ॥ કૈચાચે તવ પડયા પડયા, દ્રુપદીને કરિ સાન; અરેરે હું ચોટ ચુકયો, માટે થયો હેરાન ॥ ૧૧ ॥ દ્રુપદી જતી રહિ ભોવનમાં, દુષ્ટને શીક્ષા કરાવિ; તોપણ દુરમતી કૈચાને સાન કાંઈ નવ આવી. ॥ ૧૨ ॥ વળણુ ॥ સાન વળી નહીં મુંઢને, પર પ્રેમદાશું પ્રીત; કહે વલ્લભ દુઃખદિલ નહીં, ચોટયું વીશયમાં ચીત. ॥



# કડવું ૫ રાગ સાખીનો.

વૈશમ પાયન એણીપેર બોલ્યા, સુણુ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહીમાય. ॥ ૧ ॥ દ્રુપદીનું ધ્યાન ધરતો પડયો છે, કૈચો સભાની માંય; વૈરાટે કહ્યું શેવકોને, કયાં સુધી રાખશો હાંય. ॥ ૨ ॥ ઉચકી કૈચાને લેઇ જાઓ; કૈચાજીને ઘેર; તવ ડોળી કરી ઉચકી ગયા, શેવક મહા બળ ભેર. ॥ ૩ ॥ ઘેર જઈ ખાટલે સુવાડયા સભામાં વૈરાટ રાય; મલ્લને કહ્યું સોનાની સવડ, નથી અમ ઘરમાંય ॥ ૪ ॥ માટે મોદીખાનેથી સીધું, લેઇને તમે જાઓ; એટલામાં સોનુ કરીચે ભેગું, તમો જઇ રાંધી ખાઓ. ॥ ૫ ॥ એટલે મલ્લે સીધુ લીધું, ગયો ગામની બાહાર; પોતે રસોઇ કરવા લાગ્યો, વૈરાટ કરે વિચાર. ॥ ૬ ॥ ઓ કીંકરૂશી થાઓ ખુશી, પુતળું આપવા દોને; કાં વડા સાથે વ્હેર કરાવો, કનક દેવા હા કોહોને. ॥ ૭ ॥ ધર્મ કહે સાંભળ રાજા, પુતળુ દેવાનું નથી; પોતે જાણ્યું જાય ક્ષત્રી પણું, લાગે લાન્છન અતી. ॥ ૮ ॥ એમ જાણીને ના કહે છે, પોતે ધર્મરાય; વૈરાટ કહે મલ યુદ્ધ માગે, તેનો શો ઉપાય. ॥ ૯ ॥ એકને મલ્લે ખાટલે નાંખ્યો, માહારૂં તો નહીં જોર; યુદ્ધ માગે તવ થાય કોણ સામો, આંટી એ છે અઘોર. ॥ ૧૦ ॥ ધર્મ કહે ધર તું શાંતિ, બતાવું એક ઉપાય; નિત્યાન વાહાલવો બેઠો બેઠો બાર કળશી અન ખાય. ॥ ૧૧ ॥ બોલાવ્ય એને ડરે છે શાને, મલ્લ સાથે યુધ કરશે; વૈરાટ કહે એનું શું ગજું, મલનો માર ખાઇ મરશે. ॥ ૧૨ ॥ ધર્મ કહે જોજે ઝપાટો, તવ વદયો વચન; શેવકને કહ્યું જઈ તેડી આવો, કહીચે તેડે રાજન. ॥ ૧૩ ॥ તવ તેડવા ચાર શેવક ચાલ્યા, ભીમને રસોડે જાય; કહયું કે ચાલો વાલવાજી, તેડાવે વૈરાટ રાય. ॥ ૧૪ ॥ એવું ભીમે સાંભળ્યુને, ક્રોધજ વ્યાપ્યો અતિ, તમે મુઆને રાજાચે મુઓ અમે આવતા નથી. ॥ ૧૫ ॥ એમ કહી કડછો ઉપાડયો,

તવ નાઠા છડીદારઃ રાજ સભામાં આવીને ઉભા, કહ્યા સમાચાર. ॥ ૧૬ ॥ વાલવો કેહે છે તમે મુઆને, મુઓ તમારો રાય; જાઓ અમે નથી આવતા કહી, અમને મારવા ધાય. ॥ ૧૭॥ વૈરાટ કહે જુઓ, મહારાજા હવે કરીશું કેમ; પુરૂં પડે નહિ વાલવાનું, હવે કરૂં કહો તેમ. ॥ ૧૮ ॥ ધર્મ કહે જાઓ ફરીથી, જઇ કેહેજો થઇ ખુશી; કહીયે કે વાલવાજી તેડાવે છે, તમને કીંકરૂશી. ॥ ૧૯ ॥ એટલે પાછા છડીદાર ચાલ્યા, ભીમને રસોડે આવે; ઓ વાલવાજી ચાલો સભામાં, કીંકરૂશી બોલાવે. ॥ ૨૦ ॥ ભીમ કહે ઉભા રહો આવું છું; કહીને તત્પર થયો; વસ્ત્ર પેહેરીને કડછો લીધો, રાજ સભામાં ગયો. ॥ ૨૧ ॥ ધરમને નમસ્કાર કીધો, વૈરાટને કહયું એમ; મારો માલીક તું નથી, મને તેડવા મોકલ્યો કેમ. ॥ ૨૨ ॥ વૈરાટ રાજા કાંઇ ન બોલ્યો, બોલ્યા ધરમ ભ્રાત; ઓ વાલવા વૈરાટ કહે તે, સાંભળી લે બધી વાત. ॥ ૨૩ ॥ ભીમ કહે રાય શું કેહેવું છે, તવ બોલ્યો વૈરાટ; મારૂં બોલવું તમને ન ગમે, નહીં કહું તે માટ. ॥ ૨૪ ॥ ભીમ કહે કીંકના કેહેવાથી, ધ્યાંનમાં લેઇશ વાત; વૈરાટ કહે સાંભળો ત્યારે, એક થયો ઉત્પાત. ॥ ૨૫ ॥ દુર્યોધનનો મલ્લ આવ્યો છે, પાંડવની શોધ લેવા; પાંડવ આપણે ઘેર કયાં છે, તો શોધી આપીએ કેવા. ॥ ૨૬ ॥ મલ્લને કહ્યું કે પાંડવ નથી, તવ ક્રોધે ભર્યો છેક; સવામણ સોનાનું પુતળું, એણે માગ્યું એક. ॥ ૨૭ ॥ તે પુતળું એને આપીને, કરતો હતો વિદાય; ત્યારે આપણા કીંક રૂશીયે, આપવાની કહી નાય. ॥ ૨૮ ॥ તેથી મલ્લે યુદ્ધ માગ્યું, હું તો લડતાં લાજ્યો; પણ આપણો પ્રધાન કૈયો, મલ સંગાથે બાજ્યો. ॥ ૨૮ ॥ તેને મલ્લે ઝાલી દબાવ્યો, પ્રાણુજ ઉંચો ચડીયો; નાકને મોઢે રૂધીર વહ્યું, મંચકમાં એ પડીયો. ॥ ૨૯ ॥ પછી મલ્લને સિધું આપી, મોકલ્યો રાંધી ખાવા; કહો પુતળું દેવું કે ન દેવું, રૂશી તો મુમતી આવા ॥ ૩૦ ॥ ભીમ કહે કે સાંભળ રાજા, ઉત્તર દો રાજ વટે, રૂશીનું વચન ઓળંગીને, પુતળું દેવું ન ઘટે. ॥ ૩૧ ॥ રાય કહે પુતળું ન દેઉં તો, માગે યુદ્ધ અઘોર; એ મલ્લ સામું યુદ્ધ કરવાનું, નથી મુજમાં જોર. ॥ ૩૨ ॥ ભીમ કહે તેતો તારી મરજી, એ દુઃખ હું શું વામું; એટલે વૈરાટ રાજાએ જોયું; કીંક રૂશીના સામું. ॥ ૩૩ ॥ કીંકે કહ્યું વૈરાટ રાજાને, પેટ ફોડી કર વાત; એટલે વાલવા પ્રત્યે બોલ્યો, વૈરાટ જોડી હાથ. ॥ ૩૪ ॥ ઓ વાલવાજી મલના સામા, તમને યુધ્ધે ધરીયે; ભીમ કહે યુદ્ધ મલ્લના સામું, શા ખાધાપર કરીયે. ॥ ૩૫ ॥ હરી ફરીને બાર કળશી, અન મળે છે ખાવા; અડધો તો ભુખ્યો રહું છું,

જો લાગ્યો સુકાવા. ॥ ૩૬ ॥ તે કરતાં આજ મ્હોનું માગ્યું, ખાવા દેતો ખાઇએ; તે પછી જો ઝપાટો મારો, મલ્લના સામા થઈએ; ॥ ૩૭ ॥ વૈરાટ કહે કબુલ મારે, મુજને વ્હાલા લાગો, જેટલું ને જેવી હોય ઇચ્છા તેટલું તેવું માંગો. ॥ ૩૮ ॥ ભીમ કહે કે સોમણ આટો, સોમણ સાકરઆપો; સોમણ ઘી, વીસ મણ મસાલો એટલું બોલ્યું થાપો; ॥ ૩૯ ॥ પછી જુઓ સાચો સપાટો, ઝપાટો જબરો લેઉં; મલ પાસેથી પુતળાં છોડાવી, તમોને આપી દેઉં. ॥ ૪૦ ॥ વૈરાટે તવ આજ્ઞા કીધી, સેવકને કહ્યું જાઓ; વાલવાજીએ કહ્યું તે પ્રમાણે, જઇ શીધાં નાંખી આવો, ॥ ૪૧ ॥ એટલે ભીમ ગયો રસોડે, સેવકે શીધાં લીધાં, ઘી સાકરને લોટ મસાલો; ભીમને સોંપી દીધાં. ॥ ૪૨ ॥ ભીમસેને તવ લાડુ બનાવ્યો, તૈયાર કરી કર્યું સ્નાન; પછી પોતે જમવા બેઠો, ધર્યું સંભુનું ધ્યાન. ॥ ૪૩ ॥ પલાંઠીવાળી લાડુ નીહાળી, શીવ શીવ મુખે ભાંખે, એક એક ભુજમાં વીસ વીસ લાડુ; લેઇને મુખમાં નાંખે. ॥ ૪૪ ॥ એ રીતે કરેલા લાડુ, જમી ગયો તે વાર; પછી ખાધાં પાન સોપારી, મનમાં કર્યો વિચાર. ॥ ૪૫ ॥ મલ દુર્યોધનના વરનો તે, ઓળખવાનો મને; માટે મારો વેશ બદલી જાઉં એની કને. ॥ ૪૬ ॥ એવું વિચારી મેલો ઘેલો, પોશાક ધારણ કીધો; મોઢાપર પ્રતીકા ચોળી, કડછો ખાંધે લીધો. ॥ ૪૭ ॥ પછી ગયો રાજ્યશભામાં, બોલ્યો મુખ વચન; જોવા ચાલો કીંકરૂશી, ચાલો વૈરાટ રાજન. ॥ ૪૮ ॥ એટલે વૈરાટ ધરમ રાજા. અશ્વે બેશી પળીયા; વારતા જાણી ગામ લોકો, જોવા સઉ નાકળીયા. ॥ ૪૯ ॥ નિશાળીયા લેઈ વ્યંડળ મેહેતા, જુધ જોવાને જાય; ગોવાળીયા લઇ શેદેવ જોશી, તે પણ તતપર થાય. ॥ ૫૦ ॥ નીકુળ ઘોડે બેશીને ચાલ્યો, જોવા નગ્રની બાહાર, મારગ જાતાં ભીમ બોલ્યો, કુન્તી તણો કુંમાર. ॥ ૫૧ ॥ વૈરાટને કહ્યું મલને કેહેજો, કહીએ કે હૂં આવ્યો; સોનાનું પુતળુ મળ્યું નહી તે, આ પુતળું હું લાવ્યો. ॥ ૫૨ ॥ વૈરાટ કહે વારૂ વાલવાજી, એમ કહી જોડે જાય; એવે મલ જમીને પરવાર્યો,લોક જોઇ વિષ્મે થાય.॥૫૩॥ એવે આવ્યો વૈરાટ રાજા મલ્લ વદયો વચન; પુતળું સવામણ સોનાનુ, કયાં છે રે રાજન. ॥ ૫૪ ॥ વૈરાટ કહે મલ મોટાના, વચન બાંધ્યો આવ્યો, સોનાનું પુતળું મળ્યું નહીં તે, આ પુતળું હું લાવ્યો. ॥ ૫૫ ॥ તવ ભીમસેન સામો જઇ ઉભો, મલ્લ બોલ્યો બની બોહોત; ઓ રંધવાળા તું કયાં આવ્યો,માંથે ભમ્યું છે મ્હોત. ॥ ૫૬ ॥ ભીમ કહે કે પુતળાં તારાં, રેહેવાની આશા ફોક; મનમાં નીશ્ચે જાણજે તું, પોહોચી ચુ

કર્યો જમ લોક. ॥ ૫૭ ॥ તવ મલ્લ કહે તૈયાર થાતું, મનસુબો વઢવા કીધો; મલે પુતળાં ભીમે કડછો, આઘો મુકી દીધો. ॥ ૫૮ ॥ પછી બેઉ થયા સામા સામી, જબરૂ જોર જુલાતુ; મલ કહે ઓ રંધવાળા, રાંધણું તારૂં ભુલાવું. ॥ ૫૯ ॥ ભીમ કહે કે થૈજા સામો, તે પછી સરવ જણાશે; કોટ વળી લોક જોવા ઉભા, કોણ બળવંત ગણાશે. ॥ ૬૦ ॥ વળણ ॥ એમ સહુ લોક વિચારતા, સાંભળે વઇરાટ રાય; કહે વલ્લભ શ્રોતા સુણો, યુદ્ધ તણો મહીમાય. ॥



# કડવું ૬ રાગ ઝુલતી ચોપાઈ

બોલ્યા વૈશમ પાયન વચન, સુણ પરીક્ષત કેરા તન; બન્ને યુદ્ધના કર્યા મનસુબા, લાંબા પોહોળા સામા સામી ઉભા. ॥ ૧ ॥ કરવું ધાર્યું છે યુદ્ધ આરંભ; પછી બેઉ જણ ઠોકે ખંભ; રાતા તાતા થાતા બેઉ ગાજ્યા, દોટ મુકી લથાબથી બાજ્યા. ॥ ૨ ॥ ભીમે જાણ્યુ હું સંદેહ ખોઉં, એક વાર એનું બળ જોઉં; એવી રમત મનમાં ધારે, ભીમ ગડદા પોલા પોલા મારે. ॥ ૩ ॥ બેઉને પરશેવા ઉતરે દીલે, ભીમ ગડદા વજ્જર પાસે ઝીલે; મલ્લ મારે તેમાં નહી ભુલ, પણ ભીમને મન અડયું ફુલ. ॥ ૪ ॥ ભીમે ઓળખાણ રાખી છે પાકી, જાણ્યું સો ભાઇમાંનો આ બાકી; જાણી જોઇને રમત કરતો, મલ્લનો પાડયો નીચો નથી પડતો ॥ ૫ ॥ લોક જોઈ જોઈ વિચાર કરે, વાલવો માર ખાઈ ખાઇ મરે, એતો બીચારો રાંધી જાણે, કયાંથી આવે એ મલના પ્રમાણે. ॥ ૬ ॥ ભીમને રમતાં ઘડી બે થાય, ત્યારે સમજી ગયા ધર્મ રાય; આતો રમતમાં ચઢીઓ છે ભીમ, પણ રમતાં કોઇને પડે વેમ. ॥ ૭ ॥ એમ જાણી ભીમને કરી સાન, ભુંડા કયાં ગયું તારૂ ભાન; રમતાં જાણી જશે કોઈ જન, બાર વરસ જવું પડે વન. ॥ ૮ ॥

રાગ ઝડપનો દોહરો.

તવ વૃકોદર ચેતી ગયો, બહુ ક્રોધાતુર થાય, ઉછળી ગડદો માર્યો જાણે, બ્રહ્માંડ ભાગી જાય. ॥ ૧ ॥ મલના ચક્ષુ તરી ગયાંને, વીચાર કીધો એવો; આતો ગડદો ઓળખ્યો મેં, ભીમશેનના જેવો. ॥ ૨ ॥ એવે વાંકાં વળી ઝાલ્યો, ભીમે મલનો ચરણ; ઉચકી માંથે ફેરવીને, તરત નાંખ્યો ધરણ. ॥ ૩ ॥ મલ બન્યો બે બાકળોને, પડયો ચતાપાટ હેઠો, ભીમસેન રાતાં લોચન કરી, રૂદીઆ ઉપર બેઠો. ॥ ૪ ॥ બે ભુજ ઘાલ્યા બે પગ

નિચે, દવેશ ઘણેરો ધારે; મલના મ્હોમાં ધુળ ભરીને, ગાલમાં ગડદા મારે ॥ ૫ ॥ જેમલ મલ તરફડવા લાગ્યો, ઉંચા ચડીયાં ચખ; એવામાં કુન્તી કુંવરે, ગળે દીધો નખ; ॥ ૩ ॥ મલે મનમાં એમ વીચાર્યું; હવે હું તો મરૂં; પણ આ પન્ડે ભીમ છે તે, સઉને જાહેર કરૂં ॥ ૭ ॥ એવું સમજી મરતાં મરતાં ભીમ કહેવા જાય; ગળે આવ્યો અચરકો તે, ભેં શબ્દ એક થાય ॥ ૮ ॥ વળણ ॥ ભેં શબ્દ એકજ થયો, વદી ન શકયો વાણ; કહે વલ્લભ એ મલ તણા, નિકળી ચાલ્યા પ્રાણ. ॥



## કડવું ૭ રાગ સવૈયાનો

વૈશમ પાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પરવ મહીમાય. ॥ ૧ ॥ પાપીનાં પ્રાણ નીકળી ગયા, ભીમે પુતળાં લીધાં; નેવું મણ સુવર્ણનાં બોહોતેર, વૈરાટને દેઇ દીધાં. ॥ ૨ ॥ વૈરાટ રાજા વીશ્મય પામ્યો, વાલવાજી તમને ધન; કાષ્ટ તમારે ન લાવવાંને, સોળ કળશી ખાવું અન્ન. ॥ ૩॥ ભીમ કહે કે જેટલું જેટલું, ખવરાવશો રાય અમને; તે ફાયદો મુજને કાંઇ નથી, થવાનો ફાયદો તમને. ॥ ૪ ॥ પછી સરવે લોકને કહ્યું, ગામમાં નાશી જાઓ; નહીંતો મલના ભેગા બાળું જોવું હોયતો આવો. ॥ ૫ ॥ તવ ભય ભર્યા લોકો નાઠા, એનાથી સૌ રહે બીહીતાં; કાષ્ટ લાવીને વ્રકોદરે, મલ કાજ કીધી ચીતા. ॥ ૬ ॥ અગ્ની મુકીને સળગાવિ, મલ્લ તણિ લાશ લીધી; અગ્નીના સામા ઉભા રહીને, પોતે સ્તુતિ કીધી. ॥ ૭ ॥ અગ્ની કાકા અગ્નિ કાકા, અમને આશીશ દેજે; સોમાંનો એક બાકી હતો તે, આપું છું માની લેજે ॥ ૮ ॥ ત્રણ માના ત્રણસેં માન્યાતા, લાખાભોવનથી નીકળતાં; કાકીના એકસો જાણતો હતો; બીજા ન્હોતા કાંઇ મળતા. ॥૯॥ પણ તમ કરમે કબીરા મળીયા, એક રહયોતો અધુરો; તે પણ હાથમાં આજ આવ્યો, સોમો કીધો પુરો. ॥ ૧૦ ॥ અગ્નિ કાકા છો ભાગ્યશાળી, નશીબના બહુ બળીયા; વળી તમારે નશીબે અહીં, એક માના સો મળીયા. ॥ ૧૧ ॥ છે કૈયા લોકો એક માના, વાંકમાં આવે લગાર; એટલે એમને પુરા કરૂં, કાંઇ કરૂં નહીં વાર. ॥ ૧૨ ॥ એમ કહીને જેમલ મલને, ચીતામાં હોમી દીધો; જેમલ કબીરો બાકી રહેલો, અગનીએ ચુશી લીધો. ॥ ૧૩ ॥ ભીમે સરોવરમાં સ્નાન કીધું પછી ગાંમમાં ગયો;

મહીમા વધ્યો વાલવાજીનો, જસ ઘણેરો થયો ॥ ૧૪ ॥ સોળ કળસી નિત્યનુ મળે ખાવા, કાષ્ટ ન લાવવાં એને; કૈચો પડયો ખાટલે તે, મહિને મટયું તેને ॥ ૧૫ ॥ એક મહીને માંથે પાણી ચાલ્યું, થઇ રાજ સુખપેર; સુદ્રષ્ણા ભગનિ એનિ તે, ગઇ કઈઆને ઘેર ॥ ૧૬ ॥ જઈને કહ્યું કઇઆજીને, આવ્યો નવે અવતાર; માટે પહેલો બેહેનના હાથે, જમવો ઘટે કંસાર. ॥ ૧૭ ॥ તેથી મારે ઘેર આવજો જમવા, ઓરે મ્હારા વીર; કૈચાજી કહે વારૂ ભગની, આવીશ ધરિ ધીર. ॥ ૧૮ ॥ તવ સુદ્રષ્ણા ઘેર ગઇને, કરવા માંડી રસોઇ; કૈચાજીને સમરણ ચાલ્યું, દ્રૂપદીને ગયો મોહી ॥ ૧૯ ॥ જાણ્યું કે નવે અવતાર આવ્યો, કારણ પડીયું દુખ; એક મહિનાથી શૈયંદ્રીનું મેં નથી જોયું મુખ. ॥ ૨૦ ॥ ધીરે ધીરે ત્યાં જઇને બેસું, ભગનીને ઘેર ઠરશું; સૈયંદ્રી પાસે બેસાડી, ગમ્મતની વાત કરશું ॥ ૨૧ ॥ એવું જાણી મોહ આણી, તરત ઊભો થયો; સૈયંદ્રીનું સમરણ કરતો, વૈરાટને ઘેર ગયો ॥ ૨૨ ॥ સુદ્રષ્ણા કહે કેમ વિરા, તરત તું આવ્યો સાર; હવે રસોઈ કરવા માંડું છું, માટે થવાનિ વાર. ॥ ૨૩ ॥ કૈચોજી કહે ભગની મ્હારિ, ઘરમાં ગમતું નથી; માટે વેહેલો આવીયો હું, અકળામણ છે અતી.. ॥ ૨૪ ॥ સુદ્રષ્ણા કહે ભલે આવ્યો, ટળશે તનના તાપો;ક્યાં ગયાં સૈયંદ્રી સતી,ભાઇને આસન આપો ॥૨૫॥ દ્રુપદીએ તકીયો આપ્યો, પાથરિયું આસન;તે પર કૈચાજી બેશીને,વધ્યા પ્રેમ વચન.॥૨૬॥ ઓરે સૈયંદ્રી તમારા ઉપર,અમને પુરણ પ્રેમ; હું તો મરતાં ઉગર્યો તમે, ખબર પુછો ન કેમ, ॥ ૨૭ ॥ દ્રુપદી કહે નજરે દેખું છું, તે છતાં પુછું કેમ; નથી આંખે આંધળી હું, દેખું છું કુશળ ખેમ. ॥ ૨૮ ॥ કૈચોજી કહે કાંઇ નથી ગમતું, અખંડ દિવસ રાત; માટે બેસો મારિ પાસે, કરીયે સુખ દુઃખ વાત. ॥ ૨૯ ॥ દ્રુપદી કહે કામ ઘણું છે, નથી મારે નવરાઇ; સુદ્રષ્ણા સાથે વારતા કરો, ઓરે કઇઆ ભાઇ. ॥ ૩૦ ॥ એમ કહીને ઉઠી ચાલી, કૈચોજી વદ્યો વચન; રાંધશો નહીં સુદ્રષ્ણા ભગની, કરવું નથી ભોજન. ॥ ૩૧ ॥ સુદ્રષ્ણા કહે શું પડયું વાંકું, શું દાઝ્યું અંતઃકરણ; કૈચો કહે હું શીદને જીવ્યો, મુને ન આવ્યું મરણ. ॥ ૩૨ ॥ સુદ્રષ્ણા કહે આમ કેમ બોલે, ઓરે મ્હારા વીર; શા સારૂ મુખ ઉતારી નાંખ્યુ, કેમ સોસાવે શરીર. ॥ ૩૩ ॥ કઇચો કહે જાવાદે મુને, હું નહીં તારો ભ્રાત; ઘેર જઇ ફાંસો ઘાલીને, કરવાનો આપઘાત. ॥ ૩૪ ॥ સુદ્રષ્ણા તવ રડવા લાગી, શા દુઃખથી તું મરે, જે હોય તે કહે મુજને તું, આપઘાત શાને કરે. ॥ ૩૫ ॥ જો ભાઇ તારે ત્રણ છે નારિ, જો ભાઇ

તારૂં આ રાજ; નીમીત માત્ર બનેવિ તારો, તું કરે છે રાજ કાજ. ॥ ૩૬ ॥ જો ભાઇ તારે શી ખામી છે, જે દુઃખ હોય તે કેહેને; તે કરતાં કાંઇ જોઇતું હોય તો, મુજ કને માગી લેને. ॥ ૩૭ ॥ વળણ ॥ કઇચોજી કહે બેનડી, ઉપડે નહીં જીભ્યાય; પણ તે કહુ નહી તુજને, તો મુજ કાજ ન થાય.



## કડવું ૮ રાગ સુણો કંથજીરે.

કેચોજી વાણિ બોલીયો, સુણ બેહેનીરે; મુને ઘણો લાગ્યો મોહ, મન વશ રેહેનિરે; તુજને કહીશ વારતા, સુણ૦ તવ તુજને લાગશે દ્રોહ, એ મન વશ રેહેનિરે. ॥ ૧ ॥ ખાવા પિવા સહુ માહારે, સુણ. બધું રાજ પાટને રીધ્ય શીધ્ય. એ૦ ત્રણ ત્રણ તારૂણી ધામમાં. સુણ. જોઇએ તે નવે.નીધ. એ. ॥ ૨ ॥ પણ એક ચીજ તુજ ધામમાં. સુણ. તોતે જોઇએ મારે ઘેર, એ. તેમાં મારો જીવ ભમ્યા કરે, સુણ. તે લેવાની બહુ કરી પેર. એ. ॥ ૩ ॥ ત્રીલોકમાં તે ચીજ નથી, સુણ. તેને હું તો રહ્યો છું ઉપાશી. એ. માગી માગી માગુ એટલુ, સુણ, મુને દોને સયંદ્રી દાશી. એ. ॥ ૪ ॥ તવ રાણી થઇ બાહાવરી, સુણ વિરારે; તું તો આ શું વદયો વચન, એ કુળના હીરારે; કાનના કીડા ખરી પડયા, સુણ. આજ વાંકો થયો તુજ દિન. એ. ॥ ૫ ॥ આતો સયંદ્રી શુભ સતી; સુણ. એના ધોઇને પીજીયે ચરણ. એ. અવળું બોલે આભ ઉંધું વળે. સુણ. બધી જાય રસાતાળ ધરણ. એ. ॥ ૬ ॥ શ્રાપ દેઇ બાળી ભસ્મ કરે. સુણ. તારી કુબુદ્ધી કેમ હોય. એ. ઘણા ઘણા નર જગતમાં સુણ. પણ તુજ તુલ્ય દિઠો ન કોય. એ૦ ॥ ૭ ॥ વળણ. ॥ તુજ સરખો જાણ્યો નથી, આજ લગી મેં કોય; કહે વલ્લભ ભાઇ બેહેનને, વાદ વિવાદજ હોય.



## કડવું ૯ રાગ સામેરીનો દોહરો

વૈશમ પાયન એણી પેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારિ તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહિમાય. ॥ ૧ ॥ કઇચોજી કહે ઓરે ભગની, તુજ મનને થયો દ્રોહ, મારાથી તો મોટા મોટાને, લાગ્યો છે બહુ મોહ. ॥ ૨ ॥ માહાદેવજી મોહ્યા ભીલડીને, ગુરૂ પત્નીને ચંદ્ર, કૃષ્ણજી મોહ્યા ગોપીકાને, અહલ્યાને મોહયો ઇંદ્ર. ॥ ૩ ॥ પારાસર મોહ્યા મછગંધાને, રાવણ શીતા સતિને; દુર્યોધન પણ મોહ પામ્યો છે. પંચાળી દ્રુપ

દીને. ॥ ૪ ॥ શું તેં મારી દીઠી નવાઇ અનાદી ચાલે એમ; એવા અનેક દાખલા છે, મુને દબાવે કેમ. ॥ ૫ ॥ સુદ્રસણા કહે વિરા મ્હારા, કહ્યા ખારા સમાચાર; પણ મોહ પામ્યા તેના બતાવું, જે નીકળેલા સાર. ॥ ૬ ॥ શિવ વીશણુને પારાસરના દાખલા દીધા જેહ; એમનો વાદ ન થાય કદાપી, મોટા પુરૂષ એહ. ॥ ૭॥ પારાસર મોહ્યા મછગંધાને, તેનો કરી લે કયાસ, વીશણુને અવતરવું પડીયું, થયા વેદમંવ્યાસ. ॥ ૮ ॥ ક્રશણુ વીશણુ મોહ્યા ગોપીકાને. સાંમ્રથનો ખેલ કીધો; પોતાનિ ટચલી આંગળી ઉપર, ગોવરધન ધરી લીધો ॥ ૯ ॥ માહાદેવજી મોહ્યા ભીલડીને, પણ પરાક્રમ કેવું કીધું;સમુદ્ર મથતાં વીશ નોકળીયું, તે પોતે પી લીધું ॥ ૧૦ ॥ એમના વાદ કયાં કરીયે વીરા, આપણે મનુશ જાત; દેવના દ્રદીયા આપું તુને, સાંભળ મારા ભ્રાત. ॥ ૧૧ ॥ ઇંદ્ર મોહ્યો અહલ્યાની સાથે, લેવાને વઇભોગ; ગૌતમ રૂશીનો શ્રાપ પામ્યો, થયો ભંગદર રોગ, ॥ ૧૨ ॥ ચંદ્ર મોહ્યા ગુરૂ પત્નીને, તો તે પામ્યા શ્રાપ; ક્ષય રોગ એમને માસ થયો ક્ષીણતા પામે આપ. ॥ ૧૩ ॥ રાવણ મોહ્યો સીતા સતીને, રામે રોળ્યો રણમાંય; દુર્યોધન મોહ્યો દ્રુપદીને, તેની ગતિ શું થાય. ॥૧૪॥ આગળ જાતાં જોશો નજરે, એરે મ્હારા વિર; સમજીને લઘુતા મુકો, મનડું રાખો સ્થીર.॥ ૧૫ ॥ એવાં વચન સાંભળીને, કઇચોજી વદ્યો વાણ; મારૂં બોલ્યું તને અવળું લાગ્યું, ઘેર જઈ કાડું પ્રાણ. ॥ ૧૬ ॥ તેં સયંદ્રીને સતી જાણી, પણ હું જાણું બધી વાત; સુદ્રસણા ગભરાઈ મનમાં, મરશે મ્હારો ભ્રાત.॥ ૧૭ ॥ સોની જોડમાં ખોડ પડશે, દારૂણ દશા કેવી; કઇચો કેહે છે તે માટે, હશે સયંદ્રી એવી. ॥ ૧૮ ॥ એમ ભોળી ભરમાઇને બોલી તુજ સલાહમાં રહેવાય; પણ સયંદ્રીને મોઢે મુજથી, કાંઈ નવ કેહેવાય. ॥૧૯॥ કઇચોજી કહે કાંઇ નથી કેહેવું, સાંજ પડે જે વારે; દુધ તણો આપખોરો ભરીને, આપજે એને તે વારે. ॥૨૦॥ કહિએ કે મારા ભાઇને જઈને,, આપજે હાથો હાથ; ભુમી મુકેલો કામ ન આવે, એ ભય બહુ મન સાથ. ॥ ૨૧ ॥ એમ કહી આપખોરો આપી, મોકલજે મુજ ભગનિ, તે વિના હું મરી જવાનો, શાન્ત પડે નહી અગની ॥ ૨૨ ॥ સુદ્રષ્ણા કહે વારૂ વીરા, ઊતારો નાંખજે રોશ; તું જાણે ને સૈયંદ્રી જાણે; મુને નહિ કાંઇ દોશ ॥ ૨૩ ॥ કૈચોજી કહે નહિ દોશ તુને, રાખજે મ્હારી એન; હવે હું ભાઇ તાહરોને, તું તો મારી બેન ॥ ૨૪ ॥ એમ સપુત ભઇ ખુશી થયા, ભાવે કર્યું ભોજન; પછી પોતાને ઘેર ગયો, વીચાર કીધો મન ॥ ૨૫ ॥ દેવ શેવા નીચે ચોકમાં છે, સૈયંદ્રી સાંજે આવે;દુધનો આ-

પખોરો હાથમાં આપી, નાશી જવું એને ફાવે ॥ ૨૬ ॥ માટે સાતમે માળ બેસું, ઊપર આવશે નાર; છેક ઊંચેથી નાશી જતાં, ફાવશે નહી લગાર, ॥ ૨૭ ॥ એવું જાણી કૈચા કિચક, ત્યાંથી તતપર થયો, ઠાકોર શેવા માળા પોથી, લૈ સાતમે માળ ગયો ॥ ૨૮ ॥ ચોકમાં દ્રષ્ટી પડે તે રીતે, બારીએ બેઠો એવ; ગૌમુખી માળા હાથ ઝાલી; આગળ મુકયા દેવ ॥ ૨૯ ॥ ચોકમાં ટગમગ જોઇ રહ્યો છે મોહાતુર સરવથી; વારે વારે ઊંચું જુએ, કેમ સાંજ પડતી નથી. ॥ ૩૦ ॥ એવે દીનમણી મેર બેઠો, કૈચોજી વીચાર કરતો; હવે સૈયંદ્રી આવતી હશે, દ્રુપદીનું ધ્યાન ધરતો ॥ ૩૧ ॥ પાપ માળાના મણકા તે, અધરમીને હાથ ચડીયા; ઠાકોર એવા ભાગ્યશાળી તે, પાપીને પાલે પડીયા ॥ ૩૨ ॥મોહિત કૈચો ફેરવે માળા, શૈયંદ્રીનામ ઓચરતો, પ્રભુ તણું તો સમરણ શાનું, પાપનિ ગાંસડી કરતો ॥ ૩૩ ॥ એટલું ધ્યાન જો ધરે હરિનું, થાય સફળ અવતાર પણ કામીને કાંઇ ન સુજે, કામમાં તદાકાર ॥ ૩૪ ॥ એવામાં તો સુદ્રષ્ણાયે, દુધ મંગાવ્યું સાર; ઉજ્વળ આપખોરો ભરીને કીધો છે તૈયાર. ॥ ૩૫ ॥ પછી બોલાવી સૈયંદ્રી, મુજ બંધુ ઘર જાઓ; દેવ શેવામાં બેઠેલો હશે, આપખોરો આપી આવો ॥ ૩૬ ॥ ભુમી મુકેલું ખપ નહિ આવે. આપજો હાથો હાથ; એવું સાંભળીને શૈયંદ્રી, બહુ સોસાઈ મન સાથ ॥ ૩૭ ॥ સપુત રાણી સાંભળો વાણી, હું ડગલું નહીં ભરૂં; નીચી વસ્તુ કહો ઉપાડવાની, તો પણ તે કામ કરૂં ॥ ૩૮ ॥ પણ આ કામ મુને નવ દેશો, લાગું તમને પાય; સુદ્રષ્ણાને ક્રોધ વ્યાપ્યો, કેમ તું ત્યાં નહીં જાય ॥ ૩૯ ॥ તેં મારા ભાઇને કેવો જાણ્યો, તું કોણ ની કહેનારી; કામ ન કરે મ્હારા ઘરની, તુતો પેટ ભરનારી, ॥ ૪૦ ॥ નીકળ મારા ઘરમાંથી તું રાખું નહીં મુજ ધામ; દ્રુપદી કહે ધાંટા ન કાહાડો, લાવો કરૂછું કામ ॥ ૪૧ ॥ એમ કહી લીધો આપખોરો, આપવા માટે ચાલી, નીચું જોઇને પંથે પળતી, દાંતે છેડો ઘાલી ॥ ૪૨ ॥ થર થર કંપે નીકળે આંસુ, કરવી પડે નીચ વેઠ; અરેરે આ દાહાડોઆવ્યો નડે છે પાપી પેટ ॥ ૪૩ ॥ કામ કર્યા વણ જઉં કંથ કને, કેહેશે કે આવો રાણી, ના કહ્યું તુને કેડે આવી, તું કાંઇએ ન સમાણી ॥ ૪૪ ॥ કૈચાને ઘેર નહીં જાઉં તો, સુદ્રષ્ણા મુકે કાહાડી; પછી કયાં જાઉં એકલી હું, નીકળું ભાગ્ય અનાડી ॥ ૪૫ ॥ થવા કાળ હશે તે થાશે, એમ ધાર્યું ઉદરમાં, કઇયા ભાઇ કઇયા ભાઇ કહેતિ, પેઠી કઇયાના ઘરમાં ॥ ૪૬ ॥ હરખ ચમક થૈ કઇયાને, માન્યની શું મન મ્હોયું; સાતમે માળથી કર્યો ખુંખારો, સતીયે ઉ-

ચું જોયું. ॥૪૭॥ દ્રુપદી કહે પય આપખોરો લૈ જાઓ નીચે આવી; બારીમાંથી હાથ બાહાર કાઢી, ગૌમુખી કૈયે બતાવી. ॥ ૪૮ ॥ જો હું બેઠો છું આરાધનમાં, ઉઠાય તેવું નથી; માટે તમે ઉપર આવી, આપીને જાઓ સતિ ॥ ૪૯ ॥ ભુમી મુકો તો કામ ન લાગે, તેથી ઉપર આવો; જરાયે ડરશો નહીં મનમાં, આપખોરો મુકી જાઓ ॥ ૫૦ ॥ તવ દ્રુપદી ધ્રુજતિ ધરૂજતિ, ચાલી સાતમે માળ; દુષ્ટ કને મારી રાખજો તમે, લજ્યા શ્રી ગોપાળ ॥ ૫૧ ॥ એમ કરીને શાતમા માળે દાદરમાં ગઇ નાર; કહ્યું કે લ્યો લાંબે હાથે, કઇચો બોલ્યો તે વાર॥ ૫૨ ॥ આ બાજઠ પર લાવીને મુકો, તવ દ્રુપતિ ચડી; માળા ગૌમુખી ફેંકો દેઇને, કઇચો ઉઠયો તે ઘડી ॥ ૫૩ ॥ એકાએક દાદર દૈ દિધો, વાશી દીધું તાળું, દ્રુપદી ધરૂજવા લાગી કૈયે ધાર્યું કાળું. ॥ ૫૪ ॥ નીસાસો નાંખી હેઠી બેઠી, બોલી મુખથી એમ; ઓ કઇઆ ભાઈ જાવું છે મારે, દાદર દીધો કેમ ॥ ૫૫ ॥ કઇચો કે સુણો સૈરંદ્રી, મારા મનની વાત, બોલતાં તમને નથી આવડતું ! કેમ કહો છો ભ્રાત. ॥ ૫૬ ॥ ઓરે મારી પ્રાણુનિ પ્યારી દુખમાંથી લેઊં તાણી; ત્રણ નારી મ્હારી દાશી તારી, તમને થાપું પટરાણી. ॥ ૫૭ ॥ દાસ પણું તમે શાને કરોછો, મુકીદ્યો ધંધો નીચો; મન ગમતું તમે પેહેરો ઓઢો, હીંચોળાખાટે હીંચો. ॥ ૫૮ ॥ દ્રુપદી કહે વીરા મારા, બોલો ન આળ પંપાળ; જાણજે મુજને ભગની જેવી, નહીતો જાશે રસાતાળ ॥ ૫૯ ॥ રૂપ દેખિને શું મોહ પામે, મળ મુત્રનો દેહ; તોપણ તેમાંથી વીશ નીપજે, બહુ પસ્તાય જો તેહ. ॥ ૬૦ ॥ એટલે કઇચે એમ વિચાર્યું હોય હઠીલિ નાર; સમજાવે નથી સમજવાની, માટે મારૂં માર. ॥ ૬૧ ॥ એમ જાણી કુદ્રષ્ટી કીધી, માંડયા કામ જ્વર ચેન; ધરૂપદી કહે જા રડયા અળગો, હું તો તારી બેહેન ॥ ૬૨ ॥ એટલે કઇચે કેશ ઝાલી, દેવા માંડયો માર; ગડદા પાટું ઢીંચણ કોહોણિ, જેષ્ટિકાનો પ્રાહાર. ॥ ૬૩ ॥ વળણ ॥ પ્રાહાર કરે પાપી અતિ, મારે જુલમ માર;વદે વલ્લભ માને નહિ, શુભ સતી જે નાર ॥



## કડવું ૧૦ રાગ કાફીની ચાલ

હાંરે બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત રાયના તન. ॥ ૧ ॥ હાંરે સતિ સાધવિ બહુ ટળવળતી, પણ પાપીના મતને નમળતી. ॥૨॥ હાંરે એને વહે છે નેત્રમાં નીર, કરગરે મુકી દો વીર. ॥ ૩ ॥ હાંરે મુજ

રંક ઉપર શી રિશ; મુકો ચોટલો દુખે છે શીશ. ॥ ૪ ॥ તોયે દુષ્ટ દયા નવ આણે, કરગ્રહીને સમીપ તાણે. ॥ ૫ ॥ હાંરે ત્યારે સમર્યા શામ શરીર, ભ્હારે આવોને વાહલા વિર. ॥ ૬ ॥ હાંરે એને નૈણે વહે છે નિર, શીદ પુર્યા સભામાં ચીર. ॥ ૭ ॥ હાંરે શીદ જયદ્રથ કરથી છોડાવી, શીદ અસુરને લેતાં હોડાવી. ॥ ૮ ॥ હાંરે છેવટ જાય છે લજ્યા મોરારિ, ઘણું દુખ પામે ભગની તમારી. ॥ ૯ ॥ હાંરે એવિ સ્તુતિ કરી સતિ રાણિ, તવ પ્રભુએ વારતા જાણિ ॥ ૧૦ ॥

રાગ ઝડપનો દોહરો.

દુખ ભગનિનું ભગવાને જાણ્યું, આવ્યા વિશ્વના ભુપ; કૈયાજીને છાપરે આવી, ધરીયું વાંદર રૂપ. ॥ ૧ ॥ રાતા તાતા બહુજ થાતા, ઘણાક ક્રોધે ભરીયા; છે ધાબાની બારી ઉઘાડી, તેથી ત્યાં ઉતરીયા. ॥ ૨ ॥ અગાશીમાં ઉતરિને, ગયા સાતમે માળ; ઝડપ દેઇને કૈયાજીને, ઝાલ્યોરે ત્રતકાળ. ॥ ૩ ॥ આડો પાડી માર માર્યો, અદ્ધર ઉચકી લીધો; બાચકાને બચકાં ભરિને, બારિથી ફેંકી દીધો. ॥ ૪ ॥ પાપી જઇને પડયો ચોકમાં, ન રહિ સુદ્ધ કે સાન; પાપી દાદરનું તાળુ ભાગ્યું, પોતે શ્રી ભગવાન. ॥ ૫ ॥ દ્રુપદીનો પાલવ ઝાલી, પોતે આગળ થયા; સત્ય સતિનું રાખી ઉતારિ, ચોકમાં લઇ ગયા. ॥ ૬ ॥ કૈયા કને પોતે ઉભા, કેમ જાય પ્રભુ ચુકી; દ્રુપદીને કઇયાજીના, ઘર બહાર કાઢી મુકી. ॥ ૭ ॥ મધ્ય રાત્રીએ બાહાર નિકળી, દ્રુપદની સંતાન; બેભાની કૈયા કનેથી, હરિ થયા અંતરધ્યાન. ॥ ૮ ॥ પાપી પાસથી પ્રેમદા છુટી, હવે હું કયાં જાઉં; રાણીને ઘેર જવાની પણ, હું ત્યાં નહી સમાઉં. ॥ ૯ ॥ કઇયાને કળ વળશે સવારે, તવ આવશે અનાડી; એની બેહેનને શીખવી મુને, મુકાવશે એ કાહાડી. ॥ ૧૦ ॥ તેથી મોટો થાશે ફજેતો, જો વન નાશી જાઉં; કોને આશરે વાસ પુરૂં, રૂપથી દુખી થાઉં. ॥ ૧૧ ॥ મ્હારો એકે આરો નથી, તે કરતાં વેમ ખોવું; સલાહ લીધા વણ કાંઇ ન કરવું, પીયુને પુછી જોવું. ॥ ૧૨ ॥ એવું સમજી પ્રથમ પેહેલી, રાજ્ય સભામાં જાય; જૈને ચરણ ચાંપવા લાગી, સુતા ધરમરાય. ॥ ૧૩ ॥ ચરણે હાથ અડયો તવ ઉઠયા, પોતે રાજા ધર્મ; કેમ કામની અહીં આવી, શો તુજ મનનો મર્મ. ॥ ૧૪ ॥ વળણ. ॥ કહે મરમ તુજ મન તણો, કેમ આવિ તું નાર; વદે વલ્લભ તવ દ્રુપદી, કહે સઉ સમાચાર. ॥



# કડવું ૧૧ રાગ કંથાજીનો

દ્રુપદી વાણિ બોલીયાં, સુણો કંથારે; જુઓ ઉતરયું મારૂં મુખ, ઓ પીઉ ગુણવંતારે; રડયો કઇચોજી મહારિ કેડે પડયો, સુ૦ એણે આજ દીધું અતી દુખ. ઓ. ॥ ૧ ॥ મોહોલમાં જમવા આવિયો. સુ૦ એણે માંડયાં વ્યભીચારી ચેન. ઓ. પચ દેવા સાંજે મોકલી. સુ૦ એની સુદ્રષ્ણા જે બેહેન. ઓ. ॥ ૨ ॥ કઇચોજી સાતમે માળ હતો, સુ૦ મને ત્યાં ઘેરી ભરથાર. ઓ. મને શમજાવિ સમજી નહી. સુ૦ ત્યારે માર્યો મોહોકમ માર. ઓ. ॥ ૩ ॥ હવે જેમ કહો તેમજ વરતું, સુ૦ કોહોતો વન વીશે પરવરૂ, ઓ. કોહોતો એની નારી થઇને રહું, સુ. કોહોતો કુવો હવાડો કરૂં. ઓ. ॥ ૪ ॥ તવ ધરમરાય બોલીઆ સુણ સુંદરીરે; કેડે આવી મુમતથી કેમ, ઘેલી કોણે કરીરે; સહુનાં લાગ્યા સહુ ભોગવો, સુ. કરો તમોને ફાવે તેમ. ઘે. ॥ ૫ ॥ રાણી હવે રાખશે નહી, સુ. માટે ચાહ્યતો વન સંચરો. ઘે. ચાહ્યતો થાઓ એની પ્રેમદા, સુ. ચાહ્ય કુઓ હવાડો કરો. ઘે. ॥ ૬ ॥ મુમતથી માંથે કષ્ટ આવ્યું. સુ. હવે શીદ કરે ઠગાઇ. ઘેલી. અલી હાલ હું રૂશી તું દાશી. સુ મારે તારે નહીં સગાઇ. ઘે. ॥ ૭ ॥ ઉઠ ચાલી જાતું અહીંથી, સુ. થાશે ફજેતો નીકળ બાહાર. ઘે. હોય પુરૂષનો સ્વભાવ આકળો,સુ. પેટ ભરીને ખાઇશ માર.ઘે. ॥૮॥ દ્રુપદી કહે શાન્ત પડો, સુણો કંથારે; નવ થશો રામા પર રોશી. ઓ પીઉ ગુણવંતારે; હું જાણું છું ભીડ ભાગનાર નથી.સુ. છો જનમારાના ફોશી.ઓ ॥ વળણ ॥ એમ કહીને નિશાળે ગઇ, અરજુન જાગ્રત થાય; કહે વલ્લભ નરે પુછીયું, કેમ આવી પ્રેમદાય. ॥



# કડવું ૧૨ રાગ ઉપરનો.

દ્રુપદી વાણી બોલીયાં, સુણો કંથારે, મારા દુખના બેલી ભરથાર ઓપીયુ ગુણવંતારે; જુઓ કઇચોજી મારી કેડે પડયો, સુ. એણે મુમતથી માર્યો માર. ઓ ॥ ૧॥ હવે સવારે રહેવાનું મારે નથી, સુ. કહો વન જઇ પુરૂ વાસ. ઓ. કોહોતો એની નારિ થઈ રહું, સુ. કોહોતો દેહ કરૂં મારો નાશ ઓ. ॥ ૨ ॥ તવ વ્યંડળ વાણી બોલીઆ સુણ સુંદરીરે; કરિ કેડે આવવા ઠગાઇ, ઘેલી કોણે કરિરે; હાલ વ્યંડળને તું દાશી, સુ. મારે તારે શી સગાઈ. ઘે. ॥ ૩॥ તારે ચીરને મારે ચુંદડી. સુ૦ ચુડી ચુડો બેને કેવો.

ઘે. તારે ચાવરો માહારે ચાવરો, સુ. અલો હું પણ તારો જેવો. ઘે. ॥ ૪ ॥ તારે ચોળી તેવી મ્હારે ચોળી. સુ૦ નથી ફેર રહેલો લગાર. ઘે૦ ચાહ્ય તો વન જાઓ ચાહ્યતો મરો, સુ૦ ચાહ્યતો થાઓ કૈયાનિ નાર. ઘે. ॥ ૫ ॥ તવ દ્રુપદી ઉઠી ઉભી થઇ. સુણો કંથારે; તમો નરમાં ગણાતા કેવા ઓ. વેશ ધર્યો તે પ્રવેશ કર્યો સુ. હવે બની ગયા મુજ જેવા. ઓ, ॥ ૬ ॥ ॥ વળણ. ॥ એમ કહિ અબળા સંચરી, ગૌશાળામાં જાય; જોશી જાણે વારતા, તેથી બેઠા થાય. ॥ દુહા. ॥ સહદેવ કહે સુણ સુંદરી, જાણું છું સહુ પેર; માર પડયો છે તુજને, કૈયાજીને ઘેર. ॥ ૧ ॥ પણ દુખ ભાગે ન મુજથી, અહીં રડવું નિષ્ફળ હોય; પણ હિમ્મત દેઉં તુજને, જા દુઃખ ભાગશે કોય. ॥ ૨ ॥ તવ નારિ નમી નિકળી, નીકુળ પાસે જાય; લાગી ચરણ ચાંપવા, હયશાળાની માંય. ॥ ૩ ॥ નોકુળ તવ જાગ્રત થયા, પુછવા લાગ્યા એમ; મધ્ય રાત્રીયે માનનિ, કહે તું આવાં કેમ. ॥ ૪ ॥



## કડવુ ૧૩ રાગ ઉપરનો.

દ્રુપદી વાણી બોલીયાં, સુણો કંથારે; જુઓ કૈઆયે કીધો કેર; ઓ પીઉ ગુણવંતારે; કુદ્રષ્ટીથી મુને મારી. સુ૦ કીધું કપટ એને ઘેર ઓ. ॥ ૧ ॥ પણ પ્રભુએ છોડાવિ મને. સુ૦ પણ સવારે મુકશે કહાડી ઓ. કોહોતો વન જાઉં, કોહોતો મરૂં. સુ૦ કોહોતો બેસું અનું ઘર માંડી. ઓ. ॥ ૨ ॥ નિકુળજી તવ બોલીયા. સુણ સુંદરીરે; એતો પોત પોતાનું ભવીશ. ઘેલી કોણે કરીરે; જેમ ફાવે તેમ તમે કરો, સુ૦ તેમાં નથી અમોને રીસ. ઘે ॥ ૩ ॥ પક્ષ કર્યે પ્રસીધ થૈયે સુ૦ હવે નથી વેઠવાનું વન. ઘે. તમારૂં લાગ્યું તમે ભોગવો. સુ. કાંઇ કેહેશો નહિ વચન. ઘે. ॥ ૪ ॥ દ્રુપદી તવ ઉભી થઇ, સુણો કંથારે; ઉઠી વરણાગીમાં વાટ. ઓ પીઉ ગુણવંતારે; દુઃખ વેળા કોઇ સગુ નહી. સુ૦ કાંઇ કરશો નહિ બોબાટ. ઓ૦ ॥ ૫ ॥ ॥ વળણ. ॥ એમ કહી ત્યાંથી સંચરી, પીઉ પર ખાતિ ચીડ; જાણ્યું ભીમ ભરથાર વિના, કોઇ નહી ભાગે ભીડ. ॥ દુહો. ॥ એવું ધારીને ગઈ, ભીમના રશોડા માંય; શયન કર્યું શુત વાયુને તેના ચાંપ્યા પાય. ॥ ૧ ॥ તવ ભીમશેન જાગ્રત થયો, આ કઉતક શું હોય; અંધારે ઓળખી નહી, પુછયું કે તું કોણ. ॥ ૨ ॥ ધરૂપતિ કહે નારી તમ તણી, નથી આવી કરવા એશ; ભીમ કહે આવી ભલે, આવ આવ પ્રેમદા બેશ, ॥ ૩ ॥ કેહે વારૂ કેમ આવવું પડયું, આ વેળા મધ્ય રાત; કરવા લાગી તે સમે, ધરૂપદી આંસુપાત ॥ ૪ ॥

## કડવું ૧૪ રાગ ઊપરનો.

દ્રુપદી વાણી બોલીયાં, સુણો કંથારે; મ્હારા દુઃખ તણો નહી પાર એ. પીઉ ગુણવંતારે રડયો કઇચોજી મ્હારિ કેડે પડયો, સુ. જુઓ આવો માર્યો મને માર. એ. કપટથી મુજને કબજે કરિ સુ. એણે સમજાવી અપરમપાર. એ. પણ તમ દાશીયે માન્યું નહી. સુ. તેથી આવાં કર્યા દેદાર. એ. ॥ ૨ ॥

રાગ ઝડપનો દોહરો.

ભીમે જાણ્યું થયું ભલેરૂં, આવ્યો વાંક અપાર; જોઇતું તું ને વૈદે કીધું, ઉઠયો તેણીવાર. ॥ ૧ ॥ કડછો લીધો હાથમાંને ધાર્યો કરવો કેર; હવે ન મુકું જીવતોને મારી નાંખું હેર, ॥ ૨ ॥ અગનિ દેવનું ભાગ્ય મોટું, એમ કહી ચાલ્યો; એટલે તો દ્રુપદીએ હાથ એનો ઝાલ્યો. ॥ વ-ળણ. ॥ ધ્રુપદી કહે કંથજી, ગમ ખાઓ સતિ તન; સહસા કામ કરવા થકી, જાવું પડશે વન.



## કડવુ ૧૫ રાગ સવૈયો

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજ-ને સંભળાવું, વૈરાટ પર્વ મહીમાય. ॥ ૧ ॥ ભીમે જાણ્યું વાત છે સા-ચી, સહસા ન કરવું કામ, કળથી થશે તે બળથી ન બને, ધારિ બેઠો તે ઠામ. ॥ ૨ ॥ એરે નારિ વારતા તારી, માંડીને કહે મુને; શી રીતે તને ઘેર બોલાવિ, શું દુઃખ દિધું તુને. ॥ ૩ ॥ દ્રુપદી કહે કંથ મ્હારા, પાપીએ કીધી પેર; રાણિયે મોકલી કઇચાને કહયે, પય આપવા એને ઘેર. ॥ ૪ ॥ પાપિ પ્રપંચનો ભરેલો, ઘરમાં ઊંડાણે પેઠો; દેવ શેવા લઇ સંત્ય દરશાવા, સાતમે માળે બેઠો. ॥ ૫ ॥ મુને એણે ઉપર બોલાવી, કપટનું કાજ કીધું; દુધ મુકતામાં દાદર દઇને, ઉપર તાળું દીધું. ॥ ૬ ॥ મુને બહુ સમજાવા માંડી, સમજી નહી તમ નાર; ત્યારે કઇચે ક્રોધ ક-રીને, માર્યો મુજને માર. ॥ ૭ ॥ પ્રભુને મેં પોકાર કીધો, આવ્યા વિ-શ્વના ભુપ; કઇચાને બહુ રીતે માર્યો, ધરી વાંદરનું રૂપ. ॥ ૮ ॥ તાળું તોડીને નીચે ઉતારી, કાહાડી ઘરની બાહાર; ધરમ અરજુન સહદેવ નિકુળ, કને ગઇ ભરતાર. ॥ ૯ ॥ તેમણે કહ્યું ભવિશ તારૂં, અમથી નહી થાય કામ; સહદેવે કહ્યું કોઇ કામ કરશે, એટલી આપી હામ ॥ ૧૦ ॥ ભીમ

કહે કે કોઇએ ન રાખી, ધરમતો કદી મોટા; પણ બ્યંડળે કાઢી મુકી, એણે વાળ્યા કેમ ગોટા. ॥ ૧૧ ॥ હુંજ ખરો કે નિશાળમાંથી, ઉચા ળો એને ભરાવું, નિકુળજીનો નાનો માટે, રીસ એની ન ધરાવું. ॥ ૧૨ ॥ સહદેવે તને હિમ્મત આપી, માટે એને ન કહેવાય; જો પ્રેમદા હવે જેમ કહ્યું તેમ, તું કરી લે ઉપાય. ॥ ૧૩ ॥ જો અડધો પોહોર રાત રહી છે, કઇચાજીને કળ વળી હશે;નર મોકલે ત્યાં નારીએ જતાં, પાપ કાંઇ નહી થશે. ॥ ૧૪ ॥ કળથી કામ કરવું છે માટે, જા કઇયાને ઘેર; હસ્તે મોઢે નેત્રને ચાળે, બોલાવજે સુખભેર ॥ ૧૫ ॥ તવ કઇચો બોલાવશે તુજને, કામીને ન હોય દાઝ; કામી જનને ટેક ન હોયે, કામીને નહી લાજ. ॥ ૧૬ ॥ કહેશે કે આવો બેસો સૈરંદ્રી, તવ તું કહેજે એમ; કહીએ કે સમજણ નથી તમોમાં, મુને તો બહુ છે પ્રેમ. ॥ ૧૭ ॥ મ્હારે માંથે પાંચ ગાંન્ધર્વ છે, તેમાંનો ગાંધર્વ એક; વાંદર રૂપે છાપરે રહિને, જોતો હતો મારો ટેક ॥ ૧૮ ॥ તમારૂં કહ્યું માનીને મેં કીધી હોત સુખ લેહેર; તોતો તમને ગળું ગ્રહિને. મારી નાંખત ઠેર. ॥ ૧૯ ॥ મેં તમારૂં કહ્યું માન્યું નહીં તો, જીવતા ફેંકી દીધા; તમને જીવાડવા મુમત ઝાલ્યો, માર સહન મેં કીધા ॥ ૨૦ ॥ હમણાં ગાંધર્વ મ્હારા સ્વરગે ગયા, ત્યારે હું તમ કને આવી; એવું કહીશ તવ થાશે રાજી, તમને લેશે બોલાવી. ॥ ૨૧ ॥ કહેશે કે તમે ઘરમાં આવો, ત્યારે તું કહેજે એમ; કહીએ કે આજ મળવું છે મારે, પણ કરો કહુ તેમ. ॥૨૨॥ કહીએ કે બ્યંડળ મેહેતાજીની, ખાલી કરાવો નિશાળ, રાત્રીએ ત્યાં રંગ રમીશું, કરાવો ઝાક ઝમાળ. ॥૨૩॥ તમારી સાથે રંગ રમું તે, મુજને શું વીતે લાહાવો; સવારે છોકરાંને વેંહેચવાને, સો મણ મીઠાઇ ભરાવો. ॥૨૪॥ એટલે કૈચો કબુલ કરશે, બોલજે બીજીવાર; કહીએ કે મ્હારે સ્વાંગ બદલવા, આપો વસ્ત્ર સણગાર. ॥ ૨૫ ॥ એટલે આપશે રાજી થઇને, તે લેઇ આવજે હાંઇ; પછી અંધારે જતી રેહેજે, રાણિના ઘર માંઇ. ॥ ૨૬ ॥ પછી રાતે નિરાંતે સુજે, ચિંતા ન ધરીશ મ્હારી; કૈચોજી મ્હારો કંથ થાશે, હું થઇશ એની નારિ. ॥ ૨૭ ॥ ઉઠ હવે વાહાણું વહી જાશે, તવ બોલી દ્રુપતિ; તમે કહોછો તેવું કહેવા જવા, મુજ મન માનતું નથી. ॥ ૨૮ ॥ ભીમ કહે ભરતાર મોકલે, ત્યાં તે ભામની જાય, તેમાં શાસ્ત્રથી દોશ નથી, જા હવે વાહાણું વાહાય.॥૨૯॥ એટલે ઉઠી દ્રુપદી સતી, રસોડેથી ચાલી; મન સંકોચતી જાય છે એ, દાંતે છેડો ઘાલી. ॥ ૩૦ ॥ કઇચાજીને કળ વળી છે, ચીંતામાં જીવ પેઠો; દાતણ પાણી લેઇને આવી, ઓટલા ઉપર બેઠો.॥૩૧॥ દાતણ કરતાં વિચા

ર કરતો; કેવારે વાહાણું વાય, બેહેનના ઘરમાંથી સયંદ્રી કરી દેઉ વીદાય ॥૩૨॥ એવામાં તો દ્રુપદી આવિ, લેવરાવવા મુખ લાવો; કૈયાયે દીઠી સયંદ્રી કહ્યું કે આવો આવો ॥૩૩॥ એટલે ચક્ષુનો ચાળો કરીને, હશીબોલી દ્રુપદી; અરેરે તમે મુમતિ છો, કળ વકળ કાંઈ નથી. ॥ ૩૪ ॥ ગાંધર્વ વાંદર રૂપે જોતો તો, છાપરા પરથી પેર; મં રંગ રમવા દીધા હોત તમને, તો મારી નાંખત ઠેર. ॥ ૩૫ ॥ પણ તમને બચાવવા માટે, ખાધો તમારો માર; તો તો તમે જીવતા રહ્યા, છો મારા કાળજા હાર. ॥ ૩૬ ॥ અત્યારે ગાંધર્વ સ્વરગે ગયા, તવ તમ પાસે આવી; કઇચોજી કહે ધન્ય સયંદ્રી, મુને તેં લીધો બચાવી. ॥ ૩૭ ॥ મુજ જીવ સારૂ તેં માર ખાધો, આ ગુણ કેમ વીસરૂં; જો પ્રેમદા તું કેહેતિ હોય તો, તારે માટે હું મરૂ. ॥ ૩૮ ॥ દ્રુપદીને મન હસવું આવ્યું, લંપટને નહી લાજ; મનમાં જાણ્યું કે મારે માટે, મરવાના છો આજ. ॥ ૩૯ ॥ કઇચો કહે હવે ઘરમાં આવો, દ્રુપદી બોલી એમ; તમ બુદ્ધી રેહેવા દો તમ પાસે, કરો હું કહું તેમ. ॥ ૪૦ ॥ ગાંધર્વ આજ રહેવાના સ્વરગે, માટે થાશે સંગ, વ્યંઢળ મેહેતાનિ નીશાળ વીશે, રાતે રમીશું રંગ. ॥ ૪૧ ॥ માટે જઇને ખાલી કરાવો, વ્યંઢળની નિશાળ; ઓછાના બીછાના દીવા બતી, કરાવો ઝાક ઝમાળ. ॥ ૪૧ ॥ રાત્રીયે ત્યાં આપણ મળશું, બીજું વચન માન્ય કરજો; સવારે બાળકોને વેહેચવાને, સોમણ મીઠાઇ ભરજો. ॥૪૨॥ કૈયોજી કહે શું મને કોહો છો, નિશાળ બનાવું કેવી, રંગાવું ધોળાવું ને બનાવું. વૈકુંઠપુરી જેવી ॥ ૪૩ ॥ જળનાં બે માટલાં ભરાવું. કષ્ટી પડે નહી તમને; બસેં મણ મીઠાઇ ભરાવું, કેહેવું નહીં પડે અમને. ॥ ૪૪ ॥ દ્રુપદી કહે વારૂ કૈયાજી, વળી વચન એક થાપો, ઘડીયે ઘડીયે સ્વાંગ બદલું, વસ્ત્ર આભુષણ આપો. ॥ ૪૫ ॥ ઝડપ ઉઠયો ત્રીયાને ત્રુઠયો, કામજ્વરે તદાકાર; જેટલા હતા તેટલા લાવી, દીધાં વસ્ત્ર શણગાર ॥ ૪૬ ॥ દ્રુપદી તે લેઇને વળી, પાછી ગઇ ભીમને રસોડે; હ્યો પીઉજી એતો થૈ ગયો ખુશી, કબુલ કર્યું બધું મોઢે ॥ ૪૭ ॥ કઇયાજી કને માગી લીધાં, વસ્ત્રોને શણગાર; જેટલું હતું તેટલું લાવી, દેતાં કરી નહી વાર ॥ ૪૮ ॥ એ કંથજી કોઇ ભીક્ષુક જઇને, કરગરે છેકાછેક; તો તે ધરમ સમજીને એને; આપે ન કોડી એક ॥ ૪૯ ॥ પુન્યના કામમાં પડે પાછો પાપનાં કર્મમાં પેહેલો; અરેરે અજ્ઞાની જીવડો, પંચ વીશયમાં ઘેલો, ॥ ૫૦ ॥ ભીમ કહે કે પુન્યને કામે, પૈસો ખરચતાં ધ્રુજે; તેવા પ્રાણીને મારગ અવળા, એની મેળે સુજે ॥ ૫૧ ॥ મુનસાદેહી ધારણ કરી, ધર્મ

ના સુજે સુધે સુધું; તેવાં કર્મથી તે પ્રાણીને, સુજે અવળું ઊંધું ॥ ૫૨ ॥ સુમારગે જે વાવરે નહીં, તેનુ કુમારગ જાય, સુપંથ ચઢયો તે પ્રાણીથી, કુપંથ નવ પળાય ॥ ૫૩॥ કુપંથનાં ફળ માઠાં મળે છે, સુપંથ સૌથી બળીયો; જો કઇયા જેવા અધરમીને, કરમે હું આવી મળીયો ॥ ૫૪ ॥ વ્હાણું વાહાશે જાતું ઠેકાણે, કહીને કરિ વિદાય; કંથની આજ્ઞા લેઇને આવી, રાણીના મેહેલમાંય ॥ ૫૫ ॥ સુદ્રષ્ણાએ મનમાં વીચાર્યું નહી સતી. સાક્ષાત; રહિ આવિ મારા કઇયાજીના, ઘરમાં આખી રાત ॥ ૫૬ ॥ રાણીયે કહ્યું આવો સયંદ્રી, હવે નહી દાસી ઘાટ, ભાઇની માનીતિ તે મારી માનીતી, બેસો હીંચોળા ખાટ ॥ ૫૭ ॥ દ્રુપતીયે તવ નીચું ઘાલ્યું; હવે શું મારે કરવું; મીથ્યા લાન્છન માંથે બેઠું, જીવ્યાથી ભલું મરવું ॥ ૫૮ ॥ વળી વિચાર્યું નાડે નરવા, તો વૈદ શું કરનાર; સાચને આંચ કદી નવ લાગે, જાણે જુગદાધાર ॥ ૫૯ ॥ એવું મન વાળીને બેઠી તેવે વાહાણું વાહાય, હરખે બસેં શેવક લૈને, કૈયો નિશાળે જાય ॥ ૬૦ ॥ ॥ વળણુ ॥ નિશાળે એ આવિયો; હરખે ભર્યો અપાર; કહે વલ્લભ તવ ધ્રુજીયો, ઈંદ્રિ તણો કુમાર ॥



## કડવું ૧૬ રાગ ભેરવીનો દોહરો.

વૈશમપાયન એણીપેર બોલ્યા,, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહીમાય. ॥ ૧ ॥ ઇંદ્રનો નંદન અરજુનજીના, પેટમાં પડી ફાળ; કેમ કઇયોજી ઝડપમાં આવે, આજ મારી નીશાળ ॥ ૨ ॥ એટલે કઇયાજી આવીને બોલ્યા. ખાલી કરો આ ઠામ; સૌ છોકરાંને છુટી આપો; આજ અમારે કામ ॥ ૩ ॥ જાઓ પેલા સામાં કોટડામાં, પડી રહો આજ રાત, વળી અહીં આવજો રેહેવાને કાલે થતે પરભાત ॥ ૪ ॥ અરજુનજીએ મન વીચાર્યું, મુને ભરાવે ઉચાળો; આ વાત સમજાતી નથી મુને, કોણ કઢાવવા વાળો ॥ ૫ ॥ એમ જાણિને અરજુન બોલ્યા. શા કામે કૈયાજી ચડીયા; કઇયો કહે આજ ગમ્મત છે અહીં, કહી ભાઇ હશી પડીયા ॥ ૬ ॥ અરજુને જાણ્યું કામી કઇયાને, ભીમ રાજી કરવાવાળો; દ્રુપતિનું કામ એણે ઊપાડયું, મને ભરાવ્યો ઉચાળો. ॥ ૭ ॥ આજ કઇયાનું મોત ભમ્યું છે, એમ મનસુબો કીધો; છોકરાંઓને રજા આપી, ગોદડી ને ઘડો લીધો. ॥ ૮ ॥ સામું કોટડું પડેલું હતું, તેમાં કર્યો વીસરામ; કૈયાજીએ શેવકોને, સોંપ્યું નીશાળનું કામ. ॥ ૯ ॥ વાળી ઝુડી

ધોળી રંગીને, કામ કર્યું અમુલ્ય; ચીનાઈખાનું ગોઠવિદિધું, કાંઇ નરાખી ભુલ્ય. ॥ ૧૦ ॥ સોને મઢેલો ઢોલીયો ઢાળ્યો, ઉશીકાને તળાઈ; જળનાં બે માટલાં ભરાવ્યાં, બસે મણ મીઠાઈ. ॥ ૧૧ ॥ હાંડી તકતા ગલ્લાસ ઘડી ચાળ, ઝુમ્મરનો નહી પાર; દીવસ છતાં દિવા કીધા, પછી નીકળ્યા બાહાર. ॥ ૧૨ ॥ દ્વાર દેઇને તાળું દીધું કૈચાજી રાજી થયો; કુંચી પોતાનિ પાસે લેઇને, રાણીના મેહેલમાં ગયો. ॥ ૧૩ ॥ દ્રુપદીને સાન બતાવી, સાંજે તતપર થાજો; આ ખીંટીએ કુંચી મુકું છું, તે લેઇને તમે જાજો. ॥૧૪॥ એમ કહી કુંચી મુકીને, સાંજે ગયો સભામાંય; ધરમ રાયે કૈચાને જોઇ, વિચાર કીધો ત્યાંય. ॥ ૧૫ ॥ રાત્રીએ તોફાન થયું તુ તેનું કરયું એણે કેમ; એવું સમજી પુછયું ધરમે; જોવા પાપીનો પ્રેમ. ॥ ૧૬ ॥ કૈચાજી આજ આખો દાહાડો, દીઠા નહિ આ ઠામ; કૈચો કહે કે આજ મારે, હતું ઘરનું કામ. ॥ ૧૭ ॥ આનંદ છો કે ઉદાશ છો એમ, પુછી જોયું કીંક રૂશી; એટલે એનાથી હશી દેવાયું, માહારાજ છેયે ખુશી. ॥ ૧૮ ॥ હઇયાનો ઉમળકો દીઠો, ધરમે ધાર્યું તે ઠામ; ભીમ વીના કોઇ ખુશી ન કરે, એણે લીધું હાથ કામ. ॥ ૧૯ ॥ કરમ ફુટયું કૈઇઆજીનુ, પોહોચી જશે જમ લોક; ભીમના હાથમાં ગયો એટલે, જીવ્યાનિ આશા ફોક. ॥ ૨૦ ॥ અરેરે ગમે તેમ કરીને, કઇઆજીને ઊગારૂં; એમ ધારીને ધરમ બોલ્યા, વચન સાંભળો મ્હારૂં. ॥ ૨૧ ॥ રાજાને પ્રધાન સાળા બનેવી; વચન મ્હારૂં થાપો; એક હીસાબ બેને માંડી આપું, જુદા બેશી કરી આપો ॥ ૨૨ ॥ એમ કહી બે પત્ર તાંબાનાં, લીધાં ધરમરાય; તેમાં એવો હીસાબ માંડયો બે દિને પુરો થાય. ॥ ૨૩ ॥ બેઉને બેઉ પત્ર બેસાડયા જુદા જુદા; કરિ આપશે તે ઘેર જાશે, નહીતો હૈ રેહેશો સમુદા. ॥ ૨૪ ॥ હેસાબ કરીને આપ્યા વિના, જાવા દેવાના નથી; એટલે કૈચોજી ગભરાયો, કામાતુર મુઢમતી ॥ ૨૫ ॥ એણે જાણ્યું કે કરી આપિને; ઝટપટ નાશી જાવું; શત્રુ થઇને બામણો લાગ્યો, ટીંખળ કાઢયું હાવું. ॥ ૨૬ ॥ એમ ધારિને ચીત્ત પરોવ્યું પણ જીવ ભમ્યો જાય; એવે સમે રાત્રી પડીકે, ભીમસેન તૈયાર થાય. ॥ ૨૭ ॥ રસોડાનાં દ્વાર બંધ કીધાં, દીવો કીધો એક; દરપણ આગળ લૈને બેઠો, સણગાર કાઢયા વિવેક ॥ ૨૮ ॥ ચાર ચીરોને ભેગાં સાંધી, એક બનાવો દીધું; હસ્તે હસ્તે ઊભો થઇને, પોતે પેહેરી લીધું. ॥ ૨૯ ॥ પછી દાબડા ઉઘેડીને સણગાર કાઢયા બાહાર; બહુ કીમ્મતના દાગીના દેખી, કળકળ્યો અપરમપાર ॥ ૩૦ ॥ અરેરે આવા અજ્ઞાનિનું, કીયે કાળે કલ્યાણ; પુન્યમાં આપવું હોયતો ન આપે

આપતાં જાયે પ્રાણ ॥ ૩૧ ॥ આ કામમાં કેવું આપી દીધું છે, પાછું વાળી નથી જોયું; પ્રભુમાં પરોવે નહી તેટલું, પ્રેમદામાંચિત પ્રોયું ॥૩૨॥ વારૂ એ પાપીને શાક્ષા કરવી, બરબડતો એમ હોઠે; શણગાર જોઇને વિચાર્યું કે, પેહેરૂં કીયે કાને કોટે. ॥૩૩॥ દોરડીના બે કટકા સાથે, સણગાર બાંધિ લીધાં; બે ચરણે બે વીંટાળીને, પગનાં ઝાંઝર કીધાં. ॥ ૩૪ ॥ કુમ કુમ ચાંલ્લો કીધો લેલાટ, નેત્રોમાં કાજળ સાર્યું; પછી દરપણમાં મુખ જોઇ, વ્રકોદરે એમ ધાર્યું, ॥૩૫॥ હવે મારૂં મુખ ઠિક દીસે છે; બની રૂપાળી નાર; મોહ પામશે મુને દેખીને, કૈયાજી ભરતાર. ॥ ૩૬ ॥ હવે હું કેમ વાર કરૂંછું. કૈયાજી બેશી રહેશે; મોડી જઇશતો સ્વામી મ્હારા, મુજને ઠપકો દેશે. ॥ ૩૭ ॥ એમ પાપીનિ મશ્કરી કરતો, ઉઠયો તેણીવાર; અંધારે ગયો નિશાળે, વાયુ તણો કુમાર. ॥ ૩૮ ॥ અરજુન સામા કોટડામાંથી, કરિ રહ્યા છે ડોકું; એમને એમ કે ચરચા જોવિ, આવે તેને ટોકું. ॥૩૯॥ એવે વાલવો ઓટલે ચઢાયો, વ્યંઢળે પુછયું એમ; અંધારે ઓટલે ચઢે છે, કોણ આવ્યું ને કેમ. ॥ ૪૦ ॥ તવ ભીમસેન ધિરે રહી બોલ્યો, તમને મળી જગો સારી; વ્યંઢળ મેહેતા આવીછું હું, કૈયાજીનિ નારિ. ॥ ૪૧ ॥ અરજુનજી તવ રહી ગયો છાનો, ટળીયો મનનો વેમ; કઇયાજીનું આજ કાટલું થાશે, થયો સચંદ્રી ભેમ. ॥ ૪૨ ॥ ભીમે નિશાળે દિઠું તાળું, દૈવત પોતે દાખ્યું; કુંચીનું કામ શું પડે એને, મરડીને ભાગી નાંખ્યું. ॥ ૪૩ ॥ દ્વાર ઉઘેડીને અડકાવ્યા, સાંકળ દઈ મહી પેઠો; રૂડો ઢોલીયો ઢાળેલો છે, તેમાં જઇને બેઠો. ॥ ૪૪ ॥ સુંદર શોભા જોઇને હરખાયો, રશીયો મ્હારો નાથ; કેવી સારી શોભા કરી છે, રંગ રમવા મુજ સાથ. ॥ ૪૫ ॥ ધીક્ક છે આવા અજ્ઞાનીઓને, અવળે મારગ મરે, દેવ મંદિરે કે હરિ કથામાં, કહેથી આવું ન કરે. ॥ ૪૬ ॥ વિષય વાતે વીતજ ખરચે, પુરણ દી ઉઠેલો; ધરમમાં કરે તરફોડા, કમરનો ફુટેલો. ॥ ॥ ૪૭ ॥ કરમનાં ફળ હમણાં મળશે, બહુ ત્યારે બે ઘડીવાર કરે ગમ્મત વિવેકની એ, પછી થયો તૈયાર. ॥ ૪૮ ॥ જાણ્યું કે પતિના આવતાં પેહેલાં, પરવારિ બેસુતો ઠીક; ડબકો દેશે ઠપકો દેશે, ધરવિ કંથની બીક ॥ ૪૯ ॥ પછી જીવ મીઠાઇમાં દોડયો, મન નવ રહયુ ઝાલ્યું; ખુણામાં ઢગલો માર્યો છે, તેમાં મોઢું ઘાલ્યું, ॥ ૫૦ ॥ પકવાન ચાવે ઘણાંજ ભાવે ખાધાનો નહી નેક; આખો ખુણો ખાલી કીધો, ન રહયો કટકો એક. ॥ ॥ ૫૧ ॥ પછી પોતે પાણી પીધુ; મનમાં રાજી હુતો; ઊદર ઉપર હાથ ફેરવતો, જઇ ઢેલીયામાં સુતો. ॥ ૫૨ ॥ બે ઘડી એમાં આળોટી ઉઠયો, પ-

છી કેવો ખેલ કાંધો; એકજ દીવો શળગાવી જુદો, એકાન્ત ઢાંકી દિધો. ॥ ૫૨ ॥ પાપી પર પછી ક્રોધે ભરાયો, પુરણ પ્રગટી રીસ; ઢોલીયાને કરી નાંખ્યો છુટે ; લીધી લાંબી ઇસ. ॥ ૫૪ ॥ ઇસ લેઇને રીસ કરીને, નિશાળમાં વળ્યો દોડી; હાંડી તકતા ગલ્લાસ ઘડીયાળ, ઝુમ્મર નાંખ્યાં ફોડી. ॥ ૫૫ ॥ ચીનાઇખાનું ચકચુર કીધું, ચાતુર નર નવ ચુકયો; તળાઇ ગોદડાં ભેગાં કરીને, તેમાં અગ્નિ મુકયો, ॥૫૬॥ કૈચાના નામની હોળી કીધી, આનંદ મનમાં હુંતો; હેલાયા પછી દ્વારે, ચરણ દઇ ત્યાં સુતો.॥૫૭॥ સુતાં સુતાં ગમ્મત કરે,ખડખડ કાઢે દંત;અરેરે હજી કેમ ન આવ્યા.કઇચાજી મુજ કંથ.॥૫૮॥ હજી ન આવ્યાહજી ન આવ્યા,કાળજું જાય છે ધીકી; પ્રાણના પ્યારા પતી મ્હારા; મારા નેત્રની કીકી. ॥ ૫૯ ॥ ચાર ઘડી જ્યાં રાત ગઇ કે, કૈચાને ચટપટી થાય, સૈરંધ્રી વાટ જોતી હશે મ્હારિ, હવે શું કરૂં ઉપાય. ॥ ૬૦ ॥ કીંક રૂષીનું કોઇ પ્રાણીથી, લોપાય નહિ વચન; તો મુજથી કેમ કરી જવાશે, આનંદનો આજ દિન. ॥ ૬૧ ॥ પેલા ભવનો શત્રુ મ્હારો, થઇને બ્રાહ્મણ લાગ્યો; આ બામણાનું નહીં થાય સારૂં, મળેલો વૈભોગ ભાગ્યો. ॥ ૬૨ ॥ વળી મન વીચારિ બોલ્યો, અરજ સુણો રૂષી; કોહોતો કાલે હિસાબ કરિએ,આજ નથી હું ખુશી. ॥ ૬૩ ॥ હું છું દુઃખી નથી સુખી, જાણોછો માહારાજ; માટે મુજને ઘેર જવાદો, માગી લેઉં છું આજ.॥ ૬૪ ॥ પેટમાં મુને ચુંક આવે છે, તેથી કહોકે જાઓ, ધરમે કહ્યું શેવકોને, લાવિ અજમો ફકાવો.॥ ૬૫ ॥ તવ દાસોએ અજમો ફકાવ્યો, કઇચો કળકળ્યો અતિ, પછી કહ્યું માહારાજ મુજથિ, બેઠા રહેવાતું નથિ. ॥ ૬૬ ॥ એટલે બોલ્યા કીંક રૂષી, શેવક કષ્ટ કાપો; કઇચાને સુવાનિ પથારિ, સભામાં કરિ આપો. ॥ ૬૭ ॥ કઇચાયે જાણ્યું શત્રુ સાચો, જવા દેવાનો નથિ; હિસાબ એનો કરિને આપું. પછી ટકું નહિ રતિ.॥ ૬૮ ॥ એવું જાણિ ચિત્ત પરોવ્યું, ગણિત કરવા જાય; બેને ત્રણ પાંચ પાંચને ચાર નવ, નવથિ નિશાળ માંય.॥ ૬૯ ॥ પેલિ ગઈ હશે વાટડિ જોશે, રોશે છેઢા વાળિ; હિસાબ ચાલે હિસાબમાં મ્હોટો, રિસાઈ જાશે રૂપાળિ. ॥૭૦॥ એમ જાણિ આડું પત્ર ધરિને, મુખમાં આંગળિ લિધિ. ચુકિત લડાવિ, સુગ ચડાવિ સભામાં ઉલટિ કિધિ. ॥ ૭૧ ॥ ધરમરાયે મન વિચાર્યું કઇચો થયો મરનારો; આયુશ એનો આવિ રહ્યો છે, ત્યાં હું શું કરનારો. ॥ ૭૨ ॥ બળાતકારે ઓકવા બેઠો. એવું જાણિ બોલ્યા એમ; જાવો કઇચાજી ઘેર તમારે, તો રહેશો કુશળ ખેમ. ॥ ૭૩ ॥ બિજે જવાથિ આ-

ચુશ ટુટે, જુઠુ ન જાણ્યું લગાર; કઇચોજી કહે વારૂ મ્હારાજા, કહિને નિકળિયો બ્હાર. ॥ ૭૪ ॥ થોડે લગિ ધિરે ધિરે ચાલ્યો, પછિથિ મુકિ દોટ; અરેરે વાટડિ જોતિ હશે, જઇ પોહોચ્યો સુંસોટ. ॥ ૭૫ ॥ વળણ. ॥ સુંસરો નિશાળે સંચર્યો, હૈયે હરખ ન માય. વ્યાસ વલ્લભ વાણિ વદે. સાંભળો સહુ શ્રોતાય. ॥



## કડવું ૧૭ રાગ સવૈયા.

વૈશમ પાયેન એણીપેર બોલ્યા સુણ જનમેજે રાય; વિસ્તારિ તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહિમાય ॥ ૧ ॥ નિશાળને એટલે કૈચોજી, ચડીયો આનંદભેર,કોટડામાંથી અરજુને જોયું,સમજ્યો સઘળી પેરા૨॥ જાણ્યું કે કૈચોજી આવ્યો; કરી કામાતુર મતી; ભીમશેનને ભોગ પડયો કે, એ જીવવાનો નથી ॥ ૩ ॥ એવામાં કૈચાએ સાંકળ ઠોકી, પ્યારી ઉઘેડો દ્વાર; એટલે ભીમે મન વીચાર્યું આવ્યો મુજ ભરતાર ॥૪॥ ક્ષીણે શબ્દે વ્રકોદર બોલ્યો, ઉઘડાવા મુમત મેલો; ઠાલાં બારણાં સપટાયાં છે જોર કરીને ઠેલો ॥ ૫ ॥ કૈચે બે ભુજ દૈ બળ કીધું, ભીમે લીધો ચરણ તવ ઓચીંતા દ્વાર ઉઘડીયાં, પાપી ઢળીયો ધરણ ॥ ૬ ॥ કુટાયું ડાચું વાગ્યું સાચું ભુમીમાં ભચકાયો અતી; ભીમ કહે અરેરે આ શું થયું, જરા જાળવતા નથી. ॥૭॥ કૈચોજી કહે જીવ ન બાળો, નથી વાગ્યું મુજ અંગ; એમ કહીને દ્વાર દીધાં, રૂજની રમવા રંગ ॥ ૮ ॥ ભીમ જઈ એક ખુણે બેઠો, બોલ્યો કુબુધિ એમ; ઓરે સચંદ્રી નોશાળ વીશે, અંધારૂ છે કેમ. ॥ ૯ ॥ ભીમ કહે હૂં જ્યારની આવિ.ત્યારનું છે અંધારૂં; મુજને કાંઇ વીતે નહી લાહાવો; ન ગમ્યું કામ તમારૂં. ॥ ૧૦ ॥ કઇઓ કહે ઠીક કાઠ કર્યો તો, તે કર્યો કોઇએ ભંગ; સવારે તેની શોધ કરીશું; હાલ ફરો મુજ સંગ ॥ ૧૧ ॥ ઓ પ્રાણ પ્યારી નેન કટારી; મારી મુને દો લાહાવો; એટલે હશીને ભીમ બોલ્યો, આ ખુણામાં આવો ॥ ૧૨ ॥ કામમાં તદ્રુપ કઇચો દોડયો, ખુશીથી ખુણે પેઠો; તવ વ્રકોદર ત્યાંથિ ઉઠિ, બિજે ખુણે જૈ બેઠો॥૧૩॥ કઇચોજી ખુણો ખોળવા લાગ્યો,થયો નહિ સમંધ;ભિમ કહે ત્યાં કયાં ખોળો છો,છતિ આંખે થયા અંધ.॥૧૪॥ કઇચોજી કહે આવું છું પ્યારિ, તારૂં બોલ્યું મિઠું લાગે; કાચ ભાગેલા ભુમિ પડેલા, પાપિના ચર્ણમાં વાગે. ॥ ૧૫ ॥ તોપણ કાંઇ ચેતતો નથિ. કામ રૂપિ અંધાપે; ભિમ ઉઠિ ગયો ત્રીજે ખુણે, કઇચો બિજે ગયો આપે

॥ ૧૬ ॥ ફોગટ ફાંફાં મારિને થાકયો, ત્રીજે ખુણે પળાય; ભિમે ભમાડ્યો બે ઘડિ સુધિ. કઇચો અતિ અકળાય ॥ ૧૭ ॥ ઓ મ્હારિ વાહાલિ ખોળાવે ખાલિ, મળો તો માનું પાડ; જાણિ જોઇ હાથ આવતાં નથિ, મુને કરો છો લાડ ॥ ૧૮ ॥ ભિમ કહે તમને ન કરૂં તો; બિજા કોને લાડ થાય; કઇચોજી કહે નથિ રેહેવાતું, મળો હું લાગુ પાય. ॥ ૧૯ ॥ ભિમે જાણ્યું બહુ અથડાવું, તો મુજ કંથ રિસાશે; પછિ ઘર હું ગરિબડિનું મંડાતું ભાગી જાશે. ॥ ૨૦ ॥ એવું જાણી ઉલટ આણિ. ઉઠયો વાયુ સુત બળીયો; આવો કંથજી કહીને ગયો, કઇચાજીને મળીયો ॥ ૨૧ ॥ સામા સામી બેઉ અથડાયા, કર અન્યો અન્ય ઝાલવો; કઇચાયે જાણ્યું નોહોય શૈરંધ્રી, આતો છે વારવાલવો, ॥ ૨૨ ॥ ભીમે કહ્યું કે ભરથાર આવો. કહિ બોચીથી ઝાલ્યો; માથા ઉપર ફેરવીને, તરત બગલમાં ઘાલ્યો. ॥ ૨૩ ॥ કઇચાની કાયા કંપવા લાગી, જાણ્યું કે મળીયાં પાપ, ભુલ્યો ચુકયો ને જખ મારિ, મુકી દો મા બાપ. ॥ ૨૪ ॥ ભીમે કહ્યું કે પરનારીના, સ્વાદ બતાવું તમને; અરે પીઉજી અકળાશો નહી; તમ તુલ્ય કયાં મળે અમને. ॥ ૨૫ ॥ સતિ સામી કુદ્રષ્ટ કીધી, તેનું મળે છે લાંહાંણુ; એમ કહિને બગલ દબાવી, કાઢી નાંખ્યો પ્રાણુ. ॥ ૨૬ ॥ પછી મડદુ ભુમી નાંખ્યું, પરાક્રમી પ્રાણી કહાવ્યો; ગુપત દિપક ઢાંકી મુકયો નો, તે દિવો ત્યાં લાવ્યો ॥ ૨૭ ॥ નિરખી કૈચાનું મોઢું જોયું, ત્યારે વદ્યો વાયુ કુમાર; અરેરે તમો મરણ પામ્યા; ઓ મારા ભરથાર. ॥ ૨૮ ॥ હું ગરિબનું ઘર ભાગ્યું; હેવાતણ ઉતરીયું; લાડ હવે મને કોણ લડાવે, સંસારનું સુખ હરીયું. ॥ ૨૯ ॥ એવિ રીતે મશ્કરી કરતો, દુષ્ટને દીધું દુઃખ; દિપક ઉપર મેંશ પાડી; કાળું કીધું મુખ. ॥ ૩૦ ॥ કૈચાને મોઢે મેંશ ચોળી, તવ દીશ્યું મુખ વિહિલું; નાશીકાથી તાળવા સુધિ, ચુનાનું તાણ્યું ટીલું. ॥ ૩૧ ॥ હોઠ ઉપર પણ ચોડયો ચુનો, બનાવ્યો ભુતનો ભાઇ; પછી કૈચાનિ લીધી પીછોડી, પાથરી નિશાળ માંઇ. ॥ ૩૨ ॥ તેમાં કઇચાનું મડદુ મુકયું. બળવંતો નર આંધી; હાથ ચરણ અંગ ભેળું કરીને, કઇચાની ગાંસડી બાંધી. ॥ ૩૩ ॥ ડોકું કઇચાનું બાહાર રાખી, ભીમે. ઉપાડી લીધો; બીજે હાથે નિશાળ કેરો, પાટડો ઉંચો કીધો. ॥ ૩૪ ॥ ભીંત પાટડામાં પોલાણુ પડીયું, તેમાં ગાંસડી ઘાલી; મડદાનું ડોકું બાહાર રાખ્યું, પાટડો મુકયો ખાલી ॥ ૩૫ ॥ વજન પાસાણના પાટડાનું, આવ્યું અપરમપાર; હાડે હાડ કચરાયાં કઇચાનાં વછુટી રૂધીર ધાર. ॥ ૩૬ ॥ થાંભલે તેના ઉતર્યા રેલા, જોયું સતિને સુત;

નસે વળગેલુ ડોકું લબડે, દેખાયું કાળું ભુત. ॥ ૩૭ ॥ વળતું વ્રકોદરે વિચાર કીધો, રાજા કોઇને નડશે; હું અપરાધીને નહી આલે, ગરીબને શીશ પડશે ॥ ૩૮ ॥ એવું જાણી વાયુ સુતે, કીધો વડો વિવેક; પાટડા નિચે થાભલા ઉપર, દોહરો લખ્યો એક. ॥ ૩૯ ॥ પરનારિશું રંગે રમતાં, ખેલ કરતાં હાર્યો; રાજાનો સાળો કઇચોજી તે, મેં માર્યો મેં માર્યો. ॥ ૪૦ ॥ એવુ લખીને નિકળીયો; નિશાળનાં દઇ દ્વાર; ધીરે રહિ કહ્યું અરજુનજીને, તું નવ નિકળીશ બ્હાર. ॥ ૪૧ ॥ એમ કહીને ગયો રસોડે, સીતળ જળે સ્નાન કીધું; અગની સળગાવી વસ્ત્રને જરીયાન, સઘળું સળગાવિ દિધું. ॥ ૪૨ ॥ પછી નિવૃતિથી સુતો, એવે વ્હાણું વ્હાય; એટલે ગામનાં છોકરાં તે ભણવા નિશાળે જાય. ॥ ૪૩ ॥ દ્વાર ઉઘેડી નિશાળમાં પેઠાં, કાચના કટકા ભાળે, ડાહ્યાં છોકરાં સાવરણી લૈ. વાશીદું મહી વાળે. ॥ ૪૪ ॥ કૈ છોકરાં મહી મસ્તાઈ કરે, કૈ ભણે કઇ ભણાવે, કૈ છોકરાં હીસાબ ગણે છે, કૈ છોકરાં ગણાવે. ॥ ૪૫ ॥ કંઇક લખેને કંઇક લખાવે કંઇ બેઠા પાધરા તિર; એવામાં એક છોકરાયે, થાંભલે દિઠું રૂધીર. ॥ ૪૬ ॥ એક જણાયે દોહરો વાંચ્યો, બીજાયે વેમ ધાર્યો; સૌ છોકરાં કહે આ શું બોલ્યો, શું તેં કઇયો માર્યો. ॥ ૪૭ ॥ એમ કરતાં જરા ઉંચું જોયું, ભય પામ્યા સહુ સુત; ડોકું દેખી બહાર નાઠાં, નીશાળમાં છે ભુત ॥ ૪૮ ॥ નગ્ર તણુ. લોક સાંભળીને, ભયભિત થયું હરાયું; વાતો કરે કે બાળક કુમળાં. જાણીને ખાવા ભરાયું ॥ ૪૯ ॥ કંઇ લોક કહે છે વાતજ ખોટી, નહી સાચું એ તુત; બારણેથી જુએ લબડતું ડોકું, તવ સત્ય માને ભુત ॥ ૫૦ ॥ કંઇક અવળચંડા લોકો, ગમ્મત કરવિ ધારે; બારણે રહીને કાંકરા લઇને, ધારિ ભુતને મારે. ॥ ૫૧ ॥ ડોકાને વાગે ડોકું હાલે, અર્થ લોકો કેવો લે છે; જુઓ એ ભુત ડોકું હલાવિ, મારવાની ના કહે છે. ॥ ૫૨ ॥ એ રીતે ત્યાં તોફાન મચ્યું, બધે થયું પ્રખ્યાત; એવો હોબાળો અતિ થયો, રાજ્ય સભા ગઈ વાત ॥ ૫૩ ॥ વઇરાટે કહ્યું કીકરૂશીને, આ વાત સાચિ કે તુત; ધર્મ મનમાં સમજી ગયા કે, ભીમનું કરેલું ભુત ॥ ૫૪ ॥ ધરમ કહે જોવા જઇએ, તે પછી સુજે વીચાર; એમ કહી વઇરાટને લેઇ ધરમ નીકળ્યા બાહાર. ॥ ૫૫ ॥ વળણ ॥ બેઉ જણ જોવા નીકળ્યા, નિશાળે એ જાય; વલ્લભ કહે ચઢયા એટલે, જોવા પેઠા માંય. ॥



# કડવું ૧૮ રાગ સાખીની ચાલ.

વૈશમ પાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજ ને સંભળાવું, વૈરાટ પર્વ મહીમાય. ॥ ૧ ॥ નિશાળમાં પેઠા રાજા રૂશી, વ્યાકુળ થયું છે મન; દોહરો દેખી વાંચવા લાગ્યો, જે વૈરાટ રાજન. ॥ ૨ ॥ પરનારીશું રંગે રમતાં, ખેલ કરંતા હાર્યો, રાજાનો સાળો કૈચોજી તે મેં માર્યો મેં માર્યો. ॥ ૩ ॥ ધરમે જાણ્યું ભીમની યુકતી, બોલ્યા મુખથી એમ; શું રાય તમે કૈચાને મારયો, એવું બોલોછો કેમ ॥ ૪ ॥ વૈરાટ કહે લખ્યું છે કોકે, એમાં શી મહારી કસુર; પછી લબડતું દોકું જોયું; વિચાર ઉપન્યો ઉર. ॥ ૫ ॥ ધરમ કહે ઓરે રાજા, ભુત પ્રેત નહી આ તો; પુરણ મહારા વીચાર વડે, કઇચોજી દેખાતો. ॥ ૬ ॥ બોલાવો શેવક મોં ધોવરાવો, એટલે એ ઓળખાય; વૈરાટ રાયે અનુચર તેડી, મુખ ધોવરાવ્યું ત્યાંય. ॥ ૭ ॥ વસ્ત્ર વતિ લુંછાવી નાંખ્યું, ઓળખીયો પ્રધાન; એટલે આવ્યા નવાણું કૈયા, ઘણું મચ્યું તોફાન. ॥ ૮ ॥ એવે સુદ્રષ્ણાયે વારતા જાણી, આંસુ ચાલ્યાં નેન; રડતો રાણી આવિ નીશાળે, કઇચાજીની બેહેન. ॥ ૯ ॥ સરવે મુખ જોઇ ઓળખી લીધો, કઇચોકિચક એહ; કયાં ગયારે વંઢળ મેહેતા, પુછતાં ટળે સંદેહ. ॥ ૧૦ ॥ શેવકે સામી કોટડીમાંથી, મેહેતાને ઉઠાડી આણ્યા; આંખો ચોળતા અરજુન આવ્યા, જાણે અતિશે અજાણ્યા. ॥ ૧૧ ॥ વૈરાટ રાજા પુછવા લાગ્યો, અરજુનજીને એમ; તમે તમારી નીશાળ મુકી, કોટડામાં પડયા કેમ. ॥ ૧૨ ॥ અરજુન કહે મને શું પુછો, હું તો રાખું વાત છાની; પણ આ નીશાળના છોકરાની, પ્રથમ લ્યો જુબાની. ॥ ૧૩ ॥ એટલે છોકરાં બોલી ઉઠયાં, નહીં કહીએ વાત જુડી; કાલે તમારા કઇચાજીએ, સહુને અપાવી છુટી. ॥ ૧૪ ॥ આવી અમારા મેહેતાને કહ્યું, બીજે કરો વિસરામ; આજનો દાહાડો ને આજનિ રાત્રી, નિશાળમાં મ્હારે કામ. ॥ ૧૫ ॥ એમ કહીને મેહેતાજીને, કાહાડયા કોટડામાંય; અમને સહુને ઘેર કાહાડયા, એટલી બની બીનાય. ॥ ૧૬ ॥ પછી અરજુનજી એમ બોલ્યા, સાંભળી લ્યો ભુપતિ; કોટડામાં રહ્યા પછી શુ થયું, તે કાંઇ જાણતો નથી. ॥ ૧૭ ॥ એટલે બોલી રાણી સુદ્રષ્ણા, હું સમજીછું તમામ; રૂપાળી સચંદ્રી મારા ઘરમાં, તેણે કર્યું આ કામ. ॥ ૧૮ ॥ એટલે દોડયા નવાણું કઇચા, રાણીના મેહેલમાં આવ્યા; દ્રુપદીનો ચોટલો ઝાલીને, ખેંચી બારણે લાવ્યા. ॥ ૧૯ ॥ બહુ માર મારે દયા ન ધારે, નગ્ર તણા લોક ભાળે,

મારતા મારતા ઘસરડીને, લઈ આવ્યા નિશાળે. ॥ ૨૦ ॥ ઘરમે જોયુ. ત્રાસ પડીયો, મુખથી બોલ્યા એમ; કઇયો મુઆનું નિશ્ચે કર્યા વણ; એને મારો કેમ. ॥ ૨૧ ॥ એકવાર મડદું બહાર કાઢી, કરી જુઓ તપાસ; તે વિના તમે મારોછો તે, મુને પડે છે ત્રાસ. ॥ ૨૨ એટલે સરવે મારતી મુકી, વૈરાટ વદયો વચન; મડદું કાઢવા પાટડો ઉચકો, મળીને સઉ જન. ॥૨૩ ॥ એટલે અનેક યોદ્ધા વળગ્યા, પાટડે નીશાળ માંય; પણ પાશાણુનો વજન વાળો, જરા ન ઉચો થાય. ॥ ૨૪॥ એટલે બોલ્યો વૈરાટ રાજા, ચાર અનુચર જાઓ, રસોડેથી વીર વાલવાને, જઇને બોલાવી લાવો. ॥ ૨૫ ॥ એટલે અનુચર ગયા રસોડે, વાલવા ચાલો નીશાળે; મોટા કઇયાજી મરણુ પામ્યા, માટે તેડયા ભુપાળે. ॥ ૨૬ ॥ સાંભળી ભીમસેન બ્હાર આવ્યો, બોલ્યો બતાવી તાપ, કૈયાને કોણુ મુઓ કેહે છે, મરે તમારો બાપ. ॥ ૨૭ ॥ એમ કહીને ડોળા કાઢયા, નાઠા અનુચર ચાર; નિશાળે આવીને એમ કહ્યું, માન્યું ન વાલવે લગાર. ॥ ૨૮ ॥ એ કેહે છે મરે બાપ તમારો, કૈયાને શું થાય; રાણી કહે કોઇ માને ન સાચું, હું તેડવા જાઉં ત્યાંય. ॥ ૨૯ ॥ એમ કહીને રાણી ચાલી, સાથે શેવક લોક; રસોડે આવી સુદ્રષ્ણાએ, કારમી મુકી પોક. ॥ ૩૦ ॥ ઓ વાલવાભાઇ બારણે આવો, દાઝે અંતઃકરણ; બંધવ મ્હારો મ્હોટો કૈયો; પામ્યો રૂપાળીથી મરણ. ॥ ૩૧ ॥ એવું ભીમે સાંભળ્યું ને, મ્હોપર દરસાવ્યો શોક; મીથ્યા માથાં કુટતો નીકળ્યો; કૈયાની મુકી પોક. ॥ ૩૨ ॥ ઓરે મારા મીત્ર કૈયાજી, કયાં થયો કાળો કેર; તારિ પછાડી પીન્ડ પાડું, ઘોળીને પીઉ ઝેર. ॥ ૩૩ ॥ એમ કહીને પડતું નાંખ્યું, જુવે શેવક સાથ; છાતિ માંથુ કુટવા લાગ્યો, રાણીયે ઝાલ્યો હાથ. ॥ ૩૪ ॥ ઓ વાલવા ભાઇ આમ ન કરતાં, નિશાળે તમે ચાલો; ભીમ કહે કે એના જેવો, બીજો નોહોતો મને વ્હાલો. ॥ ૩૫ ॥ સુદ્રષ્ણા ભાઇ ભાઈ, કહી ફોસલાવિ લાવ્યા, વાલવો શેવક ને સુદ્રષ્ણા, નીશાળે ચાલી આવ્યાં. ॥ ૩૬ ॥ એટલે વૈરાટ નવાણું કૈયા, રડવા લાગ્યા અપાર; તે જોઇ ભીમને સુર ભરાયું, પ્રૌઢ કરે પોકાર. ॥ ૩૭ ॥ પૃથ્વીમાં પછાડયો-નાંખે,પાડે કારમી ચીસ; મનમાં હસે ચરણુ ઘસે; પાડે ચીસા ચીસ. ॥ ૩૮ ॥ અરેરે મારો મીત્ર મુઓ; મારે જીવી શું કરવું; લાવોરે કોઇ કટારી માહારે, પેટે મારીને મરવું. ॥ ૩૯ ॥ વૈરાટ રાજા નવાણુ કૈયા; વાલવાજીને વારે;બહુ સમજાવે શાન્તી આપે, તેમ રડે છે વધારે. ॥ ૪૦ ॥ જેને તે એના હાથ ઝાલે, થઈ રહી હુકાહુક; આંસુ ન આવે વાંકે વળીને, આંખોએ ચોપ

કે શું ક. ॥ ૪૧ ॥ ધર્મ રાજા જોઇ રહ્યા છે, કુટના શો પડયા મંડી; મન જાણ્યું ચોર શાહુકાર થયો, એ ભીમડા પાખંડી. ॥ ૪૨ ॥ ધાંધલ જોઇ ધરમ રાજા, બોલ્યા તેણી વાર; ઓ વાલવા હવે રડવું મુકી, મડદું કાહાડો બાહાર. ॥ ૪૩ ॥ એમ કહીને હાથ દબાવ્યો, મુકી દે તારાં ચરીત્ર; ભીમે કહ્યું કે આ કીંક રૂશી, ખરો ગયો મુજ મીત્ર. ॥ ૪૪ ॥ અરેરે મામારો સાચો સનેહી, ખબર લેતો પ્રભાતે; ઓચીંતું એને શું થયું, મુને મળ્યોતો રાતે. ॥ ૪૫ ॥ ધર્મ કહે મળ્યો હશે ભૈ. નહી વેણ તારૂં કાચું; ભીમ કહે મીઠાઇ ખવરાવિ, માહારાજ માનજો સાચું. ॥ ૪૬ ॥ એક એકના અમે હાથ ઝાલ્યાતા, પદીતી ગમ્મત ઝાઝી; ધરમે કહ્યું કાનમાં ભાઈ, તારી દગલ બાજી. ॥ ૪૭ ॥ ઉઠ હવે તું કાઢ મડદું, ભીમ વદયો વચન; હાથો હાથનું કામ છે ભૈ. ચાલો સરવે જન. ॥ ૪૮ ॥ એમ કહી નીશાળમાં ચાલ્યો, ઝાઝા સેવક સાથ; પાટડો ઉંચો કરવા સરવે. દીધા પાટડે હાથ. ॥ ૪૯ ॥ શેવક સઘળા બળ કરે છે, મુખ કરે છે બકોર; એટલે ભીમે હાથ દેઇને, જરાક કીધું જોર. ॥ ૫૦ ॥ તવ તે પાટડો ઉંચો થયો, મડદું કાઢયું બાહાર. ઓળખ્યા આભુષણ કૈયાના, પુરણ થયો પોકાર. ॥ ૫૧ ॥ નવાણું કૈયા નિશાળમાંથી, પુરણ કોપે ચડીયા; દ્રુપદી જ્યાં બેઠી ત્યાં જૈને, મારવા તુટી પડીયા. ॥ ૫૨ ॥ ભીમ કહે કેમ એને મારોછો, શો મનસુબો ધાર્યો; સુદ્રષ્ણા કહે વાલવા વીરા, એણે કઇચાને માર્યો. ॥ ૫૨ ॥ ભીમ કહે નીશ્ચે કરવાદો, તે પછી વાટ વડીયે; સાચું જાણ્યા વણ મારીયે તો, રોમ રોમ નરકે પડીએ. ॥ ૫૪ ॥ એમ કહીને ભીમ બોલ્યો, વીત્યામાં નહી રહે કાચું; વૈરાટને કીંકના સાંભળતાં. કેહેજે સાચે સાચું. ॥ ૫૫ ॥ આ કઇચાને કોણે માર્યો, દ્રુપદી વદી વચન; સાંભળજો સત્યે સત્ય કહુંછું, ઓ વૈરાટ રાજન. ॥ ૫૬ ॥ કઇચાજી મુજ કેડે પડયો તો, રોકી હતી એક રાત; મારે માંથે ગાંધર્વો છે તે, તેમણે જાણી વાત. ॥ ૫૭ ॥ જ્યારે તમ ઘેર આવિ રેહેતા, ત્યારે કહીતી પેર; તે મારા કોઇ એક ગાન્ધર્વે, કઇચાને મારેલો ઠેર. ॥ ૫૮ ॥ હું અબળા શું નરને મારૂં, એવી શું હિમ્મત ઝાલું; માર્યો માનો તોયે પાટડા વિશે; શી રિતે હું ઘાલું. ॥ ૫૯ ॥ ભીમ કહે આ સાચું કહે છે, સત્ય અનુમાન થશે; ગાંન્ધર્વ એનો મ્હારા જેવો, તેણે મારયો હશે. ॥ ૬૦ ॥ કીંકરૂશી કહે ઓ વાલવાજી, સાચું છે તારૂં વેણ; એ બધી વાત મુકીને, મડદાને દો દેહેણ. ॥ ૬૧ ॥ વળણ. ॥ મડદાને હવે દેણદો, ધરમે કહ્યું મુખ એમ; કહે વલ્લભ તવ વાલવે, ઘાલ્યો રાયને વેમ.

# કડવું ૧૯ રાગ સવૈયો.

વૈશામ પાયન એણી પેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહીમાય. ॥ ૧ ॥ ભીમ કહે ઓ વૈરાટ રાજા, બરોબર જાગ્રત થાજો; ગામ સાચવવું સ્મશાન સાચવવું, જોઈ વિચારી જાજો ॥ ૨ ॥ તમારે માથે ગાંન્ધર્વ એના, શત્રુ માનજો સત્ય; જેના તેવા સ્મશાન જશો તો, ગાંન્ધર્વ કરશે ગત. ॥ ૩ ॥ સરવ મળી સ્મશાન જશો તો, ત્યાં આવતાં એ ડરશે; પણ ગામ સુનું રહેશે તેથી, ગામ ઉજડ કરશે. ॥૪॥ સાંભળી વૈરાટરાય ગભરાયો, ધર્મને પડયો વીચાર; ભીમે આ ગેડ ગોઠવી શાથી, સમજાયો નહીં સાર. ॥ ૫ ॥ એવે બોલ્યો વૈરાટ રાજા, કહો વાલવા કેમ કરિએ; પેહેલેથી ચેતીયે નહીં, તો પાછળ પસ્તાઇ મરીયે. ॥ ૬ ॥ ભીમ કહે કે તમારે માટે, મુજને બહુ ચીંત્તાય; તમે સ્મશાન જાશો નહીંને, રક્ષા કરો ગામ માંય. ॥ ૭ ॥ ચાર ક્ષોણી સેન્યા લેઇને, ઉભા રહે આ બજાર; નજર રાખજો દશે દીશા, હાથ ગ્રહિ હથીઆર. ॥૮॥ નવાણું કૈચા મડદું ઉપાડે, હું રખવાળો થાઉં, સૈયંદ્રીને બાળવી ભેગી હું લેઈ જોડે જાઊં ॥ ૯ ॥ અમો નગ્રનિ બાહાર નીકળીયે, તમે સાવધ રહેજો; નગ્રના દરવાજા બંધ કરીને, સાંકળ તાળાં દેજો ॥ ૧૦ ॥ ગાન્ધર્વ કઇચાનું રૂપ ધરીને, કદાપી દરવાજે આવે; કેહેશે કે હું કઇચોજી છું એમ કહી ઉઘડાવે ॥ ૧૧ ॥ તો પણ મારા આવ્યા વીના; ઉઘેડવાં નહી દ્વાર; જો ગફલતમાં ઉઘેડશો તો થાશે હાહાકાર ॥ ૧૨ ॥ મશાણમાં કદિ આવશે ગાન્ધર્વ, તો હું સામો લડીશ; અમારી ચીંતા તમે ન કરશો, સહુને પુરો પડીશ. ॥ ૧૩ ॥ વૈરાટ રાજા ચરણે લાગ્યો, સાબાશ વાલવીર, ગામમાં ચોકી અમે કરશું હાથમાં ઝાલી તિર. ॥ ૧૪ ॥ એટલે ધરમ રાજા સમજ્યા, ડાહાપણથી વાળે દાટ; ભીમે નવાણું કઇચાનો, ઘડવો ધાર્યો ઘાટ. ॥ ૧૫ ॥ અરેરે એ ગજબ થાશે, ભીમ જરા નહી ત્રાશે, સાન કરીને કીક રૂશીયે, વાલવો બોલાવ્યો પાસે. ॥ ૧૬ ॥ કાનમાં કહ્યું છાનું માનું, તું ન કરે કોનું વાર્યું; હું સમજ્યો છું, સૈ કઇચાનું, રોશણુ વાળવું ધાર્યું. ॥ ૧૭ ॥ ભીમ કહે તેમાં તમારે શું, ધરમ બોલ્યા એમ; વગર વાંકે નવાણુંને, મારવા દેઉં કેમ. ॥ ૧૮ ॥ ભીમ કહે લાખા ભોવનમાં મેં તો સોગન ખાધા; જાણોછો અગની કાકાની. રાખેલી છે બાધા, ॥ ૧૯ ॥ તે બાધા મુકવી ધારી છે, માટે છાના રહો વીર; ધર્મ કહે એમ નથી કરવું, કંપે મારૂં શરીર. ॥ ૨૦ ॥ ભીમ કહે કે ઠીક છે ભાઈ, કહીને અળગો જાય; સઉને જીવાડવા વૈરાટ પ્રત્યે, બોલ્યા ધરમ

રાય, । ૨૧ । ઓરે વૈરાટ કાંઇ ભય નથી, જાઓ સઉ સમશાન; વાલવો કહે છે તે સહુ ખોટું, સાચવશે ભગવાન. ॥ ૨૨ ॥ ભીમ કહે ત્યારે ખુશી તમારી; સાચું છે બોલવું મારૂં ઓ રૂશી જેનું અન ખાઓ તેનું, કાંઇક તાકો સારૂં. ॥ ૨૩ ॥ ધર્મ રાજા મનમાં ચીડયા, આ સારૂં તાકનારો; ભીમ કહે કે વૈરાટ રાજા, વીચાર શું છે તારો. ॥ ૨૪ ॥ અગમ બુદ્ધી વાણીયોને, પાછળ બુદ્ધી બ્રહ્મ; તેમનું કહ્યું માનવાથી, થાશે ધમાધમ ॥ ૨૫ ॥ એટલે વૈરાટ નવાણું કઇચા, બોલ્યા કરીને અવાજ; વાલવાજી બંધું ઠીક કહે છે, બોલશો નહિ માહારાજ ॥ ૨૬ ॥ વાલવાનું કહયું કરીશું, બોલ્યા વાણી કરડી; ભીમે ધર્મને સાન કરીને, છાની મુછો મરડી ॥ ૨૭ ॥ એટલે ધર્મ રાજા ગયા, રાજ્યસભાનિ માંય; વૈરાટ રાયે આયુધ લીધાં, તૈયાર કરી સૈન્યાય ॥ ૨૮ ॥ નગ્રના લોકો શ્મશાન જાવા. આવેલા ભલી પેર; તોફાનની વારતા જાણીને, જતા રહ્યા સહુ ઘેર. ॥ ૨૯ ॥ નવાણું કઇચાએ મડદું બાંધ્યું, ઉંચકી સૌ સાથ ચાલ્યો; વ્રકોદરે ક્રોધ કરીને દ્રુપદીનો કર ઝાલ્યો. ॥ ૩૦ ॥ સહુ નગ્રની બાહાર નીકળીયા, ભીમે મચાવ્યો ધંધ; વૈરાટરાયે ચારે દીશાના દરવાજા કીધા બંધ ॥ ૩૧ ॥ સાંકળ ભોંગળ તાળાં દીધાં, એ ભીમશેનનો બોધ; કીલ્લા ઉપર આયુધવાળા, ફરતા મુકયા યોદ્ધ ॥ ૩૨ ॥ ભીમે તેમને બાહારથી કહ્યું, સાચવજો બહુ પેર; આવશે ગાન્ધર્વ કઇચાને વેશે, દેખો તો મારજો ઠેર ॥ ૩૩ ॥ એવી આગળથી પાળ બાંધી, પોતે ચતુર સુજાણ; આગળ કઇચા પાછળ પોતે, આવ્યા સર્વ મશાણ ॥ ૩૪ ॥ કૈચાએ મડદુ ઉતાર્યું, સતી ગ્રહિ બેઠો ભેમઃ સરવે કઇચા પુછવા લાગ્યા, વાહાલવા કરીએ કેમ ॥ ૩૫ ॥ ભીમ કહે કે મરનાર કઇચો; શું લેઇ ગયો સાથ, અફળ ફેરો એનો ગયો છે, ન થયું પુન્યદાન હાથ. ॥ ૩૬ ॥ માટે પોતાનો ભાઈ જાણીને, ભલાઇથી સહૂ ભાળો; વનમાંથી બહુ કાષ્ટ લાવીને મ્હોટી ચીતામાં બાળો, ॥ ૩૭ ॥ વળણ ॥ બાળો બહુ અગની થકી, કઇચા કબુલ થાય; પચીસ પચીસનું જુથ કરી, ચારે દીશા જાય. ॥



# કડવું ૨૦ રાગ ધન્યાશ્રી

વૈશમપાયન એણીપેર બોલ્યાયા, શુણુ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહીમાય ॥ ૧ ॥ પચીસ ગયા દક્ષીણ દીશા, પચીસ પુર્વ દીશાય, પચીસ ગયા ઉત્તર દિશા; ચોવીશ પશ્ચીમ માંય

॥ ૨ ॥ એટલે બોલી દ્રુપદી સતિ, એ મ્હારા ભરતાર; મોટાં ચીતા ખડકાવો છો, શું છે તમારો વિચાર. ॥ ૩ ॥ ભીમ કહે તું સુણ સૈરંધ્રી, ધુમ્ર જવાનિ વ્યોમ; એકની જોડે નવાણુંનો, કરવો ધાર્યો હોમ ॥ ૪ ॥ દ્રુપદી કહે કંથ મ્હારા; બીજાએ શાં કર્યા પાપ; મુજથી દેખી ખમાશે નહી, મરવાના અદપિ ॥ ૫ ॥ ભીમ કહે કે ગમ્મત પડશે; જોવાની અપ રમપાર; ઉંચા નીચા કુદશેને, મુખ કરશે પોકાર ॥ ૬ ॥ સતી કહે મારૂં કાળજાું ફટકે, શાને મારો સહુ કોઇ; ભીમ કહે બાધા મુકવિ છે. બેસજે આડું જોઇ. ॥ ૭ ॥ એવામાં દક્ષિણ દીશાથી, પચીસ કૈયા આવ્યા; કાષ્ટ તણા ભારા બાંધીને, માંથે ઉચકી લાવ્યા. ॥ ૮ ॥ તેની ભીમે ચીતા ખડકી, લાંબી પોહોળી મોટી; વળતું વ્રકોદર એમ બોલ્યો, શીદ સહુ થાવોછો ખોટી. ॥ ૯ ॥ કાષ્ટ વધારે જોઇતાં નથી, તો નવરા શીદ ઢુંકો; શબ સુવાડો ચીતા વીશે, પછી અગની મુકો. ॥ ૧૦ ॥ તવ કૈયાએ મડ ઢુ મુક્યું, કર્યો અગની સંસકાર; ભડ ભડ અગની ચોદશ લાગ્યો, બોલ્યો કુન્તી કુમાર. ॥ ૧૧ ॥ તમારો કૈયો કમોતે મુઓ, માટે કરો એક કામ; ઓળબંધ ચીતા કને ઉભા રહી, સમરો શ્રી રામ રામ ॥ ૧૨ ॥ તવ કૈયા કહે સાચું કહોછો, સમરીએ શ્રીરામ; ચીતા કને ઓળબંધ ઉભા સમરે પ્રભુનું નામ. ॥ ૧૩ ॥ ભીમ પચીસની પુઠે ઉભો, મનમાં કર્યું સ્તવન; અગની કાકા બીજી માના, સો આપુંછુ તન. ॥ ૧૪ ॥ તે તું તારે માનિ લેજે, કહી લાંબા કર્યા હાથ; પચીસ પાપી ઉભા રહેલા, તેને ભીડાવી બાથ. ॥ ૧૫ ॥ ઉંચા નીચા થયા કૈયા, ભીમે ઉચકી લીધા; ઉચકી ઉંચા કરી હીલોળ્યા; ચીતામાં ફેંકી દીધા. ॥ ૧૬ ॥ તે તાપમાં તરફડવા લાગ્યા આડાને અવળા ફાલ્યા; ભીમે બળતું કાષ્ટ લેઇને, અગનિમાં ગડબી ઘાલ્યા. ॥ ૧૭ ॥ ઉપર બીજાં કાષ્ટ નાખ્યાં. પુરવના તવ આવ્યા, તેમનાં કાષ્ટ ચીતામાં નાંખી, ભીમે પાશે બોલાવ્યા. ॥ ૧૮ ॥ છો તમે સહુ મુરખ જેવા, બહુ લાવો શું કરવા; દક્ષીણમાંના અગની મુકીને, ગયા લાકડાં ભરવા. ॥ ૧૯ ॥ માટે તમો હવે ન જાશો, એક કરો શુભ કામ; ચીતા પાસે ઉભા રહિને, ભજો શ્રી રામ રામ. ॥ ૨૦ ॥ કૈયાએ જાણ્યું ખરૂં કહે છે, વીવેકના મનસુબા; ચીતા પાસે કરજોડીને, ભજન કરવા ઉભા. ॥ ૨૧ ॥ પુંઠેથી ભીમે બાથ દિધ, અચેત ઉચકી લીધા; અગનિ કાકા આનિ લેજે, કહિને હોમી દિધા. ॥ ૨૨ ॥ ઉંચા નિચા કુદવા લાગ્યા, બહુ તરફડતા હાલે; વાયુ નંદન બળતે કાષ્ટે, ગડબીને મહી ઘાલે. ॥ ૨૩ ॥ એટલે ઉત્તર દિશાના આવ્યા. તેને પણ કર્યું એમ; પશ્ચીમમાંથી ચોવીશ

આવ્યા, એટલે બોલ્યો ભીમ. ॥ ૨૪ ॥ ભાઇ તમે કોઈ હવે ન જાશો, મારૂં વાર્યું કરો, ઓળબંધ ઉભા રહીને, ધ્યાન પ્રભુનું ધરો. ॥ ૨૫ ॥ એટલે ઉભા ઓળ કરીને, સમરે વૈકુંઠ નાથ, વાયુ નંદન વ્રકોદરે, પુંઠેથી દીધી બાથ ॥ ૨૬ ॥ એક કઇચો તવ ચેતી ગયો, વાલવો જાણ્યો માઠો, વ્રકોદરનિ બાથમાંથી, વચકળીને નાઠો ॥ ૨૭ ॥ એણે જાણ્યું સૈયંદ્રીને વાલવો છે એક; નાશીને કેટલે હું જવાનો, ગયેલો ઝાલશે છેક. ॥ ૨૮ ॥ એવું જાણી દ્રુપદી પાસે આવિને જોડયા હાથ; ઓ બાઇ તારે શરણે હું આવ્યો, જીવતદાન દે માત ॥ ૨૯ ॥ દ્રુપદીને તવ ઊપનિ દયા, ખેલ કેવો એણે દાખ્યો; ઓઢેલું ચીર અળગું કરીને, પુંઠળ ઉભો રાખ્યો ॥ ૩૦ ॥ પછી તે ચીર ઓઢી લીધું, ખરેખરિ કરિ ખુબી; વાયું નંદન કાંઇ ન ચેતે, એવે પ્રકારે ઉભી ॥ ૩૧ ॥ એવામાં ભીમે તેવશ જણને, ચીતામાં હોમી દિધા; ગડબીને અગનિમાં ઘાલ્યા, નવાણું પુરા કીધા ॥ ૩૨ ॥ પછી જાણ્યું કે જીવતો ગયો; કુમતિ કેચો એક; વાત મારી ઉઘાડી થવાનિ, વન જાવું પડશે છેક ॥ ૩૩ ॥ એમ જાણિને કાષ્ટ સરગતું, પોતે લીધું ચડી ચોટ; કઇચાને શોધવા નગ્ર ભણિ, બળમાં મુકી દોટ. ॥ ૩૪ ॥ દરવાજા સુધિ શોધી આવ્યો, આસપાસ સોધી વળીયો; ચીંત્તા કરતો ચીતા કને આવ્યો, આક્રંદ કરતો બળીયો ॥ ૩૫ ॥ આવિ પુછ્યું દ્રુપદીને, આંસુ ભર્યા લોચન;કેઇ દીશા કઇચો નાઠો, જાવું પડશે વન. ॥ ૩૬ ॥ દ્રુપદી કહે મેં નથી દિઠો, તમ કરથી કેમ છુટયો; ઓ પેઠિજી મારૂ કહયું ન માન્યું, પાપ તણો કુંભ ફુટયો. ॥ ૩૭ ॥ ભીમ કહે મ્હારૂં ભવીશ વાંકું, હવે જીવિ શું કરવું; મારે કરમે સૌ વન જાશે, આપઘાત કરી મરવું. ॥ ૩૮ ॥ એમ કહીને રડતો રડતો, ઢળીને પડયો ધરણ; એવામાં નીચેથી દીઠા, દ્રુપદીના ચાર ચરણ. ॥ ૩૯ ॥ એટલે વેમ પડયો વ્રકોદરને, ગડબડતો કને ચાલ્યો; ઓચીંતી પોતે ઝડપ મારી, પાછળનો પગ ઝાલ્યો. ॥ ૪૦ ॥ ચાર પગી તું નારિ કયાંથી, કહિ પગ ખેચ્યો આપ; એટલે કૈચે ચીસ નાંખી, મારશો નહી મા બાપ. ॥ ૪૧ ॥ ભીમે પાપીને તાણી કાઢયો, દ્રુપદી વદી વાણ, જો કંથજી એને મારો તો કાહાડું મારો પ્રાણ ॥ ૪૨ ॥ ભીમ કહે તું ઉભીરે અળગી, મારૂં તો સોગન તારા; તવ તારૂણી આઘી ઊભી, પાળજો સોગન મારા. ॥ ૪૩ ॥ પછી ભીમે કહ્યું કઇચાને, હવે ગયું તુજ દુઃખ; પણ મરજી હોય જીવવાની તો, પોહોળું કરી દે મુખ. ॥ ૪૪ ॥ તવ કઇચાએ કહયું માન્યું , બેઠો મોઢુ ફાડી; વ્રકોદરે જીભડી ઝાલી, ખેંચીને નાંખી કાહાડી. ॥ ૪૫ ॥ પછી આંગળાં બેઉ ભુજનાં,

ભીમે નાંખ્યાં ભાગી; તે સહુ લેઇ ચીતામાં નાંખ્યાં, ભડ ભડ અગની લાગી ॥ ૪૬ ॥ કૈઆજીએ કપાળ કુટયું, આ કરતાં ભલું મરણ; દ્રુપદી કહે કંથજી મારા, દુભ્યું અંતકરણ. ॥૪૭ ॥ તમે સોગન કાંઇ ન પાળ્યા, શા કામના મુજ પતી; ભીમ કહે જો જીવતો છે, મારી નાંખ્યો નથી, ॥ ૪૮ ॥ જીભ ન કાહાડું તો વારતા કહિ દે, તો વન જાવાનું આવે, આંગળાં એનાં ભાગું નહીતો, લોકોને લખી બતાવે. ॥ ૪૯ ॥ માટે કર્યું તે ઠીક કર્યું છે, ચાલો મારી સાથ; એવું કહીને ભીમે ઝાલ્યા, બે જણના બે હાથ. ॥ ૫૦ ॥ લેઇને એ આવ્યો દરવાજે, શેવકે ઉઘેડયાં દ્વાર; સુદ્રષ્ણાએ દ્રુપદી દિઠી, તવ પુછયા સમાચાર. ॥ ૫૧ ॥ એટલે કૈયાને સુર ભરાયું, જાણ્યું કહી દેઉં વાત. કૈયો બોલ્યો ઉં ઉં ઉં ઉં, કરિ બતાવિ બાથ. ॥ ૫૨ ॥ સુદ્રષ્ણા કહે આમ કેમ બોલે, શું થઇ છે આ ગતી; કઇચાએ મોં ફાડી બતાવ્યું, આમાં જીભડી નથી. ॥ ૫૩ ॥ એટલે રાણી પુછવા લાગી, ઓરે વાલવા ભ્રાત; કૈયાનું કહ્યુ નથી સમજાતું, તું માંડીને કહે વાત, ॥ ૫૪ ॥ ભીમ કહે બાઇ ભોગ મારા, હું ગયો એમની સાથ; ચીતામાં સરવે પડવા માંડયું, આને દીધિ મેં બાથ. ॥ ૫૫ ॥ એક હાથે ઝાલેલી સૈયંદ્રી, બીજે હાથે કૈયો; ભાઇના મ્રત્યુથી ચીતામાં પડી, મરણ પામ્યા સહુ ભૈયો, ॥ ૫૬ ॥ સુદ્રષ્ણા કહે ભવીશ મ્હારૂં, ઉજડ થયું પીયેર; એટલે કૈયોજી અકળાયો, બેન સમજી બહુ ફેર. ॥ ૫૭ ॥ એમ અકળાઇને ઘાંટા કાહાડયા, બોલી ન શકાઇ વાણ; તે કારણે એણે શીશ પછાડયું, નીકળી ગયા પ્રાણ ॥ ૫૮ ॥ તવ તેનું મડદુ ભીમે ઊપાડયું, માહા યુકતીવંત કાહાવ્યો; મશાણમાં સળગેલી ચીતા તેમાં જૈ નાંખી આવ્યો. ॥ ૫૯ ॥ તવ વૈરાટની રાણી બોલી, રૂપાળીએ કર્યો કેર; ઓ વાલવાજી આ સૈયંદ્રી, ના જોઇએ મુજ ઘેર. ॥ ૬૦ ॥ વળણ. મુજ ઘેર એ જોઇએ નહી, ભીમ વધે વચન; ગભરાશો નહી બેનડી, જઈ મુકી આવું વન. ॥



## કડવું ૨૧ રાગ સાખી.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહીમાય ॥ ૧ ॥ ભીમે કર ઝાલ્યો સતિનો. જાણે આકળો થયો; જોશીનું સ્થાનક ગાયો ચાર્યાનું, ત્યાં તેડીને ગયો. ॥ ૨ ॥ વૃક્ષ ઉપર માળો બાંધી આપ્યો. નારી મુકી તે માંય; સ-

હદેવજીને સોંપણુ કીધી, રાત દીન રેહેજે આંય ॥ ૩ ॥ આવજે રસોડે ખાવાનું લેવા; આપીશ હું પેટ પુર; જોજેરે કાંઇ ખામી ન આવે, ધરજે ચીંતા ઉર. ॥ ૪ ॥ એ રિતે કહી ગામમાં ગયો, સુદ્રષ્ણા કને આવ્યો. એ બેન પેસી ધોજારીને, વનનો વાત્ર ભળાવ્યો ॥ ૫ ॥ સુદ્રષ્ણા કહે સારૂં થયું, એરે વાલવા ભ્રાત; ભીમ જઇ રસોડે રહ્યોને, દુનીયામાં ચાલી વાત ॥ ૬ ॥ હસ્તીનાપુર વારતા પહોચી, જાણ્યું દુર્યોધન; એ મામા હવે કેમ કરીશું, નજડયા કુન્તી તન. ॥ ૭ ॥ વૈરાટ નગ્રમાં ઉતપાત થયો, તેથી પડે છે વેહેમ; પાન્ડવ હશે વઇરાટ નગ્રે, મુને લાગે છે એમ ॥ ૮ ॥ તવ મામા કહે ધીરજ ધરો, પાન્ડવની શોધ કહાડું; આપણા ઘરનો માળી બોલાવો, તેને યુકતી દેખાડું ॥ ૯ ॥ એટલે રાયે બોલાવ્યો માળીને, શકુની વદયો વચન; જા ભઇ વઇરાટ નગ્ર વીશે, રેહેજે સગાને ભોવન. ॥ ૧૦ ॥ બાગ કોઇનો રાખજે ભાડે, પુશ્પની વિણજે કળીયો; જેને ને તેને મફત દેજે, કાં રંક કે કાં બળીયો ॥ ૧૧ ॥ જેના કરમાં કળીયો ખીલીને, પુષ્પજ બની જાય; તે જનને રાખજે સુરતામાં, જાણજે ધર્મરાય. ॥ ૧૨ ॥ જાણ્યા પછી તું આવજે પાછો, એમ કહિ કર્યો વિદાય; માળી ગયો વઇરાટ નગરે, ઉતર્યો સગાને ત્યાંય. ॥ ૧૩ ॥ બીજે દીવસે બાગ રાખ્યો, નાણાની પરઠણ કરી; તે પછી પુશ્પની કળીયો વીણી, તેની છાબજ ભરી. ॥ ૧૪ ॥ પ્રથમ ગયો રાજ્ય સભામાં, વેહેચવા સર્વને માપે; ગાદીના ગુરૂ ધર્મ રાજા છે, તેમને પેહેલાં આપે ॥ ૧૫ ॥ હાથજ અડતાં પુશ્પજ થયાં, માળી સમજી ગયો; પછી સર્વને વેહેચી નાંખ્યાં, અતિ ઉતાવળો થયો. ॥ ૧૬ પછી સહુ સમાચાર જાણ્યા, હરખ ભરાયો ઉર; સરપાવ લેવા માળી ગયો, પ્રેમે હસ્તીનાપુર ॥ ૧૭ ॥ છત્રપતીને સમાચાર કહ્યા, ભરી સભાની માંય; દુર્યોધન કહે સુણો ગુરૂજી, સુણો ભીશ્મ પીતાય. ॥ ૧૮ ॥ પાંચે પાંન્ડવ છે વઇરાટ વિશે, ચાલો તમે સત્ય જન; આવી એમના હાથ ઝાલી, ફરીથી કાઢોડો વન. ॥ ૧૯ ॥ એમ કહીને તઇયારી કીધી, ચઢીઓ નરનો નાથ; જોડે અગીઆર ક્ષોણી સેન્યા, સત્યવાદિ ચાર સાથ. ॥ ૨૦ ॥ ડંકા દેતા વૈરાટ આવ્યા, ઘણાક હરખે ભરીયા; ઉત્તર દીશાને દરવાજે, સરવે મુકામ કરીઆ ॥ ૨૧ ॥ પછી દુર્યોધન એમ બોલ્યો, સુરો નિકળે કોય; તે જાઓ પશ્ચીમને દરવાજે, નગ્રનો ભોમીયો હોય. ॥ ૨૨ ॥ તે જઇ ત્યાંની ગાયો વાળો, મારો ગોવાળાને માર; એટલે ગોવાળ જઇને કેહેશે, રાજાને સમાચાર. ॥ ૨૩ ॥ તેથી કોણ આવે છે છોડાવા, ઘેરી રાખેલી

ગાયો; પાન્ડવ આવ્યા વીના નહી રહે, જણાસે વાતનો પાયો. ॥ ૨૪ ॥ એવું સુણી બોલ્યો સુસરમા, હું થાવુંછુ સાવધાન, વૈરાટ કેરો ભોમીયોછુ, હું હતો પરધાન, ॥ ૨૫ ॥ તવ બોલ્યો રાજા દુર્યોધન, સુખ રૂપ તતપર થાવો; છ ક્ષોણી સેન્યા લેઇ જેદ્રથ ભગદત, સુસરમા તમે જાવો. ॥ ૨૬ ॥ એવિ દીધી આજ્ઞા કે, યોદ્ધા તતપર થયા; આયુધ લેઇને સુરા પુરા, પશ્ચમ દિશાયે ગયા. ॥ ૨૭ ॥ જઇ જોર માર્યુ ગાયો ઘેરિ. ગોવાળને માર્યો માર; એટલે રડતા ગયા ગોવાળા, વઇરાટ કને તે વાર. ॥ ૨૮ ॥ કહ્યું તમારો પ્રધાન જુનો, તેણે ઘેરિ ગાયો; છ ક્ષોણી સૈન્યા જેદ્રથ જેવા, યોદ્ધા સાથે લાયો. ॥ ૨૯ તવ વઇરાટે કીંકને કહ્યું. વઢવા સામગ્રી લાવ્યો, પોતાનું પ્રધાનપણું લેવા, સરજોરીથી આવ્યો ॥ ૩૦ ॥ માટે મહારાજા જાવું છે યુધ્ધે, વીચાર્યુ ધર્મરાય; વૈરાટ રાજાને ઉશકેર્યો, ઘેરાઇ જાણી ગાય. ॥ ૩૧ ॥ વઇરાટ રાજા રથે બેઠો, હાથ ગ્રહ્યાં હથીઆર; ડંકા દેતો યુધ્ધે ચાલ્યો, સાથે ક્ષોણી ચાર ॥ ૩૨ ॥ ધર્મે જાણ્યું અમારે માટે, ઘેરાઈ ગઇ છે ગાય; જો એ ગાયો છુટે નહીતો, પાપ અમોને થાય. ॥ ૩૩ ॥ વઇરાટ કેરૂ ગજુ નથી, માટે અતી પસ્તાવું; હારે છે કે જીતે છે એ જોવા માટે જાવું. ॥ ૩૪ ॥ એમ જાણીને અસ્વે બેઠા, પોતે ધર્મરાય; પુંઠે પુંઠે જોવા ચાલ્યા, સંગ્રામ સ્થાનક જ્યાંય ॥ ૩૫ ॥ એક વૃક્ષ નીચે જઇને ઉભા, ચોકીત્સા જોવા રહ્યા; વૈરાટ રાજા શૈન્યા સાથે, સુસરમા સામા થયા. ॥ ૩૬ ॥ એટલે સુસરમા એમ બોલ્યો, કથળ્યું તારૂં કાજ; તુજને હવે કેદ કરીને, લેવુંછે તારૂં રાજ. ॥ ૩૭ ॥ એટલે બોલ્યો વૈરાટ રાજા, કરો કાળો કેર; શુ જુઓ છો જોદ્ધા મહારા, મારિને મારો ઠેર. ॥ ૩૮ ॥ એમ કહી યુદ્ધ આરંભ કીધું; યોદ્ધા કોપે ચડીયા; સામા સામી આયુધ લઇને, મારવા ટુટી પડીયા. ॥ ૩૯ ॥ એવામાં જેદ્રથે બાંણ લીધું, નાગાસ્ત્ર મંત્રજ સાંધ્યો; એકજ બાણે વૈરાટ રાયને, અવળે હાંથે બાંધ્યો. ॥ ૪૦ ॥ તવ સુસરમાયે રથ દોડાવ્યો, યુકિતનો ખેલ કીધો; વૈરાટ રાયને ઉચકીને, પોતાના રથમાં લીધો. ॥ ૪૧ ॥ પછી છ ક્ષોણી સૈન્યાના યોધ્ધે, સૈન્યને માર્યો માર; એટલે સઉ ત્રાસ પામી નાઠા, યોદ્ધા ક્ષોણી ચાર. ॥ ૪૨ ॥ વૈરાટનું સત્ય નાશી ગયું, વૈરાટ હારી ચુકયો; તે દેખીને ધર્મરાયે, ઘોડો મારી મુકયો. ॥ ૪૩ ॥ દોડતા દોડતા ગયા રસોડે, બોલાવ્યો ભીમને બહાર; શું જુએછે આપણે માટે, બંધાયો અનદાતાર. ॥ ૪૪ ॥ એવું ભીમે સાંભળ્યું ને, ક્રોધ ઘણેરો કીધો; મેલાં ઘેલાં પેહેરી વસ્ત્રો કડછો ખાંધે લીધો ॥ ૪૫ ॥ મોઢે મ્રતીકા ચોપડીને,

ચાલ્યો ધર્મની સાથ; ધર્મે આવી વૈરાટ રાયને, ઉંચો દેખાડયો હાથ. ॥ ૪૬ ॥ તવ વૈરાટને ધીરજ આવી; રહીશું કુશળ ક્ષેમ; એવે સનમુખ આવી ઉભો, મહાબળવંતો ભેમ ॥ ૪૭ ॥ ભીમસેને કહ્યું જેદ્રથને, રાયને કોણ બાંધનારો; પગે લાગી પાછો આપો; અનદાતા અમારો ॥ ૪૮ ॥ જેદ્રથ કહે ઓળખ્યો તુને, ઓરે કુન્તી કુમાર; રાંધણું રાંધવા પરઘેર રહયો; તુજ જીવતર ધિકકાર ॥ ૪૯ ॥ એવું સાંભળી વ્રકોદરને, તનમાં લાગ્યો તાપ; ભીમસેન ભીમશેન કોને કહે છે, કયાં ભીમ તારો બાપ ॥ ૫૦ ॥ એવું સાંભળી જેદ્રથ બોલ્યો, સહુ જોદ્ધા જુધ ધારો; રાંધણું રાંધવાનું ભુલાવો, મન મુકીને મારો. ॥ ૫૧ ॥ વળણ. ॥ એવી કીધી આજ્ઞા. કોપ્યા અપરમપાર; કહે વલ્લભ સરવે મળી, દેવા માંડયો માર.



## કડવું ૨૨ રાજન રાયેજી.

વૈશમપાયન એનીપેર બોલ્યા. સુણ જનમેજે રાય; બળવંત બાજેજી; વિસ્તારી તુજને સંભળાવું, યુદ્ધ તણો મહીમાય. બળ. ॥ ૧ ॥ જેદ્રથ: ભગદત્તને ભુરીશ્રેવા, ચોથો સુસરમાય. બ. છ ક્ષોણી સન્યા કરતી અન્યા, ભીમને મારવા ધાય. બ. ॥ ૨ ॥ રાતા તાતા થાતા મદમાતા, મુખ કરે પોકાર. બ. ગુપતી ગેડી ગદા લઇને, દેવા માંડયો માર બ. ॥ ૩ ॥ છુટા ગોફણના ગોળા મારે, ભીમનો મત મુકાવે. બ. આડોને અવળો ભીમ ખસે છે; હથીઆરને ચુકાવે. બ. ॥ ૪ ॥ કડછેથી જાળવે અંગ પોતાનું, જુલમ ઝગડો જાગ્યો. બ. એવામાં ભગદતે બાણ મારીને, ભીમનો કડછો ભાગ્યો. બ. ॥ ૫ ॥ આયુધ વીના ભીમ ગભરાયો, માર પડયો એને માઠો. બ. ઊભા રેહેવાની હિમ્મત હાર્યો. જીવ લઇને નાઠો. બ. ॥ ૬ ॥ એટલે સૌ જોદ્ધા પુઠે પડીયા, ભીમે કર્યો વિચાર બ. હું એકલો ને આતો અનેક છે, વળી નથી હથીઆર. બ. ॥ ૭ ॥ અંતરયામી ગરૂડા ગામી, આયુધ દો તો માનું પાડ. બ. એવામાં ભીમે નજરે દીઠાં આંબલીનાં ઝાડ. બ. ॥ ૮ ॥ તેને જઇને બાથ ભીડાવી, પરાક્રમ મોટાં માંડયાં, બ. જોર કરીને હચ હચાવી, સમુળાં તાંણી કહાડયાં. બ. ॥ ૯ ॥ પછી બે ભુજમાં જુજવાં ઝાલ્યાં, મેઘનાદે ગડગડીયો. બ. હડુડુ લેઇને હાકજ મારી, સેન્યમાં ટુટી પડીયો. બ. ॥ ૧૦ ॥ દેતો સપાટા ઝાડના ઝપાટા; નામ રૂડે કે ભુંડે; બ. નીચું જોઇને નેત્ર મીચીને, ઝાડે ઝાડે ઝુડે. બ. ॥ ૧૧ ॥ કંઇને દે કોહોણી; કંઇને ઢીંચણ દે, પા-

ટુથી કહાડે પ્રાણ, બ. જ્યાં ભીમસેનનું ઝાડ પડે ત્યાં, બસેં ચારસેનો ઘાણ બ. ॥ ૧૨ ॥ એક ઘડીમાં ચઉદસેં માર્યા;હાથ દેખાડયા માઠા. બ. ત્રાસ પામીને શીશ નમાવીને, સૈન્યના યોદ્ધા નાઠા. બ. ॥ ૧૩ ॥ એટલે નાઠા મારથી ચારે, એમ સરવ ગયા નાશી. બ. સ્વાસ ભર્યા ગયા ઉત્તર દ શાયે. રાય કને મોં વીકાશી. બ. ॥ ૧૪ ॥ એવે વૈરાટને ભીમે ઉતાર્યો, બાંધેલો રથમાં ધર્ણ. બ. હસ્ત છોડયા તવ વૈરાટ રાજા, ભીમને લાગ્યો ચર્ણ. બ. ॥ ૧૫ ॥ વલણ. ॥ ભીમસેનને ચરણે નમ્યો, આવ્યા ધરમરાય; વદે વ્યાસ વલ્લભ તે સમે, રાણી આવી ત્યાંય. ॥



# કડવું ૨૩ રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા વૈશમપાય વચન, સુણ જનમેજે રાજન; રાણીયે સાંભળી વાત, કંથના બંધાયેલા હાથ. ॥ ૧ ॥ માટે રડતી રડતી આવી, કંથ કાજે આંસુડાં લાવી; એવે કંથને છોડતાં દીઠો, એને વાલવો લાગ્યો મીઠો ॥ ૨ ॥ તેથી પોતે આવી પડી પાય, એવે બોલ્યો વૈરાટ રાય; વાલવા કહું છું પગે લાગી, મારી પાસે કાંઈક લ્યો માગી. ॥ ૩ ॥ ત્યારે બોલી સુદ્રષ્ણા રાણી. મુજ પાસે માગો હેત આણી; તવ ભીમ બોલ્યો મુખ કથી, કોથી માગ્યું અપાતું નથી. ॥ ૪ ॥ બોલો વૈરાટ માગો તે દૈયે, ભીમ કહે ઉજાણી જઈએ; ચાલો હનુમાનના બાગ માંય, ત્યારે રસોઇ જમવી ત્યાંય ॥ ૫ ॥ બોલ્યો વૈરાટ રાય કબુલ, હવે તેમાં નહિ આવે ભુલ; પછી સુદ્રષ્ણા ચરણે લાગી, વીરા મુજ કને લે માગી. ॥૬॥ ભીમ કહે તારૂં કહેવું કાચું, માનતો નથી નારીનું સાચું; એટલે રાણી બોલી આપ, માગ્યું ન દેઉં તો મુને પાપ. ॥ ૭ ॥ ભીમ કહે સૈયંદ્રી લાવો, તમારે ઘેર લઇ જાઓ; પેલો પંથીજી જ્યાં ગાયો ચારે, ત્યાં મેં મુકી છે એને આધારે. ॥ ૮ ॥ તવ રાણી બોલી ધરી ધીર, એને તેડી જાઉં છું મમ વીર; કહી શેવક લીધા ચાર,ગઇ વન વિશે નીરધાર. ॥૯॥ જ્યાં સહદેવ ગાયો ચારે, ત્યાં રાણી આવી તે વારે; વ્રક્ષે વ્રક્ષને સોધતિ સાર, એવે દીઠી દ્રુપદી નાર. ॥ ૧૦ ॥ તેને જોડયા રાણિએ હાથ, બાઈ તું ચાલ મારી સાથ; તુજને કહુ છું સત્ય ધરમે, મારા ભાઇ મુવા તેના કરમે ॥ ૧૧ ॥ પેલા વાલવે મુજ કામ કીધું, મારી પાસે એણે માગી લીધું; માંટે તેડવા આવી આપ, તું ન આવે તો ગૌહત્યા પાપ; ॥ ૧૨ ॥ તુજપર કાંઇ રાખું દ્વેષ, તોતો પાપ મુને હમેશ; એવાં વચન સાંભળ્યાં જ્યારે, હેઠી ઉતરી દ્રુપદી ત્યારે ॥ ૧૩ ॥ ઝાલ્યો સુદ્રષ્ણાએ હાથ, લેઇ

ચાલો ગામમાં સાથ; લાવી ઘરબાર સોંપી દિધું, પછી રાણીએ શું કામ કીધું ॥ ૧૪ ॥ આજ રહ્યું હેવાતણ મ્હારૂં; માટે પ્રભુની પ્રાર્થના ધારૂં; એમ જાણી ઓરડામાં પેઠી, હરિ સમરણ કરવા બેઠી. ॥ ૧૫ ॥ એવે નગ્રની બહાર વૈરાટ, ઉભો ઉજાણી જાવા માટ; એત્રે શૈન્ય તણું લોક આવ્યું, રાયે સીધું બધું મંગાવ્યું ॥ ૧૬ ॥ બાહારો બાહાર તે બાગમાં ગયા, ભીમપર બહુ રાજી થયા; એત્રે ઉત્તર દિશા શું થાય; વાત જાણી દુર્યોધનરાય ॥ ૧૭ ॥ પછી બોલીયો છત્રપતિ, ભીશમદાદા જુઓ થઇ ગતિ; જેણે વાલવો ધર્યું છે નામ, તેતો ભીમે કર્યો સંગ્રામ ॥ ૧૮ ॥ બોલ્યા ભીશમપિતા મુખ એમ; દીઠા વિના કહુ ભીમ કેમ; ત્યારે બોલ્યો રાય હરાયો, ઘેરો આ દરવાજાની ગાયો. ॥ ૧૯ ॥ સુણી શેત્રકનો સાથ ધાયો, ઘેરી ઉત્તરદિશાની ગાયો, માર્યાં ગોવાળીયાને માર, તે તો નાઠા કરિ પોકાર ॥ ૨૦ ॥ જોઇ ભીશમજી બોલ્યા એમ, આનું થવા બેઠું છે કેમ; દ્રોણે કહ્યું કે ફુટયું ભાળ, એનો થયો બગડવા કાળ. ॥ ૨૧ ॥ ખોટું થવાનું તો ખોટું સુજે, જુઓ ગાયો આ કેવી ધ્રુજે; ગયા ગોવાળ ગામમાં સાર, કેહેવા રાયને સમાચાર ॥ ૨૨ ॥ આવીને રાજ્ય સભા જોઇ, મળે નહીં સભામાં કોઈ; ઔત્રા કુંવર રાયનો તન, રમતો હતો રાજ્યભોવન. ॥ ૨૩ ॥ તેને પુછી ગોવાળાએ વાત, ભાઇ કયાં ગયા તમારા તાત; કહ્યું કુંવરે બેઠો હું રમવા, તાત ગયા ઉજાણી જમવા ॥ ૨૪ ॥ છજ્જામાંથી સુણે દ્રુપદી, બોલ્યા ગોવાળીયા દુ:ખ અતી; આવ્યો હસ્તીનાપુરનો પતિ, ગાયો ઘેરિ લીધિ દુરમતિ, ॥ ૨૫ ॥ અમને સહુને દીધો માર, નાશી આવ્યા કેહેવા સમાચાર; તે તો જાણી દ્રુપદીએ વાત, ગાયો ઘેરાઈ અમારે માટ. ॥ ૨૬ ॥ કેમ ખમાય તેનો અદાપ, ભુખી તરશીનું અમને પાપ; એવું જાણી વદી દ્રુપદી, સુત તાત તમારા નથી. ॥ ૨૭ ॥ તેથી તમે જાઓ જુદ્ધ કરવા, બધી ગાયો તણુ દુખ હરવા; તમે જબરા જણાઓછો ઝાઝા, તેથી આગળ કેહેવાશો રાજા. ॥ ૨૮ ॥ એવિ રીતે કુંવરને ચડાવ્યો, સતીયે શુભ ખેલ લડાવ્યો; બોલ્યો કુંવર હું યુદ્ધ ધારૂં, જાઉં તો છત્રપતીને મારૂં. ॥ ૨૯ ॥ પણ રથ હાંકનાર નથી કોઇ, માટે યુધ્ધે જાઉં શું જોઇ; ત્યારે દ્રુપદી કહે જાઓ, પેલા વંઢળ મેહેતાને લાવો. ॥ ૩૦ ॥ રથ હાંકતાં આવડે સારો, આવશે એ ગુરૂ તમારો; સુણી સુત ગયો નિશાળ; જ્યાં બેઠા છે કુન્તી બાળ. ॥ ૩૧ ॥ ચાલો મેહેતાજી તતપર થાઓ, મ્હારિ સાથે યુદ્ધમાં આવો; આવ્યો છે દુષ્ટ દુર્યોધન; ઘેરિ ગાયો કરીને વીઘન. ॥ ૩૨ ॥ મારી ગોવા-

ળને મુકયા કાહાડી, તેણે આવી મુને બુમ પાડી; તેથી જાવું મ્હારે યુદ્ધ કરવા, આજ બળીયાશું બાચકા ભરવા. ॥ ૩૩ ॥ નથી રથ હાંકનાર કોઇ ઘેર. તમારિ જાણે સૈયંદ્રી પેર; તેણે મુને મોકલ્યો તમ કને, બોલ્યા વંઢળ પુછુંછું તને. ॥ ૩૪ ॥ સયંદ્રીને મુકીતિ કાહાડી, એને કોણે ઘરમાં પેસાડી; વળી તમ તાત કેમ ઘેર નથી, મને સમજાવો શુભ મતિ ॥ ૩૫ ॥ ત્યારે કુંવર કહે ઓ મેહેતા, કેમ આવા અજાણ્યા રેહેતા; પેહેલા પશ્ચીમને દરવાજે, થયું યુદ્ધ ઘણે અવાજે ॥ ૩૬ ॥ ત્યાંતો જયદ્રથે સંગ્રામ કીધો મારા તાતને બાંધિ લીધો; ત્યાંતો વાલવે જઇ છોડાવ્યા, શત્રુ પાસે હાથ જોડાવ્યા. ॥ ૩૭ ॥ તેથી મુજ તાતે માન્ય દીધું, પછી વાલવે માગી લીધું; બાહારો બાહાર ઉજાણી ખાવા, ગયા બાગમાં લેવાને લાહાવા ।૩૮। મારી માતાયે વાલવાને કહ્યું. તુજથી એવાતણ રહ્યું; માટે માગી લે કૈં મુજ કને, જેહ માગે તે આપીશ તને.॥ ૩૯ ॥ત્યારે વાલવે માગી લીધું, સૈયંદ્રીને લાવવા કીધું; તેથી મુજ માતા તેડા લાવિ, આજ સયંદ્રી ઘરમાં આવિ. ॥ ૪૦ ॥ એણે કહ્યું કુંવરજી જાઓ, હાંકનારા વંડળ ને લાવો; માટે તેડવા આવ્યો તમને, ઉઠો ઉતાવળ છે અમને. ॥ ૪૧ ॥ સુણી અરજુને કીધો વિચાર, નહિ ઉઠું તો પાપ અપાર; ગાયો ભુખીને તરશી રેહેશે, વળી ધરમ ઠપકો દેશે. ॥ ૪૨ ॥ એવું જાણીને ઉભો થયો, એતો કુંવર સાથે ગયો, આવ્યા મેહેલ પાસે જે વાર, બોલ્યા અરજુનજી તે વાર. ॥ ૪૩ ॥ જાઓ પેહેરી લ્યો સુત શણગાર, ઝટ આવો થઇ તૈયાર; તવ કુંવર ઘરમાં જાય, કરી સાન દ્રુપદીએ ત્યાય. ॥ ૪૪ ॥ કંથ કુંવરને લેઇ જાઓ, જઇ ઘેરેલી ગાયો છોડાવો; તમે જાળવજો એ બાળ, એનો વાંકો ન થાય વાળ ॥ ૪૫ ॥ તવ અરજુને કીધી સાન, એને સાચવશે ભગવાન; પછી રથશાળામાં જાય; આખો રથ નથી એક ત્યાંય. ॥ ૪૬ ॥ દોરડે બાંધિ રથ કર્યો તૈયાર, જેવો તેવો તે કાહાડયો બાહાર; પછી હયશાળામાં ગયો, અશ્વ જોવાને ઉભો રહ્યો. ॥ ૪૭॥ નથી એકે સારો તોખાર; પડયાં મડદાલ ટટવાં ચાર; તેના પુંછ ગ્રહી ઉઠાડયાં, હડસેલીને બારણે કાડયાં ॥ ૪૮ ॥ રથમાં જોડયા બહુ બળ કરિ, જેમ તેમ ધરી ધોંસરી; એવે ઓત્રાકુંવર જેહ; તઇયાર થઇને આવ્યો એહ ॥ ૪૯ ॥ વળણ ॥ તઇયાર થઇને આવીયો, વૈરાટ કેરો બાળ; કહે વલ્લભ રથ દેખીને. કુંવર કોપ્યો તતકાળ.



# કડવું ૨૪ રાગ સવૈયાનો

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહીમાય. ॥ ૧ ॥ કુંવર કકળ્યો અશ્વ જોઈને, કેમ સંગ પોહોંચે ઠેઠ; ત્રંડળીયા કયાંથી જોડયા, ઘોડા દૈવની વેઠ. ॥ ૨ ॥ રથ ભાગેલો અષ્ટવચ અચકે, કયાં ગઇ તારિ ગતી; વંડળ કહે જુઓ કુંવરજી, રથ ઘોડા બીજા નથી. ॥ ૩ ॥ ચીંતા ન ધરશો જેમ તેમ જાશું, ન થાશો આકળા ભુત; એટલે શાન્ત પડી રથ બેઠો, વૈરાટ રાયનો સુત ॥ ૪ ॥ અરજુન બેઠો હાંકવાને, હાથ ગ્રહ્યા અછોડા; ચાબુક ઝાલી હાથમાંને, તરત હંકાર્યા ઘોડા. ॥ ૫ ॥ હાંકતામાં થયા આચા પાછા બે, ચાલેતો બે ખચકે; પથ બરોબર કાપે નહીને, વારે વારે અચકે. ॥ ૬ ॥ દુઃખ ભરેલા દુબળા છે, બે નીચા બે ઉચા; ખુઆને ખોડે ભર્યા બે, કૈડકણા બે બુચા. ॥ ૭ ॥ ગોબર ગંદા વાળ શરિરે; ભયાનક હણહણે; ડગમગે ડોળા હાડકાં દીસે, બગઇયો ગણગણે. ॥ ૮ ॥ હડશેલી હડશેલીને હાંકે, આડાને અવળા ફરે; વારે વારે ઉભા રહિને, પેશાબ ઝાઝો કરે. ॥ ૯ ॥ એક ચાલેતો એક ઉભો રે; તો એક બેશી જાય; અરજુન ઉતરિ પુંછડું ઝાલે, ત્યારે ઉભાં થાય. ॥ ૧૦ ॥ જેમ તેમ કરી રથ ચલાવ્યો, દરવાજે આવ્યા વળી; એવે પુશ્પનિ છાબ લેઇને, ઓત્રા કુવરિ મળી. ॥ ૧૧ ॥ ઓત્રા કુવર બંધુ પોતાનો, તેને દેખી વદી વાણી; શીદ સીધારો વીરા મારા, વાત કહો હેત આણી, ॥ ૧૨ ॥ ઓત્રા કુવર કહે ભગની મારી, યુદ્ધે તતપર થાઉં; દુર્યોધને ગાયો ઘેરી છે, તેને છોડાવવા જાવું. ॥ ૧૩ ॥ ઓત્રાયે કહ્યું સીધારો વીરા, જીતીને વેહેલા આવજો; શત્રુનાં વસ્ત્ર સણગાર મ્હારે, ઢીંગલે રમવા લાવજો ॥ ૧૪ ॥ એવાં વચન સાંભળીને, અરજુને વિચાર્યું મન; પુશ્પ સાથે નાહેલી કુંવારી, વળી વાણીના શુકન. ॥ ૧૫ ॥ કહો ના કહો પણ જય થાશે, અરજુન હરખે ભરીયો; ઓત્રાને ગામમાં વીદાય કરી, રથથી પોતે ઉતરીયો ॥ ૧૬ ॥ અશ્વ મંત્ર ઇંદ્રનો આપેલો, અરજુનજી નવ ચુકયા; તે મંત્ર ભણી ચારે ઘોડાના કાન અરજુને ફુંકયા. ॥ ૧૭ ॥ એટલે ઉડયા વાયુ વેગે, અરજુન દોડીને બેઠો; તાણ્યા અછોડા મરડયા ઘોડા, મશાણ ભુમીમાં પેઠો. ॥ ૧૮ ॥ ઓત્રા કુંવર હસવા લાગ્યો, વંડળ વિદ્યા વાળા; ત્રણ કોડીનાં ટટવાંને, તમે કર્યા પંખાળા. ॥ ૧૯ ॥ મશાણમાં રથ લેઇને આવ્યો, ઇંદ્ર તણો સુત શુભો, સમડાને વૃક્ષે હથીઆર છે ત્યાં, રથ રાખીને ઉભો. ॥ ૨૦ ॥ એ-

ટલે બોત્રા કુંવર બોલ્યો, મશાણુમાં શીદ આવ્યો; અરજુન કહે આયુ-ધ પેલાં, લેવા માટે હાંઇ લાગ્યો. ॥ ૨૧ ॥ ઉતરો કુંવરજી મોરા ભાથો, જોડ મોટું ધનુશ; વ્રક્ષ ઊપરથી જઇ લૈ આપો, મુને પણ ઘણી હુંશ ॥ ૨૨ ॥ કુંવર કહે ઓરે વંડળજી, તારે એનું શું કામ; હરિ ફરી રથ હાંકવો છે, કરિશ હું સંગરામ ॥ ૨૩ ॥ લડીશ વઢીશ જાળવીશ તુંને, તારે શું કરવાં આયુધ; અરજુનજી કહે લેઇ આવો, તો સ્થીર મ્હારી બુધ ॥ ૨૪ ॥ તવ કુંવર રથેથી ઉતરીયો, કીધો ઝાડે ઝપાટો; તવ તક્ષક નાગે ફણા માંડી, કર્યો ઘણો ફુંફવાટો, ॥ ૨૫ ॥ એટલે કુંવરે પડતું નાંખ્યું, પુરણ મળીયાં પાપ; જા વંડળીયા લૈ આવ્ય તું જઇ, બેઠો છે તારો બાપ ॥ ૨૬ ॥ અરજુનજી કહે ઝાલો અછોડા, ઘોડા ન નાશી જાય; એમ કહિ પોતે ઉતરીયો, વૃક્ષે ચઢીયો ત્યાંય ॥ ૨૭ ॥ નાગે ફરિ ફુંફવાટો કીધો, અરજુને કર્યો બોધ; હું છું અરજુન નથી બીજો, કાંઇ ન કરશો ક્રોધ ॥ ૨૮ ॥ હથીઆરની જરૂર છે મ્હારે, માટે આવ્યો લેવા; ચાર ઘડી મારૂં કામ કરીને, આવિશ પાછો દેવા ॥ ૨૯ ॥ વળતું તક્ષક નાગ બોલ્યો, મુને પડે છે વેમ; કુન્તી સુત કહે આવ્યો તો મુકવા, હું ને મારો ભેમ ॥ ૩૦ ॥ તક્ષક કહે માનું ન સાચું, તે કરતાં કરો કામ; જનમોતરીથી જાણતા હશો, કેટલાં તમારાં નામ ॥ ૩૧ ॥ અરજુનજી કહે આખર સુધી, દ્વાદશ નામ ધરાશે; હમણાં આઠ નામ ધરાયાંછે, ચતુર્થ આગળ થાશે ॥ ૩૨ ॥ તક્ષક કહે કહી બતાવો, અષ્ટ તમારાં નામ; તવ અરજુનજી કેહેવા લાગ્યો, તક્ષકને તે ઠામ ॥ ૩૩ ॥ કુન્તા નંદન પાન્ડુ નંદન ઇંદ્રનંદન નામ મ્હારૂં, નર પાર્થને નામ કીરીટધર, ધનંજય શુભ સારૂં ॥ ૩૪ ॥ આઠમું નામજ છે અરજુનજી, હવે આપો હથીયાર; પાછાં આપી જાઉં નહીંતો, મુજને હત્યા ચાર ॥ ૩૫ ॥ તવ તક્ષકનાગ અળગો ખશીયો. મનનું સમાધાન કીધું; અક્ષે ભાથો ગાંડિવનામા ધનુશ નરે લીધું ॥ ૩૫ ॥ હરખે ભરીયો લેઇ ઊતરીયો, બેઠો રથની માંય; ઘોડાના અછોડા ઝાલ્યા, કુંવર બોલ્યો ત્યાંય. ॥ ૩૬ ॥ આવડું મોટું ધનુશ લાવ્યો, ચઢાવશે કોણ બાપ; અરજુન કહે ધનુશ હલાવી, કાયા જાળવું આપ ॥ ૩૭ ॥ એમ કહીને રથ હંકાર્યો, જોર ઝપાટે જાય; જાતાં જાતાં નજરે દીઠી, કૌરવની સેન્યાય ॥ ૩૮ ॥ હાથી ઘોડા ઉંટને રથ છે, મનુષ યોધ અથોક; કુંવરે પુછ્યું વંડળજીને, પણે કેમ છે લોક ॥ ૩૯ ॥ અરજુન કહે ઓરે કુંવરજી, દુર્યોધનનું સેન્ય; ભીસ્મ આદે યોદ્ધા જબરા, નથી બીજું અન્ય ॥ ૪૦ ॥ કુંવર કહે ઓરે

વંડળજી, આપણે સેન્યના ટોટા; એની પાસેછે મનુષ ઝાઝાં, તે વળી મોટા મોટા ॥ ૪૧ ॥ આપણું ગજું ત્યાં નવ પોહેચે, માટે રથને ખાળો; ઓ વંડળજી મરણ પામીશું, ઘોડાને પાછા વાળો ॥ ૪૨ ॥ અરજુન કહે સામા જઈને, કરવો છે સંગ્રામ; હવે જો પાછા વળીએ તો, બોળાય બાપનું નામ. ॥ ૪૩ ॥ એમ કહિને ઘોડા દોડાવ્યા, કુંવરે નાંખી ચીશ; ઓરે વંડળ વળ તું પાછો, નહિતો પ્રાણ તજીશ ॥ ૪૪॥ મારા માબાપને એક હું છું, તે તો આક્રંદ કરશે; મુજને જો કાંઇ વિઘન થશે તો, ટળવ-ળીને બેઊ મરશે. ॥ ૪૫ ॥ પાવલે લાગું જીવત માગું, એમ કહી રડી પડીયો; તો પણ અરજુન ખમચાયો નહિં, તવ સુત ઉતરી પડીયો ॥ ૪૬ ॥ અરજુને જોયું કુંવર નાઠો, એકલો યુદ્ધે જાઉં, તો મને કહેશે તું કેમ આવ્યો, એમ ઉઘાડો થાઉં. ॥ ૪૭ ॥ ધણી વીના શું બાનું બ-તાવું, આહું બતાવવા જોઈએ, નહીતો મને માની લેશે, અરજુનજી સહુ કોઇએ. ॥ ૪૮ ॥ જો એ કુંવર ઝાલવાને, રથજ પાછો વાળું; તો પુંઠ બતાવી કહેવાશે, કહેવાશે જગતમાં કાળું ॥ ૪૯ ॥ એવું જાણી પાછે પગે, રથજ પાછો પાછો લીધો; નાગ પાશથી ઓત્રા કુંવરને, અવળો બંધન કીધો ॥ ૫૦ ॥ ગળામાં બેડી ધનુશની નાંખી, ઉંચકી નાંખ્યો રથમાંય; એટલે કુંવર રડી રડીને, કેહેવા લાગ્યો ત્યાંય. ॥ ૫૧ ॥ વંડળ વારતા સુણો મારી, અમે ક્ષત્રિની જાત; તે સહુ સંભળાવુ હું તમને, માંડીને કહું વાત. ॥ ૫૨ ॥ વળણ ॥ વાત કહું તે સાંભળો, કહેવા લાગ્યો સાર, કહે વ્યાસ વલ્લભ સાંભળો, સહુ વિવેકનો વિસ્તાર.



## કડવું ૨૫ રાગ કંથાજીનો.

કુંવર વાણિ બોલીયો, મારા વંડળરે; કહું માંડીને અમારી વાત, ઓ મેહેતા વંડળરે; સુરાપુરા બધા વિશ્વમાં; મારા, તે તો જાણજો ક્ષત્રિ-ની જાત. ઓ.॥ ૧ ॥ ચોરાશી હજાર રાજીયા. મા. પણ ખંડણી ભરે સહુ જન ઓ. માટે સરવનો શીરોમણી મા. છત્રપતી આ દુરીયોધન. ઓ. એને જીતે તેવું કોઈ નથી. મા. એક જીતે કુન્તી તન. ઓ. પાન્ડવ એવા જબરા ઘણા, મા. પણ તેતો ગયા છે વન. ઓ. ॥ ૩ ॥ ત્યારે વંડળ વા-ણી બોલીયા, મારા કુંવરરે, તારા તનનો સમાવું તાપ. ઓ. ઓત્રા કુંવર રે; ચાર દિન વાત તું કોઇને કરે. મા. તોતો બ્રહ્મ હત્યાનું પાપ. ઓ.॥૪॥ પાન્ડવ તેં બળવંત કહ્યા, મા. તેતો જાણે છે તું પેર. ઓ. પણ તે પાન્ડવ

પાંચે ભાઈ, મા. તેતો વસ્યા છે તારે ઘેર. એ. ॥ ૫ ॥ તારી માદીના ગુરૂ થઈને રહયા. મા. એતો સદા કરે શુભ કર્મ. એ. કીંક રૂશી હાલ નામ ધર્યું, મા. તેને જાણજે રાજા ધર્મ. એ. ॥ ૬ ॥ વળી ગાયો ચારીને પેટ ભરે. મા. સદા ફરે છે ટીપણું ખોશી. એ. પંછીજી હાલ નામ ધરયુ, મા. તેને જાણજે સહદેવ જોશી. એ. ॥ ૭ ॥ વળી ઘોડા ભણાવી પેટ ભરે. મા, ધોયાં ધોયાં રાખે પટકુળ. એ. બહાદુરજી હાલ નામ ધરયુ. મા. તેતો વરણાગીઓ નીકુળ એ. ॥ ૮ ॥ તુજ મામા માર્યાનું આળ આવ્યું, મા. જેહ સૈરંધ્રી સુભસતી; એ. પંચાળની એતો દીકરી, મા. એતો પંચાળી દ્રુપતી. એ ॥ ૯ ॥ સોયે મામા તારા મારીયા. મા. જેને ખાધાનો નહિ નેમ. એ. વાલવોજી હાલ નામ ધરયુ. મા. એતો વાયુ નંદન ભેમ. એ. ॥ ૧૦ ॥ મેતો થઇને હું રહ્યો. મા. મારે દીકરો અભેમુન એ. મચ્છાવેધન મેં કર્યો; મા. બેટા નામ મારૂં અરજુન. એ. ॥ ૧૧ ॥ વળણ ॥ વિદ્યારથી હું દ્રોણનો, માટે કરૂં સંગ્રામ; કહે વલ્લભ સુતે સાંભળ્યું, આવી હઈએ હામ. ॥



## કડવું ૨૬ રાગ ચોપાઈ

બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; આવી કુંવરને બહુ હામ, ઘણો ગાજી બોલ્યો તે ઠામ. ॥ ૧ ॥ હવે છોડો મારા હાથ, દેઉ બળીયાની સાથે બાથ; તમ સરીખા મારે માથે, ચાલો આવું તમારી સાથે. ॥ ૨ ॥ હું તો દીકરોને તમે તાત, હવે નહિ ડરૂ કોઈ વાત; હું તો ભાગ્યશાળી પુરો, કોઇ વાતે નહી અધુરો ॥ ૩ ॥ મારી વાત સુણો ધરી કોડ, તમારા સારથી રણછોડ; તેના મારથી તમે મોટા, કોઇ ન કહે વિશ્વમાં ખોટા ॥ ૪ ॥ પ્રભુના સારથીનો હું સારથી, તમે થયાછો મારા સારથી; હું બહુ ભાગ્યવાન, પીતાજી મુને આપ્યું માન. ॥ ૫ ॥ મુને મોટાઇમાં ચડાવ્યો, આજ દિવસ રૂડો આવ્યો; હવે રહીશ તમ પગ હેઠ, ચાલો દુષ્ટોને પાહોંચાડું હેઠ ॥ ૬ ॥ તમે રથ ઉતાવળો હાંકો, મને ઉમંગ થયો પાકો, કોઇ વાતે નહિ આવે કેહેણાં; દેશ દુર્યોધનને મેહેણાં ॥ ૭ ॥ તવ અરજુને જાણ્યું એમ, હવે ગયો કુંવરનો વેમ; સત્ય વાત લાગી મન સાથ, તવ અરજુને છોડયા હાથ ॥ ૮ ॥ પછી અશ્વ દોડાવ્યા દોટે, ચાલ્યો સેન્ય સામો ચડી ચોટે; એવે કૌરવે દીઠો રથ, સૌને ચેતાવીયા જેદ્રથ ॥ ૯ ॥ રથની હાંકણી જોઇ જે રાય; કહ્યું

જુઓ ભીસ્મપીતાય; રાખો રથ સામો દ્રષ્ટિ તમો, સાર સમજાવી દેઉં અમો. ॥ ૧૦ ॥ વળણ ॥ સાર સમજાવું સાંભળો, કેહે છે દુર્યોધન; વલ્લભ વદે ત્યાં પાપીએ, કેવાં કહ્યાં વચન.



## કડવું ૨૭ રાગ સાખીનો.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહીમાય ॥ ૧ ॥ દુર્યોધન કહે જુઓ દાદા, રથ પેલો ચાલ્યો આવે; તેની કેવી હાંકણી છે. જુઓ શાન્ત સ્વભાવે ॥ ૨ ॥ ચાબક ઉછળે અરજુન જેવી, તેવો કટી લચકારો; તેથી એને અરજુન જાણો, તેવો મોનો ડચકારો. ॥ ૩ ॥ ભીશમે હાંકણી જોઇને જાણ્યું, અરજુનજી છે આપ, સત્યવાદી સારૂ ફેર બોલવું તેમાં નહીં કાંઈ પાપ ॥ ૪ ॥ એવું વિચારી દાદા બોલ્યા; અરજુન હું કહું કેમ; શું એવું હાંકતું નહીં હોય કોઇ, મુને નથી કાંઇ વેમ ॥ ૫ ॥ એવામાં રથ લગભગ આવ્યો, યુદ્ધ તણો મનસુબો; કૌરવ દળના સામો લાવી, રથ જ રાખ્યો ઉભો ॥ ૬ ॥ એટલે દુર્યોધન એમ બોલ્યો. હવે નથી વાત લીશી; જુઓ દાદા અરજુન જેવી, વંડળના નાકની ટીસી. ॥ ૭ ॥ ભમ્મર ભ્રગુટિ પારથ સરખી, વળી તેવાં લોચન; ઓ દાદા એનો કર ઝાલીને, ફરીથી મોકલો વન ॥ ૮ ॥ ભીસ્મ પીતા કેહે દેખાડ કોઇને, કોણ કેહે છે સહુ કોય. જેને તે વંડળ કેશે તો, મુજથી કેમ નર હોય ॥ ૯ ॥ આક્રતિ તો એવી હોય ઘણાની, ન કહુ કુન્તી તન; દુર્યોધન કહે વળી બતાવું, પછી શું કેહેશો વચન. ॥ ૧૦ ॥ એવું કહીને અરજુન પ્રત્યે દુષ્ટ વદયો વચન; ધીકાર વંડળનો વેશ લીધો. ઓરે કુન્તી તન. ॥ ૧૧ ॥ એટલે ઓત્રા કુંવર બોલ્યો, પુરણ જણાવ્યો તાપ; ઓ અધરમી કયાં છે હાંઇ, અરજુન તારો બાપ. ॥ ૧૨ ॥ દુષ્ટ કહે છાંનો રે છોકરા, તારૂં બોલ્યુ તને નડશે; તારો બાપ મારા તાબાનો, ઘર ગામ લુંટવું પડશે. ॥ ૧૩ ॥ ઓત્રા કુંવર કહે તું શું લુંટે, મુઢ મતિ રાજન; તુ મુજ સામો શું બોલે છે, ઓ આખલાના તન. ॥ ૧૪ ॥ કર્ણ કહે છાનો રે બાળકડા. હાર પામી જઇશ નાશી; કુંવર કહે તું જા નાશી, તારી જનેતા દાશી. ॥ ૧૫ ॥ મારા વંડળ મેહેતાજીને. કોણ છે નર કેહેનાર; લડવું હોયતો લડત માંડો, નથી ઝાલ્યો રેહેનાર. ॥ ૧૬ ॥ ભીશમ પીતાને દ્રોણ હશીયા, વંડળે બોધ જણાવ્યો; કુંવરે ઠીક મેહેણાં માર્યાં,

મેહેતાયે બેશ ભણાવ્યો; ॥ ૧૭ ॥ એવામાં દુર્યોધન બોલ્યો, શું જુઓ સહુ સાથ; ઓત્રા કુંવરને ઠેર મારો, કહી ઉચો કર્યો હાથ, ॥ ૧૮ ॥ એટલે રથ પર અરજુન ઉઠયો, બળવંત ઇંદ્ર કુમાર; ગાંડિવનામાં ધનુષ લઇને, પહેલો કર્યો ટંકાર. ॥ ૧૯ ॥ તે શબ્દ ત્રીલોકમાં પોહોચ્યો, ડોલ્યા દસે દિગપાળ; ધરતી લાગી ધ્રુજવાને, ખળભળ્યું પાતાળ. ॥ ૨૦ ॥ લંકામાંથી હનુમંત આવ્યા. નરની પક્ષમાં પેઠા; અરજુનના રથની ધજા પર, પુંછ વીંટાળી બેઠા. ॥ ૨૧ ॥ એટલે બોલ્યો દુષ્ટ બુદ્ધિ, રાજા દુર્યોધન; એ દાદા હવે કર ઝાલો, કહો કુન્તી તન. ॥ ૨૨ ॥ કપી કીરીટધરની ધજાએ, બેસે છે સદા કાળ; માટે વંડળ તે અરજુનજી, કુન્તા સતીનો બાળ. ॥ ૨૩ ॥ ભીશમપીતા કહે કપી બેઠાથી, અરજુન કેમ કેહેવાય; કપી તો રામને રથ બેસતાતા, તેમજ બેઠા હોય. ॥ ૨૪ ॥ કપી બેઠાથી, અરજુન કહીએ, તો કેમ કહીએ ન રામ; જે સાધના કરે હનુમાનજીની, તેનું કરે તે કામ. ॥ ૨૫ ॥ તેથી તું સાધના કરી જો, તો તારૂં કામ કરશે; તો બેસસે તારી ધજાયે, કાં તુજ ઘરમાં ફરશે ॥ ૨૬ ॥ દુર્યોધન કહે જુઓ મામા, જુવે છે ઉઘાડે ચક્ષ; તેમ છતાં અવળું બોલે છે, ડોશો કરે છે. પક્ષ ॥ ૨૭ ॥ મામો કહે જુઓ કયાં લગી કરશે, હાથમાં લ્યો હથીઆર; તવ ભીશમ દ્રોણ અશ્વસ્થામા. ચોથા કીરપાચાર, ॥ ૨૭ ॥ તે સત્ય પુરૂષોએ વિચાર્યું, આપણે તો કેમ કરવું; સહુની રીતે ઉભા રહ્યા તે યુધ્ધ આંહી આદરવું. ॥ ૨૯ ॥ દ્રોણ કહે કે આપણ ચારે, વઢવા જેવું ધારો; બાણ ફેકો પણ આડાં અવળાં, ઉંચાને નીચાં મારો. ॥ ૩૦ ॥ રથમાં આપણું બાણ ન જાયે, એટલું રેહેજો જાગી; બીજાનું બાણ ત્યાં જતું હોયતો, આપણે નાંખવું ભાગી. ॥ ૩૧ ॥ એવી અરજુનની ને કુંવરની, રક્ષા કરવી સાર; એવી રીતે વીચારીને, યુધમાં થયા તઇયાર ॥ ૩૨ ॥ એવે ઓત્રા કુંવર બોલ્યો, ઓરે અરજુન તાત, તમે તમારે બેસો નીરાંતે, હું વઢું સહુ સાથ. ॥ ૩૩ ॥ અરજુન કહે વારૂ બેટા, કહી કર્યો વિવેક, અક્ષય બ્રહ્મનું બાણ લીધું, રક્ષાને સારૂ એક ॥ ૩૪ ॥ તે બાણ કુંવર ઉપર મુકયું, સુતની રક્ષા કરે; આડું અવળું ઉંચુ નીચું, ભમરા પેઠે ફરે. ॥ ૩૫ ॥ એવું કરીને અરજુન બેઠો, સુત થયો તૈયાર; ધનુષ લઈ બાણ ચઢાવ્યું, વૈરાટને કુમાર, ॥ ૩૬ ॥ એટલે કૈરવ કેરા યોદ્ધા, ઘણાક ક્રોધે ચડીયા; આયુધ વિધવિધનાં લેઇને, મારવા ટુટી પડીયા. ॥ ૩૭ ॥ બાણ વછોડે મુમત તોડે, દોડી દોડીને ધાતા; હાથી ઘોડા લેઈ આગળ આવે, મુમતી છે મદમાતા. ॥ ૩૮ ॥ ચારે સ-

તીયા છે શુભ મતીયા, મારો મારો ભાંખે; કુંવરના રથથી આડાં અવળાં ઉંચાં નીચાં બાણ નાંખે ॥ ૩૯ ॥ કૌરવમાં છે કરણ બળીયો, જણાવે ઝાઝું જોર; અગણીતા બાણની વ્રષ્ટી કરીને, કરે ઘણું ઘમઘોર. ॥૪૦॥ અનેક હથીઆર આવે રથમાં; કુંવરને નવ વાગે; રક્ષા કરનાર બાણ ભમે તે, આયુધ માત્રને ભાગે ॥ ૪૧ ॥ તે દેખીને ઓત્રા કુંવર, આનંદ પામ્યો અતિ; હું હવે મન મુકીને મારૂં વાગ્યાનો ભય નથી. ॥ ૪૨ ॥ એમ જાણી એક બાણ લીધું વૈરાટ રાયને તન; મુગટ કરણના માંથાનો, ઉરાડ્યો ગગન. ॥ ૪૩ ॥ તેથી કરણ બહુ કળકળીયો, મોહાસ્ત્ર બાણ લીધું; અરજુન બેઠો રથજ હાંકે, તેને ભોંકી દીધું. ॥ ૪૪ ॥ તે બાણ વાગ્યું રૂદિયા વીશે, પ્રાણજ ઉચો ચડીયો; શુદ્ધ વીનાનો થઇ રથમાંથી, ધરણ ઢળી પડીયો. ॥ ૪૫ ॥ કરણે બીજું બાણ મારયું, ક્રોધ હળાહળ લાગ્યો; વજ્રાસ્ત્રથી કુંવર કેરો રથજ સમુળો ભાગ્યો. ॥ ૪૬ ॥ કુંવરને કપી ધરણ ઢળીયા, સૂતે કર્યો મનસુબો; રખે અરજુન તાતને વાગે, આગળ આવી ઊભો ॥ ૪૭ ॥ ઊભો ઊભો યુદ્ધ કરે છે, વૈરાટ કેરો બાળ; એવે નરની મુરછા વળી, ઊભો થયો ત્રતકાળ ॥ ૪૮ ॥ કુંવરને કષ્ટીવંત દીઠો, તેથી ઘણો કોપ ચડીયો; કુંવરની ફરશી લેઇને, કૌરવમાં જઈ પડીયો. ॥ ૪૯ ॥ સુસરમાને રથે ચઢીયો, પરાક્રમી પુરૂશ કાહાવ્યો, સુસરમાને નીચે નાંખી, રથ હાંકીને લાવ્યો ॥ ૫૦ ॥ તવ કુંવર કપી રથે બેઠા કોપ્યો કુન્તી કુમાર; ધનુશ ઉપર બાણ ચઢાવી, દેવા માંડયો માર ॥ ૫૧ ॥ લડતો વડતો પાછો ન પડતો, જુલમ પરાક્રમ કીધું; એવાંમાં ઓત્રા કુવરે, બાણ અગણીતું લીધું. ॥ ૫૨ ॥ તે મંત્ર મોહાસ્તર ભણીયો; કાંઇ ન રાખી નુન્ય; અરજુનજી આ સાચા હોય તો, આડે આવજો પન્ય. ॥૫૩ ॥ એમ કહી ફેર પુંદડી ફરી, ફેંકયુ બળમાં એક; અગણીતા મંત્ર વડે તે. બાણ થયાં અનેક ॥ ૫૪ ॥ તે સહુની રૂદીયામાં વાગ્યાં, પ્રાણજ ઉંચા ચડીયા; હાથી ઘોડાને ઉંટ સુધ્ધાં; ઢળી ઢળીને પડીયા. ॥ ૫૫ ॥ એકલા ચાર સત્ય પુરૂશો વીના, સર્વે થયા બેભાન; અરજુનજી કહે શાબાશ બેટા, ધન્ય તુને સંતાન ॥ ૫૬ ॥ સરવે તારાથી હાર્યા પણ, જીત્યા એવું કેહેશે; છત્રપતી હાર્યો તુજથી તે, નીશાની શું રેહેશે ॥ ૫૭ ॥ એમ જાણી પવનાસ્તર મુકી, પોતે નીશાની આપી; સરવ યોદ્ધાની ડાભી મગની, મુછ એકેકી કાપી. ॥ ૫૮ ॥ તે જોઇને સતીયા થયા ખુશી, ઊંચા કીધા હાથ; ધન્ય દીકરા સદા જય થાજો, એમ કહયુ મન સાથ ॥ ૫૯ ॥ પછી અન્યો અન્ય સતિયા બોલ્યા, ઊભા રહીયે કેમ; જો કોઇ જાગી

જોશે આપણને, તો તેને પડશે વેહેમ ॥ ૬૦ ॥ દુરીયોધનને ચાડી ખાશે, કેહેશે ન્હોતિ મુરછાય; પણ સતીયા યુદ્ધ નહોતા કરતા, ઊભાતા રથમાંય ॥ ૬૧ ॥ તેથી આપણી ઇજત જાશે, તે વે'મ પેહેલો ખુઓ, જાણી જોઇને આરામ લેવા, રથમાં પડીને સુઓ ॥ ૬૨ ॥ વળણ, ॥ રથમા પડીને સુઇ રહ્યા, એમ કહી સુતા ચાર; વલ્લભ વદે તવ બોલીયો, વઇરાટ નો કુમાર. ॥



# કડવું ૨૮ રાગ ધવળ ધન્યાશ્રી.

બોલ્યા વૈશમપાયે વચનજી, શુણ જનમેજે રાજનજી' બોલ્યો અરજુન પ્રત્યે બાળજી; હાર્યો દરીયોધન ભુપાળજી. ॥ ઢાળ ॥ દુરીયોધન યુદ્ધ કરતાં હાર્યો, ઓરે અરજુન તાત, મ્હારી ભગનીએ શું કહયું તું, તે સંભારો વાત ॥ ૨ ॥ ઢીંગલે રમવા મંગાવ્યાં છે, વસ્ત્રોને શણગાર; અરજુનજી કહે જૈ લૈ આવો, ડરશો નહીં લગાર ॥ ૩ ॥ ॥ પેલા ચાર રથમાં નવ જાશો, કુંવર હરખે ભરીયો; એકજ વસ્ત્રની જોળી કીધી, રથમાંથી ઉતરીયો ॥ ૪ ॥ જઇ દુરીયોધન ઉપર બેઠો, કાઢી લીધા શણગાર; પછી કરણ રાજાને લુંટયો, ક્ષણ ન લાગી વાર. ॥ ૫ ॥ એ રીતે બહુ યોદ્ધા લુટયા, લોભ જરા નવ માય; સારા દેખે તે જાય છે લેતો, ખોટાં પાછાં નાંખે ત્યાંય ॥ ૬ ॥ લેતાં લેતાં બહુ લોભ લાગ્યો, બાળે વિચાર્યું એવું; આ ચાર રથ છે સત્ય પુરૂષોના, જો સારૂ હોય તો લેવું. ॥ ૭ ॥ એમ જાણી ગયો ભીશમને રથે, લેવાની ઉલટ લાવ્યો, દાદાયે જાણ્યું છોકરો લોભી, મુજને લુટવા આવ્યો. ॥ ૮ ॥ એવું જાણી ડરાવવાને, ઉંચુકર્યું એક બાણ; કુંવરે કારમી ચીસ નાંખી, ડોસો લે છે પ્રાણ ॥ ૯ ॥ નીચે પડીયો કરતો હડીયો; અરજુન પાસે આવ્યો, ઓ તાતજી પેલો ડોસો જાગે છે, આટલું લુંટી લાવ્યો. ॥ ૧૦ ॥ અરજુનજી કહે બહુ થયું બેટા, કહી લીધો રથ માંય; એવે મુરછાયો વળવા માંડી; એકે એકે ઉભા થાય. ॥ ૧૧ ॥ કુંવરને દેખે કાળને દેખે, ભય પામ્યા બહુ ભાઠા; એકેક મુછના સર્વે જોદ્ધા, જીવ લઇને નાઠા. ॥ ૧૨ ॥ સર્વે પછી પેલા સતીયા ઉઠયા, જેને વહાલા ભગવાન, અરજુનજીને પુછવાને, દાદાયે કીધી સાન ॥ ૧૩ ॥ ઓ દીકરા પ્રગટ થવાની, કેટલી છે હજી વાર;અરજુનજીએ સાન બતાવી,બાકી છે દીવસ ચાર. ॥૧૪॥ તવ સમજીને સતીયા ચાલ્યા, આવેલે પંથ પળાય; આગળ કૌરવ દળ જા-

તુ, તેમના ભેગા થાય ॥ ૧૫ ॥ એવે દુર્યોધન બોલ્યો, બાળકે કીધા તુછ; ઓરે મ્હારા શકુની મામા, કયાં તમારી એક મુછ ॥ ૧૬ ॥ વળી કરણ તેં કયા ખોઇ, જોઇ સરવની ધારી; મામો કહે અમારી પેઠે, એક મુગઇ છે તારી ॥ ૧૭ ॥ સર્વે જોયું તો સર્વની ગઇ છે, અકેકી કેમ શોભે; જાણ્યું કે ખોટું દેખાસે, એમ સમજી ત્યાં થોભે, ॥ ૧૮ ॥ અકેકી રહેલી તે મુંડાવી, ક્ષોર કરાવવા માંડયું; સરવે કેવા શોભિયા જાણે, બાપનું સુતક કાહાડયું. ॥ ૧૯ ॥ કાળે મોઢે હારિને ચાલ્યા, અરજુન હરખે ભરીયો; ગાયોનુ ટોળું છે તરશું, નર રથથી ઉતરીયો ॥ ૨૦ ॥ સરવે ગાયોને પંપોળી, ઉંચાં ડોકાં ઘેન કરે; કુન્તીનંદન સમજી ગયો, ગાયો તરશે મરે ॥ ૨૧ ॥ એમ જાણી એક બાણ લીધું, ઇંદ્રિ તણે કુમાર; ગંગાસ્તર ભણી ભોમીમાં મારયું, નીકળી જળની ધાર ॥ ૨૨ ॥ સહુ ગાયોએ પાણી પીધું. દિધી ઘણી આશીશ; જળ પાનારાનિ જય થાજો, પ્રસન હો જગદીસ. ॥ ૨૩ ॥ પછી અરજુને ધુર ગાયોનું, હાંકી મુકયું ગામભણી; તે પછી જઇ બેઠો રથ વિશે, સુરોપુરો શીરોમણી. ॥ ૨૪ ॥ કુંવરને કીરીટધર ચાલ્યા, મશાણ ભુમી ગયા; અરજુને ઘોડા ખેંચી રાખ્યા, તવ તે ઉભા રહ્યા ॥ ૨૫ ॥ ઘોડાના અછોડા દીધા કુંવરને, સમડી વ્રક્ષે ગયો; તિછક નાગને આયુધ સોંપી, રથ બેશી તૈયાર થયો. ॥ ૨૬ ॥ ગામ ભણી બને જણ ચાલ્યા; એવે શું નગ્રમાં થાય; ઉજાણી જમી ગામમાં આવ્યો, સૌ સંગ વૈરાટ રાય. ॥ ૨૭ ॥ રાજ્ય સભામાં આવીને બેઠો, જાણ્યા વિના છે રાજી; ધર્મ સાથે બેઠો સભામાં લઇ રમવાની બાજી. ॥ ૨૮ ॥ બાજી રમે છે ઘણું ગમે છે, ગામમાં ઉતપાત; રાણી પ્રભુ સમરી બાહાર આવી, તેને કાને ગઇ વાત. ॥ ૨૯ ॥ ઓતરા કુંવર યુધ્ધે ગયો છે, દુર્યોધનના સામો; જબરા યોદ્ધા છે લડનારા, કર્ણ શકુનિ મામો. ॥ ૩૦ ॥ એ વાત જાણિ નાડી રાણિ, આવી સભાની માંય; મુસ્તક કુટતિ કેહેવા લાગી; શું બેશી રહ્યા રાય. ॥ ૩૧ ॥ ઓતરા કુંવર છત્રપતિના, સામો ગયો છે લડવા; વળી વંડળ સાથે ગયો, નબળા શુકન નડવા, ॥ ૩૨ ॥ સાંભળી વૈરાટ રાજા ચમકયો, કુંવર પામશે મરણ; ત્રણ પાસા હાથમાં હતા તે, રાયે પછાડયા ધરણ. ॥ ૩૩ ॥ તેમાંથી પાસો ઉછળી વાગ્યો, ધરમને લેલાટ; મુસ્તક ફુટયું તે જોઇ આવી, દ્રૌપદી પુરપાટ. ॥ ૩૪ ॥ ધરમનું રૂધીર હાથમાં ઝીલ્યું, ઘાલ્યું પોતાને શીશ; છાંટો ભુમી પડવા ન દીધો; જાણે એ વાતનું વિશ. ॥ ૩૫ ॥ પછી કપાળે પાટો બાંધી, ચાલી ગઈ ભુવન; બેસુદ્ધ થઇ પડયો મુરછામાં, જે વૈરાટ રાજન. ॥ ૩૬ ॥ એવે ગામમાં

ગાયો આવી, વળી આવ્યા ગોવાળ; તેમણે જૈ વધામણી ખાધી, જીત્યો તમારો બાળ. ॥૩૭॥ એટલે ઊઠયો વૈરાટ રાજા, લાગ્યો સામો જાવા; છાબ ભરી મોતી પુષ્પોની, કુંવરને વધાવા. ॥ ૩૮ ॥ એવામાં દ્રુપતીએ વીચારયુ, જો આવે અરજુન ઘેર; ધર્મને વાગેલું દેખીને મારે, વૈરાટ રાજાને ઠેર.॥ ૩૯ ॥ અરજુનજીને છે નીમ એવો,ધર્મને રૂધીર કાહાડે; તેને તો ઠેર મારવો મ્હારે, વળી રૂધીર ભુમી પાડે ॥ ૪૦॥ તેનું આખું કુટુંબ હણવું, એવો નિમ છે માટે;રૂધીર સતીએ માંથામાં ઘાલ્યું, પાટો બંધાયો લેલાટે. ॥ ૪૧ ॥ અરજુનજી કુંવરની સાથે, જો અહીં આવશે ઘેર; ધર્મને રૂધીર નીકળ્યું જોઈ, કરશે કાળો કેર. ॥ ૪૨ ॥ તેથી વઇરાટ રાજાને કહયુ, મેહેતા મોકલજો નીશાળે; એ આવેતો શુકન એના, ખોટા પડે કોઇ કાળે. ॥ ૪૩ ॥ એમ કહીને મોકલ્યા સામા, સઉ દરવાજે જાય; આઘેથી અરજુનજીએ જોયો દરવાજે વૈરાટ રાય ॥ ૪૪ ॥ તવ કુંવરને બોધ કીધો, અવગુણ મારા ગાજે; ચાર દહાડા વાત રાખજે છાની, એટલો ડાહયો થાજે. ॥ ૪૫ ॥ કુંવર કહે તાતજી મહારા, ચીંતા ન ધરશો રતી; તમારા ચરણને પ્રતાપે, મારી થઇ શુભ મતી ॥ ૪૬ ॥ વાતોમાં દરવાજે આવ્યા; ખુશી થઇ સહુ શ્રષ્ટી; વૈરાટ રાયને રૈયત સર્વે, કીધી પુષ્પ વૃષ્ટી, ॥ ૪૭ ॥ વંડળને કહ્યું જાઓ નીશાળે, તમારા માઠા શુકન; અરજુનજી તવ ઉતરી ગયા, દ્વેશ નહી કાંઇ મન. ॥ ૪૮ ॥ કુંવરને સૌ લાવ્યા સભામાં, વૈરાટે પુછી વાત; ઓ બેટા તેં બળીઆ સાથે, શી રીતે દીધી બાથ. ॥ ૪૯ ॥ કુંવર કહે ઉજાણી ખાવા, તમે તો બાગમાં ગયા; દુર્યોધને ગાયો ઘેરી, ગોવાળા દુઃખી થયા. ॥ ૫૦ ॥ તે વાત જાણી હું ચડયો યુધ્ધે,ન મળે રથ કે ઘોડા;જેવા તેવા જોડી વંડળને, હાથ દીધા અછોડા ॥ ૫૧ ॥ નગ્રની બારણે કૈરવ દળમાં, જાવા લાગ્યા જ્યારે; વંડળ ભય પામીને રથથી, ઉતરી પડયો ત્યારે ॥ ૫૨ ॥ પાછો મેં એને કબજે કીધો, લીધો મારી સાથ; જઇ સૈન્ય સામો ઉભો રહ્યો, તવ બોલ્યો નર નાથ ॥ ૫૩ ॥ ઓ છોકરા કેમ આવ્યો સામો, શુણી મુને ક્રોધ ચડીયો; એક બાણ મારયું એની રૂદેમાં, ઉંધો થઇને પડીયો. ॥ ૫૪ ॥ બીજે બાણે કરણ રાયને, ઉરાડયો ગગન; એટલે ભય પામીને નાઠા, સૈન્યના સૌ જન ॥ ૫૫ ॥ ગાયો લેઇને ઘેર આવ્યો, ઓરે મારા તાત; તવ વૈરાટ ઉભા થઇને, દીધી કુંવરને બાથ ॥ ૫૬ ॥ ઉંચકીને ગાદીએ બેસાડયો, બેટા હું આશીશ દેવું; હવે તું મોટો થાય ત્યારે, ઇંદ્ર તણું રાજ લેવું ॥ ૫૭ ॥ વળણ.

બાળકનું બોલવું, સત્ય માન્યું છે રાય; કહે વલ્લભ સુત ઘેર ગયો, હરખી સુદ્રષ્ણાય. ॥



## કડવું ૨૯ રાગચોપાઈ ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ જનમેજે રાજન; પછી રાત્રી પડી જે વારે, ગયો કુંવર સભામાં ત્યારે, ॥ ૧ ॥ જ્યાં છે એકલા ધર્મરાય; ખોળે શીશ મુકી પડયો પાય; કર મુકયો ધરમે શીશ, બેટા બહાર ન વાત પાડીશ. ॥ ૨ ॥ વારૂ પીતાજી કહીને ગયો, જઇ નીકુળને ભેળો થયો; નમીને પુત્ર ભાવ જણાવ્યો, જાણ્યું મેહેતે ભણાવ્યો ॥ ૩ ॥ બોલ્યા નીકુળજી સુણ તન, સમજી રેહેજો ચાર દન; વારૂ કહિ કુવર જાય, ગયો ગઉશાળાની માંય ॥ ૪ ॥ બોલ્યા સહદેવ ત્રીકાળ જ્ઞાની, બેટા વારતા રાખજો છાની; તવ વારૂ કહી સુત ગયો; રસોડે ભીમને ભેગો થયો ॥ ૫ ॥ શીશ નામીને પડયો પાય, ભીમે જાણ્યું ભણ્યો વીધાય; બેટા મનમાં સમજી રેહેજો, ચાર દિવસ પછી કેહેજો, ॥ ૬ ॥ કહે કુંવરજી વારૂ તાત, નહી જાય જરાયે વાત; એમ કહી ત્યાંથી નિકળીયો, છાનો માનો દ્રુપદીને મળીયો. ॥ ૭ ॥ ઓરે માતા તમારો હું તન, મારા મામા થયા દુશ્મન; તમને દુઃખ દીધું અપાર, માર્યો મન મુકીને માર. ॥ ૮ ॥ માટે મુવા ત્યાંથી મરજો, માતા મુજપર હેત ધરજો; તવ સતિએ દીધી આશીશ, વાત ઢકાવજો ચાર દીશ ॥ ૯ ॥ એમ સરવેને સુત મળીયો પછી હરી ભજનમાં ભળીયો; સંગનો રંગ લાગ્યો સાચો, જ્ઞાન ગુણે રહ્યો નહી કાચો ॥ ૧૦ ॥ નીત્ય પ્રભાતે ઊઠવું વેહેલા, કરે સમરણ સુર્યના પેહેલા; પછી ધર્મના દરશન કરે, પછી નીશાળે સંચરે ॥ ૧૧ ॥ એમ નીત્ય કરે શેવાય, એવે ચાર દહાડા વહી જાય; ચોથે દીવસ સાંજે જોશી, ગયા રસોડે ટીપણું ખોશી ॥ ૧૨ ॥ ભીમને જઇ કહ્યું વચન, હવે પુર્ણ થયા બધા દિન; કાલે સવારે પ્રગટ થાવું, હવે શા સારૂ સંતાવું. ॥ ૧૩ ॥ બોલ્યો ભીમસેન ખુશી થઇ, મધ્ય રાત્રીએ આવજો અહીં; સરવેને હું કહિ આવું, જોશી જા તું હવે હું જાઉં ॥ ૧૪ ॥ એમ કહિ હયશાળા પળીયો, કહિ નિકુળને પાછો વળીયો; જઇ બ્યંડળને કહિ પેર, રાતે આવજો મારે ઘેર ॥ ૧૫ ॥ જઇ કહ્યું ધરમને મોહોડે, આવજો રાત્રીએ રસોડે; પછી દ્રુપદીને કહી આવ્યો, સરવેને હરખ ઉપજાવ્યો ॥ ૧૬ ॥ મધ્યરાત્રી એવે ગઇ જ્યારે, આવ્યા ધર્મને અરજુન ત્યારે; આવ્યા નિકુળને દ્રુપદી,

આવ્યા સહદેવજી શુભ મતિ ॥ ૧૭ ॥ સહુ રસોડે ભેગાં થયાં, પછી ધ-
રમે વચન કહ્યાં; બોલો સહદેવ સવારે આજ, થાશું પ્રગટ તેમાં શી લા-
જ ॥ ૧૮ ॥ પણ ગાદીનું મહુરત કયારે; બોલ્યા સહદેવ કાલે સવારે;
બોલ્યા ધર્મ વીચારો ઉર, સત જોજન હસ્તીનાપુર ॥ ૧૯ ॥ આજને
આજ કેમ જવાય, જતામાં રાજ્ય મળે કયાંય, ત્યારે બોલ્યા સહદેવ એ-
વું, સેહેલો રસ્તો બતાવિ દેવું ॥ ૨૦ ॥ આજ નિકળો નગ્રનિ બાર,
કરો રેણું ગાદી નીરધાર; કરો તે ઉપર આસન, રાજ્ય ગાદિ માનિ લે-
વી મન ॥ ૨૧ ॥ ત્યારે રાજી થયા રાય ધર્મ, કરવું મનસા વાચા કર્મ;
પછી બોલ્યો વાયુ કુમાર, આજ્ઞા દો કરૂં કંસાર. ॥ ૨૨ ॥ તવ ધરમે આ-
જ્ઞા દધી, ત્યારે રસોઇ ભીમે કીધિ; જમ્યા પાંચ ભાઇને નાર, થયાં પરો
ઢમાં તૈયાર. ॥ ૨૩ ॥ ભીમ કટી કશીને બાંધે, લીધા બેભાઇને બે ખા-
ધે; પછી નીકુળને સહદેવ, તેને કટી લીધા તતખેવ ॥ ૨૪ ॥ બાંધિ જં-
ગાયે દ્રુપતી, પછી ચાલ્યો શુરો શુભ મતિ; એતો દોટા હડીયે ચડીયો,
કોટ કુદિને બારણે પડીયો. ॥ ૨૫ ॥ સૌને તેડેલાં ઉતાર્યાં, પછી આયુદ્ધ
લાવવા ધાર્યાં; ભીમને અરજુન બે ભ્રાત, ગયા મશાણ ગ્રહીને હાથ
॥ ૨૬ ॥ સમડાને વ્રક્ષે હથીઆર, ત્યાં ચડીયો ઇંદ્રકુમાર; ત્યાંથી નાગને
વિદાય કીધો, પોતે ધનુશ ભાથો લીધો. ॥ ૨૭ ॥ બીજા ત્રણ ભાઇનાં
હથીઆર, લીધાં તે પણ તેણિવાર; પછી ભીમે લીધિ ગદા, જેની સાથે
શોભે સદા. ॥૨૮॥ ચાલ્યા બેઉ બંધુઓ જ્યાંય, પોતાના ભાઇ બેઠા ત્યાંય;
તવ સહદેવે આજ્ઞા દીધિ, ભીમે રેતિનિ ગાદી કીધી ॥ ૨૯ ॥ એવે ની-
કુળ ડાહ્યો કાહાવ્યો, લીંમડાનિ ડાળી ભાગી લાવ્યો; એવે ભળ ભાંખ-
ળું જ્યાં થયું, તવ સહદેવજીએ કહ્યું. ॥ ૩૦ ॥ તમે ઉઠો ભાઇ સત્યવાદી
સતીને લેઇ બેસો ગાદિ; બેઠા ધર્મ ધરિ ઉમંગ, લીધી દ્રુપદીને ઉછંગ
॥ ૩૧ ॥ તવ વાયુનો નંદન સુબો, ગદા લૈ છડીદારીમાં ઉભો; ધાંટા કા-
ઢીને નેકી બોલે, કેડે નીકુળ ચમ્મર ઢોળે ॥ ૩૨ ॥ લીંમડા તણી ડાળી
હલાવે, અરજુનજી અરજદાર આવે; જોશી સહદેવ વિવેકે પેઠા, એક
શળી લૈ લખવા બેઠા, ॥૩૩॥ એવિ મન થકી ગાદિ કીધી, રાજા ધરમે માની
લીધી; મનથી માન્યો જય જયકાર, જીભે જપે જુગદાધાર ॥ ૩૪॥ એવે
તરછટ વાહાણું વાય, ઉઘડયાં દરવાજા ત્યાંય; તવ આવતું જાતું લોક,
જઇ જોવા ઉભાં અથોક ॥ ૩૫ ॥ ઘણા લોક વીચારમાં પેઠા, ગુરૂ ગો-
ઝારીને લેઇ બેઠા. જુઓ વાલવો સર્વનો સુબો, છડીદાર થઇને ઉભો.
॥૩૬॥ પેલો ઘોડાનો ભણવનારો, ઢાળે ચમ્મર કેવો સારો; પેલો ક્યંડળ

અરજદાર, પેલો ગોવાળીયો લખનાર ॥ ૩૭ ॥ જોઇ લોકોયે વેહેમ લીધો; રાજ્ય લેવાનો ટુચકો કીધો; લેશે આપણા રાજાનું રાજય,જુઓ આ કથલે છે કાજ ॥ ૩૮ ॥ ચાલો લોકો આપણ. જૈયે, જઇ કુંવરજીને કહીએ; તવ કુંવર કરશે કેર, આવી મારી નાંખશે ઠેર. ॥ ૩૯ ॥ મોટા છત્રપતીને હરાઠયો, તે શું વીચાર એમને નાઠયો, લોક ગયું જ્યાં વૈરાટ રાય, આવી કહ્યા સમાચાર ત્યાંય ॥ ૪૦ ॥ તે વેળાયે ઓત્રા કુમાર, બેઠો છે દેવ શેવામાં સાર; તેથી બોલ્યો વૈરાટ રાય, બધી તૈયાર થાવો સેન્યાય ॥ ૪૧ ॥ આપણે ઘેર પેટ ભરનારાં, એવો ટુચકો કોણ કરનારાં; સુત જીતી આઠયો છત્રપતી, તે શું એમને ખબર નથી ॥ ૪૨ ॥ પેહેલા આપણે વઢવા જાશું, કદિ વાલવાથી હાર થાશું; તે તો કુંવર જાણશે વાત, આવી કરશે સૌનો નીપાત ॥ ૪૩ ॥ એમ કહી થયો તૈયાર, થયા નીશાન ડંકા તેવાર; સુણ્યા કુંવરજીએ કાન, કેમ ગરગડીયાં નીશાંન ॥ ૪૪ ॥ જાણ્યુ કે કુન્તીના તન, આજ પ્રગટીયા પાવન; થયા પુરણ ચારે દિન, એને ઉમંગ પ્રગટયો મન ॥ ૪૫ ॥ આઠયો શેવામાંથી બહાર, દીઠા તાતજીને તૈયાર; મુજ તાત કહો કયાં પધારો, કોની શાથે વીશ વધારો ॥ ૪૬ ॥ તવ બોલીયો વૈરાટ રાય, પેલા પેટ ભરા જે કેવાય; તેણે કર્યા છે ટુચકા એવા, આપણું રાજ્યાસન લેવા ॥ ૪૭ ॥ માટે યુદ્ધ કરવા જાઊં હુંતો, પરવારીને આવજે તુંતો, મ્હોટો છત્રપતિ તુંથી હાર્યો, તે વિચાર તેઓએ ન ધાર્યો ॥ ૪૮ ॥ બોલ્યો કુંવર ધર્મ વાણીમાં, ગયાં વર્શ તમારાં પાણીમાં; મેં શું હરાઠયો દુર્યોધન, એતો જીતીયા કુન્તા તન ॥ ૪૯ ॥ ન્હોય આપણા એ પેટ ભરા, એ તો કુંન્તા તણા દીકરા; થયા ગુરૂ ને ભોગવી ગાદી, તે તો ધર્મ રાજા સત્યવાદી ॥ ૫૦ ॥ જેનું નામ સૈયંદ્રી સતિ, તેતો પંચાળની દ્રુપતી, પેલા પંછીજી સહદેવ જોશી, સદા ફરે છે ટીપણું ખોશી ॥ ૫૧ ॥ ઘોડા ભણાવે નીકુળ રાય, વાલવાજી તે ભીમ કેહેવાય; કરે નીશાળનું જે કામ તેનું અરજુનજી છે નામ ॥ ૫૨ ॥ તેણે કૌરવ દળ હરાઠયું, મારૂં મારથી નામ ધરાઠયું; એવું સાંભળી વૈરાટ રાય, હવે પાડું હું મારી કાય ॥ ૫૩ ॥ હવે જીવી વસુ કીયે ઠામ, કર્યા પાન્ડવને મેં ગુલામ; એમના મનમાં એ ઠેશ, મારે તાબામાં રેહેવું હમેશ ॥ ૫૪ ॥ કહ્યું કુંવરે સાંભળો તાત, એક બતાવું વિવેક વાત; મોટાને મન નવ હોય ઠેશ, તમે કાંઇ ન કરશો કલેશ ॥૫૫॥ તમે હાથ જોડી ત્યાં જાઓ, વીવા ઓત્રાનો કરી આવો; અહીં વાજતે ગાજતે લાવો, રાજવંશીનો વેશ ધરાવો ॥ ૫૬ ॥ વલણ. ॥ જાઓ

તેડી આવો તાતજી, ઠીક બતાવ્યો વેત; કહે વલ્લભ કુંવરે કહ્યું, થાશે હેતમાં હેત.



## કડવું ૩૦ રાગ સાખીનો.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પરવ મહીમાય ॥ ૧ ॥ હાથ બંધાવી વૈરાટ ચાલ્યો, નેત્રમાં ભરતો પાણી; વઇરાટ રાજાની સાથે ચાલી સુદ્રશણા જે રાણી. ॥ ૨ ॥ દરવાજા બાર આવીયાં કે, ભીમે દીઠાં સાર; ધર્મને કહ્યું વઇરાટ આવ્યો, આવી એની નાર ॥ ૩ ॥ એટલે ધર્મને દ્રુપદી દોડયાં, જઇને છોડયા હાથ; ખમા ખમા કરી બેઉને, ચાંપ્યાં રૂદીયા સાથ. ।૪। એટલે બોલ્યો વૈરાટ રાજા, મેં અણઘટતું કીધું; ચકલી માળે ગરૂડ આવ્યા, દાસ તણું કામ દીધું, ॥ ૫ ॥ તે માટે હું નહીં જીવવાનો, પાડીશ મ્હારી કાય; જો મુજને જીવાડવો હોયતો, વરો મ્હારી તનીયાય. ॥ ૬ ॥ એટલે ધરમે ધોલ મારી, એ શું બોલ્યો અનાડી; ઓત્રા કુંવરી મ્હારે ખોળે, બેસાડીને રમાડી ॥ ૭ ॥ તેનું તું એવું કેમ બોલ્યો, વઇરાટ કહે કહ્યું કરો; ગમે તેમ કરી લ્યો કન્યા, જેને ફાવે તે વરો. ॥ ૮ ॥ એટલે ભીમે ચરણ દબાવ્યો, ધરમરાયનો સાર; કન્યા લેવાની કબુલ કરો, વરવાને તૈયાર. ॥ ૯ ॥ એટલે ધરમે ધોલ મારી, એવું બોલ્યો કેમ; ઓરે ભાઇ મેં શું કહ્યું ખોટું, ગાજીને બોલ્યો ભેમ ॥ ૧૦ ॥ વૈરાટ રાજા મરે બીચારો, તો કેવા કેહેવાશું દીવા; એ કન્યાનો અભેમન્યુની, સાથે કરી લ્યો વીવા. ॥ ૧૧ ॥ ધરમ કહે ખરૂં કહ્યું ભાઇ, ટળી ગયો મુજ વેમ; ભીમ કહે તમે વણ વાચાર્યો, તમાચો માર્યો કેમ ॥ ૧૨ ॥ ધર્મ કહે ભાઇ ભુલ છે મ્હારી, તેં શુભ વીચાર લીધો; પછી કહ્યું વઇરાટ રાજાને, સુતશું વીવા કીધો. ॥ ૧૩ ॥ એટલે વઇરાટ બહુ થયો રાજી, ઉતરાવ્યા પાંચેના કેશ; વનફુળ ઉતરાવી લેવરાવ્યો, રાજ્યવંશીનો વેશ. ॥ ૧૪ ॥ વાજતે ગાજતે ગામમાં લાવ્યા, વઇરાટ પત્ર લખાવે; કંકોત્રી લખો કુન્તાને, જાન લેઇને આવે, ॥ ૧૫ ॥ અરજુને એક પત્ર લખીયો, દ્વારીકાં આણંદ ભેર; તમારા ભાણેજ ને લૈ આવો, વઇરાટ રાયને ઘેર ॥ ૧૬ ॥ હસ્તીનાપુરથી જાન લઇને, આવજો જાદવ સાથ; પુર્ણ શોભાયે પધારવાનું, તેતો તમારે હાથ ॥ ૧૭ ॥ પછી બીજો પત્ર લખીયો, હસ્તીનાપુર માંય; વીદુર કાકા જાન લેઇને, વેહેલા આવજો આંય । ૧૮ ।

સરવ કુટુંબને આવજો લેતા, જો આવે દુરીયોધન; તો તો અતી આનંદ થાયે, માને અમારૂં મન ॥ ૧૯ ॥ એવી રીતે પત્ર લખીને, મોકલી કંકોતરી, હળીમળીને આવજો સરવે, આવશે વળી શ્રી હરી. ॥ ૨૦ ॥ બે કંકોતરી બે સ્થળ પોહોંચી, દ્વારીકામાં વંચાય; પાન્ડવ પ્રગટયા ખબર જાણી, સરવે ખુશી થાય ॥ ૨૧ ॥ બળદેવજી કહે કુટુંબ સરવે, ચાલો સઉ નરનારી; વાજતે ગાજતે જાન લઇને, નીકળીઆ ગીરધારી ॥ ૨૨ ॥ પ્રભુ કહે બારો બાર ચાલો, જઇએ હેડંબાવન; ગટોરગછને ઘેર રહ્યા છે, સુભદ્રા અભેમુન ॥ ૨૩ ॥ એમ જાણીને હેડંબાવનમાં, પ્રેમ થકી પરવરીયા; દેખી ગટોરગછ સામો આવ્યો, સઉ જાદવ ઉતરીયા ॥ ૨૪ ॥ બળદેવે બેનને બોલાવી, બોલી સુભદ્રા વચન; ભાણેજ ભગની પરઘેર રાખ્યાં, શું ખાવા ખુટયું અન્ન, ॥ ૨૫ ॥ બળદેવ કહે બોલવશો નહિ, વાંકા દીવસ હોય, તે વારે સહુની ફરે મતી, શતરૂ થાયે સહુ કોય. ॥ ૨૬ ॥ બીજી ત્રીજી વાત મુકીદો, પત્ર જોઇ થાઓ તઇયાર; અભેમન્યુનું લગન કરયું છે, પ્રગટયા કુન્તી કુમાર ॥ ૨૭॥ તવ અભેમન્યુ એટલું બોલયો, ચાલો ગટોરગછ વીર; તુજ વિના હું નહી જવાનો, ઓ બંધુ રણધીર, ॥ ૨૮ ॥ ગટોરગછ તવ તઇયાર થયો, જાવાનો ઉમંગ ચડીયો; મેઘ વરણ સુત ગટોરગછનો, તે તવ પુંઠે પડીઓ ॥ ૨૯ ॥ તેને પણ ત્યાં સાથે લીધો, હરખ ઘણેરો ઉર; વાજતે ગાજતે આવિયા સઉ; નગ્ર હસ્તીના પુર ॥ ૩૦ ॥ વિદુરજીને ઘેર આવ્યા, વિયોગ સઉના ટળીઆ, ભકતને ઘેર છે કુન્તા માતા, તેમને સરવે મળીયા ॥ ૩૧ ॥ એવે ભીશમને દ્રોણ આવ્યા, આવ્યા કૃપાચાર્ય; અશવસ્થામા તે પણ આવ્યા, મળીઆ દેવ મોરાર ॥ ૩૨ ॥ પ્રભુ કહે ચાલો ભીષ્મ દાદા, દ્રોણને તેડી જઇએ; દુરીયોધનને સમજાવીને જાનમાં આવવા કહીએ. ॥ ૩૩ ॥ એમ ધારીને ગયા સભામાં, જ્યાં બેઠા ભુપાળ; કહ્યું કે આ કંકોતરી છે, વઇરાટમાં વેવીશાળ. ॥ ૩૪ ॥ દુષ્ટ કહે કે સરત તોડી, પ્રગટયા કુન્તી તન; ગામમાં પેસવા દેવા નથી, ફરીથી કહાડું વન. ॥ ૩૫ ॥ અમારે જાને આવવું નથી, કહી કરયા વિદાય; તવ પાંચ સતીઆને સઉ જાદવ, જાન લેઈને જાય. ॥ ૩૬ ॥ વઇરાટ નગ્રની લગભગ આવ્યા ગઉ છેટે વિશ્રામ કરીયા; વરઘોડો ગામમાં સાંજે લેવો, તંબુ તાણી ઉતરીયા. ॥ ૩૭ ॥ એક તંબુમાં પ્રેમદા સરવે, એકમાં પુરૂષ માત્ર; એક તંબુમાં બાળક સરવે, છે ડાહ્યા સુપાત્ર. ॥ ૩૮ ॥ એકાન્તમાં એવે પ્રભુ બેઠેલા, જ્ઞાને કરયો વિચાર; ભાણેજ મુને વિઘન કરશે, જો વરશે આ

નાર. ॥ ૩૯ ॥ ઓત્રાનું મોઢુ દેખશેતો, યુધે પછી નહી જાય, ભાણેજ મરવાનો નથી, મ્રત્યુ મારૂ થાય. ॥ ૪૦ ॥ માટે આ વિવાનો ટાળું, ધારયુ વિશ્વને ભુપ, ભાણેજનુ મન ભમાવવાને; ધરયું વિપ્રનું રૂપ. ॥ ૪૧ ॥ પ્રધ ગાત્ર તુંબીપાત્ર, ટીપણું લીધું ખોશી; જેષ્ઠીકા ગ્રહી ગયા તંબુમાં, બનિઆ વિદ્વાન જોશી. ॥ ૪૨ ॥ તંબુમાં પેઠા કર જોવાને બેઠા; જાદવ તનના જુવે; દાખલે દાખલા મેળવે પુરા; સરવના સંદેહ ખુવે ॥ ૪૩ ॥ એટલે સરવે બાળક બોલ્યા, સંદેહ કયારે ટળશે; હાથ જુઓ અભેમન્યુનો, કન્યા કેવી મળશે ॥ ૪૪ ॥ એટલે પ્રભુએ જોઇ રેખા, પોતે શ્રી જુગદીસ; સૌ સામુ જોઇ મોઢું ઉતારી, ધુણાવ્યું પોતે શીશ. ॥ ૪૫ ॥ આ કન્યા કાંઇ નથી સારિ, બેહેરી બોબડી કાળી, અભીમન્યુ જાતું પાછો, કદરૂપ વૈરાટ બાળી. ॥ ૪૬ ॥ અભીમન્યુ કહે ભુલ્યા મ્હારાજા, કન્યા દેખી મન ડરે; કદરૂપ કન્યા હોયતો મ્હારો, તાત વીવા નવ કરે. ॥ ૪૭ ॥ જાઓ માહારાજા જુઠા તમે છો, તવ ઉઠયા ભગવાન, જાણ્યું કે હાંઇ કાંઇ ન ચાલ્યું, થયા અંતરધ્યાન ॥ ૪૮ ॥ નગ્રમાં સરખી સરખી સાહેલી, રમતીતી ઓત્રા સાથ; ત્યાં જોશીને રૂપે આવ્યા, પોતે દીનાનાથ. ॥ ૪૯ ॥ લાવોરે બેનો હાથ જોઉં, બોલી છોકરીઓ સાથ; આ વર ઓત્રાને કેવો મળશે. જુઓ બેનનો હાથ. ॥ ૫૦ ॥ પ્રભુએ હાથ જોવા લીધો, જોઇ ધુણાવ્યું શીશ; જો બેન ખરી વારતા કરૂં, તેમાં ન ધરવી રીસ ॥ ૫૧ ॥ એમ કહીને કહ્યું પ્રભુએ, આ વર નથી રૂપાળો; હોઠ જાડા ને દાંત લાંબા, બોબડો ને વળી કાળો ॥ ૫૨ ॥ જોતામાં ઓકરી આવે, તેનાથી, લગ્ન ન કરવું, ઓરે ઓત્રા સત્ય માનેતો, જીવ્યાથી ભલું મરવું. ॥ ૫૩ ॥ તવ ઓત્રા કહે જાઓ જુઠા, અરજુન નંદન કેવા; માહારાજા તમે છો કોઇ કપટી, વર છે અરજુન જેવા. ॥ ૫૪ ॥ તવ અંતરધ્યાન થૈ ગયા પ્રભુ, લાગ્યું દલમાં દુખ; જાણ્યું કે વરકન્યાનું, મારે જોવા ન દેવું મુખ. ॥ ૫૫ ॥ એમ જાણી વા વંટોળ કીધો, પ્રભુએ માયા દાખી; કાંકરા ઉરાડી, વર કન્યાની આંખ્યો પુરી નાંખી. ॥ ૫૬ ॥ તતડાવીને તાવ મુકયો, પોતે શ્રી ભગવાન; પેહેલું અભીમન્યુને દુખ મુકયું, ખળભળી બધી જાન. ॥ ૫૭ ॥ નેત્રે માતાયે પાટા બાંધ્યા, ઓચીંતો પડયો ત્રાસ; તે પછી ઓત્રા કુંવરીને, દુખ મુકયું અવીનાશ ॥ ૫૮ ॥ ઓત્રાને પણ એમજ થયું, બંધાવ્યા ચક્ષુ પાટા; પાછલા પોહોરે તઇયાર કીધા, વરઘોડાના ઉભરાટા. ॥ ૫૯ ॥ વાજતે ગાજતે ઘોડે બેસાડયો, વર રાયને તે વાર; જાન લેઇને ગામમાં ગયા, પોતે જુ-

ગદાધર. ॥૬૯॥ વળણ ॥ વરઘોડો લેઇ આવીઆ, પોતે પુન્ય સ્લોક; કહે વલ્લભ જોવા મળ્યું, મનુષ સર્વ અશોક. ॥ ૬૧ ॥



# કડવું ૩૧ રાગ સવૈયો.

વૈશમ પાયન એણીપરે બોલ્યા, સુણજનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહીમાય. ॥ ૧ ॥ વૈરાટ રાજા સામો આવ્યો, પ્રેમ ઘણેરો વ્યાપ્યો; જગતની રીતી પ્રમાણે, પોતે જાનીવાસો આપ્યો. ॥ ૨ ॥ પાન્ડવને મળ્યાં સગાં વ્હાલાં. સુખરૂપે સહુ રહ્યાં; લગ્ન લેવાનો દાહાડો ફેરવીયો, વર કન્યા દુખી થયાં ॥ ૩ ॥ જાનઇયા માટે મધ્યાન વેળા, થાય છે નીત્ય રસોઇ; પણ વાહાણામાં ખાવા માગે બાળક સરવ કોઇ ॥ ૪ ॥ વૈરાટ રાયે સાત ઓરડા, પકવાનના ભરેલા; સવારમાં છોકરાંને ખાવા, હુકમ રાયે કરેલા, ॥ ૫ ॥ કુંચી ધર્મ રાજાને દીધેલી, ધર્મે બોલાવ્યો ભીમ; સવારે છોકરાંને ખવરાવવા, તારે રાખવો નિમ ॥ ૬ ॥ તુજ વીના વશ નથી રહેવાનાં, જાદવનાં બધાં બાળ; એવામાં બીજા દહાડાનો, થયો પ્રાતઃકાળ ॥ ૭ ॥ તવ ખાવાને છોકરાં ચાલ્યાં, ભીમને તેડી જાય; મીઠાઇના ઓરડા ઉઘેડયા, છોકરાં પેઠાં માંય. ॥ ૮ ॥ જે જેને ભાવે તે લૈ ચાવે, ખાયછે ઉલટ આણી; તે દેખીને વ્રકોદરના, મોઢામાં ભરાયુ પાણી. ॥ ૯ ॥ ઉઠીને ઓરડામાં પેઠો, બાળક કહાડયાં બાહાર; દવાર; દેઇને ખાવા બેઠો, વાયુનો કુમાર. ॥ ૧૦ ॥ બાહારથી બાકામાં બાળક જુવે. કરે ઘણો ઉતપાત; ઓરે ભીમ ખાવછો તમે તે ધર્મને કહીશુ વાત. ॥ ૧૧ ॥ તોપણ ભીમે ભય નવ રાખ્યો, ઊંચુ નીચું નવ ભાળ્યું, સાતે ઓરડાનિ મીઠાઈ ખાધી, સાફ વાશીદું વાળ્યુ. ॥ ૧૨ ॥ પછી ઊઠીને બાહાર આવ્યો, નાઠા સહુ કુમાર; ભીમે બારણે દઇ દીધાં તાળાં, જાનીવાસે ગયો સાર. ॥ ૧૩ ॥ એવે જઇ બાળકોએ કહ્યું, ભીમશેનને નહી દયા; અમોને ખાવા નવ દીધુ, એ પોતે ખાઇ ગયા, ॥ ૧૪ ॥ ભીમે કહ્યું બાળકોએ, વેર્યુ ને પાથરીયુ; તેથી બાળકોને બાહાર કાઢી, એક ઠેકાણે કરીયુ. ॥ ૧૫ ॥ એવામાંતો બીજે દહાડે, વૈરાટે જાણી વાત; ફરિ પકવાન કરી ભરાવ્યાં, ધર્મે કુંચી લીધી હાથ. ॥ ૧૬ ॥ એવે વૈરાટને કહયુ ધરમે, નકામા ખોટી થાઓ; અમારે ઉતાવળ છે જાવાની, વર કન્યા પરણાવો ॥ ૧૭ ॥ અમારે ઘર ગામનું નથી નીચ્ચે, માટે કરો વિદાય; વૈરાટે કહયુ પધારો આજે, પર-

વા

ણાવું કન્યાય ॥ ૧૪ ॥ એમ કહીને વૈરાટ ગયો, મંડપ રચના કીધી; ધર્મે વરઘોડો ચઢાવ્યો, જાનને જોડે લીધી ॥ ૧૯ ॥ આવીને મંડપ ઉતરીયા, બાજઠે વર બેસાડયો; વર કન્યાના ગોર બેઠા, મંત્રનો ઉચ્ચાર કાહાડયો ॥ ૨૦ ॥ વૈરાટે કન્યા પધરાવી, દે છે કન્યા દાન; સરવે સભા ચરચા જુવે, જુવે છે ભગવાન ॥ ૨૧ ॥ વળણ ॥ કન્યા દાન દેવાય છે, સાંભળને તું રાય; નેત્રે પાટા રાખીને, પરણે વર કન્યાય. ॥



## કડવું ૩૨ રાગ રેહેણીનો.

ત્યાંતો સમે વરતે સાવધાન, શોભા ઘણેરિરે; રાજા વૈરાટ દે છે કન્યાદાન શોભા. ॥ ૧ ॥ ત્યાંતો હસ્ત મેળાવો થાય, શો. પછી માનુની મંગળ ગાય. શોભા ॥ ૨ ॥ ચોરી પેહેલું મંગળ વરતાય. સો, તેમાં ગાયોનાં દાન અપાય શો. ॥ ૩ ॥ ત્યાં તો બીજું મંગળ વરતાય શો. તેમાં દાસીનાં દાન અપાય. શો. ॥ ૪ ॥ ચોરિ ત્રીજું મંગળ વરતાય, શો. તેમાં ભંડાર સહીત અપાય. શો. ॥ ૫ ॥ પછી વર કન્યા જમ્યાં કંસાર. શો. છેડા ઝાલ્યામાં આપ્યો મોતિ હાર. શો. ॥ ૬ ॥ પછી રૂપીયા વીંટીયો રમાય; શો. લાગ્યા વર કન્યા ગોત્રજને પાય. શો ॥ ૭ ॥ વળણ ॥ વર કન્યા પરણી રહ્યાં, રાયે જમાડી જાન; આપી પછી પેહેરામણી, રીઝ્યા સતિ સંતાન. ॥



## કડવું ૩૩ રાગ સોહાગી દોહરો.

વૈશમ પાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પર્વ મહીમાય. ॥ ૧ ॥ ત્રણ રથ ભરીને ધન આપ્યું બે ક્ષોણી સેન્યાય; એટલું આપી વૈરાટ રાયે, કરી દિધા વિદાય. ॥ ૨ ॥ વર કન્યાની આંખે પાટા, કન્યાને રહેવા દીધી; હલ્યા મલ્યા હેત કીધાં, જાનને વિદાય કીધી. ॥ ૩ ॥ વૈશમપાયે એવું બોલ્યા, ઓ જનમેજે રાય; વૈરાટ પરવ પુરણ હવું, ઉતરી બ્રહ્મહત્યાય. ॥ ૪ ॥ કાળા પડદા શ્વેત થયાને, કાળી ધોળી થઇ ગાય; કાળા તલ ધોળા થયા છે, પુરણ પરીક્ષા દેખાય. ॥ ૫ ॥ એટલે જનમેજય, રાએ, લક્ષ કર્યાં ગૌ દાન; સવાશો જનોઇ દૈ પરણાવ્યા, બ્રાહ્મણનાં સંતાન. ॥ ૬ ॥ સવાસો કન્યા પરણાવી, બ્રાહ્મણ કેરી બાળ; સવાશો બ્રહ્મપુરી આપી, ધરમીષ્ટ એ ભુપાળ. ॥ ૭ ॥ સવાલક્ષ બ્રહ્મ ભોજન કીધાં, પાતક નાંખ્યું ટાળી; પ-

છી પાછો બેઠો સંભાળવા, પોતે આશન વાળી. ॥ ૮ ॥ શ્રોતા વકતા સર્વના, પોહોચ્યા મનના કોડ; કેહે વલ્લભ સહુ બોલજો, જે જે શ્રી રણછોડ. ॥ ૯ ॥








પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ વૈરાટ પર્વ છાપ્યું.
અમદાવાદ.



# ઊદ્યોગ પર્વ.

## કડવું ૧ લું રાગ સાખી.

વૈશંપાયન એણીપેર બોલ્યા સુણ જન્મેજય રાય, વિસ્તારી તુજ ને સંભળાવું ઉદ્યોગ પર્વ મહીમાય. ॥૧॥ જાન લેઇને પાન્ડવ ચાલ્યા, હસ્તીનાપુર ભણી જાય; બળદેવજી જાદવ લેઇને, દ્વારીકાં થયા વિદાય, ॥ ૨ ॥ કૃષ્ણ રહ્યા પાંડવની સાથે, ભીસ્મ દ્રોણ વીદુર; કૃપાચાર્યને અશ્વ-સ્થામા, આવ્યા હસ્તીનાપુર. ॥ ૩ ॥ દુરીયોધને વારતા જાણી, જબરો મચાવ્યો ધંધ, સેવકોને આજ્ઞા આપી, દરવાજા કરો બંધ ॥ ૪ ॥ કીલ્લા ઉપર કીંકર રાખ્યા, તેતો પેહેરા ભરે, ઉઘાડાં આયુધ હાથમાં ઝાલી, ચોકી કરવા ફરે. ॥ ૫ ॥ તે દરવાજા બંધ દેખીને બોલીયા ધર્મ રાય, તોફાન કોઇ કાંઈ ન કરો, ઉતરો આ બાગમાંય. ॥ ૬ ॥ એટલે સરવે બાગમાં ગયા, બીછાનાં પાથરીયાં; એક તંબુ અળગો તાણ્યો ત્યાં, કુન્તા સુભદ્રા ઉતરીયાં. ॥ ૭ ॥ બે ક્ષોણી લેઇ પંજાબમાંથી, દ્રુપદ રાજા આવ્યા, પોતાના બે દીકરાને, પાન્ડવના પાંચ લાવ્યા. ॥ ૮ ॥ તે દ્રૌપદી ને ઉછંગ મુકયા, પુત્રનો વીયોગ ટળીયો; સરવે સભામાં બીરાજ્યા પછી, બોલ્યો અભેમન્યુ બળીયો. ॥ ૯ ॥ ધરમ કાકા આજ્ઞા આપો, દારૂણ દૈવત દાખું; એકજ બાણે હસ્તીનાપુરના, દરવાજા ચીરી નાંખું ॥ ૧૦ ॥ ભીમ કહે ભાઈ આગના આપો, ગદા ગ્રહુ ચડી ચોટ, નગર ઠેકાણે ઝગર કરૂં ને પાડું કીલ્લા કોટ. ॥ ૧૧ ॥ ગટોરગછ કહે આજ્ઞા આપો, કોટ કુદી માંહે જાવું; અંધતણા સો યે સુતોને, બાંધીને આંઇ લાવું. ॥ ૧૨ ॥ મેઘ-વરણ કહે દાદા ઘો આજ્ઞા, સરવે શત્રુને રોળું, હસ્તીનાપુરનું ડગળું ઉપાડી, જૈ દરીઆમાં બોળું. ॥ ૧૩ ॥ એટલે બોલ્યા ધરમરાજા, મીથ્યા મરોછો મથી, નુકશાન વેઠું કુટુંબ સાથે, કલેશ કરવાનો નથી ॥ ૧૪ ॥ ભીમ કહે કલેશથી ડરશો, તો નહિ દે દુષ્ટ જન; ધરમ કહે નહી આપે તો, જઇ વશીશું વન. ॥ ૧૫ ॥ એટલે આવી કુન્તા બોલ્યાં, ક્રોધ અતીશે પેઠો; આ દીકરા બાપનું રળેલું, ખોવા માટે બેઠો. । ૧૬ । બાપથી કૈક સંપાડે સવાયું, કંઇજન બાપનું ખુએ; ઓરે અરજુન દીકરા શું, ધરમ સામું જુએ. ॥ ૧૭ ॥ એવે બોલ્યો દ્રુપતરાજા, સાંભળો ધર્મ ભુપતી, સદા વનવાસ પુરવો હતો તો, મુજ પુત્રી વરવી નતી. ॥ ૧૮ ॥

મ્હારી છોકરીનાં છોકરાંને, ઘરબાર રાજ્ય અપાવો, રીધ સીધ્ધને નવનીધ્ધ સોંપીને, પછીથી વનમાં જાવો. ॥ ૧૯ ॥ એટલે બોલ્યા ભીશ્મ પીતા, સમજજે સત્ય મર્મ; સામા થઇને યુદ્ધ કરવું, તે ક્ષત્રીનો ધર્મ. ॥ ૨૦ ॥ માગે તે સાથે યુદ્ધ કરવું, મરવું તેથી નવ ડરવું' પોતાનું મસ્તક હાથમાં લૈ. રણભુમીમાં ફરવું. ધર્મ કહે કે ઓરે દાદા, એક પેટ ભરવું પાપી; તેટલા માટે કલેશ ન કરવો, ઇશ્વર રહેશે આપી. ॥ ૨૧ ॥ તે કરતાં ઓ ભીશ્મ દાદા, તમો નગ્રમાં જાવો; પેહેલાંની હકીકત સઘળી, એને જઇ સમજાવો. ॥ ૨૨ ॥ એટલે ભીશ્મ દ્રોણ બોલ્યા, જાશું દુષ્ટ અવાશે; સમજાવીને છત્રપતિને, મોકલશું તુજ પાસે. ॥ ૨૩ ॥ એટલે તમો કરગરી પડજો, તવ સરમાવીસુ અમો; આપશે એની ખુશી પરમાણે, કબુલ કરજો તમો. ॥ ૨૪ ॥ એમ કહી સત્યવાદી ઉઠયા, દરવાજે ગયા સાર; કીલ્લાના સેવકોને કહ્યું, ઉઘાડો આ દ્વાર ॥ ૨૫ ॥ સેવકે કહ્યું છત્રપતિને, તવ દુરાંયોધન આવ્યો; દરવાજા પાસે ઊભો રહીને, દરવાજો ઉઘડાવ્યો. ॥ ૨૬ ॥ એકલા પાંચ સતિયાને લીધા, પછી દીધાં દ્વાર; છત્રપતિને સભામાં લીધો, સમજાવવા બધો સાર. ॥ ૨૭ ॥ પાસે બેસાડીને શરમાવ્યો સમજાવ્યો બહુ પેર, રાજ્ય થોડું ઘણું દે પાન્ડવને નહીંતો વધશે ઝેર ॥ ૨૮ ॥ દુરીયોધન કહે ઓરે દાદા, વેણ તમારૂં થાપું; પાન્ડવ મુને નમી પડે તો, થોડું ઘણું કાંઇ આપું. ॥ ૨૯ ॥ એટલે બોલ્યા ભીશ્મ દાદા, નમે તો ખુશી થાજે; પાન્ડવો તુને લોટી પડશે, મળવા બાગમાં જાજે. ॥ ૩૦ ॥ છત્રપતિ કહે કાલે જઇશું, નહી પડે ભુલ લગાર; તવ દાદાએ પાન્ડવોને, કાહવ્યા સમાચાર. ॥ ૩૧ ॥ ધરમરાજા બહુ હરખાયા, આવશે મ્હોટા વીર, ઓ ભીમભાઇ નમી પડવું, રેહેજો પાધરા તિર. ॥ ૩૨ ॥ રાજી કરિને રાજ્ય લેવું, તેમાં ઉપજે સુખ; કલેશ કરીને જે લેવું તે, જાણવું દારૂણ દુખ. ॥ ૩૩ ॥ ભીમ કહે કે વારૂવીરા એવે સમે પડી રાત. શયન કીધું સહુ પ્રાણીયે, જાગ્યા પ્રભુ સાક્ષાત. ॥ ૩૪ ॥ મધ્ય રાત્રીએ જે પગ ખેંચ્યો, ભીમનો દેવ મોરાર; છાના માના સાન કરીને, બોલાવી લીધો બાહાર. ॥ ૩૫ ॥ પ્રભુએ કહ્યું આજ પ્રભાતે, આવશે દુરીયોધન; ધરમરાજા નમી પડશે; વીચાર શો છે મન. ॥ ૩૬ ॥ ભીમ કહે નમવું નવ ઘટે ઓરે અશરણાશર્ણ, પ્રભુ કહે કપટ કરીને નમાવો દુષ્ટને ચર્ણ. ॥ ૩૭ ॥ આ બીછાનું ઉપાડી નાંખો, ખાડ કરો ત્યાં એક; તેના ઉપર પાથરો પછી, ખાડ ઢાંકી દો છેક. ॥ ૩૮ ॥ હાથીએ બેશીને અભિમાની, બીછાના ઉપર ચડશે, ખાડા ઉપર આવ

તામાં, ખાડમાં હાથી પડશે. ॥ ૩૯ ॥ તેવીજ પાપી ગડબડવાનો, પુરણ મોઢે પોહોળે; સામા ધરમરાય બેઠા હશે તે, પડશે તેમને ખોળે. ॥ ૪૦ ॥ એટલે આપણે હશી દેવું, કરવી દોટા હડીયો; કેહેવું કે દુરીયોધન આવી, ધરમને નમી પડીયો. ॥ ૪૧ ॥ એટલે પાપીને લાગશે ચટકી, રીસ ચઢાવી જાશે; પછી સંપ નથી રેહેવાનો, યુદ્ધ સામગ્રી થાશે ॥ ૪૨ ॥ સાંભળી ભીમસેન રાજી થયો, સારૂં બતાવ્યું હરજી; ધર્મને સમાધાન કરવું તું. પણ ન્હોતી મારી મરજી. ॥ ૪૩ ॥ એમ કહીને કમ્મર બાંધી, ઝપાટે જોર દાખ્યો, બીછાનું ઉપાડી પળ એકમાં ખાડો ખોદી નાંખ્યો. ॥ ૪૪ ॥ તેપર પાછું પાથરી દીધું, કોરપર ઢાળી ગાદી; તે ગાદીપર બીરાજવાના, ધરમરાય સત્યવાદી. ॥ ૪૫ ॥ પછી આખી રાત પેહેરો ભરીયો, અવે થયો પરભાત; ધર્મ કહે કેમ ચોકી કરે છે, કહે મુને તારી વાત. ॥ ૪૬ ॥ ભીમ કહે ભાઇને ખુશી કરવા, ઠીક કરી રંગબાજી; સાફ બીછાનું જોઇને હરખે, છત્રપતી થાય રાજી. ॥ ૪૭ ॥ તે માટે ચોકી કરૂં છું, કોઇ ન મુકે ચર્ણ, ધરમ કહે સાબાશ વીરા; હરખ્યું અંતઃકર્ણ ॥ ૪૮ ॥ રાજી કરીને રાજ્ય લેઇશું, તેમાં થાશે સારૂં; ભીમ કહે ભાઇ આજ રાત્રીયે, એમ કર્યું મન મારૂં. ॥ ૪૯ ॥ એવે સરવે નાહી ધોઇને, આનંદમાં અતી પેઠા; ધરમરાજા કોરાણે થઇને, જઇ ગાદીપર બેઠા. ॥ ૫૦ ॥ આસપાસ બીજા સરવે બેઠા, એક પોહોર ચઢીયો દન; તે સમે ગામમાં તૈયાર થયો, રાજા દુરીયોધન. ॥ ૫૧ ॥ ચાલો મામા આપણ બંને, જૈયે બાગની માંય; એમ કહીને બેઉ જણ બેઠા, હાથી ઉપર ત્યાંય. ॥ ૫૨ ॥ દરવાજો ઉઘાડી આવ્યા, બાગ વિષે બેઉ પેઠા; બીછાના ઉપર હાથી ચલાવ્યો, ઉતરીયા નહિ હેઠા. ॥ ૫૪ ॥ ખાડ ઉપર પગ આવ્યા હાથીના, આગળથી ગજ પડીયો; એટલે છત્રપતિને મામો, હાથીથી ગરબડીયો ॥ ૫૫ ॥ ધરમના ચર્ણ કને આવી પડીયો, જે દુરીયોધન રાય; એટલે ભીમે ધાંટો કાહાડયો, છત્રપતિ પડયો પાય. ॥ ૫૬ ॥ દુરીયોધન ઝટ ઉભો થયો, પ્રભુ હસવા ચડીયા; ધન્ય દુરીયોધન મ્હોટા તે મ્હોટા, મ્હોટા તે નમી પડીયા. ॥ ૫૭ ॥ છત્રપતિને મામો રીસાયા, કકળી બોલ્યા તે ઠામ; હવે રાજ્યની આશા મુકો નથી દેવાનો ડામ. ॥ ૫૮ ॥ એમ કહી બેઉ ગામમાં ગયા, દરવાજા બંધ કીધા, ધરમ કહે સાચું કહેજો, આ દગા કોણે દીધા. ॥ ૫૯ ॥ આ કરમ કોણે કર્યું છે. ખાડ ખોદયો આ ઠામ; ભીમ કહે ભાઇ કોને ન કહેશો, કર્યુંહતું મેં કામ. ॥ ૬૦ ॥ ધર્મે લેલાટે કર મુકયો, શું ધાર્યું. કરવો કેર; સરાડે ચઢેલું ભાગી નાંખ્યું, ભીમે વ-

ધાર્યું વ્હેર. ॥ ૬૧ ॥ વળણ. ॥ વેહેર વધાર્યું ભીમડા, જુઓ શ્રી ભગવાન; પંચાત લૈ જાઓ ગામમાં, કરી આવો સમાધાન. ॥



## કડવું ૨ જું. રાગ સોહાગાદોહરો.

વૈશંમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજયરાય; વિસ્તારી તુજને સંભળાવું, ઉદ્યોગ પર્વ મહિમાય. ॥ ૧ ॥ પ્રભુને કહ્યું આપ પધારો, કરી આવો પંચાત; શી રીતે રાજ્ય મેળવ્યું છે, તે જાણોછો વાત. ॥ ૨ ॥ અંતરયામી એવું બોલ્યા, સાંભળજો ભુપતી; તમારા બોલ્યાનો ઢંગ નહી તે, માટે હું જાતો નથી. ॥ ૩ ॥ દુષ્ટને ત્યાં જઇ પંચાત કરૂં, તેમ છતાં નવ માને; તો પછી મારે કેમ કરવું, એમ પુછ્યું ભગવાને. ॥ ૪ ॥ ધર્મ કહે એ માને નહી તો, આવજો પાછા તમો; પ્રભુ કહે એવી પંચાત નાગી, કરવા જતા નથી અમો. ॥ ૫ ॥ હું જાવુંને મારૂં માન્ય ન રાખે, તો શું ઢીલે મુખ આવું, ના માને તો યુદ્ધનું કહીને, આવુંને તમને લડાવું. ॥ ૬ ॥ ધર્મ કહે કે ઓ માહારાજા, અમે વેઠીશું ટાંચ; છત્રપતી કને છેવટ લેજો, માગીને દેશ પાંચ. ॥ ૭ ॥ પ્રભુ કહે કદી પાંચે ન આપે, તો મહારે કેમ કરવું; ધરમ કહે પાંચ આપે નહીતો, યુદ્ધ મહારે આદરવું. ॥ ૮ ॥ કૃષ્ણ પ્રભુ કહે વચન આપો, ધરમે વચન દીધું; એટલે ઉઠયા અંતરયામી, જવાને મન કીધું. ॥ ૯ ॥ એકન્તમાં જઇ ભીમે કહ્યું, પધારજો પ્રભુ વેહેલા; કરી લાવજો લડત ઉભી, ઓ છોગાળા છેલા. ॥ ૧૦ ॥ પ્રભુ કહે કેહેવું નહી પડે, એમ કહી રથ બેઠા; ઉઘડાવ્યો દરવાજો દાસો પાસે, નરહરી નગ્રમાં પેઠા. ॥ ૧૧ ॥ એકલા પ્રભુને ગામમાં લેઇ, દુષ્ટે દરવાજા દીધા; પ્રભુએ પ્રમાણીક લોકો, સભામાં ભેગા કીધા. ॥ ૧૨ ॥ ભીસ્મ વીદુરને દ્રોણ બોલાવ્યા, બોલાવ્યા કીરપાચાર; પછી દુરીયોધનના સામા, બેઠા જુગદાધાર. ॥ ૧૩ ॥ છબીલે કહ્યું છત્રપતિને, સાંભળો પુરણ વાત; પેહેલું પુરણ ચીત્ત પરોવો, પછી કરૂં પંચાત. ॥ ૧૪ ॥ તમે તમારે એક કુટંબી, આપશો લેશો કાંક; પણ વાત સાંભળશો નહી તો, બધો તમારો વાંક. ॥ ૧૫ ॥ તમે ને પાન્ડવ ભાઇઓ ભાઇ, રેહેવું નહી હીકડીમાં; કદી અપાય ઓછું વધતું, ઘી ઢળ્યું તો ખીચડીમાં. ॥ ૧૬ ॥ ઓ ભીસ્મજી મધ તમેછો જાણોછો જુની પેર; હું જે કહું તે હોય જુઠું તો, કેહેજો તમે સુખ ભેર. ॥ ૧૭ ॥ મુળના પુરૂશ શંતનું રાજા, બેતાળી ગામના ધણી; તે સંતનું ના દીકરા બે, પ્રથમથી હ્યો મ-

ણી. ॥ ૧૮ ॥ ભીશમપીતાને વીચીત્રવિર્ય, સરખા ભાગે શોભે; ભીશમપીતાએ ભાગ મુકયો, નીરવરતી નિરલોભે. ॥ ૧૯ ॥ વીચીત્રવિર્યને ત્રણ પુત્રો, જાણે છે બધું જકત, ધૃતરાષ્ટ્રને પાન્ડુ રાજા, ત્રીજા વીદુર ભક્ત. ॥ ૨૦ ॥ બેતાળી ગામ તે ત્રણને ભાગે, એક એકને ચઉદ ગામ; બાકીનું રાજ્ય જીતી લાવ્યા, પાન્ડુરાય તમામ. ॥ ૨૧ ॥ તેમાં કંઈ હક નહીં બીજાનો, સાંભળો રાય નરેશ; પાન્ડવના પાન્ડવને સોંપો, ચોરાશી હજાર દેશ. ॥ ૨૨ ॥ દુરીયોધન કહે સુણો પ્રભુજી, પાન્ડુરાજા જીતિ આવ્યા; તે વાત કબુલ કરીએ છૈયે, ચોરાશી હજાર લાવ્યા. ॥ ૨૩ ॥ પણ પાન્ડુને હત્યા લાગી, બાર વરસ ગયા વન; ત્યાં લગી તે રાજ્ય જાળવ્યું અમો વીચારો જુગજીવન. ॥ ૨૪ ॥ કૃષ્ણ કહે છત્રપતી શુણો, રાજ્યની રક્ષા કીધી; તેટલા દીવશની આવદાની, તે તમોએ લીધી. ॥ ૨૫ ॥ તેમાં તમોને નુકશાન નથી, એમનું દેદો રાજ; દુરીયોધન કહે ઉત્તરો ન્યાયે, ઓરે કૃષ્ણ મ્હારાજ. ॥ ૨૬ ॥ પાન્ડવ દુત રમતાં રાજ હાર્યા, જીત્યો હું નરેશ; પ્રભુ કહે બેંતાળીસ હજાર જીત્યા તે લ્યો દેશ. ॥ ૨૭ ॥ બાકીના બેંતાળીસ હજાર, પાછા આપો રાય; દુરીયોધન કહે જાવો મ્હારાજા, પંચાત એ નહી થાય. ॥ ૨૮ ॥ એટલે બોલ્યા અંતરયામી, વાતમાં કરશો ન ક્રોધ; જેમ તેમ સમાધાન થાયે તો, ટળે બધો વીરોધ ॥ ૨૯ ॥ કુબુદ્ધી ક્રોધ કરીને બોલ્યો, સાંભળજ્યે જદુપતી, એ રીતે રાજ્ય માગવું હોયતો, પંચાત કરવી નથી. ॥ ૩૦ ॥ પ્રભુ કહે વારૂ તેમ રહેવા દો, કોહોતો માગણી માગું, દુરીયોધન કહે માગી જુઓ, તો હું સાંભળવા લાગું. ॥ ૩૧ ॥ વલણ. ॥ રીતસર માગો માગણું, તો હું સાંભળી રહિશ; જો ધ્યાન બેસે માહરી, તો તો હું હા કહિશ. ॥ ૩૨ ॥



## કડવું ૩ રાગ બીલાવરીની દેશી.

પ્રભુજી વધા વચન, રાજાજી; સાંભળો દુરિયોધન, રાજાજી. ॥ ૧ ॥ પાંન્ડવનું કષ્ટ કાપો, રાજાજી; ચાળીહજાર દેશ આપો, રાજાજી. ॥ ૨ ॥ એવું વચન સુણાવ્યું, રાજાજી. દુષ્ટે શીશ ધુણાવ્યું. રાજાજી. ॥ ૩ ॥ બોલ્યા જુગદાધાર, રાજાજી; આપો ત્રીશ હઝાર. રાજાજી. ॥ ૪ ॥ તેથી દો હઝાર વીસ. રાજાજી. દુષ્ટ ધુણાવે શિશ, રાજાજી. ॥ ૫ ॥ પ્રભુ કહે વધે જશ. રાજાજી. આપો હઝાર દશ રાજાજી. ॥ ૬ ॥ એટલું વચન થા

પો. રાજાજી; પાંચ હજાર દેશ આપો, રાજાજી. ॥ ૭ ॥ ખેંચી ન પકડો છેક, રાજાજી. આપો હજાર એક. રાજાજી. ॥ ૮ ॥ સૌ સભાનું માપ માપો, રાજાજી; પાંચસેં દેશજ આપો. રાજાજી. ॥ ૯ ॥ કેટલું કેહેવા લાગું, રાજાજી; એક સો દેશજ માગું. રાજાજી. ॥૧૦ ॥ પ્રભુ ઓછું ઓછું માગે, રાજાજી. પાપીને સારૂં લાગે, રાજાજી. ॥ ૧૧ ॥ પ્રભુ કહે વેણ થાપો, રાજાજી, પચાસ દેશજ આપો, રાજાજી. ॥ ૧૨ ॥ જેમ જેમ ઓછું સુણાવે, રાજાજી; માંકડો માંથું ધુણાવે, રાજાજી. ॥ ૧૩ ॥ તવ બોલ્યા વનમાળી, રાજાજી; દેશજ આપો ચાળી રાજાજી. ॥૧૪॥ માગ્યામાં ન ધરો રીશ; રાજાજી; આપોને દેશ ત્રિસ. રાજાજી. ॥ ૧૫ ॥ હું માગુછું જાુગદીશ, રાજાજી, આપોને દેશ વિશ, રાજાજી ॥૧૬॥ ઝાઝો ન કરશો કસ, રાજાજી; આપોને દેશ દશ રાજાજી. ॥ ૧૭ ॥ તેમાં તે કાઢશે ભવ, રાજાજી; તે કરતાં દો નવ, રાજાજી. ॥ ૧૮ ॥ મુકો મુમતનો ઠાઠ, રાજાજી. આપી દો દેશ આઠ, રાજાજી. ॥ ૧૯ ॥ ગુણ માનશે પાંચ ભ્રાત, રાજાજી. છેવટ દો દેશ સાત, રાજાજી. ॥ ૨૦ ॥ ટળશે સરવનો ભય, રાજાજી; આપોને દેશ છય, રાજાજી. ॥ ૨૧ ॥ નહીં આવે ઉનિ આંચ, રાજાજી. છેવટ આપો પાંચ, રાજાજી. ॥ ૨૨ ॥ તેમાં તો સારૂં કહેવાશે, રાજાજી; પાંચેથી વેહેંચી લેવાશે. રાજાજી. ॥ ૨૩ ॥ તવ બોલ્યો દુરીયોધન, પ્રભુજી; સાંભળો જાુગજીવન. પ્રભુજી. ॥ ૨૪ ॥ તમારૂં વચન થાપુ, પ્રભુજી; કાંઇ પાન્ડવને ન આપું પ્રભુજી. ॥ ૨૫ ॥ દિધે નથી કાંઇ ધરમ પ્રભુજી; પણ મને તમારી સરમ. પ્રભુજી, ॥ ૨૬ ॥ તમારૂં માપજ માપું. પ્રભુજી; તમારા મ્હોને આપું. પ્રભુજી. ॥ ૨૭ ॥ વળણ. ॥ દુરીયોધને કહયું કર્ણને, લખી આપો પાંચ દેશ; કહે વલ્લભ લખાવતા, દ્વારીકાંધિશ નરેશ.



# કડવું ૪ રાગ સાખીનો.

વૈશંપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ઉદ્યોગ પર્વ મહિમાય. ॥ ૧ ॥ અંતરયામી બેઠા લખાવા, લખનારો કરણ રાય; ત્રાંબાને પત્રે લખવા માંડયું, કલમ ગ્રહિ કરમાંય ॥ ૨ ॥ બોલો પ્રભુજી લખાવો તે લખું, તવ કહયું કૃષ્ણ નરેશ; આગસ ને બંગાળા લખો, લખો કાશી દેશ. ॥ ૩ ॥ હસ્તીનાપુરને મારવાડ લખો, કરણે લખ્યા તે વાર; પછી મુખમાં કલમ ઘાલી, પડીયો બહુ વિચાર. ॥ ૪ ॥ મુસ્તક ઉપર ખડીયો મુકયો, મનમાં કરી મનસુબો; સભાની

વચમાં પતરૂં ધરીને; એકજ ચરણે ઉભા. ॥ ૫ ॥ દેખીને દુરાયોધન બોલ્યો, કેમ ઉભા થયા અત્ર; કરણુ કહે વાંચો જુઓ, લખેલું તાંબાનું પત્ર. ॥ ૬ ॥ ઉભા રેહેવાની નથી જગીયા, કૃષ્ણે કપટાઇ કીધી પાંચ દેશ લખાવ્યા તેમાં, પૃથ્વી તાણી લીધિ. ॥ ૭ ॥ તવ દુરીયોધને પત્ર વાંચ્યું, હળહળ વાપી રીસ; મુજ સંગ કપટ કરવા આવ્યો, લંપટ ધારી કાંધીસ. ॥ ૮ ॥ એ ભરવાડાઓ પીંડારા, ગાયોના ચારનારા; મુજ સાથે તેં પ્રપંચ કીધો, મામા માશી મારનારા. ॥ ૯ ॥ ગાયો દોનારો છાશો પીનારો, કયાં છે તું ક્ષત્રીની જાત; ગામડું વસાવી રાજા કેહેવાયો, તું શું જાણે પંચાત. ॥ ૧૦ ॥ એમ કહી ઉઠીને બાઝયો. કુબુદ્ધી નરેશ; ગડદા કોણી મારવા લાગ્યો, ગ્રહી પ્રભુના કેશ. ॥ ૧૧ ॥ છછુંદરીનાં સરવે સરખાં, ઉઠયા નવાણું વીર; મારો ઝુડો હવે ન મુકો, કરો પાધરો તીર. ॥ ૧૨ ॥ એમ કહીને કપુત સોયે, દેવા માંડયો માર; સભાસદ સહુ પોંચ્યા કરડે, વરત્યો હાહાકાર. ॥ ૧૩ ॥ અંતરયામીએ એમ જાણ્યું; દુષ્ટો દેશે દુઃખ; એવું જાણીને ભુમી પડેલા, પોહોળું કીધું મુખ ॥ ૧૪ ॥ તે મુખમાં એમ લીલા બતાવી, સુત પવનનો કાહાવે; ગદા ગ્રહીને ભીમસેન બળીયો, મારવા માટે આવે. ॥ ૧૫ ॥ દુરીયોધન કહે નાસો મામા, મારવા આવે ભિમ; એવો ભીમનો ભય પામીને, નાઠા એમને એમ. ॥ ૧૬ ॥ તવ ઉઠી ઉભા અલબેલો, બોલ્યા મુખ વચન; યુદ્ધનું નોહોતરૂં દેઉં છું તુને, ઓરે દુરીયોધન. ॥૧૭॥ સાંભળી પાપી નાશી ગયો, પોતાના તાત કને; અરે પીતાજી કૃષ્ણ આવ્યાતા, સમજાવવાને મને. ॥ ૧૮ ॥ પંચાત કરી છેતરવો તો પ્રપંચનો ખેલ ધાર્યો; તેથી મુજને ક્રોધ વ્યાપ્યો, કૃષ્ણને કુટી માર્યો. ॥ ૧૯ ॥ એટલે બોલ્યો દુષ્ટનો પીતા, ધૃતરાષ્ટ્ર જે અંધ; ઓ દીકરા એને માર્યો તે તમારૂં જીવવું બંધ. ॥ ૨૦ ॥ ચૌદ લોકનો એ છે સ્વામી, તેને સભામાં કુટયો; માટે નીશ્ચે જાણજો તમે, સહુનો આવરદા ખુટયો. ॥ ૨૧ ॥ દુરીયોધન કહે કેમ કરૂં પીતા, અંધ કહે વળી જાવો; આપણે ધામે ભોજન કરવા, ચરણે લાગીને લાવો. ॥ ૨૨ ॥ તવ દુરીયોધન તેડવા ચાલ્યો, મુકી મુમતની હોડ; એવે સભામાંથી નીકળી બેઠા, રથમાં શ્રી રણછોડ. ॥ ૨૩ ॥ એટલામાં દુરીયોધન આવ્યો પ્રભુ ચાલો મુજ ઘેર; મેમાન ગતીયે ભોજન કરી, પધારજો ભલીપેર ॥ ૨૪ ॥ કૃષ્ણજી કહે આવતા જમવા, તમ ધામે રાજ્યવટે; પણ મ્હારા પર હાથ ઉપાડયો, માટે ન આવવું ઘટે. ॥ ૨૫ ॥ જમવું હશે તો બહુ છે ઠેકાણાં, એમ વદ્યા ગીરધારી; દુરીયોધન કહે જમે નહિ તો, ચાલ્યો જા ખાસડે

મારિ. ॥ ૨૬ ॥ જો તું જમે માહારી નગરીમાં, ત્યારે તો દેવકી તન, એમ કહિ કેડે ચોકી મુકી; પાછો વળ્યો રાજન. ॥ ૨૭ ॥ એટલે રથ હંકારીને ચાલ્યા, દાસ ઉપર કરી મ્હેર; વીદુરજી સભામાં છે પણ, ગયા એમને ઘેર. ॥ ૨૮ ॥ બારણે રથ રાખીને ઉતરીયા, દયાળુએ કરિ દયા; વિદુર પત્નીને માતા માતા, કેહેતા ઘરમાં ગયા. ॥ ૨૯ ॥ ચોક તણાં બેઉ દ્વાર દેઈને, વિદુર પત્ની નાહાય; નગ્ન નાહાવાનો સ્વભાવ નારીનો તેવું કરે સ્નાન ત્યાંય. ॥ ૩૦ ॥ પ્રભુને શબ્દે જોયું જાળીથી, દિઠા શ્રી ભગવાન; દ્વાર ઉઘાડી આવી પાય પડી, ન રહયું વસ્ત્રનું ભાન. ॥ ૩૧ ॥ એટલે પ્રભુએ આડું જોયું, ભકતને પ્રભુ શું પ્રેમ; ઉભી થઇને પુછવા લાગી, આડું જોયું હરી કેમ. ॥ ૩૨ ॥ કૃષ્ણ કહે મા વસ્ત્ર પેહેરો બોલી વિદુરનિ નારી; ઓ પ્રભુ તમને દેખી ભાન ભુલી, કરજો ક્ષમા ગીરધારી. ॥ ૩૩ ॥ એમ કહી જઇ વસ્ત્ર પેહેરી, આવિ અતી પાવન; પધારો કહિ બેસાડયા પ્રભુને, આપો એક આસન, ॥ ૩૪ ॥ કૃષ્ણ કહે મા ભુખ લાગી, જમવાને બેઠો આવી; વિદુરનિ નારી ઘરમાં જઇને, કદળી તણાં ફળ લાવી ॥ ૩૫ ॥ પ્રભુના સામા ફોલવા બેઠી, કૃષ્ણ કૃષ્ણ મુખ ભાખે; છોતરાં આપે છબીલાને, ગલ કાહાડી બાહાર નાંખે. ॥૩૬॥ એ રીતે તદાકાર થયેલી, પ્રભુ ઉપર પ્રેમ ભાવે; ભક્તને ભાવે છેલછબીલો, કેળાંનાં છોતરાં ચાવે. ॥ ૩૭ ॥ છેવટ છોડું ચાવતા દિઠા, તેવારે આવ્યું ભાન, અરેરે મેં છોડાં દીધાં. જમે મ્હારો ભગવાન. ॥ ૩૮ ॥ બારણે જોયું તવ ગલ દીઠો, પસ્તાવો બાહુ કીધો; પ્રભુ કહે મા પસ્તાશો નહી, આજજ આ સ્વાદ લીધો. ॥ ૩૯ ॥ આ સામગ્રી નોહોતી આરોગી, તે મેં આરોગી આજ; વિદુર પત્નીએ કહયું બીરાજો, રાંધું છું માહારાજ. ॥ ૪૦ ॥ એમ કહી ઉઠયાં વાટડી જુએ, વીદુરનિ વિવેક; સન્યસ્ત પાળે તે સારૂં ઘરમાં, અનનો દાણો નહિ એક. ॥૪૧॥ એટલામાં તો વિદુર આવ્યા, દિઠા કૃષ્ણ મેમાન; વણ તેડયા પ્રભુ ભલે પધાર્યા, ઓ મ્હારા ભગવાન. ॥ ૪૨ ॥ એમ કહીને ગયા ભોવનમાં, એકાન્તમાં મળી નારિ; ઓરે પતિ ઘરમાં નથી કાંઇ, પરૂણા છે ગિરધારિ. ॥ ૪૩ ॥ ભકત કહે ભંડારખાનેથી, લઇ આવું છું નાર; એવામાં દુરિયોધનના સેવકે, જઇ કહયો સમાચાર. ॥ ૪૪ ॥ વિદુરને ઘેર કૃષ્ણ ગયા છે, વાત જાણિ રાજન; ભંડારખાનું બંધ કરાવ્યુ, કાકાને ન દેવું અન. ॥ ૪૫ ॥ ગામમાં રૈયતને કેવરાવ્યું, ભકતને કાંઇ ન દેવું, જે કોઇ કાંઇ દેશે તેનું, સરવસ લુંટી લેવું. ॥ ૪૬ ॥ સહુ રૈયતે મન વિચાર્યું, શું ભક્તને જોઇ રહિએ; દિઠે મોઢે

માગે ત્યારે, કેમ કરિ ના કહીએ. ॥ ૪૭ ॥ એવું જાણિ સરવે પ્રાણિ, ઘરને ખુણે પેઠા, કામ ધંધા બધા બંધ કરિને, દ્વાર દેઇ દેઈ બેઠા. ॥૪૮॥ એવામાં વિદુરજી ચાલ્યા, ભંડારખાને જાય; જઇ જોયું તો તાળાં દિઠાં તવ ગયા મેહેલ માંય. ॥૪૯॥ દુરિયોધન પર ક્રોધ કરીને વિદુર બોલ્યા એમ,ભંડારખાને લેવા આવ્યા,તાળાં દીધાં છે કેમ.॥૫૦॥ એવું સાંભળી કાકા પ્રત્યે, બોલ્યો દુરીયોધન; ઓરે કાકા કોને માટે, તમારે જોઇએ અન્ન. ॥૫૧॥ વિદુર કહે મહારે માટે, વળી આવ્યા જદુપતિ; દુષ્ટ કહે બીજા લોકોને, ખવરાવી દેવાનું નથી. ॥૫૨॥ અનધન કાંઇ નથી આપવાનું, જાણજો ભલી પેર; તમે ને માહારી કાકી બેઉ, ખાવા આવો મુજ ઘેર. ॥ ૫૩ ॥ વીદુરજીને ખોટું લાગ્યું, તરત પાછા વળીયા; અરેરે આજ ભુખ્યા રેહેશે, માહારે ઘેર સામળીયા. ॥ ૫૪ ॥ એમ ઉદાશી થઇ ઘેર ગયા, સહુ જાણે વનમાળી; ભકતે જઇ ઓરડામાંથી લીધી, છાનીમાની એક થાળી. ॥ ૫૫ ॥ બગલમાં મારી વસ્ત્ર હોઢયું, વેચવા બજાર જાય; ત્યાં બધું બજાર બંધ દીઠું, ગભરાયા મનમાંય. ॥ ૫૬ ॥ અરેરે દુષ્ટનાં તાળાં દેવાયાં, પ્રભુને શું જઇ ધરવું; એવામાં એક કુવો દીઠો, જાણ્યું કે માહારે મરવું. ॥ ૫૭ ॥ એમ જાણી કુવા પર ચઢીઆ, પરાણે જીવ જાશે; સાતે જનમ દુખ પડવાનું, આત્મ હત્યા મને થાશે. ॥ ૫૮ ॥ એવું વીચારતાં ભાજી દીઠી, તાંદળજાની ઉગેલી; વીદુરે જાણ્યું પાય પડીશું, પ્રભુને ભાજી મેલી. ॥ ૫૯ ॥ એવું સમજી ભાજી લીધી, પોટલી બગલમાં મારી; ગુપત ઘેર લાવીને આપી, જ્યાં પોતાની નારી ॥ ૬૦ ॥ વામાને બધી વાત કીધી, તવ ભાજી સુધારી; ચુલો સળગાવી તપેલીમાં, વઘાર મુકી વઘારી, ॥ ૬૧ ॥ પછી વીદુર પત્ની બોલી, પ્રભુજીને શું ધરવું; એકલી ભાજી મુકયા કરતાં. વીશ ઘોળી ભલું મરવું. ॥ ૬૨॥ વળણ. ॥ નરનારી એમ આદરી,મરવા કીધું મન; કહે વલ્લભ તેવે સમે, આવ્યો દુરીયોધન.



## કડવું ૫ રાગ ચોપાઈ.

બોલ્યા વેશંપાયન વચન, સુણ જનમેજે રાજન; આવ્યો હસવાને દુરીયોધન, એતો ભગત કાકાને ભોવન. ॥ ૧ ॥ બોલ્યો પાપી મશ્કરી ભેર,કાકા પરોણા તમારે ઘેર;માટે થાશે રસોઈ સવાઇ,અમે પરોણા ભેગા પાઇ. ॥ ૨ ॥ તવ વિદુર ક્રોધે ભરીયાં, મશ્કરીમાં મશ્કરી ઓચરીયા;

આવજે જમવા ડંકો દેઇ, તારો સર્વ પરીવાર લેઇ. ॥ ૩ ॥ તારી મા તારી નારીને પુત્ર; તેડી લાવજે સહુ ઘરસુત્ર; તવ હશી ગયો ભુપાળ, ગયા વિદુર સાતમે માળ. ॥ ૪ ॥ વળી સંગ પોતાની નારી, બેઉ બેઠાં મરવું ધારી; કર્યા વીષના પ્યાલા ત્યાર. ॥ ૫ ॥ મોઢે માંડવા ગયા જે વાર, વાત જાણી ગયા જુગદાધાર; ચોભુજ રૂપે દોડી, તમાચે નાંખ્યા પ્યાલા ફોડી ॥ ૬ ॥ પછી બોલીયા અંતરયામી, તારે ઘેર નથી કાંઇ ખામી; સાતે ઓરડામાં સૌ તૈયાર, વળી રસોઇ બને છે બાહાર. ॥ ૭ ॥ એમ કરી થયા અંતરધ્યાંન, કરી લીલા શ્રી ભગવાન; એવે વીદુર હરખે ભરીયા, બધી ચરચા જોવાને ઉતરીયા ॥ ૮ ॥ પેહેલા જોવા ગયા ઘર બાહાર, કરે જાદવો રસોઇ ત્યાર, કોઇ ચુલ ચુલા સળગાવે, કોઇ નીરમળ જળ ભરી લાવે. ॥ ૯ ॥ કોઇ બેઠા શાક સુધારે, જોઇ હસ્યા હરીજન ત્યારે, પછી ઓરડા જોવા જાય, નરનારી બેઉ મેહેલમાંય. ॥૧૦॥ પેહેલે ઓરડે બહુ બાજઠ, બીજે જળ ઝારીની ઠઠ; ત્રીજે વસ્ત્ર છે નરનારીનાં, રેશમી જાત જાડાંને ઝીણાં. ॥૧૧॥ વાટકાની ચોથી પરસાળ, પાંચમામાં કનકના થાળ; ભર્યા છઠામાં રૈતાં અથાણાં, જોઇ વીદુરજીએ વખાણ્યાં. ॥ ૧૨ ॥ સાતમામાં ભર્યા પકવાન, એવી કરી કૃપા ભગવાન; જોઇ હરખે ભર્યા વિદુર, અતી ઉભરાઇ જાય છે ઉર. ॥ ૧૩ ॥ પોહોચી પાપીને બધી પેર, થઇ રસોઇ કાકાને ઘેર; મામાને વાત પુછું જોઇ, કાકે કયાંથી કરાવી રસોઇ. ॥૧૪॥ બોલ્યો મામો એ કૃષ્ણજી કરે, ઘરનું લાવીને વાવરે; જો એ જમ્યા વીનાનો જાય, તોતો ફજેતી એની થાય ॥ ૧૫ ॥ એવે રસોઇ થઇ રહી ત્યાર, કાહાવ્યા વિદુરે સમાચાર; તેડે જમવાને વીદુર ભગત, આવજો લેઇને બધું જગત. ॥ ૧૬ ॥ તવ બોલ્યો દુરીયોધન એમ, કહો મામા કરીશું કેમ; કહે મામો ચાલો જમવાય, મુકીયે તેમાં એનું શું જાય. ॥ ૧૭ ॥ કહી લીધું કુટુંબ પરીવાર, આવ્યાં જમવા સહુ નરનાર; લાવ્યાં શણીયાં જુજવાં ઝાલી, તવ વિદુરે આગના આલી. ॥ ૧૮ ॥ પાછાં મોકલો શણીયાં ઘેર, આપશું અહીંથી ભલી પેર; તવ પાછાં મોકલી દિધાં. પછી ઉષ્ણોદકે સ્નાન કીધાં. ॥૧૯॥ દિધાં ભકતે વસ્ત્રો વીધવિધ, રાયે જાણ્યું કયાંથી રિધિશીધ; પેહેર્યાં વસ્ત્રો સહુ નરનારી, દીધી વિદુરે જળની ઝારી. ॥ ૨૦ ॥ દીધા રત્ન જડીત્ર બાજઠ, બેઠી નરનારીનિ ઠઠ; પછી વાટકા રૂપાના દીધા, જેને જેમ જોઇએ તેમ લીધા. ॥ ૨૧ ॥ પછી દીધા કનકના થાળ, તવ ઉઠયા શ્રી ગોપાળ; ભકતને ઘેર હરખે ભરીયા, પીતાંમ્બર પેહેરિ પ્રભુ ઉતરીયા ॥

૨૨ ॥ એટલે બોલીયો દુરાયોધન, મામા વિચારી લેજો મન કદી કૃષ્ણે કરાવી રસોઇ, પણ બીજી ચીજો લ્યો જોઇ. ॥ ૨૩ ॥ થાળીવાટકા બાજઠ શણીયાં, આપ્યાં તે ન જાયે ગણે ગણીયાં; ગમે તેવો હું છત્રપતી, મારા ઘરમાં આવિ ચીજ નથી. ॥ ૨૪ ॥ બોલ્યો શકુની મામો સાર, સમજ્યો હું લગારે લગાર; તારા કાકા પાન્ડુરાય, લાગી હત્યા ગયા જાત્રાય. ॥ ૨૫ ॥ તાત તાહરો આંખ વિનાનો, તેવારે લુટયો ભંડાર છાનો; ઘણાં અધર્મ વીદુરે કરીયાં, બધું લુંટીને ભોંયરાં ભરિયાં ॥ ૨૬ ॥ તેવારે તારી ઉમ્મર કાચી, બોલ્યો દુરાયોધન વાત સાચી; એવે કૃષ્ણે કરી આજ્ઞાય, દાસો પીરસો પંગત માંય. ॥ ૨૭ ॥ તવ જાદવ જોદ્ધા જેહ; લાગ્યા પીરસવાને તેહ; અથાણાં રાઈતાં શાક ભાજી, પકવાન સામગ્રી તાજી. ॥ ૨૮ ॥ પછી જમવા આજ્ઞા દીધી, તવ પ્રભુએ મશકરી કીધી, હશીને બોલ્યા જુગજીવન, કાંઇ માગજો દુરીયોધન. ॥ ૨૯ ॥ તોયે નીચું જોઈ જમ્યો રાય, બતાવ્યો મામાએ ઉપાય; આપણ સહુ જમી રહીએ, તવ વાસણો લૈ ઘેર જઇએ. ॥ ૩૦ ॥ પીતામ્બરો પેહેરેલાં લેવા, કાકાને પાછાં નવ દેવાં; આતો કાઢી છે આપણિ પુંજી, એમાં શું કરનાર પ્રભુજી. ॥ ૩૧ ॥ સત્ય છે એમ બોલ્યો ભુનાથ, અન્યો અન્ય પોહોથાડી વાત; એવે જમી રહ્યા સહુજન, પેહેલો ઉઠયો દુરીયોધન. ।૩૨। લીધા વાટકા થાળી ઝારી, ઉઠયા બાજઠો બગલમાં મારી; જોઇ વિદુર બોલ્યાં એમ, ઠાલાં વાસણો લૈ જાવો કેમ. ॥ ૩૩ ॥ લેઈ જાવો મહી પકવાન, તવ ખમચાયો રાજન, કહો વારૂ મામા કેમ કરીયે, બોલ્યો મામો થાળીયો ધરીયે. ॥ ૩૪ ॥ આવી થાળીયો ધરવા લાગે, જાણે વસવઇઆં અન માગે; બોલ્યા કૃષ્ણજી સહુને આપો, બધા ગરીબનું કષ્ટ કાપો. ॥ ૩૫ ॥ એમ કહિને પકવાન દીધાં, નીચું જોઇને નીચોએ લીધાં; લેઇ લેઈ ચાલ્યા ગયા ઘેર, કરી પ્રભુએ પુરણ મેહેર. ॥ ૩૬॥ પછી છેવટ લીલા દાખી, ત્રણ જમે તેવી સોઇ રાખી; બીજું બધું કીધું અદર્શ, થયો વીદુરને અતી હર્શ. ॥ ૩૭ ॥ પછી વિદુરને શુભ નારી, ગયા ઘરમાં ત્રીજા ગીરધારી; તવ રામા રસોડામાં પેઠી, બેઉ જણને પીરસવા બેઠી. ॥ ૩૮ ॥ બેઉ બાજઠ રસોડા બાહાર, સામા સામી ઢાળ્યા તે વાર; બેઠા વીદુર ને ગોપાળ, તવ પીરશી મુકયા થાળ. ॥ ૩૯ ॥ ત્યારે બોલીયા જુગજીવન. માજી તમારૂં કરો આસન; બોલ્યાં વીદુરપત્નીની વાણી, તમો જમી લો પુરૂશ પુરાણી. ॥ ૪૦ ॥ તમો છો નરે નરની જોડ; એકલી નારી હું રણછોડ; માટે મુને ભોજન નવ ભાવે, બોલ્યા કૃષ્ણજી જુઓ

કોણ આવે; ॥ ૪૧ ॥ ઉઠયાં જોવાને ઉલટ આણી, આવ્યાં રૂક્ષમણીજી રાણી, રૂમ ઝુમ કરતાં ધામમાં પેઠાં, દીધું આસન તવ ત્યાં બેઠાં॥૪૨॥ એટલે બોલીયા રણછોડ, માજી મળી તમારી જોડ; હવે તમો કરો આ-સન, એવા કૃપાળુ મધુસુદન. ॥ ૪૩ ॥ તવ ચીંત્તા થઇ ઉદરમાં, એક જણની સામગ્રી ઘરમાં. થોડે થોડે બે પીરસ્યા થાળ, તવ કેવું કર્યું ગોપાળ. ॥ ૪૪ ॥ પોતાની સૌ સામગ્રી લીધી, તેતો બેઉને મુકી દીધી; પછી પોતે ઉઠયા થઈ રાજી, લીધી રસોડામાંથી ભાજી. ॥ ૪૫ ॥ ઠાલવી થાળમાં દીનાનાથ, હાંહાં કહિ ગ્રહ્યાં વિદુરે હાથ; આ તે શું કરો છો મા-હારાજ, કહે પ્રભુ પ્રીતી મુને આજ, ॥ ૪૬ ॥ એતો સ્વાદમાં થઈ છે ઝાજી, માટે આરોગવાદો ભાજી; નવ માનો તો સંદેહ ખુઓ, જરા જ-રા ભાજી ચાખી જુઓ. ॥ ૪૭ ॥ ચૌદ લોક તણો સ્વાદ તાણી, મુકયો ભાજીમાં પુરૂશ પુરાણી, પછી થોડી થોડી વેહેંચી આપી, ચાખતામાં ઉલટ બહુ વ્યાપી. ॥ ૪૮ ॥ બધી મરજાદા પ્રભુની છાંડી, થાળમાંથી તે લુટાવા માંડી; ઉઠયા પ્રભુ લેઇને થાળ, ચાલ્યા ચોકમાં શ્રી ગોપાળ. ॥ ૪૯ ॥ લાગ્યાં લુંટવા પ્રભુનિ ભાજી, છીનવે ભુજે બાઝી બાઝી, દોડી દોડી દોડાવે છબીલા, ખરેખરી કરી રાશ લીલા, ॥ ૫૦ ॥ રમે ભકતને ઘેર રણછોડ, આવ્યા દર્શકને તેત્રીશક્રોડ; એવે પ્રભુએ શું ખેલ કીધો, ભાજીનો સ્વાદ તાણિ લીધો, ॥ ૫૧ ॥ પછી આગળ ધરીજે વારે, લાગી ફીકી ફીકી તે વારે; પછી સ્તુતિ કરી વીદુર, પ્રભુ સચરાચર ભરપુર. ॥૫૨॥ સ્વાદ બે સ્વાદ સૌ તમપાસ, મીથ્યા મોટાઈ ધરે દાસ; બધી તમારી જગતાજી, જમો ભગવાન ભાવની ભાજી. ॥ ૫૩ ॥ થાવો ભાજી જમી-ને રાજી, આરોગો બાજઠે બીરાજી; પછી બેશીને ભોજન કીધાં, જમી-ને મુખવાસજ લીધાં. ॥ ૫૪ ॥ રૂક્ષમણીજી અંતરધ્યાન, કરિ રથ બેઠા ભગવાન; પોતે નીકળ્યા નગ્રની બાહાર, આવ્યા બાગમાં જુગદાધાર. ॥ ૫૫ ॥ પુછયા ધરમે સમાચાર, કેહેવા લાગ્યા દેવમોરાર; જુઓ મુજ-ને માર્યો માર, નીકળ્યો પંચાતમાં સાર. ॥ ૫૬ ॥



## ઝડપનો રાગ દોહરો.

એવું સાંભળી ધરમ બોલ્યા, પ્રગટી પુરણ જ્વાળ, એ મહારાજા દુરીયોધનનું, થયું બગડવા કાળ. ॥ ૧ ॥ શું જુઓ છો સરવે બંધું, કરજો વીપીત યુધ; દુરીયોધનને પત્ર લખીને, આરંભો એક યુધ. ॥ ૨ ॥

એવાં વચન સાંભળીને, હરખ્યો વાયુતન; પારથે પત્ર લખી મોકલીયો, દુષ્ટ તણે ભોવન. ॥ ૩॥ યુધ્ધ તણું તો નોતરૂં આવ્યું,ગભરાયો જેમ તેમ; અંધ પીતાને જઇને પુછયું, કહો કરીએ કેમ. ॥ ૪॥ ધૃતરાષ્ટ્ર કહે દીકરા મ્હારા, સમજી જાવો આજ; પાંન્ડવોને બોલાવીને, આપો અડધું રાજ. ॥ ૫ ॥ દુરીયોધન કહે પીતા મ્હારા, બગડી છે તમ મતી; બીજો કાંઈ ઊપાય બતાવો, રાજ્ય આપવું નથી. ॥ ૬ ॥ ધૃતરાષ્ટ્ર કહે દીકરા મ્હારા, સંદેહ મનના ખુઓ; દ્રોણ ગુરૂ વીદ્વાન તમારા, તેમને પુછી જુઓ ॥ ૭ ॥ વળણ ॥ વાત તાતની સાંભળી, ઉઠયો દુરીયોધન; વલ્લભવદે પુછવા ગયો, ગુરૂ તણે ભોવન.



# કડવું ૬ રાગ સવૈયાની ચાલ.

વૈશમ પાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું. ઉદ્યોગ પર્વ મહીમાય. ॥ ૧ ॥ મામાને લેઈ પુછવા આવ્યો, ગુરૂતણે ભોવન; ઓ માહારાજા પ્રષ્ણ પુછું; તમારૂં સત્ય વચન ॥ ૨ ॥ રાજ્ય સારૂ પાન્ડવને અમો, સામાસામી યુધ્ધ કરીએ; તેમાં જીતીયે કે હારીયે વળી, કાં મારીયે કે મરીયે ॥ ૩ ॥ દ્રોણ કહે કે દક્ષણા વીના, પ્રશ્ન પુછે તે ઠાલું; તે વીનાતો પ્રશ્ન ઉત્તર, કદી કાળે નહિ આલું. ॥ ૪ ॥ દુરીયોધન બડબડવા લાગ્યો, બ્રાહ્મણની જાત લોભી; કે વારના નથી ઉત્તર દેતા, રહ્યા છે લોભથી થોભી. ॥ ૫ ॥ મોતીના તોરાની લટ તોડી, દક્ષણામાં દેઇ દીધી; દ્રોણ ગુરૂએ ઉત્તર કરવા, પોતાના કરમાં લીધી ॥ ૬ ॥ તેનાં મોતિ કહાડીને ગણીયાં, બોલ્યા ગુરૂજી શાણા; જો દુરીયોધન ગણીત બાંધ્યું, થાય છે હરાડ દાણા. ॥ ૭ ॥ તેથી તુને ઉત્તર દીધો છું, યુધ્ધ આરંભ તું કરે; તે દનથી હરાડમે દાહાડે,કુટુંબ સાથે તું મરે ॥ ૮ ॥ તવ દુરીયોધન અકળાઇ ઉઠયો, કાળજું થયું કાચું;શકુની બોલ્યો બ્રાહ્મણે કહ્યું, તે નવ માનીશ સાચું. ॥ ૯ ॥ એવું વિચારતા ઘેર ગયા, જ્યાં છે રાયનો તાત; ધૃતરાષ્ટ્રને દુરીયોધને, કહી માંડીને વાત. ॥ ૧૦ ॥ તવ ધૃતરાષ્ટ્ર એમ બોલ્યો, નીશ્ચે જાણજો મર્ણ; તે કરતાં જીવવું હોયેતો, રહી જાવો ભીસ્મને સર્ણ. ॥ ૧૧ ॥ તવ દુરીયોધન ત્યાંથી નીકળીયો, જૈ દાદાને નમ્યો ચરણ; ઓ દાદા પાન્ડવ સંગ વઢવું, રાખો મુજને સરણ. ॥ ૧૨ ॥ ભીસ્મ પીતાયે મન વીચાર્યું, હવે ગતી શી થાય; સરણે આવ્યાને સર્ણે ન રાખું, તો સત્ય મ્હારૂં જાય. ॥ ૧૩ ॥ એમ જા-

ણીને ભીસ્મ બોલ્યા, દીનતા વચન તું ભાંખ્યો;અગીઆરમે દીન મ્રત્યુ છે મ્હારૂં, દસદન સરણે રાખ્યો. ॥ ૧૪ ॥દુરીયોધન કહે અષ્ટદન માટે, મુજને શીદ રઝળાવો; ભીસ્મ પીતા કહે દ્રોણ ગુરૂ છે, તેમને સરણે જાવો. ॥ ૧૫ ॥ તવ દુરીયોધન ગુરૂ ગ્રહે જે, લાગ્યો ગુરૂને ચરણ; એ ગુરૂ ભીસ્મે દસદન રાખ્યો, બાકી તમો રાખો સરણ. ॥ ૧૬ ॥ દ્રોણ કહે કે પાંચ દાહાડા, સરણ રાખ્યો ભુપાળ; દુરીયોધન કહે ત્રણ દન માટે શીદ કરાવો કાળ. ॥ ૧૭ ॥ એ માહારાજા મુને ઉગારો. પુરણ રાખો સરણ; દ્રોણ કહે કે રાખશે સરણે, તાહરો રાજા કરણ. ॥ ૧૮ ॥ તવ દુરીયોધન ત્યાંથી ગયો, જ્યાં છે રાજા કરણ; એ ભાઇ હું તો આવીયો છું, રેહેવા તારે સરણ. ॥ ૧૯ ॥ કરણ કહે સરણ આવ્યો, ઓરે દુરીયોધન;તેથી તુજને સરણે રાખ્યો, મુજ માંથે બે દન.॥ ૨૦ ॥ ફરશુરામનો શ્રાપ છે મુને, વદ્ધું નહીં દન તરણ; બે દીન. લાગટ યુદ્ધ કરૂ તવ, થાયે માહારૂ મરણ. ॥ ૨૧ ॥ તે માટે બે દીવસ રાખ્યો, વીશેશ થઇશ ન આડો; પાન્ડવનો શલ્લ મામો આવે છે, તે રાખશે એક દાહાડો ॥ ૨૨ ॥ પાન્ડવની પક્ષે આવે છે, લડવઇઓ એ આંધી; કપટથી તેને સરણે રહાજા, લેજે વચનથી બાંધી. ॥ ૨૩ ॥ તવ દુરીયોધન ત્યાંથી ઉઠયો, શલ્લને પંથે ચડીયો; મારવાડથી આવવાનો મારગ, તે મારગમાં પડીયો. ॥ ૨૪ ॥ એવે શલ્લરાય બે ક્ષોણી લૈ, આવે ભાણેજની પક્ષ; એવે મારગમાં પડેલો દીઠો, દુરીયોધનને ચક્ષ. ॥ ૨૫ ॥ તવ શલ્લ કહે કેમ પડયો છે, ઓરે દુરીયોધન; મારગ મુકી જાવા દે અમને, ભાણેજના દુશમન ॥ ૨૬ ॥ એટલે ઉઠીને હાથ જોડયા, દુરીયોધન ભુપાળ; અમે ને પાંન્ડવ સંપી ગયા, કાકા કાકાના બાળ. ॥ ૨૭ ॥ રાજપાટ એમનું સોંપ્યું, હસ્તાં રહ્યાં છે મુખ; પાન્ડવે મુજને મોકલ્યો જા, મુજ મામા ભાગશે દઃખ ॥ ૨૮ ॥ એવું દુઃખ પડયું છે મુને, વચન દો તવ બોલું; નહી તો તમને જાવા ન દેઉં, મનનો મરમ ન ખોલું. ॥ ૨૯ ॥ એટલે શલ્લે એમ વીચાર્યું, હવે ખોટો શીદ લાગું; પાન્ડવ સાથે બનાવ કીધો, માટે કષ્ટી ભાગું. ॥૩૦॥ એવું સમજીને શલ્લ બોલ્યો, કહે દુખ દુરીયોધન; તાહરી કષ્ટી હું ભાગવાનો, કહિ દીધું વચન. ॥ ૩૧ ॥ એટલે હશીને દુષ્ટ બોલ્યો, લાગું તમારે ચરણ; પાન્ડવ સામા યુદ્ધ કરવું છે, રાખો તમો મુને સરણ. ॥ ૩૨ ॥ સાંભળીને શલ્લ બહુ ગભરાયો, કપટીએ કપટ કીધું, દગાખોરે દગો કરીને, વચન માહારૂ લીધું. ॥ ૩૩ ॥ ઘણું વિચારીને શલ્લ બોલ્યો, સાંભળ તું રાજન; તુંજને મેં મારા શરણે રા-

ખ્યો, જા ભાઇ અડધો દન. ॥ ૩૪ ॥ દુરીયોધન કહે અડધા દાહાડા, માટે થાશે મુજ મરણ; મન વિચાર્યું બનનાર બનશે, દ્રઢ રાખું અંતઃકરણ. ॥ ૩૫ ॥ એમ વીચારિ પાપી બોલ્યો, ચાલો માહ્યરે ઘેર; શલ્લ કહે મુજ ભાણેજોને,મળી આવું સુખભેર. ॥૩૬॥ એમ કહિને બે ક્ષોણી લઇ,શલ્લ ગયો બાગમાંય;એટલે આડું જોઇને બેઠા,પાન્ડવ પાંચે ત્યાંય. ॥ ૩૭ ॥ શલ્લ કહે કેમ આડું જુઓછો, એ ભગનીનાતન; ભીમ કહે તમે શરણે રાખ્યો, અમારો દુશ્મન ॥ ૩૮ ॥ શલ્લ કહે દગાથી બંધાયો, તેનો ન કરવો ઉચ્ચાટ; હું પણ એના ભેગો રહિને, ઘડાવું એનો ઘાટ. ॥ ૩૯ ॥ લ્યો ભાણેજા બે ક્ષોણી સેન્યા,આપી થયો વિદાય;જઇને મુકામ પોતે નાંખ્યો, પાપીના ધામમાંય. ॥ ૪૦ ॥ એવે પાપીયે પત્ર લખીયો, પાન્ડવને તે વાર; વઢવાની જગો સોધી કાહાડો, વઢવા છીએ તૈયાર. ॥ ૪૧ ॥ એક એકને સંદેશા પોહોંચ્યા, કરવી યુદ્ધની તૈયારી; એટલે દ્વારીકા જવાની રજા, માગી શ્રી ગીરધારી. ॥ ૪૨ ॥ ભીમ કહે લડાઇ કરાવી, હવે કયાં જાઓ ઘેર; તમારા વિના અમને ન સુજે, યુદ્ધ કરવાની પેર. ।૪૩। પ્રભુ કહે હમણાં મુને જવાદો, બળદેવની મને બીક; મોકલજો તેડવા અરજુનને, તવ આવીશ કરી ઠીક. ॥ ૪૪ ॥ એમ કહીને અજ્ઞા લીધી, પોતે જુગજીવન; રથે બેશી દ્વારીકાં ચાલ્યા, જાણ્યું દુરીયોધન. ॥ ૪૫ ॥ તેથી ગયો પ્રભુની પાસે, નોતરૂં દઉંછું તમને, અમારી પક્ષે આવજો યુદ્ધે, સાહ્યતા કરજો અમને. ॥ ૪૬॥ પ્રભુ કહે વારતા સુણો, ઓરે છત્રપતિ, મારગમાં કોઇ નોતરૂં દે તે, નોતરૂં માનતો નથી. ॥ ૪૭ ॥ અરજુનજી કાલે નોતરૂં દેવા, આવશે મ્હારે ઘેર; નોતરૂં દેવું હોય તો તમે પધારજો સુખભેર. ॥ ૪૮ ॥ એમ કહી દ્વારીકાં ગયા, પોતે શ્રી ભગવાન; બળદેવે સમાચાર પુછયા. કહ્યું થયું સમાધાન. ॥ ૪૯ ॥ એમ કહીને કૃષ્ણ રહ્યા છે, બીજો દીવસ થાય; અરજુન અભંગ રથે બેશી, પ્રભુને તેડવા જાય. ॥ ૫૦ ॥ એવે દુષ્ટ મતિ દુરીયોધન, તેડવાને નિકળીયો, સંગાથ થયો અરજુનજીનો, વાતો કરતો પળીયો. ॥ ૫૧ ॥ તે બંને જણ દ્વારીકાં આવ્યા, અતીશે હરખે ભરીયા, રથશાળામાં રથ મુકીને, પ્રભુને ત્યાં સંચરીયા. ॥ ૫૨ ॥ દુરીયોધન તવ આગળ દોડયો, પેહેલું નોતરૂં દીધું; પછી આવી કહ્યું અરજુને, પ્રભુએ માની લીધું. ॥ ૫૩ ॥ કરશુ કહે સાંભળો વાત મારી, પારથને છત્રપતી; દિવસે આવી ન્હોતરાં દીધાં, કોઇનું માનતો નથી. ॥ ૫૪ ॥ મારા ધામમાંથી બેઉ જાઓ, નીશા રહો અન્ય ઘેર; પરોઢમાં જેનું મો-

હું દેખું, તેનું માનું ભલી પેર. ॥ ૫૫ ॥ દરીયોધને સુણી વીચાર્યું, કૃષ્ણને કપટ ઉદરમાં; મુને કાઢીને બનેવીને, સંતાડી ઘાલશે ઘરમાં. ॥ ૫૬ ॥ એવે કુન્તા નંદન ઉઠયો; નીકળ્યો ધામની બાહાર; તેના પછી નીકળ્યો પાપી, અંધ તણો કુમાર. ॥ ૫૭ ॥ એટલે પ્રભુનાં દ્વાર દીધાં, શેવકે તતકાળ; તવ પ્રભુને ઓટલે બેઠો, દરીયોધન ભુપાળ. ॥ ૫૮ ॥ એણે મનમાં એમ વિચાર્યું; માહારે શુભ આદરવું, કૃષ્ણના બારણા વચમાં સુવું, જાગ્રણ માહારે કરવું. ॥ ૫૯ ॥ વળણ. ॥ એમ ધાર્યું દુરીયોધને, અવર સ્થળે નર જાય; કહે વલ્લભ શ્રોતા સુણો. કૃષ્ણ ચરિત્ર મહીમાય. ॥



## કડવું ૭ રાગ સામેરીનો દોહરો.

વૈશમ પાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ઉદયોગ પર્વ મહીમાય. ॥ ૧ ॥ અરજુન ગયો બીજે અવાસે છત્રપતી હતો જેહ; પ્રભુના દ્વારમાં પીછોડી પાથરી, સુતો આડો થઇ તેહ. ॥ ૨ ॥ અંતરયામીએ તે વાત જાણી, અતી ક્રોધાતુર હુવા, પાપીની પાસે મુકયા પ્રભુએ, માંકણ મચ્છર જુવા. ॥ ૩ ॥ ચાંચડીઆની ચટપટી મુકી, દુષ્ટને નીંદ્રા નાવે; વલુરે વપુ બેઠો બેઠો, મનમાં અહંપદ લાવે, ॥ ૪ ॥ અરેરે જીવાત આટલી બધી, કહિ દે ગોવિંદને ગાળો; આ જીવાતમાં જુજીગજીવન રહે, ગાયો તણો ગોવાળો. ॥ ૫ ॥ ગમે તેટલું રાજ પામ્યો, પણ તે વૈભોગ શું જાણે; ચાતુર હોય તો કદી ન રહે, જીવાતને ઠેકાણે. ॥ ૬ ॥ એમ આખી રાત બડબડે ને, ગાળો ગોવીંદને દેતો, સર્વનું ભુંડું ને મારૂં રૂડું, મનથી માની લેતો. ॥ ૭ ॥ એવું વીતતાં ત્રણ પોહોર રાત્રી, વીતી ગઇ તે વાર; તે સમે સેવકે ઉઘાડયાં, પ્રભુ તણાં દરબાર. ॥ ૮ ॥ એટલે ઉઠયો અતી અધર્મી, કૃષ્ણના ધામમાં પેઠો મોઢે માંથે ઓઢી મોહન સુતા, તેમને ઉશીકે બેઠો. ॥ ૯ ॥ સુતા સુતા પ્રભુ શર્વે જાણે છે, આવ્યો છે છત્રપતી; કુન્તીનંદન અરજુનજી તે હજુએ આવ્યા નથી. ॥ ૧૦ ॥ એવામાં અરજુનજી આવ્યો, ગયો પ્રભુને માળ; ઢોલીઆમાં પોઢેલા દીઠા, સુદીર શામ ગોપાળ. ॥ ૧૧ ॥ તે જોઇ અરજુનજીએ વીચાર્યું, હવે કરૂં કોણ ગતિ; ઉશીકા વણ પ્રભુની પાંગેથે, હું બેસવા જોગ નથી. ॥ ૧૨ ॥ એવું જાણી પાંગથ નીચે, બીરાજ્યો કુન્તી તન; એટલે મોઢે ઓઢેલે વસે, ઉઠયા જુગજીવન. ॥ ૧૩ ॥ ઓઢેલે વસ્ત્રે બેઠા

થયા, કરવા સેવકને સુખ; પછીથી પછેડી ઉઘેડી નાંખી, જોયું પારથનું મુખ. ॥ ૧૪ ॥ ક્રષ્ણ કહે નોતરૂં તમ તણું, મેં માન્યું શુભ મતી; એ અરજુન કેમ નથી આવ્યા, દુરીયોધન નરપતી. ॥ ૧૫ ॥ સાંભળીને દુરીયોધન બોલ્યો, એ પ્રભુ ચરીત્ર વાળા; જાણી જોઇ વસ્ત્ર ઓઢીને ઉંઘ્યા, જાણ્યા તમારા ચાળા. ॥ ૧૬ ॥ જા જા આવજે પાન્ડવ પક્ષે, જો તુજને બતાવું; પુરણ સ્નેહી બળદેવ મ્હારા, તેને પક્ષે લેઇ જાવું. ॥૧૭॥ એવું સાંભળી કેહેવા લાગ્યા, પોતે દેવાધી દેવ; પુછો સહુને સદાયે માહારી, ઓઢીને ઉંઘ્યાની ટેવ. ॥ ૧૮ ॥ દુરીયોધન કહે સૌ જાણું છું, કહી નીકળ્યો ઘર બાહાર; એટલે પુરણ ચીંતા પેઠી, ઉઠયા દેવ મોરાર. ॥ ૧૯ ॥ અદર્શ થઇ બજારમાં ગયા, પોતે અસરણા સરણ; એક વ્રધ ટેલીયો ઓટલે સુતો, તેને પમાડયો મરણ. ॥ ૨૦ ॥ ખોળીયું તેનું પડયું રહ્યુંને, જીવને વઇકુંઠ વાસ; પછી તે મડદું ખાંધે લઇને, ચાલ્યા શ્રી અવીનાશ. ॥ ૨૧ ॥ બળદેવજીને ઘેર પધારી, યુક્તીનું કામ કીધું; મોટા ભાઇના દ્વાર વીશે, મડદું ગોઠવી દીધું. ॥ ૨૨ ॥ પછી પ્રભુ ત્યાંથી પધાર્યા, પોતાને ભોવન; એવે બળદેવને ત્યાં આવ્યો, દુષ્ટ દુરીયોધન. ॥ ૨૩ ॥ દ્વારથી અળગા રહીને પોતે, ટઉકા કર્યા બે ચાર; શબ્દ સુણી બળદેવજી જાગ્યા, ઉઘેડયાં બારીનાં દ્વાર. ॥ ૨૪ ॥ તેવોજ દીઠો દુરીયોધનને, હરખ્યા અપરમપાર; ઉભા રહો છત્રપતી કહી, જઇ ઉઘેડયાં દ્વાર. ॥૨૫॥ બારણાં ઉઘડતાં પડયું મડદું, મનમાં લાગ્યું દુઃખ; અરેરે આ કોણ પડીયું, દીપકે જોયું મુખ. ॥ ૨૬ ॥ મુખ જોતામાં ટેલીયો દીઠો, અરેરે હું નીરભાગી; દ્વાર ઉઘેડતાં ચગદાઇ મુઓ, મુજને હત્યા લાગી. ॥ ૨૭ ॥ એમ કહીને રડવા લાગ્યા, નેત્રોમાં વહે પાણી; એવે દાતણ લઇને આવ્યા, પોતે પુરૂશ પુરાણી. ॥ ૨૮ ॥ ઓ મોહોટા ભાઇ ઓ મોહોટા ભાઇ, કરતા કરતા આવ્યા; દુરીયોધન તો ત્યાંને ત્યાં ઉભો, વાંકા દાહાડા કાહાવ્યા. ॥ ૨૯ ॥ ક્રશ્ણ પ્રભુ કહે કેમ રડો છો, શા ઊપજ્યા સંતાપ; બળદેવ કહે મુજને લાગ્યું, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૩૦ ॥ ક્રશ્ણ કહે કે આપણા કુળમાં, કદી નથી થયું આવું, કામ તમારાથી બનીયું, જગતને શું મોં બતાવું. ॥ ૩૧ ॥ બળદેવજી કહે વીરા માહારા, અણચીંતવ્યું થયું દુખ; પ્રભુ કહે વાહાણામાં ઉઠી; કહો કોનું જોયું મુખ ॥ ૩૨ ॥ મોઢું જોયા વરામ છે આ, એમ વધ્યા વચન; બળદેવ કહે એ પેલો આવ્યો દુષ્ટ દુરીયોધન. ॥ ૩૩ ॥ લાવો શેવક ખડગ મારૂં, છેદું પાપીનું શીશ; સાંભળીને દુરીયોધન નાઠો, જુકતી કરિ જુગદીશ. ॥ ૩૪ ॥ હસ્તીના-

પુરને પંથે ચાલ્યો, કૃષ્ણને દેતો ગાળ; તેમ તેમ કુંભ ભરાયો પાતકનો
નજીક આવ્યો કાળ, ॥ ૩૫ ॥ હસ્તીનાપુર તે તો ગયો, એવે વાહાણું
વાય; બળદેવ કહે કૃષ્ણ વીરા, હવે કરવો શો ઉપાય. ॥ ૩૬ ॥ તવ પ્ર-
ભુએ વીપ્ર બોલાવ્યા, ઉપડાવ્યું મડદું સાર; ગોમતી ત્રટે તે મડદાને,
કરાવ્યો સૌ સંસ્કાર. ॥ ૩૭ ॥ પછી પ્રભુએ વિદ્વાન વિપ્રો, તેડીને પુ-
છયું પ્રશ્ન; ભાઇની બ્રહ્મહત્યા કેમ જાયે, એમ બોલ્યા શ્રી કૃષ્ણ. ॥ ૩૮ ॥
વિપ્રોએ કહ્યું અચાનક હત્યા, લાગી તેનો છે ઉપાય, સવાસો વિપ્રો સ-
વાસો ગાયો, લેઇને યાત્રા જાય. ॥ ૩૯ ॥ તે ગાયોને જવ ખવરાવે, તે
ખાઇ ગોબર કરે; તે ગોબરમાં જવના દાણા, ખાધેલા નીસરે, ॥ ૪૦ ॥
તે વીણી લેઇ છોલી નાંખી, દુધમાં રાંધી લેવા; તેનોજ આહાર કરિને
રેહેવું, સમરી દેવાધી દેવા. ॥૪૧॥ એ રિતે યાત્રાયો કરવિ, અડસટ તીરથ
ફરવું; પોતાની સંપત પરમાણે, વિપ્રોને દાન કરવું. ॥૪૨॥ એ રીતે
બતાવી બ્રાહ્મણ ગયા, બોલ્યા બળદેવ એમ; ઓ કૃષ્ણ ભાઇ કેવારે
જાવું, જાવાનું કરૂં કેમ. ॥ ૪૩ ॥ કૃષ્ણ પ્રભુ કહે વીચાર મુકી, હમણાં
થઇ જાવો ત્યાર; પાપ તણું તો પાપજ વધે, નીકળો નગ્રની બાહાર; બ-
ળદેવ કહે કાલે જાશું, ઓરે માહારા વીર; એટલે રક્ત લોચન કરિ
બોલ્યા, પોતે શામ શરીર. ॥ ૪૫ ॥ ઓ ભાઇ તમે જે બોલ બોલ્યા.
તે મુને કાળજે વાગે; જુઓ કેહેવત પાપના છાંટા, પાડોશીને લાગે,
॥ ૪૬ ॥ તે માટે તમો આજજ જાવો, સર્વ સમેટી લેશું; જે જે સામાન
જોઇશે તે તે; પાછળ મોકલી દેશું. ॥ ૪૭ ॥ એવું સુણી ઉઠયા હળધા-
રી, રથમાં બીરાજ્યા આપ; નગ્રની બારણે નીકળ્યા પોતે, કરવા ની-
વારણ પાપ. ॥ ૪૮ ॥ પ્રભુએ પાછળ મોકલ્યા વીપ્રો, મોકલી દીધી ગા-
ય; ધનના અનના રથ ભરીને. સર્વ કર્યા વીદાય. ॥ ૪૯ ॥ એ રીતે ભા-
ઇનો ભય કાઢયો, અરજુન પાસે ગયા, ઓરે અરજુન ચાલો જઇએ,
હવે તો નીરભય થયા. ॥ ૫૦ ॥ એમ કહી બેઉ રથે બીરાજ્યા, ગયા
હસ્તીનાપુર; પાન્ડવે દીઠા કૃષ્ણ પ્રભુને, હરખ્યું અંતર ઉર ॥ ૫૧ ॥
પોતે પ્રભુ સાથે લાવ્યા તા, પોતાના થોડા યોધ; તે મોકલ્યા દુરીયોધનને
ત્યાં, ન રહે દુષ્ટને ક્રોધ, ॥ ૫૨ ॥ એત્રે બાગમાં પ્રભુ પ્રત્યે, બોલ્યા ધ-
રમ રાય; કેઇ ભોમીમાં યુધ કરવું, કહો કરી કરૂણાય. ॥ ૫૩ ॥ કૃષ્ણે
કહ્યું નીરદય ભોમી, કુરૂક્ષેત્ર છે જેહ; જે જમીયોમાં દયા ન આવે, લ-
ડવા લાયક તેહ. ॥ ૫૪ ॥ ધર્મ કહે તમોને ગમે તે, ભોમી ભાડે રાખી
આવો; તમોને એકલા ગમે નહીતો, અરજુનને લેઇ જાવો. ॥૫૫॥ એટ-

લે પ્રભુએ આજ્ઞા કરી, અરજુનને તે વાર; રણછોડે રથ તૈયાર કીધો, નરે લીધા હથીઆર. ॥ ૫૬ ॥ વસ્ત્ર આભુષણ પેહેરી નીકળીયો, ઇંદ્ર તણો જે તન; રાશ પરોણો ઝાલીને બેઠા, હાંકવા જુગજીવન. ॥ ૫૭ ॥ રણ ભોમી જોવાને ચાલ્યા, વાતો કરતા જાય; સાળો બનેવી આવિ પોંહોચ્યા, નિરદય પ્રથવીમાંય. ॥ ૫૮ ॥ વળણઃ ॥ નીરદય ભોમી આવીયા, અરજુનને ઘનશામ; કહે વલ્લભ પ્રભુએ કહ્યું, આ સ્થળ કરો સંગ્રામ. ॥



## કડવું ૮ રાગ સાખીની ચાલ.

વૈશંમપાયન એણિપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ઉદ્યોગ પર્વ મહીમાય. ॥ ૧ ॥ અરજુન કહે ઓરે પ્રભુજી, આ ભોમીનો નહી વેહેમ; આપણા જેવી આ ભોમી છે, નીરદય માનું કેમ. ॥ ૨ ॥ કૃષ્ણ કહે કે પરીક્ષા બતાવું, જોઇ લેજો આ ટાણે; જુઓ પેલા કુવા ઉપર, કોસ કોસીયો તાણે. ॥ ૩ ॥ ખેતરમાં પેલો પાણી વાળે, તે દીકરો ને એ બાપ; એમ કહીને બીજે સ્વરૂપે, સામળો બનીયા સાપ. સર્પ સ્વરૂપે ડંશ કીધો, કોશીઆ કેરા તનને; તેવોજ તે ચકરી ખાઈ પડીયો, વીશમય નરના મનને. ॥૫॥ પાણી વાળવું પડતર રહ્યું, એવું કર્યું ગોપાળ; પાણીની પાળ ભાગી નાંખી, જળ વહ્યું તતકાળ. ॥૬॥ અરજુન બોલ્યા ઓરે પ્રભુજી, પેલાનાં મળીયાં પાપ; વારતા આપણ કરીએ છીયે ને, ડશી ગયો એને સાપ ॥ ૭ ॥ રથ દોડાવો દીનદયાળ, કુવા પાસે જઇએ, કોશીઓ બીચારો જાણતો નથી, તેને સમાચાર કહિએ. ॥૮॥ એટલે રણછોડે રથ હાંકયો, ગયા કુવા કને; ઓરે કોશીઆ કોશ શું તાણે, ખબર નથી તને ॥૯॥ પાણી વાળે તે શો સગો તારો, કોશીયો વદયો વચન; માહારાજા હું બાપ એનો, એછે મારો તન. ॥ ૧૦ ॥ પ્રભુ કહે તારા દીકરાને, સર્પ ડસ્યો આ વાર; પાણી તારૂં વહી ગયું બધું, કામનું નથી લગાર. ॥ ૧૧ ॥ તવ કોશીઆએ કોશ છોડયો, જીવ રહયો નહી ઝાલ્યો; રાંડનો જરા વહેલો નવ મુઓ, ગાળો દેતો એ ચાલ્યો ॥ ૧૨ ॥ જઇને જોયું તો મુએલો દીઠો, પાણી દીઠું વહી ગયું; અરેરે કેમ વેહેલો ન મુઓ, ખેંચ્યું પાણી રદ થયું. ॥ ૧૩ ॥ એમ બરબડતા મડદું લેઇને, નાંખ્યું જળ કીનારે; કાદવના લચકા નાંખીને, જળ ચાલતું કર્યું ત્યારે. ॥ ૧૪ ॥ પાછો જઇ કોસ તાણવા લાગ્યો, અરજુન

વીસ્મય થાય; બાપ બેટાને સગાઈ નથી, તરછટ એમ દેખાય. ॥ ૧૫॥ ઓરે પ્રભુ આ કાળનું કેવું. કહી નથી શકાતું મુખ; જવાન દીકરો મરણ પામ્યો, તેનું નથી દિલ દુઃખ. ॥ ૧૬ ॥ કૃષ્ણ કહે કે ચાલો આગળ, બીજો ખેલ બતાવું, એમ કરતાં પછી પંથે ચાલ્યા, બેઉને ગામમાં જાવું. ॥ ૧૭ ॥ મારગમાં મળી મરનારાની, માનુની ભાથું લેઈ; તેને પુછવા લાગ્યા પ્રભુજી, બાઇ તારી ભોમી કેઇ. ॥ ૧૮ ॥ તવ તે નારી એવું બોલી, પેલી ભોમી અમારી, કોસ તાણે તે સસરો માહારો, પાણી વાળે તેની નારી. ॥ ૧૯ ॥ પ્રભુ કહે બાઇ કેહેતાં કેહેતાં, ધ્રુજે અમારા ચરણ, તાહારા પતીને સર્પ કરડયો, તેથી તે પામ્યો મરણ. ॥૨૦॥ નારી કહે ભલે કહ્યું માહારાજા, હવે વીલંબ કરી જાવું; મારા સ્વામીના ભાગનું ભાથું, હાંઇ બેસીને ખાવું. ॥ ૨૧ ॥ એમ કહીને હેઠી બેઠી, કરી લીધું ભોજન; ચુડો કાઢી રેણુંમાં દાટયો, તવ બોલ્યો કુન્તી તન. ॥૨૨॥ ઓ બાઇ ચુડો આમ કેમ કીધો, વળતું વદિ મુખ નારી; બાર દિવસ રંડાપો વેઠી, થઇશ બીજી ઘરબારિ. ॥ ૨૩ ॥ બીજાને નાતરે જવાનિ, વસવાનિ તેને ઠામ; તે વેળાએ રાખેલો ચુડો, આવશે પેહેરવા કામ. ॥ ૨૪ ॥ સાંભળી અરજુને હાથ ઘસીયા, શી છે નારીની ઠગાઈ, ઓ માહારાજા કોઇ જીવને, નહી કો કોની સગાઇ. ॥ ૨૫ ॥ પ્રભુ કહે હજી ગામમાં ચાલો, બતાવું બીજો ખેલ; એમ કહીને ગામમાં ગયા, પારથ સુંદીર છેલ. ॥૨૬॥ કોશીયાનું ઘર પુછતા આવ્યા, કેહેવાને સમાચાર; કોશીયાની છોડી ખીચડો ખાંડે બેઠેલી કોશીની નાર. ॥ ૨૭ ॥ તે બાઇ પ્રત્યે પુછવા લાગ્યા, પોતે જાદવરાય; ઓ બાઇ કુરૂક્ષેત્રનો કોશી. તારો સગો શો થાય. ॥૨૮॥ એટલે કોશીની નારી બોલી, માહારાજા સુણો વચન; કોસ તાણે તે કંથ માહારો, પાણી વાળે તે તન. ॥ ૨૯ ॥ પ્રભુ કહે બાઇ દીકરો તારો, શર્પથી પામ્યો મરણ; તેથી તુજને કેહેવા આવ્યા, વધા અસરણાસરણ. ॥ ૩૦ ॥ એટલે એ છોકરાની માયે, દીકરીને કહ્યું એમ; ઓ દીકરી તારો બંધવ મુઓ; ખીચડો ખાંડે બધો કેમ. ॥ ૩૧ ॥ તારા ભાઇના ભાગનો ખીચડો, એક શેરનો લે કાહાડી; એવું કહીને કઢાવી લીધો, એ દીકરાની માડી. ॥ ૩૨ ॥ અરજુન જોઇને વિસ્મય પામ્યો, બની ગયો અચેત; ઓ પ્રભુ હાવું કાંઈ ન હોયે, મા દીકરાનું હેત. ॥ ૩૩ ॥ પછી ગામમાં સાદ પડાવ્યો, ભેળું કર્યું ગામ લોક; તેમની પ્રત્યે પુછવા લાગ્યા પોતે પુણ્ય શ્લોક. ॥ ૩૪ ॥ કહો ભાઇ કુરૂક્ષેત્ર તમારૂં, ભાડે લેવું અમારે; રણસંગ્રામ કરવાને સારૂં, શું ભાડું લેવું તમારે. ॥ ૩૫ ॥ ગામનું

સહુ લોક કેહેવા લાગ્યું, વઢવામાં કેટલા પ્રાણી; તવ કહ્યું અગીઆર ક્ષોણી, બોલ્યા પુરૂષ પુરાણી ॥ ૩૬ ॥ લોકોએ પુછયું તે સહુમાંથી, કેટલાં મડદાં બાળો; તે પછી તમને જવાબ દઈએ, એટલો સંદેહ ટાળો. ॥ ૩૭ ॥ પ્રભુ કહે કે ઘણામાં ઘણાં, બાળીએ પાંચ હજાર; તવ તે લોકો રાજી થયા, કીધો મુખ ઉચ્ચાર. ॥ ૩૮ ॥ જાવો મહારાજા ભાડું ન લેવું, ઓરે સુંદીર શામ; મડદાંનો કચરો પડયો રહેશે તે, આવે ખાતરને કામ ॥ ૩૯ ॥ તેથી અમારી ભોમી સુધરે, માટે ભાડું નહીં લઈયે; મારે માહારાજા વિષેશ પ્રાણીને, બાળવાને નહીં દૈયે ॥ ૪૦ ॥ કૃષ્ણ કહે કબુલ અમારે, કહિ થયા વીદાય; અરજુન કહે નીરદય ભોમી, જોઇ લીધી જદુરાય ॥ ૪૧ ॥ એવી વાતો કરતા ચાલ્યા, ઘરને પંથે ચડીયા; નીરદય ભોમીનો પાસ લાગ્યો, કૃષ્ણને અરજુન લડીયા. ॥ ૪૨ ॥ એક એકને ટુંકારા હુંકારા, કીધા અપરમપાર; એવામાંતો નીકળી ગયા, કુરૂક્ષેત્રનિ બાહાર. ॥ ૪૩ ॥ તવ એક એકે માફ માગી, અરજુનને કીશોર; નીરદયપણું આવે સરવમાં. એ ભોમીનું જોર. ॥ ૪૪ ॥ હસ્તીનાપુરના બાગમાં આવ્યા, કહ્યા સહુ સમાચાર; ધર્મે કહ્યું લખો પત્ર પાપીને, નીકળે થઈ તૈયાર; ॥ ૪૫ ॥ એટલે અરજુને પત્ર લખીયો, દુરીયોધનને એમ; પરમ દાહાડે કુરૂક્ષેત્રે, નીકળજે ધરી પ્રેમ. ॥ ૪૬ ॥ તે પત્ર પોહોંચ્યો પાપીને, આજ્ઞા મામાને દીધી; યુધ્ધે જવાનું નીશ્ચે કરીને, સૈન્યને આજ્ઞા કીધી. ॥ ૪૭ ॥ ધૃતરાષ્ટ્ર કહે દીકરા માહારા, યુધ્ધે થયા તઈયાર; પણ ત્યાં શું શું બને છે તેના, કોણ કેહેશે સમાચાર. ॥ ૪૮ ॥ તવ પ્રભુજીનો આપેલો યોધો. સંજે જેનું નામ, ત્રીકાળ જ્ઞાનીને ત્યાં મુકયો, ખબર કેહેવાને કામ. ॥ ૪૯ ॥ પછી સોએ ભાઇઓ ઉઠયા, યુધ કરવાને બળીયા, સૈન્યના યોદ્ધાને સહુ પ્રાણી, સગાં વાહાલાંને મળીયા. ॥ ૫૦ ॥ જીવતા આવ્યાની નથી આશા, એવે બે દન વહિ જાય; એટલે કઉરવ પાંન્ડવ સરવે, જાવાને તતપર થાય. ॥ ૫૧ ॥ સ્થાળ નહી પાંન્ડવને રેહેવાનું, તેથી લેવાં સહુ સાથ, સરવેને તઈયાર થવાને કહ્યું, પોતે દીનાનાથ. ॥ ૫૨ ॥ એવે વૈરાટ નગ્રથી આવ્યો. પોતે વઇરાટરાય; વેહેવાઇની પક્ષ કરવા સારૂ, લાવ્યો ક્ષોણી સૈન્યાય. ॥ ૫૩ ॥ પ્રથમ બે ક્ષોણી આપીતિ, બે ક્ષોણી શલ્લની આવી; બે દ્રુપદરાજાની, તે સાત ક્ષોણિ ચઢાવી. ॥ ૫૪ ॥ દ્રુપત વૈરાટ ધ્રષ્ટ પ્રધુમાન, શીખંડી પંચાળ તન; મેઘવરણ ગટોરગછ ચડીયો, બળીયો અભેમન ॥૫૫॥ પાંચ પાંન્ડવને છઠા પ્રભુજી, સુભદ્રાને દ્રુપદી; તેનાં નાહાનાં પાંચ

બાળકડાં, વળી વૃદ્ધ કુન્તાસતી. ॥૫૬॥ વાજતે ગાજતે તેતો ચઢીયા, નીકળ્યા બાગનો બાહાર; એટલે અગીઆર ક્ષોણી લેઇને, ચડીઓ અંધકુમાર. ॥ ૫૭ ॥ વળી પોતાના નવાણું ભાઇ, ચારસેં શાતેર તન; શકુની મામો સાત સુત તેના; વળી કરણ રાજન. ॥ ૫૮ ॥ કરણના બે દીકરા તે, યુધ્ધે જવા નીકળીયા; દ્રોણ કૃપાચાર્ય અશ્વસ્થામા, ભીસ્મપીતા બહુ બળાયા. ॥૫૯ ॥ શલ્લ રાજાને જેદ્રથ ભગદત, ભુરીશ્રવા કારભારી; સુસરમા સહીત સૌ ચાલ્યા, સંગ નહિ કોઇ નારી. ॥ ૬૦ ॥ કેસરીયાં કરી ગાજતે વાજતે, ફરકાવ્યાં નીશાન; રણશીંગાં વાગ્યાં ભયભીત લાગ્યાં, નગર શોભ્યું સમશાન. ॥ ૬૧ ॥ તે વેળા થયા શુકન માઠા, આડા ઉતર્યો નાગ; પાંન્ડવની સેન્યા ઉપર, કકળ્યા કાળા કાગ. ॥ ૬૨ ॥ એટલે વીદુર દોડતા આવ્યા, દાઝે છે અંતઃકરણ; પાંન્ડવને ને કૌરવને જૈ પોતે લાગે ચરણ. ॥ ૬૩ ॥ ઓ દીકરા શીદ વઢી મરોછો, શુકનમાં કાગ નાગ; શું કરવા ઉજડ કરોછો, ખીલેલો લીલો બાગ. ॥ ૬૪ ॥ તેમનું કહ્યું કાઇ ન માને, કુબુદ્ધિ દુરીયોધન, તેથી વીદુર વૈરાગ ધરી, ગયા અઘોર વન. ॥ ૬૫ ॥ કૌરવ પાંન્ડવ યુધ્ધે નીકળીયા, તરવારે તર હરીયા; નીરદય ભોમી કુરૂક્ષેત્રે, આવીને ઉતરીયા. ॥ ૬૬ ॥ દક્ષીણ તંબુ તાણ્યા દુષ્ટે, ઉતરે પાંન્ડવ પડીયા; પુરવ પશ્ચીમ વઢવાનું રાખ્યું, સુરા સુરમાં ચડીયા. ॥ ૬૭ ॥ વળણ. ॥ એ રીતે આવી વસ્યા, યુદ્ધ કરવાને કાજ; કહે વલ્લભ શ્રોતા સુણો, દુષ્ટના દીલમાં દાઝ.



## કડવું ૯ રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા વૈશમપાય વચન,સુણ પરીક્ષત કેરા તન; તંબુ બારણે સાંજે સભાય, કરી બેઠો દુરીયોધન રાય. ॥ ૧ ॥ પુછયું ભીસ્મપિતાને તે વારે, યુદ્ધ આરભવું કે વારે; તમો કહો તવ કરવો આરંભ, કેદાડે રોપવા રણસ્થંભ. ॥ ૨ ॥ બોલ્યા ભીસ્મપીતા મનરોશી, ભાઇ હું નથી ત્રીકાળ જોશી; ખરૂં મહુરત લેવા ચાહાવો, તો તો સેહેદેવને પુછી આવો. ॥૩॥ તવ બોલીયો દુરીયોધન, એતો છે આપણો દુશ્મન; એને સવળી ઉલટ કેમ વ્યાપે,સારૂ મહુરતશત્રુને ના આપે. ॥૪॥ત્યારે દાદાજી બોલ્યા વચન, તાહારા મનને છે દુશ્મન; એને દુશમન દાવો નથો,સાચો સતીયો જનેતા સતી. ॥ ૫ ॥ કદી કાળે નહી કહે ખોટું, જા જો હોય ભાગ્ય તારૂં મોટું; તવ દુરીયોધન ત્યાર થયો, એતો જોશીના તંબુમાં ગયો.

॥૬॥ દીધો સહદેવે આવકાર, આપ્યું આસન તેણીવાર; પછી જોશી બોલ્યા એમ, કહો પધારવું પડયું કેમ. ॥૭॥ તવ પાપી ઉલટ લાવ્યો, તુને મહુરત પુછવા આવ્યો; તેથી વચન મારૂં થાપો, સ્થંભ રોપ્યાનું મહુરત આપો. ॥૮॥ યુદ્ધ કરતાં જીતીએ અમો, અમારાથી હારી જાઓ તમો, અમો જીવીએને તમો મરો, એવું મહુરત નીશ્ચે કરો ॥૯॥ તવ સહદેવે વીચાર્યું એમ, થાઉં વીશ્વાસઘાતી હું કેમ; મને વિશ્વાસે પુછવા આવ્યો, મારો પાકો ભરૂસો લાવ્યો. ॥૧૦॥ માટે ખોટું મહુરત દેવું, તો પાપની ગાંસડી લેવું; શાને સારૂં હારૂં સત્ય મારૂં, અમને સાચવશે પ્રભુ વારૂં. ॥૧૧॥ એમ જાણીને સહદેવ કહે છે, શુભ મહુરત શોધી દે છે; કાલે સવારે રોપજો થંભ, પછી યુદ્ધ કરજો આરંભ. ॥૧૨॥ વાગશે ખીલી શેશને શીશ, ભાઇ તું અમને જીતીશ; લેઇ મહુરત થયો વીદાય, જઈ કહ્યું જ્યાં ભીસ્મપીતાય. ॥ ૧૩ ॥ બોલ્યા ભીસ્મપીતા વેણુ સાચું, નહી જોશીનું મહુરત કાચું; સત્ય બોલ હુષ્ટે માંની લીધો, સ્થંભ રોપવાનો ત્યાર કીધો, ॥ ૧૪ ॥ પછી રાત્રીએ કર્યું શયન, એવે ઉગીયો બીજો દન; વાહાણું વાતામાં ખોદાવ્યો ખાડ, ભોમી પુજન કર્યું એ અનાડ. ॥ ૧૫ ॥ એકાદસ શેવકે સ્થંભ લીધો, પૃથવિમાં તે રોપી દીધો; જોશીની વાણી સાચી લાગી, શેષને શીશ ખીલી વાગી. ॥ ૧૬ ॥ તેથી સ્થંભજ ડગડગ ડોલ્યો, તવ દુરીયોધન એમ બોલ્યો; દાદા સહદેવનું વેણુ સત્ય, આપ્યું મહુરત નીરમળ મત્ય. ॥ ૧૭ ॥ તવ ભીસ્મજી વધા વચન, ભક્ષ સ્થંભને દે રાજન; ત્યાં બોલ્યો દુરીયાધ્રન એમ; કહો મામા કરીશું કેમ. ॥ ૧૮ ॥ તમે વ્રદ્ધછો મરવા ઉઠો, મારો બોલ ન જાણશો જુઠો; મામો કહે મારૂં નહી કામ, તુતો ખોઇ બેસે ઘર ગામ ॥ ૧૯ ॥ માટે લક્ષમણ તારો તન, તેને ઉડાડ દુરીયોધન; તવ છત્રપતિ કહે જાવો, કોઇ મારગમાંથી લાવો. ॥ ૨૦ ॥ તવ ચાલ્યા અનુચર ચાર, શોધે મનુશ તેણીવાર; આવ્યો નીચ જાતિ એક હાથ, બાંધી લાવ્યા જ્યાં છે નરનાથ ॥ ૨૧ ॥ જોઈ બોલીયો દુરીયોધ્રન, એનું શીશ કરો છેદન; તેવે સેવકે છેદી નાંખ્યું, એણે ગરીબપર જોર દાખ્યું ॥ ૨૨ ॥ છાંટયું સ્થંભને તે રૂધીર, સ્થંભ રહયો નહિ સ્થીર; કાળરૂદ્રને પ્રગટયો કાળ, ખરેખરી ઉતપન થઇ જ્વાળ. ॥ ૨૩ ॥ કાળ રૂદ્રતણિ થઈ વાણી, તારૂં સઘળું થશે ધુળ ધાણી; નીચું ભક્ષજ દીધું મને, તેથી અવળું થશે દુઃખ તને ॥ ૧૪ ॥ એવું કાળ રૂદ્ર કળકળીયા, તેથી કાંકરા ધુળ ઉછળીયા; રહ્યુંતું મોઢું ઉત્તર માંય, તેથી ઉત્તરમાં રેણું જાય. ॥ ૨૫ ॥ એતો પા-

ન્ડવને દુઃખ થાય, તેથી બોલીયા ધરમ રાય; આતો કષ્ટી કેમ વેઠાય, પ્રભુ કરોને કાંઇ ઉપાય. ॥ ૨૬ ॥ કહ્યું કૃષ્ણે રાત્રીએ કરશું, મોઢું ફેરવી નીંદ્રા આદરશું; એમ કરતાં વીતી ગયો દન, ભીમને કહ્યું જુગજીવન. ॥ ૨૭ ॥ તમે માહાદેવ પાસે જાવો, શીવજીતણું ત્રીશુળ લાવો; ત્યારે ભીમ ગયો તતકાળ, દીઠું શીવાલય વિશાળ. ॥ ૨૮ ॥ જઇ શીવનું પુજન કરી, લીધું ત્રીશુળ બહુ કરગરી; આવ્યો લેઇને પ્રભુની પાસ; નરને કહ્યું અવીનાશ. ॥ ૨૯ ॥ કરો ધનુશનો ટંકાર, તેડાવો અંજની કુંમાર; સાડાત્રણ વજ્ર ભેગાં થાય, ત્યારે તો થાંભલો ફેરવાય ॥ ૩૦ ॥ તવ અરજુને ધનુશ લેઇ, કર્યો ટંકાર ચાંપણ દેઇ; પડયો શબ્દ કપીને કાન, તવ લાગ્યુ જવામાં ધ્યાન. ॥ ૩૧ ॥ રામ નામ દેઇ ઉંચા ચડીયા. આવી નીરદય ભોમીમાં પડીયા; પછી કહ્યું પ્રભુએ વચન, બેસો સ્થંભપર અંજનિ તન ॥ ૩૨ ॥ દીધી આજ્ઞા શ્રી ગોપાળ, પોતે ચક્ર મુકયું પાતાળ; તેણે જઇ સ્થંભ ઉચકી લીધો, તવ કપીયે શું ખેલ કીધો. ॥ ૩૩ ॥ બેઠા સ્થંભ ઉપર એ ચડી, બોલ્યા ભગવંત ત્યાં તે ઘડી; ભીમ બળીયા હવે તમે ગાજો, ઝાલી ત્રીશુળસ્થંભને બાજો. ॥ ૩૪ ॥ ડાબું પાસું વજર તમારૂં, તેથી કરોને કહ્યું અમારૂં; ડાબે હાથે દૈવત દાખો, જરા થાંભલો ફેરવી નાંખો. ॥ ૩૫ ॥ એમ આજ્ઞા દીધી મોરાર, તવ બાજયો કુન્તી કુંમાર; ડાબે હાથેથી બળ દાખ્યું, સ્થંભનું મુખ ફેરવી નાંખ્યું. ॥ ૩૬ ॥ કર્યું પશ્ચીમ દીશા મુખ, હોય તે દીશા તેને દુઃખ, પછી કૃષ્ણ કહે રેહેવા દોને, હવે કષ્ટી નથી જન કોને. ॥ ૩૭ ॥ કર્યા હનુમાનજીને વીદાય, ચક્ર લેઇ લીધું જદુરાય; તવ ભીમસેન અળગો થયો, દેવા ત્રીશુળ શીવ કને ગયો. ॥ ૩૮ ॥ આપી આવિને રાજી હુતો, રૂજની સમે સૌ સાથ સુતો; વિતિ રૂજની વાહાણું વાહાય, બેઠા પાન્ડવ કરી સભાય. ॥ ૩૯ ॥ વળણઃ ॥ સભા કરી બીરાજીયા, બોલ્યા યુધીષ્ટિર રાય; સ્થંભરોપીશું આપણો, કહો કયારે જદુરાય.



## કડવું ૧૦ રાગ સવઈઆનો.

વૈશંમપાયન એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ઉદયોગ પર્વ મહીમાય. ॥ ૧ ॥ ધરમરાજાએ પ્રભુને પુછયું, તેથી પ્રભુ વધા એમ, અત્યારે આપણે સ્થંભ રોપો, રેહેશો કુશળ ખેમ. ॥ ૨ ॥ પાંન્ડવે સ્થંભ ત્યાર કીધો, કરાવી ભોમી ખોદાણ

પ્રભુને વચને સ્થંભ રોપ્યો. તે મહુરત રામબાણ. ॥ ૩ ॥ પછી બોલ્યા કૃષ્ણ પ્રભુજી, રૂદ્રને પુજનીક થાપો; કાળ રૂદ્રને પ્રથમ પેહેલું, ભક્ષજ ભાવથી આપો. ॥ ૪ ॥ ઉંચ પ્રાણી વધેરવાને જોઇએ, સત્ય સમજજો મર્મ; એટલે ભરિ સભામાં બોલ્યા, પોતે રાજા ધર્મ. ॥ ૫ ॥ ઓ પ્રભુ મુજને આજ્ઞા આપો, મરવાને છું તઇઆર; સંગ્રામ મારે જોવો ન પડે ઓરે જગદાધાર. ॥ ૬ ॥ એટલે બોલ્યા કૃષ્ણ પ્રભુજી, બેસી રહો સત્યવાદી; તમારા વીના કોણ ચલાવે. નિતિથી રાજ્ય ગાદી. ॥ ૭ ॥ એટલે બોલ્યો અરજુન બળીયો, માહારાજા ગુણ ગાવું; સર્વ મળી દો આજ્ઞા તો, મરવાને ઉભો થાવું. ॥ ૮ ॥ પ્રભુ કહે તમે એ શું બોલ્યા, બહુ બળ કરવાનું હોણ; તમારા વીના બાણાવળી યોદ્ધો, મોખરે લડનાર કોણ ॥ ૯ ॥ એટલે બોલ્યા સહદેવ જોશી, ભરી સભામાં આવું; સર્વ મળી દો આજ્ઞા તો, મરવાને ઉભો થાવું. ॥ ૧૦ ॥ પ્રભુ કહે તમારે મરવાનું, કહો પ્રયોજન શું છે; તમ વીના દુર્યોધન આવી, મહુરત કોને પુછે. ॥ ૧૧ ॥ તવ સહદેવે નીચું ઘાલ્યું, નીકુળ કહે ગુણ ગાવું; આપો મુજને આજ્ઞા તો, મરવાને ઉભો થાવું. ॥ ૧૨ ॥ દયાળુ બોલ્યા તમારા વીના, વરાગ્રાગી કોણ કરે; કુન્તા માતા કોનું પેહેર્યું, ઓઢયું દેખીને ઠરે. ॥ ૧૩ ॥ એટલે ભીમે મન વીચાર્યું, સંદેહ મનનો ખોઇએ; સહુની રીત પ્રમાણે મારે, પ્રભુને પુછવું જોઇએ. ॥ ૧૪ ॥ તે પુછતામાં જણાઈ જાશે, અળખામણો કે વાહાલો; ખરેખરૂં નથી પુછવાનું, પુછુ છું ઠાલો ઠાલો, ॥ ૧૫ ॥ નહી પુછું તો દેખાય ખોટું શું કેહે છે જદુપતિ; ના કેહેશે તો ઠીકજ છે હા, કેહેશે તો મરવું નથી ॥ ૧૬ ॥ એમ જાણી વૃકોદર બોલ્યો, ગોવિંદજી ગુણ ગાઉં; આપો મુજને આજ્ઞા તો, મરવા ઉભો થાઉં. ॥ ૧૭ ॥ પ્રભુ કહે સાંભળો વૃકોદર; મોટી ગદા કોણ ઝાલે, તમારા વીના રણસંગ્રામે, મન મુકી કોણ માહાલે. ॥ ૧૮ ॥ ભીમ કહે ત્યારે આપજ ઉઠો, તવ બોલ્યા રાય ધર્મ; અરે મુરખ એ શું બોલ્યો, વાંકું થયું તુજ કર્મ. ॥ ૧૯ ॥ ભીમ કહે હસવા બોલું છું; તવ બોલ્યા ભગવાન; ધારજ રાખો કહી શંખ લીધો, દેવકીને સંતાન. ॥ ૨૦ ॥ પંચજન શંખમાં શબ્દ કીધો, જે હોય યોદ્ધો સુરો; તે કુરૂક્ષેત્રમાં જોવા આવે, ઝાકમી પ્રાણી પુરો. ॥ ૨૧ ॥ કઉરવ પાન્ડવ યુદ્ધ કરે છે, એમ કહ્યું શંખનાદે; તે શબ્દ ત્રીલોકમાં પોહોંચ્યો, ચઢયા શુરા નીરવાદે ॥ ૨૨ ॥ મણીપુરમાં તન અરજુનનો બભ્રુવાહન ઇલેવાન; તે બેઉ જણને શૂર ભરાયું, શબ્દ સુણીને કાન. ॥ ૨૩ ॥ ઇલેવાન કહે નાહાના

વીરા, તાતને પક્ષે જાવું, બભ્રુવાહન કહે મોટા બંધુ, હું પણ સાથે આવું. ॥ ૨૪ ॥ મોટા કહે ભાઇ ઘરબાર સુનું, બેઉથી કેમ જવાય; એક જણે ઘેર રેહેવું જોઇએ, તે માહારી ઇચ્છાય. ॥ ૨૫ ॥ તે માટે ભાઇ મુને જવાદે, કહિને આજ્ઞા લીધી; બભ્રુવાહને ખુશી થઇને, જાવાને હા કીધી. ॥ ૨૬ ॥ તવ ઇલેવાન રથમાં બેઠો, જાવાને ખરીખંત; એને કુરૂક્ષેત્રમાં જાતાં, પાંચ દિવસનો પંથ ॥ ૨૭ ॥ તે કારણ તે મારગે ચાલ્યો, શબ્દજ શંખનો જેહ; પાતાળમાં સુત વ્રકોદરનો, તેણે સાંભળ્યો તેહ. ॥ ૨૮ ॥ બબ્રીક એવું નામ કુંવરનું, નાગ કન્યાનો સુત; કઉરવ પાન્ડવનું યુદ્ધ જાણી, થયો આકળો ભુત. ॥ ૨૯ ॥ પોતાની માતાને પાયે લાગ્યો, રકત થયાં છે નેત્ર; ઓ માતા મુને આજ્ઞા આપો, જાઉં છું કુરૂક્ષેત્ર. ॥ ૩૦ ॥ મારા કાકાને મારા પીતા, કરે છે રણ સંગ્રામ; માટે તાતના પક્ષે જાવું, મારૂ કાકા તમામ. ॥ ૩૧ ॥ નાગ કન્યા કહે બેટા મારા. તું છે આકળો અતી, સવળાનું અવળું કરેતું, કોઇને ઓળખતો નથી. ॥ ૩૨ ॥ કઉરવ લોકો છે બહુ કપટી, છેતરી લૈ જાય તુને; માટે તુજને મોકલવામાં, વિશ્વાસ ન રહે મુને. ॥ ૩૩ ॥ તે કરતાં મારૂં કહ્યું કરે તો, તુજને દઉં આજ્ઞાય; જઇ કોરાણે ઉભા રેહેવું; જુદ્ધ જોવા રણમાંય. ॥ ૩૪ ॥ પ્રથમ પેહેલું યુદ્ધ વાશે, તારે ન દેવું લક્ષ; છેવટ જે કોઈ હારે તેનો, પુરણ કરવો પક્ષ. ॥ ૩૫ ॥ અબળાએ એમ હીસાબ ગણીયા, પેલા સોને પેલા પાંચ; માટે સો જીતે પાંચ હારે, આવે અતિશે આંચ. ॥ ૩૬ ॥ એવું સમજીને એમ બોલી, અબળાની બુદ્ધીમાં ભુલ; બબ્રીકે જવાને માટે, વાત કરી કબુલ. ॥ ૩૮ ॥ પછી પોતે ધનુષ્ય લીધું. ભાથો લીધો બળવાન; તે ભાથામાં હરી ફરીને, રાખી લીધાં ત્રણ બાણ. ॥ ૩૮ ॥ નાજુક પોશાક પેહેરી નીકળીયો, પાતાળથી શુભ સુબો; કુરૂક્ષેત્રમાં એક કોરાણે, વ્રક્ષની નિચે ઉભો. ॥ ૩૯ ॥ એવે સભામાં બોલ્યા સામળીયો, સૌ બેસજો હું આવું; કોઇ કાંઇ ચીંતા ન કરશો, નજીકમાં હું જાવું. ॥ ૪૦ ॥ એમ કહિ અલબેલો ઉઠયા, પોતે વૈકુંઠ રાય; જે સ્થળ ઉભો ભીમનો નંદન, ત્યાં આગળ એ જાય. ॥ ૪૧ ॥ જઇ બબરીકને કેહેવા લાગ્યા, કોણ તું કોનો બાળ; આ ઠેકાણે યુદ્ધ થવાનું, તેમાં થાશે તુજ કાળ. ॥ ૪૨ ॥ બબરીક કહે ત્રાલોક વિશે, કોણ મુને મારનારો; શીવ બ્રહ્મા કે વીષ્ણુ આવે, તેના મ્રત્યુ ધારનારો. ॥ ૪૩ ॥ ક્રષ્ણ કહે હવે જોયો તુજને, મીથ્યા વદે છે વાણ; હરી ફરીને તારી પાસે, ભાથામાં ત્રણ બાણ. ॥ ૪૪ ॥ બબરીક કહે ત્રણ બાણમાંથી, એક

તો મીથ્યા રાખ્યું; એમ કહી ભાથામાંથી કાહાડી, એક બાણ ભાગી નાંખ્યું. ॥ ૪૫ ॥ પછી કહ્યું બે બાણ રહ્યાં છે, તે પર લડત ધારૂ, એક બાણે મ્રત્યું તાકું ને, બીજે બાણે મારૂં. ॥ ૪૬ ॥ કૃષ્ણ પ્રભુ કહે શું બોલે છે, બન્યો છે બાળક બોહોત; એવો હોય તો લે હું ઉભો, તાકીને માહારૂં મ્હોત. ॥ ૪૭ ॥ બબરીક કહે મોત તાકું, મારી નાંખું બીજે બાણ; પ્રભુ કહે પેહેલું મ્રત્યું તાકીને, દેખાડી દો એંધાણ. ॥ ૪૮ ॥ બબરીક બોલ્યો લ્યો મોત તાકું, કહીને કાહાડયું બાણ; તે સમે વૈરાટ રૂપ ધરીયું, પોતે પુરૂશ પુરાણ. ॥ ૪૯ ॥ સ્વરગ વીશે શીશ ઘાલ્યું, ધડ બધું રાખ્યું ધરણ; બબરીક કાંઇ વરતી ન શકે, પાતાળ ઘાલ્યા ચરણ. ॥ ૫૦ ॥ સુક્ષમ સ્વરૂપ છાંયા રૂપી, રાખ્યું બબરીક સામું; બબરીકે બાણ ચઢાવી દીધું, રખેને ખાંમી પામું. ॥ ૫૧ ॥ મ્રત્યું તાકવાનું બાણ મુકયું, તે ગયું સ્વર્ગ સુદન; વિશ્વપતીનું શીશ તપાશી, ઉતર્યું ભુ ભોવન. ॥ ૫૨ ॥ અવની વીશે અંગ તપાશી, ઉતરીયું પાતાળ, ચત્રુભુજના ચર્ણ તપાસ્યા, તળખે પદ્મમાં કાળ. ॥૫૩॥ તે સ્થળ સીંદુરની અરચા કરી બબરીકનું બાણ બળીયુ, એંધાણિ કરી પાતાળમાંથી ભોમીમાં નીકળીયું. ॥ ૫૪ ॥ સુર સપાટે જોર ઝપાટે, પૃથવી વિશે પેઠું, વણ બોલાવ્યું બબરીક કેરા, ભાથામાં જઈ બેઠું. ॥ ૫૫ ॥ એટલે સુક્ષમ સ્વરૂપ થયા, પોતે શ્રી ઘનશામ; બેશીને ચરણ જોવા લાગ્યા, શીંદુર દીઠું તે ઠામ. ॥ ૫૬ ॥ તવ બબરીકે બાણ બીજું, લીધું પોતાને હાથ; એટલે હાંહાં કહિ થયા ઉભા, પોતે દીનાનાથ. ॥ ૫૭ ॥ ઓ ભાઇ બાણને શું કરે છે, શું મનડું થયું તારૂં; બબરીક કહે મ્રત્યું તાકયું, તે ઉપર બાણ મારૂં. ॥ ૫૮ ॥ કૃષ્ણ પ્રભુ કહે રાખો કરૂણા ઓ ભીમસેનના તન, તારા તાત કને તેડી જાઉં, સત્ય વદું છું વચન. ॥ ૫૯ ॥ જે તારા અરજુન કાકા, તેનો હું સાળક થાવું; આવ્યોછું હું તેડવા તુને, ભીમ કને લેઇ જાવું. ॥ ૬૦ ॥ કપટથી કેહેતો હઊં તો, સર્વ પાતક મુજ શીશ; એવિ રીતે સમજાવીને સાથે, તેડી ચાલ્યા જગદીશ. ॥ ૬૧॥

વળાગું ॥ સાથે લેઇને આવીયા, સ્થંભજ રોપ્યો જ્યાંય; કહે વલ્લભ બેડી સભા' લાવ્યા કુંવરને ત્યાંય.



## કડવું ૧૧ રાગ સાખી.

વૈશંમપાયન એણીપેર બોલ્યા, સુણજ રમેજે રાય; વીસ્તારી તુજ-

ને સંભળાવું, ઉદ્યોગ પર્વ મહિમાય. ॥ ૧ ॥ બબરીકને તેડી પ્રભુ આ-વ્યા, જુએ છે સર્વે સભાય; જાણ્યું કે આ કોને લાવ્યા, તવ બોલ્યા જ-દુરાય. ॥ ૨ ॥ એ બબરીક આ બાપ તારા, ભીમસેન એનું નામ, ભી-મ કહે એ દીકરો કીયો, કોણ એનો મુકામ. ॥ ૩ ॥ બબરીક બોલ્યો તાતજી મારા હું રહું છું પાતાળ; વીશ ખાઇ પરણ્યાતા મુજ માતા, નાગ કન્યાનો હું બાળ. ॥ ૪ ॥ એટલે વ્રકોદર થયો રાજી, બેસાડ્યો પુત્રને પાસ; તવ બબરીકના વખાણ કીધાં, પોતે શ્રી અવિનાશ. ॥ ૫ ॥ આ પુત્ર તમારા કુળમાં બળીયો, શીવ સરખા છેટા; એટ-લે ભીમ હશીને બોલ્યો, બાપજ તેવા બેટા. ॥ ૬ ॥ એટલે રા-જા ધરમ બોલ્યા, પ્રભુપર ધરી પ્રેમ; એ માહારાજા સ્થંભ રોપ્યો છે, તેનું કરવું કેમ. ॥ ૭ ॥ બબરિક બોલ્યો શી ધુંચવણ છે, તવ બો-લ્યા જદુરાય; કાળરૂદ્રને ભક્ષ દેવું છે, તે વારતા ધુચવાય. ॥ ૮ ॥ ધાંટો કાહાડીને કહયું શ્રીક્રષ્ણે, મરવા ઉઠે જન જેહ; તેના શીશને અ-મ્મર પાઈ, અમ્મર કરૂં તેહ. ॥ ૯ ॥ મુસ્તક તેનું સજીવન રહે, ધડવ-ણ સદાકાળ; એટલે ભરી સભામાં ઉઠયો, નાગ કન્યાનો બાળ. ॥ ૧૦ ॥ ભીમનો નંદન કરી વંદન, બોલ્યો સભામાં એમ; મુસ્તક માહારૂં અ-મ્મર કરજો, મુજને મરવા પ્રેમ. ॥ ૧૧ ॥ સભાએ જાણ્યું બત્રીસ લક્ષ-ણો, ઉઠયો ભીમનો તન, સ્વારથને લીધે વરકોદરને, માઠુ ન લાગ્યું મન. ॥ ૧૨ ॥ પ્રભુએ કુમ કુમ અરચા કીધી, પેહેરાવ્યા પુષ્પના હાર; તે પછી શીશ છેદન કરાવ્યું. ધડ ઝુઝ્યું ઘડીવાર, ॥ ૧૩ ॥ કાળરૂદ્રને રૂધીર છાંટયું, જયજય શબ્દ થાય; બબરીકનું શીશ ખોળામાં લીધું, પોતે જાદવરાય. ॥ ૧૪ ॥ અમીદ્રષ્ટીનું અમ્મર પાયું, પોતે મદુસુદન; એટલે મુસ્તક બબરીક કેરૂં, થયું સજીવન. ॥ ૧૫ ॥ તે ઉછળી સ્થંભ ઉપર બેઠું, યુદ્ધ જોવાને કાજ; પછી યુદ્ધની આગના આપી, પોતે ક્રષ્ણ માહારજ. ॥ ૧૬ ॥ પુરવ પશ્ચીમ થંભ રોપાયા, યુદ્ધ કરવું તે સ્થળ; ધર્મ કહે હવે પત્ર લખો, અરજુનજી સબળ. ॥ ૧૭ ॥ અરજુને તવ પ-ત્ર લખીયો, જાણજો દુરીયોધન; કાલે સવારે આવજો યુદ્ધે, વઢવું મુ-કીને મન. ॥ ૧૮ ॥ એવું લખીને પત્ર મોકલીયો, દુરીયોધનની કને; દુષ્ટે દેખાડયો સર્વે સભામાં, દાદા શી આગના મને. ॥ ૧૯ ॥ ભીસ્મ-પીતા કહે કાલે સવારે, યુદ્ધે ચઢીશું અમો; અગીઆર ક્ષોણી સન્યા લઇશું, સાથે નહી કોઇ તમો. ॥ ૨૦ ॥ દુરીયોધન કહે ઓરે દાદા, સહુ સંગ છોને આવે; હાથોહાથનું કામ છે એ, શત્રુને મારવા ફાવે. ॥ ૨૧ ॥

ભીસ્મજી કહે યુદ્ધ અસત્યનું, માહારે તો કરવું નથી; સત્ય યુદ્ધ કરવું પાન્ડવ સાથે, તમે છો દુષ્ટ મતી. ॥ ૨૨ ॥ પુંઠ દેખાડે તેને ન હણવો, બંધન હોય જન જેહ; મુરછા વાળાને નવ હણવો, સત્ય તણુ યુદ્ધ તેહ. ॥ ૨૩ ॥ માટે માહારી સંગે ન કોઈ, કહ્યું ભીસ્મપીતાય; તવ દુરીયોધને પત્ર લખાયો, પાન્ડવને સભામાંય. ॥ ૨૪ ॥ આવતી કાલે આવજો યુધ્ધે, આવશે ભીસ્મપીતાય; પત્ર તે પોહોચ્યો પાન્ડવોને, સર્વને સુર ભરાય. ॥ ૨૫ ॥ એવે સમે રાત્રી વીતી, થયો પ્રાતસકાળ; નાહી ધોઇ નીત્ય કર્મ તાગ્યા, ગંગાજીના બાળ. ॥ ૨૬ ॥ પાન્ડવો પણ પરવારીને, કરી લીધાં ભોજન; તૈઆર થઇ ગઈ સકળ સેન્યા, વળી જુગજીવન. ॥ ૨૭ ॥ અભંગ રથે અરજુન બેઠો, યુધ કરવાનો કોડ; તે રથ હાંકવા માટે બેઠા, પોતે શ્રી રણછોડ. ॥ ૨૮ ॥ અભીમન્યુ જુદા રથમાં, બેઠો ગ્રહી અથીઆર; તેનો રથ હાંકવાને બેઠો, હેડંબા કુવાર. ॥ ૨૯ ॥ જયમંગળ હાથીપર બેઠો, ગદા ગ્રહી વાયુતન; તેને ખોળે મેઘવરણ બેઠો, નંદનનો નંદન, ॥ ૩૦ ॥ જુજવા રથમાં બીજા બેઠા દ્રુપત વૈરાટ રાય; દ્રુષ્ટ પ્રદુમાનને શીખંડી, સૌ જુદા રથમાંય. ॥ ૩૧ ॥ શેદેવ નીકુળ જુદા જુદા, યુધ્ધે તતપર થાય; હરીફરી યુધ્ધે નવ ચઢીયા, પોતે ધરમ રાય. ॥ ૩૨ ॥ સાત ક્ષોણી સેન્યા ચઢી યુધ્ધે, ગરગડીયાં નીશાન, અશ્વના સ્વારો ને ઉંટવાળા, સર્વ થયા સાવધાન. ॥ ૩૩ ॥ હાથીવાળા હાથીએ બેઠા, રથવાળા રથમાંય; પગપાળા ચરણેથી ચાલ્યા, ઉપડયા સરવે ત્યાંય. ॥ ૩૪ ॥ ઉંટના ઉપર નોંબત વાગે, ઘોડાના ઉપર ડંકા; રાતાં રાતાં નીશાન ફરકે ચાલ્યા પાન્ડવ બંકા. ॥ ૩૫ ॥ કૌરવ લોકમાં ભીસ્મપીતા, પરવારી થયા ત્યાર; રૂપાનો સ્વેત રથ જોડયો, સ્વેતજ ઘોડા ચાર. ॥ ૩૬ ॥ ધોળી ધજા શીખ્ખર ધોળુ, સારથી છે સ્વેત રંગ; તે વણુ બીજો રંગ ન મળે, વૃદ્ધને એજ ઉમંગ. ॥ ૩૭ ॥ પોતે ધોળાં વસ્ત્ર પેહેર્યાં. ધોળાં બધાં અથીઆર; સુરવાળ ધોળો જામો ધોળો પટો, ધોળો કટી સાર. ॥ ૩૮ ॥ ધોળો પટકો શીશ બાંધ્યો, બાંધી લીધી દાઢી; પાછળ બે ગજ છેડો લટકે, સેન્યાને પાછળ કાઢી. ॥ ૩૯ ॥ આગળ રથ પોતાનો રાખ્યો, સારથી નહી કોઇ સંગ; ધોળી ધ્રજાયો ફરફર ફરકે. સહુ શેન્ય ધોળે રંગ. ॥ ૪૦ ॥ પશ્ચીમ દીશા સ્થંભ પોતાનો, ત્યાં આવીને ઉભા; પુર્વ દીશાને સ્થંભે આવ્યા, કુન્તાના સુત સુબા. ॥ ૪૧ ॥ મોખરે અરજુન આગળ ઉભો, ઇંદ્ર તણો કુંવાર; પોતે પેહેલો ભીસ્મપીતાને, કીધો નમસ્કાર. ॥ ૪૨ ॥ એવી રીતે

યુદ્ધે ઉભા, સાંભળને તું રાય; ઉદયોગ પરવ પુરણ હવું, ઉતરી તુજ હત્યાય. ॥ ૪૩ ॥ શામ પડદા સ્વેતજ થયા, સ્વેત થઈ શામ ગાય; કાળા તણ ધોળા થયા છે, પ્રમાણ તે દેખાય. ॥ ૪૪ ॥ જનમેજે બહુ પુન્ય કાધાં, દીધાં વીપ્રને દાન; વીધી પ્રમાણે સહુ કામ કીધું, સધાળુ રાજાન. ॥ ૪૫ ॥ વળણ: ॥ ઉદયોગ પરવ પુરણ હવું, સુણતાં પોહોચે કોડ; વદે વલ્લભ સહુ બોલજો; જે જે શ્રી રણછોડ. ॥






પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ ઉદ્યોગ પર્વ છાપ્યું.
અમદાવાદ.



# ભીશ્મ પર્વ.

## કડવું ૧ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ભીશ્મ પરવ મહીમાય. ॥ ૧ ॥ શ્રદ્ધા રાખી સાંભળ રાજા, પાતક સઘળાં જાય; નીસ્પાપી સાંભળી જય પામે, વંશની વ્રદ્ધી થાય. ॥ ૨ ॥ સાંભળતાં કાંઈ સંદે ન ધરવો, જો શંકા મન થાશે; તો તો પાતક નથી જવાનું, પાછળથી પસ્તાશે. ॥ ૩ ॥ એમ કહીને કેહેવા લાગ્યા, પોતે વૈશમપાય; અરજુન ઉપર છે બહુ રાજી, પોતે ભીશ્મ પીતાય. ॥ ૪ ॥ બોલ્યા દાદા સાંભળો બેટા, હાથ ગ્રહો હથીયાર; માહારા સામું શું જુઓછો, વઢવું તે વહેવાર. ॥ ૫ ॥ અરજુનજીને વીચાર આવ્યો, વીપ્રીત થઇ મુજ બુધ; એકજ પાપી પેટને સારૂ, કરવું વીકટ યુદ્ધ. ॥ ૬ ॥ સાંમો કોઇ નથી પરાયો, છે મુજ વ્રદ્ધ પીતાય; તેમને મારે હાથે હણવા, વળી ગરીબ શેન્યાય. ॥ ૭ ॥ શેન્યના લોકને કયાં છે ટંટો, મીથ્યા કુટાઇ મરે; બાળ બચ્ચાં રઝળે તેઓના, રંક જાતી શું કરે. ॥ ૮ ॥ એવા એવાને હું શીદ મારૂ, પાતક બુદ્ધિ ગણી; એવું વીચારીને પછી જોયું, દક્ષીણ દીશા ભણી. ॥ ૯ ॥ તે દીશા તંબુ તાણેલા, કૌરવના નીરધાર; ત્યાં સહુ કઉરવ જોવા ઉભા છે, ઓળબંધ તંબુ બાહાર. ॥ ૧૦ ॥ તેમને દેખી અરજુનજીએ, મનમાં વિચાર્યું એમ; એ પણ બધું કુટુંબ મ્હારૂં, ઉજડ કરૂં કેમ. ॥ ૧૧ ॥ પછી પોતાની શેન્યમાં જોયું, આ સઘળી યુદ્ધ કરશે; ટંટાનો તંત નહી મુકું તો, ઘણાક વઢીને મરસે. ॥ ૧૨ ॥ હર પરકારે નાશ થાશે, ખીલેલો લીલો બાગ; શા જીવ્યા સારૂ એમ કરવું, નથી લેવો રાજ ભાગ. ॥ ૧૩ ॥ એવો વૈરાગ મનમાં આવ્યો, છોડી નાંખ્યાં અથીઆર; એટલે બોલ્યા અરજુન પ્રત્યે, પોતે જુગદાધાર. ॥ ૧૪ ॥ અરજુનજી કેમ અથીઆર છોડયાં, કેમ ફરી ગઇ મતી; કુન્તી સુત કહે માહારાજા, મહારે તો વઢવું નથી. ॥ ૧૫ ॥ એકજ પાપી પેટને સારૂં, કરૂં કુટુંબનો નાશ; ગમે તે પ્રકારે પેટ ભરીશું, પુરીશું વનવાસ. ॥ ૧૬ ॥ રાજ લીધે નહી વધે આવરદા, નહી લીધે નહી ઘટે; પ્રભુ કહે રાજ કાજ નથી વઢવું, વઢવું છે રાજવટે. ॥ ૧૭ ॥ જુઓ ક્ષત્રીનો ધર્મ છે કેવો, તે તમે સમજો મર્મ; વેદ શાસ્ત્રથી ચારે વરણના, ચાર કર્યા છે ધર્મ. ॥ ૧૮ ॥ બ્રા-

હ્મણુ ક્ષત્રી વૈશને શુદ્ર, ચારેનાં ચાર કર્મ; ત્રૈણે વરણને ઉપદેશ કરવો, તે બ્રાહ્મણનો ધર્મ. ॥ ૧૯ ॥ ત્રૈણે વરણનું રક્ષણ કરવા, ક્ષત્રીએ કરવું રાજ; ત્રણે વરણ માટે વેહેપાર કરવો, વૈશ તણું એકાજ. ॥ ૨૦ ॥ ત્રૈણે વરણની ચાકરી કરવી, શુદ્રનો એ ધર્મ, પોતે પોતાનો ધર્મ ન પાળે, તે જનનું વાંકું કર્મ. ॥ ૨૧ ॥ તમે તમારો ધર્મ પાળો, તેમાં નહી કાંઇ પાપ; આયુદ્ધ ઝાલી યુદ્ધ આરંભો, લજવો નહી માબાપ, ॥ ૨૨ ॥ અ-રજુન કહે ઓરે માહારાજા, શું સગાને નવ ગણવા, કીયા પરાયાને છે મારવાના, માહારાંને માહારે હણવા. ॥ ૨૩ ॥ ક્રષ્ણ પ્રભુ કહે હું ને મા-હારૂં, માન્યું તે અજ્ઞાન; તમે નથી ને તમારૂં નથી, ઇંદ્રતણા સંતાન. ॥ ૨૪ ॥ સરવ સગાને કોહો મારાં, સમજ્યા વીનાની મતી; બીજાને પ-છી કેહેજો પોતાનાં, દેહ તમારી નથી. ॥ ૨૫ ॥ જળ તેજ પૃથ્વી આકાશ વાયું, તે પંચભુતનો દેહ; તેનાં ચોવીસ તત્વ થયાં છે; શરીર બંધાણું એહ. ॥ ૨૬ ॥ પાંચ ભુતો પાંચ જ્ઞાન ઇંદ્રી, કરમ ઇંદ્રી વળી પાંચ; પંચવીશય ચાર અંતઃકરણ, તે સહુ સમજો ખાંચ. ॥ ૨૭ ॥ ચોવીસ તત્વનું શરીર બનીંયુ, તેમાં શું છે તમારૂં; કાળે કરીને જુદુ પડે છે, તે કેમ કહીએ અમારૂં. ॥ ૨૮ ॥ શરીર છે તે પાંચ ભુતોનું, આપણું કેમ કહેવાય; આપણું કેહેતાં પરાઇ પુંજી, પચાવવા તુલ્ય થાય. ॥ ૨૯ ॥ વળી કહોછો હું મારનારો, પુછુ તે ઉત્તર દીયો; હાથ મુકી બતાવો મુ-જને, હું કેહે છે તે તું કીયો. ॥ ૩૦ ॥ તવ અરજુને દાઢી ગ્રહીને, કહ્યું કે આ હું માહારાજ; ક્રષ્ણ કહે જે ગ્રહી તે દાઢી, તમે કીઆ કહો આ-જ. ॥ ૩૧ ॥ રૂદીયે હાથ ધરી કહ્યું નરે, આ હું સુરાનો સાથી; ક્રષ્ણ પ્રભુ કહે એ નહી તમે, એનું નામ છે છાતી. ॥ ૩૨ ॥ જે સ્થળ હાથ મુકીને બતાવો; તે સહુનાં છે નામ; હું કોહોછો તે તમે કીયા; સોધ્રી કા-હાડો આ ઠામ. ॥ ૩૩ ॥ એટલે અરજુનજી ગુંચવાયો, જોડ્યા પ્રભુને હાથ; ઓ મારાજા હું નથી સમજતો, સમજાવો દીનાનાથ. ॥ ૩૪ ॥ દીન વચન એમ ઓચર્યો કે, કરી ક્રપા ભગવાન; અષ્ટાદસ અધ્યાયની ગી-તાનું, કર્યું ગોવીંદે જ્ઞાન. ॥ ૩૫ ॥ આ સ્થળ ગીતા ગાવી જોઇએ, પણ ગ્રંથ થાય લંબાણ; તે છતાં ગીતા પ્રસીદ્ધ થઇ છે, માટે ન કર્યું લખાણ. ॥ ૩૬ ॥ તેથી સ્રોતાએ સદે ન ધરવો, ન બોલવું કુભાન્ડ; ચારે વેદ પ્રભુએ બતાવ્યા, તે ચારના ત્રણ કાન્ડ. ॥ ૩૭ ॥ કરમ ઉપાસના જ્ઞાન કાન્ડ છે, તેમાં સૌ સમાયો સાર; ગીતાથી જ્ઞાન કર્યું અરજુનને, પોતે જુગદાધાર. ॥ ૩૮ ॥ વળી પ્રભુએ કહ્યું પારથને, તમે

બોલ્યા એમ વાણી; કે માહારે હાથે હણવા પડે છે, મુજ માર્યો મરશે પ્રાણી ॥ ૩૯ ॥ પણ તમારૂ માર્યું ન મરે કોઈ, મીથ્યા માનો સુખ દુખ; જોજો અરજુનજી જીવ રાખીને, કહી પોહોળું કર્યું મુખ. ॥ ૪૦ ॥ તેમાં ચોદ બ્રહ્માન્ડ બતાવ્યાં, ભોમી બતાવી સરવ; તેમાં કુરૂક્ષેત્ર બતાવ્યું, છોડાવા નરનો ગર્વ. ॥ ૪૧ ॥ કુરૂક્ષેત્ર કીરીટધરે જોયું, બહુ ઉપજ્યા મનસુબા; પાંચ પાંન્ડવને છઠ્ઠા કૃષ્ણ, છ જણ દીઠા ઉભા. ॥ ૪૨ ॥ બાકી બીજા સહુ પડેલા દીઠા, અરજુને જોડયા હાથ; ઓ પ્રભુ મુખ બંધજ કરો, દયાળુ દીનાનાથ. ॥ ૪૩ ॥ હું શું મારૂ છે મુએલા, મારૂ તે નીમીત માત્ર; તવ પ્રભુ મુખ બંધ કરી બોલ્યા, સાંભળો પુજનીક પાત્ર. ॥ ૪૪ ॥ તમારૂ કર્યું કાંઇ ન થાયે, હલાવ્યું પત્ર ન હાલે; બન્યું બનાવ્યું બની રહ્યું છે, મુરખ મમતામાં માહાલે. ॥ ૪૫ ॥ હું છું મદારીને જગત છે મરકટ, સહુ દોરી મુજ પાસ; જેમ રમાડુ તેમ રમે સો, તમો ન થાશો ઉદાશ. ॥ ૪૬ ॥ એમ કહી ઘણું જ્ઞાન કીધું, અરજુન લાગ્યો ચરણ; ધર્મ હું મારો સાચવું છું, ઓરે અસરણા સરણ. ॥૪૭॥ એટલે બોલ્યા ભીસ્મપીતા, ઓરે કુન્તી કુંવાર; કેહે બેઠા તું શું સરમાયો, કેમ છોડયાં અથીઆર. ॥ ૪૮ ॥ આપણા ક્ષત્રીનો ધર્મ એછે, સાંમા થઇ યુદ્ધ કરવું; યુદ્ધથી કદી કાહર નવ થાવું, શીશ ભુજમાં લેઇ ફરવું. ॥ ૪૯ ॥ તવ અરજુન કહે વારૂ દાદા, કહી લીધાં હથીઆર; પછી પોતે ધનુષ ચઢાવી, પેહેલો કર્યો ટંકાર. ॥ ૫૦ ॥ તેનો શબ્દ ત્રીલોક પોહોચ્યો, ડોલ્યાં દસે દીગપાળ, ધરણ લાગી ધ્રુજવાને, ખળભળ્યું પાતાળ. ॥ ૫૧ ॥ લંકાથી કપી કુદીને આવ્યા, પાંન્ડવ દળમાં પેઠા; અરજુનજીના રથની ધજાયે, પુંછ વીંટાળી બેઠા. ॥ ૫૨ ॥ વળણ. કપીરાજ ધજા બીરાજીયા, સાંભળને તું રાય; કહે વલ્લભ શ્રોતા સુણો, યુદ્ધ તણો મહીમાય. ॥



## કડવું ૨ રાગ ઊછંગી દોહરો.

વૈશંપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ભીસ્મ પરવ મહીમાય. ॥ ૧ ॥ ભીસ્મપીતાએ આગના આપી, સોસાવું નહીં મન સાથ; ઓરે માહારા અરજુન બેટા, ઉપાડ પેહેલો હાથ. ॥ ૨ ॥ તવ અરજુને મન વીચાર્યું, પ્રેમ દાદાપર ધરૂં, યુદ્ધ આરંભવું પછી માહારે, પેહેલું પુજન કરૂં. ॥ ૩ ॥ એમ જાણી

એક બાણુજ મુકયું, વરૂણનું સબળ; તે બાણે જઇ ભીસ્મ પીતાને, શીશ ચઢાવ્યું જળ. ॥ ૪ ॥ તે પછી બીજું બાણ મુકયું, દાદાપર મન મોહ્યું; વસ્ત્ર લેઇ બાણુ સંચર્યું તે, દાદાનું મુખ લોહ્યું. ॥ ૫ ॥ ત્રીજુ બાણુજ મોકલ્યું તેણે, ચંદન લેપન કીધાં; પછી ચોથું મુકીયું તેણે, હાર આરોપી દીધા. ॥ ૬ ॥ પાંચમે બાણે અબીલ ગુલાલ, છઠ્ઠે દીવો અનુપ; સાતમે બાણે નૈવેદ મુકયું, આઠમે કીધો ધુપ. ॥ ૭ ॥ નવમું બાણુ પ્રદક્ષણા ફરીયું, દસમું લાગ્યું પાય; અગીઆરમુ ભમરા પેઠે ગગણી, ચેતાવાને જાય. ॥ ૮ ॥ ભીસ્મપીતા જોઇને થયા રાજી, બોલ્યા બેટા જય થાજો; દુરીયોધન મને લઢાવે છે, નખોદ એનું જાજો. ॥ ૯ ॥ એમ કહીને આયુદ્ધ લીધાં, મેઘનાદે ગડગડીયા; સામા સામી રથ ભેથી છુટયા, વચમાં ટુટી પડીયા. ॥ ૧૦ ॥ ભીસ્મને અરજુન બાણાવળી તે, અગણીત મારે બાણ; એકમાંથી અનેક છુટે, જાણે વળ્યું હથરાણ. ॥ ૧૧ ॥ સેન્યના લોકો સુરે ભરાયા, ક્રોધ ઘણેરો ધારે; જે જેની પાસે આયુધ જે જે, તે તે આયુધ મારે. ॥ ૧૨ ॥ તરવારીએ તરવારીઆ વઢતા, ગુપતીએ ગુપતીવાળા; સ્વારે સ્વાર વઢે છે, પગપાળે પગપાળા ॥ ૧૩ ॥ નીકુળ શેદેવ બાણ મારે. અગણીતાં તે જાય; જતાં જતાંમાં બાણ વધે છે, પાંચ પાંચ હજાર થાય. ॥ ૧૪ ॥ વૈરાટ રાજાને શીખંડી. ત્રીજો દ્રષ્ટદ્યુમાન; તેમનાં ચાર ચાર હજાર છુટે, બળ ભરેલાં બાણ. ॥ ૧૫ ॥ ધ્રુપત રાજા ન ધરે માઝા, મારે અગણીત માર; એનું એક બાણ જતાજતામાં; થાય છે દસ હજાર, ॥ ૧૬ ॥ અરજુનનો સુત અભેમન્યું, મારે કરીને રીસ; તેનું એકજ બાણ જતામાં, થાય છે હજાર વીસ. ॥ ૧૭ ॥ અરજુનજી એક બાણ મારે, સુસવાટા કરતું જાય; એનું એક બાણ જતાં જતાંમાં, ચાળીસ હજાર થાય. ॥ ૧૮ ॥ ભીસ્મપીતા અગણીતું મારે, જોઇ ન શકાય ચક્ષ; અગણીતા મંત્રથી બાણ બને, દાદાનાં એક લક્ષ. ॥ ૧૯ ॥ એ રીતે બહુ બળ જણાવે, ગંગા તણા કુંવાર; નર એકવાર મારે તેટલામાં, ભીસ્મ મારે બે વાર. ॥૨૦॥ તેથી બહુ બાણની થાય વ્રષ્ટી, વરતે હાહાકાર; તરકસ ત્રીશુળને તીર ઉછળે, જમઇઆને કટાર. ॥ ૨૧ ॥ ખપવા ખંજર સાંગ્ય છુટે, જેવા તેવાને તો હણે; જાણે મદના ભમરા છુટયા, એ રીતે ગણગણે. ॥ ૨૨ ॥ દાદાયે બહુ દાટ વાળ્યો, માર્યો મન મુકી માર; મારતા મારતા કઢીયા છે, પાંન્ડવને રથ ભ બાહાર. ॥ ૨૩ ॥ જઇ પાંન્ડવને રથ ભે ઉભા, પોતે ભીસ્મ પીતાય; બાણ જોઇને ભીમ ગભરાયો, જરા

ન આગળ થાય. ॥ ૨૪ ॥ એવે સમે સાંજ પડીને, સુરજ બેઠો મેર; વાજીંત્ર પાંન્ડવનાં બંધ થયાં, વાગી કૌરવની ભેર. ॥ ૨૫ ॥ એટલે દાદા જીત્યા કેવાયા, હારીયા કુન્તી તન; પેહેલેજ દાહાડે અરજુનજીનું, ઉતરીયું વદન. ॥ ૨૬ ॥ પછી પારથે ભીમને કહ્યું, સૌ સેન્ય લૈ ઘેર જાવો; હું જાવું દાદાની સેવા કરવા, તમો પંથ પળાવો. ॥ ૨૭ ॥ એમ કહી રથથી ઉતરીયો, ગયો દાદાની પાસ; ભીસ્મપીતા કહે આવો બેટા, ચાલો મુજ અવાસ. ॥૨૮॥ એમ કહીને રથમાં લીધો, તંબુએ સંચરીયા; આનંદ વાતો કરતા આવ્યા, રથમાંથી ઉતરીયા. ॥ ૨૯ ॥ વસ્ત્ર ઉતારી સ્નાન કીધાં, તવ તંબુમાં પેઠા; દુરીયોધન ત્યાં થાળ લાવ્યો, બેઉ જણુ જમવા બેઠા. ॥ ૩૦ ॥ અરજુન ભીસ્મજી ભેગા જમીયા, મનમાં અતી હુલ્લાસ; જમી રહીને હાથ ધોયા, પછી લીધાં મુખવાસ. ॥ ૩૧ ॥ તે પછી દાદા સુઇ રહ્યાને, હરખે અંતઃકરણ; અરજુનજી દાદા કને બેઠો, ચાંપવા લાગ્યો ચરણ. ॥ ૩૨ ॥ ભીસ્મપીતા કહે દીકરા તુજને, સાહાય છે નંદ કીશોર; તેમ છતાં આજ યુદ્ધ વીશે, કાંઇ ન કીધું જોર. ॥ ૩૩ ॥ અરજુનજી કહે દાદા માહારે, માર તમારો સાલે; વિદ્વાન અનુભવી વ્રધ આગળ, શું બળ મ્હારૂં ચાલે. ॥ ૩૪ ॥ ભીસ્મપીતા કહે દીકરા માહારા, હીંમત રાખીએ ઘણી; વઢતી વેળા આડું અવળું, ન જોઇએ કો ભણી. ॥ ૩૫ ॥ ઉઠો બેટા જાઓ તંબુએ, છો લઢતા થાકેલા; જાવો જઇને સયન કરો, સવારે આવજો વેહેલા. ॥ ૩૬ ॥ એટલે અરજુન ઉભો થયો; ગયો પોતાને ઠામ; કુન્તાજી કહે આવો દીકરા, હાર્યા દીસેછે હામ. ॥ ૩૭ ॥ અરજુન કહે શું કરૂં માતા, સાક્ષીછે નંદ કીશોર; અળગા રહી જોયા કર્યું સરવે, કોઇએ ન કર્યું જોર. ॥ ૩૯ ॥ એકલાની શું હીમ્મત પોહોચે, ડોહોળવાનો બધો દરીયો; ભીમ તમારો હાથી ઉપરથી, હેઠો નથી ઉતરીયો. ॥ ૩૯ ॥ ભીમ કહે તારૂં પારખું જોયું, જો કાલે મારો ઝપાટો; નીશાન વગડાવું આપણાજો, સવારમાં સપાટો. ॥ ૪૦ ॥ તવ ગટોડગછ માયાવી બોલ્યો, પરમદાડે મારો; મેઘવરણ સુત ગટોડગછનો, તેણે કર્યો ખુંખારો. ॥ ૪૧ ॥ સાંભળો મારા ભીમસેન દાદા, સહુને જસ લગડાવું; ચોથે દાહાડે મારો વારો, નીશાન હું વગડાવું. ॥ ૪૨ ॥ અરજુન કહે બાપ બેટા, ત્રણ જણ વદીયા વાણ; પોતાનું બોલેલું પોતે, પાડી લેજો પરમાણ. ॥ ૪૩ ॥ એમ કહીને સરવે સુતા, તવ રૂજની વહી જાય; સરવે જાગ્યા નીંદ્રામાંથી, એવે વાહાણું વાહાય. ॥ ૪૫ ॥ વળણઃ ॥ વાહાણું વાહાયું જે સમે, તે સમે જાગ્રત થાય; કહે વલ્લભ સ્રોતા સુણો, બીજા દનનો મહીમાય.

# કડવું ૩ રાગ સુરી ચોપાઇનો.

બોલ્યાવૈશમ પાયે વચન, સાંભળ જનમેજે રાજન; વહાણું વાહ્યું ને જાગ્રત થયા, ખાઈ પીને પરવારી ગયા. ॥ ૧ ॥ લીધાં સૌ સૌનાં હથીઆર, બેશી વાહન થયા ત્યાર; વાગ્યાં નીશાન ડુન્ડભી ડંકા; ચાલ્યા યુદ્ધ કરવા સહુ બંકા. ॥૨॥ વાજતે ગાજતે ગયા સ્થંભ, કરવું છે યુદ્ધ આરંભ; સામા આવીયા ભીશમપીતાય, લાગ્યો અરજુન દાદાને પાય. ॥ ૩ ॥ પછી લીધું ધનુશ હાથ, ખેંચી ચઢાવ્યું સાક્ષાત; તેનો જબરો થયો ટંકાર, ગયો ત્રીલોક શબ્દજ સાર. ॥ ૪ ॥ સાંભળ્યો અંજનીને બાળ, આવી બેઠા ધજા તતકાળ; પછી અરજુન ઈંદ્રનો તન, કર્યું દાદાનું પેહેલું પુજન. ॥ ૫ ॥ દસ બાણે પુજન કરી, પછી બેઠો યુદ્ધ આદરી; તવ દાદાએ આશીશ દીધી, એમણે યુદ્ધ ત્યારી કીધી. ॥ ૬ ॥ ડુંડભી વાજાં ગરગડીયાં, પછી યુદ્ધ કરવા મચી પડીઆ; ભીશમપીતાને અરજુન, સર્વે શેન્યને અભેમુન. ॥ ૭ ॥ એક એકને દેતા કશ્ટી, ઘણી થાય છે બાણની વ્રશ્ટી; લઢતાં વઢતાં જે ચુકે, તે તો જીવ્યાની આશા મુકે. ॥૮॥ સહુ દાખવે દારૂણ જોર, થાય બાણથી અંધારૂં ઘોર વરતે છે હાહાકાર, ઘણાં ઉછળે છે અથીઆર. ॥ ૯ ॥ એવે ભીશમપીતા બહુ નડીઆ, નેત્ર મીચીને ઉપર પડીઆ; ધશી ધશીને દાદા વઢતા, તેથી પાન્ડવ પાછા પડતા. ॥ ૧૦ ॥ દીધો ભીશમપીતાએ માર, બીજે દાહાડે કાઢયા થંભ બહાર; કોઇનું નવ ચાલ્યું જોર, પછી બોલ્યા નંદકીશોર ॥ ૧૧ ॥ વ્રકોદર વાયુ તન, તમારૂં ગયું મીથ્યા વચન; ત્યારે બોલ્યા હતા શું કામ, લજવાણું ભીમશેન નામ. ॥ ૧૨ ॥—ઝડપની ચાલનો દોહરો. ॥ ભીમે એવું સાંભળ્યું ને, કોપ્યો અપરમપાર; ભલે મરવું ધાર્યું કરવું, ડરવું નહી લગાર. ॥ ૧૩ ॥ એમ કહી ગદા લેઇને, ઉપડીયો એ બળીયો; સહુને સામા ઉભા રાખી, અવળે પંથે પળીયો. ॥ ૧૪ ॥ ફેર ખાઇને ચાલી આવ્યો, કૈરવ દળની પુંઠે; આંખો મીચી પડયો શેનમાં મારે ઢીચણ મુઠે. ॥ ૧૫ ॥ રાતો તાતો માહા મદમાતો, મેઘનાદે ગડગડીયો; ઓચીંતો ગયો ભીશમ પાસે, જાઇને બાજી પડીયો. ॥ ૧૬ ॥ દાદા દાદા કહીને વળગ્યો, વાયુનો કુંવાર; આંચકો મારી હાથમાંથી લેઇ લીધાં અથીઆર. ॥ ૧૭ ॥ ભીશમપીતા તો બન્યા બાવરા, વ્રકોદર કેહેડ બાંધે; આવો દાદા આવો દાદા, કહીને લીધા ખાંધે. ॥ ૧૮ ॥ એટલે હેડંબાનો નંદન, પોતે ગમને ચઢીયો; અગીઆર ક્ષોણી શેન્યા વીશે,

જઇને ટુટી પડીઓ. ॥ ૧૯ ॥ તવ તેનો તન મેઘવરણુ તે, દોડયો તેણી વાર; કૌરવ શેન્યના યોદ્ધાઓને, દેવા માંડયો માર. ॥ ૨૦ ॥ બાપને બેટા બેઉ મળીને, પાકી પડાવી પોક; લઢવું વઢવું વેગળું મુકી, નાઠું શેન્યનું લોક. ॥ ૨૧ ॥ એવામાં વાયું નંદને, કેવો કર્યો મનસુબો; દાદાને ખાંધે લેઇ જૈ, કૌરવ સ્થંભે ઉભો. ॥ ૨૨ ॥ તવ અરજુનને અભેમન્યું, બીજા મારથી જેહ, રથ દોડાવી આવી ઉભા, કઉરવ સ્થંભે તેહ. ॥ ૨૩ ॥ એવામાં તો સાંજ પડીને, સુરજ બેઠો મેર; કઉરવ હાર્યા પાન્ડવ જીત્યા, વાગ્યાં ભોંગળ ભેર. ॥ ૨૪ ॥ પછીથી ભીમની ખાંધે બોલ્યા, પોતે ભીશ્મપીતાય; છોડ ભીમડા દગો તેં કીધો, તે વેહેર કેમ ભુલાય. ॥ ૨૫ ॥ એટલે વાયુના નંદને, પ્રધને મુકયા ધર્ણ; ભીમ કહે લ્યો મારી નાંખો; કહીને લાગ્યો ચર્ણ. ॥ ૨૬ ॥ તવ દાદાની રીસ હોલાણી, મુખથી બોલ્યા એમ; આ ગાંડા સામું થાવું હતું, કપટ કીધું કેમ. ॥ ૨૭ ॥ ભીમ કહે સાંમા થવાનું, જોઇએ અમમાં જોર; જ્યાં ત્યાં કરી વાજાં વગડાવ્યાં, બનવું પડયું ચોર. ॥ ૨૮ ॥ ભીશ્મપીતા કહે વારૂ દીકરા, હવે પડી છે રાત; કાલે યુધ્ધે આવજે ત્યાં, આગળ તારી વાત. ॥ ૨૯ ॥ એમ કહી જઇ રથે બેઠા, સાથે અરજુન ભુપ; તે બન્ને ગયા તંબુએ, તે વેળા એક રૂપ ॥ ૩૦ ॥ ભેળા બેશી ભોજન કીધું, સુતા ભીશ્મપીતાય; અરજુનજીએ બેઠા બેઠા, ચાંપ્યા પ્રધના પાય. ॥ ૩૧ ॥ પછી ભીસ્મે આગના આપી, પારથ થયો વીદાય; પોતાના તંબુએ આવ્યો, જય ભીમની વરતાય. ॥ ૩૨ ॥ વળણ: ॥ બીજો દીવશ પુરો થયો. સાંભળ તુ રાજન; કહે વલ્લભ રજની ગઈ, ઉગ્યો ત્રીજો દન. ॥



## કડવું ૪ રાગ સાખીનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણુ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ભીશ્મ પરવ મહીમાય. ॥ ૧ ॥ ત્રીજે દીવશે પાન્ડવ ભીશ્મ આવીને ઉભા સ્થંભ; અરજુને ટંકાર કરીને, કર્યું પુજન આરંભ. ॥ ૨ ॥ દસ બાણથી પુજન કર્યું પ્રેમે, કળકળી ક્રોધે ચડીયા; આયુધ લીધાં હાથમાંને, મારવા ટુટી પડીયા. ॥ ૩ ॥ અથીઆર છુટે બાણુ વછુટે, દુટે તનના ટેક; તે દીવશે ભીશ્મપીતાએ, જોર જણાવ્યું છેક. ॥ ૪ ॥ ભીમે જાણ્યું કે ભોગ મળીયા. વાળશે કચ્ચર ધાંણ; જો હું પડીશ ઉપાડો તો,

લેશે માહારો પ્રાણ. ॥ ૫ ॥ એવું જાણીને બળવંતો, મારો મારો મુખ ભાંખે; મુએલાં મડદાં લેઈને, દાદા ઉપર નાંખે. ॥ ૬ ॥ અરજુનના રથ પુંઠે રહીને, કરે છે બહુ તોફાન; પણ દાદાએ જુલમ કરી, ઘણા કર્યા હેરાન. ॥ ૭ ॥ મારતા મારતા પાછા પાડચા, કાહાડચા થંભની બહાર; પાન્ડવનું બળ કાંઇ ન ચાલ્યું, દીવસ રહ્યો ઘડી ચાર. ॥ ૮ ॥ એટલે બોલ્યા અંતરયામી, લીધું ગટોડગછ કામ; સાંજ પડીને નહી જીતો તો, બોળાશે બાપનું નામ. ॥ ૯ ॥ એવું વચન સાંભળીને, મેઘનાદે ગડગડીયો; વા વંટોળ વીજળી કરીને, પોતે ગગને ચડીયો. ॥ ૧૦ ॥ રેણુ ઉડી સહું ગાભરા થયા, બાવરા બનીયા ત્યાંય; ઓચીન્તો એ જઈને પડીયો, દાદાના રથની માંય ॥ ૧૧ ॥ દાદા દાદા કહીને બાહાજ્યો, હેડંબા કુમાર; ભીસ્મપીતાના હાથમાંથી, લૈ લીધાં અથીઆર. ॥ ૧૨ ॥ ઉપાડીને ખાંધે લીધા, હરખ સહુને ચડીયો; દાદાને કબજે દેખીને, વાયુ સુત ઉપડીયો. ॥ ૧૩ ॥ ગદા લેઇને કૈરવ દળમાં, પડીયો તણીવાર; બીજો જઇ મેઘવરણ પડીયો, દેવા માંડયો માર. ॥ ૧૪ ॥ એટલે કૈરવનુ શૈન્ય નાઠું, માઠુ વીચાર્યું મન; ભીસ્મને લેઈ કઉરવ સ્થંભે, ઉભો હેડંબા તન. ॥ ૧૫ ॥ એટલે આવ્યા મારથી લોકો, કૈરવને સ્થંભ સાર; જીત્યાનાં વાજીંત્ર વાગ્યાં, વરત્યો જય જય કાર. ॥ ૧૬ ॥ ભીસ્મપીતા કળકળવા લાગ્યા, કરીશ કાળો કેહેર; દગો દોછો બે દાહાડાથી, માટે મારૂ ઠેર. ॥ ૧૭ ॥ ભીમ પોતે પુંઠળથી આવ્યો, કપટ કેવું રચીયું; વા વંટોળ કરી ઉંચેથી આવ્યું, ગાજીને ગટોડગચીયું. ॥ ૧૮ ॥ ગટોડગચે ભીસ્મ દાદાને, ખાંધેથી મુકયા ધરણ; ઓ દાદા શીદ ક્રોધ કરોછો, કહીને લાગ્યો ચરણ. ॥ ૧૯ ॥ વ્રકોદર કહે વ્રદ્ધ દાદા, તમોપર હેત વાધે; આતો તમને લાહાવો વીત્યો; ચઢચા બાળકની ખાંધે. ॥ ૨૦ ॥ ભીસ્મપીતાને હસવું આવ્યું, પણ મુખ બોલ્યા એમ; સુરા હોતો સામા થઇને, જીતતા નથી કેમ. ॥ ૨૧ ॥ દગો કરવો તે નહીં સારૂ, સાંમા થઇ જીત ધારો; મેઘવરણ કહે ચેતીને રેહેજો, કાલ છે મારો વારો. ॥ ૨૨ ॥ સનમુખ આવી જીતું તમને, વગડાવું નીશાન; ભીસ્મ કહે સનમુખ રહી જીતે, તો તું ખરો સંતાન. ॥ ૨૩ ॥ એમ કહીને આગના આપી, પાંન્ડવ થયા વીદાય; એક રથમાં બેસીને ચાલ્યા, અરજુન ભીસ્મ પીતાય. ॥ ૨૪ ॥ દાદાને તંબુ જઇને જમીયો, ચરણ ચંપી કીધી; પછી ભીસ્મે અરજુનજીને, જાવા આગના દીધી. ॥ ૨૫ ॥ એટલે પારથ તંબુએ ગયો, રાતે કર્યું સહન; એવે સમે રૂજની વીતી, થયો ચોથો દન.

॥ ૨૬ ॥ વળણ. ॥ ચોથે દીવસ યુધ્ધે ચડયા, પાંન્ડવ ભીસ્મ પીતાય; કહે વલ્લભ શ્રોતા સુણો, યુદ્ધ તણો મહીમાય.



## કડવું ૫ રાગ સુરી દોહરો.

વૈશમપાયે એણીપેર બોલ્યા; સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ભીસ્મ પરવ મહીમાય. ॥ ૧ ॥ ચોથે દીવશે યુધ્ધે ચઢીયા, ગરગડીયાં નીશાન; સાંમાસાંમી સ્થંભે આવ્યા, ભીસ્મ કુન્તી સંતાન. ॥ ૨ ॥ અરજુને તવ ટંકાર કીધો, ડોલ્યા દસે દીગપાળ; પ્રથવી લાગી ધ્રુજવાને, ખળભળ્યું પાતળ. ॥ ૩॥ ઘડ લંકાથી હનુમાન આવ્યા, પાંન્ડવ દળમાં પેઠા; અરજુનજીના રથની ધ્વજાપર, પુંછ વિંટાળી બેઠા.॥૪॥ પછી પારથે બાણ લીધું, આનંદ પામી મન; પ્રથમ પેહેલું ભીસ્મપીતાનું, પ્રેમે કર્યું પુજન. ॥ ૫ ॥ અગીઆરમે બાણે ચેતાવ્યા, દાદા હરખે ભરીયા; દોડીને પછી વચમાં આવ્યા, રણ સંગ્રામ આદરીયા. ॥ ૬ ॥ ભીશ્મપીતાયે મન વીચાર્યું, બે દનથી ચઢયો ચાક; આખો દીવશ જીત્યો હતો પણ, છેવટ ખોયું નાક. ॥ ૭ ॥ તે માટે આજ જુલમ કરવો, વગડાવવાં નીશાન; કરી છે સરત જીતવાની, ભીમ સુતને સંતાન. ॥૮॥ એમ વીચારી ભીસ્મપીતાયે, અરજુનને માર્યું બાણ; તેથી અરજુન હેઠો પડીયો, ઉંચા ચઢી ગયા પ્રાણ. ॥ ૯॥ પછી બીજુ બાણ લીધું, અભીમન્યુને ઢાળ્યો, શેદેવ નીકુળને પણ ઢાળ્યા, દાટ ડોસાએ વાળ્યો. ॥૧૦॥ તે પછી એક બાણ ચઢાવી, નાગપાસ મંત્રો સાધ્યા; ગટોડગછને ને ભીમશેનને, અવળે હાથે બાંધ્યા. ॥૧૧॥ પછી પાછું બાણ લીધું, ક્રોધ ઘણેરો વાધ્યો; મેઘવરણ સુત ગટોડગછનો, તેને અવળો બાંધ્યો. ॥૧૨॥ પછી ભીશ્મે કહ્યું કુવરને, વાળું દલની દાજ; એ દીકરા કાલે બોલ્યા હતા તે, વાજાં વગાડો આજ. ॥ ૧૩ ॥ મેઘવરણ કહે વારૂ દાદા, ચીત્તમાં ચટકું લગાડયું; ભીમ કહે મેઘવરણ બેટા, કાલે બોલીને બગાડયું. ॥૧૪॥ આજ નથી છુટવા પામવાના, નહી વાગે નીશાન; ચેતાવીને ખેલ બગાડયો, નામ લજવ્યું સંતાન. ॥૧૫॥ મેઘવરણ કહે ઓરે દાદા, ધીરજ ધરજો મન; વાજાં જો વગડાવું નહી તો, નહી તમારો તન.॥૧૬॥ એમ કહીને ધીરજ આપી, રહ્યો બે ઘટી દન; તવ મેઘવરણ પ્રત્યે બોલ્યા, પોતે જુગજીવન.॥૧૭॥ ઓરે નંદન ગટોડગછના, તમે લીધું છે કામ; જો આજ નીશાન નહી વાગે તો, બોળશો બાપનું નામ. ॥૧૮॥ એવું વચન સાંભળીને, ક્રો-

પ્યો માયાવી ભુપ; એક સ્વરૂપે રહ્યો બાંધેલો,બીજું ધરીયું રૂપ.॥૧૯॥ દુરીયોધનનું સ્વરૂપ લેઇ, ભીશમના સામો જાય; દાદાએ જાણ્યું આવે છે મળવા, છત્રપતી જે રાય. ॥ ૨૦ ॥ એવું સમજી ભીશ્મ બોલ્યા, આવો માહારા તન; જો આજ વલે પાન્ડવોની, ઓરે દુરીયોધન. ॥ ૨૧ ॥ તવ તે રૂપે બોલ્યો માયાવી, દાદાજી સાબાસ; એમ કહીને હસ્તો હસ્તો, ગયો ભીશ્મની પાસ. ॥ ૨૨ ॥ રથપર ચડીયો જઇને નડીયો, લેઈ લીધાં અથીઆર; એકદમ દાદાને બાથ ભીડાવી. ક્ષણુ ન લાગી વાર.॥ ૨૩ ॥ ભીશ્મજી કહે આ શું કરે છે, ઓ દુરીયોધન ભુપ, એટલે ધર્યું મેઘવરણે, પોતાનું મુળ રૂપ. ॥ ૨૪ ॥ ભીશ્મપીતા જોઇ બાવરા બનીયા, નીશ્ચે દગો દીયો; એકને તો બાંધી મુકયો છે,આ આવ્યો તે કીયો॥૨૫॥ એમ બેઉને જોવા લાગ્યા, માયાવીને હેત વાધે; આવોરે દાદા, આવોરે દાદા, કહીને લીધા ખાંધે. ॥ ૨૬ ॥ એવે પારથની વળી મુરછા, વળી ઉડયો અભેમાન; ભીમ ગટોડગછના કર છોડયા, છોડયો નાહાનો સંતાન. ॥ ૨૭ ॥ સકળ સેન્યા ત્યાર થઇને, ઉપડીયા સહુ સુબા; કૌરવનું શેન્ય નસાડીને, સ્થંભે જઇ સહુ ઉભા. ॥ ૨૮ ॥ મેઘવરણ દાદાને લેઇ, ઉભો જઇને સ્થંભ; ભીશ્મપીતા કહે છોડ મુજને, તમે તો નીકળ્યા દંભ. ॥ ૨૯ ॥ દગા ભરેલા સહુ બાપ બેટા, મારી નાંખું ઠેર; આજ તમે સહુ જાણજો નીસ્ચે, નહી જાવો જીવતા ઘેર. ॥ ૩૦ ॥ મેઘવરણ કહે વારૂ દાદા, ફાવે તેવું પોકારો; શું કરવા છુટા મુકું કે, તમે અમને મારો. ॥ ૩૧ ॥ આને આ રીતે જાય જનમારો, પણ તમને નવ છોડું; સોગન ખાવો કે નહી વેહેર રાખું, તો કાંક મતી મરોડુ. ॥ ૩૨ ॥એટલે ભીસ્મે મન વીચાર્યું, કબજે પડયા શું કરશું; મુમત મીથ્યા કરવો ન ઘટે, ખોટી જક આદરશું. ॥ ૩૩ ॥ એવું સમજી ભીસ્મ બોલ્યા, મુકી દો કુંવર માહારા; ઝેર વેહેર કાંઈ રાખુ તો, મુજને સોગન તારા. ॥૩૪॥ એટલે દાદાને મુકી દીધા, કુંવર લાગ્યો પાય; એટલે બોલ્યા રકત લોચને, પોતે ભીસ્મપીતાય. ॥ ૩૫ ॥ વારૂ દીકરા દગા ભરેલા, કાલે તમારી વાત; જોવું નીશાન કેવાં વગડાવો, જીત્યા છો આજની રાત. ॥ ૩૬ ॥ મેઘવરણુ કહે દગા વીના, જીત્યો છું સનમુખ આવી; તેમ છતાં કેમ રીસ ચઢાવો, મનમાં અંટસ લાવી. ॥ ૩૭ ॥ભીસ્મપીતા કહે જાવો તંબુએ, કહી કર્યા વીદાય; અરજુનજીને રથમાં લેઇ, પોતે તંબુએ જાય. ॥ ૩૮ ॥ ત્યાં જઇ ભેળા ભોજન કીધું, વાતો કરી લ્હાવ લેવા; પછી અરજુન વીદાય થયો, કરીને દાદાની શેવા. ॥ ૩૯ ॥ સયન કીધું રૂજની

વીતી, એવે વાહાણું વાહાય; ચાલ્યા સહુ ખાઇ પી પરવારી, આવ્યા ભીસ્મપીતાય. ॥ ૪૦ ॥ સામાસામી સ્થંભે ઉભા, સુરાના સરદાર; અરજુનજીએ ધનુશ લેઇ, પેહેલો કર્યો ટંકાર, ॥ ૪૧ ॥ અંજની નંદન આવી બીરાજ્યા, પારથની ધજાય; દશ બાણે પછી પુજન કીધું, યુદ્ધની ત્યારી થાય. ॥ ૪૨ ॥ વળણ: ॥ કીધી ત્યારી યુદ્ધની, સાંભળને તું રાય; કહે વલ્લભ શ્રોતા સુણો, પાંચમે દન શું થાય.



# કડવું ૬ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ભીસ્મપરવ મહીમાય. ॥ ૧ ॥ પાંચમે દાહાડે યુધ્ધે ટુટયા, કરતા બાણની વ્રષ્ટી; ગંગાસુતની તે દીવશે, થઇ છે માહા કોપ દ્રષ્ટી. ॥ ૨ ॥ બળ કરીને બાણ ચઢાવ્યા, નાગપાસ મંત્રો સાધ્યા; ભીમ અભેમાન ગટોડગછને, અવળે હાથે બાંધ્યાં. ॥ ૩ ॥ વળી અરજુનજીને બાંધ્યો, શેદેવને નીકુળ; ધ્રુપત વૈરાટને શીખંડી, દ્રષ્ટ પ્રદુમાન મુળ. ॥૪॥ પછી બાંધ્યો મેઘવરણને, અવળે હાથે તાણી; ઉપર કાળજવર બાણ મુકયું, બે રૂપ ધરતો જાણી. ॥ ૫ ॥ મેઘવરણને મા માયાવી, વળી માયાવી બાપ; તેથી બીજુ રૂપ ધરી શકે, માટે મુકયું બાણ આપ. ॥૬॥ જો બીજુ રૂપ ધારણ કરે તો, તે બાણ છેદે શીશ; પછીભીસ્મે મન વીચાર્યું; છુટા છે જુગદીસ. ॥ ૭ ॥ પ્રભુને પુછયું કોહો માહારાજા, તમારો શો છે વીચાર; તમારે વઢવું કે નહી વઢવું, સત્ય કહો મોરાર. ॥ ૮ ॥ ક્રષ્ણ પ્રભુ કહે ઓ માહારાજા, રથ હાકવાનો હું આપ; યુદ્ધ કરવા હથીઆર ઝાલું તો, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૯ ॥ ભીસ્મપીતા કહે બેસો છુટા, નહી તો બાંધત હાથ; તમ સામું હવે નથી જોવું, ઓરે દીનાનાથ. ॥ ૧૦ ॥ એમ કહીને ભીસ્મપીતા, નીરવતીથી ઉભા; કુન્તી નંદન ડંકા દેવાના, આજ કરો મનસુબા. ॥ ૧૧ ॥ એમ કહીને ઉભા રહ્યા છે, આનંદ માન્યો અતી; જાણ્યું નીશાન પાન્ડવોનાં, વાગવાનાં આજ નથી. ॥ ૧૨ ॥ એવે છ ઘટી દીવસ રહ્યો, પાન્ડવનો જય કહાવ્યો; મણીપુરથી નરનો નંદન, ઇલેવાનજ આવ્યો. ॥ ૧૩ ॥ ત્રાહીત પ્રાણીને ખબર પુછી, પાન્ડવ કૌરવ કયાં છે, તેણે કહ્યું કે પાંચે પાન્ડવ, પુરવ દીશામાં છે. ॥ ૧૪ ॥ તવ ઇલેવાન પાન્ડવ ભણી, જઇને ઉભો સાર; બંધાયેલા સરવને દીઠા, કોપ્યો અપરંમ પાર.॥ ૧૫॥ ભીસ્મપીતાના સન-

મુખ થયો, વઢવા લઉટ લાગ્યો; ભીસ્મપીતા વીચારમાં પડાયા, આ છોકરો કોણ આવ્યો. ॥ ૧૬ ॥ પાન્ડવો પણ ઓળખે નહી તે, જોઇને વીસ્મય થાય; આપણી પક્ષે આ કોણ આવ્યું પુછે છે માંયોમાંય. ॥૧૭॥ એવામાં તો ભીસ્મ બોલ્યા, અલ્યા તું કોનો તન; ઇલેવાન કહે સુણ ડોસા, નહી કહુ તુને વચન, ॥ ૧૮ ॥ એટલે ભીસ્મે મન વીચાર્યું, કુંવર કાફર જાણી; એકદમ આને નહી બાંધુ તો, યુદ્ધ કરશે ધુળધાણી. ॥ ૧૯ ॥ એમ જાણી નાગપાસ માર્યું, બાંધવાને નાગ જાય; ઇલેવાને ગરૂડાસ્તર માર્યું, તે નાગ વીણી ખાય, ॥ ૨૦ ॥ એટલે કોપ્યા ભીસ્મપીતા, બાણ કર્યાં તૈઆર; અગણીતા મંત્રો ભણીને, દેવા માંડયો માર. ॥ ૨૧ ॥ એક બાણથી લક્ષ લક્ષ છુટે, કરી નાંખે ઘનઘોર; એટલે અગણીતાં બાણ લેઇ, કર્યું કુંવરે જોર. ॥ ૨૨ ॥ અગણીતું એક બાણ મારે, સુંસવાટા કરતું જાય; એક બાણ એનું જતાં જતામાં, ત્રણ ત્રણ લાખ બાણ થાય. ॥ ૨૩ ॥ ભીસ્મપીતાનાં લક્ષ છુટે, ત્રીઘણાં સુતનાં સાર; ભીસ્મપીતા એકવાર મારે તો, કુંવર મારે ત્રણવાર. ॥ ૨૪ ॥ દેખી ડોસા બહુ ગભરાયા, નાહાંનું છોકરૂં નડશે; જો માહારી ઇજ્જત લેશે તો, ધોળામાં ધુળ પડશે. ॥ ૨૫ ॥ એવું જાણી એક બાણ લીધું, પવનાસ્તરનું બળમાં; ઇલેવાનના રથ તળે મારી, રથ મોકલ્યો વાદળમાં. ॥ ૨૬ ॥ ઇલેવાનને રથ સુદ્ધાં, મોકલીયો ગગન; અંતરીક્ષ જૈ રથ એનો ઉભો, પોતે વીચાર્યું મન. ॥ ૨૭ ॥ દેખાડવા દૈવત ડોસાને, કુંવરે શું કામ કીધું; અવળ સવળ મંત્ર ભણીને, પવનાસ્તર બાણ લીધું. ॥૨૮॥ તે બાણ માર્યું ગગને રહીને, ભીસ્મના રથ તળે જાય; રથ ઉપાડી ગગને આવ્યું, તેમાં છે ભીસ્મપીતાય. ॥ ૨૯ ॥ ઉંચા લાવી સનમુખ રાખ્યા, બળવંત ઇલેવાન; એણે અંત્રીક્ષ યુદ્ધ મચાવ્યું, વ્રધને કર્યાં હેરાન ॥૩૦॥ વાંકા વળીને ઇલેવાને, વઢતાં દૈવત દાખ્યું; પોતાના રથ નીચે બાણ હતું તે, ભાલાથી ભાગી નાખ્યું. ॥ ૩૧ ॥ એટલે રથ પોતાનો ઉતરીયો આવી ઉભો એ ધરણ; તે દેખી થયું ઉતરવાનું, ભીસ્મનું અંતઃકરણ. ॥ ૩૨ ॥ બાણ પોતાના રથની નીચે, તેને કર્યું છેદન; એટલે રથ ઉતરવા લાગ્યો, જોયું ઉલ્પીને તન. ॥ ૩૩ ॥ તેવુંજ બીજુ બાણ માર્યું, મંત્ર ભણીને પવન; એટલે અધવચ આવેલા દાદા, પાછા ગયા ગગન. ॥ ૩૪ ॥ પછી ભીસ્મે મન વીચાર્યું, મીથ્યા હું મરૂં મથી; છે છોકરો બહુ છાકે છકેલો, ઉતર્વા દેનાર નથી. ॥ ૩૫ ॥ એવું સમજી ગગન રહીને, દેવા માંડયો માર; કુંવર ઉપર અગણીતાથી, કર્યો ઘણો અંધકાર

॥ ૩૬ ॥ ઉચેથી નીચે મારવું તે, ડોસાને માફક આવ્યું; નીચેથી ઉચું મારવું કુંવરને તે તો [illegible]રા નવ ફાવ્યું. ॥ ૩૭ ॥ એમ વીચરી ઇલેવાને કામજ કેવાં કીધાં; પવનાસ્તરના મંત્ર ભણીને, ચાર બાણુ સાથે લીધાં. ॥ ૩૮ ॥ દાદાના રથ નીચે માર્યાં, વાળ્યો આડો આંક; રથને ચાર છેડે ચાર વળગ્યાં, તવ રથ ચઢાયો ચાક. ॥ ૩૯ ॥ ફેરજ ફુંદડી ફરવા લાગ્યો, ભીસ્મપીતા ગભરાય; તાકીને જો બાણુ ફેંકેતો, આડાંને અવળાં જાય. ॥ ૪૦ ॥ પછી ઇલેવાને બાણુ લીધાં, હાથીની પેરે ત્રાડે; ડોસાના રથ તળે બાણુ મારીને, અંત્રીક્ષ પાછા કાહાડે. ॥ ૪૧ ॥ પાછો કાઢતાં કાઢતાં કાઢયા, અંત્રીક્ષ સ્થંભની બહાર; એટલે કૌરવ કેરી શેન્યા, નાઠી ક્ષોણી અગીયાર. ॥ ૪૨ ॥ ગયો ઇલેવાન કઉરવ સ્થંભે, હીમ્મત છે મન સાથ; પાંન્ડવ દળમાં બંધાયેલા, તેમના છોડયા હાથ. ॥ ૪૩ ॥ તવ પાન્ડવ દળ દોડયું આવ્યું, કઉરવ સ્થંભે ઉભા; આજે પણ વાજાં વાગવાના, એમ કરે મનસુબા. ॥ ૪૪ ॥ ડોસા તો અંત્રીક્ષ રહ્યા છે, સુરજ બેઠો મેર; કૌરવનાં વાજાં બંધ પડીયાં, વાગી પાંન્ડવની ભેર. ॥ ૪૫ ॥ દેવાયા ડંકા જીત્યા બંકા. વરત્યો જય જયકાર; પછી ભીમે કહ્યું કુંવરને, ઓરે સુરા સરદાર. ॥ ૪૬ ॥ અંત્રીક્ષ છે તે દાદા અમારા, એમને નીચે ઉતારો; સાંજ પડી તેથી જીતી ચુકયા, એજ અમારો ધારો ॥ ૪૭ ॥ તવ ઇલેવાને બાણુ મુકયાં, રૂડો મચાવ્યો રંગ; ભીસ્મના રથ નીચેનાં બાણો, તે કરી નાંખ્યાં ભંગ. ॥ ૪૮ ॥ એટલે રથ નીચે ઉતરીયો, બોલ્યા ભીસ્મપીતાય; ઓ વ્રકોદર કોણુજ છે આ, કીયા દેશનો રાય. ॥ ૪૯ ॥ ભીમ કહે હું જાણુતો નથી, નીકુળ કે વેમ ખુઓ; કોનો દીકરો કયાંનો રેહેવાશી, ધીરેથી પુછી જુઓ. ॥ ૫૦ ॥ તવ વાયુનો નંદન બોલ્યો, ઓરે કુંવર બળવાન; અમોએ તમોને ઓળખ્યા નહી, છો કોના સંતાન. ॥ ૫૧ ॥ એટલે કહ્યું ઇલેવાને, હું અરજુનનો તન; મણીપુરનો છું રેહેવાશી, એમ વદો વચન. ॥ ૫૨ ॥ તવ ભીમે અરજુનને પુછયું, આ કીયો તારો બાળ; અરજુનજી કહે યાદ નથી. તવ બોલ્યા ગોપાળ. ॥ ૫૩ ॥ પોતાના પુત્રની ખબર નથી, ધન્ય તમારૂં ભાન; તવ ઇલેવાને ડાખલો દીધો સુણો સતી સંતાન. ॥ ૫૪ ॥ યોગી થઇને આપ જતાતા, પંપા સરોવરે પેઠા. સાપણીયો થઈ અપછરાયો, જળ પીવા પછી બેઠા. ॥ ૫૫ ॥ ત્યાં આગળ બેઉ માહારી માતા, પાય પડી થઇ મગ્ન; એવામાં નારદજી આવ્યા, તવ તમે કીધું લગ્ન. ॥ ૫૬ ॥ ગામ મણીપુર વસાવી આપ્યું, વાળ્યું ભલું ઘર શુત્ર; ઉલપીને ચીત્ર

કળાતે, બેના થયા બે પુત્ર. ॥ ૫૭ ॥ તેમાંથી હું સુત ઉલ્પીનો, એરે માહારા તાત; ચીત્ર કળાનો બહુ છે બાળીયો, બભ્રુવાહન મુજ ભ્રાત. ॥ ૫૮ ॥ તવ અરજુને કબુલ્ય કીધું, દાખલો દીધો પાકો; એટલે ભીમ કહે ભત્રીજા, હું થાવું તારો કાકો. ॥ ૫૯ ॥ એમ કહી કહ્યું ભીસ્મ પીતાને, આતો પારથનો તન; જુઓ દાદા અમારા ઘરમાં, કેવાં પડ્યાં છે રતન. ॥ ૬૦ ॥ વળણ ॥ રત્ન અમારા ઘર વીશે, એક એકથી છે શેર; તે કારણ દાદા જુઓ, વાગ્યાં ભુંગળ ભેર.



# કડવું ૭ રાગ ચોપાઈનો.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; પછી બોલીયા ગંગા કુંમાર; છે આ છોકરાને અહંકાર. ॥ ૧ ॥ મને દારૂણ દુખ દેઇ દમીયો, વ્રધ જાણી જરાએ ન નમીયો; માટે મને વાહ્યું બહુ ઝેર, આવતી કાલે કરવો છે કેહેર. ॥ ૨ ॥ પછી ભીમ વદ્યો વચન, તમે નમો દાદાને તન; તવ બોલ્યો ઇલેવાન એમ, સામાં શત્રુને નમુ કેમ. ॥ ૩ ॥ લાજે માહારી જનેતાનું પેટ, પોહાચે અપકીરતી સદા હેઠ; કહો તો દાદા તરીકે નમું; પણ બીજી રીતે કેમ ભમું. ॥ ૪ ॥ ત્યારે બોલીયા ભીસ્મપીતાય, મારે નથી લગાડવો પાય; કાલે મારૂ નહી એને આપ, તોતો બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૫ ॥ ત્યારે બોલીયો ઇલેવાન, સુણો ગંગા તણા સંતાન; મુને મારી નાંખજો ઠેર, મુઆ પછી કરૂ હું કેહેર. ॥ ૬ ॥ મર્ણ પામ્યા પછી ઉરાડું, સ્થંભથી છેક આઘા પાડું; વગડાવું મ્હારાં નીશાન, ત્યારે અરજુનનો સંતાન. ॥ ૭ ॥ પછી ભીમશેન વદયો વાણી, ચાલો તંબુએ ઉલટ આણી; પછી સરવે પાછા વળીયા. અરજુન વણ તંબુએ પળીયા. ॥ ૮ ॥ ગયો દાદા સાથે નર ભુપ; કરી વ્રધની શેવા અનુપ; રમીજમીને થયો વીદાય, ગયો પોતાના તંબુ માંય. ॥ ૯ ॥ સર્વ હળીમળીને બેઠા, ઘણી વાર વીચારમાં પેઠા, બોલ્યો વાયુ તણો સંતાન, કાલે ઘેર રેહેજો ઇલેવાન. ॥ ૧૦ ॥ ભીસ્મપીતાયે લીધું છે પાપ, તેથી ઉપજશે સંતાપ; તવ બોલ્યો ઇલેવાન એમ, મરવાથી ડરૂ હું કેમ. ॥ ૧૧ ॥ કહી રાતે કર્યું સહાન; એવે થયો છઠો દન; થયા વાહાણુ વાહ્યે તૈઆર, ચઢયા રણ યુદ્ધે તે વાર. ॥ ૧૨ ॥ આવ્યા પોતપોતાને સ્થંભ, કરવું છે યુધ આરંભ; તવ ઇંદ્ર તણો જે તન, તેણે પ્રેમે કર્યું પુજન. ॥ ૧૩ ॥ પછી બોલ્યો ઇલેવાન, હવે અળગા ખસો નીશાન; માહારે ને વ્રધને યુદ્ધ ક-

રવું; કાંતો મારવું કે કાંતો મરવું. ॥ ૧૪ ॥ મારા સંગ નહી સેન્યાય, એકલા વઢવા ઇચ્છાય; કહી સર્વેને અળગા કીધા, દાદા સનમુખ મોરચા દીધા. ॥ ૧૫ ॥ પછી ભીસ્મે કર્યો વીચાર, માહારે શેન્યા ન શોભે સાર; છોકરાએતો શેન્યા કાઢી, માટે હું તો દેખાવું અનાડી. ॥ ૧૬ ॥ એમ જાણીને આગના દીધી, સહુ શેન્યને અળગી કીધી; પછી કુંવર વઢયો તે ઠામ, હવે માહારે તમારે કામ. ॥ ૧૭ ॥ કહી લીધાં ધનુશને બાણ, યુદ્ધ આરંભ્યું બળવાન; મારવા લાગ્યા ભીસ્મપીતાય, એક બાંણનાં લક્ષજ થાય. ॥ ૧૮ ॥ બાણ જાય ઇલેવાન તણું, કરે બળ ત્રણથી ત્રણ ઘણું; તેથી ભીસ્મપીતા ગભરાય, પોતે પાછા પડતા જાય. ॥ ૧૯ ॥ તેમ તેમ તે કુંવર ધશે, ત્રમ દાદા તે પાછા ખસે; ઘણા ત્રાસ્યા ગંગા કુંવાર, નીકળી ગયા સ્થંભ બાહાર. ॥ ૨૦ ॥ ઇલેવાને જુલમ કીધો, ઘણો બાણ તણો માર દીધો; રૂંવે રૂંવે ભોંકીયાં બાણ, હાડેહાડ કર્યા ભંગાણ ॥ ૨૧ ॥ એમ બાહાજ્યો ઉલ્પીનો તન, એવે રહ્યો બે ઘટી દન; કર્યો ભીસ્મપીતાએ વીચાર, મ્હારૂં બોલ્યું જશે આ વાર. ॥ ૨૨ ॥ એવું જાણીને શું કામ કીધું, એક કાળજવર બાણ લીધું; બહુ બળમાં ન રાખી નુન્ય, મુકયું પાંચ વરસનું પુન્ય. ॥ ૨૩ ॥ પછી ફેંકયું કરીને રીસ, છેદયું ઇલેવાનનું શીશ; તવ ધડ તો ઝુઝવા ભળીયું, પડયું મુસ્તક તે તો ઉછળીયું. ॥ ૨૪ ॥ જઇ વાગ્યું દાદાની રૂદે, જાણે શત્રુ થયો એક ઉદે; દાદાને લેઇ ચઢયું ગગન, જઇ પડયું ચાર જોજન. ॥ ૨૫ ॥ તે તો પાન્ડવને જોદ્ધ જોયું, નથી છોકરે નામ ડબોયું; પછી દોડી પોહોચ્યા સહુ બળીયા, તે તો કૌરવને સ્થંભ પળીયા. ॥ ૨૬ ॥ એવે સુરજ બેઠો મેર, વાગી પાન્ડવોની ભેર; જીત કેહેવાઇ પાન્ડવ કેરી, પછી સેન્યને નાંખી તોખેરી. ॥ ૨૭ ॥ તેવે અરજુન દુરીયોધન, દાદાને સોધવાનું મન; બેઉ રથ દોડાવીને ગયા, જ્યાં પડયા ત્યાં ભેગા થયા. ॥ ૨૮ ॥ તવ દાદા સરમમાં પેઠા, પેલું માંથું ખોળે લેઇ બેઠા; અરજુનજીએ બોલાવ્યા, તવ તેના રથમાં આવ્યા. ॥ ૨૯ ॥ પછી રથ દોડાવતા ગયા, રણસ્થંભે ઉભા રહ્યા; ત્યાં તો કાષ્ટની ખડકી ચીતા, પેલું શીશ મુકયું ભીસ્મપીતા. ॥ ૩૦ ॥ મુકયો અરજુને અગની સાર, કર્યો સૌ, ક્રીયા સંસકાર; પછી સરવે કીધું સ્નાન, ગયા ડેરા તંબુ નીશાન. ॥ ૩૧ ॥ અરજુને કરી દાદાની શેવા, કર્યા દાદાએ બોધ કેવા; દીકરા મેં તો અનર્થ ધાર્યો. તારા રત્ન કુંવરને માર્યો. ॥ ૩૨ ॥ તવ અરજુન બોલ્યો મુખ, દાદા તે વાતનું નહી દુખ; માહારા કુવરે ગજબ કીધો, તમને તો અતી માર દીધો. ॥ ૩૩ ॥

વગડાવ્યાં બે દન નીશાન, વળી ઉતાર્યું તમારૂં માન, ભીસ્મપીતા કહે વારૂ તન, જોવું હવે જીતે કીયે દન ॥ ૩૪ ॥ કહી નરને કર્યો વીદાય, તેથી અરજુન તંબુએ જાય, કર્યું રાત્રીએ સહ્યન; એવે થયો સાતમો દન. ॥ ૩૫ ॥ વાહાણું વાતે સહુ પરવાર્યા, બેશી વાહને સર્વ શીધાર્યા; ભીસ્મપીતા અને શેન્યાય, આવ્યા રણભોમીની માંય. ॥ ૩૬ ॥ આવ્યા પાન્ડવ શેન્ય લેઇ, ઉભા સ્થંભે તે ડંકા દેઇ; સામાસામી રહ્યા ક્રોધ ભરીયા, સુરા તરવારે તરહરીયા. ॥ ૩૭ ॥ વળણ. ॥ સુરભર્યા સુરા સહુ, યુધ્ધે ઉભા સાર; કહે વલ્લભ શ્રોતા સુણો, યુદ્ધ તણો વીસ્તાર.



# કડવું ૮ રાગ સવૈયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ભીસ્મ પરવ મહીમાય. ॥ ૧ ॥ સાતમે દહાડે યુદ્ધ આરીયું, પાંન્ડવ ગંગા તન; અરજુનજીએ ટંકાર કરી, કર્યું દાદાનું પુજન. ॥ ૨ ॥ પછી સ્થંભથો છુટયા ને તુટયા, ઉપાડયાં હથીઆર, નીચું જોઇ મન મુકીને, દેવા માંડયો માર. ॥ ૩ ॥ ભીશમપીતા જે બાણ મારે, તે બાણ રૂદીયા ભેદે; જેવો તેવો વચમાં આવે તો, મુસ્તક તેનું છેદે. ॥ ૪ ॥ અરજુને એક બાણ મુકયું, કાળજ્વર કરી રીસ; તે બાણથી બે લક્ષ યોદ્ધાના, છેદી નાંખ્યાં શીશ. ॥ ૫ ॥ એવું જોઇને ભીશમપીતાયે, બળમાં માર્યા બે બાણ; તે બાણથી દસ લક્ષ યોદ્ધાના, કાહાડી નાંખ્યા પ્રાણ. ॥૬॥ કેટલા હાથી કેટલા ઘોડા, ઢળીને પડયા ધરણ; કઇ પડયા પડયા પાણી માગે, કઈ જીવ પામ્યા મરણ. ॥૭॥ રૂધીરની થઇ રેલમ છેલા, શ્રોણીત ભોમી થાય; કૈંના ચરણને ભુજ કૈંનાં, કૈંનાં ધડ અથડાય. ॥ ૮ ॥ હાડને માંસ તે પગ તળે આવે, વરત્યો હાહાકાર; સુર ભર્યો રણશીંગા વાગે, આવે સુર અપાર. ॥ ૯ ॥ સમળી સીચાણા વાયસ પક્ષી, માઉશની ચાંચો ભરતાં; ઉડી ઉડીને આકાશ ચઢે, તે તેમ આનંદ કરતાં. ॥ ૧૦ ॥ અરજુનના રથ પુંઠે રહીને, મારો મારો ભીમ ભાંખે; હાથી ઘોડાનાં પુછડાં ઝાલી. દાદાના ઉપર નાંખે ॥ ૧૧ ॥ ભુલે ચુકે નાંખે સુર સપાટે, તે ગગને ચઢી જાય; વંટોળીયો વીંટાઇ વળે તે, રહેછે આકાશ માંય. ॥ ૧૨ ॥ એ રીતે બહુ જુલમ વરત્યો, બહુ થઇ મારા માર; છેવટ પાંન્ડવને માર મારી, પાછા કાઢયા થંભ બહાર.॥૧૩॥ પાન્ડવ સ્થંભે દાદા ઉભા, થાકયા કુન્તી તન; પારથ કહે આજ કેમ થા-

શે, ઓરે જુગજીવન. ॥ ૧૪ ॥ પ્રભુ કહે ગભરાવો છો શાને, વાગે છે તેનાં વાગે; અરજુન કહે જીતીએ તેવું, આજ મને નવ લાગે. ॥ ૧૫ ॥ એવામાં તો ભીશ્મપીતાયે, માર્યું બાણ પવન; તે બાણથી રથ અરજુન જીનો, ચઢી ગયો ગગન. ॥ ૧૬ ॥ પછી ભીમને અવળો બાંધ્યો, બીજો માયાવી ભુપ; ત્રીજો બાંધ્યો મેઘવરણને, મારથી થૈ ગયા ચુપ. ॥ ૧૭ ॥ એટલામાં અભેમાનને બાંધ્યો, દાદો ક્રોધે ચડીયો; નીકુળને બાણ મારી ઉરાડયો, ડેરા તંબુ તે પડીયો. ॥ ૧૮ ॥ દ્રુપત વૈરાટ શીખંડીને, નાંખ્યા મુરછા માંય; દ્રષ્ટપ્રદ્યુમાન શેદેવજીને, ઢાળ્યા ત્યાંને ત્યાંય. ॥ ૧૯ ॥ તવ સહુ શેન્યા સ્થંભી ઉભી, પણ દાદા સત્ય ધારે; શેન્યામાંના કોઈ પ્રાણીને, પોતે જરા નવ મારે. ॥ ૨૦ ॥ એમજ બળ દાખવ્યું દાદાએ, રહ્યા બે ઘડીદન; અરજુન કહે કેમ કરીશું, ઓરે જુગજીવન. ॥ ૨૧ ॥ તવ પ્રભુએ ભીસ્મપીતાનું, બળ હરીને લીધું; એંશી શહસ્ત્ર બાણનું બળ તે, અરજુનજીને દીધું. ॥ ૨૨ ॥ પણ રથ રહ્યો છે આકાશે, શું કર્યું જુગદાધાર; રથને ઉતારવા રથપર મેલ્યો, ચૌદ બ્રહ્માંડનો ભાર. ॥ ૨૩ ॥ એટલે તે રથ નીચે ઉતરીયો, કરતા નંદ કીશોર; એટલે ભીસ્મે બાણ લેઇને, દારૂણ દાખવ્યું જોર. ॥૨૪॥ અગણીત મંત્રનાં બાણ મારે, પણ વીસ હજ્જાર જાય; એક લાખ ચાળીશ હજાર બાણો, અરજુનજીનાં થાય. ॥ ૨૫ ॥ ભીસ્મપીતા બહુ વીશમય પામ્યા, પોતે પાછા પડતા; તેમ તેમ અરજુન બહુ બળ કરી, દાદાને કનડતા. ॥ ૨૬ ॥ પોતાના જે યોદ્ધ બાંધેલા, તેમના છોડયા હાથ; એવે મુરછા વળી સરવની, ઉડી પડયો સહુ સાથ. ॥ ૨૭ દાદા ઉપર હૈવત દાખ્યું, હાથ બતાવ્યા માઠા; ભીસ્મે જાણ્યું કાંઇ કપટ થયું, વઢવું મુકીને નાઠા. ॥ ૨૮ ॥ એટલે નાઠી અગીઆર ક્ષોણી, અરજુને હાથ બતાવ્યા; ભીશ્મપીતાને પાછા પાડી, કૌરવ સ્થંભે આવ્યા. ॥ ૨૯ ॥ એટલે શુરજ મેર બેઠા, ગરગડીયાં નીશાન; કૌરવનાં વાજાં બંધ રહ્યાં, જીત્યા સતી સંતાન. ॥ ૩૦ ॥ પછી અરજુન રથથી ઉતરીયો, દાદાના રથમાં જાય; ચાલો દાદા આવું શેવા કરવા, શેન્ય કર્યું વીદાય. ॥ ૩૧ ॥ ભીસ્મને પારથ તંબુએ આવ્યા, ભેળું કર્યું ભોજન; અરજુન ચરણ ચાંપવા લાગ્યો, ભીસ્મે કર્યું સયન. ।૩૨। અરજુનજી કહે જુઓ દાદા, આજે તો મેં બળ દાખ્યું; ઘણા દાહાડાથી તમે કહેતાતા, માટે પાણી લેઇ નાંખ્યું. ॥૩૩॥ ભીસ્મપીતા કહે અરજુન બેટા, આજે તો કપટ ભાળ્યું; નીત્યાન દળી દળીને મુઓ, છેવટ કુલડીમાં વાળ્યું. ॥ ૩૪ ॥ આખો દીવસ જીત પામુને, બે ઘડી છેવટ હા-

રૂં; માટે મુજને એમ લાગે છે, છે કાંઈ જાદુ તમારૂં. ॥ ૩૫ ॥ જાવો બેટા કાલ આવજો વેહેલા; કહી કર્યો વિદાય; અરજુન જૈ તંબુએ સુતો, એવે વાહાણું વાહાય. ॥ જાગ્રત થઇ સરવે પરવાર્યા, કૈરવ પાંન્ડવ બળીયા; પોતપોતાનું શેન્ય લેઇને; પોતાને સ્થંભે પળીયા. ॥ ૩૬ ॥ વળણ. ॥ પોતાને સ્થંભ આવીયા, પાંન્ડવ ભીસ્મપીતાય; કહે વલ્લભ સહુ સાંભળો, યુદ્ધ ઘણેરૂં થાય.



# કડવું ૯ રાગ સુરી સાખીનો

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ભીસ્મપરવ મહીમાય. ॥ ૧ ॥ આઠમે દહાડે યુધ્ધે ઉભા, હાથ ગ્રહી અથીઆર, અરજુને ગાંજેવ નામા ધનુશનો, પેહેલો કર્યો ટંકાર. ॥ ૨ ॥ તેનો શબ્દ ત્રીલોક પોહોચ્યો, ડોલ્યાં દસે દીગપાળ; શબ્દ સુણીને લંકાથી આવ્યા, હનુમાન અંજની બાળ. ॥ ૩ ॥ દસ બાણે પછી પુજન કીધું, તવ સહુ કોપે ચડીઆ; એક દમ ઉડયા થંભેથી છુટયા, વચમાં ટુટી પડીઆ. ॥ ૪ ॥ કરણ શકુની જેદ્રથ ભગવત, કૈરવ સોયે ભ્રાત; પોતાના તંબુ ભણી ઉભા રહી, જુધ્ધ જુએ નીચ જાત. ॥ ૫ ॥ આઠમે દાહાડે અતી ઉપડીયા, ભીસ્મપીતા બળવાન; પાન્ડવ ઉપર જુલમ કીધો; ગંગાને સંતાન. ॥ ૬ ॥ પવનાસ્તર બે બાણ લેઇને દાદાએ ખેલ લડાવ્યા; અરજુનને અભીમન્યુના, રથજ ગગને ચડાવ્યા. ॥ ૭ ॥ બે બાપ દીકરા અંત્રાક્ષ ઉભા, સાથે નંદકીશોર; ગટોરગછ પણ રહ્યા છે ગગને, શું જણવી શકે જોર. ॥ ૭ ॥ ગંગા નંદને નાગપાસ લેઇ, બાંધ્યા મારથી સર્વ; સાત ક્ષોણી સહુ શેન્યા બાંધી, ઉતારવાને ગર્વ. ॥ ૯ ॥ પછી ભીસ્મજી હરખી ઉભા, નીશાન કોણ વગાડે; જોવું જો આજે યુક્તિ છે સારી, ખાંપણ કોણ લગાડે. ॥ ૧૦ ॥ એવું આદરી ભીસ્મ ઉભા, ચાર ઘડી રહ્યો દન; અરજુનજી કહે કેમ થાશે, ઓરે જુગજીવન. ॥ ૧૧ ॥ અંતરયામી એવું બોલ્યા, ધીરજ ધરો મન, ખાતો ખાશે ભરતો ભરશે, હજી ઘણો છે દન. ॥ ૧૨ ॥ એમ કહીને ક્રષ્ણપ્રભુએ કપટ કેવું કીધું; ભીસ્મપીતા ઉભા છે તેનું, બળ હરીને લીધું. ॥ ૧૩ ॥ તે બળ આપ્યું અભેમન્યુને, વળી કેવો ખેલ કરીયો, એના રથ તળેનું બાણ છેદયું, તેથી રથ ઉતરીયો. ॥ ૧૪ ॥ તવ અભેમાને યુધ્ધ આરંભ્યું, સામા ભીસ્મપીતાય; કુંવરનાં બાણ એક લક્ષને, વીસ શહસ્ત્ર જાય. ॥ ૧૫ ॥ ગં-

ગા નંદન બાણુ મારે તે, છુટે વીસ હજાર; અભીમન્યુના બહુ બળથી તે, નીકળીયા સ્થંભ બાહાર. ॥ ૧૬ ॥ ભીશ્મ પીતાએ મન વીચાર્યું, મનસુબો એમ ધાર્યો; કોહોના કોહો પણ, દ્વારીકાંધીસે, ઉંચેથી રથ ઉતાર્યો. ॥ ૧૭ ॥ બળ માહારૂં પળમાં જતું રેહે છે, તે હશે કૃષ્ણનું કામ; નીશ્ચે કર્યા વણ એકદમ માહારે, ન દેવું કોઇનું નામ. ॥ ૧૮ ॥ એમ ધારી મનમાં રહ્યા સમજી, ખંખેરી ઉભા હાથ; અત્યારે એમાંનું કાંઇ ન કેહેવું, આવતી કાલે વાત. ॥ ૧૯ ॥ એવે રથ અરજુનનો ઉતરીયો, જોડે છે દીનાનાથ; પછી અરજુને સહુ સેન્યાના, છોડી નાંખ્યા હાથ. ॥ ૨૦ ॥ એટલે સહુ સેન્ય થંભે આવ્યું, કૃષ્ણનાં એજ ચરીત્ર; કૌરવનાં બંધ રહ્યાને વાગ્યાં, પાન્ડવનાં વાજીંત્ર. ॥ ૨૧ ॥ આઠમે દીવશે એમ જીત્યા, સહુ સહુને સ્થળ જાય; અરજુન ગયો શેવા કરવા જ્યાં રહે ભીશ્મપીતાય. ॥ ૨૨ ॥ પછી શેવા કરીને ગયો, પોતાને વીશરામ; તવ દુરીયોધન મોઢું ઉતારી, આવ્યો ભીસ્મને ઠામ. ॥ ૨૩ ॥ ઓ દાદા બે દાહાડા તમારા, પછી શી મુજગત થાશે; કાંઇક માહારો કરો જીવારો, આવ્યો છું તમ પાસે. ॥ ૨૪ ॥ એટલે આવી ભીશ્મને દયા, સાંભળ દુર્યોધન; તારી નારીને તેડાવ્ય કાલે. આપું સોભાગ્ય વચન. ॥ ૨૫ ॥ સોભાગ્યવંતીનું વરદાન આપું, પછી નહીં તારૂં મરણ; જા માહારૂં બોલ્યું પાળવું મ્હારે, તું આવ્યો મુજ સરણ. ॥ ૨૬ ॥ દુરીયોધન કહે વારૂ દાદા, કહી તંબુમાં ગયો; કહ્યા સમાચાર શકુનીને, હું તો અમ્મર થયો. ॥ ૨૭ ॥ એમ કરતાં રૂજની વીતી, એવે વહાણું વાય; ભીસ્મપીતાને પાંન્ડવ યોદ્ધા, રણથંભ યુદ્ધે જાય. ॥ ૨૮ ॥ સાંડજ મોકલી દુરીયોધને, તેડવા હસ્તીનાપુર; આજજ હું અમ્મર થવાનો, આનંદ ઉભર્યો ઉર. ॥ ૨૯ ॥ રણસ્થંભે અરજુનજીએ, પેહેલો કર્યો ટંકાર; દસ બાણે દાદાનું પુજન કીધું, આશીશ લીધી અપાર. ॥ ૩૦ ॥ વળણ: ॥ આશીશ દીધી ભીસ્મજી, પછી વીપ્રીત થઈ બુધ; કહે વલ્લભ આરંભીયું, મન મુકીને યુદ્ધ. ॥



## કડવું ૧૦ રાગ સાંમેરીનો છાંયો.

વૈશમપાયે એણી પેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ભીશમપરવ મહીમાય. ॥ ૧ ॥ નવમે દીવશે યુદ્ધ આરંભ્યું, હળાહળ કોપે ચડીઆ; સ્થંભથી છુટયા તેવાજ તુટયા, બળ કરી

બાઝી પડીયા. ॥ ૨ ॥ લથબથીઆ તે લથબથ બાહાજ્યા, દારૂણ દૈવત દાખે; નીરદયપણુ પુરણ જણવે, કાંઇ દયા નવ રાખે. ॥ ૩ ॥ મારે ઝુડે એવા ઉંડે, દાદાએ શું કામ કીધું; અગણીતો મંત્ર ભણીને, નાગપાસનું બાણ લીધું. ॥ ૪ ॥ તે ફેર પુંદડી ફરીને ફેંકયું, બળ કરી બાણ એક; નાગના મંત્રથી અગણીત મંત્રે, નાગ થયા અનેક. ॥ ૫ ॥ તેથી સરવ સેન્યને બાંધ્યું, બાંધ્યો ઈંદ્રનો તંન; શેદેવ નીકુળ ધ્રુપદ બાંધ્યો, વૈરાટને અભેમન. ॥ ૬ ॥ દ્રષ્ટપ્રદુમાનને શીખંડી, વળી વાયુ સુત બળીઓ; તે જોઈ ગટોરગચ્છ માયાવી, મેઘવરણ કળકળીયો ॥ ૭ ॥ બે બાપ દીકરા ગગન ચડીયા, પડીયા કૈરવ દળમાં; દસ સહસ્રનો ઘાંણ વાળ્યો, બેઉ જણે એક પળમાં. ॥ ૮ ॥ તવ બોબાટો શેન્યનો થયો, ભીશમે લીધું બાણ; એટલે બંને છોકરા બીધા, જાણ્યું કે લેશે પ્રાણ. ॥ ૯ ॥ ગગન ચડીયા પોતામાં પડીયા, દાદાને નવ લાધ્યા; પછી નાગપાસ લેઇ, બાપ બેટાને બાંધ્યા. ॥ ૧૦ ॥ મેઘવરણપર મુકયું કાળજવર, તે આડું અવળું ફરે; જોએ બીજુ રૂપ ધરે તો, મુસ્તક છેદન કરે. ॥ ૧૧ ॥ એ રીતે સહુ મનુશ બાંધ્યાં. પછી બાંધ્યા ગજ ઘોડા; સારથી મારથી સર્વ બાંધ્યા, છુટા છે રણછોડા. ॥ ૧૨ ॥ છેવટ દાદાએ બાણ માર્યું, જ્યાં છે દીનાનાથ; નાગ પાસથી તાણી બાંધ્યા, પ્રભુના અવળા હાથ. ॥ ૧૩ ॥ પ્રભુએ જાણ્યું ભીસ્મજી ચેત્યા, મુજ ઉપર પડયો વેહેમ; આજ વાજાં વાગવાનાં નથી, છેવટ કરવું કેમ. ॥ ૧૪ ॥ એ રીતે ગોવીંદ ગભરાયા, દીવશ રહયો ઘડીચાર; અરજુનજી કહે કેમ થાશે, ઓરે જુગદાધાર. ॥ ૧૫ ॥ પ્રભુ કહે ગભરાવો છો શાને, થતું હશે તેમ થાશે, અરજુન કહે કોઇ નથી છુટું, કેમકરી ઝીતાશે. ॥ ૧૬ ॥ એવામાં અંતરયામીયે, ખેલ ખરો લડાવ્યો; પ્રેરકે પ્રેરણા કરી ગરૂડને, એટલે ગરૂડ આવ્યો. ॥ ૧૭ ॥ નાગને સર્પ તે ભક્ષછે એનું, દેખી દળમાં પળતો; જેને ને તેને નાગ વીંટાયા, ઝાલી ઝાલીને ગળતો. ॥૧૮॥ એ રીતે સહુ શેન્યનું બંધન, છોડવા માડયું સાર; તે દેખીને ક્રષ્ણના સામા, બોલ્યા ગંગા કુંવાર.॥૧૯॥ ક્રષ્ણ પ્રભુ કપટના ભરેલા, શાબાશ નંદકીશોર; ચાર ઘડી માટે ધુળ મેળવતા, આજ ઝલાયા ચોર.॥ ૨૦ ॥ ઠીકછે પ્રભુ આવતી કાલે, તમને પોહોચાડું ઠેઠ; આટલા દીવસ નકકામી કાઢી, કરેલી માહારી વેઠ. ॥ ૨૧ ॥ તે બદલો હું વાળી આપવાનો, કહી મુકયાં અથીઆર; પોતાનો રથ પાછો હટાવી, ચાલ્યા ગયા સ્થંભ બાહાર.॥૨૨॥ એવે પાન્ડવનું દળ છુટયું, છુટયા સતી શુત સુબા; વાજતે ગાજતે કૈ-

રવ કેરે, રથ ભે જઇને ઉભા. ॥ ૨૩ ॥ એવે સમે સાંજ પડીને, સુરજ બેઠા મેર; વાજીત્ર બંધ થયાં કઊરવનાં, વાગી પાંન્ડવની ભેર. ॥ ૨૪ ॥ પછી અરજુન રથથી ઉતરીયો, દાદાને રથ જાય; ચાલો દાદા શેવામાં આવું, તવ બોલ્યા ભીસ્મપીતાય. ॥ ૨૫ ॥ આજ શેવા કરાવવી નથી, જાતું તારે ઠામ; ક્રોધ કરીને બોલ્યા તેથી, પાછો ગયો આપ ધામ. ।૨૬। સૌ સૌને સ્થળ રાત્રીયે ગયા, કરમની કરણી કહાવી; સાંડપર બેસી હસ્તીનાપુરથી, ભાણુમતીજી આવી. ।૨૭। તવ દુરીયોધનને એ રાણી, દાદની પાસે જાય; ઓરે દાદા આવીછે રાણી, બોલ્યા ભીસ્મ પીતાય. ॥ ૨૮ ॥ નવ દન માહારે પુરા થયાછે, માટે તારૂં દુખ હરવું; આજની આખી રૂજની મારે, ભગવત ભજન કરવું. ॥ ૨૯ ॥ તેથી માહારા તંબુ વીશે, લીંપી સ્વચ્છ કરી આપો; તમે જાવો તમારે તંબુએ, અત્યારથી ન અદાપો. ॥ ૩૦ ॥ પાછલી રાતે પેહેલો મરગો, બોલે જેણીવાર; તેવારે નાહીં ધોઇને આવે, મમપુજન તુજનાર. ॥ ૩૧ એટલે રાણીને રાજા ઉઠયા, અંતર ઉલટ વ્યાપાં; શેવક પાસે દાદાની ભોમી, સ્વચ્છ કરાવી આપી. ॥ ૩૨ ॥ શેવા સામગ્રી સરવે મુકાવી, દાદાના તંબુ માંય; સૌ પોતપોતાના તંબુમાં સુતા, શું કર્યું ભીસ્મ પીતાય. ॥ ૩૩ ॥ શીતળ જળે સ્નાન કરીને, બેઠા આરાધન કરવા; પરવરતી બધી પરહરીને, લાગ્યા હરી ધ્યાન ધરવા. ॥ ૩૪ એવે સમે જયાં થઇ મધ્ય રાત્રી, ચીંતાતુર ભગવાન; ભકતને માટે ભુધર જાગ્યા, દેવકીના સંતાન. ॥ ૩૫ ॥ છાના ગયા દ્રુપતી પાસે, ખરાજ નીંદ્રા બગાડી; આંબળયો ચરણનો અગુઠો, પંચાળીને જગાડી. ॥ ૩૬ ॥ દ્રુપતી કહે કીશોર વીરા, કેમ આવ્યા મધ્યરાત; પ્રભુ કહે જરા બારણે આવે, તો કહું તુજને વાત. ॥ ૩૭ ॥ તવ દ્રુપતી બારણે આવી, સાથે શામ શરીર; પંચાળી કહે શી વાત કહોછો, ઓરે માહારા વીર. ॥ ૩૮ ॥ ભગવાન કહે સાંભળ ભગની, અગની અંતઃકરણ દુરીયોધન; આજ અમ્મર થાયછે, થાશે અમારૂં મરણ. ।૩૯। ભાણુમતીને ભીસ્મપીતા, આપે છે વરદાન; તે સારૂ નીંદ્રા ન ન આવે; એમ વધા ભગવાન. ॥ ૪૦ ॥ દ્રુપતી કહે કેમ કરીશું; કહો કાંઇ ઉપાય મને; પ્રભુ કહે આધું ઓઢીને, તું જા ભીસ્મજી કને. ॥ ૪૧ ॥ વળણ. ॥ જા ભગની ભીસ્મ કને, લાવે શોભાગ્ય વરદાન; કહે વલ્લભ સ્રોતા સુણો, કરતા હરતા ભગવાન.



## કડવું ૧૧ રાગ ઢળકતા દોહરાની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય, વિસ્તારી તુજને સંભળાવું, શોભાગ્યનો મહીમાય. ॥ ૧ ॥ દ્રુપતી કહે વીરલા માહારા, હું તો અબળા જાત; પારકી હદમાં ચોરી કરવી, જાવાનું મધ્ય રાત. ॥ ૨ ॥ ચોકીદારો ને પેરાદારો, જાગ્રત સરવે હોય; જાતાં જાતાં મુજને ઝાલે, જાવા દે નહી કોય. ॥ ૩ ॥ તે માટે તમો સમજોછો વીરા, શી રીતે એકલી જાવું; કૃષ્ણ પ્રભુ કહે ચીંતા ન કરશો, હું તમ સાથે આવું. ॥ ૪ ॥ તવ પંચાળી હસીને બોલી, ઓરે જુગદાધાર; તામો માહારી સાથે આવો તો, કહો ત્યાં થાવું તૈયાર. ॥ ૫ ॥ એટલે બોલ્યા અંતરયામી, ભગની કરી લ્યો સ્નાન; એમ કહી જઇ પુષ્પ લાવ્યા, પોતે શ્રી ભગવાન. ॥ ૬ ॥ ચંદન ગશી તૈયાર કીધું, અબીલ ને ગુલાલ; ધુપ દીપ ને નૈવેદ લીધું, પોતે શ્રી નંદલાલ. ॥ ૭ ॥ પંચાળીએ સ્નાનજ કીધું, પેહેર્યાં વસ્ત્ર શણગાર; રૂમઝુમ કરતી ગઈ પ્રભુ પાસે, છાબ દીધી મોરાર. ॥ ૮ ॥ ભાઇને ભગની વાતો કરતાં, પાધરે પંથ પળાય; જાતાં જાતાં જુક્તી કીધી, પોતે શ્રી જદુરાય. ॥ ૯ ॥ તામાશી વિદ્યાનો મંત્રજ ભણીયા, પ્રભુજી ન જાય ચુકી; કૌરવ દળમાં સહુ પ્રાણીને, ધારણ નીંદ્રા મુકી. ॥ ૧૦ ॥ એટલે સરવે ઉંઘવા લાગ્યા, ઉંધ્યા રાજા પધાન; ચોકીદાર પેરાદાર ઉંધ્યા, ઉંધ્યાં ચંચળ સ્વાન. ॥ ૧૧ ॥ તે દળમાં ભાઇ ભગની ચાલ્યાં, નીરભય પણે જાય; એકલા ભીસ્મજી તંબુમાં જાગે, તેમની લગભગ થાય. ॥ ૧૨ ॥ પછી પ્રભુ કહે જાવો ભગની, આ રહ્યો તંબુ ઢુંકડો; એમ કહીને કૃષ્ણ પ્રભુજી, આપે બનીયા કુકડો. ॥ ૧૩ ॥ કુકડા રૂપે કૃષ્ણ પ્રભુએ, ટાઉકા કર્યા બે ચાર; ભીસ્મે જાણ્યું કે વાહણું વાહ્યું, તોહે ન આવી નાર. ॥ ૧૪ ॥ એવામાં તો રૂમઝુમ રૂમઝુમ, કરતી તંબુમાં પેઠી; આધુ ઓઢીને દ્રુપતી, પુજન કરવા માટે બેઠી. ॥ ૧૫ ॥ સનમુખ બેશી જળ ચઢાવ્યું, ચંદન લેપન કીધાં; અક્ષત અબીલ ગુલાલ ચઢાવી, હાર આરોપી દીધા. ॥ ૧૬ ॥ ધુપદીપ નૈવેદ ધરીને, પરદક્ષણા ફરી સાર; પછી દાદાના ચર્ણ ગ્રહને, કીધો નમસ્કાર. ॥ ૧૭ ॥ એટલે ભીસ્મજી આનંદ પામ્યા, શેવા કરી ઘણી સારીરે; દુરીયોધન તો મુરખ છે પણ, ઘણી સુલક્ષણી નારી. ॥ ૧૮ ॥ એમ સમજી ગંગા સુત બોલ્યા; અખંડ સોભાગ્ય હજો; તારા સ્વામીનો આયુશ વધજો, સત્રુ સમુળા જજોરે. ॥ ૧૯ ॥ દ્રુપતી કહે

વારૂ દાદાજી, ફેડયું માહારૂ દુખ; વચન તમારૂ સફળ હજો, લ્યો જુઓ માહારૂ મુખ. ॥ ૨૦ ॥ એમ કહીને વદન બતાવ્યું, મળી માનુની માહીરે; ભીસ્મપીતા જોઇ બાવરા બનીયા, પંચાળી તવ નાઠી, ॥૨૧॥ સાસ ભરી સુંદરી પડી પંથે, સાંમા મળ્યા વનમાળી; દ્રુપતી કહે ફતે થયું ભાઇ, પ્રભુ કે લેને તાળી. ॥ ૨૨ ॥ હરખ ભર્યાં ભાઈ ભગની ચાલ્યાં, નીરવરતી થયું મન; પોતાના તંબુએ આવી, સુખે કર્યું સહ્યન. ॥ ૨૩ ॥ ગંગા નંદન બહુ અકળાયા, છેતરી ગઇ મને નારી; ભાણુમતીને શું વરદાન આપું, ઇજ્જત લીધી માહારી. ॥ ૨૪ ॥ એવે વીચારે મુરછામાં પડીયા, ઢળીયા પોતે ધરણ; ભકતનો જીવારો કરીને પોઢયા પોતે અસરણ સરણ. ॥ ૨૫ ॥ વળણ. ॥ પ્રભુ પોઢયા પ્રેમથી, સાંભળને તું રાય; કહે વલ્લભ સાહાય સામળો, તેનાં દુખ પળાય.



## કડવું ૧૨ રાગ સોભાગ્યની દેશી.

વૈશમપાયે એણી પેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, અભાગ્યનો મહીમાય. ॥ ૧ ॥ પરોઢ થયુંને કુકડા બોલ્યા, તવ ઉઠયો દુરીયોધન; અરેરે વાહાણું વહી ગયું ને, રાણી કરે છે સયન. ॥ ૨ ॥ એમ જાણી ગયો રાણીની પાસે, દાદા કેહેશે મને જુઠો; લાગ્યો ઢંઢોળવા એ ભાગ્યશાળી, માનીતી રાણી ઉઠો. ॥ ૩ ॥ તવ આંખો ચોળતી માંથું ખંજોળતી, ઉઠી ભાણુમતી રાણી; એટલે આગળ લાવીને મુકયાં, રાજાએ દાતણપાણી. ॥ ૪ ॥ વીખરેલાં પટીયાં લટકતાં જટીયાં, આંખોમાં પાશેર પીયા; નાશકોરાં તાણે ભુંડણી જાણે મોહોડું તો શીયાળીયા. ॥ ૫ ॥ ઉઠીને કર્યાં દાતણપાણી, દુરીયોધને જળ દીધું; એટલે ચોટલો ઓળી વાળીને, ઉષ્ણોદકે સ્નાન કીધું. ॥ ૬ ॥ વસ્ત્ર આભુષણ અંગે ધરીયાં, જાવાની ઉલટ વ્યાપી; શેવા સામગ્રી ત્યાર કરીને, છત્રપતીએ છાબ આપી. ॥ ૭ ॥ તે છાબ લૈને ઠમકેથી ચાલી, ભીસ્મના તંબુમાં પેઠી; ઉઘાડે મોહોડે વાંકે અંબોડે, દાદા કને આવી બેઠી. ॥ ૮ ॥ તે વેળા જરાજરા આવી છે સુદ્ધી, મુરછાથી ભીસ્મપીતાય; ભાણુમતીએ સુતેલા દેખી, વીચાર્યું મન માંય. ॥ ૯ ॥ સુતા સુતા સમરણ કરેછે. પુજન કરૂં અત્યારે; શું સમજે સમરણ થાય કેવું, રંડાએ જોએલું કયારે, ॥ ૧૦ ॥ પછી પુજન કરવા ઉઠી, દાદાજી દુખ ફેડયું; ઉભાં થઇ જઇ ઝારી લેઇને,શરીર ઉપર પાણી રેડયું.

॥ ૧૧ ॥ ટગટગ ભીસ્મજી જોવાલાગ્યા, વારૂ શું કરેછે નારી; એમ જાણીને કાંઇ ન બોલ્યા, રાણીએ મુકી જળ ઝારી, ॥ ૧૨ ॥ વસ્ત્ર લેઇને શરીર લુછયું, અંગ આખું વરઝોળ્યું; પછી ચંદન હાથમાં લેઇ. દાદાને મોઢે ચોળ્યું. ॥ ૧૩ ॥ હબચી ઉપર અક્ષત મુકયા, આંખોએ અબીલ ગુલાલ; રૂદીયા ઉપર પુષ્પ મુકયાં, ઠીક મેળવીયો તાલ. ॥૧૪॥ બે ભુજમાં પછી નૈવેદ્દ મુકયું, માહરો સ્વામી ઘણું જીવો; આંગળીયોમાં અગરબતી, મુકયો દુંટીપર દીવો. ॥ ૧૫ ॥ એટલે ઝબ દેઈ દાદા ઉઠયા, મનમાં ઘણો ક્રોધ ધરી; અવળ ચંદી અભાગણી તે, અવળી પ્રદક્ષણા ફરી. ॥ ૧૬ ॥સનમુખ આવી પાય પડી બોલી, અખંડ શોભાગ્ય આપો; ભીશમપીતા કહે કરક્ષા નારી, તુને હજો રંડાપો. ॥૧૭॥–રાગ ઝડપનો દોહરો –॥ એવું વચન સાંભળીને,ઉભી થઇ રંડાય;માહારા રડયા માહારા પીટયા, તારૂં કાળું થાય. ॥ ૧૮ ॥ ઓ નખોદીયા ઓ ઉછેદીયા, શીદ મુજને તેડાવી; ઇજ્જત તારી લેવરાવું છું, છત્રપતીને લાવી. ॥૧૯॥ લાંબા લાંબા હાથ કરીને, ગાળો દેતી જાય; કળકળતી બરબડતી આવી, જ્યાં દુરીયોધન રાય. ॥ ૨૦ ॥ ધીક ધીક મારા નાથ તમને, ગાળ મને ભંડાવી; સોભાગ્ય તો સુઇ ગયું ને, ડોસાએ રંડાવી. ॥ ૨૧ ॥ રંડાપાનું વરદાન આપ્યું, નીરલજને શું કૈયે; દુરીયોધન કહે ગભરાશો નહી, ચાલો વઢવા જૈએ. ॥ ૨૨ ॥ એમ કહીને શંખણો શંખણી. વઢવા માટે જાય; ઉછળતાં ઉકળતાં આવ્યાં, જ્યાં ભીસ્મપીતાય. ॥૨૩॥ દુરીયોધન કહે ઓરે ડોસા, અવળું વદીયા કેમ; તમારૂં કહ્યું કાંઇ નહી થાયે, રહીશ કુશળક્ષેમ. ॥૨૪॥ વીસ્વાસે વામાને તેડાવી, હું પણ મુરખ જન; સત્યવાદી શાના થયા છો, મીથ્યા ગયું વચન. ॥ ૨૫ ॥ ઘડપણમાં ગતી ગઇને, પડી ઘોળામાં ધુળ; વરસ સૌ ગયાં પાણીમાં, પેટચોળી કીધું સુળ. ॥૨૬॥ દાદા કહે સાંભળ રાજા, ઓરે દુર્યોધન, જો લક્ષણ તારીનારીનાં; કેવું કર્યુ પુજન. ॥ ૨૭ ॥ આખે અંગે પાણી વેડયું, ચોપડયું ચંદન મુખ; આંખો ઉપર અબીલ મુકયો, એવું દીધું દુખ ॥૨૮॥ દુટીપર દીવો સળગાવ્યો, શી કહું બધી પેર; એણે તે કયારે જોએલું, સાસરે કે પીહેર. ॥ ૨૯॥ પુન્ય પુજન કાંઇ નહી થયેલું, બાપ દાદાને ઘેર; તે પ્રાણી શું કરી જાણે. મીથ્યા જીભમાં ઝેર. ॥૩૦॥ એવાં વાયક સાંભળીને, બોલ્યો દુરીયોધન; છો રહી માહારે એવી નારી, બળ્યું આ પુજન. ॥૩૧॥ એમ બરબડતાં બેઉ જણ ચાલ્યાં, તંબુ વીશે જાય; સાંડપર રાણીને બેસાડી, તર્ત કરી વીદાય. ॥૩૨॥ એવામાંભીશમપીતાયે, કીધોમન વીચાર; ચોકીમાંશું આવી

શકે, દ્રુપતી જે નાર. ।।૩૩।। અબળાનું એ તો નહી ગજું, સાથી થયેલું કોય; એમ સમજી સમાધી કીધી, જ્ઞાન દ્રષ્ટીએ જોય. ।। ૩૪ ।। જોતાં જોતાં એમ જણાયું, જોડે વૈકુંઠ ભુપ; મધ્ય રાતે મુજને ચેતાવ્યો, ધરી કુકડાનું રૂપ. ।। ૩૫ ।। છેતર પીંન્ડી કરી છબીલે, નહી અબળાની હાંમ; બ્રહ્મહત્યાનું પાપ લગડાવ્યું, પોતે શ્રી ઘનશામ. ।। ૩૬ ।। જીતેલો મને નીત્ય હરાવે, લેઈ લેછે મુજ જોર; સમાધીમાં તે સૌ જાણ્યું, કપટી નંદકીશોર. ।। ૩૭ ।। ક્રષ્ણે કર આયુદ્ધ ઝાલવાને, લીધા છે સોગન; તેથી હથીઆર હાથ ઝલાવું, તો હું ગંગા તંન. ।। ૩૮ ।। બ્રહ્મહત્યા પાપ લાગશે એમને, તો તો મુજને લાગે; જો કદી પોતાનું ભંગ કરશે, તો મહારૂં પણ ભાગે. ।। ૩૯ ।।એવો મનથી નીશ્ચય કીધો, ગંગાજીને તંન; એવામાં તો વાહાણું વાયું, થયો દસમો દન. ।। ૪૦ ।। વળણ. ।। દસમો દીવસ ઉગીયો, સાંભળને તું રાય; કહે વલ્લભ જન્મ્યા વીના, ચઢીયા ભીષ્મપીતાય. ।।



## કડવું ૧૩ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ભીસ્મ પરવ મહીમાય. ।। ૧ ।। દસમે દીવસે દાદા ચઢીયા, ભય ભર્યું કુરૂક્ષેત્ર; ક્રોધ અતીશે ઉરમાં ઉપજયો, રક્ત થયેલાં નેત્ર. ।। ૨ ।। સ્વેતજ વસ્ત્રો સ્વેતજ આયુદ્ધ, આવ્યા ધોળે વેશે; પોતાને સ્થંભે રહ્યા ઉભા, ઘણા ભરેલા દ્વેશે. ।। ૩ ।। એવે સનમુખ પાન્ડવ આવ્યા, યુદ્ધ કરવાને સાર; અરજુને ગાંડેવ નામાનો, પેહેલો કર્યો ટંકાર. ।। ૪।। તેનો શબ્દ ત્રીલોક પોહોચ્યો ડોલ્યાં દસે દીગપાળ; ધરણ લાગી ધ્રુજવાને, ખળભળ્યું પાતાળ. ।। ૫ ।। ધડ લંકાથી હનુમાન આવ્યા, પાન્ડવ દળમાં પેઠા; અરજુનના રથની ધજાએ, પુંછ વીંટાળી બેઠા. ।। ૬ ।। તે પછી અરજુન બાણાવળીએ, પુજનનું મન કીધું; દસ બાણથી પુંજન કરવાને; પ્રથમ એક બાણ લીધું ।। ૭ ।। એટલે બોલ્યા ભીસ્મપીતા, મીથ્યા મરે શીદમથી; પુંજા કરીશ નહી આજ મહારી, કરવા દેવાનો હું નથી. ।। ૮ ।। તું તાહારે હાથ ઉપાડ પેહેલો, નહી તો હું ઉપાડું; નરે જાણ્યું નહી કરવા દે પુંજા, મીથ્યા વખત શીદ કાહાડું. ।।૯।।એમ જાણીને બાણ મુકયું, તેવાજ તુટી પડીયા; તે દહાડે તો ભીસ્મપીતા, ઘણાજ ક્રોધે ચડીયા. ।। ૧૦ ।। અમણીત મંત્રને મોહાસ્ત્ર મંત્રનાં, માર્યાં બાણ

અપાર; તેથી જેને તે મુરછામાં પડે, વરતાવ્યો હાહાકાર. ॥ ૧૧ ॥ હાથી ઘોડાને ઉંટ સુદ્ધાં, ઢાળી નાંખ્યાં ધરણ; સેન્યાપતીને શેન્યા ઢાળી, કૈ-જન પામ્યા મરણ. ॥૧૨ ॥ પછી ઢાળ્યો દ્રુપત રાજા,પંચાળદેશનો રાય; ત્રીજો વૈરાટ ચોથો શીખંડી, દ્રષ્ટપ્રધુમાન ત્યાંય. ॥ ૧૩ ॥ શેદેવ નીકુળ ભીમને ઢાળ્યો, પછી ઢાળ્યો અભેમન; નાંખ્યો ગટોરગછને મુરછામાં, પછી એનો તંન. ॥ ૧૪ ॥ તે પછી મહાબળમાં બાણ લીધું, બ્રધ બહુ ક્રોધે ચડીયો; અરજુનજીની રૂદીયા ભેદી, તવ નર ઢળી પડીયો. ॥૧૫॥ પછી એકલા ક્રષ્ણજી રહ્યા, ભીસ્મે વીચાર્યું એમ; હવે એકલા હાથ આ-વ્યા છે, દાવ જવાદેઉં કેમ. ॥ ૧૬ ॥ એમ જાણીને રણછોડ ઉપર, રક્ત કર્યાં લોચન; પ્રભુને દુખ દેવા બાણ લીધું, ચેત્યા જુગજીવન. ॥ ૧૭॥ જાણ્યું કે ઘાટ ઘડશે માહારો, ભરેલા રાતના રીસે; એમ જાણીને ચરીત્ર કીધું, પોતે શ્રી જુગદીસે. ॥ ૧૮ ॥ રથમાંથી ઢળી ધરણ પડીયા, અર-જુનજીની પાસ; માર્યા વીના એમ કીધું, પોતે શ્રી અવીનાસ. ॥ ૧૯ ॥ ભીસ્મપીતા જોઇ વીસ્મય પામ્યા, કપટી ક્રષ્ણજી કાળા; પોતાને વઢવું પડે માટે, મુરછાના કર્યા ચાળા. ॥ ૨૦ ॥ આયુદ્ધ હાથમાં ઝાલવું નથી, લેવું નથીશીશ પાપ; રાત્રીએ મુજને પાપ લગાડી, કોરા રેહેવું છે આપ. ॥ ૨૧ ॥ એમણે જેવા ચાળા માડયા, તેવા કરૂં હું ચાળા; અરજુનને ઠેર મારવો ધાર્યો શું જોઇ રેહેશે છોગાળા. ॥ ૨૨ ॥ એવું સમજી ફરશી લેઇને, રથથી ઉતર્યા હેઠા; અરજુન જ્યાં મુરછામાં પડીયો, તેની રૂદે જઇ બેઠા. ॥૨૩॥ પ્રભુને સંભળાવવા બોલ્યા,આજ કરૂં છું કેહેર; કોકને માટે હણવો પડે છે, બેટા તુજને ઠેર. ॥ ૨૪ ॥ મુજને જેણે પાપ લગાડયું, તે પણ લે શીશ પાપ; નહીતો તુજને મારી નાંખું, થાય તેને સંતાપ. ॥૨૫॥ એમ કહી ફરશી ઉગામી,સમજ્યા સુંદરશામ;જો હું હથીઆર નહી ઝાલું તો, નરને હણે આ ઠામ. ॥૨૬॥ એવું જાણી પુરૂશ પુરાણી, ડાહાપણ કેવું લડાવ્યું; સુદરષણ ચક્ર પોતાનું, સુતાં ચાક ચડાવ્યું. ॥ ૨૭ ॥ તે જોઈ ભીસ્મજી હસી પડીયા, ટળીઓ તનનો તાપ; ધન્ય દયાળુ દેવકી નંદન, લાગ્યું તમોને પાપ. ॥ ૨૮ ॥ ક્રષ્ણ કહે મુને પાપ ન લાગે, બોલ્યા ગં-ગા કુંમાર; ઓ મહારાજા પણ કરીને, કેમ ગ્રહ્યું હથીઆર. ॥ ૨૯ ॥ સુદરસણ લેઇ ચાક ચઢાવ્યું. તે પાપ લાગ્યું તમને; પ્રભુએ કહ્યું પાપ-જ નથી, કાં મને કાં તમને. ॥ ૩૦ ॥ મેં કહ્યું હતું યુદ્ધ કરવાના, હેતુથી લૌ હથીઆર; તો તો બ્રહ્મહત્યા પાપ મુને, શબ્દનો કરો વીચાર. ॥૩૧॥ તો યુદ્ધ કરવાના હેતુથી, ચક્ર નથી કર લીધું; તમોએ મુમત ઝાલ્યો

માટે, ભુજમાં ધારણ કીધું. ॥ ૩૨ ॥ તે હેતુ નોહોતો વઢવાનો, માટે ન લાગે પાપ; એટલે ભીસ્મજી અકાળઈ બોલ્યા, શું પાપ લીધું મેં આપ ॥ ૩૩ ॥ એટલે અંતરયામી બોલ્યા, સાંભળજો સત્ય મતી; તમોએ શોભાગ્યમાં થાપ ખાધી, તે પાપ તમને નથી. ॥ ૩૪ ॥ દ્રુપતી સતીએ સૌભાગ્ય લીધું, આધો ઘુંઘટ તાણી; તમોએ એને વરદાન આપ્યું, ભાણુમતીને જાણી. ॥ ૩૫ ॥ તમે તમારે બોલ્યા પ્રમાણે, વરત્યાછો માહારાજ; દ્રુપતી જાણીને નથી દીધુ, હેતું વીચારો આજ. ॥ ૩૬ ॥ તેથી તમને પાતક નથી, ઓરે ભીસ્મપીતાય; એવું વચન સાંભળીને, પોતે લાગ્યા પાય. ॥ ૩૭ ॥ પછી જઇ દાદા રથ બેઠા, ઉઠયા પ્રાણજીવન; એવે મુરછા વળીને ઉઠયો, ઇંદ્ર તણો જે તન. ॥ ૩૮ ॥ એવે બીજા સર્વેની મુરછા, વળી ગઇ તે વાર; ઉભા થઇને કુદવા લાગ્યા, હાથ ગ્રહી હથીઆર. ॥ ૩૯ ॥ એટલે પોતે ભીસ્મપીતાયે, મુકીદીધાં હથીઆર; હવે માહારે વઢવું નથી, ધર્ણું ઢાળો કુંવાર. ॥ ૪૦ ॥ દ્રુપતનો સુત સીખંડી છે, તેને હાથે મુજ મર્ણું; તેની પાસે બાણ મરાવો, એટલે પોઢું ધર્ણુ. ॥ ૪૧ ॥ એવું સાંભળી સાંમળો નાઠા, સેન્યમાં સુસરા આવ્યા; દ્રુપતનો વડો સુત શીખંડી, તેને શોધી લાવ્યા. ॥ ૪૨ ॥ પ્રભુએ કહ્યું શીખંડીને, બાણ મારો બળ કરી; તમારે હાથે એમનું મ્રત્યું. એમ વધ્યા શ્રી હરી. ॥ ૪૩ ॥ એટલે એ બોલ્યો શીખંડી, ડોસા છે કુશળ ક્ષેમ; એમના હાથમાં હથીઆર નથી, તો પછી મારૂ કેમ. ॥ ૪૪ ॥ હથીઆર મુકી વ્રધ ઉભા છે, તેને મારૂ હું આપ; તો ક્ષત્રીની રીત પ્રમાણે, મુજને લાગે પાપ. ॥ ૪૫ ॥ પ્રભુ કહે સુત દ્રુપતના, ઉતાવળ કરો આપ; તેથી જો પાતક લાગે તો, તે મુજ માંથે પાપ. ॥ ૪૬ ॥ એવું કહ્યું તવ સીખંડી, બળ કરી બાણ લીધું; સનમુખ ભીશમજી ઉભા તેની, રૂદેમાં ભોંકી દીધું. ॥ ૪૭ ॥ ભીશમપીતાએ આનંદ માન્યો. સમર્યો અસરણા સર્ણું; રામક્રષ્ણ નામ જપતા જપતા, પોતે ઢળીઆ ધર્ણું. ॥૪૮॥ એટલે લીલા વાવટા ચઢીયા, બંધ થયુ યુદ્ધ સર્વ; વાગ્યાં નીશાન પાન્ડવ કેરાં, પછી મુકયો યુદ્ધ ગર્વ. ॥ ૪૯ ॥ વળણઃ ॥ યુદ્ધ કરવું બંધ પાડીયું, મુકી દીધાં હથીઆર; કહે વલ્લભ કલેશ ઉપડયો, તેનો કરૂ વીસ્તાર. ॥



# કડવું ૧૪ રાગ ઝડપનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજેરાય; વિસ્તારી તુજને સંભળાવું, ઉતપાતનો મહીમાય. ॥ ૧ ॥ ભીશમજી પડીયા પાન્ડવ જીત્યા, એટલે ભીમનો તન; બબરીકનું શીશ સ્થંભ ઉપર છે, તેણે વીચાર્યું મન. ॥ ૨ ॥ માહારી માતાએ એમ કહ્યું છે, હારે તેની પક્ષ કરજે તે વેણ કેમ જવા દેઉં મીથ્યા, ચાહ્યતો વીઘન સરજે. ॥ ૩ ॥ એમ વીચારી શીશ ઉપડીયું, પડીયું પાન્ડવદળમાં; જીવ લેવા માંડયા જોધાના, વાજે છે બહુ બળમાં. ॥ ૪ ॥ ત્રણ અયુત પ્રાણીને હણીયા, વરત્યો હાહાકાર; તે દેખી ગદા લઈ ઉપડયો, વાયુનો કુંમાર. ॥ ૫ ॥ એ દીકરાએ દાટ વાળ્યો, માટે દૈવત દાખું; કાંતો એને હાથે મરૂં, કાંતો મારી નાખું. ॥ ૬ ॥ એટલે ભીમનો હાથ ઝાલ્યો, પોતે પુન્ય શ્લોક; જો ભીમ એના સામા થશો તો, જીવ્યાની આશા ફોક. ॥ ૭ ॥ ધારણ ખમો હું સમજાવું, કહી પ્રભુ આગળ થાય; હાંહાં બબરીક આ શું કરો છો, અણઘટતું દેખાય. ॥ ૮ ॥ ક્ષમા રાખો તાતના કુળને, સંહારવું તે ખોટું; કેહેશે પોતાનું કુટુંબ માર્યું; મેહેણું થવાનું મોહોટું. ॥ ૯ ॥ એટલે મુસ્તક ઉભુ રહ્યું, સામાં માડયાં ચક્ષ; માહારી માનું બોલેલું પાળું, હારે તેની કરૂં પક્ષ. ॥ ૧૦ ॥ કહયું કે વચન પળાઈ ચુકયું, એમ વદયા ભગવાન; આટલેથી ક્ષમા કરો તો, એક આપુ વરદાન. ॥ ૧૧ ॥ બબરીક કહે વરદાન આપો, રાખુ ક્ષમા માહારાજ; એટલે વરદાન આપવા લાગ્યા, કરવા પોતાનું કાજ. ॥ ૧૨ ॥ ઓરે બબરીક વીશ્વ આખું, કરે તમારી શેવ; નામ તમારૂ જગતને વીશે, બળીયાકાકા દેવ. ॥ ૧૩ ॥ તમે જેનાપર અમલ કરો, ત્યાં અન્યથી નવ થાય; તમોને એકલાને આરાધે, બીજો નહી ઉપાય. ॥ ૧૪ ॥ એવું વરદાન આપ્યું પ્રભુએ, બળીયો થયો પરસન; લીંમડાના એક વ્રક્ષ નીચે, કરી દીધું સ્થાપન. ॥ ૧૫ ॥ વળણ. ॥ તવ બબરીક શાન્તજ પડયો, સાંભળને, તું રાય કહે વલ્લભ સૌ સેનને, કરી દીધુ વીદાય. ॥



# કડવું ૧૫ રાગ સવૈયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજેરાય; વિસ્તારી તુજને સંભળાવું. ભીશ્મ પરવ મહીમાય. ॥ ૧ ॥ સરવ સેન્યને વીદાય કીધું, પાન્ડવ રહ્યા પાસ; દાદાની કને આવીને બેઠા, બેઠા શ્રી અવીનાસ. ॥ ૨ ॥

તવ તંબુથી કઉરવ આવ્યા, સો ભાઇને કારભારી; ભીશમપીતાની પાસે બેઠા, દાદા બોલ્યા વીચારી. ॥ ૩ ॥ ઓરે મહારા દીકરા તમે, ઉઠીને ઉભા થાવો; કોરણે વ્રક્ષ છે પીંપળાનું, ત્યાં મુજને લેઈ જાવો. ॥ ૪ ॥ દુરીયોધન કહે ઓરે દાદા, તંબુમાં લૈ જૈએ; ભીશમ કહે માયા મુકવા બેઠા, કેમ માયામાં ભરૈએ. ॥ ૫ ॥ માટે મુજને પીંપળા નીચે, લેઇ જાઓ સહુ બાળ; પાન્ડવ કૌરવ ભેગા થઇને, ઉપાડયા તતકાળ. ॥ ૬ ॥ પીંપળાની નીચે લેઇ ગયા, ભોમી સુવાડી દે છે; આરપાર બાણુજ નીકળેલું તે, છાતી ઉંચી રહે છે. ॥ ૭ ॥ તેથી કરીને ભીસ્મ બોલ્યા, સાંભળો સુત સુમતી; ચરણ મુસ્તક ઉંચા રહ્યાવણ, મુજને ફાવતું નથી. ॥ ૮ ॥ તવ દુરીયોધન તંબુ વીશેથી, ઉશીકાં લઇ આવ્યો; ભીસ્મ કહે માયાની વસ્તુ, શીદ મુજ પાસે લાવ્યો. ॥ ૯ ॥ અરજુન બેટા આપો ઉશીકાં, તું છે ચતુરસુજાણ; તવ અરજુને ઉભા થઇ, ચઢાવીયું એક બાણ. ॥ ૧૦ ॥ દાદાના લેલાટમાં માર્યું આરપાર નીકળ્યું બાહાર; મુસ્તક દાદાનું ઉંચું થયું, બાણ લીધું બીજી વાર. ॥ ૧૧ ॥ બે બાણ બે ખભામાં માર્યાં, ઠાઠુ ઉંચુ થાય, પછી બે બાણ કેહેડમાં માર્યાં, બે માર્યાં ઢીચણ માંય. ॥ ૧૨ ॥ બે માર્યાં પગની પાહાનીમાં, દસ બાણની સજ્યાય; તે બાણ સજ્યા ઉપર પોઢયા, પોતે ભીશમ પીતાય. ॥ ૧૩ ॥ એટલે ભીશમજી આનંદ પામ્યા, સુતા બહુ સુખ જાણી; હશીને કહ્યું દીકરા માહારા, પાવો મુને સુધ્ય પાણી ॥ ૧૪ ॥ રત્ન જડીત્ર પાત્ર ભરીને, લાવ્યો દુરીયોધન; ભીશમપીતા કહે પાત્ર માયાનું, લાવ્યો તું મુરખ જન ॥ ૧૫ ॥ અરજુન બેટા જળ પાવો તમો, અરજુને શું કામ કીધું; ગંગાસ્તરનો મંત્ર ભણીને, ધનુશપર બાણ લીધું. ॥ ૧૬ ॥ મંત્ર ભણી ભોમીમાં માર્યું, નીકળો ગંગાધાર; ગાંગેવજીના મુખમાં પડી, જળ પીધું તે વાર. ॥ ૧૭ ॥ ભીસ્મપીતા કહે સાબાશ બેટા, વચન માનો માહારૂં; એક એકને રાજ્ય આપી, સંપ કરો તો સારૂં. ॥ ૧૮ ॥ ધરમ કહે જેમ કહો તેમ, કબુલ કરીએ અમો; દુરીયોધન કહે આપવા લેવાની, વાત ન કરશો તમો. ॥ ૧૯ ॥ ભીશમ કહે જાવો સ્થળ પોતાને, જેમ ફાવે તેમ કરજો; ઉપદેશ કરવો વ્યાજબી નથી; કાં મારજો કાં મરજો. ॥ ૨૦ ॥ એમ કહીને વીદાય કીધા, રહ્યા એકલા આપ; તે સમે દેવદુત આવ્યા, ભીસ્મ કને તદાય. ॥ ૨૧ ॥ ભીસ્મજીને લેવા સારૂ, યત્ન કર્યું અનુપ, ભીસ્મપીતાએ તે દુતોને, બનાવીઆ સ્વાન રૂપ. ॥ ૨૨ ॥ દુતોને કહ્યું છ માસ પછી, મુકીશ માહારો દેહ; ત્યાં લગી સ્વાન રૂપે મુજ પાસે, રહો

સુભ સુખ તેહ. ॥ ૨૩ ॥ એમ કહીને દુતોને રાખ્યા, સાંભળને તું રાય; ભીમે હાથી ઉછાળેલ્લા, તે હજી આકાશ માંય. ॥ ૨૪ ॥ જનમેજય કહે ઓ માહારાજા, નાંખો છો છાશમાં પાણી; ગપોડાં ગોઠવી મૂકો છો, કેમ સત્ય માનુ વાણી. ॥ ૨૫ ॥ વળતું વૈશમપાય બોલ્યા, જો તેં ધર્યો સંદેહ; ભીસ્મ પરવની જે બ્રહ્મ હત્યા, રહી તારે શીશ તેહ. ॥ ૨૬ ॥ પરીક્ષા જો જોવી હોય તો, કહી જળ અંજળી લીધી; એક વરસનું તપ મુકીને, વાયુ ગતી બંધ કીધી. ॥ ૨૭ ॥ એટલે આકાશથી હાથીનાં, ખોખાં પડીયાં ધરણ; તે દેખીને જનમેજયના, થરથર ધ્રુજ્યા ચરણ. ॥ ૨૮ ॥ જાણ્યું કે આ વાત છે સાચી, ખોટો સંદે ધર્યો આપ; મેહેનત માહારી વ્યર્થ ગઈને, માંથે રહ્યું એક પાપ. ॥ ૨૯ ॥ એવું જાણીને રડી પડીયો, આંસુ ભર્યાં લોચન; ઓ માહારાજા ભુલ્યો ચુકયો, મુને કરો પાવન. ॥૩૦॥ એટલે વૈશમપાયે બોલ્યા, કરીશ નહી અદાપ; કળાયુગમાં તારૂં વેહેચાઈ જાશે, ભીસ્મ પરવનું પાપ. ॥ ૩૧ ॥ કળીયુગમાં કથા સાંભળશે, કુબુદ્ધી સંદેહ ધરશે; તેવા તેવા જે પ્રાણી તે. પાતકમાં ભાગ કરશે. ॥૩૨॥ જનમેજે કહે વારૂ માહારાજા, સંભળાવો બીજુ પર્વ, ભુલચુક માહારી ક્ષમા કરજો; હવે નહી ધરૂ ગર્વ. ॥ ૩૩ ॥ શ્રદ્ધા રાખી શ્રવણ કરે, તેનાં પાતક જાય; નાસ્તાકપણે સાંભળે તે પાતક ભોક્તા થાય. ॥ વળણ. ॥ શ્રદ્ધા રાખી સાંભળ્યું, તેના પોહોચ્યા કોડ; ભીસ્મ પરવ પુરણ હવું, બોલો જે જે શ્રી રણછોડ.

ભીશ્મ પર્વ સમાપ્ત.

પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ ભીશ્મ પર્વ છાપ્યું.
અમદાવાદ.

# દ્રોણ પર્વ.

## કડવું ૧ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણજનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, દ્રોણ પરવ મહીમાય. ॥ ૧ ॥ કૈરવ પાન્ડવ તંબુએ ગયા, સહુસહુને સ્થળ બેઠા, દુરીયોધન ને કર્ણ શકુની, વીચારમાં બહુ પેઠા. ॥ ૨ ॥ ભીસ્મપીતાએ યુધ્ધ કીધું; સત્યમાંથી ન કાઢયો હાથ; પણ ગુરૂ માહારાજ કહયું માનીને, લ્યો તમો અમને સાથ. ॥ ૩ ॥ દ્રોણ ગુરૂએ કબુલ કીધું, આવજો સર્વે સવારે; દુરીયોધને પત્ર લખીયો, પાન્ડવને તે વારે. ॥ ૪ ॥ પછી રાત્રીયે સયન કીધાં, એવે વાણુ વાય; જાગ્રત થઈ જમી પરવારી, યુદ્ધ કરવાને જાય. ॥ ૫ ॥ વાજતે ગાજતે સ્થંભે આ-વ્યા, પાન્ડવમાં ચાર ભ્રાત; દ્રુપત ધ્રષ્ટપ્રદ્યુમાન આવ્યા, સાથે ક્ષોણી સા-ત. ॥ ૬ ॥ વૈરાટ રાજા અભેમન્યુ, ઘટોરગછ મેઘવર્ણ; રથ હાંકવા રથે બેઠેલા, પોતે અસરણા સર્ણ. ॥ ૭ ॥ કૈરવમાં કીરપાચાર આવ્યા, દ્રો-ણને અશ્વસ્થામા; જેદ્રથ ભગદત ને શલ્ય આવ્યા, સાથે શકુની મામા. ॥ ૮ ॥ ભુરી શ્રવાને સુસરમા, શકુનીના સાત પુત્ર; ચંદ્રકેતુ ને વર્શકેતુ સો ભાઇનું ઘરસુત્ર. ॥ ૯ ॥ વાજતે ગાજતે સ્થંભે આવ્યા, મન માડા મનસુબા; અરજુનજીના સામા આવી, મોખરે ગુરૂ ઉભા. ॥ ૧૦॥ અ-રજુનજી કહે ગુરૂ માહારાજા, બોલું છું રાજવટે; અસત્ય યુધ્ધનો આરં-ભ કરવો, તે તમને નવ ઘટે. ॥ ૧૧ ॥ એટલે દ્રોણને ખોટું લાગ્યુ, દુષ્ટે સલા દીધી ઉંધી; અણઘટતું કામ કર્યું એ, દુરીયોધનની બુદ્ધી. । ૧૨ । ખોટી સલા મુને એણે આપી, નખોદ એનું જાજો; અંતરમાંથી એવુંજ કહયું, તોડાવ્યો માહારો માઝો. ॥ ૧૩ ॥ એમ જાણીને નીચું જોયું, અરજુનજી થયો ત્યાર; ગાંજેવનામા ધનુષ ચઢાવી, પેહેલો કર્યો ટંકાર. ॥ ૧૪ ॥ તેનો શબ્દ ત્રીલોકમાં પોહોચ્યો, ડોલ્યાં દસે દીગપાળ; ધરણ લાગી ધ્રુજવાને, ખળભળ્યું પાતાળ. ॥ ૧૫ ॥ ધડલંકાંથી હનુમાન આ-વ્યા, પાન્ડવદળમાં પેઠા; પારથના રથની ધજાએ, પુંછ વીંટાળી બેઠા. ॥ ૧૬ ॥ એટલે અરજુન સાવધ થયો, મંત્ર ભણી બાણ લીધું; તેવાંને તેવાં દસબાણે, ગુરૂનું પુજન કીધું. ॥ ૧૭ ॥ દ્રોણગુરૂ ઘણા આનંદ પા-મ્યા, દીધી ઘણેરી આશ; તુજ સાથે મને લડાવે તેનું, જાજો સત્યાનાશ. ॥ ૧૮ ॥ એમ કહીને આયુધ લીધાં, કળકળી કોપે ચડીયા; સામસામી

થંભેથી દોડયા, વચમાં તુટી પડીયા. ॥૧૯॥ મારજ મારે દયા ન ધારે, બહુ બાજ્યા કોણ કોણ; કરણને અભિમાન બાજ્યા, અરજુનજી ને દ્રોણ. ॥ ૨૦ ॥ દ્રુપતને દુસ્યાસન બાજ્યા, વૈરાટ સુસરમાય; શીખંડીને ભગદત બાજ્યા, જેદ્રથને સલ્ય રાય. ॥ ૨૧ ॥ દુરીયોધનને ભીમ બાજ્યા, ગટોરગછને દમન; મેઘ વરણનેવરશકેતું, ધ્રુપત દંતુનો તન.॥૨૨॥ શેદેવને દુરદમન બાજ્યા, દેવકને નીકુળ;એ રીતે અન્યોઅન્ય ગોઠવાણા જે જેને અનકુળ. ॥ ૨૩ ॥ તરવારીએ તરવારીયા બાજ્યા, અશ્વના સ્વારે સ્વાર; પગપાળે પગવાળા બાજ્યા, વરતાવે હાહાકાર. ॥ ૨૪ ॥ ગાજે બાજે કોઇ ન લાજે, આયુધથી અંગ ભેદે; કૈંના ચરણ ભુજ કૈંના, કૈંના મુસ્તક છેદે. ॥ ૨૫ ॥ કૈંક જણા અવની અટવાણા, કૈંકની છેદમ છેદા; રકત રૂધીરની છોળયો ઉડે, માંઉશના કેદમ કેદા. ॥ ૨૬ ॥ રૂધીર માંઉશનો કીચડ થયો, સહુનાં બગડે શરીર; એ રીતે યુદ્ધ વીકરાળ જામ્યું, ધીર્ય ધરે રણધીર.॥ ૨૭ ॥ ઘણા પ્રાણીનો ઘાણ વાળીયો, વરત્યો હાહાકાર; લડતાં કોઇ પાછા ન પડીઆ, દાહાડો રહ્યો ઘડી ચાર. ॥૨૮॥ એવામાં બેઉ માયાવી તે, ગાજીને ગગને ચડીયા;વા વંટોળ વીજળી કરીને,કૌરવ દળમાં પડીયા. ॥૨૯॥ જેને ને તેને ઝુડવા માંડયા, વાળતા કચ્ચર ઘાંણ; એટલે કૌરવની સહુ સેન્યે, બહુ કરી બુમરાણ. ॥૩૦॥ તે દેખીને દ્રોણ ગુરૂએ,મારવા કીધો વીચાર;તવ મેઘવરણે શકુનીના, ઝાલ્યા સપ્ત કુંવાર. ॥ ૩૧ ॥ જોરથી ઝાલ્યા, બગલમાં ઘાલ્યા, લેઇને ગગને ચડીયો; વા વંટોળ વીજળી કરી જૈ, પોતાના દળમાં પડીયો. ॥ ૩૨ ॥ ગટોરગછ જતો રહ્યો આડો, ના રહ્યા કોઇના ઝાલ્યા; મેઘવરણે સાતે પુત્રો, વરકોદરને આલ્યા. ॥ ૩૩ ॥ લ્યોરે દાદા લ્યોરે દાદા, આપ્યા એવી વદી વાણ; ભીમે બગલમાં ઘાલી દબાવ્યા, કાહાડી નાંખ્યા પ્રાણ. ॥ ૩૪ ॥ તવ શકુનીએ પોક મુકી, બેહક બેશી ગયો; અરેરે માહારૂ કરમ ફુટયું, હું તો વાંઝીયો થયો. ॥ ૩૫॥ એમજ ત્યાંથી ત્રાસતો નાઠો, મનમાં ધરીને શોક; તેને નાસતો દેખીને નાઠું, શેન્યાનું સહુ લોક. ॥ ૩૬ ॥ એટલે જોર કર્યું પાન્ડવે, ક્રોધ જણાવ્યા માઠા; તવ દ્રોણાચાર કાયર થઇને, સ્થંભની બારણે નાઠા. ॥ ૩૭ ॥ પાન્ડવ ગયા કૌરવ સ્થંભે, સુરજ બેઠો મેર; કૌરવનાં વાજાં બંધ પડીયાં, વાગી પાન્ડવની ભેર. ॥ ૩૮ ॥ દ્રોણગુરૂ તવ તંબુએ ગયા, પારથે વીચારી મતી; અસત્ય યુદ્ધ ગુરૂએ કર્યું તે, શેવામાં જાણું નથી. ॥ ૩૯ ॥ એમ જાણી ગયો પોતાને તંબુ, સાથે સહુજન બળીયા; ગુરૂજી પોતાને તંબુ ગયા

ત્યાં, કૌરવ સરવે મળીયા. ॥ ૪૦ ॥ દુરીયોધન કહે એરે માહારાજા, આજે તો હાર્યા કેમ, એવું વચન સાંભળીને. ગુરૂજી બોલ્યા એમ. ॥ ૪૧ ॥ તું અધર્મીનો સંગ ચઢીને, પ્રીત કીધી બુધ; મેં માહારૂં પરોજણ ખોઇ, અસત્ય માંડયું યુદ્ધ. ॥ ૪૨ ॥ અધર્મનાં ફળ નીકળે કડવાં, હાર્યાનું કારણ એહ; દુરીયોધન કહે હારીએ ભલે, કરવું તેહનું તેહ. ॥ ૪૩ ॥ એમ કહીને રહ્યા રૂજની, સાંભળજે રાજન; તેહસમે વીચારે ચઢીયા, પોતે જુગજીવન. ॥ ૪૪ ॥ વળણ૦ ॥ રાત્રીએ રણછોડજી, કરતા બહુ વીચાર;કહે વલ્લભ શ્રોતાસુણો,જપીએ જુગદાધાર.



## કડવુ ૨ રાગ સામેરીનો ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજેરાય; વિસ્તારી તુજને સંભળાવું, દ્રોણ પરવ મહીમાય. ॥ ૧ ॥ અંતરયામીએ એમ વીચાર્યું, વીત્યા એકાદસ દન; સપ્ત દીવસનું યુધ રહ્યું છે, નહી મરે અભિમન. ॥૨॥ અષ્ટાદશ વર્શ પુરણ થાશે, પછી ભાણેજ નહી મરશે; મારશે મુને સ્વર્ગ મ્રત્યુને, પાતાળનું રાજ્ય કરશે. ॥ ૩ ॥ માટે એને મારવો જોઇએ વીચારી જગતનું હીત; આવતી કાલે સવારમાંથી, ખેલકરૂ વીપરીત. ॥૪॥ એમ વીચારતાં રાત્રી વીતી, થયો પ્રાતઃકાળ; પોતે બીજુ રૂપ વીપ્રનું ધરીયું, પરવરીયા પાતાળ. ॥ ૫ ॥ બ્રાહ્મણની જ્યાં વસ્તી હતી ત્યાં, ગયા દીન દયાળ; તવ સહુ બ્રાહ્મણ કેહેવા લાગ્યા, કેમ આવ્યા પાતાળ. ॥ ૬ ॥ આ પાતાળમાં તાડુકી નામે, અસુર છે મુંઢ મતી; તે અમારા બ્રાહ્મણનાં ચીન, રાખવા દેતો નથી. ॥ ૭ ॥ ઉપવીત જો અંગે ધરીએ તો, તે સ્થળ દે છે ડામ; દેવ દેવસ્થાન ભાગી નાખ્યાં, ફેડયા ધર્મના ઠામ. ॥ ૮ ॥ ઉભુ તીલક આડુ તીલક, જો કરીએ લેલાટ; તો તેવે આકારે ડામ દે છે, નથી બ્રાહ્મણનો ઘાટ. ॥ ૯ ॥ તે માટે તમે પાછા પધારો, નહી રહે વીપ્રનું ચીન્હ; તવ પ્રભુ કહે માહારે તમારે, વાડવમાં નહી ભીન્હ. ॥ ૧૦ ॥ માટે તમને દેઉછું ઠબકો, શું બેઠા વીપ્રના બાળ; જગતમાંથી શું મરી ગયા છે, ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ. ॥ ૧૧ ॥ ઘણા છે બળીયા નવ જાય કળીયા, તેવાને સરણે જાવો; કુન્તી સુત અરજુન દયાળું, તેને તેડી લાવો. ॥ ૧૨ ॥ તે આવી રાક્ષસનો ક્ષય કરશે, જાસે જનમનું સાલ; ચાલો હું આવું તમારી સાથે, એમ વધ્યા નંદલાલ. ॥ ૧૩ ॥ તવ પાતાળના વીપ્ર સરવે, નીકળ્યા પ્રભુની સાથ; વીપ્રોનું વૃંદ તેડીને ચાલ્યા,

પોતે દીનાનાથ. ॥ ૧૪ ॥ એવામાં કુરૂક્ષેત્ર વાશે, દુંન્ડભી બહુ ગડગડી-યાં; વાજતે ગાજતે કૌરવ પાન્ડવ, યુદ્ધ કરવાને ચડીયા. ॥ ૧૫ ॥ પોત-પોતાને સ્થંભે આવ્યા, સંગ્રામ કરવો તાકે; બીજે સ્વરૂપે કૃષ્ણપ્રભુજી, પારથનો રથ હાકે. ॥ ૧૬ ॥ સામા સામી આવી ઉભા. તેવે આવ્યા મુકંદ; વાણીવડે આશીરવાદ દેતા, આવ્યું વિપ્રનું વૃંદ. ॥ ૧૭ ॥ તવ સરવે બ્રાહ્મણને દીઠા, ચઢીયાં સ્વેત નીશાન; એટલે સરવે અથીઆર મુ-કયાં, દેખી બ્રહ્મ સંતાન. ॥ ૧૮ ॥ એવે અરજુનજીની પાસે, આવ્યું વા-મનું વૃંદ; ઓરે ગૌ બ્રાહ્મણના પાળક, કહી કીધું આક્રંદ. ॥ ૧૯ ॥ પા-તાળમાં એક તાડુકી નામે, દહીત નડે છે અમને; પુરણ બ્રષ્ટ કર્યા તે માટે, તેડવા આવ્યા તમને. ॥ ૨૦ ॥પાતાળ આવી પાપીને મારો, વી-પ્રનું વચન થાપો; ક્ષત્રીનો કુળ ધર્મ છે માટે,એટલી કષ્ટી કાપો. ॥૨૧॥ અરજુનજી કહે ઓ મહારાજા, કેહેતામાં આગળ થાવું; પણ દ્રોણની આજ્ઞા અપાવો, તો તમ કીંકર આવું. ॥ ૨૨ ॥ તવ વીપ્રોએ દ્રોણને કહ્યું, દ્યો નરને આજ્ઞાય;અમારૂ સંકટ ભાગવા આવે, પોતે પાતાળમાંય. ॥ ૨૩ ॥ બ્રાહ્મણનું હીત બ્રાહ્મણધારે, અનાદીની રીત; વીપ્ર વીના હોય અવર જાતી, તે વરતે વીપ્રીત. ॥ ૨૪ ॥ બ્રાહ્મણીને પેટ પ્રગટ થાયે, બ્રાહ્મણ બીજથી જેહ; બ્રાહ્મણ દેખી આનંદ પામે, મહીમા વધારે તેહ. ॥ ૨૫ ॥ અવર વીર્યથી ઉત્પન થાયે, બ્રાહ્મણીને પેટ કોય; પણ લક્ષણ વીલક્ષણ તેનાં, બ્રહ્મદ્રેશી હોય.॥૨૬॥ બ્રાહ્મણની ભાંખે મુખ નીંદા, વળી સોધ્યા કરે છીદ્ર; સુજે શેઠાઇ બ્રાહ્મણ કેરી, ભોગવે બહુ દળીદ્ર. ॥૨૭॥ વીપ્રને દેખી દંતીયાં કરે. લાતો ફેકે ફાવે તેમ; મુખ મરડી મહીમા ઘ-ટાડે, ધાલે વીપ્રોપર વેમ. ॥ ૨૮ ॥ પોતાની વિદ્વતા બતાવે, પરાયાને વખોડે; અવરજાતીનું દાસત્વ કરે, વીપ્ર ઉપર ચઢે મોહોડે. ॥ ૨૯ ॥ અવર જાતીનું એંઠુ ઉપાડે, વેશધારીને શેવે; ભોજન માટે ભટકતો ફરે, ખુશી નીચાં દાન લેવે. ॥ ૩૦ ॥ આમીંત્રણ વણ જમવું ધારે, શુદ્રોની કરે પળશી; સૌ વૃક્ષ સરખું વૃક્ષ જાણે, કાં પીંપળો કાં તળશી. ॥ ૩૧ ॥ સૌ પશુ સરખી ગાયને જાણે, માને નહી વીવેક; સરવ વરણ સરખી ધારે, જાતી કુજાતી એક. ॥ ૩૨ ॥ અવર વરણના ચરણ ચાંપે, મીઠું વદે જેમ ગમે; જાતી જાણ્યા વણ વેશધારીને,આતુરતાથી નમે. ॥ ૩૩ ॥ એવાં અતી અપલક્ષણ હોયે, તે નહી વીપ્રનું વીર્ય; તે સહુ સમજોછો દ્રોણ ગુરૂ, મોકલો દઇ રણધીર્ય. ॥ ૩૪ ॥ આવી અમારી કષ્ટી કાપે, વાડવનું દુખ જાય; એવુ સાંભળી દ્રોણ બોલ્યા,

વિપ્રોને નમી પાય. ॥ ૩૫ ॥ ભલે માહારાજા તેડી જાવો, અરજુનને પાતાળ; પરોપકારે આડી જીભ ધાલે, તેતો કરમચંડાળ. ॥ ૩૬ ॥ તે પછી કહ્યું અરજુનજીને, દીકરા તતપર થાવો; પ્રતીપાળછો ગૌ બ્રાહ્મણના, વિપ્રોની સાથે જાવો. ॥ ૩૭ ॥ અરજુનજી કહે જાવું માહારાજા, પણ મુકી દો ધંધ; માહારા આવતા સુધી કરો, સ્થંભે આવવું બંધ. ॥ ૩૮ ॥ દ્રોણ કહે નહી આવું સ્થંભે કરીશ, નહી સંતાપ; રણસ્થંભનું યુદ્ધ કરૂં તો; બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૩૯ ॥ એટલે અરજુનજી એમ બોલ્યો, ઓ વ્રકોદર વીર; પાતાળ વીશે જૈએ છૈએ, હું ને શામ શરીર. ॥ ૪૦ ॥ સેન્યને લેઇ તંબુએ જાવો, કરશોમાં વીપ્રીત મતી; ભીમ કહે શું તમારાવીના, વઢનારા અમે નથી. ॥ ૪૧ ॥ પારથ કહે નથી વઢવું, બે દન રાખજો ધીર; હું આવ્યા પછી યુદ્ધ આદરવું; માનજો માહારા વીર. ॥ ૪૨ ॥ એવું સાંભળી સુત વાયુનો, શેન્યાને લેઇ વળીયો; અરજુન વીપ્રનું વ્રંદ લેઇને, પાતાળ વીશે પળીયો. ॥ ૪૩ ॥ બ્રાહ્મણોએ કહ્યું પારથને, આ સ્થળ રહો આજ; કાલે સવારે દેખાડીશું, અસુર તમને માહારાજ. ॥ ૪૪ ॥ એમ કહીને વીશ્રામ આપ્યો, રહ્યા નર રણછોડ; પૃથવીમાં રહ્યા પાન્ડવ કૌરવ, મનમાં ધરીને કોડ. ॥ ૪૫ ॥ વળણ: ॥ પોતપોતાને સ્થળ રહ્યા, સાંભળને તું રાય; વદે વલ્લભ શ્રોતા સુણો, ચક્રાવનો મહીમાય.



# અભેમાનનો ચક્રાવો.

## કડવું ૩ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ચક્રાવાનો મહીમાય. ॥ ૧ ॥ અરજુનજી પાતાળે ગયો છે, તાડુકી દહીતને હણવા; કૌરવ પાન્ડવ પ્રથવી વીશે, રહ્યા ઉમંગે ઉખણવા. ॥ ૨ ॥ તંબુમાં જઈ દુરીયોધને, તેડયા મારથી યોદ્ધ; ગુરૂ સહીત બેસાડીને, કરવા લાગ્યો બોધ. ॥ ૩ ॥ ઓરે ગુરૂજી ઓરે ગુરૂજી, આપણે યુદ્ધ આદરવું; ફાવશે વઢતાં નર નહી માટે, કાલે આરંભ કરવું. ॥ ૪ ॥ લાગ ભલો છે શત્રુને હણવા, માટે ખેલ બતાવું; દ્રોણ કહે તું મરે તોયે પણ, રણસ્થંભે નહીં આવું. ॥ ૫ ॥ અરજુનને મેં વિશ્વાસ દીધો, ત્યારે ગયો પાતાળ; માટે રણથંભ યુદ્ધ ન કરૂં, ધત્રાષ્ટરના બાળ. ॥ ૬ ॥ તવ દુરીયોધન રડી પડીયો, આરંભો યુદ્ધ માબાપ; તમોએ પ્રતીગના કરી છે, તે સહુ મુજને પાપ ॥ ૭ ॥ દ્રોણ કહે ફાવે તેમ કહે પણ, તે નહી કરૂ બુધ; તે કરતાં તારી મરજી હોયે તો, આરભુ કોઠા યુદ્ધ. ॥ ૮ ॥ દુરીયોધન કહે તે યુદ્ધ કેવું, કહો માંડીને વાત; ગુરૂ કહે કે વઢવા માટે, રચવા કોઠા સાત. ॥ ૯ ॥ પેહેલો કોઠો પાશાણ કેરો, લોહ વજ્રનો બીજો; મંત્રવડે છે રચવાના, ત્રાંબાનો કોઠો ત્રીજો. ॥ ૧૦ ॥ ચોથો કોઠો રૂપાનો રચવો, પાંચમો કનકકેરો; છઠ્ઠો કરવો સપ્તધાતુનો, - ાતમો ગોબર ઘેરો. ॥૧૧॥ પેહેલાને સો બીજાને બશે; ત્રીજાને ત્રણસે દ્વાર; ચોથે ચારસે પાંચમે, પાંચસે, છઠ્ઠે છ ઘણા સાર. ॥૧૨॥ સાતમો કોઠો છાંણુ માટીનો, તેને સાતસે દ્વાર; દ્વારે દ્વારે દસ દસ યોદ્ધા, સાતમે સાત હજાર. ॥૧૩॥ તે પ્રમાણે શીખ્ખર ધજા, ચઢતા ચઢતી હોય; મોખરે મારથી એક એક શોભે, ત્યાર થાવો તે કોય, ॥ ૧૪ ॥ છત્રપતી કહે ઓ મહારાજા, બેશ કર્યા મનસુબા; તમો જેને આગના કરો, તે રહે કોઠે ઉભા. ॥ ૧૫ ॥ દ્રોણે કહ્યું કે પેહેલે કોઠે, મોખરે રેવું માહારે; બીજે કોઠો લોહ વજ્રનો, રેહેવું કીરપાચારે. ॥ ૧૬ ॥ એટલે બોલ્યા અસ્વસ્થામા, સાંભળો માહારા તાત; ત્રીજે કોઠે હું રહેવાનો, કબુલ કરો વાત. ॥ ૧૭ ॥ દ્રોણ કહે તું રેહેજે બેટા, ચોથે રહો રાય કરણ; પાંચમે દુરીયોધન તું રેહેજે, આણજે શત્રુનું મરણ. ॥ ૧૮ ॥ છઠ્ઠે કોઠે શલ્યરાય રેહેજો; સાતમે જેદ્રથ રાય, તવ સરવે

મળી કબુલ કીધું, રેહેવાનુ કોઠા માંય. ॥ ૧૯ ॥ પછી શકુની મામો બોલ્યો, ગુરૂએ કીધો વીવેક; ઓ દુરીયોધન પાન્ડવ દળમાં, પત્ર લખી ઘો એક, દુરીયોધને પત્ર લખીયો; કુવચને કુમતી; ઓરે પાન્ડવ યુદ્ધવીનાતો અમથી રેહેવાતુ નથી. ॥ ૨૦ ॥ પણ અરજુન સાથે કોલ કીધો, વઢવું નહી રણથંભ; તે માટે અમે ઉભુ કર્યું છે, કોઠાયુદ્ધ આરંભ. ॥ ૨૧ ॥ તે કોઠામાં આવજો કાલે, સંવારે પરવારી; એમ લખીને સાતે કોઠાની, સર્વે બીના ગુજારી. ॥ ૨૨ ॥ પછી નીચે એમ લખીયું. છત્રપતી રાજન; આવવું ન હોય તો એમ લખજો, નહી અમે ક્ષત્રી તન. ॥ ૨૩ ॥ એવું લખજો કાંતો આવજો, ખાશો નહી ભુલથાપ; બેમાંથી એક કરો નહીતો, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૨૪ ॥ એવો પત્ર લખી મોકલીયો, શેવક કેરી સાથ; પાન્ડવ સભા કરી બેઠેલા, ત્યાં દીધો ધરમને હાથ. ॥ ૨૫ ॥ ધરમે આપ્યો નીકુળજીને, વાંચો મહારા વીર; તે વેળા વન રમવા ગયેલો, અભેમન્યુ રણ ધીર. ॥ ૨૬ ॥ ગયેલો ગટોરગછ તેની સાથે, તે નવ જાણે વાત;નીકુળજીએ વાંચવા માંડયો, સભાવીશે સાક્ષાત. ॥ ૨૮ ॥ કોઠાયુદ્ધની બીના વાંચી પડી પેટમાં ફાળ; વાજીંત્ર વાગતાં બંધ કરાવ્યાં, યુધીષ્ટીર ભુપાળ. ॥ ૨૯ ॥ શોકમાં પડીયા સહુ સભાસદો, બોલીયા ધરમ રાય; ઓ ભીમ વીરા આ યુદ્ધ કેરો, કોણ જાણે બીનાય. ॥ ૩૦ ॥ ભીમ કહે હું જાણતો નથી, દુષ્ટ તેવુ યુદ્ધ માગે; શરીરનો કોઠો કે વાવ્યનો કોઠો, કોઠો એનો લાગે. ॥ ૩૧ ॥ એટલે બોલ્યા ધ્રુપત રાજા, સાંભળો ધર્મ સુમતી; કોઠાયુદ્ધ સાંભળ્યું છે કાને, પણ હું શીખ્યો નથી. ॥ ૩૨ ॥ ગમે તે કોઇ જાણતું હશે,વાત નથી જરા જુઠી;બાસઠ પાનનું બીડું બનાવો, લે કોઇ સભામાં ઉઠી. ॥૩૩॥ તવ શેદેવે બાસઠ પાંનનું,બીડું બનાવ્યું એક;ભરી સભામાં ફેરવ્યું કોઇ, રાખો અમારો ટેક. ॥૩૪॥ પણ કોઇએ બીડું નવ લીધું, મુકી દીધુ સભા માંય; તંબુ વીસે સરવે તારૂણી, રડવા લાગી ત્યાંય. ॥ ૩૫ ॥ ધરમને ઝર ઝરીઆં આવ્યાં, ભીમના નેત્રમાં નીર;એવે વનમાંથી રમીને આવ્યો અભેમન્યુ રણધીર. ॥૩૬॥ પોતાનાં વાજાં સાંભળ્યાં નહી,મનમાં થયો ઉદાસ;માયાવી વીરા વીઘન છે કાંઇ, જૈ કરીયે તપાસ. ॥ ૩૭ ॥ એમ જાણી સભાની પાસે. રથેથી ઉતરીયા; આકુળ વ્યાકુળ થઇ ગયેલા, સ્વાસ ભર્યા પરવરીયા. ॥ ૩૮ ॥ સરવેને ઉદાશમાં દેખી, માયાવી બેશી ગયોઃ આઉકાર લેવા અભેમન્યું, સભામાં ઉભો રહ્યો. ॥ ૨૯ ॥ તો પણ આઉકાર એને ન દીધો, તાલાવેલી લાગી તનમાં; એટલે ઘણું ઓછું આવ્યું, અભીમન્યુના મ-

નમાં. ॥ ૪૦ ॥ પીતા માહારો પાતાળ ગયો, તે કોણ દે આઉકાર; એવું વીચારતાં ધરમ સમજ્યા, રીસાઈ જાશે કુંવાર. ॥ ૪૧ ॥ ભીમને કહ્યું ધરમરાયે, વીરા ઉભા થાવો; રીસાળવો પેલો રીસાઇ જાશે, સમજાવી આહીં લાવો. ॥ ૪૨ ॥ આંસુ લુછતો ભીમ ઉઠયો, બોલ્યો મુખ વચન; આ વેળા શું માન્ય માગો છો, પત્રારો માહારા તન. ॥ ૪૩ ॥ તાત તારો પાતાળ ગયો છે, જોડે નંદ કીશોર; સોમણ દીવેલે દાવા વીના, છે અંધારૂ ઘોર. ॥ ૪૪ ॥ દુરીયોધને પત્ર લખ્યો છે, ચલાવી કુબુધ; હરામખોરે ઉભુ કર્યું છે, વઢવાનું કોઠાયુદ્ધ. ॥ ૪૫ ॥ તે કોઠા કોઇ જાણતા નથી, તે સારૂં બીડુ કીધું; ભરી સભામાં પડયું રહયું છે, કોઈ જને નવ લીધું. ॥ ૪૬ ॥ સાંભળીને અભેમાન ચાલ્યો, ખરવણ બાળ ન ચુકયું; સભાની વચમાં બીડું પડેલું, લેઇને મુખમાં મુકયું. ॥ ૪૭ ॥ છ ભાગનું બીડુ પોતે ખાધું, સાતમા ભાગનું જેહ; સરવ સભાને દેખાડીને, ભોમી મુકયું તેહ. ॥ ૪૮ ॥ તે પછી પોતે એવું બોલ્યો, મુજ જનેતાયે જણીયો; તે સમે માતાના ઉદરમાં, છ કોઠા વીધા ભણીયો. ।૪૯। સાતમો કોઠો કૃષ્ણ મામાએ, ભણાવ્યો નથી મને; એટલો કોઠો રાખો માંથે, જો કોઇનાથી બને. ॥ ૫૦ ॥ એવું સાંભળી વરકોદરે, મનમાં કર્યો વીચાર; છાણ માટીનો ભાગવો કોઠો, તેમાં શી લાગે વાર. ॥ ૫૧ ॥ એવું સમજીને ભીમ ઉઠયો, મનમાં ધરી બહુ રીસ; પાનનો કટકો મોઢામાં મુકયો, સાતમો માહારે શીશ. ॥ ૫૨ ॥ એટલે સર્વ સભા હરખાઇ, વગડાવ્યા નીશાન; બીડુ ચાવતો તંબુમાં ગયો, અરજુનનો સંતાન. ॥ ૫૨ ॥ શુભદ્રા તવ પુછવા લાગી, ઓ માહારા સંતાન; કોઠે જવા બીડુ કોણે લીધું, ગરગડીયાં નીશાન. ॥ ૫૪ ॥ અભેમન્યુ કહે માતા માહારી, સુરાતણ કામ કીધું; જો મુખ માહારૂં રક્ત થયું છે, યુદ્ધ બીડું મેં લીધું. ॥ ૫૫ ॥ વળણઃ॥ બીડું લીધું મેં માવડી, યુધ્ધે જાવું કાલ; વદે વલ્લભ તે સાંભળી, માતા બની બેહાલ.



## કડવું ૪ રાગ સવૈચાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ચક્રાવાનો મહીમાય. ॥ ૧ ॥ અભીમન્યુએ માતાને કહ્યું, બીડું બતાવ્યું વદન;તવ તંબુપર કાગ બોલ્યા, માઠા થયા શુકન. ॥૨॥ શુભદ્રાનું નેત્ર ફરકયું, પડી પેટમાં ફાળ; યુધ્ધે તુજને જાવા ન દેવું, ઓ-

રે માહારા બાળ. ॥ ૩ ॥ ખેલ લડાવ્યો કોણે ચડાવ્યો, કરાવી મતી માઠી; શું માહારૂં ઘર ઘાલવા બેઠા, કેહેતી સભામાં નાઠી. ॥ ૪ ॥ રૂદીયા ફાટે તેમ રડેછે, જરાએ ન રહે છાની; શુભદ્રાની નહી જોયેલી; કોઇએ પગની પાહાની. ॥ ૫ ॥ તે નારીએ મરીયાદા મુકી, ચાલી ઉઘાડે શીશ; આંસુડાં છુટે છાતી કુટે, નાંખે કારમો ચીસ. ॥ ૬ ॥ સભામાં આવી ક્રોધ ભરેલી, સર્વ થયા ઉદાશ; રકત લોચનની રામા દેખી, ધરમ પામ્યા ત્રાસ. ॥ ૭ ॥ એવામાં સુભદ્રા બોલી, ઠીકજ ખેલ લડાવ્યો; દીયરને જેઠ ભેગા થઇને, કુવર માહારો ચડાવ્યો. ॥ ૮ ॥ એકનું એક છે છોકરૂં માહારે, પીતા એનો પાતાળ; તેથી તમે મરાવી નાંખો, કયાં પેટનું છે બાળ. ॥ ૯ ॥ ધીક્કાર ધરમ જેઠ તમને, શાના તમે શત્યવાદી; પારકાં છોકરાં લડાવી મારો, ભોગવો પોતે ગાદી. ॥ ૧૦ ॥ શેદેવ દીયર ધીક્કાર તમને, ફરોછો ટીપણું ખોસી; કોઠા વીદ્યા શું જાણતા નથી, નામ ધર્યું શોદ જોશી. ॥ ૧૧ ॥ લંગોટી વાળી વન સધારો, શરીરે ભસ્મજ ચોળો; વીદ્યા તમારી નાશી ગઈ તે, પોથાં પાણીમાં બોળો. ॥ ૧૨ ॥ નીકુળ દીયર ધીક્કાર તમને, છુટી પડી વરણાગી; છોકરૂ ચડાવી પોતે બેઠા, છેલાઇમાં લાહ્ય લાગી. ॥ ૧૩ ॥ ઓ ભીમશેન જેઠ હોરણી હોડા, આંખોમાં આંજો મેશ; ખાઇ ખાઇ ખાલી દીલ વધાર્યું, થયા ભાદરવાની ભેશ. ॥ ૧૪ ॥ ભીમ કહે મુજને નવ કેહેતી, હું છું જવાનો સાથે; મેં માહારા ભાગનો લીધો છે, સાતમો કોઠો માંથે. ॥ ૧૫ ॥ એટલે અતી આકળી થઇને, સુભદ્રા વદી વાણ; માહારા છોકરાને સમજાવો, નહીતો કાઢીશ પ્રાણ. ॥ ૧૬ ॥ સ્ત્રીહત્યા હું આપીશ તમને, નહી પડવા દઉં સાંસો; એમ કહી મુસ્તકને કેશે, ઘાલ્યો ગળામાં ફાંસો. ॥ ૧૭ ॥ ધરમ રાજા થરથર ધ્રુજ્યા, સાંભળ બાઈ વચનઃ ધીરજ ધર તું નહી જાય જુધે, રોકું છું તારો તન. ॥ ૧૮ ॥ એમ કહી અનુચરને દોડાવ્યો, તેડાવ્યો અભેમાન; સભામાં બોલાવી ધરમે કહ્યું, સાંભળ તું સંતાન. ॥ ૧૯ ॥ તારી મા બહુ કલેશ કરેછે, વીપ્રીત થઇછે મતી; માટે કહુંછું યુધ્ધે જવાનું, દીકરા તારે નથી. ॥ ૨૦ ॥ અભીમન્યુ કહે વડીલ કાકા, બીડું લીધું મેં આપ; જો કાલ યુધ્ધે જાવું નહીતો, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૨૧ ॥ માહારી માતાનું પેટ લાજે, લાજે અરજુન તાત; નારીનો સ્વભાવ હોય એવો, છોને રડે મુજ માત. ॥ ૨૨ ॥ કોઇનું કહ્યું નહી માનવાનો, માટે ન કેહેશો અતી; ભરી સભામાં પાન ચાવ્યું છે, કોઇલા ચાવ્યા નથી. ॥ ૨૩ ॥ એમ કહીને કુંવર નાઠો, પો-

તાને તંબુ જાય; શુભદ્રા કહે જેઠ હમારા, હવે વલે શી થાય. ॥ ૨૪ ॥ એટલે શેદેવ પ્રત્યે બોલ્યા, પોતે ધરમ રાય: ત્રીકાળ જ્ઞાની વિદ્વાન જોશી, બતાવો કાંક ઉપાય. ॥ ૨૫ ॥ શેદેવ કહે સાંભળો વીરા, જો ભાણનું હોય દુઃખ; તો એની નારીને તેડાવો, દેખાડો ઓત્રાનું મુખ ॥૨૬॥ ઓત્રાનું એ મોઢું જોશે તો, નહી નીકળે ઘર બહાર; માટે જેમ તેમ કરી તેડાવો, ઓત્રા એની નાર. ॥ ૨૭ ॥ ખાધેલું બીડુ ગળી જવાનો, નહી લે યુદ્ધનું નામ; તે માટે બીજુ બધુ મુકીને, પેહેલું કરો એ કામ. ॥૨૮॥ ધરમ કહે શેદેવ વીરા, તમે બતાવ્યું એમ; પણ સત જોજન વૈરાટ નગરી, તેથી આવી શકે કેમ. ॥ ૨૯ ॥ જતાં આવતાં આડસેં ગાઉ, તેડાવવી કેમ ફાવે; એકજ રાતમાં જનારો જૈને, શી રીતે તેડી આવે. ॥ ૩૦ ॥ શેદેવ કહે વડીલ વીરા, શા સારૂ ગભરાવો; સાંડ સપાટે જૈને આવે, રાયકા લોક તેડાવો. ॥ ૩૧ ॥ એટલે આગના ધરમે કીધી, ઉઠો માહારા છડીદાર; તમે જાવો રાયકાને લાવો, જરા ન લાગે વાર. ॥ ૩૨ ॥ એટલે દશ વીસ દાસ ઉઠયા, રાયકા શોધવા સાર; સોધતાં સોધતાં હાથ આવ્યા, પંકાતા રાયકા ચાર. ॥ ૩૩ ॥ રાજો કાજો રૂપો રત્નો, એવાં ચારનાં નામ; તેમને તેડી શેવક આવ્યા, જ્યાંછે સભાનો ઠામ. ॥ ૩૪ ॥ બારણે ઉભા રાખી સભામાં, ગયો છડીદાર એક; ધર્મને કહ્યું ચારજણ આવ્યા, લાવ્યા કરી વિવેક. ॥ ૩૫ ॥ એટલે બોલ્યા ધરમ રાજા, સાંભળો માહારા દાસ; વારા ફરતી એકેક જણને, મોકલો માહારી પાસ. ॥ ૩૬ ॥ તવ છડીદાર બારણે ગયો, રાયકા ઉભા જ્યાંય; તેમાંથી રાજા રૈકાને કહ્યું, જાતું સભાની માંય. ॥ ૩૭ ॥ વળણ. ॥ જા તું સભામાં રાયકા, તેડે છે રાજન; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો શ્રોતા જન.



## કડવું ૫ રાગ થેકાવળી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાયરે, વીસ્તારી તુજને સંભળાવું, ચક્રાવાનો મહીમાયરે. ॥ ૧ ॥ રાજા રૈકાને આગના આપી, જા તું સભામાં સારરે; તવ હરખીને ગયો સભામાં, ક્ષણુ ન લાગી વારરે. ॥ ૨ ॥ ધર્મના સનમુખ આવી ઉભો, પેહેલો કર્યો જુહારરે; મુજ સરખું કાંઇ કામ બતાવો, રાજાજી હું તૈયારરે ॥ ૩ ॥ ધરમ કહે રાજા રાયકા, વૈરાટ નગ્રે જાવોરે; અભીમન્યુની નારીને તેડી, કહો ભાઈ કયારે આવોરે. ॥ ૪ ॥ એટલે રાજો રાયકો બોલ્યો, હું હલ્યારે જાવુંરે; ઓતરાને તેડીને

મે

હું, કાલે હાંઝે આવું રે. ॥ ૫ ॥ સુભદ્રા કહે એ નહી કામનો, કાઢો મુકો બાહારરે; એટલે છડીદારોએ કાઢયો, ક્ષણુ ન લાગી વારરે. ॥ ૬॥ એટલે આવ્યો કાજો રૈકો, એણે કર્યો પરણામરે; હું હે રાઝાજી, હું હે રાઝાજી, હું રે પડયું હે કામરે.॥૭॥ ધરમ કહે કાજા રૈકા, વૈરાટ નગ્રે જાવોરે; ઓત્રા રાણીને તેડીને ભૈ, કહો કયારે તમે આવોરે. ॥ ૮॥ એટલે કાજો રાયકો બોલ્યો, હું હત્યારે ઝાવું રે; ઓત્રા વહુને તેડીને કાલ, ત્રીજે પોહોરે આવું રે. ॥ ૯ ॥ શુભદ્રા કહે એ નહી કામનો, કાહાડી મુકો બાહારરે; તવ છડીદારે ઝાલ્યું પાંગોઠું, ધપ્પા માર્યા બે ચારરે. ॥૧૦॥ એટલે આવ્યો રૂપો રૈકો, એણે કરયો જુહારરે; મજ હરખું કાંઇ કામ બતાવો, કરવા હું તૈયારરે ॥ ૧૧ ॥ ધરમ કહે રૂપા રૈકા, વૈરાટ નગરી જાવોરે; આપણી ઓત્રા વહુને તેડી, કહો ભાઈ કયારે આવોરે. ॥ ૧૨ ॥ એટલે બોલ્યો રૂપો રૈકો, હાંઢય લેઇ હું ઝાવું રે; તમારી ઓત્રા વહુને તેડીને, કાલે મધ્યાને આવું રે. ॥ ૧૩ ॥ શુભદ્રા કહે મધ્યાન સુધી, કેમ રહે કુંવારરે મારા રડચાને ધકકે મારી, કાઢો મુકો બાહારરે.॥૧૪॥ તવ છડીદારે બા-ણે કાઢયો, જુએ સભાનો સાથરે; એટલે આવ્યો રતનો રાઈકો, હુકો ગ્રહોછે હાથરે. ॥ ૧૫ ॥ હાથમાં સોનાનાં સાંકળાં છે, મંડીલ બાંધ્યું શીશરે; આંખ તણાતી મુછ મરડતો; આવ્યો ધોળે દીશરે. ॥ ૧૬ ॥ ધર્મના સનમુખ જૈને ઉભો, પેહેલો કર્યો પરણામરે; હુ હે રાઝાજી હું હે રાઝાજી, હુ રે પડયું હે કામરે. ॥ ૧૭ ॥ ધરમ કહે રતના રૈકા, વૈરાટ નગ્રે જાવોરે; ઓત્રા વહુને તેડીને ભૈ, કોહો તમે કયારે આવોરે. ॥ ૧૮ ॥ રતનો રૈકો એમજ બોલ્યો, હું હત્યારે ઝાવુરે; ઓત્રા વહુને તેડીને કાલે, પોહોર દીવશમાં આવું રે.॥૧૯॥ પવન ગમની હાંઢયસે મારે, કંઠે ઘુંઘર માળરે; હુલાળી આકાશ ચઢીને પાણી પીયે પાતાળ રે. ॥ ૨૦ ॥ સુભદ્રા કહે પોહોર લગી તો, કરીશ કુંવરને વાર રે; જો વીરા વાયદો જુઠો ન પડે, લે મોતીનો હાર રે. ॥ ૨૧॥ કયાંછે તારી પવન ગમની, બોલ્યામાં પડશે ફેરરે; હવે દીવશ રહ્યો નથી, સુરજ બેસશે મેર રે. ॥૨૨॥ એટલે બોલ્યો રતનો રાઈકો, ઘેર જઇને લાવું રે; પત્ર લખીને ત્યાર કરો, હું એટલી વારમાં આવું રે. ॥૨૩ ॥ પોહોર દીવશનું સાટું કર્યું છે, તેડી લાવું તમ ઠામ રે; સુર્યના ઉદય પેહેલો આવું, તો રતનો મુજ નામ રે. ॥૨૪॥ એવું સાંભળી સુભદ્રાને, વળીયો મન આરામ રે; સુર્યના ઉદય પેહેલો આવે તો, આપું દસવીસ ગામ રે. ॥ ૨૫ ॥ એટલે ચાલ્યો રતનો રૈકો, ગયો પોતાને ઘેરરે; સળેકડી સરખી સાંડ છોડી, લાવ્યો આનંદ ભેર રે. ॥ ૨૬॥ શરીરે લાંબીને ઉંચી, હાડકાંનો છે માળો રે; સુભદ્રા કહે આ સાંડ લેઇ, શું તું જાત્રા વાળો રે.

॥ ૨૭ ॥ રૈકો કહે તું ધીરજ ધરજે, ઓરે માહારી બેહેન રે; એ સાંડ સરખો ન મળે બીજી, નહી જવા દેઉ એને રે. ॥ ૨૮ ॥ ધરમ રાયે પત્ર લખાવ્યો, બીના લખો તે માંઈરે; ઓ ઓત્રા વહુ કાગળો જળનો, આવીને કરજો હાંઇરે. ॥૨૯॥ એમ લખાવીને સહી કીધી, ધર્મને વૈરાટ રાયરે; ર૯નાને કર પત્રજ આપી, કહ્યું કે થા વીદાય રે. ॥ ૩૦ ॥ એવે દીનમણી મેર બેઠા, સાંઢ થયો સવાર રે,આવીશ વેહેલો કહીને હંકારી, વાયુ વેગે તે વારરે. ॥૩૧॥ સુર સપાટે જાય ઝપાટે, લાંબી છલંગો ભરતી રે; પવન ગમની પવન પેરે, ભોમીનું ગમન કરતી રે. ॥ ૩૨ ॥ વૈરાટ નગ્રમાં ઓત્રા કુંવરી, સુદ્રષ્ણા એની માત રે; મોહોલ વીશે સયન કર્યું છે, પેહેલા ચોઘડીઆની રાત રે. ॥ ૩૩ ॥ તે સમે ઓત્રાને સ્વપ્ન આવ્યું, ઝબકીને એ જાગીરે; સુદ્રષ્ણાને બહાજી પડી, રડીને કેહેવા લાગીરે. ॥ ૩૪ ॥ વળણ. ॥ ઝબકી જાગી કુંવરી, કરતાં આંસુ પાતરે; વદે વલ્લભ શ્રોતા સુણો, કહે સપનાની વાતરે.



## કડવું ૬ રાગ હાલાવરી.

ઓ મા પેહેલા ચોઘડીયાની રાતરે, સપનું લાગ્યું ઓ માહારી માતરે; મને અઘોર સપન આવીયાં રે, ઓ હોહોહો રે. ॥ટેક॥ ઓ મા હું અને માહારો નાથરે, બેઉ વનમાં નીકળીયાં સાથરે ॥ એવું વન નોહોતું જોયું કદી રે, જાતાં જાતાં આવી એક નદી રે. ॥ અમે નદીના નીરમાં પેઠાં રે, નરનારી નૌકામાં બેઠાં રે. ॥ અડધા નદીયે ગયાં પાપ જાગ્યું રે, ઉંડા જળમાં એ નૌકુ ભાગ્યું રે. ॥ તેથી તણાયો મુજ ભરતાર રે, હું તો તરીને નીકળી બહાર રે॥ જળમાં બુડી મુઓ મુજ નાથ રે, માહારે હેવાતણ ન રહ્યું હાથ રે. ॥ મુને એવાં સપન આવીયાં રે, ઓ હો હો હોરે. ॥ માયે કહ્યું દીકરી રહે છાની રે, તારી રક્ષા કરે મા ભવાની રે. તારૂ સપનું સમુદર બેટ રે, પડજો ઘોજારી રાંડને પેટ રે. ॥ તારૂ સમણુ સુકે લાકડે રે, ઓ હો હો હો રે. ॥ વળણ. ॥ એમ કહી સયન કરાવીયું, બીજું ચોઘડીયું થાય; વદે વલ્લભ રડીને કહ્યું, સાંભળ તું મુજ માય. ॥



## કડવું ૭ રાગ ઊપરનો.

ઓ મા બીજા ચોઘડીયાની રાત રે, સમણુ લાગ્યું ઓ મહારી માતરે. ॥ મને અઘોર સ્વપન આવીયાં રે, ઓ હો હો હરે. ॥ ટેક ॥ ઓ

મા હું અને માહારો કંથ રે, અમો નીકળીયાં વન પંથ રે. માહારા કંથે મને તરછોડી રે, તોહે પુઠે પડી કર જોડી રે. એવે સળગતો દવ આવ્યો રે, તેમાં સ્વામીએ દેહ જંપાવ્યો રે, તેમાં બળી ગયો મુજ નાથરે, જાણે ઉતર્યું હેવાતણ હાથ રે. ॥ મુને એવાં સ્વપન આવીયાં રે, હો હો હો હો રે, ॥ માયે કહ્યું દીકરી રહે છાની રે, તારી રક્ષા કરે મા ભવાની રે, તારૂં સમણુ જેની રૂદે ઝેર રે, પડજો બ્રહ્મ નીંદાળાને ઘેરરે. ॥ તારૂં સમણું વિશ્વાસ ઘાતનેરે, ઓ હો હો હો રે. ॥ વળણ ॥ એમ સમજાવી દીકરી, કરાવીયું સયન; ત્રીજે ચોઘડીએ જાગીને, કરતી બહુ રૂદન.



## કડવું ૮ રાગ ઉપરનો.

ઓ મા ત્રીજા ચોઘડીયાની રાત રે, સમણું લાગ્યું ઓ માહારી માત રે, મુને નઠારાં સપન આવીયાં રે,ઓ હો હો હો રે.॥ માતા મુજ નાથ બનીયો કેવો રે, જાણે ભુતના ભાઈના જેવો રે, થયો પાડા ઉપર સ્વાર રે, કોટે પેહેર્યા કરેણાના હાર રે, અંગે લોહ તણા સણગાર રે, માંથે શઘડીમાં ધીખે અંગાર રે. ગળે મનુશ મુસ્તકની માળા રે, મોઢે રૂધીરના ઓઘરાળા રે, એ તો દક્ષીણ દીશામાં જાય રે, ઠીબમાં ખીર રોટલે ખાય રે. આગળ ભુત ને ભૈરવ નાચેરે, વળી વંતરી ચુડેલ જાચે રે, માંથે સમળો સીચાણા ભમે રે, તે તો તારા જમાત્રને ગમે રે. ॥ એવાં ભયંકર સપન આવીયાં રે, ઓ હો હો હો રે. ॥ માયે કહ્યું દીકરી રહે છાની રે, તારી રક્ષા કરે મા ભવાની રે, તારૂં સમણુ સમુદર બેટ રે, પડજો ઘોજારી રાંડને પેટ રે, ॥ તારૂ સમણુ સુકે લાકડે રે ઓ હો હો હો રે. ॥વળણ.॥એમ કહી સયન કરાવીયું, ચોથું ચોઘડીયું થાય; વદે વલ્લભ કહ્યું જાગીને, સાંભળ તું મુજ માય. ॥



## કડવું ૯ રાગ ઉપરનો.

ઓ મા ચોથા ચોઘડીયાની રાત રે, સમણું લાગ્યું ઓ માહારી માતરે; મને સાચાં સપન આવીયાં રે, ઓ હો હો હો રે, ॥ માહારો સસરો ગયા પાતાળ રે, સાથે મામાજી શ્રીગોપાળરે, રડ્યા કૌરવ કેડે મચીયારે, દ્રોણ ગુરૂએ કોઠા રચીયારે. માહારા કાકાજીએ બીડું લીધુ રે, તે તો તારા જમાત્રે લીધું રે, તેથી મુજ સાસુ આણું કાહાવે રે, મને રાયજાજી તે-

ડવા આવે રે, મને એવાં સમ આવીયાં રે. ઓ હો હો હોરે. ॥ વળણ. ॥ માત કહે સુણ દીકરી, જાણે છે સહુ લોક; સમાં જુઠાં જાણજે, જે દીઠું તે ફોક. ॥ દોહરો—સપ્ને દીઠું સંપ જે, મન ચીતવ્યું જો થાય; જળથી માંખણ નીકળે, તો કોણ લુખુ ખાય ॥



## કડવું ૧૦ રાગ ઢળકતા દોહરાની ચાલ.

સમણાં સાચાં નોહ્ય રે ઓ દીકરી, સમણાં સાચાં નાહોયરે. ॥ ટેક ॥ સમણામાં એક વાંજીઓ તે, પુત્ર પામ્યો રસાળ રે, ઘોડીયું બાંધ્યું ઘોજારમાંને, પારણું ઝુલે પરસાળરે. હાલો હાલો કહીને હીંચોળે, થયો માતસકાળ રે; જાગીને જોવા જાય તો, કોનું લાવે બાળ રે. ॥ સમણાં સાચાં નોહ્યરે ઓ દીકરી, સમણાં સાચાં નાહોયરે. ॥ ૧ ॥ સમણામાં એક બોબડો તે, બહુ ભણ્યો વિદ્યાય રે; જાગીને ભણવા ગયો તો, મોહોઢે નવ બોલાય રે. ॥ સમણાં સાચાં નોહ્ય રે ઓ દીકરી, સમણાં સાચાં નાહોય રે. ॥ ૨ ॥ સમણામાં એક કુવારો તે, કન્યા પરણ્યો બહુ રે, જાગીને ઘરમાં જોવા જાય તો, દીઠી બાપની વહુ રે. ॥ સમણાં સાચાં નોહોય રે ઓ દીકરી, સમણાં સાચાં નાહોય રે. ॥ ૩ ॥ સમણામાં એક નીરધનીયો તે, દ્રવ્ય પામ્યો અપાર રે, દેશ પ્રદેશે હુંડીયો ચાલી ઘેર, ગુમાસ્તા એક હજાર રે; આબરૂ ઇજ્જત ઘણી વધી ને, વધ્યો જગતમાં ટેક રે; જાગીને ઘરમાં જાય જોવા તો, ન મળે કોડી એક રે. ॥ સમણાં સાચાં નોહોય રે ઓ દીકરી, સમણાં સાચાં ના હોય રે. ॥ વળણ. ॥ સપના સાચાં હોય નહી, ઓરે માહારી તન; બેશ મુજ સાથે વાતમાં, કરતી નહી સહ્યન. ॥



## કડવું ૧૧ રાગ ચોપાઈનો.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; બેઠી ઓત્રાને એની માત; કરે બીજી ત્રીજી બહુ વાત. ॥ ૧ ॥ એવે રાત ગઈ દોઢ પોહોર, આવ્યો રાયકો નગ્રને ઠોર; ઠોકયો દરવાજામાં ભાલો, બલ્યા દરવાન ખબર આલો. ॥ ૨ ॥ આવ્યો કુરૂક્ષેત્રથી હું તો, દરવાજા ઉઘેડી દે તું તો; તવ દરવાન ઉભો થયો, કુંચી દરવાજાની લેવા ગયો. ॥ ૩ ॥ ગયો દોડતો રાજભોવન, ધાંટો કાહાડીને કહ્યું વચન; આપો કુંચી કોઇ

જન આવ્યો, કુરૂક્ષેત્રથી પત્રજ લાવ્યો. ॥ ૪ ॥ ઓત્રા બેહેનને તેડવા સારૂં, તેથી મન ગભરાયું માહારૂં; સાંભળ્યું સુદ્રષ્ણાએ એમ, દીકરીનું ખોટું કહ્યું કેમ. ॥ ૫ ॥ એનું બોલવું ભાસ્યું કાચું, પણ છેવટ પડીયું સાચું; એમ જાણીને મુરછા ચડી, એતો બે શુધ્ધ થઇને પડી. ॥ ૬ ॥ તવ ઓત્રાને ચીંતા વ્યાપી. દરવાજાની કુંચી આપી; જઇ દરવાને ઉઘાડયાં દ્વાર, આવ્યો રાયકો તેણીવાર. ॥ ૭ ॥ પોતે વૈરાટનગ્રમાં પેઠો. રહયો છે સાંડય ઉપર બેઠો; પત્ર આપ્યો ઓત્રાને હાથ, બાઇ ચાલો તમો મુજ સાથ, ॥ ૮ ॥ તવ ઓત્રારાણી ગઈ ઘરમાં, એને ફાળ પડી છે ઉદરમાં; જઇ ઉઠાડી પોતાની માત, પત્ર વંચાવીને કહી વાત. ॥ ૯ ॥ તું તો સાંભળ માહારી માય, મુને કરી દે તું વીદાય; બોલી સુદ્રષ્ણા મુખ એમ, મધ્ય રાત્રીએ મોકલું કેમ. ॥ ૧૦ ॥ દીકરી રાતે આણાં આવ્યાં, એવાં કરમ કઠોરાં કાહાવ્યાં, એ છે અણઘટતું તે તપાસો, કરૂં રાતે શું સાસરવાસો. ॥ ૧૧ ॥ બોલી ઓત્રા રાણી મુખ વાણી, માતા કેમ ભુલે છે જાણી, જો જીવશે તુજ જમાત્ર, તો તો પુંજજે પુજનીક પાત્ર. ॥ ૧૨ ॥ જેવું હેત છે તેવું ધરજે, ઘણા દાહાડા સાસરવાસો કરજે; કાંઇ કરીશ નહી કલપાન્ત. તારા મનમાં તું ધર શાન્ત. ॥ ૧૩ ॥ રાખી ડાહાપણ આપ્ય વીદાય. એટલું માગુંછું માય; બોલી સુદ્રષ્ણા સુભમતી, રાતે મોકલવાની નથી. ॥ ૧૪ ॥ વળણ. ॥ રાતે ન મોકલું દીકરી, થાશે થવાકાળ; કુંવરીને વલ્લભ કહે, પડી પેટમાં ફાળ.



## કડવું ૧૨ રાગ સવૈઆનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ચક્રાવાની કથાય. ॥ ૧ ॥ ઓત્રા બોલી ઓરે જનેતા, કાંઇ કરી લે વીચાર; તારો મુમત ઝાલીને માહારો, બગાડે છે અવતાર. ॥૨॥ સાસરે મોકલતાં શું માઠું, મુમત ઝાલો છો આડા; સારૂં હોય તો સાસરવાસો, કરજે ઘણા છે દાહાડા. ॥ ૩ ॥ પુત્રીને સાસરે મોકલતાં, જનેતા જણાવે લાડ; મોકલે નહીને સમીપ રાખે, તે બુદ્ધીનો બીગાડ. ॥૪॥ કેહેશે કે મારે પેટે સમાઇ, હાંલ્લે સમાશે તેહ; ધીક્કાર એવી કામનીને, દીકરીનું ઇછે ન એહ. ॥ ૫ ॥ દીકરી સાસરે સંચરે તવ વળાવવાને જાય; મીઠું બોલી પુત્રી રડાવે, રડવા લાગે માય. ॥ ૬ ॥ રડતી જાય તે ખબર મુઆની, લઈને આવે ઘેર; સપુત હોય તો કલેશ ન કરે, સમજે સંસાર

પેર. ॥ ૭ ॥ એમ કહી માને સમજાવી, તવ બોલી મુખ રાણી; થાય તેવો કરૂ સાસરવાસો, પ્રથમ આણું જાણી. ॥ ૮ ॥ પોતાના છડીદારને કહ્યું, વેહેપારી તેડવા જાઓ; કાપડીયા સરઇઆ ચુડઘર, તેને બોલાવી લાવો. ॥ ૯ ॥ તવ છડીદાર તેડવા ગયા, વેહેપારીને બોલાવ્યા; કાપડ લેઇને કાપડીઆ, કપુરચંદજી આવ્યા. ॥ ૧૦ ॥ સરૈયા સરૂપચંદ આવ્યા, ચુડઘર ચતુરચંદ; રાણીના મેહેલમાં જઇ બેઠા, મનમાં અતી આનંદ. ॥ ૧૧ ॥ સુદ્રષ્ણા કહે માલ કાહાડો, કીમ્મત તેની માપો; ઓત્રા બેહેનને સાસરે જાવું, શુકનનું સારૂ આપો. ॥ ૧૨ ॥ તવ કાપડીયા કપુરચંદે, કાપડ કાઢવા માંડયાં; મોઢે વીખાણે માલ પોતાનો; કાળાં ગજકણુ કાહાડયાં. ॥ ૧૩ ॥ પ્રથમ શુકન માઠા બતાવ્યા, કીધો રાણી તીછકાર; તવ દાસોએ ધપ્પા મારી, કાહાડી મુકયો બાહાર. ॥૧૪॥ સરૂપચંદ સરેયાએ સારૂ, કંકુ કાઢવા માંડયું; ઉંધમાં ને ઉંધમાં ડબો ઊઘેડયો, તેમાંથી કાજળ કાહાડયું. ॥ ૧૫ ॥ શેવક તેને મારવા લાગ્યા, કાઢતાં ન ધરી સર્મ; ઓત્રાએ વચમાં પડી છોડાવ્યો, સહુ માહારૂં કર્મ. ॥ ૧૬ ॥ મુજ ભવીશમાં થવાનું જેવું, તેવું નીકળે બાહાર; તેમાં એ શું કરે બીચારા, મીથ્યા મારો છો માર. ॥ ૧૭ ॥ તવ ચતુરચંદ ચુડઘર બોલ્યા, કોણુ હતું નાહાનું છૈયું; શુકનમાં સારો માલ દેવો, શું ફુટી ગયું હૈયું. ॥ ૧૮ ॥ એ બે વેહેપારી મુરખ જેવા, લ્યો હું શુકન આપુ. બેહેનનું અખંડ હેવાતણુ રે, રાતો ચુડલો આપુ. ॥ ૧૯ ॥ એમ કહીને કોથળામાંથી; કાહાડે ચુડા રૂપાળા; કાઢતાં પ્રથમ પેહેલાં, નીકળ્યાં બલ્લીયાં કાળાં. ॥ ૨૦ ॥ તવ તેને પણ પરસાદ મળીયો, નાશી ગયો બેહાલ; ઘેર જઇને ત્રૈણે વેહેપારી, સારો લીઆવ્યા માલ. ॥ ૨૧ ॥ તે લાવી ઓત્રાને આપ્યો, ગાંસડી બાંધી તાંણી; ઓત્રાએ પોતાની માને કહ્યું, આગનાદો હેત આણી. ॥ ૨૨ ॥ સુદ્રષ્ણા કહે દીકરી માહારી, તુને જવાનો પ્રેમ; પણ મધ્યરાતે આણુ આવ્યું, જાવો જીભે કહું કેમ. ॥ ૨૩ ॥ એમ કહી ઓત્રાને લીધી, ચાંપી રૂદીયા સાથ; આ લાડકડી કેમ જવાદો, કહી રડે રૂદીયા ફાટ. ॥ ૨૪ ॥ ઓત્રાએ કહ્યું ઓરે જનેતા, સીદ કરે મને વાર; માહારે ને માહારા કંથને વીયોગી, છ છ ગયા અવતાર. ॥ ૨૫ ॥ સાતમો જનમ આ છે અમારો, ઓરે માહારી માત; રાણી કહે તને શાથી સુજર્યું, તે કહે મુને વાત. ॥ ૨૬ ॥ ઓત્રા કહે આજ સુજી આવ્યું છે ઈશ્વરની ઇચ્છાય; સુદ્રષ્ણા કહે સંભળાવ્ય મુને, પછી કરૂં વીદાય. ॥ ૨૭ ॥ ઓત્રા કહે મુને વાર થાશે, તો જાતાં વાહાણું વાહારો; હઠીલો

છે જમાત્ર તારો, જુદ્ધ કરવાને જાશે. ॥ ૨૮ ॥ સુદ્રક્ષણા કહે યુદ્ધે જસે ને, કદાપી વીવન થાશે; તો તેનો ઉપાય બતાવું, આવેલું સંકટ જાશે. ॥૨૯॥ આપણે સાતમે માળ પેટીમાં, અમરકુપો એક; તે લેઈ જા તું તારી સાથે, સાચવજે વીવેક. ॥ ૩૦ ॥ તુજ પતી પડયો હોય ભોમી, તોપણ અમર પાજે; મર્ણું પામેલો સજીવનથાશે, ગોવીંદના ગુણ ગાજે. ॥ ૩૧ ॥ ઓત્રા રાણી સાતમે માળે, લેવાને ગઇ સાર; પેટીમાંથી કુપ્પો લીધો, જાણ્યું જુગદાધાર ॥ ૩૨ ॥ પાતાળમાં પોઢયા છે પ્રભુજી, પેટમાં પડી ફાળ; પથારીમાં બેઠા થયા, પોતે શ્રી ગોપાળ. ॥ ૩૩ ॥ ભાણેજને મરાવવા માટે, પ્રેરક કેમ જાય ચુકી; ઓત્રા અમર લેઇ ઉતરે નીચી, તેને તરશા મુકી. ॥ ૩૪ ॥ તેવીજ ઓત્રા ઝટપટ નાઠી, દોડીને કામ કીધું; કુપો મુકયો પાણીઆરામાં, પછી પાણી લેઇ પીધું. ॥ ૩૫ ॥ પાણી પીતામાં મુકી ભુલવણી, ભુલીને ઉતરી હેઠી; પોતાની સુદ્રક્ષણા માતાને, અવતાર કહેવા બેઠી. ॥ ૩૬ ॥ એવે પાતાળમાંથી નીકળીયા, વિશ્વતણા જે ભુપ; અદર્શ થૈને મેહેલમાં આવ્યા, ધરી ઉંદરનું રૂપ. ॥ ૩૭ ॥ ઉંદર રૂપે અલબેલાયે, કપટ કેવું કીધું; કુપ્પાને વાંકો વાળીને, અમ્મર જળ બધું પીધું. ॥ ૩૮ ॥ કુપ્પાને પછી ફોડી નાંખ્યો. પોતે શ્રી ગોપાળ; કટકે કટકા ચાંચમાં ઘાલી, પરવરીયા પાતાળ ॥ ૩૯ ॥ તે વારતા કોઇ જાણતું નથી, ન જાણે પુત્રી માત; પોતાના છ અવતારોની, કહેવા માંડી વાત. ॥ ૪૦ ॥ વળણ ॥ ઓત્રા કહે છે માતને, પોતાના અવતાર; વદે વલ્લભ શ્રોતાજનો, સમરો જુગદાધાર.



## કડવું ૧૩ રાગ બાહાવર.

ઓ મા પેહેલેને આવતાર અવતરી મા હું, રાજાની કુંવરી નીધાનરે; ઓ મા અભીમન્યુતો અવતર્યો માતા, બ્રાહ્મણનો સંતાનરે. ॥ ૧ ॥ નાહાની ઉમરમાં એ ભણ્યો ગણ્યો મા ઘેર ઘેર નવ જાયેરે; માહારા બાપની સભામાં આવીને, કથા વારતા વાંચે રે. ॥ ૨ ॥ તેથી કરી મને મોહ લાગ્યો મા, કહાવ્યું મેં દાસીની સાથરે; કેહેવરાવ્યું કે રાજાની કુંવરી, ઝાલવા ઇછે તુજ હાથ રે ॥ ૩ ॥ તવ તે બ્રાહ્મણે મુજને કહાવ્યું કે, ખોટાં ન કરીએ ચેન રે; ઓ બાઇ હું તારા ધર્મનો બંધુને, તું માહારી ધર્મની બેન રે. ॥ ૪ ॥ ઓ મા તેથી મુને હઠ ભરાણી, જાણ્યું કે ધાર્યું કરવું રે; એનું બોલ્યું એના મોહોમાં રહેને, માહારે એની સંગ વરવું રે. ॥ ૫ ॥

એમ જાણીને મેં માહારા પોતાને, માંડીને કહી વાત રે; કહ્યું કે બીજા મહારે બાપને બંધવા તે, પરણાવો વીપ્રની સાથ રે. ॥ ૬ ॥ તવ મુજ તાતે એને તેડાવ્યો ને, સમજાવ્યો અપરમ પાર રે; તોપણ બ્રાહ્મણ સમજ્યો નહી ત્યારે, પરણાવ્યો બળાતકારરે. ॥ ૭ ॥ પછી રેહેવાને મેહેલજ આપ્યો, રહ્યાં અમે નર નારી રે; પણ મુજ સાથે બોલે ચાલે નહી, વાત ન સાંભળે માહારી રે. ॥ ૮ ॥ માહારૂં આપ્યું જળ પીયે નહી ને, માહારૂં રાંધ્યું નવ ખાય રે; માહારાથી આઘો ને આઘો ફરે એ. મન માહારૂં અકળાય રે. ॥ ૯ ॥ તેથી મેં વીપ્રનો કેડો લીધો ને, પડવા ન દીધો સાંસો રે; એટલે બ્રાહ્મણે અકળાઇ ઓરડામાં, ગળે ઘાલ્યો ફાંસો રે. ॥ ૧૦ ॥ ફાંસો ખાઇને દેહ ત્યાગ કીધો, કીધો મેં વીચાર રે; જાણ્યું કે માહારે જીવી શું કરવું. વ્યર્થ ગયો અવતાર રે. ॥ ૧૧ ॥ મેં મરતાં માગ્યું ઇશ્વર પાસે, વીપ્ર ચાહના માહારી કરજો રે; હવેને અવતારે એના પેહેલાં, હું આપઘાત કરી મરજો રે, ॥ ૧૨ ॥ એમ કહીને મેં દેહ પાડયો, ત્યાગ થયો મુજ પ્રાણ રે; એ રીતે બે મરણ પામ્યાં, થઇ બે જીવની હાણ રે. ॥ ૧૩ ॥ તું તો સાંભળ માહારી માય રે, માહારૂ પાપે હેવાતણ જાય રે; એવાં પાપે હેવાતણ જાય રે માહારો પેહેલો અવતાર પુરો થાય રે. ॥ ૧૪ ॥ વળણ ॥ પેહેલો અવતાર પુરણ હવો, સાંભળ માહારી માત; વદે વલ્લભ કહે છે ફરી, બીજા જનમની વાત.



# કડવું ૧૪ રાગ ઊપરનો.

ઓ મા બીજેને અવતાર અવતરી મા હું, માળણની કુંવાર રે; ઓ મા અભેમન્યુ પુત્ર થઇ અવતરીયો, પોતે રાજ દરબાર રે. ॥ ૧ ॥ તેની સભામાં પુસ્પ મુકવા જાતો તો, હરનીશ માહારો તાત રે; તે મુજતાતને તાવ આવ્યો તે, મુને મોકલી મહારી માત રે. ॥ ૨ ॥ મેં જઇસભામાં પુસ્પ મુકયાં, નહી કોઇ સાથે દ્રોહરે; ત્યાં મુને જોઇને રાજ્ય કુંવરને, લાગ્યો મુજપર મોહ રે. ॥ ૩ ॥ શેવક શાથે કુંવરે કહાવ્યું, હૂં તુજપરછું મગ્નરે; તાહારા બાપની અપાવું આગના, કર મુજ સાથે લગ્નરે. ॥ ૪ ॥ ઓ મા મુજને અવળું સુજ્યું તે, કહાવ્યું શેવકની સાથ રે; કેવરાવ્યું કે હું તુજ ભગની, અને તું માહારો ભ્રાત રે. ॥ ૫ ॥ એ સંદેસાથી કુંવર કકળ્યો, મુને ઘેરવા મુકી ચોકી રે; એક દહાડો બાગમાં પુસ્પ લેતીતી, ત્યાં આવી કુંવરે રોકી રે. ॥ ૬ ॥ તેથી મેં જાણ્યું મા-

ને

હારી આબરૂ લેશે, થાશે ઇજ્જતની હાણુ રે; એવું સમજીને પડી કુઆમાં, કહાડયો મેં માહારો પ્રાણ રે. ॥ ૭ ॥ તે જોઇ કુંવર થરથર ધ્રુજ્યો, જાણ્યું જીવીને શું કરૂં રે; માહારે માટે મુઇ માળીની પુત્રી તે, હું પણ સાથે મરૂં રે. ॥ ૮ ॥ એમ જાણીને રાજ્ય કુંવર એ, પડીયો કુઆમાંયરે; એ રીતે બંનેનો દેહ છુટયો, જળમાં જંપાયાં ત્યાંય રે. ॥ ૯ ॥ તુતો સાંભળ માહરી માય રે, માહારાં પાપે હેવાતણ જાય રે; માહારા પાપે હેવાતણ જાય રે, માહારો બીજો અવતાર પુરો થાય રે. ॥ ૧૦ ॥ વળણ ॥ એમ અવતાર બીજો ગયો. સાંભળ માહારી માત; વદે વલ્લભ કહે છે ફરી, ત્રીજા જનમની વાત.



# કડવું ૧૫ રાગ ઉપરનો.

આ મા ત્રીજેને અવતાર અવતરીયાં અમે, મેના પોપટ અવતાર રે; એક નદીના ધોધડમાં રેહેતાં, પાસે ને પાસે સાર રે.॥૧॥ માહારાં માબાપને પારધીએ ઝાલ્યાંને, પછી પોપટનાંને ઝાલ્યાં રે; એટલે અમે બેઉ ત્રાસજ પામી, ઉડીને ભેળાં ચાલ્યાંરે. ॥ ૨ ॥ વનમાં જતાં બેઉ વખુટાં પડીયાં તે, હું એક નગ્રમાં પેઠી રે; એક ગુણકાની બાહારીને ડંડે, બોલતી બોલતી બેઠી રે. ॥ ૩ ॥ ગુણકાને માહારૂં બોલ્યું બહુ મીઠુ લાગ્યું તે; વસ્ત્ર નાંખી મુને ઝાલી રે; પાળવા પોસવા પાસેજ રાખવા, પાંજરામાં મને ઘાલી રે. ॥ ૪ ॥ પોપટ માહારો વનમાં ભટકતો, ખાતો પક્ષીઓના માર રે; ઘણે દહાડે આવ્યો માહારા નગરમાં, ટાઉકો સાંભળ્યો માહારો સાર રે. ॥ ૫ ॥ મુજને સોધતો સોધતો આવ્યો એ, ગુણકાના ઘરમાં પેઠો રે; બોલતો બોલતો આવીને એતો, પાંજરા ઉપર બેઠો રે. ॥ ૬ ॥ તે દેખી ગુણકાને દાજજ આવી, વસ્ત્ર નાંખને ઝાલ્યો રે; પગ પાંખો એની તોડી નાંખીને, અગ્નીના ચુલામાં ઘાલ્યો રે ॥ ૭ ॥ તે દેખી મુજથી ખમાયું નહી તે, કરવી ધારી જીવ હાણ રે; પાંજરાના શરીયામાં ડોકુ ઘાલીને મેં, માહારો કાહાડયો પ્રાણ રે. ॥ ૮ ॥ તું તો સાંભળ માહારી માય રે, માહારાં પાપે હેવાતણ જાય રે; મહારાં પાપે હેવાતણ જાય રે, માહારો ત્રીજો અવતાર પુરો થાય રે. ॥ ૯ ॥ વળણ ॥ ત્રીજો અવતાર એવો ગયો, સાંભળ માહારી માત; વદે વલ્લભ કહે છે ફરી, ચોથા જનમની વાત.



## કડવું ૧૬ રાગઊપરનો.

ઓ મા ચોથને અવતાર અવતર્યો મા, હરણા હરણીનો અવતાર રે; હરણ મ્હારી પુંઠળ પડીયો, વીશયવતો અપાર રે. ॥ ૧ ॥ પણ મેં હરણને માન્ય ન કીધો તે, લીધો મ્હારો કેડો રે; ચારો મુજને ચરવા દે નહી ને, પુરણ લાગ્યો હેડો રે. ॥ ૨ ॥ એકવીસ આપવાસ થયા મા મુને, તવ ગયો મારો પ્રાણ રે; એટલે હરણે પણ પાડી કાયા, કરી જીવની હાણ રે. ॥ ૩ ॥ તું તો સાંભળ માહારી માય રે, મારાં પાપે હેવાતણ જાય રે; માહારાં પાપે હેવાતણ જાય રે, માહારો ચોથો અવતાર પુરો થાય રે. ॥ ૪ ॥ વળણ: ॥ ચોથો દેહ એવો ગયો; સાંભળ માહારી માત વદે વલ્લભ કહે છે ફરી પાંચમા જનમની વાત.



## કડવું ૧૭ રાગ ઊપરનો.

ઓ મા પાંચમે અવતાર અવતર્યા મા, હોલાહોલીનો અવતાર રે; ઓ મા હું પડી હોલાની પુંઠે, વીશયનો વીકાર રે. ॥ ૧ ॥ પણ હોલાની નહી મુજપર પ્રીતી, માટે એ નાસતો ફરે રે; તોપણ જ્યાં ને ત્યાં હું રહી વળગી, ચારો કાંઇ નવ ચરે રે. ॥ ૨ ॥ ઘણે દીવશે એ અકળાયો સળગતા દવમાં પડીયો રે; એને આપઘાત કરતાં દેખીને, કાળ ઘણો મને ચડીયોરે. ॥ ૩ ॥ મેં જાણ્યું માહારે શું કરવું જીવીને, મુજ માટે થઇ એની હાણ રે; એવું સમજીને હું પણ પડીને, ત્યાગ કર્યો મેં પ્રાણ રે ॥ ૪ ॥ તું તો સાંભળ માહારી માય રે; મારૂં પાપે હેવાતણ જાય રે; માહારૂં પાપે હેવાતણ જાય રે, માહારો પાંચમો જનમ પુરો થાયરે. ॥ વળણ ॥ પાંચમો દેહ એમ પરહર્યો, સાંભળ માહારી માત; વદે વલ્લભ વળી ઓચરી, છઠ્ઠા જનમની વાત.



## કડવું ૧૮ રાગ ઊપરનો.

ઓ મા છઠ્ઠેને અવતાર અવતરી મા હું, બોરસલીનો અવતાર રે; અભેમન્યુ તો અવતર્યો માતા, અસુરનો કુંવાર રે. ॥ ૧ ॥ હેદાનવ મેદાનવ નામના, હતા અસુર બે ભ્રાતરે; તેનો સુત થઇ અવતરેલો, વેર પ્રભુની સાથ રે. ॥ ૨ ॥ તેના બાપ કાકા કૃષ્ણે હણ્યાતા, તે વેહેર લેવા માટે રે; માહાદેવનુ તપજ કીધું ને, રીઝવ્યાશંભુ સપાટ રે. ॥ ૩ ॥ આ-

વી શીવે કહ્યું શું માગે છોકરા, તવ તે લાગ્યો ચરણ રે, કરજોડીને માહાદેવ પાશે, માગ્યું પ્રભુનું મરણ રે. ॥ ૪ ॥ ત્યારે શીવે કહ્યું લાવ્ય એક પેટી, એવી વ્રત્તી ચડાવી રે; પેટી કરાવા વનમાં મુજને કાપીને, સુથાર પાસે ઘડાવી રે. ॥ ૫ ॥ તે પેટીમાં ઘાલ્યો હઇલોચનને, કૃષ્ણે કપટથી હણીયો રે; હું તારે ઘેર અવતરીને એને, શુભદ્રાએ જણીયો રે. ॥ ૬ ॥ એકે જનમ અમે હળીમળીને, બેઠાં નહી કોઇ વારરે; છછ જનમ ગયા વીયોગનાને, આ સાતમો અવતાર રે. ॥ ૭ ॥ તું તો સાંભળ માહારી માય રે, માહારાં પાપે હેવાતણ જાય રે; માહારાં પાપે હેવાતણ જાય રે, માહારો છઠો અવતાર પુરો થાય રે. ॥ વળણ. ॥ છ અવતાર પુરણ હવા, સાંભળ માહારી માય; વદે વલ્લભ ઓત્રા કહે, હવે કરી દે વીદાય. ॥



## કડવું ૧૯ રાગ સાખીનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણજનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું ચક્રાવાનો મહીમાય. ॥ ૧ ॥ ઓત્રા કહે મા આગના આપો, હવે ન કરશો વાર; જાતાં જાતાં વહાણુ વાહાશે તો, યુધ્ધે જશે ભરથાર. ॥ ૨ ॥ તો પછી રોક્યો નહી રેહેવાનો, હઠીલો નરનો બાળ; તો મારૂં જીવતર છુટી પડશે, એ મોહોટી પેટમાં ફાળ. ॥ ૩ ॥ તવ માતાએ કંસાર રાંધ્યો, પુત્રીને બોલાવી પાસ; ખોળે બેસાડી શુદ્રષણાએ, પાંચ ભરાવ્યા ગ્રાસ. ॥ ૪ ॥ પછી કહ્યુ દીકરી સીધારો, ભલુ કરશે ભગવાન; સાસરવાસાની ગાંસડી લૈને, થઇ ગઇ સાવધાન. ॥ ૫ ॥ જે રઇકાની સાંઢપર બેઠી, પોહોરવાર સાંડ ત્યાં ઢુકી; જાણ્યું કે દોડ પોહોર રાત રહી છે. સાંડને હાંકી મુકી ॥ ૬ ॥ વાયુ વેધે સાંડ ચાલી, લાંબે પંથ પળાય; અડધો પોહોર રાત જતા જતામાં, બસે ગાઉ વહી જાય. ॥ ૭ ॥ એટલે ઓત્રાને સાંભર્યો કુપો, કંપી ગયું શરીર; હાં હાં રે સાંડ રાખ્ય ઉભી ઓ-રે રતના વીર. ॥ ૮ ॥ જનમની દુખીઆરી હું છું, કરણી માડી કાહાવી; અમર કુંપો પાણીઆરામાં, ભુલીને હું આવી. ॥ ૯ ॥ તે માટે સાંડ પાછી વાળો, લાવીએ કુંપો જઇ; એમ કહીને હાર મોતીનો, પેહેરાવ્યો ગળા મહી. ॥ ૧૦ ॥ રૈકો કહે ઓ ઓત્રા બેની, સાંડ છે વાયુ વેગી; તારો સ્વામી સુતેલો હોયને, તુને કરૂં ત્યાં ભેગી. ॥ ૧૧ ॥ પછી તું કંથને રાખજે રોકી, લાગી પતીને ચરણ; તવ અટકશે યુધ્ધે જવાનું, તો

શાને પામશે મરણ. ॥ ૧૨ ॥ ઓત્રા કહે ઓ વીરા માહારા, હઠીલો હઠ કરે; રોકયો રહે નહી ને જાય જુદ્ધે, ધડ ચક્રાવામાં મરે. ॥ ૧૩ ॥ ત્યારે હું ગરીબ બેઠક બેસુ, રહે નહી ઉપાય; માટે સાંડને પાછી વાળો, લાગુ તુજને પાય. ॥ ૧૪ ॥ રૈકો કહે ઓ ઓત્રા બેહેની, શીદ મરોછો મથી, સાંડ છે તે પણ જીવાત્મા છે, લોઢું લાકડું નથી. ॥ ૧૫ ॥ ચારસેં ગાઉ પેહેલી ચાલી, બસેં ગાઉ હાંઇ આવી; પાછી બસેં ગાઉ ત્યાં જાયે, કેટલી કષ્ટી કાહાવી. ॥ ૧૬ ॥ પાછી બસે ગાઉ હાંઇ આવે, તોહ્યે બસે રહે બાકી; વળી બે જગુનો બેજ ઉચકે; શી રીતે રહે આખી. ॥ ૧૭ ॥ ઓત્રા કહે ઓ વીરા માહારા, એકલા તતપર થાવો; આ વ્રક્ષ ઉપર મુજને મુકો, તમે તમારે જાવો. ॥ ૧૮ ॥ પાણીઆરામાં કુંપો મુકયો છે, તે લાવવા કરો કામ; જો માહારો કંથ જીવશે તો. દેઇશ દસવીસ ગામ. ॥ ૧૯ ॥ રૈકો કહે કે સાચુ છે બેહેની, તુને ન વનમાં મુકાય; મોહોટાની દીકરી મોહોટાની રાણી, મુકીને કેમ જવાય. ॥ ૨૦ ॥ વાઘ વરૂ જીવ જંતુ આવે, વીઘન કરે અતી; ઓત્રા કહે હું દુખીઆગુને, કોઇ ખાવાનું નથી. ॥ ૨૧ ॥ એ વાત સાચી માનજે વીરા, મુજ માઉશ કોને ન ભાવે; સુખીઆનું મોહોત ડગલે ડગલે, દુખીઆને મોહોત નાવે. ॥ ૨૨ ॥ માટે વીરા ચીંતા ન કરશો, મુને મુકીને જાવો; પાણીઆરામાં પાણી પીતાં, મુકયો છે તે લેઇ વેહેલા આવો. ॥ ૨૩ ॥ તવ રૈકાએ સાંડ બેસાડી, બેહેની તું ન જેશ ચુકી; હું આવું તે રાખજે સુરતા, કહીને વ્રક્ષે મુકી. ॥ ૨૪ ॥ પછી સાંડપર બેશી વળીયો, પળીયો પંથ પુરપાટે; પવન ગમની પવન પેરે, ઉપડી સુરસપાટે. ॥ ૨૫ ॥ અડધા પોહોરમાં વૈરાટ નગ્રે, આવી કહ્યા સમાચાર; પાણીઆરામાંથી કુંપો આપો, જરા ન કરશો વાર. ॥ ૨૬ ॥ સુદ્રષ્ણાએ અમ્મર કુંપ્પો, શોધ્રી જોયો ઠેર ઠેર; તોપણ તેનો પતો ન લાગ્યો, કહી રાયકાને પેર. ॥ ૨૭ ॥ ઓ ભાઇ કુંપ્પો કોઇ સ્થળ નથી, દીવશ વાંકો કાહાડ્યો; માહારી પુત્રીને અરણ્ય મુકી, શું સમજીને આવ્યો. ॥ ૨૮ ॥ વાઘ વરૂ એને નાંખશે મારી, જારે જા જોર ઝપાટે; છળી મરશે છોકરી માહારી, જૈ પોહાચ સુર સપાટે. ॥ ૨૯ ॥ તવ રઇકાયે સાંડ દોડાવી, પાધરે પંથે પળીયો; અડધે પોહોરે બસેં ગાઉ ગયો, જૈ ઓત્રાને મળીયો. ॥ ૩૦ ॥ ઓત્રા રાણીએ ઘાંટો કાહાડયો, રઇકાએ સાંડ રાખી; વ્રક્ષ ઉપરથી ઉતારીને, સાંડ ઉપર એને નાંખી. ॥ ૩૧ ॥ ઓત્રાએ કહ્યું કયાં છે કુંપો, હર્ખ આવે ઉર અતી; રઇકો કહે આખા ઘરમાં, અમ્મર કુંપો નથી. ॥ ૩૨ ॥ ઓત્રાએ કહ્યું વૈરાટ નગ્રે, નથી મ-

યો બીજી વાર; રઇકાએ કહ્યું લેતું પાછો, તારો મોતીનો હાર. ॥ ૩૩ ॥ તારી માત એમ કહે કે, રઇકો આવ્યો હતો; તે દાડે હાર આપજે મુને, નથી રહેવાનો જતો. ॥ ૩૪ ॥ ઓત્રા કહે નથી લેવો પાછો, સાંડને સારી હંકારો; વાર નથી વાહાણુ વાહ્યામાં, મન મુકી લલકારો. ॥ ૩૫ ॥ એવે સાંડ સપાટે ચલાવી, પ્રભુ પોઢયા પાતાળ; જાણ્યું કે સાંડ જાસે વેહેલી, પડી પેટમાં ફાળ. ॥ ૩૬ ॥ તે માટે એ સાંડને રોકું, ઉઠયો શ્રી નંદલાલો; મારગમાં આવીને પડીયા, થૈ લોહ વજ્રનો ભાલો. ॥ ૩૭ ॥ તવ સાંડે તે ભાલો દીઠો, ઓળંગીને ચાલી; પાછો ભાલો જઇ આગળ પડીયો,સાંડને ભુલવણી ઘાલી. ॥ ૩૮ ॥ તેવો ભાલાપર ચરણ પડીયો, સુંસરો પગમાં વાગ્યો; તેવી બરાડીને ધરણ ઢળી, હેલકારો રઇકાને લાગ્યો. ॥ ૩૯ ॥ તેથી રઇકાને ઓત્રા રાણી, ઉછળી આગ્રાં પડીયાં; ઓત્રાએ જાણ્યું સાંડ રઇકાને, ભવીશ માહારાં નડીયાં. ॥ ૪૦ ॥ ગભરાઇ રઇકો રડતો ચાલ્યો, સાંઢની પાસે જાય; લોહ ભાલો પગ પેઠો દીઠો, કરે છે ત્રાહ ત્રાહ. ॥ ૪૧ ॥ શાંઢને પગે બે પગ દૈને, ભાલો ખેંચી કાહાડયો; પછી અગ્ની સળગાવીને, પાઘ પોતાનો ફાડયો. ॥ ૪૨ ॥ શેક કરીને પાટો બાંધ્યો, રૂધીર બંધ ન થાય; એવી ગડમથળ કરે છે, એવે વાહાણું વાય. ॥ ૪૩ ॥ બળાતકારે ઉભી કીધી, સાંઢયને ધીરે ધીરે; પછી ઓત્રાને બેસાડી બેઠો, સોસના થઇ શરીરે. ॥ ૪૪ ॥ ધીરે ધીરે પંથ ચલાવી, ઓત્રાએ કહ્યું એમ; ઓ ભાઇ મારૂં કરમ નડીયું, તેમાં તું કરે કેમ. ॥ ૪૫ ॥ રઇકો કહે ઓત્રા બેહેની, વીઘન થયું વનમાં; બોલ્યા પ્રમાણે કામ ન થયું, હોંશ રહી ગઇ મનમાં. ॥ ૪૬ ॥ જાતવંતી સાંઢ ત્રૈણ ચરણે, મારગે ચાલતી જાય; તે વેળા કુરૂક્ષેત્રમાં, જાગી સુભદ્રાય. ॥ ૪૭ ॥ સર્વ પ્રાણી જાગ્રત થયું છે, કુંવર યુદ્ધમાં રાજી; વઢવા જાવા ઉમંગ એને, સુભદ્રા જઇ બાહાજી. ॥ ૪૮ ॥ ઓ દીકરા યુધ્ધે નથી જાવું, લાગુ તુજને પાય; અભેમન્યું કહે નીસ્ચે જવાનો, ઓરે માહારી માય. ॥ ૪૯ ॥ બીડું ખાઇને બેશી રહુ તો, લાજે અરજુન તાત; જગતમાં તમારૂં પેટ લાજે, ઓરે માહારી માત. ॥ ૫૦ ॥ માટે મીથ્યા કલેશ ન કરશો, કરશો નહી વિલાપ; યુધ્ધે ગયા વણ જો રહું તો, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૫૧ ॥ એવી પ્રતીજ્ઞા કરી કે, થર થર ધ્રુજી કાય; અભેમન્યુનો છેડો ઝાલી, રડવા લાગી માય. ॥ ૫૨ ॥ વળણ. ॥ રડવા લાગી છે માવડી, પુરણ પડી છે ફાળ; વદે વલ્લભ માયે કહ્યું, યુધ્ધે ન જાશો બાળ.



## કડવુ ૨૦ રાગ પરજનો.

તું તો યુધ્ધે ન જઇશ માહારા બાળરે, ઓ હઠીલા રાજા; દીકરા ત્યાં તો થવાનો તાહારો કાળરે, ઓ હઠીલા રાજા. ॥ ટેક. ॥ બેટા બીડુ કાલે તેં લીધું જ્યારે ત્યારે, ફરકયુ મારૂં લોચન રે; ડેરા તંબુપર કાગજ કળકળ્યો, માહા માઠા થયા શુકન રે, ઓ હઠીલા. ॥ ૧ ॥ ધોળે દાહાડે થયા શબ્દ શીઆળીઆના, ફરક્યું માહારૂં બધું અંગરે; તે વેળાથી તું બેઠો દગો દેવા, હોંશો પડી ગઇ ભંગરે. ઓ. ॥ ૨ ॥ કેવી આશાથી ઉછેર્યો દીકરા, કેવી હોંશે પરણાવ્યો રે; તે સઘળી હોંશો હૈઆમાં રહી ગઇ, દારૂણ દુખ દન આવ્યો રે. ॥ ઓ. ॥ ૩ ॥ વૈરાટે દીકરી દીધી ઉમંગથી, લાંબી આશાથી તનરે; તે બદલે તેને નીરાશ કરે છે તું, કાંઇ વીચાર્યું નહી મનરે. ઓ. ॥ ૪ ॥ પીતા તારો પરવરીયો પાતાળે, સાથે મામો મોરારીરે; તુજ તાત કેહેશે કેમ યુધ્ધે મોકલીયો, તો પછી શી ગત માહારીરે. ઓ. ॥ ૫ ॥ દીકરા દુશમન દાવો વાળેછે તું, દેછે મુજને છેહરે; માહારાથી જુધે જાતો દેખી ખમાશે નહી, પાડીશ માહારો દેહરે. ઓ. ॥ ૬ ॥ ॥ વળણ. ॥ દેહ તજીશ હું માહરો, નીસ્ચે માનો તન, વદે વલ્લભ એવું કહી, કીધું બહુ રૂદન. ॥

---

## કડવુ ૨૧ રાગ કાફી.

હાંરે બોલ્યા વૈશમપાયે વચન; સાંભળ જનમેજે રાજન. ॥ ૧ ॥ હાંરે કરે શુભદ્રા રૂદન, યુધ્ધે નહી જાવાદેઉ તન. ॥ ૨ ॥ હાંરે માહારૂં નીકળ્યું કરમ કઠોરૂં; નહીતો નાહોય હઠીલું છોરૂં. ॥ ૩ ॥ હાંરે એવું કેહેતી ઉઠી કહાડી હટી, ડેરા તંબુ ઉપર એ ચડી. ॥ ૪ ॥ હાંરે કરે અતી ઘણો ઉચાટ, જુએ ઓત્રા વહુની વાટ. ॥ ૫ ॥ હાંરે હજી કરમ ફુટેલી ન આવી, રઇકા સાથે ખબર ન કહાવી; હાંરે રડયા રઇકાયે વીશ્વાસ દીધો, મારો જીવ નીરાશી કીધો. ॥ ૬ ॥ હાંરે બરબડી આંસુડાં ભરતી, પાછી જઇ સુતને કરગરતી. ॥ ૭ ॥ હાંરે બેટા નહી દેઉં યુધ્ધે જાવા, છેક હઠીલા શું થાવો હાવા. ॥ ૮ ॥ હાંરે માહારા કુંવર કોમળ અંગી, તુજ વીના ન કો મારૂં શંગી. ॥ ૯ ॥ હાંરે દીકરા પુત્રવડે માનું માન્ય, નહીતો કોઇ ન દે ધન ધાન્ય. ॥ ૧૦ ॥ હાંરે દીકરા પુત્ર વીનાની જે માય. તેનું સગું કોઇ નવ થાય. ॥ ૧૧ ॥ હાંરે તેને વહુ કયાંથી લાગે પાય, તેની સ્મશાને સુની ચીતાય. ॥ ૧૨ ॥ હાંરે તેની લક્ષ્મી પરઘેર જાય,

તેનો વીશ્વમાં વંઝા કેહેવાય. ॥ ૧૩ ॥ તેનાથી લ્હાવો નવ લેવાય, તેને શોકય તણુ સાલ થાય. ॥ ૧૪ ॥ હાંરે દીકરા તે નહી જગમાં જાણીતી, એને કંથ ન કરે માનીતી. ॥ ૧૫ ॥ હાંરે દીકરા પુત્ર વીનાની જે નાર, તેનો છુટી પડયો અવતાર. ॥ ૧૬ ॥ હાંરે પુત્ર વીનાની નારી બાહાર માહાલે, પણ ઘરમાં ચલણ નવ ચાલે. ॥ ૧૭ ॥ હાંરે પુત્ર વીના ન શોભે રૂપાળી, સદા રેહેવું પડે ઓશીઆળી. ॥ ૧૮ ॥ હાંરે દીકરા એવા એવા સંતાપ; મને મીક્કારશે તુજ બાપ. ॥ ૧૯ ॥ હાંરે આવશે પાતાળમાંથી જ્યારે, પોતાનો પુત્ર માગશે ત્યારે; હાંરે હું તો તે વેળાએ મરીશ, કીયો દીકરો આગળ ધરીશ. ॥ ૨૧ ॥ હાંરે તારા મરણની જાણશે વાત, તે વેળા કરશે ઉતપાત. ॥ ૨૨ ॥ હાંરે કહેશે પાપણી લાવ્ય માહારો તન, નહી તો કાયા કરૂં છું પતન. ॥ ૨૩ ॥ હાંરે દીકરા તે વારે શી ગત માહારી, મરવું પડે લેઇ કટારી. ॥ ૨૪ ॥ હાંરે દીકરા દયા માતાની લાવો, મને દુખ દરીયાથી બચાવો. ॥ ૨૫ ॥ હાંરે દીકરા ગાત્ર થયાં માહારાં ઢીલાં, એ તો રણ લડવાનાં દોહીલાં. ॥ ૨૬ ॥ વળણ. ॥ રણ લડવાં બહુ દોહ્યલાં, ઓરે માહારા બાળ; વહે વલ્લભ અંતર બળે, દાવાનળ વીકરાળ.



## કડવું ૨૨ રાગ હાલાવરી ટેકીલો.

ઓ બાળુડાં રણ દોહીલાં રે. ઓ હો હો હો રે. ॥ ટેક ॥ દીકરા પેહેલે કોઠે ગુરૂ દ્રોણ રે, તેને જીતી શકે એવું કોણરે, તારો કાઢશે પલકમાં પ્રાણરે. ॥ ઓ બાળુડાં. ॥ ૧ ॥ દીકરા બીજે કોઠે કૃપાચારરે, તેનો કેમજ ખાશો મારરે; માહારા કોમળ અંગી કુંમારરે. ॥ ઓ ॥ ૨ ॥ દીકરા ત્રીજે કોઠે અશ્વસ્થામા રે, તમે કેમરે થાશો તેના સામારે, તને મોહોત ભમાવે છે ભામારે. ॥ ઓ ॥ ૩ ॥ દીકરા ચોથે કોઠે કપરો કરણરે. એનાથી ધ્રુજે આખી ધરણ રે, એ તો આણશે તારૂં મરણરે. ॥ ઓ ॥ ॥ ૪ ॥ દીકરા પાંચમે દુરીયોધન પાપી રે, એને રીસ રહી છે વ્યાપીરે, તારૂં મુસ્તક નાંખશેરે કાપી. ॥ ઓ. ॥ ૫ ॥ દીકરા છઠ્ઠા કોઠે રાજા શલ્લરે, રડયો જનમનો એ મલ્લરે, તને ટકવા નહી દે પલ્લરે. ॥ ઓ. ॥ ૬ ॥ દીકરા સાતમે કોઠે જેદ્રથરે, એતો લડવાઇઓ સમ્રથ રે, તમે કેમ થાશો લથબથરે. ॥ ઓ. ॥ ૭ ॥ દીકરા સહુ મળી તુજને મારેરે, તેથી મુમત તું શીદ ધારેરે, જોયો જનમીને વૈભોગ કયારેરે. ॥ ઓ. ॥ ૮ ॥ વળણ. ॥

જગ વૈભવ ભોગવ્યો નથી, તુજને ભમાવે કાળ; વદે વલ્લભ માયે કહ્યું, હજી તું નાહાનો બાળ.



## કડવું ૨૩ રાગ ઉપરનો.

ઓ મા બાળો કેહેતાં લાજીએ રે, ઓ હો હો હો રે. ॥ ટેક ॥ અભેમન્યુ કહે સુણ માતરે, તને સમજાવું સઘળી વાત રે, બાળક કરાવે સૌને ઉતપાત રે. ઓ. ॥ ૧ ॥ ઓ મા બાળો તો વીછુ દેખાયરે, ડંખ કરે તો વેદના થાયરે, એની પીડા કોથી ન ખમાય રે, ॥ ઓ ॥ ૨ ॥ ઓ મા જીવ લે છે બાળો ભંફોડોરે, ઓ મા બાળો કાળો મંકોડે રે, બાઝ્યો ટુટે પણ એજ અંકોડોરે. ॥ ઓ ॥ ૩ ॥ ઓ મા બાળો દીપક દેખાયરે, કોપે તો મોહોટો વહની થાયરે, બાળી સુકે તે ખાખ થઇ જાયરે. ॥ ઓ ॥ ૪ ॥ એવા દાખલા જો મુજ માય રે, હું કરૂં તે કોથી નવ થાય રે, કાંતો રહે શીશ કે કાંતો જાય રે. ॥ ઓ ॥ ૫ ॥ વળણ. ॥ એકવાર મરવું સર્વને, શાંથ્યા કરે વીલાપ; વદે વલ્લભ કુંવરે કહ્યું, નહી લજવું માબાપ.



## કડવું ૨૪ રાગ કાફી.

હાંરે બોલ્યા વૈશમ પાયે વચન, સાંભળ પરીક્ષતરાયના તન. ॥૧॥ હાંરે માઠાં વચન કુંવરનાં જાણી, પડી પ્રથ્વીમાં પછડાઇ રાણી. ॥ ૨ ॥ હાંરે માહારૂં સર્વ થયું ધુળ ધાણી, દૈવડા જીવ લે માહારો તાણી. ॥૩॥ હાંરે મારૂં રત્ન રમકડું જાશે, ખરેખરો હીરો ખોવાશે. ॥ ૪ ॥ હાંરે કાળુ મોઢું લેઇને શું જીવું, હાય વીશ ઘોળી ઘોળી પીવું. ॥ ૫ ॥ હાંરે દીકરા આ તુજ હાથેથી મારો, નહી તો દો મુજ કરમાં કટારી. ॥ ૬ ॥ હાંરે રાખ્યો અશઢ મહીના પેટ, તેતો છુટી પડી માહારી વેઠ. ॥ ૭ ॥ હાંરે દીકરા ખાધુ નહી ખાટુ ખારૂં, રાખ્યું ગળપણથી મુખ બંધ માહારૂં. ॥૮॥ હાંરે દીકરા જનમ્યો પછી થઇ રાજી, કરતી ચુંબન બાહાજી બાહાજી. ॥ ૯ ॥ હાંરે દીકરા ભીનેથી કોરે કીધો, સાચો શેવવાને સોડમાં લીધો. ॥ ૧૦ ॥ હાંરે બહુ કષ્ટીથી ઉછેર્યો તુને, ઘણી ઘણી આશા થઇ મુને. ॥ ૧૧ ॥ હાંરે મેહેતો જાણ્યું બેટા મોહોટા થાશે, મારા ભવની ભાવટ બધી જાશે. ॥ ૧૨ ॥ હાંરે લાંબી આશાએ મેં પરણાવ્યો, તેમાંથી દુખ

દાહાડો આવ્યો. ॥ ૧૩ ॥ હાંરે વહુજી આવીને પાવલે ન લાગી, માહારી ચણેલી દેરડી ભાગી. ॥ ૧૪ ॥ હાંરે એવું કહી કહીને શીશ કુટે, એને આંસુ ચોધારે છુટે. ॥ ૧૫ ॥ હાંરે માહારે ખોળે બેશીને રમનારા, હાય ને જાવા દો પુત્ર પ્યારા. ॥ ૧૬ ॥ હાંરે એવું કલ્પાન્ત જોઇ શોક ચડીયો, કુંવર માતાને બાહાજી પડીયો. ॥ ૧૭ ॥ હાંરે માહારી માડી હૈયું બળે તાહારૂં, પણ આવી બન્યું છે માહારૂં. ॥ ૧૮ ॥ હાંરે મુને સુજી છે જ્ઞાન ગતી, જીવતો ઘેર આવવાનો નથી. ॥ ૧૯ ॥ હાંરે માહારે તારે એટલો સંસ્કાર, માજી ઝેલા વેલા છે જુહાર. ॥ ૨૦ ॥ હાંરે મને ઉછેરી કર્યો મોહોટો. તારો ખરો તે થાઉં છું ખોટો. ॥ ૨૧ ॥ હાંરે તારો હરખ હઇયાનો ટાળ્યો, ઉછેર્યો તે બદલો નથી વાળ્યો. ॥ ૨૨ ॥ હાંરે માહારી માતા તુ ન રોતી, વારે વારે શું સામું જોતી. ॥ ૨૩ ॥ હાંરે માહારી માડી મુકીદો શોક, રાખો દીકરાની આશા ફોક. ॥ ૨૪ ॥ હાંરે હોઉ વાહાલો તો કામ આદરજે, માહારી પુઠે રૂડાં પુન્ય કરજે. ॥ ૨૫ ॥ હાંરે માહારાં વસ્ત્રને સણગાર જે જે, તે તે વીપ્રોને પેહેરાવી દેજે. ॥ ૨૬ ॥ હાંરે તુજથી થાય તે બ્રહ્મ ભોજન કરજે, હવે આશા માહારી પરહરજે. ॥ ૨૭ ॥ હાંરે એવું કહીને બન્યો બેભાન, રહી નહી કાંઇપણ સુધ સાન. ॥ ૨૮ ॥ હાંરે ડોકું નાંખ્યું માતાને અંગે, તવ ઢળી પડ્યાં બેઉ સંગે. ॥ ૨૯ ॥ હાંરે તે તો કુન્તાજીએ જાણી વાત, ત્રાહ્ય ત્રાહ્ય કરતાં ગયાં માત. ॥ ૩૦ ॥ હાંરે કેમ કુંવરે નાંખી કાયા, હાય આશું કર્યું લાડકવાયા. ॥ ૩૧ ॥ હાંરે ધાઇ ધ્રુપતી વચમાં પડી, છોડવ્યાં બળાતકારે તે ઘડી. ॥ ૩૨ ॥ વળણ. ॥ મા દીકરાને છોડવ્યાં, બોલ્યાં કુન્તા માય; વદે વલ્લભ સતીએ કહ્યું, એક કરૂ ઉપાય.



# કડવું ૨૫ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ચક્રાવાનો મહીમાય. ॥ ૧ ॥ કુન્તા ધ્રુપતાયે મળીને, છોડાવ્યાં પુત્ર ને માય; સુભદ્રાને શીખામણ દીધી, તું શીદને ગભરાય. ॥ ૨ ॥ છોકરો તારો છે હઠીલો, કહ્યું કોનું નવ માને; તેથી યુધ્ધે જવા દે એને, અધીર રાખે શાને. ॥ ૩ ॥ સુતરના સાત તાર લાવી, ભેગા કરી દે મને; પછી અભેમન્યુને બોલાવી, બેસાડ માહારી કને. ॥ ૪ ॥ રક્ષા દોરો કરી બાંધુ, છો યુધ્ધે જાય બાળ; જોવું જો બ્રહ્મા વીષ્ણુ કે શં-

ણુ, કોણ કરે વાંકો વાળ. ॥ ૫ ॥ સાજો સમો સાત કોડા જીતે, લે જે ખરી વાત માનીઃ દોરો રાખે ને વીઘ્ન થાયે, તો તો સતી હું શાની. ॥ ૬ ॥ એટલે બોલ્યા ધરમ રાજા, મારી માતાની વાણી; કોઈ કાળે અફળ નહી થાયે, રામબાણ લેજો જાણી. ॥ ૭ ॥ જરા ન ડરતી ચીંતા ન કરતી, ડોશીનું નહી કેહેણ કાચું; વચન ઉપર રાખજો શ્રદ્ધા, માની લેજો સહુ સાચું. ॥ ૮ ॥ ધર્મના કેહેવાથી શ્રદ્ધા ચોટી, કહ્યું કે લૈ આણું તાર; એમ કહી ગભરાતાં ઉઠી, આવી ન ઓત્રા નાર. ॥ ૯ ॥ એમ જાણી ઓત્રાને જોવા, ચઢી તંબુ પર પોતે; લાંબી દ્રષ્ટી કરીને જોયું, ન દીઠી જોને જોને. ॥ ૧૦ ॥ નીરાશ થઇને ઉતરી હેઠી, પુત્રના તંબુમાં જાય; ઓ દીકરા યુધ્ધે ન જાશો, કહીને થઇ વીદાય. ॥ ૧૧ ॥ ગાંડા જેવી બની ગઇ છે, બાવરી બાવરી ફરતી; સુતરના સાત તાર લાવી, આંખે આંસુ ભરતી. ॥ ૧૨ ॥ તાર લાવી કુન્તાને આપ્યા, કુંવરને બોલાવ્યો; વૃદ્ધ માતાનુ વચન સુણી, અભેમન્યુ ત્યાં આવ્યો. ॥ ૧૩ ॥ કુન્તાએ સાનમુખ બેસાડયો, રક્ષા કરૂ સુત તારી; રાખજો આ દોરો તુજ હાથે, જો જે આશીશ માહારી. ॥ ૧૪ ॥ અભેમન્યું કહે વારૂ માતા, જેમ ગમે તેમ કરો; જે જે કહો તે કબુલ કરૂં, પણ યુધ્ધે જાઉં ખરો. ॥ ૧૫ ॥ એવામાં કુન્તા સતાએ, ભેગા કર્યા સાત તાર; વણીને દોરડો બનાવ્યો, કીધો મુખ ઉચ્ચાર. ॥ ૧૬ ॥ ગાંઠયો વાળવી શુભ વચને, એવી મરજી કીવી; સતો સત્ય ઉપજાવીને, ગાંઠયો વાળવા લીવી. ॥ ૧૭ ॥ તેમાં શું શું વચન બોલ્યાં, સત્યવંતી કુન્તાય; રક્ષા સાંભળી દાન દે તેની, પ્રભુ કરે રક્ષાય. ॥ વળણ ॥ ગાંઠયો વાળે શુભ સતી, શાશા બોલી બોલ; કહે વલ્લભ શ્રોતા સુણો, સુખ થાશે અતોલ.



# કડવું ૨૬ રાગ દુહા સાખી.

ગાંઠ વાળતાં સતી બોલીયાં, એક બે ત્રણ ચાર; પાંચ ને છ રક્ષા કરો, દીનમાં દસ દસ વાર. ॥ ૧ ॥ ગાંઠ બીજી. ॥ સાત આઠ ને નવ દસ, વળી અગીઆર ને બાર, એટલાં તુજ રક્ષા કરો, દીનમાં દસ દસ વાર. ॥ ૨ ॥ ગાંઠ ત્રીજી. ॥ તેત્રી છત્રી અડતાળીસા, ઓગણપચ્ચ બાવન સાર; ચોસઠ બોહોતર અઠાશીયા, કરો રક્ષા દસવાર. ॥ ૩ ॥ ગાંઠ ચોથી. ॥ સુતા બેઠા ઉભલા, વળી ભીત્તર વળી બાહાર; તે સહુ તુજ રક્ષા કરો, દનમાં દસ દસ વાર. ॥ ૪ ॥ ગાંઠ પાંચમી. ॥ બે જળચરા બે વનચરા,

બન્યો રાજ કુંવર; તેપણ તુજ રક્ષા કરો, દીનમાં દસ દસ વાર. ॥ ૫ ॥ ગાંઠ છઠી. ॥ કાણો કટો કુબડો, વળી માંકડ ને મંઝાર; તે પણ તુજરક્ષા કરો, દીનમાં દસ દસ વાર. ॥૬॥ ગાંઠ સાતમી. ॥ ડોશી જોશી ફોશી ને ફાતડો, વળી ભાંડ ભડવાર; તે પણ તુજ રક્ષા કરો, દનમાં દસદસવાર. ॥ ૭ ॥ પેહેલી ગાંઠનો અર્થ. ॥એક, પરમેશ્વર. બે સુર્ય; ચંદ્ર. ત્રણ, ગુણ. ચાર, વેદ. પાંચ, વીશય, છ, શાસ્ત્ર. ॥બીજી ગાંઠનો અર્થ. ॥સાત, સમુદ્ર. આઠ તે, અષ્ટકુળ, પર્વત. નવ તે, નવકુળ નાગ. દસ તે, દસ અવતાર. અગીઆર તે, અગીઆર રૂદ્ર. બાર તે, બાર મેઘ. ॥ ત્રીજી ગાંઠનો અર્થ. ॥ તેત્રીસ તે, તેત્રીસ કોટી દેવ. છત્રીસ તે, છત્રીસ રાગણી. અડતાળીસ તે, અડતાળી અગની. ઓગણપચાસ તે, ઓગણપચાસ વાયુ બાવન તે, બાવન વીર. ચોસટ તે, ચોસટ જોગણી. બોહોતેર તે, બોહોતેર કોટી દાનવ. અઠચાશી તે, અઠચાશી શહસ્ત્ર રૂશી. ચોથી ગાંઠનો અર્થ. ॥ સુતા, શેશજી. બેઠલા, પારસનાથ. ઉભલા, રણછોડરાય. ભીતર તે, ચૈતન્ય આત્મા, બાહાર તે, સ્વસ્વરૂપે પરમાત્મા. ॥ પાંચમો ગાંઠનો અર્થ. ॥ બે જળચરા તે, મચ્છા અવતાર ને કચ્છા અવતાર. બે વનચરા તે, નરસીંહ અવતાર ને વ્યાહરા અવતાર. બે રાજકુંવાર તે, રામા અવતાર ને ક્રષ્ણા અવતાર. ॥ છઠી ગાંઠનો અર્થ. ॥ કાણો તે, દઈતોના ગોર શુક્રાચાર્ય. કટો તે, શીવના પુત્ર ગણપતી, કુબડો તે, કુબડા અંગીરા રૂશી. માંકડ તે, હનુમાનજી. મંઝાર તે, ઈંદ્રરાજા ગૌતમના ઘરમાંથી બીલાડા રૂપે નાઠો હતો. ॥ સાતમી ગાંઠનો અર્થ. ॥ ડોશી તે, હું જોશી તે શેદેવ ફોશી તે ધર્મ, કે જેને યુદ્ધે જતાં કંટાળો આવે. ફાતડો તે અરજુનજી, બાર માસ સુધી વૈરાટ નગ્રમાં વ્યંઢળ વેસે રહ્યો. ભાંડ નારદજી, કે જ્યાં ત્યાં લડાઈઓ કરાવવી, ભરવાડ તે ક્રષ્ણજી ગોકુળમાં અગીઆર વરસ ને બાવન દીવશ રહી ગાયો ચારી. ॥ એ રીતે સાતે ગાંઠયોના અર્થ. ॥



## કડવું ૨૭ રાગ સવૈયાનો.

વૈશંપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ચક્રાવાનો મહીમાય. ॥ ૧ ॥ કુન્તાજીએ રક્ષા બાંધી, જુધે જાજો મુજ બાળ; રક્ષા સાચવી રાખશો તો, નહીં થાય વાંકો વાળ. ॥ ૨ ॥ શેદેવ નીકુળ ભીમ સરવે, શેન્યા લેઈને જાવો; જ્યારે ગંઠાડજ

બેટા, શત્રુને હાથ બતાવો. ॥ ૩ ॥ એવી વધે આજ્ઞા આપી, કુંવર ઉભો થાય; પોતાના તંબુમાં ગયો, ત્યાં ગઈ એની માય. ॥ ૪ ॥ ઓ દીકરા જરાવાર થંભો, આવે છે ઓત્રા નારી; અભીમન્યુ કહે જાવો પાછાં, શીદ કરો છો લવારી ॥ ૫ ॥ તવ શુભદ્રા બાહાર નીકળી, હૈયું ભરીને રોતી; તંબુ ઉપર ચઢીને એ ઓત્રાનો મારગ જોતી. । ૬ । ઓત્રાને આવતી નવ દીઠી, તંબુથી ઉતરી હેઠી; અભીમન્યુના પાસે જઈને, રડવા માટે બેઠી. ॥ ૭ ॥ ઓ દીકરા તું હઠ લૈ બેઠો, કરો થોડીશેક વાર; સાંઢપર બેશી આવતી હશે, ઓત્રા તમારી નાર. ॥ ૮ ॥ અભીમન્યુ કહે ભલે આવે, એનું શું માહારે કામ; કોઈને રોકે નહી રોકાવું, કરવા જવું સંગ્રામ. ॥ ૯ ॥ એટલે શુભદ્રા એમ બોલી, ઉતાવળા નવ થાવો; તે કરતાં માતાના કરનો, કંસાર જમાને જાવો. ॥ ૧૦ ॥ અભીમન્યુ કહે હું સમજ્યો, કરવી છે તારે વાર, પણ તે હું માનવાનો નથી, જાવા થાઉં તેઆર. ॥ ૧૧ ॥ શુભદ્રા કહે દીકરા માહારા, માનો માહારૂં વચન; અન્ન ઠેલીને જો જઈએ તો, બહુ માઠા શુકન. ॥ ૧૨ ॥ ભોજનનું નામ દીધું હોયે તો, પાંચ ગ્રાસ ભોજન કરવું; તે વીના તે જય ન પામે, અન્નને નહી પરહરવું. ॥ ૧૩ ॥ કુંવરે તવ કહ્યું માની, વચન ચઢાવ્યું માંથે; ચુલો સળગાવી ન કીધો, કંસાર પોતાને હાથે. ॥ ૧૪ ॥ માતાને ખેંચીને લાવ્યો, પોતે પોતાના પાસ; કંસાર કાઢી માતાને હાથે, પાંચજ ભરીયા ગ્રાસ. ॥ ૧૫ ॥ પછી શેન્યને આગના આપી, થાવો સહુ તૈયાર; એમ કહીને પેહેરવા લાગ્યો. વસ્ત્ર અને સણગાર. ॥ ૧૬ ॥ એવે શું થયું કૌરવદળમાં, બોલ્યો દુરીયોધન; ઓ ગુરૂજી કોઠા બનાવો, થાવો સાવધ સહુ જન. ॥ ૧૭ એટલે દ્રોણ ગુરૂ એમ બોલ્યા; મુએલાં શબ મંગાવો; પેલા મેદાનમાં લાવીને, ઢગલા સાત કરાવો. ॥ ૧૮ ॥ તવ રાજાએ આગના આપી, શેવક બહુ પરવરીયા, મનુશનાં શબ ખોળી લાવી, તેના ઢગલા કરીયા. ॥ ૧૯ ॥ એટલે દ્રોણે અંજળી જળની, મંત્ર ભણીને લીધી; એક ઢગલાને જળ છાંટીને, પાશાણ રચના કીધી. ॥ ૨૦ ॥ મંત્ર વડે ત્યાં કોઠો બનીયો, પાકટ પાશાણ કેરો; આંટી ઘુંટી ફરતી ફાવે, તેટલો ઘાલ્યો ઘેરો. ॥ ૨૧ ॥ આંટી ઘુંટી ભમતાં ભુલે, યુક્તી કરી અપાર; સો શીખ્ખર સો ધજા મુકી, મુકયાં એકસો દ્વાર. ॥ ૨૨ ॥ દ્વારે દ્વારે દસ દસ યોદ્ધા, લઢવઈઆ અપાર, તેવા તેવા મુકી દીધા પગપાળા હજાર ॥ ૨૩ ॥ બીજી જળની અંજળી લૈને, બીજો કોઠો કર્યો સાર; લોહવજ્રનો તે બનાવ્યો, બસેં મુક્યાં દ્વાર. ॥ ૨૪ ॥ બસેં શીખ્ખર બ-

સેં ધજા, ત્યાં રહે કીરપાચાર; ત્રીજો કોઠો તાંબાનો કીધો, તેને ત્રણસેં દ્વાર. ॥ ૨૫ ॥ ત્રણસે શીખ્ખર ત્રણસેં ધજા, યોદ્ધા ત્રણ હજાર; ચોથો કોઠો કર્યો રૂપાનો, તેને ચારસેં દ્વાર. ॥ ૨૬ ॥ ચારસેં શીખ્ખર ચારસેં ધજા, યોદ્ધા શહસ્ત્ર ચાર; પછી જળની અંજળી લીધી, વિદ્યા તણો નહીં પાર. ॥ ૨૭ ॥ મંત્રવડે કર્યો પાંચમો કોઠો, કનક કેરો સરસ; તેને પાંચસેં દ્વાર મુકયાં, જોતાં ઉપજે હરસ. ॥ ૨૮ ॥ પાંચસેં સીખ્ખર પાંચસેં ધજા, ફરકયા કરે નીશાન; દ્વારે દ્વારે દસ દસ યોદ્ધા, લડવઇઆ મસ્તાન ॥ ૨૯ ॥ છઠ્ઠો કોઠો સપ્ત ધાતુનો, છસેં તેનાં દ્વાર; છસેં શીખ્ખર છસેં ધજા, યોદ્ધા છ હજાર. ॥ ૩૦ ॥ સાતમો કાધો છાણ માટીનો, સાતસેં દ્વારો શોભે; એક એક દ્વારે દશ દશ યોદ્ધા, સપ્ત શહસ્ત્ર થોભે. ॥ ૩૧ ॥ સાતસેં શીખ્ખર સાતસેં ધજા, સાતમો કોઠો બનાવ્યો; ભણેલો હોય તો ભુલો ન પડે, ગુચવણો ખેલ રચાવ્યો. ॥ ૩૨ ॥ કોઠા વીધા જાણે નહી તે, જો માંહી પેશી જાય; પણ નીકળવા પંથ ન મળે, આયુશ પુરો થાય. ॥ ૩૩ ॥ એવી આંટીઓ છે ફરવાની, વીહુ રચના ભારી; એવી કોઠા રચના કરીને, કરી રહ્યા સૌ ત્યારી. ॥ ૩૪ ॥ એવામાં સુત અરજુનજીનો, હાથે લીધા અર્થાઆર; રાતાં નેત્રે કુરૂક્ષેત્રે, નીકળ્યો તંબુની બાહાર. ॥ ૩૫ ॥ એટલે સૌ શેન્ય ત્યાર થયેલું, તે સહુ ઉડયા બંકા, રણનાં વાગ્યાં રણસીંગાં ને, દુન્ડભી વાગ્યાં ડંકા. ॥ ૩૬ ॥ પગપાળા તે પગથી ચાલ્યા, સવાર ઘોડ સવાર; રથવાળા રથમાં બીરાજ્યા, હાથગ્રહી હથીઆર. ॥ ૩૭॥ હસ્તીવાળા હસ્તી બેઠા, ઉંટવાળા છે ઉંટે; મારથી સારથા ને અતીરથી, હીમ્મત કોની ન ટુટે. ॥ ૩૮ ॥ ભીમ ગદા ગ્રહી ગજ પર બેઠો, સુતનો સુત સંગ રાખે; અછોડા ઝાલી અભીમન્યુનો, રથ ગટોડગછ હાકે. ॥ ૩૯ ॥ શેદેવ નીકુળ વૈરાટ રાજા, શીખંડી દ્રુપતરાય; દ્રષ્ટપ્રદ્યુમાન સાથે ચાલ્યા, વાજતે ગાજતે જાય. ॥ ૪૦ ॥ શુભ શુકન જોઇને નીકળીયા, ચાલ્યા પાધરે પંથ; ક્રોધ ભરેલા રક્ત લોચનથી. દાજમાં પીસે દંત. ॥ ૪૧ ॥ પાતાળમાં પ્રભુએ વીચાર્યું. ડોશીએ રક્ષા બાંધી; મુજ સહીત સરવે દેવોને, સાથે લીધા છે સાંધી. ॥ ૪૨ ॥ માટે ભાણેજ નહી મરવાનો, નહી થાય વાંકો વાળ; જો જઇને રક્ષા છોડાવું, તો થાય એનો કાળ. ॥ ૪૩ ॥ ઓવાને લાવતાં કુંપો ભુલાવ્યો, સાંઢનો ભાગ્યો ચરણ; તો પાછો ડોશીએ દાટ વાળ્યો દોરે ઉગાર્યું મરણ. ॥ ૪૪ ॥ માટે તે દોરો તોડાવું, તો તો ભાણેજ મરશે; જો નહી મરે તો મુજને મારી, ત્રીલોકનું રાજ કરશે. ॥ ૪૫ ॥ એ-

શું જાણી દોરો તોડાવા, ઉઠયા વિશ્વના ભુપ; એક સ્વરૂપે પાતાળ રહ્યા, બીજુ ધરીયું રૂપ. ॥ ૪૬ ॥ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી, ભોમી આવ્યા ભગવાન; કુરૂક્ષેત્રમાં પોતે નીકળીયા, જ્યાં જાય છે અભેમાન. ॥ ૪૭ ॥ વળણ ॥ અભેમાન જ્યાં જાય છે, ત્યાં આવે ભગવાન; વદે વલ્લભ શ્રોતા સહુ, દેજો પુરણ ધ્યાન.



## કડવું ૨૮ રાગ ઊછળતી ચોપાઈ.

ચરીત્ર વાળા વીશ્વના ભુપ; ભોમી આવ્યા ધરી વીપ્રનું રૂપ. ॥ ચાર છેડે પેહેરી છેરે ધોતી, બગલમાં મારી છેરે પોથી, કંઠમાં હાર રહ્યો છેરે ઓપી, મુસ્તક ઉપર રાતીરે ટોપી. ॥ કાનમાં રૂદ્રાક્ષ મણકાની વાળી; કોટમાં માળા શોભા રસાળી. ॥ આડું તીલક કીધું લેલાટે, પાંપણો પર ભસ્મ પુરપાટે. ॥ આડી ને અવળી ભસ્મજ ચોળી, ડાભી ખાંધે ભરાવી છે ઝોળી. એકજ હાથમાં તુંમ્બીનું પાત્ર; ગોવીંદે ધર્યું ધરકુંરે ગાત્ર. ॥ જેષ્ટીકા કરમાં ઝાલેલી, શેવા સામગ્રી બગલમાં ઘાલેલી, વ્રદ્ધ છે માટે આંખે નવ સુજે, ચામડું લટકે ને થર થર ધ્રુજે, દાંત પડચા ને ડાચાં રે મળીયાં, મોઢે ને માંથે ઉગેલાં પળીયાં. ॥ નેત્ર નાશીકાથી પાણી ચુએ છે, લેલાટ કર દેઇ પંથ જુએ છે. ॥ કેહેડયોમાંથી ખુંધા વળેલા, જ્યાંથી ને ત્યાંથી હાડ ગળેલા, એવે રૂપે આવ્યા ભગવાન; જાય છે જે પંથ અભેમાન. ॥ વળણ. ॥ અભેમાન જ્યાં જાય છે, ત્યાં આવે જગરાય; વદે વલ્લભ કળા કૃષ્ણની, કોઇથી નવ્ય કળાય.



## કડવું ૨૯ રાગ સવૈયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ચક્રાવાનો મહીમાય. ॥ ૧ ॥ અભીમન્યુના પંથમાં આવ્યા, શેન્યની સુંસરા પડીયા, શેન્યના લોકે હાથ ઝાલ્યા, ખાય પ્રભુ અડબડીયાં. ॥ ૨ ॥ તવ સહુ યોદ્ધા પુછવા લાગ્યા, માહારાજ કયાં જાવું; કૃષ્ણ કહે માહારો અરજુન સ્નેહા, તેના કને હું આવું. ॥ ૩ ॥ યોદ્ધાએ કહ્યું અરજુનજી તો, ગયા છે પાતાળ; હાંઈ અધીપતી છે અભેમન્યુ, અરજુનજીનો બાળ. ॥ ૪ ॥ એટલે બોલ્યા અંતરયામી, મુજને મુખ બતાવો; કયાં છે દીકરો અરજુનજીનો, એની કને લેઇ જાવો. ॥ ૫ ॥ તવ શેવકોએ હાથ ઝાલ્યા. વૃદ્ધ જાણી કરી દયા; કુંવરનો રથ ઉભો રખાવી,

તેની કને લેઇ ગયા. ॥ ૬ ॥ કુંવર કહે આવો માહારાજા, આપ પધાર્યા ક્યાંથી; પ્રભુ કહે અરજુનજીને મળવા, આવ્યો અરન્યમાંથી. ॥ ૭ ॥ પણ તે તો પાતાળ ગયો છે, મેં સાંભળ્યા સમાચાર; પણ તું અરજુનનો સુત જાણી, હરખ્યો હું અપાર. ॥ ૮ ॥ માહારે તાહરૂં મુખ જોવું છે, ઉરમાં આનંદ થાય; અભીમન્યુ તવ રથમાં બેશી, વીપ્રને લાગ્યો પાય. ॥ ૯ ॥ બ્રાહ્મણે મુખ નીરખી જોયું, નર ભાગ્યશાળી પુરો; જેવો પારથ તેવો તું નીકળ્યો, સંગ્રામ કરવા સુરો. ॥ ૧૦ ॥ કુંવર કહે એ માહારાજા, આશીરવાદ તમારો; જાવો તંબુએ આવશે કાલે, તાત ને મામો અમારો. ॥ ૧૧ ॥ વીપ્ર કહે તમે શીદ સીધારો, એમ પુછયું ઘનશામ; કુંવર કહે કોઠા રચ્યા છે, કરવા જાવું સંગ્રામ. ॥ ૧૨ ॥ કૈરવોએ કપટ કરીને, કોઠા રચાવ્યા સાત; યુદ્ધ નહી કરીએ એમ કહીને, કાઢયો છે મારો તાત. ॥ ૧૩ ॥ અચાનક આ યુદ્ધ ઉપાડયું, તેમાં હું વઢવા જાવું; કૃષ્ણ કહે સાબાશ તુને, પ્રાક્રમ કરે છે આવું. ॥ ૧૪ ॥ તાતથી તું નીકળ્યો સવાયો, દેખીને પ્રગટે ભાવ; સમ ગાંઠાનો દોરડો બાંધ્યો, શું કાંઇ આવે છે તાવ. ॥ ૧૫ ॥ અભીમન્યુ કહે નારે માહારાજા, નથી મને રોગ વ્યાધી; માહારા મરણના ભયથી માહારી, વૃદ્ધ માયે રક્ષા બાંધી. ॥ ૧૬ ॥ સાંભળી પ્રભુએ મોઢું મરડયું, કુંવરને પડયો વેમ; એ માહારાજા ડોકું ધુણાવી, મોઢું મરડયું કેમ. ॥ ૧૭ ॥ એટલે ધીરે રહીને બોલ્યા, પોતે સુંદીર શામ; રક્ષા બાંધવી રાંડેલીની, નહી સુરાનું કામ. ॥ ૧૮ ॥ રણમાં જાતાં રાંડેલીની રક્ષા કેમ બંધાય; પેહેલા તો એ શુકન ખોટા, સમજી લે મનમાંય. ॥ ૧૯ ॥ કોઠાયુદ્ધમાં યુદ્ધ કરીને, જીતીશ તું તારે આપ; પણ લોક કેહેશે કુંવર જીત્યો, ડોશીના દોરા પ્રતાપ. ॥૨૦॥ તારી મેહેનત મીથ્યા જવાની, જસ ડોશીને મળશે; સુરાતણ તારૂં ઢંકાઇ જાશે, તાત તારો કળકળશે. ॥ ૨૧ ॥ એવું સાંભળી અભીમન્યુના, ધ્યાનમાં બેઠી વાત; મેહેનત માહારી ને જસ પામે, કુન્તાજી વૃદ્ધ માત. ॥ ૨૨ ॥ માહારૂં કરેલું ધોવાઇ જાશે, બ્રાહ્મણ સાચું ભાંખ્યે, માહારાજા એવું કહીને, દોરડો તોડી નાંખ્યો. ॥ ૨૩ ॥ તેમાંથી તાર છુટો થઇને, પડયો ગટોરગછ પાસ; તેણે લૈ પડપંચાયે વીંટયો, રમતને આભાસ. ॥ ૨૪ ॥ અભેમન્યુના ધનુશ કેરી પડપંચાયે વીંટાળ્યો; આખો દોરડો ભોમી નાંખ્યો, ભગવાને તે ભાળ્યો. ॥ ૨૫ ॥ ભગવતી પ્રભુએ તાણી લીધો, કહ્યું ભાઇ હવે જાવો; સાબાશ તારા સુરાતણને, જીતીને વેહેલા આવો. ॥ ૨૬ ॥ એમ કહીને વીદાય કીધો, કુંવરને તે વાર; સાથે

ચાલી સઘળી સેન્યા, પુંઠે રહ્યા મોરાર. ॥ ૨૭ ॥ ત્યાંથી સૌ શૈન્ય ચાલ્યું ગયું કે; દોરો લીધો ભગવાન; પુરણ પોતાનું કામ સાધીને, થયા અંતરધ્યાન. ॥ ૨૮ ॥ અરજુન નંદન વાજતે ગાજતે, ચઢાવે વઢવા જાય; ઘણાં જોરમાં નીશાન વાગે. દ્રોણને ચીંતા થાય. ॥ ૨૯ ॥ આતે કોણ આવે છે યુદ્ધે, મોકલ્યા શેવક ચાર; ખબર લાવો કોણ આવે છે, યુદ્ધ કરવા આ વાર. ॥ ૩૦ ॥ એટલે શેવક સંચરીઆ તે, લાવીયા સમાચાર; યુદ્ધ કરવા શૈન્ય લૈ આવે છે, અરજુનનો કુંવાર. ॥ ૩૧ ॥ એટલે સરવે ખુશી થયા, ઉભા હીમ્મત ધારી; પાન્ડવ દળ જાય છે એવામાં, આવી ઓત્રા નારી. ॥ ૩૨ ॥ સાંઢે બેશીને આવે સપાટે; દળ દીઠું તે વાર અભીમન્યુએ સાંઢ દીઠી, મનમાં પડયો વીચાર. ॥ ૩૩ ॥ એવામાં તો ઓત્રા રાણી, મનમાં કરે વીચાર; રખેને દળ હોય પાન્ડવનું, હોય માહારો ભરથાર. ॥ ૩૪ ॥ એવું સમજી રાયકા પ્રત્યે, પુછવા લાગી વાત; રત્ના ભાઈ જે પુછુ તે, સાચી કેહેજે વાત, ॥ ૩૫ ॥ વળણ. ॥ પુછવા લાગી પ્રેમદા, રત્નાને તે વાર; વદે વલ્લભ શ્રોતા સુણો, જીભે જપો જુગદાધાર.

## કડવું ૩૦ રાગ કંથાજીનો.

ઓત્રા રાણી બોલીયાં, માહારા રાયકારે; પેલુ શૈન્ય તે કોનું જાય, ઓ રતના રાયકારે; તેમાં વચ્ચે લીલો રથ શોભતો; મારા રાયકારે, કોઈ રૂપાળો બેઠો છે માંય. ઓ રતના રાયકારે. ॥ ૧ ॥ એની સુર્ય સરીખી કાન્તી દીસે, મારા રાયકારે, કેવું શોભે છે નમણુ નાક; ઓ રતના રાયકારે; કપરી કીકી લાગે ઘણી, મારા રાયકારે, છબી દેખતાં લાગે ધાક. ઓ રતના રાયકારે. ॥ ૨ ॥ એની નારીએ શાં પુન્ય કર્યાં હશે, મારા રાયકારે; ઘણાં ઘણાં કરેલાં ધર્મ, ઓ. વરત વચુલાં આદર્યાં હશે, મારા, વળી કર્યા હશે શુભ કર્મ. ઓ. ॥ ૩ ॥ કાશીનાં કરવત લીધાં હશે, મા, ગાળ્યાં હશે હીમાળે હાડ; ઓ; વળી ભેરવજવ ખાધા હશે, મા, તપ કરેલું ગીરનાર પાહાડ ઓ. ॥ ૪ ॥ તે તારૂણી એની થઈ હશે, મા, પુર્વેનાં પુન્યે ઝાલેલો હાથ. ઓ. ધન્ય ભાગ્ય એ ભામનીતણુ, મા, હાવો રૂડો મળ્યો ભરથાર. ઓ. ॥ ૫ ॥ રાયકોજી તવ બોલીયો, મારી બેહેનીરે, તમે કીધાં બહુ પુન્ય દાન, ઓ. ઓત્રા બેનરે. સઘળાં શુભકૃત તમે કર્યાં, મા, તને રીઝેલા શ્રી ભગવાન. ઓ. ॥ ૬ ॥ એતો અરજુનજીનો

દીકરો, મા. એતો શુભદ્રાનો કુંવાર; ઓ ઓત્રા; છે અભેમાન નામ એહનું, મા. બાઈ તાહારો એ ભરથાર; ઓ. ॥ ૭ ॥ વળણ. ॥ સાંભળી ચમકી ચાતુરા, પતી પર ઉપજ્યું હેત; હાવો પીઉ જાણતી હોત તો, પરણી પીહર નવ રેહેત.



## કડવું ૩૧ રાગ દુહારૂપ દોહરો.

ઓત્રા દીઠી આવતી, અરજુનને સંતાન; ગટોરગછને પુછતો પોતે એ અભેમાન. ॥ રાગ ઉપરના કડવાનો. ॥ કુંવર વાણી બોલીયો, મારા વીરારે, પેલી કોણ આવે છે નાર; ઓ કુળના હીરારે; એના જેવું રૂપ જોયું નથી, મા, જાણે વીજળીનો ચમકાર; ઓ; ॥ ૧ ॥ એના પતીએ શાં પુન્ય કર્યાં હશે, મા, કરેલાં જપ તપ પુન્ય દાન; ઓ; હીમાળે હાડ ગાળ્યાં હશે, મા. વળી રીજ્યા હશે ભગવાન ઓ. ॥ ૨ ॥ ગટોરગછ તવ બોલીયો, મા, તમે કરેલાં જપતપ દાન, ઓ; હીમાળે હાડ ગાળ્યાં તમે, મા, તમને રીજેલા ભગવાન. ઓ. ॥ ૩ ॥ એતો વરાટ રાજાની દીકરી, મા, જુઓ છે રૂપરૂપની ધામ. ઓ; ભાઇ આવી એ નારી તમતણી, મા, રાણી ઓત્રા એનું નામ. ઓ. ॥ વળણ. એવું વચન સાંભળી, ચમકયો નર કુંવાર; પેહેલી હાવી જાણતો હોત તો, ન નીકળત ઘર બાહાર.



## કડવું ૩૨ રાગ સાખીનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય, વીસ્તારી તુજને સંભળાવું, મેળાવડાનો મહીમાય. ॥ ૧ ॥ ઓત્રાએ કહ્યું રાયકાને, વીરા ધીરજ ધારો; સાંઢ તમારી બેસાડીને, મુજને નીચે ઉતારો. ॥ ૨ ॥ હું જઇ રોકું માહારા પતીને, તવ સાંઢને બેસાડી; વસ્ત્ર ને સણગાર બદલી લીધાં, ગવાળામાંથી કાહાડી. ॥ ૩ ॥ બીજો ગવાળો રૈકાને આપ્યો, માહારી સાસુને દેજે; ઓત્રા વહુ આવી છે તમારી, માહારી સાસુને કેહેજે. ॥ ૪ ॥ કહીએ કે વહુ ગઇ છે તમારી. રાખ્યો છે તમસુત ખાળી; ચાલશે તેટલું કરીને પોતે, પતીને લાવશે વાળી. ॥ ૫ ॥ પુન્ય તમારૂં આવશે આડે, તો લાવશે સમજાવી; સમજાવ્યે જો નહી સમજે તો, વાંકી કરાણી કાહાવી. ॥ ૬ ॥ એમ કહીને આપ્યો ગવાળો, રૈકો થયો વીદાય; ઓત્રા

રાણી સુર ભરેલી, કંથને રોકવા જાય ॥ ૭ ॥ આવતાં દીઠી સકળ સૈન્યે, ભીમે કર્યો વિચાર; ભલે આવી ભલે આવી, અભિમન્યુની નાર. ॥ ૮ ॥ કુંવર યુદ્ધનું બીડું લેઇને, જીત સરવના બાગે; સારૂં થાય જો ઓત્રા રાણી, પતીને પાછો વાળે. ॥ ૯ ॥ સરવે સેન્યા નજરે જુએ, એ નડી મેહોટાનો ધર્મ; અમને દેખી નર નારીને, આવશે મનમાં સર્મ. ॥ ૧૦ ॥ એવું સમજી વ્રકોદરે, સર્વેને સાન બતાવી; પછી પોતે જઇ આઘો ઉભો, શૈન્ય ખસ્યું હેત લાવી. ॥ ૧૧ ॥ ગટોરગછ રથનો હાંકનારો, તેને પણ કરી સાન; ઓત્રા આવે એટલે ખસજે તું, છો રહ્યો અભેમાન. ॥ ૧૨ ॥ એમ કરી સહુ અળગા ઉભા, ઓત્રા સપાટે ચાલી; હસ્તે મોઢે માનુનીએ, ઘોડાની લગામ ઝાલી. ॥ ૧૩ ॥ એટલે નંદન હેડંબાનો, રથ પરથી ઉતરીયો; રાશ પરોણો રથમાં મુકી, શૈન્ય વીશે પરવરીયો. ॥ ૧૪ ॥ એટલે અભેમન્યુ એમ બોલ્યો, છો કોયા નરની નારી; કેઇ જનેતાના જાએલી, કોણ રાયના કુંવારી. ॥ ૧૫ ॥ એવું સાંભળી મધુર બોલે, બોલી મુખ વચન; કેઇ નારીના નાથ તમે છો, કોયા રાયના તન. ॥ ૧૬ ॥ અભેમન્યુ કહે ઓત્રા કુંવરના, છીએ પુજનીક પાત્ર, સુભદ્રા થાય સાસુ અમારાં, વૈરાટના જમાત્ર.. ॥ ૧૭ ॥ તવ ઓત્રા કહે સુભદ્રાજી, થાય છે સાસુ માહારી; અરજુનજી બાણાવળીના, દીકરાની હું નારી, ॥ ૧૮ ॥ એવું સાંભળી અભીમન્યુને, ઉલટ આવી અપાર; આવી ત્યારે શીદ મોડી આવી, મુજ મન ગમતી નાર. ॥ ૧૯ ॥ શૈન્ય લેઇ હું રણમાં આવ્યો, હવે નહી ઉપાય; મીથ્યા મુજને રોકી ઉભાં, અણઘટતું દેખાય. ॥ ૨૦ ॥ ઓત્રા કહે અણઘટતું દીસે, તેમાં શી છે નવાઇ; યુધ્ધે ચઢીને હાથે કરીને, તમે માંડી છે ભવાઇ. ॥ ૨૧ ॥ જો સારૂ દેખાડવું હોય તો, પાછા વળો મુજ કંથ; નાનપણમાં શાં લઢવાં વઢવાં, ઝાલો તંબુનો પંથ. ॥ ૨૨ ॥ અભેમાન કહે સુણ અબળા, સમજ્યા વણ વદે એમ; બીડું લેઇ રણ યુદ્ધ ચઢેલો, ક્ષત્રી પાછો વળે કેમ. ॥ ૨૩ ॥ બીડુ ચાવી બેસી રહે ઘરમાં, કાયરનું એ કામ; જનેતાનું ઉદર લાજે, બોળાય બાપનું નામ. ॥ ૨૪ ॥ તંબોળ બદલે કહેવાય લાહાળો, તો પછી જીવ્યું વ્યર્થ; મનુશનો દેહ ધારણ કરી, કાંઈ ન સરીયો અર્થ. ॥ ૨૫ ॥ જણે તો હરીજન જણજે, કાં દાતા સુર; નહીતો રંડા વાંઝણી સારી, ગુમાવે નહી નુર. ॥ ૨૬ ॥ એવાં વચન છે જ્ઞાની પુરૂશનાં, માટે ન ખાવી ગાળ; યુધ્ધે ચઢેલો પાછો વળુ તો, નહી અરજુનનો બાળ. ॥ ૨૭ ॥ માટે મીથ્યા મેહેનત મુકો, તંબુએ પાધરાં જાવો; સમા

વહાલાને શૈન્ય જુએ છે, સરમ મનમાં લાવો. ॥ ૨૮ ॥ સંસાર વેહેવારની રીત કેવી, તે નથી જાણતાં મર્મ; સરમ મરીયાદામાં રેહેવું, એ અબળાનો ધર્મ. ॥ ૨૯ ॥ એટલે બોલી ઓત્રા નારી, જાણું છું સ્ત્રી ધર્મ; ઘરબાર બેહુ દુલવા ત્યાં. કેવી રાખવી સર્મ. ॥ ૩૦ ॥ સરમને શું પાથરવી કે, સરમ શું હોડાય; સંસાર વેહેવાર સારો ચાલે તો, સરમ ધરમ સચવાય. ॥ ૩૧ ॥ મરીયાદામાં રાખવી હોય તો, પાછા વળો મુજ નાથ; તે વીના નહીં લગામ છોડુ, કેમ ઝાલ્યો તો હાથ. ॥ ૩૨ ॥ એટલે બોલ્યો અભેમન્યું, માનુની મુમત મુકો; કોઈનો પાછો વાળ્યો ન વળુ, મરીયાદા શીદ ચુકો. ॥ ૩૩ ॥ વળી સ્વભાવ આકળો હોયે, પુરૂશનો અપાર;માટે સમજી લગામ મુકો, નહી તો ખાશો માર. ॥૩૪॥ એટલે ઓત્રા હશીને બોલી, બોલ નીકળીયો હાવો; મારશો તો માંથાના મુગટ છો, મુજને વીતે લાહાવો. ॥ ૩૫ ॥ હાથ તમારો મુજને અડે, તો થાવું પાવન;એ વાતની નથી સોસના મુને,આનંદ પામે મન. ॥૩૬॥ અભીમન્યુ કહે સાંભળ નારી, ચાર હઠયો જગમાંય; રાજહઠ બાળહઠ ને જોગી હઠ, સ્ત્રી હઠ પણ કહેવાય. ॥ ૩૭ ॥ તેમાંની બે હઠ મુજ પાસે, તે સમજો વીવેક;માટે હઠ લેઇને નહી જીતો, તમ પાસે હઠ એક ॥૩૮॥ હરી ફરીને સ્ત્રી હઠ તારી, મારી હઠ બે બતાવું; બાળક હઠ છે ને રાજ હઠ છે, તુજને જીતી જાવું. ॥૩૯॥ એટલે બોલી ઓત્રા નારી,સાંભળો મુજ વીવેક; ત્રણ હઠયો છે માહારામાં, તમથી વધારે એક. ॥૪૦॥ રાજની પુત્રી ને રાજની રાણી, તેથી રાજ હઠ માહારી; બાળક છું તે બાળ હઠ બીજી ત્રીજી સ્ત્રી હઠ ભારી.॥૪૧॥ બે હઠ તમારી ત્રણ હઠ માહારી, માટે નહી પડું પાછી; અરજુનની નીશાળે ભણેલી, ન જાણશો મને કાચી.॥૪૨॥ એવું વચન સાંભળીને, કુંવરે જાણી પુરી; દેખાય નાહાની પણ બોલવામાં દીસે બહુ બાહાદુરી. ॥ ૪૩ ॥ અભેમાન કહે એ અબળા, માહારો નથી ઉપાય; રણ ચઢેલો ન વળું પાછો, વળુ તો ઇજ્જત જાય. ॥ ૪૪॥ તુજ પર મુજને પ્યાર ઘણો છે,પણ વીધાતાની ટાંક; હું રણ ચઢીયો તું મોડી આવી, બેના ભવીશેનો વાંક. ॥ ૪૫ ॥ એવે આંખ્યાં ઝરઝરીયાં, હસ્ત ઝાલ્યો તે ફાંસુ; પીઉનાં એવાં વચન સુણી, ઓત્રાને આવ્યાં આંસુ. ॥ ૪૬ ॥ વળણઃ ॥ આંસુ અતીશે આવીયાં, દેતી કંથને આણ; વદે વલ્લભ એ તારૂણી, તજવા બેઠી પ્રાણ.



# કડવું રાગ ૩૩ પરજનો.

તમે ચાલો તો કાહું માહારા પ્રાણરે, માહારી નણદીના વીરા; રથને હાંકો તો ધરમરાયની આણરે, માહારી સાસુના જાયા. ॥ ટેકઃ ॥ રણમાં રઝળતી શું મુકાને જાવો છો, એ અલબેલા નાથરે; પર પુત્રીનોહોતી નાંખવી અપાયમાંને, નોહોતો ઝાલવો મુજ હાથરે. ॥ મહારી. ॥ ૧ ॥ સોળ કળાનો જેવો ચંદ્ર બીરાજે સ્વામી, તેવી છે કાન્તી તમારીરે; હસ્તીનાપુર સરખી ગાદી બેસવાની તેવી, અરધંગના હું છું નારી રે. ॥ માહારી ॥ ૨ ॥ રાજ્ય હંસલો મેં તો જાણી કરીને પીઉજી, કીધો પરણતાં સંગરે; જો જાણતી હોત બગલો બાપડો તો મહારૂં, કદીએ ન રાખત અંગરે. ॥ મહારી. ॥ ૩ ॥ હૈયામાં મુજને હોશ હતી કે પીઉજી, બેસશું જોડા જોડ રે; છ છ જનમનાં વેહેર ભોગવી રહ્યાં ને, સાતમે નડે છે રણછોડરે. ॥ મહારી. ॥ ૪ ॥ નાંહાનપણમાં ગમે ખાવા પીવાનુ ને, ગમે પેહેરવું નવ રંગ રે; ગ્રહસ્થાશ્રમના વૈભોગ મુકી આશું, લઢવા વઢવાના ઉમંગરે. ॥ માહારી. ॥ ૫ ॥ આશો ઉજમ તમને વઢવા તણો છે પીઉજી, જનમથી હઠની વાતરે; ભીમ સરીખા કાકા છે વઢનારા વળી, અરજુન સરીખા છે તાતરે. ॥ માહારી. ॥ ૬ ॥ ગટોરગચ્છ સરખા બંધુ વઢનારા પીઉજી, સસરા વૈરાટ રાયરે; તેમ છતાં તમે આગળ પડયા તે તો, માહારા ભવીશે ભુલાયરે. ॥ માહારી. ॥ ૭ ॥ શારે શુકનમાં મુને મોહ્યરે પધરાવીને, પરણાવા બેઠો માહારો બાપરે; તેરે વેળા મને કેમ નવ ડંશ્યો પીઉજી, કારમો કાળુડો સાપરે. ॥ માહારી ॥ ૮ ॥ નાનપણમાં મારો રામજી રૂઠયો તે, પરણ્યાનું મીંઢળ નથી છુટયું રે; સુખની લેહેરમાંતો કેહેર થવા બેઠો, ભુંડું ભવીશ માહારૂં ફુટયું રે. ॥ મહારી. ॥ ૯ ॥ ચક્રાવો ઘડ ચોરી રચ્યો છે પીયુજી, ભાલુડે પોંખાશોરે; બાણ રૂપી ત્યાંતો લોહુ વછુટે તમે, રૂધીર વરણા થૈ જાશોરે. ॥ માહારી. ॥ ૧૦ ॥ ચક્રાવે ચઢશો ત્યાં માર ખાઇ પડશો ને, અવછરા લેઈ જાશેરે; આજ પછી મોઢું નથી દેખવાની આતો, છેલું દરસણ દુર્લભ થાશેરે. ॥ માહારી. ॥ ૧૧ ॥ અગમ નીગમ મુને સુજે છે પીયુજી, નહી મુકે દુશમન લોકરે; માઠા શુકન મને ઘણા થયા છે માટે, જીવતા આવ્યાની આશા ફોકરે. ॥ મહારી. ॥ ૧૨ ॥ અરેરે જોબન માહારૂં કેમ જળવાશે પીઉજી; વ્રેહે વેહેરી થઇ લાગેરે; હુંરે અભાગણી રડીશ રૂજની તે, તમ ભીડ કયાંથી ભાગેરે. ॥ મહારી ॥ ૧૩ ॥ રૂપ રંગ રૂપી માહારી પુરપની વાડી તે, દીવશે દી-

વશે કરમાયરે; માળી વીના પુસ્પ વીણાય નહી તેથી, દીન દીન કરમાઇ જાય રે. ॥ માહારી ॥ ૧૪ ॥ પેહેરી ઓઢીને હું ફરી ફરી નહી, ના જોયું સૈંવર સમાણું રે; સાસરેથી પીહરે પીહરથી સાસરે હું આવી નહી ઘુંઘટ તાણીરે. ॥ મહારી ॥ ૧૫ ॥ હાથ ઝાલીને મુને અધવચ મુકો પીઉજી, એ નહી રાજની રીતરે; સદા દુખીઆણુને દગો દૈ દુખ દો છો સ્વામી, તોડો છો પરણ્યાની પ્રીતરે. ॥ મહારી. ॥ ૧૬ ॥ આ છબી ફરીને હું નથી દેખવાની સ્વામી, દેખું તો પાથરા પાસા રે; રંક રામાને શીદ રડતી મુકોછો પીઉજી, ભાગોછો ભવો ભવની આશા રે; મહારી. ॥ ૧૭ ॥ તમ વીના ઠરવાનું ઠેકાણું નહી માહારે. ના વળે શીતળ છાયા રે; છેવટ ખાજયા નહી ખળોતો પછી, કંથ વીયોગે પાડુ કાયા રે. ॥ માહારી, ॥ ૧૮ ॥ વળણઃ ॥ કાયા પાડુ કંથજી, આંસુ વહે ચોધાર; વ્યાસ વલ્લભ વાણી વદે, કહેછે નર કુવાર.

## કડવું ૩૪ રાગ ઊપરનો.

ગોરી મહારી મુકો ઘોડલીયાની બાગરે, કુવરી વૈરાટની રે; ઓ માહારા રથને જવાનો દોને માગરે, કુવરી વૈરાટના રે. ॥ ટેકઃ ॥ ઉભાછો સામાને રડોછો રામા તેથી, આવે નીરદયને દયાયરે; કોમળ કંઠથી કરગરોછો પણ, હવે નથી ઉપાયરે. ॥ કુંવરી. ॥ ૧ ॥ રડી રડીને મને શીદ રડાવોછો, સળગે હૈયામાં હોળીરે; વણ વહનોએ મને ઉભો બાળે છે ને, કલેશ કરેછે ચોળીચોળીરે. ॥ કુંવરી. ॥ ૨ ॥ તુજ પેઠે મુજને પણ હોંશ હતી કે ગોરી, બેશીશું જોડા જોડરે; છ છ જનમ વીતા સાતમે જનમે પુઠે, પડયો મામો રણછોડરે. ॥ કુંવરી. ॥ ૩ ॥ એરે મામાએ મન ગમતુ કર્યુંને ગોરી, જુદાં વચન વરણાવ્યાંરે; મનની હોંશ બેના મનમાં રહાને મામે, પાટા બાંધીને પરણાવ્યાંરે. ॥ કુંવરી. ॥ ૪ ॥ પણ એકવાર જો હું આવુંછું જીવતો ગોરી, જો લાવે આપણો ઇશરે; તો તો મોસાળ પેહેલું ઉજડ કરૂને છેદું, કૃષ્ણ મામા કેરૂ શીશરે. ॥ કુંવરી. ॥ ૫ ॥ તે પછી તાહારી હું સંભાળ લેઉ ગોરી, પછી સકળ વેહેવારરે; ત્યાં સુધી મુજ જીવને જંપ વળે નહી, હઠીલો ક્ષત્રી કુંવારરે. ॥ કુંવરી. ॥ ૬ ॥ એક એકના મોઢા સામું જોઇ જોઇને ગોરી, મનની સંગાથે બળવુંરે; જીવતા આવ્યાની આશા ઇષ્ટ કરાવે નહીતો, પેલે ભવ મ્હારે તારે મળવુંરે ॥ કુંવરી. ॥ ૭ ॥ તુજ તાતને માહારા કાકા દેખે છે ગોરી, સરમ

આવેછે અતા મનમાંરે; કંકાશ કરી શાને કાળજાુ બાળો છો માહારૂં, તપત ઉઠેછે બહુ તનમાંરે. ॥ કુંવરી. ॥ ૮ ॥ જગતને તમે શીદ હશાવોછો, સામા જુએ શત્રુ લોકરે; ચાહ્યનો તારી માહારી કાયા પડે પણ, પાછા વળ્યાના આશા ફોકરે. ॥ કુંવરી. ॥ ૯ ॥ વળણ ॥ પાછો વળવાનો નથી, હઠ મુકી દે નાર; વદે વલ્લભ તવ પ્રેમદા, કરતી હાહાકાર.



## કડવું ૭૫ રાગ કાફી.

હાંરે બોલ્યા વૈશમપાયે વચન; સુણ પરીક્ષત રાયના તન; હાંરે વાંકા વચન પતીનાં સુણી; ધ્રુસકા મુકી રડે છે તારૂણી. ॥ ૧ ॥ હાંરે પતી દગો દેવાનો તેં ધાર્યો; માહારો સ્વારથ કૈ ન વીચાર્યો; હાંરે મને ભર્યારે અગ્નાતમાંથી કાહાડી, ઉચા પરવતપરથી પછાડી. ॥ ૨ ॥ હાંરે પેટમાં પેશીને મારી પાળી, મુને ઢીંચણમાંથી તેં ઢાળી; હાંરે મને સોડ તણો ઘાવ કીધો, દાવ રાખીને દગો દીધો. ॥ ૩ ॥ એરે એતો ટળવળવા લાગી એમ, વનમાં ટીટોડી ટળવળે તેમ; હાંરે એતો દુખદરીઆમાં પેઠી, બાગ ઝાલીને ગગળી બેઠી. ॥ ૪ ॥ હાંરે એતો પાશાણુ શીશ પછાડે, ખેંચી મુસ્તકના કેશ કાહાડે, હાંરે કાલાં કાલાં વચન ઓચરતી, ત્રાસ ભરેલા વીલાપ કરતી ॥ ૫ ॥ હાંરે રામા રૂદે ફાટે તેમ રડતી, મુને કંથે મુકી રખડતી; હાંરે માહારૂ આ રણમાં કોણ બેલી, પરણ્યો પીઉ જાયછે મુને મેલી. ॥ ૬ ॥ હાંરે એવું જોઇ કહે રાજ કુંવાર, હવે હઠ મુકીદો નાર; હાંરે એવું વચન પતીનું સુણી, ઉભી થઇને કેહેછે તારૂણી. ॥૭॥ હાંરે સ્વામી શીખામણ દો વીચારી, તમે જાવોછો વણ મોહોતે મારી; હાંરે સ્વામી હઠીલા ન થાઓ ઝાઝા, યુદ્ધની રઢ મુકો બાળારાજા. ॥ ૮ ॥ વળણ ॥ રઢ મુકીદો યુદ્ધ તણી, ઓરે બાળા રાય; વદે વલ્લભ શ્રોતા સુણો, વીલાપના મહીમાય.



## કડવું ૭૬ રાગ બાળારાજારે.

મને મારીને રથડો ખેડ, બાળા રાજા રે; નહીતો યુદ્ધ જોવા સંગ તેડ, બાળા રાજા રે. ॥ ૧ ॥ રથ રખાતું તેમ રાખ, બાળા રાજા રે; નહીતો માહારી રૂદે પર હાંક. બાળા રાજા રે. ॥ ૨ ॥ મને આપ્ય તારી તરવાર, બાળા રાજા રે; કરૂ કૌરવનો સંહાર, બાળા રાજા રે. ॥ ૩ ॥ મને

આપ ઢળકતી ઢાલ, બાળા રાજા રે; મને સાથે લેઇને ચાલ, બાળા રાજા રે. ॥ ૪ ॥ હું તો અગણીત ગુણને ગણેલી, બાળા રાજા રે; ચંદ્રવ્યુહ મેહેતાની વિદ્યા ભણેલી, બાળા રાજા રે. ॥ ૫ ॥ તમને એકલા જાવા ન દેઉં, બા. હું તો ધનુશને બાણ લેઉં, બાળા. ॥ ૬ ॥ મુને માઠા થયા છે શુકન, બાળા. માટે સમજો સાસુડીના તન. ॥ બાળા ॥ ૭ ॥ માહારાં કીયાં જનમનાં કૃત, બાળા. કુએ ઉતારી વાઢ્યાં વ્રત. ॥ બાળા ॥ ૮ ॥ જેમ હરણી ટોળેથી ટાળી, બાળા. પેટમાં પેશીને મારી પાળી. બાળા. ॥ ૯ ॥ મને ઢીંચણીએથી ઢાળી, બા. મને વૈભોગમાંથી ખાળી. બાળા. ॥ ૧૦ ॥ ધરી અપ્રીતને લેઇ લીધું, બા. આપી વીશ્વાસને વીખ દીધું. બાળા. ॥ ૧૧ ॥ મને કીયાં કીયાં નડયાં પાપ, બા. કાંતો નડયો કોઇનો શ્રાપ. બાળા. ॥ ૧૨ ॥ મેં શું ગંગામાં ધોયું મળ મુત્ર, બાળા. માહારૂં ભાગે બધું ઘર શુત્ર, બા. ॥ ૧૩ ॥ મેં શું અભડાવી વિપ્રની થાળ. બા. મેં શું મળતાં ભાગ્યાં વેવીશાળ. બા. ॥ ૧૪ ॥ મેં શું તોડી સરોવર પાળ. બાળા. મેં શું ધાવતાં વછોડયાં બાળ. બા. ॥ ૧૫ ॥ કોઇને દુખ દેઇ શું ધર્યો ગર્વ, બા. મે શું હુનાળે ઉડાડી, પર્વ, બા. ॥ ૧૬ ॥ મેં શું છાણે છાણું, ભાગ્યું, બા. તેવું પાપ આવીને શું લાગ્યું, બા. ॥ ૧૭ ॥ તે વીના છેક આમ ન હોય, બા. માહારૂં ન મળે બેલી કોય. બા. ॥ ૧૮ ॥ મને સુજી અગમની પેર, બા. તમે આવવાના નથી ઘેર. બા. ॥ ૧૯ ॥ પછી દીવસ માહરા કેમ જાય, બા. માહારૂં જોબન કેમ સચવાય. બા. ॥ ૨૦ ॥ માહારૂં ફરકે છે લોચન. બા. આવે રંડાપાના દન. બા. ॥ ૨૧ ॥ એવા દાહાડા શી રીતે જાય, બા. ખાતે પીતે શરીર સોસાય. બા. ॥ ૨૨ ॥ વીધવાનું સગું કોણ થાય. બા. જેનીને તેની દેસો ખાય. બા. ॥ ૨૩ ॥ સ્વામીવાળી તો સોનાથી મોંઘી, બા. કંથ વીનાની કુશકાથી સોંગી. બા. ॥ ૨૪ ॥ વીધવાને જગત સહુ ઝેરી, બાળા. થાય વાડનો કાંટો વેહેરી. બા. ॥ ૨૫ ॥ વીધવા જ્યાં જ્યાં ડગ ભરે, બાળા. ત્યાં તો ધરતી ભારે મરે, બાળા. ॥ ૨૬ ॥ પાલવ અડતાં લાન્છન. લાગે, બાળા. ઉપર આભ ભડાકે ભાગે, બાળા ॥ ૨૭ ॥ કરી જુઓ એ સર્વે વીચાર, બાળા. માહારો છુટી પડે અવતાર. બાળા. ॥ ૨૮ ॥ કહી રથશું શીશ પછાડે, બાળા. એતો મુસ્તકના કેશ કાહાડે, બાળા. ॥ ૨૯ ॥ એવું રૂદન બહુ આરંભ્યું, બાળા. ગંગા જમુનાનું નીર થંભ્યું, બાળા. ॥ ૩૦ ॥ ત્યાં તો વાવલીયો નવવાહાય. બા. હાથી ઘોડા તે ઘાસ ન ખાય. બાળા. ॥ ૩૧ ॥ ચારે દીશાયે

રડતાં સ્વાન. બાળા. બની ભોમી ભાસે સમશાન. બાળા. ॥૩૨॥ આવી વાદળાં છાયાં ગગન, બા. લાગે ઉદાશી સર્વને મન. બાળા. ॥ ૩૩ ॥ વલણ. ॥ ઉદાશી કુરૂક્ષેત્રમાં, લાગે અપરંમપાર; વદે વલ્લભ તેણે સમે, કેહે છે નર કુંવાર.



# કડવું ૩૭ રાગ સવૈઆનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ચક્રાવાનો મહીમાય. ॥ ૧ ॥ અતી કલપાંન્ત જોઇને બોલ્યો અરજુનનો કુંવાર; જરાક વેહેલી આવી હોતતો, ન નીકળત ઘર બહાર. ॥ ૨ ॥ હવે નથી ઉપાય માહારો, ચાવ્યુંછે મુખ પાન; તે તો ઠરે કોહ્યલા ચાવેલા, નામ શાનું અભેમાન. ॥ ૩ ॥ તે માટે તું હઠ મુકી દે માહારે તારે સંસ્કાર; વૈભોગ લેવા આટલું યત્ન, કરે છે તું નાર. ॥ ૪ ॥ પણ વૈભોગ વ્યાધી, તે ઉપાધી,મીથ્યા સંસાર સુખ; જેટલું જેટલું સુખ તું માને, તેટલું જાણજે દુખ. ॥ ૫ ॥ મોહોટા મોહોટા સંસાર તજે, તે શુભ કરણી સારૂં, સંસારના વૈભોગ ઇછે, તેને અતી અંધારૂ. ॥ ૬ ॥ એવું સાંભળી ઓત્રા બોલી, તજવો કીયો સંસાર; અનીતી જેણે તજી તેણે, તજ્યો બધો વેહેવાર. ॥ ૭ ॥ મોહોટા મોહોટા જે કેહેવાયા, તેણે નથી તજી નારી, ઇંદ્ર કુબેરને વરૂણ અગ્ની, તે સરવે સંસારી. ॥ ૮ ॥ બ્રહ્માએ બ્રહ્માણી રાખી, લક્ષ્મી વીષ્ણુ દેવે, માહાદેવજી યોગી હતા પણ ઉમીયા રાખી એવે. ॥ ૯ ॥ નારી વીના સંસાર કયાંથી, નારીથી થયું જગત; નારીથી જ્ઞાની અવતરોયા, નારીથી થયા ભગત. ॥ ૧૦ ॥ નારી વીના કોણ થયેલું, બતાવો મુજ નાથ; સ્વરગ આપવા વાળી નારી, સાચી માનજો વાત. ॥ ૧૧ ॥ એટલે બોલ્યો અભેમન્યુ, બોલ્યામાં બાહાદુર આપ; પણ જો હું પાછો વળુતો, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૧૨ ॥ પાનને બદલે કેહેવાય કોહ્યલા, માટે જવું છે ઠેઠ; નામ લાજે મુજ તાત તણુને, લાજે જનુની પેટ. ॥ ૧૩ ॥ રણ ચડયો પાછો ન વળે, તેનું નામ છે સુરો; તે સુરાતણ ખોઇને જીવું, તો જન્મ અધુરો. ॥ ૧૪ ॥ યુધ્ધે ચઢતાં મુજ માતાએ, બહુ કીધું કલ્પાંન્ત; તેનો ખાળ્યો ખળ્યો નહી હું, સમજાવે ન થયો શાંન્ત. ॥ ૧૫ ॥ હવે તારો ખાળ્યો ખળુતો, વીશ્વની કેહેણી થાય; કેહેશે બહુ રડીને થાકી, પોતાની જનેતાય. ॥૧૬॥ તેની જરાએ દયા ન આવી, તેનો ખાળ્યો નવ ખળીયો; કેહેશે કે નારીનું

મોઢું દીઠું, એટલે પાછો વળીયો. ॥ ૧૭ ॥ માતા કરતાં માન્યની વધી, કામમાં લબધાયો કામી; એવી કેહેણી લાગે મુજને, પડે ખરામાં ખામી. ॥ ૧૮ ॥ પછી જીવું તોહે મુવા જેવો, તે જીવવું ધીકકાર; માટે નહી ખળુ પાછો નહી વળુ, હઠ મુકીદો નાર. ॥ ૧૯ ॥ એટલે ઓત્રા રાણી વાણી, વદી તેણી વાર; તમે સોગન લેઇને બેઠા, એ માહારા ભરથાર. ॥ ૨૦ ॥ હવે માહારો ઉપાય નથી, એ.રે માહારા નાથ; પાછા વળવા નહી કહુ તમને, પણ એક સાંભળો વાત. ॥ ૨૧ ॥ યુદ્ધે જવું હોય તો તમે જાજો, પણ મુજ કષ્ટી કાપો; તમારી કને લેઉછું માગી, પુત્ર મને એક આપો. ॥ ૨૨ ॥ ઇશ્વર ઇચ્છાએ પુત્ર થશે તો, સરશે સંસારી કામ; મહારી તમારી ક્રીયા તે કરશે, રેહેશે જગતમાં નામ. ॥૨૩॥ તે માટે રતુદાન દો મુને, વાધે ભલું ઘર શુત્ર; મુજ મનને ભાસે છે એવું નીશ્ચે થવાનો પુત્ર. ॥ ૨૪ ॥ એટલે બોલ્યો અભેમન્યુ, આતે શું વદી વાણ; રણ જાતાં નારીને ન અડીએ, નારી તે નર્કની ખાણ. ॥ ૨૫ ॥ ખરા નર નારીને ન ગાંઠે; નારીછે ગોબરૂ ગાત્ર; તે માટે કેમ કહ્યું કરીએ, નર્કજ નારી માત્ર. ॥ ૨૬ ॥ એટલે બોલી ઓત્રા નારી, સમજીને વદો વાણ, અભીમન્યુ કહે સમજીને કહુછું,સૌ નારી નર્કની ખાણ. ॥ ૨૭ ॥ ઓત્રા કહે હજુ સમજીને બોલો, ઓરે સ્વામી સુપાત્ર; કુંવર કહે ખાણ મોહોટી, નર્કની નારી માત્ર. ॥ ૨૮ ॥ ઓત્રા કહે હું કહીશ ત્યારે, રીસાશો ભરથાર; રણધીર બોલ્યો કેહે કેહેવું હોયતે, ખરી વાતે નહી ખાર. ॥ ૨૯ ॥ એટલે બોલી ઓત્રા રાણી, સાંભળો મહારી વાત; સૌ નારીને નર્ક કોહોછો તો, નારી તમારી માત. ॥ ૩૦ ॥ તમારો માતા માહારી માતા, સર્વની માતા નારી; અભેમાને તવ નીચુ ઘાલ્યું, ન્યાયની વાત વીચારી. ॥ ૩૧ ॥ ઓત્રાએ તવ મન વીચાર્યું, સ્વામીને માઠુ લાગે, એવું સમજી કેહેવા લાગી, કંથ તણો ભેદ ભાગે. ॥ ૩૨ ॥ સાંભળો માહારા સુજ્ઞ સ્વામી, હું અબળાની વાણ; તીછકારવી નવ ઘટે નારીને, નરી તો રત્નની ખાણ. ॥ ૩૩ ॥ તમારા સરખા રત્ન જેવા, પ્રાક્રમી પ્રગટ થાય; તેની જનેતા નારી છે પણ, રત્નની ખાણ કેહેવાય. ॥ ૩૪ ॥ યોગાભ્યાશી જ્ઞાની તપસ્વી, કૈં સુરા કૈં દાતા; કૈં જન ભકતો કંઇ દેવહંશી, રત્ન સરીખા થાતા. ॥ ૩૫ ॥ તે સરવે નારીના ઉદરથી, સુણો ચતુર સુજાણ; તે માટે સઘળી નારીને, ન કેહેવી નર્કની ખાણ. ॥ ૩૬ ॥ સમજવી ખાણ રત્ન કેરી, વીચારી વદવી વાણ; તમારૂં કેહેવું પણ સાચું, છે નારી નર્કની ખાણ. ॥ ૩૭ ॥ જે નારીને પેટે જનમે, નાસ્તીક નીરૂ

દય પાપી; અવળચંદા અધર્મી અન્યાઈ, વીવેક હીન વણ માપી. ૧૩૮ા મશ્કરી ખોરો તસ્કરી ચોરો, અતી અવગુણ ધાણ; તેવાં પ્રાણીની જનેતા નારી, તે નારી નર્કની ખાણ. ા ૩૯ ા નારીનું એવું બોલવું સુણી, ટુટી ગયો બધો તોડ; કુંવરે જાણ્યું પ્રવીણ ઝાઝી, કરી બતાવ્યો ફોડ, ા ૪૦ ા એની સાથે બોલી ચાલીમાં, હું તો નહી બર આવું; એવું સમજીને કહ્યું એણે, આ અબળા હવે જાવું, ા ૪૧ ા ઓત્રાએ કહયું સાંભળો સ્વામી, બુદ્ધી મુકી છે નેવ; એકજ વીચાર હરીફરીને, હઠ લીધાની ટેવ. ા ૪૨ ા એકજ પ્રકારની હઠ લેવી, બીજો નહી વીચાર; તેવાને ચાતુર કોણ ગણશે, ઓ માહારા ભરથાર. ા ૪૩ ા આ ઉપરથી હું એમ સમજી, બુદ્ધી નથી વીશેશ; સઘળા રસ્તાને નવ જાણો, વીચાર શકતી લેશ. ા ૪૪ ા એટલે અભેમન્યુ બોલ્યો, જાણે છે સહુ કોય; પ્રેમદા કરતાં પુરૂશમાં શું, બુદ્ધી ઓછી હોય. ા ૪૫ ા ઓત્રા કહે વીશેશ બુધી, પુરૂશમાં કયારે જાણું; પ્રશ્ન પુછું તેનો ઉત્તર આપો, તો બુદ્ધી પરમાણુ. ા ૪૬ ા પછી હું જાણીશ કે સમજીને, હઠ ઝાલી છે નાથ; તરત તંબુએ ચાલી જવાની, નહી આડો કરૂં હાથ. ા ૪૭ ા તમથી ઉત્તર દેવાય નહી તો, પુત્ર આપીને જાવો; હું તમ સાથે તમે મુજ સાથે, વચનથી બંધાવો. ા ૪૮ ા એટલે બોલ્યો અભેમન્યુ, તારે છે પુત્રની ત્રષ્ણ; પણ ઉત્તર થાય બુદ્ધીશાળીથી, તેવું પુછવું પ્રષ્ણ. ા ૪૯ ા માહારાથી ઉત્તર દેવાય નહી તો, તારે દેવો પડશે; જો પછી ઉત્તર નહી દેતો, ક્રોધ મને બહુ ચડશે. ા ૫૦ ા માહારાથી ઉત્તર થાય નહીં તો, તુજથી ઉત્તર થાય; એવું પ્રષ્ણ પુછજે નારી, વેણ દીધું કરમાંય. ા ૫૧ ા ઓત્રાએ પણ વચન આપ્યું, તવ બોલ્યો રાજન; તારા પ્રષ્ણનો ઉત્તર દેતો, સેહેજ છે માહારે મન. ા ૫૨ ા ઉત્તર આપીને જૈશ જુદ્ધે, તુજથી નવ રોકાય; ઉત્તર ના દેઉ તો સુત દેઇ, મારે જાવું વઢવાય. ા ૫૩ ા હવે પ્રેમદા પ્રષ્ણ પુછો, ઓત્રાએ જોડયા હાથ; ધ્યાન દેઇને સાંભળી લેજો, ઓરે મારા નાથ. ા ૫૪ ા એકાદશી વ્રત આવીયું તે, દન પીત્રુનું શ્રાધ; તે દીન ગર્ભનો દહાડો નારીને, એ ત્રણનો પડયો બાધ. ા ૫૫ ા શ્રાધ સારીને જમે નહી તો, પીત્રુને બાધ લાગે; શ્રાધ સારીને જો જમે તો, એકાદશી વ્રત ભાગે. ા ૫૬ ા તે દન નારીને રતુ આપે તો, એકાદશ પાપ થાય; નારીને રતુ આપે નહી તો, લાગે બાળ હત્યાય ા ૫૭ ા ત્રૈણે વાતમાં બાધ ભાસે, વીચારો વીવેક; ત્રૈણે કારજ શીધ કરવાં, રેહેવા ન દેવું એક. ા ૫૮ ા

બે કાજ કરીએ એકપર હરીએ, તો તે નહી ચતુરાઇ, ત્રૈણે કરવાં ને બાધ ન બેસે, તેની બુદ્ધી સવાઇ. ॥ ૫૯ ॥ અભેમાને વીચાર કરી, ધારી જોયો વિવેક; તો પણ એને કાંઈ ન સુઝ્યું, રસ્તો ન જડીયો એક. ॥ ૬૦ ॥ વળણઃ ॥ રસ્તો કાંઇ જડયો નહી, કુંવર મન અકળાય; વદે વલ્લભ શ્રોતા સુણો, પ્રષ્ણોતર કથાય. ॥



# કડવું ૩૮ રાગ ચોપાઈ.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; બોલ્યો અભેમન્યુ મુખ એમ, આનો ઉત્તર થાયે કેમ. ॥ ૧ ॥ મોહોટા મોહોટા મથીને મરે, પણ ઉત્તર કોઇ ન કરે; પુછયું પ્રષ્ણ તેં કચવું અતી, તેનો ઉત્તર જડવાનો નથી. ॥ ૨ ॥ એક મુકી દે એકાદશી, તોતો આંટી એમાં નથી કશી; તવ ઓત્રા બોલી મુખ એમ, એકાદશી તે મુકાય કેમ. ॥ ૩ ॥ એક મુકીને એક શીધ રાખે, તેમાં શાની ચતુરાઇ દાખે; કરે એક ખરૂં એક ખોટું, તેનું અજ્ઞાન જાણવું મોહોટું. ॥ ૪ ॥ જેમ વેદમાં ભેદ અપાર, કહે સાકાર નીરાકાર; તેમાં એક જુઠું એક સાચુ, કહે તે તણું ભણતર કાચુ. ॥ ૫ ॥ ભણે શટ શાસ્ત્ર ચાર વેદ, પણ તે નહી સમજેલો ભેદ; તેથી એક ખરૂ એક ખોટુ,કહે તેને તો પાતક મોહોટુ. ॥૬॥ સર્વ વચનનો સમજે ભેદ. તે તો ભણ્યો છ શાસ્ત્ર ને વેદ; પુછયાં પ્રષ્ણમાં જે ત્રણ ટાંણાં, તે તો સાચવે સુજ્ઞજ શાણા. ॥ ૭ ॥ તવ અભેમન્યુ એમ બોલે: નહી તારૂણી કો તુજ તોલે; આપો ઉત્તર તો મન માને, હવે વાર કરો છો શાને. ॥ ૮ ॥ બોલી ઓત્રા બોલેલું થાપો, મને પુત્ર તમો એક આપો; પછી ઉત્તર કરૂં સ્વામી, મુને જાણશો નહી હરામી. ॥ ૯ ॥ તવ અભેમાને વીચાર્યું, ડેરા તંબુ તણાવવા ધાર્યું; જોયું શેન્યના સામુ છેક, થઇ ભાઇશું દ્રષ્ટી એક. ॥ ૧૦ ॥ કરી માયાવીને તવ સાન, આવ્યો ભીમ તણો સંતાન; તવ આડુ જોઇને કહે છે, વીરા વામા અતી હઠ લે છે. ॥ ૧૧ ॥ માટે તંબુ તણાવો ભ્રાત, આડી દ્રષ્ટીએ કીધી વાત; સુણી ગટોડગછ સંચરીયો, પોતે શેન્ય વીશે પરવરીયો. ॥ ૧૨ ॥ કરી શેવકને આગનાય, જાવો જે તંબુ તાણો ત્યાંય; કાંઇ કરતાં સુધરે કામ; રહે અભેમન્યુનું નામ. ॥ ૧૩ ॥ તવ શેવક લોક સંચરીયા,ડેરા તંબુ તાણી ત્યાર કરીયા; પછી દાસો થયા વીદાય, તવ રથેથી ઉતર્યો રાય. ॥ ૧૪ ॥ મુકી ઓત્રાએ અશ્વ લગામ, જઇ તંબુ કર્યો વી-

શ્રામ; તવ કૃષ્ણ પ્રભુ પાતાળ, કીધો વીચાર દીનદયાળ. ॥ ૧૫ ॥ મા-
હારે કરવો ભાણેજનો હ્રંશ, પણ રાખવો ભકતનો વંશ; કદી નરનારી
સુખ આદરશે, થોડી વેળામાં અર્થ શું સરશે. ॥ ૧૬ ॥ એવું જાણ્યું શ્રી
અવીનાશ, ટકાવું બેઉને છ માસ; કરો સુર્ય ઉપર આગનાય, સ્થંભી
રેહેજો ત્યાંને ત્યાંય. ॥ ૧૭ ॥ ખટ માસ લગી રવી દેવ, ખસવું નહી અ
વશ્ય મેવ; પછી જગપર કરૂણા કીધી, એક અંજળી જળની લીધી.
॥ ૧૮ ॥ મુખ વાણી વધા ત્રનશામ, પશુ પક્ષી પતંગ તમામ; દેવ દાનવ
માનવ કીટ, થાજો આળસ નીંદ્રા અદીઠ. ॥ ૧૯ ॥ ક્ષુધાપી પાસા ને દ-
સ્ત, થાજો લધુ શંકા સૈત હસ્ત; થાશે નહી વેળા કવેળા ભ્રાન્તી, રેહેજો
નીરવરતીને શાન્તી. ॥ ૨૦ ॥ એમ કહી જળ આચમન કીધું, પછી
જળ ફરીથી લીધું; એમ જાણ્યુ જાદવરાય, દીવસે કદી ગર્ભ ધરાય,
॥ ૨૧ ॥ તેવા ગર્ભની પ્રજા જે થાય, તે તો વર્ણસંકર ગણાય; તેનાં અ
વળાં હોયે લક્ષણ, કરે ખોટી વસ્તુ ભક્ષણ. ॥ ૨૨ ॥ થાય અધરમીને
અન્યાઇ, શુભ મારગ સમજે ન કાંઇ; એવી વરણસંકર પ્રજાય, દીવશે
ગર્ભ રેહેવાથી થાય. ॥ ૨૩ ॥ નહી દીવશે મનુશ ધર્મ, પશુ પક્ષીને કી-
ટનું કર્મ; એવું સમજીને જુગદાધાર; તંબુપર વરસાવ્યો ધુમાર. ॥૨૪॥
તેથી નાવે સુર્યનો બાધ, એવું કાર્ય કર્યું નીરવાદ; કરી કરૂણા દીનદયા-
ળ, કર્યું કામ રહી પાતાળ. ॥ ૨૫ ॥ વળણ. ॥ પાતાળ રહી કારજ કર્યું,
સાંભળને તું રાય; ભકતને આધીન ભુધરો, વ્યાસ વલ્લભ ગુણ ગાય. ॥



## કડવું ૩૯ રાગ ધોળનો.

બોલ્યા બોલ્યા વૈશમપાયે વચનરે, સાંભળ સાંભળ પરીક્ષત રાય-
ના તનરે. ॥ ૧ ॥ નરનારીને ઉપજ્યું હેત અપારરે, પ્રેમધરીને, માંડયો
શુભ સંસારરે. ॥ ૨ ॥ રમતાં જમતાં બહુ વેળા વીતી નેટરે, પ્રભુ કૃપાયે
ઓત્રાને ગર્ભ રહ્યો પેટરે. ॥ ૩ ॥ પરીક્ષત રાયના, ગર્ભ તણી એ કથાય
રે, શ્રદ્ધા રાખી સુણે તો વંશ વૃદ્ધી થાયરે. ॥ ૪ ॥ જેણે રાખ્યો ધર્મ
પાયો એકરે, કળીયુગને તો વાપવા દીધો નહી છેકરે. ॥ ૫ ॥ સપતા
સુણી પ્રભુ પદ પામ્યો જેહરે, શ્રોતા સુણતાં મનમાં ધરે સંદેહરે. ॥ ૬ ॥
હાશજ સમજે તે જન નરક પળાયરે, પરીવાર ખુવે અન્ન ધન્ન નાસ્તી
થાયરે. ॥ ૭ ॥ શ્રધાળુ જન સુણી કરે પુન્ય દાનરે, તેને પ્રભુ આપે સુખ
સંતાનરે. ॥ ૮ ॥ શ્રોતા જનના પુરણ પોહોચ્યા કોડરે, સરવે સભા બો-

લો જેજે શ્રી રણછોડરે. ॥ ૯ ॥ વળણ. ॥ સકળ સભા જય જય વદો, વંશની વ્રદ્ધી થાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, જે જે શ્રી જગરાય. ॥



# કડવું ૪૦ રાગ સાખીનો

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, દ્રોણ પર્વ મહીમાય. ॥ ૧ ॥ છ માસ સુખ સંસારનું લીધું, ગર્ભ રહ્યો રૂડી રીતે; ઓત્રાને મન આનંદ થયો, પાવલે પડી પ્રીતે. ॥ ૨ ॥ ઓરે માહારા પ્રાણ પતીજી, વાવ્યુ ભલુ ઘર સુત્ર; તમારા વ્રદ્ધોને પુન્યે કરીને, આપશે પ્રભુ પુત્ર. ॥ ૩ ॥ જીભડી મારી કાપવી ઘટે, કઠોરૂ વચન કેહેતાં; રાખજો સદાએ કૃપા દ્રષ્ટી, હાથ હૈયાં નથી રેહેતાં. ॥ ૪ ॥ ઓરે પતીજી ઓરે પતીજી, દારૂણ આવ્યું દુઃખ; ચાર ઘડી કાજે કરી પ્રીતી, ફરી કયાં દેખીશ મુખ. ॥ ૫ ॥ એમ કહીને રડવા લાગી, આંસુ વહે ચોધાર; અભેમન્યુએ સમજાવીને, છાની રાખી તે વાર. ॥ ૬ ॥ પછી અરજુન સુત એમ બોલ્યો, વદેલું વચન થાપો; પ્રષ્ણ તમોએ જે પુછયું છે, તેનો ઉત્તર આપો. ॥ ૭ ॥ ઓત્રા કહે ઓ કંથ માહારા, સાંભળજો ધ્યાન દેઈ; પ્રષ્ણનો ઉત્તર સેજમાં છે, શાસ્ત્રનો આધાર લેઈ. ॥ ૮ ॥ એકાદશી વૃત આવીયુ તે, દન પીત્રનું સ્રાધ; સ્ત્રીને દન હોય ગર્ભનો તે, ત્રણનો પડીઓ બાધ ॥ ૯ ॥ સ્રાધ સારીને જમે નહીતો, પીત્રુ રહે નીરાશ; જો જમેતો એકાદશીનો, ભાગી પડે અપવાસ. ॥ ૧૦ ॥ તે દન નારીને રતુ આપોતો, એકાદસ પાપ થાય; જો કદી રતુ આપે નહીતો, લાગે બાળ હત્યાય. ॥ ૧૧ ॥ એવી એમાં આંટી ઘુટી છે, તેનો શો ઉપાય; બાધ જરાએ આવે નહીને, ત્રૈણે કારજ થાય. ॥ ૧૨ ॥ એવો તમને આપુ ખુલાસો, તવ કર નાંખશો મુછે; જાણ્યા પછી કોયડો કોડીનો, કેહેશો કે એમાં શું છે. ॥ ૧૩ ॥ અભેમાન કહે સુણ નારી, વાંકુ કેમ વદાય, જાણ્યા પછી ઓહો કરી કાઢે, તે નર ખર કેહેવાય. ॥ ૧૪ ॥ એટલે બોલી ઓત્રા રાણી, ઉત્તરમાં ચીત દેજો; ઘણોક ઉંડો વીચાર રાખી, વચન સાંભળી લેજો. ॥ ૧૫ ॥ શ્રાધ કરીને પીન્ડ સુંઘીએ, જમ્યા બરોબર થાય; મધરાત પછી દીજીએ રતુ, ત્રૈણે તીથી સચવાય. ॥ ૧૬ ॥ મુખમાં અન ઘાલે અપવાસ ભાગે; વાસનાથી નાવે બાધ; જમવાની કાંઇ જરૂર નથી, પરીપુરણ થાય શ્રાધ. ॥ ૧૭ ॥ અડધી રૂજની જતાં સુધી, એકાદશી કેહેવાય; અડધી રાત્રી ગયા પછી, દ્વાદશીમાં ગ-

ણાય. ॥ ૧૮ ॥ તેથી એકાદસ પાપ ન લાગે, લાગે ન બાળહત્યાય, એ રીતીથી કામ કરેતો, ઐગે તીથી સચવાય. ॥૧૯॥ ન્યાય ભરેલો ઉત્તર સુણી, હરખ્યો અભિમાન; સાબાશ નારી બુદ્ધીશાળી, વૈરાટની સંતાન ॥ ૨૦ ॥ જાવો તમે તંબુએ પધારો, શીખામણ મન ધરજો, માહારી માતા રાંકડી છે, તેની સેવા કરજો. ॥ ૨૧ ॥ પીહેરીઆંની સાસરીયાંની, આબરૂ રાખજો ઉભી; કંથને લાન્છન લગાડશો માં, ચાતુર નારીની ખુબી. ॥૨૨॥ દાંતમાં છેડો ઘાલીને દાહાડા, કાઢજો રૂડી રીતે;મન મુકીને માહારી પછાડે, પુન્યજ કરજો પ્રીતે. ॥ ૨૩ ॥ આશીશ વચન દેઉછુ તુંને, ઇશ્વર કલ્યાણ કરશે; જનમો જનમ સુખની પ્રાપ્તી, ઉદર તારૂ ઠરશે. ॥ ૨૪ ॥ રડશો કળકળશો નહી કોઇ, સૌ ગુણની જાણનાર; હેતજ રાખજો જેવું છે તેવું, છેલ્લા વેલા જુહાર. ॥ ૨૫ ॥ એમ કહીને ઉભો થયો, હવે ન કાંઇ કહીશ; એટલે ઓત્રાયે આગળ આવી, ચરણમાં મુક્યુ શીશ. ॥ ૨૬ ॥ વળણ. ॥ પાય પડી ઉભી થઇ, સનમુખ જોડ્યા હાથ; વદે વલ્લભ સનમુખ રહી, નીરખે પોતાનો નાથ.



## કડવું ૪૧ વૈદ્રભાનો રાગ નાટકની છાયા.

કંથજી કયારે ભેગા થશો, કયારે દેખાડશો મુખ; તમવણ દીવશ જાશે નહી, નહી તમ વણ સુખ. ॥ કંથજી ॥ટેક.॥ અધુરામાં પુરી પ્રીતી કરી, તે તો વીસરશે કેમ; વારે વારે આવશે સાંભરી, પતી તમારો પ્રેમ. કંથજી. ॥૧॥ લખી લખી કાગળ કયાં મોકલું, બુડેલું તરે વાંણ; તમારા સુખનો સંદેસડો, મુને કેહેવાનું કાંણ. ॥ કંથજી. ॥ ૨ ॥ કયાંરે જશો ને કોના થશો, ફરી જવાનું ચીત; વીસરસો વઇભોગ આજનો, ચાર ઘડીની છે પ્રીત. કંથજી. ॥ ૩ ॥ પ્રાણપતી પ્યારા માહ્યરા, છબી દેખવાની કયાંય જાણે નજરે નીરખ્યા કરૂ, માહારી રૂદીયામાંય. ॥ કંથજી. ॥ ૪ ॥ જયાં જાવો ત્યાં મારા નાથજી, રહો માસ છ માસ, એટલે મુને તેડાવજો, દાશીને તમ પાસ. ॥ કંથજી. ॥ ૫ ॥ જાવો તો જગો કરજો માહ્યરી, સાંકડે મોકળી સમાસ; ચરણ ચાંપીશ કને આવીને, તમ રજની હું દાસ. કંથજી. ॥ ૬ ॥ વળણ. ॥ એમ કહી પાલવ ગ્રહ્યો, ઉઠયો નર કુંવાર; વદે વલ્લભ તતપર થઇ, રણધીર નીકળ્યો બાહાર.



# કડવું ૪૨ રાગ સાખીનો.

વૈશંમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ચક્રાવાનો મહીમાય. ॥ ૧ ॥ ઓત્રાને રડતી મુકીને, રણધીર નીકળ્યો બાહાર; જઈ પોતાના રથમાં બેઠો, હાથે ગ્રહી હથીઆર. ॥ ૨ ॥ એટલે આવી સકળ સેન્યા, હળીમળી સહુ જાય; દુન્દભી ડંકા દેતા દેતા, યુદ્ધને પંથ પળાય. ॥ ૩ ॥ અભેમન્યુની આગનાથી, સેવક બે ત્યાર થયા; રણમાંથી ઓત્રા રાણીને, તંબૂએ તેડી ગયા. ॥ ૪॥ સુભદ્રાની પાસે આવી, ઓત્રા લાગી પાય; હું અપરાધણ મોડી આવી, તે કરજે ક્ષમાય. ॥ ૫ ॥ માહારે ભવીશે ઘણી ભુલાવી, કાળ કેડે થઇ લાગ્યો; આવતાં સાંઢના ચરણ વીશે, મારગે ભાલો વાગ્યો. ॥ ૬ ॥ માટે મુજથી મોડા અવાયું, પણ તમસુતને ખાળ્યા; માહારાથી થયું તેટલું કીધું, ઘણાએ પાછા વાળ્યા. ॥ ૭ ॥ તો પણ તે પાછા નવ વળીયા, છેવટ થાકીને આવી; પણ સાસુજી તમારે પુન્યે, પુત્ર હું એમનો લાવી. ॥ ૮ ॥ લેલાટ ઉપર હાથ મુકયો, સુભદ્રાએ સાર; મોહોઢામાં આવેલો કોળીયો ગયો, શું અન્ય આશ લગાર. ॥ ૯ ॥ તારૂને માહારૂં ભવીશ બાઇ, થઇ બેઠાં નીરાશ; અભેમન્યુ અતી આનંદે, ચાલ્યો મન ઉલ્લાશ. ॥ ૧૦ ॥ એવે કોઠાની લગભગ થયા, તવ બોલ્યો અભેમાન; સાંભળો માહારા ભીમકાકા, વાયુ તણા સંતાન. ॥ ૧૧ ॥ કોઠામાં શેન્યા નવ શોભે, હોય મારથી વઢનારા; ત્યાં તો છે યુદ્ધ યુકતી ભરેલું, અન્ય શું કરે બીચારા. ॥ ૧૨ ॥ માટે શેન્યને અળગી બેસાડો, પછી ચાલો ચઢે ઘોડે; છે એક કોઠો તમારે માથે, માટે ચાલો અમ જોડે. ॥ ૧૩ ॥ હું ને ગટોદગછ ત્રીજા તમે તો. જૈએ તેમાં નહી કેહેણી; તવ શેન્યની પ્રત્યે ગદાધર, બોલ્યો રકતજ નેણી ॥ ૧૪ ॥ જાવો જઇને સરવે કરો, છાંયો જોઇ વીસરામ; અમે ત્રણ જણા જાશું કોઠામાં, ત્યાં નહી કોઇનું કામ. ॥ ૧૫ ॥ એટલે નીકુળ સર્વને લેઇ, અળગો ગયો તે વાર, છાંયો જોઇને વીશ્રામ કીધો, શાન્તી પામ્યા અપાર. ॥ ૧૬ ॥ ભીમ ગટોડગછ ને અભેમન્યુ, પ્રથમ કોઠે જાય; ત્યાં તો ઉભા છે દ્રોણ ગુરૂ, પાશાણ કોઠા માંય. ॥ ૧૭ ॥ ત્યાં જઇને ત્રૈણે જણાએ, કીધો નમસ્કાર; એટલે બોલ્યા મધુરે મુખે, હશીને દ્રોણાચાર. ॥ ૧૮ ॥ આવો દીકરા ભલેજ આવ્યા, યુદ્ધની મને ઇચ્છાય; અભીમન્યુ કહે ધન્ય માહારાજા, તમથી આમ ન થાય. ॥ ૧૯ ॥ માહારા બાપને વીશ્વાસ આપી, મોકલીયા પાતાળ; કપટનું કોઠાયુદ્ધ

માંડ્યું, શીખવ્યું તે ચાન્ડાળ. ॥ ૨૦ ॥ ગુરૂજીને કેહેવું ન ઘટે, પણ કર્યું કહ્યા જેવું; તમોએ યુદ્ધ માગી લીધું છે, તો યુદ્ધ તમને દેવું. ॥ ૨૧ ॥ તમારી સાથે હારીશ વઢતાં, તેમાં ઈજ્જત નહી જાય; કેહેશે શું છોકરૂં જીતે બીચારૂં, બાળકથી શું થાય. ॥ ૨૨ ॥ તમોને લોકો એવું કેહેશે, ગુરૂ જાતે કઠોર; વીદ્યારથીનું છોકરૂં માર્યું. તેમાં શું કીધું જોર. ॥ ૨૩ ॥ જસ તમને નથી મળવાનો, જીતશો તોહે લગાર; કદાપી વઢતાં હારશો તો, ફજેતીનો નહી પાર. ॥ ૨૪ ॥ હલકાઇ તમારી ઘણી ગણાશે, કેહેશે ગુરૂ હારી પડીયા; મુજને લોકો એવું કેહેશે, ગુરૂથી ચેલા ચડીયા. ॥ ૨૫ ॥ મહીમા માહારો વીશ્વમાં વધશે, માટે ગુરૂ સંગ ગાજું; હારશો કે જીતશો તમો પણ, નહી મળે જસ બેઉ બાજુ. ॥ ૨૬ ॥ એવાં વચન સાંભળીને, પસ્તાયા ગુરૂ દ્રોણ; આ કામ મેં કર્યું હોત નહી તો, દેનારૂં ઠબકો કોણ. ॥ ૨૭ ॥ દુરીયોધને બુદ્ધી ભમાવી, એને શી દેઉં આશ; ઠબકો સાંભળ્યો પાપીને માટે, જાજો સત્યાનાશ. ॥ ૨૮ ॥ એમ કહીને દ્રોણ બોલ્યા, સાંભળ માહારા તન; જે કામ કરવા બેઠા તે કરો, સમજ્યો સર્વ વચન. ॥ ૨૯ ॥ કરતાં શું કર્યું તે કેમ કરીયે, હવે તો ધનુષ તાણો, કુંવર કહે શું યુદ્ધ કરશો, વીપ્ર લાડુ ખાઇ જાણો. ॥ ૩૦ ॥ એવું સાંભળી દ્રોણ ગુરૂને, ક્રોધ ચઢયો અપાર; શું સહુ જેવો મુજને જાણ્યો, લાડુનો ખાનાર. ॥ ૩૧ ॥ જો છોકરા હવે હેર મારૂં, હાણુ રથથી હેઠ; કુંવર કહે જોજે માહારાજા, પોહોંચાડી દેઉં હેઠ. ॥ ૩૨ ॥ એમ કહીને સામાસામી, હાથ ગ્રહ્યાં હથીઆર; ધનુશની પણછ ચઢાવી બેઉએ કર્યા ટંકાર. ॥ ૩૩ ॥ પેહેલો કોઠો પાશાણ કેરો, પેહેલો દરવાજો એક; રથ બેશી તે દરવાજામાં, ગુરૂ રહ્યા ધરી ટેક. ॥ ૩૪ ॥ અભીમન્યુ બાહાર ઉભો છે, ક્રોધજ આડે આંકે; ગટોરગછ સુત હેડંબાનો, તે રથ એનો હાંકે. ॥ ૩૫ ॥ ગદા દસહજ્જાર મણની, લેઇ ઉભો છે ભેમ; પછી બાણાવળી બાણ લેઇને, તુટી પડયા ફાવે તેમ. ॥ ૩૬ ॥ વળણ. ॥ ફાવે તેમ તુટી પડ્યા, ગુરૂને અભેમાન; વદે વલ્લભ શ્રોતા સહુ, ભજજો શ્રી ભગવાન.



## કડવું ૪૩ રાગ સવૈઆનો.

વૈશમ પાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, પેહેલા કોઠાની કથાય. ॥ ૧ ॥ દ્રોણ ગુરૂએ બાણ લેઇ-

ને, દેવા માંડયો માર; અગણીત મંત્ર ભણીને, મારે નર કુંવાર. ॥ ૨ ॥ એક એક બાણે ચાળીસ હજ્જાર, બાણ કુવરનાં જાય; દ્રોણગુરૂ એક બાણ મારેતે. એંશી હજ્જાર થાય ॥ ૩ ॥ ત્યાં તે કેટલું જોર કુંવરનું, ગુરૂજી દૈવત દાખે; અભીમન્યુને રૂંએ રૂંએ, ભાલોડાં ભોંકી નાંખે. ॥ ૪ ॥ આખ્ખ શરીરનું ચુંથી નાંખ્યું. ચારણી જેવું થયું; થર થર કાયા કંપવા લાગી, રૂધીર બહુ વહી ગયું. ॥ ૫ ॥ ડોળા બે ડગમગવા લાગ્યા, પ્રાણ જવાનો બાકી; એ રીતે અભીમન્યુની, માઠી દશા થઇ પાકી. ॥ ૬ ॥ રક્ષાનો એક તાર સુતરનો, ધનુશે વીંટેલો સાર; તેને પ્રતાપ આયુશ કેરો, સંધાઇ રહ્યો છે તાર. ॥ ૭ ॥ કુંવર ઘણો કાયર થયો, મનમાં અતી અડબડીયો; તે જોઇને ગટોરગછ બળીયો, ગાજીને ગગને ચઢીયો. ॥ ૮ ॥ એટલે ગુરૂએ બાણ લીધું, દારૂણ દૈવત દાખી; મોહાસ્તરથી ગટોરગછની, રૂદીયા ભેદી નાંખી. ॥ ૯ ॥ બેભાન થઇ તંબુએ પડીયો, ન રહી સુધકે સાન; કુંવરને ઉડાડયો જાણી, કોપ્યો વાયુસંતાન. ॥ ૧૦ ॥ ગદા ગ્રહીને આગળ આવ્યો, વાળુ કચ્ચર ઘાણ; એટલામાં તો દ્રોણ ગુરૂએ, ભોંકયું ભીમને બાણ. ॥ ૧૧ ॥ તવ વ્રકોદર અવની ઢળાયો, ગુરૂએ કીધો કેહેર; લાડુ ખાનારો મુજને કહ્યો, મારૂ કુંવરને ઠેર. ॥ ૧૨ ॥ એવું સમજી અભિમન્યુને, બાણનો માર્યો માર; ભચોભચ ભાલોડાં ભોંકયાં, કંઇ નીકળે આરપાર. ॥ ૧૩ ॥ કંઇક શરીરમાં ભરાઇ રહે, વહે ઘણું રૂધીર; એવી રીતે રૂંએ રૂંએ, બહુ ભોંકયાં છે તીર. ॥ ૧૪ ॥ ચામડુ થયું ચારણી જેવું, જાણે પડશે ઢળી; એવે સમે વ્રકોદરની, તરત મુરછા વળી. ॥ ૧૫ ॥ ઉભા થઇને જોયું ભીમે, દાજ્યુ અંતઃકરણ; જાણ્યુ કે કર્યો જુલમ વીપ્રે, કુંવર પામશે મર્ણ. ॥ ૧૬ ॥ એવું સમજી મડદાં પડેલાં, તે લેઇ દીધો માર; તેથી ગુરૂ કાયર થયા, પાછા પડયા તે વાર. ॥ ૧૭ ॥ એવામાં ગટોરગછ આવ્યો, હાંકવા રથપર બેઠો; ત્રૈણેનું જુથ મળવાથી ગુરૂનો, જીવ ચીંતામાં પેઠો. ॥ ૧૮ ॥ અભીમન્યુને હીમ્મત આવી, છોડવા માંડયાં બાણ; ગુરૂ પેશી ગયા અડધે કોઠે, ઘણા થયા ગભરાણ. ॥ ૧૯ ॥ તોપણ પાછી હામ રાખી, ટકી ઉભા ત્યાં સાર; કોઠાના દ્વારમાં કુંવર પેઠો, તેને મારેછે માર ॥ ૨૦ ॥ વ્રકોદરને માહા રીસ વ્યાપી, બળમાં ગયો છે બેહેકી; બે ભુજમાં ગદા ઘાલીને, દ્રોણ પર છુટી ફેંકી. ॥ ૨૧ ॥ તે ગદા ગુરૂએ આવતી દીઠી, જાણ્યું કે વીઘન થાશે; અચુત મણની મુજપર પડશે, તવ રોટલો વળી જાશે. ॥ ૨૨ ॥ રાજ ભોગવનારો ભોગવે પોતે, હુ શીદ પામુ મરણ; એવું સમજી રથ વી-

શેથી, તરત ઉતર્યા ધર્ણ. ॥ ૨૩ ॥ લાડવું વઢવું વેગળું મુકી, નાઠા દ્રોણાચાર; બીજે દ્વારે પેશી જઈને, નીકળી ગયા બાહાર. ॥ ૨૪ ॥ ઉછિ- ળેલી ગદા હેઠી પડી, તવ ભીમે લેઈ લીધી; અભેમન્યુને કેહેવા લા- ગ્યો, કેવી બાહાદ્દુરી કીધી. ॥ ૨૫ ॥ કુંવર કહે સાબાસ કાકા, નીકળ- વા પંથ ઝાલો; આડા અવળા કાંઇ ન ખસશો, રથની પુંઠળ ચાલો. ॥ ૨૬ ॥ રથ મુકીને આઘા ખસશો, તો બીજે પંથ ચડશો; જો કોઇદ્વા- રમાં પેશી ગયા તો, જરૂર ભુલા પડશો. ॥ ૨૭ ॥ આખો આયુષ વહી જવાનો, પણ નહી નીકળો બાહાર; આંટીઘુટી ભમ્યા કરશો, પણ નહી આવે પાર. ॥ ૨૮ ॥ ભુલ ભુલામણી ભારે કોઠાની, ભમી ભમીને થાકો; હું આંગળી બતાવું તે રીતે, રથ ગટોરગછ હાકો. ॥ ૨૯ ॥ ઉભા રહ્યા- ની શક્તિ નથી, મુજને માહારા વીર; સરીર જુઓ સ્વેત થએલું, ન- થી જરા રૂધીર. ॥ ૩૦ ॥ માટે રથમાં બેઠા બેઠા, તમને બતાવું શાન; તે રસ્તે રથ હાંકે જાજો, જોજો ભુલતા ભાન. ॥ ૩૧ ॥ એમ કહી રથમાં બીરાજ્યો, અરજુનનો કુંવાર; આંગળી બતાવે તે પરમાણે, માયાવી હાંકે તોખાર. ॥ ૩૨ ॥ દ્વારે દ્વારે પેસવા લાગે, ત્યાં યોદ્ધા યુધ ધારે; હે- ડંબાનો દીકરો તે, પરોણો લેઇને મારે. ॥ ૩૩ ॥ તે મારતાં બહુ રહી જાય બાકી, તેને વ્રકોદર ઝાલે; માંથા ઉપર ફેરવીને, બળથી બગલમાં ઘાલે. ॥ ૩૪ ॥ દબાવીને પ્રાણ કાઢે, એમ ફર્યા સતદ્વારઃ દ્વારેદ્વારે દસ- દસ યોદ્ધા, માર્યા એક હજાર. ॥ ૩૫ ॥ પ્રથમ કોઠો ફરી નીકળીયા, તવ કામ કેવું કીધું; અભીમન્યુએ બેઠા બેઠા, વજ્રાસ્તર બાણ લીધું ॥ ૩૬ ॥ તે બાણ બળ કરીને મુક્યું, વજ્રનો મંત્રજ નડીઓ; પહેલો કોઠો પા- શાણનો તે, મુળમાંથી ભાગી પડીયો. ॥ ૩૭ ॥ દ્રોણગુરૂ જે નાશી ગયે- લા, પોહોચ્યા કઉરવ દળમાં; મોઢામાં તો સ્વાસ ઘણેરો; પણ તે આ- વ્યા પળમાં. ॥ ૩૮ ॥ આવી કહ્યું દુરીયોધનને, હાર્યારે ભાઇ હાર્યો; ત્રૈણે જણાએ હળી મળીને, મન મુકી મુજને માર્યો. ॥ ૩૯ ॥ છત્રપતી કહે છોકરાઓથી, હારી ગયા માહારાજ; બ્રાહ્મણ તો લાડવા ખાઇ જાણો, ખોઇ જગતમાં લાજ. ॥ ૪૦ ॥ જાવો કૃપાચાર ગોર માહારાજ, બીજો કોઠો તમારો; વીપ્રના કોઠા થઇ રહે પુરા, પછી ઝપાટો અમારો ॥ ૪૧ ॥ એટલે કીરપાચાર ચાલ્યા, બીજા કોઠામાં જાય; લોહ વજ્જરનો કારમો કોઠો, જઇ ઉભા તે માંય. ॥ ૪૨ ॥ વળણ. ॥ કોઠે જઇ ઉભા રહ્યા, હાથ ગ્રહી હથીઆર; બારણે રથ રાખી રહ્યા, અરજુનનો કુંવાર.

## કડવું ૪૪ રાગસાખીનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, બીજા કોઠાની કથાય. ॥ ૧ ॥ ભીમ અભેમાન ને માયાવી, ઉભા રહ્યા છે બાહાર; કુંવર કહે ભીમ કાકા, કાયાને કષ્ટ અપાર. ॥૨॥ માહારા અંગમાં બાણ પેઠાં છે, તેની ઘણી વેદનાય; સાચવીને તે ખેંચી કાહાડો, તો નીરવરતી થાય. ॥ ૩ ॥ ભીમ કહે બાણ કાઢીશું તો, પવન પરવેશ કરશે; તેથી વીશેશ પામીશ પીડા, પ્રાણ તારો નીસરશે ॥ ૪ ॥ કુંવર કહે ભવીશ માહારૂં, પણ કાઢી લ્યો બાણ; શરીર સકસ રહી ગયું છે, દુખી થાય છે પ્રાણ. ॥ ૫ ॥ તવ માયાવી એમ બોલ્યો. ધાર્ય ધરોને ભ્રાત; વસ્ત્ર તણી કરો કાકડીયો, ઓ વ્રકોદર તાત. ॥ ૬ ॥ બાણ કાઢી મહી મારવા ડુચા, પ્રવેશે નહી પવન; સાચવીને બાણ ખેંચી લેઉ છું, એમ વદયો વચન. ॥ ૭ ॥ તવ ભીમે વસ્ત્રો ફાડીને, કાકડીયો કરી આપી; માયાવીએ બાણ કાઢવા માંડયાં, શરીરે કર ચાંપી. ॥ ૮ ॥ હાથ દેઇ બાણ ખેંચી કાઢે, છીદ્રમાં કાકડી ઘાલે; તે વેળાએ અભીમન્યુને, શરીરમાં બહુ સાલે. ॥ ૯ ॥ એ રીતે બહુ બાણ કાઢી, વસ્ત્રના ડુચા દીધા;રૂધીરવાળું શરીર લુછી,વસ્ત્રો ધારણ કીધાં. ॥૧૦ ॥ કુંવરના જીવને વળી શાન્તી, થઇ ગયો તઇઆર; ખુંખારીને ઉભો થયો, હાથ ગ્રહ્યાં અથીઆર. ॥ ૧૧ ॥ ચાલો કાકા બીજે કોઠે, બન્યો હતો જેવો તેવો; હીમ્મત હારવાનો નથી જરા, ગોરનો કોઠો લેવો. ॥૧૨॥ ગટોરગછે રથ હંકાર્યો, બીજે કોઠે તવ જાય; ગોર કૃપાચાર ઉભા છે તેને, લાગ્યો વ્રકોદર પાય. ॥ ૧૩ ॥ ઓ માહારાજા તમે કયાં ઉભા, અમને પાતક નડશે; પુજન કરવા યોગ્ય તમે છો, પણ માર મારવો પડશે. ॥ ૧૪ ॥ દ્રોણગુરૂ બનેવી તમારા, તેમને અમોએ માર્યા; ઘણા જોરાવર છે પણ અમથી, લઢતાં વઢતાં હાર્યા. ॥ ૧૫ ॥ એ હાર્યા તો તમે શું જીતો, કરજો મન વીચાર; વચન સાંભળી ગોર બોલ્યા, સાંભળ વાયું કુંવાર. ॥ ૧૬ ॥ પાપીએ મુને પરાણે મુકયો, તે કેમ કેહેવાય નાય; આવી ફશયારે આવી ફસાયા, તે તણો શો ઉપાય ॥ ૧૭ ॥ ભીમ કહે ઉપાય બતાવું, આપણ યુદ્ધ ન ધારો; દુષ્ટને દેખાડવાને માટે, આયુદ્ધ ઉંચે મારો. ॥ ૧૮ ॥ બુમો પાડો બળ દેખાડો, બે ઘડી ખેલ મચાવો; પછી હાર્યો હાર્યો કેહેતા, કોઠેથી નાશી જાવો. ॥ ૧૯ ॥ છેવટ હારશો માર ખાઇને, તેથી ભલું આ કામ; માર ખાધાવણ હાર્યો કેહેવાશો, તેથી

ન બુડે નામ. ॥ ૨૦ ॥ માર ખાઇને હારવું પડે, તેથી આ શું ભુંડું; એટલે ગોર હશીને બોલ્યા, તેં તો બતાવ્યું રૂડું. ॥ ૨૧ ॥ હાથ ઉપાડો ને બાણ કાહાડો, દેખાડો, દુષ્ટને જોર; કોઈ કોઇને માર ન દેવો, સાક્ષી નંદકીશોર. ॥ ૨૨ ॥ એમ કહીને આયુદ્ધ લીધાં, મેઘનાદે ગડગડીઆ; કુંવર ને ગોર બાણ લેઇને, ફેંકવા ટુટી પડીયા. ॥ ૨૩ ॥ બે જણ ઉંચાં બાણ ફેંકે, જુલમ કરી નાંખ્યો; કોઠા ઉપર દેખાય જાણે, ઉડી મદની માંખ્યો. ॥ ૨૪ ॥ ભીમ કોઠામાં ધુમવા લાગ્યો, બરકા બુમો પાડે; બે ભુજમાં ગદા ઘાલીને, પૃથવીપર પછાડે. ॥ ૨૫ ॥ કઉરવ લોકો બાહારથી જુએ, જોયા કરે રાજન; તે જોઇ દ્રોણની પ્રત્યે બોલ્યો, દુરીયોધન વચન. ॥ ૨૬ ॥ જુઓ ગુરૂજી જુઓ ગુરૂજી, થાય છે સોરબકોર; તમારા કરતાં ગોર મહારાજા, કેવું કરે છે જોર. ॥ ૨૭ ॥ આટલાં બાણ છે કોઠા ઉપર, તો મહી નહી હોય પાર; ભીમને માર પડેલો તેથી, કર્યા કરે પોકાર. ॥૨૮॥ એવું સાંભળી ગુરૂએ ધાર્યું, માહારી થઇ નરસાઈ; આ વેળાએ મુજ સાળકની, ઘણી થઇ સરસાઇ. ॥ ૨૯ ॥ પુન્ય માહારૂં કાંઇ આવજો આડે, ઓરે શ્રી રણછોડ; ગોર કૃપાચાર હારજો ને, થાજો માહારી જોડ. ॥૩૦॥ એવામાં થઇ બે ઘટીકા, કોઠામાં વાયુનો તન; ગાજીને કૃપાચાર પ્રત્યે, એમ વદ્યો વચન. ॥ ૩૧ ॥ બે ઘડી વેળા વીતી ગઇ છે, પ્રેમ કરીને પધારો; નહી નાસો તો ઝાલ્યો ન રહે, ઉપડે હાથ અમારો. ॥૩૨॥ એવું વચન સાંભળીને, ભય ભાસ્યા બહુ માઠા; આયુદ્ધ ફેંકી રથથી ઉતરી, જીવ લેઇ ગોર નાઠા. ॥ ૩૩ ॥ હાર્યો હાર્યો મુજને માર્યો, મરણનો ભય ભાસે; એવું કેહેતા આવ્યા નાઠા, કૌરવ ને દ્રોણ પાસે. ॥ ૩૪॥ દ્રોણગુરૂ ત્યાં હસવા લાગ્યા, બહુ બાંધેલી હોડ; દુરીયોધન જસ બહુ ગાતો-તો, પધારો માહારી જોડ. ॥ ૩૫॥ એટલે છત્રપતી એમ બોલ્યો, જોયો તમારો ઝપાટો; હરીફરી લાડુ ખાઇ જાણો, જોજો ક્ષત્રીનો સપાટો. ॥ ૩૬ ॥ એ રીતે ત્યાં વાતો ચાલે, કોઠામાં અભેમાન; તેણે કહ્યું ભાઇ રથ હંકારો, ચાલો કાકા બળવાન. ॥ ૩૭ ॥ એટલે માયાવીયે રથ હાંકયો, દ્વારે દ્વારે એ ફરતા; દસ દસ યોદ્ધા ત્યાં ઉભા છે, સંહાર તેનો કરતા. ॥ ૩૮ ॥ એમ બસે દ્વાર ફરી વળીયા, યોદ્ધા હણ્યા બે હજાર, લોહવજ્રનો કોઠો ફરીને, ત્રૈણે નીકળ્યા બાહાર ॥ ૩૯ ॥ અભેમાને વજ્રસ્તર લીધું, જીતીને ખેડો કાહાડયો; તે બાણ મુકી બીજો કોઠો, લોહનો તોડી પાડયો. ॥ ૪૦ ॥ એવામાં તો ત્રીજે કોઠે, જાવા કર્યા મનસુબા; તે સમે જઇ ત્રીજે કોઠે; અશ્વસ્થામાં ઉભા. ॥ ૪૧ ॥ દ્રોણના નંદન ચી-

રનજીવી, ક્રોધે ભર્યા અપાર; માહારા મામાને ન મહારા તાતને, જીત્યો એ કુંવાર. ॥ ૪૨ ॥ માટે આંહી આવે તો મારૂ, લેઉ તાતનું વેહેર; અરજુન સુતને જીવતો હું, જાવા ન દેઉં ઘેર. ॥ ૪૩ ॥ એમ ધારીને અશ્વસ્થામાં, ત્રીજા કોઠામાં રહ્યા; ભીમ ગટોરગછને અભેમન્યુ, તે ત્રણ ત્રીજે ગયા. ॥ ૪૪ ॥ વળણ ॥ ત્રીજે કોઠે ત્રણ ગયા, સુણો સૌ શ્રોતાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, યુદ્ધ તણો મહીમાય.



## કડવું ૪૫ રાજન રાચેજીનો રાગ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; બળવંત બાહાજેજી; વીસ્તારી તુજને સંભળાવું, ત્રીજા કોઠાનો મહીમાય. બળ. ॥ ૧ ॥ અભેમાને નમસ્કાર કીધો, ગુરૂના પુત્રને સાર; બળ; તવ અશ્વસ્થામા એમ બોલ્યા, લે તું હાથે અથીઆર. બળ. ॥ ૨ ॥ માહારા તાતને જીતીને આવ્યો, કીધી પાકી ભવાઇ. બળ; એ વધને તું યોબન વયનો, જીતે તેમાં શી નવાઈ. બળ. ॥ ૩ ॥ માહારો મામો ગોરપદુ જાણે, તેને જીતે શું જસ. બળ; જેવડો હું છું તેવડો તુંછું, જોઇ લે માહારો કસ. બળ. ॥ ૪ ॥ અભેમાન બોલ્યો ઓરે મહારાજા, થોડો ગરવ મન આણો; બળ; લડાઇનું કામ ક્ષત્રી સમજે. વીપ્ર લાડુ ખાઇ જાણો. બળ. ॥ ૫ ॥ ધારૂતો એક બાણે ઉડાડુ, જાણું છું તમારૂ માપ; બળ; અશ્વસ્થામા કહે ઉરાડે મુજને, તો અરજુન તુજ બાપ. બળ. ॥ ૬ ॥ એવું સાંભળી કુંવર બોલ્યો, એકજ બાણનું કામ; બળ; તે એક બાણે ઉરાડુ નહીતો, નરકે પીત્રુ તમામ. બળ. ॥ ૭ ॥ એટલે અશ્વસ્થામા બોલ્યા, દેખાડું રંગના ચટકા; બળ; તારા એક બાણને એક બાણ મારી, કરી નાંખું ત્રણ કટકા. બળ. ॥ ૮ ॥ નીશ્ચે સમજજે અરજુન તન તું, થનારૂં હોય તે થાય; બળ; બાણના ત્રણ કટકા ન કરૂં તો, મુજ પીત્રુ નર્કે પળાય. બળ. ॥ ૯ ॥ સામા સામી એમ સોગન લીધા, એટલે બોલ્યો ભેમ; બળ; અભેમાન બેટા આશું કીધું, બકયા જેમ ફાવે તેમ. બળ. ॥૧૦॥ જવાને જવાનીયા મુમતે ચઢીયા, જણાવ્યો જોબનનો તાપ; બળ; તેમાં પીત્રુને નર્ક બતાવ્યું, તેમણે શાં કર્યા પાપ. બળ. ॥ ૧૧ ॥ યોબન વયના ઉતપાત વાળા, ક્રોધ કામજ્વર રોગ; બળ; તાત માત ભગની સામી દે ગાળો, તે સગીયોના ભોગ. બળ. ॥ ૧૨ ॥ કુંવર કહે કાકા ભુલ માહારી, ન રહ્યો કાંઈ વીચાર, બળ; બોલતાં શું બોલાઇ ગયું માઠુ,

હવે પસ્તાઉ અપાર. બળ. ॥ ૧૩ ॥ અશ્વસ્થામાને પણ પસ્તાવો લાગ્યો, આ શી વહી ગયા વાણ, બળ; સપુત નીકળ્યા તે વ્રધ પીત્રુને, બતાવી નર્કની ખાણ. બળ; ॥ ૧૪ ॥ અભેમાને જાણ્યું એકજ બાણે, નહી ઉડે તો શું કરવું; બ૦. પીત્રુ માહારા નર્ક જવાના, માટે માહારે બળી મરવું. બળ. ॥ ૧૫ ॥ અશ્વસ્થામાએ પણ એમ આદરીયું, પછી કોપ્યા બળવાન, બળ; અભેમન્યુને કેહેવાને લાગ્યો, ભીમ વાયુ સંતાન. બળ. ॥ ૧૬ ॥ અકળાતો નહી અભેમાન બેટા, તું તારો રાખજે ટેક, બળ; સોગન પાળવા અશ્વસ્થામાને, તું મારજે બાણ એક. બળ. ॥ ૧૭ ॥ બીજુ બાણ તું તો નવ લેતો, લઢીશ હું એની સાથ, બળ; કુંવરે કહ્યું એના ઉપર તમારે, ઉંચો ન કરવો હાથ. બળ. ॥ ૧૮ ॥ એમ કહીને એક બાણ લીધું, ગરવ મનથી હણીયો, બળ; મંત્ર શક્તિનો ને મંત્ર વાયુનો, પ્રથમ પેહેલો ભણીયો. બળ. ॥ ૧૯ ॥ બાણને પેહેલે ભાગે બ્રહ્મા મુકયા, વચે વીષ્ણુ તતખેવ, બળ; મંત્ર ભણીને છેહલે ભાગે મુકયા શ્રી માહાદેવ. બળ. ॥ ૨૦ ॥ એવા મંત્રોનું બાણ ચઢાવ્યું; કાંઈ ન રાખી નુન્ય, બળ; વળી તેનાપર ધર્મ કાકાનું, પોતે મુકયું પુન્ય. બળ. ॥ ૨૧ ॥ એ રીતે શર તૈઆર કીધો, પોતે ચતુરસુજાણ, બળ; એનું જોઇને અશ્વસ્થામાએ, તરત લીધું બાણ. બળ. ॥ ૨૨ ॥ પ્રથમ વજ્રાસ્તર મંત્રજ ભણીયા, શક્તીનો મંત્રજ બીજો, બળ; બાણને ત્રણ ભાગે ત્રણ દેવ મુકયા, જુએ ભીમનો ભત્રીજો. બળ. ॥ ૨૩ ॥ તે બાણ ચઢાવ્યું અશ્વસ્થામાયે, જાણે તોડવો મોહોટો મેરૂ, બળ; તે બાણ ઉપર પુન્યજ મુકયું, બ્રેહેસ્પતી દાદા કેરૂ. બળ. ॥ ૨૪ ॥ એવે અભેમાને બાણજ ફેંકયું, સુસવાટા કરતું જાય; બળ; તે જોઇ અશ્વસ્થામાએ માર્યું, બે બાણ ભેગાં થાય. બળ. ॥ ૨૫ ॥ તવ તે બાજ્યાં, ગણગણી ગાજ્યાં, જુએ બે બળીયા તન; બળ; એક એકને એ ટક્કરો મારે, લઢતાં ચઢયાં ગગન. બળ. ॥ ૨૬ ॥ એવે બેઉના વ્રધ પીત્રુઓ, અંત્રીક્ષ આવી ઉભા. બળ; અરેરે આપણે નરકે જવાનું, એમ કરે મનસુબા. બળ. ॥ ૨૭ ॥ અભેમાનના વ્રધ ઇશ્વર આરાધે, જીતજો અમારો બાળ. બળ; અમ્મરના પીત્રુઓ અમ્મરને જીતવા, સમરે શ્રી ગોપાળ. બળ. ॥ ૨૮ ॥ એવામાં બે બાણ બહુ ચઢયાં ઉંચાં. મારતાં ઝટકે ઝટકા, બળ; એવામાં અભેમાનના બાણના, થઈ ગયા ત્રણ કટકા. બળ. ॥ ૨૯ ॥ તવ તેના પીત્રુ થયા રાજી, ઘણાજ હરખે ચઢીયા. બળ; કુંવરના બાણના ત્રૈણે કટકા. આવી કોઠામાં પડીયા. બળ.

॥ ૩૦ ॥ અશ્વસ્થામાએ મુછે હાથ નાંખ્યો, હસતુ કીધું મુખ, બળ; તેનું જોઇને અભિમન્યુના, દલમાં લાગ્યું દુઃખ. બળ. ॥ ૩૧ ॥ એવામાં વાષ્ણુના મંત્રનો કટકો ઉછળવાને લાગ્યો, બળ; ધર્મને પુન્યે પવન પેરે ઉડ્યો, વીપના રૂદીએ વાગ્યો. બળ. ॥ ૩૨ ॥ વાગી ઉપાડી ગગને ચાલ્યો, અમ્મરને ઉચા લીધા, બળ; દ્રોણ કૃપાચાર જ્યાં બેઠા છે, ત્યાં તેને ફેંકી દીધા. બળ.॥ ૩૩ ॥ તવ અભિમાનના વૃદ્ધ થયા રાજી, બેઉનું રહી ગયું માપ, બળ; અભીમન્યુ પણ આનંદ પામ્યો, ટળીયો તનનો તાપ. બળ. ॥ ૩૪ ॥ ભામે કહ્યું લાજ ભગવાને રાખી, સુરા સુત સાબાશ. બળ; ચાલો કોઠો ફરી બાહાર નીકળીયે, કરી યોદ્ધાનો નાશ. બળ. ॥ ૩૫ ॥ તવ ત્રૈણે રથ લઇને ફરતા, ફરીયા ત્રણ સે દ્વાર, બળ; દ્વારે દ્વારે દસ દસ યોદ્ધા, માર્યા ત્રૈણ હજાર. બળ॥ ૩૬ ॥ પછી બાહાર નીકળી બાણ ચઢાવ્યું, કુંવરે જણાવ્યું સુર, બળ; વજ્રાસ્તરથી તાંબાનો કોઠો, ત્રીજો કર્યો ચકચુર. બળ. ॥ ૩૭ ॥ એવું જોઇને છત્રપતી બોલ્યો, બોળ્યું બામણાયે નામ, બળ; ત્રૈણે કોઠેથી ત્રૈણે હાર્યા, કર્યો નહી સંગ્રામ. બળ. ॥ ૩૮ ॥ હવે સપાટો ક્ષત્રીનો જોજો, નથી રેહેવાની નુન્ય, બળ. દ્રોણ કહે સહુ મુજપેરે હારજો, આડે આવજો પુન્ય. બળ. ॥ ૩૯ ॥ વળણ. એમ ગુરૂજી કળકળે, સાંભળજે તું રાય; કહે વલ્લભ સહુ સાંભળો, ચોથાનો મહીમાય.



## કડવું ૪૬ રાગ સાખી.

વૈશંપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ચોથા કોઠાનો મહીમાય. ॥૧॥ ચોથો કોઠો રૂપાનો છે, તેને ચારશેં દ્વાર; ચારસેં શીખ્ખર ચારસેં ધજા, જોદ્ધા ચાર હજાર. ॥ ૨ ॥ કરણ રાજા ત્યાં જઈ ઉભો, સંગ પોતાના બે બાળ; વર્શકેતુ ને ચંદ્રકેતુ, લડવઇઆ વીકરાળ. ॥ ૩ ॥ એવામાં અભેમાન બોલ્યો, ચાલો તતપર થઇએ, ચોથો કોઠો સમુદ્ર કાળો, તે તરવાને જૈએ. ॥ ૪ ॥ એમ કહીને ત્રૈણે ચાલ્યા, ચોથે કોઠે જાય; કહ્યું કે આવો રકત લોચને, બોલીયો કરણ રાય. ॥ ૫ ॥ તવ અભેમાન આવીને ઉભો, રાખીને યુદ્ધનો હેતુ; એવામાં કરણ પ્રત્યે બોલ્યો, મોહોટો વરસ કેતુ. ॥ ૬ ॥ કર્ણ પીતાજી અળગા ઉભારો, અમે બે બંધવ વડશું; આ ત્રૈણે છે તરણા સરીખા, પુરણ પુરા પડશું. ॥ ૭ ॥ એટલે કરણ રાજા બોલ્યો, લડનારા એ વી-

કરાળ; અભેમન્યુ નહી જેવો તેવો, સીંહ તણું છે બાળ. ॥૮॥ વર્શકેતુ કહે પીતા મહારા, એછે સીંહનું બાળ; તો અમે શું નથી એના જેવા, અમ તાત શું શીયાળ. ॥ ૯ ॥ કરણ કહે મરજી તમારી, જોવું જો કેવા લડોછો; મુજ નામને લાન્છન નવ લાગે, એનાથી કેવા ચડોછો. ॥ ૧૦॥ એમ કહી મહીં અળગો બેઠો, તવ બોલ્યો અભેમાન; કાકા તમે પણ અળગા બેસો, વાયુ તણા સંતાન. ॥ ૧૧ ॥ બે સાથે અમે બે વઢીશું, સંગ્રામ કરશું સારો; કરણ રાજા વઢવા ઉઠે; એટલે તમારો વારો. ॥ ૧૨ ॥ ભીમે કહ્યું કે ન્યાય ખરો છે, ખસ્યો હીમ્મત દેઇ; વ્રકોદર જઈ અળગો બેઠો, પોતાની ગદા લેઇ. ॥ ૧૩ ॥ એટલે બોલ્યો વરસ કેતુ, સાંભળ પારથ તન; મુકજે આશા જીવ્યા તણી તું, દેખાડુ સ્વર્ગ ભોવન.॥ ૧૪॥ અભેમન્યુ તવ કેહેવા લાગ્યો, શું વણ વીચાર્યું બોલે; તું પરીવાર છે દાસાનો તે, નાવે ક્ષત્રીની તોલે. ॥ ૧૫ ॥ એમ કહીને હથીઆર લીધાં, કીધા ધનુષ ટંકાર; મન મુકીને સામા સામાં, દેતા બાણુનો માર. ॥ ૧૬ ॥ વશેકેતું ને ચંદ્રકેતુ એ, બે જણનાં બાણુ જાય; અકેકું બાણુ મારે તેનાં, દસ દસ હજ્જાર થાય. ॥ ૧૭ ॥ બે જણાનાં વીસ હજ્જાર છુટે, કપરા કરણ કુંવાર; અભીમન્યુ એક બાણુ મારેને, થાય ચાળીસ હજ્જાર. ॥ ૧૮ ॥ ત્યાં કુંવરનું જોર શું ચાલે, બહુ બળ કરવા લાગ્યા; અભેમાને વજ્રસ્તર મારી, બે ભાઇના રથ ભાગ્યા. ॥ ૧૯ ॥ બીજે બે બાણે બેઉને બાંધ્યા, જોઇને કરણ ઉઠયો; બે દીકરાએ નામજ બોળ્યું, એમ કહીને ઉઠયો. ॥ ૨૦ ॥ પોતાનો રથ આગળ લાવ્યો, ક્રોધાતુર મન સાથ; ગરૂડાસ્તરથી બે તનના, છોડી નાંખ્યા હાથ. ॥ ૨૧ ॥ પછી બે પુત્રને પોતાના રથમાં, લીધા કરણ રાય, તેને દેખીને, ગદા લેઇને ભીમશેન ઉભો થાય. ॥ ૨૨॥ અભીમન્યુ કહે આવો કાકા, કરજો ખરેખરૂં જોર; એટલે ભીમશેન કુદવા લાગ્યો, કરતો શોરબકોર. ॥ ૨૩ ॥ કરણરાયે આયુદ્ધ લીધાં, ક્રોધ ભરેલો અપાર; અગણીતા મંત્ર ભણીને, દેવા માંડયો માર. ॥ ૨૪ ॥ કરણે બહુ કેર કીધો, વળી બે દીકરા સંગ; બાણવડે અભીમન્યુનું, વીંધી નાખ્યું અંગ. ॥ ૨૫ ॥ તે ત્રાસ દેખી માયાવી કોપ્યો, ગરજના કીધી છેક; તે દેખીને કરણ રાયે, બાણુજ ભોંક્યું એક. ॥ ૨૬ ॥ તે બાણે માયાવી ઉછળીયો, હેલકારે આકાશ ચઢીયો; સુદ્ધી બુદ્ધી રહી નહીને, ડેરા તંબુ જઇ પડીયો. ॥ ૨૭ ॥ તવ ભીમને બહુ રીસ વાપી, ઉછળી આગળ થાય; તવ કરણે મોહાસ્તર માર્યું, ભીમની રૂદીયા માંય. ॥ ૨૮॥ ભીમ ઢળી ચતાપાટ પડીયો, ન રહી સુદ્ધ કે સાન; પછી બહુ માર દે

ગભરાવ્યો, અરજુનનો સંતાન. ॥ ૨૯ ॥ અંગમાં ભોંકાય છે ભાલોડાં, કરણ બહુ માર દેછે; કૈં બાણ નીકળે સુંસરાને, કૈં બાણ અંગમાં રહે છે. ॥ ૩૦ ॥ તેનાપર બીજું બાણ વાગે, તવ પેલું નીકળે પાર; રૂધીર વહે માંઉસના લોચા નીકળી પડે બાહાર. ॥ ૩૧ ॥ ડોળા બે ડગમગવા લાગ્યા, ભોંકાયાં બાણ અનેક; શરીરમાં સોધે નવ મળે, રૂધીર છાંટો એક. ॥ ૩૨ ॥ ધોવાઇને ધોળો થઇ ગયો, પણ પાસે છે ધનુષ; તેણે તાતણો ડોશીનો છે, તેથી ટકયો આયુષ ॥ ૩૩ ॥ એવામાંતો કરણરાયે, બે બાણ માર્યાં સાર; એકજ બાણે રથ ભાગ્યો, એકે ઘોડા ચાર. ॥ ૩૪ ॥ એટલે કુંવર પગપાળ થયો, ન રહ્યું રક્ષણ જરા; પછી આવ્યાં અરબડીયાં તે, ધ્રુજીને ઢળીયો ધરા. ॥ ૩૫ ॥ તે દેખીને કરણ રાજા, રથમાંથી ઉતરીયો; ફરશી લીધી હાથમાંને, પ્રાણ લેવા પરવરીયો. ॥ ૩૬ ॥ જૈ અભેમાનની રૂદીયા ઉપર, બેઠા રાજા કરણ; જો છોકરા આજ દાવમાં આવ્યો, આણુછું તારૂં મરણ. ॥ ૩૭ ॥ આટલો મોહોટો તું થયો પણ, કાકો નથી કહ્યો મુને; દાશીનો દીકરો સદા કહ્યો છે, તેથી મારૂં તુને. ॥ ૩૮ ॥ તે બધો બદલો આજ વાળુ, જીવજ તારો લેવું; તે કરતાં જો કાકા કહેતો, જીવતો જાવા દેવું. ॥ ૩૯ ॥ અભેમાને તવ વીચાર્યું, ઉગરવું ખરે ખાંચે; કાકા કેહેવામાં શું જવાનું, ગઈ તક વીપ્ર ન વાંચે. ॥ ૪૦ ॥ અણી ચુકયો સો વરષ જીવે, છો થાય ખુશી પાકા; એવું સમજી હર્શીને બોલ્યો, શું કોહોછો કરણ કાકા. ॥ ૪૧ ॥ એટલે કરણ હસીને ઉઠયો, પોતાને રથ પરવરીયો; વર્શકેતુ ને ચંદ્રકેતુની, આગળ ગર્વજ ધરીયો. ॥ ૪૨ ॥ કેવા મેં કેહેવરાવ્યા કાકા. ત્યારે એનાપર ત્રુઠયો; એવી વાત કરેછે એવામાં, અરજુનનો સુત ઉઠયો. ॥ ૪૩ ॥ વળણ. ॥ ઉઠયો સુત અરજુનનો, કરતો મન વીચાર; વદે વલ્લભ શ્રોતા સુણો, જયવા જુગદાધાર.

## કડવું ૪૭ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ચોથાનો મહીમાય. ॥ ૧ ॥ અભીમન્યુ ઉભો થયો, મનમાં કર્યો વીચાર; મુજ કને કાકા કેવરાવી, એને ચઢયો હંકાર. ॥ ૨ ॥ સત્રુને ખુશી થાવા ન દેવો, મરશું તો એક વાર; એવું જાણી કુંવર બોલ્યો, કાકા પાંચ પ્રકાર. ॥ ૩ ॥ કાકા કેવરાવી શું થયો રાજી, દગલ બાજી કરીને; પાંચ પ્રકારના કાકા કહ્યા, સાંભળ ચીત ધરીને. ॥ ૪ ॥ તાત ત-

ણે સગો ભાઇ હોયે, પ્રથમ કાકો એક; તાત તણો કોઇ મીત્ર હોયે; તે કાકો વીવેક. ॥ ૫ ॥ પાડોશી કોઇ વ્રધ હોય તેને, કાકા કહીએછૈયે; અજાણ્યો વૃદ્ધ રસ્તે જનારો, તેને કાકા કહીએ. ॥ ૬ ॥ ઘરનો ગુલામ વરડો હોયે, બહુ દીનનો રેહેવાશી; તેને પણ કેહેવાય છે કાકો, જો ન્યાય નીતી તપાશી. ॥ ૭ ॥ એ રીતે છે પાંચ પ્રકારે, શબ્દ સમજજે પાકો; જનમથી તુ ઘરમાં રહેલો, માટે ગુલામ કાકો. ॥ ૮ ॥ કરણે એવું સાંભળ્યુંને, હળ હળ પ્રગટી રીસ; હવે ન મુકુ જીવતો હું, છેદુ તારૂં શીશ. ॥ ૯ ॥ વર્શકેતુ કહે તાતજી માહારા, જીતી બાજી ગયા ચુકી; જન મારાનો જાણોછો એને, મીથ્યા દીધો મુકી. ॥ ૧૦ ॥ તવ કરણને બહુ ક્રોધ વાપ્યો, હાથ લીધાં હથીઆર; ધનુશ ઉપર બાણ ચઢાવી, દેવા માંડયો માર. ॥ ૧૧ ॥ બહુ બાણ મારે દયા ન ધારે, કુંવરે વીચાર્યું મન; હવે મને મુકવાનો નથી, સત્રૂ સુર્યનો તન. ॥ ૧૨ ॥ એકવાર મરવું જરા ન ડરવું, સમજીને શું કીધું; ક્રોધ ભરેલો કુંવર એણે, બાણ કાળજ્વર લીધું. ॥ ૧૩ ॥ તે બાણ બહુ બળ કરીને માર્યું, પુરણ જણવી રીસ, કરણનો સુત ચંદ્રકેતુ, તેનું છેદ્યું શીશ. ॥ ૧૪ ॥ લીધું બીજુ બાણ પવનનું, મહા વીકટ કામ ધાર્યું; મોટો પુત્રજે વર્શકેતુ, તેની રૂદેમાં માર્યું. ॥ ૧૫ ॥ એટલે વર્શકેતુ ઉડયો, વાયુથી ગગને ચડીયો; ધ્રત્રાષ્ટરના ધામ પાસે, હસ્તીનાપુર પડીયો. ॥ ૧૬ ॥ તત્ર ધ્રત્રાષ્ટરના દુતોએ, ઉઠાડયો તેણી વાર; અંધની પાસે તેડી ગયા, તવ પુછયા સમાચાર. ॥ ૧૭ ॥ પછી આંધળે એને રોકયો, નથી જાવું યુદ્ધ કરવા; તું તારે રહે મારી પાસે, શેવા માહારી આદરવા. ॥ ૧૮ ॥ એમ કહીને એને રાખ્યો,શું જાણ્યું રાજા કરણ;એમ સમજ્યો કે પુત્ર બે માહારા,નીસ્ચે પામ્યા મરણ. ॥ ૧૯ ॥ આ છોકરાએ જુલમ કીધો, માટે મારૂ કે મરૂ; અરજુનજીને માહારા જેવો, હું પણ વાંજીઓ કરૂ. ॥ ૨૦ ॥ એમ વીચારી માર માર્યો, કેહેતા ઉપજે ત્રાસ; ચામ્ર શરીરનું છુંદી નાંખ્યું, અભીમાનનું ચોપાસ. છેકજ કુંવર કાયર થયો, દુભાયુ અંતઃકરણ; જાણ્યું કે આયુશ આવી રહ્યા, નીશ્ચે પામીશ મરણ. ॥ ૨૨ ॥ એવામાં ઇશ્વર ઇચ્છાએ, ભીમની મુરછા વળી; ગાજીને ગદા લેઇ ઉઠયો, વ્રકોદર માહા બળી, ॥ ૨૩ ॥ એવામાં ગટોગરછ આવ્યો, ચડીને ગગન; અંત્રીક્ષથી ભાઇની ભીડ દીઠી, વીચાર કીધો મન. ॥ ૨૪ ॥ કરણ નથી જાણતો કે, માયાવી ગગને ચડીયો; એવે કરણના રથ નીચે, આવીને એ પડીયો ॥ ૨૫ ॥ રથ ઉપાડી માંથે લીધો, ચઢી ગયો ગગન; વાયુ

વંટોળ વીજળી કીધી, પછી વદ્યો વચન. ॥ ૨૬ ॥ સાંભળજે તું કરણ રાજા, ભુંડી વાત ભંડાવું; તને નાંખું દરીઆમાં ને, કાકીને રંડાવું. ॥ ૨૭ ॥ એટલે કરણ રાજાએ જાણ્યું; કપટનું કામ રચીયું; વેહેરે વેહેર લેવાયુ નહી ને, આવ્યું ગટોરગચીયું. ॥ ૧૮ ॥ વાંકા વળીને મારવાને માટે, કરણે ભાલો લીધો; ગટોરગછે રથ ઉપાડી, દ્રોણ કને ફેંકી દીધો. ॥ ૨૯ ॥ કરણનું તવ વપુ કુટાયુ, રથમાંથી નીકળ્યો બાહાર; ઓરે ગુરૂ હું વાંજીયો થયો, ખોયા મેં બેઉ કુમાર. ॥ ૩૦ ॥ દ્રોણ કહે ભાઈ ભલે ખોયા, કરતો તો સોર બકોર; કહે દુરીયોધન કેમ છે હવે, શું માર્યું ક્ષત્રીએ જોર. ॥ ૩૧ ॥ એટલે દુરીયોધન એમ બોલ્યો, હાથજ નાંખી મુછે; પ્રધાનથી જો જોર થાયે તો, કોણ રાયનો ભાવ પુછે. ॥૩૨॥ જો જો હવે છે માહારો કોઠો, નવું જુનું કાંઈ કરૂ; ગાદીપતી ગાંજ્યો નવ જાવું, પગ પાછો નવ ભરૂ. ॥ ૩૩ ॥ એટલે કહ્યું કરણ રાયે, મુજ જેવું તારે હજો; માર ખાઇને હારજે તું, વળી વાંજીઓ થજો. ॥ ૩૪ ॥ એત્રે ગટોરગછ ગગનેથી, પોતાની શૈન્યમાં ગયો; ભાઇને માટે રથ લેઇને, તરત તતપર થયો. ॥ ૩૫ ॥ ચાલીને આવ્યો ચોથે કોઠે, કહ્યું કે આવ્યો હું વીર; એમ કહીને રથમાં લીધો, કુંવરને વળી ધીર. ॥ ૩૬ ॥ પછી વ્રકોદર પુછવા લાગ્યો, કહો ભત્રીજા કેમ; આ વેળા તને બહુ માર પડીયો, માટે પડે છે વેહેમ. ॥ ૩૭ ॥ અભેમાને કહયું ઓ કાકા, માર પડયો બહુ પાકો, રથમાં સુતાં સુતાં બતાવું, તે રસ્તે રથ હાકો. ॥ ૩૮ ॥ એકવાંર કોઠો ફરીને નીકળીયે, તે પછી બીજી વાત; તવ માયાવીએ રથ હંકાર્યો, ભીમશેન બળીયો સાથ. ॥ ૩૯॥ સુતાં સુતાં સાન બતાવે, તે રસ્તે રથ હાકે;દ્વારે દ્વારે યોદ્ધા રહ્યાતે,ભીમશેન મારી નાંખે॥૪૦॥ એ રીતે ચારસેં દ્વાર ફરી. માર્યા ચાર હજાર; એ કોઠો ફરી વળીને, ઝટ પટ નીળ્યા બહાર. ॥૪૧॥ અભેમન્યુએ સુતાં સુતાં, પ્રાક્રમનું કામ કીધું; વજ્રાસ્તરનો મંત્ર ભણીને, ધનુશપર બાણ લીધું ॥૪૨॥ પવન મંત્ર ભણીને ફેંક્યું, પુરણ જણાવ્યું સુર;ચોથો કોઠો રૂપાનો તે,કરી નાંખ્યો ચકચુર. ॥૪૩॥ પછી ભીમશેન પુછવા લાગ્યો, તુજ જીવને છે કેમ, તંબુમાં લેઇ જઇએ તુને, આવ્યા તો એમને એમ. ॥ ૪૪ ॥ અભીમન્યુ તવ એવું બોલ્યો, મુજ કને રેહેજો આપ; પણ મુજને પાછો વાળો તો બ્રહ્મ હત્યાનું પાપ. ॥ ૪૫ ॥ બાણ તણું દુખ છે બહુ મુને, તેથી શાન્ત પમાડો; શરીરમાં ભાલોડાં ભરેલાં, તે સહુ વીણી કાહાડો. ॥ ૪૬ ॥ તવ વરકોદરને માયાવી ચપટીમાં ભાલોડુ ઝાલે; હાથ દેઇને ખેંચી કાહાડે, છીદ્રમાં ચીંથરી ઘાલે.

॥ ૪૭ ॥ એ રીતે બાણ કાહાડી નાંખ્યાં, જળથી ધોયું શરીર; વસ્ત્રતી તે લુછી નાંખ્યું, વહેલું જે રૂધીર. ॥ ૪૮ ॥ પછી બીજાં વસ્ત્ર પેહેરાવ્યાં, સણગાર પહેરાવ્યા સાર; એક ઘડી વાર સ્વાસ ખાઈને, કુંવર થયો તૈયાર. ॥ ૪૯ ॥ ભીમશેને કહ્યું કેમ છે બેટા, તવ બોલ્યો અભેમાન; હતો તેનો તે છું કાકા, શું કરે તમ સંતાન. ॥ ૫૦ ॥ મુજ જેવો માર ગટોરગછને, જો મારે રાજા કરણ; તો તે એક ઘડી નવ જીવે, તરત પામે મરણ. ॥ ૫૧ ॥ એવી વાત કરે છે એવે, પ્રભુએ જાણ્યું પાતાળ; ગટોરગછ જોડે હશે તો, નહી થાય એનો કાળ. ॥ ૫૨ ॥ કરણ મરણ આણત એનું, પણ તેમાં ભંગ થયો; ગગનેથી આવી રથ ઉપાડી, ગટોરગછ લેઈ ગયો. ॥ ૫૩ ॥ માટે એ બેને પાડુ વખુટા, વીચાર્યું જુગદાધાર; લડાઇ કરાવવા બેઉ જણને, મુકયો પ્રભુ હંકાર. ॥ ૫૪ ॥ એવામાં ગટોરગછ બોલ્યો, શું તને મુકત કરણ; હું એને લેઇ ગયો નહોતે, તો થાત તારૂ મરણ. ॥ ૪૫ ॥ હું આવ્યો તેથી તું ઉગરાયો, નહી તો જતું રેહેત નામ; અભીમન્યુ કહે તેં શું ઉગાર્યો; તું તો મહારો ગુલામ. ॥ ૫૬ ॥ હરી ફરી તું રથ હાંકી જાણે, તુજથી ન જેરવાય તાપ; માયાવી કહે હવે રથ હાંકું તો, બ્રહ્મ હત્યાનું પાપ. ॥ ૫૭ ॥ એમ કહી રાશ પરોણો પછાડી, શૈન્યમાં ચાલ્યો ગયો; રીસાઇને સહુને સંગ બેઠો, સંદેશો કોને ન કહ્યો. ॥ ૫૮ ॥ એવામાં વ્રકોદર બોલ્યો, ઓ બેટા અભેમાન; માંહો માંહી બે ભાઇ ચડભડીઆ, મદના ભર્યો જવાન. ॥ ૫૯ ॥ હવે રથ તારો કોણ હાંકે, મુજથી નવ હંકાય; હાંકુતો ઘોડા નવ ચાલે, રથ પણ ભાંગી જાય. ॥ ૬૦ ॥ એટલે બોલ્યો અભેમન્યું, કાકા હું નહી થાકું;; પગ અગુઠે ઝાલુ હછોડા, ઘોડા રૂડી રીતે હાકું. ॥ ૬૧ ॥ એમ કહી ઘોડાના અછોડા, પગ અંગુઠે લીધા; પરોણો પગ આંગળીમાં ઘાલ્યો, જાવાના વાચાર કીધા. ॥ ૬૨ ॥ વળણ. ॥ ત્યારી કરી જાવા તણી, મરકોદર અભેમાન; વદે વલ્લભ શ્રોતા સહુ, સમરો શ્રી ભગવાન.



## કડવું ૪૮ રાગ આસાવરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, પાંચમાનો મહીમાય. ॥ ૧ ॥ અભેમન્યુ કહે ચાલો કાકા, પાંચમે તતપર થૈએ; સોનાને કોઠે છત્રપતી છે, તેના સનમુખ જૈએ; ॥ ૨ ॥ એવામાં દુરીયોધન પાપી, સાથે લખમણ સુત; બે બાપ દીકરા

પાંચમે કોઠે, ઉભા આકળા ભુત. ॥ ૩ ॥ એવામાં અભીમન્યુને, ભીમશેન બે જણુ આવ્યા; છત્રપતી કહે આવો વઢવા, એમ કહી બોલાવ્યા. ॥ ૪ ॥ તવ આવી બે સનમુખ ઉભા, બોલીયો દુરીયોધન; અભીમન્યુને મારજે તું, ઓરે લખમણુ તન. ॥ ૫ ॥ ભીમશેનનને હું નાંખુ છું મારી, નહી લાગે મુજને વાર; એટલે ભીમે અભેમન્યુને, ગાજી કહ્યું નીરધાર. ॥ ૬ ॥ લખમણુને તું નાંખજે મારી, કરજે કાળો કેહેર; દુરીયોધનની બોચી ઝાલી, મારી નાંખુ હું ઠેર. ॥ ૭ ॥ સામા સામી એમ કહીને, કર્યા માઠા મનસુબા; લખમણુ સામો અભેમન્યુ, ભીમ દુરીયોધન ઉભા. ॥ ૮ ॥ એવામાંતો લખમણએ, કીધો ધનુશ ટંકાર; તેનું જોઇને અભેમાને, મનમાં કર્યો વીચાર. ॥ ૯ ॥ લખમણ માહારી ગણતીમાં નથી, તેમાં શું ચીત્ત પરોઉ; બે કાકા કેવી રીતે લઢે છે, જીવ રાખી જુદ્ધ જોઉં. ॥ ૧૦ ॥ એમ જાણીને આયુદ્ધ લીધાં, યુદ્ધ નથી આદરતો; લખમણ સામા બાણ ફેંકે, રમતનું યુદ્ધ કરતો. ॥ ૧૧ ॥ એવામાં ભીમને દુરીયોધન, મેઘ ગરજનાયે ગાજ્યા; સામા સામી દોટ મુકી, લથબથ બળથી બાજ્યા. ॥ ૧૨ ॥ મુખ પોકારે માર મારે, રાઢ ઘણેરી લાગે; મન મુકીને ગડદા મારે, બ્રહ્માંડ જાણે ભાગે. ॥ ૧૩ ॥ ઢીચણ કોહોણી ખંભ પછાડે, જણવે ઝાઝો દ્વેશ; આંટી ધુંટી પગની ભરાવે, તાણે મુસ્તકના કેશ. ॥ ૧૪ ॥ લડથડતા પડતા આખડતા, ફરીને ઉભા થાય; ગાજે બાહાજે જરા ન લાજે, હાડ બહુ કુટાય. ॥ ૧૫ ॥ એવે સમે દાવ જોઇને, દુષ્ટજ બેઠો ધરણ; બહુ બળ કરી વ્રરકોદરનો, ઝાલ્યો જમણો ચરણ. ॥ ૧૬ ॥ ખેંચોટીને નીચે નાંખ્યો, ભીમશેન પડાયો હેઠો; એની રૂદીયા ઉપર પોતે, પાપી ચઢીને બેઠો. ॥ ૧૭ ॥ મોઢામાં રેણું ભરીને, દે ગડદાનો માર; આ ભીમડા ભલો દાવમાં આવ્યો, કુટયો તો મુને અપાર. ॥ ૧૮ ॥ આજે તુજને ઠેર મારૂ, કોણછે તારી પક્ષ; એમ કહી ગળે નખ દીધો, તરી ગયાં તવ ચક્ષ. ॥ ૧૯ ॥ હાથની નસો ખેંચાવા લાગી, ખેંચાવા લાગ્યા ચરણ; ભીમે બુમ પાડી ભત્રીજા, તુજ કાકો પામે મરણ. ॥ ૨૦ ॥ એટલે અભીમન્યુએ જાણ્યું, કાકાનું મરણ થાશે; એવું સમજી એક બાણ લીધું, કાળજ્વરનું પાસે. ॥ ૨૧ ॥ ધનુષ ઉપર ચઢાવીને, ફેંક્યું કરીને રોસ; લખમણ દીકરો દુરીયોધનનો, તેનું છેદયું શીશ. ॥ ૨૨ ॥ દુરીયોધને તે દેખીને, મનમાં કર્યો વીચાર; લઢીને હવે નવરો થયો, અરજુનનો કુંવાર. ॥ ૨૯ ॥ એના કાકાની પક્ષ કરીને, મુજને મારશે બાંણ; કદાપી મરણ માહારૂ થશે તો, ગાદી ભોગવશે કોણ.

॥ ૨૪ ॥ માહારો પૈસો માહારી પુંજી, ઘરબાર લુટાઈ જાશે; હું પન્ડે જીવતો હઇશ તો, દીકરા ઘણા થાશે. ॥ ૨૫ ॥ પુત્ર મુઓ તો ધુળ નાંખી, મનસુબો કર્યો માહો; ભીમની રૂદીયાપરથી ઉઠી, જીવ લેઈને નાહો. ॥ ૨૬ ॥ માર માર કરતો ભીમશેન ઉઠયો, છત્રપતી બહુ નાસે; ગુપત બારણેથી નીકળીને, ગયો દ્રોણની પાસે. ॥ ૨૭ ॥ ઓરે ગુરૂજી ઓરે ગુરૂજી, હું પણ વાંજીયો થયો; ગુરૂ કહે ભાઇ ભલે થયો ને, તું કેમ જીવતો રહ્યો. ॥ ૨૮ ॥ કરણ કહે રાજા થઇને, હારી ગયો તું કેમ; છત્રપતી કહે ગાદી ભોગવવા, આવ્યો હું કુશળ ક્ષેમ. ॥ ૨૯ ॥ એમ કહીને હેઠો બેઠો, પાંચમે કોઠે શું થાય; ભીમ પાપીને ખોળવા લાગ્યો, કનક કોઠા માંય. ॥ ૩૦ ॥ અભીમન્યુ તવ કેહેવા લાગ્યો, કાકા ફાંફાં નવ મારો; પાંચમો કોઠો ફરી વળીને, બાહાર નિકળવું ધારો. ॥ ૩૧ ॥ એમ કહીને રથ હંકાર્યો, ભીમશેન પુંઠે પળીયો; દ્વારે દ્વારે યોદ્ધા મારે, વ્રકોદર માહા બળીયો. ॥ ૩૨ ॥ પાંચ શહસ્ત્ર યોદ્ધા હણીયા, ત્યાંથી નીકળ્યા બાહાર; વજ્રસ્તરનું બાણ લીધું, અરજુનને કુંવાર. ॥ ૩૩ ॥ બહુ બળથી તે બાણ માર્યું, જણવ્યું જાદે સુર; પાંચમો કોઠો કનક કેરો, તેને કીધો ચકચુર. ॥ ૩૪ ॥ છઠ્ઠો કોઠો સપ્ત ધાતુનો, ત્યાં ઉભો શલ્યરાય; માલીક મારવાડ દેશનો તે, મામો પાન્ડવાનો થાય. ॥ ૩૫ ॥ વળણ. ॥ મામો એ પાન્ડવ તણો, મારવાડનો માલીક; યુદ્ધ કરવા ઉભો રહ્યો, નહી કો જનની બીક.



# કડવું ૪૯ રાગ ધન્યાશ્રી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, છઠ્ઠા કોઠાની કથાય ॥ ૧ ॥ છઠ્ઠે કોઠે છે શલ્ય રાજા, ત્રણ યુદ્ધનો જાણનારો; ભીમને અભીમન્યુ ગયા ત્યાં, સંગ્રામ કરવા સારો. ॥ ૨ ॥ શલ્યે કહ્યું આવો ભાણેજા, યુદ્ધ કરવાને આપ; ભીમ કહે ભાણેજોને મારો, તેમાં ઘણું છે પાપ. ॥ ૩ ॥ બ્રાહ્મણ હણવો ને ભાણેજ હણવો, તે બેઉ સરખા સરખી; જ્ઞાની જનને પુછી જુઓ, ધર્મ તણો ન્યાય પરખી. ॥ ૪ ॥ એવું સાંભળીને શલ્ય બોલ્યો, આ કોઠો મુજ શીશ; યુદ્ધ કર્યા વીના કેમ ચાલે, વેહેવારમાં શી રીશ. ॥ ૫ ॥ તે કરતાં યુદ્ધ બંધ રાખું, તેમાં ઇજ્જત જાય; ભીમ કહે ઇજ્જત નવ ઘટે, એવો કહુ ઉપાય. ॥ ૬ ॥ કરો કીરપાચારના જેવું, તવ શલ્ય પુછે એમ;

સાચું કેહેજો કીરપાચારે, કર્યું કોઠામાં કેમ. ॥ ૭ ॥ ભીમ કહે અમે ને ગોરે, ન કરી કોઇની હાણ; બુમો બરકા મીથ્યા પાડી, ઉંચાં ફેંક્યાં બાણ. ॥ ૮ ॥ બે ઘડી બકોર કરીને એ, નાઠા કીરપાચાર; પેટમાં ટાઢું ને મોહોડેથી કહ્યું, હું પણ પામ્યો હાર્ય. ॥ ૯ ॥ એ રીતે કર્યું કીરપાચારે, મામા તમે કરો તેમ; શલ્ય કહે મુજ ધ્યાનમાં બેઠું, સાબાશ ભાણેજ ભેમ. ॥ ૧૦ ॥ કોઠામાં આવો ખેલ મચાવો, બતાવો સૌને સપાટો; બાહારના બધા એમ જાણે કે, કીધો જોર ઝપાટો. ॥ ૧૧ ॥ તવ અભેમાનને મકાદર, છઠ્ઠા કોઠામાં જાય; ધનુશના ટંકાર કરીને, બાણ લીધાં કરમાંય. ॥ ૧૨ ॥ જાણે જબરૂ જુદ્ધ મચાયું, મારો મારો મુખ ભાંખે; અગણીતા મંત્ર ભણીને, બાણજ ઉંચાં નાંખે. ॥ ૧૩ ॥ દુરીયોધને બાહારથી જોયું, બહુ બાણ દેખી ગમે; છઠ્ઠે કોઠે મચની માંચ્યો, પેરે બહુ બાણ ભમે. ॥ ૧૪ ॥ ગુરૂને કહ્યું જુઓ માહારાજા, આ યુદ્ધ થાય છે કેવું; તવ કીરપાચાર સમજી ગયા, આ યુદ્ધ માહારા જેવું, ॥ ૧૫ ॥ છઠ્ઠે કોઠે શલ્ય ને અભેમાન, કરે બહુ બાણ વ્રષ્ટી; દ્વારે દ્વારે યોદ્ધા છે તેને, ભીમ કરે બહુ કષ્ટી, ॥ ૧૬ ॥ એવું વઢતાં બે ઘડી થઇ, થઇ વખત વધારો; એટલે ભીમે મામાને કહ્યું, હવે તો તમે સધારો. ॥ ૧૭ ॥ તવ શલ્ય આયુદ્ધ ફેંકી નાઠો, હાર્યોરે હું હાર્યો; દ્રોણની જોડે જૈને બેઠો, ગુરૂજી મુજને માર્યો. ॥ ૧૮ ॥ દ્રોણ કહે બેસો અમ સાથે, લઢીઆ લાડે કોડે; કીરપાચાર કહે આંઇ આવો, તમે તો મારી જોડે. ॥ ૧૯ ॥ શલ્યરાયે કહયું વાત છે સાચી, કહીને બેઠો પાસ; સમધાતુના કોઠામાં તો, ભીમે પડાવ્યો ત્રાસ. ॥ ૨૦ ॥ કાકો ને ભત્રીજો બેઉ, ફરીયા દ્વારે દ્વાર; દસ દસ યોદ્ધા મારી નાંખ્યા, હણ્યા ખટ હજ્જાર. ॥ ૨૧ ॥ પછી બે બારણે નીકળીયા, શરીરમાં બહુ સુર; વજ્રાસ્તરનું બાણ મારી, કોઠો કર્યો ચકચુર. ॥ ૨૨ ॥ પછી સાતમે કોઠે આવી, ઉભો જેદ્રથ બળીયો; અભેમાન મેદાનમાં ઉભો ભીમશેન સાથે બળીયો ॥ ૨૩ ॥ એવામાં શ્રી કૃષ્ણ પ્રભુએ, વાત જાણી પાતાળ; ભાણેજ સંગે ભીમ હશે તો, નહી થાય એનો કાળ. ॥ ૨૪ ॥ માટે ભાણેજને એકલો રાખું, ભીમને અળગો કાહાડું; તોતો અભેમાન નીશ્ચે મરશે, માટે વખુટો પાડું. ॥ ૨૫ ॥ એવામાં તો અરજુન પ્રભુ, નાહી જમી પરવાર્યા; તાડુકી દહીતને મારવા જાવા, મનસુબા મન ધાર્યા. ॥ ૨૬ ॥ અભંગ રથ અરજુનજીનો, પ્રભુએ જોતરીયો; તવ અરજુનજી રથમાં બેઠા, કૃષ્ણે પરોણો ધરીયો. ॥ ૨૭ ॥ ઘોડાના અછોડા ગ્રહીને, હાંકે રણછોડરાય; તાડુકી દહીતના રેહેવાની જગા, બતાવા આ-

ક્ષણ જાય. ॥ ૨૮ ॥ એક ગફામાં દુષ્ટ રહે છે, તે સ્થળ જે દેખાડયું; પછી અરજુને વીપ્ર કેરૂં, શ્રંદજ પાછું કાહાડયું. ॥ ૨૯ ॥ એવામાંતો અરજુનજીએ, ધનુષ ગ્રહ્યું તેવાર; તેની પડપંચા ચઢાવી, પેહેલો કર્યો ટંકાર. ॥ ૩૦ ॥ તે ટંકારનો શબ્દ સુણી, તાડુકી આવ્યો બાહાર; ગફાની બારણે આવી ઉભો, ક્રોધે ભર્યો અપાર. ॥ ૩૧ ॥ અસુર કહે કોણ છે તું, કેમ આવ્યો પાતાળ; રથમાં બેશી ટંકાર કીધો, તું છે કોનો બાળ. ॥ ૩૨ ॥ એવું સાંભળી અરજુન બોલ્યો, ઓરે કરમ ચાંન્ડાળ; અધરમી તું વીપ્રને નડે, આવ્યો છું તારો કાળ. ॥ ૩૩ ॥ એટલે તાડુકી ત્રાડીને બોલ્યો, જો કરૂં કાળો કેહેર; બ્રાહ્મણનો દયાળું આવ્યો, નહી જાય જીવતો ઘેર. ॥ ૩૪ ॥ એમ કહીને પાહાડ પરવત, લીધા વઢવા માટ; કૃષ્ણ પ્રભુએ એમ જાણ્યું, કથલશે આ ઘાટ. ॥ ૩૫ ॥ એક બાણે અરજુનજી હણશે, તવ જાશે ભોમીમાં લક્ષ; ભાણેજ હજી જીવતો છે, તેની કરશે પક્ષ. ॥ ૩૬ ॥ પછી ભાણેજ નહી મરવાનો, ધાર્યું અસરણા સરણ; પછી થોડે દાહાડે મહારૂં, ભાણેજ કરશે મરણ. ॥ ૩૭ ॥ માટે અસુર યુદ્ધ ટકાવે, એવો કરવો ઉપાય; એમ સમજીને એક કળાનું, બળ દીધું જાદવરાય. ॥ ૩૮ ॥ તવ તાડુકીમાં બળ આવ્યું, કોપ્યો અપરંમપાર; ઝાડ તાડને પાહાડ તણો ત્યાં, દેવા માંડયો માર. ॥ ૩૮ ॥ અરજુનજીએ બાણ લેઇને, કરવા માંડયો પ્રાહાર; એ બેનું એવું યુદ્ધ જમાવ્યું, પોતે જુગદાધાર. ॥ ૩૯ ॥ સાતમે કોઠે અભેમાન ઉભો, સાથે બળીયો ભેમ; ભગવાને જાણ્યું ભીમ છે સાથે, તેનું કરવું કેમ. ॥ ૪૦ ॥ ચાહ્ય તે રીતે વરકોદરને, વખુટો પાડી દેવો; એવું વીચારી કૃશ્ણ પ્રભુએ, ખેલજ કીધો કેવો. ॥ ૪૧ ॥ કોઠાથી શેન્ય અળગું બેઠેલું, પાન્ડવ કેરૂં જ્યાંય ભીમશેનનો જયમંગળ હાથી, તે પણ છુટો ત્યાંય. ॥ ૪૨ ॥ તેને ગોવીંદે આંડછા મુકી, ચમકયો હાથી અપાર, સુંડમાં શેન્યના લોકોને ઘાલી દેવા માંડયો માર. ॥ ૪૩ ॥ કેંકને ઝાલી ગગને ઉછાળે કેંક ઉપર દે ચરણ; કેંકને દંતુસરથી દાબે, પલમાં આંણે મરણ. ॥ ૪૪ ॥ એમ એ તોફાન કરવા લાગ્યો, જોઇ જોઇ બળીયા રૂઠયા; લાંબા ભાલા લાંબો ફરશી, લૈ લૈ મારવા ઉઠયા. ॥ ૪૫ ॥ તોપણ તે કોઇને નવ ગાંઠે, થાકયું શેન્યનું લોક; ભીમશેન ધાજો ભીમશેન ધાજો, કારમી પડી પોક. ॥૪૬॥ ભીમે તે શબ્દ સાંભળીયો, બોલ્યો અભેમાન પ્રત્યે; જો ભાઈ શેન્યમાં બુમ પડી છે, માટે હું જાવું અગત્યે. ॥ ૪૭ ॥ તવ અભેમાનનું લોચન ફરકયું, ભોમી ભયંકર ભાશી; ના કાકા મુજ પાસે રેહેજો, તમે ન જાશો

નાશી. ॥ ૪૮ ॥ અત્યારે મુજને ભય ભાસે છે, ભાગી ગયા મુજ ચરણ; હવે મુને લાગે છે એવું, જાણે આવ્યું મુજ મરણ. ॥ ૪૯ ॥ તે મરવાનો ભય નથી પણ, મુજ ચાંમડું ચુંથાસે; અગની સંસ્કાર હું નહી પામું, હાડ મારાં પીંખાશે. ॥ ૫૦ ॥ તે વેળા પ્રભુએ મુમત મુકયો, ભીમશેનને માહા માહો; જાવું સપાટે, આવું ઝપાટે એમ કહીને નાઠો. ॥ ૫૧ ॥ ભત્રીજાનો ભય ન લાવ્યો, આવ્યો શેન્યમાં પોતે; ઘણું તોફાન કરતો જોયો, હાથી પોતાનો હતો તે. ॥ ૫૨ ॥ હાંહાં કહી ભીમ પાસે ગયો, હાથીનો સ્વભાવ ખશીયો; ભીમ તણો ભય મનમાં ન રાખ્યો, મારવા માટે ધશાંયો. ॥ ૫૩ ॥ એટલે ભીમને ક્રોધ ચઢીયો, હવે જણવું જોર; તવ પાતાળમાં વીચાર કીધો, પોતે નંદકીશોર. ॥ ૫૪ ॥ ભીમશેન હાથીને નાંખશે મારી, નહી લાગે કાંઇ વાર; પછી અભીમન્યુની પક્ષે, જાશે વાયુ કુંવાર. ॥ ૫૫ ॥ તો પછી ભાણેજ નહી મરવાનો, મનમાં એવું વાપ્યું; ભીમના સામો ગજને લઢાવા, એક કળા બળ આપ્યું. ॥ ૫૬ ॥ એટલે હાથીને ભીમ બાહાજ્યા, પારથ દહીત પાતાળ; સાતમે કોઠે એકલો ઉભો, અરજુનજીનો બાળ. ॥ ૫૭ ॥ ભય ભરેલી ભોમી ભાશી, હૈયું ભરાઈ આવ્યું; એકલો રણમાં રડવા લાગ્યો, કાકાયે કામ કથલાવ્યું. ॥ ૫૮ ॥ વળણ. એમ મનમાં સોસાય છે, અરજુનજીનો બાળ; વદે વલ્લભ તેણે સમે, શું કામ કર્યું ચંન્ડાળ.



## કડવું ૫૦ રાગ ચોપાઈ.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; ઉભો જેદ્રથ સાતમે કોઠે, સંગ બે યોદ્ધ રાખેલા ઓઠે. ॥ ૧ ॥ જુએ જેદ્રથ સુતનું મુખ, જાણ્યું ઉપજ્યું છે દલમાં દુખ; આ વેળા ગભરાયો છે એહ, હાર્યો હીમ્મત નહીં શંદેહ. ॥ ૨ ॥ માટે મરવાનો આ ઠામ, તેથી હાથો હાથનું કામ; એકલો માટે અહીં નહી આવે, મુને સામા જવું નહી ફાવે. ॥ ૩ ॥ હું તો એકલો સામો જાવું, તેના કરતાં સહુને બોલાવું; એમ સમજી શેવકને સાર, મોકલી કાવ્યા સમાચાર. ॥ ૪ ॥ તેણે જઇ કહ્યું છત્રપતીને, સુર ભરાયું દુષ્ટ મતીને; લાગ્યો દ્રોણગુરૂને પાય, ચાલો સાતમા કોઠા માંય. ॥ ૫ ॥ તવ દ્રોણાચારે કહ્યું એમ, દગો કરવામાં હરખે કેમ, તારો દગો તે તુજને નડશે, ઘણું વીઘન માંથે પડશે. ॥ ૬ ॥ રાય બોલ્યો ગમે તેમ થાય, પણ જાવું છે કોઠા માંય; કહી લીધા દ્રોણાચાર, વળી કીર-

પાચાર નીરધાર ॥ ૭ ॥ વળી અશ્વસ્થામાં સલ્ય રાય, શકુનીને કરણ કેહેવાય; વળી કૈરવ સોએ ભ્રાત, લીધાં આયુદ્ધ સહુને હાથ. ॥ ૮ ॥ પુત્ર સો ભાઇના સમશેર, ચાલ્યા ચારશેં ઇગણોતેર; તેતો સરવ સાતમે કોઠે, જઇ સંતાઇ રહ્યા ઓઠે. ॥ ૯ ॥ ડોકાં કરી કરી બાહાર જુએ, અભીમન્યું મેદાનમાં રૂએ; તેણે કોઠામાં કૈરવ લોક, દીઠાને ઉપજ્યો મન શોક. ॥ ૧૦ ॥ એનું હૈયું ઘણું ગભરાયું, ધ્રુશકા મુકી રોઇ દેવાયું; એતો ભીમ કાકાને સંભારે, છુટે આંસુડાં ચોધારે. ॥૧૧॥ વળણ. ॥ ચોધારે આંસુ વહે, કાકાને કરે પોકાર; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, સુણજો શ્રોતા સાર.



# કડવું ૫૧ મધુબનમાં એ રાગ.

માહારા ગદા ધરણ ગુણવાનરે, કાકા આવો; માહારી જતી રહી છે સુધને સાનરે, કાકા આવો. ટેક. ॥ રણમાં મુકીને નાશી ગયા તે, મુજને કર્યો નીસવાસરે; માહારી માયે મને પહેલું કહ્યુંતું, કાકાનો નહી વીસવાસરે. કાકા. ॥ ૧ ॥ તેમ છતાં મેં વીશ્વાસ રાખ્યો, સંગ્રામ આરંભ કીધોરે; દરીયો તરીને કીનારામાં આવ્યા, તે વેળા દગો દીધોરે. કાકા. ॥૨॥ સૌ શત્રુ સાતમે કોઠે સંતાયા,મારવા રહ્યા છે ઢુંકીરે;તમારે લીધે મુમત કરી આવ્યો, મારી માતાને રડતી મુકીરે. કાકા. ॥ ૩ ॥ સતજોજનથી ઓત્રા આવેલી, આંખોમાં આંસુની હેલીરે; ઘણું કરગરી પણ કહ્યું ન માન્યુ, રણમાં રડતી મેલીરે. કાકા. ॥ ૪ ॥ તે અબળા કોને આધારે રેહેશે, કંથ વીયોગી વામારે; બાળક વય કેમ કરીને કાહાડે, રડી રડી મરશે શામારે. કાકા. ॥ ૫ ॥ માહારો પીતા પાતાળ પડયો છે, તે ન જાણે આરોગરે; નથી હળ્યા મળ્યા બાપને બેટાં, રહી જાશે વીયોગરે. કાકા. ॥ ૬ ॥ પાતાળથી જ્યારે આવશે ત્યારે, સાંભળશે ઘર શુત્રરે; માહારી માતાને એ આવીને કેહેશે, લાવો ક્યાંછે મુજ પુત્રરે. કાકા. ॥૭॥ તવ માહારી મા કીયો દીકરો દેશે, તે સમે થાસે કેહેરરે; મુજ માતાનું એ મરણ કરશે, પોતે પણ મરશે ઠેરરે. કાકા. ॥ ૮ ॥ મુજ મ્રત્યું સુણતાં મુજ તાત મરશે, એવો હું વાહાલો અપારરે; રાંકડી મુજ માતાને એ દમશે, વરતાશે હાહાકારરે. કાકા. ॥ ૯ ॥ જમ જેવા કૈરવ ભાસે છે મુજને, જરૂર જીવડો જાશેરે; મરવે નહી ડરૂં પણ અગની નહી પામું, ચામડું માહારૂં ચુંથાશેરે. કાકા. ॥ ૧૦ ॥ એક કીડીપર કટક ચઢયું છે,

કરશે જુલમ મુજ સાથરે; એથ વીના બધી લોથ વળવાની, મુજ હાડ નહી આવે હાથરે. કાકા. ॥ ૧૨ ॥ મુએ મોઢું માહારી મા નહી દેખે, નહી દેખે ઓત્રા નારીરે; એક ઉપર અનેક આવ્યા છે, શી ગતી થાશે માહારીરે. કાકા. ॥ ૧૨ ॥ ડાબું અંગ ને લોચન ફરકે, માઠા શુકન મને થાય રે; ધોળે દાહાડે થાય શબ્દ શીયાળના, ધરતી તો ખાવા ધાય રે. કાકા. ॥ ૧૩ ॥ એમ ટળવળીને ધ્રુશકા મુકે, ગભરાયો રાજકુમારરે; થરથર કાયા કંપવા લાગી, આંસુ વહે ચોધારરે. કાકા. ॥ ૧૪ ॥ વળણ.॥ ચોધારે આંસુ વહે, હૈયું બહુ ઉભરાય; વદે વલ્લભ તેવે સમે, કૌરવ અતી હરખાય.



# કડવું પર રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવુ, યુદ્ધ તણો મહીમાય. ॥ ૧ ॥ અભીમન્યુ અતી અકળાયો, જોયું જેદ્રથે દ્રષ્ટ; છત્રપતીને સમાચાર કહ્યો, કુંવરને મન કષ્ટ. ॥ ૨ ॥ આ વેળા ઘણો ગભરાયો છે, ગભરાટે ગભરાટ કરીયે; છોકરૂં હૈં નથી આવવાનું, આપણ ત્યાં સંચરીયે. ॥ ૩ ॥ દુરીયોધન કહે એકે એકે, નીકળો સરવે બાહાર; મરી રહેલો સેજમાં મરશે. અરજુનનો કુંવાર. ॥ ૪ ॥ એટલે પેહેલો જેદ્રથ નીકળ્યો, તેની પુઠે સો ભ્રાત; દ્વારે દ્વારના દસ દસ યોદ્ધા, નીકળ્યા હજ્જાર સાત. ॥ ૫ ॥ દ્રોણ ક્રપાચાર અશ્વસ્થામાં, શલ્યને રાજા કરણ; ચારસેં ઇગણોતર સુત નીકળ્યા, કરવા કુંવરનું મરણ. ॥ ૬ ॥ નવાણુ ભાઇના દીકરા તેતો, સર્વ આવ્યા ચડીચોટ; અભેમાનનો રથ વચમાં ઘેરી, ઉભા કરીને કોટ. ॥ ૭ ॥ પછી છત્રપતી એમ બોલ્યો, સાંભળ અરજુન તન; હવે તાહારૂં આવી પોહોચ્યું, માનજે સત્ય વચન. ॥ ૮ ॥ તવ અભેમાને મન વીચાર્યું, હવે રડીને શું કરવું; ઘેરથી નીકળ્યા મરવું ધારી, તો પછી શીદ ડરવું. ॥૯॥ રડવાથી શત્રુ લોકોના, પળમાં આવશે જોર; દુષ્ટોને દયા નહી આવે, કાળજડાં કઠોર. ॥ ૧૦ ॥ રડવાથી નથી લાભ થવાનો, ઉલટી થાશે હાની; હીમત રાખીને યુદ્ધ કરવું, કરવી ન પાછી પાની, ॥ ૧૧ ॥ એવું સમજી આંસુ લુછયાં, વળી સાંભરી માત; પોતાની તારૂણી સાંભરી આવી, સાંભર્યો અરજુન તાત. ॥ ૧૨ ॥ અરેરે માહારો રણધીર પીતા, માહારા વીના શું કરશે; માહારી માતા માહારી નારી, માહારો પીતાજી મરશે. ॥૧૩॥

એવું સાંભરી આવીયું કે, આંસુ વહ્યાં ચોધાર; તેમ તેમ શત્રુ હસવા લાગ્યા, હરખે અપરંમપાર. ॥ ૧૪ ॥ પાછો અભેમન્યુ મન વાળે, આંસુ લુછતો જાય; વળી સગાં સાંભરેને, નેત્ર જળે ભરાય. ॥ ૧૫ ॥ એવામાં દુરીયોધન બોલ્યો, જો તારો જીવ લેવું; રાઇ રાઇ જેટલા કટકા કરાવું, અગની ન પામવા દેવું. ॥૧૬॥ તવ અભેમાને મનથી આદરીયું, કોના માતને તાત; કોની નારી કોનાં સગાં, કોઇ ન આવે સાથ. ॥ ૧૭ ॥ જા જીવડા જંજાળ મુકી દે, ધારણા ધારી મન; પછી હીમ્મત રાખીને બોલ્યો, દુષ્ટ સામો વચન. ॥ ૧૮ ॥ એ આખલાના દીકરા તું, જો જે માહારા હાથ, મરવું તેમાં ડરવું નથી, યુદ્ધ કરૂં તુજ સાથ. ॥ ૧૯ ॥ ધીક્કાર છેરે દ્રોણગુરૂજી, હારેલા પાછા આવ્યા; મોટમ પણું છુટી પડીયું, કેમ મનમાં નવ લાવ્યા. ॥ ૨૦ ॥ ધીક્કાર છેરે કરણ રાજા, કરમહીણો કાહાવ્યો; છતે છોકરે વાંજીઓ થયો, શું મોઢું લેઇ આવ્યો ॥ ૨૧ ॥ તવ દ્રોણે કરણે નીચું ઘાલ્યું, તવ કોપ્યો નર નાથ; શું જુઓછો જોદ્ધા માહારા, કહી ઉપાડયો હાથ. ॥ ૨૨ ॥ આયુદ્ધ લેઇને મારવા માંડયો, અભેમન્યુને માર; ગુપ્તી ગેડી ગદાયો ફેંકે, તરકસ તીર તરવાર. ॥૨૩॥ બાણ વછોડે મુમત તોડે, કુંવરને દે કષ્ટી; બારે મેઘની ધારા છુટે, તેમ કરી બાણ વ્રષ્ટી. ॥ ૨૪ ॥ અભીમન્યુએ બાણ લેઇને, દેવા માંડયો માર; પાછો ન પડતો વઢતો ને નડતો, સુરાનો સરદાર. ॥ ૨૫ ॥ તે સમે શેન્યાને વીશે, ભીમનો હાથી જેહ; મન મુકીને વઢવા લાગ્યા, ક્રોધ ભરેલા તેહ. ॥ ૨૬ ॥ હાથી ધશીને મારવા દોડે, વરકોદર જાય ખશી; પુઠે જઇને પુછડું પકડે, માહા બળમાં દંત ડશી. ॥ ૨૭ ॥ બળ કરી ગજ પુછ છોડાવે, ભીમપર કરે હડી; પગ વચેથી નીકળી જાયે, ભીમશેન નીચો પડી. ॥ ૨૮ ॥ એવી રીતે લઢતા વઢતા, મેદાનમાં બેઉ ગયા; ખરે ખરૂં એ યુદ્ધ જામ્યું, પરશેવા પુષ્કળ થયા. ॥ ૨૯ ॥ તેજ સમે પાતાળ વીશે, તાડુકીને અરજુન; સામા સામી એ યુદ્ધ કરતા, કોપેલા ધુન ધુન ॥ ૩૦ ॥ તાડપુર ઉચોં છે તાડુકી, દ્વેશ ઘણેરો ધારે; મોહોટા મોહોટા પરવત લેઇ, અરજુનજીને મારે. ॥ ૩૧ ॥ અરજુનજી પણ બાણ ગ્રહીને, જોર કરે ભરપુર; વજરાસ્તરનું બાણ મારીને, પાહાડ કરે ચકચુર. ॥ ૩૨ ॥ એવું વજ્રાસ્તર મારવાથી, પરવત મોટા ભાગે; તેના કટકે કટકા પડે, કૃષ્ણ પ્રભુને વાગે. ॥ ૩૩ ॥ ભાણેજને મરાવવા માટે, પોતે ખાયછે માર; પારથ કેરાં બાણ તાડુકી, ગણે નહી લગાર. ॥ ૩૪ ॥ એવી રીતે ત્રૈણ ઠેકાણે, યુદ્ધ મચ્યું અપાર; કુરૂક્ષેત્રમાં સરવે યોદ્ધા, દે

છે કુંવરપર માર. ॥ ૩૫ ॥ અભીમન્યુ એકલો તે, કયાં કયાં દ્રષ્ટી રાખે; એક તરફ એ યુદ્ધ કરેતો, બીજા વીંઝી નાંખે. ॥ ૩૬ ॥ કુંવરને બહુ-બાણ વાગે, તે નીસરે આરપાર; પછી કુવર કાયર થયો, મનમાં કર્યો વીચાર. ॥ ૩૭ ॥ મોહાસ્તરનો મંત્ર ભણીને, બાણ અગણીતું લીધું; તેના ઉપર ધર્મ કાકાનું, પુન્યજ મુકી દીધું. ॥ ૩૮ ॥ ફેર ફુદડી ફરીને ફેંકયું, બહુ બળમાં બાણ એક; અગણીતા મંત્રને લીધે, બાણ થયાં અનેક. ॥ ૩૯ ॥ તે બાણ સૌની રૂદીયામાં વાગ્યાં,પ્રાણજ ઉંચા ચડીયા; વ્રધ જોબનને બાલ્યાવયના, ઢળી ઢળીને પડીયા ॥ ૪૦ ॥ તવ અભે-માને એમ ધાર્યું,ઘડી કેડે શું થાય;દેહ માહારો હોય કે નવ હોયે,તે વાત કેમ કળાય. ॥ ૪૧ ॥ અત્યારે હાર્યા મુજથી પણ, જીત્યા એવું કેહેશે; પણ છેવટ છોછવા પડયા તે, નીશાની શી રેહેશે. ॥ ૪૨ ॥ એમ ધારી પવનાસ્તર મુકયું, સૌને નીશાની આપી; સરવે જનની દાભી મગની, મુછ અકેકી કાપી, ॥૪૩॥ પછી પોતે ઉભો રહ્યો છે,એવે બે ઘડી થાય, જે જેની મુરછા વળે તે, જીવ લેઇ નાશી જાય. ॥૪૪॥ જૈ જૈને કોઠામાં પેસે, એમ ઉઠી ગયા સર્વ; તે દેખીને અભેમન્યુના, મનમાં આવ્યો ગર્વ ॥ ૪૫ ॥ કેવા સૌ હાર્યા માહારાથી, એમ થયો મનસુબો; રથપર ધનુશ ઉભુ રાખી, છેડે મુઠી દેઈ ઉભો. ॥ ૪૬ ॥ ધનુશના છેડાપર મુઠી, મુઠી-પર ધર્યું ડાચું;વાંકો વળી હબચી દેઇ ઉભો,કાળજડુ નહી કાચુ. ॥૪૭॥ ક્રષ્ણ પ્રભુએ પાતાળ જાણ્યું,દાઝ્યું અંતઃકરણ;શા કારણથી ભાણેજ માહારો, પામતો નથી મરણ. ॥ ૪૮ ॥ એમ કહી જોયું જ્ઞાન દ્રષ્ટી, પોતે જુગદાધાર; તવ સમજાણું રક્ષા કરેછે, કુન્તા સતીનો તાર. ॥ ૪૯॥ વ-ળણ. ॥ રક્ષાનો જે તાર છે, તે કરે છે રક્ષાય; વદે વલ્લભ શ્રોતા સુણો, શું કર્યું જાદવરાય.



## કડવું ૫૩ રાગ સવૈયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, કુંવર મરણ મહીમાય. ॥ ૧ ॥ ક્રષ્ણ પ્રભુએ એમ ધાર્યું,ચાહ્ય તે મરે મથી; પણ રક્ષાનો તાર છે તેથી, એ મરવાનો નથી. ॥ ૨ ॥ ગટોરગછે ધનુષ સરસો, વીંટી મુકયો છે તાર; તે તાર માહારે તોડવો પડશે, એમ કર્યો વીચાર. ॥ ૩ ॥ આખું જગત જનમે મરે, તે સહુ મા-હારી ગતી; નાહાનું મોહોટું મરે તે હું, નીમીત લેતો નથી. ॥૪॥ કોઇ

ફોગળીચે, કોઇ ત્રાદોશે, કોઇ ક્ષઈ કોઇ તાવે; એવું નીમીત રોગને મા-થે, પણ મુજને નવ આવે. ॥ ૫ ॥ આજ તો માહારે લેવું પડશે, વીચાર્યું વીશ્વને ભુપ; એક સ્વરૂપે રથ હાંકે છે, બીજું ઉંદરનું રૂપ. ॥ ૬ ॥ ઉં-દરનું રૂપ લેઇને પોતે, પૃથવીમાં પરવરીયા; અભેમન્યુના રથ નીચે, આ વીને ચાળા કરીયા. ॥ ૭ ॥ આડા અવળા ઉચા નીચા, કુદે છે ભગવાન; તેની રમત જોવા લાગ્યો, અરજુનનો. સંતાન. ॥ ૮ ॥ તેમ તેમ પ્રભુ ગ મ્મત કરતા, રથથે ચઢવા લાગે; અભીમન્યુ તવ સ્થીર ઉભો, રખેને ર-મત ભાગે. ॥ ૯ ॥ એવે એના ચરણ વચમાં આવ્યા વીશ્વના ભુપ; કુ-વરે જાણ્યું શું કરે છે, જોવા થયો તદરૂપ. ॥ ૧૦ ॥ તેમ તેમ વીશેષ ગ-મ્મત કરે, પોતે નંદ કાશોર; આડી અવળી ખાય ગુંલાંટો, ચઢે ધનુષ-નો દોર. ॥ ૧૧ ॥ નીચે ઉતરે ઉપર ચઢે, ભાણેજના એ દંભી; અભેમા-નનો કાળ આવ્યો તે, પોતે રહ્યો છે થંભી. ॥૧૨ ॥ દોરપર ચઢતા ઉપર ચાલ્યા, જ્યાં રક્ષાનો તાર, ટગટગ કુંવર જોયા કરેછે, અરજુનનો કુંવાર ર. ॥ ૧૩ ॥ તે તાર દેખી કૃષ્ણ પ્રભુને, રીસ ઘણેરી વ્યાપી; ચંચા દા-બીને પડપંચા, તાંતણા સહીત કાપ્યો. ॥ ૧૪ ॥ એટલે ધનુશ તરછોડયું, છટકીને શીધું થયું, અભેમાનની હબચીમાંથી તાળવે પેશી ગયું ॥૧૫॥ માંથાપર એક હાથ નીકળીયું, તાળવું ફોડી બાહાર; એ હેલકારાથી ઉ-છળીયો, ઉંચો માંથોડાં ચાર. ॥ ૧૬ ॥ આંખોના ડોળા લબડી પડીયા, પ્રાણજ ઉંચો ચડાયો; હાથ પગોની નસો ખેચાણી, તરફડી ભોમી પ-ડીયો. ॥૧૭॥ તેવું દેખી જેદ્રથ બોલ્યો, છત્રપતી તમે જુઓ; આપણા માર્યા વીના એતો, અભીમન્યુ મુઓ. ॥૧૮॥ દુરીયોધને ડોકું કાઢી, કુંવર જોયો ભાળી; ગુરૂ પ્રત્યે કેહેવા લાગ્યો, હુંતો છું ભાગ્યશાળી. ॥ ૧૯ ॥ પછી ઘાંટો કાઢી બોલ્યો, કયાં ગયા સૌ કુંવાર; આપણા ચારસેને ઇગ-ણોતેર, ઝટપટ નીકળો બાહાર. ॥ ૨૦ ॥ જાવો જઇને એ છોકરાને, ત-રવારના દો ઝટકા; અંગ એનું અગના નવ પામે, તેવા કરી દો કટકા. ॥ ૨૧ ॥ એવી આપી આગના કે, ઉપડીયા કુંવાર; નવાણું ભાઇના દી-કરાએ, હાથ લીધાં હથીઆર. ॥ ૨૨ ॥ એટલે ગુરૂ દ્રોણ બોલ્યા, આ શું કરે નીચ કર્મ; મરતાને શીદ માર મરાવે, અતી થશે અધર્મ. ॥ ૨૩ ॥ આ જગોએ, આપણે કોઇ, ઉભા રેહેવું નવ ઘટે; નાહાનામાં નાહાનું છો-કરૂં મુઉં, ચાલો મોહોટાને વટે. ॥ ૨૪ ॥ દુરીયોધન કહે નહી માહારા-જા, દાવ ખરા આદરવા; નીશાની એની હાથ ન આવે, તેવા કટકા કર-વા. ॥ ૨૫ ॥ દ્રોણ કહે એ છોકરૂં એના, બાપને લાકડે બળશે; તેમ છ-

તાં અધર્મ કરે છે, તે ફળ તુજને મળશે. ॥ ૨૬ ॥ દુષ્ટ કહે કે ભોગવી લૈશું, દીકરા તતપર થાઓ; સાતે હજ્જાર આ કોઠાના, યોદ્ધા સાથે જાવો. ॥ ૨૭ ॥ તવ ચારસેં અગણોતેર પુત્રો, નવાણુ ભાઇના જેહ; સાતમા કોઠામાંથી નીકળીયા, માહા બળીયા સુત તેહ. ॥ ૨૮ ॥ કરવત કોહોવાડા તરવારો, કાપવા માટે લાવ્યા; તેમની સાથે સાતે સહસ્ર; યોદ્ધાઓ ચાલી આવ્યા. ॥ ૨૯ ॥ ગભરાએલો કુંવર પડયો છે, મોઢેથી નવ બોલાય; ડોળા બે નીકળી પડેલા, નેત્રે નવ દેખાય. ॥ ૩૦ ॥ તેને આવી દેવા માંડયા. તરવારોના ઝટકા; કુંવરના લાંબા કર કરી, કુહાડાથી કરે કટકા. ॥૩૧॥ અભિમન્યુ લાગ્યો તરફડવા, વેદના નવ વેઠાય; બોલાય નહી કે દેખાય નહી, મનમાં બહુ મુઝાય. ॥ ૩૨ ॥ અરેરે મુને મરતાને મારે, દુષ્ટને દયા શાની; વગર માર્યે ઘડીએ બે ઘડીએ, થવાની જીવની હાની. ॥ ૩૩ ॥ એ રીતે મનમાં કલેશ કરતો, પરાણે આણેછે મરણ; સુતાં સુતાં સુરે ભરાયો, ફેરવ્યો આઘો ચરણ. ॥ ૩૪ ॥ એવામાં એક રથનું પીંન્ડુ, પડેલું અંગુઠે આવ્યું; અગુંઠાપર જોર કરીને, તેને ચાક ચઢાવ્યું. ॥ ૩૫ ॥ પછી બહુ બળ કરીને નાંખ્યું, હોલવવા બધી રીસ. તે પીંન્ડુ ચાક ચઢેલું ફરીયું, છેદયાં સહુનાં શીશ. ॥ ૩૬ ॥ ચારસેંને ઇગણોતેર પુત્રો, કૌરવ કેરા જેહ; ધડ મસ્તકો જુદાં થઇ થઇ, મરણ પામ્યા તેહ. ॥ ૩૭ ॥ તેમની સાથે સાત હજ્જાર, જોદ્ધાઓ પામ્યા મરણ; તે દેખીને ખુશી થયું, દ્રોણનું અંતઃકરણ. ॥ ૩૮ ॥ જો દુરીયોધન અધર્મ કેરાં, ફળ નીકળીયાં ભારી; દુષ્ટ કહે તેમાં શું થયું, મુઆતો ખાસડે મારી. ॥ ૩૯ ॥ નવાણું ભાઇ રડવા લાગ્યા, ગુરૂ માહારાજા જુઓ; સરવેને મરાવવા રાજી, આ ભાઇ કેમ ન મુઓ. ॥ ૪૦ ॥ દુષ્ટ કહે મારો પણ મુઓ, તેમાં શું વંશ જાશે; આપણ જો જીવતા હોઇશું તો, ઘણાએ દીકરા થાશે. ॥૪૧॥ એવે અપછરા સ્વર્ગની, વૈમાન લૈને આવી; અભીમન્યુનો જીવ કાહાડી, પોપટ દીધો બનાવી. ॥૪૨॥ તેને લૈને સ્વરગે ચાલી, ખોળીયું રહ્યું ધરણ; હાલતો કુંવર બંધ થયો, દુષ્ટોએ જાણ્યું મરણ. ॥ ૪૩ ॥ પછી છત્રપતી એમ બોલ્યો, આયુદ્ધ ઝાલો હાથે; જેદ્રથ બનેવી માહરા આ. કોઠો તમારે માથે. ॥ ૪૪ ॥ માટે તમે એકલા જાવો, હીમ્મત મનમાં રાખો; એ છોકરાના ખોળીયાના, કટકા કરી નાંખો. ॥ ૪૫ ॥ એટલે જેદ્રથ ખડગ લૈને, તરત નીકળીયો બાહાર; અભીમન્યુના મડદાને જૈ, દેવા માંડયો માર. ॥ ૪૬ ॥ પ્રભુએ જાણ્યું ભાણેજ મુઓ, પછી કેવું કામ કીધું; હાથીનુંને દહીતનું ત્યાં, બળ હરીને લીધું.

॥ ૪૭ ॥ એવામાં નંદન વાયુનો, દારૂણ દૈવત દાખ્યો; હાથીના બે ચરણ ઝાલી, તરત ચીરી નાંખ્યો. ॥ ૪૮ ॥ એવે પાતાળમાં અરજુને ફેકયું કાળજવર બાણ; તે બાણે તાડુકી કેરો, નીકળી ગયો પ્રાણ. ॥ ૪૯ ॥ હાથીને મારી ભીમ નાઠો, એકલો કુંવર જાણી; ભત્રીજાની સંભાળ કાઢુ, એ વાત મનમાં આણી. ॥ ૫૦ ॥ જાય છે નાઠો મનસુબો માઠો, છલંગ મોહોટી ભરતો; સાતમા કોઠાની આગળ જોયો, જેદ્રથને ઘા કરતો. ॥ ૫૧ ॥ કુંવરને રથમાં નવ દીઠો, મનમાં પ્રગટયો શોક; ઓરે અભેમાન દીકરા કહી,મુકી કારમી પોક. ॥૫૨॥ જેદ્રથે તે પોક સુણી,મન ભય થયા માઠા; પોતે ને સાતમા કોઠામાં, જે જે હતા તે નાઠા. ॥ ૫૩ ॥ પડી રહ્યું અભીમન્યુનું, મડહું ત્યાંને ત્યાંય; ભીમશેન દોડતો પાસે આવ્યો, જોઇ કરે ત્રાહ્ય ત્રાહ્ય. ॥ ૫૪ ॥ પાન્ડવ દળમાં શબ્દ ગયો તે, આવ્યું સઘળું લોક; મરણ જાણી સર્વના મનમાં, ઉપજ્યો બહુ શોક. ॥ ૫૫ ॥ દેહેરા તંબુએ ખબર પોહોચી,તવ નાઠાં સૌ રડતાં; ઓત્રા શુભદ્રા કુન્તાજી, પૃથવી નાંખે પડતાં ॥ ૫૬ ॥ ધરમને દ્રુપતી સરવે, એકજ સ્વાસે જાય; અભીમન્યુ જ્યાં પડયો છે, જ્યાં રડે શૈન્યાય. ॥ ૫૭ ॥ ત્યાં આવીને મડહું દીઠું પડતું નાંખ્યું માય; સુત સુભદ્રાએ ખોળે લીધો, રૂદીયા ફાટી જાય. ॥ ૫૮ ॥ જે ને તે ઘણું રડવા લાગ્યું, સર્વના તનમાં તાપ; હૈયું કુટે તેમ સુભદ્રા, કરે બહુ વીલાપ. ॥ ૫૯ ॥ વળણ. ॥ સુભદ્રા બહુ વલવલે, પાસે ઓત્રા નાર, કહે વલ્લભ શ્રોતા સુણો; વિલાપનો વિસ્તાર.



## કડવું ૫૪ રાગ પંઝાબની કાફીનો.

મારા જાયારે, જુલમ હાવો નવ કીજીએ, લાડકવાયારે, જનેતાને દગો નવ દીજીએ. ॥ ૧ ॥ માહારા જાયારે, રઝળાવી રણમાં તેં મુજને; લાડકવાયારે, દયા ન આવી તુજને. ॥ ૨ ॥ મુકી ઓત્રારે, હૈઆ ઉપર તેલ તાવડી, કોણ કેહેશેરે, હવેથી મુજને માવડી. ॥ ૩ ॥ નથી મુકયોરે, નિશાળે પુરો તુજને, ખોળે બેશીનેરે, કોણ કરશે લાડ મુજને. ॥ ૪ ॥ રડી રડીનેરે, ખાવા પીવા કોણ માગશે, માતા કેહેતોરે, હુંગમાંથી કીયો સુત જાગશે. ॥ ૫ ॥ તુજ વીનારે, શું કરે ઓત્રા લાડકી; તુજ વીનારે, વધારે પડી માહારી વાડકી. ॥ ૬ ॥ ઓ સુંવાળારે, આછાં અમ્મર કયાં હોડશો, સેજે સુનારારે, કાષ્ટમાં કેમ કરી પોઢશો. ॥ ૭ ॥ હવે આવશેરે,

પાતાળથી તાત તાહ્યરો, તવ માગશેરે, કેહેશે લાવો સુત માહ્યરો. ॥ ૮ ॥ તે વેળાએરે, આગળ કરૂ કીયો દીકરો, તું તો પોઢયોરે રણમાં થઇને બે ફીકરો. ॥ ૯ ॥ તાત તાહ્યરોરે, દેશે મને ઘણુ દુખડુ; કેહેશે વંઝારે, નહી જુએ માહારૂં મુખડુ. ॥ ૧૦ ॥ હાય બેટારે, રઝળાવી માતા રાંકડી; ક્યાં દેખીશરે, પુત્ર છબી તારી ફાંકડી. ॥ ૧૧ ॥ ઓ દૈવડારે, કરમ માહારૂં કઠોરૂં થયું; દીકરા રૂપારે, રત્ન રણમાં રોળે ગયું. ॥ ૧૨ ॥ ફુટયું ભવીશરે, ચકલું ચુંથાયું માહ્યરૂં, ખોયું રમકડુંરે, પ્રભુ શું બીગાડયું મેં તાહ્યરૂં. ॥ ૧૩ ॥ બેટા બોલોરે, કહી મુખ ઝાલી હલાવતી; લાડકવાયારે, કેમ દયા નથી આવતી. ॥ ૧૪ ॥ હાય શું થયુંરે, કહી કહી રૂદીઆયે ચાંપતી; કરે ચુંબનરે, થરથર કાયા કાંપતી. ॥ ૧૫ ॥ બેઉ નેત્રમાંરે, ચોધારી ધારા છુટતી; કેશ કાઢતીરે, છાતી ને શીશ કુટતી. ॥ ૧૬ ॥ છુટે રૂધીરરે, ચચરી ચીરાતી ચાંમડી; કુન્તા ધ્રુપતીરે, ધર્મ રડે ઘણું તે ઘડી. ॥ ૧૭ ॥ ગટોરગછ રડેરે, જોડચોમાં ખોડચો પડી ગઇ; માહારી બુદ્ધીરે, ચોથે કોઠે કઠોરી થઇ. ॥ ૧૮ ॥ વીરા માહારારે, તારૂં બોલ્યું મેં મન ધર્યું; હું રીસાયોરે, એટલુ ભુંડું મેહેતો કર્યું. ॥ ૧૯ ॥ બંધુ બોલશોરે, તોપણ પોતાની બાંય છે; સોધું સઘળેરે, પણ હવે વીરો ક્યાંય છે. ॥ ૨૦ ॥ એમ રડતોરે, પડતો ભોમીમાં દુખથી; ભીમ ગભરાયોરે, બોલી શકયો નહી મુખથી. ॥ ૨૧ ॥ આવશે અરજુનરે, તેને શું મોઢું દેખાડીયે. તેના કરતાંરે, પેહેલેથી કાયા પાડીયે. ॥ ૨૨ ॥ વળણ ॥ એમ સરવ જન ટળવળે, થાય ઘણો પરીતાપ; વદે વલ્લભ તેવે સમે, ઓત્રા કરે વીલાપ. ॥



## કડવું ૫૫ રાગ ચાંદલીયાનો ગડીને ગાવો.

મુજ સાંમુ જરા જુઓ માહારા કંથજી, સુનમુન થૈને કેમ પડયાછો નાથજો; નથી હાલતા ચાલતા કે નથી બોલતા, શું કાંઈ આંટી તમને પડી દલ સાથજો, મુજ ॥ ટેક. ॥ જો રીસાયા હો તો મનાવું નાવલા, પણ આ વેળા શો માહારો ઉપાયજો; દુખદરીઆમાં ડુબાડી તેં પીઉજી, તાહારા પેહેલી કેમ ન પડી મુજ કાયજો. મુજ. ॥ ૧ ॥ હાય હૈયામાં ઉઠે છે બહુ હોળીયો, બે ઘડી માટે શીદ કર્યો મેળાપ જો; કરમ માહારૂં ફુટી ગયુંરે અત્યારથી, હાય રડયો મને કેમ ન ડંશ્યો સાપ જો. મુજ. ॥ ૨ ॥ નીરદય થઈને પોઢયા મુજને મુકીને. કાળજડામાં કાંઇ ન આવી દયાય જો;

નીરાધાર હું નારી તમારી નાવલા,કેવી રીતે દીવશ માહારા જાય જો.મુજ. ॥ ૩ ॥ હોઉં ભુખી તરશા તે ખબર કોણ પુછશે, જોઇતું મુજને લાવી ને આપશે કોણ જો, હઠ કરી માગવાનું માહારે ના રહ્યું, હૈયા ધારણ ભાગી ગઈ બધી હોણ જો. મુજ. ॥ ૪ ॥ કોની આગળ કહીશ રડીને દુખડું, તમવીના માહારે દુખે ન દાજે હોય જો; હાયરે પાપી પ્રાણ તું કેમ જતો નથી, કહી ઢળી પડી બેભાન અબળા હોય જો. મુજ. ॥ ૫ ॥ વળણ. ॥ બેભાન થૈ ધરણી ઢળી, સર્વ કરે ત્રાહ્ય ત્રાહ્ય; વ્યાસ વલ્લભ વાણી વદે, પાતાળમાં શું થાય.



# કડવું ૫૬ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, દ્રોણ પરવ મહીમાય ॥ ૧ ॥ પાતાળમાં પાપીને માર્યો, અરજુને જે વાર; તે સમે સૌ બ્રાહ્મણ આવ્યા કરતા જેજેકાર. ॥ ૨ ॥ વીપ્રોને પારથ પાય પડીયો, પછી માગી વીદાય; બ્રાહ્મણોએ આર્શીશ દેઈ, દીધી છે આગ્નાય. ॥ ૩ ॥ તવ પૃથવીની પ્રાર્થના કીધી, અરજુનને સાંમળીયા; બ્રાહ્મણોનું કષ્ટ કાપી, ભોમીમાં નીકળીયા. ॥ ૪ ॥ જેવો રથ ભોમીમાં નીકળીયો, તેવા શુકન થયા કુડા; ધજા ઉપર કાગ બેઠો, ભય ભાશ્યા બહુ ભુંડા. ॥૫॥ અરજુન કહે આમ કેમ થાયે,ઓરે જુગજીવન; મને તો એવું ભાસે છે કાંઈ, કુંવરને વીઘન. ॥ ૬ ॥ કૃષ્ણ કહે મુજને પણ ભાસે, શા થશે માહારા ગતી; લ્યો પારથ રથ તમે હાકો, હું હાકવાનો નથી. ॥૭॥ એમ કહી પ્રભુ રથમાં સુતા, અરજુને અછોડા ઝાલ્યા, ચાબક મારી અશ્વ હંકાર્યા, વાયુ વેઘે તવ ચાલ્યા. ॥ ૮ ॥ કુરૂક્ષેત્રની લગભગ આવ્યા, જાણ્યું શૈન્યને લોક; કોઇ ન રડશો અરજુન આવ્યા આવ્યા પુન્ન સ્લોક. ॥૯॥ ધર્મ કહે વાંટા કાઢી રડસો, પારથને થશે જાણ; તો તો તે આપઘાત કરવાનો, કાઢશે પોતાનો પ્રાણ. ॥ ૧૦ ॥ ડાહ્યા ડાહ્યા દસવીસ યોદ્ધા, અરજુન સામા જાવો;એકા એક ચમકે નહી તેવી રીતે સમજાવી લાવો. ॥ ૧૧ ॥ તવ દસવીસ જણ સામા ચાલ્યા, સમજાવવા કામ કીધું; તે વેળા શૈન્યમાં કુંવરને, વસ્ત્ર હોરાડી દીધું. ॥ ૧૨ ॥ વાયુ વેઘે દોડતા આવ્યા. રથના ઘોડા બળીયા; સમજાવવા સામા ગયેલા, તે જઈ તેને મળીયા. ॥ ૧૩ ॥ હાંહાં પારથ ધીરા આવો, નર કહે ઘરમાં કેમ; યોદ્ધા કહે કાંઇ ના ગભરાશો, સરવે કુશળ ખેમ.

॥ ૧૪ ॥ એમ કહીને રથજ રોકયો, અરજુન વેમે ભરીયો; માટે રાસ પરોણો મુકી, રથ પરથી ઉતરીયો. ॥ ૧૫ ॥ કોઇનો રોકયો એ ન રોકાયો દડબડ મુકી દોટ; પોતાનું જ્યાં શેન્યજ બેઠું, ત્યાં તે આવ્યો ચડી ચોટ, ॥ ૧૬ ॥ હાંહાં કહીને ધીરજ દેવા, લાગ્યા શેન્યના લોક; સુભદ્રાથી રેહેવાયું નહી, કારમી મુકી પોક. ॥ ૧૭ ॥ અરજુને બધું શેન્ય જોયું, આંસુ વહ્યાં લોચન; પછી કહ્યું કે એ ઘોજારી; લાગ્ય માહારો તન. ॥ ૧૮ ॥ એમ કહીને પાસે ગયો, ભાગ્યું માહારૂં વરસુત્ર; વસ્ત્ર ઉઘેડી સબ જોયું તો, દીઠો પોતાનો પુત્ર. ॥ ૧૯ ॥ વળણ. ॥ પુત્ર દીઠો પોતા તણો, લાડવાયો અભેમાન; કહે વલ્લભ તે જોઇને, બની ગયો બેભાન.

## કડવું ૫૭ રાગ કાફી.

હાંરે બોલ્યા વૈશમપાયે વચન, તુતો સુણ જનમેજે રાજન; હાંરે દીઠો દીકરો ને ગભરાટ ચડીયો, હાય કહી પૃથ્વીપર પડીયો. ॥ ૧ ॥ હાંરે માહારૂં કરમ ગયું આજ ફુટી, બધા ભવની આશાયો ટુટી; હાંરે હું તો જાણતો હતો મન એવું, હાલ જેમ તેમ નભાવી લેવું. ॥ ૨ ॥ હાંરે માહારો આજ કાલમાં મોહોટો થાશે, તવ ઉપાદી માહારી જાશે; હાંરે હતી આશા કે ભાગ્ય ભળશે; માહારો પુત્ર મને આવી મળશે. ॥ ૩ ॥ હાંરે પછી બેલ થવાની માહારે, ચીતની ચીંત્તા સૌ ટળશે તે વારે; હાંરે એવી આશાયે કાહાડયા મેં દાહાડા, તેમાં નવે ગ્રહો પડયા આડા. ॥૪॥ હાંરે કોઇ વીખ દોતો પીને પોઢું, ભાઇ ભાઇ કેહેતાં સુકાતું મોઢું; હાંરે માહારો કાલું કાલું બોલનારો, હાય ઉડી ગયો પુત્ર પ્યારો. ॥ ૫ ॥ હાંરે મને ધીરજનો દેનારો, સુરવીર સુત જસ લેનારો; હાંરે ખોળે બેશીને મીઠું ઓચરતો, ડાહી ડાહી વાતો બહુ કરતો ॥ ૬ ॥ હાંરે હતો નાહાનો ને ડાહાપણ મોહોટું, મહારૂં જીવતર કરી ગયો ખોટું; હાંરે દીકરા બહુ લાડવાયો તુતો, મને દગો દેઇને શું સુતો. ॥ ૭ ॥ હાંરે બેટા જનમ તણો તું નીરોગી, કેમ બાપને રાખ્યો વીયોગી; હાંરે દીકરા મોકલ્યો મને પાતાળ, હવે આશું કરી બેઠો બાળ. ॥ ૮ ॥ હાંરે માહારે વાત તણો વીસરામ, કેમ સુતા છો દીકરા આમ; હાંરે એમ કહી કહીને ઢંઢોળે, ખેંચી ખેંચીને લે ખોળે. ॥ ૯ ॥ હાંરે તવ સુભદ્રા ગ્રહી રાખે, નર નીસાસા બહુ નાંખે; હાંરે એતો ચોધારે આંસુ ભરતો, સુભદ્રાપર બહુ રીસ કરતો. ॥ ૧૦ ॥ હાંરે માહારો કુવર કયાં કાળછારી, માહારૂં ઘર ખા-

લુ ઘોઝારી; હાંરે મને ઘુટણીએથી બેસાડ્યા બાપ બેટાનો વીયોગ પાડ્યો. ॥ ૧૧ ॥ હાંરે તારૂં કરમ થયુંરે કઠોરૂં, સાદ યુધ્ધે જવા દીધું છોરૂં; હાંરે તારૂ કાળુ મોહુ શું લૈ બેઠી, નેશ પગલાંની ઘરમાં પેઠી. ॥ ૧૨ ॥ હાંરે મને કાઢી નાંખ્યો ત્રણ બાહાર, બળ્યું ઘરબાર ને સંસાર; હાંરે હવે પ્રાણ હું માહારો તજીશ, કહી પાશાણ પછાડ્યું શીશ. ॥ ૧૩ ॥ હાંરે બેઉ ભુજે છાતી નાંખી ઝુડી, બહુ રૂધીર છોળ્યો ઉડી; હાંરે પોતે મરવાની ઇચ્છા કીધી, એણે જીભડી દંતમાં લીધી. ॥ ૧૪ ॥ હાંરે તવ સૈ લોક ત્રાસે ચડીયા, ઝાલો ઝાલો કહી બાહાજી પડીયા; હાંરે હાય હાય સરવે શૈન્ય ભાંખે, છાતી મુસ્તક કુટી નાંખે. ॥ ૧૫ ॥ વળણ. ॥ ત્રાસ ઘણો વરતાઇ ગયો, થઇ રહી કુટા કુટ; કહે વલ્લભ તેવે સમે, ત્રાસની લુટા લુટ.



## કડવું ૫૮ રાગ ચોપાઈ.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત કેરા તન, નરે મરવાની ધારણ કીધી, પોતે જીભડી દાંતમાં લીધી. ॥ ૧ ॥ તવ કુન્તાને ધરમરાય, જઇ બાજ્યાં કરી હાય હાય; અરજુન તણુ મુખ ઝાલી, રાજા ધરમે આંગળીયો ઘાલી. ॥ ૨ ॥ એવે કૃષ્ણ પ્રભુએ વીચાર્યું, આતો અરજુને મરવું ધાર્યું; એતો આપઘાત કરીને મરશે, કોણ ભુ ભાર હલકો કરશે. ॥ ૩ ॥ મને શેદેવનું વેણ નડશે, માહારે પણ જોડે મરવું પડશે; એમ જાણીને ચરીત્ર કીધું, એક ભાલોડું બાણનું લીધું. ॥ ૪ ॥



## કડવું ૫૯ રાગ ઝડપનો દોહરો.

ભાલોડું ભગવાને લીધું, મારે જીવી શું કરવું; ભાણેજ મારો મરણ પામ્યો, માટે માહારે મરવું. ॥ ૧ ॥ એમ કહીને પડતું નાંખ્યું, હૈઆમાં આનંદ; રડવા લાગ્યા, કુટવા લાગ્યા, કીધો ફોકટ ફંદ. ॥ ૨ ॥ કુદીને કટારી લીધી, જીવીને શું કરૂં, આઘારોરે, આઘારોરે, પેટે મારી મરૂં. ॥ ૩ ॥ પુત્ર કરતાં પ્રભુ વહાલા, અરજુનને અપાર; એણે જાણ્યું મોહન મરશે, માહારા પ્રાણાધાર. ॥ ૪ ॥ દીકરાને ભુલી ગયોને, ચીંતા થઇ મન સાથ; હાં હાં તમને સોગન માહારા, કહી જૈ ઝાલ્યા હાથ. ॥ ૫ ॥ થવા કાળ હતું તે થયું, આપણુ તે શું કરીયે; નથી ઉપાય આપણે શું, મુઆ પુઠે મરીયે. ॥ ૬ ॥ ઓ માહારાજા ક્ષમા રાખો,

લાગુ તમને પાય; એટલે અરજુન પ્રત્યે, બોલ્યા જાદવરાય. ॥ ૭ ॥ માહારા મનમાં લાગત ઓછું, ભાગત નહી મુજ ચરણ; પણ તમે મરવું ધાર્યું તે, આદરૂ માહારૂં મરણ. ॥ ૮ ॥ જેમ જેમ તમે કલેશ કીધો, તેમ તેમ લાગ્યું માઠું; અરજુન કહે કાંઈ નહી કરૂં, તમો ન કરશો કાઠું. ॥ ૯ ॥ થવા કાળ હતું તે થયું, ઓરે જુગજીવન; ભગવાનના મરણના ભયથી, પોતે વાળ્યું મન. ॥૧૦॥ સાબાસ એની પ્રેમ ભક્તિને, પુત્રથી પ્રભુ વાહાલો; એ રીતે કેમ વશ નવ થાયે, પોતે શ્રી નંદલાલો. ॥ ૧૧ ॥ પછી સરવે શાન્તી રાખી, છાના રહ્યા લગાર; ત્યાં ચીતા ખડકીને સબને, કર્યો અગની સંસકાર. ॥ ૧૨ ॥ અસ્ત સરીતામાં વેહેરાવ્યાં, સરવે કીધું સ્નાન; લોકીક કરતાં તંબુએ આવ્યા, અરજુન ભીમ ભગવાન. ॥ ૧૩ ॥ વળણ. ॥ ડેરા તંબુ સૌ આવીયું, મનમાં કલેશ અપાર; સુનમુન સૌ બીરાજીયા, વલ્લભ કરે વીસ્તાર.



## કડવું ૯૦ રાગ સવૈયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવુ, દ્રોણ પરવ મહીમાય. ॥ ૧ ॥ સુનમુન થઈ સાહુ તંબુએ બેઠા, શોક ભર્યા સહુ કોઈ; અનુચરે છાનામાના, કીધી ક્ષીપ્રા રસોઇ. ॥૨॥ પછી બે ચાર ડાહ્યા સેવક, ગયા પાંન્ડવની પાસ; ઉઠો ખાવા કડવે મોહોઢે, ભરીલો બબે ગ્રાસ. ॥ ૩ ॥ તવ પ્રભુ કહે અરજુન ઉઠો, ઉઠો સઘળા વીર; કુન્તા ચાર ભાઇ દ્રુપતી ઉઠી, ઉઠયા શામસરીર. ॥ ૪ ॥ એકલો અરજુન ઉઠતો નથી, તવ બોલ્યા ભગવાન; અરજુનજી તમે મુમત મુકો, વીચારો ગટમાં જ્ઞાન. ॥ ૫ ॥ કોનાં છોકરાં કોની નારી, કોના માને બાપ; કોનાં સગાં કોનાં વહાલાં, મીથ્યા સૌ સંતાપ. ॥ ૬ ॥ જો હોય તમારો દીકરો તો, મુકીને કેમ જાય; કો કોનું કોઇ નથી સગું, ભગની ભ્રાત કે માય. ॥ ૭ ॥ મીથ્યા માહારો મહારો કરોછો, ખોટા મરોછો મથી; રડશો કે કળકળશો તોહે; તે મળવાનો નથી. ॥૮ ॥ જે જે ગયું તે પાછુ ન આવ્યું, પુંઠે સગાં બહુ રોતાં; સપને દુર્લભ જે જાય છે તે, પાછુ વાળી નથી જોતાં. ॥ ૯ ॥ રડી રડીને નેત્ર ખોશો, પણ પાછો નહી આવે; આજ ખાવા નહી ઉઠો એવું, કેટલા દાહાડા ફાવે. ॥ ૧૦ ॥ તમે ઉઠો તો સહુ ખાયે, ન થાવો એકલ મતે; જીવતું હોય તે જીવતા ગતે, મુઉ મુઆ ગતે. ॥ ૧૧ ॥ તવ અરજુન કરજોડી બોલ્યો,

સંદે માહારો નીસ્તરે; પ્રષણ પુછુછું આત્મા ચૈતન,મરે કે નવ મરે.૧૨ા એટલે બોલ્યા અંતરયામી, સાંભળો શાસ્ત્ર ને વેદ; આત્મા છે તે અખંડ અમ્મર, અદગ્ધ ને અછેદ. ॥ ૧૩ ॥ એટલે અરજુને હાથ ઝાલ્યો, પ્રભુ દયા કાંઇ લાવો; અભેમન્યુનો આત્મા કયાં છે, તે મુજને બતાવો. ॥ ૧૪ ॥ કૃષ્ણ પ્રભુ કહે શું જોવું છે, જે દેઈ ગયો દગો; કેહેશો તો બતાવીશ પણ તે, નહી થાય તમારો સગો. ॥૧૫॥ જે જ્યાં જાયે તે ત્યાંનો થાયે, એ છે અનાદીનો ચાલ; અરજુન કહે તે પણ જોશું, બતાવો નંદલાલ. ॥ ૧૬ ॥ તે વીના તો અન જળ માહારે, લેવું નથી માહારાજ; અન જળ જો લેવરાવવું હોય તો, દેખાડો આજ ને આજ. ॥૧૭॥ મોહને જાણ્યું મુમત ઝાલ્યો, જોવો છે સંતાન; એવું સમજી પ્રેરણા કરીને, મંગાવ્યું વૈમાન. ॥ ૧૮ ॥ તવ સ્વરગેથી વૈમાન આવ્યું, બેઠા ગરૂડાગામી; અરજુનજીને સાથે લીધા, પોતે અંતરયામી. ॥ ૧૯ ॥ એટલે વૈમાન ઉડી ચાલ્યું, સ્વર્ગ સુદન પરવરીયા; અપછરાના મેહેલની પાસે, વૈમાનથી ઉતરીયા. ॥ ૨૦ ॥ પછી પ્રભુએ કહ્યું પારથને. સામા ભોવનમાં જાવો; પાંજરામાં પોપટ રૂપે છે, તેને જઇ બોલાવો. ॥ ૨૧ ॥ તવ તે ધામમાં અરજુન ચાલ્યો, બોલતો મુખ વચન; ઓરે અભેમાન ઓરે અભેમાન, ઓરે અભેમાન તન. ॥ ૨૨ ॥ કેહેતો કેહેતો ધાંમમાં આવ્યો, પોપટ જોયો સાર; અરજુન તેને કેહેવા લાગ્યો, ઓ માહારા કુંવાર. ॥ ૨૩ ॥ તવ પાંજરેથી પોપટ બોલ્યો, મુરખના સરદાર; જેમ ફાવે તેમ કેમ બોલે છે, નીકળ અહીંથી બાહાર. ॥ ૨૪ ॥ પોપટનો એવો બોલ સુણી, અરજુન વદયો વાણ; અભેમાન તું ખરો કે નહી, પરમેશ્વરની આણ. ॥ ૨૫ ॥ એટલે પોપટ એમ બોલ્યો, સુણ સતી સંતાન; મનુશ ખોળીયે હતો ત્યારે, હું નામ અભેમાન. ॥ ૨૬ ॥ પ્રથમ અભેમાન હતો હું, ત્યારે હતો તુજ તન; તારા વીર્યથી દેહ માહારો, થયો હતો રાજન. ॥ ૨૭ ॥ તે તારૂં ખોળીયું ત્યાં ને ત્યાં મુકયું, પંચભુતોની સાખ; તેને તેં અગની મુકીને, બાળી કીધું ખાખ. ॥ ૨૮ ॥ હવે દીકરા કેહેતો આવ્યો તેતો તારી ઠગાઇ; આત્મા તુજથી નહી ઉપજેલો, ખોળીયાની સગાઇ. ॥ ૨૯ ॥ જે તારાથી ઉપજ્યું તે, કેહેવાય સગું તારૂં; તુજથી ઉપજ્યું તે ત્યાં મુકયું, હવે નહી તે માહારૂં. ॥ ૩૦ ॥ તે નહી માહારૂં તો હું નહી તારો, સગપણ ગયું તુટી, સગાઇ મનાય શરીરની તે, શરીર ગયું છુટી. ॥ ૩૧ ॥ સગપણ નહી હવે માહારે તારે, કોણ બેટો કોણ બાપ; હવે બેટો કહીશ મને તો, નહી રહે તારૂં માપ.

॥ ૩૨ ॥ નર બોલ્યો આ શું કેહે છે બેટા, કેમ બદલાયો આપ; પોપટ રૂપે અભિમાન બોલ્યો, તું બેટો ને હું બાપ. ॥ ૩૩ ॥ મેં ને તેં બહુ દેહ ધરેલા, પશુ પક્ષી કેરા; કીટ પતંગ કે વનસ્પતી, મનુશ કેટલી ફેરા. ॥ ૩૪ ॥ કેટલી વેળા બાપ થયેલો, હું તારો ને તું માહારો. અનાદીથી રેંટ એવો, વારાફરતી વારો. ॥ ૩૫ ॥ મીથ્યા માયા તું સત્ય માને, કોઈ ન જાણીશ તારૂં; આગળ દીસે અજવાળું ને, દીવા પુંઠે અંધારૂં. ॥ ૩૬ ॥ જગતરૂપી જેલખાનું, ઘરરૂપી ઓરડીયો; ધુનેગાર રૂપી જીવ છે તે, દેહરૂપી બેડીમાં પડીયો. ॥ ૩૭ ॥ બબે ચાર ચાર કેદીને રેહેવા, ઓરડી દે અકકેક; તેમ એક ઘરમાં બબે ચાર ચાર, સગાં વસે વીવેક. ॥ ૩૮ ॥ એક ઓરડીમાં ભેગા કેદી, દુખ સુખની કરે વાતો; એક એકને દુખે દાજે ને, એક એકનો સ્નેહી થાતો. ॥ ૩૯ ॥ એક એકની એ પક્ષ તાણે, એક એકપર હેત વાપે; એક એકનું માંથું દુખે તો, એક એકનું એ ચાંપે. ॥ ૪૦ ॥ એવી રીતે સગાં વાહાલાં, એક એકને દુખે દાઝે; એક એકની કરે ચાકરી શેવા. ઘડી હશે હસે ઘડી બાહાજે. ॥ ૪૧ ॥ જે કેદીને જેટલા દનની, થઇ હોયે સજાય; તેની મુદત પુરી થયે, બેડીથી છુટી જાય. ॥ ૪૨ ॥ બેડી તુટી તવ જેલમાંથી, નીકળે છે સરવથી; સ્નેહી કેદી જેલમાં રહ્યા તેની, ખબર લેતો નથી. ॥ ૪૩ ॥ તે રીતે જીવ દેહથી છુટી, નીકળ્યો જગત બાહાર; પાછળનાં સગાં વાહાલાંને, સંભારે નહી લગાર. ॥ ૪૪ ॥ પાછુ વાળીને તે નવ જુએ, સંભારે નહી કોઇ દન; કેદીમાં આવવા બેડી પેહેરવા, ધારે નહી કોઇ જન. ॥ ૪૫ ॥ તેમ છતાં જાય બીજી બેડીમાં, તેમાં નહી ઉપાય, જયાંથી ત્યાંથી છુટી નાસે, જાવું ન ધારે ત્યાંય. ॥ ૪૬ ॥ એ રીત છે આ જગત કેરી, માટે સગપણ કાચું; અજ્ઞાની જીવ જ્ઞાન વીનાનો, તેને લાગે સાચું. ॥ ૪૭ ॥ તું નહી કોનો કો નહી તારૂં, જા ભાઇ નીકળ બાહાર; આજથી સત્ય માનતો નહી, જુઠો આ સંસાર ॥ ૪૮ ॥ અરજુન કહે ખોળે રમાડયો, ખવરાવ્યું પીવરાવ્યું તને; બદલો વળાવાની આસાયે, મોહ ચઢયો તો મને. ॥ ૪૯ ॥ એટલે પોપટરૂપે બોલ્યો, ફરીથી અભિમાન; પુત્ર પાસે બદલો વળાવા, ઇછે કોઇ નાદાન. ॥ ૫૦ ॥ ચકલા ચકલી જેવાં પક્ષી, પુત્રને પુષ્ટી આલે; જીવની પેઠે જાળવે ને, ચંચામાં લાવી ચાલે. ॥ ૫૧ ॥ આશા રાખ્યા વણ ઉછેરે છે, રક્ષણમાં નવ ચુકે; હરતાં ફરતાં કરી, પછીથી છુટાં મુકે. ॥ ૫૨ ॥ તે બચ્ચાં તેની સંભાળ ન લે, તેનો નહી કાંઇ દ્વેશ; તેથી નાદાન મનુશ જાતી, હક રાખે હમેશ.

॥ ૫૩ ॥ પરણ્યાંને પાળે જણ્યાં જીવાડે. તેમાં સાની નવાઇ; માબાપને માબાપના માબાપે, ઉછેર્યો કર સાહી. ॥ ૫૪ ॥ માટે એમાં બદલો શાનો, બદલો લેવા ધારે જેહ; જીવ ઉછેર્યાનું ફળ નહી તેને, વાસના બંધન તેહ. ॥ ૫૫ ॥ એવો બોધ અભેમાને કીધો, અરજુનને હેત આણી, તેથી પારથ સમજી ગયો, માયા મીથ્યા જાણી. ॥ ૫૬ ॥ પછી મેહેલમાંથી વળ્યો પાછો, ફોગટ સંસાર લાહાવો; કૃષ્ણ પ્રભુ કહે ઓરે બનેવી, વૈમાનમાં તમે આવો. ॥ ૫૭ ॥ અરજુન કહે કોનો બનેવી, કોના સાળક તમો; બનેવી બનેવી કહી ફુલાવ્યા, તેથી ફુલી ગયા અમો. ॥ ૫૮ ॥ સગાંવહાલાં સાચાં માન્યાં, સદમારગ નવ સુજ્યો, અભેમાનનો ઉપદેશ સુણ્યો, તે થકી આત્મા ધ્રુજ્યો. ॥ ૫૯ ॥ અવસ્થા આટલા દન કાઢયા, સત્ય માનીતી સગાઇ; સગાં મળી સંસારમાં રાખ્યો, તે હવે જાણી ઠગાઇ. ॥ ૬૦ ॥ એમ કહી ઉદાશ થઇને, ઉભો ત્યાંને ત્યાંય; આ સ્થળ ચકાવો થયો પુરો, જે જે વૈકુઠરાય. ॥ ૬૧ ॥ વળણ. ॥ ચકાવો પુરણ હવો, સુણતાં પોહોચે કોડ; કહે વલ્લભ શ્રોતા સહુ, બોલો જે જે શ્રી રણછોડ.




પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ ચકાવો છાપ્યો.
અમદાવાદ.

# દ્રોણ પર્વ.



## કડવું ૬૧ રાગ સાખીનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, દ્રોણ પરવ મહિમાય. ॥ ૧ ॥ અરજુનજી ત્યાંને ત્યાં મુંઝ્યો, ભગવાને ઝાલ્યો હાથ; વૈમાનમાં બેસાડીને આવ્યા, ભોમીમાં ભુનાથ. ॥ ૨ ॥ કુરૂક્ષેત્રમાં તંબુએ આવ્યા, વૈમાનથી ઊતરીયા; એટલે સૌ સગાં વહાલાંએ, ભાઇ ભાઈ ભાઈ ભાઇ કરીયા. ॥ ૩ ॥ એટલે અરજુન એમ બોલ્યો; ભાઇ ભાઇ કહી ચડાવ્યો; ખરી કમાણી કરવા ન દીધી, મોહ માયામાં અથડાવ્યો. ॥ ૪ ॥ નહી તમે માહારા નહી હું તમારો, એટલે બોલ્યો ભેમ; ઓરે માહારા કૃષ્ણ પ્રભુજી, નર આમ બોલે કેમ. ॥ ૫ ॥ પ્રભુએ સહુને સમજાવ્યા, નરને થયો વૈરાગ; માટે એને વળગી પડો, નહી તો કરે બધુ ત્યાગ. ॥ ૬ ॥ તવ વરકોદર કુન્તા દ્રુપતી, બાહાજી લાગ્યાં કરગરવા; ઓ અરજુન તમે આમ કેમ બોલો, આવા ખસો શું કરવા. ॥ ૭ ॥ પણ કોઇનું કહ્યું મનમાં ન આવે, રદય થયું પવીત્ર; છેવટ માયામાં નાંખવાને, કૃષ્ણે કર્યું ચરીત્ર. ॥ ૮ ॥ અરે અરજુન ખાવા ઊઠો, કયાં લગી ભુખ્યા રહીશું; અભીમન્યુના ગુણ ઘણા તે સંભારીને શું કહીશું. ॥૯॥ એ ા જેવો સુરો પુરો, કોઇ નહી રણધીર; હાંગલને શરણે રાખેલો, ખરૂં બજાવેલ તીર. ॥ ૧૦ ॥ દ્વારીકાં આવી સુરેખાનું, શનમુખ કીધું હરણ; જાદવ હરાવ્યા કૌરવ હરાવ્યા, હરાવ્યો રાજા કરણ. ॥૧૧॥ આપણ ગયા પાતાળ વીશે, કોઠાનો સંગ્રામ લીધો; કરણના બે પુત્ર મારી, એને વાંજીયો કીધો. ॥ ૧૨ ॥ દુરીયોધનનો લખમણ માર્યો, જોદ્ધાને કીધા જેર; છેવટ માર્યા નવાણુ ભાઇના, ચારસેં ઇગિણોતેર. ॥ ૧૩ ॥ સાત શહસ્ત્ર યોદ્ધાને માર્યા, ઘણું હળ્યો પછી પોતે; સર્વનો બદલો વાળી મુઓ છે, સુરો પુરો હતો તે. ॥ ૧૪ ॥ અનેકને મારી એક મુઓ, તોપણ પોતાને આપે; એના મુઆનુ દુખ નથી દલમાં, પણ એક રીસ બહુ વ્યાપે. ॥ ૧૫ ॥ મુએલાને કોણ મારતુ તુ, તે માહરે જાણવું જોઇએ; શરીરપર બહુ ઘા પડયાતા, દીઠા હશે હરકોઇએ. ॥ ૧૬ ॥ ભીમશેન કહે મેં દીઠા તો, જેદ્રથને ઘા કરતાં; તે દ્રેશ છે બહુ

મારા મનમાં, હણી આવું હરતાં ફરતાં. ॥ ૧૭ ॥ તે સાંભળીને અરજુનજીના, મનમાં ભરાયો ક્લેશ; જેદ્રથે બહુ જુલમ કીધો, તે કેમ મટે કલેશ. ॥ ૧૮ ॥ વેહેરે વેહેર એ લેવુ ઘટે છે, કાલે કરૂં હું કેર; સુર્ય ઉદયથી સુર્યના હસ્તમાં, મારવો માહારે ઠેર. ॥ ૧૯ ॥ એટલામાં કાલ મારૂ નહીતો, બળી મરૂ હું આપ; બેમાંથી એક કામ કરૂ નહીતો બ્રહ્મહત્યાનું પા ા. ॥ ૨૦ ॥ એવા પોતે સોગન ખાધા, ખાવા ઉઠયો સહુ સાથ; પણ લીધું તે કૌરવ દળમાં, જેદ્રથને ગઇ વાત ॥ ૨૧ ॥ જેદ્રથ દુરીયોધનની પાસે, ઉઠી ગયો તે વાર; આવતી કાલે હું મરવાનો, કહ્યા સૌ સમાચાર. ॥ ૨૨ ॥ કોઇ પ્રકારે ઉગાર મુને, નહીં તો દેહ છંડાશે; સો ભાઇ વચ્ચે એક બેન તારે, તે તો હવે રંડાશે. ॥ ૨૩ ॥ મુએલા કુંવરને મારવાને, તેં મને મોકલ્યો પાપી; અરજુને તે વાત જાણી, તેની એને રીસ વ્યાપી. ॥ ૨૪ ॥ કપુત તેં કુબુદ્ધી આપી, બેનની દયા ન ધારી; દુરીયોધન કહે થોડું બોલો, મરશો તો ખાશડે મારી. ॥ ૨૫ ॥ સર્વે મરો તેની નહી ચીંતા, હું હૈશ તો સૌ થાશે; જેદ્રથ કહે કાંઇ વીચારો; હું આવ્યો તમ પાસે. ॥ ૨૬ ॥ દુરયોધન કહે એવું બોલો, તે વાત વહાલી અમને; જરાએ મન ભય નવ ધરશો, ગુપ્ત કરી દઉ તમને. ॥ ૨૭ ॥ સાતમે પાતાળ સંતાડું તે, જાણી શકે નહી કોય; અરજુનને હાથ નહી આવો તો, મરવાનું એને હોય. ॥ ૨૮ ॥ તવ વણ માર્યે શત્રુ મરશે, વળી તમો ઉગરશો; બેઉ બાજુનો લાભ છે મહારે, તેથી તમો નવ ડરશો. ॥ ૨૯ ॥ એમ કહી દ્રોણને તેડાવ્યા, બીજા કીરપાચાર; અશ્વસ્થામાને કરણ રાજા, વળી તેડયો સહ્લસાર. ॥ ૩૦ ॥ સાત કોઠાના સાતે મળીયા, તવ બોલ્યો ભુપાળ; જેદ્રથનું રક્ષણ કરવાને, ચાલો સહુ પાતાળ. ॥ ૩૧ ॥ સાત કોઠે જેમ સાત રહ્યાતા, તેમ સહુ પાતાળ; તે વાત કોઇ જાણશે નહી, કયાં જશે કુન્તા બાળ. ॥ ૩૨ ॥ માટે ઉઠો ઝટપટ ચાલો, જો જો જુક્તી લાવું; શલ્ય કહે માહારા તંબુમાં, જઇને હમણાં આવું. ॥ ૩૩ ॥ એમ કહીને પાંડવનો મામો, પોતાના તંબુમાં જાય; છડીદારને એમ કહ્યું કે, જજે પાંન્ડવને ત્યાંય, ॥ ૩૪ ॥ અરજુનને તું ગુપ્ત રીતે, કેહેજે સમાચાર; બીજે સોડ્યા વણ પાતાળ જાવો, જેદ્રથ ત્યાં નીરધાર. ॥ ૩૫ ॥ કહીએ તમારા મામે કહ્યું છે, તમે તમારે જાજો; એમ કહીને આવજે તંબુ, રાખજે વાતનો માજો. ॥ ૩૬ ॥ શોનક કહે સારૂ માહારાજા, ચીંતા ન ધરશો મન; અરજુનને જઇ કહી આવવાનો સાક્ષી જુગજીવન. ॥ ૩૭ ॥ તવ શલ્ય રાજા આયુદ્ધ લૈને, છત્રપતી કને

જાય; ચાલો પાતાળમાં પરવરીયે, થનારૂં હોય તે થાય. ॥ ૩૮ ॥ તવ દુરીયોધન દ્રોણને કરણ, ગોરને અશ્વસ્થામા; જેદ્રથને સહ્ન સાતે ચાલ્યા થાવું છે અરજુન સામા. ॥ ૩૯ ॥ પાતાળની પોરા વીદ્યાનો, ભણેલો ભુપાળ; પૃથ્વીનું સ્તવન કરીને, પરવરીયો પાતાળ. ॥ ૪૦ ॥ પ્રથમ પે. હેલે પાતાળ ગયા, ત્યાં મુકયા દ્રોણાચાર; કહ્યું કે અરજુન અહીં આવે તો, કરજો યુદ્ધ અપાર. ॥ ૪૧ ॥ લદી વઢીને કાઢજો દાહાડો, કહીને મુ-કયા ત્યાંય; બાકીના છએ જણ ચાલ્યા, બીજા પાતાળ માંય. ॥ ૪૨ ॥ ત્યાં કીરપાચાર ગોરને મુકયો, કહ્યું કે યુદ્ધ કરજો; દ્રોણને જીતીને આવે તો, ક્રોધ ઘણો આદરજો. ॥ ૪૩ ॥ જેમ તેમ કરીને વાર કરવી, દીવશ નાં-ખવો કાહાડી; ત્યાંથી ત્રીજે પાતાળ ગયા, પાંચ જણા સુજ પાડી. ॥ ૪૪ ॥ ત્યાં મુકયા અશ્વસ્થામાને, દ્રોણ તણા જે બાળ; પછી રહ્યા ચાર જણા તે, ચાલ્યા ચોથે પાતાળ. ॥ ૪૫ ॥ કરણ રાજાને ત્યાં મુકયો, વીરા ટકાવજો યુદ્ધ, પાંચમે પાતાળ ત્રણ જણ ગયા, કપટની બહુ બુધ. ॥ ૪૬ ॥ તેવું તે પાતાળ ખાલી રાખ્યું, છઠ્ઠે પાતાળ જાય; ત્યાં આગળ યુદ્ધ ક-રવા મુકયો, મારવાડનો શહ્ન રાય. ॥ ૪૬ ॥ પછી જેદ્રથને લેઇ ગયો, સાતમા પાતાળ વીશે; ત્યાં મહા મોહોટું સરોવર જળનું, ભય ભરેલું દીસે. ॥ ૪૭ ॥ તેની કીનારે પોતે બેઠો, મનસુબો મન કીધો; સરોવરનું કમળ લેઇ, પ્રતીકાનો કુંભ લીધો. ॥ ૪૮ ॥ તે કુંભમાં જરા જળ ભરી-યું, કમળ ડાંડી મહીં ઘાલી; કુંભ કેરા મોઢાપર મેલ્યું, કોમળ કમળ ઝાલી. ॥ ૪૯ ॥ તેને બત્રીશ પાંખડી છે, તેપર શું કામ કરીયું; મંત્ર ભણી જળ અંજળી લેઇ, પાંખડીયો પર ધરીયું. ॥ ૫૦ ॥ તેથી દસ દસ યોદ્ધા બનીયા, જુ જુ જેવડા સાર; જાળવે કમળનો વચલો વે, આવતાં ભાગે અથીઆર. ॥ ૫૧ ॥ તેથી ત્રણસેંને વીશ યોદ્ધા, મુકયા રક્ષણ કરવા; પછી જેદ્રથ બનેવાંનો, બેઠો ખેલ આદરવા. ॥ ૫૨ ॥ પો-તાની ડાબી હાથેળીમાં, જેદ્રથ ઉભો કીધો; મંત્ર ભણી જળ અંજળી છાંટી, પોરો બનાવી દીધો. ॥ ૫૩ ॥ તવ તે જીણો તંતુ બનીયો, તર-ફડતો કર માંય; તેને જાળવી મુકી દીધો. કમળ વચમાં ત્યાંય. ॥ ૫૪ ॥ એવી વીદ્યાથી કરી યુકતી, કુંભ પછી કર લીધો; મંત્ર વડે સરોવર કેરે, મધ્ય ભાગ મુકી દીધો. ॥ ૫૫ ॥ તે પછી પોતે નીકળ્યો ત્યાંથી, પાં-ચમે પાતાળ જાય; કદી જો અરજુન આવે તો, યુદ્ધ તણી ઇચ્છાય ॥ ૫૬ ॥ એમ કરીને રજની રહ્યા, થયો પ્રાતઃકાળ; જાગ્રત થયા શ-ત્રુને હણવા, અરજુનજી ને ગોપાળ. ॥ ૫૭ ॥ એવે સહ્નનો છડીદાર

આવ્યો, છાના કહ્યા સમાચાર; પાતાળ જાજો શત્રુ મળશે, કહી પાછો વળ્યો સાર. ॥ ૫૮ ॥ એવામાં સહુ જાગ્રત થયા, શેન્યાને રાજન; કુન્તાજીએ રસોઈ કીધી, વેહેલું કર્યું ભોજન. ॥ ૫૯ ॥ વળણ. ॥ ભોજન કરી પરવારીયા, પેહેર્યાં વસ્ત્ર સણગાર; આયુદ્ધ લીધાં હાથમાં, જાવા થયા તૈયાર.



## કડવું ૬૨ રાગ આશાવરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, દ્રોણ પરવ મહીમાય. ॥ ૧ ॥ રણછોડરાયે રથ જોતરીયો, મહી બેઠો નર ભુપ; અછોડા ઝાલી હાંકવા બેઠા, પોતે શામ સ્વરૂપ. ॥ ૨ ॥ તવ વ્રકોદરે વસ્ત્ર પેહેર્યા, કટી કશીને બાંધે, બંધુ સાથે જાવા નીકળ્યો, ગ્રહી ગદા ધરી ખાંધે. ॥૩॥ તંબુથી અળગા જઇને, ભોમીનું કીધું સ્તવન; તવ પ્રૃથ્વીએ મારગ મુકયો, તવ ચાલ્યો રાજન, ॥ ૪ ॥ પેહેલે પાતાળ પરવર્યા કે, દીઠા દ્રોણાચાર; અરજુનજીએ રકત નેત્રે, કીધો નમસ્કાર. ॥ ૫ ॥ ધન્ય ગુરૂજી ધન્ય ગુરૂજી, તમે કર્યું કાળુ ગોરૂ; કોઇ નહી ને વીદયારથીનું, માર્યું નાહાનું છોરૂ. ॥ ૬ ॥ નાદાન સાથે નાદાન થયા, તોપણ નકસ આપો; નાહાને છોકરે તમારા સહુની મુછ એકેકી કાપી. ॥ ૭ ॥ એવા એવા અરજુનજીએ. બોલ કહ્યા બહુ કાઠા; નાહાનું છોકરૂ મારેલું માટે, ઓશીળા થઇ નાઠા. ॥ ૮ ॥ જાણ્યુ કે એક ટટો મટીયો, પછી ત્યાંથી પરવરીયા; પ્રૃથ્વી સ્તવન કરીને બીજે, પાતાળે ઉતરીયા. ॥ ૯ ॥ ત્યાં કીરપાચાર ગોર ઉભા, તવ ભીમે કર્યો બોધ; ગોર હતા આપણી સભામાં, નહોતા જરા વીરોધ. ॥ ૧૦ ॥ માટે એમને કાંઇ ન કેહેશો, તવ નમ્યો ઇંદ્રનો બાળ; કીરપાચારે સાન કીધી, જાજો સાત પાતાળ. ॥ ૧૧ ॥ એમ કહીને વીદાય થયા, અવનીમાં સંચરીયા; અરજુન ભીમ ને ભગવાન પોતે, ત્યાંથી નીચે ઉતરીયા. ॥ ૧૨ ॥ ત્રીજા પાતાળમાં ગયા એ, અશ્વસ્થામા ત્યાં માઠા; ત્રૈણે જણનું જુથ જોઇને, જીવ લેઇને નાઠા. ॥ ૧૩ ॥ એટલે ચોથે પાતાળ ચાલ્યા, ઉભો રાજા કરણ; નર કહે શું મુખ લેઇ ઉભો, બે સુત પામ્યા મરણ ॥૧૪॥ એટલે કરણ સરમાઇ ગયો, નાશી ગયો ભુમાંય; તવ પાંચમે પાતાળ ઉતરીયા, છત્રપતી છે ત્યાંય. ॥ ૧૫ ॥ તેણે દીઠા ત્રૈણે જણને, જાણ્યું કે હાર્યો દ્રોણ; જો મુજને મારી નાંખશે તો, રાજ ભોગવશે કોણ. ॥ ૧૬ ॥

એવો ભય ભાસવાથી નાઠો, દુર્યોધન ભુપાળ; તેથી ત્રૈણે ત્યાંથી ચાલ્યા, ગયા છઠ્ઠે પાતાળ. ॥ ૧૭ ॥ ત્યાં સલ્ય મામા ઉભા રહ્યા છે, તેણે કહ્યું કે આવો; શત્રુ તમારો હાથમાં આવે, સાતમે પાતાળ જાવો. ॥૧૮॥ એમ કહી એ વીદાય થયા, ભગવાન હરખે ભરીયા; ત્યાંથી રથ લેઇ ત્રૈણે ચાલ્યા, સાતમે જૈ ઉતરીયા. ॥ ૧૯ ॥ અરજુનને મન ગર્વજ થયો, માહારા ભય માહા માઠા; કપરી માઝા મારી પડી તે, જીવ લઇ સૌ નાઠા. ॥ ૨૦ ॥ મુજ જેવી કોઇની નહીં માઝા, થયો અતી અહંકાર; અહંકારથી હરી ઘણોજ આઘો, જાણ્યું જુગદાધાર. ॥ ૨૧ ॥ એવામાં અરજુનજી બોલ્યા, પ્રભુ કરૂં હું કેહેર; બતાવો શત્રૂ એકજ બાણે, મારી નાંખું ઠેર. ॥ ૨૨ ॥ અહંકાર ઉતારવાનો ધાર્યો, પોતે જાદવરાય; કૃષ્ણે કહ્યું સરોવર વચ્ચે, શત્રૂ પેલા કુંભ માંય. ॥ ૨૩ ॥ તવ અરજુને બાણ. ચઢાવ્યું, કહ્યું કે દૈવત દાખું; એક બાણે એ કુંભમાંથી, શત્રૂને મારી નાંખું. ॥ ૨૪ ॥ એમ કહીને બાણ ફેંકયું, કુંભની લગભગ થાય; પાંખડીના જોધની ક્રીયાથી, બાણજ આડુ જાય. ॥ ૨૫ ॥ તવ અરજુને બીજુ માર્યું, તે પણ ગયું આડું; તેમ તેમ નરે બહુ બાણ માર્યાં, ધાર્યું કે કમળ કાડું. ॥૨૬॥ પછી બાણ અગણીતાં મુકયાં, મનમાં ધરીને ટેક; તે પણ બહુ મારીને થાકયો, બાણ વાગ્યું નહી એક. ॥ ૨૭ ॥ એવે છ ઘડી દીવશ રહ્યો, પ્રભુએ શું ખેલ કીધો; પોતાનું સુદરશન મુકી સુર્યને ઢાંકી દીધો. ॥ ૨૮ ॥ તવ અરજુને બાણ બંધ કીધાં, હવે જીવી શું કરવું; ચાલો પ્રભુ હવે સાંજ પડી છે, ભોમી જઇ બળી મરવું. ॥૨૯॥ કૃષ્ણ પ્રભુ કહે ચાલો ભાઇ, કહીને પાછા વળીયા; ત્રૈણે જણા સ્તવન કરીને, પૃથ્વીમાં નીકળીયા. ॥ ૩૦ ॥ પોતાના રણસ્થંભ પાસે, રથથી આપ ઉતરીયો, કાષ્ટ લાવી ત્યાં ચીતા ખડકી, મનસુબો મરવા કરીયો. ॥ ૩૧ ॥ તે વાત જાણી સગાવાહાલાએ, તંબુથી દોડી આવ્યા; કુન્તાજી સુભદ્રા દ્રુપતી, આંખે આંસુ લાવ્યાં. ॥ ૩૨ ॥ ધરમ શેદેવ નીકુળ રૂએ, રડવા લાગ્યો ભેમ; ઓ અરજુનજી મરવું ધારો, પણ મરવા દઉં કેમ. ॥ ૩૩ ॥ એમ કહી ભીમ આડો ઉભો, અરજુન બોલ્યો આપ; જે મુને મરતાં રોકે તેને, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૩૪ ॥ પાપના ભયથી ભીમ ખશીયો, એ મરે તો મારે મરવું; કૃષ્ણ પ્રભુ કેમ બોલતા નથી, કહો હવે કેમ કરવું. ॥ ૩૫ ॥ કૃષ્ણ કહે વાત રાખજો મનમાં, હું મરવા નહી દેવું; એવે સાંજ પડી જાણીને, કૈરવે કર્યું કેવું. ॥ ૩૬ ॥ સાતમે પાતાળ પાપી ગયો, કાઢયો બનેવીને બાહાર; હતો તેવો બનાવીને, લૈ ચાલ્યો

અધ કુંવાર. ॥ ૩૭ ॥ પૃથ્વીમાં તંબુએ આવ્યો, સકટવીહુ કર્યું એક; તેને આકારે યોદ્ધા ગોઠવીયા, છ લક્ષ છેકા છેક. ॥ ૩૮ ॥ વચમાં કાષ્ટ તણું એક ગાડું, તેમાં કાષ્ટની પેટી; તેમાં જેદ્રથને બેસાડયો, ઉદયો થી બાંધી છેટી. ॥ ૩૯॥ તે પેટાને બે બાકાં છે, જેદ્રથને જોવા કાજ; એવું સકટ વીહુ રચ્યીયું, દુર્યોધન માહારાજ. ॥ ૪૦ ॥ પછી કહ્યું અરજુન મરે છે, ત્યાં જોવાને જૈયે; સુરજ નથી તે એ નહી મારે, ધીરજ ધરજો હૈયે. ॥ ૪૧ ॥ એમ કહી સરવેને લાવ્યો, હસવાના મનસુબા; પોતાને સ્થંભે આવીને, ચરચા જોવા ઉભા. ॥ ૪૨ ॥ એટલે છાના બોલ્યા છબીલો, ભીમસેન હાલો હલાવો; ગમે તે જુકતીથી નરને, હાથે બાણ ઝલાવો. ॥ ૪૩ ॥ તે ઉપર ત્રણ મંત્ર ભણાવો, કાળજ્વર વીવેક; વાયુનો મંત્રને શીવનો મંત્ર, ભણાવો એકેક. ॥ ૪૪ ॥ એટલે સુરજ બતાવું છું, દીવસ છે બે ઘડી; સનમુખ શત્રુ આવ્યો છે તેને, તેવું તે બાણ દે જડી. ॥ ૪૫ ॥ મરવાને માટે ઉશ્કેરો, અરજુનજીને સાર; ગમે તે બાનું કાઢીને, ઝલાવો હથીઆર. ॥ ૪૬ ॥ ભીમ કહે સૌ ઘાટ કરૂછું, વાર નથી કાંઈ અમને; સુર્ય નહીં હોય નર બળશે તો, જોડે હું બાળીશ તમને. ॥ ૪૭ ॥ કૃષ્ણ કહે કે કબુલ માહારે, તવ અરજુન નવ ચુકયો; કાષ્ટ તણી ચીતા ખડકેલી, તેમાં અગ્ની મુકયો. ॥ ૪૮ ॥ પછી ધરમને ચરણ લાગ્યો, આગના દો શુભ મતી; ધરમ કહે મને ન પુછો, કાંઇ કેહેવાનો નથી. ॥ ૪૯ ॥ એટલે ભીમને મોહોટો જાણી, પારથ લાગ્યો પાય; ઓ ભાઇ અગ્નીમાં બળવાની, આપો તમે અગનાય. ॥ ૫૦ ॥ ભીમ કહે હું આગના આપું, ખરી વાતે કેમ ડરવું; પણ તમારાં હથીયાર દેખી, દેખીને દાજી મરવું. ॥ ૫૧ ॥ પણ હાથમાં હથીઆર હયોતો, આપું પછી આગનાય; તવ અરજુને ધનુષ ભાથો, લેઇ લીધો કરમાંય. ॥ ૫૨ ॥ ભીમ કહે કે છેલી વારનો, ખુશી થાયે અમ પ્રાણ; તમારી લટક જોવાની ઇચ્છા, એક ચઢાવો બાણ. ॥ ૫૩ ॥ તવ અરજુને બાણ ચઢાવ્યું, હવે દો આગનાય; ભીમ કહે કાળજ્વર ભણો, કાળ તમારો થાય. ॥ ૫૪ ॥ એટલે નર કાળજ્વર ભણીયો તવ ભીમ બોલ્યો એમ; વાયુનો ને શીવજીનો, મંત્ર ભણો ધરી પ્રેમ. ॥ ૫૫ ॥ અરજુને તે મંત્ર ભણીયા, મરવામાં મન મોહ્યું; એટલે બળવંત વ્રકોદરે, જુગદીશ સામું જોયું. ॥ ૫૬ ॥ એટલે સમજ્યા સામળીયાજી, કાળીગરી કામ કીધું; સુદરસણ ચક્ર પોતાનું, તેને બોલાવી લીધું. ॥ ૫૭ ॥ તવ બે ઘડી દાહાડો દેખાયો, થયાં રવી દરશન; તે દેખીને કૌરવ ના-

ઠા, નાઠો દુરીયોધન. ॥ ૫૮ ॥ સકટના આસપાસ યોદ્ધા, તે પણ નાશી જાય; આડુ ત્યાંનું ત્યાં રહ્યું ને, જેદ્રથ પેટીમાંય. ॥ ૫૯ ॥ એણે જાણ્યું એકલો રહ્યો, નાસવા કર્યો વીચાર; માંથુ મારી દ્વાર પેટીનું ભાગ્યું, ડોકું કાઢ્યું બાહાર. ॥ ૬૦ ॥ તે દેખીને અરજુનજીએ, મનમાં કર્યો વીચાર; સુર્યને શત્રૃ સનમુખ છે વળી, શર કરમાં તૈયાર. ॥ ૬૧ ॥ એવું જાણી બાણ માર્યું, જુએ છે જુગદીસ; તે બાણે જઈ જેદ્રથ કેરૂં, છેદી નાંખ્યું શીશ. ॥ ૬૨ ॥ પવનાસ્તર મંત્ર વડે તે, શીશ ચઢયું ગગન; જેદ્રથનો બાપ વૈદ્રથ નામે, તપ કરે છે વન. ॥ ૬૩ ॥ તેને એવું વરદાન છે કે, પુત્રનું જાણે મરણ; તે વેળા શીવ મંત્ર હોયેતો, પડે તેનું શીશ ધરણ ॥ ૬૪ ॥ તેની પાસે જઈને મુસ્તક, પડયું તેણી વાર; નેત્ર ઉઘેડી વૈદ્રથે જોયું, તવ દીઠો કુમાર. ॥ ૬૫ ॥ શીવનો મંત્ર તે વેળાએ, બાણ ઉપર છે તેહ; વૈદ્રથનું તેણે શીશ છેદ્યુ, મરણ પામ્યો તેહ. ॥ ૬૬ ॥ અરજુનજીનું બોલ્યું પળીયું, ગયો પોતાને ઠામ; સૈન્ય સહીત તંબુએ આવ્યા, પોતે શ્રી ઘનશામ. ॥ ૬૭ ॥ વળણ. ॥ સૌ તંબુ બીરાજ્યા, સાંભળને રાજન; વદે વલ્લભ શભા કરી, બેઠો દુરીયોધન.



# કડવું ૬૩ રાગ ચોપાઈ.

બોલ્યા વૈશમપાય વચન, સુણ પરીક્ષત કેરા તન; બેઠો તંબુએ દુરીયોધન; રૂડી સભા કરીને રાજન. ॥ ૧ ॥ બોલ્યો દ્રોણની પ્રત્યે વચન, તમારા રહ્યા કેટલા દન; બોલ્યા દ્રોણગુરૂ તે વાર, માહારા વીત્યા દીવશ ચાર. ॥ ૨ ॥ હવે રહ્યો છે દીવશ એક, થંભે વઢવા જવું વીવેક; તે તું સમજને રાજન, તારૂં આત્યું અરાડમે દન. ॥ ૩ ॥ માટે દીવશ સઘળા ગણાય, તે તું વીચારી લેને રાય; દસ દીવસ ભીસ્મપીતાય; યુદ્ધ કર્યું હતું રણ માંય. ॥ ૪ ॥ પછી એક દન વઢીયો હું તો, માહારી સાથે આવેલો તું તો; બીજે દીવશ થંભે ગયા, સામા સામી આયુદ્ધ લેઇ થયા. ॥ ૫ ॥ તે વેળા આવ્યું વીપ્રનું ટોળું, યુદ્ધ થવામાં પડીયું રોળું; ગયો અરજુનજી પાતાળ; કોઠા વઢવા ધાર્યા તત્કાળ. ॥ ૬ ॥ તારા કહેવાથી ઉભુ કીધું, અભેમન્યુએ બીડુ લીધું; ત્રીજે દહાડો કોઠામાં થયો, ચોથો દન જેદ્રથમાં ગયો, ॥ ૭ ॥ પાંચમો દન કાલે થાશે, માટે એકજ દન લડાશે; લખો પત્ર પાન્ડવને રાજન, ગુરૂ વઢવાના કાલનો દન. ॥ ૮ ॥ માટે આવજો પાંડવ તમો, સ્થંભે આવીશું વઢવા અમો; એમ પ-

ત્ર લખાવી મોકલીયો, દાસ લેઇને શેવક પળીયો. ॥ ૯ ॥ જઇ આપ્યો પાન્ડવને હાથ, કાલે વઢવું છે ગુરૂ સાથ; કહી શેવક થયો વીદાય, રાતે સુતાને વાહાણું વાય. ॥ ૯ ॥ તવ પાન્વ યુધ્ધે ચડીયા, દુન્ડભી ડંકા ગડગડીયા; ચાર ભાઇને પાંચમા નાથ, વઇરાટ શીખંડી સાથ. ॥ ૧૦ ॥ રાય દ્રુપત ધ્રષ્ટ પ્રદ્યુમાન, વળી માયાવી બે સંતાન; સાથે સાત ક્ષોણી સન્યાય, વાજતે ગાજતે સ્થંભ જાય. ॥ ૧૧ ॥ તવ આવીયા કૌરવ લોક, સાથે સેન્યના યોદ્ધ અથોક; વળી સેન્યા ક્ષોણી અગીઆર, શસ્ત્ર કરણ કીરપાચાર. ॥ ૧૨ ॥ વળી અશ્વસ્થામાને શકુની, એવા એવા આવ્યા સહુ ખુની; કીધા યુદ્ધ તણા મનસુબા, આવી સામા સામી ઉભા. ॥ ૧૩ ॥ તે દહાડે બેઠા ખપ્પર યોગ; આવી જોગણી લેવા ભોગ; સૌને યુદ્ધ કરવાની હુંશ, લીધું અરજુનજીએ ધનુશ. ॥ ૧૪ ॥ ખેંચી દોર ચઢાવી સાર, પેહેલ વેહેલો કર્યો ટંકાર; તેનો શબ્દ ત્રીલોકમાં જાય, સ્વર્ગ મ્રત્યુને પાતાળ માંય. ॥ ૧૫ ॥ બધાં ડોલ્યાં દસે દીગપાળ, ધરા ધ્રુજી ખળભળ્યું પાતાળ; ઘડ લંકામાં હનુમાન, તેણે શબ્દ સાંભળીયો કાન. ॥ ૧૬ ॥ હુક કરીને ગડગડીયા, રામ નામ લેઇ ગગને ચડીયા; કપી કુરૂક્ષેત્રમાં પડીયા, દોટ મુકીને જઇ ચડીયા. ॥ ૧૭ ॥ એતો પાન્ડવ દળમાં પેઠા, અરજુનની ધજા પર બેઠા; ગ્રહ્યાં બાણ કુન્તાને તન, દસ બાણે કર્યું પુજન. ॥ ૧૮ ॥ વળણ. ॥ દસ બાણે પુજન કર્યું, સાંભળને તું રાય; વદે વલ્લભ શ્રોતા સુણો, યુદ્ધ તણો મહીમાય.



# કડવું ૬૪ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા. સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, દ્રોણ પરવ મહીમાય. ॥ ૧ ॥ અરજુનજીએ પુજન કીધું, તે પછી ક્રોધે ચડીયા; રણ તણા રણશીંગા વાગ્યાં, તેવાજ ટુટી પડીયા. ॥ ૨ ॥ અરજુને કાળજ્વર ફેંક્યું, જબરી જણવી રીસ; તે બાણેથી ભગદત કેરૂં, છેદી નાંખ્યું શીશ. ॥ ૩ ॥ તે જોઇ ગુરૂએ તેવું લીધું, દારૂણ દૈવત દાખ્યું; દ્રુપતના સુત શીખંડીનું, મુસ્તક છેદી નાંખ્યું. ॥ ૪ ॥ ખપ્પર યોગનો દીવસ છે તે, વાગતામાં જાય પ્રાણ; ખપ્પર ભરવા આવેલી દેવી, તેથી લેછે પ્રાણ બાણ. ॥ ૫ ॥ શીખંડી મુઓ જાણીને, અરજુનને સુર વાપ્યું; કાળજ્વરથી ભુરીસ્રવાનું, મુસ્તક એણે કાપ્યું.

॥ ૬ ॥ એટલે દ્રોણે સામુ માર્યું. વાળવા કચ્ચરઘાણ; જબરો જોદ્ધો દ્રુપત રાજા, તેનો કાહાડયો પ્રાણ. ॥ ૭ ॥ ચડશીલો સુત ઇંદ્ર તણો તે, જાણવી ઝાઝી રીશ; બાણ મારીને સુસરમાનું, છેદી નાખ્યું શીશ. ॥ ૮ ॥ તવ કાળજ્વર લેઇને ફેંકયું, પોતે રાજા કરણ; વૈરાટ રાજાની રૂદીયા ભેદી, તરત પમાડયો મરણ. ॥ ૯ ॥ અરજુને અગણીતા મંત્રનું, માર્યું કાળજ્વર બાણ; કૈરવ કેરી ત્રણ ક્ષોણીનો, વાળી નાખ્યો ઘાણ. ॥ ૧૦ ॥ એટલે દ્રોણે બાણ માર્યું, દાવે દાવો ધારી; તે બાણથી પાંચ પાન્ડવોની, બે ક્ષોણીને મારી. ॥ ૧૧ ॥ એવે ગટોરગછ માયાવી, ગાજીને ગગને ચડીયો; ગુરૂ ન જાણે ને ગુરૂની પુઠે, જૈ શેન્યામાં પડીયો. ॥ ૧૨ ॥ જેને તેને મારવા માંડયા, લેવા માંડયો પ્રાણ; એક ઘડીમાં એક ક્ષોણીનું, કરી નાંખ્યુ હથરાણ. ॥ ૧૩ ॥ જબ્બા જબી સરવે થઈ ગયા, એક એકને માર મારે; જેને તે ધરણીમાં ઢળતા, હાહાકાર પોકારે. ॥ ૧૪ ॥ રૂધીરનો બહુ છોળયો ઉડી, એમ બન્યું ન્હોતું કદી; હાડને માંઉશનો કીચડ થયો, વહી રૂધીરની નદી. ॥ ૧૫ ॥ કૈંનાં ધડને કૈનાં મુસ્તક, કૈંનાં રઝળે ચરણ; કૈંક પડયા તરફડે છે, કૈં જન પામ્યા મરણ. ॥ ૧૬ ॥ ભમે ભુત ભૈરવ પીસાચો, જોગણી ખપ્પર ભરતી; એવું થયું પણ દયા ન આવે, એવી નીરદય ધરતી. ॥ ૧૭ ॥ નીચેથી રૂધીર છાંટા ઉડે, વસ્ત્ર તેથી છંટાય; આકાશથી સમળી સીચાણ, માંઉશ લોચા લેઇ જાય. ॥ ૧૮ ॥ હાથી ઘોડા ઉંટના મડદાં, ચરણ તળે પીલાય; કૈં અદકચરાં જીવતાં હોયે, તે પણ પુરાં થાય. ॥ ૧૯ ॥ પછી દ્રોણે ઘણું જોર કીધું. દીધો બાણનો માર; મારતા મારતા પાન્ડવોને, કાઢી દીધા થંભ બહાર. ॥ ૨૦ ॥ જુલમ કીધો કરણ દ્રોણે, ભોંકયાં નરને તીર; રૂંએ રૂંએ અરજુનજીનું, વીંધી નાંખ્યું શરીર. ॥ ૨૧ ॥ તવ ત્રાસ પામ્યો પારથ પોતે, જુએ અસરણા સરણ; હવે હું નથી જીવવાનો, થાશે મહારૂં મરણ. ॥ ૨૨ ॥ નરના રથ પુઠે ભીમ ઉભો, તેને કહ્યું કીશોર; વાયુ નંદન શું સંતાયા, કાંઇક મારો જોર. ॥ ૨૩ ॥ ભીમ કહે શું જોર મારૂં, બહુ છુટે છે બાણ; રખે વાગે પેટમાં તો, નીકળી જાયે પ્રાણ. ॥ ૨૪ ॥ એવું વચન સાંભળીને, બોલ્યા જાદવરાય; આગળ ન થાઓતો એક બીજો, બતાવું ઉપાય. ॥ ૨૫ ॥ તેટલું કારજ તમે કરજો, રાખી રૂદીયે હામ; તમે ઉભા રહોને નર તમે, પેહેલું કરો એક કામ. ॥ ૨૬ ॥ પવનાસ્તરનો મંત્ર ભણીને, બળ કરી બાણ કાહાડો; દ્રોણના દીકરા

અશ્વસ્થામા, તેને હૈયેથી ઉરાડો. ॥ ૨૭ ॥ તવ અરજુન બાણ લીધું, ભણીયો મંત્ર પવન; અશ્વસ્થામાની રૂદેમાં મારી, ઉડાડયો ગગન. ॥ ૨૮ ॥ વાયુ મંત્રે ચીરનજીવી, ઘણાજ ઉંચા ચડીયા; સાન ભાન વીના થઇને એ, કુંકણ કાંઠે પડીયા. ॥ ૨૯ ॥ પછી પ્રભુએ ભીમને કહ્યું દ્રોણને તંબુ જાવો; અશ્વસ્થામા નામનો હાથી, ગુરૂ તણો મારી આવો. ॥ ૩૦ ॥ તવ ગદા લેઇને ભીમ ચાલ્યો, અવળે પંથે જાય; દ્રોણ તણે તંબુએ ગયો, ગજ બાંધેલો ત્યાંય. ॥ ૩૧ ॥ ભીમે તેના ચરણ ઝાલી, ચીરી ચીતાળીયાં કીધાં; સોધતાં કોઇને હાથ ન આવે, એવાં ફેંકી દીધાં. ॥ ૩૨ ॥ પછી આવ્યો પ્રભુની પાસે, તવ પુછયું ઘનશામ; ભીમે તેનો જવાબ દીધો, સીદ્ધ કર્યું મેં કામ. ॥ ૩૩ ॥ કૃષ્ણે કહ્યું કે બુમ પાડો, ગુરૂને કહીએ જુઓ; તમારો દીકરો અશ્વસ્થામા, મેં માર્યો ને મુઓ. ॥ ૩૪ ॥ દ્રોણને નીમ છે પુત્ર મુઆની, જાણ્યામાં જો આવે વાત; તો કોઇ સાથે યુદ્ધ ન કરવું, ધરવું ન આયુદ્ધ હાથ. ॥ ૩૫ ॥ એવામાં ભીમે બુમ પાડી, ગુરૂ માહારાજા જુઓ, તમારો દીકરો અશ્વસ્થામા, મેં માર્યો ને મુઓ. ॥ ૩૬ ॥ તવ દ્રોણે યુદ્ધ બંધ કીધું, નાંખી દીધાં હથીઆર; શું જુઓછો યોદ્ધા માહારા, સોધી કાઢો કુમાર. ॥ ૩૭ ॥ તવ સરવે શેન્યામાં સોધ્યા, ત્યાં નહી અશ્વસ્થામા, દ્રોણ કહે ભીમ બોલજે સાચુ, શીદ ભમાવે ભામા. ॥ ૩૮ ॥ ભીમ કહે મેં મારી નાંખ્યો, હોયતો સોધી લાવો; દ્રોણ કહે જો માર્યો હોયતો, ખોળીયું એનું બતાવો. ॥ ૩૯ ॥ ભીમે કહ્યું કે ગદા વડે મેં, રૂજે રૂજા કીધા; તે રૂજા કોઇને હાથ ન આવે; એવા મેં ફેંકી દીધા. ॥ ૪૦ ॥ ગુરૂ કહે તારા બોલ્યાનો, મુને નહી વિશ્વાસ; અરજુન કેહેતો સાચુ લાગે, કાંતો કહે અવીનાશ. ॥ ૪૧ ॥ ઘણા મારથી કાયર થૈને, બોલ્યો અરજુન મીઠો; અશ્વસ્થામા ભીમે માર્યો, તેતો મેં નજરે દીઠો. ॥ ૪૨ ॥ દ્રોણ કહે કાયર થઇ બોલ્યો, માટે એ વચન કાચું, દેવકીનંદન ઓ જુગજીવન, તમો કેહેજો સાચું. ॥ ૪૩ ॥ એટલે બોલ્યા અંતરયામી, કૃષ્ણ પ્રભુ સાક્ષાત; અશ્વસ્થામાનું મરણ થયું, સાચે સાચી છે વાત. ॥ ૪૪ ॥ ગુરૂ કહે આપ ફાવે તે બોલો, તમારે કોની બીક; સાક્ષી પુરો તમે સરવે, પણ નવ લાગે ઠીક. ॥ ૪૫ ॥ હું તો માહારે યુદ્ધ કરવા, આયુદ્ધ ઝાલું હાથ; ધરમ જો આવીને કહેતો, માનું સાચી વાત. ॥ ૪૬ ॥ તવ પ્રભુએ ભીમને કહ્યું, એક ઝપાટે જાવો; ધરમને સમજાવી સામા, લાવીને કેવરાવો. ॥ ૪૭ ॥

ભીમસેન તવ તંબુએ દોડયો, જ્યાં છે ધરમરાય; ઉઠો વીરા રથમાં બેસો, આવી દુરદશાય. ॥ ૪૮ ॥ આજ અમો ચારે ભાઇ મરશું, જાણે છે જાદવરાય; ઉગરવા પ્રભુના કેહેવાથી, કીધો છે એક ઉપાય ॥ ૪૯ ॥ ગુરૂના પુત્રને અરજુનજીએ, ઉરાડી નાંખ્યો વન, તેનાજ નામનો ગુરૂનો હાથી; મેં જે કર્યો પતન. ॥ ૫૦ ॥ પછી અમે એમ ઠરાવ્યું, ગુરૂ ભાગ્યું ઘર સુત્ર; નીમ છે માટે હથીઆર મુકો, મુઓ તમારો પુત્ર. ॥ ૫૧ ॥ તેથી હમણાં મારતા મુકયા, કરતા રહ્યા છે કેહેર; સુત મુઆનું સાચું ઠરાવ્યા, વીના એ મારે હેર. ॥ ૫૨ ॥ કોઇના કેહેવાથી માનતા નથી, પુત્ર મુઆની વાત; તમારૂં કેહેવું માનસે સાચું, માટે ચાલો મુજ સાથ. ॥ ૫૩ ॥ ધરમ કહે જારે ગાંડા, આ કામ તેં શું આણ્યુ; હાથી મુઓને પુત્ર જીવે છે, તે સઘળું મેં જાણ્યુ. ॥ ૫૪ ॥ તે માટે તમે ફાવે તે કરો, મીથ્યા ન મરશો મથી; ભાઇ મરો કે પંન્ડે મરૂતો, જુઠું કેહેવાનો નથી, ॥ ૫૫ ॥ વળણ. ॥ જુઠું તો કદી નહી કહું, ઓરે માહારા વીર; કહે વલ્લભ જરા વાર થઈ, આવ્યા શામ શરીર.



## કડવું ૬૫ રાગ સવૈયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, દ્રોણ પરવ મહીમાય. ॥ ૧ ॥ અંતરયામી દોડતા આવ્યા, બોલ્યા મુખ વચન, શું બેઠા છો નીરભયપણે, ઉઠો ધરમ રાજન. ॥૨॥ નહીતો તમારા બંધું ખોરશો, દ્રોણ કોપ્યો છે અતી; ધરમ કહે આવીને હું, જુઠું કેહેવાનો નથી. ॥ ૩ ॥ ધરમ માહારૂં નામ ધરેલું, જુઠું બોલું શાથી; કોહોતો ગુરૂને કહુ આવીને, મુઓ તમારો હાથી. ॥ ૪ ॥ તવ કુન્તા કરગરવા લાગ્યાં; ઉઠો માહારા તન; નહીતો ચારે ભ્રાત મરશે, વીચારી લ્યો મન. ॥ ૫ ॥ જીવ ઉગારવા બોલવું જુઠું; તેમાં નહી કાંઇ દોશ; તોપણ ધરમે શીશ ધુણાવ્યું, કુન્તા થયાં અપશોસ. ॥ ૬ ॥ વળણ: ॥ અપસોશી થઇને ઉકળ્યાં, જુએ જુગજીવન; વદે વલ્લભ ત્યાં શું કહ્યું, કુન્તાએ વચન.



## કડવું ૬૬ જાગ્યરે જાદવરાય. એ રાગ.

કુન્તા ભરીયાં ક્રોધે, તું કેમ નથી ઉઠયો બોધેરે; સત્યવાદી તુજ સ-

રખા શું હશે નહીરે. ॥ ૧ ॥ સંગ્રામ ચાર ભાઈ કરતા, એ વઢી વઢીને છો મરતારે, તારા મનમાં મરશે તો જશો ભાગીયારે. ॥ ૨ ॥ તને જોયો જોયો સત્યવાદીરે, કોઇ મરે તું ભોગવે ગાદીરે; ખરા વાદી હોય તે એવું કરે નહીરે. ॥ ૩ ॥ ઝાલી તેં સત્યની ધજા, અન્ય રળેને તારે મજારે, સામા જઇને કેહેવું તેમાં જોર પડેરે. ॥ ૪ ॥ પેહેર કાંછળી બેશ ઘરમાં, માહારે આગ લાગી ઉદરમાંરે, અરેરે ચુટી નાંખુ માહારી ચાંમડીરે. ॥ ૫ ॥ જાણી જોઇ ભાઇ મરાવે, તું સત્યવાદી શાનો કાહાવેરે, આપઘાત કરૂ તુજ ઉપર હું બેટડારે. ॥ ૬ ॥ હવે ન ખાવું સાંસો, ગળે ઘાલું ગળાફાંસોરે, દેહ તજુ તેતો સ્ત્રીહત્યા તુજનેરે. ॥ ૭ ॥ કહી લીધું દોરડું હાથરે, કર્યો ધરમે વીચાર દલ સાથરે, માતા મરશે તો પાતક મુજને લાગશેરે. ॥ ૮ ॥ વળણ. ॥ હત્યા મુજને લાગશે, સ્ત્રીહત્યાનું પાપ; વદે વલ્લભ રાય ધર્મને, બે બાજુ સંતાપ.



# કડવું ૬૭ રાગ સુરી સવૈયો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, દ્રોણ પરવ મહીમાય ॥ ૧ ॥ ધરમે જાણ્યું માતા મરશે, તો પણ લાગશે પાપ; જેને જુઠું બોલીશ તોહે, પાપમાં પડીશ આપ. ॥ ૨ ॥ એ બે પાપનો વીચાર કરતાં, શું હલકું શું ભારે; હલકુ હોય તે માંથે લેઉ, છુટકો નથી ત્યારે. ॥ ૩ ॥ સ્ત્રી હત્યાનું પાપ મોહોટું, વળી માત વણ થાવું; હવે નથી ઉપાય માહારો, જુઠું બોલવા જાવું. ॥ ૪ ॥ એવું સમજી ધરમ ઉઠયા, તવ સારથી રથ લાવ્યો; તેમાં જઈ યુધીષ્ટર બેઠા, માઠો દીવસ આવ્યો. ॥ ૫ ॥ એ સત્યવાદીનું સત્ય કેવું, રથમાં બેઠા જે વાર; એટલે પ્રથ્વીથી રથ ઉંચો, થયો છે ગજ ચાર. ॥ ૬ ॥ એટલે રથ સારથીએ હાકયો, સાથે ભીમ ભગવાન; દ્રોણ સામો રથ લાવી રાખ્યો, તેમાં સતી સંતાન. ॥ ૭ ॥ ધર્મ રાજાને દ્રષ્ટીએ દેખી, બોલ્યા ગુરૂ દ્રોણ; આ સત્યવાદી માહારા ઘરમાં, આજ મુઉ છે કોણ. ॥ ૮ ॥ ધર્મરાયે વીચાર કીધો, જુઠું તો બોલવું હાંઇ; તે દોશ લાગવાનો તેમાંથી, બચાવ કરૂં કાંઈ, ॥ ૯ ॥ એવું ધારી કાને હાથ દીધા, બોલ્યા કરી વીવેક; કાં નરો વા કે કુંજો વા, બેમાંથી મુઉ એક. ॥ ૧૦ ॥ જાણ્યા છતાં ભેદ રાખીને, ધરમે ઉચ્ચાર કરીયો; તે કારણથી બે ગજ નીચો, રથ એમનો ઉ

તરીયો. ॥ ૧૧ ॥ એટલે પોતે છાતી કુટી, કુટયું પોતાનું શીશ; અરેરે આ ટલું સત્ય ખોયું તે, કે વારે ભેગું કરીશ. ॥ ૧૨ ॥ એવું આક્રંદ કરતા કરતા, તંબુએ ચાલ્યા જાય; દ્રોણે જાણ્યું ખુલાસા સાથે, ન કહ્યું ધરમરાય. ॥ ૧૩ ॥ કુંજર કેહેતાં હાથી મુઓ, કાં મુઓ મુજ સુત; તેનું સાચુ સોધન કરૂં, થયા આકળા ભુત. ॥ ૧૪ ॥ રથમાં પદ્માસન કરી બેઠા, મુકી યુદ્ધ ઉપાધી; સ્વાસો સ્વાસને ઘેરી લીધો, ચઢાવી છે સમાધી. ॥૧૫॥ સ્વાસે સંધાઈ ખોળીયું રથમાં, રહ્યું છે રાજન; જ્ઞાન સ્વરૂપે દ્રોણ ગુરૂ, ગયા સ્વર્ગ સુદન. ॥૧૬॥ પુત્રની ખબર પુછવા માટે, ઈંદ્રપુરીમાં જાય; તવ પ્રથવીમાં શું કામ કીધું; પોતે જાદવરાય. ॥ ૧૭ ॥ ધ્રુપતનો સુત ધ્રષ્ટદ્યુમાન, તેને લાવ્યા સોધી; જો તુજ તાતને દ્રોણે માર્યા, એવો એ વીપ્ર વીરોધી. ॥ ૧૮ ॥ આ વેળાયે લાગ છે તારો, લે હાથમાં તું બાણ; જો દ્રોણનું ખોળીયું છે રથમાં, તે તું કર ભંગાણ. ॥ ૧૯ ॥ ધ્રષ્ટદ્યુમાન એમ બોલ્યો, શું સમજાવો આપ; એ આયુદ્ધ વણ સમાધીમાં, મારૂં તો લાગે પાપ. ॥ ૨૦ ॥ કૃષ્ણજી કહે કાંઈ નહી લાગે, ઝટપટ લે બાણ હાથે; જો પાપનો ભય હોય તને તો, તે પાપ માહારે માંથે. ॥૨૧॥ તારે હાથે એમનું મ્રત્યુ, માટે તું દે બાણ; પછીથી એ ખોળીયાને, ભીમ કરશે ભંગાણ. ॥ ૨૨ ॥ એવું સાંભળી ધ્રુપત સુતે, મહા બળથી બાણ લીધું; દ્રોણનું ખોળીયું છે રથ વીશે, તેને ભોંકી દીધું. ॥ ૨૩ ॥ એટલે ખોળીયું ધરણ ઢળીયું તવ ભય ભાગ્યો છેક; એટલે કૌરવ લોકો નાઠા, મુકી પોતાનો ટેક. ॥ ૨૪ ॥ એટલે ભીમે દોટ મુકી, દારૂણ દૈવત દાખ્યું; દ્રોણ ગુરૂના ખોળીયાને, ચકચુર કરી નાંખ્યું. ॥ ૨૫ ॥ ઈંદ્રપુરીમાં ગયા ગુરૂજી, જ્યાં બેઠો સુરનાથ; ત્યાં જઇ પોતે પુછવા લાગ્યા, પોતાના ઘરની વાત. ॥ ૨૬ ॥ ઓ સુરપતી માહારા ઘરનું, કોહો કોણ છે આવેલું; ઈંદ્ર કહે કોઈ પણ નથી આવ્યું, કોહોતો ગણતરી મેલું. ॥ ૨૭ ॥ એટલે ગુરૂ ત્યાંથી ચાલ્યા, વૈકુંઠ કીધો તપાસ, ત્યાંથી પણ પત્તો નવ લાગ્યો, ગયા જમપુરી વાસ. ॥ ૨૮ ॥ યમરાજા કહે આવો માહારાજ, આવવું પડ્યું શાથી; તમ ઘરથી આજ નથી બીજું, આવ્યો છે એકલો હાથી. ॥ ૨૯ ॥ એટલે દ્રોણગુરૂ વળ્યા પાછા, પ્રથ્વી વીશે જાય; જૈ પોતાનું ખોળીયું સોધ્યું, તે નવ દીઠું ત્યાંય. ॥ ૩૦ ॥ તવ ગુરૂને બહુ ક્રોધ વાપ્યો, પાંન્ડવે કપટ કીધું; ખોળીયું માહારૂં નાશ પમાડયું, ભંગજ કરી દીધું. ॥ ૩૧ ॥ એવામાં એક અશ્વ જાતી, ટહુ પડેલું

ધરણ; ગડીયે બે ઘડીયે મરે એવું, કપાયલો એક ચરણ. ॥ ૩૨ ॥ તેના શરીરમાં પ્રવેશ કીધો, ગુરૂએ તેણીવાર; તે ત્રણ ટાંગાનું ટટ્ટુ કુદયું, દેવા માંડયો માર. ॥ ૩૩ ॥ પાંન્ડવની શેન્યના યોદ્ધાનો, મારી મારી ક્ષય કરતા; કૈંને પુંછડું કૈંને લાતો, કૈંને બચકાં ભરતા. ॥ ૩૪ ॥ એ રીતે બહુ જુલમ કીધો, દીધો મોહોકમ માર; એક ઘડીમાં મારી નાંખ્યા, યોદ્ધા સાત હજાર. ॥ ૩૫ ॥ પાંન્ડવના યોદ્ધા ત્રાસ પામ્યા, અશ્વ હાવો કેમ રૂઠયો; ક્રોધ ભરેલો વાયુ નંદન, ગદા ગ્રહીને ઉઠયો. ॥ ૩૬ ॥ કૃષ્ણ પ્રભુએ ભીમને રોકયો, અશ્વને જાણોછો કોણ; એ ત્રણ ટાંગાના ટટ્ટુમાં, પેઠા છે ગુરૂ દ્રોણ. ॥ ૩૭ ॥ તેમના સામા જો જાશો તો, કાઢી નાંખશે પ્રાણ; એને વારીને આગળ થયા, પોતે પુરૂષ પુરાણ. ॥ ૩૮ ॥ વાવા ગુરૂજી વાવા ગુરૂજી, આતો મરીયાદ મટે; જ્ઞાનવાન વાદ્વાન ગુરૂ તમોને, અશ્વ વપુ નવ ઘટે. ॥ ૩૯ ॥ એવું કહી પ્રભુએ સરમાવ્યા, તવ લાજ ગુરૂએ આણી; અશ્વના દેહમાં રહ્યા થકા, દ્રોણ વદ્યા મુખ વાંણી. ॥ ૪૦ ॥ એરે કીરટધર કપટ કીધું, તે મુજને બહુ રીસ; શ્રાપ છે મહારો દીકરો તારો, છેદજો તારૂં શીશ. ॥ ૪૧ ॥ એમ કહીને તોખાર કેરૂં, ખોળીયું નાંખી દીધું; સંચરીયા સુધામ ગુરૂજી, પ્રાક્રમ પ્રૌઢજ કીધું. ॥ ૪૨ ॥ પછે પાંન્ડવ રણ થંભેથી, ગયા છે તંબુ વીશે; ભક્તને સાહ્યતા બહુ વાર કીધી, પોતે શ્રી જુગદીસે. ॥ ૪૩ ॥ દ્રોણ પરવ હાંઇ પુરણ હવું, સુણ જનમેજે રાય; પુરણ પ્રીત્યે સાંભળી કથા, ઉતરી તુજ હત્યાય. ॥ ૪૪ ॥ કાળા પડદા ધોળા થયા, કાળી ધોળી થઇ ગાય; કાળા તલ તે ધોળા થયા, પ્રમાણ એ દેખાય. ॥ ૪૫ ॥ સવાલક્ષ બ્રાહ્મણો કેરૂં, રાયે દીધું ભોજન; સવાશોને ઉપવીત દીધા, વીપ્રના હતા તન. ॥ ૪૬ ॥ બ્રાહ્મણ કેરી પુત્રીઓનાં, સવાસો કન્યાદાન; સવાસો બ્રહ્મપુરીઓ આપી, જનમેજય રાજન. ॥ ૪૭ ॥ સવાસો ગઉદાન દીધાં, વીધીથી સંકલ્પ કરી; સ્રદ્ધાથી આસન વાળી બેઠો, સાંભળવાને ફરી. ॥ ૪૮ ॥ તે રીતે સહુ શ્રોતા વકતા, સ્રદ્ધા રાખવી મન; શક્તી પુર્વક પુન્ય કરવું, જપવા જુગજીવન. ॥ ૪૯ ॥ સાંભળે પણ તત્વ નવ સમજે, તો સાંભળીયું નારાર્થ; શકતી પુર્વક પુન્ય ન કરે, તો તેનું બધું વ્યર્થ. ॥ ૫૦ ॥ તાલ વાજીંત્રને રાગણી માટે, કથા સાંભળે જેહ; તાન બાજીની વાણી સુણે, તો ફળ અફળ તેહ. ॥ ૫૧ ॥ જ્ઞાન મારગનો નહી ભાગ જેમાં, તે નહી હરી કથાય; અજ્ઞાની જીવ પશુ સરીખો, સાંભળવાને જાય. ॥ ૫૨ ॥ સત્ય વસ્તુ સમ-

જવા સારૂ, સંભળાવ્યું કરજોડ; શ્રોતા વકતા બોલજો સૌ, જે જે શ્રી રણછોડ. ॥ ૫૩ ॥ વળણ. ॥ જય જય શ્રી રણછોડજી, પુરણ થયું દ્રોણ પર્વ; કરણ પરવની કહુ કથા, સાંભળી લેજો સર્વ.








પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ દ્રોણ પર્વ છાપ્યું.
અમદાવાદ.



# કર્ણ પર્વ.

## કડવું ૧ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, કર્ણ પરવ મહીમાય. ॥ ૧ ॥ દ્રોણના દીવસ પુરા થયા, એવે થઇ મધ્ય રાત; અંતરયામી ચીંતામાં પડીયા, એવે થયો પરભાત. ॥ ૨ ॥ મોહોટા પરોઢમાં મરગડા બોલ્યા, તે સમે ઉભા થયા; કુન્તા માતા સયન કરે છે, તેમની પાસે ગયા. ॥ ૩ ॥ જઇ આંબળ્યો પગનો અંગુઠો, ઉઠીયા કુન્તા માય; કહો વારૂ મને કેમ ઉઠાડી, ઓરે જાદવ રાય. ॥ ૪ ॥ કૃષ્ણ પ્રભુ કહે બારણે આવો, ઓરે માહારિ માત; ખરે ખરિ ભીડ પડી છે, તે કહુ તમને વાત. ॥ ૫ ॥ શુભ સતી તવ બારણે ગયાં, બોલ્યા અસરણા સરણ; કાલે કરણ યુધ્યે ચઢશે, કરશે અમારાં મરણ. ॥ ૬ ॥ એક બાણે અરજુનને હણશે, બીજા બાણથી મને; કુન્તાજી કહે ઉપાય તેનો, શો છે માહારી કને. ॥ ૭ ॥ તવ કુન્તાજીને સમજાવે, પોતે દીનાનાથ; ઓ માતા જીવવાનું અમારૂં, તેતો છે તમ હાથ. ॥ ૮ ॥ અત્યારે કરણ જાગ્રત થઇને, બેઠો છે શેવા કરવા; તેના તંબુમાં તમે જાવો, જનેતા એની ઠરવા. ॥ ૯ ॥ માતા થાતાં કરણ કને, જઇ વદજો મુખ વાણ; કેહેશે કે મા કેમ પધાર્યાં, તો માગજો બે બાણ.॥૧૦॥ ફરશુરામનાં આપેલાં છે, બે બાણ એની પાસ; તે એક બાણે અરજુન મરે, બીજે હું અવીનાશ. ॥ ૧૧ ॥ માગી લેશો બે બાણ તમે, એટલે પડશે વેમ; એને હાથે એ નહી આપે, તમને કેહેશે એમ. ॥ ૧૨ ॥ લ્યો મા પેલા ભાથામાંથી, તમને ગમે તે બાણ; માતા તેમાંથી કાઢી લેવાં, તો અમારા બચે પ્રાણ. ॥ ૧૩ ॥ કર્ણ પોતે ખોટાં બાણ આપે, તો સત્ય એનું પળાય; જો ગુરૂનાં આપેલાં આપેતો, હીંમત એની જાય ॥ ૧૪ ॥ માટે તમને લેવાનાં કેહેશે, તેથી લેજો પ્રીતે; કુન્તાજી કહે તેતો ખરૂ પણ, હું ઓળખું શી રીતે. ॥ ૧૫ ॥ પ્રભુ કહે બધાં બાણ કાઢીને, ધરણ પર પાથરજો. ભેળે ભેળાં રાખશો નહી, છુટાં છુટાં કરજો. ॥ ૧૬ ॥ એટલે હું અદર્શ થઇને, તંબુમાં પેશીશ; મોહોટી લીલી માંખ થઇને, બાણ ઉપર બેશીશ. ॥ ૧૭॥ જે પર બેસુ તે લેઇ લેજો, તરત

આવજો નાશી; કરણ રાજા નહી રોકવાનો, રેહેશે મુખ વિકાશી. ॥ ૧૮ ॥ એવું સાંભળી કુન્તા ઉઠયાં, કૈરવ દળમાં જાય; નાહી ધોઈ શેવા કરે છે, તંબુમાં કરણ રાય. ॥ ૧૯ ॥ તે તંબુમાં કુન્તાજી પેઠાં, બોલે મુખ વચન; હું છું માતા હું છું માતા, કરણ તું મુજ તન. ॥૨૦॥ કરણ કહે ભલે પધાર્યા, મુને કર્યો પાવન; એમ જાણીને ઉભો થયો, બેસવા દીધું આસન. ॥ ૨૧ ॥ તે આસન પર કુન્તા બીરાજ્યાં, કરણે દાબડી કાહાડી; સુર્યની આપેલી ચુંદડી તે, કુન્તાજીને હોરાડી. ॥૨૨॥ તવ સતીના સ્થાન વિશેથી, છુટી પયની ધાર; કરણ કેરા મુખમાં પડી, હરખ્યો સુર્ય કુંવાર. ॥ ૨૩ ॥ ઓરે જનેતા ઓરે જનેતા, આજજ વિત્યો લાહાવો; જનમ આપી મુકયો રખડતો, તરછોડયો તરછટ હાવો. ॥ ૨૪ ॥ કુન્તાજી કહે હતી કુવારિ, તે વારે માગી લીધેલો; સુર્યના મંત્રનો જાપ જપવાથી, દીન મણીયે દીધેલો. ॥ ૨૫ ॥ તે વારે રખાય નહી માહારાથી, જુમનામાં મુકયો તને; અળગેથી જોઇ રાજી થતીતિ, ઉછર્યો છે આંખ કને. ॥ ૨૬ ॥ કરણ કહે આગના આપો, આવિ વસુ તમ ઘેર; પાંન્ડવ બંધુની પક્ષ કરિને, કૈરવ મારૂં કેર. ॥ ૨૭॥ કુન્તાજી કહે દિકરા માહારા, એવું ન કરિએ કામ; એનુ અન ખાઈને ઉછર્યો છે, થૈયે ન લુણ હરામ. ॥ ૨૮ ॥ એમ કરવાથી જગત વિશે, કુંખ વગોવાય માહારિ. ત્યારે કરણ કહે જનેતા હું, શી શેવા કરૂં તારી. ॥ ૨૯ ॥ તમે મુજને અવતાર આપ્યો, નીશ્ચે જનેતા લાગો; તે બદલો વાળવો છે માટે, માહારી કને કાંઇ માગો. ॥ ૩૦ ॥ કુન્તાજી કહે દીકરા માહારા, માતાની કષ્ટી કાપો; બીજુ ત્રીજું કાંઇ જોઈતું નથી, બે બાણ મુજને આપો. ॥ ૩૧ ॥ એટલે કરણે મન વીચાર્યું, પેલા બે કેમ અપાય; સારાં રાખીને ખોટાં આપું તો. સત્યજ મ્હારૂં જાય. ॥ ૩૨ ॥ એવું સમજી કરણ બોલ્યો, નાખેલો ન અડુ ભાથે; આ રહયો ખીંટીએ ભરવેલો, લૈ લ્યો તમારે હાથે. ॥ ૩૩ ॥ તવ કુન્તાએ ભાથો લીધો, જોયા કરે છે કરણ; બાણ બધાં બારણે કાઢીને, પોહાળાં પાથરીયાં ધરણ. ॥ ૩૪ ॥ અદર્શ રૂપે અતરયામી, આવી તંબુમાં પેઠા; લીલી મક્ષીકા થઇ અરજુનના, મ્રત્યુને બાણે બેઠા. ॥ ૩૫ ॥ કુન્તાએ તે બાણ ઉપાડયું, જોઇને લીધું જાણે; ત્યાંથી ઉડીને મક્ષીકા રૂપે, બેઠા પોતાને બાણે. ॥ ૩૬ ॥ એટલે કુન્તાએ તે બાણ લીધું. તરત ઉભાં થયાં, જો બેટા આ બે લઇ જઉછું, કહી બાહાર નિકળી ગયાં ॥ ૩૭॥ કરણ રાજા બાવરો બનીયો,

આ શું થયું એ રામ; હવે જય પામવાનો નથી; ભાગી ગઇ બધી હામ. ॥ ૩૮ ॥ એ રીતે હામલીને બેઠો, કુન્તા થયાં વિદાય; હતું તે સ્વરૂપ ધારણ કરી, મળીયા જાદવ રાય. ॥ ૩૯ ॥ લાવોરે માતા બાણ બેઉ, કહીને માગી લીધાં; તવ કુન્તાએ કૃષ્ણ પ્રભુને, બે બાણ સોંપી દીધાં. ॥ ૪૦ ॥ તે લેઈ ભગવાને ભાગી નાંખી; આવાં ફેંકી દીધાં; તે બે બાણનાં ભાલોડાં તે, પારધીએ લેઇ લીધાં. ॥ ૪૧ ॥ તેના સુંદિર શર બનાવ્યા, લેઇને પંથે પળીયો; તેમાંનો એક શર અરજુન નંદન બબરૂવાહનને મળીયો. ॥ ૪૨ ॥ કુરૂક્ષેત્રમાં વાહાણું વાયું, કૌરવ થયા ત્યાર; સેન્યા સહુ સાવધાન થઇને, હાથે લીધાં હથીઆર. ॥ ૪૩ ॥ તોપણ કરણ નવ દેખાયો, દુષ્ટને પડીયો વેહેમ; તંબુમાં જઇ કર્ણને પુછયું, બેસી રહ્યા ભાઇ કેમ. ॥ ૪૪ ॥ કરણ કહે પાન્ડવ સાથે, કરવો નથી સંગરામ; અમુલ્ય વસ્તુ જતિ રહી માહારી, માટે ભાગી ગઇ હામ. ॥ ૪૫ ॥ દુરીયોધન કહે આ શું કહોછો, ઓરે વીરા કરણ; બે દિવશનું યુદ્ધ તમારૂં, મુને રાખ્યો છે સરણ. ॥ ૪૬ ॥ કરણ કહે વાત ખરિ છે, પણ શી રિતે જાવું; તે કરતાં શલ્ય રથ મારો હાંકે, તોતો યુધ્ધે આવું. ॥ ૪૭ ॥ મારવાડનો ધણી સારથી બને, તો યુદ્ધ કરવા હામ; શલ્ય કહે તું બોલ વીચારી, શું તારો હું ગુલામ. ॥ ૪૮ ॥ કરણ કહે છત્રજ માહારા, ગુલામ હુંછું તમારો; પણ મુજ મનમાં પ્રેમ એવો, હાંકો રથ અમારો. ॥ ૪૯ ॥ તવ શલ્યરાયે કબુલ કીધું, રથ કર્યો તૈયાર; કરણે વસ્ત્ર આભુશણ પેહેર્યાં, હાથ લીધા હથીઆર. ॥ ૫૦ ॥ હિમ્મત રાખી રથે બેઠો, ગરગડીયાં નીશાન; આઠજ ક્ષોણી શેન્યા સાથે, વળી અંધ કુંવાર. ॥ ૫૧ ॥ વાજતે ગાજતે સ્થંભે ગયા, ઉભા સુર ભરેલા; એટલે સામા પાન્ડવ આવ્યા, યુદ્ધ કરવુ આદરેલા. ॥ ૫૨ ॥ રહી છે પોતાને ચાર ક્ષોણી, તે લાવેલા સાથ; અરજુન મારથી મોખરે ઉભો, સારથી દીનાનાથ. ॥ ૫૩ ॥

વળણ. ॥ સામા સામી આવીયા, પોત પોતાને સ્થંભ; કહે વલ્લભ તવ આદર્યું, યુદ્ધ કરવું આરંભ.



## કડવું ૨ રા.જન રાયેજી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; બળવંત બાજેજી, વીસ્તારી તુજને સંભળાવું, કરણ પરવ મહીમાય. બળવંત બાજેજી. ॥ ૧ ॥ હવે અરજુનજીએ ધનુશ લીધું, ચઢાવ્યું તેણીવાર.

બળ૦ જોર કરી પડપંચા ચઢાવી,પેહેલો કર્યો ટંકાર. બળ૦ ॥૨॥ શબ્દ તેનો ત્રણ લોકમાં પોહોચ્યો, ડોલ્યાં દસે દીગપાળ, બળ૦ ધમ ધમ ધમ ધમ ધરતિ ધ્રુજી, ખળભળ્યું પાતાળ. બળ૦ ॥ ૩ ॥ તે સાંભળી લંકાથી આવ્યા, હનુમંત અંજનિ બાળ. બળ૦ અભંગ રથ ઉપર એ ચડીયા, કાન્તી મહા વીકાળ. બળ૦ ॥ ૪ ॥ અરજુનની ધજા ઉપર બીરાજ્યા, પછી ક્રાધે સહુ ચડીઆ. બળ૦ રથથંભેથી છુટયા એકદમ ઉઠયા,મારવા તુટી પડીયા. બળ૦ ॥૫॥ અરજુને એક અગણીતું માર્યું, સાડ સહસ્ત્ર થયાં બાણ. બળ૦ જાય ઝપાટે સુર સપાટે, વાળે કચ્ચરઘાણ. બળ૦ ॥ ૬ ॥ કરણ રાયે પણ માર્યું અગણીતું. તે સુર ભરીયું જાય. બળ૦ એનું એક બાણ જતા જતામાં, એંશી હજાર બાણ થાય. બળ૦ ॥ ૭ ॥ મરણ વેળા બળ કરણનું ઝાઝું, વરતે હાહાકાર. બળ૦ બહુ બાણ આગળ બળ નવ ચાલે, શું કરે માયાવી કુવાર. બળ૦ ॥ ૮ ॥ એવામાં અરજુને એક બાણ લીધું, કીધો કાળો કેહેર. બળ૦ કરણ કેરી સેન્યામાં માર્યું, બે ક્ષોણી હણી ઠેર. બળ૦ ॥ ૯ ॥ તે જોઈ કરણે કાળજવર લીધું, ફેંકયું કરીને રીશ. બળ૦ દ્રષ્ટપ્રદ્યુમાન પુત્ર દ્રુપતનો, તેનું છેદયું શીશ. બળ૦ ॥૧૦॥ બીજે બાણે કાળો કેહેર કીધો, લીધા પ્રાણીના પ્રાણ. બળ૦ પાન્ડવ કેરી ત્રણ ક્ષોણીનો, વાળ્યો કચ્ચર ઘાણ. બળ૦ ॥ ૧૧ ॥ પછી અરજુનને રૂવે રૂવે ભેદયો, નીકળે બહુ રૂધીર. બળ૦ વાગેલાં ઉપર વીશેશ વાગે, ભોંકાઇ રહેલાં તીર. બળ૦ ॥ ૧૨ ॥ શેદેવ નીકુળને તેવાજ ભોંકયા, ચક્ષુ ડગમગ થાય. બળ૦ ભીમ રહે અરજુનના રથ પુઠે. એનો ન ચાલે ઉપાય. બળ૦ ॥ ૧૩ ॥ એમ કરતાં ત્રણ ઘટી દન રહયો, બોલ્યા શ્રી ભગવાન. બળ૦ ઓરે વ્રકોદર જીવવું હોયતો, કરો સલ્લને સાન. બળ૦ ॥ ૧૪ ॥ તમારા એ મામા જોશે કાંઇ સામા, એમ કહયું મોરાર. બળ૦ તવ ભીમે પારથનિ પુંઠેથી, ડોકુ કાહાઢયું બાહાર. બળ. ॥ ૧૫ ॥ સલ્લ મામાને સાન બતાવી, ભાણેજા ખાય છે માર. બળ૦ દયા કાંક લાવો અમને બચાવો, ચેત્યો સલ્લ તે વાર. બળ૦ ॥ ૧૬ ॥ ભાણેજનું દુખ જોઇ દુભાયો, પોતે પીશ્યા દંત. બળ૦ ખેંચ્યા એણે ઘોડાના અછોડા, હાંકયા અવળે પંથ. બળ૦ ॥ ૧૭॥ એટલે માયાવી બે બાપ બેટા, આજીને ગગને ચડીયા. બળ૦ છ ક્ષોણી શેન્ય રહ્યું છે કઊરવનું, તેમાં ઉછળી પડીયા. બળ૦ ॥ ૧૮ ॥ ત્રીજે ગદા લેઇને ભીમ પડીયો, પારથ પડયો લેઇ બાણ. બળ૦ કૌરવ કેરી પાંચ ક્ષોણીનું, વાળી નાંખ્યું હથરાણ. બળ૦ ॥ ૧૯ ॥ હરી ફરી રહી એક ક્ષોણી શે-

ન્યા, ભય ભર્યા સહુ માડા. બળ૦ એક ક્ષોણી સો ભાઇને શકુની, જીવ લેઇને નાડા. બળ૦ ॥ ૨૦ ॥ સલ્ય રાજા રથ લૈ ગયા આડો. બોલ્યો કરણ મુખ એમ. બળ૦ ઓ શલ્ય રાય રંગમાં ભંગ પાડયો, આડા ઉતરીયા કેમ. બળ૦ ॥ ૨૧ ॥ શલ્ય રાજા કહે મરજી અમારી, તુ કેમ પુછે દંભ. બળ૦ એવે પાન્ડવ એક ક્ષોણી લેઇને, ગયા કૌરવને સ્થંભ. બળ૦ ॥ ૨૨ ॥ એવે સમેતો સાંજજ પડી, સુરજ બેઠો મેર. બળ૦ કૌરવનાં વાજાં બંધ પડીયાં, વાગી પાન્ડવની ભેર. બળ૦ ॥ ૨૩ ॥ એક એક ક્ષોણી રહી બેઉ બાજુ, પોત પોતાને સ્થળ જાય. બળ૦ નીરદય ભોમીમાં ભાર ઉતરીયો, એવું બન્યું રણ માંય. બળ૦ ॥ ૨૪ ॥ વળણ ॥ દન પેહેલો પુરણ થયો, કરણ કેરો સાર; કહે વલ્લભ શ્રોતા સુણો, રાત્રીનો વીસ્તાર. ॥



## કડવું ૩ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું કરણ પરવ મહીમાય. ॥ ૧ ॥ સૌ સૌને સ્થળ રાત્રીએ ગયા, પાન્ડવ જુગજીવનઃ જમા કરિને સરવે પ્રાણિ, કરી દીધું સદ્યન. ॥ ૨ ॥ કૌરવ દળ સહુ સુઇ રહયું છે, દુષ્ટ વીચારમાં પેઠો; કર્ણ શકુની દુસ્યાસનને, બોલાવા વાતોમાં બેઠો. ॥ ૩ ॥ દુરીયોધન કહે કરણ વિરા, પાન્ડવો બહુ બળવાન; આજે તો અતી જુલમ કીધો, વાળી નાખ્યું હથરાણ. ॥ ૪ ॥ આપણી બરોબર પાન્ડવ થયા, ન રહયો આપણો ટેક; એમના જેવા આપણે બનિયા, ક્ષોણી રહી એકેક. ॥ ૫ ॥ તેથી આપણુ અત્યારે ઉઠો, સાચા શત્રુવટે થૈએ; પાન્ડવનું શૈન્ય સુતેલું હણવા, ઉઠો ચારે જૈએ. ॥ ૬ ॥ કરણ કેરી બુદ્ધિ ફરી તે, કબુલ કીધું સાર; દુષ્ટ કરમ કરવાને ઉઠયા, હાથ ગ્રહિ હથીઆર. ॥ ૭ ॥ છાનામાના સંતાઇ ચાલ્યા, જાણ્યું નંદકીશોર; જાણિ જોઇને સહુ સેન્યાને. નીંદ્રા મુકી અઘોર. ॥ ૮ ॥ તવ સહુ પ્રાણિ નીંદ્રાએ ભરિયા, જાગ્રત નહી પેરાદાર; ચારે જણાએ ખડગ ખેંચી, કરવા માંડયો સહાર. ॥ ૯ ॥ મારતા મારતા સુંસરા ચાલ્યા, કીધો કારમો કેહેર; એક ક્ષોણી બધુ સુઇ રહયુતુ, તે સહુ માર્યુ ઠેર. ॥ ૧૦ ॥ એવે તંબુમાં પેસવા ગયા, રણછોડરાયજી રૂઠયો; માયાવિને નીંદ્રા ન હોયે, તેથી ગેટારગછ ઉઠયો. ॥ ૧૧ ॥ બીજો એનો નંદન ઉઠયો,

કીધો ખરો ખુંખારો; તવ ચારેજણ જીવ લેઇ નાઠા. મેઘવરણ કહે મારો. ॥ ૨૨ ॥ શકુની દુરીયોધન દુશાશન, તે ત્રણ એક પા જાય; તેમનાથી જુદી દીશાએ નાઠો, પોતે કરણરાય. ॥ ૧૩ ॥ તેની પુઠે ગટોરગછ પડીયો, એવે ઝલાયો કરણ, હેડંબા સુતે કેશ ઝાલી, તરત ઢાળ્યો ધરણ. ॥ ૧૪ ॥ સુર્યનો નંદન કરે વંદન, પડયો ચતાપાટ હેઠો; ગટોરગછ ઘણી ગાળો દેતો, રૂદેપર ચઢી બેઠો. ॥ ૧૫ ॥ માહા રીસ ધારે બહુ માર મારે, તરફડે રાજા કરણ; જાણ્યું કે રહુ વિચારમાં તો, આણશે માહારૂં મરણ. ॥ ૧૬ ॥ ઇંદ્રનિ આપેલી સાંગ્ય કાહાડી, કટીમાંથી કરિ રિસ; પડયા પડયા મારી ગટોરગછને, તરત છેદયું શીશ. ॥ ૧૭ ॥ શીશ છેદીને સાંગ્ય જતી રહિ, ઇંદ્ર રાજાનિ પાસ; પછી કરણ ઉભો થયો, જાણ્યું થશે જીવ નાસ. ॥ ૧૮ ॥ ધડ મુસ્તક ત્યાં પડયાં રહ્યાં ને, પોતે તંબુમાં પળીયો; મેઘવરણ પેલા ત્રણે જણને, નસાડી પાછો વળીયો. ॥ ૧૯ ॥ તાતજી તાતજી કેહેતો આવ્યો, કયાં હોય એનો તાત; એટલે વિશેશ બુમો પાડી, નીંદ્રા ખેંચી જગનાથ. ॥ ૨૦ ॥ એટલે સરવે પાન્ડવ જાગ્યા, ગભરાઇ આવ્યા બાહાર; જોયું તો બધું શેન્ય મારેલું, વળી માયાવી કુંવાર. ॥ ૨૧ ॥ ધડ મુસ્તક જડયુ ગટોરગછનું. ભીમશેને મુકી પોક; રડવા લાગ્યા સઉ ત્રાશી ત્રાશીને, પુરણ પ્રગટયો શોક. ॥ ૨૨ ॥ કલેશમાં નુન્ય રહી નહી કાંઇ, મન વળાવે રણછોડ; અરેરે માહારાજ રત્ન સરિખી, બે ભાઇની ગઇ જોડ. ॥ ૨૩ ॥ એમજ કરતાં કાષ્ટ લાવ્યા, ચીતા ખડકી સાર; મેઘવરણે વીધી પ્રમાણે, કર્યો સહુ સંસકાર. ॥ ૨૪ ॥ પછી નાહી ધોઇને મન વાળ્યાં. દુષ્ટોએ કીધો દગો; તો આવતિ કાલે દગાખોરોને, દગો દેઇને ઠગો, ॥ ૨૫ ॥ એમ ધારીને રાત્રીએ સુતા, એવામાં વાહાણુ વાય; કૌરવ સો ભાઇ તૈઆર થયા, એક ક્ષોણી સન્યાય. ॥ ૨૬ ॥ સલ્લ શકુનિ કરણ રાજા, યુદ્ધ કરવા સ્થંભ જાય. ગોર કૃપાચાર તેમની સાથે, આવિ ઉભા રણ માંય. ॥ ૨૭ ॥ એટલે આવ્યા પાન્ડવ પાંચે, છઠ્ઠા અસરણા સરણ; બીજો શેવક ન મળે સાથે, સાતમો છે મેઘવરણ ॥ ૨૮ ॥ તે આવ્યા પોતાને સ્થંભે, કરણ ઉપર બહુ ક્રોધ; શાનો સતીયો દગા ભરેલો, કરણ કપટી યોદ્ધ. ॥ ૨૯ ॥ ભીમ કહે સુત સુર્ય કેરા, તુજને છે ધીકકાર; દગો કરીને મારી નાંખ્યો, માહારો જેષ્ટ કુંવાર ॥ ૩૦ ॥ તે ફળ ઇશ્વર તુને દેશે, કહી ગાજ્યો અપાર; ગાંજેવધરે ગાંજેવ નામાનો, તર્ત કર્યો ટંકાર. ॥ ૩૧ ॥

॥ વળણ. ॥ ટંકાર કીધો પારથે, ડોલ્યાં દસે દીગપાળ; ધરણ લાગી ધ્રુજવા, ખળભળીયું પાતાળ.



# કડવું ૪ રાગ સવઈયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કર્ણ પરવ મહીમાય. ॥ ૧ ॥ બીજે દીવશે યુદ્ધ આરંભ્યું, અરજુને માર્યું બાણ; તે બાણથી અડધિ ક્ષોણિના, કાહાડી નાખ્યા પ્રાણ. ॥ ૨ ॥ તેનું કરણે વાયુનું માર્યું, જ્યાં છે માયાવી તંન; તે બાણ મેઘવરણને લૈને, ચઢી ગયું ગગન. ॥ ૩ ॥ એવું જણાયું કે એ સુત મુઓ, એવો ગગને ચડીયો; સાન ભાન વીનાનો થઇને, હેડંબા વન પડીયો. ॥ ૪ ॥ તે દેખી અરજુનજીએ, જોર કર્યું અપાર; એક બાણ મારીને ઉરાડયા, ગોર ક્રીપાચાર. ॥ ૫ ॥ તે જોઇ કરણે ભાલોડાં ભોંકયા, અરજુન પામ્યો ત્રાસ; રથ પુંઠે ભીમ કરે હોકારા, તેને કહ્યું અવિનાસ. ॥ ૬ ॥ ઓરે વ્રકોદર જુલમ થયો, અરજુનનું ગયું ભાન; જો જીવત્તાનિ આશા કરો તો, કરો મામાને સાન. ॥ ૭ ॥ તવ ભીમે રથ પુઠે રહીને, સલ્યને બતાવિ સાન; ઓરે મામા દયા કાંઇ લાવો, ઘણા થયા હેરાન. ॥ ૮ ॥ સલ્ય રાજાને ઉપની દયા, ભાણેજ માહારા થાકયા; ઘોડાના અછોડા ખેંચી, અવળે પંથે હાકયા. ॥ ૯ ॥ રૂધીર માંઉંશનો કીચ્ચડ ઝાઝો, તેમાં રથ લેઈ જાય; એટલે સો ભાઇ શકુની નાઠા, સેન્ય રહી ગયું ત્યાંય. ॥ ૧૦ ॥ ગદા ગ્રહી ભીમ શેન્યમાં પડી, ક્રોધાતુર થઇ ઉડે; આંખો મીચી નાંખે ટીચી, ઉંધુ ઘાલીને ઝુડે ॥ ૧૧ ॥ અડધી ક્ષોણીનો ઘાણ વાળ્યો, પુરણ પાન્ડવ નડીયા; રણછોડરાયે રથ દોડાવ્યો, કરણ કેડે પડીયા. ॥ ૧૨ ॥ રથ કરણનો જાય સપાટે, ફરશુનું વચન ફળીયું; જાતાં જાતાં રથનું પૈડું, પ્રથવી માતાએ ગળીયું. ॥ ૧૩ ॥ એટલે એનો રથ અચકયો, શલ્ય રાજા પોકારે; ચાલો તમારો ધણી મરે કહી અશ્વને ચાબક મારે. ॥ ૧૪ ॥ એટલે બોલ્યો કરણ રાજા, શીદને બરકા પાડો; પીંડુ કાંક ભરાયું છે માટે, નીચે ઉતરી કાહાડો. ॥ ૧૫ ॥ શલ્ય કહે તારો નોકર નથી, શો દર માયો આલ્યો; એમ કહીને અછોડા પછાડયા, રથેથી ઉતરી ચાલ્યો ॥ ૧૬ ॥ એટલે લગભગ પાન્ડવ આવ્યા, તવ બોલ્યો રાય કરણ; એટલે રથ રાખીને રેહેજો, ઓરે અસરણા સરણ. ॥ ૧૭ ॥ રથ મા-

હારો ભોમામાં ભરાયો, તે કાઢવા દો બાહાર; તવ ત્યાં રથ રાખીને ઉભા, પોતે જુગદાધાર. ॥ ૧૮ ॥ પાંચ ભાઇને છઠ્ઠા પ્રભુજી, અળગા રહ્યા છે ઉભા; કરણે ઉતરી રથ કાઢવાના, મનમાં કર્યા મનશુબા. ॥ ૧૯ ॥ ગભરાટે ભરીયો નીચે ઉતરીયો, જુએ નંદ કીશોર; પીંડાને બેઉ ભુજથી ઝાલી, ઘણું કરે છે જોર. ॥ ૨૦ ॥ તોપણ રથ નીકળતો નથી, ધાર્યું અસરણા સરણ; ત્રણ વસ્તુ એની પાસે હશે ત્યાં, સુધી નહી મરે કરણ. ॥ ૨૧ ॥ કલ્વક નામનો રથ એનો. કુન્ડળ પેહેરેલાં કાન; ત્રીજુ કવચ હોય ત્યાં સુધી, ન મરે સુર્ય સંતાન. ॥ ૨૨ ॥ એવું સમજી સામળો બોલ્યા, ઓરે કરણ રાય; રૂધીરના છાંટા ઉડશે તો, કુંન્ડળ કોડીનાં થાય. ॥ ૨૩ ॥ અમુલ્ય કુન્ડળ છે તમ પાસે, ત્રીલોકમાં નહી બીજે; માટે માહારૂં કહ્યું માનીને; રથમાં મુકી દીજે. ॥ ૨૪ ॥ આયુશ આવી રહયો કરણનો, તવ માની સત્ય વાત; કુન્ડળ કાઢી રથમાં મુક્યાં, બોલ્યા પ્રભુ સાક્ષાત. ॥ ૨૫ ॥ કવચ તમારૂ શીદ બગાડો, તે પણ નાંખો કાહાડી; તેથી તે પણ કાહાડી મુક્યું ભવીશ, રેખા આડી. ॥ ૨૬ ॥ પછી પ્રભુ કહે જોર કરીને, શીદ પેઢના નળ ટાળો; એક વાર પેલી ટેકરીએ જઇ, ઠીક કછોટો વાળો. ॥ ૨૭ ॥ એટલે કરણ અળગો ખશીયો, રથથી જેણી વાર; અરજુન પ્રત્યે કેહેવા લાગ્યા, પોતે જુગદાધાર. ॥ ૨૮ ॥ આ વેળા તમે બાણ મારો, છે ખરા લાગમાં કરણ; તે વીના મથી મરશો પણ, એ નહિ પામે મરણ. ॥ ૨૯ ॥ અરજુને કહયું પાતક લાગે, ઓરે શ્રી જુગધીશ; કૃષ્ણ પ્રભુ કહે પાતક લાગે, તે સહુ મારે સીશ. ॥ ૩૦ ॥ તવ અરજુને બાણ ચઢાવ્યું; માર્યું કરી મનસુબો; કરણે આવતું બાણ દીઠું, રૂદીયા ધરીને ઉભો. ॥ ૩૧ ॥ તેવું બાણ ભોંકાયું રૂદેમાં, પ્રાણજ ઉંચો ચડીયો; રામ કૃષ્ણજી રામ કૃષ્ણજી, કરતો કરતો પડીયો. ॥ ૩૨ ॥ તેવાજ પ્રભુ પાછા વળીયા, પાન્ડવને લેઇ સાથ; તંબુ મધ્યે પાન્ડવને મુકીને, ચાલ્યા દીનાનાથ. ॥ ૩૩ ॥ કરણને વરદાન દિધું છે, મરતાં દરસણ દેવા; માટે ભક્તને મળવા ચાલ્યા, બનીયા બ્રાહ્મણ જેવા. ॥ ૩૪ ॥ વૃદ્ધ વપુ ધારણ કર્યું છે, પોતે જાદવ રાય; કર્ણના રથના દાગીના તે, તસ્કરો લેઇ જાય. ॥ ૩૫ ॥ એવામાં આવ્યા વીપ્ર રૂપે, પોતે અસરણા સરણ; પોકાર કીધો કૃષ્ણ પ્રભુએ, કયાં છે રાજા કરણ. ॥ ૩૬ ॥ પડયો પડયો તવ કરણ બોલ્યો, આવો વીપ્ર માહારાજ; એમ કહીને પાસે બોલાવ્યા, પધારો ગરીબ નીવાજ. ॥ ૩૭ ॥ એટલે બોલ્યા અંતરયા-

મી, પ્રસન હજો ભગવાન; યાચના કરવાને આવ્યોછું, દેવું છે કન્યા દાન. ॥ ૩૮ ॥ એક અયુત રૂપૈઆ જોઇએ, તવ બોલ્યો કરણ રાય; જુઓ માહારાજા ધન પડયું હશે, માહારા રથની માંય. ॥ ૩૯ ॥ પ્રભુ કહે રથમાં નથી કાંઇ, કહે કેમ કરીએ બાપુ; કર્ણ કહે મુજ દંતમાં રેખો, હીરાની છે તે આપુ. ॥ ૪૦ ॥ પેલો પડેલો પાશાણ આપો, દંત પાડુ ધરી હામ; પ્રભુ કહે શાનુ દાન કરે છે, વીપ્રને દેછે કામ. ॥ ૪૧ ॥ તવ કરણ ગરબડતો જઇને, પાશાણ લાવ્યો પાસ; દંત પાડી રેખો કાઢીને ધરી, તવ વધા અવિનાશ. ॥ ૪૨ ॥ તારા મુખનિ અજીઠી થયેલી, તે કેમ હું લેઉ દાન; ભ્રષ્ટ દાન તું વીપ્રને આપે, તેથી કોપે ભગવાન. ॥ ૪૩ ॥ એટલે કરણ રાજા બોલ્યો, સત્ય કહી તમે વાણી; ઓ માહારાજા તુંમડીમાંથી, ધોવાને આપો પાણી. ॥ ૪૪ ॥ ક્રરણ પ્રભુ કહે મુજ કને પાણિ, લેઇને રેખો દેછે; તો પાણીને બદલે આપ્યું, એમ માહારૂં મન કેહે છે, ॥ ૪૫ ॥ એવું સાંભળી કરણ રાજા, ટેકરીથી ગરબડીયો; ચાલી આવ્યો રથની પાસે, પયડે બાહાજીને ચડીયો. ॥ ૪૬ ॥ પોતાનુ ધનુશ બાણ લીધું, પાછો પડીયો ધરણ; ગડબડતો ટેકરી પર આવ્યો, દાનેશ્વરી રાય કરણ. ॥ ૪૭ ॥ સુતાં સુતાં ધનુશ ઉપર; બાણ ચઢાવ્યું સાર; ગંગા મંત્ર ભણિ માર્યું ભોમી, તવ નીકળી જળ ધાર. ॥ ૪૮ ॥ તે જળમાં રેખો ધોઇ નાંખી, પોતે કરણ રાય; પછી પ્રભુને કહયું લ્યો માહારાજા, કહીને લાગ્યો પાય. ॥ ૪૯ ॥ વળણ. ॥ પાય પડી રેખો ધરી, એજ કરણ દાતાર; કહે વલ્લભ શ્રોતા સુણો, હરખ્યા જુગદાધાર.



## કડવું ૫ રાગ ધન્યાસરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું કર્ણ પરવ મહીમાય. ॥ ૧ ॥ રેખો ધોઇને સામી ધરી કે, હરખ્યા વીશ્વના ભુપ; વિપ્રનું સ્વરૂપ ત્યાગ કરીને, ધર્યું ચતુર્ભુજ રૂપ. ॥ ૨ ॥ મોર મુગટ પીતાંમ્બર શોભે, કર શંખ ચક્ર ધરેલા; શ્રી મુખ બોલ્યા શાબાશ તુજને, તેં બહુ પુન્ય કરેલા. ॥ ૩ ॥ તુજ જેવો કોઈ દાતા ન દીઠો, માટે તારૂં કષ્ટ કાપું; માગવું હોય તો માગ્ય મુજ પાસે, જે માગે તે આપુ. ॥ ૪ ॥ કરણ કહે પાંચ વસ્તુ, માગવાની ઇચ્છાય; તવ કહયું સુખ રૂપે માગી લે, રીજ્યા વૈકુંઠ રાય. ॥ ૫ ॥

એટલે કરણ માગવા લાગ્યો, સાંભળજો જગતપતી; માગું તેમાં ધ્યાન દે જો, માયા માગવિ નથી. ॥ ૬ ॥ તીલક વીપ્રના હાથનું પામું, માતાને હાથ ભોજન; પુત્રના હાથનો પીન્ડ મળે, દેહીમાં મદુસુદન ॥ ૭ ॥ એ રીતે ચાર વરદાન માગ્યાં, તથાસ્તુ પ્રભુએ કહ્યાં; તે ચારમાથી ત્રણ વચન, કળીયુગે અવળાં થયાં. ॥ ૮ ॥ તીલક ગમે પોતાના કરનું, સ્ત્રી કરનું ભોજન; પીંન્ડજ પ્રીય પુત્ર તણા છે, મંદિરે મધુસુદન ॥ ૯ ॥ પાંચમુ વરદાન કરણે માગ્યું, સાંભળો દેવ મોરાર. કુંવારિ જગોમાં તમ હાથે, કરો વહંનિ સંસકાર. ॥ ૧૦ ॥ કૃષ્ણ પ્રભુએ કબુલ કીધું, કરણે જે કહ્યું તેહ; એટલે ભાણુના નંદને, તરત મુકયો દેહ. ॥ ૧૧ ॥ એટલે બન્યા કૃષ્ણ સ્વરૂપે, પોતે દિનાનાથ; ઉપર ણેથી કટી બાંધી, પરોણો ઝાલેલો હાથ. ॥ ૧૨ ॥ ભકતોને વશ ભુધરજી છે, વચન માટે વાધે; કરણનું શબ ઉપાડીને, પોતે લીધું ખાંધે, ॥ ૧૩ ॥ કુંવારી જગો જોતા જોતા, નર્મદા ત્રઠે જાય; તલપુર ત્યાં જોઇ કુંવારી જગ્યો, હરખ્યા જાદવરાય. ॥ ૧૪ ॥ નર્મદા જળમાં સબ નવડાવ્યું, મુકી દીધું કીનાર; જઇ વનમાંથી કાષ્ટ લાવ્યા, દેવકીના કુંવાર. ॥ ૧૫ ॥ તલપુર જગોમાં ચીતા ખડકવી, તે શી રીતે ખડકાય; બુદ્ધી ચલાવી પરોણાની, આરજ મુકી ત્યાંય. ॥ ૧૬ ॥ પરોણો તો ઉભો રાખ્યો, પોતે દીનાનાથ; તેના ઉપર મુકયો પ્રભુએ, ડાભો કુંવારો હાથ. ॥ ૧૭ ॥ હાથેળીમાં ચીતા ખડકી, શબ મુકયું મોરાર; પછી પ્રભુએ કર્ણના શબને, કર્યો અગનિ સંસકાર. ॥ ૧૮ ॥ પુરણ એનો દેહ પ્રજાળ્યો, અસ્ત દીધાં વેવરાવી; સ્નાન કરીને શામળીયાજી, તંબુમાં બેઠા આવી ॥ ૧૯ ॥ કરણનો એવો ઓદ્ધાર કીધો, ભકતને વશ ભગવાન; સદાય પ્રભુ ભકતના તારણ, સમજે તે ધરે ધ્યાન. ॥ ૨૦ ॥ કરણ પરવ પુરણ થયું, જનમેજે કર્યું દાન; વીધી પ્રમાણે સૌ પુન્ય કીધું, પરિક્ષતને સંતાન. ॥ ૨૧ ॥ વળણ. ॥ બ્રહ્મહત્યા તવ ઉતરી, પોહોચ્યા સૌના કોડ; કહે વલ્લભ સૌ બોલજો, જેજે શ્રી રણછોડ.

કર્ણ પર્વ સમાપ્ત.

અમદાવાદ—ગ્રંથોદય પ્રેસ.

# શલ્ય પર્વ.



## કડવું ૧ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય, વિસ્તારી તુજને સંભળાવું, શલ્ય પરવ મહીમાય. ॥ ૧ ॥ રાત્રીએ પોત પોતાને સ્થળે, કૌરવ પાંન્ડવ રહ્યા, તે સમે રાજા દુર્યોધનને, વીચાર વીશેશ થયા. ॥ ૨ ॥ પીંપળા નિચે ભીશમ પોઢયા છે, બાણુ તણી સજ્યાયે; ત્યાં આવીને દાદાને પુછયું, પોતે દુરિયોધન રાયે. ॥ ૩ ॥ એરે દાદા કેમ કરૂં હું, સરવ કો પામ્યા મરણ; એક સો બે જણ જીવતા રહ્યા, આજ પડયો રાય કરણ. ॥ ૪ ॥ ભીશમપીતા કહે પેહેલું ન માન્યું, તે માટે કથલ્યું કાજ. હજી જો તારે જીવવું હોય તો, દઇ દે પાન્ડવને રાજ ॥ ૫ ॥ દુરીયોધન કહે એરે દાદા, મીથ્યા ન મરશો મથી, મુજ શરીરના છો થાય કટકા, પણ રાજ્ય દેવાનો નથી. ॥ ૬ ॥ માટે તે વીશે વાત ન કરશો, વઢવું છે કાલનો દન; સર્વ મરે પણ હું નવ મરૂં, એવું કૈં કાઢો વચન, ॥ ૭ ॥ ભીશમપીતા કહે હું નવ જાણું, શેદેવને પુછી આવો; અવળું કદી કાળ નહી બતાવે, કેહેજે કે સત્યબતાવો. ॥ ૮ ॥ તવ દુરીયોધન પુછવા ચાલ્યો, વીચાર કરતો મન; શેદેવના તંબુમાં આવ્યો, દીધુ જોશીયે આસન. ॥ ૯ ॥ કહ્યું મોટા ભાઈ કેમ પધાર્યા, તવ બોલ્યો મુંઢ રાય, સર્વ મરે પણ હું નવ મરૂ, બતાવો એવો ઉપાય. ॥ ૧૦ ॥ શેદેવજીએ મન વિચારયું, વિસ્વાસે આવ્યો આપ; તેને જો સત્ય નહી બતાવું, તો મુજને અતિ પાપ. ॥ ૧૧ ॥ એ નહી મરે ને મારે અમને, તોપણ શું થઇ જાશે; સાચવનારો છે સામળીયો, કેમજ મરવા દેવાશે. ॥ ૧૨ ॥ એવું જાણિ જોશીએ કહયું, અત્યારે તતપર થાવો; ગાન્ધારી સતિ માત તમારી, નગ્ન તેનિ કને જાવો. ॥ ૧૩ ॥ સુતરનો તાર રાખવો નહિ ને, જાવું ધરી ઉમંગ; તે તમારી મા નિરખશે કે, વજ્રનું થાશે અંગ ॥ ૧૪ ॥ પછી ભય નહિ મરવાનો તમને, પધારોમોહોટા વિર; તવ દુરીયોધન ઉઠી ચાલ્યો, ન રહિ મનમાં ધિર: ॥ ૧૫ ॥ ભિશમપીતાને જઇને કહયું, દાદા એ શત્રુ સાચો; નગ્ન મોકલે મુજ માતા પાસે, એ ખેલ નહિ કાંઈ

કાચો. ॥ ૧૬ ॥ ભીશમપીતા કહે મુરખ પ્રાણિ, મોહોટાનું વચન મોહોટું; એના પીન્ડનો ભરોંસો મુને, કદિ કહે નહી ખોટું. ॥ ૧૭ ॥ દુરીયોધનને શ્રદ્ધા ચોટી, તંબુમાં ગયો ભુપ, વસ્ત્ર વપુ પર એક ન રાખ્યું, થયો નગ્ન સ્વરૂપ. ॥ ૧૮ ॥ મનસુબો માઠો સુર ભર્યો નાઠો, હસ્તિનાપુર ભણી જાય; નિંદ્રામાંથિ જાગી ઉઠયા, જાણ્યું જાદવરાય. ॥ ૧૯ ॥ જાણ્યું કે જોશિએ જુલમ કીધો, પાપી વજ્રનો થાશે; એટલે પાન્ડવોને હણશે, મુજથી શું સચવાશે. ॥ ૨૦ ॥ આગળથિ ઉપાય કરૂતો, કાંઇક બચાવ થાય; એમ જાણિ અંતરધ્યાન થઇને, ગયાશ્રીજા દવરાય ॥ ૨૧ ॥ હસ્તિનાપુરના દરવાજા પાસે, સોહ્યામણિ છે વાડી; તેમાંથી પુશ્પ વીણ્યાં, દિનોનાથ ખેલાડી. ॥ ૨૨ ॥ તે ફુલનો તંગીયો બનાવ્યો, કટીથી જંગા સુધી; પછી વાડીને મોઢે ઉભા, વીચારિ વાત વીરૂધિ. ॥ ૨૩ ॥ એવામાં દુરીયોધન આવ્યો, વાડી કને થઇ ચાલ્યો; છબીલે છાબ નીચે મુકી, ઝડપ જઇને ઝાલ્યો. ॥ ૨૪ ॥ નાગો નાગો આવ્યો કયાંથી, એરે હરામખોર; ચોરાયછે ફુલ વાડીમાંથી, આજ ઝલાયો ચોર. ॥ ૨૫ ॥ એમ કહીને મારવા માંડયો, ઢીંચણ ગડદાને પાટું; પોતાને દોડાવ્યા તેનું, વાળી નાંખ્યું સાટું. ॥ ૨૬ ॥ છત્રપતી કહે શીદ મારો છો, વીચારિને કરો જોર; હસ્તીનાપુરનો રાજીયો હુ, નથી વાડીનો ચોર. ॥ ૨૭ ॥ પેહેલું જોઇ લે મોહું મહારૂં, તે પછી દેજે દુખ; તવ વાડીમાંથી અગની લાવિ, જોયું રાયનું મુખ. ॥ ૨૮ ॥ માળી રૂપે મોહન બોલ્યા, નગન રૂપે છો કેમ; હાવો ઢુચકો કોણે બતાવ્યો, કોણે ઘાલ્યો વેમ. ॥ ૨૯ ॥ દુરીયોધન કહે શેહેદેવજીએ, બતાવીયો ઉપાય; જનેતા કને નગ્ન જાવું તો, વજ્રનિ કાયા થાય ॥ ૩૦ ॥ પ્રભુ કહે તે તમે સત્ય માન્યું, વિચાર્યું નહિ પાપ; નગ્ન દેખીને ગાન્ધારી સતી, તમોને દે શ્રાપ. ॥ ૩૧ ॥ શ્રાપજ દેવરાવવાને ઇરાદે, તમને બતાવ્યું એવું; દુરીયોધન કહે ભીસ્મ પીતાયે; કબુલ કીધું તેવું. ॥ ૩૨ ॥ તે કારણથી સાચું લાગ્યું, થઇ ગઇ મનની શુદ્ધી; મોહન કહે મરણ વેળા, વ્રદ્ધની બગડી બુદ્ધી ॥ ૩૩ ॥ તે કરતાં સત્ય લાગતું હોય તો, નહી મટે લેખ ટાંકયા; તંગીયો આપુ નગ્નના નગ્ન, વળી ઢાંકયાના ઢાંકયા. ॥ ૩૪ ॥ પુષ્પનો પેહેરવો નહી બાધ તેમાં, જંગાથી કટી લગી; એવાં માળીનાં વેણ સુણ્યાં, એટલે મન ગયું ડગી, ॥ ૩૫ ॥ છાબડીમાંથી પુષ્પ કેરો, તંગાયો રાયને દિધો, જંગાથી કટી લગી પોતે, રાજાએ પેહેરી લીધો. ॥ ૩૬ ॥ પછી પ્રભુ કહે પધારો પ્રી-

તે, આ યોગ સારો થયો; તવ કુબુદ્ધી નગ્રમાં પેઠો, માતાના મોહોલ-માં ગયો.॥ ૩૭ ॥ ગાન્ધારિ સતી બેસી રહી છે, ચક્ષુએ પાટા બાંધી; પુત્ર થયા પછી અંધાપો વેઠે, તજી વેહેવાર ઉપાધી. ॥ ૩૮ ॥ પોતાનો પતી અંધ છે માટે, ભોગવેછે અંધાપો; દુરિયોધન કહે પાટો છોડીને, મુજને વરદાન આપો ॥ ૩૯ ॥ શરીર માહારૂં નીરખો નજરે, હઇયે ધરી ઉમંગ; તવ ગાન્ધારીએ પાટો છોડી, જોયુ પુત્રનું અંગ. ॥ ૪૦ ॥ નખ શીખ શુધી નરખીને કહયું, વજ્રનુ વપુ થાશે, જાળવજે કટીને જંગા, ત્યાંથી જીવડો જાશે. ॥ ૪૧ ॥ આખા નગન આવવુંતું, ડા-હાપણ કોણે કરાવ્યું; સુતરના તારનો તંગીયો તે, વસ્ત્રજ અંગ ધ-રાવ્યું. ॥ ૪૨ ॥ ઓ માતા બાગના માળીએ, પેહેરાવ્યો નગન ભાળી; ગાન્ધારી કહે માળી નહોતો, એતો હતો વનમાળી. ॥ ૪૩ ॥ દુરિયોધ-ન કહે વનમાળી કીયો, ઓરે માહારી માય; ગાન્ધારી કહે દ્વારીકાં વા-ળા, કૃષ્ણજી જાદવરાય. ॥ ૪૪ ॥ તવ દંત પીશી વસ્ત્ર પેહેર્યાં, પ્રભુપર ક્રોધ માઠો; વૈકુંઠવાશીને ગાળો દેતો, નગ્ર વીશેથી નાઠો. ॥ ૪૫ ॥ કુરૂ-ક્ષેત્રે તંબુમાં ગયો, રૂજની કર્યું સહ્યન; રાત્રી વિતી વાહાણું વાયું, ઉ-ઠયો દુર્યોધન. ॥ વળણ. ॥ દુર્યોધન જાગૃત થયો, શલ્યની પાસે જાય, ઉઠો યુદ્ધ કરવા ચઢો, રણભોમીની માંય.



## કડવું ૨ રાગચોપાઇનો.

બોલ્યા વૈશમપાયે વચન; સુણ પરીક્ષત કેરા તન; થયો જાગ્રત તવ શલ્ય રાય, તુતો સુણ દુરીયોધન રાય. ॥ ૧ ॥ જરા રહીને તતપર થાવું, પેહેલાં પાન્ડવને મળવા જાવું; એતો ભાણેજા છે મહારા, તને વશ જેમ મામા તારા. ॥ ૨ ॥ એમ કહી ઉઠયા શલ્લ રાય, એતો પા-ન્ડવ તંબુએ જાય. જ્યાં બેઠા પાન્ડવ બળીયા, ત્યાં આવીને મામા મ-ળીયા. ॥ ૩ ॥ આજ અડધો દન મારો વારો, તમે વઢવાનું શું ધારો; બોલ્યો વરકોદર મુખ આપ, મારો ભાણેજને તે પાપ. ॥ ૪ ॥ પુછો જા-ણે છે દીનાનાથ, કેમ ઉપાડી શકાય હાથ; ભાણેજોને બ્રાહ્મણ ગણવા, કેમ વઢાય અમને હણવા. ॥ ૫ ॥ બોલ્યો શલ્લરાજા મુખ એમ, કહોભાઈ ત્યારે કરૂં કેમ; રહુ સ્થંભે આવિને ઉભો, પણ તમે કરો મનસુબો.॥૬॥ મારો કૌરવને તમે માર, ત્યારે જોવાય નહી લગાર; એને રાખેલો છે સરણ, તમો વિચારો અંતઃકરણ. ॥ ૭ ॥ પાસે રહીને મારવા દેવું,

તે તો સરણે રાખ્યો તે કેવું; બરોબર થાય મધ્યાનકાળ પછી માહારે માંથે નહિ આળ. ॥ ૮ ॥ બોલ્યો ભીમ આવિશુ સ્થંભ, નહિ કરીયે યુદ્ધ આરંભ; ઉભા રહીશું મધ્યાન સુધી, પછી વિપ્રીત કરશું બુદ્ધી. ॥ ૯ ॥ ત્યારે બોલીયો સલ્લરાય મુખ, પછી મારો તેનું નહી દુખ; ભીમ સારો છે તારો વીચાર, સુણો ધરમ કુન્તી કુંવાર. ॥ ૧૦ ॥ કહુ તે સાંભળજો વાત, માહારૂ મ્રત્યુ તમારે હાથ; માટે તમે રેહેજો તૈયાર, સમજાવિ દેવું સહુ સાર. ॥ ૧૧ ॥ પેહેલા સો મંત્ર શીવના ભણજો, પછી કાળજ્વરથી હણજો; વળી પવન મંત્ર ભણીને, મારજો એકસો બે ગણિને. ॥ ૧૨ ॥ તેમાં કાળજ્વર હશે જેહ, મહારૂં મુસ્તક છેદશે તેહ; પછી વાયુના મંત્રે શું થાશે. મહારૂં મુસ્તક લઇ બાણ જાશે. ॥ ૧૩ ॥ તેતો ઉતરશે પાતાળ, તેની વાત કહુ ભુપાળ; માહારા સો મામા છે ત્યાંય. તપ કરે છે પાતાળ માંય. ॥ ૧૪ ॥ તેની આગળ મુસ્તક પડશે, પછી બાણ સોયેને નડશે; શીવના સો મંત્રો જેહ, શીશ છેદશે સોએનાં તેહ. ॥ ૧૫ ॥ એટલું થાયતો તમે જીતો, નહીતો તે થાય પલીતો; મારા મામા જાણે મુજ મર્ણ, આવે પાતાળમાંથી ધર્ણ. ॥ ૧૬ ॥ તેતો તમોને મારે ઠેર, બહુ બળીયા કરે કાળો કેહેર; માટે ચેતીને રેહેજો ધર્મ, મેંતો સમજાવ્યો બધો મર્મ. ॥ ૧૭ ॥ તવ બોલ્યા યુધ્રાષ્ટર રાય, મામા તમ તુલણા નહી થાય; પછી શલ્લ થયો વીદાય, પોતે કૈરવ દળમાં જાય. ॥ ૧૩ ॥ જઇ કરિ લીધું ભોજન, થયા તૈયાર અંધના તન; વળી શકુની મામા સાથ, બેઠો રથ મારવાડનો નાથ ॥ ૧૯ ॥ ચાલ્યા એકસોને બે જોધ, આવી સ્થંભે ઉભા અક્રોધ; એવે આવી પાન્ડવની જોડ, સાથે છહ્ના શ્રી રણછોડ ॥૨૦॥ આવી ઉભા પોતાને સ્થંભ, તવ બોલ્યો દુરીયોધન દંભ; શલ્લ રાજા યુદ્ધ આરંભો, હવે નકામા શીદ થંભો. ॥ ૨૧ ॥ તવ બોલીયો શલ્લ રાય ડાહયો, યુદ્ધ કરવા નથી બંધાયો; તને સર્ણ રાખ્યો છે ભુપાળ, તારો ન થવા દો વાંકો વાળ. ॥ ૨૨ ॥ બોલ્યો દુરોયોધન અમે જોએ, નકામા શીદ ઉભા રૈયે; કહયું શલ્લ રાયે જાવો તમો, તેતો પેહેલા નાશીએ અમો. ॥ ૨૩ ॥ તવ પાન્ડવ દોડીને મારે, તેનો અવજસ નહી અમારે; એવું સાંભળીને દુષ્ટ રાય, એણે વીચાર્યું મનમાંય. ॥૨૪॥ નાસશું તો નાસે શલ્લરાય, તોતો મરણ આપણ થાય; એમ જાણીને રહ્યા ઉભા, મુકયા વઢવાના મનસુબા. ॥ ૨૫ ॥ વળણ. લઢવું વઢવું મુકીને, ઉભા રહ્યા ભુપાળ; કહે વલ્લભ એવે સમે. થયો મધ્યાન કાળ.

# કડવું ૩ રાગ સવઈયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, શુણ જનમેજે રાય; વીરતારી તુજને સંભળાવું, શલ્ય પરવ મહીમાય. ॥ ૧ ॥ મધ્યાનકાળે ધરમરાયે, બાણ કર્યું તઈઆર; શલ્યરાયે શાન કરી કે, ફેંક્યું તેણીવાર. ॥ ૨ ॥ સુંસવાટા કરતું તે ચાલ્યું, જોયા કરે જુગધીશ; કાળજ્વર મંત્રે શલ્લ કેરૂં, છેદી નાંખ્યું શીશ. ॥ ૩ ॥ વાયુ મંત્રથી મુસ્તક લૈને, બાણ ગયું પાતાળ; શલ્લના સો મામાનિ પાસે, નાંખ્યું તે તતકાળ. ॥ ૪ ॥ તપ કરતાં સોએ ભાઇઓએ, મુસ્તક જોયું તે દીસ; એટલે શીવના સો મંત્રોથી, સોનાં છેદાયાં શીશ. ॥ ૫ ॥ પાન્ડવને બધિ મટી ઉપાદી, ટળી ગયો ભય શોક; શલ્ય તણું મુસ્તક છેદયું કે, નાઠા કૈરવ લોક. ॥ ૬ ॥ નવાણું ભાઇ સોમો શકુનિ, તે નાઠા એક પાસ; દુરીયોધન તો આડો નાહો. મનમાં પામીને ત્રાસ. ॥ ૭ ॥ એવામાં ભીમ તાકી રહેલો, તે વાયુ વેગે ચડીયો, સો જણનું સામટું ટોળું છે, તેમાં ગદા લેઇ પડીયો. ॥ ૮ ॥ કરે સપાટો દેછે ઝપાટો, ગદા જે જનને અડે, તે દિવશનો યોગ એવો કે, તરફડી હેઠા પડે. ॥ ૯ ॥ પડતામાં પ્રાણ નિકળી જાયે, આયુશ ખુટયો સાથે, નવાણું ભાઇ મરણ પામ્યા વરકોદરને હાથે. ॥ ૧૦ ॥ પછી શકુનિ ભોમી પડીયો, સુતો લાંબો થઇ હેઠો, ભીમસેન એનિ રૂદીયા ઉપર, ગદા લેઇને બેઠો. ॥ ૧૧ ॥ શકુની કહે શીદ મારે છે, ન્યાય કરિ જો આપ; પાસે રહિ ભાણેજ મરાવી, કાઢયું તમારૂં પાપ. ॥ ૧૨ ॥ ભીમ કહે શું સમજાવે અવળું, કૈરવ ભાણેજ તારા, શા કારણે તું મરાવે તેને, ટાળી દે સંદેહ મારા. ॥ ૧૩ ॥ શકુનિ કહે સાચું કહુછું, વાંકી કરમની કરણિ; માહારી ભગની ગાન્ધારિ ને, આખલો ગયો પરણી. ॥ ૧૪ ॥ તે મેહેણું મોટું થયું મુને, જગતનિ કેહેણી લીધી, મરતી વેળા મારા કાકાયે, મુને શીખામણ દીધી. ॥ ૧૫ ॥ કહયું કે હોય ભત્રીજો મારો, રાખજે રૂદે દ્રુંસ; બેનના પક્ષમાં પેશીને તું, કાઢજે બેનનો વંશ. ॥ ૧૬ ॥ જો તુજ ભગનિનો વંશ રેહેશે, તો નહીં મેહેણું જાય; આખલાનો પરિવાર કહેવાશે, મોશાળ પણ વંચાય. ॥ ૧૭ ॥ તે માટે મેં મરાવી નાંખ્યા, ભાણેજ ઉપર રહીને; તમારી સાથે વેહેર કરાવ્યું, અવળી શીખામણ દઇને. ॥ ૧૮ ॥ ખરી વારતા માનજે માહારી, વાળી છે પેટનિ દાઝ; હવે .તમે. નિરવરતી પામ્યા, એકલા ભોગવો રાજ. ॥ ૧૯ ॥ મેં તો તમારૂં દુખ નીવાર્યું; માટે લ્યો ઉગારી; તમારે ઘેર ગુ-

લામ પણુ, કરીશ થઇ કારભારી. ॥ ૨૦ ॥ ભીમ કહે તું ઉંધી મતીનો, તારૂ નહિ મારે કામ; મેહેણું હતું પણ વીશવને વીશે, કાકાનું હતું નામ ॥ ૨૧ ॥ તે નામનો તેં નાશ કરાવ્યો, તે તુજ ઉપર રીશ; એમ કહિને વ્રકોદરે માર્યું શીશમાં શીશ. ॥ ૨૨ ॥ શકુનીનું શીશ ફુટયું, વળીયો કચ્ચર ઘાણ; ખોપરીનો રોટલો વળી ગયો, નીકળી ગયા પ્રાણ. ॥ ૨૩ ॥ એટલે વ્રકોદર થયો ઉભો, પવન કેરો તન; સરવે મડદાં તપાસ્યાં તે-માં, ન દીઠો દુરીયોધન. ॥ ૨૪ ॥ એટલે ભીમ વીમાશી ઉભો, સાંભળજે તું રાય; શલ્યપરવ પુરણ હવું, ઉતરી તુજ હત્યાય. ॥ ૨૫ ॥ તવ શામ પડદા સ્વેત થયાને, સ્વેત થઇ શામ ગાય; કાળા તલ ધોળા થયા, એ, પુર્ણપરીક્ષા દેખાય. ॥ ૨૬ ॥ રાજાએ બ્રહ્મભોજન કીધાં, દીધાં ભર્યા ભંડાર; વિપ્રોના પુત્રને ઉપવીત દીધાં, આપ્યા બહુ અલંકાર. ॥ ૨૭ ॥ વીપ્ર તણી પુત્રીયો કેરાં, દિધાં કન્યાદાન; પાછો સાંભળવાને બેઠો, જનમેજય રાજાન. ॥ ૨૮ ॥ વળણ, ॥ શલ્લપરવ પુરણ હવું, વલ્લભ વદે કરજોડ; શ્રોતા વકતા બોલજો, જે જે શ્રી રણછોડ. ॥




પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ શલ્લ પર્વ છાપ્યું.
અમદાવાદ.

# ગદા પર્વ.



## કડવું ૧ રાગ સવૈયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તું- જને સંભળાવું, ગદા પરવ મહીમાય. ॥ ૧ ॥ વ્રકોદર વીચારમાં પ ડીયા, આ શું થયું વીઘ્રન; આખું ટોળું અમાણું રોળ્યું, કયાં ગયો દુરીયોધન. ॥ ૨ ॥ કૃષ્ણજી કહે કેમ ગભરાયા, પંચાળી સતીના પતી; ભીમે કહ્યું નવાણું પડયાં છે, દુષ્ટ દેખાતો નથી. ॥ ૩ ॥ એક માટે રહી જાય છે શત્રુ, ઓરે જુગજીવન; તે માટે કહો કેમ કરીશું, કયાં નાઠો દુરીયોધન ॥ ૪ ॥ છત્રપતી નાશી ગયેલો, કીયા કરીને અનુપ; સરોવરમાં સંતાયેલો, ધરીને પોયરા રૂપ. ॥ ૫ ॥ તે સહુ જાણે છે શા- મળીયો, બોલ્યા મુખ વચન; પેલા સરોવરમાં પેઠો છે, અંધ તણો એ તન. ॥ ૬ ॥ ભીમ કહે કે ન હાથ આવે, ઓરે શ્રી ગોપાળ; પાપીને શો ધિ કાઢવાને, કોહોતો નંખાવું જાળ. ॥ ૭ ॥ પ્રભુ કહે પોયરા રૂપ ધરીને, પેશી રહયો છે જળમાં, માટે મીથ્યા મેહેનત મુકી, કાઢવાનો કહુ કળ- માં. ॥ ૮ ॥ કટુ વચન કહી મેહેણાં મારો, ફરો જળ કીનાર, એટલે એ સાંભળી નહી રહે, ડોકું કાઢશે બાહાર. ॥ ૯ ॥ જનમનો એ છે અહં- કારા, તે કેમ સાંભળી રેહેશે; કદાપી બહાર નહિ આવે તો, ડોકુ કાઢી કાંઇ કહેશે. ॥ ૧૦ ॥ ભીમ કહે ચાલો મહારાજા, આપણુ સરવે સાથ; એટલે ભીમની સાથે ચાલ્યા, ચાર ભાઈ દીનાનાથ. ॥ ૧૧ ॥ આવ્યા સરોવરની કીનારે, નીશ્ચે કરી મનસુબા; ચાર ભાઇને પાંચમા પ્રભુ, એક કોરાણે ઉભા. ॥ ૧૨ ॥ વ્રકોદર ખાંધે ગદા લેઇને, કીનારે લાગ્યો ફરવા; ફરતા ફરતા કટુ વચનથી, કેવું લાગ્યો ઓચરવા. ॥ ૧૩ ॥ વળણ. ॥ કેવું કેવું ઓચરે, સાંભળજે તું રાય; કહે વલ્લભ શ્રોતા સુણો, મેહેણાનો મહિમાય.



## કડવું ૨ રાગ ઝુલણાની ચાલ.

અરે તું સુણ દુરીયોધન રાય, તારૂં હસ્તીનાપુર જાય; તારૂં હસ્તી

નાપુર જાય, તારી મા કરે ત્રાહ્ય ત્રાય ॥ ટેક. ॥ અલ્યા કુટુંબ કબીલો મરાવી નાંખી, સરોવરમાં શું પેઠો; ધીક્કાર તારા 'જીવવામાં, એકલો કાગડો બેઠો. અરે તું સુણ દુરીયોધન રાય, તારૂં હસ્તીનાપુર જાય; અરે તારૂં હસ્તીનાપુર જાય, હવે રાજ પાન્ડવનું થાય. ॥ ૧ ॥ તારા માલ ખજાના લેઉ લુટાવિ, ધોળે દાહાડે ઘાલું ધાડયો; ગામના કોટ કાંગરા પાડીને, કાંટાનિ કરૂં વાડયો. અરે તું સુણ દુરીયોધનરાય, તારૂં હસ્તીનાપુર જાય; અરે તારૂં હસ્તીનાપુર જાય, તારૂં રળેલું ભીમ ભાઇ ખાય. ॥ ૨ ॥ તારા સોનાના મોલ ઉજડ પડાવું, ભીંતે ચડાવું લુણા; હીંચોળે હીંચનારી સુંદરી શો ભાઇનિ, તેને ભોગવાવું ખુણા, અરે તું સુણ દુરીયોધન રાય, તારૂં હસ્તીનાપુર જાય; અરે તારૂં હસ્તીનાપુર જાય, હવે આણ અમારી વરતાય ॥ ૩ ॥ તુજ માતાને દાશી બનાવિ, વાશીદાં વળાવું; તારો બાપ છે આંધળો તેના, પાસે દેણાં દળાવું; અરે તું સુણ દુરીયોધન રાય, તારૂં હસ્તીનાપુર જાય; અરે તારૂં હસ્તીનાપુર જાય, જો હવે ભીમશેન ભાઇ મકલાય. ॥ ૪ ॥ છત્રપતીથી સાંખી ન રેહેવાયું, જાણ્યું કે બોલતા રોકું; મુળ સ્વરૂપ પોતે ધારણ કરીને, કાહાડયું જળમાં ડોકું, અરે તું સુણ દુરીયોધન રાય, તારૂં હસ્તીનાપુર જાય; અરે તારૂં હસ્તિનાપુર જાય, તારો પૈશો પુંજી લુટાય. ॥ ૫ ॥ વળણ. ॥ ભીમશેન ભાઈ મકલાય છે, સાંભળ દુરિયોધન, કહે વલ્લભ શ્રોતા શુણો, દુષ્ટ તણાં વચન.



## કડવું ૩ રાગ સાખીનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારિ તુજને સંભળાવું, ગદા પરવ મહિમાય. ॥ ૧ ॥ દુરીયોધન ડોકું કાહાડી બોલ્યો, સાંભળ કુન્તી તન; માહાલી લેજે તું મન મુકીને, સુખ લેજે ચાર દન. ॥ ૨ ॥ હું પન્ડે છું જીવતો તો, લેઇશ વેહેરે વેહેર; એમ ન સમજીશ તુજ ઉપરથી, મહારૂં જવાનું ઝેર. ॥ ૩ ॥ એકલો રહી ઉતપાત કરવાનો, વાળીશ દલનિ દાજ; મહારો પરિવાર મારિને જોઉં, ભોગવે કેવું રાજ. ॥ ૪ ॥ એવાં દુષ્ટનાં વચન સુણિ, બોલીયા ધરમ રાય; ઓ ભાઇ તમે બાહાર આવો, સમજાવું સત્ય ન્યાય ॥ ૫ ॥ દુષ્ટ કહે કે બાહાર આવું તો, દગો કરી ભીમ મારે; તમે સરવે વ-

ળગે મુજને, પછી શું કરવું માહારે ॥ ૬ ॥ એવું પાપીનું વચન સુણિ, ધરમ વદિયા વાણ; અન્યાથી કોઇને બાહાજવા દઉં તો, પરમેશ્વરની આણ. ॥ ૭ ॥ એટલે પાપી દુરિયોધનને, બેઠો દ્રઢ વીશ્વાસ; જળનિ બારણે નિકળીયો એ, જુએ છે અવીનાશ. ॥ ૮ ॥ પછી ધરમ રાજા બોલ્યા, બીજો ન ધરશો વેમ; કહો મોહોટા ભાઇ અમારિ સાથે, તમારે કરવું કેમ. ॥ ૯ ॥ કાંતો તમો અમને મારો, કાંતો મરો તમે આપ; પછી એક બીજાના મનના, ટળે શોક સંતાપ. ॥ ૧૦ ॥ તવ દુરીયોધન એમ બોલ્યો, ખરી કહી તેં ખાંચ; પણ હું પન્ડે એકલોને, તમે તો છો પાંચ. ॥ ૧૧ ॥ માટે હું તમ સાથે લડતાં, જીતું નહિ લગાર; માટે યુદ્ધ માગીને શું કરૂં, ઓરે કુન્તી કુંવાર. ॥ ૧૨ ॥ તમોને મારવાની મુને ઇચ્છા, પણ નથી કાંઇ ઉપાય; મરવું તોપણ લડી વઢીને, એમને એમ ન મરાય. ॥ ૧૩ ॥ ધરમ કહે વિરા મહારા, સાંભળો માહારી અરજી; તમે તમારે યુદ્ધ માગીલ્યો, કહો કોની સાથે મરજી. ॥ ૧૩ ॥ એક જણ પાસે યુદ્ધ લ્યો માગી, બીજો કોઇ નબાહાજે, બીજાને પક્ષ કરવા દેતો, ધરમ રાજા નામ લાજે. ॥ ૧૪॥ એટલે દુરીયોધન એમ બોલ્યો, હવે હું લઢવા રાજી; બોલ્યા પ્રમાણે પળજો તમે, કરશો ન દગલબાજી. ॥ ૧૫ ॥ ધર્મ કહે વિશ્વાસ ધરજો, ઓરે દુરીયોધન; છ જણ અમે ઉભા તેમાં, કોનાથી યુદ્ધનું મન. ॥ ૧૬ ॥ કોહો તો હું યુદ્ધ આપુ તમને, વાત માંનો નીરદોશી, દુરિયોધન કહે તું શું લઢે, જનમનો છે ફોશી. ॥ ૧૭ ॥ એટલે અરજુન વાણી વદીયો, જો મુજ પર મન માને; દુરિયોધન કહે હરી ફરીને તું બાણનું યુદ્ધ જાણે. ॥ ૧૮ ॥ શેદેવ કહે હું ત્યાર થાવું, જો માને અંતઃકરણ; દુરિયોધન કહે ત્રીકાળજ્ઞાનિ, તું જાણે મુજ મરણ. ॥ ૧૯ ॥ નિકુળ કહે ઓ દુરિયોધન, આપણ બે યુદ્ધ કરીએ; દુરિયોધન કહે તુજ સંગ લઢતાં, અમે તો લાજી મરીએ. ॥ ૨૦ ॥ એક કુટુંબના એકસોને પાંચ, તેમાં હું શહુથી મોહોટો; સૌથી તું નાહાનો જો હું લઢું તો દેખાઉં વીસ્વમાં ખોટો. ॥ ૨૧ ॥ એટલે ધીરે રહીને બોલ્યા પોતે પ્રભુવર હરજી; ઓ દુરીયોધન માહારિ સાથે, જો હોય તમારિ મરજી. ॥ ૨૨ ॥ એવું સાંભળી દુષ્ટ બોલ્યો, તુજ વાત કાને ન ધરૂં; હું ક્ષત્રીને તું ભરવાડો, લઢતાં લાજી મરૂં. ॥ ૨૩ ॥ વળતું વાયુ નંદન બોલ્યો, મુજ સંગ છે ઇચ્છાય; દંત પીશી દુરિયોધન કહે છે, આવી જા મેદાન માંય. ॥ ૨૪ ॥ એટલે ભીમશેન સનમુખ થયો, બોલીયો દુરિયોધન;

બોલજે સાચું યુદ્ધ કેવું, કરવાનું છે મન. ॥ ૨૫ ॥ જો તું કેહેતો ગદા યુદ્ધ કરીયે, કેહે તો મલકુસ્તાઈ; કેહેતો ધનુશ બાણ લઇયે, શી ઇચ્છા મનમાંઈ. ॥ ૨૬ ॥ ભીમ કહે કે યુદ્ધ બાણુ કેરૂં, બૈરીયોનું કામ; આપણ પેહેલી કુસ્તાઇ કરીયે, રાખો રૂદિયે હામ. ॥ ૨૭ ॥ એમ કહી બેઉએ કછ ભીડયા, કરી માઠા મનસુબા; રાતા તાતા મદના માતા, ખંભઠોકીને ઉભા. ॥ ૨૮ ॥ ક્રોધ ભરેલા મુમત ધરેલા, કરતા મુખ બકોર; મરતી વેળા દુરીયોધનમાં,ઘણું વધ્યુ છે જોર. ॥૨૯॥ સામા સામી દાવ જોઇને,દડ બડ મુકી દોટ; બહુજ ગાજ્યા બળમાં બાજ્યા, એક એકનિ ગ્રહી કોટ. ॥ ૩૦ ॥ ગડદા પાટુ ઢીંચણ મારે, ધારે મારવું મરવું; લાવે ધાંટી ભીડાવે આંટી, મરવામાં નથી ડરવું. ॥ ૩૧ ॥ ધીકો મારે હીકો આવે, એક એકના ગ્રહે કેશ; કાન ઝાલીને કોહોણી મારે, મારે પગની ઠેશ. ॥ ૩૨ ॥ લડતા વડતા પડતા ગબડતા, ધર્ણુ ઢળે ને ઉઠે; એવું વાગે કે હાડ ભાગે રોશ ભર્યા બેઉ રૂઠે. ॥ ૩૩ ॥ સ્વાસ ન માયે આંફી જાયે, પરશેવા વળે દીલે; વ્રકોદર માર દુરીયોધનનો, વજ્જર પાસે ઝીલે. ॥ ૩૪ ॥ બહુ બળ કરી ભીમ મારે, કાંઇ ન રાખે ભુલ; દુરીયોધન વજ્જરનો થયેલો, એને મન અડયું ફુલ. ॥ ૩૫ ॥ એવી રીતે લઢતાં વઢતાં, દુષ્ટ બેઠો ધરણ; વાયુ સુતનો વાયુ વેગે, ઝાલ્યો જમણો ચરણ. ॥ ૩૬ ॥ એક દમે ઉચકી થયો ઉભો, બળ કરી નાંખ્યો હેઠો; ચતાપાટ ભીમ પડયો એની, રૂદે ઉપર એ બેઠો. ॥ ૩૭ ॥ વ્રકોદર નીચે તરફડતો દુષ્ટ દયા નવ ધારે, ભીમના મોહોમાં ધુળ ભરીને, ગાલમાં ગડદા મારે. ॥ ૩૮ ॥ ઓરે ભીમડા ઘણાએ દાહાડા, માર્યો છે મુને આઘેર; ભીમે જાણ્યું દુરીયોધનનું, કયાંથી વધ્યું આ જોર. ॥ ૩૯ ॥ બહુ દાહાડાનો વાળશે બદલો, મેં હાવું જાણ્યું નોહોતું; મુમતે ચઢી હું થયો સામો, માહારૂં આવિ પોહોત્યું. ॥ ૪૦ ॥ એવામાં તો દુરીયોધને, દીધો ગળામાં નક્ષ, તવ તણાઈ નસો નાડી, ઉચાં ચઢીયાં ચક્ષ. ॥ ૪૧ ॥ એટલે પ્રભુએ મન વિચાર્યું. નીસ્ચે ભીમસેન મરશે; છું વચને હું બંધાએલો, માહારે મરવું પડશે. ॥ ૪૨ ॥ એવું જાણિ પુરૂષપુરાણી, તેતો કેમ જાય ચુકી; પોતાના સામરથની એક કળા, ભીમને અંગે મુકી. ॥ ૪૩ ॥ તવ ભીમશેનમાં બહુ બળ આવ્યું,મારો મારો મુખ ભાંખ્યો;ઉંચો પગ લેઇ દુષ્ટનિ રૂદે દેઇ ઉછાળી નાંખ્યો. ॥ ૪૪ ॥ ઉછાળેથી ઉચો ચઢીયો,ભીમને ભય ભાસ્યો માઠો; એકાએક ઉભો થઈને, જીવ લેઇને નાઠો. ॥ ૪૫ ॥ પ્રભુએ જાણ્યું પુત્ર પવનનો, નાઠો તે માઠુ થાશે; જો પાપીનું મન ભમશે તો, ગમે ત્યાં

નાશી જાશે. ॥ ૪૬ ॥ એમ જાણી રથથી ઉતરાયા, પોતે પુરૂશ પુરાણ; ઉભા રો ભીમ ઉભા ન રોહો તો, ધરમ રાયની આણ. ॥ ૪૭ ॥ સોગનથી ભીમ અચકી ઉભો, શું કહોછો માહારાજ; પ્રભુ કહે કે નાશી જવાથી,જાશે તમારી લાજ. ॥૪૮॥ એક શત્રુ માટે શત્રુ રહેછે, નીવરતી ન હિ પામો, શત્રૂને મારી રાજ લેશો, રેહેશે નહિ ઉધામો. ॥૪૯॥ તે સારૂ તમે વળો પાછા, બહુ બાહાદુરી ઠરશે; જાવો જઇ ગદા જુદ્ધ માંડો, તેથી પાપી મરશે. ॥ ૫૦ ॥ ભીમ કહે માહારા હાડ ભાગે, શરીર દુખ પામુ; પ્રભુ કહે લઢતાં હારો તો, જો જો માહારા સામું. ॥ ૫૧ ॥ એટલે તમને સાન બતાવું, તેવું કારજ કરજો; પણ લઢતા પાછા નવ પડશો. યુદ્ધ ખરૂ આદરજો. ॥ ૫૨ ॥ સાંભળી વાયુ નંદન બોલ્યો, લડાશે તેવુ લડીશ; સામું જો યે સાન નહિ કરોતો, તમને બાહાજી પડીશ. ॥ ૫૩ ॥ કૃષ્ણ કહે કે કબુલ્લ માહારે, એમ કહિ પાછો વાળ્યો, ઉછળેલો રાય ભોમી પડીયો, આવતો ભીમને ભાળ્યો ॥ ૫૪ ॥ તેવોજ ટટાર ઉભો રહયો છે આવ્યો વાયુ તન; તેનિ પ્રત્યે કેહેવા લાગ્યો, કુબુદ્ધિ રાજન. ॥ ૫૫ ॥ ધિક્કાર ભીમડા લડતા નાઠો, સુરાતન લજવાણું; ભીમે કહયુ કે આ વેળાયે, મ્રત્યૂ તારૂ આણું. ॥ ૫૬ ॥ વળણ ॥ મ્રત્યુ આણુ તાહારૂ, પોહોચાડુ જમલોક, વદે વલ્લભ ભીમે કહયું, હવે તુજ આશા ફોક.



## કડવું ૪ રાગ મારૂ.

વૈશમપાયે ઋષિપેર બોલ્યા, સુણ જનમેજે રાય, વિસ્તારી તુજને સંભળાવું, ગદાપરવ મહિમાય. ॥ ૧ ॥ ભીમનાં એવાં વચન સુણિ. બોલ્યો દુરાયોધન; તારેજ માથે મ્રત્યુ આવ્યું, ઓ વાયુના તન. ॥ ૨ ॥ ધરમરાયે ધિરે રહીને, પુછયું પ્રભુને પ્રશ્ન; કોણ મરશે કોણ જીવશે, સાચું કહો શ્રીકૃષ્ણ. ॥ ૩ ॥ એટલે અંતરયામી બોલ્યા ગદા તણું યુદ્ધ કરશે; તેથી તમારો મોહોટા બંધુ, છત્રપતી રાય મરશે. ॥ ૪ ॥ ધરમને તવ ત્રાસ પડીયો, બોલ્યા ગુણગંભીર; અરજ માહારી એક શુણો, ઓ દુરીયોધન વીર. ॥ ૫ ॥ આયુશ તમારો આવ રહયો છે, મરવાના આવાર; માટે કૈં કેહેવું હોય તો કહો, મશ્કરી નથી લગાર. ॥ ૬ ॥ ધરમને ધ્યાન પુન્ય અને દાન, જે જે કહો તે કરૂં; દ્રવ્ય તમારૂં હું નહી લેવુ, કો તે રીતે વાવરૂ. ॥ ૭ ॥ દુષ્ટ કહે પુછ તારા ભાઇને, છે ભીમશેન મરવાનો; આયુશ માહારો નથી ખુ-

ટયો, રાજધાનિ કરવાનો. ॥ ૮ ॥ ધરમ કહે રાજ કરજો, હું નથી કેહેતો કે મરજો; પણ પ્રભુ જાણે કેમ થાશે, માટે મુખ ઓચરજો. ॥ ૯ ॥ દુરીયોધન કહે જા જા મુરખા, મરવો ધારે મને કેવો; પુન્ય નથિ કરવું પૈસો મેળવતા, ઉતર્યો છે પરશેવો. ॥ ૧૦ ॥ એવાં પાપીનાં વચન સુણિ, બોલ્યા જુગદાધાર; ધરમરાજા બોલવું મુકો, મીથ્યા કરો પોકાર. ॥ ૧૧ ॥ અધૅત્રને શી શીખ દેવિ, મુરખને શું જ્ઞાન; વાયશને શું વાણી દેવી, કુપાત્રોને દાન. ॥ ૧૨ ॥ પાપીને શું પુન્ય બતાવો, બતાવવે દુખ લાગે; મનમાં મ્રત્યુનો ભય નહિ તેનો, દેહ અચાનક ભાગે. ॥ ૧૩ ॥ પુન્ય ન થાયે, દાન ન થાયે; ન થાય પ્રભુનિ શેવા; સમરણ ન થાય સામળીયાનું, જાય જેવા જાયા તેવા. ॥ ૧૪ ॥ પાશાણ ઉપર પાણી રેડયે; ભીજે નહી પાશાણ; કોટીક વરશ ભણાવે તો હે, વાયશ ન વદે વાણ. ॥ ૧૫ ॥ તેથી સાધુએ શ્રમ ન કરવો, સત્યવાદિ રહો શાન્તી; સત્ય અસત્યને સમજે નહી એ, માયામાં ભુલ્યો ભ્રાન્તિ. ॥ ૧૬ ॥ એવામાં દુરીયોધન બોલ્યો, ભીમ જાવા નહી દેઉ, થઈ જા માહારા સનમુખ વઢવા, યુદ્ધ કરવુ છે કેવું ॥ ૧૭ ॥ તવ ભીમ કહે ગદા ગ્રહી, યુદ્ધ કરીએ આવાર; એટલે દુષ્ટે ગદા લીધિ; નવાણું મણુનિ સાર. ॥ ૧૮ ॥ એનિ કને છે મંત્ર ગદાનો, તેથી બહુ બળ લાગે, મણુનિ મારે તો હજ્જાર મણુનો, બોજ બરોબર વાગે. ॥ ૧૯ ॥ ભીમ કને નથી મંત્ર ગદાનો, એટલી છે બહુ ખામી; તે બે બળીયા ગદાયો ગ્રહીને, થયા સામા સામી. ॥ ૨૦ ॥ અયુતમણુની ભીમની ગદા, તે લેઈ મુકી ડોટ; ધશીને એક એક પર આવ્યા, કરતા કારમી ચોટ. ॥ ૨૧ ॥ ભીત્તર ભાગે એવી વાગે. ભારે થાય ભડાકો, જાણે આભા મન્ડળ તુટયુ, મેઘનો જેમ કડાકો. ॥ ૨૨ ॥ જે દેખે તે ત્રાસ પામે, રૂંવાટાં ઉભા થાય; ચીતળી ચઢે માર પડે, કંપે કાહયરની કાય. ॥ ૨૩ ॥ બાહાજે ગાજે હાડ ભાજે, પરશેવા વળે દિલે, દુરીયોધન પોતાની ગદાપર, ભીમની ગદા ઝીલે. ॥ ૨૪ ॥ ઊછળીને ભીમ ગદા મારે, તેમાં ન રાખે ભુલ; પણ દુરીયોધન વજૂ શરીરે, એને મન અડયુ ફુલ. ॥ ૨૫ ॥ ભીમ માર જીરવે ડાબે પાસે, તવ દુષ્ટ વજૂનું ધારે; તેથી ડાબુ પાસુ મુકી, જમણે પાસે મારે. ॥ ૨૬ ॥ બહુ દાજ આણી મારે તાણિ, દારૂણ દૈવત દાખે, પગનો નળોને જમણું લમણું, ભીમનું ભાગી નાંખે. ॥ ૨૭ ॥ શોણિત કેરી છોળો છુટી, બહુ રૂધિર

વહી ગયું; એકાએક એ ફોગાઈ ગયો, રૂ તુલ્ય ધોળું થયું. ॥ ૨૮ ॥ ડોળા બે ડગમગતા લાગ્યા, અંધારા આંખે આવે; ભીમે જાણ્યુ હું મરવાનો, મુજને કોણ બચાવે. ॥ ૨૯ ॥ યાદ આવ્યું મને કહ્યુ છે કૃષ્ણે, શા સારૂ દુખ પામું; એવું સમજી વઢતાં વઢતાં, જોયું સામળીયા સામું. ॥ ૩૦ ॥ તવ ભિમની ભિડ સમજી ગયા, પોતે દિનાનાથ, વ્રકોદરને સાન કરીને, જંગાએ મુકયો હાથ. ॥ ૩૧ ॥ એટલે ભીમશેન સમજી ગયો, રીશ ઘણેરી ધારી; બે ભુજમાં ગદા ઘાલીને, દુષ્ટની જંગાએ મારી. ॥ ૩૨ ॥ તે સમે સતીનો શ્રાપ આવ્યો પ્રાણજ ઉંચો ચડીયો; હાય માહારો પૈશો હાય માહારી પત્ની, હાય રાજ્ય કહેતો પડીયો. ॥ ૩૩ ॥ હાય માહારા ભંડાર હાય ખજાના, સહુ જાશે લુંટાઈ; હાય વૈભોગો હાય સુખસજ્યા, કોણ સુશે તે માંઈ. ॥ ૩૪ ॥ એવું એવું બોલતો પડીયો, ન જાય જીવ નીસરી; બેઉ જંગા પર વ્રકોદરે, ગદાએ માર માર કરી. ॥ ૩૫ ॥ સુતરને તારે વળગી રહે એવા, વળગી રહ્યા બે ચરણ; પણ ભ્રમણામાં જીવ એનો, પામતો નથિ મરણ. ॥ ૩૬ ॥ પ્રભુ કહે ભીમ બંધ રાખો, ચાલો આપણે ઘેર; દુરીયોધન કહે મરતાં મરતાં, લેઈશ વેહેરે વેહેર. ॥ ૩૭ ॥ એમ કહી પડી રહયો પાપી, પાંડવ તંબુએ જાય; એવે સાંજ પડી તવ, આવ્યા જે અશ્વસ્થામાય. ॥ ૩૮ ॥ કુંકણુ કાંઠે પડયા હતા તે, છેવટ દીવસે આવે; હાંરે કૌરવ ઓ દ્રોણ પીતા, કહી રાત્રે બોલાવે. ॥ ૩૯ ॥ દુરીયોધને શબ્દ શુણ્યો, બોલ્યો કરીને અવાજ; હાંઈ પધારો હાંઈ પધારો, ઓ ગુરૂ સુત માહારાજ. ॥ ૪૦ ॥ એટલે અશ્વસ્થામા ગયા, દુરીયોધનની પાસ; સર્વ સમાચાર પુછી જોયા, મનમાં થયા ઉદાસ. ॥ ૪૧ ॥ તે પછી કહયું દુરીયોધનને, ઉજડ થયું હતું તેહ; અલ્યા તારો જીવ છે શામાં, મુકી દે તુજ દેહ. ॥ ૪૨ ॥ દુરીયોધન કહે ઓ માહારાજા, લાગુ તમારે ચરણ; જો વેહેરે વેહેર લૈ આપોતો, તરત પામુ મરણ. ॥ ૪૩ ॥ જીવજ માહારો જાતો નથી, દુખી થાઉં અપાર; પાન્ડવનાં શીશ લાવી બતાવો, મરતાં ન લાગે વાર. ॥ ૪૪ ॥ પાન્ડવે બહુ દગો કરીને, માર્યા તાત તમારા; બાપ બેટાને વિયોગ રાખ્યો, સત્ય વીચાર અમારા. ॥ ૪૫ ॥ તે માટે તમે સુરા હોતો, કપટ કરવા જાવો, હળી મળી પાન્ડવને ત્યાં રહીને, મુસ્તક છેદી લાવો. ॥ ૪૬ ॥ અશ્વસ્થામાનું મન ભમ્યું, કહયું કે હું જાવું; ભર નીંદ્રામાં હશે તે વેળા, મુસ્તક છેદી લાવું. ॥ ૪૭ ॥ એમ કહી પાન્ડવની પાસે, ગયા

તેણીવાર; સતી સુતે વીપ્ર જાણ્યો, દીધો બહુ આદિકાર. ॥ ૪૮ ॥ આસન આપી ભોજન દીધું, પાથરી એક પથારી; પાંચ ભાઇની પથારી પાસે, કરી આપી સુવા સારી. ॥ ૪૯ ॥ પછી કહયું પોઢો માહારાજા, કહી ગુરૂ સુત સુવાડયા; પાસે પથારીમાં પાન્ડવ સુતા, પ્રભુને જુદા કાહાડયા. ॥ ૫૦ ॥ વળણ. ॥ એમ રાત્રે સહુ સુઈ રહ્યા, કૃષ્ણે કર્યો વિચાર; વદે વલ્લભ શ્રોતા સુણો. વીઘન તણો વિસ્તાર.



## કડવું ૫ રાગ સામેરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ગદા પરવ મહીમાય. ॥ ૧ ॥ કૃષ્ણ પ્રભુએ મન વીચાર્યું, વીપ્ર એ વીઘન કરશે; આટલા દાહાડા બચાવ્યા પણ, આજ તો નીસ્ચે મરશે. ॥ ૨ ॥ એવું જાણી પુરૂશ પુરાણી. ચાતુર નવ જાય ચુકી; તામશી વીદ્યાનો મંત્ર ભણીને, સર્વને નીંદ્રા મુકી. ॥ ૩ ॥ એકલા પોતે ઉભા થયા, પુર્ણ ચરીત્રી કાહાવ્યા; દ્રુપતી પાસે પાંચ પુત્રો, તેને ઉચકી લાવ્યા. ॥ ૪ ॥ જે સ્થળ પાન્ડવ સુઇ રહેલા, પુત્રો સુવાડયા ત્યાંય; પાન્ડવને લેઇ જાઇ સુવાડયા, પુત્રોની પથારી માય. ॥ ૫ ॥ પછી સર્વનું ધારણ ખેંચ્યું, ગઇ હતી તે નીંદ્રાય; એવામાં તો અશ્વસ્થામા, ઝબકી જાગ્રત થાય. ॥ ૬ ॥ જાણ્યું કે મેં દુરીયોધનને, દીધો છે વીશ્વાસ; જો એટલુ કામ નહી કરૂતો, રાય થશે નીરાશ. ॥ ૭ ॥ એમ સમજીને છાના ઉઠયા, જાણે છે જગધીસ; પાન્ડવની જગે પાંચ પુત્રો, તેનાં છેદ્યાં શીશ. ॥ ૮ ॥ મુસ્તકની ચોટલીયો ઝાલી, દડબડ દોડયા જાય; દ્રુપતી તવ જાગી ઉઠી, પગ પડઘી સંભળાય. ॥ ૯ ॥ પછી પથારીમાં કર નાંખ્યો, પુત્રનો કરવા તપાસ; શરીર મોહોટાં માલમ પડીયાં, ઉપન્યો તનમાં ત્રાસ. ॥ ૧૦ ॥ વપુ વરતી કંથ જાણ્યા, એવામાં જાગ્યો ભેમ; દ્રુપતી કહે મારી પાસે, કંથ સુતાછો કેમ, ॥ ૧૧ ॥ એટલામાં પાંચે ભાઇ જાગ્યા, દીપક પ્રગટ કીધો; અદલ બદલ ભોમી જાણી, પુત્રનો તપાસ લીધો. ॥ ૧૨ ॥ જૈ પોતાની પથારીમાં જોયું, પુત્ર તણા ધડ જોયાં, દ્રુપતી કહે કપટ થયું, મુસ્તક કોણે ખોયાં. ॥ ૧૩ ॥ અશ્વસ્થામાને નવ દીઠા, એટલે બોલ્યા ધર્મ; વગર કહે વીપ્ર ગયો, એણે કર્યું આ કામ. ॥ ૧૪ ॥ એવામાંતો અશ્વસ્થામા, દુષ્ટની પાશે જાય; પાંચેનાં મુસ્તક લાવ્યોછુ, ઓ દરીયોધન રાય.

॥૧૫॥ એવું આધેથી વચન સુણી, પાપી ઘણો હરખાય; એવે મુસ્તક આગળ ધરીયાં, જે અશ્વસ્થામાય. ॥ ૧૬ ॥ તે ઓળખ્યાં મુસ્તક પાપીએ, એટલે ઉપજ્યો શોક, દેહમાંથી પ્રાણ નીકળી ગયો, જઇ પોહોચ્યો જમ લોક. ॥ ૧૭ ॥ દુરીયોધનને વરદાન હતું, હરખને શોક થાય; એટલે એનો પ્રાણ છુટે, તેથી બન્યું એમ ત્યાંય. ॥ ૧૮ ॥ એવી હકીકત ત્યાં બનિ છે, તંબુમાં બન્યુ કેમ; અસ્વસ્થામાએ પુત્રો માર્યા, સર્વને પડીયો વેમ. ॥ ૧૯ ॥ દ્રુપતી કહે કંથ મહારા, શત્રુના શીશપર નાહાવું; તે વિના બ્રહ્મહત્યા મુને, અન્ન માહારે નવ ખાવું. ॥ ૨૦ ॥ એવું સાંભળી અરજુન બોલ્યો, ઓરે રણછોડરાય; રથ જોડા જે ઝાલીએ શત્રુ, નહીતો નાશી જાય. ॥ ૨૧ ॥ તવ પ્રભુએ રથ ત્યાર કીધો, હાંકવા બેઠા પોતે; અથીઆર લઇને માંહી બીરાજ્યો, અરજુન સુરો હતો તે. ॥ ૨૨ ॥ એટલે અશ્વ દોડાવ્યા પ્રભુએ, થયો તેનો ધધડાટ; અશ્વસ્થામાએ અવાજ સુણ્યો, તેથી નાઠા પુરપાટ. ॥ ૨૩ ॥ તેવે રથ પુંઠે જઇ પોહોચ્યો, નાગપાસ પારથે સાંધ્યા; તે બાણ મુકી ગુરૂ નંદના, બે ભુજ અવળા બાંધ્યા. ॥ ૨૪ ॥ અશ્વસ્થામા થર થર ધ્રુજ્યા, વાંકા દિવસ કાહાડ્યા; રથ સરસા અરજુને બાંધ્યા, તેડી તંબુએ લાવ્યા. ॥ ૨૫ ॥ દ્રુપતી રાણી રડયા કરે છે, વીખ ઉપર ધરી દ્વેશ; એવે અશ્વસ્થામાને દીઠા, ઝડપીને ઝાલ્યા કેશ. ॥ ૨૬ ॥ એવે સમે અલબેલો બોલ્યા, ભગની સમાવો તાપ; જો હણશો ઠેર બ્રાહ્મણને તો, લાગશે તમને પાપ. ॥ ૨૭ ॥ માટે વિપ્રનો જીવ ન લેવો, બોલીયા દીનાનાથ; ઓરે પારથ અશ્વસ્થામાના, છોડી નાંખો બે હાથ. ॥ ૨૮ ॥ અરજુને તવ હાથ છોડયા, અમ્મર નાસવા જાય; માંથાનિ ખોપરિ નિકળી આવી, દ્રુપતીના કર માંય. ॥ ૨૯ ॥ ખોપરી સાથે મુસ્તક કેરો, મણિ આવ્યો નીધ્રાન; સોગન પાળવા તે પર બેશી, સતિયે કીધુ સ્નાન. ॥ ૩૦ ॥ ખોપરી વિના જીવ લેઇ નાઠા, દ્રોણ તણા સંતાન; આઘે જઇને ધનુશ ઉપર, એક ચઢાવ્યું બાણ. ॥૩૧॥ જાણ્યું કે માહારી ખોપરી કાઢી, માટે પ્રાક્રમ માંડું; પાન્ડવનો વંશ કાઢવા માટે, ઓત્રાનો ગરભ પાડું. ॥ ૩૨ ॥ એવું સમજી બાણ માર્યું, તે તંબુમાં જાય; ઓત્રા ઉપર તે બાણ આવ્યું, સમજ્યા જાદવરાય. ॥ ૩૩ ॥ પોતાનું સુદરસણ મુકયું, ગર્ભનિ રક્ષા કરવા; તે સુદરસણ ઓત્રા ઉપર, આવિને લાગ્યું ફરવા. ॥ ૩૪ ॥ એવે પેલું બાણ આવ્યું, ભેદવાં ઓત્રાનું અંગ; પણ પ્રભુના સુદરસણે, તે બાણ કીધુ ભંગ. ॥ ૩૫ ॥ ઓત્રાનો એમ ગર્ભ ઉગાર્યો, ભકતનો વધવા

જી

વંશ; એવો વશ ભુધરો ભકતોને, દુષ્ટોથી કરે ધ્વંશ. ॥ ૩૬ ॥ સત્યવાદીનું પાળણુ કરે, ભકતની વાહારે થાય; ઓ જનમેજય એવી રીતે, ઉગર્યો તુજ પીતાય. ॥ ૩૭ ॥ ગદાપરવ હાંઈ પુરણુ થયુ, ઉતરી તુજ હત્યાય; કાળા પડદા ધોળા થયા, કાળી ધોળી થઇ ગાય. ॥ ૩૮ ॥ કાળા તલ તે ધોળા થયા, પ્રત્યક્ષ એ પ્રમાણુ; કથા સાંભળીને જનમેજે, કીધાં ઘણાં ગૌદાન. ॥ ૩૯ ॥ સવાશો વિપ્રને ઉપવિત દીધા, ઉલટ મનમાં વ્યાપી; સવાસો કન્યાદાન દીધાં, બ્રહ્મપુરીયો પણુ આપી. ॥ ૪૦ ॥ બ્રાહ્મણોને ભોજન દિધાં, શ્રદ્ધા પુર્વક સાર; ગદાપરવ પુરણુ હવુ, જય જય જુગદાધાર. ॥ વળણ. ॥ ગદાપરવ પુરણુ હવુ, સુણુતા પોહોચે કોડ; વદે વલ્લભ સહુ બોલજો, જે જે શ્રી રણછોડ.

ગદા પર્વ સમાપ્ત.

પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ ગદા પર્વ છાપ્યું.
અમદાવાદ.

# સ્ત્રી પર્વ.

## કડવું ૧ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય, વિસ્તારી તુજને સંભળાવું, સ્ત્રીયાપરવ મહીમાય. ॥ ૧ ॥ ખોપરિ વીના અશ્વસ્થામા, નાઠા થઇ ઉદાશ; નર્મદા ત્રઠે સુરપાણ કેરી, ઝાડીમાં પુર્યો વાસ. ॥ ૨ ॥ એવે સમે સુર્ય ઉગ્યો, થયો છે પરભાત; સંજેજ્ઞાનિએ હસ્તીનાપુરમાં, ગાન્ધારીને કહી વાત; તે સાંભળી ગાન્ધારી નાઠી, કલેશ ઘણો મન લાવી; રડતી પડતી ઉઠતી કુટતિ, નીરદય ભોમીમાં આવી. ॥ ૪ ॥ ત્રાસ ભરેલી રડે તારૂણી, કારમો કરે પોકાર; રૂદન એનું સાંભળીને, રડીયા કુન્તી કુંવાર. ॥ ૫ ॥ કુન્તાજી તવ રડવા લાગ્યાં, સો પુત્રોની એ માડી; અરેરે પેટ બળે એનું કેવું, ભર્વીશ રેખા આડી. ॥ ૬ ॥ એ બાપ કોઇનો પુત્ર ન મરશો, મરજો પેહેલાં મા બાપ; એવું એવું મનમાં લાવી, કરે ઘણો વિલાપ. ॥ ૭ ॥ સાંમળીયે સમજાવવા માંડયાં, પણ નવ સમજે માત; અરેર બધુ ઉજડ થયું, કહી કરે આંસુપાત. ॥ ૮ ॥ પ્રભુએ જાણ્યું દાખલા દાધા, વીના નહી રહે રોતાં; ગાન્ધારીની લીલા બતાવું, છાના રહે તે જોતાં ॥ ૯ ॥ એવું સમજી ગાન્ધારીને, મુકી ક્ષુધા અપાર, તે વેળાએ રડવુ ભુલી, ખાવા ખોળે તે વાર. ॥ ૧૦ ॥ એવામાં એક આંબો બનાવ્યો, માહોટા ફળનો કેરી; તવ જાણ્યું કે તે લેઇ ખાવું ક્ષુધા થઇ છે વેહેરી. ॥ ૧૧ ॥ એમ જાણિને રડવું મુકી, ફળ લેવાને જાય; તે સમે કુન્તા પ્રત્યે બોલ્યા, પોતે શ્રી જાદવરાય. ॥ ૧૨ ॥ શાને રડો છો શાને રડોછો, માથ્યા ધરો છો દુખ; જુઓ રડતાં ગાન્ધારીને, વાહાલામાં વાહાલી ભુખ. ॥ ૧૩ ॥ એવું કહિને દેખાડવાને, ઉભાં કર્યાં એકાન્ત; ગાન્ધારીનિ ચરચા જુએ છે, તેની રહી નહી ભ્રાન્ત. ॥ ૧૪ ॥ ચાલીને ગઇ આંબા નીચે, ખાવા પર છે રૂચી; લાંબે ભુજે ગઇ લેવા તો, એક વેહેંત કેરી ઉંચી. ॥ ૧૫ ॥ પોતાના સો પુત્રો પડેલાં, તેમાંથી લાવી એક; તેના પર ચઢીને ગઇ લેવા, તોપણ ઉંચી છેક. ॥ ૧૬ ॥ બીજો દીકરો લાવિ અડકયો, જેમ જેમ ઉંચી થાય; તેમ તેમ કેરી પ્રભુ લીલાથી, ઉંચી ને ઉંચી જાય. ॥ ૧૭ ॥ એટલે ત્રીજો ચોથો ખડકયો,

ચઢી લેવા આશ રાખે; તોપણ કેરી હાથ ન આવે, તેમ તેમ પુત્રો નાંખે ॥૧૮॥ સોએ પુત્રોને ઉપરા ઉપરી, નાંખી ઢગલો કરીયો; તેના ઉપર ચઢીને ઉભી, કેરીને બાચકો ભરીયો. ॥ ૧૯ ॥ તવ તંબુમાં મોહન બોલ્યા,જુઓ ભ્રાતને માત; જનેતા પણ ખાધાની સંગી. તમે કર્યું કલ્પાંત. ॥ ૨૦ ॥ તે જોઇ કુન્તા વીસ્મય પામ્યાં, ગાજીને બોલ્યાં વાણી; અરેરે તમે આ શું કરો છો, ગાન્ધારી જેઠાણી. ॥ ૨૧ ॥ તવ ગાન્ધારીએ સાંભળ્યુ કાને, સરમાઈ મતીની માઠી; પુત્રોપરથી પડતુ મુકી, જીવ લેઇને નાઠી. ॥ ૨૨ ॥ કુન્તાજી કહે વાહાલામાં વાહાલું, પ્રાણી માત્રને પેટ; તે પછી બીજુ બધુ વ્હાલુ, પણ પેટથી સૌ હેઠ. ॥ ૨૩ ॥ જનેતાને દાજ ન લાગી, તો પછી બીજાને શાની; એ માહારાજ સંસાર લીલા, સ્વારથની મેંમાની. ॥ ૨૪ ॥ એમ કહી સરવે મન વાળ્યું, તંબુમાંથી નીસરીયા; જ્યાં કૌરવનાં શબ પડયાં છે, ત્યાં આગળ પરવરીયાં. ॥ ૨૫ ॥ બહુ કાષ્ટ લાવિ ચીતા ખડકી, શબ મહી મુકયાં સાર; વિધિ પ્રમાણે નીકુળ પાસે, કરાવ્યો સૌ સંસ્કાર. ॥ ૨૬ ॥ અગ્નીથી દહન કરીને, શુભ સરોવરે જાય; સ્નાન કરીને લોકીક કરતાં,આવીયાં તંબુ માંય. ॥ ૨૭ ॥ પછી પાન્ડવ છઠ્ઠા શ્રી કૃષ્ણ, ભીશમજી પાસે જાય; બાણ સજ્યા પર પોઢેલા છે, પોતે ભીસ્મપીતાય. ॥ ૨૮ ॥ ત્યાં આવીને ચરણે લાગ્યા, કરવા બેઠા મનસુબા; એ દાદા નીરદય ભોમીમાં, છ જણ છોએ ઉભા. ॥ ૨૯ ॥ બાજી બધાનો નાશ થયો, કહો હવે કેમ કરીયે, ભીશમપીતા કહે ચાલો સરવે, હસ્તીનાપુર પરવરીયે. ॥ ૩૦ ॥ થવાકાળ હતું તે થયું, બનવાનું બન્યું કાજ; ધત્રાષ્ટર પાસે અપાવું, તે તમો ભોગવો રાજ. ॥ ૩૧ ॥ કુટુંબ મર્ણની ક્રીયા કરવી, હઇ રેહેવું કેમ ફાવે; તવ પાન્ડવ રથ પોતાનો જોડી, ભીશમને તંબુએ લાવે. ॥ ૩૨ ॥ રથમાં દાદાને સુતા રાખ્યા, સરવે થયા તઇઆર; કુન્તા દ્રુપતીને સુભદ્રા, ઓત્રા આવિ બાહાર. ॥ ૩૩ ॥ ચારે અબળા એક રથ બેઠી, જુજવા રથે સહુ સાથ; અરજુનનો રથ હાંકવા બેશી, સંગ ચાલ્યા શ્રી નાથ. ॥ ૩૪ ॥ એવે બળદેવ યાત્રા કરીને, આવ્યા કુરૂક્ષેત્ર; કૌરવ મરણની વાત સુણી, ફરી ગયાં છે નેત્ર. ॥ ૩૫ ॥ શામળીયો તવ સંતાયા રથમાં, નરને શીખામણ દેઇ; બળભદ્રને નમી પડજો, દુષ્ટના એ છે સ્નેહી. ॥ ૩૬ ॥ એવે હળધર પાંન્ડવ પાસે, આવીને પુછી પેર; અરજુન કહે કર્મસંયોગે, થયો કારમો કેહેર. ॥ ૩૭ ॥ રાજ અમારૂં અમને ન આપ્યું, સમજાવ્યા સમજ્યા ન

કોય; પુછો જુઓ ભીષ્મપીતાને, તવ મન સાન્તી હોય. ॥ ૩૯ ॥ એવાં દીનતાનાં વચન કહ્યાં, બળદેવ પાછા વળીયા; એટલે પાછા રથ હાંકવાને, બેશી ગયા શામળીયા. ॥ ૩૯ ॥ પાંચ પાંન્ડવને છઠ્ઠા પ્રભુજી સાતમા ભીસ્મપીતાય; કુન્તા સહીત ચાર નારી, કુરૂક્ષેત્રથી જાય. ॥ ૪૦ ॥ નીરદય ભોમીની બહાર નીકળીયા, આવ્યો દયા ભોમી ભાગ; એટલે પાન્ડવને હાય લાગી, ઉજડ થયો લીલો બાગ. ॥ ૪૧ ॥ ચાર નારીને પાંચ પાન્ડવ, પ્રથવી નાંખ્યાં પડતાં, રૂદીયા કુટે આંસુ છુટે, ત્રાસ ભરેલાં રડતાં. ॥ ૪૨ ॥ વળણ. ॥ ત્રાસ ભર્યા રડતાં, બહુ પ્રગટયો તનમાં તાપ; વદે વલ્લભ બહુ બાકળાં, થઇને કરે વીલાપ.



## કડવું ૨ રાગ કાફીનો.

હાંરે બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત કેરા તન, હાંરે રડે કુન્તા કરીને પોકાર; હાય નાશ થયો પરીવાર, હાંરે કીધો ધનને સારૂ મેં દ્રંશ; કાઢયો જેઠ તણો બધો વંશ. હાંરે પુત્ર પરીવારથી વાહાલી પુંજી; એવું કરવાની કરણી સુજી, હાંરે હું તો જીવતી રહી ઘોજારી, આવી સગાને ગરદન મારી, હાંરે લીલી વાડી નાંખી સુકાવી, મને કાંઇ દયા નવ આવી; હાંરે હવે નગ્ર સામુ શું ભાળું, હું તો કરી આવી માહારૂ કાળું; હાંરે માહારૂ મોડુ શું જગમાં બતાવું; હવે હસ્તીનાપુર કેમ જાવું. હાંરે મારે જોઇતું નથીરે વતન, કરૂં કાયા હું માહારી પતન. હાંરે રાજા ધર્મ રડે છે અપાર, હાય આ શું થયું કીરતાર, હાંરે માહારી કેમ ફરી ગઇ મતિ, નામ પ્રમાણે ગુણ ગ્રહયો નથી; હાંરે લાગ્યુ લાન્છન મુજને મોહોટું, બધા વીશ્વમાં કેહેવાયું ખોટું; હાંરે મહારો રામજી મુજપર રૂઠયો, કુળ ક્ષય કરવા પ્રેમ છુટયો; હાંરે એમ રડતા પાંચે વીર, વહે ચોધારે નેત્રોમાં નીર, હાંરે ઘણું સમજાવે ભીશ્મપીતાય, વળી સમજાવે જાદવરાય; હાંરે ઘણા યત્નથી પંથ ચલાવ્યાં, સરવે હસ્તીનાપુર આવ્યાં. હાંરે તવ સો ભાઇની સો નારી, આવી રડતી સાથે ગાન્ધારી; હાંરે એક એકને આંસુ છુટે; કૌરવ કેરી કામનીયો કુટે; હાંરે ભાણુમતી ઘણી વલવલતી; એતો કોઇની ખાળી નથી ખળતી. હાંરે કરે પ્રથવી પડીને પોકાર, હાય કયાં ગયો રાજ કરનાર; હાંરે જગમાં કહેવાયા છત્રપતી, માહારૂં વેણ ઉથાપ્યું નથિ, હાંરે મુને સુખ સાગરનું દીધું, શત્રુ પાંન્ડવે છીનવી લીધું. હાંરે

મુને ભર્યારે અમરતમાંથી કાહાડી, બધું જીવતર નાંખ્યું બગાડી, હાંરે પછી સરવે વળાવ્યું મન, એવે આવ્યા ક્રીયાના દન; હાંરે તેડયા ધરમે સૌ દેશના રાય, કરી દશા એકાદશા ત્યાંય; હાંરે કરી દ્વાદશાની ક્રીયા, ત્રયોદશા સહીત સારીયાં. ॥ વળણ. ॥ પરીપુરણ ક્રીયા કરી, બે દીવસ વહી જાય; વ્યાસ વલ્લભ વાણી વદે, તોપણ રહ્યા સહુ રાય.



## કડવું ૩ રાગ મારૂની છાયા.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, સ્ત્રીયા પરવ મહીમાય. ॥ ૧ ॥ ચોરાશી હજ્જાર દેશના રાજા, લોકાકે આવ્યા હતા; પાન્ડવ ગાદીએ બેઠા વીના, ઘેર કોઇ નથી જતા. ॥ ૨ ॥ નજર બાગ છે મોહોલ પાસે, પીંપળાનું વૃક્ષ માંય; બાણ સજ્યાયે ભીસ્મપીતાને, રાખી મુકયા છે ત્યાંય. ॥ ૩ ॥ તેમનિ પાસે સારા સારા, ક્ષત્રીના સુત જાય; જઇ કહયું રાજ દો પાન્ડવને, એરે ભિસ્મપીતાય. ॥ ૪ ॥ એટલે ધૃત્રાષ્ટરને બોલાવ્યો, બાગમાં ગંગા તન; સરવના સાંભળતાં પુછયું, વત્રા વૃદ્ધ વચન. ॥ ૫ ॥ રાજ્યાસન સુનું નવ શોભે, સુની રહે નહી ગાદી; તારા કહ્યા વણ ગાદી ન બેસે, ધર્મ રાજા સત્યવાદી. ॥ ૬ ॥ માટે શી છે મરજી તાહારી, ક્ષત્રીયો પુછવા આવ્યા; એવે અનુચર મોકલીને, પાન્ડવ કૃષ્ણ બોલાવ્યા. ॥ ૭ ॥ એવામાં ધત્રાષ્ટર બોલ્યો, છે દલમાં બહુ દાજ; શો સો દીકરે વાંજીયો કીધો, માટે ન આપું રાજ. ॥ ૮ ॥ ભીશમપીતા કહે જો કહુ તુને, હાથે કરીને દેવું; નહિતો સરજોરીથી લેશે, તો માન્ય તારૂં કેવું. ॥ ૯ ॥ હૈયાનાં હેત તુટી જાશે, ફરીથી નહી રહે ભાવ; તે કરતાં દે તું તારે હાથે, લે જગમાં જસ લાહાવ. ॥ ૧૦ ॥ એવું સાંભળી અંધ બોલ્યો, સરજોરીથી છો લેતા, જોતું જો રાજ્ય ભોગવે કેવું, કેવાક સુખમાં રેહેતા. ॥ ૧૧ ॥ એટલે બોલ્યા ધરમ રાજા, સાંભળજો મુજ તાત; તમારી સાથે કોઇ કાળે, કરવો નથી ઉતપાત. ॥ ૧૨ ॥ રાજ દેવાની મરજી તમારી, હશે નહી કદાપી; તો વનમાં વાસો વશીશું, સઘળું તમને આપી. ॥ ૧૩ ॥ તમારૂં મન દુભવીને, જો લેઇએ આ રાજ; તો તેમાં સુખી નવ થૈયે, કાંઇ ન સુધરે કાજ. ॥ ૧૪ ॥ જીવ દુભાવીને કોઇ લે કાંઈ, તે નવ થાયે સુખી; ચાર ઘડી સુખડુ દેખે પણ, છેવટ દુખીનો દુખી. ॥ ૧૫ ॥ એટલે બોલ્યા ભિસ્મપીતા, સુણ ધત્રા-

ષ્ટર રાય; કેવી નિરમળ વાણી ધરમનિ, શત્રૂને આવે દયાય. ॥ ૧૬ ॥ વચન વદેછે દીનતાનાં, વચન સર્વનું થાપો; એ ધ્રતરાષ્ટર અમારે કહયે, રાજ્યાસન તમે આપો. ॥ ૧૭ ॥ ધ્રત્રાષ્ટર તવ રડી પડિયો, મારૂં ભાગ્યું ધરસુત્ર; ભીસ્મપીતા કહે કૈં નથી ભાગ્યું, આ પાંચ તારા પુત્ર. ॥ ૧૮ ॥ તારાથી વિપ્રીત નહિ વરતે, પાળશે તુજ આમ્નાય; નથી અધર્મી ધર્મરાજા, કરશે તુજ શેવાય. ॥ ૧૯ ॥ એવી રીતે બહુ સમજાવ્યો, પુરણ વળાવ્યું મન; એટલે છેવટ અંધ બોલ્યો, દાદા સુણો વચન. ॥ ૨૦ ॥ રાજી થઇને રાજ આપુ; જો દ્વેશ બુદ્ધી ટળે; તો પાંચે ભાઇ પાવલે લાગે, એકે એકે મને મળે. ॥ ૨૧ ॥ હું જાવું માહારા મેહેલ વીશે, ત્યાં મળવાને આવે; તે પછી કાંઇ વેહેર ન રાખું, પ્રપંચ મનમાં લાવે. ॥ ૨૨ ॥ એમ કહિને મેહેલમાં ગયો, સાંભળજે રાજન; પાન્ડવને લેઇ મેહેલમાં ગયા, પોતે જુગજીવન. ॥ ૨૩ ॥ ધત્રાષ્ટરે એમ વિચાર્યું, સહુપર રાખુ મેહેર; એકલા ભીમને બાથમાં ઘાલી, મારી નાંખુ કેર. ॥ ૨૪ ॥ એટલે મહારૂં વેહેર વળીયું, મનમાં ન રાખવું ઝેર; એવા વિચાર એના મનના, જાણી પ્રભુએ પેર. ॥ ૨૫ ॥ ધત્રાષ્ટર ઉભો એક જગે; કહ્યું કે વીતે લાહાવો; આરે દીકરા એકે એકે, મળવા મુજને આવો. ॥ ૨૬ ॥ એટલે પેહેલા ધરમ ચાલ્યા, જઇને જોડ્યા હાથ; ધરમરાયને પાસે બોલાવી, ચાંપ્યો રૂદીયા સાથ. ॥ ૨૭ ॥ મુસ્તક ઉપર હાથ મુકયો, ઘણું જીવો મુજ તન; કુશળ રેહેજો ધરમ બેટા, ભોગવો રાજ્યાસન. ॥ ૨૮ ॥ એવું કહીને ધરમને મુકયા, એટલે અરજુન જાય; દો આશીરવાદ મુને પીતાજી, કહીને લાગ્યો પાય. ॥ ૨૯ ॥ તવ તેને રૂદે ચાંપીને, દીધી બહુ આશીશ; શેદેવ નિકુળ તે પણ મળીયા, પછી ચેત્યા જુગધીસ. ॥ ૩૦ ॥ લોહ વજ્જરનો ભીમ બનાવ્યો, સમજાવ્યો વાયુના તનને; ધત્રાષ્ટરે ભીમને બોલાવ્યો, કપટ ધારી મનને. ॥ ૩૧ ॥ એટલે બોલ્યો સુત વાયુનો, તાતજી લૈયે લાહાવો; હુંછું જાડો તે નથી ચલાતું, તમો આગળ આવો. ॥ ૩૨ ॥ લોહ તણા ભિમની કનેથી, કાકાને ભિમે બોલાવ્યો; એટલે આંધળો મીઠુ મીઠુ, બોલતો લગભગ આવ્યો. ॥ ૩૩ ॥ તવ વ્રકોદર આઘો ખશીયો, જોયા કરે સહુ સાથ; આંધળે આવી લોહના ભીમને, બળમાં ભીડાવી બાથ. ॥ ૩૪ ॥ આંધળો બોલ્યો સો સુત માર્યા, તેં બહુ કીધો કેર; તેથી એકલા તુને મારૂ, લેઉછું વેહેરે વેહેર. ॥ ૩૫ ॥ એમ કહીને બહુ બળ કીધું, જણાવ્યું સાચુ સુર; લોહના ભીમને દ-

બાવીને કરી નાંખ્યો ચકચુર. ॥ ૩૬ ॥ તવ અરજુને પાખંડ કીધું, આ શું કર્યું મુજ તાત; દગો કરી મુજ બંધુ માર્યો, કીધી વિશ્વાસઘાત. ॥ ૩૭ ॥ ધૃતરાષ્ટર કહે કોઇ ન રડશો; સમજાવો દિનાનાથ; હવે હું કોઇપર નહી વેહેર રાખુ, ચારે ઉપર ચાર હાથ. ॥ ૩૮ ॥ માહારા પુત્રે પ્રથમ પેહેલું, ભિમને દીધું ઝેર; તોપણ મુએલો જીવતો થૈને, ચાલી આવ્યો ઘેર. ॥ ૩૯ ॥ લાખાભુવનમાં મરણ પામેલો, ફરીથી જીવતો થયો; પણ આ વેળા એવો માર્યો, જીવ સમુળો ગયો. ॥ ૪૦ ॥ અરજુનજી કહે નારે કાકા, એતો જીવતો થાશે; અંધ કહે તું મિથ્યા બોલે, વાત સાચી નવ ભાસે. ॥ ૪૧ ॥ તે કરતાં જો જીવતો થાયે, તો સત્ય માનુ આપ; તે પછી કદી વેહેર રાખુંતો બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૪૨ ॥ એટલે અરજુનજી એમ બોલ્યો, બોલાવો ભીમ કહીને; એટલે તમને જવાબ દેશે, મુએલો જીવતો થૈને. ॥ ૪૩ ॥ આંધળાયે તવ ચાંટો કાહાડયો, બેટા હું તુજપર ત્રુઠયો; એવું વચન સાંભળીને, ભીમશેન બોલી ઉઠયો. ॥ ૪૪ ॥ કેમ છે કાકા કેમ છે કાકા, જીવ્યો તમ પરતાપ; ધૃતરાષ્ટર કહે મળી જા મુને, દગો કરૂ તો પાપ. ॥ ૪૫ ॥ એટલે ભીમશેન ગયો મળવા, જાતાં જરા નવ કાંપ્યો; ધૃતરાષ્ટરે હેત કરીને, રૂદીયા સરસો ચાંપ્યો. ॥ ૪૬ ॥ જાવો બેટા જીવતા રેહેજ્યો, સુખ રૂપ ભોગવો રાજ; હવે ભય રાખીશ નહી માહારો, ના રહી તુજપર દાજ. ॥ ૪૭ ॥ એવી રીતે આશીશ દીધી, સુણ જનમેજે રાય; સ્ત્રી પરવ હાંઈ પુરણ થયું, ઉતરી તુજ હત્યાય. ॥ ૪૮ ॥ તવ શામ પડદા સ્વેત થયાને, સ્વેત થઇ કાળી ગાય; કાળો પડદો ધોળો થયો, તર્ત પ્રમાણ દેખાય. ॥ ૪૯ ॥ રાજાએ બ્રહ્મ ભોજન કરાવ્યાં, વીપ્ર ઉપર બહુ હીત; સવાસો કન્યાદાન દીધાં સાવાસો ઉપવીત. ॥ ૫૦ ॥ સવાસો બ્રહ્મપુરીઓ આપી, વળી દીધાં ગૌદાન; શ્રદ્ધા રાખી સુણવા બેઠો, જે જનમેજે રાય. ॥ ૫૧ ॥ વળણ. ॥ શ્રોતાજન સહુ સાંભળો, પોહાચે મનના કોડ; વદે વલ્લભ સહુ બોલજો, જે જે શ્રી રણછોડ. ॥

સ્ત્રી પર્વ સમાપ્ત.

અમદાવાદ—ગ્રંથોદય પ્રેસ.

# અનુશાસન પર્વ.

## કડવું ૧ રાગ સાખીનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું,અનુસાસન પર્વ કથાય. ॥ ૧ ॥ કાકાને મળી પાન્ડવ નીકળ્યા, નજર બાગમાં જાય; ધત્રાષ્ટર પણ પુંઠે આવ્યો, જ્યાં છે ભીસ્મપીતાય. ॥ ૨ ॥ ત્યાં આવીને અંધ બોલ્યો, સુણે છે સહુ રાજન; ઓ દાદા હવે વેર ઝેર મુકી, આપીયું રાજ્યાસન. ॥ ૩ ॥ પૈસો પુંજીને રાજધાની, સઘળી પાન્ડવ કેરી; સર્વ મળી ગાદીએ બેસાડો, લે દેશ સઘળા ઘેરી. ॥ ૪ ॥ એમ કહીને મેહેલમાં ગયો, બોલ્યા ભીસ્મપીતાય; સરવ રાજાને જગધીસ મળી, બેસાડો ધરમરાય. ॥ ૫ ॥ ધરમને ગાદીએ બેસાડો, તે પછી થાવો વીદાય; એટલે સરવે રાજી થઇને, સ્થીતી કરી સહુ રાય. ॥ ૬ ॥ અઠયાશી શસ્ત્ર રૂશી તેડાવ્યા, કર્યો પટ્ટા અભીશેક; નગ્રને ફરતી ધારાવાડી, પયની કરી વીવેક. ॥૭॥ બ્રાહ્મણના કેહેવા પરમાણે, કીધી સરવે વીધી; પ્રથમ ગાદીનું પુજન કીધું, દ્રુપતી સાથે લીધી. ॥ ૮ ॥ નગ્રમાં ડુંડભી ડંકા વાગે, આનંદ ઘેરે ઘેર; આસોપાલવ તોરણ બાંધ્યાં, રહીઅત ઉપર મેહેર. ॥ ૯ ॥ ઢોલક ભુંગળ છત્રીસ વાજાં, મરદંગ ઝાંજને તાલ; ઘેરે ઘેર નીશાન ફરૂકે, ઉડે અબાલ ગુલાલ. ॥ ૧૦ ॥ વસ્ત્ર આભુશણ પેહેરીને ફરે, રાજાને રહીઅત લોક; આનંદ ઉરમાં ઉભરાય સહુને, ન મળે સંતાપ શોક. ॥ ૧૧ ॥ ગાયને ગળે ગાળો ન મળે, કોઇ નહી દુખ દરીયે; પશુ પક્ષી કો નહી બંધન, પોપટ નહી પીંજરીએ. ॥ ૧૨ ॥ બંધીજનોની બંધી તોડી, વરત્યો જય જયકાર; યાચક લોકો યાચવા આવ્યા, જે જેનો અધીકાર. ॥ ૧૩ ॥ પરદેશી લોકોને ઉતરવા, બંધાવ્યા છે વીસરામ; પરાયાને જમવા અન ક્ષેત્રો, જળ થળ ઠામો ઠામ. ॥ ૧૪ ॥ આખા ગામમાં રોશનાઈ રાતે, ચાલ્યા કરે ધામધુમ; કોઇ સ્થળે ચોરી ચખારીની, કાંઇ ન પડે બુમ. ॥ ૧૫ ॥ એવામાં શુભ મહુરત આવ્યું, ચાર ધડી દન ચડતે; તે વેળા ગાદીએ બેસવાનું, ડુડભી ડંકા પડતે. ॥ ૧૬ ॥ વળણ. ॥ ડુન્ડભી પર ડંકા પડે, ગરગડે બહુ નીશાન; વદે વલ્લભ તેવે સમે, ધર્મ રહ્યા સાવધાન. ॥

## કડવું ૨ રાગ ધોળનો.

બોલ્યા બોલ્યા વૈશમપાયે વચનરે, સાંભળ સાંભળ જનમેજે રાજનરે. ॥ ૧ ॥ નાહી ધોઇ સ્વચ્છ થયા ધર્મરાયરે; પંચાળી પણ આવી ઉભી છે ત્યાંયરે; ॥ ૨ ॥ ધરમરાયે અંગ ધર્યાં હથીઆરરે; દ્રુપતીએ પેહેર્યાં છે સોળ સણગારરે. ॥ ૩ ॥ નગ્ર કેરી નારીયો ગીતા ગાયરે; બ્રાહ્મણ મુખથી આશીશ વચન થાયરે. ॥ ૪ ॥ રણછોડરાયને ભક્ત ઉપર પ્રીત વ્યાપીરે; સરવે ધરમનો કર ગ્રહી ગાદી આપીરે. ॥ ૫ ॥ ધરમરાજા બેઠા ધરીને ઉમંગરે, દ્રુપતીને પોતે લીધી અરધંગરે. ॥ ૬ ॥ તે વેળાએ જય જય બોલી સૌ શ્રષ્ટીરે, રહીયત રાયે કરી બહુ પુરૂપની વૃષ્ટીરે. ॥ ૭ ॥ કુમકુમ કેશર ચંદન છાંટયા છે તાંયરે; દેખી દેખી સહુજન ખુશી થાયરે. ॥ ૮ ॥ કનક મોહોરો રૂપા મોહોરો ઉછાળીરે; નીરધન લોકો તે લે છે વાળી વાળીરે. ॥ ૯ ॥ ગાદી બેશી વીવીધના કર્યા પુન્યરે, દાન દેવામાં કાંઇ ન રાખી નુન્યરે. ॥ ૧૦ ॥ જાચક જાચે મન રાચે તેવું આપેરે; બ્રાહ્મણોને દે છે, બ્રાહ્મણના માપેરે. ॥ ૧૧ ॥ પછી દીધી આગના ધર્મ રાજનરે; હવે સરવે પ્રાણીને કરાવો ભોજનરે. ॥ ૧૨ ॥ એટલે દીધી આગના જુગજીવનરે; સરવ સરવના વિવેક કરો આસનરે. ॥ ૧૩ ॥ એટલે આસન કીધાં વરણ પ્રમાણેરે; સહુને ભોજન પીરસાવીયાં તે ટાણેરે. ॥ ૧૪ ॥ બહુ પરકારે સામગરીને સોઇરે, ત્રપ્ત થયા જમનારા સહુ કોઇરે. ॥ ૧૫ ॥ પછી સહુને અપાવીયાં મુખવાસરે; કોઇ જીવને રાખ્યો નહી નીરાશરે. ॥ ૧૬ ॥ વળણ ॥ સહુ પ્રાણી ત્રપ્તી કર્યા, પછી કરી સભાય, વદે વલ્લભ મુખ બોલીયા, પોતે ધરમરાય.



## કડવું ૩ રાગ સૈવેયાનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, શુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, અનુશાશન પર્વ કથાય. ॥ ૧ ॥ સભા કરીને ધરમ બેઠા, કીધો મુખ ઉચ્ચાર; ભીમશેનભાઈ તોડી નાંખીને, લુંટાવી દો ભંડાર. ॥ ૨ ॥ અધર્મનું અતી ધન મેળેવેલું, આપણે નહી ઉપીયોગી; દુરીયોધનનું દ્રવ્ય છે એવું, તેના ન થાવું ભોગી. ॥ ૩ ॥ એવી આજ્ઞા ભીમને આપી, ચાલ્યો વાયુ કુંવાર; ખરેખરા ખજાના ભરેલો, તે તોડયા ભંડાર ॥ ૪ ॥ લોકોને બોલાવી લુંટાવી દીધો; એક ન રાખી

કોડો, ખાલી કરીને આવ્યો સભામાં, ખબર કહી કરજોડી ॥ ૫ ॥ એ ભાઇ ભંડાર દિધો લુંટાવિ, તવ બોલ્યા ભગવાન; ક્ષત્રિઓને સરપાવ દેવા, એ કુન્તિ સંતાન. ॥ ૬ ॥ તમે તો ધન ઉડાવિ બેઠા વિચાર્યો નહિ દાવ; ખજાના ખાલિ કર્યા તે, કયાંથી દેશો સરપાવ. ॥ ૭ ॥ એટલે ધરમે ગામના ગ્રહસ્થો, બોલાવ્યા પોતાની પાસ, દેવું કરીને નાણાં લીધાં, પ્રસન થયા અવિનાશ. ॥ ૮ ॥ જેવો જેવો રાજા તેવો, આપે છે સરપાવ; તે દેખીને સર્વનો થયો, પાંડવ ઉપર ભાવ. ॥ ૯ ॥ એકે એકે જઇ જુહાર કીધા, ધર્મ કને જઇ ઠેઠ; સઉ સઉનિ સંપત પરમાણે, પાંડવને કરી ભેઠ. ॥ ૧૦ ॥ પછી સરવે વિદાય માગિ, થયા વાજીંત્રના નાદ; બ્રાહ્મણોએ ઉભા થઇને, દીધા આશીરવાદ. ॥ ૧૧ ॥ જય જય કહેતાં સરવે પ્રાણિ; થઇ ગયાં વીદાય, અનુશાસન પર્વની કથા, આ સ્થળ પુરણ થાય. ॥ ૧૨ ॥ જનમેજય તારી ઉતરી હત્યા, પાપથી થયો મુકત; પ્રેમ થકી બહુ પુન્ય કીધાં, રાજાએ વિધિ યુકત. ॥ ૧૩ ॥ કાળા પડદા ધોળા થયા, ધોળી થઇ ગઇ ગાય; કાળા તલ તે ધોળા થયા, પ્રમાણ એ દેખાય. ॥ ૧૪ ॥ બ્રાહ્મણોને ભોજન કરાવ્યાં, લળિ લળિ લાગ્યો પાય; પુરણ મનથી શ્રદ્ધા રાખી, તવ ઉતરી હત્યાય. ॥ ૧૫ ॥ વળણ. ॥ હત્યા એની ઉતરી, શ્રોતા સુણો કરજોડ; કહે વલ્લભ સહુ બોલજો, જે જે શ્રી રણછોડ.




પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ અનુશાસન પર્વ છાપ્યું.
અમદાવાદ.

# શાન્તી પર્વ.



## કડવું ૧ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, શાન્તિ પરવ મહિમાય. ॥ ૧ ॥ ધરમરાજા ભોગવે ગાદી, દીવશ વીત્યા સાત; પોતાનું કુટુંબ હણ્યું તે, સાંભરી આવી વાત. ॥ ૨ ॥ એટલે ગયા ભીશમની પાસે, પોતે ધરમરાય; પાસે બેશી રડવા લાગ્યા, પુછયું ભીસ્મપીતાય. ॥ ૩ ॥ ઓ દિકરા તું કેમ રડે છે. તવ બોલ્યા રાય ધર્મ; કુટુંબનો મેં નાશ કીધો, માહા માઠું થયું કર્મ. ॥ ૪ ॥ મુજ માંથે થઇ જગતનિ કેહેણી, મુજ મન પણ એમ કેહે છે; દાદા મુજને એ શું સુજ્યું, માટે આંસુડાં વેહે છે. ॥ ૫ ॥ રાજ્યાસન નોહોતું જે વારે, તે વારે પેટ ભરતો; રાજ્યાશન હાલ પામ્યો તોહ્યે, તેટલુ ભોજન કરતો. ॥ ૬ ॥ તે દાહાડે શુ હાનિ હતી, અત્યારે શો લાભ; નકામી ઉપાધી લીધિ, ઘાલ્યું ઉંડળમાં આભ. ॥ ૭ ॥ કુળ નિકંદન કરીને બેઠા; પડી ગઇ ભુલ ભ્રાન્તિ; કંકાસ ચાલે છે મુજ મનમાં, વળતી નથી કાંઇ શાંન્તી. ॥ ૮ ॥ માટે ગાદિ શોંપો કોઇને, મુજને વનમાં કાહાડો; સંસારમાં રાખવો હોય મુને, તો તો શાન્ત પમાડો. ॥ ૯ ॥ એવું સાંભળી ભિસ્મ બોલ્યા, મનથી મીથ્યા લે માનિ; કરો સમાગમ સામળીયાનો, માહા જ્ઞાનીના જ્ઞાનિ. ॥ ૧૦ ॥ જગતપતિ છે મોક્ષના દાતા, તે તુને કરશે જ્ઞાન; કોણે માર્યા ને કોણ મુઆ, ભુલી ગયો તું ભાન. ॥ ૧૧ ॥ કોઇનો માર્યો નથી મરતો, આત્મા ચૈતન્ય જેહ; અછેદ અભેદ અમ્મર સદા, અખંડ જાણવો તેહ. ॥ ૧૨ ॥ પરમાત્મા પુરણ બ્રહ્મ જે છે, ચૈતન્ય સદાકાળ; તેની ગતિના આત્મા સરવે, ઓરે ધર્મ ભુપાળ. ॥ ૧૩ ॥ જેવો સુર્યને સુર્યનો પ્રકાશ; સમજાવું તે ભેદ; ઘણું કઠીણુ સમજવાનું, મર્મમાં વદે છે વેદ. ॥ ૧૪ ॥ સુર્ય ઠેકાણે પર્માત્મા જાણો, પ્રકાશ સ્થળ આત્માય; વળી બીજો દાખલો દેવું, ઓરે ધરમરાય. ॥ ૧૫ ॥ દિપક જેવો પ્રકાશ તેવો, પણ તેમાં બ્રહુ ફેર; તે રીતે આત્મા પરમાત્મા, સમજતાં થાય ઝેર. ॥ ૧૬ ॥ પરમાત્મા દીપક ઠેકાણે,

જીવાત્મા પ્રકાશ;રૂપે સરખા પણ શકતીમાં, જુદા જુદા તપાસ. ॥ ૧૭ ॥ દીપક કશી વસ્તુ માંહી, પ્રવેશ નવ્ય કરાય; જો કદી પ્રવેશ થાયે તો, તે વસ્તુ બળી જાય. ॥ ૧૮ ॥ પ્રકાશનો પ્રવેશ સઘળે, થાય તોપણુ નવ બળે; દીપકમાંને પ્રકાશમાં બહુ, જોતાં ફેર નીકળે. ॥ ૧૯ ॥ જડ-બુદ્ધીવાળો એક માને, ઓરે ધરમરાય; જોનારને જોવાની વસ્તુ, બેઉ જુદાં જણાય. ॥ ૨૦ ॥ દીપક સદાકાળ હોયેતો, પ્રકાસ સદાકાળ; પ્રકાશ રૂપી પરત્માનિ, ગતી સમજ ભુપાળ. ॥ ૨૧ ॥ તે ગતીના સૌ જીવાત્મા, દીપક પુરણ બ્રહ્મ; સંસ્કારો હોય પુર્વ જનમનો, તે જનને પડે ગમ. ॥ ૨૨ ॥ ખસખસના દાણાનો અંકુર, તેના અણુનો અણુ; વાસના લીંગે બંધાઇ રહયો, પ્રકાશમાં શું ગણુ. ॥ ૨૩ ॥ બ્રહ્મને બ્રહ્મની ગતી બીજી, ત્રીજી છે જડ માયા; તે માયા ચૈતન્યથી ચૈતન્ય, થૈ બંધાણી કાયા. ॥ ૨૪ ॥ એ મુળ માયા છે ત્રીગુણી, રજો તમોને સત્વ; તે ત્રણ ગુણોથી ઉત્પન થયાં, કાયાનાં ચોવીશ તત્વ. ॥ ૨૫ ॥ પચીસમો આત્મા ગણ્યો છે, કોઇ ગણે વીશેશ; જ્યાં ત્યાં એનુ એ સમજવાનું, તેથી મુકતો નહી લેશ. ॥ ૨૬ ॥ સમજીને સમજવું કહુ તે, સાંભળ ધરમરાય; પ્રથમ સુધ્યાત્મા થઇને, જાણવા પરમાત્માય ॥ ૨૭ ॥ પુરણ તેનું જ્ઞાન લેઇ, તેમાં દેવું લક્ષ; પુરણ યોગાભ્યાસ કરતાં, ઉઘડે છે જ્ઞાન ચક્ષ. ॥ ૨૮ ॥ જ્ઞાન વડે મુકતી પામીને, મોક્ષ તણુ પદ પામે; આવાગમન ટળે તેનો, લક્ષ ચોરાશી વામે. ॥ ૨૯ ॥ એટલે બોલ્યા ધરમરાજા, ઓરે ભીસ્મપીતાય; મનુશ કેરો દેહ પામી, પ્રથમ શો ઉપાય. ॥ ૩૦ ॥ વળણુ. ॥ પ્રથમ ઉપાય શો મનુશને, સમજાવો કરી કરૂણાય; વ્યાસ વલ્લભ એમ ઓચરે, કેહે છે ભીસ્મપીતાય.



## કડવું ૨ રાગ સામેરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, શાન્તી પરવ મહીમાય. ॥ ૧ ॥ મનુશ કેરો દેહ ધરીને, પેહેલ વેહલું શું કરવું; આત્માની રીતી સમજવું, તેમાં લક્ષજ ધરવું. ॥ ૨ ॥ ઝાડ પાહાડ જેવા જે જીવો, જડાત્મા કેહેવાય; તેને કાંઇ જ્ઞાન ન મળે, ઓરે ધરમરાય. ॥ ૩ ॥ વ્યવહારનું કે પરમારથનું, જડાત્માને નહિ જ્ઞાન;. તેથી તે જીવ જડાત્મા છે, ઓરે ધરમ રાજાન. ॥ ૪ ॥ કીટ પતંગ કે પશુ પક્ષી, જીવાત્મા છે તેહ; વ્યવહારનું એકલું

જ્ઞાન એને, સર્વની ભૌતિક દેહ. ॥ ૫ ॥ એને નહી જ્ઞાન પરમારથનું, માટે જીવ કેવાયા, મનુશ દેહીને બે જ્ઞાન થાયે, તેથી આત્મા ગણાયા. ॥ ૬ ॥ વ્યવહારનું ને પરમારથનું, બેઉ થઈ શકે જ્ઞાન; તે સારૂ તે આત્મા ગણાયે, સુણ સતિ સંતાન ॥ ૭ ॥ મનુશ જાતી વ્યવહાર સમજે, પરમારથ નવ જાણે; તો તે આત્મા જીવ દશાનો, પશુ પક્ષી પરમાણે. ॥ ૮ ॥ બે જ્ઞાન થવાની શકતી છતાં, ગ્રહણ કરે એક જ્ઞાન; પરમ વસ્તુને નવ સમજ્યો, તે જીવાત્મા સમાન. ॥ ૯ ॥ પરમ પદનું જ્ઞાન તને છે, હવે શું માગે શાન્તી; મેં માર્યા માહારે મારવે મુઆ, એ તુજમાં ભુલ ભ્રાન્તી. ॥ ૧૦ ॥ તેં તો તારો ધર્મ બજાવ્યો, તેમાં નહી તને દોશ; જગતનિ થઇ મિથ્યા કેહેણી, તેમાં શું અપસોશ. ॥ ૧૧ ॥ ધર્મે કહ્યું કે ભીસ્મ દાદા, બતાવો સર્વના ધર્મ; કોણ પ્રાણિએ કોણ પ્રકારે, કરવાં દેહિક કર્મ. ॥ ૧૨ ॥ બ્રાહ્મણ ક્ષત્રી વૈશને શુદ્રો; વરણાશ્રમ છે ચાર; તે ચારનો શું ધર્મ પીતાજી, કેમ વરતે વેહેવાર. ॥ ૧૩ ॥ એટલે બોલ્યા ભિશ્મ દાદા, સાંભળો દિકરા જેષ્ટ; ચારે વરણમાં બ્રાહ્મણ જાતી, ત્રૈણે વરણથી શ્રેષ્ટ. ॥ ૧૪ ॥ આનાદિથી ઉત્તમ દેહી, વાડવ કેરી જાણો; ત્રૈણે વરણના તેતો ગુરૂ, શ્રદ્ધા ઉરમાં આણો. ॥ ૧૫ ॥ શટ કરમો દ્વીજેએ કરવાં, સ્નાન સંધ્યાને હોમ; ગાયત્રી જપ પીત્રુ તરપણ, સ્વાધ્યાયમ શુભ ભોમ. ॥ ૧૬ ॥ ત્રૈણ વરણને ઉપદેશ કરવો, ભણાવવી વીદ્યાય; પાતક મુકતનાં કર્મ કરાવે, વળી દાન લેવાય. ॥ ૧૬ ॥ એ દેહિ ધરમ બ્રાહ્મણ કેરો, કેહે છે ભિસ્મ પીતાય; દેહીક ધર્મ કહુ ક્ષત્રીનો, સાંભળો ધરમરાય. ॥ ૧૭ ॥ ક્ષત્રીએ બહુ પાળવી નીતી, હાથે આયુદ્ધ ધરવું; ત્રૈણે વરણને ન્યાય દેવો, રાજ ભોમીપર કરવું ॥ ૧૮ ॥ ત્રૈણે વરણની રક્ષા કરવી, ગૌ બ્રાહ્મણની રક્ષા; નિતિ પાળી પળાવવી સહુને; સદા રેહેવું અપક્ષા. ॥ ૧૯ ॥ હવે વૈશનો ધર્મ કહુ તે, ધ્યાનમાં લેજો ધર્મ; અન ઉપજાવવા ખેતી કરવી, કરવાં વેહેપાર કર્મ. ॥ ૨૦ ॥ વસ્ત્ર આભુશણને પરચુરણ, વેચવું નફો ખાઇ; નિતીથી કરવી સત્તર આની, કરવી નહિ સવાઇ. ॥ ૨૧ ॥ દેહીક ધર્મ વૈશ તણો એ, સુણો યુધીષ્ટર રાય; શુદ્રનો દેહીક ધર્મ બતાવું, શાસ્ત્રમાં જે વિખણાય. ॥ ૨૨ ॥ ત્રૈણે વરણનિ ચાકરી કરવિ, શુદ્રનો એ અધીકાર; અવર ઉદ્દયોગ હાથ ન લેવો, સાંભળો કુન્તી કુંવાર. ॥ ૨૩ ॥ એટલે બોલ્યા ધરમ રાજા; એતો સમજ્યો મરમ; પણ માહારાજા રાજાને રહીઅત, તે બેનો શો ધર્મ. ॥ ૨૪ ॥ એટલે બોલ્યા ભીસ્મ પી-

તા; રહીઅતનો કહુ ધર્મ; માત પીતા તુલ્ય રાજાને ગણવો, માનવો ઉતકષ્ટ પર્મ. ॥ ૨૫ ॥ સોગન પાળવા રાજગાદીના, આમન્યા નવ પરહરવી; રાયને માંથે કષ્ટી પડે તો, રહીઅતે મદદ કરવી. ॥ ૨૬ ॥ રહીઅત કેરો ધર્મજ એ છે, સાંભળો કુન્તી તન; ધર્મ કહુ હવે રાજા કેરો, દ્રઢતા રાખવી મન. ॥ ૨૭ ॥ અવનીમાંથી ઉપજ લેવી, બીજુ ન કરવું ફંડ; હરામખોરોને શીક્ષા દેવી, વળી દેવો ડંડ. ॥ ૩૮ ॥ જેવો અપરાધ તેવી શીક્ષા; તેથી નહી વીશેશ; અપરાધી અજ્ઞાની ફાવે તે બોલે, તેનો ન રાખવો દ્વેશ. ॥ ૨૯ ॥ પક્ષ વીનાનો ન્યાય કરવો; કાં હોય છોટો કે મોહોટો; લાંચ ન લેવી લેવા ન કેહેવી, ન દેવો ઇનસાફ ખોટો. ॥ ૩૦ ॥ ન્યાયાધીશ થઇને બેસે, પછી કરે અન્યાય; ગરીબોને ગરદન મારે, ગ્રસ્થની સરમે લેવાય. ॥ ૩૧ ॥ રાતા ચક્ષે ધાંટા કાહાડી; બહુ બોલે ન્યાય કરતાં; ધમકી આપે બીક બતાવે, તેથી ઘણાં જન ડરતાં. ॥ ૩૨ ॥ અપરાધી બધુ કહી ન શકે, મનમાં તે મુંઝાય; અરજદાર શી અરજ કરે, કોયનો નહી ઉપાય. ॥ ૩૩ ॥ ન્યાઇ થઇને ધ્યાન દેઇને, બેઉ ન શાંભળે વાત; તે જન શો ન્યાય આપી શકે, ચાહ્ય તેની કરે ઘાત. ॥ ૩૪ ॥ એવો ન્યાઇ લક્ષ ચોરાશી, જનમ નર્ક પળાય; તે પ્રાણીનું ન થાય સારૂં, જડામુળથી જાય. ॥ ૩૫ ॥ નવ્ય રહે ખાવાની ખોરાકી, નવ્ય રહે પરીવાર; લીલે લીલુ તે વારે દેખે, અજવાળુ ઘડી ચાર. ॥ ૩૬ ॥ રાજાને અંતે નરક પામે, અન્યાય કરે માટે; વળી વીશ્વની ખાય ગાળો, લાન્છન લે લેલાટે. ॥ ૩૭ ॥ ખરૂ ખોટુ કાઢવું ખોળી, એ રાજાની ચતુરાઇ; શત્રુ સુતનો ન્યાય સરખો, કરે તે જન ન્યાઇ. ॥ ૩૮ ॥ રહીઅત જાણવી બેટા બેટી, ડંડી ધન નવ હરવું; દુનીયાને દુખ પડે તેવું, કામ નહી આદરવું. ॥૩૯॥ રહીઅત છે દુખી કે સુખી, તે કરવું સોધન; ગરીબને પુછી પ્રવીણ થાવું, વીચાર લેવો મન. ॥ ૪૦ ॥ ધનવંતને પુછી નવ જોવું, છે કાંઇ દુખ કે સુખ; કષ્ટ કંગાલનું એ શું જાણે, સુખ કહે હશી મુખ. ॥ ૪૧ ॥ વેઠને વેરો વણ વિવેકે, દેવો નહી કો કાળ; સાસ્ત્રમાં શ્રદ્ધા રાખી થાવું, ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ ॥ ૪૨ ॥ વીના અપરાધિને શીક્ષા, કરવી તે બહુ પાપ; અપરાધીને શીક્ષા ન આપે, તેને નડે ત્રીતાપ. ॥ ૪૩ ॥ પક્ષ કરે તો પતનો વ્યાધી, નિકળે તેને અંગ, રૂધીર પરૂ વહે શરીરે, કોઇ ન બેસે સંગઃ ॥ ૪૪ ॥ લાંચો લેતો લખવો થાયે, રહી જાય અડધુ પાસુ, શરીર જીહ્વા વાળી ન વળે, નેત્રે સદા ચોમાસુ

॥ ૪૫ ॥ અનેક રીતે વ્યાધી પામે, થાય પ્રભુનો ચોર; આ લોક પરલોક સુખ ન પામે, વેઠે નરક અઘોર. ॥ ૪૬ ॥ રઇયતને રાખવી રાજીમાં, દુખ પડે તો હરવું; જે કોઇ અધર્મ કરે તેના, સામું યુદ્ધ આદરવું. ॥ ૪૭ ॥ ધર્મ એવો છે રાજા કેરો, સાંભળો ધર્મ ભુપાળ; એટલે યુધીષ્ટર એમ બોલ્યા, એરે સંતનું બાળ. ॥ ૪૮ ॥ પુરૂશ કેરો પ્રેમદા કેરો, ધર્મ બતાવો આજ; ભીશમપીતા કહે પુરૂશ કેરૂં, કીયુ કીયું છે કાજ, ॥ ૪૯ ॥ રીતીમાં રહી નીતી પુર્વક, અન ધન પેદા કરવું; માતા પીતા પુત્ર પત્ની, તેનું ઉદર ભરવું. ॥ ૫૦ ॥ નીતીમાં અબળા રહેતો, તેને ન દેવું દુખ: પાળણ પોશણ સારી રીતે, કરીને આપવું સુખ. ॥ ૫૧ ॥ રૂપ વીશયથી પોતાની છોડી, પરદારાશું હળે; તેવા વીભીચારી પ્રાણીને, રગદકોડ નિકળે. ॥ ૫૨ ॥ પત્નીને પાળવી ધર્મ પતિનો, સાંભળો ધરમ રાય; નારી કેરા ધર્મ તણી હું, કહુ તુને કથાય. ॥ ૫૩ ॥ પતીને પરમેશ્વર ગણવો, નેત્ર કીકી પરમાણે, કંથના દુખે દુખી થાવું, કાં સુખ માણે ન માણે. ॥ ૫૪ ॥ પતીની મરજી પરમાણે રહેવું, જે કહે તે શીશ ધરવું; કષ્ટી પડે તે વેઠી લેવી, જે કહે તે આદરવું. ॥ ૫૫ ॥ પર નરશું નજર નવ કરવી, કુદ્રષ્ટી રાખીને; પાશે પતી નવ હોય તો સુવું, દર્ભાસન નાંખીને. ॥ ૫૬ ॥ પતી પેહેલું ભોજન નવ કરવું, પતી ન હોયે ઘેર; તો સારા શણગાર ન સજવા, માણવી નહી સુખ લેહેર. ॥ ૫૭ ॥ કંથ પોતાને ઘેર હોયે તો, સજવા સહુ શણગાર; સ્વામીને જમાડીને જમવું, શેવામાં રેહેવું ત્યાર. ॥ ૫૮ ॥ શરીર સેવા ચરણ ચંપી, કરવી પ્રભુ તુલ્ય જાણી, બોલાવે તવ આધીન થાવું, વદવી દીનતા વાણી. ॥ ૫૯ ॥ વળણ. ॥ એવા ધરમ બહુ નારના, લાંબો છે વીસ્તાર; થોડામાં ઘણું જાણવું એ કુન્તી કુંવાર.



## કડવું ૩ રાગ ધન્યાસરી.

વૈશમપાયે એણીપેર બોલ્યા શુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, શાન્તી પરવ મહીમાય. ॥ ૧ ॥ એટલે યુધીષ્ટર એમ બોલ્યા, મુજ પર પ્રસન થાવો; જ્ઞાનિને અજ્ઞાની કેરા, ધર્મ મને બતાવો. ॥ ૨ ॥ જ્ઞાન ન હોયે પરમ પદનું, તે જનને શું કરવું; ભીશમ પીતા કહે તેવા જનને, પ્રથમ કર્મ આદરવું. ॥ ૩ ॥ નાહાવું ધોવું વરત

વચુલાં, કરવા વળી અપવાસ; દેવ સેવાને દેવનાં દરશણ, કરવા ધરી હુલ્લાસ. ॥ ૪ ॥ તીલક છાપાં માળા સમરણ, હરી કથા કીરતન; સત્ય સમાગમ યજ્ઞ યાગાદીક, કરવું ગુરૂ પુજન. ॥ ૫ ॥ જ્ઞાનીનિ સેવા જ્ઞાનજ લેવા, દેવાં અનધન દાન; અજ્ઞાનિનો ધર્મજ એ છે, તેમાંથી થાય જ્ઞાન. ॥ ૬ ॥ સાંભળજે યુધોષ્ટર હવે, જ્ઞાનિનો ધર્મજ કેહેવું જ્ઞાનિ જનને નહિ કાંઈ કરમો, સમજી આનંદમાં રેહેવું. ॥ ૭ ॥ માન્ય કે અપમાન કાં સુખ કે દુખ; નહિ દિલગીર નહિ રાજી; સમજે સારી રીતે જ્ઞાની, છે જુઠી જગ બાજી. ॥ ૮ ॥ પરમ પદમાં લક્ષ સદાયે, મનમાં દ્રઢતા કરી; આત્મરૂપે પરમાત્મા દેખે, માયા ન માને ખરી. ॥ ૯ ॥ સત્ય અસત્યને સારી રીતે, સમજી આનંદ રેહે છે; જગત કેહેણીથી નવ બીહે, નીરભય પદ પામે છે. ॥ ૧૦ ॥ દેહીક કરમ કાંઇ ન કરે, સમજાવે જ્ઞાન મર્મ; પરમપદનો ઉપદેશ કરે, એ જ્ઞાનિનો ધર્મ. ॥ ૧૧ ॥ એટલે પુછયું યુધિષ્ટરે, બતાવો એક મરમ, કોણ ત્યાગીને કોણ ગ્રસ્થી, તેમના શાં શાં ધર્મ. ॥ ૧૨ ॥ એટલે બોલ્યા ભીશમપીતા, સાંભળજે કુંવાર, સંસાર તજી સન્યસ્ત લેવું, બ્રાહ્મણનો અધીકાર. ॥ બાર વરસ લગી બાલ્યાવસ્તા; તે પછી વરસ બાર; બ્રહ્મચર્ય વૃત પાળવું વિપ્રે, કરવું પછી ઘરબાર. ॥ ૧૪ ॥ દ્વાદશ વરસ તે કાજ કરવું, તે પછી વાનપ્રસ્ત; દ્વાદશ વરસ તે ભોગવીને, પછી લેવું સન્યસ્ત. ॥ ૧૫ ॥ તેની પછી પરમંશ દીક્ષા, તેના જુદા નેક; એ રીતે જે રીતી બતાવી, તેના કહું વીવેક. ॥ ૧૬ ॥ બ્રહ્મચર્યમાંથી ઇચ્છા હોયે, સન્યસ્ત લેવા જેને, ઉપર બતાવ્યા તે પ્રમાણે, કારજ કરવાં તેને. ॥ ૧૭ ॥ તે વણ નાહાની ઉમ્મરમાંથી, સન્યસ્ત ધારણ કરતા; કામદેવે તેને નવ મુકયા, તદરૂપ થઇ મહિ ફરતા. ॥ ૧૮ ॥ પાંચમી દ્વાદશીમાં શન્યાશી, થવાનું શુભ સાર, તે વિના જે થાય છે, તેને વળગે છે વેહેવાર. ॥ ૧૯ ॥ બ્રાહ્મણ વણ ત્રણ વરણમાંથી, જો કોઈ ત્યાગી થાય; તેને પણ પાંચમી દ્વાદશીએ, કરવો એ ઉપાય. ॥ ૨૦ ॥ પાંચમી દ્વાદશીએ થઇ ત્યાગી, પાળવો કેવો ધર્મ; પા જોજન વસ્તીથી અળગા, રહિ કરવાં શુભ કર્મ. ॥ ૨૧ ॥ કો જનનું જોતિશ ન જોવું, કોઇનિ ન કરવી દવા; કોઇને કાંઇ બોધ ન કરવો, ગુરૂ પદવી થવા. ॥ ૨૨ ॥ નારીનું દરસણ નવ કરવું, દરસન કદી કરાય; પણ પરછાયો તેનો ન લેવો, લીધાથી પુન્ય પળાય. ॥ ૨૩ ॥ પોતાને સ્થળે બેશી રહેવું. ત્યાં ન મળે ફળ અન્ન; તો ભીક્ષા કરવાને જાવું, વસ્તીમાં

બીજે દન. ॥ ૨૪ ॥ સ્વાદ વીનાનિ ભીક્ષા લેવી, ન લેવું વ્રતકે ગળ્યુ; ખાટું તિખું ખાવા ચાહે, ત્યાગી પણુ તે બળ્યુ. ॥ ૨૫ ॥ દર્ભાસને ચર્મા સને, બેસવું નિત્ય વિચારી, ખાટે પાટે બીરાજવું નહી, પૃથ્વીપર પથારી. ॥ ૨૬ ॥ ધાતુ પાત્ર પાશે નવ લેવું, વિશેશ નહિ પટકુળ, ઉષ્ણોદકથી સ્નાન ન કરવું, કરેતો મળે ધુળ. ॥ ૨૭ ॥ એવા ધર્મછે ત્યાગી તણા, મનુ સમ્રતી વિચારી; વસ્તીમાં વસી મીષ્ટાન મારે, તે જાણવા વેશ ધારિ. ॥ ૨૮ ॥ ઠઠ શેવકની મઠ રેહેવાનો, વામાતણા ઉતારા; બ્રહ્મણ જમે પુંજા કરાવે, તે જાણવા ધુતારા. ॥ ૨૯ ॥ હવે ધર્મ કહુ ગ્રસ્થીનો, સાંભળજો ચીત દેઇ; વ્યવહારમાં વીવેકે વરતવું, ધરીને મનુશાદેહી. ॥ ૩૦ ॥ ગૌબ્રાહ્મણનું પોશણ કરવું, શુભ જનને દેવું અન્ન; ગ્રહસ્થી બ્રાહ્મણ વીના કોઇ, ત્યાગીને ન દેવું ધન. ॥ ૩૧ ॥ બ્રાહ્મણ ભીક્ષુક બારણે આવે, કાઢવો નહિ નીર મુખ; ચપટી ચાંગળુ મળે તે દેવું વચને ન કરવું દુખ. ॥ ૩૨ ॥ બ્રાહ્મણે બ્રાહ્મણો ચાહ્ય તે બોલે, એક એકને તીછકારે; માંહો માંહિ શીખામણ દે, ગમે તે મેહેણાં મારે. ॥ ૩૩ ॥ તેમના છીદ્રો જોવાનો નથી, ત્રીવર્ણનો અધિકાર; તેમ છતાં કોઇ છીદ્ર જુએ તો, નર્ક વેઠે જુગ ચાર. ॥ ૩૪ ॥ બ્રાહ્મણો; જે કહે તે કરવું, કરે તે કરવું ન કદી; વળી વીપ્રના સામા ન થાવું, ખોટા ખોટા વાદ વદી. ॥ ૩૫ ॥ ઉપદેશકપણુ ધારણ કરિ, કહે કથા વારતાય; તેનિ વાણિ શ્રવણ કરવિ, જ્ઞાન લેવું ગટમાંચ. ॥ ૩૬ ॥ પુરાણિ બનિ પુરાણ વાંચે, વળી કહે કથાય; ચાળા ચટકા લેહેકા લટકા, કરે તો જાવું ન ત્યાંય. ॥ ૩૭ ॥ તેવાને અન્ન ધન્ન નવ દેવું, પુજવું નહી પાખંડ; તેમ છતાં તેની વાણિ સુણે, તેને પ્રભુ દે દંડ. ॥ ૩૮ ॥ ઠરે કીરતી કિમીયો જાદુ, તેનો તજવો સંગ; ખરૂ કહેને ખોટું લગાડે, ત્યાં ધરવો ઉમંગ. ॥ ૩૯ ॥ સ્વાન વાયસ ગૌ ગ્રાસ કાઢી, કરવું નીત્ય ભોજન; બરોબર ત્યાગી ભાસે તો, દેવું એકલું અન્ન. ॥ ૪૦ ॥ શ્રાધ સંવચ્છરી પીતરૂનો દાહાડો, સાચવવો ધરી પ્રેમ; બ્રાહ્મણોને ભોજન દેવું, શક્તી હોયે તેમ. ॥ ૪૧ ॥ પેદાશમાંથી પુન્યને પંથે, કાઢવું દસમે ભાગે; તેતો વીવેકે વાવરવું, જયાં જયાં શુભ કામ લાગે. ॥ ૪૨ ॥ જસ લેવાને પુન્ય ન કરવું, કરેતો તે નહિ પુન્ય; નબળા વિપ્રને છાંચે ન રેહેવું, સમજીને થાવું મુન્ય. ॥ ૪૩ ॥ પોતાથી નિચી વરણ કેરો, શુણવો નહી ઉપદેશ; સાંભળીયે પણ છુટી પડે, ગુણ ન લાગે લેશ. ॥ ૪૪ ॥ પોતાના કરતાં નીચી વરણનો, ગમે તેવો હોય જ્ઞાની;

પણ તેનું પુજન નવ કરવું, નમવું નહિ મોટા માનિ. ॥ ૪૫ ॥ જે બ્રાહ્મણથી સ્વારથ હોયે, તેને જમાડે પ્રીત્યે; પણ તેતો પુન્યમાં ન ગણાયે, જમાડયો વેહેવાર રીતે. ॥ ૪૬ ॥ સ્વારથ ન હોયે ને જાણિતો, જમાડે તો નહિ બાધ; પુન્યમાં ગણાય પ્રભુ પ્રીત્યે, નહી સ્વારથ સાધ્ય. ॥ ૪૭ ॥ નોહોતરા વીના જમવા પડતું, નાંખે બ્રાહ્મણ કોય; તેવા વીપ્રને જમાડયાનું, પુન્ય જરા નવ હોય. ॥ ૪૮ ॥ તેવાને એક વાર જમાડે, એટલે લાલચ લાગે; પછી જ્યાં ત્યાં પડતાં મુકે, મહતા વાપ્રોની ભાગે. ॥ ૪૯ ॥ તેનું દેખી બીજા શીખે, નીતીથી થાય નષ્ટ; પછી તે નીચ ઉંચ ન જુએ, થૈ જાય બ્રાહ્મણ ભ્રષ્ટ. ॥ ૫૦ ॥ ભ્રષ્ટ થયો સૌને ભ્રષ્ટ કરે, ભરવા અનમય કોશ; તેથી ભ્રષ્ટ કર્યાનો લાગે, જમાડનારને દોશ. ॥ ૫૧ ॥ જેમ પાપી પક્ષી પકડેને, ધનથી ધરમી છોડાવે; તેથી પાપીને લાલચ લાગે, બીજાં ઝાલી લાવે. ॥ ૫૨ ॥ અનેક જીવને હેરાન કરે, ધન લેવાની હોંશ; માટે પ્રથમ લલચાવે ધનથી, તેને લાગે દોશ. ॥ ૫૩ ॥ બોધિક કથાનું નામ દેઇને, બોલે વીશઇ આળા; નર નારી સહુ વીશઇ બને, જેહ સાંભળવા વાળા. ॥ ૫૪ ॥ હરિ કથામાં ઉપદેશ વીના, ગાયન કળા બતાવે; કાવ્ય કળાથી શ્રોતાજનને, પ્રેમ ઘણા ઉપજાવે. ॥ ૫૫ ॥ એમ કરાને પંચ વીશયના સ્વાદમાં નાંખે જેહ; તેની વાણી શ્રવણ કરેતો, કુંભીપાકે પડે તેહ. ॥ ૫૬ ॥ વળી તેવાને માન્ય આપે, આપે વીચીત્ર દાન; બોધ મુકી વીશઇ વાણી, વદવામાં મસ્તાન. ॥ ૫૭ ॥ એ રીતે તે વીપ્ર વદે, તવ કોણ રહે ઉપદેશી, માટે તેવાને વીખાણવો નહી, વાણી ન સુણવી બેશી. ॥ ૫૮ ॥ પ્રપંચથી દાન કોનું ન લેવું, વીશ્વાસઘાત ન કરવી; શ્રદ્ધા પુરવક દાન દેવું, દીનની દયા ધરવી. ॥ ૫૯ ॥ એવા બહુ ધરમો ગ્રસ્થીના, તેમાં વડો વીવેક; સંસારમાં સરસા રેહેવું ને, નીતીનો ધરવો ટેક. ॥ ૬૦ ॥ બત્રીસ દંતુમાં જીભ્યા રહે છે, રેહેવું તેવી રીતે; મોક્ષનો મારગ ઝાલવા માટે, એક પોહોર કાઢવો નીત્યે ॥ ૬૧ ॥ વળણ. નિત્યે એક પોહોર કાઢવો, મોક્ષ પદ પામવા કાજ; વદે વલ્લભ શ્રોતા સુણો, મોક્ષનો મારગ આજ.

---

## કડવું ૪ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારિ તુજ-

ને સંભળાવું, શાન્તી પરવ મહીમાય. ॥ ૧ ॥ ભીશ્મપીતાએ કહ્યું ધરમને, મોક્ષનો મારગ કહિયે; જાણિતાને નથી કેહેવાનું, તોપણ ધરજો હઇયે. ॥ ૨ ॥ જ્ઞાન વિના મુકતી નવ થાયે, માટે લેવું જ્ઞાન; સીધાન્ત છે વેદનિ સ્રૃતિનો, સુણ કુન્તી સંતાન. ॥ ૩ ॥ વ્યવહારમાં નીતી જ્ઞાન લેવું, લેવું ધરવા ધ્યાન; સ્વજાતીનો ધર્મ સમજવો, સમજવું પુન્યને દાન. ॥ ૪ ॥ વ્યવહારનાં કામ મીથ્યા કે સાચાં, તે જ્ઞાન ગ્રહણ કરવું, આપણ ચૈતન્ય તે કેઇ વસ્તુ, તે જાણવા આદરવું ॥ ૫ ॥ પોતાનું સ્વરૂપ નીસ્ચે સમજી, તે રૂપનું મુળ કોણ; તે સમજીને તેમાં વૃતી, ઘાલી પોરવવો પ્રાણ. ॥ ૬ ॥ પોતાના ચૈતન્યનું મુળ ચૈતન્ય, જાણી લેવું અનુપ; નીરાકાર કે સાકાર તે છે, નીરગુણ સગુણ રૂપ. ॥ ૭ ॥ જ્ઞાની પાસે તે જ્ઞાન લેઇ, તપ તેનું આદરવું, એ પદને પામવાને માટે, સમાધી લક્ષ કરવું. ॥ ૮ ॥ તવ તે સ્વરૂપ જ્ઞાન દ્રષ્ટીએ, જ્ઞાન થકી દેખાય, દેહનો નિમીત પુરણ થાયે, તે પદ પ્રાપ્તી થાય ॥ ૯ ॥ હોમકાર મંત્રે આવા ગમનનો, સૌ ફેરો ટળી જાય; અખંડાનંદ નીરભય પદથી, પછી છુટો નવ થાય. ॥ ૧૦ ॥ એટલે બોલ્યા ધરમ રાજા, ક્યાં જાવું જ્ઞાન લેવા; નીરાકાર કે સાકાર મુળ પદ, પરમેશ્વર તે કેવા. ॥ ૧૧ ॥ ભીશ્મપીતા કહે ધરમ રાજા, વરણવે છે જે વેદ; મોહોટા મોહોટા વીદ્વાન તેનો; જાણુતા નથી ભેદ. ॥ ૧૨ ॥ તે ભેદ હું સમજાવું તુને, સમજે નહિ વિદ્વાન; વેદ મહી જે ભેદ ભર્યો છે, તે ભેદનું નામ જ્ઞાન. ॥ ૧૩ ॥ પરમેશ્વરના સ્વરૂપ કેરો, જે સમજાવું સાર; પંચ ભુતોથી નીરાકારિ, જ્ઞાન સ્વરૂપ સાકાર. ॥ ૧૪ ॥ ત્રીગુણે નિરગુણ સદા છે, જ્ઞાન ગુણે છે ગુણિ; ગતિથી કરતા રૂપે અકરતા, વેદનો ભેદ લ્યો સુણી. ॥ ૧૫ ॥ ગતિથી વ્યાપક સ્વરૂપે ન્યારા. અકરતા કહેવાય; એમની શકતીથી સહુ બને, માટે કરતા ગણાય. ॥ ૧૬ ॥ ત્રૈણ અવસ્થાથી તુરીઆતીત. જાણી લેવા મુળ નાથ; એવું સમજી ધ્યાનમાં લેવું, દઢ કરી મન સાથ. ॥ ૧૭ ॥ લક્ષ લગાડી લક્ષણા ભક્તી, કર્યા કરો હરનીશ; તેવી મતીથી ત્યાં થાય ગતી, પ્રાપ્ત થાયે જગધીશ. ॥ ૧૮ ॥ અનાદીનો ધર્મજ એ છે, કોથી નવ લુટાય; જ્ઞાન વીનાના અજ્ઞાની તે, પાખંડ પંથે કુટાય. ॥ ૧૯ ॥ એટલે યુધીષ્ટર એમ બોલ્યા, ઓરે ગાંગેવ ભુપ; પાખંડ ધરમ જાણીએ શાથી, તેનાં બતાવો રૂપ. ॥ ૨૦ ॥ એટલે પોતે ભીશ્મપીતા, લક્ષણ રૂપ બતાવે; પેહેલો પાખંડ ધર્મ એજે, પરસાદથી લલચાવે. ॥ ૨૧ ॥ બીજો પાખંડ ધર્મ

એજે, પૈશો મેળવવા પ્રીતી; સ્થાવર જંગમ મીલ્કત સાંચે, દેખાડે ત્યાગી ની રીતી, ॥ ૨૨ ॥ ત્રીજો પાખંડ ધર્મ એજે, ગાયન બહુ સંભળાવે; શબ્દ વિસયનો મોહ લગાડી, ભકતને હેત ઉપજાવે. ॥ ૨૩ ॥ ચોથો પાખંડ ધર્મ એજે, રૂપને રંગ બતાવે; કેવા રૂપાળા તેજસ્વી છે, એ રિતે કેહેવરાવે. ॥ ૨૪ ॥ પાંચમો પાખંડ ધર્મ એજે, ચમત્કાર દેખાડે; છઠ્ઠો પાખંડ ધર્મ એજે. ઘોડા ગાડી દોડાવે. ॥ ૨૫ ॥ સાતમો પાખંડ ધર્મ એજે, મસ્તાન થઈને ફરતા, નહી કાંઇ રીતી નહી કાંઇ નીતી, મીષ્ટાન ભોજન કરતા. ॥ ૨૬ ॥ સાતમો પાખંડ ધર્મ એજે, દેવ નામે ધન લેતા; ગુરૂ ગુરૂ સમરણ કરાવે, તું બ્રહ્મ છે બોધ દેતા. ॥ ૨૭ ॥ એવા છે બહુ પંથ પાખંડી, સાંભળો ધરમ રાય; તેવા ધર્મને માન્ય કરે તે, લક્ષ ચોરાશી જાય. ॥ ૨૮ ॥ અસત્ય વસ્તુને ખરી ખોટી, નક્કી કરી બતાવી; સત્ય તણુ સોધન નવ કરે, જેમ તેમ લે ચલાવિ. ॥ ૨૯ ॥ ખળ ભકત છે નામ તેનું, ઓરે ધરમ રાય; ખરા મર્મનો ધર્મ બતાવ્યો, તે સમજે સુખ થાય. ॥ ૩૦ ॥ સમાગમ જ્ઞાનિનો કરવો, જ્ઞાની બોલે જે બોલ; દ્રષ્ટાન્ત સીધાન્ત સઘળુ જોઇ, તેનો કરવો તોલ. ॥૩૧॥ મુમુક્ષુની છે ચતુરાઇ, ન્યાય તણિ વાત જોવિ; ખરૂગ્રહ્યા વણ ખોટુ ગ્રહીને, એળે ઉમર નવ ખોવી. ॥ ૩૨ ॥ વળણ. ॥ એળે ઉમ્મર ખોવી નહી, જ્ઞાન વણ કાઢો નવ્યર્થ; મનુશ દેહથી મોક્ષને, પામવા જીવ સમર્થ.



## કડવુ ૫ રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા વૈસમપાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; ધર્મ ભીશ્મ તણો સંવાદ, સુણતાં ટળે માયાનો નાદ. ॥ ૧ ॥ સુણતાં વાંચતાં જન જેહ, સમજીને મન ન કરે તેહ; જ્ઞાન પામીને મોક્ષ પળાય, માયા ઘંટીમાં નવ્ય દળાય. ॥ ૨ ॥ કણુકો વચલા ખીલે વળગે, પછી તે નવ પડે અળગે; ઘંટીના પડમાં ન પીલાય, રહે મુળ રૂપ લોટ ન થાય. ॥ ૩ ॥ ખીલડેથી ખસે કણ જેહ, પડની વચ્ચે પીલાય તેહ; લોટ થઇને પડે બાહાર, પછી અગ્નીના સંસ્કાર. ॥ ૪ ॥ કણ મટી થયો લોટ દેહ, લોટથી થયો રોટલો તેહ; પછી બત્રીસ દંતે દબાય, લોચા રૂપ થયું કેહેવાય. ॥ ૫ ॥ પડે પેટમાં જ્યાં મળ મુત્ર, બને મળ દેહ સળંગ શુત્ર; પછી ગુદા દ્વારે પડે બાહાર, થાય વીષ્ટાનો અવતાર. ॥ ૬ ॥ પછી વીષ્ટાથી થાય ભોમ રૂપ, ભોમથી કણ અંશ અનુપ; એવા અનંત સ્વરૂપ ધરી,

કણ સ્વરૂપ પામે ફરી, ॥ ૭ ॥ તેમાંથી ખીલાને પડે વળગી, તવ ઉપાદીયો થાય અળગી; એવી રીતે મનુશ દેહ જેહ; મુળ રૂપ ન વળગે તેહ. ॥ ૮ ॥ આવાગમનથી ટળી જાય, ઉપાદી અંશ ન રહે ત્યાંય; જે કણ રૂપ બદલાયાં જેમ, જીવ ચોરાશી ભોગવે તેમ. ॥ ૯ ॥ પાછો મનુશની દેહ પામે, ચઢે જ્ઞાને તો અવતારો વામે; તવ દુઃખ તણી નીવરતી, ચોરાશી નવ આવે ફરતી. ॥ ૧૦ ॥ જીવ માત્રે સમજવું એ જ્ઞાન, ચાહ્ય અભણ કે વિદ્વાન; સમજ્યા વણ સરવે સરખા, જેવા શંભુ તેવા સરખ.. ॥ ૧૧ ॥ વળણ. ॥ સરખા સરવે થઇ જશે, સમજ્યા વણ જીવ માત્ર; વ્યાસ વલ્લભ એમ ઓચરે, સમજે કોઇ સુપાત્ર. ॥



## કડવું ૬ રાગ સાખીની ચાલ.

એવી રીતે જ્ઞાન ચરચા ચલવે, ભીશમપીતાને ધર્મ; તે પછી યુધીષ્ટરે પુછયું, પીતાજીને પ્રષ્ણ પર્મ. ॥ ૧ ॥ પ્રાણી માત્રને શી હશે ઇચ્છા, તે કહો મુજને મર્મ; શા સુખને સારૂ સહુ પ્રાણી, કરે શુભા શુભ કર્મ. ॥ ૨ ॥ એટલે બોલ્યા ભીશમપીતા, સાંભળ ધર્મ નરેશ; પ્રાણી માત્રે માયા તણું, સુખ ઇછે છે હંમેશ. ॥ ૩ ॥ પ્રાણીમાં બે પ્રકાર છે તે, જો સમજાવું અનુપ; મનુશ દેહ વીના પશુ પક્ષી, સદા છે જીવ રૂપ. ॥ ૪ ॥ મનુશ દેહીના જે પ્રાણી, તેમાં બે પ્રકાર; જીવ દશાને આત્મ દશા, મનુશને અવતાર. ॥ ૫ ॥ મનુશને જ્ઞાન છે બે તરફનું, તે સમજાવું સાર; આ લોકનું ને પરલોકનું તે, સમજ બે પ્રકાર. ॥ ૬ ॥ પરલોકનું જેને જ્ઞાન નથી તે, જીવ દશાના પ્રાણી; હરી ફરી જ્ઞાન માઇક લોકનું, એજ મોહોટી એંધાણી. ॥ ૭ ॥ આ લોકનું ને પરલોકનું જેહ, પ્રાણીને હોયે જ્ઞાન; એતો આત્મદશાનો પ્રાણી, સુણ કુન્તી સંતાન. ॥ ૮ ॥ આત્મદશાનો આત્મા સમજવો, જીવ દશાનો જીવ; આત્મા પરત્માને પામે, જીવ ન થાયે શીવ. ॥ ૯ ॥ મનુશ દેહના પ્રાણી કેરો, બતાવો પ્રકાર; જીવને આત્મા એ બેઉને, શી ઇચ્છા છે સાર. ॥ ૧૦ ॥ તે તુજને સમજાવું જ્ઞાને, પરોવ પુરણ ચીત્ત; જીવ છે તેને હરી ફરીને, માઇક ઉપર પ્રીત. ॥ ૧૧ ॥ આશા ત્રષ્ણા લોભ લલુતા, મોહ મદ મછર ભારે; હમતા મમતા કામ અને ક્રોધ, વીંટાયલો અહંકારે. ॥ ૧૨ ॥ હુંપમાં ભુખમાં રૂપમાં રંગમાં, મોહોટાઇમાં મસ્તાનો; કીરતીમાં કપટમાં કારભારામાં, પર ડાહાપણમાં દાનો. ॥ ૧૩ ॥ માન્યમાં જ

સમાં પંચ વિશયમાં, વસ્તી વાડીમાં ક્યાની; વૈભોગને ધનાઘ થત્રામાં, માઇક વિદ્યાનો જ્ઞાની. ॥ ૧૪ ॥ જીવ દશાના જીવ હોયે, તે માઇક સુખ ઇછે; માઇક દુખની નીવરતી માગે, એ માઇકને ન પીછે. ॥ ૧૫ ॥ આત્મદશાના પ્રાણી હોયે તે, માઇક પદમાં જાગે; માઇક સુખની નીવરતીને, અમાઇક સુખ માગે. ॥ ૧૬ ॥ માઇક છે તે ચળીત છેને, અચળીત અમાઇક; માઇક છે તે નાશ વસ્તુ, અચળીતને નહી બીક. ॥૧૭॥ નહી ક્ષુધાને નહી પીપાશા, નહી લોભ મોહને ક્રોધ; નહી આળસ કે નહી ભય નીંદ્રા, નહી વીશય નહી બોધ. ॥૧૮॥ સદા અખંડ આનંદ પદમાં, સર્વ સુખનું સત્ય; તે વણ આનંદ નામ ન પડે, માટે તે તત્વનું તત્વ. ॥૧૯॥ નાશ ન પામે ચળીત ન થાયે, આવાગમન નહી કદા; આત્મા છે તે એ સુખ ઇછે, સ્થીરને સ્થંભીત સદા. ॥ ૨૦ ॥ વળણ. ॥ સ્થીર સ્થંભીત સુખ જે સદા, તે ઇછે આત્માય; માયા સુખ જીવ ઇછતો, વલ્લભ કહે કથાય. ॥



# કડવું ૭ રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; સમાગમ કરે ભીશમને ધર્મ, તેમાં અચળ સુખ પદ પર્મ. ॥ ૧ ॥ એવે ધર્મ પીતાને પુછે, માયા તત્વ આગેવાન શું છે; બોલ્યા ભીશમપીતા તવ વાણી; સુણ યુધીષ્ટર હેત આણી. ॥ ૨ ॥ માયાનું તત્વ કનક દીસે, જીવ ચાહ્ય તેને જગ વીશે; તે માયાનું લક્ષ્મી નામ; તેતો વસે છે ઠામો ઠામ. ॥ ૩ ॥ સર્વ સ્થળે તે બાઇ જાય, બને બેટી સ્ત્રી કે માય; જેવી જેવી જે પ્રાણીની મરજી; તેવે તેવે રૂપે ત્યાં સરજી. ॥ ૪ ॥ બેટીની રીતે વાપરે જેહ, પામે પરમ પદને તેહ; માત રૂપ જે લક્ષ્મી જાણે, તેતો મનશુ દેહનું સુખ માણે. ॥ ૫ ॥ જાણે લક્ષ્મીને સ્ત્રી રૂપ, તેતો પડયો નરકને કુપ; તવ બોલ્યા યુધીષ્ટર એમ, ત્રણ પ્રકારે વવરાય કેમ. ॥ ૬ ॥ તેનું સ્વરૂપ મને સમજાવો, મુને બોધ મળે કયાંથી આવો; તવ ભીશમજી બોલ્યા વાણી, ત્રણ પ્રકારે મનુશ પ્રાણી. ॥ ૭ ॥ વળણ. ॥ ત્રણ પ્રકારના પ્રાણીયો; તે સમજાવું સાર; ત્રણ રીતે ત્રૈણે સ્થળે, લક્ષ્મીનો વ્યવહાર. ॥



## કડવું ૮ રાગ દુહા દેશી.

ભીશ્મજી કેહે છે યુધીષ્ટરને, શ્રોતા સું વ્યાસજી વદે; સાંભળજો આ વારતા ઝીણી, દ્રઢ કરવી તે રદે. ॥ ૧ ॥ ત્રણ પ્રકારના પ્રાણી છે ત્યાં, લક્ષ્મી ત્રણ રૂપ થાય; ઉત્તમ મધ્યમ કનીષ્ટ પ્રાણી, ગુણ તેવા તે માંય. ॥ ૨ ॥ ઉત્તમ ને ઘેર બેટી બને છે, મધ્યમને ઘેર માત; કનીષ્ટને ઘેર કામની રૂપે, વૈભોગ દે દીન રાત. ॥ ૩ ॥ ઉત્તમ પ્રાણી બેટી સમજી, કરે વિવેક વિચાર; લક્ષ્મીના કંથ ક્રષ્ણ વિષ્ણુ, નહી અન્યનો અધીકાર. ॥ ૪ ॥ તે તેને ઘેર વળાવી દેવી, અન્યથી કેમ વવરાય; એમ સમજીને ઉત્તમ વાવરે, જ્યાં ક્રષ્ણાર્પણ થાય. ॥ ૫ ॥ વિષ્ણુની વામા વિષ્ણુને હુવારે, વળાવે તે તાત તુલ્ય; કોઇ કાળે પાતક નવ લાગે, જગતમાં યસ અમુલ્ય. ॥ ૬ ॥ જેની છે તેની તેને દેવી, તેથી વધે વેહેવાર; જ્યાં વવરાય ત્યાં ધર્મ કામે, કીરતીનો નહી વિકાર. ॥ ૭ ॥ મધ્યમને ત્યાં માતા ભાવે, લક્ષ્મી વાસ વસે છે; જીવત સુધી રહે ત્યાંની ત્યાં, ગત થયે ખસે છે. ॥ ૮ ॥ મધ્યમથી પેટ પોશણ કરે, નહી બીજો ઉપીયોગ; સાસરે વળાવાય નહી માને, નવ્ય લેવાય વૈભોગ. ॥ ૯ ॥ કનીષ્ટને ત્યાં ભામની ભાવે, લક્ષ્મી પુરે વાસ, તેને કનીષ્ટ પંચ વિશયમાં, વાવરે ધરી હુલ્લાસ. ॥ ૧૦ ॥ લક્ષ્મીથી લાવે સુખ સજ્યા, લક્ષ્મીથી લાવે લલના, લક્ષ્મીથી નાત જાત જમાંડે, લે વૈભોગ પળ પલના. ॥૧૧॥ કર્ણ દ્વારે શબ્દ વિશય સુખ લે, વાજીંત્રને ગાન તાન, નાશીકા દ્વારે ગંધ વિશય લે, અત્તર પુશપને પાન. ॥ ૧૨ ॥ નેત્ર દ્વારે રૂપ વિશય વ્હાલો, જુએ નવે નવા રંગ; વપુ દ્વારે સ્પર્શ વિશય વાહાલો, ગોષ્ટી કરે અંગો અંગ. ॥ ૧૩ ॥ જીવ્હા દ્વારે ભોગવે રસ વિશય, ગળ્યું તીખુ ખાટુ ખારૂ; વીશય વૈભોગ લે લક્ષ્મીથી, છેક વાળે અંધારૂ. ॥ ૧૪ ॥ એટલે બોલ્યા ધરમરાજા, પુછુછું પુરણ પ્રીતે; માતા બેટી સ્ત્રી ભાવ વાળા, વાવરે કૈ કૈ રીતે. ॥ ૧૫ ॥ તે સમજાવો સમજણ પડે, કીયો કેઇ રીત ખરચે; વવરાતુ જોઇ વાવરતાની, તું તુલના મનડુ ચરચે. ॥ ૧૬ ॥ ઉત્તમ મધ્યમ કનીષ્ટ પ્રાણી, વાવરતાં વરતાય; લક્ષ્મીને કીયા ભાવે માને છે, તે સઘળું સમજાય. ॥ ૧૭ ॥ ઉત્તમ પ્રષ્ણથી પ્રસન્ન થયા, પોતે ભીશ્મ પીતાય; વવરાતીને ન વવરાતી લક્ષ્મી, વાવરતો વરતાય. ॥૧૮॥ વારસા પુંજી આવે તે લક્ષ્મી, માતા સ્વરૂપે સાર; કુમારગે કે સુમારગે તે, વવરાય નહી તલ ભાર. ॥ ૧૯ ॥ માતા ભાવે લક્ષ્મી મળે, તે પ્રા-

ણી કૃપણ થાય; સુમારગ સાસરૂ લક્ષમીનું, પુત્રથી ના વળાવાય. ॥ ૨૦ ॥ દીકરો સાસરે મોકલે માને, તે ન બને કોઇ કાળ; કુમારગે મોકલે માતાને, તો સુતને પડે ગાળ. ॥ ૨૧ ॥ માટે માતાને રાખી મુકે, ન વાવરે કોઇ પંથે; તે લક્ષમી સંચરે સ્થળ બીજે, પેહેલા પુત્રની અંતે. ॥ ૨૨ ॥ લક્ષમીને માતા જાણનારો, હોય સ્વભાવે કેવો; પંડ પોસેને પરને ન પોસે, દીસે કંજુસ જેવો ॥ ૨૩ ॥ પોતે પોતાની પત્નીને પુત્રો, પોશીને થાય સુખી; કુમારગે સુમારગે ન કાહાડે, પોતે ન થાય દુખી. ॥ ૨૪ ॥ માતાનું પય પાન કરવું, તેમાં નહી કાંઇ દોશ; માતા રૂપે લક્ષ્મી તેને, પોતાને નહી અપસોશ. ॥ ૨૫ ॥ વળણ. ॥ અપસોશ નહી તે પ્રાણીને શાંન્તીવાન દેખાય; ઉપદેશ વલ્લભ વ્યાસનો, સમજી લ્યો શ્રોતાર. ॥



# કડવું ૯ રાગ ધનાશ્રીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, શાન્તી પરવ મહીમાય. ॥ ૧ ॥ ભીશમપીતા કહે છે ધરમને, શ્રોતાને વક્તા જન; ધ્યાન દેઇ જ્ઞાન સ્રવણ કરે, તે પ્રાણી પર્મ પાવન. ॥ ૨ ॥ માતા ભાવે લક્ષમી હોયે, તેનો કહ્યો રૂપ રંગ; મધ્યમ પ્રાણીના ગુણને લક્ષણ, કહ્યાં ધરી ઉમંગ. ॥૩॥ માતા ભાવમાં રૂપ છે બીજુ,તે સમજાવું સાર;વડીઆઇ દાદી તે પણ માતા,તેનો જો તુ પ્રકાર. ॥૪॥ મધ્યમમાં પ્રાણી બે રૂપે મધ્યમને ચન્ડાળ; મધ્યમને ત્યાં માતા રૂપે, લક્ષમી સદાકાળ. ॥ ૫॥ મધ્યમમાં ચંડાળને ત્યાં, લક્ષમી વડીઆઇ દાદી; ધવાય નહી વડઆઇ દાદીને, સાચવવા ઉપાદી.॥ ૬ ॥ કુમારગે કે સુમારગે પણ,વાવરની નવ વટે;ધવાય નહી તેમ ધાવણ નાવે, જુઓ દુનિયાને વટે ॥૭॥ પીન્ડ ન પોસે પુત્ર ન પોસે,ન પોસે પરી વાર; પેહેરે હોઢે નહી દળીદ્રી સદા, ચન્ડાળનો અવતાર. ॥૮॥ બળેલા મોહોનો ઉદાશ મનનો ઝેરી જીવનું ઝાડ;જો કોઇ ઉપદેશ કરવા જાયે તો,ક્રોધ ચડે હાડો હાડ. ॥૯॥ વપુ પર વસ્ત્ર ન હોડે,ચરણે નહી ઉપાન;માહા દુખીનો દુખી સદાયે, સ્વારથમાં સાવધાન. ॥ ૧૦ ॥ હવે કહુ કનીષ્ટના લક્ષણ, સ્ત્રી ભાવ લક્ષમી તેને; તે કેવી વવરાય કેવે કામે, જાણો જાણવું જેને. ॥ ૧૧ ॥ સ્ત્રીથી સઘળો વૈભોગ ભોગવે, પંચ વિશય સુખ માણે; તે વણ વિશઇ સુખ ન હોયે, વિવેકી જન જાણે. ॥ ૧૨ ॥ લક્ષમીથી વિ-

શય ભોગ ભોગવે, ગણાય લક્ષમી સંગ; લક્ષમી વણ ભોગ ભોગવે ક્યાંથી, ક્યાંથી બને નાટારંગ. ॥ ૧૩ ॥ લક્ષમીથી વૈભોગ ભોગવે, બને લક્ષમીપતી; તેથી વૈકુંઠ વાશી કકળે, પાપ થવા દે અતી ॥ ૧૪ ॥ ભોગ ભોગવવા દે લક્ષમીના, પુરણ પાપે ભરાવા; તે પછી તેની ખબર લેછે, કોદીન ન દે જવા. ॥ ૧૫ ॥ સ્ત્રી ભાવ જાણે તેને લક્ષમી, અવળું ઘણું સુજાડે, કેવું કનીષ્ટને સુજે અવળું, તે ભીસ્મપીતા દેખાડે. ॥ ૧૬ ॥ કનીષ્ટ પ્રાણીને સ્ત્રી ભાવ લક્ષમી, તે વિશયમાં દોરે; વિશયમાં કનીષ્ટ તદાકાર, રંગ ભોગે ઘણો ઘોરે. ॥ ૧૭ ॥ ઘોડા દોડાવે ગાડી દોડાવે, ચઢે પ્રેમી પલંગે; તળે ઉશીકાં ગાલ મસુરીયાં, સુવાળાં હોઢણ અંગે. ॥૧૮॥ અત્તર ફુલેલ પુસ્પ ગજરા, એળચી પાન સોપરી; ધર્મના ધામોમાં પરસાદ લેવા, થાય મોહોટા કારભારી. ॥ ૧૯ ॥ કેહેવરાવે ધરમ પર નેષ્ટા ધર્મે નાણું જમે માંડે; જે સ્થળ લક્ષમી લાભ ન દેખે, તે સ્થળ પોતે છાંડે. ॥ ૨૦ ॥ સૌકારી બતાવે વિશ્વાસ પાડે, લાભ કહી ધન તાણે; જેમ પરનારીને ફોસલાવી, જાર કરમી જન આણે. ॥ ૨૧ ॥ તે લક્ષમી આવે સ્ત્રી રૂપે, તો તે મોજ કરાવે; માંડવા બંધાવે નાચ પડાવે, મીજલશી સભા ભરાવે. ॥ ૨૨ ॥ ધામ સોહાવે, રોષણાઇ કરાવે, ગ્રહસ્તાઇ દેખાડે જગમાં; લક્ષમીપતી કેવરાવવાને, ફરે ફુલાશોની વગમાં. ॥ ૨૩ ॥ વ્યસન વ્યભીચારને વાસના, મોહોટાઇને મઘરૂબી; દયા દીનતાને દાનવાળા, તેનાથી જુદી ખુબી. ॥ ૨૪ ॥ હું કરતાનો અંહકાર મનમાં ગરીબ ઉપર ગાજે, નીર્ધન નાહાનો ને કદ્રુપો, તે સંગ બોલતાં લાજે. ॥ ૨૫ ॥ માન્ય લોભીને જસ લોભી, ધન કેફ રૂંએ રૂંએ; વળી અંતર આશા એવી વીખણાઇ શું બહુ સુંએ. ॥ ૨૬ ॥ ભાગ્યશાળી બુદ્ધી શાળી, હીમત વાન ગણે શું; પાછળ કીરતી કેહેવાશે માહારી, જીવતા મુઆ જણે શું ॥ ૨૭ ॥ કનીષ્ઠનાં કુકર્મને લક્ષણ, કહેતાં ન આવે નીવેડા; સાક્ષાત કળીનું લક્ષણ કનીષ્ટ, એટલે આવ્યો છેડો. ॥ ૨૮ ॥ વળણ. ॥ એટલે છેડા આવિયો, કનીષ્ટ કળજુગ રૂપ; વ્યાસ વલ્લભ એમ ઓચરે, પડે નરકને કુપ.

## કડવું ૧૦ રાગ દુહા દેશી.

ભીસ્મપીતા કહે યુધીષ્ટરને, સાંભળ કુન્તી તન, બેટી તુલ્ય લક્ષમી ઉત્તમ, તે ઉત્તમ પ્રાણીનું વરણુંન. ॥૧॥ પુત્રી ભાવે લક્ષમી જાયે, ઉત્તમ પ્રાણીને ધામ; ત્યાં લક્ષમી વવરાય ક્યાં ક્યાં, ઉત્તમ શું કરે કામ.

॥ ૨ ॥ ઉત્તમ પ્રાણીને લક્ષમી આવે, ઉત્તમ જાણે એમ; આ પર ગોત્રીનો પર માલીક, આપણી માનીએ કેમ. ॥ ૩ ॥ લક્ષમીપતતો કૃષ્ણ વિષ્ણુ, લક્ષમી તેની નારી; રોમ રોમે થાઉ નર્ક નિવાસો, જો કહુ લક્ષમી મા-હારી. ॥ ૪ ॥ પીતા તુલ્ય મને જાણયોને, પીહર તુલ્ય મુજ ધામ; તેને સાસરે દેઉં વળાવી, હું રાખુ શું કામ. ॥ ૫ ॥ એમ જાણી કરે કૃષ્ણાર્પણ, હતી ત્યાંની ત્યાં કાહાડે; ગોર રૂપી બ્રાહ્મણ હસ્તક, સાસરીયે પોહો ચાડે. ॥ ૬ ॥ બેટી રૂપે આવી જાણવી કયારે, સુમારગે વવરાય; જ્યાં વાવરે ત્યાં વિપ્રદ્વારાયે, પ્રભુને ધામ પળાય. ॥ ૭ ॥ તે બેટી ભાવ આ વેલી જાણો, એ યુધીષ્ટર રાય; સુમારગે વાવરનાર પ્રાણી, સરવોતમ ગણાય. ॥ ૮ ॥ ઉતમ પ્રાણીનાં લક્ષણ કેવાં, તે સમજાવું સાર; દીનતા દયાને દાનસ્તાઇ, નહી મોટાઇ હંકાર. ॥ ૯ ॥ બાળક સાથે બાળક જેવો, વૃદ્ધ સાથે વૃદ્ધ રૂપ; ગરીબ સાથે ગરીબ જેવો, અજ્ઞાની સાથે ચુપ. ॥ ૧૦ ॥ કીરતીની નહી ઇચ્છા મનમાં, નહી ફુલણનો ફંદ; નહી ક્લેશ કંકાસ કશો, સર્વ રીતે આનંદ. ॥ ૧૧ ॥ રાચ રચીલુ કે વસ્તવાનું હોય પોતાને ઘેર; માગ્યું આપે પડોશીને, વ્હારે ચઢે બહુ પેર. ॥ ૧૨ ॥ પરને દુખે દુખ માને, પરને સુખે સુખી; જ્ઞાન નિતીને વૈરાગ વાળો, નહી હરી વિમુખી. ॥ ૧૩ ॥ જગત રીતીની નહી પ્રીતી, નિતીની રીતી રૂદે; નાશ વસ્તુનું અજ્ઞાન અતી, અવિનાશી જ્ઞાન ઉદે. ॥ ૧૪ ॥ સદ-ગુણ શીળતા સંતોશ શાન્તી, ખરા ખોટાની પરીક્ષા; સત્ય સમાગમ જ્ઞાની સાથે, અજ્ઞાનની નહી દીક્ષા. ॥ ૧૫ ॥ એવાં અનંત લક્ષણ જેમાં, તે જન ઉતમ પ્રાણી, લક્ષ્મી બેટી ભાવ તેને ત્યાં, એજ મોહોટી એધાણી. ॥ ૧૬ ॥ માઇકને ને અમાઇકને, જ્ઞાન વડે સમજાય; અવિવેકને વિવેક રીતી, વડા વિચારે જણાય. ॥ ૧૭ ॥ ન્યાયને અન્યાય ખરૂંને ખોટુ, સારૂંને નરતુ જેહ; સમાગમથી સમજાય સઘળુ, નહીતો તેનું તેહ. ॥ ૧૮ ॥ આ લોકનીને પરલોકની જે, રીતી તે જુદે જુદી; પ-રલોકની અતી ઉલટી લાગે, નહી જાણેલી સમુદી. ॥ ૧૯ ॥ તે કોઇ જ્ઞાની સમજાવે ત્યારે, સમજાય પરલોક કેરી; નહીતો આ લોકની રી-તીમાં, કરે ડેરાને ડેરી. ॥ ૨૦ ॥ પરલોકનું જ્ઞાન ગુપ્ત ઘણું છે, જાણે જ-વલ્લા કોઇ; તે જાણનારાની આલોકના જીવ, કર્યા કરે બગદોઇ. ॥ ૨૧ ॥ અતડુ લાગે ને રહે અતડા, મહીં જઇ જુએ ન સાર; જોઇને કરવું કે ન કરવું, તે કરવો વિચાર. ॥ ૨૨ ॥ તેવી રીતીનો હોય પ્રાણી, તો કાંક સમજ્યામાં આવે; અળગો રહે તે અળગોને અળગો, લક્ષ ચોરાશી

ધાવે. ॥૨૩॥ ધાવણ ધાવ્યો લક્ષ ચોરાશી,રહે સદા અમોક્ષ; વેદ વદે છે જ્ઞાન વિના. કદી ન હોયે મોક્ષ. ॥ ૨૪ ॥ વળણ. ॥ મોક્ષ ન પામે કો કદી, જ્ઞાન વીનાના કોય; વ્યાસ વલ્લભ વાણી વદે. કર્મ ન્હાય તે હોય.



# કડવું ૧૧ રાગ ચોપાઇ.

જયમુની વદેમુખ વાણી,સુણ યુધીષ્ટર હેતઆણી;મોક્ષ મારગ દોહ્યલો ભારે; તે રસ્તે ચડે જીવ કયારે. ॥ ૧ ॥ કરે ભાવાર્થી જ્ઞાનીનો સંગ;તવ પુર્ણ પડે ઉમંગ; ભાવા થીવણ અર્થીક જેહ; જ્ઞાની જન જાણવો નહી તેહ. ॥ ૨ ॥ વેદ શાસ્ત્ર તણા જે અર્થ, હેતુ જાણ્યા વીનાના વ્યર્થ; ભાવ સમજીને અર્થજ કરે, તેતો તત્વ દર્શી નીસરે. ॥ ૩ ॥ એમ કહેછે ભીસ્મપીતાય; તેતો સુણે યુધીષ્ટર રાય; સુણી શંકા થઇ અપાર, બોલ્યા કુન્તી તણા કુંઆર. ॥ ૪ ॥ મહ પીતા બોલ્યા તમે જેહ, તેમાં મુને થયા સંદેહ; અર્થને ભાવાર્થ બે જુદા, કે તે બેઉ એક સમુદા. ॥૫॥ તવ બોલીયા ભીસ્મપીતાય, અર્થ ભાવાર્થ જુદા કેહેવાય; એકલા અર્થથી અનર્થ થાય, અને ભાવાર્થ સત્ય ગણાય. ॥ ૬ ॥ તવ ધર્મ બોલ્યા કરજોડી, મ્હારો સંશય નાંખો તોડી; જેમ વેદના મ્હા વાકય જોઇ, બ્રહ્મ છે એમ કહે સહુ કોઇ. ॥૭॥ સાંખ્ય શાસ્ત્ર તણે આધારે,આત્મા પરત્મા એક ધારે; તેતો ખરૂં હશે કે ખોટું, તેની ભ્રમણામાં હું લોટું. ॥ ૮ ॥ તવ ભીસ્મજી બોલ્યા એમ, વારૂ તને ભાસે છે કેમ; તાહરી મ્હારે સાંભળવી વાણી, કહે તું શું બેઠો છે જાણી. ॥ ૯ ॥ તવ ધર્મ કહે સુણો તાત, વેદ વિશ્વ વીશે પ્રખ્યાત; વદે વેદ તે ન હોય ખોટુ, ભાસે સાંખ્ય તણુ જ્ઞાન મ્હોટુ. ॥ ૧૦ ॥ માટે હુંતો જાણુંછું એમ; બ્રહ્મ સચરાચર છે તેમ; નથી હું તું અવર કોઈ, મીથ્યા ભ્રાન્તી જીવોને હોઇ. ॥ ૧૧ ॥ નથી જીવ સરવ છે બ્રહ્મ, વેદ વાકયોથી તે પડી ગમ; પુન્ય પાપ ન મોક્ષ અમોક્ષ, નથી પરમાત્મા પરોક્ષ, ॥ ૧૨ ॥ છે આત્મા ચૈતન્ય જેહ, છે અજર અમર તેહ; તેતો ત્રેણે અવસ્થા જાણે, સત્ય સદાયે આનંદ માણે. ॥ ૧૩ ॥ સ્થુળ સુક્ષમ કારણ દેહ, તેને પણ જાણનારો તેહ; સત્ય આત્મા તે ઉપદેશ, નથી કોઈ બીજો પરમેશ. ॥ ૧૪ ॥ મને બોહો છે એ સીધાન્ત, ઘણાં સ્રવણ કર્યા વેદાન્ત; અહં બ્રહ્માસ્મી હું બ્રહ્મ, સત્ય જ્ઞાનજ એ ઉત્તમ. ॥ ૧૫ ॥ તવ ભીશ્મપીતા બોલ્યા હશી, તંતો યુકતી

ન વીચારો કશો; જો તું બ્રહ્મ બને આપો આપ, તો નથી ટાળવા ત્રી તાપ. ॥ ૧૬ ॥ જપ તપ કરવાનાં વ્યર્થ, ઠીક ગ્રહણ કર્યો છે અર્થ; જો હ્યા બ્રહ્મ સદા સર્વજ્ઞ, પણ તું તો દીસે અલ્પજ્ઞ. ॥ ૧૭ ॥ વળણ. ॥ અલ્પજ્ઞ તું દીસે અતી, ઓ યુધીષ્ટર રાય; સાક્ષાત બ્રહ્મ તું હોયતો, સંભવે સહુ સતાય. ॥



## કડવું ૧૨ રાગ દુહા સાખી.

ભીશમપીતા યુધીષ્ટર પ્રત્યે,બોલ્યા એમ વચન; શંકા ઉપને તારી વાણીમાં, ઓરે કુન્તી તન. ॥ ૧ ॥ ત્રીદેહનો હું જાણવા વાળો, એમ કહે છે તું કથી; પણ તારૂં વ્યર્થ છે બોલ્યું, તુ કાંઈ જાણતો નથી ॥૨॥ તારા સ્થુળને તું જાણે છે, તો દે ઉતર મુને; તારા શરીરે કેશજ કેટલા, કેટલા તલ છે તુને. ॥ ૩ ॥ જો વળી અલ્પજ્ઞ છે તું તો, સર્વજ્ઞ નથી જરા; સર્વજ્ઞ હોતો સર્વને જાણે, ત્યારે તો કહીએ ખરા. ॥ ૪ ॥ મ્હારા મનના જે મનસુબા, તે તો તું નવ જાણે; તો સર્વરી તે બ્રહ્મ તું શાનો, મીથ્યા બ્રહ્મ છું તાણે. ॥ ૫ ॥ ત્રૈણે અવસ્થા તું જાણે તો, સ્વપ્ન ન જાયે ભુલી, ખોટું એવું જ્ઞાન ગ્રહીને, આ દેહ જાશે ડુલી. ॥ ૬ ॥ નહી મળે ભગવત ભજવાનો, અમુલ્ય મનુશ દેહ; કળયુગી કયાં વેણ વદોછો, કાંક ધરો સંદેહ. ॥ ૭ ॥ સર્વ શકતીમાન પરમેશ્વર છે, આપણી તે કયાં શકતી, નાંરોપાધો પરમાત્મા છે, ઉતમ એની ભકતી ॥ ૮ ॥ ત્રીગુણ માયામાં રહેલો, તે પરમાત્મા ન હોય; મન તાણી પરમાત્મા કહે, કેવળ મુરખ કોય. ॥ ૯ ॥ ભાંગ પીને જેમ ગાંડો બોલે,હું સ્રષ્ટીનો ભુપ, સીહને અજાનો સંગ કયાંથી, સમજીને રહો ચુપ. ॥ ૧૦ ॥ જ્ઞાનમાં અજ્ઞાન કદી ન આવે, સુર્યમાં નહી અંધકાર;અગનીમાં શીતળતા ન હોયે, પુર્ણ લેજો વીચાર. ॥ ૧૧ ॥ બ્રહ્મમાં ભ્રાન્તી કદી ન થાયે, કેહેનારો જખ મારે; વેદ વચનનો હેતુ ન સમજયા, કુટાઈ મુઆ અંધારે. ॥ ૧૨॥ એક બ્રહ્મ વણ બીજો બ્રહ્મ નથી, વળી સદા અવીનાશી, અચળ ઈશ્વર વેદ વદે છે, તે સર્વ લેજો તપાશી. ॥ ૧૩ ॥ જે આ દેહ વીશે આવેલો, તે અન્ય દેહે ન જાય, જે દેહ બદલે તે વસ્તુને, ચળીત વસ્તુ કેવાય. ॥ ૧૪ ॥ વળણ. ॥ ચળીત બ્રહ્મ હોયે નહી, સુણ કુન્તી કુંવાર, વ્યાસ વલ્લભ વાણી વદે, સુણો શ્રોતા સાર. ॥



## કડવું ૧૩ રાગ ચોપાઇ.

બોલ્યા ભીસ્મ પીતા મુખ વાણી, રાય સાંભળ ઉલટ આણી; પરમેશ્વર સહુથી ન્યારો, એતો જ્ઞાની જનોને પ્યારો. ॥ ૧ ॥ પરમેશ્વર છે તે અનુપ, સત્ય માનજે ધરમ ભુપ; પરમેશ્વર માયા-તીત, સદા સર્વદા તે અચળીત. ॥ ૨ ॥ તુરીયા તીત છે અવીનાશી, ત્રીગુણાતીત અલગ વાસી; જ્ઞાન સ્વરૂપ જ્ઞાનાકાર, મોક્ષ રૂપે એ કીરતાર. ॥ ૩ ॥ એને કોઇક વીરલા જાણે, માંથ્યા ગર્વ વેદાન્તી આણે; જેનો વેદ ન પામ્યા પાર, તેથી વદી મરે વેદ ચાર. ॥ ૪ ॥ યોગી તપશ્વી નવ જાણે, તેનો ભેદ ભગતો ન પ્રમાણે; ન લે પરમેશ્વર અવતાર, છે અજન્મા પરમેશ્વર સાર ॥ ૫ ॥ અશંક વદે છે વેદ, જેમાં નહી શંકા નહી ભેદ; એવા અનંત ગુણ અવીનાશી, આળસુ સુણતાં જાય ત્રાસી. ॥ ૬ ॥ જાણે પરમેશ્વરને જ્ઞાની, બાકી કેહેવાની સર્વની કાહાણી;જ્ઞાની જન જે જાણે છે વાત,તેજ કરી શકે પ્રખ્યાત. ॥ ૭ ॥ પણ માયા મોહ તજે પ્રાણી, તેને સત્ય ન લાગે વાણી, વળી વીદ્વાન શાસ્ત્રી વેદાન્તી, તેની વળે વીદ્યામાંજ શાન્તી ॥ ૮ ॥ જેનો અવતારીમાં લક્ષ, તેના ત્યાં ને ત્યાં રહે ચક્ષ; જેની કર્મ કન્ડ પર પ્રીતી, તેને રૂચક નહી અન્ય રીતી. ॥ ૯ ॥ જેને ઉપાસના પર પ્યાર, તેને જ્ઞાનન રૂચે લગાર; ગયા જન્મોનું સ્હેજ સ્હેજ જ્ઞાન, જીવે કર્યું હોય સંપાદાન. ॥ ૧૦ ॥ તેથી છેવટ આવ્યો હોય છેડો, તવ તે લે જ્ઞાનીનો કેડો; તવ પુરણ જ્ઞાનજ પામે, જન્મો જન્મનું અજ્ઞાન વામે. ॥ ૧૧ ॥ અક્ષર ઓળખતો હોય પેહેલો, તોજ વંચકમાં થાય વેહેલો; નવ્ય ઓળખે અક્ષર જેહ, કદી વાંચી શકે નહી તેહ. ॥ ૧૨ ॥ તેમ કેટલાક જનમોની શીખ, હોય તો જ્ઞાન ગ્રહે ઠીક; પહેલાનું શીક્ષણ નવ હોયે, તેવો જ્ઞાન ન પામે કોય. ॥ ૧૩ ॥ કદી જ્ઞાન તો સુણે કાન, પણ તેમાં ન લાગે ધ્યાન; કદી ધ્યાન લાગે તે વેળાય, તેને તે દ્રઢ ન થાય. ॥ ૧૪ ॥ કદી દ્રઢ થાય તો કો સમે, તેનું ચૈત્વન જરૂર ભમે; કદી ન ભમે ને રહે સ્થીર,તેવોતો જાગે કોક વીર. ॥ ૧૫ ॥ વળણ. કોકજ જાગે વીરલા, અયુતમાં તો એક; વ્યાસ વદે શ્રોતા સહુ, જોજો વાત વીવેક. ॥



## કડવું ૧૪ રાગ ચોપાઈ.

વદે વળતા ભીસ્મ પીતાય, તુતો સુણ યુધીષ્ટર રાય; સર્વ બ્રહ્મ

ગાને છે જેહ, ફકત વીદ્યા જ્ઞાની જન તેહ. ॥ ૧ ॥ સર્વ જીવને માને પરમેશ, ત્યારે કોને કરે ઉપદેશ; નહી વકતાને નહી શ્રોતા, નહી જોવાનું ને નહી જોતા. ॥ ૨ ॥ નહી જ્ઞાની નહી અજ્ઞાની, જો સહુ બ્રહ્મ લેઇએ માની; નહી કોઈ દુખી કોઇ સુખી, નહી તાબેદારો નહી મુખી. ॥ ૩ ॥ સર્વ સરખા જોઇએ અનુપ, નહી કો જન માયાને કુપ; નહી કોઇ ગ્રસ્થી નહી ત્યાગી, નહી રાગી કો નહી વેરાગી. ॥ ૪ ॥ નહી કો નીચકે કો ઉંચ, સમજી લેતાની ખરી ખુંચ, નહી નારીકે નહી માતા, નહી પુત્રકે નહીકો તાતા. ॥૫॥ નહી કેહેવું કે નહી સાંભળવું, પછી શા સારૂ પુછ આંબળવું; એ સ્રષ્ટીમાં પરમેશ્વર સર્વ, હું જ્ઞાનીના ધરે શીદ ગર્વ ॥ ૬ ॥ પોતે જ્ઞાનીને અન્ય અજ્ઞાની, એવું એકમાં શાથી લે માની, કેહેશે અવરમાં ઉપાદી, તવદ્વૈત થયાં જો વીવાદી. ॥ ૭ ॥ કેહેશો કો દુખી કરમે કરીને, તેતો બોલોછો કેમ ફરીને; દુખી કીયો કરમ કરનારો, કોઇ અકર્મી તે બીજો ધારો. ॥ ૮ ॥ વારૂ સર્વે ઇશ્વર છે માનો, તવ મોક્ષ અમોક્ષજ શાનો; કહે પાપ કરનારો કરે, ત્યારે નર્ક કીયો સંચરે; કેહેશો નર્ક એનો એ જાય, ધીક જીભ્યાયે કેમ કેહેવાય. ॥ ૧૦ ॥ કહેતો તે નરક વાશી, તેનું મ્હો જોતાં થાય ઉદાસી; વળી અચળ ઇશ્વર કહીયે તો બીજા ગર્ભે કયાંથી જઇએ. ॥ ૧૧ ॥ જઇએ માટે ચળીત થયા જાણો, તો અચળ ઇશ્વર કયા પ્રમાણો; એવી અનંત શંકા જાગે, બ્રહ્મ અશંક વેદને લાગે. ॥ ૧૨ ॥ વદે ભીસ્મપીતા એમ બોધ, જ્ઞાની જન સંગ કરો સોધ; તવ યુધીષ્ટર લાગ્યા ચર્ણ, મહપીતા થાવું જ્ઞાની સર્ણ. ॥૧૩॥ વળણ. ॥ જ્ઞાનીના સતસંગથી, થાય યથારથ જ્ઞાન, વ્યાસ વલ્લભ વાણી વદે, જ્ઞાને વશ ભગવાગ.



## કડવું ૧૫ રાગ સરળ સાખી.

ભીસ્મપીતા વાણી વદીયા, સુણ સતી સંતાન; વેદ શાસ્ત્ર કે ઇતીહાસ પુરાણ, તેથી જુદુ બ્રહ્મ જ્ઞાન. ॥ ૧ ॥ બ્રહ્મ ગતીને બ્રહ્મ કેહેવાય, બ્રહ્મ સ્વરૂપને બ્રહ્મ; એ સઘળું સવળું સમજવું, તે જ્ઞાનીથી પડે ગમ ॥ ૨ ॥ સ્રવણ જ્ઞાની અનુભવ જ્ઞાની, અનુમાની પણ જ્ઞાની; વંચક જ્ઞાની કર્મ જ્ઞાની, તેમાં કીયો લેવો માની. ॥ ૩ ॥ જો સતી સુત સત્ય સમજાવું, જ્ઞાની જાણવો શાને; વંચક જ્ઞાની વાંચી જોયેલું, શ્રવણી તે સુણેલું કાને. ॥ ૪ ॥ અનુમાની ત્રીજુ પદ છે, ચોથો જ્ઞાની અનુભવી;

તે ચાર પ્રકારે જ્ઞાન મળેલું, તેજ જ્ઞાની મ્હા કવાં. ॥ ૫ ॥ તેવા જ્ઞાનીનું જ્ઞાન સાંભળતાં, જ્ઞાન યથારથ થાય; તે જ્ઞાન વડે મુકતી મળે, મોક્ષ પદે પળાય. ॥૬॥ મોક્ષ વીના અવર ઇચ્છાથી, આ ચાર અતીશે પાળે; ફળ લેવાની વાન્છના રાખે, તે ન તરે કોઇ કાળે. ।૭। સાન્તી પરવ હાંઇ પુરણુ થયું, કેહે છે વૈશમપાય; ઓરે પુત્ર પરિક્ષત કેરા, ઉતરી તુજ હત્યાય ।૮। એટલે પરીક્ષતના પુત્રે, આપ્યાં છે ગૌદાન; બ્રાહ્મણોને ભોજન કરાવ્યાં, ભાવે ભજ્યો ભગવાન. ॥ ૯ ॥ સવાસો વિપ્રને ઉપવીત દિધાં, સવાસો કન્યાદાન, સવાસો બ્રહ્મ પુરીયો આપી, પરિક્ષતને સંતાન. ॥૧૦॥ શામ પડદા સ્વેત થયાને, સ્વેન થઇ શામ ગાય; કાળા તલ ધોળા થયા એ, પ્રમાણે તર્ત દેખાય. ॥ ૧૧ ॥ વળણુ. ॥ પ્રત્યક્ષ પ્રમાણે દરસૈ ગયું, સુણતાં પોહોચ્યા કોડ; વદે વલ્લભ શ્રોતા સહુ, બોલો જે જે શ્રી રણછોડ.






પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ શાન્તી પર્વ છાપ્યું.
અમદાવાદ.

શ્રી

# અશ્વમેધ પ્રારંભ.

## અશ્વમેધ પર્વ. કડવું ૧ રાગ સાખી.

ગીરજાનંદન ગણપતીને, પ્રથમ લાગુ પાય; સરસ્વતી માતાને નમું, માજી વસે જીભ્યાય. ॥ ૧ ॥ વૈશમપાયે તેર પરવની, સંભળાવી કથાય; પછી જનમેજયની પાસે, પોતે માગી વીદાય. ॥ ૨ ॥ પુરણ કથાહું નહી સંભળાવું, એક સ્થળે હરનીશ; સાંભળજે જયમુનીના મુખથી, પાતક તું નીસ્તરીશ. ॥ ૩ ॥ એકના મુખથી એક જગોયે, ભારથ પુર્ણ કેહેવાય; કાં શ્રોતાને કાં વકતાને, વીકટ વીઘન થાય. ॥ ૪ ॥ શ્રોતાયે વકતાનું ઇછવું સારૂં, વકતાએ શ્રોતા જનનું; માટે પુરણ કેહેવી કે સુણવી, પરીણામ એ વીઘનનું. ॥ ૫ ॥ માટે છ માસ જવા દેઇને, સાંભળજે તું કથાય; તે વારે આવશે જયમુની, ઓ જનમેજય રાય. ॥૬॥ એમ કહીને વીદાય થયા, એવે વીત્યા ખટ માસ; તેવામાં જયમુની આવ્યા, જનમેજયની પાસ. ॥ ૭ ॥ તવ જનમેજય ચરણે લાગ્યો; પધારો રૂશીરાય; અધુરી કથા શ્રવણ કરાવી, રૂશી વૈશમ પાય. ॥ ૮ ॥ તેતો મુજને કહી ગયા છે, જયમુની આવે જ્યારે, પાંચ પરવની કથા રહી તે, સાંભળી લેજે ત્યારે. ॥ ૯ ॥ પરવ અષ્ટાદસ ભારથનાં, પુરણ તે સંભળાય; બ્રહ્મહત્યા મુજને લાગીછે, પાતક તે પળાય. ॥ ૧૦ ॥ જયમુની સંભળાવવા બેઠા, વાળી પદમાસન; સનસુખ આસન વાળી બેઠો, સાંભળવા રાજન. ॥ ૧૧ ॥ સાંભળ રાજા છે હરી ચરચા, સાંભળ રાખીને પ્રીતી; કથામાં બીજુ કાંઇ ન જોવું; જોવું સત્યને નિતી. ॥૧૨॥ બીજા વીશયમાં વ્રત્તી રાખી, જે જન સુણે કથાય; તે જનનું પુન્ય ધોવાઇ જાયે, ઉલટું પાતક થાય. ॥ ૧૩ ॥ રાગ વીશયમાં હાસ્ય વીશયમાં, વ્રત્તી ધરી સુણે જેહ; પ્રભુ તણા પદને નવ પામે, પામે શ્વાનનો દેહ.॥૧૪॥ હાસ્ય વીશય વાહાલો હોયે તો, ભવાયો થૈ અવતરે; વાન્નર કેરો દેહ પામે, કામ વીશય ચીત ધરે. ॥ ૧૫ ॥ માટે ચીત્ત હરી ચરચામાં, રાખી સાંભળજેરાય; અશ્વમેધનું પર્વ કહુંછું, પાપ તારૂં પળાય. ॥ ૧૬ ॥ વલ્લભ વદે સાંભળો શ્રોતા, ટુંકામાં સૌ સમજાવું; આ ગ્રંથ છપાઇ ગયો છે માટે, સક્ષેપમાં હું ગાવું. ॥ ૧૭ ॥ ત્રૈણ કવીની છે રચેલી, અશ્વ-

મેધ કથાય; તેથી ટુંકાણમાં રચુછું, સંદે ન ધરશો કાંય. ॥ ૧૮ ॥ પાન્ડવ ગાદી બેઠા ત્યાં સુધી, સારી રીતે રચી કથા; અશ્વમેધ છે બાહાર પડેલો મેહેનત લેઉ તે વ્રથા. ॥ ૧૯ ॥ વળણ. ॥ વ્રથા મેહેનત લેતો નથી, ટુંકો ટુંકો કહુ સાર; ના કહુંતો અધુરો કહે; ભારત ગ્રંથ નીરધાર. ॥ ૨૦ ॥



## કડવું ૨ રાગ સવૈયો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું અશ્વમેધ મહીમાય. ॥ ૧ ॥ હસ્તીના પુરની ભોગવે ગાદી, કુન્તીના તન ધર્મ; નીતી પુર્વક રાજ ચલાવે, નિત્ય કરે શુભ કર્મ. ॥ ૨ ॥ છ માસ સુધી ભોગવી ગાદી, સમરે શ્રી અવીનાશ; એવામાં અણચીંતવ્યા આવ્યા, વીષ્ણુ વેદમવ્યાસ. ॥ ૩ ॥ પાન્ડવ ઉઠીને પાયે પડીયા, પ્રેમે આપ્યું આસન; પધારો પધારો કહી બેસાડયા, અમને કર્યા પાવન. ॥ ૪ ॥ એમ કહીને ધરમરાજા, ચાંપવા બેઠા પાય; કૃપાનીધી એક પ્રશ્ન પુછુંછું, સંકલ્પ વીકલ્પ થાય. ॥ ૫ ॥ કુળ નીકંદન અમે કીધું, રાજ્ય લેવાને આપ; તે મુજને મનમાં ખટકે છે, જાણુંછું બેહુ પાપ. ॥ ૬ ॥ એટલે વ્યાસજી એવું બોલ્યા, સુણ યુધીષ્ટીર રાય; ક્ષત્રી ધરમ તેં સાચવ્યો તારો, તેમાં શું પાપ કહેવાય. ॥૭॥ પણ લોકીક અપવાદ બેઠો, કીન્ચીત એનો દોષ; દોશ તણું નામ સાંભળ્યું કે, ધર્મ થયા અફસોસ. ॥ ૮ ॥ ઓ માહારાજા અપવાદ બેઠો, એ મુજને પસ્તાવો; તે પણ નીરવાણ થાય તેવું, કાર્ય મુને બતાવો. ॥ ૯ ॥ એટલે વેદમવ્યાસ બોલ્યા, સાંભળી થાજે મગ્ન; જેવો કર્યો હતો રામચંદ્રે તેવો કરો તમે યજ્ઞ. ॥ ૧૦ ॥ અશ્વમેધનો યજ્ઞ કરવો, તેથી બહુ જય થાશે, લોકીક અપવાદ જકતમાં બેઠો, તે તમારો જાશે. ॥ ૧૧ ॥ એમ સુણી યુધીષ્ટર બોલ્યા, માહારાજા પડુ પાય; અશ્વમેધ એ યજ્ઞ મોહોટો, દ્રવ્ય વીના કેમ થાય. ॥ ૧૨ ॥ છ માસથી રાજગાદી પામ્યા, ધન નથી સંચીત કીધું; દુરીયોધનનું મેળવેલું, તેતો લુટાવી દીધું. ॥ ૧૩ ॥ માટે નીરધન છૈએ હમણાં, કેમ કરીએ માહારાજ; મન મોકળું મુકીને વાવરવું, તે કેમ કરીયે કાજ. ॥ ૧૪ ॥ વ્યાસજી બોલ્યા સાંભળ રાજા, બતાવું, એક ઉપાય; આગળ મોહોટો યજ્ઞ કર્યો તો, થઇ ગયો મરીયુત રાય. ॥૧૫॥ તેણે વીપ્રોને દાન કર્યાં ત્યાં, નરદમ કનક કેરાં; દળીદ્રીનાં દળદર કાપ્યાં, કીધાં મેરસમેરાં. ॥ ૧૬ ॥ વીપ્રોએ જે કનક લીધાં, તે ડુંગરોમાં દાટયાં;

ત્રણાં વરસનાં અકળાયેલાં, લક્ષ્માજી ઉભ રાટયાં. ॥ ૧૭ ॥ તે ધન જઇ તમે લઇ આવો, તવ બોલ્યા ધરમરાય; કૃષ્ણાર્પણ થયેલું ધન એ, મુજથી કેમ લવાય. ॥ ૧૮ ॥ એટલે વ્યાસજી એવું બોલ્યા, સાંભળજે સુમતી; ભોમીમાંથી ધન તું લાવે, તો તું છે ભુપતી. ॥૧૯ ॥ એ ધનના માલીક વીપ્રો, તેમાંનું નથી કોય; ધરતીના ધન કેરો ધણી, ધરણનો ધણી હોય. ॥ ૨૦ ॥ માટે તે ધન તું લે આવે, તેમાં નથી તને દોશ; તે લાવીને યજ્ઞ આરંભો, થાશો નહી અપસોશ. ॥ ૨૧ ॥ ધરમ કહે વારૂ માહારાજા, હવે તો આવી હામ; કૃપા કરીને બતાવો તમે, શાંશાં બીજાં કામ. ॥ ૨૨ ॥ એટલે વેદમ વ્યાસ બોલ્યા, સાંભળ રાજ કુંવાર; વરૂણ કરવા લાવવા તેડી, વીપ્રો વીસ હજાર. ॥ ૨૩ ॥ તે સરવેના વરૂણ કરવા, ત્રણસેંને સાઠ દન; આનંદમાં જીવ રાખવો સૌએ, દેવું ઇચ્છા ભોજન. ॥ ૨૪ ॥ યજ્ઞની પુરણાહુતી થાય ત્યારે, ધેનું દેવી ઘરમાંથી; અકકેક રથ બેસવાને દેવો, અકકેક દેવો હાથી. ॥ ૨૫ ॥ બે બે જોડી વસ્ત્ર દેવાં, વળી દેવા સણુગાર; વીસ મણ શોત્રણ પ્રેમે દેવું, સાંભળ રાજ કુંવાર. ॥ ૨૬ ॥ એક એક ખોબો મોતી દેવાં, વીપ્રોને પ્રેમ ધરી; હરનીશ ઈશ્વર સમરણ કરવું, સત્ય સ્રદ્ધા આદરી. ॥ ૨૭ ॥ યજ્ઞ આરંભથી ધરમ રાજા, હું કહું તે આદરવું; તમારે ને દ્રુપતીને, ધારા વ્રત શુભ કરવું. ॥ ૨૮ ॥ તમારે ને દ્રુપતીને, સુવું એક સજ્યાય; ઉઘાડું ખડગ મુકવું વચમાં, મનવ્રતી સ્થીર થાય. ॥ ૨૯ ॥ વળી તમારેને દ્રુપતીને, ખાવું એકજ અન્ન; બીજો પદારથ કાંઇ ન ખાવો, વળી સાંભળ રાજન. ॥ ૩૦ ॥ યજ્ઞને સારૂ અશ્વ લાવો, જોઇએ પંચ કલ્યાણી; ખવરાવવું પીવરાવવું તેને, પુજવો દેવી જાણી. ॥ ૩૧ ॥ તે અશ્વનાં ચીન બતાવું, સુણ યુધીષ્ટર રાય; પુંછડું પીળુ કાન કાળા, સ્વેતજ એની કાય. ॥ ૩૨ ॥ લીલા રંગના ચરણ હોયે, એવો એનો રંગ; તેનાં જે દરસણ કરે તેને, યમ દુતનો ભય ભંગ. ॥ ૩૩ ॥ તે તોખારને લાવી રાખો, થોડા દીવસ ઘેર; ચૈતર સુદી પુરણમીએ, છોડવો આનંદ ભેર. ॥ ૩૪ ॥ તેને લેલાટે કનક કેરૂ, પત્રજ બાંધવું એક; તે પત્ર પર લખવું કેવું, તે સાંભળ વીવેક. ॥ ૩૫ ॥ ક્ષત્રી કેરો પુત્ર હોય તે, આ ઘોડાને બાંધે; એટલું લખીને મુકવો ફરવા, ખુશી આવે ત્યાં વાધે. ॥ ૩૬ ॥ તેની પુંઠે બળીઆ બાણાવી, શેન્ય લઇને જાય; હરનીશ એની ચોકી કરવી, કૈ કબજે નવ થાય. ॥ ૩૭ ॥ પંચકલ્યાણી ફરતાં ફરતાં, લાદ કરે જે ઠામ; ધરમશાળા તે સ્થળ કરવી, કાં કરવો વીસરામ. ॥ ૩૮ ॥ જે

સ્થળ કરે લઘુશંકા, ત્યાં કુઓ કે વાવ; ખરચમાં ખામી નવ કરવી, પુરણ લેવો લાહાવ. ॥ ૩૯ ॥ એ અશ્વને ક્ષત્રી નંદન, બંધન કરે જેહ, તેની સાથે યુદ્ધ કરીને, અશ્વ લેવો તેહ. ॥ ૪૦ ॥ એ રીતે ત્રણસેં આઠ દાહાડા, ફેરવવો હામ ધરી; એટલે ધરમ પુછવા લાગ્યા, વ્યાસજીને કર. ગરી. ॥ ૪૧ ॥ ઓ મહારાજા ઠીક બતાવ્યું, વાત પુછુ વાતમાંથી; એવો અશ્વ પંચ કલ્યાણી, કહો લાવીએ કયાંથી. ॥ ૪૨ ॥ એટલે વેદમવ્યાસ બોલ્યા, બતાવું વીવેક; ભદ્રાવતી નામની છે નગરી, ઉત્તર દીશા એક. ॥ ૪૩ ॥ યુમનેશ્વ નામનો રાજા તેનો, સુવેધ નામનો તન; દસક્ષોણી સેન્યાનો ધણી છે, અશ્વ તેને ભોવન. ॥ ૪૪ ॥ એ અશ્વની ચોકી કરેછે, દસ ક્ષોણી સેન્યાય; તેની સાથે યુદ્ધ કરીને, અશ્વ લાવવો હાંય. ॥ ૪૫ ॥ તે ઘોડો છે દેવ લોકનો, સાચવવા દીધો છે; શેવા કરવા દરમણ કરવા, યમુનાશ્વે લીધો છે. ॥ ૪૬ ॥ આઠે દીવશે આદીતવારે, તે ઘોડો છોડાય; ક્ષીપ્રા નામની નદીમાં તેને, નવરાવવા લેઇ જાય. ॥ ૪૬ ॥ તે દન બહુ લોક પુજા કરે છે, સેવે છે પુરણ પ્રીતે; તે ઘોડાને જઇ લઇ આવો, ક્ષત્રીવટની રીતે. ॥ ૪૭ ॥ લાવવો નહી તે છાનોમાનો, ન લાવવો માગીને; લાવવો નહી રાય મર્ણ પમાડી, લાવવો હઠ ભાગીને. ॥૪૮॥ લાવવો યુદ્ધ કરી જીતીને, ઓ કુન્તી સંતાન; એમ કહી આજ્ઞા માગીને, થયા અંતરધ્યાન. ॥૪૯॥ પછી પોતે ધરમ રાયે, ભાઇભાન્ડુ તેડાવ્યા; ભીમસેનને વળી શેદેવ જોશી, નીકુળ સહીત આવ્યા. ॥૫૦॥ હેડંબા વનથી આવીઓ છે, ગટોરગછનો તન; વરસકેતુ સુત કરણનો રેહે છે ધર્મ ભોવન. ।૫૧। તે સરવે ત્યાં ભેગા થઇને, બેઠા ધરમની પાસ; તવ ધરમે કહ્યું યજ્ઞ કરવા, કહી ગયા વેદમવ્યાસ, ॥ ૫૨ ॥ તે કામ કરવું મન આદરવું; લેવાનો છે લાહાવો; માટે માહારા વ્રકોદર વીરા, કૃષ્ણજીને તેડી લાવો. ॥ ૫૩ ॥ ગદા લેઇ તવ ભીમ ઉઠયો, દ્વારીકાંનગરી જાય; આવો આવો કહી ભીમને તેડયો, ઘરમાં જાદવરાય. ॥ ૫૪ ॥ કહો વ્રકોદર કેમ પધાર્યો, ભીમ બોલ્યો સુખ ભેર; હસ્તીનાપુરમાં પધારો, યજ્ઞ ધાર્યો અમ ઘેર. ॥ ૫૫ ॥ કૃષ્ણપ્રભુ તવ તૈયાર થયા, ઉમંગ ઉપજ્યો ઉર; વ્રકોદરની સાથે આવ્યા, પોતે હસ્તીનાપુર. ॥ ૫૬ ॥ ધરમરાયે કહી સહુ બીના, રાજી થયા દીનાનાથ; પછી સહુને તેડાવીને, બેઠા સરવે સાથ. ॥ ૫૭ ॥ એટલે બોલ્યા ધરમ રાજા; પ્રથમ અશ્વને લાવો; આપણામાંથી સુરો પુરો, લેવાને કોણ જાઓ. ॥ ૫૮ ॥ ભીમે કહ્યું કે હું જાઉં છું, લાવવાને મુજ હેતુ; મેઘવરણ કહે હું જાવું, તવ બોલ્યો વરસકેતુ.

॥ ૫૯ ॥ ઓરે પીતાજી હું જાવું છું, કરૂં જઇને ચડાવો; ધરમ કહે ત્રણ જણ બોલ્યા, તેથી ત્રૈણે જાઓ. ॥ ૬૦ ॥ વળણ: ॥ ધરમે આપી આગના, ત્રણ જણ તતપર થાય; વદે વલ્લભ શ્રોતા સુણો, ભદ્રાવતીમાં જાય.



## કડવું ૩ રાગ ચોપાઈ.

બોલ્યા જય મુનીજી વચન, સુણ પરીક્ષત કેરા તન; દીધી ધરમે જ્યાં આગનાય; તવ ત્રૈણે પંથ પળાય. ॥૧॥ જાતાં જાતાં દીવશ બહુ થયા, એક માસે ભદ્રાવતી ગયા; એતો પુરણ હરખે ભરીયા, જઇ ગીરી ગફામાં ઉતરીયા. ॥ ૨ ॥ રાગ દોહરાનો ॥ પછી મેઘવરણ એમ બોલ્યો, કહોતો તતપર થાવું; ભદ્રાવતીમાં પંચ કલ્યાણી, ઘોડાને જોઇ આવું. ॥૩॥ એમ કહીને આગના લીધી; સર્વે સમાચાર લાવ્યો; ઓળખ્યો રાયને અશ્વ દીઠો, પછી ગફામાં આવ્યો. ॥૪॥ ઓરે દાદા અશ્વ દેખી, આનંદ ઉપજ્યો મન; નવરાવવા લાવશે ક્ષીપ્રાયે, આદીતવારને દન. ॥૫॥ એવામાં રવીવાર આવ્યો, તવ સઘળી સન્યાય; પંચ કલ્યાણી અશ્વને લેઈ, ક્ષીપ્રાનદીએ જાય. ॥ ૬ ॥ તવ મેઘવરણ એવું બોલ્યો, કોહોતો દાદા જાવું; અશ્વને નવરાવવા લાવ્યા છે, કોહોતો જૈ લૈ આવું. ॥૭॥ એટલે ભીમે આગના આપી, મેઘનાદે ગડગડીયો; વા વંટોળ વીજળી કરીને, તોખાર પાસે પડીયો. ॥૮॥ વાયુથી રેણુ ઉરાડી, ગટોરગછને તન; સેન્યાના સરવે યોદ્ધાનાં, પુરી દીધાં લોચન. ॥ ૯ ॥ તે સહુ આંખો ચોળવા લાગ્યા, માયાવી એવો નડીયો; અશ્વને ઉચકી ખાંધે લેઇને, જઇ ગફામાં પડીયો. ॥૧૦॥ તે પછી શેન્યાને વળી શાન્તી, ઉઘડીયાં લોચન; જોયું તો અશ્વ નવ દીઠો, ઉદાશ થયું મન. ॥૧૧॥ અરેરે આપણો અશ્વ કયાં ગયો, કોઇક શત્રુ જાગ્યા; દસ ક્ષોણીના સકળ યોદ્ધા, જ્યાં ત્યાં સોધવા લાગ્યા. ॥ ૧૨ ॥ એવામાં એક બે શેવકે, ગફામાં દીઠો તોખાર; તેણે જઇ યમુનાશ્વરાજાને, કહ્યો છે સમાચાર. ॥ ૧૩ ॥ ઓ માહારાજા રાજધીરાજા, ચાલો જણવીએ જોર; આપણા અશ્વને લેઈ ગફામાં, બેઠા છે ત્રણ ચોર. ॥ ૧૪ ॥ એવું સાંભળી રાજા કોપ્યો, હાથ ગ્રહ્યાં અશ્રીઆર; દસ ક્ષોણી શેન્યાને લીધી, વળી લીધો કુંવાર. ॥૧૫॥ સુવેગ સુતને સાથે લઇને, રાજાએ કીધી ચડાઇ; ડુંગરની ગફાએ આવ્યા, કરવી ધારી લડાઇ. ॥ ૧૬ ॥ તવ વ્રકોદર વરસ કેતુ, મેઘવરણ માયાવી; અશ્વને ગફામાં બાંધી નીકળીયા, યુધ્યે ઉભા એ આવી. ॥૧૭॥

યુમનાશ્વ સામો વરસકેતુ, સુવેગ સામો ભીમ; મેઘવરણ સૌ શેન્યના સામો, લીધો લડવાનો નીમ. ॥ ૧૮ ॥ ભદ્રાવતીનો રાજા બોલ્યો, શું જુઓ સૌ સાથ; દયા ન ધારો ઠેર મારો, કહી ઉંચો કર્યો હાથ. ॥ ૧૯ ॥ પછી પોતે આયુદ્ધ લીધાં, ક્રોધ ઘણેરો ચડાયો; કરણ નંદન તેના સામો, મન મુકી તુટી પડીયો. ॥ ૨૦ ॥ બાણ વછોડે માહા તનતોડે, સામ સામો કરે કષ્ટી; દ્વાદશ મેગની ધારા છુટે, એવી કરે બાણ વ્રષ્ટી. ॥ ૨૧ ॥ સામા સામી શરીર ભેદે, વહે શ્રોણીત ધાર; દેખીને માહા ત્રાસ પડે, વરતે હાહાકાર. ॥ ૨૨ ॥ ભીમને સુવેગ ગદા ગ્રહીને, ગદા તણુ યુદ્ધ કરતા; થાય ઝપાટા મારે સપાટા નહી પાછો પગ ભરતા. ॥ ૨૩ ॥ એવામાં મેઘવર્ણ માયાવી, શેન્યમાં પડીયો સાર; એક ઘડીમાં મારી નાંખ્યા, યોદ્ધા ચાળીસ હજાર. ॥ ૨૪ ॥ એટલે વરસકેતુએ ત્યાં, પ્રાક્રમ કેવું કીધું; મોહાસ્તરનો મંત્ર ભણીને, માહા બળમાં બાણ લીધું. ॥ ૨૫ ॥ યુમનાશ્વ રાજાને માર્યું, પ્રાણજ ઉંચો ચડીયો; સાન સુદ્ધ બુદ્ધી વીનાનો, થઇને પ્રથવા પડીયો. ॥ ૨૬ ॥ તવ પોતે પસ્તાવા લાગ્યો, વીપ્રીત થયું આ ઠામ; જો રાજા મરણ પામે તો, અશ્વ ન આવે કામ. ॥ ૨૭ ॥ વેદમ્યાસે એમ કહ્યું છે, વરતવું તે રીતાને; વાજી લાવવો માર્યા વીના, રાજાને જીતીને. ॥૨૮॥ તેમ છતાં મેં આશું કીધુ, મનમાં અતી શોક ભરીયો; યુમનાશ્વ રાજાની પાસે, જાવાને ઉતરીયો. ॥૨૯॥ સૌ શેન્યે રાયને પડયો જાણ્યો, યુદ્ધ બંધ કર્યું સાર; સૌ આવ્યા યુમનાશ્વની પાસે, કરતા હાહાકાર. ॥૩૦॥ તે વારતા ગઇ ગામ વીશે, રાયનું કષ્ટ પ્રમાણ્યું; યમુનાશ્વની જનેતા જડદંબા તેણે વીધન જાણ્યું. ॥૩૧॥ વળણ; ॥ જડદંબાયે જાણીયું, રક્ત થયાં તવ ચક્ષ; કહે વલ્લભ ઉભી થઈ, ચાલી પુત્રને પક્ષ.



# કડવું ૪ રાગ કુશમનીછાયા.

ઉઠી યુમનાશ્વની માય, જડદંબા ચાલીયાંરે, એતો દીકરાની પક્ષે જાય, જડદંબા ચાલીયાંરે. ॥ ૧ ॥ એની રાક્ષસ વર્ગની કાય૦ જડ૦ દોઢ જોજન ઉંચી દેખાય૦ જડ૦ ॥૨ ॥ એનું દરવાજા જેવડુ મુખ, જડ૦ એની સરોવર જેવડી કુંખ૦ જડ૦ ॥ ૩ ॥ એનું અદગાઉ પોહોળું કાઠું૦ જડ૦ એનું ડુંગર જેવડુ માંથું. જડ.॥૪॥ એના૦ છાછર જેવડા કાન૦ જડ૦ એનાં નેત્ર ધનુશ કમાન૦ જડ૦ ॥૫॥ એના વંઢાળા [illegible] નાસકોરાં૦ જડ૦

આંખે પોપચાં પુરણ કઠોરાં૦ જડ૦ ॥ ૬ ॥ એના સાત તાડ ઉંચા ચરણ, જ૦ એના ચાલ્યાથી ધ્રુજે ધરણ૦ જડ૦ ॥ ૭॥ માંથે કેશ છે વાંસની જાળ, જડ૦ એના કરણ મોહોટા વીકરાળ૦ જડ૦ ॥ ૮ ॥ એનાં વાંસ પુર લાંબા સ્થાન૦ જડ; માહા ભય ભરેલું વાન૦ જડ૦ ॥ ૯॥ વળણ.॥ વરણુન કરતાં થાકીયે, ભય ભરેલું વાન; તવ શેન્યમાં મુરછા થકી, ઉઠયો છે રાજાન.



# કડવું ૫ રાગ ધન્યાસરી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ મહીમાય. ॥ ૧ ॥ યુમનાશ્વ રાજાની મુરછા વળી, ઉઠીને શરીર લુછે; વર્ષકેતુને ને વ્રકોદરને, ખબર પોતે પુછે. ॥ ૨ ॥ કોણ છો તમે કયાંના રેહેવાશી, કેમ આવ્યા મુજ ઠામ; ભીમ કહે અમે કુન્તી નંદન, હસ્તીનાપુર ગામ. ॥ ૩ ॥ પાન્ડવમાં વ્રકોદર હું છું, યજ્ઞ અમારે ઘેર; માટે અશ્વ લેવાને આવ્યા, કહી તુજને ખરી પેર. ॥ ૪ ॥ સાંભળી રાજા આનંદ પામ્યો, તમને ઓળખે જકત; પરબ્રહ્મ પ્રભુ ક્રષ્ણજીના, તમો લાડીલા ભકત. ॥ ૫ ॥ ચાલો અમો આવીએ તમ સાથે, વાજીને જોડે લેઇ; દીન બંધુના દરસણ થાશે, કામ કરશું તન દેઇ. ॥ ૬ ॥ પુરણ યજ્ઞ થતાં સુધી, કામમાં મેહેનત કરશું; તમારે લીધે અમે પાપી, દુસ્તર સંસાર તરશું. ॥ ૭ ॥ ભીમે કહ્યું ભલે ચાલો જોડે, કહીને સરવે મળીયા; પરોણાગતે સાથે લેઇને, યુમનાશ્વ ગામમાં પળીયા. ॥ ૮ ॥ એવે રાયની માળી જડદંબા, યુમનાશ્વ લાગ્યો પાય; કયાં જાઓછો ક્રોધ ભરેલાં, ઓરે માહારી માય. ॥ ૯ ॥ જડદંબા કહે ઓરે બેટા, જો માહારાં રાતાં ચક્ષ; યુદ્ધ કરતાં મેં સાંભળ્યો તુને, કરવા આવું છું પક્ષ. ॥ ૧૦ ॥ રાય કહે પાછાં વળો માતા, આપણે ભોવન જૈએ; હસ્તીનાપુરમાં ક્રષ્ણ પ્રભુ છે, દરસણે ત્યાર થૈએ. ॥ ૧૧ ॥ જડદંબા કહે એ શું બોલ્યો, કયાં પ્રભુ કરે દુખ; ગોવાળીયાનાં દરસણ કેવાં, કાળાનું કાળુ મુખ. ॥ ૧૨ ॥ એ વ્યભીચારી છળનારો નારી, મામા માશી મારનારો; કામણ ગાળો જાદુ વાળો, ઝેરીલોને નઠારો. ॥ ૧૩ ॥ યુમનાશ્વે મનમાં વીચાર્યું, રાક્ષસ ગુણ મુજ માય; સમજાવીને લૈ જઇએ ને લગાડું પ્રભુને પાય. ॥ ૧૪॥ એવું ધારીને એમ બોલ્યો, માતાજી ચાલો ઘેર; જવાની વાત જેયું તે વારે, રહોને આનંદ ભેર. ॥ ૧૫ ॥ એમ કહી

માને ઘેર લીધી, સાથે કુન્તી તન; આદરભાવે પરોણાગતે, કરાવીયાં ભોજન. ॥ ૧૬ ॥ પછી નગ્રમાં સાદ પડાવ્યો, ભદ્રાવતીનો નાથ; દરસણુની ઇચ્છા હોયે તે, સૌ આવજો અમ સાથ. ॥ ૧૭ ॥ તવ નગરીના હરીજનો તે, જાવા થયા તૈયાર; રાજા પુત્ર પરીવાર લેઇ, નીકળ્યો તેણી વાર. ॥ ૧૮ ॥ પોતાની જનેતા જદદંબાને, સમજાવી અવળી પેર; ચાલો જનેતા હસ્તીનાપુરમાં, પાંન્ડવોને ઘેર ॥ ૧૯ ॥ જદદંબા કહે હું નહી આવું, કાળીયો ત્યાં કારભારી; મુજ ભાણેજ સકટાસુર હતો, તેને એણે નાંખ્યો મારી. ॥ ૨૦ ॥ યુમનાશ્વ કહે જાણું છું માતા, ત્યાં જઇ કરવો કેહેર; છળ કરી હણશું પ્રભુને, લેવું છે વેહેર વેહેર. ॥ ૨૧ ॥ સાંભળી જદદંબા થઇ રાજી, ચાલ તું મારી સંગ; વીચાર તેં બહુ સારો કીધો, થયો મુને ઉમંગ. ॥ ૨૨ ॥ અવળું સમજાવ્યું તવ ઉંડી, પુત્રની જોડે જાય; વાજતે ગાજતે નીકળ્યો રાજા, સાથે સૌ સંન્યાય. ॥ ૨૩ ॥ મેઘવરણ જઇ ગફામાંથી, લાવ્યો પંચ કલ્યાણી; હળી મળી હસ્તીનાપુર, આવ્યા ઉલટ આણી. ॥ ૨૪ ॥ આવો આવો કહી સનમુખ ઉભા, પોતે અસરણા સરણ; જુમનાશ્વે જબરઇથી માને, લગાડી પ્રભુને ચરણ. ॥ ૨૫ ॥ પ્રભુએ મુસ્તક હાથ મુકયો, કુકરણી દુર કાહાવી; કુબુદ્ધી ટળી જદદંબાની, તરત સુબુદ્ધી આવી. ॥ ૨૬ ॥ પ્રભુની પરદક્ષણા ફરી, પ્રેમે લાગી પાય; માહારાજ હું કાંઇ બોલી હોઉ તો, તે કરજો ક્ષમાય. ॥ ૨૭ ॥ કૃષ્ણ ચરણથી સુમતી પામી, સહુ જન રાજી થાય; ભીમે પંચકલ્યાણી આપ્યો, સૌ જન લાગ્યા પાય. ॥ ૨૮ ॥ પછી એ વાજીને ચોકીમાં રાખ્યો, ધર્મ કરે શેવાય; આવેલાં સૌ રહ્યાં હસ્તીનાપુરમાં, પછી બોલ્યા જદુરાય. ॥ ૨૯ ॥ પાંન્ડવો હું દ્વારીકાં જાવું છું, આવે ચઇતર માસ, તવ ભીમ મુને તેડવા આવે, દ્વારીકાં મુજ વાસ. ॥ ૩૦ ॥ એમ કહીને પોતે પધાર્યા, દ્વારામતી અવીનાશ; એવે થોડા દીવશ ગયા, આવ્યો ચૈતર માસ. ॥ ૩૧ ॥ તવ ધરમે કહ્યું ભીમ વીરા; કૃષ્ણને તેડવા જાવો; કુટુંબ કબીલા સાથે પ્રભુને, હસ્તીનાપુર લાવો. ॥ ૩૨ ॥ એટલે ભીમ ગયો દ્વારીકામાં, જે કહ્યા સમાચાર; સઘળી નગરી સાથે લેઇ, પ્રભુ થયા તૈયાર. ॥ ૩૩ ॥ ઉગ્રસેનને, વસુદેવને, દ્વારીકાં રેહેવા દીધા; નગ્ર સાચવવા બે વરધ મુકી, સરવને સાથે લીધા. ॥ ૩૪ ॥ હસ્તીપુર જાવા સહુ પ્રાણી, પ્રભુનાં સાથે પળીયા; મારગમાં જુમનાજી આવ્યાં, ગોપ ગોપી ત્યાં મળીયાં. ॥ ૩૫ ॥ નંદ જસોદા સરવે મળીયાં, મળ્યા મોહનના મીત્ર; કૃષ્ણને સરવે કહેવા લાગ્યા, બાળપણનાં ચરીત્ર. ॥ ૩૬ ॥

પ્રભુ કહે સરવે ગોપ ગોપાં, પંથ હમારો ઝાલો; પાંન્ડવ મોહોટો યજ્ઞ કરે છે, તે માહાલવાને ચાલો. ॥ ૩૭ ॥ કૃષ્ણના કેહેવાથી ગોપ ગોપી, નંદ જસોદા સર્વ; હસ્તીનાપુર આવીયાં છે, મુકી સ્વારથ ગર્વ. ॥૩૮॥ વળણ. ॥ ગર્વ મુકી સર્વકો, રહ્યાં હસ્તીનાપુર; વલ્લભ વદે સહુ નારીને, ઇચ્છા ઉપની ઉર.



## કડવું ૬ રાગ સાખી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ કથાય. ॥ ૧ ॥ એક દાહાડો સરવે નારીને, ઇચ્છા ઉપની એમ; પંચકલ્યાણીનું પુજન કરીયે, પુર્ણ ધરીને પ્રેમ. ॥ ૨ ॥ દ્રુપતીને સુભદ્રા વાળી, પ્રભુ તણી પટરાણી; બીજી નારીયો કૌરવ કેરી, બેઠી નીશ્ચય જાણી. ॥ ૩ ॥ મંગાવા આગના ધર્મરાજાની, અશ્વનું પુજન કરવા; તેથી ધરમે આગના આપી, પુંજો પાપ નીસ્તરવા. ॥ ૪ ॥ તવ નારીઓયે વાજી મંગાવ્યો, ઘરના ચોકની માંય; સરવે પ્રેમદા નાહી ધોઇને, પુજવા ચાલી ત્યાંય. ॥ ૫ ॥ એવામાં અનુસાલ્વ નામે, આવ્યો માયાવી અસુર; માયા કરી વા વંટોળ કીધો, ઉરાડી રજ ભરપુર. ॥ ૬ ॥ સૌ નારીનાં નેત્ર મીચાયાં, ત્રાસ ઘણેરો થયો; પંચકલ્યાણીનું હર્ણ કરીને, અનુસાલ્વ લેઈ ગયો. ॥ ૭ ॥ તે પછી સહુનાં નેત્ર ઉઘડીયાં, તવ નવ જોયો વાજી; એટલે હાહાકાર વરતાયો, થઇ કાંઇ દગલબાજી. ॥ ૮ ॥ તે વાત જાણી પાન્ડવોયે, જઇ જોયું પડયો ત્રાસ; ઉદાશ પામી પુછવા ગયા, કૃષ્ણ પ્રભુની પાસ. ॥ ૯ ॥ પાય પડીને કેહેવા લાગ્યા, સુણો અસરણાસરણ; પ્રેમદા પુજન કરતીતી ત્યાંથી, અશ્વનું થયું હરણ. ॥ ૧૦ ॥ એટલે બોલ્યા અંતરયામી, હું સમજ્યો પુરપાટે; રહદાલ્વ રાજાના ભાઇએ, અશ્વ હર્યો મુજ માટે. ॥ ૧૧ ॥ ચીંત્તા ન ધરશો મંગાવું છું, કહી એક બીડું કીધું; કહ્યું કે સુરો હોય તે લે બીડું, તવ પ્રદ્યુમ્ને લીધું. ॥ ૧૨ ॥ ઘોડાને લાવવા જીતીને આવવા, લીધા જાદવ સર્વ; વાજતે ગાજતે યુદ્ધે ચઢીયો, મનમાં ધરીને ગર્વ. ॥ ૧૩ ॥ નગરની બારણે અશ્વ ગ્રહીને, અસુર ઉભો સાર; એની સાથે ઉભા રહ્યા છે, અસુર ચૌદ હજાર. ॥ ૧૪ ॥ તેના સામો પ્રદ્યુમાન આવ્યો, વાજી લાવ્યો કેમ દંભ; એમ કહી આયુદ્ધ ગ્રહીને, યુદ્ધ કર્યું આરંભ. ॥ ૧૫ ॥ પ્રદ્યુમાનને જાદવ દળ સહુ, મારે ઘણાં હથીઆર; માયાવી અસુરને

નવ વાગે, ગણે નહી લગાર. ॥ ૧૬ ॥ એવામાં અનુસાલ્વે, બાણ લેઇ બળ ધાર્યું; હનુમાનની રૂદીયા વીશે, પવનાસ્તર એક માર્યું. ॥ ૧૭ ॥ પવન મંત્રે હનુમાન ઉડયો, તેતો ગગને ચડીયો; હસ્તીનાપુરની રાજ્યસભામાં. પ્રભુની પાસે પડીયો. ॥ ૧૮ ॥ તેને દેખી કોપે ભરાયા, પોતે શ્રી ઘનશામ; ઉઠી પુત્રને લાત મારી, તેં બોળ્યું મુજ નામ. ॥ ૧૯ ॥ એવામાં ભીમ વરસકેતુ, બે જણ જુધ્ધે ચડીયા; જાદવ દળની પક્ષે આવી, વઢવા ટુટી પડીયા. ॥ ૨૦ ॥ તેજ સમે અનુસાલ્વે, દૈવતનો ખેલ દાખ્યો; વાયુ મંત્રે વ્રકોદરને, ઉરાડી સભામાં નાંખ્યો. ॥ ૨૧ ॥ તવ એકલો વર્શકેતુ લડે છે, માટે ચઢયા ઘનશામ; અનુસાલ્વના સામા આવી, કરવા માંડયો સંગ્રામ. ॥ ૨૨ ॥ કોપની દ્રષ્ટી કરે બાણ વ્રષ્ટી, બળથી ઝપાટા લીધા; અનુસાલ્વે ક્રષ્ણ પ્રભુને, સભામાં ફેંકી દીધા. ॥ ૨૩ ॥ એટલે રૂક્ષમણી રાણી આવી; કટુ વચન બહુ કીધાં; પુત્ર પડયો પણ આપ કેમ પડીયા, બહુ બહુ મેહેણાં દીધાં, ॥ ૨૪ ॥ અસુર સામો વરસકેતુ, કર્યા કરે છે યુદ્ધ; લડતાં લડતાં કરણ પુત્રે, શીવ બાણ લીધું સુદ્ધ. ॥ ૨૫ ॥ માહા બળ કરીને બાણ ફેંકયું, થયો કારમો કોપ; અનુસાલ્વના માયાવી દુતને, શીવ બાણે કર્યો લોપ. ॥ ૨૬ ॥ પછી બાણ અનુસાલ્લવને, ભોંકયામાં ન રહી ભુલ; શરીરે બહુ છીદ્ર પાડયાં, બનાવ્યો ચારણી તુલ્ય. ॥ ૨૭ ॥ એટલે અસુર હીમ્મત હાર્યો, મનમાં બહુ ભય વાઢ્યો; વર્શકેતુએ નાગપાસ મારી, અવળે હાથે બાંધ્યો. ॥૨૮॥ તવ પાપીએ શીશ નમાવ્યું, લ્યો આ તમારો વાજી; વર્શકેતુ તવ કોપે ભરેલો, ચોટલીએ પડયો બાહાજી. ॥ ૨૯ ॥ ઝાલીને લાવ્યો હસ્તીનાપુરમાં, રાજ્યસભાની માંય; અનુસાલ્લવ નીચો નમીને, લાગ્યો પ્રભુને પાય. ॥ ૩૦ ॥ અપરાધ મારો ક્ષમા કરજો, જાણ્યા મેં વીશ્વના નાથ; તવ પ્રભુએ ઉભા થઇને, છોડી નાંખ્યા હાથ. ॥ ૩૧ ॥ પછી કહ્યું પાન્ડવોને, સાંભળો માહારી વાત; તમે જેવા પાંચ બંધું, તેવો આ છઠ્ઠો ભ્રાત. ॥૩૨॥ ધરમ બોલ્યા વારૂ મહારાજા, બોલ મુસ્તક ધરી દીધો; તેને રેહેવા ધામ આપ્યું, પંચકલ્યાણી લીધો. ॥ ૩૩ ॥ યુધીષ્ટર કહે વરસકેતુ, સાબાશ માહારા તન; મન કામના તેં પુરણ કીધી, છે તુજને ધન્ય ધન્ય. ॥ ૩૪ ॥ એમ કરી સરવે રહ્યા છે, બોલ્યા ક્રષ્ણ વચન; વીશ શાહસ્ર વરૂણ કરવા, લાવો વીપ્રના તન. ॥ ૩૫ ॥ તવ ભીમ જઇ વીપ્રો લે આવ્યો, સારા સારા વીદ્વાન; તેમને રેહેવા મઠ બાંધી આપ્યો, સતી તણે સંતાન. ॥ ૩૬ ॥ એવે ચૈતર માસ આવ્યો, પુરણમીનો દન; તે દીન વીપ્રોના

વરૂણ કીધાં, પ્રેમે કરી પુજન. ॥ ૩૭ ॥ ગણીત પ્રમાણે કુન્ડ બનાવ્યો, ઉપર મન્ડપ કીધો; અમુલ્ય શોભા એમાં બનાવી, લાહાવ ઘણેરો લીધો. ॥ ૩૮ ॥ કનક આસન પર બેસાડયા, બ્રાહ્મણો બ્રહ્મ રૂપ; એવી રીતે યજ્ઞ આરંભ્યો, પોતે યુધીષ્ટર ભુપ. ॥ ૩૯ ॥ પછી પંચકલ્યાણી ઘોડા, છોડીને કાહાડયો બાહાર; વીધી પ્રમાણે તેનું પુજન, કીધું કુન્તી કુંવાર. ॥ ૪૦ ॥ સોનાનું એક પત્ર લીધું, તેમાં લખીયું કેવું; વાંચીને ક્ષત્રી નંદનને, સુરાતણ થાય તેવું. ॥૪૧॥ લખ્યું કે પાન્ડવનો વાજી, પરભારે પંથ વાધે; ક્ષત્રીનો ખરો સુત હોયે તે, આ ઘોડાને બાંધે. ॥૪૨॥ એમ લખી અશ્વને લેલાટે, બાંધ્યું રેશમ દોરે; પછી છુટો મુકવાની, આગના કરી કીશોરે. ॥ ૪૩ ॥ તેની કેડે જબરા જોદ્ધા, ફરવાને નીકળીયા; અરજુન યુમનાશ્વ વરસકેતુ, સુવેગ સહીત બળીયા. ॥૪૪॥ સાથે દસ ક્ષોણી શેન્ય લીધું, અશ્વની પુંઠે ફરવા; વ્રકોદરને ઘેર રાખ્યો, યજ્ઞની રક્ષા કરવા. ॥ ૪૫ ॥ અશ્વ ત્યાંથી નીકળ્યો તે, ગયો નર્મદા તીર; માહેશ્વરી નગરી એક ત્યાં છે, તેનો રાજા રણધીર. ॥ ૪૬ ॥ નીલધ્વજ છે નામ તેનું, બહુ બળીયો રાજન; પોતે પુરણ ભાગ્યશાળી, પાંચ છે તેને તન. ॥ ૪૭ ॥ તેમાં મોહોટો પુત્ર એનો, પરવીર એવું નામ; એક શહસ્ર નારી લેઇને, ગયો છે ક્રીડાને કામ. ॥ ૪૮ ॥ નગ્રની બારણે બાગ વીશે, ક્રીડા રમે છે જયાંય; ફરતો ફરતો તે બાગ વીશે, ઘોડા આવ્યો છે ત્યાંય. ॥ ૪૯ ॥ એક નારીયે અશ્વ દીઠો, તેણે બંધન કીધો; પોતાને પતી પરવીર તેને, જઇને સોંપી દીધો; ॥ ૫૦ ॥ પરવીરે તે કબજે કીધો, અરજુને જાણી વાત; સેન્યા સહીત ત્યાં વઢવા ચાલ્યા, પરવીર કેરી સાથ. ॥ ૫૧ ॥ વળણ. ॥ યુદ્ધ કરવાને સંચર્યા, સાંભળજે તું રાય; વદે વલ્લભ શ્રોતા સુણો, યુદ્ધ તણો મહીમાય.



# કડવું ૭ રાગ ચોપાઇ.

બોલ્યા જયમુની રૂશી વચન, સુણ પરીક્ષત કેરા તન; ગયા બાગકને જે વાર, અરજુને કર્યો ટંકાર. ॥૧॥ તવ સામો આવ્યો પરવીર, યુદ્ધ કરવાને રણધીર; સામા સામી તે ક્રોધે ચડીયા, એક એક પર ટુટી પડીયા. ॥૨॥ કરે ઘણી ઘણી બાણ વ્રષ્ટી, થઇછે સહુની કોપ દ્રષ્ટી; પરીવારે માર્યું એક બાણ, દસ શહસ્રનો વાગ્યો ધ્રાણ. ॥ ૩ ॥ તવ પારથને ચઢી રીસ, છેદ્યું પરવીર કેરૂ શીશ; તવ સરવે નારીયો નાઠી, આજ કરણી થઇ

માહા માઠી. ॥ ૪ ॥ નીલધ્વજને કહ્યો સમાચાર; સુણી ક્રોધ ચઢયો છે અપાર; એના જમાત્ર અગની દેવ, તેને તેડાવ્યો તતખેવ. ॥ ૫ ॥જ્વાળા નામની રાયની નારી, સ્વાહા નામે એક કુંવારી; તે કુંવરીએ કરેલું તપ; અગની વરવાને ખપ. ॥ ૬ ॥ સાત દીવસે અગની ફરીયો, વીપ્ર વેશે કન્યાને મળીયો; કન્યા તેડીને લૈ ગયો ઘેર, નીલધ્વજે પુછી તવ પેર. ॥ ૭ ॥ તમો છો કોણ વીપ્રના રૂપ, તવ બોલ્યો અગની અનુપ, સર્વ જક્ત કરે મુજ શેવ, ઓળખી લે હું અગની દેવ. ॥૮॥ બોલ્યો રાય તણો પરધાન, તમારૂં તો વીપ્રનું વાન; માટે અગની માનું કેમ, આપો પરીક્ષા તો ટળે વેહેમ. ॥૯॥ ત્યારે અગનીને ચઢયો કાળ, ફુંક મારીને કાહાડી જવાળ; દીધું પુરણ પારખું દેખાડી, બાળી પ્રધાનની મુછ દાઢી. ॥ ૧૦ ॥ ત્યારે રાયની માશી વૃદ્ધ ડોશી, થઇ અગની ઉપર બહુ રોશી; એતો જાદુથી ચાળા બતાવે, એવા ઘણા ધુતારા આવે. ॥ ૧૧ ॥ નથી કાળજુ માહારૂં કાચું, મને પારખું દેતો કહુ સાચું, તવ અગની રોશે ભરીયો, ડોશી સામો ઉત્તર કરીયો. ॥ ૧૨ ॥ મુને તેડી જાવો તમ ઘેર, પછી બતાવું માહારી પેર; તવ ડોશી તેડી ઘેર ચાલી, એક માંચી બેસવા આલી. ॥ ૧૩ ॥ તવ બેઠા અગની દેવ, બોલી ડોશી મુખ તતખેવ; બતાવો કાંઇ પારખું અમને, તવ પુત્રી પરણાવીએ તમને. ॥ ૧૪ ॥ તવ કોપીયો અગની ભુપ, પોતે ધરીયું જવાળા રૂપ; થઇ ડોશીની દશા માઠી; અગની જોઇ જીવ લેઇ નાઠી. ॥ ૧૫ ॥ બધું બળી ગયું ભોવન, વસ્ત્ર રાચ રચીલું ને અન્ન; પછી પોતે અગની ભુપ, પાછું લીધું વીપ્રનું રૂપ. ॥ ૧૬ ॥ પછી ડોશીએ અગનીને જાચ્યા, હવે માંન્યા મેં તમને સાચા; પછી નીલધ્વજ કને લાવી, હવે દીકરી દો પરણાવી. ॥૧૭॥ તવ રાજી થયો રાજાન, પોતે દીધું કન્યાદાન; પછી બોલ્યો થઇ રાજી, કાંઇ માગો તમે સસરાજી. ॥ ૧૮ ॥ બોલ્યો નીલધ્વજ પડી પાય, તમ પાસે કાંઇ ન મગાય; તેમ કરતાં હું માગું એક, તમો રાખજો માહારો ટેક. ॥ ૧૯ ॥ બોલ્યો અગની કહોતે દુખ કાપું, તમો જે માગો તે આપું; ત્યારે એમ બોલ્યો રાજન, મને થાય હરો દરસન. ॥ ૨૦ ॥ ત્યાં લગી રહો માહારે ઘેર, એટલી કરો મુજપર મેહેર; તેથી અગની રહ્યા છે ત્યાંય, તેને તેડયા છે સભા માંય. ॥૨૧॥ નીલધ્વજે કહ્યું જમાત્ર, જાવો જુધ્ધે પુજનીક પાત્ર; માહારા પુત્રને માર્યો જેણે, ઘણો જુલમ કીધો તેણે. ॥ ૨૨ ॥ તેના સામું કરો યુદ્ધ તમો; ત્યારે રાજી થઇએ અમો; તવ કોપ્યો અગની ભુપ, ગયો પાન્ડવમાં જવાળ રૂપ. ॥ ૨૩ ॥ બાળવા માંડી સૌ સેન્યાય,

બધા કરવા લાગ્યા ત્રાહ્ય ત્રાહ્ય; પરવીરની નારીયો જેહ, ઘોડાને લેઇ ગ ઇ છે તેહ. ॥ ૨૪ ॥ નીલધ્વજને આપ્યો વાજી, ઘોડો કબજે રાખ્યો થઈ રાજી; પણ અગની કરે છે તોફાન, જ્વાળ છુટે છે મહા મસ્તાન. ॥૨૫॥ સૌનાં બળે છે વસ્ત્ર ને કેશ, ઘણા થાય છે નગન વેશ; જાણ્યું અરજુને જાશે પ્રાણ, એણે લીધાં મેઘાસ્તર બાણ. ॥ ૨૬ ॥ તેથી મેઘની ધારા છુટે, તેમ અગનીના ભડકા ઉઠે; જેવું અગનીમાં ઘી હોમાય, તેવો અ-ગની પ્રબળ થાય. ॥ ૨૭ ॥ ત્યારે થાકયો અરજુન બળીયો, તેથી સમર્યા શ્રીસામળીયો; તવ આવીયા જુગદાધાર, બેઠા રથ હાંકવા મોરાર.॥૨૮॥ પછી અરજુન બોલ્યો નામી, હવે શું કરવું શ્રી સ્વામી; તવ બોલ્યા પુ-રૂશ પુરાણ, મારો નારાયણાસ્તર બાણ. ॥૨૯॥ માર્યું અરજુને તે બાણ ત્યારે, અગની બળવા લાગ્યો તે વારે; ઉઠી અગનીના અંગમાં લાહા-ય, જઇ અરજુનને પડયો પાય. ॥ ૩૦ ॥ વળી ક્રશ્ણને બે કરજોડી, વીનવે વઢવાનું છોડી; મેં તો ઓળખીયા આજ તમને, મટાડયું તું અ-જીરણ અમને. ॥ ૩૧ ॥ પેલું ખાન્ડેવ વન બધું બાળી, માહારી અજી રણ પીડા ટાળી; નરનારાયણ છો તમો, આજ ઓળખી લીધા અમો. ॥ ૩૨ ॥ જરા રેહેજો કરૂણા કરી, તમો દીનબંધુ શ્રી હરી; કહી ગયા ગામની માંય, બેઠો નીલધ્વજ રાય ત્યાંય. ॥ ૩૩ ॥ કહ્યા સસરાને સમા-ચાર, ચાલો આવ્યા છે જુગદાધાર; તેનાં કરાવું દરસન, તેથી તમો થા-શો પરશન. ॥ ૩૪ ॥ તવ નીલધ્વજ ગયો સાથ, તેને દેખાડયા દીનાનાથ; કરી દરસણ ને પડયો પાય, પછી અગની બોલ્યો થઇ સાહાય. ॥૩૫॥ હવે વચન માહારૂ થાપો, એમનો અશ્વ લાવીને આપો, તમે નીરખ્યા શ્રી ઘનશામ, હવે જાવું માહારે મુકામ. ॥ ૩૬ ॥ કહી અગની થયો વી-દાય, રાજા અશ્વને લેવા જાય; એતો ગયો પોતાને ઘેર, કહી પ્રેમદાને બધી પેર. ॥ ૩૭ ॥ તવ એની નારીની નીચ મતી, બોલી ક્રોધાતુર થઈ અતી; શત્રુને વાજી દેવાનો નથી, દોતો ફાંસો ખાવું સરવથી. ॥ ૩૮ ॥ માહારા લડશે દીકરા ચાર, વેહેરે વેહેર લઇશ આ વાર; કહી તેડયા છે ચાર તન, રાણીયે પોતાને ભોવન. ॥ ૩૯ ॥ માહારા પુત્ર હોતો વેહેર ધારો, તમો શત્રુને જઇ મારો; તવ ચારે પુત્રો ચડીયા, જઇ અરજુન સામા અડીયા. ॥ ૪૦ ॥ વળણ. ॥ અરજુન સામા જઈ અડયા, યુદ્ધ ક-રવાને માટ; કહે વલ્લભ શ્રોતા સુણો, કેહેર થયો પુરપાટ.



# કડવું ૮ રાગ સવૈયાનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ કથાય. ॥ ૧ ॥ નીલદ્ધજના ચાર પુત્રો, હાથ ગ્રહ્યાં હથીઆર, અરજુન સામું યુદ્ધ મચાવ્યું, દેવા માંડયો માર. ॥૨॥ અરજુને અગણીતા મંત્રે, ભોંકી દીધાં તીર; નીલદ્ધજના ચાર પુત્રોનાં, વીંધી નાંખ્યા શરીર. ॥ ૩ ॥ એવામાં વરસકેતુએ, છોડયાં કાળજવર બાણ; તે બાણથી ચારે ભાઇઓના, કાહાડી નાંખ્યા પ્રાણ; તે ખબર ગઇ નીલદ્ધજને, પોતે આવ્યો યુદ્ધ કરવા; સ્ત્રીના કેહેવાથી બુદ્ધી ભમીતે, મનથી ધાર્યું મરવા. ॥ ૫ ॥ આવીને એણે સંગ્રામ માંડયો, બહુ બળવંતો રાજા; પાંન્ડવ દળને કાહાર કીધું, રાખી નહી કાંઈ માઝા. ॥ ૬ ॥મારતા મારતા અરજુન દળને, પાછા પાડયા પા જોજન; અરજુન કાહાર થઇને બોલ્યો, શું કરૂં જુગજીવન. ॥ ૭ ॥ નીલદ્ધજ માર્યો નથી મરતો, તેની સમજણ પાડો; પ્રભુ કહે પવનાસ્તર મારી, એને અહીંથી ઉડાડો. ॥૮॥ તવ પારથે પવનાસ્તર માર્યું, તેથી ગગને ચડીયો; પોતાનો જમાત્ર જ્યાં છે અગ્ની, તેની કને જઇ પડીયો. ॥ ૯ ॥ હાથ ઝાલી અગ્નીએ ઉઠાડયો, પુછયું કુશળક્ષેમ; કોણે તમને મુજ કને નાંખ્યા, કહો બન્યુ છે કેમ. ॥ ૧૦ ॥ નીલદ્ધજ કહે તમ સાસુએ, સંગ્રામ પાછા કરાવ્યા; મારા ચાર બાળક જીવતાતા, તેને પાછા મરાવ્યા. ॥ ૧૧ ॥ તે પછી મુજને મોકલ્યો લડવા, મેં જઇ સંગ્રામ કીધો; છેવટ અરજુને બાણ મારી, મુજને ફેંકી દીધો. ॥ ૧૨ ॥ એટલે અગની દેવ બોલ્યો, નર નારાયણ એવ; અરજુનજી નથી હારવાના, સાહાય છે શ્રી જગદેવ. ॥ ૧૩ ॥ તેથી અરજુન નહી હારવાનો, મીથ્યા કેમ કુટાય; નારીનું કહ્યું માનશો નહીને, અશ્વ આપી પડો પાય. ॥ ૧૪ ॥ તવ નીલદ્ધજ ઘેર આવ્યો, અશ્વને સાથે લીધો; નર નારાયણને નમીને, અશ્વ આપી દીધો. ॥ ૧૫ ॥ પોતાનું ઘરબાર મુકી, ચાલ્યો અરજુન સાથ; પોતાનું સઘળું શૈન્ય લૈને, આયુદ્ધ ગ્રહીને હાથ. ॥ ૧૬ ॥ એટલે એની જવાળા રાણી, ગઇ પોતાને પીહેર; દુલમુખ નામે ભ્રાત એનો, જબરો કરનાર જેર. ॥ ૧૭ ॥ તેની કને જઇને રડી પડી, ઓરે માહારા વીર; માહારા પાંચે દીકરા માર્યા, કુન્તી સુત રણધીર. ॥ ૧૮ ॥ તેને મારી વેહેર લ્યો તો, તમે માહારા ભ્રાત; દુલમુખ બોલ્યો એ હાંઈ આવે, તે વારે એની વાત. ॥ ૧૯ ॥ માંડી ધરીને નહી લેઉ ટંટો, મીથ્યા મુમત ઝાલી; એવું વચન સાંભ-

ળીને, જ્વાળા રીસાઈ ચાલી. ॥ ૨૦ ॥ જતાં જતાં ગંગાસ્થળ આવ્યું. તેના જળમાં પેઠી, પગ અંગુઠા જળમાં બોળીને, નઉકા વીશે બેઠી. ॥૨૧॥ એટલે એક જાગે કહ્યું એને, તું છે મુરખ કેવી; ગંગાજળથી અતડી રેહે છે, છે કોઇ મલીયંત જેવી. ॥ ૨૨ ॥ જ્વાળા કહે છે ગંગા છે વંજા, તેમાં ન બોળું વાન; તવ ગંગાજી સ્વરૂપ લૈને, પ્રગટ થયાં નીદાન. ॥ ૨૩ ॥ જ્વાળાને કહ્યું નથી હું વંજા, મેં માંડયું છે ઘરસુત્ર; કુરૂ કુળમાં હું પરણેલી, ભીસ્મજી માહારે પુત્ર. ॥ ૨૪ ॥ જ્વાળા કહે તુજ પુત્ર સામું, યુદ્ધ કર્યું અપાર; તેનું તું વેહેર લે નહી તે, તુજને છે ધીક્કાર. ॥ ૨૫ ॥ તવ ગંગાને ક્રોધ વાપ્યો, બોલ્યાં કરીને રીસ; છ માસમાં અરજુન કેરૂં, છેદાઇ જાજો શીશ. ॥ ૨૬ ॥ સ્રાપ દેઈને ગુપ્ત થયાં, બદલી નાંખ્યું શરીર; જ્વાળા રાણી સ્રાપ દેવરાવી, ઉતરી સામી તીર. ॥૨૭॥ ચીતા ખડકીને બળી મુઇ, એવી અદેખી જાત; નીલદ્ધજને ત્યાંથી ઘોડો, ફરે છે દીવશ રાત. ॥ ૨૮ ॥ કૃષ્ણ હસ્તીનાપુર ગયા છે, એવામાં શું થાય; પંચકલ્યાણી ફરતો ફરતો, મોહોટા અરન્યમાં જાય, ॥ ૨૯ ॥ ચાર ગાઉની એક લાંબી સલ્યા, રસ્તે પડેલી ધરણ; પંચકલ્યાણીએ તેના ઉપર, મુકી દીધો એક ચરણ. ॥ ૩૦ ॥ વજ્ર બરાબર તે ગયો ચોટી, તવ સહુ શોકે ભરીયા; ચર્ણ ઉખેડવા વરસકેતુ, અરજુનજી ઉતરીયા. ॥ ૩૧ ॥ અશ્વના ચરણને ગ્રહી જોર કીધું, પણ નવ છુટયો તેહ; અરજુન કહે આયુદ્ધ વડે, સલ્યા ભાગો એહ. ॥ ૩૨ ॥ પ્રદ્યુમાનને નીલદ્ધજ વળી, યુમનાશ્વ જે રાય; બાણ મારી મારીને થાકયા, શલ્યા નવ છેદાય. ॥ ૩૩ ॥ એવામાં એક રૂશી દીઠા, તપ કરતાતા ત્યાંય; શોભ્રી રૂશી માહા તપસ્વી, તેને જઇ પડયા પાય. ॥ ૩૪ ॥ ચરણે લાગી પુછવા લાગ્યા, માહારાજા ટાળો વેહેમ; શલ્યાપર પગ અશ્વનો ચોટયો, તે નવ્ય ઉખડે કેમ. ॥ ૩૫ ॥ એટલે સોભ્રી રૂશી બોલ્યા, કોણ તમે રાજન; અરજુન કહે દાસ તમારા, પાન્ડવ કુન્તી તન. ॥ ૩૬ ॥ શોભ્રી રૂશી તવ રાજી થયા, ભલે આવ્યા હાંઇ હોણ; અરજુન કહે એ રૂશીજી, સલ્યારૂપ છે કોણ. ॥ ૩૭ ॥ વળણ. ॥ આ સલ્યા તે કોણ છે, તે કહો મુને કથાય; શાથી પગ છોડે નહી, તે સાંભળુ મહીમાય.



## કડવું ૯ રાગ આશાવરીની છાયાનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને

સંભળાવું, અશ્વમેધ મહીમાય. ॥ ૧ ॥ શોભ્રીરૂશી અરજુન પ્રત્યે, શલ્યાની કહે કથાય; ગરૂડ પુરાણમાં એરે પારથ કહ્યો છે મહીમાય. ॥૨॥ તે કથા તુજને સંભળાવું, સાંભળજે દઇ ખુશી; વનને વીશે તપ કરતાતા, એક ઉદાલક રૂશી. ॥ ૩ ॥ તેમણે ભોમાંનું પડ ઉખેડયું, સેહેજ સ્વભાવે છેક; તેની નીચે કુન્ડ નરકનો, તેમાં જીવ અનેક. ॥૪॥ તે જીવોએ ઉદાલકને, કરગરવા માંડયું ઘણું; બહુ દીવશથી આ દુખ સહીએ, તે નીવારો અમ તણું, ॥૫॥ હાથ ઝાલીને બહાર કાઢો, વાલેશરી છો અમારા; ઉદાલક કહે કોણ તમે છો, તવ કહ્યું પીત્રુ તમારા. ॥૬ ॥ એટલે રૂશીએ હાથ ગ્રહીને, કાડયા કુન્ડની બહાર; પછી સહુ જીવ કહેવા લાગ્યા, મોક્ષ પમાડો સાર. ॥ ૭ ॥ એટલે પુછયું ઉદાલકે, મોક્ષ પામો શીરીતે; તવ જીવોએ કહ્યું સુત તારો, સાધ કરેજો પ્રીતે. ॥ ૮ ॥ તો તો પામીએ મોક્ષ ગતી, કહી ભોમી ભમતા રહ્યા; તેમને મોક્ષપમાડવાની, આવી રૂશીને દયા. ॥ ૯ ॥ જાણ્યું કે દીકરો ઉતપન કરૂ, તો પીત્રુ દુખ વામે; તે દીકરો પછી સાધ કરેતો, મોક્ષ ગતી સહુ પામે. ॥ ૧૦ ॥ એવું સમજી કામ ઉપજાવ્યો, મનથી ગમન માંડયું; વીર્યને ઉંચુ ચઢાવીને, નાશીકા દ્વારે કાઢયું. ॥ ૧૧ ॥ સરોવરમાંથી એક કમળ, ખેંચીને પોતે લીધું; સાચવીને તે કમળ વચ્ચે, વીર્યજ મુકી દીધું. ॥ ૧૨ ॥ તે કમળ મુકયું સરોવરમાં, સરોવરને કહ્યું એમ; ફરજન થાય તવ સોંપજે મુને, દીકરો કુશળ ક્ષેમ. ॥ ૧૩ ॥ એમ કહી મહી મુકીને ગયા,પોતે રૂશીરાય; એવામાં એક અયોદ્ધાનો, રઘુ રાજા કહેવાય. ॥ ૧૪ ॥ તેની પુત્રી સખીયોને લૈ, સરોવરમાં ગઇ નાહાવા; જળમાં ઝીલે ઉઘાડે દીલે, જાય કમળ પુલ સાહાવા. ॥ ૧૫ ॥ એવે રૂશીના વીર્ય વાળુ, કમળ કુંવરીએ લીધું; તેમાં રમતાં જળ ભરીને, અજ્ઞાનતાથી પીધું. ॥ ૧૬ ॥ તેથી કુંવરીને ગર્ભજ રહ્યો, તેને થયા ચાર માસ; તે વાત તેના તાતે જાણી, કુંવરી પર કર્યો ત્રાસ. ॥ ૧૭ ॥ અનુચરને આગના આપી, આ પુત્રી લેઇ જાવો; માહારે એનું મુખ નથી જોવું, અરન્યમાં મુકી આવો. ॥ ૧૮ ॥ એટલે શેવક પુત્રીને તેડી, લેઇ ગયા અરન્ય; જૈને રણમાં રડતી મુકી, મહા વીકટ જયાં વન. ॥ ૧૯ ॥ એવે ગર્ભને દસ માસ થયા, જન્મનો સમય છેક; સુભ ચોઘડીયે રાય તનીયાને, પુત્ર પ્રસવીયો એક. ॥ ૨૦ ॥ મહા રૂપવંતો માહા તેજસ્વી, પુત્ર થયો નીરધાર; કુંવરીએ જાણ્યું કુંવારકા છું, ગંગામાં મુકુ કુંવાર. ॥૨૧॥ એમ જાણીને ગંગાજીમાં, નાંખવાને ગઇ જયારે; હાં હાં કહીને એને રોકી, ગંગાજીએ ત્યારે. ॥ ૨૨ ॥

ઓરે બાઇ આ દીકરાની, તું છે ધરમના માત; ઉદાલક રૂશીનો તન છે, આપોઆવ એમને હાથ. ॥ ૨૩ ॥ પુત્ર લેઇને ફરજે વનમાં, મળશે તુજને રૂશી; તેને તેનો સોંપી દેજે, તવ કુંવરી થઇ ખુશી. ॥ ૨૪ ॥ રાજાની પુત્રી પુત્ર લેઇને, વનમાં લાગી ફરવા; એવામાં ઉદાલકરૂશી, આવ્યા સંધ્યા કરવા. ॥ ૨૫ ॥ એવામાં પેલી પુત્રીયે, કાષ્ટનું ખોખુ કીધું; ગંગામાં તર્તુ મુકી તેમાં, છોકરૂ મુકી દીધું. ॥ ૨૬ ॥ એવે સમે સ્નાન કરીને, રૂશીયે સમાધી કીધી, એવામાં પેટી આવી તણાતી, ઉદાલકે તે લીધી. ॥ ૨૭ ॥ જ્ઞાન દ્રષ્ટીથી રૂશીજીને, જણાયો મતલબ સારો; તણાતી પેટીમાં પુત્ર આવ્યો, તે દીકરો છે માહારો. ॥ ૨૮ ॥ એમ જણાયું કે પેટી લીધી, તેમાંથી લીધો તન; તે જોયું પેલી કુંવરીએ, આવી વદી વચન. ॥ ૨૯ ॥ એ રૂશી આ છોકરૂ કોનું; રૂશી કહે કે મહારૂં, કુંવરી કહે તમારે માટે, માહારે વળ્યું અંધારૂ. ॥ ૩૦ ॥ તમ સંગ વીશય વીના મુજને, ગર્ભ રહેલો શાથી; રૂશી કહે તેં વીર્ય પીધેલું, સરોવર કમળમાંથી. ॥ ૩૧ ॥ તેથી તુજને ગર્ભ રહેલો, કુંવરીએ કહ્યું ભલે; વણ દોશે દોશ મુકી કાડી તાતે, માહારાજ શી મુજ વલે. ॥ ૩૨ ॥ રૂશી કહે ચાલ તુજ તાત પાસે, હું તુજને મુકીઆવું; કુંવરી કહે ચાલો માહારાજા, કાંઇક સુખી થાવું. ॥ ૩૩ ॥ એમ કહીને કુંવરી ચાલી, પુત્ર રૂશીની પાસ, રઘુ રાજાની સભામાં ગયા કે, રાજાને પડયો ત્રાસ. ॥ ૩૪ ॥ ઉદાલક કહે ભય નવ ધરતો, સાંભળ જે કહુ પેર, પવીત્ર પુત્રી છે આ તાહારી, રહેવાદે તુજ ઘેર. ॥ ૩૫ ॥ નથી એણે વીશય કીધો, આળ આવ્યું પગ હેઠ; કમળમાં મુજ વીર્ય હતું તે, પીધાથી ગર્ભજ પેટ, ॥ ૩૬ ॥ રઘુરાજા કહે વારૂ માહારાજા, તમથી થયો સંતાન, માટે તમે પરણો એ કન્યા, કહી દીધું કન્યાદાન. ॥ ૩૭ ॥ પોતાના ગાંમમાં ધામ આપી, રાખ્યા રૂશી રાય; પુત્રનું નામ નાશીકેત પાડયું, પુત્ર ભણ્યો વીદ્યાય. ॥ ૩૮ ॥ નાશીકાના વીર્યથી થયેલા, તેથી નાશીકેત નામ; એવામાં પીત્રુ સ્રાધ આવ્યું, ઉદાલકને ધામ. ॥ ૩૯ ॥ નાશીકેતને કહ્યું રૂશીએ, દર્ભ જઇ લઇ આવ્ય, વાર ન કરતો બીજે ન ફરતો, ઝટપટ વહેલો લાવ્ય. ॥ ૪૦ ॥ તવ નાશીકેત દર્ભ લેવા, ગામ ભાગોળે ગયા; ત્યાં શીવજીનું શીવાલય છે, તે શીવ ભેગા થયા. ॥ ૪૧ ॥ શંભુ સાથે વાતો કરવા; બીરાજ્યા રૂશી રાય; દર્ભ લેવાને; ને સ્રાધની વારતા, વાતોમાં ભુલો જાય. ॥ ૪૨ ॥ ઉદાલકે વાટ જોઇને, સ્રાધ કર્યું આપ ઘેર; પછી પુત્રને સોધવા ચાલ્યા, ભાગોળે ઉદાસ ભેર. ॥ ૪૩ ॥ એવે નાશી-

કેતને સાંભર્યું, પોતાને ઘેર સાધ; અરેરે હું ભુલી ગયો, દર્ભવીના બહુ બાધ. ॥ ૪૪ ॥ એમ જાણીને દર્ભ લીધો, ઘેર જવાને પળીયા; એવામાં ઉદ્દાલક રૂશી, સામા મારગમાં મળીયા. ॥ ૪૫ ॥ એટલે નાશીકેત બોલ્યો, ક્ષમા કરજો તાત; શીવ સાથે સમાગમ કીધો, ભુલ્યો સાધની વાત. ॥ ૪૬ ॥ ઉદ્દાલકે તેને સ્રાપ દીધો, જા પડ નર્કને કુન્ડ; હવે તું નહી કામનો માહારે, મુરખ મતી મુન્ડ. ॥૪૭॥ તાતનું વચન શીશ ચઢાવી, સમાધી નીષ્ટ થયા; યોગ્યાભ્યાસે યોગ્ય સાધનથી, જમપુરીમાં ગયા. ॥ ૪૮ ॥ ત્યાં યમરાજા બીરાજેલા. યમ લોકોના નાથ; નાશીકેત નીરખવા લાગ્યા, યમ દંડ જેને હાથ. ॥ ૪૯ ॥ તે બહુ જીવના ન્યાય કરે છે, લેછે પુર્ણ પરીક્ષા; પુનવંતાને ફળ આપે છે, પાપીને દે છે શીક્ષા.॥ ૫૦॥ કૈં પાપીને ઉંચા ટાંગેલા, કૈં જન લોહને સ્થંભ; કૈં જનને ચીમટાથી તાણે, દુખી થાયછે દંભ. ॥૫૧॥ કૈંકને ખાણીયામાં ખાંડે છે, કૈંની ચામડી ચીરે; કૈંના હાથ પગ બાંધી બાંધીને, વળગાડયા વીંછુ શરીરે. ॥૫૨॥ કારમા બરાડા પાડે પાપી, પડેછે દારૂણ દુઃખ; પુન્યવંતા બેઠેલા સભામાં, લેછે માન્યને સુખ. ॥૫૩॥ ત્યાં આવી નાશીકેત ઉભા, યમે દીધુ આસન; યમ પતીયે ચરણે લાગી; પ્રેમે કર્યું પુજન. ॥ ૫૪ ॥ પછી કહ્યું તમે દક્ષણા માગો, ઇચ્છા હોયતો ભાંખો; નાશીકેત કહે દક્ષણામાં મુને નરકમાં નાંખો. ॥ ૫૫ ॥ માહારા તાતનો સ્રાપછે મુને, માટે એજ ઇચ્છાય; તવ યમરાયે પાલખી આણી, બેસાડયા તેની માંય. ॥૫૬॥ નર્કના કુન્ડ દેખાડવા માટે, તેડી ગયા યમરાય; સત્યાવીસ કુન્ડ નર્ક કેરા, બહુ જીવ તરફડે ત્યાંય. ॥૫૭॥ કૈં જીવ ઉંધા કૈં જીવ ચતા, કૈં ડોકાં કાઢેલાં બાહાર; કૈં જીવને કાગડા કોચે છે, ગડબલો અપાર.॥ ૫૮ ॥ તે સરવે કુન્ડ રૂશીયે દીઠા, પામ્યા મનમાં ત્રાસ; અરેરે બહુ જીવછે દુખી, કીધો મનમાં કયાસ. ॥ ૫૯ ॥ યમરાયને કહ્યું નાશીકેતે, સૌ જીવને બાહાર કાહાડો; એમના વતી મુજને નાંખો, એઓને શાન્તી પમાડો. ॥ ૬૦ ॥ યમરાજા કહે ન થાય એવું, તે કરતાં કરો કામ; તમારો સ્રાપ ટળેને આ જીવો, તે પણ છુટે તમામ. ॥ ૬૧ ॥ જાવો તમો તમારા તાત પાસે, કહ્યુ તે કામ આદરજો, તમારા તાત આદરમાન દેશે, જઇ ત્રણ યજ્ઞ કરજો. ॥ ૬૨ ॥ સ્રાપ નીવારણ થાશે તમારો, વળી આ સૌ જીવ તરશે; એમ કહીને વીદાય કીધા, ભોમી પધાર્યા હરશે. ॥ ૬૩ ॥ તાતને ત્યાં જઇ ત્રણ યજ્ઞો, કીધા પોતાને હાથ; સ્રાપ ટળ્યો તર્યા નર્કના જીવો, ઓધાર પમાડી માત. ॥ ૬૪ ॥ પછી પોતે વનને વીશે, તપ કરવાને ગયા; એ-

કલા ઉદ્દાલક રૂશીજી, ઘર ગામ વાશે રહ્યા. ૬૫ ॥ વળણ. ॥ એકલા ઉદ્દાલક રહ્યા, કોણ કરે શેવાય; વદે વલ્લભ એ રૂશીને થઇ વરવા ઇચ્છાય.



## કડવું ૧૦ રાગ ધન્યાસરી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા,સુણ જનમેજે રાય; વીસ્તારી તુજ ને સંભળાવું, અશ્વમેધ કથાય. ॥ ૧ ॥ ઉદ્દાલકે એમ વીચાર્યું, વ્રદ્ધાવસ્થા થઇ માહારી;મારી ચાકરી કરનાર માણસ જોઇએ, માટે પરણુ નારી. ॥ ૨ ॥ અકલ રૂશીની દીકરી હતી, અવળચંદી નામ; તેની સાથે પોતે પરણ્યા, કરાવવા ઘરકામ. ॥ ૩ ॥ પરણી પોતાને ઘેર રાખી, કરાવવાને શેવા, જે બતાવે તે કરે કામ અવળું, નામ જેવું ગુણ તેવા. ॥૪॥ રૂશી કહેશે ચરણ ચાંપો, તવ તે મુસ્તક ચાંપે; રૂશી કહેશે લાડુ કરજે, તો ખીચડી કરી આપે. ॥ ૫ ॥ પાણી માગે તો તેલ આપે, તેલ માગે તો પાણી; નાહાવાનું કહે તો જાજરૂ જાયે, અવળી સૌ એંધાણી. ॥ ૬ ॥ તેથી રૂશી બહુ થયા દુખી, જ્યાં ત્યાં પડે બહુ બાધ; એવામાં ઉદ્દાલક કેરા, તાતનું આવ્યું સ્રાધ. ॥ ૭ ॥ તવ રૂશી સોસવા લાગ્યા, હવે કરૂ શી પેર; એવામાં કૌડંડ રૂશી, આવ્યા એમને ઘેર. ॥ ૮ ॥ તવ ઉદ્દાલક કહેવા લાગ્યા, ગાંડી નારી મુજ ધામ; જે જે સવળુ બતાવું તે તે, અવળુ કરે છે કામ. ॥ ૯ ॥ એટલે કૌડંડ એમ બોલ્યા, કામ બતાવજે અવળુ; તેથી તમારી અવળચંદી,કારજ કરશે સવળુ. ॥૧૦॥ તવ ઉદ્દાલકે અવળચંદી, બોલાવી પોતાની કને; જો શ્રાધ કાલે મુજ તાત કેરૂ, કરવા ઉલટ નહી મને. ॥ ૧૧ ॥ એટલે અવળચંદી બોલી, શ્રાધ તો કાલે કરવું; રૂશી કહે આપણા બે વીના, બીજુ નવ નોતરવું. ॥ ૧૨ ॥ એટલે અવળચંદી બોલી, હું તો માહારે નોહોતરીશ; રૂશી કહે એક જણને કહેજે, નારી કહે કે વીસ. ॥ ૧૩ ॥ રૂશી કહે કે રોટલા કરજે, જેમ તેમ જમાડી કાહાડું;અવલચંદી એવું બોલી, કરવાના છે લાડુ. ॥૧૪॥ રૂશી કહે કે ઉઠજે મોડી, કામ કર છે દીન જાતે; નારી કહે કે ઉઠીશ વેહેલી, કરીશ મધ્યાન થાતે. ॥ ૧૫ ॥એમ કહી નરનારી સુતાં, એવે વાહાણું વાહાય; અવળચંદી વેહેલી ઉઠી, ઠીક કર્યું ઘરમાંય. ॥ ૧૬ ॥ વીસ વામ્રોને નોહોતરી આવી, સ્રાધ સામગ્રી કરી; ગોમયે લીંપી દર્ભ ત્રભાણું, આછમની ત્યાં ધરી. ॥ ૧૭ ॥ રૂડે પ્રકારે રસોઇ કીધી, અળગુ ઢાંકી દીધું; ઉદ્દાલકે તાતજી કેરૂ, પરી પુરણ સ્રાધ કીધું. ॥ ૧૮ ॥ ભોજન

કરી રહ્યાં સરવે, ભુલી બોલ્યા રૂશીરાય; સ્રાધના પીન્ડને સ્રાધની વસ્તુ, નાંખી દો ગંગામાંય. ॥ ૧૯ ॥ એટલે અવળચંદીએ તો, શ્રાધ તણા પીન્ડ લીધા; મળમુત્રનું સ્થાનક જ્યાં છે, ત્યાં જઇ નાંખી દીધા. ॥૨૦॥ તેવું જોઇને ઉદાલકને, તનમાં પ્રગટયો તાપ; અતી આકુળ વ્યાકુળ થૈને, નારીને દીધો સ્રાપ. ॥ ૨૧ ॥ અવળચંદી અવળુ કરે છે, તે પાપ પુરણ નડજો; સ્રાપ છે મ્હારો રણભોમીમાં, સલ્યા થઇને પડજો. ॥ ૨૨ ॥ એટલે અબળા થરથર ધ્રુજી, અવગુણ કરો માફ; ભુલી ચુકીને જખ મારી, નીવારો માહારો શ્રાપ. ॥ ૨૩ ॥ એટલે રૂશીને દયા આવી, સ્રાપ નાંખુંછું નીવારી; અરજુનનો ચરણ અડશે કે, શલ્યા ટળી થૈશ નારી. ॥ ૨૪ ॥ માટે શલ્યા થઇ પડી છે, અવળચંદી ધરણ; એવાં વચન સુણીને સૌ, રૂશીને લાગ્યા ચરણ. ॥ ૨૫ ॥ રૂશીનાં વચન સાંભળીને, અરજુને અરાડયો પાય; શલ્યા ટળીને નારી થઇ ગૈ, અશ્વ છુટી ગયો ત્યાંય. ॥ ૨૬ ॥ અવળચંદી ઓદ્ધાર પામી, સ્રાપ નીવારણ થયો; પછી ઘોડો ફરતો ફરતો, ચંપાવતીમાં ગયો. ॥ ૨૭ ॥ વળણ. ॥ચંપાવતી ઘોડો ગયો, સુણ જનમેજે રાય;વ્યાસ વલ્લભ વાણી વદે,સુધન્વાની કથાય.॥

# સુધન્વા ખ્યાન.

## કડવું ૧૧ રાગ સાખી.

પ્રથમ પેહેલા પાર્વતી નંદન, વંદન કરૂં વીશેશ;પછી નમુ શંભુ જેનો, ધારણ યોગી વેશ. ॥ ૧ ॥ રૂંઢ માળાને મુંઢ માળા, સર્પ તણા સણગાર; શીશ જટામાં ગંગા બીરાજે, સદા વહે જળ ધાર. ॥ ૨ ॥ ઉમીયાજી અરધંગ બીરાજે, તેહ તણા જે બાળ; સુધ્ર બુધ નારી સુંદીર શોભે, ગણેશ દીન દયાળ. ॥ ૩ ॥ પેહેલા કરમાં જળ કંમડળ, બીજે મોદીક આર; ત્રીજા કરમાં ફરશા શોભે, ચોથે માળા નીરધાર. ॥ ૪ ॥ શીંદુર લેપન અંગે ઓપે, નંદન લાભને લક્ષ; મુખક કેરૂ વાહન જેને, વીશાળ જેનાં ચક્ષ. ॥ ૫ ॥ સર્વ ભુદેવમાં પ્રથમ પેહેલું, પુજન એનું થાય; મંગળીક ટાણે સર્વ ઠેકાણે, ગણેશ ગુણ ગવાય. ॥ ૬ ॥ પંથી સમરે પંથ પળતાં, તવ તેને આવે લાભ; પ્રથમ ગણેશનું નામ લેઇ, એડે નીરમાં ન્હાવ. ॥ ૭ ॥ વેહેપાર કરતાં વેહેપારી સમરે, તે જય પામે અ-

પાર; સાસરવાશણી સુંદરી સમરે, સમરી સજે સણગાર. ॥ ૮ ॥ પુર્ણે પ્રતાપી દે કષ્ટ કાપો, એવા ગણી ગણેશ; તેથી પેહેલા આરાધુ તેને, દે બુદ્ધી પરમેશ. ॥ ૯ ॥ બીજુ સમરણુ સરસ્વતાનું, કરૂં કરી પરણામ; જીભ્યાયે વસો જગ માતા, વિશ્વમાં તારૂં નામ ॥ ૧૦ ॥ જ્ઞાન શક્તીની તું આપનારી, તુજ વડે વદુ વાણી; પછી સરવ દેવને સમરૂ, સ્હાય કરો રૂદ્રાણી. ॥ ૧૧ ॥ ભારથ કથા પાતક હણે, એવી પર્મ પવીત્ર; જેમાં ન્યાય નીતીને પ્રાક્રમ, સ્વામી શેવકનાં ચરીત્ર. ॥ ૧૨ ॥ સાંભળ્યાથી જ્ઞાન પ્રાપ્ત થાએ, લક્ષ ચોરાશી વામે; સંસારનું સુખ કમળવત લે, છેવટ મોક્ષજ પામે. ॥ ૧૩ ॥ એવી પાવન કથા વાશે, સુધન્વા આખ્યાન; તે સુધન્વાનું સંકટ ટાળી, સ્હાય કરી ભગવાન. ॥ ૧૪ ॥ તેવી સ્હાય કરે શ્રોતાને, સદ્ધાળુ જન જેહ; દ્રઢતા રાખી રટણુ કરે, મ્હા સુખ પામે તેહ. ॥ ૧૫ ॥ અશ્વ છુટી ફરતો ફરતો, લાંબે પંથ પળાય; સુંદીર સોભાવંતી નગરી, ચંપાવતીમાં જાય. ॥ ૧૬ ॥ તે નગરીમાં રાજ્ય કરે છે, હંસદ્વજ એક રાય; બહુ બળવંતો બાણાવળી છે, બાહુબળીયો ગણાય. ॥ ૧૭ ॥ ગદા યુદ્ધનો પ્રવીણ પોતે, ચલવે ભલુ ખર શુત્ર; ખરે ખરો છે ભાગ્યશાળી, પોતાને પાંચ પુત્ર. ॥ ૧૮ ॥ સુધન્વા નામતો સુત મ્હોટો, છે હરીજન જ્ઞાન વાન; પરમારથને સ્વારથ સમજે, નીતી વાળો નોધ્રાન. ॥ ૧૯ ॥ પ્રાતઃકાળે ઉઠવું વેહેલા, કરવું સંધ્યા સ્નાન; નીત્ય નીયમ પોતે પરવારી, પ્રભુ શેવા સાવધાન. ॥ ૨૦ ॥ પછી જાવું દેવ દરસન, માત પીતાને નમવું; પરમારથ પાંચ વિપ્ર લાવી, જમાડીને જમવું, ॥ ૨૧ ॥ વિપ્રનું ઉચ્ચીષ્ટ અન્ન લેઇ, ભરી લેવા પાંચ ગ્રાસ; તે પછી બીજુ ભોજન કરવું, રટવા શ્રી અવીનાશ. ॥ ૨૨॥ ગૌ બ્રાહ્મણના ગુલામ થઇને, કરવી સદા શેવાય; અસત્ય ભાશણ મુખ ન ભાંખે, સમરે દેવાધી દેવાય. ॥ ૨૩ ॥ એવો ઉત્તમ ભગત હરીનો, જાણે સૌ સંસાર; અંસદ્વજનો એ સુત મ્હોટો, કર્ણ સમો દાતાર. ॥ ૨૪ ॥ બીજો નંદન સુરથ નામે, તે પણ પ્રાક્રમી પુરો; સુનાળ નામે પુત્ર ત્રીજો, નહી કોઇ ગુણે અધુરો. ॥ ૨૫ ॥ ચોથો સુંદીર શેન્ય નામે, પાંચમો સુખેન બાળ; કોવળીકા નામે એક પુત્રી, ઘણું તપોવંત બાળ. ॥ ૨૬ ॥ સુખવતી નામની છે નારી, હંસદ્વજની જેહ; પુરણ પ્રેમદા ભાગ્યશાળી, સુખમાં નહી સંદેહ. ॥ ૨૭ ॥ તેવા રાજાની નગરીમાં આવ્યો, પાન્ડવ કેરો વાજી; હંસદ્વજે નજરે જોયો, અંતર થયો રાજી. ॥ ૨૮ ॥

વળણ. ॥ અશ્વ જોઇ રાજી થયો, હંસદ્વજ રાજન; વ્યાસ વલ્લભ વાણી વદે, શ્રોતા દેજો મન. ॥

# કડવું ૧૨ રાગ ચોપાઈનો.

બોલ્યા જયમુની મુખવાણી, સુણ જનમેજય હેત આણી; બળવંતાએ નીરખ્યો વાજી, રૂપાળો જોઈને થયો રાજી. ॥૧॥ એની કાંતિ ઘણી રૂપાળી શોભે કનકરામ કેશવાળી; એના કરણ ચરણનો દેખાવ; જોઈ રાજાને ઉપજ્યો ભાવ. ॥૨॥ કપોળે છે કનકનું પત્ર, લખેલું વાંચી જોઇ તત્ર, કીધો રાજાએ મન વિચાર, આતો પાન્ડવનો તોખાર. ॥૩॥ એને નહી બાંધું તો કેવો, થૈશ દાશી નંદન જેવો; મારૂં ક્ષત્રીપણું બધું જાશે, આખા વિશ્વમાં કેહેણી થાશે. ॥૪॥ કોઇ કરપ માહારો નહી માને, જાશે પ્રાક્રમ પાછળ પાને; લાજી મરશે સહોદર સર્વ, કેહેશે મીથ્યા કરતો તો ગર્વ. ॥૫॥ ભોમોમાં ફરતો તો થૈ મોહોટો, પણ આજ જણાયો ખોટો; કેહેશે અસલ ગાદી લજાવી, એણે પોતાનો દેહ બચાવી. ॥ ૬ ॥ એને જીવવું વાહાલું લાગ્યું, માટે વઢવામાં મન ભાગ્યું; એવી કેહેણી જગતની થાશે, વળી પાન્ડવ બહુ પોમાશે. ॥ ૭ ॥ માટે અશ્વ બાંધી યુદ્ધ કરવું, ક્ષત્રી સુતે કદી નવ ડરવું; જ્યારે ત્યારે છે એકવાર મરવું, શીશ હાથમાં લેઇને ફરવું. ॥ ૮ ॥ એવો ક્ષત્રી તણો વેહેવાર, માટે બાંધવો આ તોખાર; છોને કોપે કુન્તી કુંવાર; એમને વશ દેવ મોરાર. ॥ ૯ ॥ તેથી સામળીયો સહાય કરશે, માટે પાન્ડવ હીમ્મત ધરશે; મને હરાવશે યુદ્ધ કરી, પણ દેખીશું શ્રીહરી. ॥ ૧૦ ॥ માહારી નગરી પાવન થાશે, યમકીંકરનો ભય જાશે; કરવા પાન્ડવની વાહાર. આવશે આંઇ વિશ્વાધાર. ॥ ૧૧ ॥ અશ્વ રોકયા વીના નવ આવે, મળે પ્રભુ ભાવે અભાવે; એમ જાણી ઉઠયો રાજન; ઘોડાને કરવા બંધન. ॥ ૧૨ ॥ તવ સાથે ઉઠયા ખાસદાર, વળી શેવક પણ દસ બાર; લાગ્યા દોર સાંકળ બાંધવાને, લાગ્યા અશ્વભણી વાઘવાને ॥ ૧૩ ॥ જઇ અનુચરે ઘેરી લીધો, તવ રાજાએ બંધન કીધો; લેઇ ગયા એકાન્ત ભોવન, ચોકી મુકયા શેવક જન. ॥ ૧૪ ॥ તેતો ઉઘાડાં ખડગે ફરે; વારા ફરતાં તે પેરા ભરે, રખે ચોરી ચખારી થાય, રખે મેહેનત મીથ્યા જાય. ॥ ૧૫ ॥ એમ ચોકસ રાખ્યો વાજી; આજ ઠીક આવી રંગબાજી; એમ હરખે ભરેલો રાય, જઇ બેઠો સભાની માંય. ॥ ૧૬ ॥ એવે પાન્ડવનું દળ જેહ; આવ્યું નગ્ર ભાગોળે તેહ; તેને ખબર આવી એવી, હવે અશ્વની આશા કેવી. ॥૧૭॥ મહા બળવંતાએ બાંધ્યો, હવે વાજી મળ્યાનો વાંધો; એમ શેન્યા છાની વાત કરે, કૈંક મુમત વાત ઓચરે. ॥ ૧૮ ॥ કૈંક કહે હંસદ્વજ બળીયો, એના માં-

થાનો કોઇ નથી મળીયો; એતો અરજુનને પણ જીતે, સાંમો બાજે તેને બહુ વીતે. ॥ ૧૯ ॥ સશી સરખો હંસધ્વજ રાય, તારા તુલ્ય પાન્ડવો દેખાય; કૈંક કહે તમે શું પરખો, અરજુનજી છે શેશ સરખો. ॥૨૦॥ બાકી સર્વ અળશીયા જેવા, જેને ક્રષ્ણ પ્રભુની શેવા; આપો આપ મોહનવર માંથે,આપ્યું છે બળ વૈકુંઠ નાથે. ॥૨૧॥ માટે પાંન્ડવની જીત થાશે, વાજી બાંધીને રાય પસ્તાશે; એમ માંહો માંહી વાત કરતા, એવે અનુચર આવ્યા ફરતા. ॥ ૨૨॥ જોડયા અરજુનજીને હાથ, તમો સુણો અમારી વાત; બાંધ્યો આપણો અશ્વ આ રાયે, હવે કહો માહારાજા શું થાયે. ॥ ૨૩ ॥ તવ અરજુન બોલ્યો એમ; થાઓછો ઓશીઆળા કેમ; એને જીતીને તોખાર લેવો, મન મુકીને દંડ દેવો. ॥૨૪॥ એતો હંસધ્વજ કોણ તોલે, એવાં અભીમાનનાં વેણ બોલે; તવ વ્રકોદર એમ કેહે છે, ભાઇ ગર્વ શું મીથ્યા ધરેછે ॥ ૨૫ ॥ એતો પુરણ છે ભાગ્યશાળી, એનો વૈભોગ જુઓ નીહાળી, એક પુત્રીને પાંચ પુત્ર, ઘણુ શોભ્યામણુ ઘર સુત્ર. ॥ ૩૬ ॥ પતીવર્તા એને ઘેર નારી, જેને વાહાલા દેવ મોરારી; રાજા ત્રઇણે જુધ જાણનારો, ઘણા દેશ જીતી આણનારો. ॥ ૨૭ ॥ એનો સુધન્વા જે બાળ, તેને વશ છે શ્રીગોપાળ; એતો કહેવાય છે બહુ બળીયો, તમથી જાદે સાહ્ય સાંમળીયો. ॥ ૨૮ ॥ એને મહાસતી સાધવી નારી, જેનું પુન્ય તપો બળ ભારી; એના સત્યથી સામ્રથ સ્વામી, માટે વાત કરો શીશ નામી. ॥ ૨૯ ॥ તવ અરજુન હંકારે ભરીયો, ઘણા ગર્વ વચન ઓચરીયો; વ્રકોદર વીરા શું જાણો, મુજ આગળ શીદ વીખાણો. ॥ ૩૦ ॥ વળણ. ॥ વીખાણો શીદ મુજ કને, જોયા બહુ નરેશ; વાજી લેઉં તે નવૈ નહી, પણ લેઉં એનો દેશ.



## કડવું ૧૩ રાગ સાખીનો.

જયમુની રૂશી એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, સુધનવા મહીમાય. ॥ ૧ ॥ અરજુનજી એમ કહેવા લાગ્યો, બંધુ બુદ્ધી નરસાઇ; પોતાના પક્ષની હીમ્મત ભાગી, શત્રુની કહી સરસાઈ. ॥૨॥ સામા વાળાની બાહાદુરી ગાઇ,પોતાનો પક્ષ ડરાવ્યો; હીમ્મત તો કયાંથી આપો ને, ચરણ ઢીલા કરાવો. ॥૩॥ હોંશ હોય તે નાંખો ભાગી, તે કેમ ચઢે સરાડે;કેવળ મુરખાઇનું એ કારણ, વણ સમજ્યું બરાડે. ॥૪॥ હેતસ્વી જન કોને કેહેવો, ખરી વાતે ખંભ ઠોકે; હીત શત્રુ

સમજવા કોને, શત્રુ સામો થતાં રોકે. ॥૫॥ તેથી શત્રુનો દાવ ફાવે, જય પામીને જાય; શીઆળવું જઈ સીંહને જીતે, નવાઇ શી દેખાય. ॥ ૬ ॥ પોતે પોતાના પગ ભાગોછો, શત્રુના વીખાણ કરી; હાવું બોલવું ઘટે ન તમને, હવે ન બોલશો ફરી. ॥ ૭ ॥ તવ ભીમે મન એમ વિચાર્યું, સામો ગમે તેમ હોય; પણ તેના વીખાણ કરવાથી, હામલે સન્ય સહુ કોય. ॥ ૮ ॥ સરવેનું મન ડર ખાઇ જાયે, તો ન ભરાયે સુર; કાયર થાય તે પેહલો મરે, રાખવી હીમત ઉર. ॥ ૯ ॥ એમ સમજી વ્રકોદર બોલ્યા, ઓરે મહારા વીર; તમારૂં મન જોવા હું બોલ્યો, સાબાશ છે રણધીર. ॥ ૧૦ ॥ પાછા ન પડવું યુદ્ધે ચડવું, લેવો અશ્વ હરાવી; કાહ્યર પણું કાંઈ નવ કરશો, નરનું નામ ધરાવી. ॥ ૧૧ ॥ એમ કહી ઉસ્કેર્યો વીરને, ઉપજ્યો ઉર આનંદ; અરજુન કહે વાજી લેવા, હવે કરવો ફંદ. ॥ ૧૨ ॥ કરણ નંદન વરશકેતુને, નરે કરી આગ્નાય; સાવચેતીથી સંચરો તમે, હંસધ્વજને ત્યાંય. ॥ ૧૩ ॥ જઈ કહો કે અશ્વ આપો, નહીં તો વીર્પાત થાશે; પાન્ડવને આવી પાવલે લાગો, ચાલો અરજુન પાસે. ॥ ૧૪ ॥ એટલે રવીના સુત તણો સુત, ઉઠયો આનંદ પામી, વસ્ત્ર આભુષણ ધારણ કીધાં, ખડગ લીધાં શીશ નામી ॥ ૧૫ ॥ પછી પોતાના બે દાસ લીધા, ચાલ્યો સુર સપાટે; મોટી આંખડી મુછ વાંકડી, આવ્યો જોર ઝપાટે. ॥ ૧૬ ॥ સભાને દરવાજે જઈને ઉભો, કાહાવ્યું છડીદાર સાથ; કહીએ કે પાન્ડવની તરફથી, કરવા આવ્યા છે વાત. ॥ ૧૭ ॥ કરણ નંદન વરસકેતુ, વારતા કરવા માગે; કહેજો કે પ્રતીજ્ઞા સાથે, તવ મનનો ભય ભાગે. ॥ ૧૮ ॥ એટલે છડીદારે જઇને, કર્યો સભામાં જુહાર; કહ્યું કે પાન્ડવના કેહેવાથી, આવ્યા કર્ણ કુંવાર. ॥૧૯॥ તમ સંગ વારતા કરવા ઇછે, શી આગના મહારાજ; હંસધ્વજ કહે આવવાદો, વાતે શું બગડે કાજ. ॥ ૨૦ ॥ એટલે છડીદારે જઇ કહ્યું, પધારો સભા વીશે; તવ વરશકેતુ સભામાં ચાલ્યો, ઉમંગ ઉર અતિશે. ॥૨૧॥ હંસધ્વજે આસન આપી, સનમુખ બેસાડી દીધો; ક્ષત્રીની રીતી પ્રમાણે, આદરભાવજ કીધો. ॥ ૨૨ ॥ પછી કહ્યું કે કેમ પધાર્યા, વદો વરશકેત વાણી; તમે અમારો કેમ લીધો છે, વાજી પંચ કલ્યાણી. ॥ ૨૩ ॥ હંસધ્વજે કહ્યું અશ્વ લેલાટે, પત્ર લખેલું એવું; ક્ષત્રી હોય તે આ વાજી બાંધે, તો કેમ બાંધી ન લેવું. ॥ ૨૪ ॥ શું સહુ ક્ષત્રી નાશ પામ્યા, શું ગયું ક્ષત્રી બીજ; શું એક પાન્ડવ ક્ષત્રી નંદન, કેમ ન આવે ખીજ. ॥ ૨૫ ॥ શું એ એકલા ખડગ ધારી, બીજાએ શું પેહેરી ચુડી; શું એ

સુરા બીજા અસુરા, માટે હું પડયો ઉંડો.॥ ૨૬ ॥ જો વાજી જોઇતો હોયે તો, આપીશું નહી તમને; અરજુન આવી પત્ર વાજીનું, છોડી મુકે ભેઠ અમને. ॥ ૨૭ ॥ વર્શકેતુ કહે આ શું બોલોછો, અહંકાર રાખો થોડો; કુરૂ કુળના પાન્ડવ એછે, સમજીને આપો ઘોડો. ॥ ૨૮ ॥ જગતમાં જેનો જય વરતે છે, પોતે લાવ્યા પંચાળી; અવનીમાંથી અસુર કાઢયા; સાહાય જેને વનમાળી. ॥ ૨૯ ॥ બળીયા સાથે બાથ ન દીજે, વીવેકની એ વાત; સલાહ સંપથી નીપજે સારૂ, નહીતો થાશે ઉત્પાત. ॥૩૦॥ એટલે ક્રોધ કરી રાય બોલ્યો,સાંભળો વરસકેતું;બોલવા ઉપરથી હું સમજ્યો, તમારા મનનો હેતું. ॥૩૧॥ તોખાર લેવા ભય બતાવી, હું સમજુંછું ઘણું; પણ અશ્વ આપુ તો મેં ખોયું, પોતાનું ક્ષત્રી પણું. ॥ ૩૨ ॥ હું હારૂ ને પાંન્ડવ જીતે, તો તેમાં શું થાશે; કુન્તી સુત અમ સામા બાહાજી, પાછળથી પસ્તાશે. ॥ ૩૩ ॥ પત્રમાં એમણે એમ લખ્યું છે, ક્ષત્રી હોય તે બાંધે; તે માટે મેં અશ્વ બાંધ્યો, આપુ નહી એ વાંધે. ॥ ૩૪ ॥ શું એકલા એ ક્ષત્રીની જાતી, બીજા શું કોળી નાળી; લઢવું વઢવું પાછાશું પડવું, મરવું નહી પુંઠ વાળી. ॥૩૫॥ શું એમની માએ દીકરા જણીયા, બીજીએ શું પાશાણ; શું એકલા એ મનુશ જનમ્યા, બીજા શું જનમ્યા સ્વાન. ॥ ૩૬ ॥ પાંન્ડવ શું બેશીશ ધરાવે, બીજાને શું એક; અશ્વ અમારે આપવો નથી, ક્ષત્રી તણો એ ટેક. ॥ ૩૭ ॥ ઉઠો તમે મારી સભામાંથી, હું છું આકળો ભુત; તું શું પંચાત કરવા આવ્યો, દાશીના સુતનો સુત. ॥ ૩૮ ॥ એમ કહીને ચર્ણે પછાડયો, વર્શકેતુ તવ ઉઠયો; હંસધ્વજનો મીજાજ દેખી, રોશ ભરેલો રૂઠયો. ॥ ૩૯ ॥ વર્શકેતુ કહે તતપર થાજો, કરવા રણ સંગ્રામ; બળીયા સાથે બાથ ભીડાવી, ખોવાના ઘર ગામ. ॥ ૪૦॥ કૃષ્ણ પ્રભુથી કો નથી બળીયા, તે પણ રહે છે પાસ; ભગની દીકરીને રથ સદા હાંકે, થઇ રહ્યા છે દાસ. ॥ ૪૧ ॥ પંચાળ દેશના સ્વયંવરમાં, જરાશન શીશુપાળ; સક્ષ સરીખા કર્ણ સરીખા, સુર્ય તણા જે બાળ. ॥ ૪૨ ॥ તેવા તેવા મછવેધ કરવા, ઉઠયા સભાની માંય; ચોરાશી શહસ્ત્ર દેશનો રાજા,દુરીયોધન કેહેવાય. ॥ ૪૩ ॥ મછવેધ સ્થંભે ચઢયાને, પડયા સભાની માંય; તે મછવેધ અરજુને કીધો, પરણ્યા સતી કન્યાય. ॥૪૪॥ તેની તુલના તમે કયાં આવો,ઉમંગ પુરણ કરજો; એક ખુણામાં પડી રેહેનારા,યુદ્ધ કરવું આદરજો. ॥૪૫॥ હંસધ્વજ કહે યુદ્ધ કરવાનું, ના પાડીયે છીએ ક્યારે; તેઆર થાજો તૈઆર થાશું, આવતે કાલ સવારે. ॥૪૬॥ એમ કહીને વી-

હાથ દીધી, વર્ણકેતુ તવ વળીયો; ક્રોધ ભરેલો રક્ત લોચનને, જઇ અરજુનને મળીયો. ॥ ૪૭ ॥ ઓરે પીતાજી ઓરે પીતાજી, જઇ રાયને સમજાવ્યો; પણ મુમત મુકતો નથી માટે,યુદ્ધ નોહોતરૂ દે આવ્યો. ॥૪૮॥ ઘણોછે સુરોપડે પુરો, નથી અધુરો એહ; બહુ છે બળીયો વાળ્યો ન વળીયો, વઢવાને ટાંપ્યો તેહ. ॥૪૯॥ વળણ. ॥ વઢવા માટે ટાંપીયો, જણાયું બહુજોર; વલ્લભ વદે એમ સાંભળી; કર્યો અરજુને સોર.



## કડવું ૧૪ રાગ ધન્યાસરીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું સુધન્વાની કથાય. ॥૧॥ અરજુનજીએ સોર કીધો, સૌ શૈન્ય તતપર રહેજો; કાલે સવારે હંસદ્વજને; મન મુકી યુદ્ધ દેજો. ॥૨॥ એવી પોતે આગના આપી, નગ્ર વીશે શું થાય; હંસદ્વજે પ્રધાન તેડયા, રાજ્ય સભાની માંય. ॥૩॥ શંખને લેખ પ્રધાન પોતાના; બ્રાહ્મણના છે બાળ;પણ કુબુદ્ધી અતી અદેખા,સ્વભાવના ચાન્ડાળ. ॥૪॥ કલેશ વહાલો ટંટો ડાલો, કરવા જ્યાં ત્યાં ચાહાય; આસ્તીક નહાંને નાસ્તીક પુરા, ખટપટીયા કેહેવાય. ॥૫॥ છે બ્રહ્મદ્વેશી કુથલી કલેશી, ધર્મમાં ફાંશીયા બેઉ; પણ તેની આંખે રાય દેખે, લેણદેણ પુર્વનું એવું. ॥૬॥ તે બેઉને દાસ મોકલી તેડયા, રાજ્ય સભાની માંય; પોતાને આસન આવી બીરાજ્યા, સભા સોભી રહી ત્યાંય. ॥ ૭ ॥ પછી પ્રધાન પુછવા લાગ્યા, માહારાજા તેડયા કેમ; હંસદ્વજ તવ પુછવા લાગ્યો, પ્રધાનોને એમ. ॥ ૮ ॥ કુન્તીનંદન પાન્ડવ કેરો, અશ્વ આવ્યો છે હાંઇ; તેને લલાટે પત્ર બાંધ્યો છે, લખ્યું છે તે માંઇ. ॥ ૯ ॥ ક્ષત્રીનો જે સુત હોયે તે, અશ્વ અમારો બાંધે; એવું વાંચીને મેં બાંધ્યો. ક્ષત્રીપણાને વાંધે. ॥ ૧૦ ॥ તેથી વરશકેત વિષ્ટી કરવા, આવ્યો અમારી પાસ; અહંકારનાં વચન બોલવાથી, ઉપજ્યો મન વિનાસ ॥ ૧૧ ॥ અશ્વ દેવાનું ના કહ્યું મે, માટે માગ્યું રણ યુદ્ધ; કહો એ કામ ઠીક કર્યું કે, કીધી વિપરીત બુધ. ॥ ૧૨ ॥ તવ શંખને લેખ એમ બોલ્યા; રાય તમોને ધન્ય; તમ સરખાને જીતે તેવો, દેખાતો નથી અન્ય. ॥ ૧૩ ॥ પછી છાની ગોષ્ટી કીધી, મળીને બેઉ પરધાન; આપણે પંડે લડવું નથીને, નથી થાવું હેરાન. ॥ ૧૪ ॥ વઢનાર વઢશે મરનાર મરશે, આપણે જોવો તમાસો; તો શાને સારૂ ના કહીએ, જોવાનો ખેલ ખાસો. ॥૧૫॥ એમ વીચારીને બેઉ બોલ્યા, કરો

ખરો સંગ્રામ; ક્ષત્રીનંદન શું નથી તમે, શું બોળવું છે નામ. ॥ ૧૬ ॥ આદીને શું લજાવવી છે, વળી લાજે પરધાન, કુટુંબ કબીલો લજાવવો શું, ઉડી પડો મેંદાન. ॥ ૧૭ ॥ ભાઇ સાથમાંને સહુ સેન્યામાં, ઢંઢેરો પીટાવો રાય, કાલે સવારે પોહોર દાહાડામાં, દરવાજે ભેગા થાય. ॥૧૮॥ વખત નીમ્યાથી વેહેલો આવે, તેને સરપાવ મળવો; વખત વીત્યે તેને, તેલ કઢામાં તળાવો. ॥ ૧૯॥ વળી દવૈ દેવરાવો તમારી,તો સહુ વેહેલા આવે, મોડા આવે તેને તળવો, નીશ્ચે કરોતો ફાવે. ॥ ૨૦ ॥ રાજા કહે કબુલ છે માહારે, ચાર છડીદાર જાવો; કુટુંબમાંને શેન્ય સકળમાં, સંદેસો સંભળાવો. ॥ ૨૧ ॥ એટલે ઉઠાડી આગના લૈને, ચાર જણા છડીદાર; પડો વગાડી પોકાર કર્યો, કહેતા સમાચાર. ॥૨૨॥ કાલ સવારે પોહોર દહાડામાં; સરવે થાજો સાવધાન; આયુદ્ધ બંધા આવી મળજો; નહીં તો થાશો હેરાન. ॥૨૩॥ વેહેલો આવીને ઉભો રહેશે, તેને સરપાવ મળશે; મોડા આવે તેને રાજા, તેલ કઢામાં તળશે. ॥ ૨૪ ॥ પક્ષપાત કોઇની નહીં ચાલે, રાય તણી છે દવાઇ; નહીં તો અકાળ મ્રત્યું થાશે, જાણશો નહી નવાઇ. ॥ ૨૫ ॥ એ રીતે સેન્યમાં સંભળાવી, ત્યાંથી થયા વીદાય; રાય તણા કુટુંબમાં કહ્યું, જાણ સરવને થાય. ॥ ૨૬ ॥ સુધન્વા બેઠો છે સદનમાં, પોતાની પ્રેમદા પાસ; તેને કહ્યું કાલ યુધ્ધે જાશું, સામા હશે અવીનાશ. ॥ ૨૭ ॥ એવું કહેતામાં સુધન્વાનું, ફરકયું ડાબુ લોચન; અબળાનું પણ અંગ ફરકયું, ભાસ્યું ભારે વિઘન. ॥૨૮॥ મેહેલમાં દીપક રાણા થયા, કરમાયો નજર બાગ; સુધન્વાની બારીએ બેશી, કકળ્યા કાળા કાગ. ॥ ૨૯ ॥ સમળી સીચાણા ભોવન ઉપર, ભમવા લાગ્યા અપાર; તેવું જોઇને ત્રાસ પામી, સુધન્વાની નાર. ॥ ૩૦ ॥ પાછું મનમાં એમ ભાસ્યું; કાંઇક વીઘન થાશે; માઠા શુકન કેમ થયા, બુદ્ધિથી બાળા વિમાશે.॥૩૧॥ એમ કરતાં દીવસ વીત્યો, રૂજની થઇ તે વાર; અચાનક એને નિંદ્રા આવી, સહન કરયું તવ નાર. ॥૩૨ ॥ તેમાં ભયંકર સ્વપ્ન ભાસ્યું; જાણે ગયો ભરથાર; અંગતણું હેવાતણ ગયું, ઉતર્યા સોળ સણગાર. ॥ ૩૩ ॥ જાણે મુખકે કેશ કરડયા, શીશના એકે એક; સાળુ ઉતરી શીંધુરી અંગે, પેહેરી દીઠી અનેક. ॥ ૩૪॥ તવ ભયની ભરી ભામની જાગી, રડવા લાગી અપાર; અરેરે આમ કેમ લાગ્યું, શું થાશે મોરાર ॥ ૩૫ ॥ સુખ સજ્યામાં સુધન્વાયે, કીધું છે સહન; ત્યાં જઇને પીછોડી ઉઘેડી, જોયું પતીનું વદન. ॥૩૬॥ ઢંઢોળીને જગાડવા લાગી, જાગો જાગો મમનાથ; અરેરે માહારે વીયોગ પડીયો, કહી

ઝાલ્યા બેઉ હાથ. ॥ ૩૭ ॥ તવ સ્વપ્ન થયું સુધન્વાને, પડશે મારો દેહ; અબળા માહારી અટવાઈ મરશે, માહા દુખી થઈ એહ. ॥ ૩૮ ॥ એવામાં જુવતીને જગાડે, જાગ્યો સુધન્વા સુર; જાગ્રત થઇ જોઈ અબળાને, રડતી દીઠી ભરપુર. ॥ ૩૯ ॥ તવ સુધન્વા પુછવા લાગ્યો, શું દુખ દરીયે ડુબી, એટલે અબળા કહેવા લાગી, ભયભરી સ્વપ્નની ખુબી. ॥ ૪૦ ॥ ભયંકર મને સ્વપ્ન ભાસ્યું, તે નવ જાણે કોઇએ; આગળ કેહેતાં માહારી, જીભ કપાવી જોઇએ. ॥ ૪૧ ॥ સુધન્વા કહે સ્વપ્ન કેવું સાચી વદજે વાણી; તુજને દવાઈ દેવું છું માહારી, સત્ય કહે સતીરાણી ॥ ૪૨ ॥ તવ હૈયા ફાટ રડવા લાગી, નેત્રે વહે બહુ પાણી; અરેરે એમ કહેતિ વેળા, કેમ ન જીભ વઢાણિ.॥૪૩॥કહ્યા વિના હવે છુટકો નથિ,કંથે દિધિ છે દવાઇ; રડી રડિને કહેવા લાગિ, અગનિ ઉઠયો ઉરમાંઇ. ॥ ૪૪ ॥ વળણ. ॥ અગનિ ઉઠયો ઉરમાં, રડતિ હૈયા ફાટ; કેહેવા લાગિ કામનિ, સોગન દિધા માટ. ॥ ૪૫ ॥



## કડવું ૧૫ રાગ હલાવરી.

માહારા કંથજી શું કેહેવરાવોરે, ઓ હો હો હોરે. ટેક ॥ મુજને સ્વપ્ન ભયંકર લાગ્યુંરે,જાણે પેલા ભવનું પાપ જાગ્યુંરે, માહારૂં ચાલતું ઘર સુતર ભાગ્યુંરે. માહારા.॥૧॥ જાણે રણયુદ્ધમાં તમે ચડિયારે,એક વિધને જીવિ બિજે પડિયારે, પેહેલા સસરા શત્રુ થઇ નડિયારે. ॥ માહારા ॥૨॥ જાણે સસરાએ તેલમાં તળિયારે; તમો તાતના વચને પળિયારે, તમને સહાય કરિ સામળિયારે.॥ માહારા ॥૩॥ પછી શત્રુએ સંહાર કિધોરે,મન મુકિને માર દિધોરે, મારો સણગાર ઉતારિ લિધોરે. ॥ માહારા ॥૪॥ હું તો અભાગણિ રહિ રઝળતીરે, મારિ કારમિ કાયા નથિ ગળતિરે, સપનાનિ વાત લાગે છે મળતિરે. ॥ માહારા ॥૫॥ તમ તાતે દવૈ દેવરાવિરે, કાલે વઢવાનિ વાત કેવરાવિરે; વળિ તળવાનિ બિના આવિરે.॥માહારા ॥૬॥ એવું સ્વપ્નનું સીધાન્ત મળીયુંરે, માહારૂં પ્રારબ્ધ પાછું વળીયુંરે, જાણે સંસારનું સુખ ટળીયુંરે. ॥ માહારા ॥૮॥ મુજને માઠા થયાતા શુકનરે, કાગ કકળી આ ભોવનરે, અવળું ફરકયું છે અંગ લોચનરે. ॥ માહારા ॥ ૯ ॥ માહારા દીપક થયા રાણારે, તમો પણ નહી હો અજાણારે,સહુ સમજો છો સ્વામી શાણારે. ॥ માહારા ॥૧૦॥ માટે કાલ યુદ્ધે નવ જાશોરે, તમો જઇને પુરણ પસ્તાશોરે, જાણી જોઇને દુખીયા

થાશોરે. ॥ માહારા ॥૧૧॥ વળણ. ॥ દુખી થાશો નાથજી, ઉપજશે વિઘન; કરો પ્રતીજ્ઞા નહીં જવા, તો માને મુજ મન. ॥



## કડવું ૧૬ રાગ સાખી.

જયમુની ફરી એણીપેર બોલ્યા, સુણ જનમેજેરાય; વીસ્તારી તુજને સંભળાવું, સુધન્વા મહીમાય. ॥૧॥ સુંદરી કહે સ્વામી માહારા, પ્રતીગના કરો કાંઈ; તો મુજ જીવને શાન્તી વળે, ઉચાટ છે મનમાંઈ. ॥૨॥ એટલે સુધન્વા એમ બોલ્યો, સાંભળ સાધવી સતી, સુરા નરની નારી થઈને, કયાં દે કાહ્યર મતી. ॥૩॥ મુજ તાતે દેવરાવી દવાઇ,તે કેમ લોપુ વેણ; જગત કીરતી થાય માંથે, થાવું સુરાતન હેણ. ॥૪॥ જગતમાં કીરતી કરાવી, જીવવું તે જીવ કેવો; ગમે તેટલો ઉભો ફરે પણ, જીવતો મુઆ જેવો ॥ ૫ ॥ સુત સાચો હોય ક્ષત્રીનોતો, મરવાથી નવ ડરે; રણ સંગ્રામે ન પડે પાછો, મુસ્તક કર લેઇ ફરે. ॥૬॥ મરવું માને તો અજ્ઞાની, આત્મા મરતો નથી;ખોળીયું છે તે પંચભુતોનું,જીવન્યારો સરવથી. ॥૭॥ જેવાં વસ્ત્રો ઉતારવાનાં, તેવી ઉતારવી કાયા; મીયા માહાદેવના બનાવ જેવી, ચૈતન્યને આ માયા. ॥૮॥ વસ્ત્ર વપુ ઉતારવાં સરખાં, તેમાં ન જાણવો ફેર; કષ્ટ કાયાને નહી આત્માને, માટે કરૂ જગ જેર. ॥૯॥ રણમાં મરીએ તો ભવ તરીયે, મોક્ષની પદવી લૈયે; ક્ષત્રી જાતીનો ધર્મજ એ છે, માટે બેશી કેમ રહીએ. ॥ ૧૦ ॥ કુળ લાજે જ્ઞાતી લાજે, લાજે પોતાનો ધર્મ; મનુનાં વચન શાસ્ત્ર વીસે, અબળા શું સમજે મર્મ. ॥ ૧૧ ॥ જીવવું મરવું મીથ્યા કેહેણી, તે કેમ માનીયે સાચું; અસત્યને સત્ય માને તેનું,ઇશ્વરી જ્ઞાન કાચું. ॥ ૧૨ ॥ આ દેહ તજી બીજો દેહ લેવો, જ્યારે ત્યારે એક વાર; નિશ્ચે છતાં કેમ ડરવું, સુંદરવતી નાર. ॥ ૧૩ ॥ એટલે સુંદરવતી બોલી, તમે તો મરવું ધાર્યું; તેથી તમને નહી દેવું જાવા, કરો માહારૂં વાર્યું. ॥ ૧૪ ॥ પીઉજી પાવલે લાગું તમને, કોણ પછી માહારૂં બેલી; એમ કહેતામાં બેઉ ચક્ષુએ, ચાલી આંસુની હેલી. ॥ ૧૫ ॥ એવે સમે મધ્ય રાત્રી થઇ છે, અબળા કરે વિલાપ; ભાઈ ભગની વીનાની ભામની, વળી નથી માબાપ. ॥ ૧૬ ॥ એકલો આશરો પરણ્યા પતીનો, બીજો વિશ્વંભર કેરો, તે વણ સગુ ન મળે એનું, કલેશનો ઘટમાં ઘેરો. ॥ ૧૭ ॥ દુખે ઘેરાણી નેત્રમાં પાણી, વાણી વીમળ કાઢે; પોતાના પતીનો પાલવ ઝાલી, રડ-

વા લાગી રાહે. ॥ ૧૮ ॥ આક્રંધ કરતી બહુ વલવલતી, કળકળતી કામની; તે વેળાએ ભયંકર ભાસે, જેમ ઝમંતી જામની. ॥ ૧૯ ॥ કોમળ કાયા મહા રૂપવંતી, જોબન બાળે વેશ; અગયાનેણી નહી કાંઇ કેહેણી, મુસ્તક સુંદાર કેશ. ॥ ૨૦ ॥ દંત જેના દાઢમની કળીયો,આંગળી ચંપક કળી; હાથેળી જેની કમળ સરખી, હોડ રેખાયો મળી. ॥ ૨૧ ॥ જંધા કદળી સ્થંભા સરખી, કુમકુમ પગની પાની; બોલવું કાલું લાગે વાહાલુ, બુદ્ધી મોહોટી વય નાહાની ॥ ૨૨ ॥ સુઘડતા ચંચળાઇ ચોખાઇ, કોઇ વાતે નહી ખામી; વાણી મધુરી શુભ ગુણ પુરી, અકકલે નહી અધુરી. ॥૨૩॥ વિવેકી વિદ્વાન વડી છે, જાણે પતીવ્રત ધર્મ; આચરણ એનાં ઉત્તમ અતી, મતી સદા શુભ કર્મ. ॥૨૪॥ આભુશણ વણ અંગ ઓપે, લોપે નહી મરીયાદ; તેવી અબળા રડવા લાગી, કંઠ વેણાનો નાદ ॥ ૨૫ ॥ વળણ. ॥ વેણા નાદે રામા રડે, મધ્ય રાત્રીનો યોગ; વલ્લભ વદે સુણો સહુ, અતી ઉપજ્યો હીત રોગ. ॥



## કડવું ૧૭ મને ભુલી ગયો મારો છેલડોરે.

હુંતો જુધ્ધે ન જાવા દેઉં નાવલારે, માહારે તમ વીના નથી આધાર, માહારાજ, જુધ્ધે ન જાવા દેઉં નાવલારે, ટેક. મેહેતો જનમીને જોયા છે આપનેરે, નથી બીજા ત્રીજાની વાહાર, ॥ માહારાજ ॥ તમને આશો ઉજમ વઢવા તણોરે, હજુ શું જોઇ થાકયા સંસાર. ॥ માહારાજ. ॥૧॥ માહારે પીયર પનોતુ થવાનું નથીરે, નથી ભાઇ ભોજાઇની મોથાઇ. ॥ માહારાજ. ॥ નથી તાત માતકે મોસાળીયુરે, નથી સૈપણી બૈપણી બાઇ. માહારાજ. ॥ ૨ ॥ તમો રણ ચઢી મુને રઝળાવશોરે; પુરણ પડી છે પેટડામાં ફાળ; ॥ માહારાજ ॥ આવ્યું વિધન વાળ્યું વળશે નહીરે, માટે પેહેલો આણુ માહારો કાળ. ॥ માહારાજ. ॥ ૩ ॥ હળી મળી પુરણ બેઠાં નથીરે, નથી કરી દુખ સુખ તણી વાત; ॥ માહારાજ ॥ નથી હશી રમીને બોલીયાંરે, મીઠ્યા વટલાવી છે મેં માહારી જાત. ॥ માહારાજ. ॥ ૪ ॥ પુરણ પરણ્યાનો લાહાવો લીધો નથીરે, નથી પીરશીને જમાડયા મેં નાથ, ॥ માહારાજ. ॥ નથી ઘુંઘટ તાણ્યો કુટુંબમાંરે, ગઇ આવી નથી સૈયર સાથ. ॥ માહારાજ. ॥ ૫ ॥ વળણ. ॥ એમ અતીશે વલવલે, કરે અતી આક્રંધ; સુધન્વા કહે સુંદરી, રડવું રાખો બંધ. ॥

# કડવું ૧૮ રાગ સામગ્રીની ચાલ.

જયમુની ફરી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું પર્મ પવિત્ર કથાય. ॥૧॥ સુધન્વા કહે સુંદરી સુણો, રડવું રાખો બંધ; થવા કાળ હશે તે થાશે, સીદ કરો આક્રંધ. ॥૨॥ માહારે તમારે સબંધ જેટલો, તેટલો લીધો લ્હાવો; રણ સબંધ પુરણ થયો તો, દૈવ ઉપર શો દાવો. ॥ ૩ ॥ મુને પણ એવું સ્વપ્ન આવ્યું, પડશે માહારી કાય; છેલ્લુ વેહેલુ આપણે મળવું, કાલે થાશું વીદાય. ॥૪॥ ધણીનું ધારેલું બને છે; આપણી ધારણા ખોટી; રડેથી નથી રોકાવાનું, નીકર આશા તો મોહોટી. ॥ ૫ ॥ તું કેહે છે માહારૂ નથી બેલી, કોઇ અવની માંય; વીશ્વંભર વીના નથી બેલી, કોઈનું હાંય કે ત્યાંય.॥૬॥ જેમ બને તેમ માનવો આનંદ, શા સારૂ કરવો શોક; શોક ધરેથી શોક ન નાસે, આનંદથી શોક ફોક. ॥૭॥ અંધારે અંધારૂ ન નાસે,નાસે જો થાય પ્રકાશ;તેમજ આનંદ માની લેવાથી,કલેશ પામે નાશ. ॥૮॥ આનંદનું ઘર ઉત્તમ સહુથી, આનંદે આનંદ; થયું ગયું મીથ્યા માનવાનું, માયાનો ફોગટ ફંદ. ॥૯॥ હું નતો તાહારો તું નતી માહારી,કોણ કોને સંગ લાવ્યું; જે જેને જેમ ફાવ્યું તેવું, પોતાને કરમે આવ્યું. ॥ ૧૦ ॥ એકજ જનમે ભેળાં થયાં, તેમાં શું તાહારૂં માહારૂં; સંઘાત છુટયો કે પુંઠ વાળી,કોણ જુએ છે વારૂ.॥૧૧॥ દેહ છતી પડી હોય ઘરમાં, તોપણ ભાવ ન પુછે; જીવ સામુ જોઇ કોઇ ન રડે, તો પછી સગાઇ શું છે. ॥૧૨॥ ખોળીયાની સગાઈ હોયેતો, ખોળીયું કોઇના બાળે; જો જીવની સગાઇ હોયતો, ફરી જીવ સામુ ન ભાળે. ॥૧૩॥ થાય કદાપી પ્રેત રૂપે,આવી ધુણીને બોલે;તો તે જાજા કરી કાઢે, માર મારે ખર તોલે. ॥૧૪॥ જો સુંદરી સગાઈ છે શાની, સમજીને કાઢચ સોધી; જો ખોળીયાને બાળે છે માટે, ખોળીયાનાં વીરોધી. ॥૧૫॥ જીવનાં વીરોધી હોય નહીતો, જીવને હાંકી ન કાઢે; કોઈ કોઇનું સગુ નથી,મીથ્યા મુંઢ બરાઢે. ॥ ૧૬ ॥ તું નથી માહારી હું નથી તારો, સમાવત સંસાર, માટે કાંઇ કલેશ ન કરતી, ઓ સતી સાધવી નાર. ॥૧૭॥ યુદ્ધ વીના હું નથી રેહેવાનો, પડશે વેઠશું દુખ; રણમાં ન જાવું ને બેશી રહુતો, લાજે જનુની કુંખ. ॥૧૮॥ વળી માહારા બંધુ લાજે, લાજે હંસદ્વજ બાપ; યુદ્ધે ગયા વણ હું રહુતો, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૧૯॥ ખાલી ખોટા કરે ભવાડો, જગતને જણવે નારી; એમાં કહેવાશે નહી સારૂ, ફજેતી માહારી ને તારી. ॥૨૦॥ માહારાં સાથ સહોદર જાણે, જાણે સઘળુ જગત; કેહેશે કે વશ છે નારીને, શાનો સુધન્વા ભક્ત. ॥ ૨૧ ॥ માટે મનવાળો માનુની,શીદ ડ-

સાવો દંત; અત્યારથી એમ જાણજે કે,ગત થયો મુજ કંથ.।। ૨૨।। કંથ રડે કામનીને શા સારૂ, તે સમજાવું સાર; કામની જો જીવતી હોતતો,થાત માહારો પરીવાર.।। ૨૩ ।। વળી કરત શેવા માહારી; રાંધી પીરસત મુને; બીજી મળશે કેવી નીકળશે; એમ પીડા સહુને.।। ૨૪।। પ્રેમદા રડે પતીને તે, પોતાના સુખ માટ; અરેરે માહારો વૈભોગ ગયો, પ્રથમ એ ઉચાટ. ।।૨૫।। માંથા ઉપર હોય દેવું તો, અગળા રડે એમ; જીવતા હોતતો કરત નીવારણ, હવે આ વળશે કેમ. ।।૨૬।। નોરધન હોયતો એમ રડે; મર્ણ ક્રીયા કરૂ કયાંથી; છૈયાં છોકરાં પેટ પડયાં તે, ખવરાવીશ શામાંથી. ।।૨૭।। કદાપી ધન મેળવી મરે, તો તેને રડે એમ; ઝાજુ જીવીને રળત ઝાજું, ભોગવત ફાવે તેમ. ।। ૨૮ ।। એવાં ગમે તે કારણ વીના, રડતું નથી જનકોય;વીવેકથી વિચારમા આવે,સ્વારથ સગપણ હોય.।।૨૯ ।।હું નહી તારો તું નહી માહારી, કોઇનું કોઇ ન થાય; જો કોઇ કોઇનું થતું હોય તો, કેમ જોડે નવ જાય. ।। ૩૦।। જો કદી જોડે જવાય નહી તો, આનંદ તજવો જોઇએ; વરસ બે વરશે આણંદ માણે, રમે જમે સહુ કોઇએ ૧૩ મુએલુ જન મુઆ ગતે, જીવતું જીવતા ગતે; આનાદીથી રેંટ એવો,સમજો શાસ્ત્રને મતે. ।। ૩૨ ।। એ સુંદરી સમજાવી, એવે રહી પોહોર રાત સુધન્વાયે દંત ધાવન, કીધું કામની સાથ. ।। ૩૩ ।। પછી ઉષ્ણોદકે સ્નાન કીધું, લીધુ પછી નીત્ય કર્મ; સંધ્યા ગાયત્રી સમાપ્રી, લેઇ સાચવ્યો ધર્મ. ।। ૩૪ ।। પરવારતાં પા પોહોર દાહાડો, ચઢી ગયો પાવન; સુધનવાએ વીપ્ર જમાડી,પોતે કરયું ભોજન. ।। ૩૫ ।। એવે સમે સાથ સહોદર, વળી સહુ સેન્યાય; જમી પરવારી આયુદ્ધ બાંધી, નગ્રની બારણે જાય. ।। ૩૬ ।। તે સમે હંસધ્વજ રાજા, સહુથી પરવાર્યો પેહેલો; દરવાજા બહાર ખુરશી નાંખી, જઇને બેઠો વેહેલો. ।। ૩૭ ।। રાતાં નિશાન રોપાવ્યાં છે, પથરાવ્યાં છે બીછાના; શંખને લેખ બે પ્રધાન આવી, બેઠા છે મસ્તાના. ।। ૩૮ ।। એકજ મોટો ચુલો કરાવી, તેમાં કરાવ્યો તાપ; તે ઉપર કઢા તેલ તણી, ઉકળતી કરી આપ. ।।૩૯।। જેજન આવે તે જન જુવે, થરથર કંપે કાય; અરેરે આ તેલમાં તળાતાં, વેદના કેમ વેઠાય. ।। ૪૦ ।। એ રીતે જોઇને સહુ ત્રાસે, કે વેહેલા આવેલા, તે પાછા જઈ હેતસ્વીને, તેડી લાવે વેહેલા. ।। ૪૧ ।। એ રીતે અડધા પોહોર દનમાં, આવી રહ્યું સહુ કોઇ, સુધન્વા આવ્યો નથી તે, પ્રધાન રહ્યા છે જોઇ. ।। ૪૨ ।। તે સમે અડધો પોહોર થયો, તવ ઉઠયો હરીદાસ; ભોજન કરી મુખ પખાળી, લેઇ લીધો મુખવાસ. ।। ૪૩ ।। પછી

પોતે યુદ્ધે જાવા, થાવા લાગ્યો તૈયાર; ઉભા થઇને પેહેરી લીધા, પોતાના સણગાર. ॥૪૪॥ રૂપે ગોરો કેહેડે કંદોરો,નોરો મોતીનો માથે;કડાં સાંકળાં વેઢ વીંટી,બાંધ્યા બાજુ બંધ હાથે. ॥ ૪૫ ॥ નાહાનો ને નાજુગ ઘણેરો, ચપળ જેની ચાલ; પ્રથમ પેહેલી કચ્છી ભીડી, પછી પેહેર્યાં સુરવાલ. ॥ ૪૬ ॥ કમર પટો કવચ બખતર. અંગ ઘણી ઉલટ; કાનમાં કુન્ડળ હાર મોતીના, જરી જામો મુગટ. ॥ ૪૭ ॥ ચરણમાં ઉપાન પેહેર્યાં, પટકેથી કટી બાંધે; બાણુનો ભાથો ને ધનુશ તે, ભેરવ્યાં ડાબી ખાંધે ॥ ૪૮ ॥ ખપવા ખંજર ત્રીશુળ લીધું, જમૈયોને કટાર; ફરશી ભાલો કર્વત કુહા, તર્કસ તીર તરવાર. ॥ ૪૯ ॥ બાંધી બોકાની ઉમ્મર નાહાની,આંખડી મ્હોટી મ્હોટી;ચક્ષુ રાતાં ચોળ ચળકે,ન મળે ખાંપણુ ખોટી. ॥ ૫૦ ॥ ભમ્મર ખુબજ ખેંચાયેલી, લાગે અતિ વિકરાળ; તતપર થઇ કહ્યું તારૂણીને,એ સતી જે ગોપાળ. ॥૫૧॥ વલણ ॥જે ગોપાળ છે માહરા, જાવંછું રણસંગ્રામ; એમ કહેતાં વલ્લભ વદે, ગગળો થયો તે ઠામ. ॥



## કડવું ૧૯ રાગ સાખીનો.

જયમુની રૂશી એમ બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું; સુધન્વાની કથાય. ॥ ૧ ॥ સુધન્વા ગગળો થઇને, કહ્યા જે ગોપાળ; એટલે સુંદરવતી નારીને, પડી પેટમાં ફાળ. ॥ ૨ ॥ જાણ્યું કે જીવશે નહીં સ્વામી, ઉદાશ પામી નારી; પતીનો જઈ પાલવ ઝાલ્યો, અરજ સાંભળો માહારી. ॥ ૩॥ મમત શું માન્યનીનો ચાલે, યુધ્ધે જવા થયા ત્યાર; તો મુજને મળીને પધારો, એ માહારા ભરથાર. ॥ ૪ ॥ છેવટનો આ પ્રેમ પ્રગટયો, આટલું વચન પાળો; થનારૂં હશે તે થાશે, પ્રેમની પીડા ટાળો. ॥ ૫ ॥ માગી માગી માગુ તમ પાસે, સાસુડીના સંતાન; પુરણ વિકાર વપુમાં વાપ્યો, માટે દો રતુદાન. ॥ ૬ ॥ સુધન્વા કહે એ શું બોલી, રણ યુદ્ધ જાતાં નારી; સમય વણ વદીએ તે, છુટી પડે નીરધારી. ॥ ૭ ॥ સમા વિના બોલે તે હારે, સમા વિના સહુ ખોટું; રોકાઉને વેળા વીતે તો, થઇ પડે દુખ મોહોટું. ॥ ૮॥ સ્વામીને જીવવો તાકો તો, સુમત મુકી દેવો; તારૂણી મમ પીતાને તું, જાણે છે સુમતી કેવો. ॥ ૯॥ તેલ તણી કઢાઉ કળાવી, બેઠા છે દરવાજે; વેળા વીતીને ત્યાં જાવું તો,તેલમાં તળે આજે. ॥૧૦॥ માનની જાણુ નથી એવું,જીવતો

હશેતો મળશે; જાણે છે કે મોડા જાશેતો,તેલ કઢામાં તળશે.॥૧૧॥જાણી જોઇ પતી તણો તું, જીવ લેવો કેમ ધારે; ઉરકેરી મોકલવો જોઇએ, વીઘનથી ઉગારે.॥૧૨॥ વેળા વીતે છે વેળા વીતે છે,કર્મ કઠોરૂં જાગ્યું; રજની રામા બોલી નહીને, આ વેળા શું માગ્યું. ॥૧૩॥ મેલ પાલવડો મુમત આવડો, કદી કાળે નવ કરીયે; તારૂણી કહે કેમ મુકું, બેઠીછુ ભર દરીયે. ॥ ૧૪ ॥વેહેલા જાશોતો તેલથી બચી, શત્રુને હાથે મરશો; મોડા જશોતો તાતને હાથે, પણ નહી ઉગરશો. ॥ ૧૫ ॥ નીશ્ચે મુજને એમ થયું છે,ઉતરશે શણગાર;માઠા શુકન માહારા સાચા,નહી કાંઇ ફેર-ફાર, ॥ ૧૬ ॥ આમે મરવુંને આમે મરવું,મરવાનું મુજ કંથ;હર પ્રકારે પીઉજી માહારા, આવી રહ્યો છે અંત. ॥૧૭॥ તો શા સારૂં ડરવું સ્વા-મી, અબળાનું ઉર ઠારો; નહીતો લાગશે બાળ હત્યા, સમજી પાપ ની-વારો. ॥ ૧૮ ॥ મુજ મન ઇચ્છા પુરણ કરો, પામશો વૈકુંન્ઠ વાસ; સા-ન્તી રાખાને બેસો જરા, ન લ્યો ત્રીયાનો ત્રાસ. ॥ ૧૯ ॥ વળી માહારો દેહ તજીને, આપીશ હું હત્યાય; કાયા માહારી પાડું નહીતો, સુકીત સૌ ફોક થાય. ॥૨૦ ॥ એટલે સુધન્વા એમ બોલ્યો, આ નહી મનુંશ ધર્મ; દીવશે રતુદાન દેવું,પશુ પક્ષીનું કર્મ. ॥૨૧॥ સુંદરવતી સતી એમ બો લી, ઓ માહારા ભરથાર;એક વરસનું મમ તપ મુકી, વરસાવું ધુમાર. ॥ ૨૨ ॥ પછી બાધ નહી દીવશનો, ઓરે માહારા નાથ; કહ્યું માહારૂ ક-બુલ કરો, જોડુ તમને હાથ. ॥૨૩॥ સુધન્વા કહે કામની મુને; રૂચે નહી તુજ વાત; તાહારૂં બોલ્યું પાળવા રહુંતો, ક્રોધ કરે મુજ તાત. ॥ ૨૪॥ તવ અબળાયે જીભ્યા કાહાડી, દંતુમાં દબાવી; સુધન્વા કહે રતુ દેઉછું, વીપ્રીત વેળા આવી. ॥ ૨૫ ॥ એમ કહીને વસ્ત્ર ઉતાર્યો, અબળાયે જીભ મેલી; ધુમાર વરસાવી નર નારી, પ્રેમે રમ્યા રંગરેલી ॥ ૨૬ ॥ પોહોર દીવશ પુરણ થયો, સંકટ આવ્યું ભારી;સુધન્વાએ વસ્ત્ર પહેર્યો, ચાલ્યો આયુદ્ધ ધારી. ॥ ૨૭ ॥ છડીદારને આગના આપી, રથ અમારો લાવો, તવ સારથી રથ જોડી આવ્યો, શુકન માઠો કહાવ્યો. ॥૨૮॥ જે-વો સુધન્વા બારણે નીકળ્યો, તેવોજ કકળ્યો કાગ, દ્વારને ઉમરે ચરણ દેતા, આડો ઉતર્યો નાગ. ॥ ૩૯ ॥ તવ સુધન્વાએ વીચાર્યું, નીશ્ચે થ-વાનો કાળ; જાણ્યું કે જનેતાને મળી આવું, ધારી ચાલ્યો ભુપાળ; ॥ ૩૦ ॥ પોતાની માતાના મેહેલમાં ચાલ્યો; જઇને લાગ્યો ચરણ; તે વેળા માતાને ભાશ્યું, આ સુત પામે મરણ. ॥ ૩૧ ॥ માયે કર ઝાલ્યો દીકરાનો, એવે આવી ભગની; સહુના મનમાં મરણ ભાશ્યું, અંતર ઉ-

ઠયો અગની. ॥૩૨॥ માતા કહે એ દીકરા મહારા, મુજને લાગ્યું એમ; આજે જો જુદ્ધે જાશો તો, નહી રહો કુશળ ક્ષેમ. ॥ ૩૩ ॥ માટે તુજને નહી દેઉ જાવા; ઘરમાં બેસો તન; લોચન માહારૂં લાગ્યું ફરકવા, માઠા થયા શુકન. ॥ ૩૪ ॥ ભગની કહે અગની ઉઠયો, મુજ ઉરમાં અતિશે; ઓરે વીરા મડા સરખું, મુખડું તારૂં દીશે. ॥ ૩૫ ॥ માટે બેશી રહો ભોવનમાં, હું જાવા નહી દેવું; તાત તણો ઠબકો આવે તે, શીશ ચઢાવી લેવું. ॥ ૩૬ ॥ માતા કહે હું તાત તારાને; જવાબની દેનારી; તારે માટે ક્રોધ કરીને, છો મને નાંખે મારી. ॥ ૩૭ ॥ અમે આ દીકરી બે મરશું, તે પછી બીજું થાય; ચીંતા તુ કાંઇ નવ ધરતો, જો જાયતો પાડુ કાય. ॥ ૩૮ ॥ સુધન્વા કહે માતા માહારી, રણ ચઢયો કેમ રહેવું; મારા તાતે દવાઇ દીધી, તેમને શું સામુ કેહેવું. ॥ ૩૯ ॥ ચાર ભાઈ ચડીયા જે પેહેલા, તેમણે શી કરી ચોરી; તેને ન રોકયાને મુને રોકોછો, મુકી દો સરજોરી. ॥૪૦॥ તાત તણું શું વચન લોપું, લોપે તે સુત કેવો, નાસ્તિક પ્રાણી જાણવો એને, વળી દીકરી જેવો. ॥ ૪૧ ॥ નર થઇને નારી સરખો,જગતમાં હું ગણાવું; માટે મરવું તેમાં ન ડરવું, રણ યુદ્ધ વીશે જાવું. ॥૪૨॥ માતાજી હું નહિ કરૂ વાર્યું,ધાર્યું યુદ્ધે જાવા;ના જાવું તો તાતજી કકળે, પાછળ થાય પસ્તાવા. ॥ ૪૩ ॥ માત પિતાનું વચન લોપે, તે જન પાપી પ્રાણી; એવાં પુત્રનાં વચન સુણી, સુખવંતી વદી વાણી. ॥૪૪॥ માબાપનું બોલ્યું ઓલંગે, તે પર ઇશ્વર કોપે; તો દીકરા જાવાનું ના કહુ છુ, તે વચન કેમ લોપે. ॥ ૪૫ ॥ સુધન્વા કહે સુણો માતા,ન્યાય નિતિ સમજાવું;માત પિતાનું વચન વિરોધી,તેમાં કોને વશ થાવું ॥ ૪૬ ॥ માતા કહે એમ બને તો, તેનું કરવું કેમ; સુધન્વા કહે સમજાવું તમને, સાચુ માનજો એમ. ॥ ૪૭ ॥ ઘણું કરીને માતાનું બોલ્યું, પુત્રીએ પાળવું ઘટે; પુત્રે પાળવું પિતાજીનું, કહુંછું શાસ્ત્રને વટે. ॥૪૮॥ તવ માતા બોલતી બંધ પડી, સુતે સમજાવ્યું કેવું; ઓ દિકરા તારો નાસ થવાનો,જુદ્ધે જાવા નહીં દેવું. ॥૪૯॥ વળણ. ॥ જુદ્ધે જાવા દઉં નહીં, ઓરે મારા બાળ; વલ્લભ વદે એવું કહી,રડતી એ તતકાળ.॥



## કડવું ૨૦ રાગ ચોપાઇ.

બોલ્યા જયમુની મુખ વાણી, તુતો સાંભળ પુન્યવંત પ્રાણી. સુખવંતી રડવા લાગી, માહારે રાહુની દશા જાગી. ॥ ૧ ॥ એવે શું થયુ

નગરની બાહાર; સહુ શેન્ય મળ્યું તે વાર; શંખ લેખે કર્યો તપાસ, દળ-માં ફરી જોયું ચોપાસ. ॥૨॥ દીઠું સર્વ સગું સંન્યાય, એક ન દીઠો સુધન્વાય; નથી રાયનો મોહોટો સુત; થયા પ્રધાન આકળા ભુત. ॥૩॥ શંખ લેખે કર્યો વીચાર, ઠીક લાગ આવ્યો છે આવાર; એ રેહેતો તો મરજી રાખી, આજ કસુર આવી છે આખી. ॥૪॥ આપણી સંગ રેહેતો તો રોશે, આવેલો લાગ તે કોણ ખોશે; એમ કહીને બેઉ પરધાન, ગયા રાય કને મસ્તાન. ॥૫॥ પુછયું હંસધ્વજે સુભમતી, કહો કીયો આવ્યો નથી, તવ પ્રધાન ક્રોધે ભરીયા, મોહોટે ધાંટે બેઉ ઓચરીયા. ॥ ૬ ॥ અમે તપાસ કીધો રાય, થયો તમ ઘરમાં અન્યાય; નથી આવ્યો સુધનવાય, એનો ઇનસાફ કેવો થાય. ॥ ૭ ॥ પેહેલો દીકરાનો ન્યાય કરો; જોવું થાય છે ખોટાકે ખરો; એવા મર્મનાં વચન સુણી, ખુનસે ભરાણો ખુની. ॥ ૮ ॥ બોલ્યો હંસધ્વજ ક્રોધ કરી, શું હું બોલેલું જવાનો ફરી; જાવો ન્યાય કરો તમો બેઉ, વચમાં વાંધો નહી લેવું. ॥ ૯ ॥ તવ સંખને લેખ પ્રધાન, રક્ત લોચન વદીયા વાણ; જાવો એક સત જોધ્ધા સપાટે, લાવો બાંધી જોર ઝપાટે. ॥ ૧૦ ॥ સાથે ઉઘાડાં ખડગ રાખો, કરે તોફાન તો મારી નાંખો; કહીએ તેડે ચંપાવતી નાથ, કહી બંધન કરજો હાથ. ॥૧૧॥ લાવો મારી મુશકે હાંઇ, કોઇ ડરશો નહી મનમાંઇ; શું એ રાજાનો સુત તે સારૂ, બોલવું વેણ લોપે અમારૂ. ॥૧૨॥ એમ કેહેતા શેવક સત ઉઠયા; ત્રણા રોશ ભરેલા ઉઠયા; લીધાં ઉઘાડાં ખડગ હાથ, રકત નેત્રે ચાલ્યા સહુ સાથ. ॥૧૩॥ ગયા સુધન્વાને ધામે, કર્યો પોકાર મ્હોટે નામે, તવ સુધન્વાની નારી, આવી રડતી પોતાની બાહારી. ॥ ૧૪ ॥ કહ્યું નથી સ્વામી મુજ વાસ, એતો ગયા જનુની પાસ; તવ સાંભળી શેવક વળીયા, સુખવંતીના મેહેલમાં પળોયા. ॥ ૧૫ ॥ ત્યાં તો દીઠો સુધન્વા ભકત, કીધાં દાસોએ લોચન રકત; કેમ ઉભા રહ્યા છો હાંઈ, તાત તેડે છે શેન્યા માંઇ. ॥ ૧૬ ॥ કહ્યું છે તમો તેડવા જાવો, એને બંધન કરીને લાવો; માટે બાંધીયે હાથ તમારા, નહીતો મળે ભોગ અમારા. ॥ ૧૭ ॥ માટે બાંધવા દો રૂડી રીતે, નહીતો બાંધીશું વીપરીતે; સુણી ચઢયો સુધન્વાને ક્રોધ, આ શું બોલે છે ગુલામ ચોદ્ધ. ॥ ૧૮ ॥ એમ ધારી તાણી તરવાર, કર્યો દશ વિશનો સંહાર; તવ ત્રાશીને બીજા નાઠા, જાણ્યા રાજકુંવરને માઠા. ॥ ૧૯ ॥ ગયા શેન્ય વીશે બુમ કરતા, માહા ત્રાસ ભર્યો ઓચરતા; માહારાજા કરી કુંવરે રીસ, મારી નાંખ્યા જોધ્ધા વીસ. ॥ ૨૦ ॥ અમે જાણી જોઇ પાછા વળીયા, તમ સુત જાણી

ને પળીયા; તવ ચીઠી લખી એમ, તાતનું વેણુ લોપો કેમ. ॥ ૨૧ ॥ આવો બધંન થઇને બેટા, નહીતો થઇ જાશો છેટા; એમ કહી મોકલ્યા ચોધ્ધા એંશી, ગયા રાણીના મેલમાં પેશી. ॥ ૨૨ ॥ આપી સુધનવાને ચીઠી, તે વાંચી નજર કરી મીઠી; કહ્યું તાત વચન કેમ લોપુ, કરો બંધન હવે નહી કોપુ. ॥ ૨૩ ॥ તવ સુખવંતી માતા કેહે છે, શીદ બંધન માગી લેછે, આવનારાનો કર સંહાર, નહીતો દે મુને તરવાર. ॥ ૨૪ ॥ તવ સુધનવા બોલ્યો આપે. સર્વેને હણું તમ પરતાપે; પણ તાત વચન લોપાય, એતો અનરથ મોહોટો થાય. ॥ ૨૫ ॥ એમ કહીને બે કર દીધા, તવ શેવકે બંધન કીધા; જરા કબજે થયો જે વારે, કોપ્યા અનુચરો તે વારે. ॥ ૨૬ ॥ પેહેલા વીસ મારેલા તે કાજે, એતો ભરાયા પુરણ દાજે; કશા કશીને બંધન કીધો, ચાલ કહીને અચરકો દીધો. ॥ ૨૭ ॥ તવ સુધન્વા ગભરાયો, હું તો શીદ થવા ગયો ડાહ્યો; ચાલો આવુંછું તમ સાથ, પણ નરમ કરો મુજ હાથ. ॥ ૨૮ ॥ માહારી ચાંમડી બહુ ચુસાય, તેથી નસોને નાડી તણાય; એતો વેદના નવ વેઠાય, જાણે જીવડો મારો જાય. ॥ ૨૯ ॥ એવાં દીનતાનાં વચન બોલે, પણ જોધ્યા બાહાજયા જમ તોલે; દાજ આણીને ઠોંસા મારે, કેમ સામો થયો તો તે વારે. ॥ ૩૦ ॥ અલ્યા પેહેલું શું જાણ્યું નહોતું, હવે તાહારૂં આવી પોત્યું; એમ કહી ખેંચી લીધો જ્યારે, સુખવંતી ગભરાઇ ત્યારે. ॥ ૩૧ ॥ એની આંતરડી બહુ દાજી, ઉઠી સુધન્વાને બાજી; અરેરે બેટા આ દશા આવી, તેં તો બીગાડયું કર બંધાવી. ॥ ૩૨ ॥ હવે કબજે પડેલો શું કરે; સુત મરવાને સંચરે; માહારે જોઇને જીવવું ધીક, મુકવી મરજાદાને બીક. ॥ ૩૩ ॥ વળણ. ॥ એમ ધારી ગઇ તન કને, વીપ્રીત થઇ ગઇ વાત; વ્યાસ વલ્લભ વાણી વદે, રડવા લાગી માત.



## કડવું ૨૧ રાગ વૈદ્રભીના નાટકની રાહ.

માતા રડે રદે ફાટતી, નહી જાવા દો બાળ; માઠા શુકન મુજને થયા, માંથે ભમે છે કાળ. માતા રડે રૂદે ફાટતી. ॥ ટેક. ॥ તુ સપગલાનો સભાગીયો, તાહરે જનમ્યે થૈ લેહેર; કોમળ કાયાના દીકરા, આશો તુજપર કેહેર. ॥ માતા. ॥ ૧ ॥ ચક્ષુએ ચોમાસું ચાલતું, દીધી દીકરાને બાથ; લાડકવાયા જાશો નહી, ચાંપે રૂદીયા સાથ. ॥ માતા. ॥ ૨ ॥ મોહો જોયા માહારા બેટડા, મરવા મોકલું કેમ; દેશવટો દેશે રાજીયો, તે

વેઠીશું તેમ. ॥ માતા. ॥ ૩ ॥ તેલ કઢા તુજ કારણે,કરી છે તાતે ત્યાર; સગો શત્રુ થઇ લાગીયો, તેમાં કોણ કરે વાહાર. ॥ માતા. ॥ ૪ ॥ તુજ પછી બીજા બેટડા, પણ મોભી કુંવાર; તું ગયો પછી શું રહ્યું; ગાદીના બેસનાર. ॥ માતા. ॥ ૫ ॥ મેં તુને સુનો મુકશો નથી, બહુ લડાવ્યાં લાડ; બાધાનો બાંધેલો બેટડો, ઉછર્યો પ્રભુને પાડ. ॥ માતા. ॥ ૬ ॥ સુવાવડમાં ઘણો સાચવ્યો, રાખી વશ જીભ્યાય, ખાટું તીખુ ખાધુ નહી, કષ્ટી ભોગવી કાય. ॥ માતા. ॥ ૭ ॥ સપુત સુત આશું થયું, આવ્યો કારમો કોપ; દેહ તજવા વેણ તાતનું, કેમ કરીયે ન લોપ. ॥ માતા. ॥ ૮ ॥ કારમી કાન્તી તાહારી જનમની,નોહોતી મુજને આશ; છેવટ પણ એનું એ થયું. થૈ નીરભાગી નીરાશ. ॥ માતા. ॥૯॥ તારા બંધવ તારી બેનડી,સતી સાવત્રી નાર; હું રાંકડી તારી માવડી, રહીશ કોને આધાર. ॥ માતા. ॥ ૧૦ ॥ આ છબી દેખશું કયાં હવે, હવે પડશે પાપી વિયોગ; અરેરેરે હાય હાય શું થયું, આવ્યા ભુંડા ભવ ભોગ. ॥ માતા. ॥ ૧૧ ॥ વળણ. ॥ એમ કહી મુરછામાં પડી, મીચાયાં છે નેન; તવ બંધુને ઘેરીયો, સુધન્વાની બેહેન. ॥



## કડવું ૨૨ રાગ કાફી.

હાંરે બોલ્યા જયયુની મુખ વાણી,ઝાડ ઉગે તો રહે એંધાણી;કાંઇ કલેશમાં બાકી રેની,બંધુને બાહાજી કોવલીકા બેની. ॥૧॥ હાંરે વીરા માહારે જીવીને શું કરવું;તાહારૂં મરણ થતાં પેહેલાં મરવું, મારે વિર વિના પીયર શાનું, કેમ દેવે ન ખોળ્યું પાનું. ॥૨॥ હુંતો પીહરમાં છું પનોતી, કહી ધુંસકા મુકીને રોતી; બાહાજી શેવક કેરી સાથ, છોડો મમ બંધુના હાથ. ॥ ૩ ॥ હાંરે નહિ તો આપીશ મુજ હત્યાય, હુંતો પાડીશ મારી કાય; મારો તાત વેચાયો વણ ધને, શંખ લેખ પ્રધાનોની કને. ॥ ૪ ॥ હાંરે થયા સાચા શત્રુ પ્રધાનો, વેહેર વાળે છે મુંઢ મસ્તાનો;કિયા જનમ તણી દાજ વાળે, બધો હરખ હૈયાનો ટાળે. ॥ ૫ ॥ હાંરે અમને રાંકડીયોને રોવરાવે, આખા જનમની આથ ખોવરાવે; એનું કીયે કાળ ભલું થાશે, કરેલી કરણી ભોગવાશે. ॥ ૬ ॥ હાંરે અલ્યા શેવકો કષ્ટ કાપુ, છોડો બંધુને તો કાંઇ આપુ; કાહાડું દળદર કહો તે આપી, કેમ જીવ લેવા બેઠા પાપી. ॥ ૭ ॥ રાગ ઝડપનો. ॥ શેવકોયે સાંભળીને, બળમાં અચરકો દીધો; સુધનવા તો ધરણ ઢળીયો, પાછો ઉભો કીધો. ॥ ૮ ॥

સુધનવા કહે શું બળ દાખો, બંધાયો હું આપે; નહી તો કેવો બતા-વ્યો તો,હાથ તમારા બાપે. ॥૯॥ વાસ યોધ્ધાના પ્રાણ લીધા, કેમ નાઠા તે વેળા; મુજ તાતના ચીઠી લૈ આવ્યા, ત્યારે થયા ભેળા. ॥ ૧૦ ॥ નહી તો રાજપુતને શું બાંધો, બાંધો લીધો એહ; છેવટ શું ગત થાશે તમારી, વીચારી લો તેહ. ॥ ૧૧ ॥ એમ કહીને પંથે પળીયો, બળીયો બાહુ બંધાવી; ચાલ્યો ચાલ્યો ઉભો રહ્યો,નગ્રની બારણે આવી. ॥૧૨॥ જ્યાં પોતાના પીતા બીરાજ્યા, ત્યાં જઇ નામ્યું શીશ; તત્ર હંસદ્વજના મન વીશે, પુરણ પ્રગટી રીસ. ॥ ૧૩ ॥ નોહોય તું માહારો દીકરો, તે વચન લોપ્યું માહારૂં; છે હંકારીને અભીમાની, આવી બન્યું તાહારૂં. ॥ ૧૪ ॥ દયૈ દેવરાવી માહારી પણ, તુજને મનમાં નાવ્યું; અન્યા કર-વાથી તારાપર, જોર સરવનું ફાવ્યું. ॥ ૧૫ ॥ શત્રુ સામા વાટ જુએ છે, કાહ્યરપણું તેં કીધું; માહારે પેટ પેંદા થઇ તેં, નામ લજાવી દીધું. ॥ ૧૬ ॥ ન્યાય તારો માહારે શું કરવો, નથી પડતી સુજ; પડો વગડા-વ્યો તેની તેં; કાંઇ ન કીધી બુજ. ॥ ૧૭ ॥ તાત તણો તને ડર નવ લાગ્યો, શું ધરીયાં બે શીશ; પ્રધાનને ઇનસાફ સોંપ્યો; કયાંથી તું બચીશ. ॥ ૧૮ ॥ સુધનવા કહે ક્ષમા કરો, ઓરે મહારા તાત; કાં થોડો કામનીયે રોકયો, કાં થોડો મુજ માત. ॥ ૧૯ ॥ કાં થો-ડો હરી સેવામાં, રોકાયો હું તાત; તમ પાસે જુઠું નથી કહેતો, શત્ય વદુછું વાત. ॥ ૨૦ ॥ છોરૂતો કછોરૂ થાયે, તાત તણી નહી રીત; ભારે ભયંકર શબ્દ સુણી, થયોછું ભયભીત. ॥ ૨૧ ॥ હશીને મુને આગના આપો, યુધ્ધે તતપર થાવું; તમ પરતાપે અરજુનજીને, જીતી નગ્રમાં આવું. ॥ ૨૨ ॥ હંસદ્વજ કહે જીત્યો બેટા, બોળ્યું તેં માહરૂં નામ; તમો શીક્ષાને પાત્ર થયા છો, કરશું અમો સંગ્રામ. ॥ ૨૩ ॥ તાતજી અપરાધ ક્ષમા કરો, બહુ ભુલ થઇછે માહારી, તમે ન છોડો તો કોણ છોડે, પુત્રની દયા ધારી. ॥ ૨૪ ॥ તોપણ શીશ ધુણાવે પીતા, એકનો બે નવ થાય; તેલ કઢામાં તળાશો તમે, માહારો નથી ઉપાય. ॥ ૨૫ ॥ એટલે વારતા નગ્રમાં ચાલી, બોળાવા બેઠુ જગત; અરેરે તેલમાં તળાશે, સુધનવા હરી ભક્ત. ॥ ૨૬ ॥ આખા ગામમાં ત્રાસ પડીઓ જાણ્યું સુધનવાની નારી; તેલમાં તળાવા હુકમ થયો, મુજ કંથને દુખ ભારી. ॥ ૨૭ ॥ ત્રાસ ભરી નીકળી તારૂણી, વીપ્રીત આંખડી કાહાવી; સુખવંતી સુધનવાની માને, મુરછાથી સુદ્ધી આવી. ॥ ૨૮ ॥ કોવળીકા કહે માતા માહારી, દૈવે તો દગો દીધો; તેલમાં તળવા મુજ બંધોને,

મમતાતે હુકમ કીધો. ॥ ૨૯ ॥ તે સાંભળી સુખવંતી ચમકી, ઉડયો ઉરમાં અગની; રડતી રડતી સુધનવાની, નીકળી માતાને ભગની. ॥ ૩૦ ॥ ત્રેણે અબળા ત્રાસ ભરેલી, રડતી કુટતી ચાલી; સાથે દાશીયો દસ વીસ દોડી, તે કર રેહે છે ઝાલી. ॥ ૩૧ ॥ નેત્ર વિશે નોર માતુ નથી, આંશુ વહે ચોધાર; પ્રથવીમાં પછાડયો ખાતી, વરત્યો હાહાકાર. ॥ ૩૨ ॥ વલણ૦॥ હાહાકાર વરત્યો ઘણો, પુરણ પ્રગટયો શોક; વલ્લભ વદે શ્રોતા સુણો. ખળ ભળીયું બહુ લોક૦॥

## કડવું ૨૩ રાગ સાખીનો.

જયમુની રૂશી એણી પેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, સુધનવાની કથાય ॥ ૧॥ હાહાકાર ત્યાં થઇ રહ્યા છે, રડે છે ભગનીને નારી; જનુની જુલમ રડે છે, નેત્ર નાહાનું આંસુ ભારી॥૨॥ રૂદીઆયો કુટે શ્રોણીત છુટે, પશુની પેરે બરાડે; અવની ઉપર પડતાં નાંખે, મુસ્તકના કેશ કાહાડે ॥૩॥ રોળાય શરીર રેણું વિશે. મુકી મરીયાદ લાજ; ભાન રહ્યું નહી વેહેવાર વટનું, રડે મોહોટે અવાજ॥૪॥ વસ્ત્ર તણી તો શુધી નથી, અંગ ઉઘાડુ થાય; પગપાની કોઇએ ન દીઠેલી, તેની ઉઘાડી કાય ॥૫॥ તવ ગામનું લોક ભેળું થયું, રહીયત રડવા લાગી; નરનારીને છોકરાં નાંહાનાં, સર્વને પીડા જાગી ॥૬॥ રાખ્યાં ધાન રહ્યાં લોકોનાં; ખાવું પીવું કેમ ભાવે; ઘરનાં કામકાજ મુકીને સહુ, રડતુ રડતુ આવે ॥૭॥ ઘણાં મનુશની મેદની મળી, રડેછે હૈયા ફાટ; સુખવંતીની સાથે ચાલ્યુ, કરતાં અતી ઉચ્ચાટ ॥૮॥ શેમમાં મોર બપૈયા રોતા; નગ્રમાં રોતાં સ્વાન; મેહેલે ચઢીને દાશીયો રડતી, ભોમી ભાસે સમશાન॥૯॥હયને હસ્તી ઘાસ ન ખાયે, પોપટ પાંજરે રડતાં; અરેરે આ બેહુ બગડવા, હરીજનને કનડતાં. ॥ ૧૦ ॥ સુધન્વાનું શંકટ જાણી, નરને નારી ત્રાસે; ધાવતાં બાળક નાંખે મારગમાં, ભગતને મળવા નાસે. ॥ ૧૧ ॥ મનુશ મેદની ઘણી થઇ છે, અંટે વાળીયે વળે; જવાનીયાં જન જોરમાં ચાલે, ઘરડાં ધરણુ ઢળે. ॥ ૧૨ ॥ કૈંક પ્રાણી કહે શું કરીએ, થાય છે કાળો કેહેર; કૈંક કહે મને લાગ મળે તો, રાજાને મારૂં ઠેર. ॥૧૩॥ મુઓ એ રાજા મરતો નથી, દીકરાને દુખ દેછે; પ્રધાનના કેવા પ્રમાણે, હાએહા એ કેહેછે. ॥૧૪॥ કૈંક કહે કે સુધરે નવાના, કયાં ગયા ચાર ભ્રાત; બંધવની જો પક્ષ કરે તો, શું કરે એકલો તાત. ॥ ૧૫ ॥ ભરથાર ભામની ભગનીને માતા. તે

તો છે એક રૂપ;તે સાથે ચાર ભાઇ હોય ભેળા,શું કરે એકલો ભુપ.॥૧૬॥ સુધન્વાની પક્ષમાં આપણ, સરવે રહીયત થાવું; સુધન્વાને દેશવટો દે, તો તેની સંગ જાવું ॥ ૧૭ ॥ કદી જીવનો નાશ કરે તો, આપણે જીવી શું કરવું; ખરેખરૂં તોફાન કરીને, ગમે તે ઉપાયે મરવું. ॥ ૧૮ ॥ એવા એવા વિચાર ચાલે, લોકના ઉઠે તરંગ; સુખવંતી દીકરાને દુખે, ભાગી નાંખે છે અંગ. ॥ ૧૯ ॥ કોવળીકા કલાપાન્ત કરે છે પીહર જાવા બેઠું; આનંદ આખો વરશી રહ્યો તો, તેમાં વીઘન પેઠું. ॥ ૨૦ ॥ બીજા બંધવ ઘણું જીવો, ભોભીના તુલના ક્યાંથી; પાંચ બંધુની જુગલ જોડી, ખોડ પડે તેમાંથી. ॥ ૨૧ ॥ સુંદરવંતી સુંદરી છે,સુધન્વાની જેહ; બાળકી બેભાન થઇ છે, ધુન્યમાં ચાલે તેહ. ॥ ૨૨ ॥ દરવાજાની લગભગ આવ્યું, શેન્યાયે જોયું સાર; હંસદ્ધ્વજને પ્રધાન બેઠા, ત્યાં ગયા સમાચાર. ॥ ૨૩ ॥ સુખવંતી કોવળીકાને સુંદર, વળી રહીયત આવે, તોફાન થાસે એમ ભાસે છે, તવ રાય વિચાર લાવે. ॥૨૪॥ રહીઅતને તો રોકી શકુ પણ, અબળા આવે માહારી; કોવળીકા દીકરી સંગ આવે, આવે પુત્રની નારી. ॥ ૨૫ ॥ કહો ના કહો પણ કળેશ મોટો, દુર દશા કાંઇ કાહાવી; એવામાં તો રહીયત સાથે, ત્રૈણે અબળા આવી. ॥ ૨૬ ॥ સુખવંતીયે દીઠો સુધન્વા, સભાની વચ્ચે પડી; કોમળ દીકરા કોણે બાંધ્યો, વળગીને બહુ રડી. ॥ ૨૭ ॥ બીજી કોવળીકા બેહેન બાજી, ત્રીજી પેમદા પેઠી; ફાટી આંખે ક્રોધી શરીરે, કંથ કને જઇ બેઠી, ॥ ૨૮ ॥ છુટે કેશે કારમે વેશે, દંત દાબીને ડસ્તી; આડી અવળી ડોક નાંખે, ભુજ ભેગા કરી ઘસ્તી. ॥ ૨૯ ॥ અરેરે આ શો ઉતપાત થયો, સસરા શત્રુ જાગ્યા; પોતે મુને પરણાવીને, શોભાગ્ય લેવા લાગ્યા. ॥ ૩૦ ॥ એવામાં હંસદ્ધ્વજ બોલ્યો, ઓ સુખવંતી નારી; મરીયાદ મુકી સભામાં આવી, એ નહિ શોભા માહારી. ॥ ૩૧ ॥ જેવો એ દીકરો છે તારો, તેવો માહારો એહ; તુને ને મુને સરખો વાહાલો, તેમાં નહિ સંદેહ. ॥ ૩૨ ॥ પણ પુત્રે પીતાની દવાઇ, ધારીને કીધી લોપ; તે કારણથી એના ઉપર, પુરણ ચઢીયો કોપ. ॥ ૩૩ ॥ જે પુત્રે પીતાને લજાવ્યો, તે સુતને શું કરીયે; બળાત્કારે નાંખવો મારી, ખરી વાતે નવ ડરીયે. ॥ ૩૪ ॥ ॥વળણ.॥ ડરવાના નહિ તારૂણી, સત્ય વદ્દુછું વાણ; તેલ કઢામાં નાંખીને, લેશું એના પ્રાણ.



## કડવું ૨૪ રાગ શીંધુ.

કેહે છે સુખવંતી, કોણ મમ સુત મારનારૂં; જગતમાં શું તમેજ જબરા, ગળી ગયું અંધારૂંરે. કહે છે સુખવંતી, કોણ મમ સુત મારનારૂં. ॥ ટેક ॥ પુત્ર પોતાનો માનતા હોતો, જુલમ ન કરવો ધારો; તેલમાં તળવા નીશ્ચે કર્યો, તેથી નહિ તમારોરે. કેહે છે. ॥ ૧ ॥ આણ દાણ વરતે શૈન્યા ઉપર, ઘરમાં તે નવ ચાલે; નથી ચલણ ચલાવવાનું, કુમત કીયો આલેરે. કેહે છે. ॥૨॥ એ દીકરાના પગલે તમે, સુખ પામ્યા છો પતી; કાંક બગડવા કાળ થયું તે, સુજી માઠી મતીરે કહે છે. ॥૩॥ વાંજીયા મેહેણું માંથે હતું, તે આ દીકરે ટળીયું; તેને તમે મારવા બેઠા, આભજ ઉંધું વળિયુંરે. કેહે છે. ॥૪॥ નથી કાયર જનેતાનો, જનમેલો સુત માહારો; હું જીવતી બેઠેલી છું તો, કોણજ છે મારનારોરે. કેહે છે. ॥૫॥ ઘર ના જોઇએ ગામ ન જોઇએ, ન જોઇએ રાજગાદી; મને માહારો દીકરો આપો, જાશું વન વિવાદીરે. કેહે છે ॥૬॥ જીવ ખોઇને જર ભોગવવું, એ ન્યાય કોના ઘરનો; આશરો નથી જોઇતો તમારો, જોઇએ વિઠ્ઠલ વરનોરે. કેહે છે ॥ ૭ ॥ પુત્રની પીડા નહિ પિતાને, મીથ્યા ડોળ બતાવે; વસ્તીવંત વામા મરેને, તર્તજ બીજી લાવેરે. કેહે છે ॥ ૮॥ પુરૂશ સગા વૈભોગના છે, ફીકર નહિ ફરજનની; બીજી લાવી થાય બીજીના, આશા તેના તનનીરે. કેહે છે ॥ ૯॥ તાત તણી ઘોડા ગાડીમાં, પુત્રો નવ પલવાયે; રીંટીયાની કાતનારી માડી, તેમાં સુત સમાયેરે. કેહે છે ॥ ૧૦ ॥ ॥ વળણ ॥ સુત સમાય નહિ તાતમાં, માતમાં સુત સમાય. કહે વલ્લભ તવ રાજીયો, ક્રોધે બોલ્યો ત્યાંય. ॥



## કડવું ૨૫ રાગ ઊપરનો.

હંસદ્ધજ કેહે છે, વિચારીને વદો વાણી; મરજાદ મુકી બહુ બોલશો તો, થૈ જાશે ધુળધાણીરે ॥ હંસદ્ધજ કહે છે, વિચારીને વદો વાણી. ॥ ટેક ॥ માહારા ઘરની રીતી છોડી, દોડી આવી હાંઇ; કુળ લજાવ્યું કુટુંબ લજાવ્યું, શરમ નહી મનમાંઇરે. ॥ હંસદ્ધજ કેહે છે. ॥ ૧॥ બાપ તણી બહુ સાખ વધારી, પધારી તું પંથે, વણ વિચાર્યું સાંભળશો, હારીને જાશો અંતેરે. ॥ હંસદ્ધજ. ॥ ૨ ॥ પિતા વિના પુત્રો કયાંથી, પુત્રો પુરૂશ કેરા; અમારા મન ધાર્યું કરશું, મીથ્યા મારો ફેરારે. ॥ હંસદ્ધજ. ॥ ૩ ॥ શું માહારૂં બોલ્યું પડે પાછું, શું મીથ્યા દવાઈ; તમારૂં ધારયું નહી થાયે,

મુકી દો ભવાઈરે. ॥ હંસદ્વજ. ॥ ૪ ॥ પીતાજીનું વચન લોપે, તોતો છોકરૂં હેણું; એક જશે પણ ચાર બીજાને, નહી થાય વંઝા મેંણુરે. હંસદ્વજ. ॥ ૫ ॥ નરનો સ્વભાવ હોય માહા માઠો, માટે તમે પસ્તાશો; ક્રોધાતુર થઇ માર દેશું, ત્યારે નાઠાં જાશોરે. ॥ હંસદ્વજ. ॥ ૬ ॥ માટે સમજી મેહેલ પધારો, પુત્રની આશા મુકો; એક ઘડીમાં ઘરબાર તારૂં, ભાંગી કરૂ ભુકોરે. ॥ હંસદ્વજ. ॥ ૭ ॥ દીકરીને દરવાજે લાવી, શું તેં મનમાં ધાર્યું; પોતાનો જીવ જાળવી જાવો, કરો માહારૂં વાર્યુંરે. ॥ હંસ. ॥ ૮ ॥ આખો વળ ચડવાનો મુજને, જેમ જેમ સુમત કરશો; તેમ તેમ હું થવાનો હઠીલો. ભારબોજથી ઉતરશોરે. હંસ. ॥ ૯ ॥ પ્રેમદાનું કહ્યું પતિ સાંભળશે, ભુતળ રસાતળ જાશે; કેહેવાઉં વશ વામાને રાજા, હાહાકાર વરતાશેરે. ॥ હંસ. ॥ ૧૦ ॥ રાજ રીતીથી રામા તમે, આપણે ઘેર પધારો; નહી તો નવા જુની થાશે, શાને વીષ વધારોરે. ॥ હંસ. ॥ ૧૧ ॥ વળણ. ॥ માઠો સ્વભાવ મરદ તણો, સત્ય સમજજો નાર; આંખડી ફાટે અમ તણી, તો તમે ખાશો માર. ॥



## કડવું ૨૬ જાગ્યારે જાદવરાય એ રાગ.

સુખવંતી તવ બોલે, નેત્રોમાં નીર મેઘ તોલેરે, ધીક્કાર ધીકકાર ધીકકાર તમને નાથજીરે. ॥ ૧ ॥ અબળાની દયા નાવી, કઠીણ રૂદીયા કાહાવીરે; હવે મેં પણ મરવું નિશ્ચે ધારોયુરે. ॥ ૨ ॥ મારો મોભી દીકરો જાશે, તો મુજ જીવે શું થાશેરે; નથી નથી નથી માહારે જીવવુરે. ॥ ૩ ॥ કહી રીસ કરી મન સાથે, એણે ખડગ લીધું હાથેરે; સુધન્વાનાં બંધન કાપી નાંખીયાંરે. ॥ ૪ ॥ તવ કોવળીકા ભગની, જેના ઉરમાં ઉઠ્યો અગનીરે; રક્ત લોચનથી પીતા પ્રત્યે ઓચરીરે. ॥ ૫ ॥ તાત તમે શું જાણો,કાંઇ ગર્વ ઘણેરો આણોરે; માણોછો જે સુખ તે સૈના સંપથીરે. ॥૬॥ જેમ જેમ શાન્તી રાખી, તેમ હકુમત ચલવી આખીરે; તમ પાખી હજારો દાહાડા ચાલશેરે. ॥ ૭ ॥ શું છો તમો કરનારા, અમે છૈયે ત્યાં મરનારારે; જે ફાવે તે કરજો ,ડરશો નહીં જરારે. ॥ ૮ ॥ કાયા કામની કેરી, પણ આત્મામાં શી ફેરીરે; જે જેને ઉમંગ હોય તે પુરો કરોરે. ॥ ૯ ॥ ભાઇ વળુદી બેહેની, પીહેર પનોતી તેનીરે; નહિ તો શેની ઓચી સાસરી,સાથમાંરે. ॥ ૧૦ ॥ દીકરો હણવા ધારી, કેહેવાઇ વિપીરીત મત ભારીરે, થયેલા વરસ તે પાણીમાં ગયારે. ॥ ૧૧ ॥

પોતાના કેશની ગડે, એણે ફાંસો નાંખ્યો કંઠેરે; રાયે જાણ્યું વધે વાત વિપરીતનીરે. ॥ ૧૨ ॥ વળણ. ॥ રાય સમજ્યો વિપરીત છે, સહુને પ્રગટયો દ્વેશ, હાંહાં કહી કુંવરી તણા, છુટા કીધા કેશ. ॥

## કડવું ૨૭ રાગ સાખીનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, શુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુધન્વાની કથાય. ॥ ૧ ॥ રાયે કુંવરીના કેશ છોડયા, આમ ન કરીશ બેહેની; ગમે તે કાંઈ મારગ કાઢું, જરાક ધારણ રેની. ॥ ૨ ॥ એમ કહીને શાન્તી પાડી, જોયું પ્રધાનોના સામું; કહો ભાઇ હવે કેમ કરવું, અપકીરતી હું પામું. ॥ ૩ ॥ માહારા ઘરમાં કંકાસ ચાલ્યો, માટે નથી ઉપાય; જો તમો બેઉ કેહેતા હોતો, હું કરૂં નિતીનો ન્યાય. ॥ ૪ ॥ શંખને લેખ બે આઘા જઇને, કરવા લાગ્યા વિચાર; આપણો દ્વેશી શુધન્વા છે, નડે છે ઘણીકવાર. ॥ ૫ ॥ રાજમાં આપણી ખટપટ ચાલે, તેમાં પડે છે આડો; માટે ભલેરો લાગ આવ્યો. ફરી ન આવે આ દાહાડો. ॥ ૬ ॥ ગમે તે કરી શુધન્વાનો, કરાવી નાંખવો નાશ; પછી આપણ નીરભય થાશું, નહી રહે કોનો ત્રાસ. ॥ ૭ ॥ એવી ધારણા ધારીને ઉઠયા, આવ્યા રાયની પાસ; દીકરાનો ન્યાય કરો તમે, અમે કરીશું તપાસ. ॥ ૮ ॥ તવ હંસદ્વજ ન્યાય કરવા, બેઠો સ્વ આસન; ઇનસાફ હું તારો કરૂં છું, સુણો સુધન્વા તન. ॥૯॥ તવ સુધનવા બે ભુજ જોડી, બોલ્યો તાતની પ્રત્યે; છુટો છું ને ઉભો રહ્યો છું, તેતો હું માહારે સત્યે. ॥ ૧૦ ॥ પિતાનું વેણ પાળવા સારૂ, બંધન થયો તો આપે; સુધો ચાલીને હું આવ્યો, તમારી દયે પાપે. ॥ ૧૧ ॥ જે કેહેશો તે કબુલ માહારે, લોપવું નથી વેણ; પીતાનુ વેણ પુત્ર લોપે, તે થાય સુક્રીત હેણ. ॥ ૧૨ ॥ નહી તો તમ પરતાપે મુને, સામર્થ છે અપાર; એટલે પ્રધાન પ્રત્યે રાજા, કેહેવા લાગ્યો વીચાર. ॥ ૧૩ ॥ આ દીકરાને દો દેશવટો. કેવો કેહેવાશે ન્યાય; તેલમાં તળવા હુકમ કરવે, દીકરો માહારો જાય. ॥ ૧૪ ॥ વળી ઘરમાં ઉતપાત પેસે, નારી માહારી દેહ છાંડે; પુત્રની નારી નાંખે નિસાસો, દીકરી મરવા માંડે. ॥ ૧૫ ॥ સુધન્વાના ચાર બંધુ, ટગટગ રહ્યા જોઇ; ન બોલ્યાં પણ લોચન રાતાં, કરી રહ્યા સૌ કોઇ. ॥ ૧૬ ॥ વળી નગ્રની રહીઅત સરવે. આવ્યાં સુધન્વા પુઠે; સુધન્વાને મારો કેહેતાં, નરનારી સૌ રૂઠે. ॥ ૧૭ ॥ તેમાંથી થાયે

મોહોટા દંગો, ત્યારે કરીયે કેમ; તમે મુને આપો ખુલાસો, બહુ વાતે છે વેમ. ॥ ૧૮ ॥ એટલે શાન્તી રાખીને બોલ્યા, શંખને લેખ પ્રધાન; અરે રાયજી આશું કહોછો, કયાં ગયું અભીમાન. ॥ ૧૯ ॥ પોતાની પ્રેમદાથી બીધા, દીકરીનો ડર લાગ્યો; મરદ જાણી પ્રધાન થયા, કરમે વંઢળ ભાગ્યો. ॥ ૨૦ ॥ શું કરશે દીકરાને દારા, રહીઅત શું કરનારી; હુકમ કરો તો આપણા યોદ્ધા, કાહાડી મુકે ડાંગ મારી. ॥ ૨૧ ॥ જોર ન જાણવું કોઇ બીજાનું, હીંમત જોઇએ તમારી; બીજાનું કારણ કાંઇ ન કેહેશો, એજ સલ્હા છે અમારી. ॥ ૨૨ ॥ એટલે હંસદ્વજ એમ બોલ્યો, ઇનસાફ રહેવા દઇએ; એક વેળા તો અરજુન સામા, યુદ્ધ કરવાને જઇએ. ॥ ૨૩ ॥ ॥ વળણ. રાયે કીધી આગના, યુધ્ધે ચઢો સૌ યોદ્ધ; ન્યાય કરશું પાછા વળી, ચઢયો પ્રધાનને ક્રોધ. ॥



## કડવું ૨૮ રાગ શંગેરી.

પ્રધાન બેઉ ઉઠી બોલ્યા, કરીને પોકાર; ધીક ધીક ધીક તુને, ક્ષત્રીના કુવાર. ટેક ॥ જોયો તારો નેક ટેક, એક સ્વારથી; પક્ષપાત પુરી રાખે, ન્યાય તો નથી, જોઇ જોઇ જોયો તુને, ગરવી ગુમાર; ધીક. ॥ ૧ ॥ સોનું જાણી સંગ કર્યો, નીકળ્યો કથીર; નકકી કાહાર કુળનો તું, નોહ્ય રણધીર. ॥ બોલેલું મોઢામાં પેઠું, થુ પડી બોલનાર, ધીક. ॥ ૨ ॥ જામો જરીને ઉતારી, ચુડો પેહેરો હાથ; હોડો ચીર ચુંદડી, ચંપાવતીના નાથ, ચક્ષુમાં કાજળ સારી, મુકો દે હથીઆર. ॥ ધીક. ॥ ૩ ॥ કુન્તી સુત પારથ સામો, શું કરે સંગ્રામ; ગાદીએ બેશી લજાવ્યું, તાત તણુ નામ; નારી લોભે લલચાયો, ભય પામ્યો અપાર. ॥ ધીક. ॥ ૪ ॥ તારા નગ્રે નથી રહેવું, જાશું વનવાસ; કરમ ફુટયો હોય તે થાયે, અન્યાડીનો દાસ; પોતાના વાહાલા પાકાં ખોટા, કેમ રીજે કીરતાર. ॥ ધીક. ॥૫॥ અમે તારે ઘેર રહીને, ખાધુ અન્ન ઉચીષ્ટ; તે છાંટા અમોને લાગે, ગણાશું પાપીષ્ટ. આટલેથી સમજી ગયા. છેલ્લા છે જુહાર. ॥ ધીક. ॥ ૬ ॥ વળણ. ॥ એમ કહી ચાલવા માંડીયું, જુએ શૈન્યનો સાથ; તવ રાયે ઉભા થઇ, ઝાલ્યા બેઉના હાથ. ॥



## કડવું ૨૯ રાગ આશાવરી.

જયમુની રૂશી એમ બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને

સંભળાવું, સુધન્વાની કથાય. ॥ ૧ ॥ રાયે પ્રધાનોના હાથ ઝાલ્યા, ક્રોધાતુર કેમ થાવો; રીતીસર કેહેવું હોય તે કહો, રીસાઇને શું જાવો ॥ ૨ ॥ એટલે પ્રધાન ગાજીને બોલ્યા, અન્યાયનો તું સ્વામી; વગડાવતી વેળા, કાંઈ ન રાખી ખામી. ॥ ૩ ॥ તેલ તણી કઢા ઉકળાવી, તેનો કોને માટે; બીજાને તળવા ધાર્યાતા, દીકરો તે સીર સાટે. ॥ ૪ ॥ પોતાનો બાળક બચાવી લેવો, પારકાને શું હણવો; ન્યાય વાળા સુત શત્રુને, સરખે ભાગે ગણવો. ॥ ૫ ॥ ગ્રહસ્થના જેટલાં હોય વાહાલાં, તેટલાં ગરીબ જનને; ગ્રહસ્થે પ્રાણી ગરીબે પ્રાણી, વિચાર કરજો મનને. ॥ ૬ ॥ કોઇક આવ્યું હોત મોડુ તો, તેને નાંખત તળી; પોતાના પુત્રનો પક્ષ કરો છો, કેવળ બુદ્ધિ બળી. ॥ ૭ ॥ અરેરે રસાતાળ જાશે, વરસસે નહી મેઘ; આ ગાદી પર પુન્ય હતું તે, થયો પાપનો ભેગ. ॥ ૮ ॥ પોતાના પાળી અવર હણવા, એ નહી ઉત્તમ ન્યાય; વચન ભ્રષ્ટ થાવું તે ભુંડું. જાવા-નર્કની માંય. ॥ ૯ ॥ ઇનસાફ કરવો શોંપ્યો અમને, બોલીને સીદ ફરો; વેણ ગયું તેનું સરવસ્ત ગયું, જીવતાં મુઓ ખરો. ॥૧૦ ॥ પોતાનું બોલેલું પાળવા માટે, રામસધાર્યો વન;વચન પાળવા રાજ મુકી, નિકળ્યો નળ રાજન. ॥ ૧૧ ॥ વચન પાળવા હરીચંદ્રે, વેચ્યા પુત્રને નારી; મશાણની નોકરી કીધી, કષ્ટજ વેઠયું ભારી. ॥ ૧૨ ॥ તેવા પ્રાણી માહા સત્યવાદી; ગાદી ભોગવવા યોગ; ધન્ય છે તેનું જીવવું ને, ધન્ય તેનો વઇભોગ. ॥ ૧૩ ॥ પોતાનું બોલ્યું પોતે ન પાળે, તે વાળે શો દન; વચન ભ્રષ્ટીને છાંયે ન રહેવું, મુખેન મુકવું અન્ન. ॥ ૧૪॥ વાહાણામાં વદન નવ જોવું, જોવે સુક્રીત નાસે; તમારી સંગત કરવામાં અમને, પાતક ઝાઝું ભાસે ॥ ૧૫ ॥ માટે અમપર કૃપા રાખો, જાવા દો આગનાય; રૂંએ રૂંએ પાપ ચઢે છે,અમારૂં પુન્ય બધું ધોવાય. ॥ ૧૬॥ ચાન્ડાળનો ચાંન્ડાળ કેહેવો, જેની જીભડી જુઠી; અરે પ્રભુ જુઠા જીવડા, જગમાંથી જાજો ઉઠી. ॥ ૧૭ ॥ એવાં એવાં વચન કહ્યાં, રાજાને દ્રઢતા બેઠી; માહારૂં બોલ્યું હું કેમ લોપુ છું, પાપ મતી કાંક પેઠી, ॥ ૧૮ ॥ મમ અબળાયે મમ કુવરીયે, બોલી મુને દબાવ્યો; વચન ભ્રષ્ટ થવા મનસુબો, માહારા મનમાં આવ્યો. ॥ ૧૯ ॥ આટલી વય માહારી થઇ પણ, ભ્રષ્ટ નોહોતો થયો કદી; આજ મુને આ મતી સુજી, ફરવું ધાર્યું વદી. ॥ ૨૦ ॥ પુત્ર જાયે પરીવાર જાયે, જાયે રીધ શીધ ધન; કટકા થાયે દેહ તણાતો, લોપીયે નહી વચન. ॥ ૨૧ ॥ એવું મનનાં નીશ્ચે કરીને, ખુરશીયે બેઠા રાય; સાંભળજો તમે સરવે સભા, સુધન્વાનો ન્યાય.

॥ ૨૨ ॥ સુનન્વા જો સપુત હોય તો, બાપ તણો બોલ પાળવો; હુકમ માહારો થાય છે એવો, તેલ કઢામાં તળવો. ॥ ૨૩ ॥ એવો હુકમ થયો રાજાનો, થરથર ધ્રુજ્યું લોક; હરીજનોયે ત્રાસ પામી, મુકી કારમી પોક. ॥ ૨૪ ॥ નરનારીને બાળક ઘરડાં, રડવા લાગ્યાં અપાર; પોંચા કરડી હાથ ઘસે છે, નેત્રે વેહે જળધાર. ॥ ૨૫ ॥ સરવેના મનને એમ આવ્યું, રાજાને થૈતી દયાય; પણ પરધાનો કુબુદ્ધીના, તેણે ચઢાવ્યો રાય ॥૨૬॥ અરેરે એમનું ભુંડુ થાજો, જાજો સત્યાનાશ, સાતે જનમ એ બે જણને, પડજો ત્રાસે ત્રાસ. ॥ ૨૭ ॥ બ્રાહ્મણનો એ દેહ પામ્યા છે, પણ જાતી ચાન્ડાળ; એ બેઉ જણને હણવા ઘટે, ફોડવાં જોઈએ કપાળ. ॥ ૨૮ ॥ ચોટલીયો ગ્રહી ચીરી નાખતાં, કાંઇ ન લાગે પાપ; એમની માને પેટ જનમતાં, કેમ ન ડસ્યા સાપ. ॥ ૨૯ ॥ કુકરમીને ક્રુરબુદ્ધી, કપટના કરનારા; છરે ભરેલા છાકે છકેલા, ક્યારે થશે મરનારા. ॥ ૩૦ ॥ વળણ. ॥ એ પાપી ક્યારે મરે, મરેતો ઠરે સૌ લોક; વલ્લભ વદે સહુ જીવને, પુરણ પ્રગટ્યો શોક. ॥



## કડવું ૩૦ રાગ ચોપાઈ.

જયમુની રૂશી વદ્યા વાણી, રાજા સાંભળ ઉલટ આણી; સરવે લોક દેતું સ્રાપ, ઘણા ભક્ત કરે વિલાપ. ॥ ૧ ॥ કાચા કાળજાની જે નારી, તેતો ધ્રુજવા લાગી ભારી; છૈયાં છોકરાં નાંખી દેઈ, લાગી રડવા ડસકાં લેઇ ॥ ૨ ॥ કૈંક ભક્તોને થયું એમ, અરેરે કરી નાંખીયે કેમ; બળીયા સાથે શું બાથ દીજે, ભાઇ ટંટો કરતાં બીજે. ॥ ૩ ॥ કાં સસલોને સીંગ સરખો, ક્યાં બીલાડો વાઘ નરખો, ક્યાં ખાબડુંને ક્યાં દધી, ક્યાં કુપ અને ક્યાં નદી ॥ ૪ ॥ ક્યાં આગીયોને ક્યાં ચંદ્ર, ક્યાં ગ્રાસીયોને ક્યાં ઈંદ્ર; ક્યાં અળશીયું ક્યાં સર્પ, ક્યાં રહીયતનેક્યાં નર્પ. ॥ ૫ ॥ એમ વીચારતાને ડરતા, સહુ રડી રડીને મરતા; થઈ રહી છે કુટાકુટ, ઘણા કલેશની લુટાલુટ. ॥ ૬ ॥ કૈંક પ્રભુને પોકારે, બચશે સુધનવા ક્યારે; કૈંકે રોટલા નથી ખાધા, તેણે રાખી અનની બાધા.॥૭॥ નહી સુનધવા સરખુ કોઇ, થાય આણંદ મુખડું જોઇ; જેના દરસણથી પાપ નાસે, હરનીશ પ્રભુ એની પાસે. ॥૮॥ એના પુન્યથી નગરી સુખી, કોઇ ગામમાં નોહોતું દુખી; એમ કહી કહી વિચાર કરતાં, કેમ જોઇશું

ભકતને મરતાં. ॥ ૯ ॥ કૈંક કહે જીવી શું કરવું, મરે ભકતતો આપણે મરવું; ગળે ફાંસા ઘાલી દેહ તજવા. છેલા વેલા ભગવત ભજવા. ॥ ૧૦ ॥ આપવાં પરધાનો ને પાપ; દેવા કળકળીને શ્રાપ; એમ જગતની ઉપાધી ચાલી, દુરમતી પ્રધાનોએ આલી. ॥ ૧૧ ॥ બેઉ પ્રધાન તે સાંભળે છે, એક એકના કાનમાં કહે છે; ઠીક રાય આપણાથી ડરીયો, એણે હુકમ સારો કરીયો. ॥ ૧૨ ॥ આપણા મન ગમતું થયું, બધુ સાલ જનમનુ ગયું, આપણે જેજે કામ કરતા, રાજા હાયે હા ઓચરતા. ॥ ૧૩ ॥ પણ તેમાં આ અવળો પડતો, જેમાંને તેમાં આવી નડતો, એના વીના એના ચાર ભાઇ, તેમાં અક્કલ નથી કાંઇ. ॥૧૪॥ પછી રાજના ધણી થાશું, લુંટાશે તેમ લુટી જાશું; એમ હશીને તાળીયો લેતા, છાને સૌ લોક ગાળો દેતા. ॥ ૧૫॥ એમાં ગાળે શું ગુમડાં થાશે; બોલનારાનાં મોહો ગંધાશે; જે બોલે તેને ઓળખી લેવા, દાવ આવે ત્યારે ડંડ દેવા. ॥ ૧૬ ॥ કોક દીવસ નાંખવા પીલી, ફરી વાત કરે નહી ઢીલી; એકવાર આનો નાશ કરીયે,પછી મુછો ઉપર કર ધરીયે. ॥૧૭॥ એમ હરખીને કર્યો ઉચ્ચાર. રાયજી કેમ કરોછો વાર; કર્યો હુકમ તેવું પાળો, સુતને તેલ કઢામાં બાળો. ॥ ૧૮ ॥ પછી કરવા જવો સંગ્રામ, જુઓ શત્રુનો સામો મુકામ; તમો વિલમ કરશો જેમ;ફાવશે શત્રુને તેમ. ॥ ૧૯ ॥ કોક પરાયું મનુસ હોય, તેને વિલમ કરે ન કોય; સહુ ગરીબોને ગર્દન મારે, હોય ગ્રહસ્થ તેને ઉગારે. ॥ ૨૦ ॥ સહુ અજા ઇદ્દ કરનારા, વાઘ ઇદ્દે પાછા ફરનારા; સહુ પોતાનું પાળે ને પોસે, અન્ય જનનું વાડમાં ખોસે. ॥ ૨૧ ॥ બોલ્યો લેખ સુણો શંખભાઇ, ત્યારે શું થાશે કળીયુગ માંઇ; જુઓ આ જુગમાં છે આવું, ત્યારે કળીયુગમાં કેવું થાવું. ॥ ૨૨ ॥ ત્યારે શંખ બોલ્યો શંખ જેવું, કળીયુગમાં થાશે કેવું; તને સંભળાવું વરતાન્ત, તે સાંભળીને થૈશ શાન્ત. ॥૨૩॥ તે સાંભળી ભાગશે ભ્રાન્ત; કહુ ઉઘાડુ કે એકાન્ત; તવ લેખ બોલ્યો મુખ એમ, કહો સરવે સાંભળે તેમ. ॥ ૨૪ ॥ ત્યારે શંખભાઇ એમ વદે, સહુ સાંભળી ધરજો રદે; કળીયુગમાં રાજની રીતી, બતાવું રાય પ્રજાની પ્રીતી. ॥ ૨૫ ॥ પ્રજા જાણે ક્યારે રાય મરશે, વેઠ વેરેથી સૌ ઉગરશે; ક્યારે આપણુ નીરભય ફરશું, નહી કરવાનાં કામ કરશું. ॥ ૨૬॥ ક્યારે આવે બીજો રાય ચડી, લુંટ પાડે ભંડારમાં પડી; તેના ભેળા આપણુ પડીયે, માલ લુટી લેવાય તે ઘડીયે. ॥ ૨૭॥ એવું રાખે પ્રજા જન હીત, રાયથી રહયત વિપરીત; કરી અન્યાયને ન્યાય માગે, થાય વિરૂધ તો દુખ

લાગે. ॥૨૮॥ પોતાનો સ્વારથ નવ સરે,તવ વાંકાં વેણ ઓચરે;એવા રીતી રહીયતની થાશે,વળી ચાડી ચુગલી ખાશે. ॥૨૯॥ હશે રાજ તણા કારભારી, તેતો થવાના કામ વીકારી; આંખડી કપરી કરી ફરે, વાત કરતાં ક્રોધજ કરે. ॥૩૦॥ સહુને સેહેમાં દાબી મારે,જેમાંને તેમાં સ્વારથ ધારે;પેહેલો આવે ફરીઆદ કોય, તેના ઉપર આકળો હોય. ॥૩૧॥ તારી ફરીઆદ લાગે છે જુઠી, સામાવાળો જવાનો છુટી; તારી ફરીઆદ જુઠી ઠરશે; તુજને રાજા કેદ કરશે. ॥૩૨॥ ઉલટો તું જવાનો માર્યો, વળી કે વૈશ લઢતાં હાર્યો; એમ ખરૂ ખોટું જોયા વિનાં,બોલે બીવરાવવાની બીના. ॥૩૩॥ તવ ફરીઆદી જન ડરે, બળે કાળજાુને થરથરે; હવે ફરીઆદી પાછી લેવું,તવ કારભારી કેહેશે કેવું. ॥૩૪॥ તાહારી જુઠી તે પાછી લીધી, કેમ ફરીઆદ ખોટી કીધી; મ્હારા બેઉ બાજુ ભોગ મળશે, હવે શી રીતે વેળા વળશે. ॥૩૫॥ જો ફરીઆદ કરવા નાવું, તો તો શત્રુ તણો માર ખાવું; માર ખાતો રહુ ક્યાં લગી, નથી રેહેવાતુ એકકે વગી. ॥૩૬॥ એમ ગભરાઈપળશી કરે, નમી નર્માને અરજ ઓચરે; તવ કારભારીના હાથ નીચે,પાસે બોલાવવા આંખ મીચે. ॥૩૭॥ આઘો બોલાવીને કહે એમ, કરો સમજણ બતાવું તેમ;કાંઈ પાન સોપારી દે મુને, તો તો અક્કલ આપું તુને. ॥૩૮॥ એમ કહીને લે લાંચ કાહાડી, પછી કેવું એ બોલે અનાડી; કોક કારભારીને સમજાવું, ભેઠ મુકીને તુને જીતાવું. ॥ ૩૯ ॥ એતો નથી લેતા કોઇ લાંચ, પણ ખોળી કાઢી છે ખાંચ; ઘેર જઈ તારી વાત ભુંકુ, એમના બાળના હાથમાં મુકુ. ॥ ૪૦ ॥ તવ રીજી જશે કારભારો, તારી ફરીયાદ નહી જાય મારી; કેહેશે અમલદારને કાંઇ, શત્રુને ખોસસે કેદ માંઇ. ॥૪૧॥તવ કાહાર થયેલો શું કરે, જેનું તેનું લાવીને ત્યાં ભરે; કાહ્યો થઈને કોશ ના ખાય, એનો બાંજો શો ઉપાય.॥૪૨॥ પછી ફરીઆદનું કામ ચલવે,એતો આરોપીને હલવે;તેની થર થર ધ્રુજે કાય, મેં તો નથી કર્યો અન્યાય. ॥૪૩॥ તવ કારભારી દબાવા મારે, રડે આરોપી ચોધારે; તવ કારકુનને કામદાર અળગો લેઇ સમજાવે સાર. ॥૪૪॥ અલ્યા ગધેડા જાવાનો મરી, તારી ખરાબી થાશે ખરી; બધું ઘરબાર લુટાઈ જાશે,તને કેદની સીક્ષા થાશે. ॥૪૫॥ આવસે તારૂં ધન શા કામ, કાંક વાવરી દે આ ઠામ; એમ તેમ કરી લે લાંચો,કરે પૈસા પુંજીથી ટાંચો. ॥ ૪૬ ॥ બેઉ જણનું બે હાથે ખાય, પછી મોકલે થવા ન્યાય; આવ્યા નીરધન કે ધનવાન,પેહેલ વેહેલુ તેમાં દે ધ્યાન. ॥૪૭॥ પછી દેમે તેવો ઘાટ ઘડે, મળે ધન તે બાજુપર પડે;હોય ખરો તે બીચારો રડે, પેલો ખોટો અભીમાને ચડે. ॥૪૮॥ એમ રહીયત

નો મરો થાશે, સુખી દુખી સહુ અટવાશે; રાજા નાંખશે વેરાને વેઠયો, વાહાલી લાગશે લેવાના ભેઠયો. ॥૪૯॥ ન્યાય કરનારા સમજશે એવું, ગાદી છું ત્યાં સુધી લાંચ લેવું; પછી નથી કોઇ આપનારૂં, માટે વર ભરી લેઉં માહારૂં. ॥ ૫૦ ॥ જે વેહેપારને વેહેરી કાહાવે, ફરી ફરીને હાથ ન આવે; એમ જાણીને લે લુટી,નાંખે ગરીબ ગરબાંને કુટી. ॥૫૧॥ વળી-કળયુગના ન્યાય કેવા,ઇચ્છે પ્રેમદા પૈસા લેવા;બધો ન્યાય રહેશે એ બેમાં, રાજ્ય પાઠ પૈસો પુંજી એમાં. ॥૫૨॥એવી કળીની રીતી થાશે. ઊભે ગળે લુંટી ખાશે;એવાં કળીયુગ કેરાં રાજ,તેવું બનવું ન જોઇએ આજ.॥૫૩॥ તવ રાયને ભરાયું સુર, હું શું કળીયુગી રાજા અસુર;એમ કહી સુધનવા ને કેહે છે, કઢામાં નાંખવો નિશ્ચે છે. ॥ ૫૪॥ કદી નહી હોય મરજી તાહારી, પણ નાંખવા મરજી માહારી; શું તું સુત તે માથું લાવ્યો, મેં તો કાલે પડો વગડાવ્યો. ॥૫૫॥ વલણ.॥કાલે પડો વગડાવીયો,શું ફુટયા તા કાન; જાણી જોઇ મોડો થયો, માટે થાવો હેરાન.



## કડવું ૩૧ રાગ ધનાસરી.

જયમુની રૂશી એમ બોલ્યા, સુન જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુધનવાની કથાય. ॥ ૧ ॥ હંસધ્વજ કહે ગયે કાલે, પડો મેં વગડાવ્યો; વળી માહારી દવૈ દેવરાવી, તોપણ મોડો આવ્યો. ॥ ૨ ॥ માહારૂં બોલ્યું માહારા મોઢામાં, ઘાલવા તેં આમ કીધું; જાણી જોઇને મોડો આવ્યો, વચન ઘોળી પીધું. ॥૩॥ હવે જો તને મુકી દેઉં તો, અન્યાઇ હું કેહેવાવું; નહી મુકું તો તુજ માતાનો,સાચો શત્રુ થાવું. ॥ ૪ ॥ તુજ માત ભ્રાતનો થાઇશ શત્રુ,પણ મુજ બોલ્યું રેહેશે;હું માહારૂં ધાર્યું કરવાનો,જે કે હેવું હશે તે કેહેશે ॥૫॥ બાપનું વચન પાળવા વિશે, શું છે તમારી મરજી; મરજી હોયતો બીજી ત્રીજી,કાંઇ ન કરશો અરજી. ॥૬॥ કદી મન નહીં હોય પાળવાનુ,પણ અમે અમારૂં પાળશું;અવળા હાથને ચરણ બાંધી તેલમાં નાંખી તળશું. ॥ ૭ ॥ પરાણે અમે પ્રાણ લેઇશું, સાચુ સમજજો સાર; જેમ ખુશી હોય તેમ કહી દો, ઓ મહારા કુંવાર ॥૮॥ તવ સુધનવા બે કર જોડી, મુખથી બોલ્યો એમ; ભકત થઇને તાત તણું હું,વચ ન લોપુ કેમ. ॥ ૯ ॥ તમથી આ દેહ બંધાયો છે, માટે આદેહ તમારી,તે કરતાં છે પંચભુતોની, નથી લગારે અમારી. ॥૧૦॥ તમારી દેહ તમારા કેહેવાથી, તેલમાં તળી દેવી; હુ તો આતમા અમ્મર ચૈતન્ય, તેને ચીંતા

કેવી. ॥ ૧૧ ॥ નથી અવતરતો નથી મરતો, નથી ડરતો લગાર; આવાં તો બહુ ખોળીયાં પેહેર્યાં, ગણુતાં ન આવે પાર. ॥ ૧૨ ॥ મરવું અવતરવું તમે માનો, હું તો માનતો નથી; દુખ સુખ મુને નથી મનમાં, હરખ કે શોક રતી. ॥૧૩॥ હરી ફરી એક કલ્પના મુને, થયા કરે છે એ તાત; તેટલી પુરણ થૈ હોતે તો, સહુ મન ગમતી વાત. ॥૧૪॥ એટલે હંસદ્ધ્વજ એમ બોલ્યો, સાબાશ માહારા તન; શો ઇચ્છા રહી જાય છે તાહારી, કેહેજે સત્ય વચન. ॥ ૧૫ ॥ સુધન્વા કહે કેહેવું તેમાં, શો દન માહારો વળે, બોલીને પાછું ઘાલવું મોહોમાં, જગત બધુ સાંભળે. ॥૧૬॥ તે કરતાં મનની વારતાતે, મનમાં રાખવી ઘટે, મીથ્યા લવારી કરીયે તેમાં, માન્ય મરીયાદા મટે. ॥ ૧૭ ॥ તવ હંસદ્ધ્વજ એમ બોલ્યો, ઓરે મારા તન; ઇચ્છા માહારે પુરણ કરાવી, શું છે તાહારૂં મન. ॥ ૧૮ ॥ તાતજી તમારા હાથમાં નથી, પરવશ પડેલા તમે; પાછી તમોને થાય ઉપાદી, ઘડી ઘડી મન ભમે. ॥ ૧૯ ॥ રાય કહે તને તેલમાં તળવો, તેતો નિશ્ચય માહારો;તે વિના ગમે તે માગો, કોણ છે ભમાવનારો. ॥૨૦॥ સુધન્વા કહે સુણો પીતાજી, સાચા વચને ચડવું; આભને અવન એક થશે પણ, મારે તો તેલમાં પડવું. ॥ ૨૧ ॥ તેમાં ફેરફાર કાંઇ ન કરવો, નહી લજવું માબાપ; નીશ્ચેનું વચન પાળું નહીં તો, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૨૨ ॥ પીતાજી તમે જાણો છો મેં, શેવ્યા છે પુન્ય શ્લોક; તેલમાં પડવા ખુશી ન હઉં તો, સુક્રીત માહારૂ ફોક. ॥૨૩॥ વેણ તમારૂં લોપવું નથી, લોપું તો કેટલીવાર; અત્યારે ઉછળી આઘો પડું, કોણ મને ઝાલનાર. ॥ ૨૪ ॥ ઝાલવાને જે જન આવે તે, પોચી ચુકયો ઠેઠ; આવનારો તો અવતરયો નોહોતો, એની માને પેટ. ॥ ૨૫ ॥ પ્રધાન તમારા શું જાય બોલી, મારી નાખું એક પળમા; પણ તમારે વચને બાંધેલો, આવી ઉભોછું દળમાં. ॥ ૨૬॥ અમે કપુત પુત્રો નથી, નહીં તો કેટલીવાર; હોકારે માહારી પક્ષ કરતાં, ઉઠે બંધવ ચાર. ॥ ૨૭ ॥ વાત થતામાં ઉઠી ઉભા, સુરથ સુનળ વીર; સુંદર સુખન ચારે ઉઠયા. રક્ત નેત્રે રણધીર. ॥ ૨૮ ॥ ચારભાઇ કહે મોટા બંધુ, આગના આપો અમને; જોઇએ જો અમારી દ્રષ્ટે, કોણ અડે છે તમને. ॥ ૨૯ ॥ એક તરફ સરવે શેન્ય આવે, એક તરફ અમે ચાર; ક્ષત્રાણીના જો હઈશું તો, કરીશું સંહાર. ॥ ૩૦ ॥ બોલી કોવળીકા ભગની, અગની ઉઠયો અંગ; ખડગ આપો મુજને તો, બતાવી દૌ રંગ. ॥ ૩૧ ॥ પેહેલા બે પ્રધાનને મારૂ, પછી મારૂં તમને; તે પછી શેન્યાને મારૂ, કોઇ શું કરે અમને.

॥ ૩૨ ॥ તવ સુખવંતી માતા બોલી, સાબાશ માહારી કુખ, સાબાશ માહારા બેટા બેટી; પ્રમાણુ વેઠયું મેં દુખ. ॥ ૩૩ ॥ એટલે સુધન્વા એમ બોલ્યો, શાન્તી રાખો સર્વ, આપણુ એવું કરવું નથી, માટે ન ધરવો ગર્વ. ॥ ૩૪ ॥ બાપનું બોલ્યું પાળવું માહારે, ખામી નહીં લગાર; એ વાતે કોઇ આડા પડોતો, તમને હત્યા ચાર. ॥ ૩૫ ॥ નર્કમાં નાખવો હોય મને તો, કરજો અવળું આડું; તેમ કરો પણ હું નહીં જીવું, જીભ્યા કશી જીવ કાહાડું. ॥ ૩૬ ॥ ચંદ્ર ચળે રવિ પશ્ચીમ પ્રગટે, પાવક શીતળ થાય; કદી દધી મરીયાદા લોપે, પણ મમ વેણ ન જાય. ॥ ૩૭ ॥ માટે કોઇ કાંઇ ન કરશો, કરશો તો છુટી પડશે; જે જન વચન લોપશે માહારૂં, તેને પાપ કનડશે. ॥ ૩૮ ॥ એમ કહીને શાન્ત પમાડયા, પોતાના ચાર ભાઇ; કોવળીકાને સમજાવીને, બેસાડી ત્યાંની ત્યાંઇ. ॥૩૯॥ પછી સુધન્વા પ્રેમે પડીયો, પોતાના પીતાને પાય; કહો પિતાજી કહો પિતાજી, હવે શી આગનાય. ॥ ૪૦ ॥ હંસધ્વજ કહે સુત સુણો, આગના થઇ છે તે સાચી; તેલમાં તમને છે તળવાના, તે ત્રતી નહીં કાચી. ॥ ૪૧ ॥ ઉભો રહે દીકરા માહારા, તારી શી ઇચ્છાય; તે ઇચ્છા હું પુરણ કરૂં, તળુ તેલની માંય. ॥૪૨॥ સુધન્વા કહે તાતજી મ્હારા, ચરચા જોશે લોક; મુમત કરો પણ તમારૂં, બોલેલું થાશે ફોક. ॥ ૪૩ ॥ કેમકે જે પર સ્વાધીન પ્રાણી, તેનુ કહેવું કાચુ; અજ્ઞાની હોય તે જન માને, પરવશ પ્રાણીનું સાચુ. ॥ ૪૪ ॥ વ્યસનને વશ જે હોય તેને, વ્યસન વીના નવ સુજે; વ્યસન વીના મારે બગાસાં, વ્યસન વીના ધ્રુજે. ॥૪૫॥ ચોમાસામાં ચરણુ ખસે, તેવી વ્યસનીની વાણી; તેની તુલના આવી બેસે, પરવશનો જે પ્રાણી. ॥ ૪૬ ॥ માટે પરવશ જાણુ છુ તમને, તમારૂં બોલેલું વ્યર્થ; ગાદીપતી પરવશ રહે તે, જાણવો બહુ અનર્થ. ॥ ૪૭ ॥ પોતાની પાસે પેટ ભરનારા; તેની બુદ્ધીએ ચાલે; તેના કેહેવા પ્રમાણે કરીને, કોકને ગરદન ઘાલે. ॥ ૪૮ ॥ કરતો હરતો જાણવો તેને, ગાદીપતી એક ઓડું; એવા ગાદીપતીએ પોતાનું, દાટવું જોઇએ મોહોડું. ॥૪૯॥ એટલે હંસધ્વજ એમ બોલ્યો, હું વશ કોઇને નથી, કોઇને વશ હોઉં ત્યારે, શાનો હું ગાદીપતી. ॥૫૦॥ સુધનવા કહે ઇચ્છા માહારી, પુરણુ કરવી ધારો; તો તે ઇચ્છા કહી બતાવું, વિશ્વાસ નથી તમારો. ॥ ૫૧ ॥ એટલે હંસધ્વજ એમ બોલ્યો, સત્ય વદુ છું આપ; ઇચ્છા પુરણુ કરૂં નહીતો, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૫૨ ॥ તેલમાં તળાવા માફી માગે, તોપણુ તે નહી આપું; તે વણુ ઇચ્છા પુરણુ કરશું; મોહે

માગી લે બાપુ. ॥ ૫૩ ॥ વળણ. ॥ મોઢે માગો બેટડા, કરશું પુર્ણ ઇચ્છાય; વ્યાસ વલ્લભ વાણી વદે, હેવે સમે શું થાય.



## કડવું ૩૨ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુધનવાની કથાય. ॥ ૧ ॥ હંસદ્ધજ વચને બંધાયો, સુણે સર્વ સભાય; જોઇએ જો હવે શું માગે છે, સત્યવંત સુધનવાય. ॥ ૨ ॥ એમ જાણી સહુ ચીત દેઇને,સાંભળવા કર્યું મન; કોઇ ન બોલે કોઇ ન ચાલે, માંડયાં શ્રવણ લોચન. ॥ ૨ ॥ પછી પીતાજીને કરજોડી, સુધનવા મુખ કેહે છે; પોતાના મનની ઇચ્છા તે, મોઢે માગી લે છે. ॥૪॥ ઓ તાતજી તેલમાં પડીને, મરવુ મ્હારે સત્ય; પક્ષ કરીને ઉગારો તો, જાય તમારૂ પત્ય.॥ ૫ ॥ હું જાણુ અધર્મી તમને, વળી ઘણા ધીકકારૂ; બોલ્યુ વચનં પળો છો તે, છે ખુશી મન મ્હારૂ. ॥ ૬ ॥ કાં પોતાનુ પરાયુ,પોતાનું સનસ નવ્ય રખાય; દીકરા કેરો,દુશમન કેરો,સરખો કરવો ન્યાય.॥ ૭ ॥ તેમાં ઇશ્વર રાજી રેહે છે, સુખ મળે ચોપાસ; પક્ષ રાખી ન્યાય કરેતો, થાય નર્ક નીવાસ ॥ ૮ ॥ પક્ષ તમે કાંઇ નથી રાખી. તે મુજને ગમી વાત; દ્વેશ બુદ્ધીથી મુજને તમે, તળતા નથી તાત. ॥૯ ॥ પ્રાણ પ્રીય છુ પુત્ર તમને, અમને તો એમ સુજે; પણ પોતાનુ વચન પળવા, ન્યાય કર્યો રમુજે. ॥ ૧૦ ॥ તે વાતનું નથી દુખ મુજને, કહુ છું ઇશ્વર સાખે; જાણું છું કે સદા તમે. જોતાતા મુજ આંખે. ॥ ૧૧ ॥ તે તમે કેમ હણવા ઇછો, કેમ હું માનુ દ્વેશ; હવે જે માગુ તે સુણો, લવરી ન કરશો લેશ. ॥ ૧૨ ॥ આપણી નગરી પાન્ડવ આવ્યા, પુર્ણ પ્રભુના દાસ; એવા ભક્તતો કોકજ થાશે, વશ જેને અવિનાશ. ॥૧૩ ॥ એ પાન્ડવ બહુ બળીયા નથી, જ્યાં ત્યાં પામે હાર; પણ તે વેળા કૃષ્ણ પ્રભુજી, આવી કરે છે વાહાર, ॥ ૧૪ ॥ આપો આપ પધારે પ્રભુ, તવ થાય છે દરશન; પાન્ડવ સાથે વઢનારાને, પુર્ણ નફો પાવન. ॥૧૫॥ માટે મુને કૃષ્ણ પ્રભુનાં, દરસણની છે મરજી; અરજુનને જઇ હરાવું તો, પધારે પોતે હરજી. ॥ ૧૬ ॥ એટલે એમનાં દરસણ પામુ, તો થાય મુએ મુકતી; પુત્રનું પુરણ ભલુ કરવું, તે તાત તણી યુક્તી. ॥ ૧૭ ॥ સગાં વાહાલાનો ધર્મ શું છે, તે સમજાવું સાર; પાછળનાં એ સુકૃત

કરી, કરવો કુળ ઓદ્ધાર. ॥ ૧૮ ॥ તીરથ કરવાં યાત્રા કરવી, કરવાં પુન્યને દાન; શ્રાધ્ધ કરવાં તરપણ કરવાં. પ્રાપ્ત થવા ભગવાન. ॥ ૧૯ ॥ પાતકમાંથી છોડાવવો તે, કુઠુંબાનું કામ; પરીવારનું ભલુ કરે, ધન્ય તેણે થયું નામ. ॥ ૨૦ ॥ તેટલા માટે તાતજી માહારા, કરાવો હરી દરસન; તમારે પેટે અવતરીને, એટલો થાવું પાવન. ॥ ૨૧ ॥ છબી નીરખું નર હરીની, ત્રીતાપો ટળી જાય; માગીને એટલું માગુછું, પુર્ણ કરો ઇચ્છાય. ॥ ૨૨ ॥ હંસધ્વજ વીચારમાં પડીયો, હરી દરસણ કેમ થાય; ક્યાં છે રણછોડ રખડતા તે, પુરણ કરૂ ઇચ્છાય. ॥ ૨૩ ॥ કેમ કરીને પ્રભુની ઝાંખી, પુત્રને કરાવી દેવું; ઇચ્છા પુરણ કરવાને હું, બંધાઈ ગયો કેવું. ॥ ૨૪ ॥ કૃષ્ણની કરાવું નહી જાંખી, તો સુતનો સંતાપ; કબુલ કરેલુ કરૂ નહી તો, બેસે સોગન પાપ. ॥ ૨૫ ॥ એમ રાજા ઘણો ગુચવાયો, હવે શી થાશે ગતી; અરજુનજીના શેન્યની સાથે, અલબેલો આવ્યા નથી. ॥ ૨૬ ॥ તો દરસણ ક્યાંથી કરાવું, અકળાયો અતી રાય; સુધનવા કહે શું ધુંચવાયા, કહો મને મમ પીતાય. ॥૨૭॥ હંસધ્વજ કહે કૃષ્ણ કેરાં, દરસણ ક્યાંથી કરાવું; દ્વારીકાંધીશ નથી હાંઇ આવ્યા, તો ક્યાંથી લૈ આવું. ॥ ૨૮ ॥ સુધનવા કહે સામળીયાને, કોણજ શકે લાવી; ભકતને આધીન ભુધરો તે, તર્ત ઉભા રહે આવી. ॥ ૨૯ ॥ બ્રહ્મા સરખા મથી મરે પણ, સેહેજ નથી દરસન; તપશ્વી તપ કરીને થાકે,મુશ્કળ જુગજીવન. ॥ ૩૦ ॥ ધરમીષ્ટ ધરમ કરીને હારે, તોહે મળે નહી નાથ; ભાવીક ભકતના પ્રેમ ભાવે, કબજ એમને હાથ. ॥ ૩૧ ॥ ભગવાન ભકતના ભાવનો ભુખ્યો, અરજુનને વશ એહ; અરજુનને જરા દુખ પડતો, આવી ઉભા રહે તેહ. ॥ ૩૨ ॥ માટે મુજને આગના આપો, રણ યુદ્ધ કરવા જાવું; મારમારી પાનડવ દળને, શેન્ય સહીત હરાવું. ॥ ૩૩ ॥ એટલે ભકતની ભીડ જાણી, આવશે શ્રી ભગવાન; તેમનાં દરસણ કરીને હું, ચાલ્યો આવું સંતાન. ॥ ૩૪ ॥ તમારો ઉકાળેલી કઢામાં, આવીને પડતું નાંખું; સુત હઇશ સતી તણો તો,આપનું બોલેલું રાખું. ॥ ૩૫॥ તમારે નથી કાંઇ કરવાનું,કરીશ હું બાજી દાખી; અરજુનના હારવાથી આવે, કરીશ પ્રભુની જાંખી. ॥૩૬॥

વળણ. ॥ જાંખો કરીશ હું આપથી, નહી આવે તમને જોર; કષ્ટી દેશ અરજુનને, તવ આવશે કીશોર.



## કડવું ૩૦ રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા જયમુની ફરી વાણી, રાજા સાંભળ ઉલટ આણી; કહી સુધનવાએ વાત, તવ વિચાર કરતો તાત. ॥ ૧ ॥ એણે વિચારમાં ચીત્ત પ્રોયું, પછી પ્રધાન સામુ જોયું; પુછયું પ્રધાનેને એમ, આવ તનું કરવું કેમ. ॥૨॥ કહે પ્રધાન એમાં શું કરવું, પોતાનું બોલ્યું નવ ફરવું; પેહેલું બોલેલા હોઇએ જેહ; કરવું કામ પેહેલું તેહ. ॥૩॥ પછીનું બોલ્યું પછી પળવું, પેહેલું કરો તેલમાં તળવું; તવ રાજા વીચારે ચડાયો, આતો મોહોટો વાંધો પડીયો ॥૪॥ પહેલો તેલમાં પડીને મરે, પછી દરસણ કયાંથી કરે; ત્યારે બોલેલું માહારૂં જાય, મુને લાગે બ્રહ્મહત્યાય. ॥ ૫ ॥ પહેલાનુ બોલ્યું પાછળ થાય; તોહે કહે કર્યો અન્યાય; પેહેલુ પાછળનું કરાય, તોહે પણ થયો નહી ન્યાય. ॥૬॥ આતો આવી ખરેખરી વાંટી, બેઉ બાજુએ ઉપની આંટી; હવે આ ઘુંચવણ કોણ કાહાડે, સુરલભ સુજ કીયો પાડે. ॥ ૭ ॥ એમ રાજા અતિ અકળાયો, એતો મનમાં મહા મુઝાયો; નથી સુજતો એકકે પંથ, હોઠ કરડે દેઇને દંત. ॥૮॥ સુદ્ધી બુદ્ધી પડી ગઇ બંધ, છતે લોચને જાણે અંધ; પડયો બેઉ બાજુનો વિચાર, એમ કરતાં થઇ બહુવાર. ॥૯॥ તવ પ્રધાન લેખને શંખ, ઘણો સુધનવા પર ડંખ; કાનમાં પેશીને કરી વાતો, જુઓ રાજા હવે અકળાતો. ॥૧૦॥ એને સુજતું નથી કાંઈ, આપણે શું કરવું હાંઇ; હાવો નહી આવે ફરી લાગ, લાગ લેતાં થશે બે ભાગ. ॥ ૧૧ ॥ આપણે બે મુમત લેશું, એને કઢામાં નાંખવા કેહેશું; તવ રાજા પ્રડશે આડો, કદી કેહેશે પ્રધાનોને કાહાડો. ॥૧૨॥ ત્યારે આપણે કરવું કેમ, પેહેલો ટાળવો ઘટે વેહેમ; એમ ધારી બેઉએ વિચાર્યું, રાજ્ય મુકી નીકળવું ધારયું. ॥૧૩॥ ચાહ્યતો વેઠવો વનવાસ, ચાહ્યતો દેહ કરવો નાશ; પણ મુમત મુકવો નહી, એમ નીશ્ચે કર્યો મન મહી. ॥૧૪॥ એમ વિચારમાં થઇ વાર, બોલવાને ઉઠયા થઈ ત્યાર; કહો રાય તમારે શું કરવું; બોલેલું પાળવું કે ફરવું. ॥ ૧૫ ॥ કેમ ડગુ મગુ જીવ કીધો, તમે વિચાર શો કરી લીધો; કયારના નથી બોલતા તમો, વાર જોઇ રહ્યા છીએ અમો. ॥૧૬॥ તેમ પાંડવ કુંતી સુત, વાટ જુએ આકળા ભુત; તેતો કયાં લગી જોશે વાટ, ચઢીને આવશે પુરપાટ. ॥ ૧૭॥ ઘાલશે એકા એક ઘેરો, તેનો નહી થાય નીસ્ફળ ફેરો; એમનો ઘોડો લેઇ લેશે, વળી શીક્ષા તમોને દેશે. ॥૧૮॥ પેહેલો મારે તે કદી ન હારે, કરસો શું ઉપાય તે વારે, રહે વિચારમાં જે જન, તેને મારી જાયે દુશમન. ॥૧૯॥ પછી પાછળથી વીમાસે, પણ ઉપાય નહી તે પાસે; રાજા કબજ મુલક ટેં ટેં, પડયો બંધન તે થયો હેંહેં.

॥૨૦॥ પછી શું મારવાનું જોર, વળી ગયું અંધારૂં ઘોર; એવું વિચારના રાને થાય, સુજે નહી કાંઇ ઉપાય. ॥ ૨૧ ॥ માટે સમજી હયો રાજન, ચઢી આવશે કુંતી તન; તે વેળા નહી ઉપાય ચાલે, પેલા પાંડવો ગરદન ઘાલે. ॥૨૨॥ માટે ઉતાવળા થાવો સ્વામી, કાંતો નજર દીસે હરામી, દીકરાને ઉગારવા સારૂ, મન ભમ્યા કરે છે તમારૂં. ॥૨૩॥ અમને તો લાગે છે એવું; કહો મનમાં ધાર્યું છે કેવું; તોહ્યે રાજા કાંઇ નવ બોલે, થયા પ્રધાન ક્રોધી અતોલે. ॥૨૪॥ કેમ બોલતા નથી રાય, શું પાછી પેડી જીવ્યાય; શું મુગા થયા માહારાજ, શું મુન્ય વ્રત લીધુ આજ. ॥૨૫॥ શું પુત્ર જીવાડવા માટ લેઈ બેઠા હાવો ઘાટ; શું રાણી તણી બીક લાગી, તેથી બોલતા નથી સભાગી. ॥ ૨૬ ॥ આવી રઇયત સરવ કોઇ, ભય પામ્યા શું તેમને જોઇ; બીજા ચાર પુત્રોને ક્રોધે, ડરી ગયા વર વિરોધે; શું કુંવરીથી કરમાયા, સુતની સ્ત્રીથી શું સરમાયા, જેવું હોય તેવું કહો અમને, નહીતો કાંક કેહેશું તમને. ॥ ૨૮ ॥ એવાં કઠુ વચન સુણી રાય, પાય પડી કહે સભામાંય; માહારાજા ક્રોધે શોદ થાવો, મને મારગ કાંક બતાવો. ॥ ૨૯ ॥ કઢામાં સુત નાંખવો સાચો, તેતો મનસુબો નથી કાચો; તેતો પાળીશ માહારૂ વચન, પણ કરવા દેવાં દરશન. ॥ ૩૦ ॥ એની પ્રભુ સાથે છે પ્રીતી. મુજ કને માગ્યું શુભ રીતી; તેતો કબુલ કર્યું છે આપ, હવે ફરૂતો લાગે પાપ. ॥ ૩૧ ॥ માટે તે પણ બોલ્યું ન ફરીયે, વળી તળવાનો પણ આદરીયે; મારાં બેઉ વચન સચવાશે, નહીતો બેમાંથી એક જાશે. ॥ ૩૨ ॥ જુઓ હઠ કરશો માહારાજા, તો તો નહી રહે તમારી માઝા; મત તાણી કેપાવોતો કોપુ, એકે વેણ માહારૂં નહી લોપુ. ॥ ૩૩ ॥ જવાદો જુદ્ધ કરવા એને, તેમાં કષ્ટી પડવાની કેને, એતો મરશે કે મારશે આપે, નરને જીતે ભકતી પ્રતાપે. ॥ ૩૪ ॥ તવ નરની વાહારે આવે નાથ, થાશે દરસણ તેની સાથ; એની કલ્પના પુરી થાશે, પછી બીજુ શું બોલાશે. ॥ ૩૫ ॥ માહારૂ બોલ્યું વચન પળશે, પછી તેલ કડામાં બળશે; તવ બેઉનાં વેણ સચવાશે, માટે કબુલ કરો ખુલાસે. ॥ ૩૬ ॥ એવાં વચન રાયનાં સુણી, ખુનસે ભરાયા ખુની; ક્રોધથી બેઉ બોલ્યા પરધાન; રાજા વચને વિલો નાદાન. ॥ ૩૭ ॥ હાલ બોલીને હાલ ફરવું, એવું જીવ્યાથી ભલુ મરવું; જેહ વચનનો વિહીલો પ્રાણી, તેનું જીવતર છે ધુળધાણી. ॥ ૩૮ ॥ એવા જુઠા જીવ શીદ જીવે, કાંક દાહાડો વળે વિખ પીવે; જુઠા જનમતા શીદ હશે, આતો ભોમી રહાતાળ જશે. ॥૩૯॥ જુઠા જનમે જનુનીને પેટ, મીથ્યા માતાને કરાવે

વેઠ; ફરે વિશ્વમાં કાળે મુખ, વગોવે જનુનીની કુંખ ॥૪૦॥ વળી લજવે બાપનું નામ, એવા જનમે છે શું કામ; રાજા કહે તમે કોને કોહો છો, બોલો સાચું કોને ગાળ દો છો. ॥ ૪૧ ॥ બોલ્યા પ્રધાન આણીને કાળ, દેઇશું જુઠા જનને ગાળ; તમને દુખ લાગે શા સારૂ, તમે જુઠા કે સાચા છો વારૂ. ॥ ૪૨ ॥ હશો સાચા તો પુત્રને તળશો, પેહેલું બોલેલા પેહેલું પળશો; જુઠા હશોતો ગાળ તમને, વારૂં શું કરવાના છો અમને. ॥ ૪૩ ॥ ખરા છીએ તે કહીશું ખરૂં; ચાહતો દુનીયાં પરહરૂ, રોપો ફાંશી તો અમે મરાયે, ખરી વાતે જરા નવ ડરીએ. ॥ ૪૪ ॥ તમે તમારા મુખ વદો વાચા, તમો છો જુઠા કે સાચા; સાચા હોતો સાચુ વેણ રાખો, તમ સુતને કઢામાં નાંખો. ॥ ૪૫ ॥ નહીતો જુઠા જનમ્યા તમે, હંસદ્ધજ જુઠો કહીશું અમે; ત્યારે ક્રોધ ભર્યો કહે રાય, તોયે એક વચન માહારૂં જાય. ॥ ૪૬ ॥ સુધન્વાને કહ્યું છે જેહ, નથી પળાતું વચન તેહ; તોયે જુઠો ગણાવાનો હુંતો, માહારા પ્રધાન સમજ તુંતો. ॥ ૪૭ ॥ એને દરસણ કરવા હેયે, પછી તેલમાં પડવાનું કૈહીયે; તવ તેલમાં પડીને મરશે, બેઉ વચન સાચાં ઠરશે. ॥ ૪૯ ॥ માટે કબુલ કરો આ વાત, તમને જોડુ બેઉ હાથ; તવ પ્રધાન બોલ્યા એમ, અમને તું પુછે છે કેમ. ॥ ૫૦ ॥ અમે અમારો કહ્યો વિચાર, તેતો ફરવાનો નથી લગાર; આભ અવની એકાકાર થાય, પણ બોલ્યું અફળ કેમ જાય. ॥ ૫૧ ॥ વળણ. ॥ બોલ્યું અફળ જાશે નહી, સત્ય વદીએ છીએ વાણુ; નહીતો એમાંથી જશે, અમારા બેઉના પ્રાણ. ॥ —



## કડવું ૩૪ રાગ રૂપાવળીની છાયા.

વાણી વધા જયમુની રૂશી, સુણ પરીક્ષત તન; સુધન્વાનું આખ્યા ન સુણતા, પાપી થાય પાવન. ॥ ૧ ॥ પુર્ણ હઠીલા પ્રધાન બેઉ, ન મુકે સુમત ગર્વ, તે જોઇ નગ્રની પ્રજા, કોપે ભરાણી સર્વ. ॥ ૨ ॥ સુધનવાની સુંદરવંતી, પ્રભાવતી બીજુ નામ; સઘળી લાજ મરજાદા મુકી, ઉભી થઇ તે ઠામ ॥૩॥ સાંભળો શંખને લેખ તમો છો, બ્રાહ્મણના બાળ; પણ હું સતી સત્ય કહુ તમને, છો કોઇ કર્મે ચંડાળ. ॥ ૪ ॥ ગાય જીવાડી રતન કાહાડે, એનું નામ પ્રધાન; રાય તણું વચન લોપવું ને, વળી હણવો સંતાન. ॥ ૫ ॥ જે જનનું અન્ન ખાવું તેનું, ભલુ ન વાંચો લગાર; એવા તમે દુષ્ટ બુદ્ધી, નહી વાડવ કુંવાર. ॥ ૬ ॥ જો તેલમાં નહી પડે પ-

તીજી, તુજ થકી શું થાશે; તવ રહીઅત કહે મારો મારો, પ્રધાનનું મોહોત ભાસે. ॥ ૭ ॥ તવ હંસદ્ધુજ ઉભો થયો, રહીઅતને પડયો પાય; તમારે કોઇને કાંઇ ન કેહેવું, રાખો સર્વ ક્ષમાય. ॥૮॥ એમ કહીને પ્રધાનં પ્રત્યે નમી પડયો રાજન; સુધનવાને પેહેલો મારૂં તો, બીજુ જાય વચન. ॥ ૯ ॥ દરસણ કરવાને રાખું તો, તમો કરો વિઘન; બેઉ બાજુ હું ભભરાયો, ભ્રમીત થયું મન. ॥ ૧૦ ॥ તમો મરવું આદરી બેઠા, તે કેમ હા કહેવાય; આપઘાત કરી તમો મરો તો, લાગે મુને હત્યાય. ॥ ૧૧ ॥ તે માટે કાંઇ દયા કરીને, ગમે તે કાઢો બાહારો; જેથી કરીને ઇજ્જત રહે, માહારીને તમારી. ॥ ૧૨ ॥ એટલે પ્રધાન એવું બોલ્યા, ઠીક કરીશું રાય; પણ અમો કરીએ તે કબુલ, વચન દો કરમાંય. ॥ ૧૩ ॥ એટલે મનમાં નીશ્ચે ધાર્યું, પ્રધાનો કહે તેમ કરવું; ગમે તે તરફનું પાતક બેસે, પણ માહારે નવ ફરવું. ॥ ૧૪ ॥ એવું ધારીને એ બોલ્યો, હંસદ્ધુજ રાજન; તમોને ઘટે તેવું કરજો, લ્યો માહારૂં વચન. ॥ ૧૫ ॥ હું તો હવે કાંઇ નહી બોલું, મનને ગમે તે કરો; પ્રધાન કહે પુત્ર તમારો; ન માને કે માને ખરો. ॥૧૬॥ તમે ન બોલોને પુત્ર તમારો, કહ્યું ન કરે કદાપી; ત્યારે શું કામ કહીએ અમે, ગણીએ પુરણ પાપી. ॥ ૧૭ ॥ માટે પુત્ર વચને બાંધો, તેપછી અમને ફાવે; શું કાંઇ તરછટ ખોટું કરશુ, નહી કાંઇ વિચાર આવે. ॥૧૮॥ બોલીને એવો આપ્યો ભરૂસો, રાયે વિચાર્યું એમ; મોઢેથી ગમે તેમ બોલે, પણ પુત્રને મારે કેમ. ॥૧૯॥ એમ ધારી સુધનવાવા પ્રત્યે, તાતજી વદીઓ વાણી; દીકરા જે પ્રધાન કહે તે, કબુલ કરો મન આણી. ॥ ૨૦ ॥ થવાકાળ હશે તે થાશે, વચન દો કુંવાર; જે આપણું અન્ન ખાય છે તેને, નહી કેમ હોય વિચાર. ॥ ૨૧ ॥ વિશ્વાસ રાખી કબુલ કરો, એ કેમ દેશે છેહ; તાતનું કહ્યું માન્ય કરો, બુદ્ધીવંત છે એહ. ॥ ૨૨ ॥ ખાય તેનું ખોટું નવ વાંચે, નીશ્ચે જાણજે પુત્ર; માહારૂં અન્ન ખાઇને શું માહારૂં, ધુળ કરશે ઘર સુત્ર. ॥ ૨૩ ॥ હું કહુ કહામાં પડો પેહેલા, તો તારૂં માગેલું જેહ; કબુલ મેં જીભ્યાયે કરેલું, મીથ્યા જાય છે તેહ. ॥ ૨૪॥ દરસણ કરવાનું કહુ પહેલું, તો મરે પ્રધાન આપ; છે બેઉ બ્રાહ્મણની જાતી, તેનું લાગે પાપ. ॥ ૨૫ ॥ માહારે તો નથી મારગ એકકે, વીચારીને જુઓ; આ બાજુ છે વાઘ્ય મોહોટી, આ બાજુ છે કુઓ. ॥ ૨૬ ॥ માટે પ્રધાનોને હાથે, કરવા દે તું ન્યાય; ભરી સભામાં કરજોડીને, બોલ્યો સુધનવાય. ॥ ૨૭ ॥ તાત તમારી મરજીએ મરજી, વચને બાંધેલા આપ; સુખ દુખ હું કાંઇ માનતો નથી, સુરના

જ્ઞાન પ્રતાપ. ॥૨૮॥ એવું પોતે કબૂલ કીધું, તે જાણી સરવે વાત;એટલે ભરી સભામાં ઉઠયા,સુધનવાના ભ્રાત. ॥૨૯॥ગરજના કરીને તે બોલ્યા, પુરણ કરીને રીસ; નહી સોંપવા દઇયે બંધુને, શત્રુને ખોળે શીશ. ॥૩૦॥ અમારા ઘરનો પેટ ભરો શું, કરે અમારો ન્યાય;જો કદી એવું બનેતો; ઉતપાત મોહોટો થાય. ॥ ૩૧ ॥ મરશું મારશું ધારશું માઠું, સૌ જણવીશું જોર; એટલે રહીઅત ગામ તણી તે, કરતી સોરબકોર. ॥ ૩૨ ॥ મારો મારો પ્રધાનોને મારો, કહી ઉછાળી રેણુ; શું સમજી એને ન્યાય સોંપે, હેંણો તે કરશે હેંણુ, ॥ ૩૩ ॥ ભલો તે ભલાઇ ન મુકે, ભુંડો ન મુકે ભુંડાઇ; બ્રાહ્મણને પેટ અવતર્યો તે, તેમાં શી થઇ નવાઇ. ॥ ૩૪ ॥ વીપ્ર તણાં તો લક્ષણ નથી. અવર વિર્યના એહ, તે વણ વિપ્રીત કોઇ ન ધારે, સમજવાનું તેહ. ॥ ૩૫ ॥ એટલે સુધનવા ઘણો ગાજ્યો, બોલ્યો બળમાં વાણ; વચન મહારૂં સુણે ન તેને, પોતાના ધર્મની આણ. ॥૩૬॥ તવ સરવે લોક છાના રહ્યા, બોલ્યો સુધનવા મુખ; એ ન્યાય કરે તે કબુલ માહારે, તો અન્યને શુ દુખ. ॥૩૭॥ હું માહારે વચને બંધાયો,તે કોણ છે છોડનાર, મુજ માટે ઉતપાત કરો તો, તમને હત્યા ચાર. ॥૩૮॥ તવ સહુ લોકે હાથ ઘશીયા, હવે નહી ઉપાય; મોઢેથી મોહોત માગી લેછે; પોતે સુધનવાય. ॥ ૩૯ ॥ આયુશ એનો આવી રહ્યોછે, માટે આ મતી સુજી; શત્રુની પાસે શીખ-માગે, અન્ય કરે શું ઝુઝી. ॥ ૪૦ ॥ એમ ધારી સહુ મુન્ય બનીયા, બોલ્યો સુધનવા ભક્ત; કહો પ્રધાનો હુકમ શું છે, લોચન રહ્યાં છે રક્ત. ॥ ૪૧ ॥ પ્રધાને. બે ઉભા થયા, હુકમ કરવા માટ, લોકોયે જાણ્યું બહુ થઇ કેહેણી, માટે ફેરવશે ઘાટ. ॥ ૪૨ ॥ તેલમાં તળવાનું નહીબોલે, શું કંઇ નહી હોય લાજ; એવે બેઉ પ્રધાનો બોલ્યા, કાઢાને મોહોટો અવાજ. ॥૪૩॥ સુધનવા જો હુકમ અમારો,તે હુકમ માન્ય કરો,તેલ કઢા કકળાવી છે તેમાં, પડીને તમે મરો. ॥૪૪॥ એવી પાપીએ આગના દીધી, વરત્યો હાહાકાર; અરેરે આ વેણ નીકળીયું, તેતો નથી ફરનાર. ॥ ૪૫ ॥ સુમત ભરેલા પ્રધાનો છે, સુધનવા બળવાનો; એણે કબુલ કરયું છે માટે, બોલેલું પળવાનો. ॥ ૪૬ ॥ વળણ. ॥ બોલ્યું પળશે ભક્ત એ; હંસધ્વજનો તન, કહે વલ્લભ એમ લોકનાં,નીકળીયાં વચન.॥

# કડવું ૩૫ રાગ કાફી.

હાંરે બોલ્યા જયમુની મુખ વાણી, પછી રહીયત સૌ ગભરાણી; હાંરે સહુ આસુડાં પાડીને રડતું, મુરછાવંત થઈ થઇ પડતું. ॥ ૧ ॥ હાંરે નાંખે બાળક કારમી ચીસ, કૈંક કકળીને કુટે શીશ; હાંરે કૈંક લમણે કર દઇ ડોલે, નીસાસા નાંખી હાય હાય બોલે. ॥ ૨ ॥ હાંરે દૈવ કોપ થયો આ તારો, મરવા બેઠો સૌને તારનારો; હાંરે કૈંક ઉઠી ઉઠી કરે જાંખી, પાછા બેસે નીસાસા નાખી. ॥ ૩ ॥ હાંરે બળ્યું જીવતર જીવી શું કરવું, મરે ભક્ત તો આપણે મરવું;હાંરે નજરે દેખી દાજવું દલમાં, તે કરતાં રૂડું મરવું આ પલમાં. ॥ ૪ ॥ હાંરે કૈંક કહે ન કરવો તંત, પરણ્યા પેહેલું તે શાનું શ્રીમંત, હાંરે પાણી પેહેલાં શું મોજડાં ઉતારો, મુરખાઇથી મરવું ખારો. ॥૫॥ હાંરે એમ એક એકને સૌવારે.જરા જંપ્યું જગત લોક ત્યારે; હાંરે પછી પ્રેમદા જે પ્રભાવતી, તમને મરવા નહી દેઉં પતી. ॥ ૬ ॥ હાંરે પડુ કઢામાં તમ વર્તી, પીઉ સંગ બળે તે સતી; હાંરે જીવવા આશા ન રાખું રતી, તેથી થાશે માહારી મોક્ષ ગતી. ॥૭॥ હાંરે એવું કહી કહી વારણાં લેતી, સ્વામીને અતી આશીશ દેતી; હાંરે માહા કંથ સુખાળા સ્વામી; પેલા ભવના પાપે પડી ખામી. ॥ ૮॥ હાંરે માહારી લીલી વાડીના રમનારા, યોબન બાગ વિશે ભમનારા; હાંરે માહારો સાચવ્યો બાગ કરમાસે, માળી વીના પાણી કોણ પાશે. ॥ ૯ ॥ હાંરે માહારી પુશ્પ સેજે પોઢનારા, પીઉ આછાં અમર ઓઢનારા; હાંરે પોઢતાં સુંવાળી સેજમાં પ્રીતે, સુશો તેલ કઢામાં શી રીતે. ॥ ૧૦ ॥ હાંરે તમો તાપે અકળાતા ભારી, પડુ તેલમાં પવન ઢોળનારી; હાંરે એવું કહી કહી આક્રંદ કરતી, બેઉ આંખે આંસુડાં ભરતી. ॥ ૧૧ ॥ હાંરે પૃથ્વી પડીને પછાડાયો ખાતી, કાળ ભરી કુટે શીશ છાતી; હાંરે એમ પ્રભાવતી વલવલતી; એની આંખડી અતીશે ગળતી. ॥૧૨॥ તવ કોવળીકા કારમી ચીશે, માંડયું આક્રંદ એણે અતીશે; હાંરે એની સુખવંતી જે માડી, નાંખે પાશાણ શીશ પછાડી. ॥ ૧૩ ॥ હાંરે તેથી છુટે શ્રોણિત ધારા, હાંરે દેખી રડે છે લોક બીચારા; હાંરે એમ અતી વલોપાત ચાલ્યો, માયે પુત્ર તણો કર ઝાલ્યો. ॥ ૧૪ ॥ હાંરે તમે શી રીતે મરશો વાહાલા, કાલું બોલોને કુંવર કાલા; હાંરે માહારે ખોળે બેશીને રમતો, મોઢે માગી માગીને જમતો. ॥ ૧૫ ॥ હાંરે માહારા પુત્ર પુરણ ભાગ્યશાળી, આજ માતાને ઉભીજ બાળી; હાંરે મરતાં ચક્ષુથી કેમ જોવું,

તારા પેહેલો મારો પ્રાણ ખોવું. ॥ ૧૬ ॥ વળણ. ॥ પ્રાણજ ખોવું માહારો, એવું ધાર્યું માય; વદે વલ્લભ સમજાવતો, જનુની સુધનવાય. ॥—



## કડવું ૩૬

## સૌને ચોરાશીનો ફેરો ટળ્યો છે એ રાગ.

માતાજી શું કરશો મરીને, છાનામાંના સમરો હરીને; માતાજી શું ટેક. ॥ આપને મરવું તે પાપ કરવું, નહી આવે આદેહ ફરીને ॥માતાજી શું ॥ ૧ ॥ તાતને વચને તેલમાં તળાવું, શું લાહાવો લેવો છે ઉગરીને ॥ માતાજીશું ॥ ૨ ॥ હજી તો થાશે ધાર્યું ધણીનું, કેમ જાણ્યો મરવો નીશ્ચે કરીને ॥ માતાજીશું. ॥ ૩ ॥ માહારે તારે સંસ્કાર હશે તો,જીવી શકાયા કઢામાં ધરીને,॥માતાજી શું ॥૪॥ રણ સબંધ પુરો થયો હશે તો, ઉગારશો તમે કેમ કરીને, માતાજી॥૫॥ જો શેવક હૈશ હરીનો, તો આવીશ તેલમાંથી નીસરીને. માતાજી શું ॥૬॥ નાથવલ્લભનોછેવશમાહારે,તોપછી શું કરવું ડરીને, માતાજી શું, ॥ ૭ ॥ વળણ. ॥ એમ સમજાવી માતને, સાહ્ય કરશે ભગવાન; જે હેતશ્વી માહરાં, તે ધરજો હરી ધ્યાંન. ॥



## કડવું ૩૭ રાગ આશાવરીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું, સુધનવાની કથાય. ॥૧॥ સર્વ સજનને સુચના આપી,કોઇ ન કરશો કલેશ;વચને પળવું તેલમાં બળવું, વેહેવારમાં નહી દ્વેશ. ॥૨॥ પ્રધાનોને અમલ સોંપી, બેઠો માહારો બાપ; તે વારતા કબુલ કરી છે, મેં પણ માહારે આપ. ॥ ૩ ॥ મને ગમ્યું મેં કબુલ કીધું, કોઇને શા સંતાપ; હવે ગરબડ કરે તેને, ગૌહત્યાનું પાપ. ॥૪॥ એટલે સરવે સ્તબ્ધ થઇને, અળગા રહ્યા છેક;સુધન્વાને ઈશ્વર સાથે, સાચે સાચો ટેક. ॥૫॥ ગોવિંદને ગમતું હશે તો; ગોવિંદ કરશે એવું;જો નહી ગમતું હોય હરીને,તો પછી વિઘ્ન કેવું. ॥૬॥ ધારણા ધણીની ધારી થાશે,અવરનું શું જોર;આ વેળા શું મારી વાહારે, નહી ચઢે કીશોર. ॥ ૭ ॥ સત્યે ચડવું તેલમાં પડવું,રડવું નહીં લગાર; આંખમાંથી આંસુ નીકળે તો, જગત ગણે ગુમાર. ॥ ૮॥

તે કરતાં દહન થાશું તો, શું ગયું ને શું આવ્યું; કૃષ્ણ દરસણની ઇચ્છા રેહે છે,એટલું મને ન ફાવ્યું. ॥૯॥ હરી ફરાને સગાં વ્હાલાનું,દુખડું ઉપજે મનમાં; પણ તે મનથી નાંખવું કાહાડી, રેહેવું આનંદ ભોવનમાં. ॥૧૦॥ કોના સગાંને કોના વાહાલાં, કોનાં ભાઇને ભગની,કોનાં માતપીતાને નારી, વારતા વેહેવાર વગની. ॥૧૧॥ શાને માટે માનું માહારૂં,સાચી નથી સગાઇ; માયાનો વેહેવાર વિપ્રીત, ખોટી ઠાઠ ઠગાઈ. ॥ ૧૨ ॥ એવું ધારી કલ્પના કાહાડી,મરવા થયો તૈયાર;સભા વિશે ઉભા રહીને, ઉતાર્યાસણગાર. ॥૧૩॥ મુગટ જામા કવચ બક્તર, પટકોને સુરવાલ;કમરપટો ઉતારી મુકયો,ચરણ મોજડી લાલ.॥૧૪॥ કટી લગી કછ ભીડી લીધો, સમરતો શ્રીહરી; પછી પીતાને પાયે પડીયો, આજ્ઞા આપો ફરી. ॥૧૫॥ એટલે હંસદ્વજ એમ બોલ્યો, ફરી શું માગે વિચારી, પ્રધાનોએ આગના દીધી,તે માની લેજે માહારી. ॥૧૬॥તવ સહુ લોકે હાથ ઘશીયા, રાય નથી જરા ડાહ્યો:પ્રધાન આગળ કાંઈ ન ચાલ્યું,શા કારણ વેચાયો. ॥૧૭॥ એવે તાતનું વચન સુણી, આનંદ રૂપમાં માહાલ્યો,હસ્તો રમતો રાજી ખુશીથી,તેલમાં પડવા ચાલ્યો. ॥૧૮॥ તવ પ્રધાને ઉઘાડાં ખડગે, ત્યાર કર્યા બહુ યોદ્ધ;અચુત શેવક સુધન્વાની,સાથે રહો ધરી ક્રોધ.॥૧૯॥ આડો અવળો ન જાય નાશી, કુદીલો કરશે કેહેર; આડું અવળુ પગલું ભરેતો,મારી નાંખજો ઠેર. ॥૨૦॥સુધન્વાની પુંઠળ કોઇ,આવે નહી નરનારી; જો આવે તો રાખજો રોકી, બંધન કરજો ભારી. ॥૨૧॥ હુમલો કોઇ કરી નવ શકે, તેવા ચેતન રહેવું; આખો હુકમ આપુછું તમને, તો પછી ડરવું કેવું. ॥૨૨॥ પુરણ સત્તા સૌ વાપરજો, કરજો અમારૂં ધાર્યું; રાજાનું કે પ્રધાનોનું, હવે ન કરશો વાર્યું. ॥૨૩॥ એટલે બકતરીયા બહુ બળીયા, ઉપડયા ચડી ચોટ;સુધનવાને વચમાં ઘેરી,વળીયો મોટો કોટ. ॥૨૪॥ ઉઘાડાં ખડગે ઉંચા પોહાળા,યોદ્ધાએ ઘાલ્યો ઘેરો; પારજ પાડવો ગમે તે કરી,મનસુબો પ્રધાન કેરો. ॥૨૫॥ એવે સમે સુધનવા સતીયો,મતીયો અપરંમપાર;રાય બેઠો છે તેના સાંમી,તેલ કઢા તૈયાર.॥૨૬॥ તે રાજાથી દેખાય નજરે,તેમ ઉભુ છે લોક; દુષ્ટોને મન આનંદ અતિ, હરીજનોને શોક.॥૨૭॥ અસુર બુદ્ધીના એમ ધારે,તેલના ઉભરા ચડશે; તેમાં બળતાં કુદકારા કરશે,જોવાની મજા પડશે.॥૨૮॥ હિમત રાખીને હવણાંતોપ ડશે, પણ પછી પોકાર કરશે; એકાએકએ શેકાઇ જાશે,તરફડતો એ મરશે.॥૨૯॥ એ ગમ્મત આવશે જોવાની, પાપે વદી પેઠ ભરતા; કોમળ જીવનાને દયાળું, કેવું કેવું આચરતા. ॥૩૦॥ અરેરે એ જીવને કેવું

થાશે, જાગ્યો છે શત્રુ બાપ; કોમળ કાયાનો સુધનવા,કયાં દીઠેલો તાપ. ॥૩૧॥ ત્રૈણે રત્યોની રાખે બેઠકો, જુદા જુદા વગની;ઉષ્ણુ રતુએ તડકો ન ખમે, તે કેમ ખમશે અગની. ॥૩૨॥ તન નવ તપે મન નવ તપે,સદા રહે સુખ રીતે; ઉકળતું તેલ તે કેમ ખમશે, પ્રાણ જશે વિપરીતે.॥૩૩॥ પડતું નાંખતાં તેલ કકડશે,ચરચર ચાંમડી બળસે;ફોલ્લા ઉઠશે ઉઠીને ફુટસે, ભજીયાંની તુલ્ય તળસે. ॥૩૪॥ આપણાથી દેખી કેમ ખમાસે, દેખીને દાજવું દલમાં;કૈંક કહે જીભડી કરડીને, હું પ્રાણ કાઢીશ પલમાં. ॥૩૫॥ કૈંકના મનમાં એવું આવ્યું, ચાલો પેલે વ્રક્ષ જૈયે, ભકતને મરતો નજરે દેખી, વસ્ત્રના ફાંસા ખૈયે. ॥૩૬॥ કૈંક કહે નજરે જોવાને, કઢાની કને અડવું; સુધનવાની સાથે સરત્તે, ઉછળી તેલમાં પડવું.॥૩૭॥કૈંક જનોએ બાધા રાખી, જો ઉગરે હરીજન; તો તો ઘેર તેડીને જમાડું,સત બ્રાહ્મણના તન. ॥ ૩૮ ॥ કૈંક કહે દસ ગૌદાન આપું, એમ કરે સૌ કોઈ; પ્રથમ મનને દઢતા રાખી,લોક રહ્યું છે જોઈ ॥ ૩૯ ॥ એવે સમે હંસદ્વજ બોલ્યો, ચરીત્ર શુ કરે બાળ; તલપીને પડ તેલ કઢામાં,તવ સમે માહારો કાળ. ॥ ૪૦ ॥ વળણ. ॥ કાળ સમે માહારો, ક્રોધે વદ્યો એમ તાત; વ્યાસ વહ્લભ કહે તે સમે, ગઇ પાન્ડવમાં વાત ॥



## કડવું ૩૮ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુધન્વાની કથાય. ॥ ૧ ॥ એ વારતા ગઇ પાન્ડવ દળમાં, અરજુને કર્યો વિચાર; અરેરે વણ મોહોતે મરે છે, રાય તણો કુંવાર. ॥ ૨ ॥ ચાલો ચાર પાંચ મારથી જૈયે, જોવા મળ્યું હશે જગત; કહેવાય છે પવિત્ર સુધનવા, પ્રભુ તણો છે ભકત. ॥ ૩ ॥ એટલે વર્શકેતુ એમ બોલ્યો, સુધનવા છે જ્ઞાની; સાક્ષાત પ્રભુને મળી ચુકેલો, હરનીશ હરનો ધ્યાની. ॥ ૪ ॥ અરજુનજીકહે હોય એવો તો, તેલમાં નવ્ય તળાય; કોહો ના કોહો પણ સામળીયોજી, કરશે એની સાહાય. ॥ ૫ ॥ ચાલો ત્યાં જઇએ જોવાને, જણાશે જુઠુ કે સાચું; તેલમાં જો કાયા બળશે તો, ભકતપણું એનું કાચું ॥ ૬ ॥ વર્શકેતુ કહે ભકતપણામાં, કાચાને સાચા કેવા; અરજુન કહે લે સમજાવું, સાચાને જોયા જેવા ॥ ૭ ॥ સાચો શેવક હોય.તેનો, ન હોય ઝાઝો ઠાઠ; જગતમાં ભકતપણુ ન બતાવે, સાદા સીધા હોય ઘાટ. ॥ ૮ ॥ ઝાઝાં ટીલાં ઝાઝાં ટપકાં,

ઝાજી કોટમાં માળા; ઝાઝા ડોળ ડમાક કરે તે, જગત ધુત્યાના ચાળા. ॥ ૯ ॥ ભગવાનનો એ ભકત ન કેહેવો, જગતનો ભકતજ સાચો; છેવટ હરીને ચરણે જાતાં, જરૂર પડે કાચો. ॥ ૧૦ ॥ ખોટા ભકતની ધારણ કેવી, તે સમજાવું તુને; શ્રીકૃષ્ણે કુરૂ ક્ષેત્રમાં, સમજાવ્યો તો મુને.॥૧૧॥ પાખંડી મનમાં એમ જાણે, ઓળખશે બધું જગત; કોઇનું પાડેલું નામ ફેરવશું, કેહેવાઇશું હરીભકત. ॥ ૧૨ ॥ પધારો કહીને બોલાવશે સૌ, વળી કરે નમસ્કાર; પુજાઇશું આખી દુનીયામાં, ચઢશે પુરપના હાર ॥ ૧૨ ॥ વીધવીધનાં વળી ભોજન મળશે, ટળશે, ક્ષુધા પીપાશા; શેવાના કરનારા મળશે; રાખી હરીપદ આશા. ॥ ૪ ॥ કૈંક પ્રાણી મને ઢોળશે વાયુ, કૈં જન ચાંપશે ચરણ;પાણી માગતાં દુધ દેશે,કૈં જન રેહેસે સરણ. ॥૧૫॥ ભગવાન મળવાના હસે તો મળસે, પણ સેવા ચાકરી થાસે; મોઢે બરબડી માળાયો લેવી, તેમાં શું આપણુ જાસે. ॥૧૬॥ તાળીયો પાડી પડાવવી સૌને, ગમ્મત બે ઘડીવાર; નાચીને નચાવીશું, તમાસો થાસે અપાર. ॥ ૧૭ ॥ અબળાઓ આવસે સેવામાં, આપણુ વેણ ન ચુકે; ગમે તે કરશું પણ ભકત જાણી, જગત નહી આળ મુકે. ॥ ૧૮ ॥ કેહેસે કે એ સંત પ્રાણી, કુબુદ્ધી નહી હોય; દેખસે નજરે ને વાત કરસે, પણ નંહી માને કોય. ॥ ૧૯ ॥ રાજ દરબારે માન્ય પામીશું, જેને તે રાખસે શ્રદ્ધા; બોલીશું જુઠું મનાસે સાચુ, વશ રહે ચોબન વ્રદ્ધા. ॥ ૨૦ ॥ કોઇ વાતે નથી કષ્ટી હામાં, માટે આ ધંધો કરવો; જેમ જેમ દુનીયા વિષેશ માને, તેમ તેમ વેશજ ધરવો ॥ ૨૧ ॥ રીધ સીધને વઇભોગ મળસે,ટળસે વેહેવાર વ્યાધી;દેવું લેહેણુંને નાત જાત કરવી;તે સહુ જાસે ઉપાધી. ॥૨૨॥ નાહી ધોઇને સ્વચ્છ રેહેવાસે, કેહેવાસે જગમાં સારૂં; આગળનું કયાં જાણીયે છીએ, અજવાળુ કે અંધારૂ. ॥ ૨૩ ॥ પ્રભુ મળવાનો કયાં છે મારગમાં, પણ તેને નામે પોસાશું; સગાંને છોકરાં ન ખવરાવે, તેવા પદારથ ખાશું. ॥ ૨૪ ॥ પ્રભુની મતમા સ્થાપન કરશું; પેટ ભરશું તેને બાને; ઠાકોરજીનો રાજભોગ કહીને, જમશું જેવું મન માને. ॥ ૨૫ ॥ પાયસાન પુરીને માલપુડા,સામગ્રી જુદી જુદી; આજ ધરાવવા જોઇએ લાડુ, જોઇએ આજ બાસુદી. ॥ ૨૬ ॥ એમ કહીને ભોજન કરશું, મન ગમતું વારોવાર; એવું ધારી ઘણા ભકત બને છે, ઓરે કર્ણ કુંવાર. ॥ ૨૭ ॥ પણ તેના સંગીને તે ભકતો, પડસે પ્રભુ કને કાચા; વર્શકેતુ કહે ઓરે પીતાજી, કીયા સમજવા સાચા. ॥ ૨૮ ॥ અરજુનજી કહે સાંભળ બેટા, સમજાવું સાચાનો

સાર; નહી ટીલાં ટપકાં નહી માળા મણકા, નહી તજેલો વ્હેવાર. ॥૨૯॥ પુત્ર પરીવાર સંસાર વિસે, સત્ય સેવક રહે કેવો; જગત જંજાળી જાણે પણ, જળમાં કમળવત જેવો. ॥ ૩૦ ॥ વ્યવહાર વરતે સારે ને નરતે, ઉદ્યોગમાં બહુ પ્રીત; બાળ બચ્ચાં દેખી લાડ લડાવે, પણ પ્રભુ સાથે ચીત. ॥ ૩૧ ॥ જગતમાં જીવ નિંદ્રા કરે, પણ તે મનમાં ન લાવે; રટણ રૂદેમાં રામજી કેરૂં, હોઠને નવ ફફડાવે. ॥ ૩૨ ॥ જગતમાં ભકત કેહેવરાવવાની, જરા નહી ઇચ્છાય; દાનત નહી દેખાડવાની, જીભ જપે જગરાય. ॥ ૩૩ ॥ માળા ગ્રહ્યા વણ હોઠ ફફડયા વણ, શું નહી સમરાતા હોય; સાચા ભકતો ભજે છે મનથી, જ્ઞાન વારતા કરી જોય. ॥ ૩૪ ॥ જ્ઞાનની વારતા થતી હોયે ત્યાં, જ્ઞાન કથન કરી જાણે; વેહેવાર જ્યાં વરતાતો હોય ત્યાં, વ્યવહારનો પક્ષ તાણે. ॥૩૫॥ જગત જાણે જંજાળી છે, પણ ન્યારોને ન્યારો; દુનીયાં દેખે દુષ્ટ સરીખો, મનથી સત્ય બોધ પ્યારો. ॥ ૩૬ ॥ ન્યાય નીતીની રીતી સમજે, પેહેરે ઓઢે ને ફરે; સાચા ભકતો તેવા રેહે છે, કોક પરીક્ષા કરે. ॥૩૭॥ એવાના પરીક્ષક હોય થોડા, સાચાને શું જાણે જુઠા; જુઠે જુઠાનો મેળ બેસે, કર્યા કરે કડાકુટા. ॥ ૩૮ ॥ બેઉની રીતી બતાવી તુને, ઓરે માહારા બાળ; ચાલો આપણ જોવા જઇયે, શું સાહાય કરે ગોપાળ. ॥ ૩૯ ॥ એમ ધારીને દસ વીસ યોદ્ધા, રથપર બેશી ગયા;સુધનવાનું સંકટ જોવા, એકાન્ત ઉભા રહ્યા. ॥ ૪૦ ॥ વળણ ॥ એક સ્થળ ઉભા રહ્યા, સુણ પરીક્ષતના તન; વલ્લભ વાણી ઓચરે સાંભળજો હરીજન. ॥



# કડવું ૩૯ રાગ ચોપાઈનો.

બોલ્યા જયમુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી;બોલ્યાં હંસદ્વજ મુખ એમ. પુત્ર વાર કરે તુ કેમ. ॥ ૧ ॥ તવ સુધનવા કહે તાત, તમો સાભળો માહારી વાત; તેલમાં પડવા છું ત્યાર,મને સાહાય છે જુગદાધાર. ॥ ૨ ॥ જેને સામળીયો હોય સાહ્ય. તેને શત્રુથી શુ થાય;માહારી ભકતી જો સાચી હશે, તોતો પ્રભુના દરસણ થસે. ॥ ૩ ॥ કરૂ દરસણ તે પછી મરૂ, તેલ કઢા થકી ઉગરૂ; નથી તેલમાં હું બળવાનો, છે સબંધ હરી મળવાનો. ॥ ૪ ॥ મુને સાહ્ય છે પુરૂશ પુરાણી, તમારૂ તેલ દેખુછું પાણી; તમે દેખો છો ઉષ્ણ અતીશે, પણ મુને શીતળતા

દીસે. ॥ ૫ ॥ તમે ચુલામાં પાવક નરખો, હુંતો દેખુંછું બરફ સરખો; માટે અગની ધીક ધીકાવો; કાષ્ટ નાંખી ઘણો સળગાવો. ॥ ૬ ॥ તાપ કરી કકડાવો તેલ, પછી જો જો પ્રભુનો ખેલ, હશે દરસણુની સાચી મરજી, તોતો સાંભળશે માહારી અરજી. ॥ ૭ ॥ હશે ધણીની સાથેસાચું; કદી કહેલુ નહી પડે કાચું; જેને સાચો સામળીયાનો સ્નેહ; કદી કષ્ટ ન ભોગવે તેહ. ॥ ૮ ॥ જેને વશ હશે વનમાળી, તેને કોણ સકે છે બાળી; જેને માંથે બીરાજે મોરારી, તેને કાળ ન નાંખે મારી. ॥ ૯ ॥ જેનો સ્નેહી ગોવર્ધન ધારી, તેતો ન જાય કોઇથી હારી; જેને માંથે મોહોટા મુકંદ, તેને સદાકાળ આનંદ. ॥ ૧૦ ॥ જેને માંથે દેવાધી દેવા, તેને શત્રુતો તરણા જેવા; જેને દયા કરેલી દયાળે, તેને પાવક સુર્ય ન બાળે. ॥ ૧૧ ॥ જેને માંથે વિશ્વંભર ધણી, તેને ન અડે ખડગની અણી; જેનો કર ઝાલ્યો મોરારે, તેતો ન મરે તરવાર ધારે. ॥ ૧૨ ॥ જેણે સાધેલો પોતાનો ઇશ, તેને શું કરે સોમલ વિશ; વળી વાઘ ને નાગ શું કરે, ભકત પાશાણુ મારે ન મરે. ॥ ૧૩ ॥ કોટી શત્રુમાં જીતીને આવે, હરી વિમુખને નવ ફાવે; માહારા હૈયાને હીમ્મત ઝાજી, હવે જોઇ લેજો રંગ બાજી. ॥ ૧૪ ॥ એવે હંસધ્વજ જે રાય, તેને સંકલ્પ વિકલ્પ થાય; પુત્ર કેહે છે તે જુઠુ કે સાચુ, મને બોલેલું લાગે કાચુ. ॥ ૧૫ ॥ જોયું બેઉ પ્રધાનોના સામું, હુંતો સાંભળી વિસ્મય પામુ; તવ પ્રધાન સાંભળી રૂઠયા, કરી ગર્જના બોલી ઉઠયા. ॥ ૧૬ ॥ અલ્યા જોયા ઘણા તુજ જેવા, તેં શી કરી છે હરીની શેવા; ઘણા મુની તપસ્વી ત્યાગી, તેને પ્રભુની શોધ ન લાગી. ॥ ૧૭ ॥ ઘણા ધ્યાની વિવેકી વેરાગી, તેતો ભટકીને ખાય છે માગી; તુતો ઘરબારીને સંસારી, તારે સગું વ્હાલું ને નારી. ॥ ૧૮ ॥ ખાનપાનવાળો વ્યભીચ્ચારી, કયાંથી રીઝે તુને મોરારી; ભકતપણું દેખાડી ડરાવે, તેતો અમારી ધ્યાનમાં નાવે. ॥ ૧૯ ॥ અમે ટુંકારો કરશું ફરીથી, નથી ડરતા તારા હરીથી; ખરો સેવક કયારે ભાસે, કેહેવરાવ હરીની પાસે. ॥ ૨૦ તવ આકાશથી થઇ વાણી, થવા બેઠું તારૂં ધુળધાણી; સાચો હરીતણો એ ભકત, એને વશ જગદીશને જગત. ॥ ૨૧ ॥ નથી તેલ થકી બળવાનો, મુકો મનસુબો તળવાનો; એવો શબ્દ થયો આકાશ, પડયો હરીજનને વિશ્વાસ. ॥ ૨૨ ॥ રાજા કહે પ્રધાનો કેમ, મુજ મનમાં પડયો બહુ વેમ; 'માહારૂં કે તારૂં ધુળધાણી, કરશે શ્રીપુરૂષ પુરાણી. ॥ ૨૩ ॥ પછી પ્રધાન બોલ્યા ગાજી, તારા પુત્રની પડપંચ બાજી, તે હું સર્વ જાણુછું રાય, એવા શબ્દ થકી

શું થાય. ॥ ૨૪ ॥ થઇ વાણી તેતો છે તુત, એનું સાધેલું બોલ્યું ભુત; તેવું થવાથી શું અમે ડરીયે, કદી પગ પાછો નવ ભરીયે. ॥૨૫॥ અમારૂં ધુળધાણી છો થાતું, અલ્યા સુધન્વા પડ જા તું; તારા મુકી દે ચટકાને ચાળા, મ્હારા પેટમાં લાગે છે લાહાળા. ॥ ૨૬ ॥ ઉષ્ણ તેલમાં જૈ પડ આપે, દુખ નીવાર્યું શું તુજ બાપે; તારો ઇશ્વર શું નિવારે, તેલમાં તળશો છે અમારે. ॥ ૨૭ ॥ ચાલ્યો જઈને નાંખ પડતું, તને દેખી મને ઝેર ચડતું; વળી ભકતનો ડોળ બતાવે, સહુ દુનીયાંને સમજાવે. ॥ ૨૮ ॥ પણ અમેને માનીયે જરા, તને બાળીયે ત્યારેજ ખરા; તુજ જેવા ધુતારા જોયા, અમે કૈકના જીવજ ખોયા. ॥ ૨૯ ॥ અલ્યા પડપંચી પાખંડી, હણીયે તુજ પુંડળ મંડી; પોતાને આપે પડસો તો સારૂં, નહી તો મન ભમસે અમારૂ. ॥ ૩૦ ॥ પછી પડપંચમાં અમે ફરશું, તને બાંધવા હુકમ કરશું; કરશું કબજે બાળ કરી, દુખ પામીને જાસો મરી. ॥ ૩૧ ॥ તવ સુધન્વા એમ કેહેછે, તમ જેવા ઘણા વસે છે; અલ્યા ઇશ્વર જેનો સાચો, તેનો કદી પડે નહી પાછો. ॥ ૩૨ ॥ વળણ. ॥સાચો પાછો પડે નહીં, સાહાય મુને ભગવાન; જો જે તાહારાં ચક્ષથી, તેલમા કરશું સ્નાન. —



# કડવું ૪૦ રાગ સાખીનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણજનમેજે રાય; વિસ્તારી તુજેને સંભળાવું, હરીજનનો મહીમાય. ॥ ૧ ॥ સુધન્વા સેવક હરીનો, મરવા થયો તૈયાર; કચ્છ ભીડેલો તાવડા ભણી, ચાલ્યો તેણીવાર. ॥ ૨॥ પ્રભુ સમરતો ધ્યાનજ ધરતો, મરવું છે મનમાં લાવ્યો; ઇશ્વર ઉગારે તો ઉગરવું, તાવડા પાસે આવ્યો. ॥ ૩॥ ટગટગ સરવે લોક જુએ છે, વળો જુએ માબાપ; સંખ લેખે કહ્યું દાસોને, ચુલામાં ઘાલો તાપ. ॥ ૪ ॥ બહુ બળ દાખો કાષ્ટજ નાંખો, ન નાંખસો જીવ ચોળી; તાવડાની આશપાસ દીસે, જાણે સળગી હોળી. ॥ ૫ ॥ નીકળે જવાળા ઉછળે લાહાળા, તતડીને તનખા છુટે; એવો વીકરાળ વહની કરો, દેખીને ત્રાસ છુટે. ॥ ૬ ॥ એવી જ્યાં આગના આપી કે, સેવક ઉઠયા સાત; કાષ્ટનાંખી ચુલો ભરીયો, અગની થયો પુરપાટ. ॥૭॥ તાવડામાં અતી તેલ નાંખ્યું, ખળખળ ઉભરો ચડીયો; સેવકો સળગાવે અગની, કરતા દોટા હડીયો. ॥ ૮ ॥ અગનીનો ઉતપાત અતીસે, નીકળે લાંબી

જ્વાળા. તનખા ઉડે તતડી તતડી, તેલને આવે ઉકાળા. ॥ ૯ ॥ તાપ થકી લોક ખસે આઘું. કૈં રહે અવળા આડા; બળીબળી તેલ બળવા લાગ્યું, નીકળે તે ધુમાડા. ॥ ૧૦ ॥ તે તેલમાંથી નીકળે ભડકા. જોઇ જોઇ પ્રગટયો ત્રાસ; સુધન્વા જીવે આમાંથી, તે ન પડે વિસવાસ. ॥ ૧૧ ॥ હાથ ઘસે છે હોઠ ડસે છે, બહુ ભય પામ્યું લોક; સુધન્વાને જીવવા કેરી, આશા સમજવી ફોક. ॥ ૧૨ ॥ અરેરે કારમો કોપ થયો છે, એવો ચાલે મનસુબો; તેલ તણા તાવડા પાસે જૈ, સુધન્વા તો ઉભો. ॥ ૧૩ ॥ એટલે સુંદર પ્રભાવતી, સુધનવાની નારી; ચીર બરોબર અંગ લપેટયું, મરવું મન વીચારી. ॥ ૧૪ ॥ સ્વામી પડે તવ માહારે પડવું, જીવવું નથી જરાયે; મુજ કંથનું કોઇ નથી સગું; શું જોર માર્યું માયે. ॥ ૧૫ ॥ રડીરડીને સૌ રહ્યું આઘું, કાં ભ્રાત કે કાં ભગની; સૌ જીવતાં રહીને જોઇ રેહેસે, સળગ્યો દાવાનળ અગની. ॥ ૧૬ ॥ પતીની સંગ સતી થાવું, તારૂણીનો તે ધર્મ; નવે ગ્રહો માહારા થયા વાંકા, ફુટી ગયું આજ કર્મ. ॥ ૧૭ ॥ એ રીતિ અબળાએ ધારી, સુધન્વા હરિજન; તાવડા પાસે ઉભો રહીને, કરે પ્રભુનું સ્તવન. ॥ ૧૮ ॥ વળણ. ॥ સ્તવન કરવા લાગીયો, ઉભો રહ્યો એક ચર્ણ; વલ્લભ વાણી ઓચરે, સમરે અસરણ સર્ણ.



## કડવું ૪૧

## મને કેહેર કાંટો વાગ્યો એ રાગ.

ઓ રામરે; રામ રામરામા, તમે છો ઘનશામા, કરો પુરણ મન કામા, હો રામ રામ રામા. ॥ ૧ ॥ ઓ રામરે; તમે સાચા સ્વામી, ગોવિંદ ગરૂડા ગામી, વિનવું છું નામી નામી. ઓરામ રામ રામા. ॥૨॥ ઓ રામરે; ભકતને વશ વનમાળી, પાન્ડવની પીડા ટાળી, કરી કુબજાને રૂપાળી. ઓરામ રામ રામા. ॥ ૩ ॥ ઓ રામરે; શવરીનાં બોર લીધાં, અચળ સુખ દીધાં, પાપીને પાવન કીધાં. ઓરામ રામ રામા. ॥ ૪ ॥ ઓ રામરે; દ્રુપતી જે રાણી, દુષ્ટે ચીર લીધાં તાણી, તે પુર્યાં દાશી જાણી. ઓરામ રામ રામા. ॥ ૫ ॥ ઓ રામરે, મુકંદ વર મોરારી, ગોકુલ વરશ્યો મેઘ ભારી, કરી સાહાય ગોવરધનધારી. ઓરામ રામ રામા. ॥ ૬ ॥ ઓ રામરે, બાળકને હણનારી, પાતકને ન ગણનારી, તે પુતના માશી મારી. ઓરામ રામ રામા. ॥ ૭ ॥ ઓ રામરે, પીઉનું

વેણ ઉથલાવી, રૂશી પત્નીયો આવી, તે વૈકુંઠમાં વસાવી. ઓરામ રામ રામા. ॥ ૮ ॥ ઓ રામરે, દશાનનને હણીયો, વિભીક્ષણ સેવક ગણીયો, પામ્યો ગાદી નામ ભણીયો. ઓ રામ રામ રામા. ॥ ૯ ॥ ઓરામરે, હું સેવક અપરાધી, મેં ભજતાં શું ભુલ ખાધી, તેથી થૈ ઉપાધી. ઓરામ રામ રામા. ॥ ૧૦ ॥ ઓ રામરે, રાંકડો જાણો રાચો, હું તો છું સેવક કાચો, પણ ભરૂસો તમારો સાચો. ઓ રામ રામ રામા. ॥ ૧૧ ॥ ઓ રામરે, હું પાખંડી પુરો, નહી પાતકમાં અધુરો, વળી કુડ કપટમાં સુરો. ઓ રામ રામ રામા. ॥ ૧૨ ॥ ઓ રામરે, અવગુણીયો શીશ નામુ, જરા જો જો માહારા સામું, અત્યારે કષ્ટી પામુ ઓ રામ રામ રામા. ॥ ૧૨ ॥ ઓ રામરે, નથી ઉગર્યાનો આરો, પણ ભરૂસો તમારો, તમે મારો કે ઉગારો. ઓ રામ રામ રામા. ॥ ૪ ॥ વળણ. ॥ મારજો કે ઉગારજો સેવક છે હેરાન;વલ્લભ વદે એમ ઓચરે,ભીડ ભાગો ભગવાન. ॥



## કડવું ૪૨ રાગ બાવલીયાનો.

ભુધર ભીડ વેળાના રેરેરે હો, રડે શેવક રાંકડોરે. ॥ ટેક. ॥ બોલ્યા બોલ્યા જયમુની મુખ વચન, સાંભળ સાંભળ પરીક્ષત રાયના તન; સુધન્વા તો કરે છે પ્રભુનું સ્તવન. ॥ વાહારે ચઢજે વાહાલા રેરેરે હો. રડે. ॥ ૧ ભકત જનોની ભીડે ધાયેલા ગોપાળ, પ્રજાપતની સ્તુતીથી દોડયાતા દયાળ, નીભામાથી ઉગાર્યા મંજારીના બાળ. તે રીતે ઉગારો રેરેરે હો. રડે. ॥૨॥ પ્રલાદજીને દુખડું દેવા માંડયું દંભે, કીધું સમરણ તમારૂં કષ્ટીને આરંભે, કીડી રૂપે વશ્યા જઇને ઉષ્ણ સ્થંભે. તેવા હૈં પધારો રેરેરે હો. રડે. ॥ ૩ ॥ પ્રભુ ગજને હણવા મહ્ત્રે જળમાં ધાર્યો, તવ તે હાથી ત્રાડી તમોને પોકાર્યો; ગોવિંદાજી ગરૂડે જઇ ઉગાર્યો, તેમજ વાહારે ધાજોરેરેરે હો. રડે. ॥ ૪ ॥ પુતના માસી મારીને બાળકો બચાવ્યાં, તેવાં સંકટ તારા સેવકને સીર આવ્યાં; શંખ લખે સગાં વહાલાંને ગભરાવ્યાં, દુખ નથી મરવાનુ રેરેરે હો. ॥ રડે. ॥ ૫ ॥ પણ તમ દાસે સભામાં મુમત કીધો, પ્રધાનોની સાથે વિવાદ ઘણો લીધો, તમ આશાએ સૌને ભરોસો મેં દીધો. હું નથી મરવાનો રેરેરે હો. રડે. ॥ ૬ ॥ તમ હીમ્મતથી અભીમાનનું બોલ્યો સ્વામી, જોજો પ્રભુ લજયામાં લાવતા ખામી; તેથી તમારી શોભા જશે અંતરયામી, નહી માહારે લેવા દેવારેરેરે હો.

રડે. ॥ ૭ ॥ વળણ. ॥ લેવા દેવા માહરે, ન મળે દેવ મોરાર; શોભા લજ્યા તમ તણી, બાનાના આધાર. ॥



## કડવું ૪૩ રાગ ધનાસરી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, તેલ કઢા મહીમાય. ॥ ૧ ॥ સુધ્નવાયે સમરણ કરી, રાખ્યો દ્રઢ વિસવાસ; પડતું ધાર્યું પુરણ પ્રેમે, મનમાં ન રાખ્યો ત્રાસ. ॥ ૨ ॥ પછી પોતાના સામુ જોઈ, કીધો નમસ્કાર; માત તાત ભગનીને નમીયો, છેલ્લા વેલ્લા જુહાર. ॥ ૩ ॥ બોલ્યું ચાલ્યું માફ કરજો, એક જ નમનો સ્નેહ; અવગુણને અપરાધો કરેલા, ક્ષમા કરજો તેહ. ॥ ૪ ॥ તમારા ઘરમાં દેહ ધરાને, સુખ નથી દીધુ તમને; ભાઈઓ મહારૂ કહ્યું કરીને, પાડ ચઢાવ્યો છે અમને. ॥ ૫ ॥ ઓ મુજ માડી આંસુડાં પાડી, રડશો નહી યાદ લાવી; રણ સબંધ થયો હવે પુરો, આયુશ રહ્યો છે આવી. ॥ ૬ ॥ નવ માસ મુજને ઉદર રાખ્યો, ન ખાધું ખાટુ તીખું; મમ શરીરને સાચવવાને, આરોગ્યાં મોળું ને ફીકું. ॥ ૭ ॥ ગંદા ભીનામાં પોતે પોઢયાં, સ્વચ્છમાં મુને સુવાડયો; પડવા ન દીધો રડવા ન દીધો, ટાઢ તાપ ન દેખાડયો. ॥ ૮ ॥॥ પ્રાણની પેઠે પાળ્યો મુને, તે બદલો નથી વળીયો; તે સૌ અપરાધ ક્ષમા કરજો, કહી મુખ ફેરવી વળીયો. ॥ ૯ ॥ જે જે હરીજન લોક આવેલા, તે સામુ લાગ્યો જોવા; સરવેને કહ્યા જુહાર છેલ્લા, તવ લોક લાગ્યું રોવા. ॥ ૧૦ ॥ કૈં ધુંશકા મુકીને રડે છે, કૈંક લુછ્યા કરે આંસુ; અરેરે આપણ કકળીયે પણ, બળ વીના બધું ફાંસુ. ॥ ૧૧ ॥ પછી ભકતે તેલ કઢાના, સામું નમાવ્યું શીશ; ઉગારજે અગની દેવતા તું, પેરણા કરે જગધીશ. ॥ ૧૨ ॥ એટલે શંખને લેખ બોલ્યા, કેમ માંડયા છે ચાળા; જાણ્યો તુને ભગતડાને, પાખંડ કરવા વાળા. ॥ ૧૩ ॥ ઉંચુ જોઇને શું બરબડીયો, જાણ્યું તું મનનું પાપ; ઉંચેથી ઉગારવા તુને, કોઇ ન આવ્યો બાપ.॥૧૪॥ સુધ્નવા કહે આવશે હમણાં, જનમો જનમનો બાપ; જો રાંડે જણ્યા તમારા બેના, પુરણ મળીયાં પાપ. ॥ ૧૫ ॥ નથી બળવાનો નથી બળવાનો, હું તો નથી બળવાનો, અદેખાઇ કરે છે તેમાં, શો તારો દન વળવાનો, ॥ ૧૬ ॥ તેલમાં સ્નાન કરી નીકળું છું, બચાવનાર દયાળું; ઉજળ મોઢું નહી રહે તારૂં, જોજે થશે મુખ

કાળું. ॥ ૧૭ ॥ કાળા મોંઢાના કર્મ પુટેલા, નજર રાખી રેહેજે; વીશેષ અગની સળગાવવાનું, કહેવું હોયતો કેહેજે. ॥ ૧૮ ॥ એમ કહીને પડવા માટે, તલપીને કરી ત્યારી; એટલે દોટ મુકીને આવી, વળગી એની નારી. ॥ ૧૯ ॥ નાથજી હું પણ પડુ તમ સાથે,સતી તણો એ ધર્મ; સુધનવા કહે સૌ લોક દેખે; કેમ ના લાગે સર્મ. ॥ ૨૦ ॥ મુમત મુકોને રહો અળગાં, મીથ્યા મરોછો મથી; તમારા મનમાં રાખજો નીશ્ચે, હું બળવાનો નથી. ॥ ૨૧ ॥ ઇશ્વર ઉપર આકીન રાખી, અળગાં બેસો નારી; રક્ષણ માહારૂં કરવાના છે, ગોવીંદ વર ગીરધારી. ॥ ૨૨ ॥ આઘાં ખસો જોડે ન ધસો, દેખે છે મુજ માત; ભગની દેખે કુટુંબ દેખે, દેખે માહારો તાત. ॥ ૨૩ ॥ પ્રભાવતી કહે પીઉજી મારા, મરજાદા શું કરવી; ઘરબાર ભાગે તવ લજ્યાને,હોઢવીકે પાથરવી. ॥ ૨૪ ॥ સુખસાતા હોય તવ શોભે લજ્યા, સૌ ગયે લજ્યા શાની; તમારી સાથે હું પડવાની, નહી કરૂ પાછી પાની. ॥ ૨૫ ॥ સુધનવા કહે ક્યાં બળવું છે, ટગ ટગ જોજે નારી; ન જવુંતો પડજે કઢામાં એટલી આગના માહારી. ॥ ૨૬ ॥ તોપણ કામની છોડતી નથી, તવ બોલ્યા પ્રધાન; શું જુઓછો શેવક માહારા, ઉઠી કરો હેરાન. ॥ ૨૭ ॥ બેઉ જણાંને પાડો વખુટાં જણવો પુરણ રીસ; સુધનવા કહે અબળારે આઘી, જો શું કરે જુગધીસ ॥ ૨૮ ॥ ટકા ટકાના ગુલામ જાતી, તે તારો કર ઝાલે; સમજી જાને અળગી થાને, લાન્છન તું કેમ આલે. ॥ ૨૯ ॥ એમ કહી આંખ વિપ્રીત કીધી, તવ અળગી થઇ નારી; પછી પોતે પરકંબા કરીને, પડવા કીધી ત્યારી. ॥ ૩૦ ॥ વળણ. ॥ પડવાની ત્યારી કરી, મનમાં નહી ભય શોક; હરી ભજન કરતા સહુ જોવા મળેલા લોક.



## કડવું ૪૪ રાગ સાખાનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુધનવાની કથાય. ॥ ૧ ॥ રણછોડ રાયની જય જય બોલ્યો, કીધી દોટા હડીયો; રામકૃષ્ણનું નામ લેઇને, ઉછળી કઢામાં પડીયો. ॥ ૨ ॥ પડતામાંતો કૃષ્ણ પ્રભુએ, વાયુને આગના દીધી; પવન દેવ પ્રવેશો તેમાં, કઢા સીતળ કીધી. ॥૩॥ હીમની તુલ્ય તે તેલજ ટાઢું, પણ નીકળે ધુમાડા; તે તેલમાં પડી નહાવા લાગ્યો, અગનીના ભડકા ટાહાડા. ॥ ૪ ॥ કોઇ જગે હુંનું નવ લાગે, હરે ફરે મહી માહાલે; તેલ નાં-

ખો બે ખોબા ભરીને, મુસ્તક કેશમાં ઘાલે. ॥૫॥ જગત જોઇને વિસમય પામ્યું, પ્રધાન નજરે ભાળે; સુધનવા તાવડામાં બેઠેલો, ખોબે તેલ ઉછાળે. ॥ ૬ ॥ સરીરે છાંટે મોહોટે ઘાંટે, રણછોડ રણછોડ રટે; ડુબકી મારે ડોકું કહાડે, નાહાય વચનને વટે. ॥ ૭॥ ઉંચો નીચો ઉછળે હસે, સાહાય ઘણા ગોપાળ; શરીરને શીતળતા વળે છે, દગ્ધ ન થાયે વાળ. ॥ ૮ ॥ એટલે પ્રભાવતી સતીને; હળ હળ પ્રગટયો કાળ; હયો બાળવા હોય તેટલા બાળો, પ્રધાનો કર્મ ચંડાળ. ॥ ૯ ॥ કાળાં મોઢાં લેઇશું બેઠા છો, ભાળવું હોયતો ભાળો; કાષ્ટ નંખાવો અગની વીશે, તેલ ઘણું ઉકાળો. ॥ ૧૦ ॥ મુજ સ્વામી શેવક સામળાનો, કેવા કરે છે સ્નાન; જે કરવું હોય તે કરી નાંખો, નહી થાય ભકત હેરાન. ॥ ૧૧ ॥ પાપી જનો તમે પુરણ ધાર્યું તું, દેવાને દારૂણ દુખ; હવે શું નીચું જોઇ બેઠા, લેઇને કાળાં મુખ. ॥ ૧૨ ॥ દઇવત હોયે તેટલું દાખો, કરશોમાં પાછી પાહાની; બાકી ન રાખશો કોઇ પ્રકારે, એક રતી એક આની. ॥ ૧૪ ॥ ધિક્કાર છે તારા મનખાને, નથી જરાયે લાજ; મનુશ જાતી શું કરવાનું, જેને માંથે માહારાજ. ॥ ૧૪ ॥ તવ શંખે જોયું લેખના સામું, કીરતી ચાલી કેડે; વગોણુ ચાલ્યું વિશ્વ વીશે, બેઉ ચડયા ગધેડે. ॥ ૧૫ ॥ લેખ કહે મુજને એમ લાગે, કાંઇક કપટ સાચું; ધુમાડા બળતણના નીકળે, પણ તેલ નરદમ કાચુ. ॥ ૧૬ ॥ કારણ કે તાવડો લોહનો છે, જાડું દળ અપાર, હજી તો તપ્યો નહી હોયે, તો તેલ તપ્યાની વાર. ॥ ૧૭ ॥ માટે આપણ ઉઠો ઉતાવળા, પુરણ દઇવત દાખો; જાડાંને મોહોટાં કાષ્ટ લાવીને, તાવડા તળે નાંખો. ॥ ૧૮ ॥ એમ ધારી બેઉ દુષ્ટ ઉઠયા; ખરી વાતે નવ ખાંખે; કટી કશીને દંત ડશીને. સરપણ ઉપાડી નાંખે. ॥૧૯॥ અતી કાષ્ટથી અતી પ્રકાશયો, જવાળા થઇ ચોપાસ;તનખા તતડી ઉડે અતીશે,ધુમ્ર ચાલે આકાશ. ॥૨૦॥ગગને ઉડતાં પક્ષીયોને,ધુમ્રની જવાળા અડે;આંખોથી અંજાઇ જઇને, તરફડી તેલમાં પડે. ॥૨૧॥ જેમ જેમ અગ્ની સળગે અતીશે,તેમ તેમ ટળે વેહેમ; તાવડો જરા તપે નહીને,તેલતો ટાઢું હેમ. ॥૨૨॥ સળગાવી શંખ લેખ થાકયા, લાગે ઉષ્ણ હવાય; હાથ ઘાલીને ટાઢુ હુતું, જોવા નવ્ય જવાય. ॥ ૨૩॥ અગનીનો ભય લાગે અતીશે, તપાસ કેમ કરાય; કોહો ના કોહો પણ સુધનવાની, કને જાદુ વીદ્યાય.॥૨૪॥ દુષ્ટજનો એમ જાણતા નથી, જેને સામળીયો સાહાય; મીથ્યા મેહેનત કરીયે તેથી, હરીજનને શું થાય. ॥ ૨૫ ॥ તેશું સમજ્યામાં આવતું નથી, નાસ્તીકજન શું પેખે; કપટ

જેના કાળજા વિશે, કપટ વિદ્યા તે દ્વેષે. ॥૨૬॥ હરીજનોએ જોઇ જોઈ ને, સમર્યા શ્રી વનમાળી; જે જે રણછોડ જે જે રણછોડ, કહીને દેતા તાળી. ॥૨૭॥ તેલમાં તેમ તેમ સુધનવાને, સારૂં લાગે અપરમપાર; ઉઠે બેસે નાચે કુદે, તેલમાં તેણીવાર. ॥૨૮॥ જોઈ પ્રધાનોનાં પેટ બળીયાં, આપણુ સંદેહ ખોઇએ; મંગાવો શ્રીફળ ગામમાંથી, તેલમાં નાંખી જોઇએ. ॥૨૯॥ છડીદારને આગના આપી, એટલે દોડયો સ્વાર; નગ્રમાંથી જઇ શ્રીફળ લાવી, આપ્યું સભામાં તે વાર. ॥ ૩૦ ॥ પ્રધાનોએ આઘા રહીને, ઉંચો કીધો હાથ; તાકીને તાવડા ભણી ફેંકયું, જુએ શૈન્યનો નાથ. ॥૩૧॥ પડયું તે શ્રીફળ તાવડામાં, લાગી તેલની જવાળા; ચચણી તતડીને એક દમે; થયાં બે ચીતાળાં. ॥ ૩૨ ॥ શ્રીફળની શીગતી બને છે, સૌજન જોવા મળીયાં; ચીતાળાં થૈ તાવડામાંથી, એક દમે ઉછળીયાં. ॥ ૩૩ ॥ બેઉ પ્રધાનો ઉભા ઉભા, જોયા કરે છે વાટ; ચીતાળીયાં બેઉ આવીને વાગ્યાં, બે જણને લેલાટ. ॥ ૩૪ ॥ કપાળ ફુટયાં રૂધીર છુટયાં, કરણી નડી કાળી; સૌ લોક જોઈને ખડખડ હશીયા, બેભુજ દેતા તાળી. ॥૩૫॥ હંસદ્વજ જોઈ વિસ્મય પામ્યો, મુજ સુત નહી દાસ કાચો; તેલમાં એને આંચન આવી, શેવક હરીનો સાચો. ॥૩૬॥ એવું સમજી આપે ઉઠયો, કીધો મુખ પોકાર; સાબાશ સતીયા પુત્ર તુજને, નીકળો કઢાની બાહાર. ॥ ૩૭ ॥ તું સતવાદી તું સત્ય ધર્મી, તું ભગવાનનો ભકત; તાહારે પુન્યે હું રાજ્ય કરૂછું, તુંજને વશ છે જગત. ॥ ૩૮ ॥ આખા ઘરમાં એકજ હોયે, પુન્યેસ્વરી ભાગ્યશાળી; તેથી આખા કુટુંબ કેરૂ, ભલું કરે વનમાળી. ॥ ૩૯ ॥ ઢાંકયું રત્ન તું ફરજન માહારે, તારે વડે સહુ સુખી; ઓરે માહારા લાડકવાયા, તને કર્યો મેં દુખી. ॥ ૪૦ ॥ અપરાધ માહારો ક્ષમા કરજે, નમી નમીને માગું; તાવડામાંથી બારણે આવો, પુત્ર હું પાયે લાગું; ॥ ૪૧ ॥ પ્રધાનના કેહેવા પરમાણે, વરત્યો છું માહારા તન; પણ તાહારા સત્ય આગળ થયું, કાળું માહારૂં વદન. ॥૪૨॥ પ્રધાનોએ પાસે રહીને, કાળુ કરાવ્યું મુને; તેલમાંથી બાહાર ન નીકળે તો, ઇશ્વરની આણ તુને. ॥૪૩॥ તાવડામાં તવ ઉભો થયો, ક્ષણુ ન લાગીવાર; ઉછળીને કુદકારા મારી, કુદી પડીયો બાહાર. ॥૪૪॥ આકાશમાં તવ દુન્દભી વાગ્યાં, સાંભળે સરવે સ્રષ્ટી; ચંદનના વરસાદ વરસ્યા, પુસ્પ તણી થઈ વ્રષ્ટી. ॥ ૪૫ ॥ સરવે જાણ્યું ઇશ્વર ક્રપા, તેમા નહી મીનમેશ; અગ્નની ભરેલા તેલમાં નાહ્યો, રૂવાડું ન બળ્યું લેશ. ॥ ૪૬ ॥ સર્વના મનને શ્રદ્ધા બેઠી, કરતા નમસ્કાર; જળ મંગાવી ઉ-

ષ્ણુ કરાવ્યું, નાહાવા આપ્યું તે વાર. ॥ ૪૭ ॥ સુધનવાયે સ્નાન કીધું, વસ્ત્રથી લુછ્યું અંગ; પછી પોશાક પોતા તણો તે, ધારણ કર્યો નવરંગ. ॥ ૪૮ ॥ હતા તેવા ધારણ કીધા, પોતાના સણગાર; કટી કશીને ખોશી લીધાં, યુદ્ધ તણાં હથીઆર. ॥ ૪૯ ॥ પછી સરવે હરીજન લોકો, નમી નમી પડ્યા પાય; રૂધીર વરણા પ્રધાન બેઉ, તેની શીગતથાય. ॥૫૦॥ એ પાપીની પાસે રેહેનારા, શેવકને છડીદાર; રૂધીર લુછી પાટા બાંધ્યા, પીડા પામ્યા અપાર. ॥ ૫૧ ॥ કાળું મોઢું લેઇ ઉભા થયા, દાઝે છે અંતઃકરણ; સુધનવા જ્યાં ઉભો ત્યાં આવી, બેઉ જણ લાગ્યા ચરણ. ॥ ૫૨ ॥ અવગુણી અપરાધિ અમે, દીધુ તમને દુખ; હશીને અમ સાથે બોલો તો,ઉજવળ થાયે મુખ. ॥૫૩॥ વલણ. ઉજવળ થાયે મુખ દાં, ક્ષમા કરો અપરાધ;સચા શેવક જાણ્યા વિના, મીથ્યા કર્યો વિવાદ.

# કડવું ૪૫ રાગ ચોપાઇ.

બોલ્યા જયમુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી; કરગરતા બેઉ પ્રધાન, તમોને છે પ્રસન ભગવાન ॥૧॥ અમે મુમત મીથ્યા ઝાલ્યો, તમને તો અતી શ્રમ આલ્યો; ધાર્યો મર્ણ પમાડવા અમે, પાળ્યું તાતનું વચન તમે ॥૨॥ અમે ન જાણી તમારી રીતી, હવે જાણી પ્રભુસંગ પ્રીતી, એમ કાલાં વાલાં બહુ કરે, તવ હંસદ્ધ્વજ ઓચરે ॥૩॥ ધીક ધીક તમોને પ્રધાન, મમ સુતને કીધો હેરાન; દીધી મને કુમતી અતી, નથી અક્કલ તો એક રતી. ।૪। જેનો બુદ્ધીહીન કારભારી, તેની રાજનિતી નહી સારી; જેનો કારભારી બુદ્ધીનો મંદ, તેની આવક સઘળી બંધ. ॥૫॥ જેનો કારભારી સ્વારથી, તેનું કાંઇ સુધરતું નથી; જેનો કારભારી પક્ષપાતી,તેની લક્ષ્મી જાય વેરાતી ।૬। જેનો કારભારી હોય ક્લેશી, તેનો માલીક સદા કલેશી; જેનો કારભારી હોય કપટી, તેનો માલીક પડે લપટી. ।૭। જેનો કારભારી જારકરમી, તેનો માલીક થાય અધરમી; જેનો કારભારી લંપટ લોભી, તેની મીલકત ન રહે થોભી. ।૮। જેના કારભારી અવિદ્વાન, તેનો માલીક મુર્ખ નાદાન; જેનો કારભારી કોઠાસુનો, તેનો લુટાય ભંડાર જુનો ॥૯॥ જેનો અવળી મતી કારભારી, તેનો માલીક થાય ભીખારી; જેનો કારભારી કારમો કેહેરી, તેનો માલીક બહુનો વેહેરી. ।૧૦। જેનો કારભારી ગરીબનું બાળ, તેનો ભીખ માગે ભુપાળ; જેનો કારભારી નીચ જાતી તેનો માલીક નીપજે ઘાતી ॥૧૧॥ જેનો કારભારી હત્યારો, તેનો માલીક

થાય ગોઝારો; તેવો કારભારી તું મને મળીયો, હું તો સુબુદ્ધીથી ટળીયો ૧૨। મહારા પુત્રને મારવો તેં તાકયો, મને સમ સોગનમાં નાંખ્યો; મહારે હાથે પુત્ર તળાવ્યો, બહુ બળ કરીને બળાવ્યો ।૧૩। તમારૂ શામ મોંહો શંતાડો, કોઇ આ દુષ્ટોને કાહાડો; મહારા ઘરમાં કલેશ કરાવ્યો, મને મુમતથી ભરમાવ્યો. ।।૧૪।। મહારી નારી રડીને થાકી, કાંઇ કલેશમાં ન રહ્યું બાકી; મહારી કુંવરી રડી પુરપાર, એતો પોતાના બંધુને માટે.।૧૫। મહારા દીકરા જે ચાર નહાના, તેતો રડીને થાકયા છે છાના; પુત્રની પ્રેમદા પ્રભાવતી, રડી રડી થાકી શુભશતી ।।૧૬।। બધુ ઘર હલાવી માર્યું, તમે વિપ્રીત કરવું ધાર્યું; પણ પ્રભુએ પુત્ર બચાવ્યો, તમે તો ખરો ખેલ મચાવ્યો. ।।૧૭।। દુખ દેવામાં ન રાખી નુન્ય, આડે, આવ્યું એનું ખરૂ પુન્ય; એની નારીના પુન્યે ઉગરીયો, તમારે કેહેવે મેં પરહરીયો. ।।૧૮।। હું તો જાણતો હતો પવિત્ર, હવે જોયાં તમારાં ચરિત્ર; ભલે પામ્યા વિપ્ર શરીર, પણ અવર વિર્ય રૂધિર. ।। ૧૯ ।। જેનું ખાધું તેનું ભુંડુ તાકયું, કાંઇ પરોજણ નવ રાખ્યું; મહારા નગ્રવિશે નહી તમો, જાવો જંગલ વિશે ભમો. ।૨૦ નથી જોવાં તમારાં મુખ, મમ સુતને દીધું દુખ; કરે કારભારીના વિશ્વાસ, તેને નિપજે આવો વિનાશ. ।।૨૧।। મુજપેઠે જે વિશ્વાસ કરશે, તેતો પાછળ પસ્તાઇ મરશે; રાયે રજા દાસોને આપી, અહીંથી લેઈ જાઓ આ પાપી. ।।૨૨।। તવ સુધનવા એમ કેહેછે, પોતાના તાતને શીખ દેછે; શીદ કાહાડો પરાયો વાંક, આપની ભુલ આડો આંક ।।૨૩।। આપ કહેવાઇએ રાજધણી, તેને જોઇએ ચાલાખી ઘણી; પોતે પોતાનું જાળવી રહીએ, અને દોશ અવરને ન દઇએ ।।૨૪।। ધણી હોઇ અને ધણી ના કરીએ, કરીએ તો ચગદાઇ મરીયે; સોંપીએ કોઇને કારભાર, ફકત લેઇએ તેનો વિચાર. ।।૨૫।। સામાના મનનો પાર લેઇ, બેશીએ ફાવતુ કરી દેઈ; ઘણા જનના સાંભળીએ બોલ, પછી તેનો કરીએ તોલ. ।।૨૬।। બીજાનું કહ્યું માને જેહ, નારી તુલ્ય પ્રમાણીક તેહ; કહેનારાનું કહ્યું લીધુ માની, તેમાં કરનારની અક્કલ શાની. ।। ૨૭ ।। કોક તો ગમે તેવી દે શીખ, પણ માનનારો માગે ભીખ; કેહેનારાનું કહ્યામાં શું જાય, પણ કરનારો ગોદા ખાય. ।। ૨૮।। કેહેનારાનું છે ખરૂ કે ખોટું, નાખવું વિચારે મન મોહોટું; ખરૂ ખોટું સમજ્યા વણ જેહ, કહ્યું કરે તો મુરખ તેહ. ।૨૯। જેમ મરનારો કરે ત્રષ્ટી, તેનાં પાછલાં પામે કષ્ટી; છતે જીવતે કોઇ કારભારી હુઓ, તેને જીવતો જાણવો મુઓ. ।। ૩૦ ।। પોતે જીવતે સોંપે પરને, તેતો બીગાડે આખા ઘરને; તેતો સાચુ સમજજે તાત, હૈયે ધરજે

આટલી વાત. ॥ ૩૧ ॥ સુત થઇને દેઉછું શીખ, વળી રાખવી પ્રભુની બીક; નવ કરવો નાસ્તીકનો સંગ, કરવે થાય સુકીત ભંગ. ॥ ૩૨ ॥ નીચ સંગે થાય નીચ બુદ્ધી, ઉંચને સંગ રહે શુભ સુદ્ધી; જેવો સંગ તેવો રંગ લાગે, કોક દીવસ પીડા જાગે. ॥ ૩૩ ॥ તવ હંસદ્ધજ એમ બોલે, કોણ ઉંચ છે બ્રાહ્મણ તોલે; બોલ્યો સુધનવા તવ એમ, તમો બ્રાહ્મણ સમજો કેમ. ॥ ૩૪ ॥ હોય ઉંચનું ખોળીયું કદી; ભર્યું સરોવર પણ નહી નદી; જેને છે ઉંચ જ્ઞાનની ગતી, તેની સદાયે નીરમળ મતી. ॥ ૩૫ ॥ તેને ઉંચજ માનવો તાત, નીચ બુદ્ધી વાળો નીચ જાત; નીચાં કર્મ તે જાણવો નીચ, કરે સદાઇ પાપનો કીચ. ॥ ૩૬ ॥ હોય ઉંચ અને નીચ મતી, તેને નીચો જાણવો અતી, હોય નીચ અને ઉંચ ગતી, તેને ઉંચો સમજવો અતી. ॥ ૩૭ ॥ માહારી સહુ શીખ રાખજો રૂદે, તેથી પુન્ય થવાનું ઉદે; હું તો છેલ્લો વેલો શીખ દેવું, માહારૂં જીંવ્યાનું જાણોછો કેવું. ॥ ૩૮ ॥ જોજો જુદ્ધે જાવું છુ પીતા, ખડકી મુકજો કાષ્ટ ચીતા; હું તો જીવતો નહી ઘેર આવું, સાચી વાત તમોને સમજાવું. ॥ ૩૯ ॥ તવ રાજાયે ઘશીયા હાથ, બેટા સાંભળ માહારી વાત;તને યુદ્ધે જાવા નહી દેવું, પછી મ્રત્યુ થવાનું કેવું. ॥ ૪૦ ॥ બોલ્યો સુધનવા સુણો વાત, કેમ લજવું ક્ષત્રીની જાત; માહારે કરવા જવો સંગ્રામ, કેમ બોળીયે બાપનું નામ. ॥ ૪૧ ॥ લડવા વઢવા જાવું ઠેઠ, નહી તો લાજે માતાનું પેટ; લાજે કુળ કુટુંબ પરીવાર, મારૂં જીવતર થાય ધિક્કાર. ॥ ૪૨ ॥ જુદ્ધે ના જાવું તો હું કેવો, છતો જીવતો મુઆ જેવો; શું મોઢું લેઇ ભોમી ફરવું, એવું જીંવ્યાથી ભલુ મરવું. ॥ ૪૩ ॥ આવી ખોટી શીખામણ દો છો, તમે ક્ષત્રી ધરમ શાને કોહો છો; કરે રણ ચઢતાં પાછી પાહાની, તેની જનેતા નહી ક્ષત્રાણી. ॥ ૪૪ ॥ પડે પાછો દાશીનો જાયો, વઢવું ક્ષત્રી ધર્મનો પાયો; માટે એવી ન બોલશો વાત, પછી હું નહી કહુ મમ તાત. ॥ ૪૫ ॥ તવ હંસદ્ધજ એમ બોલે, થોડા સુત થશે તુજ તોલે; એમ કહી જોયું પ્રધાનો સામુ, જાવો તમને દેખી ખેદ પામુ. ॥ ૪૬ ॥ તવ પ્રધાનો ચાલ્યા ઉઠી, પુંઠે લોકની મેદની છુટી; હાડ હાડ કહી તાળી પાડે. કૈંક પુંઠળ રેણુ ઉરાડે, ॥ ૪૭ ॥ કૈંક મોઢે ચઢી ગાળ ભાંડે, કૈંક કાંકરા મારવા માંડે; એવી સંકટ દશા આવી, કર્યાં કર્મની રેખા કાહાવી. ॥ ૪૮ ॥ જેનું ખાઇને ખોદે જેહ, એવી કરણીને પોહોચે તેહ; જેનું ખોદવું જે કોઇ ધારે, તેને યમકીંકર માર મારે. ॥૪૯॥ થાય છેવટ નર્કનીવાશી, મુખ જુએ નહિ અવિનાશી; ગયા ભુંડે હવા-

લે પ્રધાનો, થઇ ગયાતા બહુ મસ્તાનો. ॥ ૫૦ ॥ વળણ. ॥ મસ્તાન બહુ થયા હતા, થઇ માહા દુરદશાય; વ્યાસ વલ્લભ વાણી વદે, શ્રોતા સુણો કથાય. ॥



## કડવું ૪૬ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણી પેર બોલ્યા, સુણુ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુધન્વાની કથાય. ॥ ૧ ॥ ભુંડે હવાલે પ્રધાન ગયા, વરત્યો જેજેકાર; હવે થવાનું હશે તે થાશે, યુદ્ધ વીશે નીરધાર. ॥ ૨ ॥ સુરો જન યુદ્ધ વિશે મરે, તેમાં નહી કાંઇ લાજ; તેલમાં તળાઇને નવ મુઓ,એ શુભ થયું આજ. ॥૩॥ રહીયત સઘળી નગ્રમાં ચાલી, વળી રાજાની રાણી, કુંવરી ચાલી કામની ચાલી. મનમાં ઉમંગ આણી. ॥ ૪ ॥ એટલે પાન્ડવ દળના યોદ્ધા, અરજુન સહીત જેહ; પોતે પોતાની શેન્યમાં ગયા, તતપર થઇ રહ્યા તેહ. ॥ ૫ ॥ ત્યાં રહ્યું શેન્ય હંસદ્ધજનું, બોલ્યો સુધનવા સુરો; પહેલો મુને જાવા દો જુધ્ધે, મોરચો કરી આવું પુરો. ॥ ૬ ॥ અરજુનજીને હાર પમાડુ, શું જાણે સતી સંતાન; કષ્ટી દેઇશ તવ એમની વાહારે, આવશે શ્રી ભગવાન. ॥ ૭ ॥ તેમના મુને દરસણ થાશે, મરણ સમે મમ તાત; મનુશ દેહ સફળ થયો માહારો, આ વેળા ન આવે હાથ. ॥ ૮ ॥ તે માટે હવે ત્યારી કરીને, વગડાવો નીશાન; દુન્ડભોના ડંકા દેવરાવો, શેન્યા થાયે સાવધાન. ॥ ૯ ॥ રાતી ધજાયો દો રોપાવી, પછી દો આગના અમને; માહારી પક્ષે આવવા સારૂ, ના પાડુંછું તમને. ॥ ૧૦ ॥ હસંદ્ધજે તવ ખુશી થઇને, રોપાવ્યા રક્ત નીશાન; ડુંડભીના ડંકા વગડાવ્યા, સેન્ય થયું સાવધાન. ॥ ૧૧ ॥ રણના વાગ્યાં રણસીંગાં તે, સુરાને પ્રગટયું સુર; મારીએ મરીયે જરા ન ડરીયે, ઉભરાટ આવ્યો ઉર. ॥ ૧૨ ॥ ચાલો ચાલો આયુદ્ધ ઝાલો, એમ થયો પોકાર; એટલે ઝડપો ઝડપ સરવે, હાથ ગ્રહ્યાં હથીઆર. ॥ ૧૩ ॥ વાજીંત્ર વાગ્યા વીધ વીધનાને, ઉભા થયા પગ પાળા; હાથીવાળા હાથીએ બેઠા, અશ્વે અશ્વજ વાળા. ॥ ૧૪ ॥ ઉંટ વાળા ઉંટ ઉપર બેઠા, રથ વાળા રથ માંઇ; સુધનવા હથીઆર લેઇને, રથે બીરાજ્યો ત્યાંઇ. ॥ ૧૫ ॥ કપરી આંખડી મુછજ વાંકડી, બોકાની કશીને બાંધી; હેદળ મેદળ શેન્ય ઉપડીયું, જેવિ પવનની આંધિ. ॥ ૧૬ ॥ હલમલ હલમલ હાથી ચાલે, થન થન કરે તોખાર; અતિ ઉ-

છળતાં ઉંટ ચાલે, ઉડે રેણું અપાર. ॥ ૧૭ ॥ પાન્ડવ દળમાં તે વાત પોહોચી, એકલો સુધનવા આવે; મદદ નથી લીધિ બીજાની, શેન્યાને સાથે લાવે. ॥ ૧૮ ॥ અરજુનજી કહે ગમે તે આવે, મને છે કોની બિક; જે આવે તેને એક ઘડીમાં કરીશ ઠીકા ઠીક. ॥ ૧૯ ॥ એવો અતી અભિમાન કરીને, ઉભો છે કુન્તી તન; ભીમ કહે માહારા અરજુન વીરા, ન બોલો ગર્વ વચન. ॥ ૨૦ ॥ ગર્વથી ગોવીંદ છે ઘણો આઘો, કરી લો મનમાં કયાસ; અરજુન કહે ગોવીંદજીને, રાખુ છું સદા પાસ. ॥ ૨૧ ॥ રણછોડ સરખા રથ હાંકનારા; માહારા સમીપ છે હરી; માટે કોટીક બળીયા આવે, પણ કેમ જાવુ ડરી. ॥ ૨૨ ॥ ભીમ કહે એ હીમત તમને, પ્રભુ પ્રસન્ન છે ઝાજા; તેવા સુધનવાને પ્રસન્ન છે, તે સારૂ ખોશો માજા. ॥ ૨૪ ॥ તમ કરતાં એને વશ વનમાળી, તે ચરચા જોઇ લીધી; સાક્ષાત હરીએ કરૂણા કરી, કઢાને શીતળ કીધી. ॥ ૨૪ ॥ એવાતો તમે ભક્તજ નથી, વીચાર કરજો મનમાં; કોણ લેખામાં આપણ છૈયે, એવું હોયે હરીજનમાં. ॥ ૨૫ ॥ અરજુનજી કહે જુઓ બતાવું, પ્રભુ છે એનો કે માહારો; એક સપાટે શેન્ય નસાડું. જોયા છે એવા હજારો. ॥૨૬॥ તવ ભીમે મન એમ વીચાર્યું, અભીમાનનો આ ભારો; કહો ના કહો પણ આજ મમ બંધુ, નીશ્ચે છે હારનારો. ॥ ૨૭ ॥ હશે એમાં આપણે શું છે, જોઇએ જે શું થાય; એવે સનમુખ સુધનવાનું, શેન્યજ આવ્યું ત્યાંય. ॥ ૨૮ ॥ તવ સામાં સામી મોરચા બાંધ્યા, કીધી યુદ્ધની ત્યારી; રકત લોચને રાતા તાતા, મદના ભરેલા ભારી. ॥ ૨૯ ॥ પછી અરજુનજી એમ બોલ્યો. સુધનવા હરી ભકત; પણ તમથી હું શ્રેષ્ટ શેવક છું, મુને જાણે સહુ જગત. ॥ ૩૦ ॥ ઉગરીયા તમે તેલ કડાથી, તેથી હશે અભીમાન; પણ મુજ સમાન્ય નથી કોઇ, વશ સદા ભગવાન. ॥ ૩૧ ॥ અવર ભકત હજારો હશે. પણ શું રીઝે નંદલાલો; હું ભકતને પુજનીક પ્રભુનો, માટે સર્વથી વાહાલો. ॥૩૨॥ મુજ સમાન નથી કોઇ બીજો, એમ કર્યો અભીમાન; સુધનવા કહે તમારો છે ને, શું મારો નહી ભગવાન. ॥૩૩॥ તમને ફાવે તેવું જોર કરજો, ચઢેલાં રાખજો ચક્ષ; જોવું જો વિશ્વંભર સ્વામી, કરે છે કોની પક્ષ. ॥ ૩૪ ॥ પક્ષવાદી પ્રભુ ન હોય કદી, એને તો સરખા સર્વ; ગમે તેમ તમે તો બોલો, નથી કરતો હું ગર્વ. ॥ ૩૫ ॥ સાચામાં સાચા શેવક તમે, બીજો નહી તમ જેવો; કેહેવા માત્રજ કીંકર હુ છું, ગુલામ જેવો તેવો. ॥૩૬॥ હું પાપી પાખંડી પુરો, કરનારો કુરકામ; લાલચ લંબ્ધ માયામાં સ્ત-

ષ્ય, ન જપુ પ્રભુનું નામ. ॥ ૩૭ ॥ નીરાભીમાની વેણુ વદે છે, હંસદ્ધુજનો તન; સામ સામી પછી તતપર થયા, સાંભળને રાજન. ॥ ૩૮ ॥ શતાં નીશાન રોપી દીધાં, હદ બાંધી બેઉ બાજુ; નોબત ઉપર ડંકા પડીયા, વાગ્યું સુરી વાજું. ॥ ૩૯ ॥ સુરા જનોને સુર ભરાયાં, જોર ભરેલા ગુંજે; જનમના કૈં કાયર પ્રાણી, તેના તો ચરણ ધ્રુજે. ॥ ૪૦ ॥ પાન્ડવનું દળ મહા બળ વાળુ, સારથી મારથી ઘણા; અતી રથી નથી ખામી જરાયે, સ્વાધીન અરજુન તણા. ॥ ૪૧ ॥ તે સરવે યોદ્ધા સાથે ઉભા, સામો સુધનવા એક; બાકી બીજી શેન્યા જોડે, વઢવું છે વિવેક. ॥ ૪૨ ॥ વળણ. ॥ વઢવું છે વિવેકથી, સહુ સુરા સરદાર; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો શ્રોતા સાર. ॥



## કડવું ૪૭ રાગ આશાવરીનો દોહરો.

જયમુની રૂશી એણી પેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુધનવાની કથાય. ॥ ૧ ॥ વીવેકથી વઢવું આદરીયું. બાણાવળી બેઉ સુભા; અરજુનજીને સુધનવા તે, સામા સામી ઉભા. ॥ ૨ ॥ બરાબર બળીયા બેઉ તેજશ્વી, ન મળે જુગમાં જોડા; કપરી કાન્તીના સુંદીર શોભે, વડ લંકાના તેડા. ॥ ૩ ॥ મુછોના આંકડા વળેલ વાંકડા, ફાંકડા સુરાના સાથી; લોચન રકતો છે બેઉ ભકતો, બળવંત ઇંદ્રના હાથી. ॥ ૪ ॥ કારમા કપરા જોરાવર જબરા, જેવા વનના વાઘ; સરખે સરખા બેઉ દીસે છે, મણીધર ફણીધર નાગ. ॥ ૫ ॥ પછી સુધનવા મુખથી બોલ્યો, ઉપાડો અરજુન હાથ; પ્રથમ તમે માગી લીધુ છે, યુદ્ધ અમારી સાથ. ॥ ૬ ॥ માટે તમારો હકક છે પેહેલો, ઓરે કુન્તીના તન; તવ અરજુને કરી તઇયારી, સમર્યા જુગજીવન. ॥૭॥ ગાંજેવનામા ધનુશ લીધુ, ક્ષણુ ન લાગી વાર; ખેંચીને પડપંચા ચડાવી, તર્ત થયો ટંકાર. ॥ ૮ ॥ તેનો શબ્દ ત્રીલોકમાં પોહોચ્યો, ડોલ્યા દસે દીગપાળ, થર થર થર થર ધરણ ધ્રુજી; ખળભળ્યું પાતાળ. ॥ ૯ ॥ અવનીથી તરૂવર ઉખડીયાં, ભોમીમાં પડી ચીર; આકાશનાં વાદળાં વેરાયાં, કુપમાં સોસાયાં નીર. ॥ ૧૦ ॥ અવાજથી ઘણાં પશુને પક્ષી, વૃક્ષોથી પડીયાં ધર્ણ; તરતનાં જનમેલા જીવો, ઘણાંક પામ્યા મર્ણ. ॥૧૧॥ ગર્ભવંતીના ગર્ભ વછુટ્યા, ટંકાર બહુ બળવાન; લંકામાં કપીવર છે તેને, શબ્દ પડીઓ કાન. ॥૧૨॥ તવ રામનું નામ દૈને ઉઠયાં, ગાજીને ગગન ચ

ડીયા;વાયુ વેગે ઉછળી આવ્યા,ચંપાવતીએ પડીયા.॥૧૩॥ રણમાં પાન્ડ-વનું દળ દેખી, પાન્ડવ દળમાં પેઠા; નરના અભંગ રથની ધજાયે,પુંછ વીંટાળી બેઠા. ॥ ૧૪॥ કપીવરથી થઇ શોભા કેવી, જાણે પધાર્યા રામ; પછી કહ્યું સુધન્વાને, આરંભો સંગ્રામ. ॥૧૫॥ તવ સુધન્વા ભકત હરીનો, તેને પ્રગટી હુંશ; ડાબી ખાંધેથી જમણે ભુજે;તરત લીધું ધનુશ.॥૧૬॥પડપંચા ખેંચીને ચઢાવી,તવ થયો ટંકાર;પછી બીજા મારથીઓએ, ધનુંષ કીધાં ત્યાર ॥૧૭॥ પછી અરજુને બાણ લેઇને, માર્યું ઢાળવા ધર્ણ; સુધનવાયે સામુ મારીને, કીધા કડકા તર્ણ. ॥૧૮॥ અરજુને નાગપાસ માર્યું, સરપ બાંધવા જાય; સુધનવે ગરૂડાસ્તર માર્યું, નાગને વેણી ખાય.૧૯॥ અરજુને પત્રાસ્તર માર્યું, ચાલ્યુ પર્વત પુર; સુધનવે વજરાસ્તર મારી; પર્વત કર્યા ચકચુર. ॥૨૦॥ અરજુને અગનાસ્તર માર્યું, અગની બાળવા જાય; સુધનવે મેઘાસ્તર માર્યું, અગની બધો હોલવાય. ॥૨૧॥ અરજુને વંટોળાસ્તર માર્યું, વંટોળીયા તવ ચડીયા; સુધનવે શીતળાસ્તર માર્યું, વંટોળીયા ભોમ પડીયો ॥૨૨॥ એટલે અરજુન અતી અકળાયો, એકે ન સરીયો અર્થ; જેટલાં બાણ મર્યાં તેટલાંને, સુધનવે કર્યાં વ્યર્થ. ॥૨૩॥ ધનન્જય નામ ધરાયું મહારૂં, તે સહુ છુટી પડીયું; આબરૂને અતી લાગે હાની, એમ ધારી સુર ચડીયું. ॥ ૨૪ ॥ અગણીતાં મંત્રો ભણીને, ફેંકવા માંડયા બાણ; કાચો પાચો વચમાં આવે તો, નિસરી જાએ પ્રાણ. ॥ ૨૫ ॥ અગણીતું એક બાણ મારે તે, સુંસવાડા કરતું જાય; તે બાણ સામું જતા જતામાં, અષ્ટ અયુત બાણ થાય. ॥ ૨૬ ॥ તવ સુધનવે અગણીત ફેંકયાં, જેમ મધમાંખી ઉઠે; તેવિ રીતે એક બાણમાંથી, બાણ સવાલક્ષ છુટે. ॥ ૨૭ ॥ અરજુનજી તવ વિસ્મય પામ્યા, વાળે છે આડો આંક; આજ કાલનું આ છોકરૂં તે, લે છે માહારૂં નાક. ॥ ૨૮ ॥ સાખ માહારી હું ખોવા બેઠો, ઉંચો કીધો હાથ; સરવે જોદ્ધા શું જુઓ છો, ઉપડો માહારી સાથ. ॥ ૨૯ ॥ સરવે સુરા ઉપડી પડીયા, આયુદ્ધ ફેંકે અતી; એકલો સુધનવા પડે પુરો, પાછો પડતો નથી. ॥ ૩૦ ॥ અરજુનજી બહુ ઝડપ કરીને, નાંખે બાણ અપાર; પારથ એક વેળા ફેંકે તો, સુધનવા બે વાર. ॥ ૩૧ ॥ એક ફેરે સવા લક્ષ છુટે, ત્યાં કોનું ચાલે જોર; અંતરીક્ષ બહુ બહુ બાણ ભમ્યાથી, થયું અંધારૂ ઘોર. ॥ ૩૨ ॥ ધમ ધમ ધમ ધમ ધમધણાટ ચાલે, સમ સમ થાય સુંસવાટા; ઢાલ્યો ઉપર ખડગ ઝીલે, વાગે જોર ઝપાટા. ॥ ૩૩ ॥ જોર ઝપાટે સુર સપાટે, કહ્યું ન કરે દ્રષ્ટી; બાણ ધારા છુટે છે જેવી, દ્વાદશ મેઘ-

ની ત્રષ્ટી. ॥ ૩૪ ॥ ઉછાળે ગુપતી ગેડી ને ગદા, તરકસ તીર તરવાર; કર્વત કુહા ગોફણ ગોળા, જમદઆને કટાર. ॥ ૩૫ ॥ જેષ્ટીકા ડાંગને દાંતી કૈંકે, છરા રહે બહુ વરશી; ખપવા ખંજર સાંગ્યને ત્રીસુળ, ભાલા બાણ ને ફરશી. ॥ ૩૬ ॥ એ રીતે અતી ઉતપાત ચાલ્યો, નિકળે કૈંના પ્રાણ; મેદનીમાં માલમ નવ પડે, પણ વળે કચ્ચર ઘાણ. ॥ ૩૭ ॥ અશ્વના સ્વારે સ્વાર લડે છે, રથ વાળે રથવાળા; હસ્તીપર હસ્તીના યોદ્ધા, પગપાળે પગપાળા. ॥ ૩૮ ॥ કૈંક મારે ને કૈંક મરે છે, કૈંક ઢળે છે હેઠે; કૈંક જણાતો જનમ્યા નોહોતા, પોતાની જનેતા પેટે. ॥ ૩૯ ॥ કૈંક પડયા રણમાં રીબે છે, કૈંક ભોમી ઘસે ચરણ; કૈંક પડયા પાણી માગે છે. કૈં જન પામેલા મરણ. ॥ ૪૦ ॥ વલણ ॥ પામે મરણ અતી ઘણા, વરતે હાહાકાર; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણો શ્રોતા સાર.॥



## કડવું ૪૮ રાગ રેકારી ચોપાઈનો.

બોલ્યારે જયમુની મુખ વચન, સાંભળ પરીક્ષત રાયનારે તન; મરણ પડયા તે પુરણ થયા, કૈં જન ભોમીમાં અટવાઇ ગયા. ॥ ૧ ॥ કૈં જનનાં રખડે ધડ શીશ; કૈં અદ્ધ કચરા પાડે છે ચીસ; કૈંકનાં કપાયેલાં નાશીકા કર્ણ, કોકના ભુજને કોકના ચર્ણ. ॥ ૨ ॥ કૈંકનાં ચાંમ્ર ઉતરડી ગયાં, કૈંકનાં હાડ માંસ જુદાંરે થયાં; સમળી શીચાણા ચંચ ભરી જાય, વાયશ કેરાં ઉદર ભરાય. ॥ ૩ ॥ સેન્યાના લોકો લડતારે એમ; મારથી યોદ્ધ બહુ બાજે તેમ તેમ; એવામાં અરજુને માર્યું એક બાણ; અયુત યોદ્ધના લીધારે પ્રાણ. ॥ ૪ ॥ તવ સુધનવા કોપીયા છેક, અગણીતું કાળ જવર લીધુંરે એક; ફેર ફુંદડી ફરી માર્યું કરી રીસ, શેન્યના યોદ્ધ માર્યા શસ્ત્ર વીસ. ॥ ૫ ॥ તવ એક બાણ માર્યું કુન્તીને તન, સુધનવાની કરી ધજા છેદન; તે જોઇ સુધનવે માર્યું બાણ, અરજુનના સારથીના લીધારે પ્રાણ. ॥ ૬ ॥ બીજે બાણે વર્શકેતનો સારથી; હાંકનાર વીના થયા મારથી; ત્રીજે બાણે એણે જમાવ્યો રંગ; વર્શકેતુનો રથ કીધો ભંગ. ॥૭॥ પછી અરજુન પર તુટીરે પડયો, હંસધ્વજનો સુત કોપેરે ચડયો; મારે અરજુનને બાણ તણો માર, ફાડયાં વસ્ત્રને તોડયા સણગાર. ॥ ૮ ॥ તે પછી માર્યાં તીર પર તીર, વીંધી નાંખ્યું પારથનું શરીર; કૈં બાણ ભોંકાઇ રહ્યાં અંગમાંય, કૈં વાગીને આરપાર સરી જાય. ॥ ૯ ॥ તેની સાથે નિકળેરે સોણીત, અરજુનજી બનીયો ભય ભીત; રૂધીર વપુમાં

થી વહી ગયું, શરીર ચારણી જેવુંરે થયું. ॥ ૧૦ ॥ કેંક ભાલોડાં ભોં-કાઇ રહ્યાં, કેંક કાયામાં સુંસરાંરે ગયાં; થઇ ગઇ કાયા રૂની સમાન, અરજુનજી થયો અતી હેરાન. ॥ ૧૧ ॥ તવ એણે કીધો કારમો પોકાર, બેટા વરસકેત કરો માહારી વાહાર; તેવો વરસકેત આગળ થયો, સુધન વા સામો વઢવાને ગયો. ॥ ૧૨ ॥ તવ સુધનવાયે લીધું બાણ એક, પવન મંત્રનું માર્યું વિવેક; તે વાગ્યું વર્શકેતની રૂદે મહી, ઉછળી પડીયો બે જોજન જઇ. ॥૧૩॥ પછી પ્રભુનો પુત્ર પ્રદુમાન, નિકળ્યો આગળ લેઇનેરે બાણ; તવ સુધનવે કર્યો વિચાર, ભલે આવ્યો ભગવાનનો કુંવાર. ॥ ૧૪ ॥ જેના તાત છે નંદકીશોર, એકવાર એનું જોઈ લઉં જોર; એમ ધારીને ધીમો પડયો, તવ પ્રદુમાન બળમાંરે ચડયો. ॥ ૧૫ ॥ જેટલાં બાણ પ્રદુમાન તણાં જાય, તેટલાં ભાગે છે સુધનવાય; એકે બાણ એનું વાગવાદે નહી, ત્યારે પ્રદુમાન થાકયોરે તહીં. ॥ ૧૬ ॥ પછી સુધનવા-એ લીધું નાગપાસ, પ્રદુમાનને બાંધી કર્યો નિરાસ; તવ પ્રદુમાન વદયોરે વચન, કૈં જોર મારો વાયુના તન. ॥ ૧૭॥ એટલે બોલ્યો અરજુન એમ, વ્રકોદર વિરા ગભરાયા કેમ; આજ તમે નથી કરતારે જોર, નહીતો કર-તાતા સોરબકોર. ॥ ૧૮ ॥ કેહેતા હતા હુંછું બળવંત અતી, તેમાંનું જોર જણાતુંરે નથી; મીથ્યા મનમાં ધરતાતા ગર્વ, આજ તો બળ ખોઇ બેઠારે સર્વ. ॥ ૧૯ ॥ તવ ભીમ બોલ્યો લોચન કરી રક્ત, સુધનવાથી તમો વડા ભક્ત; કેહેતાતા કે મારે વશ છે શ્રીનાથ, કર્યો તો ગર્વ ઘણો મન સાથ. ॥ ૨૦ ॥ બોલો હવે સાચો છે કીયો ભગત, તમ સરખાતો ધુતનારા જગત, હવે તમારૂં જણવોરે જોર, હંકારથી ગયા અળગા કી-શોર. ॥ ૨૧ ॥ તવ અરજુનને સત્ય લાગી વાત, મેંતો અભીમાન કીધો મારી જાત; તે ગર્વ મુજને નડીયોરે આજ, માટે મુને હરવ્યો શ્રી માહા-રાજ. ॥ ૨૨ ॥ વળણ ॥ હાર્યો હું હંકારથી, કયાં ગયું માહારૂ જોર; કહે વલ્લભ કગરે ઘણો, આવો આવો કીશોર.



## કડવું ૪૯

## મને ભુલી ગયો મારો છેલડોરે એ રાગ.

આવો આવોને ભીડ વેળા ભુધરારે; તારા ભકત તણુ પત જાય; વ્રજરાજ, આવોને ભીડ વેળા ભુધરારે; હું તો હંકાર કરીને હારીયોરે,

માહારૂં ચામ આ રણમાં શું થાય. વ્રજરાજ. ॥ ૧ ॥ માહારૂં ભકતપણું ઘણું ધારીયું રે, તેથી જીતી બેઠો છે સુધનવાય; વ્રજરાજ. ॥ આતો લજ્યા જતી નથી માહારીરે, પ્રભુ તારી ફજેતી લુંટાય; વ્રજરાજ. ॥ ૨ ॥ હું તો જગમાં કેહેવાયો વાહાલો તાહારોરે, તેથી હલકાઇ તારી દેખાય; વ્રજરાજ. ॥ વળી કેહેતું તું લોક નર નાથનારે, તેતો છુટી પડયું જહરાય; વ્રજરાજ. ॥ ૩ ॥ તમે વિપત વેળાના વાલમારે, કરી વીશમાં વ્રકોદરને સાહાય; વ્રજરાજ. ॥ અમને લાખાભોવનથી ઉગારીયારે, બધી લાગીતી દશે દીશા લાહાય; વ્રજરાજ. ॥ ૪ ॥ અમને હેડંબાસુર તો હરી ગયોરે, આપ્યું સામ્રથ ભીમની કાય; વ્રજરાજ. ॥ પછી હેડંબાસુર ચોરી ગયોરે, લેઈ જઇ પુર્યો વજ્રકોટ માંય; વ્રજરાજ. ॥ ૫ ॥ યોગી વેશ લેવા કરી તમે પ્રેરણારે, ભીમ યોગી બનીને આવ્યો ત્યાંય, વ્રજરાજ. ॥ એણે શોયે બંધુ નાંખ્યા વાવ્યમાંરે, ત્યાંથી છુટીયાં તારી કૃપાય; વ્રજરાજ. ॥ ૬ ॥ ત્યાંથી બકરાક્ષસને મરાવીયોરે, કરી નગ્રીમાં સૌને સાયતાય; વ્રજરાજ. ॥ હું તો યોગી થઈ આવ્યો દ્વારીકાંરે, મને પરણાવી પોતે કન્યાય; વ્રજરાજ. ॥ ૭ ॥ અમે જુગટુ રમીને રાણી હારીયારે, દુષ્ટે લેવી ધારી નારીની લજ્યાય; વ્રજરાજ. ॥ તેનાં ચીર તમે પુર્યાં ચત્રુભુજજીરે, કરી દાશી જાણીને ક્ષમાય, વ્રજરાજ. ॥ ૮ ॥ પછી દ્વાદસ વરસ વનમાં વશ્યારે, આવ્યા દ્રુમ જમવાની ઇચ્છાય. વ્રજરાજ. ॥ તવ અનનો દાણો ઘરમાં નતોરે, ભાજીતાર જમી ભાગી ક્ષુધાય; વ્રજરાજ. ॥ ૯ ॥ પછી જેદ્રથ લેઇ ગયો પ્રેમદારે, તવ ભીમને મુકી તમે ત્રશાય; વ્રજરાજ. ॥ જેમ તેમ કરી છોડાવી સાધવીરે; રાખ્યું સતીનું સત્ય સદાય; વ્રજરાજ. ॥ ૧૦ ॥ વળી કૈયાથી ઉગારી કામનીરે, તારા કરેલા ગુણ ના ભુલાય; વ્રજરાજ. ॥ તમ તુલ્ય તાત માત કરે નહીરે, આજ વાહારે ચઢો હું પડુ પાય, વ્રજરાજ. ॥ ૧૧ ॥ વળણ. ॥ જયાંને ત્યાં વાહારે ચઢયા, તેવા ચઢો તમે આજ; વ્યાસ વલ્લભના નાથજી, દાસ તણી ધરો દાજ. ॥



## કડવું ૫૦ રાગ સાખીની ચાલ.

જયસુની રૂષી એણીપેર બોલ્યા, સુણજન મેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુધનવાની કથાય. ॥ ૧ ॥ અરજુનજીએ સ્તુતી કીધી, કરીને આંસુપાત; અંતરયામી ગરૂડગામી, પ્રભુએ જાણી વાત. ॥ ૨ ॥ ભક્તની ભીડે ભગવાન ઉઠયા, દાસની દયા લાવ્યા; અદર્શરૂપે પાન્ડવ

દળમાં, કૃષ્ણ પ્રભુજી આવ્યા. ॥ ૩ ॥ પછી પ્રતક્ષ રૂપ ધરીને, પાન્ડવ દળમાં પેઠા; રાશ પરોણો કરમાં ઝાલી, પારથને રથ બેઠા. ॥ ૪ ॥ સુધનવાયે શ્રીહરી દીઠા, નીચો પડી લાગ્યો પાય; હવે વઢયું માહારૂં સફળ થયું, કૃપા કરી જદુરાય. ॥ ૫ ॥ હું પાપીને પાવન કીધો, મળીયા અસરણા સરણ; મોક્ષની પદવિ હું પામવાનો, હવે કયારે થાય મરણ. ॥ ૬ ॥ મ્રત્યુની ઇછા ઉપની મુજને, હવે નથી કાંઇ કષ્ટી; મર્ણ સમે પ્રભુ તમ સામી, સ્થીર રહે મુજ દ્રષ્ટી. ॥ ૭ ॥ એટલું મુજનેવરદાન આપો, ઓરે વિશ્વાધાર; એવી સ્તુતિ સાંભળીને, રીજ્યા દેવ મોરાર. ॥ ૮ ॥ સુધનવાને શેવક જાણી, દયા કરી જગભુપ; કોઇ ન દેખે એવી રીતે, ધર્યું ચત્રભુજ રૂપ. ॥ ૯ ॥ દરસણ દીધાં સુધનવાને, ભક્તજને જોડયા હાથ; કીંકર ઉપર કરી કરૂણા; ધનધન વિશ્વના નાથ. ॥ ૧૦ ॥ પછી કૃષ્ણનું રૂપ ધરીને, બોલ્યા નંદકિશોર; અરજુનજી શું હામલી ગયા; જણવો તમારૂં જોર. ॥ ૧૧ ॥ અરજુનજી કહે માહારાજા, કે વારનો મરૂ મથી; પણ સુધન્વા છે બહુ બળીયો, જીતી શકાતો નથી. ॥ ૧૨ ॥ એટલે બોલ્યા અંતરયામી, તમને અભીમાન ચડીયો; તમે કહ્યું કે હું ભકત વાહાલો, તે ગર્વ તમને નડીયો. ॥ ૧૩ ॥ તમ કરતા તો આ સુધનવા,શ્રેષ્ઠ શેવક છે સાચો; જ્ઞાની ધ્યાની ને વળીદાની,કોઇ કામે નહી કાચો. ॥ ૧૪॥ વળી મનમાં એમજ આવ્યું,પુજનીક હું પ્રભુ કેરો;એવો એવો ગર્વ ધાર્યાથી; આવી ગયો આએરો. ॥ ૧૫ ॥ તવ અરજુને બે કર જોડયા, ભુલ્ય થઇ માહારાજ, આખી ઉમ્મરમાં માર હાવો, મેંતો દીઠો આજ. ॥ ૧૬ ॥ ઘણાની સાથે યુદ્ધ કર્યું પણ, હાવો ન દીઠો બળીયો; અહંકાર સઘળો ઉતરી ગયો, માહારા માથાનો મળીયો. ॥૧૭॥ કૃષ્ણ કહે તમે ઘણીક વેળા, જાણોછો મનમાં એવું; મુજ સમાન નથી કોઇ બળીયો, પ્રાક્રમ માહારૂં કેવું. ॥ ૧૮ ॥ એવો એવો હંકાર તણો, ઉભરો ચઢે છે તમને; છેવટ કષ્ટો પામીને પાછા, દોડાવો છો અમને. ॥ ૧૯ ॥ અરજુનજી કહે કૃષ્ણ કૃપાળુ, મમ મન જાય છે ભમી;તમારા બોધથી ગર્વ તણી જે, ઉરમાં હતી તે સમી. ॥ ૨૦ ॥ તવ પ્રભુ કહે આયુદ્ધ ઝાલો, મન મુકી કરો જોર; હવે તમારી પક્ષમાં હું છું, એમ કહ્યું કીસોર. ॥ ૨૧ ॥ તવ અરજુને આયુદ્ધ લીધાં, મેઘનાદે ગડગડીયો; સુધનવાપર રીસ ચઢાવી, મન મુકી તુટી પડીયો. ॥ ૨૨ ॥ બાણ મારે બહુ બળ કરીને, અગણીત મંત્ર ગણીને; સુધનવાયે કર્યો સપાટો,

ભગવત નામ ભણીને. ॥ ૨૩ ॥ ફરી પાછો ફેરવ્યો પારથને, પોતે ચતુરસુજાણ; અરજુનજીને રૂંએ રૂંએ, ભોંકી દીધાં બહુ બાણ. ॥ ૨૪ ॥ રૂંએ રૂંએ છીદ્ર પાડયાં, અરજુન પામ્યો ત્રાસ; હવે માર નથી જેરવાતો, સાહ્ય કરો અવિનાશ. ॥ ૨૫ ॥ એટલે અંતરયામી બોલ્યા, ધર્મ તણું પુન્ય ધારો; કાળજવરને વિષ્ણુ કેરો, મંત્ર ભણી બાણ મારો. ॥૨૬॥ તે વણ સુધનવા નહી મરે, બતાવ્યું કારજ સીધું; તવ અરજુને કાળ જવરના,મંત્ર તણુ બાણ લીધું. ॥ ૨૭ ॥ તે પર વિષ્ણુનો મંત્ર ભણીયો, કાંઇ ન રાખી નુન્ય;તે બાણ ઉપર ધર્મરાજાનું,પોતે મેલ્યું પુન્ય ॥૨૮॥ પછી બહુ બળ કરીને માર્યું, સુંસવાટા કરતું જાય; આવતું દેખી સ્થંભી ઉભો, પોતે સુધનવાય. ॥ ૨૯ ॥ સામી છાતી રાખી રહ્યો, જુએ સરવે સ્રષ્ટી; અવર વાસના બંધ કરીને, રાખી પ્રભુપર દ્રષ્ટી. ॥ ૩૦ ॥ એવામાં બાણ લગભગ પોહોચ્યું, જુએ છે જગદીસ; તે બાણ જઇ સુધનવાનું, છેદી નાખ્યું શીશ. ॥ ૩૧ ॥ ધડને મુસ્તક જુદાં થયાં, તવ શીશ ઉંચુ ચડીયું; કૃષ્ણ પ્રભુ રથ હાંકવા બેઠા; જઇ ખોળામાં પડીયું. ॥ ૩૨ ॥ અંતરયામી રિઝયા અતિશે, જમણે કર શીશ લીધું; ભકતનું ભલું કરવા બળથી, મુસ્તક ફેંકી દીધું. ॥ ૩૩ ॥ તે જઇને ગલકીમાં પડીયું, કૃપા કરી જગભુપ; વિષ્ણુ સરણે શીશ શેવકનું, બનીયું વિષ્ણુરૂપ. ॥ ૩૪ ॥ ધડ રથમાંથી ધરણે પડીયું, વરત્યો હાહાકાર; તેવાંજ લીલાં નીશાન ચડીયા, યુદ્ધ બંધ થયું તેવાર. ॥ ૩૫ ॥ સુધનવા પડયો તે વારતા, હંસદ્ધજને જાય; ખબર સાંભળીને એ હબકયો, ગંજબ થયો ઘરમાંય. ॥ ૩૬ ॥ શીશને છાતી કુટતો ઉઠયો, માહારે જીવીને શું કરવું; ભક્ત દીકરો મરણ પામ્યો, જીભ્યા કરદી મરવું ॥૩૭॥ સુધનવાના ચાર બંધું, મુરછા ખૈ ખૈ પડીયા; બીજા ત્રીજા હરીજનો હતા તે, ધુંશકા મુકીને રડીયા. ॥ ૩૮ ॥ નગ્રને વિશે વારતા પોહોચી, જાણ્યું ભારજા ભગની; સુધનવાની માતાયે જાણ્યું, અંતર ઉઠયો અગની. ॥ ૩૯ ॥ સહુ રડતું કળકળતું ચાલ્યું, સગું સહોદર સાથ; નગ્રની બારણે ચાલી આવ્યું, બહુ થાય આંસુપાત. ॥ ૪૦ ॥ તવ પાન્ડવે સૈન્ય લેઇને, અળગો કર્યો મુકામ; કલેશ મટયા પછી આવતી કાલે, આરંભશું સંગ્રામ. ॥ ૪૧ ॥ એમ કહી જઇ પાલ તણાવ્યા, સરવે કર્યો વિસરામ; સુધનવાનું શૈન્ય સઘળું, બેઠું હારી હામ. ॥ ૪૨ ॥ એવે સાથ સહોદર આવ્યું, આવી સુધનવાની માડી; ધડ દીઠું સુખવંતીએ સુતનું, ઉછંગ લીધું ઉપાડી. ॥ ૪૩ ॥ વળણ. ॥ ધડ લીધું ઉછંગમાં,

પુરણુ પ્રગટયો શોક; વલ્લભ વદે એ માવડી, મુકે કારમી પોક. ॥

## કડવું ૫૧

## અભેમાન બોલોનેરે એ રાગ.

માહારા બાધાના બાંધેલ્લા બાળ, સુધનવા બોલોનેરે; તાહારો અણ ચીંતવ્યો થયો કાળ, સુધનવા બોલોનેરે. ॥૧॥ આજ દીવશ ઉગીયો કેવો સુધનવા; જાગ્યાં ત્યાંથી જોયો કાળ જેવો. સુધનવા બોલોનેરે. ॥ ૨ ॥ માંથે ભમતાતા સમળી સીચાણા, સુધનવા; થયા અખંડ દીપક રાણા. સુધનવા બોલોનેરે. ॥ ૩ ॥ દ્વારે કકળીયા કાળા કાગ, સુધનવા; આંગણે આડા ઉતરીયા નાગ. સુધનવા ॥ ૪ ॥ માહારા ફરકયાંતાં અંગ લોચન, સુધનવા; ખોઇ બેઠી લાડકડો તન. સુધનવા. ॥ ૫ ॥ માહારા ભાગ્યશાળી સંતાન, સુધનવા; તુજ વિના હું થઇશ હેરાન સુધનવા. ॥ ૬ ॥ અણસમજે તાતે દીધું દુખ, સુધનવા; તેથી સંતાડી દીધું શું મુખ. સુધનવા. ॥૭ ॥ માહારો સાચો શત્રુ સ્વામી કહાવ્યો, સુધનવા; તારા મન માં ગુસ્સો ઊપજાવ્યો, સુધનવા. ॥૮॥ મરતાં સુધી તે રહી તને રીસ, સુધનવા; તેથી સંતાડયું મુખને શીશ. સુધનવા. ॥ ૯ ॥ મને વિયોગ પડાવ્યો પાકો, સુધનવા. માહારો કીયો ગ્રહ થયો વાંકો. સુધનવા. ॥ ૧૦ ॥ માહારૂં કીયા જનમનું આ કર્મ, સુધનવા. કેમ આડે ન આવ્યું ધર્મ. સુધનવા. ॥ ૧૧॥ મેં શું ધોયું ગંગામાં મળમુત્ર, સુધનવા. તેથી દગો દેઇ ગયો પુત્ર. સુધનવા. ॥ ૧૨ ॥ મેં શું ભાંગો સરોવરની પાળ, સુધનવા. મેં શું અભડાવી વિપ્રની થાળ. સુધનવા. ॥ ૧૩ ॥ મેં શું ધાવતાં વછોડયાં બાળ, સુધનવા. મેં શું મળતું ભાગ્યું વેવીશાળ સુધનવા. ॥ ૧૪ ॥ મેં શું પરને દુખ દેઇ ધર્યો ગર્વ, સુધનવા; મેં શું ઉનાળે ઉઠાડી પર્વ. સુધનવા. ॥ ૧૫ ॥ મેં શું કરેલી વિશ્વાસઘાત્યો, સુધનવા; મેં શું નોહોતરીને ન કરી નાત્યો. સુધનવા. ॥ ૧૬ ॥ મેં શું ભાણા અંતર કરેલાં, સુધનવા; મેં શું પ્રપંચે દ્રવ્ય હરેલાં સુધનવા. ॥ ૧૭ ॥ કેવી કેવી મેં કરણી કરેલી, સુધનવા; આજ ઉભી બળું છું ઠરેલી. સુધનવા. ॥ ૧૮ ॥ એમ કહી શીશના કેશ કાહાડે, સુધનવા; હસ્તચરણ પ્રથ્વી પછાડે, સુધનવા. ॥ ૧૯ ॥ વહે ચોધારે નેત્રામાં નીર, સુધનવા; કંપી જાય છે આખું શરીર. સુધનવા. ॥ ૨૦ ॥ એવો વરત્યો છે હાહાકાર, સુધનવા; ત્રાસ પડીયો છે અપરમપાર સુધનવા. ॥૨૧ ॥

ઘણું કલપાન્ત સરવે આરંભ્યું, સુધનવા; ગંગા જમુનાનું નીરથંભ્યુ. સુધનવા. ॥ ૨૨ ॥ વલણ ॥ ત્રાહ્ય ત્રાહ્ય કરતાં સર્વકો, રોઇ રોઇ ફુલ્યાં નેન; વલ્લભ વદે વિલાપથી, રડે કોવળીકા બેન. ॥



## કડવું પર રાગ પંજાબી કાફીનો.

મારા વીરારે, ભગનીને અગની ઉઠાડીયો; કુળના હીરારે, આનંદમાં ધ્રાશકો પાડીયો. ॥ ૧ ॥ માહારા વિરારે, પીહર પનોતી હું હતી, બંધુ જીવોરે, ગુણ તુજ તુલ્ય થનારૂ નથી. ॥ ૨ ॥ હેત તહારૂંરે, વિરારે નહીં મુજને ઘડી; કેઇ કરણીરે, આ વેળાએ વીપત પડી. ॥ ૩ ॥ તુજ મહેલમાંરે, જોર કરીને પેસતી; મન ગમતુરે, હઠ કરી લેવા બેસતી. ॥ ૪ ॥ મુને પુછીનેરે, વિરાતું કરતોતો વારતા; જેજે બોલુંરે, તે તમે મન વિચારતા. ॥ ૫ ॥ ઉંચે સાદેરે, કાંઇ કહ્યું નથી મુજને; ઘણી વાહાલીરે, વિરા હતી હું તુજને. ॥ ૬ ॥ મુને દેખીનેરે, અડધો અડધો થૈ જતો; કોઇ દાહાડેરે, મુજ પર રીસાયો નતો ॥ ૭ ॥ ખેંચી તાણીનેરે, મન ગમતું હું માગતી; તુજ પ્રીયાનેરે, પ્રાણથી વ્હાલી લાગતી. ॥ ૮ ॥ તારી દ્રષ્ટીથીરે, ભોજાઇ લેતી ઉવારણાં; હવે અમારેરે, તજવાં પડશે બારણાં. ॥ ૯ ॥ ભાઇ વીનારે, ભાવ કોઇ પુછે નહીં; પીયર બંધુથીરે, સુખ સંપત શોભે સહી. ॥ ૧૦ ॥ બંધુ વીનારે, ભગનીતો ઓશાઆળી અતી; વાર કયાં ગયોરે, વિયોગ જેરવાતો નથી. ॥ ૧૧ ॥ ઓ દૈવડારે, મુજપર તું રૂશણે થયો; દુખ વેળાનોરે, વિરો હીરો હડતે ગયો. ॥ ૧૨ ॥ કયાં ખોવાયોરે, ખોળી આપો બંધવો; ભાઇ ભીડનોરે, દુર્લભ છે ભેગો થવો. ॥ ૧૩ ॥ એમ વલવલેરે, ઘણું પડેને ઉઠતી; ઘણું રડીનેરે, છાતીને માંથા કુટતી. ॥ ૧૪ ॥ છુટે છોળ્યો રે, રૂધીરની અતી અંગથી; દીસે વીકરાળરે શ્રોણીતના રાતા રંગથી. ॥ ૧૫ ॥ વળગેશ બનેરે, હાથ આલીને હલાવતી; કયાં છે મુખડુરે, બોલો બોલો કહી બોલાવતી. ॥ ૧૬ ॥ વળણ. ॥ એવી ગાંડી થઇ ગઇ, કોવળીકા જે બેન; પછી પ્રભાવતી રડે, નીર ભરેલાં નેન. ॥

## કડવું ૫૩

## સૌને ચોરાશીનો ફેરો ટળ્યો છે એ રાગ.

ઝુરી ઝુરી મરૂં માનની તમારી, હવે શી ગત થાશે અમારી; ઝુરી

ઝુરી મરૂ. ॥ ટેક: પ્રથમ વિઘનથી પ્રભુએ ઉગાર્યો, સાચો સેવક પોતાનોજ ધારી; ॥ ઝુરી ॥ ૧ ॥ કારમો કાળ તે પાછો ન પડીયો, વાહાલાંનાં જનશું રાખે વારી૦ ઝુરી ॥ ૨ ॥ અતી ઉમંગ હતો રણ વઢવાનો, લડી વઢીને કીધી ખુવારી ॥ ઝુરી ॥ ૩ ॥ નીર વરતીથી પોઢયા તમેતો, રાખી રઝળતી રણવિશે નારી ॥ ઝુરી ॥ ૪ ॥ દગો દેઇને મુન્ય થયા છો, થઇ નહી વાત સારી કે નઠારી ॥ ઝુરી ॥૫॥ હળીમળીનેમેળાપ ન કીધો, લીધો નહી લાવો સંસારી ॥ ઝુરી ॥ ૬ ॥ અરેરે હવે આ દન કેમ જાશે, દુખ આવીને પડયું ઘણું ભારી ॥ ઝુરી ॥ ૭ ॥ હાયહાયરે આ કાયા શું કરવી, જતો રહ્યો ભરથાર ભોગદારી ॥ ઝુરી ॥૮ ॥ આરે જોબનીયું કેમ જળવાશે, કનડશે કામદેવ વીકારી ॥ ઝુરી ॥ ૯ ॥ કંથજી મુખડું કયાં સંતાડયું, વાત કરત સહુ દુખડું વિસારી ॥ ઝુરી ॥૧૦ ॥ વળણ ॥ એમ વામા બહુ વલ વલે, કરતી આંસુપાત; વ્યાસ વલ્લભ વાણી વદે, નીચું જોઇ રડે તાત. ॥



## કડવું ૫૪ કોઇલ્યોરે કોઈલ્યો એ રાગ.

કયાં ગયોરે કયાં ગયો માહારો લાડકવાયો તન. ટેક ॥ રમકડું ખોવાઇ ગયું, રોળાયું રતન; અરેરે મુજથી એહનું કાંઇ થયું નહી જતન. કયાં ॥ ૧ ॥ પ્રધાનોના કેહેવાથકી, કલેશ કર્યો ઉતપન; તેલમાં તળવા નાંખીયો, હું શું દેખાડું વદન. ॥ કયાં ૨ ॥ એ દીકરાએ માહરૂં, પાળ્યું મરવા લગી વચન; પણ એની સાચી ભકતીથી, વાહારે ચડીયા જુગજીવન. ॥કયાં॥૩॥ મેં તો થયું તેટલું કર્યું, નીર્દેથયો તદન; હલમલીયા બેટા વીના સૌ, સુનાપડયાં સદન. ॥ કયાં ॥૪ ॥ અરેરે એની પ્રેમદા, કકળી કરે છે રૂદન; મોહોલમાં રડે દાશીયોને. ભયંકર ભાસે ભોવન. ॥ કયાં ॥ ૫ ॥ ઘરબાર માહારે શા કામનું, જઈ વસુ અરન; ક્ષુધા પીપાશા છો પીડે, મ્હારે નહી લેવું જળ અન. ॥ કયાં ॥ ૬ ॥ વળણ. ॥ એમ કલપાંત કરે ઘણું, ભુ ભાસે ભયંકાર; વ્યાસ વલ્લભ એમ ઓચરે, વરત્યો હાહાકાર. ॥



## કડવું ૫૫ રાગ ધન્યાસરીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી

તુજને સંભળાવું, સુધનવાની કથાય. ॥ ૧ ॥ તાત રડે છે માત રડે છે, ભ્રાત રડે છે ચાર; ભગની રડે છે ભાર્જા રડે છે, વરત્યો હાહાકાર. ॥૨॥ બહુ બહુ રોતાં પૃથવી પડતાં, કુટી નાંખે કાયા; સૌને હરઘડી સાંભળી આવે, સુધનવાની માયા. ॥ ૩ ॥ સ્વભાવ સારો તેથી પ્યારો, ઘડને વારંવાર જુએ; અકેકા ગુણ સંભારી, ચોધાર આંસુએ રૂએ. ॥ ૪ ॥ તેવે સમે શેન્યાપતી સારો, જ્ઞાની ગુણ ગંભીર; સરવેને બોધ કરવા લાગ્યો, રડતાં રહી જાઓ સ્થીર. ॥ ૫ ॥ સુધનવાને સીદ રડોછો. એ ગયો એને ઠામે; જ્યાંથી આવ્યો ત્યાં જઇ બેઠો, વળગ્યો પોતાને કામે. ॥ ૬ ॥ તમારે આંહી આવ્યો હતો, કરવાને ગુમાસ્તી; અંજળ હતું ત્યાં લગીકરી, કાં થોડી કાં જાસ્તી. ॥૭॥ વળી જે સ્થળ પડયો હશે ત્યાં, તેની એને જંજાળ; જેની દુકાનેથી ઉઠયો તેની, ફરી ન લે સંભાળ. ॥ ૮ ॥ જેને ત્યાં ગયો તેનું સંભાળે, કે સંભાળે તમારૂં; માહારો માહારો કરોછો તેતો, જ્ઞાન વીના અંધારૂં. ॥૯॥ નહી તમારો તમે નહી એના, જ્ઞાની ગતી વીચારો; જેનો સંગ થયો તેને સૌ, માની લે છે માહારો. ॥ ૧૦ ॥ પુત્ર હતો માટે પોતાનો માન્યો, પણ એ મીથ્યા ગર્વ; પોપટ પાળ્યો તે પોપટને, માહારો કહે છે સર્વ. ॥ ૧૧ ॥ હય હસ્તી કે બળદ બાંધે, તેને પણ કહે માહારો; નથી જ્ઞાતી નથી જાતી, પણ દુનીયાનો ધારો. ॥ ૧૨ ॥ તેવોજ તમે માહારો કોહોછો, પણ તે નહી તમારો; તેના તમે તેના નથી, વિવેક વાત વિચારો. ॥ ૧૩ ॥ તેના તમે ને તે તમારો, સત્ય રીતે જો હોય; તો અન્યો અન્ય તરછોડીને, ચાલ્યું ન જાયે કોય. ॥ ૧૪ ॥ ચૈતન્યની માયા નથી ને, માયાનું નહી ચૈતન્ય; તેવા તમે અન્યના નથી, નથી તમારૂં અન્ય. ॥ ૧૫ ॥ એક ખોળીએથી જીવ છુટી, બીજે ખોળીએ જાય; જે જે ખોળીએ જીવ પ્રવેશે, તે ખોળીયાનો તે થાય. ॥ ૧૬ ॥ એક જીવ અનેક જનમો લે છે, તજે છે પુર્વ સગાઇ; સામા શત્રુને ઘેર જનમે, તવ કયાં ભગની ભાઇ. ॥ ૧૭ ॥ આપણા સામી કટી કશીને, તે જીવ વઢવા આવે; પેહેલાનું સગપણ ભુલી જઇને, ગાળ ખોટી ખવરાવે. ॥ ૧૮ ॥ પ્રથમના જનમનું લાન્છન, પોતાનું હોય જેહ; સામો થઇને મારે મેહેણુ, જે કૃત્ય કરેલું તેહ. ॥ ૧૯ ॥ તેતો મેહેણુ નહી પોતાને, જુઓ જગતની બાજી; મીથ્યા વસ્તુએ સાચી માની, અજ્ઞાનથી થાય રાજી. ॥ ૨૦ ॥ તેવું અજ્ઞાન છે તમોને, માટે માનોછો માહારૂં; પણ નથી કો કોનું કોઈ, દીપક કેડે અંધારૂં. ॥ ૨૧ ॥ કોના સગાંને કોનાં વાહાલાં, કોના પીતાને પુત્ર; કોના બાંધવ

કોની બેહેની, કોનું છે ઘર શુત્ર. ॥ ૨૨ ॥ ભામની કોની ભરથાર કેનો, કોનાં ઘરને બાર; કોની રીધસીધ કોની નવનીધ; કોના વસ્ત્ર સણુગાર. ॥ ૨૩ ॥ રળી રળીને ભંડાર ભરીને, છેવટ મુકી જાય; બીજે જનમે આવે લેવા, તવ તે ખાસડાં ખાય. ॥ ૨૪ ॥ એક કોડી માંહીથી નવ પામે, ત્યારે તે રળેલો કેવું; વિવેકથી વારતા હ્યો વિચારી, ઝાંઝવાના જળ જેવું. ॥ ૨૫ ॥ ના ખાધુંને ના ખવરાવ્યું, ના દેખાડયું ને ન જોયું; એવા પ્રાણીએ મેહેનત કરી, કહો રળ્યો કે ખોયું. ॥ ૨૬ ॥ રળેલું ખોયું જીવતર ખોયું, માહારૂં માહારૂં કરી મુઓ; પોતાનું પોતાને કામ ન લાગ્યું, કેહેણીમાં નાદાન હુઓ. ॥૨૭॥ અજ્ઞાની અથડાય છે અવળો, સવળો ન ઝાલ્યો પંથ, કાકા બાપા કેહેવરાવવાને, લીધો લક્ષમી તંત ॥ ૨૮ ॥ મામા માસા ફુઆ મોટા ભાઇ, કેવરાવવા કરે એવું, સૌને આપે સારા કેવસવવા, પોતાને લેવાનું નેવું. ॥ ૨૯ ॥ ઠાલો આવ્યો ને ઠાલો ગયો, ન ખવરાવ્યું ન ખાધુ; ન લાહાલવીધો નલાહાવ દીધો, નહી સુખીયો નહી સાધુ. ॥ ૩૦ ॥ સ્વારથ પોતાનો સર્યો નહીને, પરમારથ નવ થયું; જસની આસાયે સગાં સંતોસ્યાં, એનું તો એળે ગયું. ॥ ૩૧ ॥ કરમ ચંડાળ કરમ ફુટેલો; પોતાનો જીવ ન પોસ્યો; તો પછી પરનો કયાંથી પોસે, સગામાં ખજાનો ખોસ્યો ॥ ૩૨ ॥ તે પણ હાથે કરીને ન આપે, મરતાં સુધી મુઝી; સાસ હોયે ત્યાં સુધી સમજે, છે તે બધી માહારી પુંજી ॥ ૩૩ ॥ એવું સમજી દીવસ કહાડે, તવ ત્યાંનું ત્યાંરહે; માટે અભાગીયો અજ્ઞાની, માહારૂં માહારૂં મુખ કહે ॥ ૩૪ ॥ ઘણાંક પ્રાણી એવું સમજે, લૈએ હરીનું નામ; તેથી કલ્યાણ થઇ જવાનું, કેમ ખરચીએ દામ ॥ ૩૫ ॥ વારૂં એમ સમજીને સાંચે, ન કરે ઉંચો હાથ; પણ છેવટ ત્યાંનું ત્યાં રહે છે, કીયો લેઇ ગયો સાથ ॥ ૩૬ ॥ વળણ ॥ સાથે લેઇ ગયો નહી, માહારૂં કહે મીથ્યાય; વ્યાસ વલ્લભ વાણી વદે, બોધ કર્યો બહુ ત્યાંય ॥



## કડવું ૫૬ રાગ ચોપાઇની ચાલની.

બોલ્યા જયમુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી; સેન્યાપતીયે બોધજ કરીયો; સર્વના મનમાં ઉતરીયો. ॥ ૧ ॥ કોનાં સગાં ને કોનાં વ્હાલાં, માહારાં માહારાં કહીએ તે ઠાલાં; નથી કોઇનું સગું કોઇ, હવે શું રહીએછીએ જોઇ. ॥ ૨ ॥ ઉઠો અગની સંસકાર કરીયે, થયું

ધારેલું જે શ્રી હરીએ; કહીને ધડ ભોમ શુવાડયુ, પછી ક્રીયા કારજ માંડયું. ॥ ૩ ॥ લાવ્યા કાષ્ટને ખડકી ચીતા, વહે જ્યાં નીરમળ સરીતા; પછી ચીતામાં શબ દીધું મુકી, પ્રગટાવ્યા વહની ફુંકી. ॥ ૪ ॥ શબને કરયું સારૂ દહન, જળમાં વેહેવરાવ્યું પાવન; પછી સરવે કીધું સ્નાન, વળ્યા પાછા ભજી ભગવાન. ॥ ૫ ॥ એવે દીવસ વીતી ગયો, તવ રાયને વિચાર થયો; કાહાવ્યો શેવક શું સમાચાર, જ્યાં કુન્તી તણા કુંવાર. ॥ ૬ ॥ અમો કાલે યુધ્યે આવવાના, સર્વે શેન્ય સાથે લાવવાના; તમે તમારે તઈયાર રહેજો, કાલે મન મુકી યુદ્ધ દેજો. ॥ ૭ ॥ એમ કરીને કીધું સહાન, થયા નીર્વર્ત કુન્તી તન; એવે સમે રેણી ગઇ વીતી, ઉઠયા પ્રભાતે ધરી ભયભીતી. ॥ ૮ ॥ નાહી ધોઇને ભોજન કીધાં, પંછી સરવે આયુદ્ધ લીધાં; વળી કવચીયા બકતરીયા, સહુ યોધે હથીઆર. ધરીયાં. ॥ ૯ ॥ થયા મારથી સારથી ત્યાર, કરો સ્વારી ઘોડાને સ્વાર; હાથીવાળા તે બેઠા હાથી, ઉંટ ઉપર સુરાના સાથી. ॥ ૧૦ ॥ પગ પાળા જબર જસી, ગ્રહ્યાં ઉઘાડાં ખડગો હસી; જેના શરીરમાં જોર જુસ્સો; તેને વ્યાપી રહ્યો છે ધુસ્સો. ॥ ૧૧ ॥ રાતા તાતા ને મદ માતા; વઢવાને ઉતાવળા થાતા; પગ પાહાનીની પડથી પછાડે; અતી આંખના ડોળા કહાડે. ॥ ૧૨ ॥ એવે અરજુનજી થયો ત્યાર, એણે હાથ ગ્રહ્યાં હથીઆર; પોતે કટી કસીને બાંધે, બાંધ્યો બાણનો ભાથો ખાંધે. ॥ ૧૩ ॥ લીધું ગાંજેવનામા ધનુશ, રણ સંગ્રામ જાવાની હુંશ; બેઠા અભંગ રથ પર ચઢી; ઉઠયા કૃષ્ણ પ્રભુ તે ઘડી. ॥ ૧૪॥ રાશ પરોણો ઝાલ્યો હાથ; બેઠા હાંકવા દીનાનાથ; તવ રણશીંગાં રણનાં વાગ્યાં, સુરા પુરાને સારાં લાગ્યાં. ॥ ૧૫ ॥ ઘણાં ગડગડીઆં નીશાન, ચઢયો સતી તણો સંતાન, જેણે જુગમાં નર ધર્યું નામ; કીધો મેદાનમાં મુકામ. ॥ ૧૬ ॥ એવે હંસધ્વજ જે રાય, તેની તતપર થઇ શેન્યાય; સુરા પુરાને પરચંડ, યમ જેવા ગ્રહ્યા યમડંડ. ॥ ૧૭ ॥ લીધાં ખડગ ખુશી થઈને, ઉભા રાજાની પાસે જઈને; તવ હંસધ્વજ જેવો વાઘ. એણે સ્વેત ધર્યો પોશાગ. ॥ ૧૮ ॥ બાંધી બોકાની સ્વેત પટકે, એને પુત્ર મુએલો ખટકે; એને હસ્ત ગ્રહ્યાં હથીઆર; મનમાં વેહેર લેવા વિચાર. ॥૧૯ ॥ એના સુખે ન સુંદર સુત, તેનો સર્વે છે આકાળા સુત; સૌને પારથ પર છે રીસ; અમ બંધુનું છેદયું છે શીશ; એવા રીસ ભરેલા સર્વે, બળ તણો ઘણો છે ગર્વ; સહુ વાજતે ગાજતે પળીયા, ચાલ્યા યુદ્ધ કરવા મહા બળીયા. ॥ ૨૧ ॥ તવ હંસધ્વજની નારી, સુખવંતી સતી શુભ સારી, આવી પતીની પ્રત્યે કેહે

છે, મનમાં એક ઇચ્છા મને છે. ॥ ૨૨ ॥ તેટલી પુરણ કરો નાથ. હું તો માગુંછુ જોડી હાથ; તવ હંસદ્ધજ એમ પુછે, પ્રેમદા તુજ ઇચ્છા શું છે. ॥૨૩॥ તવ સુખવંતી કહે સ્વામી, તમ ઘેર અતી સુખ પામી; સહુ સ્વારથ ની થૈ પુરી, પરમારથ છે અધુરી. ॥ ૨૪ ॥ તવ હંસદ્ધજ એમ કહે છે, માગ્ય માગ્ય શું માગી લે છે; તાહારે કરવું હોય કાંઇ પુન્ય, નથી ઘરમાં દ્રવ્યની નુન્ય. ॥ ૨૫ ॥ આપો હય હસ્તી ગૌદાન, આપો ઘર ગામ ભંડારવાન; તવ સુખવંતી સતી બોલી, સદા મુષ્ટી મુકી છે પોલી. ॥ ૨૬ ॥ પુન્ય કીધાં છે તમ પ્રતાપે, નથી ભગવાન મળીયા આપે; આજ ઘેર બેઠે આવી ગંગા, પધાર્યા છે પ્રભુ સર્વ રંગા. ॥૨૭॥ રાશ પરોણો ઝાલી હાથ, રથ હાંકે છે દીનોનાથ; અરજુનની સંગે સામળીયો, આજ દીવસ આપણો વળીયો. ॥૨૮॥ તેને નગ્રમાં તેડી લાવો, મુજને દરસન કરાવો; વળી રહીઅત દરસન કરશે, હશે પાપીષ્ટ તે પણ તરશે. ॥૨૯॥ તેથી તમને થાશે બહુ પુન્ય, પછી નહી રહે કાંઇ નુન્ય; એવા સાંભળીયા નારીના બોલ, રાયે કીધો મનમાં તોલ. ॥ ૩૦ ॥ નારીએ ઠીક માગ્યું આજ, પણ કેમ થશે તે કાજ; નમીને ઘેર લાવું તેડી, તો તો લાજે ઇકોતેર પેહેડી. ॥ ૩૧ ॥ કેહેશે યુદ્ધનું નોહોતું જોર, તેથી સમજાવ્યા નંદકીશોર; પરણીપતથી તેડયા ઘેર, તેથી અરજુને રાખી મેહેર. ॥૩૨॥ એવી જગત કીરતી થાશે, માહારૂં ક્ષત્રી પણું બધું જાશે; માટે એમ કરવું નવ ઘટે, હું તો તેડી લાવું રાજવટે. ॥ ૩૩ ॥ યુદ્ધ કરીને હું હરાવું, મારતા મારતા હાંઇ લાવું; આખા નગ્રમાં ફેરવું જોરે, અરજુનની સંગ કિશોરે. ॥ ૩૪ ॥ એમ સમજીને બોલ્યો રાય, નારી બેશી રહો ઘરમાંય; લાવું નર નારાયણ બેઉ, દરસન રહીઅતને દેવું. ॥ ૩૫ ॥ સર્વ પ્રજાને લેવરાવું લાહાવો, સહુ કેહેશે મળ્યો રાય હાવો; એમ નીશ્ચે કરી નીકળીયો, લેઇ આયુદ્ધ ઉપડયો બળીયો. ॥ ૩૬ ॥ સાથે પુત્રને વળી સન્યા, યુદ્ધ કરવું તેમાં નહી અન્યા; મહા બળીયા પુત્રો ચાર, સર્વના હાથમાં હથીઆર. ॥ ૩૭ ॥ સહુ આવ્યા નગ્રની બાહાર, વાગે વાજીંત્ર અપરમપાર; ફરકે છે ધજા નીશાન, રકત લોચને બહુ બળવાન. ॥૩૮॥ ધાર્યો જય પામવા મનસુબા, આવી પાન્ડવ સામા ઉભા; સામાસામી મોરચા રાખ્યા, પછિ ક્રોધ ઘણેરા દાખ્યા. ॥ ૩૯ ॥ કર્યો અરજુને ટંકાર આવ્યા અંજનીના કુંવાર; બેઠા ધજા ઉપર ચઢિ, સારિ શોભા થઇ તે ઘડિ. ॥૪૦ ॥ પછી સુરથ સુત છે જેહ, બોલ્યો પિતા પ્રત્યે તેહ; તાતજી તમે સૌ રહો દૂર, હું તો યુદ્ધ કરૂં ભરપુર. ॥ ૪૧ ॥ મારા બંધુને

માર્યો ઠેર, માટે લેવું છે વેહેરે વેહેર; કાંતો જીવતો નાવું ઘેર, કાંતો કરૂં કાળો કેહેર. ॥ ૪૨ ॥ તવ હંસધ્વજ જે રાય, થયો અળગો લઈ સન્યાય; તવ સુરથ કોપે ચડીયો, લેઈ ધનુશ ટુટી પડીયો. ॥ ૪૩ ॥ વળણ ॥ ટુટી પડીયો ટેકથી, ધાર્યું છે વીપરીત; વલ્લભ વદે સુરથ તણું, કૃષ્ણ સમીપે ચીત ॥



## કડવું ૫૭ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કહું યુદ્ધ તણો મહીમાય. ॥ ૧ ॥ સુરથ છે માહા સુર ભરેલો, મન મુકી વઢવું ધારે; અગણીતા મંત્ર ભણીને, બાણ ઘણેરાં મારે. ॥ ૨ ॥ અરજુનજી એક બાણ મારે, એંશી હજાર બાણ થાય; સુરથ એક બાણ મારે, તેના બાણ સવાલક્ષ થાય. ॥ ૩ ॥ અરજુન એક વાર મારે તેમાં, સુરથ ત્રણવાર મારે; જેને વાગે તેને લાગે, ત્રાહ્ય ધણી પોકારે. ॥ ૪ ॥ પાન્ડવ કેરી સૌ સૈનામાં, બાણ સુરથના દમે; જેવા કોટીક મધપુડા ઉડયા, મક્ષીકા પેરે ભમે. ॥ ૫ ॥ વળી સૌ સૈન હથીઆર ફેંકે, થાય છે સોરબકોર; દીવશે દીનમણી ન દીશે, થાય અંધારૂં ઘોર. ॥ ૬ ॥ સણુસણ સુસવાટે સર ચાલે, વાગે તેને પડે કષ્ટી; ઉપરા ઉપરી આયુદ્ધ આવે, જેવી મેઘની વ્રષ્ટી. ॥ ૭ ॥ રાતા તાતા મનના માતા, થાતા બળીયા યોદ્ધ; શાન્તી ન મળે કોઇ જીવને, વ્યાપી રહ્યો છે ક્રોધ. ॥ ૮ ॥ મારવું મરવું પાછા ન ફરવું, એનું એ લાગેલું ધ્યાન; ઘા વાગે તેની ગણતરી નથી, સુરમાં સુરા બેભાન. ॥ ૯ ॥ કેંક મારેછે કેંક મરેછે, કૈંક કપાયને કાપે; કૈંક જાણ્યા જીવ લે સામાના, કેંક જણા જીવ આપે. ॥ ૧૦ ॥ કૈંક પડેલા પાડે અવરને, રઝળે રણમાં શીશ; કૈંક પડયા પાણી માગે, નાંખે છે કારમી ચીસ. ॥ ૧૧ ॥ ઘણો સમર્થ સુરથ બળીયો, દારૂણ દૈવત દાખ્યો; અરજુનજીને રૂંએ રૂંએ, બાણેથી વીંધી નાંખ્યો. ॥ ૧૨ ॥ વજ્ર વપુનાં ફાડી નાંખ્યાં, વાગ્યાં બહુ હથીઆર; શરીર છીદ્રથી ચારણી જેવું, વહે રૂધિરની ધાર. ॥ ૧૩ ॥ કુન્તાનો કુંવર કાહાર થયો, ગયો શરીરનો રંગ; પરોણાથી પુરશ પુરાણી, પોતાનુ જાળવે અંગ. ॥ ૧૪ ॥ એવે અરજુન કહેવા લાગ્યો, કેમ કરૂં ઘનશામ; સુધનવાથી આ બહુ બળીયો, હાર્યો માહારી હામ. ॥ ૧૫ ॥ પ્રભુ કહે પાછા પડો છો, કરો જરાએક જોર; મારીએ મરીયે પણ યુદ્ધ કરીયે, એમ

કહ્યું કીશોર. ॥ ૧૬ ॥ તવ અરજુનને સુર ભરાયું, મુકી મરવાની બીક; અગણીતા મંત્રો ભણીને, દીધી બાણની ઝીક. ॥૧૭॥ પછી કાળજવર બાણ લીધું, જુએછે જગધીસ; સુરથના સારથીનું તે બાણે, છેદી નાંખ્યું શીસ. ॥ ૧૮ ॥ બીજુ કાળજવર અગણીત મંત્રનું, બળ કરીને માર્યું; તે બાણેથી સુરથ તણુ, એક ક્ષોણી શેન્ય સંહાર્યું. ॥ ૧૯ ॥ તવ સુરથને મહા રીસ વ્યાપી, વીપ્રીત ખેલ લડાવ્યો, પવનાસ્તર મારી પારથનો, આકાશ રથ ચડાવ્યો ॥ ૨૦ ॥ તે રથ અંત્રીક્ષ જઇને સ્થંભ્યો, સુરથે શું કામ કીધું; કાળજવરનો મંત્ર ભણીને, અગણીતું બાણ લીધું ॥૨૧॥ તે પાન્ડવની શેન્યમાં માર્યું. તેનાં થતાં બહુ બાણ, જેને વાગ્યું. તેને લાગ્યુ બે ક્ષોણીનો ઘાણ. ॥૨૨॥ ઘાણ વળી હથરાણ થયું ને, બીજા પામ્યા ત્રાસ; તેવું સુરથે ભાથામાંથી, બાણ લીધું નાગપાસ. ॥૨૩॥ પ્રદુમાન છે પુત્ર પ્રભુનો, તેને બંધન કીધો; કરણ નંદન વર્શકેતુને અવળો બાંધી લીધો. ॥ ૨૪ ॥ એટલે ભીમે મન વિચાર્યું, વળીયો આડો આંક; આતો નાહાના છોકરાયે, ધશીને વાઢયું નાક. ॥ ૨૫ ॥ એકવાર મરવું પણ યુદ્ધ કરવું, કહીને કટી કશી બાંધે; હસ્તીની પેરે કરી ગરજના; બગલમાં ગદા ધરી ખાંધે ॥ ૨૬ ॥ હડુડુ લઇને હાક મારી, ક્રોધ ઘણેરો ચડીયો; મરવું આદરી નેત્ર મીચી, સનમુખ ટુટી પડીયો. ॥ ૨૭॥ આવ્યો સપાટે સુરથ સામો, ક્રોધ હળાહળ લાગ્યો; બે ભુજે ગ્રહી ગદા મારી, અશ્વ સહીત રથ ભાગ્યો. ॥ ૨૮ ॥ રથ વણુ થયો ને ગભરાયો, હંસદ્ધજનો તન; ઘાંટો કાઢી શેન્યમાં કહયું, રથ લાવો કોઇ જન ॥ ૨૯ ॥ એટલામાં ભીમ ધશીને આવ્યો, કાઢું સુરથનો પ્રાણ; તેવો કુંવર ચેતી ગયો તે, ઝડપ ચડાવ્યું બાણ. ॥ ૩૦॥ મોહાસ્તરનો મંત્ર ભણીને, ભીમના સામું ધાર્યું; વ્રકોદરના આવતા પેહેલા, રૂદેમાં ભોંકી માર્યું. ॥ ૩૧॥ તેથી ભીમની રૂદે ભેદાણી, પ્રાણજ ઉંચો ચડીયો; શરીરની સુદ્ધી ગઇને, ઢળી ધરણ પડીયો. ॥ ૩૨ ॥ તવ ત્રાસ પામ્યા શેવક સઘળા, આજ જવાના પ્રાણ; ઘણા ઘણા અજમાવ્યા પણ; આતો બહુ બળવાન. ।૩૩। અરજુનનો રથ આકાશ વીશે, ત્યાં હરીને કરગરતો; એ મહારાજ હવે શું કરવું, જીવ માહારો નથી ઠરતો. ॥ ૩૪ ॥ શેન્ય વિશે સથરાણ વાળ્યું, જુઓ વરકોદર પડીયો, મુજને અંત્રીક્ષ ટાંગી દીધો, સુરથ સર્વને નડીયો. ॥ ૩૫ ॥ તવ પ્રભુ કહે પ્રથમ પેહેલાં, દીશી કરીતી નાગી; વાંકા વળીને રથ નીચેનું, બાણજ નાંખો ભાગી. ॥ ૩૬ ॥ એટલે અરજુને બાણ લીધું, દૈવત પોતાનું દાખ્યું; વાંકા વળીને રથ નીચેનું, બા-

ણુ મારી બાણુ ભાગ્યું. ॥ ૩૭ ॥ એટલે રથ ઉતરવા લાગ્યો, સમજ્યો અરજુનરાય; આકાશથી ઉતરવાનો માહારે, હાથ હતો ઉપાય. ॥ ૩૮ ॥ કેટલો કરગર્યો ત્યારે ક્રષ્ણે, આટલો બતાવ્યો વાટ, તે વિદ્યા છે મોરારી પાસે, એશીઆળા શા માટ. ॥ ૩૯ ॥ એવો મનમાં અભીમાન આવ્યો, જાણ્યું નંદકીશોર; એટલામાં રથ દીઠો સુરથે, તરત કીધું જોર. ॥ ૪૦ ॥ બીજું પવનનું બાણુ લીધું, રથમાં માર્યું મુકી મન; તેથી અભંગ રથ અરજુનનો, ફરી ચઢયો ગગન. ॥ ૪૧ ॥ તવ અરજુને અરજ કીધી, એરે જુગદાધાર; સુરથ રથ નહી દે ઉતરવા, વરત્યો હાહાકાર. ॥ ૪૨ ॥ માટે ઉપાય કાંક બતાવો, મેંતો મારૂં બળ નાણ્યું; પ્રભુ કહે વિદ્વાન તમેછો, શું છે તમારૂં અજાણ્યું. ॥ ૪૩ ॥ અંતરયામી જેત્રા તમેછો, વળી ઘણા વિદ્વાન; રથ હાંકનારાની કેટલી બુદ્ધી, કયાંથી તમો સમાન. ॥ ૪૪ ॥ એટલે અરજુન એમ સમજ્યો, મેં કર્યોતો હંકાર; માટે મોહન મઇડ બોલ્યા, રીસાયા યુગદાધાર. ॥ ૪૫ ॥ એવો પુર્ણ પસ્તાવો કીધો, પછી પ્રાર્થના કીધી, તવ પ્રભુને ઉપની દયા, સત્તા સુરથની લીધી. ॥ ૪૬ ॥ એટલે સુરથ નીરબળ થયો. ખશી ગયું બધું જોર; પછી પારથને ઉતારવાને, કામ કર્યું કીશોર. ॥ ૪૭ ॥ ચઉદ બ્રાહ્માન્ડનો ભાર મુકયો, બળ તણો ખેલ કરીયો, એટલે અભંગ રથ ગગનેથી, પૃથ્વીપર ઉતરીયો, ॥ ૪૮ ॥ વળણુ. ॥ રથ પૃથ્વી પર ઉતર્યો, ઉભો સુરથ સનમુખ; વ્યાસ વલ્લભ વાણી વદે, દળમાં દારૂણ દુખ. ॥



## કડવું ૫૮ રાગ સામેરીનો દોહરો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ પરીક્ષત સંતાન; વિસ્તારી તુજને સંભળાવું, સુધનવા આખ્યાન. ॥ ૧ ॥ દળમાં દારૂણ દુખ દીઠું, અરજુનજીએ દ્રષ્ટ, અરેરે માહારી શેન્યાને, પુરણ પાડયું કષ્ટ. ॥ ૨ ॥ હવે વિશ્વંભર મુજપર રાજી, થયા એવું મને લાગે; નહીં તો રથ કયાંથી ઉતરે હેઠો, ઉતરતાં બાણુ વાગે. ॥ ૩ ॥ બહુ બાણુ સુરથ મારી ચુકયો, પણુ નવ વાગ્યું એક; એટલી સાહાય કરી સામળીયે, રેહેશે મારો ટેક. ॥ ૪ ॥ એવી રાતે સ્રદ્ધા ચોટી, હાથમાં લીધા બાણ; સુરથ સુર જ્યાવજે તારૂં, હવે વાગું છું પ્રાણ. ॥ ૫ ॥ એમ કહીને સુત સતીનો, મેઘવાદે ગડગડીયો, અગણીતા મંત્રો ભણીને, મારવા તુટી પડીયો. ॥ ૬ ॥ અરજુનનું એક બાણુ છુટે, અનેક તેનાં થાય; જેને વાગે તે ધ-

રણ ઢળે, યોદ્ધા કરે ત્રાય ત્રાય. ॥ ૭ ॥ જેને વાગ્યું તે જન ભાગ્યું, ઢળીને પડે ધરણ; કેંક ઘડી વાર તરફડે કંઇ, તરત પામે મરણ. ॥ ૮ ॥ કૈં જીવ સ્વરગે કૈં જીવ નરકે, કૈં પામ્યો વૈકુંન્ઠ વાસ; ફળ પામો કર્યાં કર્મ પ્રમાણે, દાતા શ્રી અવિનાશ. ॥ ૯ ॥ એવો સપાટો નરનો જોઈ, સુરથે કીધું જોર, તવ બળ આકરશણ કર્યું એનું, પોતે નંદકીશોર. ॥ ૧૦ ॥ તેથી કરી સુરથ બાણ ફેંકે, ઘણું નીરબળ જાય; પેહેલાં ત્રણ લક્ષ છુટતાંતાં તે, અષ્ટ અયુત બાણ થાય. ॥ ૧૧ ॥ તવ સુરથ મન વિસ્મય પામ્યો, કોણે કરી બળ ચોરી; કહો ના કહો પણ સામ્રથ ગયું, પારથ ગણાયો ધોરી. ॥ ૧૨ ॥ ઇશ્વર વિના કો નહી સામ્રથ, હરણ બળ કરવાને; નકામી શીદ તસ્દી લેઉં, ત્યારી થઇ મરવાને. ॥ ૧૩ ॥ એવું સમજી ખડગ પોતાનાં, નાંખી દીધાં ધરણ; એટલે સુરથ પ્રત્યે બોલ્યા, પોતે અસરણા સરણ. ॥ ૧૪ ॥ કેમ આયુદ્ધ તમે ફેંકી દીધાં, યુદ્ધ કરી જીતો અમને, સુરથ કહે સામળીયાજી; હાવું ઘટે નહી તમને. ॥ ૧૫ ॥ શામ વિશામ પણ તમે કરો છો, ધણીને તે નવ ઘટે; અરજુનને વઢવા દો તમે, મુજ સંગે રાજવટે. ॥ ૧૬ ક્ષત્રી પણું એનું બતાવું, ઓરે દીનાનાથ; મન મુકી મેં નથી બતાવ્યા, નરને મારા હાથ. ॥ ૧૭ ॥ મેં શું અપરાધ્ર કીધો તમારો, ઓરે નંદકીશોર; હતું તેવું પાછું આપો, મુજને માહારૂં જોર. ॥ ૧૮ ॥ મોહનજીએ મન વિચાર્યું, સુરથે જાણી વાત; લોક જાણે તે એવું કહેશે, પ્રભુએ કરી પક્ષપાત. ॥ ૧૯ ॥ અન્યાઇ આરોપ આવશે મુને, એમ વિચારી લીધું; આકરશણ બળ કરેલું તે, સુરથને દેઇ દીધું, ॥ ૨૦ ॥ તવ સુરથને સામર્થ આવ્યું, હાથ ગ્રહ્યાં હથીઆર; અરજુનના સામો રહીને, દેવા માંડયો માર. ॥ ૨૧ ॥ હતું તેવું બળ દાખવ્યું એણે, બહુ બળથી દીધા બાણ; આવી અરજુનની આખર વેળા, બાકી રહયો જવો પ્રાણ. ॥ ૨૨ ॥ તવ પારથે પ્રાર્થના કીધી, કૃષ્ણ પ્રભુની જ્યારે, દયા ઉપની રણછોડજીને, રસ્તો બતાવ્યો ત્યારે. ॥ ૨૩ ॥ પુન્ય મુકીને મારોતો મરશે, તે વણ નહી થાય કાંઈ; એટલે અરજુન સમજી ગયો, પોતાને મનમાંહ. ॥ ૨૪ ॥ કાળજવરનું બાણ લીધું, તેમાં ન રાખી નુન્ય; તે બાણ ઉપર ધર્મ રાજાનું; પારથે મુકયું પુન્ય. ॥ ૨૫ ॥ પછી વાંકા વળીને ફેકયું, બેહેકયું બાણ અપાર; તે આવતું જોઇ સુરથે, મનમાં કર્યો વિચાર. ॥ ૨૬ ॥ આ બાણ આવે તે મારે મુને, તેમાં નહી ફેર જરા; મતી રાખુ વિઠુલ વરમાં, ઢળવાનું છે ધરા. ॥ ૨૭ ॥ એમ જાણીને મન

વિશેથી, દુર કરી માયાવી શ્રષ્ટી; સકળ વાસના બંધ કરીને, કૃષ્ણમાં દીધી દ્રષ્ટી. ॥ ૨૮ ॥ એવે કાળજ્વર બાણ આવ્યું, હણવા ઘોળે દીશ; પ્રભુ સામુ જોઇ સુરથ ઉભો; તેનું છેદયું શીશ. ॥ ૨૯ ॥ તેવું ધડ ઢળી ધરણ પડીયું, મુસ્તક ઉછળ્યું ત્યાંય; સુર સપાટે જૈને પડીયું, કૃષ્ણના ખોળા માંય. ॥ ૩૦ ॥ તેવું પ્રભુએ મુસ્તક લેઇ, ચાંપ્યું રૂદીયા સાથ; ભગતને આધીન ભુધરો છે, પોતે દીનાનાથ, ॥ ૩૧ ॥ પછી પ્રેરણા કરી પ્રભુએ, ગરૂડના ગટ માંય; તેવો ગરૂડ કર જોડીને, આવિ ઉભો ત્યાંય ॥ ૩૨ ॥ કેમ મહારાજા મુને બોલાવ્યો, મુજ સરખું કહો કામ; એટલે ગરૂડ પ્રત્યે બોલ્યા, પોતે શ્રીઘનશામ. ॥ ૩૩ ॥ લ્યો આ મુસ્તક મમ ભકતનું, આકાશ મારગે જાવો; આજ્ઞા માહારી એટલી છે, પ્રાગ વિશે નાંખી આવો. ॥ ૩૪ ॥ એમ કહીને ગોવિદજીએ, શીશ ગરૂડને દીધું; પ્રભુનું વચન માંથે ચઢાવી, ઝડપી મુસ્તક લીધું. ॥ ૩૫ ॥ તે લઇને આકાશે ચડીયો, નારદે નજરે જોયું; જાણ્યું કે ઠીક વઢવાડ થાશે, લડાઇમાં ચીત્ત પ્રોયું. ॥ ૩૬ ॥ મહાદેવજીની પાસે જઇને, કરૂ ઉપાશન સાચું; ગરૂડ નંદીનું યુદ્ધ કરાવું, કાંઇ ન રાખું કાચું. ॥ ૩૭ ॥ એમ જાણી અંતરધ્યાન થઇને, પોતે ગયા કૈલાશ; ઉમીયાને શંકર બીરાજ્યા છે, આવ્યા તેમની પાસ. ॥ ૩૮ ॥ શંકર કહે આવો નારદજી, કેમ કરી કરૂણાય; નારદ કહે શેજ સ્વભાવે, આવ્યો છું કૈલાશ માંય. ॥ ૩૯ ॥ તવ માહાદેવે આસન આપ્યું, બેઠા નારદ રૂશી; પછી કહ્યું તમારી રૂંઢ માળા, જોઇ થયો હું ખુશી. ॥ ૪૦ ॥ આ માળા અતી સુંદર દેખી, દેવતણુ મન લોભે; ભેગું સુરથનું શીશ હોય તો, સર્વેથી સારૂં શોભે ॥ ૪૧ ॥ માહાદેવજી કહે બતાવો મુજને, એ મુસ્તક છે કયાંય; નારદ કહે અંત્રીક્ષ પંથે, જુઓ ગરૂડ લેઇ જાય. ॥ ૪૨ ॥ લક્ષમીએ માગ્યું છે પ્રભુ કને, સુરથ કેરૂં શીશ; માટે મુસ્તક ગરૂડ સાથે, મોકલે છે જુગધીશ. ॥ ૪૩ ॥ પ્રભુનુ વાહન જાય છે લઈ, મોકલો તમ વાહન; તમે જસો તો ખોટું દેખાશે, વિચાર કરજો મન. ॥ ૪૪ ॥ તવ માહાદેવે ઉંચુ જોયું, દીઠો ગરૂડને શીશ; તે સમે નંદીને બોલાવવાને, માહાદેવે પાડી ચીસ ॥ ૪૫ ॥ ઘાંટો કાઢી નંદીને બોલાવ્યો, આવ્યો તે ત્રતકાળ; કહો મહારાજા શુ આગના છે, ત્યાર તમારો બાળ ॥ ૪૬ ॥ એટલે માહાદેવજી એમ બોલ્યા, હીમ્મત નવ તજીશ, પેલો ગરૂડ લઇ જાય છે, તે લઇ આવો શીશ. ॥ ૪૭ ॥ નંદીએ નમસ્કાર કીધો, મહારાજા હું જાવું; તમં પ્રતાપે ગગને જઇને, એ મુસ્તક લૈ આવું. ॥ ૪૮ ॥ વળણ.

ના

॥ એમ કહીને નંદીયો, અભિમાને થયો ત્યાર; વ્યાસ વલ્લભ વદે શાંભળો, વાહનનો વિસ્તાર. ॥



## કડવું ૫૯ રાગ ચોપાઈનો.

બોલ્યા જયમુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી, નંદીએ લીધી આગના જ્યારે, શીશ લાવવું ધાર્યું ત્યારે. ॥ ૧ ॥ એતો તાડુકી ગગને ચડીયો, જઇ મુસ્તકને બાહાજી પડીયો; તવ ગરૂડ બોલ્યો એમ, મુંઢ મુને તું વળગે કેમ. ॥ ૨ ॥ તવ નંદી વદ્યો મુખ વાણી, કેમ કરે ટુંકારો જાણી; હું તો શીવ તણુ વાહન, મુને ઓળખે જગતના જન. ॥ ૩ ॥ શીવ સરીખો તમો ગુણી, માહારી કીરતી તેં નથી સુણી, એમ કહીને ધડુકી બાહાજ્યો, તવ ગરૂડ ઘણુંરો ગાજ્યો. ॥ ૪ ॥ મારે પાંખ તણે ઝપાટે, વળી અંત્રીક્ષ જાય સપાટે; લઢે વઢેને પંથ પળાય, તેમ નંદી વળગતો જાય. ॥ ૫ ॥ એવે ફાટી ગરૂડની આંખ, બહુ બળમાં મારી એક પાંખ; તેથી નંદી ઘણો ગબડીયો, જઇ માહાદેવ પાસે પડીયો. ॥ ૬ ॥ તવ હરખ્યાં પાર્વતી રાણી, લીધું નંદી તણુ જોર જાણી; એતો આખલીયું ચાર પગુ, આવી પડયું કૈલાશ લગુ. ॥ ૭ ॥ એનું કેટલું ચાલે જોર, પેલાને ધણી નંદકીશોર, કરે ગગન ગમન ગરૂડ, મહા બળ વંતો છે અરૂડ. ॥ ૮ ॥ એવે નંદીની મુરછા વળી, શીવને નમ્યો ધરણ ઢળી; માહારાજા હું તમ વાહન, પેલાને માથે જુગજીવન. ॥ ૯ ॥ માટે જોર ગરૂડે કીધું, મુજને મુસ્તક નવ દીધું; મુને માર માર્યો બહુ ભારી, એતો ઈજત લીધી તમારી. ॥ ૧૦ ॥ કોહોતો આબરૂ ખોઇ રહું બેશી, મુછો મરડુ ખુણામાં પેશી; તવ શીવને લાગ્યું ખોટું, આતો આબરૂનું કામ મોહોટું. ॥ ૧૧ ॥ એમ જાણીને ભસ્મજ લીધી, નંદીઆને ચોળી દીધી; કહ્યું શીવે તારૂં દુખ ગયું, હવે શરીરવ જૂનું થયું. ॥૧૨॥ તુજ અંગે કાંઇ નહી વાગે, વાગે તોપણ તુને ન લાગે; જા મેં આપ્યું તુને વરદાન, હવે રહેજે માહામસ્તાન. ॥ ૧૩ ॥ એમ કહીને આગના દીધી, તવ નંદીએ ત્યારી કીધી; ઘણો ધડુકી ગગને ચડીયો, જઇ ગરૂડને બાહાજી પડીયો. ॥ ૧૪ ॥ બેઉ લડવા લાગ્યા આકાશ, ઘણો ધાર્યો વિપ્રીત વિનાશ; કરે ગરૂડ પાંખનો પ્રાહાર, વળી હસ્ત ચરણથી દે માર. ॥ ૧૫ ॥ પણ નંદીઆને નવ વાગે, કદી વાગે તોહે નવ લાગે; પોતે ગરૂડ સામો ગાજે, કુદી કુદીને એ બાહાજે. ॥ ૧૬ ॥ મારે શીંગ તણો

બહુ માર, વળી પુછ પછાડે અપાર; વળી ફેંકે છે ચરણની ખરી, રોકે ગરૂડને ફરી ફરી. ॥ ૧૭ ॥ એક એકનો મુકે ન તંત, લઢે વઢેને કાપે પંથ; એમ કરતાં પોહોચ્યા પ્રાગ, આવ્યો મુસ્તક ફેંકયાનો લાગ. ॥૧૮॥ ગરૂડે શીશ નાંખી દીધું, તેવું નંદીયે ઝીલી લીધું; ચાલ્યો સુરથનું શીશ લેઇ, ગયો ગરૂડને થાપ દેઇ. ॥ ૧૯ ॥ આવ્યો મહાદેવજીની પાસ, લ્યો હું લાવ્યો તમારો દાસ; કહી મહાદેવને શીશ આલ્યું, શીવે રૂંઢ માળા ઘાલ્યું. ॥૨૦॥ પણે યુદ્ધ વિશે શું થાય, હવે તેની કહુ કથાય; જેવે સુરથ પામ્યો મરણ, દાઝયું રાજાનું અંતઃકરણ. ॥ ૨૧ ॥ એતો નર સામો કોપે ચડીયો, માર મારવા ટુટી પડીયો; એનું અગણીતું એક જાય, તેનાં ત્રણ લક્ષ બાણજ થાય. ॥ ૨૨ ॥ એકલા અરજુનને ઝાલ્યો, મારી મારીને ગરદન ઘાલ્યો; રૂંએ રૂંએ પાડયાં છીદ્ર, જાણે ભગંદ્ર પામ્યો ઇંદ્ર. ॥ ૨૩ ॥ નામ્યું અરજુને પ્રભુને શીશ, આજ કેમ થાશે જુગધીસ; આતો રાયને છે બહુ રીસ, હું તે હારીશ કે જીતીશ. ॥ ૨૪ ॥ માહારે તમારો છે આધાર, તમ વિના કોણ કરે વ્હાર; ગાજુ બાજુને કરૂં જોર, માંથે સમજી નંદકિશોર. ॥૨૫॥ કરૂં હંકારને અભીમાન, માંથે સમજીને ભગવાન; છકું છાકમાં ગર્વજ ધરી, જાણીને મુજ માંથે શ્રીહરી. ॥૨૬॥ ફરૂં નીરભયપણે જગમાં, મનથી જાણી પ્રભુની વગમાં; જયાં ત્યાં રહુછું આખી અણી, માંથે સમજી વિશ્વંભર ધણી. ॥ ૨૭ ॥ એવાં દીનતાનાં કાઢયાં વચન, તવ રીજયા જુગજીવન; બોલ્યા યશોમતીના તન, તમો સાંભળો ભક્ત પાવન. ॥ ૨૮ ॥ જીતવાના નથી સંગ્રામ, પણ જય પામશો આ ઠામ; એવું વચન કહ્યું જે વારે, આવી નરને હીંમ્મત ત્યારે. ॥૨૯॥ પછી હસ્તમાં લૈ હથીયાર, યુદ્ધ આરંભ્યું કુન્તી કુંવાર; તેવો હંસદ્રુજ મહા બળીયો, માર મારવા અઢળક ઢળીયો. ॥ ૩૦ ॥ એનાં બાણ તણી થાય વૃષ્ટી, જોઇને ત્રાસ પામે સૃષ્ટી; દેખીને સ્થીર ન રહે દ્રષ્ટી, એવી અરજુનને કરી કષ્ટી. ॥ ૩૧ ॥ સર્વ શૈન્ય કાહાર થઇ જાય, ઘણા યોદ્ધ કરે ત્રાહ્ય ત્રાહ્ય; પણ કેવા મારે છે બાણ, કોઇનો નવ જાયે પ્રાણ. ॥ ૩૨ ॥ કરે કાહારને હેરાન, કોઇની ન રહે સુધ્ય સાન; એવો યુદ્ધનો મચાવ્યો રંગ, પ્રભુ જાળવે પોતાનુ અંગ. ॥ ૩૩ ॥ હલાવે પરૈણે દ્રષ્ટ રાખે, આવતાં ખડકો ભાગી નાંખે; પછી હંસદ્રજે વિચાર્યું, એક શુભ કામ કરવા ધાર્યું. ॥ ૩૪ ॥ માહારી નારીને પરીવાર, તેને નીરખવા છે મોરાર; માહારી નગરીને ઘણુ મન, કરવાં છે હરી દરસન. ॥ ૩૫ ॥ માટે યુકિતના બાણ દેઉં, નરનો રથ નગ્રમાં લેઉં; તેની સાથે

નારાયણ હોય,કરશે દરસન સહુ કોય. ॥ ૩૬ ॥ તેથી નગરી પાવન થાશે, સૌનાં ભવો ભવનાં પાપ જાશે; તેમાંથી મને પુન્યનો ભાગ, ફરી નહી આવે હાવો લાગ. ॥ ૩૭ ॥ એમ જાણી કેવાં કામ કીધાં, પોતે પવનાસ્તર બાણ લીધાં, અરજુનનો અભંગ રથ જેહ, કોઇ પ્રકારે ભાગે ન તેહ. ॥ ૩૮ ॥ એવું સહુ સમજ્યો છે રાય, કરી સાવધ સૌ સેન્યાય; કહ્યું યોદ્ધા તમે સર્વ, ધરજો મન પુરણ ગર્વ. ॥૩૯॥ હોય પાન્ડવ દળનો જેહ, કોઇ અળગો ખસે નહી તેહ; રાખજો પાકી હોશીઆરી, તેમ કોઇને ન નાંખશો મારી. ॥ ૪૦ ॥ રોકી ઘેરીને ગામમાં ઘાલો; એટલો મુમત મન ઝાલો; તવ શેન્યા થઇ સહુ રાજી, આતો ઠીક થઇ રંગ બાજી. ॥ ૪૧ ॥ રાજાએ મનમાં સારૂ ધાર્યું, બધી પ્રજાનું પાપ નીવાર્યું; શેન્યાપતી કહે માહારાજ, તમે ઉત્તમ ધાર્યું કાજ. ॥ ૪૨ ॥ કહી ઉંચો કીધો હાથ, સુરાતન આદરો મન સાથ; નરનારાયણની જોડે, શેન્ય નગ્રમાં લેવું હોડે. ॥ ૪૩ ॥ સાવચેત કર્યા એમ કહી, રાયે યુક્તી કરી તવ તહીં; ॥ ૪૪ ॥ વળણ. રાયે યુકતી શી કરી, સુણો સહુ શ્રોતાય; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણતાં પાપ પળાય.



## કડવું ૯૦ રાગ ધવળ ધન્યાસરીનો.

બોલ્યા જયમુની મુખ વચનજી, તું તો સાંભળ પરિક્ષત તનજી; કેવી યુકિત કરે રાજનજી, સંભળાવું કથા પાવનજી. ॥ ટેક. ॥ પાવન કથા સંભળાવું તુને; જેથી જયજય થાય; હંસદ્ધજે આદરીને, બાણ લીધાં કરમાંય. ॥ ૧ ॥ પવનાસ્તરના મંત્ર ભણીને, અભંગ રથમાં મારે, વીશ ધનુશ પાછો ખસે, અશ્વ સહિત રથ ત્યારે. ॥૨॥ સાથે શેન્યા પડે પાછી, પાછે પગે સહુ ખસે; તેમ તેમ હંસદ્ધજ શેન્ય સાથે, આગળ આગળ ધસે. ॥૩॥ પાન્ડવનું દળ ફેરવ્યું અવળુ, અરજુનનું નવ ચાલ્યું; સર્વ સ્થળેથી કબજે રાખી, નગ્ર વિશે શેન્ય ઘાલ્યું. ॥૪॥ અવળે ચરણે રથ અરજુનનો, અવળે ચરણે સન્ય; અવળે ચરણ વાહન સ્વારો, હંસદ્ધજને ધન્ય. ॥ ૫॥ પોતે પોતાનું શેન્ય સઘળું, સવળે ચરણ જાય; અરજુનનું ને પોતાનું સૌ, આવી રહ્યું ગાંમ માય. ॥ ૬ ॥ તવ હંસદ્ધજે આગના કીધી, થોડા મચાવો ધંધ; નગ્ર તણા દરવાજા સઘળા, ઝડપથી કરો બંધ. ॥ ૭ ॥ તવ શેવકોએ બંધ કીધા, નગ્ર તણા દરવાજા; પોતાના ગામમાં જાણ કરાવ્યું, હંસદ્ધજ જે રાજા. ॥ ૮ ॥ તવ સહૂ રહીયતે વાત જાણી, મનમાં થયા પરસન; ઘેર બેઠાં ગંગા પધાર્યાં, થાશે હરી દરસન. ॥ ૯ ॥ નરના

રાયણ નગ્રમાં આવ્યા પાપી થશે પાવન; ભવોભવના પાતક જાશે. નીરમળ હશે મન. ॥૧૦॥ એમ આનંદ થયો સૌ જીવને, નાહી ધોઇને સ્વચ્છ થાય, પવિત્ર પણે એટલે આંગણે, આવિને ઉભા રહ્યા. ॥૧૧॥ કૈં લોક ઉભા પુષ્પ લેઇને, વધાવવાને માટ; કૈં લોક કેસર ચંદન લઇને, ઉભા રહ્યા પુરપાટ. ॥ ૧૨ ॥ કૈં જન મોતી કૈં જન રત્ને, વધાવવાને ઉભા; ગરીબ જન અક્ષત લઇને, કરે રૂડા મનસુબા. ॥ ૧૩ ॥ કૈં જન અબીલ ગુલાલ લેઇ જોઇ રહ્યા છે વાટ; આજનો દાહાડો સફળ થાશે, દરશણ દેશે માટ. ॥ ૧૪ ॥ આપણા રાજાની જય થાજો, સરવેનું કલ્યાણ કરસે; એરંડો જળ પીયે કેળ વળુદ્દો, ભવસાગર સૌ તરસે. ॥ ૧૫ ॥ દરબારમાં પણ સરવે જાણ્યું, પધારે પુરૂષ પુરાણી; પુંજાપાની થાળ ભરીને, ઉભી રહી છે રાણી. ॥ ૧૬ ॥ કુટુંબ કબીલો સાથે લેઇને. ઉભાં રહ્યાં છે સર્વ; નીશકામનાથી જ્ઞાનવાન ઉભાં, તજી અભિમાન ગર્વ. ॥ ૧૭ ॥ હેદળ મેદળ નગ્રમાં આવ્યું, અરજુન બોલ્યો એમ; ઓરે ધનશામ ઘેરાઇ ગયા, હવે કરીશું કેમ. ॥ ૧૮ ॥ પ્રભુ કહે હવે કાંઇ ન કરશો, જે કરે તે દો કરવા; નહી તો કોકને નાંખશે મારી, છો લે ગામમાં ફરવા. ॥૧૯॥ આયુધ ઝાલીને રહો ઉભા, તેમાં પામશો સુખ; સાંમી બાખરી બાંધવામાં, દેશે દારૂણ દુખ. ॥ ૨૦ ॥ એ રીતે નરને સમજાવ્યો, સૌ જન સમજ્યું સાર; હંસદ્ધ્વજ ફેરવે તેમ ફરે, ફેકે નહી હથીઆર. ॥ ૨૧ ॥ હંસદ્ધ્વજ તવ શાન્ત પામ્યો, મુછ રહી હવે ઊચી; માર માર્યા વણુ રથ હઠાવી, ફેરવેછે ગલી કુંચી. ॥ ૨૨ ॥ પોળ શેરીને બજાર ચઉટું, દરસાવે બધુ ગામ; રણછોડરાયની જય જય બોલે, રહીયત જે તમામ ॥ ૨૩ ॥ હરીજન લોકો દરસણ કરે, ઊલટ પુરણ લાવે; મોતી પુસ્પને અબીલ અક્ષત, ગુલાલથી વધાવે. ॥ ૨૪ ॥ એ રીતે ગામમાં ફેરવીને લાવ્યો રાણીને મેહેલ; તવ સુખવંતી બારણે આવી, જોવા છોગાળો છેલ. ॥ ૨૫ ॥ પુજન કરવાની છાબ કરમાં, આવી પ્રભુ સનમુખ; નર નારાયણની કરી જાંખી, ભાગી ભવની ભુખ. ॥ ૨૬ ॥ પુરણ પ્રેમે પુજન કીધું, સાષ્ટાંગ લાગી ચરણ; વિશ્વપતિ વિશ્વંભર સ્વામી, છેવટ લેજો સરણ. ॥ ૨૭ ॥ એટલે અંતરયામી રીઝ્યા, પુરણ થયા પ્રસન, કોમળ દ્રષ્ટીએ કૃષ્ણે દીધાં, ચત્રુભુજ દરસન. ॥ ૨૮ ॥ તવ હંસદ્ધ્વજ રથથી ઊતરીયો, મન કરી કોમળ સુખ; કર જોડી શ્રીકૃષ્ણને કહ્યું, કહો તો આરંભુ યુદ્ધ. ॥ ૨૯ ॥ જો યુદ્ધ કરવા મતી ન હોયે, તો સાંભળો ભગવાન; નરને લેઇ મારે મેહેલે, પધારો મેમાન. ॥ ૩૦ ॥ પ્રભુએ જોયું પા

રથ સામું, શી મરજી અરજુન; પારથ કહે તમે જાણો, હું તો રેહેવાનો મુન. ॥ ૩૨ ॥ એટલે હંસદ્ધજની પ્રત્યે, બોલ્યા અલબેલા હરજી; શાબાશ ભક્ત ભાવીક રાજા, જેવી તમારી મરજી. ॥ ૩૨ ॥ તવ રાયે અથીઆર પોતાનાં, નાંખી દીધાં દુર; લાંબો થઇને ચરણે લાગ્યો, ઉલટ આવી ઉર. ॥ ૩૩ ॥ એટલે ધોળાં નીશાન ચઢાયાં, યુદ્ધ થયું બંધ; પારથને હંસદ્ધજ મળીયા, કીધો સ્નેહ સમ્બંધ. ॥ ૩૪ ॥ શૈન્ય ગયાં શૈન્યને ઠેકાણે, સરવે હરખે ભરીયા; કુન્તી કુંવરને શ્રીકૃષ્ણ, રથમાંથી ઉતરીયા ॥ ૩૫ ॥ રાયતણા મેહેલમાં પધાર્યા, સુખવંતી રહી જોઇ; ભાવથી ભોજન કરાવવાને, કરાવી રસોઇ, ॥ ૩૬ ॥ પછી સર્વને જમવા તેડયા, છે ભાવતાં ભોજન; વીવેકથી પીરસાવી જમાડયા, રીઝયા જુગજીવન.॥૩૭॥ અરજુનજી કહે ઓ મહારાજા, તમ લીધે આ પેર; નહી તો બહુ બળીયો રાજા છે, મારી નાંખત ઠેર. ॥ ૩૮ ॥ પ્રભુ કહે હવે સમજ્યા સાચુ ન રાખત કાંઇ; આને જીતીને નહોતા જવાના, રહત હાંઇને હાંઇ. ॥ ૩૯ ॥ પછી જમી મુખવાસ લઈ, સભા કરી બીરાજ્યા; માન્ય આપવા હંસદ્ધજના, વાજીંત્રો બહુ વાજ્યાં. ॥ ૪૦ ॥ પછી રાયે પ્રેમ ધરીને, દરસાવ્યો પુરણ ભાવ; નરનારાયણની આગના લૈ, સારા કર્યા સરપાવ. ॥ ૪૧ ॥ તે પછી પ્રભુને પાયે પડીયો, તમો છો વિશ્વપતિ; મુજ થકી તમારા સરખુ, કાંઇ અપાયુ નથી. ॥ ૪૨ ॥ માટે કરૂણા કરી કંઇ માગો, વચન ચઢાવું માંથે; કૃષ્ણ કહે આયુદ્ધ ગ્રહીને, નીકળો નરની સાથે. ॥ ૪૩ ॥ અશ્વ ફેરવી હસ્તીનાપુર, યજ્ઞ વિશે તમે આવો; એટલું માગુછું તમ પાસે; લેવાનો છે લાહાવો. ॥ ૪૪ ॥ રાયે વચન માંથે ચઢાવ્યું નીકળવા મન કીધું, રાજપાટ ઘર ગામ સરવે, પુત્રોને સોંપી દીધું. ॥ ૪૫ ॥ પંચકલ્યાણી અશ્વ પાન્ડવનો, લાવી પારથને દીધો; એટલે સરવે આનંદ પામી, વાજીને આગળ કીધો. ॥ ૪૬ ॥ પાન્ડવનું દળ પુઠે ચાલ્યું, સુરા તોડે મંકોડે; હંસદ્ધજ શૈન્ય પોતાનું લઇ, નીકળ્યો અરજુન જોડે ॥ ૪૭ ॥ હસ્તીનાપુર પ્રભુ પધાર્યા, અશ્વતો ફરવા જાય; શ્રોતા વક્તા સાંભળો આ, પુરણ થઇ કથાય. ॥ ૪૭ ॥ ભક્તનો ને ભગવાનનો મહીમા, શ્રવણ કર્યાં જે જન; પાતક તેનાં નાશ પામી, પુરણ થયો પાવન. ॥૪૯॥ મનવાન્છીત ફળ પ્રાપ્ત થાશે, પોહોચ્યા મનના કોડ; વલ્લભ વદે શ્રોતા બોલો જે જે શ્રી રણછોડ. ૫૦ ॥

સુધન્વાખ્યાન સમાપ્ત.

અમદાવાદ–ગ્રંથોદય પ્રેસ.

# કડવું ૬૧ રાગ સાખી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા,સુણજનમેજે રાય;વીસ્તારી તુજને ક હુ હવે તેનો મહીમાય. ॥૧॥ સુંદર એક સરોવર આવ્યું,ત્યાં અશ્વે શું કીધું; પીપાશા બહુ લાગેલી તે,પેશીને પાણી પીધું. ॥૨॥ એટલે ઘોડો ટળી જઇને,બનીયો ઘોડી રૂપ;તે જોઇને વીચારમાં પડીયો, પોતે અરજુન ભુપ. ॥ ૩ ॥ ઘોડી વેશે ઘોડો ચાલ્યો, વનમાં આગળ જાય એવે બીજુ સરોવર આવ્યું, હય પેઠો તે માંય. ॥ ૪ ॥ તવ ઘોડીનું રૂપ બદલાયું, થયું વાઘનું રૂપ; તે જોઇ બહુ પસ્તાવા લાગ્યો, પોતે અરજુન ભુપ. ॥ ૫ ॥ આયુદ્ધથી તે વાઘ હકાર્યો, ગયા એક જોજન; તવ વાઘ ટળી અશ્વ બનીયો, હરખ્યો નર રાજન. ॥ ૬ ॥ એવામાં એક રૂશી દીઠા,તેને પુછ્યો સંદેહ; રૂશીયે તે નીવારણ કીધો, ત્યાંથી ચાલ્યા તેહ. ॥ ૭ ॥ અશ્વને લેઇને આગળ ગયો, કુન્તી સુત નરેશ; એવે આગળ જાતાં જાતાં, આવ્યો સ્ત્રીયાદેશ. ॥ ૮ ॥ તે દેશમાં પુરૂશ નહી કોઇ, એકલી અબળા જાતી; પ્રમેલા નામની રાજ્ય કરે છે, બળવંતી મદ માતી. ॥ ૯ ॥ ચંદ્રાણી નામની પ્રધાન એની, સૌ જાણે જાદુ વીધાય; પુરૂશને પ્રેમદા બનાવી, રાખે નગ્રની માંય. ॥ ૧૦ ॥ વળી બનાવે પશુ પક્ષી, એવી જાદુ વાળી, તે નગ્રમાં ઘોડો પેઠો, સ્ત્રીઓએ જોયો નીહાળી. ॥ ૧૧ ॥ પત્ર સોનાનું વાંચી જોઇને,તાણી બાંધ્યો તોખાર; અરજુન સામા યુધ્ધે જાવા, સર્વ થઇ તઇયાર. ॥ ૧૨ ॥ નાંનાં પ્રકારનાં આયુદ્ધ લીધાં, માનુંનીયો મદ માતી; કેટલી નારીના અશ્વ બનાવ્યા, કેટલીના કર્યા હાથી. ॥ ૧૩ ॥ ઉંટ આકારે હય આકારે, ગજ આકારે બનાવી; તેવા હાથીપર રાણી બેઠી, યુદ્ધ કરવાને આવી. ॥૧૪॥ સેન્યા સૌ સુંદરીની ચાલી, જોયા જેવી ખુબી; અરજુન સૌ શૅન્ય સાથે ઉભો, તેના સનમુખ ઉભી. ॥ ૧૫ ॥ એટલે અરજુન એમ બોલ્યો, કેમ આવી સરવે નાર; પ્રથમ અમને પાય પડીને, આપી દો તોખાર. ॥ ૧૬ ॥ પ્રમેલા કહે સાંભળ નૃપ તું, ઘોડો લેવો અમ હાથ;માટે અમારૂં કહ્યું કરીને, પરણો અમારી સાથ. ॥૧૭॥ અરજુન કહે જા રે કુજાતી વીપ્રીત કયાં કરે બુધ; પરણીને અશ્વ નથી લેવો, આવો કરીયે યુદ્ધ. ॥ ૧૮ ॥ એમ કહીને અરજુનજીએ, હાથ લીધાં અથીઆર; સકળ શેન્યા ઉપડી સાથે, દેવાં માંડયો માર. ॥ ૧૯ ॥ એટણે સઘળી અબળા કોપી, પાડવાને ભગંરાણ;સર્વ પુરૂશના સાંમુ જોઇને, મારે છે નેન બા-

ણ. ॥ ૨૦ ॥ નેન બાણુ વાગે ને મોહ લાગે, વાગે નેન કટારી; ગબડી-ને મુરછામાં પડતા, જુલમ કરે છે નારી. ॥ ૨૧ ॥ જે જન પડીયો તે રડવડીયો, ન રહે સુધ કે સાન; એ રીતે સરવે યોદ્ધ પડીયા, નથી કોઇને ભાન. ॥ ૨૧ ॥ એકલો અરજુન આખો નર છે, તેને મોહ નવ લાગે; બાણુ વડે બાહાજ્યો છે બળમાં, મન પાછુ નવ ભાગે. ॥ ૨૩ ॥ તવ સહુ તારૂણીયે એમ જાણ્યું, આ નર મોહી ન ધારો; સર્વે કીયા મુ-કીને એને, આયુદ્ધ લેઇને મારો. ॥ ૨૪ ॥ એવું સમજીને સુંદરી સરવે હાથ ગ્રહ્યાં અથીઆર; ગુપતી ગેડી ગદાયો લેઇ, દેવા માંડયો માર. ॥ ૨૫ ॥ અરજુનજીને પાછો હરાવ્યો, જીતી પ્રમેલા રાણી; ઇંદ્રતણો સુત કાયર થયો, તવ થઈ આકશ વાણી. ॥ ૨૬ ॥ એ અબળા નહી જીતાય કોથી, ઓરે કુન્તી તન; મુમત તારો મુકી દેઇને, મનાવ્ય સર્વ-નું મન. ॥ ૨૭ ॥ અસુરોને, હણુવા જોગણીયે, જુલમ કરેલો જેવો; અરજુન ઉપર કામનીઓએ; કેર કર્યો છે તેવો. ॥ ૨૮ ॥ તેથી નર હી-મ્મત હારેલો, વળી સાંભળી વાણી; તેથી અરજુન પુછવા લાગ્યો, ક-હો શું કોહોછો રાણી. ॥ ૨૯ ॥ નારીયો કહે એકવાર કહ્યું, વીશેશ શું કેવરાવો; અરજુન કહે કબુલ માહારે, હસ્તીનાપુર જાવો. ॥ ૩૦ ॥ અશ્વને ફેરવી આવું ત્યારે, પરણું તમારી સાથ; તવ અબળાએ સાચુ માન્યું, વચન લીધું હાથ.॥ ૩૧ ॥ પછી પ્રેમદા સર્વને રીજી, શેન્ય નાં-ખ્યું તું ઢાળી; જાદુ વીધાથી સરવેની, મુરછા નાખી વાળી. ॥ ૩૨ ॥ એટલે સકળ શેન્ય ઉઠયું, સાજુ તાજુ રૂડી પેર; પ્રમેલા પરોણાગત ક-રવા, લૈ ગઇ પોતાને ઘેર. ॥ ૩૩ ॥ બે દાન રાખી ભોજન દીધાં, પછી કર્યા વીદાય; ઘોડો દીધો, છુટો કીધો, તેતો આગળ થાય. ॥૩૪॥ પુંડ-ળ નરનું શેન્ય ચાલ્યું, આનંદ ઉપજે ઉર; સ્ત્રી આ દેશની સ્ત્રીયો સરવે ગઇ હસ્તીનાપુર. ॥ ૩૫ ॥ પંચકલ્યાણી પંથે પળે છે, પુંડળ નર નરેશ; એવે આગળ જાતાં જાતાં, આવ્યો ભીશણુ દેશ. ॥ ૩૬ ॥ તે દેશનો છે ભીશણુ રાજા, અસુર જાતી જન; ભીમે બકરાક્ષસ માર્યો તો, તે રાક્ષ-સનો તન. ॥ ૩૭ ॥ તેને જઇ નારદે ચઢાવ્યો, લડાવવાને સારૂ; તારા બાપનું વેહેર લે તું, ઉઠ કહ્યું કર માહારૂ. ॥ ૩૮ ॥ એટલે ભીશણુ યુદ્ધે ચડીયો, રાક્ષસ રાક્ષણી જોડે; મેદાનમાં આવી અશ્વ બાંધ્યો, ઉભો હઠની હોડે. ॥ ૩૯ અરજુન સામું યુદ્ધ આરંભ્યું, હાથ ગ્રહી હથીઆર; ઇંદ્રનો નંદન અગણીતા મંત્રે, બાણુનો મારે માર. ॥ ૪૦ ॥ હંસદ્ધજ-નીલદ્ધજ સરવે, કરતા ઝાજુ જોર; ભીશણુના રાક્ષસ રાક્ષણીયો, કરતી

સોર બકોર. ॥ ૪૧ ॥ ચાર ચાર ગાઉનાં શરીર લાંબા, વીકટ વઢનું ધારે; એવા અસુરો તાડ પાહાડ લાવી, પાન્ડવ દળને મારે. ॥૪૨॥ રાક્ષણીઓયે રોળ વાળ્યો, આડીને અવળી ઉડે; ગાઉ ગાઉ લાંબા સ્થાન પોતાના, તેણે વતી બહુ કુડે. ॥૪૩ ॥ કૈંકને ઝાલી કાનમાં ઘાલે, કૈં જનને ગળી જાય; કૈંને ઘાલે નાસ્કોરામાં, ઘણા જીવ અટવાય. ॥ ૪૪ ॥ કૈંને કેશમાં કૈંને બગલમાં, કરતી સોર બકોર; ખોબે ખોબે રેણુ ઉછાળી, કરે અંધારૂ ઘોર. ॥ ૪૫ ॥ પાન્ડવનું દળ ત્રાસ પામ્યું, સર્વનું થાશે મરણ; અરજુન અતીશે ગભરાયો, ધ્રુજવા લાગ્યા ચરણ. ॥ ૪૬ ॥ વળણ. ॥ ચરણ લાગ્યા ધ્રુજવા, અરજુનના જે વાર, વદે વલ્લભ શું નીપન્યું સુણજો શ્રોતા સાર.



## કડવું ૬૨ રાગ ચોપાઇ.

બોલ્યા જયમુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી; ધ્રુજ્યા અરજુનજીના પાય; હવે યુદ્ધમાં શી ગત થાય. ॥૧॥ જોયું હનુમાનજીના સામું; જુઓ કપીવર દુખ પામું; માટે કરો અમોને સાહાય; કેમ બેશી રહ્યા છો ધજાય. ॥ ૨ ॥ તવ અંજની કેરા સુત, એ તો થયા આકળા ભુત, જોયું અસુરો સામું જ્યારે, ડરી રાક્ષણીયો સહુ ત્યારે. ॥ ૩ ॥ આ તો લંકા તણો બાળનારો, રાજા રાવણને મારનારો; એની આંખો થઇ મહા માઠી, ભય પામી સૌ રાક્ષણી નાઠી.॥ ૪ ॥ તેવા હનુમંત કોપે ચડીયા, હુક કરી અસુરમાં પડીયા; લેવા માંડયા રાક્ષસના પ્રાણ, પુંછ પછાડી વાળે ઘાંણ. ॥ ૫ ॥ એવે અરજુનને ચઢી રીસ, છેદયું ભીશણ કેરૂં શીશ; હનુમાને વાળી નાંખ્યો છેક, જીવતો નવ મુકયો એક. ॥ ૬ ॥ પછી પરવત મોહોટો લીધો, દુષ્ટના ગામપર મુકી દીધો; તેથી કચરાયા સહુ પાપી, પછી પરવત નાંખ્યો ઉથાપી.॥ ૭ ॥ બધુ ભીશણનું ધન લીધું, હસ્તીનાપુર પોહોચાડી દીધું, ત્યાંથી પાન્ડવ યોદ્ધ પરવાર્યા, વાજી લેઇને સૌ સીધાર્યા. ॥ ૮ ॥ ઘોડો જેમ ફાવે તેમ જાય, એને ફાવે ત્યાં વીશ્રામ ખાય; જ્યાં વીસામો કરે તોખાર, ત્યાં વીસામો બંધાવે સાર. ॥ ૯ ॥ જ્યાં પેશાબ અશ્વનો હુઓ, ત્યાં તો બંધાવે વાવ્ય કે કુઓ; એ અશ્વ કરે લાદ જ્યાંય; ધર્મશાળા બંધાવે ત્યાંય. ॥ ૧૦ ॥ એવી રીતે વાંવરે ધન, જાતાં આવીયું પ્રતક વન; તે વનના પ્રાણી જેહ, એક દીવસમાં મરે તેહ. ॥ ૧૧ ॥ ફરી ફરી જીવે પોહોર

ચાર, તેમાં માંડી લે સંસાર; એવી ભોમીથી નીકળીયા, અશ્વ પુંઠે મણીપુર પળીયા. ॥ ૧૨ ॥ ઘણું સુંદીર છે એ ગામ, મોહોટાં મોહોટાં બાંધેલાં ધામ; રાજ કરે અરજુનનો તન; એનું નામ છે બભ્રૂવાહન. ॥ ૧૩ ॥ એતો ઇલેવાનનો ભ્રાત, ચીત્રકળા છે એની માત; જ્યારે અરજુન જોગી થયો તો, પંપા સરોવરે ગયોતો. ॥૧૪॥ તેમાં સર્પણીયો બે હતી, મુળ અપછરાની ગતી; તેને દુરવાસાનો હતો સ્રાપ, તેથી સર્પણો થઇતી આપ. ॥ ૧૫ ॥ અરજુનના ચરણ પરતાપે, હતો તે દેહ પામીતી આપે; વરીતી અરજુનની સાથ, નારદે ઝલાવ્યો તો હાથ ॥ ૧૬ ॥ એતો કથા આગળ આવી ગઇ, માટે વીસ્તારતા નથી અહી; તે ઉલપીનો સુત ઇલેવાન, ભીસ્મ સામો લઢયોતો નીધાન. ॥ ૧૭ ॥ ત્યાં પામ્યો હતો એ મરણ, તે તો જાણે છે બધી ધરણ, એના ગામમાં ગયો તોખાર, કેડે આવ્યો કુન્તી કુમાર. ॥ ૧૮ ॥ તેવા કળકળવા મચ્યા કાગ, રસ્તે આડા ઉતરીયા નાગ; એવા માઠા થયા શુકન, તોહે નાવ્યું અરજુનને મન. ॥ ૧૯ ॥ એવે ઘોડો ગામમાં જાય, એક શેવકે દીઠો ત્યાંય; તેને દોરડે બંધન કીધો, બભ્રૂવાહનને જઇ દીધો. ॥ ૨૦ ॥ અશ્વને બાંધ્યું પત્ર જેહ, બભ્રૂવાને વાંચી જોયું તેહ; જાણ્યું મુજ તાતનો તોખાર, કેમ રાખી શકું લગાર. ॥ ૨૧ ॥ એનો સુબુદ્ધી નામે પ્રધાન, તેને પુછયું નર સંતાન;. આતો મુજ તાતનો તોખાર, તેનો શો કરવો વીચાર. ॥ ૨૨ ॥ તવ પ્રધાન બોલ્યો એમ; બાપના સામા બાહા જીએ કેમ; ચાલો લ્યો મોતી પુષ્પની થાળ, સહુ સામા જૈએ પગપાળ. ॥ ૨૩ ॥ લેઇ જઇએ સાકરનાં પાણી, પીતાને પાઇએ પ્રેમ આણી; એવું કહ્યું પ્રધાને જ્યારે, ઉઠયો બભ્રૂવાહન ત્યારે. ॥ ૨૪ ॥ ગયો ઘરમાં પુછવા વાત, જ્યાં બેઠી પોતાની બે માત; તેને જઇ કહ્યા સમાચાર, આવીયા છે કુન્તી કુંવાર. ॥ ૨૫ ॥ તવ બેઉ માતા કહે એમ, બેટા અશ્વ તેં બાંધ્યો કેમ; વાજી લેઇને સામા જાવો, પાયે પડીને ગામમાં લાવો. ॥ ૨૬ ॥ એવું કહ્યું એની બે માત, મળી પ્રધાનની વાતે વાત; એતો ઘણોક હરખે ભરીયો, આગના લેઇ હેઠો ઉતરીયો. ॥ ૨૭ ॥ લીધો પ્રધાન શેન્યા સાથ, પોતે બંધાવ્યા અવળા હાથ; જોડે લીધો પંચકલ્યાણી, જાય વદતો દીનતા વાણી. ॥૨૮॥ ગામ બારણે અરજુન ઉભો, એનો મનમાં કરે મનસુબો; પુછયું હંસદ્વજને તે ઠામ, આતો કોણ રાજાનું ગામ. ॥૨૯॥ બોલ્યો હંસદ્વજ વચન. અહીં રાજા છે બભ્રૂવાહન; એનાથી સહુ ડરે છું ડરૂ, મોહારી ખંડણી એને ભરૂ. ॥ ૩૦ ॥ સાત "આડાં સોવર્ણના સાર,

હું તો ભરૂછું કુન્તી કુંવાર; ઘણું સુંદીર છે આ ગામ, મણીપુર છે નગ્રનું નામ. ॥ ૩૧ ॥ એવી વાત કરેછે જયાંય, આવ્યો બબ્રૂવાહન ત્યાંય; પેઠો પાન્ડવના શેન્ય માંહી, પુછી જોયું શેવકને ત્યાંહી. ॥ ૩૨ ॥ કીયો અરજુન કુન્તી તન, ત્યારે શેવક વદયો વચન; પેલા રથ પર છે હનુમાન, તેમાં અરજુન સતી સંતાન. ॥ ૩૩ ॥ તવ પુત્રને હરખ ચડીયો, જઈ અરજુનને પાય પડીયો; છોડી બંધન જોડયા હાથ, ભલે પધાર્યા મુજ તાત. ॥ ૩૪ ॥ અશ્વ બાંધ્યો હતો મેં આપ, તેતો અપરાધ કરજો માફ; મને જનમ્યે થયા બહુ દન, પણ આજ થયાં દરસન. ॥ ૩૫ ॥ મને નોહોતો રમાડયો બાપ, પણ આજ થયો મેળાપ; લાહાવો વીત્યો મુને અપાર, મ્હારો સફળ થયો અવતાર. ॥ ૩૬ ॥ વળણઃ ॥ સફળ જનમ થયો માહારો, રહી નહી ખામી લગાર; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, વીપ્રીત થયું તે વાર.

## કડવું ૬૩ રાગ સવૈયાનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ મહીમાય. ॥ ૧ ॥ બબ્રૂવાહન એવાં વચન બોલ્યો, નરને પડયો વીચાર; આ દેશમાં હું કયારે આવેલો. કયાંથી માહારો કુંવાર. ॥ ૨ ॥ એવામાં વરસકેતુ બોલ્યો, પારથ પ્રત્યે વચન; ઓરે માહરા અરજુન પીતા, આ કીયો તમ તન. ॥૩॥ એટલે કીરટધર એમ બોલ્યો, મુને નથી કાંઇ યાદ, તવ બબ્રૂવાહન વદયો વાણી, કરશો નહી વીવાદ. ॥ ૪ ॥ તમારો સહુ સંદેહ ટાળું, સાંભળજો વચન; હઠી વરસ જોગી થઇને, નીકળ્યાતા તમે વન. ॥ ૫ ॥ તવ પંપા સરોવરે અપછરા, બે પરણ્યા તમે તાત; તેનો હું છું દીકરો એ, થાય છે માહારી માત. ॥ ૬॥ ઉલ્પીનો ઇલેવાન હતો તે, આવ્યોતો તમ સરણ; ભીસમના સામુ યુદ્ધ કરીને, તે પામ્યોતો મરણ. ॥ ૭ ॥ ચીત્રકળાનો દીકરો હું, ઓરે માહારા તાત; હવે મુજને ઓળખી લેજો, કરી માંડીને વાત. ॥ ૮ ॥ વીનાશકાળે વીપ્રીત બુદ્ધી, થઇ અરજુનની સાર; તેથી બબ્રૂવાહન સામો, અવળો કર્યો ઉચ્ચાર. ॥ ૯ ॥ તારી માતા વેસ્યા સરીખી, અનેક એને સ્વામી; માહારો દીકરો કહુ તને તો, લાગે કુળમાં ખામી. ॥ ૧૦ ॥ એટલે બબ્રૂવાહન બોલ્યો, તાતજી બોલો વીચારી, હું છું તમારો દીકરોને, સતી જનેતા માહારી. ॥ ૧૧ ॥ એટલે અરજુન

એમ બોલ્યો, શું મુજને સમજાવે; માહારો દીકરો હોય તો ઘોડો, લઇ-
ને આપવા નાવે. ॥ ૧૨ ॥ જા જારે નંદન વેસ્યાના, હું નહી તારો તાત;
એમ કહી બબરૂવાહનની, છાતીમાં મારી લાત. ॥ ૧૩ ॥ એટલે બબ-
રૂવાહન કોપ્યો, બોલ્યો મુખ વચન; હવે ઘોડો લેઈને જાજે, ઓ
કુન્તીના તન. ॥ ૧૪ ॥ જો હૈશ સતાંનો દીકરો ને, હૈશ તમારો
બાળ; તો તો પાછી પાની ન કાઢું, આણું તમારો કાળ. ॥ ૧૫ ॥ એ-
વું કહીને ઘોડો લેઈને, પાછો વળ્યો મહા બળીયો; રાતો તાતો થઇ
ગયેલો, અરજુન પર કકળીયો. ॥ ૧૬ ॥ ગામમાં જઇને અશ્વ બાંધ્યો,
પોતે થયો તૈયાર; વસ્ત્ર આભુશણ ધારણ કીધાં, હાથ લીધાં હથીઆર.
॥૧૭॥ સત્તર ક્ષોણી શેન્ય પોતાનું, લીધું લડવા સંગ; પ્રધાન સહીત સરવે
ચાલ્યા, યુદ્ધ તણો ઉમંગ. ॥૧૮॥ વાજતે ગાજતે આવ્યો ભાગોળે, પુરણ કી-
ધી ચડાઇ; અરજુનજી પણ તતપર થયો, આદરી મોહોટી લડાઇ. ॥ ૧૯ ॥
ઉંચો કર કર્યો કીરટધરે, મરવું તો એકવાર; પાછી પાની કોઇ ના કરશો,
વરતાવો હાહાકાર. ॥૨૦॥ એમ કહી ગાંગેવનામા ધનુશ લીધું હાથ; ટંકાર
કીધો કીરટધરે, હામ ધરી મન સાથ. ॥૨૧॥ તે શબ્દ ત્રીલોકમાં પોહો-
ચ્યો, ડોલ્યા દસે દીગપાળ; ધરણ લાગી ધ્રુજવાને, ખળભળ્યું પાતાળ.
॥ ૨૨ ॥ વરસકેતુ ને મેઘવરણ, અનુસાલ્વ જેહ; પ્રદ્યુમાન અણીરૂધ બ-
ળીયો, યુમનાશ્વ બળ દેહ. ॥ ૨૩ ॥ સુવેધ ને નીલદ્ધજ રાજા, વળી
હંસદ્ધજ રાય; એવા એવા અતીરથી છે, મારથી બહુ કેહેવાય, ॥ ૨૪॥
તેમણે સરવે બાણ ચઢાવ્યાં, દેવા માંડયો માર; રોશમાં રૂઠે બાણ છુટે,
જેમ વરસે મેઘ બાર. ॥ ૨૫ ॥ અરજુનજી એક બાણ ફેંકે, સુસવાડા
કરતું જાય; એક બાણ એનું જતાં જતાંમાં, એંશી શહસ્ત્ર થાય. ॥૨૬॥
યુમનાશ્વના સાઠ શહસ્ત્ર, સુવેધનાં સવાયાં, નેવું શહસ્ત્ર નીલદ્ધજનાં,
જાણે બાણ વીહાયાં. ॥ ૨૭ ॥ હંસદ્ધજનાં બે લક્ષ છુટે, વરતે હાહાકાર;
વરશકેતુનાં એક શરથી, છુટે ચાળીસ હજાર. ॥ ૨૮ ॥ પ્રદ્યુમાનનાં પ-
ચીસ શહસ્ત્ર, અણીરૂધનાં અઠાવી; બીજા જોદ્ધાનાં બહુ બહુ છુટે, કોણ
શકે ગણાવી. ॥ ૨૯ ॥ અરજુન તરફથી એવાં છુટે, જોઇ ન શકાય
ચક્ષ; બબરૂવાહનનું એક છુટે, તેના થાયે દસ લક્ષ. ॥ ૩૦ ॥ હંસદ્ધજ
નીલદ્ધજ અરજુન, બાણ મારે એક વાર; એટલામાં બબરૂવાહતને, મા-
રી વળે બે વાર. ॥ ૩૧॥ જુલમ કરતો જરા ન ડરતો, ભરતો નહી પગ
પાછો; અરજુન મનમાં જાણી ગયો, નથી છોકરો કાચો. ॥ ૩૨ ॥ એ
વામાં અરજુનજીએ, પુરણ જણવી રીસ; બબરૂવાહનના સારથીનું, છે-

દી નાંખ્યું શીશ. ॥ ૩૩ ॥ એટલે બબરૂવાહન કોપ્યો, લીધું કાળજ્વર બાણ; અરજુનજીની ત્રણ ક્ષોણીનો, વાળી નાંખ્યો ધાણ. ॥૩૪॥ એટલે વરશકેતુ કકળ્યો,દીધું દૈવત દાખી;બબરૂવાહનાન રથની ધજા,તરત છેદી નાંખી. ॥૩૫॥ તવ બબરૂવાહને બાણ માર્યું,જ્યાં છે અંજની તન; વજ્ર દેહી હનુમંત છે પણ, ઉરાડયા ગગન. ॥૩૬॥ તે જઇને ધડ લંકાં પડયા, અરજુન પામ્યો ત્રાસ; અરેરે આ બળીયા સાથે, મેં કયાં કર્યો વીનાસ. ॥ ૩૭ ॥ એવે બબરૂવાહને બીજું, બાણ માર્યું કરી રીસ; કરણ કુંવર વર્શકેતુનું. છેદી નાંખ્યું શીશ. ॥ ૩૮ ॥ ત્રીજે બાણે પ્રદ્યુમાનને, મારી નાંખ્યો ઠેર; પારથ થરથર ધ્રુજવા લાગ્યો, થઇ ગયો કાળો કેહેર. ॥૩૯॥ આંખોમાંથી આંસુ છુટયાં, ભાગી ગયું ઘરસુત્ર; અભેમન્યુને વીસાર્યો તો, દેખીને આ પુત્ર. ॥૪૦॥ અરેરે આટલા દીકરાથી, હતું કરણનું નામ; મ્હારી ભીડનો ભાગીયો ગયો. કથલ્યું સઘળું કામ. ॥૪૧॥ એની જનેતાને જઇને,દેઇશ શો જવાબ;અરેરે કરમ થયું કઠોરૂં,ટુટી પડીયો આભ. ॥૪૨॥ એવી રીતે રડવા લાગ્યો, કુન્તા સતીનો તન;તે જોઇને બબરૂવાહન, બોલ્યો મુખ વચન. ॥૪૩॥ ઓરે નંદન કુન્તાજીના,હવે સુ રડવા બેઠો;પેહેલું કહ્યું ત્યારે નવમાન્યું, ગર્વ ઘણેરો પેઠો. ॥૪૪॥ખરો પુરૂશ નથી તુતો,કાળજડાનો કાચો; વંઢળનો વેશ ધર્યો હતો તે,વંડાળ સાચે સાચો. ॥૪૫॥ જનુંનીનું પેટ લજાવ્યું, બોળ્યું બાપનું નામ; કાળજડુ કાચું હતું તો, શીદ માંડયો સંગ્રામ. ॥૪૬॥ એવાં કટુ વચન સુણી, કોપ્યો ઇંદ્રકુંવાર; બબરૂવાહનના સાંમો બાજ્યો, દેવા માંડયો માર. ॥૪૭॥ તે મારને કુંવર નથી ગણતો, વછોડે બાણ જળ ધારા; ભાલોડાં ચળકે જાણે ગગનથી,ખર ખર ખરે તારા. ॥૪૮॥ દીનમણી જાણે દબાઇ ગયો,અંધ પડયો પરકાસ; જેવો જુલમ રામે કીધો, તેવો પાડયો ત્રાસ. ॥ ૪૯॥ એવામાં બબરૂવાહને, કામજ કેવું કીધું; મોહાસ્તરનો મંત્ર ભણીને, બાણ અગણીતું લીધું. ॥૫૦॥ તે ફેંકયું ફેરફુંદડી ફરીને,બહુ બળમાં બાણ એક; અગણીતા મત્રે કરીને, બાણ થયાં અનેક. ॥ ૫૧॥ તેણે સૌની રૂદીયાભેદી, પ્રાણજ ઉંચા ચડીયા; હાથી ઘોડા ઉંટ સુદ્ધાં,ઢળી ઢળીને પડીયા. ॥ ૫૨ ॥ પછી એકલો અરજુન રહ્યો, તેને માર્યો બહુ માર; રૂંએ રૂંએ છીદ્ર પાડયાં, તોડયાં વસ્ત્ર સણગાર. ॥ ૫૩ ॥ એવે ફરશુરામજીના, બાણનું ભાલોડું જેહ; પારધીના પાસેથી આવેલું, બાણજ કાહાડયું તેહ. ॥ ૫૪ ॥ તે બાણ અરજુનના મ્રત્યુંનું, બબરૂએ લીધું આપ; તે વેળા કુન્તીનંદનને, આવ્યો દ્રોણનો સાપ. ॥૫૫॥ એવો જોગે જોગ

મળીયો; બાણુ ફેંકયું તે દીશ; ઈંદ્રનો નંદન અરજુનજીનું, છેદી નાંખ્યું શીશ. ॥ ૫૬ ॥ સરવેને પૃથ્વી પોરાઢયા, શેવકને કહ્યું છુટો; સરવેને માહારી આગના છે, પાન્ડવદળને લુટો. ॥ ૫૭ ॥ એવી આપી આગના કે, શેવક છુટયા સાર; પાન્ડવની સરવે શેન્યાના, લુટી લીધા સણગાર. ॥ ૫૮ ॥ પછી પાન્ડવનો અશ્વ લેઇને, સૌ સંગ ગામમાં જાય; ઉલપી ચીત્રકળા બે માતા, તેને જઇ પડયો પાય. ॥ ૫૯ ॥ એ માતા પાન્ડવદળ માર્યું, માર્યો અરજુન તાત; વેશ્યાનો સુત કહ્યો માટે, શીશ છેદયું મુજ તાત. ॥ ૬૦ ॥ વળણ. ॥ તાતનું મુસ્તક છેદીયું, ઓરે માહારાં માત; વલ્લભ વદે તવ બેઉજણી, કરતી આંસુપાત.

---

## કડવું ૬૪ રાગ સીંધુ.

લાડકડા દીકરા, માતાને દીધો રંડાપો; સગપણ જાણ્યાં છતા માર્યો શું, આ૦યોતો અંધપોરે. લાડકડા. ॥ ટેક. ॥ તાતને તેડવા મોકલ્યો તેમાં, તેંતો રણ યુદ્ધ ધાર્યું; કયાંથી આનંદતો ઉપજાવે, હેવાતણ ઉતાર્યુંરે. લાડકડા. ॥ ૧ ॥ દીકરા થાજો સોસો વરસના, મરજો વીધવા માડી; માંથે કંથ હોયે ત્યાં સુધી, હાથીની અંબાડીરે. લાડકડા. ॥ ૨ ॥ જોર જવાનીનું જણ૦યું ઘરમાં, જનમ અમારો બાળ્યો; પેટ કોહ્યું પાટો કયાં કરીયે, દાવ દુશમનનો વાળ્યોરે. ॥ લાડકડા. ॥ ૩ ॥ ઢીંકે ઢીંચણમાંથી ઢાળી, એથી સુત શું ભુંડો; ખાંખત કરી ખોવરાવી નાંખ્યો, ચોટલો ચાંલ્લો ચુડોરે. લાડકડા. ॥ ૪ ॥ તાતને કેહેવે તમોગુણ વાપ્યો, તરછટ ઉતર્યો આડો; ફરતાં ફરતાં બંધ કરી આણ્યો, ખુણો ખોળવા દાહાડોરે. ॥ લાડકડા. ॥ ૫ ॥ શરીરની સંસાર સોભા ટાળી, ગોરણી ગણાતી કાહાડી; ચીર ઉતરાવીને પેહેરાવી, સ્વેત સીંધુરી સાડીરે. ॥ લાડકડા ॥ ૬ ॥ કાળાટીલી કપોલ ચોટી, કંથ મરા૦યો નારી; તે જીવવું ધીક્કાર અમારૂં, ઘાલું પેટ કટારીરે. ॥ લાડકડા. ॥૭॥ ભોગવે છે પીતાની પુંજી, તે કાંઇ મનમાં નાણ્યું; છોકરવાદી છેકજ કીધી, ફાટયો ફર્યો જેમ ફાગણુરે. ॥ લાડકડા. ॥ ૮ ॥ વળણ. ॥ માનાં મેહેણાં સાંભળી, અતી થયો ઉચ્ચાટ; કહે વલ્લભ રડવા મચ્યો, કુંવર હૈયાફાટ.

---

## કડવું ૬૫ રાગ કાફી.

હાંરે બોલ્યા જયમુની મુખ વાણી, તેના નેત્રે ભરાયું પાણી; હાંરે

બેઉ અબળાઓ નીકળી રડતી, કેશ કાહાડીને પૃથ્વી પડતી ॥ ૧ ॥ હાંરે ત્રાહ ત્રાહ કરતી બાહાર આવી, લીધું કંથનું શીશ સોધાવી; હાંરે ઉલપી ઉછંગમાં લઇ રોતી, નાહાની ચીત્રકળા ધડ જોતી. ॥ ૨ ॥ હાંરે ખોળીને ખોળામાં ધડ લીધું, પછી કલ્પાન્ત કારમું કીધું; હાંરે ત્યાંતો બબરૂવાહન આવ્યો રડતો, બેઉ માતાને પાવલે પડતો. ॥ ૩ ॥ હાંરે માહારી જનુની કહો તે કરૂં; કોહો તો આપઘાત કરીને મરૂં; હાંરે મેં તો છોકરવાદી છર ધાર્યો, ભુલ્યો ચુકયો પીતાજીને માર્યો. ॥ ૪ ॥ હાંરે મને કહ્યો ક્ષૌરીનો સુત, તેથી થઇ ગયો આકળો ભુત; હાંરે માહારી થઇ ગઇ વાંકી કરણી, કહી કટાર લૈ ઢળ્યો ધરણી. ॥ ૫ ॥ હાંરે તવ ઉલ્પી બોલી મુખ એમ; બેટા મરણ કરે તું કેમ; હાંરે તુને બતાવું એક ઉપાય, તેવું કરે તો સજીવન થાય. ॥ ૬ ॥ હાંરે તેથી કાળાટીલી બધી જાશે, પુન્ય હશે તો સજીવન થાશે; હાંરે તેથી લાજ જગતમાં રેહેશે, આખું વીશ્વ સાબાશી દેશે. ॥ ૭ ॥ રાગ સાખી. ॥ એટલે બબરૂવાહન બોલ્યો, માતાજી લાગું પાય; ઝટપટ મુને ઇલાજ બતાવો, ઓરે માહારી માય. ॥ ૮ ॥ તવ બેઉ માતાએ ઉતારી આપ્યા, પોતાના સણગાર; લે આ લેઇને જા પાતાળે, ઓ માહારા કુંવાર. ॥ ૯ ॥ શેશનાગ છે તાત અમારો, ત્યાં જઇને એમ કેહેજે, થઇ પુત્રીયો વીધવા તમારી, એમ કહી સણગાર દેજે. ॥ ૧૦ ॥ જમાત્ર તમારો મરણ પામ્યો, પણ ધડ શીશ છે પાસ; બેઉ બેહેનો બહુ રડે છે, પડી રહ્યો છે ત્રાસ; જમાત્ર તમારા જીવતા થાયે, એવો આપો ઉપાય; નહીતો તમારી પુત્રીયો મરશે, થાય બેઉ મુજ માય. ॥ ૧૨ ॥ એટલે જીવાડવાની બુટી, આપસે બેટા તુને; તેથી સહુ જીવતા થાશે, આનંદ ઉપજે મુને. ॥ ૧૩ ॥ એવાં વચન માતાનાં સુણી, તરત થયો તૈયાર; પાતાળ જવા જનુનીના, લીધા થોડા સણગાર. ॥ ૧૪ ॥ પ્રથવી પ્રારથનાથી પાતાળ ગયો, જ્યાં આગળ શેશનાગ; પાસે જઇને સણગાર મુકવા, દરસાવ્યો વૈરાગ. ॥૧૫॥ જુઓ તમારી પુત્રીયોના, સણગાર સૌ ઉતરીયા, વીધવાપણું એમને આવ્યું, સુખના દાવરા ફરીયા. ॥ ૧૬ ॥ તમારી પુત્રીનો પુત્ર હું થાવું, મેં વીપ્રીત કરી વાત; સેજ સ્વભાવે યુદ્ધ થવાથી, મેં માર્યો મુજ તાત ॥ ૧૭ ॥ ધડ મુસ્તક મેં જુદાં કીધાં, કળકળી મુજ માય; માટે અરજુન જીવે તેવો, આપો કાંઇ ઉપાય. ॥ ૧૮ ॥ તવ શેશનાગે પાતાળ કેરા, તે ડાવ્યા સહુ નાગ; બેસાડીને પુછે પોતે, દેખાડે વઇરાગ. ॥ ૧૯ ॥ મુજ પુત્રી વીધવા થઇ છે, આવી ગયો સુખ અંત; સજીવન કરવા આપુ

માર્ગુીતો, જીવે એનો કંથ. ॥ ૨૦ ॥ એટલે સરવે નાગ બોલ્યા, પુત્રીનું કષ્ટ કાપો; ઝટપટ આપી જાય પાછો તો, સુખ રૂપે મણી આપો. ॥૨૧॥ એ મણી આપણો પ્રાણ જીવન છે, નાગોને ગરૂડનો ભય; હીડતા ચાલતાં આપણા વંશનો, કરી જાય છે ક્ષય. ॥ ૨૨ ॥ માટે મણી આપણે રાખ્યો છે, તે જાણોછો વાત; આપણુ જીવન બગડે નહી, એમ કરજો જાતોજાત ॥ ૨૩ ॥ એટલામાં ધુત્રાષ્ઠર નામે, દુરીયોધનનો સ્નેહી; તેણે કહ્યું કે આપવો નથી, પાછો ન પોહોચાડે લેઇ. ॥ ૨૪ ॥ તે એકલાનું કહ્યું ન માન્યું, બભ્રૂને મણી આપ્યો; તેથી ધુત્રાષ્ટર નાગ બહાજયો, બભ્રૂને ક્રોધ વાપ્યો. ॥ ૨૫ ॥ સામા સામી બેઉજણ થયા, વીપ્રીત થઇછે બુધ; મન મુકીને પાતાળ વીશે, આરંભ કીધુ યુદ્ધ. ॥ ૨૬॥ ધુત્રાષ્ટરનાં સામો થયો, બભ્રૂવાહન લેઇ બાણ; કીડીયાસ્તરથી કીડીયો કેરૂં, વાળ્યું બહુ હથરાણ. ॥ ૨૭॥ તે કીડીયો નાગને પડી બાહજી, નાગને કાયર કીધો; તેથી દુત્રાસ્ટર ગયો નાશી, બભ્રૂએ જાવા દીધો. ॥ ૨૮ ॥ પણ ધુત્રાષ્ટરના બે પુત્રો, હુંપદ ને હંકાર; રીસ ભરેલા ભોમીમાં ગયા, વૈર લેવા તે વાર. ॥ ૨૯ ॥ બેઉ અવછરાના ખોળામાં, ધડ ને મુસ્તક જેહ; અચાનક લેઇ નાશી ગયા, રમણ દીપમાં તેહ. ॥ ૩૦ ॥ તે સમે કુન્તાને એમ ભાસ્યું, અરજુન પામ્યો મરણ; વર્શકેતુ પણ મરણ પામ્યો, જેનો પીતા કરણ. ॥ ૩૨ ॥ એવા એવા બહુ જન આ, એવું ભાસ્યું જયારે; કુન્તાજીએ જાગ્રત થઇને, પુછયું પ્રભુને ત્યારે. ॥ ૩૩ ॥ એ પ્રભુ મને એમ ભાસ્યું, તેમાં કરવું કેમ; સતીનું એવું વચન સુણી, પડયો પ્રભુને વેમ. ॥૩૪॥ ખપર જોગણી દ્રુપતીને, જઈને પુછી વાત; ઓરે ભગની સાચું કહેજો, જાણી મને તુજ ભ્રાત. ॥ ૩૫ ॥ અશ્વ લેઇને જે જે ગયા છે, તેઓની શી છે ગતી; તવ પ્રભુ આગળ ધરી હથેળી, પોતે દ્રુપતી સતી. ॥ ૩૬ ॥ તે હથેળીમાં જુગધીશે જોયું, દાઝ્યું અંતસકરણ; પારથ વરસકેતુ મદુમાન, સરવ પામેલા મરણ. ॥ ૩૭ ॥ સરવ શૈન્ય પડેલું દીઠું, પોતે જુગદાધાર; ઉદાશ પામી ઉભા થયા, વળી બોલ્યા મોરાર. ॥ ૩૮ ॥ એ ભગની તેં ખપર ભરીયું, ઉતર્યા તુજ શણગાર; પણ હાલમાં મુકી દે સરવને, જીવવા દે લગાર. ॥ ૩૯ ॥ એટલે ખપર જોગણી બોલી, આ જુગ થાય છે પુરો; થોડે દીવસે કળયુગ બેસે, મુજ ભક્ષ રહે અધુરો. ॥ ૪૦ ॥ કળીયુગના જીવોનું ભક્ષણ, માહારે કરવું નથી; તે માટે મેં ભક્ષ લીધું, તવ બોલ્યા જદુપતી. ॥ ૪૧ ॥ હમણા તું મુકી દે સરવને, વેણુ વદેલું થાપું; છપનકોટી યાદવ માહારા, થોડે દીવશે

આપુ. ॥ ૪૨ ॥ એ દ્રુપતી સતી બોલી, વચન પાળી લેજો; જાવો સરવેને મુકી દીધા, જાદવ મુજને દેજો. ॥ ૪૩ ॥ એમ કહ્યું તવ ઇશ્વર ચાલ્યા, બહુ ચીંતામાં પેઠા; ભીમ કુન્તાને સાથે લેઈને, ગોવીંદ ગરૂડે બેઠા. ॥૪૪॥ આકાશ મારગે ઉડી ચાલ્યો, ગરૂડ તેણી વાર; મણીપુરમાં પ્રેમે પધાર્યા, પોતે દેવ મોરાર. ॥ ૪૫ ॥ ગરૂડ ઉપરથી ઉતરીયા, પ્રભુ કુન્તા ભીમ બળીયો; તે સમે મણી લૈને આવ્યો, તે બબ્રૂવાહન મળીયો. ॥ ૪૬ ॥ તેને પ્રભુએ ઠબકો દીધો, તુજને આવું ન ઘટે, બબરૂ કહે મેં યુદ્ધ કર્યું છે, તાત સામુ રાજવટે. ॥૪૭॥ મુને વેશ્યાનો નંદન કહયો માટે ચઢી બહુ રીસ; યુદ્ધ કરીને તાત તણું મેં, છેદી નાંખ્યું શીશ. ॥ ૪૮ ॥ પાછળથી પસ્તાયો ઘણો, મુજ માનો ઠબકો આવ્યો; માટે સર્વને જીવાડવાને, પાતાળથી મણી લાવ્યો. ॥૪૯॥ એમ કહીને હળી મળીને, શૈન્ય પડ્યું ત્યાં જાય; બબરૂએ માતાને પુછ્યું, ધડ મુસ્તક છે કયાંય. ॥ ૫૦ ॥ તવ અવછરા બેઉ બોલી, એક થયું વીઘન; કોઇક નાગના પાતાળમાંથી, આવ્યાતા બે તન. ॥ ૫૧ ॥ તે ધડ મુસ્તક લેઇને નાઠા, ઓરે માહારા બાળ, એટલે ભીમશેન ગાજીને બોલ્યો, સાંભળો શ્રી ગોપાળ. ॥ ૫૨ ॥ કેવા કનીષ્ટ માણસ તમે, પગલાં તમારાં થયાં; એટલે ધડ ને મુસ્તક બેઉ, મુજ બંધુનાં ગયાં. ॥ ૫૩ ॥ એવું સાંભળી કૃષ્ણ પ્રભુને, પુરણ પ્રગટી રીસ; પોતાના સુદરસણ ચક્રને, આગનાકરી જુગદીસ. ॥ ૫૪ ॥ જા જઇ ધડ મુસ્તક લાવી દે, કહી મુકયું મોરાર; રમણદીપમાં સમુદ્ર વીશે, પોહોચ્યું તેણીવાર. ॥ ૫૫ ॥ હંકાર હુંપદ બે ભાઇના, મુસ્તક નાંખ્યાં કાપી; અરજુનનું ધડ મુસ્તક લાવી, દીધાં પ્રભુને આપી. ॥ ૫૬ ॥ તે ધડ મુસ્તક ભેગાં કીધાં, પછી મણી ચળકાવ્યો; એટલે અરજુનના વપુમાં, એક પલકે પ્રાણ આવ્યો. ॥ ૫૭ ॥ માર માર કરતો ઉભો થયો, ખડગ લીધું હાથ; તવ ભીમશેને બળ કરીને, ભીડવી દીધી બાથ. ॥ ૫૮ ॥ ઓ ભાઈ મારવા જાવોછો કોને, મીથ્યા કરો શું સોર; કેવારના કેમ મરી પડયાતા, કયાંરે ગયું તું જોર.॥ ૫૯ ॥ સુમત મુકો બહુ ના બોલો, વીચારી વદીયે વચન; બબરૂવાહન સુત તમારો, શુભ સતીનો તન. ॥૬૦॥ અરજુન કહે સત્ય છે વીરા, જનેતા એની સતી; તવ બબરૂ પીતાને નમીયો, નીરમળ થઇ ગઇ મતી. ॥ ૬૧ ॥ પછી શૈન્યમાં મણી ચળકાવ્યો, સર્વે થયા સજીવન; કૃષ્ણ કુન્તાની ને ભીમની પ્રત્યે, બોલ્યા એમ વચન. ॥ ૬૨ ॥ હસ્તીનાપુર તમે પધારો, હું રહીશ અરજુન સાથે; આગળ વીકટ દેશ આવે જે, બહુ બહુ વીઘન

માંથે. ॥ ૬૩ ॥ એમ કહીને વીદાય કીધાં, રહ્યા શ્રી રણછોડ; ગામને વીશે લૈ ગયો સૌને, બબરૂ ધરી મન કોડ. ॥૬૪॥ પાંચ દાહાડા પરોણા ગત કીધી, પ્રેમ ઘણેરો વાપ્યો; પંચકલ્યાણી વાજી પીતાનો, પ્રેમ કરીને આપ્યો. ॥ ૬૫ ॥ પોતે પોતાનું સૈન્ય લેઈને, તાતની જોડે જાય; અશ્વની ચોકી કરતા ચાલ્યા, આનંદ ઉર ન માય. ॥ ૬૬ ॥ વળણ. ॥ આનંદ ઉર માતો નથી, આગળ ચાલ્યા છેક; વલ્લભ વદે અળગા જતાં, આવી નગરી એક. ॥



# કડવું ૬૬ રાગ સામેરીનો દોહરો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ મહીમાય. ॥ ૧ ॥ આગળ જાતાં નગરી આવી, ત્રંબાવતી છે નામ; તેનો રાજા મોરૂદ્ધ્વજ છે, પુન્ય તણો વીસરામ. ॥ ૨ ॥ તાંમ્રધ્વજ છે દીકરો નેનો, સદા રહે છે મગ્ન; પાન્ડવ જેવો મોરૂદ્ધ્વજને, ઘેર થાયે છે યજ્ઞ. ॥ ૩ ॥ મોરૂદ્ધ્વજે પણ ઘોડો છોડયો તંને કાડયો ફરવા; તેનો પુત્ર તાંમ્રધ્વજ તે, નીકળ્યો રક્ષા કરવા. ॥ ૪ ॥ ભાગોળે એ અશ્વ આવ્યો, પુંઠે આવ્યા બળીયા, એવામાં બે સામા સામી યજ્ઞના ઘોડા મળીયા. ॥ ૫ ॥ તે એક એકનું મોઢું સુંગી, બાહાજ્યા અપરમપાર, બચકે લાત લડવા લાગ્યા, મસ્તાન બે તોખાર. ॥ ૬ ॥ તામ્રધ્વજે પાન્ડવના વાજીનું, પત્ર વાંચી જોયું સાર; જાણ્યું કે લાવ્ય ઘોડો બાંધું, હું છું ક્ષત્રી કુંવાર. ॥૭॥ એવું સમજી ઘોડો બાંધ્યો, કબજે કીધો પોતે; પોતાનો પણ કબજે કીધો, ઘોડો છોડયો હતો તે. ॥ ૮ ॥ એવે દળ પાન્ડવનું આવ્યું, તેણે માગ્યો તોખાર; તામ્રધ્વજ કહે હું નહી આપુ, વઢવાછું તૈયાર. ॥ ૯ ॥ એમ અન્યો અન્ય કહી સાંભળીને, ઘણાજ કોપે ચડીયા; આયુદ્ધ લીધાં હાથમાં ને, વઢવા તુટી પડીયા. ॥૧૦॥ તામ્રધ્વજ છે જબરો ઝાઝો, એને ન જીતે કોય; બાણ તણો બહુ માર માર્યો, પાન્ડવ કાહાર હોય. ॥૧૧॥ એવામાં એક બાણ લીધું, મોહાસ્તરનું સાર; અગણીતો મંત્ર ભણી, ફેંકયું તેણીવાર. ॥ ૧૨ ॥ તેથી સહુની રૂદીયા ભેદી, પ્રાણજ ઉંચા ચડીયા; હાથી ઘોડા ઉંટ સુદ્ધા, મુરછામાં સૌ પડીયા. ॥ ૧૩ ॥ પછી બેઉ અશ્વ લેને, ગામમાં ગયો આપ; યજ્ઞ કરે ત્યાં ચાલી આવ્યો; જ્યાં પોતાનો બાપ. ॥ ૧૪ ॥ તેને આવી અશ્વ આપ્યો, પીતાજી જીતીને આવ્યો; અરજુન કૃષ્ણને હરાવીને, એમં-

નો ઘોડો લાવ્યો ॥ ૧૫ ॥ એટલે મોરૂધ્વજ એમ બોલ્યો, એ શું કર્યું મુજ બાળ; યજ્ઞ માંડયો પ્રભુ પ્રસ થાવા, શીદ ચીઢવ્યા ગોપાળ. ॥ ૧૬॥ એમ અતી સોસના કરે છે, એવામાં શું થાય; પાન્ડવ યોદ્ધની મુરછા વળી, ઉઠયા જાદવરાય. ॥ ૧૭ ॥ એટલે પારથ પુછવા લાગ્યો, કેમ કરવું મહારાજ; પ્રભુ કહે લડવાથી તમારી, નથી રહેવાની લાજ. ॥ ૧૮ ॥ માટે મુમત મુકી દેઇને, બીજી કરીએ પેર; તમે માહારી સાથે ચાલો જઇએ એને ઘેર. ॥ ૧૯ ॥ એમ કહી બબરૂવાહનને, સોપી સૈ સેન્યાય; અરજુનને શ્રી ક્રષ્ણ પ્રભુ, ત્રંબાવતી ભણી જાય ॥૨૦॥ પોતે પ્રભ વીપ્ર રૂપ બનીયા, જુક્તીવંત જુગદીશ; અરજુનજીને વીપ્ર વેશે, બનાવીયો છે શીશ્ય. ॥૨૧॥ ગુરૂ શીશ્ય બે બનીને ચાલ્યા, ગયા મોરૂધ્વજ ધામ; એટલે રાજાયે ઉઠીને, કીધો પ્રેમે પરણામ. ॥૨૨ ॥ પધારો માહારાજા રાજધીરાજા, મુને કર્યો પાવન; એમ કહીને ઉભા થઇને, બેસવા દીધું આસન. ॥ ૨૩ ॥ પછી પોતે પુછવા લાગ્યો, વીપ્રીની પ્રત્યે એમ; કહો મહારાજા ક્રીપા કરીને, હાંઇ પધાર્યા કેમ. ॥ ૨૪ ॥ એટલે બોલ્યા અંતરયામી, માહારે હતો એક તન; તેને તેડી જાત્રા જતાતા, મારગે આવ્યું વન. ॥ ૨૫ ॥ ત્યાં અમને અઘોરી મળ્યો, લઇ ગયો મુજ પુત્ર; તેને અમે કરગરી પડીયા, કહ્યું ભાગે ઘર શુત્ર. ॥૨૬॥ માહારાજ માહારા પુત્રને મુકો, બીજું માગો તે આપુ; એટલે અઘોરી એમ બોલ્યા, જા તારૂં કષ્ટ કાપું. ॥ ૨૭ ॥ મોરૂદ્ધજ રાજાનું મને, આપે અડધું અંગ; જમણું પાસુ ભક્ષ કરવા, છે મુજને ઉમંગ. ॥ ૨૮ ॥ તે અંગનું હું ભક્ષ કરીને, પાછો આપુ તુજ તન; એવું સાંભળી તારી પાસે, હું આવ્યો રાજન. ॥ ૨૯ ॥ બ્રાહ્મણનો દીકરો ઉગરે છે, શરીર તારૂં દેતો; તને પુરો ધરમીષ્ટ જાણી, યાચના કીધી મેં તો. ॥ ૩૦ ॥ એટલે મોરૂદ્ધજ એમ બોલ્યો, માહારાજ ધરજો હામ; બહુ પુન્યશાળી શરીર માહારૂં, આવે વીપ્રને કામ. ॥ ૩૧॥ કહો કેવી રીતે આપું, તવ કહ્યું જુગજીવન; એક બાજઠ પર બેશ તું તો, બોલાવ તારો તન. ॥૩૨ ॥ કરવત લાવે ને હાંઇ આવે, બીજી આવે તુજ નારી; બેઉ મળી કરવત મુકે, તુજ શીશ અરધે ધારી. ॥ ૩૩ ॥ કાષ્ટ વહેરે તેમ વેહેરે તુજને, ધરીને ધર્મનો ટેક; કોઇના મનમાં દુખ ન ઉપજે, આંસુ ન આવે એક. ॥૩૪॥ તેમજ તું પણ દુખ નવ ધરે, ચોરવે નહી જરા અંગ; તને પણ આંસુ નવ આવે, ટેક ન કરવો ભંગ. ॥૩૫॥ એટલે મોરૂદ્ધજ એમ બોલ્યો, માહારાજ વચન થાપું; તમારા કહેવા પરમાણે, શરીર માહારૂં આપુ. ॥ ૩૬ ॥ એમ કહી પોતા-

ની નારી, બોલાવી પોતાની કને; માતા પુત્રને ભેગાં કરી કહ્યું, કરવત મુકો મને. ॥૩૭॥ માહારા મર્ણનું દુખ ન ધરશો, વીપ્ર તણું કષ્ટ કાપો; કરવતથી વહેરી નાંખીને, શરીર જમણું આપો. ॥૩૮ ॥ માહારી આગના લોપશોમાં, કરશો નહી સંતાપ; અંગ એ વીપ્રને આપો નહીં તો, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૩૯ ॥ એમ કહી બાજઠપર બેઠો, સમરણ હરીનું કીધું; તામ્રધ્વજે ને એની માયે, કરવત કરમાં લીધું. ॥૪૦॥ સામા સામી બેઉ જણ ઉભા, જોયા કરે જુગદીશ; રામ રામ રામ રામ કેહેતાં કેહેતાં, કરવત મુક્યું શીશ. ॥ ૪૧ ॥ કાષ્ટ વેહેરે તેમ વેહેરવા લાગ્યાં, કઠીણ કારજ કરીયું; વેહેરતાં વેહેરતાં છાતી સુધી, તે કરવત ઉતરીયું. ॥ ૪૨ ॥ વેહેરાવનારો કે વેરનારાં, મનમાં નવ સોસાય; આનંદથી તે કામ કરે છે, એવામાં શું થાય. ॥ ૪૩॥ મોરૂદ્ધજનું અંગ ડાભુ, દુખ ધરીને રડીયું; ડાભા લોચનને વીશેથી, ગરગર આંસુ પડીયું. ॥૪૪॥ એટલે અંતરયામી બોલ્યા, વેહેરી ન નાંખો ફાંસુ; એ અંગ કામમાં નહી આવવાનું નીકળ્યું નેત્રનું આંસુ. ॥ ૪૫ ॥ એમ કહીને રીસાઇ ચાલ્યા, પોતે દીનાનાથ; તવ મોરૂદ્ધજની નારીયે, ઝાલ્યો પ્રભુનો હાથ. ॥ ૪૬॥ માહારાજ રીસાઇ જાવો છો શાને, આંસુનો સંદે ખુઓ; શાથી રડયું તે સજીવન કરી, પોતે પુછી જુઓ. ॥ ૪૭ ॥ તવ પ્રભુએ આખો કીધો, મોરૂદ્ધજને સાર; પછી પ્રેમે પુછવા લાગ્યા, પોતે જુગદાધાર. ॥૪૮॥ કહે ભાઇ કેમ રડી પડીયું, તારૂં ડાભુ લોચન; મોરૂદ્ધજ કહે સાચુ કહું છું, સાંભળજો વચન. ॥ ૪૯ ॥ માહારા ડાભા અંગના મનમાં, ઉપજ્યું દારૂણુ દુખ: એમ થયું કે અરેરે માહારૂં, કોઇ ન ઇછે મુખ. ॥ ૫૦ ॥ ડાભે પાસે શાં પાપ કરેલાં, ડાભાનું ક્રત શુ કહાવ્યું; મોહોટા પુરૂશે માગ્યું નહીને, શુભ કામે નવ આવ્યું. ॥૫૧॥ એવું મનમાં ઓછું આવ્યું, તેથી નીકળીયું આંસુ; બીજુ દુખ મનમાં ન લાગ્યું, તેમાં રીસાયા ફાંસુ. ॥ ૫૨ ॥ એવાં દીનતાનાં વચન સુણી,હરખ્યા વીશ્વના ભુપ;ઉભા થઈને દરસન દીધાં, ધર્યું ચત્રૂભુજ રૂપ. ॥૫૩॥ મોરૂદ્ધજ પરદક્ષણા ફરીયો, પ્રેમે લાગ્યો પાય; માહારાજ મુજને પાવન કીધો,જય જયરે જગરાય. ॥૫૪॥ એવામાં શેન્યા લેઇને, બબરૂવાહન આવ્યો, મોરૂદ્ધજે અરજુન સુતને, માન્ય દેઇ બોલાવ્યો. ॥ ૫૫ ॥ તે સહુને પાંચ દીવશ રાખ્યા, મેમાન રીતે ઘેર; પોતાનો ઘોડો દીધો પાન્ડવને, ધન દીધું બહુ પેર. ॥ ૫૬ ॥ પછી પોતે પાન્ડવ દળમાં, જાવા થયો તૈયાર, યજ્ઞનો સામાન મોકલી દીધો, હસ્તાપુર નીરધાર. ॥ ૫૭ ॥ તામ્રધ્વજને બેસાડયો આ-

દી, પોને ચાલ્યો શેન્ય સાથ; અતી આનંદ ઉપજ્યો ઉરમાં, સાથે દીનાનાથ. ॥ ૫૮ ॥ એવે જાતાં જાતાં આવ્યું, સારસ્વતપુર ગામ; તેનો રાજા વીરવરમા છે, પુશ્યક પુત્રનું નામ. ॥ ૫૯ ॥ રાજાનો જમાત્ર જમરાજા છે, રેહે છે રાજાને ધામ; તેના નગ્રમાં અશ્વ પેઠા, પુશ્યકે જોયા તે ઠામ. ॥ ૬૦ ॥ તેવાજ તેણે બાંધી લીધા, યુદ્ધ કરવા ઇચ્છાય; આયુદ્ધ લીધાં હાથમાંને, ત્યાર કરી શેન્યાય. ॥ ૬૧ ॥ વળણ. ॥ તૈયાર કીધું શેન્યને, યુદ્ધ કરવાને જાય; કહે વલ્લભ શ્રોતા સુણો, જપતાં શ્રી જગરાય.



# કડવું ૬૭ રાગ ધવળ ધન્યાસરી.

બોલ્યા જયમુની વચનજી, સુણ પરીક્ષત કેરા તનજી; ચઢયો યુદ્ધે પુશ્યક માહા બળીયોજી, એતો કોઇનો ન જાય કળીયોજી. ટેક; કોઇનો કળીયો નવ જાયે, વીર વરમાનો તન; તેની પક્ષે વીરવરમા, આવ્યો છે રાજન. ॥ ૧ ॥ જમાત્ર એનો છે જમરાજા, યમદંડ સાથે લાવ્યો; એકસોને આઠ રોગ તાબામાં, તેને લેઇને આવ્યો. ॥ ૨ ॥ પાન્ડવ સામા આવી ઉભા, કરવાને સંગરામ; સામા સામી વેહેચણ કીધી. રાખી રૂદીયે હામ. ॥ ૩ ॥ અરજુન સામો વીરવરમા, ઉભો રહ્યો યુદ્ધ કરવા; પુશ્યકને વરસકેતુ ઉભા, સંગ્રામ બહુ આદરવા. ॥ ૪ ॥ બબરૂવાહનને યમ રાજા, સામા સામી થયા ત્યાર; બાણાવળીયે ધનુષ લૈને, બળમાં કર્યો ટંકાર. ॥ ૫ ॥ પછી એકાએક હાથ ઉપાડયા, મેઘનાદે ગડગડીયા, રાતા તાતા મદના માતા, મારવા ટુટી પડીયા. ॥ ૬ ॥ ઉંચા નીચા ઉછળે યોદ્ધા, બાણ બહુ રહે વરશી; ભેરી માળને ગોળા ચાલે, ભાલા કટારીને ફરશી. ॥ ૭ ॥ ભાલોડાં ભેદે શરીર છેદે, પડે છે પુરણ ત્રાસ; શ્રોણીત કેરી છોળો ઉડે, હર્થીઆરો ચોપાસ. ॥ ૮ ॥ યમરાજાના રોગ ઉપડીયા, પાંન્ડવ દળમાં પેઠા; કૈં જનને જઇને ખસ વળગી, તેતો વલુરવા બેઠા. ॥ ૯ ॥ કૈં જનને ખાંશી રોગ વળગ્યો, તેતો ખુંખુ કરતા; કૈં જનને ખંજવાળ વળગી, તે ખંજોળી મરતા. ॥ ૧૦ ॥ એવા બહુ રીતે રોગ વળગ્યા, શેન્યા થઇ બહુ રોગી; યમરાયને બબરૂવાહને બાણ માર્યાં ઉપયોગી. ॥ ૧૧ ॥ તેથી યમરાજા ગભરાયો, પણ બહુ બળમાં ચઢીયો; યમદંડ લીધો હાથમાંને, શેન્યામાં ટુટી પડીયો. ॥૧૨॥ તવ બબ્રૂએ બાણ લીધું, દારૂણ દેવત દાખ્યો; યમરાજાના રૂદીયા ભેદી ધરણ ઢાળી નાંખ્યો. ॥ ૧૩ ॥ એવું જોઇને વીરવરમા, ઉછળી ઉંચો ચ

ડાયો; અરજુનજીના રથની નીચે, અણચીતવ્યો જઇ પડીયો. ॥૧૪॥ પારથનો રથ ઉપાડીને, ચઢી ગયો ગગન; વાંકા વળીને બહુ બાણ મા ર્યાં, કુન્તાજીને તન. ॥ ૧૫ ॥ તેનું એકે બાણ ન ગણીયું, એવો કઠીણ જાત; છેવટ પ્રભુએ પોતાના પગની, મારી છાતીમાં લાત. ॥૧૬ ॥ તવ અરજુનનો રથ લેઇને, ઉતરી પડીયો ધરણ; રથની નીચેથી નીકળીને, લાગ્યો હરીને ચરણ. ॥ ૧૭ ॥ અરે પ્રભુ મારૂં કઠીણ રદે, હવેથી કોમળ થશે; તમોએ મુજને લાત મારી તે, ચરણમાં વાગ્યું હશે. ॥ ૧૮ ॥ એ મ કહી પ્રભુનો પાય લેઇ, ચાંપ્યો રૂદીયા સાથ; તવ ચત્રુભુજ દરસણ દીધાં, પોતે દીનાનાથ. ॥ ૧૯ ॥ એવે યમરાજાની વળી મુરછા, તવ વી રવરમા રાય; સરવેને ચરણે લાગીને, તેડી ગયો ગામ માંય. ॥ ૨૦ ॥ પરોણાગને બે દન રાખ્યા, સનમાન સારૂં કીધું; પછી પોતાના દીકરાને, રાજપાટ સોંપી દીધું. ॥ ૨૧ ॥ પોતે નીકળ્યો પાંન્ડવ સાથે, અશ્વની પુંઠે જાય; જાતાં જાતાં કુંદનપુર આવ્યું, ત્યાં કુંદન શેન્ય રાય. ॥૨૨ ॥ ચંદ્રહાસ છે જમાત્ર તેનો, તેને છે બે તન; ચીત્રશેન્યને મકરદ્ધજ તે, બહુ બળીયા પાવન. ॥૨૩॥ તેના દેશમાં અશ્વ ગયા, તેને બંધન કીધા; યુદ્ધ તણી હીમ્મત ધરીને, પોતાના નગ્રમાં લીધા. ॥ ૨૪ ॥ ગામ ભાગોળે શેન્ય ઉભું, પાંન્ડવ કેરૂં સાર; એવે અરજુન પાસે આવ્યા, નારદજી તે વાર. ॥ ૨૫ ॥ એટલે અરજુનજીએ પુછયું, ઓરે નારદ રૂશી; આ રાજા કેવો છે બળીયો, તે કહો થૈને ખુશી. ॥ ૨૬ ॥ એટલે બોલ્યા નારદ રૂ- શી, કુંદનશેન્ય છે રાય; તેતો નીરબળ છે જનમનો; તુને જીતી નવ જાય. ॥ ૨૭ ॥ પણ એનો જમાત્ર જે છે, તે છે બહુ બળવાન; પારથ કહે કયાંનો રેહેવાશી, કોનો એ સંતાન. ॥ ૨૮ ॥ એની કથા મુજને સં ભળાવો, લાગું તમને પાય;કેમ પરણ્યો કુંદનની પુત્રી,ઓરે રૂશી રાય. ॥ ૨૯ ॥ વળણ.॥ એ હકીકત કહો મુજને, લાગું તમને પાય; વલ્લભ વદે નારદ રૂશી, કેહે છે તે મહીમાય.



## કડવું ૬૮ રાગ સવૈયાનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; ચંદ્રહાસની વીસ્તારીને, તુજને કહું કથાય. ॥ ૧ ॥ નારદ કહે છે અરજુનજીને, સાં- ભળી લે નરેશ; ઉત્તર દીશાયે કૈકલ નામે, હતો સુંદીર દેશ. ॥ ૨ ॥ તે દેશનો કૈકલ સેન્ય રાજા,ચલવે ભલું ધરસુત્ર;તેની રાણીને ગર્ભ રહેલો,

એને થયો એક પુત્ર ॥ ૩ ॥ નામ તેનું ચંદ્રહાસ પાડયું, છ માસનો થયો તન; એવામાં એ રાજાને માંથે, દહીત થયો દુશમન. ॥ ૪ ॥ તે દહીતોએ કૈકલને ને, કૈકલની નારીને; ભંન્ડાર સહીત લુટી લીધા, બેઉ જણને મારીને. ॥ ૫ ॥ કૈકલના એક ઘરની દાશી, તેને લાગી બીક માંડી; છ માસના છોકરાને ઉચકી, જીવ લેઇને નાડી. ॥૬ ॥ ચંદ્રહાસને લેઇને આવી, કુંદન શેન્યને ગામ; બ્રાહ્મણ લોકોના ફળીયામાં, જઇ કર્યાં વીસરામ. ॥ ૭ ॥ એક વીપ્રના ઓટાલા ઉપર, બેઠી છોકરૂ લેઈ;કને કાંઇ નહી ખાવા પીવા, પણ રહી ધારણ દેઇ. ॥ ૮॥ બાળકને બહુ ભુખ લાગી, રડી આંસુડાં લાવ્યું; ઇશ્વર ઇચ્છાયે પાળક દાશી, તેને ધાવણ આવ્યું. ॥ ૯ ॥ તવ ચંદ્રહાસને ધવરાવ્યો, પણ પોતે ભુખી સાર; બેઠી બેઠી રડવા લાગી, નહી અનનો આધાર. ॥ ૧૦ ॥ એવે ફળીયાની બ્રાહ્મણીયો, ટોળે મળી ગઇ જેવા; દાસીને સહુ પુછવા લાગી, કેમ બાઇ બેઠી રોવા. ॥ ૧૧ ॥ તું કોણ છે ને કયાંની રેહેવાશી, તવ દાશી બોલી વચન; વખાનાં મારા નાશી આવીછું, આછે માહારો તન.॥૧૨॥ ખાવા પીવા પહેરવા નથી, નથી માહારે વીસરામ; માટે મને કોઇ ભાડુ લેઇને, રેહેવા આપો ઠામ. ॥ ૧૩ ॥ પછી કોકની મજુરી કરી, ભરીશ માહારૂ પેટ; જેમ તેમ ઉછેરીશ છોકરાને, તમ જેવાની કરૂ વેઠ. ॥૧૪॥ એટલે સર્વને ઉપની દયા, ઓરડી આપી એક; તેમાં જઇને બેઠી પોતે, ક્ષુધાતુર છે છેક. ॥ ૧૫ ॥ એવામાં એક બ્રાહ્મણે તો, લાવીને આપ્યું અન્ન; કોઇએ લાવીને પાણી આપ્યું, તેણે કર્યું ભોજન. ॥ ૧૬ ॥ કોઇએ આપ્યો ગોદડી ઘડો, કોઇએ કાષ્ટ તપેલી; કોઇએ થાળી વાટકી કોઇએ, કોઇએ કાંઈ ચીજ મેલી. ॥ ૧૭ ॥ જેમ તેમ કરી ઘર મંડાવ્યું, પોતાનું પોષણ કરતી; ઘેર ઘેર આખા ફળીયામાં, મજુરી કરવા ફરતી. ॥ ૧૮ ॥ કોઇનું ખાંડે કોઇનું ઝાટકે, કોઇનો એઠવાડ કાહાડે; કોઇનાં લાવીને દૈણાં દળે, પેટનું પુરૂ પાડે. ॥ ૧૯ ॥ એમ કરીને ઉછેરે છે, પોતાનો ચંદ્રહાસ; એ રીતે ત્યાં રહેતાં રહેતાં, વીતી ગયા બાર માસ. ॥૨૦ ॥ એવામાં એક દીવસ રાત્રે, સુતાં માતા સુત ધરણ; ત્યાં દાસીને સરપ કરડયો, તેતો પામી મરણ. ॥ ૨૧ ॥ એટલામાં પરભાત થયો, જાગીયો ચંદ્રહાસ; રડતો રડતો બેઠો થઇને, બેઠો માની પાસ. ॥ ૨૨ ॥ તવ તે મડદું કયાંથી બોલે, માતાનું મોઢું હલાવે; શરીર ઉપર આડો પડીને સ્થાન ગ્રહીને ધાવે. ॥ ૨૩ ॥ ધાવે પણ ધાવણ નવ આવે, તેમ તેમ વીશેશ રડે; આડોશી પાડોશી ભૈ ગયાં ભેગાં, સરવેને વેંમ પડે. ॥ ૨૩ ॥

કયાં ગઈ હશે રડતો મુકીને, કરીએ એનો તપાસ; દ્વાર દેલ્યાં નો સાંકળ દીઠી, રડે મહીચ હાસ. ॥ ૨૪ ॥ જાણ્યું કે મહા ઉંઘી ગયેલી, સમજી બગકા પાડે; બારણું ઠોકે સાંકળ ઠોકે, પણ કોણ દ્વાર ઉઘાડે. ॥ ૨૫ ॥ એટલે લોકોએ દ્વાર ઉતાર્યો, જોયું તો મરણ પામેલી; છોકરાને તવ ઉપાડી લીધો, એનો તો ઇશ્વર બેલી. ॥ ૨૬ ॥ શબ ઉપડાવી દહન કરાવ્યું, મા વીના રઝળ્યો બાળ; ફળીઆમાં એક બ્રાહ્મણ બ્રાહ્મણી, હતાં બેઉ દયાળ. ॥ ૨૭ ॥ તેને પેટે પ્રજા નોહોતા, તેણે સુત કરી લીધો; નવરાવે ધવરાવે ઉછેરે, ઘણોજ આશરો દીધો. ॥ ૨૮ ॥ પેટના પુત્ર સરીખો ગણે છે, તાકે છે એનું હીત; રમતાં જમતાં બોલતાં શીખ્યો, સૌને એના પર પ્રીત. ॥ ૨૯ ॥ બોલે છે બહુ કાલુ કાલુ,વાહાલુ સરવને લાગે; જેને ત્યાં જાય ત્યાં થાય ડાહ્યો, ધારે રહી ખાવા માગે. ॥ ૩૦ ॥ જેને તે એને આપે ખાવા, ખોળે લેઇ રમાડે; જ્યાં કાંઈ જ ણવાર હોયે ત્યાં, બોલાવી જમાડે. ॥ ૩૧ ॥ એવી રીતે એ ઉછરે છે, પ્રેમ રાખે સહુ કોઇ; રાખનાર વીપ્રે પાંચ વરશે, દીધી એને જનોઇ. ॥ ૩૨ ॥ ત્યારથી તે ખટ કર્મ શીખ્યો, ગલકી નાહાવા નીત જાય; નાહાના નાહાના છોકરાં સાથે, જઇ ગલકીમાં નાહાય. ॥ ૩૩ ॥ નાહાતાં નહાતાં ગલકીમાંથી, જડીયા સારંગરામ; ચંદ્રહાસે તેનું પુજન કીધું, શખો પાડયુ નામ. ॥ ૩૪ ॥ બીજા છોકરાવોને બતાવ્યો, જુવો મને શખો જડીયો; એટલે ઝુંટાવી લેવાને બીજો, છોકરો બાળજી પડીયો. ॥ ૩૫ ॥ લાવ્ય મને દે લાવ્ય મને દે, કહાને જુલમ કીધો; તવ ચંદ્રહાસ રડવા લાગ્યો, મુખમાં ઘાલી દીધો. ॥ ૩૬ ॥ બુમો પાડી જુઓરે લોકો, મુજપર જુલમ થાય; ગલકીમાંથી મુજને જડયો શખો, આ છોકરાં લેઈ જાય. ॥ ૩૭ ॥ એટલે મોહોટા મોહોટા ભરાયા, છીનવવા નવ દેવો; લોકે કહ્યું દેખાડ અમને, શખો છે તારો કેવો. ॥૩૮॥ ચંદ્રહાસે મુખમાંથી કાઢી, સરવેને દેખાડયો; માહારો છે હું કેમ આપુ, કહી મુખમાં સંતાડયો. ॥ ૩૯ ॥ સારંગરામના પ્રતાપ વડે, લોકોનાં મન ફરીયાં; દયા આવી ચંદ્રહાસ કેરી, બાળકો આઘાં કરીયાં. ॥૪૦॥ પછી ચંદ્રહાસ ઘેર ગયો, શખાને મુખમાં રાખે; જે જોવા ઇછે તેને દેખાડે, પાછો મુખમાં નાખે. ॥ ૪૧ ॥ નીત્ય સવારે વેહેલો ઉઠી, ગલકીમાં કરે સ્નાન; સારંગ રામની કરે પુજા, રીઝે શ્રી ભગવાન. ॥ ૪૨ ॥ પુસ્પ ચઢાવે ચંદન ચઢાવે, વળી નાંખે મુખમાંય; દરસણ કરવા ઇછે તેને, દેખાડે છે ત્યાંય. ॥ ૪૩ ॥ જે દેખે તે થાય ખુશી, વાહાલો લાગે ચંદ્રહાસ; પ્રભુ સર્વને મો

હ લગાડે, રીઝ્યા છે અવીનાસ. ॥ ૪૪ ॥ જેને ને તેને પ્રેમ ઉપજે, વીષ્ણુ દેવ પરતાપ; સૌ લોક ફરે છોકરા પુંઠે, શું કરી શકે માબાપ.॥૪૫॥ ગામમાં છોકરાં લખોટે રમે, તેના ભેગો ભમે; મુખમાંથી શખો કાઢીને, લખોટા રીતે રમે. ॥૪૬॥ લોકનાં ટોળાં ઉભાં રે જોવા, બાળ રમે ખરી રીતે; શખાના પરતાપ વડે એ, ચંદ્રહાસ તો જીતે. ॥૪૭॥ જેને ને તેને હરાવે, સાળંગરામને વડે; ગમે તેવા હોંશીઆર સાથે, રમતાં પાછો ન પડે. ॥૪૮॥ તેથી સરવે બાળકોને, પડીયો પેટમાં વેમ; શખાથી ચંદ્રહાસ જીતે છે, તે લેવો જેમ તેમ. ॥૪૯॥ અનેક પડપંચ કરે બાળકો, પણ હાથમાં નવ આવે; બદલે બીજુ આપવા જાયે, પૈસાથી લલચાવે. ॥ ૫૦ ॥ પણ કોઇનો છેતર્યો નવ જાયે, વળી કોઇથી નવ હારે; વળી વીશેશ બુદ્ધી વધે, કલેશ ન થાયે કો વારે. ॥૫૧ ॥ વળી શરીરનું તેજ વધે છે, થઇ મનોહર કાન્તી; જેને ને તેને મોહ લાગે, દેખે તો વળે શાન્તી. ॥ ૫૨ ॥ જેને તે ચંદ્રહાસને તો, માન્ય દેઇ બોલાવે; ડાહી ડાહી વાતો કેવરાવે. સારૂં સારૂં ખવરાવે. ॥ ૫૩ ॥ આખા ગામમાં લાડકવાયો, શું બનીયું એક દન; કુબુદ્ધી પ્રધાન રાજાનો, કરાવે બ્રહ્મ ભોજન. ॥૫૪॥ ત્યાં વીપ્રો બેઠાતા જમવા, પીરસણાં નીકળીયાં, તે ઘરની બાહાર ચોકઠામાં, દસ વીસ છોકરાં મળીયાં. ॥ ૫૫ ॥ ચંદ્રહાસ છે તેના ભેગો, લખોટથી રમે; બ્રાહ્મણ પેલા જમે તેનું, ચંદ્રાહસમાં ચીત ભમે. ॥ ૫૬॥ જમવામાં જીવ રેહેતો નથી, ચંદ્રહાસને નરખે; એનું બોલવું એનું રમવું, જોઇ જોઇ વીપ્રો હરખે. ॥ ૫૭ ॥ તવ કુબુદ્ધી પ્રધાન બોલ્યો, ભોજનપર નથી પ્રેમ; માહારાજો પેલા છોકરા સામું, જોઇ રહ્યા છો કેમ. ॥ ૫૮ ॥ મુરખ જેવું છોકરૂં રમે, તેને નીરખો કેવા; ભોજન કરવા ભાન ભુલ્યા, બ્રાહ્મણ મુરખ જેવા. ॥ ૫૯ ॥ એનામાં એવું શું દીઠું તે, નીરખો એનું ગાત્ર; તવ વીપ્રો ક્રોધ કરીને બોલ્યા, એ છે તુજ જમાત્ર. ॥ ૬૦ ॥ એવું સાંભળી ક્રોધે ચડીયો, કહ્યાં કટુ વચન; વીપ્રો કહે તું શીદ કકળે છે, કરશે એ રાજ્યાસન. ॥૬૧॥ ધનમાલ તારો એ ભોગવશે, વીપ્રોનું વચન સાચું; પ્રધાન કહે તમારૂં બોલેલું, કરી આપવાનો કાચું. ॥ ૬૨ ॥ વળણ. ॥ કાચું વચન કરૂં તમ તણું, જોઇ લેજો માહારાજ; વલ્લભ વદે પ્રધાનને, ઉપજી દલમાં દાજ.

## કડવું ૬૯ રાગ સામેરીનો દોહરો.

જયંમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુ-

જને સંભળાવું, ચંદ્રહાસનો મહીમાય. ॥ ૧ ॥ દુષ્ટ બુદ્ધી પરધાનને આવ્યું, કુંવર ઉપર ઝેર; ચોપનું બોલ્યું જુઠું પાડું, કરૂ કુંવર પર કેહેર ॥ ૨ ॥ એવે વીપ્રો ભોજન કરી, ગયા પોતાને ઠામ; તે પછી પાપી પરધાને, કેવું કીધું કામ. ॥ ૩ ॥ બોલાવ્યા ચાર ચંડાળોને, લેઇ ગયો એકાન્ત; ચંડાળો કહે કામ બતાવો, કશી ન રાખશો ભ્રાન્ત. ॥ ૪ ॥ એટલે પ્રધાન એમ બોલ્યો, વારતા રાખજો મનમાં, પેલો ચંદ્રહાસ છોકરો છે, તેને તેડી જાઓ વનમાં. ॥ ૫ ॥ કોઇ ન જાણે એવી રીતે, મારી નાંખીને આવો; નીશાની માટે કોરી કાઢીને, આંખ્યો એની લાવો. ॥ ૬ ॥ જમણે ભુજે છ આંગળી છે, તે છઠ્ઠી લાવજો કાપી; એટલું કામ કરો તો તમને, ખુશી કરૂં ધન આપી. ॥ ૭ ॥ એટલે ચારે ચંડાળ બોલ્યા, એમાં શું છે કામ ભારે; ગમે તે વેળા મારી નાંખીને, દેશું નીશાની સવારે. ॥ ૮ ॥ એમ કહીને દુષ્ટ ઉઠયા, મનસુબા મન કરતા; ન માબાપુ જાણીને એને, લેવાને સારૂ ફરતા. ॥ ૯ ॥ એવે સમે સાંજ પડી ને, મળીયો ચંદ્રહાસ; ફોસલાવી અળગો બોલાવી, લીધો પોતાની પાસ. ॥ ૧૦ ॥ પછી એકાએક ઉચકીને, નાઠા ચંડાળ ચારે; વાંટા કાઢી ચંદ્રહાસ રડે છે, કોણ ચઢે એની વારે. ॥ ૧૧ ॥ નગ્રથી ચાર ગાઉ છેટે જઇને, પૃથ્વીપર ઉતાર્યો; રાત અજવાળી જાય ઝગારે, મનસુબો મારવા ધાર્યો. ॥ ૧૨ ॥ એટલે ચંદ્રહાસ બોલ્યો, મરો ગમે તેમ મથી; ચાહ્ય તો મારી નાંખો તોહ્યે, શખો દેવાનો નથી. ॥ ૧૩ ॥ એટલે ચારે ચંડાળ બોલ્યા, તારો શખો નથી લેવો; વારૂ તું દેખાડ અમને, જોઇએ શખો છે કેવો. ॥ ૧૪ ॥ એટલે ચંદ્રહાસ બોલ્યો, મોહોમાંથી નહી કાહાડું; ચારે જણ આઘા ઉભા રો, તો તમને દેખાડું. ॥ ૧૫ ॥ તન ચન્ડાળો અળગા ખશીયા, શખો જોવાને કામ; ચંદ્રહાસે મુખમાંથી કાઢી, દેખાડયા સાળંગરામ. ॥ ૧૬ ॥ તે દેખીને ચંડાળોનું, ફરી ગયું છે મન; પ્રેરક પ્રભુએ પ્રેરણા કીધી, જીવાડવા તે તન. ॥ ૧૭ ॥ ચંડાળોને ઉપની દયા, મનમાં આવ્યું એમ; અરેરે આ ગરીબડાને, આપણ મારીએ કેમ, ॥ ૧૮ ॥ એટલે બીજો ચંડાળ બોલ્યો, મુકી દો દયા આણી; પણ પ્રધાનની પાસે જઇને, શું દેશું નીશાની. ॥ ૧૯ ॥ માટે એના જમણા ભુજની, છેલ્લી લ્યો આંગળી કાપી; પછી જીવતો મુકી દો એને, એવી દયા મન વ્યાપી. ॥ ૨૦ ॥ પછી ચંદ્રહાસને વળગી, સમજાવીને છરી દીધી; જમણા ભુજની આંગળી છઠ્ઠી, તે તો કાપી લીધી. ॥ ૨૧ ॥ ચંદ્રહાસે કારમી ચીસ પાડી, કંપી ગયું શરીર; કળ ચડી તે ધરણ બેઠો, બહુ નીકળ્યું રૂધીર. ॥ ૨૨ ॥

ચારે ચંડાળ વનમાં મુકી, ચાલ્યા તેણીવાર; લોચન લીધા વીના જઇએ, તે તો ભુલ અપાર. ॥ ૨૩ ॥ એવામાં એક મ્રગને માર્યો, તેનાં લીધાં લોચન; પછી ચારે નગ્રમાં ગયા, ચંદ્રહાસ રહ્યો વન. ॥૨૪॥ રાત્રી બહુ ભયંકર ભાસે, ચાલે આંસુ હેલી; થર થર એનું કાળજું કંપે, અરન્યમાં કોણ બેલી. ॥૨૫॥ એવે ચંદ્રમા અસ્ત પામ્યો; થયું અંધારૂં ઘોર; વાઘ વરૂ કરે ઘુત્રવાટા, થાય શીયાળોના સોર. ॥૨૬॥ એવા વનમાં બાળક રડે, મોહું રહ્યું છે પોહોળું; એવામાં ત્યાં ફરતું ફરતું, આવ્યું હરણનું ટોળું. ॥૨૭॥ સુતુ સુતુ છોકરૂં રડે, પશુને આવી દયાય; કાપેલી આંગળી ચાટવા લાગ્યાં, તેણે શીતળતા થાય. ॥ ૨૮ ॥ શીતળતા વળવાથી એનાં, મીચાયાં લોચન; નીંદ્રાવશ બાળક થઇ ગયો, મુંકી દીધું રૂદન. ॥૨૯॥ પશુમાં પ્રેરણા કરી પ્રભુએ; બાળક કરવા સુખી; શખો મુખમાં રાખીને ઉંઘ્યો; ન થયો વીશેશ દુખી. ॥ ૩૦ ॥ એવામાં તો વાહાણું વાયું, તવ જાગ્યો ચંદ્રહાસ; તોપણ હરણનું ટોળું તે, બેઠું એનો પાસ. ॥ ૩૧ ॥ બાળકથી ઉઠાતું નથી, પાડાથી રહ્યો પડી; હરણાંએ વનમાંથી લાવી, ફળ દીધાં તે ઘડી. ॥ ૩૨॥ ચંદ્રહાસને જે મીઠાં લાગે, તે ફળ લૈને ખાય; એટલે જીવને શાન્તી વળી, બેઠો થયો વનમાંય ॥૩૩॥ એવે સુર્યનો તાપ આવ્યો, તડકો લાગ્યો તે સમે; આકાશ ઉડતી સમળીયો તે, ચંદ્રહાસ ઉપર ભમે. ॥૩૪॥ તેથી પુત્રને થયો છાંયો, પ્રભુ તણી મેહેરબાની, શખાને અળગો નવ મુકે, પ્રાણ પોતાનો જાણી. ॥૩૫॥ એ રીતે વનમાં ને વનમાં, વીતી ગયા દસ દન; એવામાં કોળંદર નામનો, ત્યાં આવ્યો રાજન. ॥ ૩૬ ॥ ઘેરથી ઘોડે બેશી આવેલો, મ્રગીયા રમવા વન; જ્યાં છે ચંદ્રહાસ ત્યાં તે આવ્યો, દીઠો નાહાનો તન. ॥૩૭॥ એ રાજાને ફરજન નથી, તેણે કર્યો વીચાર, આ છોકરૂં કોઇ માબાપ વીના, વનમાં નીરાધાર. ॥ ૩૮ ॥ પુત્ર નથી કાંઇ માહારે પેટે, માટે એને લેઇ જાવું; દીકરો કરી મુજ ઘેર રાખું, સારૂ સારૂ ખવરાવું. ॥ ૩૯ ॥ એવું સમજી કોળંદરે, પુત્રને આઉકાર દીધો; પાંગોઠું ઝાલી ઉપાડીને, અશ્વ ઉપર લીધો. ॥૪૦॥ સાથે લેઇને ઘેર ગયો, હરખ્યું ગામનું લોક; ચંદ્રહાસનું મોઢું જુએ, તેનો ટળે સૌ શોક. ॥૪૧॥ કોળંધરે મુકયો નીશાળે, ભણે નહી વીદ્યાય; કકો કેહેતાં ક્રષ્ણ બોલે, બીજું ન ભણે કયાંય. ॥૪૨॥ હરી ફરી શાળંગરામ શેત્રે, રાખે પોતાની પાશ; એક ઘડી અળગા નવ મુકે, તેથી રીજ્યા અવીનાશ. ॥૪૩॥ એમ કરતાં સોળ વરસનો થયો, તાતને જોડયા હાથ; પીતાજી દેશ જી-

તવા જાવું; શૈન્યા દો મુજ સાથ. ॥ ૪૪ ॥ તેથી તાતે શૈન્ય આપ્યું, જીતવા ચાલ્યો દેશ; મોહોટા સામી બાથ ન દીધી, જીત્યો નાહાના નરેશ. ॥ ૪૫ ॥ ઘણું ઘણું ધન પોતે લાવ્યો, પીતા અતી રાજી થાય; કોળંધર કને ખંડણી લે છે, કુન્દનપુરનો રાય. ॥૪૬॥ તેને ત્યાં મોકલ્યો નજરાણો, સો ગાડાં ભરી ધન, કહાવ્યું કે બહુ દેશ જીત્યો, વગડેથી લાવેલો તન. ॥ ૪૭ ॥ કુન્દન રાજાને ધ્રવ્ય પોહોચ્યું, ઉડતી જાણી વાત; કોળંધરનો પાળક પુત્ર, થઇ ગયો પ્રખ્યાત. ॥ ૪૮ ॥ છે ચંદ્રહાસ નામ તેનું, રૂપે ગુલાબનો ગોટો; માહા ગુણવંતો માહા બળવંતો, પ્રાક્રમમાં બહુ મોહોટો. ॥૪૯॥ કુદંન રાજા આનંદ પામ્યો, પ્રધાનને પડ્યો ત્રાસ; મેં મરાવવા મોકલ્યોતો તે તો, નહી હોય ચંદ્રહાસ. ॥ ૫૦ ॥ એવામાં કુંદનરાય બોલ્યો, પ્રધાન તમે જાવો; કોળંધરનો દીકરો કેવો, તેના સમાચાર લાવો. ॥ ૫૧ ॥ તવ કુબુદ્ધી પ્રધાન ચાલ્યો, કોળંધરને ઘેર; માન્ય દેઇને ઉતારો આપ્યો, કોળધરે ભલીપેર. ॥ ૫૨ ॥ પછી કુબુદ્ધી પુછવા લાગ્યો, કયાં છે તમારો તન; તેને જોવા માટે મુજને, મોકલીઓ રાજન. ॥ ૫૩॥ તવ ચંદ્રહાસને બોલાવ્યો, તે આવ્યો પ્રધાન પાસ; નજરે દેખી ઓળખ્યો ને, મનમાં લાગ્યો ત્રાસ. ॥ ૫૪ ॥ જાણ્યું મરાવવા મોકલ્યોતો, તેવો તે ચંદ્રહાસ; બ્રાહ્મણનું બોલ્યું સત્ય થાશે, હું તો થઇશ નીરાશ. ॥૫૫॥ એવું જાણી કુબુદ્ધીયે કપટનો ખેલ કીધો; છાનોમાનો એક પત્ર લખીને, ચંદ્રહાસને કર દીધો. ॥ ૫૬ ॥ દીકરો પોતાનો મદન નામે, તેને લખ્યું પત્ર લેજો; આ કાગળના લાવનારાને તુરતા તુરત વીખ દેજો. ॥૫૭॥ વીલમ ન કરશો કોને ન કેહેશો, કાંઇ ન કરશો વાર; આવેલી બાજી હાથથી જાશે, ઓરે મદન કુંવાર. ॥ ૫૮ ॥ એવો પત્ર લખીને આપ્યો, ચંદ્રહાસ કેરા કરમાં; જાવો જઇ પત્ર આપી આવો, અમ સુતને અમ ઘરમાં. ॥ ૫૯ ॥ જોજો પત્રને ઉકેલશો માં, ઝટપટ ચાલ્યા જાવો; મારા પુત્રને પત્ર આપી, પછી વીસામો ખાવો. ॥૬૦॥

વળણ. ॥ વીસામો ખાજો પછી, જાવો ચંદ્રહાસ; શ્રોતા જન સહુ સાંભળો, કહે છે વલ્લભ વ્યાસ.



## કડવું ૭૦ રાગ ચોપાઇ.

બોલ્યા જયમુનીજી વચન, સુણ પરીક્ષત કેરા તન; ચંદ્રહાસને કાગળ દીધો, એણે જવાનો વીચાર કીધો. ॥ ૧ ॥ એતો અશ્વ ઉપર થયો

સ્વાર, પેહેરી લીધાં વસ્ત્ર સણગાર; સાથે રાખ્યા સહુ હથીયાર, સાથે સેવક લીધા ચાર. ॥ ૨ ॥ તેવા તે પણ અશ્વે સ્વાર, ચાલ્યા પત્ર દેવા તેણી વાર; મન મુકીને ઘોડા દોડાવ્યા, થોડી વારે કુંદનપુર આવ્યા. ॥ ૩ ॥ ગલકી ગંગાની કોનાર, એક બાગ શોભીત અપાર; તેમાં રૂડાં વ્રક્ષની છાયા, તેના શીતળ વાયુ વાયા. ॥ ૪ ॥ તેથી ચંદ્રહાસ બોલ્યો વચન, આવો છાયામાં કરીયે સયન; થોડી થોડી નીદ્રા લૈશું, પછી પત્ર જઇને દૈશું. ॥ ૫ ॥ એમ કહીને બાગમાં પેઠા, દીઠો છાંયો ત્યાં જઈને બેઠા; વસ્ત્ર પાથરી બાગમાં સુતા, આવ્યો વાયુ નીંદ્રા વશ હુતા ॥ ૬ ॥ બાગ સરસુ ગલકી તીર, ત્યાં તો નીરમળ વેહે છે નીર; ત્યાં તો નાહાવા આવી છે કુંવારી; પુત્રી કુંદન રાયની સારી. ॥ ૭ ॥ એતો છે રૂપ રૂપની ધામ, એનું ચંપક માલ્યની નાંમ; તેની સાથે પ્રધાનની બાળ, વીખ્યા નામે રૂપે રશાળ. ॥ ૮ ॥ બેઉ બાળીયે કર્યું સ્નાન, ઘેર જવા થઈ સાવધાન; તવ વીખયા બોલી બેહેન જાવો, મુજ માયે કહ્યું પુસ્પ લાવો. ॥ ૯ ॥ માટે હું પુસ્પ લેવા જાવું, બાગમાંથી વીણીને આવું; એમ કહી કરી કુંવરી વીદાય, પોતે બાગને વીશે જાય. ॥૧૦॥ પુસ્પ વીણવા લાગી પોતે, દીઠો ચંદ્રહાસ સુતો તે; એનાં દરસણથી જાય દુખ, જઇ વીખો-યાયે જોયું મુખ. ॥ ૧૧ ॥ દીઠો પુરૂશ બહુ અલબેલો, હાલ આ નર છે ઉંઘેલો; એવે પત્ર જામાની કસે, તે તો વાંચવાને મન વસે. ॥૧૨॥ ધીરે રહીને છોડયો સાર; વાંચી જાણ્યા સમાચાર; મુજ તાતે ધાર્યો છે કેહેર, મોકલ્યો કપટે મુજ ઘેર. ॥ ૧૩ ॥ વીખ દેવા લખ્યું મુજ તાત, દેશે ક-પટથી વીખ ભ્રાત; પછી કુંવરીએ શું કીધું, પોતે નેત્રનું કાજળ લીધું. ॥ ૧૪ ॥ વીખ શબ્દ લખ્યો છે જ્યાંય; ખની જોડે લખ્યો ય ત્યાંય; તવ વીખીયા એમ વંચાય, છાનું માનું લખ્યું કન્યાય. ॥ ૧૫ ॥ એનું નામ છે વીખીયા માટ; એણે સમજી બેસાડયો ઘાટ; પછી હતો તેમજ બાંધી દીધો, પછી પંથ પોતાનો લીધો. ॥ ૧૬ ॥ ચાલી ચાલી ગઇ આપ ઘેર, કોઇને કહી નહી તે પેર; એમ કરતાં થઈ ઘડી ચાર, ચંદ્રહાસ જાગ્યો તેણી વાર. ॥ ૧૭ ॥ એતો જાગ્રત થઇને ગયો, કુબુદ્ધીને ત્યાં જૈ ઉભો રહ્યો, પત્ર મદન કુંવરને દીધો, એણે ઉકેલી વાંચી લીધો. ॥ ૧૮ ॥ મુજ તાતે મોકલીયો હાંને, રૂડા જમાત્રથી મન માને; એણે જાણ્યું જાણે કોઇ વાત, હાવો જમાત્ર નાવે હાથ. ॥૧૯॥ એમ સમજીને વીપ્ર બોલાવ્યો, પોતાના ઘરનો ગોર આવ્યો; કીધું સંમે વરતે સાવધાન, દીધું મદને કન્યા દાન, ॥૨૦॥ વીખયા ભગની પોતાની જેહ, પરણાવી દીધી પ્રેમે તેહ; એવે આવ્યો

કુબુદ્ધી તાત, એણે લગ્નની જાણી વાત. ॥ ૨૧ ॥ દીઠો ચુડો પુત્રીને હાથ, શત્રુ પરણ્યો દીકરી સાથ; વીપ્રોનું વેણુ ના પડયુ કાચું, માહારૂં જુઠુંને એમનું સાચું. ॥ ૨૨ ॥ પણ હું કયારે ખરો ખેલાડુ, બોલ્યું બ્રાહ્મણનું ખોટું પાડું, એકવાર હું સંદે ખોવું, આમ કેમ થયું પુછી જોવું. ॥૨૩॥ પછી પોતાનો મદન તન, તેને તેડયો એકાન્ત ભોવન; બેટા તેં શીખ કોની લીધી, વીખયા બેહેન પરણાવી દાધી. ॥૨૪॥ ત્યારે મદન બોલ્યો એમ, પત્ર લખીને પુછો છો કેમ; જુઓ પત્ર તમારો લખેલો, મીથ્યા આરોપ મુજને મેલો. ॥ ૨૫ ॥ તવ પ્રધાને પત્ર લીધો, શબ્દ વાંચીને વીચાર કીધો; માહારી લખવામાં થઇ ભુલ, હાથેથી બન્યો મુરખ તુલ. ॥ ૨૬ ॥ હવે વીંઝવા વેઠુ કુંવારી, પણ જમાત્ર નાંખું મારી; એમ મનમાં રાખી એ વાત, ઘેર બેશી રહ્યો છે તાત. ॥ ૨૭ ॥ એવે મદન શભામાં ગયો, જઇ રાજાને સંદેસો કહ્યો; સુણો કુંદનશેન્ય વાત વગની, મેંતો પરણાવી માહારી ભગની. ॥ ૨૮ ॥ કોળંદરનો સુત ચંદ્રહાસ, તેની સાથે ધરીને હુલ્લાસ; સુણી કુન્દનસેન્ય એમ બોલે, કામ કીધુ રૂડુ અતોલે. ॥ ૨૯ ॥ જાતું જ્યાં હોય ચંદ્રહાસ, ત્યાંથી મોકલ મારી પાસ; એને પુત્રી માહારી પરણાવું, સદા હાંઇ રેહેવાને ઠરાવું. ॥ ૩૦ ॥ એવાં વચન સુણીને મદન, ચાલ્યો દુષ્ટ બુદ્ધીનો તન; એવે કુબુદ્ધ શું ખેલ લાવ્યો, એણે જમાત્રને બોલાવ્યો. ॥ ૩૧ ॥ કહ્યું ચંદ્રહાસને કામ, તમે સ્નાન કરો આ ઠામ; પછી પુંજાપો હાથમાં સાહવો, ચામુન્ડાના પુજન સારૂ જાવો. ॥ ૩૨ ॥ અમારા કુળમાં રીત એવી, જઇ જમાત્ર પુંજે દેવી; નવ્ય પુંજેતો વીઘન થાય, દીકરીનું હેવાતણ જાય. ॥ ૩૩ ॥ તવ બોલ્યો ચંદ્રહાસ એમ, વેણુ લોપુ તમારૂં કેમ; કહીને કરવા ગયો સ્નાન, તવ કપટ કર્યું પરધાન. ॥ ૩૪ ॥ એણે બોલાવ્યા બે ચંડાળ, દીધી કુબુદ્ધી ત્રતકાળ; તમે ચામુન્ડા માતાએ જાવો, ડેરામાં પેસીને સંતાવો. ॥ ૩૫ ॥ રેહેજો ઉઘાડી તરવારે, ગફલત નવ ખાશો લગારે; કોઇ આવે ત્યાં પુજન કરવા, તેને જાણજો આવ્યો મરવા. ॥ ૩૬ ॥ ભય ધરશો નહી પોળે દીશ, આવનારનું છેદજો શીશ; એવું કહી મોકલ્યા ચંડાળ, જઇ સંતાયા તે ત્રતકાળ. ॥ ૩૭ ॥ હાથમાં ઉઘાડી તરવાર, રહ્યા મારવાને તૈયાર; એવે ચંદ્રહાસે કર્યું સ્નાન, સ્વચ્છ વસ્ત્ર થયો સાવધાન. ॥ ૩૮ ॥ લીધી પુંજાપાની છાબ હાથ, જાતાં સમરે ચામુન્ડા માત; ઘેર થી નીકળી પંથ પળીયો, એવે સુત પ્રધાનનો મળીયો. ॥ ૩૯ ॥ પોતાનો બનેવી ચંદ્રહાસ, આવ્યો મદન તેની પાસ; કહો ચારૂ કયાં જાવોછો

તમો, તમને તેડવા આવ્યા અમો ॥ ૪૦ ॥ તવ બોલીયો ચંદ્રહાસ, જાવું ચામુન્ડાને અવાસ; તમ તાતે બતાવ્યું છે કામ, દેવી પુંજવા જાવું તે ઠામ. ॥ ૪૧ ॥ તવ મદન વદ્યો વચન, તમને તેડે છે રાજન; શેવા સામગ્રી મુજ કને લાવો, તમો રાજ્ય સભામાં જાવો. ॥ ૪૨ ॥ તમ વતી માતાયે હું જાવું, પુંજા કરી સભામાં આવું, એવું કહીને સામગ્રી લીધી, ચંદ્રહાસે તે આપી દીધી. ॥ ૪૩ ॥ પોતે આવ્યો રાજ્ય સભાય, પેલો મદન દેરામાં જાય; જેવો પેઠો દેરાની માંય, તેવા ચંડાળ ઉભેલા ત્યાંય. ॥૪૪॥ ઉઘાડાં ખડકે કરી રીસ, મારી છેદયું મદનનું શીશ; ધડ મુસ્તક પડીયાં ધરણ; પામ્યો પાપી તણો સુત મરણ. ॥ ૪૫ ॥ ચંદ્રહાસ ગયો સભામાંય; રાયે માન્ય દીધું ઘણું ત્યાંય; બધી વાત કહી વરણાવી, પોતાની પુત્રી પરણાવી. ॥ ૪૬ ॥ જેનું ચંપક માલ્યની નામ, ઘણી ગુણવંત રૂપની ધામ; તેનું કન્યાદાનજ દીધું. સહુ રાજ્યજ અરપણ કાધું. ॥ ૪૭ ॥ તેતો વાત પ્રધાને જાણી, આવ્યો સભામાં વીચાર આણી; જોયું તે પરણ્યો ચંદ્રહાસ, જઇ બેઠો રાજાની પાસ. ॥ ૪૮ ॥ લગ્નની રીતભાત જાણી, એની મતી ઘણી ગભરાણી; પુછયું ચંદ્રહાસને એમ, દેવી પુજવા ન ગયા કેમ. ॥ ૪૯ ॥ બોલ્યો ચંદ્રહાસ વચન, ગયો પુજવા તમારો તન; મને સભામાં મોકલી દીધો, પુજાપો એમણે હાથ લીધો. ॥ ૫૦ ॥ ગયા પુજન કરવાને એહ, પડયો પ્રધાનને સંદેહ; દોટ મુકીને પ્રરધાન, પોતે જોવા ગયો સંતાન. ॥૫૧॥ વળણ. ॥ સંતાન જોવા સંચર્યો, જયાં છે દેવસ્થાન; વ્યાસ વલ્લભ વદે, સમરો સહુ ભગવાન.

## કડવું ૭૧ રાગ સવૈયાનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ કથાય. ॥ ૧ ॥ પ્રધાન સંચર્યો દેવીને દેરે, જોયું ઘોળે દીશ, દેરામાં પડેલું દીઠું, પુત્રનું ધડ ને શીશ. ॥ ૨ ॥ પ્રધાને જાણ્યું બ્રાહ્મણોનું, વચન સાચું પડાયું; જે જે કપટ મેં કર્યું તે, મહારૂં મુજને નડીયું. ॥૩॥ હવે હું શું કરૂં જીવીને, દીકરાની થઇ હાણ; એમ કહીને શીશ પછાડયું, નીકળી ગયો પ્રાણ. ॥૪॥ એ વારતા સહુ લોકે જાણી, જોવા ગયો રાજન; તેની સાથે ચંદ્રહાસ ગયો, આ શુ થયું વીઘન. ॥૫॥ ચંદ્રહાસનું મોઢું ઉતરી ગયું, પગલાંનો હું કાળો; જગતની કેહેણી થઇ મુને, મુઓ સાસરો ને સાળો. ॥ ૬ ॥ એવું સમજી ચામુન્ડા

નો, હવન પોતે કીધો; તેથી દેવી પ્રસન થયાં, હશાને ઉત્તર દીધો. ॥૭॥ શું માગે છે શું માગે છે,જે માગે તે આપું; ચંદ્રહાસ તું ચીંતા નગરનો, તું કહે તે કષ્ટ કાપું. ॥ ૮ ॥ સાંભળી ચંદ્રહાસ બોલ્યો, માતાજી કષ્ટી કાપો; માહારો સસરો મહારો સાળો, સજીવન કરી આપો. ॥ ૯ ॥ માતાયે અમી દ્રષ્ટી કીધી, તત થયા સજીવન; ચંદ્રહાસને ચરણે લાગ્યો, કુબુદ્ધી ને મદન. ॥ ૧૦ ॥ દુષ્ટ બુદ્ધી જઇ જમાત્રને, પડીયો પ્રેમે પાય; માહારૂં કંત મુજને નડયું છે, તમે તો કીધી સાહાય. ॥ ૧૧ ॥ પોતાનું કર્યું પોતાને નડે, તેમાં નહી મીન મેશ; કપટ તેનું ચપટ થાયે, સંદે નહી કાંઇ લેશ. ॥ ૧૨ ॥ વીપ્રનું વચન સત્ય ન માને, મુજ જેવો નાસ્તીક; પાછળથી તે પસ્તાય પાપી, પેહેલી ન ધરે બીક. ॥ ૧૩ ॥ મુંમત બાંધે વીપ્રની સાથે,તે નવ પોહોચે ઠેઠ; એમ કહી ઘરબાર પોતાનુ, જમાત્રને કર્યું ભેઠ. ॥૧૪॥ પોતાનો મદન દીકરો તે,ચંદ્રહાસને દીધો; વૈરાગ આણી તપ કરવાને, જાવા વીચાર કીધો. ॥ ૧૫ ॥ એટલે કુંદનશેન્ય રાજાયે, જોડે જાવા ધાર્યું; રાજા મધાન નીકળ્યા બેઉ, ઉતપાત સર્વે નીવાર્યું ॥ ૧૬ ॥ તેમણે વનમાં વાસ પુર્યો, રાજ્ય કરે ચંદ્રહાસ; મદનને પ્રધાન કરીને, પોતે રાખ્યો પાસ. ॥૧૭॥ રૂડી રીતે રાજ ચલાવે, ધર્મ ધોરીન્ધર રાય; ગૌ બ્રાહ્મણને વીશેશ માને, તેમ તેમ જય વરતાય. ॥ ૧૮ ॥ તે ચંદ્રહાસને બે દીકરા છે, બાણુવાળી બળવાન; એ બીના કહી નારદજીયે, જાણ્યું સતી સંતાન. ॥૧૯॥ નારદે કહ્યું અરજુનજીને, મુકીદો સોરાસોર; એની જોડે જુદ્ધ કર્યામાં,નહીં ચાલે તુજ જોર. ॥૨૦॥ માટે સલ્હા કરી લ્યો ઘોડો, કહી થયા અંતરધ્યાન; અરજુનજીએ વખત વીચારી, શું કર્યું સતી સંતાન. ॥ ૨૧ ॥ હંસધ્વજને ને નીલધ્વજને, મોકલી સંદેશા કહાવ્યા; કહીએ કે અરજુન ને પ્રભુ; પરોણાગતે આવ્યા. ॥૨૨ ॥ એવું કહાવ્યું તે વાત પોહોચી, જ્યાં ચંદ્રહાસ રાય; સારા સમાચાર સાંભળીને, સામો તેડવા જાય. ॥ ૨૩ ॥ સામા આવી માન્ય દીધું, લેઇ ગયો આપ ઘેર; પાંચ દીવશ પરોણાગતે, રાખ્યા આનંદ ભેર. ॥૨૪॥ પછી પોતાના પુત્રોને, સોંપી દીધું રાજ; અશ્વ લેઇને પાન્ડવ સાથે, નીકળ્યો ફરવા કાજ. ॥૨૫॥ યજ્ઞના અશ્વ બે આગળ ચાલે, પુંઠે સહુ શેન્યાય; સર્વના જીવને આનંદ ઘણો, હૈયે હર્ખ ના માય. ॥ ૨૬ ॥ જાતાં જાતાં આઘા, લાંબે પંથે ચડીયા; એવામાં સમુદ્ર આવ્યો, તેના જળમાં પડીયા. ॥ ૨૭ ॥ વળણ. ॥ પડીયા તેના જળ વીશે, સાંભળ તું રાજન; આખ્યાન કહ્યું ચંદ્રહાસનું, સમરજો જુગજીવન.

# કડવું ૭૨ રાગ સાખી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ કથાય. ॥ ૧ ॥ બેઉ અશ્વ શીંધુમાં પડીયા, તરતા જળમાં જાય; જળ વીશે એક ટેકરી છે, તે જઇ પોહોચ્યા ત્યાંય. ॥ ૨ ॥ શીંધુ કીનારે સૌ શેન્ય ઉભું, અશ્વ ગયા કેમ કરીયે; પ્રભુ કહે જળ તરણવાજી, લેઇ પુંઠે પરવરીયે. ॥૩॥ એમ કહી અરજુનને પ્રભુ, બેઉ થયા તઇયાર; જળ તરણવાજીપર બેઠા, ચાલ્યા તેણી વાર. ॥૪॥ ટેકરી ઉપર તે પણ ગયા, અશ્વ લેવાને કામ; ઘણા કાળથી તપ કરે છે, બકદાલભ તે ઠામ. ॥ ૫॥ તેમની પાસે અરજુન ગયો, ગયા અસરણાસરણ; માહા તપશ્વી મુનો દેખી, પ્રેમે લાગ્યા ચરણ. ॥ ૬ ॥ અરજુન કહે ઓ મહારાજા, એક વાત પુછી લેવું; તડકો વરસાદ નડતો હશે, ઝુંપડી કરો તો કેવું. ॥ ૭ ॥ એટલે બકદાલભ કહે બેટા, સાંભળજે વેણ માહારૂં; ઝૈડાં લાવી ઝુંપડી બાંધું, કેટલું જીવવા સારૂ. ॥૮॥ એવું સાંભળી પારથે પુછયું, મનમાં ધરીને હર્સ; ઓ મહારાજા તમ કાયાને, કેટલાં થએલાં વર્સ. ॥ ૯ ॥ બકદાલભ કહે ખબર નથી, પણ કહું વીવેક; જન્મથી મ્હારા મુસ્તક ઉપર, પત્ર મુકયું છે એક. ॥ ૧૦ ॥ મોહોટાં મોહોટાં છીદ્ર પડેલાં, હશે તેની માંય; છીદ્રો જેટલા માહારી આગળ, થઇ ગયા બ્રહ્માય. ॥ ૧૧ ॥ તવ અરજુને છીદ્ર ગણીયાં, ગણીયાં શ્રી જુગદીશ; ગણુતી કરતાં વીસ છીદ્રોના બ્રહ્મા થએલા વીસ. ॥ ૧૨ ॥ અરજુનજી મન વીસ્મય પામ્યો, આ કેવી મતી ટુંકી; કહે છે કે ઝુંપડી બાંધીને, છેવટ જાવું મુકી. ॥ ૧૩ ॥ આપણો આયુષ છે બહુ ટુંકો, પણ આશા બહુ મોહોટી; અજ્ઞાનતાના આપણુ જીવો, આશા કરીએ ખોટી. ॥૧૪॥ એમ કહીને ઉભા થયા, યજ્ઞના અશ્વ હકાર્યા; પુંઠળ પોતાના અશ્વો મુકયા, શેન્ય હતું ત્યાં ઉતાર્યા. ॥ ૧૫॥ ભોમી ભાગમાં અશ્વ ચલાવ્યા જાતાં જાતાં જાય; ચારો ચરતા મારગે ફરતા, ગયા શીંધુ દેશમાંય. ॥ ૧૬ ॥ ત્યાં રાજ્ય કરે સુત જેદ્રથનો, દુર્યોધનનો ભાણેજ; જુગમ એવું નામ એનું, મોહોપર ઝાઝું તેજ. ॥ ૧૭ ॥ તેના ગામમાં ઘોડા ગયા, જુગમે જાણી વાત; અશ્વ લેલાટનું પત્ર વાંચી, જાણ્યા પાન્ડવ પ્રખ્યાત. ॥ ૧૮ ॥ તેવોજ તે મુરછામાં પડીયો, થઇ ગયો બેભાન; તે વાત જાણી દુશાલીએ, ગભરાયો સંતાન. ॥ ૧૯ ॥ એવું જાણી ઘર બાહાર ચાલી, દોડી ગઇ ભાગોળે; ત્રાસ ભરેલી રડવા લાગી, અબળા મોઢે

પોળે. ॥ ૨૦ ॥ એ મુજ બંધુ એ મુજ બંધુ, કરતી કરતી આવી; કુન્તી નંદન અરજુનજીયે, ભગની કહી બોલાવી. ॥ ૨૧ ॥ આવ મારી ભગની શો લાગ્યો અગની, વગની કહે મને વાત; હું તારો ભાઇ બેઠો છું ને, કેમ કરે આંસુપાત. ॥ ૨૨ ॥ એટલે દુશાલી એમ બોલી, દુરદશા માહારી જાગી; તને આવ્યો સાંભળી તારા, ભાણેજને બીક લાગી. ॥ ૨૩ ॥ એના મનને એ ભય લાગ્યો, લેઇ લેશે મુજ રાજ; દુરીયોધનના વતીની માહારા, ઉપર કાઢશે દાજ. ॥ ૨૪ ॥ એવો ભય તુજ ભાણેજ પામ્યો, મુરછામાં ઢળી પડીયો; એવાં બેનનાં વચન સુણી, પારથને પ્રેમ ચડીયો. ॥ ૨૫ ॥ સેન્ય સહીત એ ગામમાં ગયો, ભાણેજ પડીયો જ્યાંય; ભાઇ ભાઈ કેહેતો કેહેતો, આવીને ઉભો ત્યાંય. ॥ ૨૬ ॥ હાથ ગ્રહી જુગમને ઉઠાડયો, કેમ તું મન ભય લાવ્યો, આપણે ઘેર યજ્ઞ થાય છે તે, તુજને તેડવા આવ્યો. ॥ ૨૭ ॥ ચાલો ભાણેજ ચાલો ભગની, ચાલો આપણે ઘેર; એટલે જુગમ રાજી થયો, ઉપડયા આનંદભેર. ॥ ૨૮ ॥ વાજતે ગાજતે ચાલ્યા સરવે, હસ્તીનાપુર ભણી; વરશકેતુ આગળ ગયો, કેહેવા વધામણી. ॥ ૨૯ ॥ ધરમને સમાચાર કહ્યા, તવ ઉઠયા સામા જવા; મોતી પુશ્પોની થાળો ભરી, બેઉ અશ્વ વધાવા. ॥ ૩૦ ॥ કુન્તા દ્રુપતી સુભદ્રા, ભીમશેન આદે જાય; હરખીને સૌ સામા આવી, અશ્વને લાગ્યા પાય. ॥ ૩૧ ॥ મોતી પુશ્પે વધાવ્યા સૌને, તેડયા ગામની માંય; રૂપાળા ઉતારા આપ્યા, સૌ જન ઉતર્યું ત્યાંય. ॥ ૩૨ ॥ આંનંદ ઓચ્છવ ગામમાં થાયે, હરીજન લોકો માહાલે; અનીતીનો ન મળે કોઇ, રૂડી રીતી સહુ ચાલે. ॥ ૩૩ ॥ યજ્ઞના મંડપની બહુ શોભા, કાંઇ ન રાખી ભુલ; સ્ફટીક મણીના સ્થંભ રોપેલા, ફરતી મોતીની ઝુલ. ॥ ૩૪ ॥ હીરા ચળકે લીલમો લળકે, મલકે જોતાં મુખ; બ્રાહ્મણોનાં દરસણ કરતાં, ટળે દળદર દુખ. ॥ ૩૫ ॥ વેદ શ્રુતીના સુર ચાલે, નીકળે વાણી પવીત્ર; લોકોના જય જય શબ્દ થાયે, વાગે રૂડાં વાજીંત્ર ॥ ૩૬ ॥ ઉછળે અબીલ ગુલાલ પુશ્પો, ભજનોની થાય ધુન્ય; આપવું લેવું તે સહુ કરે, માહાબળીઓ અરજુન. ॥ ૩૭ ॥ દેશ દેશાન્તર પત્ર લખીને, તેડયા સહુ રાજન; અઠાસી શહસ્ર રૂશી તેડયા, નગ્ર થયું પાવન. ॥ ૩૮ ॥ રાજા રહીઅતને વળી રૂશી, જાદવ છપન્ન કરોડ; યજ્ઞને વીશે કારભાર કરે, પોતે શ્રીરણછોડ. ॥ ૩૯ ॥ સરવને સારૂ લાગે છે, ભાગે છે ભવનાં પાપ; ખાન પાન પાન્ડવ પુરૂં કરે, નહી કોઇને સંતાપ. ॥ ૪૦ ॥ ચોરી ચખારી જરા ન થાયે, વરકોદરની ચોકી; નીચ વરણ

ભેગા નવ આવે, ભીમશેન રાખે રોકી. ॥ ૪૨ ॥ બેસવાની સભા અરજુને રચી, સર્વ ક્ષત્રીઓએ જાણ્યું; મેઘવરણ સાથે શેવક મોકલી, પરવતનું ધન આણ્યું. ॥ ૪૩ ॥ કનક કેરા ઓરડા ભરીયા, સૌ સેન્ય કીધી ત્યાર; ચૈત્ર સુદી પુર્ણમીને દન, પુરણાઉતી વીચાર. ॥ ૪૪ ॥ વળણ ॥ પુરણમીને દન થયો, સુણ જનમેજે રાય; વલ્લભ વાણી ઓચરે, યજ્ઞ તણી કથાય.

## કડવું ૭૩ રાગ ધોળ.

બોલ્યા બોલ્યા જયમુની મુખ વચનરે; સાંભળ સાંભળ, પરીક્ષત કેરા તનરે. ॥ ૧ ॥ યજ્ઞ કરવા બેઠા ધરમને ધ્રુપતીરે; જગતનો જસ લે છે કુંન્તા સતીરે. ॥૨॥ વેદોકત મંત્રે, બ્રાહ્મણો કાર્ય કરાવેરે; જવ તલ ઘ્રતને, શીફળ સરવે હોમાવેરે. ॥ ૩ ॥ તે યજ્ઞની, ધુમ્ર આકાશે જાયરે; તેથી તેત્રી, કોટી દેવતા ત્રપ્ત થાયરે. ॥ ૪ ॥ વાગે છે ત્યાં ભેર ભુંગળને ઢોલરે; જય જય શબ્દ, થાયને ઉપજે કલોલરે. ॥ ૫ ॥ હરીજનો, જુએ છે રૂડેરી ચરચારે; સૌને કીધી, કપાળે કુમ કુમ અરચારે. ॥ ૬ ॥ અશ્વ પુજન કરી અવયવ ભાગ લીધોરે; પુરણ પ્રેમે, તેવો અશ્વ હોમ કીધોરે. ॥ ૭ ॥ અશ્વને તો સજીવન કીધો વીદાયરે; પરી પુરણ યજ્ઞ થયો છે ત્યાંયરે ॥ ૮ ॥ પછી ધરમે, આગના કરી તે વારરે; સહુને ભોજન કરાવો જુગદાધારરે. ॥ ૯ ॥ તવ પ્રભુએ, સર્વને આગના દીધીરે; જમવા માટે, વાંવેક પંગત કીધીરે. ॥ ૧૦ ॥ પીરસવાને, જાદવ છંપન કોડરે; દેખ રેખ રાખે સઘળે શ્રી રણછોડરે. ॥ ૧૧ ॥ કરાવી છે જમવા સામગ્રી અપારરે; વરણન કરતાં, ઘણીક લાગે વારરે. ॥ ૧૨ ॥ પછી સરવે, ભાવતાં ભોજન કીધાંરે; સૌ પ્રાણીને, સોપારી મુખવાસ દીધાંરે. ॥ ૧૩॥ પછી પંગત, ઉઠીને ઉલટ વ્યાપેરે; ધરમ રાજા, કનકનું દાન આપેરે. ॥ ૧૪ ॥ ધ્રુપતીતો, કરે મોતીનું દાનરે, પાસે રહીને, અપાવે શ્રી ભગવાનરે. ॥૧૫॥ બ્રાહ્મણોને, ભરેલી બ્રહ્મપુરી આપેરે; અવર જાતો, યાચકના કષ્ટ કાપેરે. ॥૧૬॥ આપ્યા પોતે ગૌદાનને વસ્ત્ર દાનરે; આપ્યાં પાત્રો, કુન્તા સતીને સંતાનરે. ॥ ૧૭ ॥ પછી કીધી, પુરણ પ્રેમે સભાયરે; તેમાં બેઠા, ક્ષત્રીનંદન સહુ રાયરે. ॥ ૧૮ ॥ યુધીષ્ટરને, વાવરવાનો ભાવરે; જેવો રાજા, તેવો કીધો સરપાવરે. ॥ ૧૯ ॥ ધનમાલ આપી, સર્વને દીધી વીદાયરે; પછી

સહુજન, પોત પોતાને સ્થળ જાયરે. ॥ ૨૦ ॥ તે પછી સૌ, યજ્ઞસ્થળે ભેગા થાયરે; પાંચ પાન્ડવન, છઠ્ઠા શ્રી જાદવરાયરે. ॥૨૧॥ યજ્ઞ કેરો કચરો નાંખ્યો છે જ્યાંયરે; સ્વર્ગ વીસેથી, નોળીઓ આવ્યો ત્યાંયરે. ॥૨૨॥ તે કચરામાં, આળોટે ધરી ઉમંગરે; પણ ન થયું સોના રૂપાનું અંગરે. ॥ ૨૩ ॥ ત્યારે ધરમે, પ્રભુને પુછયું પ્રષ્ણરે; કાયા હાની, કેમ બદલાઇ નહી ક્રષ્ણરે. ॥ ૨૪ ॥ એટલે બોલ્યા, અંતરયામી એમરે; દ્વાપર ઉતર્યો, તેથી કાયા બદલે કેમરે. ॥ ૨૫ ॥ એટલે ટળીયો, ધરમનો સંદેહરે; સરીતા સ્નાન, કરી સ્થળે ગયા તેહરે. ॥ ૨૬ ॥ નગ્રમાંથી, રાજા રૂશી સહુ જાયરે; બીજી ત્રીજી, રહીયત થઇ વીદાયરે. ॥ ૨૭ ॥ બળદેવ ગયા, લઇને છપનક્રોડરે; હસ્તીના પુર, રહ્યા શ્રી રણછોડરે. ॥ ૨૮ ॥ યજ્ઞ કથા પુરણ હવી આ ઠામરે;શ્રોતાજનને. સુણતાં રીજે શ્રી રામરે.॥૨૯॥ યજ્ઞ કથા, સુણીને દાન અપાયરે; તે પ્રાણીને, યજ્ઞ તણુ ફળ થાયરે.॥૩૦॥ શ્રદ્ધા રાખી, શ્રવણ કરે જે જનરે; તેને પ્રભુ, આપે અન ધન તનરે.॥૩૦॥ શ્રોતા વકતા, સૌ બેસજો કરજોડરે; વલ્લભ વદે, બોલો જે જે શ્રી રણછોડરે. ॥ ૩૨ ॥ વળણ...॥ જય બોલો રણછોડની, તો રણ છોડે નાથ; વલ્લભ વાણી ઓચરે, નીરમળ રહો મન સાથ.



## કડવું ૭૪ રાગ સવૈયાનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણજનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવુ સાંભળજે કથાય. ॥ ૧ ॥ પરી પુરણ યજ્ઞ કીધો, રહ્યા સુખી થઈ જ્યારે; એવામાં એક કણબીને બ્રાહ્મણ, વઢતા આવ્યા ત્યારે. ॥ ૨ ॥ ધરમ રાજાની સભામાં, આવીને ઉભા બેઉ; ધરમ કહે ટંટો શો છે, જુબાની તમારી લેઉ. ॥ ૩ ॥ તે વેળા શ્રી ક્રષ્ણ બેઠા છે, પોતે જુગજીવન; તે સમે પાટીદાર બોલ્યો, મુખથકી વચન. ॥ ૪॥ માહારાજા મેં ખેતર માહારૂ, વીપ્રને અરપણ કીધું; માહારા બાપ પછાડે મેં આ, વીપ્રને આપી દીધું. ॥ ૫ ॥ આકાશથી કે પાતળ સુધી, આપ્યુ હતું રાજન; પણ તે ખેતરમાંથી નીકળ્યું, ચાર ચરૂ ભર્યું ધન. ॥ ૬ ॥ તે ધન એ બ્રાહ્મણ લેઇ ગયો, તે મુજને અપાવો; તે કરતાં મુને પાપ છો થાતું, ખેતર પાછુ લાવો. ॥ ૭ ॥ બ્રાહ્મણ કહે પાછું ન આપુ, ખેતર કણબી કેરૂ; માહારા બે પુત્રો લૈ જૈને, ખેતરમાં વધેરૂ. ॥ ૮ ॥કણબી કહે વધે-

રેતો, તેમાં માહારૂ શું જાશે; મારીશતો મરશે સુત તારા, નીરવતી મને થાશે. ॥ ૯ ॥ તું મારીશ તે પાપ તુને, મુને ન લાગે રતી; બ્રાહ્મણ કહે એવાં પાપો, હું કાંઇ ગણુનો નથી. ॥ ૧૦ ॥ બેઉની વીપ્રીત વાત સુણી, ગભરાયા ધરમ રાય; પ્રભુને પુછ્યું એ માહારાજા, આતે શું કહેવાય. ॥ ૧૧ ॥ એટલે અંતરયામી બોલ્યા, બંને કાળ સમાવો; છ માશ પછી ન્યાય કરીશું, અત્યારે ઘેર જાવો. ॥ ૧૨ ॥ એમ કહી બ્રાહ્મણ કણબીને, પાછા કાઢયા ઘનશામ; પછી ધરમ પ્રત્યે બોલ્યા, કૃષ્ણ પ્રભુ તે ઠામ. ॥ ૧૩ ॥ એ યુધીષ્ટર હવે ન કરશો, કોઇ જનનો ન્યાય; દ્વાપર ઉતરી કળીયુગ બેઠો, એરે ધરમ રાય. ॥ ૧૪ ॥ એવું સાંભળી ધરમ બોલ્યા, એરે દેવાધી દેવા; મુને ગુણ લક્ષણ બતાવો, કળીયુગના જીવ કેવા. ॥ ૧૫ ॥ કૃષ્ણ પ્રભુ તવ કહેવા લાગ્યા, સાંભળો ધરમરાય; વ્યાસજી તમને તે સહુ કેહેશે, ઉપદેશની કથાય. ॥ ૧૬ ॥ મુજને તમે આગના આપો, દ-વારકાં હું જાવું; થોડે દીવશે વળી પાછો. મળવા માટે આવું. ॥ ૧૭ ॥ વળણ. ॥ મળવા માટે આવશું, એમ કરે છે વાત; એવામાં ત્યાં આ-વીયા, વઢતા પુરૂશ સાત. ॥



# કડવું ૭૫ રાગ દુરધા સાખીનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ કથાય. ॥ ૧ ॥ કૃષ્ણ જવાની ત્યારી કરે છે, સપ્ત પુરૂશ ત્યાં આવ્યા; ખટ વીપ્રો એક અતી શુદ્રને, તાડન કરતા લાવ્યા. ॥ ૨ ॥ યુધીષ્ટરને કૃષ્ણ બીરાજ્યા, ત્યાં આવી વીપ્રો બોલે; આ અતી શુદ્ર આચાર્ય થયો છે, વીપ્ર આચાર્યની તોલે. ॥ ૩ ॥ ઉપવીત અંગે ધારણ કર્યું છે, વધાર્યા છે પંચ કેશ, દર્ભાસનને જળ કમંડળ, ધર્યો છે મા-હાત્માનો વેશ. ॥ ૪ ॥ વેશ ધરી ઉપદેશ કરે છે, વાંચે છે કથા પુરાણ; તે ઉંચ જાતી સ્રવણ કરે છે, નીચના મુખની વાણ. ॥ ૫ ॥ નેત્રનુ પાણી મોભ ચઢયું ને, અવની ગઇ આકાશ; અવળી ગંગા વ્હેવા માંડી, વા-ઘને અજાનો ત્રાસ. ॥ ૬ ॥ મંજારથી સ્વાન સંતાવા લાગ્યાં, કાગથી સંતાયા હંસ; નીચ જાતીનો ઉંચ જાતી પર, ઉપન્યો અતી દ્વંશ. ॥ ૭ ॥ આતે કારણ શું છે કૃપાળુ, કેમ બને વીચીત્ર; કાળ બળ કેમ ફર્યો ભા-સે છે, વળી દીસે અપવીત્ર. ॥ ૮ ॥ એવું સાંભળી ધરમ રાયે, જોયું

જુધીશ સામુ, ઓ કૃપાનીધી હું તો આ વાતો સાંભળી વીસ્મય પામુ. ॥ ૯ ॥ કૃષ્ણ પ્રભુ કહે ઓરે યુધીષ્ટર, કળયુગના એ કર્મ; હજીતો આગળ જાતાં થાશે, અતી ઉપાદીના ધર્મ. ॥ ૧૦ ॥ શુદ્ર લોકો આચાર્ય થઇને, રોમ રોમ નરકે પડશે; વૈસ્ય ક્ષત્રીને વીપ્ર લોકો, તેને પંથે ચડશે. ॥ ૧૧ ॥ તેથી તે પણ નરક પળાશે, તવ લય પામશે શ્રષ્ટી; ધર્મ વીશે અધર્મ થવાનો, સૌ જીવ ભોગવે કષ્ટી. ॥ ૧૨ ॥ શ્રોતા નરકે વક્તા નરકે, નરકે ઉંચને નીચ; ભક્તાણીયો ભારજા થવાની, પાતકના થશે કીચ. ॥ ૧૩ ॥ ધર્મને નામે ઢોંગ થવાના, આગળ અબળા વ્હેશે; હું મ્હારૂ સાર્તક કરૂછું, કામની કંથને કેહેશે. ॥ ૧૪ ॥ મીઠાઇ મેવા દુધ કઢેલાં, ઢોંગીને જઇ દેશે; પતી તેની પુંઠ ન જુએ, મુખ વીકાશી રેહેશે. ॥ ૧૫ ॥ પરણ્યા પતીનું પોશણ કરતાં, કંજુસાઇ દેખાડે; ઢોંગી ધુતારાને ધરવીને, પ્રેમપુર્વક જમાડે. ॥ ૧૬ ॥ કંથ તણી નહી સાચવે વેળા, ઢોંગીની તક નહી ચુકે; ઢળતી વસ્તુ ઢળવા દેશે, બાળક રડતાં મુકે. ॥ ૧૭ ॥ ઢોંગીની છબી નીરખ્યા કરશે, ઢોંગીના ગુણ ગાશે; ચરણ ચાંપશે કાંમે ટાંપશે, પતીથી મુખ મરડાશે. ॥ ૧૮ ॥ ધર્મના નામનો ધંધો ગ્રહીને, ધન મેળવશે ભારી; ભારે વૈભોગ ભોગવશે ને, દુનીયાની કરસે ખુવારી. ॥ ૧૯ ॥ પણ ઉંધ કરમી કળયુગી અબળા, ધણીનું ધન વેફરસે, કળીયુગના આચાર્યોને પોશી, મોહીત ફંદમાં ફરશે. ॥ ૨૦ ॥ તે સહુ લક્ષણ કળયુગ કેરાં, આ બધી તેની લડાઇ; તેમાં આપણે ચીત ન દેવું, જ્ઞાનમાં રાખો ચડાઇ. ॥ ૨૧ ॥ હાવા તો અનેક ઉતપાત થાશે, તેમાં ન દેશો ધ્યાન; કળયુગ બેઠો નીશ્ચે માનો, એમ વદે ભગવાન. ॥ ૨૨ ॥ યુધીષ્ટરને ચાલી ચીંતા, આતો આવ્યુ દુખ મ્હોટું; ધર્મના કામમાં ધાડ પાડે, એ દુખ સહુથી ખોટું. ॥ ૨૩ ॥ અરેરે ધર્મનું ધરબોળ જાશે, અવળી મતી જગ ઝાલે; દેખાશે સવળુ હશે અવળુ, પણ તે પંથે ચાલે. ॥ ૨૪ ॥ એવો અતી ઉદ્વેગ ધરીને, થઇ બેઠા નીરાશ; અરેરે એ યુગ ભુંડો, સાંભળી પામ્યા ત્રાસ. ॥ ૨૫ ॥ પ્રભુ કહે તમે ત્રાસ ન ખાશો, વ્યાસજીને તમે મળજો; હવે હું આગના માગુંછું, ધર્મ કહે વળી વળજો. ॥ ૨૬ ॥ એવું સાંભળી કૃષ્ણ પ્રભુજી, પોતે થયા વીદાય; એટલે અતી ઉદાશી રેહે છે, પોતે ધરમ રાય. ॥ ૨૭ ॥ એમ કહીને કૃષ્ણ પ્રભુજી, પોતે થયા વીદાય; એટલે અતી ઉદાશી રહે છે, પોતે ધરમ રાય. ॥ ૨૮ ॥ એટલેથી અશ્વમેધ પર્વ, પુર્ણ થઈ કથાય, ઓ જનમેજે રાજા તારી, ઉતરી બ્રહ્મહત્યાય. ॥ ૨૯ ॥ કાળા પડદા ધોળા થયા, સ્વે-

ત થઇ શામ ગાય; કાળા તલ ધોળા થયા એ, પરીક્ષા દેખાય. ॥ ૨૯ ॥ પરીક્ષત સુતે વીધી પ્રમાણે, પુરણ કીધાં દાન; યજ્ઞની કથા સ્રવણ કીધી; ફળતે યજ્ઞ સમાન. ॥ ૩૦ ॥ શ્રોતા વકતા સરવે જનના, મનના પોહોચે કોડ; વલ્લભ વદે બોલજો સૌ, જે જે શ્રી રણછોડ. ॥ ૩૧ ॥ વળણ. ॥ જય જય રણછોડ રાયની, બોલો શ્રોતા જન; અશ્વમેધ પર્વ કહ્યું, પાપી થાય પાવન.








પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ અશ્વમેધ પર્વ છાપ્યું.
અમદાવાદ.



# વ્યાસશ્રમ પર્વ.

## કડવું ૧ રાગ સાખીનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, વ્યાસાસ્રમ કથાય. ॥ ૧ ॥ ધરમરાજા ને રહે ઉદાશી, ગમતું નથી લગાર; ખાવું પીવું કાંઇ ન ગમે, ગમે નહી વ્યવહાર. ॥૨॥ ઉદવેગ ધરીને નીકળીયા, ઘેરથી ધરમ રાય; વેદમ વ્યાસનો આશ્રમ જ્યાં છે, ત્યાં ગયા મન મકલાય. ॥૩॥ વ્યાસજીને જઇ ચરણે લાગ્યા, માહારાજા ટાળો વેમ; સંસારમાં હવે નથી ગમતું, ઉદાશ રહું છું કેમ. ॥ ૪ ॥ એટલે વ્યાસજી એમ બોલ્યા, નહી ગમે આ સમે; કળયુગ બેઠો તે કારણથી, મનડું તમારૂં ભમે. ॥ ૫ ॥ સતીયાને સારૂં નવ લાગે, કળીયુગ વીશે રેહેવું; ધરમ કહે કળયુગ કેવો, વ્રતાંન્ત મુજને કહેવું ॥૬॥ કેહેવું ઘટે છે વ્યાસ માહારાજા, લાગુ તમને પાય; કળયુગના ગુણ લક્ષણ કેરી, કહો મુને કથાય. ॥ ૭ ॥ વ્યાસજી બોલ્યા ધરમ સુણો, કળીમાં કમ આયુશ; થોડા દીવશ જીવવું તેમાં, હૈયામાં ઘણી હુંશ. ॥૮॥ અનેક પ્રકારના રોગની વ્યાધી, ન થાય નાડી પરીક્ષા; બ્રાહ્મણ વીના અવર જાતી, માગે ઘેર ઘેર ભીક્ષા. ॥૯॥ દુરાચરણ દુર વ્યસન વધશે, દુરબુદ્ધીને દુકાળ; ઉંચ વરણ રાખશે નીચ વ્રતી, ઉંચ વ્રત્તી ચંડાળ. ॥૧૦ ॥ નાસ્તીકને સૌ આસ્તીક કેહેશે, આસ્તીક ને નાસ્તીક; સ્વારથ સરસે તેમ સહુ વળશે, નહી પ્રભુની બીક. ॥૧૧॥ ખરા બોલાને પાડશે ખોટા, ખોટા ખરા કેહેવાશે; વેદના અર્થના અનર્થ થાશે; પાખંડી પુજાશે. ॥ ૧૨॥ શીવાર્પણનું ખાવા ઇચ્છે, વીપ્રને તીછકાર થાશે; ગુરૂ પદવીનો ડોળ કરીને, મહતાથી મદીરા પાસે. ॥૧૩॥ ધર્મની જગોના ધણી થાશે, પ્રપંચ પગલાં ભરશે; કન્યા વીક્રય વધશે ઝાઝો, જુવતી જારમાં ફરશે. ॥૧૪॥ રાજ્યનીતીમાં ન્યાય થાશે, સ્વારથ સરે તેવા; લાંચો લેવાશે ડંડ દેવાશે, ઉંચ નીચની કરે સેવા. ॥ ૧૫ ॥ સરવ વરણ એક આરે થાશે, ખાશે પુત્રીની કમાણી; બાપની બેટી પર કુદ્રષ્ટી, ભ્રાત ભગની સ્નેહ આણી. ॥૧૬॥ વાહાલામાં બહુ વેર વધશે, નાત જાતમાં નહી જંપ; કલેશ કંકાશ નીત્યે ઘરમાં, પાડોશમાં નહી સંપ. ॥૧૭॥ ગરીબને સહુ ઘાલશે ગોદા, ગ્રહસ્થની પક્ષ તણાશે; બે મુખી દુનીયા બોલવાની, સત્ય

ત્યાં અસત્ય જણાસે. ॥ ૧૮ ॥ સાચી વારતા સંતાઇ જાશે, જુઠી વાત વણાશે; ધરમીષ્ટ તે અધર્મી કેહેવાશે, અધર્મી ધર્મી ગણાશે. ॥ ૧૯ ॥ ધરમનું દ્રવ્ય ખાવા ચાહાશે, નહી માને પુન્ય પાપ; બાપ નહી ગણે દીકરાને, દીકરો નહી ગણે બાપ. ॥ ૨૦ ॥ સાસુ ને વહુ નહી સંપવાનાં, ટંટામાં સહું રાજી; નીતીનો ઉદયોગ નહી ઝાલે, ચાલશે દગલબાજી. ॥૨૧॥ બેહેની બારણે સાળી ઘરમાં, કુટુંબમાં કલેશ કરશે; પત્નીયો પીત્રાઇથી વેહેરી, પીહેરમાં ધન ભરશે. ॥૨૨॥ જમાત્રોનું ખાવા ચાહાશે, વદશે વાંકી વાટે; ન્યાય નીતીથી કોઇ ન બોલે, ચાટે તેનું દાટે. ॥૨૩॥ ખાશે ત્યાં સુધી ગુણ ગાશે, નહી ખાય તો ગાય ખોટું; પરના સુખે દુખ દલમાં, ઝેર વેહેર મનમાં મોહોટું. ॥૨૪॥ વણ દીઠી વાતો વધવાની. નીંદાનો સહુને ધંધો; કળીયુગનો જીવ કામે ક્રોધે, રહે રાત દીન અંધો. ॥૨૫॥ ગાંહનું ખાઇને ખોદણી પરની, બીજો નહી ઉદયોગ; છળ પડપંચ ને પાપ ઘણેરાં, વીવેક વણ વૈભોગ. ॥ ૨૬ ॥ ઉત્તમમાં અવતરીને પાળે, નીચ વરણનો ધર્મ; મુળ જાતીનો મારગ મુકી, અન્યનાં ગ્રહે કર્મ. ॥૨૭॥ હીંદુ કુળમાં અવતરીને, યવનનો પંથ ઝાલે; સુપાત્રને ગ્રહસ્થ ગણીને, કુપાત્રોને આલે. ॥ ૨૮ ॥ દુરબળ દેખી ગધેડીને નીરે; તાજી દેખે ગાય; ધરાયેલી કહી હાંકી મુકે, દેખાડે અવળો ન્યાય. ॥૨૯॥ ચૈતન્ય મુકી પુજશે જડને, વેદ મુકી સુણે વાતો; ગાયનું ગોથું ખમશે નહી ને, ખમશે ખરની લાતો. ॥ ૩૦॥ સારાને નરતો ઠેરવવા, સૌને રહે ઇચ્છાય; કુથલી કરે હલકો કરવા, કેહેસે સૌ હાયેહાય. ॥૩૧॥ કુજાતીની કથા સુણે, સુજાતીને નંદે; ઉંચની સાથે બાકરી બાંધે, નીચ જાતીને વંદે. ॥૩૨॥ વીપ્ર વીના વેદ વીદ્યા ભણીને, ચલાવશે બહુ પંથ; તેવાની સેવા સહુ કરશે, અજ્ઞાની કેહેવાસે સંત. ॥ ૩૩ ॥ એકારે સર્વે વરણ થાશે, એવો ઉપદેશ કરશે; ત્યાગીપણું દેખાડીને, ખુબ ખજાના ભરશે. ॥ ૩૪ ॥ હું બ્રહ્મછું જેને તે કેહેશે, થઇ ફરશે બ્રહ્મરૂપ; આપ વિના અન્ય ઇશ્વર નથી, કયાં છે માયાનો કુપ. ॥ ૩૫ ॥ ત્રૈણે કાળમાં નથી માયા, જેમાં ને તેમાં છે બ્રહ્મ; બ્રહમે બ્રહ્મને હળેમળે, કરે ફાવે તેમ. ॥૩૬॥ પાપજ કયાં છે પુન્યજ કયાં છે, કયાં છે મોક્ષ અમોક્ષ; જુદા ઠરાવે તો ભજવો પડે, ઠરવે તેથી અપ્રોક્ષ. ॥૩૭॥ સાકાર કેહેતો શેવવો પડે, માટે કહે નીરાકાર; સગુણ કેહે તો ગુણ ગાવા પડે, નીર્ગુણનો શો વીસ્તાર, ॥ ૩૮ ॥ એવાં વીચીત્ર કામ કળીનાં, ઓરે ધરમરાય; ભ્રષ્ટા ભ્રષ્ટ થવાની ઝાજી, જીભ્યાયે કહી નશ-

કાય. ॥ ૩૯ ॥ વળણ. ॥ કેહેતાં થાકે જીભડી, સુણ યુધીષ્ટર રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, કળીયુગનો મહીમાય.



## કડવું ૨ રાગ ચોપાઇ.

બોલ્યા જયમુની મુખ વચન, સુણ પરીક્ષત કેરા તન; કેહે છે ધર્મને વેદમ વ્યાસ, વળી મનમાં ધરીને હુલ્લાસ. ॥ ૧ ॥ પુછયું ધરમ રાજાયે એમ, ચારે વરણ ચાલસે કેમ; બોલ્યા વ્યાસજી મુખથી વાણી, તમો સાંભળો ઉલટ આણી. ॥ ૨ ॥ ચારે વરણમાં બ્રાહ્મણ શ્રેષ્ટ, તેને કળીયુગ કરશે નેષ્ઠ; એવા એવા વીપ્રો અવતરશે, ત્રણ વરણની શેવા કરશે. ॥ ૩ ॥ ગોર થઇ યજમાનોમાં ફરશે, ફાંફાં મારીને પેટ ભરશે; પૈસા માટે કાસદાં કરશે, નીચવરણ આગળ હાથ ધરશે. ॥ ૪ ॥ ગાળ દેઇને કાઢે રડતાં, તોહે બ્રાહ્મણો નાંખશે પડતાં, વણ નોતરે જમવા જાશે, છાંડયું છુડયું મુકેલું ખાશે. ॥ ૫ ॥ નીચવરણના હશે બાવા, બેસશે તેના ગુણ ગાવા; જ્યાં ત્યાં લાડવા લુટી ખાવા. મોકલે ત્યાં જાયે અથડાવા. ॥ ૬ ॥ શુદ્રોનાં છોકરાં તેડી ફરશે, વણી ગાંડ ગુલામી કરશે, પૈસા માટે નચાવે તો નાચે, માન્ય ભ્રષ્ટ થઇને યાચે. ॥ ૭ ॥ શુદ્રોનું અન્ન આપશે રાંધી, લેશે પાપોની પોટલી બાંધી; ખાવા માટે ઘેરે ઘેર ભમશે, શુદ્રના સોળ દનમાં જમશે. ॥ ૮ ॥ શુદ્રના નીમીત જે અન્ન, તેનું બ્રાહ્મણ કરસે ભોજન; શુદ્રના એંડવાડમાં ફરશે, એવું ગોરપણું આદરશે. ॥ ૯ ॥ બીજી વરણ મુખમાં ઘાલે, પછી વીપ્રોને આગના આલે; જમે પાછળથી નહી છોશ, પેટ માટે નહી ગણે દોશ. ॥ ૧૦ ॥ એકને પૈસો મળવાનો જયાંય, બીજા પાઇ માટે પડે ત્યાંય; એવી રીતે થશે માન્ય ભ્રષ્ટ; કળીયુગમાં બ્રાહ્મણ ભ્રષ્ટ. ॥ ૧૧ ॥ વળી વીપ્રની પત્નીયો જેહ, કરશે શુદ્રની સુવાવડ તેહ; ચાંપશે શુદ્ર નારીનું અંગ, ધોઇ લાવે વસ્ત્રો નવરંગ. ॥ ૧૨ ॥ ખરો બ્રાહ્મણ માન્યમાં રેહેશે, તેને હંકારી સહુ કેહેશે; પણ તે કીરતી નહી ગણે, એક ભગવતનું નામ ભણે. ॥ ૧૩ ॥ નહી રાખે કોની ઓશીઆળ, તે તો સાચો વીપ્રનો બાળ; પણ કળીયુગમાં એવો ટેક, રાખનારો હજારમાં એક. ॥ ૧૪ ॥ એવા વીપ્ર કળીયુગના સાર, કહુ ક્ષત્રી તણો વીસ્તાર; જાશે સુરપણ ક્ષત્રીમાંથી, રાજ્ય ગાદી તે ભોગવે કયાંથી. ॥ ૧૫ ॥ નીચી વરણની નોહોકરી કરશે, મરવાનો ઘણો ભય ધરશે; નહી રહે ઘરમાં અનાવાસ, થાશે દાસ તણા તે દાસ. ॥ ૧૬ ॥

વળી દુર વ્યસન બહુ કરશે,રળી રળીને દેવાં મરશે; ખોઇ બેસશે વરને ગામ, બોળશે ક્ષત્રીઓનું નામ. ॥ ૧૭ ॥ થઇ જાશે ઘણા ગેરાડી, નહી જુએ નેત્ર ઉઘાડી; ઉતારી મુકશે ઉપવીત, હંશા કરવામાં પરોવે ચીત. ॥ ૧૮ ॥ જ્યાં ત્યાં કાઢશે દોહ્યલા દન,કરે અભક્ષા ભક્ષ ભોજન; આદરે અન્ય વરણની શેવા, કળીયુગના ક્ષત્રી એવા. ॥ ૧૯ ॥ હવે વંશ તણો વીસ્તાર, તમો સાંભળો કુન્તી કુંવાર, કરશે અવીવેકી વેહેપાર, નહી નેકને દયા લગાર. ॥ ૨૦ ॥ આપવા લેવાના જુદા ભાવ, ધાપ મારે જેવો જેવો દાવ; નહી જમતાને જમાડે, નહી રમતાને રમાડે. ॥ ૨૧ ॥ નહી જમે તેને નોહોતરશે, જમશે તેને તીછકાર કરશે; વળી નૈવેદનું લેઇ નામ, કરસે કાયા પોશણ કામ. ॥ ૨૨ ॥ માગસે તેને નહી આપે, નહી લે તેને દેવા ટાંપે; ખરાને માનવાના ખોટા, ખોટાને માનવાના મોહોટા. ॥ ૨૩ ॥ નાંખસે ઉપવીત ઉતારી, સદા રેહેસે વૃતી ધુતારી; નાતો જાતો રૂડી આદરશે, વળી વીપ્રોમાં કો સર કરશે. ॥ ૨૪ ॥ મોહોટાં ટીલાં તાણીને ફરશે, છાપાં છપ્પન માળાયો ધરશે; લેવું દેવું તે ગાંડાનું કામ, ધારસે ભક્ત ધરવું નામ. ॥ ૨૫ ॥ પરસાદોના પડીયા મળસે, તેવા પંથમાં ભેગા ભળસે; એવા કળીયુગના વંશ જાતી,વેહેવારમાં વીશ્વાસઘાતી. ॥ ૨૬ ॥ હવે શુદ્ર તણી કહુ રીતી, તુનો સાંભળ કળીયુગ નીતી; શુદ્ર જાતી થસે માહા વાતી, ગણા જીવ તણા નીપાતી. ॥ ૨૭ ॥ એવા શુદ્રોથી શુદ્રો નીકળસે, અતી શુદ્રનાં નામમાં ભળસે; અને શુદ્ર જાતી થસે સારા, પળસે મુળ ધર્મના ધારા. ॥ ૨૮ ॥ ગાય વીપ્રો ઉપર પ્રેમ ધરસે, પુન્યને દાન પ્રેમે કરસે; રાખસે સ્રદ્ધા ધર્મને કામે, વેચ્યા વેચાસે ભગવતના નામે. ॥ ૨૯ ॥ પાપી વીપ્રને ગણસે મોહોટા,કદી નહી કહે જીભ્યાયે ખોટા;નહી છીદ્ર વીપ્રનાં સોધે, ચાલસે બ્રાહ્મણને બોધે. ॥ ૩૦ ॥ ચાલસે બ્રાહ્મણ કહે જેમ,નહી કરે બ્રાહ્મણ કરે તેમ; એવો સું પંથ નીચમાં જાસે, ઉંચ વરણ તે નીચ થાસે. ॥ ૩૧ ॥ એવો ઘણો લાંબો વીસ્તાર, કેહેતાં કેહેતાં ન આવે પાર; વળી ગ્રંથ લંબાણે જાય, તેથી ટુંકામાં કહી કથાય. ॥ ૩૨ ॥ ત્યારે ધરમ બોલ્યા વચન, સુણો પારાશ્વરના તન; મુને એક છે શંકા અપાર, બ્રહ્માના મુખના વેદ ચાર. ॥ ૩૩ ॥ તેમાં સત્ય માનું કીયો વેદ, એમાં જુદા જુદા છે ભેદ; ત્યારે વ્યાસજી વદીયા એમ, વેદને જુઠા કહીએ કેમ. ॥ ૩૪ ॥ પય દહી માંખણ તક્ર જેમ, વેદ જુજવા દીસે તેમ; લાગે ખાટુ મોળુ ને મીઠુ, પણ તેમાં શું તત્તવ દીઠુ. ॥ ૩૫ ॥ કરે યુકતીથી મથન જે વારે,

આવે દ્વૈત તત્વ તે વારે; તેમ વેદ વીવેક વીચારે, જ્ઞાન તત્તવ નીકળે ત્યારે. ॥ ૩૬ ॥ તેનું તે જ્ઞાન વેદથી ન્યારૂ, લાગે મુમુક્ષુને પ્યારૂ; તેમાં નીશ્ચય વ્રત્તી કરે, તેનું આવાગમન નીસ્તરે. ॥ ૩૭ ॥તવ બોલીયા ધરમ રાય, એક બીજી પુછુ શંકાય; તેવું જ્ઞાન લેઇને શું કરવું, એમાં શું શું કામ આદરવું. ॥ ૩૮ ॥ તવ બોલીયા વેદમ વ્યાસ, સાંભળી કરજે કાંઇ કયાસ; જ્ઞાન થયા પછી નહી કર્મ, જેણે સત્ય વસ્તુ જાણી પર્મ. ॥૩૯॥ તેણે લક્ષણા ભક્તી કરવી; અતી ઉપાસના આદરવી; નથી દેહાદી કર્મનું કામ, ચઇતન્યનું ચૈતન્ય સુખધામ. ॥ ૪૦ ॥ નથી જ્ઞાનીને કર્મ બંધન, કરે સત્યતણુ વંદન; કહ્યું મનુસમરતી માંય, તેમાં શંશય નથી કાંય. ॥૪૧॥ સર્વ માયામાં ચૈતન્ય જેહ, મળે ચૈતન્યે ચૈતન્ય તેહ; એતો ચૈતન્ય ગ્રહે જ્ઞાન, તેનું તેને તે ધરે ધ્યાન. ॥૪૨ ॥ રહે મુળ ચૈતન્યમાં મતી, તેથી તેની ત્યાં થાયે ગતી;મળે ચૈતન્યે ચૈતન્ય રૂપ, તવ ટળે માયાનો કુપ. ॥૪૩॥ ટુટે માઇક વાસના જ્યારે, પામે અભય પદ તે વારે; રહે માયામાં વાસના જરા, તવ અવતરે તે ધરા. ॥ ૪૪ ॥ માયામાં રહીને એમ બોલે, અંહબ્રહ્માસ્મી બ્રહ્મ તોલે; એવું કેહેનારો નહી બ્રહ્મ , એનું પોગળ પોલુ ભમ. ॥૪૫॥ બ્રહ્મનું જ્ઞાન થયેલું જેને, દેહ છુટે મળે પદ તેને; તેથી ચેત્વન ચૈતન્યતણુ, હોય જ્ઞાનીના લક્ષમાં ઘણુ. ॥૪૬॥ તેતો છુટેલો શુભ કર્મ કરવા, હોય ખુશી તો બેસે આદરવા; તેથી તેને નહી કાંઇ બાધ; જ્ઞાની ન ગણે જગ અપવાદ. ॥ ૪૭ ॥ જ્ઞાન લેવાનો સર્વનો ધર્મ, ઝાલી રહે અજ્ઞાની કર્મ; જેહ આગળ ડગ નવ ભરે, તેમાંને તેમાં અવતરે મરે. ॥ ૪૮ ॥ જ્ઞાન વીના મુક્તી નવ થાય, કહ્યું વેદ શ્રુતીની માંય; તવ બોલીયા ધર્મ ભુપાળ, આતો દીસે છે માયાની જાળ. ॥ ૪૯ ॥ એતો માયા તેનો અજ્ઞાન; તેથી જ્ઞાન કીયું ભગવાન; જ્ઞાન અજ્ઞાન કયાંથી ને કયારે, કરો બોધ શંકા ટળે ત્યારે. ॥૫૦॥

વળણ. ॥ બોધ કરો શંકા ટળે, લાગું તમને પાય; વ્યાસ વલ્લભ વાણી વદે, સાંભળો જ્ઞાન કથાય.

## કડવું ૭૧ રાગ સવૈયાનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વ્યાસાસ્રમ પર્વ તણી હું, સવણ કરાવું કથાય. ॥ ૧ ॥ વેદમ વ્યાસજી કેહે છે ધરમને, વલ્લભ શ્રોતાજનને; અજ્ઞાની જન સાંભળે તોહે, ડાઘ ન લાગે

મનને. ॥ ૨ ॥ આ વીશ્વ ઉપજે લય પામે, અનાદીનો નેક; વીશ્વ હોયે તવ દ્વૈત ગણવાં, લય પામે તવ એક. ॥૩॥ માયા રૂપે હોય માયા તવ, માયાને બ્રહ્મ બેય; માયા બ્રહ્મ રૂપ થાય તવ એકજ, પણ મુળમાં દ્વૈત હોય. ॥૪॥ પયમાં જળને ક્ષત બે વસ્તુ, પણ દીસે છે એક; જે વેળાયે જુદાં પડે, તે વેળા બે વીવેક. ॥૫॥ તે રીતે મુળ બ્રહ્મ વીશે;માયા હતી બ્રહમ રૂપ; કાળે કરીને જુદી પડે, તવ બે જુદાં સ્વરૂપ. ॥૬ ॥ માયાનું સ્વરૂપ ફરવાને, અનાદીનો સ્વભાવ; જેવું દુધ દધી રૂપ થાયે, તેવો તેનો ઉથલાવ. ॥ ૭ ॥ તે રીતે માયા રૂપે, ચૈતન્ય શક્તીથી થાય; ચૈતન્ય શક્તી બ્રહમ કેરી, સુણો યુધીષ્ટર રાય. ॥૮॥ જડ માયામાં શકતીચૈતન્ય, તેથી ચૈતન્ય માયા; માયાની વસ્તી દ્રષ્ટીયે દીસે, માયાની ભૌતીક કાયા. ॥૯॥ ત્રીગુણી માયાથી ત્રણ ગુણ થયા, ત્રણ ગુણના પંચ ભુત; તે પંચ ભુતનાં ચોવીસ તત્વો, સાંભળ કુન્તી સુત. ॥૧૦ ॥ છે શાંખ્ય શાસ્ત્રમા વીવેચન એ, જીજ્ઞાસા સહુ જન; ગ્રંથ લંબાણનાભય થકી એ, કરતા નથી વરણન. ॥૧૧॥ માયાની કાયામાં ચૈતન્ય બ્રહ્મનું, તેને કહે છે જીવ; તે જીવ જ્ઞાન લે ચૈતન્ય બ્રહ્મનું, તવ જીવ થાયે શીવ. ॥ ૧૨ ॥ માયાથી વાસના છુટીને, જો બ્રહ્મને રહે વળગી; દેહથી છુટી બ્રહમ પદ પામે, તવ થાય વાસના અળગી. ॥ ૧૩ ॥ વાસના નવ રહે માયા નવ રહે, ન રહે હું ને અન્ય; એવા પુર્શારથી જ્ઞાની, તે પુરૂશોને ધન્ય. ॥૧૪॥ એટલે બોલ્યા ધરમ રાજા, એક પુછું વીચાર; મુળ બ્રહમને ચૈતન્ય કહો છો, તેનો કેવો આકાર. ॥ ૧૫ ॥ એટલે વેદ વ્યાસ બોલ્યા, આત્માનો આકાર જેવો; ચંદ્ર શમ બીંબ બીંબ શમ ચંદ્ર, પરમાત્માનો તેવો ॥૧૬॥ જેવો આત્મા તેવો પરમાત્મા, આકારમાં નહી ફેર; પણ શકતીમાં અધીકને નુન્ય, ગુણ ફેર મેર સમેર. ॥ ૧૭ ॥ એમ અતીશય જ્ઞાન કીધું, ત્રસ થયા રાય મર્મ; શ્રોતાજનથી આટલું કહેતાં, સમજાઇ ન શકે મર્મ. ॥ ૧૮ ॥ તો નીમીત માત્ર મુજ દેહે, રચેલો છે ગ્રન્થ એક; ભાવાર્થ પ્રકાશ ને ન્યાય વલ્લભ, તેમાં સર્વ વીવેક. ॥૧૯॥ છપાઇ તે ગ્રન્થ બાહાર પડયા છે, તે જોતાં થાશે જ્ઞાન; વલ્લભ વદે સરવે શ્રોતા, સમરો શ્રી ભગવાન. ॥ ૨૦ ॥ વ્યાસાસ્રમ પર્વ થયું પુરણ, ઉતરી ગઇ હત્યાય, જનમેજયે પરણાવી આપી, સવાસો કન્યાય.॥૨૧॥ સવાસો વીપ્રને ઉપવીત દીધાં, ઉલટ મનમાં વ્યાપ્રી; સવાસો બ્રહ્મ પુરીયો તે તો, બ્રાહ્મણોને આપી. ॥૨૨॥ સવાસો ગઉદાન દીધાં, પુન્યવંત પરીક્ષત તન; સવા લક્ષ બ્રાહમણોને, કરાવીયું ભોજન.॥૨૩॥ તેણે એ-

ની ઉતરી હત્યા, સ્વેત થઇ શામ ગાય; કાળા પડદા ધોળા થયા, શામ તલ ધોળા થાય. ॥ ૨૪ ॥ શ્રોતા વકતા સરવે સુણી, પોહોચ્યા મનના કોડ; વલ્લભવાણી વદે સહુ બોલો, જે જે શ્રી રણછોડ. ॥ ૨૫ ॥ વળણ. ॥ જય જય રણછોડ બોલજો, રણ છોડે જગરાય; ચીત્ત રાખીને સાંભળો, મુશળ પરવની કથાય.








પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ વ્યાસાશ્રમ પર્વ છાપ્યું.
અમદાવાદ.



# મુશળ પર્વ.

## કડવું ૧ રાગ ધન્યાસરી

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, મુશળ પરવ મહીમાય. ॥ ૧ ॥ વ્યાસાસ્રમથી ઉપદેશ લેઇ, ધરમ આવ્યા ઘેર; દ્વારીકાંથી શ્રી કૃષ્ણ આવ્યા, મળવા આનંદ ભેર. ॥ ૨ ॥ સાત દીવસ શ્રી કૃષ્ણ રહ્યા ત્યાં, પછી માગી વીદાય; એટલે અરજુન પ્રત્યે બોલ્યા, પોતે ધરમ રાય. ॥ ૩॥ અરજુન વીરા પ્રભુની સાથે, મુકવા દ્વારીકાં જજો; શુભ સમાચાર સર્વના લેઈ, પાછા વેહેલા ઘેર આવો. ॥ ૪॥ તવ પારથ વસ્ત્ર આભુષણ, પેહેરીને નીકળીયા; રથે બેશી વાતો કરતા, જાય નરને સામળીયા. ॥ ૫ ॥ મારગમાં એક ગામ આવ્યું, ત્યાં બન્યું કેવું કામ; બ્રાહ્મણ બ્રાહ્મણી બે જણ આવી, ઉભાં રહ્યાં તે ઠામ. ॥ ૬ ॥ નરનારાયણનો રથ ઘેરી, કેહેવા લાગ્યાં એમ; આ યુગમાં માબાપ પહેલાં, છોકરાં મુઆં કેમ. ॥૭॥ સુત સાત મહારા મરણ પામ્યા, તેનું કારણ બતાવો; સંદેહ મહારો ભાગો નહીં તો, પુત્ર મહારા લઇ આવો. ॥ ૮ ॥ કૃષ્ણ પ્રભુ કહે પુત્ર મુઆ, માબાપ પહેલા આ ઠામ; કળીયુગ બેઠો તે કારણથી, કાળ બળે થયું કામ. ॥ ૯ ॥ અરજુન બોલ્યો પ્રભુની પ્રત્યે, વીચારવું રાજવટે; આપણને આવી યાચના કીધી, પુત્રો લાવવા ઘટે. ॥ ૧૦ ॥ કૃષ્ણ કહે કે ચાલો જઇએ, કહીને રથ હંકાર્યો; દ્વારિકાંથી ડાભી બાજુએ, જાવા વિચાર ધાર્યો. ॥૧૧॥ વાતો-કરતા પંથે પળીયા, જુદી ભોમી આવી; ત્યાં તો નરો અંધકાર દીસે, નેત્ર નાંખે અંજાવી. ॥૧૨॥ પ્રભુએ સુદરસણ મુક્યું, તવ થયો પ્રકાશ; ચક્ર તણે અજવાળે ચાલ્યા, અરજુનને અવીનાશ. ॥૧૩॥ આગળ જાતાં પ્રકાશ આવ્યો, તીમ્રથી ટળીયો શોક; આગળ જાતાં વસ્તી આવી, ત્યાં ચતરૂભુજ લોક. ॥ ૧૪ ॥ તેને હળી મળી આગળ ગયા, શહસ્રભુજા લોક ત્યાંય; તેમને સહુને હળીમળીને, વિશેષ આગળ જાય. ॥ ૧૫ ॥ ત્યાં તેજનો બીંબકાર દીઠો ઉજવળતા અનુપ; મહા તેજનો એક ઢગલો ત્યાં છે, ભોમા નારાયણ રૂપ. ॥ ૧૬ ॥ વાલપુર ખંડીત તે જોત દીસે, અરજુન પડીઓ પાસ; કૃષ્ણ પ્રભુજી આરૂપ કોનું, સંશય મુજને થાય. ॥ ૧૭ ॥ એટલે અવીનાશી એમ બો-

લ્યા, ટાળું તમ સંદેહ; પુરણ બ્રહ્મ ભોમાનારાયણ, જોતી સ્વરૂપ એહ. ॥ ૧૮ ॥ એટલે અરજુનજી એમ બોલ્યો, મુને પડે છે વેમ; પુરણ બ્રહ્મ કહો છો ત્યારે, ખંડીત જરા કેમ. ॥ ૧૯ ॥ એવું નરનુ વચન સુણી, બોલ્યા જુગદાધાર; ખંડીત ભાગ છે તેટલો હું, નીકળેલો છું બહાર. ॥ ૨૦ ॥ તેથી તે ભાગ ખંડીત દીસે, કાંઇ ન ધરશો વેમ;અરજુન કહે એમાંથી તક્ષ, નીકળ્યા માંનું કેમ. ॥ ૨૧ ॥ તવ પ્રભુ કહે જોયા કરજો, કહી ઉડયા સામળીયા; પંચભુતી દેહી અળગી મુકી, ભગવત તેમાં ભળીયા. ॥૨૨॥ એટલે પુરણ જોત હવી, અરજુન પડીયો પાય; પરકંબા કરી કીધી પ્રારથના, નીકળો જાદવરાય. ॥ ૨૩ ॥ કૃષ્ણ અંશ તવ બહાર નીકળીયો, ખોળીયું પેહેરી લીધું; અરજુન જોડે રથે બીરાજ્યા, ચમત્કારી કામ કીધું. ॥૨૪॥ તવ જોત પાછી ખંડીત દીશી, નીકળ્યા દેવ મોરાર; પછી અરજુનના સાંભળતાં, કૃષ્ણે કર્યો ઉચ્ચાર ॥ ૨૫ ॥ ઓ મહારાજ વીપ્ર કેરા, કેમજ લીધા બાળ; તવ જોતમાંથી નીકળી વાણી, સાંભળો શ્રી ગોપાળ. ॥ ૨૬ ॥ કળીયુગ બેઠો ને કયાં સુધી, ભોમીમાં રાજ કરશો; મુળ અધીષ્ટાનમાં પધારો, ભુભાર કયારે હરશો. ॥ ૨૭ ॥ એટલે કૃષ્ણજી એમ બોલ્યા, થોડા દીનમાં આવું; વાયદો વીપ્રને કર્યો છે, દીકરા તારા લાવું. ॥ ૨૮ ॥ એમ કહી સાત પુત્રો લીધા, જુગધીસે સત્ય વાટે; માબાપ પેહેલા પુત્ર લીધાતા, કૃષ્ણને લેવા માટે. ॥ ૨૯ ॥ વીપ્રના પુત્રો લેઇને વળીયા, અરજુનને ભગવાન; બ્રાહ્મણને ઘેર જઇને આપ્યા, બ્રાહ્મણના સંતાન. ॥ ૩૦॥ પછી ચાલ્યા દ્વારિકાં ભણી, વાતો કરતા જાય; એવામાં દ્વારિકાંપુરીમાં, વીઘન કેવું થાય. ॥ ૩૧ ॥ દુરવાસા રૂષી પધાર્યા, દ્વારિકાં નગરી માંય; પ્રભુના પુત્રોએ મશ્કરી કરવા,વીચાર કીધો ત્યાંય. ॥૩૨॥ વિનાશકાળે વીપ્રીત બુદ્ધી, જદુકુળમાં આવી; સાંબ નામના છોકરાને,કન્યારૂપ બનાવી. ॥૩૩ ॥ ચીર ચણીયો ચોળી પેહેરાવી, તાંસળું બાંધ્યું પેટ; નારી બનાવી દુરવાસા પાસે, તેડી ગયા ઠેઠ. ॥ ૩૪ ॥ લજ્યા તણાવી ઉભી રાખી, બીજા બોલ્યા વચન; કહો મહારાજ આવી આ વહુને, આવશે તનીયા કે તન. ॥ ૩૫ ॥ તવ દુરવાસાએ સમાધી માંડી,સૌ વાત સમજી લીધી; રૂષીને એમ ક્રોધ વાધ્યો, મશ્કરી મહારી કીધી. ॥ ૩૬ ॥ સમાધી ઉતારી દુરવાસા બોલ્યા, કકળાવી અંતઃકરણ; જાવો એને પેટ અવતરવાનું, જાદવ કુળનું મરણ. ॥૩૭॥ સૌ છોકરા તવ ધ્રુજવા લાગ્યા, તવ વૃદ્ધ બોલ્યા વચન; બગડવા કાળે બ્રાહ્મણ કેરી, મશકરીનું થયું મન. ॥ ૩૮ ॥ પછી બહુ પ-

સ્તાવા લાગ્યા, રૂષી થયા વીદાય; શામ્બે વેશ ઉતારી નાંખ્યો, ભરી સભાની માંય. ॥ ૩૯ ॥ પેટે તાંસળું બાંધેલું તે, છોડતાં શું નીવડીયું; એક હાથ લાંબું મુઠ પોહોળું, મુશળ ભોમી પડીયું. ॥ ૪૦ ॥ તવ સરવેને ચીંતા ચાલી, દેખીને બનીયા બોહોત; અચાનક આ મુશળ નીકળ્યું, એજ જદુનું મોહોત. ॥ ૪૧ ॥ વ્રધે એ શીખામણ દીધી, મુશળ પર બળ દાખો; દરિયા કિનારે પાષાણ ઉપર, જઇને ઘશી નાંખો. ॥ ૪૨ ॥ તવ સહુ બાળક મુશળ લેઇ, ગયા શીંધુ કીનાર; પાષાણ પર જઇને ઘશી નાંખ્યું, કરચ વધી લગાર. ॥ ૪૩ ॥ તે દરિયામાં નાંખી દીધી, તવ માંછલી ગઇ ગળી; ઢીંમરે તેમાં જાળ નાંખેલી, તેને તે મચ્છા મળી. ॥ ૪૪ ॥ તે મચ્છમાંથી મુશળ કેરી, કરચ હાથમાં આવી; તેણે એક પારધીને આપી, તે બાણુમાં ખોસાવી. ॥ ૪૫ ॥ મુશળ ઘશી નાંખીને ગયા, ગામમાં સહુ સંતાન; મુશળનો જે ઘસારો વેરાયો, તેની ઉગી પાન. ॥ ૪૬ ॥ તે પછી બે દીવસ ગયા, મેળાનો આવ્યો દન; સમુદ્ર કીનારે જાદવ ગયા, વળી પ્રભુના તન. ॥ ૪૭ ॥ બાળબચ્ચાં નરનારી સરવે, નગ્રની બારણે જાય; સીંધુ કીનારે શીવનું ડેરૂં, ત્યાં મોહોટો મેળો ભરાય. ॥ ૪૮ ॥ વેહેપારી મીઠાઇમેવા વેચે, રમકડાં નવરંગી; દુધ કઢેલા ચાહ ઉની ઉની, ભાંગ વેચે છે ભંગી. ॥ ૪૯ ॥ ત્યાં કુબુદ્ધી થઇ જાદવની, ન કરવાનું કીધું; નાહાના મોહોટાયે આનંદ જાણી, મદીરા લેઇને પીધું. ॥ ૫૦ ॥ વળણ ॥ મદીરાપાન કર્યું સહુ, થઇ ગયા બેચીત; વલ્લભ વદે આવી બન્યુ, તવ સુજ્યુ વીપ્રીત.



# કડવું ૨ રાગ સાખી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, જાદવ સ્થળી મહીમાય. ॥ ૧ ॥ મદ્યપાન કીધું નરનારીયે, નાહાના મોહોટાંએ સર્વ; પછી પુરણ નીસો વાપ્યો, ઉપજ્યો ગાંડો ગર્વ. ॥ ૨ ॥ એક એકનો તીછકાર કરતા, પોતાની કરતા વડાઇ; ખાય અડબડીયાં આવે લથડીયાં, તેમાંથી થઈ લડાઈ. ॥ ૩ ॥ સીંધુ કીનારે પાન ઉગેલી, તે માંડી ખેંચી લેવા; એક એકના પર ક્રોધ કરીને, બહુ માર માંડયો દેવા. ॥ ૪ ॥ દુરવાસાનો શ્રાપ નડીયો, વાગે તે ઢળે ધરણ; જેને ઝપાટો પાન્યનો વાગે, તે જન પામે મરણ. ॥ ૫ ॥ એમ અન્યો અન્ય મારા મારી, કીધી અપરંમપાર; લોથે લોથ્યો પડવા માંડી,

વરત્યો હાહાકાર. ॥ ૬ ॥ બીજા ત્રીજા લોક નાશી ગયા, જાદવ કુળ પ-રવાર્યું; ખપ્પર જોગણીએ ભક્ષ લીધું, માંહો માંહી સંહાર્યું. ॥ ૭ ॥ એવે અરજુન કૃષ્ણ આવ્યા, દ્વારીકાં લગભગ થાય; કુટુંબ કબીલો પડેલો દીઠો, પોતે જાદવરાય. ॥ ૮ ॥ પોંચો કરડી શીશ મરડી, રથથી ઉતરીયા ધરણ; અરેરે શો જુલમ થયો, સરવે પામ્યું મરણ. ॥ ૯ ॥ પીંપળા નીચે જૈ પ્રભુ બેઠા, કરૂ કોના પર દાવો; ત્રાંટો કાઢી અરજુનને કહ્યું, તમ ઘેર તમે જાત્રો. ॥ ૧૦ ॥ કળયુગ પાપી પુરણ બેઠો, અરજુનજી દલ દાઝો; હવે રેહેવામાં માલ નથી, સરવ હીમાળે જાજો. ॥ ૧૧ ॥ અમારી બીના નજરે દીઠી, ધર્મને તે જઇ કેહેજો; અરજુનજી બહુ રડવા લાગ્યા, દાસને સરણે લેજો. ॥ ૧૨ ॥ પ્રભુ કહે ટુંકામાં કહુ છું, થાવો તમે વીદાય; એટલે અરજુન રડતો રડતો, રથે બેશીને જાય. ॥ ૧૩ ॥ એવે પ્રભુનો દારૂક નામે, સારથી બોલ્યો એમ; ઓરે પ્રભુ હું દાસ તમારો, માહારે કરવું કેમ. ॥ ૧૪ ॥ મોક્ષનો મારગ મુજને આપો, તવ બોલ્યા જદુરાય; હસ્તીનાપુર વીદુર કને, જૈને પાડજે કાય. ॥ ૧૫ ॥ તેથી તારો મોક્ષ થાશે, કહી કર્યો વાદાય; એવામાં ઉધવજી આવ્યા, લાગ્યા પ્રભુને પાય. ॥ ૧૬ ॥ ઓ મહારાજા નગ્રમાં ચાલો, કેમ બેઠા છો આમ, કૃષ્ણ પ્રભુ કહે ભૌતીક દેહી, મુકીને જાવું સધામ. ॥ ૧૭ ॥ ઉધવ કહે ભલે માહારાજા, મુને સો વીત્યો લાહાવો; જન્મ મરણનો ફેરો છુટે, મોક્ષ મારગ બતાવો. ॥ ૧૮ ॥ તવ ત્રીલોકના નાથ બોલ્યા, હું ક્ષત્રી અવતાર; બ્રાહ્મણ વીના ઉપદેશ કરવો, નહી અન્યનો અધીકાર. ॥ ૧૯ ॥ અન્ય વરણના મુખથી સુણે, જ્ઞાન મારગ ઉપદેશ; સાંભળનારાને ફળ તેનું, લાગે નહી લવલેશ. ॥ ૨૦ ॥ ગુરૂ પદવી ધારણ કરે, વીપ્ર વીના અન્ય જાત; સવાસો જન્મ સ્વાનના વેઠે, સુદીત થાય નીપાત. ॥ ૨૧ ॥ અન્ય વરણનો ઉપદેશ લે તે, કથીરા થઇ અવતરે; સ્વાનને વળગી સ્વાનનું રૂધીર, પીપીને પેટ ભરે. ॥ ૨૨ ॥ વીપ્ર વીના કેહેનારોને, સાંભળનારો પાપી; મનથી માને મોક્ષ થાશે, નહી કલ્યાણ કદાપી. ॥ ૨૩ ॥ માટે ઉપદેશ હું નહી કરૂ, ભલે તમો મુજ દાસ; મોક્ષ થવાને માટે જજો, મૈત્રી રૂષી પાસ. ॥ ૨૪ ॥ તેમને જ્ઞાને મોક્ષ મળશે, કહી કર્યા વીદાય; એવે સુરજ મેર બેઠો, તવ અંધારૂ થાય. ॥ ૨૫ ॥ પીંપળાને થડે ટેકો દેઇને, બેઠા અસરણાસરણ; તે સમે પોતે ચઢાવ્યો, ચરણ ઉપર ચરણ. ॥ ૨૬ ॥ રામા અવતારે વાળી વાનર, રામે માર્યો તો જેહ; કૃષ્ણા અવતારે પારધી થઇને, અવતર્યો છે તેહ. ॥ ૨૭ ॥ તે પારધીને હાથ આવ્યું'તું, કૃષ્ણ ના

મરણનું બાણ; ફર્શુરામે કરણને આપેલું, કરણકને નીરવાણ. ॥ ૨૮ ॥ કુન્તાયે માતા થઇ કર્યું કને,તે બાણ લીધેલું માગી; કુન્તા કનેથી કૃષ્ણે લેઇને, તે નાંખેલું ભાગી. ॥ ૨૯ ॥ તે ભાલોડું પારધીને મળેલું, તેનું કરેલું બાણ; તે બાણમાં મુશળની કટકી, ઘાલેલી પરમાણ. ॥ ૩૦ ॥ તે બાણ લૈને પારધી આવ્યો, યદુ સ્થળી થઇ જ્યાંય; પીંપળા નીચે પ્રભુને પગે, પદ્મજ ચળકયું ત્યાંય. ॥ ૩૧ ॥ તે ચળકાટો જોઇ પારધીએ, વીચાર કીધો મન; કોહો ન કોહો પણ મૃગ બેઠો છે, ચળકે તેનું લોચન. ॥ ૩૨ ॥ એવું સમજી બાણ ચઢાવ્યું ભોંકી દીધું તે ઠામ; ભગવાને ભૌતીક કાયા મુકી, ગયા પોતે સધામ. ॥ ૩૩ ॥ એવે અરજુન હસ્તીનાપુર, પોહોચ્યો તેણી વાર; ચોધારે આંસુ છોડીને, કહ્યા સમાચાર. ॥ ૩૪ ॥ તેથી સહુ બહુ રડવા લાગ્યાં, કીધું ઘણું કલ્પાન્ત; વીદુરજીએ સાચું ન માન્યું, રહી ગઇ મનમાં ભ્રાન્ત. ॥ ૩૫ ॥ વલણ. ॥ ભ્રાન્ત રહી ગઇ મન વિશે, ગુચવણ બહુ મનમાંય; વલ્લભ વદે પ્રભુતણો, સારથી આવ્યો ત્યાંય.



## કડવું ૩ રાગ મા.રૂ.

બોલ્યા જયમુનીજી વચન, સુણ પરીક્ષત કેરા તન; આવ્યો દારૂક હસ્તીનાપુર, જઇ મળ્યો જ્યાં વીદુર. ॥ ૧ ॥ કહી દ્વારિકાંની બધી વાત, તવ તાત માંની સાક્ષાત; એને વીદુરજીએ બેસાડયો, દેઇ શીખામણ શાન્ત પાડયો. ॥ ૨ ॥ પોતે ગયા ધ્રુતરાષ્ટર પાસ, કહી બતાવ્યો સર્વ વીનાસ; તવ આંધળે કહ્યું એમ, કહો વીરા કરીશું કેમ. ॥ ૩ ॥ બોલ્યા વીદુર મુખ વચન, હવે તજો ધનને ભોવન; ચાલો વનમાં જઇ તપ કરીયે, પ્રભુ પદ પામવા સંચરીયે. ॥ ૪ ॥ તવ ધ્રુતરાષ્ટર ગાન્ધારી, વળી ભક્ત વીદુરની નારી; પોતે વીદુર તતપર થાય, સાથે દારૂકને લેઇ જાય. ॥ ૫ ॥ જઇ બેઠાં અઘોર વન, યોગ્યાભ્યાસ કરી પાડયાં તન; તે તો પાન્ડવે જાણી વાત, થયો ધર્મને મન ઉતપાત. ॥ ૬ ॥ ભાઇ આપણ કેમ બેશી રહીયે, ચાલો હીમાળે ગળવા જઇએ; તવ સરવે જાવા મન કીધું, રાજ પરીક્ષતને દેઇ દીધું. ॥ ૭ ॥ પછી બોલીયા ધરમ રાય; કેરે ત્યારે વેળા વહી જાય; તે વાત સૌને બેઠી ધ્યાન, ધરમ રાયની સત્ય છે વાણ. ॥ ૮ ॥ આતો મુશળ પરવની કથાય, સાંભળી જનમેજય રાય; તારી ઉતરી બ્રહ્મ હત્યાય, તેની પરીક્ષા તવ

દેખાય. ॥ ૯ ॥ શામ પડદા થયા સ્વેત, તલ ધોળા થયા અચેત; કાળી ધેનું ધોળી થઇ જાય, એવાં રૂડાં પ્રમાણો દેખાય. ॥ ૧૦ ॥ તવ જનમેજે પડયો પાય, મારી ઉતરી ગઈ હત્યાય; પછી પુન્યદાન પ્રેમે કીધાં, સવાસોને ઉપવીત દીધાં. ॥ ૧૧ ॥ દીધાં સવાસો કન્યાદાન, બ્રહ્મપુરીયો આપી નીધાન; પછી કરાવ્યું બ્રહ્મ ભોજન ગઉદાન દીધાં રાજન. ॥ ૧૨ ॥ સાંભળી શ્રોતાજન કથા, શ્રદ્ધા વાળાને ન જાય વ્રથા; થયું પુરણ મુશાળ પર્વ, આસપાશનું સીધાર્યું સર્વ. ॥ ૧૫ ॥ વળણ. ॥ આસપાશનું સાંધારીયું, પાન્ડવ તતપર થાય; કહે વલ્લભ જે દ્રુપતી, પીઉ પુંઠે પળાય.






પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ મુશાળ પર્વ છાપ્યું.
અમદાવાદ.

# યાન પર્વ.



## કડવું ૧ ધનાસરીની ચાલ.

પ્રથમ પેહેલા પાયે નમીયે, ઉમીયા પુત્ર ગણેશ; શંકર કેરા નંદન એ છે, કૃપાળુ હમેશ.॥૧॥ બીજા સમરૂં સરસ્વતીને, જીભ્યાયે વસો માત; ત્રીજા સકળદેવને નમું, પરમેશ્વર પ્રખ્યાત.॥૨॥ ભારથ વિશે મોક્ષ કથા, સ્વર્ગારોહણી પર્વ; સુણતાં પાપી પાપથી છુટે, ટળે અભીમાન ગર્વ.॥૩॥ હીમાળે પાન્ડવ પરવરીયા, એજ કથા પવીત્ર; ભક્તજનોને સાંભળવાનું, દાસ દાતાનું ચરીત્ર.॥૪॥ કૌરવ સાથે કુન્તી સુતે, યુદ્ધ કરી રાજ લીધું; ઘણાક જીવોનો ક્ષય થયોને, કુળ નીકંદન કીધું.॥૫॥ એવો લોકીક અપવાદ બેઠો, પાન્ડવોને શીશ; તેથી અશ્વમેધ કીધો, સાથે શ્રી યુગધીશ.॥૬॥ તે પછી પ્રભુ દ્વારીકાં ગયા, ત્યાં થઈ જાદવાસ્થળી, પછી પ્રભુ વૈકુંઠ પધાર્યા, અરજુન આવ્યા મળી.॥૭.॥ ઊદ્વેગથી હસ્તીનાપુરમાં, આવ્યા ધરમની પાસ; દ્વારીકાના સમાચાર કહ્યા, સર્વે થયા ઉદાશ.॥૮॥ ધર્મ કહે શ્રી કૃષ્ણ પ્રભુએ, શું કહ્યું છે તમને; ખરી ખબર આપી દો વીરા, શાન્તી થાશે અમને.॥૯॥ અરજુનજી કહે કહેવા માટે, નથી રહી સુદ્ધ સાન; અરેરે મુજને મુકીને, ગયા શ્રી ભગવાન.॥૧૦॥ એમ કહી પડયો મુરછામાં, દેખી ધરમ ઢળીયા; અરેરે વીયોગ રાખીને, સીધાર્યા સામળીયા ॥૧૧॥ એમ અતી કલપાન્ત કીધું, પોતે યુધીષ્ઠર રાય; સેદેવ નીકુળ ભીંમ ઢળીયા, ઢળીયાં કુન્તામાય ॥૧૨॥ દ્રુપતી બહુ બની બાવરી, ઊઠી ગયા ઘનશામ; હવે આપણ અવની ઉપર, રેહેવાનું શું કામ.॥૧૩॥ એમ અતીસે સોસના કરે, દ્રુપતી ધરમ ભુપ; તવ એકાએક પ્રગટ થયું, ધામમાં કૃષ્ણ સ્વરૂપ.॥૧૪॥ વઈકુન્ડ વાશી પોતે પધાર્યા, દુખના દીવસ ગયા; મુરછામાં જે ઢળ્યા હતા તે, તરત બેઠા થયા.॥૧૫॥ આંધળાને જેમ આંખ આવે, પાંગળાને જેમ પાય; મુગાને જેમ જીભ્યા આવે, તેવું પાન્ડવને થાય.॥૧૬॥ પ્રભુને દેખી પ્રેમ પ્રગટયો, લળી લળી લાગ્યા પાય; વીઠલ વૈકુંઠ વિશે પધાર્યા, અમારી શી ગત થાય.॥૧૭॥ એટલે બોલ્યા અંતરયામી, સાંભળો ધરમભુપ; હવે કળીયુગનું રાજ બેઠું, અતી અધર્મ રૂપ.॥૧૮॥ એના વારામાં સુતસતીના, નહી થાંયતમેથી રાજ; જો રા

જ કરવા ઇચ્છા કરશો,તો તમે ખોશો લાજ.॥૧૯॥ ભાર તમારો ભાગી જવાનો, સત્યનો થાશે નાશ;સુકીત સઘળું ધોવાઇ જાશે,પુરણ પામશો ત્રાસ. ॥૨૦॥ યુગ પ્રમાણે બુદ્ધી થાસે,ડહાપણ જાસે ડુબી;તમોને એ અ નુભવ નથી; કળીયુગ કેરી ખુબી. ॥૨૧॥ સત્યવાદીનું સત્ય છોડાવે, અ સત્ય પંથ ચડાવે; વાહાલામાં વીખવાદ થાયે, ખોટી લડત લડાવે. ॥ ૨૨ ॥ જ્ઞાનીને નાંખે ગબડાવી, ડાહ્યાનું ડહાપણ છુટે; પીતા પુત્રને સાસુ વહુને, માન મરીયાદા ટુટે. ॥ ૨૩ ॥ એવાં અનેક અપલક્ષણો, કળી તણાં કેહેવાય; એવા યુગમાં સત્યવાદીથી,શી રીતે રેહેવાય. ॥૨૪॥ માટે તમોએ રહેવું ન ઘટે, ઓરે કુન્તી તન; રહેસો તો કુબુદ્ધી થાસે, પડસે ઘણાં વીઘ્રન. ॥ ૨૫ ॥ સુકીત સઘળું ધોવાઇ જાસે; થાસે પાપનો પાહાડ; તે પાપને લીધે ભોગવસો; નરક કુન્ડનો ખાડ. ॥૨૬ ॥ વલણ॥ ભોગવસો કુન્ડ નર્કના, તેમાં નહી મીન મેશ; વલ્લભ વદે એણી રીતે, કીધો હરી ઉપદેશ.



## કડવું ૨ રાગ સામેરીની ચોપાઇ.

બોલ્યા જયમુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી;કીધો ઉ-પદેશ હરીયે જ્યારે, થયા ઉદાશ પાન્ડવ ત્યારે. ॥૧॥ બોલ્યા યુધીષ્ટર મુ ખવાણી,તમે સાંભળો પુરૂશ પુરાણી;હવે અમારે કહો કેમ કરવું, આ યુ ગથી કેમ નીસરવું. ॥૨॥ આ પંચભુતોની દેહ, કેમ કરીને તજીએ તેહ; વિશથી કાયા તજીએ આપ, લાગે આત્મહત્યાનું પાપ.॥૩॥ માટે શી રી તે દેહ તજવો, સ્ત્રી છાંડવા સમો સજવો; તેનો બતાવો કાંઇ ઉપાય, દે હ તજતાં પાતક નવ થાય. ॥૪॥ ત્યારે બોલીયા અંતરયામી, મનમાં અ તી આનંદ પામી; તમો સાંભળો કુન્તોના તન, બહુ બુદ્ધી તમારી પાવન ॥૫॥ માટે આ યુગ વિસે તમારે, રહેવું ઘટે નહી લગારે; વિશ વડે તજો તમો દેહ,ઘણું પાતક લાગે તેહ. ॥૬॥ પણ શાસ્ત્ર તણે આધાર,દેહ ત્યાગ કરો આ વાર; તેનું પાતક કદી ન લાગે,કહું તેથી સંદેહ ભાગે. ॥૭॥ કા-શીમાં કરવત મુકાવે,તેને આત્મહત્યા નવ આવે;વળી ભેરવજવ જે ખા ય, તેને પણ પાતક નવ થાય. ॥૮॥ સતી નારી સ્વામીની સંગ,કરે દહન પોતાનું અંગ,તેને આત્મહત્યા નવ લાગે,ભવોભવનાં પાતક ભાગે. ॥૯॥ વળી કો જન જાય હેમાળે,જઇ શરીર પોતાનું ગાળે,નહી તે જીવને જરા પાપ, શાસ્ત્ર આધારે સમજો આપ. ॥૧૦॥ માટે હીમાળે તમે જાવો, હવે

સ્વર્ગ નીવાશી થાવો;નથી હવે આ અવનીમાં મઝા,તેથી તમને આપું છુ રજા. ॥૧૧॥ આતો કળીયુગનું થયું રાજ, નહીં રહે કોઇની લાજ; તવ યુધીષ્ટીર વદયા એમ,કરતો હશે કળયુગ કેમ. ॥ ૧૨ ॥ એના ગુણ લક્ષણ કહો અમને, એટલો શ્રમ દઇએ તમને, તવ શ્રીમુખ બોલ્યા વાણી, તમો સાંભળો ઉલટ આણી. ॥૧૩॥ દીન દીન કળી કેવો થાશે, એનુ જોર ઘણું વધી જાશે; તે વારે ચાર વરણ બોળાશે,ચારે આશ્રમ ધુળ થઇ જાશે ॥૧૪॥ બધી વરણવાંને કહું બીના, સુણો લક્ષણ કળી પાપીના તન મન ધન અનમાં કળી, કરશે કલેશ ભેગો મળી. ॥૧૫॥ સુણો ચારે વરણની રીતી, તમે પામી જશો ભયભીતી; તવ ધર્મરાજા એમ બોલે, થાશે વિપ્ર વરણ શા તોલે. ॥૧૬॥ તવ કૃષ્ણજી વદયા વચન, સુણો યુધીષ્ટર રાજન; થાશે વિપ્ર ઘણા અદેખા, નહીં જોઇ શકે કરરેખા. ॥૧૭॥ નહી જાણે જોતીશ વિદ્યાય, કરશે માંહોમાંહી નિંદાય; નહી ભણે શાસ્ત્ર કે વેદ; ભણશે તો રેહેસે ભેદ.॥૧૮॥ નહીં સમજે તત્વજ્ઞાન,એવા નીકળસે વીદ્વાન; મોહોટાં ટીલાં ટપકાં કરસે,કોટે માળાઓ ઘાલી ફરસે. ॥૧૯॥ વળી ભસ્મને રાખસે ભભકો, લોકને ધુતવાનો હળકો; જ્યાંથી ત્યાંથી લક્ષમી લેવી, પાઇ માટે આશીશ દેવી. ॥ ૨૦ ॥ એક કોડીનું મળે દાન, તેથી કહેસે હજો ધનવાન;પુત્રવાન ને આયુશવાન, ઘણા પ્રસન હજો ભગવાન. ॥ ૨૧ ॥ જુજ કીંમતે મોહોગું આપે, તેનું બોલ્યું ઇશ્વર નવ થાપે; તેથી જુઠું પડસે વેણ; થોડું લેઇ ઘણું કહે કેણ ॥ ૨૨ ॥ વળી ગોર થઇ ઘેરઘેર, વરતે દાસપણાની પેર; યજમાનોના બાળ હીચોળે, અચાવે મુતરાવે ખોળે. ॥ ૨૩ ॥ વળી તેડી તેડીને ફરે, સેવા ચાકરી સારી કરે; વળી કાકા બાપા ઓચરે, એમ દાસપણે પેટ ભરે. ॥ ૨૪ ॥ જુનાં ઉતરેલાં વસ્ત્રો માગે,ટેકીલાની મતીઓ ભાગે; નાંખે ઉપરા ઉપરી પડતું, બોલે યજમાન આગળ રડતું. ॥ ૨૫ ॥ નિંદા અવર વિપ્રની કરે, પોતાનું સારૂ ઓચરે; હોય યજમાનને ઘેર ટાણું, ગોર જાણે હું વૈભોગ માણું. ॥ ૨૬ ॥ જાણે પોતાના ઘરનું વરે, એવી રીતે કારભાર કરે; પોતાનાં સગાંને નોહોતરે, બીજા જમે તો સોસના ધરે. ॥ ૨૭ ॥ પેટ ને પાસુ બળી જાય, હાયહાય બીજા કેમ ખાય; કરાવે રસોઇ રહી પાસ, જાદે વરે તો પડે ત્રાસ. ॥ ૨૮ ॥ એમ યજમાનનું ઉગારે, વાહાલા થવાને મન ધારે; કરે તેવડ ખરેખરી, બ્રાહ્મણોને ગળે દે છરી. ॥ ૨૯ ॥ કરે દંતૈયા વિપ્રને દેખી, પેટ પાસાં નાંખે સેકી; વળી મારવા માટે ઉઠે, બબડાટ કરીને રૂઠે. ॥૩૦॥ આવાને જમાડે શું થાય, એમ યજમાનને

કેહેતો જાય; જોજો વધારે લેજો વિચારી, છાંડસો તો ટટો ભારી. ॥૩૧॥ કહી શાક ઓછું મુકાવે, શાક ભાજી થોડી પીરસાવે; કોઇ ભોજનમાં લે ભાત, તવ કરે ટંટાની વાત. ॥ ૩૨ ॥ પુછે છે જજમાન જમનાર, માટે મુકો લગાર લગાર; કહી યજમાનનું ભલું તાકે, બ્રાહ્મણોને ભુખ્યા રાખે. ॥૩૩॥ વધારે શાક ભાજી ને ભાત, પછી જાય નીચ વરણને હાથ;પણ વિપ્રોને નવ દે ખાવા, યજમાનોને વાહાલો થાવા. ॥ ૩૪ ॥ એવો કરમચંડાળ થાસે, વણ નોહોતરે જમવા જાસે; પેટ માટે પડતાં નાંખે, રાજા ધીરાજા મુખ ભાંખે. ॥ ૩૫ ॥ કેહેસે નાદાર ને દાતાર, હાથ ધરશે વારોવાર; ભીખ માગસે ઘેર ઘેર; કરસે મેહેનત બહુ પેર. ॥ ૩૬ ॥ બેસશે લોકને ઘેર અડી, સ્વાસ ખાશે નહી એક ઘડી; મોહોઢામાં જીભડી નહી ઘાલે, ઘરધણી કળકળી આલે. ॥ ૩૭ ॥ સાંભળે નીચના ટુંકારા, ખાશે ગાળને હુંકારા,લોક ધકકા મારીને કહાડે,તોહે આપો આપો બરાડે. ॥૩૮॥નહી ચાલે ધર્મને જોઇ,કરે નીચ તણી રસોઇ;થાય ભ્રષ્ટાભ્રષ્ટકદાપી, તોહે બોલે નહીં મુખ પાપી. ॥૩૯॥ બોલે યજમાનની હાયે હાય, શુદ્રનું અડયું ઢાંકવા જાય;ગણે નહીં એંઠા જુઠાનો બાધ,ન ગણે જગતનો અપવાદ. ॥૪૦॥ જ્યાં ત્યાં જજમાન કરવો રાજી,પાઇ માટે પડે બાહાજી;વાહ્ય વિપ્રને વાહાણું જેવારે, ઉઠે પરાઇ આશાયે તારે. ॥ ૪૧ ॥ રાખે નોહોતરા તણી આશા, નવ હોય તો નાંખે નીશાશા; ભાળ કાઢવાને કેહેડ બાંધે; ન હોયે તો મધ્યાને રાંધે. ॥ ૪૨ ॥ નીસાસા નાંખી ઘરમાં ખાય, એવી વિપ્રોની બુદ્ધી થાય; હોય વિપ્રની રસોઇ જ્યાંય, આવે યજમાનનું બાળ ત્યાંય. ॥ ૪૩ ॥ કદી ખાવાને માગે બાળ, વિપ્ર આપવા ઉઠે તે કાળ, ન થયું હોય બ્રહ્મ ભોજન, આપે તે પેહેલાં રાંધેલું અન્ન.॥૪૪॥ નહીં બાળકની ચીંતાય, એમ બોલીને વહાલા થાય; રાખે જમાડનારની શરમ, ખુએ પોતાનો કુળ ધરમ. ॥ ૪૫ ॥ વલણ ॥ ધરમ ખુએ પોતા તણો, પાપ ન ગણે લવલેશ; વલ્લભ વદે શ્રોતા સુણો, વિપ્ર ચરચા વિસેશ.



## કડવું ૩ રાગ સામેરીનો દોહરો.

જયમુના રૂશી એણી પેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, યાન પર્વ મહીમાય. ॥ ૧ ॥ વિસેશ ચરચા વિપ્ર તણી તને, સંભળાવું રાજન; એ બધાં લક્ષણ કળીયુગ કેરાં, વિભળ કરે મન.

॥ ૨ ॥ શુકલ થઇને શુદ્રનું જમે, લે સરવેનું દાન; ઇશ્વરે ઉંચ પદવી આલેલી, તેનું નહી અભીમાન. ॥૩॥ વિપ્રો વિપ્ર પણુ દરશાવા, નિત્ય કરે શટ કર્મ; પણ પોતાની જાતી તણો, ધરબોળ ઘાલે ધર્મ. ॥૪॥ ભસ્મ ચોળે ટીલાં તાંણે, પણ જાતી ધર્મ ન પાળે; લક્ષમી માટે લપોડ જેવા, પોતાનો અવતાર બાળે. ॥ ૫ ॥ દસ શુદ્રનું રાંધીને પોતે, એક કરે ભોજન; પૈ દક્ષણા માટે બ્રાહ્મણ બને, કુટીલ કપુત તન. ॥ ૬ ॥ યજમાન જાણે વિપ્ર જમાડયો, એમજ વાડવ જમે; યજ્ઞ યાગાદીક હોમ હવન, સોધવા સારૂ ભમે. ॥ ૭ ॥ પાઠ પુંજા કરવાનું મળે; એવી આશા ધારે; જો કોઇ બેસાડે પાઠ કરવા, તો ત્યાં ગપાટા મારે. ॥ ૮ ॥ હોઠ ફફડાવે પાઠ બતાવે, જીવ ભમે દો દીશ; યજમાનને અવળુ સમજાવે, પ્રપંચથી અહરનીશ. ॥ ૯ ॥ હોમ હવનમાં પોતાના પક્ષના, વિપ્રોને લેઇ જાય, ન આવડયાની નહી કંઇ ચીંતા, વરૂણમાં ગણાય. ॥ ૧૦ ॥ અભણ સગાને વરૂણમાં લે, તેને બતાવે કેવું; ગૌમુખીમાં હાથ ઘાલી રેહેજે, ચાલશે પોગળ એવું. ॥ ૧૧ ॥ એમ હાથે કરી કરસે ઉંધુ, બ્રાહ્મણ કળીયુગ કેરા; અતી અરીશ્યા લાલચુ લોભી, લંપટ મારે ફેરા. ॥ ૧૨ ॥ પાઇ મળે તો સોમ જનોને, કરણરાજા કહી બોલે; યજમાન આગળ યાચના કરે, છો તમો માબાપ તોલે. ॥ ૧૩ ॥ અમારે આશારો છે તમારો, ભીખારીના બોલ કાઢે; જીવારો અમારો છે તમ થકી, કરજોડી શીશ નમાડે. ॥ ૧૪ ॥ નીચાં નીચાં દાનજ લેને, કરે પ્રેત ભોજન; શુદ્રનું સુતક ગયા પેહેલાં, રાંધી જમે તેનું અન. ॥ ૧૫ ॥ નીચ જાતી સાધુમાં મુડાઇ, આવે નગ્રની પાસ; તેનો મહીમા વીપ્ર વધારે, પોતે થાયે દાસ. ॥ ૧૬ ॥ સાધુ જમે તેની જોડે જમવા, પુરણ આશા રાખે; ટેલ ટકોરો ઘેર ઘેર કરે, માત્મા છે એમ ભાંખે. ॥ ૧૭ ॥ જ્યાં ત્યાં મહીમા વધારીને, જોડે જમવા જાય; સારી રીતે સેવામાં રહી; વધારે મહીમાય. ॥ ૧૮ ॥ પેહેલું પીરસવાનું બ્રાહ્મણને, સાધુને પીરસાવે; વિપ્રોને પેહેલું જમવા ન દે, સાધુને ખવરાવે. ॥ ૧૯ ॥ ચંદન ચરચાવે સાધુને, આરોપાવે હાર; નીચને પાસે રહી નમાવે, વાડવના કુંવાર. ॥ ૨૦ ॥ પોત્તાનું ભુશણ પોતે ખોઇને, પરને ઉપમા આપે; ધાંચજા ગોલાની સેવા કરાવે, જાતે જાતનું કાપે. ॥ ૨૧ ॥ જાતે જાતનુ પોત ઉઘેડે, અન્યને છીદ્ર બતાવે; પોતે પણ દેખાય એવા, હાથે કરીને જણાવે. ॥ ૨૨॥ જાતે જાતીની જાત જણાવે, આંખમાં અદેખાઇ; પડપંચ ને જુઠ ડગલે ડગલે, કપટ કાળજા માંઇ. ॥૨૩॥ એમ અતી અવગુણ ભરેલા, નીપજે વાંડવસુત; વ્યસની વ્યભી-

ચારી ને વાંકા; વળી આકળા ભુત. ॥ ૨૪ ॥ બ્રાહ્મણ કેરી ભામનીઓ તે, ભમસે ઘેર ઘેર; ખભે ખડીયા નાંખીને ફરસે, પુરૂષ કેરી પેર. ॥૨૫॥ સુદ્રોની સુવાવડ કરસે, કૈંકના કાછડા ધોસે; શુદ્રના એઠાં વાસણ ઉટકે, ધનકાજ વાંકુ જોસે. ॥ ૨૬ ॥ ઘેર ઘેર જઈ રાંધણું રાંધે, નહી ગણે સુતક છોશ; હશી રમી જજમાનો રીજવે, ધારે ન દલમાં દોશ. ॥ ૨૭ ॥ ઉંધાં ચતાં વેવીશાળ કરાવે, કૈંકતણા છંડાવે; કૈંકતણા ઘર ભગાવે ને, કૈંના ઘર મંડાવે. ॥ ૨૮ ॥ એવી અતી ઉતપાત વાળી, વિપ્રની વામા થાસે; બ્રાહ્મણોનાં બાળક તેતો, દુરીજન સંઘે જાસે. ॥ ૨૯ ॥ બેઉ છેડે પીતાંબર પેહેરે, વિચીત્ર રાખશે કેસ; લેલાટ લુખાં લૈને ફરશે, ધરશે યવનનો વેશ. ॥ ૩૦ ॥ રાજદુતો થઇને રેહેવાના, વિચીત્ર વેશ કરશે; વરણમાં નહી ધરમમાં નહી, એવા થઇને ફરસે. ॥ ૩૧ ॥ માહારાજ કેહેતો માઠું લાગે, રખે કો ભીક્ષુક ભાળે; ઉપવિત દેખાય નહી માટે, કોટે કે કેહેડે વિંટાળે ॥ ૩૨ ॥ એવી રીતી વિપ્રની થાશે, ઓરે કુન્તી તન; કળીયુગ કુબુદ્ધી દેવાનો, કેહે છે જુગજીવન. ॥ ૩૩ ॥ હવે ક્ષત્રી નંદન કેરી, બુદ્ધી બતાવું તમને;કળીયુગમાં કેવા થાશે તે,કેહેવા ઇચ્છા અમને. ॥ ૩૪ ॥ વળણ. ॥ ઇચ્છા છે કહેવા તણી, સુણો યુધીષ્ટર રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, સવણ કરો શ્રોતાય. ॥



# કડવું ૪ રાગ ધન્યાસરીનો.

જયમુનિ રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, યાન પર્વ મહીમાય. ॥૧॥ કળીયુગના કેવા ક્ષત્રી થાશે; સાંભળો કુન્તી તન; એમ કહીને કેહેવા લાગ્યા, પોતે જુગજીવન. ॥૨॥ ક્ષત્રીપણુ ખોઇ બેસવાના,થાશે બહુ બળહીન;બાણ વીદ્યા નિશ્ફળ થવાની,જાતીમાં ભેદ ભીન. ॥૩॥ કાયરપણું પુરણ થાશે,વ્યસનમાં તદરૂપ;સત્તા સઘળી બેશશે ખોઇ, મીથ્યા કેહેવાશે ભુપ. ॥ ૪ ॥ રંગ ભોગમાં રાત દીવસ રેહેશે, નહી રાજપાઠનું ભાન; નોકરી કરી પેટ ભરશે, છોડશે કુળ અભિમાન. ॥ ૫ ॥ ટંટાથી નાસશે ત્રાશીને; પરાણે પેટ ભરશે; જાત કજાત કાંઇ નહી જુવે, રૂપ જોઇ નાર વરશે. ॥૬॥ તેમાં વર્ણ શંકર પ્રજા, ઉતપ્ન્ન થાસે અતી; ધર્મ ધ્યાનમાં પુન્ય દાનમાં, પાછી પડસે મતી. ॥ ૭ ॥ માંનસે ભાટ ચારણ ઘડવીને, બ્રાહ્મણને દુખ દેસે; વેદ શાસ્ત્રને માનસે જુઠાં, નાસ્તીકનો પંથ લેસે. ॥ ૮ ॥ યજ્ઞ યાગાદીક

ઉંચા મુકી, નાયકાથી લે લાહાવો; દેવદેવસ્થાન માનસે જુઠાં, કળીયુગ આવસે હાવો. ॥ ૯ ॥ દેવ વિપ્રનાં વરશાસનો, મુળમાં નાંખસે તોડી; લડવૈયો સાંમે હસે તો, તેને રેહેસે કરજોડી. ॥ ૧૦ ॥ વિપ્રની વિદયાની લેસે પરીક્ષા, સ્રદ્ધા નહી રહે મનમાં, લક્ષમી લલનાંનો લાવો લેવા, ચટપટી રાખસે તનમાં. ॥ ૧૧ ॥ આકીન વિપ્રોનાં વચનો પર, રહેસે નહી લગાર, ગૌ બ્રાહ્મણોને તીછકાર કરસે; થાસે ગરવી ગુમાર. ॥ ૧૨ ॥ ન્યાય વિદ્યા તો નાશજ થાસે, પક્ષપાત કામ કરશે; યવન કેરા ધર્મ ઉપર, પ્રેમ અતીઆદરશે. ॥ ૧૩ ॥ એવા અતી અવગુણ વાળા, કળીયુગ પાપી કરશે; હથીઆર વિના ડાલે હાથે, દાસ પણે પેટ ભરશે. ॥ ૧૪ ॥ એવી રીતી ક્ષત્રી કેરી, ઓરે ધરમ રાજન; હવે વૈશ્યની રીતી બતાવું, કેહે છે જુગજીવન. ॥ ૧૫ ॥ વૈશ્યની વિપ્રીત બુદ્ધી બનશે, છોડી દેશે મુળ ધર્મ; નારીની ખોટે નાદાર થઈને, ઉપજાવસે નીચ કર્મ. ॥ ૧૬ ॥ નાતરાંનો રીવાજ કરસે, સ્વારથી બ્રહ્મ ભોજન; ભીક્ષુક જનને કાઢશે પાછો, નહી દે મુષ્ટી અન. ॥ ૧૭ ॥ બ્રાહ્મણોનાં છીદ્ર જોસે, કરશે અતીશે નીંદ્યા; ધુતારાનો માંડશે ધંધો. નહી શીખે ગણીત વિદ્યા. ॥ ૧૮ ॥ નોહોકરી કરવાની થાશે મરજી, રાજી પરને નડયામાં; વેહેવાર છોડી વેહેપાર કરશે, ગાળાગાળી લડયામાં. ॥૧૯॥ અનાદીના જે નહી ગુરૂ, તેને ગુરૂ થાપે; જગત ગુરૂ વિપ્ર છે તેને, એક ચપટી નવ આપે. ॥ ૨૦ ॥ જમણ વેહેવાર બ્રાહ્મણ સાથે, બાંધશે ઉલટ આણી; કારભાર કરશે ઘરમાં પેશી, પણ મન લેવાનું તાણી. ॥ ૨૧ ॥ દલાલી ખાશે દગો કરીને, મીઠુ મીઠુ મુખ બોલી; નહી જુએ બ્રાહ્મણ નહી જુએ ભગની, ધુતશે ફોલી ફોલી. ॥૨૨ ॥ લોકોનું નાણું માંડશે જમે, દેખાશે પુરણ કૃપાળુ; પેટ ટાઢું રાખીને પાપી, કાઢી દેશે દેવાળુ. ॥ ૨૩ ॥ ધર્મને નામે ધન મેળવીને, તેમાંથી પેટ ભરશે; ધર્મ તણું ધન જમે માંડીને, વ્યાજનો વેહેપાર કરશે. ॥૨૪॥ જગતમાં દેખાડવાને સારૂ, વ્યાજમાંથી થોડું ખરચે; પછી ચોખાઇ પણું દર્શાવા, વારતા વિશ્વમાં ચરચે. ॥૨૫॥ અમે તો ધરમાદા કામ કરીયે, જયાંને ત્યાં એવું ભુંકે; જાણેકે લોક પ્રમાણીક જાણી, થાપણ મુજ ઘેર મુકે. ॥૨૬॥ એવા ડોળથી ઓળવે નાણું, કુમારગ પર ચડશે; ધર્મના ગામનું કારભારૂ કરી, પોતે પચાવી પડશે. ॥ ૨૭ ॥ જ્ઞાતી ભોજન ભારે કરશે, બ્રહ્મ ભોજનમાં ટાંચું; અજીડવાડમાં વિપ્રો બેસાડે, એ કથની કયાં વાંચું. ॥૨૮॥ જગત ભયથી ભોજન કરાવે, દુનીયાના ડરથી દે દાન; પ્રભુ પ્રીત્યર્થે કાંઇ કરે નહી, કરે મેળવવા માન. ॥૨૯॥ ખોટાં તી

લક તાણી ફરશે, કરશે છાપાં અંગ; મોથ્યા માળાયો કોટમાં પેહેરે, દેખા ડે ભકતીનો રંગ. ॥૩૦॥ વેસધારીને વિસેશ માંને, ચમતકારીને શોધે; એવા કુમારગે ચઢી જવાના, નહી ચઢે સત્ય બોધે. ॥૩૧॥ અતી અનર્થ આદરવાના, દીનતા દયા નહી લેશ; અતી અવગુણ કળીયુગ વિશે, વર્ણ વી ન શકે શેશ. ॥ ૩૨ ॥ ચારે વરણની એવી રીતી, કળીયુગે કુપંથ થ તા; ચારે આશ્રમ કેવા થાસે, તેની કહુ હવે કથા. ॥ ૩૩ ॥ બ્રહ્મચારીને ગ્ર હસ્થાસરમી, વાનપ્રસ્ત સંન્યાસી; તે તણી કેવી રીતી થાશે, જો તે તારણ તપાશી. ॥૩૪ ॥ બ્રહ્મચારી એવું નામ ધરીને, વધારશે પંચ કેશ; ધન ના લોભી ધાનના લોભી, મીથ્યા રાખવો વેશ. ॥૩૫॥ ધામ બાંધીને ધ ધા કરસે, હરશે પરાયાં વિત; જોતીશ જોશે વૈદાં કરશે, ઠરશે દારાપર ચી ત. ॥ ૩૬ ॥ તીલક માળાના કરી ચાળા, ગાળા ગર્થના લેવા; કળીયુ- ગ કેરા બ્રહ્મચારી તે, થાશે ગુણના એવા. ॥૩૭॥ ગ્રહસ્તી લોકો કેવા ની પજશે, સાંભળો ધરમરાય; ભગતનું કે બ્રહ્મચારીનું, ધન ફોસલાવી ખાય. ॥૩૮॥ પ્રસાદની નીત રાખે આશા, એવા લંપટ થાશે; જગતને જણાવ વા માટે, તીરથ યાત્રા જાસે ॥૩૯॥ નહી કરે ધરમ બાંધસે કરમ, કઠીણ કાળજું કરસે; પછી પોતાના દેશમાં આવી, યાત્રાવાશી થઇ ફરશે. ॥૪૦॥ ગંગાપુજન કરવુ ધારી, સગા સહોદર તેડે; નાત સગાંનાં સીધાં ગણે, બ્રા હ્મણો તે કેડે. ॥૪૧॥ લોકીક લાજે ગંગાપુજનની, વિપ્રોથી વિધી કરાવે; તેમાં પોતાના સ્વારથવાળા, વિપ્રોને નોહોતરાવે. ॥૪૨॥ એકતો નોહોત રો મેહેતાજી, નેકે છોકરાને ભણાવે; બીજા નોહોતરો જોશીને કે, વરસફળ ઉપજાવે. ॥૪૩॥ ત્રીજા નોહોતરો વૈદ ઘરના, વખતે ઔષધ આપે; ચોથા નોહોતરો ગોર ઘરના, છોકરાના વીવા થાપે. ॥૪૪॥ પાંચમા નોહોતરો પાડોશીને, કામકાજે કેહેડ બાંધે; બીજા ઓળખીતા કાહાડો સોધી, આ વી રાંધણુ રાંધે. ॥ ૪૫ ॥ વળણ. ॥ વિષેશ વારતા એ ચરૂ, સુણજો શ્રો તાજન; વ્યાસ વલ્લભ વાણી વદે, કળીયુગના કુદન.



## કડવું ૫ રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા જયમુની મુખવાણી, તમે; સાંભળો ઉલટ આણી; થાશે ગ્ર હસ્તીજન વળી કેવા, કરાવે વિપ્રો કને શેવા. ॥૧॥ વળી ઘેર આવે વીવા ટાણુ, તવ કાઢે વાવરવાનાંણું; તેમાંથી નહી કાંઇ પુન્યદાન, બને મલપતા મસ્તાન. ॥૨॥ વગડાવે વાજીંત્રો નીશાન, ધરે ધનવંતનો અભીમાન; ઘેર માંડ

વડા બંધાવે,વળી ખાનપાન બહુ રંધાવે.॥૩॥ અતી શાહ્યબીના ઢોંગ મચાવે,વળી નાયકા લાવી નચાવે;વળી ફટાણાં ગીત ગવરાવે,કાંઇ ધર્મ તો ધ્યાનમાં નાવે.॥૪॥ કદી મદ્ધનું મ્રત્યું થાય,તેની પુરે રૂડી સજ્યાય;તેતો કેહેવાય સજ્યાદાન, આપે ભગનીને દઇ માન્ય. ॥૫॥ સગાં વાહાલાને રાજી કરે, વિપ્ર સાથે વાંકુ ઓચરે; વળી પરઠે સજ્યાના દામ, એવી બુધી થાશે હરામ. ॥૬॥ વળી જગતમાં સોભા લેવા,વિપ્રના દામ વિપ્રને દેવા; એવિ ગ્રહસ્તોની થાસે દ્રષ્ટી, તેથી નહી થાય મેઘની વ્રષ્ટી. ॥ ૭ ॥ કુડાંકરમોથી વેડસે કષ્ટી, એમ ડુબાસે આખી શ્રષ્ટી;હવે વાનપ્રસ્તની રીત, તુંતો સાંભળજે દઇ ચીત. ॥ ૮ ॥ વાનપ્રસ્ત છું જગતમાં કહેસે, પણ નગ્ર સમીપે રેહેશે; રાખશે ગ્રસ્તીની રીતી, નહીં ધારે ભગવત ભીતી. ॥ ૯॥ કળીમાં વાનપ્રસ્તી કોય, કોટી જનમમાં એકજ હોય;હવે સંન્યાશીની પેર, ભટકે કળીમાં ઘેર ઘેર. ॥ ૧૦ ॥ દેવાદાર કે મુખનોવાશી, કાંઇ કષ્ટે થસે સંન્યાશી; નાહ્નાની વયમાં નહી અધીકાર, તોહ્યે થાશે સંન્યાશી સાર.॥ ૧૧ ॥ હરી ફરીને ભગવો વેશ,મનમાં શ્રદ્ધા નહી લેશ; રાખશે બ્રાહ્મણ પર દ્વેશ,વળી પર સુખથી અતી કલેશ. ॥૧૨॥ થોડાદીન ગ્રહસે દંડ, પછી પ્રપંચના પાખંડ; પર્મ હંશની દીક્ષા લેશે, ઉચ નીચને ઉપદેશ દેશે. ॥ ૧૩ ॥ વળી શેવક મુડસે ઝાઝા, ખાઇપીને રહેસે તાજા; જેનુ ને તેનું ભોજન જમશે, વળી રામા સંગાથે રમશે. ॥ ૧૪ ॥ કરસે કામનીને બોધ, વળી રૂંએ રૂંએ રમે ક્રોધ, રેહેવાનાં રૂડાં બાંધસે ધામ, લેશે ઢોલીયામાં આરામ. ॥ ૧૫ ॥ વળી પંખાને પવન ચક્કી, બધી વાતે રહેવાના નક્કી; થાશે જગત સાથે જક્કી, રાખશે બુદ્ધી બહું પક્કી. ॥ ૧૬ ॥ વ્હાલાં પુસ્પ અને ચંદન, વળી પ્રીય પોતાનું વદન; અતી માન્યને મોટાઇ ગમે, ભોગવે નહી કષ્ટ કો સમે. ॥ ૧૭ ॥ એવા અતી વિકારી થાશે, નહી જાવાને સ્થળ જાશે; કોઇ ઉવેખે તેને બાહાજે, લઢતાં વઢતાં નહી લાજે. ॥ ૧૮ ॥ પોતાનું બોલ્યું કરસે શાચું, અન્ય જનનું પાડશે કાચું; પોતાના જે જન્મ ચરીત્ર, જાણે દેશ જ્ઞાનીને મીત્ર. ॥ ૧૯ ॥ માડે જન્મભોમી છોડી દેઇ, બીજે દેશ જાશે વેશ લેઇ; જઇ સાધ્ય પણું બતાવે, મુંઢ જનોના મનને ભાવે. ॥ ૨૦ ॥ અગનાનીને માને દેવ, નવ જાણે મુળની ટેવ; તેથી પડે પાપીને પાય, તેની જોડે નર્ક પળાય. ॥ ૨૧ ॥ વળી કળીમાં સાધુ વેશ; ધરી ફરશે દેશ વિદેશ; જંગી ભંગી પણુ ઘણુ રાખે, નારી વિના નીશાસા નાંખે. ॥ ૨૨ ॥ પણ જગત આંધળુ થઇ, કરશે શેવા સમીપ જઇ;

નહી જુએ તેની કરણી, કરે વિખાણ વાતો વરણી. ॥ ૨૩ ॥ એવું કરશે કળીયુગ પાપી,સત્યની વાત નાંખે ઉથાપી; વળી અસત્ય પંથ જ્યાં હશે, સત્ય સરીખો કળીમાં થશે; ॥ ૨૪ ॥ એતો કળીયુગનાં પાખંડ, સાચા જનને દેસે ડંડ,કળી અવળું અવળું સુજાડે, સત્ય વાદીને જુઠો પાડે. ॥ ૨૫ ॥ હસે ઘરબારી કોઇ સાચો,પણ તેને કેસે સહુ કાચો; હશે વેશ ધારી પાખંડી,તેને નમસે દુનીયાં ગંડી. ॥ ૨૬ ॥ એવી કળીયુગ કેરી રીતી, ઘણી થાવાની અનીતી; ઘણો કરતા નથી વિસ્તાર, કરીએ તો ન આવે પાર. ॥ ૨૭ ॥ વળણ. ॥ પાર ન આવે કળી તણો, સુણો શ્રોતાજન; વ્યાસ વલ્લભ વાણી વદે, પરમ કથા પાવન.

## કડવું ૬ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, યાન પર્વ કથાય. ॥ ૧ ॥ કળીયુગ કેરા ભુપતી તે, રહીઅતને દુઃખ દેસે; હરામની નજર રાખીને, સર્વેનું ધન લેસે. ॥ ૨ ॥ પ્રજાની નારી પુત્રી સરીખી, તે શું કરે કુદ્રષ્ટી; મેઘરાજા દેખા દેસે પણ, નહી કરે જળ વ્રષ્ટી ॥ ૩ ॥ અવનીમાંથી રસકસ જાસે, અન પાકસે નહી પુરૂ;અન તણો પાક દેખાસે તો,ઉતરસે અધુરૂ ॥ ૪ ॥ પીતા પુત્રીશું જાર રમસે, રમસે ભગની ભ્રાત; પુત્ર પત્નીને વશ થઇને, તરછોડસે માત તાત. ॥ ૫ ॥ કુટુંબ સાથે કલેશ કરસે, સાસરીયાં શું સ્નેહ; ચારે વરણ એક આરે,ભ્રષ્ટ કરસે દેહ ॥૬॥ ધનવંત લોકો જમે માંડીને, ગુદા કરસે ટાઢી; પુરણ લક્ષમી સમેટીને, બેસસે દેવાળું કાઢી. ॥૭॥ કપટના કાગળો કરસે,કરસે કપટનાં કાંધાં;શ્રીમંત લોકો જમે માંડીને,કાઢસે વાંધે વાંધા. ॥૮॥પીરસનારા વગીયાં કરસે,ભરસે પોતાનું પેટ;લઢી વઢીને જ્ઞાતી જાતીમાં,થૈ પડવાના સેઠ ॥૯॥ પંગતીમાં એકજણો જમેને, એકજણો જોઇ રહેસે; ઘ્રતના ભેગું તેલ ભેળવી, ભોજન નૈવેદ દેસે. ॥ ૧૦ ॥ બ્રાહ્મણને ભીખારી ગણશે, દેવસ્થાન દુકાનો; હોમ હવનને પાખંડ માની, રહેશે માહામસ્તાનો. ॥ ૧૧ ॥ ગરીબ જનને મારવા ઉઠે, જબરાથી જાય નાશી; વૈશ વરણ ભીખ માગી ખાસે, થૈને તિરથ વાશી. ॥ ૧૨ ॥ અનેક પ્રપંચ અનેક પાખંડ, અનેક કપટબાજી; સામા જનનું દુખ દેખીને, થાસે પુરણ રાજી. ॥ ૧૩ ॥સામાને સુખે દુઃખી દલમાં, ડગલે ડગલે ઝેર; પરંના ઉપર રાંપાસે પ્રીતી, વ્હાલાં ઉપર વેહેર ॥ ૧૪ ॥ જાર કર-

મને પરની નિંદા, વધશે ચોરીને ચાડી; અનેક રીતે ઉલટી બુદ્ધી, સત્ય પંથ નાંખસે કાહાડી. ॥ ૧૫ ॥ ગુરૂ દ્રોહી મીત્ર દ્રોહી,વિસેશ વિશ્વાસઘ્નાનો; પાપના કામમા પેહેલો થાસે, ધર્મમાં મારસે લાતો. ॥ ૧૬ ॥ બાધાયો રાખી બંધન રહેસે,કેહેસે આગળ કરશું; કરવું ધારે તવ જીવ ચોળીને, દેવ બંધન નીસ્તરવું ॥ ૧૭ ॥ બળાતકાળે બરબડીને, દેવના બંધને છુટે; તેવા જનને રાજ્યા ખપ્યામાં, સાત સાંધે તેર ટુટે. ॥ ૧૮ ॥ તોપણુ તેને જ્ઞાન ન આવે, એવા થસે અજ્ઞાની;જગતમાં કીરતીને સારૂ, બનસે દાનીને ધ્યાની.॥૧૯॥ શુદ્ર જાતી બહુ આચાર પાળે, સ્રદ્ધા રાખસે પાકી; ધર્મ ધ્યાનમાં કુશળ રેહેસે, ઉત્તમથી નહી બાકી ॥૨૦॥ ઇશ્વરનો ભય રાખશે ભારે, માનસે મનમાં કેવુ; આ અવતાર ભોગવીએ આવો, તો પાતક કયાં લેવું. ॥૨૧॥ અનેક જાતના રોગ વધશે, વૈદક શાસ્ત્ર ન જાણે; જોતીશ શાસ્ત્રો પડશે જુઠાં, તર્કને સર્વ વીખાણે. ॥૨૨॥ થોડું કહ્યામાં સમજો ઝાજુ, ઓરે ધરમરાય; એવાં વચન સાંભળીને, પ્રેમે પડીયા પાય. ॥૨૩॥ યુધીષ્ટર કહે ઓરે માહારાજા, મુને પડે છે વહેમ;આટલું બધું અવળું થાશે, તે સત્ય માનુ કેમ ॥૨૪॥ ઉંચવરણ શું નીચ થાસે, પીતાશુ પુત્ર પર હરશે; ઉત્તમ બ્રાહ્મણ નીચ વરણુની, સેવા તે શું કરસે. ॥ ૨૫ ॥ અસત્ય વારતા લાગે છે મુને, ઓરે અંતરયામી; એટલે ધરમ પ્રત્યે બોલ્યા,પોતે કમળા સ્વામી.॥૨૬॥નગ્રની બારણે પાંચે બંધુ. જાવો એક યોજન; ત્યાં જઇ તમે બેશી રેહેજો, ધર્મ પુરણ પાવન ॥૨૭॥ પછી તમારા ચાર બંધુને, મોકલજો ચાર દીસે; જે દેખે તે જોઇને આવે, વાર ન કરે અતીસે.॥૨૮॥ એમ કહીને પાંચ બંધુને, મોકલ્યા નગ્રની બાહાર; એક યોજન જઇ ધરમ બેઠા, કુન્તીના કુંવાર ॥ ૨૯ ॥ વરકોદર ગયો પુર્વદીશા, ઉત્તરમાં અર્જૂન,સેદેવ ચાલ્યા દક્ષીણ દીશા, પસ્ચીમ માદરી તન. ॥૩૦॥ ભીમ ગયો ત્યાં નગ્ર આવ્યું, તે એક દીઠી લડાઇ; બંધુએ બંધુના ઉપર, સંપુર્ણ કરી ચડાઇ. ॥૩૧॥ ફરીઆદી કરી રાજા પાસે, સાંભળો અરજ માહારી; મમ પુત્રી સામાને આપીને,સાટે પરણ્યો નારી. ॥ ૩૨ ॥ તે પછી માહારી નારી ગત થૈ, હું થાઉં દુખી છેક;મમ બંધુની પ્રેમદાને, પુત્રી થઇ છે એક ॥૩૩॥ માહારે પરણવા તેની પુત્રી, સાટામાં આપતો નથી; શું હું માહારો અવતાર બાળુ, અરજ સુણો ભુપતી.॥૩૪॥ ભીમસેન એવું સાંભળીને, ત્યાંથી પાછો વળીયો;ઉત્તર દીશામાં ગયો છે,અરજુનજી માહાબળીયો.॥૩૫॥ ત્યાં જતાં એક નગરી આવી,ચાલ્યો સુંસરો છેક; ઘરબાર બજાર સોહામણા પણ, મનુશ ન મળે એક. ॥ ૩૬ ॥ એવું જોતો ગયો

રાજ મેહેલે, ત્યાં એક હીંચોળાખાટ; તેના ઉપર બે કાગ બેશી, રમે છે ચોપાટ. ॥ ૩૭ ॥ હંસપક્ષી નાંખે હીંચોળો, પોપટ પવન ઢોળે; ઉંચજાતી નીચની કરે શેવા, દીઠું દીવશ ધોળે. ॥ ૩૮ ॥ વિશ્મય પામી પારથ ચાલ્યો, શેદેવનું શું થાય; દક્ષીણ દીશા પર વરેલો, જોયો ચમત્કાર ત્યાંય. ॥ ૩૯ ॥ બ્રાહ્મણો બેઠા બાવળ પાસે, ચંદન ચોખાથી પુંજે; મેલડી ઝાંપડીના કરે સાધન, અવર દેવ ન સુજે. ॥ ૪૦ ॥ તે જોઇ શેદેવજી વળ્યા પાછા, નીકુળનું શું થાય; એક ગામમાં પવીત્ર પતિ, અબળાનો માર ખાય. ॥ ૪૧ ॥ તે જોઇ નીકુળ પાછા વળીયા, જ્યાં છે ધરમરાય; યુધીષ્ઠર બેઠા તે સ્થળે, આઠ કુવા ઉભરાય. ॥૪૨॥ તે ઉભરાઇ નવમા કુવામાં, પાણી ભેળું થાય; પણ તે પ્રથવી જળ લે ચુશી, કુઓ ન ભરાય. ॥ ૪૩ ॥ ધરમે જોઇને વીચાર કીધો, વરસશે મેઘબાર; પણ પ્રથવી જળ ચુશી લેશે, નહી રહે ભેજ લગાર. ॥ ૪૪ ॥ એવામાં ચાર બંધુ આવ્યા, પાંચે ભેળા થાય; પોતપોતાની હકીક્ત લૈને, પુરવીસે પળાય. ॥ ૪૫ ॥ જે સ્થળ બેઠા અંતરયામી, ત્યાં આવી પડ્યા પાય; સર્વે સમાચાર કહ્યા પ્રભુને, ધર્મ કરે ત્રાહ્ય ત્રાહ્ય. ॥ ૪૬ ॥ ઓરે પ્રભુ હવે આ અવનીમાં, રેહેવું નથી એક દન; અમને તમારી સાથે તેડો, ઓરે જુગજીવન. ॥ ૪૭ ॥ કૃષ્ણ પ્રભુ કહે હેમ ગીરીપર, સ્થીર મન રાખી જાવો; સીખ્ખર પાસે સ્થળ છે માહારૂં, ત્યાં થઇને તમે આવો. ॥ ૪૮ ॥ એમ કહીને અંતરયામી, થયા અંતર ધ્યાન; ધર્મરાજાને ચૈત્વન ચાલ્યુ, શુભ સતી સંતાન. ॥ ૪૯ ॥ વળણ ॥ ચૈત્વન કરે સુત સતી તણા, નથી કરવું રાજપાઠ; હીમાલય માહારે જવું, પ્રભુપદ પામવા માટ. ॥

## કડવું ૭ રાગ મારૂ.

બોલ્યા જયમુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી; આખી નીશા ચૈત્વન ચાલ્યુ, ધર્મનુ મન ન રહે ઝાલ્યું ॥૧॥ એવે થયો પ્રાતઃકાળ, થયા જાગ્રત સૌ સતીબાળ; તવ ધર્મે તેડયા ચાર વીર, બોલ્યા બંધુ પ્રત્યે ધરી ધીર. ॥૨॥ સુણો ભીમશેન વીરા વાત, કરશે કળીયુગ ઉતપાત; માટે માહારે હીમાલય જાવું, તેથી તમને કામ બતાવું. ॥૩॥ સુખરૂપે કરજો રાજ, તમે ગાદી બીરાજો આજ; પ્રજા પુત્રની પેરે પાળો, કુળ ધર્મને સત્ય સંભાળો. ॥૪॥ કરજો સૌ વિપ્રની શેવા, રેહેજો આજ સુધી રહ્યા એવા; પ્રથ માતાને પાળજો પ્રીતે, રાખજો સર્વ બંધુને રીતે. ॥૫॥ ન્યાય મુકી

અન્યાય નવ કરશો, પ્રજાનું ધન કદી ન હરસો,થોડુ કહ્યે સમજજો ઘણું, પાપમાં પેસસો નહીં ક્ષણું. ॥૬॥ એવાં વચન વીરના સુણી, બોલ્યો વર કોદર મહા ગુણી;મોહોટા બંધુ તમે શીખ દીધી,મે તો માંથે ચઢાવી લીધી ॥૭॥ પણ અરજ માહારી એક,મુજ મન તણો વિવેક;કોને પ્રભુપદ વાહાલુ ન લાગે,કીયો નીરભાગી માયા માગે.॥૮॥ જેવું પ્રભુપદ તમને વાહાલું,તેવું પામવા હું પણ ચાલુ;તમ સંગ આવીશું અમો, સાથે લઇને ચાલો તમો.॥૯॥ નથી રાજકાજની મમ ખુશી,હીમાલય આવવાને હુંશી;એવાં વ્રકોદરના વેણ,સુણી પારથને કહ્યું કેહેણ. ॥ ૧૦॥ તમે સાંભળો અરજુન વિર, રૂડુ રાજ્ય કરો રણધીર; દ્રુપતીને અરધંગ લેઇ, રાજ કાજ કરો ચીત દેઇ. ॥૧૧॥ વળતા વધા પારથ વાણી, રાજ કરવું નથી હેત આણી; આ- તો વ્યવહારની માહા વ્યાધી,મુને ગમતી નથી ઉપાધી.॥૧૨॥ ઘણા દીવશ કીધાં કામ, જરા ઠરી ન બેઠા ઠામ; માયા મીથ્યાને માની સાચી, રહી જ્ઞાન ગતી ઘણી કાચી. ॥૧૩॥ માહારે આવવું છે તમ સાથ, કોને નહી વા- હાલા વૈકુંઠનાથ; એવો પારથનો ભેદ જાણી, વધા શેદેવ પ્રત્યે વાણી. ॥૧૪॥ મમ વીરા તમે જ્ઞાનવાન,માટે રાજ કરો નીધાન;તમે ત્રીકાળ જ્ઞાની જોશી, માટે સદા રહેશો નીરદોશી. ॥૧૫॥ તવ સેદેવજી એમ કેહે છે,મા- યામાં જ્ઞાની અજ્ઞાની રહે છે; કદી જોઈ વિચારી ચાલે, તોહ્યે માયા કુમ- તી આલે.॥૧૬॥ માટે મહારેતો રેહેવું નથી, માયાની ઉપાદી અતી; હી- મગીરી આવવું માહારે, બોલ્યા ધરમરાજા ત્યારે. ॥ ૧૭॥ કરો નીકુળ- વીરા કામ, રાખો રાજગાદીનું નામ; તમો કનીષ્ટ બંધુ છેક, જોઇએ ગા- દીપર એક. ॥ ૧૮ ॥ તવ નીકુળ લાગ્યા પાય, હવે મુને નથી ઇચ્છાય; હું તો આવીશ તમારી સંગ, પ્રભુ પદનો અતી ઉમંગ.॥ ૧૯ ॥ પછી ધ- રમ બોલ્યા વાણી, તમો સુણો દ્રુપતી રાણી;તુજ સરખી સતી નથી કોય, મુજ મનને નીવરતિ હોય. ॥ ૨૦ ॥ આપણા અભેમાનનો તન, નામ પ- રીક્ષત પાવન; એને બેસારજો રાજગાદી, બીજી કરસો નહી ઉપાદી. ॥૨૧॥ તમથી ઉછરેલો એ બાળ, માટે રાખજો શુભ સંભાળ; તવ દ્રુપ- તી બોલી વાણી, સુણો સ્વામીજી ઉલટ આણી. ॥ ૨૨ ॥ કંથ વિના રહે જે નારી, તેતો કહેવાય જગમાં વિકારી; વળી આવ્યો છે કળીયુગ પાપી, નાંખે સતીનું સત્ય ઉથાપી. ॥ ૨૩ ॥ તેથી લાંન્છન લાગસે તમને, માટે સમજીને સંભલ્યો અમને; તેમ છતા નહીલ્યો સાથ, તોતો પ્રાણ તજુ હું નાથ. ॥ ૨૪ ॥ તેતો સ્ત્રી હત્યા લાગે તમને, માટે હીમાલય લ્યો અમને; નારીનો કેવો છે ધર્મ, તેતો તમે જાણોછો મર્મ. ॥ ૨૫ ॥ પ્રેમદાને પતી

પ્રભુ તુલ્ય, એથી અત્તર નહી અમુલ્ય; પતી તજી પ્રભુને ઝાલે, તેને મુક્તિ મોહન નવ આલે. ॥ ૨૬ ॥ જમકીંકર ગરદન ધાલે, પાપ તણો ફેલાવો ફાલે; માટે ઇશ્વર પેહેલા કંથ, કામનીનો એછે પંથ. ॥ ૨૭ ॥ કંથ કકળાવી મંદીર જાય, તેને બેસે કોટ હત્યાય; કંથનો ન કરે કાંઇ સેવા, સોધતી ફરે દેવાધી દેવા. ॥૨૮॥ વદે કંથને માહારીસ આણી, એના ગુણકા તુલ્ય ભગતાણી; જેમ ગુણકા પરને ઇછે, પોતાના પતીને નવ પ્રીછે. ॥ ૨૯ ॥ તેવી સુંદરી સમજવી સ્વામી, કંથ વીના કેઇ મોક્ષ પામી; માટે હુંતો તમો સંગ આવું, તમ સેવાથી પ્રભુપદ જાવું. ॥ ૩૦ ॥ તવ જાણીયુ ધરમરાય, આતો રેહેવાની નથી હાંય; પછી ધરમે કહ્યું સુણ નારી, તુંતો આવજે સંગ અમારી. ॥ ૩૧ ॥ એમ કહીને ધરમ રાય, લાગ્યા કુન્તાજીને પાય; માતા હેમગીરી અમે જાશું, તમ પ્રતાપે સુખીયા થાશું ॥ ૩૨ ॥ તવ કુન્તાને આવ્યાં આંસું, વ્રધાવસ્થાયે હું જીવી ફાસું; આવતું નથી મુજને મરણ, દુભાયા કરે અંતઃકરણ. ॥ ૩૩ ॥ મુજથી ચરણું ન ચલાય; હેમગીરી કેમ જવાય; વળી આપઘાત કેમ કરાય, કરૂં તો બેસે હત્યાય. ॥ ૩૪ ॥ દીકરા મુકીને મરવા જાય, મુજથી તે કેમ ખમાય; કહી રડવા લાગ્યાં માત, તવ ધરમે જોડયા હાથ. ॥૩૫॥ જનુની કંકાસ ન કરસો, અમને પાપમાં નવ ભરસો; આપો આગના રાજી થૈને, પ્રભુ પદ પામશું ત્યાં જૈને. ॥ ૩૬ ॥ માટે આશીશ વચન બોલો, સ્થીર દલડું રાખી નવ ડોલો; આપણો છે પરીક્ષત બાળ, તેહને થાપીયે ભુપાળ. ॥ ૩૭ ॥ રાજગાદી બેસારીએ એને, પછી અકળામણ રહી કેને; માટે કલેશ મુકી થાઓ રાજી, તમને શું દેઉં શીખ ઝાજી. ॥ ૩૮ ॥ એમ માતાને સમજાવી, ધાર્યું કારજ વિપ્ર બોલાવી; કરાવ્યો પટ્ટા અભિસેક, રાજનિતીનો વિવેક. ॥ ૩૯ ॥ આશીરવાદ વિપ્રોના લેઇ, આપી ગાદિ આશીશ દેઇ; વરતી પરિક્ષતની આણ, વધા વિપ્રો સૌ વેદવાણ. ॥ ૪૦ ॥ વરતી થયો જયજયકાર, પુન્યદાન કીધાં અપાર; બધી પ્રજા જોવાને આવે, પરિક્ષતને પુષ્પે વધાવે. ॥૪૧॥ એમ થઇ રહ્યા આનંદ અતી, થયાં રાજી ધરમ ભુપતી; રીજ્યા સરવે પ્રાણી માત્ર, પરીક્ષત છે ઘણો સુપાત્ર. ॥ ૪૨ ॥ એની કીરતી ચાલી એવી, સોભે કાન્તી શશીના જેવી, જેવી સોભા યુધિષ્ટર કેરી, તેવી થઇ તેમાં નહી ફેરી. ॥ ૪૩ ॥ વળણ. ॥ ફેર નહી કાંઇ સોભામાં, વરત્યો જયજયકાર; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો શ્રોતા સાર.



# કડવું ૮ આશાવરીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા,સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, યાન પર્વ કથાય. ॥ ૧ ॥ વડા પ્રધાનને સોંપણ કિધી, ચલાવજો તમે રાજ, અધર્મ અન્યાનું કોઈ પ્રાણી, કદી ન કરશો કાજ. ॥ ૨ ॥ પુરણ રીતે પરીક્ષતને, જાણજો તારો બાળ; અનાદીની એ રીતિ છે, પ્રધાનથી ભુપાળ. ॥ ૩ ॥ કળી બેઠો તે દેશે કુબુદ્ધી, પણ મન રાખજો સ્થીર; તેથી ભવોભવ જય પામસોને, રીઝસે શામ શરીર. ॥૪॥ એમ પ્રધાનને શીખ દેઇને, માતાની પાસે જાય; ઓરે જનુની હીમાલય જાવા, દો અમને આગનાય. ॥ ૫ ॥ સુ ગતી થાસે અમ તણીતે, માતા તમારૂ પુન્ય;સગપણ એક અવતાર તણુ છે,તેમાં રહી છે નુન્ય. ॥ ૬॥ સેવા તમારી કૈં નથી કિધી,જ્યાં ત્યાં કાઢયો અવતાર,અમારે દુખે દુખી થયાં છો, એ કેમ ભુલુ આભાર. ॥૭॥ કષ્ટી વેઠી સ્રષ્ટીમાં રાખ્યા, ભોગવીયાં વનવાસ; નીરવરર્તાથી પાંચે પુત્રો, નથી બેઠા તમ પાસ. ॥ ૮॥ અતિ ઉપકાર તમતણો મા, અમથી ભુલાતો નથી;પણ હવે કળયુગ બેઠો માટે, આગના આપો સતી. ॥૯॥ આ અવનીમાં રહેવું ન ઘટે, પાપ થકી પેટ ભરવા; તમ પ્રતાપે સધામ જાશું, સ્રષ્ટી સીંધુ નીસરવા. ॥૧૦॥ એવાં પુત્રોનાં વચન સુણી, મહા દુખ પામ્યાં માત; આશું બોલો હો આશું બોલોછો કહી માંડયું આંસુપાત. ॥ ૧૧ ॥ અરેરે બળ્યુ આ જીવવાનું, માતા પેહેલા મરે પુત્ર; મહારી દ્રષ્ટીએ કેટલી વેળા, ભાગવા બેઠું ઘરસુત્ર. ॥ ૧૨ ॥ ઓરે ઇશ્વર મરણ આપો, માગુ છું કરજોડી; નથી તાંતણો સુતરનો કે, તાર્ણાને નાંખું તોડી. ॥ ૧૩॥ પુત્ર પધારે મરવા માટે, તે કેમ નજરે જોવાય; એમ ધારીને કુન્તા માતા, બહુ કરે ત્રાહ્ય ત્રાહ્ય. ॥ ૧૪ ॥ પંડે પછાડે આંસુડાં કાહાડે; બળી આ કારમી કાય;સર્વ ગયુંને અભાગણી હું, રહી છું અવની માંય. ॥ ૧૫ ॥ તવ રાય ધરમ એવું બોલ્યા, જ્ઞાનની ગોઠડી કરીચે; સાંભળો માતા મિથ્યા માયા, મુકી છે શ્રી હરીચે. ॥ ૧૬ ॥ કોની માતા કોના પીતા, કોનાં પરીવાર પુત્ર; કોનાં બંધુ કોની બેહેની, કોનાં સગાં ઘરસુત્ર. ॥ ૧૭ ॥ કોની પ્રેમદા કોના પતિ, કોના છે ધનમાલ; સરવ જાય છે મુકી મુકીને,કોઇ આજ કોઇ કાલ મહારૂ માને મુર્ખમતીના, નથી કોઇનો કોઇ, ઓરે માતા જાણી ગયો છું, જ્ઞાન દ્રષ્ટીએ જોઇ. ॥ ૧૮ ॥ સરપ કાંચળી ઉતારે છે, પણ પોતે તેનો તેજ; તેમ સહુ જીવ દેહ ઉતારે, આત્મા એનો એજ. ॥ ૧૯ ॥ ન-

થી મરતો નથી અવતરતો, અખંડ આત્મા જાણો; વસ્ત્ર પ્રમાણે વપુ ઉતારે, તેમાં શું શોક આણો. ॥ ૨૦ ॥ તમોને અમો હીમગીરીએ, લૈ જાત અમારી સંગ; પણ ચરણે તમે ચાલી ન શકો, વૃદ્ધ તમારૂં અંગ.॥૨૧॥ શરીર અશકત થાય તેવારે, જીવ માત્રે શું કરવું; પોતાના સ્થળમાં બેઠા બેઠા, હરી ભજન આદરવું. ॥ ૨૨ ॥ સંપત પ્રમાણે પુન્ય કરવું, માયાનો તજવો સ્નેહ; સાથ સહોદર માનવા મીથ્યા, મીથ્યા માનવો દેહ. ॥ ૨૩ ॥ જે જીવ કહે છે હું ને મ્હારૂં, તે મોક્ષપદ નવ પામે; માયામાં બંધન રહીને, ભટકાય ઠામો ઠામે. ॥ ૨૪ ॥ માટે માતા અહંતા મમતા, મુકીને આગના આપો; તમે રડોછો તે અમ થકી, જોવાય નહી અદ્દાપો. ॥ ૨૫॥ તવ માતાની મતી ફરીને, મનમાં લાગ્યું સાચું; નહી કોઇ માહારૂં હું નહી કોની, સગપણ સઘળું કાચું. ॥ ૨૬ ॥ એવો નિસ્ચય મનમાં આણી, બોલીયાં કુન્તા માત; જાવો બેટા પ્રભુને પદ જાજો, મુસ્તક મુકયો હાથ. ॥૨૭॥ માહારાપણું જ્યાં જતું રહ્યું ત્યાં, નહીં હરખ કે શોક; આનંદ પામી આગના આપી, જોઇ રહ્યું અન્ય લોક. ॥ ૨૮ ॥ પછી પાંચે પંથ ઝાલ્યો સાથે છઠ્ઠી નારી; દુનીયાને દંડવત કરીને, નીકળ્યા શુભ સંસ્કારી. ॥ ૨૯ ॥ મારગ જાતા હરીગુણ ગાતા, પોતે ધરમરાય; અરજુન ભીમને શેહેદેવ નીકુળ, મનમાં ઘણા મુઝાય. ॥ ૩૦ ॥ સાંભળે માતા સાંભળે નગરી, સાંભળે સુખ વઇભોગ; અનેક વારતા યાદી આવે, દલમાં નડે વિયોગ. ॥ ૩૧ ॥ એ રીતે ટળવળતા મનમાં; કુન્તાના ચાર તન; તે સાથે દ્રુપતી ટળવળતી, ગયા એક યોજન. ॥ ૩૨ ॥ ધરમરાજા ત્યાં ખમચાયા, બોલ્યા બંધવ પ્રત્યે; માહારે તમારે ન બને સાથે, કયાં સત્યે કયાં અસત્યે. ॥ ૩૩ ॥ તમો પધારો અવર પંથે, અમે ગમે તેમ જાશું; જુદે પંથે હેમગીરીમાં, સરવે ભેગા થાશું. ॥ ૩૪ ॥ તવ અરજુને હાથ જોડયા, અમારો શો અપરાધ; ધર્મ કહે માયા ચૈત્વન કરવી, એ ઘણો આવે બાધ. ॥ ૩૫ ॥ અરજુન કહે મોહોટા બંધુ, કરીએ તમ કહો તેમ; પણ તમને મુકીને અમોથી, અળગા ખસાય કેમ. ॥ ૩૬ ॥ જો તમો અમોને તરછોડો તો, કાહાડીએ અમારા પ્રાણ; તમે કહો તે રીતે વરતીયે, સત્યજ વદીએ વાણ. ॥૩૭॥ એવાં દીનતાનાં વચન સુણી, બોલીયા ધરમરાય; મનમાં રામનું રટણ કરવું, મુખથી ન બોલાય. ॥ ૩૮ ॥ મુન્ય અહી મમ સાથે ચાલો, ચાર બંધુને નારી; એથી આનંદ પામીશ હું તો, વ્રત્તી થસે શુભ સારી.॥૩૯॥ મોહ માયા બધી મુકવી પુઠે, આગળનું આરાધન; અખંડ સુખને વિ-

શે જાવું, મળશે જુગજીવન. ॥ ૪૦ ॥ તવ સર્વે ભાઇએ નીશ્ચય કીધો, હવે ન ધરવું દુખ; હીમાલય જાવું તે ઉત્તમ, માનવું સાચું સુખ ॥૪૧॥ એમ મન વાળી મુન્ય ગ્રહીને; ચાલ્યા પાધરે પંથ; મનને વિશે દ્રઢ પ્રત્તીથી, સમરે કમળા કંથ. ॥ ૪૨ ॥ તાપ તડકો વાયુ વેઠે, ચરણમાં કાંટા વાગે; પણ મન એવાં વશ કિધાં કે, દુખ જરા નવ લાગે. ॥ ૪૩ ॥ ક્ષુધા લાગે તો વનફળ તોડી, રૂચી પ્રમાણે ખાય; વન વિષે સરોવર આવે, ત્યાં છીપે તરષાય. ॥ ૪૪ ॥ થાક લાગે તવ ટોળે મળિને, વ્રક્ષનિ નિચે બેસે; આરામ લેઇને થાય ઉભાં, પાછાં પંથ પ્રવેશે. ॥ ૪૫ ॥ ॥વળણ॥ વન પ્રવેશે પ્રેમથી, પુરણ ભકતી ભાવ; વ્યાસ વલ્લભ વાણી વદે, ગ્રહ્યું તરવા નામ નાવ.



## કડવું ૯ રાગ ચોપાઇનો ચાલ.

બોલ્યા જયમુની મુખ એમ, સુણો જનમેજયધરી પ્રેમ; ચાલ્યા અરન્ય સતીના સુત, જેનાથી નાસે યમદુત. ॥ ૧ ॥ એવી ભજનની ધુન્ય ચાલે, માયામાં ચીત વ્રતી ન ઘાલે; માન્યુ જીઠું સંસાર સુખ, માન્યું જુઠ્ઠ દેહનું દુખ. ॥ ૨ ॥ નથી આત્માને સુખદુખ જરા, છૈયે ચૈતન્ય દેહથી પરા; આપણ દેહ સગાઇ શાની, અજ્ઞાનથી લે સહુ માની. ॥ ૩ ॥ તે તો માયામાં રહે સદા, મોક્ષમારગ ન મળે કદા;એવુ સમજીને વન વહે, પડે રૂજની ત્યાં પડી રહે. ॥૪॥ થાય પ્રભાતને પંથ કાપે, એવી કાયાને કષ્ટી આપે; વાગે ચરણમાં કાંટા ઘણા, તેની વેદનામાં નહિ મણા. ॥૫॥ પણ તે દુઃખ મનમાં ન ગણે, મુખ ભગવત ભગવત ભણે;રટે રામ તણુ એક નામ, સમાવી દીધો ક્રોધ કામ. ॥ ૬ ॥ નિરમળ મતી અતી રાખે, રૂંએ રૂંએ રામરસ ચાખે; આવે વીકટ વનની વાટ, તેનો મનમાં નહીં ઉચાટ. ॥ ૭ ॥ વાંકી વાટ ને ટેકરા ટૈયા, ઘોક્યો ખોયો ને ખાડાખૈયા; પાહાડ પરવ્રત ગફાને ગોંરી, બીડ બીહામણાં ને બધીરી. ॥૮॥ વ્રક્ષ વેલી વનસ્પતી ઝાજી,પશુ પક્ષિ રહે ઘણાં ગ્રાજી; એવુ બહુ બિહામણુ વન, તેમાં પરવરે કુંતી તન. ॥ ૯ ॥ એવા સત્ય પણે ચાલ્યા જાય, એનો મહીમા નવ્ય કેહેવાય; તેથી સ્વર્ગ તણા સહુ સુર, થયા દરસને આતુર. ॥ ૧૦ ॥ તવ ઈંદ્રરાયે કહ્યું એમ, સર્વ આકળા થાવો છો કેમ, એકવાર પરીક્ષા લઇયે, પછિ દર્શને આતુર થઇએ. ॥ ૧૧ ॥ એમ કહિ દિધા ખમચાવિ, પોતે અપછરાને બોલાવિ;જાવો જઇ કરો નાટારંગ, કરો પાંડ-

વનું સત્ય ભંગ. ॥ ૧૨ ॥ ત્યારે તમોને જાણુ સાચી, નહિતો નૃત્ય કરનાર કાચિ; એવી આગના ઈંદ્રે દિધી, તવ નારીએ ત્યારી કિધી. ॥૧૩॥ જેહ પંથે પાંડવ પળાય, આવી આગળ અપછરાય; બહુ કોમળ અંગની કામા, રૂપ રમણીક બહુ સુખ ધામા. ॥ ૧૪॥ કરિ રહી છે થેઇ થેઇકાર, થાય ઝાંઝરનો ઝમકાર; અતી નખરાં કરીને નાચે, જોઇ તપસ્વીનું મન રાચે. ॥ ૧૫ ॥ નજરે નજર પાંડવ દેખે, પણ મનથી ગણે તુછ લેખે; નૃત્ય કરિ અપછરા થાકી, એણે કાંઇ ન રાખ્યું બાકી. ॥ ૧૬ ॥ પછિ માન્યની થઇ મસ્તાન, કીધું વસ્ત્ર વિનાનું વાન; એમ માઠા ધાર્યા મનસુબા, તવ પાંડવ ખમચાઇ ઉભા. ॥ ૧૭ ॥ નેત્રો મિચિને નિચું જોયું, અરે માતા શું આ સત્ય ખોયું; તવ વારાંગના સરમાણી, માહારિ મેહેનત થઇ ધુળધાણી. ॥ ૧૮ ॥ બંધ રાખ્યો નાટારંગ, કર્યાં વસ્ત્રો ધારણ અંગ; પછી ગઇ સ્વર્ગ સુદન, જ્યાં સ્વર્ગવાશી રાજન. ॥ ૧૯॥ ત્યાં આવિને લાગી ચરણ, સ્વામી નીરખી નર ખંડ ધરણ; સત્ય વાદી ને તપશી લોક, તેનાં વ્રત કર્યાં મેં ફોક. ॥ ૨૦ ॥ પણ આવા દ્રઢ મનવાળા, આજ સુધી નથી નિહાળ્યા; સતીના સુત સત્યવંત સાચા, એથિ અવર નર સહુ કાચા ॥૨૧॥ એને ચરણે લાગે જન જેહ, પામે મોક્ષ મારગને તેહ; એવું અપછરા બોલિ જ્યારે, દેવ વઇમાન બેઠા ત્યારે. ॥ ૨૨ ॥ કરયાં અંતરીક્ષ રહી દરસન, સતિ સુત વહિ જાયે વન; એમ ઘણા દીવશ પંથ પળીયા, સત્યવાદી મન વશ બળિયા. ॥ ૨૩ ॥ એવે એક દીવશ શું થાય, પંથ પળતાં લાગિ તરશાય; ધર્મ વિના બંધુ ચાર, થયા તરશ્યા અપરંમપાર. ॥ ૨૪ ॥ એવે આવ્યું સરોવર એક, ત્યાં છે વડનું વ્રક્ષ વીવેક; તેના નીચે બેઠાં નર નાર, જળ પિવા ઉઠયા વીર ચાર. ॥ ૨૦ ॥ જઇ બેઠા સરોવર તિર, જળ પીવા લાગ્યા સુરીવર; પીધું અડધું જળ નિરવાણ, તવ થઇ ગયા પાશાણ. ॥ ૨૬ ॥ ભિમ અરજુનને શેદેવ, થયો નોકુળજી તતખેવ; બળવંતા ચારે ભુપ, થઇ પડયા પાશાણ રૂપ. ॥ ૨૭ ॥ જોઇ ધરમ વિસ્મય થાય, મમ બંધુ ચારે કયાં જાય; તવ દ્રુપતી ભય પામી, આતે શું થઇ ગયું સ્વામી. ॥ ૨૮॥ એમ બેઉને મમ ટયું દુખ ઉતરી ગયાં કોમળ મુખ; આવ્યું ધર્મના દિલમાં એમ, હવે ગિરી જવાશે કેમ. ॥ ૨૯ ॥ અતી થઇ ગયા ઉદાસ, પાચો પેટમાં પુરણ ત્રાસ; છુટયાં નેત્રોમાંથી પાણી, સામી ગફામાંથી થઇ વાણિ ॥૩૦॥ એક ગાંધર્વનો ત્યાં વાસ, બોલ્યો મનમાં ધરી હુલ્લાસ; શીદ સોશ ધરોછો રાય, બંધુની થઇ પાશાણ કાય. ॥ ૩૧ ॥ ચાર પ્રશ્ન પુછુછું તમને, તેના

ઊત્તર આપો અમને; નોતો ચારે તમારા વિર, હતાં તેવાં પામે શરીર ॥ ૩૨ ॥ સુણી બોલીયા ધરમરાય, પુછો પ્રષ્ણનો ઊત્તર થાય; બોલ્યો ગાંધર્વ આણી પ્રીત, સુણો ધર્મ દેઇને ચીત. ॥૩૩॥ વળણ॥ ચીત્ત દેઇને સાંભળો એ યુધીષ્ટર રાય; વ્યાસ વલ્લભ વાણિ વદે, પ્રષ્ણો ચાર પુછાય

## કડવું ૧૦ રાગ સામેરીનો દુહો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, પર્મ પવિત્ર કથાય. ॥ ૧ ॥ ધરમ રાજા સાંભળોને, જીભે જપે રામ કૃષ્ણ; ગુફામાંથી ગાંધર્વે ત્યાં પુછવા માંડયાં પ્રષ્ણ; ॥ ૨ ॥ બ્રાહ્મણ શાથી જાણીયેને, શાથી જાણું સંન્યાશી; શાથી તપસી સમજી લેવો, ગ્રહસ્થી બતાવો તપાસી. ॥ ૩ ॥ એ રીતે ચારે પશ્ન પુછયા, સાંભળ્યું ધરમરાય; પછી પોતે કહેવા લાગ્યા, બ્રાહ્મણનો મહીમાય. ॥ ૪ ॥ બ્રાહ્મણ શાથી જાણવો તે, સમજાવું શુભ સાર; બ્રહ્મ યોનીથી ઉત્પન્ન થયો, બ્રાહ્મણ નહિ નિરધાર. ॥ ૫ ॥ બ્રહ્મ યોનીથી ઉપજ્યા માટે, સુદ્ધ સમજવો દેહ; ઉપવિતનો સંસ્કાર થવાથી, દ્વીજ જાણવો તેહ. ॥ ૬ ॥ વેદાભ્યાસે વિપ્ર સમજવો, પણ બ્રાહ્મણ નવ ભણવો, યથાર્થ રીતે બ્રહ્મને જાણે, તેને બ્રાહ્મણ ગણવો. ॥ ૭ ॥ પ્રથમ પ્રષ્ણનો ઉત્તર એ છે, એમ કહ્યું જે વાર; હતો તેવો વ્રકોદર થયો, વાયુ તણો કુંમાર. ॥ ૭ ॥ બીજું પ્રશ્ન છે સંન્યાસીનું, તેનો ઉત્તર દેવું; ચોથી સ્થીતિ વય થાય ત્યારે, બ્રાહ્મણે સન્યસ્ત લેવું. ॥ ૯ ॥ તે પણ રેહેવું નગ્રથી અળગા, નારીનો નહી પરછાયો, સ્વાદ રહીત અન ભોજન કરવું, ન કરવો વિતમાયો. ॥ ૧૦ ॥ ઉપદેશકપણું કદી ન કરવું, નહિ વાત બીજી ત્રીજી; દર્ભાસને શયન કરવું, રેહેવું જ્ઞાનમાં રીજી. ॥ ૧૧ ॥ ઇશ્વર આપે તે આહાર કરવો. જમવું ન ભોજન મીષ્ટ;મોહોટમ મમતા ત્યાગ કરવી, રેહેવું સૌથી કનીષ્ટ. ॥ ૧૨ ॥ એવી અનેક રીતી પાળી, રહેતે જન સંન્યાશી; વેશ ધરેથી નહી સંન્યાશી, જુઓ જ્ઞાન તપાસી. ॥ ૧૩ ॥ એવો બીજો ઉત્તર આપ્યો, અરજુન પામ્યો દેહ; ત્રીજો ઉત્તર તપસ્વીનો, કહી ટાળું સંદેહ. ॥ ૧૪ ॥ ત્રીજો પ્રશ્ન છે તપશ્વીનો, તે સમજાવું સાર; કામ ક્રોધ લોભ તજીને, કંદમુળનો કરે આહાર. ॥૧૫॥ ઓછામાં ઓછી અડધી ઉમ્મર, તપ કરે તન દેઇ; જગતનો જસ ન ધારે મનમાં, અનેક બંધન લેઇ. ॥ ૧૬ ॥ તેને તપશ્વી જાણવો પુરો,

એમ કહ્યું જે વારે; પાશાણ મટી મનુષદેહી, પામ્યા શેદેવ ત્યારે. ॥ ૧૭ ॥ ગ્રહસ્થી કોને કેહેવો એવો, પ્રશ્નનો ઉત્તર દે છે; ગાંધર્વ પ્રત્યે ધરમરાજા; નિરમળ મનથી કેહે છે. ॥ ૧૮ ॥ નિતીમાં રહી રોજગાર કરેને, કુટુંબ કબીલો પોસે; સર્વને સુખે થાય સુખી,કો પર ન રહે રોશે. ॥૧૯॥ સગાં સહોદરને પાળેને, કરે ગૌ વિપ્રની શેવા; આંગણે આવ્યાને અન્ન આપે, એકાદશી ફળ મેવા. ॥ ૨૦ ॥ એવા એવા વ્યવહાર વરતે, તેને જાણવો ગ્રહસ્થી; પાડોશી પોતાનું જાણી, ઇચ્છે શુભ સ્વસ્તી. ॥ ૨૧ ॥ એવો ચોથો ઉત્તર આપ્યો, નીકુળ પામ્યો દેહ; ગાંધર્વના પ્રશ્નના ઉત્તર, દે ટાળ્યા સંદેહ. ॥ ૨૨ ॥ હતા તેવા ચારે બંધુ, બન્યા જેણીવાર; પાછા પંથે પળવા લાગ્યાં, પાંચ પુરૂષને નાર. ॥ ૨૩॥ મારગ જાતાં હરિ ગુણ ગાતા, લાગી ભજનની ધુન્ય; રામ નામ રટે રૂદેમાં, મુખ ગ્રહ્યું છે મુન્ય. ॥ ૨૪ ॥ એવી રીતે પંથે પળતાં, રેહેતાં મનમાં ખુસી; એવામાં અંત્રીક્ષ મારગથી, જોયું નારદ રૂષી. ॥ ૨૫ ॥ તે નારદે મન વિચાર્યું, આજ મને ઠીક ફાવે; આ ઠેકાણે લડાઇ થાય તો, મઝા જોવાની આવે. ॥ ૨૬ ॥ એવું સમજી નારદ રૂષી, ત્યાંથી થયા વિદાય, એ વનમાં એક ડુગર મોહોટો; ત્યાં ગયા રૂશી રાય. ॥ ૨૭ ॥ તે ડુગરમાં નગ્ર અલોકીક, વસે રાક્ષસ લોક; ભયંકર દેશ બિહામણો છે, સુરને ઉપજે સોક. ॥ ૨૮ ॥ મેઘનાદ નામે રાક્ષસ રાજા, બળવંતો અપાર; લાંબો પોહોળોને પોચતો છે, ક્રોધ ઘણો ગુમાર. ॥ ૨૯ ॥ તેના મેહેલમાં નારદ આવ્યા, મેઘનાદ લાગ્યો પાય; આજ માહારાજ મુજ ઘેર આવ્યા, શી થઇ ઇચ્છાય. ॥ ૩૦ ॥ કરૂણા કરીને દરસણ દિધાં, મુને કર્યો પાવન; એટલે નારદ જાણી જોઇને, જોવા લાગ્યા ભોવન.॥૩૧॥ ધન્ન તારા સુખને ધન તુજ શોભા, ધન તારો વૈભોગ; દંપતી સંપતી સાચી તાહારે, નગરી પણ નિરોગ. ॥ ૩૨ ॥ આ વૈભવને આ સુખ સોભા, શું કહું કથી કથા; પણ તુજ ઘરમાં તારા લાયક, અબળા એકે નથી. ॥૩૩॥ તવ દાનવને માઠું લાગ્યું, વાણી વદયો મુખ એમ;ઓ મહારાજ એટલી ખામી, તે સારૂં કરૂં કેમ. ॥ ૩૪ ॥ મુજ લાયક અબળા બતાવો, તો આપું સરપાવ; એ વારતાનો માહારા મનમાં, ઘણા દિવસથી ભાવ. ॥ ૩૫ ॥ પણ ભાળ લાગતી નથી કાંઇ, તમો સોધી લાવો; નહીં તો હું પંડે લઇ આવું, જ્યાં હોય ત્યાંથી બતાવો. ॥ ૩૬ ॥ વળણ. ॥ બતાવો અબળા મુને, ઓરે નારદ મુન્ય; પ્રેમદા કાજ વલ્લભ વદે, દાનવ થઇ ગયો સુન્ય.

# કડવું ૧૧ રાગ દુહા દેશી.

જયમુની ૠશી એણી પેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું દ્રુપતી હરણ કથાય. ॥ ૧ ॥ મેઘનાદ અપસોશ થઈ બેઠો, તારુણાંમાં તદાકાર; નારદજી કહે કલેશ ન કરતો, બતાવું અમુલ્ય નાર. ॥૨॥ તુજ જેવો કો નહી ભાગ્યશાળી,કર્મ રેખા સારી કાહાવી;ત્રીલોક મોહની તુજ નગની,સમીપ ચાલી આવી. ॥૩॥ જેને સારૂ શીવ સરીખા, ભસ્મ ચોળીને બેઠા. વિષ્ણું વઈકુંઠ મુકી વહ્યા,પાતાળ વિશે પેઠા ॥ ૪ ॥ તેની અબળા એ હેમગીરી, ગળવા ઝાલ્યો છે પંથ; પણ તેની સાથે જાય છે ગળવા, પાંચે એના કંથ. ॥ ૫ ॥ કામની માટે કંથ એના, ગળવા સારૂ જાય; એતો નારી દુર્લભ સપને, દર્શન ક્યાંથી થાય. ॥ ૬ ॥ કબીર.જે કુટુંબ તારૂં, તેને વાગ્યમાં માર્યા, તે મારનારા સ્વામી એના, કોથી નવ જાય હાર્યા. ॥૭॥ જો સામ્રથ હોય તુજમાં તો,જા જઇને લાવ્ય નારી;જો એ નારી આવે તો તો,સફળ કરણી તારી.॥૮॥ એવું કહીને નારદ ૠશી, થયા અંતરધ્યાન;ભામની ભાગોળે આવેલી જાણી, ઉઠયો અસુર મસ્તાન. ॥ ૯ ॥ મનડું ચીંડાવી કચ્છ ભીડાવી,ભુજમાં ભાલો ઝાલ્યો; રકત લોચનને રાતો તાતો, થાતો પોતે ચાલ્યો. ॥ ૧૦ ॥ ડુંગર ઉપર ચઢીને જોયું, દીઠાં નરને નાર, દ્રુપતીનું સ્વરૂપ દેખીને, બનીયો તદાકાર. ॥ ૧૧ ॥ અહો આજે માહારૂં ભાગ્ય ભળીયુ,ટળીયું જનમનું દુખ; જન્મ ધરીને આજથી મુને, મળસે સંસાર સુખ. ॥ ૧૨ ॥ હરખ્યું રૂદે ભાગ્યંજ ઉદે, આજથી થયું માહારૂં; નાર લેઇ જઇ નારદજીને,સરપાવ દેવો ધારૂં. ॥ ૧૩ ॥ કામનીના કંથ મને શું કરસે,કરૂં કાળો કેહેર;સામા લેતાં રોકે મુજને, તો તો મારૂં ઠેર. ॥૧૪॥ એમ સમજી નિચે ઉતરીયો, કર્યો વઢવાનો ચાળો; પાંડવની આશપાસ ફરેને, દે છે કવડકી ગાળો. ॥ ૧૫ ॥ ફાવે તેમ બોલે મુઢની તોલે, રીસ ચઢાવા સારૂં, પણ પાંડવ મનમાં એમ સમજે, શું લે છે અમારૂ. ॥ ૧૬ ॥ બોલે છે તે એને મોઢે, કયાં અડકેછે ગાળો; જેવી વાણી તેવો પ્રાણી,છે વઢવાનો ચાળો.॥૧૭॥ પરાણે બોલાવવા ધારે, પણ મુખ બોલવું નથી; શ્વાનની માફક ભસ્યા કરે છે, છોને મરતો મથી. ॥ ૧૮ ॥ એવી મનમાં શાન્તી રાખી, સુત સતીના જાય; છેવટ અસુર બોલી થાકયો, ચાલ્યો નહિ ઉપાય. ॥ ૧૯॥ ત્યારે રેણુનાખોબા ભરીને, મારગમાં ઉછાળે; નેત્ર મીંચી તત્ર પાંડવ ચાલે, ઉંચું જરા ન ભાળે. ॥ ૨૦ ॥ એટલે અસુરે ઉતપાત માંડયો,કંઠી

કશીને બાંધે; પુઠેથી પ્રેમદાને ઉપાડી, પોતે લીધી ખાંધે. ॥ ૨૧ ॥ તવ યુવતીએ બુમ પાડી, વારે ચઢો મમ નાથ; સત્યવંતાની સુંદરી હું, પડી પાપીને હાથ. ॥ ૨૨ ॥ મુને મુકીને જાવું ન ઘટે, છોડાવો મમ કંથ; તે પછી સૌ હળી મળીને, આદરીયે પુન્યનો પંથ. ॥ ૨૩ ॥ રાંકડી રામા સાદ નાંખે, સાંભળીને પડે ત્રાસ; એટલે ધરમે વિચાર કીધો, નારી થઇ નિરાશ. ॥ ૨૪ ॥ એને છોડાવવા ચીત ચોટાડું, તો ચુકું મમ ધ્યાન; મુશ્કેલ મારગ કો ન મુકાવે, સચો સગો ભગવાન. ॥૨૫॥ એ ઉપાધીમાં આપણ કયાં પડીએ, સહુનાં લાગ્યા સહુ વેઠે; સુમારગે ચડતાં ચાતુરા, સર્વને નાંખે હેઠે. ॥ ૨૬ ॥ એવું સમજી ધરમરાયે, જુવતી સામુ ન જોયું; અરજુનજીએ પોકાર સુણી, પ્રેમદામાં મન પ્રોયું. ॥૨૭॥ પણ મનમાં એવું આદરીયું, માનુનીનો મોહ સદા; જ્યાંને ત્યાં અબળાને માટે, થાય છે આપણે અદા. ॥ ૨૮ ॥ જંજાળ છોડવા સમો, આવ્યો, તેમ છતાં શીદવળગું; આ વેળા અબળાનું સગપણ, માહારે મુકવું અળગુ. ॥૨૯॥ એવું સમજી મુન્ય ગ્રહીને, ધર્મની પુઠે જાય; તવ સેહેદેવજી જ્ઞાનદ્રષ્ટીએ, સમજી રહ્યા મનમાંય. ॥૩૦॥ નીકુળના મનને એમ લાગ્યું; મન માહારે કયાં ધરવું; મોહોટા બંધવેને મરજી નથી તો, માહારે બોલી શું કરવું. ॥૩૧॥ એમ સમજી શાન્તી ગ્રહીને, નીકુળજી વહે વાટ; વાયુ નંદન વ્રકોદરને, અતી થયો ઉચાટ. ॥૩૨॥ અરેરે નિરાધાર અબળા, એનું નહિ કોઇ સંગી; માહારે તો પક્ષ કરવી એની, છો થાતા વ્રત ભંગી. ॥૩૩॥ વળણ ॥ વ્રત ભંગ છો થાય માહરૂં, ઘટે છોડાવવી નાર; વ્યાસવલ્લભ વાણી વદે, થયો વ્રકોદર તૈયાર.



## કડવું ૧૨ રાગ ઝુલતી ચોપાઇ.

બોલ્યા જય મુનિ મુખવાણી, રાય સાંભળો ઉલટ આણી, ચડી વ્રકોદરને રીસ; મારૂં અસુર ધોળે દીશ. ॥ ૧ ॥ ચાર ભાઇમાં નથી વિવેક, એતો જાળવી બેઠા ટેક; પણ પાપી સતીને હરે, સતીનું સત્ય સૌ ભંગ કરે. ॥ ૨ ॥ તેથી પાતક મોહોટું થાય, આપણું કુળ નર્ક પળાય, એતો પેહેલું બેસે પાપ, બીજા અબળાતણા અદાપ. ॥૩॥ રામા રકળતી મુકીને જવું, એનો વિશ્વાસઘાતી થાવું; પડે બ્રહ્માન્ડનો નિસાસો, કદી ન મળે વઇકુંઠ વાસો. ॥૪॥ તે તો સમજતા નથી મમ વીર, એમ વિચાર્યું ગુણ ગંભીર, રૂંએ રૂંએ વાપ્યું સુર; થયો ક્રોધાતુર ભરપુર. ॥૫॥ રકતથઇ

ગયા લોચન, ઉછળ્યો કુન્તીનો તન; મુઠી વાળીને મુકી દોટ, જઇ પાપીને કીધી ચોટ. ॥ ૬ ॥ ગાજ્યો પાપી મહાબળ દાખી, પેહેલી અબળાને ધરણ નાખી; પછી કચ્છ ભીડાવી દીધો. ખરેખરો ખુંખારો કીધો. ॥૭॥ મોહાદુષ્ટ બુદ્ધિનો દંભ, ભીમ સામી ઠોકી ખંભ; તવ ભીમસેન સામો થયો, પેહેલો પાપી બાજવા ગયો. ॥ ૮ ॥ તવ બે બળવંતા ગાજ્યા, જાણે ઐરાવત ગજ બાહાજ્યા, તવ નગરીના અસુર લોક, આવ્યા જોવાને થોકા થોક. ॥ ૯ ॥ સૌ ડુંગર ઉપર ઉભા, સૌને જોવાના મનસુબા; બાજ્યા બળીયા બેઉ અપાર, એક એકને મારે માર. ॥ ૧૦ ॥ મારે ગડદા પાટુને કુણી, તેથી શરીર જાયે સુણી; વળી મારે છે ધીકા ધીક; તેથી ઉપડે હૈયામાં હીક. ॥ ૧૧ ॥ હાડે હાડ આવાં થઇ જાય, વાલે ગાંઠયો અંગની માંય; કાળાં લાલ ચકામાં પડે, દાંત પિશી પિશીને વડે. ॥ ૧૨ ॥ નાંખે કારમી ચીસે ચીસ, વળી લડાવે શીશે શીશ; વળી ખભે ખભા પછાડે, પગની આંટી ધુંટી પાડે. ॥ ૧૩ ॥ જેમ જેમ જેનો દાવ આવે, લડે છે જેમ જેને ફાવે; કોઈ પાછો ન પડે લેશ, એક એકના તાંણે કેશ. ॥ ૧૪ ॥ ડોક નિચી કરીને નમાવે, એક એકના દાવમાં નાવે; મારે ગાલમાં ગડદા તાણી, તેથી રૂધિર રેલ રેલાણી. ॥ ૧૫ ॥ નિચાનમાં નમી ગ્રહે ચરણ, એક બીજાને ઢાળવા ધરણ; પણ દાવ કોઈ નવ ચુકે, જોઇ જોઇને પગલાં મુકે. ॥ ૧૬ ॥ એક એકના આંમળે કાન, બેઉ થાય અતી હેરાન; એવે વ્રકોદર જોઇ લાગ, બેશી ઝાલ્યો પાપીનો પાગ. ॥ ૧૭ ॥ ઝાલી ચરણ ઉભો થયો, તેત્રો અસુર ઢળી ગયો; તેવો દાવ વ્રકોદરે કિધો, એનો ચર્ણ ચરણ તળે લીધો. ॥ ૧૮ ॥ બિજો ચરણ છે એના કરમાં, વણું સુર આવ્યું વરકોદરમાં; એનો દારૂણ દૈવત દાખ્યો, પોહોળા પાય કરી ચીરી નાખ્યો ॥ ૧૯ ॥ થયાં ચિતાળીયા બે જ્યારે, ગયો મેઘનાદનો જીવ ત્યારે; જાણ્યા ભીમ તણા ભુજ માઠા, તવ જોનારા અસુર નાઠા. ॥ ૨૦ ॥ સહુ નગરીમાં ગયા નાશી, ભીમે મનમાં જોયું તપાસી; આતો પાપી તણું છે ગામ, તેનું રેહેવા ન દેવું નામ. ॥ ૨૧ ॥ એમ સમજીને ડુંગર લીધા, એના નગ્રમાં ફેંકી દિધા; તેથી કચરાણા સહુ પાપી, ભીમે સર્વને જમપુરી આપી. ॥ ૨૨ ॥ એવો અસુર નિકંદન બળિયો, પછી પ્રેમદા લેઇને વળીયો; જઇ પોતે ભ્રાંતાને મળીયો, શકુની સાથે પંથે પળીયો. ॥ ૨૩ ॥ ચાલ્યા જાય હરિગુણ ગાતાં, મનથી અતી આનંદ થાતાં; એવે મારગમાં શું થાય, જે, મેઘનાદનો પિતાય. ॥૨૪॥ તે તો થયો છે પ્રેતની જાત, તેવા તેના ત્રણ ભ્રાત;તેવા તેમણે

જાણી વાત, કરી મેઘનાદની પ્રાણ ઘાત. ॥ ૨૫ ॥ માટે આપણુ જઈ વેહેર લઇએ, પેલા પાંન્ડવને દુઃખ દૈએ; એમ ધારીને ચારે ભુત, ગયાં જ્યાં છે સતીના સુત. ॥ ૨૬ ॥ જઇ વ્રકોદરને નડીયા, ભીમને પગે બાહાજી પડીયા; તવ ભડકયો ભીમ ભરપુર, મને બાજ્યો કીયો બાહાદુર. ॥ ૨૭ ॥ એમ ત્રાસીને અળગો પડીયો, કરી પ્રેને દોટા હડિયો; ભીમે ઓળખીયાં તે પ્રેત, પછી થઇ ગયો સાવચેત. ॥ ૨૮ ॥ લાંબા ભુજ કરીને ઝાલ્યાં, બએ બેઉ બગલમાં ઘાલ્યાં; પછી દાબીને નરમ કિધાં, તવ ચારે પ્રેતો બાંધ્યાં. ॥ ૩૦ ॥ ક્ષમા કરો લાગીયે ચરણ, શિદ કરો અમારાં મરણ; ત્યારે ભીમ બોલ્યો તે ઠામ, કરો હું કહું તેટલું કામ. ॥ ૩૧ ॥ તો તો જીવતા તમને મુકુ, નહિ તો આ વેળા કેમ ચુકુ; તવ પ્રેત બોલ્યા બેઉ પાસ, અમો છૈએ તમારા દાસ. ॥ ૩૨ ॥ તમો જે કહો તે કામ કરિએ, તમારૂં વેણ મુસ્તક ધરિયે; ભિમ કહે છુટાં કરૂ તમને, પણ વિશ્વાસ શું આવે અમને. ॥ ૩૩ ॥ પ્રેત કહે લ્યો આ વચન, રજા લેઇને જાશું સદન; તવ ભીમે બગલમાંથી કાહાડયાં, પેહેલાં પોતાને પાય લગાડયાં. ॥ ૩૪ ॥ વળણ. ॥ પાયે લગાડયાં પ્રેતને, સુણ્ જનમેજય રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો સહુ શ્રાતાય. ॥



## કડવું ૧૩ રાગ આશાવરી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, પર્મ પવિત્ર કથાય. ॥ ૧॥ ચારે પ્રેતને પાય પડાવી, બોલ્યો વ્રકોદર એમ; કોણ તમે છો કયાંથી આવ્યા, મુજને વળગ્યા કેમ. ॥ ૨ ॥ તવ પ્રેત ભુજ જોડીને બોલ્યા, સુણો અમારી વાત; જે મેઘનાદને તમે માર્યો, તેના હું થાવું તાત. ॥ ૩ ॥ આ ત્રણ જણ છે મારા બંધુ,અમો અતી અધર્મી, પાતકથી પ્રેત યોની પામ્યા, ઘણા હતા કુકર્મી. ॥ ૪ ॥ જનમીને જોઇ નથી નિતિ, અનીતીનો ભારો; ડગલે ડગલે જીવો હણીયે, સત્ય તણો ઉધારો. ॥ ૫ ॥ જીવતા જીવોને માહાદુખ દૈયે, રીબાવાંયે મન મુકી; ઉંચી વરણ વટલાવી દૈયે, મોહામાં થુંકી થુંકી. ॥ ૬ ॥ બ્રાહ્મણને તો ભક્ષ્ય કરીયે, ધેનુને ઢાળીયે ધરણ; ધર્મ સ્થાપનમાં આંચલ કરીયે, પુન્યમાં દઇયે ચરણ. ॥ ૭॥ કુંવારકાથી જાર રમીયે, મદ્યપાન દીવસ રેહેણી; ગરાબોના ગર્ભ હરીયે, નગણીએ જગ કેહેણી. ॥ ૮ ॥ ઢોંગ ધતુરાને ધુત વિદ્યા, પાખંડનો

પરપંચ; જ્યાંથી ત્યાંથી વિત હરીને, સાંચીએ અમારા સંચ. ॥ ૯ ॥ સુરની સાથે દ્વેશ કરીએ, આખો દીવસ નીંદાય; રીબાવીને પશુ પક્ષી હણીયે, ગણીએ નહી હત્યાય. ॥૧૦॥ વળી પશુને કુકર્મ કરીએ, તડીએ ગંગા તીર; સરોવરમાં તરસ્યા જીવને, પીવા ન દીજીએ નીર. ॥ ૧૧ ॥ સજીવન જીવને આખા ગળીયે, ધરીયે ન મનમાં ત્રાસ; તે જીવ ત્રાસે તે દેખીને, થઇયે મન હુલ્લાસ. ॥ ૧૨ ॥ અવર જીવનું સુખ દેખીને, થઇએ દલમાં દુખી; અવર જીવને દુખી દેખી; અત્યંત રહીએ સુખી. ॥ ૧૩ ॥ ભ્રષ્ટ વેડામાં ભારે રાજી; અનીતીમાં અતી; આ ચાર વિચાર દેખી બળીયે, નીતીપર અપ્રીતી. ॥ ૧૪ ॥ સર્વથી શ્રેષ્ટ થવાની ઇચ્છા; શ્રેષ્ટ દેખી દુભૈયે; ભગની દીકરી દોહીતાનું, ધન અન ખુશીથી ખૈયે. ॥૧૫॥ રૂસવત લાંચોમાં નહી ટાંચો. હસી હસી તે હરીયે, પક્ષપાતો રાખી રાખીને, રાજ્ય તણા ન્યાય કરીએ. ॥૧૬॥ અવર જીવની ખોળીયે ખેડયો, પોતાનું રાખીએ ઢાંકી; લેવામાં સુધાં વેણુ વદીયે, દેવામાં વાતવાંકી. ॥ ૧૭ ॥ જથાવાળાની જોડમાં મળીયે, એકલ વાયાના સામા; અધર્મિનો ઉગારો કરીયે, ધર્મિને ઘેર ધામા. ॥ ૧૮ ॥ પાપી જનને પુષ્ટીદેને, પુન્ય શાળીને પીડુ; અધર્મ કરવા ઉસ્કેરૂ સૌને, ધરમીષ્ટ ઉપર ચીડુ. ॥ ૧૯ ॥ ગુણી જનને ગોદા ઘાલુ, અવગુણીયાનો સંગી; નાસ્તીક જનપર આસ્તીક હુંતો, તપવ્રત નીમનો ભંગી. ॥ ૨૦ ॥ સકળ વરણ એકે આરે, ચાલે તેમાં રાજી; અમારેતો ડગલે ડગલે, વાહાલી દગલ બાજી. ॥ ૨૧ ॥ એવા અતી અવગુણ અમારા, કહેતાં ન આવે પાર; એવાં અતીશે પાપ કરીને; પામ્યા પ્રેત અવતાર. ॥ ૨૨ ॥ વરકોદરે એવી વારતા સુણી, મનમાં ધાર્યું એમ; આવા જુલમી જીવોને મુજથી, જીવતા મુકાય કેમ. ॥ ૨૩ ॥ ઠીક છે વારૂ, પછી વેત આરૂ; માહારૂ કાઢી લેઉ કામ; એવું સમજીને ભીમ બોલ્યો, ચારે થાઓ ગુલામ. ॥૨૪॥ તવ પ્રેત બોલ્યા દાસ તમારા, જે કહોતે કામ કરીએ; ભીમ કહે લાવો ફળમેવા, ક્ષુધાતુર પેટ ભરીએ. ॥ ૨૫॥ પ્રેતકહે લેવાને જઇયે, લાવતાં લાગે ન વાર; ભીમ કહે નહી આવો તો, કકળાસ અપરમપાર. ॥ ૨૬ ॥ જ્યાં હશો ત્યાંથી સોધી કાઢીને, કરીશ કાળો કેર; ઘણા દન રીબાવી, રૂંજાડી મારીશ તમને ઠેર. ॥ ૨૭ ॥ પ્રેત કહે પુરાં પાપ હોય તો, તમકને જુઠા પડીયે; અમે સૌ સમજીએ છીયે, જંપી ન બેશીયે લડીએ. ॥૨૮॥ એમ કહીને આગના લીધી પરવર્યા પ્રેત ચાર; વીવીધનાં સોધી સોધીને, લાવ્યા ફળ અપાર. ॥ ૨૯॥ પાન્ડવ આગળ લાવી મુકયાં, ભીમ થયો

બહુ રાજી; તવ અરજુન કહે જાવા દો જીવતા, ન કરો દગલ બાજી. ॥ ૩૦ ॥ તે વાત ધ્યાનમાં ન લીધી ભીમે, હળવે રહીને ઉઠયો; ચારે પ્રેતને પકડયા પળમાં, રોશ ભરેલો રૂઠયો. ॥ ૩૧ ॥ એટલે પ્રેત તરફડવા લાગ્યા, આ તમને નવ ઘટે; પોતાનું બોલ્યુ પોતે ન પાળો, કાંક ચાલો સત્ય વટે. ॥ ૩૨ ॥ ભીમ કહે તમે અનંત જીવને, છો દુખના દેનારા, સચરમીના સાચા શત્રુ; બહુ જીવના લેનારા. ॥ ૩૩ ॥ દોશ નથી કાંઇ તમને હણતાં કહી બગલમાં ઘાલ્યા; બળ કરીને દબાવ્યાં કે પ્રાણજ નીકળી ચાલ્યા. ॥ ૩૪ ॥ પછી શરોવરમાં સ્નાન કીધું, પ્રેમે કર્યો ફળ હાર; પુરણ રીતે ત્રપ્તજ થયાં, પાંચભાઇને નાર. ॥ ૩૫ ॥ પછી અરજુનજી એમ બોલ્યા, ઓરે ભીમસેન ભ્રાત; વિસ્વાસ આપી પ્રેતોને માર્યા, કીધી વિશ્વાશ ઘાત. ॥ ૩૬ ॥ એનો પુરણ પાતક બાંધ્યું, વિચારો મમ વિર; તવ વરકોદર અરજુન પ્રત્યે, બોલી ઉઠયો રણધીર. ॥ ૩૭ ॥ પારથ વિરા વિવેક વિના, તમારી પાસે જ્ઞાન; એકજ જીવ અનેક જીવોને, કરતો હોય હેરાન. ॥ ૩૮ ॥ તેવા જીવનો ગમે તે રીતે, પરાજય કરવો ભ્રાત; તેથી કાંઇ દોશ ન લાગે, ન થાય વિશ્વાસઘાત. ॥ ૩૯ ॥ જેવા અધર્મી તેવા અધર્મી, થૈને તેને હણીએ; એ હણવાથી પુન્ય અતી છે, પાતક ત્યાં નવ ગણીયે. ॥૪૦॥ વળણ.॥ પાતક ત્યાં ગણીએ નહી, ઓરે માહારા વીર; વ્યાસ વલ્લભ વાણી વદે, શું કહે છે રણધીર.

## કડવું ૧૪ રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા જયમુની મુખ એમ, રાજા સાંભળ રાખી પ્રેમ; બોલ્યો વરકોદર વાયુ તન, સુણો અરજુન વીરા વચન. ॥ ૧ ॥ જીજ્ઞાશા નિતીને દયા, પરાક્રમ પુરશારથ કહ્યા; રાખે ચારે પુર્શારથ જેહ; વિવેકી જ્ઞાનીજન તેહ. ॥ ૨ ॥ વણ વિવેકના જે જ્ઞાની, તેતો એક જાતના અભીમાની; રામચંદ્રે પુર્સારથ ચાર, રાખીને ભોગવ્યો સંસાર. ॥ ૩ ॥ પુર્સારથ ચાર જેહ, તેનો ભાગી આપુ સંદેહ; પેહેલું જીજ્ઞાશા તે જાણી લેવું, કોઈ વાતે અજાણ્યા ન રેહેવું. ॥ ૪ ॥ જ્યારે જાણવું ત્યારે શું બાકી, નિતી સાથે અનિતી પાકી; પણ વચનનો લેવો વિવેક, જાણવું અનિતી તજી નેક. ॥ ૫ ॥ બીજુ પુર્શારથ તે નિતી, માટે જાણતાં રાખવિ ભીતી; માટે જાણવાનું જાણી લેવું, નિતી રહીત છોડી દેવું. ॥ ૬ ॥ ત્રીજુ પુર્શારથ છે દયા, તેના મારગ કયા કયા; રહીએ દયા સૌપર રાખી, તો તો થાય અનિતી આખી. ॥૭॥ જેમ તસ્કર ઘરમાં આવે, ખુન કરવા ઇરાદો લાવે; તે વેળા મન લાવીએ એમ, અરેરે બુમ પાડુ કેમ. ॥ ૮ ॥ જો પાડીશ

કારમી પોક, તો તો ઘરમાં ભરાશે લોક; બીચારા તસ્કરને ઝાલે, માર મારે ને ગરદન ઘાલે. ॥ ૯ ॥ એવું સમજીને દયા રાખે, તવ તસ્કર ખુન કરી નાખે; પુત્ર પુત્રી પરીવાર મરે, એવીતો દયા અજ્ઞાની કરે. ॥ ૧૦ ॥ આ સ્થળે દયા રાખવી કેવી, રાખેતો મતી મુરખ જેવી; ચોથુ પુરૂષાર્થ પ્રાક્રમ જેહ, દાખવવું જોઇએ તેહ. ॥ ૧૧ ॥ ખુની તસ્કરને દેવો માર, જીવ જતાં સ્વામી નીરધાર; દયા લાવવી નહી લગાર, કરવો પુરનો પોકાર. ॥ ૧૨ ॥ બને ત્યાં સુધી શિક્ષા દેવી, ફરી અનીતિ ન કરે તેવી; જેથી અનેક જીવો બચે, ખોટું કૃત્ય કરવા નવ મચે. ॥૧૩ ॥ રામે પાપી શું દયા છોડી; નાંખ્યા અસુરનાં શીશ તોડી; શું રામ હતા અજ્ઞાની, થયા રાવણુ સંગ તોફાની. ॥ ૧૪ ॥ ના ના નહિ અજ્ઞાની રામ, કર્યું વિવેકનું એ કામ; એક અનેક જીવને પીડે, તેના સામો સુરો જન ભીડે. ॥ ૧૫ ॥ અતી અધર્માને દે દુખ. કરે અનેક જીવને સુખ; તો તે જનમ્યો જનુનીને પેટ, નહિતો ઉડયો દેવનો વેઠ. ॥ ૧૬ ॥ પર દુખે ન દાઝયો દલમાં, તેણે જીવતર ખેયું પલમાં; જ્ઞાનીનું જ્ઞાન વિવેક સાથે, તોલ કરી લ્યો તમારે હાથે. ॥ ૧૭ ॥ વણુ વિવેક જ્ઞાન જાવી, એનો અંધકાર જેષ્ટીકા આવી; જેષ્ટીકાવડે પંથ પળાય, કીયે મારગે ચઢી જાય. ॥ ૧૮ ॥ તેની ગમ તેને નવ પડે, અંધ એકજ મારગે ચડે; તેવું વિવેક વીના જ્ઞાન, કદી રીજે નહી ભગવાન. ॥ ૧૯ ॥ એવી ભાંમે કહી જ્ઞાન વાત, કહે શેદેવ ધન મમ ભ્રાત; તુજ પાસે જ્ઞાન વિવેક, નથી અંધ રૂપિ જ્ઞાન એક. ॥ ૨૦ ॥ સર્વ સાચવે તે જ્ઞાનવાન, એક દેશી કેહેવો અભાન; એમ જોશીએ દીધો ટેકો, જ્ઞાન સાથે જોઇએ વિવેકો. ॥ ૨૧ ॥ એમ વાત કરી બહુ વાર, પછી જાવા થયા તઇયાર; એક કામનીને પાંચ કંથ, ઝાલ્યો હિમાળાનો પંથ. ॥ ૨૨ ॥ રામ રામનું રટણુ કરતાં, પૃથ્વી પર ડગલાં ભરતાં; શીતળતાથી ચાલ્યાં જાય, યાન પરવ આંહી પુરણુ થાય. ॥ ૨૩ ॥ તવ રાયની ઉતરી હત્યાય,કાળા પડદા ધોળા દેખાય;શામ હતી તે થઈ સ્વેત ગાય,પ્રતક્ષ પારખું તે દેખાય.॥૨૪॥ રાજાએ દીધાં ગાયોના દાન, પરણાવ્યા વીપ્રોના સંતાન; ઉપવીત દીધાં પ્રેમજ ધરી, અનાજ ભરી આપી પ્રહ્મપરી. ॥ ૨૫ ॥ કરાવ્યાં બહુ બ્રહ્મ ભોજન,આનંદ અતી પામ્યો રાજન;યાન પરવ આંહી પુરણુ હવુ, જ્ઞાની જનને બહુ અનુભવુ. ॥ ૨૬ ॥ વળણુ. ॥ અનુભવુ જ્ઞાની લોકને, પોહોચ્યા મનના કોડ; વદે વલ્લભ સહુ બોલજ્યો, જે જે શ્રી રણુછોડ. ॥

યાન પર્વ સમાપ્ત.

# સ્વર્ગારોહીણી પર્વ.

## કડવું ૧ રાગ ચોપાઇ.

બોલ્યા જયમુની મુખ એમ, સુણ રાજા રાખીને પ્રેમ; કહુ સ્વર્ગારોહીણી કથાય, સુણતાં પાપી પંથ પળાય. ॥ ૧ ॥ હીમાલયને પંથે જાતાં, એતો ગુણ ગોવીંદનાં ગાતાં; પાંચ પાન્ડવ છઠ્ઠી નારી, સમર્યા કરે દેવ મોરારી. ॥ ૨ ॥ રામ નામનું રટણ કરતાં, જાયે આનંદે પગલાં ભરતાં; જાતાં જાતાં આવ્યું એક વન, લાંબુ પોહોળું વિશ યોજન. ॥ ૩ ॥ મળે નહી વૃક્ષકે વાડી, મોહોટું મેદાન રેતી જાડી; ત્યાંકે બોડીયો ડુંગર એક, તેમાં ઉંડી ગુફા છે છેક. ॥ ૪ ॥ તે ગુફામાં તપસ્વી રેહે છે, કોદી કોકને દર્શન દેછે; તે ડુંગરપર પાંન્ડવ જાય, જઇ ઉતર્યા ગુફામાંય. ॥ ૫ ॥ ત્યાંતો દીઠો બહુ પ્રકાશ, ભીમ બોલ્યો ધરી હુલ્લાસ; ભાઈ દેવ જગો આ ભાસે, કહી જળ પીવાનું તપાસે.॥૬॥ એમ આગળ ગયા જ્યારે, દીઠા તપર્શી પુરૂશ ત્યારે; તેને જઈને લાગ્યા ચરણે, સ્વામી આવ્યા તમારે શરણે. ॥ ૭ ॥ અમને મોક્ષ મારગ આપો, ભવોભવ તણાં કષ્ટ કાપો; તવ તપશીએ જોયું સામુ, આ તમને દેખી કષ્ટ પામુ. ॥ ૮ ॥ તમો દીસો છો જ્ઞાનવાન, કોક સતી તણા સંતાન; કેમ નીકળ્યા છો વનવાસ, કેમ કરો તીરથ નીરાશ. ॥૯॥ તવ ધરમ પડીયા પાય, જુઠી જાળમાં કેમ રેહેવાય; પાપી પેટની વેઠ છે ઝાજી, તેથી કરવી પડે ઠગ બાજી. ॥ ૧૦ ॥ વળી છૈયાં છોકરને નારી, છે જંજાળ જુલમ ભારી; નથી મળતી નીકળવા બારી, ક્યારે જીવતર લેશું સુધારી. ॥ ૧૧ ॥ તમે રહ્યા એકલા આંહી, તેથી નથી ઉપાધી કાંઇ; તવ તપશી કહે બેશો ભકત, તમે જુઠું જાણ્યું છે જગત. ॥ ૧૨ ॥ માહારે થઇ છે ભોજન વેળા, તમે પણ કરો ભોજન ભેળા; તમે સરમાશો નહી કોઈ, આંહી આવશે ત્યાર રસોઈ. ॥ ૧૩ ॥ વળણ. ॥ એમ કહી બેસાડીયા, સુણ જનમેજે રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, તે સમે શું થાય. ॥

## કડવું ૨ રાગ ધન્યાસરી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ પરીક્ષત તન; વિસ્તારી તુજને સંભળાવું, પર્મ કથા પાવન. ॥૧॥ પાન્ડવોને બેસાડીયા તવ, જોયા

સે

જેવું થાય; ગુફા માર્ગ તેમાંથી નારી, રસોઇ લાવી ત્યાંય. ॥ ૨ ॥ રૂમઝુમ કરતી અતી રૂપાળી, શોભાગ્યવંતી આવી; એક ભુજમાં થાળ બીજા ભુજમાં, જળની ઝારી લાવી. ॥ ૩ ॥ તવ તપસ્વી એમ બોલ્યા બીજા છ થાળ લાવો; હરીજન મેમાન આજ પધાર્યા, ભોજન ભાવે કરાવો. ॥ ૪ ॥ તવ તારૂણી તપશીની પાસે, તે થાળ મુકી ચાલી, અવર ગુફામાં ગઈ અબાળા, પાત્ર કર્યાં બધાં ખાલી. ॥ ૫ ॥ છ થાળ પીરસી લાવી અબાળા, છયેને મુકી દીધી; વિવિધની તે રસોઇ કરેલી, પાન્ડવે વહેંચી લીધી. ॥ ૬ ॥ અહો આને વૈભોગશું છે, આપણું જણાતા તપશી; પણ કામ ક્રોધને મોહ લોભમાં, પડેલા છે તપશી. ॥ ૭ ॥ પછી તપશ્વીએ આચમન કરી, કરવા માંડયું ભોજન, પાન્ડવને કહ્યું તમે આરોગો, ધર્મ વદ્યા વચન. ॥૮॥ ઓ માહારાજા સંદેહ પુછું, ને ટાળો તન તાપ; તપશ્વી કહે ભોજન કરો. નહીતો દેઉંશ શ્રાપ. ॥૯॥ એટલે પાન્ડવ ભય પામીને, કરતા હતા ભોજન; પ્રેમ પુર્વક જમી રહીને, કીધાં જળ આચમન. ॥ ૧૦ ॥ પછી તપશીની તારૂણી આવી, લાવી રૂડાં મુખવાસ; ખુશીથી તે સરવેને આપ્યાં, પામ્યા મન હુલ્લાસ. ॥ ૧૧ ॥ પછી તપશ્વી એમ બોલ્યા, કાહાડો કાંઇ જ્ઞાન વાત; એટલે ધરમ સનમુખ બેશી, જોડી દીધા બે હાથ. ॥ ૧૨ ॥ ઓરે માહારાજા ઘણા છે પ્રશ્નો, પુછવાની ઇચ્છા આખી, તમોને ક્રોધ ચડે માટે, પુછું મરીયાદ રાખી. ॥ ૧૩ ॥ એવું વચન સાંભળીને, તપશી વદ્યા વાણ, મરીયાદ રાખીને પુછો તો, પરમેશ્વરની આણ. ॥ ૧૪ ॥ મરજાદ મુકી પ્રષણ પુછો, મુને નહિ થાય શોક; જો હું કાંઇ ક્રોધ કરૂતો, તપ થાય માહારૂ ફોક. ॥ ૧૫ ॥ એટલે યુધિષ્ટર એમ બોલ્યા, તમે તપશ્વી ભારી; તેમ છતાં શા સ્વાદને વૈભોગ, યોવન વયની નારી. ॥ ૧૬ ॥ આ ઉપાધી દેખીને હું, વિમાસુ છું સ્વામી; અગાધ તપ મેં જોયું તમારૂં, પણ આ દીઠી ખામી. ॥ ૧૭ ॥ રામા સાથે રંગ ભોગ રમવો, સુખ સજ્યા સદન; પાથરવાં પેહેરવા ઓઢવાને, મોહો ભાવતાં ભોજન. ॥ ૧૮ ॥ તપશ્વી જન હોય ત્યાગી પણ, તમે ગ્રહસ્થી પુરા; કામ ક્રોધને મોહ લોભમાં, નથી જણાતા અધુરા. ॥ ૧૯ ॥ તપ બધું જાય છે ધોવાઇ, અમને તો લાગ્યું એમ; ન્યાય નિતીથી ઉત્તર આપો, ટળે અમારો વહેમ. ॥ ૨૦ ॥ તપશ્વી કહે ઠીક પુછયું, સાંભળો સતી સુત;હું પણ કાંઇ,કહું તમને તો,ન થશો આકળા ભુત. ॥૨૧॥ એમ કહીને તપશવી બોલ્યા,કાશાને કેમ દેવી કષ્ટી,કષ્ટી દેવાથી કાયા ભાગે,તેથી ભાગે શ્રષ્ટી. ॥૨૨॥

ખાધે પીધે કાયા રહે તો, થાયે જપ તપ ધ્યાન; જ્ઞાન મેળવે કાયા હોય તો, રીઝવે શ્રી ભગવાન. ॥ ૨૩ ॥ ઇચ્છા ભોજન કરવા થકી, સાવધ રહે શરીર; તે રહેવાથી ભકતી કરીને, જીવ ઉતરે ભવ તીર. ॥ ૨૪ ॥ શરીર ભાગ્યું તો શકતી નાહી, જપ તપ ધ્યાનશું ધારે; ક્ષુધાથી પીડા પડે તેથી, જીવડો ભટકાં મારે. ॥ ૨૫ ॥ ધ્યાન ન સુજે જ્ઞાન ન સુજે, મોક્ષ પછી કયાં પામે; શરીરથી સુકીત કરીને, પાતક સઘળાં વામે. ॥ ૨૬ ॥ માટે સ્વાદીષ્ટ ભોજન કરી, શરીરે સાવધ રહેવું; સાવધ રહીને સુકીત કરવા, કષ્ટ શા સારૂ સેહેવું. ॥ ૨૭ ॥ જ્ઞાનધ્યાન વણ કષ્ટી કરેથી, મુકતી લખીછે શેમાં; ખરો બોધ છે તમને માહારો, ધુંચવાશો નહી તેમાં. ॥ ૨૮ ॥ વળી તમોએ અબળા દેખી, મુને માન્યો તપશી; જાણ્યું કે આ કામ જવરમાં, તપશી પડયા લપસી. ॥ ૨૯ ॥ પણ તે વાતનો સંદેહ ભાગુ, સાંભળજો ચીત ધાલી; જીવને કામ જવર જાગે તવ, બુદ્ધિ રહે નહી ઝાલી. ॥ ૩૦ ॥ જ્ઞાનમાં ધ્યાનમાં ભંગ પડેને, દશો દેશ મનડું ભટકે; સ્થીર મન વિના ભકિત ન થાયે, જ્ઞાનને ધ્યાનજ અટકે. ॥ ૩૧ ॥ માટે સુંદરિ સમીપ રાખી, કામથી નિવ્રત થાવું; તો શુભ વ્રત્તીમાં ભંગન પડે, જો દ્રષ્ટાંન્ત બતાવું. ॥ ૩૨ ॥ બ્રહ્માએ રાખી વિષ્ણુએ રાખી, શીવે રાખી નારી; શું તે અજ્ઞાની હતા કે, શું અક્કલ ગઇ મારી. ॥ ૩૩ ॥ મોટા મોટા રૂશીએ રાખી, જનક વિદેહી જેહ; ઘણા જ્ઞાની પણ અબળાઓ, રાખી રહ્યાતા તેહ. ॥ ૩૪ ॥ ઇશ્વરે અબળા ઉપજાવી, તેને જે જન ત્યાગે; તો સ્રષ્ટી ભાગ્યાનું પાતક, પુરણ તેને લાગે ॥ ૩૫ ॥ કામજવર શાન્તી પામે તવ, અબળા કરવી ત્યાગ; તે વણ ત્યાગે તો સ્રષ્ટી ભાગે, લાગે પાપ અથાગ. ॥ ૩૬ ॥ કેંક કહેશે કામવસ કીધે, શુ કામ નથી ટળીયા; પણ તે કેહેનારા જખ મારે છે, શું શીવથી તે બળીયા. ॥ ૩૭ ॥ માહાદેવથી નથી જીતાયો, કામજવર વિકારી; તો બીજો કોણ જીતવા વાળો, લ્યો વારતા વિચારી. ॥ ૩૮ ॥ મોટાઇ રાખવા મુમત તાણે, જાણે મનમાં સર્વ; કબુલ કરેતો ગણાય કામી, માટે ન મુકે ગર્વ. ॥ ૩૯ ॥ વલણ ॥ ગર્વ ન મુકે જાણીને; સમજે મનમાં સત્ય; વ્યાસ વલ્લભ વાણી વદે, હા કહે તો જાય પત્ય. ॥



## કડવું ૩ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ પરીક્ષતના બાળ; વિસ્તારી

તુજને સંભળાવું, ધ્યાન દેજે ભુપાળ. ॥ ૧ ॥ મહંતા વાળો એમ કહેકે; કામદેવ નવ જીતાય; તો તેને કેહેશે તમે પણ કામી, તે દુખ કેમ ખમાય ॥૨॥ પાછી પોતાની હલકાઇ પડે, મોહોટા ન માને કોઇ; માટે કામવશ છે અમારો, જુઠ બોલે જાણી જોઇ. ॥૩॥ મન જાણે પાપમા જાણે બાપ, અવરજીવ શું જાણે; હૈયાના ભોળાને ભોટ સરીખા, તે મનવશ પરમાણે. ॥૪॥ એ વાતનું મનવશ ન ગણવું, ઓરે યુધીષ્ટર રાય; નપુશક પુરૂષ કામવશ કહે, તેતો વાત મનાય. ॥ ૫ । કામી દ્રષ્ટી મુળથી મુએલી, તે જન શું કામ જીત્યો; નહીતો કામ વશ કહેનાર કપટી, છાંનાં કરે વિપરીતો. ॥ ૬ ॥ કાંતો વય વૃદ્ધ થાય વપુની, તવ કામ તાગ્યો ગણવો; તે વણ મોહોટાઇ બતાવે તે, ભોળવનારો ભણવો. ॥ ૭ ॥ યોબન વયમાં ઘરબાર મુકી, થાય યોગી શન્યાશી; તેને તારૂણી ન મળે તેથી, ન જાણવો અપવાશી. ॥ ૮ ॥ માનુની મળે નહી તોપણ, વીર્ય તો ખલીત થાય; ભોમી ભીજાવે તેથી તેને, બેસે બાળ હત્યાય. ॥ ૯ ॥ મનુસમૃતીમાં એમ કહ્યું છે, ઓરે કુન્તી તન; ત્યાગી જનને ચોપડવાળું, મીષ્ટ ન દેવું ભોજન. ॥ ૧૦ ॥ લુખો આહાર કરાવવો તે પણ, પેટ ભરીને નહી; પેટ ભરીને જો દઇએ તો, વીકાર પ્રગટે મહી. ॥ ૧૧ ॥ તેવાને ખાનપાન દે તે, પાતક ભોકતા થાય; તે કરતા નારી ન તજે તો, કાંઇ ન લાગે લાય. ॥ ૧૨ ॥ તપસી મુની કે યોગ સાધક, સુંદરીને તજે; કામજ્વર નીવર્ત પમાડી, સુખરૂપ કાર્ય સજે. ॥ ૧૩ ॥ માટે કદી કાળ નારી ન તજવી, તજવે ન મળે મુક્તી; શીવ બ્રહ્મા વિશ્ણું સરખાયે, કેવી ગ્રહી છે યુક્તી. ॥ ૧૪ ॥ ખરીવારતા કહી ખોળીને, ભગવત લીલા ભજવી; પડપંચનું ધનને પરદારા, અનીતી ને તજવી. ॥ ૧૫ ॥ તે વેવારને નવ તજવો, તજવે ત્રષ્ણા ચોટે; સત્ય રાખીને સાચપણેથી, ધુંમવું સુંસંરે સોટે. ॥ ૧૬ ॥ મોહ જાળનું આ જગત બનેલું, તેમાં રેહેવું કેમ; કઠીણ બત્રીસ દંતુ વિશે, જીભ્યા રહે છે જેમ. ॥ ૧૭ ॥ દંતની સાથે રમણ કરે છે, જીભલડી સુંવાળી; પણ પોતે નથી ચગદાતી, રેહે છે બહુ સંભાળી. ॥ ૧૮ ॥ તેવી યુકતીથી જ્ઞાની રહે છે, અજ્ઞાની હંટો છટકે; પછી પુરણ પસ્તાય પોતે મરકટ રૂપ મન ભટકે. ॥ ૧૯ ॥ તેથી વિશેશ પાપમાં પડે, તે પાપ કદી ન છુટે; તેવાનો સંગ કરે તેનું, લેલાટ જોડે ફુટે. ॥ ૨૦ ॥ મનુસમૃતીમાં એજ કહ્યું છે, ત્યાગી થયો જન જેહ; પ્રેમદાનો પરછાયો ન લેવો, તો ઠીકમાં કાંક તેહ. ॥ ૨૧ ॥ ત્યાગી ને સંન્યાશીની શેવા, કરવા કામની જાય; તેને પુરણ પાતક બેસે, યમપુરીમાં પળાય.

॥૨૨॥ ભુખ્યાની પાસે રસોઇ આવે તો,દાઢ કેમ ન ટળકે; મોહોટા મોહોટા માહાનંત મુની, તેમનાં ચીત ચળકે. ॥ ૨૩ ॥ મનુસમર્તીમાં એ-કહ્યું છે, તે કેમ જુઠું મનાય; તેમ છતાં જુઠુ માને તે, જાતે જુઠો કેહેવાય. ॥ ૨૪ ॥ નિતી વીવેકમાં રહીને, લેવું સંસાર સુખ; તે વાતનું કાંઇ પાતક નથી, સત્ય વદુછુ મુખ. ॥ ૨૫ ॥ આથી વિશેશ શું જાણવું છે, શુભ સતીના બાળ, વિવેકથી વ્યવહાર વૈભોગ, લેતાં નહી કાંઇ ગાળ. ॥ ૨૬ ॥ ધર્મ રાજાની ધ્યાનમાં બેઠું, પુરણ ચીતડું જોયુ; મોઢુ મલકાવીને, ધરમ સામુ જોયુ. ॥૨૭॥ દ્રુપતીનું જ્યારે હર્ણ થયું ત્યારે,મે કહી વિવેક વાત; પણ તે ધ્યાનમાં નોહોતું આવ્યું, ઓરે માહારા ભ્રાત. ॥ ૨૮ ॥ ધર્મ કહે સત્ય વાત છે તારી, ઓરે માહારા વીર;પછી તપશ્વી એમ બોલ્યા, પધારો ગુણ ગંભીર. ॥ ૨૯ ॥ એમ કહીને આગના આપી, ઉઠયા પાંચે ભ્રાત; છઠ્ઠી દ્રુપતી સતી તે, ચાલી કંથનીસાથ. ॥૩૦॥ હરી ગુણ ગાતાં મારગ જાતાં, રૂજની પડે ત્યાં રહે; દીવશ ઉગે એટલે પાછા, પાધરે પંથે વહે. ॥ ૩૧ ॥ વન ફળ કેરો આર કરેને, સરોવરમાં પીયે પાણી; બને તેટલું રટન કરે, દુખાંન થાયે રાણી. ॥ ૩૨॥ વળણ. ॥ એવી રીતે જાય છે. પાંચ પુરૂશ એક નાર; વ્યાસ વલ્લભ વાણી વદે, આગળ કરૂ વિસ્તાર.



## કડવું ૪ રાગ રગતાવળીની ચોપાઈ.

બોહ્યા જયમુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી; કળીયુગ બેઠો જે વારે,ધરમે રાજ છોડયું તે વારે. ॥૧॥ કળીના મનને થયું એમ, હીમાળે ગયા પાન્ડવ કેમ; મને જાણ્યો નબળોને નીચ, એમને ન ગમ્યો મારો કીચ. ॥૨॥ પણ માહારા કીચમાં રોળું, એતો સતીયાનું સત્ય ભોળું; ત્યારે કળી કહાવુ નામ,સત્ય છોડવું જઈ તે ઠામ ॥૩॥ માહારા ઝપાટામાંથી જાય, હું તો હારય પામ્યો ગણાય; એતો કહેવાય સતીના છોરા, માહારા વારામાં શું જાય કોરા. ॥૪॥ નળરાય સરીખા બળીયા, તેવા મોહોટાને પણ મેં છળીયા; દયમંતી સરીખી સતી, જેણે એકજ કીધો પતી. ॥ ૫ ॥ તેને દુખ દીધું મેં અતી, કરી નાંખી માહા માઠી ગતી; તેના કરતાં શું દ્રુપતી સતી, જેણે કીધા છે પાંચ પતી.॥ ૬॥ એને ભ્રષ્ટ કરી કષ્ટ દેવું, થકવી મુજ પંથમાં લેવું; નળ સબળ ગણાતો જગમાં, પણ ઠગાયો હું ઠગમાં. ॥ ૭ ॥ પછી પાન્ડવ તો શા લેખે, જેને ઘણા પ્રાણી ઉવેખે;

માહારા વારામાં આવેલા જાશે, તેતો વગોણું માહારૂં થાશે. ॥૮॥ હ-વે કરવું છે માહારે રાજ, કોણ કરવા દેશે ધાર્યું કાજ; હજી ઘણા દાહાડા મારે લેવા, કેમ પાન્ડવ જાવા દેવા. ॥૯॥ એમ જાણીને કળીયુગ કોપ્યો, સત્યવાદીની મરીયાદ લોપ્યો; જાય છે પાન્ડવ જે પંથ, પાપી આવ્યો કરીને ખંત. ॥ ૧૦ ॥ એક નગ્ર બનાવ્યું વનમાં, જોઇને મોહ પ્રગટે મનમાં; ફરતો કોટ કાંગરા ઝાઝા, કર્યા ફરતા દસ દરવાજા. ॥ ૧૧ ॥ ત્યાં બેઠા દશ દરવાન. ઉઘાડાં ખડગે મસ્તાન; કળી થઇ બેઠો ગામ રાજા, એના તાબામાં શેવક ઝાઝા. ॥ ૧૨ ॥ વળી રહી મનમાં ઘણી માઝા, વાગે ફુડબી ડંકા ને વાજાં; એવું નગ્ર દીઠું સતી તન; તવ ધર્મ વધ્યા વ-ચન. ॥ ૧૩ ॥ ચાલો ભાઇ આ ગામમાં જઇએ, અન લેઇને રાંધી ખઇ-એ; ઘણા દહાડા અન વણુ ગયા, માટે અનના આતુર થયા. ॥ ૧૪ ॥ એમ વિચારી નગ્રમાં જાય, કળીનું કરયું ક્યાંથી કળાય; ધામધુમને શોભા જોઇ, સ્તબ્ધ થઇ ગયા સહુ કોઇ. ॥ ૧૫ ॥ રૂપ રંગમાં રહીયત સર્વે, ધ્રુપતી શું ધરી શકે ગર્વ; એના સરખી રામા રૂપાળી, થયા ત્રપત નગ્ર નિહાળી. ॥ ૧૬ ॥ તવ વ્રરકોદર વધ્યા વાણી, તુચ્છ દીસે ધ્રુપતી રાણી; તવ કળીએ કર્યા બે દુત, તે ગયા જ્યાં સતીના સુત. ॥ ૧૭ ॥ ભીમની વાત સુણી તે બોલે, નથી રૂપ કોનું રાય તોલે; રાજાને નીરખ્યો હોય તમે, તવ જીવ તમારો ભમે. ॥ ૧૮ ॥ ઇંદ્ર ચંદ્ર તારાને ભાણ, તેનો થાકયાં ક રીને વિખાણ; વિષ્ણુ સરખા વિચારમાં પડીયા, આવા રૂપાળા કોણે ઘડી યા. ॥ ૧૯ ॥ ગૌર વરણ તેજ રૂપ ધામ, દેખી વીષ્ણુ થઇ ગયા શામ; આ વી વારતા થાય છે જ્યારે, કળી અશ્વે બેશી આવ્યો ત્યારે ॥ ૨૦ ॥ અ તી રૂપ રૂપનો અંબાર, જોવા લાગ્યા કુન્તી કુંવાર; એવે દ્રુપતીએ જોયો દ્રષ્ટ, સતી સમજી ગઇ સપષ્ટ. ॥ ૨૧ ॥ નોહ્ય મનુશ દહીત કે દેવ; કોઇ કપટી અશ્વ મેવ; મને મોહ લગાડવા આવ્યો, એણે રૂપાળો ચેરો બતાવ્યો. ॥ ૨૨ ॥ પતી વિના અવર જન ભ્રાત; તેતો દુષ્ટ શું જાણે વા ત; એનું રૂપ શું કરવું માહારે, ખાલી પીલી ખોટો મોહ ધારે. ॥ ૨૩ ॥ એમ ધારીને નીચું ચાલ્યું, તવ કળીનું કાંઇ ન ચાલ્યું; કર્યો કળીએ મ ન વિચાર, મન ચમક્યું નહી લગાર. ॥ ૨૪ ॥ જો જરા મન વિભળ થા ય, તો મવેશુ બુદ્ધી ભાંગ; પછી કુમંથ તેનું ચડાવી, એના કંથની સાથે લડાવી. ॥ ૨૫ ॥ એમ ધાર્યું ને થયો નીરાશ, એણે અબળાની મુકી આ શ; પછી પાન્ડવ ક્ષુધાતુર, ઉતર્યા છે મોહાના સુર. ॥ ૨૬ ॥ એક ચિઠ્ઠી અરજુનની પાસ, વેચી નાંખી અનની આશ; તે વાતે મનનું અન લીધું,

રાંધી જમવાનું મન કીધુ. ॥ ૨૭ ॥ ગયા વાડવની ફળી માંય, એક બ્રાહ્મણ દીઠા ત્યાંય; તેને કહ્યુંકે ઓ મહારાજ, અમારે રાંધી ખાવું આજ. ॥ ૨૮ ॥ તમારી માંડવી સ્વચ્છ જોઇ, તેમાં કરવાદ્યો રસોઇ; બોલ્યો વિપ્ર અરે ઓ બાપુ; લાવો મુજ ઘરમાં રાંધી આપુ. ॥ ૨૯ ॥ તવ પાન્ડવે શીધાં દીધાં, તેતો વિપ્રે ઉપાડી લીધાં; અન મુકી દીધું ઘરમાંય, અજામાઉશજ રાંધ્યું ત્યાંય. ॥ ૩૦ ॥ પછી છયે જણાને જોડ, માંડવામાં બેસાડયા કોડે; પછી ઘરમાં પીરશી થાળ, બહાર લાવી મુકયા તતકાળ ॥ ૩૧ ॥ તવ પાન્ડવ વિસ્મય થાય, આ શું વિપ્રને ત્યાં કહેવાય; ઉઠી ઉભા થયા સતી તન, કરવું નથી ભાઇ ભોજન. ॥ ૩૨ ॥ તવ વિપ્રે જઇ કર ઝાલ્યા, નાણું આપ્યા વિના કયાં ચાલ્યા; કહે પાન્ડવ શીધા દીધાં, તોહે કપટનાં કામ કીધાં. ॥ ૩૩ ॥ અમે આપ્યું છે પહેલું અન, તોયે શાનું માગોછો ધન; અમને અભક્ષા ભક્ષ મેલ્યાં, ભાણે બેસાડી કાઢયા ઠેલી. ॥ ૩૪ ॥ તોયે ગળે પડયા માહારાજ, કેહેતાં અમને આવે છે લાજ; તમે સમજીને રહો અળગા, તવ બીજા લોકો આવી વળગ્યા. ॥ ૩૫ ॥ કરેલું આપો નહી તો શું થાસે, વારતા રાજ દરબાર જાશે; એમ લોકે કર્યો બોબાટ, ભીમ જોઇ રહ્યો એ ઘાટ. ॥ ૩૬ ॥ આતો વિપ્ર જાતીને શું કરીએ, કાંઇ શીક્ષા દેતાં ડરીએ; એવે કળીરાય જાણી જોઇ, આવ્યો લાવ્યો હુતો સહુ કોઇ. ॥ ૩૭ ॥ ઘેર્યા પાન્ડવને એકાએક, કર્યા હુંકારા ટુંકારા છેક; આવ્યા ગામમાં કરવા તોફાન, માર ખાશોને થાશો હેરાન. ॥ ૩૮ ॥ તવ પાન્ડવ બોલ્યા એમ, રાય અન્યા કરોછો કેમ; વેચાતું અન લાવી દીધું, પછી બ્રાહ્મણે કપટ કીધું. ॥૩૯॥ માઉશ આર લાવી મુકયો અમને, કહી શું દેખાડીએ તમને; તેથી કર્યું નહી ભોજન, મુકીને જઇએ છીએ અન. ॥૪૦॥ વળણ. ॥ અન મુકી જઇએ અમે, ઓરે નગ્રના રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, રાય કરે છે ન્યાય. ॥



## કડવું ૫ રાગ ધનાસરીની ચાલ.

જયમુની ફરી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કળીયુગ કેરો કથાય. ॥ ૧ ॥ કળી રાજા ન્યાય કરવા, વિપ્રને પુછયું એમ; તુને અન આપ્યું છે છતાં, વિશેષ વળગે કેમ. ॥ ૨ ॥ એટલે વાડવ એમ બોલ્યો, સુણો હકીકત રાય; માહારી બીના સાંભળીને પછી કરજો ન્યાય. ॥ ૩ ॥ અનનું અજામાંઉશ બનાવી, રસોઇ સારી

કીધી;ન ખાધુ તો નશીબ એમનુ, મેહેનત નથી દીધી. ॥૪॥ રશોઇની હું મેહેનત માગુ, વળી વાસણનું ભાડુ; વિશ્રામ કીધો તેનું પણ માગુ. હામાં શું છે મારૂ આડુ. ॥૫॥ તવ કળી રાજા એમ બોલ્યો, વિપ્ર તણી ન્યાય વાત; માગે તે આપો નહી તો તમારા, બંધન કરશું હાથ. ॥ ૬ ॥ વ્રકોદર કહે ઓરે રાજા, વિપ્ર મરે છે મથી;વપુને વસ્ત્ર વીના બીજુ, અ-મારી પાસે નથી. ॥ ૭॥ રાંધેલું રહેવા દીધુ એને ત્યાં, તે ભાડુ માનીલે ભારી; કળી કહે કાંઈ હોય નહીતો, આપો તમારી નારી. ॥ ૮ ॥ ભીમ કહે ઓ દુષ્ટ મતીના, એ શું બોલ્યો વાણી; તારી સાથે વારતા કીધી, ન્યાય ભરેલો જાણી. ॥૯॥ જેવો રાજા તેવી પ્રજા, અધરમી દીસે ગામ; કળી કહે સત્ય ધરમી છોતો,હાંઇ આવ્યા શું કામ. ॥૧૦॥ કોના કો પણ કોકની નારી, લાવ્યા છો વેચી ખાવા; ચાલોરે દુતો કેદ કરી દો, અબળાને છોડાવા; ॥૧૧॥ એટલે ઉછળ્યા દુત કળીના, કર બાંધવા કરી ત્યારી; એટલે કળી કર ઝાલીને, ખેચોટવા ગયો નારી. ॥૧૨॥ તેવી વ્રકોદરની આંખ ફાટી, પુરણ પ્રગટયો કોપ; તેવીજ કળીએ માયા કરેલી, તે કરી નાંખી લોપ. ॥ ૧૩॥ જોઈને પાન્ડવ વિસ્મય પામ્યા, કાંક માયાવી કામ; આ ભોમી કયાં આપણુ આવ્યા, જઇએ બીજે ઠામ. ॥ ૧૪॥ એવું ધા-રીને ધશી ચાલ્યો,અવર પંથે જાય; આગળ મારગમાં ગયો કળી, તેણે કર્યો ઉપાય. ॥ ૧૫ ॥ વન વિસે એક ઝુંપડી કીધી, પાણીની પર-વ કહાડી; આવતા જતા મુસાફર માટે, બેઠો સદાવ્રત માંડી. ॥ ૧૬ ॥ પાન્ડવ વનમાં વાટે વહે છે, ક્ષુધાને તરશા પીડે; શરીરમાં શકિત વિના-ના,ડોલતા ડોલતા હીંડે. ॥૧૭॥ એવામાં ત્યાં કુપ દીઠો, પરણકુટીકા પાસ; ધર્માદાનું અન મળે ત્યાં, ભીક્ષુકને એ આશ. ॥ ૧૮ ॥ પાન્ડવ ત્યાં જ-ઇને બીરાજ્યા,કળી બેઠો જળ પાવા;આવો મુસાફર અન જળ મળશે, ન લાગશો ગભરાવા. ॥ ૧૯ ॥ ધર્મ કહે છે ધરમાદાનુ,અમે ન પીયે પાણી; કુપમાંથી જળ કાઢીને પીશુ, પાત્ર દો દયા આણી. ॥ ૨૦॥ કળીયે કહ્યું એ કુપ વિશે, ઉતરોતો ઉતરાશે; પણ નર નારી સાથે ન જાવું, જાશો તો વિઘન થાશે. ॥ ૨૧ ॥ પ્રથમ પુરૂશો પાણી પીયો, પછીથી જાશે નારી; તવ ભીમ મનમાં એમ સમજ્યો,છે કોઇ પાપી વિકારી. ॥૨૨॥ વિકારી જાણી વ્રકોદરે કહ્યું, નારી પીયે જળ પહેલું; અમથી શરીર અબળા કેરૂં, કષ્ટીથી કથલ્યું વેહેલું. ॥ ૨૩ ॥ માટે જા જુવતી જળ પીવા, ક્ષુ-પતી ઉઠી ત્યારે; કુપ વિશે ઉતરવા લાગી, ગઇ અડપે સુમારે. ॥ ૨૪॥ કળીયે કુપમાં ગફા બનાવી, સુંદીર શોભા સારી; બ્રહ્મા વિષ્ણુ શીવ

સરીખા, માહા મોહ પામે ભારી. ॥ ૨૫ ॥ હીંચોળા ખાટચો ઢાળી ચોખાટચો, અત્તર ફુલેલ સોડે; સતી નારી થાય વિકારી, કામ કરેલું કોડે. ॥ ૨૬ ॥ દેવ રૂપે થઇ કળી બેઠેલો, ધ્રુપતીએ દીઠો દ્રષ્ટ; જાણ્યું કે છે કોક દેવનો વાસો, એવું સમજી સ્પષ્ટ. ॥ ૨૭ ॥ દરસન કરીયે પાપ નિસ્તરીએ, અબળાએ ધાર્યું મનમાં; શાસ્ત્ર રીતીથી ન્યાય નિતીનો, તોલ કર્યો વળી તનમાં. ॥ ૨૮ ॥ જો હોય કપટ તો થાઉ દુખી, માટે જવું નહી સારૂ; એમ સમજી ઉભી રહી અબળા, કળીયે કર્યું અંધારૂ. ॥૨૯॥ ભયંકર કુપ ભાસવા માંડયો, ગોરી ઘણી ગભરાણી; તે સમે ગુફામાં કપટી કળીએ, તારૂણી લીધી તાણી. ॥ ૩૦ ॥ ગુફામાં પ્રકાશ કુપમાં તીમર, કપટ કીધું પાપી; એકાએક અબળા ગભરાણી, નોહોતું દીઠું કદાપી. ॥ ૩૧ ॥ જાણ્યું સ્થાનક દેવનું નોહોયે, કપટી કળી કોઇ પુરો; અરે આ વેળા ક્યાં ગયો, ભીમશેન સ્વામી સુરો. ॥ ૩૨ ॥ આ કુકરમી પેરી બેઠો, સતીને પ્રગટયો કોપ; કળીએ જાણ્યું સ્રાપ દેશે, પોતે થયો અલોપ. ॥૩૩॥ પાન્ડવ કુપની બાહાર બેઠા છે, ત્યાં કળીયે ખેલ કીધો; એકજ અબળાને એક રાક્ષસ, પોતે બનાવી દીધો. ॥ ૩૪ ॥ તે રાક્ષસની ખાંધે અબળા, ધ્રુપતી સરખું રૂપ; તેને લૈને બહાર નીકળીયો, જ્યાંથી બનાવટ કુપ. ॥ ૩૫ ॥ તે કુપમાંથી નીકળી નાઠો. કરત્રીમ રાક્ષસ જેહ; તવ પાન્ડવે નજરે જોયો, રાક્ષસ જાતો તેહ. ॥ ૩૬ ॥ એવામાં ધ્રુપતિ સ્વરૂપે, બોલી કરત્રીમ નારી; ભીમસેન સ્વામી વાહારે ધાજો, ભુંડી ગતી થઇ માહારી. ॥૩૭॥ ધરમ પ્રત્યે ભિમ બોલ્યો, કુપમાં ગઇતી નારી; જુઓ તેને હરીને ચાલ્યો, રાક્ષસ વ્યભીચારી. ॥ ૩૮ ॥ એટલે ધરમ રાજા બોલ્યા, ઉઠો માહારા ભ્રાત; અબળાને છોડાવી લાવો, અતી થયો ઉતપાત. ॥ ૩૯ ॥ ॥ વળણ ॥ ઉતપાત આતો બહુ થયો, દોડો મારા વિર; વ્યાસ વલ્લભ વાણી વદે, તવ ઉઠયો રણધીર. ॥



## કડવું ૬ રાગ સાખીની ઢબનો.

જયમુની રૂશી એણી પેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું. કળીની કષ્ટ કથાય. ॥ ૧ ॥ વિર વ્રકોદર ઊઠીને નાઠો, રાક્ષસ પુઠે જાય; તેમ.તેમ રાક્ષસ આગળ નાસે, ભીમને ભેગો ન થાય. ॥ ૨ ॥ એવી રીતે દોડયો દોડયો, ગયો એક જોજન; એવે સમે લગભગ થયો; વાયુ કેરો તન. ॥ ૩ ॥ કોટમાં ચોટ કરી ભીમશેને, દુષ્ટે કાળીગ

રી કીધી, કરત્રીમ કામની ખાંધ ઉપર તે, અવની નાંખી દીધી. ॥ ૫ ॥ પછી ભીમના સામે થઇને, કોપ કળી એ કીધો; વ્રક્ષ સાથે વ્રકોદરને, બળથી બાંધી લીધો. ॥ ૬ ॥ પછી પોતે અદ્રસ થયોને, અદ્રસ કીધી નારી; ભીમ વડા વિચારમાં પડીયો, આ કોઇ માયાવી ભારી. ॥ ૬ ॥ નહી પંચાળી નહીં કો રાક્ષસ, નહી કોઈ મનુશ દેવ; ખરેખરો માયાવી મોહોટો, અલોપ થયો એવ. ॥ ૭ ॥ એમ વડા વિચારમાં પડયો, થયો અતી ઉદાશ; અરેરે મમ બંધુ એ કયાં, કરશે માહારો તપાસ. ॥ ૮ ॥ એમ એનો ટળવળ્યા કરેછે, જ્યાં બેઠા ચાર ભ્રાત; ત્યાં કળી આવ્યો વિપ્ર રૂપે, કહી અરજુનને વાત. ॥૯॥ એ ભાઇ હું આ પંથથી આવ્યો ત્યાં મેં જોયું તોફાન; એક અબળાને લેઇને કોઇ, વહી ચાલ્યો મસ્તાન. ॥ ૧૦ ॥ તેની પુઠે કોઈ હલમસ્ત પ્રાણી, જતો તો દોટા દોટે; અબળા હરનાર વળગી પડીયો, પુઠે પડેલાની કોટે. ॥ ૧૧ ॥ અવળા ભુજે વ્રક્ષ ની સાથે, બંધન કીધો બળીયો; અબળા હરનાર પાપી પ્રાણી, નારી લે ઇ પંથ પળીયો. ॥૧૨॥ બાંધ્યો છે બળમાં કેવી કળમાં, કોનો છોડયો નવ છુટે; પોતાને બળે છુટાતુ નાથ, વ્રક્ષમાં માંથુ કુટે. ॥૧૩॥ રાઢયો નાંખી રડે છે, કેહે છે નીસાશા મેલી; અરેરે આવી વિપત વેળા, બંધવ ન થયા બેલી. ॥ ૧૪ ॥ સર્વની સહીઆરિ અબળા છે, પણ પક્ષ ન કરિ કો ઇ; અનજળ વણ સુકાઇ જવાનો, બાંધેલો રોઇ રોઇ. ॥ ૧૫ ॥ એવાં ત્રાસનાં વેણ વદે છે, ઉપજી મુજને દયા; મને પણ એવું લાગ્યું કે, બંધુ ઓ નગણા થયા. ॥ ૧૬ ॥ જોએ તમારો બંધુ હોય તો, ચઢો એની વાહારે; ભુખ્યો ને તરશો બંધાએલો, રડી રડીને પોકારે. ॥૧૭॥ એવાં ત્રાસ ભર્યાં વેણ સુણી; ઉઠયા ચારે વીર, બૈરીને બંધુ બે થયાં દુખી, ચાલ્યા પાંશરા તિર. ॥ ૧૮ ॥ વનને વિશે દોડતા જુએ, કરે ભાઇને પોકાર; કયાં છો બંધુ કયાં છો બંધુ, વાયુ તણા કુમાર. ॥ ૧૯ ॥ એવી રીતે ટળવળેને, કરે સોર બકોર; તવ કળીએ વા વંટોળ કીધો, થયું અંધારૂ ઘોર. ॥ ૨૦ ॥ રેણુ ઉરાડી તોફાન માંડી; ગભરાવ્યા સતી સુત, દીશા ન સુજે કાયા ધ્રુજે, બનીયા આકળા ભુત. ॥૨૧॥ ભાઈ તણું દુખ ભુલી ગયાને, પોતાને દુખે દુલ્યા; જે દિસાએ ભીમ ગયેલો, તે દિશા એ ભુલ્યા. ॥ ૨૨ ॥ અવળ પંથે ચારે પડીયા, મોહોટા અઘોર વનમાં; નારીનો વિયોગ સાલે, તનખા ઉડયા તનમાં. ॥ ૨૩ ॥ એવે સમે અરજુનજી બોલ્યો, એકજ પંથ ન ઝાલો; ભીમને ભેગા થાવું હોયે તો, છુટા છુટા ચાલો. ॥ ૨૪ ॥ પા પા જોજનને છેટે રહીએ, તો તો ભાળજ લાગે; એ

વારતા સહુને સત્ય લાગી; ચાલ્યા આઘે આઘે. ॥ ૨૫ ॥ એમજ છુટાં છએ પડિયાં, કનકે કળયુગ પાપી; દ્રુપતી છે કુપ વિશે, એને વેદના વ્યાપી. ॥ ૨૬ ॥ કુપ વિશે ગુફામાં ઉભેલી, જડે નહિ કોઈ પંથ, વેદના જાગિ રડવા લાગી; ક્યાંરે ગયા મુજ કંથ. ॥ ૨૭ ॥ વળણ. ॥ ક્યાંરે ગયા કંથ માહારા. કપટીનો છે કેહેર; વ્યાસ વલ્લભ વાણી વદે, રડે અબળા દુખ ભેર. ॥

## કડવું ૭ રાગ કાફીના ચાલનો.

હાંરે બોલ્યા જયમુનિ મુખવાણી, રડે કુપ દ્રુપતી રાણી; હાંરે હુતો આવી પીવાને પાણી, તવ તરકટીએ લીધી તાણિ. ॥૧॥ હાંરે મુકી ગુફામાં ગયો નાશી, કરી કપટીએ આ ફંદ ફાંસી; હરી હવે નિકળવાનો જે પંથ, નથી જડતો એ માહારા કંથ. ॥ ૨ ॥ હાંરે જુઓ છે અંધારૂં ઘોર, સુણો હું પ્રેમદાનો શોર; હાંરે સ્વામી સુણિને વાહારે ધાવો, દુખી દારાને દુખથી બચાવો. ॥ ૩ ॥ હાંરે શીદ શત્રુ થયા જગભુપ, કષ્ટ દેવા દિધું મને રૂપ; હાંરે જ્યાં જ્યાં જાવું ત્યાં દુખી થાવું, જડે પરણ્યા પતિને પિડાવું. ॥ ૪ ॥ હાંરે મહારે માટે થયા કંથ દુખિ, કદિ બેઠા નહીં થઇ સુખિ; હાંરે રહ્યા નહિ દુખમાંથી થોભિ, કેમકે કામિ રૂપના લોભિ. ॥ ૫ ॥ હાંરે કામિ જન મુજને જ્યાં ત્યાં નડિયા, મમ સ્વામિને દુખ દન પડિયા; હાંરે ઘણું કષ્ટ વેઠયું મુજ માટે, માહારૂં સત્ય રાખ્યું શીર સાટે. ॥ ૬ ॥ હાંરે આખો ભવ મને ઉગારી, છેવટ એનું એ થયું મોરારી; હાંરે પ્રભુ તમ વિના નથી બેલી, છેવટ દુખ દરીઆમાં મેલી. ॥ ૭ ॥ હાંરે વારમ વાર ચઢયા છો વાહારે, દાશીને દુખી છે તમે ક્યારે; હાંરે આજ લાજ જવાની સ્વામી, તારી સેવામાં શું આવી ખામી. ॥ ૮ ॥ હાંરે પ્રભુ શું સમરણ તારૂં ચુકી, મને દુખ દરીઆમાં મુકી; હાંરે મેલ્યો વૈભોગ તુજને મળવા, છેવટ નીકળ્યાં હીમાળે ગળવા. ॥૯॥ હાંરે જ્યાં ત્યાં થાય બધે ઉપાધી, પ્રગટે વણવ્યાધીએ વ્યાધી; હાંરે જીવતાં સુધી આવ્યો નહીં છેડો, કામી લોકો એ મુકયો ન કેડો. ॥૧૦॥ હાંરે પ્રભુ તેનો ઉપાય શું કરીએ, હવે ડુબી ગયાં દુખ દરીએ, હાંરે પ્રભુ બુડતાંની બાંહ ઝાલો, વણ ગુન્હે ગરદન શીદ ઘાલો. ॥ ૧૧ ॥ હાંરે કદી થયો હોય અપરાધ માહારો, તોએ દાસોનાં દુખ નીવારો; હાંરે સુણો અરજ ગરીબની ગોવિંદા, કહાડો કોટમાંથી ફાંસી ફંદા. ॥ ૧૨ ॥ હાંરે પ્રભુ તમ વણ સમરથ કીશો, આ વેળા મુને

આધાર દીધો; હાંરે એમ તારૂણી ટળવળતી, ખરી આંતરડી કળકળતી. ॥ ૧૩ ॥ વળણ. ॥ આંતરડી કકળી ઘણી, આંસુ વહે ચોધાર, વ્યાસ વલ્લભ વાણી વદે, એકલી ગુફામાં નાર. ॥ ૨૦ ॥



## કડવું ૮ રાગ સામગ્રીનો દોહરો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાયજી; વિસ્તારી તુજને સંભળાવું, પરમ પવિત્ર કથાયજી. ॥ ૧॥ દ્રુપતી એકલી રડે ચોધારે, દીઠો છે કષ્ટનો કુપજી; એવે ગુફામાં પ્રગટ થયો, કળયુગ રાજ સ્વરૂપજી ॥ ૨ ॥ આવી હીંચોળા ખાટે બેઠો, જોયું નારીના સામુંજી; ઓરે અબળા શીદ રડે છે, અહીં નહીં દુખ તું પામુંજી. ॥ ૩ ॥ બેસો હીંચોળે દાશી વા ઢોળે, મોને પુછીને જમોજી, પેહેરો ઓઢોને વૈભોગ ભોગવો, અમ સાથે રંગ રમોજી. ॥ ૪ ॥ પાંચ પતીની પંચાળી તું, નહીં કાંઇ ધણી એકજી; જો તારે રણમાં પડે રખડવું, દુખનો દરીયો છેકજી. ॥ ૫॥ જો પાંચ પતી નથી બેલી તારા, મુકીને ગયા ચાલીજી; નહી ખાવા પીવા પેહેરવા ઓઢવા, ભટકી મરે છે ખાલીજી. ॥ ૬ ॥ એમને પાલે પડી શું સુખ દીઠું, બાર વરસ વન વેઠયુંજી; તેરમે વરસે વૈરાટ નગ્રમાં, દુખનું વસ્ત્ર લપેટયુંજી. ॥ ૭ ॥ તે દુખમાંથી નીકળી ચાલ્યાં, તોપણ રાજ ન મળીયુંજી; કુટુંબ કબીલોને પોતાના પુત્રો, તે વિગેરે દળ દળીયુંજી. ॥ ૮ ॥ જો તારા પાંચ પુત્રો મુઆ, કેવાણી વંઝા નારીજી, નીરભાગી પતિના સંગે કરીને; કષ્ટ પામી માહા ભારીજી. ॥ ૯ ॥ વળી જંપીને બેસવા વેળા, આવી પહોંચી જયારેજી; નહી સુખ લીધુંને હીમાળે ગળવા, નીકળી પડીયા ત્યારેજી. ॥ ૧૦॥ એવા કરમ હીન કંથોના સંગે, તું કષ્ટ વેઠે શાનેજી; હું વશ રહીને વઇભવ આપુ, જેમ તારૂ મન માનેજી. ॥ ૧૧ ॥ મનુષ દેહ નહી આવે ફરીને, લેવા સંસારીક લાહાવોજી; પશુ પક્ષીમાં કયાં છે લાહાવો, સમજી હીંડોળે આવોજી. ॥ ૧૨ ॥ માહારે તમારા વશમાં રહેવું, જેમ કહો તેમ ચાલુજી; બોલ્યું અબોલ્યું ન કરૂં તમારૂં, જે માગો તે આલુજી. ॥૧૩॥ બેશ કહો તો બેશી રહુને, ઉઠ કહો તો ઉઠુજી; નાચ નચાવો તો થેઇ થેઇ નાચું, જરા ન જાણશો જુઠુજી. ॥ ૧૪ ॥ સેવક સમ સદા રહુ તાબામાં, બેસોને સુખડું પામીજી; જુઓ જોબન મુજ રંગને રૂપમાં, બતાવો સુજમાં ખામીજી. ॥ ૫ ॥ તવ દ્રુપતી રોતી રહીને, આંસુ લુછ્યાં લોચન-

જી; તવ કળીએ જાણ્યું રોતી રહી તે, કાંઇક માન્યું મનજી. ॥ ૧૬ ॥ એવું જાણીને કર ઝાલવાને, ઉઠયો તેણી વારજી; પંચાળીએ કહ્યું બેશ ઠેકાણે, મુરખના સરદારજી. ॥ ૧૭ ॥ કળી કહે છે જે કેહેસો તે, સાકર સમ વેણ લાગેજી; ગાળ દેશોતે ગોળ સરખી, કાળજડે નહી વાગેજી. ॥ ૧૮ ॥ તમે બોલોછો તે પુસ્પ ગરે છે, ધન્ય ઘડી આજ માહારેજી; કામીને કાંઇ લાજ ન હોયે, બોલી સતી મુખ ત્યારેજી. ॥ ૧૯ ॥ અરે મુરખ જન એ શું બોલ્યો, ઓળખતો નથી અબળાજી; ઉંચી દ્રષ્ટીથી જોનારા બુડયા, પુરૂશ સબળા સબળાજી. ॥ ૨૦ ॥ પરદારા છે ડુંગર દુખનો, સુખનો સાગર જે ધારેજી; તેટલા પ્રાણી રવડીને મુઆ, કથા પુરાણ પોકારેજી. ॥ ૨૧ ॥ સમજ સમજરે અજ્ઞાની જીવડા, શું રૂપ રંગને મોહયોજી; રાવણ સરખા ખવાર થયાને, ઘરબાર પરીવાર ખોયો-જી. ॥ ૨૨ ॥ વઇરાટમાં જોને કૈચા કચકે, કુ દષ્ટ કરી જયારેજી; નિશાળ વિશે પાશાણ નીચે, કચરાઇ મુઓ ત્યારેજી ॥ ૨૩ ॥ જેણે એ કૃત્ય કીધાં તેણે,સ્વપને ન દીઠું સુખજી; પરાણે પરદારા લેતાં, થઇ ગયા શામ મુખજી. ॥ ૨૪ ॥ પતિને કષ્ટે કષ્ટજ ભોગવે, તેને જાણવી નારીજી; પ્રેમદા પોતાનું સુખ ચાહે તો, નરક ભોગવે ભારીજી. ॥ ૨૫ ॥ મુનશા દેહનો લાહાવો મુજને, લેવરાવ્યો છે મુજ કંથજી; મીથ્યા માયામાંથી મનડું ઉઠાડી, દેખાડયો મોક્ષનો પંથજી. ॥ ૨૬ ॥ જેથી તરવું ન અવતરવું, કરવું એવું કામજી; એ સ્વામી સમાન અવર નથી, જેને પ્રસન્નશ્રી રામજી. ॥૨૭॥ દરબાર રાજપાઠ રીધી તેમાં, સર્વનું મન ભમેજી; તેવી મોહમાયા છોડી છટકવું, શ્રષ્ટીમાં કોને ન ગમેજી. ॥ ૨૮ ॥ જ્ઞાન વીનાના અજ્ઞાની જીવને, વાહાલો લાગે સંસારજી; તેના જીવ સદા સ્રષ્ટીમાં ભમે, ન ઉતરે ભવ પારજી. ॥ ૨૯॥ રૂપાળી કાયાનો મોહ કરીને, વશ થાય છે જન જેહજી; જેવું અનનું નર્ક બને છે, તેવો જીવ બને તેહજી. ॥ ૩૦॥ ખાવાના પદારથો કેવાં સારાં, કેવી સારી તેની બાશજી; તેવું અમુલ્ય અન જાય ઉદરમાં, થાય છે મળસંગ વાસજી. ॥ ૩૧ ॥ એટલે એનું સ્વરૂપ બદલાઇ, દુરગંધ વાળું થાયજી; એ રીતે કાયાનો મોહ રાખે છે, તેનું સ્વરૂપ બદલાયજી. ॥ ૩૨ ॥ માટે મોહ માહરો મુકી દેઇને, લે નર હરીનુ નામજી; એવણ શ્રષ્ટીમાં કષ્ટી સમજને,કર પરમારથ કામજી. ॥ ૩૩ ॥ તવ કળીએ રક્ત લોચનથી, કીધો મુખ અવાજજી; સમજી જા નહીતો બળાતકારથી, લેઇશ તારી લાજજી. ॥૩૪॥ એમ કહી કર ઝાલવાં ઉઠયો, જાણ્યો તારૂણીપર તાપજી;સતી કહે રડયા

આઘો રહેજે, નહીતો દેઇશ શ્રાપજી. ॥ ૧૫ ॥ વળણ. ॥ શ્રાપ દેઇ-શ હું તુંજને, એવું બોલી નાર, વ્યાસ વલ્લભ વાણી વદે, આગળ કરૂં વિસ્તાર. ॥



## કડવું ૯ રાગ સાખીની ચાલ.

જયમુની ફરી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કળીની કથાય. ॥ ૧ ॥ જાણ્યું કે મુજને શ્રાપજ દેશે, કામનીને થયો કોપ;એવું સમજી કપટી કળી,ત્યાંથી થયો અલોપ. ॥ ૨ ॥ પાછો બારણે જઇને બેઠો, સદાવરત દેવા; ભીમસેનને સોધવા ચાર બંધુ,બાવરા બનીયા કેવા. ॥૩॥ ઓ ભાઇ ઓ ભાઇ કરતા કરતા, છુટે છુટા જાય; એવામાં ધરમને શેદેવ, વનમાં ભેગા થાય. ॥૪॥ યુધિ-ષ્ટર કહે ઓરે વિરા, ભીમ દુખ દરીએ ડુલ્યો; મને લાગે છે મારી નાં-ખેલો, જરૂર રણમાં ઝુલ્યો. ॥ ૫ ॥ અરેરે અબળા કયાં રહી, કયાં વ્ર-કોદર વિર; પારથ નીકુળ કયાં રખડશે, કેમ કરી રહે ધીર. ॥ ૬ ॥ અરેરે રાંકડી અબળાને, અસુરશું દુખ દેશે; માહા સત્ય વાળી સતી છે તે, દંતુમાં જીભ્યા લેશે. ॥૭॥ નીસ્ચે એ આપઘાત કરશે, મરશે પરાણે પો-તે; ગમે તેમ ઘેરાઇ ગયેલો, ભીડનો ભીમ હતો તે. ॥ ૮ ॥ નહીતો નારી લેઇને પોતે, આવી મળ્યો હોય હાંઈ. આપણા દુખે થાય દુખી, એવો બીજો કોણ ભાઈ. ॥ ૯ ॥ એવામાં નીકુળને ધનંજે આવિ પોહાચ્યા ત્યાંય; ઓરે બંધુ વિર વ્રકોદર, દેખાતા નથી કયાંય. ॥ ૧૦ ॥ અરેરે હવે જીવી શુ કરીએ, મરીએ તો બહુ સારૂં; સતી સુંદરીની શું ગતી, છેક વળ્યુ અંધારૂ. ॥ ૧૧ ॥ એમ કહી અરજુન નીકુળ, રડવા લાગ્યા અપાર,ઓ ભીમ ભાઇ ઓ ભીમ ભાઇ, કરે ઘણા પોકાર. ॥૧૨॥ માબા-પે વનમાં જન્મ દીધો,નગરમાં એ ભાઇ લાવ્યો.પ્રેત તણી હવેલીમાંથી. સહુનો જીવ બચાવ્યો. ॥ ૧૩॥ અરજુન આંબલી પીંપળી રમવા કઉ-રવ સંઘ સધાર્યો; નારાં પડયાં તેનો માર પડતો, ત્યાંથી ભીમે ઉગાર્યો. ॥ ૧૪ ॥ લાખા ભુવનથી સહુને ઉગાર્યાં, હેડંબા સુર હરી ગયો; ત્યાં આવીને એણે બચાવ્યાં, ઘણોક દુખી થયો. ॥ ૧૫ ॥ તે પછી લઇ ગ-યા કબીરા, આપણને મધરાતે; તે પાપીને વાવમાં નાખી, ઉગાર્યા એ ભ્રાતે. ॥ ૧૬ ॥ અવર જીવો ઘણા ઉગાર્યા, કહેતાં ન આવે પાર; ભીડ વેળાનો ભાઇ એતો, સુરાનો સરદાર ॥ ૧૭ ॥ એમ કહીને આક્રંદ કર-

તા, ભરતા આંસુ અતીશે; અરેરે આ કેમ થવાનું, શું ધાર્યું જગદીશે. ॥ ૧૮ ॥ એવું એવું સંભાળીને, રડે હૈયાફાટ; તે વેળાએ ધરમ રાયે, મુક્યો કર લેલાટ. ॥૧૯॥ પછી અતીશે અકળાઇને, મરવું આદર્યું પોતે; શેહદેવ પ્રત્યે કહેવા લાગ્યા, ધરમ રોતે રોતે. ॥ ૨૦ ॥ એ વીરા તું ત્રી-કાળ જ્ઞાની, તુને રહે કેમ ધીર; સાચુ કેહેજે કયાં આગળ છે, વ્હાલો વ્રકોદર વિર. ॥ ૨૧ ॥ બતાવો બંધુ કૃપા સીધું, સોધન કરવા જૈએ, તવ જોશી કહે ચાલો બતાવું; પુર્વ દીશાએ વહીએ. ॥ ૨૨ ॥ એમ ક-હ્યું તવ સરવે ઉઠયા, પુર્વ દીશાએ જાય; વ્રક્ષ સાથે વરકોદરતો, બંધન છે માહાકાય. ॥ ૨૩ ॥ ઉભો ઉભો એ રડયા કરે છે, બંધવને સંભારી; કેવી રીતે આક્રંદ કરતો, ડુબેલો દુખમાં ભારી. ॥ ૨૪ ॥ વળણ. ॥ ભારે દુખમાં દુલીયો, વાયુ કેરો તન; વ્યાસ વદે ભીમશેનતો, કેવાં કાઢે વચન. ॥



## કડવું ૧૦ ગદાધરણનો રાગ.

માહારા બાણાવળી નર વિરરે, વ્હારે ધાવો; મને ચાલે છે નેત્રમાં નીરરે, વ્હારે ધાવો. નથી રેહેતી રૂદેમાં ધીરરે, વ્હારે ધાવો. ઘણું શોસાય છે શરીરરે. વ્હારે ધાવો. દ્રોણના શીશ્ય ગુણ ગંભીરરે, વ્હારે ધાવો. ॥ ટેક. ॥ દ્રુપતી સતી સારૂ ધાઇને દોડયો, બંધન થયો બળવાનરે; આજ અસુર માહારા માંથાનો મળીયો; કરી ગયો હેરાનરે. વ્હારે. ॥૧॥ કસી કશીને માહારી કાયારે બાંધી, નાઠો નારીને લેઇરે; પંચાળી પોતાનો પ્રાણ તજવાની, જીભ્યા ઉપર દંત દેઇરે ॥ વ્હારે ॥ ૨ ॥ પંપા સરોવર ગાન્ધર્વ મળીયો, જળ ભરતાં ડરાવ્યો મુનેરે; ધશી દોડીને હું ના-શી આવ્યો, બનેલી બીના કહી તુનેરે. વ્હારે. ॥ ૩ ॥. તવ તમે આવી અંગારક બાંધ્યો, ધનુશ ધનંજય લીધુંરે; અક્ષે ભાથોને અ-ભંગ રથ મળીયો; પ્રથમ પ્રાક્રમ એ કીધુરે. ॥ વ્હારે. ॥ ૪ ॥ દ્રવીત વનમાં જે દ્રથ આવ્યો, કીધું સતી તણુ હરણરે; તેને છોડવવા હું પુંઠે પડીયો, તવ બંધાયા ભુજ ચરણરે; ॥ વ્હારે. ॥ ૫ ॥ તે તકે તમે અતી બળ દાખ્યું, મુજ ભુજ છોડયા બે વારરે; પાછો જેદ્રથને બંધન કીધો, ત્યારે છુટી એ નારરે ॥ વ્હારે ॥ ૬ ॥ એવા તમે ભીડ વેળાના ભાઇ બંધન બંધુ છોડાવોરે; અબળા અસુરને હાથ ગયેલી, તેમાં તમે જીવ જોડાવોરે. ॥ વ્હારે ॥ ૭ ॥ કર ચપરોલા ચુસાય માહારા, ક્ષુધા અતીસે

પીડરે;અટવાઇ અમુઝાઇ રહુ ચોતારે,ઝટ આવો ભાઇની ભીડરે.॥ન્હારે.॥ ॥૮॥ થાઉ છું દુખી નથી જરા સુખી,ડાક દુખી વાટ જોઇરે;હવે હીમત હૈયાતથી ભાગી,નેત્ર ફુલ્યાં રોઇ રોઇરે.॥૯॥ અઘોર વનમાં હું છું એક લડો, નથી વાતનો વિસરામરે; રૂજની પડશે તવ કેમ થાશે, ઊભા કેમ જાશે જામરે ॥ ન્હારે ॥ ૧૦ ॥ વળણ॥ કેમ જવાની જામની,રડશું હૈયા ફાટ; વ્યાસ વલ્લભ વાણી વદે, જુએ બંધુની વાટ ॥



# કડવું ૧૧ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશીએણીપેર બોલ્યા, સુણ જનમેજેરાય;વિસ્તારી તુજને સંભળાવું, પર્મપવિત્ર કથાય. ॥૧॥ ભીમશેન એકલો ટળવળે છે, બંધુ બંધુ ઓચરતો;અઘોર વનમાં ગભરાએલો, આક્રંદ ઝાઝુ કરતો. ॥ ૨ ॥ એવે સમે ચારે ભાઈ, ભીમને સોધતા જાય; શેદેવજીના કેહેવા પ્રમાણે, વનને પંથ પળાય. ॥૩॥ ભીમશેન ભીમશેન કેહેતા કેહેતા, જાય સતી સંતાન; ભીમશેન પોકારે ભાઇઓને, તે સ્વાલ પડયો કાન. ॥ ૪ ॥ તવ ચારે જણ દોડી આવ્યા, બોલતા બોલતા આપ;વરકોદરે દુરથી દીઠા,ટળીયો તનનો તાપ. ॥૫ ॥ અરજુનજી કહે ગભરાશોમાં,ધારણ રહી મન સાથ; વૃક્ષના સરશો બાંધેલો તે, છોડી નાંખ્યા હાથ. ॥૬॥ વળતો વાયુ નંદન વદયો, અબળાની વાહારે ધૈયે; શેદેવ જોશી કયાં હશે જુવતી,બતાવો ત્યાં જૈયે. ॥૭॥ આ કામ કરનારો કોણ હશે, સર્વ કહો વિસ્તારી; ત્રીકાળ જ્ઞાની છો ગાહાજોશી, કોણે પીડા કરી ભારી. ॥ ૮ ॥ એટલે શેદેવજી એમ બોલ્યા,ઓરે માહારા ભ્રાત;તમે મને પુછયું ત્યારે,હું કહુ માંડીને વાત. ॥ ૯ ॥ નથી રાક્ષસ નથી જમડા, કોઇ નથી પડયું લપટી; અસુરી નગરી હણ્યા પછી, કેડે પડયો કળી કપટી. ॥૧૦॥ તેણે વિચીત્ર લીલા બતાવી; લૈ નારી કુપમાં પેઠો; પાણીની પર્વને અનનુ સદાવ્રત,કાહાડીને પોતોજ બેઠો. ॥ ૧૧ ॥ અબળાને ઉચકી નાઠો તો, તે નહી અબળા સાચી; ધ્રુપતી અતી રડે છે કુવામાં, કાળજડાની કાચી. ॥૧૨॥ ચાલો સદાવ્રત આપે છે ત્યાં,પીડાથી નીરવત થાશું;કળીને સીક્ષા મળશે તો હીમાલયમાં જાશું. ॥૧૩॥ નળને નડીયો તે પુંઠે પડીયો, જોર જપાટે ચાલો; અનેક ઉપાધીનો કરનારો, એને ખરેખર ઝાલો. ॥ ૧૪ ॥ એવી વારતા કરીને ઉઠયા, વડા વિચારે વિર;સેદેવના બતાવ્યા પ્રમાણે,ચાલ્યા પાંશરા તિર. ॥૧૫॥ જ્યાં કળી પાપી બેઠો છે તે,પોતે દાતાર થૈ અનદેવા;

તેવો ઝડપીને ઝાલ્યો ભીમે, આજ કરૂં તુજ સેવા. ॥ ૧૬ ॥ કહી પાંગોઠુ ઝાલી ઉઠાડયો, ચોઢયો તમાચો એક; કાન ઝાલી બીજો ચોઢયો, તાડણ કીધું છેક. ॥ ૧૭ ॥ કળી કહે કેમ મારો છો મુને,ધર્મનો પંથ શું ભાગો, મુસાફરોને ખાનપાન આપુ, ધરમી જોઈ પાય લાગો. ॥૧૮॥ આ રણમાં અન જળ કોણ આપે,કરણી જુઓ માહારી; ઉલટો ઉપકાર માનવો ઘટે, શું કરણી નઠારી. ॥૧૯॥ તવ ભીમ કહે ઓળખ્યો તુને, નળરાયને નડ નારો; સતી સાધવી જે દમયંતિ, તેનિ પુંઠે પડનારો; ॥૨૦॥ ભલુ થયું તે તું હાથ આવ્યો, લાવ્ય અમારી નારી; ઝટપટ મુને દે દેખાડી, નહી તો નાંખુ મારી. ॥૨૧॥ તવ કળીએ સંકેલિ માયા,કુપમાં પ્રકાશ કીધો, તવ શતીને મારગ સુજ્યો,તે મારગ ગ્રહી લિધો. ॥૨૨॥ બાળા બારણે નીકળી આવી,વરકોદરે જોઇ દ્રષ્ટી;ભીમે કળીને માર માર્યો,તેં કરી પુરણ કષ્ટી. ॥ ૨૩ ॥ જોરે આ અવનીમાં અસુરો,થયા હતા અતીશે; તે સરવેનો નાશ કીધો, પક્ષ કરી જગદીશે. ॥૨૪॥ કુસુરોના સૌ હાથ આવ્યા, તું હાથ આવ્યો નહોતો;હીમાળે જાતાં હરફેટ ચઢીયો,હવે ન મુકુ જતો ॥ ૨૫॥ ઘણાને ગરદન ઘાલનારો, હવે તને કેમ છોડુ;કળી કહે મુને મારશોમાં, તમને બે કર જોડુ. ॥ ૨૬ ॥ ભીમ કહે મને રણમાં બાંધ્યો,નારીને કુપમાં પુરી;બીજાને અવળે પંથ લીધા,બહુ કરી બાહાદુરી॥૨૭॥ તારો વારો બેઠો તેથી, અમે છોડયો સંસાર;હિમાળે ગળવા નીકળિયાં, મુકીને ઘરબાર. ॥ ૨૮ ॥ તુ પાપી જન પાપને પંથે,સહુ જીવને ચડાવે; મોક્ષનો મારગ ન દે મળવા, યમદુત હાથ પડાવે. ॥૨૯॥ તારો વારો વિશ્વમાં બેઠો, લાગ્યા પરીણામ માઠા; પુત્ર પરીવાર સરવે છોડી, નરમાશ રાખી નાઠા. ॥ ૩૦ ॥ તો પણ તેં કીધી ઉપાધી, દુખ ઘણેરૂ દિધુ;અમારે તારે વેહેર નોહોતું ને, આ કૃત્ય શું કામ કીધુ. ॥ ૩૧ ॥ કળી કહે મારો વારો બેઠો, તવ આવ્યું મુજ મનમાં;શું મુજને નબળો સમજીને,પાન્ડવ ચાલ્યા વનમાં.॥૩૨॥ જાવા દેઉ કેમ સુખે,એવું મનમાં આવ્યું;પણ સત્યવંતા સુત સતીના, માહારૂં કાંઇ ન ફાવ્યું. ॥ ૩૩ ॥ હાર્યો થાકયો ને હું પાકયો,મુકીદો માહારાજા;તમે તમારે જાવો હિમાળે, પ્રભુએ રાખી માઝા. ॥ ૩૪ ॥ ભીમ કહે તારા વારામાં, સર્વેને નાસવું પડે; જો નવ નાસે તો સુકૃત છોડી, પાપને પંથે ચડે. ॥ ૩૫ ॥ ત્યારે તું જંપવાદે કોને, અવગુણનો તું ભારો; તેથી તુને ઠેર કરૂં તો, તારો ન આવે વારો. ॥૩૬॥ અતી તું અવગુણ ભરેલો, જીવતો મુકુ કેમ; એવુ કહી ને મારવા લાગ્યો, ક્રોધ ભરેલો ભીમ. ॥ ૩૭ ॥ પાટુનો બહુ પ્રાહાર કરેને, મારે ધીકે

ધિક; કળિ કારમિ ચીસનાખે, આવે હૈયે હીક. ॥ ૩૮ ॥ બરબડીને પડે હેઠો,મુખમાં રેણુ ભરાય;થુથુ કરતો થિર ઉભો,માર વગેરો ખાય ॥૩૯॥ ઉચકીને ભીમ હેઠો પછાડે, ઉપર પાટુ પ્રાહાર, કેશ ઝાલી રેતમાં રગદોળે, મારે કોણીનો માર. ॥ ૪૦ ॥ તેથી પાગો વળી જાય વાંકો, ત્રાસથી નાસવું ધારે; વાયુ સુતના કરથી કયાં જાયે, બાપરે બાપ પોકારે ॥ ૪૧ ॥ અંગે ઉઠે ઢીંમડા ને, ઉઠે સોળે સોળ; નખને ઉઝરડે રૂધીર છુટે, થયું દુખોયાનું ડોળ. ॥ ૪૨ ॥ મુખમાં રેણુ નાકમાં રેણુ, નેત્રમાં રેણુ ભરેલી; કરણુ વિશે રેણુના દાટા, ભુંડી કરણી કરેલી. ॥ ૪૩ ॥ પાપીને મોઢે સ્વાસ ન માયે, જીભ્યા નીકળી બહાર;નાસ્કોરાં તો જાય ફુલી, ત્રાસ્યો અપરંપાર. ॥ ૪૪ ॥ ઓરે દયાળુ માતા પિતા, છોડવો ધરમરાય; થોડી મ્હારી વારતા સુણો, કહું છું લાગી પાય. ॥ ૪૫ ॥ પછી મારી નાંખજો મને,એવું કહ્યું જ્યારે; કુન્તી નંદન યુધીષ્ઠરને, ઉપની દયા ત્યારે. ॥ ૪૬ ॥ વાંટો કાઢિને ધરમ રાજા, મુખથિ વદિયા વાણ; ધીર્ય ન કરેતો ભીમ તુને, પરમેશ્વરની આણ. ॥ ૪૭ ॥ તવ વરકોદર ખમચાઇ ઊભો, કળીને ઝાલી રાખ્યો;કળીયે પોતાને ઉગરવા,વાણીમાં ખેલ દાખ્યો. ॥ ૪૮ ॥ વળણ. ॥ ઉગરવા ખેલ દાખીયો,ઉભો જોડી હાથ;વલ્લભ વદે યુધીષ્ટરે, પુછવા માંડી વાત.



## કડવું ૧૨ રાગ ધન્યાશ્રીની છાયા.

જયમુની ૠશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કળીની કરણી કથાય. ॥૧॥ કળી કહે મહારી વારતા સુણો, હું ત્રણ જુગથી સારો; જો જ્ઞાન દ્રષ્ટીએ જોશો તો, બહુ રૂડો મમ વારો ॥૨॥ સત્ય ત્રેતાને દ્વાપર યુગનો, આયુશ લાંબો હોય; આ માયામાંથી નીકળીને, ઝટ તાગ્યો નહી કોય. ॥ ૩ ॥ જપ તપ ધ્યાન દાન કરીને થાકે, પણ પ્રભુ મળતા માઠા; મન વાન્છીત ફળ કોઇ ન પામ્યા, થાકીને મુકી નાઠા. ॥ ૪ ॥ એ યુગમાં નહી પાપને પ્રપંચ, નહી અધર્મને અન્યા; નહી જુલમ જુઠને જુગારૂ, નહી જારકરમી કન્યા. ॥ ૫ ॥ નહી ઝેર વેહેરને નહી માઠી દ્રષ્ટી, નહી રાજ કાજમાં લાંચો;એવિ અનેક નિતી દેખીને, એ જુગની જય વાંચો. ॥ ૬ ॥ પણ મારાવારાનો મહીમા, સાંભળી લ્યો ખરી રીતે; અવગુણ દેખાડું ગુણ દેખાડું,પછી થાજો વિપરીતે. ॥ ૭ ॥ કહો પેહેલો અવગુણ ગાવું,કે ગુણ ગાવું મહારાજ; ભીમ

બોલ્યો કહે અવગુણ તારા, ઉપડે દલમાં દાજ. ॥ ૮ ॥ એટલે તુજને ઠેર મારૂ, પાપ જગતનું જાય;કળી કહે અવગુણ કહુ પહેલા, સુણો યુધીષ્ટર રાય. ॥ ૯ ॥ પણ પછી માહારા ગુણ સુણ્યા વણ,મુને ન શીક્ષા કરવી;એ ટલું વચન આપો મુને, તે પછી વાત ઓચરવી. ॥ ૧૦ ॥ ધર્મ કહે ધકો દર વિરા, સાંભળ માહારી વાણ;અવગુણ ગુણ સુણ્યા વણ સીક્ષા,કરેતો માહારી આણ. ॥ ૧૧ ॥ ભીમ કહે વેણુ શીશ ચઢાવું, ઓરે માહારા વિ ર; પછી ભીમે કહયુ કળીને, બોલ ધરીને ધીર. ॥ ૧૨ ॥ કળી કહે કે ખ રૂ કેહેતાં, નહી કરૂ પાછી પાની; અવગુણ કેડે ગુણ સાંભળતાં, ખુશી થ- શો મન માની. ॥ ૧૩ ॥ મુજને જીવતો જાવા દેશો, તમે તમારે આપે;તે થી પ્રથમ અવગુણ કહુછું, ભરાશો નહી કદાપે. ॥ ૧૪ ॥ જુઓ મહારા- જા વિશ્વ વિશે, બેસે માહારો વારો; એટલે આવરદા થાય ટુંકો, શ્રષ્ટીનો અવળો ધારો. ॥ ૧૫ ॥ પીતા પેહેલો પુત્ર મરેને, માતા પેહેલી બેટી; ચલણ ચલવી વહુ સાસુને, રાખે ચરણ હેઠી. ॥ ૧૬ ॥ પુરૂપ દે પ્રેમદાને પુંજી, નારીને પુત્રી વાહાલી, દીકરાને દેવું બતાવે, દીકરીને ધન આલી ॥ ૧૭ ॥ પુત્રની પત્નીને શતરૂ દેખે, કરે જમાત્રને વાહાલો, પુત્રના પુત્રો પ્યારાં ન લાગે;ભાણેજ ન જાય ઠાલો. ॥૧૮॥ રીસાએલા જમાત્ર મનાવે, પુત્ર નો ભાવ ન પુછે; માતાના વશમાં રહે પીતા, પુત્રને લાન્છન લુછે. ॥૧૯॥ સાસુ બેઠી છોબલા પાડે, વહુનાં વારમવાર;સુતને શીખવી રાઢ કરાવી, મરાવે મોહકમ માર. ॥ ૨૦ ॥ પુત્ર કદી તેમ કરે નહી તો, બાપ બેટાને લડાવે; કુસંપ કરી ભેળાં ન રાખે, ઝઘડે જુદાં કઢાવે. ॥ ૨૧ ॥ પછી પુત્રની કુથલી કરે, વામાને વશ થયો; કામનાં કહે તેટલું કરે, બાહાવ- રો બની ગયો. ॥ ૨૨ ॥ પુત્રીને દેખી દોડે માતા, ન જુએ પુત્રના સામુ; જમાત્ર જોવા જીવ તલસે, દેખુતો આનંદ પામુ. ॥૨૩॥ પુત્રીથી પર ઘર ઉઘાડુ, પુત્રથી પોતા તણું; તન મન ધન જમાત્રોને અરપે, જે દુખ હોય તે હણુ. ॥ ૨૪ ॥ પણ શંખણી મનમાં ન ધારે, હું વહુ હતી પેહેલી; તે પછી માતા થઇ બેઠી, એટલે બની ઘેહેલી. ॥૨૫ ॥ પુત્રને પરણાવી વ- હુ લાવી, તે વેળા રાજી રાજી; પછી સાસુ છોબલા ઝાલે,સાંધે અવગુણ બાજી. ॥ ૨૬ ॥ પ્રથમ વહુના તાત ભ્રાતને, માને સગા સપુત; પછી વહુના ભાઇ બાપ ભાંડે, કેહેશે કુળ કપુત. ॥ ૨૭ ॥ વદે ખીજી લાવુંછું બીજી, કલેશ ઘરમાં ઘાલે; માહારા વારામાં નહીં કોઇ સુખી, જ્યાં ને ત્યાં ટંટો ચાલે. ॥ ૨૮ ॥ રળે સુખે તો ખાય દુખે, ઘરમાં લોહી ઉકાળો; તો પણ જીવને જ્ઞાન ન આવે, માયામાં મોહ ચાળો. ॥ ૨૯ ॥ સુખે ન

બેસે ધણી ધણીઆણી, ન બેસે તન તાત; સુખે ન બેસે સાસુને વહુ, ન બેસે પુત્ર ને માત. ॥ ૩૦ ॥ સુખે ન બેસે નણંદ ભોજાઇ, નહી સુખે ભ્રાત ભગની;ન મળે ટાઢક કોઇ જીવને, સહુને અંતર અગની. ॥ ૩૧॥ કો તન દુખી કો મન દુખી,કો ધન દુખી પ્રાણી;કો અન દુખી કો જન દુખી, દુખી દુનીયા સમાણી.॥૩૨॥ બાપથી બેટા ખાય છાનુ,બેટાથી છાનું બાપ; ભાઇથી ભગની ભગનીથી ભાઇ, પેટજ પોસે આપ. ॥ ૩૩ ॥ સાસુથી વહુ વહુથી છાનુ, સાસુ આરોગી બેસે; નારીથી નર નરથી નારી, પેટ પોશણમાં પેસે. ॥૩૪॥ તેમ કરે તે તો કાંઇ સારૂ,પણ વિપ્રીત બતાવું; એક ચુલે રસોઇ કર્યામાં, ફેરફાર રાંધે ખાવું. ॥ ૩૫ ॥ ભાણાં અંતર કરતાં ન બોહ્યે, ન ગણે પાપ કે પુન્ય; પીરસે પીરસણુ પીરસ્યામાં, કોને અધીક કે નુન્ય. ॥૩૬॥ વાહાલામાં વાહાલું પેટ સહુને,તે પછી વાહાલું બીજું;પ્રેમદાને પીયરીયું વ્હાલું; ફરજન વાહાલુ ત્રીજુ. ॥ ૩૭ ॥ પુરૂષને વ્હાલુ સાસરીયું, કુટુંબીથી વેહેર; કરે સાળા સસરાની સેવા, રેહેવું ગમે તેને ઘેર. ॥ ૩૮ ॥ માબાપને દુશમન સરીખાં, નજરે ભાળે નેટ; ભાઇને ગ્રહસ્થ થયો જાણે તો, બાળે પાસુ પેટ. ॥ ૩૯॥ સાસરીયાંની સાહ્યબી દેખી, માહા મલપતો માહાલે; કુટુંબ કેરી સાહ્યબી દેખી, બળતોને બળતો ચાલે. ॥ ૪૦ ॥ વળણ. ॥ ચાલે બળતો બાવરો, એ અવળી મમ રીત; વ્યાસ વલ્લભ વાણી વદે, કહે છે કળી વીપરીત.



## કડવું ૧૩ રાગ સાખીની ચાલ.

જયમુનિ રૂષી એણીપેર બોલ્યા, સુણ પરીક્ષત તન; વિસ્તારી તુજને સંભળાવું, કળીતણાં વચન. ॥૧॥ કળી કહે યુધીષ્ટર સુણો, માહારી ચરિત્ર કથાય; સાંભળી સાંભળી વિસ્મય થાશો, મહીમા કહ્યો નવ જાય. ॥ ૨ ॥ પાડા પાડોશીમાં વેહેર કરાવું; એક એકને અદેખાઇ;પડોશીના સુખનું દુખ મનમાં;દાઝે વૈભોગ જોઇ. ॥૩॥ ગ્રહસ્થ પડોશીને દેખીને, ગરીબ પડોશી બળે; આને આશું મહારે આમ કેમ, રાત દાહાડો કળકળે. ॥ ૪ ॥ પડોશીનો વસ્તાર દેખી, હાય હાય આશું હોય; માહારે પેટ નથી કેમ કાંઇ, અદેખાઇથી જોય. ॥ ૫ ॥ એમ ગરીબો ગ્રહસ્થને દેખી,દીલગીર દીવસ રેણી;ગ્રહસ્થ પડોશીની રીત કેવી,કહી બતાવું કેહેણી. ॥ ૬ ॥ ગરીબ પડોશી ઉપર ગ્રહસ્થો; ગ્રહસ્થ પણું દેખાડે; વાત કરતાં વાતેને વાતે, ગરીબને છોછો પાડે. ॥ ૭ ॥ ગરીબ જનને

ડગલે ડગલે, દાબી મારે ગ્રહસ્થ; ગરીબને ગણે ગુલામ સરખા, પોતે થઇ ફરે મસ્ત. ॥ ૮ ॥ મોટાઇ વધારે વાતેને વાતે, બોલે અભીમાન બોલ, આ ખાધુને આમે પીધું, ગરીબ ક્યાં અમ તોલ. ॥ ૯ ॥ સોનુ રૂપુ તે શા લેખામાં, અમારે તરણા લેખે; તમારા છોકરાં છૈયાં તે; સપને પણ નવ દેખે. ॥ ૧૦ ॥ અમારૂ દાસ પણું કરે તો, કોક દાહાડો કાંક પામે; અમારી તાબેદારી ન કરે તો,રહી ન શકે આ ઠામે. ॥૧૧॥ લક્ષ્મીનું નહી લેખુ અમારે, પૈસો તો જાણે લુંડી; અમારા સામી બાકરી બાંધે,તે જાય પાળમાં ઉડી. ॥૧૨॥ અમારાં છોકરાંતે તમારાં,છોકરાંને મારી આવે; તેથીતમો લડવા આવો તો,તમારૂં કાંઇ ન ફાવે. ॥૧૩॥ અમારે ચાકર નફર નોકર, તે તમને નાંખે કુટી; દરબાર લડવા કહાડીએ નાણું, ક્યાં પુંજી જાય ખુટી. ॥ ૧૪ ॥ અમારી સાથે બાકરી બાંધો, તેથી જાઓ હારી; કોઇ તમારૂં સંગી ન થાયે,બહુ સાક્ષી અમારિ. ॥ ૧૫ ॥ પૈસેથી હારો માણુસે હારો, આરો તમારો ન મળે; અમારા તાબેદાર રેહેવાથી, કો દન વેળા વળે. ॥ ૧૬ ॥ એવા એવા અભીમાનના શબ્દો, ગ્રહસ્થ બોલે બહુ સાજી; ગરીબ ગ્રહસ્થોમાં આવે તો, ગ્રહસ્થ ન થાયે રાજી. ॥ ૧૭ ॥ માહારા વારામાં ગ્રહસ્થ લોકોની; બુદ્ધિ કેવી થાય; તે વારતા સંભળાવું તમને, ઓ યુધિષ્ટરરાય ॥ ૧૮ ॥ જેમ જેમ ગ્રહસ્થને મળસે પૈશો, તેમ તેમ કંજુસ થાશે;રાત દાહાડો મેળ મેળવ્યા કરે,ગણી ગણીને ખાશે. ॥ ૧૯ ॥ આટલું થયું ને આટલું થાયે, તો તો વળે નીરાંત; તેટલું થયું તો વિશેશ ધારે,જરા ન વળે શાન્ત. ॥૨૦॥ જેમ જેમ લક્ષમી વ્રદ્ધી પામે, તેમ તેમ હાય પટીરા; પુન્યને દાનમાં ટાંચુ કરે, ધરમ કામે અધીરા. ॥૨૧॥ આટલું છે ને આટલું થાશે,ત્યારે વાળીશું શાન્તી;એમને એમ લલુતા કરે,માયા ભુલાવે ભ્રાન્તી. ॥૨૨॥ ધરો ઘરેણા વેહેપાર વડા, સોધી શોધી સંતાડે; છોકરૂં છૈયું પાઇ ખુએ તો,ત્રાસ ઘણેરો પમાડે. ॥ ૨૩ ॥ પેટ ન ખાયે પોસે ન પુત્રો, તો પુન્ય કરે શાનુ;રાતનેં દાહાડો ફેરવ્યા કરે, મળે હીસાબનું પાનું. ॥ ૨૪ ॥ પેહેરવા હોડવા ન દે કોને, તેમ કરતાં ધન વધે;તો પછી દોડાવે ઘોડા ગાડી,ધરમને નવ બદે.॥૨૫॥ પુન્યની વાતમાં પાછળ જુએ; ઘેર આવે જવ ટાણુ;ગ્રહસ્તાઇ દેખાડવા માટે, ખુશીથી ખરચે નાણુ. ॥ ૨૬ ॥ કીરતી થવાને કરે ઉફાંદો, જમણુ જબરાં કરે; દશે દીશાયે નજર રાખે, રખે બીજુ પેટ ભરે. ॥ ૨૭ ॥ એંઠવાડો આપે વ્યાથી, કરે કસર કસાઇ; લોકમાં સારૂ દેખાડવામાં, ખરચે પડે ફસાઇ. ॥ ૨૮ ॥ સોહાવે ધામ બાગ બગીચા, મનમાં મોટાઇ

ધરે;પાન સોપારી ચાવતા ચાવતા,ધીરે ધીરે પગ ભરે.॥૨૯॥ આશું કરાવ્યું આશું કરાવ્યું,આશું સોઇ બનાવી; આ મંડપ કેમ હાવો બાંધ્યો, બરોબરશોભા નાવી. ॥૩૦॥ તેડાવો નાયકા થઇ જાય વાયકા, નાચ ભલેરા પડાવો;કોઇ કવી કને કાવ્ય કરાવો,કાગળીયે ચડાવો. ॥૩૧॥ નોહોકરને સરપાવ બંધાવો, જ્યાં ને ત્યાં કીરતી ચાલે; બ્રાહ્મણ સરત્રણને દેખીને,ઉપાન હાથમાં ઝાલે.॥૩૨॥ ગરીબ ગુરઆંને ધકકા મારે,કરે ટંટાને ટીશી; રાજ્ય દુતોના સુણે હુંકારા, એ સ્થળ પોતાની ફીશી. ॥ ૩૩ ॥ નહી દયા દલમાં રંકપર પક્ષમાં,ઉંદો પડે હંકારી;છત દેખી છકી ગયેલો, કીરતીનો લોભ ભારી. ॥ ૩૪ ॥ મોહોટાઇમાં મરડાઇને ચાલે, બોલવું મોહોટાઇ ભેર, ગરીબને પશુશમ દેખે, છે લક્ષ્મી મુજઘેર. ॥ ૩૫ ॥ ફાટેલો ફરે કપરી આંખે, જવાબ ઉછાળતા આલે; જેને ને તેને તુચ્છ ગણે, ગરીબ સંગ ન ચાલે. ॥ ૩૬॥ રંક સગાંથી સરમાઇ જાયે,કહે નહી મમ સગો; રૂંએ રૂંએ અભીમાન ચઢેલો,ચાલ્યા કરે એક વગો. ॥ ૩૭॥ ગરીબનું બોલ્યું કાને ન ધરે, ગ્રહસ્થની સાથે યારિ; ન રહે આસ્તિક, બને નાસ્તીક, ગર્વમાં ઘુમે ભારિ. ॥ ૩૮ ॥ અવનિ ઉપર અદ્ધર ચાલે, જાણે નહિ મરવું છે; આજ તો આને કાલે તો બિજું, પર્મ પેલું કરવું છે. ॥ ૩૯ ॥ આશા અતિશે ઉમર રાખે,મરણ સમેશું થાસે;તે વારતાનો ગમ નહિ તેને, હઇઆમાં અતિ જીવાશે. ॥ ૪૦ ॥ વળણ. ॥ અતિ જીવાશે મુજથી, મરવાનું કોઈ કાળ; વ્યાસ વદે એમ જાણીને, ગ્રહસ્થ બને ચંડાળ. ॥



# કડવું ૧૪ રાગ મારૂની ચોપાઈ.

બોલ્યા જયમુની મુખવાણી, રાજા સાંભળ ઉલટ આણિ;કહુ કળી તણિ કથાય; જેથિ ત્રાસ પડે તન માય. ॥ ૧ ॥ કળિ કરાવે વાહાલામાં વેહેર; સોખ પાડોશી સાથે ઝેર; એમાં જોર માહારૂ ઘણું ચાલે, તેમાં કોઇ ચરણ નવ ઘાલે. ॥ ૨ ॥ માહારો જુલમ જાણવો અતી, જેને ને તેની બગાડુ મતિ; જ્ઞાન મારગ સુજે નરતિ, કોઇ પામે નહિ મોક્ષ ગતિ. ॥૩॥ આજના જ્ઞાની જન જેહ,ભ્રષ્ટ બુદ્ધિને પામે તેહ;ઘણા ચેતિ ચેતિને ચાલે, પણ મુજ માયામાં ફાલે. ॥ ૪ ॥ શાન્ત પામેલો સંત બોધિ, તેનો સ્વભાવ કરૂ ક્રોધી;હોય કો જન ત્યાગીને તપશિ, માહારિ માયામાં પડે લપશિ. ॥ ૫ ॥ હોય જ્ઞાન પામેલો જ્ઞાનિ, તેને કરી મુકુ મસ્તાની, હોય

હરિજન ભક્તિ વાળો, તેનિ પાશે કપટનો ચાળો. ॥૬॥ મોહ માયા તણો વૈરાગિ, તેનું વ્રત ન ખાવું ભાગિ; મારા વારામાં જ્ઞાન ક્ષિણ થાશે, વળિ ધર્મને નામે ધુતાશે. ॥ ૭ ॥ બિજા યુગમાં ધરમ એક, પણ માહારા વારામાં અનેક; જુદિ જુદિ પંનાળિ કાં બાંધે, ધન હરવાનો સ્વારથ સાધે. ॥ ૮ ॥ ધર્માચાર્ય ગુરૂ થઈ ફરસે, ભોળા માણસનાં ધન હરશે; ગુરૂ ગાદિ બેશિ સેલ કરસે, પોતે પ્રેમદાને સંગ ફરશે. ॥ ૯ ॥ બિજા ત્રિજાને કરસે બાવા, પોતા માટે કાઢે અથડાવા; સેવકોને મ્હો માયા છોડાવે, પોતાનામાં જીવ જોડાવે. ॥ ૧૦॥ તારે પૈસો પુંજી શા ખપની, હરી ફરી જરૂર તારે તપની; કહી ઘરબાર ધન હરી લેશે, અજ્ઞાની જીવ સૌ દેઇ દેશે. ॥ ૧૧ ॥ પર પૈસે ગુરૂ સુખ લેશે, રંગ મોહોલ કરીને રેહેશે; ઢાળે ઢોલીયા હાંડીને તકતા, સર્વ શ્રોતાને પોતે વકતા. ॥૧૨ ॥ કરે શેવકને ઉપદેશ, માયાને તજવી વિશેશ; કાયાને કાંઇ સુખ ન દેવું, નામ નારાયણનું લેવું. ॥ ૧૩ ॥ શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ, પંચ વિશય કરવા બંધ; પોતે બંધ કર્યું રાખોડી, શબ્દમાં સદા જીવડો જોડી. ॥૧૪॥ સ્પર્શ વાહાલો અંતઃકર્ણ, સુતાં બેઠા ચંપાવે ચર્ણ; રસના વિપય બહુ વાહાલો, બીજાને બંધ કરો કહે ઠાલો. ॥ ૧૫ ॥ પોતે રસનાથી મીઠું બોલે, વાહાલા લાગવા સાકર તોલે; રાંધે સાકરની સોઇ મીષ્ટ, પોતે પ્રસાદ લે પાપીષ્ટ. ॥ ૧૬ ॥ સારૂ શરીર ચોળાને નહાય, રૂપે રૂપાળા બહુ થાય; હોય રૂપાળુ તે લાગે વાહાલુ, મોઢે બોલવાનુ ઠાલે ઠાલુ. ॥ ૧૭ ॥ રૂપાળા પાસે ચંપાવે પાય, કહુપ મેલાને ન અડે કાય; જો જો પરિક્ષા સહુ જન, ફાટાં મેલાં વસ્ત્રો ધરો તન. ॥ ૧૮ ॥ શરીરે ડાચા ફુચી પાડી, કાયાનો મંદવાડ દેખાડી; જઇ ચાંપવા લાગજો પાય, તવ કેવી ફજેતી થાય. ॥ ૧૯ ॥ જા જા દુરગંધી બહુ આવે, કહી નાશીકા પોતે દબાવે; એવાનો ન થવા દે સ્પર્શ, રૂપાળુ દેખી આવે હર્શ. ॥ ૨૦ ॥ ત્યારે રૂપ વીશય શું તાગ્યો, લોકને જુઠુ કેહેવા લાગ્યો; ખોટો બાશથી નાક દબાવે, પુશ્પ ચંદન મનને ભાવે. ॥ ૨૧ ॥ ત્યારે કીયો વિશય ત્યાગ કીધો, લોકને બોધ મીથ્યા દીધો; ભોળાં ભરમાઇ ભરમાઇ પડીયા, જે કહ્યું તે મારગે ચડીયા. ॥ ૨૨ ॥ પણ વિચાર્યું નહી એમ, તું તો વૈભોગ લે છે કેમ; લોકના વૈભોગ છોડાવે, તો તો પોતાના ખપમાં આવે. ॥ ૨૩ ॥ હોય વઇભોગ વસ્તુ જેહ, લાવી અર્પણ કરીદે તેહ; તેનુ સુખ પોતે બેઠો માણે, કંઇક પંખાની દોરીઓ તાણે. ॥ ૨૪॥ કંઇક ચરણ ચાંપે આવી, આપે ઉતમ ભોજન લાવી; પથારી પાથરે સુંવાળી, તળે ઉશીકાં

દોલીઆ ઢાળી. ॥ ૨૫ ॥ આવી જેને તે લાગે પાય, પછી એથી શું વિશેશ ચાહાય; કઇક મોટી દુકાનો વાળા, તેને કેવાક સુજે ચાળા. ॥ ૨૬ ॥ મોટાં મંદારો સોવરાવે, સોને રૂપે જડાવે મડાવે; કરે કાચ મહોલ બેઠકો બાગ, ઘોડા ગાડી તણો નહી તાગ. ॥ ૨૭ ॥ ઉંટ હાથી બંગલા બગીચા, વળી પાથરવાને ગલીચા; એવા સુખના વઇભોગ માણે, તોહ્યે અજ્ઞાની મનમાં ન આણે. ॥ ૨૮ ॥ કરે સામગ્રી ઠાકોર નામે, પછી લગાડે પોતાને કામે; પહેરે ભારે દાગીના અંગ, વિધ વિધ વાઘા નવરંગ. ॥ ૨૯ ॥ ગરીબોનુ લુંટી ભેગુ કરે, પોતે પોતાનો ભંડાર ભરે; ભોળા જનને ભોળવ્યા વિના, કયાંથી વઇભોગની બને બીના. ॥૩૦॥ બધા ભોળા ભકત લુટાય, આંધળા સમ સદા કુટાય; એવા કહાડીશ પાખંડી પંથ, લોકને તો લગાડીશ તંત. ॥ ૩૧॥ તેથી તેમાંનો તેમાં કુટાશે, સદા કાળ લાલચે લુંટાશે; અંતે નહી પામે ખરૂ જ્ઞાન, અવગતી થાશે નીધાન, ॥ ૩૨॥ મોક્ષનો મારગ નહી ઝાલે, આંધળો જેષ્ટીકાયે ચાલે; એવા હૈયા ફુટા અજ્ઞાની, ઠાઠ પાઠને લે સત્ય માની. ॥ ૩૩ ॥ મળે પરસાદીનો પડીયો, કરે ત્યાં અજ્ઞાની હડીયો; જરા માન્ય દેઇને બોલાવે, તવ અજ્ઞાનીને પ્રેમ આવે. ॥૩૪॥ એતો અછકલો કુટાય, માન્યના લોભમાં લુંટાય; રળેલી સમરધી જેહ, કરે અરપણ જઇને તેહ.॥૩૫॥ પોતે પઇસાથી થાય ખાલી, લોભી ગુરૂનો પાલવ ઝાલી; પોતે પામે પુરણ દુખ, ગુરૂ થયેલો લે છે સુખ. ॥ ૩૬ ॥ તેમાં પહોંચેલા શેવક જેહ, કારભારિ થૈ બેસે તેહ; મોહોટા ભકત થઇ ટિલું તાણે, એમાંથિ રળિને ઘેર આણે. ॥ ૩૭ ॥ બિજા લોકોને ઉપદેશ કરે, લાવિ ગુરૂ તણુ ઘર ભરે; તેમાંથિ ખાય પોતે પગાર, ઘરમાંથિ ન દેવું લગાર. ॥ ૩૮ ॥ નિત્ય પડિયા પ્રસાદોના ચાટે, તેથિ ગુરૂનાં છિદ્રો દાટે; ભોળા જનોને કરે ઉપદેશ, પણ પોતાને મન નહિ લેશ. ॥ ૩૯ ॥ જયાં ને ત્યાં મહિમા વધારે, ક્યાંથિ ગુરૂ ઘેર પધારે; ગુરૂનાં પગલાં ઘેર થાય, તવ પાતક બળિ જાય. ॥ ૪૦ ॥ એમ રળાવિને પોતે રળે, નિત્ય ભોજન ગુરૂનાં મળે; તેથિ મહિમા વધારે અતિશે, શ્રદ્ધા નહિ પોતાના મન વિશે. ॥ ૪૧ ॥ પણ ભોળિયા જન ભોળવાય, એતો અજ્ઞાનિ જીવ ગણાય; તેવા અજ્ઞાનિ તરે કયાંથિ, મળે નહિ મોક્ષ ગુરૂમાંથિ. ॥ ૪૨ ॥ ઘણાગુરૂ શેવિ મોક્ષ માગે, તેનો પતો કદિ નવ લાગે; મોક્ષ મારગ ગુરૂથિ ન્યારો, ગુરૂ મારગ બતાવનારો. ॥ ૪૩ ॥ તેનો માની લેવો ઉપકાર, પણ રાખવો પ્રભુ શું પ્યાર; તેવી ખરી વારતા જેહ, નવ્ય સમજવા દેઉં તેહ. ॥૪૪॥

ખરૂ જ્ઞાન કથે જન કોઇ,તેની કરાવું બદબોઇ;ખરી વાતને નાંખું મારી, ખોટી વાત દીપાવું સારી. ॥ ૪૫ ॥ સાચા જનને અવજસ મળે, ખોટા જનની વેળા વળે; એવી અવળી રીતી માહારી, વેદ પુરાણ કહે છે પોકારી. ॥ ૪૬ ॥ તોયે જગતના સમજ્યામાં નાવે, ખોટી વાત ખરી સોવરાવે; એવી સરવેની કરૂ બુદ્ધી, આવવા ન દેવું સુદ્ધ સુદ્ધી. ॥ ૪૭ ॥ ચઢાવું અવળે પંથ પ્રેમે, સવળામાં નાંખું વેહેમે; ખોટુ નાણુ નવ ખોવાય, સાચુ નાણુ નવ સચવાય ॥ ૪૮ ॥ મારા રાજમાં ખોટુ ખલવું, વળી ખોટાનુ ચલણ ચલવુ;ઘણું ખોટુ તે ખરૂ મનાશે, ખરૂ હશે તે માર્યું જાશે. ॥૪૯॥ વળણ. ॥ ખરે ખરૂ મારયું જશે, ખોટું ખરૂં મનાય; વ્યાસ વહ્લભ વાણી વદે, કળી તણી સત્તાય ॥

# કડવું ૧૫ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય;વિસ્તારી તુજને સંભળાવું, કળીની કરણિ કથાય. ॥ ૧ ॥ કળી કહે યુધીષ્ટર સુણો, સત્ય મારગને છેદુ; પણ કોઇ ખરો જ્ઞાની હોય તે, થઇ જાય માહારો ભેદુ. ॥ ૨ ॥ ધુતારાનો ધર્મ વધારૂ, સાચાનો નાંખુ ભાગી; પાખંડીનુ પુજન કરાવું; સત્ય દેવરાવું ત્યાગી. ॥ ૩ ॥ એવી અવળી રીતી માહારી, અવળુ સૌ સવળુ માને, ખરાની ખરી વાત હોયે તે, ધરવાન દેઉ કાને. ॥ ૪ ॥ કલપીત સંકૃસ્ત ઉભુ કરીને, જગતમાં સાચા મનાવું; પુરાણુ પુસ્તકના અરથો, તે ઉલટા ઠરાવું. ॥ ૫ ॥ સતીને શીશ લાન્છન લાવું, શાહુકારને કરૂ ચોર; સધરમાને પાછો પાડુ, અધરમીનું કરૂં જોર. ॥ ૬ ॥ સાચા જનને જુઠો ઠરાવું,જુઠાને ઠરવું સાચો; કાયરને સુરો કેવરાવું, સુરાને પાડુ પાછો. ॥ ૭ ॥ જોતીશ વિદ્યા જુઠી પાડુ, જગતની શ્રદ્ધા ઉઠાડુ; વઇદોને અજાણ ઠરાવા, નવા નવા રોગ કહાડુ. ॥ ૮ ॥ વઇદ લોકો રોગ કળી ન શકે, ન જાણે રોગનું નામ; એવા એવા ઉતપાત કરવા, એતો માહારૂ કામ. ॥ ૯ ॥ સર્વેની સ્વારથ બુદ્ધી બનાવું,પરમારથ કયાં વસે;કીરતી દાનનો રીવાજ કહાડુ,જ્ઞાનીજનો જોઈ હસે.॥૧૦॥ બ્રહ્મ ભોજન કરાવે કોઇ, તે ધરે બહુ હંકાર; જસ લેવા તે વેળા પુછે, કેવો છે સ્વાદ વધાર. ॥ ૧૧ ॥ અધરમી બ્રાહ્મણ વખાણ કરે; દાળ તો દુધપાક તોલે; ખારી હોયેને કહે મીઠી, અનપર જુઠું બોલે. ॥ ૧૨ ॥ તવ પુછીએ શીદ બોલ્યાં ખોટુ, દાળમાં નથી સ્વાદ; મોદીકથી મરડાય

છે ખોટું, જો એમ લઇયે વાદ. ॥ ૧૩ ॥ તવ કેહેશે કે અન દેવતાને, ખોટું
કેમ કેહેવાય; માટે સારૂ કેહેવું પડે, એમ વદે તદાય. ॥ ૧૪ ॥ અન ખોટું
કેહેતાં પાતક લાગે, વાત વિચારો આપ; પણ અનપર બેશી બોલવુ
જુઠું, એથી તે કીયું પાપ. ॥ ૧૫ ॥ તવ વિપ્ર કહેશે જેમ હોય તેમ, ધ-
ણીને ખોટું ન કહીએ; ખોટું કહિએ તો નોહોતરૂ ન દે, તેથી તેના ગુણ
ગાહીએ ॥ ૧૬ ॥ જાણિ જોઇને અનપર બેશિ, જુઠું બોલે અજ્ઞાની; જુઠું
બોલાવે આશ્રયણિ તે, કીરતીનો અભિમાની. ॥ ૧૭ ॥ એવા અતિશે ઉ-
તપાત માંડુ, માહારા વારામાં હું તો; પ્રેમદાઓ એવી થવાની, સ્વામિને
વેચે સુનો. ॥ ૧૮ ॥ પર પુરૂશ બહુ પ્રીય લાગે, મુખડાં દેખી મોહોશે;
આબરૂ ઇજત આઘી મુકી, ધન લોભે પેહેરવેશ જોશે. ॥ ૧૯ ॥ સારાં
નરતાં સ્વરૂપ જોશે, સારા નરતા પોશાગ; પેહેરવેશ દેખિ પ્રેમદા પલળશે,
રીધ સિધ બગીચા બાગ. ॥ ૨૦ ॥ નવ યોવનની કરશે પરીક્ષા, લંપટ
લલના થાશે; સ્વામિ જ્યાં જવાનુ ના કહેશે, ત્યાં તે બમણી જાશે.
॥ ૨૧ ॥ બાંધશે મુમત કંથની સાથે, કરશે કોટીક કલેશ, મશાનસ્થાનિ
થાશે તેહ્યે, ફરશે યોબન વેશ. ॥ ૨૧ ॥ અયુત સ્વામિ કરશે તે નારી,
કહેવાશે કપુત, સત સ્વામિ કરશે તે નારી, ગણાશે સપુત. ॥ ૧૩ ॥ પ-
શનુ મહાશુન દેખિ, વામાને ક્રોહ ચડશે; શુભ શિખામણ દેશે તેને, ગળે
અવળી પડશે. ॥ ૨૪ ॥ માંથે કુડુ કલંક મુકી, કંથને સામો લડાવે; સ્વા
મિનો સ્નેહિ હોય તેની, સાથે રાંટ પડાવે. ॥ ૨૫ ॥ પછી છીદ્રો સોધે
નહિ ને, ન દે શિખામણ કહિ; સતિયાને જારકરમિ ઠરાવે, નિરમળ
વાણિ વદિ. ॥ ૨૬ ॥ મુરખ પુરૂષ માનશે સાચું, અબળાનાં ચીન ન
હિ વરતે; ધારે જેટલું કરે તેટલુ, માનુની એક સરતે. ॥ ૨૭ ॥ માહારા વારા
માં વામા કેરૂ, ચલણ ઘરમાં ચાલે; બોલ્યુ અબોલ્યુ નરને કરાવે, હલાવ્યું
પાંદડુ હાલે. ॥ ૨૮ ॥ માતા તજાવે પીતા તજાવે, તજાવે ભ્રાતને ભગની;
પુરૂશ જો તેમ તજે નહિતો, કલેશનો ઉઠે અગનિ. ॥ ૨૯ ॥ નારી ન જંપે
ન જંપવા દે, નરના પુરણ પાપ; માહારા રાજમાં કામની કેરો, કોઇ ન
જેરવે તાપ. ॥ ૩૦ ॥ પુરૂશનું પુરશાતન ઘટશે વધશે ક્રોડુ વામાને;
પોતે કુડાં કૃત્ય કરીને, મુકે આળ સામાને. ॥ ૩૧ ॥ પોતાની સરસાઇ
બતાવા, કરે સામાની વાતો; નવરી બેઠી વગોવે પરને, કરે વિશ્વાસઘાતો
॥ ૩૨ ॥ વાદજ ઝાલે સ્વામિ કેરા, કેમ પરણ્યા બે નારી; અમારે પણ
બે નર જોઇએ, થાશું વ્યભિચારી. ॥ ૩૩ ॥ અબળા પોતાનો ધર્મ ન
સમજે, નરનો ધર્મ ન જાણે; એક નારીને ન હોય નર બે, નર લક્ષ નારી

આણે. ॥૩૪॥ ધરમ શાસ્ત્રે આપી છે છુટી, સ્વતંત્ર પુરૂશ સર્વ; પરતંત્ર જાણવી પ્રેમદા સઘળી, તેમ છતાં કરે ગર્વ. ॥ ૩૫ ॥ વાદ કરાવું ગર્વ ધરાવું, તે મમ રાજ્યની રીતી; નર થાકશે પણ નારી જાતી, પરાણે કરશે પ્રીતી. ॥ ૩૬ ॥ એક નર પુઠે નવ નવ નારી, ફરશે દીવસ રેણી; વામાનો મર્ડે નહી સમવાનો, નજર સદા હેણી. ॥ ૩૭ ॥ પશુ સમ વ્યવહાર વરતશે, કાં તન્યા કાં બેટી; કાં ભગની કાં કાકી માશી, સરમ મુકશે છેટી. ॥ ૩૮ ॥ નર નારી એક વાહન બેસી, ફરશે સુખડુ લેવા; નર સરીખા પોશાગ પેહેરે, પુરણ વૈભોગ દેવા. ॥ ૩૯॥ અબળા ઉપાન પેહેરશે ચરણે, ખડા ચઢાવી ચાલે; જાણી વિદયા વિદ્વાન બનીને, છત્તર રૂમાલ ઝાલે. ॥ ૪૦ ॥ પતીનો કર ગ્રહી પંથે પળશે, નહી ભ્રાત નાતની સર્મ; કહેશે કયાં કર પરનો ગ્રહયો છે, કરતી નથી અધર્મ. ॥ ૪૧ ॥ એવા એવા ઉત્તર દેશે, બોલ્યામાં બહાદુરી; ભણી ગણીને પ્રવિણ થાશે; સકળ ગુણે સુરી. ॥ ૪૨ ॥ પુત્રીના માત તાત દેખીને, થાશે ખુશી ખુશી; કેહેશે કે દીકરી છે બહુ શુખી, જમાત્ર જબરો હુંશી. ॥ ૪૩ ॥ સાસરેથી દીકરી આવે તવ, દે માન્યને આવકાર; આવો બેની બેસો બેની, શું જમશો આવાર. ॥ ૪૪ ॥ એવાં એવાં લાડ કરીને, પીતા પુત્રી બગાડે; માતા કેરી વાણી મીઠી, દીકરીનો મોહ લગાડે. ॥ ૪૫ ॥ વળાણ. ॥ મોહ ચઢાવે માવડી, કરી તનયાનાં વખાણ; વ્યાસ વલ્લભ વાણી વદે, કળીનું એ પરમાણ. ॥

## કડવું ૧૬ રાગ મારૂની ચોપાઈ.

બોલ્યા જયમુની એમ વાણી, રાજા સાંભળ ઉલટ આણી; કળી કહે સુણો રાય ધર્મ, મારા ગુણ ચરીત્રના મર્મ. ॥ ૧ ॥ મારા વારામાં જે જે થાય, તે તે માહારૂં કરાવ્યું કરાય; મારા વારામાં સુમતી નાસે, રમે કુમતી ચારે પાસે. ॥ ૨ ॥ મારા વારામાં વાહાલાંમાં વેહેર, જેની ને તેની આંખમાં ઝેર; વળી કંગાલ ઉપર કેર; સહુ જબરાની માગે મેર. ॥ ૩ ॥ વળી સગાં સહોદર જેહ, સાચુ શત્રુપણુ કરે તેહ; વળી પાસેનો પાડોશી બળે; જ્ઞાતી ભાઈ ઘણા કળકળે. ॥ ૪ ॥ જાતી ટળીને જ્ઞાતી થાસે, એક એકનું ધસાતું ગાસે; તેમાં બનશે શેઠ પટેલ, કરશે ચાન્ડાળના ખેલ. ॥૫॥ જેને ને તેને કનડવા ધારે, ઘણા ગરીબોને ગરદન મારે; વળી લાંચ્યો લેવાની ધારે, કાંઈ મળે તો તેને ઉગારે. ॥ ૬ ॥ હોય

ચંડાળ જાતો જેહ, પણ તેવું ન કરે તેહ; શેઠ પટેલ જે કેહેવાશે, તેતો કરમ ચંડાળ થાશે. ॥ ૭ ॥ હોયે વણીક વિપ્ર ઉંચ, પણ નીચપણાની ખુંચ; દેખાશે ભક્તી ભાવમાં પુરા, તેતો પ્રપંચે નહીં અધુરા. ॥ ૮ ॥ અને સાદે સ્વરૂપે જે ફરે, તેતો પ્રભુથી કાંઇક ડરે; નારી નર તણા વેશ ધરશે, માત પીતાતે મારગ કરશે. ॥ ૯ ॥ બાળકી અવતરે જ્યારે, પેહેરાવે પુત્રનો વેશ ત્યારે; તેથી પુત્ર રૂપે પુત્રી ફરે; મોહોટપણે તે ચાળો કરે. ॥ ૧૦ ॥ પછી ગુણ કેવા નીસરે, કેમ નાનપણનું વિસરે; પછીતેમાં કેવા ગુણ આવે, બોલે ચાલે જેવું તેને ફાવે. ॥ ૧૧ ॥ તેથી કેહેવાય જગમાં એવું, માત પીતા બગાડે છે તેવું; પણ માતા પીતા શું કરે, માહારી છાયાથી બુદ્ધી ફરે. ॥ ૧૨ ॥ જેવો કરતા હરતા ભગવાન, તેવો હું કરતો મસ્તાન, નર નારી તણા વેશ લેશે, વામા રૂપે આલીંગન દેશે. ॥ ૧૩॥ નરને નારી થવા મન થાસે, દેરને નામે વેશ લેવાશે; નહી આવે લંપટને લાજ, એમ ઉંધે ઉંધુ માહારૂ રાજ. ॥ ૧૪॥ ત્રણે યુગમાં સવળા ચરણ, માહારે અવળી અષ્ટાદશ વરણ; માહારા વારામાં મેઘ આછો, ચઢી આવી જતો રહે પાછો. ॥ ૧૫ ॥ આઠ્યો આઠ્યો સહુને દેખાડે, પણ એક ફોરૂ નવ પાડે; જગત જે દન આવવો ધારે, વાદળુ ન દીસે તે વારે. ॥ ૧૬ ॥ કદી વરસે તો અન બોળે જાય, નવ જાય તો જંતુ થાય; તે તો વીણી વીણી ને ખાય, કાંતો ખાનારાં ખોવાય ॥૧૭॥ દેખાડુ નવા નવા રંગ, પણ તે રંગમાં નહી ઢંગ; કરે જે જે આશાને ઉમંગ, તેની માહારે કરવી ભંગ. ॥ ૧૮ ॥ ધર્મ ધ્યાન જે કરવું ધારે, તેને નાંખુ વિઘ્ન નઠારે; પરીપુરણ કરવા ન દેવું, થાય પુરણ તો કરૂ કેવું. ॥ ૧૯॥ મન ફેરવી અભીમાન લાવું, એનુ કર્યું કારઠ્યું ધોવરાવું; ઘણી ફુલાશોમાં ફુલાવુ, કરેલું સુક્રીત ડુલાવું. ॥ ૨૦॥ માહારા વારામાં જુજવા પંથ, વળી કરાવું કલપીત ગ્રંથ; કોઇ પ્રતમાને પ્રભુ માને, કોઇ પ્રતમાં પાશાણ જાણે. ॥ ૨૧ ॥ કોઇ કેહેસે પ્રભુ નીરાકાર, કોઈ કેહેસે પ્રભુ સાકાર; કોઇ કેહેસે પ્રભુ અકરતા, કોઈ કહેસે કરતા હરતા. ॥૨૨॥ કોઈ કેહેસે સગુણ સ્વામી, કોઇ નીરગુણ માને નામી; કોઇ કેહેસે ન્યારો રામ, કોઇ પુરણ વ્યાપક કહે શામ. ॥૨૩॥ કોઇ સુતાને માનસે પ્રીતે. કોઇ બેઠાને રૂડી રીતે; કોઇ ઉભાને માલીક માને, કોઈ નહી કાંઈ એવું જાણે. ॥ ૨૪ ॥ કોઇ છબીને પીતળ પુંજે, કોઇ ને તે અવળુ સુજે; કોઈ કાષ્ટ પ્રતીકા સેવે, કોઇ એ વાત મુકે નેવે. ॥ ૨૫ ॥ સહુ જુજવા પંથે પળે, પણ સાર તેનો નવ કળે; કોઈ તીલક

ઉભાં તાણે, કોઈ આડાં તીલક વિખાણે. ॥ ૨૬ ॥ કોઇ ઉભામાં બીનગી કાળી, કોઇ કપાળે ભસ્મજ ભાળી; કોને ઉભામાં ચાંદલો એક, કોઇને બે ત્રણનો નેક. ॥ ૨૭ ॥ કોઇ કરે ઉભી બે શળીયો, કોઈ જેવો બદામનો કળીયો; કોઈ ધનુશ બાણાકાર, કોઇ કેશર સુખડ સાર. ॥ ૨૮ ॥ કોઈ રૂદ્રાક્ષ તુલશી વાળા, કોઇ સ્ફટીક મણીની માળા; એવા જુજવા જુજવા મત, તેમાં કીયો સત્ય અસત્ય. ॥ ૨૯ ॥ સહુ કેહેસે સત્ય અમારા, બાકી બીજા બધા ધુતારા; નીરાકાર વાળા એમ બોલે, અમારો વેદ પંથ સત્ય તોલે. ॥ ૩૦ ॥ ચાલે સાકારનું જુડાણું, મુંઢ સત્ય માને સાંજ વાણું; બોલે સાકારવાળા એમ, નીરાકારમાં કુટાઓ કેમ. ॥૩૧॥ નીરાકારનો પંથજ ખોટો,કાઢનારે વાળ્યોછે ગોટો;એમ અપખોડે સાકાર વાળા, દેખાડે પોત પોતાના ચાળા. ॥ ૩૨ ॥ પેલો પેલાને જુઠો પાડે, પેલો પેલાની ખોડયો કાડે; ત્યારે જાણવો કીયો સાચો, માહારા વારામાં સૌ પંથ કાચો. ॥ ૩૩ ॥ જુઓ સૌ પંથ સાચા હોય, તો તો જુજવા ન પડે કોય; સાચો સર્વ સ્થળે પરખાય, કોઇ કોઇને ટંટો ન થાય. ॥ ૩૪॥ બધા વિશ્વનો છે ધણી એક, તેના ન હોય પંથ અનેક; ઉપજે પંથ અનેક જેહ,જુદે જુડા જાણવા તેહ.॥૩૫॥ જે જે વસ્તુ જે જે ખાય,તેને તેનો સ્વાદ જણાય; તેથી તેને તે માને મીઠુ, શાથીકે બીજુ નથી દીઠુ. ॥૩૬॥ માહારા વારામાં કાચે કાચુ,કોઇનું નવ્ય જાણવુ સાચુ;તે હું કળી કુટાવી મારૂ, કોઇનુ ન થવા દઉં સારૂ. ॥ ૩૭ ॥ કોઇને હાથ સાચી વાત, આવે તે ન કરે પ્રખ્યાત; પ્રસીધ્ધ કરવાની બુદ્ધી ન આપુ, કરે પ્રસીધ્ધ તો મત કાપુ. ॥ ૩૮ ॥ કોઇના મનમાં ઠરવા ન દેવું, માહારૂં પ્રબળ જણવું એવું; જગતની મતી ફેરવું એવી, ધુતારો ગણી કહાડે તેવી. ॥ ૩૯॥ જેનામાં હું ન શકુ પેશી, તેના મનમાં સત્ય જાય બેશી; સાચુ જ્ઞાન થઇ ગયું જેને, મુકુ આળસ સુસ્તી તેને. ॥ ૪૦ ॥ તેથી હાથ આવેલું ખુએ, પછી નવા નવા રંગ જુએ; દેખાડુ રંગ ભારે ભારે, તેથી ખરી વસ્તુ વિસારે. ॥ ૪૧ ॥ એટલે અવળે પંથ લેઉં, પછી છુટો થવા ન દેઉં; ખરો હીરો નાંખુ ખોવરાવી, જુજવા ભપકા જોવરાવી. ॥૪૨॥ પુરણ પ્રારબ્ધી પ્રાણી હોય. તેતો ખરી વસ્તુ નવ ખોય; તેની પાસે માહારૂં નવ ચાલે, એતો મન માને તેમ માહાલે. ॥ ૪૩ ॥ વળણ. ॥ મન માને તેમ મહાલવા, જ્ઞાની જનને છુટ; પણ માહારા વારા વિશે, જગત જાણે જુઠ.॥

---

# કડવું ૧૭ રાગ ધન્યાસરીની ચાલ

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કળીની કરમ કથાય. ॥૧॥ કળી કહે છે યુધીષ્ટરને, સાંભળો માહારી કરણી; એકા એક ક્રોધી નવ થાશો, બધી કહુ વાત વરણી. ॥૨॥ ખરી બીના કહુ છું તમને, ચાહ્ય રીઝે કે રૂઠો; મમ રાજમાં જુઠો તે સાચો, સાચો તે જગુનું જુઠો. ॥૩॥ સાચાની રીતી સવળી તે, અવળી સહુને ભાસે; કરતા હોઇએ તેજ કરીએ, એમ કહીને નાસે. ॥ ૪ ॥ ખરામાં કોને ન દેઉં ટકવા, બકવા કર્યા કેવરાવું; ન્યાયમાં વારતા દીસે તોલે, યુક્તીથી ફેવરાવું. ॥૫ ॥ ખરૂ લાગે પણ એમ મન ફેરવું, અવર પંથ છે મોહોટા; તે સરવે કેમ વળગ્યા હસે, કેમ કહી શકીયે ખોટા. ॥ ૬ ॥ એવું સમજી રચ્યો પચ્યો, રાત દીવસ રહે તેમાં; સુજવા ન દેઉં ખરો રસ્તો, કાંતો બોળાવું એમાં. ॥ ૭ ॥ ખરામાં મન દ્રઢ નવ રાખું, એવું પરીબળ માહારૂ; અનેક અવગુણનો હું ભરેલો, કોઇનુ નકરૂ સારૂ. ॥ ૮ ॥ પોતાનુ સારૂ કરવા માટે, કૈં જન થાયે ત્યાગી; તેને વિસેશ પાપમાં નાંખુ, બહુ કરૂ બેરાગી. ॥ ૯ સંસારી કરતાં ત્યાગી જનમાં, અપ લક્ષણો હજાર; અતી પાપમાં એને નાંખુ; ખેલાવું નગ્ર બજાર. ॥ ૧૦ ॥ બનાવું કામીને ક્રોધી, લોભી લંપટ લાલ; ઉપરથી દેખાય રૂડો ને, અંતર ખોટી ચાલ. ॥ ૧૧ ॥ તે કોઇના વરત્યામાં નાવે, તે કરતાં કદી આવે; પણ પાપ થાવા મેં મતી આપેલી, મનમાં કાંઇ નવ લાવે. ॥ ૧૨ ॥ લંપટ સંગે રહે લપટાઇ, પર પાસે ગુણ ગાય; એવો મેં અંધાપો આપેલો, પાતકમાં લપટાય. ॥ ૧૩ ॥ માહારા વારામાં વેરાગી, સંન્યાશી બ્રહ્મચારી; તેમની શેવા પુરૂશ કરતાં, વિશેશ કરસે નારી. ॥૧૪॥ નારીનું હલન નારીનુ ચલન, નારી કરે તે થાય; વિસેશ વિધવા વામા વળગે, કેહેસે કરૂ સેવાય. ॥૧૫॥ યોબન વયની વિધવા વામા, વિદ્યા અભ્યાસ કરસે; માહારા છે ગુરૂ માહારા છે ગુરૂ, કહી કહી પુંઠે ફરસે. ॥૧૬ ॥ મહતા વધારે મીષ્ટાન મારે, સેવા કરે બહુ સારી; પોતાને પતી નહીને, ત્યાગીને નહી નારી. ॥ ૧૭ ॥ એકને આડ નહી કશી વચમાં, શું છે તે જગદીસ જાણે; અજ્ઞાની જીવ એવું કેહેશે, ત્યાગી તે તાત પ્રમાણે. ॥૧૮॥ ત્યાગી કહેશે સેવક અમારી, ગંગા રૂપ છે બાઇ; હરનીસ એને જ્ઞાન વાહાલું, શેવા કરે ધાઇ ધાઇ ॥૧૯॥ વિધવા કેહેસે કંથ ગયો તો, શું કરવો વ્યવહાર; આ સ્વામિની સેવા કરીને, ઉતરીયે ભવ પાર. ॥ ૨૦ ॥ એવું કહિસે

વામાં રહિને, મન ગમે તેમ ચાલે, જગત નિંદા ન કરે માટે, હરનિશ માળા ઝાલે. ॥ ૨૧ ॥ ભોળીયા કેહેસે ભક્ત છે બાઇ, સંસારની લત નથી; ગુરૂની શેવા કર્યા કરે છે, વિદ્યા ભણિ છે અતિ. ॥ ૨૨ ॥ ભણિ ભણિને શું જ્ઞાન ભણે, પ્રથમ સમજે કેવું; પંચ ભુતોનિ આ છે કાયા, માહારે શું લેવું દેવું. ॥ ૨૩ ॥ દેહ તે હું નહિ, દેહ માહારો નહિ હુ દેહ નાથી ન્યારી; માટે દેહથિ કર્મ બને છે, તેની હું નહિ ભોગદારી. ॥ ૨૪ ॥ દેહનાં કરમ દેહ કરે છે, તેથી મુને નહિ દોશ;એવું ગુરૂનું જ્ઞાન મળ્યાથી કોઇ વાતનો નહિ છોશ. ॥ ૨૫ ॥ ગુરૂ કહિને ગોદમાં બેસે, ચેલિ થઇ ચાંપે ચરણ; ન રહે વ્યભિચાર થયા વણ, ભિજાય અંતઃકરણ. ॥ ૨૬ ॥ કામદેવને શિવ સરખા ન જીત્યા, તો કોણ મનુશ જાત; અચળપણુ બતાવે મોટ્યા, દુનિતા ભોળી છેતરાતી. ॥ ૨૭ ॥ કિયા ગ્રંથમાં કહ્યું છે કે, ત્યાગી કને જાય નારી;નારીનો પરછાયો ન લે,સન્યાશી કે બ્રહ્મચારી ॥ ૨૮ ॥ તેમ છતાં શેવામાં ગણે,એ બધો માહારો જોરો; કાજળની કોટડિમાં પેઠેલા, કોઇ રહે નહિ કોરો. ॥ ૨૯ ॥ નાહાતિવેળા પેશાબ કરે, પાણી ભેગું જાય પાણિ; ગુરૂ સેવકમાં એ રિતે,કોણ વારતા જાય જાણિ. ॥ ૩૦ ॥ એવા અતિ અવગુણ માહારા, કેહેતાં ન આવે પાર; મારા રાજમાં ડગલે ડગલે, વધસે વિભિચાર. ॥ ૩૧ ॥ રાજ્ય વંશી રઝળતા થાસે, ગુલામ કરસે રાજ; સગા સહોદર કોઇ કોઇની, ન ગણે લગાર લાજ. ॥ ૩૨ ॥ રાજા રઇયતને દુખ દેઇ, ધન હરીને લેશે; ન્યાય તજી અન્યાય કરીને, દુનિયાને દંડ દેસે. ॥ ૩૩ ॥ રઈઅત રાજાનુ વાંચશે ભુંડુ. રાજા રઇઅતને રગડે; દુખડુ પડશે વસ્તી વિશે, આનંદ થાશે વગડે. ॥ ૩૪ ॥ વળણ. ॥ વગડે આનંદ ભોગવે, સુણો યુધીષ્ટર રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, કળિનિ કરમ કથાય ॥



## કડવું ૧૮ રાગ ઝુલણાની ચોપાઇ.

બોલ્યા જમુની મુખવાણિ, રાજા સાંભળ ઉલટ આણિ; કહે કળી ધરમરાય પ્રત્યે, દુનિયાને ચલાવું અસત્યે. ॥૧॥ ઓછા આયુશની સહુ શ્રષ્ટી, નવિ નવિ ભોગવશે કષ્ટી; સપ્ત વર્શની સ્ત્રી થઇ ફરશે, નવ વર્શની ગરભ ધરસે. ॥ ૨ ॥ નીપજે નીરબળ પ્રજાય; મંદ બુદ્ધિ સરવનિ થાય; ટુંકો આયુશ ટુંકી બુદ્ધિ, તેથી નાવે પ્રભુની સુદ્ધિ ॥૩॥ થોડા આયુસમાં સુખ સર્વ, લોભ લાલચ ગમ્મત ગર્વ; કામ ક્રોધ માહારૂં ને તારૂં,

લપટાય કરી લેવા સારૂ. ॥ ૪ ॥ વહુ સોળ વરસની થાસે, તવ સાસુનાં મેહેણાં ખાસે; કેહેસે વાંઝણી ઘરમાં આવી, બાધ જીંદગાની ડુબાવી ॥ ૫ ॥ નાહાની વયમાં વસ્તાર માગે, કાચો કચીઆરો ખપ લાગે; એતો ટુંકા આયુશનું જોર, સહુનો મોહ માયાનો સોર. ॥ ૬ ॥ નાહાની નાહાની વયનાં બાળ, મોહ મૈથુનનો મસ કાળ; અતી અપલક્ષણ અવગુણ કાંટે, તોળાસે જળ ત્રણ. ॥૭॥ હવે કહોતો કહું વિસેશ, સુણતામાં ઉપજસે કલેશ; તવ ધરમ ભરાયા ક્રોધે, થાય ભ્રષ્ટ બુદ્ધિ તુજ બોધે ॥ ૮ ॥ તું કરાવે વાલામાં વેહેર, તારી કરણી કાળો કેર; સુણિ આવ્યું આંખમાં જેર, પાપ નહી તુને મારતાં ડેર. ॥ ૯ ॥ માટે વાયુ સુત મમ વિર, મહા બળવંત ગુણ ગંભીર; તેને આપુ આગના આજ, કાઢે આખા વિશ્વની દાઝ. ॥ ૧૦ ॥ તવ કળીએ કર જોડયા, તમારા સહુ સંદેહ તોડયા; બધા અવગુણ કહ્યા મારા, હવે સાંભળી લ્યો ગુણ સારા. ॥ ૧૧ ॥ પછીથી મારજો સુખ રૂપે, તવ ધીર્ય ધરી ધર્મ ભુપે; વિરા વરકોદર ધરો ધીર, જોઇએ કેટલું છે નીર. ॥ ૧૨ ॥ એમ કહીને રોકાણ કીધું, ગુણ સાંભળવા લક્ષ દીધું; બોલ્યા યુધીષ્ટર મુખ વાણી, સુણ કુકરમાં હેત આણી ॥ ૧૩ ॥ ગુણ સાચાં હોયતો કહેજે, નહીતો સમજી ચુપ રહેજે; જો જુઠી અડાવિશ વાતો, તો તો ખાઇશ ભીમની લાતો. ॥ ૧૪ ॥ દુખી થઇ થઇ થાશે મરણ, ઘણું દુભાશે અંતઃકરણ; માટે બોલજે સાચે સાચુ, જુઠી વાતે હું નહિ રાચુ. ॥ ૧૫ ॥ તારાં કઠીણ કુડાં કરમ, ઘણાં દીઠાં અમે અધરમ; તવ કળી કહે સુણો રાય, પન્ડે નહીં બોલુ જુઠું જરાય. ॥ ૧૬ ॥ જુઠું બોલુંતો જગદીશ પુછે, ખોટું કહેવાનું કારણ શું છે; બોલું અસત્ય માહારે આપ, મને કોટી ગૌહત્યા પાપ. ॥૧૭॥ બ્રહ્મહત્યાનું પાપ અનંત, આ જગે નથી ખોટી ખંત; તવ ધરમ કહે ગુણ તારા, જોઇએ જો કેવા છે સારા. ॥ ૧૮ ॥ ત્યારે કળી કહે સુણો રાય, સત્યદ્વાપર ત્રેતા ગણાય; તેના તે ત્રણ યુગો કાઠા, માહારા કરતાં જાણવા માઠા ॥૧૯॥ તેવા વાતે યુગમાં સહુ કોઇ, ચાલે સત્ય પંથે જોઇ જોઈ; જુઠુ બોલે નહી મુખ જરા, ચાલે ખડગ ધારાએ ખરા. ॥૨૦॥ કરે પુન્યને ન કરે પાપ, ટાળવાને ત્રીવીધી તાપ; કરે જપ તપ કાયાને કષ્ટી, રાખે સદાય નિરમળ દ્રષ્ટી. ॥ ૨૧ ॥ તેવું કરતાં કાઢે બહુ દીન, તોયે ન મળે જુગજીવન; મારા વારામાં ખટમાસ, કરે સત્ય કરમ અભ્યાસ. ॥૨૨॥ તેને તરત મળે મોહન, થાય પુરવનો પાપી પાવન; જપ તપશો ન ખુએ આયુશ, થોડામાં કરૂં પુરણ હુંશ. ॥ ૨૩ ॥ એવું પરિબળ માહારામાં એક, જુઓ ધરમ

રાય વિવેક; બીજો ગુણ બતાવું નાથ, કહુંછું જોડીને હાથ. ॥૨૪॥ ત્રણ યુગમાં કરે પુન્ય, કરે અદકું ને રહે નુન્ય; તેથી દુભાય જીવ ગરીબ, જેના ઘરમાં ન હોય ડીબ. ॥૨૫॥ તેને કયાંથી અતી ધન મળે, પુન્ય કરવાની વેળા વળે; ત્રણ યુગમાં એ અવગુણ, આપે ડુંગરને મળે ત્રુણ. ॥ ૨૬ ॥ મારા વારામાં એક દાન તણું; ફળ મળવાનું હજાર ઘણું; એક જનાવાદી પુન્ય રળે, તેને સહસ્ર જનાવાદી મળે. ॥ ૨૭॥ મને એવું હરીનું વરદાન, તમે સાંભળ્યુ હશે કાન; વળી ત્રીજો ગુણ બતાવું, ત્યાર પછીથી માર ખાવું. ॥ ૨૮ ॥ ત્રણ યુગમાં ઘણાં વરશ, ધ્યાનધરે ધરીને હર્શ; તે ગણાય તરણા શમ ધ્યાન, મુજમાં ઘડી મેરૂ સમાન. ॥૨૯॥ ત્રણ યુગમાં સરવે નારી, શેવે સ્વામી અને મોરારી; તવ સગતી પામે અબળા; એવા ત્રઈણે યુગો છે નબળા. ॥૩૦॥ માહારા વારામાં શેવ્યો સ્વામી, તે તો પ્રભુ તણું પદ પામી; પોતાના પતીની શેવા કરે, ચાહ્યતો હરી ધ્યાન ન ધરે ॥ ૩૧ ॥ તેને રીજે ત્રીલોકના નાથ, એવિ સ્વતંત્રા તેને હાથ; મારામાં ગુણ એવા ચાર, કરો તોલ સતીના કુંવાર. ॥૩૨॥ તવ ધરમ વિશમય થયા, બધા અવગુણ ઢંકાઇ ગયા; તું તો દેખાયો સપાત્ર, તારા અવગુણ તરણા માત્ર. ॥૩૩॥ કોટી દીવા આગળ એક રવી, એવી તુલના મુજને હવી; કોટી અવગુણ દિપક તુલ્ય, પણ ગુણ આદીત અમુલ્ય. ॥૩૪॥ સુણો સુણો વ્રકોદર વિરા, કળીના કને ગુણના હીરા; એવાને કેમ શકીયે મારી, જો જે કુમતી કરતો તારી. ॥ ૩૫ ॥ એને મુકોદો મારા ભ્રાત, તવ કહી વ્રકોદરે વાત; એણે આપણને દુખ દીધું, કળી કહે મેં પારખું લીધું. ॥ ૩૬ ॥ તાવી જોઇ ધ્રુપતી સતાંને, પડુ પાય એની સુમતીને; જોઇ તમારી ન્યાય નિતી, તેથા ઉપજી પુરણ પ્રીતી. ॥ ૩૭ ॥ ધન્ય ધન્ય સતી સંતાન, તમને પ્રસન શ્રી ભગવાન; જાવો જય તમારો થાસે, વિઘ્ન આવે નહી કોઇ પાસે. ॥ ૩૮ ॥ વળણ. ॥ વિઘ્ન તમોને આવે નહિ, સીધારો સતી સંતાન; વ્યાસ વલ્લભ વાણી વદે, કળીયે દીધું માન. ॥



## કડવું ૧૯ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણુ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, હીમાળય મહીમાય. ॥૧॥ કળીએ માન્ય અતીશે આપ્યુ બોલ્યા યુધીષ્ટર એમ, હવે એને છુટો મુકો, ઓરે બળીયા ભીમ. ॥ ૨ ॥ આપણને શું લાગે વળગે, જે એના મતમા જાશે; કુબુદ્ધી એવા પ્રાણી

ની, જાશે ત્યારે થાશે. ॥ ૩ ॥ નહી ડગેને સ્થીર મન રાખે,તેને નહિ ડાગ લાગે; લંપટ વ્રતી કરે તેનું, સત્ય સમુળુ ભાગે. ॥૪॥ આપણે એશી કરવી ઉપાધી, પંથે પળો મમવિર; તવ વરકોદરે મુકી દીધો,ચાલ્યા પાંશરા તીર. ॥ ૫ ॥ હરી સમરણ કરતા કરતા, પાધરે પંથ પળાય; પાંચ પુરૂશને છઠી નારી, હીમાળા લગભગ થાય. ॥ ૬ ॥ એવામાં એક સરોવર આવ્યું, નીરમળ જળ લે લેહેરી,પાણી પીવા પાન્ડવ બેઠાં,ઉંચા વન કુળ પેહેરી. ॥ ૭ ॥ એવામાં થઈ વાઘ ગરજના,જેમ ગાજે બાર મેઘ;તેવો ગાજતો દોડયો આવ્યો, વાઘ્ર વાયુ વેઘ્ર. ॥ ૮ ॥ દેખી ભય પામ્યા ભુપતી,હવે આયુશ ખુટયો;તવ વ્રકોદરે હીમ્મત આપી,ક્રોધ ભરેલો ઉઠયો. ॥ ૯ ॥ કચ્છ ભીડાવી મનડું ચીડાવી. વાઘ્રના સનમુખ ચાલ્યો; જરા ન ડરીયો હોકારો કરીયો, ઝડપી વાઘ્રને ઝાલ્યો. ॥૧૦॥ ઝડપી ઝાલ્યો બગલમાં ઘાલ્યો, પછી પુંછ પકડી કાહાડયો; મુસ્તક ઉપર ફેરવીને, પાશાણમાં પછાડયો. ॥ ૧૧ ॥ તેવો વાઘ્રનો દેહ તજીને, થયો ગાન્ધર્વ રૂપ; તે દેખીને વિસ્મય પામ્યા, કુન્તી નંદન ભુપ. ॥૧૨॥ બે કરજોડી ગાન્ધર્વ ઉભો પુછી વ્રકોદર વાત; વાઘ ટળીને આ દેહ પામ્યો, કોણ તારી મુળ જાત. ॥ ૧૩ ॥ ગાંધ્રવ કહે સુત સતીના, હું તો સ્વરગનો વાશી; એક વેળા આવ્યો અવનીમાં, મમ બુદ્ધી થઇ રાશી. ॥૧૪॥ દુરવાસા રૂશી તપ કરતાતા, તેની કને હું આવ્યો; રૂશીને બીવરાવવા માટે, મમ દેહ વાઘ બનાવ્યો. ॥ ૧૫ ॥ રૂશીજી તવ ઓળખી ગયા, ક્રોધે ભરાણા આપ; નેત્ર ઉઘાડી કળકળાને, મુજને દીધો શ્રાપ. ॥ ૧૬ ॥ કહ્યું જા વાઘને વાઘ્ર રેહેજે,તવ હું નમી પડીયો;ઓ રૂશી શ્રાપ શીદ દીધો, શું વાઘ રૂપે નડીયો. ॥ ૧૭ ॥ શ્રાપ માહારો અનુગ્રે કરો, ઓ માહારા મા બાપ; ભુલ્યો ચુકયો ને જખમારી,ટાળો ગરીબનો શ્રાપ. ॥૧૮॥ એટલે આવી રૂશીને દયા; હાલતો આ દેહ મળશે; પણ વાયુ સુત ભીમને હાથે, વાઘ તણો દેહ ટળશે. ॥ ૧૯ ॥ એટલે ગાંધર્વ એમ બોલ્યો મળે વાયુ સુત ક્યારે; રૂશી કહે હીમાળે જાશે, પાન્ડવ મળશે ત્યારે. ॥ ૨૦ ॥ એવી વાણી કહીતી રૂશીયે, માટે રહ્યો છું આંઇ; વટેમારગુ જળ પીએ છે, આ સરોવરની માંઇ. ॥ ૨૧ ॥ હું જાણુ કે ભીમ મળે તો, પામુ પુર્વનો દેહ; તેથી જેને તેને અહુછુ, કાર્ય કરૂં છું એહ. ॥ ૨૨ ॥ ઘણે દીવશે તમો પધાર્યા, ત્યારે આ દેહ આવી; અતી ઉપકાર માન્યો તમારો. અંતર ઉલટ લાવી. ॥ ૨૨ ॥ ઇશ્વર જય કરશે તમારી, માંમશો પ્રભુના ચરણ; પાતક ટળી પુન્ય વધશે, થાશે હરીને સરણ. ॥ ૨૩ ॥ એમ કહી અં-

તરધ્યાન થયો, ગયો સ્વર્ગ સુદન; ઈંદ્રને જઇને ચરણે લાગ્યો, ઈંદ્રનું હરખ્યુ મન. ॥ ૨૪ ॥ આવ્ય ભાઇ ભલે તું આવ્યો, આ દેહ સાથો મળીયો; ગાન્ધર્વે કહે હીમાળે જાતાં, ભેગો થયો ભીમ બળીયો. ॥ ૨૫ ॥ એ અડવાથી આ દેહ પામ્યો, નહીતો હતો સુન્ય મુન્ય; તેની સાથે વન ફળ પહેરી, જાય છે તમ અરજુન. ॥ ૨૬ ॥ છે મહા દુખી નથી સુખી, પામે છે ઘણી કષ્ટી; માહારા દલમાં ઉપની દયા, દેખી ન શકાયું દ્રષ્ટી. ॥ ૨૭ ॥ એટલે બોલ્યો ઈંદ્ર રાજા, ચાલોને સરવે દેવ; અરજુનને આંઇ લાવીએ તેડી, જરૂર આવશે એવ. ॥ ૨૮ ॥ એવી આપી આગ્ના કે,ઉડયા તેત્રીશ ક્રોડ;પુષ્પ તણાં વૈમાન બેશી,ચાલ્યા જોડા જોડ. ॥૨૯॥ ઉતરી આવ્યા અવની વીશે, જ્યાં હીમાળય પંથ; પાન્ડવને જાતા ત્યાં દીઠા, મારગ રોકયો અત્યંત. ॥ ૩૦ ॥ પાંન્ડવો કરજોડી ઉભા, ઉભો અરજુન ભુપ; એટલે નરને ઈંદ્રે પુછયું, કેમ ધર્યું આ રૂપ. ॥ ૩૧ ॥ શા દુખમાં તું દુલી ગયોછું, ઓરે મારા બાળ; શરીરે નથી વસ્ત્ર વાઘા, એવુ શું આવ્યું આળ. ॥ ૩૨ ॥ કોણે ઘરબાર છીનવી લીધું. કોણે લીધું રાજપાઠ; રાજ્યવંશીનો વેશ મુકીને, કેમ કર્યો આ ઠાઠ. ॥ ૩૩ ॥ અરજુનજી કહે પીતા મારા, કોઇએ કાંઇ નથી લીધું; કુડો કળીયુગ બેસવાથી, જાણી જોઇ ત્યાગ કીધું. ॥ ૩૪ ॥ અવનો વીશે રાજ કળીનું, બેઠું જાણ્યું મમ તાત; એના રાજ્યમાં રેહેવું ન ઘટે, માટે મુકી સહુ વાત. ॥ ૩૫ ॥ એટલે બોલ્યો ઈંદ્ર રાજા; અવનીમાં કળીયુગ આવ્યો; તો તાહારે આવવુંતુ સ્વર્ગે, કોણે આ પંથ બતાવ્યો. ॥ ૩૬ ॥ વળણ. ॥ આ પંથ કોણે બતાવીયો, ઓર માંહારા તન; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણુજો શ્રોતા જન.



## કડવું ૨૦ રાગ ધન્યાશ્રીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, પર્મ પવિત્ર કથાય. ॥ ૧ ॥ ઈંદ્ર કહે આ પંથ તુને, કોણે બતાવ્યો બાળ; આ કરવે શું સુખ માનોછો; ભુલ ખાધી ભુપાળ: ॥ ૨ ॥ ઈશ્વરે મુનશા દેહ સારૂ, કીધા છે સહુ વધભોગ; તે તજીને કીયા પ્રાણીએ, માગી લીધા રોગ દોગ. ॥ ૩ ॥ સુખ સંપત કોણ તજી બેઠો, તજવે શું વધકુંટ પામ્યો; કીયો પ્રાણી મોક્ષ મળીયો, લક્ષ ચોરાશી વામ્યો. ॥ ૪ ॥ એટલે અરજુન હાથ જોડીને, બોલ્યો નીરમળ બોલ;ઓ-

રે પીતાજી ઉતર આપું, તેનો કરજો તોલ. ॥ ૫ ॥ પંચભુતોની આ કાયા છે, આપણી નથી જરા; તેને શા કારણ સુખ દેવું, આપણ દેહથી પરા. ॥ ૬ ॥ ઇંદ્ર કહે ઓ દીકરા માહારા, વપુ સાથે શું વેહેર; વેહેર વિના વપુને દુખ દેવું, એ ઝેરીલાનું ઝેર. ॥૭॥ પંચભુતોના વેહેરી નથીને, ઝેર કરવું શા માટ; એ દેહ વડે જ્ઞાન ધ્યાન થાયે, મળે મોક્ષની વાટ. ॥૮॥ તેના પર કાળો કેર કરીને, દેવું દારૂણ દુઃખ; તે પાતક આપણને લાગે, ન મળે મોક્ષનું સુખ. ॥ ૯ ॥ લેહેણુ લેવાને દેણુ દેવા, લેવા પડે અવતાર; વેહેરે વેહેર પડે લેવું દેવું, મોક્ષ ન મળે લગાર. ॥૧૦॥ એટલે અરજુન એમ બોલ્યો, દેહ તો જડ છે સાર; ત્યારે તેને શું સુખ દુખ દેવું, અનુભવ નહી લગાર. ॥ ૧૧ ॥ ઇંદ્ર કહે દેહ જડ જાણો છો, તો તેને શીદ દુખ દેવું; જડ પર આટલું ઝેર કરો તો, ચૈત્યન ઉપર કેવું. ॥૧૨॥ જડને સુખ દેવું સારૂ નથી તો, દુખ દેવાનુ કેમ સારૂ; જડને અનુભવ થાતો નથી તો, શીદ દુખ દેવા સારૂ. ॥ ૧૩ ॥ એટલે અરજુનજી ખમચાયો, વિચારીને વધો વાણ; સુણો પીતાજી ઉત્તર આપુ, સમજી લેજો રામબાણ. ॥ ૧૪ ॥ તમારા પ્રષ્ણનો ઉત્તર મારે, દેવાની નથી ગતી; અમે અમારે એવું સમજ્યા, દેહમાં રેહેવું નથી. ॥ ૧૫ ॥ ઇંદ્ર કહે એક મુમત ઝાલી, સમજ્યા વિના જાઓ ચાલ્યા; શાથી મોક્ષ મળે તે ન જાણ્યું, કોણે ખોટા વેહેમ ઘાલ્યા. ॥ ૧૬ ॥ ચાલો જઇએ સ્વર્ગ સુદનમાં, અરજુન બોલ્યો વાણ; તાતજી મુજને કાંઇ કહેતો, પરમેશ્વરના આણ ॥૧૭॥ ઇંદ્રે જાણ્યું સંવાદ કર્યા વણ, કયાંથી આવે જ્ઞાન; ભગવત પદને પામવાના, નહી મોક્ષનો અભીમાન. ॥ ૧૮ ॥ એવું સમજી વૈમાન બેશી, સ્વર્ગ ગયા સહુ દેવ; હીમાલયને પંથે ચાલ્યા, પાન્ડવો અશ્વમેવ. ॥૧૯॥ હરી ગુણ ગાતા મારગ જાતા, હવે શું આગળ થાય; તે કથા સંભળાવું તુને, ઓ જનમેજે રાય. ॥ ૨૦ ॥ હીમાળાની લગભગ થયા, આવી સરીતા એક, પાન્ડવે ત્યાં સ્નાન કીધું, રાખી હરી જન નેક. ॥ ૨૧ ॥ પંચ દેવોનું સ્થાનક દીઠું, તેનું કર્યું પુજન; પછી હીમાલય ચઢવા લાગ્યા, પવિત્ર પુરણ મન. ॥ ૨૨ ॥ હેમગીરી પંથ જાતાં જાતાં, લય સરોવર આવ્યું; સ્નાન કરવા તતપર થયા. ભગવત પદમન ભાવ્યું. ॥૨૩॥ કીનારા પર જાતાં જાતાં, નીકુળ લાગ્યા ગળવા; શીતળતા ચઢીને ભુજ વાપી, શરીર લાગ્યું ડળવા. ॥ ૨૪ ॥ જેવી રીતે સબરસ ગળે, તે રીતે ગળવા લાગ્યો; રામ રામ રામ રામ સહુ ભાઇ બોલે, જોતાં જોતાં દેહ ભાગ્યો ॥ ૨૫ ॥ અરજુન શેદેવને દ્રુપતી, થયા શોકાતુર; ધર્મની બીકે આંસુ ન

લાવે,મહા દુખ થયું ઉર. ॥૨૬॥ ધરમ પ્રત્યે પુછવા લાગ્યો, વાયુ નંદન ભેમ, એ મોહોટા વિરા સુજ્ઞ સધીરા, પ્રથમ નીકુળ કેમ. ॥ ૨૭ ॥ મોહોટા રહ્યાને નાહાનો ગળાયો, તેનું કારણ શું છે; તે માહારા મનનો સંદેહ ભાગો, કરજોડીને ભીમ પુછે. ॥ ૨૮ ॥ ધરમ કહે વિરા માહારા, એ નાહાનો લાડક વાયો; જેને ને તેને કરતો ટુંકારા,થઇ ફરતો હરાયો. ॥ ૨૯ ॥ માતને તાતને તીછકાર કરતો, એ પાપ એને નડીયું; તે કારણ થી આપણા પેહેલાં, શરીર એનું પડીયું. ॥૩૦॥ વરકોદર નીર સંશય થયો, પણ મન થયું ઉદાશ; સરવે સરોવરમાં સ્નાન કીધું, સમર્યા શ્રી અવીનાશ. ॥ ૩૧ ॥ દેહો તજવાના વિચાર વડે, ઝાજો નધરીયો શોક; માયામાં વિશેશ લક્ષન રાખે,સમ રે પુન્ય શ્લોક. ॥૩૨॥ ધર્મને અતી આ તુરતા છે. પ્રભુને ભેળા થાવા; હરખ ઉરમાં માતો નથી,આગળ લાગ્યા જાવા. ॥ ૩૩ ॥ જાતાં જાતાં શેદેવજીનો, દેહજ ગળવા લાગ્યો; બીજા બ ધુ જોઇ રહ્યા છે, પંચ ભુતી પીન્ડ ભાગ્યો. ॥ ૩૪ ॥ ભીમ કહે એ મો- હોટા બંધુ, મને પડયો બહુ વેમ; શેદેવ આપણો ત્રીકાળ જ્ઞાની, વેહેલો ગળાયો કેમ. ॥ ૩૫ ॥ એણે શો અપરાધ કરેલો, તે સમજાવો સાર;ધરમ કહે સુણો વિરા, વાયુના કુંવાર. ॥ ૩૬ ॥ હસ્તીનાપુરમાં દુત રમ્યાતા, દુર્યોધન સંગ જ્યારે; પુછયા છતાં રમવા કહ્યુંતું; જાણી જોઇને ત્યારે ॥ ૩૭ ॥ સમજ્યા છતાં અસત બોલ્યો, તેથી પેહેલો ગળીયો; ભીમ ક- હે છે વાવા વિરા, સઘળો સંદે ટળીયો. ॥૩૮॥ પછી પાછુ સ્નાન કરીને, આગળ ચાલ્યા એહ; એવે સમે અરજુનજીની, ગળવા લાગી દેહ. ॥ ૩૯ ॥ વળણ. ॥ દેહ ગળવા લાગી તહા, અરજુનજીની સાર; વ્યાસ વલ્લભ વાણી વદે, હિમાલય વિસ્તાર. ॥



# કડવું ૨૧ રાગ ચોપાઇનો.

બોલ્યા જય મુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી;ધનંજે જેણે ધરીયું નામ, પોતે ગળવા લાગ્યો તે ઠામ. ॥ ૧॥ ધીરે ધીરે ગળી ગયો દેહ ભીમ પુછવા લાગ્યો તેહ; આતો અરજુન ગળીયો શાથી, મા હા બળવંત રણનો હાથી. ॥ ૨ ॥ ત્યારે બોલ્યા યુધીષ્ટર રાય, એની મોહોટી ભુલ કેહેવાય; બધા વિશ્વ તણા જે ધણી, બુજ નરને નોહોતી તે તણી. ॥ ૩ ॥ પ્રભુ પાસે રથ હકાવ્યો, એના મનમાં વિચાર નાવ્યો; નવ જાણ્યા વિશ્વનાથ વેતી, એણે બનાવ્યા સારથી. ॥ ૪ ॥ દીધુ દાસ

ત્વનું કામ, તેથી વેહેલો ગળ્યો આઠામ; એમ સંદેહ નાંખ્યો ભાંગી, પછી સ્નાન તણી ચટ લાગી. ॥ ૫ ॥ સ્નાન કરી આગળ ડગ ભરીયું એવે શરીર ભીમનું ઠરીયું; જાણ્યું વ્રકોદરે મન એમ, હવે નહિ રહ્યુ કુશળ ક્ષેમ. ॥ ૬ ॥ હવે શાથી હું ગળવા બેઠો, પ્રશ્ન પુછવામાં જીવ પેઠો; ગળતાં ગળતાં બોલ્યો મુખ એમ, ભાઇ ગળવા લાગ્યો હું કેમ. ॥ ૭ ॥ ટાળો સંદેહ ઝટપટ વિર, જાતા બેઠું માહારૂ શરીર; તવ બોલ્યા યુધીષ્ટર રાય, તું તો ભોળો ભકત ગણાય. ॥ ૮ ॥ પણ કોઇ વેળા ચઢે તાન, ત્યારે ન રહેતુ બોલ્યાનું ભાન; હોય શીવ વિષ્ણુ બ્રહ્માય; હોય યોગીમુની રૂશીરાય. ॥ ૯ ॥ તેનું અપમાન કરતો મુખ, કોપ ચઢે તો દેતો દુખ; પછી મનમાં તો દયા ખરી, પણ તે વેળા કરીદે પરી. ॥ ૧૦ ॥ માટે વેહેલો ગળેછે વિર, હવે સમરો શામ સરીર; એમ કેહેતામાં ભીમ બળીયો, જોતા જોતામાં ઓગળીયો. ॥ ૧૧ ॥ બોલી ધ્રુપતી સતી વિચારી, હવે દેહ ગળવાના માહારી; શાથી ગળીશ પુછી જોઉં, માહારા મનનો સંદેહ ખોઉં. ॥ ૧૨ ॥ કહો સ્વામી હું ગળીશ કેમ, મારા મનનો ટાળો વેહેમ; બોલ્યા ધરમ સાંભળ નારી ઘણીપ્રીતી પારથમાં તારી. ॥૧૩॥ પાંચ પતીમાં વાહાલો એહ; શામ વિશમનો દોશ તેહ; માટે તુ ગુરૂની નારી, ટળ્યો સંદે દ્રુપતીનો ભારી. ॥ ૧૪ ॥ ત્યાંથી ખટ ડગ આગળ જાય, ગળવા લાગી સતીની કાય; ગળી ગઇ સબરસના તોલે, ધરમ રાજા રામ રામ બોલે. ॥ ૧૫ ॥ પેઠા ધર્મ સરોવર માંય, ગળવા લાગી આંગળી ત્યાંય; ટચલીનું ટેરવુ ગળાયું, બીજું શરીર રૂપમાં વળાયું. ॥૧૬॥ સારી સ્વચ્છ થઇ ગઇ દેહ, પોતે વાત વિચારી તેહ; ગળ્યું ટેરવું તે મેં જાણ્યું, દ્રોણ સામુ જુઠાણુ તાણ્યું. ॥ ૧૭ ॥ ગુરૂના સુત અશ્વસ્થામા, મુઆ ત્યારે ગયા અમે સામા; મને દ્રોણે પુછી વાત, કોણ મરણ પામ્યુ સાક્ષાત. ॥ ૧૮ ॥ હું તો જાણતો હતો મનમાં, હાથી મુઓ તે માહારા તનમાં; તોયે નરોવા કુંજવા બોલ્યો, જાણ્યા છતાં ન પડદો ખોલ્યો. ॥ ૧૯ ॥ એટલું રાખ્યું પેટમાં પાપ, આવિ પડયો તો સૌનો સંતાપ; તેનું ફળ મળ્યું મને આજ, ગળ્યું ટોચકું સમજ્યા માહારાજ. ॥ ૨૦ ॥ એવી ધારણા ધારી ધરમે, ગયું ટોચકું માહારે કરમે; પછી સરોવરમાં કર્યું સ્નાન, ભાવે ભજ્યા શ્રી ભગવાન. ॥ ૨૧ ॥ પછી ગયા સામી તીર, ગભરાયા ગુણ ગંભીર; હવે પરવત પર ચઢવાનું, ત્યાંથી કયાં ઉતરી પડવાનું. ॥ ૨૨ ॥ એમ વિમાસે છે અપાર, કોઇ પંથ નો સુજે લગાર; પછી મનમાં ધારયું એમ, જઇશું જેમ જવાશે તેમ. ॥ ૨૩ ॥ એમ ધારીને પથે

પળીયા, સમરે સુંદીર સામળીયા; જાતાં જાતાં આવ્યા ત્રણ પંથ, તવ ગભરાયા અત્યંત. ॥૨૪॥ માહારે કીયે મારગ જાવું, ભગવાનના ભેગા થાવું; એક મારગ કૈલાશ જાય, બીજે બ્રહ્મપુરીમાં પળાય. ॥૨૫॥ ત્રીજે મારગ વૈકુંઠ કેરો, જેને જમ નવ ઘાલે ઘેરો; ત્રણમાંથી કયે પંથ પળવું, મારે વિશ્વપતીને મળવું. ॥ ૨૬ ॥ એવે કૈલાશથી શીવ દુત, આવ્યા તેડવા સતી સુત; કહ્યું ધર્મને જોડી હાથ, ચાલો તેડાવે ભોળાનાથ. ॥૨૭॥ બોલ્યા યુધીષ્ટર વાત સુણી, શીવ છે સદા તમોગુણી, માટે હું નહી આવુ ત્યાંય, માહારે જાવું છે વૈકુંઠ માંય. ॥ ૨૮ ॥ કહી શીવ દુત પાછા વાળ્યા, તવ બ્રહ્મા તણા દુત ભાળ્યા, કહ્યું બ્રહ્માના દુતે આવી, ચાલો બ્રહ્મા લે છે તેડાવી. ॥ ૨૯ ॥ તવ બોલ્યા ધર્મ ભુપાળ, એતો રજોગુણી સદાકાળ, માટે બ્રહ્મપુરી નહી આવું, માહારે વૈકુંઠ વિશે જાવું. ॥ ૩૦ ॥ એમ કહી પાછા વાળ્યા જ્યારે, આવ્યા વિષ્ણુ તણા દુત ત્યારે; જોડયા ધર્મ રાજાને હાથ, ચાલો તેડે છે વૈકુંઠનાથ. ॥ ૩૧ ॥ એવે યમપુરીથી રાય ધર્મ, આવ્યા તેડવા આનંદ પર્મ; ચાલો યુધીષ્ટર મમ બાળ, પેહેલા તાતની લ્યો સંભાળ. ॥ ૩૨ ॥ પછી વઇકુંઠ જાશુ લેઇ, કાઢો આ દુતને શીખ દેઇ; બોલ્યા યુધીષ્ટર જોડી હાથ, પેહેલા નીરખું વઇકુન્ઠ નાથ. ॥ ૩૩ ॥ તે પછી બીજી બધી વાત, ત્યાં હું જરૂર આવીશ તાત; એવું કહીને પાછા વળ્યા, વીષ્ણુ દુતને પ્રેમે ભાળ્યા. ॥ ૩૪ ॥ પછી બીરાજ્યા વઇમાન, ગયા વઇકુંઠ જ્યાં ભગવાન; માહા શોભીતું સુંદીર ધામ, તેમાં બીરાજેલા ઘનશામ. ॥ ૩૫ ॥ મુકયું ચરણમાં જઇ શીશ. તવ ઉભા થયા જગદીશ; આવો આવોરે રાજા ધર્મ, તમો ભકત અમારા પર્મ. ॥૩૬॥ કહી આલીંગન દીધુ સ્વામી, ઘણુ રીજ્યા ગરૂડા ગામી; તવ વઇકુંઠવાશી સર્વે, બધા ભકતના ઉતર્યા ગર્વ. ॥ ૩૭ ॥ આપણાથી શ્રેષ્ટ આ ભગત, જીતી આવ્યા માયાવી જગત; પછી બોલ્યા અંતરયામી, રહો ચતુભુજ રૂપ પામી. ॥ ૩૮ ॥ તવ કહી યુધીષ્ટરે વાત, કયાં છે દ્રુપતીને મમ ભ્રાત; તવ રીજેલા શામ શરીર, બોલાવી દ્રુપતી ચાર વિર. ॥ ૩૯ ॥ વળણ. ॥ ચાર બંધુને પ્રેમદા, તેડયાં ધરમની પાસ; ચતરૂભુજ રૂપ તેહ છે, વદતા વલ્લભ વ્યાસ.



## કડવું ૨૨ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી મેર્ઇ(?)બોલ્યા, સુણ જનમેજે રાય, વિસ્તારી તુજને

સંભળાવું, મોક્ષ મારગ કથાય. ॥ ૧ ॥ ચાર બંધુને પ્રેમદા દીઠી, ખુશી થયા રાય ધર્મ; એરે પ્રભુ આપને સરણે, સહુ જીવને સુખ પર્મ. ॥ ૨ ॥ મમ તાત સાથે બંધાયો છું, ધર્મ પુરીમાં જાવું; પ્રભુ કહે ભક્તને વશ હું છું, ચાલો તમ સંગ આવું. ॥ ૩ ॥ એમ કહીને તતપર થયાં, પાંચ બંધુ એક નાર; છએ સેવકોના સાથે, નીકળ્યા યુગઆધાર. ॥ ૪ ॥ ધર્મ પુરી-માં પ્રેમે પધાર્યા, ધરમે દીધા આસન, મમ સુત તુજ સંગ પ્રભુજી આવ્યા, મુને કર્યો પાવન. ॥૫॥ ધન્ય તારી કરણી પાર ઉતરણી, વરણી ન જાયે વાતો, યુધીષ્ટર કહે પીતાજી માહારા, ક્યાં કઉરવ મમ ભ્રાતો. ॥ ૬ ॥ ધર્મ કહે તું આ શું બોલે, કઉરવ ભ્રાતો કેના; કોટાણુ કોટી દુખ દીધેલું, એતે સમંધી શેના. ॥૭॥ હણુવાના કીધા હુલામા, તમને એણે બહુ વાર; રીશ સીધને રાજ પાડ લીધું, લેવા ધારી સતી નાર. ॥ ૮ ॥ તમ દેહપર દારૂણ દુખ દીધું, તેની સાથે શી સગાઇ; રત્ન સરીખા પુત્રો માર્યા, મરતા કરી ઠગાઇ. ॥ ૯ ॥ એવા અસુરોનું મુખ ન જોવું, એરે યુધિષ્ટર રાય; ધર્મ તણાં એવાં વેણ સુણી, બોલ્યા પડીને પાય. ॥ ૧૦ ॥ યુધિષ્ટર કહે સમજ્યો હું તો તમે કહિ ખરિ વાત; ગમેતો ગમે તેવા પણ, એનો માહારા ભ્રાત. ॥૧૧॥ સારો નરતો પણ મમ બંધુ, દેખાડો એમના મુખ; એ વાતનું માહારા મન વિશે, રમિ રહ્યું છે દુખ. ॥ ૧૨ ॥ સુખજ દે તે સાચો શત્રુ, દુખ દેતે મમવિર; સુખમાં સાંભરે સુંદરી શોની, દુખમાં શામ શરીર. ॥ ૧૩ ॥ પ્રભુ સંભારે ભવ જગ તરીયે, નારીથી લક્ષ ચોરાશી; દુખ તણા હેઠ પડે ભોગવવા, માયાની માઠી ફાંશી. ॥ ૧૪ ॥ માટે એ ભ્રાતોએ વન કાહાડયાતો, વાહાલા લાગ્યા વનમાળી; જ્ઞાની બ્રહ્મરૂપ ભેગા થયા તો, લક્ષ ચોરાશી ટાળી. ॥ ૧૫ ॥ માટે એ બંધુઓ તોલે, નાવે બીજું કોઇ; આપણે દુખે દાઝ્યા છે તે, સવળાં લીધાં જોઇ. ॥૧૬॥ દુખે દાઝીને સુખ આપે તે સુખમાં સહુ ડુલે, પંચ વિશયના ભોગવે ભોગો, ભગવત ભજન ભુલે. ॥૧૭॥ વૈ ભોગમાં ભગવત ભુલાવે, સગાંને વાહાલાં સર્વ; જ્યારે સગાં સુખ આપે ત્યારે, પેસે ધરમાંનો ગર્વ. ॥ ૧૮ ॥ આ માહારાં સગાં આ માહારા ધરના, જીવને ચઢે અભીમાન; એ અભીમાને મરે માયામાં, સાંભરે નહી ભગવાન. ॥ ૧૯ ॥ તેથી તે જીવ મોક્ષન પામે, ભોગવે લક્ષ ચોરાશી; જો દુખ દેનારા હોય સગાં તો, સાંભરે શ્રી અવિનાશી. ॥ ૨૦ ॥ તેથી પાપ નીવારણ થાયે, જાયે ચોરાશીનો ફેરો; છે 'વટ પામે પ્રભુના પદને, ન ઘાલે યમ દુત ઘેરો. ॥૨૧॥ આવા ગમનનું જે સુખ દુખ તે, સગાં બંધાવે છોડાવે; કઉરવ બંધુ મુને દુખ દેઇ, પ્રભુ-

માં જીવ જોડાવે. ॥ ૨૨ ॥ હું એમનો ઉપકાર માનું છું, ઝટઝટ ભેગા કરો; તવ પ્રભુ કહે એમના બંધુ, દેખાડી દુખ પરહરો. ॥ ૨૩ ॥ તવ યુધીષ્ટરને તેડીને, ચાલ્યા ધરમરાય; નર્ક તણા કુન્ડો છે જે સ્થળે; પાપી જીવ બહુ ત્યાંય. ॥ ૨૪ ॥ છે એક કુન્ડમાં કઉરવ લોકો, જોડે એવા દુરાચારી; તે કુન્ડ પાસે તેડી લાવ્યા, યમપુરીના ભોગદારી. ॥ ૨૫ ॥ યમરાજા કહે આ કુન્ડ વિશે, કઉરવ કેરો સાથ; શેન્યા કારભારીને મીત્રો, શકુનીને સો ભ્રાત. ॥ ૨૬ ॥ ધરમ ધશીને ગયા જોવા, મનસુબા મનમાં કરતા; કીનારા પર જઇ જોવા લાગ્યા, બહુ દુખી જીવ ફરતા. ॥ ૨૭ ॥ અનંત તરેની પીડાયો પામે, મળ મુત્રામાં રહીને; કર્યાં કર્મનાં ફળ ભોગવે છે, કયાં દુખ રડે જઇને. ॥ ૨૮ ॥ તે કુન્ડમાં એક તરે તરખલું, વળગ્યા તેને જીવ ઘણા; તેના ભેગો દુરીયોધન છે, નહી તેને કષ્ટીમાં મણા. ॥ ૨૯ ॥ યમરાજા કહે ઓ યુધીષ્ટર, પેલુ તરખલુ તરે; તેને બહુ જીવ બાજ્યા તેમાં, જુઓ એક જીવ ફરે. ॥ ૩૦ ॥ તેજ તમારો મોહોટો બંધુ, હસ્તીનાપુરનો રાય; તવ તે જીવે સાંભળ્યું કાને, દીઠા ધરમને ત્યાંય. ॥ ૩૧ ॥ તેથી તે સરમાઇ ગયોને, કુન્ડમાં ડુબકી મારી; તવ યમરાયે ઉપર બોલાવ્યો, તે આવ્યો દેહ ધારી. ॥ ૩૨ ॥ દેહ ધરી દુરીયોધન ઉભો, બોલ્યા યુધીષ્ટર રાય; આવ અલ્યા ભાઇ બાહાર કાહાડુ, નર્ક નિવારણ થાય. ॥ ૩૩ ॥ શું કરવા કષ્ટી ભોગવે છે, કયાં લગી દુખ વેઠાશે; આવ્ય હું ઝાલુ હાથ તારો, તવ તુજ પાતક જાશે. ॥ ૩૪ ॥ તે મુજને ઘણા અવગુણ કીધા, પણ મુજ મનને નથી, ભુંડુ તુ કરે ને હું ભલુ તાકુ, જેમ મતી તેમ ગતી. ॥ ૩૫ ॥ એટલે દુરીયોધન એમ બોલ્યો, ઓરે ધરમ રાય; તમારે હાથે બહાર ન આવું, કોટી યુગ વહી જાય. ॥ ૩૬ ॥ નાના વીધના નરક વેઠું, કોટીક દુખી થાઉં; પણ શત્રુનો હાથ ઝાલી, કુન્ડની બાહાર ન આવું. ॥ ૩૭ ॥ ધરમ કહે કહ્યું માની, નીકળ વિરા બાહાર; દુરીયોધન કહે જા તુજ સાથે, બોલીશ નહી લગાર. ॥ ૩૮ ॥ આઘેથી સાંભળ્યું પ્રભુએ, હસવા લાગ્યા છેક; કોટાણુ કોટી દુખી થયો પણ, મુકતો નથી ટેક. ॥ ૩૯ ॥ સાબાશ છે ખરો ટેક એનો, હુ જઇ નર્ક નીવારૂ; એની સાથે સહુ જીવ તરશે, એ બળશે અંધારૂ. ॥ ૪૦ ॥ પણ એનો ટેક જોઇને હું તો, ખુશી થયો અપાર; ભલે સરેજે વઇકુંન્ઠ આવે, જાણ્યું જુગદાધાર. ॥ ૪૧ ॥ ચાતુરભુજ ભગવાન [illegible], આવ્યા કુન્ડ કીનારે; ખડ ખડ ખડ ખડ હ-

સત્વ લાગ્યા, ધરમ બોલ્યા ત્યારે. ॥ ૪૨ ॥ ઓ માહારાજા આપ શું હ-શીયા, તવ સામાળીયો બોલે; આખા વિશ્વમાં ટેક ન જોયો, દુરીયોધ-નની તોલે. ॥ ૪૩ ॥ એના ટેકથી હું રીઝ્યો છુ, કોહાતો નર્ક નીવારૂ; યુધીષ્ટર કહે ભલે માહારાજા, હરખે હૈયું માહારૂ. ॥ ૪૪ ॥ કુન્ડ ઉપર શ્રી કૃષ્ણ આવ્યા, બોલ્યા હસ્તે વદન; સાબાશરે ભાઈ ટેક તારો, ગાન્ધારીના તન. ॥ ૪૫ ॥ વળણ. ॥ ધન્ય છે તારા ટેકને, ગાન્ધારીના તન; વ્યાસ વલ્લભ વાણી વદે, રીઝ્યા જુગજીવન.



## કડવુ ૨૩ રાગ ધન્યાશ્રી.

જયમુની રૂષી એણીપેર બોલ્યાં, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, પાપીનો પાવન કથાય. ॥ ૧ ॥ અંતર્યામી ગરૂડ ગામી, રીઝ્યા અપરંમપાર; દુરીયોધનની પ્રત્યે બોલ્યા, પોતે યુગદા-ધાર. ॥ ૨ ॥ ધન્ય ટેક તારો જીવ અમારો, હરખ પામ્યો આ દીશે; ટે-કમાં ટેક મેં તારો જોયો, આખા વિસ્વને વિશે; ॥ ૩ ॥ ટેક જોઇ ત્રસ-માન થયો છું હવે ન બોલીશ આડું; જો મન માનતુ હોય તારૂ તો, હું મારે હાથે કાહાડુ. ॥ ૪ ॥ દુર્યોધન કહે હા માહારાજા. તમથી હું આવું બાહાર; પણ માહારો હાથ ઝાલીને કાહાડો, ઓરે દેવ મોરાર. ॥ ૫ ॥ તવ પ્રભુ લાંબો કર કીધો, હરખ્યો કઉરવનો નાથ; પોતે ખુશી થઇને બાંઝ્યો, ગ્રહ્યો પ્રભુનો હાથ. ॥ ૬ ॥ હાથ ઝાલી દુરીયોધન બોલ્યો, કુ-ન્ડના જીવોને કાજ; નર્ક નીરવારણ થાય સહુનુ; મુજ પગ પકડો આજ. ॥ ૭ ॥ એટલે નરકના સહુ જીવો, વળગ્યા દુષ્ટને ચરણ; પ્રભુ પ્રતાપે બાહાર આવ્યા, થયા હરીને સરણ. ॥ ૮ ॥ પાપ તણાં રણ ચઢેલાં તે, રણછોડે રણ છોડયાં; પ્રભુ સ્પર્શથી અનેક જન્મનાં, બંધન હરીએ તો-ડયાં. ॥ ૯ ॥ પછી પોતાથી અળગાં રાખી, કીધી ટેકની બુજ; નર્કી જીવોનું નર્ક નીવારી, બનાવ્યા ચતુર્ભુજ. ॥ ૧૦ ॥ સાલોક્ય મુકતી આપી એઓને, પુરણ કૃપા કામ કીધું; તે પછી રાજા યુધીષ્ટરને, હરીએ આલી ધન દીધું. ॥ ૧૧ ॥ તવ ચતુર્ભુજ સ્વરૂપ પામ્યા; પોતે યુધીષ્ટર રાય; સમીપ મુકતી એમને આપી, સદા રહે શેવા માંય. ॥ ૧૨ ॥ એવું સર્વેને સુખ કરીને, ચાલ્યા વકુન્ઠ લેઇ; આનંદ ઓચ્છવ થાય અતીસે સર્વ પ્રભુના સનેહી. ॥ ૧૩ ॥ જેને ને તેને [illegible] વહાલા, વરતે જય

જય કાર; કમળા પતીને વૈકુન્ઠ વાશી, નીરખે વારંવાર. ॥ ૧૪ ॥ વૈકુન્ઠના જીવ વઇભોગ લેછે, દરસણુનો અપાર; અવર વઇભોગ કોઇ ન ચાહે, દેખે દુસ્તર સંસાર. ॥ ૧૫ ॥ ત્રીતાપ નહી કોઇના તન વિશે, નહિ કામ ક્રોધ કે લોભ; આનંદ આનંદ અતીશે આનંદ, કોઇને નહી કાંઇ ક્ષોભ. ॥ ૧૬ ॥ ક્ષુધ્યા પીપાશા નિદ્રા ન પીડે, ભય મૈથુન કોણુ માત્ર; પ્રભુ ચરણુનો પ્રતાપ એવો, સુજ્ઞ જ્ઞાનીને સપાત્ર.॥૧૭॥ સમા સમાના ભોગ થાયે, ગાયે વૈષ્ણુવ ગીત; અવર વસ્તુ પ્રીય ન લાગે, હરીના ચરણમાં ચીત. ॥ ૧૮ ॥ અબીલ ગુલાલ ચંદન પુસ્પો, ઉછળે છે હરનીશ; કીરતન ઓચ્છવ ચાલ્યા કરે છે. રીઝવે સૌ જગદીસ. ॥૧૯॥ સ્વરગનુ સુખ તુછ સરખું, વૈકુંઠ વૈભોગ સામે; અવર આનંદ કાંઈ ન ગમે, પુર્ણ પદારથ પામે. ॥ ૨૦ ॥ નીરખવાથી પાપ નાશ પામે, પાય પડે પુન્ય થાય; સમરણથી સરવે ભૈં ભાગે, આવાગમન વહી જાય. ॥૨૧॥ એવો અમુલ્ય અવસર સહુને, વઇકુન્ઠ વિશે સદા; પાપ ન સાંભરે સપના વિશે, કુબુધ્ય ન થાય કદા. ॥ ૨૨ ॥ વૈકુન્ઠ સુખ સદા કાળ એવું, ભકત જનો તે જાણે; નાસ્તીક જન અજ્ઞાને ભરેલો, ઉરમાં સત્ય ન આણે.॥૨૩॥ સ્વર્ગારોહણીની કહી કથા, સુણુ જનમેજેરાય; સાંભળીને જે સ્રદ્ધા રાખે, તેજનને ફળ થાય. ॥ ૨૪ ॥ દુરીયોધનનું નર્ક નીવાર્યું, નારાયણે કરી દયા; તે સાથે અજ્ઞાની જીવો, તે પણ વઇકુન્ઠ ગયા. ॥ ૨૫ ॥ એ રીતે અધરમી જીવો, સધરમી થઇ જાય; કથા સુણીને સમરણ કરે, તો ફળ પુરણ થાય. ॥ ૨૬ ॥ હરી સમરણ શ્રેષ્ટ સરવથી, સમરે તે સુખ પામે; સાચા દલથી સ્રદ્ધા રાખે. લક્ષ ચોરાશી વામે. ॥ ૨૭ ॥ એટલું નીરભય વૈકુંઠ વિશે, પણ રેહેવાનું મોક્ષ; પણ જ્ઞાન વિના અપોક્ષ ન થાય, તે નવ પામ્યો મોક્ષ. ॥ ૨૮ ॥ મોક્ષ વિના અખંડાનંદ નહી, સમજજો શ્રોતાય; તે વારતા ઘણી છે ઝીણી, વિરલાથી સમજાય. ॥૨૯॥ વલણુ ॥ સમજે કોઇક વીરલા, તે પામે પદ મોક્ષ; કહે વલ્લભ શ્રોતા સુણો, જાણો પ્રભુ પરોક્ષ.

---

## કડવું ૨૪ રાગ ચોપાઈ.

બોલ્યા જયમુની મુખ એમ, રાજા સાંભળ રાખી પ્રેમ; મોક્ષ મારગની કથાય, સુણતાં સહુ પાતક જાય. ॥ ૧ ॥ સુમુક્ષુ જન પામે જ્ઞાન; તવ પરોક્ષમાં [illegible] લક્ષ, લાગે પરોક્ષની સંગ, તવ તેનો ફરે અં-

ગ રંગ. ॥ ૨ ॥ હરે ફરે પણ નહી બીજે, ચાહ્ય કોઇ રીજે કે ખીજે; દ્રઢ લાગેલો જેનો લક્ષ, તેનો ન થાય બીજો પક્ષ. ॥ ૩ ॥ આવે અનંત જાતના બોધી, પણ પોતે ન થાય વીરોધી; સમજે જેનું જે જે કરેલુ, તેમાં તે તે જ્ઞાન હરેલું. ॥ ૪ ॥ જ્ઞાની જન હોય બહુ વિવેકી, કોઇ પંથને ન નાંખે છેકી; છે વિવેક દસમો નીધી, એતો વાણો જ્ઞાનીયે કીધી. ॥ ૫ ॥ હોય વિવેક વણ વિદ્વાનો, અંધ જેષ્ટીકાથી મસ્તાનો; દેખતાને નહી જેષ્ટીકાય, ચોખી દ્રષ્ટીએ ચાલ્યો જાય. ॥ ૬ ॥ તેમ વિદ્વાનને જેષ્ટીકાય, કર ગ્રહીને પંથ પળાય; તેની પુંઠળ વળગેલા જન, નહી જેષ્ટીકા નહી લોચન. ॥ ૭ ॥ તેતો દોરે તેમ દોરાય, તેથી દેખતો તે નવ્ય થાય; અનુભવ નવ પાંમે કાંઇ, રહે સદાએ જંજાળ માંહી. ॥ ૮ ॥ વિદ્વાનને જ્ઞાની બે જુદા, તેને સમજાવું સમુદા; તવ ટળી જશે સંદેહ, સહુને સમજવું ઘટે એહ. ॥ ૯ ॥ વિદ્વાનો લખ્યું વાંચી જાણે, ખુશીમાં આવે તે અર્થ આણે; વળી વિભક્તીયો વળગાડે, વળી વ્યાકરણથી દોશ કાહાડે. ॥૧૦॥ શ્રોતા અજ્ઞાની અંધ જેવા, કેહેશે આતો બોલે છે કેવા; પણ મુદદો ન સમજે કાંઇ, તેથી લપટાય છે જ્યાંઇ ત્યાંઇ. ॥ ૧૧ ॥ મોક્ષના ઇછનારા જેહ, વિદ્વતાને ન જુએ તેહ; મુળ વસ્તુનુ સોધન કરવું, બાકી બીજુ ન કરણે ધરવું. ॥ ૧૨ ॥ મુળ વસ્તુ પરમેશ્વર જાણો, મુમુક્ષુ તેનું તારણ આણો; તેતો સમજાવી સખશે જ્ઞાની, ભમાવી મારશે વિદ્વાની. ॥ ૧૩ ॥ ધરે મોક્ષ ઇચ્છા જે જન, તેને સોધવાં નહી વચન; નહી વિદ્વાનનું ફેદણુ કરવું, સત્ય સમજીને ધ્યાન ધરવું. ॥ ૧૪ ॥ મુળ ધર્મ મારગ છે જેહ, કર્યો વીપીત વિદ્વાને તેહ; એક શબ્દના અનેક અર્થ, કરી સત્ય મારગ કર્યો વ્યર્થ. ॥ ૧૫ ॥ ઘાલ્યું ધરમમાં ધરઓળ, ચઢાવી દુનીયાં ચગડોળ; કર્યું સર્વ જીવોનું અહીત, તેનો નર્કના વાશી ખચીત. ॥ ૧૬ ॥ કરે શાસ્ત્રાર્થ લડાઇ, અજ્ઞાની જન જાણે વડાઇ; મુ ક્ષુને તે કામમાં નાવે, જ્ઞાની જન જ્ઞાન વાત બતાવે. ॥ ૧૭ ॥ વેદ ભણેતે જાણો વેદાન્તી, તેને જ્ઞાન વીના નહી શાન્તી; ભણે શાસ્ત્ર તે શાસ્ત્રી ગણાયે, ભણે પુરાણો પુરાણી થાયે. ॥૧૮॥ જ્ઞાનીને નહી ગ્રંથોનું કામ, જ્ઞાન ભક્તીયે જ્ઞાન તમામ; કોઇ જ્ઞાન કથે મુખજ્ઞાની, તવ દ્વેશ ધરે વિદ્વાની. ॥૧૯॥ જ્ઞાની પાસે માગે પરમાણ, એવા જ્ઞાની થકી અંજાણ; જુઓ જ્ઞાનીનું બતાવુ રૂપ, તેતો વારતા અતી અનુપ. ॥૨૦॥ જ્ઞાની જન વદે વચન જેહ, હોય વિવેકમાં તેહ; ... આત્માને યથાર્થ

ભાસે, બાધ દીસે નહી ચોપાસે. ॥ ૨૧ ॥ માગે આધાર તે વિદ્વાન, તેને કદી ન જાણવું જ્ઞાન; જ્ઞાન જ્ઞાનીના ઘટ માંય, બહુ શ્રુત વિવેકને ન્યાય. ॥ ૨૨ ॥ વિદ્વાનોને વિદ્યા અભીમાન, તેથી તેને ન જાણવું જ્ઞાન; થયા આગળ જ્ઞાની જેહ, નોહોતા આધાર લેતા તેહ. ॥ ૨૩ ॥ વળણ.॥ આધાર તે લેતા નતા, જ્ઞાનીની તે ગમ; કહે વલ્લભ વિદ્વાનને, જેષ્ટીકાથી સમ. ॥



# કડવું ૨૫ રાગ સાખી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, જ્ઞાની તણો મહીમાય. ॥ ૧ ॥ જ્ઞાની જન વાલમીક રૂશી, જ્ઞાની વેદવ્યાસ; જ્ઞાની જન પાતાંજળી રૂશી, તેનો કરવો કયાસ. ॥ ૨ ॥ જ્ઞાનતો શ્રી કૃષ્ણ પ્રભુ, જ્ઞાની મનુ ભગવાન; તે સરવે વેદ શાસ્ત્ર બાંધ્યાં, ક્યાં લીધુતુ પરમાણ. ॥ ૩ ॥ વ્યાસજીએ કીયાં પુરાણ જોઇ, પુરાણ ગ્રંથ બનાવ્યા; વાલમીકે કેઇ રામાયણ જોઇ, રામજીને ગવરાવ્યા. ॥ ૪ ॥ પાતાંજળી કીયું શાસ્ત્ર જોઇ, શાસ્ત્ર રચના કીધી; મનુ ભગવાને કેઇ સમતીં, જોઇને મનમાં લીધી. ॥ ૫ ॥ ઉપનીશદના કરવા વાળાએ, પ્રથમ કીયું જોયું; કીયાં પ્રમાણ કરતાએ આપ્યાં, કીયે ગ્રંથે મન પ્રોયું. ॥૬॥ જ્ઞાનીના જ્ઞાનમાં ન હોય પ્રમાણ, જ્ઞાની જે ભાંખે તે સત્ય; જ્ઞાની જન જે વદે તે વેદ, બાકીનાં સહુ ગત્ય. ॥ ૭ ॥ જ્ઞાની જન છે ચાર ચક્ષુનો, વીદ્વાન ત્રીલોચન;દ્વીલોચનછે સર્વને, તે જે વિચારે સહુ જન. ॥ ૮ ॥ જ્ઞાની તુલ્ય નથી કોઇ પ્રાણી, જ્ઞાની ઇશ્વરી અંશ; ચાર ચક્ષુવાળાના સામો, ત્રીલોચની કરે દ્વંશ. ॥ ૯ ॥ વીવેક વાળો ને ન્યાય વાળો, જ્ઞાની હોયે કોઈ જન; વળી પુરણ અનુભવી હોયે, તેને અનંત લોચન. ॥ ૧૦ ॥ શાસ્ત્રાર્થના વાંવાદ માંડે, તે વિદ્વાનોનું કાજ; મોક્ષ મારગ તેતો નવ જાણે, મીથ્યા કરે અવાજ. ॥ ૧૧ ॥ પરમેશ્વરનું જ્ઞાન જેને, તેને કેહેવો જ્ઞાની; વિદ્યા કેરૂ જ્ઞાન જેને, તેને કેહેવોવીદ્વાની. ॥ ૧૨ ॥ કર્મ કાન્ડનું જ્ઞાન જેને, તે જન કરમ કાન્ડી; વળી ભુત પીશાચના સાધક, તેતો સદા કુભાન્ડી. ॥ ૧૩ ॥ પ્રભુને ચરણે સદા સરણે, રહ્યા સતીના સુત વઇકુન્ઠ વિશે સપને ન આવે. યમપુરીના દુત.॥૧૪॥ શ્રોતા વકતા સાંભ[illegible], પુરણ હવા મન કોડ; શ્રધા રાખીને સહુ

બોલો,જય જય શ્રી રણછોડ. ॥ ૧૫ ॥ વળણ. જય જય રણછોડરાયની, બોલો સહુ હરીજન, વ્યાસ વલ્લભ વાણી વદે, જય જય જુગજીવન. ॥





સ્વર્ગારોહીણી સમાપ્ત.



પારેખ. હરગોવીંદદાસ હરજીવનદાસ.
પુસ્તકો વેચનાર તથા છાપનાર.
ઠે. શાહપુર વનમાળી વાંકાની પોળમાં
એઓએ પોતાના ગ્રંથોદય પ્રેસમાં
આ સ્વર્ગારોહીણી પર્વ છાપ્યું.
અમદાવાદ.



# ભારત કથા અષ્ટાદશ પર્વ

# સમાપ્ત.

## પદ.

### નાટકની સ્તુતીનો રાગ.

સહુને અમારા રામ રામ, ઓ હરી જનો; સહુને અમારા રામ રામ.॥ટેક॥
હું રે બ્રાહ્મણ છું સકળ સભાનોરે, કૃપા રાખજો બધું ગામ. ઓ. ॥ ૧ ॥
વૈષ્ણવ જનને છે જે શ્રી કૃષ્ણરે; વિપ્રોને દંડવત પ્રણામ ઓ. ॥ ૨ ॥
જેવી આવડી તેવી કરી હરીચરચારે, જ્યાં ત્યાં આયાછે ઘનશામ ઓ.॥૩॥
કડું વચન મ્હારૂં માફજ કરજોરે, મેહેરબાની રાખજો તમામ. ઓ. ॥૪॥
જેવો આ પ્રેમ છે તેવો સૌ રાખજોરે, મ્હારે તમ સંગે સદા કામ ઓ.॥૫॥
અંતરની આશીશ દેઉં છું સર્વનેરે, વૈકુંઠે થાજો શુભ ઠામ ઓ. ॥ ૬ ॥
અમદાવાદનો હું છઉં મેવાડોરે, વ્યાસ વલ્લભ નીજ નામ. ઓ. ॥ ૭ ॥

## છપ્પો.

ગુણી દેશ ગુજરાત; જાત બ્રાહ્મણની માહારી;
અમદાવાદ મુકામ, શેહેરની શોભા સારી.
રાયપુર જીલ્લા માંય, પખાલીની પોળ મધ્યે;
કહું કથા પુરાણ, રહું છું રૂડી અધ્યે;
ત્રવાડી મેવાડા વિપ્ર છું, શેવક અક્ષર ધામનો;
વ્યાસ વલ્લભનીજ નામ છે, સુતજ સુરજરામનો.

સંપૂર્ણ.

# જાહેર ખબર.

મુમુક્ષુઓએ એટલે મોક્ષની ઇચ્છા વાળાએ ભાવાર્થ પ્રકાશ, ન્યાય વલ્લભ, વલ્લભ પદમાળા, ધર્મચાનક, જ્ઞાનગોષ્ટી, વીગેરે જ્ઞાન મારગનાં પુસ્તકો વ્યાસજી વલ્લભરામ સુરજરામના રચેલા તેમને ત્યાંથી મંગાવી વીચારવા યોગ્ય છે.

---

આ ભારથ વૈરાટ પર્વથી તે આ સંપૂર્ણ થતા સુધી અમારા ગ્રંથોદય પ્રેસમાં છાપ્યું.

---